વલ્લભ કૃત.

# મહાભારતની

## કથા.

ગદ્યમાં અઢારે પર્વ ( ચીત્ર ) સાથે.




રચનાર,

વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.

ઠે. રાયપુર પખાલીની પોળ-અમદાવાદ.





છપાવી પ્રસિદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.

ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.





આવૃતિ ૨ જી સને ૧૯૧૬ પ્રત ૨૨૦૦





અમદાવાદ.—પીરમસાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

કીંમત રૂ. ૩—૮—૦









**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# પ્રસ્તાવના.



મહાભારતના પુસ્તકો રાગ રાગણીમાં બે ચાર કવિઓનાં બહાર પડેલાં છે તે બધામાં વ્યાસ વલ્લભરામ સુરજરામનું મહાભારત ઘણું વખણાયલું અને કથા કરનારાઓની સુગમતાવાળુ છે તે તેની થયેલી છ આવૃત્તિ ઉપરથી સિદ્ધ થઇ ચુકેલું છે અને તેથીજ આના પ્રથમના પ્રસિદ્ધ કર્ત્તાએ સદર વ્યાસ પાસે ગદ્યમાં ભારત બહાર પાડયું. તેની પ્રથમ આવૃત્તિ થોડાજ સમયમાં ખપી ગઇ અને તેની ઉપરા ઉપરી માગણી થવાથી આ બીજી આવૃત્તિ પ્રસીદ્ધ કરવામાં આવી છે અને તેની યોગ્ય કદર થશે.

લી. પ્રસીદ્ધ કર્ત્તા,

**મહાદેવ રામચંદ્ર જાગુટે.**

ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.

# અનુક્રમણીકા.





# મહાભારતની કથા.

## મહા મીષ્ટ વાણી વલ્લભ કૃત;

### ગદ્યમાં,

### પ્રથમ આદ્ય પર્વ.



આ ભરતખંડને વિશે સદાચરણી સદગુણી હરી ભક્ત જ્ઞાનવાન કુન્તીનંદન પાન્ડવો હતા. તેમાંના અરજુનજીના પૌત્ર પરીક્ષત હતા તેને જનમેજય નામનો પુત્ર હતો તે બંને બાપ દીકરા સદાચરણી ને ધરમીષ્ટ હતા. ને તે હસ્તીનાપુરનું રાજ્ય કરતા હતા. એવામાં એકવાર રાજા પરીક્ષત અશ્વપર બેશી વનને વિશે મ્રગીયા રમવાને ગયા. તે વનને વિશે એવો પોકાર થઇ રહેલો કે અરે ધર્મરક્ષક ધાજો, ધર્મરક્ષક ધાજો. તે શબ્દ રાજા પરીક્ષતે સાંભળ્યો. તે સાંભળી પોતાનો ઘોડો તે તરફ દોડાવ્યો એવામાં જ્યાં શબ્દ થતો હતો, ત્યાં તેની દ્રષ્ટી પડી, તો એક ગાયને પોકાર કરતી દીઠી, ગાયની પુઠે એક નંદી (આખલો) હતો તે આખલાના ત્રણ ચર્ણ (પગ) છેદાએલા અને એક પગ રહેલો તે આખલાની પુંઠે એક મનુષ્યાકાર ઘણો ઉંચો રંગે કાળો ને ક્રોધી સ્વભાવનો હાથમાં ખડગ લેઇ ઉભેલો દીઠો. તે દેખી પરીક્ષત ઘોડા ઉપરથી ઉતરી પેલા કાળરૂપ પુરૂષના કેશ ઝાલી કબજે કરી રાખી પોતે પેલી ગાય પ્રત્યે પુછવા લાગ્યો કે હે જગતમાતા ગવરી! તમો ત્રાસ ભરેલો પોકાર કેમ કરતાં હતાં, ને આ નંદીના ત્રણ ચર્ણ ક્યા દુષ્ટે છેદેલા છે તે મને કહો. એવાં પરીક્ષતનાં નીર્મળ વચન સાંભળી મનુષી વાચાવડે ગાયે કહ્યું કે હું પ્રથવીછું ને આ નંદી ધર્મનો અવતાર છે. તે ધર્મના ત્રણ ચર્ણ તમોએ જે દુષ્ટને ગ્રહણ કર્યો છે તેણે છેદી નાંખ્યા જે ચોથો ચર્ણ છેદવાની ત્યારી હતી ને તમો આવ્યા તો આ ધર્મનો એક ચર્ણ રહ્યો. એવાં ગાયનાં વચન સાંભળી રાજા પરીક્ષતે કાળરૂપ

દુષ્ટને ખડગની મુષ્ટી વડે માહા પ્રાહાર કરવા માંડયો. ને કહ્યું કે બોલ તું દુષ્ટ કોણ છે. એટલે તે કદ્રૂપ કહે અરે માહારાજ મને શું કામ મારોછો એક વાર માહારી વાત સાંભળો મને ઓળખો માહારા ગુણ અવગુણ જુઓ પછી મને યોગ્ય લાગે તેમ કરજો. એવાં તેનાં વચન સાંભળી રાજા પરીક્ષત મારતો રહેવા દઇ તેના કેશઝાલી રાખી બોલ્યો કે તારી ખરેખરી તમામ હકીકત મને કહે ને તું કોણ છે ને તારૂ નામ શું છે. એટલે તે દુષ્ટ, રાજા પ્રત્યે કહેવા લાગ્યો કે હું કળીહું. માહારૂ નામ પણ કળીયુગ છે. સત્ય ત્રેતા ને દ્વારપર એ ત્રણ યુગનો રાજ્ય કરવાનો વારો ગયો તે પછી માહારો વારો બેઠો છે તેથી માહારા વારામાં હું મહારૂ ચલણ ચલવું ને માહારા ગુણ સર્વમાં પસારૂ તેમાં તમે મને મારોછો તે અયોગ્ય છે. એટલે પરિક્ષત કહે છે, ભલે તું તાહારૂં રાજ્ય ભોગવે તેમાં મને હરકત નથી પણ તેં આ ધર્મના ત્રણ ચર્ણ વીના અપરાધે કેમ છેદન કર્યા ? કળી બોલ્યો અરે માહારાજા જેવો રાજા તેવી પ્રજા જોઇએ. તેટલા સારૂ આ ધર્મનું છેદન કરૂંછું. કેમકે ધર્મનો નાશ થયા વીના અધર્મનો પસારો થાય નહી. એવાં વચન સાંભળી મહા ક્રોધાયમાન થઈ રાજા પરીક્ષત બોલ્યા. અરે દુષ્ટ તુંતો કેવળ અધર્મનાજ ગુણનો ભંડાર દીસે છે. માટે તને સમુળો નાશ કરવો એ માહારૂ કામ છે. એમ કહી ખડગ ઉપાડયું. એટલે કળી કહે અરે માહા-રાજ હું અધર્મનો ભંડાર છું પણ માહારામાં એક માહા મોહોટા બે ગુણ છે તેથી માહારા ગુણ અવગુણ બંને જોઇને પછી યોગ્ય લાગે તેમ કરજો. તવ પરીક્ષત બોલ્યા. અરે કર્મ ચન્ડાળ તું અધર્મને સ્થાપન કરવા ઇછે છે તો તા-રામાં સદગુણ હોયજ નહી. તે કરતાં જોઉ તો ખરો તારામાં કીયા કીયા બે ગુણ છે તે મને કહીદે. કળી બોલ્યો હે રાજા પ્રથમ માહારા અવગુણ કહું કે ગુણ કહું ! પરીક્ષત કહે છે તાહારા અવગુણોજ કહી બતાવ એટલે મને તાહારા ગુણ સાંભળવાની ઇચ્છા રહેજ નહી. ને તરતજ તાહરો ક્ષય કરવો મને ફાવે. કળી બોલ્યો ભલે માહારાજ પ્રથમ માહરા અવગુણ કહું પણ માહરા બે ગુણ સાંભળ્યા વિના મને મારવો નહી એવું વચન આપો તોજ હું માહરા ગુણને અવગુણ કહી બતાવું. તે વીના મને ભલે મારો પણ હું કાંઇજ કહેવાનો નથી. એવાં કળીનાં નિશ્ચેનાં વચન સાંભળી રાજા પરીક્ષત બોલ્યા લે જા માહરૂં વચન છે કે તાહરા અવગુણ સાંભળીને ગુણ સાંભળ્યા વિના માહારે તને મા-રવો નહી; એમ કહી વચન આપ્યું. એટલે કળી બોલ્યો, હે મહારાજ સત્ય [illegible] માં સરવે પ્રાણી પોતપોતાના ધર્મમાં રહી પોતાને જે કરવાનું

તેજ કરતા તેથી એક બીજાને ખટપટ થતી નોહતી તેવુંજ હાલ ચાલે તેમાં માહરૂં રાજ્ય બદલાયું કેમ જણાય. જેમકે કોઈ રાજાનું રાજ્ય બીજાના હાથ થાય ને તેમાં હોય તેથી કાંઈ ઉલટું ન થાય તો તે રાજા બીજો થયો એમ જ-ણાય નહી માટે પ્રથમની રાજ્ય રીતી કરતાં મ્હારે ઉલટી રીતો કરવી જોઇએ, જુઓ કે સત્યયુગમાં ધર્મ ચારે પાઇએ ચાલતો હતો. ને ત્રેતામાં એક પગે ખોડંગતો ત્રણ પાઈએ હતો, દ્વાપરમાં બે પગે ખોડંગતો બે પાઇએ હતો, ને મહારા વારામાં માહારે તો ચારે ચરણ છેદીને ધર્મનો સમુળો નાશ કરવાનો હેતુ હતો પણ તેને કર્મે તમે આવીને એક પાઇઓ ઉગાર્યો. તેથી જગતમાં ધર્મ સંબંધી ત્રણ ભાગ પ્રપંચના ને એક ભાગ સત્યનો રહેશે. એવાં વચન સાંભળી રાજા પરીક્ષત પુછે છે હે અધર્મિ સત્ય ત્રેતા દ્વાપર અને તું કળી તેમાં ધર્મ સંબંધી પ્રપંચ ને માયાનો પ્રપંચ કેટકેટલે ભાગે ને કેવે કેવે પ્રકારે હોય તે તું મને કહે. કળી કહે છે સત્યયુગમાં ધર્મ સંબંધમાં કાંઇજ પ્રપંચ નહી ને માયામાં પાભાગનો પ્રપંચ પણ વીશેષ નહી. ત્રેતામાં ધર્મ સબંધમાં પાભાગનો પ્રપંચ ને માયાનો અડધા ભાગનો પ્રપંચ દ્વાપરમાં ધર્મ સબંધમાં અડધા ભા-ગનો પ્રપંચ ને માયાનો પોણા ભાગનો પ્રપંચ. માહારા વારામાં ધર્મ સબંધમાં પોણા ભાગનો પ્રપંચ ને માયાનો આખો પ્રપંચ જાણવો. આટલાં વચન સાં-ભળી રાજા પરીક્ષત મહા કોપાયમાન થઈ બોલ્યો, હે અધર્મિ માઇક કામમાં માયા પ્રપંચ તું કરાવે તેનો મને ખેદ નથી કેમકે તે માયા મોહીત જીવને હાની કરતા છે તે કાંઈ ધર્મિષ્ટ જીવને હાની કરતા નથી. પણ ધર્મ સબંધી કામમાં તું પ્રપંચ કરાવે માટે તને હણવો જોઇએ. એમ કહી ખડગ ઉપાડયું તવ કળી કહે અરે મહારાજ આતો તમે માહારા પ્રપંચના ને ધર્મ પ્રપંચના બે અવગુણો સાંભળ્યા. પણ માહારા બે ગુણ સાંભળો તે પછી મને મારજો. અને બે ગુણ સાંભળ્યા પછી મને મારવો એવા વચનથી તમો માહારી સાથે બંધા-યાછો. તવ રાજા પરીક્ષતે કહ્યું ખરી વાત છે ભાઈ હવે તાહારે તાહારા બે ગુણ જે હોય તે કહીદે કેમકે માહારા કોમળ કર તારા ઉપર ક્રુર થઇ રહેલા છે. તવ કળી કહે હે રાજા ! માહારા વારામાં કોઇ એક મુષ્ટીનું પુન્ય કરે તેને સહસ્ર મુષ્ટીનું ફળ થાય. માહારો એક ગુણ એ છે. માહારો બીજો ગુણ એછે કે સત્ય-યુગમાં લક્ષ વરસ તપ કરે ત્યારે મનવાન્છીત ફળ મળતું ને ત્રેતામાં અયુત વર્ષ તપ કરે ત્યારે મનવાન્છીત ફળ મળતું તેમ દ્વાપરમાં એક હજાર વર્ષ તપ કરે ત્યારે મનવાન્છીત ફળ મળતું ને મહારા વારામાં દૃઢ જ્ઞાન વડે છ માસ

તપ કરે તો મનવાન્છીત ફળ છ માસમાં મળે. આ બે ગુણ સાંભળીને રાજા પરીક્ષત શીતળ થઈ બોલ્યા વાહ વાહરે કળી રાજા ! આ બે ગુણ સાંભળીને તાહરા ગમે તે અવગુણ હોય તે હું વીસરી ગયો. માટે જા તને મારતો નથી ને જીવતો મુકુછું. પણ જ્યાં જ્યાં માહારી ભોમી હોય ત્યાં તાહારે રેહેવું નહીં. તવ કળીયુગ કહે અરે માહારાજ હું કયાં જાઉ મને ગમે ત્યાં રેહેવાનાં સ્થળ આપો. તવ રાજા પરીક્ષતે કહ્યું જા તાહારે વનસ્પતીમાં બેહેડાના ઝાડમાં રેહેવું ને પશુમાં ભુંડ જાતિમાં રેહેવું, પક્ષીમાં ગીધ જાતીમાં રેહેવું કીટમાં કરોળીયામાં રેહેવુ, પતંગીયામાં માંકડી કુકડીમાં રેહેવું, વનચરમાં સુઅરમાં રેહેવું, જળ ચરમાં કરચલામાં રેહેવું, નીશાચરમાં ચામાચીડીયામાં રહેવું, દીનચરમાં પ્રેત, ભોજન કરનારમાં રેહેવું, ધાતુમાં સોનુને રૂપુ ભેળુ હોય તેમાં રેહેવું એવાં એવાં નીચ સ્થળોમાં તાહારે રેહેવું; તવ કળીયુગે કબુલ કર્યું એટલે પરીક્ષતે પાપીને મુકી દીધો ને પોતે અશ્વપર બેશી પોતાના નગ્ર ભણી ચાલ્યો. એટલે કળીયે વીચાર્યુ કે એજ રાજાના મુસ્તકપર મુગટ છે તેમાંજ સોનુ ને રૂપુ ભેગું થયેલું છે. એમ નીશ્ચય કરી કળીએ પરીક્ષતના મુગટમાં પ્રવેશ કરી રાજાના શરીરમાં પ્રવેશ્યો એવામાં રાજા પરીક્ષતને જળ પીવાની તૃશા લાગી એટલામાં ત્યાં તે વનને વીશે એક ઋશીને તપ કરતાં દીઠા તેને જઈ પરીક્ષતે પુછ્યું અરે માહારાજા આટલામાં પાણી કયાં હશે ! પણ પેલા ઋષી પોતાના ધ્યાનમાં છે તેથી તેમણે સાંભળ્યુ નહી, ને નહી સાંભળવાથી કાંઈ જવાબ આપ્યો નહી; તેથી રાજા પરીક્ષતને કળીયુગના પ્રવેશથી માહા ક્રોધ ચઢયો ને તે ક્રોધ ચઢવાથી એક મુએલો સર્પ પાસે પડેલો હતો તે લેઇ પરીક્ષતે તે રૂષીની કોટમાં ( ગળામાં ) વીંટાળ્યો. પછી પાછો અશ્વ બેશી પોતાને ઘેર ગયો. એવામાં સાંજ પડી એટલે પેલા સર્પવાળા ઋષીનો પુત્ર પોતાના પીતાને સ્થળે આવ્યો. તેણે પોતાના પીતાની કોટમાં મુએલો સર્પ દીઠો, તે સર્પ દેખવાથી માહા ક્રોધાતુર થઇને શ્રાપ દીધો કે આ માહરા પીતાજીની કોટમાં સર્પ નાંખનારને આજથી સાતે દીવશે સર્પ ડંશજો ને તેનો પ્રાણ જજો એટલામાં ઋષી તપના ધ્યાનમાંથી મુક્ત થયા ને બોલ્યા; અરે પુત્ર તેં કોને શ્રાપ દીધો ? એટલે ઋષીના પુત્રે કહ્યું અરે પીતાજી કોઇ પાપી તમારા ગળામાં મુએલો સર્પ વિંટાળી ગયો છે તેને મેં શ્રાપ દીધો; એવાં પુત્રનાં વચન સાંભળી ઋષીએ સમાધી ચઢાવી જોયું તો પરીક્ષતે સર્પ પેહેરાવ્યો એમ જણાયું, પછી સમાધી મુક્ત થઇ ઋષી બોલ્યા અરે પુત્ર તેં એકા એક શ્રાપ દીધો તે ઘણુંજ ખોટું કર્યું. આ સર્પ તો

મને રાજા પરીક્ષતે પેહેરાવ્યો છે. તે તેની ભુલ છે. પણ તેં શ્રાપ દીધો તે ઘણુ ખોટું થયું, કેમકે એ રાજા ગઉબ્રાહ્મણ પ્રતિપાળ છે; હવે જે થવાનું હતું ને થઇ ગયું પણ જા તું જઇને એ રાજાને ચેતવણી આપ. તવ તે ઋષીનો પુત્ર તરત હસ્તીનાપુર ગયો ને રાજા પરીક્ષતને મળ્યો ને કહ્યું કે અરે ગોબ્રાહ્મણ પ્રતીપાળ તમે માહારા પીતાજીની કોટમાં મુએલો સર્પ પેહેરાવ્યો તેથી મેં અ-જાણપણે તમોને શ્રાપ દીધો છે. એવો કે આજથી સાતે દીવસે તમને સર્પ ડંશ થશે ને તમારો પ્રાણ જશે. માટે તમે મોક્ષપદ પામવાને જ્ઞાનવાન શુકદેવજીના મુખથી શ્રીમદ્ ભાગવતની સપ્તા સાંભળજો, એટલુ હું તમને કેહેવા માટે આ-વ્યોછું, એમ કહી ઋષીનો પુત્ર ચાલ્યો ગયો તે પછી રાજા પરીક્ષતે પોતાના પુત્ર જનમેજયને કહ્યું અરે પુત્ર મને શ્રાપ થયો તેથી હું સાતે દીવશે દેહ મુક્ત થવાનોછું; માટે આ રાજ્ય ગાદી તું ભોગવજો ને ધર્માસ્તીક રહી સર્વ કાજ કરજો. તેમાં કોઇવાર અશ્વમેધ યજ્ઞ કરશો નહી ને અશ્વમેધ યજ્ઞ કરો તો યુવાન બ્રાહ્મણના વરૂણ કરશો નહી ને યુવાન બ્રાહ્મણના વરૂણ કરો તો અશ્વનુ પુજન કરવા સ્ત્રી પુરૂષ સાથે રેહેશો નહી ને સ્ત્રી પુરૂષ સાથે રહો તો કોઇ વાતે ક્રોધ કરશો નહી આટલું માહારૂં વચન પાળજો. એમ કહી રાજા પરીક્ષતે શુકદેવ-જીને તેડાવી શ્રીમદ્ભાગવતની સપ્તા કરવા વીનંતી કરી તવ શુકદેવજીએ જ્ઞાન માર્ગથી શ્રીમદ્ ભાગવતની સપ્તા કરી સંભળાવી તે પછી પરીક્ષતને સર્પ ડંશ થવાથી તે દેહ મુક્ત થઈ તે સદગતીને પ્રાપ્ત થયો; હવે જે પરીક્ષતનો પુત્ર જન-મેજય પોતાનુ રાજ્ય ભોગવે છે. એવામાં એક દીવસ એને એવો વિચાર આવ્યો કે માહારા પીતાજીએ મને અશ્વમેધ યજ્ઞ કરવાની ના કહી છે તે વાત મને યથાર્થ લાગતી નથી કેમકે માહારા પીતાજીને મરણને સમે બુદ્ધી ભમેલી તેથી તેમના વચનપર શ્રદ્ધા રાખવી તે અવિચારી પુત્રનું લક્ષણ છે. અને અ-શ્વમેધ કરવાથી કોઇને હાની થઈ હોય તેવું આજ સુધી માહારા સાંભળ્યામાં નથી માટે પીતાના વચનથી ઉલટા ચાલીને માહારે તેજ કામ કરવું એમ સમજી પોતે અશ્વમેધ યજ્ઞ કરવા નીરધારીને સર્વ સાહીત તૈયાર કરી યજ્ઞનો આરંભ કર્યો તેમાં પીતાજીનાં વચનથી ઉલટા ચાલવા યુવાન (જવાન) બ્રાહ્મણોના અઢાર વરૂણ કર્યા. તે અઢારે બ્રાહ્મણોએ યજ્ઞ ક્રીયા ચાલતી કરી તે વખત યજ્ઞ મંડપમાં અશ્વની પુજા કરવા યજ્ઞના સ્થળે અશ્વ મંગાવ્યો તે પછી બ્રાહ્મણોએ જનમેજયને કહ્યું અરે રાજા તમો બંને સ્ત્રી પુરૂષ સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર આ અશ્વનું પુજન કરવા સારૂ આવો તવ જનમેજય રાજા પોતાની સ્ત્રી સહવર્ત

સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર પુંજા સામગ્રી લેઇ યજ્ઞ સ્થળે અશ્વ લાવી રાખેલો ત્યાં આવી ઉભાં રહ્યાં. તે સમે બ્રાહ્મણોએ તે બંને સ્ત્રી પુરૂષ પાસે પુજન વિધી કરાવવા માંડી એટલામાં યજ્ઞના અશ્વની લઘુશંકા ઇંદ્રી મૈથુનાકૃતીએ થઇ તેથી પેલા વરૂણ કરેલા અઢારે બ્રાહ્મણોને હસવું આવ્યું ને ઉપરથી જનમેજયને એમ ભાસ્યું કે માહારી સ્ત્રીના સામું જોઇ બ્રાહ્મણો વિકાર બુદ્ધિથી હસ્યા એમ ભાસવાથી માહા ક્રોધાતુર થઇ હાથમાં ખડક લેઇ વરૂણીના અઢારે બ્રાહ્મણોનાં મુસ્તક છેદી નાંખ્યાં. ને યજ્ઞમાં ભંગ પડ્યો. તેજ વખતે રાજા જનમેજયને હત્યા લાગવાથી તેનું સ્વરૂપ બદલાઇ ગયું ને તે કાળો શામને તેજહીન કદ્રુપ થઇ ગયો. તે પછી થોડીવારે રાજાનો ક્રોધ સમ્યો એટલે વિચાર આવ્યો કે અરેરે મેં માહારા પીતાનું વચન ઓલંગન કર્યું તેનું મને આ ફળ મળ્યું. માટે માહારી પેઠે જે મનુષ્ય માબાપના સદોપદેશનું ઓલંઘન કરશે તેની માહારા કરતાં પણ માઠી ગતી થશે. એવો સીધાન્ત પોતે પ્રથમ સીદ્ધ કર્યો. તે પછી હત્યા લાગી તે હત્યાથી છુટવા કેટલાક જ્ઞાનવાન બ્રાહ્મણોને શ્રદ્ધા પુર્વક પોતાને સ્થાનકે તેડાવી નમ્રતાપુર્વક પ્રાર્થના કરી કહ્યું કે અરે ભુદેવો મને અઢાર બ્રહ્મહત્યા લાગી તે પાપથી હું ક્યે પ્રકારે મુક્ત થાઉં તે મને કૃપા કરીને કહો. એટલે જ્ઞાનવાન બ્રાહ્મણો બોલ્યા તું વૈશમપાયન રૂષીના મુખથી ભારથ કથા અઢારે પર્વ શ્રવણ કરે તો તારી અઢારે હત્યા ઉતરે એમ કહી બ્રાહ્મણો વીદાય થયા તે પછી થોડે દીવશે ફરતા ફરતા વૈશમપાયન રૂષી હસ્તીનાપુરમાં જનમેજય ત્યાં આવ્યા. તવ જનમેજય રાજાએ ઘણા આદરથી ચરણે નમી પ્રાર્થના કરી વિરાજમાન કર્યા. પછી વઇશમપાયન પુછવા લાગ્યા કે હે ધર્મિષ્ટ રાજકુંવર તું કેમ અતી શોકાયમાન કુરંગ કદ્રુપ થઇ ગયો છે ! તવ જનમેજય રાજા ચોધાર આંસુથી રડીને કેહેવા લાગ્યો કે હે કૃપાનીધી મેં માહારા પીતાજીના વચનનું ઓલંઘન કરી અશ્વમેધ યજ્ઞ આરંભ્યો તેમાં ચોબન વયના બ્રાહ્મણોનાં વરૂણ કર્યા, તેમ છતાં ક્રોધ કર્યો તેથી આ ફળને હું પાત્ર થયો. કેમકે માહારાથી ક્રોધના આ વેશે કરી અઢાર બ્રહ્મહત્યાઓ થઇ. હવે જગતમાં માહારા જેવો કોઇ પણ પાપી બ્રહ્મહત્યારો અધર્મિ નહીજ હોય એમ મને નીશ્ચયે ભાસ્યું. અને હું પસ્તાવો કરૂછું ને ફરી આવું કામ હું કદી નહીજ કરૂ એટલે માતાપીતાનું સુમારગી વચન નહી ઓલંગુ તેમ બ્રાહ્મણના અનંત અપરાધ હશે પણ કદી ક્રોધ નહી કરૂં પણ આ મને લાગેલી માહા મોહોટી હત્યાઓથી મુક્ત કરો. એવાં દીનતા ભરેલાં વચન સાંભળી વઇશમપાયન રૂષીને દયા ઉપ-

નીને કહ્યું કે હે પરીક્ષતના પુત્ર તું ભારત ઇતીહાસનાં અઢારે પર્વની કથા શ્રવણ કરે તો તાહારી અઢારે બ્રહ્મહત્યાથી તુ મુક્ત થાય. તવ જનમેજય ચરણે લાગીને બોલ્યો કે હે દયાળુ તે અઢારે પર્વ તમો મને સંભળાવો; એવી માહારી ઇચ્છા છે. એટલે વૈશમપાયન રૂષીએ કહ્યું એક સ્વચ્છ ભોવનમાં ગાયના ગોબરથી લીંપાવો ને તેમાં અખંડ બળે તેવા ઘ્રતના અઢાર દીપક કરાવો પછી તમો નરનારી શ્રદ્ધાપુર્વક શ્રવણ કરવા બેસો ત્યાં હું તમને તે ઉત્તમ કથા સંભળાવું. તેનું એક એક પર્વ પુરણ થાય એટલે જેજે તમને કહુ તે તે વિધી યુક્ત દાન કરો એટલે તે એક એક પરવે તાહારી એક એક હત્યા ઉતરતી જશે. એવાં માહાત્માનાં વચન સાંભળી રાજા જનમેજય પુછવા લાગ્યો કે હે કૃપાનીધી એક એક પરવે એક એક હત્યા ઉતરી જશે તે મને શાથી જણાશે! કદી હું શામ વરણ થઇ ગયોછું તે થોડે થોડે ગૌર વરણ થઇશ વળી અતેજ થઇ ગયોછું તે તેજસ્વી થઇ તેથી માહારી હત્યા ઉતરી એમ હું નહી જાણુ કેમકે તમારી સમીપે નીત્યાન કથા સાંભળવા શીતળ છાયામાં બેશી રહીશ તેણે કરીને ગૌરવરણ ને તેજસ્વી થઇશ એમ મને ભાસે છે ને ભાસસે. પણ હત્યા ઉતરી એમ મને શાથી જણાશે. વઇશમપાયન કહે છે જે સ્થળે કથા આરંભ કરીએ તે સ્થળમાં કાળા વસ્ત્રના અઢાર પડદા બંધાવો. અઢાર કાળી ગાયોને તે સ્થળમાં રાખો ને કાળા તલના સવા સવા મણના અઢાર ઢગલા કરાવો. તે પછી કથાનો આરંભ થશે તે કથા કરતાં જેમ જેમ એક એક પર્વ પુર્ણ થશે તેમ તેમ શ્યામ પડદો શ્વેત થશે, શ્યામ ગાય શ્વેત થશે, શ્યામ તલ શ્વેત થશે તે ઉપરથી તું જાણજે કે માહારી એક હત્યા ઉતરી ઉતરી. એવાં વઇશમપાયન ઋષીનાં વચન સાંભળી જનમેજય બોલ્યો હે કૃપાનીધી હવે મુને શ્રદ્ધા બેઠી કેમકે એવો ચમત્કાર જોયાવિના શ્રદ્ધા રહેતી નથી. તવ વૈઇશમપાયન બોલ્યા અરે તું સારા કુળનું ફરજન અશ્રદ્ધાળુ રહે છે તેજ તને હાની કરતા છે, જો કે તેં તારા પીતાના વચનપર શ્રદ્ધા ન રાખી તો તને બ્રહ્મહત્યા લાગી, તેમ બ્રાહ્મણના વચન ઉપર શ્રદ્ધા તું નહી રાખે તો તારૂ સર્વે કતવ્ય નિષ્ફળ છે. માટે શ્રદ્ધાથી જે જે શુભ કર્મ થાય તે તું કરજે. એવો ઉપદેશ સાંભળી રાજાએ એક સારા સ્વચ્છ ધામમાં ગૌ ગોબરથી લીંપાવી વિશેષ સ્વચ્છ કરી પછી તે સ્થળમાં અઢાર પડદા કાળા બંધાવ્યા તે દરેક પડદામાં એક એક શ્યામરંગી ગાય બાંધી ને કાળા તલનો એક એક ઢગલો કરાવ્યો તે દરેક સ્થળે ઘ્રતનો એક એક અખંડ દીપક મુકાવ્યો. તે પછી વઇશમપાયન ઋષીને બેસ-

વાનું સુંદર આસન કરી વિરાજમાન કર્યા. પછી જનમેજય અને તેની સ્ત્રી નીરમાનવતી બંને જણ શ્રદ્ધા પુર્વક વીધીથી સાંભળવાં બેઠાં.

આરામ દુહો.

પ્રથમ વાત પુરણ હવી, કથા સુણે કરજોડ;<br>
વ્યાસ વલ્લભ વાણી વદે, જય જય શ્રી રણછોડ.

## પ્રથમ વિષય સમાપ્ત.



## કથન બીજું.



હવે વૈશમપાયન રૂષી રાજા પરીક્ષત પ્રત્યે કહે છે. અરે પાન્ડુ પૌત્ર ભારત કથા પાંચ પ્રકારની છે. ૧ માહા ભારત. ૨ ભારત સાર. ૩ બાળ ભારત ૪ ભારત ચંપુ. ૫ ભારત સાવંત્રી એણી પ્રકારે પાંચ ભારત છે. તેમાં જુદા જુદા પ્રકારે વર્ણન કરેલું છે પણ સર્વનો મતલબ એક છે. માટે માહારા મુખથી શ્રવણ કરતાં તાહરે કાંઇ પણ સંદેહ ધરવો નહી. જો ભારથના અઢારે પર્વમાંથી જે પર્વની વાતમાં તું સંદેહ ધરીશ તે પર્વની હત્યા તાહારે માંથે રહી જશે. એમ કહી પછી કથાનો આરંભ કર્યો. હવે વૈશમપાયન રૂષી બોલ્યા. જમુનાજીની તીરે એક અયોધ્યાનગરી હતી તેનો હસ્તસેન્ય નામનો રાજા હતો, તે રાજા મહા ધરમીષ્ટ શ્રધાળુ દયાળુ ન્યાય નિતીનો ભરેલો ને અતી પુન્યશાળી હતો. તેની પ્રજા ઘણી સુખી હતી. ને તે રાજાને તેર રાણીયો હતી તે પણ તેવીજ સદગુણી ને પવીત્ર હતી; પણ તેમાંથી એકે સ્ત્રીને પેટ પ્રજા નોહોતી. એવામાં રાજાની વૃદ્ધાવસ્થા આવી તે સમે હસ્ત સેન્ય રાજાના મનને વિશે એક દીવસ એવો વિચાર ઉત્પન્ન થયો કે અરેરે આ રાજ્યગાદી ભોગવનાર એક પણ પુત્ર માહરે નથી. તેથી માહરો દેહ પડયા પછી આ માહારી રાજ્યધ્યાની સ્વપ્નવત ઉડી જવાની ને માહરૂ નામ નીશાન સર્વ નાશ થવાનું અરેરે પુન્યદાન આચાર વિચાર પાળતે વ્રત કરતે કરાવતે પણ હું આ દશાને પ્રાપ્ત થયો, હવે માહારે આ ગ્રહસ્થાશ્રમમાં દેહ છોડવો યોગ્ય નથી. કેમકે દેહથી છુટતી વખત માહરો લક્ષ માહારા રાજ્યનું શું થશે એવો રેહેશે તેથી હું સદગતીને પ્રાપ્ત નહી થાઉં. માટે હું આ રાજ્ય મુકી અરન્યમાં જઈ ઇશ્વર સાથે લક્ષ

લગાડી એક આસને બેસી નીરાહારી રહી માહરો દેહ પાડુ તો માહારી સદગતી થાય. તેમ કરતાં ત્યાં ઇશ્વર કૃપાથી જો મને પુત્ર થવાનું વરદાન કોઈ દ્વારાએ મળી આવશે તો જીવતો ઘર આગળ પાછો આવીશ એમ મનને વીશે નિશ્ચય કરી અતી વૈરાગને પ્રાપ્ત થઈ રાજાએ પોતાના પ્રધાનને બોલાવી પોતાના રાજ્યની સોંપણ કરી પછી પોતાની તેર રાણીયોને પોતાની પાસે બોલાવી કહ્યું અરે સુપાત્ર માબાપની પુત્રીયો આ સર્વ ધામ ધન તમોને સોંપુછું, તેથી તમો તેર નારીયો સદાચરણે સદ મારગે સદગુણે સંપીને રહેજો. ને હું માહારો દેહ લેઈ વનને વિષે તપ કરવાને જાઉંછું. જો મને ઇશ્વર પુત્ર આપશે તો સજીવન ઘેર આવીશ નહીતો તપમાં ઇશ્વર સાથે લક્ષ જોડીને આ દેહ પાડીશ. તવ તેરે સ્ત્રીયો રડીને કેહેવા લાગી અરે સ્વામી વનને વિષે ગયા વિના આ સ્થળે રહી ઇશ્વર સ્મર્ણ કરો તો શું ખોટું છે! એવાં સ્ત્રીયોનાં વચન સાંભળી રાજા હસ્તસેન્યે કહ્યું અરે નારી આ સ્થળને વિશે રહી હરી સ્મર્ણ કરૂં પણ માહારી મનોવ્રત્તી આ વઇભોગ ઉપરથી અરૂચી થઇને વનને વિશે લાગી છે. માટે હું વનમાંજ જઇશ. તમો કોઈ પણ મને કહેશો નહી. એમ કહી રાજાએ પોતાની ઉપયોગી ચીજો લેઈ લીધી. પછી પોતે અશ્વપર બેઠો ને સાથે પોતાના પાળેલા પ્રીય પોપટનું પાંજરૂ લીધું. તે પછી સારા શુકન જોઈ રાજા પંથે પળ્યો; તે જતાં સાત દીવશ સુધી વનમાં ને વનમાં ચાલ્યો ગયો, તે વારે તે વનમાં એક સારૂ સ્થળ દીઠું, ત્યાં માહા મોહોટો સુંદીર વડ છે. તે વડની નીચે રાજા ઘોડેથી ઉતરી ઘોડાને તે વડની લાંબી વડવાઈએ ઘણા લાંબા દોરથી બાંધ્યો. અને તે વડની છેવટ લતા પાસે એકજ સુંદીર જળનું સરોવર છે, તેથી લાંબો બાંધેલો અશ્વ લીલો ચારો ચરે ને જળ પીયે એવી સુખાકારીમાં ઘોડાને બાંધી પછી પોતે પોતાના પોપટનું પાંજરૂ વડની એક ડાળે લટકાવી દીધું ને પોપટને પાંજરામાંથી કહાડી છુટો મુકયો ને તે પાંજરાનું બારણુ ઉઘાડુ રેહેવા દીધું. તેથી પેલો પોપટ પોતાની ખુશીમાં આવે ત્યાં ફરે ચારો ચરે જળ પીએ વળી નજરમાં આવે તે વખત પાંજરામાં આવી બેસે ને રાજાની દ્રષ્ટી નીચે રહી રાજાની ને અશ્વની દેખરેખ રાખે એવી રીતે પોપટને સુખાકારી કરી આપી. પછી પોતે તે વડના થડની પાસે પદ્માસનવાળી નીવ્રતીથી ને નીશ્ચીતપણેથી જમણા હસ્તમાં માળા ગ્રહી પરમેશ્વરનું સ્વરૂપ ધ્યાનમાં લેવાની તૈયારી કરે છે. એવામાં ત્યાં શું બન્યુ કે તે વડ ઉપર એક ઘુડપક્ષી ને ઘુડપક્ષણી રેહે છે. તે ઘુડપક્ષણી પોતાના માળામાં બેઠેલી છે ને ઘુડપક્ષી ફરવા ગએલો છે તે ઘુડપક્ષીને આવતાં ઘણીવાર

થવાથી ધુડપક્ષીણી માળામાં બેઠી બેઠી મનને વિશે કલેશ કરે છે. એવે સમે થોડીવારમાં પેલો ધુડપક્ષી આવ્યો ને પોતાની પક્ષણી પાસે માળામાં બેઠો. તવ તેની ધુડપક્ષણી રડીને કેહેવા લાગી કે અરે સ્વામીજી તમે આજ સવારના આટલી બધી વાર કયાં ગયા હતા. તે વાતના શબ્દો હસ્તસેન્ય રાજા વડની નીચે તપ કરવામાં બેઠેલા છે તેને કાને પડ્યા, તેવીજ તેની ચિત વૃત્તી તે ધુડપક્ષીની વાતમાં ગઈ ને એક ચિતે તે સાંભળવા લાગ્યો. એવામાં ધુડપક્ષ પોતાની પક્ષણીના પુછવાથી કેહેવા લાગ્યો કે અરે પ્રીયા આજતો હું સ્વર્ગને વિશે ગયો હતો. ત્યાં દેવ સભા હતી તે દેવ સભામાં રૂડી રૂડી વાતો વાતોના પ્રસંગો ચાલતા હતા તેથી તે વાતો સાંભળવા એક કોરાણે જઈ બેઠો હતો, તેથી મને વાર લાગી. એવાં પક્ષીનાં વચન સાંભળી પક્ષણી પુછવા લાગી અરે સ્વામી ત્યાં વાતોના શા શા પ્રસંગ ચાલ્યા હતા તે મને કહો. તવ પક્ષી બોલ્યો આખા જગતના લાભનો એક પ્રસંગ હતો તે એવો કે આજનો આખો દીવસ એવો છે કે જે પ્રાણી આજ સ્ત્રીને રતુદાન આપે તેને જરૂર પ્રજા ઉત્પન્ન થાય. કાં પુત્રી કાં પુત્ર પણ પેટ પ્રજા થાય થાયને થાય. કદી કોઈ સાત જન્મ સુધી વાંજીયાનો શ્રાપ પામેલો હોય તો પણ તેને આજના દીવસના પ્રતાપ વડે તેનું વંઝા મેહેણું ટળે. એવી વાત કરી. તે બંને સ્ત્રી પુરૂષ વિહાર કરવા લાગ્યાં. આ ધુડપક્ષીઓની વાત પરીપુર્ણ હસ્તસેન્ય રાજાએ વડની નીચે તપ કરતાં યથાસ્થીત સાંભળી. તે પછી હસ્તસેન્ય રાજાનું તપમાંથી લક્ષ ઉઠી જઈ પક્ષીની વાતમાં લક્ષ લગાડી ઘણો શોક કરવા લાગ્યો; અરેરે જો આજ હું માહારે ઘેર હોત તો જરૂર મને પુત્રની પ્રાપ્તી થાત. પણ હું ઘણોજ નીરભાગીછું જો નીરભાગી ન હોઉં તો આ સમયે હું ઘેરજ હોત. એમ કરીને ઘણુ રડવા લાગ્યો ને કપાળ કુટવા લાગ્યો. એટલામાં એના પોપટે રાજાને રડતો કુટતો દીઠો તેવોજ તે પોપટ રાજા પાસે આવી કહેવા લાગ્યો; અરે માહારાજ આ શું કરોછો, ને શા માટે કરોછો તવ હસ્તસેન્ય રાજા કહેવા લાગ્યો; અરે પોપટ આ વડ ઉપર ધુડપક્ષ ધુડપક્ષણીએ વાત કરી કે આજના દીવશનો યોગ એવો છે કે ગમે તેવો કોઈ શ્રાપી વાંજીયો હોય તેને પુત્ર થાય તે વાત સાંભળી હું માહારૂ કપાળ કુટી ભાગુછું કે અરેરે જો આજ હું માહારે ઘેર હોત તો જરૂર માહારૂ વંજા મેહેણુ જાત. ને કાં પુત્ર કે પુત્રી પણ થાત. પણ હું પુર્ણ નીરભાગીછું કે આજ હું અહીં અરન્યમાં આવી બેઠોછું કહી અશ્વે બેશી ઘેર જઈ પહોચવાની તૈયારી કરૂં પણ સાત દીવસનો રસ્તો તે આજને આજ થોડા વખતમાં ઘેર જઈ શકાય નહી. એ રીતે સર્વ વિચારમાં

ઘુંચાઈ હું માહારા ભવિશને વિચારૂંછું ને એમ મનને વિષે થાય છે કે આજજ હાંઈ આપઘાત કરી માહારો દેહ ત્યાગ કરૂં. એવાં રાજાનાં વચન સાંભળી પોપટ બોલ્યો અરે માહારાજ આપઘાત કરશો તો આત્મ હત્યા લાગશે, તેથી તેવું ન કરતાં હું કહુ તેમ કરો; તો તમારો દેહ બચે ને વળી વંશ મેહેલ્યું ભાગે તેમ પ્રજાની પ્રાપ્તી થાય. તવ રાજા બોલ્યો અરે માહારા પ્યારા પોપટ તાહારા કહ્યા પ્રમાણે થાય તો મારે તુંજ પરમેશ્વર. તવ પોપટે કહ્યું અરે અનદાતા આ વડનું એક પત્ર લેઈ તેનો દડીયો બનાવી તમે કામવ્રત્તી કરી તમારૂં વિર્ય તે દડીયામાં ખળીત કરી મને આપો; એટલે તે દડીયો માહારી ચંચુમાં લેઈ હું આજને આજ જાઈ તમારી ગમેતે રાણીને આપીશ, પછી તે રાણી હું કહુ તેમ અંગી-કરશે એટલે તેને જરૂર પ્રજા થશે. તવ રાજાએ કહ્યું, અરે પોપટ ભાઈ સાત દીવશનો રસ્તો તું એક દીવશમાં શી રીતે કાપીશ. તવ પોપટ કહે ભોમી માર્ગે હું પક્ષી ઉડીને જાઉં તો પણ બે દીવસ થાય, પણ સમુદ્ર ઉપર જળ મારગે ઉડતો જઈશ તો મને અડધો દીવસ લાગસે. એવાં પોપટનાં વચન સાંભળી રાજાએ વડનાં પાંદડાનો દડીઓ બનાવી કામવ્રત્તી કરી દડીઆમાં પોતાનું વિર્ય ખળીત કરી પોપટને કહ્યું લે ભાઈ લેઈ જા, ને માહારી પટરાણીને આપજે. તવ પોપટે કહ્યું હે માહારાજ હું દડીઓ લેઈ સંચરૂ તેવાજ તમે અશ્વે બેશી ઘર તરફ પધારજો. એમ કહી દડીઓ ચંચુમાં લેઈ ઉડીને પોપટ સમુદ્રના જળ માર્ગે હસ્તીનાપુરની દીશા બાંધીને ચાલ્યો. એવામાં શકરોબાજ નામનો પક્ષી આકાશમાં ઉડતો હતો તેણે પેલા પોપટને દડીઆ સહીત જતાં જોયો ને એને એમ લાગ્યું કે પેલો પોપટ કાંક દડીઆમાં ખાવાનું લેઈ જાય છે. એમ સમજી શકરાબાજે પોપટના ઉપર આવી ચાંચનો ને પાંખનો પ્રહાર કરવા માંડયો. તેથી રાજાનો પોપટ ઘણો ગભરાઈ વિચારવા લાગ્યો કે હવે આ શકરોબાજ દડીઓ પડાવ્યા વિના રેહેવાનો નથી કેમકે તે માહારા કરતાં ઘણો સમર્થ છે હવે જો આ દડીઓ હું નાંખી દેઉતો બીચારા રાજાનું કાર્ય થતું નથી, તેમ માહારી કરેલી મેહેનત છુટી પડે છે. જો દડીઓ નહી નાંખી દેઉં તો મને શકરોબાજ મારી નાંખસે, તેથી માહારો જીવ જશે ને તેની સાથે દડીઓ પણ જશે. ત્યારે આ બેમાંથી માહારે શું કરવું જોઈએ. એમ વિચારી તુલના કરી તો દડીઓ નાંખી દેવો યોગ્ય લાગ્યો. કેમકે ન નાંખી દેતો જીવ જાય ને દડીઓ પણ જાય તે બેઉ નુકશાન થાય છે. તે કરતાં એક નુકશાન થાય ને એક બચે તેજ સારૂં છે. એમ સમજી પોપટે પોતાની ચાંચમાંથી દડીઓ નાંખી દીધો તે સમુદ્રના

જળમાં પડયો. પછી પોપટનો દડીયો નાંખી દેઈ જળના પ્રવાહ ઉપરથી બહાર નીકળી પ્રથવીપર એક વ્રક્ષ ઉપર જઈ બેઠો ને વિચાર કરવા લાગ્યો કે માહારાથી રાજાનું કાંઇજ કાર્ય થયું નહી ને હવે મહારે એ રાજાને ઘેર જઈ રેહેવું તે માહારા જીવતને ધિક્કાર છે. તેમ રાજાને મોંહો બતાવવું તે પણ ધિકાર છે તે કરતાં વનને વિશેજ રહેવું તે ઠીક છે. એમ સમજી પોપટ ત્યાં જંગલમાં રહ્યો. હવે પેલા વિર્યવાળો દડીઓ જે સમુદ્રમાંના જળના તરંગમાં પડયો તે શકરાબાજથી પણ લેઈ શકાયો નહી. કેમકે પાણીની છોળોથી તે બાજ ગભરાઈને દડીઆની આશા મુકી ચાલ્યો ગયો. એવામાં તે સમુદ્રની એક મચ્છા સમુદ્રના જળ ઉપર મોહોઢું કાઢી પેલા દડીયામાંથી વિર્યના બે ઘુંટડા ભરી ગઈ ને તેથી તે વિર્ય માંછલીના ઉદરમાં ગયું ને તેથી તે માંછલીને બેઉ કુંખે ગર્ભ રહ્યા. પછી તે મચ્છાતો જળમાં રહી. હવે પેલો હસ્તસેન્ય રાજા જે વડની નીચે તપ કરતો હતો તેણે તે તપ મુકી દઈ પોતાના અશ્વપર બેશી પોતાના નગ્ર ભણી ચાલ્યો. તે સાતે દીવસે પોતાને ઘેર આવ્યો તેવોજ પોતાની તેરે રાણીઓને બોલાવી પુછ્યું કે આપણો પોપટ આંહી આવ્યો છે કે નહી! તવ સરવે સ્ત્રીયો કેહેવા લાગી કે અરે પતિ તમો પોપટને સાથે લેઈને ગયા ત્યારથી જોવામાંજ આવ્યો નથી. એવાં સરવે સ્ત્રીનાં વચન સાંભળી, રાજાએ માહા પશ્ચાપ કરી પોતાને લેલાટે હાથ મુકયો; ભલા ભગવાન માહારૂજ નીરભાગ્ય છે. એ પોપટને ગમે તે પણ વિઘ્ન થયેલું, નહી તો તે વિર્ય લેઈને જતો રહે એવું કાંઈ કારણ દીસતું નથી. હોય માહારા નશીબમાંજ પુત્ર નથી. જો નશીબમાં પુત્ર હોત તો પ્રજાના યોગને દીવશે વનમાં જઈને બેઠો. જો વનમાં બેઠો રહ્યો હોત તો તપના બળે કરી પુત્ર થાત, તે પણ નશીબમાં નહી તેથી તપ મુકી ઘેર આવ્યો. આ ઉપરથી મને નિશ્ચે થાય છે કે માહારા નશીબમાં પુત્ર છેજ નહી જે વસ્તુ નશીબમાં નથી તે વસ્તુને માટે યત્ન કરૂં તે કેવળ ખોટું છે. એમ મનવાળી નિશ્ચે કરી પોતે પોતાનું રાજ્ય પાઠ સંભાળી બેઠો. હવે પેલી જે સમુદ્રની મચ્છા સમુદ્રમાં હસ્તસેન્ય રાજાના વિર્યથી ગર્ભવંતી થયેલી છે તે મચ્છાને મનુશી ગર્ભને લીધે પોતાની મરજી પ્રમાણે ધારેલે સ્થળે જવાતું અવાતું નથી. એવી શકતી હીન થવાથી મોઝાના પ્રવાહને લીધે સમુદ્રમાંથી નીકળી ગઈ, ને યુમનાજીના જળમાં તણાતી ચાલી, એવામાં પેલા હસ્તસેન્ય રાજાની અયોદ્ધા નગરીની જમુનામાં તણાતી આવી, તે સમે ત્યાં અયોદ્ધા નગરીના ઢીંમર લોકો યમુનામાં મચ્છ ઝાલવા જાળ નાંખે છે તેમાંથી એક ઢીંમરની જાળમાં પેલી

ગર્ભવંતી મચ્છા આવી તેથી તે ઢીમરને જાળ ઘણી ભારે લાગી, તેથી તે ઢીંમરે વિચાર્યું કે કહો ના કહો પણ હીરા મોતીનો ચારો ચરેલી કે કોઇનો માલ ગળી ગયેલી માંછલી હશે; હવે કાંઇક માહારૂં ભાગ્ય ફરશે. એમ સમજી ઢીમરે તે મચ્છને બાહાર કાહાડી જાળમાં વિંટાળી તે પોતાને ઘેર છાનીમાની લેઈ ગયો પછી પોતાની સ્ત્રીને કહ્યું ઘરના બારણા અડકાવી આવ, આજ આપણા ભાગ્યનો ઉદે થવાનો છે, એમ કહિ બારણા બંધ કરી બંને સ્ત્રી પુરૂષે લાવેલી જાળમાંથી મચ્છ કાહાડીને ખડગ લેઈ મચ્છને ઉભી ચીરી બેફડચાળીયાં કરયાં.તેવાંજ તે બંને ફડચાળીયામાં મનુશાકાર માહા રૂપવંત એક પુત્રને એક પુત્રી રડવા લાગ્યાં; તે વખત ઢીંમર અને તેની સ્ત્રી બંને જણ માહા વિસ્મય થયાં. અરે દૈવ્ય આતે તારી લીલા શી છે; પછી ઢીંમરે. પોતાની સ્ત્રીને પુછયું અરે નારી હવે આપણે શું કરવું ! તવ સ્ત્રીએ કહ્યું શું કરવું હોય, કાંઇજ કરવું નથી, આપણે પેટ પ્રજા નોહોતી, તેથી જગતનું વંજા મેહેણુ સાંભળતાં હતાં; તેમાંથી આપણને ઇશ્વરે ક્રપા કરી એકને બદલે બે ફરજન આપ્યાં; માટે તે બંને ફડચાળીયામાંથી બે બાળકોને કહાડી મને આપો. તવ ઢીંમર બોલ્યો અરે નારી આ વાત આપણા રાજાને જાહેર નહી કરીએ તો રાજા વાત જાણશે તે વખતે કેદ કરશે વળી કહેશેકે તું કોંના છોકરાં લાવ્યો ! તે વેળા આપણો એક આરો નહી રહે. ને કહેશેકે, તું ગમે તેના છોકરાં ચોરી લાવ્યો એમ કરી આપણુ ઘર બાહાર લુંટી લેશે, ને અતી શીક્ષા દેશે. માટે આ વાત પ્રથમ રાજાને જાહેર કરવી પછી છોકરાં આપણે ઉછેરીશું. તવ નારી કહે, અરે પતી આપણા રાજાને પેટ કાંઈ પ્રજા નથી, તેથી આપણાં છોકરાં છીનવી લેશે. તવ ઢીમર કહે અરે પ્રેમદા આપણો રાજા એવો અન્યાય કરે તેવો નથી; એમ કહી ઢીમર હસ્તસેન્ય રાજાની સભા વીશે ગયો, ને બુમ પાડી કે અહો રાજાધીરાજા આજ હું જમુનામાંથી એક માંછલી જાળ નાંખી પકડી લાવ્યોછું, તેને માહા વજન વાળી જોઈ માહારા ઘરમાં ખડગથી ચીરી બે ફડચાળીયાં કરયાં, તે બંને ફડચાળીયામાં મનુશાકાર માહા રૂપ રૂપનો અંબાર બે બાળકો રડવા લાગ્યાં, એવી ઇશ્વર કૃતી જોઈ હું આપને કેહેવા આવ્યોછું. એવાં ઢીંમરનાં આશ્ચર્યકારક વચન સાંભળી, રાજાએ પોતાના પ્રધાન સામુ જોયું; ને પ્રધાનને પુછયું કે અરે ડાહ્યા પ્રધાન આ વાત સંભવે છે ? તવ પ્રધાને કહ્યું અરે માહારાજ કરતુમ; અકરતુમ, ને અન્યથા કરતુ; પરમાત્મા સમર્થ છે. તેમ ઇશ્વરની ગહન ગતી છે; કાંઈ કહી શકાય નહીં. તે કરતાં આપ ચાલો તો ચક્ષુથી સત્ય કરીએ.

એટલે રાજાએ બે અશ્વ મંગાવ્યા; ને તે બંને રાજા પ્રધાન અશ્વપર સ્વાર થઈ ઢીંમરને સાથે લેઈ ઢીંમરને ઘેર ગયા. ત્યાં આવી રાજા પ્રધાન અશ્વ ઉપરથી ઉતરી ઢીંમરના ઘરમાં જઈ જોયું. તો ઢીંમરનું કહેવું સત્ય લાગ્યું. પછી રાજાએ પ્રધાનને પુછ્યું, અરે માહરા ડાહ્યા પ્રધાન આ તને કેમ ભાસે છે? તવ પ્રધાને કહ્યું અરે માહારાજ આ કાંઈ કપટ ભરેલું મનુષ્ય કૃત્ય હોય તેમ ભાસતું નથી. કેવળ ઈશ્વર કૃત્ય છે. અને તે સાથી એમ બન્યું હશે તે કહેવાને હું સામર્થ નથી. પણ એક એવું ભાસે છે કે જે આ પુત્ર અને પુત્રી બંનેનાં મુખ તમારા જેવાં જણાય છે. તવ રાજા કહે અરે અજ્ઞાનના ભરેલા મુખ માહરા જેવાં તે મેં શું માંછલી સાથે ગ્રહસ્થાશ્રમ માંડયો હશે? એમ કહી રાજા ક્રોધાયમાન થયો એટલે પ્રધાન કાંઈ પણ બોલ્યો નહી. તવ રાજા ચુપ રહી ઢીમરને કહ્યું, અરે ઢીંમર ચાલ આ મચ્છનાં બંને ફડચાળીયાં લેઈ અમારી સાથે તું રાજ્યમાં ચાલ. તવ ઢીંમર અને એની સ્ત્રી બંને જણ એક એક ફડચાળીયું લેઈ ઉચકી રાજાની ને પ્રધાનની સાથે રાજ્યસભામાં ગયાં. ત્યાં તે બંને ફડચાળીયાં સભાની વચમાં મુકાવ્યા. પછી રાજસભામાં રાજાને પ્રધાન બંને જણ પોતપોતાના રાજ્યાસનો ઉપર બેઠા. પછી રાજાએ શેવકો મોકલી વિદ્વાન જ્ઞાનવાન વિગેરે બ્રાહ્મણોને બોલાવ્યા. તવ તેવા તેવા બ્રાહ્મણો આવી રાજ્યસભામાં વિરાજમાન થયા. એટલે રાજા હસ્તસેંન બ્રાહ્મણો ને વંદના કરી કહ્યું કે અહો દેવો; જુઓ, આ સભાની વચમાં માંછલીના બે ફડચાળીયાં મુકયાં છે; તેમાં એક ફડચાળીયામાં પુત્રી, ને એકમાં પુત્ર, મનુષાદેહ અવતાર છે. તે શાથી ને શા કારણથી ને કોના પેટનાં મચ્છને પેટ અવતાર થયો હશે? જુઓ કે હું ઘણોજ પુત્રને માટે તલસ્યો ને માહારે તે જોઈતાં હતાં. પણ મને પ્રાપ્ત થયાં નહી. ને આ મચ્છને મનુષ અવતારની પ્રજા જોઈતી નોહોતી. તેમ એને ઇચ્છા નોહોતી, તે છતાં મચ્છને મનુષ દેહી પ્રજા થઈ તે શું? એટલું કૃપા કરીને કહો.

દોહા ઢાળ.

કૃપા કરીને કહો મને, વિનવું વિપ્રનો દાસ;<br>
વ્યાસ વલ્લભ કહે બોલજો, જે જે જે અવિનાસ.

## વીશ્રામ બીજો.

હવે રાજાએ જે વખત પ્રશ્ન પુછયું તેજ વખત સરવે બ્રાહ્મણો સાવધ થઈ

વિચારવા લાગ્યા. જોતીશ વાળા ગણીત શાસ્ત્રથી જોવા લાગ્યા. વેદાન્તી વેદ વિદ્યા વડે, શાસ્ત્રી શાસ્ત્ર ધારે, પુરાણી પુરાણાધારે, ને જ્ઞાની જ્ઞાન દ્રષ્ટીએ જોવા લાગ્યા. પછી બે ઘડીએ સર્વને સુજી આવ્યું કે આ બંને ફરજન રાજાનાં છે. પણ શાથી, ને શી રીતે; શા કારણથી થયાં; તે સમજાતુ નથી. પણ ફરજન તો રાજાનાંજ છે. એમ નિશ્ચે થયું પણ રાજાને કોઇથી કહેવાતું નથી. કેમકે રાજાને કહેતો રાજા ક્રોધ કરે ને એમ કહે કે શું મેં મચ્છ સાથે ગ્રહસ્થાશ્રમ માંડયો હશે. એમ કહી આપણો તીરસકાર કરશે. એમ સમજી કોઈ બ્રાહ્મણે રાજાના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહી. તેથી ઘણીકવાર થઈ એટલે હસ્તસેન્ય રાજા અકળાયો. ને ઉભા થઈ સર્વ બ્રાહ્મણોને કહ્યું, અરે માહારાજો, મેં પ્રશ્ન પુછયું તેનો હજી સુધી ઉત્તર આપતા નથી તે શું ! એમ કહી રાજા બેશી ગયો. તવ સરવે બ્રાહ્મણો પ્રશ્નનો ઉત્તર સમજી ગયા છે પણ ઉત્તર દેતા નથી. ને એક એકના મોંહો સામું જોવા લાગ્યા તે પછી કેટલીકવારે હસ્તસેન્ય રાજા બીજીવારનો ઉભો થઈ ક્રોધ ભેર સરવે બ્રાહ્મણોને કેહવા લાગ્યો. અરે માહારાજો મેં આપને પ્રશ્ન પુછયું તેને ઘણીવાર થઈ તો પણ હજી સુધી મને ઉત્તર મળતો નથી. આતે શુ ? વિદ્વાનોની વિદ્યા ગઈ ને જ્ઞાનવાનોનું જ્ઞાન ગયું; કે થયું શુ ! જાઓ માહારાજો હવે તમે માહારા ગામમાં જોઇએ નહી જરૂર તમે સર્વ અવિદ્વાન છો. તેથી તમારાં પાનાં પુસ્તકો પાણીમાં બોળો ને રાખોડી ચોળી માહારાં આપેલાં ગામ ગ્રાસ મુકીને નીકળી જાઓ; નહી તો તમારૂ અપમાન કરી માહારે કાઢવા પડશે. એવાં રાજાના ક્રુર વચન સાંભળી એક ક્રોધી બ્રાહ્મણ બોલી ઉઠયો, લેરે રાજા તારો પ્રશ્નનો ઉત્તર હું આપું છું. આટલા બધા વિદ્વાનોને કેમ સપડાવે છે. જો રાજા એ બન્ને પુત્રો તાહારા છે. જરૂર તાહારા છે, તવ રાજા અતી ક્રોધવાન થયો ને પોતાનું ખડગ લેઈ ઉઘાડું કરી બોલ્યો. અરે બ્રાહ્મણો, બાવાજી રામ રામ; તો કહે તેરે ઘર ધામા. તમે એવોજ ઉત્તર મને આપ્યો મેં તમને પ્રશ્ન પુછયું, ત્યારે તમે માહારેજ ગળે પડયા. શું મેં આ માંછલી સાથે ગ્રહસ્થાશ્રમ માંડયો હશે. શું હું પાણીમાં માંછલી સાથે રહી શકયો, શું માહારે સ્ત્રીયો નહોતી, કે મને એ બુદ્ધી સુજી ? તમે બ્રહ્મણો જુઠા જુઠા ને જુઠા, હવે આ ખડગ વડે તમારૂ મુસ્તક પુજન કરૂં, તેથી મને કાંઈ પાપ થવાનું નથી, એમ કહી હોકારો કરી ખડગ ઉંચુ કર્યું, તવ સરવે બ્રાહ્મણો થરથર થરથર ધુજવા લાગ્યા ને કૈંક બ્રાહ્મણો નારદ ઋષીનું ધ્યાન કરવા લાગ્યા ને કૈંક, બ્રાહ્મણો પેલો જે બ્રાહ્મણ બોલ્યો હતો તેને ગોદા ગોદ કરવા લાગ્યા ને કેહેવા લાગ્યા કે અરે મુર્ખ તાહારે ઉતાવળા થઇને

બોલવાનું કારણ શું હતું. તું સર્વના જીવ લેવરાવનાર થયો, હવે કોઈ બ્રાહ્મણોને બચવાનો કાંઈ પણ ઉપાય નથી એમ કેંક તેને વઢવા લાગ્યા કેંક સોસના કરવા લાગ્યા કેંક ઇશ્વર સ્મર્ણ કરવા લાગ્યા કેંક નારદજીનું ધ્યાન ધરવા લાગ્યા તવ અંત્રીક્ષ મારગેથી નારદજી રાજાની સભામાં આવી ઉભા રહ્યા; ને હાં હાં કરી નારદજીએ હસ્તસેન્ય રાજાનું ખડગ ઝાલ્યું ને પોતે રાજા પ્રત્યે કેહેવા લાગ્યા કે અરે ધરમીષ્ટ આ તાહરૂં ધરમીષ્ટ પણું કયાં જતું રહ્યું ને અધર્મપણું ક્યાંથી પ્રાપ્ત થયું, એટલે હસ્તસેન્ય રાજા બે હાથ જોડી નારદ પ્રત્યે કેહેવા લાગ્યો, અરે માહારાજા આ વિદ્વાન બ્રાહ્મણોને મેં પ્રશ્ન પુછયો કે આ માહારી સભામાં મચ્છનાં બે ફડચાળીયાં પડયાં છે તેમાં એકમાં પુત્ર છે ને એકમાં પુત્રી છે એ રીતે બે બાળકો મનુશાવતાર થયાં છે તેનું કારણ શું ને તે શાથી થયાં ને તે કોના હશે? આ પ્રશ્નનો ઉત્તર ઘણીવાર થઈ તો પણ મને આપતા નહોતા. ત્યારે મેં ધુસ્સે થઈ કહયું કે તમારાં પાનાં પુસ્તક પાણીમાં બોળી માહારા ગામમાંથી ગમે ત્યાં જાઓ. એવાં માહારાં વચન સાંભળી, સર્વ બ્રાહ્મણોની સુચનાથી આ તામશી બ્રાહ્મણ એવું બોલ્યો કે હે રાજા એ પુત્રને પુત્રી બંને ફરજન તાહરાં છે, જુઓ માહારાજ આને બ્રાહ્મણોનું બોલવું કેવું અયોગ્ય છે. બાવાજી રામ રામ તો કહે તેરે ઘર ધામા; એજ રીતે બ્રાહ્મણોને કાંઈજ સુઝ્યું નહી ત્યારે માહારે ગળે પડયા. એ રીતે અસત્ય ભાશણના કરવાવાળા બ્રાહ્મણોને માહારા ગામમાં માહારે રેહેવા દેવા નહી. વળી જુઓ માહારાજ બ્રાહ્મણોએ કાંઈજ વિચાર કર્યો નહી, કે; શું રાજાએ તેર તેર સ્ત્રીઓ છતાં, જળચાળ જે મચ્છા તેની સાથે શું ઘર માંડયું હશે? એટલી વારતા નારદજીને કહી રાજા સ્થંભી ઉભો રહ્યો. પછી નારદજી રક્ત લોચન કરી બોલ્યા અરે હસ્તસેન્ય રાજા બ્રાહ્મણ કોઈ કાળે જુઠુ બોલે નહી. જે બ્રાહ્મણના મુખમાંથી વચન નીકળે તે સત્યજ હોય. તવ હસ્તસેન્ય રાજા કહે અરે માહારાજ તમે બ્રાહ્મણ બ્રાહ્મણની પક્ષ રાખી બોલો છો તે તમને અયોગ્ય છે. તવ નારદજી કહે અરે હસ્તસેન્ય રાજા હું પક્ષ રાખી શું અસત્ય બોલું છું? જો હવે તું તાહરી મેળે ઉઘાડુ કરાવે છે તો કહું છું. એ બને બાળકો તાહારા પેટનાં છે. જો રાજા તાહરે પુત્ર નહી હોવાથી, તું વઇરાગ આણી પાળેલો પોપટ સાથે લેઈ, અશ્વે બેશી, સાત દીવશ પંથ રટણ કરી, એક વનને વિશે ગયો. ત્યાં એક સુંદીર વડ દેખી અશ્વને વડની એક ડાળીએ લાંબો બાંધ્યો. પછી પોપટને પાંજરામાંથી કાહાડ છુટો મુકયો. તે પછી તે વડના થડ પાસે તું પદ્માસનવાળી માળા ગ્રહી તપ

કરવા લાગ્યો. એટલામાં, તે વડ ઉપર ધુડપંક્ષને ધુડપક્ષણી વાતો કરતાં તે તું સાંભળવા લાગ્યો. તેમાં ધુડપંક્ષીએ એવું કહ્યું કે આજ હું દેવ સભામાં સ્વર્ગે ગયો હતો ત્યાં દેવલોકે એમ કહ્યું કે આજના દીવશનો યોગ એવો છે કે સાત જનમનો વાંઝીયો હોય અથવા પુત્ર ન થશો એવો શ્રાપ હોય તેને પણ આજ ગર્ભ રહી પુત્રની પ્રાપ્તી થાય. એમ કહી ધુડપંક્ષી ને ધુડપંક્ષણી વિહાર કરવા લાગ્યાં. તે ધુડપંક્ષીની વાત સાંભળી તું ઘણો શોકાતુર રડવા લાગ્યો. એટલામાં તાહારા પોપટે આવી પોતાની પાંખવતી તાહારી આંખનાં આંસુ લુછી નાંખ્યાં. ને કહ્યું અરે રાજાધીરાજ તને શા માટે રડોછો ? તવ તેં પોપટને ધુડપંક્ષીની કહેલી સઘળી વાત કહી, ને તેં કહ્યું કે હું નીરભાગી તે આજ વનમાં આવ્યો. જો હું માહારે ઘેર હોતતો માહારી નારીને રૂતુદાન આપત તો માહારી સ્ત્રીને ગર્ભ રહેત, ને માહારે પુત્ર થાત, તેથી માહારૂ વંશ મેહેણુ જાત. એમ કહી તેં ઘણું આક્રંધ કર્યું. તવ તારા પોપટે તને કહ્યું કે આ વડનું પાંદડુ લેઈ એક દડીયો બનાવી તેમાં તમારૂં વિર્ય ખળીત કરી મને દડીયો આપો. તે દડીયો આજને આજ હું તમારી રાણીને જઈ આપીશ. તેથી તે રાણી અંગીકાર કરશે; તેથી તેને જરૂર ગર્ભ રહેશે, તવ તેં તે પોપટના કહ્યા પ્રમાણે વડના પત્રનો એક દડીયો બનાવી તેં કામજ્વર ઉત્પન કરી તેં તાહરૂં વિર્ય ખળીત કરી તે દડીયામાં મુકયું. પછી તાહારા પોપટે તે દડીયો ચંચુમાં લીધો ને ઉડી આકાશ મારગે સમુદ્રના ઉંપર ટુંકે મારગે ચાલ્યો. બોલ્ય આટલે સુધિની વાત ખરી છે કે ખોટી, તવ રાજા કહે અરે માહારાજ ખરી વાત છે. તવ નારદજીએ કહ્યું બોલ તે પોપટને મારગમાં શું થયું તે તું જાણે છે, રાજા કહે નારે બાપજી તે વાત હું જાણતો નથી. ત્યારે નારદજી બોલ્યા. અરે અજ્ઞાનના ભરેલા પુર્ણ વાત જાણ્યા વિના સાહસ ક્રોધાતુર થયો તે તાહારી ભુલ છે. જો હવે તાહારી પાસે- પોપટ ગયો તેને શું થયું તે હું તને કહુછું એમ કહી નારદ કેહેવા લાગ્યા. જો લ્યા. જે દડીયો લઇને પોપટ સમુદ્ર ઉપર ઉડતો ઉડતો ચાલ્યો જતો હતો; તેને શકરાબાજ નામના પક્ષીએ દીઠો. તે પક્ષીએ જાણ્યું કે આ પોપટ પોતાની ચાંચમાં દડીયો લેઇને જાય છે, તે દડીયામાં કાંઇક પણ ખાવાનું ભક્ષ છે. એમ સમજી તે શકરાબાજે તાહારા પોપટને ચાંચ પાંખનો અંત્રીક્ષ મારગે પ્રાહાર કરવા માંડયો. તે પ્રાહાર ખમીને પણ પોપટે એ શકરાબાજના પંજામાંથી ખસવાનાં ઘણાં યત્ન કર્યાં. તો પણ તે શકરાબાજે પોતાની ઝડપમાંથી પોપટને ખસવા દીધો નહી ને, પોપટને લોહી લુહાણ કરી નાંખ્યો; ત્યારે છેવટ પોપટે વિ-

ચાર કર્યો કે અરેરે હવે માહારો પ્રાણ જશે, એટલે હડીયો પણ જશે. એ રીતે બેઉ નુકશાન થશે. જો હડીયો નહી મુકુતો તો પ્રથમ જીવ જશે; પછી હડીયો પણ જશે. જો હડીયો મુકી દેઉંછું તો માહારો જીવ બચે છે ને એકલો હડીયો જાય છે. ને હડીયો નથી મુકતો તો બેઉં જાય છે. એમ વિચાર કરી જાણ્યુ કે બે જાય તે કરતાં એક જાય તે સારૂ. એવું સમજી, વિર્ય સહીત હડીયો, પોપટે પોતાની ચાંચમાંથી મુકી દીધો. તે હડીયો સમુદ્રના જળને વિશે પડ્યો. એટલે પેલા શકરાબાજે પોપટને જવા દેઈ પેલો હડીયો લેવાની ચોટ રાખી એટલામાં પોપટ જળ મારગથી નીકળી બીમી માગે ઉંપર ગયો ને તે જઈ એક વ્રક્ષપર નારાજ ને નીરાશ થઈ બેઠો એવામાં પેલા શકરાબાજે પેલો હડીયો લેવા અંત્રીક્ષ રહી ઘણી ઝડપો મારી; પણ સમુદ્રના જળની છોળોને લીધે તેનાથી તે હડીયો લેઈ શકાયો નહી. તેથી તે પણ નીરાશ થઈ, હડીયાની આશા મુકી પોતાના જંગલમાં ચાલ્યો ગયો. એવામાં સમુદ્રમાં રહેનારી આ ચીરેલી માછલી પડી છે તે મચ્છા જળમાંથી જળ ઉંપર આવી. તે તારા વિર્યવાળો હડીયો દીઠો ને તેણે એમ જાણ્યું કે હડીયામાં ભક્ષ છે. એમ સમજી હડીયામાંથી તેણે વિર્યના બે ઘુંટડા ભરી લીધા. તે દીવશના યોગે કરીને તેને બેઉં કુખે તારા વિર્યથી બે ગર્ભ રહ્યા. તે ગર્ભ સહીત મચ્છા સમુદ્રને વિશે રહી. હવે જે તાહારો પોપટ વનને વિશે રહ્યો. તેણે એવો વિચાર કર્યો કે, અરેરે, માહારાથી અન્નદાતાનું કાંઈ કાંમ થયું નહી. ત્યારે માહારે શું મોઢું લેઈ રાજાને ઘેર જવું. એમ સમજી તારો પોપટ વનમાં વાસ કરી રહ્યો. હવે જે આ ગર્ભવંતી મચ્છા સમુદ્રમાં રહી; તેને પેટ ગર્ભ દીવસે દીવસે મોહોટા થવા લાગ્યા તે થતાં થતાં આઠ નવ માસના ગર્ભ થયા એટલે મચ્છા ઘણી નિરમાલ્ય થઈ ગઈ; તેથી તેનાથી જળને વિશે પોતાના ધાર્યા પ્રમાણે હલન ચલન થયું નહી, ને પાણીના હેલકારાને લીધે સમુદ્રના જળમાંથી નીકળી યમુનાજીના જળમાં પેશી ગઈ; તે તણાતી તણાતી તારા ગામની યમુનામાં આવી. એવામાં આ ઢીમરે જાળ નાંખી હતી તેમાં આ મચ્છા ભરાઈ ગઈ. એટલે આ ઢીમર ઉચકી પોતાને ઘેર લાવ્યો, ને ખડ્ગ વડે બે ચીતાળીયાં કર્યાં. તેમાંથી બે બાળકો દીઠાં તેવોજ તે તને કહેવા આવ્યો, તેથી તું તે બે ચીતાળીયાં સભામાં મંગાવી બ્રાહ્મણોને બોલાવી પ્રશ્ન પુછવા લાગ્યો તેથી બ્રાહ્મણોએ તને જેવું હતું તેવું કહી દીધું. હવે બોલ રાજા આ બે બાળકો કોના, તવ રાજા માહા લાચાર થઈ પ્રશ્ચાતાપ કરવા લાગ્યો, અરેરે મને આ શું સુજ્યું ? પછી નારદજીએ કહ્યું, હોય બ્રાહ્મણોને દક્ષણા

આપી રાજી કરી વીદાય કરજે; એમ કહી નારદજી અંતરધ્યાન થઈ ગયા, તે પછી હસ્તસેન્ય રાજાએ સર્વ બ્રાહ્મણોને આજીજી કરી, સારી દક્ષણા આપી વિદાય કર્યા, તે પછી રાજાએ પેલા ઢીંમરને કહ્યું, જો ભાઈ આતો બંને પુત્ર માહારાં છે, હવે તું તાહારે ઘેર જા; તવ ઢીંમર કહે અરે માહારાજ આ આમ ગળે પડી પારકાં છોકરાં છીનવી લેવાં તે કાંઈ ન્યાય નહી, એમ કહી મચ્છનાં ચીતાળીયાંમાંથી તે ઢીંમરે બન્યો બાળક યુક્તી વડે બાહાર કાઢી વસ્ત્ર વીંટાળી પોતાના ઉછંગમાં લેઈ સભામાં બેઠો, ને કહ્યું અરે માહારાજ હવે મને આજ્ઞા આપો ઘેર જાઉં. તવ હસ્તસેન રાજાએ ગામના સારા ગ્રહસ્થો પ્રમાણીક જોઈ જોઈ સભામાં બોલાવ્યા, ને તેઓને સભ્યતાથી બેસારી રાજા હસ્તસેને કહ્યું કે, અરે ગ્રહસ્તો માહારા વિર્યથી મચ્છને પેટ બાળકો ઉત્પન થયાં છે, તે મચ્છને આ ઢીંમર યમુનાજીમાંથી કાઢી લાવ્યો છે, હવે એ ઢીંમરને હું કહું છું કે મને માહારાં બંને બાળકો આપી દે; ને યુમનામાંથી તું કાહાડી લાવ્યો છે, તેની તને મેહેનત આપુછું, તેમ છતાં તે ઢીંમર માનતો નથી, જુઓ હું સંરજોરી કરીને લેઉં તો અન્યાય કર્યો એમ મને જગત કહે માટે હું જોરાવરીથી લેતો નથી; ને તમોને મેં તેડાવ્યા છે; કેમકે તમોને વ્યાજબી લાગે તેમ કહો તે પ્રમાણે હું કરૂં; તવ પ્રમાણીક પંચ બોલ્યા અરે ઢીંમર તાહારે શું કહેવું છે. તવ ઢીમર કહે, માહારે તો કાંઈજ કહેવું નથી; ને મને માહારાં છોકરાં લેઈ માહારે ઘેર જવાની આજ્ઞા અપાવો; તવ પંચોએ મળી હસ્તસેન્ય રાજાને અને ઢીંમરને કહ્યું કે તમે બંને જણ અમારા સાંભળતાં બાળકો સબંધી આપવા લેવાની વારતા કરો એટલે અમે તમારા બંનેનો શું હેતુ છે તે સમજી જઈશું; ને પછી અમને યોગ્ય લાગશે તેવો વાંધો હશે તે ભાગી નાંખીશું; એમ કહી પંચના માણસો છાના રહી બેઠા; એવે સમે હસ્તસેન્ય રાજાએ ઢીંમરને કહ્યું; અરે ઢીંમર, માહારે પેટ પુત્ર નથી, તેથી માહારી રાજગાદિ નીરવંશ થાય છે. માટે માહારાં પુત્ર છે ને મને આપ. ત્યારે ઢીંમર બોલ્યો અરે માહારાજ તમારાં હતાં તો તમે કેમ યુમનાજીમાંથી કાહાડવા આવ્યા નહોતા. ત્યારે રાજાએ કહ્યું, તું કાહાડી લાવ્યો; તેની તને હું મેહેનતનું તું કહે તે આપુ. તવ ઢીંમર કહે અરે માહારાજ આ છોકરાં તમારાં નહી, તમારા વિર્યથી ખરાં પણ તે વિર્ય તમે કાંઈ માંછલીને આપ્યું નહોતું, એ માછલીને તો અનાયાસે મળ્યું હતું. તેથી તે પુત્ર તમારાં નહી. તેમ માંછલીએ મુનશાદેહી પુત્રો થશે એવી આશાએ વિર્ય લીધુ નોહોતું, એણે તો ભક્ષ જાણીને લીધુ હતું માટે તે પુત્રો તે માંછલીના

પણ નહી. એ માંછલીને જળમાંથી બાહાર કાઢતાં જોર મને આવ્યું હતું; તેમ ઉચકીને ઘેર લેઈ જતાં પણ જોર મને આવ્યું હતું; માટે હે માહારાજ એ માહારાં છોકરાં છે; તવ રાજા કહે જે ભાઈ માહારા વિર્યથી થયેલાં છે માટે હું માગુછું નહી તો પરાયા પેટનાં ઘણાં મળે છે; તેમ છતાં હું કેમ લેતો નથી એટલો વિચાર કરી તે બંને છોકરાં મને આપ વળી જો કે તું ઘણો ગરીબ માણસ છે, તાહારા ઘરમાં પુરૂ ખાવાને પણ નથી, તો તે છોકરાં તું શા માટે વાહાલાં કરે છે. તવ ઢીમરે કહ્યું અરે માહારાજ આખી શ્રષ્ટીમાં પુછો. કે છોકરાં સૌને સરખાં વાહાલાં હશે કે કેમ. જુઓ માહારાજ છોકરાં તો ગ્રહસ્થને ને ગરીબને સહુને સરખાંજ વાહાલાં હોય. તવ રાજા કહે અરે ભાઈ લે તું કહે તેટલું તને ધન આપું, પણ છોકરાં મને આપ; એટલે માહારૂં વંઝા મેહેણું ટળે. તવ ઢીમર કહે અરે માહારાજ તમે કહોનો તમને માહારૂ ઘર તથા ઘર વાખરો સર્વે આપુ પણ છોકરાં તો મને આપો; એટલે માહારૂં વંઝા મેહેણુ ટળે. એ રીતે બંને જણ અરસપરસ વિવાદ કરવા લાગ્યા. પછી પેલા પંચના પ્રમાણીક માણસો રાજાનો ને ઢીંમરનો હેતુ સમજી ગયા. ને પંચના માણસો બોલ્યા કે હવે તમે બંને જણ બોલવું બંધ કરો ને અમો કહીએ તે તમો બંને જણ કબુલ કરો. તવ રાજાને ઢીંમર બંને જણ બોલ્યા કે તમે પંચ જે કહો તે અમારે કબુલ છે. તવ પંચેસર્વેનો એક મત કરી એક જણની પાસે કેહેવરાવ્યું કે રાજાના વિર્યથી જેટલો રાજાનો હક છે. તેટલોજ મચ્છ લાવવાથી ઢીંમરનો હક છે. માટે પંચ એવો ન્યાય આપે છે કે ઢીંમરનું વંઝા મેહેણું જવા સારૂ ઢીંમર પુત્રી લે; અને રાજાનું રાજ્યાસન સહી સલામત રેહેવાના કારણથી તેમ વંઝા મેહેણુ જવા સારૂ ઢીંમર રાજી ખુશી થઈ રાજાને પુત્ર આપે, તેમ રાજા ઢીંમરને પુત્રી આપીને તેના ઉપર તે ઢીંમરને વિસ હજાર રૂપીયા આપે, એમ કહી પંચના પુરૂષો ઉઠી ગયા, તવ ઢીંમરે પુત્રી પોતાની સ્ત્રીના હાથમાં આપી ને પુત્ર હસ્તસેન્ય રાજાના ખોળામાં મુકયો; તવ રાજાએ ખુશી થઈ વિસ હજારને બદલે પચીસ હજાર રૂપીઆ આપ્યા, તેજ વખત ઢીંમર આશીષ દેઈ પોતાની પુત્રીને લેઈ સ્ત્રી પુરૂષ પોતાને ઘેર ગયાં.



## વીશ્રામ ત્રીજો.

દ્રષ્ટાન્ત રૂપી છે કથા, તે જોવો મહીમાય;<br>
વલ્લભ વદે આ રાજયનો, કેવો ઉત્તમ ન્યાય.

હવે વઇશિમપાય ઋષી જનમેજય પ્રત્યે કેહેતા હવા, હે પરીક્ષત નંદન હસ્તસેન્ય રાજાએ પુત્ર લીધો તેનુ નામ ઉલમુખ પાડ્યું ને તે પુત્ર પોતાની પ્રીય રાણીનેસોંપાદીધો. તવ તેરાણીના સ્થાનમાંથી દૂધધારા ઉત્પન્ન થઇતેથી તેણે તે પુત્રને ઉછેરવા માંડયો. હવે પેલો ઢીંમર પુત્રીને પોતાને ઘેર લેઇ ગયો; ને તેનુ નામ મચ્છગંધા પાડ્યું, અને તે ઢીંમરની સ્ત્રીને પણ પયધારા છુટી તેથી તે ઢીંમરની સ્ત્રી પુત્રીને ઉછેરે છે. એ રીતે મચ્છનાં પેટથી મનુશાવતાર પુત્રને પુત્રી દીવશના યોગે ઉત્પન્ન થયાં, (સીદ્ધાંન્ત દીવશનો યોગ છે તે પણ સત્ય છે; જે પ્રાણી દીવશયોગ સત્ય નથી માંનતા તે કેવળ ભુલ ખાય છે.) હવે પેલાં બંને બાળકો પોત પોતાના માતા પીતાને ઘેર ઉછરે છે. એમ ઉછરતાં ઉછરતાં અગીઆર અગીઆર વર્ષનાં બંને બાળકો થયાં; એટલે હસ્તસેન્ય રાજાએ પોતાના ઉલમુખ નામના પુત્રને ઉપવિત સંસ્કાર કર્યો; તે પછી બારમે વર્ષે તે પુત્રને કોઇ કુલીન રાજાને ત્યાં ઉત્તમવતી નામની કન્યા સાથે પરણાવ્યો ને તે પછી તે પુત્રને હસ્તસેન્ય રાજાએ રાજગાદીપર વિધી પુર્વક વિરાજમાન કર્યો. હવે જે પેલી મચ્છગંધા ઢીંમરને (માંછીને) ઘેર બાર વર્ષની થઇ છે; પણ નીચ જાત જે માંછી તે કન્યાદાનના મહીમાને જાણતો નથી તે મચ્છગંધાને પરણાવવાની પેરવી કાંઇજ કરતો નથી તેમ તે સબંધી વીચાર પણ કરતો નથી, ને પોત પોતાના વેહેપારનાજ વિચારમાં રહે છે. એ ઢીંમરને પચીસ હજાર રૂપીયા મળવાથી એણે મચ્છ પકડવાનો ઉદ્યોગ મુકી દીધો છે, ને વાહાણવટીનો વેહેપાર કરે છે, એવામાં દિવશપર દિવશ જતાં જતાં પેલી મચ્છગંધા પુત્રી પંદર વર્ષની થઇ; એવામાં એક દાહાડો મધ્ય રાત્રીને સમે પારાસુર ઋષી માહા તપસ્વી ચાલ્યા ચાલ્યા મચ્છગંધાનો બાપ જે ઢીંમર છે તેને ત્યાં વાહાણવટીનો વેહેપાર જાણીને આવ્યા; કેમકે પોતાને યમુનાની સાંમી તીરે ઉતરી અરન્યમાં તપ કરવા જવું છે. તેથી ઢીંમરને ઘેર આવી તેના દ્વાર સામા ઉભા રહી, ઘાંટા કાહાડી. ઢીંમરને પોકાર કરવા લાગ્યા; અરે ઢીંમર હે ઢીંમર બાપુ જાગ્રત થા; એવા ઘણા પોકાર કર્યા, તવ ઢીંમર ભર નીંદ્રાથી જાગ્રત થયો, ને લંગોટ વાળેલો બ્રાહ્મણ જોઇ, ઘણો ક્રોધાતુર થઇ, કેહેવા લાગ્યો, અરે બ્રાહ્મણ આ મધરાતે તું કેમ જીવ લેવા આવ્યો છે; તવ પારાસુર કહે અરે ભાઇ માહારે યુમનાજીની સામી તીરે જવું છે; માટે ધર્મખાતે અત્યારે તાહારૂ વાહાણ છોડી, મને સામી તીર મુકી આવે તો પરમેશ્વર તાહારૂ સારૂ કરે, તવ માંછી કહે એવું ધર્મ માહારે જોઇતું નથી, તે કરતાં જો કાંઇ આપતો હોય તો

ધર્મ જાણી મુકવા આવું, એવું સાંભળી પારાસુર બોલ્યો, ભલે ભાઈ માહારી પાસે જે હોય તે આપુ; તવ માંછી કહે તારી પાસે શું છે ને તુ શું આપે છે, એટલે પારાસુર કહે લે ભાઈ માહારી પાસે તુમડુ છે તે માહારૂ તુમડુ આપુ; ત્યારે માંછી બોલ્યો ફોડ તાહારા કપાળમાં, કેમ કાંઈ મસ્કરી કરવા આવ્યો છે; ત્યારે પારાસુર કહે, રહેવા દે ભાઈ તુંમડુ માહારે ઘણા ખપનું છે, હવે તો માહારી પાસે વધારે ખાતામાં એક લંગોટી છે, તે લેવી હોય તો તે લે; તવ ધાંટા કાહાડી ઢીંમર બોલ્યો જાજા બામણા લંગોટીવાળી તુંજ માગી ખા. એમ કહી ઘણા ટુંકારા હુંકારા કરવા લાગ્યો. ને સમે ધાંટા સાંભળી મચ્છગંધા જાગી ઉઠી; ને પોતાના પીતાજીને પુછવા લાગી કે અહો પીતાજી આ મધરાતે કોની સાથે વઢો છો. તવ ઢીંમર કહે આ કોઈ બામણો માહારા જીવનો તરસ્યો આવ્યો છે; તે કે વારનો ધાંટા ધાંટ કરવા મચ્યો છે. તેથી હું ભરનીંદ્રામાંથી જાગી ઉઠયોછું ને એણે માહારી ખરી ઉંઘ બગાડી છે. ને મને એમ કહે છે કે રાત્રી છે તોપણ વાહાણ છોડી મને જમુનાની સામી તીર મુકી જા. એવાં એનાં વચન સાંભળી મેં કહ્યું કે બોલ મને શું આપે છે. ત્યારે માહારી મશ્કરી કરવા મને કેહે છે કે લે માહારૂ તુંમડુ આપુ ત્યારે મેં કહ્યું કે ફોડ તારા કપાળમાં, એટલે બીજી વારની મશ્કરી કરવા કહે છે કે લે માહારી લંગોટી આપુ એ રીતે જેમ ફાવે તેમ બોલે છે. ત્યારે મચ્છગંધા બોલી અરે પીતાજી બ્રાહ્મણ ગમે તેમ બોલે, પણ આપણાથી તેમને ટુંકારો થાય નહી કેમકે એ તો ભુદેવ છે માટે એમને આપણાથી કાંઇજ કહેવાય નહી તવ ઢીંમર કહે જોયા જોયા એ ભુદેવ એના જેવા તો ઘણાએ ભટકે છે. તવ મચ્છગંધાએ જાણ્યું કે માહારો પીતા ધનવાન થયો તેથી શું. ગમે એટલો પણ નીચ તે નીચ. તે નીચ વિના નીચાં વચન મુખમાંથી નીકળેજ નહી.

છપ્પો.

જેની જેની જાત, વાત તેવી તે બોલે;
નિચુ નિચી વાણ, વદીને દલમાં ડોલે.
ભરી ગાલમાં ગાળ, સ્વાન પેરે બહુ ભસતું;
દઈ પરજીવને દુઃખ, મુરખ મન માંહી હસતું.
ઉંચ કુળનું હોય આદમી, પણ મુખ નરતી વાત છે;
વલ્લભ કહે છે જાણવું, નબળું નીચી જાત છે.

એ રીતે મચ્છગંધાએ પોતાના પીતાને નીચ જાણી બોલ્યા નીના. બાપુ-રીએ જઈ જોયું તો માહા તપસ્વી ઋષી દીઠા, પછી મચ્છગંધાએ પોતાના પાળક પીતા ઢીંમરને કહ્યું અરે તાતજી જો તમે આજ્ઞા કરો તો એ ઋષી માહારાજને હું જમુનાની સામી તીર મુકી આવું. એટલે ઢીંમર કહે જા એનું મોહું દાટી આવ, તવ મચ્છગંધા માળાપરથી નિચે ઉતરી બે વાંસ લઈ વરની બાહાર આવી. ને પોતે જઈ પારાસુરને ચરણે લાગી. એટલે પારાસુર કહે અરે બાઈ તું કોણ છે, તવ મચ્છગંધા કહે અરે માહારાજ ચાલોહું તમને યમુનાની સામી તીરે મુકવા આવુંછું, તવ પારાસુર ઘણાજ ખુશી થયા,એટલે મચ્છગંધાએ ઋશીને વ્રદ્ધ જાણી ઋશીના હાથ ઝાલી ઋશીને લેઈ જમુના ત્રટે ગઈ, ત્યાં નઉકુ છોડી ઋશીને તે નઉકામાં બેસાડ્યા, પછે પોતે નઉકામાં બેશી વાંસ લેઈ નઉકુ હંકાર્યું, તેથી જમુનાની સામી તીર નઉકુ જવા લાગ્યું, એવામાં પારાસુરના મનને વિશે કામદેવનો વિકાર ઉત્પન્ન થયો, તેથી પોતે બોલ્યા કે, અરે મચ્છગંધા તાહારા તાતે તને હજી સુધી પરણાવી નથી, તેથી તું કુંઆરકા છે, માટે માહારી તારા ઉપર કામવ્રતી થઈ છે, તવ મચ્છગંધા બોલી અરે ક્રપાનિધી આ શબ્દ બોલવો તમને યોગ્ય નથી. કેમકે તમે ઘણા વ્રદ્ધ તપસ્વી માહાત્મા છો; તે છતાં તમારી મનોવ્રત્તી ભમે તે તમારી તપશ્ચર્યાને લાન્છન છે, તવ પારાસુર કહે અરે પ્રેમદા વિશેષ વાનો બોલવાનું બંધ કરી તું મુજ શરણ થા, જો તેમ નહી કરે ને સ્ત્રી હઠ કરીશનો હું તને માહા વિકટ શ્રાપ દઈશ, તવ મચ્છગંધાને શ્રાપનો માહા ભય લાગ્યો, તેથી બીજુ ત્રીજુ નહી બોલતાં, પારાસુરને કહ્યું કે, અરે માહારાજ હું આપને સરણેજછું, પણ યુમનાજીની વચમાં યુમનાજી દેખે, તેમ તારા ચંદ્ર વિગેરે દેખે ને આ દુશીત કર્મ કરવું તે માહા પાપ છે, તવ પારાસુરે યુમનાજીના જળની એક અંજળી ભરી પોતે એમ બોલ્યા કે, માહારા એક વર્ષના તપનું ફળ એવું હજો કે, આ નૌકાની આશ પાશ ને ઉપર ધુમારની વ્રષ્ટી થજો. એમ કહી જળ મુકયું, એટલે તપના પ્રવાહે કરીને નૌકાપર ઘણો ઘાડો ધુમાર વરશ્યો, તેણે કરીને ઘણો અંધકાર થયો, તેથી જળ અને ચંદ્ર તારા વીગેરે દેખાતાં બંધ થયાં, પછી પારાસુર ઋષીએ મચ્છગંધાને ઋતુ આપ્યો, તેણે કરીને તે મચ્છગંધાને પેટ ગર્ભ રહ્યો,એવામાં નૌકુ જમુનાની સામી તીર ગયું, એવામાં મચ્છગંધાને ઋતુ આપ્યાપછી પારાસુર ઘણાજ પસ્તાવા લાગ્યા કે, અરેરે મને આ કબુદ્ધી કેમ સુજી, એવામાં નૌકુ ક્રીનારાપર જઈને સ્થંભ્યુ; તેવાજ પારાસુર નૌકામાંથી પડતુ નાંખી એકદમ નાસવા લાગ્યા, તે-

વીજ મચ્છગંધા નૌકામાંથી ઉતરી પડી ને પારાસુરનો હસ્ત ઝાલ્યો,તવ પારાસુર કેહેવા લાગ્યા કે, અરે બાઈ મને મુકીદે મારેતો તપ કરવાને જવું છે, તે તપના કામમાં તું મને વાર કેમ કરે છે, તવ મચ્છગંધા કહે અરે માહારાજ તપ કરવું હતું તો લપ નોહોતી કરવી ને લપ કરી તો હવે તપ થવાનું નથી, વળી હે માહારાજ હવે તપ થવાનું નથી. વળી હે માહારાજ હવે તો હું જે લપ વળગી તે છુટવાની નથી, માટે છાના માના તપનું નામ મુકી દેઈ લપનું પુરૂ કરો, ઘર બાંધો, રળી લાવો ધન સંચીત કરો કેમકે તમારો મને ગર્ભ રહેલો છે, તેથી કરીને કાલ બાળબચ્ચાં થશે ને તે શું ખાશે, માટે તપનું નામ જવા દેઇ હવે તો ખપનું હોય તે કરો, તવ પારાસુર કેહેવા લાગ્યા, અરેરે બાઈ હું ભુલ્યો ચુકયો તે મને કબુદ્ધી સુજી, હવે ગમે તેમ કર પણ મને તો જવા દે. તવ મચ્છગંધા કહે અરે માહારાજ હુ જવા તો દઇશ, પણ માહારી શી ગતી, જુઓ કે હું કુંઆરકાછું, માહારા બાપે મને પરણાવી નથી ને મને આ ગર્ભ રહ્યો તે વાત માહારા માતા પીતાના જાણ્યામાં આવશે. તેજ વખત મને જીવથી મારી નાંખશે, એટલે મારા જીવની ને ગર્ભના જીવની હત્યાયો થશે તે તમને દોષ લાગશે, તવ પારાસુર બોલ્યા જા તાહારે માંથે માહારો હાથ છે. તાહારો બાપ વાત જાણશે પણ તને મારશે નહી, ને વન વગડામાં મુકી આવશે, જા ત્યાં તાહારા પેટ વિષ્ણુ નારાયણનો અવતાર વેદમવ્યાસજી અવતરશે, તે પછી તારા અંગમાંથી કસ્તુરીની વાસના એક જોજન (ચાર ગાઊ) ફરતી ઉડશે, તેજ વખતથી તાહારૂ નામ મચ્છગંધા ટળીને યોજનગંધા નામ પડશે. તે પછી જા થોડે દીવસે તને કોઈ રાજા માનીતી પટરાણી કરી લેઇ જશે ત્યાં તું સુખી થઇશ. જા એવો માહારો આશરવાદ છે હવે તું મને મુકીદે તવ મચ્છગંધાએ કહ્યું જાઓ માહારાજ માહારા નશીબમાં જે થવાનુ હશે તે થશે એમ કહી હાથ મુકી દીધો તેવાજ પારાસુર ઋષી મુડીયોવાળીને નાઠા. તે અરન્યમાં તપ કરવાને ગયા.એટલે મચ્છગંધા નૌકામાં બેશી નૌકુ પાછુવાળી પોતાના નગ્ર કીનારે આવી. ત્યાં નોકુ છીબાવી પોતે નૌકામાંથી ઉતરી પોતાને ઘેર આવી. તવ જે પાળક માતા પીતા છે, તેમણે પુછયું. અરે પુત્રી તું બ્રાહ્મણને મુકી આવી. તવ મચ્છગંધા કહે હા. એમ કહી પોતે પોતાને સ્થળે સુઈ રહી. જે ઋષીની સાથે કન્યા વ્રત ભંગ થયું; તે વાત કોઈ જાણતુ નથી. એમ કરતાં માસ બે માસ ચારમાસ થયા. એટલે મચ્છગંધાનું કન્યારૂપ ફરીને સ્ત્રીરૂપ થયું.તવ એની પાળક માતા જે માંછીની સ્ત્રી, તેના મનમાં વેહેમ પડવા લાગ્યો, કે; કહો ના

કહો પણ પુત્રીને પુરૂષનો સંગ થયો હોય એમ ભાસે છે, એવામાં પાંચમો ને છઠો માસ થયો, એટલે તો સ્પષ્ટ જણાયું કે પુત્રીને ગર્ભ છે. તેથી તે ઢીંમરની સ્ત્રીએ ઢીંમરને વારતા કરી. કહ્યું કે હે પતી આપણી પુત્રીએ આપણને લાન્છન આપ્યું. કેમકે એ પુત્રીનું કન્યારૂપ ટળી સ્ત્રી રૂપ થયું ને સ્ત્રીરૂપ ફરી ગર્ભ વાસણીરૂપ થયું છે. ને એને જરૂર ગર્ભ રહેલોછે. તવ ઢીંમર માહા કોપાયમાન થઈ હાથમાં ખડક લેઈ મચ્છગંધા પાસે ગયો. ને મચ્છગંધાને પુછયું,:અરે પુત્રી સાચે તું કાંઈ વિકારમાં છે ? તવ મચ્છગંધાએ કહ્યું, અરે તાતજી હું તમારી આગળ સાચું બોલ; અસત્ય નહી બોલું પણ માહારી પુરેપુરી વારતા સાંભળ્યા પછી જેમ ફાવે તેમ કરજો. તવ ઢીંમરને ઢીંમરની નારીએ કહ્યું જા ખરી વાત કહીશ તો તને મારીશું નહી. એમ કહી નરનારી બંને જણ વાત સાંભળવા બેઠાં. તવ મછગંધા કહે અરે માતા પીતા જુઓ કે હું તમારા પેટની પુત્રી નથી. હુંતો રાજાના ને મચ્છના પેટનીછું. ફક્ત હુંતો તમારે ઘેર ઉછરી મોહોટી થઈછું. ને તમે મને ઉછેરી મોહોટી કરી છે, તેનું મેં તમને ફળ અપાવેલું છે. જુઓ કે તમારી માહા દુરબળ સ્થીતી હતી. ને ખાધા પીધાનું પણ માહાકષ્ટ હતું. તેમાંથી હું તમારે હાથ આવી તો તમને રાજાએ પચીસ હજાર રૂપીઆ આપ્યા. તેથી તમો સુખ શાન્તીપર આવ્યા છો. મને લેઈ, મને ઉછેરવાથી તમને કાંઈ પણ કલાભ થયો. નથી. બીજુ મેં તમને જાણી જોઇને લાન્છન આપ્યું નથી. હુંતો પેલા જે પારાસુર ૠષી આવ્યા હતા તેમને બ્રાહ્મણ જાણી ધરમખાતે જુમનાની સામી તીર મુકવા ગઈ હતી. તેમાંથી તે બ્રાહ્મણની કુદ્રષ્ટી થઈ ને તેણે માહારૂ કન્યાવ્રત ભંગ કર્યું. એમાં માહારો કાંઈ દોશ નથી. મને તો ધરમ કરતાં કરમ નડયું. માટે મને મારશો નહી જો મને મારસો તો તમને સ્ત્રી હત્યા લાગશે, ને બીજી બાળ હત્યા ગર્ભની લાગશે, માટે તમે એ કૃત્ય કરશો નહી. તવ પારાસુરના વરદાનને પ્રતાપે ને મચ્છગંધાનાં નીરમળ વચનને પ્રતાપે ઢીંમરના ને ઢીંમરની સ્ત્રીના મનમાં એમ થયું કે પુત્રીનું કેહેવું ખરૂંછે. એ પુત્રી કયાં આપણા પેટની છે. કે, આપણે લાન્છન બેસે. પણ આ પુત્રીને આપણે ઘેર રાખીયે તો લોકોનું આંગળી દેખડામણ થાય. માટે આ પુત્રી આપણે ઘેર રાખવી યોગ્ય નથી. એમ વિચારી ઢીંમરે કહ્યું, અરે મચ્છગંધા તારી નીરમળ વાણીથી તને હું મારનો નથી. પણ તને અમારાથી અમારે ઘેર રખાય નહીં. તવ મચ્છગંધા કહે, ખરી વાત છે, તમારે માંથે દુનીયાની કેહેણી થાય; માટે મને સારા વનને વિશે મુકી આવો. તવ તે વાત ઢીંમરની ધ્યાનમાં બેઠીને પોતે મચ્છગંધાને લેઈ નોકામાં બે-

શી જળ મારગે છેક નરમદા તટે જઈ ઉતારી મુકી. પછી પોતે નૌકું લેઈ પાછો ફરી, પોતાને ઘેર આવ્યો. હવે જે મચ્છગંધા તેણે વિચાર કર્યો કે ભલે આ નર્મદા તટે ઝુંપડી બાંધી રહવું ને નર્મદાના નિર્મળ જળે નાહાવું. વનમાંથી ફળ ફળાદી વેણી લાવીને ખાવું. અને પ્રભુનુ સ્મર્ણ કરવું એમ નીશ્ચે કરીને પોતે વનમાંથી કાષ્ટ પત્ર વીણી લાવીને એક પર્ણકુતીકા બાંધી. ને તેના વિશે વિશ્રામ કર્યો. પછી તે હરનીશ નર્મદામાં નાહીને ઈશ્વર સ્મર્ણ કરતી કરતી ને જંગલની ઝાડીમાં જાય ત્યાંથી જે જે ફળ ફળો ઇત્યાદી મળે તે લાવીને ઝુંપડીમાં બેશી ભક્ષ કરે ને નર્મદાનું જળપાન કરે. એવી રીતે મચ્છગંધા દીવશ કાઢે છે. એમ કરતાં એના ગર્ભને નવ માસ પુરણ થઈ દસમો માસ બેઠો. એવામાં મચ્છગંધા એક દીવશ જરા જરા નીંદ્રામાં ભરાઈ. ને એવી કે અડધી ઉંઘમાં ને અડધી જાગ્રતમાં. તે સમે મચ્છગંધાનો ગર્ભ લોપ થઈ ગયો, તેવાજ વિષ્ણુનો અવતાર વેદમવ્યાસજીનું સ્વરૂપ પાંચ વર્ષ જેટલુ થઇ વેદમવ્યાસજી ઓર ભર્યા નાઠા. તેવીજ મચ્છગંધા જાગ્રત થઈ ગઈ ને પોતાનું પેટ જુએ તો ગર્ભ રહિત દીઠું તેવુંજ સમજવામાં આવ્યું કે નીશ્ચે માહારે પેટ પુત્રનો જન્મ થયો. ને તે પુત્ર મને મુ-કીને નાશી ગયો. એમ સમજી મચ્છગંધાએ મોહોટે ઘાંટે સાદ કરી કહ્યું કે હે પુત્ર હે પુત્ર તું મને મળ્યા વિના જાય તો તને પારાસુરની આણ છે. તવ તે શબ્દ વેદમવ્યાસજીને કાને પડયો. તેવાજ પોતે પાછા વળી પોતાની માતા મચ્છગંધા પાસે આવી ઉભા રહ્યા, ને માતા ને કહ્યું કે હે માતા મને કેમ બોલા-વ્યો. તમારે જે મને કહેવું હોય તે કહો. નહી તો એક ઘડી પછી હું તમારો પુત્ર નહી ને તમે માહારી માતા નહી, તવ મચ્છગંધા કહે અરે પુત્ર તમારા પીતાતો નીરદય હતા તે મને મુકીને ગયા. અને તમે પણ પોતાની માતાને અઘોર વનમાં રઝળતી મુકીને જાઓ તે સારૂ નહી. તવ વેદમવ્યાસજી કહે અરે માતા મેંતો તાહારે પેટ કેહેવા માત્રજ જન્મ લીધો છે. ફક્ત મેંતો આ જગતના જીવોના કલ્યાણાર્થે જન્મ ધારણ કર્યો છે. કેમકે આગળ જતાં કળી-યુગનું રાજ્ય થશે, તે સમે સર્વ જીવોની અધમ બુદ્ધી થવાની તેથી તે જીવો માહા દોસીત થઈ જઇ અતી કષ્ટને પાત્ર થવાના. તેથી તેમને માહારો ઉપદેશ શીખામણરૂપે રહેવા માટે માહારે વેદનું ભાશ્ય વિગેરે હરાડ પુરાણો કરવાં છે. તે પુરાણો ઉપર કળીના મનુશોની પ્રીતી નહી રહે. પણ ભયાનક રૂચક ને ય-થાર્થ ત્રણ પ્રકારનાં વચનો વાપરીને ઘણાં રશીક કરીશ. તેમાં પણ જે જે મનુ-શમાં જેવો જેવો ગુણ રહ્યો હશે તેવા તેવા ગુણના ગુણારવીંદ ગાવાનાં

પુરાણો કરીશ. જેવાં કે તમોગુણી મનુશને તમોગુણ પ્રીય હોય માટે તમોગુણના શીવજીનો સીવપુરાણમાં મહીમા ગાઇશું ને સત્વગુણી મનુશોને માટે સત્વગુણી વિષ્ણુના વિષ્ણુ પુરાણમાં મહીમા ગાઇશું ને એવી રીને જે જે મનુશોના જેવા જેવા ગુણ હશે તેવા તેવા ગુણના દેવોનાં તેવાં તેવાં પુરાણો રચીને ને ને દેવોના ગુણ ગાઇશું તેથી સર્વ પ્રાણીને પોત પોતાના સ્વભાવી પુરાણો પ્રીય થઇ પડશે. ને તે પુરાણો પર આસ્તા બેસશે તો છેક અધર્મ નહી થઈ જાય. એવા હેતુથી હું માહારે કામે જવાનો છું. માટે તમારો રોકયો હું નહી રહુ, તેથી જે મને કેહેવું હોય તે કહી દો. તવ મચ્છગંધા કહે અરે પુત્ર મેનો પતીનું કે પુત્રનું કાંઇજ સુખ દીઠુ નહી, હવે આ વિકટ વનને વિશે માહારી શું દશા ? તવ વેદમવ્યાસજી કહે અરે માતા હવે થોડા દીવશમાં તમે સુખી થશો. કેમકે તમારા લેખ પ્રમાણે ને માહારા પીતાજીના વચન પ્રમાણે તમને કોઈ રાજા લગ્ન કરી લેઈ જશે ત્યાં તમે સુખી થશો, તવ મચ્છગંધા કહે અરે પુત્ર જો મને કોઇ રાજા લેઈ જાય તો માહારૂ સતી વ્રત ભાગે. તવ વેદમવ્યાસજી કહે અરે માતા હવે આજથી તાહારો જન્મ બદલાયો જાણજે ને બીજો જન્મ થયો માનજે. જો જે એક પોહોર પછી તાહારા અંગમાંથી કસ્તુરીની વાસના ઉડશે. તે એક યોજન ફરતી સુગંધી જશે. તેજ વખતથી તારૂ નામ યોજનગંધા ધરાશે, ને તેજ વખતથીજ તમારૂ કન્યા સ્વરૂપ થઇ જશે. તે ઉપરથીજ તમારા સમજ્યામાં આવશે કે આ માહારો બીજો અવતાર થયો. તેજ સ્વદેહે વરદાનને પ્રતાપે બીજો જન્મ થયો એમ સમજાશે. હવે મને આગનાદો એટલે હું માહારી ઇચ્છા પ્રમાણે જાઉં. તવ મચ્છગંધા કહે તમે માહારે પેટ જન્મ લીધો તેનો તમોએ કાંઇજ બદલો વાળ્યો નહી, તવ વ્યાસજી કહે જાઓ માતાજી જે રાજાને ઘેર તમે જશો ત્યાં સુખી થશો; તેમ છતાં ત્યાં કોઇવાર કાંઈ સંકટ આવી પડેતો માહારૂ સ્મરણ કરજો. એટલે ત્યાં હું આવીને તમારૂ ગમે તેવું સંકટ હશે તો પણ એક વાર ભાગી જઇશ. એજ મને જન્મ આપ્યાનો બદલો. એવું કહી વ્યાસજીએ ફરીને આજ્ઞા માગી; તવ મચ્છગંધાએ કહ્યું પધારો. તવ વ્યાસજી ત્યાંથી નાઠા તે જઈ નરમદાજીની વચમાં વાસ પુરી હરી સ્મરણ કરવા વિરાજ્યા. એટલામાં પોહોર વેળા વિતી તેવુંજ મચ્છગંધાનું શરીર બદલાયું ને કન્યારૂપ થયું. ને જેવું રૂપ બદલાયું તેવીજ શરીતમાંથી કસ્તુરીની વાસના ઉડી તવ મચ્છગંધાને નીશ્ચય થયું કે મને વરદાન મળેલું સફળ છે, એમ સમજી યોજનગંધા ત્યાંને ત્યાંજ નીરવતીથી રહી, આનંદમાં દીવશ નીરગમે છે.

## વિશ્રામ ચોથો.

આનંદમાં દન નિરગમે, પછી વર્યો કોણ રાય;
વ્યાસ વલ્લભ વદે ગદ્યમાં, સુણજો સહુ શ્રોતાય.

હવે વૈશમપાયનઋષી રાજા જનમેજયની પ્રત્યે કેહેતા હવા. હે પુનેશ્વરના પુત્ર એ મચ્છગંધા ટળી યોજનગંધા થઈ, તે ત્યાંનો ત્યાંજ રહી છે, હવે એને કીયા દેશનો કીયો રાજા લગ્ન કરી લઇ ગયો તે કથા તું શ્રવણ કરજે, કે જે આ તાહારૂં હસ્તીનાપુર છે તે હસ્તીનાપુર પ્રથમ કુરૂ રાજાનું હતું, તેનો વંશ જવાથી રાજગાદી પ્રજા સતક ચાલતી હતી, ને તે ગામની કીનારે ગંગાજી વહેતાં હતાં, તે ગંગાજી તે વારે કુંઆરકાં હતાં પોતે પરણેલાં નોહોતાં એવામાં એક સમે હસ્તિનાપુરની ગાયો લેઇ ગોવાળીયો ગંગા ત્રટે ગાયોને ચારતો હતો, એવામાં એક ગાય ઓચીંતી માંદી થઈ પ્રથવીપર પડી. એટલામાં સાંજ પડવા આવી તેથી ગોવાળીઆએ ગાયો ગામમાં જવા ગામ ભણી હંકારી એટલે તમામ ગાયો ગામ તરફ જવા લાગી ગોવાળીએ પેલી માંદી પડેલી ગાયને ઉઠાડવા માંડી, પણ તે ઉઠી શકી નહીં ત્યારે ગોવાળીયે થાકીને ત્યાં પડી રહેવા દીધી, ને ગંગાજીની ગોવાળીએ સ્તુતિ કરી કે, હે ગંગાજી આ ગાય તાહારી કીનારે તાહારે સરણે પડા છે. હવે હું તો એને મુકી માહારે ઘેર જાઉં છું. માટે આ ગાયનુ રક્ષણ તું કરજે, જો કોઈ વાઘ વરૂ એને મારી નાંખશે તો તે પાપ તાહરે માંથે, ને હું પણ તને ગંગા ગોઝારી કહીશ. એમ કહી ગંગાજીને ગાય સોંપી, ગોવાળીયો ગામમાં ગયો. એવામાં રાત્રી પડી, એટલે સમુદ્ર વાઘનુ સ્વરૂપ લેઈ આહાર કરવા નીકળેલો; તે જ્યાં ગંગા ત્રટે ગાય પડી છે ત્યાં આવ્યો, તવ ગંગાજીએ જાણ્યું કે એ આવેલો વાઘ જરૂર ગાયને મારી નાંખશે તો મને ગઉ હત્યા લાગશે ને વળી ગોવાળાયો ગંગા ગોઝારી કહેશે, એવુ સમજી ગંગાજી સુંદીર સ્ત્રીનું સ્વરૂપ ધારણ કરી, ગાયની પાસે વાઘની સાંમાં આવી ઉભાં રહ્યાં, તવ વાઘે આહા મનોહર છબી જોઈ મનુષ્ય વાચાએ કહ્યું, અરે સ્ત્રી તું કોણ છે, તવ ગંગાજીએ કહ્યું અરે પુરૂષ તમે કોણછો તવ સમુદ્ર કહે હુ સમુદ્રછઉં તવ ગંગાજી કહે તમે હાંઇ શા માટે આવ્યાછો તવ સમુદ્ર વાઘ સ્વરૂપે બોલ્યો કે આ પડેલી ગાયનું ભક્ષ કરવા આવ્યોછું, ત્યારે ગંગાજી કહે એતો ગાય મેં સરણે રાખેલી છે, માટે મારવા નહી દેઉં, તવ વાઘ કહે તમારે સરણે છે તેમાં માહારે શું, હું તો એ ગાયનો વધ કરીશકેમકે હું માહારા વાઘ સ્વરૂપનો ધર્મ બજાવીશ, તવ ગંગાજી

કહે એ ગાયને બદલ તમે જે માગો તે આપું પણ ગાયને મારવા નહી દેઉં, તવ વાઘરવરૂપે સમુદ્ર બોલ્યો, બોલો ગાય ઉગારવી તેને બદલે શું આપોછો ત્યારે ગંગાજી કહે જે માગો તે આપુ, પણ ગાયને મારવા નહી દેઉં, તવ સમુદ્ર કહે વચન આપો કે જે માગો તે આપીશ તો હું ગાયને મુકીને પાછો વળુ, તવ ગંગાજીએ પ્રતીજ્ઞા પુરવક વચન આપ્યું એટલે સમુદ્રે માગ્યું કે તમારે માહારી સાથે પરણવું, તવ ગંગાજીએ કબુલ કર્યું ને પોતે આઘાં પાછાં થયાં, એટલે પેલી પડેલી ગાયની નજર વાઘ ભણી ગઈ તેથીજ ગાય ત્રાસ પામી, અને તે ગાયને મનુષ્ય વાચા થઈ, તેથી તે મનુશી વાચા વડે ગાયે કહ્યું, અરેરે માહારો જીવ બચાવવાને ગંગાજીએ વાઘ સાથે વરવાનું કબુલ કર્યું. માટે હું પણ મરતી વખત હે વાઘ તને શ્રાપ દેઉંછું કે તું જડરૂપ વ્રક્ષ થાઓ, એવો શ્રાપ દેતામાં તે ગાયનો પ્રાણ નીકળી ગયો. ને તેજ વખતે સમુદ્ર વાઘરૂપે હતો તે પીંપળાનું વ્રક્ષ થઈ ગયો ને ત્યાંને ત્યાંજ રહ્યો, એટલે ગંગાજી પોતે પોતાના જળમાં જઈ રહ્યાં, એવામાં એક સાત સંત પુરૂષો તપના કરવાવાળા જ્યાં પીંપળો છે ત્યાં થઈને બીજે સ્થળે તપ કરવા જતા હતા, ત્યાં તે સંતોએ પીંપળાની સુંદીર છાયા ને ગંગાજીનો ત્રટ જાણી એજ પીંપળા નીચે તપ કરવા બેશી ગયા, તેમણે તે પીંપળા નીચે સાત વરસ સુધી તપ કર્યું, પછી ત્યાંથી તે સંતોએ બીજે સ્થળે જવાનો વીચાર કર્યો, એટલે તે સાત સંતમાંનો એક સંત એમ બોલ્યો કે આ પીંપળા નીચે આપણે સાત વરસ સુધી રહ્યાં, ને આ પીંપળાએ સીતરૂતુમાં આપણુને હુંફારો વાળ્યો ને ટાઢ વાહાવા દીધી નહી, તેમ ચોમાસામાં જળ વ્રશ્ટી પોતે ઝીલીને આપણુને પલળવા દીધા નહી, તેમજ ઉષ્ણ રતુમાં પોતે સુર્યનો તાપ સહન કર્યો પણ આપણુને તપવા દીધા નહી. એ રીતે પીંપળાએ આપણો ઘણો ઉપકાર કર્યો છે, માટે એને આપણે કાંઈક સુખ આપવું જોઈએ, તવ સરવે સંત પુરૂષો કબુલ થઈ સાતે બોલ્યા કે અમારૂ એક એક વર્ષના તપનું પુન્ય ઉદે થજો, ને આ પીંપળો ટળી મનુષ્ય દેહ થજો, એવું કહેતામાંજ તે પીંપળો ટળી ગયો ને માહા મનોહર કાન્તીવાન પુરૂષ સોળ વર્ષની ઉમરનો બની ગયો, તવ સાતે સંતે પ્રસન થઇ ઉત્પન્ન થયેલા કુંવરને કહ્યું જા ભાઇ તાહારૂ નામ સંતનું, કેમકે તું અમારા સાત સંતના તપે કરીને ઉત્પન્ન થયો માટે તું સંતોનો તન થયો, તેથી તાહારૂ નામ સંતનુ, તવ સતનુંએ કહ્યું અરે પીતાજીઓ, મને મનુષ્યાવતાર આપ્યો, પણ હવે મને રઝળતો મુકીને તમે તો જાઓછો, ત્યારે માહારી શી ગતી, તવ સંતોએ કહ્યું જા આ ગામમાં રાજ-

ગાદીએ રાજ પુત્ર નથી તેથી તું આ ગામમાં ચાલ્યો ચાલ્યો રાજગાદી પાસે જજે, એટલે નગરના લોકો અમારા આશીરવાદને લીધે તને રાજ ગાદીએ બેસારશે. એ રીતે વરદાન આપો સાતે સંતો ચાલ્યા ગયા, તે પછી સંતનું નામનો જે પુત્ર હસ્તીનાપુરમાં રાજ્ય ગાદી રાજ્યાસન છે ત્યાં ગયો એવામાં તે નગરનું લોક તે સંતનુંને જોવા ભેગા થયા અને સર્વ લોકને સંતનુની આકૃતી જોઇ તેના ઉપર અતી પ્રેમ થયો, તેથી ગામના ગૃહસ્થો ને ડાહ્યા ડાહ્યા પુરૂષોએ ભેગા થઈ હસ્તીનાપુરની રાજ્યગાદી ઉપર તે સંતનુંને બેસાડી દીધો ને સર્વ રાજ્ય તેને સ્વાધીન કર્યું, પછી તેનું નામ સંતનુ રાજા કેહેવાયુ હવે એ સંતનુ રાજા સમુદ્રનો અવતાર છે તેને પ્રથમ કન્યા કેઇ મળી તે કથા તને કહુછું કે જે ગંગાજીએ સમુદ્રને પરણવાનુ વચન આપ્યું હતું તેને પરણવાનો યોગ કેવી રીતે બન્યો કે એક વાર સ્વર્ગને વીશે અષ્ટવસુ દેવતા લોક છે તેમાંનો વિશ્વાવસુ નામનો દેવ પોતાની સ્ત્રીને સાથે લેઈ વૈમાને બેશી પ્રથવીને વીશે પોતાના ગોર વશીષ્ટને ઘેર આવ્યા તે સમે ગોર પાતાળમાં યજ્ઞ કરાવવાને ગયેલા છે, ને ઘેર એકલાં ગોરાણી છે, તે ગોરાણીએ યજમાનને આવ્યાં જાણી ઘણા આદરભાવથી બોલાવ્યાં ને પોતાના ઘરના ઇલાયધા હોલમાં ઉતારો આપી ગોરાણીએ પુછ્યું અરે યજમાન રાજા કહો તમને શુ જમવાની ઇચ્છા છે, જે તમે કહો તે રસોઇ બનાવું, તવ વીશ્વાવસુએ કહ્યું અરે માતાજી અને જમીશું નહી ને ઋષજીનાં દરશણની ઇચ્છાએ આવેલાં છીએ. તવ ગોરાણીએ કહ્યું અરે ભાઇ ગોર માહારાજતો પાતાળ ગયા છે તે કાલે સવારે આવશે માટે તમો આજની રાત્રી અત્રે રહો ને સવારે ગોર માહારાજ આવે એટલે તેમને મળીને જજો પણ અત્યારે તમો જમવાની ના કહોછો તે સારૂ નહી. તવ વિશ્વાવસુ કહે અરે માજી અમને જરાપણ ક્ષુધા છે નહી, માટે કાંઈ બોલશો નહીં. એટલે ગોરાણી ઉઠી પોતાના ઘરમાં ગયાં; એવામાં સાંજ પડી એટલે ગોરાણીએ પોતાના ઘરમાં પોતાની ગાય હતી તેને દોહી દુધ કાઢ્યું. તેમાંથી થોડુ દુધ ગોરાણીએ જઇ પેલા વિશ્વાવસુને અને તેની સ્ત્રીને ઘણા આગ્રહથી પાયું. એ દુધનો સ્વાદ અમ્રીત કરતાં અધીક છે. તે દુધ પીને વિશ્વાવસુ તથા તેની સ્ત્રી માહા મોહીત થઈ ગયાં એમ કરતાં રાત્રી પડી એટલે ગોરાણી ગોરાણીના ઘરમાં સુઈ રહ્યાં ને વિશ્વાવસુ સ્ત્રી પુરૂષ પોતાના ઉતારામાં સુઈ રહ્યાં. એવે વિશ્વાવસુની સ્ત્રીએ વિશ્વાવસુને કહ્યું અરે સ્વામી આજ આપણને ગોરાણીએ જે દુધ પાયું તેવું દુધ સ્વર્ગમાં તો નથીજ પણ પાતાળમાં કે પ્રથવીનાં પણ

નહીજ હોય. માટે આજ માહારી વ્રત્તી એવી થઈ છે કે આ ગાય આપણ લેઈને છાનાં માનાં આપણે ઘેર જતાં રહીએ. એવાં સ્ત્રીનાં વચન સાંભળી વિશ્વાવસુ કહે જારે પ્રેમદા આપણે તે ગોરને ગાય આપીએ કે ગોરની ગાય લેઇએ? તવ સ્ત્રી કહે અરે પતી ચાહ્ય તો દસ ગાયો ગોરને આપજો પણ આ ગાયને તો ચોરી લ્યો. એમ સ્ત્રીનો ઘણો આગ્રહ જોઇ વિશ્વાવસુની બુદ્ધી બગડી, ને સ્ત્રીના કહેવા પ્રમાણે રાત્રીએ ગોરની ગાય છાની માની ચોરી લેઇ વૈમાનમાં બેશી સ્ત્રી પુરૂષ બંને જણ ગોરાણીને કહ્યા વીના સ્વર્ગે જતાં રહ્યા. તે પછી પ્રાતઃકાળ થયો એટલે પાતાળથી વશીષ્ટ ઋષી પોતાને ઘેર આવ્યા, તેવાજ પોતે સ્નાન કરી પોતાની દેવ સેવામાં બીરાજ્યા તે વખતે મહાદેવને સ્નાન કરાવવા ગોરે પોતાની સ્ત્રી પાસે ગાયનું દુધ માગ્યું એટલે ઋષી પત્ની ગૈશાળામાં ગાય દોવાને ગયાં તો ને ગૈશાળામાં ગાય દીઠી નહી તેવાંજ ઋષી પત્ની ગાભરાં થઈ ઋષીની પાસે જઈ કહ્યું અરે સ્વામીજી આજ આપણી ગાય ગૈશાળામાં નથી. ગમે તે કોઈ લેઈ ગયું. તવ ઋષીએ પુછ્યું કોઈ આપણે ઘેર આવ્યું હતું? ત્યારે ઋષી પત્નીએ કહ્યું કાલે સાંજે સ્વર્ગથી વિશ્વાવસુને એની સ્ત્રી એ બંને આવ્યાં હતાં, એમને મેં આપણી ગાયનું દુધ પાયું હતું તે પછી તે બંને જણાં રાત્રીએ અત્રે સુઇ રહ્યાં હતાં. પછી તે બંને જણા ગમે તે વખત મને કહ્યા વીના જતા રહ્યા છે તેથી મને પણ એમ વ્હેમ આવે છે કે તેજ આપણી ગાય ચોરી ગયેલાં; કેમકે તે બને જણ આપણી ગાયના દુધના બહુજ વખાણ કરતાં હતાં. તવ ઋષીના મનને નીશ્ચે થયું કે તેજ માહારી ગાય લેઈ ગયાં. તે ઉપરથી માહા ક્રોધાયમાન થઈ વશીષ્ટે શ્રાપ દીધો કે સરવે વસુ લોક સ્વર્ગથી પદ ભ્રષ્ટ થઈ પ્રથવીને વીશે અવતરજો. એવો શ્રાપ દીધો તે વારતા નારદજીએ જઇ પેલા વિશ્વાવસુના જે સાત ભાઇ છે તેમને જઈ કહ્યું કે અરે વસુઓ; પેલો વિશ્વાવસુ વસીષ્ટની ગાય ચોરી લાવ્યો છે ને તે ગાયનું દુધ તે ખાય છે તેમ છતાં તમને સર્વને ઋષીએ શ્રાપ દીધો. માટે જાઓ જઈ ઋષીને કગરી પડી તમારા શ્રાપનો અનુગ્રહ કરાવી આવો. તવ સાતે વસુ ઉદાશ થઈ પ્રથવી વીશે વશીષ્ટ ઋષી પાસે આવી રડી પડયા ને કરગરી કેહેવા લાગ્યા કે અરે માહારાજ તમારી ગાયનું દુધ ખાનારો દુધ ખાય છે, ને અમને વીના અપરાધે શું કામ શ્રાપ દીધો. એવાં સાતે વસુનાં વચન સાંભળી વશીષ્ટને દયા આવી તેથી એમ કહ્યું કે જાઓ તમે સાતે જણ પ્રથ્વીમાં અવતાર ધારણ કરીને તરતજ પાછા સ્વર્ગને પ્રાપ્ત થજો. ને તમારો વીશ્વાવસુ ઘણા દીવસ પ્રથવીને વીશે રેહેજો તવ સાતે વસુગો-

રને ચરણે લાગીને સ્વર્ગમાં ગયા. તેમણે જઇ પેલા વિશ્વાવસુને કહ્યું અરે મુર્ખ અંધુ તું આપણા ગોરની ગાય ચોરી લાવ્યો તેથી ગોર માહારાજે આપણા વસુકુંળના સર્વને શ્રાપ દીધો. તે તાહારેલીધે અમે સર્વ શ્રાપને પાત્ર થયા; હે મુર્ખ અજ્ઞાનના ભરેલા તું આવા કર્મને પોહોચ્યો, ધીક્કાર છે તને કે તારે લીધે અમે શ્રાપને પાત્ર થયા, પણ અમારા કાંઇક નસીબે અમને આવી નારદજીએ ખબર કહી તેથી અમે સાતે ભાઇઓ જઇ ગોર માહારાજને કરગરી પડી અમારા શ્રાપનો અનુગ્રહ કરાવ્યો, ને તને શ્રાપ રહ્યો. એવાં પોતાના ભાઇઓનાં વચન સાંભળી વિશ્વાવસુ માહા ક્રોધાયમાન થઇ પોતાની સ્ત્રી પાસે જઇ પોતાની સ્ત્રીને ઘણીજ ધીક્કારીને કહ્યું કે અરે કભારજા તેં મને ગોરની ગાય ચોરાવી તેથી મને ગોરનો શ્રાપ થયો, હવે જે કોઇ માહારી પેઠે સ્ત્રીનું કહ્યું કરી કુકર્મ કરશે તેની માહારા જેવી દશા થશે. એમ કહી ગોરની ગાય લેઇ રડતો રડતો વિશ્વાવસુ પોતાના ગોરને ઘેર જઇ તેમની ગાય તેમને આપી પોતે ગોરના ખોળામાં મુસ્તક મુકી રડી પડયો ને કહેવા લાગ્યો કે અરે બાપજી મેં માહારી સ્ત્રીના કહેવાથી આ કર્મ કર્યું તેથી તમારે તે સ્ત્રીને શ્રાપ દેવો હતો. તેને બદલે તમે તો મનેજ ગરદન માર્યો. હવે હું તમારે શરણે આવ્યોછું, માટે માહારા શ્રાપનો અનુગ્રહ કરો. તવ વશીષ્ટ ઋષી બોલ્યા એ શ્રાપનો નીવારણ નહી થાય પણ જા તું પૃથ્વીમાં રહ્યો થકો કાંઇપણ પાપમાં નહી પડે, ને તારાથી ઘણાં સારાં પ્રાક્રમ થશે. એમ કહી તેને વીદાય કર્યો. એટલે તે વિશ્વાવસુ સ્વર્ગ જઇ પોતાના સાત ભાઇઓને મળ્યો ને કહ્યું કે હવે આપણે પૃથ્વીને વીશે અવતાર લેવો તે આપણાથી મનુષ્ય જાતીને પેટ અવતાર ધરવો તે અઘટીત ગણાશે, માટે કોઇ દેવ વર્ગમાં ગણાતું હોય તેને પેટ જન્મ લેવો જોઇએ. એમ અન્યો અન્ય વીચાર કરતાં યાદ આવ્યું કે પૃથ્વી વીશે ગંગાજી છે તેમણે પોતાનું લગ્ન કર્યું નથી, તેથી તેમની પાસે જઇ તેમને કહીએ કે હે માતાજી તમે કોઇને વરોતો અમારે તમારે પેટ જન્મ લેવો છે. એમ કહી નક્કી કરી આવીએ. એવો સરવે વીચાર કરીને આઠે ભાઇઓ પૃથ્વીમાં ગંગાજીની પાસે ગયા ને જઇ ગંગાજીની ઘણી સ્તુતી કરી તવ ગંગાજીએ કહ્યું કહો ભાઇ તમો સ્વર્ગથી હાંઇ કેમ આવ્યાછો ને મને શું કહોછો. ત્યારે આઠે વસુ કહેવા લાગ્યા કે હે જગતના પાપની નીવારણ કરવાવાળી તમે અમારૂં એક કષ્ટ નીવારણ કરોતો કહીએ. તવ ગંગાજી કહે બોલો ભાઇ જે કષ્ટ હશે તે નીવારણ કરીશ. તવ વસુ લોક બોલ્યા કે અમને અમારા ગોરનો એવો શ્રાપ

થશે કે તમે આઠે વસુ પૃથ્વીમાં અવતરજો. તેમાંથી અમે સાત જણના શ્રાપનો એવો અનુગ્રહ કર્યો કે સાત જણ પૃથ્વીમાં જન્મ ધારણ કરીને પાછા તરત સ્વર્ગે જજો ને આ વિશ્વાવસુ ઘણા દીવસ પૃથ્વીમાં રહેજો. આવો શ્રાપ થવાથી અમો આઠે ભાઇએ એકાન્ત બેશી વિચાર કર્યો કે આપણુ દેવ વર્ગના થઇને મનુશને પેટ અવતાર લેઇએ તે ઘણુ લાન્છન છે માટે કોઈ દેવ વર્ગને પેટ જન્મ લેવો; એવો વીચાર કરીને અમો આઠે બંધુ આપની પાસે એટલી યાચના કરવા આવ્યા છીએ કે તમો કોકને વરો તો અમો તમારે પેટ જન્મ લેઇએ. એવાં આઠે વસુના દીનતા ભરેલાં વચન સાંભળી ગંગાજીએ કહ્યું જાઓ હવે હું થોડા દીવસમાં યોગ્ય પુરૂષને વરીશ એમ કહી વસુલોકને વિદાય કરી ગંગાજીએ વીચાર કર્યો કે હવે માહારે કોને વરવું આગળ એક ગાય બચાવવા શારૂ મેં સમુદ્રને વરવા સારૂ વચન આપેલું છે, તે સમુદ્રનો અવતાર હાલ હસ્તીનાપુરની ગાદિપર બેઠેલો સંતનું રાજા છે તેને માહારે વરવું જોઇએ. એવો વીચાર કરીને આસો માસની પુનેમને દીવસે પોતે ગંગાજી રાત્રીના સમે પોતે સોળે સણગાર ધરી માહા ઉમંગ ભેર હાથમાં વેંણા લેઇ ચાલ્યાં ચાલ્યાં હસ્તીના પુરના બહાર સંતનુનો બાગ છે તે બાગને વીશે જઇ મધ્ય રાત્રીને સમે વેણા સાથે સુર મેળવી ઘણું સુંદીર ગાયન સુકંઠે કરવા લાગ્યાં, તે સમે સંતનું રાજા નગ્રને વીશે પોતાના મેહેલની અગાશીમાં બેઠેલો હતો તેને કાને ગંગાજીના મનહર ગાયનનો સુર જવાથી સંતનું રાજા માહા ગુલતાન થઇ ગયો ને અતી મોહ લાગ્યો. તેથી મેહેલમાંથી નીચે ઉતરી પોતાના અશ્વપર બેશી નગ્રના બાહાર નીકળી સુર સાંભળી તે દીશાએ ચાલ્યો. ત્યાં જતાં જતાં પોતાના બાગમાં ગાયન થાય છે એમ માલમ પડ્યું તેથી તે સંતનું રાજા પોતાના બાગમાં પેશી અશ્વઉપરથી ઉતરીપડયો નેબાગમાં જ્યાં ગંગાજી ગાયન કરે છે ત્યાં ગયો તે સમે સંતનુ રાજાએ માહા રૂપવાન ને સુંદીર સુઘડ સ્ત્રી દીઠી. તેવોજ સંતનુ રાજા ગંગાજીની પાસે ગયો ને ગંગાજીનો પાલવ ઝાલી પોતે પુછવા લાગ્યો. અરે સુંદીર સ્ત્રી તમો કોણ છો, કયાંના રહીશછો કોણ જાતીનાંછો તેમ તમારૂ સાસરૂ પાહેર કયાં છે, ને આ બાગમાં એકલાં મધ્ય રાત્રીને સમે કેમ આવ્યાંછો ને ગાયન કોને સંભળાવો છો, એવાં રાજાના વચન સાંભળી ગંગાજીએ કહ્યું, હે રાજા કોઇ સ્ત્રીનો પાલવ ઝાલવો તે સુજ્ઞ પુરૂષને યોગ નથી. ને અમે મનુષ્ય જાતી છીએ અમારે શાસરી પીહેર નથી અમે તો આપ સ્વતંત્ર છીએ ને અમે અમારા મનને આનંદ કરવા રસ્તે જતાં જતાં આ બાગ સુંદીર જોઇને ગાયન કરીએ છીએ. તવ રાજા કહે અરે પ્રેમદા

જેમ તમારે કોઇ નથી, તેમ માહારે પણ કોઇ નથી હું પણ મ્હારે પન્ડે એકલોજ છઉં, ને આ હસ્તીનાપુર નગ્રનો હું રાજા છું તેથી તમો માહારે ઘેર ચાલો ને મ્હારી સાથે વરો. ત્યારે ગંગાજી બોલ્યાં હે રાજા મારે પરતંત્ર થવાની મરજી નથી ત્યારે સંતનું રાજા કહે તમો સ્વતંત્ર રહેજો હું તમારા સ્વાધીનમાં રહીશ તવ ગંગાજી કહે તેમ નહી અત્યારે તમે જેમ કહુ તેમ કબુલ કરો છો; પણ પાછળથી તમારી વ્રત્તી ભમી જાય માટે હું લગ્ન કરી પરતંત્ર થવા ખુશી નથી તવ સંતનું રાજા કહે હે પ્રેમદા હું જરા પણ વ્રત્તી ફેર કરવાનો નથી તવ ગંગાજી કહે હું મ્હારી મરજી પ્રમાણે વરતું તેમાં તમારાથી કાંઇ મને હરકત થાય નહી એવું વચન આપો તો તમને વરૂ. તવ સંતનું રાજાએ ખરા અંતઃકરણથી વચન આપ્યું. એટલે ગંગાજી સંતનું રાજાનો હાથ ઝાલી સંતનુની સંગાથે હસ્તીનાપુરમાં આવ્યાં. તે પછી તે રાત્રી વીતીને દીવસ થયો એટલે રાજાએ બ્રાહ્મણને બોલાવી વિધિ પ્રમાણે ગંગાજીની સાથે લગ્ન કર્યું પછી ગંગાજી અને સંતનું રાજા બંને જણ રાજી ખુશીથી રહી પોતાનો ગ્રહસ્થાશ્રમ ચલવે છે. એમ કરતાં કેટલાક દીવસ વીતી ગયા એવામાં ગંગાજીને ગર્ભ રહ્યો તે પેલા સ્વર્ગના આઠ વસુમાંના જે વીશ્વાવસુ વીના સાત વસુઓ હતા તેમાંનો એક વસુ ગર્ભમાં રહ્યો, એમ કરતાં નવ માસ થયા. એટલે ગંગાજીને પુત્ર જન્મનો સમય થવાથી એકાન્ત સ્થળમાં પોતે રહ્યાં એવામાં શુભયોગે પુત્ર પ્રસવ થયો. તેવાજ ગંગાજીયે એક વસ્ત્રમાં વીંટાળી પોતાની દાશીને આપ્યો ને કહ્યું કે જા આ પુત્ર ગંગાજીમાં નાખી દઇઆવ તવ દાશી આશ્ચર્ય સહિત ક્રોધ થઇ બોલી અરે બાઇ આ શું કહો છો. ત્યારે ગંગાજીએ કહ્યું જા જેમ હું કહુ તેમ તારે કરવું. તવ દાસી પુત્રને લેઇ ગંગાજીનાથી છાનીમાની સંતનું રાજાની પાસે ગઇ, ને રાજાને એકાન્ત બોલાવી કહ્યું કે અરે રાજા ધીરાજા આ તમારો પુત્ર ગંગાજીને પ્રસવ્યો છે. પણ મને તો તમારી રાણિએ વસ્ત્રે વીંટાળીને આંપી મને કહ્યું કે જા આ પુત્રને ગંગાજીમાં નાખી દઇઆવ તેથી હું આપને પુછ્યા વીના નાખી દઇઆવું તો મને આપનો ઠપકો મળે માટે હું આપને પુછવા આવી છું. હવે જેમ તમે કહો તેમ કરૂં. તવ સંતનુ રાજા કહે જા જા રંડા, એમાં તે તું મને શું પુછવા આવી છે. જેમ ગંગાજી કહે તેમ તાહારે કરવું. રાજાનાં એવાં વચન સાંભળીને દાશીએ જઇ પુત્રને ગંગાજીના જળમાં નાંખી દીધો. તે પછી કોઇ દીવસે ગંગાજીને બીજો ગર્ભ રહ્યો તેનું પણ તેમજ કર્યું એ રીતે જે પેલા સાત વસુ જનમ્યા ને સાતેને ગંગાજીએ મારી નાંખ્યા તેમાં ગંગાજીને જરાપણ દોશ નથી. કેમ કે ગંગાજી તે વસુઓના શાપને જાણે છે ને

પોતે એમ સમજે છે કે સ્વર્ગવાશી પ્રથ્વીમાંથી સ્વર્ગ જાય તેમ સારૂ એવામાં પેલો જે ગાયનો ચોરનાર તે વિશ્વાવસુ આઠમા ગર્ભમાં આવ્યો ને ગંગાજીના ઉદર વીશે ગર્ભમાં છે. તેને ગોરના શ્રાપથી ઘણા દીવસ પ્રથ્વીમાં રેહેવાનું છે તેથી યોગાન યોગે હસ્તીનાપુરની સર્વ પ્રજાને એમ થયું કે અહો આપણો રાજા જે રાણીને લાગ્યો છે તે તો ગોઝારી ને હત્યારી છે. કે જેણે પોતાનાજ સાત દીકરા મારી નાંખ્યા, માટે આપણે સરવે રહીઅતે હત્યારાના ગામમાં રહેવું જોઇએ નહી, એમ સર્વ રઇયત સંપ કરીને ઘરબાર છોડી બીજા દેશમાં રેહેવા જવાનુ ધાર્યું. એ વાત સંતનું રાજાના કાને ગઈ, તેથી સંતનુ રાજાએ વીચાર કર્યો કે આ સરવે રઇયત જતી રહેશે તો પછી હું રાજા કોનો ને હું રાજ્ય કોનાપર કરીશ એમ સમજી સંતનું રાજાએ ગામમાંથી સારા સારા ગ્રહસ્થ ઘરડાને ઠરેલ લોકોને એકાન્તમાં બોલાવી પુછયું કે ભાઇઓ તમો લોકો બીજે દેશ જવાનો કેમ માટે ઇરાદો કરો છો. ત્યારે તે રઇયત લોક બોલ્યા કે અરે માહારાજ તમારી રાણીએ સાત બાળ હત્યાયો કરી તેથી અમને એમ લાગે છે કે પાપના છાંટા પાડોશીનેલાગે છે, તો રાજાનું પાપ રઇયતને કેમ ન લાગે. વળી બીજો વીચાર એમ આવે છે કે અમારો રાજા સાત સાત દીકરે વાંજીયો રહ્યો. આવા અનેક વીચાર કરતાં આ હત્યારી રાણીના રાજ્યમાં રેહેવું યોગ્ય નથી એમ સમજી તમારૂ નગ્ર છોડવા સર્વના વીચાર થયો છે. આ રીતનાં રઇયત લોકનાં વચન સાંભળી સંતનું રાજા બોલ્યો કે હે સદગ્રહસ્થો હાલ આ રાણીને આઠમો ગર્ભ રહ્યો છે તેને પુત્ર થવા દો. પછી તે પુત્રને હું રાણીની પાસેથી લેઈ લેઇશ ને રાણીને કાઢી મુકીશ એમ કહી સર્વ પ્રજાને શાન્ત પાડી ને પછી થોડે દીવસે ગંગાજીને પેલા આઠમા ગર્ભનો પુત્ર થયો. તેવાજ ગંગાજીએ વિચાર કર્યો કે આ પુત્રને તો પ્રથ્વીમાં ઘણા દીવસ રહેવાનો શ્રાપછે પણ દેવજાતીના ને પ્રથ્વીમાં રહેવું તે અતી દુઃખદાયક છે. માટે આને પણ ગંગાજીના જળમાં પધરાવું તો તે સ્વર્ગને પ્રાપ્ત થાય એવું તેનુ ભલુ ઇચ્છીને ગંગાજીએ તે પુત્રને પણ વસ્ત્ર વીંટાળીને દાશીને આપ્યો ને કહ્યું કે જા આ પુત્રને ગંગાજીના જળમાં પધરાવી દે, તવ દાસી પુત્રને લેઇને ચાલી તેવામાં સતનું રાજા તાકી રહેલો હતો. તેણે જઇને દાશીને તમાચો મારી પુત્ર છીનવી લીધો. એટલે ગંગાજી બોલ્યાં અરે માહારાજ એ પુત્રને તમે કેમ છીનવી લીધો. ત્યારે સંતનું રાજા કહે અરે મુર્ખ પ્રેમદા આ? આઠ પુત્રે શું મને વાંઝીયો રાખવો છે ? ત્યારે ગંગાજી કહે જો એ પુત્રને રાખશો તો હું રેહેવાની નથી ને જો મને રાખવી હોય તો

તે પુત્રને મારી નાંખો ત્યારે સંતનું રાજા કહે આ પુત્રને ઉછેરવો હોય તો મારે ઘેર રહો નહી તો તમારી નજરમાં આવે તેમ કરો, એટલે ગંગાજી વસ્ત્ર પેહેરીને બોલ્યાં કે આ તમારો પુત્ર ને આ તમારૂ ઘરબાર તમે તમારે સંભાળી લેજો હવે હું ચાલી જાઉંછું. ત્યારે સંતનું રાજા કહે સુખ રૂપે ચાલ્યાં જાઓ. તમારે માટે માહારો વંશ નહી કાહાડુ ને બાળ હત્યાયો નહી લેઉ તેમ જગતમાં માહારી અપકીરતી નહી કરાવું એવાં સંતનું રાજાનાં વચન સાંભળી ગંગાજી માહા ક્રોધાયમાન થઈ મેહેલમાંથી ચાલી નીકળ્યાં ને પોતે નગ્ર બાહાર જઈ વિચાર કર્યો કે એ પુત્રને મેં તો આ મનુશા અવતાર છોડાવી એને એની દેવ પદવીયે મોકલવાનો ઘણો યત્ન કરી જોયો પણ એને થયેલો શ્રાપ મીથ્યા નહી થવાનો હોય તેથી માહારો કરેલો યત્ન મીથ્યા ગયો. હવે એનો શ્રાપ નીવારણ થવાનો નથી એમ મને નીશ્ચે ભાશ્યું માટે હવે તે વિશે આપણે યત્ન કરવો નહી ને એને સારા સુખમાં રાખી ઉછેરવો, પણ હવે સંતનું રાજાની કને રહેવા માહારી ઇચ્છા નથી તેથી રહેવું નહી ને માહારે માહારા જળમાં વાસ પુરી રહેવું અને સ્વતંત્રતા ભોગવવી. તેમ તે પુત્રને માહારે માહારી પાસે રાખી ઉછેરવો. એવુ વીચારીને ગંગાજી ગામ બાહારથી પાછાં વળી સંતનું રાજા પાસે ગયાં ને ત્યાં જઈ કહ્યું કે હે રાજા એ પુત્ર મને આપો એને હું પાંચ વર્ષનો કરી તમને તમારો પુત્ર સોંપી જઈશ, ત્યારે સંતનું રાજા કહે જો એ પુત્રનું આયુષ્ય હશે તો માહારી પાસે રહી ઉછરશે. તવ ગંગાજી કહે હે રાજા માતાના ધાવણ શીવાય બાળક સુખથી ઉછરવું તે ઘણું અસંભવીત છે. મા વિના છોકરૂં કોઈ કાળે ઉછરે નહી, માટે પુત્ર ઉછેરવા સારૂ મને આપો, ત્યારે સંતનું રાજા કહે જો એ પુત્રને તમારે ઉછેરવો હોય તો હાંઈ રહીનેજ ઉછેરો; હાંઈ રહીને ઉછેરતાં તમને શી હરકત છે. ત્યારે ગંગાજી બોલ્યાં તમોએ જે વારે મને વરવું હતું તે વારે બાગમાં એવું વચન આપ્યું હતું કે જેમ તમે કહેશો તેમ હું ચાલીશ, તે છતાં તમો આ પુત્રને માહારા કેહેવા પ્રમાણે નાશ કરવા દેતા નથી ને તે પુત્ર ઉછેરવો છે. તેથી તમે તમારા વચનથી ભ્રષ્ટ થયા માટે માહારે તમારે ઘેર રહેવું નથી. ને હું માહારા મુળ સ્થાનકે રહી એ પુત્રને ઉછેરી પાંચ વર્ષનો કરી તમોને તમારો પુત્ર આપા જઇશ. તવ સંતનું રાજા કહે હું વચનથી ભ્રષ્ટ થવા ખુશી નથી ને તમારા કહેવા પ્રમાણે ચાલવા ખુશીછું પણ આ બાળહત્યાયો કરવાનું તેમ વંશ કાઢવાનું તેમ જગતમાં અવજસ મળવાનું તેમ રૂઈયતનું મન દુભાવવાનું વચન પાળવું એમ કદી હોય નહી. તેમ એવું

થાય નહી, હું તો તમારાં શુભ વચન પાળવાને બંધાએલોછું, માટે જો તમારે પુત્ર ઉછેરી આપવા ખુશી થઈહોય તો હાંઈ રહીને આ પુત્રને ઉછેરો તવ ગંગાજી કહે ના મને પુત્ર આપો હું એને માહારે સ્થળે લેઈ જઈ ઉછેરી પાંચ વર્ષ નોકરી તમને આપી જઇશ, ત્યારે સંતનું રાજા કહે તમે માહારા સાત પુત્ર માર્યા તે પુત્રોનો નાશ કરતાં તમને ત્રાસ જરા પણ નથી તેથી આ પુત્ર તમને સોંપતાં મને વિશ્વાસ કેમ આવે. એવાં સંતનું રાજાના વચન સાંભળી ગંગાજી બોલ્યાં હે રાજા એ પુત્રને ઉછેરી પાંચ વર્ષનો કરી તમને આપી જાઉં નહી તો પ્રથવીને વીશે જેટલું પાપ થાય છે તે સર્વ પાપ માહારે માંથે, એવાં ગંગાજીનાં વચન સાંભળી સંતનું રાજાએ કહ્યું લ્યો આ પુત્ર તમને સુર્ય દેવની સાખે સોંપું છું હવે તમે જાણો ને ઇશ્વર જાણે; એમ કહી રાજાએ પુત્ર આપ્યો. તવ ગંગાજી પોતાના પુત્રને લેઈ નગ્ર બાહાર જઈ પોતાના જળમાં પુત્રને લેઈ પોતાના સ્થળે ગયાં, ને તે પુત્રને પાણીમાં રેહેવાથી કાંઇજ ઇજા હરકત થાય નહી એવો ગંગાજીયે પોતાના મહીમા વડે ઉપાય કરી પુત્રને રાખ્યો. ને તે પુત્રનું નામ ગાંગેવજી પાડ્યું. પછી તે ગાંગેવજી પોતાની માતા પાસે ઉછરે છે એમ કરતાં કરતાં ગાંગેવજી બોલતાં ચાલતાં શીખ્યો એમ કરતાં ગાંગેવ પાંચ વર્ષનો થયો તેવારે ગાંગેવજી નાહાનાં નાહાનાં ધનુષ્ય બાણ વીગેરે હથીઆરો લેઈ ગંગાજીની બાહાર વનને વીશે ઘણીકવાર રમવાને જતો હતો. તેવામાં એક દીવસ સંતનુ રાજા પોતાનું સેન્ય લેઇને ગંગા ત્રટે રમવા ગયો ત્યાં ગંગાજી ઉપર મેદાનમાં એક સ્થંભ સવાસો ધનુષ વારોપ્યો. તેના ઉપર એક ત્રણ હાથ લાંબુ સોવ્રણનું નીશાન ઘાલ્યું. તે પછી ત્યાં નદીના મેદાનમાં રાજા સભા કરીને બેઠો એવામાં ગાંગેવજી રમતો રમતો ત્યાં આવ્યો તેણે પેલું નીશાન જોઈ વીચાર કર્યો કે આ કોઈ લોકો કાંઇ રમત કરે છે તે હું જોઉં એમ સમજીને પોતે એક વ્રક્ષની નિચે કોરાણે ઉભો રહ્યો. એવામાં સભા વીશે સંતનું રાજા બોલ્યો કે; આ જે સવાશેર સોનાનુ નીશાન સ્થંભ ઉપર ઘાલ્યુંછે; તેને જે પુરૂષ એક બાણથી એકજ વખતે ત્રણ કટકા કરી નીચે નાંખે, તે સવાશેર સોનાનું નીશાન લેઇ જાય અને તેને હું શેલાં પાઘડીનો સરપાવ આપીશ; માટે જેને તે નીશાન તોડવાની હીમત હોય તે આ સભામાં ઉભા થઇને એક બાણથી તોડો એવી રાજાએ આજ્ઞા આપી તેવોજ સેન્યાપતી એકદમ ભરી સભામાં ઉભો થયો; ને બોલ્યો કે હે રાજા એક બાણે એ નીશાન હું તોડું છું, માટે મને આજ્ઞા આપો, તવ રાજાએ રજા આપી તેવુંજ તે શેન્યાપતીએ પો-

તાનુ ધનુશ લેઈ તેના ઉપર એક બાણ ચઢાવ્યું, તે નીશાનને બરોબર તાકીને તેના ઉપર બાણ ફેંકયું; તેવુંજ તે બાણ નીશાન કરતાં આડુ ગયું તવ તે સેન્યાપતીનું મોઢું ઉતરી ગયું ને નીચુ જોઈ સભામાં બેશીગયો. એટલે તમામ સભા ખડખડીને હસવા લાગી એટલામાં સંતનુ રાજાનો પ્રધાન પોતે નીશાન તોડવા ઉભો થયો ને પોતે બોલ્યો કે; અરે સભાસદો આપણા સેન્યાપતીએ આ નીશાન તોડવાની ઈચ્છા કરીને સરપાવ લેવો ધાર્યો પણ નીશાન તુટયું નહી. જુઓ કે એવા સેન્યાપતીઓથી આવાં નીશાન તોડાતાં હોય તો, કોઈ અમારા જેવા પ્રધાનનો ભાવ પુછેજ નહી. ને તે નીશાન હવે જો જો હું એક બાણે એક ઝપાટે એક પલકમાં તોડી ફેંકી દેઉછું. એમ કહી પોતે પોતાનું ધનુષ લેઇ તેના ઉપર બાણ ચઢાવી નીશાનને બરોબર તાકીને બાણ માર્યું. તેવામાં પવનનું લેહેરૂં આવ્યું તેવુંજ તે પ્રધાનનું બાણ આડું ચાલ્યું ગયું. તેજ વખતે પ્રધાનનું મોઢું ઉતરી ગયું ને નીચુ ઘાલી સભામાં બેશી ગયો. તે વખત સંતનું રાજા હર્શીને ઉભો થયો ને સકળ સભાને કહેવા લાગ્યો કે અરે સભાસદો આપણો સેન્યાપતી પોતાના બળના અભીમાને ઉભો થયો ને બાણ માર્યું પણ પોતે નીરાશ થઈ ગયો. તેથી આપણા પ્રધાનજી ઉભા થયા તેમણે સેન્યાપતીની મશકરી કરીને પોતાનું પ્રધાનપણું દરસાવવા કેટલાંક અભીમાનનાં વચન બોલ્યા પણ તેમને તેમનો અભીમાન નડયો તેથી તે પણ નિશાન તોડવામાં નીરાશ થયા. પણ હવે જો જો અમો એક બાણે આ નીસાન તોડીશું ને અમારૂ એક બાણ બસ છે જો પ્રધાન જેવા આવાં નીશાન તોડે તો અમને કોઈ રાજા માનેજ નહી. ને અમો નીશાન તોડીયે નહી તો અમને કોઈ રાજાની ઉપમા પણ આપે નહી. એમ કહી રાજાએ ભરી સભામાં પોતાની ખાંધ પરથી ધનુષ લેઈ તેના ઉપર બાણ ચઢાવી બરોબર નીશાનના સામુ જોઈ નીશાન તાકયું, પછી હાથની બરોબર ધારણ રાખીને બાણ ફેંકયું તેવોજ વાયુનો ઝપાટો આવ્યો તેવુંજ સંતનું રાજાનું મારેલું બાણ વાયુના વેગથી ખશી ગયું તેવોજ રાજાને માહા ક્રોધ ચડયો. તેથી રાજાએ દાજમાંને દાજમાં બીજાં બે બાણ માર્યાં, તે પણ આડાં ગયાં એટલે ગાંગેવે વીચાર કર્યો કે આ સરવે પુરૂશો છે. તે સરવે સ્ત્રીયો જેવા છે માટે એ નીશાન એક બાણથી હુંજ તોડી નાંખું, એમ ધારીને આઘે રહ્યા રહ્યા પોતાના ધનુશ પર બાણ ચડાવી તે માહા બળ વડે માર્યું તે બાણ વડે સોવ્રણના નીશાનના ત્રણ કટકા થઈ નીચે પડયા, તવ સંતનું રાજા જોઈ માહા આશ્ચર્ય પામ્યા કે ઓહો પેલા નાહાના બાળકે આપણા સર્વનું નાક

લીધું સાબાશ છે એ બાળકને અરે સેવકો જાઓ એ છોકરાને માહારી પાસે લાવો એ કોનો પુત્ર છે એ બાળકને માહારો પુત્ર કરી લેઈ માહારી પાસે રાખું, એવાં રાજાનાં વચન સાંભળી ચાર સેવકો પેલા ગાંગેવજીને બોલાવવા ગયા તેવાજ ગાંગેવજીએ ચાર સેવકોને જોઈ વીચાર કર્યો કે મેં રાજાની પ્રધાનની ઇજત લીધી તેથી રાજાએ મને પકડવા સારૂ સેવકો મોકલ્યા હવે તે સેવકો મને પકડી જઈ રાજા પાસે લેઈ જશે એટલે રાજા મને કાંક શીક્ષા કરશે એમ ભય પામીને ગાંગેવજી નાશી જવા લાગ્યો એટલે પેલા ચાર સેવકોએ ગાંગેવને પકડવા સારૂ દાટ મુકી તેમાંથી એક સેવક ઘણા બળથી ગાંગેવની લગભગ થયો તેવાજ ગાંગેવજી જતાક કે ગંગાજીના જળનાં પડયો ને જ્યાં પોતાની માતા ગંગાજી છે તેને જઈ બાહાજી પડયો. પેલા ચાર સેવકો ગંગા ત્રટે ખમચાઈ ઉભા રહ્યા ને વીચાર કર્યો કે એ છોકરો ભયનો માર્યો જળમાં પડી મરણ પામ્યો. એમ સમજી તે ચારે સેવકો ત્યાંથી પાછા વળ્યા, ને સંતનુ રાજા પાસે જઈ કેહેવા લાગ્યા કે હે રાજાધીરાજ પેલુ છોકરૂ અમને જોઈ ભય પામીને ગંગાજીમાં પડી મરણ પામ્યું, એવાં સેવકોનાં વચન સાંભળી સંતનુ રાજા માહા પ્રશ્ચાતાપ કરવા લાગ્યો ને પોતે એવો સંકલ્પ કર્યો કે હવે આજ પછી મ્હારે કોઈ દીવસ આ ગંગા ત્રટે આવી રમત કરવી નહી. એમ કરી પોતે પોતાનું શેન્ય લઈ પોતે નગરમાં ગયો. હવે જે પોતે ગંગાજીએ રૂદીયા સાથે ચાંપી કહ્યું કે હે પુત્ર તું કેમ સાસ ભર્યો કયાંથી આવ્યો, તવ ગાંગેવ કહે અરે માતાજી આપણા જળની બહાર કોઈ રાજા પોતાનું શેન્ય લેઈ અત્રે રમવા આવ્યો હતો તેણે એક કાષ્ટનો સ્થંભ રોપી તેના ઉપર સવાશેર શોવ્રણનું નીશાન રોપ્યું હતું, તે નીશાનને એક બાણથી તોડી ત્રણ કટકા કરી નાંખવા એવી સેરત કરી હતી. તેથી તે રાજાના શેન્યાપતીએ તે નીશાન તોડવા ઉમેદ રાખી બાણ માર્યું; પણ તેનું બાણ આડુ ગયું ને નીશાન તુટયું નહી તે પછી રાજાના પ્રધાને ઉઠી બાણ માર્યું, તો તે તેનાથી પણ નીશાન તુટયું નહી. ત્યારે છેવટે રાજા આપો આપ ઉઠયો તેણે ત્રણ બાણ માર્યા તો તે ત્રણે બાણ ખાલી ગયાં ને રાજા જ ખવાણો થયો તે વખતે મેં આઘેથી એક બાણ મારી તે નીશાનના ત્રણ કટકા કરી નાંખ્યાં. તેથી રાજાએ ધુસ્સે થઈ મને પકડવા પોતાના ચાર સેવકો દોડાવ્યા, તેથી હું નાશીને તમારી પાશે આવતો રહ્યો. એ રાતનાં ગાંગેવજીના મુખનાં વચન સાંભળી ગંગાજીને યાદ આવ્યું કે આ સ્થળે સંતનુ રાજા રમવા આવ્યા હશે કોઈ બીજો આવે નહી એમ કરતાં યાદ આવ્યું કે માહારા

ગાંગેવજીને પાંચ વર્ષ પુરાં થયાં ને માહારે રાજાની સાથે એવો કોલ કરાર થઈ ગયો છે કે પુત્ર પાંચ વરસનો થાય એટલે રાજાને આપવો. એમ સમજી ગંગાજીએ ગાંગેવને કહ્યું કે હે પુત્ર જે રમવા આવેલા તે તારા પીતાજી સંતનું રાજા હશે. માટે તું ગભરાતો નહી ને તું પાંચ વર્ષનો થયો તેથી ચાલ હું તને તારા પીતાજી પાસે તને મુકી આવું. એમ કહી ગંગ જીએ ગાંગેવજીને સ્નાન કરાવી સારા સણગાર વસ્ત્રો પેહેરાવી ગાંગેવજીને ગાંગેવજીનાં આયુધ આપી પોતે પોતાનુ સુંદીર સ્વરૂપ ધારણ કરી પુત્રને આંગળીએ વળગાડી હસ્તીનાપુર ચાલ્યાં તે ગાંગેવ તથા ગંગાજી બેઉ જણ હસ્તીનાપુરમાં રાજ્ય સભામાં જ્યાં સભા કરી સંતનુ રાજા બેઠો છે ત્યાં આવ્યાં તવ સંતનુ રાજાએ ગંગાજીને જોઈ કહ્યું કે આવો, આ કોણ છે. ત્યારે ગંગાજી કહે હે પતી આ તમારો પુત્ર લ્યો. તવ સંતનુ રાજા ગાંગેવની આકૃતી જોઇ વીચારમાં પડયો કે આ છોકરૂ નીશાન તોડીને નાશી ગયું હતું તેવું છે. એમ સમજી સંતનું રાજાએ કહ્યું કે અરે પુત્ર તેં કાલે કોઇનું નીશાન તોડયું હતું. તવ ગાંગેવ કહે હા તમારા કોઇથી નીશાન નહી તુટયું તેથી મેં એક બાણે નીશાન તોડયું હતું. તવ સંતનું રાજા માહા પ્રસન્ન થયો ને ઘણા પ્રેમ વડે ગાંગેવજીને બોલાવી પેતાને ઉછંગ લેઈ રૂદીયા સરસો ચાંપ્યો, પછી ગંગાજીએ સંતનુ રાજાને કહ્યુંકે હે માહારાજ જુઓ તમારો પુત્ર તમને આપ્યો; હવે હું રજા લઉછું. તવ સંતનું રાજાએ કહ્યું અરે ગંગાજી તમો શા માટે જાઓછો હાંઈ રહો રાજ્યાસન ભોગવો ને આ પુત્ર ઉછેરો એટલે ગંગાજી કહે હે રાજા જો મને રાખવી હોય તો એ પુત્રનો નાશ કરો. ત્યારે સંતનું રાજા કહે એ પુત્રનો નાસ કરવાનો નથી આ પુત્ર મને પ્રાણપ્રીય છે જો તમારે રહેવું હોય તો રહો નહી તો જે મારગે આવ્યાં તે મારગે પધારો એમ કહી વીદાય કર્યા. એટલે ગંગાજી પોતે પોતાને સ્થાનકે જઈ રહ્યાં. ને પછી ગાંગેવ અને સંતનુ રાજા એ બંને પીતા પુત્રને માહા હેત પ્રીત વધતી ગઈ એવામાં સંતનુ રાજાને ત્યાં ફરતા ફરતા ફરશુરામ આવ્યા તવ સંતનુ રાજાએ ઘણા આદરભાવથી ફરશુરામને પોતાને ઘેર સાત દીવસ રાખ્યા. તે વારે ગાંગેવજી ફરશુરામની શેવા ચાકરી કરે ને ફરશુરામની પાશેજ રહે પછી આઠમે દીવશે ફરશુરામે સંતનુ રાજાને કહ્યું હે રાજા આજ હું માહારે મઠ જાઉં છું, ને આ તાહારો પુત્ર ગાંગેવજી છે તેને હું માહારી સાથે લેઈ જાઉછું. કેમ કે આ પુત્ર માહા પ્રાક્રમી ને સત્યવાદી નીકળશે માટે એને છ માસ માહારે ત્યાં રાખી એને બાણુવીદ્યા ભણાવીને પછી તારો પુત્ર પાછો આ-

પી જઈશ. તવ સંતનુ રાજા કહે હે કૃપાનીધી એ પુત્ર તમારો છે, માટે જેમ તમારી નજરમાં આવે તેમ કરો. ત્યારે ફરશુરામે ગાંગેવજીને પુછયું હે પુત્ર તુ મારે ઘેર વિદ્યા ભણવા સારૂ આવવાને ખુશી છે કે નહી ? ત્યારે હસ્તે મોહોડે ગાંગેવે કહ્યું અરે પીતાજી હું આવવાને સારૂ ઘણો ખુશી છું, એમ કહી પોતે પોતાના પીતા સંતનુ રાજાને ચરણે લાગી રજા માંગી. તવ સંતનુ રાજાએ ખુશી થઈ રજા આપી. એટલે ફરશુરામ અને ગાંગેવજી બંને ફરશુરામને મઠ ગયા. ને ફરશુરામે ગાંગેવને પોતાના પુત્રની પેઠે પાસે રાખ્યો, ને પોતે ગાંગેવને પોતાની સાથે લેઈ જમવા બેસે તેમ પોતાની પાસે સુઆરે ને રાત દીવસ ગાંગેવને વીદ્યાભ્યાસ કરાવે એ રીતે ગાંગેવને માહા વિદ્વાન બનાવ્યો, એવામાં છ માસ પુરાણ થયા એટલે ગાંગેવને લેઈ ફરશુરામ હસ્તીનાપુર ગયા, ત્યાં જઈ સંતનું રાજાને કહ્યું કે સંતનુ લે આ તાહારો પુત્ર ગાંગેવજી આવ્યો એને મેં ઘણો વિદ્વાન ને સામર્થ બનાવ્યો છે, હવે તમે તમારે પીતા પુત્ર આનંદ કરો એમ કહી પોતે પોતાને મઠ ગયા, તે પછી સંતનું રાજા અને ગાંગેવ બંને પીતા પુત્ર આનંદથી રહે છે રાજ્ય ભોગવે છે ને તે બંનેને સુવાના મેહેલ જુદે જુદા છે, ને ભેગા જમે છે ને આનંદ ભોગવે છે.

## વિશ્રામ પાંચમો.

પીતા પુત્ર બેઉ રહે, ભોગવે છે આનંદઃ
વલ્લભ વદે તેવે સમે, કેવો ઉપજ્યો ફંદ.

એક દીવસ સંતનુ રાજા અશ્વપર બેશી વનને વીશે મ્રગીયા રમવાને ગયો તે જતાં જતાં નરમદા ત્રટે મ્રગને સોધે છે એવામાં એને કસ્તુરીની વાસના આવી તેથી એણે જાણ્યું કે આટલામાં કોક જગોએ કસ્તુરીયો મ્રગ છે. એમ જાણી જે દીશાથી સુગંધી આવે છે તે દીશાએ રાજા ચાલ્યો. એ કસ્તુરીની વાસના જે પેલી યોજનગંધા એટલે જે મચ્છગંધા જેને પેટ વેદમવ્યાસજીનો જન્મ થયેલો તે યોજનગંધાના શરીરમાંથી કસ્તુરીની વાસના ચાર ગાઉ ફરતી ઉડે છે ત્યાં તેની ઝુંપડી ભણી રાજા ગયો. એવામાં તેણે ઝુપડી દીઠી ને વીચાર કર્યો કે આ ઝુંપડીમાંથી વાસના આવે છે. માટે નીશ્ચે ઝુંપડીમાંજ મ્રગ છે.

એમ સમજી ધનુશ ઉપર બાણ ચઢાવ્યું એટલામાં મચ્છગંધા સ્વાભાવીક ઝુપડીની બાહાર નીકળી, એટલે તો રાજાએ માહા મનોહર સ્ત્રી દેખી, વીચાર કરવા લાગ્યો કે અરેરે જો મેં બાણ માર્યું હોત તો મને સ્ત્રી હત્યા લાગત, એમ પ્રશ્ચાતાપ કરીને હાથમાંથી બાણ ફેંકી દેઈ પોતે અશ્વ ઉપરથી ઉતરી પડ્યો ને જઈ મચ્છગંધાનો પાલવ પકડ્યો. તવ મચ્છગંધા કહે અરે રાજા તમોએ કેમ માહારો પાલવ ઝાલ્યો. તવ સંતનુ રાજા કહે અરે બાઇ તું કોણ છે ? આવા અરન્યમાં તું અબળા જાતી એકલી કેમ છે, તાહારી નાત જાત કોણ છે તાહારાં માતા પીતા કોણ છે તેમ સાસુ સસરાને પતી કોણ છે, એટલે મચ્છગંધા કહે અરે રાજા માહારે સાસુ સસરા કે પતી નથી. માહારે માતા પાતાછે તે ઢીંમરની જાત છે. હું રાજબીજ છું મારેને માહારી પાળક માતાને બનાવ નહી રહેવાથી મને માહારા પીતાએ કાહાડી મુકી છે તેથી હું હાંઈ ઘણા દીવસથી આ ઝુંપડી બાંધીને રહીછું. આવા મચ્છગંધાનાં વચન સાંભળી સંતનુ રાજાએ કહ્યું કે અરે પ્રીયા આ વનમાં રહી શા સારૂ દુ:ખી થાઓ છો, તમે માહારે ઘેર ચાલો હું હસ્તીનાપુરનો રાજાછું માહારે એક પેહેલી સ્ત્રી હતી તેનો એક પુત્ર છે ને તે સ્ત્રી પુત્રને મુકી પોતાને પીહેર રેહે છે. માટે તમે માહારે ઘેર ચાલો, ત્યાં તમે સુખી થશો. એવાં રાજાનાં વચન સાંભળી મચ્છગંધાએ કહ્યું ભલે હું આપને ત્યાં આવવા ખુશીછું. પણ માહારાં પાળક માતા પીતાની આજ્ઞા વીના ને એમને હાથે તમારી સાથે પરણાવ્યા વીના આવવા ખુશી નથી, માટે માહારા પીતાજીની પાસે તમો પધારો માહારા પીતા રાજી થઇ તમારી સાથે પરણાવશે, એવાં મચ્છગંધાનાં વચંન સાંભળી સંતનુ રાજા બોલ્યો કે અરે પ્રીયા તને તે માબાપે કાઢી મુકી હવે તે મા બાપને પુછવું તે વ્યાજબી નથી. ત્યારે મચ્છગંધા કહે ગમે તેમ હોય પણ જેણે ઉછેરી મોહોટી કરી તેની હું કૃતઘ્ની નહી થાઉં, જો તે તમને એમ કહે કે તમે જાણો ને તે છોકરી જાણે, જો એવો જવાબ દેતો પછી એમને પુછવાનું કાંઇજ કારણ નથી; માટે આપ અયોદ્ધા નગ્ર જઈ માહારા પીતાને પુછો. એવાં મચ્છગંધાનાં વચન સાંભળી સંતનુ રાજા અયોદ્ધામાં ઢીંમરનું ઘર પુછીને ગયો, ત્યાં ઢીંમરે ઘણા આદરથી સંતનુ રાજાને બોલાવ્યો ને આસન આપી બેસાડીને નમસ્કાર કરી ઢીંમર પુછવા લાગ્યો, અરે માહારાજ હું રંકને ઘેર કેમ કૃપા કરી. ત્યારે સંતનુ રાજા બોલ્યો, હે ઢીંમર નર્મદા ત્રટે જે મચ્છગંધા નામની કન્યા છે તે કોણ છે ? ત્યારે ઢીંમરે કહ્યું કે હે માહાજ એતો મારી પાળક પુત્રી છે. ત્યારે સંતનું રાજા કહે એ તારી પુત્રી તું

મારી સાથે પરણાવ તું જે કહે તે હું તને આપુ ત્યારે ઢીમરે કહ્યું કે મહારાજ તમો હસ્તીનાપુરના સંતનુ રાજા છો ને તમારે ગાંગેવ નામનો પુત્ર છે તે બધું હું જાણું છું. તમને મ્હારી પુત્રી પરણાવું તેથી મને હરકત નથી તેમ મ્હારી પુત્રી સુખી થાય તેવું છે માટે પરણાવવાને હું ખુશી છું પણ તમારા પુત્ર ગાંગેવજી આવીને વીવાહ કરી જાય તો પરણાવું તેવીના પરણાવું નહી તવ-સંતનું રાજા કહે અરે ઢીંમર કાંક વીચાર કરીને બોલ હું પીતા થઇ પુત્રને મ્હારે પરણવાની વાત કહું તે ઘણું અયોગ્ય છે. ત્યારે ઢીમરે કહ્યું કે ના મહારાજ ગાંગેવના કહ્યા વીના મ્હારી પુત્રી હું પરણાવવાનો નથી એવાં ઢીમરનાં વચન સાંભળીને સંતનુ રાજા ત્યાંથી અશ્વ બેસી હસ્તીનાપુર ગયો ને તેણે જઇ પોતાના મ્હેલમાં મહા ઉદાસ થઇને મંચકમાં પડયો. એવામાં પ્રધાન સંતનુ રાજાની પાસે ગયો ને તેણે રાજાને મહા ઉદાસમાં દીઠો તેથી પ્રધાને પુછયું કે હે રાજા ધીરાજ આજ તમો અતી શોકવાન થઈ કેમ પડયા છો. તે મને કહો? તવ સંતનુ રાજા કહે અરે પ્રધાનજી આજ હું મ્રગીયા રમવા ગયો ત્યાં મહા રૂપવાન સ્ત્રી જોવામાં આવી તે સ્ત્રી જોવામાં આવી, તે સ્ત્રી પરણવાનો મને પ્રેમ થયો તેથી તે સ્ત્રીને મ્હારી સાથે પરણવા કહ્યું તેથી તે સ્ત્રીએ પણ પરણવા કબુલ કર્યું પણ એમ કહ્યું કે મારા માતા પીતા તમારી સાથે મને પરણાવે તો પરણું તે ઉપરથી હું તેના પીતા પાસે ગયો ને મે તેના પીતાને તેની પુત્રી મ્હારી સાથે પરણાવે તેવી હકીકત કહી ત્યારે ઢીમરે મને કહ્યું કે હા મહારાજ મચ્છગંધા નામની મ્હારી પુત્રી છે ને હું પણ વરને ખોળું છું, તેથી તમારી સાથે પરણાવતા હું ઘણો ઉજળો છું. પરંતુ હું કયારે પરણાવું કે તમારો ગાંગેવ નામનો પુત્ર છે તે જો જાતે અહીંયા આવીને તમારા વીવાહ કરી જાય તો હું પરણાવું નહિતો તે શીવાય તમારે મને કાંઇપણ કહેવું નહી તેથી હે મોહા ડાહ્યા પ્રધાન આજ હું ઘણાજ શોકમાં પડયો છું. અને એ શોકથી ને એજ સોસનાથી મ્હારો દેહ પડશે અને છેવટ હું અધોગતીને પામીશ એમ મને નિશ્ચે ભાસે છે. તવ પ્રધાને કહ્યું અરે માહારાજ તમો તે સોસના નં કરશો, આપણ ગાંગેવને તે ઢીમર પાસે મોકલીએ ને તે જઇને એ ઢીંમરનું મન પ્રસન કરી વિવાહ કરી આવે. એટલે સંતનુ રાજા કહે અરે પ્રધાન માહારાથી પુત્રને એમ કેમ કેહેવાય કે હે પુત્ર તું મને પરણાવ. જો કે પુત્ર પીતાને કહે કે મને પરણાવો પણ પીતાથી કદી કેહેવાયજ નહી. તવ પ્રધાન કહે અરે માહારાજ તમારે ગાંગેવને કેહેવાની કાંઇજ જરૂર નથી. અતો હુંજ કહીને ગાંગેવને કહીને તમારો વીવાહ

કરવા મોકલ્યુછું, તમારે કાંઇજ કેહેવાનું નથી. એમ કહી પ્રધાન ગાંગેવજીના મેહેલમાં ગયો, એટલે ગાંગેવે ઘણા આદરથી આસન આપી બેસાડયાને કહ્યું આજ આપો આપ માહારા મેહેલમાં કેમ પગલાં કર્યાં. ત્યારે પ્રધાને કહ્યું અરે ગાંગેવજી તમારા પીતાજી આજ મંચકે પોઢયા છે ને માહા દુખવાન તુલ્ય થઈ પડયા છે. તેથી તેમને જોઇ હું તમને કેહેવા આવ્યોછું. ત્યારે ગાંગેવ કહે એવું શું દુખ થયું છે કે એકા એક મંચકે પોઢયા છે, તેમ તેમણે કેમ કોઇને કહ્યું નથી. તવ પ્રધાન કહે એમને કાંઈ તન દુખ થયુ હોય તેમ નથી પણ મન દુખ થયું હોય તેમ ભાશે છે એટલે ગાંગેવે કહ્યું એમના મન દુખની આપણુને કેમ ખબર પડે અને તેવી ખબર પડયા વિના એમનું મનદુખ કેવી રીતે આપણુ ભાંગી શકીએ. ત્યારે પ્રધાન કહે અરે ગાંગેવજી પુત્રનો ધર્મ એવો છે કે પીતાને ચાહ્ય તેવું દુખ હોય પણ પુત્રે તે દુઃખ ભાંગવું, માટે તમો તમારા પીતા પાશે જઈ એમ કહો કે હે પીતાજી તમારા મનને જે દુઃખ હોય તે મને કહો. જો તમો મને કહો નહી તો તમને માહારા શોગન છે ને જે દુખ હોય તે દુખ હું ન ભાગુ તો હું તમારો પુત્ર નહી એમ કહીને પુછશો તો ખરી વાત નીકળી આવશે, એમ કહી ગાંગેવને ઉસ્કેરીને પ્રધાને ગાંગેવને સંતનુ રાજા પાશે મોકલ્યો એટલે ગાંગેવજી પોતાના પીતાજીની પાસે જઈ મંચક નીચે બેઠો ને પોતાના પીતાને બોલ્યા કે હે પીતાજી આજ તમો કેમ માહા ઉદાસ થઈ પડયા છો! તવ સંતનુ કહે કાંઇજ નહી, તવ ગાંગેવ કહે હે પીતાજી તમારા મનનું જે દુઃખ હોય તે મને કહો નહિ તો તમને માહારા સોગન છે. ને તમારૂ જે દુઃખ હશે તે હું ભાગુ નહી તો હું તમારો પુત્ર નહી. એવું કહ્યું એટલે સંતનુ રાજા કહે અરે પુત્ર હું મહારા મનનું દુખ તને કહીશ તે કેવળ અણઘટતું ને લજ્યા પામવા જેવું છે. માટે કેહેતાં માહારી જીભ ઉપડતી નથી. તેમ છતાં તેં સોગન દીધા છે માટે કહુ છું. એમ કહી આડુ જોઈ સંતનુ રાજા બોલ્યો હે ગાંગેવ આજ હું વનને વીશે મ્રગીયા રમવા ગયો હતો ત્યાં નર્મદા ત્રટે એક યોજનગંધા નામની સ્ત્રી જોઈ મને માહા મોહ ઉત્પન થયો; તેથી મેં તેને માહારી સાથે વરવાની વાત પુછી તો તે વાત તેણે કબુલ કરી; પણ એમ કહ્યું કે અયોધ્યામાં ઢીંમર મારો પીતા છે, તે તમારી સાથે પરણાવે તો હું કબુલ છું. એવાં સ્ત્રીનાં વચન સાંભળી હું અયોદ્ધામાં ઢીંમરને ત્યાં ગયો ને જઈ ઢીંમરને પુછયું તો તે ઢીંમર પણ માહારી સાથે પરણુવા કબુલ થયો; પણ તેણે એમ કહ્યું કે તમારા પુત્ર ગાંગેવજી આવીને વિવાહ કરી જાય તો હું પરણાવું. એવાં એ ઢીંમરનાં

વચન સાંભળી ઘેર આવ્યો. ને મને એવો પશ્ચાતાપ થયો કે અરેરે મને આ શું સુજ્યું, કે હજી મેં માહારા પુત્ર ગાંગેવને તો પરણાવ્યો નથી ને મેં પરણવા ઇચ્છા કરી આ તે માહારામાં કેવી મુર્ખતા આવી. વળી કોઈ બીજી જાતી નહી ને ઢીંમરની જાતમાંજ પરણવા વૃત્તી થઈ કે જેથી માહારે જ્ઞાતી બાહાર રેહેવું પડે, તેમ માહારા પુત્રને કોઈ કન્યા દે નહી. તેમજ પુત્રને માથે લાન્છન બેસે એવો મને કાંઇ પણ વીચાર આવ્યો નહી ને મને આ શું સુજ્યુ એવા પશ્ચાતાપથી ને તે કન્યામાં વૃત્તી ખેંચાવાથી મને મન દુઃખ ઉત્પન થયું છે. તેથી હવે માહારો દેહ પડશે એમ પણ મને ભાસે છે. એવાં પીતાજીનાં વચન સાંભળી ગાંગેવજી કહે, અરે પીતાજી આ માહારો દેહ જાય તો શું થયું. પુત્રે પીતાનું અંતઃકર્ણ પ્રફુલીત ન કર્યું તે પુત્ર નથી. હવે ગમે તેમ થાય પણ એજ કન્યા તમને પરણાવું તોજ હું માહારો દેહ રાખું નહી તો માહારો દેહ ત્યાગ કરૂં એમ કહી ગાંગેવજી ઉઠી પોતાના મેહેલમાં ગયો; ત્યાં જઈ પોતાનાં વસ્ત્રાભુશણ પેહેરી પોતાનાં આયુધ લેઇ રથે બેશીને અયોદ્ધા નગરમાં ઢીંમરને ઘેર ગયો. તવ ઢીંમરે ગાંગેવને દેખતામાંજ ઘણો આદરભાવ કરી બોલાવીને આસન આપી ગાંગેવને બેસાડયા. પછી ઢીંમરે ગાંગેવજીને પુછયું ? અરે સંતનું નંદન ફરશુરામના વિદ્યારથી અતી સત્યવાન હું કંગાલને ઘેર કેમ કરૂણા કરી ? તવ ગાંગેવજીએ કહ્યું અરે ઢીંમર માહારા પીતાજીને તમારી પુત્રી વરવાની ઇચ્છા થઈ છે તેથી માહારા પીતાજીએ આવી તમારી આજીજી કરી તો પણ તમે તે કન્યા તેમને કેમ નહીં પરણાવી. તવ ઢીંમર કહે અરે મહારાજ મેં જાણ્યું કે તમારા પીતાજીની વૃદ્ધાવસ્થામાં પ્રકરતી બગડી હશે. એમ જાણીને તથા તમો ઉત્તમ જાતી ક્ષત્રી છતાં અમારી નીચ જાતી ઢીંમરની કન્યા માગી તે આશ્ચર્ય લાગ્યું. ને મેં જાણ્યું કે ગાંગેવને પુછયા વિના કન્યા પરણાવીશ તો ગાંગેવજીને ધુસ્સો થશે એમ સમજી તમારા પીતાજીને એમ કહ્યું કે ગાંગેવજી આવીને વિવાહ કરી જાય તો પરણાવું તવ ગાંગેવજી કહે અરે ઢીંમર તેં યોગ્ય જવાબ દીધો છે. હવે મને તારા ઉપર કાંઈ પણ દ્વેશ નથી. હવે તું તાહારી પુત્રી માહારા પીતાજી સાથે પરણાવ હું તને જે માગે તે આપું, તવ ઢીંમરે કહ્યું અરે માહારાજ તમે અમારી નીચની કન્યા લેશો તેથી ક્ષત્રીની જ્ઞાતીથી વિમુખ થશો. તવ ગાંગેવે કહ્યું જ્ઞાતી બાહાર રહીશું તો અમે રહીશું, એમાં તાહારે કાંઈ પણ કેહેવાનું નથી તારે બીજું કેહેવું હોયતો કહે, ત્યારે ઢીંમર કહે હે ગાંગેવજી તમારા પીતાને મારી પુત્રી પરણાવું તે માહારી પુત્રીને પુત્ર થાય

તો પછી હસ્તીનાપુરની રાજગાદી તમે ભોગવો કે માહારા પુત્રીના પુત્ર ભોગવે તવ ગાંગેવે વીચાર કર્યો કે આતો અમારા જ્ઞાતી બાહારના દુખે મને બોલાવ્યો નથી, ને એણે એના લાભના માટે મને બોલાવ્યો છે. એમ સમજીને ગાંગેવે વીચાર કર્યો કે જેમ આ ઢીંમર કેહેશે તેમ હું કબુલ નહી કરૂં તો માહારા પીતાને આ ઢાંમર કન્યા પરણાવવાનો નથી; માટે ગમે તેમ થાય પણ માહારે તો માહારા પીતાજીની ઇચ્છા પુરણ કરવી તેજ માહારો ધર્મ છે. એમ સમજી ગાંગેવજી બોલ્યા જા ભાઈ તારી પુત્રીને પુત્ર થાય તો તેજ રાજગાદી ભોગવે જો રાજ્યગાદીએ બેસુ તો મને બ્રહ્મહત્યાનું પાપ છે. તવ ઢીંમર બોલ્યો અરે માહારાજ કદી તમો નો ગાદી ભોગવોં નહી પણ તમારા પુત્ર થાય તે માહારી પુત્રીના પુત્રના રાજ્યમાં ભાગ લે કે નહી, તવ ગાંગેવે માહા ક્રોધમાં ને ક્રોધમાં કહ્યું કે હું સ્ત્રી પરણીશ તો મને પુત્ર થશે નહીં; થવાના નથી. એતો તું જાણે છે કે નહી. તવ ઢીંમર કહે હા માહારાજ એતો હું સમજુ છું. તવ ગાંગેવ કહે જા જગતમાં જેટલી સ્ત્રી છે તેટલી સરવે માહારી માં અને બેહેન છે. માહારે લગ્નજ કરવું નહી; એવાં ગાંગેવનાં વચન સાંભળી ઢીંમર કહે જાઓ માહારાજ હવે તમો ઘેર જઈ તમારા પીતાજીને સુખ રૂપે પરણવા મોકલો, માહારે કાંઈ પણ લેવું નથી, ને મને જે મળશે તે આપીને કન્યાદાન દઇશ, એવું કહિ ગાંગેવને રજા આપી, એટલે ગાંગેવજી ઢીંમરના ઘરમાંથી નીકળી અશ્વે બેશી હસ્તીનાપુર ગયો; ત્યાં જઈ પ્રધાનને બોલાવી પોતાની સાથે લેઇ પોતાના પીતા સંતનુ રાજાની પાસે ગયો, ત્યાં પીતાની પાસે જઇ પીતાજીને ચરણે લાગ્યો ને કહ્યું કે અરે પીતાજી હું અયોધ્યા નગ્રમાં જઈ જે કન્યા તમે જોઈ હતી તેનો હું વીવાહ કરી આવ્યો; હવે તમે તમારે જાઓ, ને જઇને પરણી આવો; તવ સંતનું રાજાએ આડુ જોઇ કહ્યું કે હે પુત્ર તને ધન્ય છે; પછી ગાંગેવ પોતાને મુકામે ગયો, એટલે સંતનું રાજા મંચકમાંથી ઉઠયો ને પ્રધાનને કહ્યું, અરે પ્રધાન આપણે બેઉ જણ દસ વીશ સેવક લેઇને અયોદ્ધા નગ્ર ચાલો, તવ પ્રધાને સારા સારા સેવકો તથા પાંચ દસ કારભારીયોને સાથે લીધા, ને તે સરવે સંતનું રાજાની સાથે અયોદ્ધા નગ્ર ભણી નીકળ્યા. એવામાં પેલો ઢીંમર અયોદ્ધાથી જઇને નરમદા ત્રટથી પોતાની પુત્રી મચ્છગંધા ઉર્ફે યોજનગંધાને પોતાને ઘેર લઈ આવ્યો. એવામાં સંતનુ રાજા અયોદ્ધામાં ઢીંમરને ઘેર આવ્યો. એટલે ઢીંમરે ઘણું માન્ય દેઈ જાનીવાસો આપી ઉતાર્યા, તે પછી શુભ મહુરત જોઇ ઢીંમરે બ્રાહ્મણને બોલાવી વિધી પ્રમાણે સંતનુ રાજાને કન્યાદાન દીધું ને એક સહસ્ર સોના મોહોરો

સંતનુ રાજાને કન્યાદાનમાં આપી પછી વર કન્યાને વળાવ્યાં. એટલે સંતનુ રાજા તથા મચ્છગંધા અને પ્રધાન વીગેરે હસ્તીનાપુરમાં આવ્યા.

## વીશ્રામ છઠો.



હસ્તીનાપુર આવીયો. કન્યા લેઈ રાજન;
તે વાત ચાલી વિશ્વમાં, વલ્લભ વદે વચન.

હવે વૈશમપાય ઋષી જનમેજયની પ્રત્યે કહે છે. હે જનમેજય રાજા સંતનુ રાજા ઢીંમરની પુત્રીને પરણ્યો તે વાત ચોરાશી હજાર દેશમાં ચાલી, તેથી સરવે ક્ષત્રીનંદનોએ અન્યોઅન્ય પત્રો લખી ઠરાવ કર્યો કે આજથી હસ્તીનાપુર જ્ઞાતી બહાર છે. તેમની સાથે કોઇએ વાત વ્યવહાર પણ રાખવો નહી. એવો ઠરાવ થવાથી હસ્તીનાપુર નાત બાહાર મુકાયું. એ વારતા સંતનુ રાજાએ જાણી, તેથી પોતે ઘણો પસ્તાવા લાગ્યો એવામાં ગાંગેવજી પોતાના પીતા પાસે આવ્યો; તવ સંતનુ રાજાએ કહ્યું અરે પુત્ર મે માહા મુરખાઈ કરી કેમ કે હું ઢીંમરની પુત્રીને પરણ્યો તેથી આપણને સર્વ ક્ષત્રીઓએ જ્ઞાતી બાહાર કર્યા. તેથી હવે તને કન્યા મળવી દોહલી છે, મેં તારો જન્મ બગાડયો. એવાં પીતાજીના વચન સાંભળી ગાંગેવે કહ્યું અરે પીતાજી મને કન્યા નહી મળે એવા કારણથી કાંઈજ સોસના કરશો નહી. કેમકે મે તો ઢીંમરને ઘેર એવી પ્રતીજ્ઞા કરી છે કે જગતમાં જેટલી સ્ત્રી તેટલી માહારી માતા ને ભગની છે. તવ સંતનુ કહે અરે પુત્ર એવી પ્રતીજ્ઞા કરવાનું કારણ શું ? ત્યારે ગાંગેવ કહે એ ઢીંમરની મરજી મુજબ મેં કબુલત ન કરી હોત તો તે તમને પરણાવત નહી. માટે મેં પ્રતંજ્ઞા કરી છે. એવાં ગાંગેવનાં વચન સાંભળી સંતનુ રાજા માહા દીલગીર થયો, ને અપસોસ કરવા લાગ્યો કે અરેરે માહારે માટે પુત્રનો આખો જન્મ બગડયો. અરેરે મને આ બુદ્ધી કેમ સુજી. એવો પીતાનો અપસોસ જોઈ ગાંગેવે કહ્યું અરે પીતાજી તમે જરા પણ અપસોસ કરશો નહી. હવે જે થયું તે ફરવાનું નથી. અને સંસારની ઉપાધીથી હું મુક્ત થયો તેથી માહારૂ ઘણુ સુધર્યું. વળી માહારે લગ્ન કરવું નથી તો હવે આપણે જ્ઞાતીની કાંઈજ જરૂર નથી માટે જ્ઞાતી બહાર રહ્યાની પણ અપસોસી કરશો નહી. એમ પોતે પોતાના પીતાને

શાન્ત પાડી ગાંગેવજી ગયા, અને પોતે પોતાનુ એકાન્ત સ્થળ કરેલું ત્યાં જઈ રહ્યા, તે ત્યાં ઇશ્વરોપાસના હરનીશ કર્યા કરે છે ને દીવસમાં એક વખત પોતાના માતા પીતા પાસે જઈ આવે છે, ને જે મચ્છગંધા પોતાની ઓરમન મા તેને પોતાની સગી મા કરતાં અધીક જાણે છે ને તેને સતવત્તી માતા કહીને બોલાવે છે, તેમ મચ્છગંધા પણ ગાંગેવને પોતાના રદય કરતાં અતી પ્રીય ગણે છે. એ રીતે એમના ગ્રહસ્થાશ્રમ રૂડે પ્રકારે ચાલે છે. એવામાં મચ્છગંધાને ઉદર ગર્ભ રહ્યો તેનો એક પુત્ર થયો તેનું નામ વિચીત્રવિર્ય પાડયું. તેની પાંચ વર્ષની ઉમ્મર થઇ એવે બીજો પુત્ર થયો, તેનુ નામ ચીત્રાંગદ પાડયું. એવા બે પુત્ર થયા પછી સંતનુ રાજા મરણ પામ્યા. એટલે ગાંગેવજીએ પોતાના પીતાની ક્રીયા કરીને પોતાના બે ભાઇને પોતે હાથ લેઈ વિદ્યાભ્યાસ કરાવવા માંડયો; ને પોતાનું રાજ્ય પોતે સભામાં રાજ્યગાદીની પાશે બેશી રાજ્યનિતી ચલાવે છે. ને નિત્યાન પ્રાતઃકાળમાં ઉઠી પોતાનું નિત્ય કર્મ કરી મધાને એક ભુકતા ભોજન કરી રાજ્યસભામાં જાય છે. તે પછી પોતાના બંધુઓને રાજ્ય વિદ્યા અને બાણ વિદ્યા પોતે શીખવે છે. તે પછી રાત્રીએ પોતાની હોરમાન મા સતવતીની પાશે જઇ માતાને જ્ઞાન વૈરાગને ભક્તીનો ઉપદેશ કરે છે. તે પછી પોતે પોતાના ભોંયરામાં જઈ બે પોહોર સહ્યન કરે છે. એ રીતે પોતે પોતાનો નિયમ કર્યો છે. એમ કરતાં પોતાના બંને ભાઇઓ ઉમ્મર લાયક થયા, એટલે તે બન્ને ભાઇઓને વીધી પ્રમાણે ઉપવિત દિધાં; ને તેમને શટ કર્મના અધીકારી કર્યા. એવામાં વિચીત્રવીર્ય શોળ વર્ષની ઉમ્મરનો થયો ને ચીત્રાંગદ બાર વર્ષની ઉમ્મરનો થયો. એટલે ગાંગેવજીએ વિચીત્ર વિર્યને પટ્ટા અભીશેક કરી રાજ્યગાદીએ બેસાડયો. ને રાજ ચલાવવા અધીકાર શોંપ્યો. અને ચીત્રાંગદને શેન્યાપતિનો અધિકાર શોંપ્યો. તે પછી ગાંગેવજી નીવર્ત પામી પોતે પોતાના ભોંયરામાં નીવાસ રાખ્યો ને જેમ પોતાના પીતાજીના વખત પછી વરતતા હતા તેમજ પોતાની વર્તણુક ચલાવી, એટલે પ્રાતઃકાળથી ભોંયરામાં સ્નાન સંધ્યાદીક કર્મ કરી રહી પરમાત્મા સાથે એકતા કરી પરમાનંદનાં મધ્યાન સુધી રહે ને મધાને એક ભુકતા ભોજન કરી બે ઘડી વીશ્રામ લેઈ પાછા ઇશ્વરોપાસનામાં લીન રહેતા હતા; ને સંયકાળે તેમાંથી ઉઠી પોતાના બે બંધુઓ સાથે વ્યવહારીક વાતચીત કરીને તથા તેમને વહેવારીક શીખામણ દઇને પોહોર રાત્રીએ ત્યાંથી ઉઠી પોતાની સતવતી માતા પાસે જઈ બેસતા; ને ત્યાં સતવતી માતાને મોક્ષ મારગી માયા મુક્તનો ઉપદેશ કરતા, પછી મધ્ય રાત્રી થાય એટલે ભોંયરામાં જઈ સહ્યન કરવું. એ પ્રકારે

ગાંગેવજી દીવસ નીરગમે છે. ને વિચીત્રવિર્ય તથા ચીત્રાંગદ તથા યોજનગંધાને ગાંગેવજી સરવે આનંદમાં દીવસ કાઢે છે. પણ એમનું ઘર જ્ઞાતી બાહાર છે તેથી મચ્છગંધાના પુત્રોને કન્યા મળતી નથી. એવામાં તેમને કેઇ કન્યાયો મળી તે કથા સંભળાવું તે તું જનમેજય શ્રવણ કરજે.

## વિશ્રામ સાતમો.

કેઈ કન્યા બેઉને મળી, કયે પ્રકાર થયું કામ;
વલ્લભ વદે શ્રોતા સુણો, જેને સાહાય શ્રીરામ.

હવે વૈશમપાયે રૂશી રાજા જનમેજેને કેહે છે; હે જનમેજે રાજા એક કાશી દેશનો કાશીમન્ય નામનો રાજા હતો, તેને પેટ ત્રણ પુત્રી હતી તે ત્રણનું નામ અંબે અંબાળીકા ને અંબીકા હતું. ને તે માહા રૂપવાન હતી, તે ત્રણે કન્યાયો અગીઆર વર્ષની થઇ. એવામાં એક દીવસ કાશી રાજાએ પોતાનો સઘળો પરીવાર બોલાવી પાસે બેસાર્યો ને ત્રણ પુત્રીઓને પોતાને ઉછંગ બેસારી, પછી કાશી રાજા બોલ્યો અરે ત્રણે પુત્રીયો બોલો તમારે કીયા દેશના કીયા રાજાને પરણવાની ઇચ્છા છે, માહારો સંકલ્પ એવો છે કે તમને ત્રણેને માહારે ઇચ્છા વર વરાવવા છે, ત્યારે ત્રણે પુત્રીયો બોલી હે પીતાજી તમો એમ ખુશી હો તો આપણે ઘેર સ્વયંવરની સભા રચી સરવે રાજા માત્રને આપણે ઘેર બોલાવો. પછી તે સભામાંથી અમને જે રાજા પ્રસન પડશે તેને અમો વરમાળા પેહેરાવીશું, તવ કાશી રાજા કહે ભલે જાઓ દીકરીઓ હવે થોડા દીવસમાં તે કામ કરીશું. એમ કહિ સરવેને વીદાય કર્યા તે પછી કાશી રાજાએ પોતાના પ્રધાનને અને પોતાના કારભારીઓને તથા મીત્ર મંડળને બોલાવી કહ્યું કે આપણે ઘેર સ્વયંવરની સભા કરવી છે પછી સર્વ ક્ષત્રીઓને બોલાવા છે ને આપણી ત્રણે પુત્રીઓને ઇચ્છાવર વરવા દેવાં છે માટે કહો આપણે શું શું કરવું ને કયારે કરવું, એવાં રાજાનાં વચન સાંભળી સરવે બોલી ઉઠયા કે જે વારે આપની ઇચ્છા હોય તે વારે કામ શરૂ કરીએ, તવ કાશી રાજાએ કહ્યું કે માહા માસની સુકલપક્ષ પુર્ણમીને દીવસે આપણી પુત્રીયો ઇચ્છા વર વરે એવો નિશ્ચે રાખીને કામ શરૂ કરો, તવ સરવે યોદ્ધા કાશી રાજાને કહેવા લાગ્યા કે તમો વિશ્વકર્માનુ ધ્યાન ધરી વિશ્વકર્માને બોલાવીને

તેમની પાસે સ્વયંવરની સભા રચાવો. એટલે બીજા સર્વ કામ શરૂ કરીએ. તવ કાશી રાજાયે વિશ્વકર્માનું સ્મર્ણ કરી વિશ્વકર્માને તેડાવ્યા એટલે વિશ્વકર્મા આવી ત્યાં ઉભા રહ્યાને કાશી રાજા પ્રતે પુછવા લાગ્યા કે હે કાશી રાજા તેં મને કેમ બોલાવ્યો. એટલે કાશી રાજાએ કહ્યું હે માહારાજ માહારે ત્રણ પુત્રીઓ છે તેમને ઇચ્છાવર વરવોછે, તેથી માહારે સ્વયંવરની સભા રચાવવી છે. માટે મેં તમને તેડયા છે, તવ વિશ્વકર્મા કહે જે સ્થળ સભા કરાવવી હોય તે સ્થળ મને બતાવો, તવ કાશી રાજા તથા વિશ્વકર્મા વીગેરે સર્વે નગ્ર બાહાર મેદાનમાં ગયા. ત્યાં કાશી રાજાએ કહ્યું હે કૃપાળુ આ સ્થળે સભાની રચના હોવી જોઇએ. ત્યારે વિશ્વકર્મા કહે આ સ્થળે એક યોજન ચોખુણ જગો સોનાના હોળે ખેડાવી આપ, પછી તે જગોમાં હું સભા રચીશ, તવ કાશી રાજાએ કેટલાંક સોવ્રણનાં હળ મંગાવી એક યોજન લાંબી પોહોળી જમીન ખેડાવી, પછી વિશ્વકર્માને કહ્યું હે માહારાજ આ જમીન તઇઆર થઇ. હવે આપને જેમ કરવું હોય તેમ કરો. એમ કહી સરવે અળગા જઇ ઉભા રહ્યા, પછી વિશ્વકર્માએ ખેડેલા પ્રથવીમાં ઉભા રહી જળની એક અંજળી પોતાના હાથમાં લીધી અને પોતે ઇચ્છા કરીને મંત્ર ભણી જળની અંજળી પ્રથવીમાં છાંટી ને તે પ્રથવીમાં પ્રશ્ચીમ દીસાયે કન્યાઓને બેસવા સુંદીર મોહોલ બનાવ્યો. તે પછી ઉત્તર દક્ષીણ બે બાજુએ ચોરાશી હજાર સિંહાસન રત્ન જડીત્ર બનાવ્યાં ને પુર્વ દીશાએ સર્વને આવવા જવાને એક સુંદીર દરવાજો મુકયો તેની પણ અતી સુંદર શોભા કરી. પછી વિશ્વકર્માએ કાશી રાજાને કહ્યું લે ભાઇ તાહારી સ્વયંવરની સુંદીર શોભાવાળી સભા થઇ કે નહી. તવ સભા જોઇને કાશી રાજા પ્રધાન કારભારી મીત્રમન્ડળ વીગેરે ઘણાજ ખુશી થયા. અને વિશ્વકરમાને સાબાશી આપી નમસ્કાર કરી વીદાય કર્યા. તે પછી કાશી રાજાએ સભાને સ્થળે પાંચ હજાર સેવકો સાચવવાને મુકયા. તે પછી કાશી રાજાએ સર્વ દેશના રાજાઓને પત્ર લખવા આગના કરી તેમાં એમ કહ્યું કે હસ્તીનાપુર નાત બાહાર છે; માટે તેને પત્ર લખવો નહી. એમ આજ્ઞા કરી તવ સરવે મળી સર્વ દેશમાં પત્ર લખ્યા તેમાં એવું લખ્યું કે કાશી નગ્રના કાશી રાજાને અબે અંબાલીકા ને અંબીકા નામની ત્રણ પુત્રીયો માહા રૂપવાન ગુણવાન છે તે ત્રણે કન્યાઓને સ્વયંવર વરવાની ઇચ્છા છે તેથી કાશી રાજાયે માહા સુંદીર સભા રચાવી છે; ને સર્વ દેશના ક્ષત્રી માત્રને અત્રે તેડાવ્યા છે. તેમાં જેના પુર્વના પ્રારબ્ધનો સંસ્કાર હશે તેને કન્યા વરમાળા આરોપશે. માટે સરવે ક્ષત્રીનંદન

માહા સુદી દશમને દીવસે અત્રે પધારવું, ને સ્વયંવર નો દીવસ માહાસુદી પુનેમનો નીરધારેલો છે, એવી બીના પત્રમાં લખીને પત્રો શેવકોને આપી વિદાય કર્યા. તે પછી બજારો માંડવા નગ્રના વ્હેપારીઓને આગના કરી તેથી રચેલી સભાની બહાર ઓળખંધ વેહેપારી લોકોએ દુકાનો માંડી; તેમાં જે જેને જે ફાવે તે તે વ્હેપાર લેઇ બેઠા. એવામાં કાશી રાજા તરફથી સર્વ દેશોમાં પત્રો પોહોચી ગયા, તે પત્રો જેજે રાજા વાંચે તે તે રાજા માહા હર્ષ ભર્યા આનંદ પામી કાશી દેશ જવાની ત્યારીયો કરે. ને તે સર્વના મનમાં કન્યા પરણવાની આકાંક્ષા ઉપજે છે. તેથી સરવે રાજાઓએ પોત પોતાના પ્રધાન તથા સેન્યને આગના કરી કે સરવે સારાં વસ્ત્રાભુશણો પેહેરવાં ને આપણી શોભા વધે તે રીતે બની ઠનીને કાશી દેશ જવા ત્યારી કરવી, એ રીતે દેશ દેશાન્તર સરવે રાજાઓએ તઇઆરીઓ કરી ને તે રાજાઓ માહાસુદી દશમને દીવસ કાશી દેશમાં પોહોચાય એવી મજલનો વિચાર કરી સર્વ રાજા પોતે પોતાનું સન્ય લઇને નીકળ્યાં તેથી સર્વ ક્ષત્રીપુત માહા સુદી દશમના રોજ કાશી દેશમાં આવી, નગ્ર બાહાર સારૂ મેદાન જોઇ પોત પોતાને રૂચે તેવા ડેરા તંબુઓ તાણી ઉતર્યા, એ રીતે દેશ દેશાન્તરના રાજાઓ ત્યાં આવી વસ્યા તેથી માહા સુંદીર શોભા થઈ રહી છે. ને વેહેપારી લોકોને ઘણીજ કમાણી થવા લાગી છે. એવામાં નારદ ઋષી આકાશ મારગે જતા હતા તેમણે કાશી દેશમાં માહા આનંદ દીઠો તેથી પોતે ત્યાં નીચે ઉતરી તજવીજ કરી; તો માલમ પડ્યું કે અત્રેના કાશી રાજાની ત્રણે પુત્રીયોનો સ્વયંવર છે. તેમાં સર્વ દેશના રાજા લોકો આવેલા છે. ફક્ત એકલુ હસ્તીનાપુર નાત બાહાર છે માટ તે લોક આવ્યા નથી. એ રીતે નારદજીએ વાત સાંભળી વિચાર કર્યો કે આ સ્થળે કાંઈ લડાઈનું ઉપાસન થાય તો જોવાની ઘણી ગમ્મત પડ, એવું સમજી નારદજીએ વિચાર્યું કે હું હસ્તીનાપુર જાઉં, ને ત્યાંથી સંતનુ પુત્ર ફરશુરામનો વિધારથી ગાંગેવ છે, તેને ચઢાવીને હાંઇ લાવી કન્યાયોનાં હરણ કરાવી યુદ્ધનો ઝાંમલો મચાવું, એમ ધારી નારદજી ત્યાંથી અંતરધાન થઈ હસ્તીનાપુરમાં જ્યાં ગાંગેવજી ભોંયરામાં ઇશ્વરાધના કરે છે ત્યાં ગયા. તવ ગાંગેવજીએ નારદજીને દેખી ઉભા થઈ આસન આપી બેસાડ્યા. પછી નારદજીને ચરણે લાગી ગાંગેવજીએ પુછયું અરે કૃપાનીધી આજ માહારાપર કેમ કૃપા કરી, તવ નારદજી બોલ્યા, અરે ગાંગેવજી તમ રા પીતા ગુજરી ગયા ને તમારૂ ઘર ઘણા દીવસથી નાત બહાર છે, તેથી તમને કન્યા મળી નહી ને તમારો કુંઆરો ભવ જાય એમ લાગે છે.

ત્યારે ગાંગેવ કહે હે માહારાજ માહારે તો કોઇ કન્યા પરણવી નથી; કેમકે મેં તો લગ્ન કરવાની પ્રતીજ્ઞા કરેલી છે. તેથી તે વાતની મને જરાએ ચીંતા નથી, પણ માહારી હોરમાન માતા જે સતવતી તેના બે પુત્ર વિચીત્ર વિર્ય ને ચીત્રાંગદ માહારા હોરમાન ભાઈ થાય છે, તે મોહોટ મોહોટી ઉમ્મરના થઈ ગયા છે, પણ અમો જ્ઞાતી બહાર છીએ તેથી કોઇ કન્યા દેતું નથી, એટલીજ એ બે ભાઈની ચીંતા છે. તવ નારદજી કહે છે જો ગાંગેવજી તાહારે તાહારા બે ભાઇ પરણાવવા હોય તો, જા કાશી દેશના રાજાની ત્રણ પુત્રીઓને વરવા સારૂ સ્વયંવરની સભા માહા સુદી પુર્ણને દીવસે છે. ત્યાં જઇ તે ત્રણે કન્યાનું હરણ કરી લાવ. અને તાહરે હરણ કરવું યોગ્ય છે. કેમકે સર્વ રાજાને સ્વયંવરનાં નોહોતરાં કાશી રાજાએ મોકલ્યાં છે, ને તમારે ઘેર મોકલ્યાં નથી. માટેજ હરણ કરી ત્રણે કન્યા લાવવી. જો તું આ પ્રમાણે નહી કરે તો પછી કોઈવાર નાતમાં તું બેસવાનો નથી. કેમકે જગતની એવી રીત છે કે હરીગંગા ગોદાવરી; કાં શ્રદ્ધા કાં જોરાવરી. માટે તું સુરાપુરો ને ફરશુરામનો વિદ્યારથી કાંઈ જેવો તેવો નથી. માટે ઉઠ એ કામ કરી લે. તવ ગાંગેવે વિચાર કર્યો કે ચોરાસી સહસ્ત્ર રાજાની વચમાંથી હું કન્યા લાવી શકુ એ વાત અસકય છે, તેમ છતાં એ કામ કરવા જાઉં તો જરૂર માહારા જીવનું જોખમ થાય. એમ સમજી ગાંગેવે નારદને કહ્યું અરે માહારાજ એવો કલેશ કરીને અને આશા બંધા જે જે આવેલા તેઓની આશા ભંગ કરીને એ કન્યાયો માહારે લાવવી નથી. વળી હું તમારી ટેવ જાણું છું કે જ્યાં ને ત્યાં લડાઈ તમારો લડાવવાનો સ્વભાવ છે. માટે માહારા ઉપર કૃપા કરીને હવે મને કાંઈ પણ કેહેશો નહી. એવાં વચન ગાંગેવજીનાં સાંભળી નારદજી ઉભા થયા ને ભોંયરાની બાહાર નીકળ્યા, તેવોજ તેમને વિચાર આવ્યો કે, આ ઠેકાણે આપણી કાળીગરી ચાલી નહી, પણ એને લડાવું તોજ માહારૂ નામ નારદજી ખરો, એમ અંટસ ધરીને ગાંગેવની હોરમાન મા જે સતવતી તેને ઉશ્કેરીને માહારૂ ધાર્યું કામ કરૂં. એમ જાણી પોતે સતવતી જે મચ્છગંધા તેના મોહેલમાં ગયાં, ત્યાં મચ્છગંધાએ નારદજીને દીઠા તેવીજ ઉભી થઈ અતી આંદરથી આસન આપી બેસાડયા, ને પોતે પાસે બેઠી, પછી પ્રેમ વડે નારદજીને પુછવા લાગી કે મહારાજ આજ હું પામ્મર પર દયા કરીને કેમ પધાર્યા તવ નારદજી કહે આજ તાહારી સાથે સુખ દુઃખની વાતો કરવા આવ્યોછું. માટે તું મને કહે તં દુઃખી છે કે સુખી છે. ત્યારે મચ્છગંધા કહે, અરે માહારાજ મનથી માંનીયે તો સુખી છું. પણ ખરી રીતે માહારા જેવી કોઈપણ દુઃખી નહી હોય, કેમકે મા-

હારો સ્વામી મને પરણવાથી અમારૂ ઘર નાત બાહાર રહ્યું. તેથી અમે ન રહ્યાં નાતના જાતના કે સગાં વહાલાનાં કોઇનાં રહ્યાં નહી. તેથી માહારા બંને પુત્ર કુંઆરા રહી ગયા. એ દુઃખ મને રાતને દીવસ બળતરા કરે છે. એમ કહી ચોધારે આંસુ ઢાળી રડવા લાગી. એટલે નારદજી પોતાના મુખનો ચેહેરો ઉતારી આંખમાં ઝરઝરીઆં લાવી કહ્યું, અરે બાઇ તું કલેશ કરીશ નહી હું જાણુછું કે અત્યારે જગતમાં કોઈ તાહારી વાહાર નથી, તેથી મને તાહારી ચીંતા ઘણી થતી હતી કે અરેરે બીચારી મચ્છગંધાના બને પુત્ર કયાં સુધી કુંઆરા રેહેશે, એવિ ચીંતાથી હું ફરતો હતો. પણ ઘાટ આવ્યા વિના હું તને મળીને શું કરૂં; ને હાલ યોગ આવ્યો એટલે હું તરત તારી પાસે આવ્યો, હે મચ્છગંધા હવે તું કલેશ મુકી દે ને માહારી વાત ધ્યાનમાં લે. હું તાહારા પુત્રને માટે ત્રણ કન્યાયો સોધી લાવ્યો છું. એવાં નારદજીનાં વચન સાંભળી મચ્છગંધા પોતાનાં નેત્ર લુછી નાંખી નારદને ચરણે લાગી, ને કહ્યું કે હે માહારાજ ત્રણ કન્યાયો કયાં છે, તવ નારદે કહ્યું જો બાઈ કાશી દેશના કાશી રાજાને ત્રણ પુત્રીયો છે, તેને માટે કાશી રાજાએ સર્વ ક્ષત્રીઓને તેડી સ્વયંવરની સભા રચી છે, તેમાં સર્વ ક્ષત્રીને સ્વયંવરનાં નોહોતરાં મોકલ્યાં છે, પણ તાહારે ઘેર નોહોતરાં પણ નથી, તેથી મને અતી માઠું લાગ્યું છે, ને તેવું માઠુ લાગવાથી હું તને કહેવા આવ્યો છું. જો તાહારો ગાંગેવ કાશી દેશ જઇ કાશી રાજાની ત્રણે કન્યાનું હરણ કરે તો તારા બંને પુત્ર પરણે તેમ તમારો પગ નાતમાં પણ પેસે. નારદજીનાં એવાં વચન સાંભળી મચ્છગંધા બોલી અરે માહારાજ ગાંગેવજી ગમે એટલો દીકરો, પણ હોરમાન તે આપણું કહ્યું કેમ માને, વળી પરદેશમાંથી પારકી કન્યાનાં ઘણાક રાજાની વચમાંથી હરણ કરવાં તે સીરસાટાનું કામ છે, માટે આ વાત ગાંગવજી કદી માનેજ નહી, ત્યારે નારદજીએ કહ્યું લે હું તને એક યુક્તી બતાવું કે જેથી ગાંગેવને તે કન્યાયો લાવવીજ પડે, ને જો ગાંગેવ જશે તો જરૂર કન્યાયો લાવશે, ને એને કાંઇ પણ ઉની આંચ આવશે નહી, ત્યારે મચ્છગંધા કહે હે માહારાજ તમારૂં વચન સફળ હજો, હવે હું ગાંગેવની પાસે જાઉ ત્યાં જઇ માહારે શી યુક્તી કરવી, તે કૃપા કરીને કહો, તવ નારદજી કહે તું તાહારાં રક્ત લોચન રાખીને હાથમાં ઉઘાડું ખડગ લઇને ગાંગેવના ભોંયરામાં જા; ત્યાં જઇને તાહારે એટલું કેહેવું કે હે પુત્ર આ ખડગ હાથમાં લઈ માહારૂ મુસ્તક કાપ, નહી તો કાશીની ત્રણ કન્યા લાવી આપ; આ બેમાંથી એક કામ ન કરે તો તને બ્રહ્મ હત્યાનું પાપ.

એટલું કે તેતામાં ગાંગેવને કબુલ કરવું પડશે, અને તનેએમ પુછે કે તમને નારદે મેં કહયાં કે શું ? પણ જો જે આ / તાહારે માહારૂં નામ દેવું નહી. માહારે તો તારે માટે આ બધી યુકતીઓ કરવી પડે છે, એમ કહી નારદજી અંતરધ્યાન થયા પછી મચ્છગંધાએ વિચાર કર્યો કે નારદજીનું કહેવું ખરૂં છે. આ વાતમાં કાંઈ અમને એમનો સ્વાર્થ નથી. માટે આ કામ હું કરીશ તોજ માહારૂં કામ થશે. કારણ કે બોલ્યા વિના બોર વેચાતાં નથી, એમ સમજી મચ્છગંધા હાથમાં ઉઘાડુ ખડક લેઈ માહા રકત લોચન રાખી પોતે ગાંગેવજીના ભોંયરામાં ગયાં તવ ગાંગેવે પોતાની માતાને માહા કોપાયમાન સ્વરૂપે આવતાં જોઈ વીચાર્યું કે કહો ના કહો પણ નારદીઆએ ઘર ઘાલ્યું, એવામાં મચ્છગંધાએ નજીક આવી કહ્યું હે પુત્ર તું મને પોતાની સગી મા કરતાં અધીક ગણે છે, ને તેમજ તું વરતે છે. માટે કહુછું કે આ ખડગ લેઇ માહારૂ મુસ્તક કાપ, નહી તો કાશીની કન્યાઓ લાવી આપ; આ બેમાંથી એક કામ ન કરે તો તને બ્રહ્મ હત્યાનું પાપ, તેવાં સતવતી માતાનાં વચન સાંભળી ગાંગેવ કહે હે માતાજી ક્રોધ સમાવો જાઓ કાલે સવારે કાશી દેશ જઇશ, તવ મચ્છગંધા કહે હે પુત્ર પરમેશ્વર તારૂં ભવો ભવ ભલું કરજો,એમ કહીમચ્છગંધા પોતાના મેહેલમાં ગઈ, એવામાં દીવશવીતીને રાત્રી પડી, તવગાંગેવજી પોતાનું શુભ કાર્યથી પરવારીને પોતાની સતવતી માતાપાસે જઇ માતાના મંચકની પાંગથ પર બેઠા, અને સતવતી મંચકમાં સુઇ રહી છે, એવામાં સતવતી કહે હે પુત્ર તમે ત્રણ કન્યાનું હરણ કરશો તેથી જગતમાં માહા મોહોટી સાબાશી મળશે. વળી આપણા બે ભાઇઓને પરણાવવાની ચીંત્તા ટળશે, ને એવી જ્ઞાતીની કન્યાઓ લાવવાથી તમારા બંને ભાઈ અથવા તેમનાં છોકરાં કોક દીવશે નાતમાં ભળશે, ત્યારે ગાંગેવ કહે હે માતા ત્યાં ચોરાશી હજાર દેશના રાજાઓ આવેલા હશે; તેમાં કંસ જરાસન શીશુપાળ સલ્લ જેવા માહા બળવાન યોદ્ધાઓ મને કન્યાઓ લેઈ કેમ આવવા દેશે. તવ મચ્છગંધા કહે હે ગાંગેવ કન્યાઓનું હરણ કરી ત્યાં ઉભા રેહેવું નહી ત્યાંથી નાશીને ઘેર આવતા રહેવું, આપણે આપણુ કાર્ય થયુ એટલે બસ છે. ત્યારે ગાંગેવ કહે હે માતાજી કન્યાઓ લેઇને ચોરની પેઠે નાશી આવું તે માહારો ધર્મ નહી કેમ કે હું પણ ક્ષત્રી પુત્ર છું. જો કન્યાઓ લેઈ નાશી આવું તો આપણી ગાદીને લાન્છન બેસે તેમ માહારી ગંગા માતાનું પેટ લાજે તેમ માહારા પીતાજીનુ નામ બોળાય. તેમજ માહારા ફરશુરામની વિધા લાજે, તેથી માહારાથી કન્યા લેઇને નાશી અવાય નહી. ત્યાં તો ક્ષત્રી-

ઓની સાથે માહાયુદ્ધ કરવુંજ પડે. તેમાંથી આપણા ઇશ્વર ઘેર જીવનો લાવે તો અવાય. નહી તો માહારે તમારે નમસ્કાર સમજવા. ગાંગેવજીનાં એવાં વચન સાંભળી મચ્છગંધા કહે હે પુત્ર, તેમ થાય, પણ કન્યાઓ લાવવી. જાઓ તમને માહારા આશીરવાદ છે. ત્યાં તમારો વાંકો વાળ નહી થાય. ત્યારે ગાંગેવ કહે હે માતાજી ભલે તમારો આશીરવાદ મને ફળશે પણ ત્યાં જે જે ક્ષત્રીઓ આવેલા તે સરવે કન્યા પરણવાની આશાએ આવેલા તેમને નીરાશ કરવાનુ. આ કામ છે. તેથી સર્વની આશા ભંગ કરવાથી ગમે તે કાંઈ વિઘ્ન આપણા ઘરમાં થશે ને ગમે તે કાંઈ નુકશાન થશે. તવ મચ્છગંધા કહે જે થશે તે વેઠીશું પણ કન્યાઓ લાવો. ત્યારે ગાંગેવ કહે સારૂ માતાજી હવે તમે સયન કરો વાંહાણું વાહાશે એટલે હું જરૂર જઈશ. એવી વાત કરે છે એવામાં મચ્છગંધાના બંને પુત્ર જોડના મહેલમાં સુતેલા છે તેમાંથી નાહાનો પુત્ર ચીત્રાંગદ લઘુશંકા કરવા ઉઠેલો, તેણે પોતાની માતાના મહેલમાં ગાંગેવને અને પોતાની માતાને વાતો કરતાં સાંભળી જાળીમાંથી માતાના મેહેલમાં જોયું તો ગાંગેવને મચ્છગંધાના મંચકમાં બેઠેલો દીઠો ને મચ્છગંધાને મંચકમાં સુતેલી દીઠી. તેથી એના મનમાં એવો વેહેમ આવ્યો કે કહો ના કહો પણ, માહારી માતામાં ને માહારા હોરમાન ભાઈમાં કાંક વગળ છે. એમ સમજી પોતે જઈ લઘુશંકા કરવા ગયો. એવામાં ગાંગેવ મચ્છગંધાના મેહેલમાંથી ઉઠી, પોતાના ભોંયરામાં જઈ સુઈ રહ્યો. એટલામાં ચીત્રાંગદ લઘુશંકા કરી પોતાના મેહેલમાં જઈ પોતાના મોહોટા ભાઈ વિચીત્ર વીર્યને જગાડયો, ને કહ્યું કે હે ભાઈ આપણી માતામાં ને આપણા હોરમાન ભાઈ ગાંગેવમાં ભ્રષ્ટતા જણાય છે. આજ મેં મારી નજરે જોયું. એવાં ચીત્રાંગદના વચન સાંભળી વિચીત્ર વિર્યને પોતાના નાહાના ભાઈપર માહા ક્રોધ ચઢયો, ને કહ્યું કે અરે મુર્ખ આપણો બંધુ ગાંગેવજી માહા સત્યવાદી પુરૂષ છે, તેમ આપણી માતા માહા સતી છે. તે છતાં તને આવા ખોટા વીચાર સુજ્યા તેથી તું અલ્પ બુદ્ધીનો માહા પાપી છે. તું જા; માહારી પાસેથી ઉઠ, એમ કહી તમાચો માર્યો. તવ ચીત્રાંગદ પોતાના મનમાં અતી કષ્ટ પામીને ઉઠયો ને એના મનમાં એમ થયું કે અરેરે આ ખરી વાત મેં માહારા ભાઈને કહી તેમ છતાં તેણે મને તમાચો માર્યો. માટે હવે માહારે જીવવું યોગ્ય નથી. એમ મનમાં નીશ્ચે કરીને મોહોટા ભાઈથી છાનોમાનો ઉઠી પોતાના મેહેલની બાહાર ગયો, ને ત્યાંથી વસ્ત્ર પેહેરી પોતાના ઘોડાની ઘોડાળમાં જઈ એક ઘોડો લેઈ તેના ઉપર બેશી પોતે માહા વનમાં ગયો. ત્યાં જઈ વનનાં કાષ્ટ લાવી ચીતા ખડકી,

અગની સળગાવી. તેમાં પોતે પડી પોતાનો દેહ ત્યાગ કર્યો. એ વાત તે વળા કોઇના જાણવામાં આવી નહી. એવામાં વાહાણું વાહ્યું એટલે ગાંગેવજી પોતાનુ નીત્ય કર્મ પરવારી પોતાનાં વસ્ત્રાભુશણ પેહેરી, ભોંયરાની બાહાર નીકળી. પોતાનો રથ જોડી પોતાનાં આયુધ લેઇ રથમાં બીરાજ્યો, ને પોતાની સતવતી માતાને કહ્યું હે માતાજી હું કાશી દેશ જાઉં છું, તવ સતવતીએ કહ્યું જાઓ દીકરા ફત્તે કરો, તવ ગાંગવજીએ પોતાનો રથ હંકાર્યો તેવીજ ગાય માતા સાંમી આવી, એટલે ગાંગેવજીના રથના હાંકનાર સારથીએ રથ માહા ઝપાટે હાંકયો. તે ગાંગેવ માહા સુદી ચતુર્દશીએ નીકળ્યો. હવે કાશી દેશમાં ચોરાશી હજાર દેશના રાજા આવી રહેલા છે. ત્યાં ચતુર્દશીની રાત્રીએ કાશી રાજાએ ડંડેરો વગડાવ્યો ને એમ કેહેવરાવ્યું કે સરવે રાજા કાલે સવારે સ્વયવરની સભામાં પધારજો, ને સરવે નામ વાંચી વાંચીને પોત પોતાનાં આસને બેસજો. એ રીતે કેહેવરાવી ડંડેરો પીટાવ્યો, એટલે સરવે ક્ષત્રીઓને તો માહા આનંદ થયો તેથી સરવે રાજાઓએ પોત પોતાના શેવકોને આજ્ઞા કરી કે સરવે સારાં સારાં વસ્ત્રા-ભુષણો પેહેરી વેહેલા ત્યાર થઇરહેજો એમ કહી પોતે પણ પોતાનાં વસ્ત્રાભુશ-ણો ધારણ કરવા લાગ્યા તેમાં કેટલાક મોહના ભરેલા પોતાનાં શરીરો સાફ કરવાને રાત્રીએ સાબુથી ચોળી ચોળી નાહ્ય છે તેમ કૈંક વારંવાર દર્પણમાં પોતાનાં મુખ તથા પેહેરવેશ જુએ છે. એવામાં પ્રાતઃકાળ થયો એટલે સરવે રાજા સભામાં જવા લાગ્યા. તેમાં કોઈ અશ્વે બેઠેલા ને કોઇ સુખપાળમાં તેમ કોઇ પગપાળ ચાલ્યા. એરીતે જે જેની મરજીમાં આવે તેમ તે સરવે સભામાં જાય છે. ને જેજે જાય તેતે સરવે સભામાં સીહાસનો પર પોતાનુ નામ વાંચી પોત પોતાને આસને બેસે છે, એવામાં સરવે રાજા સભામાં આવી રહ્યા, એટ-લે પ્રજાના લોકો સ્વયંવર જોવાને સારૂ ભરાયા તે સરવે સરવે રાજાઓના સીં-હાસનો પુંઠે જઇ જઈ ઉભા રહ્યા એવામાં ચઉદશનો નીકળેલો ગાંગેવજી મા-હાસુદી પુનેમને દીવસે કાશી દેશ પોહોર દાહાડો ચડતાંમાં આવ્યો, ત્યાં કાશી દેશથી ચાર ગાઉ છેટે એક માહા મોટું મેદાન છે, તે મેદાન જોઈ ગાંગેવે પોતા-ના સારથીને કહ્યું અરે રથ ઉભો રાખ, એમ કહી રથ રખાવ્યો, અને પોતે રથમાંથી ઉતરી એક વસ્ત્ર મોઢે માંથે હોઢી લીધું, ને ગાંગેવે પોતાના સારથીને કહ્યું, જોતું રથ હાંઇને હાંઇજ રાખજે, ને ઘોડા જોડેલા રહેવાદેજે, ઘોડાને છોડીશ નહી ઘાસ પાણી જોડેલા રાખીને દેજે. ને તું માહારા આવ્યા વીના કાંઈ પણ આડો અવળો ખશીશ નહી. એમ કહી ગાંગેવજી ત્યાંથી ચાલ્યો તે જ્યાં સભા

છે ત્યાં ગયો ને સરવે લોકો જોવા ઉભા છે તેના ભેગો જઈ જોવા ઉભો રહ્યો. તે પછી કાશી દેશમાંથી કાશી રાજાની ત્રણ પુત્રીયો અંબે અંબાળીકા ને અંબીકા તે ત્રણે કન્યાયો એક સો દાસીઓની સાથે સભામાં જે મેહેલ બનાવેલો છે તે મેહેલના પાછળને બારણેથી મેહેલમાં આવી સભા ભણીના જરૂખાંમાં ત્રણ સીંહાસન મુકેલાં તેના ઉપર બેઠી. ને જરૂખે જે ચક નાંખેલા તે લેવરાવી લીધા. એટલે સરવે રાજાની નજર જરૂખામાં ગઇ. અને તે કન્યાયોને મહા રૂપવાન દેવાંગના દીઠી તેથી સર્વ રાજાઓનું મન માહા બાહીત થયું. ને સર્વના મનને એમ થયું, કે અહો જેનું ભાગ્ય ભળશે તેને કન્યા મળશે. એમ સભામાં ખભભળાટ થઇ રહ્યો છે, એવામાં અંબાળીકા કન્યા મારવાડ દેશના શલ્લ રાજાને બેઠી બેઠી સોધે છે. કેમકે એને તો સલનેજ વરવું છે, એવામાં સર્વ સભા શાન્ત પડી એટલે કાશી રાજાએ પોતાની પુત્રીઓને કાહાવ્યું કે હે પુત્રીયો વરમાળા હાથમાં લેઇ લેઈ ત્રણે પુત્રીઓ સાથે સભામાં આવો; ને તમારી નજરમાં આવે તે રાજાને વરમાળાઓ પેહેરાવો, એવો સંદેસો કાહાવવાથી ત્રણે કન્યાયો પોતાના હાથમાં મોતીની વરમાળાઓ લેઇ એકસો દાસી સાથે આગળને દ્વારે સભામાં આવીને તે સભાની વચમાં ઉભી રહીને સર્વ ક્ષત્રીઓને જુએ છે. એવામાં ગાંગેવજીએ વીચાર કર્યો કે જો એ કન્યાયો કોઇને વરમાળા પેહેરાવી દેશે તો પછી તે કન્યાયો માહારા કામમાં નહી આવે કેમકે ક્ષત્રીના ધર્મ પ્રમાણે વરમાળા પેહેરાવે એટલે તે વશ કન્યા કેહેવાય તે કન્યા જે કોઈ બીજો લેઇ જાય તે ભ્રષ્ટ ગણાય છે, માટે તેમ થવું જોઇએ નહી. એમ સમજી ગાંગેવજીએ ઇશ્વરનું નામ દેઇ લોકોમાં ઉભેલો ત્યાંથી કુદકારો મારી રાજ સભામાં કન્યાયોની પાસે જઈ ઉભો. પછી પોતે મોઢે માંથે ઓઢેલું વસ્ત્ર કાઢી નાંખી કમર બાંધી ત્રણે કન્યાયોને ઉચકી ખાંધે લીધી. ને પછી પોતે ભરી સભામાં બોલ્યો કે હે ક્ષત્રીનંદનો આ તમારી સ્વયંવર સભાની વચમાંથી તમારા સરવેના દેખતાં તમારી આંખોમાં ધુળ નાંખી ત્રણે કન્યાયો લેઈ જાઉં છું. જો મને ઓળખ્યો ન હોય તો ઓળખજો હું હસ્તીનાપુરનો રહેવાશી નાત બાહારીયાનો પુત્ર, માહારૂ નામ ગાંગેવજી માહારે આ કન્યાયો લેઇને નાશી જવું નથી. જો કોઇને યુદ્ધ કરી કન્યાઓ લેવી હોય તો હાંહથી ચાર ગાઉ ઉપર મેદાનમાં ઉભો છું, એક પોહોર સુધી તમારી વાટ જોઇને કન્યાયો લેઈ ચાલ્યો જઇશ, એમ કહિ ગાંગેવજી ભરી સભા વચેથી માહા વીકરાળ નેત્રે ત્રણે કન્યાયો લેઈ ચાલ્યો, પણ એની કપરી આંખ જોઈ કોઈ રોકી શકયું નહી, તેમ

સરવે રાજા એક એકના સામું જોવા લાગ્યા. અને સર્વને એવા વિચાર આવ્યા કે કોઈ એકલો કોણ લડાઈ લે, એવો મનસુબો થવાર્થી કોઈ પણ ઉઠ્યું નહી. તે ચરચા નારદજી અંતરીક્ષથી જોયા કરે છે. એવામાં નારદને એમ વિચાર આવ્યો કે આતો ક્ષત્રી પુત્રો અન્યો અન્ય એમને એમ બેશી રહ્યા; પણ કોઈ યુદ્ધ કરવા ઉઠતું નથી, માટ લાવ સભાની વચમાં જઈ સર્વને ઉસ્કેરું તો કાંઈ સુરાતન આવે ને ગાંગેવના સામા જઈ યુદ્ધ કરે તો માહારે જોવાની મજો આવે એમ વીચારીને નારદજી સ્વયંવરની સભામાં ઉતર્યા તવ સરવે રાજા નારદને દેખી ઉઠી જવાની ત્યારી કરતા હતા તે બંધ રહ્યા, ને સરવે રાજાએ જાણ્યું કે આ નારદજી કેમ સભામાં આવ્યા. ને એ સરવે સભાને શું કહેવાને ઇછે છે એમ જાણી સરવે બેઠા ને સર્વ સભામાં સરવે બોલ ચાલ મુકી ચુપ થઈ રહ્યા તે પછી ભરી સભામાં નારદ રૂશાં માહા રક્તલોચને ક્રોધાયમાન થઈ ઘણી ગરજનાથી બોલ્યા. ક્ષત્રીનંદનો શું નીચું જોઈ બેશી રહ્યા છો. પેલો નાત બાહારીઓ આજ કાલનો તમારા સર્વના દેખતાં મુછે તાર નાંખી ત્રણે કન્યાઓ લેઈ ગયો ધીક્કાર છે તમને કે તમારૂં કાંઈજ ચાલ્યું નહી. હું તો ઘણો આશ્ચર્ય થાઉંછું. કે એનીજ માયે દિકરો જણ્યો ને તમારી માયે તમને પથરા જણ્યા. તમે તો તમારી માને પેટ દીકરી જનમ્યા ને મીથ્યા માતા પાસે વેઠ કરાવી તમે ક્ષત્રાણીની કુંખ લજવી બાપનાં નામ બોળ્યાં ગાદીને લાન્છન આપ્યું. તમે તમારા જામા મુગટ ઉતારીને હાથે ચુડા પેહેરો માંથે હોરણી હોઢો. નેત્રમાં કાજળ સારો ને ઢીલે મોઢે જેવા આવ્યા તેવા ઘેર જાઓ. અરે રાજ્ય પુત્રો તમે કોઇ રાજ્યને લાયક નથી. અરે મુરખો આજ તો એ નાત બાહારીઆએ તમારા સરવના દેખતાં ઉઘાડી છાતીયે, ધોળે દાહાડે ભરી સભામાંથી તમારી કન્યાયોનું હર્ણ કર્યું તો હવે કોઈ એકલા ક્ષત્રીને દાબવો તે એને કાંઇજ મુશ્કેલ નથી. વળી હવે એ નાત બાહાર રેહેવાનો નથી તમે એને નાત બાહાર મુકયો છે તે તમારૂં બોલ્યું તમારાજ મોહોમાં રેહેવાનું છે, તમને એ કન્યાયો લેવાની સત્તા નોહોતી તો હાંઇ રૂપાળા બની બનીને શું કરવા આવ્યા હતા. વળી હાથમાં હથીઆરો ઝાલ્યાં છે તે શું દેખાડવાને ઝાલ્યાં છે, જો વાપરવાને ઝાલ્યાં હોય તો કોઈ બેશી રહોજ નહી. એ રીતે ઘણાં કટુ વચન કહ્યાં તેથી સરવે રાજાના મનમાં માહા ક્રોધ ભરાયો, ને કોઈ કોઇની વાટ નહી જોતાં સરવે એકા એક આપો આપ ઉભા થયા, ને સરવે પોત પોતાને તંબુએ જઈ પોત પોતાની શેન્યને યુધ્ધે જવા સારૂ ત્યાર થવાનો હુકમ કર્યો. તેવાજ સેન્યના

સરવે લોકો પોત પોતના યુદ્ધના વસ્ત્રો પેહેરી પોત પોતાનાં આયુદ્ધ લેઈ તૈયાર થઇ ગયા, ને પોતાના રાજાની સાથે યુદ્ધની ચડાઈઓ કરી, એવ સમે સર્વે રાજાનાં ડુંડભી ડંકા થયા તેમાં સર્વથી પહેલો સલ્ય રાજા આગળ ચાલ્યો. કેમકે અંબાળીકા એની સાથે પરણવાની હતી તે વાત સલના જાણવામાં હતી તેથી એને અતી બળતરા ઉઠી છે. તેથી ને સર્વના પેહેલો નીકળ્યો. એટલામાં સરવે રાજા માહા ક્રોધ ભરેલા વાજતે ગાજતે પોત પોતાનું સન્ય લેઈને દોટા દોટ કરતા જ્યાં ગાંગેવ છે ત્યાં મેદાનમાં જાય છે એવામાં જે ગાંગેવજી કન્યાયો લેઈ મેદાનમાં જ્યાં પોતાનો રથ રાખેલો છે, ત્યાં આવતાક કે ત્રણે કન્યાયોને પોતાનાં રથમાં નાંખી પછી પોતે પોતાના રથ ઉપર ચઢી ઉભો રહ્યો એવામાં ત્રણે કન્યાયો સમજી કે આપણા સ્વયંવરમાં આ રડયા નાત બાહારીઆએ ભંગ પાડયો, એમ સમજી ત્રણે કન્યાયો માહા રડવા લાગીને ગાંગેવજીને ઘણી ગાળો દેવા લાગી એટલે ગાંગેવજીએ કન્યાયોને કપરી આંખ બતાવી, એટલામાં ત્રણે કન્યાયો રથમાંથી પડતું નાંખી ત્રણે તરફ નાઠી, તે જોઈ ગાંગેવે વીચાર્યું કે આનો દળી દળીને મુઆને કુલડીમાં વાળ્યા જેવું થયું, એમ વીચારી કન્યાયોને ઝાલવા જવા વીચાર કર્યો, પણ તેવું વીચારતા એવો વિચાર આવ્યો કે ત્રણે ત્રણ તર્ફ નાઠી તેથી પકડી શકાશે નહિ એમ સમજી ગાંગેવે નાગપાસ મંત્રનાં ત્રણ બાણ મુકી ત્રણે કન્યાયોના હસ્તને ચર્ણ બંધન કીધા, તેથી ત્રણે કન્યાયો ગગળીને હેઠે બેઠી એટલે ગાંગેવજી રથપરથી ઉતરી જઇને ત્રણે કન્યાયોને ઉચકી લાવી રથમાં નાખી, તવ ત્રણે કન્યાયોએ જાણ્યું કે અલીઓ આપણ બોલશો નહી નીકર આતો રડયો બહુ જબરો છે, તે આપણને મારી નાંખશે એવામાં સર્વે રાજાઓનાં યુદ્ધનાં નીશાન વાગતાં સાંભળી કન્યાઓના પગમાં જોર આવ્યું, ને બોલી કે ઠીક છે હવે સરવે રાજા આવે છે, તવ ગાંગેવ કહે આવવા દો સરવે ને હરવીને કાઢીશ હવે તમો ત્રણે બોલવાનું બંધ કરો, હું તો તમારો જેઠ થાઉં, માહારા સામુ બોલાય નહી, તમારે તો માહારી લાજ તાણવી જોઇએ. એવી વાત કરતામાં સરવે રાજા દોટા દોટ આવી પોહોચ્યા, ને ગાંગેવજીનો રથ વચે ઘેરી કોટ વળી સરવે ઉભા, તેમાં ગાંગેવના સનમુખ શલ્ય શીશુપાળ કંસ અને જરાસન ઉભા રહ્યા. બાકીના સરવે આસ પાસ આયુદ્ધ લેઈ લેઈ ઉભા છે. એવામાં સલ્ય બોલ્યો, અરે નાત બાહારીયા વગર નોહોતરે હાંઈ આવી કન્યાયોનું હર્ણ કર્યું તેથી હવે તાહારો આયુષ આવી રહયો જાણજે, તવ ગાંગેવ કહે તમે સરવે જીવ્યાની આશા રાખના હો ગ

પગે લાગીને જેવા આવ્યા તેવા જાઓ, નહીં તો યમપુરીના દરશન થશે એવાં ગાંગેવનાં વચન સાંભળી સરવે રાજાઓએ એકદમ આયુદ્ધ લીધા, તેમાં બાણાવળીયોએ પોત પોતાનાં ધનુશો ચઢાવી ટંકાર કર્યા, પછી સરવે રાજા તથા તેમનાં સેન્ય મારોજ મારો શબ્દ કરતાક કે આયુદ્ધનો માર દેવા માંડયો, તે કોઈ ગુપતી ગેડી તીર તરવાર તરકસ ગદા ગોફણ ગોળા બંધુક જમૈયા કટાર ભાલા ફરશી ખંજર ત્રીસુળ વીગેરે હથીઆરો ફેંકવા માંડયા, તે હથીઆરો ગાંગેવના ઉપર નવ દીશાથી આવવા લાગ્યાં. તવ ગાંગેવજી અગણીતા મંત્ર ભણીને બાણ મારે તેથી એક બાણનાં અનેક બાણ થાય છે પણ ગાંગેવ એક તરફ મારે ત્યારે બીજી તરફનો અને માર પડે છે, ને એવા મારથી ગભરાઇને વીચાર્યું કે મને માર પડશે તે હું તો પુરૂષ જાતી જીરવીશ પણ આ ત્રણ કન્યાયો અબળા જાતી વગર મોહોતે મરી જશે, એવું સમજી ત્રણ કન્યાનું રક્ષણ કરવા બ્રહ્માસ્તરનો મંત્ર ભણી એક બાણ ત્રણે કન્યાયો ઉપરમુકયું, તે બાણ ત્રણે કન્યાયોના ઉપર ફરવા લાગ્યું, તે એ બાણ જેટલા હથીઆર આવે તેટલાં હથીઆરોને ભાગી નાંખે; ને કન્યાને જરાપણ વાગવા દે નહી, એવામાં ગાંગેવનો સારથી બોલ્યો, અરે માહારાજ હું મરી જઇશ મને હાંઇથી નાશી જવા દો. તવ ગાંગેવ કહે જવું હોય તો રથની નીચે ઉતર એટલે પેહેલુ તારૂજ મુસ્તક છેદુ, તવ સારથીએ વિચાર્યું કે નાસવા જઇશ તોહે મરવાનુંછે ને બેશી રહીશ તોહે મરવાનું છે; એમ સમજી સારથી રથમાં બેશી રહ્યો. તે પછી ગાંગેવજી માહા ક્રોધાયમાન થઈ સર્વની સાથે યુદ્ધ કરવા લાગ્યો પણ પોતે એકલો કેટલી તરફ નજર રાખે ને એક તરફ વઢતો જાય, પણ બીજી તરફનો માર પડે તેથી ગાંગેવનું શરીર ભાલોડાં ભોંકાઈ ભોંકાઇને ચારણી જેવું થઈ ગયું, ને શરીર તથા વસ્ત્ર રૂધીરવાળાં થઈ ગયાં. પછી ગાંગેવ ઘણોજ ગભરાયો એવામાં ગાંગેવે શલ્લ રાજાના સારથીનું મુસ્તક છેદી નાંખ્યું ને શલ્લ રાજાનો રથ ભાગી નાંખ્યો તવ શીશુપાળે ગાંગેવના સારથીને એક બાણે ઠેર માર્યો, પછી ગાંગેવ ઉપર બહુજ જુલમ થયો. ત્યારે ગાંગેવે ગભરાઇને એક મોહાસ્ત્ર મંત્રનું બાણ લીધું તેના ઉપર અગણીતો મંત્ર ભણ્યો, તે પછી તે બાણ ઉપર પોતાની ગંગા માતાનું પુન્ય મુકયું. એ રીતે બાણ તૈઆર કરીને ફરશુરામનું ધ્યાન ધરીને ફેર પુંઠડી ફરી મહાબળમાં બાણ ફેંકયું. તેવાંજ તે બાણમાંથી અગણીતા મંત્ર વડે અનેક બાણ થયાં. અને તે એક એક બાણ દરેકની છાતિમાં ભોંકાયાં, તેથી જેને જેને બાણ વાગ્યું તે તે સરવે મુરછા ખાઈ ખાઇને પડયા.

તેમાં સારથી મારથી સેન્ય હય હાથી ઉંટ ધરા ધરી ધરણ ઢળ્યા તે જોઈ ત્રણે કન્યાઓ માહા ભય પામી ગઈ અને ત્રઇણે કન્યાઓએ વિચાર્યું કે આતો બહુ બળીયો છે. માટે આપણે કાંઈ પણ બોલવું નહિ. એવામાં ગાંગવે વિચાર કર્યો કે ઇશ્વર કૃપાયે ને ગંગા માતાના પુન્યે કરીને નાહાનિ ઉમ્મરમાં હું એકલો અનેકને જીત્યો પણ હ્યાંથી મુરછા વળીને ઘેર જશે એટલે એમ કહેશે કે અમે હાર્યા નથી માટે આ સરવેને હાર્યાની નીશાની શી રહેશે એમ જાણિ પોતે એક પવનાસ્તરનો મંત્ર ભણીબાણ ફેંકયું તે બાણે પડેલા સરવે ક્ષત્રીયોની ડાબીમગની અક્કેકી મુછ છેદન કરી નાંખી પછી પોતે મુછપર હાથ નાંખી ઉભો રહ્યો ને પોતે ત્રણે કન્યાયોને કહ્યું કે કેમ છે; જુઓ તમારા રાજાઓએ શું કર્યું, તવ ત્રણે કન્યાયો ચુપ થઈ રહી, એવામાં પેલા જે જે પડેલા તેમાંથી એકે એકે મુરછાયો વળવા લાગી. અને જેની મુરછા વળે ને તે ગાંગેવ સામુ જુએ કે કાળ રૂપ દેખે, તેથી જેવા ઉઠે નેવાજ ઉઠતાકકે નાશી જાય, એ રીતે સરવે ક્ષત્રીયો તથા સેન્યના યોધ્ધા જીવ લેઈ લઇને નાશી ગયા. પછી ગાંગેવજીએ પોતાનો રથ ફેરવ્યો ને ત્રણે કન્યાયોને લેઈ હસ્તીનાપુર ભણી ચાલ્યો, તે રસ્તે જતાં જતાં મારગમાં સલ્લ રાજાનો મારવાડ દેશ આવ્યો, એવે શલ્લના ગામની ભાગોળે રથ આવ્યો, તેથી અબાળીકા બોલી, હે ગંગાનંદન આ ગામના શલ્લને હુંતો વરી ચુકેલી છું, તેમ છતાં તમારે મને લેઈ જવી હોય તો લેઈ જાઓ, તવ ગાંગેવે વિચાર કર્યો કે ક્ષત્રી ધરમની રીત પ્રમાણે તો આ કન્યા માહારે લેઈ જવી જોઇએ નહી. કેમકે એણે સલ્લને વરી ચુકી છું, એમ કહ્યું માટે એતો પરવશ કન્યા કહેવાય; એવું સમજી ગાંગેવ બોલ્યા કે હે અંબાળીકા ભલે તું સલ્લને વરીચુકી છું તો માહરા રથમાંથી ઉતર ને આ સલ્લના ગામમાં જવાનો મારગ છે. તે મારગે જા. એટલે અંબાળીકા તરત રથમાંથી ઉતરી પડી ને ગામમાં દોડી. તે વખત ગાંગેવે રથ ગામની ભાગોળે ઉભો રાખ્યો ને વીચાર્યું કે એ કન્યા માહારા રથમાં બેઠેલી છે તે માહારી વશ કન્યા કેહેવાય, માટે જોઉંજે એ કન્યાને સલ્લરાજા રાખે છે કે નહી, ને સલ્લરાજા ક્ષત્રી ધર્મ સાચવે છે કે નહી તે જોઇને જવું. એમ સમજી રથ રાખી ઉભો રહ્યો, એવામાં અંબાળીકા દોડતી દોડતી સલ્લરાજાની રાજ્ય સભામાં ગઈ ત્યાં સલ્લરાજા મુછવીનાનો બેઠો છે, કેમકે જે જે રાજાની અકકેકી મુછ ગઈ હતી, તે એક મુછ શોભે નહી માટે બીજી મુછ સરવે કઢાવી નાંખી છે, તેમજ સલ્લરાજા પણ વગર મુછના થઈ બેઠાલો છે, તેના સનમુખ જઈ જુહાર કરીને અંબાળીકા ઉભી રહી, અને સલ્લને કેહેવા લા-

ગી કે હે પતી જુઓ મને તમારા ઉપર પ્રેમ હતો તો હું કેવી રડયા નાત બાહારીઆને મુકીને આવીછું, હવે તમે મને વરો, તવ સલ્લરાજાએ વીચાર કર્યો કે આ કન્યા ગાંગેવના રથમાં બેશીચુકી, તેમ તેની હર્ણ કરેલી છે; તેથી આ એની વશ કન્યા કેહેવાય, એવું સમજી સલ્લ કહે જાજા મુર્ખ કન્યા તું એની વશ કન્યા થઈચુકેલી ને માહારાથી રખાય નહી, તવ અંબાળીકા કહે હવેતો હું જવાની નથી ત્યારે સલ્લ કહે આબરૂભેર જા નહીનો ત્રાસ દેવો પડશે. તવ કન્યાએ વિચાર કર્યો કે આ સલ્લ મને રાખવાનો નથી, અને પેલો નાતબાહારીયો છે તે પણ જતો રેહેશે તો હું ભુંડી દશાને પામીશ, એમ સમજી એક દમ એક સ્વાસે પાછી વળી, તે ગામની ભાગોળે જ્યાં ગાંગેવજીનો રથ છે ત્યાં આવવા લાગી તવ ગાંગેવે અંબાળીકાને આવતી દીઠી કે તરત પોતાનો રથ ચલાવ્યો, તેવીજ અંબાળીકા દોટ મુકી ગાંગેવના રથને બહાજી, તવ ગાંગેવે હાથમાં ઉઘાડુ ખડગ લેઈ કહ્યું કે માહારા રથથી આઘીજા નહીનો તને ઠેર મારીશ, તવ અંબે ને અંબીકા ગાંગેવને કરગરી કહેવા લાગી કે અરે જેઠજી એ અમારી બેન ભોળી છે, તેથી એના બોલ્યા સામું નહી જોતાં એને આપણે ઘેર લ્યો, તવ ગાંગેવ કહે જુઓ તમે બે જણીયો ન બોલી તો મેં તેમને ઉતારી મુકી નથી, ને એણે સલ્લને વરીચુકી છું એમ કહ્યું તેથી તે પરવશ કન્યા માહારાથી રખાય નહી. એમ કહી અંબાળીકાને રથથી અળગી કરીને પોતાનો રથ હાંકી મુકયો, ને અંબાળીકા રણમાં રઝળતી રહી, તેથી તે માહા આક્રંધ કરવા લાગી, ને બેહે બાકળી થઈ કાશી દેશ ભણી જવા લાગી. એવામાં અંત્રીક્ષ મારગેથી નારદજીએ અંબાળીકા કન્યાને રડતી દીઠી, તેથી નારદને વીચાર આવ્યો કે ગાંગેવ આ એક કન્યાને મુકી ગયા છે, તે પણ ઠીક થયું હવે એ કન્યા માટે યુક્તી કરીને હું ગાંગેવના ગુરૂ તે બંનેને યુદ્ધ કરાવું, તે યુદ્ધ જોવાની માહારે ખુબ મઝા આવશે. એવો વીચાર કરી, નારદજી અંત્રીક્ષથી અંબાળીકાની પાસે આવ્યા ને અંબાળીકાને કહ્યું અરે બાઈ તું બીચારી નીરઅપરાધીને ગંગાપુત્ર રઝળતી મુકી ગયો હવે તને કોઈ પરણશે નહી, ને તાહારો કુંઆરો ભવ કેઈ પેરે જશે તવ અંબાળીકા કહે અરે માહારાજ મે સલ્લનું નામ દીધું તેથી માહારે આ ઉપાધી થઈ હવે હું શું કરૂં ત્યારે નારદ કહે જો બાઈ જેમ હું તને કહુ તેમ તું કર. કે જા તું રડતી રડતી કાશી દેશમાં તારા બાપની પાસે જા, ત્યાં જઈ એમ કહેજે કે ગાંગેવને માહારૂં મોહુજ ન ગમ્યું ને એને બેજ કન્યાયો બે ભાઈ માટે જોઈતી હતી; તેથી મને વીના અપરાધે રથ-

માંથી ઉતારીને કાઢી મુકી એમ કેહેજે પણ જોજે સલ્લનું નામ દીધુતું એમ કહીશ નહી, જા તું એટલી વાત તારા બાપ સાથે કરાશ એટલામાં હું ત્યાં આવુછુ; એમ કહી કન્યાને કાશી દેશ મોકલી. તેથી તે અંબાળીકા રડતી રડતી પોતાને પીહેર કાશી દેશમાં પોતાનાં માબાપ કને આવી, તેત્રીજ તેનાં મા બાપને ફાળ પડી ને મા બાપ પુછવા લાગ્યાં કે હે દીકરી તું એકલી કેમ પાછી આવી, તવ અંબાળીકા કહે હે માતા પીતા માહારા ભવીશે કરીને ગાંગેવને મારૂં મોઢુંજ ગમ્યું નહી તેમ એને બે કન્યાનીજ જરૂર હતી કેમકે એના બે ભાઇ માટે બે કન્યા જોઇતી હતી ને હું ત્રીજી વધારે ખાતે પડતીતી તેથી મને કાઢી મુકી. ત્યારે કાશી રાજા કહે એ ગાંગેવ એવો અધરમી નથી કે તને વિના અપરાધે કાઢી મુકે. એવીવાત કરતામાં નારદજી આવી ઉભા રહ્યા. ને નારદ કાશી રાજા પ્રત્યે કેહેવા લાગ્યા કે તારી પુત્રીનો કાંઇજ વાંક નોહોતો, હું અંત્રીક્ષથી જોતો હતો. બાચારીને વીના અપરાધે કાઢી મુકી છે. ત્યારે કાશી રાજા કહે અરે માહારાજ હવે માહારે આ દીકરીને શું કરવી. આ દીકરીનું એ ગાંગેત્રે હર્ણ કર્યું તેથી એ એની વશ કન્યા થઈ, હવે આ કન્યાને કોઈ વરવાનું નથી. ત્યારે નારદજી કહે હે રાજા તું ગભરાતો નહી. જા તું ને તાહારી સ્ત્રી આ પુત્રીને લેઇ ગાંગેવના ગુરૂ ફરશુરામ છે તેને મઠે જાઓ. ત્યાં જઈ તમે ત્રણે રડી પડજો ને આળોટી પડજો. એટલે તમને ફરશુરામ બધી વાત પુછશે. એટલે તું કહેજે, પછી ફરશુરામ તને ધીર્ય આપીને ખાત્રા ઉઠાડશે પણ તને કોઇ ખાત્રા ઉઠશો નહી. જ્યારે ફરશુરામ આ કન્યાને ગાંગેવને ઘેર મોકલવાની પ્રતીજ્ઞા કરે ત્યારે સુખરૂપે ખાજો. એમ સમજાવીને નારદજી અંતરધાન થયા. એટલે કાશી રાજા અને એની રાણી તથા અંબાળીકા તે ત્રણે જણ ફરશુરામને મઠ ગયા, ને તે ત્યાં જઈ મઠની બાહાર કારમી બુમ પાડી પ્રથવીપર પડતાં નાંખી ત્રણે જણ રડવા લાગ્યાં. તે અવાજ સાંભળી ફરશુરામે વિદ્યારથીને આજ્ઞા કરી કે જાઓ જુઓ મઠની બાહાર કોણ રડે છે. તેવાજ વિદ્યારથીયો દોટ મુકીને ગયા. અને મઠની બહાર જોયું તો રાજ્યવંશી ત્રણેને રડતાં જોઇ ત્રણેના હાથ ઝાલી ઉઠાડીને ફરશુરામ પાસે લેઇ ગયા, તવ ફરશુરામ કહે અરે કાશી રાજા તું કેમ રડે છે. તવ કાશી રાજા કહે અરે માહારાજ મેં માહારે ઘેર માહારી ત્રણ પુત્રીયોને પરણાવવાને માટે સ્વયંવર કર્યો હતો. ત્યાં તમારા વિદ્યારથી ગાંગેવજીએ આવી ભરી સભામાંથી માહારી ત્રણે પુત્રીયોનું હર્ણ કર્યું હોય, તેતો અમારા ક્ષત્રીઓનો ધર્મ છે. અને તે હર્ણ કરીને પાછો ગાંગેવજી સર્વ રાજાને તમારી વિદ્યાના

બળવટે કરીને જીત્યો. એનો તમોને ઘણી સાબાશી મળી પણ એ ગાંગેવે એક વાતે તમારા નામને લાન્છન આપ્યું; કે માહારી બે પુત્રીયોને પોતાને ઘેર લેઇ ગયો, ને આ માહારી રંક પુત્રીને રસ્તામાં મુકી ગયા. એ માહા મોહોટો અન્યાય કર્યો. તે તમને ઘણુ લાન્છન આપ્યું. હવે આ માહારી પુત્રીને એજ ગાંગેવને ઘેર મોકલો નહીતો હું માહારી સ્ત્રીને આ પુત્રી ત્રણે જણ તમારા મઠ આગળ ચીતા ખડકી બળી મરીશું; એ પાપ તમને છે. તવ ફરશુરામ બોલ્યા. અરે કાશી રાજા માહારો ગાંગેવ એવો અધરમી નથી કે આ કન્યાને વિના અપરાધે કાહાડી મુકે, આ તાહારી પુત્રી ગમે તે કાંઇ બોલી હશે ? તવ અંબાળીકા કહે નારે માહારાજ હું કાંઇપણ બોલી નથી, પણ એને બે ભાઇ માટે બે કન્યાયોની જરૂર હતી. માટે મને કાઢી મુકી, તવ ફરશુરામ કહે હે કાંઇ ફીકર નહી. ઉઠો તમે ત્રણે જણુ ભોજન કરો; એજ કન્યા હું ગાંગેવને ઘેર મોકલી આપીશ. તવ કાશી રાજા કહે ના માહારાજ એ ગાંગેવ હઠીલો છે માટે તે નહી લેઇ જાય ત્યારે ફરશુરામ કહેજે આ તાહારી પુત્રીને ગાંગેવ સાથે ગાંગેવને ઘેર ન મોકલું તો મને બ્રહ્મહત્યાનું પાપ છે ઉઠો જમી લ્યો તવ ત્રણે એ ઉઠી ભોજન કર્યું, પછી ફરશુરામે પોતાના ચાર વિદ્યારથીને આગ્ના કરી કે જાઓ હસ્તીનાપુર જઇ ગાંગેવને તેડી આવો, કદી ગાંગેવ પુછે કે શું કામ છે, તો તમે કહેજો કે અમને ગુરૂ માહારાજે કહ્યું નથી. તવ ચારે વિદ્યારથીઓ ગુરૂની આગના લેઇ હસ્તીનાપુર ભણી ચાલ્યા એવામાં ગાંગેવજી બે કન્યા લેઇ પોતાને ઘેર પોહો-ચ્યા ને પોતાની હોરમાન મા જે મચ્છગંધા તેને જઇ ચરણે લાગ્યા ને બેઉ કન્યાયો માતાના ખોળામાં મુકી. તવ મચ્છગંધા કહે જાઓ બેટા તમારૂ ભવે ભવ સારૂ થજો; એવામાં ફરશુરામના ચાર વિદ્યારથીયો આવ્યા. તવ ગાંગવે ઘણા પ્રેમથી બોલાવ્યા; ને કહ્યું કે પધારો આજ માહારા ઉપર કેમ કરૂણા કરી, ત્યારે વિદ્યારથીઓએ કહ્યું તમને આપણા ગુરૂ માહારાજ તેડેછે. ત્યારે ગાંગવજી ઘણો રાજી થઇ બોલ્યો કે માહારૂ ધન્ય ભાગ્ય. એમ કહી બ્રાહ્મણને બોલાવી રસોઇ કરાવી વિદ્યારથીઓને જમાડી પોતે પોતાની માતા મચ્છગંધાની આગ્ના લેઇ વિદ્યારથીઓને રથમાં લેઇ પોતે ફરશુરામને મઠ ગયો, તવ ફરશુરામે જા-ણ્યું કે ગાંગેવજી આવ્યો, એમ સમજી પેલા કાશી રાજાને તથા તેની સ્ત્રી તથા પુત્રીને સંતાડી દીધા, એવામાં ગાંગેવજી રથ છોડી મઠમાં જઇ ગુરૂ મહારાજને ચરણે લાગ્યો તવ ફરશુરાને હશીને રૂદીયા સરસો ચાંપી માથે હાથ મુકયો. પછી ગાંગેવજી કહે હે પીતાજી મને કેમ બોલાવ્યો, એટલે ફરશુરામ કહે હું

ત્હારી ખ્યાતી સાંભળી ઘણો પ્રફુલ્લીત થયો છું. કે તેં ક્ષત્રીના ધર્મ પ્રમાણે કાશી રાજાની ત્રણ પુત્રીનું ભરી સભામાંથી હર્ણ કર્યું; તે તેં ઘણીજ બાહાદુરી કરી છે. વળી સર્વને તેં કહ્યું કે કન્યાયો લેઈ નાશી જવાનો નથી જેને યુદ્ધ કરવું હોય તે આવજો, તે પણ તે સુરાતનના શબ્દ વાપર્યા તેથી સર્વ રાજા યુદ્ધે આવ્યા તેની સાથે યુદ્ધ કરીને તે જય મેળવા. તેથી જગતે મનેને માહારાં વિદ્યાને ઘણીજ સાબાશી આપી. તવ ગાંગેવ કહે પીતાજી એ હું જીત્યો નથી તમારી વીદ્યા જીતી તેથી તમેજ જીત્યા છો. ને મને જીતનો યસ મળ્યો તે તમારોજ પ્રતાપ છે. તવ ફરશુરામ કહે હે પુત્ર જીત મેળવિને તેં મને ઉજળો કર્યો, પણ એક વાતે મને નીચું ઘલાવ્યું નેમોહોટું લાન્છન આપ્યું. કે કાશી રાજાની બે પુત્રીયોનો ત્હારે ખપ હતો તેથી તે બે કન્યા લેઇ ગયો ને ત્રીજી જે ગરીબડી તેને બીચારીને તું મુકી ગયો તે તેં ઘણું અયોગ્ય અને અધર્મ કર્યો છે. એમ કહી માહા રકતલોચન કર્યા. એટલે ગાંગવજી બોલ્યો અરે માહારાજ અત્યારે મને એમ ભાસે છે કે એ અંબાળીકા કન્યા જરૂર હાંઈ આવેલી છે. ત્યારે ક્રોધમેર ફરશુરામ બોલ્યા. હા હાંઈ આવી છે. એમ કહી ફરશુરામે અંબાળીકાને બાહાર બોલાવી તવ અંબાળીકા અને તેના માતા પીતા ત્રણે જણ થર થરતાં બાહાર આવી ઉભાં રહ્યાં, તવ ગાંગેવજીનાં લોચન રક્ત થઈ ગયાં, એટલામાં ફરશુરામ કહે કહો બેટાજી આ કન્યાને તમે તમારે ઘેર લેઈ જાઓ છો કે નહિ. તવ ગાંગેવજી કહે અરે પીતાજી આ દેહ પડે તો ભલે પણ એ કન્યાને હું કોઈ કાળે લેઈ જવાનો નથી. ત્યારે ફરશુરામ કહે હે પુત્ર એ કન્યાનો અપરાધ શું છે ? તવ ગાંગેવજી કહે અરે પીતાજી હું ત્રણે કન્યાયોને કાશી દેશથી લેઈ હસ્તીનાપુર જતો હતો ત્યાં મારગમાં મારવાડના શલ્લ રાજાનુ નગ્ર આવ્યું. ત્યાં આ કન્યા એમ બોલી કે અરે ગાંગેવ મને શું કામ લેઈ જાઓ છો; હું તો આ ગામના શલ્લ રાજાને વરી ચુકેલી છું. એવા આ કન્યાના વચન સાંભળી મેં વિચાર્યું કે ક્ષત્રીના ધર્મ પ્રમાણે કોઇની વરા કન્યા કોઇથી લેઈ જવાય નહી એમ સમજી મેં આ અંબાળીકાને માહારા રથમાંથી ઉતારી મુકી આ વાતમાં માહારો અપરાધ હોય તો કહો, એવાં ગાંગેવનાં વચન સાંભળી ફરશુરામને ફાળ પડી કે મેં આ કન્યાને ગાંગેવને ગેર મોકલવાની પ્રતીજ્ઞા કરી છે. ને આ કન્યાએ તો જીભડીએ ઘર ઘાલ્યું છે. હવે માહારે કરવુ શું ! એમ વીચારી ઘણા ઉદાશ થઈ બઠા, એવામાં ગાંગેવજી કહે અરે પીતાજી હવે મને આગના દો તો હું માહારે ઘેર જાઉં તવ ફરશુરામ કહે અરે પુત્ર આ કન્યાયે મને દગો

કરી પ્રતાજ્ઞામાં ફસાણ્યો છે. માટે તું આ કન્યાને તાહારે ઘેર લેઈ જા. કેમ કે મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે હે અંબાળીકા હુ તને ગાંગેવની સાથે ગાંગેવને ઘેર ન મોકલું તો મને બ્રહ્મહત્યાનું પાપ એ રીતની પ્રતિજ્ઞા કરવાથી, તને હું કહું છું કે તું આ કન્યાને તારી સાથે તારે ઘેર લેઈ જા તવ ગાંગેવ કહે અરે પીતાજી તમો કહો તો તમને મારૂં મુસ્તક આપુ પણ એ કન્યાને હું માહારે ઘેર લેઈ જાઉં તો મને પણ બ્રહ્મહત્યાનું પાપ છે, તવ ફરશુરામ માહા ક્રોધાયમાન થઈ બોલ્યા અરે દુષ્ટ હવે હું તને ઠેર મારૂ, તવ ગાંગેવ કહે અરે માહારાજ મને મારવાની શી જરૂર છે એ તસ્દી હું આપને શું કરવાને આપું લ્યો હુંજ માહારે હાથે આપની આગળ મરી પડું તવ ફરશુરામ કહે ના એમ તો નહી પણ તુ ને હું સામા સામી રહી યુદ્ધ કરીએ ને તે યુદ્ધ કરતાં હું તને મારૂં, તવ ગાંગેવ કહે ભલે પીતાજી યુદ્ધ કરવાને પણ તૈઆર છું, ભલા હું તમારી વિદ્યા ભણ્યો છું પણ તે વિદ્યાની પરિક્ષા મેં તમને કોઈવાર આપી નથી તેથી આજ તમને પરીક્ષા આપુ, જો હું તમારે હાથે મરીશ તો હું સદ્દગતીને પામીશ. અને હું મરીશ નહી ને હારીશ તેમાં માહારી આબરૂ જવાની નથી, કેમ કે ગુરૂ કરતાં ચેલા હારે તેમાં કાંઈ નવાઇ નથી, ને જો દૈવ ઇચ્છાએ તમને જીતિશ તો જગતમાં માહારી જય જય થઈ જશે ને એમ કેહેવાશે કે સાબાશ છે કે ભાઈ ગુરૂ કરતાં ચેલા ચઢયા. એ રીતે મને તો મરવાથી યા હારવાથી કાંઈજ નુકશાન નથી ને જીતવાથી મને ઘણો યસ છે. માટે મને તો બને બાજુથી લાભ દેખાય છે. માટે હે ગુરૂ માહારાજ હવે તો ઉતાવળા થાઓ ને આપણ બને યુદ્ધ આરંભીએ તવ ફરશુરામ માહા ક્રોધાયમાન થઈ બોલ્યા ઉઠ ભાઇ ત્યાર થઈ જા, એવું ગુરૂનું વચન સાંભળતામાં ગાંગેવજી જઈ પોતાનો રથ જોડી આયુધ લેઈ રથપર વીરાજમાન થઈ ગુરૂના મઠની બાહાર નીકળ્યો. એટલે ફરશુરામજી પણ પોતાનાં આયુધ લેઈ પોતાને રથે બેસી મઠની બાહાર નીકળી બંને ગુરૂ ચેલા મેદાનમાં સામા સામી ઉભા રહ્યા. એટલે ફરશુરામે કહ્યું અરે ગાંગેવજી તું માહારૂં કહ્યું માની કન્યાને લેઈ જા ને તું તાહારો મુમત મુકી દે ત્યારે ગાંગવ કહે અરે પીતાજી તમે એ કન્યાનુ નામ મુકી દો અને યુદ્ધ કરવું બંધ રાખો નહી તો કાંકરી ઘડાને ફોડી નાંખશે તે વખત તમારી મહતાને ક્ષીણુતા લાગશે. વળી ગમે તેટલા તો પણ તમે જાતી બ્રાહ્મણ છો. તેથી તમે ભણી જાણો ને ભણાવી જાણો, લેઈ જાણોને આપી જાણો, ખાઈ જાણોને ખવરાવી જાણો. પણ યુદ્ધ કરી જાણો નહી. માટે માહારી સાથે લઢતાં તમે

જરૂર હારવાના છો. તે કરતાં માહારી વાત સાચી ન માનો તો જો જો તમારી વિદ્યાને તમારેજ બરકો, એવા એવા ગાંગેવનાં વચન સાંભળી ફરશુરામ માહા કોપાયમાન થયા. ને બોલ્યા કે જો અલ્યા એકવીસવાર નક્ષત્રી પ્રથવી કરી તેજ હું ફરશુરામ હવે હું ખાઈ જાણું છું કે યુદ્ધ કરી જાણું છુ તે તું જો, એમ કહી ફરશુરામે હાથમાં આયુધ લીધાં ને ગાંગેવને કહ્યું કે તું માહારા મોકો આગળ બાળક છે માટે હું તારા ઉપર પેહેલો હાથ નહી ઉપાડુ તેથી તું પેહેલો હાથ કર. તવ ગાંગેવજીએ ધનુશ લેઈ ટંકાર કર્યો ને તે ધનુશપર બાણ ચઢાવીને માર્યું તેવુંજ ફરશુરામના સારથીનું મુસ્તક છેદી નાંખ્યું. એટલે ફરશુરામ માહા કોપાયમાન થઈ બાણ લેઇ ગાંગેવના ઉપર બાણ વ્રષ્ટી કરવા લાગ્યા. તે એવી રીતે કે ફરશુરામ એક બાણ અગણીતા મંત્રનુ મારે તેમાંથી અગણીતા બાણ થઇને ગાંગેવના ઉપર બાણનો માર પડે. તે સમે ગાંગેવજી પોતાના શરીર ા બચાવ કરતો જાય ને ફરશુરામની ઉપર બાણ નાંખતા જાય; પણ ગાંગેવજી એક બાણ ફેંકે તેના લક્ષ લક્ષ બાણ થાય, પણ ફરશુરામ ફેંકે તેનાં પાંચ લાખ બાણ થાય તેથી ગાંગેવ ઘણો કાહ્યર થઈ ગયો પણ પોતાનો ટેક પોતે મુકતો નથી. એ રીતે લઢતાં વઢતાં સાંજ પડી ને સુર્ય મેર બેઠો; તવ બંને જણે યુદ્ધ બંધ કર્યું ને બંને ગુરૂ ચેલા ભેગા થઇ વાતો કરતા ફરશુરામના મઠમાં ગયા ત્યાં રાત્રીએ બંને જણે હળી મળી ભેગા બેશી ભોજન કર્યું; તે પછી રાત્રીએ સહન કર્યું, એવે સમે રાત્રી વિતિ ને પ્રભાત થયો એટલે ગુરૂ ચેલા બંને જણે દાતણ પાણી કરી નાહી ધોઈ ભેગા બેસી ભોજન કરી પોત પોતાનાં વસ્ત્રાભુશણ પહેરી પોત પોતાનાં આયુધ લેઈ પોત પોતાના રથમાં બેશી મઠની બાહાર યુદ્ધ કરવાને નીકળ્યા, તે સમે જઈ બને જણ મેદાનમાં સામા સામી થઈ ઉભા રહ્યા; તે સમે નારદ ફરી આવીને અંત્રીક્ષ રહી ગુરૂ ચેલાનું યુદ્ધ જોવા લાગ્યા, ને પોતે નારદજી મનમાં આનંદ પામે છે કે આ ગાંગેવને મેં ચડાવીને ત્રણ કન્યાયોનું હર્ણ ન કરાવ્યુ હોત તો આ માહા યુદ્ધ જોવાની માહારે મઝા પડત નહી, એવે સમે ગાંગેવજીએ ધનુશ ઉપર બાણ ચઢાવી ને પેહેલો હાથ કર્યો તે પેહેલે બાણે ફરશુરામના રથની ધજા છેદી નાંખી એટલે ગુરૂજીએ ગાંગેવને બંધન કરવા નાગપાસ મંત્ર ભણીને ગાંગેવના ઉપર બાણ માર્યું, તેવુંજ ગાંગેવજીએ ગરુડાસ્ત્ર મંત્ર ભણીને સામુ બાણ માર્યું. એટલામાં ગુરૂના બાણથી નાગ દેવો પ્રગટ થયા તેવાજ ગાંગેવજીના ગરૂડાસ્ત્રમાંથી ગરૂડજી પ્રગટ થતાક કે પેલા નાગોને વીણી ખાવા લાગ્યા. તેથી નાગપાસ બાણ

ગુરૂજીનું નીસ્ફળ ગયું. એટલે ફરશુરામ ગાંગેવને ભસ્મ કરવા અગ્નાસ્તર બાણ માર્યું તેથી અગનીદેવ પ્રગટ થઈ ગાંગેવને બાળવા ગયો. એટલામાં ગાંગેવે મેઘાસ્તર બાણ માર્યું તેથી બાર મેઘની જળવ્રષ્ટી થઈ તેણે કરીને અગની નાશ પામ્યો. એટલે ફરશુરામે પતરાસ્તર બાણ માર્યું તેથી મોહોટા મોહોટા પરવતો પ્રગટ થઈ ગાંગેવના ઉપર પડવા ચાલ્યા. તે જોઈ ગાંગેવે વજ્રાસ્તર માર્યું તે વજ્રાસ્તરવડે ગુરૂના તમામ પર્વતો ચકચુર કરી નાંખ્યા, એ રીતે ગુરૂએ જેટલાં જેટલાં બાણ માર્યા તેટલાં તેટલાં નીસ્ફળ કરી નાંખ્યાં એ રીતે બંને ગુરૂ ચેલાનુ યુદ્ધ જોઈ નારદજી અંતરીક્ષ રહ્યા થકા ખુશી થાય છે ને કાખલીયો કુટે છે. એવામાં સુર્યનારાયણ અસ્ત બેઠ ને રાત્ર પડી એટલે ગુરૂ ચેલાએ બંને યુદ્ધ બંધ કર્યું. તે પછી બંને જણ હળી મળી ભેગા થઈ વાતો કરતા ફરશુરામના મઠમાં ગયા. ત્યાં બંને જણ ભેગા બેશી ભોજન કર્યા તે પછી બંને જણે રાત્રીનું સહ્યન કર્યું. એવામાં રાત્રી વીતી ત્રીજે દીવસનો પ્રાતઃકાળ થયો, એટલે ગુરૂચેલા બંને જાગ્રત થઈ નાહાવું ધોવું ખાવું પીવું પરવારી પોત પોતાનાં આયુદ્ધ લેઈ પોત પોતાના રથમાં બેસી મઠની બાહાર નીકળી મેદાનમાં સામસામા યુદ્ધ કરવાને ઉભા રહ્યા. તે સમે નારદ ઋષી આવીને અંત્રીક્ષ ઉભા રહ્યા. એવામાં ત્રીજે દીવસે યુદ્ધ કરવા ગાંગેવજીએ ધનુશ ચઢાવી એક બાણ મારી ગુરૂના રથનું સીખર તોડી નાંખ્યું. તવ ગુરૂજી માહા કોપાયમાન થઈ અગણીતા મંત્ર ભણી બાણ વ્રષ્ટી કરી ગાંગેવને બહુજ પ્રાહાર કરવા લાગ્યા અને તે બાણના પ્રાહારે કરીને ગાંગેવજીને રૂંએ રૂંએ બાણ ભોંકી દીધાં તેથી ગાંગેવ માહા કાહાર કાહાર થઈ ગયો ને ત્રાહ્ય ત્રાહ્ય કરવા લાગ્યો પણ પોતે પોતાના ક્ષત્રી ધર્મના ટેક મુકતો નથી. એ રીતે ત્રીજા દીવશે યુદ્ધ કરતાં સાંજ પડી ને સુર્ય અસ્ત બેઠા તેથી નીત્યની રીત પ્રમાણે યુદ્ધ બંધ કરી બંને મઠમાં ગયા ને રાત્રીએ ભોજન કરી સહ્યન કર્યા; તે પછી ચોથા દીવસનો પ્રભાત થયો. એટલે નીત્યની રીત પ્રમાણે સર્વ કાર્ય ત્યાગીને બંને જણ મઠની બાહાર જઈ યુદ્ધ કરવાને ઉભા રહ્યા. તે સમે નારદજી પણ અંત્રીક્ષ આવી જોવા ઉભા રહ્યા. એવામાં ગુરૂચેલાએ માહા યુદ્ધ કરયું તેમાં કોઈ હાર્યા જીત્યા નહી તેમ યુદ્ધનો છેડો આવ્યો નહી, એ રીતે નીત્યાન યુદ્ધ કરતાં કરતાં નવ દીવસ વીતી ગયા. ને દસમે દીવસે યુદ્ધ કરવા ઉભા રહ્યા તે વખત ગાંગેવજીએ કહ્યું અરે ગુરૂ માહારાજ હવે તો યુદ્ધ બંધ કરો નવ નવ દીવસથી તમે માહા મેહેનત કરોછો પણ તમો જીત પામ્યા નહી ને હું આજકાલનું છોકરૂ તમારી વિદ્યા ભણેલું

તમને પરસેવો ઉતરાવ્યા કરૂં છું. તે તમને નાનમ ભરેલું છે. માટે આટલેથી સમજીને આજથી યુદ્ધ બંધ કરી ઘેર બેશી રહો તેમાં સારૂ છે, એવાં ગાંગેવના વચન સાંભળી ફરશુરામે વિચાર કર્યો કે આજ ગમે તે થાય તો પણ આ છોકરા સાથે આજનું છેલ્લુ યુદ્ધ કરી હું મરૂ કે મારૂ કાં જીનુ કે હારૂ એ બેમાંથી એક કરૂં તોજ માહારે ઘેર જવું; એમ મનમાં ટેક ધરાવિને ફરશુરામે ગાંગેવને હાથ ઉપાડવા દીધો નહી ને પોતેજ બાણ લેઇ ગાંગેવ ઉપર તુટી પડ્યા. એટલે ગાંગેવ પણ મન મુકીને ગુરૂને માહા પ્રાહાર કરવા લાગ્યો એવામાં ફરશુરામે ગાંગેવજીને રૂંએ રૂંએ છીંદ્રો પાડી નાંખ્યાં તેથી ગાંગેવના શરીરમાંથી રૂધીરની ધારાઓ છુટવા લાગી ને તે રૂધીર વહી વહીને ગાંગેવનું શરીર પીત વરણુ થઈ ગયું ને ગાંગેવના નેત્રના બે ડોળા ડગમગવા લાગ્યા, તો પણ ગાંગેવજી હીમ્મત રાખી ગુરૂના સામો યુદ્ધ કરે જાય છે; એવામાં સાંજ પડવા આવી એટલે ફરશુરામે એક વજ્રાસ્તરનું બાણ મારી ગાંગેવને રથ ભાગી નાંખ્યો ને બીજાં બે બાણથી ગાંગેવના બે હાથનાં બે કાંડાં વીંધી નાંખ્યાં એટલે ગાંગેવના હાથમાંથી હથીઆરો પડી ગયાંને હથીઆર વીનાનો થઈ અજીતપણે ઉભો રહ્યો, એટલે ફરશુરામ ફરશી લેઇ પોતાના રથથી ઉતરી ગાંગેવના ઉપર દોટ મુકી ગાંગેવની પાસે ગયા. ત્યાં જઈ ગાંગેવની ચોટી પકડી ઉંચો કરી પ્રથવિ ઉપર ચતાપાટ નાંખ્યો ને તે ગાંગવની રૂદીયા ઉપર ફરશી લેઈ ઠેર મારવાના ઇરાદાથી બેઠા. એટલે અંત્રીક્ષથી નારદજીએ જોઇ વીચાર કર્યો કે આજ નીશ્ચે ફરશુરામ ગાંગેવને મારશે ને જરૂર ગાંગેવ મરણ પામશે, જો આ ગાંગવ જેવો યોદ્ધો જીવતો હશે તો માહારે કોક દાહાડો કોકની સાથે લડાવવા થશે, માટે એને મરવા દેવો નહી,એવો વીચાર કરીને નારદજી અંત્રીક્ષથી ઉતરી ગાંગેવની માતા ગંગાજીની પાસે ગયા. ત્યાં ગંગાજી કહે પધારો પધારો; એટલે નારદજી કહે અરે બાઈ પધારવાની વાત મુકી દે હુંતો તને સમાચાર કેહેવાને આવ્યો છું. જે કે હુંતો અંત્રીક્ષ મારગે સહેજ સ્વભાવે ફરતો હતો એવામાં ફરશુરામના મઠ પાસે તાહારા દીકરાની છાતી પર ચઢી બેશી તાહારા દીકરાને ફરશુરામ ઠેર મારી નાંખે છે, ત્યાં તાહારે દીકરો પ્રથવી પર પડ્યો પડ્યો ધ્રુશકા મુકી રહી રડાને એમ બોલે છે કે અરેરે આ વેળા માહારૂં કોઈ નથી, એવાં તાહારા પુત્રનાં વચન સાંભળી મને તો ઘણીજ દયા ઉત્પન્ન થઈ પણ હું નીરબળ તેથી હું ફરશુરામના સામો બાહાજીને શું કરૂં, માહારૂ કાંઇ ચાલે નહી માટે હું તને કહેવા આવ્યો છું. કે બાઈ તું ઉતાવળી ત્યાં જા અને તાહારા પુત્રને મ્રત્યુથી બચાવ એવાં નારદજીના વચન

સાંભળી એકદમ ગંગાજી સ્ત્રી સ્વરૂપ ધારણ કરી અંતરધ્યાન થઈ ફરશુરામને એક ગયાં ત્યાં સતી બાહાર ગાંગેવને નીચે નાંખી ફરશુરામ મારે છે તે જોઈ ગંગાજીએ જઈ હાં હાં કરી એક એક ફરશુરામના બે ભુજ પકડ્યા ને ગંગાજી બોલ્યાં અરે માહારાજ માહારા પુત્રને શા માટે મારોછો? તવ ફરશુરામ કહે તાહારો પુત્ર માહારો વિદ્યારથી થઈ માહારૂ કહ્યું કરતો નથી માટે આજ એને જરૂર મારૂ, ત્યારે ગંગાજી કહે ભલે માહારાજ મારવો હોયતો મારો આજથી હું પાતાળ ઉતરી પડશું. પછી આ જગતનુ લોક માહારા જળમાં સ્નાન કરી પાપ મુકત થતું હતુ, તે હવે હું પાતાળ જઈશ એટલે કીયા જળમાં નાહી ને પાપ મુકત થશે! કોઇ રીતે ને કોઇ પ્રાણી પાપ મુકત નહી થાય ને તેમના પાપ તેમને રેહેશે તે પાપ આજથી તેમને નહી, તે સરવે પાપ આજથી તમોને લાગશે, તવ ફરશુરામે વીચાર કર્યો કે આ છોકરો અંબાળીકા કન્યાને કોઈ રીતે લેઈ જવાનો નથી તેથી એક બ્રહ્મ હત્યા પાપ મને લાગે, ને વળી આ આખા જગતનું પાપ હું કયાં લેઉ એમ સમજી ફરશુરામ ગાંગેવની રૂદીયા ઉપરથી ઉઠી-ગયા ને ગાંગેવને કહ્યું કે જા ગાંગેવ તને એવો શ્રાપ દેઉછું કે આજથી તું જેની જોડે દશ દીવશ યુદ્ધ કરે ત્યાં દસમે દીવશે તાહારૂ મ્રત્યું થજો, તવ ગાંગેવ કહે ભલે, પણ હું ક્ષત્રી પુત્ર તમને ગાંઠયો નહી તેવા અમે ક્ષત્રી પુત્ર છીએ, તવ ફ-રશુરામ કહે હવે આજથી હું કોઈ ક્ષત્રીના પુત્રને ભણાવું તો મને બ્રહ્મ હત્યાનું પાપ છે, એવી પ્રતીજ્ઞા કરી ફરશુરામ પોતાના મઠમાં ગયા. એટલે ગંગાજી અંતરધ્યાન થઈ ગયા, તે પછી ગાંગેવજી પોતાને ઘેર ચાલ્યો એવામાં ફરશુરામે ફરશી ગ્રહી વિદ્યારથીયોને કહ્યું કે અરે વિદ્યારથીઓ પેલી અંબાળીકા અને એ-ના માતા પીતા કયાં ગયાં એમને માહારી પાસે લાવો, એમણે જુઠુ બોલી મને લડાવી માર્યો ને મને બ્રહ્મહત્યા પાપ લગાડયું એવું કહ્યું તે વચન સાંભળી અં-બાળીકા અને તેનાં માતા પીતા તે ત્રણે જણ મઠમાંથી જીવ લેઇને નાશી ગયાં. તે ફરશુરામના મઠથી ઘણાં છેટે જઈ ઉભા રહ્યાં, પછી ત્યાં આગળ કાશી રાજા બોલ્યા હે પુત્રી તું કાશી દેશ જઈ અમારૂ રાજ્ય ભોગવજે ને હું અને તાહારી માતા અમે બંને જણ ગમે ત્યાં જઇ અમારો દેહ પાડીશું, તવ અંબાળીકા કહે અરે માતા પીતા માહારે માટે તમે શા સારૂ દેહ પાડોછો, હુંજ માહારી મેળે વ-નમાં જઈ માહારો દેહ ત્યાગ કરીશ, એમ કહી તે કન્યા વનને વિશે ચાલી, ને કાશી રાજા તથા તેની સ્ત્રી તે બંને જણ કાશી દેશમાં ગયાં એવામાં અંબા-ળીકા એક વનને વીશે ગઈ ત્યાં એક સીવાલય દીઠું તે શીવના દેહેરામાં જઈ

ડાભા હાથના અંગુઠા ઉપર કાયા તોળી ઉંધે મુસ્તકે શીવજીનું તપ કરવા લાગી. એટલામાં ગાંગેવજી પોતાને ઘેર હસ્તીનાપુર પોહોચ્યો ત્યાં એની હોરમાન માતા મચ્છગંધાએ સરવે સમાચાર પુછયા ને પછી ત્યાં રહ્યો, ને કોઈ સારા વિદ્વાન બ્રાહ્મણને બોલાવી લગ્નનું મહુરત પુછી પોતાનો હોરમાન ભાઈ જે વિચીત્રવિર્ય અને ચીત્રાંગદને બોલાવવા પોતાની મચ્છગંધા માતાને કહ્યું, તવ મચ્છગંધા એ પોતાના બંને પુત્રોને બોલાવવા પેરવી કરી તો તે બેમાંથી મોહોટો પુત્ર વિચીત્રવિર્ય આવ્યો ને ચીત્રાંગદ પોતાને હાથે આપઘાત કરી બળી મુઓ એવી ખબર મળી, ત્યારે ગાંગેવે પુછયું કે એ શા માટે બળી મુઓ, તવ વિચીત્રવિર્યે કહ્યું અરે ભાઈ જે દીવશે તમે કાશી દેશ જવાના હતા તે દીવશે રાત્રીએ તમે આપણી માતા મચ્છગંધાની પાસે બેશી જ્ઞાન મારગની વાત કરતા હશો તે સમે ચીત્રાંગદ લઘુશંકા કરવા ઉઠેલો તેણે તમોને જાળીમાંથી માતાજીની પાસે બેઠેલા દીઠા તેથી, એના મનને વિકાર ભાસ્યો તેથી તેણે આવી મને વારતા કરી તેથી મને એના પર ક્રોધ ચઢયો ને મે એને એક તમાચો માર્યો તેથી તે ક્રોધાતુર રહી રાત્રીએ સુઈ રહેલો તે પછી તે સવારે ઉઠી આપઘાત કરવા ગયેલો ને વનમાં જઈ આપઘાત કરેલી એવો અનુમાન રહે છે એવા વિચીત્રવિર્યના વચન સાંભળી ગાંગેવજીએ વિચાર કર્યો કે હું પુરૂશછું તેથી એ ભાઇને વેહેમ આવ્યો ને એને આપઘાત કરવી પડી. એવું સમજી ગાંગેવજીએ પોતાના એકાંત સ્થળમાં જઈ ખડગ લેઈ ભીસ્મ કર્મ કરયું એટલે પોતાની મૈથુન ઈંદ્રી છેદન કરી તે ભીસ્મ કર્મ કરયું તેથી તે દીવશથી ગાંગેવજી નામ મટીને ભીસ્મજી નામ ધારણ થયું તે પછી પોતાના ચીત્રાંગદની ક્રીયા કરી તેના ક્રીયાના દીવશ પુરણ થયા એટલે અંબે ને અંબીકા નામની બેઉ કન્યાયો પોતાના એક ભાઈ વચીત્રવિર્યને પરણાવી તે પછી સરવે પોત પોતાના રીવાજ પ્રમાણે સુખરૂપે રહ્યા છે હવે આ કથા આટલે રહી.



## વિશ્રામ આઠમો.

સુખરૂપે સરવે રહ્યાં, સુણ જનમેજય રાય;
અંબાળીકા તપ કરે, તેની વલ્લભ કથાય.

હવે જે અંબાળીકા કન્યા જે વનને વિશે માહાદેવજીનું તપ કરે છે. તેને તપ કરતાં કરતાં ઘણે દીવસે માહાદેવજી પ્રસન્ન થયા, તેથી માહાદેવજીએ યોગી વેશે અંબાળીકા પાસે આવી ઉભા રહ્યા ને બોલ્યા કે હે અબળા તું માગ્ય માગ્ય જે માગે તે આપું, ત્યારે અંબાળીકા બોલી હે માહારાજ માહારે હાથે ગાંગેવ મરે એવું મને વરદાન આપો. ત્યારે માહાદેવ બોલ્યા અરે બાઈ આ યુગમાં સ્ત્રીને હાથે પુરૂષ મરે તે ઘણો અનર્થ ને અયોગ્ય ગણાય, તે કરતાં જા તું તારો આ દેહ તજીદે ને હવેને અવતાર જા તાહારે હાથે ગાંગેવ મરશે. એવું વરદાન આપી માહાદેવજી અંતરધ્યાન થઈ ગયા. પછી અંબાળીકા કન્યા વનમાંથી કાષ્ટ લાવી ચીતા ખડકી ત્યાંજ શીવાલય પાસે બળીમુઈ, હવે એ કન્યા કયાં અવતરી કે પંચાળ દેશમાં એક ધ્રૂપત નામનો રાજા હતો તેને ત્રણ સ્ત્રીયો હતી પણ પેટ પ્રજા નહોતી, અને તે ત્રણ સ્ત્રીમાં એક રાણી અણગમતી ને અણમાનીતી હતી તે સ્ત્રીને પેટ દૈવ્ય ઇચ્છાએ ગર્ભ રહ્યો તે ગર્ભવાસ પેલી અંબાળીકા કન્યાનો થયો, એટલેતે અણમાનીતી રાણી ધરૂપત રાજાને માહા પ્રીય પટરાણી થઈ પડી, એમ કરતાં તે ગર્ભવંતી સ્ત્રીને નવ માસ પુરણ થયા એટલે પુત્રી જનમી. કેમકે સ્ત્રી તે સ્ત્રીજ થાય અને પુરૂષ તે પુરૂષજ થાય એવો એક શાસ્ત્રકારનો સિધાન્ત છે. તે પેલી અંબાળીકા કન્યા ને કન્યાજ અવતરી તેથી અણમાનીતીના મનમાં એમ આવ્યું કે આ માહારે પેટ પુત્રી આવી એવી વારતા જો રાજા જાણશે તો હું તો હતી તેવીને તેવી અણમાનીતી રહીશ. એવું વીચારીને પોતાની પાસે જે ચાર દાસીયો હતી તે ચારેને ઘણુ ઘણુ દ્રવ્ય આપીને ખુશી કરીને કહ્યું કે અરે દાસીઓ તમે ચારે માહારી સલાહમાં રેહેશો તો આગળ ઉપર હું તમને ઘણીજ ખુશી કરીશ. તવ ચારે દાસીયો કહે અરે બાઈ જેમ તમે કહો તેમ અમે વરતીશું ત્યારે અણમાનીતી રાણી કહે આપણ આ પુત્રીને પુત્ર ઠરાવો ને રાજાની સભામાં જઇ પુત્રની વધામણી ખાઓ તેથી રાજા તમોને ઘણો સરપાવ આપશે, તવ ચારે દાસીઓને નીશ્ચે કર્યો કે આ પુત્રીને પુત્રજ ઠરાવવો. એમ સમજી ચારે દાસીયો જેજેકાર બોલતી બોલતી ધરૂપત રાજાની સભામાં ગઈ ત્યાં જઈ રાજાને કહ્યું અરે રાજાધીરાજ તમોને પરમેશ્વરે પુત્ર આપ્યો. એવાં દાસીઓનાં વચન સાંભળતામાંજ રાજાને હર્ષના આંસુ છુટયાં, ને માહા મોહની મુરછા આવી તવ સર્વ સભાયે જેજેકાર શબ્દો ઉચર્યા. એવે સમે થોડીવારે રાજાને મુરછા વળી તે વખત રાજાએ દાસીઓને હજાર હજાર રૂપીયાના મોતીના હાર આપ્યા તેથી દાસીઓ મંગળ શબ્દ બોલતી ચાલી ગઈ તે પછી

રાજાએ ઘણાંક પુન્યદાન કર્યાં ને રાજા માહા આનંદથી રહ્યો. અને અ-
ણુમાનીતિએ એવો બંદોબસ્ત રાખ્યો કે કોઇ રાણીની એકાન્તમાં ચાર દાશી-
યો શીવાય જાય નહી તેથી એની વાત જરાએ ઉઘાડી પડતી નથી. એમ
કરતાં પુત્ર એક માસનો થયો એટલે ધરૂપત રાજા હરખનો ભર્યો અણમાનીતી
ના અવાસમાં ગયો ને બાહાર રહિ જાએ કહ્યું અરે માહારી પ્રાણપ્રીયા મને
માહારા પુત્રનું મુખ બતાવો ત્યારે રાણીએ કહ્યું ના એ પુત્રનું મુખ હાલ
બતાવવાનું નથી કેમ કે માહારે બબે શોકયોનું સાલ છે તેમ લોકોની ટોક છે
તેથી માહારા પુત્રને કોકની દ્રષ્ટી લાગે ટોક લાગે તેથી માહારે તો આંધળાની
આંખ ફુટયા જેવું થાય માટે હે સ્વામીજી તમે કેમ સમજતા નથી ને કેમ ગાંડા
વિધા કરો છો તવ ધરૂપત રાજા જંખવાણો પડયો ને બોલ્યો કે ખરી વાત છે,
હે રાણીજી તમારી નજરમાં આવે તેમ પુત્રને સાચવો માહારી ભુલ થાય છે
તે તમે માહારા ઉપર ઠબકો રાખજો. એમ કહી રાજા પાછો ગયો, એમ કરતાં
કરતાં પુત્ર છ માસનો થયો એનું નામ સીખંડી પાડયું છે, એવામાં છએ માસે
રાજાને પુત્રનું મુખ જોવાની વેળા આવી તેથી રાજા અણમાંનીતીના મેહેલમાં
ગયો ને એકાન્ત સ્થળથી બહાર રહીને ધરૂપત બોલ્યો અરે માહરી પ્રાણપ્રીયા
આજતો મને નીરભાગીને પુત્રનું મોહો બતાવો જો તમે નહી બતાવો તો બ-
ળાતકારે પુત્રનું મોહો બતાવો જો તમે નહિ બતાવોતો બળાતકારે પણ હું
પુત્રનું મોઢું જોવાનો, ત્યારે રાણીએ જાણ્યું કે હવે રાજાને ઘણીજ આતુ-
રતા થઇ છે, માટે એ મોઢું જોયા વિના રહેશે નહી. એમ સમજી રાણીએ
કહ્યું જાઓ માહારાજ આજ હું પુત્રને નવરાવી ધોવરાવીને દાસીઓ સાથે
તમારી સભામાં મોકલી દઇશ, એમ રાજાને સમજાવી વિદાય કર્યો, તે પછી
ચાર દાસીયોને અણમાનીતી રાણી ને પાંચે મળી વીચાર કર્યો કે આજ પુત્રને
રાજાને પાસે લેઈ જવો જોઇએ, ને લઈ જઇશું તેમાંથી રાજા જાણી જશે તો
આપણને પાંચેને રાજા ગરદન મારશે માટે કેમ કરવું, તવ ચારે દાશીયો કહે અરે
બાઇ અમને તો કાંઇ સુજ પડતિ નથી જેમ તમે કહો તેમ કરીયે, ત્યારે અણ-
માનીતી બોલી હવે જુઓ હું માહારી કારીગરી કરૂં એમ કહી પુત્રને નવરાવીને
સુરવાલ પેહેરાવ્યો તેના ઉપર જભલાં ટોપી તથા સારા સારા સુંદીર આભુષણો
પેહેરાવી દાસીઓને કહ્યું કે લ્યો આ પુત્રને ખંમા ખંમા કરતાં સભામાં લેઇ
જાઓ અને રાજાના હાથમાં પુત્ર આપવો નહી ને રાજાના ખોળામાં મુકવો તે
મુકતામાંજ પુત્રની જંગામાં ઝીણી ચોંટી ખણવી એટલે પુત્ર રડવા લાગશે તેજ

વેળા તમારે ત્રાસદાયક શબ્દો બોલવા કે અરે કોઇકની નજર લાગી લાવો લાવો માહારાજ આજ તમે સમજ્યા વિનાનું કામ કર્યું, એમ કરજો. પછી દાશીઓએ જઇ રાજાના ખોળામાં પુત્ર મુકતાં ચોંટી ખણી તવ દાશીયો શીખવેલા શબ્દો બોલી તેથી દાશીઓનાં એવાં વચન સાંભળી રાજા માહા ઓશીઆળો થઇ ગયો ને કહ્યું કે લેઈ જાઓ લેઈ જાઓ મે માહારી ઘણીજ મુરખાઈ કરી, એમ કહી રાજાએ બીચારાએ પુત્રને હલકો ભારે પણ જોયો નહી ને દાશીયોને લેઈ જવા આજ્ઞા કરી. તવ દાશીઓ એકાએક પુત્રને લઇને નાઠી તે રાણીના મેહેલમાં જઇ રાણીને પુત્રી આપી, પછી રાણીએ દાશીયોને પુછયું કે કેમ થયું, ત્યારે દાશીયો બોલી અરે બાઇ તમારા કેહેવા પ્રમાણે કરવાથી બીચારા રાજાએ તો પુત્રને હલકો ભારે પણ જોયો નથી, ત્યારે રાણી કહે અરે દાશીયો અમારી અકલ વિના અમે તે રાજાની માનીતી થયાં હઇશું, એમ રાણીતો માહા ફુલી ગયાં એમ કરતાં પુત્ર બાર માસનો થયો પછી પુત્રને રમવાને બાહાર કાઢવા માંડયો. પણ દાશીયો સાથેને સાથેજ રહે પુત્રને જરાપણ સુનો મુકે નહી એમ કરતાં પુત્ર પાંચ વરસનો થયો એટલે રાજાએ એને નિશાળે મુકયો. ત્યાં પણ દાશીઓ સાથેને સાથેજ રહે; એમ કરતાં શીખંડી અગીઆર વર્ષનો થયો એટલે રાજાએ પુત્રને ઉપવિત ( જનોઇ ) દીધું. એવામાં કમળદેશનો કમળશેન્ય નામનો રાજા તેને કમળીતા નામની પુત્રી હતી તે પુત્રીનો વિવાહ શીખંડી સાથે કરી ગયો, એવે સમે સારો દીવસ જોઈ સીખંડીને પરણાવવા લગ્ન નીરધાર્યું, તેથી ધરૂપત રાજા વાજતે ગાજતે જાન લેઇ સીખંડીને પરણાવવા ગયો કમળ શેન્ય રાજાએ માહા આનંદથી પોતાની પુત્રીનું કન્યાદાન દીધું ને સારી રીતે પેહેરામણી આપી વર કન્યાને વળાવ્યાં તે જાન લેઈ ધરૂપત રાજા પંચાળ દેશમાં આવ્યો તે પછી કમળીતા ચાર દીવસ સાસરે રહીને પોતાને પીયેર ગઇ, એમ કરતાં શીખંડી સોળ વરસનો થયો એટલે ધરૂપત રાજાએ કમળીતાને આણું મોકલ્યું તેથી કમળીતા સાસરવાસો લેઇ પંચાળદેશ આવી ત્યાં ધરૂપત રાજાએ શીખંડીને સુવા બેસવાનો જુદો મકાન આપ્યો. ત્યાં સીખંડીને કમળીતા જઈ રહ્યા, તવ સીખંડી સમજણો થએલો છે તેણે વિચાર કર્યો કે હું સ્ત્રી જાતી છું તેમ છતાં માહારી માએ માહારા બાપને વાહાલાં થવાને મને પુરૂશ જાતી પુત્ર ઠરાવ્યો ને આ પારકી પુત્રી સાથે પરણાવી પારકી પુત્રીનો અવતાર બાળ્યો માહરે શુ કરવુ એમ સોસના કરતો રહ્યો એવે સમે સ્ત્રી પુરૂષને સયન સમો થયો તે વખત સીખંડી અવળે મોહોઢે સુઇ રહ્યો. ને તે કમળીતાને સાથે બોલે

ચાલે નહી તેથી કમળીના પોતાના સ્વામીને બોલાવે ચલાવે તોપણ બોલે ચાલે નહિ એમને એમ દીવશો કાહાઢે તેથી કમલીતા હરનીશ સોસના કરવા લાગી કે અરેરે માહારો સ્વામી કેમ માહારી સાથે બોલતો નથી. એવામાં એક દીવસ રાત્રીને સમે સીખંડી નીદ્રાવશ થઇ ગયેલો તે સમે તેના અંગનુ વસ્ત્ર ખશી ગયેલું તેથી કમળીતાએ એનું અંગ જોયું તો પોતાના સ્વામીને સ્ત્રી રૂપે દીઠો. તવ કમળીતાને ફાળ પડી કે અહો આતો સ્ત્રી છે ને મને સ્ત્રીની સાથે મારા બાપે પરણાવી છે. આ સ્વામી માહારી સાથે નથી બોલતા તેનું કારણ એજ છે. આ રીતનો વિચાર કરીને પોતાના સ્વામીથી છાનોમાનો એક પત્ર પોતાના પીતાજી ઉપર લખ્યો. તેમાં એમ લખ્યું કે હે પીતાજી કન્યા સાથે કન્યા પરણાવી માહારો અવતાર બાળ્યો છે, વિશેષ હું કાંઇજ લખતી નથી એવું લખીને તે પત્ર એક અનુચરને છાનોમાનો આપ્યો ને તેને ઇનામ આપી કહ્યું કે જા આ પત્ર માહારા બાપને હાથોહાથ આપજે, તવ પત્ર લેઈ તે અનુચર કમળ દેશમાં જઈ કમળશેન્ય રાજાને આપી પાછો પંચાળદેશ જતો રહ્યો. પછી કમશેન્ય રાજાએ પોતાની પુત્રીનો આવેલો પત્ર વાંચી જોયો તે વાંચતામાં કમળશેન્ય રાજા માહા ક્રોધાતુર થઈ ગયો, અને વિચાર કર્યોકે હે ધરૂપત રાજાએ મને દગોજ કર્યો, માટે હવે વાહાણુ વાય એટલે માહારૂં સેન્ય લેઈ એકાએક ધરૂપતના ઉપર ચઢાઈ કરી એના સર્વ કુટુંબનો નાશ કરૂં, એવામાં પ્રભાત થયો તવ કમળ સેન્ય રાજાએ ઉઠીને સેન્યાપતીને સેન્ય તૈયાર કરવાની આગના આપી, તવ તે વાત પ્રધાને જાણી તેથી પ્રધાન કમળસેન્ય પાસેં ગયો અને તેણે જઈ કમળસેન્યને પુછયું અરે માહારાજ આજ સેન્ય કેમ ત્યાર કર્યું, તવ કમળસેન્ય રાજાએ પોતાની પુત્રીનો આવેલો પત્ર પ્રધાનને આપ્યો ને કહ્યું કે હે પ્રધાન જો આ ધરૂપત રાજાએ આપણુને કેવો દગો કર્યો છે, તવ તે પત્ર પ્રધાને વાંચીજોયો અને મનમાં તોલ કર્યો, પછી રાજા પ્રત્યે પ્રધાન બોલ્યો અરે માહારાજ આ પત્ર આપણી દીકરીનો છે, પણ આપણે એકાએક સાહસ કામ કાંઈજ કરવું નહી, એક વારતો આપણે હું અને તમે તથા બસે શેવકો સાથે લેઈ પંચાળ દેશ જઇએ. અને તે ગામની ભાગોળે તંબુ તાણીને મુકામ કરીએ પછી હું ને તમે બંનેજણે જઇ ધરૂપત રાજાને કેહેવું કે અમો યાત્રાથી આવીએ છઇએ તે આવતાં મારગમાં તમારા ગામની ભાગોળે પડાવ નાંખ્યો છે તે એવા ઇરાદાથી કે જમાઇને આપણે ત્યાં તંબુમાં જમવા તેડીને કાંઈ સારી વસ્તુ જાત્રામાંથી લાવ્યા હોઇએ તે સરપાવ આપીને હળીમળીને બીજે દીવશે ઘેર જતાં રહીશુ,

એમ જાણી અહાંઈ ઉતર્યા છીએ તેથી આજ અમારા જમાત્રને અમારા ડેરા તંબુએ જમવા મોકલજો, એવા બાહાનાથી જઈ જમાત્રને જમવા તેડીને ત્યાં તંબુમાં એની પરીક્ષા કરી લેઇશું, ને પછી જે કરવુ હશે ને કરીશું, ત્યારે તે વાત રાજાએ કબુલ કરી, સર્વ સેન્યને તઇઆર થવાની ના કાહાવી, પછી પોને રાજા અને તેનો પ્રધાન અને બસો શેવકો રથ ઘોડા મેના સુખપાલ હાથી વીગેરે લેઇને પંચાળ દેશ ચાલ્યા, જે જતા જતા પંચાળ દેશની ભાગોળે આવી નગ્ર બાહાર તંબુ તણાવ્યા ને ત્યાં પડાવ કર્યો તે પછી થોડી વારે રાજા અને પ્રધાન બંનેજણ ચાર શેવકોને લેઈ ધરૂપત રાજાની સભામાં ગયા, તવ ધરૂપત રાજા ઘણો આનંદ પામી આદરમાન્ય દેઈ પધારો પધારો કહી ઉત્તમ આસને બેસાર્યા ને કુશળતા પુછી, પછી કહ્યું કે આપ કયાંથી ને કેમ પધાર્યા, તવ કમળ સેન્યના પ્રધાને કહ્યું કે અમોનો યાત્રાએ ગયા હતા ત્યાંથી હવે ઘેર જઇએ છીએ તે જતાં જતાં એમ લાગ્યું કે ચાલો જમાઇને મળતા જઈએ ને એમના લાયક કાંઈ ચીજ લાવ્યા હોઈએ તે આપતા જઈએ એમ સમજી તમારા ગામની ભાગોળે પડાવ નાંખ્યો છે, ને અમારા જમાત્રને ત્યાં તંબુએ જમવાનું આમંત્રણ કરીએ છીએ તેથી તેમને જમવા સારૂ આજ સાંજરે મોકલજો, ને અત્યારે અમે જમાત્રનું મુખ જોવા ઇચ્છીએ છીએ તેથી તેમને અત્રે બોલાવો, તવ ધરૂપત રાજાએ શેવક મોકલી સીખંડીને સભામાં તેડાવ્યો, તેજ વખત સીખંડી સભામાં આવ્યો, એટલે ધરૂપત રાજાએ કહ્યું હે પુત્ર તમારા સસરા આવ્યા છે અને તેમણે આજ સાંજે ગામની ભાગોળે એમના પાલમાં તમને જમવા તેડયા છે. એવાં પીતાજીનાં વચન સાંભળી પોતાના સસરાના સામુ જોયું ને પોતે પોતાના સસરાને દીઠા કે તરત મોહોનો ચહેરો ઉતરી ગયો, તેથી કમળશેન્ય રાજાએ તોલ કર્યો કે દીકરીનું લખવું સત્ય છે. પણ પોતે કાંઈ બોલ્યો નહી પછી કમળ સેન્યના પ્રધાને સીખંડીને કહ્યું કે તંબુએ જમવા સારૂ વેહેલા પધારજો, તવ સીખંડીએ નીચું જોઈ કહ્યું કે સારૂં એમ કહી સીખંડી પોતાના મેહેલમાં ગયો એટલે કમળસેન્ય અને તેનો પ્રધાન તે બંને ગામ ભાગોળે પોતાના તંબુમાં ગયા, ત્યાં જઈ રાજા પ્રધાને વીચાર કર્યો કે કહો ના કહો પણ પુત્રીનું લખવું ખરૂં છે, પણ ઠીક છે. એ જમાત્ર સાંજે અહાંઈ જમવા આવશે એટલે તેને નાહાવા સારૂ આગના કરીને પલાળવા સારૂ જીર્ણ વસ્ત્ર આપવું, એટલે એની સઘળી પરીક્ષા થઈ જશે. એમ ધારીને તે તંબુમાં રહ્યા અને પેલો જે શીખંડી પોતાના એકાંત સ્થળમાં ગયો ત્યાં જઈ વીચાર્યું કે જરૂર આ-

જ માહારો સસરો માહારી પરીક્ષા લેવાનેજ આવ્યો છે, હવે માહારે કરવું શું, એમ કેટલોક વિચાર કરી પોતાની જનેતા પાસે ગયો ત્યાં જઈ એકાન્તમાં પોતાની જનેતા પાસે રડા પડીને બોલ્યો અરે માતાજી તમે મને પુત્ર ઠરાવ્યો ને પારકી પુત્રી સાથે પરણાવી પારકી પુત્રીનો અવતાર બાળ્યો. આ હાવુ કત્ય કરવાનું કારણ શું, તવ અણમાનીની કહે અરે બેટા હું તાહારા બાપને અણમાનીતી હતી, તે મને ગર્ભ રહ્યા પછી હું માનીતી થઈ તે પછી તારો જન્મ થયો તે તું પુત્રી અવતર્યો તેથી મેં વીચાર કરયો કે જો ધરૂપત રાજા પુત્રી જન્મી જાણશે તો પાછી મને અણમાનીતી કરશે એમ સમજી મેં તને પુત્ર ઠરાવ્યો. તેમાંથી તો તારા લગ્ન થયાં, તવ શીખંડી કહે અરે માતાજી હું પુત્રાછું એવું ગમે તે રીતે માહારી સ્ત્રીના જાણ્યામાં આવ્યું છે, તેથી તેણે ગને તે પેરવીથી તેના બાપને અત્રે તેડાવ્યો છે, તેથી તેનો બાપ કમળસેન્ય યાત્રાનુ બાહાનુ કરી આવીને આપણા ગામની ભાગોળે તંબુ તાણી ઉતરયો છે. ને તે માહારી પરીક્ષા લેવાના ઇરાદાથી મને જમવાનું નોહોતરૂં દઇ ગયો છે, જો હવે હું ત્યાં જમવા જાઇશ તો માહારી પરીક્ષા કરી લેશે ને જમવા નહા જાઉ તો પુરણ વેહેમ પડશે, ને તે વેહેમ પડવાથી નક્કી તોફાન થશે, માટે હે માતાજી પરીક્ષા કરીને સ્ત્રી જાણશે તો પણ તોફાન કરશે. એટલે તને અને માહારા બાપને જીવથી મારશે ને ઘર ગામ બધું લુંટી લેશે, હવે આ માહા મોહોટું વિઘ્ન આવ્યું તેનું કરવુ શું, તવ અણમાનીતી બોલી અરે પુત્ર મને કાંઇ સુજ પડતી નથી ત્યારે સીખંડીયે કહ્યું હે માતા જો હું ગમે ત્યાં જઇને માહારો દેહ પાડું તો કોઇને કાંઇપણ વીઘ્ન કરી શકે નહી કેમ કે હું સ્ત્રી છું કે પુરૂષ છું તેનો નિશ્ચે થયા વીના એ રાજા કાંઈ કરી શકે નહી, ને માહારા એક જીવને નુકશાન થવાથી અનેક જીવોનાં વીઘ્ન જાય તેથી મને એમ લાગે છે કે હું માહારો દેહ તજુ, એવાં સીખંડીનાં વચન સાંભળી એની માતા બોલી હા ભાઈ તાહારૂ ધારવું વ્યાજબી છે, તું ગમ ત્યાં વનમાં જઇ તાહારો દેહ પાડ, ત્યારે સીખંડી બોલ્યો અરે શંખણી માતા ધીક્કાર છે તારા માનીતા થવામાં તું અણમાનીતી રહી હોત તો આ કોઈના જીવની હાની થાત નહી, એમ કહી પોતે પોતાનાં વસ્ત્રાભુશણ પેહેરી પોતાના અશ્વ ઉપર બેશી કોઈને કહ્યું નહી ને પોતે વનને વીશે ચાલ્યો એવામાં જતાં જતાં એક માહા જળનો કુઓ દીઠો તેથી પોતે ઘોડા ઉપરથી ઉતરીને ઘોડાને એક વ્રક્ષ સાથે બાંધીને પોતે કુઆ ઉપર ચઢી કુઆમાં બે ચરણ ઘાલી કુઆ ઉપર બેશી રડવા લાગ્યોને તે કુઆમાં

પડી મરવાને આદરે છે. એવામાં તે કુઆના સામી એક ગફામાં માહાદેવજીનો અંગળ નામનો જક્ષ રેહે છે તેણે ગફામાંથી પેલા સીખંડીને માહા દુઃખદાયક દીઠો ને વીચાર કરયો કે અહો કોઈ પેલો રાજકુંઅર માહારા કુઆમાં પડી આપઘાત કરવી ધારે છે. તેથી માહારો કુઓ ગોઝારો થશે, એમ સમજી અંગળ જક્ષ ગફામાંથી બાહાર આવી બોલ્યો કે ખબડદાર છોકરા માહારા કુવામાં પડીશ નહી માહારો કુઓ ગોઆરો થશે, ત્યારે શીખંડી બોલ્યો અરે ભાઈ તારા કુઆની કીમત કરતાં બમણી કીંમતના માહારા દાગીના લે પણ હું તો કુઆમાં પડવાનો, તવ અંગળ જક્ષ કહે અરે ભાઈ એવું શું દુઃખ છે કે તું આપઘાત કરે છે, ત્યારે સીખંડી કહે અરે ભાઇ એ માહારૂં દુઃખ કોઇને કેહેવાય તેવું નથી ત્યારે અંગળ જક્ષ કહે અરે ભાઈ કોઇને દુઃખ કહ્યા વિના બીજાને તાહારા દુઃખની શી સમજણ પડે, તવ સીખંડી કહે અરે ભાઈ દુઃખ કેહે તેથી કોઇ કોઇનું દુઃખ ભાગતુ નથી, ને દુઃખનિ વાત કહે દુઃખ ભાગે નહી ને ઉલટી જગતમાં ફજેતી થાય, માટે પોતાનું દુઃખ પોતે સહન કરવું પણ કોઇને કેહેવું નહી એટલે અંગળ જક્ષ બોલ્યો અરે ભાઈ તાહારૂં કેહેવું ખરૂં છે કેમ કે જયાં ને ત્યાં દુઃખ રડીયે તેથી કોઈ દુઃખ ભાગે નહિ ને ઉલટી હાંશી કરે તેથી ન કહેવુ તે ઘણી સારી વાત છે. પણ માણસ જોઇને વાત કરીએ તો તેનાથી દુખ ભાગે તો કાંક રસ્તો પણ બતાવે માટે હે ભાઈ માણસ જોઇને વાત કરવી જોઇએ. તેથી હું તને ખરા મનથી પુછુછું કે તુ મને તાહારા દુખની વાત કહે અને તું આપઘાત કરીશ નહી. જો હું માહાદેવજીનો જક્ષ છું. મને અત્યારે તાહારા ઉપર ઘણીજ દયા આવી છે. તવ સીખંડી કહે અરે ભાઈ માહારા બાપને કાંઇ પણ ફરજન નોહોતુ અને તેમને ત્રણ સ્ત્રીઓ હતિ તેમાં માહારી જનેતા માહારા બાપને અણગમતી, એવામાં ઇશ્વર ઇચ્છાએ માહારી માતાને પેટ માહારો ગર્ભ રહ્યો તેથી માહારી મા માહારા બાપને માનીતી થઈ તે પછી માહારો જન્મ થયો તે હું પુત્રી જન્મી તેથી માહારી માયે જાણ્યું કે પુત્રી જનમી એવી રાજાને માલમ પડશે તો પાછી હું અણમાનીતી રહીશ, એવું સમજી માનીતિ રહેવા સારૂ મને પુત્ર ઠરાવ્યો તેથી માહારો બાપ અતી આનંદ પામ્યો એમ કરતાં હું મોહોટો થયો ને માહારા બાપે મને જનોઈ દીધી તે પછી હારે ત્યાં રેહેવા આવી તેનિ સાથે હું બોલતો ચાલતો નોહોતો, પણ હુંગ છે તે વેહેરણ છે તેથી હું કોઈ વાર ઉંઘી ગયો હઇશ તે વખતે માહારી સ્ત્રીએ માહારૂ શરીર જોયું હશે, તેથી તેણે તેના બાપને કોઈ પ્રકારે સમા-

ચાર મોકલ્યા હશે તેથી તેનો બાપ આજ માહારે ગામને ગાંદરે પડાવ નાંખી પડયો છે ને માહારી પરીક્ષા જોવા મને જમવાનું નોહોતરૂં દેઈ ગયો છે, ત્યાં જો હું જમવા જાઉં ને માહારી પરીક્ષા કરી જાય તો પછી માહારી માને ને માહારા બાપને મારી નાંખે ને માહારૂ ગામ લુંટી લે તેથી માહારા માટે બધી દુનીયા દુઃખી થાય, એમ સમજી મે માહારા જીવનો નાશ કરવો ધાર્યો છે, તવ અંગળ જક્ષ કહે હે રાજ્ય પુત્ર તને ધન્ય છે ઘણાક જીવને માટે તેં તાહારો જીવ ખોવા ધાર્યું તેથી તું પરમ દયાળુ છે એમ મને લાગ્યું, માટે તને કહું છું કે ભાઈ તાહારૂં સ્ત્રીપણું હું લેઉ ને માહારૂ પુરૂષપણું તને આપુ પણ છ માસે માહારૂ પ્રરૂષપણું મને પાછું આપી જાય તો આપુ તવ સીખંડી કહે અરે ભાઈ માહારે તો આજનોજ દીવસ પુરૂષપણું જોઇએ છીએ હું તો તારૂં પુરૂષપણું કાલેજ પાછું આપી જઈશ તવ અંગળ જક્ષ કહે ના હું માહારી ખુશીથી તને છ માસ આપુછું, ત્યારે શીખંડી બોલ્યો ભલે ભાઈ છ માસ પુરા થાય તેને બીજે દીવસે હું તમારૂ પુરૂષપણું તમને પાછું ન આપી જાઉં તો સુર્યની સાખે હું રોમ રોમ નરકે જાઉ એવાં સીખંડીનાં નિરમળ વચન સાંભળી અંગળ જક્ષ બોલ્યો આવ ભાઈ તું માહારી પાસે ઉભો રહે તવ ત્યાં સીખંડી જઈ અંગળ જક્ષની પાસે ઉભો રહ્યો એટલે અંગળ જક્ષે સુર્ય નારાયણના સામુ જોઈ કહ્યું કે ઘણા દીવશથી માહાદેવજીની સેવા ચાકરી કરૂ છું તેમાંનું પાંચ વરસ પુન્ય આડે આવજો ને માહારૂ પુરૂશ પણુ આ શીખંડીને જજો, અને એનું સ્ત્રીપણુ મને આવજો એવુ કહી સીખંડીના અંગ ભેડયો તે ભેડતામાંજ શીખંડી પુરૂષ થઈ ગયો ને અંગળ જક્ષ સ્ત્રી થઈ ગયો. પછી અંગળ જક્ષે શીખંડીને કહ્યું જા ભાઈ તુ તારી મેળે છ માસ આનંદ કરજે તવ સીખંડી માહા હર્ષ પાંમી પોતાને અશ્વ બેશી પોતાને ઘેર ચાલ્યો. એવામાં એના સસરાના તંબુમાં જમવાનો સમય થઈ ગયેલો બેત્રણ તેડયાં શીખંડીને થયેલા પણ સીખંડી ઘેર જડતો નથી તેથી એનો બાપ ધરૂપતરાજા અનુચરો મોકલી સીખંડીની સોધ કરાવેછે, પણ સીખંડીનો કાંઈ પતો લાગતો નથી તેથી સીખંડીના સસરાને ઘણો વેહેમ પડયો કે જરૂર સીખંડીને કાંઈ સંતાડયો અથવા કાંઈ નસાડી મુકયો એવું સમજી સીખંડીનો સસરો કમળસેન્ય રાજા પંડે ધરૂપત રાજાને ઘેર આવ્યો ને માહા ધુસ્સે થઈ ધરૂપતને કહેવા લાગ્યો કે તમારો પુત્ર કયાં છે, જયાં હોય ત્યાંથી તાકીદે બોલાવો નહીતો ખોટું નીપજશે, અવી વાત કરતામાં સીખંડી ઘોડે બેશીને ઘેર આવ્યો એટલે કમળશેન્ય રાજાએ કહ્યું અત્યાર સુધી

ક્યાં ગયા હતા અમે ઘણી વારથી ખોટી થઇએ છીએ, તવ સીખંડી કહે એ-ટલી બધી ઉતાવળ હોય તો તમે તમારે જમીલ્યો, જાઓ અમે જમવાને આવતા નથી, તવ કમળસેન્યે વીચાર્યું કે અમો સવારે નોહોતરૂં દેવા આવ્યા તે વખત તો અમને દેખીને મોઢાનો ચેહેરો ઉતરી ગયો ને અત્યારે તો બોલવાનો જુસ્સો આવ્યો છે તેનું કારણ શું હશે, એમ વિચારમાં પડી કમળસેન્યે કહ્યું ક્ષમા કરીને જમવા પધારો, પછી સીખંડીએ કહ્યું જાઓ આવીએ છીએ, એટલે અેના સસરો તંબુએ ગયો તે પછી થોડીવારે સીખંડી પેહેરી હોડી સસરાને તંબુએ જમવા ગયો, ત્યાં એના સસરાએ નાહાવાની આજ્ઞા કરીને પલાળવા માટે જીર્ણ વસ્ત્ર આપ્યું તવ સીખંડીના મનને સીખંડી સમજ્યો કે માહારૂં અંગ જોવાના હેતુથી મને જીર્ણ વસ્ત્ર આપ્યું છે. ભલે મને હવે કોઇ રીતે હરકત નથી એમ સમજી જીર્ણ વસ્ત્ર પેહેરી સીખંડીએ ઉભા ઉભા સ્નાન કર્યું તે સમે કમળસેન્ય રાજા અને તેનો પ્રધાન ખુરશીઓ નાંખી જ્યાં સીખંડી સ્નાન કરે છે ત્યાં બેઠેલા તેમણે ચીકીત્સાથી નીશ્ચે કર્યો કે પુરૂષ છે. હવે ચુપ મારવી સવારે દીકરીના મોહોના વાત પડછે પડછે પુછી લેવી. એમ સમજી જમાત્રને જમાડી સાલ દુસાલા આપી વિદાય કર્યો. તે સીખંડી ઘેર આવી પોતાના એકાન્ત મહેલમાં સુવા ગયો, ત્યાં તેની સ્ત્રી કમળીતા આવીને સ્વામીને ચરણે લાગી સ્વામીની સેવા કરી, તે પછી સ્ત્રી પુરૂશનો મેળાપ થવાથી, કમળીતાએ કહ્યું હે પ્રાણપતી તમને માહારા સોગન છે તમે સાચું કહેજો, કાલે તો માહારા જેવા સ્ત્રી હતા ને આજ પુરૂષ પણે કયાંથી થયા, તવ સીખંડી કહે અરે નીચ બુદ્ધી નારી તેંતો તારૂ નીચપણુ દાખવી તેં તાહારા બાપને બોલાવ્યો, પણ પરમેશ્વરે ઘણા જીવોના દુખે મને પુરૂષાતન મેળવ્યું તે છ માસને વાયદે હું પુરૂષ પણુ લાવ્યો છું, જારે ભુંડી એક સ્પર્શ વિશેષના સુખો માટે તે ઘણા જીવોને નુકશાન કરવું ધાર્યું હતું, પણ તને એમ ન થયું કે આ વિષય સુખ છે તે અલ્પ સુખ છે તેમ છતાં હું આ કૃત્ય કેમ કરૂં છું, ભલે હવે વીશય ભોગવો પણ તે ઇશ્વરપદથી વક્રત્ર છે. તવ કમળીતા કહે હે સ્વામી માહારામાં મુર્ખતા પેશી ગઇ તેથી મેં માહારો જાતી સ્વભાવ દાખવ્યો, હવે માહારે વીશય સુખ જોઇતું નથી માટે જાઓ ખુશીની સાથે જેનું પુર્ષપણું હોય તેનું તેને આપી આવો, ત્યારે શીખંડી કહે છ માસ પુરા થશે એટલેજ આપી આવશું, એમ કહિ બંને સ્ત્રી પુરૂષ આનંદથી રાત્રી રહ્યાં એવામાં પ્રાતઃકાળ થયો એટલે કમળીતાને કમળસેન્યે તેડવા મોકલ્યું, તેથી કમળીતા પોતાના પીતા પાસે ગઇ

એટલે કમળસેન્યના પ્રધાને કમળીતાને આડી નજરે પુછયું કે અરે દીકરી તમોએ અમોને પત્ર લખ્યો હતો તવ આડુ જોઈ કમળીતા બોલી હા પત્ર લખ્યો હતો પણ તે પત્રમાં શું લખ્યું હતુ તેનું મને ભાન નથી અને જે લખ્યું હશે તે બે ભાનમાં લખ્યું હશે. એવાં કમળીતાનાં વચન સાંભળી રાજા પ્રધાન બંને જણ સમજી ગયા કે પત્ર લખેલો તો ખરો પણ પત્રાધારે આપણું આવવું થયું ને આપણા આવવાથી છોકરીને સુખ થયું માટે જે થયું તે સારૂંજ થયું. એમ રાજા પ્રધાન બંને સમજી ગયા; અને દીકરીને કહ્યું જાઓ બેટીજી તમો તમારે ઘેર સીધાવો હવે અમે જઇશું. એમ કહી કમળીતાને કેટલુક આપવા યોગ્ય હતું તે આપી વિદાય કરી. પછી પોતે પણ વિદાય થયા. હવે એ કથા એટલે રહી. હવે જે પેલો અંગળ જક્ષ જેણે સીખંડીને પુરૂશ પણુ લીધુ છે. તેને એક બીજો યક્ષ મળ્યો તેમાંથી તે બેઉને સ્ત્રી પુરૂશના ભાવનો મેળાપ થયો. અં. તે થવાથી દૈવ ઇચ્છાએ અંગળ જક્ષને પેટ ગર્ભ રહ્યો તેને ગર્ભ રહ્યો ચાર માસ થયા તેથી કોઈ બીજા યક્ષોના જાણવામાં તે વાત આવી. તે વાત જક્ષોએ જઇ માહાદેવજીને કહી તવ માહાદેવજીએ કહ્યું જાઓ જક્ષો એ અંગળ જક્ષ ને હાંઈ લી આવો, એટલે બે ચાર જક્ષો દોડયા તે અંગળ જક્ષની ગફાએ ગયા ત્યાં અંગળ જક્ષ ગફા વાશીને સુઈ રહ્યો છે. ત્યાં આવી જક્ષોએ એનિ ગફાનાં દ્વાર હડશેલ્યાં, ને બોલ્યા અરે અંગળ જક્ષ બારણાં ઉગેડ. ત્યારે અંગળ જક્ષ બોલ્યો અરે ભાઈ શું કામ છે ત્યારે બીજા જક્ષો કહે તને માહાદેવજી બોલાવે છે ત્યારે અંગળ જક્ષ બોલ્યો અરે ભાઇઓ માહારાથી અવાય તેમ નથી. કેમકે હું તો માંદો છું. ત્યારે બીજા જક્ષો બોલ્યા તને શું રોગ થયો છે, ત્યારે અંગળ જક્ષે કહ્યું ગમે તે થયો છે તમે તમારે જાઓ માહારાથી અવાય તેમ નથી. એવાં અંગળ જક્ષનાં વચન સાંભળી આવેલા જક્ષોમાંથી બે જક્ષ પાછા ગયા. તેમણે જઈ માહાદેવ અને પાર્વતી બેઠેલાં તેમને કહ્યું અરે માતા પીતા; અંગળ જક્ષ આવતો નથી ને એમ કહે છે હું તો માંદો છું માટે હું આવવાનો નથી. એવાં જક્ષોનાં વચન સાંભળી માહાદેવજી કહે ન આવે તો એનાં બારણાં તોડી નાંખી એને ઉંચકીને હાંઇ લાવો તવ તે જક્ષો ગયા જઈ અંગળ જક્ષને કહ્યું અલ્યા દ્વાર ઉઘેડ, ત્યારે અંગળ જક્ષ બોલ્યો માહારાથી બારણાં ઉઘેડવા ઉઠાય તેમ નથી. ત્યારે જક્ષલોકો બોલ્યા અરે ભાઈ એવો તને શો રોગ થયો છે. ત્યારે અંગળ જક્ષ કહે ભાઈ મને ઝળુદરનો રોગ થયો છે માટે માહારાથી ઉઠાતું નથી. એવાં અંગળ જક્ષના વચન સાંભળી પેલા યક્ષોએ એની ગફાનાં દ્વાર ભાંગી નાંખ્યાં ને ગફા-

ઓં ગયા ત્યારે અંગળ જક્ષનું પેટ મોહોટું થઈ ગયેલું જોઇ તે જક્ષોએ કહ્યું ભાઈ ચાલ તું માહાદેવજીની પાસે આવ્ય એટલે માહાદેવજી તાહારો રોગ મટાડી દેશે. તવ અંગળજક્ષ કહે ના ભાઈ માહારે આવવું નથી તવ તેડવા આવેલા જક્ષોએ કહ્યું, બોલ આવે છે કે નહી. અંગળજક્ષ કહે ગમે તેમ કરો પણ હું આવવાનો નથી. એટલે પેલા ચારે જક્ષોએ મળી અંગળના હાથ પગ ઝાલી ટાંગા ટોળી કરી ઉચકીને માહાદેવજીની પાશે લેઇ જઇ માહેદેવજીના મોહો આગળ મુકયો એટલે તેને જોઈ માહાદેવને પાર્વતી અને જણ હસવા લાગ્યાં, પછી માહાદેવજી કહે અલ્યા અંગળ સાચું કહેજે તને શું થયું છે. ત્યારે અંગળ નીચું જોઈ બોલ્યો કે માહારાજ માહારૂં નશીબ, તવ બીજા જક્ષો બોલ્યા અરે કૃપાનીધી અણે એક રાજ કુંવરને પોતાનું પુર્શપણું આપી તેનું સ્ત્રી પણું લીધું છે. એ રીતે માહા દયાળુ થઈ લોકોને વરદાન આપતાં શીખ્યો છે. માટે હે માહાદેવજી અમારા જેવા વરદાન આપશે ત્યારે પછી તમારો ભાવજ કોણ પુછસે. એવાં બીજા જક્ષોનાં વચન સાંભળી મહાદેવજી કહે હે અંગળ જોતું જેમ લોકોને વરદાન આપે છે, તેમ જા તને પણ હું વરદાન આપુ છું કે આજથી તાહારૂ સ્ત્રીપણું તને રહેજો ને જેને પુરૂષપણુ તે આપ્યું છે તેનું પુરશ પણું તેને રેહેજે. તવ અંગળ જક્ષ માહા ધ્રુશકા મુકીને રડતો રડતો પોતાને સ્થળ ગયો. હવે એ અગળ ગભવંતો રહ્યો એવામાં સીખંડીનો જે છ માસનો વાયદા તે પુરણ થયા. એટલે સાંખંડી વસ્ત્રાભુશણ પેહેરી અશ્વે બેસી અંગળ જક્ષને પુરૂશપણું આપવાને ચાલ્યો તે જતાં જતાં અંગળને મુકામે ગયો ત્યાં જઈ અંગળ જક્ષને મળ્યા ને કહ્યું કે લે ભાઈ તાહારૂ પુરૂષપણું લે અને મને મ્હારૂં સ્ત્રી પણું દે તવ અંગળ જક્ષ બોલ્યો, જા ભાઈ કાંઈ લેવુંએ નથી ને દેવુંએ નથી. મને તો ધરમ કરતાં કરમ નડયું. અને પુરૂશપણુ તને સેજમાં જડયું તવ શાખંડી કહે અરે ભીડભંજન આમ કેમ બોલો છો. ત્યારે અંગળ કહે જો ભાઇ મને બીજો જક્ષ મળ્યો તેથી માહારે પેટ ગર્ભ રહ્યો, તે વાત માહાદેવજીએ જાણી તેથી મને માહાદેવે શ્રાપ દીધો ને કહ્યું કે તાહારૂં સ્ત્રીપણું તને રેહેજો માટે જા ભાઈ તાહારૂ નશીબ ઘણું બળવાન છે તવ સાંખંડી કહે જો ભાઇ હું તો વચનનો બાંધેલો વચન પ્રમાણે આપવા આવ્યો છું. ને તું કહે છે તો હવે હું જાઉં છું. તવ અંગળ કહે સુખ રૂપે જા ભાઇ. પછી શીખંડી કહે છે, કહે ભાઇ તાહારે કાંઈ જોઇએ છીએ ત્યારે અંગળ કહે ના ભાઇ એટલે શીખંડી અશ્વે બેશી પોતાને ઘેર ગયો ને જન્મ પરીઅંતનું પુરૂશપણુ લેઈ બેઠો હવે એ સી-

ખંડી જે ભીસ્મ પીતા ગાંગેવજી છે તેને હરાડ દીવસના યુદ્ધમાં મારશે, તે કથા આગળ આવશે.



## વિશ્રામ નવમો.

એ કથા રહી એટલે. ગાંગેવ ઘર શું થાય;
વ્યાસ વલ્લભ વાણી વદે, પાન્ડવ ચરીત્ર મહીમાય.

હવે વઇસમ પાયન ઋષી રાજા જનમેજયની પ્રત્યે કહેતા હવા હે જનમેજય રાજા જે હસ્તીનાપુરમાં ભીસ્મજીએ પોતાના હોરમાન ભાઈ ને અંબે અંબીકા નામની બે કન્યાયો પરણાવી છે. ને તે હોરમાન ભાઇએ એક વિદુરા નામની દાશી રાખેલી છે. તે ત્રણેને વિચીત્રવિર્ય સરખે ભાવે રાખે છે, ને સારી રીતે ગ્રહસ્થાશ્રમ ભોગવે છે. ને રૂડે પ્રકારે રાજ્ય ચલવે છે. એવામાં એના પુરાના સંસ્કારે કરીને એને ક્ષય રોગ એક દમ થઈ આવ્યો તેથી એ ઘણો દુઃખી ને શરીરે સોસાવા લાગ્યો. તેણે કરી એનાથી કાંઇ પણ બની શકતું નથી ને તે આખી રાત્રી ને દીવશ ખુંખું કર્યા કરે ને શરીર ઘણુંજ સુકાઈ ગયું એવામાં એની માતા યોજનગંધાએ માહા સંતાપ કરવા માંડયો કે અરેરે આતો માહારો વંશ જવા લાગ્યો. એમ સોસના કરતાં કરતાં અને વેદમવ્યાસજી સાંભરી આવ્યા તેથી એણે વીચાર્યું કે જ્યારે માહારે પેટ વેદમવ્યાસ જનમ્યા ત્યારે મને કહ્યું છે કે હે માતાજી જા એકવાર તાહરૂં જેવું દુઃખ હશે તેવું ભાગી જઇશ, એમ એ આગળની વાત યાદ આવવાથી પોતે વેદમવ્યાસનું આરાધન કર્યું, તેથી વચનના બાંધેલા વેદમવ્યાસ હસ્તીનાપુર યોજનગંધાના મેહેલમાં આવ્યા તવ મચ્છગંધાએ આસન આપી બેસાડયા, તવ વેદમવ્યાસજી બોલ્યા અરે માતાજી મને કેમ બોલાવ્યો, ત્યારે યોજનગંધા રડીપડીને કહ્યું અરે પુત્ર આ તારો ભાઇ વિચીત્રવિર્ય ક્ષય રોગમાં પડયો છે તેનો રોગ મટાડો, ત્યારે વેદમવ્યાસજી બોલ્યા અરે માતા એના પેલા જન્મના કર્મવડે કરીને આ રોગની પ્રાપ્તી થઈ છે તે કોઈ કાળે મટવાની નથી, ત્યારે મચ્છગંધા કહે અરે પુત્ર જ્યારે આ રોગ એને મટે નહી તો એનાથી ગ્રહસ્થાશ્રમ ચાલે નહી ને ગ્રહસ્થાશ્રમ ચાલે નહી તો એને પેટ કાંઈ પ્રજા થાય નહી ને પ્રજા થાય નહી તો માહારો વંશ

રહે નહી, ત્યારે તમે તો મને એમ કહ્યું હતું કે જાઓ માતા એકવાર તમારૂ જેવું દુઃખ હશે તેવું ભાગી જઇશ, એમ કહ્યું હતું ને હવે તો દુઃખ ભાગવાની ના કહોછો. એ તે શું ? તવ વ્યાસજી બોલ્યા હે માતા એનું દુઃખ તો કોઇથી ભાગવાનું નથી પણ વંશ રાખવો હશે તો વંશ રહેશે એવો એક ઉપાય છે, ત્યારે મચ્છગંધા કહે માહારે તો વંશ રાખવો એટલીજ જરૂર છે, મને વંશ રહે એટલુંજ કરી આપો માહારે બીજું કાંઇ જોઇતું નથી. ત્યારે વ્યાસજી બોલ્યા અરે માતાજી એક મેહેલમાં એકાન્ત હોય ત્યાં ગાયના ગોબરથી લીંપાવો ને ત્યાં એકસોને આઠ ઘ્રતના દીપક કરો ને ત્યાં હું એક આસને બેસુ એટલે વિચીત્ર-વિર્યને જેટલી સ્ત્રીયો હોય તેટલીને વારાફરતી એકે એકે સ્નાન કરાવી નગ્નસ્વ-રૂપે કાંઇ ચીજ અંગે ન રાખે ને એકે એકે હું બેઠો હોઉ ત્યાં આવી ઉભી રહે; એટલે હું તેને નખથી કે શીખાસુધી નીરખીને નેન ગર્ભ આપીશ. તેથી તે દ-રેક સ્ત્રીને એક એક પુત્ર થશે, તવ મચ્છગંધા માહા રાજી થઇને ગાયનું ગોબર લાવી મેહેલનેવિશે એકાન્તમાં સ્વચ્છતાથી લીંપી આપી તેમાં એકસોને આઠ ઘીના દીવા કરી મુકયા પછી તે સ્વચ્છ સ્થળમાં એક બાજઠ મુકયો તે પછી વ્યાસજીને કહ્યું પધારો માહારાજ સર્વ સામગ્રી ત્યાર કરી મુકી છે, એમ કહી મચ્છગંધા આવં બાહાર બીરાજી, તવ વ્યાસજી એકાન્તમાં જઇ બાજઠપર બિરાજ્યા. એવે સમે મચ્છગંધાએ પ્રથમ અંબે નામની સ્ત્રીને કહ્યું જા બાઇ પ્રથમ તું સ્નાન કરીને નીતરતે શરીને વસ્ત્રાભુશણ કે મુસ્તકમાં દોરડો ધરાધરી રાખશો નહી ને વેદમવ્યાસ પાસે જઇ ઉભાં રહો અટલે તે તમને નીરખીને નેનગર્ભ આપશે, તવ અંબે નારીએ જઇ સાસુના કેહેવા પ્રમાણે સ્નાન કરી નીતરતે શરીરે જયાં વ્યાસ નારાયણ બેઠા છે ત્યાં ચાલી એવે જતાં જતાં અં-બેને વિચાર આવ્યો કે અરે પર પુરૂષ પાસે નગ્ન સ્વરૂપે જતાં ઘણુંજ શરમા-વવા જેવું છે. અને આખા શરીરમાં શરમ છે તે બે આંખની છે માટે નેત્ર મીચીને જાઉ તો મને શરમ લાગે નહી, એવું વિચારીને વ્યાસજીના એકાન્ત-માં પેઠી તેવાંજ પોતે પોતાનાં બે નેત્ર મીચી દીધાં. ને વ્યાસજીના સનમુખ જઇ ઉભી રહી, એટલે વ્યાસજીએ તે અંબેને નખથી તે શીખા સુધી નીરખી. પછી પોતે બોલ્યા જા બાઇ તને એક પુત્ર થશે પણ તે બે આંખે અંધ થશે શાથી કે તું નેત્ર મીચીને આવી માટે અંધ પુત્ર થશે, એવાં વેદમવ્યાસનાં વચન સાંભળીને અંબે બોલી અરે માહારાજ લ્યો માહારાં નેત્ર ઉઘેડી નાંખું, ત્યારે વ્યાસજી બોલ્યા જારે બાઇ એતો જે થનાર હતું તે થઇ ગયું, તવ અંબે નારી ઘણો પ-

સ્તાવો કરતી વસ્ત્ર પેહેરી બાહાર નીકળીને પોતાની સાસુજી પાસે ગઈ, તવ મચ્છગંધાએ પુછયું કેમ વહુ તું પુત્ર લાવી ? અને લાવી તો કેવો લાવી, તવ અંબે નારી રડી પડીને કેહેવા લાગી કે અરે સાસુજી ક્ષમા કરજો મારી ઘણી ભુલ થઇ તેથી હું નેત્ર મીચીને ગઇ, તે ઉપરથી મને અંધ પુત્ર આપ્યો, એવાં અંબેનાં વચન સાંભળી મચ્છગંધાએ પોતાના લેલાટે હાથ મુકયો ને કહ્યું કે જારે બાઈ છેવટ જતા કરમ ફોડી નાંખ્યું કે આંધળોજ પુત્ર લાવી એ આંધળું છોકરૂ રાજ્ય શું કરશે ને લાકડી લેઇ ભીંતે ભીંતે ભટકાઇ મરશે, વળી બહુ ત્યારે આંધળું દળે કે ગાય, પણ બીજુ કારજ કાંઈ ન થાય, એમ કહી અંબીકાને કહ્યું અરે વહુ હવે તુ જા ને જોઉં જો તું કેવો સારો પુત્ર લાવે છે, તવ અંબીકા કહે અરે સાસુજી હું કાંઈ મુરખ નથી કે અંબેના જેવો પુત્ર આંખોમીચીને લાવું. એમ કહી પોતે જઇ સ્નાન કરી નગ્ન સ્વરૂપે વ્યાસના સ્થળે જતાં વિચાર કર્યો કે ઘણોજ સુંદીર પુત્ર લાવું, એમ સમજી આખે અંગે કેસરનું ચંદન ચોળી લીધું, પછી આનંદ પામતી વ્યાસજીના સ્થળમાં જઇ સનમુખ ઉભી રહી, એટલે વ્યાસજીએ નખથી તે શીખા સુધી નીરખીને કહ્યું કે જા બાઈ તને પુત્ર થશે, પણ તું કેસર ચંદન ચોળીને આવી માટે પીંડરોગીયો પુત્ર થશે, તવ અંબીકા કહે અરે માહારાજ કહો તો હું ચંદન ધોઇ નાંખું; તવ વ્યાસજી બોલ્યા એતો થનાર વસ્તુ થઇ ગઇ હવે એમાં કાંઇજ ફેરફાર થાય નહી, તવ અંબીકા ઘણો પસ્તાવો કરતી વસ્ત્ર પેહેરી સાસુજીની પાસે ગઇ એટલે મચ્છગંધા કહે અરે વહુ તું કેવો પુત્ર લાવી. ત્યારે અંબીકા કહે અરે સાસુજી ક્ષમા કરજો હું ઘણી ડાહી તે ઘણી ખરડાઈ. મેં માહારૂં ડાહાપણ કરીને પુત્ર લાવવાની આશાએ કેસરચંદન માહારે શરીરે ચોળીને હું ગઇ તેથી મને પીન્ડરોગીયો પુત્ર આપ્યો. તવ મચ્છગંધા ઘણીજ કલેશ કરવા લાગી અને કહ્યું કે એક આંધળું લાવી. ને બીજી રોગીયું લાવી, અરેરે એકે પુત્ર રાજ્યાસન ભોગવે તેવો લાવી નહી, પછી વિચીત્રવિર્યની રાખ્ય દાસી જે વિદુરા નામની છે, તેને કહ્યું અરે બાઇ હવે તું જા જઇને સારો પુત્ર લઈ આવ, એટલે વિદુરા દાશીએ જઇ સ્નાન કર્યું ને વિચાર કર્યો કે પેલી બે જણીયોના કરતાં હું સારો પુત્ર લાવું એમ સમજી પોતે સ્નાન કરી નગ્ન સ્વરૂપે હરી ભજન કરતી કરતી વ્યાસજીને સ્થળે ગઇ ને તે નસરમી થઇ હરી સ્મર્ણ કરતી સનમુખ ઉભી રહી તવ વ્યાસજીએ નખથી તે સીખા સુધી નીરખી કહ્યું કે જા બાઈ તને પુત્ર થશે પણ પુરણ ભક્ત થશે. તવ વિદુરા દાશી રાજી થતી થતી વસ્ત્ર પેહેરીને સાસુજી પાસે

ગઇ. તવ મચ્છગંધા કહે અરે વહુ તું કેવો પુત્ર લાવી ? ત્યારે વીદુરા કહે અરે સાસુજી હું તો ભગત દીકરો લાવી, તવ મચ્છગંધાએ કપાળ પર હાથ મુકયો, ને કહ્યું કે જારે ભુંડી કુઓ વંઠયો કે કબુતર પેઠું ને કાયાવંઠી કે કાળીયું પેઠું ને ઘર વંઠયું કે ભગતડુ પેઠ઼. માટે તું પણ પુત્ર સારો લાવી નહી. એવામાં એકાંન્તમાંથી ઉઠીને વ્યાસજી મચ્છગંધાની પાસે આવ્યા અને બોલ્યા કે કેમ માતાજી તમારા મનની ઇચ્છા પુર્ણ થઇ? ત્યારે મચ્છગંધા કહે અરે માહારાજ ત્રણ પુત્રો આપ્યા પણ એકે પુત્ર જોઇએ તેવો આપ્યો નહી કેમકે એક આંધળો આપ્યો તે આંધળાને કોઇ કન્યા દેવાનું નહી તેમ બીજો પીન્ડરોગીયો આપ્યો તે રોગીષ્ટથી વંશ રેહેવાનો નહી. ને ત્રીજો ભગત આપ્યો તે પોતેજ ગ્રહસ્થાશ્રમ માંડવાનો નહી. એ રીતે ત્રણ પુત્રો છતાં વંશ જશે એવુ મને નીશ્ચે ભાસ્યું, એવાં માતાના વચન સાંભળી વેદમવ્યાસજી બોલ્યા અરે માતાજી જે આ તમારો મોહોટો પુત્ર આંખે અંધ થશે તેનું નામ ધત્રાષ્ટર પાડજો, એજ પુત્ર રાજ્ય ગાદી રૂડે પ્રકારે ચલાવશે ને એને એકસો પુત્ર થશે અને બીજો પુત્ર પીંડરોગીયો એનું નામ પાન્ડુ રાજા પાડજો એ પ્રારબ્ધી ને પ્રાક્રમી થશે અને તે સરવ દેશ જીતી આવશે ને એનાથી તમારૂ ઘર જ્ઞાતી બાહાર છે તે જ્ઞાતીમાં પેસસે ને જ્ઞાતીમાં તમો ઉત્તમ કુળમાં ગણાશો ને વળી એ પાન્ડુ રાજાને બે સ્ત્રીયો થશે ને એને પાંચ પુત્ર થવાના તે માહા પ્રાક્રમી થવાના હવે જે આ ત્રીજો પુત્ર વિદુરાને થશે તેનું નામ વિદુરજી પાડજો એ વિદુર માહા ભગ્તીવાન થશે તેને એક સ્ત્રી માહા પવિત્ર મળશે, ને એ વિદુરની ભગ્તીવડે તમારી ઇકોતેર પેઢી સદગતીને પ્રાપ્ત થશે. એવાં વ્યાસજીનાં વચન સાંભળી મચ્છગંધા માહા પ્રસન થઇને કહ્યું કે વાહવાહ માહારાજ મને મન વાન્છીત ફળ આપ્યાં તવ વ્યાસજીએ જવાની આગના લીધી ને વ્યાસજી ત્યાંથી અંતરધાન થયા એવે સમે વ્યાસના પ્રદાને કરી ત્રણે સ્ત્રીયોને ગર્ભ રહ્યા એવામાં દસ માસ થયા એટલે પ્રથમ અંબે નામની સ્ત્રીને પ્રથમ પુત્ર પ્રગટ થયો તે માહા કાન્તીવાન અને ગોર વરણ પણ બેઉ નેત્રે અંધ એવો પુત્ર થયો તેનું નામ ધત્રાષ્ટર પાડયું. એવામાં બીજી સ્ત્રી અંબીકાને પુત્ર થયો તેનું નામ પાન્ડુ રાજા પાડયું એમ કરતાં ત્રીજીસ્ત્રી વિદુરા તેને પુત્ર થયો તેનું નામ વિદુરજી પાડયું એ રીતે ત્રણ પુત્રોની પ્રાપ્તી થઇ તેથી મચ્છગંધાને માહા આનંદ ઉપજ્યો એ ત્રણે પુત્રો નાહાના નાહાના ઉછરે છે ને દીવસે દીવસે વૃદ્ધી પામે છે. એમ કરતાં તે ત્રણે પુત્રો પાંચ પાંચ વર્શની ઉમરના થયા એટલે તેમનો પીતા વિચીત્ર વીર્ય

ક્ષઈ રોગથી મર્ણ પામ્યો તેથી ભીસ્મજીએ ઘણો કલેશ કર્યો. અને તેની ક્રીયા કાષ્ટા કરી પછી ભીસ્મજીએ રાજ્ય સભામાં રાજ્ય ગાદીની પાસે બેસી રાજ્ય કારભાર ચલાવવા માંડયો. અને જે ત્રણ પુત્રો તેને પોને પોતાને હાથ લીધા તેમાંથી ધત્રાષ્ટર આંધળાને મુખ પાઠે રાજ્યવિદ્યા ભણાવી અને પાન્ડુરાજાને બાણુવિદ્યા ભણાવી. અને જે વિદુરજી છે તેમને ભણાવેતો તે સહેજ સાજ ભણ્યા ને કેવળ ભગવાનની ભગ્તીજ કરવા લાગ્યા. એ રીતે ત્રણે પુત્રો અગીઆર અગીઆર વર્શના થયા એટલે ભીસ્મપીતાએ તે ત્રણે પુત્રોને જનોઇ દીધાં. તે પછી ભીસ્મપીતાયે જે મોહોટો ધત્રાષ્ટર તેને રાજ્ય ગાદીએ બેસાડયો, તેથી તેણે રૂડે પ્રકારે રાજ્ય નીતિ ચલાવવા માંડી એટલે ભીસ્મપીતાએ પાછી એકાન્ત લીધી એ રીતે હસ્તીનાપુરનો વહીવટ ચાલ્યો, પણ હસ્તીનાપુર નાત બાહાર છે તેથી તેમને ઘેર કોઈ કન્યા દેતું નથી, તેમાં જે પુત્ર મોહોટો ધત્રાષ્ટર છે તેને પેહેલી કન્યા મળવી જોઇએ તેથી તેને પેહેલી કન્યા મળી તે કેઇ મળી તેની કથા કહું છું તે સાંભળજે.

---

## વિશ્રામ દશમો.



પેહેલી કન્યા કેઇ મળી, તેની કહુ કથાય,
વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો સહુ શ્રોતાય.

હવે વૈશમપાયન રૂષી જનમેજયની પ્રત્યે કેહેવા લાગ્યા, હે જનમેજય રાજા જે મોહોટો પુત્ર ધત્રાષ્ટર તેને પ્રથમ કેઈ કન્યા મળી તે તું સાંભળ કે એ ગાન્ધાર દેશનો ગાન્ધાર નામનો રાજા હતો તેને બે સ્ત્રીયો હતી પણ પેટ પ્રજા નોહોતી તેથી તે ગાન્ધાર રાજાએ જઈ શીવજીનું તપ કર્યું તેથી શીવજી શ્રાવણ માસના સોમવારે પ્રસન થઇ પ્રગટ થયાને આવી ગાંધારને કહ્યું અરે ગાન્ધાર રાજા તું માગ્ય તું જે માગે તે આપું તવ ગાંન્ધાર કહે અરે માહારાજ મને એક પુત્ર આપો, તવ શીવજીએ કહ્યું કે જા એક પુત્ર થશે પણ પુત્રનું નામ સસા ઉપર પાડજે કેમકે હું શ્રાવણ માસમાં ને સોમવારને દીવસે શીવજી પ્રસન્ન થયો માટે ત્રણ સસા ભેગા થયા તેથી સસા ઉપર નામ પાડજે એમ કહી સીવજી અંતરધાન થઈ ગયા, એટલે ગાન્ધાર રાજા ઘર ભણી ચાલ્યો, એટલે એની પુઠે સીવજીનો

નંદીયો (પોઠીયો) ગાન્ધાર રાજાની પુઠે જઈ ગાન્ધારને મળ્યો ને કહ્યું કે અલ્યા ગાન્ધાર તને માહારા સીવજીએ શું આપ્યું ત્યારે ગાન્ધાર કહે મને સીવજીએ એક પુત્ર આપ્યો. ત્યારે નંદી કહે જો ભાઇ તાહારે ઇચ્છા હોય તો હું તને એક પુત્રી આપું ત્યારે ગાન્ધાર કહે નંદીજી પુત્રી આપો તો ઘણુ સારૂ માહારે દહીં ને દુધ બેઉ થાય ત્યારે નંદી બોલ્યો જો ભાઈ પુત્રી આપુ તો ખરો પણ તે પુત્રી પાંચ વર્ષની થાય એટલે માહારી સાથે પરણાવે તો તને પુત્રી થાય એવું વરદાન આપું, તવ ગાંન્ધાર કહે તમો વ્રષભજાતી પશુ છો તેમ છતાં તમારે આવું લગ્ન કરવાનું કારણ શું ? ત્યારે નંદી બોલ્યાં મને માહારાં પાર્વતી માતા નીત્યાન કુંઆરો કુંઆરો કેહે છે. માટે માહારે લગ્ન કરવામાં ફકત કોઈ કન્યાનો હસ્તમેળાપ કરવો એટલુંજ કામ છે; એટલે માહારે કુંઆરા મેહેંણું ઉતારવું છે, તવ ગાંધાર રાજાએ વિચાર કર્યો કે અત્યારે હા કહું અને આ જે વેળા પરણુવા આવશે તે વેળા મારીને કાઢી મુકીશું એમ સમજી ગાન્ધાર કહે ભલે પાંચ વરસની કન્યા થાય એટલે સુખ રૂપે પરણુવા આવજો, ત્યારે નંદીઓ બોલ્યો હે કઇલાસ પતી, તમે જે માહારા ઉપર સ્વારી કરો છો તેમાંનું પાંચ વરસનું પુન્ય આડે આવજો ને આ ગાન્ધારને એક પુત્રી થજો. એમ કહી વરદાન આપી નંદીયો પાછો ગયો ને ગાન્ધાર પોતાને ઘેર ગયો, તે પછી વ્રદાનના પ્રતાપે ગાન્ધારની બેઉ સ્ત્રીને પેટ ગર્ભ રહ્યા, તેથી દસે માસે એક સ્ત્રીને પેટ પુત્ર થયો ને બીજીને પેટ પુત્રી થઈ તેથી ગાંન્ધાર રાજા માહા પ્રસન થયો, ને એણે બ્રાહ્મણને પુછી પુત્રનું નામ શકુની પાડયું, ને પુત્રીનું નામ ગાંન્ધારી પાડયું, પછી તે બંને બાળકો ઉછરે છે એમ કરતાં કરતાં પુત્ર ને પુત્રી પાંચ પાંચ વરસનાં થયાં. તવ પેલો જે માહાદેવજીનો નંદીયો દીવસ ગણી રાખતો હતો તેથી તેણે જાણ્યું કે કન્યા પાંચ વર્શની થઈ એવામાં એક દીવસ પાર્વતી બોલ્યાં અરે રડયા કુંઆરા તું સદા કુંઆરોજ રેહેવાનો ત્યારે નંદિ કહે અરે માતાજી જ્યારેને ત્યારે મને કુંઆરો કુંઆરો કોહોછો માટે લાવો આજ માહારાં શીંગડાં રંગો મને ઝાંઝરીયોને શીંધડીયો પેહેરાવો જુઓ હું આજ જઇને પરણી આવું તવ પાર્વતી હસ્તાં હસ્તાં ઉભા થયાં ને નંદીની સીંગડીયો રંગી ઝાંઝર સીંગડીઓ પેહેરાવી જરીનો હોડો હોડાડી નંદીના કપાળમાં કંકુનો ચાંલ્લો કરી કહ્યું કે જા પરણી આવ, જો તું પરણ્યા વિના પાછો આવીશ તો માહારા ઘરમાં નહી પેસવા દેઉં, તવ નંદી કહે સારૂ માતા એમ કહિ પોતે છુમ છુમ કરતો ગાન્ધાર દેશમાં ગાન્ધાર રાજાની સભામાં ગયો, ત્યાં જઈ ગાન્ધારને કહ્યું અરે

અરે ગાન્ધાર રાજા પેલું બોલેલું વચન પાળી મને પરણાવો, હું પરણવાને આ-વ્યો છું, એવાં નંદિનાં વચન સાંભળી ગાન્ધારે નીચું જોઈ શેવકોને આજ્ઞા કરી જાઓરે શેવકો આ નંદીને ઠેર મારી નાંખો, તવ અનુચરો ડાંગ લાકડીઓ લેઈ એ-કાએક મારવા લાગ્યા. તેથી નંદીયો માહા ત્રાસ પામીને નાઠો તે જઈ છાનોમાનો પાર્વતી ન જાણે તેમ માહાદેવજીને મળ્યો, ને ધ્રુશકા મુકી રડી પડયો તવ મહા-દેવજી કહે અલ્યા તું શા માટે રડે છે. ત્યારે નંદીઓ બોલ્યો હે માહારાજ જેવા તમે ભોળા તેવું હું તમારૂ વાહન ભોળું, તેથી તમે જે પેલા ગાન્ધારને વરદાનથી પુત્ર આપ્યો તેમ મેં એને વરદાનથી પુત્રી આપી તે એવા ઠરાવથી કે તે પુત્રી પાંચ વરસની થાય એટલે માહારી સાથે પરણાવે, એમ માહારે કરવાનું કારણ કે મા-હારી પાર્વતી માતા મને નીત્ય કુંઆરો કુંઆરો કરતાં હતાં તેથી મેં માહારી માતાજીનું મેહેણુ દેવાનું ભુલાવવા સારૂ મેં ગાન્ધારને પુત્રી થવા વરદાન આપ્યું તેથી તેને પુત્રી થઈ ને તે પાંચ વરસની થઇ એટલે હું પરણવા ગયો ત્યારે ગાન્ધારે એના સેવકોને આગના કરી માહારી કેહેડયો કુટી ભગાવી, હવે હું શું મોહો લેઇને માહારી પાર્વતી માતા પાસે જાઉ કેમ કે આજ હું પરણવા નીક-ળ્યો તેથી માહારી પાર્વતી માતાએ માહારાં સીંગડાં રંગ્યાં પુંછ રંગ્યું મને ઝાંઝર પેહેરાવ્યાં સીંગડીયો પેહેરાવી હોડો હોડાડી કંકુનો ચાંલ્લો કરી મોકલ્યો ને મને એમ કહ્યું કે જો તું પરણ્યા વિના પાછો આવીશ તો તને ઘરમાં નહી પેસવા દેઉ, તેથી હું તમારી પાસે છાનોમાનો આવ્યો છું. એવાં નંદીયાનાં વ-ચન સાંભળી માહાદેવજી માહા ક્રોધાયમાન થઈ ભસ્મની એક મુઠ્ઠી ભરી નંદીયાને અંગે લગાવીને એમ કહ્યું કે જા હવેથી કોઈ દિવસ કાંઈ પણ તને કશું વાગશે નહિ ને વાગશે તો લાગશે નહિ, જા હવે જોર કરીને કન્યા પરણી આવ, એટલે નંદીયો માહા મસ્ત થઈ ઉંચું પુંછડુ લેઇ ગાન્ધાર રાજાની સભામાં જઈ કહ્યું કે અરે ગાન્ધાર તાહારી પુત્રી મને પરણાવ, ત્યારે ગાન્ધારે શેવકને આજ્ઞા આપી કહ્યું કે ખડકથી એ નંદીયાને ઠેર મારો, તવ શેવકો ઉઘાડાં ખડકથી ઘા ક-રવા લાગ્યા, પણ તે ઘા નંદીયાને જરાએ લાગતો નથી, પછી નંદીયાએ પોતાના બે સીંગડાં પ્રથવીમાં ઘાલી મહાદેવજીનું નામ દેઈ બળ કર્યું કે રાજાની સભા સહીત નગરી ઉંચી થઈ તવ નંદીયો બોલ્યો જોલ્યા તાહારૂં નગ્ર ઉપાડીને સમુદ્ર માં નાંખી આવું તવ ગાન્ધારે જાણ્યું આતો માહારો વંશ કાઢશે ને નગ્ર સહીત મને સમુદ્રમાં બોળશે એમ ગાન્ધારને નિશ્ચે થવાથી ગાન્ધાર બોલ્યો અરે નં-દીયાજી ક્ષમા કરો ને માહારા ઘરમાં ચાલો જગતમાં કોઈ જાણે નહી એવી

રીતે તમોને હું માહારી પુત્રી પરણાવું, ત્યારે નંદીયો બોલ્યો જા જા જીભના જુઠા ને વચનના વિહિલા માહારે કાંઇ દયાદાન તાહારી પુત્રી પરણવી નથી, કે હું તાહારા ઘરમાં આવી છાનામાનો પરણું જો તાહારે જીવવું હોય ને તાહારે તાહારો વંશ રાખવો હોય તેમ નગ્ર બચાવવું હોય તો તાહારા ઘરની બાહાર મંડપ બાંધ ગોરને બોલાવ બૈરાં પાસે ગીતા મંગળ ગવરાવ ને મને પરણાવ, તવ ગાન્ધાર કહે જેમ કહો તેમ કરૂં છું પણ હવે માહારી પ્રથવીમાંથી શીંગડાં કાહાડી લ્યો ત્યારે નંદિયે પ્રથવીમાંથી શીંઘડાં કાહાડી લીધાં, પછી ગાંધાર નંદીયાને પોતાને ગેર લેઈ ગયો, ત્યાં ઘરનાંને ગાંધારે વાત કરી તવ ઘરનાં સરવે રડતાં કકળતા ગયા ને મન્ડપ બાંધી બ્રાહ્મણને બોલાવી નંદીઆને મંડપમાં બેસારી ગાન્ધારી કન્યા લાવી મંડપમાં પધરાવી પછી ગોરે કલેશ ભેર લગ્ન ક્રીયાનુ કાર્ય કરી નંદિયાની સાથે કન્યાનો હસ્ત મેળાપ કર્યો એટલે નંદીયો કહે હવે માહારે નથી પરણુવું કારણ કે માહારૂ પુર્ણ લગ્ન થાય તો પછી આ કન્યાને બીજુ કોઈ પરણે નહિ, માટે આટલેથી સર્વ લગ્ન વિધી બંધ રાખી માહારે એક ચરણે મીંઢળ બાંધો એટલે હું ચાલ્યો જાઉં, તવ બ્રાહ્મણે તે પ્રમાણે કરી નંદીઆને એક ચરણે મીંઢળ બાંધ્યું, એટલે નંદીયો મોહ્યરામાંથી ઉઠી હરખ ભેર ચાલ્યો ગયો; તે જઇને પાર્વતી માતાને ચરણે લાગ્યો જુઓ પાર્વતી માતા હું પરણી આવ્યો, એટલે પાર્વતી હશીને બોલ્યાં જા ભાઈ હવે તને કુંઆરો નહી કહુ, એ રીતે નંદીયો પરણી આવ્યો, હવે જે ગાન્ધારની પુત્રી ગાંધારીને નંદીયો ( આખલો ) પરણી ગયો તે વાત દેશ દેસાન્તર એકદમ ફેલાઈ ગઈ. એવામાં ગાન્ધાર અને ગાન્ધારની રાણીઓ બેઠાં હતાં ત્યાં ગાન્ધાર રાજાએ પોતાના પ્રધાનને તેડાગ્યો પછી પ્રધાન પ્રત્યે ગાન્ધાર રાજા કેહેવા લાગ્યો અરે પ્રધાન આપણી પુત્રીને આખલો પરણી ગયો, હવે આ કન્યા કોઈ પરણશે નહી માટે તેનું કેમ કરવું, ત્યારે પ્રધાન બોલ્યો અરે માહારાજ હજી આ વાત બધે ફેલાઈ ગઈ નહી હોય, માટે હાવામાં ને હાવામાં ગમે તેવો કોઈ ક્ષત્રી પુત્ર લાવિને એકદમ કન્યા પરણાવી દો નહી તો આ વાત જો ફેલાઈ જશે તો પછી આ કન્યાને કોઈ પરણવાનું નથી. ત્યારે ગાંધાર રાજા બોલ્યો અરે પ્રધાન તમો જ્યાં ફાવે ત્યાં જઇને કુળ અકુળ વ્રધ ચોબન કે બાળક જોવા રહેસો નહિ ને એકદમ વિવાહ કરી એકદમ પરણાવાને સારૂ કોઇ ક્ષત્રી પુત્રને લઈ આવો. વળી પરણુનારો જેટલું માગે તેટલું આપવા કબુલ કરજો. એમ કહી એકાએક પોતાના પ્રધાનને વર સોધવાને મોકલ્યો. તે પ્રધાન દેસ દેશાંતર

ફરવા લાગ્યો ને જ્યાં જાય ત્યાં કન્યા પરણાવવી ને મોહો માગી પેહેરામણી આપવી, એમ વાત કરે ત્યારે જેને તે એમ પુછે કે તે કન્યા કોની પુત્રી ? ત્યારે પ્રધાન ગાંધારની પુત્રી કહે કે સરવે એમજ બોલે કે એ કન્યાને તો આખલો પરણી ગયોઃછે માટે તે કન્યા જોઇએ નહિ, એમ કહી સરવે પ્રધાનને પાછો કાહાડે, તેથી પ્રધાન દેશો દેસ રખડીને પાછો આવ્યો. તવ ગાંધારે તેને પુછયું કે કહો ભાઈ કેમ થયું ? ત્યારે પ્રધાન કહે હે માહારાજ વાતનો વાયરો લેઇ ગયો આ વાત કોઈ સ્થળે છાની રહી નથી. તેથી કોઇ આ કન્યાને પરણુ-વાનુ હા કહેતું નથી. ત્યારે ગાંધાર રાજા કહે અરે પ્રધાન દીકરો કુંઆરો રખાય પણ દીકરી કુઆરી રખાય નહિ વળી પુરૂશ કુઆરો રહ્યો સાંભળ્યો છે. પણ કોઇ સ્ત્રી કુંઆરી રહી સાંભળી નથી માટે ગમે તેમ કરો પણ આ પુત્રી ને પરણવાનું કરો ત્યારે પ્રધાન બોલ્યા જુઓ માહારાજ તમને ખોટું લાગે નહી તો એક વાત કહું ત્યારે ગાંધાર કહે અરે ભાઇ જરાએ ખોટુ નહી લાગે જે કહેવું હોય તે કહો ત્યારે પ્રધાન કહે જુઓ માહારાજ હાલ હસ્તીનાપુર ક્ષત્રીની નાતથી નાત બાહાર છે. ત્યાં પેલા ગાંગેવના હોરમાન ભાઈના ત્રણ દીકરા છે તેમાં મોહોટો દિકરો જે રાજ્ય ગાદીએ બેઠોછે. તે આંખે અંધ છે. તેથી તેને કોઈ કન્યા દે-નાર નથી તેમ આપણી કન્યાને કોઇ લેનાર નથી. તેથી જો તમારી ધ્યાનમાં આવે તો તે આંધળા સાથે વિવાહ કરી આવું ત્યારે ગાંધાર કહે અલ્યા ભાઈ એ વાત બરોબર છે, એને કન્યાની ગરજ હશે માટે જાઓ જઈ જેમ કહે તેમ કબુલ કરીને વિવાહ કરી આવો. એમ રજા આપી એટલે પ્રધાન રથમાં બેશી હસ્તી-નાપુર ગયો ત્યાં જઇ ગાંગેવજી જ્યાં મચ્છગંધાના મેહેલમાં છે ત્યાં તેમની પાસે આવ્યો, તવ ગાંગેવજીએ માન્ય દેઈ બોલાવી બેસાડયો ને કહ્યું પધારો કેમ આપનું પધારવું થયું. ત્યારે પ્રધાન બોલ્યો તમારા મોહોટા પુત્ર જે ધત્રાષ્ટર છે તેમનો વિવાહ કરવાની વાત કરવા આવ્યોછું ત્યારે ગાંગેવજી કહે ભલે કોણ દેશના કીયા રાજાની કન્યા છે ? ત્યારે પ્રધાન કહે ગાન્ધાર દેશના ગાન્ધાર રા-જાની પુત્રી ગાન્ધારી કન્યાની વાત છે. ત્યારે ગાંગેવજી કહે નારે ભાઈ એ ક-ન્યાને તો આખલો પરણી ગયો છે. માટે અમારાથી એ આખલાની વશ કન્યા લેવાય નહી. ત્યારે ગાન્ધારનો પ્રધાન બોલ્યો અરે માહારાજ તમારૂં ઘર નાત બાહાર છે તેમ તમારો દીકરો આંખે અંધ છે તેને કન્યા કોણ દેનાર છે. એમ વિચાર કરીને આ વિવાહ કબુલ કરો. ત્યારે ગાંગેવે વિચારયું કે વાત તો ખરી છે સમે વરતે સાવધાન સમાને અનુસરવું એમ સમજી ગાંગેવ કહે અરે ડાહ્યા

પુરૂષ કોઈ વિદ્વાન વિપ્રને પુછીને કબુલ કરીએ કેમ કે અમે નાત બાહાર છીએ કાંઇ જાત બાહાર નથી માટે જે કાંઈપણ ધર્મશાસ્ત્રને આધારે જરા પણ રસ્તો નીકળતો હોય તો અમે કબુલ થઈશું, એમ કહી વિદ્વાન વિપ્રોને બોલાવી પુછયું કે એક કન્યાને આખલો પરણી ગયો પણ તેણે ફકત હસ્તમેળાપ કરયો છે મંગળ ફેરા ફરયાં નથી. હવે એવી કન્યા હોય તે આપણા પુત્રને પરણાવાય કે નહી ? તવ વિદ્વાન વિપ્રોયે ધર્મશાસ્ત્રને અનુસરીને કહ્યું કે એ કન્યા પરણનારી અને તેને કન્યાદાન દેનાર, તે બેઉ જણ અડસટ તીર્થની યાત્રા કરી આવે તો હસ્ત ગ્રહણનો દોશ નીવારણ થાય. તો પછી એ કન્યા લેતાં કાંઈ બાધ નથી. એમ કહી વિપ્રો વિદાય થયા, પછી ભીસ્મપીતાએ ગાન્ધારના પ્રધાનને કહ્યું જુઓ ભાઈ આ વિપ્રોયે કહ્યું તે પ્રમાણે ગાન્ધારીને એના બાપ ગાન્ધાર તે બંને યાત્રા કરી પાપમુક્ત થાય તો તે કન્યાનો વિવાહ અમારે કબુલ છે, એ રીતે વાતચીત કરી ગાંગેવ અને ગાન્ધારનો પ્રધાન બંને જણ વચનોથી બંધાયા પછી ગાન્ધારનો પ્રધાન ગાન્ધાર દેશ ગયો ત્યાં જઈ ગાન્ધારને બધી વાત કહી તવ ગાન્ધારે કહ્યું ભલે બાપ દીકરી યાત્રા કરી આવીએ એમ કહી બાપ દીકરી દ્રવ્ય આદી લેઇ યાત્રાએ નીકળ્યાં તે સર્વે તીર્થ યાત્રાયો કરતાં કરતાં બે વરશે પરીપુર્ણ અડસટે તીરથ કરી પાછાં વળ્યાં તે ઘેર જતાં રસ્તામાં કુન્તલપુર નગરી આવી તે નગરીનો કુન્તી ભોજ નામનો રાજા છે, તે રાજાને કુન્તા નામની પાળક પુત્રી છે તે પણ ગાન્ધારીના જેવડી છે, તે કુન્તીભોજ રાજાએ ગાન્ધારને પોતાના નગ્રે આવતો જાણ્યો તેથી કુન્તી ભોજરાજા સામો જઈ ઘણા આદરથી પોતાને ઘેર મેમાન ગતીએ તેડી લાવ્યો, ત્યાં કુન્તાને અને ગાન્ધારીને બેહેનપણાં થઈ ગયાં તેથી તે બેઉ જણ સાથેને સાથે હરે ફરે ને આનંદ કરે; એવામાં રાત્રી પડી એટલે સર્વેને સુવાનો સમય થયો તે વખત કુન્તાને ગાન્ધારી બંને જણ કુન્તાના સુવાના સ્થળે એકાન્ત જઈ એક પથારીએ સુઈ રહ્યાં, તે વખતે કુન્તાએ ગાન્ધારીને પુછયું અરે બેહેન આ નાહાની ઉમરમાં તું કેમ યાત્રાએ નીકળી, ત્યારે ગાન્ધારી કહે અરે બાઈ માહારા પેલા ભવના કરમે કરીને યાત્રાએ નીકળવું પડયું છે. ત્યારે કુન્તા કહે એવા કેવાં કર્મથી શુંશું થયું તે તું મને કહે; ત્યારે ગાંધારી કહે અરે બેહેન હું પાંચ વરશની હતી ત્યારે મને માહાદેવજીનો નંદીયો અડધું પરણત પરણી ગયો, તેથી હવે મને કોઈ વરતું નથી. તેથી માહારા બાપે હસ્તીનાપુરના નાત બાહારિયાને ઘેર આંધળા સાથે વિવાહ કરયો છે, તે પણ માહારા વિવાહની વાત કબુલ કરતા નહોતા. તેથી કોઈ વિદ્વાને એવો ર-

સ્નો કાઢીઆપ્યો કે કન્યા ને કન્યાનો બાપ અડસટ તીરથની યાત્રા કરીઆવે તો એ કન્યા લેઈએ, તેથી માહારા બાપે તે વાત પણ કબુલ કરી વિવાહ કર્યો, તેથી અમો બાપ દીકરી યાત્રાએ નીકળ્યાં હતાં, તે યાત્રા કરીને પાછા ઘરભણી વળ્યાં તેમાંથી તમારે ઘેર આવ્યાં, પછી કુંતાજી કહે હોય બાઈ જે કરમના લેખ હોય તે ભોગવવા પડે છે, હવે તો આપણે ઉંગી જાઓ, કારણ કે માહારે વ્હેલા ઉઠવું છે, ત્યારે ગાંધારી કહે અરે બાઈ શામાટે વેહેલાં ઉઠો છો! ત્યારે કુંતાજી કહે આજ છ માસથી અમારા ગામની ભાગોળે ગંગા ત્રટે દુરવાસા ઋષી આવ્યા છે; તેમને માહારા બાપે મુકામ બાંધી આપીને ત્યાં રાખ્યા છે, ને હું હમેશ વેહેલી ઉઠીને તેમનુ કામ કાજ ને શેવા કરવા જાઉંછું, તે ઋષી કાલે સવારે જવાના છે. ને તેમણે મને એમ કહ્યું છે કે તું છેક વેહેલી ઉઠીને આવજે, હું તને એક મંત્ર આપીશ ને તાહારા પરણ્યા પછી મંત્ર સાધન કરજે એટલે તને એક સો પુત્ર થશે, એવો આજ મને મંત્ર આપવાના છે, માટે માહારે વેહેલાં ઉઠીને જવુ છે. ત્યારે ગાન્ધારી કહે અરે બેન ત્યાં જઇને શું શું કામ કરવું પડે છે! ત્યારે કુન્તા કહે શેવાનાં વાસણ અજવાળીને એમનાં વસ્ત્ર ધોવાં એટલુંજ કામ કરીને પાછી આવુંછું. એમ વાત કરી બેઉ જણે બોલવું બંધ કરયુ ને કુન્તાજી તો તરત નીદ્રાવશ થઈ ગઈ. પેલી ગાંધારીને નાંદ્રા આવી નહી ને વિચાર કરવા લાંગી કે આ કુંતાને બદલે વ્હેલી ઉઠીને હું દુરવાસાની સેવા કરી મંત્ર લીયાવું તો આગળ ઉપર હું સો પુત્રની માતા થાઉં, અને તેમ માહારે કરવુંજ જોઈએ કેમકે હું નાત બાહારીઆને ઘેર પરણું છું તેમ વળી સ્વામી આંધળો છે. તેથી જો હું પાકી વસ્તારણ થઇશ તો ત્યાં કાંક પણ માહારી વેળા વળશે. એમ સમજી કુંતાને સુતી મુકી પાછલી રાત્રી રહી એટલે છાનીમાની ગામ બાહાર ગંગા ત્રટે ગઇ ત્યાં એક મુકામ દીઠો તેથી એણે જાણ્યુ કે એજ દુરવાસાનો મુકામ છે, એમ સમજી આધું ઓઢીને ઋષીની શેવામાં જઇ પ્રથમ ઋષીનાં વાસણ અજવાળી આપ્યાં ને પછી ઋષીનાં વસ્ત્ર ધોઈ સુકવી દીધાં, તે પછી મોઢું ન દેખાય તેમ આધું હોઢી દુરવાસાની પાસે બેઠા ને દુરવાસાને કહ્યું કે મને મંત્ર આપો તવ દુરવાસાએ એક મંત્ર સો પુત્ર થવાનો મોહોડે ભણાવ્યો; તે મંત્ર સુદ્ધ ગાંધારાને મોઢે થઇ ગયો, એટલે ગાંધારી કહે આવુછું કરીને બાહાર નીકળી નાઠી તે જ્યાં કુંતાજી સુઇ રહી છે તેના ભેગી આવતીક કે સુઈ રહી એટલે કુંતાજી ઝબકીને જાગી અને કુંતાએ જાણ્યું કે અહો માહારે વખત થઇ ગઇ. એમ જાણી કુંતા એકા એક ઉઠીને નાઠી તે દુરવાસાને

સ્થળે ગયા. ત્યાં જઈ જોયું તો વાસણ અજવાળેલાં ને વસ્ત્ર ધોયેલાં દીઠાં. એટલે કુંતાજીએ ઋષીને કહ્યું અરે માહારાજ આજ કેમ પોતાને હાથે કામ કરી લીધું ? ત્યારે દુરવાસા કહે અરે દીકરી તેં કામ કરયું છે ને તું આમ કેમ બોલે છે. ત્યારે કુંતા કહે નારે બાપજી હું તો હમણાજ ચાલી આવુછું, ત્યારે દુરવાસા કહે જા-રે ગાંડી જુઠુ શામાટે બોલે છે, તેં કામ કાજ કરીને પાછી માહારી પાસે મંત્ર પણ શીખી. ત્યારે કુંતા કહે અરે માહારાજ એમ કરી મને મંત્ર આપવો, નહી હોય તેથી તમે આડુ બોલોછો. તવ દુરવાસાના મનને માહા વિચાર આવ્યો કે આ છોકરી કદી જુઠું બોલે તેવી નથી ને આજ આમ કેમ બોલે છે, શું એને વીશેશ મંત્ર લેવાની ઇચ્છા હશે કે કેમ તેમ છતાં જોઉકે આ કેમ છે. એમ સમજી દુરવાસાએ સમાધી ચઢાવી જોયું તો ગાંધારી કુંતાને બદલે મંત્ર લેઈ ગઈ એમ જણાયું. પછી સમાધી ઉતારી ને દુરવાસા બોલ્યા અરે બેહેન તું ર-ડતી નહી ને સાચુ બોલજે આજ નવી બેહેનપણી કોણ થઈ છે. જે આજ નવી બેહેનપણી થઇ છે, તેજ તને સુતી મુકીને તાહારે બદલે તેણે આવી કામ કાજ કરયું ને તેજ સો પુત્રનો મંત્ર લેઈ ગઈ. ત્યારે કુંતાજી કહે હે માહારાજ ખરી વાત છે ગાંધાર રાજાની પુત્રી ગાંધારીએ મને બધી વાત પુછી લીધી હતી, તેથી એજ કપટ કરી મંત્ર લેઈ ગઈ, એમ સમજી પછી કુંતાજી બોલ્યાં હે બાપજી કોક લેઇ ગઈ તેમાં હું શું કરૂં, એ એક દીવશ શેવાની કરનારીને સો પુત્ર આપ્યા તો હું છમાસની શેવા કરનારીને દસવીસ હજાર પુત્ર થાય એવો મંત્ર આપો તવ દુરવાસાએ વિચારયું કે આ કુંતા છોકરવાદીમાં બોલે છે, પછી દુરવાસા બોલ્યા અરે બેહેન હવે તો માહારી પાસે પાંચ મંત્ર છે જો તુ કેહેતી હોયતો તે પાંચ મંત્ર તને આપુ. ત્યારે કુંતાજી કહે હે માહારાજ તે પાંચ મંત્ર-ના પાંચસો પુત્ર થશે ! ત્યારે દુરવાસા બોલ્યા નારે બેહેન પાંચ મંત્રના પાંચ થશે, ત્યારે કુંતાજી રડવા લાગી ને કેહેવા લાગી કે પેલી સો પુત્ર લેઇ ગઇ ને હુ પાંચ પુત્ર કેમ લેઉ ત્યારે ઋષી બોલ્યા અરે કુતા તું પાંચ પુત્ર લે; તાહારા પાંચ પુત્રોને હાથે ગાંધારીના સોએ પુત્ર મરશે, એટલે કુંતાએ રાજી થઈ ને કહ્યું મને એવા જબરા પુત્રોના મંત્ર આપો એટલે દુરવાસાએ ૧ મંત્ર સુર્યનો ૨ યમરા-જાનો ૩ વાયુનો ૪ ઇંદ્રનો ૫ અશ્વનીકુંઆરનો એ રીતે પાંચે મંત્રો ભણાવ્યા; પછી દુરવાસા ત્યાંથી ઉઠી વનને વિશે ચાલ્યા ગયા; અને કુંતાજી પોતાને ઘેર આવી એણે પેલી ગાંધારીના ઉપર આંખો કાઢવા માંડી ને ગાંધારીને કહ્યું જો-જેને તું મને છેતરીને સો દિકરા લઇઆવી છે, પણ હું પાંચ દિકરા લાવી છું

તે માહારા પાંચમાનો ગમે તે એક દીકરો તારા સોએ દીકરાને મારશે, એવું મને દુરવાસાએ વરદાન આપીને પાંચ મંત્ર આપ્યા છે, એ વાત ગાંધારીએ કાળજે લખી રાખી પછી પોતે પોતાના પીતા ગાંધારને કહ્યું કે ચાલો હવે તો ઘેર જઇએ. તવ પીતા પુત્રી કુન્તીભોજ રાજાની રજા લેઈ નીકળ્યાં તે પોતાને ઘેર ગયાં; પછી ગાંધારે હસ્તીનાપુર કાહાવી મોકલ્યું કે હે ગાંગેવજી તમે તમારા પુત્ર ધત્રાષ્ટરના વરઘોડા ચડાવી જાન લેઇને આવજો, એવો સંદેશો પોહોચવાથી ગાંગેવજી વરગોડા ચઢાવી જાન લેઈ ધત્રાષ્ટરને પરણાવવાને ગયા ત્યાં ગાંધાર રાજાએ કન્યાદાન દેઇ પેહેરામણી આપી કન્યાને વળાવી હસ્તીનાપુર મોકલ્યાં, પછી તે ગાંધારીને પીહેર જવાનું બંધ થયું કેમકે નાત બાહારીઆને પરણી માટે, હવે એ ગાંધારી ત્યાં સાસરે રહી તેથી ધત્રાષ્ટરનો ને એ ગાંધારીનો જીવ એક થઈ ગયો.

## વીશ્રામ અગીઆરમો.

એ કથા રહી એટલે, સુણજો સહુ શ્રોતાય;
કુંતા કુંતલપુરમાં, તેના વલ્લભ કથાય.

હવે જે કુંતાજી કુંતલપુરમાં રહી છે તેને જે દુરવાસાના પાંચ પવિત્ર મંત્રો મળેલા છે પણ તે મંત્રો પોતાની બાળક બુદ્ધીથી તે મંત્રો સત્ય લાગતા નથી કે દુર્વાસાએ આ મંત્રો સાચા આપ્યા કે જુઠા આપ્યા હશે ? ખરૂ જોતાં દુરવાસાના મંત્રો સાચાજ છે, પણ સ્ત્રી ગમે તેવી ડહાપણ વાળી હોય પણ તેની બુદ્ધી પગની પાંની સુધી હોય એમ જગતમાં ગણાય છે.માટે પોતાને તે વાત વ્હેમ પડતી જણાઇ આવી; અને તે વાતની અજમાયશ કરવા માટે. કુંતાજી યમુના તીરે નહાવા સારૂ ગયાં, ત્યાં નીરાંતે સ્નાન કરીને પેલા મંત્રોમાંથી સુર્યનો મંત્ર લીધો અને તે મંત્રનું આરાધન કરવાનું શરૂ કર્યું. પણ કહેવત છે કે મંત્ર આધીન દેવતા, માટે દેવલોકો તો મંત્રને તાબે છે, તેથી સુર્ય દેવે અશ્વના કર્ણમાંથી એક સુંદર પુત્ર કુંતાજીના ખોળામાં મુકયો. કુંતાજી વીસ્મય પામ્યાં કે હું આ વાત તદ્દન વ્હેમ પડતી માનતી હતી પણ આ મંત્રો સાચા છે. એમ પોતે વીસ્મય પામી મનમાં વીચારતાં સમજાયું કે હું કુંવારી છું. અને મારે પુત્ર થયો. માટે

મારા પીતાજી મને વઢશે અને ઠપકો દેશે. એ પ્રકારે દીલગીરી ઘણીજ લાગી, કે હવે મારી શી વલે થશે, અને હું કયાં જાઉં, શું કરૂં ધરતી માતા મારગ આપે તો અંદર ઉતરી પડું એમ વાલાપ કરતાં કરતાં આંખોમાં ચોધારે આંસુ વ્હેવા લાગ્યાં. વારંવાર સુર્યને અરજ કરે છે કે મહારાજ આ પુત્રને હમણાં પાછો લ્યો, કારણ કે મારો પીતા આ વાત સાંભળતાં મને તુરત ગરદન મારશે અગર મારી આબરૂ જશે, પણ સુર્ય તે પુત્રને પાછો કેવી રીતે લે એ કુંતાજીને ખબર નથી, પછી કુંતાજી હીંમત લાવી રૂદનને સ્થંભાવી પોતે તે પુત્રને નદી પાસે એક સુંદર લીલું જાળું હતું તે જાળામાં પુત્રને સંતાડીને પોતે કુંતલપુર માં આવ્યાં ત્યાં આવી પોતે ઘણીજ સુંદીર અને સુશોભીત સોનાની પેટી જાળીઓ સહીત બનાવરાવી તુરત નદી ઉપર આવ્યાં અને તે પુત્રને જાળામાંથી ધીમે રહીને ઉચકી લેઈ નીરાંતે પેટીમાં સુવાડયો, તે પેટીને બરોબર બંધ કરી છોકરાને બીલકુલ ઈજા ન થાય એવી રીતે હાથમાં ઝાલીને યમુના નદીમાં તે પેટી પુત્ર સહીત નદીમાં તરતી મુકી. યુમના માતાને કરગરી કહ્યું કે મારા સુતને સાચવજો અને કદાપી મારો પુત્ર મરશે તો હું તમારામાં મારો ચર્ણ સરખો બોળીશ નહી. એમ કહીને કુંન્તાજી કુન્તલ પુરમાં આવ્યાં તે પેટી તણાતી તણાતી હસ્તીનાપુરમાં ગઇ. એટલામાં ધત્રાષ્ટ્રની રાધે નામની દાસી નદી ઉપર જળ ભરવા માટે આવી હતી તેણે આ પેટીને તણાતાં જતી જોઇ; જોતામાં પોતાના બેડાં ભોય પર મુકી પોતાના લુગડાંના કાછડો વાળી તુરત નદિમાં પડી અને પેટીને બહાર કાઢી, તે પેટી સોડીયામાં સંતાડી અને પોતાના મનમાં વીચાર કરવા લાગી, કે આ પેટીમાં જરૂર દ્રવ્ય હશે, અને જેથી કરીને મારૂ સર્વે દુઃખ, દળદર, નષ્ટ પામશે, આવા અનુમાન બાંધી વીચાર કરતી કરતી પોતાને ઘેર આવી; આવતાં પેટીના બરોબર તપાસ કરવા ચોતરફ પોતાનાં બારણાં બંધ કરયાં પેટી ઉઘાડી અંદર જોયું તો પુત્રને દીઠો, તે પુત્રને કાને કુંડળ, કાંન્તી ઘણીજ રમણીય, અને પોતાનો જમણો અંગુઠો મુખને વિશે ઘાલી ધાવતો હતો; આવું રાધે દાસી જોઇ વિસ્મય પામી વીચારવા લાગી કે આ વાત હું રાજ્ય સભામાં જાહેર નહી કરૂં તો વિઘ્ન થશે, કારણ કે હું જાણતી હતી કે અંદરથી ધન નીકળશે પણ આતો પુત્ર નીકળ્યો; એમ વાતનો ન્યાય કરી તુરત રાજ્ય સભામાં ચાલી આવી ને તે પેટી સભા પ્રત્યે મુકી, અને રાધે દાસી બોલી કે હે માહારાજા આજ હું પાણી ભરવા ગઈ હતી ત્યાં આ કનકની પેટી નદીમાં તણાતી જતી હતી, તે

તણાતી જતીજોઇ મેં તેપેટી હીમત રાખી બાહાર કાઢી કારણકે અંદર શું હશેતે હું જાણુતી નહોતી; એટલા માટે આપને હું તે રજુ કરૂં છું એમ કહી પોતે ઘેર આવી એટલામાં ભીષ્મજી ત્યાં સભા વિશે આવ્યા અને તેમણે પેટીનું બારણું ઉઘાડયુ ઉઘાડતાં ઘણોજ આનંદ પામ્યા, કારણ કે રૂપ રૂપના અંબાર પુત્રને જોયો, ભીષ્મજીએ તુરત બ્રાહ્મણોને બોલાવ્યા અને પુછવા લાગ્યા કે હે બ્રાહ્મણો ! આ પુત્ર કેવો નીવડશે તે અમને સંપુર્ણ કહી સંભળાવો બ્રાહ્મણ કે છે કે હે ભીષ્મ ? પુત્રના ચર્ણ ઘણાજ લાભકારી છે, તેનું નશીબ ઘણુંજ ઉત્તમ નીકળશે, ઘણોજ બળવાળો, ગુણવાળો ધરમીષ્ટ. ગાય બ્રાહ્મણનું પાલણ કરનારો, અધીકાર વિરૂદ્ધ કર્મ કરનારાને નાશ કરનારો થશે, અને તેનુ નામ કરણ રાખો ને તમાર ઘેર સુખ રૂપે લેઈ જાઓ. ભીષ્મજીએ તુરત તે પુત્ર રાધે દાસીને સોંપ્યો કે તું આ પુત્રને જાળવજે અને તું એમ જાણજે કે તારોજ પુત્ર છે એમ જાણી આ પુત્રને તું રૂડી પ્રકારે ઉછેરજે. આવું ભીષ્મ તે દાસીને કહેવા લાગ્યા. આ વાતને દસ દીવસ વીત્યા પછી પાંન્ડુ રાજાએ વીચાર કર્યો કે હું ક્ષત્રી પુત્ર છું માટે યુદ્ધ કરી દેશોને જીતવા એ મારો ધર્મજ છે. તેથી ભીષ્મને કહ્યું કે હે દાદા મને રજા આપો, ભીષ્મજીએ તુરત રજા આપી અને કહ્યું કે વારૂ બેટા સુખેથી પધારો અને મરજીમાં આવે તેટલું સૈન્ય સાથે લેઈ દેશો જીતી ઘેર વ્હેલા આવો, પાંડુએ આજ્ઞા લેઈ સૈન્ય ચાર ક્ષોણી લીધું. અને ઉમંગથી તથા હીમતથી, ડંકા, નીશાન, આયદ્ધ સર્વે સાહીત્ય સંગે લેઈ પોતે યુદ્ધ માટે તત્પર થયો, વાજાં ગાજાં તૈયાર થયાં છે. છત્ર ચામર ઢોળાઇ રહ્યાં છે, છડીદાર છડી પોકારે છે, આવી મોટી ધામધુમથી પાંડુ રાજા દેશો જીતવા નીકળ્યો. ગામની ભાગોળે આવ્યો એટલે ગાયના શુકન ઘણાજ શ્રેષ્ટ જોઇ આનંદ પામ્યો. ત્યાંથી તુરત એક દેશમાં ગયો અને ગામની બાહાર પડાવ નાંખ્યો. પોતાની પાસે સૈન્ય ઘણુંજ છે. ઉતરવાની જગ્યા ઘણીજ ટુકી લાગી ખરૂં જોતાં જગ્યા મોટી હતી પણ અથાગ લશકર હોવાથી તે ટુંકી જણાઈ પાંડુ રાજાએ એક દેશના રાજાને યુદ્ધના સમાચાર કાહવ્યા કે ભીષ્મના ભત્રીજા યુદ્ધ માગે છે માટે લડવા ચાલો. અને યદ્ધ કરવાની મરજી ન હોયતો દેશ લખી આપો, રાજાએ આવો પાંડુ રાજાનો ભયભીત સમાચાર સાંભળી વીચાર કરયો કે ભીષ્મએ સઘળા ક્ષત્રીને જીત્યા હતા. અને તે ગંગાનો પુત્ર ભષ્મ ઘણોજ બળવાન છે માટે પાંડુ તેનો ભત્રીજો છે તે પણ તેવોજ બળવાન હશે; એવું વીચારી; તુરત ભય પામી તે એક દેશ પાંડુ રાજાને લખી આપ્યો અને કરગરી કહ્યું કે માહારાજ આ દેશ

સુખેથી લ્યો. પછી પાંડુ ત્યાંથી વાંક દેશ આવ્યો ત્યાંના રાજાએ પણ ભય પામી તુરત વંકદેશ લખી આપ્યો. જયાંને ત્યાં દેશો જીતવા લાગ્યો. જ્યાં બળીયા રાજા હોય ત્યાં પોતે યુદ્ધ કરવા જતો નથી, પોતાના ભાગ્યનો ઉદય દશોજ સારો છે તેથી સઘળા દેશો જીતી બહાદુરાઈ મેળવી કુંતલપુર આવી પહોંચ્યો, પાંન્ડુ રાજાએ સમાચાર કહાવ્યા, ભીષ્મે જાણ્યું કે મારો પુત્ર જીતીને આવ્યો તેથી મોતીના થાળા વડે વધાવી, વાજને ગાજતે, મોટી ધામધુમથી પુત્રનો સત્કાર કર્યો, અને પોતે કુંવારી કુંતાને પાળી હતી તે કુંતાજીનું લગ્ન આ પાન્ડુ રાજાની સાથે કર્યું, કુન્તાજીનું કન્યાદાન આપ્યા પેટપુર પહેરામણી આપી બન્ને સ્ત્રી પુરૂષને ઘણુંજ સુખ આપ્યું, આનંદ લીધા પછી પાન્ડુએ મારવાડના શૈલ્ય રાજાની સાથે યુદ્ધ કરવાને નીશ્ચય કર્યો તેથી ભીસ્મે બન્ને સ્ત્રી પુરૂષને મારવાડમાં વિદાય કર્યા. પાંન્ડુ રાજાએ મારવાડમાં આવી સૈલ્ય રાજાને સમાચાર કહાવ્યા કે પાન્ડુ રાજા હસ્તીનાપુરથી સૈન્ય લેઈ લડવા માટે આવ્યો છે, માટે યુદ્ધ આપો નહી તો દેશ લખી આપો સૈલ્ય રાજા આ સાંભળી ભાગોળે પાન્ડુ રાજા ઉતર્યા હ[illegible] ત્યાં આવ્યો અને કહ્યું કે હે પાન્ડુ રાજા મારી બેન માદરી ઘણીજ સુંદર અને રૂપવાન છે તેથી તેનું લગ્ન તમે કરો, બીજું હું યુદ્ધ કરવા ખુશી છું, પણ આપણા માંહોમાંય વિરોધ થાય અને તે વાત ઘણીજ દુઃખદાયક થાય, માટે મારી બેન માદરીનું સુખેથી લગ્ન કરો, સૈલ્યે તુરત પાન્ડુને તેની બેન માદરી હતી તેને પરણાવી, કુંતાજી અને માદરી બન્ને કન્યાઓ લેઈ પાન્ડુ રાજા કુંતલપુર આવ્યા, ભીષ્મ વીદુરજી તથા નાતવાળા સવ આ વાત સાંભળી આનંદ પામ્યા, કે દેશો જીત્યા અને વળી બે કન્યાઓ પરણી લાવ્યા; આવા પાન્ડુ રાજાનાં વખાણ થવા લાગ્યાં. ગાન્ધારીને કુંતાજી દેરાણી જેઠાણી થયાં પણ ગાન્ધારી ઘણીજ દુષ્ટ હતી તેથી વીચાર્યું કે મારે કુંતાનુ સાલ છે પણ હમણાં બોલ્યા વિના બેસી રહેવું એમ નીશ્ચય કર્યો. સતી કુંતા તથા માદરી સંપીને રેહેવા લાગ્યાં. તેમજ જેમ બને તેમ પાન્ડુની સેવામાંજ પોતાનો વખત નીગમન કરવા લાગ્યાં.



## વીશ્રામ બારમો.

એમ કરતાં બહુ દન ગયા, તવ પાન્ડુ રાજન;
વદે વલ્લભ એ સંચર્યો, ગ્રગીયા રમવા વન.

વૈશમપાયન રૂષિ જન્મેજયને કહે છે કે હે રાજા સતી કુંતા તથા માદરી બન્ને સ્ત્રીઓ પતીવ્રૃત પ્રમાણે પતીની આજ્ઞા સદા પાળ્યાં કરે છે એમ કરતાં કરતાં ઘણા દીવસ વહી ગયા પછી એક દીવસ પાન્ડુ રાજા મ્રગીયા રમવા માટે વનમાં સંચર્યો, ત્યાં શી બીના બની તે વિસ્તાર સહીત હું તને કહું છું તે તું સાંભળ પાન્ડુ રાજા ઘોડા ઉપર બેશી તુરત વનમાં નીકળ્યો. વનમાં જતાં જતાં એક વિઘ્ન થયું. તે હું તને કહુંછું, વૈશમપાય રૂશી જનમેજય પ્રત્યે કહે છે કે હે રાજા, એક બ્રાહ્મણ હતો તે બાર વર્ષે પરણ્યો પછી બાર વરસનું નીમ લેઈ વનમાં તપશ્ચર્યા કરવા માટે ગયો હવે પેલી સ્ત્રી મોટી થઈ તેથી સાસરે ભોગ જોગે આ સ્ત્રીનાં માતા પીતા ગુજરી ગયા તેથી સાસરે રહેવાનું થયું. પણ તેનો પતી તો વનમાં તપ કરવા ગયો છે. તેથી તેના કાકાજીના ઘેર રહેવું પડ્યું, તેના પતીના કાકો તથા કાકી ઘણાં ખરાબ હતાં તેથી આ બાચારી સ્ત્રીને હમેશાં વનમાં લાકડાં વીણવા મોકલતાં. હમેશાં રૂદન કર્યા કરે છે પણ પતી શીવાય બીજે કોણ ભાગે! એમ વીલાપ કર્યા કરે છે. એવામાં તેના પતીનું તપ પુરૂ થવાથી તે ઘેર ચાલી નીકળ્યો. તેના રસ્તામાં આ બાઈ લાકડાં વીણવા ગયેલી તે બન્ને ભેગાં થયાં. ભેગાં થવાથી સ્ત્રી પુરૂષ રાજી થયાં. પછી તે બ્રાહ્મણે કહ્યું, ચાલ ગેર જઇએ ત્યારે સ્ત્રી બોલી હે પતી મને રતુ આપો પછી ઘેરજઇએ બ્રાહ્મણ બોલ્યો દીવસે ગ્રહસ્થાશ્રમ કરવો એ પશુ પક્ષીનો ધર્મ છે, માટે મનુષ્યને દોશ લાગે છે. તેથી રત તને ઘેર જઈ ખુશીથી આપીશ, પણ સ્ત્રીએ ઘણી જક્ક કરી તેથી તે બ્રાહ્મણે એક વરસના તપનું પુન્ય મુકી જળ છાંટ્યું તેથી બંને મ્રગને મ્રગલી થઇને વીહાર કરે છે એટલામાં પાન્ડુ રાજા તે બંન્ને ને જોઇ તે મ્રગને બાંધવાના હેતુથી એક બાણ મુકયું તે બાણ કમનસીબે મ્રગને વાગ્યું ને તરત મરણ પામ્યો; તે દેહ છુટી મનુશનો થયો અને મ્રગલીછુટી સ્ત્રી થઈ બ્રાહ્મણને મરેલો પડયો જોઇ ઘણુંજ રોવા લાગી. રાજા ત્યાં આવી પહોંચ્યો અને પુછવા લાગ્યો કે તમે કોણછો ને કેમ આવ્યાછો? સ્ત્રી બોલી હેરાજા અમે બ્રાહ્મણછીએ પણ તેં આ બ્રહ્મ હત્યાનું પાપ કર્યું. પછી પાન્ડુ ઘણો ગભરાયો પાન્ડુ શું કરે તેનો ઉપાય નહોતો સ્ત્રીને કહયું કે તું મારી માતા છે. ને હું પુત્ર છું. અને મારે ઘેર ચાલો સ્ત્રી બોલી મારો પતી મરી ગયો તેથી મારૂં જીવવુ વ્યર્થ છે. માટે મને બળી મરવા માટે લાકડાં લાવી આપ પછી રાજાએ લાકડાં ભેગાં કર્યા ચીતા ખડકી, સ્ત્રી પોતાના પતીને ઉછંગે લેઈ બળી મરવા માટે તૈયાર થઇ રાજાએ કહ્યુંકે હે માત મને શ્રાપદો કે જેથી કરીને મારૂ પાપ નીવારણ થાય

આ સાંભળી તે બાઇએ કહ્યું જારે મુર્ખ ? જેવું મારે થયું એવું તારે થશે તારી સ્ત્રીને રતુ આપતાં તારો જીવ જશે, એમ કહી તે સ્ત્રી પતી સાથે બળી મુઈ રાજા નીરાશ થઈ વનમાંથી ઘેર આવ્યો. પાન્ડુનું શરીર બ્રહ્મહત્યા કરવાથી શામ થયું હતું, ભીષ્મ, અંબીકા, કુંતા, માદરી સર્વે પાન્ડુ ને જોઈ દુઃખી થયાં, રાજાને પુછવા લાગ્યાં કે શરીર શામ થવાનું શું કારણ છે ? રાજાએ કહ્યું મ્રગીયાં રમવા હું વનમાં ગયો ત્યાં બે શ્રાપ થયા એક બ્રહ્મહત્યા થઇ ને બીજો શ્રાપ એવો છે કે સ્ત્રીને રતુ કરતાં મારો જીવ જાય. આ સાંભળી ઘણાજ દીલગીર થવા લાગ્યાં ભીષ્મે તુરત બ્રાહ્મણોને તેડાવ્યા ને પુછયું કે હે માહારાજ આ બ્રહ્મહત્યા શાથી નીવારણ થાય, બાહ્મણો બોલ્યા કે હે ભીષ્મ ! પાન્ડુ રાજાને તેર વરસ સુધી તીર્થયાત્રાએ મોકલો તથા વિધી પ્રમાણે દાન આપો ત્યારે નીવારણ થશે. પાન્ડુ રાજા ભીષ્મની આજ્ઞા લઈ યાત્રા માટે ચાલી નીકળ્યો પોતાની પાસે ઘણુંજ સૈન્ય તથા મોટી ધામધુમ સાથે યાત્રાએ જવાનું નક્કી કર્યું કુંતા તથા માદરી તૈયાર થયાં પાન્ડુએ પોતાની સાથે લેઈ જવા તેમને ના પાડી, બંને સ્ત્રીયો પુછવા લાગી કે અમને શા માટે સાથે નથી લેતા ! પાન્ડુ રાજા બોલ્યો મને બીજો શ્રાપ છે કે સ્ત્રીને રતુ કરતાં જીવ જાય, માટે ત્યાં મન વિભળ થાય તો મારો દેહ પડે. માટે તમે અહીં રહો, સ્ત્રીયો બોલી અમે તમારી સેવા કરીશું, અને ઇશ્વર સ્મર્ણ કરીશું. ત્યારે રાજાએ બંને સ્ત્રીયોને સાથે લીધી. પાંડુ રાજા સૈન્ય અને વાજાં ગાજાં, તથા સ્ત્રીયો સહીત યાત્રાએ નીકળ્યો ગામના લોક વળાવા નીકળ્યા દરવાજાથી સર્વે લોક પાછા વળ્યા, પાન્ડુ રાજા તીર્થોમાં ફરે છે ને વીધ વીધ પ્રકારના દાન આપે છે, એમ કરતાં છ માસ વ્યતી ગયા. એક વખત ધત્રાષ્ટર અને ગાન્ધારી બન્ને એકાંતમાં બેઠાં હતાં એવામાં ધત્રાષ્ટરે ગાન્ધારીને કહ્યું કે મારા ભાઈ પાન્ડુને રતુ કરતાં જીવ જાય એ શ્રાપથી તેને પુત્ર થવાના નથી તેમ તમારા વિદુરાભાઇને પણ પુત્ર થવાના નથી; માટે આવામાં આપણે બાળક ઉત્પન્ન કરીએ તો ઘણુ સારૂં થાય અને નીરાંતે આપણા પુત્રો રાજ્ય કરે ગાન્ધારીએ ધત્રાષ્ટરને કહ્યું કે હે પતી જોઈએ તેટલા પુત્ર આપું ધત્રાષ્ટરે ગાન્ધારીને પુછયું કેવા રીતે ગાન્ધારીએ ધત્રાષ્ટરને પોતાની સઘળી બીના કહી સંભળાવી કે કુંતાને છેતરી સો પુત્ર ઉત્પન્ન કરવાના સો મંત્ર દુરવાસામુની પાસેથી લાવીછું તેથી હું તે મંત્ર જપું કે તુરત સો પુત્ર થાય કુંતાજી પાંચ મંત્ર લાવી છે. ધત્રાષ્ટર બોલ્યો પણ તેતો ધુમાડીના મુઠા છાણમાં ક્રીડા તેવા પાંચ પુત્રો તારે જાણવા ને આપણા પુત્ર તો સોએજણ બળવાન

થશે. માટે હે સ્ત્રી તું પુત્ર ઉત્પન્ન કરે તો હું તો મોટો ભાગ્યશાળી કહેવાઉં. પછી ગાન્ધારીએ મંત્ર આરાધન કર્યું.

## વીશ્રામ તેરમો.

મંત્ર આરાધન આદર્યું, સુખને સારૂં નેટ;
વલ્લભ વદે ગાન્ધારીને, ગર્ભ રહયો તવ પેટ.

વૈશમપાય રૂષિ જનમેજયને કેહે છે કે હે રાજા ગાન્ધારીએ મંત્રોનું આ-રાધન કર્યું, મંત્રનો જાપ પુરો થયાથી ગર્ભ રહ્યો અને દશમાસ પુરા વીતી જવાથી એક તુંમડું અવતર્યું, તેથી ગાંધારી વિસ્મય પામી ધત્રાસ્ટરને તે વાત પુછી. ધત્રાસ્ટરે બ્રાહ્મણોને બોલાવ્યા, કહયું કે હે માહારાજ તુમડુ અવતર્યું છે માટે શું કરીએ તો પુત્ર ઉત્પન્ન થાય બ્રાહ્મણો બોલ્યા કે કુંડ કરાવો ને તે કુંડ કરાવો ને તે કુંડ ઘીથી પુરાવો પછી તે તુંમડાને તે કુંડમાં ઘી પીવા રહેવાદો, તે તુમડુ ઘી પી રહેશે એટલે તુરત સો પુત્ર બહાર નીકળશે એક વરસે તુમડુ ફાટી અંદરથી સો પુત્ર નીકળ્યા. રમતા જમતા, મહા બળવાન તુરત બહાર નીકળ્યા ગાંધારી ત્યાં બેડી છે શાથી કે પુત્રને નાનો મોટો ઓળખી શકે. પહેલો પુત્ર નીકળ્યો તેનું નામ દુરીયોધન પાડયુ બીજાનું નામ દુસ્યાસન પાડયું દુર દમન, દંતુ, દવાલ, દાતરૂ દેવક, દુર્ધ દત્રોલ એ પ્રમાણે સો પુત્ર નિકળ્યા, સર્વે પુત્રો દુર્વાશા રૂષિથી ઉત્પન્ન થયા માટે દદા ઉપર સવળા પુત્રોના નામ પાડયાં. ત્યાં જયજયકાર થઈ રહ્યો વાજીંત્રો વગડાવ્યાં નાયકાઓનો નાચ કરાવ્યો; બીજા યાચકો આવી યાચના કરે છે. ભીષ્મ ધત્રાષ્ટરને કહે છે. કે પુન્યદાન પુષ્કળ કરીશ તો તારા પુત્રો બળવાન થશે. ધત્રાષ્ટર બોલ્યો મારા પુત્રો ભોગ-વનાર છે. પુન્યદાનની તો વાતજ છોડીદો, ભીષ્મ કહે છે અલ્યા અવળી મતી તને સુજી તેથી તારી પુંજી સવળી વ્યર્થ જશે ભીષ્મ પછી ધત્રાષ્ટરને સીખામણ આપી ઇશ્વર આરાધના માટે પરવર્યા. ધત્રાષ્ટરે સો પુત્ર ઉત્પન્ન થયાની વાત પાન્ડુ રાજાને લખી જણાવી પાન્ડુ રાજા ઝાડ ખંડી વૈજનાથમાં હતા ત્યાં તે પત્ર આવી પહોંચ્યો પાન્ડુ તે કાગળ વાંચી ખુશી થયા, કારણકે મારા સો ભ-ત્રીજા એકા એક ઉત્પન્ન થયા તે મારાજ પુત્ર છે, આ વાત કુંતાએ સાંભળી

કુંતાની આંખોમાંથી આંસુ આવ્યા. પાન્ડુએ પુછયું કેમ સ્ત્રી રૂદન કરો છો! કુંતા બોલ્યાં હે પતી મને છેતરી ગાંધારી તે મંત્રો દુર્વાસા પાસેથી લાવી હતી, માટે મુને ઝેર આવ્યું, હું પણ પાંચ મંત્ર લાવી હતી તેમાંથી એક મંત્રનું આરાધન કર્યું, ને સુર્યનો મંત્ર હતો તેથી સુર્ય દેવે એક પુત્ર મારા ખોળામાં મુકયો, પણ હું કુંવારી હતીતેથી લાંછન લાગવાના ભયથી મેં તે પુત્રને પેટીમાં ઘાલી યમુના નદીમાં તરતો મુકયો. તે રાધે દાસી ઉછેરે છે ને તેનું નામ કરણ છે, માટે આજ્ઞા આપો તો ચાર મંત્રથી પુત્ર ઉત્પન્ન કરૂં, પાન્ડુએ આજ્ઞા આપી, કુંતાએ મંત્રો આરાધાન કરવાનું નિશ્ચે કર્યું પહેલો મંત્ર યમરાજાનો. બીજો વાયુ ત્રીજો ઇંદ્રિ છેલ્લો અશ્વિની કુમારનો આવા ચાર મંત્રનું આરાધન કરવા સારૂ કુંતાજી ગંગા ઉપર ગયાં ત્યાં સ્નાન કરી પવીત્રાસન ઉપર બીરાજી નારદજીને બોલાવ્યા નારદજી ત્યાં આવ્યા ને પુછયું કેકેમ મનેબોલાવ્યો! કુંતાજી બોલ્યાં આજ તસ્દી લેઇને બીરાજો કારણ મારે પુત્ર ઉત્પન્ન કરવાના છે તેનાં ગુણ લક્ષણ ઉપર આધાર રાખી નાનો મોટો કોણ છે તે વીચારી મને કહો એ પ્રમાણે નામ પાડું, માદરીએ વિચાર્યું કે આ વાત સાચી હશે કે જુઠી હશે માટે હું તપાસ કરૂં તે હેતુથી થોડેક છેટે ઝાડ ઉપર ચડીને બેઠી કે કુન્તા શું કરે છે કુન્તાજીએ મંત્રનો જાપ શરૂ કર્યો, નારદજી કુંતા પાસે બેઠા છે.



## વીશ્રામ ચૌદમો.

એમ કહી નારદ બેસાડીયા, માદરી જુએ ચરચાય;
વ્યાસ વલ્લભ મુખ ઓચરે, પાંન્ડવ જન્મ મહીમાય.

વૈશમપાય રૂષિ જનમેજયને કહે કે હે જન્મેજે રાજા હવે કુંતાએ મંત્રનું આરાધન કર્યું તેમાંથી પુત્રો ઉત્પન્ન થયા તે હું તને કહી સંભળાવું છું તે તું સાંભળ. કુંતાજીએ પહેલો મંત્ર જપ્યો તેમાંથી યમરાજાએ, આવી એક પુત્ર ખોળામાં મુકયો તે સુંદર સુશોભીત પુતનું મુખ જોઈ કુંતા આનંદ પામી કુંતા નારદજીને કહે છે કે નારદ આ પુત્રનું ગુણ લક્ષણ ઉપરથી નામ પાડો નારદ કહે છે કે તારો આ પુત્ર ઘણાંજ સારા કામ કરશે દયાળુ, દાતા ગુણવાન, યુદ્ધમાં પછા ન પડે તેવા ધરમીષ્ઠ, આનું નામ ધર્મ રાજા કહેજો પુન્યદાન કરવા

વાળો, ગાય બ્રાહ્મણનું પાલણ કરનારો, સત્યવાદી, શતરૂ મીત્રને સમાન ગણુનારો થશે. કુંતાએ પુછયું કે હે નારદ ધત્રાષ્ટરના સો પુત્ર આગ [illegible] છે. તેઓની સાથે કેવી રીતે રહી શકશે એમ કહી પોતે ને પુત્ર નીચે મુક્યો ને કહ્યું કે આ પુત્ર તો ઠીકજ છે, એમ કહી બીજો મંત્ર જપવાનું શરૂ કર્યું બીજો વાયુનો મંત્ર જપવા માંડયો વાયુએ લાંબો પહોળો. લાંબા ચરણ, શરીર હલમસ્ત; બીહામણો, ગાગેર જેવડું માથુ, તપેલા જેવડા ડોળા. બત્રીસ મોટા દાંત આવું ભયંકર સ્વરૂપ જોઈ કુંતાજી ભય પામ્યાં. નારદને પુછે છે કે નારદ આ સુતનો મા બાપને ખાઈ જાય તેવો છે. નારદ કહે જરા પણ બીશો નહી. એ બહુ બળવાન થશે તમે કહેશો જા ઉત્તરમાં તો તે દક્ષીણમાં જશે એક હાથે ગદા ઝાલશે. જયાં વિવાહનું કામ થતું હશે, ત્યાં કરશે ચરમી. ગૌબ્રાહ્મણનો પ્રતીપાળ અને શીવજીનો શેવક થશે. માહાદેવજી તેને વરદાન આપશે ને વડે કરીને દેખશે તેટલું ખાશે. મને મોજીને મુમતી થશે, અધર્મની હાણ કરશે; તારી જેઠાણીના સો પુત્ર આ તારા પુત્રને હાથેજ મરશે ફુલાવે ઘણું કામ કરશે કુશળક્ષેમ જગતમાં રહેશે, જગતમાં જય વરતાશે બળીયો છે. તેનું નામ ભેમ. કુંતાજીએ તે પુત્ર નીચે મુકયો, ત્રીજો મંત્ર ઈંદ્રનો લીધો તેનું આરાધન શરૂ કર્યું મંત્રનો જાપ પુરો થવાથી ઈંદ્રે આવી કુંતાજીના ખોળામાં એક પુત્ર મુકયો. કુંતા કહે હે નારદ આ પુત્રને જોઇ હું ખુશી થાઉં. છું. આના રૂપ ગુણનું વર્ણન કરો પછી એનું નામ પાડો નારદ બોલ્યા આ પુત્ર બત્રીસ લક્ષણો છે. એનું નામ અરજુન છે. બહુ બળવાન અને બાણાંવળી થશે, વળી આગળ જતાં અંતર્યામી કૃષ્ણ પ્રભુ તેનો રથ હાંકશે, સઘળા શતરૂઓ નાસી હારશે આવાં અરજુનનાં પરાક્રમ સાંભળી કુંતાજી રાજી થયાં આ સઘળું માદરી જોતી હતી તે ઝાડ ઉપર ચડીને બેઠી હતી ત્યાંથી ઉતરી તરત કુંતા પાસે આવી અને કુંતાજીને કહેવા લાગી કે હે બેહેની તને ધન્ય છે, તું દયાળુ છે. પણ મારા ઉપર પ્રેમ લાવી મને એક મંત્ર જે બાકી રહ્યો છે તે આપો તો મારું વાંઝીયા મ્હેણું ભાગે, કુંતાજીએ તુરત તે મંત્ર માદરીને જાપ કરવા આપ્યો, માદરીએ સ્નાન કર્યું પવીત્ર આસન લીધું અને મનને શાન્ત કરી અશ્વનીકુમારનો મંત્ર લેઈ સુખેથી આરાધના કરવા લાગી મંત્ર પુરો થયો એટલે અશ્વનીકુમાર બન્ને પુત્રને લેઈ માદરીના ખોળામાં મુકયા. એટલે તુરત માદરીએ તે બન્ને પુત્રોને લેઈ કુંતાજીને સોંપ્યા ને આનંદ પામી પછી માદરીએ આજ્ઞા માગી કે કુંતા મને રજા આપો તો હું રાજાને વધામણી ખાઉં ને તમારે માટે રથ [illegible]

દીક મોકલાવું એમ કહી માદરી તુરત રાજાને વધામણી કેહેવા સારૂ ચાલી, કુંતા નારદને કહે છે આ પુત્રોનાં નામ પાડો, જેવા ગુણ લક્ષણ હોય તેવાં નામ પાડજો, નારદ કહે છે જમણે ઉછંગે જે પુત્ર છે તેનું નામ શેહદેવ પાડજો કારણકે તે પુત્ર મોટો છે તેમજ વિદ્વાન થશે. ત્રીકાળજ્ઞાની થશે, એમાંને પ્રભુમાં ફેર નહી રહે, બીજો પુત્ર ડાભા ઉછંગવાળો છે તે પુત્રનું નામ નીકુળજી પાડો કારણ કે તે પુત્ર, રૂપ રૂપનો ભંડાર છે તેમજ વરણાગીયો છે વિચીક્ષણ બુદ્ધિવાળો છે. આ પ્રમાણે નારદે પાંચ પુત્રોનાં નામ પાડયાં પછી નારદજીએ કુંતા પાસે આજ્ઞા માગી તવ કુંતાજીએ નારદજીને આજ્ઞા આપી કે પધારો માહારાજ એમ કહી નારદજીને વિદાય કર્યા, નારદજી આશીર્વાદ આપી અંતરધ્યાન થઇ ગયા ત્યાર પછી ડેરા તંબુએ પાંડુ રાજા જ્યાં બીરાજમાન હતા ત્યાં કુંતાજીએ પુત્રો સહીત જવાનો વિચાર કર્યો, ધરમ અને અરજુનને ખાંધે બેસાડયા વસ્ત્ર ફાડીને બન્ને પુત્રોને શીશ સાથે તાણી બાંધ્યા, પછી શેહદેવજી તથા નીકુળજીને કટી સાથે તાણી બાંધ્યા એકલા ભીમને ઉચકવાની હીમત ચાલતી નથી, પછી કુંતાએ હીમત રાખી ભીમના પાંગોઠા ઝાલી ઉંચકવાનો વીચાર કર્યો તો તે ઉંચો બીલકુલ થયોજ નહી તેથી ઘસડતો લીધો ઘસડતાં ઘસડતામાં ભીમ હસ્યો અને ભીમ તુરત હસી પોતાનો પગ પાછો ખેંચ્યો એટલે કુંતાજી તુરત નીચે પડી ગયાં; અને સઘળા પોતાના પુત્રોને ઇજા થઈ, સઘળા રોવા લાગ્યા તેને કુંતાએ આળ પંપાળ કરી છાના રાખ્યા. પછી કુંતાજી નીચે બેઠાં વિચાર કરે છે કે છોકરા ઉચકાતા નથી ને રથને આવતાં કેટલી વાર થશે એમ પોતાના મનમાં ગુંચવાવા લાગ્યાં અને અતીશય અકળાવા લાગ્યાં આ ચાર પુત્રોને તો ઉંચકું પણ આ જાડા ભેમને કેવી રીતે ઉંચકું, જો તેને મુકીને જાઉંછું તો જીવજંતુ તેને મારી નાંખે એમ કુંતાજી ઉંડા વીચારમાં પડયાં, ત્યાર પછી માદરી પાન્ડુ રાજાને મળી અને પાંડુ રાજાને વધામણી કહેવા લાગી કે પાંચ મહા બળવાન, ગુણવાન, સ્વરૂપવાન, પરાક્રમી પુત્રો ઉત્પન્ન થયા છે. આ વાત સાંભળી એકદમ પાંડુ રાજા અતીશે હરખાયો અને ગાંડા ઘેલા જેવો બની મુરછાંગદ થઈ પ્રથ્વી ઉપર નીચે પડયો માદરીએ બે રથ મોકલ્યા તેમજ શેવકોને મોકલ્યા. કુંતાજી શેવકો તથા રથોને જોઈ આનંદ પામ્યાં, પછી સઘળા સેવકોએ ભીમને ઉંચો કરી રથમાં નાંખ્યો અને કુંતાજી ચાર છોકરાને લેઈ પોતે બીજા રથમાં બેઠા, અને પુત્રો સહીત કુંતાજી જ્યાં પાંડુ રાજા પડયો છે, ત્યાં ખુશીથી આવી પહોંચ્યાં.

## વીશ્રામ પંદરમો.



પાંડુ રાજા જ્યાં પડયા, ત્યાં આવી કુંતાય;
વલ્લભ કહે શ્રોતા સુણો, પાડવ ચરીત્ર કથાય.

પાન્ડુ રાજા પુત્રની ઉત્પત્તી જોઈ આનંદમાં મુરછાગત પડયો છે ત્યાં કુંતાજી આવ્યાં અને પોતાના પતીને ઉઠાડયા અને નીરમલ વચને પતીને કહેવા લાગી કે હે પતી આ તમારા પાંચ બાળકો. કુંતાજીએ ચાર પુત્રને પાન્ડુ રાજા આગળ મુકયા પાન્ડુએ પુત્રો લેઇ ઉછંગ વિશે બેસાડયા પણ ભીમ ઘણો ભારે હોવાથી ઉછંગમાં બેસાડયો નહી, ચાર પુત્રોને છાતી સરસા ચાંપે છે. અને ભીમને પેટે હાથ ફેરવે છે. પાન્ડુરાજાને આંખમાંથી હરખનાં આંસુ આવવા લાગ્યા ખાવું. પીવું સર્વે પોતે ભુલી ગયો એણે પોતાનું ચીત્ત પુત્રમાંજ લગાડયું. કુંતાજીના સ્થાનમાંથી ઇશ્વર ઇચ્છાએ દુધ ભરાઈ આવ્યું તેથી કુંતાજી વારંવાર પુત્રોને ધવડાવવા લાગ્યાં તેમજ નવરાવવા લાગ્યાં અને હેતથી રમાડવા જમાડવા લાગ્યાં. પાન્ડુ રાજા પુત્રોનો જન્મ થવાથી અને આનંદ ઓછવ થવાથી બ્રાહ્મણોને પુન્ય દાન ઘણુંજ કર્યું. ગાયોનું દાન તથા બ્રાહ્મણોને જમાડવાનું પુરણ શ્રદ્ધાથી શરૂ કર્યું. આ સર્વે વાત બન્યા પછી પાન્ડુ રાજાએ હસ્તીનાપુર પોતાના ભાઈ ધત્રાષ્ટરને તથા વીદુર, ભીષ્મપીતા, વૃદ્ધ અંબીકા સર્વને પુત્ર ઉત્પન્ન થયાની વધામણી તથા અમે વૈજનાથમાં છીએ આ સઘળી બાબતોનો એક પત્ર લખી શેવકને હસ્તીનાપુર મોકલ્યો તે પત્ર શેવકે હસ્તીનાપુરમાં ધત્રાષ્ટરને આપ્યો. શકુની દુર્યોધનનો મામો હસ્તીનાપુરમાં હતો ધત્રાષ્ટરે પોતાની પાસે બોલાવ્યો અને એકાંતમાં તે પત્ર તેને વચાવ્યો. તે વેળા ગાંધારી તથા ધત્રાષ્ટર મનમાં ક્ષોભ પામ્યાં અને તે પત્ર બીજા કોઇને વાંચી સંભળાવ્યો નહી તે કાગળ ફાડી નાંખ્યો. ત્રણે જણે વીચાર્યું કે આગળ થવાનું હશે તે થશે; પણ હાલ તે વાત ગુપ્ત રાખો. ધત્રાષ્ટરે વિચારયું કે આપણે એ પુત્રોને જુઠા ઠરાવીશું પાંડવોનો જન્મ થવાથી ધત્રાષ્ટરની આંખમાં પુરણ ઝેર આવ્યું પણ વિચારતો નથી કે પ્રભુ કેમ રાજી રહેશે ? પાંડવો વનવિશે ઉછરે છે, દીવસે દીવસે મોટા થાય છે, બાળચરીત્ર કરે છે. એમ કરતાં કરતાં બાળકો ઘુંટણીઓથી ચાલવા લાગ્યા. ભીમસેન ઉભો થઇને દોટ મુકવા લાગ્યો.

કુંવરો કાલું કાલું બોલે છે તેથી પાંડુરાજાને ઘણોજ હર્ષ ઉત્પન્ન થાય છે પુત્રોની પાછળ પાછળ ફરે છે અને કહે છે કે મારૂં નસીબ બ્રાહ્મણ તથા ગાયોને પાળવાથીજ શ્રેષ્ટ થયું હશે, કુંતાજી છોકરાઓને નવરાવે છે ને-તાં ભીમસેન તો નાહ્યા સીવાય અડધો કોરો નાસીજાય છે. પોતે સારૂં સારૂં ચોરી ખાય છે અને પુછે તો સાચુ બોલતો નથી. કુંતાજીને રાંધતાં વારલાગી હોય તો કાચું અનાજ ખાવા લાગે એમ રોજ મજામાં ભીમસેન આનંદ કરવા લાગ્યો. પીતાના ભેગા ભોજન કરે છે. એંડવાડ પાડે છે. મુછો તાણે છે. ખંધ ઉપર ચડે છે પણ પાંડુરાજા ઘણોજ આનંદ પામે છે, ઘરમાં ઢોળે ફોડે પણ પાંડુરાજા ખુશી થાય છે કુંતાજી વઢવા જાય તો પાંડુરાજા ઠપકો દેછે કે ખબરદાર છો ગમ્મત કરે, ભીમ કુદે છે, પાંડુરાજાને હડસેલા મારી પાડી નાંખે છે પણ પીતાને ખુશી ઉપજે છે, વળી ભીમસેન છાસમાં ખાંડ તથા દુધમાં મીંઠુ માગે છે. તેથી પીતા તથા માતા આનંદ પામે છે. કુંતાજી ખાવાની ચીજ સર્વે ભાઇઓને વહેંચી આપે તો ભીમસેન વધારે ભાગ માગે ને પોતે એક કોળીયામાં ખાઈ પોતાના ભાઇઓ પાસેથી ઝુંટાવીને ખાઈ જાય ભાઇઓ કહેવા જાય તો ડોળા કાઢી બીવડાવે, કુંતા વઢવા જાય તો ભીમસેન સટ્ટક લઈને નાશી જાય એમ કરતાં કરતાં પાંડુરાજાના પુત્રો પાંચ વરસના થયા એટલે ભણાવવા લાગ્યા. ચાર પુત્રો વિદ્યા ભણે છે અને ભીમસેન નાશી જાય છે એમ કરતાં પુત્રો એકાદશ વરસના થયા એટલે રાજાએ ઉપવિત્ત આપ્યું. છોકરાઓ શટકર્મ કરવા લાગ્યા. તેમજ સંધ્યા, શેવા; પુજા અર્ચન વીગેરે કરવા લાગ્યા. પોતે પરોઢમાં ઉઠી ઈશ્વર સ્તવન કરવા લાગ્યા, મધ્યાને પીતાની જોડે ભોજન કરી સુઈ રહે છે અને પછી જાગ્રત થઈ પાંચ પુત્રો આયુદ્ધ લેઇને વનમાં પોતાને ગમતી રમત રમવા જાય છે. વનમાં ધર્મ સત્યવાદી સુંદીર રેતી એકઠી કરી ગાદી બનાવી ઉપર બેસે છે; મનથી રાજ્યાસન માને છે, શેદેવ છુટા ફરે છે, અરજુનજી બાણ ચડાવી પાંદડા વીંધે છે. નીકુળ પુષ્પનો હાર કરી કોટમાં નાંખી ભાઇઓને પુછે છે કે, હું કેવો દેખાઉંછું ! ભીમ નાનાં વૃક્ષોને બાથ ભીડાવી ખેંચી કાઢવા લાગ્યો તેમજ ઉછાળવા લાગ્યો અને તોફાન કરી મસ્તાનો થઈ મહાલવા લાગ્યો. ભીમ વાઘ, વરૂ, અનેક પ્રકારના જીવજંતુને ઝડપીને ઝાલવા લાગ્યો એ પ્રકારે નીત્ય પાંચ પુત્રો રમત રમે છે. ધત્રાષ્ટરે દુર્યોધનને ગાદી આપી. રાધે દાસી કરણને ઉછેરતી હતી તેને પ્રધાન કર્યો. દુર્યોધનના બનેવી જેદ્રથને કારભારી કરયો, શકુની મામાને મોટો કારભારી કરયો. ભગદત, ભુરીસેવા, સુસરમા

વીગેરે રાજ્ય કારભાર ચલાવે છે, હવે પાંડવ વનમાં ફરે છે ત્યાં પાંડુરાજા લઘુશંકા કરવા મધ્ય રાત્રીને વિશે એક વૃક્ષ નીચે જઈ બેસે; તે વૃક્ષ ઉપર એક ઘુડ પક્ષીનો માળો છે તે ઘુડ પક્ષી ઘુવડ પક્ષણીને કહેવા લાગ્યો કે હે પક્ષણી જે આ રાજાનું કાળજું બાફી તેનું ભક્ષ કરે તેને ત્રીકાળ જ્ઞાન થાય, પાંડુરાજાએ તે વાતને ધ્યાનમાં રાખી વીચાર કરયો કે આ વાત મરતાં વખત પુત્રોને કહીશ. એવું મનમાં દ્રઢ કરીને પોતે સુઈ રહ્યો; એવામાં એક દીવસ પાંચ ભાઈ વન વિશે રમવા ગયા છે. ત્યારે કુંતા ગંગાએ ન્હાવા ગયાં છે. અને માદરી તથા પાંડુ તંબુમાં છે, હવે રાજાનો આયુશ પુરો થવાથી બુદ્ધિ ફરીને કામદેવ ઉત્પન્ન થયો અને તેથી કરીને કામનીનો કર ઝાલ્યો; માદરીએ કહ્યું કે બ્રાહ્મણીનો શ્રાપ થયો છે તેથી તમારૂં મ્રત્યુ થશે અને બાળકો તમારા સીવાય દુઃખી થશે પણ રાજાને મરવાનું હતું તેથી તે વાત તો ભુલીજ ગયો. જોરજુલમથી કામદેવ આપ્યો; ને બ્રાહ્મણીના શ્રાપથી રાજા એકદમ ઉછળી પ્રથવી ઉપર પડી ગયો. માદરી તુરત રોવા લાગી. માદરીના રોવાથી સૈન્ય ભરાયું ને તે સર્વે રોવા લાગ્યાં. આ વાત કુંતાએ સાંભળી તેથી ગંગા ઉપરથી તુરત ઘેર આવ્યાં અને માદરીને ઠપકો આપ્યો કે હું બેન ગણતી હતી પણ તું તો સોક હતી તે તેં તારો ભાવ ભજવ્યો. જો તેં કામદેવ શાંત રાખ્યો હોત તો રાજા જીવત ને મારાં પુત્રો તથા આપણ સુખે રહેત પણ તું મારી ખરેખરી સોક નીકળી એમ કહી કુંતા રડી પડી. માદરી કરગરી કહેવા લાગી કે કુંતાજી તે તો રાજાનો વાંક છે મેં ના કહ્યા છતાં જોર જુલમથી કામદેવ મને આપ્યો. એમ કહી માદરી પણ રડવા લાગી. આ વાત પાંડુ પુત્રો જાણતા નથી. ભીમ રમતાં રમતાં જરા આઘો જઈ એક વાઘને ઉંચકી લાવ્યો અને ભાઇઓને કહેવા લાગ્યો કે તમે મને ખાવાનું નથી આપતા કે, આપણી મા વ્હેંચી આપે છે પછી તમે ખાઈ જાઓછો અને હું માગું છું તો કુંતાને કહીદો છો માટે હવે હું વાઘને કરડાવીશ એમ ધર્મ. અરજુન તથા સઘળા ભાઇઓને ભીમ બીવરાવવા લાગ્યો ચારે ભાઇ દોડે છે અને કહે છે કે હે ભીમભાઈ હવે પછી સઘળું ખાવાનું તમને આપીશું, તોપણ ભીમ માનતો નથી અને ભાઇઓની પાછળ તે વાઘ લેઇને દોડયો. ચારે ભાઈ દોડી તંબુમાં આવી પહોંચ્યા અને સર્વેને રડતાં જોઈ રડવા લાગ્યા ભીમે જાણ્યું કે સર્વે રડે છે તેથી તે વાઘ નાંખી દીધો અને તુરત તંબુમાં આવી રડવા લાગ્યો. ચારે ભાઇઓ પાંડુરાજા પાસે બેઠા છે. ભીમસેન પાંડુને પુછવા લાગ્યો કે હે પીતા કેમ સુઈ રહ્યા છો ! કુંતા કહે સુઈકે

રહ્યા નથી એતો મરવા પડયા છે. ભીમ કહે છો મરવા પડયા તેમને મરવાદો આવું સાંભળી પાંડુરાજાએ હાથ ઉંચો કરયો એટલે ભીમે સર્વને છાનાં રાખ્યાં કે રોશો નહી મારો પીતા કંઈ કહે છે. સઘળાં છાનાં રહ્યાં. પાંડુ બોલ્યા હે પુત્રો બરોબર શ્રવણ કરજો. હું કહું તેમાં લક્ષ રાખજો. મારા મુવા પછી મારૂં કાળજું બાફી તેનું ભક્ષ કરશો તો ત્રીકાળ જ્ઞાની થશો. એટલી મારી આજ્ઞા પાળજો, પુત્રોએ કહ્યું વારૂ પીતાજી, એટલે પાંડુએ દેહ મુકયો, એટલે સરવે રડવા લાગ્યાં. ભીમે પુછ્યું માતાજી આ મડદાને શું કરવું છે, કુંતાએ કહ્યું ચારે જણ ભેગા થઈ મડદુ ઉચકી નદી કીનારે લઈ જાવ ત્યાં એને અગ્નીસંસ્કાર કરો, તે સાંભળી ભીમ એકલો ખાંધ ઉપર ઉપાડી નદી ઉપર લાવ્યો. લાકડાં લાવી ચેહ ખડકી; મડદાને સ્નાન કરાવી ચેહ ઉપર સુવાડયું. ભીમે કાળજું કાઢી લેઈ એક ડોવલામાં ઘાલ્યું. તે કાળજાને કાચું ખાવું તો અભક્ષા ભક્ષ થાય માટે બાફીને વાસના લેવી એ ઠીક છે એમ જાણી કાળજાને બાફવા મુકયું, હવે માદરી કહે કે હું બળીમરૂંછું; કુંતાજી કહે કે મને બળવા દો ભીમ કહે કે વઢશો નહી તમને બંનેને ઉપાડી અંદર નાંખુંછું. કુંતાજીએ બળવાનો નિશ્ચય કરયો તેથી ધર્મ તથા અરજુન માતાને બાઝી પડયા તે જોઈ માદરી બોલી હે કુંતાજી જો તમે બળી મરશો તો આ પુત્રો દુઃખ પામશે માટે મારા પાપથી રાજા મરણ પામ્યા છે માટે મને પતી સાથે બળી મરવાદો, એમ કહી માદરી ચીતામાં પેઠી, પોતાના પતીનું મુસ્તક ખોળામાં લીધું; એટલે ધર્મે અગ્ની મુકયો, અગ્ની ચોત્રફ સળગ્યો એટલે પેલું કાળજુ બાફવા મુકયું હતું તે બફાવા લાગ્યું, કૃષ્ણ પ્રભુએ વિચારયું કે કાળજું બફાશે ને કોઈ વાસના લેશે અને ત્રીકાળજ્ઞાની થશે તો મારો કોઈ ભાવ પુછનાર નથી; માટે પોતે એકદમ તે કાળજાને અગ્નીમાં પાડી નાંખવા અને કોઇને ભક્ષણ ન કરવા દેવાના ઇરાદાથી પોતે બ્રાહ્મણનું રૂપ લેઇ ત્યાં આવી પહોંચ્યા. પોતે ધોળી પાઘડી બાંધેલી છે, લાકડી ઝાલેલી છે, લેલાટે ભસ્મ ચોળેલી છે, તુમડુ પકડેલું છે, ઘરડું રૂપ લીધેલું છે, શરીરના હાડપીંજર બહાર નીકળ્યાં છે, કેહેડચોમાંથી વાંકા વળેલા છે. નાશીકામાંથી પાંણી ચુએ છે, એવું રૂપ ધારણ કરી ઓ મારા પાંડુરાય જજમાન એમ બુમ પાડી જ્યાં ચીતા બળે છે તેની સામી તીર કીનારે ઉભા રહ્યા, તે બુમ કુંતાએ સાંભળી; અને પુત્રોને કહ્યું કે બેટા પેલે કીનારે કોઈ બ્રાહ્મણ છે તે તમારા પીતાનું નામ દેઈ બુમ પાડે છે એને ઉભું રહેવાતું નથી માટે ચાલો તેને તેડી લાવીએ એ પ્રમાણે ચાર પુત્રો ને માતા તે બ્રાહ્મણને તેડવા ગયાં, ત્યાં

બ્રાહ્મણુ પાસે જઈ પુછવા લાગ્યાં કે હે માહારાજ તમે કેમ રડોછો ત્યારે પ્રભુ બોલ્યા ભાઇ મારા કરમને રડુંછું. મારો મીત્ર પાંડુરાજા હતો તે મારાથી છુટો પડયો છે અને હું તેને સોધુંછું પણ તે મળતો નથી. આ સાંભળી કુંતા બોલ્યાં હે માહારાજ જેને તમે સોધોછો અને જેની સાથે તમારો સ્નેહ છે તે પાંડુરાજાની તો ચેહ બળે છે તે સાંભળી પ્રભુ ખુબ રોવા લાગ્યા; પછી શાંત પમાડી પ્રભુને, કુંતાજી તથા પુત્ર પાંડુની ચેહ બળતી હતી ત્યાં લાવ્યાં. પછી પ્રભુએ પુછયું આ પુત્રો કોના છે ત્યારે કુંતાએ કહ્યું તે પાંડુના છે, પ્રભુએ પુછયું કે તેને તો વાંઝીયાનો શ્રાપ હતો, ત્યારે કુંતાએ કહ્યું ના માહારાજ દુરવાસા મુનીના મંત્રોવડે કરીને મેં પાંચ પુત્ર ઉત્પન્ન કરયા; અને માદરી પાંડુરાજાની સાથે બળી મુઇ. પ્રભુએ કહ્યું તે તો ઠીક પણ મને તો મારા મીત્ર વીના ગમતું નથી માટે મને પણ અગ્નીમાં બળવાદો, કુંતા કહે છે કે ના માહારાજ અમે તમને પાળીશું પણ તમે અગ્નીમાં પડો તેથી અમને બ્રહ્મહત્યા લાગે માટે તેમ ન કરો, તો પણ પ્રભુ જોરથી ચેહેમાં પડવા જાય છે. પુત્ર તથા કુંતા ઝાલી રાખે છે; પણ પ્રભુ માનતા નથી. ભીમે કહ્યું શું છે માતા! કુંતા કહે કે આ માહારાજ તારા પીતાના સ્નેહી છે ને ચેહમાં બળી મરવાનું કરે છે; ભીમે કહ્યું ભલે હુંજ ઉચકીને નાંખી દેઉં એવું સાંભળી પ્રભુને બીક લાગી કે રખેને અંદર નાંખી દે. એમ રકઝક કરતાં કરતાં ભીમ જરા આઘો ખસ્યો એટલે પ્રભુએ લાગ તાકયો, ને તુરત દોટ મુકી પોતાની પાસે લાકડી હતી તેને હાથમાં મજબુત પકડી તે ડોવલી ઉપર લાકડી મારી તેથી ડોવલી ફુટી ગઇ અને તે કાળજું અગ્નીમાં પડી ગયું. શેહદેવે જાણ્યું કે બાપનું વચન જશે માટે લાવ્ય હું જઇને તે કાળજું કાઢી લઉં. એવું જાણી દોટ મુકી અગ્નીની અંદર હાથ ઘાલી તે કાળજું કાઢી લીધું અને હાથમાં લઈ શેહદેવ નાઠો, એટલે પ્રભુ તેની પાછળ નાઠા, શેહદેવ નાઠો જાય છે, પ્રભુ તેની પાછળ દોડયા જાય છે. શેહદેવે તે બાફેલા કાળજાની વાસના પહેલી વાર લીધી તેથી સ્વર્ગનું ભાન થયું, બીજી વાસના લીધી ત્યારે પ્રથવીનું જ્ઞાન થઈ પ્રભુને ઓળખ્યા, ત્રીજી વાસનાએ પાતાળની બીના જાણી લીધી આ પ્રકારે ત્રીકાળ જ્ઞાની થયો, પ્રભુને ઓળખ્યા તેથી શેહદેવે કહ્યું ઓ દીનબંધુ મારા ગરીબ ઉપર આનો જુલમ આપને શા માટે કરવો પડયો. ભગવાન કહે કે આપણ બે એક રૂપ થયા, અમારામાં ને તમારામાં ફેર ન રહ્યો; માટે હું તમારી પાસે એક વરદાન માગુંછું તે આપો શેહદેવ કહે ભલે માહારાજા, જેવું આપવું તેવું લેવું એતો જગતનો વ્હેવાર

છે. પ્રભુ કહે મારૂં વેણ છે પણ તમારૂં વેણ મને આપો એમ કહી સામા સામી વચન આપ્યાં, પછી પ્રભુએ શેહદેવને કહ્યું કે તમે માગી લ્યો શેહદેવે કહ્યું એ જુગદાધાર તમે પહેલું માગો પછીથી હું માગું પ્રભુ કહે કે ત્રીકાળ જ્ઞાની થયા છો પણ કોઇના પુછયા વિના વાત કહેવી નહી, પાંચ ભાઇઓ જતા હો ત્યાં તમારે સાથે જવું અને કદાચ કુવામાં પડતા હોય તો પડવા ને દેવા જોડે તમારે પડવું પણ તેમના પુછયા વિના તમારે વાત કરવી નહી. પછી શેહદેવે કહ્યું વારૂં માહારાજ, પણ અમારા પાંચમાંથી કોઈ મરે તો જોડે તમારે પણ મરવું આ સાંભળી પ્રભુ બોલ્યા મારૂં બોલવું મારે શીર પડયું શેહદેવ કહે તમારે પાલવે તો વચન પાળો નહીતો હું ને તમે બન્ને પોત પોતાને ઘેર જઇએ, પ્રભુ કહે કે વચન તો પાળ્યા વિના ચાલેજ નહી એમ આનંદ કરી વચન આપી પ્રભુ અંતરધાન થઈ ગયા; ભીમ લાકડાં લેઈ પાછો આવ્યો તો ડોચલી દેખી નહી તેથી ભાઇઓને પુછયું કે ડોચલી કયાં છે! ભાઇઓએ કહ્યું પેલા ઘરડા બ્રાહ્મણે ફોડી નાંખી ભીમે કહ્યું કાળજું અગ્નીમાં બળી ગયું હશે અને તાતનું વચન નિષ્ફળ જશે એમ શોક કરતો જોઈ અરજુને કહ્યું કે શેહદેવે કાળજું કાઢી લેઈ ઉનું ઉનું હાથમાં તે કાળજાને ઉછાળતો શેહદેવ દોડયો ગયો છે ને પેલો બ્રાહ્મણ તેની કેડે પડયો છે તે સાંભળી ભીમ ચેહમાંથી બળતું લાકડું ઉચકી શેહદેવની પાછળ પ્રભુ ગયા હતા ત્યાં આવી પહોંચ્યો. ભીમે શેહદેવને પુછયું કે પેલો બ્રાહ્મણ કયાં છે જોશી કહે કોણ જાણે કયાં ગયો હશે; ભીમે પુછયું અલ્યા બાપનું વચન પાળ્યું કે કાળજું અગ્નીમાં બાળી મેલ્યું, શેહદેવ કહે કે ગભરાશો નહી તાતનું વચન પાળ્યુ છે, ભીમ કહે કે ત્યારે તું ત્રીકાળ જ્ઞાની થયો હોઇશ, શેહદેવ કહે કે નાભાઈ એ તો પીતાજી મરતી વખત બે સુદ્ધીમાં કહેતા ગયા છે, તે વાત સત્ય નથી, પીતાજીની મરતી વખત બુદ્ધી બગડી તેથી તેવું ખોટું ગપ્પું મારયું હશે, એમ વાતો કરતા કરતા બંન્ને ભાઈ જ્યાં ચેહ બળતી હતી ત્યાં પોતાની માતા પાસે તથા ભાઇઓ પાસે શેહદેવ તથા ભીમ બંન્ને ભાઈ આવી પહોંચ્યા, પાંડુરાજાનો દેહ અગ્નીથી બળી ભસ્મ થઈ ગયો તેના ભસ્મ ભીમસેને નદીમાં વ્હેવરાવી નાંખ્યો, પછી સઘળાં ભાઇઓ તથા માતા સહીત સ્નાન કરયું. પછી રૂદન કરતાં કરતાં તંબુએ આવ્યાં, કુંતાજી ઘણું રડે છે કે મારા પુત્રોની શી વલે થશે, ધર્મ કહે છે કે માતાજી ઇશ્વર સૌનુ પાલણ કરશે, રડશો નહી, એમ કરતાં કરતાં સયન કરયું; ત્યાર પછી મધ્ય રાત્રીએ અગ્ની દેવતા પધારયા અને આખું સૈન્ય બાળી મુકયું ફકત એક

રથ અને ચાર ઘોડા રહયા, તે સીવાય સઘળું બાળીને ભસ્મ કરયું, વ્હાણું વાયું ને દીવસ ઉગ્યો ત્યારે કુંતાજીએ પોતાને લેલાટે હાથ મુકયો અને અતીશય રૂદન કરવા લાગ્યાં કે રાજા ગુજરી ગયા તેની પાછળ સૈન્ય તથા સઘળી સાહીત પણ લેતા ગયા; અરે દૈવ હવે તું શું કરવા બેઠો છે ? મારૂં તથા પુત્રાનું શું થશે ! મને તું મારી નાંખ જીવની શા માટે રાખે છે ? આ પ્રકારે ચોધારે આંસુની ધાર કુંતાજીની આંખોમાંથી વ્હેવા લાગી તે જોઈ ભીમ માતા પાસે આવ્યો અને કહ્યું કે માતાજી તમે પહેલાં કહેતાં હતા કે બેટા આપણે તો રાજ્ય છે, મોટી ગાદી છે. ઘણા દેશો છે. તે સીવાય અનેક પ્રકારનાં સાહીત્ય આપણે ઘેર છે. તે કયાં છે ? ચાલો આપણે સઘળાં આપણા ઘેર જઇએ, કુંતાજી કહે છે. તેનો ઠીક છે. પણ તારા પીતા પહેલેથી ત્યાં કાગળ લખી બેઠા છે, કે અમારે પાંચ મંત્ર પુત્ર થયા છે અને આનદ થયો છે. તે ઘણું ખોટું કરયું છે, કારણ કે ધત્રાષ્ટર આંધળાને સો પુત્રા છે. તેમને ગાદી મળી હશે અને આપણે અહીં રહ્યાં માટે દુઃખી થઇશું જો તારા પીતા જીવતા હોતનો તમને ગાદી મળત પણ હવે આપણી પક્ષે કોણ ચડે બેટાઓ ઇશ્વર સીવાય આપણી વારે કોઈ ચડનાર નથી. ધર્મ તથા ભીમ કુંતાજીને છાનાં રાખે છે કે માતાજી ચાલો આપણે ઘેર જઇએ ત્યાં ઇશ્વર આરાધન કરીશું ગંગામાં ન્હાઇશું અને સુખેથી રહીશું. કુતાજી ઘણાજ દીલગીર છે, તેથી ભીમ કહે છે. માતા કેમ દીલગીર છો ? અમારા જીવતા તમને આટલી દીલગીરી શી ? જે દુઃખ હોય તે કહો, બીલકુલ અમારી ચીંતા કરશો નહી કુંતા કહે બેટા તારા કાકા, કાકીઓ, દાદા સરવે હસ્તીનાપુર છે, પણ મને લાગે છે, કે ધત્રાષ્ટરનો દીકરો દુર્યોધન મર્વનાથી મોટો છે, તેન આંધળાએ ગાદી આપી હશે. સઘળા દેશો તારા પીતાએ જીત્યા હતા, અને આપણે નાત બહાર હતાં તે સઘળું દુઃખ તારા પીતાએ નાશ કરયું અને જગમાં જય વરતાવ્યો. ભીમ કહે ચાલો માતાજી વાર ન કરો વખત જાય છે આપણે હવે હસ્તીનાપુર જરૂર ચાલો, કુંતાજી કહે વારૂ બેટા ચાલો તમે સઘળા પરવારી લ્યો અને રથને જોડી તૈયાર કરો. અરજુન રથ જોડવા તૈયાર થયો અને ચાર ભાઈ તથા માતા રથમાં બેઠાં કુંતાજી ભીમને કહે છે કે બેટા, તું ઘણું તોફાન કરે છે; અને મસ્તાનો થઈ ધુમે છે, તરા મનનું ધાર્યું કરે છે તેથી હું ઉદાશી છું ભીમ કહે કાંઈ નહી, માતાજી હું ત્યાં તો ગરીબ થઇને બેસી રહીશ ને જે કહેશો તે કરીશ, કુંતા કહે બેટા આવ્ય રથમાં બેશ ભીમ કહે ના માતા, ઘોડા મરી જાય ને રથ ભાગી જાય, કુંતા કહે બેટા તું

ચાલે ને હું બેસું એ સારૂ કહેવાય ? ભીમ કહે માતાજી મને બેઠા રહેવાથી પ-
ગ અકળાઇ જાય માટે જેમ ચાલવામાં આવે તેમજ મને આનંદ થાય છે, એમ
કરતાં કરતાં હસ્તીનાપુર ચાલ્યા થોડેક છેટે આવ્યા પછી પુત્રોને કહે છે કે બે-
ટાઓ આપણી સઘળી મીલકતનો ભોગહારી દુર્યોધન થયો હશે તે મને ઘણી
ચીંતા છે, ધર્મરાજા કુંતાજીને કહે છે કે માતાજી દેહ બંધાય છે તેની સાથેજ
પ્રારબ્ધ બંધાએલું છે અને પ્રારબ્ધમાં લક્ષ્મી, ધન, પુત્રાદી જે લખ્યું હોય તે
પ્રમાણે થાય છે માટે દુઃખ પડવાથી શોક કરવો ને સુખ થવાથી આનંદ પામ-
વો તે તમને યોગ્ય નથી, માતા બુદ્ધી કર્માનુસારીણી માટે કર્મ પ્રમાણે બુદ્ધી
ચાલે છે, મારા પીતાજીને શ્રાપ લાગ્યો, જાત્રાએ આવ્યા; આપણને દુઃખ પડ્યું તે
કર્મના આધારે પડ્યું તે રૂદન કરવાથી મીથ્યા થવાનું નથી, માટે હરી ભજન
કરવું એ ઉત્તમ છે એમ ઘણું જ્ઞાન આપી માતાજીને શાંતી આપી. ત્યાર પ-
છી હસ્તીનાપુર નજીક આવવા લાગ્યું, હસ્તીનાપુરથી યુમના નદી ચાર ગાઉને
છેટે હતી ત્યાં પાંચ ભાઈ તથા કુંતાજી આવી પહોંચ્યા વ્હાણું વાયું એટલે ર-
થને છોડયો, ધર્મ કહે માતાજી ચાલો સ્નાન કરીએ, અને હરીકીરતન કર્યા પછી
નગ્રમાં પ્રવેશ કરીએ, કુંતા કહે ચાલો સ્નાન કરીએ એમ કહી માતા તથા ભા-
ઇઓ સઘળાએ સ્નાન કરયું. પછી ત્રણ ભાઈ ને ચોથી માતા માળા ગ્રહી બેઠાં
ને ધરમરાજા ઠાકોર સેવા કરવા લાગ્યા તે સેવા કરતાં ધરમરાજા બોલ્યા અરે
માતાજી આજ માહારા ઠાકોર પુષ્પ વિના રહે છે તે ઠીક નહી. ત્યારે કુંતાએ
શેંદવને કહ્યું બેટા પેલી સામી દેખાય તે વાડીમાંથી પુષ્પ લાવ કોઈ પુછે તો ક-
હેજે કે હું પાંડુ રાજાનો પુત્ર છું એમ કહીશ એટલે તને પુષ્પ આપશે. શેહેદેવ
કહે માતા તે તો ઠીક છે પણ મારી માળા અધુરી છે. તેથી પેલા ભીમને કહો,
જુઓ એ જમુનામાં તરે છે ફરે છે ને તોફાન કરે છે તેથી તેને મોકલો ત્યારે
કુંતાએ ધાટો કાઢી ભીમને બોલાવ્યો તેથી ભીમ જમુનાની મહીથી માતા પાસે
આવ્યો, એટલે કુંતાએ કહ્યું જા બેટા પેલી સામી દેખાય તે વાડી તારા બાપ-
ની છે ત્યાં જઈ માળીને કહેજે કે ભાઈ હું પાંડુ રાજાનો પુત્ર છું મને દેવ સેવા
માટે ચપટી ફુલ આપ, એટલે તે આપશે ભીમ કહે અરે માતા હું તો કાંઇ જતો
નથી આ ભાઇઓમાંથી ગમે તેને મોકલો, તવ કુંતા કહે એતો માળા કરે છે
ને તુતો નવરો કુદે છે ભીમ કહે નારે માતા હુંતો જળમાં ધ્યાન ધરૂંછું, ત્યારે
કુંતા કહે ખોટાં બાહાના મુકી દે ને જા લઈ આવ. જો એ વાડીમાં ઘણી ઘણી
જાતનાં ફળ હશે પણ તું લઈશ નહી. તવ ભીમે વિચાર કરયો કે ચાલો ત્યાં

મેવા ખાવાની મઝા પડશે, એમ સમજી તઈઆર થયો એટલે કુંતાએ કહ્યું જો બેટા એકે ફળ હાથે તોડે તો તને મારા સોગન છે તવ ભીમ કહે સારૂ મા, એમ કહી એક બીજું વસ્ત્ર પાસે રાખી ભીમ બાગ તરફ ચાલ્યો, ભીમસેનનું ચીત્ત ફળમાં છે અને પ્રીતી ફુલમાં છે તેથી આનંદ પામતો બાગ પાસે આવી પહોંચ્યો. બાગની ચોતરફ કોટ અને કાંગ્રા છે તેથી ભીમસેને દરવાજો ખોળ્યો પણ જડયો નહી; ભીમે જાણ્યું દરવાજો ઘણો દુર હશે માટે ચાલ કોટ કુદું એમ કહી તુરત કોટ કુદી બાગમાં પડયો. ચારે દીસાએ બાગ જોયો તો દસભાર વનસ્પતીથી ભરપુર ભરેલો અને ફળ, ફુલ ઇત્યાદી વસ્તુ અથાગ ભરેલી જોઈ ભીમસેન આનંદ પામ્યો. કેવાં કેવાં સુંદીર ઝાડો ભીમસેન જુવે છે. કેવડો, કમળ, કેતકી, કુસુમ, જાઈ, જુઈ, ચંબેલી, મોઘરો, મરેઠી, આક, અરેઠી, બોરસલી, પડવેલી, સોભાગસુંદરી, સુરજવંશી, ચંપક, ચાંપાનેચંપો, બટમોઘરો, વેલ, મોઘરો. કાંટા, શળી. વિશંપો, ગુલાબ, ચંપો ગુલદાવડી, ગુલબાસ, ગોટાહજારી, પારમ, ધોળીઓ, જાસુદ, શાળી. કરેણો, હાતરો, બ્યારી, એ પ્રકારે ઘણાં વૃક્ષો ચોરૂ, ચારોળી, ચંદન, ચંપુ, અંક, વેલ, વાલોળ, વૈલશડો, આશાળ, આંબા, આંબળાં, આંબલી, ચરણી, અગથીઓ, અનાર, પીંપળા, પીંપળી, પારસજાંબુ, બપૈયા, શીમળા, શેતુરા શીફળી, ફોફળી, ઝાડ, તાડી, ખજુર, ખજુરી સેકટી, સીમટી, સેલડી, અનુસડી, કમ્રખી, પપનસ, ફનસ, મીઠાંલીબુ, નારંગી, જમરૂખ, આળુ, અંજીર, બદામ, કેરી, કેળાં, દ્રાક્ષ, અખોડ, ગેરાલી, એ પ્રમાણે ઘણાં ઝાડ, ફળ ફુલ ઇત્યાદી દસ ભાર વનસ્પતી ખીલેલી જોઇ ભીમના મોમાં પાણી ભરાઇ આવ્યું. પણ માતાએ ના પાડી છે કે તારા હાથથી તોડીને ખાવાં નહી એમ સોગન દીધા છે માટે કેમ કરવું. એમ વીચારતાં જણાયું કે ફીકર નહી બે ચાર ઝાડ ભેગા કરી હલાવીશું એટલે ફળ નીચે ગરી પડશે એ ફળો ખાવાથી બાધ નથી, એમ સમજી ભીમસેને ઝાડોને બાથ ભીડાવી એકઠાં કરયાં અને હલાવ્યાં તો તુરત ફળોનો ઢગલો થયો તે ફળ ખાય છે, રમે છે, ઘુમે છે, અને કોઇની બીક રાખ્યા સીવાય મસ્તાનો થઇ મ્હાલે છે, તે બાગના દરવાજા ઉપર એક માળી ચોકી કરે છે. તેણે કડાકા સાંભળ્યા અને તે કડાકાં સાંભળી પેટમાં ફાળ પડી. તે માળી મેહેલમાંથી અગાશીમાં બહાર જોવા આવ્યો, તો બાગમાં ભીમની પુંઠ દેખી. માળી ગાળો દેવા લાગ્યો કે હરામખોર મફતના ફળ ખાય છે. મોટો ઉંટ જેવો મુઓ છું એક હાથીનાથી વધારે શરીર ચાલ્યું છે. તે મરવાનો થયોછું કે કેમ! તારૂં આવી બન્યું હોય એમ મને

લાગે છે. ભીમે તુરત પાછળ જોયું તો માળીને ગાળો દેતો ધાબા ઉપર દીઠો ભીમે જાણ્યું જે આજ ગાળો ખાઇને પેહેલવેહેલા ગામમાં જઇશુ તો આખો જનમારો ગાળો ખાધામાં જશે માટે લાવ્ય માળીનો માતાને ભોગ આપું, એમ અંતરનો અરથ લેઇ એક છલંગ મારી ધાબામાં પડયો, ધાબુ ધમ ધમવા લાગ્યું તો બચારો માળી શા હીસાબમાં. માળીએ જાંણ્યું કે એ બાપ? આનો ભોગ મળ્યા. હાથ બાપલીયા હવે કયાં જાઉં ને શું કરૂં ભીમ કહે હાં? બેટમજી પહેલા ગાળા દેતાં વીચાર ન કર્યો હવે શું કરશો એમ કહી ભીમે ગરદન પકડી બગલમાં ઘાલ્યો ને કહ્યું કે એ ગામ દેવ્યા તું માહારો રોગ દોગ કાહાડજે ને આ માળીનો ભોગ આપુ તે લેજે એમ કહી માળીને દબાવ્યો એટલે માળી મરણ પામ્યો પછી ભીમ ધાબામાંથી મેહેલમાં ગયો ને ત્યાંથી એક દોરડું લાવ્યો ને માળીના પગ બાંધ્યા, ને દરવાજામાં વચ્ચોવચ ઉંધે માંથે ટાંગી દીધો, પછી ભીમસેન બાગમાં ફરવા લાગ્યો. ઝાડો એકઠાં કરે છે. ને ફળો ખાય છે. અને મસ્તાન થઇને મ્હાલે છે એવામાં માળીની છોકરી ભાતુ લઇને આવી. તે છોકરી જેવા દરવાજામાં પેસવા જાય છે તેવીજ પોતાના પીતાને મરેલો ટાંગેલો દીઠો. તેથી તેણે કારમી ચીસ પાડી અને ભાતું ત્યાં મુકી રોવા લાગી કે અરે દૈવ આશો કોપ કરયો મારા પીતાને કોણે મારયા હશે? એમ અતીશય છાતી ફાટ રોવા લાગી એમ રોતાં રોતાં ભીમસેનની પુંઠ દેખી. ભીમને જોઇને તે છોકરી નાઠી અને એકાએક દોડી અને દુર્યોધન જ્યાં બેઠા હતો ત્યાં દરબારમાં આવી પહોંચી ચોધારે આંસુ વહે જાય છે, શીશ કુટે છે અને વીલાપ કરે છે. આવું દુઃખદાયક સાંભળી છત્રપતી દુર્યોધન પુછવા લાગ્યો કેમ છોકરી શા માટે રૂદન કરે છ! ત્યાર છોકરી બોલી એક મહા મસ્તાન પુરૂષ આપણા બાગમાં પેઠો છે. સર્વે ઝાડ ભાંગી નાંખી ફળો ખાઈ ગયો છે, અન મારા પીતાજીને મારી નાંખીને દરવાજાની વચ્ચો વચ્ચ ઉંધે મુસ્તકે ટાંગ્યો છે. આવું સાંભળી દુર્યોધન એકદમ સો મલ મોકલ્યા. તે મલ્લો ક્રોધ કરી બાગ તરફ ચાલ્યા ભીમભાઈએ તો પેટપુર ફળો ખાધાં. ત્યાર પછી મલ્લોને છેટેથી દેખ્યા એટલે ભીમે જાણ્યું આવવા દો તેમની હોંશ મારે પુરી કરવી જોઇએ. એમ કહી ફળો ખાવાનાં પડતાં મુકી ઝાડનો જથ્થો હતો તેની વચમાં નીરાંતે ઉંધો સુઈ રહ્યા. મલ્લો હથીયારો સહીત દોડતા સુસવાટા બંધ આવ્યા. તેમાં દસ જણા દરવાજામાં ઉભા રહ્યા ને નેવું જણા અંદર ભીમને શોધી કાઢવા પેઠા. મલ્લો ભીમની શોધ કરે છે. પણ ભીમ જડતો નથી પછી મલ્લોને ચાર ઘડી ભટકવા દેઈ જાણ્યા જે-

ઇને પોતે પોતાનાં નસકોરાં બોલાવવા લાગ્યો. એટલે મલ્લોએ ચોરને દીઠો અને સવળાઓએ સોર બકોર કર્યો. તુરત ભીમસેનને સુતો ઘેરી લીધો; તોપણ વાયુ પુત્ર સુઈ રહ્યો છે. મલ્લોએ પુછયું અલ્યા તારૂં ગામ કીયું, તારૂં નામ શું તારા માતા પીતા કયાં રહે છે અને અહી શા માટે આવ્યો છે ! આવાં અભીમાનનાં વચન સાંભળી ભીમે કહ્યું અલ્યા ઝાઝું બોલ્યામાં સાર નથી, અમે સૌના રાજા ધીરાજા છીએ; મલ્લોએ કહ્યું દુર્યોધનનો બાગ ભાગ્યો ત્યારથી તારૂં આવી બન્યુ છે, ભીમ કહે તમારા વાંકા દહાડા આવ્યા છે, મલ્લ કહે ચાલ દુર્યોધન તેડાવે છે, ભીમ કહે જાઓ દુર્યોધનને કહો કે ભીમસેન ભાઈ તેડાવે છે, મલ્લોએ કહ્યું તારૂં કરમ ફુટયું જાણજે હવે તું ઉઠે છે કે નહી, ભીમ કહે ના, ત્યારે મલ્લો ભીમસેનના ઉપર ચઢીને કુદવાનો વીચાર કરયો, મલ્લો સઘળા ઉપર ચડયા ને કુદવા લાગ્યા; ભીમે જાણ્યું થાક ઉતરે છે છો રાંડનાં કુદે, ભીમે કહ્યું તમારા બાપના સોગન છે તમારાથી ફાવે તેટલું કુદો, મલ્લોએ ભીમને ખુબ ગદડયો, ભીમે કહ્યું શરીર ખુંદયું થાક. ઉતરયો પણ મારી ગરદન ખુંદવાની બાકી રહી છે આ સાંભળી મલ્લાને રીશ ચઢી કે આપણો હીસાબ તો ગણતોજ નથી ને શરીર ગદડાવી ગુલામ બનાવ્યા, એમ સમજી એક મલ્લે ભીમના મુસ્તક ઉપર લાકડી મારી; એટલે ભીમસેન ક્રોધાતુર થયો ને પાસુ મરડી એકદમ બેઠો થઇને બાગના કુવા ઉપર જઇને ઉભો રહ્યો; સઘળા મલ્લો ભીમને મારવા સારૂ દોડયા મલ્લો ભીમનું બળ જોઈ ખમચાયા અને ભીમને કહેવા લાગ્યા કે અલ્યા તને કોઇ મારનાર નથી, દંડનાર નથી ફક્ત રાજાની સભામાં અમારી સાથે ચાલ, મલ્લોએ ભીમને એ પ્રમાણે કહ્યું. ભીમ કહે ભલે મને લઈ જાઓ. સરવે જાણ્યું કે જો ઝાલવા સારૂ કુઆ ઉપર જઇશું તો કપટ કરી કુવામાં નાખી દેશે તો મરી જઇશું. અને સરવે જણાના પ્રાણ જશે આવો વીચાર કરી મલ્લો ભીમના સામું ટગર ટગર જોયાં કરે છે. મલ્લોએ એક બીજાને કહ્યું જો પાછા જઇએ તો દુર્યોધનને શું મોં બતાવશું માટે ચાલો થનાર હશે તે થશે. એમ કહી ભીમની પાસે આવ્યા. ભીમ કહે લાવો દોરડું ને મને બાંધીને લેઈ જાઓ. સઘળા મલ્લ દોરડું લાવ્યા અને ભીમને કહ્યું કે હવે લાવ્ય તારા હાથ અમોને બાંધવા દે ત્યારે ભીમે લાંબા હાથ કરયા. મલ્લ લોકો ભીમની સનમુખ ઉભેલા તેથી ભીમે લાંબા હાથ કરી સરવે મલ્લોને બાથ ભીડાવી ઉંચા કરી હીલોળીને કુઆમાં નાંખી દીધા. તે સોએ મલમાંથી એક મલ બાથમાંથી નાઠો અને નવાણું કુઆમાં પડેલામાંથી કેટલાક કુઆનો ઇટિયો ઝાલી

કુઆ બહાર નીકળવા લાગ્યા ભીમે જાણ્યું આતો બધી મહેનત છુટી પડશે, એમ જાણી તુરત દાડયો ને ઝાડો છુટાં પડયાં હતાં તે ઉંચકી લાવી કુવો પુરી નાંખ્યો. મલ્લો સઘળા મરણ પામ્યા. પેલો છટકી ગયેલો મલ્લ દુરીયોધન પાસે જઈ સઘળા મલ્લ મરણ પામ્યાના સમાચાર કહ્યા, દુરીયોધન સાંભળી આશ્ચર્ય પામ્યો. પણ બાગમાં ભીમસેન મલ્લોને મારી નાંખીને ફળોનો તથા ફુલોનો ગાંસડો બાંધી માંથા ઉપર ઉપાડી બાગનો કોટ કુદી બાહાર પડી જ્યાં પોતાના મા ભાઈ છે ત્યાં આવ્યો કુંતાએ ભીમસેનને જોઈ ક્રોધ કીધો. કે તું દીકરો નથી મારો દુશ્મન છે. મેં તને પુષ્પ લાવવાનું કહ્યું હતું તેમાં ફળો લાવ્યો ને ફુલ પણ પુષ્કળ લાવ્યો. ભીમસેન કહે માતાજી મારો વાંક નથી માળીએ આપ્યાં ને હુતો લાવ્યો છું તેમાં મારો શો વાંક. માળીએ ફુલ વધારે આપ્યાં હતાં, માટે હું તે જુમનાજીમાં ફુલો વેરતો વેરતો ચાલ્યો આવુંછું. માતાજીએ ભીમને ગાળો દીધી ભીમે જાણ્યું માળી ગાળો દેતો હતો તેને તો મારી નાંખ્યો પણ હું શું કરૂં આતો મારી મા છે, માટે બોલવું નહી, એમ જાણી ચપટી ફુલ ઠાકોર શેવામાં આપી બાકીના ભોંયપર પાથર્યાં તેમાં પોતે સુઈ રહ્યો ને ફળ છોડી ઢગલો મારયો તેમાંથી ફળ ખાતો જાય છે ને ભાઈઓને કહે છે આજ ગામમાં પેસતાં ફુલમાં સુવાના શુકન છે માટે આવો એમ હસે છે. એવામાં પેલો જીવતો ગયલો મલ્લ દુરીયોધનની પાસે ગયો ને ત્યાંજ સર્વ મલની વાત કરી તવ દુરીયોધને એક હજાર મલ્લને બોલાવ્યા. તે મલ્લ એવા કે એક ટંકે મણ દૂધ પીનારા અને ઘણા બળવાળા હતા. તેમને આજ્ઞા કરી કે બાગના ભાગનાર માળીને મારનાર છે તેને અવળે હાથે બાંધીને લાવો, તવ તે મલ્લો દોટા દટ કરતા બાગમાં ગયા તેમાં સો મલ્લ દરવાજે ઉભા રહ્યા અને નવસેં મલ્લ ભીમને શોધવા સારૂ બાગમાં પેઠા. સઘળા દરેક જગ્યાએ ફરી વળ્યા પણ ભીમને જોયો નહીં. ત્યારે ભીમ કોટ ઉપરથી કુદયો હતો તે પગલું મલ્લાએ શોધી કહાડયું અને પગલે પગલે હજાર મલ્લ ભીમને શોધતા શોધતા ચાલ્યા. રસ્તામાં ભીમસેને ફુલો વેરયાં હતાં તે જોઈ મલ્લો ઘણા ક્રોધે ભરયા આવે છે તેમના પગના ધબડકા સાંભળી ભીમે મલ્લોને આવતા જાણ્યા કે ભીમ તુરત જુમનામાં જઈને ન્હાવા પડયો; અને ડોકુ બાહાર રાખ્યું ભીમે વિચારયું કે મને માતા ગાળો દેતાં હતાં માટે છો મલ્લ જરા બીવરાવે એટલે પાંસરા થશે. એવામાં મલ્લ આવી પહોંચ્યા તો ત્યાં મુદ્દા માલ ફળો તથા ફુલો દીઠામાં આવ્યાં. મલ્લોએ ફુલ તથા ફળ જોઈ મલ્લોએ જાણ્યું કે આ પાંચ ચોર છે, સઘળા મ-

લ્લોએ પાંચ જણને માર મારવા માંડયો ને કહે છે કે તમે અમારા ચોર છો, નહી તો અમારો ચોર બતાવો પણ ધર્મ તથા કુંતા બતાવતાં નથી કારણ કે બતાવીશું તો ભીમને મારશે. પાંચ ભાઈ માતાને મલ્લો મારવા લાગ્યા. તે જોઈ ભીમે દયા જાણી કે હવે ગાળોનું સાટું વળ્યું. પછી ભીમ તાડકો કરી દોટ મુકી એક ડુંગર હતો ત્યાં તેના ઉપર ચડી મુછો મરડીને ઉભો રહ્યો અને સઘળા મલ્લોને કહ્યું કે તમારો બાપ આ રહ્યો, અહીં આવો ફળ ખાનાર, ફુલ તોડનાર, મલ્લ મારનાર, બાળીને ઉંધે મસ્તકે ટાંગનાર આ રહ્યા એટલે મલ્લોએ ભીમને જોયો પછી પાંચ ભાઈ તથા માતાની પાસે પાંચ મલ્લ ઉભા રહ્યા અને બાકીના સઘળા મલ્લ ભીમની સાથે યુદ્ધ કરવા ગયા ભીમની પાસે હથીયાર ન હોવાથી ડુંગર ઉપર જઈને ઉભા રહ્યા છે, મલ્લો ભીમ પાસે આવ્યા અને ભીમને કહે કે બચ્ચાજી આવી બન્યું હેઠા ઉતરો નહી તો મારી નાંખીશું. ભીમ કહે બાપાજી કહો અમે તો ઉતરવાના નથી. તમને સઘળાને જમપુરીમાં મોકલી દેઈ પછી તમારા બાપા ઉતરશે. પછી મલ્લોએ કહ્યું હવે આપણે ધ્યાન ધરવી આતો ગાળો દે છે ને અભીમાન કરે છે; માટે મારી નાંખોજ, એમ કહી આયુદ્ધ લીધાં અને પરાક્રમ વડે કરીને સોર બકોર કરવા લાગ્યા. ગુપતી, ગેડી સાંગ, કટારીયાં વીગેરે અનેક પ્રકારનાં હથીયાર ભીમ ઉપર છોડે છે. ભીમ કહે છે કે ઠીક આતો પુષ્પની માફક વૃષ્ટી થાય છે તેથી ભીમ આડો અવળો ખસી આવતાં આયુદ્ધ ચુકાવી દેછે. તેથી સરવે મલ્લ ભીમને મારી મારીને થાકયાં, એમ કરતાં કરતાં ભીમ ક્રોધે ચડીયો અને સો બસેના ટોળામાં એકદમ પડીયો; પડતામાં પચાસ સોનો કચ્ચર ઘાણ થઈ ગયો. પછી જેના ચરણ હાથમાં આવે તેના ચરણ ઝાલી મુસ્તક ઉપર ફેરવી સો પચાસ ને ડુંગર સાથે પછાડે એટલે જમપુરીમાં પહોંચે, કોઇને બાટ્ઠ મારે છે, કોઇને મુસ્તકના વાળ ઝાલીને પર્વત સાથે અથડાવી મારી નાંખે છે. એમ માહા બળીયો ભીમસેન યુદ્ધ કરવા લાગ્યો. એમ યુદ્ધ કરતાં કરતાં સર્વ મલ્લોને મારી નાંખ્યાં. પેલા પાંચ મલ્લો પાંચને બાંધીને ઉભા રહ્યા હતા તેને કુંતાએ કેહેલું કે હું દુરીયોધનની કાકી થાઉ તે મલ્લ સર્વને મુઆ જાણી જીવ લેઇને નાઠા. તે પાંચને ભીમે જતા જોયા પણ ભીમે જવા દીધા કારણ દુરીયોધનને કોણ જણાવે કે ભીમ ભાઇએ હજાર મલ્લોના ઘાણ વાળી નાંખ્યો એમ ભીમસેન બહાદુરાઈ કરીને મુછો મરડતો પાંચ ભાઈ તથા માતા પાસે આવ્યો; માતાને કહેવા લાગ્યો કેમ ડોશી ? ગાળોએ કેવું ફળ આપ્યું ? હવે ગાળો દેવી છે કે કેમ ? કુંતાજી કહે

છે કે આનો રડયો કઠણ નીકળ્યો એને લડવાનો ચાળો બહુ છે, એટલે ચારે ભાઇઓએ કહ્યું ભાઈ પછી વાતો કરજે અમારા હાથ છોડ. પછી ભીમસેને ભાઇઓના તથા માતાના હાથ છોડયા. કુંતા કહે દીકરા મોટા સાથે બાથ ન ભીડીએ તેં દુરીયોધનની સાથે વ્હેર કરયું માટે હવે જીવવાની આશા મુકી દજો. ભીમ કહે માતા આયુશ ટુટયા વિના કોઈ મારનાર નથી; દુરીયોધન વાજતે ગાજતે સામો આવશે ત્યારે નગ્રમાં જવું છે. કુંતા કહે દીકરા એના પાસે ઘણું સૈન્ય છે. તેથી તું એકલો શું કરીશ? ભીમ કહે માતા ઇશ્વરના પ્રતાપથી સરવેને મારીને ચુરણ કરીશ મારી ચીંતા ન કરશો. માતાજી તમને સોનાના રથમાં બેસારીને મારે નગ્રમાં જવું છે; અને અમે તો હાથી ઉપર બેશી વાજતે ગાજતે નગ્રમાં પ્રવેશ કરનારા છીએ. કુંતાજી કહે અરે ગરીબાઈથી નગ્રમાં રહેવા દેતોજ ઠીક છે. પણ મને લાગે છે કે દુરીયોધન નગ્રમાં આપણને નહી પેસવાદે. ભીમ કહે માતા ફીકર ના કરો તેનો શો ભાર છે. આપણે તો વાજતે ગાજતે નગ્રમાં જવાનો વીચાર છે ધર્મ કહે માતા ભીમને અભીમાન છે. માટે આપણે જોઇએ છીએ શું થાય છે. ઇશ્વર વિના કોઈ વાંકો વાળ કરનાર નથી એમ વાતો કરયા કરે છે. એવામાં પેલા પાંચ મલ્લો દુરીયોધનની સભામાં આવી પહોચ્યા દોડતા આવ્યા છે. તે શ્વાસતો માતો પણ નથી. દુરીયોધનને પગે લાગ્યા કે માહારાજ હજાર મલ્લમાંથી અમે પાંચ જણ બચ્યા છીએ. બાકીના નવસેં પંચાણું જમપુરીમાં ભીમે મોકલાવી દીધા. દુરીયોધન કહે તે તસ્કરો કયાં છે, મલ્લ કહે કે પાંચ છોકરા છે ને એક ડોશી છે. તે ડોશી કહેકે હું દુરીયોધનની કાકીછું અને આ પાંચ મારા છોકરા છે. તેમાં એક છોકરો ઘણોજ બળવાન છે, તેણે તમામને મારી નાંખ્યાં દુરીયોધને ધત્રાષ્ટરને વાત કરી, ધત્રાષ્ટર તે વાત સાંભળી ચીંતા કરવા લાગ્યો કે પાંડુરાજાનો કાગળ આવ્યો હતો તેમાં દર્સાવ્યું હતું કે પાંચ પુત્રો દુર્વાસાના મંત્રથી ઉત્પન્ન થયા છે તેજ આ પાંચ પુત્રો હશે. પછી ધત્રાષ્ટરે દુરીયોધનને કહ્યું કે બેટા તમારા ભોગ મળ્યા માટે પાંચ ભાઇઓને મારી નાંખી એકલી કુંતાને લાવો. કારણ કે વીદુર તથા ભીષ્મના અંજાણમાં છે, માટે તુરત તે કામ જલદી કરો. એટલે દુરીયોધન યદ્ધ કરવા તત્પર થયો; નીશાન વગડાવ્યાં નહી, કારણ વીદુર તથા ભીષ્મ નાથી છાનું જવું છે. દુરીયોધને પછી અગીયાર ક્ષોણી સૈન્ય ભેગું કરયું. સો ભાઇઓ, કરણરાજા, જેદ્રથ, ભગદત; ભુરીશેવા સુસરમા, શકુની મામો ઈત્યાદી યુધ્ધે ચડયા. સઘળા ભાઇઓ સૈન્ય સહીત છાનામાના નગ્ર બાહાર નીક-

જ્યા, પછી નીશાનો વગડાવ્યાં. કુંતાજી ડંકા નીશાનનો અવાજ સાંભળ્યો અને તુરત ભયભીત થયાં; કુંતાજીને ભીમ કહે માતા કૃષ્ણ પ્રભુને સમરો ચીંતા ના કરશો તેમના પ્રતાપથી હું સર્વને પુરો પડીશ, એટલામાં સૈન્ય આવી પહોંચ્યું અને છએ જણ બેઠા હતા ત્યાં આવી ઘેરો ઘાલ્યો (અજાણ્યા વીંટળાઈ વળ્યા) એટલે છએ જણને સમજાવું કારણ કે દુરીયોધન ઉભા થયા, કુંતાજી કહે ઉભા રહો હું દુરીયોધન મોટો છે માટે ડાહ્યો હશે એટલામાં દુરીયોધને ક્રોધ કરીને કહ્યું કે તમે કોણછો કયાંથી આવ્યાછો ને બાગ શા માટે ભાગી નાંખ્યો ! ત્યારે કુંતા કહે સાંભળો દીકરા હું તમારી કાકી થાઉંછું અને આ પાંચ તમારા ભાઈ છે. દુરીયોધન કહે કાકી ખરાં છો અમારે ઘેર ચાલો પણ તમે બનાવટના દીકરા લાવ્યાં છો. માટે અમે પાંચ જણને ઠેર મારીશું કુંતા કહે દેવે દીકરા આપ્યા છે. તું મારીશ તો હું પણ મરી જઈશ. દીકરા સીવાય તું મને ગામમાં તેડે છે તેથી ત્યાં આવી શું કરૂં. દુરીયોધન કહે મરજી તમારી હું તો પાંચેને જીવથી મારીશ, ભીમ કહે જુઓ માતા તમારૂં કહેવું માનતો નથી અને હું સપાટામાં સમજાવું છું. એમ કહી ભીમસેન આગળ ચાલ્યો, મુછો મરડે છે, મસ્તાનો થઈ હસ્તીની માફક મકલાતો ચાલ્યો જાય છે, ભીમ કહે મારી માતાને તું કોણ પુછનાર છે ! તારૂ આયુશ હવે આવિ રહ્યું છે. મુરખના સરદાર જા દુષ્ટ ચાલ્યો જા નહી તો ઠેર મારીશ. દુરીયોધને શકુનીને કહ્યું હવે તૈયારી કરો અને પેલી ડોશીને પુંઠેથી લેઇને નગ્રમાં સટકી જાઓ. એટલે શકુની ધીમો રહી છાનોમાનો પાછળ આવી કુંતા ડોશીને ઉચકી લીધી અને પોતાના રથમાં બેસાડી દીધી. તુરત વાહન દોડાવી મુકયું, ધરમે બુમ પાડી ગજબ થયો ભીમસેન ભાઈ કોક દુષ્ટ આપણી માતાને લેઈ ગયો તે સાંભળી ભીમસેન ગુસ્સે થયો કે તે દુષ્ટના પ્રાણ હરૂં એમ ક્રોધાયમાન થઈ અગ્નીની જવાળા પ્રગટી હોય એવી લાલચોળ આંખો કરી એકદમ સૈન્ય ઘેરી વળ્યું હતું તેમાં પડતું મુકયું. તેના પડતામાંજ સો બસેના પ્રાણ હરી લીધા પછી દોટ મુકી શકુનીનો રથ જતો હતો તે રથના ઉપર યુક્તિ વડે કરીને પડયો ને રથ ભાગી નાંખ્યો ને શકુનીનો કાન ઝાલી ચાર તમાચા લગાવી દીધા; શકુનીનું મોં સુજી ગયું, પછી પોતાનાં માતાજીને ખાંધ ઉપર ઉચકી એક વૃક્ષ નીચે મુકી આવ્યો, પછી સૈન્યમાં દોડી આવ્યો, દુરીયોધન તે જોઇ વિસ્મય પામ્યો. ભીમે બે ભાઇઓ ખાંધે લીધા બેને કટીએ લીધા એ રીતે ચારેને ઉચકીને નાઠો. સૈન્યનો કોટ ભાગી નાંખ્યો અને માતા પાસે ભાઇઓને મુકી આવ્યો પછી

નીરાંતે એકલો સૈન્યમાં આવ્યો, અને યુદ્ધ કરવા લાગ્યો, રાતાં લોચન થઇ ગ-યાં છે, દુરીયોધને મામાને બોલાવ્યો કેમ મામા કુંતાને ઘેર મુકી આવ્યા ! મા-મો કહે મને તો માર પડયો. દુરીયોધન કહે કેવી રીતે માર પડયો; શકુની કહે ભીમે આવિ રથ ભાગી નાંખ્યો ઘોડા મારી નાંખ્યા ને મને તમાચાનો માર મા-રયો દુરીયોધન કહે હશે હવે યુદ્ધ કરો, શકુની કહે એનો મારો ભાગ લીધો છે એમ કહી સૈન્ય પાછળ ઉભો રહ્યો, સરવે ભાઇઓ લડે છે, સૈન્ય એકદર ભી-મસેન ઉપર ટુટી પડયું, અને ખુબ માર મારવા માંડયો ભીમ અકળાઈને નાઠો. સરવે જણ પાછળ દોડયા ભીમે કહ્યું શું કરવું હાથમાં હથીઆર નથી એવામાં પ્રભુને અરજ કરવા લાગ્યો પ્રભુએ પ્રેરણા કરી તેથી તેની બુદ્ધી સુ-જીને ઝાડ આંબલીના બે ખેંચી કાઢયાં અને યુદ્ધ કરવાનું શરૂ કરયું, જે હા-થમાં આવ્યા તેના તો ભોગજ મળ્યા, સઘળા સૈન્યમાં ભીમસેન ટુટી પડયો. તેમાં કોઇની છાતીમાં પાટુ મારી પ્રાંણ કાઢે છે. કોઇનો પગ ઝાલી ઉછાળે છે, કોઈનાં માથાં સામા સામી કરી અથડાવે છે. આવું પરાક્રમ કરી સર્વના પ્રાણ હરણ કરવા લાગ્યો. આ યુદ્ધ છુટે છે. તે ભીમસેન ચુકાવી બચી જાય છે. અને પોતે ઝાડ વડે કરીને સરવેનો પ્રાણહરીલે છે. અદકચરા લોક પડયા છે. તે ઉ-ઠી ઉઠી નાસવા માંડયા કે રખેને ભીમ મારી નાંખશે. સઘળું સૈન્ય નાસવા માડયું કારભારી તથા રાજયાધીકારી, તથા દુરીયોધનના ભાઇઓ સર્વને માર પડવાથી નાશી ગયા, ફક્ત એકલો હાથી ઉપર દુરીયોધન રહી ગયો ભીમસેન હાથી પાસે આવ્યો અને હાથીના પગ પહોળા કરી હાથીને ચીરી નાંખ્યો, દુરી-યોધન હાથી ઉપરથી ઢળી પડયો. એટલે ભીમસેન છાતી ઉપર ચઢી બેઠો દુરી-યોધને હાથ જોડયા કે હે ભીમસેન ભાઈ મને જીવતદાન આપો મને જીવવા દો, ભીમને દયા આવી નીચે ઉતર્યો દુરીયોધને કહ્યું કયાં છે મારી કાકી અને મારા ભાઈ ચાલો આપણે સઘળા સુખેથી નગ્રમાં જઇએ, એમ કહી દુરીયોધન તથા ભીમસેન કુંતા પાસે આવ્યા ત્યાં દુરીયોધન કુંતાને નમી પડયો કે ભલે પધાર્યા. કુંતા વિસ્મય પામ્યાં, દુરીયોધને એક યોદ્ધા સાથે કહેવડાવ્યું કે કારભારી તથા સરવે સૈન્ય વાજતે ગાજતે અહીં આવો એટલામાં સૈન્ય આવ્યું. દુરીયોધને કહ્યું. ઠીક થયું કાકી તમે પધાર્યા મારા પાંચ ભાઇઓની મારે મોટી ઓથ થઈ એમ કહી રથમાં બેસાડયાં, ભીમ કહે કેવો દુરીયોધનને પાંશરો કરી સમજાવ્યો છે ! કુંતા કહે વારૂ દીકરા તને ગમ્યું તે ખરૂં દુરીયોધન ભીમને પુછવા લાગ્યો તમારી કયાં બેસવાની ઇચ્છા છે ! ભીમ કહે મંગાવો હાથી અમે હાથી ઉપર

બેશીશું, માવતે હાથીને નીસરણી છોડવા માટે હેઠે બેસાડયો, ત્યારે ભીમને દુરીયોધન બન્ને હાથી ઉપર બેઠા પછી માવતને કહ્યું હાથીને ઉઠાડ; હાથી ઉઠવા ગયો પણ ઉઠાયુ નહી કારણ ભીમ બેઠો છે. તેથી ભીમના ભારથી હાથી ઉભો થતો નથી. દુરીયોધને વિચારયું કે હાથી નથી ઉઠતો તો મને મારતાં શી વાર કરત! અને મારી શી વલે થાત! દુરીયોધન કહે કેમ ભાઈ શું કરીશું ભીમ કહે હાથીનું શું ગજું ચાલ નીચે ઉતરીને આપણે એક એકના હાથ ઝાલીને ગામમાં જઇએ. પછી હાથ પકડીને ચાલ્યા આગળ છડી પોકારે છે. છત્ર ચામર થાય છે. અને પાંડુના તન નગ્રમાં આવે છે. આવી વાત સહેરમાં ઉડી સઘળા લોક જોવા માટે તૈયાર થઈ ઉભા છે. ભીષ્મ તથા વીદુર ને વાત જાણીને નગ્રના લોક તથા સદગ્રહસ્થો સરવેને લેઈ દરવાજા બહાર આવ્યા. બીછાના નાંખી સભા કરીને ભીષ્મ પીતા બેઠા. વીદુર તથા ધત્રાષ્ટર બંને ત્યાં આવી બેઠા. એટલામાં સરવે સૈન્ય આવી પહોંચ્યું. ભીષ્મને દુરીયોધને જોયા એટલે ભીમનો હાથ છોડી દેઇને દાદાની પાસે જઇને બેઠો ભીષ્મે પુછયું કેમ દુરીયોધન સૈન્ય સાથે તું કયાં ગયો હતો. દુરીયોધન કહે કુંતા કાકી પાંચ બનાવટના પુત્ર લાવ્યાં છે. તેમાંનો એક પુત્ર ઘણો બળીયો છે તેણે બાગ ભાગ્યો ને મલ્લને મારી નાંખ્યા તેથી તેને પકડવાને સૈન્ય મોકલ્યું હતું, એ પ્રકારે મારા કાકાના પુત્ર થઇને આવ્યા છે, મારૂં રાજ્ય લેવું છે આ વાત ભીમે સાંભળી કુંતાને કહે છે કે માતા રજા આપો તો સૈન્યને મારી નાંખી રાજ્ય લેઈ લેઉં કુંતાજી કહે ના બેટા પેલા ભીષ્મ, વીદુર સરવે આપણી મદદમાં છે, એટલામાં કુંતાજીને ભીષ્મે બોલાવ્યા કે કુંતાજી આ પુત્રો તમે કયાંથી લાવ્યાં! કુંતાજીએ કહ્યું દેવોએ મને તમારા પુત્ર જીવતા આપ્યા છે. પછી ભીષ્મે કુંતાને પાસે બોલાવ્યાં; કુંતાજી દાંતમાં છેડો ઘાલી ઉભી સભામાં ચાલ્યાં આવ્યાં, ભીષ્મ પુછે છે કે પાંડુ રાજાને બ્રાહ્મણીનો શ્રાપ હતો તેથી રાજાના પુત્ર તો નથી, કુંતાજીએ કહ્યું તે ખરૂં પણ પીતાજી મેં ગ્રહસ્થાશ્રમ કરી પુત્રો ઉત્પન્ન કરયા નથી દેવોએ આપેલા છે, ધત્રાષ્ટર તથા દુરીયોધન બોલી ઉઠયા કે તે વાત જુઠી છે દેવો કેવી રીને પુત્રો આપે! કુંતાજી કહે તમારી સ્ત્રીને મંત્ર પુત્ર થયા તેવી રીને મારે પણ થયા છે, ધત્રાષ્ટર કહે દેવો સાક્ષી પુરે ત્યારે સાચુ માનીએ કુંતાજીએ દેવોનું આરાધન કરયું, એક પગ ઉપર ઉભા રહી સ્તુતી કરી તો દેવો અંતરીક્ષ રહી સાક્ષી પુરી કે એ પુત્રો અમોએ આપ્યા છે, એમ કહી અંતરધાન થયા, ભીષ્મ કહે હવે શી શંકા છે! ધત્રાષ્ટર કહે તે તો ભુત આવીને બોલી

જાય તો શી ખબર માટે તે જુઠું છે, ભીષ્મ કહે એનો તમને અક્રરમીને દેવ દરશન ક્યાંથી હોય મેં દેવ લોકોને જોયા અને તેમણે પુત્રો સાચા છે એવી સાક્ષી પુરી છે. માટે તે વાત સત્ય છે. કુંતાજી કહે બીજી સાક્ષી પુરાવું એમ કહી નારદનું આરાધન કરયું તો નારદજી એકદમ આવી પહોંચ્યા અને સાક્ષી પુરી કે ત્રણ કુંતાજીના ને બે માદરીએ ઉત્પન્ન કર્યા એમ પાંચ સાચા પુત્રો છે. દુરવાસાએ પાંચ મંત્રો કુંતાને આપ્યા હતા તે વાત સત્ય છે તેનાજ આ પાંચ પુત્રો છે. વળી નારદજી કહેવા લાગ્યા કે હે કૌરવો આ પાંડવોને નડશો નહી ને જો વીતાડશો તો તમારૂં મારૂં નહી થાય એમ જાણજો. પાંડવોને દુઃખ આપશો તો જાણજો તો તમારૂં ભુડું થયું. એમ કહી અંતરધાન થઈ ગયા, પછી ધ્રત્રાષ્ટરે પેટમાં ઝેર રાખી ઉપરથી પાંડવો ઉપર પ્રીતી બતાવી કે હે પુત્રો તમે પહેલા પાંચ અને પછી મારા સો એમ સર્વ સભાને સારૂં દેખાડયું પછી ધ્રત્રાષ્ટરે પાંચ પુત્રોને છાતી સરખા દાબ્યા અને આનંદ પમાડી ઘેર લાવ્યા અને ખવરાવી પીવરાવી પોત પાંડવોને ખુશી કરવા લાગ્યા. એ પ્રમાણે પાંડવો હસ્તીનાપુરમાં આવ્યા.



## વીશ્રામ સોળમો.



હસ્તીનાપુરના પાંડવો, આવિ રહ્યા સુખ ભેર;
વલ્લભ વદે રમ્યા જમ્યા, ધ્રત્રાષ્ટરને ઘેર.

હવે પાંડવો ખાઈ પી રાજી ખુશીથી રહ્યા પછી દુષ્ટ દુરીયોધને દગલબાજી કરવાનો વિચાર કરયો. ધ્રત્રાષ્ટરે દુરીયોધનને કહ્યું કે મુરખા દુસ્મન ઘેર આવ્યા છે માટે તારૂં રાજ્ય ગયું એમ ધારજે દુરીયોધન કહે ત્યારે શું કરવું ! ધ્રત્રાષ્ટર કહે એક ઉપાય છે તે હું કહું છું આપણી જુની હવેલી છે ને વેદાચીક બાલીકાની છે તેને એકવીશ પુત્ર હતા તે જુમના ઉપર દીશા જવા જતા હતા ત્યાં ઋષિ લોકો તપશા કરતા હતા તેમને કાંકરા મારે ને કહે કે આનો ઢોંગી છે તેથી ઋષીએ શ્રાપ દીધો કે જાઓ પ્રેત થઈ અધોગતીને પ્રાપ્ત થાઓ તેથી સર્વ ભુત થયા છે માટે તે હવેલીમાં પાંડવનો મુકામ કરાવો. એટલે રાતમાં ને રાતમાં ચુશી ખાસે. દુરીયોધને વીચારયું કે આ યુક્તિ ઠીક બતાવી તુ-

રત પાપી શેવકોને લેઇ તે હવેલીમાં ગયો અને વળાવા તથા ધોળાવા લાગ્યો અને ઝપાટામાં તૈયાર કરી દીવાબત્તી, હીચાનખ નું સરવ સાહીત્ય તૈયાર કરયુ. પછી પથારીયો, પાણી, પલંગ સરવે તૈયાર કરી ઘેર આવ્યા ને કુંતાને કહ્યો કે કાકી અહીં પહેલા વહેલું અતડું લાગશે અને તમારે માતા તથા પુત્રોને વાત કરવાનુ ઠીક નહી પડે માટે એકાંતમાં હવેલી તૈયાર કરી સાફ કરી છે માટે ત્યાં તમને સારૂં ગમશે. પછી પાપી દુરીયોધન કુંતાજી તથા પાંચ ભાઇઓને તેડી તે હવેલીમાં ગયા. તે મુકામ જોઈ પાંચ ભાઈ ખુશી થયા. પછી પાંડવાએ દુરીયોધનને કહ્યું કે જાઓ ભાઈ હવે અમે ખુશીથી સયન કરીશું. ત્યારે દુરીયોધન ગયો પછી કુંતાજી કહેવા લાગ્યાં કે બેટા આપણો સગો હતો તો આ સુંદર હવેલી આપી એમ ઘણી વખત વાત કર્યા પછી કુંતાજી કહે ચાલો બેટા સુઈ રહો. ભીમ કહે જુઓ માતાજી આજ પહેલો દહાડો છે માટે સાવચેતી રાખવી. તમે પરસાળમાં પેહેલે માળ સુઈ રહો, નીકુળ પાંચમે માળે, શેદેવ ચોથે માળે, અરજુન ત્રીજે માળે, અને ધર્મ બીજે માળે સુઈ રહે આ પ્રમાણે આપણે બધા છુટા છુટા સુઈ રહીએ; કુંતા કહે બેટા તું તો સદા વ્હેમી રહયો ભીમ કહે માતા ગમે તેમ પણ આજ મારૂં કહ્યું કરો. ધર્મ કહે ભીમભાઈ કહે તેમ કરો પછી પાંચે ભાઈ છુટે છુટે સુઈ રહીએ; કુંતા પરસાળમાં સુઈ રહ્યાં ને ભીમભાઈ ધાબા ઉપર જઈ બેઠો અને વિચાર કરયો કે આજ પહેલો દહાડો છે માટે સાવચેતી રાખવી, આજ જાગ્રણ કરવું ને કાલે ઉંઘીશું, એમ ભીમસેન જાગતો રહ્યો એવે મધ્ય રાત્રી થઈ એટલે પાંચમે માળ પ્રેતો નીકળ્યાં તેમનું કાળું શરીર છે, ગોળ આંખો છે, વાળ પીળા છે, ચરણ અવળા છે, તે પ્રેતો ખાઉં ખાઉં શબ્દ કરતાં નીકુળજીની પાસે ફરે છે, ભક્ષ જોઈ આનંદ પામે છે, ભીમે ધાબા ઉપર બેઠા બેઠા ખાઉં ખાઉં એવા શબ્દો સાંભળ્યા, તેથી ભીમ ધીમે રહી પાંચમા માળની નીસરણી ઉપર આવી જોયું તો નીકુળની પાછળ ફરે છે, ભીમે જાણ્યું જો નહી બોલું તો ભુતની જાત છે ને નીકુળને વીતાડશે. એમ જાણી ભીમે કહ્યું અલ્યાઓ ભુતભાઇ એના સુકા શરીરમાં શું ખાશો આવો હું જાડા પાડા જેવો છું, મારી માને ગમતો નથી માટે મરવાની ઇચ્છા છે તેથી મને ખાઇ જાઓ એ સુકાએલામાં શું ખાશો ! ભુતોએ કહ્યું તું નીચે આવ ભીમે કહ્યું તમે ઉપર ધાબામાં આવો કારણ નીચે તમને ખાવાની અગવડ આવશે અને ધાબા ઉપર નીરાંતે મને ખાજો. ભુઓએ જાણ્યું કે કોઇ ભલા માણસ જેવો છે માટે ચાલો સઘળા ઉપર જઇએ એમ કહી ધાબા ઉપર ચાલ્યાં.

ભીમ કહે હું જાડો છું ને માહારી કાયા કઠીણ છે તેથી હું સુઇ રહું છું પછી તમે મારા ઉપર ચઢીને ગડદા એટલે નરમ થાઉં તો તમને ખાતાં ઠીક ફાવશે ભુતો વધારે ખુશી થયાં ને ભીમ ઉપર ચઢી ખુંદવા લાગ્યાં. ભીમ જાણે છે કે ઠીક થાક ઉતરે છે, થાક ઉતરયો શરીર સાજુ થયું એટલે ભીમ બેઠો થયો ને ભુતડાંને કહ્યું કે મારા સામાં આવો ને મને ખાઈ જાઓ તેમાં પહેલા માહારા હાથ ચુસો. ભુતાવળ વળગવા ગયાં એટલે ભીમે તુરત બાથ ભીડાવી. વાયુના સુતથી મુક્ત થવાનાં છે એવો ઋષિ લોકોનો શ્રાપ છે તેથી ભીમે દબાવ્યાં કે તુરત ભુતો ના પ્રાણ મુક્તથઇ ગયો. ખોખાં પડી રહ્યાં ને પ્રાણ નીકળી ગયો. પછી ભીમ દોરડું લાવ્યો ને ચોટલીઓ દોરડા સાથે તાંણી બાંધી અગાશીના ઉપર લોક દેખે તેમ તોરણ કરીને લટકાવ્યું. લોક જોઇને ખુશી થાય તેવું ટીખળ કરયું, પછી નીરભય થઈ કુંતા માતા પાસે જઈ પરસાળમાં ભીમ સુઈ રહ્યો, પાછલી રાત્રી રહી એટલે દુરીયોધન ઉઠયો અને ભાઈ ભોજાઇઓને જગાડયાં અને કહેવા લાગ્યો કે રસોઈ કરો કારણ કે વહેલા ખાઈ પીને પરવારી નીરાંતે બેસો કારણકે પાંડવોને ભુત ચુશી ખાઇ ગયાં હશે માટે રોવું કુટવું પડશે. પછી દુરીયોધને શકુનીને કહ્યું કે મામા ચાલો આપણે ચરચા જોવા જઇએ, એવામાં રસોઇ તૈયાર થઈ દુરીયોધન, શકુની સરવે જમ્યા પછી ઘોડે બેસી મોટા પરોઢમાં પાંડવોની હવેલીએ તપાસ કરવા ગયા. પાંડવોની હવેલી આગળ આવી આંટા મારે છે એમ કરતાં કરતાં ઉંચુ જોયું તો તોરણ જેવું જરા માલમ પડયું, ત્યારે દુરીયોધને કહ્યું મામા મને પેલાં ભુત હોય તેવું લાગે છે. દુરીયોધન કહે મામા પાંડવોએ ભુતને મારી નાંખ્યાં હોય એવું લાગે છે; શકુનીએ કહ્યું હા ભાણીયા આપણીએ કોક દહાડો એ વલે છે મનમાં સમજી નીરાશ થઈ પાછા વળ્યા, આવતાં જતાં લોકો જોઈ જોઇને એકઠા થયા, લોક કહે છે જુઓ ભાઈ ભુતડાં મારયાં આખા ગામનું દળદર હતું તે કુંતાજીના બહાદુર પુત્રોએ કાઢયું, એવામાં ચારે સુત જાગ્યા અને કુંતા માતા પણ ઉઠયાં, કુંતા માતા લોકોને દેખીને બહાર આવ્યાં, તો કુંતાજીએ ભુત દીઠાં તેથી કુંતાજી ઘરમાં આવી ભીમને જગાડયો ને કહ્યું કે બેટા ભુત, ભીમ આંખ્યો ચોળતો બહાર આવ્યો અને ઉંચું જોઇને કહે છે કે માતા મને બીક લાગે છે. કુંતા કહે કેમ કરવું આપણને તો બીક લાગે છે, ભીમ કહે તમારા ભત્રીજાએ ઉતરવાનું મકાન તો બેશ આપ્યું છે. નીકુળભાઇના આજ પ્રાણ જાત, દુષ્ટ દુરીયોધને દગો કરી આ હવેલીમાં ઉતરવાનું બતાવ્યું ભીમે કહ્યું હું જાગતો ન હોત તો

નીકુળભાઇને વીઘ્ન કરત. પછી ભીમે ઉપર ચઢી તોરણ પ્રથવી ઉપર ફેંકી દીધું. અને નીરભયથી રહ્યા, પછી દુષ્ટ દુરીયોધન લોક લજ્યાયે પાંડવને અન્ન વસ્ત્રો મોકલાવે છે. તેથી પાંડવો પુત્રો ખાઇ પીને ફરતા ફરે છે, ભીમભાઇ તો મલ્લોના અખાડામાં ભમ્યા કરે છે. એમ દીવસ જાય છે એવામાં એક દીવસ પાંડવને ઘેર વીદુરજી આવ્યા, તવ કુંતા કહે પધારો દીયરજી, એમ કહી આસન આપી રૂડી પ્રકારે બેસાર્યા કુંતાજી રૂદન કરતાં કરતાં વીદુરને કહે છે કે દીયરજી મારા દીકરા ખાઇ પીને ફરતા ફરે છે, રેઢીયાળ થઇ જાય છે, ઘરમાં કોઈ કહેનારૂં નહી, તેથી છોકરાઓને કોણ કેળવણી આપે! ન બાપા છોકરાં છે અને તે છોકરાં તમારાં કહેવાય માટે કાંક દયા લાવી કેળવણી આપો તો ઠીક વીદ્યાભ્યાસ કોણ કરાવે, ખાઈ પીને ફરતા ફરે છે, કોઇ કહેનારૂં નથી, તેમને કોઇનો ત્રાસ નથી. તેથી તેમની મરજીમાં આવે તેમ વરતે છે માટે દીયરજી દયા લાવી તમારા દાલમાં જરા વીચાર કરો, તમારા બંધુ ચેરાશી હજાર દેશ જીતી લાવ્યા અને તેનનાં છોકરાંને ખાવાનાં પણ સાંસા પડે છે માટે મારૂં હૈયું હાથ રહેતું નથી, તેથી તને વીચાર કરો, ત્યારે વીદુર કહે હું તારાં છોકરાંના લક્ષણ જોઉં પછી હું તેમને કેળવણી બતાવું, પહેલે વડેરા પુત્રોની પરીક્ષા લઉં પછી હું તેમને માટે શું કરવું તે શીખામણ આપીશ, માટ છોકરાઓને તેડાવો, કુંતાજીએ પાંડવને બોલાવ્યા; પાંડવો તુરત માતા પાસે આવ્યા, પાંચે પાંડવો આવીને કાકાને પગે લાગ્યા, વીદુર કહે કેમ દીકરા ધરમરાજા શું કરશો! તમારે માથે બાપ નથી અને પૈસો તથા પુંજી નથી. ખાઈ પીને ફરતા ફરો છો એવી અક્કલ કેમ સુજી છે! ધરમ કહે કાકા સાંભળો પેટમાંથી કાઢી પુન્યદાન કરીશું ધનમાલ નથી જોઇતા પૈસો પુંજી કોના સાથે ગયું! અન્ન વસ્ત્ર તો ભગવાન સૌનું પુરૂં કરે છે, માટે નીર્વતીથી ખાઈ પી પ્રભુ ભજન કરીશું દુરીયોધન ખાવા સારૂ મોકલે છે, વીદુરે જાણ્યું આતો નીર્વતીવાળો છે. પછી શેહદેવને પુછ્યું કેમ દીકરા તમારા દહાડા કેવી રાને જશે! શેહદેવ કહે કાકા મારા દીવસ સુખમાં જશે ચીત્તમાં જરા ચીંતા નથી ઇશ્વર મારા પાસે છે તેથી મને દુઃખ પડનાર નથી. વીદુરે જાણ્યું પ્રીતી એની વીઠલવર સાથે લાગી છે, માટે તે પણ નીર્વતીવાળો છે. પછી નીકુળને પુછ્યું નીકુળ કહે ખાવા પીવા મળે છે. પણ વસ્ત્રો દુરીયોધન ઉતરેલાં ને જુનાં મોકલે છે. તેથી કપડાંનું સુખ નથી. વીદુરે જાણ્યું વરણાગીયો છે. પછી ભીમને બોલાવ્યો ભીમને પુછ્યું. કે તું શું કરીશ! ભીમ કહે કાકા ખાઇ પીને અખાડે કુસ્તાઈ કરીશું બાગ બ-

ગીચાની હવા ખાઇશું અને લાગ આવશે તો દુરીયોધનનું ડોકું ઝાલી પૃથ્વી ભેગોકરી રાજ્ય લેઈ લેઇશ. વીદુરે જાણ્યું કે આનો હુંડજંગ છે. પછી અરજુનને બોલાવ્યો ને વીદુરે કહ્યું બેટા તમે શું કરશો ! અર્જુન કહેતા કહેતામાં રોઈ પડયો વીદુરે જાણ્યું છોકરૂં ઠીક જણાય છે. માટે રાજ્યમાં મુકું તો કેળવણી શીખી લેશે. અરજુને કહ્યું કાકા. જુઓ મારા ચારે ભાઇઓને તો ચીંતા નથી પણ આમ અમારા દીવસ જાય તેવું લાગતું નથી. વીદુરે કહ્યું વારૂં બેટા સભામાં આવજે હું માનભેર આવકાર સહીત તને બોલાવીશ. અર્જુને કહ્યું વારૂ કાકા હું કાલથી સભામાં આવીશ. એમ કહી વીદુરજી ઘેર ગયા ને તે જમ્યા પછી વીદુરજી પાછા રાજ્ય સભામાં ગયા એટલે અર્જુન પણ જમી કરીને નીરાંતે સ્વસ્થ થઈ સભામાં ગયો. વીદુરજીએ અર્જુનને જોઈ પોકાર કરયો આવો બેટા અર્જુન એમ કહી બેસાડયો. તે જોઈ દુરીયોધન દાઝે બળ્યો. વીદુર બોલ્યા હે દુરીયોધન એને રાજ્ય કાજનું કામ હોય તે સોંપો એટલે એ પ્રવીણ થશે. દુરીયોધન કહે કેમ મામા એ રાજ્ય રીત શીખી જશે. શકુની કહે એટલીવારનાં શું શીખા જાય છે. દુરીયોધન કહે કરણભાઇ તમારી પાસે રાખો રાજ કાજનું લખવાનું હોય તે તેને સોંપો એટલે કરણે પાસે બોલાવ્યો અને કામ સોંપ્યું. દુરીયોધને મામાને કહે એનું નામ અર્જુનજી છે, તેવું મોટું નામ દેઇને બોલાવતાં લાજી મરીએ. એની માએ કહ્યું મંત્રથી થયા માટે એનું નામ મંત્ર પુત્ર રાખો મામો કહે વ્યાજબી છે એનું નામ મંત્ર પુત્ર રાખો અને સકળ સભાને મંત્ર પુત્ર કહેવાનું બતાવ્યું. પછી દરેક લોકો તેને મંત્ર પુત્ર કહેવા લાગ્યા તેથી અર્જુનનું મન દુખાવા લાગ્યું. પણ પારકી વીદ્યા શીખવી છે, તેથી હસતું મુખ રાખી વીદ્યા શીખે છે. બોલવતામાં ઝટ ઉઠે છે, ઝટપટથી કામ કરે છે. સાંજે શીખીને ઘેર જઈ સરવે શીખેલું લખીલે છે. રાત્રી દીવસ અભ્યાસ કરે છે. વળી મેહેણાનું મોહા દુખ છે. આવા કેટલાક કારણોથી અર્જુનનું શરીર નબળું પડતું જાય છે. એક દીવસ સરવે ભાઇઓ સાથે જમવા બેઠા ત્યારે કુંતા માતા પીરસે છે ને સરવે ભાઇઓ જમે છે. એવામાં ભીમે સ્હેજ સાજ દરેકના શરીરો સામું જોયું અને વીચારયું કે દરેક જણ છીએ તેવાને તેવા છીએ અને અર્જુનજી દુબળા થતો જાય છે. તેથી ભીમ અર્જુનને પુછયું કેમ ભાઇ અર્જુન તમે દુબળા પડયા છો ! અર્જુન સમજ્યો પણ બોલ્યો નહી સરવે જમી રહ્યા પછી ભીમે કુંતાને ઓરડામાં બોલાવ્યાં ને કહ્યું કે માતાજી અર્જુન દુબળો પડતો જાય છે, અને અમે છીએ તેવા ને તેવા છીએ

તેનું કંઈ કારણ જણાય છે; માટે અર્જુનને પુછી જુઓ તમે અમને એમ કહે-જો કે તમને ચારે ભાઇઓને ભીસ્મ પીતાએ બાગમાં બોલાવ્યા છે તે જાઓ. એમ કહી અમને બાગમાં મોકલજો એટલે અમે જઈશું પછી અર્જુનને પુછજો કે એ શા દુખે સુકાયો. એને પુછી લેઇ મને કેહેજો. કુંતા કહે એનો વિદ્યાભણે છે, તેથી તેનું શરીર દુબળું પડયું છે ભીમ કહે ના માતા તેનું કારણ કાંઈ ઉંડું જણાય છે. માટે જરૂર તને પુછી અને મને કહેજો, એમ કહી ભીમ ભાઇઓની પાસે જઈ બેઠો એટલે કુંતાજીએ અરજુન વીના ચાર પુત્રોને કહ્યું અરે પુત્રો તમોને અત્યારે ભીસ્મજીએ મ્હોટા બાગમાં તેડયા છે. માટે તમે ત્યાં જાઓ. એટલે અર્જુન વીના ચાર ભાઈઓ વસ્ત્ર પહેરી બાગમાં જવા નીકળ્યા એટલે અર્જુન સભામાં જવાને તયાર થયો, તવ કુંતા બોલી અરે બેટા જવાની હજુ વાર છે એમ કરી બારણાં બંધ કરયાં અરજુને પછયું કેમ માતા બારણાં બંધ કરયાં કુંતા બોલી બેટા તારી મીઠી સુખ દુઃખની વાત કરીએ, એમ કહી કુંતા અ-ર્જુનને પુછે છે. એવામાં ભીમે બાગમાં જતાં જતાં વીચાર કરયો કે માતા અ-ર્જુનને પુછી જોશે પણ અર્જુન સોગન ખવરાવશે તો કુંતા ડોશી મને વાત ન-હી કરે, તો મારી કરેલી મહેનત વ્યર્થ જશે, એમ ધારી ધર્મને કહે કે ધર્મ ભાઈ મારો રૂમાલ ભુલી આવ્યો છું માટે તમે ચાલતા થાઓ તમારા જતા જતામાં હું આવી પહોંચશું, એમ કહી ભીમ પાછો વળ્યો અને ઘેર આવ્યો તો બાર-ણાં બંધ દઈ હાં તેથી ભીમ ગભરાયો કે ફેરો પડયો ને વખત નકામો ગાળ્યો, પણ દૈવયોગે મેડાની બારી ઉઘાડી રહી ગઈ હતી તેમાં છલંગ મારી અંદર કુદી પડી દાર ઉપર જઇ બેઠો ચોકમાં કુંતા તથા અર્જુન બેઠાં છે ત્યાં ડાકુ વાલો સાંભળ વા લાગ્યો કુંતાજીને અર્જુન પુછે કેમ માતા શું કહોછો મને કેમ બે સાયા છે! કુંતાજી કહે દીકરા મને વ્હેમ પડયો છે દીવસે દીવસે તું ગળતો જાય છે તારૂં સરીર ઘણુંજ નબળુ થઈ ગયું છે તેનું શું કારણ! અર્જુનજી કહે માતાજી મહેનત વધારે પડે છે. વાંચવા ભણવી. લખવું, રાજ્યનું કામકાજ કરવું તેથી કરીને શરીર સુકાય કુંતા કહે ના દીકરા ઊંડું કારણ જણાય છે, અર્જુન કહે ના માતા બીજું કારણ નથી, કુંતા કહે સાચું ન કહેતો પરમેશ્વ-રની આંણ છે અર્જુન કહે માતા તમે સાગન દીધા તે ખોટું કરવું હું તનને કહું પણ ભીમસેનને વાત ન કરો તો કહું, કુંતા કહે વારુ બેટા હું તે ગાંડા દીકરાને વાત કરૂં તો તારા સોગન છે, ખરૂં હોય તે કહી દે, તે ભીમે સાંભળ્યું અને વીચાર કરયો કે માતા તો સોગન ખાઇને બેઠા પણ ભલું થયું તે હું-

આવી પહોંચ્યો. પછી અર્જુન માતા પાસે રડીને બોલ્યો હે માતા મને રાજ્ય સભા સાંભળતાં કટુ વચન કહે છે. જ્યારે હું સભામાં જાઉં છું ત્યારે મને સર્વ કૌરવો મ્હેણું દે છે. અર્જુનજી કોઈ કહેતું નથી અને મંત્ર પુત્ર કહે છે તેથી મને દારૂણ દુઃખ થાય છે. તે દુઃખથીજ હું દુબળો પડું છું, કુંતાજી કહે છા તો રે બેટા તને વાત કહું તે સાંભળ દુરીયોધન મ્હેણું દેતો હોય તો તું પણ દેજે. તું પણ દુરીયોધન કહીને બોલાવીશ નહી, આખલાનો સુત કહેજે. એની મા ગન્ધારીનો દીવસ વાંકો થયો કારણ ગાન્ધારી નાની હતી ત્યારે માહાદેવજીનો નંદીયો પરણી ગયો હતો. અર્જુનજી કહે મ્હેણું દેવામાં મ્હારી હીંમત ચાલે નહી ભીમ મેડેથી બોલી ઉડયો એનો મારૂં કામ એમ કહીને ચોકમાં આવ્યો, અર્જુનજી ભીમને જોઈ ધ્રુજવા લાગ્યો કે હવે શી ગતી થશે ભીમ જઈ મ્હેણું દેશે તો ભવાનું જશે, કુંતાજીએ કલેશ માંડયો કે રડયા શત્રુ તું કયાંથી આવ્યો. હું તને જીવ આપુ ભીમે વીચારયું કે આમાંથી કંકાસ થશે; એટલે ભીમ તરત પગે લાગ્યો અને કહ્યું કે માતા હું દુષ્ટની સભામાં આગ મુકવા પણ નહી જાઉં, કુંતા કહે અર્જુન ! જાઓ બટા હું ભીમસેનને સભામાં નહી આવવા દેઉં, અર્જુન તુરત સભામાં જવા તૈયાર થયો. મારગમાં ભીમના ભયથી પાછું જોતો જોતો જાય છે, એ પ્રમાણે અર્જુન સભામાં ગયો. ભીમે વીચાર કરયો કે હમણાં બે ત્રણ દીવસ ટાઢું પડવા દો, પછી લાગ જોઈ આંધળાના દીકરાની વાત કરીશું, ચાર પાંચ દીવસ પછી અર્જુન સભામાં જવા નીકળ્યો એટલે ભીમે પણ વસ્ત્ર પહેર્યા અને છાનોમાનો સભામાં જવાનો વિચાર કરયો, પણ અર્જુનને નીયમ છે કે પાછું વાળીને જોવું જોયું તો ભીમને દીઠો એટલે અર્જુન ઉભો રહ્યો એટલે ભીમ બીજે રસ્તે ચડયો ત્યારે અર્જુને વિચાર્યું કે એનો ગમે ત્યાં જતો હશે એમ જાણી અર્જુન સભા તરફ ચાલ્યો એવામાં આગળ બે રસ્તા ભેગા થાય છે ત્યાં ભીમ ભેગો થયો તવ અરર્જુન ઉભો રહ્યો ને ભીમને પુછવા લાગ્યો કેમ ભાઈ સભામાં જવું હોય તો હું ઘેર જાઉં ભીમ કહે ના ભાઈ મારે એની સભામાં રોવાને એ આવવું નથી એમ કહી ભીમ એક તંબોળીની દુકાને બેઠો, તંબોળી થર થર ધ્રુજવા લાગ્યો, ભીમે કહ્યું બીશો નહી, તંબોળી કહે કેમ પધાર્યા છો ! ભીમ કહે પાન ખાવા આવ્યા છીએ ત્યાં મુખ વાસ કરયો. પછી ભીમ એકદમ રસ્તો બદલી રાજ્ય સભાના કીલ્લા પછાડી ગયો તે કીલ્લો ઘણોજ મજબુત હોવાથી ભીમે વીચાર્યું કે ફોગટ ફેરો પડયો; એમ ધારી હીંમત રાખી કીલ્લાના કાંગરા ઉપર ચડયો, અનેફાઢ ઉપર મુઠ્ઠી મુકી તેના ઉપર ડાચું રાખી

લટકતે શરીરે રાજ્ય સભામાં જોઇ રહ્યો, એવામાં અર્જુનજી આવ્યો એટલે દુરીયોધને પોકાર કરી કહ્યું, કેમ મંત્ર પુત્ર મોડા આવ્યો ! એટલે ભીમે તે સાંભળી મેઘના સરખી ગર્જના કરી વીજળી માફક છલંગ મારી સભામાં કુદી પડયો, અને દોટ મુકી લાંબો હાથ કરીને કરણ રાજાને ઝાલ્યો, શકુની નાસવા લાગ્યો શકુનીને નાસતામાં ભીમે ચરણ ઝાલ્યો એટલે તુરત ભોંય ઉપર પડયો, પછી દુરીઓધન અને દુસ્યાસન એ ચાર જણને ભીમે નીચે નાંખી ઉપર ચડી બેઠો છે, ને ગડદા કોણી ઇત્યાદીક પ્રહારો કરવા લાગ્યો, આ બધાની બુમ સાંભળી વીદુરજીએ આવી ભીમનો હાથ ઝાલ્યો દીકરા બસ હવે શીક્ષા ઘણી થઈ છે, ભીમ કહે કાકા રોજ મંત્ર પુત્ર મંત્ર પુત્ર કહી બીચારા અર્જુનને ચીડવે છે, ભલે અમેતો મંત્ર પુત્ર પણ એની મા ગાન્ધારી તો આખલાને પરણી છે, જુઓ કાકા કહીને કહેવરાવ્યું એમાં શો સાર કાઢયો, દુરીયોનને પુછ્યું કે બોલ સાચું છે કે જુઠું, દુરીયોધન કહે સાચુ છે પણ મે જોયું નથી, તવ શકુનીને પુછયુ. તું શું કહે છે, તવ મામો કહે ખરી વાત છે, હવે ક્ષમા કરો, ભીમ કહે જુઓ કાકા ! તવ સર્વ સભા છાનીમાની હસવા લાગી પછી વીદુરજી કહે હશે, જવાદો બેટા શીક્ષા કરી છે, દુરીયોધન કહે હવેથી મંત્ર પુત્ર કહીએનો બ્રહ્મહત્યાનું પાપ, ભીમભાઈ જવા દ્યો, ત્યારે ભીમ ચારેની ઉપરથી ઉઠી ગયો, પછી ચાર જણાને માર પડેલો તેમનાથી ઉઠાતું નથી, તેથી ડોળીયો કરીને ચારે જણને મ્હેલમાં લેઈ ગયા, અને ત્યાંથી પછી પલંગમાં સુવાડયા, આ પ્રમાણે ભીમે ચારે જણને માર માર્યો તેથી તે વાત કુંતાએ જાણી કુંતાજી આ વાત સાંભળતાંજ ગુસ્સે થઈ સ્થંભી રહ્યાં એટલામાં ભીમસેન ઘેર આવ્યો, ભીમને જોઇને કુંતાએ અતીશય આક્રંધ કરવા માંડયો, કુંતાજી ભીમસેનને કહે છે રડયા આટલું કહ્યા છતાં તને લાજ આવતી નથી ! તુંજ અમારો શત્રુ થઈ લાગ્યો છે, તું ખાઈ ખાઈને ભાદરવાની ભેંસ જેવો થયો છે, છતાં તને અક્કલ આવતી નથી. ભીમ કહે માતાજી તે જે વાત સાંભળી તે વાત જુઠી છે, મેં સભાના દરવાજામાં પગ સરખો મુકયો નથી, અને મેં દરવાજામાં પગ મુક્યો હોય તો તારા સોગન છે, એવાંમાં અરજુન સભામાંથી આવ્યો તવ કુંતાજીએ અર્જુનને પુછયું કેમ બેટા ! આ વાત સાચી છે કે જુઠી ! અર્જુનજી કહે માતા દરવાજામાં તો પગ મુકયો નથી પણ કીલ્લો કુદીને સભામાં આવ્યો અને ચાર જણને માર મારયો, ભીમ કહે તે વાત ખરી છે. હું સભાની પુઠે થઈને જતો હતો ત્યારે એવો સોર બકોર થયો કે મંત્ર પુત્ર મંત્ર પુત્ર, તેથી મેં જાણ્યું કે મને

કહે છે. એમ જાણી મને ક્રોધ ચડયો તેથી તુરત કોટ કુદી ચારે જણને માર માર્યો. માતાજી મારે સાચું બોલવું છે. જુઠું બોલવું નથી ખરી બાબત આ છે. કુંતાજી સાંભળી ગુસ્સામા બોલ્યાં રડયાં તને લડવાનોજ ચાળો છે. તું ત્યાં ગયો શા માટે, હવે હું મરવા તૈયાર થાઉં છું. ભીમ કહે માતાજી હશે ક્ષમા કરો રવે હું તેવું નહી કરૂં. એમ કરી કંકાસ ઓલવ્યો. પછી બીજે દીવસે અર્જુન દુષ્ટોને ઘેર માંદા પડયાં હતાં ત્યાં ગયો તો ચારે જણ બોલ્યા કેમ આવ્યો તારો ભાઈ અમને માર મારે છે. માટે તારે આવવું નહી. અર્જુન પગે લાગી બોલ્યો મારી વાત સાંભળો; અમને સર્વને મારે છે, તે મરેનો નીરાંત થાય. હૈયામાં ભીમ તો ઘણો વ્હાલો છે પણ કહ્યા સીવાય ચાલતું નથી. પારકી વીદ્યા લેવી છે. માટે ગરજે ગધેડાને બાપ કહેવો પડે તેમાં શી નવાઈ શકુની કહે. ખરી વાત દુર્યોધન ! આ બીચારાને પણ ભીમ રોજ મારતો હશે. આપણા ઉપર તેની પ્રીતી સાચી છે, માટે તેને આવવાદો દુરીયોધન કહે મામા તે વાત ખરી પણ મંત્ર પુત્રની તો બાધા લીધી ને અર્જુનજી તો કહેવાય નહી. ત્યારે શું કહી તેને બોલાવવો મામો કહે આપણું કામ કરે છે માટે તેને ગરીબડો કહીને બોલાવો જાણે શેવક છે, એમ જાણજો પછી અર્જુને રેહેવા દીધો ત્યારથી અર્જુન ઓસડ વાસડ કરે છે અને જયાં ત્યાં સભામાં આવીને દુરીયોધનને રીજવે છે, એમ કરતાં કરતાં અર્જુનજી હોંશીયાર થાય છે. પછી પેલા દુષ્ટ દુરીયોધનને તથા શકુની વીગેરેને મટયું એટલે તે પાપીયો ઘોડા ઉપર બેશી ફરવા ગયા ફરતાં ફરતાં રાજાને ત્રશા લાગી. એવામાં એક કુઓ દીઠો. તેથી ઘોડા ઉપરથી ઉતરી પાણી પીવા સારૂ કુઆ ઉપર ગયો ત્યાં પાસે દોરી લોટો નહી તેથી વીમાશીને કુઆમાં પગ ઘાલી કુઆ ઉપર બેઠો એવામાં એક પગની મોજડી કુવામાં પડી શી રીતે કાઢે તેથી રોવા લાગ્યો એવામાં તે રસ્તે દ્રોણગુરૂ ત્યાં થઈને જતા હતા તેમણે રાજાને રડતો જોયો એટલે દ્રોણાચાર્ય ત્યાં આવ્યા ને પુછયું અલ્યા કેમ રડે છે. ત્યારે દુરીયોધન કહે મારી મોજડી કુવામાં પડી છે. દ્રોણાચાર્ય તુરત દર્ભની શળી લઈ મંત્રીને કુવામાં નાંખી, એટલે કુવાનું પાણી ઉભરાઈને બહાર આવ્યું એટલે મોજડી બાહાર આવી પડી પછી દુરીયોધને તે લેઈ લીધી. ને ખોબે ખોબે પાણી પીધું પછી દુરીયોધન ખુશી થયો, ને દ્રોણને કહ્યું મહારાજા મારે ઘેર ચાલો આપ ઘણી બાણ વિદ્યા જાણોછો અને સર્વ વાતમાં ચાતુર્યવાન છો માટે મારા રાજમાંથી એક આની ભાગ આપીશ, અને અમને બાણવિદ્યા શીખવો દ્રોણ કહે ભલે ચાલો એમ કહી દ્રોણાચાર્ય

હસ્તીનાપુરમાં આવ્યા. દ્રોણાચાર્યને એક મુકામ આપ્યો. દ્રોણાચાર્યે ભાગ લખી લીધો, અને હસ્તીનાપુરમાં વાસ કરીને રહ્યા. રાજ્યના ગોર કૃપાચાર્ય હતા તેમને એક બેહેન હતાં તે દ્રોણની સાથે પરણાવી પછી દ્રોણ ખુશીથી હસ્થી થઇને બેઠા, ત્યાર પછી કૌરવોએ સારો દીવસ જોઈ બાણ વિદ્યા શીખવાનો આરંભ કરવાને નીકળ્યા એવામાં અર્જુનજી આવ્યો એટલે દુરીયોધન બોલ્યો અરે ગરીબડા અત્યારે પાછો જા, અમે દ્રોણને ત્યાં ભણવા જઇએ છીએ તે ત્યાંથી આવીએ એટલે આવજો, તવ અર્જુને જાણ્યું ભણવાનું છે. એમ જાણી બોલ્યો ભાઈ જ્યાં તમે ત્યાં હું, તવ દુષ્ટ કહે તારે નીચે બેશી રહેવું તવ અર્જુન કહે ભલે. એમ કહી અર્જુન પગ પાળ ચાલ્યો ને દુષ્ટો ઘોડે બેશીને દ્રોણને ઘેર ગયા ત્યાં અર્જુન દ્રોણના ઉમરા પાસે નીચે બેઠા, તવ દુરીયોધને પોતાના પગની મોજડીઓ અર્જુનના ખોળામાં મુકી તે અર્જુન મોજડીયો ખોળામાં લેઈ બેઠો પછી દુષ્ટો દ્રોણના માર પણ ગયા ત્યારે ગુરૂજી ખુશી થયા ને પહેલે દહાડે એક મંત્ર લખીને ગુરૂએ આપ્યો ને, ગુરૂજીએ કહ્યું આ મંત્ર મોંઢે કરો તે પછી ઉભા થઓ અને પાટીમાં જોયા વિના બોલી જાઓ. કૌરવો કહે વારૂ માહારાજા એમ કહી કૌરવો મંત્ર ગોખે છે પછી મંત્ર મોઢે કરીને સર્વે જણા બોલવા લાગ્યા ગુરૂએ પાટી હેઠી મુકાવીને કહ્યું હવે શીખેલો મંત્ર બોલો એટલે કોઇને મંત્ર આવડયોજ નહી જેમાં લખેલો તેમાંને તેમાં રહયો. આથી દ્રોણગુરૂ ગુસ્સે થયા, તેથી ગુરૂજીએ કહ્યું સાંભળો હું બોલું છું એમ કહી ઉતાવળા ઘાટે બોલ્યા તેથી તે મંત્ર અર્જુને સાંભળ્યો તેવોજ તેને મોઢે થઈ ગયો. પછી કૌરવ ગુરૂને કહે છે બસ એટલું હવે કાલ ભણીશું એમ કહી દુરીયોધન રજા લઈ સૌ પેહેલો નીચે ઉતર્યો એટલે અર્જુનજીએ મોજડીઓ પહેરાવી. પછી અધરમી અશ્વ ઉપર બેઠા. અર્જુનને કહે દોડ ગરીબડા હવે બાગમાં જઇએ. અર્જુન આગળ દોડતો જાય ને મંત્ર ગોખતો જાય, કાકાના છોકરાને શેવક રીતે દોડાવે છે, બીલકુલ દયા નથી જેના પીતાજીનું ભેગું કરેલું રાજય ભોગવે છે તેનો વીચાર નથી તેથી ભગવાન રૂઠવાનો હોય ત્યારેજ તેવી બુદ્ધિ થાય. એ ભુંડુ થવાનુંજ લક્ષણ છે. પછી દુષ્ટો ઘોડા ખેલાવતા બાગમાં ગયા ભીમની બીકથી દરવાજાનાં બે કમાડ બંધ કર્યાં અને રમતનો આરંભ કરવા પુષ્પનો એક દડો બનાવ્યો. પછી રમત શી રીતે રમવી તે કહું છે, જુઓ ભાઇઓ આ દડો ઉછાળું તે દડો જે ઝીલે તે ગમે તેને મારે અને જેને જે દડો વાગે તે ઘોડી થાય અને મારનારો તેના ઉપર સ્વાર થાય. પછી બાકી

રહ્યા તે ઘોડીની પીઠે થાપટો મારી આંબળી ને પીંપળીના બે વૃક્ષ ઉપર ચઢી જાય પછી સ્વાર થયેલો ગમે ત્યાં નાસે એટલે ઘોડી થયેલો હોય તે દંડા લેઈ આય તેને મારે તેથી તે દંડા જેને વાગે તે ઘોડી થાય ને મારનારો તેના પર સ્વાર થાય એ રીતે ન્યાયથી રમવું ને દીવસમાં ત્રણ દાવ લેવા જેને માંથે ચોથો પડે તેને માંથે રહેવા દેવો તે બીજે દીવસે દાવ લેવો, એવો ઠરાવ કર્યો, અર્જુનજી હાએ હા કહેતો જાય છે ને ગુરૂનો મંત્ર ગોખે છે, પછી કરણે દંડા ઉછાળ્યો તે દુરીયોધને ઝીલી લીધો એટલે સૌ નાઠા, પણ મંત્ર ગોખ્યામાં અર્જુનજી ઉભો રહેલો તેથી તેને દુષ્ટે દંડા માર્યો અને કહ્યું અલ્યા ગરીબડા આવ્ય તારે માથે દાવ આવ્યો ચાલ્ય મારી ઘોડી થા એટલે કુંતીસુત કીલ્લાને હાથ દેઈ ઘોડી થયો, એટલે દુષ્ટ દુર્યોધને સવારી કરી. બાકી રહેલા દુષ્ટોએ પણ અર્જુન ઉપર દ્વેશ કર્યો. સર્વે જણે અર્જુનજીના પીઠ ઉપર થાપટો મારી, એકસોને પાંચ થાપટો વાગવાથી રૂધીરની તસેરો છુટવા લાગી થાપટો મારી સહુ ઝાડ ઉપર ચઢી ગયા, એટલે દુર્યોધન ઉતરીને નાઠો, પછી અર્જુને દંડા લીધો અને તાકીને દુરીયોધનને માર્યો. એટલે સર્વે વૃક્ષથી ઉતરી આવ્યા. શકુની કહે છત્રપતીને દંડા માર્યો તે દાવ કેમ બકાય ! અર્જુન કહે આ શું બોલોછો. ભાઈ જરા ન્યાયમાં તો આવો પ્રભુની બીકતો રાખો, શકુની કહે ચાલો તેનો દાવ હું આપુ છું, એમ કહી ઘોડી થયો ને અર્જુને સ્વારી કરી એટલે એકસો પાંચ થાપટો મારી સર્વ નાશી ગયા, પછી અર્જુન ઉતરીને નાઠો, એટલે કૈશીલા મામાએ અર્જુનને દંડા મારયો, અલ્યા આવ ગરીબડા ઘોડી થા. એટલે અર્જુનને બીજીવાર ઘોડી થવું પડયું પણ તે મંત્ર ગોખ્યા કરે છે. એટલે પેલા એકસો પાંચ જણાએ થાપટો મારી ઝાડ ઉપર ચડી ગયા, એ રીતે અર્જુન પાસે ત્રણવાર દાવ લીધો. ચોથી વારનો દા અર્જુનજીને માંથે આવ્યો એટલે રમત બંધ કરીને સર્વે ઘેર ગયા, બીજે દીવસે સર્વે દ્રોણને ઘેર ભણવા ગયા. અર્જુન મોજડીયો ઉચકીને બેઠો છે. તે દીવસે ગુરૂએ બે મંત્રો આપ્યા તે પણ અર્જુનને મોઢે થયા અને કૌરવોને તો બાપનો બુધવાર આવડયો મંત્ર મોઢે થતાજ નથી અને અર્જુનજી તો મોઢે કરવા લાગ્યો. પ્રભુ જેને પ્રસન્ન છે તેને કોઈ શું કરનાર છે. કૌરવ ગુરૂ પાસે શીખે છે તો પણ આવડતા નથી, અર્જુન ઘેર આવી સઘળા મંત્રો ઉતારી લે છે એ પ્રમાણે દુઃખ વેઠી વીદ્યા સંપાદન કરે છે. મંત્ર ગોખતાં, માર ખાતાં એક રોગ થયો, અર્જુન તે રોગથી પીડાવા લાગ્યો, પીઠના ઉપર નાળાં પડયાં ને તેમાંથી રૂધીર પરૂં ચાલ્યુ જાય છે, તેથી અંગરખું પેહે-

શું રાખે છે નહી તો માતા તથા ભાઈ જાણી જાય, એમ દુઃખ વેઠી છ માસ વીદ્યા ભણ્યો. જેવો જોઇએ તેવો તેને અભ્યાસ થઈ ગયો. એવામાં એક દીવસે ન્હાવા બેઠો એટલે વૃકોદરે ઓચીંતું જોયું તો અર્જુનની પીઠ ઉપર નાળાં પડેલાં દીઠાં. એટલે અર્જુનને જણાવ્યા વિના તે બહાર નીકળી ગયો. ભીમે એકાંત બેસી વીચાર્યું કે અર્જુનને દુઃખ ઘણું છે, તે કહેતો નથી માટે તેણે તે દુઃખ હાથે ઉત્પન્ન કરેલું હશે કે કેમ, માટે તેનો હું તપા કરૂં એમ વીચાર કરી બેઠો ને પછી અર્જુન વીદ્યા ભણવા માટે ચાલ્યો, તેની પાછળ ભીમ પણ ધીમે ધીમે ચાલ્યો. ભીમે જાણ્યું કે મારે શા માટે ભટકવું ચાલ્ય દ્રોણને ત્યાંજ જાઉં એટલે સઘળા ત્યાં આવશે. દ્રોણના ઘર સામું એક બ્રાહ્મણનું ઘર હતું તે ઘરમાં ભીમ છાનોમાનો પેસી ગયો. બ્રાહ્મણ થરથર ધરૂજવા લાગ્યો અને બે ચાર છોકરાં રોતાં હતાં તે ચુપ થઈ ગયાં, ભીમ કહે કોઈ ગભરાશો નહી. બ્રાહ્મણ કહે ભલે પધાર્યા એમ કહી આસન આપી બેસાડ્યા. એટલે અર્જુન કૌરવ સર્વે આવી પહોચ્યા. દુરીયોધન ઘોડા ઉપરથી ઉતરી અર્જુનના ખોળામાં મોજડીયો મુકી ઉપર ચાલ્યો પછી બાકીના ઉપર ગયા ભીમસેન ચરચા જોઇને ઘણોજ દીલગીર થયો. કે અર્જુનનો આ દહાડો! દુષ્ટને ત્યાં ઘણાં ઘોડા છે. પણ દયા આવતી નથી ને બીચાર અર્જુનને ચલાવે છે. તેથી ભીમની આંખોમાંથી આંસુની ધાર ચાલી, પછી સઘળા શીખીને બાગમાં ચાલ્યા. ભીમસેને વીચાર્યું ચાલ્ય જોઉં કયાં જાય છે, એમ ધારી પુઠે પુઠે ચાલ્યો તો બાગમાં સર્વે જણ રમવા પેઠા ને દરવાજા બંધ કર્યા. ભીમ બહાર રહયો છે. એણે જાણ્યું મહી શું કરે છે, તે માહારે જોવું એમ જાણી બાગના કીલ્લાની પાસે વૃક્ષોની જ્યાં ગટા હતી તે વૃક્ષોની ગફામાં કોટે વળગી લબડતો રહ્યો ને કૌરવ શું કરે છે તે જોવા લાગ્યો. એટલામાં તુરત દુરીયોધન બોલ્યો, અલ્યા ગરીબડા? ચાલ્ય ઘોડીથા. અર્જુનજી મંત્ર ગોખતો આવ્યો ને ઘોડી થયો. એટલે દુષ્ટ તેના ઉપર બેઠો અને એકસો પાંચ થાપટો મારી ઝાડ ઉપર ચડી ગયા, તે જોઈ ભીમે વીચાર્યું કે મારા કંગાલ ભાઇને દુષ્ટો ઘણી કષ્ટી આપે છે, વાગ્યા ઉપર વાગે તેથી નાંળા પડે તે નવાઈ જેવું નથી. એટલામાં દુરીયોધન ઘોડી ઉપરથી ઉતરીને નાઠો તવ અર્જુને એનેજ દડો માર્યો તે દુરીયોધનને વાગ્યો તેથી એના વતીનો દાવ દુસ્યાસને લીધો એટલે એકસો પાંચ થાપટો ધામે મારી ને સઘળા ઝાડ ઉપર નાશી ગયા. એટલે અર્જુન ઉતરીને નાઠો કે તુરત દુરીયોધને દડો અર્જુનને માર્યો એટલે અર્જુન રડવા લાગ્યો કે મારે નથી રમવું તમે મોંહો માંય પક્ષપાત કરી છે, મને માર મારો છો અને એક બીજાનો દાવ લ્યો

છો. અને હું તો એકલો કેટલો માર ખાઉં ને માહારા વતીનો દાવ કોણ લે, ત્યારે દુરીયોધન કહે ભોગ તારા અમે શું કરીએ કોઈ તારો દાવ લેનાર હોય તો બોલાવ્ય તવ ભીમે જાણ્યું ઠીક થયું ભલુ વચન નીકળ્યું છે. એમ હરખ ધરી કોટ ઉપરથી ઉછળીને ભીમ બાગમાં પડયો, એટલે ભીમને જોઈ સર્વે આંબલી પીંપળી ઉપર ચઢી ગયા, અર્જુને વીચાર્યું કે ઠીક થયું તે ભીમસેન ભાઈ આવ્યો ભણવાનું હતું તે છ મહીનામાં ભણ્યો છું, હવે માહારે નથી ભણવું એમ સમજી બાગમાં એક ખુણે જઇ બેઠો; ત્યાં વીચાર કરે છે કે ભીમસેન ન આવ્યો હોત તો હું માર ખાઇને મરી જાત, એટલામાં ભીમ બોલ્યો આવો ભાઇ જેને રમ્યાનો ભાવ હોય તે નીચે ઉતરો, હું માહારા ભાઇના વતીનો દાવ આપવા આવ્યો છું, દુરીયોધન કહે ભુલ્યા ચુકયા, ક્ષમા કરો અમારે દાવ નથી જોઇતો, ભીમ કહે વ્હેવારે દાવ દેવોજ જોઇએ માટે દાવ લેવા હેઠા ઉતરો હું અર્જુન વતીની ઘોડી થાઉં છું, કૌરવ કહે અમારા ઉપર ક્ષમા કરો એમ કરી કર જોડે છે, કાળજુ કંપવા માંડયું છે. અને કહે છે કે ઘોડી નથી જોઇતી, ભીમ કહે બાળકની કહેવત છે કે જેને માથે દાવ રહે તેને માંથે ઘંટી પીંપળો ઉગે, ભીમને કહે છે કે શું કરવા મહેનત કરો છો તમારા ગયા વિના અમે નીચે ઉતરવાના નથી. એવું સાંભળી ભીમસેન ક્રોધાતુર થયો અને દંત પીસી, કાછોટો વાળી બંને ઝાડોને બાથ ભીડાવી. આંબલી પીંપળીનાં ઝાડોને મુળમાંથી હચહચાવી ખેંચી કાહાડયાં પછી બે ઘડી બાગમાં નાચ્યો તે પછી બોલ્યો અલ્યા હજુ ઉતરો ઉંધી બુદ્ધિના અંધના છોકરા ! ઉતરો. તોપણ કૌરવ કહે છે ઉતરવાના નથી ને ઉતરીશું તોપણ ઘેર જવાના નથી, માટે દયાળાની ધીમેથી અમને બાગમાં મુકી દયો, ભીમને ગુસ્સો ચઢયો કે હેઠા ઉતરવાના નથી, તેથી એક બીજા સાથે ઝાડોને અથડાવ્યાં તેથી ડાળે ડાળું હીચકાઈ ઝાડ ભાગી ગયાં તેમાં કૌરવ અધમુવા થઇ નીચે પડયા, એ રીતે આંબો વેડી પાડે એ પ્રમાણે ભીમે સહુ કૌરવને નીચે નાંખ્યા સર્વે કૌરવ એક એક ઉપર ઢગલો થઈ પડયા છે. પછી ભીમેંજઈ અર્જુનનું પાંગોઠું ઝાલી અર્જુનને ખાંધે લીધો, ને પછી બાગનો કોટ કુદી બાહાર પડી ચાલ્યો એવામાં બે રસ્તા આવ્યા ત્યાં અર્જુનને ખાંધેથી ઉતારી કહ્યું કે ઘેર જા. કાકાને ઘેર જઈ વધામણી ખાઉં કે તારા દીકરા રમવા પડયા છે, એમ કહી અર્જુનને ઘરભણી વિદાય કરી પોતે ધત્રાષ્ટર પાસે આવ્યો ને કાકાને કહ્યું કે તમારા સોએ દીકરા આંબલી પીંપળી રમતા પડીગયા તે હમણાં મરી જશે, માટે જાઓ બાગમાં પડયા છે એમ કહી પોતે પોતાના ઘેર

ગયો, તવ ધત્રાષ્ટર સમજ્યો કે એને ભીમનું કામ. હવે જે અર્જુનજી ઘેર જઈ બેઠો છે, તેણે તે દીવસના તોફાનની વાત કુંતાજીને કરી નથી. પણ ભીમે આવી કુંતાજીને કહ્યું કે માતા ભુલ્યો ચુકયો તમારો છોકરો છું માટે મને માફ કરો, કુંતાજી કહે કેમ બેટા આજ વગર કહે માફી માગો છો, ભીમ કહે કે અર્જુનજીએ સમાચાર નથી કહ્યા તંવ કુંતા કહે ના. એટલે ભીમે અર્જુનને બગલમાં ઘાલ્યો અને અંગરખું ઉચું કરીને કુંતાજીને પીઠ બતાવી કુંતા પરમ વીસ્મય પામ્યાં ભીમને પુછયું બેટા આશું કહેવાય, ભીમ કહે આ તમારો ડાહ્યો દીકરો વીદ્યા ભણી આવ્યો. નીત્ય ગુરૂના ત્યાં ભણીને પાછા બાગમાં માર ખાતા હતા, તેથી આજ મેં ત્યાં જઈ કૌરવને કુટયા, કુંતાજી કહે ભલે કુટયા તારા પ્રતાપે મારો અર્જુન દીકરો જીવતો રહ્યો તેથી મારૂં મન પ્રસન્ન થયું, એટલે અર્જુન હાથ જોડીને બોલ્યો એ માતા મારી વાત સાંભળો. વિદ્યા શીખવા માટે એવું દુઃખ વેઠયું છે. દુઃખ વેઠીને શીખવા જેવું હતું તે તમામ શીખ્યોછું માટે હવેથી એ દુષ્ટોનો સંગ માહારે કરવો નથી, હવે પેલા આંધળાએ પોતાના પુત્રોને લાવવા માટે એક હજાર સેવક મોકલ્યા, તે મલ્લો બાગે ગયા, તો તે બાગના દરવાજા બંધ કરેલા છે તેથી નીસરણીયો મુકીને સેવકો કોટે ચડી બાગમાં ઉતર્યા ને દરવાજાનાં બારણાં ઉઘાડયાં એટલે સર્વ સેવકો બાગમાં પેઠા ને કૌરવને જેયા તો કોઇને કાંઈ સુદ્ધી નથી તેથી સેવકો જુદી જુદી ડોળીયો કરી ઘેર લેઇ ગયા, ત્યાં સર્વને એક મકાનમાં જુદા જુદા ખાટલે સુવાર્યા ને ઓસડ વાસડ કરવા માંડયાં. તેથી તેઓ બે મહીને સાજા થયા ને ફરવા લાગ્યા, પછી થોડે દહાડે ગુરૂને ઘેર ભણવા ગયા, ગુરૂએ કહ્યું હું લગારે ભણાવનાર નથી કારણ કે છ મહીનાંથી તમે ભણો છો તેમાં તમને કેટલું આવડે છે તેની પરીક્ષા લેઇને ભણાવિશું, દુરીયોધન કહે તમે કહો તેવી પરીક્ષા આપીયે, દ્રોણ કહે અત્યારે લેવી નથી આવતે કાલે આપો, તે એવી રીતે કે આપણા નગ્રની બહાર એક જોજનીયો વડ છે તે ચાર ગાઉ સુધી લાંબો પહોળો છે, ત્યાં મને કાલે વાજતે ગાજતે લેઈ જાઓ ને તે વડ નીચે હું તમારી પરીક્ષા લઇશ. ત્યાં વડના થડ પાસે મારૂં સીંહાસન નાંખવું ને બીજાને બેસવા માટે બીછાનાં પથરો, નગ્રમાં પડો વગડાવો કે કાલે સહુ લોક ત્યાં જેવા આવે. જેમ તમારી શોભા વધે તેમ કરજો, દુરીયોધન કહે માહારાજા તમારા શીષ્ય છીએ, પૈસા પુંજી ઇત્યાદી આપી તમને ખુશી કરીશું એમ કહી કૌરવો આનંદ પામ્યા ને પરીક્ષા આપવાનું દ્રોણને વચન આપી કૌરવો ઘેર ગયા, પછી ગામમાં, ડંડેરો વગડાવ્યો ને સૌન

જોવા આવવાનું કહેવડાવ્યું કે દ્રોણે છત્રપતીને વિદ્યા ભણાવેલી છે તેની પરીક્ષા દ્રોણને આપે છે માટે જેને જોવાની ઇચ્છા હોય તે જોજનીયા વડે જજો એમ કરતાં રાત પડી બીજો દહાડો થયો એટલે દુર્યોધન સૌને આજ્ઞા કરી કે ચાલો સર્વે પરીક્ષા આપવા માટે; પછી સોનાનું સીંહાસન જોજનીયેવડે મોકલ્યું ને ત્યાં સાફ સુફ કર્યું. પછી કૌરવોએ શણગાર સજ્યા, વાજીંત્રો વગડાવ્યાં સાથે અગીયાર ક્ષોણી સૈન્ય લીધું ભીષ્મ, વીદુરને કૃપાચાર્ય અને તે સીવાય ગામના શેઠીયા શાહુકાર સરવે જોજનીયાવડે ચાલ્યા, કૌરવો ગરૂના ઘેર આવી ઉભા રહ્યા છે એક સુખપાલ મંગાવી ગુરૂને તેમાં બેસાર્યા તે કૌરવમાંથી ચાર જણે ખાંધે ઉચકી લીધી, તે જોવાને સર્વ લોકો કૈક વહેલા વડ નીચે ગયા ને કૈક જોવા માટે જગ્યાઓ એક બીજાની રાખવા ગયા ત્યાં કૈક ઝાડો ઉપર ચઢીને જોવા બેઠા એ પ્રમાણે ધમશાન મચ્યું છે, વાજીંત્રો અપરમપાર વાગવા લાગ્યાં, કોઈ બોલે તો કાને સંભળાય પણ નહી એટલાં વાજીંત્રો વાગવા લાગ્યાં, દ્રોણ ગુરૂ અપરમપાર વાજીંત્રો વાગવાથી, અતીશય માણસોની મેદની થવાથી માહા હરખાયા છે ત્યાં આગળ દુદુંભી ગડગડે છે, વાગ, ઢોલ, મરદંગ, તાલ, રામ-ઢોલ, પરઘમ, કાંશીજોડા સરોદા સરણાઇ એ સીવાય અનેક પ્રકારનાં વાજીંત્રો વાગે છે, નગ્રની નારીયો સુંદીર વસ્ત્રો ધારણ કરી, સુંદીર ગીત ગાતી ગુરૂની પુઠે નગ્રના દરવાજા સુધી જાય છે, આ સઘળી શોભા દેવલોકો જોઈ ખુશી થવા લાગ્યા, તેમ ધીમે ધીમે સઘળા લોક ચાલે છે, ચાલતાં ચાલતાં જોજનીયા વડ આવ્યા પહોંચ્યા, ને સઘળા લોકો આનંદ પામ્યા, અને દદ્રોણાચાર પોતાના આસન ઉપર જઇને બેઠા, ગુરૂજી આસન ઉપર બીરાજ્યા એટલે નગ્રના લોકો પોત પોતાની જગ્યાએ બેસી ગયા, તેમ એક જગ્યાએ સઘળા રાજવંશી લોકો બેઠા. એટલે હસ્તીનાપુરમાં કુંતા માતાજીને ધર્મરાજા પુછવા લાગ્યા કે માતાજી ! અમને વડવેધનની પરીક્ષા થાય છે ત્યાં જવાની આજ્ઞા આપો, કુંતાજી કહે વારૂ બેટા મારી આજ્ઞા છે પણ ભીમને ઘેર મુકી જાઓ. ભીમ કહે માતાજી મારી શી કસુર છે. ત્યારે કુંતા કહે કસુર નથી પણ સભામાં દુરીયોધનને દેખે એટલે તને લડવાનું સુઝે, ભીમ કહે માતાજી હું બીલકુલ બોલીસ પણ નહી ( હું મુંગો બેસી રહીશ ); વળી તમને વ્હેમ આવતો હોય તો હું મારા ભાઈઓની આજ્ઞામાં રહું ! કુંતા કહે બેટા ધરમ ભીમને તમારા હાથથી ઝાલીને લેઈ જાઓ. ધરમ કહે માતાજી કાંઈ ચીંતા નહી, એમ કહી ધરમે તથા અર્જુને ભીમના બંને હાથ ઝાલ્યા, અને વડવેધન થાય છે ત્યાં જોવા સારૂ જાય

છે એટલે રસ્તામાં ભીમ કહે કે આગળ શેહેદેવ છે. પાછળ નીકુળ છે. અને ધર્મ અર્જુન મારા હાથ ઉચકી ચાલે છે, તેથી અમે રાજા જેવા શોભીએ છીએ ને અમારી કેવી શાયબી છે, આ સાંભળી ધરમે આંખ કાહાડી. ભીમ કહે ભાઈ હવેથી નહી બોલું. એમ કહીને સભામાં ગયા. વિદુરજીએ પાંચ પુત્રોને જોયા. તેમણે માન્ય દેઈ પાંચ પુત્રોને બોલાવ્યા અને રૂડા પ્રકારે આસન આપ્યાં. ભીષ્મજી પણ રાજી થયા, પછી દ્રોણ ગુરૂએ દુરીયોધનને સભાની વચ્ચે બોલાવ્યો. દુરીયોધન સભાની વચમાં ગુરૂ આગળ ગયો એટલે દ્રોણગુરૂ પુછવા લાગ્યા. વડવેધનની પરીક્ષા કોણ આપે છે. દુરીયોધન કહે કે હું આપું છું. દ્રોણગુરૂ કહે કે. મોઢે મંત્રો બોલી જવાના નથી. આતો પરીક્ષા કાર્ય કરી બતાવવાની છે. દુરીયોધન કહે જે કહેશો તે કરી બતાવી શું એટલે ગુરૂએ તુરત માટીનો કાચો ઘડો મંગાવ્યો. તવ દુરીયોધનનો સ્વાર માટીનો ઘડો લેઈ આવ્યો. એટલે દ્રોણગુરૂ કહે જુઓ. આ ઘડો ભાગે નહી તેવી રીતે હાથમાં ઝાલી તેમાં પાણી ભરવું પછી તે ઘડાને આકાશમાં ઉંચો ઉછાળવો તે ગગનમાં ચાલ્યો જાય પછી ધનુષ ખાંધ ઉપરથી ઉતારી બાણનું સંધાન કરી મંત્ર ભણી એક બાણ મુકવું તે બાણના અનેક બાણ થાય. અને સઘળા વડનાં પાદડાં છે તે દરેક પાંદડે અકેકું બાણ વાગે ને દરેક પાંદડે પાંદડે બાણ થઈ દરેક પાંદડાને વીંધી નાંખે પછી જેવી રીતે બાણ વેંધ્યાં હતાં તેવી રીતે ઘટી જાય. અને છેવટ એક બાણ હતું તે રહે. અને સર્વ સભાના દેખતાં તે બાણ પાછું ભાથામાં આવીને પેસે અને પેલો ઘડો પણ ભાગ્યા સીવાય હાથમાં આવીને બેસે. તે ઘડો મારી પાસે મુકી મને આવીને પગે પડે તે વિદ્યારથી મારો ઠરે પછી આ સભામાં આશીશ દેઈશ. દુરીયોધન આ સાંભળી વીસ્મય પામ્યો કે આ વાત કેમ મનાય અને વળી કાચા ઘડામાં પાણી કેવી રીતે ભરાય. ઘડો તો મુળમાં કાચો છે. એમ વીચાર કરી શકુની મામાને બોલાવ્યો મામો કહે ગુરૂનું ગપ્પુ છે. ગુરૂએ ભાંગ પીધેલી છે. કરણ કહે એમજ જણાય છે. દ્રોણગુરૂએ તે વાત સાંભળી તુરત નીચું ઘાલ્યું. અરેરે દુષ્ટો આ શું બોલો છો ! સભા સા માટે ભેગી કરાવી સભામાં મારી આબરૂ લીધી અને તેમજ ભાંગ પીધેલી ઠરાવી એટલે દુસ્યાસન બોલ્યો ગુરૂજી ઘેર પધારો એતો વડવેધન થઈ ચુકયો તેમ તેમ ગુરૂજીને વધારે ખોટું લાગ્યું. તે વખત એવું, થયું કે વિષ હોય તો પણ પીજાઉ કજાતીને બોધ કદી દેવો નહી. પ્રથમ તો શીખે ને સાંભળે પણ પાછળથી વીરોધ કરે માટે કુપાત્રો ને વિદ્યા ભણાવવી જોઈએજ નહી હવે મારે જીવીને શું કરવું; સભામાં

મસ્કરી થઈ. માટે જળ જંપા પાત કરૂં કે શું કરૂં ? એમ અનેક પ્રકારથી પોતાના મનને સંકલ્પ વિકલ્પ થાય છે. અને ગદ ગદ કંઠે દ્રોણાચાર્ય થઈ ગયા છે. દ્રોણગુરૂએ તો અતી કલ્પાંત માંડયું કે દુષ્ટ લોકોને વિદ્યા આપી અને જગમાં નીંદાયો થવા લાગી. મે જાણ્યું હતું કે સારા નીવડશે પણ છેવટ મ્હેનત છુટી પડી, સઘળું ધુળ ધાણી થઇ ગયું, કૌરવ લોકોમાંહું નીરાશ થયો. ખોટું નાણું હોય તે ચળકાટ મારે છે તેથી સર્વે મોહ પામે છે પણ બજારમાં વટાવા જાય ત્યારે સમજણ પડે તેવી રીતે હું પણ કૌરવથી છેતરાયો. વળી મને ભંગી ઠરાવ્યો માટે હવે મારી દેહ પાડું કે શું કરૂ એમ દ્રોણગુરૂ અતીશય કલ્પાંત કરવા લાગ્યા ગુરૂજીને ઉદાશી પામેલા જોઇ વીદુર તથા ભીષ્મ દીલગીર થયા, તેમ ગુરૂજીનું દુઃખ જોઈ અરજુંનની આંખોમાં પાણી ભરાઈ આવ્યું, અને ધરમને પુછવા લાગ્યો કે ભાઇ એ ગુરૂની હું વિદ્યા ભણ્યો છું, માટે મને આજ્ઞા આપો તો હું વડવેધન કરૂં, ભીમ કહે એ મુસ્કેલ કામ છે તારાથી બને તેવું નથી, લાવ્ય કહેનો હોઉં તો વડને ખેંચી કહાડું પણ વિદ્યાનું તો આપણ જાણતા નથી, ધરમ કહે ભીમભાઈ છાનામાના બોલ્યા સીવાય બેસી રહો, ભીમ કહે આ બેઠા હવે નહી બોલીએ. ધરમ કહે અર્જુનજી સભામાં ઉભા થાઓ મારી આજ્ઞા છે. પાપમાં પાછા પડવું ને ધરમમાં આગળ ધાવું માટે ભાઈ ઉઠો અને બ્રાહ્મણનું દુઃખ ટાળો, અર્જુનજી ભાઇઓને પગે લાગી ઉઠયો. ગુરૂજીને નમસ્કાર કર્યો કે મહારાજ મને આજ્ઞા આપો આપના દ્વારમાં બેસી ભણ્યોછું અને આપની કૃપાથી તે કાર્ય બજાવીશ, દ્રોણે વીચાર કરયો કે પાસે બેસી ભણનારાથી નથી થતું તો આ નીચે બારણા આગળ બેસીને ભણ્યો તેનો શો વિશ્વાસ પડે. એવો વિચાર કરી આજ્ઞા આપી નહિ ને નીચું જોઈ ગુરૂજી બેસી રહ્યા, એટલે દુરીયોધન બોલ્યો કે કેમ અર્જુન ! અર્જુને જાણ્યું કે કોઇ દહાડો મને અર્જુન કહીને બોલાલ્યો નથી પણ ભીમભાઇના ભયથી મને અર્જુન કહ્યો છે. દુરીયોધને ભીમની બીકથી અર્જુનને માન્ય દેઇને બોલાવ્યો અને પુછવા લાગ્યો કે દ્રોણ ગુરૂનિ શા માટે આજ્ઞા માગી. અર્જુન કહે હું વડવેધન કરવા આજ્ઞા માગું છું દુરીયોધન કહે તે વિદ્યા તમને ગુરૂએ શીખવિજ નથી અર્જુન કહે તે વિદ્યા દ્રોણ ગુરૂએ મને બરોબર શીખવી છે ને તે વાત ખરી છે જો મને ગુરૂ આજ્ઞા આપે તો હું વડવેધન કરૂં, તવ દુરીયોધન કહે અમે ગુરૂની આજ્ઞા અપાવીએ ને તારાથી વડવેધન ના થાય તો તારા નાક કાન અમો કાપી લેઇએ, જો એવિ સરત કરતો હોય તો આજ્ઞા

અપાવિએ ત્યારે અર્જુન કહે જાઓ માહારે કબુલ છે ત્યારે દુરીયોધન કહે ધર્મની પાસે એટલું લખાવિ લાવો, એટલે અર્જુન ધર્મની પાસે આવ્યો, એટલે ધર્મ કહે ભાઈ મુમત કરીને કામ કરવું નથી આપડે સરપાવ લેવો નથી, આપડે તો બ્રાહ્મણનું કામ કરવા ઉભા થવાની જરૂર છે. અર્જુન કહે નહિ લખી આપો તો મારા પ્રાણ ત્યાગ કરીશ. ભીમ કહે ભાઇ ધરમ લખી આપો સૌ ઇશ્વર સારા વાનાં કરશે. અને તેમ કરતાં કામ નહિ થાય ને નાક કાન કાપવા આવશે તો હું સોયેને મારી નાંખીશ. ધર્મ કહે માહારા લખી આપ્યા પછી કંઈ નહિ થાય કારણ કે મારૂં લખેલું મીથ્યા થાયજ નહી, મારૂં લખેલું રદ કરે તો મારા પ્રાણ કાઢું. અર્જુન કહે મારા નાક કાન કપાશે તેમાં તમારે કોઇને શો સંતાપ છે, ઉઠેલો હવે નીચો બેસવાનો નથી ત્યારે પછી ધરમે લખી આપ્યું, અર્જુને તે પત્ર દુરીયોધનને આપ્યો. દુરીયોધને મામાને કહ્યું છરો ઘસીને તૈયાર કરી રાખજો કારણ કે અર્જુનના નાક કાન કાપવાનાં છે, એવી રીતે સત્યવાદીએ દસ્તાવેજ લખી આપ્યો તેથી સર્વે સભા આશ્ચર્ય પામી. કરણ રાજા પાસેથી ધનુષ્ય બાણ અપાવ્યાં. અર્જુનજી કચ્છ ભીડી તૈયાર થયો અને કટીને ખેંચીને બાંધી, દુરીયોધન કહે મામા નકામો મુમત કરે છે, ત્રણ લોકમાં એવું કરનાર કોઈ નથી ને નકામો વાદ ઝાલી કાનને નાક આ ભરી સભામાં ખોવાનો છે. એમ વાત કરી ચાર દુષ્ટ કૌરવો દ્રોણ ગુરૂની પાસે અર્જુનને આજ્ઞા અપાવા આવ્યા પણ દ્રોણગુરૂ નીચું જોઈ બેઠા છે તે ઉંચું જોતા નથી. ત્યાં આવિ દુરીયોધન કહે ગુરૂ માહારાજ આ અર્જુનને આજ્ઞા આપો, તવ ગુરૂ બોલ્યા નહી, તવ મામો કહે ન બોલે તો ગોદમ ગોદા ? કરીને બોલાવો, કરણરાજા કહે આજ્ઞા આપો એટલે દુરીયોધન ગોદો મારીને બોલ્યો ગુરૂજી આજ્ઞા આપો, દુસ્યાસન ગોદો મારીને બોલ્યો ગુરૂજી આજ્ઞા આપો, એટલે ગુરૂ ગભરાયા, અને મનમાં વિચાર કરવા લાગ્યા, અર્જુનથી કદી કામ નહી બને તો મારૂં વેણ જશે, એમ કરતાં આજ્ઞા ન આપું તો ગોદમ ગોદ થાય છે એમ સમજી ક્રોધાતુર થઈ દ્રોણગુરૂ બોલ્યા, હે અર્જુન આજ્ઞા આપું છું, જા તારાથી આ કામ થાજો. એવું સાંભળી અર્જુનજીએ તે આશીરવાદ મુસ્તકે ચડાવી તુરત સભામાં ઉભો થયો અને પ્રભુનું સીવન કરવાનું શરૂ કર્યું, અર્જુન પ્રભુને અરજ કરે છે કે હે નાથ ! જેવી રીતે શવરીનાં એંઠા બોર જમ્યા, કુબજાનું ચંદન લીધું ને તેમની લાજ રાખી તેવી રીતે મારી રાખજો, અને મારામાં વડવેધન કરવાનું જોર નથી માટે હે પ્રભુ તેમની લજ્યા રાખી તેવી રીતે મારી લાજ રાખજો

વળી હે પ્રભુ દેવની લજ્યા સારૂ ઝાલંધર રૂપ ધર્યું, સઘ્ધાની અહલ્યા બનાવી શ્રાપ ટાળ્યો એ પ્રમાણે ભક્તોની લજ્યા રાખતા આવ્યા છો માટે મારી પણ લાજ રાખજો. હે પ્રભુ હું જસ લેવા નથી ઉઠયો; ગુરૂજી દેહ ત્યાગ કરતા હતા માટે મારા મનમાં દીલગીરી થવાથી હું ઉઠયોછું.મારા નાક કાન દુષ્ટોએ કાપી નાંખવાનું ધાર્યું છે તે કપાશે તો તારાં કપાયાં એમ હું તો માનીશ. વળી હે નાથ દિનના દયાળુ છો, હે પ્રભુ નાક,કાન જશે તો મારો દેહ ત્યાગ કરીશ, માટે હે નાથ મારી લાજ રાખજો, એ પ્રમાણે ઘણીવાર સુધી સ્તુતી કરી અર્જુનજીએ ધનુષ તથા બાણ સજ્જ કરી ખાંધે ભેરવ્યાં ને કાચો કુંભ પોતાના હાથમાં લીધો પછી ગુરૂનુ સ્મરણ કરી વીદુર તથા ભીષ્મને નમ્યો, સર્વ સભાને પણ નમ્યો. સરવે લોકો તેને આશીર્વાદ આપવા લાગ્યા દુરીયોધન બોલ્યો મામા કામ થશે કે નહી થાય. મામો કહે કાચા ઘડામાં પાણી રહેવાનું નથી. હમણાં માટી થઇને ઘડો ભાગી જશે તે સાંભળી છત્રપતી ખુશી થયો. પછી અર્જુને ઘડા ઉપર વજ્ર મંત્ર મુકયો તેથી ઘડો વજ્ર જેવો થયો. પછી અર્જુન બોલ્યો હે રાજા દુરીયોધન પાણી લાવીને રેડો. એમ કહી પ્રભુની સ્તુતી કરવા લાગ્યો, દુરીયોધન શકુનીને કહેવા લાગ્યો કે ઉઠો રાજા જઇને ઉંચેથી પાણી રેડો એકલે ઘડો ભાગી જશે, દુરીયોધન ઉભો થયો ને અર્જુન પાસે જઈ તે ઘડામાં પાણી રેડયું. ઘડો પાણીથી ભરાયો એટલે દુરીયોધનને વ્હેમ પડયો ને મામાને પુછવા લાગ્યો કે મામા ઘડો ભરાયો પણ ભાગી જતો નથી. મામો કહે ધીરજ રાખ એતો એની ઝાલવાની ચતુરાઈ છે. હમણાં ગગનમાં ઉછાળશે એટલે ઘડો પાણીમાં પલળી તુરત કાદવ થઈ નીચે પડશે, ત્યારે પાછો દુયોધન ખુશી થયો. પછી અર્જુનજીયે વાયુનો મંત્ર ભણ્યો એટલે વાયુએ આવી તુરત તે ઘડાને ખેંચી લીધો, દુરીયોધન કહે મામા ઘડોતો ઉંચે ગયો પણ ભાગ્યો નહી, મામો કહે ઘડો ગયો પણ ધનુષ બાણ ખેંચતાં નહી આવડે. એટલામાં અર્જુને ધનુષ લેઇ ટંકાર કરયો. દુરીયોધન કહે મામા અર્જુને તો ધનુષ પણ તૈયાર કરી ટંકાર કરયો. મામો કહે ધીરજ રાખ હજુ બાણનું સંધાન કરતાં નહી આવડે. એક બાણમાંથી વડના દરેક પાંદડાં વિંધવા માટે અનેક બાણ જોઇશે તે કયાંથી લાવશે. મામો કહે કાંઈ બાણ તે વીયાશે માટે તું ધીરજ રાખી બેશ. દુરીયોધન કહે મામા બહુ સારૂં પછી હું તુરત નાક કાન કાપી નાંખીશ એટલામાં અર્જુનજીએ એક બાણ ધનુષ ઉપર ચડાવ્યું. અને અગણીતો મંત્ર ભણી તે બાણ ઉપર ધર્મભાઇનું પુન્ય મુકયું, પ્રભુ ઉપર ટેક રાખ્યો અને એક

બાણ છોડી દીધું. પછી ભગવાનની સ્તુતી કરતો સભામાં ઉભો રહ્યા. બાણ જતામાં બે થયાં ત્રણ થયાં. ચાર થયાં, પાંચ થયાં એમ કરતાં કરતાં દસ બાણ થયાં અર્જુનજી પ્રભુનું ભજન કરે જાય છે પછી બાણ દસકે દસકે વધે જવા લાગ્યાં એમ કરતાં કરતાં વીસ ત્રીસ. ચાળીસ, પચાસ, સાઠ, શીતેર, એંસી, નેવુ, સો, બસેં, ત્રણસેં, હજાર, દસહજાર એ પ્રમાણે અયુત લક્ષ અને કરોડ થયાં સર્વે લોકો જોઈ રહ્યા છે એમ કરતાં કરતાં મધપુડાની મક્ષીકાની માફક અપાર બાણ થઈ ગયાં, ન્હાનું ને મોટું સર્વે પાંદડું વીંધાઈ જવા લાગ્યું. પછીથી બાણ ઘટવા લાગ્યાં જેવી રીતે વધ્યાં તેવી રીતે ઓછાં થવા લાગ્યાં છેવટ એક બાણ બનીને ભાથામાં પેઠું. અર્જુને હાથ લાંબા કરયા એટલે ગગનમાંથી ઘડો અર્જુનના હાથમાં આવીને બેઠો. તે ઘડો ગુરૂના આગળ મુકી લાંબો થઈને ગુરૂજીનાં ચર્ણાબીંદમાં મુસ્તક મુકી પગે લાગ્યો એટલે દ્રોણે ઉંચુ જોયું. દ્રોણ અર્જુનને જોઈ ખુશી થયા અને આશીર્વાદ આપ્યો કે મારા જેવા સો દ્રોણ તારાથી જીતાજો, તેં મારૂં મરણ ઉગાર્યું તેથી તારી જય થાજો. મારા કોઠાની સઘળી વિદ્યા તારા કોઠામાં જજો એટલે સરવે સભા જય સબ્દો બોલવા લાગી એટલામાં ભીમ ઉભો થયો અને બોલ્યો કે દુષ્ટ દુરીયોધન કયાં ગયો એના નાક કાન કાપવાં છે, એટલે શકુની કહે અલ્યા કરણ, દુસ્યાસન સરવે નાસી જાઓ નહીતો આપણું મરણ આવ્યું કાળે મ્હોડે કૌરવ લોકો તુરત નાસી ગયા બીજા બધા તો બેસી રહ્યા, સૈન્ય પણ નાસી ગઈ એવામાં ધર્મરાજાએ ભીમનો હાથ ઝાલ્યો કે ભાઈ અત્યારે બોલશો નહી. ભીમ કહે ધર્મભાઈ હુંતો બીવરાવુછું. એટલે ભીષ્મજી બોલ્યા અલ્યા ભીમ તે વાત ખરી પણ ગુરૂને ઘેર લઇ જવા છે ને સૈન્ય તો નાસી ગયું; માટે શોભા બરોબર નહી થાય, એટલે તુરત ભીમ દોડયો અને અગીયાર ક્ષોણી સૈન્યાને બીક બતાવી પાછો સભામાં સૈન્યાને લઈ આવ્યો, પછી પાલખીમાં ગુરૂને પધરાવ્યા, અને ધર્મ, નીકુળ, સેદેવ, અર્જુન ચાર ભાઇઓએ પાલખી ખાંધે લીધી, ભીમ છડી લઇ આગળ ચાલ્યો, વાજતે ગાજતે ગુરૂને ગામમાં લાવ્યા અને આંધળાના છોકરા શરમાઇ ઘરમાં પેસી ગયા. ગુરૂજીને ઘેર પધરાવી સર્વ લોકો પછી વીદાય થયા. અર્જુનજી પ્રેમ કરીને કુંતાજીને પગે લાગ્યો કુંતાએ કહ્યું કેમ બેટા એટલે ધર્મરાજા બોલ્યા હે માતા અર્જુનનું દુઃખ વેઠેલું મજરે પડયું. માતા તારા અર્જુનજીએ વડવેધન કર્યું. દુરીયોધન તથા સરવે કૌરવ કાળાં મોં લેઈ ઘેર ગયા વળી દ્રોણગુરૂએ સરવે વીદ્યા આપી અર્જુનને આશીર્વાદ આપ્યો. તેથી હવે

કોઇ પણ અર્જુનને જીતે તેવો જગતમાં નથી તે સાંભળી ભીમને માઠું લાગ્યું કે મારૂં માન્ય ઉતરી ગયું. ભીમ કહે મારાથી કોણ જબરો છે ! ધર્મ કહે આપણો અર્જુન તારા જેવા પચીસને જીતે, ભીમ કહે ઉઠો અર્જુનજી આપણ બે યુદ્ધ કરીએ, અર્જુન કહે તમો બળીયા તમને હું પોહોચુ નહી, ત્યારે ભીમ કહે ધર્મભાઇ સાંભળો વળી જુઓ કે યુદ્ધ કરતાં અર્જુન મંત્ર ભણી બાણ ચડાવે એટલામાં હું દોટ મુકી ડોકી ઝાલી પૃથ્વી ભેગો કરીનાંખુ, અર્જુન બોલ્યો હા ભાઇ હા તમે જીતો, એમ સરવે ચારેએ ભીમનું માન રાખ્યું.



## વશ્રામ સતરમો.

એમ આનંદમાં પાંડવ રહ્યા, કૌરવ જનને કલેશ;
વલ્લભ વદે ભેળા થઈ, દુષ્ટ વિચારે દ્વેશ.

દુરીયોધન ભાઇઓને ભેગાકરી કહે કે આપણ તો ઠોઠના ઠોઠ રહ્યા ને અર્જુન તો સઘળી વિદ્યા ભણી ગયો, એકલો ભીમ બળીયો હતો પણ હવે તો અર્જુનને ભીમ બન્ને બળીયા ભેગા થયા, બે ભાઈની જોડ થઈ, એકને આપણ પહોંચતા નહોતા ને બેને કેવી રીતે પહોંચીશું, અર્જુનજી સો દ્રોણને જીતી શકે તેવો સમર્થ છે તેવો દુનીયામાં બીજો કોઈ હશે ? શકુની કહે ફરસુરામ છે તેની વીદ્યા કોઈ શીખી આવે તો અર્જુનને મારે, શકુની કહે ઘણાજણ ફરસુરામની પાસે ભણે છે પણ ક્ષત્રી લોકોને ભણાવતા નથી, કેમકે ક્ષત્રીયો ભણીને ગુરૂની સામા થયા તેથી તેમણે પ્રતીજ્ઞા કરી છે કે ક્ષત્રીને વિદ્યા શીખવવી નહી, ભીષ્મ પીતા એમની વિદ્યા શીખ્યા હતા, પછી દાદા તેમની સામા થયા ત્યારથી શીખવતા નથી, જો કોઈ બ્રાહ્મણનો વેશ ધારણ કરી શીખી આવે તો શીખાય, એટલે કરણ બોલ્યો હું બ્રાહ્મણનો વેશ લેઇ શીખવા જાઉં પણ ફરસુરામની આસપાસના ગામોમાં હુંડીયો મોકલો તેમાં એમ લખો કે હાવી કાન્તીને શરીરે હાવાં નીશાન હોય તે તેવા વિદ્યારથીને જે માગે તે આપવું એવું સાંભળી દુરીયોધન બોલ્યો જાઓ કરણભાઇ હું હુંડીયો મોકલીશ તમે સુખેથી ભણી આવો એટલે કરણ બ્રાહ્મણનો વેશ લઈ નગ્રની બહાર ચાલ્યો દુરીયોધન વળાવા ગયો, અને કહેવા લાગ્યો કે અર્જુનજી તારા હાથે મરણ પામે તેવી વિદ્યા શીખીને વહેલો

આવજે. એમ કહી દુરીયોધન પાછો વળ્યો. કરણરાજા ફરસુરામનો મઠ છે ત્યાં આવી પહોંચ્યો અને બારણે ઉભો રહીને આંખોમાં આંસુ લાવ્યો પછી ફરસુરામની પાસે ગયો, ત્યાં ગયા પછી ફરસુરામને કરગરી પગે લાગ્યો અને ફરસુરામને કહેવા લાગ્યો કે ક્ષત્રી પુત્ર અર્જુનને મને અભડાવીને માર માર્યો. ફરસુરામ કહે કેવી રીતે તને મારયો કરણ કહે મહારાજા મારૂં ગામ કાશી છે પણ હું હસ્તીનાપુરમાં રાંધેલી ભીક્ષા માગી ખાતો ને વિદ્યા ભણતો એવામાં એક દીવસ હું ભીક્ષા માગી ઘેર આવતો હતો એટલે એક નેળ આવી તેમાં અર્જુનજી સામા મળ્યા તેમને મેં કહ્યું કે મને અડકશો નહી જો અડકશો તો હું અભડાઇશ અને મારૂં અન્ન નાંખી દેવું પડશે, એટલામાં અર્જુને મને પાંચ ચાબુક મારી પછી મેં મારૂં અન્ન નાંખી દીધું અને મેં નીયમ લીધો કે અર્જુનને મારૂં ત્યારેજ ઘેર જાઉં, ત્યાં સુધી વિદ્યા ભણવા આવ્યોછું, ફરસુરામ કહે ભલે, એમ કહી કરણરાજાને પોતાની પાસે રાખ્યો હવે દુરીયોધને મઠની આસપાસના ગામોમાં હુંડીયો મોકલી. સરવે વિદ્યારથીઓ માગવા જાય તેની સાથે કરણ પણ જવા લાગ્યો. ફરસુરામ કહે તારે થોડા દહાડા રહેવાનું છે માટે માગવા ન જઇશ. કરણ કહે મને ઇચ્છા છે માટે હે મહારાજા મને જવા દો, એમ આજ્ઞા લેઈ કરણ વિદ્યારથીયો સાથે ગયો ત્યાં કોઈ ગામમાં ગ્રહસ્થ હોય ત્યાં જઈ કરણ ઉભો રહે. તવ કરણની કાન્તી જોઈ ગ્રહસ્થે કરણને બોલાવી બે હાથ જોડી ગ્રહસ્થે કહ્યું કે કહો મહારાજ શું જોઇએ છીએ, કરણ કહે લાડુનું સીધું આપો, એટલે તુરત ગ્રહસ્થ તેવાં સીધાં આપે, માંગવાનું બંધ રાખી સરવે વિદ્યારથી ફરસુરામ પાસે આવ્યા, બ્રાહ્મણોએ વીચાર કરયો કે આ કેવો નશીબવાન છે કે નીત્ય મીષ્ટાનનું સીધું લાવે છે; કરણ કહે કે હવેથી મારે માગવા આવવું નથી કારણ કે મારે થોડા દહાડામાં વિદ્યા ભણવી છે માટે લાડુ ખાધામાં રહું તો વિદ્યા કેવી રીતે શીખું. બ્રાહ્મણોએ વિચાર કરયો કે આપણે એકલા માગવા જઇશું તો લાડુનું સીધું મળનાર નથી માટે કરણને રોજ માગવા સાથે લ્યો, તવ સરવે બ્રાહ્મણોએ વીચારી કરણને કહ્યું કે અમે વારાફરતી તને ભણાવ્યા કરીશું પણ તું અમારી સાથે માગવા આવજે અને લાડુનું સીધું અપાવજે. એમ બ્રાહ્મણો લાડુ ઉપર લાડુ જમે જાય છે અને કરણ રાજા વિદ્યા શીખે જાય છે. છ મહીનામાં કરણ રાજા માહા બાણાવળી થયો, બ્રાહ્મણોને, રીઝવી રીઝવી વિદ્યા શીખી લીધા. પછી કરણે ફરસુરામને કહ્યું કે મારા માબાપો વૃદ્ધ છે અને હજુ અર્જુનને મારવો છે, પછી ઘેર જવું છે માટે

મને રજા આપો, ગુરૂ કહે બટા અર્જુન તો ક્ષત્રી છે ને તું તો બ્રાહ્મણ છે માટે તેનો માર તારાથી જીરવી શકાશે નહી. માટે આજનો દહાડો રહે ને કાલે ઘેર જજે, હું વીચાર કરી તને ખુશીથી રજા આપીશ. એમ કહી તે દીવસ રાખ્યો. રાત્રી પડી તે વખતે ફરસુરામે કરણને એકાંત બોલાવ્યો અને સામો બેસાડયો. અંજળીમાં જળ આપ્યું પછી મંત્ર ભણીને કરણને પાણી છાંટે છે, એમ મંત્ર વડે કરીને નવાણું કવચ કરણના અંગે પહેરાવ્યાં. કોઈ બાણ તેના શરીરને ઇજા કરીશકે નહી એવી રીતે વજ્ર જેવો બનાવ્યો પછી ગુરૂએ બે બાણ લીધાં તેમાંથી એક બાણ મંત્રીને કરણને આપ્યું, અને કહ્યું કે આ બાણથી અર્જુનનું મરણ થશે. કરણ કહે વારૂ માહારાજા, પણ અર્જુનની પક્ષ કરી કૃષ્ણ મને મારવા માટે આવશે, તે વખત હું શું કરૂં ફરસુરામે બીજું બાણ મંત્ર ભણીને આપ્યું અને કહ્યું કે જા આ બાણથી કૃષ્ણનું મરણ થશે. તવ કરણરાજા ખુશી થયો અને વીચારવા લાગ્યો કે વ્હાણું વાય કે તુરત ઘેર જતો રહું. પછી ફરસુરામને નીંદ્રા આવી તેથી કરણના ચરણના ઉપર મુસ્ત મુકી સુઈ રહ્યા. ત્યાર પછી તે વાત કૃષ્ણે જાણી. પ્રભુએ વીચાર્યું કે મારૂં તથા અર્જુનનું મરણ થાય તેવાં બે બાણ કરણરાજા લેઇને ઘેર જશે તો જરૂર અમારા બંન્નેનું મ્રત્યું થશે, એમ જાણી નારદરૂષીનું આરાધન કરી નારદને બોલાવ્યા નારદે કહ્યું કેમ મહારાજ મને બોલાવ્યો કૃષ્ણ કહે તમે ઇંદ્રને કહો કે તારો પુત્ર અર્જુન છે તેનું મરણ કરણના હાથે થવાનું છે. અને કહેજો કે ફરસુરામ પાસે કપટ કરી વિદ્યા શીખ્યો છે. અને કાલે વ્હાણામાં ઘેર જવાનો છે, માટે રાતમાં જે કરવાનું હોય તે કરો નહીતો અર્જુનનું મ્રત્યું થશે. તવ નારદજી સ્વર્ગમાં ગયા અને ઇંદ્રને આ સઘળી વાત કરી કે કૃષ્ણપ્રભુએ મને બોલાવી આ સઘળી વાત કરી કે ઇંદ્રને ખબર આપો કે તારા પુત્રનું મરણ કરણના હાથે થવાનું છે. ઇંદ્ર કહે વારૂ માહારાજ હવે પધારો હું તેને માટે ઉપાય કરૂં છું એમ કહી ઇંદ્ર કાળો ભમરો થઈ જઈ કરણની જંગા ઉપર બેઠો, કરણે વીચાર કર્યો કે ભમરો કરડયાનું દુઃખ ગણીશું તો બાણનો માર શી રીતે સહન કરી શકીશું માટે છાના માના આપણે તો બેશી રહો એમ વીચારી કરણ બીલકુલ ઉઠયો નહી. એટલે ભમરે ડંશ કરી કરણની જંગામાંથી ઘણુંજ રૂધીર કાહાડયું ને રૂધીરની ધારા વ્હેવરાવી પણ કરણ બીલકુલ હાલતો ચાલતો નથી. પછી ફરસુરામની નીચે તે રૂધીર ગયું, તવ ફરસુરામને રૂધીર અડવાથી જાગી ઉઠયા ને વીચાર્યું કે ઉનું ઉનું શું લાગ્યું એમ જાણી કરણને પુછયું કે આ માહારા નીચે શું આવ્યું

ત્યારે કરણ કહે મને ભમરો કરડવાથી રૂધીર નીકળ્યું તે તમારી તળે આવેલું, તવ ફરસુરામે વીચાર કરયો કે બ્રાહ્મણ હોય તો તુરત બુમ પાડે રૂધીર દેખીને ત્રાસે પણ આતો કોઈ કઠણ જાત ક્ષત્રી હશે. એમ વિચારી ફરસુરામે પુછયું કે સાચું બોલ તું કોણ છે ! કરણ કહેવા લાગ્યો મહારાજ બ્રાહ્મણછું તવ ફરસુ-રામે વીચાર્યું કે સાહસ કામ ન કરવું એમ ધારી સમાધી કરીને જોવા લાગ્યા. કરણે જાણ્યું સમાધી કરી તેથી મને ઓળખશે માટે લાવ્ય હું છાનોમાનો નાશી જાઉં નહી તો મને ઠેર મારશે એમ વીચાર કરી કરણ ફરસુરામનો રથને ઘોડા જોડી રથમાં બેસી ઘોડા મારી મુકયા. પછી ફરસુરામ સમા-ધીમાંથી જાગ્યા અને વિદ્યારથીઓને પુછવા લાગ્યા કે પેલો વિદ્યારથી કયાં છે. વદ્યારથીઓ કહે તેતો તમારો રથ જોડીને નાશી ગયો. ફરસુરામ કહે અર્જુનનો બીલકુલ વાંક નથી અને મારે માથે બ્રહ્મહત્યા લગાડી, અર્જુનનું મરણ કરવા માટે બાણ પણ લીધું અને મારો રથ ત્થા ઘોડા સર્વે લઇને નાશી ગયો. આનો ગુરૂનો ગુરૂ થયો. પછી ફરસુરામ ગુસ્સે થઈ તુરત બીજો રથ જો-ડાવી કરણને પકડવા ફરસુરામે અશ્વના કર્ણમાં મંત્ર મુકી અશ્વને મારી મુકયા તેથી ઘોડા સુસવાટા બંધ ચાલ્યા કરણ જતો હતો તેને રસ્તામાં ફરસુરામ પહોંચી મળ્યા અને હાકમારી કે અલ્યા દુષ્ટ ઉભો રહે કયાં જાય છે. કરણ કહે હું તમારો શીષ્ય છું મને જવાદો નહી તો તમને સમજણ પાડીશ, ફરસુરામ કહે અર્જુનના વાંક નથી અને શા માટે તેના મર્ણનું બાણ લેઈ જાય છે, અને વળી મને બ્રહ્મહત્યા લગાડી માટે હે દુષ્ટ હવે તને શીક્ષા કરૂં કરણ કહે થવાની હતી તે થઈ બાણ લેવાનાં હતાં તે લેઇ લીધાં હવે તમારાથી શું વળવાનું છે. ફરસુરામ કહે દુષ્ટ નહી બને શું હમણાં તને શીક્ષા કરૂંછું. તવ કરણ કહે મા-હારાજ હું તમારો શીષ્ય છું તેથી છાનામાના ચાલ્યા જાઓ કરણ કહે તમે ગુરૂ છો અને હું શીષ્ય છું માટે આપણ બંને જણ લડીએ તે ખોટું દેખાય ને જગતમાં નીંદા થાય માટે ખુશીથી ગેર પધારો. ફરસુરામ કહે દુષ્ટ કપટ કરી તું વીદ્યા શીખી જાય છે પણ શીક્ષા કર્યા સીવાય જવા દેવાનો નથી, એમ એક એકની સાથે વાદવિવાદ થયો, પછી સામસામા રથમાં બેસી યુદ્ધ કરવા માંડયું. બંને જણાએ ધનુષના ટંકાર કર્યા, બાણોનું સંધાન કરી એક એકના ઉપર છોડવા માંડયાં. અગણીતો મંત્ર ભણી બાણ મારે છે તેનાં એકનાં અનેક થઈ વૃષ્ટી થવા લાગી, એક એકથી પાછા પડતા નથી. એક આખો દીવસ યુદ્ધ ચાલ્યું અને બીજો દીવસ થયો એટલે એક એકની શરમ તોડી અને અતીશય

યુદ્ધ કરવા માંડયું ફરસુરામે નવાણુ મંત્રે નવાણુ બાણથી કરણ રાજાના નવા-કવચ છેદી નાંખ્યાં તેથી કરણ ઉઘાડો થયો પછી ફરસુરામે કરણ ઉપર બાણો છોડવા માંડયાં, બાણો સુસવાટા કરતાં આવિને કરણના શરીરમાં પેશી જાય છે તેથી કરણને રૂધીરની ધારા ચાલી જાય છે. તવ કરણ ગભરાયો, ફરસુરામે કરણના રથ ભાગ્યા તથા ઘોડા મારી નાંખ્યા તેથી કરણ નીચે પડી ગયો પછી ફરસુરામે રૂવાંટે રૂવાંટે બાણ માર્યા અને વીંધી નાંખ્યો પણ ક્ષત્રી છે તેથી સહન કરી રહ્યો પછી ફરસુરામે આયુદ્ધ નીચે નાંખી દેઈ કરણની પાસે આવી કરણને નીચે નાંખી કરણની છાતી ઉપર ફરસી લેઇને ચડી બેઠા, પછી કરણને કહે કે દુષ્ટ હવે તને મારી નાંખું, બે દીવસ સુધી યુદ્ધ ચાલ્યું તે નારદે યુદ્ધ જોઇને વીચાર કર્યો કે કરણને ફરસુરામ મારી નાંખશે તો ખોટું થશે માટે ચાલ્ય સુર્યને કહું કારણ કે કરણ સુર્યનો પુત્ર છે તેથી કરણને બચાવશે, એમ વીચાર કરી નારદ સુર્યની પાસે ગયા અને સુર્યને કહેવા લાગ્યા કે તારા પુત્ર કરણને ફરસરામ ફરસી લેઇને મારી નાંખે છે. તે સાંભળી સુર્ય એકદમ રૂપ બદલી ફરસુરામ પાસે આવ્યા અને ફરસુરામને કહેવા લાગ્યા કે હે મહારાજ મારા પુત્ર કરણને વિના વાંકે શા માટે મારી નાંખો છો. ફરસુરામ કહે મને બ્રહ્મહત્યા લગાડી, તેમજ અર્જુનને મારવા સારૂ બાણ લઈ જાય છે અને કપટ કરી મને ફોસલાવી વિદ્યા ભણી જાય છે, સુર્ય કહે હશે મહારાજ જવાદો, જો તમે મારશો તો હું પાતાળમાં જતો રહીશ, તેથી આ જગતમાં અંધારૂં થશે તેથી ઘણા જીવો અટવાઈ મરશે અને અનાજ પાણીની હરકત પડશે તે સર્વ પાપ તમારે માથે, ફરસુરામે વિચાર્યું કે આખા જગતનું પાપ કયાં માથે લેઉ, એમ જાણી ફરશુરામ કરણના ઉપરથી ઉઠી ગયા ને શ્રાપ દીધો કે બે દીવસ સુધી જ્યાં તાહારૂં યુદ્ધ ચાલે ત્યાં બીજે દીવસે ત્રીજે પહોરે તારૂં મ્રત્યું થજો. એમ શ્રાપ દેઈ ફરસુરામ રથમાં બેઠા, પણ બે બાણ લેવાનાં ભુલી મઠે ગયા. પછી કરણ હસ્તીનાપુર ચાલ્યો તે જતાં જતાં કરણે વિચાર્યું કે હું ઈંદ્રનું તપ કરૂં એમ ધારી તેણે વનમાં તપ આરંભ્યું તપ પુરૂ થવાથી ઇંદ્ર આવ્યો અને કહ્યું કે કેમ અહ્યા મારૂં તપ કરવા માંડયું છે. કરણ રાજા બોલ્યો કે મારા હાથે અર્જુનનું મરણ થાય તેવું વરદાન આપો. ત્યારે ઈંદ્ર કહે જા દુષ્ટ અરજુનને હાથે તાહારૂ મરણ થજો. ત્યારે કરણ કહે ઉલટું વચન તમે મને આપ્યું તેમાં સાર નહી નીકળે ઈંદ્ર કહે અમને દેવને ખીજવા કયાં જાહશ તારે જોઇએ તો સાંગ્ય આપું, મેઘાડંબર છત્ર આપું, કલ્વીક રથ આપું એ સઘળું જોઇએ તો આપું, વળી

તને કલ્વીક રથ આપું તે રથને જ્યાં સુધી તું અડેલો હોય ત્યાં સુધી તારૂં મર્ણ થાય નહી. ઈંદ્રે કહ્યું માગી લે તારે માગવું હોય તે કરણ કહે અર્જુન મને મારે તે ખોટ્ટુ કહેવાય એવું ખોટું વચન તમે મને શા માટે આપ્યું. ઈંદ્રિ કહે તારા બાપે જેવો તને ઉગાર્યો તેવો મારો દીકરો મને વ્હાલો છે. પછી કરણે ત્રણે વસ્ત્ માગી, તેથી ઈંદ્રે ત્રૈણે વસ્તુ આપી તેમાં મેઘાડંમર આપ્યું નહી ને કહ્યું કે જા તાહારે તાહારા ઉપર ધરાવવું હોય ને વખત માહારૂ ધ્યાન ધરજે એટલે માહા । ગાંધર્વ આવી છત્ર તારા ઉપર ધરશે પછી કરણે જાણ્યું ઝાઝો દેવના કેડા નથી તે સારૂ નહી એમ સમજી કલ્વીક રથ અને સાંગ્ય લેઈ કરણ રાજા હસ્તીનાપુર ચાલ્યો. ને જતાં જતાં હસ્તીનાપુરની ભાગોળે આવ્યો એ વાત દુરીયોધને સાંભળી એટલે સરવે કારભારી. કૌરવ વિગેરે કરણના સામા આવ્યાં. દુરીયોધને કરણને કહ્યું કેમ અર્જુનનું મરણ લાવ્યો કરણ તે સાંભળી ક્રોધાયમાન થયો અને દુરીયોધનને કહે જા દુષ્ટ બીજા સમાચાર તો પુછતો નથી કે ભાઈ તમે સુખી છો કે દુઃખી દુરીયોધન કહે હું તો રાજા છું તે પુછું કે નએ પુછું અને તમે બધા અમારા નોકરો છો આવા અભીમાનના શબ્દ સાંભળી કરણરાજા ઘણોજ ગુસ્સે થયો; અને દુરીયોધનને કહેવા લાગ્યો કે આંધળાના છોકરા દુષ્ટ દુરીયોધન મને ગુલામ કેમ કહ્યો ! દુરીયોધન કહે મને મહેણું દીધુ માટે મારા નગ્રમાં તારે પેસવું નહી કરણ કહે અમારે તારૂં નગ્ર નથી જોઇતું, મારી માતા તથા મારી સ્ત્રીને અહીં મોકલીદે અમે નગ્ર બહાર રહિશું દુરીયોધને શેવક મોકલી કરણની સ્ત્રી તથા તેની માતા બંન્ને કરણ પાસે મોકલી દીધાં, કરણ રાજાની પાસે માતા તથા સ્ત્રી આવ્યાં, કરણે બેઉને રથમાં બેસાર્યા, અને પોતે રૂદન કરતો કરતો વનમાં ચાલ્યો જાય છે. જતાં જતાં સુર્યનુ તપ કરવાનુ શરૂ કર્યું તેથી સુર્ય પ્રસન થયા અને કરણની પાસે આવી કરણને પુછવા લાગ્યા કેમ બેટા મારી શા જરૂર પડી, ત્યારે કરણરાજા કહે તમે આકાશમાં વસ્યા છો અને હું જમીન ઉપર છું તેથી કીયા બાપને ત્યાં હું રહું, કોણ પીતા મારો અને કોણ માતા મારી આતો મારી પાળક માતા છે, સુર્ય કહે તારો પીતા તો જીવતો નથી અને તારી માતા જીવતી છે ને કોક દીવસે જણાશે, તેને ઓળખવા માટે લે આ ચુંદડી આપુંછું તેને રાખી મુકજે અને કોક દાહાડો તારી જનેતા થની કોઈ આવે તેને આ ચુંદડી હોરાડી દેજે, એટલે તેના સ્થાનમાંથી દુધની ધારા નીકળી તારા મોમાં પડે તો જાણજે કે મારી ખરી માતા આ છે, કરણ કહે તે વાત તો ઠીક છે પણ પીતાજી મને દુરીયોધને કાઢી મુકયો તેથી

મારે કીયા બાપના ત્યાં જઈ વસવું. પછી સુર્યે મણી ઘસીને એક મોટું રમણીય નગ્ર રચ્યું. તેમાં ચાર બજાર, રાજ્ય તથા હવેલી સરવે બનાવી આપ્યું. પછી કરણને કહ્યું આમાં દીવસે દીવસે વસ્તી વધશે અને આ મણી આપું છું. તેની પુજા કરજે એટલે રોજ સવાભાર સોનું આપશે. ત્રીસ મણ સોનું નીત્ય નીકળશે. એમ વરદાન આપી અંતરધ્યાન થઈ ગયા. કરણરાજા ઘણો ખુશી થયો ત । કરણરાજા નગ્રમાં જઈ રહ્યો ત્યાં પોતાની માતા તથા સ્ત્રીને રાજ્યમાં રાખી અનેક પ્રકારનાં સુખ આપવા લાગ્યો, પછી કરણરાજા ગામોગામ ફરવા લાગ્યો અને માણસોને કહ્યું કે મફત ઘર મળશે માટે મારા રાજ્યમાં ચાલો એટલે સઘળા માણસો નગ્રમાં આવ્યા અને આખું નગ્ર વસ્તિથી ભરપુર થયું. કરણ રાજાએ તે નગ્રનું નામ કરણ પુરી પાડ્યું નગ્રની શોભાનો કાંઈ પાર નથી. રાજા પોતાની પ્રજાને પાળી લાડ લડાવવા લાગ્યો કરણ રોજ મણીની પુજા કરે તેથી રોજ ત્રીસમણ સોનુ નીકળે તેથી કરણે વીચાર કર્યો કે રોજ આટલુ સોનુ નીકળે છે માટે પુન્ય દાન કરૂં, તેથી કરણ રાજાએ ધર્મની ધજા બાંધી, એ વાત દેશો દેશ ચાલી કરણે એવિ ધરમની ધજા બાંધી કે સવારમાં સવા પહોર દીવસ થતા પહેલાં ગમે તે યાચક આવે તો મોઢે માગ્યું દાન આપે તેથી કરણ દાતાર આવું સઘળી જગોએ કહેવા માંડયું દુરીયોધને મામાને કહ્યું કે જુઓ કરણ દાતાર કહેવાયો ને હું તો જાંખો પડ્યો. મામો કહે એને તો હમણાં રાજ્ય મળ્યું છે તેથી પૈસા ખુટશે એટલે ધજા બંધ કરશે. માટે હે રાજા આપણે પૈસાની શી ખોટ છે માટે આપણે પણ ધજા બાંધીએ, એની ધજા બંધ થશે અન આપણી પાસે પુંજી વધારે છે માટે આપણી ધજા કાયમ રહેશે, એમ સમજી ધજાબાંધી પુન્યનું નામ તથા દાતારી બતાવીને જસ લેવા ધજા બાંધી, જશ લેવાનું તથા નામ રહેવાનું એવું જાણી જે પુન્ય કરશે તેને તે ફતે કલ્યાણમાં મળતું નથી, જગતમાં ફક્ત જસ કહેવાય પણ કલ્યાણ થાય નહી દુરીયોધન દાન આપીને જસ લે છે, ભીક્ષુકને દાન આપી પુછે છે કે હું કેવો દાતાર છું એમ જસ લેવા પુછે અને કરણરાજા તો દીનતા બતાવે છે અને દુરીયોધન તો પરાણે વાહ વાહ કહેવરાવે, અને જેને દાન આપે તેને કહે કે જ્યાં જાઓ ત્યાં કહેજે કે દુરીયોધન દાતાર છે અને કરણ રાજાને તો સૌ કરણદાતાર કરણ દાતાર કહેવા લાગ્યા. જે માણસ કીરતી કરાવાના હેતુથી પુન્ય કરે છે તેના ઉપર પ્રભુ કોપ કરે છે. યાચક પોતાની મેળે કીરતી કરે તેનો દોશ નહી, એ પ્રમાણે બે જણાએ ધજા બાંધિ. પ્રભુએ જાણ્યું એમની બન્નેની પરીક્ષા જોવી

કે કોણ સાચોને કોણ જુઠો. પછી બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને પ્રભુ હસ્તીનાપુ-પુરમાં દુર્યોધને ધર્મની ધજા બાંધી હતી ત્યાં પોતે પધાર્યા. તે એવે પ્રકારે ભગવાને બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું છે કે, કાયા કંપે છે, હાથમાં તુમડુ ગ્રહણ કર્યુંછે વૃદ્ધ સ્વરૂપ છે, દાચાં મળી ગયા છે. જેષ્ટીકા ઝાલી છે એ પ્રમાણે પ્રભુ ધીમે ધીમે ત્યાં આવ્યા. દુરીયોધન કહે આવો મહારાજા તમે ઘરડા છો અને વળી પવિત્ર છો માટે હું તમને કહું તે સાંભળો. એમ કહી દુર્યોધન બોલ્યો કહો મહારાજા હું કેવો દાતાર છું ! મારા જેવો જગતમાં કોઈ દાતાર છે ! કરણ રાજાનું દાન લેઈ યાચક તો ગમે તેમ બોલે પણ કરણ રાજા કયારનો દાતાર થયો એને રાજ્યપાટ કયાં સુધી ચાલવાનું છે. મારા જેટલી પુંજી તથા રાજ્ય કયાં છે હું તો સહુને પાળવા વાળો છું, દયાળુ છું અને વળી મુખ માગ્યાં દાન આપું છું. કેમ મહારાજા બોલતા નથી હું કહું છું તે ખરૂં છે કે ખોટું ! પ્રભુ બોલ્યા શાબાશ છે તન ઈંદ્ર રાજા કે ઇશ્વર રાજા કે ઇશ્વર સરખા તારી ગણતરીમાં આવે નહી તો કરણનો શો હીસાબ છે. દુરીયોધન કહે મામા સાંભળો આ ઘરડા મહારાજાએ આપણી કેવી કીમ્મત કરી કારણ કે ઘરડા છે અને વળી પવીત્ર છે માટે તેમને આપણી કીમત પડી. એમ કહી દુરીયોધન બોલ્યો કહો મહારાજ તમારે શું જોઇએ, હું તમારૂ દુઃખ ટાળી નાંખીશ ત્યારે વૃદ્ધ સ્વરૂપે પ્રભુ બોલ્યા જો ભાઈ વૃદ્ધાવસ્થામાં યાત્રાની ઇચ્છા થઈ છે, અડસઠ તીરથની યાત્રા કરવી છે પણ શરીરમાં શક્તિ નથી, હાથ પગ ચાલતા નથી, દુરીયોધન કહે હાથી આપું, સુખપાલ, મેના, અશ્વ, રથ ધનમાલ તમે માગો તે આપું, પ્રભુ કહે મારે કાંઈ નથી જોઇતું, બધી યાત્રા કરવી તેમાં વાહન ઉપર બેસવું નહી ને ચરણે ચાલીને યાત્રા કરવી છે, તવ દુરીયોધન કહે અરે મહારાજા ત્યારે હવે શો ઉપાય, પ્રભુ કહે હું યાત્રા કરી આવું ત્યાં સુધી મારૂં વૃદ્ધ શરીર તું લે અને યાત્રા કરી પાછો આવું એટલે શરીર મારૂ વૃદ્ધ છે તે પાછુ લઈશ, માટે મને તારૂં જુવાન શરીર આપ, એવું સાંભળી દુરાયોધન બોલ્યો અરે મહારાજ એ વાત મને વ્હેમ પડતી લાગે છે, માટે મારી રાણીને પુછી આવું પ્રભુ કહે ભલે પુછીજો, તવ દુરીયોધન ભાણુંમતી પાસે આવ્યો અને રાણીને પુછવા લાગ્યો, કે હે રાણી એક બ્રાહ્મણ આપણા ગેર આવ્યો છે તેને જાત્રા કરવાનો વીચાર છે પણ તે શરીરે વૃદ્ધ છે માટે તેનાથી જાત્રા થાય તેવું નથી, હું વાહાન આપું છું પણ તેને નીયમ છે તેથી તે કોઈ વાહાન ઉપર બેસતો નથી, અને મને એમ કહે છે કે મને તમારૂં

શરીર આપો, હું જાત્રા કરીને પાછો આવીશ એટલે તમને તમારૂં શરીર પાછું સોંપીશ અને હું યાત્રા કરૂં ત્યાં સુધી મારૂં વૃદ્ધ શરીર તમે લ્યો, આવો શરીરનો બદલો કરવાનું કહે છે, એવું સાંભળી ભાણુંમતા સભાના પાસે આવી ધીમે રહી તે બ્રાહ્મણને જોયો તો નાકમાંથી પાણી ચુએ છે. શરીર કંપે છે, ડાચાં મળી ગયાં છે, શ્વાસ ગંધાય છે, આવો દરીદ્રી બ્રાહ્મણ જોયો, જોતાંજ ભાણુંમતી બોલી આવા રડયા નાગા નવરા કયાંથી આવે છે, જાત્રા કરવીછે તેમાં વળી શરીરનો બદલો કરવો છે, આજનો શરીરનો બદલો કરનારા આવ્યા અને કાલનો રાજ્ય લેનારા આવશે માટે આવો ઉંધો ધંધો કોણે બતાવ્યો છે. ખાવા ન મળ્યુ. એટલે ભીખ માગી ખાવી, અને વળી શરીર જોઇએ છીએ, આટલા દહાડા તો કોઇએ શરીર ન માગ્યું ને આ મારો રડયો વળી શરીરનો માગનાર આવ્યો એમ ક્રોધાતુર થઇને દુરીયોધનને કહેવા લાગી કે તમારી ધર્મ ધજામાં પુળો મુકો એમ કહી ભાણુંમતી મહેલમાં ગઈ, દુરીયોધન કહે કેમ મામા ભાણુંમતી ના પાડે છે માટે શું કરવું, મામો કહે ધરમધજા કાહાડી નાંખો. રાજા કહે માહારાજા બીજું કાંઈ માગો, પ્રભુ કહે શરીર આપે તો લાવ્ય નહીં તો ધરમની ધજા છોડી નાંખ, મામો કહેવા લાગ્યો ભલું થયું ભાઈ છોડી નંખાવો, આપણે ધરમની ધજા નથી જોઈતી, આ રોજ ઉઠીને તોફાન શું રાજ્યપાટમાં ખોટ આવી જાય માટે પુન્યદાન જોઈ વીચારીને કરવું દુરીયોધન કહે વારૂ મામા એમ કહી દુરીયોધને ધરમ ધજા છોડી નાંખી, પ્રભુને કહે માહારાજા પધારો, પ્રભુ કહે ધીક્કાર છે તને પહેલો નહોતો જાણતો કે ધરમની ધજા બાંધવી એ કાંઈ રમત નથી એતો ધરમનાં કામ છે તે તારા જેવા રંડવા કંજુસથી શું થાય, દુરીયોધન બોલ્યો ઠીક માહારાજા પધારો તમે માગી ખાનારા ગમે તેમ બોલો પણ અમારે તો રાજ્ય ચલાવવું છે માટે વગર વીચાર્યું પુન્ય કરીએ તો ભીખ માગીએ. તવ પ્રભુએ ધીક્કારીને, ધરમ ધજા છોડાવી નાંખી, પછી પ્રભુ ત્યાંથી કરણ પાસે જવા નીકળ્યા, આ સાર સાંભળી શ્રોતાજનોએ વીચાર કરવાનો છે કે આવા દુષ્ટ દુરીયોધન જેવા જીવ હોય તેના મોંમાંથી આવા નીચ સવાલ નીકળે; હવે શ્રી કૃષ્ણ ત્યાંથી નીકળી કરણપુરીમાં આવ્યા; અને રાજ્ય સભામાં પ્રવેશ કરયો, પ્રભુ મધુરી વાણીથી બોલવા લાગ્યા કરણે ઉઠીને આસન આપ્યું. અને ધીમેથી બોલ્યો કે પધારો માહારાજ તસ્દી લેઇ મારા ઉપર ઠીક કૃપા કરી, પ્રભુ કહે શાબાશ છે તેં ઠીક પુન્યદાન કરયાં. કરણ કહે એમ ન કહેશો માહારાજા હું તમારો દાસછું, હું કયાંથી લાવી પુન્ય કરૂં.

લક્ષ્મી મારી નથી, લક્ષ્મીના માલીક પ્રભુ છે. પ્રભુની સ્ત્રી લક્ષ્મી છે. જેની છે તેને આપુંછું તેમાં મોટાઈ શાની. આપણ તો ચીઠીના ચાકર છીયે. પ્રભુએ જાણ્યું કે કરણરાજા દીનતાવાળો છે, પછી પ્રભુ બ્રાહ્મણના વેશે બોલ્યા. હે કરણરાજા હું યાચના કરવા માટે આવ્યો છું. કરણ કહે માહારાજા ગમે તે માગો, દાસ તે આપવા તૈયાર છે, પ્રભુ બોલ્યા કરણરાજા મારે યાત્રાએ જવું છે, અને અડસઠ તીરથ કરવાં છે, વાહન ઉપર હું બેસનો નથી, કરણ કહે ત્યારે માહારાજા શો ઉપાય. પ્રભુ કહે મારૂં વૃદ્ધપણું લે, ને તારૂં યુવાન શરીર મને દે, કરણ કહે ભલે માહારાજા આ પાપીષ્ટ શરીર યાત્રા કરશે મારૂં નશીબ સારૂં કે આપ પધારયા, ઉઠો માહારાજ બદલો કરો, પ્રભુ કહે તારી સ્ત્રીને તો પુછી જો. કરણ કહે પુન્ય કરવું તેમાં સ્ત્રીને શું પુછવું. વેહવાર વાતમાં સ્ત્રીને પુછવું, પ્રભુ કહે ના, તારી સ્ત્રીને નહી પુછે તો તારૂં શરીર લેવું નથી. ત્યારે કરણરાજા મહેલમાં ગયો. સ્ત્રી રાજાને પગે લાગી કરણ કહે એક બ્રાહ્મણ આવ્યો છે તે શરીરે વૃદ્ધ છે તેને જાત્રાએ જવું છે અને તે બ્રાહ્મણ વાહન ઉપર બેસનો નથી માટે શરીરનો બદલો કરવાનું કહે છે, માટે તું રજા આપે તો મારૂં જુવાનપણું તેને આપું અને વૃદ્ધપણું હું લઉં. સ્ત્રી બોલી તેમાં શી મોટી વાત છે, તે તમે મને પુછવા આવ્યા. જ્યારે પુન્યમાં શરીર કામ નહી આવે ત્યારે આ શરીર શા કામમાં આવશે. પછી, કરણ તરત સભામાં આવ્યો, આવીને પ્રભુને પગે લાગ્યો, કરણ બોલ્યો કે માહારાજા શરીરનો બદલો કરો. પ્રભુએ કહ્યું કે રાજા તારી સ્ત્રીને સભામાં બોલાવ્ય હું પુછી જોઉં તે શું કહે છે કરણે રાણીને બોલાવી રાણી સભામાં આવી પ્રભુને પગે લાગી બોલી કે હે માહારાજા તમારા શરીરનો બદલો કરો. તમારૂં વૃદ્ધ શરીર મારા સ્વામીને આપો ને મારા સ્વામીનું જુવાનપણું ખુશીથી લ્યો, અને જાત્રા કરી આવો, આ સાંભળી પ્રભુ અતીશય ખુશી થયા, ઉભા થઈને પ્રભુએ ચતુરભુજ મુરતીનું દરશન આપ્યું, લીલું પીતાંમ્બર પહેરેલું છે. માંથે મુગટ, કોટી સુર્યના જેવું તેજ. હસ્તુ મ્હોટું છે, ઉજવળ આકૃતીવાન શણગાર ધારણ કરી કરણ રાજાને તથા તેની સ્ત્રી બંનેને દરશન આપ્યું, રાજા તથા રાણી પગે લાગ્યાં. પ્રભુએ મુસ્તક ઉપર હાથ મુકયો. પ્રભુ કહે શાબાશ છે કરણરાજા તને તારી સ્ત્રીને, બેની જોડ છે, માટે હે કરણરાજા હું તમારા ઉપર પ્રસન્ન છું તું કાંઈ માહારી પાસે માગ, તું જે માગે તે આપું, ત્યારે કરણ કહે માયા મારે નથી જોઈતી. સદા મારા રૃદયમાં રહેજો અને મરણ સમયે આવી મને દરસન દેજો, પ્રભુએ તે કબુલ કરયું,

અને કરણને કહ્યું કે મરણ વખતે ભેગા થઇશું અને સવાપહોર સુધીની વેળા કરણ રાજાની કહેવાશે એમ વરદાન આપી પ્રભુ અંતરધ્યાન થઈ ગયા. જેની રૂડા પ્રકારની રીત છે તેજ પુન્ય કરવાનો આળો છે નમ્રતાવાળો દાતાર છે, કટુવચન બોલે નહી અને બ્રાહ્મણનું વચન સહન કરે તે કરણના જેવા દાનેશ્વરી કહેવાય છે. એ પ્રમાણે કરણની ધરમ ધજા રહી અને દુષ્ટ દુરીયોધનની છુટી ગઇ એ પ્રમાણે કરણરાજા કરણપુરી વસાવી ધર્મ ધજા રૂડી પ્રકારે ચલાવી પોતાના દીવસો આનંદમાં નિગમન કરવા લાગ્યો.



## વિશ્રામ અઢારમો.



દીવશ નીર્ગમે નિતિયે, કરણ પોતાને ઘેર;<br>
હસ્તીતાપુર નગ્રની, વલ્લભ વદે છે પેર.

હવે હસ્તીપુરમાં દુરીયોધનની સ્ત્રી ભાંણુમતીએ એકવાર એવી વાત વીચારી કે મારા સ્વામી દુરીયોધનનું મન સ્થીર રહેતું નથી કારણ કે બ્રાહ્મણને શરીર આપી દેતો હતો, પણ એતો હું પાસે હતી તો છેતરાયા નહી, વળી કોઈ દીવસ મન ભમી જાય ને કોકને ગંન તે આપીદે માટે એને વશ કરૂં. એવો વીચાર કરી શેદેવની પાસે આવવાનો વીચાર કરયો કારણકે ભાણુમતીએ જાણ્યું કે શેદેવ જાદુ જાણે છે, માટે તેની પાસેથી ધુપેલ મંત્રાવી લાવું એમ વીચારી ધુપેલ લઇ શેદેવ પાસે આવી અને શેદેવને કહેવા લાગી કે આ ધુપેલ મંત્રીઆપે સહેદેવે ધુપેલ મંત્રીઆપ્યું અને ભાંણુમતીને કહે કે જોજો ભોજાઈ ધુપેલનો છાંટો ભોંય ઉપર પડશે તો વશ કરતાં કવશ થશે. ભોજાઈ બોલી ના દીયરજી નહી પડવા દઉં, ભોંમી ઉપર છાંટો પાડયા શીવાય ઘેર સાવચેતીથી ધુપેલ લઇ જઇશ, એમ ધુપેલ મંત્રાવી ભાંણુમતી ઘેર આવી ભાંણુમતી પોતાના મહેલ ઉપર ચઢી, ચઢતાં ચઢતાં હાથમાંથી પ્યાલો પડી ગયો અને ધુપેલ સઘળું ઢળી ગયું, તે ધુપેલ પાતાળમાં ઉતરયું ત્યાં એક એત્રીક નામનો નાગ રહે છે. તેના શીશ ઉપર ધુપેલ પડયું તેથી નાગને કામ વાપ્યો, અને ભાંણુમતી ઉપર મોહ લાગ્યો એટલામાં રાત્રી પડી એટલે દુરીયોધન તથા ભાંણુમતી જ્યાં સુઇ રહેતાં હતાં ત્યાં પેલો એત્રીક નાગ જમીન ફોડીને ઉપર આવ્યો અને દુરોયોધનના હાથ પગ બાંધી

ઉંધ મુસ્તક લટકાવા ભાંણુમતીની સાથે રહ્યો. પછી રાત્રી ગઈ અને દહાડો થ-યો એટલે નાગ જતો રહ્યો. દુરીયોધનના હાથ પગ ભાંણુમતીએ છોડી નાંખ્યા. દુરીયોધન કહે ભાંણુમતી આમ થવાનું શું કારણ હશે, ભાંણુમતી કહે માહા-રામાં ઘણું રૂપ છે, તેથી નાગ મોહ પામી મ્હારી પાસે આવ્યો. જે તમે દુઃખ પામો છો તેથી મારૂં રદય બળી જાય છે. એમ વાતો કર્યા પછી બુજે દીવસે બીજા મહેલમાં ગયાં ત્યાં ધરતી ઉપર સીસુ ઢળાવ્યું તો પણ તે ધરતી ફોડીને નાગ એકદમ આવ્યો અને દુરીયોધનને તાંણી બાંધી ઊંધે મુસ્તકે ટાંગ્યો તે નાગ ભાંણુમતીની સાથે આનંદ ભોગવી ચાલ્યો ગયો વ્હાણું વ્હાયું એટલે રા-ણીએ દુરીયોધનના હાથ પગ છોડ્યા. દુરીયોધન દીવસે દીવસે ગળતો જાય છે, શ્રોતા જનો કથા માત્ર દ્રષ્ટાંત છે માટે યાદરાખો આવી ભાંણુમતી જેવી સ્ત્રી ચરીત્રવાળી નારીનાં લક્ષણ કેવાં નીચ છે. અને દુષ્ટ દુરીયોધન જેવા પુરૂષો કેવા બાયલા છે તે આ વાત વાંચી ધ્યાનમાં લ્યો. માટે નારીને વિશ્વાસે રહેશો તો દુરીયોધનના જેવું દુઃખ પડશે. દુષ્ટ દુરીયોધન છ માસ દુઃખી થયો. દુરી-યોધને વિચાર કરયો કે આ વાત કોને કરૂં. બીજાને કરૂંતો આબરૂ જાય તેમ મામાને કેહેવાય નહી. મોટે કરણભાઈ પાસે જાઉં તો મારૂં સઘળું દુઃખ જાય. એમ વીચારી પોતાનો ટેક મુકી દેઈ કરણ પાસે જવાનો નીશ્ચય કીધો અને ક-રણ પાસે જવા નીકળ્યો તે જતાં જતાં કર્ણપુરીમાં પેસતાં પોતાના હાથ બંધન કરી કરણની સભામાં જઈ ઉભો.:તવ કરણે આવી દુરીયોધનના હાથ છોડયા અને રૂદીયા સરસો ચાંપ્યો. પહેલી કુશળતા પુછી કે અરે ભાઇ તું કેમ સુકાઈ ગયો છે. દુરીયોધન કહે ભાઇ તારાવિના દુઃખ પડે છે, ટારી મીઠી વાત કોના સાથે કરીએ માટે હસ્તીનાપુર ચાલો, અને તમારે રાજ્ય કરવું હોય તો માહારૂં રાજ્ય તમે લ્યો, ત્યારે કરણ કહે તારૂં અનાજ ખાઇને મોટો થયોછું હુ લુણહરામી નથી તેં કાઢી મુકયો, ત્યારે અહીં જુદો રહ્યો ને તેડવા આવ્યો ત્યારે આવવા તૈયારછું. અને આ રાજપાટ તારૂં છે તમે સુખેથી ભોગવો એમ કરણ રાજાએ દુરીયોધનને શાંત કરયો. પછી કરણે પોતાની માતા તથા સ્ત્રીને બોલાવ્યાં, અને હસ્તીનાપુર જવા માટે તૈયાર થયો, એણે સુર્યનારાયણને મંત્ર-વડે બોલાવી તેમનો આપેલો મણી પાછો આપ્યો, અને કરણ હસ્તીનાપુરમાં ગયો, જ્યાં પોતાનું જુનું ધામ હતું ત્યાં જઈ કરણ રાજા રહ્યો. પોતે આનંદ માની મુકામ કરયો. એવામાં એકાંતમાં છત્રપતીએ આંખોમાંથી આંસુ કહા-ડયાં; કરણે કહ્યું કેમ ભાઈ શા માટે રડે છે. ત્યારે છત્રપતી કહે છે કે ભાઈ કહે-

તાં જીભ ચાલતી નથી કરણ કહે મારાથી બનશે તો તારૂ દુઃખ હું નીવારણ કરીશ, પછી દુરીયોધન બોલ્યો હે ભાઈ મને હમેશ એક નાગ નડે છે, હું અને રાણી આરામ લેઇએ છીએ ત્યાં એક નાગ આવે છે તે મને ઉચકી હાથ પગ તાંણી બાંધી ઉંધા મુસ્તકે ઉંચો લટકાવે છે અને રાણીની સાથે ને વૈભોગ ભોગવી બ્હાણામાં જતો રહે છે, એવું છ મહીનાથી દુઃખ દે છે. આ વાત બીજાને કરીએ તો ઇજ્જત જાય. તે સાંભળી કરણે વિચાર કરયો કે સ્ત્રીએ કાંઇ કપટ કરેલું જણાય છે નહીનો તે સીવાય નાગને મોહ લાગે નહી. એમ સમજ્યો પણ તે વાત મનમાં રાખીને દુરીયોધનને કહ્યું કે આજ રાત્રે હું તાહારા મેહેલમાં છાનો માનો સંતાઇ રહીશ, પછી નાગ આવશે એટલે જે બનશે ને ઉપાય કરીશ, તવ દુરીયોધન રાજી થયો એમ કરતાં કરતાં રાત્રી પડી એટલે કરણરાજા દુરીયોધનના મ્હેલમાં છાનો માનો સંતાયો, એવામાં પાતાળમાંથી નાગ આવ્યો એટલે કરણે નાગના શીશ ઉપર પાટું મારી પણ તે નાગને વરદાન હતું તેથી કોઇનો માર વાગે નહી ફકત સુર્યનો પુત્ર કરણ મારેતોજ વાગે એવું વરદાન હતું તેથી કરણરાજાની લાત વાગી ને તુરત કરણરાજાને ઓળખ્યો પછી નાગ કરણરાજાને પગે પડયો અને કહેવા લાગ્યો કે હે કરણરાજા સુર્યના પુત્ર મેં તમને ઓળખ્યા, મારી ભુલ થઈ તેથી હું હાંઈ આવ્યો આજથી હું નહી આવું. કરણ કહે પર ઘેર તું આવ્યો માટે નિશ્ચે ઠેર મારૂં, નાગ કહે હું તમને મનવેગી ઘોડો આપું તે ઘોડા ઉપર બેસી તમે ગમે ત્યાં ચાલ્યા જાઓ અને જયાં જવા ઇચ્છતા હો ત્યાં જવાય એવો અમુલ્ય ઘોડો કરણરાજાને તે નાગે આપ્યો, પછી કરણરાજાને પગે લાગી તે નાગ ચાલ્યો ગયો, પછી રાજાને રાણી નીરવતીથી સુખ રૂપે રહ્યા.

## વિશ્રામ ઓગણીસમો.



એ કથા રહી એટલે, આગળ કહું કથાય;
નીર્જળા જે એકાદશી, વલ્લભ તેનો મહીમાય.

હવે એક વખત દુરીયોધન, દુશ્યાસન કર્ણ ને શકુની આ ચાર જણ ભેગા થયા એટલે દુરીયોધન બોલ્યો ભાઇ આપણે શું કરવું કે પાંડવો ખુશીથી

ખાઈ પી લ્હેર કરે છે તેમને કંઈ વિઘ્ન થાય તેવું કંઈ શોધી કહાડો, જો કઈ નહી કરીએ અને બેશી રહીશું તો રાજ્ય લેઈ લેશે, માટે પાંચમાંથી એક બે ઓછા થાય તેમ બનતો પ્રયત્ન કરો શકુની બોલ્યો પહેલો ભીમને મારી નાંખીએ, જુઓ જેઠ મહીનો આવ્યો છે અને નીર્જળા અગીયારસ કરવાનો તેમને રીવાજ છે. દશમને દીવસે એ લોક એક વખત જમે છે. અને અગીયારસે ફળાનો આહાર કરે છે તે વાત ભીમને બીલકુલ રૂચતી નથી. અને બારસે એક વખત જમે છે. છેક બારવાગે ભોજન કરે છે. અને ભીમ ભુખાળવો છે. તેથી બારસને દીવસે તારા બાપને ત્યાં ભીમ જમી જાય છે. માટે એકાદશીને દીવસે આપણે તારા બાપના ઘરમાં વીખનો લાડુ કરીને ભરી મુકીયે એટલે બારશને દહાડે ભીમ ત્યાં જઈ ઝેરના લાડુ ખાશે અને ઝેર ચડશે એટલે ભીમ મરણ પામશે એવાં મામાનાં વચન સાંભળી દુરીયોધન કહે વાહ મામા તારી બલીહારી છે. તમે ઠીક યુક્તિ બતાવી. દુરીયોધન મંદ ગતી વીચારતો નથી કે આવો દુષ્ટ મામો ઉંધી સલાહ આપે છે. માટે વીચારી કામ કરીએ. શ્રોતાજનો આ માર ઉપરથી એમ સમજવાનું છે કે આવા શકુની જેવા માણસો હોય તે ખોટા ઉપરજ રાજી. પણ મુર્ખ એમ નથી વીચાર કરતો કે ખોદે તે પડે અને વાવે તે લણે માટે વીવેક વડે વીચાર કરી સઘળાં કર્તવ્ય કરવાં એ સુખદાયક છે. દુરીયોધને શકુની મામાની યુક્તિ પ્રસંદ કરી અને ભીમ કેવી રીતે જાય તે વાતનો વિચાર કરવા લાગ્યો ચાર જણાએ દગો કરવાનુ નિશ્ચય કરયુ, દશમી થઈ એટલે ચાર દુષ્ટો ભેગા થયા, અને ધત્રાષ્ટરને આ વાત કહી સંભળાવી, આંધળો ખુશી થવા લાગ્યો, પછી પચીસમણ લોટ પચીસમણ ઘી પચીસમણ સાકર નાંખીને લાડુ બનાવ્યો, ચુરમુ ચોળતાં ભેગું પચીસમણ ઝેર નાંખ્યું પછી તેના લાડુ વાળ્યા, તે મહેલના સાત માળ ઉપર પવનમાં લાડુ ઠારયા દુરીયોધને ચારેને કહ્યું તમારે ઘેર રાંધવાનું નથી તમે અમે માહારે રસોડે જમીશું હવે તે દશમને દીવશે કુંતાજીએ પોતાના પુત્રોને બોલાવ્યા. ને કહ્યું કે બેટા આવતી કાલે નીર્જળા એકાદશી છે માટે નકર કષ્ટ અપવાસ કરવો જોઈએ, એવું સાંભળી ભીમ બોલ્યો અરેરે માતા વળી રાંડ એકાદશી કયાંથી આવી ! કુંતાજી કહે અરે ગાંડા એક દીવસ શું તને નડશે ! તું ગમે તે કરીશ પણ અપવાસ તો કરવો પડશે, ભીમ કહે માતા હું તો અપવાસ નહી કરૂં, કુંતાજી કહે ખાવા નહી આપું, ભીમ કહે ત્યારે આજ લાડુ જમાડો તો કાલ એકાદશી કરૂં. નહીતો બંદાતો એકાદશી કરનારા નથી કુંતાજી કહે ભલે બેટા દાળ, ભાત, લાડુ બનાવુંછું, જાઓ સભામાં જઈ-

ને બેસો રસોઈ ત્યાર થશે એટલે હું સભામાં બોલાવા આવું છું. માતાની આજ્ઞા લેઈ પાંચે ભાઇઓ સભામાં ગયા, પોતાના ઘરથી થોડે છેટે એક સભા રચી છે કારણ કે રાજ્ય વિના રાજ્ય સભા કયાંથી હોય તેથી પાંચે ભેગા થઈ બ્રહ્મ સભા કરે છે અને સત્ય સંગ ચલાવે છે. વેદનાં વાખ્યાન કરી એક એકને જ્ઞાન બોધ થાય તેવા ઉત્તમ વાકય શોધી શોધીને વાત ચલાવે છે, તે સભામાં નીત્ય પાંડવ બેસે છે ને હમેશ જ્ઞાન ચરચા થાય છે. ત્યાં બેસવાથી ઉપાદી માત્ર દુર થાય છે તેથી સભામાં જ્ઞાનોપદેશ ચલાવે છે. ઘર આગળ કુંતા રસોઈ કરે છે તે રૂડે પ્રકારે કુંતાજી રાંધી રહ્યાં અને ન્હાવા સારૂ ઉનું જળ મુકયું. પછી પાંડવોને તેડવા ચાલ્યાં, જેષ્ટીકા ઝાલીને પ્રભુનું સ્મર્ણ કરતાં કરતાં પાંડવોને તેડવા ચાલ્યાં એટલામાં ભીમે માતાને આવતાં જોઈ વીચર્યું કે માતાએ થોડું રાંધ્યું હશે તેથી કાલે આપણાથી તો એકાદશી નહી થાય માટે માતા ધીમે ધીમે આવે છે તે પેહેલાં હું ઘેર જઉં એમ જાણી ભીમ વહેલો ઘેર જવા ધરમ રાજાની આજ્ઞા લેઈ, લઘુશંકાનું નામ દેઇ ત્યાંથી ચાલ્યો. તે બીજે રસ્તે થઇ એકદમ ઘેર ગયો ત્યાં જઈ હવેલી ઉઘાડીને જઈ રસોડામાં પેઠો અને જોયું તો રસોઈ તૈયાર થઇ ગયેલી હતી તેથી ભીમનો જીવ રહ્યો નહી, અને ભીમે જાણ્યું કે ન્હાવા રહીશું તો વાર લાગશે માટે નવાશે ત્યારે નહોશું, પણ અત્યારે તો ખાઇશું. એમ વીચાર કરી આખા લાડુ મોહોમાં મુકયા અને દાળ, ભાત, શાક ભેગાં ચોળી પી ગયો. પછી હતું તેમને તેમ ઢાંકી દીધું અને પોતે બાહાર નીકળી સભામાં કુંતાજીના જતા પેહેલો જઈ બેઠો, એવામાં કુંતાજી આવ્યાં, અને કહેવા લાગ્યાં કે ચાલો બેટા સઘળી રસોઇ ટાઢી થઈ જશે. ભીમે તે સાંભળી વીચારયું કે મારા પેટમાં કયારનીએ ટાઢી થઇ ગઈ પણ પોતે શાહુકાર થવા પોતાનું મોં ઉતારી નાંખ્યું ને ભાઇઓને કહ્યું કે ચાલો મને તો બહુજ ભુખ લાગી છે, એટલે સઘળા ભોજન કરવા સારૂ ઉતાવળા થઇને ઉઠી ચાલ્યા તે સરવે ઘેર ગયા પછી કુંતાજીએ ચારે ભાઇઓને ન્હાવા સારૂ પાણી આપ્યું, પછી ચારે ભાઈ નાહ્યા અને પોતાનું શટ કર્મ કરવા આસન ઉપર બેઠા. સૌથી છેવટ ભીમ ન્હાયો અને દેવ શેવામાં કોઈ દહાડો નહી ને તે દાહાડે બેઠો, કુંતાજી કહે બેટા કોઈ દહાડો નહી ને આજે ન્હાઇને ઠાકોર સેવામાં માળા લેઇને બેઠો તેથી હું ખુશી થઇછું. ધર્મ રાજા પણ તે જોઈ ખુશી થયા. પછી ચારે ભાઈઓ ભોજન કરવા માટે ઉઠયા, ભીમ ખાઈને બેઠો છે તેથી ઉઠતો નથી. કુંતાજી કહે ઉઠ બેટા હવે તે કેટલી માળા ફેરવીશ, ભીમ કહે ભાઇઓની

માફક અમે જેમ તેમ ફેરવનારા નહી, કુંતાજી કહે કાલે કરજો. ત્યારે ભીમ ઉઠયો, પછી માતાએ પાંચેને માટે બાજઠો, થાળીઓ, વાટકા વીગેરે ભોજનની સાહીત્ય તૈયાર કરીને પાંચેના મોઢા આગળ મુકયાં, એટલે પાંચે ભાઇઓ જોડે જોડે જમવા બેઠા. તવ માતાજીએ રસોડું ઉઘાડયું ને ઢાંકેલી રસોઇનાં પાત્ર ઉઘેડયાં તો તેમાં અનનો એક પણ દાણો મળે નહી. ત્યારે કુંતાએ ભીમના સામુ જેયું, ત્યારે ભીમ કહે અરે માતાજી શું જુઓછો હમણાં એક બીલાડો નાઠો. કુંતાજી કહે તુંજ બીલાડો ભીમ કહે જુઓ મોટા ભાઈ મારૂં નામ લે છે. હું તમારી સાથે સભામાં ધરમ રાજા કહે માતા ફક્ત લઘુશંકા કરવા ગયો હતો તે સીવાય ભીમ સભામાંજ બેસી રહ્યો હતો. અને લઘુશંકા કરી તુરત પાછો આવ્યો હતો કુંતા કહે એને રઢયાને આવતાજતામાં શી વાર તું તેમાં શું જાણે એનો ભીમનુંજ કામ ભીમ કહે રાંધ્યા ધાનની ચોરી ચઢાવી માટે અમારે નથી ખાવું એમ કહી ઓટલે જઇને બેઠા, માતાજી ગાળો દેવા લાગ્યાં. પછી કુંતાજીએ બીજી રશોઈ કરી. પાન્ડવોને જમવા સારૂ બોલાવ્યા ચાર ભાઇઓ આવ્યા ભીમ ઓટલે સુઇ રહ્યો છે તે ઉઠતો નથી કુંતા, ધર્મ, સર્વ બોલાવે છે પણ ભીમ કહે મારે ખાવું નથી, ધર્મ કહે ભીમ ન ખાય તો મારે પણ ખાવું નથી. ભીમ કહે હવેથી મારૂં જુઠું નામ લેશો ! ધર્મ કહે ના ભાઈ તું સાચો, પછી શેહેદેવે માતાજીને ઘરમાં બોલાવ્યાં અને કહ્યું કે ભીમ હઠીલો છે માટે તમે મારા માંથે નાંખો કે શેહેદેવ ખાઇ ગયો એટલે ભીમ ખાવા ઉઠશે, પછી કુંતાજીએ ભીમના સાંભળતાં ધાંટો કાઢયો અને શેહેદેવને કહ્યું કે શેહેદેવ તારૂ પેટ જમ્યા જેવું લાગે છે માટે તેંજ સઘળી રસોઈ ખાધી છે, શેહેદેવ કહે માતા માફ કરો, પછી ભીમ ઉઠી ઘરમાં ગયો અને માતાને કહેવા લાગ્યો કે મારા ઉપર આરોપ મુકયો હતો પણ શેહેદેવ ખાઇ ગયો છે કુન્તા કહે મારી ભુલ થઈ પણ હવે તો ચોર ઝલાયો છે. પછી ભીમે કહ્યું હું શેહેદેવને ઓરડામાં લેઈ જઈ શીક્ષા કરૂં કારણકે આ ટેવ નઠારી કહેવાય, આજ ખાવાનું ને કાલ ગમે તે હોય માટે શીક્ષા કરૂં. એમ કહી ભીમ શેહેદેવને ઉચકી ઓરડામાં લઈ ગયો અને શેહેદેવને કહે કેમ ખાઈ ગયો શેહેદેવ કહે કોનો અપરાધ છે, તે હું જાણું છું. નાહયા વિના કોણે ખાધું ભીમ કહે મારો ભાઈ હોય તો કોઇને વાત કરીશ નહી એમ કહી બહાર લાવ્યો. કુંતાજીને કહેવા લાગ્યો કે માતાજી જવા દેઉં છું. હવેથી ખાશે તો શીક્ષા કરીશ પછી પાંચે ભાઈ જોડે ભોજન કરવા બેઠા. ભીમે જરા ઓછું ખાધું કુંતાજીએ પુછયું કેમ બેટા ઓછું જમ્યો સાચે સાચું બોલ ? ભીમ કહે માતાજી હું પહેલું જ-

મ્યો હતો તેથી થોડું જમ્યો કાલે અગીયારસ કરવાની છે. માટે બમણું જમ્યો કુંતાજી કહે ભલે બેટા કાંઇ વાંધો નહી પણ કાલે જરૂર એકાદશી કરજે ભીમ કહે માતા કાલે તો એકાદશી હું નક્કી કરવાનોજ. એમ કરતાં કરતાં રાત પડી પછી સઘળા સુઇ રહયા. ત્રણ પહોર રાત્રી ગઇ એટલે નગરના લોક ગંગાએ સ્નાન કરવા માટે ચાલ્યા, એટલે ચારે ભાઇ તથા કુંતાજીએ વિચાર કર્યો કે ન્હાવા જવા માટે ભીમને પણ ઉઠાડો. ધર્મ કહે ના માતા રહેવાદો ઉઠાડશો નહી, ઉઠાડીશું તો આખો દહાડો બડબડશે અને ઘરમાં કંકાસ કરશે, આપણે ન્હાઇને આવ્યા પછી જગાડીશું પછી તે એકલો ન્હાવા જશે એમ વીચાર કરી ભાઇઓ તથા માતા નદી ઉપર ન્હાવા માટે ગયાં, ત્યાં આરે એક બ્રાહ્મણ બેઠો હતો ત્યાં લુગડાં મુકયાં અને ગંગામાં સ્નાન કરવા સારૂ પડયાં. પછી ન્હાઇને બ્રાહ્મણોને દાન આપ્યું અને ગોવીંદના ગુણ ગાતાં ગાતાં પોતાને ઘેર આવ્યાં. પછી કુંતાજી કહે નીકુળ બેટા જા ભીમને ઉઠાડ નદીએ ન્હાવા જવાનો વખત થયો છે. ભીમ મેદાનમાં જોઇ સુતો છે. જાગ્રત પડી રહયો છે. નીકુળ ભીમને ઉઠાડવા આવ્યો અને ભીમને કહેવા લાગ્યો કે હે ભીમભાઇ ન્હાવા જાઓ અને ગોવીંદના ગુણ ગાઓ. માયે મને ઉઠાડવા મોકલ્યોછે. એટલે ભીમ હશીને બોલ્યો જા જઇને કહે કે ભીમે તો એકાદશી કરી છે. નીકુળ માતાજી પાસે ગયો અને કહેવા લાગ્યો કે હે માતાજી ભીમને ઉઠાડયો અને કહયું કે ન્હાવા જાઓ અને પ્રભુનું સ્મર્ણ કરો એટલે કહે છે કે મેંતો એકાદશી કરી છે. કુંતાજી ખીજાયાં અને ભીમની પાસે આવ્યાં. કેમ બેટા ભીમ ઉઠ અને ન્હાવા જા, ભીમ કહે એકાદશી કરી છે, કુંતા કહે સુઇ રહયો છે ને એકાદશી કેવી, ચાળા મુકીને ન્હાવા જા ભીમ કહે ખાવું નહી તે દીવસે ન્હાવું શું કુંતા કહે આડે દહાડે નાહાવું પડે છે. અને અગીયારસે મલીયંત કેમ રહેવાય ભીમ કહે માતા તે વાત ખરી પણ જે દીવસે અપવાસ તે દીવસે ન્હાવાનો નથી. તે કરતાં ખીચડી ઓરો તો ન્હાવા જાઉ ન્હાવા જતાં આવતાં કાલના લાડુ પચી જાય તો ભુખ્યો થાઉં માટે ખીચડી ઓરો તો જરૂર ન્હાવા જાઉં. કુંતા કહે જા ઓરૂં છું તું ન્હાવા જા પછી ભીમ કહે ના માતાજી આધણ મુકો તો જાઉં, કુંતાએ દેવતા સળગાવી આધણ મુકયું. ભીમ કહે ખીચડી ઓરો તો જાઉં કુંતાજીએ ખીચડી ઓરી એટલે ભીમ ઉઠયો અને ધોએલું વસ્ત્ર બગલમાં ઘાલી ન્હાવા નીકળ્યો. એમ એકદમ ભીમ આનંદમાં ગાંડો ઘેલો ખીચડીનું ધ્યાન ધરતો ચાલ્યો. કે નદીએ ન્હાઇશું અને ખીચડી ખાઇશું. એમ આનંદમાં નદિ-

નો રસ્તો ભુલી ગયો અને બીજે રસ્તે ચડી ગયો, વીચારમાં ને વીચારમાં ભીમ બાર જોજન ચડી ગયો તો મોટું મેદાન આવ્યું ત્યાં રળીઆમણી જમીન દીઠી અને શીવાલય દેખ્યું. ભીમ કહે આ માહારી જુમનાજી ન હોય હું ખીચડીમાં ને ખીચડીમાં ભુલી ગયો અને ભુલો પડયો. હશે જ્યાં ત્યાં ન્હાવુ છે એમવીચારી ભીમ નદીમાં ન્હાવા પેઠો, પણ નદીમાં થોડા પાણીને લીધે ભીમના પગની પાનો પલળી નહી તેથી ઘણું પાણી ભેગું કરવા સારૂ ભીમશેન નદીની વચમાં આડા સુઈ રહીને પાણીનું રોકાણ કર્યું તેથી પાણી વધારે ભેગું થયું અને નદી કીનારે શીવના ડેરામાં પેસવા લાગ્યું. તવ પાર્વતીજી તે જોઈ ગભરાયાં. પાર્વતી કહે હે શીવ આ ઉનાળામાં પાણિ બીલકુલ થોડું હોય છે અને આનો આપણા પાછળ ફરી વળ્યું આટલું પાણી કોણ લાવ્યું શીવ કહે મારો એક ભકત છે તે નાહાવા આવ્યો છે. તેણે નદિની વચમાં સુઇ રહીને આવતું પાણી રોકયું છે. ત્યારે પાર્વતિ કહે તમે ભલા ને તમારો ભગતે ભલો. હે શીવ જાઓ જઇને તમારા ગાંડા ભક્તને નદિમાંથી ઉઠાડો. ત્યારે માહાદેવ કહે એતો હઠીલો છે જો કહેવા જાઉં તો ઝટા ઝાલીને મનેજ કુટે. તેમ છતાં તેને ઉઠાડું છું તમે ગભરાશો નહી. તમે ધીરજ રાખો. આપણે એક ઉપાય કરીયે. કે હું વાઘનું સ્વરૂપ વઉ અને તમે ગાયનુ સ્વરૂપ લ્યો. પછી તમે ગાય થઈ આગળ નાસો તે ભીમની પાસે થઇ પેલી તીરે જજો. અને હું વાઘ થઈ તમારી પાછળ દોડતો આવીશ એટલે ભીમ તમને જવા દેશે ને મને પકડશે. પછી અમે અમારે ગમે તેમ કરીશું. પારવતીજી કહે વારૂ મહારાજ હું જાઉંછું તમે વ્હેલા પધારજો. એમ કહી પાર્વતીજી ગાયનું સ્વરૂપ લેઇ પોતે ચારે ચરણથી ઊંચુ પુછડું લેઈ પુરણ ત્રાસ ભર્યા આગળ દોડયાં તવ માહાદેવજી વાઘનું સ્વરૂપ લેઈ ધુઘવાટા કરતા સુસવાટા ભેર ગાયની પુંઠે ચાલ્યા તવ ભીમ સુઈ રહયો હતો તેણે આ કૌતક જોયું અને વિચાર્યું કે આજ એકાદશીને દીવસે વાઘ ગાયને મારે છે લાવ્ય તેનો બચાવ કરૂં એમ સમજી પાણીની રમત ભુલી જઇને ગાયનું દુઃખ જોઈ એકદમ ગભરાયો. ગાય ભીમની પાસે થઈ છેટે જઈ તે સામી તીરે ઉભી રહી એટલામાં વાઘ ધુઘવાટા કરતો ભીમની પાસે થઇને ચાલ્યો. તેવોજ ભીમે વાઘનો પાછલો પગ ઝાલ્યો, એટલે વાઘે અવળા ફરીને ભીમને ડાબે પાસે પંજો માર્યો તેથી ભીમનું ડાબુ પાસુ ચીરાઇ ગયું. તેથી રૂધારની ધારા ચાલવા માંડી, તવ ભીમ અતીશય ગુસ્સે થયો અને બળી રમત બળી રમત એમ બડબડતો ઉઠયો અને વાઘને ઝબ્બર ઝાલ્યો અને એક પથ્થર શોધી કહાડયો. પછી ભીમે

વિચાર્યું નીશ્ચે વાઘના પ્રાણ કાઢી નાંખું એવું જાણીને પછાડવા ગયો તવ મ-હાદેવ જાણ્યું ભોગ મળ્યા, એમ સમજી મહાદેવજી અંતરધ્યાન થઈ ગયા પછી ભીમ બાવરો બની ગયો અને વીચાર કર્યો કે આતે આકાશમાં પેસી ગયો કે પાતાળમાં પેસી ગયો કે કયાં ગયો એમ ભીમ ચોતરફ જોવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો કે આતો એક કૌતક બન્યું. પછી ભામની પછાડે જોગીનુ સ્વરૂપ ધારણ કરી મહાદેવજી આવીને ઉભા વાઘને ભીમ ખોળવા લાગ્યો અને આડા અવળો જુએ છે એવામાં જોગી દીઠા એટલે ભીમે ઝડપ દેઇને ઝટા ઝાલી અને બોલ્યો અરે જોગીડા અરે ધુતારા આજ ભલો લાગ આવ્યો છે. મારો વાઘ બતાવ્ય નહી તો તને મારી નાંખું છું. માહાદેવ કહે મેં નથી જોયો. હું સત્ય કહુંછું, તે કરતાં તે વાઘનાથી તને શું દુઃખ થયું. ભીમ કહે જો વાઘે માહારૂ પાસુ ચીરી નાંખ્યું છે એટલે શંકરે હાથ ફેરવી; હતું તેવું ને તેવું શરીર કર્યું, શીવે બીજો શબ્દ કહ્યો જા કુંતાજીના દીકરા આજથી તારૂ ડાબુ પાસુ વજ્રનું થયું, તેથી તને ત્યાં નહી વાગે, ગમે તે હથીઆર મારશે પણ તને કીંચીત સરખી આંચ આવવાની નથી. ભીમના ડાબા પાસાનો રંગ ફરી ગયો, અને ભીમે વિચારયુ કે આ વાત સત્ય છે કે ખોટી છે તે અજમાશ કરવાનો વિચાર કરયો. અને પોતે એક મોટા પાશાણ ઉપર પો-તાનું ડાબું પાસું પછાડયું પણ બીલકુલ લાગ્યું નહી. ભીમે આવો ચમત્કાર જોઇને જોગીને પ્રેમ વડે કરીને પગે લાગ્યો ભીમ કહે હે માહારાજા તમે કોણ છો મારે તમને ઓળખવા છે. તમે સત્ય હોય તે બોલજો, શંકર કહે કૈલાસ-પતી માહાદેવછું. ભીમ કહે ભલે ભેગા થયા, મારૂં દુઃખ સરવે ટળી ગયું, વ-ળી તમે ઘણાક લોકોને વરદાન આપોછો તેમ મને એક વરદાન આપતા જાઓ, માહાદેવ કહે અરે ગાંડા એતો તપ કરીને, દુઃખ વેઠીને આરાધન કરે તો વર-દાન મળે, ભીમ કહે તમે પંડે મળ્યા પછી કોનું તપ કરૂં. વળી મળ્યાછો ને વરદાન નહી આપો તો ઝટા ઝાલીને મારીશ. તવ ભોળા શંભુ હસી પડયા, અને ભીમને કહેવા લાગ્યા કે માગ્ય માગ્ય જે માગે તે આપું, હું પ્રસન્નછું, ભીમ કહે ઉભા રહો મને વિચાર કરવા દો પછી હું માગુંછું, ભીમ કહે હું ઘણોજ બળવાન થાઉં અને જેટલું દેખું તેટલું અનાજ ખાઈ જાઉં, માહાદેવજી કહે તથાસ્તુ ત્યારે ભીમ કહે ઉભા રહો માહારાજા હજી માગવાનું બાકી છે, હું કાચું પાકું ખાવું, પણ મને રોગદોગ કાંઇજ થાય નહી અને મારાવતીનો શ-કુની મામો ઝાડે ફરવા જાય, એવું વરદાન આપતા જાઓ, .શીવે તથાસ્તુ કહ્યું

અને મુસ્તક ઉપર હાથ મુકયો, ને કહ્યું કે થાય ન થાય પણ આજની એકાદશી કરજે ભીમ કહે અરેરે એકાદશી મારે કરમે ચોટી, ભીમ બોલ્યો વારૂ માહારાજા એકાદશીનો અપવાસ હું જરૂર કરીશ, ધરમે કે શરમે કંઈ કર્યા વિના છુટકો નહીં થાય, તવ માહાદેવજી અંતરધ્યાન થઈ ગયા પછી ભીમે થોડા જળમાં સ્નાન કરી લીધું, શીવનું પુજન કરી પોતે ઘેર આવવા સારૂ નીકળ્યો. આનંદ ભેર શીવનું સ્મરણ કરતો કરતો ઘેર ચાલ્યો આવે છે, કુંતાજી વાટ જુએ છે કે ભીમને આટલી બધીવાર કેમ થઈ, રડયો જરા ભુખ્યો રહે તેવો નથી, વળી ખીચડી પણ ટાઢી થઈ ગઈ તો પણ આવ્યો નહી, એવે ભીમ આવ્યો અને કહેવા લાગ્યો કે હું તો ન્હાવા જતાં ભુલો પડયો અને ત્યાં માહાદેવજી મળ્યા. કુંતાજી કહે માહાદેવજી મળે તે વાત સત્ય ન મનાય, ભીમ કહે મારા ડાબા અંગનો રંગ જુઓ. ડાબુ પાસું વજ્જરનું છે. ગમેતો લાકડીઓ મારિને તપાસ કરી જુઓ મને બીલકુલ વાગતું નથી પછી કુંતાજીએ શરીર જોયું તો શરીરનો રંગ ફરેલો જોયો તેથી કુંતાને સાચું લાગ્યું; કુંતાજી બોલ્યાં હે દીકરા જો માહાદેવજી મળ્યારે ત્યારે બીજું વરદાન માગવું હતું. ભીમ કહે માગ્યું છે. કુંતા કહે શું માગ્યું છે ભીમે જવાબ આપ્યો હે માતા હું ઝાઝો બળીયો થાઉં ને દેખું તેટલું ખાઉં અને મારા વતીનો શકુની મામો દીશાએ જાય. કુંતાજી બોલ્યાં નીરભાગીને ખાધા પીધાનુજ જોર હોય. કોઈ રાજ્ય પાટ લેવાનું વરદાન માગવું હતું, ભીમ કહે હું બળીયો થઈશ એટલે ઘણાંએ રાજ્યપાટ લેઇશ કુંતાજી કહે વારૂ બેટા ખીચડી ટાઢી થઈ જાય છે ખાઈ લે. ભીમ કહે ના માતાજી, મહાદેવે મને અપવાસ કરવાનું કહ્યું છે. માટે મારે ખાવાનું નથી, કુંતાજી ખુશી થયાં અને તે ખીચડી કોઈ ભીખારીને આપી દીધી પછી ચાર ભાઈ તથા પાંચમી માતા ઇશ્વર સ્મર્ણ કરવા બેઠા, એવામાં રાત્રી પડી. તેથી ચાર ભાઈ તથા માતા પોત પોતાની સયન પથારિમાં બેસી ઇશ્વર સ્મર્ણ કરવા લાગ્યાં. ઇશ્વર સ્મર્ણ કેવું કરે છે કે હે રામ આપની સુંદર સુશોભીત ઘનશામ મુરતી છે અને અખંડ સુખના વાસી છો ભક્તજનોના મનનાં કામ પુરણ કરનારા છો, હે દીનદયાળ તમે ગરીબોના પાળવાવાળા છો, હે મોરલીધર ગાયોનું રક્ષણ કરનારા મુકંદવર મોરારી છો, દુષ્ટનો સંહાર કરનારા છો, હે સીતાજીના સ્વામી અલકને અંતર્યામી છો, અદ્વૈત પદ તે આપનું છે હે રણછોડજીદાસ દાસીઓને તાર્યા તેવી રીતે અમને તારજો, અમને બહુ તમારી માયા લાગી છે અને અમારો આત્મા તથા તમને અરપણ કર્યો છે, એમ સ્મર્ણ કરતાં કરતાં

મધ્ય રાત્રી થઈ એટલે ભીમસેન જાગી ઉઠયો અને પોતાના ભાઈ તથા માતા બેઠાં છે ત્યાં ગયો અને પુછવા લાગ્યો કે કેટલી રાત ગઈ છે ! કેમ હજુ રાંધવા માંડયું નથી ! કુંતાજી કહે બેટા હજુ તો મધ્ય રાત્રી થઈ છે, મોટું પરોઢીયું થશે એટલે રસોઈ કરવાનું શરૂ કરીશ, ભીમ કહે માતાજી મને તો ભુખ લાગી છે ગમે તેમ કરો પણ મને ખાવા આપો, કુંતાજી કહે બેટા હવે હું રાંધુ છું તું સુઈ રહે, ભીમ પાછો પથારીમાં જઈ સુઇ રહ્યો પણ ઉંઘ આવતી નથી, એક પહોર થયો એટલે વળી પાછો ઉભો થયો ને કુંતાની પાસે આવ્યો, કેમ મા ખાવાનું કર્યું છે ? કુંતાજી કહે બેટા હવે દેવતા સળગાવુ છું તું દાતણ પાણી કરી જુમનાએ સ્નાન કરિ આવ પછી તને ખાવા આપું ભીમ કહે માતા પેહેલું ખાવાનું પછી દાતણ પાણીની વાત. કુંતાજી કહે રડયા રોજ દાતણ કરે છે અને કાલની એકાદશી કરેલી છે ને દાતણ કરવાની ના પાડે છે આ કેવી નઠારી ટેવ છે ભીમ કહે મને ભુખમાં ચલાતુ નથી. કુંતા કહે બેટા જા દાતણ કરી લે, ભીમ બડબડ તો દાતણ લેઈ ઓટલા ઉપર જઇને બેઠો, એટલામાં એક મડદુ જતુ હતું તેને ભીમે પુછયું અલ્યા કોણ મરી ગયું છે અને શી નાતે છે પેલા લોકે કહ્યું માહા રાજ એક કાછીયો મરી ગયો, ભીમે કુંતાને કહ્યું મા એકાદશીયો મરી ગયો માટે જે એકાદશી કરે તે મરી જાય છે માટે ખાવાનું જલદી કર, કુંતા જોવા માટે બહાર આવ્યાં. આવીને પુછયું તો સરવે જણે કહ્યું કે કાછીયો મરી ગયો, કુંતાજી કહે રડયા એતો કાછીયો મરી ગયો, ભીમ કહે તે ઠીક છે પણ તેણે એકાદશી કરી હતી માટે ખાવાની ઉતાવળ કરો. કુંતાજી કહે હું રાંધુ છું પણ તું ગંગાએ સ્નાન કરી આવ. ભીમે જાણ્યું જો ન્હાવા નહી જાઉં તો મને ખાવા નહિ આપે, તેથી ભીમ એકદમ નદી ઉપર દોડયો, અને સ્નાન કરી તુરત પાછો આવ્યો, તો ઘરમાં રંધાતુ દીઠુ નહી. તવ કુંતાને કહેવા લાગ્યો કેમ મા રાંધ્યું નથી, કુંતાજી કહે હવે રાંધુછું, રાંધતાં શી વાર થવાની છે, ભીમે જાણ્યું ભોગ મળ્યા, આપણું પેટતો ચાડે ચોટયું છે અને રસોઇનું તો ઠેકાણું નથી, પછી ભીમે વીચાર્યું કે લાવ્ય કરણને ત્યાં રસોઈ થઇ હશે, માટે ત્યાં જાઉં, એમ વીચાર કરી ભીમસેન કરણના ત્યાં આવ્યો, કરણને ગેર આવિ જુએ છે તો દ્વાર બંધ જોયાં, ભીમે બુમ પાડી કે ઉઘાડો, કરણની સ્ત્રીએ પુછયું કે કોણ છે, ભીમે કહ્યું કે ભાભી ઉઘાડો મારે સ્હેજ કામ છે, સ્ત્રીએ કમાડ ઉઘાડયાં એટલે ભીમ અંદર પેઠો. ત્યારે કરણનિ સ્ત્રીએ કહ્યું કેમ આવ્યા છો, ભીમ કહે જમવા માટે આવ્યો છું, કારણ કે મારી માતાએ રાંધ્યું નથી

અને મેં કાલની એકાદશી કરેલી છે તેથી બરોબર ભુખ્યો થયો છું, કરણની સ્ત્રી બોલી ઠીક બેસો તમારા ભાઈ બહાર ગયા છે તે આવે એટલે તમે બે જમી લેજો, ભીમ કહે ઠીક પછી કરણની સ્ત્રી ઓરડામાં કંઈ ચીજ લેવા ગઈ એટલે ભીમભાઈ રસોડામાં પેઠા અને દાળ ભાત શાક સરવે ભેગાં ચોળી પી ગયા, અને પુરણ હતું તે ખાઇ ગયો ને કણેક હતી તે મોંમાં મુકી એટલામાં કરણની સ્ત્રી આવી, ભીમસેનને ગાળો દેવા લાગી ભીમે બે ટપલીયો મારી અને ત્યાંથી દુરીયોધનના ઘેર જવા નીકળ્યો રસ્તામાં પેટ ઉપર હાથ ફેરવે છે અને વીચારે છે કે હજુ પેટ બરાબર ભરાયું નહી, એમ કરતાં કરતાં, દુરીયોધનના ત્યાં આવ્યો તો ભાંણુંમતી તથા બીજી સ્ત્રીયો રાંધતી હતી, ભીમને જોઇ ભાંણુંમતી બોલી કેમ ભીમસેનભાઇ કેમ આવ્યા, ભીમ વીલે ચ્હોડે બોલ્યો એકાદશી કાલની કરેલી છે અને મારી માતા કુંતાએ હજુ રાંધ્યું નથી મને પુષ્કળ ભુખ લાગી છે. માટે મને ખાવા આપો તો ઠીક. ભાંણુમતી કહે ભલે બેસો તમારા ભાઈ બહાર ગયા છે, તે બહારથી આવે એટલે જોડે બેસી ભોજન કરજો. ભીમ કહે વારૂ પણ મને શણીયું આપો તો લાડુ વળાવું ભાંણુમતી કહે અમે રાંધનારા વધારે છીએ માટે તમારી જરૂર નથી શણીયું અત્યારે જડે તેમ નથી, ભીમ કહે મારૂં ધોતીયું ધોયેલું છે. એમ કહી રશોડામાં પેઠો સરવે સ્ત્રીઓ ના ના કરતી રહી ને ભીમ તો દાળ, ભાત, શાક ભેગાં ચોળીને પી ગયો લાડુનું દળ હતું તે સરવે ખાઈ ગયો, પછી પેટ ઉપર હાથ ફેરવવા લાગ્યો. સરવે કૌરવની સ્ત્રીઓએ ભીમને માર મારવા માંડયો તો પણ ભીમ તો બધુંએ ખાઇ ગયો. પછી ભીમ કૌરવની સઘળી સ્ત્રીઓને બબે ટપલીયો ઠોકીને નાશી ગયો, બહાર નીકળી પેટ ઉપર હાથ ફેરવે છે. અને વીચાર કરે છે, કે શીવનું વરદાન સાચું છે. કારણકે આટલું બધ્રૂ ખાઇ ગયો પણ ભુખ્યો ને ભુખ્યોછું. વરદાન વડે જઠરામાં બળી જાય છે. તેથી શકુની મામાને દીશાએ જવું પડતું નથી. માટે શ્રોતાજન શંકા કરવિ નહી. ભીમે પેટ ઉપર હાથ ફેરવ્યો તો પેટને ભુખ્યું દેખ્યું. પછી વિચારયું કે ધત્રાષ્ટર આંધળાને ત્યાં જઉં એમ ધારી કાકાને ત્યાં આવ્યો, આંધળો જેષ્ટીકા ઝાલીને ઓટલે બહાર બેસી રહ્યો છે, ભીમ કહે કાકા હું કાલનો ભુખ્યોછું. માટે મને ખાવા આપો. ધત્રાષ્ટર કહે મારે ઘેર ત્રણ દીવસથી રંધાતુ નથી હું દુરીયોધનને ઘેર ખાવા જઉંછું. અહીં તો ખોરાકીના લાડું માહારા છોકરાઓ માટે કરાવીને ભર્યા છે. તેથી ઘરમાં રાંધીએ તો ધુમાડાથી લાડુ બગડે માટે આજ રંધાવ્યું નથી તેથી તું પાછો જા ત્યારે ભીમ કહે

અરે કાકા છોકરા તમારે તે ખરાને શું અમે છોકરા નહી. ધ્રતરાષ્ટર કહે તમે પણ છોકરા છો માટે તમારે પાંચને માટે પાંચ લાડુ મોકલીશ. ભીમ કહે મારા ભાગનો મને આપી દો, આંધળો કહે હમણાં નહી. ભીમે જાણ્યું આંધળો બહાર બેઠા માટે હું લાવ્ય છાનો માનો પેસી જાઉં. ખરેખરી મજા પડશે બધા લાડુ ખાઇશ અને આનંદ કરીશ, એમ જાણી છાનો માનો પેસવા જતો હતો એટલામાં ધ્રતરાષ્ટરે જાણી જોઇને લાકડી આડી ધરી, એટલે ભીમને ક્રોધ ચડયો તેથી આંધળાને લાકડી સહીત બહાર ફેંકી દીધો. પછી ભીમ ઘરમાં પેઠો, સાતમે માળ ગયા ત્યાં લાડુ ઠરેલા જોઈ અતીશય ખુશી થયો પછી પ્રભુને અરજ કરે છે કે હે વિશ્વંભર વિશ્વનું ભરણ પોશણ કરનારા તમે દયાળુ છો. કીડીને કણ અને હાથીને મણ સઘળાને આપી રહો છો પછી પોતાનું ધોતીયું ઢીલું કરી ભીમ શીવ શીવ જપતો જપતો એક એક ભુજમાં વીસ વીસ લાડુ લેઈ મોંમાં મુકે છે, એમ કરતાં કરતાં નવાણુ મણ મોદીક ખાઇ ગયો, એટલે રૂવે રૂવે ઝેર ચડયું, આંખો લીલી પીળી થઈ ગઈ અને વીશની લ્હેર આવી, મોઢે ફેણના ફીસોટા આવ્યા, પ્રાણ બ્રહ્માંડે ચડયો સુદ્ધીબુદ્ધી રહી નહીને તેથી ઢળી પડયો, મુખમાં લાડુ છે હાથમાં લાડુ છે અને આંખ્યો ફાટી ગઈ છે. લાકડા જેવું શરીર સુન્ય થયું અને આખા શરીરે માંખો બમણવા લાગી આંધળાને ઓટલા ઉપરથી ભીમે ફેંકી દીધો હતો તે પાછો ઉઠીને ઓટલે બેઠો છે. દુરીયોધન તથા કૌરવો ઘેર ગયા અને ઘરમાં જોવા જાય તો બઇરા રસોઈ રાંધતાં હતાં. દુરીયોધને પુછયું કેમ રાણી રસોઇનું મોડું કરયું ! ભાણુમતી કહે સાંભળો સ્વામી રંધાઇ રહ્યું હતું પણ ભીમસેન ગાંડીયો આવ્યો તે સરવે ખાઇ ગયો. આતો ફરીથી રાંધવા માંડયું છે તેમાં અમારો શો વાંક. દુરીયોધન કહે ઉતાવળ કરો નહી તો લોકાચાર નડશે. ખાઇ પીને પરવારો હમણાં રોવું કુટવું પડશે એમ કહી ઉતાવળ કરી ખાઈ લીધું. પછી ચારે જણા ભીમની તપાસ કરવા નીકળ્યા દુસ્યાસન, કરણ શકુની તથા દુરીયોધન આ ચાર જણા ધ્રતરાષ્ટર પાસે આવ્યા. આંધળો જેષ્ટીકા ઝાલીને ઓટલે બેઠો છે તેને ચારે જણે પુછયું. ત્યારે આંધળો કહે કે એતો મરી ગયો હશે. દુરીયોધન કહે જાઓ તમે માહારે ત્યાં જઇ તમે ઉતાવળથી જમી લ્યો. ધ્રતરાષ્ટર કહે શબને યુકતીથી ઠેકાણે કરજો નહી તો જગત જાણશે તો આબરૂ જશે અને ફીટકાર થશે. એમ કહી આંધળો ખાવા ગયો. પેલા ચાર ચાન્ડાળોએ મહેલનું બારણું હડસેલ્યું તો મહીલી સાંકળો દીધેલી જોઇ. તેથી ચારે જણે ચણીયારાં ઉતાર્યાં. ને મેહેલમાં પેશી તી-

એનો ભાગ તપાસ્યો મામો કહે માળ ઉપર ચાલો, દુરીયોધન કહે હું તો પહેલો નહી ચડુ. દુરીયોધને કરણને કહ્યું કે તું પહેલો આગળ થા. કરણ કહે એ કામ અમારૂ નહી એ તો દુસ્યાસનનું કામ. પછી મામો આગળ થયો એક એકના હાથ ઝાલીને માળ ઉપર ચડવા માંડ્યું. તે નીસરણીમાં દાદર ઉપર આવીને ચારે દીશાએ જોયું, ભીમનો અતીશય ભય છે તેથી ધ્રુજતા ધ્રુજતા ચાલ્યા જાય છે. એમ કરતાં કરતાં સાતમાં માળની નીસરણી ઉપર જઇને ઉભા રહયા, ભીમ તો પ્રચંડ પડેલો જોયો ચારે જણ તરફડે છે, એટલામાં પવન વાયો અને પવન વાવાથી ભીમની મુછો હાલી તેથી ચારે જણે જાણ્યું હજુ જીવતો છે માટે ઓય બાપલીયા નાસો એમ બુમ પાડતાં એક એકના ઉપર લપસી ગયા અને નીચે ઢળી પડયા, ચારે જણનાં ડાઠાં ભાગી ગયાં પછી કરણ રાજા બોલ્યો. મરો મુરખા નકામા ગભરાઈ મુવા ભીમ તો મરી ગયો છે; એમ કહી કરણ આગળ થયો અને ભીમની પાસે જઇને બેઠો. કરણની આંખોમાંથી આંસુ આવ્યાં કે આને કયાં વીશ દીધું. કરણરાજા સુર્યનો પુત્ર છે સત્યવાદી તથા દયાળુ છે પણ દુષ્ટોના સંગ વડે કરીને ચંડાળ કહેવાયો. પણ કરણરાજા પુરણ પસ્તાયો. પછી શકુની ગયો. ત્યાર પછી દુસ્યાસનને દુરીયોધન ગયા. ભીમને મરેલો જોઈ તેના ઉપર ચડી બેઠા અને ગાલ્લામાં ગોદા મારવા લાગ્યા. ભીમડા તેં ઘણી વાર અમને માર્યા છે તેનું આ વ્હેર વાળ્યું કરણ કહે મુવાને શું મારો છો હવે આ મડદાનો કાંઈ ઉપાય કરો. આ વાત કોઈ જાણશે તો હાહાકાર થશે. કાળું મોં કહેવાશે અને જગતમાં નીંદા થશે. દુસ્યાસન કહે છેક છેલ્લા માળમાંથી નીચે લ્યો અને ઓરડામાં દાટી દઇશું. કરણ કહે છાના માના ગાડામાં ઘાલી ગામ બહાર લઈ લ્યો ગમે તેવો પણ ભાઇ છે માટે અગ્નિ સંસ્કાર કરો. શકુની કહે તમે સૌ મુરખા છો આપણો આ મહેલ જુમનાના કીનારા ઉપર છે માટે બારીમાંથી ધકકેલી મુકીએ તો નદીમાં જઈ પડશે એટલે માછલા મગર સર્વે જીવજંતુ ભીમને ખાઈ જશે, ને જળમાંથી મડદુ હાથ આવશે તો એમ કહેવાશે કે એને નાહાવાની ટેવ હતી તે બુડી ગયેલો. એવાં મામાનાં વચન સાંભળી દુરીયોધન કહે મામા તારી બુદ્ધિની બલીહારી છે. પછી શકુની બોલ્યો જુમનાજીવાળો કરો પાડી નાંખો અને ભીમને નાંખી દો, પછી ચારે જણ ઉભા થયા અને જુમનાજીવાળો કરો પાડી નાંખ્યો, ને ભીમને નાંખી દેવા વીચારે છે, એવામાં શ્રી કૃષ્ણને ચીંતા થઈ કે મેં શેહેદેવને વચન આપ્યું છે માટે ભીમનો જીવ બ્રહ્માંડમાં ચડયો છે તે નીકળી જશે તો મારે મરવું પડશે.

એમ જાણી પ્રભુ ચીંતા કરવા લાગ્યા, ને વાયુને બોલાવ્યો, એટલે વાયુ દેવતા ત્યાં આવ્યો, પ્રભુએ કહ્યું અલ્યા વગર મોતે તારો દીકરો ભીમસેન મરણ પામે છે. માટે તું જુમનાજીમાં જા અને કૌરવ ભીમને ફેંકે તે વખત હોંશીયારી રાખી ડાબે પાસે પડવા દેજે, જો જમણા પાસે પડશે તો મરી જશે, માટે સાવચેતી રાખજે. તારો છોકરો બચશે, પછી વાયુદેવતા જુમનાજીના કીનારા ઉપર ઉભા રહ્યા અને ભીમને પડ્યાની વાટ જુએ છે એવામાં ચંડાળોએ મડદું ફેંકી દીધું. વાયુદેવનો દીકરો છે માટે વાયુએ ઝીલી લીધો અને અવળસવળ કરી ડાબે પાસે ફેંકી દીધો. તેથી વજ્જર પાસું પૃથ્વી પર પડયું તેણે કરી પૃથ્વી ફાટી ગઈ અને ભીમ પાતાળમાં ઉતરી પડયો. પાતાલમાં વજ્જરેશ્વર માહાદેવના વજ્જર ડેરે અથડાઈને પડયો. જો વચમાં વજ્જર ન આવે તો સાત પાતાળ ઉતરી પડે. પણ વચમાં વજ્જર આવ્યું તેથી ઉતરી પડયો નહી, અને વજ્જરેશ્વર માહાદેવના પાછલા ઓટલા ઉપર પડયો. ત્યાં આગળ એક નાગની કન્યા આશરે પાંચ વરસની થઈ ત્યારથી શીવનું પુજન કરી વર માગતી હતી. એમ કરતાં કરતાં અગીયાર વરસની થઈ ત્યારે તેના પીતાએ પરણાવવાનો વિચાર કરયો પણ તેની પુત્રીએ કહ્યું કે હે પીતાજી હું પરણવાની નથી હું શીવની પાસે વર માગું છું ને જ્યારે મને વર આપશે ત્યારે પરણીશ. તેનો પીતા કહેવા લાગ્યો કે હવે તું મોટી થઈ અને જગત અમને ઠપકો દે માટે તને પરણાવીશું પણ પુત્રી કહેવા લાગી કે પીતાજી શીવના આપેલા વર સીવાય હું પરણવાની નથી. એમ કરતાં કરતાં તે પુત્રીને સોળ વરસ થયાં ત્યારે તેના પીતાએ કંકાસ માંડયો કે હવે તું નહી પરણે તો અમારી આબરૂ જશે અને અમારે કુંવારીનું મોં જોવું પડશે. માટે તું પરણવા તૈયાર થા ને છોકરી બોલી પીતાજી શીવજી જે વર આપશે તેને પરણવાનીછું એમ કંકાસ ચાલ્યાં કરતો હતો. પણ જે દીવસે ભીમ પડયો તે દીવસે અતીશય કંકાસ થયો તેથી તે છોકરી માહાદેવજીના દેરામાં આવી અને પુજન કરી રડવા લાગી કે માહાદેવજી મને વર આપો શીવને દયા આવી તેથી તેમણે કહ્યું કે તારો સ્વામી દેરાની પાછળ ઓટલા ઉપર પડયો છે. તે તારો સ્વામી, જા તું તેના સાથે પરણ પછી છોકરી તે વેણ મુસ્તકે ચડાવી તુરત સ્વામીને જોવા માટે ચાલી તે આવીને જુએ છે તો ભીમને મરણ પામેલો જોયો પછી તેને વીચાર્યું કે માહાદેવજી મને મુએલો સ્વામી આપે નહી, માટે લાવ્ય હું અજમાશ કરૂં તેથી તે ઘી લાવી અને ભીમના તાળવા ઉપર મુક્યું એટલે ઘી ઉનું થયું. તેણે જાણ્યું કે કોઈ શત્રુએ ઝેર દીધું

છે તેથી જીવ બ્રહ્માંડમાં ચડી ગયો છે. હજુ ખોળીયામાં પ્રાણ છે ખરો. પછી પોતાનો પતી જાણી વસ્ત્રથી મક્ષીકાઓ ઉડાડવા બેઠી. પછી પુત્રીએ વીચારયું કે મારા બાપને તેડી લાવું તો ઝેર ચુસી જશે તો મારો સ્વામી સાજો થશે. એમ જાણી તાતની પાસે દોડી અને પોતાના પીતાજીને કહેવા લાગી કે મને શીવે વર આપ્યો છે પણ કોઈ દુષ્ટે તેને ઝેર દીધેલું છે તેથી સુધ બુધ બીલકુલ નથી માટે તમે આવો ને ઝેર ચુસી લ્યો તો મારો સ્વામી જાગ્રત થાય, પછી વાસુકી તથા તેનો ભાઈ બંને જણ જ્યાં ભીમ પડયો હતો ત્યાં આવ્યાં. પછી ભીમના પગ સીધા રખાવ્યા અને બે અંગુઠે બે ડંસ દેઈ સઘળું ઝેર ચુસી લીધું. પછી નાગ બોલ્યા કે દીકરી હવે ઘડી પછી તારો સ્વામી જાગ્રત થશે, માટે તુ અહીં બેસી રહે અને અમે આગળ જઈ વીવાહનો સામન તૈયાર કરીએ છીએ. પછી બે જણ વિદાય થયા. છોકરીને કહેતા ગયા હતા કે તારો સ્વામી જાગ્રત થાય એટલે આપણા ઘેર તેડીને લાવજે. એટલામાં ભીમ જાગ્રત થયો અને જોવા લાગ્યો કે આ મારૂં ગામ નહી અરે હું કયાં આવ્યોછું. લાડુ કયાં ગયા, કાકાનું ઘર કયાં ગયું અને આતો દેરૂં ને કોક છોકરી છે પછી તે કન્યા ભીમને હાથ જોડી પગે લાગી અને ભીમને કહેવા લાગી કે નાથ શું જુઓછો આતો પ્રથ્વી નથી આતો પાતાળ છે. કોઇ શત્રુએ તમને ઝેર દીધું હતું અને પાતાળમાં નાંખી દીધા છે મેં મારી ગરજને માટે મારા બાપ કાકાને તેડાવ્યા હતા ને અહીં આવી તમારૂં સઘળું ઝેર ચુસી ગયાં. શીવજીએ મને વરદાન આપ્યું છે કે આ દેરાની પાછળ જે પડયો છે તે તારો સ્વામી છે માટે હે નાથ હવે હું તમારી સ્ત્રીછું, ભીમ સુશોભીત કન્યા જોઇ મોહીત થયો, કન્યાએ કહ્યું ચાલો સ્વામી મારે ઘેર મારા પોતા પરણાવવાની વાટ જુએ છે માટે આપણા બંનેનું લગ્ન કરીએ ભીમ ઉઠયો અને કહેવા લાગ્યો ચાલ સ્ત્રી તારે ઘેર જઇએ, પછી ભીમને તે કન્યા તેના ઘેર તેડી લાવી, વાસુકીએ આસન આપ્યું કે પધારો જમાત્ર મારૂં ઘર પાવન કરયું. ભીમ કહે વીચારીને બોલો મારે નારી નથી પરણવી; પછી નાગે કહ્યું કે મેં તમને જમાત્ર કહ્યા તેથી તમે જમાત્ર થઇ ચુકયા, કન્યા તમને વરી ચુકી હવે કન્યાને મુકી કયાં જશો, ભીમ કહે તમારા ઉપર દયા આવે છે માટે પરણવાની હા કહુંછું. પણ મને પહેરામણી શી આપશો, નાગ કહે પહેરામણી આપીએ પણ તમને ઘેર નહી જવા દઇએ, ભીમ કહે પહેરામણીમાં બીજુ નથી માગતો, ફકત ખાવા આપજો, એમ સાંભળી નાગ હસ્યા કે એવું કેટલું ખાધાના રશીયા છો ! તમે શું ખાઈ ખાઇને ખાવાના !

ભીમ કહે બે વખત થઇને ત્રણસેં મણ, તે સાંભળી વાસુકીની હીમ્મત ભાગી ગઈ કે આનો ઘર વેચવા દહાડો આવે. ત્યારે સર્વે નાગ કહે પાતાળની પુંજી શું કરવાની છે ખાવાની હા કહો. પછી કબુલ કર્યું, ને વરકન્યા પરણાવ્યાં ભીમને માટે રસોઇ કરી જમવા બેસાડ્યા, તે જેટલુ મુકે તેટલુ ભીમ જમી ગયો, તેથી સરવે વીસ્મે થયા, પછી ભીમને એક મુકામ આપ્યો ત્યાં સ્ત્રી પુરૂષ બંને રહ્યાં, હવે હસ્તીનાપુરમાં શું બન્યું તે સાંભળો. મધ્યાન થયા એટલે કુંતાજીએ રસોઇ તૈયાર કરી, પછી કુંતાજીએ ધર્મ, નીકુળ, સેંદેવ સર્વને જમવા બોલાવ્યા ધર્મ કહે હે માતા ભીમસેન સવારનો બહાર ગયો છે તે હજુ આવ્યો નથી, માટે તેના આવ્યા સીવાય હું જમવાનો નથી કુંતાજી કહે ત્યારે જાઓ દીકરા સોધી કહાડો ગમે ત્યાં આથડતો હશે, ધર્મ, અર્જુન, નીકુળ ત્રણ દીકરા ભીમને શોધવા માટે ચાલ્યા, આખા હસ્તીનાપુરના બાગ બગીચા વાડીઓ તથા અખાડા સરવે ફરી વળ્યા પણ ભીમનો પત્તો લાગતો નથી, પછી ઘેર આવ્યા, કુંતાએ કહ્યું કેમ બેટા ભીમ આવે છે ! ધર્મ કહે માતા અમે સઘળું જોઇ વળ્યા પણ ભીમ કોઇ જગોએ નથી. કુંતાજી કહે દુરીયોધનને ઘેર ગયો હસે માટે તમે ત્યાં તપાસ કરો પછી ત્રણ જણ દુરીયોધનને ઘેર આવ્યા દુરીયોધને આસન આપ્યું અને તે દીવસે વધારે માન આપી સત્કાર કરયો અને પુછયું કેમ ભાઇ પધારવું થયું ! ધર્મ કહે ભાઈ કાલે ભીમસેને એકાદશી કરી હતી તેથી તે ઘણો ભુખ્યો હતો અને કુંતાજીએ રસોઇનું મોડું કર્યું એટલે તે રીસાઇને નાસી ગયો છે હવે શોધતાં પત્તો લાગતો નથી. દુરીયોધન મોઢેથી બોલી ઉઠયો કુંતાજી આવાં કેવાં છે રીસમાંને રીસમાં ભીમ આપઘાત કરશે તો જગતમાં અમારૂં ને તમારૂં કાળું મોં થઈ જશે, એમ કરતાં કરતાં કૌરવો ભેગા થયા અને કુંતાજી પાસે આવ્યા. દુરીયોધન ક્રોધાતુર થઇને આવ્યો અને કુંતાજીને ઠપકો દેવા લાગ્યો કે કાકી અમારે ઘેરથી અનાજ આપીએ છીએ છતાં તમે ભીમને ભુખ્યો રાખ્યો અને ખવરાવ્યું નહી તેથી તે રીસઈ નાસી ગયો હશે પણ રીસમાંને રીસમાં આપઘાત કરશેતો નામોશી આવે માટે આવું કરવું તમને ઘટતું નથી એમ દુષ્ટ દુરીયોધન જગતમાં સારૂં કેવરાવાના હેતુથી કુંતાજીને ઠપકો દેવા લાગ્યો. પોતાની આંખોમાંથી આંસુ કાઢતો જાય છે અને કુંતાને ઠપકો દેતો જાય છે. પછી દુરીયોધને શેવકોને બોલાવ્યા અને કહ્યું કે એક હજાર ઘોડેસ્વારો બોલાવો અને તુરત વનમાં ભીમની શોધ કરવા સારૂ મોકલો, અને એક હજાર સેવકો નગ્રમાં શોધ કરવા મોકલો અને એક સો ઢીમ્મરો

જુમનાજીમાં સોધ કરવા મોકલો, કારણ કે ભીમને ન્હાવાનો શોખ હતો તેથી તે ન્હાવા ગયો હોય અને બુડી મુઓ હોય, એવે કુંતાજી તો રૂદન કરવા લાગ્યાં, દુર્યોધન તો જ્યાં હોય ત્યાં ફરવા માંડયો. કુતાજીએ જાણ્યું કે દુરીયોધન સપુત છે પણ દુષ્ટ દુરીયોધન જગતને સારૂં દેખાડવા માટે આ સર્વે પ્રપંચ કરે છે. એટલામાં વિદુર ભીષ્મ સર્વે ત્યાં આવી પહોંચ્યા કૌરવોની સ્ત્રીઓ પણ આવી પહોંચી. હવે જ્યાં જ્યાં સોધ કરાવિ ત્યાંથી ખબરો આવિ કે ભીમ નથી પછી સરવે જણાએ આશા મુકી, કુંતાએ શેદેવને પુછયું કે ભીમસેન પૃથ્વીમાં છે કે નહી, શેદેવે કહ્યું નથી, જેવું પ્રશ્ન તેવો ઉત્તર શેદેવે આપ્યો, એટલે ડોશી રડવા લાગ્યા. અને ધર્મરાજા ચીસ પાડી ધરણું ઢળ્યા, તવ હસ્તીનાપુરમાં હાહાકારનો શોક વરસી રહ્યો છે, ભીમસેનનું મ્રત્યુ થયું એવું કુંતાજી જાણી અતીશય આક્રંધ કરે છે, કુંતા છાતી માથું કુટતાં જાય છે અને ધાંડે સ્વરથી રૂદન કરે છે કે ગમે તેવો હીમ્મત પુરૂશ હોય તે પણ રડવા લાગે, કુંતાજી ( ભીમને ) રડતાં રડતાં કહે છે કે હે દીકરા તેં તો કાળો કેર કર્યો, ઘર ધુળધાણી કરયું, તેં તારા ચાર બંધુની દયા ન જાંણી, મારા ભવીશમાં ભંમરો ભુસાયો હૈયાનો હરખ હતો તે ખોવરાવ્યો, મારો ખરો હીરો તે હડતાઇ ગયો, સરવને પાળનારો સકળનું કષ્ટ નીવારણ કરનારો ભીમ મારો કયાં ગયો મારૂં ઘડપણ રઝળાવ્યું, મારૂ રમકડુ ખોઇ બેઠી, દીકરા તને કોઇએ બાંધ્યો હોય તો છોડાવું તુ રીસાઇને કયાં નાઠો, હું કયાં જાઉ શું કરૂં, દીકરા તું મને છોડીને કયાં ગયો દિકરા કયાંય સંતાયો હોઉં તો વીજોગ મટાડજે, લાંબા, પહોળા કળેવર વાળા ભીમ તું કયાં પડયો હોઇશ એમ કુંતાજી પોકાર કરે છે, ધરમરાજા પોતાના માંથાના વાળ ચુંટી નાખવા લાગ્યા અને આંખોમાંથી ચોધારે આંસુ ચાલવા લાગ્યાં. અને કહેવા લાગ્યા કે હે ભીમ વ્હાલા ભાઇ તું કયાં ગયો હોઇશ એમ વીલાપ કરી માંથું પછાડી રૂધીર કાઢયું, અરજુનજી, શેદેવ નીકુળ સરવે રડે છે, સરવે પાન્ડવોને રડતા જોઇ સર્વે પ્રજા પણ રોવા લાગી ઘરડાં, જવાન, બાળક, સ્ત્રીયો સરવે અતીશય પોકાર કરવા લાગ્યાં, ઘોડા ઘાસ પણ ખાતા નથી, ઝાડ પણ સ્થંભી રહ્યાં, ભયંકર કલેશથી જુમનાનું નીર પણ સ્થંભી રહ્યું, સ્વાન રડવા લાગ્યાં, આકાશમાં વાદળ છવાયાં આ પ્રમાણે સઘળા હસ્તીનાપુરમાં હાહાકાર થઇ રહ્યો તેમજ ભીષ્મ, વીદુર સરવે રૂદન કરવા લાગ્યા આંધળો તથા કૌરવો રડે છે પણ હૈયામાં આનંદ છે. જગતમાં સારૂં દેખાડવા માટેજ રડે છે. ગાન્ધારી તથા કૌરવોની સ્ત્રીઓ અતીશય રડવા લાગી દરેક કરતાં દુરીયોધન

છાતી ફાટ રડવા લાગ્યો છે એટલુંજ નહી પણ માંથું કુટી ભાગ્યું, અને રૂધિર કાઢયું, મોંઢેથી ખરાડા પાડી બુમ પાડવા લાગ્યો, શકુની તથા સુશરમા ઝાલી રાખે છે તો પણ પાપી જગતમાં સારૂં દેખાડવા માટે ઘણુંજ આક્રંધ કરવા લાગ્યો દુનીયા દોરંગી જુએ છે અને વાતો કરવા લાગી કે અરેરે છત્રપતી દુરીયોધન ઘણુંજ રડે છે. ભીમ દુરીયોધન ઉપર ઘણો કેર કરતો હતો પણ છત્રપતીને તે વાતનું જરા પણ ઝેર નથી એમ દોરંગી દુનીયા વાત કરવા લાગી આથી પાપી દુરીયોધન મનમાં હરખાવા લાગ્યો. દુરિયોધન કહે ગમે તેવો હતો પણ મારો બંધુ હતો અને મારૂં જીવન હતો, એમ કહી પાપી દુરીયોધને અતીશય જુલમ કરી સાંજે સ્નાન કરયું, ત્રણ દીવસના અપવાસ થવાથી મર્ણ સમાન થઈ ગયો, ભીષ્મ; વીદુરે કુંતાજીએ તથા તેમના પુત્રોને બોધ આપી સમજાવ્યા અને અન્ન ખવરાવ્યું. ચોદશે ચોથો દીવસ થયો, તે દીવસે કુંતાજીએ દુરીયોધનને પોતાના ઘેર તેડાવ્યો, કુંતાજીએ પુછયું કે બેટા ભીમ મરિ ગયો માટે તેનુ ક્રીયા ખર્ચ જોઇએ તેનું શું કરવું કારણ કે અમારી પાસે પૈસો પુંજી કંઈ નથી; તું જ્યારે અનાજ મોકલે છે, ત્યારે અનો ખાઇએ છીએ દુરીયોધન કહે કાકી એ શું બોલો છો ? તમે કહો તે વાવરૂં, પછી એની ક્રીયા પુરણ કરીને મારે તો નીશ્ચે મરી જવું છે. કુંતાજી કહે નારે બેટા તારાથી તો અમે ઉજળા છીએ. પ્રભુ કોપ્યો ત્યાં કોઇનો ઈલાજ નથી માટે શાન્તી રાખીને રહો, દુરીયોધન કહે સાંભળો માતાજી મારે દેશોદેશ પત્ર લખવા છે કે મારા ભાઇને રડવા માટે સઘળા રાજાઓ આવે. જ્યારે વાવરૂં, ખરચું ને ખવરાવું ત્યારે મારા મનમાં શાન્તી થાય. ભાઇની પાછળ વરે નહી ત્યારે પૈસો શા કામમાં આવવાનો છે એમ કહી શકુનીને બોલાવ્યો. કુંતાજી કહે પહેલા ત્રણ પત્ર લખો. એક પત્ર કુંતલપુરમાં મારા પીતાજીને, બીજો મારવાડમાં સલ્લ રાજાને કારણ કે મારી સોકનો ભાઈ છે તેમને બેન સરખી ગણે છે, ત્રીજો દ્વારકામાં શ્રી કૃષ્ણ તથા બળદેવજીને તે પણ મારા ભત્રીજા થાય છે વાસ્તે પહેલા ત્રણ પત્ર તુરત લખી મોકલી દો. શકુનીએ ત્રણ પત્ર લખીને તુરત મોકલી દીધા. પછી બીજે ઠેકાણે દુરીયોધને કાગળો લખાવ્યા, તેમાં લખી જણાવ્યું કે અમારો ભાઇ ભીમસેન મરી ગયો છે તેનો કુકવો કરવા માટે દરેક ક્ષત્રી રાજા આવવું. નહિ આવે તેનું ઘર, ગામ જાગીર સરવે લુંટી લેઇશું એમ પ્રત્ર લખી શેવકોને મોકલી દીધા, દેશ દેશાવર પત્ર પહોંચી ગયો, દ્વારકામાં પત્ર પહોંચ્યો એટલે બળદેવજીએ સર્વને વંચાવ્યો એટલે દરેક જણ રડવા લાગ્યાં. કૃષ્ણજી રડે છે

અને કહે છે કે વૃદ્ધ ફોઇને ઘડપણમાં દુખ પડ્યું. જગત વ્હેવાર પ્રમાણે પ્રભુએ આક્રંધ કર્યું, એ પ્રમાણે કુંતલપુરમાં પણ સરવે જણે કલ્પાંત કર્યું, મારવાડમાં સલ્લ રાજા પણ અતીશે રૂદન કરવા લાગ્યો, આ પ્રમાણે શોકનો સીંધુ વરસાવી દ્વારકામાંથી કૃષ્ણ તથા બળદેવજી, મારવાડમાંથી સલ્લરાજા તથા કુંતલપુરમાંથી કુંતાજીના પીતા સર્વે જણ હસ્તીનાપુર ભીમનો કુકવો કરવા સારૂ પોતાના ગામમાંથી નીકળ્યા. તે સરવે જણા ભીમના નવમાને દીવશે આવ્યા. અને નગ્રના દરવાજામાં ભેગા થયા. પછી દુરીયોધનને ખબર આપી કે શલ્લ, કુંતીભોજ, કૃષ્ણ અને બળદેવ ભીમનો કુકવો કરવા સારૂ આવે છે. પછી મોઢેથી રડતા રડતા ચારે જણ હસ્તીનાપુરમાં પેઠા. શકુની દુરીયોધનને કહેવા લાગ્યો કે તું રૂધીર નીકળે તેવું અતીશય કુટજે, ત્રાહ્ય ત્રાહ્ય કરજે, જો તેમ નહિ કરે તો કૃષ્ણ ઘણો કપટી છે માટે તારો દગો જોઇ જશે. એમ બન્ને વાતો કરી પથાણામાં બેઠા. દુરીયોધન રડવા લાગ્યો છે. શકુનીએ તેનો હાથ ઝાલ્યો છે તો પણ પાપી આક્રંધ કરે છે, પછી ચાર જણ પથાણાની સનમુખ આવી પહોંચ્યા નેત્રમાં આંસુ ચાલ્યાં જાય છે. ચારે જણ ભીમનો કુકવો કરી પથાણામાં બેઠા. દુરીયોધન તો અતીશય પોકાર કરવા લાગ્યો કે હે ભીમસેનભાઇ દુઃખ વખતે સાહ્ય કરનાર ભાઈ તું કયાં ગયો! એમ પાપી સર્વને વ્હાલેશરી જણાવવા માટે રડયા કરે છે, પ્રભુ આંસુ લુછી નાંખીને દુરીયોધન છાતી માંથાં કુટતો હતો ત્યાં ગયા અને તેના હાથ ઝાલ્યા પ્રભુ કહેવા લાગ્યા કે હે છત્રપતી જેટલું જનમે છે તે નાશ પામે છે. કોઈ મોડુ કોઈ વહેલું માટે તેમાં આપણો ઉપાય નથી, ગયેલાને પાછું લવાતું નથી. અને લવાતું હોય તો સર્વ લાવે. મુવાની પાછલ મરાતું નથી અને મરે તેથી મરનારો પાછો આવતો નથી. માટે મીથ્યા કલ્પાંત મુકી દો, એટલે દુરીયોધન રડતો રડતો બોલ્યો કે અરે મહારાજા એ બંધુનો મને કયારે વિજોગ ટળશે. ભગવાન કહે ભાવ હશે તો તમારો ભાઈ ભીમસેન તમને મળશે આ સાંભળી પાપીએ મામાને સાન કરી મામો કહે કે હજુ તો કુટ કૃષ્ણ તો તને મન વળાવવા માટે કહે છે, એટલે દુરીયોધન પાછો કુટવા લાગ્યો પ્રભુ કહે છે કે શીદ કુટી ભાગો છો હજુ તો ઘણા કુટાશો, એમ મરમમાં પ્રભુ બોલ્યા પણ પાપી બીલકુલ ચેત્યો નહી બળાત્કારે આંધળાનો પુત્ર રડતો બંધ રહ્યો. એમ કરતાં દસમો દહાડો થયો, એટલે કૃષ્ણ બોલ્યા કે આજ દસમો દહાડો થયો માટે પરદેશી લોક આવશે. કૃષ્ણે ધરમરાજાને કહ્યું કે તમારે ભીમની ક્રીયા કરવાની છે. અર્જુનજી આલેલાને માન્ય આપીને સેવા કરે નીકુળજીને

કહ્યું કે જે ખરચ થાય તે તમારે લખી લેવું. શેહેદેવને કહ્યું કે તમારે ધર્મરાજા પાસે બેસી રહેવું અને જે જે દાન દક્ષણા માગે તેતે તમારે આપવું. દુર્યોધનને કહેવા લાગ્યા કે તમારે પથાણામાં બીરાજવું આ પ્રમાણે પ્રભુએ સર્વને કામ સોંપી દીધું, એવામાં પરદેશી રાજાઓ આવવા લાગ્યા. નગ્રની બહાર તંબુ તાણી સર્વે ઉતર્યા સરવે જણ મુસ્તક ઉપર ધોળો મુગટ પહેરી શોક જણાવેછે. ધરમરાજાએ દશા સરાવી.એકાદશા શ્રાદ્ધ કર્યું. એવામાં બારમાનો દીવસ થયો એ- કીયા કારજ શરૂ કરયું. દુરીયોધન પથાણામાં બેઠો છે, કૈક જણ આવ્યા છે, આવે છે, અને પથાણામાં બેસે છે, ધરમરાજા બારમાને દીવસે ક્રીયા કરવા માટે બેઠા. શેદેવ સામગ્રી લઈ જોડે બેઠેલા છે, કૃપાચાર શ્રાદ્ધ કરાવે છે, અને બીજા બ્રાહ્મણ પણ ભેગા થયાછે. સોના રૂપાની સળીથી પીંડ વ્હેરવાની વખત થઈ. પીંડ કરીને ગોરે કહ્યું કે આ પીંડ સળીથી કાપો. ધરમે અવળો હાથ ધર્યો કે શળી આપો. શેદેવજીએ વીચારયું કે આ અણઘટતું થશે. શળી લઇ પીંડ ને વ્હેરશે તો સગઈ ઉતરી જશે, માટે આપવી નહી, એટલે ધરમે ઘાંટો કાહાડી ને કહ્યું તવ શેદેવ અવળો બેઠો, ધરમ કહે છે શું નથી સાંભળ તો કેમ વાર કરે છે. એટલે શેદેવે વધારે આડુ જોયું તેથી ધરમરાજા કોપ્યા અને શેદેવને કો- હોણી મારી કહ્યું કે મુર્ખ કેમ માંથું કુટાવે છે, એટલામાં પ્રભુજી સ્હેજ સાજ ધામમાંથી બહાર આવ્યા તો ધરમરાજાને કોપાયમાન થયેલા જોયા, શેદેવ અને કૃષ્ણની દૃષ્ટી મળી કે તુરત બંને હસી પડયા. ધર્મ બેઉનો તમાસો જોયો અને પેટમાં વ્હેમ પડયો કે કહો ના કહો પણ ભીમ જીવે છે, ધરમે વીચારયું કે શે- દેવ ત્રીકાળ જ્ઞાની છે, અને કૃષ્ણ પ્રભુ છે. બન્ને જણ જેવા તેવા નથી. જો ભી- મ મરી ગયો હોય તો અતીશય શોક કરે પણ આતો બંન્ને જણ હસે છે, માટે જરૂર ભીમ જીવતો હોવો જોઇએ. એમ ધર્મરાજા વીચાર કરી ગોરને રજા આ- પી કે પધારો મ્હારાજ આટલેથી ક્રીયા બંધ રાખો કારણકે મારે આજ ઘણું કામ છે, એટલે ક્રીયા અધુરી રાખી ગોર માહારાજ ઘેર ગયા, શેદેવ કહે ધર- રાજા કેમ ક્રીયા બંધ રાખી, ધરમરાજાએ શેદેવને કહ્યું કે તું ત્રીકાળ જ્ઞાની છે, માટે સાચે સાચું બોલ ભીમસેન જીવે છે કે મરી ગયો છે? તુ અને પ્રભુ હસ્યા માટે મને વ્હેમ પડયો છે. શેદેવ કહે તેતો હું સ્હેજ હસ્યો હતો પણ જીવ્યા ન જીવ્યાનુ તો કૃષ્ણ જાણે, એટલે ધરમરાજા પ્રભુ પાસે આવ્યા અને પુછે છે, કે કહો માહારાજા મારો ભીમસેન ભાઈ જીવે છે કે કેમ! પ્રભુ કહે તમે જાણો ભીમ મુવો હોય એવું મને લાગતું નથી જીવતો કયાંથી હોય એમ હાની હા

અને નાની ના એમ જવાબ આપ્યો ધરમરાજાએ જાણ્યું કે ગમે તેમ બોલે છે પણ મારો ભાઈ નક્કી જીવે છે, ધરમરાજાએ નીયમ કરયો ને સાંજ સુધી પ્રભુનું સ્મરણ કરવું. જો પછી ભીમભાઈને દેખું નહી તો જરૂર મારો દેહ ત્યાગ કરૂં. એમ ધારી પ્રભુનું સ્મરણ કરવા બેઠા. શેદેવ તથા પ્રભુ બંન્ને એકાંતમાં ભેગા થયા અને એક એકને કહેવા લાગ્યા કે ધરમે તો નીયમ કરયો છે કે સાંજ સુધી ભગવાનનું ધ્યાન ધરવું. ત્યાર પછી ભીમને ન દેખુ તો મારો દેહ ત્યાગ કરૂં; અને આપણે તો હસીને સરવે કામ કથલાવ્યું, ભીમ પાતાળમાં આ વાત જાણતો નથી ઘર ગામ બધું ભુલી ગયો છે, સ્ત્રીને પરણીને વશ બન્યો છે, હે પ્રભુ એનો માતા ભાઇ વીગેરે સરવેની સુદ્ધી વિસરી ગયો છે, કૃષ્ણ કહે કાંઇ ચીંતા રાખશો નહી આપણે ચાર ચંડાળોમાં બબે જણના વચમાં બેસો, કરણ તથા શકુનીના હાથ તમે ઝાલજો અને દુસ્યાસન તથા દુરીયોધનના હાથ હું ઝાલીશ, એમ કહી બંન્ને જણા પથાણામાં ચાલ્યા, કૃષ્ણ પ્રભુએ ભીમને પાતાળ વિષે સુદ્ધિ મુકી એટલે ભીમને યાદ આવ્યું કે હું તો સ્ત્રી પરણી આનંદમાં રહ્યોછું પણ મારા માતા તથા ભાઇઓની શી વલે હશે, મારા માતા તથા ભાઇઓ ખાતા પીતા નહી હોય અને સઘળાં રૂદન કરતાં હશે, હાંઈ બાર દીવસ થયા માટે મારૂં સગપણ જશે; સગું વ્હાલું રડવા આવ્યું હશે અને મારૂં બારમું થતું હશે, એમ વીચારીને નાગકન્યાને કહે છે કે હે સ્ત્રી મારે જરૂર ગયા સીવાય ચાલે તેમ નથી આ સરવે સુખ બળી ગયું મારા માતા તથા ભાઇઓ શું કરતા હશે આ દુઃખ ભીમસેનને અતીશય થવા લાગ્યું એટલામાં નાગ વાસુકી આવ્યો તેણે આવીને ભીમના મોંઢામાં ગુટકો ઘાલ્યો ભીમને કહ્યું કે આંખો મીચો ત્યાર પછી જ્યાં જવું હોય તેનું સ્મરણ કરો એટલે ત્યાં જઈ તમે ઉભા રહેશો, એમ કહ્યું એટલે ભીમે આંખો મીચી અને ધારણા કરી તો હસ્તીનાપુરથી એક જોજન છેટે જઈને પડયો, નેત્ર ઉઘાડી નગ્રના સામું જોયું તો હસ્તીનાપુર દેખાયું, દેરા તંબુ અને માણસોની અપાર મેદની જોઈ, ભીમે જાણ્યું કે મને કોક ઓળખશે માટે નવો બંગ કરૂં તો ઠીક, એમ જાણી તળાવડામાં પડયો અને સઘળે શરીરે કાદવ ચોપડયો પછી બીહામણું રૂપ ધારણ કરીને ચાલ્યો, એવામાં રાજાનો તંબુ નજીક આવ્યો તેમાં પેઠો, રાજા બોલ્યો તું કોણ છે અને કયાંથી આવ્યો, ભીમ કહે હું સરવેનો રાજાછું માટે મને માન્ય આપો, રાજા કહે કે કોઈ ગાંડો છે, ભીમ કહે હું તો દુરીયોધનનું બારમું ખાવા આવ્યોછું; માટે જો મને પહેરવા માટે પોશાક આપો તો ઘણું સારૂં, રાજાએ જરીનાં વસ્ત્ર

આપ્યા, ભીમે તે વસ્ત્રોને માંથે ફેરવીને ફેંકી દીધાં ભીમ કહે આવાં વસ્ત્રો મારે નથી જોઈતાં તમારો દેરા તંબુ ઓઢવા આપો તો હું ઓઢીને ચાલ્યો જઈશ, રાજાએ જાણ્યું કે નહી આપીએ તો મારી નાંખશે. તેથી રાજાએ તુરત દેરા તંબુ આપી દીધો, ભીમે મુસ્તકથી તે પગ સુધી ઓઢી લીધો આંખો આગળ બે બાકાં પાડ્યાં, ભીમ ચાલ્યો જાય છે અને ચરચા જોતો જાય છે તો સઘળા રાજા ભીમને રડતા જાય છે અને રડીને પથાણામાં બેસે છે. એટલામાં ભીમસેન દરવાજામાં આવ્યો, તો રાજાઓની ભીડ અતીશે થયેલી જોઈ. સરવે જણ ભીમના નામને રડતા હતા તેથી ભીમે જાણ્યુ કે હું પાપી દુરીયોધનની પોક મુકું તો ઠીક. એમ જાણી ભીમ સરવેની વચમાં પડ્યો દરેકે પાછળ જોયું. જોતામાં સઘળા પાછા ખશી ગયા. બહોતેર દરવાજા, બાસઠ બારી સરવે સ્થળે ક્ષત્રીઓ ભીમનું નામ લેઈને રડે છે. એક દરવાજામાં ભીમ પેઠો અને મોઢેથી પોક મુકી કે ઓ મ્હારા દુરીયોધન ભાઈરે, એવી પોક મુકવાથી સરવેનાં ચાંટા ઢાંકી નાંખ્યા તવ દરવાજાના ત્રીસ દરવાનો દરવાન લાકડીયો લઈ ઉભા થયા ને ભીમના ઉપર અતી પ્રહાર કરવા લાગ્યા એટલે ભીમે જાણ્યું કે ગામમાં પેસતાંજ માર ખાઈને અંદર પ્રવેશ કરવો તે ઠીક નહી કારણ કે જનમો જનમ માર ખાધામાં જાય, એમ જાણી પોતે ઉંચો કુદીને તંબુ પહોળો કરી ત્રીસના ટોળામાં પડ્યો એટલે ત્રીસે તંબુમાં આવ્યા, ભીમને જોઈ ત્રીસે ધરૂજવા લાગ્યા અને કહે છે કે ઓ બાપ અમને જવા દો, તવ ભીમે તો પંદર પંદરને ઝાલીને બગલમાં ઘાલ્યા પછી ગામની દેવીને કહ્યું કે હે દેવી આ તને ભોગ આપું છું તે માની લેજે એમ કહી ત્રીસેને દબાવ્યા એટલે ત્રીસે જણ મરણ પામ્યા. પછી ભીમે તે મડદાં બગલમાં રહેવા દીધાં અને વીચાર કર્યો કે આપણે તે મડદાં દુરીયો ધનની આગળ ભેઠમાં મુકીશું, એમ ધારી ધુમતો ધુમતો ભીમ પથાણામાં ગયો એટલે શેદેવ ને શામળીયો બંન્ને જણા પથાણામાં સાવચેતથી બેઠા અને ચાર ચંડાળોને શીખામણ આપવા લાગ્યા શેદેવ કરણ તથા શકુનીને કહેવા લાગ્યા કે શીદ રડોછો આંખો દુખવા આવસે. અને દુરીયોધન તથા દુસ્યાસનના હાથ ઝાલીને પ્રભુ બેઠા છે. ને શીખામણ દેછે કે ભાઈ હવે ન રડો કારણકે થવાનું હતું તે થયું. એમ શેદેવ તથા પ્રભુ ચારેને કહે છે. તો પણ પાપી અતીશય તોફાન કરી રડે છે. ભીમ આ ચારેને રડતા જોઈ ધીમેથી નીચે બેસી ગયો અને હોઢેલો તંબુ નાંખી દેઇને ત્રીસ મડદાને હાથમાં લબડતાં રાખી બેઠો બેઠો ચાલ્યો પથાણામાંથી સરવે જણ આઘા ખસવા લાગ્યા. કોઈ ભીમને

દેખીને આઘો ન ખસે તો ભીમ તેને કોહોણી મારે એટલે ઝટ આઘો ખસે. એમ કરતો કરતો અડધે ગયો પછી ઉભો થઇને મડદાં ફેંકયા અને કહ્યું કે લે દુરીયોધન ભેઠ. સભા સરવે સજડ થઈ ગઈ કે આવો માણસ કયાંથી આવ્યો. પછી ભીમ છલંગ મારી ચાર પાપી રડતા હતા ત્યાં આવી પડયો. એટલે શેદેવ તથા કૃષ્ણ દુર ખસી ગયા. ભીમે ચાર ચંડાળોને ટપો ટપ પકડી લીધા અને ચારે જણને નીચે નાંખી ઉપર ચઢી બેઠો. ગડદા, ઢીંચણ. કોણીથી અતીશય માર મારવા માંડયો ચારે જણ મોઢેથી બરાડા પાડવા લાગ્યા ભીષ્મ. દ્રોણ વીચારવા લાગ્યા કે આ કોણ આવ્યું, સરવે સભા ધરૂજવા લાગી, એટલામાં ભીમસેન સરવે સભાને કહેવા લાગ્યો કે હું કુંતાજીનો પુત્ર ભીમસેનછું, હું બારસને દીવસે આંધળા કાકાને ઘેર ખાવા સારૂ ગયો હતો તેમણે સઘળાઓએ મને લાડુમાં ઝેર નાંખી ખવરાવ્યું હતું તેથી હું મરણ પામેલો પાતાળ પડયો હતો પણ મારા વૃધ્ધોનું પુન્ય આગળ આવવાથી હું પાતાળમાં જીવતો થયો ત્યાં જઈ હુ નાગ કન્યાને પરણ્યો મારૂં આયુષ્ય બળ હતું તો જીવતો પાછો આવ્યો, આ પ્રમાણે ભીમ બોલીને કહેવા લાગ્યો કે આજ ચંડાળોને ઠેર મારૂં અને મારે બદલે ચારનું બારમું કરૂં જુઓ આ ચારે જણ કેવાં પાખંડ કરી કરીને રડે છે તવ સરવે જણ પોંચા કરડવા લાગ્યા, પછી વિદુરે તથા ભીષ્મે ઉઠીને ભીમના હાથ ઝાલ્યા, હાંહાં બેટા મુકી દે મારવાથી શું વળશે કરણી તેવી પાર ઉતરણી તેમનાં કર્મનાં ફળ ઇશ્વર તેમને આપશે, એના જેવા તમે ન થશો, ભીમ કહે આ દુરીયોધનની મા આખલાને પરણી, માટે તેનું ફરજન તેના જેવું. મારા પીતાનું રાજ્ય મને આપે તો જીવતો જવા દેઉં નહી તો જીવ લેવાનો છું. વીદુરજી કહે કેમ દુરીયોધન ભીમની વાંણી સાંભળે છે કે રાજ્ય આપીશ તો જીવતો રહીશ નહી તો જીવ લેશે, દુરીયોધન કહે ભીમભાઈ વગર મ્હોતે શીદ મરે છે અડધું રાજ્ય આપીશુ, વીદુરજી કહે જાવાદે બેટા અડધું રાજ્ય તને આપશે. ભીમ કહે કે તાંબાને પત્રે આજને આજ લખી આપે ત્યારે, વીદુર તાંબાનું પત્ર લાવ્યા અને દુરીયોધનને કહેવા લાગ્યા કે બેતાળીસ હજાર દેશ પાંડવને લખી આપ. એમના બાપનું પેંદા કરેલું પાપી તું ભોગવતો હતો છતાં તે બીચારા તારી પાસે માગતા નહોતા તોપણ તેં તારી બુદ્ધી બગાડી ઝેર દીધું. ધીક્કાર છે તને દુરીયોધન કહે મને ઉઠવા દે પછી બેતાલીસ હજાર દેશ તને લખી આપું છું. ભીમ કહે તને ઓળખું છું મુકી દેઉં તો તારે ઘેર નાશી જાય, સુતાં સુતાં લખી આપ નહી તો ઠેર મારી નાંખું છું. એમ કહી કોહોણી

મારી એટલે દુરીયોધન બોલ્યો લાવો લખી આપું છું. પત્ર લેઇને બેતાલીશ હજાર દેશ લખી દીધા. પાંડવના હાથમાં જે જે દેશો ગયા તે તે દેશના રાજા ઘણા ખુશી થયા. ભીમ ઉભો થયો અને પત્ર લેઈ ધરમરાજાના હાથમાં આપ્યો. શેવકો ચાર ચંડાળોને ડોળીમાં ઘાલી ઘેર લઇ ગયા. પછી પલંગમાં સુવાડી ચાકરી કરવા લાગ્યા. ભીમ ખુશી થયો અને જ્યાં કુંતાજી છાતી માથુ કુટે છે ત્યાં આવી માતાજીને પગે લાગ્યો. તે જોઈ કૌરવની સઘળી સ્ત્રીયો ત્યાંથી જીવ લેઇને નાઠી દુષ્ટને ઘેર મોંકણ મંડાઈ અને આખા શહેરમાં આનંદ ઓછવ થયો, બારમાની રસોઈ કરી હતી તે વીવાની થઈ પડી સૌને ખરી ખુશીથી જમાડી આનંદ કરયો, પછી પ્રભુએ ધર્મને કહ્યું કે હવે તમે વીચાર કરો કે સઘળા આવેલા રાજાને ઠાલા હાથે કેમ મોકલાય, ધરમ કહે કે હે પ્રભુ અમે તો નીર્ધન છીએ. ભીમ કહે અરે માહારાજા દુષ્ટનો ભંડાર લાવું છું. એમ કહી વાયુપુત્ર ભંડારખાને આવ્યો, તાળાં તોડી નાંખ્યાં દ્વાર ભાગી નાંખ્યાં અને સઘળું દ્રવ્ય લેઈ લીધું. લાવીને કૃષ્ણ પ્રભુને આપ્યું, પ્રભુએ સરવેને ન્યાય પ્રમાણે વ્હેંચી આપ્યું. સકળ રાજા આનંદ પામ્યા અને વીદાયગીરી માગવા માંડી. પાંડવોએ સર્વ રાજાને પોત પોતાના ઘેર જવા આજ્ઞા આપી સર્વના વેરાયા પપ્રભુ દ્વારકામાં ગયા. પાંડવો તથા કુંતાજી પછી પોતાના દીવસો આનંદમાં કહાડવા લાગ્યાં. દસ વીસ દીવસ ગયા કેડે ભીમસેને પોતાના ભાઇઓને કહ્યું કે હે માતા તથા ભાઇઓ તમે મારી વાત સાંભળો, પાણીનો સગાળ અને સગાનો દકાળ હોય તેવે સ્થળે રહીએ, ઇંદ્રિપસ્તમાં આપણું રાજ્યાસન કરીને રહીશું, કુંતાજીએ વીદુર તથા ભીષ્મને પુછી જોયું. વૃધ્ધોએ કુંતાજીને કહ્યું કે ભીમ કહે છે તે વાત સાચી છે, પછી પાન્ડવો વૃધ્ધોની આજ્ઞા લેઇ તુરત ઇંદ્રપસ્ત ગયા, અને ત્યાં સુંદીર મ્હેલ બનાવી ત્યાં રાજ્ય ગાદી કરી, બેતાળીશ હજાર દેશમાં પોતાની આંણ વરતાવી દીધી, જેવો રાજા તેવી પ્રજા, કોઈ જુઠુ બોલતું નથી ચોર લોકોએ ચોરી મુકી દીધી. ગુણકાએ શરમ રાખી. કોઇને રોગ, વ્યાધી, ઉપાધી બીલકુલ ઇજા કરતાં નથી, અકાળ મ્રત્યું થતું નથી અને સરવે પોતાનો ધરમ બરોબર પાળે છે કોઇને વેરો કે વેઠ નથી એવા પ્રકારનું રાજ્ય ધરમ રાજા ચલાવે છે.

# વિશ્રામ વિસમો.



રાજ્ય ચલાવે પાન્ડવો, સુણો સહુ શ્રોતાય;
એ કથા રહિ એટલે, આગળ શું શું થાય.

પછી પેલા ચાર દુષ્ટો એક મહીના પછી સાજા થયા, અને વીચાર કરવા લાગ્યા કે આપણો કરેલો પ્રપંચ વ્યર્થ ગયો દુરીયોધન કહે મામા એ તો જમુનાજીમાં નાંખી દિધો તેથી ઝેર ઉતરી ગયું. શકુના કહે ભલે ઉતરી ગયું, રાજા ધીરજ રાખો એક ચોટ ખાલી ગઈ તો વળી બીજી, હજુ તો એવા લાખો ઉપાય છે, એતો એકલો ભીમ ધારયો હતો પણ જો જો આ વખત તો છએ જણને મારી નાંખવા છે જો એક માહારો મીત્ર પુલોચન કરીને છે પણ તે ન્હાનપણનો વનમાં પડી રહે છે તે જાદુ વિદ્યા જાણે છે, તેને ખાવા પીવા તથા વસ્ત્ર નથી નથી માટે તેને તેડાવું છું એટલે પછી પાન્ડવની મજા જો. દુરીયોધન કહે મામા ત્યારે તેવું હોય તો તે વાત પહેલી કરો જેથી કરી આપણુ કાંઈ સાર્થક થાય, શકુની મામાએ પુલોચનને એક કાગળ લખ્યો. મીત્ર પુલોચન બાળસ્નેહી હસ્તીનાપુરમાં આવજો, હું જાંણુ છું કે તમને ઘણી કષ્ટી પડે છે, મેં દુર્યોધનને સમજાવ્યો છે તેથી તમે અહી આવી તેનું કાર્ય કરો તો તમને રાજ્યમાંથી એક આની ભાગ અપાવીશ આવો પત્ર લખી પુલોચનને પહોંચાડયો, પુલોચને પત્ર વાંચ્યો અને ઘણો ખુશી થયો કે મારૂં ભાગ્ય ઉઘડી ગયું તેની સ્ત્રી કહેવા લાગી કે તમે જાઓ. અને દુરીયોધનનું કામ કરી એક આની રાજ્યમાંથી ભાગ લ્યો તમે રાજા થાઓ અને હું તમારી રાણી થાઉં પુલોચને લંગોટી વાળેલી છે. અને ત્યાંથી હસ્તીનાપુર ચાલ્યો. પુલોચન હસ્તીનાપુરમાં આવ્યો પણ એવાને કોણ બોલાવે તેથી હવેલી આગળ ફાંફાં મારવા લાગ્યો. શકુનીએ જોઇને ઓળખ્યો. શકુની દુર્યોધનને કહેવા લાગ્યો કે પુલોચન આવ્યો માટે માન્ય દેઇને ઘરમાં લાવ્ય દુર્યોધન આવ્યો અને પુલોચનને કહેવા લાગ્યો કે પધારો મામા એમ કહિ પુલોચનનો હાથ ઝાલ્યો પોતાના મ્હેલમાં લેઈ જઇને જરીનાં વસ્ત્ર પેહેરાવ્યા પોતાની પાસે ગાદીમાં બેસાડયો. દુર્યોધન, કર્ણ, શકુની, દુશ્યાસન સરવે પુલોચનને કહેવા લાગ્યા કે મામા તમારે શર્ણ છીએ, એમ દુર્યોધનને પુલોચનને આજીજી કરી કહ્યું કે મારા મામાના મીત્ર છો તેથી મારે મામા તુલ્ય

છો માટે એક કામ બતાવું. તે ખુશીથી કરો તો મારો જીવ શાંત પામે. જુઓ કે મારે માંથે પાંચ શત્રુ છે મારા કાકાના છોકરા પાન્ડવો મારા ઉપર અતીશય દ્વેશ કરે છે એટલુંજ નહિ પણ મારી પાસેથી અડધું રાજ પડાવી લીધું જો તમે તેમનો નાશ કરો તો તમને મારા રાજ્યમાંથી એક આની ભાગ આપું મારા રાજયમાંથી પા આનીનો જેને ભાગ મળે તેના ઘેર હાથી ઝુલે તો પછી તમને હું આની ભાગ આપું છું માટે મારૂં ધારેલું કાર્ય પુરૂં કરો, પુલોચન કહે તારા શત્રુને હેર મારૂં પણ તારા કાકાના છોકરા પાન્ડવોને તું જ્યાં મોકલે ત્યાં જાય કે ન જાય, દુર્યોધન કહે મામા તે તો બચારાં ભોળીયાં છે હું જ્યાં મોકલીસ ત્યાં જશે પુલોચન બોલ્યો, ત્યારે તો હું એક લાખા ભોવન રચું તે એવું કે લાકડાનું તથા પાશાણનું માલુમ પડે પણ એકલી લાખ તેમાં તેમને તું મોકલે તો અગની વડે તેમને બાળી નાંખુ, હું નગ્રથી વિસ જોજન જઈ ત્યાં લાખા ભોવન રચું છું મારૂં કામકાજ કરવા માટે સહસ્ત્ર સેવક આપો, એમ વાત કરતા હતા તેવામાં વીદુરજી આવ્યા, તેમણે પુલોચનને દીઠો, વીદુરજી વીચારમાં પડયા કે આ નીચજાતીની સાથે વાત ચીત કરે છે માટે પાન્ડવો ઉપર કાંક ચડાઈ હશે, જોઉતો ખરા કેવું કપટ કરે છે માટે તેમના પેટમાં પેસી વાત લેઈ લેઊં એમ જાણી દુરીયોધનને કહેવા લાગ્યા કેમ ઉંઘે છે ! કુંતાજી કેદાડાની આવી અને રઝળતા દીકરા લાવી તેની અમને દાઝ નથી પણ અડધું રાજ લેઈ લીધું દુરીયોધન કહે અમો શું કરે એ તે દીવસે તો તમે હાથે કરીને રાજ અપાવ્યું, વીદુરજી કહે તે દીવસે તેં રાજ્ય ન આપ્યું હોત તો તને ભીમ મારી નાખત માટે મેં રાજ્ય અપાવ્યું, તમે ભીમને ઝેર દિધું પણ યુક્તી ન આવડી. તમે હજુ છોકરવાદિ છો તમને ચારેને અનુભવ નથી માટે વરડા સીવાય ગાડુ નહી વળે, દુરીયોધન કહે કાકા મોંઢાનું કહોછો કે હૈયાની વાત કરો છો. વીદુરજી કહે સાચું કહું છું, દુષ્ટ કહેવા લાગ્યો કે સાચું કહેતા હો તો મારા સોગન ખાઓ. વિચાર્યું કે દુષ્ટના સોગન ખાવાથી કાંઈ બાધ નથી એમ વીચારી કહ્યું કે તારા સોગન છે લે તારિ પક્ષમાં છું, દુરીયોધન ખુશી થયો અને કહેવા લાગ્યો કે આટલા દીવસ હું જાણતો હતો કે તમે પાન્ડવના પક્ષમાં છો. પણ આજ મારો વ્હેમ દુર થયો. પછી દુરીયોધને કહ્યું કે જુઓ પુલોચનને એટલા માટેજ બોલાવ્યા છે. વીદુરજી કહે દીકરા દીવસ ઉપર દીવસ જાય છે માટે ઉતાવળ કરો. દુરિયોધન કહે નગ્રથી વિસ જોજન છેટે પુલોચન એક લાખાભોવન રચવાના છે તે લાકડા પાશાણનું દેખાય પણ તદન લાખનું બનાવશે, પછી પાન્ડ-

વને ત્યાં મોકલીશું ને તેની અંદર ઉતારો કરાવીસું. રાતમાં પુલોચન જાદુથી સળગાવી દેશે એટલે પાન્ડવો બળીને રાખ થશે. માટે વીદુરકાકા તમે સહસ્ત્ર સેવક લેઇને પુલોચન સાથે જાઓ અને તે લાખાભોવન જલદી તૈયાર કરાવો. વીદુરે કહ્યું હું મારે ઘેર પુછીને આવું એમ કહી પોતે ઘેર આવી વીચાર કર્યો કે આ વાત પાન્ડવને કહીશું તો પાન્ડવો ભોળા છે તેથી પાછા કૌરવોને વાત કરશે. માટે હું ત્યાં જઇને પાન્ડવ બચે તેવો રસ્તો કરૂં, પછી વીદુર દુરીયોધન પાસે આવ્યા અને કહ્યું કે મને સહસ્ત્ર શેવક આપો હું જઉં છું. દુરીયોધન કહે કાકા જલદીથી બનાવજો. ત્યાંથી વીદુર, પુલોચન અને સહસ્ત્ર સેવક લાખાભોવન રચવા નીકળ્યા નગ્રથી વીસ જોજન છેટે ગયા અને સેવકોને કહ્યું કે તમે પુષ્કળ માટી ખોદી લાવો. પુલોચને વીદુરજીને કહ્યું કે હું સવારથી નદી કીનારે જઇશ તે રાત્રી સુધી મંત્ર જપીશ અને મારો મંત્ર પુરો થશે. એટલે હું હાંઈ આવિશ. મારૂ ખાવાનું પેલા સામેના ઝાડ નીચે ઢાંકી મુકજો એટલે રાત્રીએ આવીં હું ભોજન કરીશ અને મહેલ રચી પાછો મોટે પરોઢીએ નદી ઉપર મંત્ર જપવા જઇશ. વીદુરે કહ્યું કે બહુ સારૂ પછી સેવકોએ માટી ભેગી કરી એમ કરતાં રાત પડી એટલે સરવે જણ ખાઇને નીરાંતે સુઈ રહ્યા પુલોચન મંત્ર જપીને આવ્યો તેણે ઝાડ નીચેથી પોતાનું ખાવાનું ખાઇ લીધું. પછી માટી પડી હતિ ત્યાં આવ્યો અને અંજળી ભરી પાણી છાંટયું તો માટીની લાખ થઇ ગઈ. પુલોચને મંત્ર ભણી લાખનાં પરસાળ એ રેડો તથા ઉપલો માળ બનાવ્યો, સવાર થયુ એટલે પુલોચન જાપ કરવા ગયો સરવે ઉઠીને જોવા લાગ્યા કે પુલોચને રાતમાંને રાતમાં આટલું બધું ચણી નાંખ્યું એ આશ્ચર્યની વાત છે. બીજે દીવસે શેવકોએ માટી ભેગી કરી. એમ કરતાં કરતાં રાત પડી તેથી સરવે જણ ખાઈ ખાઇને સુઈ રહ્યા. પાછો પુલોચન આવ્યો અને ખાવાનું ખાઈ માટી પડી હતી ત્યાં આવ્યો. આવિને મંત્ર ભણી પાણી છાંટયું એટલે માટીની લાખ થઇ ગઇ, પછી બીજે ત્રીજે ચોથો એમ ચાર માળબાંધ્યા સવાર થયું એટલે જાપ કરવા નાસી ગયો. ત્રીજે દિવસે શેવકો માટી ખોદવા લાગ્યા ત્યારે વીદુરે કહ્યું કે અલ્યા સેવકો તમે જાણો છો કે આ કોના માટે રચાય છે. શેવકો કહે ના અમે જાણતા નથી. વીદુરજી કહે પાન્ડવોને મારવા માટે રચાય છે, તેથી તમે રાજી છો કે કરાજી. શેવકો કહે પાન્ડવો જીવે તેથી અમે રાજી છીએ વીદુરજી બોલ્યા જો તમે પાન્ડવોને જીવાડવા રાજી હોતો પરસાળમાંથી એક ભોંયરૂ ખોદો અને તેનું બારણું નદીની પાસે પીંપળો છે. ત્યાં નીકળે એવી

સળંગ બનાવો તો પાન્ડવો બચે. વળી વીદુરજીએ કહ્યું કે જો તમે ખોદશો તો હું હસ્તીનાપુર જઇ તમને સરપાવ આપીશ. શેવકોએ કહ્યું અમારે સરપાવ નથી જોઇતો પાન્ડવો ઉગરશે તે અમને ઘણુંજ પુન્ય છે. માટે અમે આનંદથી તે વાત કરીશું. પછી શેવકોએ ભોંયરૂ ખોદયું અને જ્યાં મોઢું નીકળ્યું ત્યાં પથરો ઢાંકયો એમ કરતાં રાત્રી પડી એટલે પુલોચન આવ્યો અને ખાઈ લીધું પછી મંત્ર ભણી માટીમાં પાણી છાંટયું એટલે લાખ થઈ ગઈ. પુલોચને પાંચમો છઠ્ઠો ને સાતમો એ પ્રમાણે સાત માળ તથા અગાશી સરવે બનાવ્યું. પછી મંત્રી મંત્રીને પાણી છાંટવા લાગ્યો તેથી લાકડાનું ને પાશાણનું આબેહુબ દેખાવા લાગ્યું. વીદુરજી આશ્ચર્ય પામી ગયા. કે આ યુક્તિ ઘણીજ સરસ કરે છે. પુલોચન કહે કેમ વીદુરજી મારી કેવી યુક્તિ છે. વીદુરજી કહે બહુ સારી છે. પછી શેવકોને કહ્યું કે તમે સઘળા ઉભા રહો તો હું આ પાસેના ગામમાં જઇ આવું શેવકો કહે જાઓ અમે સઘળા થોભીએ છીએ, વીદુરજી પાસેના ગામમાં ગયા અને એક ભગત ભીલને શોધી કહાડયો અને તેને કહ્યું કે એક ધર્મનું કામ છે. તે કરશો ! તે ભીલ કહેવા લાગ્યો કે ઘણી ખુશીથી કરીશ તવ વીદુરજીએ ભોંયરાનું મોઢું નદીને તીરે નીકળ્યું હતુ ત્યાં પેલા ભીલને તેડી લાવ્યા પછી વીદુરજીએ કહ્યું કે અહીંથી પાંચ પાન્ડવો તથા એક ડોશી નીકળે તેમને શાંતી આપજે અને નાવમાં બેસારી સામી તીર ઉતારી મુકજે. તેમાં હું તમને આ એક વિંટી આપુછું તે કુંતાજી ડોશીને આપજે. પછી તમે હસ્તીનાપુરમાં આવજો એટલે હું તમને અતારાય દ્રવ્ય આપીશ તે ભીલ કહેવા લાગ્યો કે દ્રવ્ય ચોર લુંટી જાય માટે હું ને મારી માળા ભલી મારે દ્રવ્ય નથી લેવું, પાન્ડવોના જીવ ઉગરશે, તેથી મને ઘણું પુન્ય થશે, માટે પુન્યને આધારે હું કામ કરીશ. વીદુરજીએ પીંપળાના પાસે સળગતુ મોઢું હતું ત્યાં એક શલ્લા મુકાવી અને તેનું મોં પુરી નાંખ્યું અને કે કોઇને ખબર ન પડે તેવી રીતે રેત પાથરી દીધી વીદુરજીએ ખાદીનાં છ વસ્ત્ર આપ્યાં અને કહ્યું કે પાંડવો બળ્યા ઝળ્યા આવશે તેમને શાંત પમાડી આ વસ્ત્ર પહેરાવજે એમ કહી વીદુરજી પુલોચન પાસે આવ્યા. પછી ભીલ પોતાના ઘેર ગયો અને ત્રાપો વીગેરે સરવે સામાન લેઇ પીંપળાની પાસે આવીને બેઠા. એ રીતે ભીલને મુકી વીદુરજી મ્હેલ પાસે આવ્યા. ત્યારે પુલોચને વીદુરજીને કહ્યું કે જાઓ હવે પાંડવોને ઝટ મોકલો એમ કહી વીદાય કરયા એટલે વીદુરજી હસ્તીનાપુરમાં ગયા. અને દુરીયોધનને મળ્યા. દુરીયોધને કહ્યું કેમ કાકા બરાબર યુક્તિ કરી કે કેમ. વીદુરજી કહે ખરેખરી યુક્તિ રચી છે.

હવે પાંડવોને ઝટ મોકલ દુરીયોધન શકુનીને કહેવા લાગ્યો કે મામા ઈંદ્રપસ્તના દરવાજા સુધી આવો અને ત્યાં મારા હાથ બાંધીને પાછા વળજે શકુની તથા દુરીયોધન ઈંદ્ર પસ્તના દરવાજે ગયા દુરીયોધન કહે લ્યો મામા માહારા અવળા હાથ બાંધો પછી શકુનીએ અવળા હાથ બાંધ્યા અને માંથે સગડી મુકી પછી શકુની હસ્તીનાપુર ગયો દુરીયોધન અતિશય આક્રંધ કરતો કરતો ઈંદ્રપસ્તમાં ધરમરાજાના મહેલ પાસે ગયો ધરમરાજા દુરીયોધનને દેખતાંજ તુરત દોડી સામા ગયા અને માંથા ઉપરથી સગડી લેઈ લીધી અને હાથ બાંધ્યા હતા તે છોડી નાંખ્યા, એટલામાં કુંતાજી દોડયાં આવ્યાં અને દુરીયોધનને રદય સાથે ચાંપ્યો અને કહ્યું કે બેટા તું શા માટે રૂદન કરે છે, તો પણ પાપી દુરીયોધન પોકાર કરે જાય છે, ધરમે કહ્યું કે છત્રપતી જે દુઃખ હોય તે કહો અને તે નીવારણ કરીશુ. ભીમ તે વખતે બાગમાં ગયો હતો દુરીયોધન કહે મેં જખનારી અને ભુલી ગયો કે ભીમને ઝેર દીધું; મારૂં જગતમાં કાળું મોં થઈ ગયું માતાજી મને વીખ આપો તો હું પીજાઉં કુંતાજી કહે ભીમ તને રોજ મારતો હતો તેથી તારૂં મન વીપરીત થયું હશે માટે અત્યારે અમારા મનમાં દાઝ નથી અને જે કહેશે તેનું કાળું મોં. તેં પારકાને તો ઝેર નથી દીધું, આપણે સગાં છીએ તે એક એકને લાકડીએ વઢીએ પણ આખર ભેગાંને ભેગાં, દુરીયોધન કહે માતાજી મને ઉગારવો હોયતો એક ઉપાય છે, ત્રીમ યોજન પર ઈંદ્રરાજાના માહાદેવ છે ત્યાં શીવરાત્રીની યાત્રા આવી છે તેથી સઘળા ક્ષત્રીઓને મેં ત્યાં નેડાવ્યા છે. અને આપણા ઉતારા માટે રસ્તામાં મેં એક મહેલ રચાવ્યો છે, માટે આપણે તે યાત્રામાં જઇએ ને એક એકનો હાથ ઝાલીને યાત્રામાં ફરીએ અને મારૂં મોં કાળું થયું છે તે ઉજવળ કરીએ. કુંતાજી કહે વારૂ બેટા જોડે યાત્રા કરવા જઇશું. ધરમરાજા કહે ધન્ય છે ભાઈ પછી દુરીયોધન કહે કે તમે તો હા પાડોછો પણ ભીમસેનભાઈ ના પાડશે ત્યારે કુંતાજી કહે ના પાડશે તો તે ઘેર રહેશે પણ અમે તો જરૂર યાત્રાએ આવીશું, પછી કુંતાજીએ રસોઇ તૈયાર કરવા માંડી અને દુરીયોધનને ઘરમાં બેસાડયો. ધરમ તથા દુરીયોધન વાતો કરે છે એટલામાં ભીમ બાગમાંથી આવ્યો અને દુરીયોધનને ઘરમાં બેઠેલો જોઈ ભીમની ચાર આંખો થઈ, ભીમે ધરમને કહ્યું કે આ દુષ્ટ પાપીને કેમ ઘરમાં બેસાર્યો છે એને મારીને બહાર કાઢો. ધરમ કહે તું તેને મારીશ તો મારા પ્રાણ ત્યાગ કરીશ, કુંતાજી કહે રડયા તું તો મધરૂબીમાંથી હાથ કાઢતોજ નથી, દુરીયોધને તને ઝેર દીધું હતું તેથી તે પસ્તાયો છે અને શીવરાત્રીની

યાત્રા છે માટે આપણને તેડવા સારૂ આવ્યો છે. ભીમ કહે મા જાત્રા નથી એ તો સાથરા છે તમે પ્રપંચને જાણતા નથી દુષ્ટોએ જરૂર આપણો નાશ કરવાનો ખેલ કાઢયો હશે. કુંતાજી કહે જે કરે તે છો કરે અમારે તો યાત્રાએ જવું છે, ભીમે બે હાથ કપાળ ઉપર મુકયા અને ઓટલા ઉપર જઇ રડવા લાગ્યો કુંતાજીએ રસોઈ કરી સરવેને જમવા સારૂ બોલાવ્યા, ચાર ભાઈ અને પાંચમો દુરીયોધન જોડે જમવા બેઠા. ધરમરાજા ભીમને મુકીને કોઈ દીવસ ખાતા નહોતા પણ વિનાશકાળે વિપરીત બુદ્ધિ થવાથી ભીમનો ભાવ નહી પુછયો ને જમવા બેઠા, પછી ભોજન કરીને સર્વ જણા ઉઠયા. દુરીયોધને આજ્ઞા માગી કે ભાઇ મને રજા આપો અને યાત્રામાં વહેલા પધારજો. ભીમને તેડીને આવજો. કુંતાજી કહે ભીમ આવશે તો લાવીશું નહી તો અમે એકલા આવીશું. પછી દુરીયોધન હસ્તીનાપુર ગયો પાન્ડવો યાત્રા જવા સારૂ તૈયાર થઇ રથમાં બેઠા ભીમ કહે મા જવાનું રહેવા દો. તમારે જવું હોય તો મારી ખાંધે બેસાડીને સર્વને યાત્રા કરાવીશ પણ પાપીની સાથે જવાનું બંધ રાખો. કુંતાજી કહે રડયા તારે એના માથે મહેણું રહેવા દેવું છે પણ અમારે તો તેમ કરવા દેવાની મરજી નથી, અમે તો તેની જોડે જઇશુ અને યાત્રામાં તેનો હાથ ઝાલીને ફરીશું, ભીમે ઘણું કહ્યું પણ કોઈએ જરા પણ માન્યું નહી, ભીમે કહ્યું કે તમે જીવતા આવવાના નથી માટે મેંતો તમારૂં સ્નાન કરયું તો પણ ભીમનું કહ્યું કરતાં નથી અને જવા માટે તત્પર થયાં, તે નગરની બહાર ચાલ્યા, ભીમનો છાતી ફાટ રડવા લાગ્યો અને પોતાના મનમાં કહે છે કે મારાં માતા તથા ભાઇઓ જીવતા આવવાના નથી અને હું એકલો ગાદી ભોગવી ખાઈ પી એસ આરામ કરીશ તે મને ઘટતું નથી માટે થનાર હશે તે થાશે એમ ભીમ નીસાસા મુકે ને રૂદન કરે છે પછી ભીમે ધારયુ કે જો હું જઈશ તો ગપે તેમ કરી મારાં માતા તથા ભાઇઓને આયુશ બળ હશે તો જીવતાં પાછાં લાવીશ અને ભાઈઓની સાથે મરણ થશે તો બળાપો મટશે એમ સમજી ભીમ એકદમ પોતાના ચાર ભાઇ તથા માતાજીને જઈ પહોંચી મળ્યો, કુંતાજી કહે રડયા તું તો પાછો જા કારણ કે દુરીયોધનને દેખીને તોફાન કરે છે ભીમ કહે મા બોલ્યા વિના બેસી રહીશ, કુંતા કહે પહેલા તો નહોતો આવતો અને વળી અમને નાહાયો હતો ત્યારે કેમ આવ્યો ? ભીમ કહે મેં તમારૂં સ્નાન કરયું તેથી માહારૂ મન પવિત્ર થઇ ગયું તેથી હું આવ્યો અને મારામાં ડહાપણ આવ્યું, કુંતાજી કહે તારે તોફાનીને યાત્રા શી, ભીમ કહે માતાજી મને મહાદેવજીની યાત્રા સહુ કરતાં

વધારે ગમે છે માટે મને પણ આવવાની ઇચ્છા થઈ તેથી હું આવ્યો પછી ભી-
મસેન પોતાની માતાને તથા ભાઇઓને પગે લાગી તેમની પાછળ ચાલ્યો, ભીમ
પોતાના મનમાં ઘણો મુઝવાય છે કે દુષ્ટો એ ગમે તે કપટ કરી મારા ભાઇ-
ઓને તથા માતાને સમજાવ્યાં. હોય એમ મને ભાસે છે, એવામાં પાપી દુરી-
યોધને કપટ કરી સીધાના સો રથ ભરાવી સાથે લેઈ નગરના દરવાજા બહાર
શકુનીને વેર મુકી પોને તથા દુસ્યાસન કરણ અને વીદુરજી ચારે જણુ કોઇને
સંદેહ ન પડે તેવી રીતે દરવાજા બહાર આવીને ઉભા રહ્યા, એવામાં કુંતાજી
તથા પાંડવો આવ્યા, કુંતાજી ભીમસેનને કહેવા લાગ્યા કે કેમ વ્રકોદર કેવો સં-
ગ કહાડયો છે ! ભીમે હસતું મુખ રાખી માતાને જવાબ આપ્યો કે ઘણોજ ઉ-
ત્તમ ( આપણને સુખ્ખશાન્તી થાય તેવો ) દુરીયોધને પાંડવોને દેખી ઘણુજ હેત
બતલાવ્યું અને પાંચે ભાઈ તથા માતાજી સરવેને પગે લાગ્યો, દુરીયોધન કહે
તમોને આવતાં વાર લાગી તેથી સઘળા નગ્રની બહાર નીકળ્યા, દુરીયોધને
કહ્યું કે હવે ચાલો. એટલે સરવે સાથે સાથે ચાલી ત્રણ ગાઉને છેટે ગયા એટલા-
માં શકુનીને શીખવી મુકેલું તેથી શકુનીએ જઈ પોહોચી દુરીયોધનને કહેવા
માંડયું કે વિઘન થયું છે તું કયાં જાય છે વઢીને તથા મારા મારી કરીને એક
બ્રાહ્મણ તથા તેની સ્ત્રી બન્ને આવ્યાં છે માટે તેનો ઇન્સાફ કરવા પાછો ચાલ,
દુરીયોધન કહે કરણરાજાને લેઈ જાઓ કારણ કે આવો જાઓ રૂડો સંગાથ મુ-
કી હું પાછો આવવાનો નથી, એટલામાં ધરમરાજા બોલ્યા ભાઈ બ્રાહ્મણનું
કામ છે માટે તમો જાઓ ટંટો ચુકવીને એક બે દીવસમાં આવજો ત્યારે દુરી-
યોધન કહે મને એકલાને પાછું આવવું નહી ગમે, ધરમરાજા કહે સઘળાને
પાછા લેઈ જાઓ અને બ્રાહ્મણનો ટંટો ન્યાય રીતે ચુકાવી સઘળા સાથે સાથે
આવજો, દુરીયોધન કહે વારૂ ભાઈ પણ આવવાનું કાલ થશે કદાપી રહી ગયા
તો પરમ દહાડે અવાશે, મારગમાં આપણો મહેલ છે ત્યાં મુકામ કરજો ત્યં
આપણો શેવક પુલોચન કરીને મુકેલો છે તે તમારી શેવા બજાવશે એમ કહી
કરણ દુસ્યાસન અને દુરીયોધન પાછા વળ્યા, વિદુરજી મનમાં વિચાર કરે છે
કે પાંડવોને ચેતવણી આપું તો ઠીક, એમ જાણી ધરમરાજા પાસે ગયા, એટલે
શકુની જોડે ગયો, પછી વિદુરજી અરજુનજી પાસે ગયા તો પણ શકુની સાથે
ગયો, વિદુરજીએ થીકીને ભીમસેનને કહ્યું કે બેટા મારૂં અંતઃકરણ દાઝે છે
માટે કહુંછું. તમે જાઓછો પણ ચેતતા નર સદાય સુખી, જાગે તે જીવે ને
ઉંઘે તે મરે, તેમ છતાં તમને વીઘન પડેતો શેદેવ જોશીને પુછી કામ કરજો, ભીમ

વિદુરજીને પગે લાગ્યો વારૂ કાકા ઇશ્વરઇચ્છા હશે તેમ બનશે. વિદુરજી આશીશ દેઇને પાછા વળ્યા તેમની સાથે શકુની પણ ચાલ્યો અને શીધાના રથ અને પાંડવો ચાલ્યા જાય છે, એટલામાં લાખા ભૌવનમાં આવી પહોંચ્યા, પુલાચને સામા આવી નમસ્કાર કરી પગે લાગ્યો, પધારો પધારો રાજા ધીરાજ ખમા ખમા એવા શબ્દ પાન્ડવો ! કહેવા લાગ્યો. ભાઇ વીચાર્યું કે ઘણો નમ્યો માટે કોઇ દગાખોર છે દગાખોર ને દાઢો નહિ, પછી મહેલમાં તેડી લાવ્યો અને કહ્યું કે અહાં ઉતારો કરો સાધાના રથ હતા તે મહેલમાં ઠાલવી નાંખ્યા ને તે રથો વાળાઓએ કહ્યું કે બીજીવારના ભરવાના શીધાં ભરવા જઇએ છીએ. એમ કહી સરવે પાછા ગયા, ભીમસેન વીચારવા લાગ્યા કે આખા સદ્મમાં અમે ને અમારી માતા છીયે પુલોચન કહે રસોઇ કરીને ખુશીથી જમો મારૂં કામ કાજ પડે તો હું તૈયાર છું એમ કહી મહેલ બહાર પાટ હતી તેના ઉપર જઇને બેઠો. ચારે ભાઇ તથા કુંતાજીના જીવ મહેલ જોવામાં પેઠા સાતે માળ ચઢીને જોયું. કુંતાજી ભીમસેનને કહે છે કે બેટા દુર્યોધને કેવા મહેલ રચ્યા છે. ભીમસેન બોલ્યો મા ઘણો સારો, કુંતાજીએ રસોઇ કરી અને સરવે જણે જમી લીધું. સુવાનો વખત થયો એટલે ધરમરાજાએ દ્વાર અડકાવ્યાં પુલોચન પાટ ઉપર બેસી સઘળું જોયા કરે છે. માતા તથા ભાઇઓ એકાંતમાં બેસી વાતો કરે છે, ભીમે હાથજોડી કહ્યું કે માતા મારી વીનંતી ધ્યાનમાં લ્યો. હું કહું છું કે આપણે સઘળા જુદી જુદી જગોએ સુઓ ધરમરાજા કહે માતા ભીમનું વચન પાળો કુંતાજી પરસાળમાં ધર્મ પહેલે માળે. અર્જુન બીજે માળે શેદેવ ત્રીજે માળે, નીકુળ ચોથે માળે અને ભીમ અગાશીમાં આ પ્રમાણે પાંચ પાન્ડવો તથા કુંતાજી સુઇ રહ્યાં. ભીમે કુંતાજીને કહ્યું છે કે માતાજી મને પુછયા સીવાય કમાડ ઉઘાડશો નહી ભીમ જઇ અગાશીમાં બેઠો છે ત્યાં વીચાર કર્યો કે મારે દીવસે ઉંઘવું અને રાત્રીએ જાગ્રણ કરવું એવામાં મધ્ય રાત્રી થઇ એટલે પુલોચન ઉભો થયો અને ટાઢા પાણીએ સ્નાન કર્યું તેને ભીમ અગાશીમાંથી જોયા કરે છે. પુલોચન નાહીને એક પગે ઉભો રહ્યો અને પોતાના મુખમાં બળતું છાણું ઘાલ્યું. આકડાની માળાથી મંત્ર જપવા લાગ્યો એટલે અગ્ની દેવ પ્રગટ થઇ પુલોચન પાસે આવ્યો પુલોચન તેને પગે લાગ્યો અગ્ની કહે મને નોતરૂં દીધું માટે મારૂં ભક્ષ લાવ્ય. પુલોચન કહે ભલે મહારાજા મને જોવા દો કે સઘળાં એક જગ્યાએ સુઇ રહ્યા છે કે જુદા જુદા સ્થળે રૂઇ રહ્યાં છે એમ કહી પુલોચન જાળીમાંથી જોવા લાગ્યો તો પરસાળમાં ફક્ત ડોશીને જોયાં, પુલોચન કહે પાછા પધારો આજ કાંઇ તાલ આવે તેમ નથી

સરવે જણ જુદાં જુદાં સુતાં છે માટે કાલ આવજે ભીમ સમજી ગયા કે અગ્નીમાં બાળવાના છીએ તેજ વાધન થવાનું છે. એ રીતે એક રાત વીતી ને બીજો દીવસ થયો. રમ્યા જમ્યા પણ દુરીયોધન આવ્યો નહી. પછી સાંજ પડી એટલે રાત્રીએ જેમ જુદાં જુદાં સુતાતાં તેમ જઈ સુઈ રહ્યાં. ને ભીમ તો અગાશીમાં બેઠો છે. એવે મધ્ય રાત્રીએ પુલોચન ઉભો થયો અને શીતળ પાણીથી સ્નાન કરયું અને બાળનું છાણું મુખમાં ઘાલ્યું આકડાની માળા લઈ મંત્ર જપવા માંડ્યો એટલે અગ્નીદેવ આવ્યો ત્યારે પુલોચન કહે ઉભા રહો સવે ભેગાં સુઈ રહ્યા છે કે જુદાં જુદાં એમ કહી પુલોચને જાળીથી જોયું તો એકલાં ડોશીને દીઠાં, તેથી અગ્નીને કહેવા લાગ્યો કે મહારાજા કાલે પધારજો કાલે જુદાં હશે તો પણ હું આજ્ઞા આપીશ. અગ્ની અંતરધ્યાન થઈ ગયો. પછી ભીમસેન સુઈ ગયો. એમ કરતાં કરતાં ત્રીજો દીવસ થયો પણ દુરીયોધન આવ્યો નહી સર્વનું મન ઉદાશી થયું, ધરતી ખાવા ધાય એમ દેખાવા લાગી, રાંધ્યુ ખાધું પણ ગમતું નથી. ભીમ કોરાણે કોરાણે રહે છે કોઈની સાથે બોલતો નથી ખાવું પીવું ભાવતું નથી. એવે શીયાળોના શબ્દ થયા સાંજની વખતે વાયસ બોલ્યા તે સાંભળી પેટમાં ફાળ પડી. કુંતા તથા ધરમે જાણ્યું કે નક્કી દગો દેખાય છે, ભીમનું કહ્યું માન્યું નહી અને હવે શી વલે થશે, કુંતાજીએ ભીમસેનને બોલાવ્યો અને કહેવા લાગ્યાં કે બેટા મારી પાસે બેસ કેમ તું બોલતો નથી અને ઉદાશમાં ફરે છે ! ભીમસેને ધરમરાજા તથા કુંતાજીને જવાબ આપ્યો કે દુર્યોધનનો મહેલ જોઈને હું તો તદરૂપ બની ગયો છું. કુંતાજી કહે તું મરમમાં બોલે છે પણ હવે અમને દગો જણાય છે. ભીમ કહે માતા તમે વ્હેમ ખાઓ છો. સગો તે દગો કરે? ઘણું ખરચ કરી આપણને યાત્રા કરાવે છે. તવ કુંતાજી કહે યાત્રામાં ભડકો ઉઠયો. ભીમ કહે હમણાં નહી, અડધી રાતે. કુંતાજી કહે તારે મસ્કરી કરવી હોય તેટલી કર વ્હાણું વાય તેટલીવાર છે પછી તમને સઘળાને લેઈ પાછી ઇંદ્રિપસ્તમાં જઇશ. ભીમે જાણ્યું થવાનું હશે તે થશે પણ માતા તથા ભાઇઓને શાખામણ વળસે. ભવીષ્યમાં લેખ લખ્યા હશે તેમ બનશે એમ કરતાં રાત્રી પડી અને પાન્ડવો તથા કુંતાજી પોત પોતાની જગોએ સુઈ રહયાં. ભીમ પહેલે માળે સ્હેજ સાજ બારીમાં બેઠો, ત્યાં ધર્મની સાથે વાતો કરે છે, ભીમે પુલોચનને બોલાવ્યો અને કહ્યું કે તું ગંગામાંથી પાણી ભરિ લાવ મને તરશ લાગી છે પુલોચને વીચાર કર્યો કે રાતમાં બીચારા મરી જવાના છે માટે લાવ્ય છેવટનું પાણી ભરી લાવું. એમ ધારી પુલોચન ગંગાએ પાણી

ભરવા ગયો. એટલામાંપાંચ ભીલ તથા એક ભીલડી રસ્તામાં ભુલાં પડયાં હશે, તે લાખાભોવનમાં દીવો દેખી ત્યાં આવ્યાં અને કમાડ ઠેલવા માંડયાં. ભીમે કહ્યું કે તમે કોણ છો ? તે લોકોએ જવાબ આપ્યો કે અમે જાતના કોળી છીએ. અને ગામ જતાં રસ્તો ભુલ્યા છીએ માટે અમને આજની રાત સુવા દો તો બહુ સારૂ થાય તમારૂં ઇશ્વર કલ્યાણ કરશે. ભીમ તુરત નીચે ઉતર્યો. અને ભીલડાઓને મળ્યો. પછી ભીમે કુંતાજીને ઉઠાડયાં અને કહ્યું કે માતાજી તમે પહેલે માળે સુઈ રહો, ધર્મરાજા બીજે માળે એમ સર્વે જણ અકેકો માળ બદલી સુઈ રહો. તુરત પાન્ડવોએ માળ બદલ્યા અને સુઇ રહ્યા. ભીમે પછી ભીલ લોકોને તથા તે ભીલડીને પરસાળમાં સુવાડયા અને શીખામણ આપી કે કોઈ બોલાવે તો બોલશો નહી કારણ કે અહીં રાક્ષસોની બીક રહે છે માટે તમારે કોઈને બોલવું નહી. એટલે ભીલ લોકો મોંઢે આઢી નીરાંતે સુઇ રહ્યા, ભીમ બારણાં બંધ કરી પાછો પહેલે માળે બારિમાં બેઠો, એટલામાં પુલોચન પાણી ભરીને આવ્યો. પુલોચને ભી .સેનને બોલાવ્યો. ભીમે જવાબ આપ્યો કે હવે તરશ મટી ગઈ માટે પાણી નથી જોઈતું. પછી પુલોચન ઘડો મુકીને સુઇ ગયો. ભીમ પહેલા માળની બારી બંધ કરી પાછો પોતાની જગોએ અગાશીમાં ગયો અને પરમાત્માનું ધ્યાન કરવા બેઠો. એટલામાં મધ્યરાત્રી થઇ એટલે પુલોચન ઉભો થયો અને શીતળ પાણીથી સ્નાન કર્યું. એક ચરણે ઉભો રહ્યો. અર્કની માળા હાથમાં ઝાલી અને બળતું છાણું મ્હોડામાં ઘાલી મલીન મંત્ર જપવા લાગ્યો. એટલે અગ્ની દેવ આવ્યો અને પુલોચનને કહેવા માંડયું કે શેવક મારૂં ભક્ષ લાવ્ય. પુલોચન કહે ઉભા રહો મહારાજ મને જોવા દો. પાન્ડવો એક જગોએ સુતા છે કે જુદી જુદી જગોએ સુતા છે. અગ્ની કહે એક જગોએ હશે તો પણ ભક્ષ કરીશ અને જુદી જુદી જગોએ સુઈ રહ્યા હશે તો પણ આજ છોડવાનો નથી. પુલોચન કહે મહારાજ એક જરા વાર થોભો. અગ્ની કહે ઝટકર પુલોચન ધીમે રહીને જાળીયા આગળ જઈ જુએ છે, તો છ જણાને દીઠા. તેથી પુલોચને જાણ્યું કે આજ મ્હારૂ નશીબ ઉઘડયું એમ હરખ પામીને પુલોચને અગ્ની દેવને રજા આપી એટલે અગ્ની દેવ તુરત પ્રજળવા લાગ્યો તે મેહેલની આશપાસ ફરી વળ્યો ને મેહેલ સળગવા લાગ્યો એટલે પુલોચન લાખાભોવન સળગાવીને ત્યાંથી નાઠો, એટલે ભીમે જાણ્યું કે અમે તો મરી જઈશું. ત્યારે પુલોચનને શા માટે જીવવા દેવો એવો વીચાર કરી ભીમસેને અગાશીમાંથી પડતું મુકયું. અને પુલોચન દોડતો હતો તેને જઈ એકદમ પકડયો અને અગ્ની દેવને કહ્યું કે અગ્ની

કાકા પાંચ ભીલ છઠ્ઠી ભીલડી અને સાતમો પુલોચન આ સરવેનો ભોગ અમારે બદલે લેજો. એમ કહી પુલોચનને અગ્નીમાં પધરાવ્યો. અગ્નીદેવે પુલોચનને ચુશી લીધો. ચોતરફ અગ્ની સળગે છે ને ભડકા થાય છે, ભીમ બારણે ઉભો ઉભો ત્રાહ્ય ત્રાહ્ય કરે છે. અગ્નીએ જાળીયામાં પેશી છ ભીલડાનો ભોગ લીધો, પેલો અગ્ની તો સળગે છે ને ધુમાડાના ગોટેગોટ થવા લાગ્યા, તેથી ઘણી અકળામણ આવવા લાગી તેથી ચારે ભાઈતથા માતાજી જાગી ઉઠયાં. અને ધુમાડો દેખી અતીશય કલ્પાંત કરવા લાગ્યાં, નાકે મોઢે શ્વાસ લેવાનો નથી, મોઢેથી બોલાતું નથી. આંખ્યો તથા ગળું બળી જવા લાગ્યું. પોત પોતાની પથારીમાં બેશી રૂદન કરવા લાગ્યા નાશીકા ચુવા લાગી ભીમે વીચાર્યું કે મારાં માતા તથા ભાઈઓ હેબક ખાઇ મરી જશે માટે હું તેમને બચાવવાનો ઉપાય કરૂં, એમ કહી ભીમે છલગ મારી અને ધાબામાં જઈને પડયો પછી ધીમે ધીમે પાંચમે માળે ગયો અને નીકુળને શોધી કહાડયો નીકુળ પથારીમાં બેશી રૂદન કરતો હતો ભીમે હીમ્મત રાખી તેને પાંગોઠાથી ઝાલ્યો અને ખાંધે બેસાડી દીધો, ત્યાંથી ભીમ ચોથે માળે આવ્યો અને શેદેવને પણ ખાંધે ઉચકી લીધો, ત્યાર પછી અરજુનજીને શોધી કહાડી એક કહેડ ઉપર બેસાડયો પછી ધરમરાજાને શોધી કાહાડયા અને બીજી કેડેડ બેસાર્યા. કુંતાજી પથારીમાં બેશી રડતાં હતાં તેનણે ભીમને બોલતો સાંભળ્યો એટલે ઉઠીને ભીમને બાઝી પડયાં ભીમને દયા આવવાથી માંગે બેસાર્યા પછી ભીમ પાંચે જણને ઉચકી મેડા ઉપર ફરે છે અને જુએ છે કે કયાં થઈને નાશી જાઉં. ચારે દીશાએ દવ સળગે છે એમ આડા અવળો ભમવા લાગ્યો. એવામાં મેડાનાં પીઢયો તથા પાટીયાં લાંખનાં છે તેથી અગ્ની અડયો એટલે સળગીને તુટી પડવા માંડયાં તેથી ભીમ પણ મેડાનાં પીડયો પાટીયાં સાથે નીચે પડયો, લાખના લોચા સળગી સળગી ઉપર પડે છે તેથી પાન્ડવો ત્રાહ્ય ત્રાહ્ય કરે છે. શરીરે ફોલ્લા ઉઠે છે વસ્ત્ર સણગારો સળગી ગયાં અને સર્વે નગ્ન થઈ ગયાં. લાજ મર્યાદા છુટી ગઈ. ભીમ હીમ્મત રાખી દોડાદોડ કરે છે. પણ જવાનો રસ્તો સુઝતો નથી તેથી અથડાઇ ભીંતોમાં ભચકાય છે. પણ શેદેવ રસ્તો બતાવતા નથી. એવે ઘણી વારે ભીમસેન દોડા દોડ કરીને થાકયો, અને છેવટ મુર્છા પામી પૃથ્વી ઉપર પડયો. એટલે ચારભાઇ તથા માતા ભીમની ઉપર ડોકાં નાંખી નાંખીને પડયાં અગ્નીથી તેમના શરીર સળગવા લાગ્યાં વાળ, રૂવાટાં, વસ્ત્રો સરવે બળી ભસ્મ થઈ ગયા છે. ભીમની નસો નાડી ખેંચાવા લાગી ફક્ત પ્રાણ જવો બાકી રહ્યો છે, એવી રીતે પાંચ ભાઇઓ તથા માતાજી અતી-

શય પરીતપમાં પડયાં છે, કુંતાજીને જરા સુદ્ધિ છે, તેથી ઇશ્વરનું ધ્યાન ધરે છે ને પ્રભુની સ્તુતી કરે છે. ને કહે છે હે પ્રભુ આ વેળા માહારી વાહારે ચડો, હે પ્રભુ મેં ગંગામાં મળ મુત્ર ધોયાં હશે, તેના પાપવડે કરીને શું મારા પાંચ પુત્રો મરી જાય છે, મેં શું સરોવરની પાળ તોડી હશે. મેં શું વૃક્ષની ડાળ તોડી હશે, મેં શું બ્રાહ્મણની થાળ અભડાવી હશે, મેં શું બ્રાહ્મણની શેવા છોડી વેશ ધારાની શેવા કરી હશે, આખર કરતી ગાયોની શેવાને તરછોડી હશે, વીપ્રનાં છીદ્ર જેયાં હશે. મેં રંક જાણી ચંડાળ પુજ્યા હશે મેં ધાવતાં બાળ વછોડયાં હશે. મેં શું કોઇનાં વેવીશાળ મળતાં ભાગ્યાં હશે, પારકાને દુઃખ દેઈ ગર્વ ધારણ કર્યો હશે. ઉનાળે શું પર્બ બેસાડેલી ઉઠાડી હશે, તેવા પાપ વડે કરીને મારૂં સરવે જવા બેઠું છે. પ્રભુ મે વીશ્વાસઘાત કર્યો હશે શું મ્હારે સ્વાર્થે અધરમ કર્યો હશે ! પારકાના પૈસા લલચાવીને લઈ ધો હશે, મેં શું નીચ જાતાની શેવા કરી હશે, મેં શુ પ્રસાદી ખાવા સારૂ ગુરૂ કર્યા હશે, દેવની સામે કુદ્રષ્ટી કરી હશે. પ્રભુ તેવા અપરાધ કર્યા હોય તો પણ ક્ષમા કરજો, હું પાપી છું તેમાં મારા પુત્રો શું કરે, પ્રભુ તમે ભક્તના બેલી છો પ્રભુ તમે મચર મુખથી હાથી છોડાવ્યો હતો પ્રભુ તમે પ્રહલાદજીને સ્થંભે વરયા હતા તમે નીભામાંથી મંઝાર બચાવ્યાં હતાં, તેવી રીતે અમારો બચાવ કરો હે પ્રભુ એ રીતે કૃષ્ણ પ્રભુએ કુંન્તાજીની સ્તુતી સાંભળી ઉત્પાત કરવા લાગ્યા કે શેદેવજી જાણે છે છતાં કહેતા નથી, શાબાશ છે શેહેદેવ તારા વચનને, પ્રભુએ વિચાર્યુ કે શેહેદેવે તેનું વચન બરોબર પાળ્યું પણ જો હું મારૂં વચન નહી પાળું તો પાંચેની જોડે મારે પણ મરવુ પડશે, પછી પ્રભુએ એક કળાનું બળ ભીમસેનમાં મુકયું એટલે ભીમ તુરત બેઠા થયો અને ચાર ભાઈને ઉચકી લીધા અને પોતાના માતાને માથા ઉપર બેસાર્યા પછી ભીમ દોડવા લાગ્યો પણ શેદેવને પુછવાનું યાદ આવતું નથી તેથી પ્રભુએ સુદ્ધી મુકી એટલે યાદ આવ્યું કે વિદુર કાકએ કહ્યું હતું કે દુઃખ પડે ત્યારે, શેદેવને પુછજો માટે લાવ્ય પુછું. ભીમ કહે શેદેવ જોશી રસ્તો કયાં છે ? શેદવ કહે તમારો ચર્ણ છે. ત્યાં લાત મારો, ભીમે તુરત લાત મારી તેથી પથ્થરના ચુરા થઇ ગયા તેથી મોટી સળંગ ખોદેલી દીઠી એટલે ભીમ અંદર ઉતર્યો અને ચાલવા માંડયું તે થોડેક છેટે ગયા એટલે અગની સળંગમાં ઉતરી પાન્ડવની પુઠે ગયો તવ ભીમે પાછળ મોઢું ફેરવી ફુંક મારી એટલે અગની સળંગ બાહાર પાછો જતો રહ્યો, એટલામાં ભીમ દસ ડગલાં ચાલ્યો કે અગની પાછો આવી પોહોચ્યો ને પાન્ડવોને બાળવા લાગ્યો, ભીમે

કહ્યું કે અગની કાકા એક મામા સૌ છોકરાનો ભોગ તમને આપીશ એમ કહી ફુંક મારી તેથી અગની પાછો ગયો. પછી ભીમ દસ ડગલાં ગયો એટલામાં અગની આવી પહોંચ્યો અને પાછો બાળવા લાગ્યો ભીમ કહે, અરે અગનીકાકા આ એક માના પાંચને મુકો હું તમને એકમાના સો આપીશ, જરૂર સો આપીશ એટલે અગની બોલ્યો તું ત્રણ વાર સો આપીશ સો આપીશ બોલ્યો માટે ત્રણ માના ત્રણસેંનો ભોગ લઇશ, ભીમે વીચાર કર્યો કે મારા કાકાના સો દિકરા એક માતાના છે તે સીવાય મને ખબર નથી માટે કયાંથી લાવીને ભોગ આપીશ પણ અત્યારે તો વખત ચુકાવું એમ જાણી ભીમે અગ્નીને કહ્યું કે વારૂ કાકા હું તમને ત્રણમાંના ત્રણશેનો ભોગ આપીશ, એટલે અગ્ની પાછો વળ્યો કુંતાજીએ કહ્યું કે બેટા વચન આપ્યું પણ ત્રણ માના ત્રણસેં કયાંથી લાવી પુરા કરશો. ભીમ કહે મા જાત્રામાંથી લાવીશું એટલે કુન્તાએ બોલવું બંધ કર્યું પછી ભીમે વીચાર્યું કે ગઈ તક બ્રાહ્મણ વાંચનો નથી માટે અત્યારે બચ્યા તેનો ખરા પછી થવાનું હશે તે થશે. પછી જ્યાં નદી કીનારે પીંપળા પાસે પથ્થરની શલ્લા ઢાંકી હતી ત્યાં ભીમ આવી પહોંચ્યો અને પથ્થરની છાટ ઉચકી કાઢી નાંખી સરંગની બહાર નીકળ્યાં. એટલે પેલો ભીલ પાન્ડવની વાટ જોઈ બેઠો રહ્યો હતો તેણે પાન્ડવોને દીઠા કે ખુશી થયો. તવ ભીમે તેને પુછી જોયું અલ્યા તું કોણ છે ! ભીલ કહે મને વિદુરજીએ બેસાડયો છે અને કહ્યું છે કે પાન્ડવો આવે એટલે ખાદીના વસ્ત્રો આપજે અને ત્રાપામાં બેસાડી પેલે પાર મુકી દેજે. એમણે નીશાની સારૂ આ વીટી આપી છે. કુંતાજીએ વિદુરની વીટીને ઓળખી. પછી પાન્ડવોએ લુગડાં શરીરે વીંટાળી લીધાં અને ત્રાપામાં બેઠા. એટલે ભીલે ત્રાપો હંકાર્યો તે સામી તીર ગયો. તવ પાન્ડવો ત્રાપામાંથી ઉતરી પડયા. એટલે ભીલ ત્રાપો લેઇ પાછો વળ્યો. એવે શ્રી કૃષ્ણે વીચાર્યું કે આ ભીલ જઇ વીદુરને કેહેશે કે પાન્ડવ જીવે છે. પણ ન પાન્ડવી પ્રથવી થઈ એમ મહારે જગતમાં કેહેવરાવવું. એવું સમજી ભગવાને ભીલનો ત્રાપો અડધી નદીમાં આવ્યો કે તે ત્રાપો ભગવાને ભાગી નાંખ્યો તેથી તે ભીલ નદીમાં તણાયો તવ ભીમે કુન્તાને કહ્યું માતાજી પેલો જુઓ ભીલ જાત્રા કરવા ચાલ્યો. તવ કુંતાજીએ નીચું ઘાલ્યું. પછી ધરમરાજાએ શેહેદેવને પુછી જોયું કે શેહેદેવ હવે આપણે કયાં જઇશું. શેહેદેવ કહે પુર્વ દીશા ભણી ચાલો, વનમાં જઈને રહીશું કારણ કે હમણાં આપણી દશા સારી નથી. વસ્તીમાં રહીશું તો દુઃખી થઇશું માટે વનમાં રેહેવું તે ઠીક છે. ધરમરાજા કહે તારૂં કહેલું વેણ માથે ચડાવ્યું. પણ પગ હાજી મ-

ચેલા છે તેથી ભોમી ઉપર તો ચરણ મુકાતો નથી. ત્યારે કેવી રીતે ચાલીને જવું ત્યારે શેહેદેવ કહે ભીમભાઈ ઉચકીને લઈ જાય તો જવાય. ભીમ કહે મારો વારો થઈ રહ્યો. સળંગમાંથી ઉચકીને લાવ્યો છું. ધરમ કહે ભાઈ તારે લીધે અમે બચ્યા છીએ તું ન હોત તો અમે મરી જાત, એમ કહ્યું એટલે ભીમને હર્ષ ઉત્પન્ન થયો અને ચારે જણ તથા પાંચમી માતાજીને ઉચકી ભીમ પુર્વ દીશા ભણી ચાલ્યો. ભીમ વાયુવેગે ચાલ્યો જાય છે એમ કરતાં પ્રભુના પ્રતાપથી તે સવાસો ગાઉ પહોંચી ગયો તેવે વ્હાણું વાહ્યું એટલે પ્રભુએ પોતાની કળાનું બળ પાછું ખેંચી લીધું એટલે ભીમ નીચે પડી ગયો. એક સરોવર છે તેને કીનારે ઉતર્યા. શેહેદેવે કહ્યું કે આ સુંદર સરોવર છે માટે આપણે અહીં આનંદ ઉપજશે. પાંચ ભાઈ તથા માતાજી બીરાજ્યાં. દીવસ ઉગ્યો તેથી ખુશી થયાં પણ શરીર બળી ગયેલું તેથી મૌંસ ઉપર માંખો બમણવા લાગી તેથી અતીશય વેદના થવા લાગી ભીમ તુરત ઉભો થઈ લીંમડાના વૃક્ષ ઉપરથી ( લીમડાનાં ) ડાળાં તોડી લાવ્યો અને તેના વડે કરી માંખોને ઉરાડવા લાગ્યાં. કુંતાજી ભીમના શરીર ઉપરથી માંખો ઉરાડે છે. ચાર ભાઇ પોત પોતાના શરીર ઉપરથી માંખો ઉરાડવા લાગ્યા, પછી ભીમે વીચાર્યું કે અહીં ઝુંપડી બાંધીશું તો માંખો ઓછી વીતાડશે એમ જાણી ભીમ દોડયો અને ઝાડનાં ડાળાં ભાગી લાવ્યો અને તુરત ઝુંપડી બનાવી સાગનાં પત્રની ભીંતો બનાવી કારણ કે અંદર મક્ષીકાઓ પ્રવેશ કરી શકે નહીં. પછી પાંચ ભાઈ તથા કુંતાજી ઝુંપડીમાં બેઠાં. કુંતાજી કહે બેટા ખાવા માટે પાપી પેટ માગે છે માટે ગમે ત્યાં જઈને ફળ લાવે તો આહાર કરીએ ભીમે ધરમરાજાને કહ્યું કે હું તો મારા ખાદીના લુગડાની લંગોટી બનાવું છું અને બાકીના લુગડામાં ફળ લાવીશ. કારણ કે અહીં વગડામાં લુગડાં કયાંથી લાવીશું માટે તમે પણ લંગોટીયો વાળો અને બાકીનાં લુગડાં સંઘરી રાખો. કુંતાજીને કહ્યું કે માતાજી તમારી પાસે આખું લુગડું રહેવા દો. ભીમ તુરત પંથે પડ્યો અને લુગડાની ઝોળી વાળી વનમાં વનફળ તોડી તોડી ઝોળીમાં ભરતો જાય છે ને પોતે આહાર કરતો જાય છે. એ રીતે ઉત્તર દીશામાંથી ફળ તથા પાણી પીવાને તુમડાં લાવ્યો અને માતાજી તથા પોતાના ભાઈઓ છે ત્યાં લાવીને મુકયાં. એટલે શેહેદેવ સરોવરમાંથી તુમડાં ભરી પાણી લાવ્યા અને કુંતાજીએ ફળ વહેંચી આપ્યાં, સરવે જણે ફળ ખાધાં અને પાણી પીધું ત્યાર પછી એક કામ શોધી કહાડયું કે બેઠા બેઠા દર્ભની ગોદડીયો બનાવવી અને ઇશ્વરનું સ્મર્ણ કરવું. માંખ્યોના ત્રાસથી આખો દીવસ ઝુંપડીમાં

બેસી રહે છે રાત્રીએ સરોવર પર બેસી બે ઘડી હવા ખાય છે, પછી ઝુપડીમાં જઇને સુઇ રહે છે એમ દીવસ ગુજાર્યા કરે છે, ભીમ વનફળ ચુંટી લાવે છે અને ખાઈ પી આનંદ કરી ભગવતને ભજે છે એમ કરતાં કરતાં ઉત્તર દીશાનાં ફળ ખુટયાં, ભીમે વીચાર્યું કે છ મહીના સુધી ફળ ચાલ્યાં હવે કયાંથો લાવવાં, પછી ભીમ પુર્વ દીશામાં ચાલ્યો, ચાર ગાઉ આઘો ગયો એટલે હેડંબાવન આવ્યું, થોરની નો વાડ કરેલી છે આવું કૌતક જોઇ ભીમે વીચાર્યું કે અહીં જંગલમાં કોણ રહેતું હશે એટલામાં બાગ જોયો ભીમે ધાર્યું કે બાગમાંથી ફળ ચુંટવાં, વારૂ મને કોણ પુછેછે હું જોઉં તો ખરો એમ વીચાર કરતો કરતો મનમાં હીમ્મત રાખી બાગમાં પેઠો તે બાગમાં અરાઢભાર વનસ્પતી ઉગેલી જોઇ આનંદ પામ્યો, દસ વરસ લગી ખાઇશું તો પણ ફળ ખુટે તેમ નથી માટે ઠીકઠેકાણું હાથમાં આવ્યું છે, પછી જરા પણ બીક રાખ્યા સીવાય ફળ તોડવા લાગ્યો, શેશનાગ પણ વર્ણનન કરી શકે તેટલાં ફળ, ફુલ, વૃક્ષો છે, રમણીય કેળો ઉગી છે, ચોરૂ. ચારોળી, ચંદન, ચંપો, વેલ વાલોળ. વૈલશેડો, મોત્રરો, હેરામણી, મરેઠી, આંબા, આંબલી, આવળ, એખરો, અરેઠી, કોઠી, કેવડી, કાંચકી, સાગ, શીશવ, સાદડ, આશાળના સ્થંભ, જાઇ, જુઈ, કમળ કેતકી, ફોફળ, રામફળ, જામફળ, જાયફળ, લીંબુ, કરમદા, કરણી, કંથેરી, કમરખ, જાંબુ, બોર, તાલ, તમાલ રશાળ, સમડી, રાયણ, આંબા, બાવચી, બીજોરાં, ચીનીકબાલા. દ્રાક્ષ, પપનશ, ફનસ નારંગી, તાડ, બદામ બપૈયા, ખજુર, ખારેક, પીપળા, પીંપળી, વડગુંદાં, ધમીણ, પલ્લાસ, ફાલસી, શેલડી,શેતુરી, વરખડી, વાંસ, તજ, જાવંત્રી, લવીંગ, એલચી, સાંકોદરાં, જલદારૂ, ગલબાસ, ગુલસબો ગુલચંપો બોરસલી, સગધારૂ, આ સીવાય અનેક ઝાડ તથા ફળફુલો છે, કાબર, કોયલ, બપઇયા, તેતર વઇયો, ચાત્રક, પ્રકારનાં ચકોર, હારામણ મેના, કાકાકઉઆ, મોર લોલા એવાં એવાં ઘણી જાતનાં સુંદીર, પક્ષીઓ મધુર સ્વરથી ટઉકી રહ્યાં છે, પાકાં ફળો જોઈને ભીમના મુખમાં પાણી ભરાઉ આવ્યું ભીમ કોઇની બીક રાખ્યા સીવાય ફળોને તોડીતોડી મોંમાં મુકવા લાગ્યો,વનની માલીક હેડંબા રાક્ષણીના,સહસ્ર માયાવી દુત છે, કૈંક કીરમુખા છે,કેંક સ્વાનમુખા છે, ભુડમુખા અશ્વમુખા, ગર્ધવમુખા, મંજારમુખા, વૃષભમુખા, ઘુઅડમુખા. જેને અન્ન કે પાણી જોઇતુ નથી અને લોઢાના ચણા ચાવી જાય છે, અંગના લીલા, પીળા, કાળા રાતા, ભુરા અનેક પ્રકારના રંગ છે, રાક્ષસો છે નાકેથી બુચા, તાડપુર ઉંચા છે એવા બાગની ચોકીના પેરા ભરે છે, તેમાંનાં એક ભુંડ મુખાએ

ભીમને ફળ ખાતો દેખી એકદમ બુમ પાડી સર્વે રાક્ષસોને બોલાવ્યા, સર્વે એકઠા થઈ ભીમ પાસે આવ્યા, ભીમે વીચાર્યું કે ભલે આવે આપણું બીચારા શું લેઈ જશે, દહીતો દોડતા આવ્યા અને ભીમને ઘેરી લીધો, દહીતોએ પુછ્યું અલ્યા તું કોણ છે ! હવે તું કયાં જઈશ ! ભીમ કહે અમને કેમ પુછોછો અમે પૃથ્વીના રાજા છીએ આ સર્વે જમીન અમારી છે અને અમે તમને અહીં વસવા દીધા છે માટે તેનું ભાડું આપો દહીતોએ વિચાર્યું કે આ કોઈ ગાંડા જેવો છે માટે રાણી પાસે તેને લઈ જઈએ, દહીતોએ ભીમને કહ્યું કે બચ્ચાજી મરી જવાના થયા છો, ભીમ કહે જીવતુ હોય તો બાપા કહો નહી તો બેટાજી ઠેર મરી જવાના, કેટલાક કહે રાણીને જઈને કહીએ, કેટલા કહેવા લાગ્યા કે રાણીની પાસે લઈ જઈએ, એવું વીચારી અસુરો બોલ્યા કે ચાલ્ય અમારી રાણી પાસે લેઈ જઈએ, ભીમ કહે મારે તેનું શું કામ છે, મેં કદી તેને જોઈ નથી માટે રૂપાળી છે કે કાળી છે અસુરોએ હસીને કહ્યું કે તું ત્યાં આવે તો બતાવીએ, ભીમે કહ્યું કે ચાલો, પછી અડધા અસુરો આગળ થયા અને અડધા પાછળ રહ્યા અને ભીમસેન વચમાં ચાલ્યો જાય છે, રસ્તામાં ફળ આવે તે તોડીને ખાતો જાય છે,રાક્ષસો કહે અલ્યા હજુ ફળ ખાધાંજ કરેછે, ભીમ કહે જાઓ નથી આવતા શું તમારા બાપના નોકર છીએ, રાક્ષસોએ વીચાર્યું કે સમજાવીને લ્યો પછી રાક્ષસો ભીમની મરજી પ્રમાણે લેઈ ચાલ્યા એટલે એક દહીત હેડંબા પાસે ગયો અને કહ્યું કે એક મનુષ્ય જાતી આપણા બાગમાં આવી સઘળાં ફળ ખાઈ ગયા છે હેડંબાએ જવાબ આપ્યો કે એવો કજાત કોણ આવ્યા છે હશે ઠીક એને પકડી અહીં લાવો તે વખત વડની ડાળે પારણાના હીંચોળા બાંધ્યો છે તેના ઉપર હેડંબા બેઠી છે. અને એક દાસી તેને હીંચોળે છે, સૌ રાક્ષસોએ ભીમને સમજાવી હેડંબાના હીંચોળાની સામે લાવીને ઉભો રાખ્યો અને રાક્ષસો તેની આસપાસ ઉભારહયા ભીમે રાણીને જોઈ લીધી અને નીચું ઘાલી પોતાની ઝોળીમાંથી ફળ લઇને ખાવાલાગ્યો. હેડંબા કહે હે ફળના ખાનારા મુર્ખ તું કોણછે. ભીમ કહે હે વનચર તારાથી મને મુર્ખ કહેવાય નહી. હેડંબા કહે અલ્યા તું કયાંથી આવ્યો. ! ભીમ કહે વાદળમાંથી. હેડંબા કહે તારૂં ગામ કીયું ! તારા તાત માતનું શું નામ છે. વળી તારી નાત જાત કોણ છે. ત્યારે ભીમ કહે પેહેલાં તું તાહારી વાત કહે. એટલે હેડંબા કહે મારી શી વાત પુછે છે. ભીમ કહે તું પરણેલી છે કે કુંવારી ! હેડંબા કહે હું કુંવારી છું પરણેલી નથી, ભીમ કહે જો હું પણ તારા જેવોજ છું. અહો પર-

મેશ્વરે કેવો આપણા બેનો જોગે જોગ મેળવ્યો છે. હેડંબા કહે ઠેર મારી નાંખું તને વાસીદુ વાળવા કોણ રાખે ! ભીમ કહે અરે પ્રેમદા તારા જેવીતો હજારો માહારા પગ ચાંપે છે, પછી હેડંબા બોલી મુર્ખ જરા વીચારિને બોલ. ભીમ કહે ચુપ રહે શું મને ડરાવી પરાણે પરણવું છે. હેડંબા કહેવા લાગી કે મને મન માન્યા હીંચકા નાંખે તો મારા ઘેર તને ગુલામ કરીને રાખીશ અને ખવરાવી પીવરાવી ખુશ રાખીશ. ભીમ કહે એમ કહે કે સ્વામી નાથ પધારો અને હીંચકા ઉપર બેસો હેડંબા કહે જંગલી તનેહીંચકે બેસવાનું મન થાય છે. ! એમ કહી હેડંબા હીંચકા ઉપરથી નીચે ઉતરી અને કહ્યું કે તું બેસ એટલે તને હીંચકા ખવરાવું ભીમ ઝોળી લઇને હીંચકા ઉપર બેઠો, હેડંબા કહે કે ઝોળી નીચે મુકીને બેસ ભીમ કહે અમે એવું નથી ભણ્યા ગ્રંથ ગાંઠે ને વિદ્યા પાઠે. માટે અમે તો ઝોળી લઇને બેશીશું હેડંબા બોલી કે બે દોર બરોબર ઝાલીને બેસજે ભીમે બે દોર બરોબર ઝાલ્યા અને ચરણ મુકી બરોબર બેઠો એટલે હીંચકો ટુટી પડયો, હેડંબા આશ્ચર્ય પામી કે આશું ! ભીમ આઘો જઇને ઉભો રહ્યો. વડનું ડાળું પણ ટુટી ગયું, હેડંબાએ રાક્ષસોને કહ્યું કે બીજે ડાળે હીં-ચકો બાંધો, રાક્ષસોએ તરત બીજે ડાળે હીંચકો બાંધ્યો હેડંબાએ ભીમને કહ્યું કે હવે બેશ ભીમ કહે ના એતો તારૂં પાણી જોવાનું હતું તે જોઇ લીધું હવે તું બેશ. હું હીંચકો નાંખું. હેડંબા કહે વારૂ લે હું હીંચકા ઉપર બેસું છું એમ કહી હેડંબા હીંચકા ઉપર સાવચેત રાખી બે દોર ઝાલી બેઠી. ભીમસેન મ-નમાં રામનું નામ દેઈ ને હીંચકો હાથમાં પકડી હેડંબાને કહેવા લાગ્યો કે જો બરોબર હીંચકાને પકડજે, એમ કહી ભીમને ક્રોધ ચડયો અને આકળો ભુત થઇ ગયો. પછી ભીમસેને પ્રભુનું ધ્યાન ધર્યું અને હીંચકાને ચાક ચડાવ્યો અને એક પળમાં જેમ વીજળી નાસે છે તેવી રીતે હીંચકો આકાશમાં ફેકયો. તે ગ-ગનમાં જઇને પાછો વળ્યો હેડંબા ગભરાઈ ગઈ કે હાય હાય આનો કોઈ ઘણો બળીયો છે, પછી એકદમ ભીમને કહેવા લાગી કે હેનાથ હું તમારી નારી છું માટે મારા ઉપર દયા કરી મને ઉગારી લ્યો. ભીમે વીચાર્યું કે મારી સ્ત્રી થઈ માટે તેને ધીમેથી બચાવું પછી ભીમસેને સાવચેતીથી હીંચકાને પકડી ઉભો રાખ્યો અને હેડંબાને રદય સાથે ચાંપીને ઉતારી લીધી ભીમસેનેતથા હેડંબાયે પરણવાનો નીશ્ચય કર્યો. નારદ રૂષિએ આવીને બન્નેને પરણાવ્યાં. પછી ભીમે પરણી ઉઠી નારદને ચરણે મુસ્તક મુકયું. ને કહ્યું કે આ વાત મારાં મા ભાઇને કેહેશો નહી. નારદ કહે હું કોઇની વાત કોઇને કરતો નથી. એમ કહી નારદ

અંતરધ્યાન થયા. પછી પત્ની તથા પતી કનકના મ્હેલમાં વિદાય થયાં અને હીરા, માણેક મોતિ જડેલા સુંદીર આસનો ઉપર બીરાજમાન થયાં. શેવકો તથા તેમની સ્ત્રીયોએ રસોઈ બનાવી. હેડંબા ભીમને કહેવા લાગી કે સ્વામી નાથ જમવાનું થયું છે, માટે સ્નાન કરવા પધારો, ભીમ તુરત ઉઠીને સ્નાન કરવા બેઠો. હેડંબા તેલ ફુલેલ લઇને ભીમ પાસે આવી શેવકો પાસે ઉનુ પાણી તૈયાર કરાવ્યું છે. પછી હેડંબાએ તથા શેવકોએ ભીમને ચોળીને નવરાવ્યો ભીમની ચામડી લાખાગ્રહમાં બળવાથી બળી થઈ ગઇ હતી તે ઉષ્ણ પાણીથી ન્હાયો તેથી જરા શાંતી થઈ. ભીમસેને દહીતોને કહ્યું કે અહ્યા બાગમાં હું તમને કહેતો હતો કે અમે તમારા રાજા હવે રાજા ખરા કે નહી દહીતોએ જવાબ આપ્યો કે ખરા મહારાજા. ભીમ સ્નાન કરી જમવા બેઠો, હેડંબાએ જાત જાતની રસોઈ પીરસી ભીમસેન અતીશય આનંદ પામ્યો ભીમસેન ભાઈ જમી રહયા. પછી હેડંબાએ મુખવાસ આપ્યો ભીમે આરોગી લીધો. ભીમસેન ઢોલીયા ઉપર જઈને બેઠો હેડંબા તેની પાસે આવીને બેઠી હેડંબા ભીમને કહેવા લાગી કે પાણી પીને ઘર પુછવું નહી એવી રિત છે પણ હું તો પુછયા સીવાય તમને દેખીનેજ પરણી ચુકેલી હતી માટે મારો અપરાધ ક્ષમા કરીને મને જવાબ આપો. તમે કોણ છો, તમારૂં ગામ કીયું છે, કયાંથી આવ્યા છો આ વનમાં કોઇ આવી શકે નહી અને આપ આ વનમાં કેવી રીતે પધાર્યા. ભીમે જવાબ આપ્યો કે સાંભળ સુંદરી હસ્તીનાપુર મારૂં ગામ હું ક્ષત્રી પુત્ર છું સરવે રાજાનો રાજાછું મારે ચાર ભાઈ તથા એક માતા છે, અમે સુખ રૂપે રાજ્ય કરતા હતા પણ અમારા કાકાના સો દીકરાઓએ દગો કરિ જાત્રાનું નામ દેઇ લાખાભૌવનમાં અમને બાળ્યા ત્યાંથી પરમેશ્વરે અમને બચાવ્યાં અમને આ વનમાં આવ્યાને છ માસ થયા છે. તારા બાગની પશ્ચીમ દીશાએ એક જોજન છેટે સરોવર છે તેની પાસે ઝુંપડી બાંધી તેમાં રહીએ છીએ, હું ફળ લાવતો હતો અને સરવેને ખવરાવતો હતો, ઉત્તર દિશામાંથી જ્યારે ફળ ખુટયાં ત્યારે આજ આ દીશાએ ફળ લેવા આવ્યો, ને આપણ બે ધણી ધણીયાણી થયાં હેડંબા કહે વારૂ સ્વામીનાથ હવે આપણ બને જણ જઇને તમારા માતા ભ્રાતને હાંઇ તેડી લાવીએ, ભીમે વિચાર્યું કે અહીં લાવીશું તો હસવા બોલવાનું બંધ થશે અને રંગમાં ભંગ થશે, એમ જાણી ભીમે કહ્યું હું તો તેડી લાવવાનો નથી અને જો તું તેડી લાવીશ તો હું વનમાં જતો રહીશ, હેડંબાએ કહ્યું તમે વનમાં જતા રહોતો તમારા ભાઇ તથા માતાને શું કરવાં છે. આપણા બાગમાં ઘણાં

ફળ છે તે જઇને આપી આવો અને તમે ખાઈ પીને સંસારનો લ્હાવો લ્યો ભીમસેને તુરત પાકાં ફળ મંગાવ્યાં અને ઝોળીમાં નાંખી ગાંસડી બાંધી હેડંબાએ પુછયું કે હવે સ્વામીનાથ કયારે પધારશો. ભીમ કહે પહોર રાત્રી જસે એટલે હું આવીશ. એમ કહી રાક્ષસને માથે પેલા ફળની ગાંસડી ચડાવી ભીમ આગળ થયો. ત્રણ ગાઉ ગયા પછી ભીમસેને પેલા રાક્ષસને રજા આપી રાક્ષસ હેડંબાવનમાં પાછો આવ્યો ભીમ ધિમે ધીમે ઝુંપડીમાં પેઠો. કુંતાજી કહે બેટા કેમ વાર લાગી ભીમ કહે મા આ ઉત્તર દીશાએ ફળ ખુટી પડયાં તેથી આઘો વનમાં ગયો હતો તેથી વાર લાગી કુંતાજી કહે બેટા અમારે માટે તું ઘણું કષ્ટ વેઠે છે. શેહેદેવ કહે અરે માતા આજતો ગોળધાણા વ્હેંચો ભીમે જાણ્યું કે જોશીડો જાણી ગયો છે. તેથી ભીમે તેના સામી આંખ કહાડી, શેહેદેવ ચુપ થઈ ગયો, પછી ફળોને વ્હેંચી નાંખ્યા. કુંતા કહે લે બેટા ભીમસેન તારા ભાગનાં ફળ લેઇ લે. ભીમ કહે મેં તો ફરી ફરી ઘણાં ફળ ખાધાં છે અને પાણી પીધું છે તેથી પેટ ભરાઈ ગયું છે. શેહેદેવ કહે ભીમભાઈ એક કંસારનો કોળીયો તો લાવો. ભીમ કહે છાનો રહે. કુંતાજી કહે ભીમ બીચારો દુઃખ વેઠી ફળ લાવે છે ને તને મસ્કરીયો સુઝે છે. બેટા કાલથી તું તારી જોડે અરજુનજીને લેઈ જજે. ભીમ કહે ના માતાજી કારણ કે એ વનમાં એક મોટી વાઘણ છે તેથી અરજુનને ઉપાડી જાય. માટે અમારા લાગ્યાં અમેજ ભોગવીશું કુંતાજી કહે વારૂ બેટા શેહેદેવ કહે માતાજી તે મોટી વાઘણને ભીમસેન ભાઇએ વશ કરી ભીમ કહે માતાજી મોડું થાય છે માટે હું પરોઢીએ ઉઠી વનમાં વહેલો જઇશ મારી ફીકર ચીંતા કરશો નહી હું વહેલો ઉઠવા આજથી બહાર સુઈ રહીશ એમ કહી ભીમ બહાર સુઈ ગયો અને ચાર ભાઈ તથા માતાયે ઝુંપડીમાં સયન કર્યું એટલામાં પહોર રાત્રી ગઈ એટલે ભીમસેન ઉઠયો અને હેડંબાને ઘેર ગયો. હેડંબા કહે પધારો એમ કહી ભીમનો સત્કાર કર્યો અને ખાનપાન કરાવ્યું. મુખવાસ આપ્યો અને બન્ને જણ આનદથી રહ્યાં એમ કરતાં કરતાં હેડંબાને ગર્ભ રહયો. મનુષ્યને દશમા માસે પુત્ર અવતરે છે અને માયાવીને દશ દહાડે અવતરે છે દશ દીવસ થયા એટલે રૂપ રૂપના અંબાર સરખો એક મહા બળવાન પુત્ર જનમ્યો તેવોજ ઉંચો ઉછળયો તેને દાશીએ ઝાલી લીધો ભીમસેનને મહા હર્ખ થયો પછી તે પુત્રનું નામ ગ્ટોરગચ્છ પાડયું. પુત્રને ખવરાવે છે પીવરાવે છે અને મોટા કરે જાય છે, ગટોરગચ્છ માયાવી છે તેથી ઘડીમાં મોટો ઘડીમાં નાનો એવાં અનેક પ્રકારનાં રૂપ બદલતો જાય છે, કાલું કાલું,

બોલે છે. તેથી સૌને આનંદ ઉપજે છે. ભીમસેનને રોજ ફળ આપવા જવું પડે છે, તેથી કંટાળો આવે છે. એવી રીતે દીવસ ગુજારે છે એવામાં એક વિઘ્ન આવ્યું, કે હેડંબાને એક હેડંબાસુર કરીને ભાઈ છે, તે હેડંબાવનથી દશ ગાઉ આઘે માખણીયા પર્વત ઉપર રહે છે, માખણીયો પર્વત એવો લીસો છેકે મક્ષીકા પણ લપશી જાય, બાર ગાઉનો ઉંચો છે. અસુરની વસ્તી છે. તેનું રાજ્ય કરે છે. તે ઉપર છત્રેશ્વરી માતાનું દેવાળ છે, તે માતાજીનું પુજન હેડંબાસુર હમેશ કરે છે, ત્રણ પેઢીથી પાપી લોકો દેવીનિ પુઠે લાગ્યા છે, શીવ, વિષ્ણુને જીતવા માટે અમર થવાનું માગે છે. પણ માતાજી તેવું વરદાન આપતાં નથી, દુષ્ટ લોકો કેડો પણ મુકતા નથી દેવીએ જાણ્યું કે પાન્ડવો અહીં રહે છે માટે નીવેડો લાવુ એવામાં એક દાહાડો હેડંબાસુર આવ્યો અને પ્રેમે કરીને માતાજીનું પુજન કર્યું, દેવીએ દરશન આપ્યાં અને કહ્યું કે માગ્ય માગ્ય જે માગે તે આપું, હેડંબાસુર બોલ્યો મને અમર બનાવો એટલે સ્વર્ગ, પાતાળ સર્વે જીતી લાવું, દેવિ કહે પાંચ બત્રીસ લક્ષણા પુરૂશનો હોમ કર, દૈત કહે માતાજી બત્રીસ લક્ષણા કયાં હશે, દેવી બોલી હેડંબાવનથી પશ્ચિમ દીશાએ ચાર ગાઉને છેટે ઝુંપડીમાં પાંચ ભાઈ અનેએક ડોશી-તેમની મા, એ છ જણ રહે છે તેમને લાવીને હોમ કરે તો અમર થાય, વળી તે છ જણમાં એક છત્રીસ લક્ષણ વાળો છે. હેડંબાસુર કહે આજ રાત્રે ઉચકી લાવું, એમ કહી હેડંબાસુર ઘેર ગયો પછી પોતે જઇ ખાધું પીધું પછી ચોરી કરવાનો વીચાર કર્યો હેડંબાસુર હેડંબાવન પાસે ગયો ત્યાંથી એક જોજન પશ્ચિમ દીશાએ આવ્યો એટલે સરોવર તથા ઝુંપડી દેખી, પાપીને સત્ય લાગ્યું કે દેવીએ સત્ય દેખાડયું છે, ભીમ તે વખતે હેડંબાને ઘેર ગયો છે, દુષ્ટ ઝુંપડાંમાં પેઠો તો ચાર ભાઇ તથા માતા નીરાંતે ઉગે છે, પછી ઝુંપડી છાતી સરસી રાખી આસપાસ બે હાથ ઘાલી ઝુંપડીને પૃથ્વીના ડગળા સુદ્ધાં બાહાર કાહાડી બળ કરી એક હાથમાં ઉંચકી લીધી, હેડંબાસુર માખણીયા પર્વત ઉપર છલંગ મારી ચડી ગયો તે ઝુંપડી વજ્ર કોટમાં મુકી અને દેવીની પાસે આવીને પગે લાગ્યો કે માતા હું લાવ્યો છું. દેવીએ કહ્યું કે આતો ચાર બત્રીસ લક્ષણા છે, છત્રીસ લક્ષણો હજુ બાકી રહી ગયો છે, પાપી હેડંબાસુર મશાલો ચેતાવી વજ્રકોટડીમાં આવ્યો અને બારણાં ઉઘાડી અંદર પેઠો, પ્રકાશ થવાથી ચાર ભાઇને પાંચમી માતા જાગી ઉઠયા અને રાક્ષસોને જોઈ અતીશય ભય પામ્યાં, દુષ્ટે જોયું તો ચાર પુરૂષને એક ડોશીને દેખ્યાં, પછી વજ્ર કોટનાં બારણાં બંધ કરી માતાને આવી પુછયું, માતા કહે છત્રીસ લક્ષ-

ણાને શોધવા ઉત્તર દીશામાં જા એમ કહી અવળે રસ્તે કાઢયો, ને કહ્યું કે કાલે પોહોર દીવસમાં જડે ન જડે તો પણ પાછો આવજે, તવ હેડંબાસુર ભીમને શોધી કાઢવા ચાલ્યો, વનમાં ફરી વળ્યો પણ પત્તો લાગતો નથી, વજ્રકોટડીમાં માતા તથા ભાઈ રૂદન કરે છે, એવામાં ભીમને સ્વપ્ન આવ્યું કે મારા માતા તથા ભાઇઓ આજ રાતમાં ચોરાયાં છે, અને હેડંબાને સમણું આવ્યું કે માહારો ભાઇ હેડંબાસુર અમર થવાને માહારા દીયર જેઠને લેઇ ગયો છે અને ત્યાં માહારા દીયર જેઠનો હોમ કરવાનો છે આવાં બન્નેને સ્વપ્ન આવ્યાં પછી ભીમ જાગી ઉઠયો અને હેડંબાને વાત કરી કે મને એવું સ્વપ્ન આવ્યું કે મારાં માતા તથા ભાઇઓ ચોરાઈ ગયાં છે, હેડંબાને તે વાત મળી પણ સ્ત્રીયે તે વાત મનમાં રાખી, પછી ભીમ મોટા પરોઢીયે ઉઠયો અને ફળો મંગાવી ગાંસડી રાક્ષસને માથે મુકાવી ચાલ્યો, ત્રણ ગાઉ આવ્યો એટલે રાક્ષસને પાછો વાળ્યો, પછી ભીમે ઝુંપડીને સ્થળે આવીને જોયું તો ઝુંપડી દેખી નહી, તેથી ભીમ છાતી ફાટ રડવા લાગ્યો કે અરે દૈવ મારાં માતા તથા ભાઇને કોણ લઈ ગયું હશે. અને તેમની શી વલે હશે ! એમ રૂદન કરી હેડંબા પાસે આવ્યો ભીમે હેડંબાને કહ્યું કે નિશ્ચે માતાની તથા ભાઇઓની ચોરી થઈ છે, તારા વનમાંથી ગયાં માટે તું લાવી આપ, હેડંબા કહે મેંતો કહ્યું હતું કે અહીં લાવો પણ તમે માન્યું નહિ તેથી હું શું કરૂં, નશીબ તમારૂં, એતો કોઈ રાક્ષસ લેઇ ગયો હશે અને ભક્ષ કરી ગયો હશે, માટે નીરાંત વાળી બેસો, ભીમ કહે માતાજી તથા ભાઈ મરી જાય અને હું જીવું ! એમ કદી બનવાનું નથી હેડંબા કહે ચાલો તમારા દેશ હસ્તીનાપુર જઇએ અને હું તમારા કાકાના સો દીકરાને ગળી જઇશ ભીમ કહે હું તારા કરતાં ઘણો બળવાન છું તું શું કરવાની હતી પણ મારા માતા તથા ભાઇને વીયોગે હું જીવવાનો નથી એમ કહી ભીમ અતીશય આક્રંધ કરવા લાગ્યો, ભીમ કહે મારા માતા તથા ભાઇઓને બતાવ નહીતો ચીતા ખડકી બળી મરીશ, હેડંબા કહે મને ખબર નથી બળી મરવુ હોય તો ભલે બળી મરો. ભીમ રૂદન કરતો જાય છે અને કહેતો જાય છે અને કહે છે કે સ્ત્રી કોઇની સગી નહિ. ખાવા પીવા ઓઢવા હોય અને દ્રવ્ય હોય ત્યારે જે સ્ત્રી સગી પણ દુઃખ વખતે તો માતા, પીતાને ભાઈ બેલી હોય છે એમ કહી ભીમ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો, હેડંબા ગટોરગચ્છને લેઇ જરૂખામાં જઇને બેઠી, ગટોરગચ્છ કહે માતાજી મને તો કહે મારા કાકાને ને મારી વડીઆઇને કોણ લેઇ ગયું છે હેડંબા કહે તારા પેટમાં વાત ટકે નહી માટે તને કહેવાની નથી. ભીમ કહે છે

કે ગોરી દેખીને મારા જેવો ગેલો બને તેને મુરખ જાણવો. નારી કોઈની થઈ નથી અને થવાની નથી. મારા માતા તથા ભાઇઓને વનમાં મુકીને હું સ્ત્રી સુખ ભોગવવા આવ્યો તેથી ચોરી થઈ નહી તો કદી થાત નહી એમ કહી ચીતા ખડકી ભીમ રૂદન કરવા લાગ્યો. ભીમે પછી ગટોરગચ્છને કહ્યું કે બેટા અગ્ની મુકી જા એટલે ગટોરગચ્છને દયા આવી તેથી હેડંબાને પુછવા લાગ્યો કે માતાજી મારા પીતાજીના માત ભ્રાતને કોણ ચોરી ગયું હશે. હેડંબા કહે તું અગ્ની મુકી આવ પછી તને વાત કરીશ. હેડંબા કહે તું બાળક છે માટે તને નહી કહુ ગટોરગચ્છ કહે તારા સમ હું કોઈને વાત કરવાનો નથી. હેડંબાએ કહ્યું કે હોમ કરીને તારા મામાને અમર થવું છે, માટે તે લઇ ગયો છે. ત્રીલોકનું એ રાજ્ય લેવાનો છે તેમાંથી તને પણ આપશે, તેટલા માટે તને હું નથી કહેતિ કદી તારા પીતા મરી જશે તો શું અંધારૂં વળી જશે. ગટોરગચ્છ કહે વારૂ માતા એમ કહી માળ ઉપરથી નીચે ઉતર્યો અને ઉઘાડી તરવાર કરી ભીમ પાસે આવ્યો. ભીમને કહેવા લાગ્યો કે પીતાજી મારાં દાદી તથા કાકાને મારો મામો લઈ ગયો છે. માટે ચાલો ત્યાં જઇને તેડી લાવીએ, એમ કહી ભીમનો હાથ ઝાલી હેડંબા પાસે લાવ્યો. ગટોરગચ્છ કહે મારી માતાનું માંથુ છેદી નાંખો કારણ કે તમારી મરવાની તક આવી પણ એણે તે વાત કહી નહી માટે મારી નાંખો, એવાં પુત્રનાં વચન સાંભળી ભીમ દીગ મુઢ બની ગયો છે, ગટોરગચ્છ કહે આવી નારી જરૂર નર્કમાં જશે. પોતાના પતીને મુવો તાકયો અને પોતાના ભાઇને જીવતો રાખ્યો આવી દુષ્ટ રંડાઓ જરૂર યમપુરીમાં જશે. જે સ્ત્રીને પીયેર વહાલું છે. તે કદી ઘર માંડતી નથી કાંતો વાંઝણી રહે છે, અને કાંતો રાંડે છે. એમ કહી ગટોરગચ્છે હેડંબાને ઘણીજ ધીક્કારી. તેથી હેડંબા રડે છે, કે મારૂં પેટ કોહ્યું ત્યાં કયાં પાટો બાંધું વાત છાની હતી તે ઉઘાડી કરી ગટોરગચ્છ કહે ચાલો પીતાજી, ભીમ કહે તારો મામો કયાં રહે છે, તે મને ખબર નથી માટે તારી મા આપણી સાથે હોય તો રસ્તો બતાવે. ગટોરગચ્છ કહે તેનો હું પુછવાનું ભુલી ગયો અને હવે મારી માતો ક્રોધાતુર છે, માટે મને વાત કરવાની નથી તોપણ ગટોરગચ્છ હેડંબાના ખોળામાં પડયો અને રૂદન કરવા લાગ્યો કે મારી ભુલ થઇ અને મેં તને મારી એમ કહી માતાને આજીજી કરવા લાગ્યો હેડંબાએ હડસેલો મારી ઉઠાડી મુકયો કે હું તારી મા નહીને તુ મારો દીકરો નહી. ગટોરગચ્છ બેઠો થઇને પાછો ખોળામાં પડયો અને ઘાડે સ્વરથી રૂદન કરવા લાગ્યો તેથી હેડંબાને દયા આવી અને ગટોરગચ્છને છાતી સરસો દબાવ્યો

હેડંબા કહે દીકરા તેં મને મારી અને બાપ દીકરો એક થયા. માટે તમે એ જઇને તેડી લાવો, ગટોરગચ્છ કહે અરે માતા એમ શું બોલેછે. તું અમારી સાથે ચાલ આપણ ત્રણે જણ જઇએ હેડંબા કહે તારો પીતાજી મારા ભાઇનો કાળ કરે માટે હું આવવાની નથી ભીમ કહે મને મારો સાળો વહાલો છે. માટે હું નહી મારૂં ગટોરગચ્છ કહે મારા પીતાજી મારા મામા સામા લડશે તો હું અને મારો મામો બંન્ને જણ થઇ મારા પીતાને હરાવીશું. માટે ખુશીથી ચાલ મારા પીતાજીનાથી મારો મામો ઘણો બળવાન છે. વળી મને મોસાળ જવાનું મન છે માટે માતા મને લેઇ જાય તો ઠીક હેડંબા તુરત ઉભી થઇ અને પત્ની, પતી, તથા પુત્ર ત્રણે જણ ચાલ્યાં, માખણીયા પર્વતની પાસે આવ્યાં, હેડંબા કહે હવે તમે બે જાઓ ભીમસેન કહે આતો લપસી પડીયે તેવું છે. હેડંબા કહે છલંગ મારીને ઉપર ચડો. મારો ભાઇ હેડંબાસુર છલંગ મારીને ચડે છે ને નીચે ઉતરે છે, ભીમ કહે કે ઉપર ચડવું તે તો હાથમાં છે, પછી હેડંબાએ માયા વડે કરીને પોતે બાર ગાઉ સુધી ઉંચી વધી માંથુ ધુણાવી પગ પાની સુધી લાંબા કેશ વધારયા. દસગજ લાંબા દાંત પહોળા પાવડા જેવા વધાર્યા. દરવાજા જેવું મુખ બનાવ્યું, નાસ્કોરાં ધંડાળા જેવાં, શરીરનાં રૂવાડાં જંગલના જાળા જેવાં, વૃક્ષના થડ સરખી આંગળીઓ, દસ થડ જેવા ખભા વધાર્યા, ભીમે જાણ્યું કે ન હોય હેડંબા આતો હેડંબો ગટોરગચ્છ કેશને વળગી ઉંચે ચડી ગયો અને પર્વત પર જઇને બેઠો, ભીમ પણ ચોટલો ઝાલી પરવત ઉપર ચડી ગયો. ગટોરગચ્છ બે હાથે પોતાની માનો ચોટલો ઝાલી પરવત ઉપર બેઠો, અને પછી બોલ્યો જાઓ પીતાજી મારા મામાને ઠેર મારી નાંખજો. હેડંબા સાંભળીને ઊંચી નીચી થવા લાગી. ગટોરગચ્છે દબાવી દીધી કે ઉભીરે શંખણી માતા; ભીમ કહે બેટા બોલશો નહી, નહી તો પાછળ પસ્તાઇ મરીશું ન્હાની થઇ જશે તો કેવી રીતે ઉતરીશું, ગટોરગચ્છ કહે છો ઉંચી નીચી થાય. ચોટલો ઝાલ્યો છે ત્યાં સુધી નાનું મોટું નહી થવાય, જાઓ પીતાજી કોઇ પ્રકારની ચીંતા કરશો નહી. મારા મામા ને મારી મારૂં મોસાળ ઉજ્જડ કરજો તમે ન જાઓ તો હું જાઉં અને મારા મામાને મારી નાંખું. ભીમ કહે હું જાઉંછું બેટા એ તારૂં કામ નહી, એમ કહી ભીમ ચાલ્યો એટલે દેવીનું દેરૂં દીઠું તેનાં દરશન કરયાં. દેવી તુરત હસી પડયાં અને ભીમને કહેવા લાગ્યાં કે તારા માતાની તથા ભાઇની તો મેં ચોરી કરાવી છે કારણકે હેડંબાસુરને અમર થવું છે અને ત્રીલોકનું રાજ્ય લેવું છે અને અધર્મ કરવો છે. માટે તે પાપીનો નાશ કરવા

મેં તને તેડાવ્યો છે. ભીમ કહે ના માતાજી તેને અમર કરવો નહી. દેવી કહે જો અમર નથી કરતી તો મારો કેડો છોડતો નથી, માટે તું એનો નાશ કર. હું તને બધી યુકતી બતાવું છું પેહેલો તું તારા માત ભ્રાતને મળી આવ ભીમ કહે તે કયાં છે ! દેવી કહે પેલા વજ્જરકોટમાં છે. ભીમ વજ્જર કોટ કુદી છલંગ મારી અંદર પડયો. એટલે ભાઈઓ તથા માતા બાઝી પડયાં; અને કહેવા લાગ્યાં કે તું અહીં કયાંથી ભીમ કહે માતા જાત્રામાંથી એકલે કુંતાજી બોલતાં બંધ રહ્યાં. ત્યારે ચારે ભાઇઓ ભીમને કહેવા લાગ્યા કે ભીમસેન તું નાશીજા તું જીવતો હોઇશ તો અમારી ક્રીયા કરીશ, માટે તું જીવે તો સારૂ નહી તો અમને તો રાક્ષસ મારી નાંખશે, ભીમ કહે ચીંતા ન કરો આપણને સુહુને ઇશ્વર બચાવશે, એમ કહી ભીમ દેવીના દેવળમાં આવ્યો અને બે બારણાં બંધ કરયાં સાંકળો દેઈ દીધા, પછી ભીમ દેવીની સામે આવી પગે લાગી બોલ્યો માતાજી શી આજ્ઞા છે ! દેવી બોલી દુષ્ટનો નાશ કર, ભીમ કહે માજી તે વાત ખરી પણ હું ભુખ્યોછું તેથી શી રીતે યુદ્ધ કરીશ, દેવીએ કહ્યું તને શોધીને પાપી આવતો હશે તેની પાસેથી નૈવેદ માગી લેજે, એટલામાં હેડંબાસુર આવ્યો અને દેવીનાં દ્વાર ઠેલ્યાં. ભીમસેન નીવરતીથી લાંબો સુઈ રહ્યો છે. હેડંબાસુર બોલ્યો માતાજી દ્વાર ઉઘાડો હું બધા સમાચાર લાવ્યોછું. ઝીણે શબ્દે ભીમ બોલ્યો હું તારે માટે અમર ભેગું કરૂંછું તેથી હમણાં ઉઘડશે નહી. હેડંબાસુર રાજી થયો અને દેવીને કહેવા લાગ્યો કે માજી છત્રીસ લક્ષણો જડતો નથી, ભીમસેને જવાબ આપ્યો ન જડયો તો કાંઇ ચીંતા નહી તેના ભારોભાર નૈવેદ લાવ્ય એટલે ચાલશે, હેડંબાસુર કહે, કેટલુ નૈવેદ લાવું ભીમ કહે સોમણનો લાડુ મીઠા મશાલા નાંખીને, સો બેડા પાણી ભરીને, અને પચીસ મણ બાકળા ( ચણા ) લાવજે, રાક્ષસ તુરત ખુશી થતો થતો પોતાના ઘેર આવ્યો અને સરવે સાહીત્ય તૈયાર કરી દેવીના દેરા આગળ લાવ્યો. હેડંબાસુરે કહ્યું કે માતાજી સરવે સામાન લાવ્યોછું. ભીમ કહે ઉઘાડવાની જરૂર નથી ધાબા ઉપર ચડો અને ત્યાં સરવે સામાન લેઈ જાઓ પછી ગોખલામાંથી નૈવેદ નાખજો એટલે હું ભક્ષણ કરીશ. સરવે જણ ધાબા ઉપર ચડયા અને સામાન પણ ઉપર ચડાવ્યો, ભીમે કહ્યું કે પચીસ મણમાંથી એક મણ ચણા બાકી રાખજો. પછી પેલા લાડવાના ટોપલા ભરી ભરીને ગોખલામાં નાંખવા માંડયા ભીમે વિચાર્યું કે હાથમાં લઇને ખાઇશું તો વાર લાગશે માટે મોઢું ગોખલા નીચે રાખ્યું લાડુ આવે છે તેવોજ ભીમના પેટમાં જાય છે ભીમ દાંતથી ચાવતો નથી ને એમને

એમ ગળી જાય છે. એ રીતે લાડુ ખાઈ ગયો પછી ચણા નાંખ્યાં તે ચણાં ખાઈ ગયો પછી પાણી રેડ્યું તે પાણી ભીમ સઘળું પી ગયો, ચણા ચોવીશ મણ ખાઈ ગયો છે. એક મણ વધ્યા તે સરવે દહીત લોકો ઉછાળે છે. અને અંબે અંબે કરે છે, ને બોલે છે કે કોણ વિર કોણ વિર એમ પોકાર કરયાં કરે છે ભીમ ખાઇ પી તૈયાર થયો પછી માતાજીને પગે લાગ્યો અને આજ્ઞા માગી દેવી કહે પાપીને મારી વહેલો આવ, ભીમ કહે માજી હારૂં તો શું કરૂં, દેવી કહે જો હાર થાય તો મારી પાસે આવજે હું તને ત્રીસુળ આપીશ, તેણેથી તેનું મુસ્તક છેદિ નાંખજે, એટલે ભીમ તુરત માતાજીની રજા લેઈ છલંગ મારી બાહાર આવ્યો ને બોલવા લાગ્યો કે હું વિર હું વિર. તવ અસુર ભડકયા કે આતો દેવીને બદલે દેવા નીકળ્યો ભીમે કહ્યું જુઓરે અસુરો સરવે નૈવેદનો ખાનારો હું છું સરવે જણ આશ્ચર્ય પામ્યા કે આ કેવો બળીયો કે તમામ લાડુ ચણા ખાઇ ગયો પણ બીજા લોકોને ભીમની બીક લાગવાથી નાશી ગયા. ફક્ત હેડંબાસુર રહ્યો તે અતીશય ક્રોધાયમાન થયો અને ધાબા ઉપરથી પડતું મુકી ભીમની સાથે લડવાને તૈઆર થયો, હેડંબાસુર તથા ભીમસેન બંન્નેની જુગલ જોડી શોભવા લાગી જાણે વગડાના જેવા કેશરી વાઘ હોય એવા મહા બળીયા એક એકની સામે ઉભા રાતા તાતા થઇ એક એકના ખંભ સામ સામી ઠોકે છે મેઘનાદની પેઠે ગરગડવા ( ગાજવા ) લાગ્યા. પછી દોટ મુકી બાજી પડયા. શીશે શીશ લડાવે છે કોઇને દયા આવતી નથી આ સઘળુ યુદ્ધ હેડંબાસુરની સ્ત્રી બારીમાં બેઠી બેઠી જુએ છે. હેડંબાસુર ગડદા પાટુ મારે છે તેને ભીમ ડાબા વજર પાસાથી ઝીલી લેછે અને ભીમ મારે છે તેને હેડંબાસુર ફુલની માફક જાણે છે, પરવતમાં ખાડા પડયા, એવામાં ક્રોધ કરી હેડંબાસુરે ભીમના બે પગની વચ્ચોવચ માથું ઘાલ્યું અને ઉપાડીને ફેંકવાનો ખેલ રચ્યો ભીમે કટી ઝાલી ઉચકી લીધો. એટલે પાપીએ ગળે આંટી નાંખી. બેઉ જણ પૃથ્વી ઉપર પડયા અને પાછા ઉભા થયા. કોઈ પાછું પડતું નથી. પછી દુષ્ટે લાગ જોઈ ભીમનો ચરણ ઝાલી ઉચકી માંથે ફેરવિ હેઠો નાંખ્યો અને છાતી ઉપર ચડી બેઠો, જરા દયા લાવતો નથી ભીમના મોંમાં ધુળ ભરી ગડદાનો માર મારવા લાગ્યો, ભીમને કહે છે કે આ મોંઢે લાડવા ચણા ખાધા છે કે ! એમ કહી ગળે નખ દીધો ભીમનાં ચક્ષુ ઉંચા ચડી ગયાં અને મોંઢે ફેંણના ફીસોટા આવ્યા. પ્રભુએ જાણ્યું જો ભીમ મરી જશે તો મારે મરવું પડશે, તેથી પ્રભુએ એક કળાનું જોર ભીમમાં મુકયું એટલે ભીમ મારો મારો એમ પોકારતો ઉભો

થયો ને ભીમ છત્રેશ્વરી માતાના ડેરામાં પેસી ગયો, અને ત્રીસુળ માગી લીધું તવ દેવિએ ત્રીસુળ આપ્યું તે ત્રીસુળ લેઈ ભીમ હેડંબાસુરના સામો આવ્યો હેડંબાસુરે જાણ્યું કે દેવીતો મારો ઘાટ ઘડાવે છે. એમ ધારી નાસવાનો વિચાર કર્યો પણ ભીમે તેની છાતીમાં ત્રીસુળ ભોકયું અને મારી નાંખ્યો. પછી ભીમે પાપીનો એક પગ પગ તળે દાબ્યો અને એક પગ હાથમાં ઝાલી ઉભો ચીરી નાંખ્યો, પછી પોતાની ઉદાશી મટી ગઈ, ભીમની હાથ હાથ જીભ બહાર નીકળે છે. મોઢે સ્વાસ માતો નથી એવામાં હેડંબાસુરની સ્ત્રી બારીમાંથી નીચે ઉતરી અને બોલી કે તેં મારા સ્વામીનું મરણ કર્યું પણ હું સો ભાઇની બેન છું તેથી તારી વલે માઠી કરાવીશ ને આ વહેર લેઇશ એમ કહિ નાઠી, ભીમ ને સ્વાસ માતો નથી તેથી વિચાર્યું કે છો બોલી ગઈ એનાથી શું થવાનું છે, પરવત ઉપરથી પડીને બાકી રહેલો અસુરનો પરીવાર નાશી ગયો, ત્યાર પછી ભીમને સ્વાસ વળ્યો એટલે ઉઠીને દેવિની પાસે જઇ ઉભો રહયો. દેવીને કહ્યું કે લ્યો માજી ત્રીશુળ દુષ્ટનો નાશ કરી પાછો સહી સલામત આવ્યો છુ. તત્ર દેવીએ પ્રસન્ન થઈ આશીર્વાદ દીધો. પછી ભીમ પોતાના ભાઇઓ તથા માતાની પાસેવજ્જર કોટમાં આવ્યો અને વજ્જરકોટ ચુરણ કરી માતા તથા ભાઇઓને બહાર કાઢયાં અને સર્વે જણ દેવીની પાસે આવીને પગે લાગ્યાં, દેવીએ સર્વને આશીર્વાદ આપ્યો, દેવીએ કુંતાજીને કહ્યું કે ડોશી ધન્ય છે, જણે તો હરીજન જણજે કાં દાતા કાં સુર. એ પ્રમાણેજ ત્રણે લક્ષણ વાળા તારા પુત્રો છે. પછી દેવીને પગે લાગી છએ જણાં ત્યાંથી વીદાય થયા. પરવત ઉપરથી ઉતરવું છે માટે હેડંબા ભણી જાય છે. ભીમે વીચાર્યું કે મારા સાથે મારા ભાઇ તથા માતા છે અને પરણ્યાની વાત મેં છાની રાખી છે તે ઉઘાડી પડશે. એમ મનમાં ઘણો શરમાયો થોડોક આગળ ચાલી ગટોરગચ્છને ઉઠાડી ભીમે હેડંબાનો ચોટલો ઝાલ્યો. ભીમે કહ્યું જા બેટા તારા કાકાને તારા દાદીને સર્વેને અહી તેડી લાવ હેડંબા ઉભી ઉભી રડવા લાગી કે મારૂં પીયર રોળાઈ ગયું. ગટોરગચ્છ તેડવા ગયો. અને કાકા તથા વૃદ્ધ માતા કહી બાઝી પડયો. કુંતાજી કહે શેહેદેવ આ કોણ છે શેદેવ કહે માતા તમારા પુત્ર ભીમસેનનો દીકરો છે, કુંતાજી કહે કેવારે પરણ્યો ! શેદેવ કહે હું કહેતો હતો કે ગોળ ધાણા વહેંચો તે દીવસે ભીમ પરણ્યો હતો. કુંતાજી કહે બાર માસ થયા સીવાય પુત્ર આવડો કયાંથી શેહેદેવ કહે માતાજી આતો માયાવી રાક્ષસ કહેવાય એટલે દશ દીવસમાં પુત્ર જનમે અને ન્હાનો મોટો એની મરજીમાં આવે તેટલો થાય. એવી રીતે વાતો કરતાં કરતાં

ભીમની પાશે આવ્યો ભીમ ચોટલો ઝાલી નીચું ઘાલી બેઠેલો છે. ચાર ભાઇ તથા પાંચમી માતા, હેડંબા ઉભી રહી છે તેને ઓળખવા વાંકા વળીને જોયું પછી અરજુન કહે ભીમસેનભાઈ આ સ્ત્રી કોણ ઉભી રહી છે ? ભીમ કહે જાણીને શું પુછે છે, મારી વહુ છે, શેદેવ કહે તને ભીમ કહેનો હનો કે મેં વાઘણ વશ કરી છે, તેજ આ વાઘણ કુંતાજી કહે છે, આતે વહુ કે વહુરો, ભીમ કહે મસ્કરી કરવાની મુકી હવે નીચે ઉતરો, ડોશી કહે દીકરા હવે કેવી રિતે ઉતરવું ગટોરગચ્છે કહેડ બાંધી અને માતાને ખાંધે બેસારી નીચે મુકી આવ્યો, પછી ઉપર ચડી ધરમરાજાને ઉચકી નીચે મુકી આવ્યો, શેદેવ, નીકુળ તે સરવે નીચે ઉતર્યા. ગટોરગચ્છે ભીમને કહ્યું કે પીતાજી તમે ઉતરી પડો, ભીમ પણ ચોટલો ઝાલી નીચે ઉતર્યો, નીચે ઉભાં ઉભા માતા તથા ભાઇઓ હેડંબાને જોઈ ભય પામવા લાગ્યાં, કુંતાજી વર વહુને જોવા લાગ્યાં ભીમ નીચું ઘાલી ભોંય ખોતરે છે, એવામાં ગટોરગચ્છ પોતાની માને ગળે બાઝી પડ્યો અને કહેવા લાગ્યો કે માતાજી હવે ન્હાનું સ્વરૂપ ધારણ કરો પછી હેડંબાએ સોળ વરસનું રૂપ ધારણ કર્યું મહા સ્વરૂપવાન સુશોભીત અલંકારોથી ભરપુર બની દીયેર જેઠની લાજ તાણી કુંતાજીને પગે લાગી. કુંતાજીએ તેના સામું જોયું. તો રડતાં દેખી કુંતા પુછે છે કે કેમ રડે છે? હેડંબા કહે મારો ભાઈ મરી ગયો અને મારૂં પીયેર ઉજ્જડ થયું મેં તમારા પુત્રને પેહેલું કહ્યું હતું કે તમારા માતા, ભાઇઓને અહીં લાવો પણ એમણે માન્યું નહી અને મારૂં પીયેર નાશ કર્યું' કુંતાજી કહે હશે જે થવાનું હતું તે થયું. હવે મીથ્યા શોશ કરે શુ વળે તવ હેડંબા કહે સલામાં રહીને ભાઈ મરાવ્યો એવું મારે માથે લાંછન આવ્યું, હવે હું મોઢું શું બતાવું ભીમ કહે સુંદરી તારો ભાઈ મુવો તો ભલે મરી ગયો શા માટે તેણે પારકી ચોરી કરી ગટોરગચ્છ કહે હવે ઠીક થયું ચાલો ઘેર જઇએ હેડંબા કહે તેને માર્યામાં ઘણું વેર થયું માટે દીયેર, જેઠ સાસુ સરવે ચાલો મારે ઘેર જઇએ ભીમ કહે તારે મુકામે નહી આવે એતો હરીજન છે, માટે વનમાં રહેશે અને વનફળ ખાશે. સંસારમાં તેમને સુખ આવવાનું નથી અહીં રહીને ગોવીંદના ગુણ ગાશે હેડંબા કહે વ્હેર વધ્યું છે, માટે ફરીથી ચોરી થશે. ભીમ કહે એમ કાંઈ વારે વારે ચોરીયો થતી નથી. ચોરી કરશે તો શોધાશે, કુંતાજી બોલ્યા ભીમ કહે છે, તે ખરૂં છે, માટે જાઓ વહુ અમે નહી આવીએ, કુંન્તાજીને મનમાં તો ખોટું લાગ્યું કારણ કે હેડંબાને ત્યાં જવા ખુશી હતાં પણ ભીમે ના કહી અને સરોવર ઉપર ઝુંપડી બાંધી આપી, ભીમસેન કહે માતાજી હું ફળ મોકલીશ અને હું કદી ના આવું તોપણ મારિ ચીંતા કરશો નહી

દૈત આવે તોપણ બીશો નહીં કુંતાજી કહે જાઓ બેટા તમારે પાલવે ત્યારે ફળ મોકલજો, પછી ભીમ હેડંબાવનમાં આવ્યો ખાઈ પી આનંદ કરવા લાગ્યો ભીમસેને એક દૈતને બોલાવ્યો અને પહેલાં જે પોતાને ફળની ગાંસડી લેઈ આપવા જવું પડતું હતું તે કામ દૈતને સોંપી દીધું. હમેશા દૈત ફળની ગાંસડી બાંધી ભીમનાં માતા, ભાઈઓને આપી આવે છે, એમ કરતાં કરતાં હેડંબાસુરની સ્ત્રી કપીલા કબીરપુરમાં ગઈ દરવાજે જઈ ચુડી કરમ કરયું. અને રડતી રડતી ગામમાં ચાલી શેવક લોકોએ બહેન જાણી હાથ ઝાલીને ઘેર લેઇ ગયા. તેના સો ભાઇઓ તેના પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે તને રંડાપો કેવી રીતે થયો. કપીલા કહેવા લાગી કે તમારા બનેવી અમર થવા માટે છત્રેશ્વરી દેવીનું પુજન કરતા હતા તેથી તે દેવીએ કહ્યું કે પાંચ બત્રીસ લક્ષણા પુરૂષનો હોમ કરે તો અમર થાય. પછી તમારા બનેવી હેડંબાવનમાં જઈ ચાર ભાઇઓને લાવ્યા તેનો પાંચમો ભાઈ હતો તે કોઈ ન જાણે તેવી રીતે નગ્રમાં પેઠો અને દેવીનાં દેરામાં સંતાઇ રહ્યો અને પોતે નૈવેદ માગી લેઈ સો મણ લાડુ, ચોવીસ મણ ચણા, સો બેડાં પાણી આ સરવે ખાઈ, પી બળવાન થઇ તમારા બનેવીને મારી નાંખ્યા, તેવાં બેનનાં વચન સાંભળી મોટા ભાઈ કદંબાસુર હતો તેને અતીશય ક્રોધ ચડયો અને કપીલાને પુછવા લાગ્યો કે મને બતાવ તે કયાં છે. કપીલા કહે તમે હાલને હાલ વ્હેર લ્યો તો મારે અન્ન ખાવું નહી તો હું ખાવાની નથી કદંબાસુર કહે રાત્રી પડે એટલે હું ચોરી લાવુંછું કદંબાસુર કહે મને ઠેકાણું બતાવ, કપીલા કહે હેડંબાવનથી પશ્ચિમ દીશાએ સરોવર ઉપર ઝુંપડી છે તેમાં ચાર ભાઈ તથા તેમની એક માતા એ પ્રમાણે પાંચ જણ રહે છે તેને ચોરી લાવો તો તેમને શોધતો શોધતો પાંચમો ભાઈ આવશે. કદંબાસુર કહે આજની રાતમાં ચોરી કરી લાવું એવામાં રાત પડી અને ભાલો લઇ કદંબાસુર ચાલ્યો તે કદંબાસુર કપીલાના બતાવ્યા પ્રમાણે હેડંબાવન પાસે થઈ પશ્ચિમ દીશાએ વળ્યો એટલે સરોવર તથા ઝુંપડી દેખાવા લાગી. કદંબાસુર આવીને જુએ છે તો સરવે ઉંઘી ગયાં છે, એમ જાણી ઝુંપડી છાતી સરસી રાખી પોતાના બે હાથે જોર કરી ભોંમીનું ડગલું ઉચકી લીધું, અને તે ઝુંપડીને ઉચકી લેઇ પોતાની ડાબી મુછના વાળે બાંધી દીધી પછી પોતાને ઘેર આવી કોટમાં ઝુપડીને મુકી. કદંબાસુર કપીલા પાસે આવ્યો અને કહ્યું કે બેન હું ઝુંપડી ઉચકી લાવ્યોછું. રાત્રી વીતી ને વ્હાણું વાયું એટલે હેડંબા વનમાંથી દહીત ધર્મ કુંતાને ફળ આપવા ગયો ત્યાં ઝુંપડીને ઠેકાણે ખાડો જોયો, તવ ભીમને

જઇને વાત કરી એટલે ભીમને ફાળ પડી. ભીમ હેડંબાને કહે તું બતાવ કોણ લેઇ ગયું હશે હેડંબા કહે તમારા સાળાના સાળા, ઉત્તર દીશામાં માંખણીયા પાસે દસ ગાઉ છેટે રહે છે તમારા સાળાને સો સાળા છે, તે શીવના વરદાનથી અમર થયા છે માટે તમે તમારાં મા તથા ભાઇને શી રીતે લાવશો ભીમ પુછવા લાગ્યો કે શીવજીએ અમર કેમ કરયા ? હેડંબા કહે સુણો સ્વામીનાથ પહેલેથી માંડીને વાત કરૂં. એક માતાના સો પુત્રો નાના હતા ત્યારે ગામની ભાગોળે એક શીવના દેરામાં જતા હતા. નંદી ઉપર જઇને બેસે અને નઠારૂં નઠારૂં બોલે પાર્વતી તથા શીવ ઉપર નીચી વસ્તુઓ નાંખે ત્યારે ઘણે દહાડે માહાદવ બોલ્યા અલ્યા તમે અમને કેમ નડોછો ? કબીરાઓએ જવાબ આપ્યો કે અમર થવા માટે આ કાર્ય કરીએ છીએ. શીવ કહે અસુર છો માટે અમર તો નહી થાઓ પણ અમર જેવું વરદાન આપું. કબીરા કહે વરદાન આપો. શીવે વરદાન આપ્યું કે ગામની આસપાસ દસ ગાઉ સુધી તમે મરશો નહી. બ્રહ્મા, વિષ્ણું કે હું મારૂં તો પણ મરો નહી ફક્ત ભાગોળમાં તમારી વાવ્ય છે તેમાં તમારૂં મ્રત્યું છે. તે વાવ્યમાં કોઈ નાંખી દે તો તમારા પ્રાણ જાય. તે શીવાય તમે અમ્મર છો. એવું વરદાન આપેલું છે, તવ ભીમે જાણ્યું ઠીક શીત્રે એટલી બારી મુકી છે. માટે જરૂર વાવ્યમાં નાંખું હેડંબા કહે પાપ ફોડીને વાત કરૂંછું આ વખત જશો તો તમારાં મા ભાઈ મલનાર નથી. ભીમ કહે મા, ભાઈ સીવાય બળ્યું જીવતર નહી હસે તો મલે જઇશું પણ હું ગયા સીવાય રહેવાનો નથી. ગટોરગચ્છ તૈયાર થયો. એટલે હેડંબા કહે ના બેટા તું જઇશ નહી અહીં રહે ગંટારગચ્છ કહે શંખણી મા તારે બોલવું નહી. એમ કહી ગટોરગચ્છ તૈયાર થયો. ભીમે જાણ્યું કબીરા લોકો યોગીવેસને માનતા હશે માટે યોગીવેસ ધારણ કરીને જાઉં. પછી ભીમે તથા ગટોરગચ્છે યોગીવેશ ધારણ કરયો, ભસ્મ ચોળી, ટીલાં કર્યાં, હાથમાં ગળામાં માળાઓ ઘાલી, તુમડાં લીધાં, એ પ્રમાણે જોગીનું રૂપ ધારણ કરી બન્ને બાપ દીકરો કબીરપુર ચાલ્યા. તે ગામની ભાગોળે આવ્યા એટલે કબીરપુરમાં વાત ચાલી કે અબધુત પધાર્યા છે લોકોએ વીચાર કરયો કે આ કોઈ માહાત્મા આવ્યા છે માટે ચાલો દરશણ કરીએ. એમ જાણી લોકો યોગીનાં દરશણ કરવા આવવા લાગ્યા, અને બાપ દીકરો હેડંબાના કહ્યા પ્રમાણે ગામમાં પેઠા અને સભામાં આવે છે. લોકો તેમને પૈસા આપવા લાગ્યા ભીમ બોલ્યો “ હમ નૈ લેયેગા ” અનાડી જગત માગે તેને આપે નહી અને ન માગે તેને પરાણે જઇને વળગાડે પાકા પાખંડી થાડુ લે

નહી અને સામટુ હરણુ કરી લે, ભીમ તથા ગેટારગચ્છ કબીરાની સભામાં આવ્યા. કબીરા ઉદાશમાં બેઠા છે પણ જોગીને જોઈ પગે લાગ્યા અને આસન આપીને બેસાડ્યા. જોગીએ પદમાસન વાળ્યું અને નાશીકા ઝાલીને બેઠા સરવે જણે વીચાર કરયો કે આનું કારણુ. પછી ભીમે નાશીકા છોડી દીધી અને બરોબર બેઠો. પછી ભીમે જવાબ આપ્યો કે બચ્ચા "સો બંધુકુ અંતર દુઃખ હુઆ હે." એ સાંભળી એક કબીરો બોલ્યો શું દુઃખ હશે ? ભીમ કહે સુનો બચ્ચા સબ કહે દેંગા એમ કહી ભીમે બીજીવાર નાક ઝાલ્યું અને પાછું મુકી દીધું. ને કહ્યું કે તુમેરી ભેણ વીધવા હુઈ હે તુમેરા બનેવી પાંચ જીવોકી ચોરી કરકે લાયાથા. છઠા જીવે છેતરપંડીસે લડુ ચના ખુબ ખાયા, ખાયા પીયા ઓર ખુબ યુદ્ધ મચાયા પીછે તુમારા બનેવીકુ મારા તવ કબીરા ઉઠીને પગે લાગ્યા કે આ કોઇ જોગી ઉત્તમ છે, ભીમ કહે સુનો બચ્ચા દુસરી બાત. હરામખોર જો માર ગયા હે ઉનકે તુમ માત ભ્રાત લાયે હો. કબીરા કહે આતો સાક્ષાત શીવજી છે એમ કહી પગે લાગ્યા. સરવે વીચાર કરયો કે આપણું દુઃખ ભાગવા જોગીનું રૂપ ધારણ કરી શંકર પધારયા કબીરા કહે ખરી વાત કહો આપ શંભુ છો ! ભીમ કહે મુખસેં નહી કેહેગા આપસેં ઓલખ લીજે કબીરા કહેવા લાગ્યા એજ કૈલાસપતી છે, કબીરાએ ભીમને પુછયું કે મહારાજ અમારા શત્રુ હાથમાં આવે તેવી યુક્તિ બતાવો. ભીમ કહે ફીકર મત રખો તુમેરી કુલ દેવી કીદર હે ? કબીરા કહે ગામની ભાગોળે વાવ્યમાં છે. તવ જોગી કહે બાવડી પર ચલો. વાજતે ગાજતે છત્ર છાજતે હમકું સંગ લેકર ચલો. વાં જાકે એક મંત્ર દેએગા ઉસ્કા જાપ કરો. સવાસો મંત્રકા જાપ પુરા હોયગા તબ શત્રું તમેરી પાસ આયેગા. કબીરા કહે ખોળવો મટયો. એમ જાણી હરખથી વાજીત્રો તૈયાર કરયાં. જે જેની મરજીમાં આવે તેવાં વાજીંત્રો લાવ્યા વાવ્યથી તે સભા સુધી મારગ સાફ કરાવ્યા. અત્તરના છંટકાવ કરયા. કબીરા કહે હવે પધારો માહારાજ તવ બાપ બેટા ઉભા થયા. અડધી આંખો મીચેલી રાખે છે. છત્રીસ વાજા વાગવા લાગ્યાં બાપ દીકરો ત્યાંથી ચાલવા લાગ્યા. ગુરૂચેલો જોડે જોડે ચાલે છે લોકો આડા અવળા ફાલ્યા છે. લોકો અબીલ ગુલાલ ઉરાડવા લાગ્યા. ઢોલ, પીપુડી, તાલ, પખાજ, કાંસીજોડા, જળત્રંગ, સરોદા, સરણઈ,નરઘાં, મ્રદંગ સરવે અનેક પ્રકારનાં વાજીંત્રો વાગે છે અત્તરફુલેલ છાંટતા જાય છે. પુષ્પની વૃષ્ટી કરે છે, લોકો ચાલતાં ચાલતાં કહે છે કે આના જેવો જોગી આપણે કોઇને જોયો નથી. જેણે મોંઢે તો ચંદન ચોળી લીધું છે, આખા શરીરે ભસ્મ ચોળી

છે. સુંદિર શરીરની છટા શોભે છે, જોગીની પીતવરણી જટા છે, ડાબી ખાંધે ઝોળી છે. અબીલ ગુલાલ ઉડી રહયો છે, કેટલાક ચરણની રજ લઈ મુસ્તક ઉપર ચડાવે છે. કેટલાક ચરણ નીચે આળોટે છે, ભીમ કહે કયું ગટોરગચ્છ બેટા ! બેનાં અંગ ઉઘાડાં છે અને કહેડે કંદોરાના કાપા પડયા છે, ગટોરગચ્છ કહે શાબાશ છે. પીતાજી ઠીક યુકતી કાઢી છે. એમ કરતાં કરતાં ગામની ભાગોળે આવ્યા, લોકો જય જયકાર કરવા લાગ્યા, વાવના કીનારા ઉપર આવ્યા અને આનંદ ઓછવ થયો, પછી સમગ્ર કબીરા ભીમને પુછવા લાગ્યા કે મહારાજ શી આજ્ઞા છે. ? ભીમ કહે તમારાં હથીયાર દુર છોડ દો અને આ વાવના થાળાના કીનારા ઉપર જઇ ઉભા રહો, તમારા સો ભાઇ સીવાય બીજાને ગામમાં મોકલી દો કબીરાઓએ સો ભાઈ સીવાયના લોકોને ગામમાં મોકલી દીધા, કબીરા થાળામાં જઈ ઉભા રહ્યા, તેમની પુઠે જઈ ભીમ ઉભો રહ્યો પછી ભીમે કહ્યું હાથ પગ જોડી જળના સામું ડોક નીચી રાખીને જુઓ, અને જીભે ભીમનાથ ભીમનાથ એમ જપો નેત્ર મીચી દેજો જેમ જોગી કહે છે, તેમ સરવે જણ કરે છે, જેમત નામનો કબીરો હતો તેને વ્હેમ પડયો કે આંખો મીચીને અંદર પડવુ છે કે કેમ ? એમ કહીને પાછો ખસ્યો, બીજા કબીરા જેમતને ઠપકો દેવા લાગ્યા કે આતો મહાત્મા છે, અને જો તારી વાત સાંભળશે. તો મહાનંત નાશી જશે. જેમત કહે કદાપી કપટી હોય તો ? વાટેલું ઓશડ, મુડેલો જતી તેની કોઇને પરીક્ષા નથી માટે સાચો જુઠો શા ઉપરથી જાંણીએ, કબીરા કહે મહારાજ આબરૂથી ડરશે, જેમત કહે લંગોટી વાળી તેને આબરૂથી લાજ હોય તો સગાં સહોદર ન્યાત વ્યવ્હાર માત તાત સર્વે કેમ મુકી દે, લાજ વાળો વેશ કેમ બદલે લાજમાં રાખોડી છે, એનાં નાત કયાં છે, જાત કયાં છે એનો વ્યવ્હાર કયાં છે એનું ઘર બાર કયાં છે, ? નીચ હશે કે ઉંચ હશે, અજાણે તેને મોટો માની શેવા કરીએ તો આપણે ઉલટા પાપના પોટલા બાંધી અઘોર નર્કમાં પડીયે માટે જેવો તેવો પણ સંસારી સારો તેનાથી કામ પાડીયે, કારણ કે દગો દેઇને છટકે તો પણ ઘર ગામને કયાં લૈને નાશી જાય, થોડે દહાડે સંસારી તો હાથમાં પણ આવે અને મુડેલાને કયાં જઇને પકડશો, તમે ગરદન ઘલાવોછો પણ મને કયાં ગરદન ઘાલોછો, સર્વના મનને સાચું લાગ્યું, ભીમ કહે શું મને પાખંડી જાણ્યો ચાલો ચેલાજી ચાંસે ચલો, એમ કહી બન્ને કોપ્યા અને ચાલવા માંડ્યા કબીરાને ચીંતા થવા લાગી કે હાથે આવેલો હીરો જતો રહેશે, ઓ મહારાજા પાછા વળો અને ગરીબોનું કામ કર્યા પછી પધારો અમારા મનમાં

અવળું આવ્યું માટે માફ કરો, ભીમ કહે હમ નહી આવેગા. હમ કાર્ય નહી કરેગા, ગટારગચ્છ કહે ગુરૂમાહારાજ ભગતકા કાર્ય કરના ચૈયે, તવ પાછો ભીમસેન વાવ્ય ઉપર આવ્યો એટલે સરવે કબીરા હાથ પગ જોડી, આંખો મીચી ભીમનાથ ભીમનાથ એવો મંત્ર જપ્યા કરે છે, ભીમ પાછળ જઇને ઉભો રહ્યો અગ્નીનું આરાધન કર્યું કે અચાનક એક માના સો પુત્ર મળ્યા છે માટે હે કાકા આ એક માના સો માની લેજે તું જળમાં સ્થળમાં સર્વ અગ્ની ચૈતન્ય છે, માટે ભોગલેજે ભીમે પચાસ પચાસની બે ઓળો કરાવી, પચાસ પચાસ કબીરાની બે ઓળો પાણી જોઇ આંખો મીચી મંત્ર જપે છે એટલે ભીમે પાછળથી બાથ ભીડાવી અંદર નાંખી દીધા, પેલો જેમત નામનો કબીરો પેહેલેથી ચેત્યો હતો તે નાઠો અને દુરીયોધનના ત્યાં જઈ રહ્યો. કેટલાક કબીરા વાવ્યમાંથી બહાર નીકળવા માંડયા. કેટલાક મરી ગયા. કેટલાક તરફડવા લાગ્યા. ભીમે વાવ્યને પુરી નાંખી તેથી સર્વે મરણ પામ્યા પેલો નાઠેલો કબીરો ઉભો હોત અને નગ્રમાં ઉભા રહીને પોતાનું રૂધીર કાઢી પ્રથવીમાં છાંટા પાડે તો સો ભાઈ ફરીથી જીવતા થાય પણ બીકમાં તે તો ભાનજ ભુલી ગયો પછી ભીમ ગટારગછ બાપ બેટા ગામમાં ગયા. તેમને કપીલાએ જોયા, કપાલાએ ભીમને ઓળખ્યો તણે કારમી ચીસ પાડી ગટારગચ્છે દોડીને તેને કેસથી પકડીને ભોમી ઉપર પછાડી તેના પ્રાણ લીધા. ગામને ઉજડ કર્યું. પછી ભીમ તથા ગટારગચ્છ વજ્જર કોટ પાસે ગયા ને તે કોટ તોડી નાંખી મા ભાઇને બહાર કાઢયાં અને હેડંબા વનમાં લઈ ગયો, હેડંબા દીયર, જેઠ, સાસુ, પતી સરવેને પગે લાગી અને પગ ધોઈ ચર્ણામ્રત લીધું, હેડંબાએ રસોઈ કરી, સરવે જણ જમી ઉઠયા, કુંતાજી કહે દીકરા આજ અન્ન દીઠું, ભીમે વીચારયું કે અહી માતા, ભાઇઓ ભેગાં છીએ તેથી બોલવા ચાલવાની શરમ રાખવી પડે છે માટે અહીંથી ઉપડી જઇએ તો ઠીક ભીમે શેદેવને પુછયું કેમ ભાઈ આપણ આવી રીતે કયાં સુધી બેશી રહીશુ તમે કહો ત્યારે જઇએ. શેદેવ કહે આજ સાંજે ઉપડવું જોઇએ, હેડંબા કહે હું સાથે આવું ભીમ કહે ના તાહારૂં કામ નહી મને તો તારા જેવી રસ્તામાં હજારો મળે, ગટારગચ્છ કહે પીતાજી હું આવું ભીમ કહે ના દીકરા રાજ્ય પાછું મેળવીશું એટલે તને તેડાવીશું, કેટલાક પ્રાણી શંકા કરે છે કે હેડંબા આખ્યાન મહા ભારથમાં નથી પણ મહાભારત પાંચ છે તે પાંચેનો સાર આમાં છે માટે કોઇએ સંદેહ ધરવો નહી, ભીષ્મ પર્વમાં કહ્યું છે કે શંકા છે તે પાપનું મુળ છે અધુરો ઘડો હોય તેજ છલકાય છે, ગુરૂનું શીખવેલું હોય પણ મોટા થવા કહેશે કે

મારે માથે ગુરૂ નથી તેવા ગુરૂદ્રોહીનું કહેવું કદી સત્ય માનવું નહી, પાન્ડવો હરીભજન કરે છે તેથી તે બળીયા થયા છે, અધરમનો નાશ અને ધર્મનું સ્થાપન જે માણસ કરે તેને ઘણું પુન્ય છે અને તેનામાં ઇશ્વરના પ્રતાપથી ઘણા ગુણ આવે છે માટે ભાઈઓ બરોબર ધ્યાન આપી શ્રવણ કરો અને ઇશ્વર ભજન કરો. હેડંબા બોલી સાસુજી તમને દુઃખ સુખ હશે તે હું કેવી રીતે જાણીશ, કુંતાજીએડાડમડીના પાંચ છોડવા મંગાવ્યા હેડંબાને કહ્યું કે ધર્મ, ભીમ, શેદેવ, અર્જુન, નીકુળ આ પાંચ ભાઇઓ છે તેઆ પાંચ છોડવાજ જાણજે, અને આમાંથી એકે કરમાય તો જાણજે કે દુઃખી છે અને ખીલેલા રહે તો જાણજે કે સુખી છે. હેડંબા ખુશી થઈ અને સાસુને પાયે પડી, પછી પાંચે ભાઈ તથા માતાએ જવા નીશ્ચય કરયો ભીમે ચાર ભાઈને ઉકી લીધા, બે ખાંધે બેસાડયા, બે કટીએ બેસાડયા અને કુંતાજીને માંથા ઉપર બેસાર્યા, રાત્રી પડી, એટલે ભીમ ચાલ્યો. કૃષ્ણ પક્ષની રાત છે તેથી રાત હમ હમ બોલ્યા કરેછે. મારગમાં ઝરડાં, ઘાસ સર્વે અથડાય છે ચારે તરફ ખાડા ટેકરા પર્વત પહાડ, ભયંકર લાગે છે, બાવળીયા, બોરડી, એખરા, ખાખરા, સમડા, પીલુડા, કાળીયા, તાડ સાદડ, સાગ. શીશવ, સરગવા, અઈડુસા, પીતપાપડા, એ સીવાય અનેક પ્રકારનાં ઝાડા જોયાં, ઉડાં કોતરો તળાવ નદીનાં નાળાં સર્વે ભયંકર ભાસવા લાગ્યાં અજગર, નાગ, સસલાં, શીયાળ, સુઅર, સાબર, શીકારાં, ચંદનઘોયો, પાટલા ઘોયો, વણીયર, વાઘ, દિપડા, રીંછ એ સર્વે જાણે ખાવા ધાતાં હોય એમ ભાસે છે નેત્રે દેખાતું નથી. ભીમસેનની અડફેટમાં જે ઝાડ આવે તે ઉખડીને વેગળું પડે છે. હેડંબાવનથી ઉત્તર દીશામાં સાઠ જોજન ગયો. એવામાં કુતરાં ભસતાં સાંભળ્યાં. શેદેવ કહે ભીમસેનભાઈ અહીં ઉભા રહો. અહીં કુતરાં ભસે છે માટે નગ્ર હશે. ભીમ ઉભો રહ્યો. ચાર ભાઈ તથા માતાને નીચે ઉતાર્યા. પછી એક ચકરા નગરીમાં ગયાં ત્યાં દરવાજો ઉઘડતાંજ અંદર પેઠા. સવારમાં એક બ્રાહ્મણી દાતણ પાણી કરવા ઓટલે બેઠી હતી તેને પાંચ ભાઈ તથા કુંતાજીએ જોઇ. કુંતા બ્રાહ્મણીને કહેવા લાગ્યાં કે અમે દુઃખીયારાં છીએ માટે અમારૂં દુઃખ નીવારણ કરો. આ મારા પાંચ પુત્રો છે અને હું તેમની માતા છું અમને ભાડે ઘર આપો તો બહુ સારૂ પેલી બ્રાહ્મણી કહે મારે પણ તારી પેઠે પાંચ પુત્ર હતા તેમાંથી ચાર મરિ ગયા છે અને એક જીવે છે. તેમને રહેવા માટે પાંચ ઘર બંધાવ્યાં હતાં. તેમાંથી એક ઘર તમને વગર ભાડે આપુ એમ કહી બ્રાહ્મણીએ એક ઘર મફત રહેવા માટે પાન્ડવોને આપ્યું. પાન્ડવો ઘરમાં જઇને બેઠા. કું-

ન્તાજી કહે દીકરા વીદુરજીએ વિંટી આપી છે તે કોઇના ઘેર જઈ વેચી આવો અને તેના રૂપીઆનું કાપડ લાવો, રૂપીયા બીજા જોઇએ તો વ્યાજે કાઢો પણ કાપડ વેચવાનો ઉધમ કરો. ચારે ભાઈ વીંટી લેઈ ગ્રહસ્થને ગેર ગયા. ગ્રહસ્થે વીંટી હાથમાં લેઈ વીચાર કર્યો કે આ વીંટી ઘણી કીમતી છે ગ્રહસ્થે કહ્યું કે અલ્યા આ વીંટી કયાંથી લાવ્યા છો. ચારે ભાઇઓએ કહ્યું કે ઇશ્વર સાખે અમારિ છે દગો કરેલો નથી. ગ્રહસ્થે સો રૂપીઆ આપ્યા પાન્ડવોએ એંશી રૂપીઆનું રેશમી કાપડ લીધું. પંદર રૂપીઆનું અન્ન લીધું: અને પાંચને પહેરવા માટે પાંચ રૂપીઆની ખાદી લીધી તેનાં કુડતાં, માંથે બાંધવાનાં ફાળીયાં વીગેરે બનાવ્યાં, માલ, અનાજ, કપડાં લેઈ ઘેર આવ્યા, કુંતાજીએ રસોઈ કરી પુત્રોને જમાડી પોતે જમી લીધું. પછી ધરમ રાજાએ કાપડની બે ગાંસડીયો ત્યારે ભીમ કહે બે ગાંસડીઓ કેમ બાંધી ધરમ કહે હું ને અરજુન એક ગાંસડી વેચીશું અને શેદેવ ને નીકુળ એક ગાંસડી વેચશે ભીમ કહે શું હું બેઠા ખાનારો લાવો મારા ભાગનું મને કાપડ આપો ધરમ કહે ભલે, જો ભાઈ નીતીનો પૈસો ખાવાનો છે માટે નીતી રાખી બરોબર વેચજે એમ કહી ભીમને કાપડ આપ્યું પછી પાંચ જણે કાપડીને વેસે ગાંસડીયો લીધિ, એક દીશાયે શેદેવ તથા નીકુળ ગાંસડીયો લેઈ વેચવા ચાલ્યા. ને એક દિસાયે ધરમ અરજુન અને પુર્વ દીશાયે એકલો ભીમ ગયો. તે મોંઢેથી પોકારે છે કે લ્યો કોઇ રેજા લ્યો કોઈ કાપડ લ્યો એમ બોલીને વેચેછે. તવ ભીમ વીચારે છે કે ભીક્ષુકની પેઠે પોકાર કરીને ફરવું તે ખોટું છે માટે આપણે તો જુદી યુક્તિ શોધી કાઢવી એમ કહી પુર્વ દીશામાં એક ચક્રાનગરીમાં એક મહોલ્લો જોયો તેમાં ગયો, પછી ભીમે પોતાના માથાનું ફાળીયું ભોમી ઉપર પાથરી તેના ઉપર રેજા મુકયા. ભીમે પોકાર કર્યો કે લ્યો કોઇ રેજા લ્યો, કોઇ કાપડ લ્યો તવ લોકો જોવા આવ્યા, ભીમ કહે આવોરે ભાઈ રેજા આપું સોંઘાને સસ્તા કર્યા છે, ભુલે તેના ભોગ લોકોએ કાપડ તપાસ્યા. ભીમને પુછે કે આ રેજાની શી કીમત છે ભીમે વીચારયું કે એક રેજાની કીમત ધરમરાજાએ પાંચ રૂપીયા બતાવી છે. તેનો ભીમે એક રૂપીયો બતાવ્યો. સરવે લોકોએ વિચારયું કે આતો ભોળીયો છે. એમ જાણી લોકો માલ ખરીદવા લાગ્યા. જે માણસ માલ લે છે તેના રૂપીયા ભીમને આપતા જાય છે. લોકો માલ લેઇ ઘેર જવા લાગ્યા ભીમે પાછા બોલાવ્યા. ભીમે કહ્યું આ માલ હું દુર દેશાવરથી લાવ્યો છું માટે ફાટેલું તુટેલુ નુકશાની હોય તે જોઈ લેજો નહીતો પાછળથી હું બદલી આપવાનો નથી લોકો માલને ઉઘાડી જોવા લાગ્યાં. ભીમે લાગ તાકી લોકોના હાથમાંથી માલ ઝુંટવી

લીધો અને રૂપીઆ તથા સઘળો માલ લેઇ નાસી ગયો લોકો લાકડીઓ લેઈ મારો મારો કરતા ભીમની પાછળ પડ્યાં. ભીમે પાછા ફરી ડોળા દેખાડયા એ-ટલે સર્વે નાશી ગયા. ભીમ થોડેક દુર આવી ગાંસડી બરોબર બાંધતો હતો, તેવામાં એક બ્રાહ્મણ આવ્યો ભીમે તેને એક રૂપીઓ તથા એક ગજ રેજો આ-પ્યો, બ્રાહ્મણ આશીર્વાદ દેઈ ચાલ્યો, ભીમે વિચારયું કે વહેલા ઘેર જઈશું તો માતાજી તથા ભાઈ ઠપકો દેશે તેથી ભીમ એક ઓટલા ઉપર નીરાંતે સુતો ચાર વાગ્યા એટલે ભીમ ઉઠયો અને ઘેર આવ્યો. કુંતાજીએ ભીમને જોઇને કહ્યું કે રડયા તું તો એમને એમ ગાંસડી લાવ્યો છે કેટલો માલ વેચ્યો ! ભીમ કહે ધરમભાઇ હીસાબ કરશે પછી એમે કહીશું. એવામાં ધરમ અરજુન શેદેવ નીકુળ આવ્યા ધરમરાજા તથા અરજુનજીએ હીસાબ કર્યો તેમાં મુડીએ મુડી બેઠી અને નફાના ચાર આના લાવ્યા, શેદેવ તથા નીકુળ નવ આના લાવ્યા. ધરમે ભીમને પુછયું કે તુ કેટલો નફો લાવ્યો, ભીમ કહે રાતો રેજો એક ગજ તેનું શું બેસે છે ! ધર્મ કહે સવા રૂપીયો, એટલે ભીમે સવા રૂપીઓ મુકયો, કુંતાજી કહે તાહારૂં ઓછુ વેચાણ થયું, તું શું નફો લાવ્યો છે ! ભીમ કહે આ નફો એમ કહી ચાર રૂપીયા મુકયા, કુતાજી ધર્મ સર્વે આશ્ચર્ય પામ્યા, અને ક-હેવા લાગ્યા કે કહો ના કહો પણ ધુતીને લાવ્યો છે ધરમ કહે સાચું બોલજે એક ગજ રેજો કેટલાક જણે લીધો ભીમ કહે દશ વીશ જણાએ લીધો કારણ કે મુગજી મુકવા માટે તસુ તસુ ફડાવી લેઇ ગયા ધરમ કહે તારા નફા પ્રમાણે કોઈ નાણુ ન આપે, ભીમ કહે મોટાભાઇ ગ્રાહકોને રીજવવા માટે મીઠું મીઠું બો-લીએ અને આપણા માલનું વખાણ કરીએ તો સરવે આપે. એતો વેચતાં આવડવુ જોઇએ. ત્યારે ધર્મ કહે એ વાત સંભવીત નથી ભીમ કહે ભાઈ હું જ્યાં ગયો હતો ત્યાંના લોક ભોળા છે, ધર્મ કહે અમે કાલ ત્યાં જઇશું. તું કયાં વેચવા ગયો હતો ભીમ કહે પુર્વ દીશામાં જમણે હાથે ફળીયું છે. તે લોકોને કહેજો કે કાલે જે વેચવા આવ્યો હતો તેના અમે ભાઈ છીએ એટલે તમને બ-રોબર આવકાર દેશે. ધરમ કહે અમે જરૂર કાલે જઇશું એમ કહી રાત્રી પડી એટલે સુઇ રહયા. વ્હાણું વાયું એટલે જમીને પરવર્યા. ગાંસડીયો ખભે ભેરવી વેચવા જવાનો વીચાર કર્યો શેદેવ નીકુળ ઉત્તર દીશાએ ગયા દક્ષીણ દીશાએ ભીમ ગયો. ધર્મ તથા અરજુન પુર્વ દીશામાં ગયા. ભીમે બતાવ્યું હતું તે પ્ર-માણે જમણે હાથે મહોલ્લો આવ્યો ત્યાં ધરમરાજા પેસવા ગયા, અરજુન કહે ધરમરાજા એકદમ પેસશો નહી ધરમ બહાર ઉભા રહી પોકાર કર્યો કે લ્યોરે

રેજા તવ લોકો કહે કાલે ધુતી ગયો તેના જેવા તેના ભાઈ આવ્યા છે, એમ કહિ લાંઠીયા લોકોએ લાકડીયો લીધી તેવું તોફાન જોઇ ધરમ તથા અરજુન બંન્ને નાશી ગયા. બીજે સ્થળ જઇને નીતી પુર્વક માલ વેચ્યો. દક્ષીણ દીશામાં ભીમ ગયો છે તેણે તો પુર્વ દીશામાં કર્યું હતું તેમને તેમ કર્યું. લોકોએ માલ ખરીદેલો ને ઝડપીને લઈ લીધો અને રૂપીઆ લેઇ ભીમ નાશી ગયો. એક ઓટલા ઉપર જઈ નીરાંતે બેઠો માલ બરોબર ગડીએ ગડી મેળવી એવામાં એક બ્રાહ્મણ આવ્યો તેને એક ગજ રેજો તથા એક રૂપીઓ આપ્યો, બ્રાહ્મણ આશીરવાદ દેઈ ચાલ્યો ગયો પછી ભીમ સુઈ રહ્યો અને સાંજ પડી એટલે ઉઠીને ઘેર ગયો પેલા ચાર ભાઈ વેચીને ઘેર આવ્યા છે. ધરમરાજાએ કુંતાજીને ભીમનિ વાત કહિ બનાવી છે, કુંતાજી કહે કોઈ બોલશો નહી. એટલામાં ભીમ આવ્યો, કું-તાજી કહે શું નફો લાવ્યો, ભીમ કહે કેમ છે અરજુનજી! મેં કહ્યું હતું ત્યાં ગયા હતા કે નહિ ! અરજુન કહે નહોતા ગયા. ત્રીજે સ્થળે ગયા હતા. ભીમ કહે નસીબ તમારૂં. અમેતો કાલના જેટલો નફો લાવ્યા છીએ ધરમરાજા કોધ કરીને બોલ્યા. મુર્ખા તેં ગરીબોને ગરદન મારવા વ્હેપાર માંડયો છે તેં કહ્યું હતું તે સ્થળ ગયા હતા ત્યાં લાકડીયો લેઇને લોકો મારવા આવ્યા. અમારાં હાડકાં ભાગી નાંખત. ઇશ્વર કૃપાથી બચીને આવ્યા અધર્મનો પૈસો ખાઇએ તો અસત્ય બુદ્ધિ થાય એમ કહી એના નફાના આઠ રૂપીયા લેઈ લીધા અને બ્રાહ્મ ણોને બોલાવી દક્ષણા આપી દીધી. પછી ભીમની ગાંસડી છોડીને કાપડ વ્હેચી લીધું. ભીમને કહ્યું કે તું માતાની સેવામાં રહેજે તારે વ્હેંપાર નથી કરવો. પછી એ ચાર ભાઈ વ્હેંપાર કરે જાય છે, ભીમ કુંતાજીની સેવા કરે જાય છે. એવામાં શું થયું તે ધ્યાન આપી સાંભળો. એ ગામની બહાર એક બક રાક્ષસ રહે છે, પહેલો આવ્યો ત્યારે તોફાન કરી ગામમાં બસેં ત્રણસેં માણસને મારી નાંખ્યા તે વારે રાજા ભોંયરામાં સંતાઇ ગયો. રાજાએ ભોંયરાની જાળીમાંથી રાક્ષસને અરજ કરી કે અમારા ગામની પ્રજાને કેમ હેરાન કરો છો, બકરાક્ષસ કહે ખાઈ જવાનો છું, નહી તો મારી હમેશ ખોરાકી પુરી કરો રાજા કહે શું ખોરાક જોઇશે, બકરાક્ષસ કહે નીત્યાન સોમણ લોટનો લાડુ, પાંચમણનો ખી-ચડો, પચીસ મણ દુધ, મદ્ય પાનનાં પાંચ માટલાં, પાંચ બકરાં આ સરવે ખો-રાક જોઇએ અને જમ્યા પછી સોપારીના કટકા બદલે મનુષ્ય જોઇએ, એટલું રોજ આપે તો વસ્તી વસવા દેઉં નહી તો ભક્ષણ કરી જઇશ રાજાએ કહ્યું તમે કહ્યું તે કબુલ છે, એમ કહીને બહાર આવ્યો નગ્રની બહાર બકરાક્ષસને રહેવા

માટે એક બંગલો બાંધી આપ્યો છે, હમેશ ખોરાક આપે જાય છે અને વારા પ્રમાણે માણસ મોકલે જાય છે, પાન્ડવો બ્રાહ્મણને ગેર રહયા છે, તે બ્રાહ્મને પાંચ દીકરા હતા તેમાં ચાર છોકરાનું બકરાક્ષસે ભક્ષણ કરેલું અને એક છોકરો જીવે છે. તે છોકરાનો વારો પાન્ડવો છે તે વારે આવ્યો તેનાં મા બાપ રડવા લાગ્યાં છે ભીમ તે વખતે પાણી ભરવા ગયો છે. કુંતાજી ઘરમાં બેઠાં બેઠાં માળા ફેરવે છે તેમણે બ્રાહ્મણીને રડતાં સાંભળ્યું એટલે માળા લેઇને કુંતાજી તેના ઘરમાં ગયાં કુંતાજીએ પુછયું કેમ રોડો છો ! બ્રાહ્મણીએ જવાબ આપ્યો. બાઈ તારા જેવા મારે પણ પાંચ પુત્ર હતા તેમાં ચાર પુત્રોનું ભક્ષણ રાક્ષસ કરી ગયો અને પાંચમો છે. તેનો આજ વારો આવ્યો છે તે મરી જાય એટલે હુ વાંઝણી થાઉં એટલા માટે હું રડું છું. કુંતાજીને દયા આવી તેથી બ્રાહ્મણીને કહ્યું કે રડશો નહી મારે પાંચ છે, તેમાંથી એકને તારા પુત્રને બદલે મરવા મોકલીશ બ્રાહ્મણી કહે કોઈ ન મોકલે એમ કહિ વિલાપ કરવા લાગી કુંતાજી કહે ન મોકલું તો બ્રહ્મહત્યાનું પાપ; એટલે સરવે છાનાં રહી ગયાં, કુંતાજી ગેર આવ્યા પછી મનમાં વિચાર કરી રડવા લાગ્યાં, કે અરે હું શું વચન બોલી આવી ! વધારાના શું વાડમાં નાંખીએ હું કીયા પુત્રને મોકલીશ, એવામાં અર્જુનજી તથા ધરમ રાજા વસ્ત્ર વેચીને ગેર આવ્યા શેદેવ તથા નીકુળ પણ આવી પહોંચ્યા, વ્રકોદાર પાણી ભરવા ગયેલા આવ્યો માતાજીને રડતાં દેખીને સરવે ભાઇઓ પુછવા લાગ્યા, અરે માતાજી કેમ રોડો છો તમને કોણે દુભ્યાં ! કોઇએ ગાળ દીધી હોય તો જીભ્યા ખેંચી નાંખીએ, જો કોઇએ હાથ ઉપાડયો હોય તો કાંડુ કાપી નાંખીએ, કુંતાજી કહે કોઇએ દુભી નથી મારૂં નસીબ વાંકુ છે. એમ કહિ કુંતાજી શોકના સીંધુમાં પડયાં. ધર્મે પુછયું માતાજી ખરીવાત હોય તે કહી દો નહીતો મારો દેહ ત્યાગ કરીશ, કુંતાજી કહે બક નામનો રાક્ષસ છે. તેને હમેશાં માણસનું ભક્ષ જોઇએ છીએ. આપણને જે બ્રાહ્મણે ઘર આપ્યું છે, તેજ બ્રાહ્મણને પાંચ છોકરા હતા તેમાં ચાર પુત્રોનું ભક્ષણ બકરાક્ષસ કરી ગયો અને એક છોકરો જીવે છે, તેનો આજ વારો છે તેથી તેની મા ઘણીજ આક્રંધ કરે છે. હું તેના ઘેર ગઇ. હતી તેથી મેં તેને ધીરજ આપી છે, કે મારા પાંચ પુત્રોમાંથી ગમે તે એક પુત્રને મોકલીશ. અને ન મોકલું તો બ્રહ્મહત્યાનું પાપ ભીમ કહે ધન્ય દયાળુ માતા ગમે તેને મોકલજો મારે નથી જવું, એમ કહી ઓટલા ઉપર જઇને સુઈ રહયો, ધરમરાજા કહે માતાજી તમારૂ વચન પાળવા મને આજ્ઞા આપો. કુંતા કહે દીકરા તને કેમ મોકલું તું તો સત્યવાદિ છે, માટે રાજ્યગાદી

ઉપર કોણ બીરાજે રાજ્યગાદી તારા સીવાય સુની રહે અરજુન કહે હું જઉં મને આજ્ઞા આપો. કુંતા કહે દીકરા તું જાય તો ડાહિ ડાહી વાત કોને પુછું. શેદેવ કહે માતાજી મને રજા આપો કારણ કે મારે જીવવાની ત્રષ્ણા નથી. ડોશી કહે દિકરા તારા વિના પ્રશ્ન કોને પુછીએ, નીકુળે રજા માગી, કુંતા કહે બેટા વરણાગી કોણ કરે, ભીમે આ સઘળી હકીકત સાંભળી વીચાર કર્યો કે સરવેને જવાની ના પાડે છે માટે હું પુછી જોઉં, હું કેટલો વ્હાલો છું, તે જોઉં તો ખરો એમ ધારી ભીમ કુંતા પાસે આવ્યો, અને ભીમે પુછયું માતાજી મને આજ્ઞા આપો તો હું જાઉં. કુંતાજી કહે ના દીકરા તેં બહુ દુઃખ વેઠી અગનીથી તથા ચોરીયોથી ઉગાર્યા છે માટે તું જાય તો અમને કોણ ઉગારે, ભીમે વિચાર્યું કે હું પણ વ્હાલો તો છું, કુંતાજીને ભીમે કહ્યું કે માતાજી અમે પાંચે ભાઇ સંપીને રહીશું માટે તમે જાઓ, ધરમ કહે મુર્ખા એ શું બોલ્યા. અમે ચારમાંથી ગમે તે જઇશું તું તારે ઓટલે જઇને સુઇ રહે, ભીમ કહે ફાવે તે જજો એમ કહી ઓટલે પથારી કરીને સુઇ રહયો. શેહદેવે કુંતાજીને છાનુમાંનું કહ્યુંકે તમે મને કહો કે દીકરા શેદેવ તું મરવા જજે ને ત્યાં ખીચડો, ઘી કઢેલું દુધ અને સોમણનો લાડુ ખાજે એવું કહેશો એટલે ભીમ સાંભળીને તુરત જશે, ભીમનો વાંકો વાળ થાય તેવું નથી. કુંતાજીએ ઘાંટો કહાડયો ઓરે શેદેવ! તને આજ્ઞા આપું છું, તું રાક્ષસને ત્યાં જા અને સો મણનો લાડુ, પચીસ મણ દુધ, ખીચડો આ સરવે પદાર્થો પાંચમણનો ખાજે અને બકરાક્ષસની સાથે યુદ્ધ કરજે, શેહેદેવ કહે વારૂ માતા, એટલામાં ભીમે સાંભળ્યું કે લાડુ લાડુ શું થાય છે, લાડુની વાત સાંભળી ભીમના મ્હોંઢામાં પાણી ભરાયું તેથી ઉઠીને ઘરમાં આવ્યો, ભીમ કહે માતાજી મરવા કોને મોકલો છો, કુંતાજી કહે શેદેવને લાડુ, દુધ, ખીચડો ખાશે અને દુષ્ટની સાથે યુદ્ધ કરશે, ભીમ કહે માતા એ શેદેવનું કામ નહી એતો મારૂં કામ શેદેવ કહે માતાજી હું જઇશ, ભીમ કહે જોશીડા એ તારૂં કામ નહી એતો અમારા જેવા બહાદુરોનું કામ અમારી વચમાં પડીશ તો સાર નહી કાઢે. કુંતા કહે શેદેવને જવા દે. ભીમ કહે માતા તમે પણ ઠીક છો ખાતી વખત શેદેવ દીકરો અને ઉગારવાની વખત ભીમ, ધરમરાજા કહે ભીમને જવા દો. શેદેવે ભીમને કહ્યું કે તું જાય છે પણ મારો પાડ માનજે કારણ કે મારે જવાનું હતું પણ તારા ઉપર દયા જાણી તને જવા દઉં છું. ભીમ વીચારે છે કે રાત્રી કયારે પડે એટલે હું લાડુ ખાઉં અને રાક્ષસને મારૂં, કુંતાજી કહે દીકરા ધીરજ રાખો એવામાં સુર્ય મેર બેઠો, ભીમ કહે માતાજી બ્રાહ્મણના છોકરાને બોલાવો

કુંતાજીએ બ્રાહ્મણના છોકરાને બોલાવ્યો ભીમ કહે ચાલો મહારાજા તે રાક્ષસનું મુકામ કયાં છે તે બતાવી આપ. પાછા પધારજો, બ્રાહ્મણ કહે તમે ગાંડા છો માટે નાશીને પાછા આવો ત્યારે માહારા ભોગ મળે ત્યારે ભીમ કહે ઇશ્વર સાક્ષી છે હું પાછો નહી આવું તવ વિપ્રને વિસવાસ પડયો, એટલે બેઉ જણ ચાલ્યા. ભીમે પુછયું કે દરવાજામાં મરવાનું લખાય છે કે નહી. બ્રાહ્મણ બોલ્યો કે હા પેલે દરવાજે લખાય છે, ભીમ કહે તમે લખાવીને દરવાજા બાહાર પેલો વડ છે ત્યાં આગળ આવજો. આ દરવાજે થઇ હું વડ નીચે બેસીસ ત્યાં જરૂર વહેલા પધારજો બ્રાહ્મણ નામ લખાવા દરવાજે ગયો ભીમ બીજા દરવાજામાંથી વડની નીચે જઇને બેઠો, બ્રાહ્મણે નામ લખાવ્યું અને જ્યાં વડ હતો ત્યાં ભીમને આવીને મળ્યો. જેમ આંધળો દેખતો થાય અને ખુશી ઉપજે તેવી રીતે બ્રાહ્મને આનંદ થયો. પછી હળીમળી બંને રાક્ષસના મુકામ પાસે આવ્યા. બ્રાહ્મણ બોલ્યો કે રાક્ષસ વન વિશે ફરવા ગયો હશે તે પ્રહોર રાત્રીએ પાછો આવશે. તમે દ્વાર ઉઘાડીને અંદર જજો અને બારણાનિ પુઠે બેશી રહેજો. પહોર રાત્રીએ આવી એટલે બેસી તમારી પાસે દાતણ પાણી માગશે તેને દાતણ પાણી આપજો, તે દાતણ પાણી કરી ધામમાં આવશે, પછી ખોરાકી ખાશે છેલ્લો તમારી પાસે આવી તમારૂં ભક્ષણ કરશે. ભીમ કહે મારૂં એ કરશે કે પછી હું એનું કરીશ બ્રાહ્મ કહે રાઢ ન કરશો. એની સરવેને બીક છે. ભીમે કહ્યું ઠીક, મહારાજા આપ પધારો, પછી બ્રાહ્મણ ઘેર પાછો ગયો. ભીમ દ્વાર ઉઘાડી અંદર પેઠો, તો જમણે હાથે પાણીયારૂ છે, ડાબે હાથ રસોડું, સનમુખ સુવાનું, ચીનૈખાનું તથા તળાઇ, ઓશીકાં હાંડી, ગલ્લાસ, ઝુમર આ સરવે સોઈ ભીમે જોઇ ભીમે વિચાર્યું કે ધરમીને ઘેર ધાડ ને કસૈને ઘેર કુશળ અરે પ્રભુ અમે તને ભજીએ છીએ એટલે દુઃખ પડે છે અને આ અધરમી રાક્ષસને સુખ છે, વળી ભીમને વીચાર આવ્યો કે ધરમોજય અને પાપોક્ષય માટે સત્ય તરશે અને અધ્રમ બુડશે, પાપીને સુખ ચાર ઘડીનુજ હોય છે, જોને આજ હું એને કરમે આવ્યો છું ઘણા પાપ કર્યા છે તે પાપનો કુંભ ભરાયો એટલેજ હું આવ્યો, આજ દુષ્ટ આવે એટલે ઠેર મારૂં. એમ કહી ભીમ પલંગમાં સુઈ રહ્યો અને આળોટવા મંડયો, પછી ભીમે વીચાર્યું કે હવે પાપી આવતો હશે માટે પરવારીને બેસું, એમ જાણી, ભીમ ઉભો થયો, અને રસોડામાં પેઠો. સોમણના લાડુ કરીને તૈયાર થયા છે. ભીમ અતીશય ખુશી થવા લાગ્યો. એકેકા હાથમાં વીસ વીસ લાડુ લઇ શીવનો જાપ જપતો જાય છે. અને મોંઢામાં મુકતો જાય છે, સોમણ-

નો લાડુ ખાઈ ગયો ખીચડુ ખાઇ ગયો અને દુધ ઉભો ઉભો પી ગયો. દારૂનાં માટલાં હતાં તેને ફોડી નાંખ્યાં બકરાંને છોડી મુકયાં, પછી ભીમે વીચાર્યું કે ભુખ્યો આવીને શું ખાશે તેથી ભીમ મહેલનું કોટડું કુદી તળાવ ઉપર ગયો અને કાદવ લાવ્યો અને તેના લાડું બનાવી ઠારી દીધા. ખીચડાની જગોએ ધુળનું ખીચડું બનાવ્યું અને દુધની જગોએ લઘુ શંકા કરી કડાયું ભર્યું. પછી ભીમે ખાટલાની ઈસ કાઢી અને તેનાથી હાંડી, ગલાસ, ઘડીઆળ, સર્વે ફોડી નાખ્યાં, ગોદડાં, ઓશીકાં ભેગાં કરી દીવાસળી મુકી બાળી નાંખ્યાં. અને બારણાં ઠાલાં રાખી કમાડપર એક પગ મુકી પોતે સુઈ રહયો. એવામાં પાપી આવ્યો અને આવીને બારણાં ઠેલ્યાં, રાક્ષસ બોલ્યો. અલ્યા સોપારીના કડકા બારણાં ઉઘાડ ભીમે બારણાંની વચ્ચે પગ રાખેલો છે તેથી ઉઘડતાં નથી ભીમ ઝીણા સ્વરે બોલ્યો બારણા સપટાઇ ગયા છે. તે તમે જોર કરીને ઉઘાડો તવ રાક્ષસે જોર કરી હડશેલ્યાં કે ભીમે ચર્ણ લેઈ લીધો તેવાંજ દ્વાર ઉઘડી ગયાં. તેની સાથે રાક્ષસ પડી ગયો, એવુંજ ડાચું કુટાઇ ગયું કારણ કે ભીમે પગ લેઈ લીધો અને રાક્ષસે ઠેલ્યાં તેથી ઢળી પડયો રાક્ષસે કહ્યું કે અલ્યા સોપારીના કડકા મને વાગ્યું, ભીમ કહે ખોટું થયું. રાક્ષસ બેઠો પણ દીવાબત્તી નથી તેથી ચીડાયો અને બોલ્યો કે કાલે રાજાની વાત છે, એમ કહી મેહેલની બાહાર ઓટલા ઉપર જઇ બેઠો અને બુમ પાડી કે સોપારીના કડકા દાતણ પાણી લાવ્ય. ભીમ તુરત ઉભો થયો અને દાતણ ને બદલે આખો બાવળ ખેંચી લાવ્યો અને બાવળ તથા પાણીનો લોટો મુકયો રાક્ષસે જોયું તો કાંટા વાગ્યા. વીચાર કરવા લાગ્યો કે સોપારીનો કડકો કોઇ ગાંડો છે. એમ કહી બાવળનું દાતણ કાપી લીધું અને દાતણ કર્યું. પછી રાક્ષસ મહેલમાં ગયો તેવોજ રસોડામાં પેઠો ને રાક્ષસ બોલ્યો અલ્યા સોપારીના કડકા છેલ્લીવારનું ખાવું હોય તો લે ખા હમણાં તારે મરી જવાનું છે, ભીમ કહે તમે ખાઓ મને ભુખ નથી. રાક્ષસે લાડુ મોંમાં મુકયા એટલે તરત થુથુ કરીને કાઢી નાંખ્યા. બીજો લાડુ ચાવવા લાગ્યો તો કરકર આવવા લાગી રાક્ષસ બોલ્યો અલ્યા સોપારીના કડકા આતો કાદવના લાડુ છે, આતે કેમ થયું હશે. ? ભીમ કહે તમારૂં મોં એવું હશે. માટે પાણી લેઈને મોં ધુઓ. પાપી મોંઢું ધોઇ બીજી વાર ખાવા લાગ્યો. તોપણ કાદવનો કાદવ લાગ્યો. ભીમ કહે લાડુ રહેવાદો દુધ પી લ્યો રાક્ષસ દુધ પીવા માટે કઢાયા પાસે આવ્યો, મોંઢે માંડીને પીવા માંડતાંજ ખારૂં ખારૂં લાગ્યું, પાપીએ કહ્યું કે અલ્યા આતો પેશાબ છે, ભીમે કહ્યું અલ્યા એતો મારો પેશાબ તેં પીધો. પાપીએ જાણ્યું કે ગાંડી-

ચો છે. છો ગમે તેમ બોલે માટલાં તથા બોકડા દેખ્યાં નહી. રાક્ષસ બોલ્યો આ-વ્ય અલ્યા સોપારીના કડકા આજતો તને ખાઇને સંતોશ વાળુ ભીમ કહે મને બીકલાગે છે, માટે આ ખુણે આવો. પાપી ખોળવા ચાલ્યો, ભીમસેન ત્યાંથી ઉઠીને બીજે ખુણે ગયો રાક્ષસે જઇને ફાંફાં માર્યાં અલ્યા કડકા તું કયાં છે, ? ભીમ બોલ્યો આ રહ્યો ત્યારે રાક્ષસ બીજે ખુણે ગયો એટલે ભીમ ત્રીજે ખુણે ગયો. પાપી ત્રીજે ખુણે ગયો એટલે ભીમ ચોથે ખુણે ગયો, એમ ઘડી સુધી અથડાવ્યા પછી ભીમે વીચાર કર્યો કે કયાં સુધી રમત કર્યા કરવી એમ કહી તૈયાર થઇ ઉભો થઈ સામો ગયો એટલે બંન્ને જણાની છાતીયે છાતી હીચકાઇ. ભીમે તેનો હાથ ઝાલ્યો. રાક્ષસે ભીમના હાથનો પંજો જોઈ વિચાર્યું કે આ કોઈ મારા જેવો દેખાય છે, ભીમ બોલ્યો અલ્યા પાપી તું હમેશ પાંચ બકરાં તથા એક માણસ મારતો હતો:પણ બીલકુલ દયા નહોતો લાવતો, મુર્ખા આજ તારૂ આયુષ્ય રહ્યું છે, હમણાં તારૂં મુસ્તક છેદી નાંખીશ લાડુ, ખીચડો દુધ આવું ઉત્તમ ભોજન મુકી માણસ તથા બકરાંનું ભક્ષણ કરે છે, એમ કહી મોઢાં ઉપર સખત તમાચાનો માર માર્યો. આથી બકરાક્ષસ કોપે ચડયો અને ભીમ તથા રાક્ષસ બંન્ને યુદ્ધ કરવા લાગ્યા. ગડદા પાટુનો માર મારે છે, અને બુમો પાડે છે. દાવ પેચથી યુદ્ધ કરી એક એકને સખત માર મારવા લાગ્યા, મેહેલમાં દોટા દોટ કરે છે તેથી મહેલ ટુટી પડયો બંન્ને નીચે ઉભા ઉભા યુદ્ધ કરે છે, રાક્ષસે જાણ્યું કે આ મને જરૂર મારશે. ભીમે દાવ પેચ કરી રાક્ષસનો પગ ઝાલ્યો અને તેના ઉપર પોતાનો પગ મુકી રાક્ષસનો બીજો ચર્ણ હાથમાં ઝાલી પાપીને ઉભો ચીરી નાંખ્યો, પછી ભીમસેન સ્વાસ ખાવાને નીચે બેઠો. થોડીક વાર પછી શાંત થયો. નગ્રમાં લોકોએ જાણ્યું કે રાજાની કાંક ભુલ થઇ છે તેથી રાક્ષસ ખીજાયો છે. એમ જાણી લોકો પોત પોતાના ઘરમાં સંતાઇ ગયા છે. કોઇ ટાંકામાં, કોઈ ભોંયરામાં એવી રીતે સંતાઈ ગયા ભીમ એક દોરડું લાવ્યો અને બે વળીઓ લાવ્યો પછી બે ચીતાળીયાં ભેગાં કરી રાક્ષસને પહેલો જેવો હતો તેવી રીતે તાંણી બાંધ્યો, પેલી વળીઓ બે હાથમાં ઝાલી મડદાનો એક હાથ ઝાલ્યો, ભીમ ગસડતો ગસડતો દરવાજા આગળ લાવ્યો. ભીમે મડદાને દરવાજાની વચ્ચો વચ ઉભું કર્યું, બગલમાં બે વળીઓ ઘાલી પછી ભીમે નાક કાન કાપી લીધા, તેને પોતાના વસ્ત્રમાં બાંધી લઈ સરોવરમાં જઇ સ્નાન કર્યું, નાક કાન લેઇ કોટ કુદીને ભીમ ઘેર ગયો અને પોતાની માતાને જગાડયાં, કુંતાજીએ દોટ મુકીને કમાડ ઉઘાડયાં ભીમે કહ્યું કે જાઓ માતાજી પાડોશમાંથી બ્રાહ્મણના છોકરાને બોલાવો

તવ કુન્તાએ બોલાવ્યો કે બ્રાહ્મણનો છોકરો ભીમ પાસે આવ્યો, ને ભીમને બ્રાહ્મણના પુત્રે પુછ્યું કે કેમ પાછા આવ્યા, રાજા મને ને માહારાં મા બાપને વ્હાણમાં મારી નાંખશે, ભીમ કહે મારશે શું આ રાક્ષસને મેં મારી નાંખ્યો, બ્રાહ્મણ કહે સાચું ન્હોય, રાક્ષસતો મહા બળવાન છે, ભીમ કહે આ રાક્ષસનાં નાકને કાન જો, બ્રાહ્મણને સત્ય લાગ્યું, બ્રાહ્મણે કહ્યું આપ કોણ છો ! ભીમે કહ્યું કોઇને વાત કરશો નહી. હસ્તીનાપુર અમારૂં ગામ અમારી કુંતા માતા છે અને અમારા ચાર ભાઈ છે અમે ક્ષત્રી છીએ બ્રાહ્મણ કહે ત્યારે તમારૂં નામ ભીમસેન હશે, ભીમ કહે હા, વળી બ્રાહ્મણને કહ્યું કે પાપીને દરવાજાની વચ્ચે અદ્ધર ગોઠવેલો છે, તેથી સવારમાં દરવાજો ઉઘેડતાં મડદુ હેઠું પડશે, તેથી રાજાને ખબર પડશે એટલે તમને તેડવા મોકલશે તે વખત આ નાક કાન લેઈ જજો અને પુછો તો કહેજો કે મેં માર્યો, બ્રાહ્મણ કહે રાજા કહેશે કે તેં માર્યો હોય તો જરા રાક્ષસને મારા સુધી ખેંચી લાવ્ય તો શું કરૂ, ભીમ કહે એમ પુછે તો કહેજો કે મારા ચાર ભાઇને રાક્ષસેમારી નાંખ્યા તેથી હું એક રૂશીની પાસે ગયો તેમણે મને વ્રદાન આપ્યો કે તારો વારો આવે એટલે તું જજે અને તું તથા રાક્ષસ બંન્ને લડો તે વખત રાક્ષસ કરતાં તારામાં ઘણું બળ આવશે પણ એક ઘડી સુધી બળ રહેશે પાછો થોડા વખત પછી હતો તેવોને તેવો થઇશ માટે મારામાં અત્યારે બળ નથી એમ કહેજો બ્રાહ્મણ કહે હું તમને અત્યારે જવા દેનાર નથી, ભીમ કહે અમારે છાના રહેવાનું છે માટે જો રહીએ તો વિઘ્ન થાય, ભીમે માતા, ભાઇઓને કહ્યું ચાલો અહીંથી જઈએ. જો રહીંશું તો જાહેર પડી જઈશું એમ કહી સર્વેને ઉચકી ભીમ રાતો રાત કોટ કુદી નગ્ર બહાર ચાલ્યો અંધારી રાત હમ હમ બોલવા લાગી છે, ભીમ ચાલ્યો જાય છે એવામાં કુંતાને તરશ લાગી, કુંતા કહે બેટા મને પાણી પા ભીમ કહે મા તમારે હીડવું નથી પડતું તોપણ તરશ લાગી, કુંતા કહે પાણી લાવો નહીતો મારો જીવ જશે, તવ ભીમે સર્વને નીચે ઉતાર્યા ને પાસે માટીનો ઘડો હતો તે લેઈ ભીમ પાણી ભરવા ગયો, એક ટેકરા ઉપર ઉભા રહી પક્ષીઓના સ્વર સાંભળ્યા, પછી વીચાર્યું કે જ્યાં પક્ષી બોલતાં હોય ત્યાં પાણી હોય એમ જાણી ભીમ ઘડો લઈ ત્યાં ગયો, ત્યાં મોહોટું સરોવર દીઠુ તેની કીનારે ભીમ પાંણી ભરે છે એવામાં એક ગાંધર્વ એક હજાર અપ્સરાઓ સાથે તે સરોવરમાં ક્રીડા કરતો હતો તેણે ઘડામાં પાણી ભરાતાં ભગભગ શબ્દ થયો તે સાંભળ્યો તવ ગાન્ધર્વે બાહાર નીકળી ધનુશનો ટંકાર કર્યો તે ટંકાર સાંભળી ભીમસેન ઘડો મુકી જીવ લેઇને નાઠો અને પોતાના ભાઇ-

ઓ પાસે આવ્યો. ધરમે કહ્યું કેમ પાછો આવ્યો ભીમ કહે હું પાણી ભરતો હતો તે વામાં કોઇ સરોવરના રખવાળે ધનુશનો ટંકાર કર્યો. જો હું નાઠો ન હોત તો મને ઠેર મારત, અરજુન કહે ચાલ્ય તારા સાથે હું આવું ને ઘડો લાવું. ભીમ કહે આગળ થા, અરજુન આગળ ચાલ્યો ભીમ તેનિ પાછળ પાછળ જાય છે. પછી ભીમ કહે હું આ ઝાડને ઓડે ઉભો રહું છું તું પાણી ભરી લાવ. અરજુનજી પાણી ભરવા ગયો ને કીનારે જઈ વિચાર કરે છે, કે જોઉં તો ખરો સરોવરનો કેવો રખવાળ છે કે પાણી ભરવા દેતો નથી. એમ જાણી ઘડો ઠાલવ્યો ને ફરી ભર્યો એટલે ગાંધર્વ બહાર નીકળ્યો ને ફરી ટંકાર કર્યો, પછી અરજુને જાણ્યું નીશ્ચે મને વગાડી બેસશે એમ જાણી વાયુનો મંત્ર ભણી પોતાના શરીરની આશપાસ વાયુનો કોટ કર્યો એવામાં અંગારક ગાંધર્વે બાણ નાખ્યું તે અરજુનના પાસે વાયુમાં ખળાઈ ગયું. તે બાણ અરજુને હાથમાં પકડી લીધું અરજુનની પાસે ધનુશ નહોતું તોપણ વાયનો મંત્ર ભણી તેના ઉપર નાગપાસ મંત્ર ભણી ફેંક્યું એટલે તે બાણને વાયુદેવે ગાન્ધર્વ પાસે લેઈ જઇ નાંખ્યું, એટલે નાગ મંત્રથી વાયુએ તેના શરીરનું નાગ ઉત્પન્ન થયા ને ગાન્ધર્વને હાથ બંધન થયું, એટલે ગાંધર્વે અપ્સરાઆને કહ્યું કે તમે સ્વર્ગમાં જાઓ હું મારા હાથ છોડાવીને આવું છું. તવ અપસરાઓ વૈમાનમાં બેસી. અંત્રીક્ષ જઇ ઉભી રહી. પછી ગાન્ધર્વ અરજુનના ભણી રડતો રડતો ચાલ્યો, ને કહેતો જાય છે કે કોણે મને બાંધ્યો છે. ભીમે જીણ્યું અરજુને બાંધ્યો છે એમ જાણી ભીમ દોડયો અને ગાંન્ધર્વને ડોકીથી પકડી નીચે નાંખ્યો અને ગડદા પાટુથી માર મારવા માંડયો અરજુનજી કહે મોટા ભાઈ મારશો નહી હશે જવા દો તોપણ ભીમ તો ઢીંચણ કોંણીથી અતીશય મારે છે અરજુન કહે એને હાથ અરાડો તો મારા સોગન છે ત્યારે ભીમે હાથ બંધ રાખી પગથી મારવા માંડયો. અરજુન કહે ધરમરાજાની આંણ છે તમે પગથી મારો તો તવ ભીમે વૃક્ષો કાઢીને વૃક્ષથી મારવા માંડયો, ત્યારે અરજુન કહે સોગન વૃથા છે તમને ફાવે તેટલો મારો, ભીમ કહે લે હવેથી નહી મારૂં અરજુન કહે આપણા મોટા ભાઇ પાસે લઈ જઇએ ત્યારે ગાંન્ધર્વે વીચાર કર્યો કે આ જાડો નીર્દય છે તો તેનાથી મોટો ભાઇ વળી કેવો નીર્દય હશે, તેથી ગાંન્ધર્વે કહ્યું ભાઈ મને જવા દો હું તમારા મોટા ભાઈની પાસે નહી આવું. હું તમને અક્ષય ભાથો, ગાંગેવનામા ધનુષ અને અભંગ રથ આપું અરજુન કહે ધરમરાજા પાસે તો લઈ જવો, ગાંન્ધર્વને ધરમરાજા પાસે લઇ ગયા, ધરમ કહે આ બીચારાને કેમ લાવ્યા. એમ કહી ધરમે તેના હાથ

છોડી નાંખ્યા અરજુને કુંતાને પાણી પાયું એટલે કુંતાજી સુદ્ધિમાં આવ્યાં, ધરમરાજાએ કહ્યું કે ગાંધર્વ તમારી ટેવ સુધારજો, તમે સરોવરમાં પાણી પીવા નથી દેતા તે ઘણું ખોટું કરો છો માટે આજ પછી તમારે સરોવરમાં રહેવું નહી એમ કહી ગાંધર્વને વીદાય કર્યો ગાંધર્વ ચાલ્યો એટલે ભીમે ઝાલ્યો, ગાન્ધર્વ કહે શું કામ મને ઝાલો છો ભીમ કહે પેલી ત્રણ ચીજો આપેતો જીવતો મુકું નહીતો મારી નાંખું ગાન્ધર્વ કહે આપીશ, ભીમ કહેના અરજુનને કહેતો જા કે તમે જ્યારે માગશો ત્યારે આપીશ, ગાન્ધર્વ અરજુનજીને કહ્યું કે મહારાજા મારૂં નામ અંગારક ગાન્ધર્વ કહીને યાદ કરશો એટલે ત્રણ ચીજો આપીશ, ગમે તે વખત માગશો ત્યાં હું હાજર કરીશ એમ વચન આપી ચાલ્યો ગયો પછી ભીમ કુંતાજી તથા ચારે ભાઇઓને ઉચકી ચાલ્યો. એટલામાં વ્હાણું વાયું ત્યાં રૂષિ લોકોનો આશ્રમ આવ્યા ત્યાં બ્રાહ્મણ વેદાભ્યાસ કરે છે, શેદેવ કહે ભીમસેન ભાઈ અહીં ઉતારો, કુંતાજી કહે બેટા આ સ્થળ કેવું છે નીત્ય બ્રાહ્મણનાં દરશન તથા શેવા થશે. અને ભગવાન ભજાશે. કુંતાજી કહે વ્હાણામાં રૂષિના આશ્રમમાં જઇશું એમ વિચાર કરી પ્રભુનું ભજન કરે છે, એવામાં એક ચક્રામાં શું થયું તે શ્રોતાજન શ્રવણ કરો. રાક્ષસવાળો દરવાજો ઉઘડયો કે તરતજ મડદુ નીચે પડયું તે જોતાંજ નગ્રના લોક નાસા નાસ કરવા લાગ્યા. રાજા ભોંયરામાં પેસી ગયો કેટલાક ટાંકામાં પેસી ગયા દરવાન સંતાઈ ગયા. એવામાં એક જમાદારે છેટેથી દરવાજામાં જોયું તો પાપીને મુએલો દીઠો તેથી જમાદાર હીમ્મત રાખી એક તરવાર ઉઘાડી કરી પોથીનો રંગ ચડાવી તરવારને લાલ કરિ રાજાના ભોંયરા પાસે લાવ્યો કે મહારાજા મંને રાક્ષસકા નાશ કીયા હેં રાજા કહે.જાજા મુરખા તું શું મારે જમાદાર બોલ્યો મેરિ તલવાર દેખલો, ત્યારે રાજાએ સાચું માન્યું અને ભોંયરામાંથી બહાર નીકળ્યો અને હથીયારો સહીત હજાર સેવક લેઈ રાજા દરવાજે આવ્યો, દરવાજાની પાસે પથાણા પાથરી સરવે જણ બેઠા. ગામના લોક તમામ જોવા આવ્યા છે, રાજાએ કહ્યું કે સાબાસ જમાદાર તેં પાપીને મારી નાંખ્યો અને આખા ગામનું દળદર કાઢી નાંખ્યું જમાદાર કહે મહારાજા હમકુ સરપાવ દો તવ રાજાએ સોનાનાં સાંકળાં તથા દ્રવ્ય આપ્યું, દરમાયો વધાર્યો અને કહ્યું કે તમારે બેઠે બેઠે ખાવું જમાદાર અત્યંત આનંદ પામ્યો, એવામાં પ્રધાન આવ્યો તેમણે પુછયું કે રાક્ષસને કોણે માર્યો રાજા કહે કે જમાદારે પ્રધાને વિચાર્યું કે જમાદાર મારે તેવું લાગતું નથી એમ જાણી જમાદારને બોલાવ્યા ને કહ્યું કેમ જમાદાર રાક્ષસને કોણે

માર્યો જમાદાર કહેવા લાગ્યો કે સાહેબ મેને મારા, ત્યારે પ્રધાન કહે જમાદાર એ મડદાને ખેંચીને અહીંઆ લાવો. જમાદાર કહે સાહેબ અબી લાતા હું એમ કહી મડદા પાસે ગયા, એટલે મડદાની મુછો હાલી જમાદાર તુરત નાશી ગયો, અને બુમ પાડી કે ઓય બાપલીયા સાલા જીત્તા હે એટલે પ્રધાને જમાદારને તમાચા મારી સરપાવ છીનવી લીધો ને કહ્યું કે સાચુ બોલ રાક્ષસને કોણે માર્યો. ત્યારે જમાદારે કહ્યું સાહેબ ખુદા જાને, મેં નહી જાનતા હું. ત્યારે પ્રધાને દર-વાજાનું નામ કઢાવ્યું. તો એક બ્રાહ્મણના છોકરાનો વારો હતો. પ્રધાને તુરત સુખપાલ મોકલી શેવકોને કહ્યું કે બ્રાહ્મણને સુખપાલમાં બેસાડી અહીં લાવો શેવકો ચાલ્યા. બ્રાહ્મણને જઈને સેવકોએ કહ્યું કે રાજા તમને તેડાવે છે. તેથી બ્રાહ્મણ ઘણો ખુશી થયો અને સુખપાલમાં બેશી સભામાં ગયો, સર્વે સભા બ્રાહ્મણને પગે લાગીને સત્કાર કર્યો, પછી પ્રધાને પુછ્યું કે મહારાજા રાક્ષસને તમે માર્યો ? બ્રાહ્મણ કહે એક રૂષિના વરદાન વડે કરીને મે બકરાક્ષને મારી નાંખ્યો છે, રૂષિએ કહ્યું હતું કે તારા ચાર ભાઈનું રાક્ષસ ભક્ષણ કરી ગયો છે માટે તારો વારો આવે ત્યારે તું જજે અને તું રાક્ષસને ભેગો થઈશ એટલે તા-રામાં રાક્ષસ કરતાં દશગણું બળ આવશે તે બળ સવાપહોર સુધી રહેશે અને રાક્ષસ તારા હાથે મરશે એમ કહી પોતાની પાસે નાક કાનની પોટલી હતી તે છોડીને આપી. સર્વને સત્ય લાગ્યું પ્રધાને રાજાને કહ્યું કે ફરી આવો યોગ નહી આવે એને આપતાં પાછા પડશો તો ભોગ તમારા, દક્ષણા વંતીશંખ અને દુધે ભર્યો રાજા કહે તમો કહો તે આપું. પ્રધાને કહ્યું આપણી પુત્રી કુંવારી છે તેનું કન્યાદાન દો, રાજાએ તુરત પુત્રીને પરણાવી અને પોતાનું અડધું રાજ આપ્યું, બ્રાહ્મણે નીયમ કર્યો કે એક વરસ સુધી રાજ્યનિ ઉપજ મારે ખાવી નહી ને બ્રહ્મભોજન કરવું એ બધું પુન્ય પાન્ડવને હજો તે કરતાં આખું ગામ ઉજડ થતું બંધ કર્યું આવાં આવાં પુન્ય પાન્ડવો કરે છે, અને ભગવાનનું ભજન કરે છે, તેથી પ્રભુ તેમના ઉપર રાજી રહે છે, ધન્ય છે, કુંતાજી સતીના પુત્રોને અ-ધર્મનો નાશ કરનારા અને ધર્મને પાળનારા આવા બળવાળા પુરૂષો કવચીત હશે, ! પછી પણ પાન્ડવો મઠમાં જવા માટે તૈયાર થયા. ધુરૂમરૂષિના આશ્રમમાં હજાર વિદ્યારથીઓ ભણે છે, ત્યાં જઈને પાન્ડવ પગે લાગ્યા એટલે રૂષિ બોલ્યા તમે કોણ છો ! ભીમ કહે હાલ અમારી કડવા કાપડીનિ નાત છે, ઘર ગામ કે વિશ્રામ કોઇ જગોએ મળતો નથી તેથી વનમાં ફર્યા કરીએ છીએ. બ્રાહ્મણો બોલ્યા તમે નિચ થઇને મઠમાં કેમ પેઠા ? જાઓ બહાર નીકળો પાન્ડવોએ જા-

ણ્યું શ્રાપ દેશે તેથી તુરત બહાર નીકળ્યા અને થોડેક દુર ઝુંપડી બાંધી તેમાં રહયા કુંતાજી કહે અહીં આવ્યાં તે સારૂ કર્યું કારણ કે બ્રાહ્મણોની વાણી સાંભળીને પવીત્ર થઈશું અને આધેથી દર્શન કરીશું પાન્ડવો ફળાહાર કરીને રહે છે, એવામાં દસ દીવસ થયા એટલે ધરમરાજા બોલ્યા કે બ્રાહ્મણ આપણી શેવા ઇચ્છે એવો શો ઉપાય કરીએ, ભીમ કહે રૂષિને મારૂં એટલે હા કહેશે. ધરમ કહે એશું બોલ્યો બોલીને પાપમાં પડયો. ભીમ કહે અવગુણ સાથે એવુ કરતાં પાપશું, ધરમ કહે હું કહું છું તે તું સાંભળ ઓખર કરે લાત મારે શીંગડુ મારે પણ પુજન ગાયનુંજ થાય ગધેડી ગંગાજળે ન્હાય ઓખર ન કરે; લાત ન મારે, બચકુ ન ભરે અને ગમે તો ઘડા ભરી દુધ દે તો પણ તેનું પુજન થાય નહી, ગાય જરા પણ દુધ ન દેતી હોય પણ તેનું પુજન કરવું એ યોગ્ય છે, કોટીક અવગુણ હોય પણ બ્રાહ્મણ તે બ્રાહ્મણ અને અન્ય વરણ ગમે તેવી શુભગુણી હોય પણ શેવા કરવા યોગ્ય નથી, જેમ જનેતા જાર કરમી હોય તો પણ માતા કહેવાય છે અને સ્ત્રી સતી હોય પણ તેને કોઈ મા કહેતુ નથી ભીમ કહે મોટા ભાઈ મારે એક પ્રશ્ન પુછવો છે; ધરમ કહે પુછો ભાઇ, વ્રકોદર કહે છે કે ભાઈ બ્રાહ્મણ મોટા છે એવું શાથી જાણું ! બ્રાહ્મણની ને આપણી કાયા પંચ ભુતની છે, અબ્યવો પણ એકજ છે, એમને કરણ, ચરણ, ચક્ષમુખ, નાશીકા, હસ્ત, ક્ષુધા, પીપાશા, નીંદ્રા, આળસ, લઘુશંકા દસ્ત આ સર્વે છે અને આપણને પણ તેજ છે, આપણને ઉપવિત છે તેવી તેમને છે બેમાં ફેર શો, ધર્મ કહે જનેતામાં તથા નારીમાં ફેર શો છે ભીમ કહે જનેતા તે જનેતા અને નારી તેતો નારીજ છે, ધર્મ કહે ત્યારે તેવો ફેર આછે, ભીમ કહે ખરી વાત છે મોટા ભાઇ આજથી બ્રાહ્મણ મારે માથાના મુગટ છે, હું એમને ખુશી કરીશ, ભીમ ગંગા ઉપર ન્હાવા ચાલ્યો જ્યાં બ્રાહ્મણો સ્નાન કરે છે ત્યાં આવીને ઉભો રહ્યો ને સારી સારી કસરતો તથા દંડ પીલવા લાગ્યો આખા શરીરને વાળી નાંખી ચોરાશી જાતનાં આસન વાળ્યાં તેથી બ્રાહ્મણો અતીશય ખુશી થયા ભીમ કહે મહારાજા તમે તો ખુશી ગયા પણ હું ખુશી ન થયો બ્રાહ્મણો બોલ્યા કેમ ! ભીમ કહે રૂષિ પાસે એટલી આજ્ઞા કરાવો કે મઠમાં અમને આવવા દે અને સઘળાની શેવા કરવા દે. વિદ્યારથી કહે આજ આવજો, અમે જઇને રૂષિને સમજાવીશું, ભીમ સ્નાન કરીને પોતાની ઝુંપડીમાં ગયો. સઘળાને કહેવા લાગ્યો કે આજ ચાલો રૂષિના આશ્રમે જઇએ એમ કહી રૂષિના મઠમાં ગયાં. એટલે રૂષિ બોલ્યા કે કેમ આવ્યા વિદ્યારથીઓ બોલ્યામહારાજ એતો ઉંચ જાતીના

જેવા છે, તે લોકોની રીતી નીતી સારી છે બીલકુલ વીકાર બુદ્ધિ નથી, માટે તેમને એક કોરાણે બેસવા દો ત્યારે રૂશી કહે બેશો, પછી માતા તથા ભાઇઓ બ્રાહ્મણોને પગે પડયા અને કોરાણે જઇને બેઠા, એમ કરતાં કરતાં થોડા દીવસ ગયા એટલે ધરમ બોલ્યા, આશ્રમમાં બેસવાનું તો ઠર્યું પણ બ્રાહ્મણોની શેવા થાય ત્યારે આનંદ આવે, બીજે દીવસે વિદ્યારથીઓ ન્હાવા ગયા એટલે ભીમ સાથે ગયો, અને ત્યાં કસરત કરી તથા દંડ પીલ્યા તેથી વિદ્યારથીઓ ઘણા ખુશી થયા, ભીમે કહ્યું કે મહારાજ આપની અમારે શેવા કરવી છે માટે રૂષિ પાસેથી આજ્ઞા અપાવો તો બહુ સારૂં વિદ્યારથીઓ કહે ત્યાં આવજો, અમે રૂષિ મહારાજાને સમજાવીશું, વિદ્યારથીઓ પછી પોતાને આશ્રમે આવ્યા, ભીમ માતા તથા ભાઇઓને મળ્યો, ધરમ કહે ભીમસેન શેવા માટે કેમ કરયું ! ભીમ કપે ચાલો આપણે ત્યાં જઇએ, પછી માતા, ભાઇઓ રૂષિને આશ્રમે ગયાં વિદ્યારથીઓએ રૂષિને કહ્યું કે મહારાજા આ ઉત્તમ વર્ણના જેવા છે માટે તેમને શેવા કરવાની રજા આપો એવામાં ધરમરાજાએ રૂષિને પ્રશ્નો પુછયા, સીદ્ધાન્તમાં સીદ્ધાન્ત એવા ઉત્તર પ્રશ્નો સાંભળી રૂષિ ખુશી થયા અને શેવા કરવાની આજ્ઞા આપી, પછી ભીમ નીત્યાન ચંદન ઘસે છે, શેદેવ, અરજુન, નીકુળ ફુલ લાવે છે અને રૂષિ તથા વિદ્યારથીઓની શેવા રૂડે પ્રકારે કરે છે. હમેશાં રૂષિના આશ્રમમાં જાય છે અને શેવા કરે છે, ચારે ભાઇઓ બ્રાહ્મણોના ચરણ ચાંપે છે, ધરમ કહે છે ધન્ય આપણા ભાગ્યને કે બ્રાહ્મણોની શેવા કરવાનું મળે છે, બ્રાહ્મણો જમે છે અને એંઠુ વધેછે તે પાન્ડવો પાછળથી પ્રસાદી જમીને આનંદ પામે છે ( વૈશમ પાય રૂષિ કહે છે કે હે જન્મેજે રાજા મચ્છા વેદની કથા કહુ છું તે તું સાંભળ. )

---

## વિશ્રામ એકવીસમો.



એ કથા રહી એટલે, સુણો શ્રોતા જન;
મચ્છાવેધ મહીમા કહુ, વલ્લભ વદે વચન.

હવે વૈશમપાય રૂશી જનમેજય પ્રત્યે કહે છે, હે જનમેજય રાજા પાન્ડવો પંચાળી [દ્રૌપદી] ને પરણ્યા તે કથા કહુ છું તે તું સાંભળ એમ કહી પોતે કેહેવા

લાગ્યા. કે એક પંચાળ દેશનો ધરૂપત રાજાછે તેને એક છોકરો છે પણ પુત્રી નથી તેથી તેણે બ્રાહ્મણોને બોલાવી યજ્ઞનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો. તે રાજાને ઘેર પુત્ર તથા પુત્રી કયાંથી અવતર્યા તે તને હું કહુછું. એક દીવસ બ્રહ્મપુરીમાં બ્રહ્માવેદ ભણતા હતા તે સમે અચાનક મહાદેવ ત્યાં આવી ચડયા, માહાદેજી બ્રહ્માના મુખના વેદ સાંભળી ખુશી થયા, બ્રહ્માજી ચારે મુખથી વેદ ભણે છે પણ પાંચમા મુખથી ભું ભું એવો શબ્દ થાય છે. તેથી શંકરને ક્રોધ ચડયો. શીવે ત્રીશુલ મારી બ્રહ્માજીનું પાંચમું મુસ્તક છેદી નાંખ્યું એટલે બ્રહ્મહત્યા લાગી તેથી શીવ સ્વરૂપ શામ થયું. શીવજી બહુ પસ્તાયા અને બ્રહ્માને પગે લાગ્યા બ્રહ્માને કહ્યું કે હું તમાસીછું તેથી મેં આપનું મુસ્તક છેદયું માટે મને પાપ લાગ્યું તેથી તે પાપ નીવારણ કરો, બ્રહ્મા કહે ચાલો વિષ્ણુ પાસે જઈએ એમ કહી બંન્ને વિષ્ણું પાસે ગયા વિષ્ણુંએ પુછયું કે શીવજી કેમ શામ થયા છો ! શીવ કહે બ્રહ્માનું મુસ્તક છેદવાથી મને પાપ લાગ્યું છે માટે તે બ્રહ્મહત્યાનું પાપ નીવારણ થાય તેવું કરો. વિષ્ણુએ બે હાથ જોડી હત્યાને કહ્યું કે તું શીવજીને મુકીદે, તું જે કહે તે દંડ આપું, હત્યા કહે દંડમાં અઢાર ક્ષોણી સૈન્યનું ભક્ષણ આપો, વિષ્ણુએ કહ્યું કે તે મારે કબુલ છે, કૃષ્ણાવતાર ધારણ કરી તને ભક્ષ આપીશ એટલે હત્યા ખશી ગઈ પછી શીવજી તથા બ્રહ્મા આજ્ઞા લેઇને ઉઠયા. તે પછી કૃષ્ણાવતાર થયો તેવારે, હત્યા મેધાવી ઋષિને ઘેર દીકરી થઇને અવતરી. મેધાવી ઋષિ અરન્યમાં રહેતા હતા તેમને શાન્તા નામની સ્ત્રી હતી. તેને પેટે પુત્રી આવી તેનું નામ ગુણસુંદરી પાડયું. તે પુત્રી ઘણી સ્વરૂપવાન હતી. પુત્રી નવ વરસની થઈ એટલે ઋષિએ પરણાવવાનો નિશ્ચય કરયો એવામાં તેની માતા મરી ગઈ, પછી પુત્રી પીતાજીની શેવા કરવા લાગી. ઋષિ ઘરડા થયા એટલે વિચારયું કે મારી પુત્રીનું લગ્ન કરવું જજોઇએ કારણ કે મ્હારે મરવાનું નજીક આવ્યું છે. એમ ધારી ઋષિ વર શોધવા નીકળ્યા દૈવ ઇચ્છાએ રસ્તામાં જતાં જતાં ઋષિ મરણ પામ્યા. દીકરીએ પોતાના પીતાનું મ્રત્યું સાંભળ્યું તેથી અતીશય કલ્પાંત માંડયું. દુરવાસા મુની ત્યાં આવી પહોંચ્યા અને પુત્રીને શાન્ત પમાડી, ગુણસુંદરી પછી શાન્ત પામી વૈરાગ જેવું મન કરયું, પીતાજીના પાના પુસ્તક બ્રાહ્મણોને આપી દીધા, વાસણ તથા વસ્ત્રો આપી દીધાં. પછી તે પુત્રીએ ડાબા પગના અંગુઠા ઉપર આખા શરીરનો ભાર રાખી શીવનું તપ કરયું. શીવ પ્રસન્ન થયા અને તપમાં આવી દર્શન આપ્યાં શીવે કહ્યું તારૂ તપ દેખી પ્રસન્ન થયોછું માટે માગ્ય માગ્ય જે માગે તે આપું

પુત્રીએ ભરથાર આપો ભરથાર આપો એમ પાંચ વખત કહ્યું શીવે કહ્યું કે તું પાંચ વાર બોલી માટે તારે પાંચ પતી થશે. પુત્રી કહે એક નરને ઘણી સ્ત્રીયો હોય પણ નારીને તો એકજ પતી હોય. માટે મારે પાંચ પતી નથી જોઇતા. સીવે કહ્યું આ દેહનો ત્યાગ કર પછી બીજે અવતારે પામીસ. પુત્રીએ ચીત્તા ખડકી અંદર પોતાનો દેહ બાળી નાંખ્યો બીજે અવતારે ગાય થઈ તે એક દીવસે એવું બન્યું કે તે ગાયની પુંઠે પાંચ આખલા પડયા, ગાય આગળ દોડે છે. અને આખલા પાછળ દોડે છે. એવામાં શીવનું દેવળ નજીક આવ્યું. ત્યાં પાર્વતી ઉભાં હતાં તે પારવતીને ગાયની પુંઠે પાંચ આખલા જોઇ હસવું આવ્યું. અને પાર્વતી બોલ્યાં કે હે ગાય તારામાં એવો શો ગુણ છે કે પાંચે આખલા તારી પાછળ દોડે છે. ગાયે કહ્યું કે તું મારી માતુશ્રી તુલ્ય છે, છતાં મને હસી માટે તારે પણ પાંચ પતી થજો. એમ શ્રાપ દઈ ગાયે દેહ મુકયો પારવતી ચેતી ગયાં અને ગાયે દેહ ત્યાગ કરયો કે તુરત તેનો અંશ ગળી ગયાં, અંશ ગળીને શીવજીને કહેવા લાગ્યાં કે હું તો શ્રાપ પામીછું, માટે મારા શ્રાપ પ્રમાણે માહારે પાંચ પતી કરવા જોઇએ શીવે કહ્યું કે મારાં પાંચ રૂપ તે પાંચ સ્વામી જાણો. પાર્વતી કહે ના એમ ચાલે નહી શીવ કહે તમે ગાયનો અંશ ગળ્યો તેની કન્યા બનાવો અને હું વીર બળીયો બનાવું, એ બન્ને ભાઈ બેનનું જોડું થશે તેને રથ વિશે બીરાજમાન કરી ધુરૂપતરાજાને ત્યાં યજ્ઞ થાય છે, તેમાંથી પ્રગટ કરો ઉમીયાયે તે અંશની પુત્રી બનાવિ અને થોડું પોતાનું તેજ મુકયું. તેથી ઘણીજ સ્વરૂપવાન પુત્રી બની. વિષ્ણું પણ આશ્ચર્ય પામે તેવી કન્યા બનાવી. સહુ દેવે પૃથ્વીનો ભાર ઉતારવા માટે અવતાર ધારણ કર્યા હતા, પણ અગ્ની નહોતો અવતર્યો તેથી શીવજીએ અગ્નીને કહ્યું કે તું અવતાર લે. આ કન્યાની જોડે જા અને તું ધરૂપતરાજાનો પુત્ર થા. અગ્નીએ પાંચ વરસનું રૂપ લીધું અને કન્યાએ પણ પાંચ વરસની છે. તે બેઉને માહાદેવજીએ રથ આપ્યો, તેમાં કુંવર હાકવા બેઠો અને કુંવરી રથમાં બેઠી તેવામાં પંચાળ દેશના યજ્ઞ વિશે, બ્રાહ્મણો હોમ કરવા માટે છેલ્લું નાળીએર અંદર નાંખે છે, તે વેળા રથ કુન્ડમાંથી નીકળ્યો, તેમાં તેજસ્વી કન્યાને જોઈ રાજા તથા બ્રાહ્મણો આનંદ પામ્યા. સર્વે જણ નમસ્કાર કરવા લાગ્યા. પછી બ્રાહ્મણો દક્ષણા લઇ વિદાય થયા પછી રાજાએ બન્ને ભાઇ બેનને ખોળામાં બેસાડયાં, બંન્નેને પુછયું કે તમારે કયાં રહેવું છે. કુંવર કહે મારે તમારા ઘરમાં રહેવું છે, કુંવરીએ જવાબ આપ્યો કે મને બાગમાં મકાન આપો હું ત્યાં રહિશ, તવ રાજાએ બાગમાં રાખી કુંવરનું

નામ દ્રષ્ટપ્રદ્યુમન અને કુંવરીનું નામ દ્રૌપદી પાડ્યું દ્રૌપદીને રાજાએ હજાર દાસીયો આપી પીતાજી બન્નેને લાડ લડાવે છે, દ્રૌપદિ માટે હમેશ મેવા મોકલે છે, એવામાં નારદ રૂષિ આવ્યા ને રાજા પ્રત્યે કહેવા લાગ્યા કે તારી પુત્રી જગતઅંબા છે. માટે મારે તેનાં દર્શન કરવાં છે. આ સાંભળી ધરૂપત રાજા બોલ્યો અરે મહારાજા તમે સાક્ષાત ઇશ્વર છો તમારે દર્શન શાં. મારી પુત્રી તમારાથી મોટી કેવી કે તમે તેના દર્શને ઇચ્છો છો નારદ કહે રાજા તેને પુત્રી ભાવ ન ગણીશ તેતો જગત અંબા છે, રાજાએ તુરત દ્રૌપદીને બોલાવી, નારદજી પગે લાગી અંતરધ્યાન થઈ ગયા બીજે દીવસે, વેદવ્યાસજી પધાર્યા રાજાએ આસન આપ્યું, અને રૂડી પ્રકારે સેવા કરી પુજન કર્યું રાજાએ પુછયું કે દાસનેશી આજ્ઞા છે. વ્યાસજી કહે તારી પુત્રીને તેડાવ મારે તેના દરશન કરવાં છે, રાજા કહે મારી પુત્રીનાં દરશન શાં વ્યાસજી કહે તું પુત્રી ભાવ માનીશ તો ખપ્પરમાં ભરાઇશ એને ખપ્પર જોગણી જગદંબા માનજે, રાજાએ દ્રૌપદીને તેડાવી. દ્રૌપદી આવી એટલે વ્યાસજી પગે લાગ્યા. દ્રૌપદી વ્યાસજીને પગે લાગી પોતાને મકાને ચાલી ગઈ. વ્યાસજીએ રાજાને પુછયું કે આ પુત્રીને ક્યાં પરણાવવી છે રાજા કહે હું તેજ વિચારમાં છું. કોઈ કુળવંતો રૂપવંતો ધનવંતો મળી આવશે તેની સાથે પરણાવીશ, વ્યાસજી કહે કુળવંત શાથી જાણવો રાજા કહે મને સે વાતની ખબર નથી, વ્યાસજી કહે વિદ્યા હોય, વીવેક હોય, દીનતા હોય દયા હોય અને મુખથી ઉત્તમ ઉચ્ચાર નીકળે તેને કુળવાન જાંણવો એવો પુરૂષ જોયા વિના કન્યાદાન દેશો નહી. અને જો દેશો તો ખપ્પરમાં ભરાશો. રાજા કહે મહારાજા ત્યારે મને તેનો ઉપાય બતાવો, વ્યાસજી કહે જે પુરૂષ મચ્છાવેધન કરે તેનેજ કુળવાન જાણજે અને તારી દ્રૌપદિ તેને પરણાવજે ધરૂપતરાજા વ્યાસજીને પુછવા લાગ્યો કે મહારાજા મચ્છાવેધન કેવી રીતે કરવો તે મને બતાવો વ્યાસજી કહે તારે ગેર વિશ્વકર્માને બોલાવ્ય એટલે તને મચ્છવેધ રચી આપશે પછી દેશ દેશાવર પત્ર લખજે અને સઘળાં રાજાઓ રૂષિયો, યાદવો સર્વેને સભામાં તેડાવજે. સર્વ ઉત્તર, દક્ષીણ, પુર્વ દીશાએ બેસે અને પશ્ચિમે મેહેલમાં તારિ પુત્રી બેસસે સભામાં જળકુન્ડ કરજો તેમાં કાષ્ટનો બાર ગાઉ ઉંચો એક સ્થંભ ઉભો કરજો. તેનો છેવટનો ભાગ સોય સરખો બનાવજો અને તેના ઉપર સવામણ સોનાનું મચ્છ મુકજો, તે થાંભલાને અડધે ભાગે આડા ખીલાને ત્રાસ તથા સોનાની સાંકળે બે ત્રાજવાં મુકજો. જળકુંડાળે, સ્થંભે જવા માટે બે પાટીયાં મુકી દેવાં ચઢનારો ચઢી જાય એટલે તે પાટીયાં ખેંચી લેવાં. એ પ્રકારની

રચના થવિ જોઇએ સર્વ સભા બેઠી હોય તે વેળા તારે ઉભા થઇને બોલવું કે મારી વાત સાંભળ્યા પછી ઉઠજો તે સીવાય ઉઠશો તો નીષ્ફળ થશે. એવું કહ્યા પછી જે રાજા ઉભો થાય તે રાજાને કહેવું કે શરીર ઉપરથી વસ્ત્રાભુશણ કાહાડી નાંખી શરીર ઉઘાડું કરો અને જંગા કટીનો કચ્છ રાખો ભાથો તેમાં એક બાણ તથા વગર ચઢાવેલું ધનુશ લેવું. પછી કુંડને પાટાએ જવું સ્થંભને બાથ ભરાવે એટલે શેવકોએ પાટીયાં ખેંચી લેવાં. સ્થંભે ત્રણ ઘટીકામાં છ ગાઉ જવું. આડા ખીલાને ત્રાંસ છે તેના ત્રાજવા વિશે પડવું. બે ચરણ બે ત્રાજવામાં મુકી ઉભા રહેવું. પછી ખાંધેથી ધનુશ લેઈ ટંકાર કરવો, બાણ લેઇ સાવધ રહેવું અને મચ્છનો પડછાયો જળમાં પડે તે જળમાં જોઈ રહેવું. પછી જળમાંથી મછ તાકી ઉંચું બાણ ફેંકવું તે બાણ ઉંચુ જઈ મચ્છાનું એક લોચન વિંધે, તેનુ તે બાણ પુંછ વિંધે તેનું તે બાણ મચ્છ ઉપાડી કુંડના જળમાં નાંખે એવી રીતે ત્રાજવામાં ઉભો રહી કહેલું પ્રાક્રમ કરે ત્યારે તે પુરૂશ કન્યાને લાયક છે, તેમાં જે કોઈ ચડતા પડે અથવા અધુરૂ કામ કરે તે જળ કુંડાળા પાસે કાષ્ટને આસને ઉઘાડે માંથે બેસે એટલે સર્વ સભા તેમને જુવે, પહેલેથી આ હકીકત સરવે સભા સાંભળતાં કહી દેવી કારણ કે પાછળથી તકરાર ન થાય, આ પ્રમાણે મચ્છાવેધન કરનારાને કન્યાદાન દેવું એમ કહી વ્યાસજી અંતરધ્યાન થઈ ગયા. એટલે રાજાને ચટપટી થવા લાગી. પોતાના બન્ને પુત્રોને બોલાવ્યા અને વ્યાસજીએ જે બાબત બતાવી હતી તે પુત્રોને કહી બતાવી. પુત્રોએ જવાબ આપ્યો કે પીતાજી મચ્છાવેધનનો સ્વયંવર રચો. ઇશ્વર ઇચ્છા હશે તેમ બનશે. ધરૂપતરાજાએ ધ્યાન ધરી વિશ્વકર્માને તેડાવ્યા, પછી રાજા કહે મચ્છવેધ રચી આપો, વિશ્વકર્મા કહે નગ્ર બહાર મેદાન કરાવી આપો તેમાં રચીશું રાજાએ શેવકોને આજ્ઞા કરિ, શેવકો પ્રથવી ઉપરથી વૃક્ષો પાડી નાંખ્યાં અને સોળ જોજન ( ચોસઠ ગાઉ સુધી ) લાંબી પહોળી જગ્યાનું મેદાન બનાવ્યું. સોળ જોજન પ્રથવી વિષે વિશ્વકર્મા ઉભા રહ્યા અને મંત્ર ભણી અંજળી છાંટી એટલે ભુમી પવીત્ર થઈ, બીજી અંજળી ભરીને છાંટયું એટલે ચોસઠ ગાઉની પવીત્ર જમીન આરશપાણની કરી. લીલા, પીળા, રાતા એ પ્રકારના રંગવાળી બનાવી. જળ છાંટીને ચારે તરફ ફરતો કનકનો કોટ બનાવ્યો તેમાં રૂપેરી કીનારી નાંખી કાંગરા બનાવ્યા અને તેમાં હીરા માણેક મોતી જડયાં. વાયવ્ય નૈરૂત્ય. અગ્ની ખુણાઓમાં ત્રણ બારીઓ મુકી. ઇશાન ખુણે શોભીતો દરવાજો બનાવ્યો મીનારા રઢીયાળા શોભવા લાગ્યા, હાંડી, તકતા, ઝુમ્મર, વડીઆળ,

ગલ્લાસ વીગેરે ટાંગી દીધા. પછી સભામાં પશ્ચિમ દીશામાં મહેલ બનાવ્યો, ગોખલા, ચોક, વીગેરેથી ભરપુર સુંદીર શોભીતો રચ્યો. આગળ એક જરૂખો મુકયો છે. જાળીઓ બારીંઓ તથા અટારીઓ સરવે રમણીય લાગે તેવા બનાવ્યા. જરૂખામાં બીરાજવા દ્રૌપદી માટે એક આસન રચ્યું. મુસ્તક ઉપર સોનાનુ છત્ર મુકયું. આસન ઉપર જાત જાતના રંગ ભરી ચીત્ર ચીતર્યા તથા જરીનાં વસ્ત્રો પાથર્યા. અમુલ્ય જડાવ જડેલાં તથા ઝવેર મઢેલાં સ્ફાટીક મણી છે, હીરા, લીલમ, વીગેરે મુકેલી મોતીની ઝુલ્યો મુકી છે. એવી શોભા બનાવીને પછી દક્ષીણ દીશામાં ગયા ત્યાં જળની અંજળી ભરી મંત્ર ભણીને છાંટી એટલે ચાર ચાર પગથીઆનાં છપ્પન ક્રોડ આસન કર્યાં તેમાં નવ પગથીયાનું એક કર્યું તેના ઉપર કૃષ્ણ પ્રભુ તથા બળદેવજી બેસે અને તે બન્નેની આસપાસ તમામ યાદવો બીરાજે. પછી પુર્વ દીશામાં ગયા, મંત્ર ભણીને ચોરાશી હજાર સીહાસન રચ્યાં તેના ઉપર બધા ક્ષત્રી લોકો બીરાજે, જેવા રાજા તેવું આસન ઉંચુ બનાવ્યું છે, એક અગીયાર પગથીયાનું આસન બનાવ્યું તેના ઉપર દુરીયોધન બેસે. સર્વને આસન, છત્ર વીગેરે સોનાના રચી આપ્યાં કોઇને તકરાર થાય નહી માટે દરેક આસને જુદાં નામ લખ્યાં. પછી ઉત્તર દીશા તરફ ગયા. મંત્ર ભણી અઠયાસી હજાર આસન બનાવ્યાં તે બ્રાહ્મણો માટે બબે પગથીયાનાં રચ્યાં મુસ્તકે તામ્ર ધાતુનાં છત્ર તથા મ્રગચમ્મર વિગેરે પાથરી દીધા આચમની, પંચપાત્ર, ગૌમુખી, રૂંઢમાળા તથા આગળ અગ્નીના કુંડ રચ્યા, એવી શોભા કરીને સભાની વચમાં ગયા, જળ છાંટીને સજીવન પાણીનો કુંડ બનાવ્યો, લાંબો, પહોળો તથા ઉંડો રચ્યો, મંત્ર વડે બાર ગાઉનો સ્થંભ અંદર રોપી દીધો, તે મધ્ય ભાગે એક ખીલો મારી તેનાથી ત્રાંસ બાંધ્યો અને ત્રાજવાં બે ઝુલતાં રાખ્યાં. પછી સ્થભને છેલ્લે ભાગે મંત્ર વડે કરીને મચ્છા મુકી. આકાશનો વાયુ આવે છે એટલે ફરકે ચડે છે. એવી શોભા બનાવ્યા પછી ધરૂપતરાજાને બોલાવ્યો, વિશ્વકર્માએ કહ્યું ખામી રહી હોય તે બોલજે. ધરૂપત રાજા કહે આપનામાં ખામી ન હોય એમ કહી પગે લાગ્યો. પછી આજ્ઞા માગી વિશ્વકર્મા વિદાય થયા પછી ધરૂપતે પુત્રો તથા કારભારીને તેડાવ્યા તેમને હુકમ કર્યો કે દેશ દેશના રાજાઓને કાગળ લખીને તેડાવો, પહેલો છત્રપતીને લખો ધરૂપત રાજેનો છોકરો શીખંડી પત્ર લખવા બેઠો, ધરૂપતરાજા લખાવે છે શ્રી હસ્તીનાપુર શીર છત્ર શીરોમણી રાજા દુરીયોધન લખીતંગ પંચાળ દેશનો શેવક ધરૂપત રાજા મારી નમ્રતા પુર્વક અરજ એ છેજે મારા ઘેર યજ્ઞમાંથી એક સુંદરી રૂપવાળી કન્યા

પ્રગટ થઇ છે, તેનું નામ દ્રૌપદી છે, તેના સ્વયંવર માટે મચ્છવેધ રચ્યો છે, માટે આપ પધારી મારૂં ઘર પાવન કરશો, વળી જો પાસા પાંસરા હોય તો આ કન્યા તમારા કુળમાં શોભે એવી મને આશા છે, લગ્નનું મહુરત વઇશાખ સુદી પાંચમે નીર્ધાર્યું છે, ચાર દીવસ વહેલા સરવે કુટુંબ સહ જરૂર પધારજો એવો પત્ર લખીને શેવકને આપ્યો શેવકને કહ્યું કે હસ્તીનાપુરમાં જઇને રાજા દુરીયોધનને આપજે. પછી બીજા દેશોમાં કાગળ લખ્યા તેમાં લખ્યું કે મચ્છવેધ સભા છે, તેથી જેના ભાગ્યમાં કન્યા હશે, તેને વરશે, વઇશાખ સુદી પાંચમનું લગ્ન છે, માટે ચાર દીવસ પહેલાં આવજો ક્ષત્રી લોકોને આટલી બીના લખી. પછી વીવેક વડે કરીને દ્વારકામાં લખી કૃષ્ણ પ્રભુને માલુમ થાયજો, મારા ગરીબને ઘેર યજ્ઞમાંથી એક કન્યા ઉત્પન્ન થઈ છે. તેને પરણાવવાને માટે મચ્છવેધ કરયો છે, તેના ઉપર સરવે યાદવોને લેઈ વહેલા પધારજો. આપના પધારવાથી મારૂં ઘર પાવન થશે, પછી અઠયાસી હજાર રૂષિયોને લખી કે માહારાજા મારા ગરીબના ઘેર પધારજો જેથી કરી મારૂં ઘર પવીત્ર થાય એ પ્રકારના સહુને પત્ર પહોંચાડયા. દેશો દેશ વાત ચાલી તેથી અન્ય લોકોએ વિચાર કર્યો કે આવામાં આપણે વહેપાર કરીશું તો નફો મળશે, તેથી દસ દીવસ પહેલાં નગ્રની બહાર બજાર નીકળ્યાં ગામમાં જરા માગ પણ મળતો નથી તેટલી બધી ભીડ થવા લાગી. ધરૂપતરાજાએ બ્રાહ્મણોને માટે મુકામ બાંધ્યો. વઇશાખ સુદી પડવેના દીવસે સરવે ક્ષત્રી રાજાઓ પંચાળમાં આવવા માટે તૈયાર થયા વાજતે ગાજતે સૈન્ય સહીત નગ્રની બહાર નીકળ્યા ભાટ ચારણ યાચવા લાગ્યા અને અપસરાઓ નાચ કરવા લાગી એ પ્રમાણે ક્ષત્રી લોકો પંચાળ દેશના નગ્રની બહાર તંબુ તાણીને ઉતર્યા દ્વારકામાંથી છપ્પન ક્રોડ યાદવો ચાલ્યા. પ્રભુ ચક્રલેઇને તથા હળધારી હળ લેઇને ચાલ્યા. તે પણ પંચાળ દેશમાં આવ્યા. ધરૂપતરાજાએ તેમનો સત્કાર કરયો, રાજાઓના તંબુથી જુદી જગોએ યાદવોએ પડાવ નાંખ્યો પછી રૂષિ લોકો આવવા લાગ્યા તેમના માટે મઠ બાંધેલા છે. તેમાં તે ઉતરે છે. એકેક બ્રાહ્મણની શેવામાં એકેક શેવક મુકયો છે, ધરૂમરૂષિને પત્ર પહોંચ્યો; એટલે તે પત્ર ધરૂમરૂષિએ વિદ્યારથીઓને વાંચી સંભળાવ્યો તે પાંચ પાંડવોએ સાંભળ્યો, એક એકને સાન કરીને ધરમરાજા ઉઠયા, પાંચ ભાઈ તથા છઠ્ઠી માતા પોતાની ઝુંપડીમાં આવ્યાં, કુંતાજી કહે છે, બેટા પંચાળ દેશમાં રૂષિઓ, રાજાઓ, યાદવો સરવે આવ્યા હશે અને મોટી મેદની થઈ હશે માટે આપણે તે જોવા જઇશું ! ભીમસેન બોલ્યો ચાલો માતા આપણે જોવા માટે જઇએ,

કારણ કે ધરૂમરૂષિ પણ જવાના છે, વળી નસીબ સારૂં હોય તો કન્યાને પરણીશું, કુંતાજી કહે છે; અરે રડયા હાલતું કેમ એમ બોલે છે, મને તારૂં બહુ સાલ છે, તું તોફાન કરે છે, તેથી મારૂં મન પાછું પડે છે, ભીમ કહે માતાજી હમણાં મારો વાંક બતાવો, કુંતાજી કહે બેટા હમણાંનો તો તારો વાંક નથી, પણ તું દુરીયોધનને દેખીશ એટલે તારી આંખો ફાટી જવાની, ભીમ કહે મેં મન વાળ્યું છે. માટે હવેથી તોફાન નહીં કરૂ. કુંતાજી કહે તૈયારી કરો ધરૂમ રૂષિ નીકળે એટલે તેમની પાછળ પાછળ જઈશું. એમ કહી કાપડની ગાંસડીયો બાંધી લીધી સાદડીયો તથા તુમડાં લઈ લીધાં. એવામાં વિદ્યારથીયો તૈયાર થયા. તેમણે ધરૂમરૂષિને સુખપાલમાં બેસાર્યા અને વિદ્યાથીઓએ પાલખી ઉચકી અડધા વિદ્યારથી આગળ ચાલે છે, અને અડધા પાછળ ચાલે છે, એક એકને પ્રશ્ન કરતા જાય છે, અને ચાલતા જાય છે, પાંડવો ઝુપડીએથી આવીને તેમને પગે લાગ્યા. ધરૂમે કહ્યું કડવા કાપડી તમે કયાં આવોછો, કુંતાજી કહે તમારી કેડે કેડે આવીશું અને સવળાના દર્શન કરીશું, ધરૂમ કહે તમે કાપડી છો માટે મને લાજ આવે ધર્મ કહે અરે માહારાજા રસ્તામાંજ આપણે ભેગા રહીશું નગ્ર થોડેક છેટે રહેશે એટલે અમે બીજે રસ્તે જઇશું એવે જતાં જતાં ચાર ગાઉ ગામ બાકી રહ્યું એટલે પાંડવો રૂષિને પગે લાગ્યા અને બીજે મારગે ચાલ્યા ગયા, નગ્રને દરવાજે આવ્યા તો રાજાઓની અતીશય ભીડ થએલી જોઈ, કુંતાજી કહે જવાનો માગ નથી માટે કેમ કરીશું ! ભીમ કહે હું આગળ થાઉં છું. તમે બધાં મારી પછવાડે આવો ધરમરાજા કહે કોઇને દુઃખ દેઇશ નહી, ભીમ આગળ થયો અને માતા તથા ભાઇઓ પાછળ ચાલ્યા, બીલકુલ જવાનો મારગ નથી તેથી કુંતાજી ગભરાય છે, એવામાં ભીમ ભીડ વચ્ચે પડયો તેને દેખીને લોકો ત્રાસ પામવા લાગ્યા ભીમ ડોળા કાઢીને દાંત પીસે છે. એટલે લોકો ગભરાઇને નાસે છે, એક એકના ઉપર પડે છે તેથી લોકો કચરાઈ જાય છે દરવાજામાં મારગ થયો એટલે નગ્રમાં પેઠાં નગ્રમાં પણ અતીશય મેદની ભરાએલી જોઈ નગ્રમાં પણ પેસવાની જગ્યા મળી નહી. કુંતાજી કહે દીકરા આવી સખત ભીડમાં આપણે કયાં ઉતરી શું ! શેદેવ કહે માતાજી ગમે ત્યાં સારી જગો જોઈ ઉતરીશું એમ કહી આગળ ચાલ્યા; એટલે એક કુંભાર બેઠો હતો તેને કહ્યું કે ભાઈ અમે દુઃખીયારાં છીએ માટે મહેરબાની કરી અમને રહેવા માટે ઘર આપો કુંભારે જાણ્યું કે આ કોઈ હરીજન છે, તેથી તેણે રહેવા માટે એક ઓરડી આપી. પાંડવો ઓરડીમાં ગયા અને તેમાં નીવાસ કરયો, ભીમે

વિચારયું કે આ કુંભારકાકો ખાતો પીતો જણાય છે, તેથી ભીમે ઘાંટો કાઢીને માતાજીને કહ્યું કે મને ખાવા આપો, કુંતાજી કહે તું તો પેલા ભવનો શત્રુ છે આવું દુઃખ દેવું હતું ત્યારે અહીં શા માટે તેડી લાવ્યો કુંભાર ઘાંટા સાંભળી ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે અરે ગાંડા ગરીબ માને કેમ વીતાડે છે! ભીમ કહે ભુખ લાગવાથી મારો જીવ જાય છે. કુંભારને દયા આવવાથી ભીમને કહ્યું કે ગાંડા પેલી ખડકીમાં ગધેડાંને માટે હજાર મણ ચણા ભરયા છે તેમાં થી એક મુઠી લેઇને ખા ભીમે જાણ્યું કે ભલું ઇશ્વરે ખાવાનું આપ્યું, કુંભાર આઘો પાછો જાય એટલે ચણાને ખાઈ જાઉં એમ જાણી ભીમે કહ્યું કાકા હું હવે ડાહ્યો થઇશ મારી માતાને નહી વીતાડું, થોડી વાર પછી હું ચણા ખાઇશ. કુંભાર કહે મને દેખાડીને ખાજે, ભીમ કહે વારૂ એમ કહી પ્રજાપત ગયો એટલે ભીમને લાગ આવ્યો અને ખાંણુવાળા ઘરમાં ગયો, ચણા ભરેલા જોઈને ભીમનું મન ઠેકાણે રહ્યું નહી ને ચણાની એક મુઠી ભરીને એક હાથ બહાર રાખી ચણામાં મોં ઘાલ્યું અને તે સઘળા ચણા ખાઈ ગયો, પછી ભીમ પ્રજાપતના ઘરમાં ગયો અને ડોસાને ચણા બતાવ્યા તવ કુંભાર કહે જા ખાઈ જજે ભીમ કહે બહુ સારૂ એમ કહી માતાની પાસે આવ્યો અને સરવને કહેવા લાગ્યો કે આ મુઠી ચણામાંથી લ્યો ચપટી ચપટી ફાકો અને પાણી પીઓ હવે મને ભુખ નથી મારૂં પેટ બરોબર ભરાયું છે કુંતાજીને વ્હેમ પડયો કે મન ઝાલ્યું રહ્યું નહી હોય અને બધી ખાણ ખાઈ ગયો હશે ભીમ કહે કાકાને પુછી જુઓ હું તેમને ચણા બતાવીને લાવ્યોછું, તેથી કુંતાજીને સાચું લાગ્યું. પછી માતાજી ધર્મ તથા અર્જુનને કહેવા લાગ્યાં કે બેટા હવે પેટને માટે કેમ કરીશું, ત્યારે ધરમ, અર્જુને કાપડ લીધું અને વેચવા માટે ચાલ્યા બજારમાં ફરે છે. પણ કાપડનો કોઈ ભાવ પુછતું નથી. ફક્ત ખાવાનું ખપે છે. અન્ન મોઘું વેચાય છે, શાક ભાજી માહા મોંઘાં થઇ ગયાં છે ઘાસ પાણી તોળાઈ તોળાઇને વેચાય છે, એવી બહુજ મોંઘવારી ચાલે છે, ધરમે એક ઠેકાણે સઘળો માલ આપી દીધો, પછી તે નાણાના દાણા લેઈ ઓરડીએ ગયા, કુંતાજીએ રસોઇ કરી, સરવે જણે જમી લીધું, ફકત એક દીવસનું પોશાણ થયું પછી રાત્રી પડી એટલે કુંતાજી કહે આજતો જમ્યાં પણ કાલે અન્નનો દાણો નથી, શેદેવ કહે આજ પરોઢીએ અમને ઉઠાડજો એટલે અમે પાંચે ભાઇ આ ગામની નદીએ ન્હાવા સારૂ જઇશું, પછી ન્હાઈ ધોઈ નીત્ય કર્મ કરીને સામી તીરે જઇ હાથ જોડીને ત્યાં ઉભા રહીશું, ત્યાં રાજા, રૂષિ, યાદવ રઇયત સરવે નાહાવા આવશે તે સહુનાં દરશન

કરીશું એટલે એની મેળે પોશાણુ મળી રેહેશે ભીમ કહે તમે હાથ જોડજો, ને હું પેટ કુટીશ, કારણુ કે પેટ કુટયા વિના કોઇ પેટની પ્રીડા જાણુશે નહી, એમ વાતો કરતા સરવે ઉંઘી ગયા પછી પ્રાતઃહકાળ થયો એટલે કુંતાજીએ પાંચ ભાઈઓને જગાડયા, પાંચે ઉઠીને નદી ઉપર સ્નાન કરવા ગયા, ત્યાં ન્હાઇ ધોઈ નીત્ય કર્મ કરી અને હરીનું ધ્યાન ધરયું, પછી સામી તીરે ગયા અને સુર્યના સામુ મુખ કરી હાથ જોડીને ઉભા, એટલામાં વ્હાણું વાયું એટલે નગ્રમાંથી રૂષિ, યાદવ, રાજા રઇયત વીગેરે નદીયે નાહાવા આવ્યા, ચારે વર્ગના ચાર જથ્થે સ્નાન કરે છે, જાદવ લોકો નદીમાં ઝીલે છે, બ્રાહ્મણો ન્હાઇ ધોઇ સંધ્યા કરે છે અને સુર્યને અર્ગ આપે છે રાજા લોકો રૂપ વિશય થકી પ્રેમ વ્યાપવી માટે પોતાનાં શરીર ચોળાવે છે જેને જેમ ફાવે તેમ નદીમાં સ્નાન કરે છે, જાદવોમાં કૃષ્ણુ તથા બળદેવ ન્હાયા તે વખતે પાંચે ભાઇ સામી તીરે ઉભા છે, તેમાં ચારે ભાઇઓ સુર્યના સામા હાથ જોડીને ઉભા છે અને ભીમસેન પેટ કુટે છે શ્રીકૃષ્ણે પીતાંબર પહેરતાં આંખોમાંથી આંસુ આંણ્યાં અને વીચારવા માંડયુ કે મારા દાસોને આવું દુઃખ પડે છે, વનમાં અતી કષ્ટ વેઠી મારૂં ધ્યાન ધર્યું છે છતાં હું તેમની સંભાળ લેતો નથી, તાપ, ટાઢ, વરસાદ વેઠીને મારૂં આરાધનં કર્યું છે માટે જરૂર દુઃખ ટાળી નાંખું, એમ ધારી એવો સંકલ્પ કર્યો કે આ મચ્છવેધ્ર એમની પાસે કરાવું અને કન્યા તેમને વરાવું સૌ આવેલા રાજાઓને પાછા કાહાડું, એકલા શેદેવને ચેતાવવા કૃષ્ણે ઉંચો હાથ કર્યો, એટલે શેહેદેવે ભીમને કહ્યું કે હવે ચાલો, ઘેર બેઠે બેઠે સીધાં આવશે ભીમે કહ્યું કોઇએ કહ્યું નથી ને કેમ જાણ્યું શીધાં આવશે શેદેવ કહે જરૂર આવશે પછી પાંચે ભાઇઓ ઘેર ગયા, કુંતાજીએ પુછયું કેમ દીકરાઓ શું કરયું ! શેદેવ કહે માતાજી હમણાં સીધાં આવશે, ભીમ કહે નહી આવે તો તારી વલે કરીશ, કુંતાજી કહે ધીરજ રાખ શેદેવનું કહેવું સત્ય હશે, એમ કહી સરવે બેઠા, રૂષિ, રાજાઓ, યાદવો, રૈયત સરવે નાહી નાહીને ઘેર જવા લાગ્યા, કૃષ્ણુ પ્રભુ નાહીને બારોબાર ધરૂપતરાજા પાસે ગયા ધરૂપતે કહ્યું વગર બોલાવે કેમ પધારવું થયું કૃષ્ણુ કહેવા લાગ્યા, ધરૂપતરાજા કોઈ ઉત્તમ જાતી તાહારે ઘેર સ્વયંવરમાં આવ્યા હોય ને તેમનાથી ભીક્ષા મંગાય તેમ ન હોય, તેમ મજુરી ન થાય તેવા માણુસો શું ભુખે મરે ! ધરૂપત કહે ના મહારાજા હું મોદીનું ઘર બતાવું ત્યાં જઈ સીધાં જોઇએ તે પ્રમાણે તેવા લોકો લેશે, કૃષ્ણુ કહે મારા સાથે શેવક મોકલો, ધરૂપતે છડીદારને મોકલ્યો, કૃષ્ણુ તથા છડીદાર ચાલ્યા. પાન્ડવોની ઓરડી

થોડેક દુર રહી એટલે પ્રભુએ શેવકને કહ્યું કે પેલા કુંભારની ઓરડીમાં છ જણ રહે છે તેમને મોદીના ત્યાં લઇ જજે અને જે જોઇએ તે અપાવજે શેવક કહે બહુ સારૂ મહારાજ, કૃષ્ણ પ્રભુ પોતાના તંબુએ આવ્યા શેવક પાન્ડવોની પાસે આવે છે એટલે ભીમે છડીદારને દીઠો એટલે તરતજ તેને આવકાર આપ્યો, છડીદાર કહે ચાલો મારી સાથે જે જોઇએ તે પ્રમાણે ભોજન સારૂ ખોરાકી અપાવું, ધરમ અરજુન ઉભા થયા, ભીમ કહે ચાલો હું આવું, કુંતાજી કહે ના દીકરા, ભીમ કહે હું બોલ્યા વિના ઉભો રહીશ, પછી ત્રણ જણા મોદીને ઘેર ગયા, છડીદાર મોદીને કહેવા લાગ્યો કે આ માણસો જ્યાં સુધી રહે ત્યાં સુધી સીધાં આપજો વળી જેટલાં જોઇએ તેટલાં ને જેવાં જોઇએ તેવાં આપજો મોદીયે પુછ્યું કેટલું જોઇએ ! ભીમ કહે સો મણ લોટ. સો મણ ઘ્રત, સો મણ સાકર, પચીસ મણ મશાલો પચીસ મણ દાળ તથા ચોખા પચીસ મણ શાક લાવો છડીદાર કહે કોઈ કપટી પેચી છો. એટલું શીધું લેઈ શું વેચી ખાવું છે ! ભીમ કહે અમે રાંધીએ ત્યાં જોવા માટે ચાલો વધે તો શીક્ષા કરજો અને ઘટે તો પુરૂ કરજો શેવક કહે ઉપર બેશીને રશોઈ કરાવું. મોદિએ સીધાં આપ્યાં પણ કોઇને સાચું લાગતુ નથી. ભીમે સર્વે સામાન લીધો અને કુંભારને ઘેર ગયો છડીદાર જોવા સારૂ જોડે ગયો પછી ભીમે પ્રજાપતની ખડકીમાં ચુલા ચારી બનાવ્યાં. વાસણો જોઇએ તેટલાં ભંડારમાંથી અપાવ્યાં. ભીમ નાહયો ને લાડુ, દાળ, ભાત, શાક તૈયાર કર્યા પછી પોતાના ચાર ભાઈ તથા માતાને જમવા બેસાડયાં. તે લોકોએ ચાર શેરનો લાડુ ખાધો. પછી છડીદાર બોલ્યો આટલો બધો લાડુ વધ્યો તે કોણ જમશે. ભીમે તુરત પોતીયાની ગાંઢો ઢીલી કરી અને એક એક હાથમાં વીસ વીસ લાડુ લેઈ શીવ શીવ કહી લાડુ મુખમાં મુકયા. એ પ્રમાણે સો મણનો લાડુ ખાધો પછી દાળ, ભાત, શાક સરવે જમી ગયો પછી હાથ ધોયા, છડીદારે નમસ્કાર કર્યો કે આવી કોની હીમ્મત ચાલે. નીત્ય રાજા આવાં સીધાં આપે તો ઘર, ગામ વેચવું પડે પછી છડીદારે ભીમને કહ્યું કે તમે રહો ત્યાં સુધી આ પ્રમાણે સીધાં લેજો અને ખાજો, એવું કહી છડીદાર રાજા રાજા પાસે આવ્યો. વૈશમપાય રૂષિ જનમેજયને કહે છે કે ચતુરથી થઈ તોપણ અભીમાની દુરીયોધન આવ્યો નથી. દુષ્ટ દુરીયોધન દ્રૌપદીને વરવા માટે વીવાહનો સામાન એકઠો કરે છે. ભાણુંમતીને જઇને કહેવા લાગ્યો કે હું તો પરણવા જાઉં છું કારણ કે તું તો ભુતડી જેવી છે તેથી વીજળી જેવી લાવું. શોકનું સાલ કરી તારો અભીમાન ઉતારી નાંખીશ. એટલે ભાણુમતીએ શુકનમાં છેડો વાળ્યો.

અછકલો દુરીયોધન વાજીત્રો વગડાવે છે અને પાપડ, વડીયો કરાવે છે અને પોતાને ઘેર ગીત ગવડાવે છે. એમ વીવાની ત્યારીમાં ચતુરથીની સાંજ થઈ, ધરૂપતરાજા વાટ જુએ છે કે દુરીયોધન આવ્યો નહી આવતી કાલનું મારે મહુરત છે હવે મારે સલાહ કોને પુછવી, બંધ રાખું તો સરવે ગુસ્સે થાય. જો કાલે મહુરત સાચવું તો દુરીયોધન મારૂં રાજપાટ છીનવી લે, એમ વિચારી તેણે ચાર બળવાન રાજા તેડાવ્યા. જરાસંઘ, શલ્ય, શીશુપાળ, કૃષ્ણ, આ ચાર રાજાઓને ધરૂપતરાજા કહેવા લાગ્યો કે મહારાજા મારે એક ઘાંટી આવીછે તેમને સરવને પત્ર લખ્યા તેમાં કાલનું મહુરત દર્શાવ્યું છે છત્રપતી હજુ આવ્યા નથી માટે મહુરત ફેરવવાની રજા આપો. કૃષ્ણ કહે શું દુરીયોધન ખરો ને બીજા ખોટા, દુરીયોધન તારે મોટો, અમારે તો તર્ખલા જેવા છે. તારે કન્યા કોને પરણાવવી છે! ધરૂપતરાજા કહે મચ્છવેધ કરે તેને પ્રભુ કહે શું જુએ છે જે મચ્છવેધ કરશે તેને કન્યા વરશે. માટે કાલની આજ્ઞા આપો નહી તો રાજાઓ રીશાઇને ચાલ્યા જશે, ધરૂપત કહે મારૂં રાજ્યપાટ દુરીયોધન ખુંચવી લેશે ત્યારે પ્રભુ શલ્યરાજાને કહે છે કે શો જવાબ દેવો. એટલે જરાસંઘ તથા શીશુપાળ બોલ્યા કે કૃષ્ણ જે કહે તે અમારે કબુલ છે કૃષ્ણ કહે તમે વચન આપો એટલે કૃષ્ણને વચન આપ્યાં. ધરૂપતરાજાએ કૃષ્ણને પુછ્યું કે પ્રભુ દુરીયોધન કેમ નહી પધાર્યા હોય! કૃષ્ણ કહે કોઈ એને ગેર મરી ગયું હશે. ધરૂપત કહે જાઓ મહારાજા એવું શું બોલો છો કૃષ્ણ પ્રભુએ કહ્યું કે આજ્ઞા આપો જો દુરીયોધન રાજ્યપાટ લેવા આવશે તો અમે જોઇશું. એટલે ધરૂપત રાજા બોલ્યો વારૂ મહારાજા કાલે વહેલા પધારજો. ચારે જણને વિદાય કર્યા પછી ચાર શેવકોને બોલાવ્યા રાજાએ હુકમ કર્યો કે ડુંડી વગાડીને એવો પોકાર કરજો કે કાલે વહેલા પધારજો અને પોતાના આસન ઉપર નામ વાંચીને બીરાજજો. એ પ્રમાણે શેવકોને આજ્ઞા આપી, એક જણાને રાજાઓના જથ્થામાં મોકલ્યો તેણે રાજાઓને ખબર આપી કે પોત પોતાના આસન ઉપર નામ વાંચીને બેસવું એક જણાને જાદવોમાં મોકલ્યો, તેણે જાદવોને કહ્યું કે કાલે પધારજો તમારી જગ્યા દક્ષીણ દીશામાં છે ત્યાં બીરાજજો. એક જણાએ બ્રાહ્મણોમાં જઇ ફરમાવ્યું કે મહારાજાઓ આપનાં આસન ઉત્તર દીશાએ રાખેલાં છે માટે કૃપા કરીને ત્યાં પધારી રાજાનો મંડપ પાવન કરો, એકે રૈયતમાં જઇ ખબર આપી કે સવળાઓએ સીંહાસનની પાછળ બોલ્યા ચાલ્યા વિના બેસી રહેવું જો કોઈ ટંટો ફીસાદ કરશે તો શીક્ષા કરી દંડ લેવામાં આવશે. એ રીતે ચારે જણાએ સર્વને

ખબર આપી દીધી. ક્ષત્રી લોકોને અતીશય ઉમંગ છે, કેટલાક રાજાઓ જોશીને પ્રશ્ન પુછે છે, કેટલાક હસ્તરેખા દેખાડે છે; કેંકજણ જન્મોતરી બતાવી પુછે છે કે મને કન્યા વરશે કે નહી. કેંક રાજા સાબુએ ચોળી ચોળીને ન્હાય છે અને અત્તર ફુલેલ આખા શરીરે ચોળે છે દરપણ મોંઢા આગળ રાખીને શણગાર સજે છે દીપતા નથી એટલે ઉતારી નાંખે છે વળી બીજીવાર પહેરે છે વારેવારે વસ્ત્રો બદલે છે શોભે છે કે નથી શોભતા એ જોવાને માટે વારંવાર તકતામાં જુએ છે. વૃદ્ધ રાજાઓને પણ વરવાની મરજી થઇ છે. ડાચાં મળી ગયાં છે, તો પણ છોલાવી છોલાવીને ક્ષૌર કરાવે છે, પછી કુલપ લગાવિ ધોળા વાળને કાળા બનાવે છે. હોઠ લુછીને લાલ કરે છે, પાન સોપારીના ડુચા ઘાલીને ગાલ ઉંચા રાખે છે, દાંત પડી ગયેલા છે, તેઓ દાંત બંધાવે છે, એમ ઉજાગરા કરી દ્રૌપદિનું ચીંતવન કરતા નીંદ્રામાં પડયા; પછી વ્હાંણું વાયું એટલે ધરૂપતરાજાના શેવકોએ સર્વ રાજાઓને જગાડયા, તમામ જાગી ઉઠયા અને પોત પોતાનિ સામગ્રી સજવા લાગ્યા, કોઇ સુખપાલમાં બેઠા છે. કોઇ રથમાં કોઇ ઘોડા ઉપર કોઈ હાથી ઉપર બેઠા છે. એમ સરવે તૈયાર થઇને ચાલ્યા. કેટલાક ચર્ણથી ચાલવા લાગ્યા. રસ્તામાં ધુળ ઉડીને અંધકાર થઇ જાય છે. તેમાં ઘોડાઓ ભડકવાથી લોકો કચરાઈ જાય છે. કૈક રાજાના માથેથી મુગટ પડી જાય છે. તેને ખંખેરી પાછા માથા ઉપર મુકે છે. સરવે જણ સભામાં આવી પોત પોતાની જગોએ બેઠા. તેજ પ્રમાણે યાદવો પણ બેઠા શ્રીકૃષ્ણ તથા હળધારી બંન્ને ઉંચે આસને બીરાજ્યા. કૃષ્ણ પ્રભુની દ્વેશી લોકો નીંદા કરે છે. અને ભક્ત પુરૂશો દરશન કરે છે. પછી રૂષિ લોકો પધાર્યા એટલે આખી સભા ઉભી થઈ પાયે પડી રૂષિ લોકોના શરીર સુકીત કર્મ વડે કરીને શોભે છે. કપાળ ચંદ્રની માફક ચળકી રહ્યાં છે આવા મહર્ષિઓ ઉત્તર દીશામાં પધારી પોત પોતાને આસને બીરાજ્યા રહયત સીંહાસનની પાછળ બેઠી એવામાં પાન્ડવોએ કુન્તાજીને કહ્યું કે માતાજી અમને જોવા જવાની આજ્ઞા આપો. કુંતાજી કહે તમે ચાર ભાઈ જાઓ ભીમને ઘેર રહેવા દો. ભીમ કહે માતા હું બોલ્યા ચાલ્યા વિના બેસી રહીશ. ધર્મ કહે છો આવે અમે એને સાચવીશું, કુંતાજી કહે કૌરવોને દેખીને એ તોફાન કરશે, ધરમ કહે અમે ચાર જણ થઇને પકડી રાખીશું ધરમ તથા અર્જુને એક હાથ ઝાલ્યો અને શેદેવ નીકુળે એક હાથ ઝાલ્યો. ભીમ વચમાં ચાલ્યો. ભીમ રસ્તામાં બોલતો જાય છે. કે અમારે કેવી 'શાહયબી છે કે બબે શેવકો આગળ પાછળ ચાલે છે, અને ભાઈ વચમાં ચાલે છે, ધરમ કહે મુર્ખા

બોલ્યા સીવાય ચાલ નહિ તો પાછો જા, ભીમ કહે નહી બોલું પછી સર્વે રૂષિ લોકોનિ સભામાં ધરૂમરૂષિ બેઠા હતા તેની પાછળ આવીને પાંચે ભાઇઓ બેઠા, ધરૂમરૂષિ વિદ્યારથીઓને કહેવા લાગ્યા કે જુઓ આ નિચ લોકો આપણી પાસે આવીને બેઠા તે જગત જાણશે તો આબરૂ જશે, વિદ્યારથીઓ કહે તમે હાથે કરિને શા માટે ઉઘાડુ પાડો છો કોઇ તેમને ઓળખતું નથી જેમ લોકો બેઠા છે, તેમ તે બેઠા છે, આપનું શું લઈ જાયછે, ભલે બેઠા એમ વીદ્યારથીઓએ રૂષિને સમજાવ્યા. પાન્ડવો નીરાંતે બેસી રહ્યા. સરવે આવી ગયા છે, પણ દુરિયોધન આવ્યો નથી. જળકુંડાળે વીસ શેવકોને રાખેલા છે, અને જે રાજાઓ મચ્છવેધ કરવા જાય તે લોકો ચડતાં ઉતરતા નીચે પડી જાય તેમને માટે કાષ્ટનાં આસન તૈયાર કર્યા છે. પછી કુન્ડ ઉપર ધરૂપતરાજા તથા દ્રૌર્ણીક ગોર બન્ને આવીને ઉભા રહ્યા. ગોરે રાજાને આજ્ઞા કરી કે કન્યાને સભામાં. તેડવા રાજાએ શેવકોને હુકમ કર્યો, શેવકોએ દાસીઓને ખબર આપી. દ્રૌપદી સોળે શણગાર સજી તઇયાર થઈ તેના સાથે હજાર દાસીઓ છે, તે ચમ્મર ઢોળ્યાં કરે છે, વાજીંત્રો વાગવા લાગ્યાં દ્રૌપદીએ પોતાની પાસે જોડમાં બે સખીઓ રાખેલી છે. ક્ષત્રીઓ સરવે જોવા લાગ્યા. દ્રૌપદીના પગની પાની લાલ ગુલાલ જેવી છે, હંસના જેવી ચાલ ચાલે છે. જગતંબાના જેવી શોભે છે, જેના રૂપથી રંભા પણ લાજ પામે ચરણ કદળીના જેવા છે ચંદ્રની કળા ઘટી જાય એવું તો તેજ છે, યોગીનું મન પણ મોહીત થઇ જાય, સીંહના સરખી કટી છે પલ્લાસના પાન સરખું જેનું ઉદર છે, તેની ચામડી કાચના સરખી છે. કમળ સરીખી હાથેણીયો છે, ચંપાની કળીયો જેવી આંગળીયો છે, દાંત દાડેમની કળીયો જેવા છે. શરિરનો રંગ ગુલાબી છે, પોપટ સરખું નાક છે, શીશ ઉપર નાગની માફક કાળા વાળ છે, તેનો અંબોડો વાળેલો છે મગના જેવાં લોચન છે, લીલી નસો તથા ઝીણી ખાલ છે, હોઠ લાલ છે, ગોરા ગાલ ઉપર છુદણું છુંદેલું છે. હબચી ઉપર હીરો ચળકે છે, કાનમાં લીલમ લળકે છે, આણંદી મોંઢું મલકાવે છે, એ પ્રકારે દ્રૌપદી સભા વચ્ચે થઈને પશ્ચિમ દીશાના મોહોલ ઉપર ચઢી. જરૂખાની બારીએ બેઠી. સભા સરવે ઝાંખી પડે છે, તેથી સરવ રાજાના મનને લાગ્યું કે આ કન્યા આપણે હાથ આવે તેમ લાગતું નથી. જેના અહંકાર હતા તેના ઉતરી ગયા, ધ્રુરૂપતરાજા સરવને સમજુત આપવા લાગ્યા કે જ્યારે હું રજા આપું, ત્યારે ઉઠીને કાર્ય કરવું. પછી ધરૂપતરાજા બોલ્યો કે જેને કન્યા વરવાની ઇચ્છા હોય તેણે ઊભા થઇને કુંડની પાસે આવવું, વસ્ત્રાભુષણ ઉતારી દેવાં. જંગાથી તે કટી સુધી ક-

ચ્છ ભીડવો. વગર ચડાવેલું ધનુશ લેવું તથા ભાથામાં એક બાણ રાખવું તે પણ ખાંધે ભરાવી લેવાં સ્થંભ ઉપર ચડવા માટે પાટીયું મુકયું છે, તે પાટીયા ઉપર થઇને સ્થંભે ચડવા જવું. પછી સ્થંભને હાથ અડકાડશો એટલે સેવકો પાટીયું ખેંચી લેશે, સ્થંભ ઉપર સપાટે ચઢી જવુ, છ ગાઉ ઉપર આડો ખીલો મારેલો છે, ત્યાં જરા વિશ્રામ કરવો પછી કનકનાં ત્રાજવાં છે, તે ત્રાજવામાં બે પગ દેઈ ઉભા રહેવું ધનુષને હાથમાં લેઇ પડપંચા ચડાવી ટંકાર કરવો, પછી ભાથામાંથી બાણ લેઇ જળમાં જોઈ મચ્છા તાકવી. નીચું જોવું ને ઉચું બાણ મારવું તે બાણ ઉંચે છ ગાઉ જઈ માછલીનું લોચન વિંધે તેનું તે બાણ પુંછ વિંધે પછી મચ્છને ઉપાડીને એ બાણ જળમાં નાંખે, એકજ બાણે ત્રણ કામ કરવાં, એટલું પ્રાક્રમ જે કોઇ પુરૂષ કરે તે મારો પુજય અને મારી કન્યાને વરે, તેમાંથી કોઈ ચડતાં પડે અથવા કોઇ અધુરૂં કામ કરે તે ઉત્રાડે માંથે સભામાં બેસે. તે વાતમાં કોઈ મુસત કરે તેને બ્રહ્મહત્યાનું પાપ છે, વળી આ કામમાં શીશી આંટીઓ છે તે તમને કહી સંભળાવું છું. છાતી વરાણે સ્થંભે ચડવું, ખીલેથી ત્રાજવે ઉતરવું, ત્રાજવાં ડાંડીથી બે માંથોડા નીચાં છે. એક હાથે ડાંડી ઝાલીને ઉતરવું ઉતરતાં સાવચેતી ન રાખે તો ત્રાજવાં ભમી જાય અને ચડનારો પડી જાય. ત્રાજવામાં ઉભા રહયા પછી ધનુષને ચડાવવું, તેનું એક તરફ તોલ આવે અને બીજુ ઉંચુ જાય તેથી ચઢનારો નીચે પડી મરણ પામે. ત્રીજુ એ છે કે નીચું જોઇને ઉંચે બાણ મારવું અને તે બાણ વડે ત્રણ કામ કરવાં એ રીતે આ કામ ઘણું કચવું છે, માટે હું કોઇને આગ્રહ કરીને કહેતો નથી જેને સાત વખત પાલવે તે અથવા જેને હીમ્ત હોય તે ચઢજો, પાછળથી મને દોશ દેશો નહી, એમ કહેશો નહી કે રૂપાળી દીકરી હતી તે સારૂ સહુને સુળીએ ચઢાવ્યા, પછી સરવે રાજાઓને છેવટે આજ્ઞા આપી કે જેને મજછવેધ કરવો હોય તે ખુશીથી ઉઠો સર્વથી પહેલો મગધ દેશનો રાજા જરાસંઘ મચ્છવેધ કરવા ઉભો થયો, તેથી સઘળા રાજાઓ ગુસ્સે થયા કારણ કે જરાસંઘ કન્યા પરણી જસે તો આપણે રહીશું; એવા વિચારથી સરવે રાજાઓએ જરાસંઘને આશીરવાદ આપ્યો કે તું જેવો ચડે તેવો પડજે. બે માતાઓનો પુત્ર જરાસંઘ જળકુંડા આગળ જઈને ઉભો રહ્યો. હોઠ કરડે છે મુછો મરડે છે એમ કરતો કરતો પોતાનાં વસ્ત્ર આભુશણ ઉતારીને કચ્છ ભીડાવી દીધો. માથાનો અંબોડો વાળ્યો અને ડાબી શાંધે ધનુશ ભાથો ભરાવ્યાં, કન્યાના રૂપમાં મોહીત થઈ ગયો તે તેથી અહંકાર ભરેલો કોઇને નમતો નથી ભીમ કહે જુઓ

ધરમભાઈ જરાસંધ રાજા ચઢે છે માટે જો ચઢતાં પડે તો કેવી ગમ્મત આવે, ધરમ કહે મુર્ખો કોઈનું ભુંડું તાકીએ તો આપણું ભુંડું થાય એવું તાકનાર પ્રાણીનું કોઈ દીવસ રૂડું ન થાય. જરાસંધ સુર ભરેલો પાટીયા પાશે ગયો, સ્થંભને બાઝયો એટલે તુરત શેવકોએ પાટીયાં ઉચકી લીધાં, જરાસને છાતી વરાણે સ્થંભ ઉપર ઝપાટાથી દોટ મુકી સુસરો ચાલ્યો જાય છે શ્વાસ પણ લેતો નથી, એની ચઢવાની ઝડપ જોઈ સરવે સભા વિસ્મય પામી, સરવે ક્ષત્રી વાતો કરવા લાગ્યા કે જરૂર આ રાજા મચ્છવેધ કરી કન્યાને વરસે. જરાસન ચાર ગાઉ ઉંચો ચઢયો એટલે પ્રભુએ ઉંચું જોયું, જાણ્યું કે જો દુષ્ટ મચ્છવેધ કરશે તો મારા દુખીયા દાસ પાંડવો નીરાશ થઈ પાછા જશે. કયાં સુધી વનમાં દુઃખ વેઠશે, એમ વિચાર કરી પ્રભુએ જરાસંધનું બળ હરણ કરી લીધું. શરીરમાંથી શક્તિ ઘટી ગઈ એટલે ગભરાયો અને સ્થંભને બાઝી પડયો, પરશેવાના જોભે જોભ છુટયા થરથર ધુજવા લાગ્યો ઉંચું જુએ તો આભ દેખાય નીચું જુએ તો પણ આભ દેખે છે, જમીનને તો દેખતોજ નથી. આંખે લીલાં પીળાં દેખાવા લાગ્યાં, વાયુ અતીશે વાવા લાગ્યો અને તે વડે કરીને જરાસનને બકારી થઈ મોઢે શ્વાસ માતો નથી રાજાએ વિચાર કરયો કે રૂપાળી કન્યા દેખીને ચઢયો પણ હવે હીમ્મત ચાલે તેમ નથી. એમ કરતાં કરતાં સુધબુધ જતી રહી ને હાથપગ સ્થંભથી છુટી ગયા અને જળકુંડમાં આવીને પડયો. સભા ખડખડ હસી પડી, જેવો જરાસન જળમાં પડયો તેવો નીચે જઈ જળના હેલકારે ઉંચો આવ્યો. એટલે શેવકોએ ખેંચી લીધો, ઉંધો કરી ઝોલા ખવરાવ્યા. પાણીને ઓકી કઢાવ્યું એટલે દ્રોણીક ગોર આવ્યા ગોર ક્રોધ કરીને બોલ્યા આવો જરાસન કાષ્ટને આસને બીરાજો. એમ કહી માંથેથી મુગટ લેઈ લીધો ને ઉઘાડે માથે બેસાડયો, જરાસને નીચું જોયું. પોતે વીચાર કરે છે કે હું કયાં આવ્યો. મારા પીતાનું નામ બોળ્યું. પ્રથવી માગ આપે તો સમાઇ જઉં એવામાં શીશુપાળ ઉઠયો અને જરાસનને કહેવા લાગ્યો કે તમે તો તમારા બાપનું નામ બોળ્યું પણ જુઓ હું મચ્છવેધ કરૂં. એમ કહી કચ્છ ભીડાવિ દીધો મુછો મરડીને જળકુંડા પાસે આવ્યો, સ્થંભને બાથ ભીડાવી એટલે શેવકોએ પાટીયું ખેંચી લીધું. વાયુવેગે દોડયો જાય છે. સહુ સભાએ જાણ્યું કે જરૂર આ રાજા મચ્છવેધ કરશે, બીજા આવેલા રાજા પાછા જશે, જરાસનથી આની ચઢવાની ઝડપ બમણી છે એમ સભા વખાણ કરવા લાગી, એમ કરતાં કરતાં સાડાચાર ગાઉ ગયો એટલે જગ્તપતીએ સામું જોયું. પ્રભુએ વિચારયું કે પા-

પી મચ્છવેધ કરસે તો મારા ભક્ત પાછા જસે એમ ધારી એક પળમાં બળ હરણ કરી લીધું. દોઢ ગાઉ ઉંચો ત્રાંસ રહ્યો છે એટલે શક્તિ હઠી ગઇ અને શ્વાસ ચડયો, મોંઢે ફેંણ આવ્યું. અરેરે રૂપાળી કન્યાને મોહીને ઉપર ચડયો પણ હવે મારા બાપનું નામ મેં બોળ્યું. એમ કરતાં કરતાં વાયુ પુષ્કળ વાયો તેણે કરીને શીશુપાળના હાથપગ છુટી ગયા અને જળકુંડમાં પડયો. જળની ઉપર આવ્યો એટલે શેવકોએ તાણી કાઢયો ઝોલા ખવરાવી પાણી ઓકાવી કાઢયું. પછી માથા ઉપરથી મુગટ લેઇ લીધો અને ઉઘાડે માંથે કાષ્ટના આસન ઉપર શીશુપાળને બેસાડયો. જરાસન કહે આવો શીશુપાળ હું એકલો હતો તે આપણ બે થયા, શીશુપાળ નીચું ઘાલી રૂદન કરવા લાગ્યો, પછી શલ્લરાજા ઉભો થયો એટલે સરવે સભા તેનું શરીર પુષ્ટ જોઇને ખડખડ હસવા લાગી. જળકુંડા આગળ આવ્યો લોકોએ વીચાર કરયો કે થાંભલો એના અંગુઠા જેવો છે તેથી ચઢતાં ભાગી પડશે લાંબો પહોળો ને પોચતો છે અને પાંડવનો મામો છે, ત્રણમણનો સુરવાર પહેરે છે, પાંચમણનો જામો પહેરે છે અને બારમણ બોજનો માંથે પાઘ બાંધે છે. બાણ યુદ્ધ જાણે છે તેમ મલ્લયુદ્ધ પણ જાણે છે અને જમણે હાથે બહોતેર મણનું માદળીયું બાંધેલું રહે છે. તેણે વસ્ત્ર આભુશણ ઉતારી દીધાં, કચ્છ ભીડાવી દીધો પછી સ્થંભને બાઝવાનો નિશ્ચય કીધો. દ્રુપત રાજાના શેવકોએ દસવીસ પાટીયાં મુકી દીધાં કારણ કે એક પાટીયું ભાર ઝીલી ન શકે, શલ્લ પાટીયાં ઉપર ગયો અને સ્થંભને બાથ ભીડાવી, શેવકોએ પાટીયાં ખેંચી લીધાં. ભીમે ધરમને કહ્યું કે ભાઈ આપણો મામો ચઢે છે તેથી હું ખુશીછું. કોઇક દહાડો કન્યાના હાથનો કંસાર ખાઇશું. ધરમ કહે ઇશ્વરઇચ્છા હશે તેમ થશે. તું બોલીશ નહી. સર્વ સભા જુએ છે તેમ બેઠો બેઠો જો. શલ્લરાજા સ્થંભ ઉપર ચઢવા લાગ્યા, શલ્લના ચઢવાથી સ્થંભ ઝોલે ચડયો ને કચડ કચડ થવા લાગ્યો સકળ સભા હસવા લાગી છે. સરવે વીચારવા લાગ્યા કે જો સ્થંભ ભાગી જશે તો કચ્ચરઘાણ વાળી નાંખશે, બે જણ ચઢી ગયા પણ આના જેવા નહી એમ માંહોમાંહે વાતો કરે છે. શલ્લ પાંચ ગાઉ ગયો એટલે પ્રભુએ ઉંચુ જોયું શલ્લનું બળ આકર્ષણ કરી લીધું તેથી શ્વાસ માતો નથી ને સ્થંભને બાઝી પડયો. પરસેવાના જેભેજેભ છુટયા શુદ્ધિ રહી નહી અને ઉછળીને જળકુંડમાં પડયો, શેવકોએ તાણી કાઢયો અને પાણી ઓકાવી કાઢયું. દ્રૌણીક ગોર આવ્યા અને શલ્લરાજાને કહેવા લાગ્યા કે મારવાડના માહારાજા માંથાનો પાઘ આઘો મુકો ને કાષ્ટના આસને બીરાજો. શીશુપાળ

તથા જરાસન કહે આવો શલ્લરાજા અમને ગમતું નહોતું માટે ભલે આવ્યા. પછી દંતવકત ઉભો થયો દમઘોસનો દીકરો છે અને શીશુપાળનો ભાઈ છે શીશુપાળે તેને બોલાવ્યો અને પુછ્યું કે ભાઈ કેમ ઉભો થયો ? દંતવકત કહે તમે બાપનું નામ બોળ્યું તેથી હું મચ્છવેધ્ય કરી કન્યાને વરીશ. શીશુપાળ કહે આપડા બાપના બાપ પાસે મચ્છ તો દેખાતો નથી માટે આબરૂ ભેર બેસી જાઓ એક હાથ ઉઘાડો થઈ ગયો પણ એકની બાંધી મુઠી રહી છે તેથી તું બેશી જા. શલ્લરાજા બોલી ઉઠયો કે ક્ષત્રાણીને ધાવેલો હોય તો પાછો પડે નહી ને જો દાશીને ધાવેલો હોય તો પાછો પડે એવું સાંભળી દંતવકત કહે કે જો હુ ન ચડું તો બ્રહ્મહત્યાનું પાપ. શીશુપાલે શલ્લને કહ્યું કે આભડયો અભડાવે ને વટલ્યો વટલાવે મારા ભાઇને ફુલાવીને ચડાવ્યો દંતવકતે વસ્ત્ર ઉતારી દીધાં અને કચ્છ ભીડી જળકુંડા આગળ આવી સ્થંભને બાથ ભીડી, સેવકોએ પાટીયાં ખેંચી લીધાં, પ્રભુએ વીચાર કરયો કે આ દંતવકત મારો ભક્ત છે માટે એને ઉંચેથી પાડવો ન જોઇએ, એમ જાણી એનું બળ ખેંચી લીધું એટલે ગભરાવા લાગ્યો મચ્છના સામી દ્રષ્ટી કરે તો મચ્છ દેખાતું નથી, મનમાં વિચારયું કે હું ન ચઢયો હોત તો સારૂં, મેં મારા ભાઇનું કહેવું માન્યું નહી અને હવે સો ઉપાય કરૂં, એવે સમે એના હાથ પગ છુટી ગયા ને જળકુંડામાં પડયો સેવકોએ તાણી લીધો, શીશુપાળે હાથ ઘસ્યા અને નીચું ઘાલ્યું, ગોરે કહેવા માંડયું કે ધન્ય દમઘોસના દીકરા બે દીકરાઓએ બાપનું નામ બોળ્યું એમ કહી મુગટ લઈ લીધો, દંતવકત ઉઘાડે માથે શીશુપાલની પાસે આવીને બેઠો, શલ્લ કહે ભાઈ ભલે પડયો, ચારે નામીચા પડયા તેથી કોઇની હીમ્મત ચાલતી નથી ધરૂપતરાજાએ દુરીયોધનને તેડવા માટે પવનવેગી સાંઢ આપીને એક છડીદાર મોકલ્યો તે છડીદારે જઇને સમાચાર આપ્યો દુરીયોધન કહે મામા પીઠી તૈયાર કરી મને ચોળાવો, મામાએ સ્ત્રીયોને બોલાવી તેમણે પીઠી તૈયાર કરી, દુરીયોધનને બાજટ ઉપર બેસાર્યો સર્વે સ્ત્રીયો પીઠી ચોળતી જાયછે, અને ગીત ગાતી જાય છે દુરીયોધનને શરીરે અત્તર તેલ ફુલેલ વિગેરે ચોળે છે, વરરાજાથી હોઠમાં હસી જવાય છે. દુરીયોધન કહે મામા ચીકણાશ મુકો હવે કયાં સુધી પીઠી ચોળાવશો. મામો કહે બીજા બાજોઠ ઉપર બીરાજો એટલે નવરાવીએ, દુર્યોધન બીજા બાજઠ ઉપર જઇને બેઠો, સ્નાન કરાવ્યું પછી લુછીને વરને સાવધાન કર્યા, વરરાય બોલ્યા મામા હું શોભું તેવા અલંકારો પહેરાવો, મને જામો પહેરાવો અને દ્રષ્ટી ન લાગે માટે મારા ગાલે કાળું ટપકું કરો દુરીયોધનને વસ્ત્રો

પહેરાવ્યાં અને મોંઢે જરા મેંશ ઘસી, દુરીયોધન કહે મામા મને તેડીને ઘોડે બેસારો મામાએ વરને તેડીને ઘોડે બેસારી દીધો ઘોડે બેસતામાં દસવીસ છીંકો થઈ, દુર્યોધન કહે મામા આ શુકન કેવા. મામો કહે દસ વીસ કન્યાઓ મળે તેવા. મામાએ શ્રીફળ લાવીને દુરીયોધનના હાથમાં આપ્યું દુરીયોધન કહે શેવકોને પણ દાગીના પહેરાવો. અગીયાર ક્ષોણી યોદ્ધાઓને એકેક લક્ષના દાગીના પહેરાવી દીધા આગળ શેન્ય ચાલે છે, પાછળ નવાણું ભાઈની સ્ત્રીયો ગાતી ગાતી વાજતે ગાજતે વરઘોડો લેઈને જાય છે વરઘોડો લઈને દરવાજે આવ્યા, એટલે કાગ કળકળવા લાગ્યા, ભીષ્મ, વીદુર દ્રોણને કૃપાચાર્ય ચારે જણ દરવાજાની બહાર આવ્યા, સરવે સ્ત્રીયોને રોકી રાખી અને કહેવા લાગ્યા કે ઘેર તો વરની રાણી છેડા વાળીને બેઠી છે પછી મામો ચમ્મર ઢોળવા બેઠો. કરણ કહે હવે વાર ન કરશો. વાગતે ડંકે ચાલ્યા જાય છે. રસ્તે અત્તરનો છંટકાવ થયે જાય છે. ચારણ ભાટ આવીને યાચના કરે છે અને અપછરાઓ નાચ કરે છે. સાંઢણીવાળો છડીદાર આગળ ગયો અને રાજાને ખબર આપી કે છત્રપતી પધારે છે સરવે જાણ્યુ કે દુરીયોધન આવ્યો. ધરૂપતરાજા સાકરનાં પાણી ભરી શેવકોને સાથે લેઈને દુરીયોધનના સામો આવ્યો. ક્ષત્રી લોકો પણ સામા આવ્યા. બ્રાહ્મણ, યાદવ અને સ્થંભ ઉપરથી પડેલા ચાર એટલા બેસી રહ્યા છે, સ્વયંવરમાં પોકાર થયો કે દુર્યોધન આવ્યો. ધરૂપતરાજા સાકરનાં પાણી દુરીયોધનને પાય છે. અને કહે છે કે ભલે પધાર્યા કોઈથી વાંટો કાઢીને બોલાતું નથી કોઈથી છાની વાત થતી નથી એવી છત્રપતીની બીક છે. પછી આંધળાનો પુત્ર હાથમાં નાળીએર ઝાલી સભામાં આવ્યો અને ઉંચે આસને બેઠો સરવે એના બેઠા પછી બેઠા. એમ સરવે સભા ચુપ થઈ ગઈ. દુરીયોધને આસન ઉપર બેસી સર્વના સામી દ્રષ્ટી કરી. વ્રકોદર ધર્મને કહે છે કે મોટાભાઈ આંધળાનો પુત્ર તમારો પાપી ભ્રાત આવ્યો ધર્મ કહે મુરખા છાનો માનો બેસી રહે ગમે તેવો પણ આપણો ભાઈ છે એના વિના સભા શોભતી નહોતી એ આવ્યો એટલે સભા સોભવા લાગી. એમ ભીમને સમજાવીને બેસાડયો ભીષ્મ વીદુરને કહેવા લાગ્યા કે આતો અછકલું દેખાય છે. શ્રીફળ ઝાલીને બેઠો છે તેથી સરવ સભા ચેષ્ટાળી કરે છે. માટે તમે જઈને હેઠું મુકાવો. એટલે વીદુર કાકાએ જઈને કાનમાં કહયું કે આનો અછકલું દેખાય છે. સરવે સભા હસે છે માટે નીચે મુકીદે ભીષ્મ પીતા કકળે છે. જો

દેશે તો સર્વ સભા હસી પડશે અને નીચું ઘાલવું પડશે દુરીયોધન કહે કેમ મામા ? મામો કહે નાળીએરમાં શું પેઠું છે કન્યા તારી છે બીજે કયાં જ-

વાની છે માટે નાળીયેરને હેઠું બાળ, પાપીએ નીચે મુકયું પછી દુરીયોધને ધાંટા કાઢી ધરૂપતને બોલાવ્યો. ધરૂપત થર થર ધુજવા લાગ્યો ધરૂપતે ગોરને કહ્યું કે મહારાજા મારી સાથે ચાલો અને છત્રપતી જે પુછે તેનો ઉત્તર તમે આપો. ગોર કહે ચાલો હુ આવીને ઉત્તર આપીશ. તમારે બીક છે, મારે એની કંઇ બીક નથી. ગોર તથા ધરૂપત દુરીયોધન આગળ આવીને ઉભા. દુરીયોધન કહે કેમ વાર કરો છો ઝટ અમને પરણાવી દો, ગોર કહે એમ કન્યાને પરણવાનું નથી, તમારો કંઈ વીવા કર્યો નથી, અહીં જે મચ્છવેધ કરે તેને કન્યા પરણશે દુરીયોધન કહે મચ્છવેધ કેવો. ગોર કહે આ સ્થંભ બાર ગાઉ સુધી ઉંચો છે તેના ઉપર છ ગાઉ સુધી ઝપાટાથી ચઢી જવું અને ત્યાં બે ત્રાજવાં છે તેમાં બંન્ને ચરણો મુકવા પછી ધનુશ ચઢાવી બાણનું સાધન કરી પાણીમાં નીચુ જોઈ ઉંચે મચ્છની આંખ વીંધો પછી તેના તે બાણે પુંછ વિંધો ને તેના તે બાણવડે કરીને મચ્છને ઉપાડી જળમાં નાંખો એટલું પરાક્રમ કરો તો કન્યા વરો અને જો તે કામ કરતાં પડી જાઓ અગર અધુરૂં કામ કરો તો જળકુંડાની પાસે ઉઘાડે માથે બેસવું પડશે. દુરીયોધન કહે શું અમે જેવા તેવા છીએ અમે ચઢનારા નથી તાઇ પીંજારા ઘણા ચઢે છે. બળ્યો મચ્છવેધ બળી સભા મને કન્યા પરણાવી દો બસ ઝટ કરો અમે નહી બેશી રહેવાના, ગોરે કહ્યું સભાને બાળે છે તેમ મચ્છવેધને બાળે છે તે કરતાં તારૂ મોં બાળ, ફાવે તેમ લવારો કરવા લાગ્યો છે, મચ્છવેધ કર્યા સીવાય કન્યાને પરણવાનું નથી. તે સીવાય પરણવું હોય તો તારી માને પરણ એ કન્યા ધરૂપતની નથી એ કન્યા મારી છે તારી જાતી ઉંચ છે પણ કોઈક નીચના લક્ષણ છે. ઉંચ જ્ઞાતીમાં જન્મ્યો પણ નીચનું ફરજન જણાય છે, નીચ સીવાય આવી ખરાબ વાણી મોંઢામાંથી ન નીકળે, દુરિયોધન કહે મામા ગોરે તો ઉલટી ગાળો દીધી, મામો કહે મચ્છવેધ કરે તો કન્યા મળે છત્રપતી કહે સ્થંભે ચડીશું થનાર હશે તે થશે પણ મારા પહેલાં સભ ામાં રાજાઓ કેમ આવ્યા. મારી મરજાદા બીલકુલ રાખી નહી. નીત્યાન આવું કરે માટે સરવને શીક્ષા કરૂં, મામો કહે એ વાત સાચી છે કારણ કે તું તો સૌનો માબાપ છે એમ કહી દુરીયોધન સભામાં ઉભો થયો અને સરવ ક્ષત્રીયોને કહેવા લાગ્યો કે હવે હું આવ્યો એટલે કેમ કોઈ મચ્છવેધ કરવા ઉઠતા નથી, સરવે આશા ભરેલા સુંદીર પોશાક પહેરીને આવ્યા છો પણ મારા આવ્યા વિના કામ ન થયું માટે ઓઢણી ઓઢો ચુડા પહેરો અને આંખમાં મેંશ આંજો. ખાઇ ખાઇને ભાદરવાની ભેંસ જેવા બન્યા છો ધીક્કાર

છે તમને તમે ક્ષત્રાણીને ધાવેલા નથી કોઈ નીચ જાતની દાશીને ધાવેલા છે, તમારી માતાના પેટ પથ્થર અવતર્યાં. મારા આવ્યા વિના કામ કોઈનાથી બની શકયું નહી, શું પહેલા તમે જાણતા નહોતા કે બાપા આવ્યા નથી ઓછું પાત્ર છલકાઇ ગયો અને ફાવે તેમ બોલ્યો, તેથી સઘળા ક્ષત્રીઓમાંથી એના સામું કોઈ બોલી શકયું નહી, પણ કૃષ્ણ પ્રભુને ખમાયું નહી તેથી દિનબંધુ દુરીયોધનનિ પાસે પધાર્યા અને દુરીયોધનને કહેવા લાગ્યા હાંહાં છત્રપતી આ શું બોલો છો! સઘળા ક્ષત્રીયો લજવાય છે. મ્હોટાનું મ્હોટું મન જોઇએ, ગંભીરતા છે એજ મોટાઇ છે. છોટાં વચન બોલવાથી છોટાઈ જણાય છે, આવું બોલવું તમને ગટીત નથી નીચ હોય તે નીચું વેણ બોલે, તાબાના ક્ષત્રીના માતપીતા તુલ્ય છો અને એ તમારી પ્રજા છે, હવે આસન ઉપર બીરાજો નહી તો દ્રોણગુરૂ ઠપકો દેશે, દુરીયોધન કહે અરે ભરવાડા તું મને કોણ કહેનાર, તું ગાયોનો ચારનાર છાશ પીને મોટો થએલો તથા મામા માશીને મારનારો, બ્રાહ્મણનું અન્ન માગી ખાનારો તું મારા સામુ કોણ બોલનાર, તું અમારી તોલે નથી, કૃષ્ણ કહે તારી તોલે કયાંથી આવું કારણ કે તારી મા તો આખલાને પરણેલી છે ક્ષત્રીના ત્યાં અવતયો છે તેમાં શું મોટાઇ બતાવે છે. પહેલો પીતા આખલો તેનો અસર જાય નહી. ભેગ વીના ઉંચ કુળનાની આવી બુદ્ધિ હોય નહી, આખલાની જાત અવળી હોય જ્યાંને ત્યાં શીંગડાં મારે, પ્રભુ કહે બધી સભા સાંભળો નંદીનો ભેગ થયેલો છે તેથી એની બુદ્ધિ જુદી છે. ઉંચ હોય પણ નીચી વાણીથી નીચ જાણવો, જે માણસ ખોટો હોય તેને ખરૂં કહ્યામાં ખોટું લાગે અને જે માણસ ખરો હોય તેને ખોટું કહ્યાથી કાળજામાં વાગે છે. એ અનાડીની રીત છે, પ્રભુએ સેજ કહ્યું પણ દુષ્ટે વધારે ખેંચી લીધું પછી પાપી બોલ્યો મેં તમને કહ્યું નથી મેં તો ક્ષત્રીઓને કહ્યું છે. પ્રભુએ કહ્યું ક્ષત્રીયો તારા તાબાના તે સહન કરે પણ અમો કાંઈ તારા તાબાના નથી દુરીયોધન કહે મામા આતો ફાવે તેમ બોલે છે. કરણ કહે બોલીને બોલાવ્યા, દુરીયોધન કહે તમે તમારા આસને પધારો પ્રભુ કહે શું તારે તોફાન કરવું છે ? દુરીયોધન કહે મારે તો કંઈ કરવું નથી. એમ કહી પાપી આસન ઉપર બેઠો. કૃષ્ણ પ્રભુ પણ પોતાના આસન ઉપર જઇને બીરાજ્યા, આખી સભા રાજી થઇ કે પ્રભુએ ઠીક પાપીને ખાસડાં માર્યાં, પછી પાપી મામાની તથા કરણની સાથે બોલ્યો કે હવે આપણે કેમ કરવું, મામો કહે સ્થંભે તો ચઢવુંજ પડશે, દુરીયોધન કહે સ્થંભ ઉંચો તેમાં વળી માછલાની ઉપાધી, મામો કહે માછલું જોયા સીવાય પેલા

જરૂખામાં કન્યાને તો જો દુરીયોધન કન્યા જોઈ હરખાવા લાગ્યો અને વિચાર કરે છે કે મચ્છવેધ કરી આ કન્યાને પરણું, ને પરણતાં એના હાથનો કંસાર આ મોં ખાશે. મારો જન્મારો સફળ થશે કે હું રંકને રત્ન મળ્યું પાપી આંખ્યો પલકાવા લાગ્યો, દુરીયોધને ધરૂપતરાજાને બોલાવ્યો, ધરૂપતરાજા ગોરને કહેવા લાગ્યા કે ગોરમાહારાજા મારી સાથે ચાલો કારણ કે છત્રપતી બોલાવે છે ગોર કહે ચાલો, ગોર તથા ધરૂપતરાજા દુરીયોધન પાસે આવીને ઉભા રહ્યા, દુરીયોધન કહે ગોર માહારાજા હું મચ્છાવેધ કરી કન્યાને તો પરણું પણ પહેરામણી શી આપશો ગોર કહે પાણી પહેલાં મોંજડાં શીદ કાઢે છે કામ કરીને પેહેરામણીમાં ઘર, ગામ સૌ લે, અમારે કંઈ જોઈતું નથી દુરીયોધન કહે પધારો ત્યારે ધરૂપતરાજા તથા ગોર બંન્ને જળકુંડા આગળ ઉભા રહ્યા, દુરીયોધન ઉભો થયો અને મામાને કહે છે કે હું સ્થંભ ઉપરથી પડું તો તમે તથા કરણ ઝીલી લેજો, કરણ કહે શુકનમાંથીજ પડવાની વાત કરે છે, આવા શબ્દો બોલી બોલી ને અમારા ફજેતા કરે છે. દુરીયોધન કહે આ ઉઠયો પણ મામા કન્યા મારા સામું કેમ જોતી નથી. કોઈ સાથે કહેવરાવો. મામો કહે કહેવરાવીએ તો ગુમાર બનીએ. દુરીયોધન કહ પરણ્યા પછી મારો માર ખાવાની છે. મામો કહે પછી ચાહ્ય તેમ કરજે. પછી પાપી ઉભો થયો કન્યાના સામુ જોઇ રહ્યો છે, પણ કન્યા તો સામુ શાની જુએ દાશીએ દ્રૌપદીને કહ્યું કે બાઈ સાહેબ છત્રપતી ઉઠયા, સામુ કેમ જોતાં નથી ? દ્રૌપદી કહે અહંકારી છે. તે મારે લાયક નથી. દાશી કહે ગમે તેવો પણ એને ઘેર જવાનું છે, દ્રૌપદી કહે એનાથી કાર્ય થવાનુ નથી. દાશી કહે જોઇએ છીએ કોનું સાચું થાય છે, એવામાં દુરીયોધન જળકુંડા આગળ આવ્યો, ભરી સભામાં દુરીયોધન કન્યાના સામું જોઈ રહ્યો છે, અને તેનુ મન લબ્ધ થઈ ગયું છે, એટલે સરવે ગુસ્સે થયેલી સભાએ આશીર્વાદ આપ્યો કે જેવો પાપી ચડે તેવોજ પડજો. પેલા ચાર જણા નીચું ઘાલીને બેઠા છે. તે મનમાં વીચારે છે, કે પાપી દુરીયોધન કયારે ચડીને હેઠો પડે. ભીમસેન ધર્મને કહેવા લાગ્યો કે પાપીનો અહંકાર નડજો અને તમારો દુરીયોધન ભાઇ પડજો ધર્મ કહે મુર્ખા એ શું બોલે છે, એ પડશે તેમાં આપણને લાંછન છે, માટે બોલ્યાવિના બેસી રહે દુરીયોધને સ્થંભને બાથ ભીડાવી એટલે શેવકોએ પાટીયું. ખેંચી લીધું. દુરીયોધન વાયુ વેગે દોડયો જાય છે. સરવે સભાએ વિચારયું કે કન્યા તો દુષ્ટ દુરીયોધન વરે તેમ ભાસે છે, એવામાં દુરીયોધન પોણા છ ગાઉ ચડયો પછી પ્રભુએ ઉંચું જોયું અને વિચાર કરયો કે પાપી મચ્છવેધ

કરશે. તેથી એકદમ બળ હરણ કરી લીધું, દુરીયોધનનો જીવ ગભરાયો અને પરશેવાના જેભે જેભ વળ્યા આંખોએ લીલાં પીળાં જણાવા લાગ્યાં વાયુ અતીશય વાયો તેથી સુદ્ધિ રહી નહી ને દુરીયોધન તો બુમો પાડે છે. કે મામા તથા કરણ મને ઝીલી લેજો પણ કોણ બાપ સાંભળે. પોણા છ ગાઉથી બુમ પાડે છે તેમાં પાછો વાયુ વાવા લાગ્યો તેથી કોઈ તેની બુમ સાંભળતું નથી. દુરીયોધનના હાથ પગ છુટી ગયા અને ઉંધે માંથે જળકુંડામાં પડયો, શેવકોએ ખેંચી કાઢયો. અને થાંભલો દુષ્ટના માંથામાં હીચકાવાથી કપાળ ફુટી ગયું. તેને મામાએ અને કરણે પાટો બાંધ્યો ગોરે આવી મુગટ લેઇ લીધો અને કહ્યું કે ચાર જણની જોડે જઈ ઉઘાડે માથે બેસો. દુરીયોધન કહે અમે ત્યાં બેસવા લાયક નથી. મામો કહે દુરીયોધન બેસ. હશે એમ જાણજે કે ઘરમાં બેઠાછીએ. પાપી કહે આ બેઠા એમ કહી ચારે જણની વચ્ચે જઇને બેઠો ચારે જણ કહે આવો આંધળાના છોકરા બેસો, દુરીયોધન કહે અમે કન્યાને વરવાના છીએ, અહીં બેઠા તેથી શુ થયું ! જરાસન કહે તારી મા ગાન્ધારીની સાથે લગ્ન કરજે, ગાન્ધારીને બે ધણી તેમાં વળી ત્રીજો થાય એમ ટંટો કરયા કરે છે. એવામાં કરણરાજા ઉભો થયો, વ્રકોદર બોલ્યો હે ધરમરાજા તમારા ભાઇએ ભરી સભામાં અજવાળું કરયું એવામાં કરણરાજા ઉઠયો અને જળકુંડા આગળ આવ્યો. દુરીયોધન કહે કરણ શા માટે ઉભો થયો ? કરણ કહે મચ્છવેધ નહી કરીએ તો કન્યા બીજાને હાથ જશે, અને આપણે જાન લેઇને પાછા જઈએ તો જગમાં નીંદા થશે, માટે હું મચ્છવેધ કરીશ. દુરીયોધન કહે તું મચ્છવેધ કરી કન્યાને પરણે અને હું પાછો જઉં એમ નથી કરવુ છો આબરૂ જાય. પાપીએ મામાને બોલાવ્યો. મામો આવ્યો, દુષ્ટ કહે મામા હુ વર છું, તે બેસી રહયો અને જાનૈયો કન્યાને પરણી જાય એ સારૂ કહેવાય નહી. મામો કહે તમે ને કરણ બે જાણો હું તો મારે આ ચાલ્યો એમ કહી મામો પોતાના આસન ઉપર બેઠો, દુરીયોધન કહે કરણ રાજા તું મચ્છવેધ કરે પણ કન્યાને હું પરણું એવું વચન આપે તો સ્થંભ ઉપર ચઢ, નહી તો પાછો જા, કરણ કહે હું મચ્છવેધ કરીશ અને કન્યા તમને વરશે એવું મારૂં વચન છે, એટલે દુરીયોધન કહે વારૂ, હવે ચઢીને મચ્છવેધ કર. કરણ રાજાએ વસ્ત્ર ઊતારયાં અને કચ્છ બીડી લીધો અને ધનુશ તથા ભાથો ખાંધે ભેરવી લીધો, પછી સ્થંભને બાથ બીડાવી એટલે શેવકોએ પાટીયું ખેંચી લીધુ કરણ રાજા વાયુ વેગે ચાલ્યો જાય છે, છ ગાઉ સુધી ચડયો અને ખીલાને તથા ત્રાંસને લટકી શ્વાસ ખાવા લાગ્યો

પ્રભુએ ઉંચું જોયું અને વિચારયું કે આ પણ મારો ભકત છે તેમ દાતાર છે તેથી ઉંચેથી નીચો ન પાડુંતો ઠીક, એમ ધારી નારદને બોલાવ્યા, નારદ ઋષિ પ્રભુને કહેવા લાગ્યા કે કેમ તેડાવ્યો પ્રભુએ કહ્યું કે કરણને નીચે ઉતારો તો ઠીક, નારદજી કહે બહુ સારૂ એમ કહી નારદ દ્રૌપદી પાસે આવ્યા. દ્રૌપદી સતી નારદજીને પગે લાગી. નારદજી આંખોમાંથી આંસુ કાઢવા લાગ્યા દ્રૌપદી કહે માહારાજા આવા આનંદના સમયમાં રૂદન કેમ કરો છો ! નારદ કહે જે રાજા સ્થંભઉપર ચડયો છે તેની નાત તથા જાતનું ઠેકાણું નથી વળી દાસી પુત્ર છે એના માબાપનું પણ ઠેકાણું નથી, પ્રધાનની નોકરી કરી ખાય છે. માટે તેની સાથે તમે પરણો તેથી હું દીલગીરછું તેથી તેને નીચે ઉતારો તો હુ ખુશી થાઉં. દ્રૌપદી કહે વારૂ માહારાજા હમણાં હું નીચે ઉતારૂંછું, નારદઋષિ અંતર્ધ્યાન થઈ ગયા, દ્રૌપદીએ ચાર દાશીયોને હુકમ કરયો કે તમે ચારે જણ સભામાં જઈ શંખ વગાડો અને ઝાહેર કરો કે આ દાશી પુત્ર છે તેમજ પ્રધાન છે તેથી કન્યા વરવાની નથી કામ કરશે તો પણ પાછો જશે. પછી ચાર દાશીઓ સભામાં આવી અને જળકુંડા આગળ આવીને ઉભી રહી. શંખ વગાડી લોકોને ઝાહેર કરવા લાગી કે આતો દાશી પુત્ર છે તેમજ વળી પ્રધાન છે માટે અમારાં બાઈ તેને વરશે નહી તેને હેઠું ઉતરવું હોય તો હેઠો ઉતરે અને કામ કરવું હોય તો કામ કરે મચ્છવેધ કરશે તો પણ કન્યા વરવાની નથી. કરણ આ સાંભળીને પશ્ચાતાપ કરવા લાગ્યો કે મને મ્હેણું દેઈ મારૂં અપમાન કરયું. કરણરાજા નીચે ઉતરી પડયો. દાસીયો શંખ વગાડી નાશી ગઈ. કરણરાજાનું મોં ઉતરી ગયુ છે એવી હાલતમાં નીચે ઊતરયો. દુરીયોધન કહે ભાઇ કન્યાએ તો લાજ લીધી મેંતો આશા રાખી હતી, પણ નીષ્ફળ ગઇ, કરણ કહે કોની માયે સવાશેર સુંઠ ખાધી છે, જોઊંતો ખરો કોણ મચ્છવેધ કરે છે. આભને અવની એક થાય પણ તને પરણાવીને લઇ જઇશ. દુરીયોધન કહે મામા કરણ કહે તે ખરૂં કે ખોટું મામો કહે ખરૂં જાણજે, દુરીયોધન કહે કોઇ મચ્છવેધ કરશે તો કેમ કરીશું, કરણ કહે જો કોઈ મચ્છવેધ કરશે તો બાણ મારી ઠેર મારીશ. દુરીયોધન કહે વારૂ ત્યારે હવે કન્યા કાંઇ જવાની નથી, મારે ઘેર બેઠી, પછી સૌ સભામાં બેસી રહ્યું છે, કોઈ ઊઠતું નથી. ધરૂપતરાજા અકળાય છે કે કોઇ ઊઠતું નથી માટે કન્યા કુંવારી રહેશે કે કેમ, અગર કોઈ હરણ કરી જશે તો મારે જોવું પડશે. માટે ઘેર જઇ ઝેર પી મારો દેહપાડુ વળી જોઊંછું કોઈ ઊઠે છે પણ સભામાંથી કોઈ મચ્છવેધ કરવા ઊભું થતું નથી તેથી ધરૂપતરાજા દીલગીર થઇ ઝેર ખાઇ મરણ

પામવા સારૂ પોતાના ઘેર જવા નીકળ્યો સ્વયંવરમાં એવી વાત ચાલી કે કોઈ મચ્છવેધ કરવા ઉઠતું નથી તેથી ધરૂપતરાજા મરવા સારૂ ઘેર ગયો બીચારાએ ખર્ચ કરયું તે ધુળ મળ્યું. એવામાં બળભદ્ર કૃષ્ણને કહેવા લાગ્યા કે ભાઇ ધરૂપત ઉપર મને દયા આવે છે, કારણ કે તેણે એટલો બધો ખરચ કરયો છે તે નીસ્ફળ જાય છે, માટે તમે કહો તો હું મચ્છવેધ કરૂં, પ્રભુએ વિચાર કરયો કે પાંડવો માટે પાંચ જણાને નીચે પાડયા અને હવે મારા મોટા ભાઈ ચઢે છે, તેથી યુક્તિ કરી તેમને રોકી રાખુ તો ઠીક એમધારી પ્રભુએ બળભદ્રને કહ્યું કે મોટાભાઈ રૂપાળી કન્યા દેખીને તમારૂં મન ચળીત થયું કે શું! તમે ઘરડા થયા તેથી તમારી બુદ્ધિ નષ્ટ પામી, હું તમારાથી નાનો ભાઈ છું. માટે મારા આગળ વાત કરતાં શરમ નથી આવતી! બળભદ્ર શરમાઇને બેસી રહ્યા. વળી કૃષ્ણને કહેવા વાગ્યા કે આ વખત આપણી કુંતા ફોઇના પાંચ પુત્ર હોત તો મચ્છવેધ જરૂર કરત અને ધરૂપતની પુત્રીને વરત પ્રભુએ કહ્યું પાંચ પાંન્ડવમાંથી એકને બતાવું તો શું આપશો, બળભદ્ર કહે જો બતાવે તો મારા અત્યાર સુધી કરેલાં સુકિત પાંચમાંનો જે મચ્છવેધ કરવા ઉઠે તેને અરપણ કરૂં, પ્રભુ કહે વચન આપો. બળભદ્રે વચન આપ્યું વચન લેઇને પ્રભુ હશી પડયા બળભદ્ર કહે કેમ હસું આવ્યું! પ્રભુ કહે પાન્ડવો કયાં ને વાત શી બળભદ્ર કહે હું તારા જેવડો છું, તે તું મારી મસ્કરી કરે છે,! પાન્ડવો નહોતા ત્યારે વચન શા માટે માગ્યું એમ બળીભદ્ર ક્રોધે ચઢયા એટલે પ્રભુ સભામાં કૌરવો ના જથામાં દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્ય, વીદુર એ ચારની પાસે આવ્યા, તવ ભીષ્મ કહે પધારો ભીષ્મ કૃષ્ણને કહેવા લાગ્યા કે હે જગતપતી ધરૂપતનો બધો ખર્ચ કરેલો નીષ્ફળ જાય છે જો આ વખત અમારા પાન્ડવો હોત તો મચ્છવેધ કરી કન્યાને વરત કૃષ્ણ કહે હું પાંચ પાન્ડવમાંથી એકને બતાવું તો શું આપો. ચારે જણ કહે જો બતાવો તો અમારૂં સુક્રીત આપીએ, કૃષ્ણે ચારે જણ પાસેથી વચન લઇ લીધા, પછી હસી પડયા, ચારે જણે કહ્યું કેમ હસી પડયા! પ્રભુએ કહ્યું પાન્ડવો કયાં ને વાત શી ચારે જણ કહે ઘરડા થયા તો પણ તમારી મસ્કરીની ટેવ નથી જતી એમ કહી પ્રભુ પોતાના આસન ઉપર જઇને બીરાજ્યા, હવે ધરૂપત રાજાએ પોતાના સાતમે ગાળે જઈ વીખનો પ્યાલો તૈયાર કરી ધરૂપને પ્યાલો હાથમાં આલ્યો, ચક્ષુમાંથી ચોધારે આંસુની ધાર ચાલી જાય છે અને મુખમાંથી એવું બોલતો જાય છે કે હે વેદવ્યાસજી તમે મ્હારા કીયા ભવના શત્રુ હતા તે મારે સેર સુળી રોપાવી મચ્છવેધ થયો નહી ને સુળી કેહેવાઇ એમ કહી વિશ મોઢે

માંડવા જાય છે કે એકદમ વેદવ્યાસ આવ્યા ને ધોલ મારી પ્યાલો પાડી નાં-ખ્યો. અને રાજાનો હાથ ઝાલ્યો, વ્યાસજી કહે મુર્ખા શા માટે આપઘાત કરેછે! ધરૂપત કહે વાહવાહ મહારાજ તમે ખરા મારા વ્હાલેશરી છેવટ મારે આપઘાત કરવો પડે છે દુનીયાનું એવું લાંછન માથે આવ્યું કે ધરૂપત રાજાએ કન્યાને માટે રાજાઓને સુળીએ ચઢાવ્યા, વ્યાસજી કહે જે ભાઇ જેટલા ચઢીને પડયા, તેટલા તારી પુત્રીના લાયક નથી ત્યારે ધરૂપત કહે ત્યારે માહારી પુત્રીના લાયક કયાં છે ને હોય તો તે કેમ ઉઠતો નથી વ્યાસજી કહે એને કન્યાનો મોહ નથી, માટે હું કહુ તેમ કરો તું અને તારો ગોર બંન્ને રાજા, રૂષિ અને યાદવો આ ત્રણે સભામાં ફરજો અને હાથ જોડીને એટલું કહેજો કે રૂપ રંગનું કામ નથી ફકત અમારે તો ક્ષત્રીની જરૂર છે માટે જો કોઇ ક્ષત્રી જાતી કામ કરી શકે તેવો હોય તેમ છતાં જાત છુપાવીને બેસી રહે તેને બ્રહ્મહત્યાનું પાપ છે, એટલે પા-પના ભયથી તે ઉઠશે, ધરૂપત કહે વારૂ મહારાજા તમારૂં વચન માંથે ચઢાવ્યું, પછી વ્યાસજી અંતરધ્યાન થઇ ગયા. ધરૂપતરાજા આંસુ લુછી નાંખીને સભામાં આવ્યો. ગોરને કહ્યું કે મહારાજા ચાલો મારી સાથે આવો ગોર તથા રાજા યા-દવોમાં હાથ જોડીને ફરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે અમારે રૂપ રંગનું કામ નથી જાતે ક્ષત્રી હોવો જોઇએ. જો કોઈ જાત છુપાવી બેસી રહેતો તેને બ્રહ્મહ-ત્યાનું પાપ છે, યાદવો વીચાર કરવા લાગ્યા કે આપણામાં તો કોઈ જાત છુપા-વીને બેઠેલું નથી. યાદવોમાંથી તો કોઈ ઉઠયું નહી તેથી રાજા આક્રંધ કરતો કરતો રાજ્ય સભામાં ગયો, એટલે દુરીયોધન કહે મામા ધરૂપતરાજા કન્યા મને પરણાવવાનો વીચાર કરીને આવ્યો મામો કહે કન્યા તો તનેજ વરી ચુકી છે, દુરીયોધન કહે મામા તમે વિવાહનો સામાન સજો એટલામાં ધરૂપતરાજા કહેવા લાગ્યો કે રૂપ રંગનું કામ નથી જાતે ક્ષત્રી હોવા જોઇએ, અને જે ક્ષત્રી જાત છુપાવીને બેસી રહે તેને બ્રહ્મહત્યાનું પાપ છે, દુરીયોધન કહે અહીં કોણ એનો બાપ જાત છુપાવીને બેઠો છે. ત્યાંથી પણ કોઇ ઉઠયું નહી ત્યારે રાજા રૂ-દન કરતો કરતો બ્રહ્મ સભામાં ગયો ત્યાં હાથ જોડીને કહેવા લાગ્યો કે રૂપ રંગનુ કામ નથી ફક્ત ક્ષત્રીની જાત હોવી જોઇએ. જો કોઈ ક્ષત્રી જાત છુપાવીને બેશી રહે તેને બ્રહ્મહત્યાનું પાપ છે. ધરમરાજા અર્જુનને કહેવા લાગ્યા કે ભાઈ વી-ચાર કરો. આપણ જાત છુપાવીને બેઠા છીએ. માટે આપણને બ્રહ્મહત્યા લાગશે ભીમ કહે ખરી વાત છે, મોટા ભાઇ મને રજા આપો તો સ્થંભને મુળમાંથી ઉખેડી નાંખું. ધર્મરાજા કહે તું તારે પ્રભુનું ભજન કર. ધર્મ અ-

ર્જુનને કહેવા લાગ્યા કે અર્જુનજી કુળના હીરા ઉભા થાઓ. ભીમ કહે ભલે અર્જુનજી ઉભા થાઓ કાર્ય કરીને પડતું નાંખજો એટલે હું ઝીલી લેઇશ અર્જુન કહે ભીમસેન ભાઈ મને તમારી ચીંતા છે, તમે તોફાન કર્યા શીવાય બેસી રહો તો હું ઉઠું. ભીમ કહે હવે તોફાન કરવાનો નથી પછી અર્જુન ધર્મરાજા-ની આજ્ઞા લેઇને ઉઠયો. મોંઢેને માથે કેશ ઉંગી ગયા છે. તંગીઓ કુરતું શરીરે પહેરેલું છે અને માથે ફાટેલુ ફાળીયું બાંધી લીધું છે, ધરૂપતરાજા નીરખવા લાગ્યો કે આ વળી કોણ ઉભું થયું. અર્જુનજી ઉઠીને બ્રહ્મ સભામાં ધરૂમરૂષિ-ની આગળ આવી પગે લાગ્યો ધરૂમને કહેવા લાગ્યો કે માહારાજા તમારા પુન્ય પ્રતાપથી મચ્છવેધ કરીશ માટે મને આજ્ઞા આપો. ધરૂમરૂષિ વિદ્યારથીઓને સમ-સ્યા કરીકે જુઓ મઠમાં પેસવા દીધાનું ફળ નીકળ્યું જાતનો કૈડવો કાપડી છે, અ-ને રૂપાળી કન્યાનો મોહ લાગ્યો તેથી મચ્છવેધ કરવા ઉઠયો છે, એવામાં પ્રભુ ઉભા થઇને ત્યાં આવ્યા એટલે તેમને પુછવા માટે ધરૂપતરાજા ચાલ્યો. ધરૂપતે કહ્યું અરે માહારાજા આ કુપાત્ર કોણ ઉભું થયું ! પ્રભુ કહે કુપાત્ર નથી એજ તમારો જમાત્ર છે, એટલે ધરૂપતને માઠું લાગ્યું. ધરૂપત કહે મહારાજ વીચાર કરીને બોલો પ્રભુ કહે ખોટું પડશે તો મારો બનેવી કરીશ. એટલે ધરૂપત વી-ચારમાં પડયો કે અવીનાશી પ્રભુ આ શું બોલ્યા. પછી બંને આંગળીયો ઝાલી ધરૂમરૂષિની પાસે આવ્યા પ્રભુ ધરૂમને કહેવા લાગ્યા કે માહારાજા શું તમારો મીત્ર છે કે તમારી આજ્ઞા માગે છે, એટલે ધરૂમને ક્રોધ ચઢયો અને બોલ્યા કે અરે પ્રભુ હું તેને ઓળખતો પણ નથી પ્રભુ કહે ઓળખતા નથી ત્યારે તમા-રી પાસે આજ્ઞા કેમ માગે છે, રૂષિ કહે જાતનો કૈડવો કાપડી છે અમારા મઠની પાસે રહેતો હતો અને પ્રભુનું ભજન કરતો હતો. આજ વળી કન્યાનો મોહ લાગવાથી ઉઠયો હશે, પ્રભુ કહે તમારી પાસે આજ્ઞા માગે છે. માટે તેને ખુશી-થી આપો ધરૂમ કહે વાહ માહારાજા તમે આજ્ઞા અપાવો અને કાર્ય ન થાય તો મારૂં વચન જાય પ્રભુ કહે વચન નહી જાય આજ્ઞા આપી દો શાને માટે વાર કરો છો એટલે રૂષિ રીસ ભર્યા બોલ્યા કે પ્રભુના વચને અને મારા વચને તારાથી મચ્છવેધ થજો અને તારૂં સઘળું સંકટ દુર થજો પ્રભુએ આજ્ઞા અપા-વી માટે તે ફળ પણ તને મળજો અનર્જુજી શીશ નમાવીને બોલ્યો માહારાજા તમારૂં વચન ફળજો એમ આશીરવાદ લેઇ નીચી દ્રષ્ટીએ જોતો જોતો જળકુંડા આગળ જઇને ઉભો. સકળ સભા સામુને સામુ જોઈ રહી છે, પછી પ્રભુએ ધરૂપતને કહ્યું કે હું મારા આસન ઉપર જઉછું પણ તું આ પુરૂશની પાસે ર-

હેજે અને તે જે માગે તે આપજે એમ કહી પ્રભુ આસને જઈ બીરાજ્યા. દુરીયોધન કહે મામા દ્વારકાંવાળો કાળીઓ સભામાં દોડા દોડ કરે છે, મામો કહે છો ફાંફા મારે રૂપાળી કન્યા તને પરણાવ્યા વિના છુટકો થવાનો નથી. અર્જુનજીને દુરીયોધન જુએ છે. અને વિચાર કરીને મામાને કહેવા લાગ્યો કે નેત્ર નાશીકા ઉપરથી મને અર્જુન જેવો લાગે છે. મામો કહે લાખાગ્રહમાં બાળે ત્રણ વરસ થયાં, રાખોડી થઈ ગઈ હવે પાંડવો કયાં ને વાત શી જો જીવ્યા હોયતો આપણને ખબર પડયા વિના ન રહે. દુરીયોધન કહે મામા માનો ન માનો પણ જરૂર અર્જુન જેવો મને આભાસ પડે છે; મામો કહે જો ભીમ સંતાયો હશે અને આવશે તો કાળો કેર કરશે અને ઠેર મારશે, દુરીયોધન કહે મામા અર્જુન હશે તો કેમ કરીશું ! મામો કહે આનો કોક ભીખારી છે અર્જુન હોય તો એની સાથે ભીમસેન કેવારનો આવ્યો હોય પાપી બોલ્યો ખરી વાત મામા હવે મેં નીશ્ચે જાણ્યું કે અર્જુન નથી, એમ બન્ને દુષ્ટ માંહોમાંહે વાતચીત કરે છે, ધરૂપતરાજા તથા દ્રોણીક ગોર અર્જુનજીને પુછે છે કે હે ઉભા થનાર જે સામગ્રી જોઇએ તે માગી લ્યો. અર્જુન કહે ધનુષ તથા ભાથો એ બંને ચીજો આપો, ધરૂપતે શેવક મોકલી દસવીસ હથીયાર મંગાવ્યાં, શેવકોએ લાવી અર્જુન આગળ મુકયાં, અર્જુને આયુધ જોઇને બોલ્યો હે ધરૂપત રાજા આ હથીયાર મારે કામમાં નહી આવે, કરણરાજાની પાસેથી ધનુશ બાણ માગી લાવો, ધરૂપતરાજા કરણની પાસે ગયો અને કરગરીને કહેવા વાગ્યો કે મને તમારાં ધનુશ બાણ આપો. કરણ કહે દુરીયોધન કહે તો આપું, ધરૂપતરાજા ધુજતો ધુજતો દુરીયોધનની પાસે આવ્યો. અને આજીજી કરીને કહેવા લાગ્યો કે કરણરાજા પાસેથી મને ધનુશ બાણ થોડીવાર અપાવો દુરીયોધન ગાજીને બોલી લડયો, આયો જા દુરમતી આયુધ મળવાનાં નથી, આવું સાંભળીને ધરૂપતરાજા અકળાયો. એટલે પ્રભુજી આસન ઉપરથી ઉઠીને ધરૂપતની પાસે આવ્યા, પ્રભુ ધરૂપતને કહેવાગ્યા કે કેમ ગભરાય છે ! શા માટે દીલગીર થાય છે ! ધરૂપતરાજા કહે ઉભા થનારે ધનુશબાણ કરણના માંગ્યા છે. તે દુરીયોધને આપવાની ના પાડી. પ્રભુ કહે હથીયાર અપાવું પણ હાયેહા કરતો જજે, પ્રભુ પાપીની પાસે આવીને બોલ્યા કે છત્રપતિ ધરૂપતને આયુધ કેમ આપતા નથી, આયુધ આપવાનાં કબુલ કરો તો તમને પેચ બતાવું દુરીયોધન કહે શો પેચ બતાવો છો, ત્યારે પ્રભુ કહે ધરૂપતરાજાની પાસેથી એટલું લખાવી લ્યો કે જો આ ઉભા થનારથી કાર્ય ન થાય તો કન્યા તમને પરણે. પછી આયુદ્ધ ખુશીથી આપો. ચઢનારો કોક

જંગલી જેવો દેખાય છે તેનાથી કામ બનવાનું નથી આખરે કન્યા તમને વરશે પહેરામણી પણ પુષ્કળ મળશે અને તમે કહેતા હોઓ તો હું પાસે રહીને તમારો ઘાટ બેસાડું. દુરીયોધન કહે વાહવાહ મહારાજા ધરૂપતને સમજાવીને લખાવરાવો અને મારો ઘાટ ઘડાવો પ્રભુએ રાજાને બોલાવ્યો. પ્રભુએ રાજાને કહ્યું કે દસ્તાવેજ કરી આપે તો દુરીયોધન આયુદ્ધ આપે દસ્તાવેજ એવો લખી આપો કે ઉભો થનારો આયુદ્ધ લેઇને મચ્છવેધ કરે તો કન્યાને તે વરે. જો તેનાથી મચ્છવેધ ન થાય તો છત્રપતીને વરે અને છત્રપતી ઉભા થનારનાં નાક કાન કાપે. ત્રાંબાના પત્રા ઉર લેખ લખી આપો મામા કહે ચઢનારાનું શરીર ધુજે છે અને પગ ફરી જાય છે માટે તેનાથી મચ્છવેધ થવાનો નથી, આખરે કન્યા તને વરશે માટે આયુદ્ધ આપ, દુરીયોધન કહે મામા કૃષ્ણને આપણ દ્રોહી જાણતા હતા પણ પ્રભુ તો પાસે રહીને આપડો ઘાટ કરશે આપણે તેમનો ગુણ ન ભુલવો જોઇએ હે પ્રભુ શાબાશ, શાબાશ મારે માટે ઠીક તસ્દી લીધી. પ્રભુ કહે હજી તો ઉપર રહીને તમારો ઘણો ઘાટ ઘડવો છે દુરીયોધન પ્રભુની ઉલટ વાણીને સમજ્યો નહી અને કરણની પાસેથી ધનુશ ભાથો બાણ વીગેરે મંગાવીને આપ્યાં, ધરૂપતે અરજુનજીને આપ્યાં કુંતા સુતે ખાંધ ઉપર ધારણ કર્યો પ્રભુ સીંહાસન ઉપર જઇને બીરાજ્યા, દુરીયોધન કહે મામા મને વ્હેમ પડયો છે, મામો કહે શો પાપી કહે જ્યારે અર્જુને વડવેધન કર્યો હતો ત્યારે પણ કરણનાં ધનુશ બાણ માગ્યાં હતાં અને આજ પણ માગ્યાં, તેથી મને તો એમ ભાસે છે કે નિશ્ચે અર્જુન છે. મામો કહે અર્જુન હોય તો ભીમ ઢાંકયો ન રહે. એમ વાતો કરી મન વાળતા જાય છે. પછી અર્જુનજી જળ કુંડાળે પ્રભુનું સ્તવન કરે છે, નમ્રતાથી બન્ને હાથ જોડયા છે અને પ્રેમ લક્ષણાથી પ્રભુને અરજ કરે છે કે હે રણછોડ ! દુઃખરૂપ સંસારમાંથી મુક્ત કરનાર મારા નાથ આ વખતે સઘળો આધાર તારો છે, બ્રહ્મહત્યાનું પાપ માંથે બેસવાથી ઉઠયો છું કાંઈ કન્યાનું રૂપ જોઇને અથવા વિશય જાળમાં મોહીત થઇને ઉભો થયો નથી દીનબંધુ તારા વિના કોણ લાજ રાખે. દુષ્ટ બુદ્ધિના કૌરવોએ નાક કાન કાપવાનાં લખી લીધાં, ધરૂપતરાજાએ લખી આપી પત્ર પાપીઓને સોંપી દીધો, નાક કાન બચવાં ન બચવાં એ આપને હાથ છે. નાક કાન કપાશે તો જગતમાં મારિ ફજેતી ગણાશે. તે લાજ તમને છે. માટે મારા પ્રભુ જરૂર આ સમે લજ્યા રાખજો મારી ફજેતી થશે તે તમારીજ થઈ એમ હું જાણીશ જસના ભોકતા તમે છો. પાપની બીકથી ઉઠયો છું સઘળી જગોએ મારી શોભા રાખી છે તેવીજ આ ઠેકાણે રાખજો

ડવેધનમાં ગુરૂની લજ્યા રાખી, ભીમને વિશના લાડુથી બચાવ્યો લાખાગ્રહમાં
ગ્નીથી બચાવિ લીધા, હે દીનબંધુ હેડંબાસુર ચોરી ગયો હતો તે વખત
ીમને બળ આપ્યું હતું કબીરાને ત્યાંથી પણ અમને ઉગારી લીધા, ( તેવી
તે ) હે મારા નોંધારાના આધાર ભકત વત્સલ પ્રભુ મછ્છવેધ કરવાનું સામ્રથ
ારામાં નથી મારે માંથે તો સાચો ધણી તુંજ છે તેથી મને બળ આપજે
ને મારી લજ્યા રાખજે એ પ્રમાણે અરજુન પ્રભુનું સ્મર્ણ કરતો કરતો સ-
ળ સભાને પગે લાગ્યો ગુરૂજીને તથા બ્રાહ્મણોને સર્વને ચરણે પડયો, પછી
ઈ ન જાણે એમ કૃષ્ણ પ્રભુને અતીશય પ્રેમ વડે કરીને નમ્યો. કન્યાના સામી
ષ્ટી કર્યા સીવાય શ્રી હરિનું સ્તવન કરતો કરતો જળ કુંડાળાની આસપાસ
રવા લાગ્યો સભામાં ડાહ્યા ડાહ્યા પુરૂષોએ વીચાર કરયો કે ચઢનારો કોઈક
ંચ જાતી છે, કારણ કે ઉંચ સીવાય બીજો નમે નહી, ગમે તેવો હશે પણ
ૂર કામ એનાથી થવાનું છે. જેમ ઉંટ તાડ વીગેરે ઉંચાં હોય છે તેની મા-
ક નીચ અક્કડ રહે છે અને શાળીનું વૃક્ષ હોય છે તે જરૂર નીચું નમે છે,
ટે ઉંચ નીચ તુરત જણાઈ આવે છે જેમ કે आक्राति गुनान कथयाति આકૃતિજ
ણોનુ કથન કરેછે માટે નીચ કદી નથી નમતો એવી સભામાં ચરચા ચાલી રહી
. દ્રોપદી અરજુનજીના સામુ જોઈ રહી છે એટલે દાસી બોલી કે બાઈ સાહે-
! આવા ચીંથરીયા પ્રાણી ઉપર આપ શું મોહીત થઇ જોઈ રહ્યાં છો ? દ્રૌપ-
એ જવાબ આપ્યો હે દાસી ! એને તું ગરીબ ન ધારીશ એ કોઇ બાહાદુર
ત્રી બાળક છે, એ છાનું રત્ન છે, દાસી કહે બહુ સારૂ, આપ કહોછો તેને માટે
રાખોટાની પરીક્ષા હમણાં ખબર પડશે. દ્રૌપદી કહે છે અહંકારી અભીમાની
ગુ નથી અને નમ્રતાવાળો છે માટે કોઈક ઉંચનો કુંવર છે. દાશી બોલી જે
ો તે હમણાજ જણાશે. એ વખતે દુરીયોધન કહે છે મામા ! આ ઉઠનારો
ાતે કોણ હશે. મામો કહે એને નાત શી ને જાત શી. કોઇક વનમાં રહેનારો
ંગલી છે. કન્યાનું સ્વરૂપ જોઇને મોહ થયો હશે તેથી ઉભો થયો છે. એનું
રીર થરથર ધ્રુજે છે, પગ અમળાઇ જાય છે એનાથી શું મચ્છવેધ થશે, હ-
ણાં પાંચ પચા ડગલાં ચઢતામાં પાણીમાં આવીને પડશે. કરણરાજા બળવાન
એવું જાણીને ધનુષ ભાથો માગી લીધો છે પણ એનાથી કાર્ય થવાનું નથી.
લકુલ ગભરાઇશ નહી, રૂપાળી કન્યા તનેજ વરવાની છે, દુરીયોધન કહે
કે મામા હવે મને ચીંતા નથી રૂપાળી કન્યા મારા ગેર આવીજ ચુકી. મામો
વળી હું કહુંછું તે તું ધ્યાનમાં લે મચ્છવેધ કરવો એ નાંનાં છોકરાનાં

ખેલ નથી, પહેલી ઘાંટી એવી છે કે બળવાન હોય તો થાંભલાં ઉપર ચઢે પણ ત્રાજવામાં બે ચરણ મુકવા એ ઘણુંજ કઠણ છે એક ચરણ ત્રાજવામાં મુકે તો બીજું ત્રાજવું ખસી જાય, જો ઉપરથી પડતું મુકી ત્રાજવામાં બંને ચરણ સાથે મુકે અને ઝોલ્લો લાગે તેથી પણ ત્રાજવા ભમી જાય તેમ છતાં એક તરફની સાંકળ ઝાલે તો બીજું ત્રાજવું ઉંચું થાય, ચરણ મુકવો ફાવે નહી અને એકદમ ઉંધે માંથે જળમાં પડે એ પ્રમાણે ત્રાજવામાં ઉતરવા કોઈ ઉપાય નથી કદાપી ત્રાજવામાં બંને ચરણ ઠેરવ્યા તોપણ કામ થાય તેવું નથી, ધારો કે ત્રાજવામાં પગ મુકે પણ ધનુશ કેમ કરીને ચઢાવે. ધનુશ વાંકુ વાળવા છેડો શા ઉપર મુકે એક તરફ મુકી બળ કરે તો બીજું ત્રાજવું ઉંચું ચઢે, પગ પહોળા થઇ જાય અને પાણીમાં આવીને પડે, તેમ છતાં ધનુષ ચઢાવે તો પણ મચ્છ છ ગાઉ ઉંચું છે તેને નીચે પાણીમાં જોઇને તાકવું, અને લોચન તથા પુંછ વીંધવું એક બાણે ત્રણ કામ કરવાં એ કદી બનનાર નથી. એવી એવી ઘણી ઘાંટી છે માટે કાંઇ ઉપાય ચાલે તેમ નથી. દુરીયોધનનું મન વળાવીને મામો આસન ઉપર જઇને બેઠો, એટલે ધરૂપતરાજા અર્જુનજીને કહેવા લાગ્યો કે તમારાં વસ્ત્ર ઉતારી કચ્છ ભીડી લ્યો, અર્જુન કહે તમારે કામ કરવાથી કામ છે કે વસ્ત્ર ઉતરાવવાં છે! એમ કહી પાટીયા ઉપર ગયો, સકળ સભાના દેખતાં સ્થંભને પગે લાગ્યો તંગીયો, કુરતુ પહેરી લીધું છે અને માથે ફાટેલો ફેંટો બાંધ્યો છે, ઇશ્વરનું સ્મરણ કરીને સ્થંભને બાથ ભીડાવી એટલે ધરૂપતના શેવકોએ પાટીયું ખેંચી લીધું. એ પ્રકારે વૈશમપાય રૂષિ જન્મેજે રાજાને કહે છે કે અર્જુને ઇશ્વરનું સ્મરણ કરીને એક પગલું ભરયું, એને પ્રભુ પ્રસન્ન છે તેથી બીજું પગલું ભરયું, એને ચઢતાં પાડવાનો ભય નથી, એના ચાર ભઈ જોઈ રહ્યા છે, એને દેખીને દુષ્ટ પુરૂષોના મનમાં દવેશ આવે છે. થંભ કડકડાટ થાય છે, ધરૂપતી જોઇ રહી છે. અર્જુન પ્રભુનું સ્તવન કરતો કરતો વીશ પગલાં ચઢયો, પછી દશકે દશકે વધવા માંડયો. ઇશ્વરને યાદ કરતો જાય છે અને પગલાં ભરતો જાય છે. કોઈ જાતની મનમાં ચીંતા કરતો નથી. પતંગ જેમ દોર માગે તેવી રીતે ઝપાટાથી સુંસરો ચાલ્યો જાય છે, સરવે સભા વિસ્મય પામી કે ધન્ય છે આના માત પીતાને; આ ચઢયો તે પ્રમાણે કોઈ ચઢયો નહોતો. વાયુવેગે પ્રભુ પ્રભુ નામ જપતો દોડયો જાય છે એમ કરતાં કરતાં છલંગ મારીને આડા વાંસના ખીલાને જઈ બાઝી પડયો, ને તે ખીલાને લબડીને એક ઘડીવાર સ્વાસ લીધા પછી વીચારયું કે હે ઇશ્વર બે ત્રાજવામાં કેવી રીતે ઉતરવું. એવામાં

દુરીયોધન બોલ્યો મામા તમે કહેતા હતા કે ચઢનારો પડશે પણ આતો પુર-પાટે ચઢયો. મામો કહે એતો જંગલમાં તાડ ઝાડ ઉપર ચઢેલો તેથી ચઢવાની રીત જાણી પણ બન્ને ત્રાજવામાં બે ચરણ કેવી રીતે મુકશે એજ મરવાની ઘાંટી છે. માટે નિશ્ચે કન્યા તારી છે, પાપી કહે વારૂ મામા, રૂપાળી કન્યા મારી થશે માટે વિવાહનો સામાન તૈયાર કરો. અર્જુને ત્રાજવા ભણી નજર કરીને જોયું અને લાંબો હાથ કરયો પણ ત્રાજવાની દાંડી હાથમાં આવતી નથી. થાંભલે થોડો પાછો ઉતરી ત્રાજવામાં પગ મુકું તો હેલકારાથી ત્રાજવું આઘું પાછું થઈ જાય. વચમાં ટટળી પડું તો નીચે જાઉં. પડતું નાંખીને ત્રાજવામાં પડું તો ત્રાજવાં સ્થીર કેમ રહી શકે. પડતાં શરીર ધારણ રાખું તો વાંધો મટી જાય. પણ શરીરને ધારણ રાખું એટલું મારામાં બળ નથી, અરેરે વિશ્વપતી હવે શું થશે. મને ઉઠાડીનેસ્થંભે ચઢાવ્યો અને હવે લાજ લેવા માંડી, અરે મારા નાથ ચઢાવીને બનાવો એ આપને ઘટતું નથી, આવું આરાધન સાંભળીને પ્રભુને ચીંતા થવા લાગી. પ્રભુ ભકતને આધીન છે તેથી એક કળાનું બળ અર્જુનને આપ્યું એટલે અર્જુનના શરીરમાં શકિત આવી તવ વિચાર સુઝયો કે માનો ન માનો પણ મચ્છવેધ કૃષ્ણ પ્રભુજ કરાવે છે. ધણી છે તે સાચો છે જે કરે છે તે ઠીક કરે છે માટે મીથ્યા મારા મનમાં ભય રાખુંછું હવે બીક ન ધરવી પરમાત્માનું સ્મર્ણ કરીને પડતું નાંખ્યુ, એમ સમજી પડતું મુકયું દૈવયોગે બે ત્રાજવામાં બે ચર્ણ પડયા તેથી ત્રાજવાં સરખે બોજે સ્થીર રહ્યાં. સકળ સભા ખડખડ હસી પડી અને એકદમ બોલી ઉઠી કે ચઢનારાને શાબાશ છે, અરજુનનું પરાક્રમ જોઇને પાપી દુરીયોધન ઉદાશ થઈ ગયો. મામાને કહેવા લાગ્યો કે તમે કહેતા હતા કે ત્રાજવાં સ્થીર નહી રહે પણ આતો ત્રાજવાંની ઘાંટી મટી ગઇ. મામો કહે ભવીશ તારૂં. હજુ ધનુશ શી રાતે ચઢાવશે ધનુશને વાંકુ વાળશે એટલે ત્રાજવાં ભમી જશે. ચઢનારો નીચે પડશે એટલે તારૂં ભાગ્ય ઉઘડી જશે અને કન્યા તને વરશે, પાપી કહે સાબાશ મામા રૂપાળી કન્યા મારૂં રમકડું બનશે, અર્જુનજી ત્રાજવામાં ઉભો રહ્યો છે તે વખતે કૃષ્ણ પ્રભુએ તેના સામુ જોયું, અને પોતે વીચાર કરે છે કે સર્વ સભા શોભે છે, તેમ દ્રૌપદી પણ શોભે છે, અને મારો ભકત જરા પણ શોભતો નથી એની પાસે વસ્ત્ર સણુગાર નથી એમાં ઇજત મારી ઘટે છે કહેશે કે શું ભંડાર ખુટયો હશે, એમ જાણીને ભકતની ભીડ ભુદરાએ પ્રેરણા કરી નારદજીને બોલાવીને શામળીયાએ સમજાવ્યા, નારદજી સ્વર્ગમાં ઈંદ્રની પાસે ગયા, ઈંદ્ર કહે પધારો મહારાજ, ના-

રહજી કહે કુંતાજીને આપેલો અર્જુનજી નામનો તારો પુત્ર છે તે મચ્છવેધ કરે છે પંચાળ દેશમાં ધરૂપત રાજાને ત્યાં કામ આરંભેલું છે, ગાભા જેવા વસ્ત્રો વહેરીને સ્થંભે ચઢયો છે, રાજા, રૂષિ, યાદવ, રઇયત સરવે શોભે છે અને તારો પુત્ર મેલોઘેલો દેખાય એમાં તારી નીંદા થાય છે લોક કહે છે કે ફેગટીયાયે ફાટેલાં વસ્ત્ર પહેર્યો છે શું એના બાપના ઘરમાંથી છેક ખાવાનું ખુટયું હશે આવું સાંભળીને મારૂં મન ખેદ પામ્યું તેથી હું તને કહેવા માટે આવ્યો છું વાસ્તે તુ ત્યાં જઇને વસ્ત્ર આભુશણ પહેરાવ અને સભામાં શોભાવ એમ કહી નારદ ત્યાંથી વિદાય થયા, ઇંદ્રે તુરત તેત્રીસકોટી દેવતાઓને આજ્ઞા કરી કે સઘળા વીમાનમાં બેસે અને ચંદન, પુષ્પ, દુડભી ડંકા વિગેરે સાથે રાખો, દેવલોકો તૈયાર થયા અને ઇંદ્રની પાસે અંતરીક્ષ આવ્યા, સભામાં સત્ય વાદી બેઠા હતા તેમને દર્શન થયાં, સત્યવાદી વીચાર કરે છે કે તેત્રીસકોટી દેવતા તથા ઇંદ્ર હર્શ ભર્યા આવ્યા છે તેનું શું કારણ હશે કેટલાક વીચારે છે કે ચઢનારો કોઇ દેવ હશે કોઇ કહે છે કે શીવ હશે કોઇ કહે છે વિષ્ણુ હશે જે જેની મરજીમાં આવે તેમ બોલે છે, દુષ્ટ લોકોને તો દર્શન થયાંજ નહી તેથી તે તો જાણે છે કે ચઢનારો જંગલી છે, એવામાં ઇંદ્રે ત્રાજવામાં અર્જુનને દીઠો, પુત્રને દેખીને લજ્યા આવી તેથી તેણે આયુદ્ધ લીધાં ઇંદ્રરાજાએ પોતાના પુત્રને શણગાર પહેરાવવા ધનુશબાણ ધારણ કર્યું તે પ્રભુ બેઠા બેઠા જોયાં કરે છે, ઇંદ્ર રાજાએ પહેલું બાણ મારિ અર્જુનજીનું માથાનું ફાળીયું સભામાં પાડી નાંખ્યુ,સકળ સભા ખડખડ હશી પડી, ઇંદ્રરાજાએ બીજા બાણે ક્ષૌર કરાવી મુગટ પહેરાવી દિધો ત્રીજે બાણે મુખવાસ આપી લાલ મોંઢું કરાવ્યું, ચોથે બાણે તંગીયા ઉપર સુરવાળ પહેરાવ્યો, પાંચમે બાણે કવચબક્ત પહેરાવયા છહેબાણે જર્રીનો જામો પહેરાવ્યો ને કમરપટો બંધાવ્યો, પછી ગૌરાસ્તર બાણ મારી શરીરને ગૌર બનાવ્યું પછી બાણ મારી શરીર ઉપર શણગાર પહેરાવ્યા, કેહેડમાં કંદોરો, માંથે મોતીનો તોરો, કડાં, સાંકળાં, વેઢ, વીંટી, બાજુબંધ, કાનમાં કુંડળ, હીરાના હાર, મોતીની માળા એ સરવે પહેરાવી દીધાં એટલે અર્જુનજી વીચાર કરે છે, કે આ શું સ્યામ છોગાળાએ કૃપા કરિ ! સકળ સભા જોઇને વીસ્મય પામી જગતપતી પણ ખુશી થયા, પ્રભુએ જાણ્યું કે ગોરો થયો પણ જરાએ તેજ નથી, સુકીત વિના તેજશ્વી ન થાય માટે પાંચ જણાને વચને બાંધ્યા છે, તેમની પાસેથી પુન્ય અપાવું, એમ જાણી બળદેવજીને પ્રેરણા કરી એટલે બળદેવજી પુછવા લાગ્યા હે કૃષ્ણ આતો આશ્ચર્યની વાત છે, કે સ્થંભ ઉપર ચઢનારો પ્રાણી કોણ છે, !

પ્રભુ કહે કુંતાજીનો પુત્ર અર્જુનજી છે, તેને તમારા સુકીતનું પુન્ય આપો. બળદેવજી કહે મસ્કરી મુકો, અર્જુનજી છે, એવું હું શા ઉપરથી માનું. પ્રભુ કહે બ્રહ્મ સભાની પુઠે ભીમને જુઓ. પછી બળદેવજીએ જોઇને માન્યું અને કહ્યું કે મારૂં આજ સુધીનું સુકીત અર્જુનના અંગમાં જજો અને જય જયકાર થજો. એમ કહીને સુકીત આપ્યું એટલે અરજુનના શરીરનું તેજ તુરત વધી ગયું. સહુ રાજાના સરખો શોભ્યો, પણ પ્રભુ રીઝ્યા નહી કૃષ્ણજી રાજસભામાં સત્યવાદી દ્રૌણ ભીષ્મ, વીદુરને કૃપાચાર્યની પાસે આવ્યા, ચારે જણાએએ માન્ન દેઈ બોલાવ્યા, અને પુછવા લાગ્યા કે માહારાજા ! સ્થંભે ચઢનારો કોણ છે ? પ્રભુ કહે કુંતાજીનો પુત્ર અરજુન છે. માટે તમારાં સુકીત તેને આપો. સત્યવાદી કહે અરજુન શા ઉપરથી માનીએ. કૃષ્ણ કહે બ્રહ્મ સભા પુઠે કોઇ ન ચેતી જાય તેમ ભીમને જુઓ. એકે એકે ઉંચા થઇને જોયું તો લાંબો પહોળો પહોંચનો ભીમને જોયો પાંડવ જીવતાં જાણીને ઘણા પ્રસન્ન થયા, સત્ય પુરૂષોએ આશીર્વાદ આપ્યો કે અર્જુનજીની જય જય થજો અને આજ સુધીનાં સુકીત અર્જુનના અંગમાં જજો, એ રીતે પાંચ જણનાં સુકીત અર્પણ થવાથી અર્જુનના શરીરનું તેજ વધી ગયું અને સભા ઝાંખી પડી જેવી કન્યા તેવોજ વરરાજા બન્યો વર કન્યાનું જોડું મળ્યું. તેમાં જરા પણ ખામી નથી. પ્રભુ જોઇને આનંદ પામ્યા કે વર શોભ્યો, પણ દ્રૌપતીનાથી વધારે શોભે ત્યારે મારૂં મન વધારે આનંદ પામે. દ્રૌપદીના મનમાં અભીમાન થશે કે વર મારા જોટાનો છે. માટે તેનાથી વધારે શોભાવું ત્યારે મારૂં નામ રણછોડ, એમ ધારી આસન ઉપર જઈને બેઠા, ભક્તને માટે પ્રભુએ ધરૂમરૂશીને પ્રેરણા કરી ધરૂમરૂશી વીચારમાં પડ્યા કે ચઢનારાના ચાર ભાઈ તો જેવા છે તેવાને તેવા છે. અને આ ચઢનારાનું તેજ વધી ગયું. તેનું શું કારણ હશે, છતી વિદ્યાએ હું અજાણ્યો રહ્યો એમ જાણી આસન વાળી સમાધી કરીને જોયું તો માલુમ પડયું કે ચઢનારો કુંતાનો પુત્ર અર્જુન છે, અને આ ચાર ભાઈ બેઠા છે તે ભીમ, ધર્મ, નીકુળ, શેદેવ છે, પ્રભુની કૃપાથી મચ્છવેધ કરવા ચઢયો છે. એવું સ્પષ્ટ સમજી રૂષિએ સમાધી ઉતારી એટલે દીલમાં દુઃખ લાગ્યું, કે અરેરે મેં બીચારા પાંડવોને નાહક હેરાન કર્યા. એમ કરી રડવા લાગ્યાં. ચોધારે આંસુ જાય છે, અને કલ્પાંત કરે છે. કે હું તો સમુદ્રમાં જંપા પાત કરૂં કે કયાં જાઉં. ધીક્કાર છે, મને કે મેં પ્રભુના ભકતોને દુઃખ દીધુ. ધરૂમરૂષી આક્રંધ કરે છે, અને વિવિધ પ્રકારના વિલાપ કરે છે, છતી વીદ્યાએ હું છેતરાયો, મને કીયા જનમનાં પાપ આવી

નડયાં આળસુને ઘેર ગંગા પધારે પણ આળસુ ઉઠીને નહાતો નથી, જયારે ગં-
ગાજી જતાં રહે ત્યારે તેની પાછળ પસ્તાય છે, કાગડાની ચાંચમાં રત્ન આવે
અને મરકટની પાસે મોતીનો હાર આવે તેવા પાન્ડવો મારે હાથ આવ્યા આં-
ધળાની સ્ત્રી આભુશણ પહેરે પણ અવતાર અવર્થા જાય છે, બહેરાની આગળ
શંખ ફુંકે તો હાડકાં કરડયાં કહેવાય. ચકલીને માળે જેમ ગરૂડજી પધારે તેવા
મારે ત્યાં પાન્ડવો પધાર્યા. કાપડી જાણી મેં મારા મઠમાં ટકવા ન દીધા હરીજન
દીનતા વાળા મને ફરી ફરી કયાં મળશે. એમ અતીશય આક્રંદ કરતા ધરમ
રાજાએ જોયા. ધરમ કહે ભીમસેન હું ધરૂમરૂષિને સમજાવું કારણ કે આપણામાં
શોક ન થાય ધરમ કહે અર્જુન સ્થંભે ચડયો છે ને બ્રાહ્મણ રડે તે સારૂં નથી,
ભીમ કહે એ બ્રાહ્મણને રડવા દો, રડે એજ મતાનો છે, ધરમરાજા કહે છે કે
ધીક્કાર છે. તને હજુ સમજણ ન આવી બ્રાહ્મણનિ અને માતાની કરણી જોવી
એ બંન્ને સરખું છે, એમ કહિ ધરમરાજા ધરમને છાના રાખવા માટે કોઈ ન
જાણે તેવી રીતે પાછળ આવીને ઉભા રહ્યા. અરે મહારાજા આશું કરો છો. !
આ કેવો ખોટો નાદ ચઢયો છે, આ વખતે અરજુનને આશીર્વાદ આપવો જો-
ઇએ કે રૂદન કરવું જોઇએ અમારૂં ભલું ઇચ્છતા હોઓ તો રડવું બંધ કરો.
એવું સાંભળી ધરૂમરૂષિ બોલ્યા અરે ધરમરાજા મારી આગળ જાત છુપાવી
રાખી તે શું હું તમારો દુસ્મન હતો ? ધરમ કહે અમારી ભુલ થઈ જે બનવા-
વાની હતી તે બનીગઈ જળ વહી ગયે શોક શાનો ધરમ રૂશિ છાના રહી ગયા
અને કહ્યું કે પાન્ડવોનો જય થાજો આજ સુધીનું માહારૂં સુકીત અરજુનને
અંગે જજો એ રીતે અર્જુનને સુક્રીત આપ્યું એટલે તેજ વધી ગયું. ધરમરાજા
પોતાની જગોએ બેસી ગયા પછી પ્રભુએ અર્જુનના સામું જોયું. દ્રૌપદીના ક-
રતાં અર્જુન શોભી ઉઠયો તેજનો ઓંબકાર છુટયો અને કન્યાને ઝાંખી કરી
નાંખી પ્રભુએ વીચાર્યું કે વર શોભ્યો પણ સુર્યના જેવો શોભતો નથી માટે મારૂ
મન પાછું પડે છે. પછી પ્રભુએ ભકતને પોતાનું એક વર્ષનું પુન્ય અરપણ
કરી દિધું એટલે અંગમાંથી તેજ છુટયું અને શોભા વધી ગઇ, સુર્યનો તાપ
અને એની શીતળતા જાણે એ સુર્ય ન હોય એમ ભાસવા લાગ્યું. ઉપર સુર્ય
વચમાં અરજુન બેઉનો તેજ પ્રકાશ જળમાં પડયો તેથી જળ કુંડામાં જળની
ચીદાભાસ થયો તે આ સર્વ સભા શોભી ઉઠી. તેજનો ઓંબકાર ઝબુક ઝબુક
ઝબુકા મારે છે આ સઘળું દ્રૌપદી જોઇ રહી છે, દ્રૌપદી સખીઓને કહેવા લાગી
કે સાંભળો સૈયર આ વર મને પરણશે કે નહી ! દાશીયો જોઇને વીસ્મય પામી

અને કહેવા લાગી કે બાઈ સાહેબ તમે કહેતાં હતાં કે ઢાંકેલું રત્ન છે તે વાત સાચી ગભરાશો નહી નીશ્ચે એ વર તમનેજ વરશે. દ્રૌપદી સામુને સામુ જોઈ રહી અને પતી ભાવ લાવી એવામાં અરજુનજીએ ધનુશ ચઢાવવાને હાથમાં લીધુ, મનમાં વીચાર કરે છે કે એક છેડો કોના ઉપર મુકું અને ભાર શાના ઉપર દેઉં. એક ત્રાજવા ઉપર ટેકો દેઇને ભાર દેખાય તો બીજું ત્રાજવું ઉંચુ ચઢે અને તેથી ચર્ણ પહોળા થઈ જાય એટલે ટટળી પાણીમાં પડું તો સભામાં હાંસી થાય, સ્થંભને ટેકો દેઇ ભાર દેઉંતો વણ ફાંશીએ ફાંસી છે. ધક્કાથી ત્રાજવાં આવાં જાય અને ઝોલ્લા ખાઇને નીચે પડું. કેવી રિતે ધનુશ ચડાવું અને કયાં લગી રડવડું શરિરનો મધ્ય ભાગ નાભી તેના ઉપર અણીઆરૂં દઉં તો સામર્થ કરતાં સુસરૂં પેશી જાય તેથી મારૂં મર્ણ થાય, અણી મુકી જોઉ એમ વ્હેમ કાઢવા સારૂં નાભીમાં અણીઆરૂં ખોસી જોયું તો જરા દબાવતામાં પેસવા માંડયુ; જાણ્યું કે આતો નવેડો આવ્યો. તરત પાછું ઉપાડી લીધું. અને અપાર ગભરાવા લાગ્યો કે અરે જુગજીવન મને ચઢાવીને બનાવ્યો. પાકી મશ્કરી કરાવા મને શા માટે ચઢાવ્યો વસ્ત્ર આભુશણ આપીને તેજ શું કરવા વધાર્યું આતે મને મરવા દીપાવ્યો કે શું આટલી ઘાંટીનું નીવારણ કરો, પહેલી જેવા બાંહ્ય ઝાલી તેવી રીતે મારી વારે ચડો. એ રિતે પ્રભુની પ્રેમ વડે કરીને સ્તુતી કરી એટલે દિનાનાથે સામુ જોયું. વીચાર્યું કે બીચારો મારો ભકત ગુંચવાય છે એમ જાણી ગોવીંદ વાયુનો ગોળો થઇ નાભી ઉપર જઇને બેઠા, ડુંટી ઉપર દટો વાગે એવું અર્જુનજીને લાગ્યું તેથી આસ્તા બેસાડી અણીઆરૂં ઘોચી જોયું અર્જુને જાંણ્યુ ધણી સાચો છે એવું જાણી ધનુશના બીજા છેડાને એક હાથે જોર કરીને વાંકું વાળ્યું બીજે હાથે દોર ચઢાવી એટલે ટંકાર થયો, ધનુષ ચડયું એટલે આંધળાનો છોકરો બોલ્યો મામા તમે કહેતા હતા કે કરણ રાજાનું ધનુશ નહી ચઢાવી શકે પણ આ જંગલીએ તો ટંકાર કર્યો, મામો કહે ભોગ મારા ને તને કહ્યું, પણ નીચું જોઇને ઉંચું બાણુ કેવી રીતે મારશે. દુરીયોધન કહે ખરી વાત મામા એ હજુ આંટી છે માટે કન્યાને તો હુંજ પરણવાનો છું, એમ પાછો મન વાળીને બેઠો, વૈશમ્પાય કહે છે કે હે જન્મેજે રાજા આ ઠેકાણે સીદ્ધાન્ત લેવું કેવું ગાંડુ દેખાય ? દુરીયોધનની બોલી ચાલી રીતી નીતી પ્રમાણે જે વરતે તેને જરૂર દુરીયોધન જેવોજ જાંણવો પાન્ડવતો સંતોશ શીતળતા રીતી નિતી શુદ્ધ વાણી દીનતા દયા એવી રીતે રાખે તો તે પ્રાણી પાન્ડવની તુલ્ય થાય. કથા તો દ્રષ્ટાન્ત છે તેનું સીદ્ધાન્ત એ છે કે જેવી જેની રીતી તેવી

રીતે તેને જાણી લેવું. પાન્ડવ કૌરવની વાત સાંભળે મુક્તિ નથી, પણ મુક્તિને માટે નીતી અનિતીથી યુક્તિ જાણી લેવી. એ પ્રમાણે અરજુનજીએ ટંકાર કર્યો અને ધનુશમાં બાણ સંધાન કરી મચ્છ વેંધવાનો વીચાર કરવા લાગ્યો એવામાં દુરીયોધને કરણને બોલાવ્યો, કરણને કહેવા લાગ્યો કે ચઢનારો જરૂર મચ્છવેધ કરશે અને આપણે કાળે મોંઢે ઘેર જવું પડશે. કરણ કહે છત્રપતી મેં એવો વિચાર કર્યો છે કે ચઢનારો મચ્છવેધ કરે એવુંજ તેને બાણ મારવું અને ત્રાજવામાંથી નીચે નાંખી એના પ્રાણ કાઢું, નીચે પડે એટલે સર્વે ભાઇઓએ મારી નાંખવો અને હું દ્રૌપદીનું હર્ણ કરી નાશી જઇશ, પછી નિશ્ચે તને પરણાવીશ દુષ્ટ કહે હવે મને સાચું લાગ્યું. હું કન્યાને પરણીશ અને મોજમજા ભોગવીશ કરણરાજા આશા આપાને આશન ઉપર જઇ બેઠો. શકુની મામાએ સઘળા આંધળાંના છોકરાઓને સમજાવ્યા કે સાવચેતીથી હાથમાં હથીયાર ગ્રહીને બેસો કૌરવોએ તુરત હાથમાં હથીયાર તૈયાર રાખ્યાં. સહુ સભાએ નજરે જોયું કે કૌરવ તથા કરણરાજા કોપે ચડયા છે માટે રૂપાળી કન્યાનું હરણ થશે અને એના પીતાનો કરેલો ખર્ચ વ્યર્થ જશે. અરેરે ધરૂપતનુ આંધળાના કુંવરો ધુળ ધાણી કરશે એમ સભામાં વાત ચાલી રહી, ધરૂમરૂષિએ કૌરવોને હાથમાં હથીયાર ઝાલતાં જોયાં જાણ્યું કે એ અર્જુન ઉપર છેવટનો માર મારશે તેથી ધરૂમે સઘળા રૂષિઓને સમજાવ્યા કે વર આપણી સભામાંથી ઉઠયો છે, માટે આપણે મારવા દેવો નહી જોઇએ આપણે એ વરના જાનૈયા અહીંથી ઉઠયો વાસ્તે કૌરવોનો ઘાટ ઘડવો અને તેને બચાવવો. સર્વે રૂષિઓ પ્રસન્ન થયા અને અરજુનને આશીરવાદ આપ્યો, કેટલાક રૂષિઓ કહેવા લાગ્યા કે કૈરવો અર્જુનને મારે તો અમે સરવે મારીશું કેટલાક કહે તુમડા મારીશું. કોઈ કહે આંખો પુરી નાંખવા ભસમના ગોળા મારીશું. થનાર હશે તે થશે પણ કૌરવોને ઠેર મારી નાંખવા. કૈંક કહેવા લાગ્યા કે આછમનીયોથી ડોળાજ ફોડી નાંખવા એ પ્રમાણે બ્રાહ્મણો કોપે ચડયા, એવામાં ધરૂપતરાજાએ દ્રૌપદીને કહાવ્યું કે હાથણી ઉપર બેશીને સભામાં આવો દ્રૌપદીએ હાથણી શણગારાવીને મંગાવી સુંઢમાં સોનાનો સુશોભીત કળસ આપ્યો દ્રૌપદી ઝરૂખેથી ઉતરી મહેલની હેઠે આવી બે વરમાળાઓ હાથમાં લેઇ હાથણી ઉપર બેઠી પુંઠળ દાસીઓ ચમ્મર ઢાળે છે. સભાની વચમાં દ્રૌપદી જળકુંડાળે આવીને ઉભી. ભીમસેન ઉભો થવા ઉંચો નીચો થાય છે પણ એનો હાથ ધરમરાજા ઝાલી રહ્યા છે. અર્જુનજીએ ચઢાવેલું ધનુષ બે હાથમાં ઝાલ્યું તે વખત તેની કાંતી અલોકીક શોભી ઉઠી,

શેદેવ જોશી ખુશી થયા અને હશી હશીને ધરમરાજાને કહેવા લાગ્યા મોટાભાઈ ધનંજયે ધનુશભાણ કેવું ધારણ કર્યું ! તેનું સ્વરૂપ કેવું શોભી રહ્યું છે ત્રણત્રણ વરસ સુધી દુઃખ વેઠયું તે આજ સવળું પ્રભુ મજરે લાવ્યા, દુષ્ટોએ લાખાગ્રહમાં બાળ્યા ત્યાંથી ઉગરો વનમાં રહ્યાં ત્યાં ભીમ હેડંબાને પરણ્યો પછી આપણને હેડંબાસુર ચોરી ગયો તે દુષ્ટ દેવને દુઃખ દેનાર હતો તેને ભીમે મારી નાંખ્યો અને છત્રેશ્વરીને સુખ કરી આપ્યું, પછી કબીરા લઈ ગયા ત્યાં યોગીનો વેશ ધારણ કરીને ભીમે તેમને વાવ્યમાં નાંખી મારી નાંખ્યા, તે પછી એક ચક્રામાં ગયા ત્યાં ગણા દીવસ રહયા, બકરાક્ષસને મારી એક બ્રાહ્મણના છોકરાનો બચાવ કર્યો. નિત્યનાં પાંચ બકરાં તથા એક મનુશને મારી નાંખતો તે જીવોને બચાવ્યા, એ પ્રમાણે પુન્યનો વિવેક કર્યો, ત્યાંથી ધરૂમરૂપિ । ત્યાં આવ્યા, પ્રભુનું સ્મર્ણ કર્યું અને બ્રાહ્મણોની શેવા કરિ, વનમાં તાપ, તડકા વેઠી દુઃખ સહયન કર્યું તેનું આજ પુન્ય ઉગી નીકળ્યું શરીર ઉપર વસ્ત્ર અલંકાર કર્યા હતા તેજ મોંઢા ઉપર કર્યાં હતું તે સરવે જગજીવનની કૃપા વડે કરીને થયું, સુર્યના સરખી છબી શોભે છે અને બે હાથમાં ધનુષબાણ શોભે છે એ સવળો પ્રભુનો આશરો છે અર્જુનજી હાથમાં ધનુષબાણનું સંધાન કરીને વૈકુંઠ પતીનું સ્મર્ણ કરે છે, મચ્છના સામું આકાશ તરફ જોયું તો મચ્છનું લોચન માલુમ પડતું નથી, આકાશના વાયુથી મચ્છા ચાક ચઢીછે મનમાં વીચાર કરેછે કે મચ્છાનું લોચન કેમ કરીને વિંધાશે જળમાં જોઇને મચ્છને તાકવું મચ્છ તથા જળને બાર ગાઉનું છેટું છે ત્યાંથી કેવી રીતે બાણ તાકીને મારવું મચ્છ સ્થીર હોય તો તાકી શકું, હે જદુપતી હવે હું ગુંચવાયો છું, એમ પ્રભુની પ્રેમ વડે સ્તુતી કરી, દીનબંધુ દયાળે સ્તુતીનો સ્વીકાર કરી મનમાં હેત લાવ્યા, પ્રભુએ મચ્છ પાસેના પવન બંધ કરયો એટલે સોવ્રણ મચ્છા તરત સ્થીર થઈ ગઈ, તે દેખીને અર્જુન હશી હશીને પ્રભુનું સ્મરણ કરે છે. પછી કુંતા પુત્ર અર્જુને પાણીમાં મચ્છા તાકી એટલે તુરત મચ્છાનું લોચન દેખાયું, જળમાં મચ્છાનો પડછાયો દર્પણની માફક જણાવા લાગ્યો, પછી મચ્છ વિંધવાનો વિચાર કરયો, ધનુષબાણ સંધાન કરી શક્તિનો મંત્ર જપ્યો પછી તેના ત્રણ ભાગ ગણ્યા, પહેલે ભાગે બ્રહ્મા, વચમાં વિશ્નુ, છેલ્લા મહાદેવ મુકયા, વાયુનો મંત્ર ભણી તેના ઉપર ધરમરાજાનું પુન્ય મુકયું એવી રીતે બાણ તૈયાર કર્યું, પછી અર્જુને જળમાં જોયું, કેહેડયો વાંકો વાળી અર્જુનજી ત્રાંસમાં ઉભો રહયો છે અને તુરત મચ્છા વેંધવાનો વિચાર કરયો, સમજણ વડે કરીને તથા

નમ્રતા વડે કરીને પ્રભુનું સ્મરણ કરયું, પ્રભુને સાચાજાણી મંત્રને બરોબર સાધ્ય કરયો, પછી જળમાં જોયું ને મચ્છા તાકી, પછી ઇશ્વરનું આરાધન કરી બાણને મેલી દીધું તે બાણ સુસવાટા કરતું વીજળીની માફક ઝબુકા કરતું મેઘના જવું ગર્જના કરતું મચ્છની પાસે જઇ પહોંચ્યું, રામના બાણની માફક મચ્છનું લોચન વીંધી નાંખ્યું પછી તે કડકો નીચે પડયો અને વિષ્ણુ કડકો ઉંચો ચડયો તેણે કરીને પુંછને વિંધી નાંખ્યું, પછી શંકરનો કડકો ફેરો મારવા લાગ્યો અને શીવના મંત્ર વડે કરીને તે બાણે મચ્છને એક પળમાં જળમાં ફેંકયું, દેવોએ તે દેખીને ફુલની વૃષ્ટી કરી. સર્વ લોકો ઘણા ખુશી થયા, દેવોએ દુદંભીના નાદ કરયા. સમગ્ર સભાએ આશીર્વાદ આપ્યો કે જય થાઓ, બાણવડે જળમાં મચ્છ નાંખવાથી આનંદ થઈ રહી છે. તેવામાં કરણરાજા તથા કૌરવો આયુદ્ધ લેઇને ઉભા થયા. એટલે ભીમે ધરમરાજાનો હાથ મરડી નાખી છલંગ મારીને જળકુંડાળે આવી ઉભો રહ્યો. ગર્જના કરી અર્જુનને કહેવા લાગ્યો કે ભાઈ ઉતરવાની તસ્દી ન લેશો ત્યાંથી પડતું મેલો એટલે હું ઝીલી લેઇશ, દુર્યોધને બુમ પાડી અરે મામા આતો ભીમ, મામો કહે જીવતા રહેવું હોય તો ચાલો ઘેર નાશી જઇએ ભીમને જોઈ કરણરાજાએ વિચારયું કે મારૂં બોલેલું વચન નિષ્ફળ જશે. માટે કન્યાનું હરણ કરૂં એમ જાણી કન્યાનું હર્ણ કરવા દોડયો. એટલે ભીમે હરણ કરવા જતો જોઇને મનમાં વિચારયું કે ભાઇનાં લાગ્યાં ભાઇ ભોગવશે પણ કન્યાનું હરણ થશે તો સઘળી કરેલી મહેનત વ્યર્થ જશે અને ઇજ્જત જશે તેથી છલંગ મારી કરણને પકડયો અને માર મારયો. કરણરાજા ત્રાસ પામી ત્યાંથી નાસી ગયો. ભીમે હાથણી ઉપર ઠુંકો મારી પડયો તેથી હાથણી મરણ પામી અને દ્રૌપદીનું પાંગોઠું ઝાલી ખાંધ ઉપર બેસાડી સભાની બહાર નીકળ્યો. વ્રકોદર કુંભારના ઘર તરફ ગયો અને બહારથી બુમ પાડી કે માતાજી હું અમુલ્ય વસ્તુ લાવ્યોછું. કુંતાએ વિચાર કરયો કે ખાવાનું કે રમવાનું હશે, અગર ફાંફાં મરાવતો હશે એવો અનુમાન કરી કુંતા બોલ્યાં વારૂ બેટા જે લાવ્યો તેમાં પાંચે ભાઇઓનુ સહીઆરૂ ભીમે ઘરમાં જઇ કન્યાને મુકી, પછી માતાને કહેવા લાગ્યો કે અરજુનજીએ મચ્છવેધ કરયો. કન્યાનું હરણ થતું હતું તેથી હું ઉચકી લાવ્યોછું, વ્રકોદર કહેવા લાગ્યો કે માતા તું વીચાર કરયા વિના બોલી આ શું કરયું ! એમ માતાજીને ઠપકો દે છે, કુંતાજી રડતાં રડતાં કહે છે કે બળ્યું ઘડપણનું જીવવું ફાવે તેમ બોલી જવાય છે ભીમ મનમાં વીચારવા લાગ્યો કે કન્યા રૂપવાળી છે માટે મા-

તાજી ઠીક બોલ્યાં કે પાંચેનું સહીઆરૂ, એમ જાણી ભીમે કહ્યું માતા શા માટે રૂદન કરોછો તમારૂં બોલેલું પાળો નહીતો તમને બ્રહ્મહત્યાનું પાપ છે, એમ કહી ત્યાં બેશી રહ્યો. હવે સભા વિશે શું થાય છે, વાયુનંદને કરણરાજાને માર મારયો તેથી કરણરાજા ક્રોધે ભરાઇને જળકુંડાળે આવીને ઉભો બાણ ધનુષ ઉપર ચઢાવી ત્રાજવામાં અર્જુનજીને મારયું, અર્જુનનાં ત્રાજવામાં વાગવાથી ત્રાજવાં ઝોલઈ ગયાં તેથી અર્જુન પડી ગયો ને જળમાં પડયો, તેવોજ કૌરવો એ બહાર ખેંચી કાઢીને માર મારવા માંડયો સો ભાઈ અને છ કારભારી ક્રોધે ભરાયા છે એવું જોઇને બ્રાહ્મણો મારવા ટુટી પડયા, કૌરવો અર્જુનને મારે છે અને બ્રાહ્મણો તુમડાંથી કૌરવનાં માથાં ફોડી નાંખે છે, ભભુતીના ગોળા મારી આંખો પુરી નાંખે છે, ગડદા પાટુ મારીને મારો મારો એમ પોકારે છે, કૌરવ ઉપર બ્રાહ્મણોએ ઘણું તોફાન માંડયું છે એવામાં ભીમને કુંભારના ત્યાં સાંભરી આવ્યું કે અરેરે ભાઈ એકલો છે. એમ જાણી સભામાં એકદમ દોડી આવ્યો ભાઇને માર પડતો જોઇને પાણીમાં પડતુ નાંખ્યું અને બાર ગાઉના સ્થંભને હચ હચાવી બહાર ખેંચી કાઢયો. કૌરવો ત્રાસ પામ્યા કે જીવતા રહેવું હોય તો ઘેર ચાલો નહી તો ભીમ મારી નાંખશે, દુષ્ટ કૌરવો ભીમના ભયથી અર્જુનને મારવો રહેવા દેઇને કાળાં મોહો લઈ નાશી ગયા એટલે ત્રણ ભાઈ તથા કૃષ્ણ, વીદુર, ભીષ્મ, દ્રોણ બળદેવ ક્રપાચાર્ય એ સઘળાઓએ ખમા ખમા કરીને અર્જુનને ઉઠાડયો, દરેક લોકોએ જાણ્યું કે મચ્છવેધ કરનારા પાંડવો છે, તેથી સહુ અતી આનંદ થયા, સ્વયંવરની રીતી એવી હતી કે જે મચ્છવેધ કરે તે એકલો રહે બાકીના પોત પોતાના ઘેર ચાલ્યા જાય. પણ સઘળાઓએ વિચાર કરયો કે પાંડવને પરણાવીને ઘેર જઇશું, સર્વનો પાંડવ ઉપર ઘણો પ્રેમ છે તેથી અર્જુનજીની પાછળ પાછળ કુંભારને ત્યાં આવ્યા. રાજા રૂષિ જાદવ વીગેરે આસન સિવાય ભોમી ઉપર બેઠા. અર્જુનજી ઘરમાં જઇને માતાજીને પગે લાગ્યો કે માતાજી મને આશીર્વાદ આપો મેં સુભ વેળાએ મચ્છવેધ કરયો અને તમે શા સારૂ રૂદન કરોછો. કુંતાજી કહે ભીમ ગાંડો લેઇને બહાર આવ્યો હશે અને બાહારથી બુમ પાડી કે હું કાંઈ અમુલ્ય ચીજ લાવ્યોછું ત્યારે મેં જાણ્યું કે ખાવાનું રમવાનું હશે એમ જાણી મેં કહ્યું કે જે લાવ્યો હોય તેમાં પાંચેનું સૈયારૂં પછી ભીમ બોલ્યો માતા આ શું બોલ્યાં તમારૂં બોલ્યું પાળો નહી તો તમને બ્રહ્મહત્યાનું પાપ, એવું સાંભળી અર્જુને જવાબ આપ્યો કે માતાજી રૂદન કરવું બંધ કરો પાંચે ભાઇને મુકીને એકલો પરણું તો મનેજ બ્રહ્મહત્યાનુ પાપ

છે, કુંતાજીએ રડતાં બંધ રહીને આશીર્વાદ આપ્યો. પછી અર્જુન ઓટલે જઇને બેઠો, એવામાં કુંભાર જોવા આવ્યો અને ભીમને બોલાવીને પુછી જોયું કે આ સઘળા કેમ ભરાયા છે, ! વ્રકોદર કહે હું તમારા રાજાની કન્યાને હરી લાવ્યો છું તેથી સઘળા લાંગવા બેઠા છે, તમોએ અમને રાખ્યા છે, વાસ્તે રાજા ઘણો ગુસ્સે થયો છે. તમને બરોબર શીક્ષા થવાની છે, એવું સાંભળી કુંભાર બોલ્યો ગાંડાયા આ શું કર્યું તમને અહીં રાખ્યાનું ફળ આ આપ્યું ! એમ કહી ઘરમાં જઇને નરનારી રડવા લાગ્યાં તે ધરમરાજાએ જોયાં. યુધિષ્ટર ઉઠીને પ્રજાપતના ઘરમાં ગયા અને પુછવા લાગ્યા કાકા તમે કેમ રડો છો, ! કુંભાર કહે મારે કરમે તમે કયાંથી આવ્યા કે રાજાની પુત્રી હરણ કરી લાવ્યા, તારા ગાંડીએ ગજબ કર્યો કન્યાને ચોરી લાવ્યો તેથી અમારૂં ઘરબાર લુટાશે, ધરમ કહે તમને કોણે કહ્યું ! કુંભાર કહે તારો ગાંડીયો કહી ગયો યુધિષ્ટરે કુંભારને સમજાવ્યો કે અમે કુંતાજીના પુત્ર પાન્ડવો છીએ અને મચ્છવેધ કરી કન્યાને લાવ્યા છીએ. કુંભારને વીશ્વાસ આવ્યો કે વાત ખરી છે. પછી યુધિષ્ટર ઓટલે આવીને બેઠા ધરૂપને ઘેર જઇને મંડપ તૈયાર કર્યો પછી તેના બે પુત્રોને પાન્ડવોની પાશે મોકલ્યા. પુત્રોની સાથે કહાવ્યું કે મચ્છવેધ કરનારાને કહાને દ્રૌપદી અહીં લાવો વળી કહેજો કે વાજીંત્રો અમે મોકલીએ એટલે તમે પરણવા સારૂ વહેલા પધારજો. ધરૂપતરાજાના બે પુત્રો પ્રજાપતને ત્યાં ગયા તો સઘળા યાદવો રાજા. રૂષિઓ, રઇયત ભરાઇને આનંદમાં બેઠું છે, ત્યાં ધરૂપતના બે પુત્રો આવી સર્વને પગે લાગ્યા. પછી નમ્રતાથી અર્જુનજીને કહેવા લાગ્યા કે અમારી બેન દ્રૌપદીને લાવો અમે ઘેર જાઈ વાજીંત્ર મોકલીએ, એટલે પરણવા સારૂ ખુશીથી પધારો. અર્જુને જવાબ આપ્યો તમારી બેન ઓરડામાંથી લેઈ જાઓ, તમારા પીતાને સમાચાર કહેજો કે કુંતાજીને પાંચ પુત્ર છે, તેમાંથી મચ્છવેધ એકે કર્યો પણ પાંચે ભાઈ કન્યા વરશે, ધર્મ, ભીમ, શેદેવ નીકુળ આ ચાર અને પાંચમો હું અર્જુન. અમે સઘળા ભાઇઓ તમારી બેન સાથે લગ્ન કરીશું, તમારા પીતાજીને કહેજો તેમની મરજી હોય તો તમે તેડવા આવજો નહીતો તેમને મોકલજો આ સાંભળી બન્ને ગુસ્સે થયા અને પોતાની બેહેનને ઉચકી ગયા, ઘેર જઇને પોતાના પીતાજીને કહ્યું કે તમે તથા તમારી બેટી બન્ને વીખ પીને મરી જાઓ. ધરૂપત કહે કેમ બેટાઓ એવું બોલ્યા ! પુત્રોએ જવાબ આપ્યો કે મચ્છવેધ કરનારાએ એવું કહાવ્યું છે કે અમે કુંતાજીના પાંચ પુત્રો છીએ માટે પાંચે ભાઈ કન્યાની સાથે લગ્ન કરીશું હું એકલો વરવાનો નથી. આ ઉપરથી અમે

કહીએ છીએ કે અમારી બેનને પાંચ પતી થાય તે તો અમને બીલકુલ ગમતું નથી. એટલે ધરૂપતને ખોટું લાગ્યું કે વચમાં આ ઉપાધી કયાં આવીને નડી, જરૂર વેદવ્યાસજી ઉપર વીશ ગોળીને પી જાઉં. મહેલમાં જઈ વિષ ગોળી તૈયારી કરી એટલે તુરત વ્યાસજી આવ્યા અને તમાચો મારી પ્યાલો લઈ લીધો પછી કહેવા લાગ્યા મુર્ખ શા માટે આપઘાત કરે છે! ધરૂપત કહે મારી દીકરીને પાંચ પતી એ ખોટું થાય છે, વ્યાસજી કહે તારી પુત્રીના કરમમાં પાંચ પતી છે તારી પુત્રીને પુછી જોજે એટલે તેજ કહેશે વ્યાસજી અંતરધ્યાન થઈ ગયા, ધરૂપતરાજા પુછવા ગયો, બેન મચ્છવેદનો કરનારો એવું કહે છે કે હું એકલો પરણવાનો નથી અમે પાંચે જણ કન્યાની સાથે લગ્ન કરીશું, હવે અમે કેમ કરીએ, દ્રૌપદી પીતાજીને કહેવા લાગી કે પીતાજી મારા કરમમાં પાંચ પતી છે માટે તમે તેમાં ડહાપણ કરશો નહી. અને જો કરશો તો પાપે પેટ ભરશો, ધરૂપત મનમાં સમજ્યો કે વ્યાસજી કહેતા હતા તે વાત સાચી છે. ધરૂપત કહે બેટી તું સાધવી છે અને તારે પાંચ પતી થાય ત્યારે તું શાની સતી! દ્રૌપદીએ જવાબ આપ્યો, પીતાજી તમે મંડપની પાસે ચંદનની ચીતા ખડકજો અને તે વખતે સળગાવજો, પછી એકની સાથે પરણીને ચીતામાં પડીશ તેમાંથી સજીવન નીકળી બીજાને વરીશ એવી રીતે હું પાંચેને વરીશ તેથી હું સદા સતીને સતીછું, ધરૂપતને સાચું લાગ્યું અને ખુશી થયો. પછી ધરૂપતને વહેમ પડયો કે આ પાંડવો છે એવું શા ઉપરથી માનવું તેનું નીરાકરણ કરવા માટે શ્રી કૃષ્ણ પાસે ગયો અને પ્રભુને કહેવા લાગ્યો કે માહારાજ આ કુંતાજીના પાંચ પુત્ર પાંડવોજ છે એવું શી રીતે મનાય! પ્રભુએ જવાબ આપ્યો ધરૂપતરાજા એતો લક્ષણથીજ ઓળખાઈ આવે, જેનામાં જેવા ગુણ હોય તેવાજ જણાઇ આવે. પછી કૃષ્ણજીએ ધરૂપતના પાંચ સુશોભીત ઓરડામાં એક કૌતક રચ્યું પાંચે ઓરડામાં જુદી જુદી વસ્તુઓ મુકી, એક ઓરડામાં સીંહાસન બીજામાં ગદાઓ ભરી, ત્રીજો ઓરડો તયાર કરી ધનુષબાણ ભર્યા ચોથો તૈયાર કરી. પાનાં પુસ્તક ભરયાં, પાંચમામાં વસ્ત્ર શણગાર ભર્યા આ પ્રમાણે ગોઠવણ કરી પ્રભુએ ધરૂપતને બોલાવ્યો કે આ ઓરડાઓની પાછળ જાળી છે તે જાળીમાંથી છાનોમાનો તું જોઇ રહેજે. હું પાંચે ભાઇઓને મોકલુંછું, એમ કહી પ્રભુએ પાંચ ભકતને બોલાવ્યા. પાંડવો આવ્યા. પ્રભુ કહે મારે તમને એકાંતમાં વાત કરવી છે પણ હું પણે જઇઆવું એટલીવાર આ ઓરડાઓમાં જોવા જેવું છે તે જોતા થાઓ એવું કહી પ્રભુ ધરૂપતની પાસે ગયા, પાંડવો પહેલા ઓરડામાં

પેઠા તો સીંહાસન જોવામાં આવ્યાં. ત્યાં એકલા ધરમરાજાને ગમ્યું. ચારે ભાઈ બહાર નીકળી ગયા. બીજા ઓરડામાં પેઠા ત્યાં ગદાઓ જોઈ. ત્યાં એકલા ભીમનું મન માન્યું. પછી ત્રીજા ઓરડામાં પેઠા ત્યાં ધનુષબાણ જોયાં. ત્યાં એકલા અર્જુને પસંદ પડયું. ચોથા ઓરડામાં પાનાં પુસ્તક દેખ્યાં ત્યાં શેદેવજી આનંદ પામ્યા. પાંચમામાં વસ્ત્ર શણગાર જોઈને નીકુળજી પેઠા. પહેલે ઓરડે ધરમરાજા પેઠા છે તેમને ધરૂપતરાજા જોઈ રહ્યા છે, ધરમરાજા સીંહાસનો તપાસી બરબડવા લાગ્યા કે હું ઈંદ્રિપસ્ત જાઈશ એટલે આના જેવુંજ સીંહાસન કરાવીશ, તે ધરૂપતરાજાએ સાંભળી ભગવાનને કહ્યું કે આ ધરમરાજા છે. પછી બીજે જાળીએ ગયા તો ભીમ ગદાઓ તપાસે છે તેમાં ધરૂપતરાજાના દાદાની દશ હજારમણ ભારની એક ગદા ભીમના હાથમાં આવી. ભીમે હાથમાં ઉચકીને વીચાર કરયો કે ગમે તો ધરૂપતનો બાપ આવે પણ આટલી ગદાતો ઘેર લેઈ જવાનો. પ્રભુ કહે જો રાજા આ ભીમસેન ખરો કે નહી ! પછી ત્યાંથી ત્રીજે જાળીએ આવ્યા ત્યાં તો અર્જુન છે તેથી ધરૂપતે કહ્યું એનું પારખું તો સ્થંભ ઉપર કર્યું છે, પછી ચોથે જાળીએ આવ્યા તો શેદેવજી પાનાં પુસ્તક તપાસે છે અને વાંચે છે, ધરૂપત કહે આ શેદેવજોશી છે. પછી પાંચમે જાળીએ આવ્યા તો નીકુળજી વસ્ત્ર શણગાર પહેરી દર્પણમાં જુએ છે અને બરોબર ન ગમે તો પાછા ઉતારી બદલી નાંખે છે. ધરૂપત કહે બરોબર આ નીકુળ ફાંકડો એજ છે પછી પોતે ભગવાનને કહ્યું આ પાંચે પાંડવોને લેઈ તમે પાછા જાઓ અને હું વાજા મોકલું તેના સાથે આપ વાજતેગાજતે પધારો એમ કહી રાજા વિદાય થયો. પછી પ્રભુએ પાંચ પાંડવોને બોલાવ્યા.સઘળા ઓરડામાંથી બાહાર આવ્યા. કૃષ્ણજી પાન્ડવોને લેઈ કુંભારને સ્થળે આવ્યા, પાંચે ભાઇઓના મુસ્તકે ક્ષૌર કરાવ્યા પછી રાજ્યવંશી વસ્ત્ર શણગાર પહેરાવ્યા, ધરૂપતરાજાએ તેડું મોકલ્યું અને તેના સાથે વાજીંત્ર વાજા વીગેરે લેઇને પ્રજાપતને ત્યાં આવ્યા, પાન્ડવોને કહેવા લાગ્યા કે ધરૂપત રાજા પરણવા તેડે છે તે જોઇને સર્વને હર્શ ઉત્પન્ન થાય છે. ધરમરાજા કુંતા માતા પાસે જઈ પુછવા લાગ્યા કે વામનદીવો કોણ ઝાલશે. કુંતા કહે જેના ઘેર આપણે રહ્યા છીએ તેમને માત તાત જેવા સમજવા, તેમનેજ ખબર આપો કે તમારી સ્ત્રી મોડ ઘાલે અને તમારાં સગાં વહાલાને તેડાવો. ધરમરાજાએ કુંભાર પાસે જઇને સર્વ હકીકત કહી. કુંભારે તેની સ્ત્રીને કહ્યું તેથી સ્ત્રી ખુશી થઈને તેનાં સગાં વહાલાંને તેડી લાવી. તેની નાતનાં સગાંવહાલાં અતીશય હરખાઇને કહેવા લાગ્યા કે અમારૂં કેવું નશીબ કે રાજાના વેવાઈ થઇશું. કુંભારની સ્ત્રીએ

મોડ ઘાલવાનો અને વામનદીવો ઝાલવાનો નિશ્ચય કરયો બધી ન્યાતને નોતરાં દીધાં. આખી ન્યાતના લોકો આવ્યા અને સ્ત્રીયો ગીત ગાવા લાગી. ધરૂપતરાજાએ સુંદીર મંડપ રચ્યો છે તેની પાસે ચંદનની ચીતા ખડકાવી છે. પોતાની પુત્રીનું સત્ય જોવા માટે રાજાએ દ્રઢ કર્યું. પ્રજાપતની સ્ત્રીએ મોડ ઘાલ્યો અને વામનદીવો ઝાલ્યો. પછી પાન્ડવો તથા શ્રીકૃષ્ણ ધરૂપતને ત્યાં જવા તૈયાર થયા આગળ યાદવોને રાખ્યા, વચમાં રૂશિઓને, તેની પુંઠળ ક્ષત્રીયો એ પ્રમાણે પ્રભુએ યુક્તિ રચી છે. પછી વાજને ગાજતે કેડે સ્ત્રીયો સુંદીર ગીત ગાતી ગાતી જાય છે પાંચે પાન્ડવો વરઘોડામાં મહાલે છે. શ્રીહરી કારભારૂં કરે છે. યાદવો, રૂષિઓ રાજાઓ સર્વનો હર્ખ માતો નથી ભીષ્મ, વિદુર, દ્રોણ, ક્રપાચાર્ય વિગેરે અતી ઉલ્લાસ પામવા લાગ્યા. પ્રજાપતનિ રાણીના હૈયામાં નો હરખ માતો જ નથી, ગામના લોક જોવા મળ્યા છે સહુ વાતો કરે છે કે દ્રૌપદિના યોગ્ય પાંચ પતી મળ્યા છે ધન્ય છે દ્રૌપદીના ભાગ્યને પાંચે મહા બળવાન છે, એમ સર્વને પાન્ડવના ઉપર અતીશય પ્રેમ છે બધી જાતના લોક ધરૂપતના માંડવાની નજદીક આવ્યા એટલે ધરૂપતરાજાની રાણી સાસુ બનીને જમાત્રોને પોંખવા આવી, બત્રાસ પુદડીઆળો માથે મોડ ઘાલ્યો છે, માંડવાની પાસે સહુ સાજન ભરાઇને બેઠું છે, રાજાના દ્રૌણીક ગોર પાસે રહીને પોંખાવે છે ધુશળ મુશળ, રવૈયો, શરીયો, સંપુટ, ત્રાક વીગેરે તૈયાર કર્યું અને એંડી પેંદી ઉતારી તીલક તાણીને નાક તાણ્યાં. પછી મંડપની અંદર વરને પધરાવી દીધાં, દ્રૌણીક તથા ક્રપાચાર બંન્ને ગોર પરણાવવા લાગ્યા, પ્રભુ બોલ્યા કે ધરમરાજા સરવનાથી મોટા છે માટે તેમનુ લગ્ન પહેલું કરો, પછી ધરમરાજાને પહેલા બાજઠ ઉપર બેસાર્યા, સીખંડીભાઇએ દ્રૌપદીને ઉચકીને બાજઠ ઉપર પધરાવી. વૈશમપાય કહે છે કે હે જન્મેજે રાજા એ પ્રમાણે પંચાળ દેશનો ધરૂપત દ્રૌપદી કન્યાનું કેવી રીતે કન્યાદાન આપે છે તે તું શ્રવણ કર, પહેલ વહેલા ધરમરાજા બીરાજ્યા તેમનો હસ્ત મેળાપ કર્યો, પટોળે ગાંડવાળી તથા કંઠમાં વરમાળા પહેરાવી બ્રાહ્મણો વેદ વાકય બોલી રહયા છે, કૃષ્ણ પ્રભુ પાસે બીરાજ્યા છે, પહેલું મંગળ વરતાવા લાગ્યુ તેમાં ગાયોનાં દાન અપાયાં, પછી બીજું મંગળ વરતાયુ તેમાં દાશીયોનાં દાન અર્પણ કરાયાં ત્રીજું મંગળ વરતાયું તેમાં ભોમીનાં દાન દાન અપાયાં ચોથું મંગળ વરતાયું તેમાં ભંડાર સહીત અપાયું પછી વરકન્યા કંસાર જમ્યાં મોતીના હાર આરોપી દીધાં. રૂપીયા વિંટીથી રમાડયા વરકન્યા ગોત્રજને પગે લાગ્યાં, પછી સતી કન્યા ઉઠીને ચંદનની ચીતામાં પડી, નાહીને

અગ્નીની બહાર નીકળી એટલે જય જય કાર થયો, પછી ભીમસેન પરણ્યો તેના ચારે મંગળ વરતાયાં તેમજ દાન પણ અપાયાં, પછી અર્જુનજીનું લગ્ન થયું, વરકન્યાનું તેજ એવું દીપ્યું કે સરવે સભા ઝાંખી પડી, તેનાં પણ ચાર મંગળ વરતાયાં તેમ દાન અપાયાં તેના પછી શેદેવ વર્યો તેમનાં ચાર મંગળ તથા દાન અપાયાં, છેવટે નીકુળ પરણ્યા તેના ચારે મંગળ વરતાયાં તથા દાન અપાયાં, પછી કન્યા અગ્નીમાં પડી નહીને પોતે પરણેલી કાયા રાખી સરવે જોઇને આનંદ પામ્યા અને શ્રી રણછોડ શ્રી રણછોડ એમ શબ્દ કરવા લાગ્યા, વરકન્યા પરણી ઉઠયાં એટલે જય જયકાર થઇ રહયો ધરૂપતરાજા પ્રભુને કહેવા લાગ્યો કે મહારાજા મારા ઉપર દયા કરી મચ્છવેધની સભામાં બેસીને સરવે જણ ભોજન કરે એવી મને આજ્ઞા આપો પ્રભુએ સર્વને આજ્ઞા આપી કે મચ્છવેધની સભામાં પોત પોતાની જ્ઞાતી પ્રમાણે ભોજન કરવા બેસી જાઓ રાજા, રૂષિ, યાદવ, પ્રજાપત એસ્રાથી સરવે જણ ભોજન કરવા આવો એટલે તમામ લોકોએ પોત પોતાની રીત પ્રમાણે આસનની તૈયાર કરી દીધી ધરૂપત રાજાએ શેવકો પાસે પીરસાવાનુ શરૂ કર્યું. મીનાકારી થાળી પુરી. રૂપાના પ્યાલામાં બદામ, પીસ્તા, ચારોળી, દ્રાખ નાંખેલું દુધ, શેવ, ઘેબર, મગદળ, બરફી, પેંડા, કળીના લાડુ, કણસાઇ મોતીચુરમુ, પુરીઓ, વડાં, દુધપાક વંતાકનું શાક, રઇતું, ચણાની દાળમાં કાકડી, નાંખેલી તેનું શાક, કારેલાં વાલોળ, વાંકડીયો ગવાર, કંકોડાં, કુશમાન્ડ, તુરીયાં, પાપડીયો, પડોળાં વડીઓ ગલકાં, ટેંબરવાં, નૈયાં, ગવારસીંગો, ચોળાફળીઓ, કંદમુલ, ભીડાં, અળવી, રતાળુ, ગાજર, ગીલોડુ, શકરીયાં, સુરણ, વળીઆરી, દહીં છમકારિ કઢી બનાવેલી, ભાત ભાતની ભાજી જેવી કે તાદરજો મેથી, કુબી, ગળજીભી, પોઇનાં પાનાં પતરવેલીયાં. હવે પસ્તાં, લીલીખારેકો, અખોડ, અંજીર, સોનેરીકેળાં, તડબુચ બીજોરાં, સેતુરાં; પાકાકરમદ, ફનસ, ફાલસાં, શ્રીફળ, ખજુર, કમરખ, જામફળ રાણ શીંગોડાં, પાકાઉમર, પારસજાંબુ. પાકીચીકણ, કેળાં, દાઢમ, ચટણી, અથાણું, કોળાં, દોડાં, આખળાકાકડી જીરાકેરી ચીરીને અંદર મસાલો નાંખી સરસીયામાં ડુબાવેલાં, ખારીબીલી, આદારસ, ચટણી લીંબુના પટની આદામુળીએ અળદરમુળી એ સીવાય અનેક પ્રકારની રસોઇ પીરસાવામાં આવી, સરવેને ભોજન કરાવી મુખવાસ આપ્યા, કૌરવો લોકો કન્યાસીવાય નીરાશ થઇને નાશી ગએલા [ તે લોકોને ] જતાં જતાં રસ્તામાં એક નેળ આવી [ તે નેળ લગભગ બાર ગાઉ સુધીની આવી ] દુરીયોધને સરવ કૌરવોને ઉભા રાખીને મામાને

પુછ્યું કે મારા પરણવાના મનસુબાતો મનમાંને મનમાં રહી ગયા અને કાળું મોં લઈ નાશી આવવું પડયું, ખારીલા ખુનીમામાએ કહ્યું હું એક યુક્તિ બતાવું તે પ્રમાણે કરે તો દ્રૌપદી હાથમાં આવી જાય, બાર ગાઉ સુધી લાંબી અને બે વાંસપુર ઉંડી આ નેળ છે તેમાં પાન્ડવ પરણીને આવે એટલે તેમને ઘેરી લ્યો એક રથ જતો હોય તો કોઇ પણ જઇ શકે તેવું નથી, એવી સાંકડી નેળમાં પાંચ ભાઈ તથા કુંતાજીને મારી નાંખી રૂપાળી કન્યાને લેઇ જઇશું પાપી કહે વાહ મામા તારી બલીહારી એમ કહી દુરીયોધને કરણને બોલાવી કહ્યું કે ભાઈ તમે છ ક્ષોણી સૈન્ય રાખો ને નેળની ઘોઘો માંહી ભરાઇને બેસો પછી પાન્ડવો આવે એટલે ઘેરો ઘાલી દેજો, પોતાના સો ભાઇઓ તથા જેદ્રથ, ભગદત, ભુરીસ્યેવા, સુસરમા વિગેરેને પાંચ ક્ષોણી સૈન્ય આપીને નેળના સામે મોંઢે મોકલ્યા. કરણ કહે કબુલ છે. ભાઈ પણ સંદેશો કહેવા સારૂ નેળ ઉપર દસ વીશ શેવકો રાખો દુરીયોધને વીશ યોદ્ધા નેળ ઉપર રાખ્યા. પછી પાંચ ક્ષોણી સૈન્ય લેઇને સામે મોંઢે કોતરામાં ભરાઈ બેઠા, કરણરાજા આગલે મોંઢે છ ક્ષોણી સૈન્ય લેઇને ઘોઘોમાં સંતાઈ રહયો. આવતું જતું કોઈ દેખી શકે નહી તેવી રીતે અન્યાય કરવા પાપી લોકો સતાઇ પેઠા. ચોકી કરવા રાખેલાને સમજાવિ રાખ્યા કે આપણા વૃધ્યો પહેલા જાય તેના સમાચાર અમને આપી દેજો. એ પ્રકારે ગોઠવણ કરી પાપી લોકો સંતાઈ રહયા છે. ધરૂપતરાજાએ સરવને મન ગમતું ભોજન કરાવ્યું. પછી ભેગા થવાની રજા આપી એટલે રાજા રૂષિ યાદવો વીગેરે સભામાં આવીને બેઠા પાન્ડવો તથા કુંતાજી પણ બીરાજેલાં છે, ધરૂપતરાજા જાત જાતના સરપાવ લઇને આવ્યો પાન્ડવને પહેરામણી આપવા અતીશય હરખાયો કૃષ્ણ પ્રભુ કારભારૂ કરે છે ધરૂપતે પાન્ડવોને તીલક કર્યાં. બે રથ મોહરો ભરીને તથા દસ ગામ આપ્યાં, દ્રૌપદીની સેવામાં હજાર દાસીયો આપી. પાન્ડવોને બે ક્ષોણી સૈન્ય આપ્યું. એક ગામની આવદાની આપ્યા પછી કુંતાજીને પગે લાગીને બોલ્યો કે હે વૃદ્ધ સતી મેં તમને તમારા લાયક કંઈ આપ્યું નથી. કુતાજી કહે ભાવ જોઇએ બીજુ કંઈ નથી જોઇતું. પછી ધરમરાજાને પગે લાગીને બોલ્યો હે સત્યવાદી તમારા જોગ મારાથી કંઈ આપી શકાયું નથી ધરમ કહે કાંઇ ખામી નથી રાખી પુષ્કળ આપ્યું છે પછી અર્જુનને પગે લાગ્યો અર્જુન કહે પ્રીતી રાખો એટલે બસ છે શેદેવને પુછયું કે જોશીજી જે જોઇએ તે માગી લ્યો શેદેવ કહે સંતોષ પામ્યા એ ઘણું છે, ભીમે વીચાર્યું કે સર્વને પુછયું પણમને કેમ પુછતો નથી પછી નીકુળને પુછયું જે જોઇએ તે માગી લ્યો નીકુળે કહ્યું ઘણું

આપ્યું છે. પછી ભીમને પ્રેમ વડે પાયે પડીને કહ્યું કે જે જોઇએ તે માગો ભીમ કહે આ દશ હજારમણની ગદા આપી દો. ધરૂપત કહે એમાં શું માગ્યું. એને કોઈ ઉપાડી શકે તેવું નથી તેથી અમારે નકામી પડી રહી છે. પણ અમારે ઘેર જેમંગળ નામનો હાથી છે તે લઈ જાઓ તો તમને આપું. ભીમ કહે મને બતાવો ક્યાં છે ધરૂપત કહે કીલ્લો ચણીને અંદર પુરી મુકયો છે, દરવાજો ઉઘેડાતો નથી. શેવકો કીલ્લા ઉપર ચઢીને ઘાસ તથા પાણી પુરૂ કરે છે, માટે એવા મદ ભરેલા હાથીને વશ કરો તો તે હાથી તથા ગદા બંને લઈ જાઓ, ભીમ કહે ચાલો મને હાથી બતાવો. રાયે તુરત કુંચી લઇ દરવાજાનું તાળુ ઉઘાડ્યું. હાથી દરવાજા બહાર નીકળ્યો. ભીમે ગદા સહીત છલંગ મારી અને હાથી ઉપર બેશી ગયો. હાથીને પુષ્કળ ભાર લાગ્યો. ભીમે હાથીને રેતીમાં દોડાવ્યો. જેમંગળ હાર પામી થાકીને ઉભો રહયો. ભીમ ઉપરથી ઉતરી પડયો અને હાથીને હાથ ફેરવ્યો. પછી પોતાની સાથે હાથી લેઇને સભામાં ચાલ્યો આવ્યો. ધરૂપત કહે હવે હાથી તથા ગદા બંને ચીજો તમને અરપણ ભીમસેન વીનોદમાં બોલ્યો હે ધરૂપતરાજા મારા સરખો જમાઈ તને સોધ્યો નહી મળે. ધરૂપત કહે વધારે ઓછું ન બોલશો તમારાં પરાક્રમ જોઈ હું સંતોષ થયોછું. પછી જેવો રાજા તેવો દરેકને સરપાવ આપ્યો. કૃષ્ણજીને કાંઇ આપ્યું નહી તેથી ભીમને ગુસ્સો ચઢયો છે. ધરૂપત કહે ક્રોધ ન કરશો. કૃષ્ણ પ્રભુનો લક્ષ્મીના પતી છે તેમને હું શું આપવા સમર્થછું. એટલે પ્રભુ ખુશી થયા અને રાજાના મુસ્તક ઉપર હાથ મુકી બોલ્યો કે શાબાશ છે, તારા જ્ઞાનને પછી સરવે જણે વીદાયગીરી માગી. રાજા કહે પાંડવો મારા ઘેર ચાર દીવસ રહેશે ત્યાર પછી એમને ઘેર જશે રાજાઓ, રૂષિઓ, યાદવો સરવે પોત પોતાને દેશ ગયા, પ્રભુ પણ દ્વારકામાં પધાર્યા. ભીષ્મ, વિદુર, દ્રોણ, કૃપાચાર આ ચાર જણા નોળમાં થઇને હસ્તીનાપુર ગયા. ચોકીદારોએ તે વાત દુરીયોધનને કહી. પાપી ખુસી થયો કે પાંડવો આવશે એટલે મારી નાંખી દ્રૌપદીને લેઈ જઇશું, એ પ્રમાણે પાપીએ અનર્થ કરવાનો વીચાર કરે છે. પાંડવો ધરૂપતરાજા પાસેથી વિદાય થવાની આજ્ઞા માગવા લાગ્યા. રાજાને કહ્યું કે ઘણા દીવસથી ઘર ગામ સુનુ પડયું છે માટે રજા આપો. ધરૂપતરાજાએ તુરત આજ્ઞા આપી કે હવે ખુશીથી પધારો પાંડવો, કુંતા, સૈન્ય વિગેરે તૈયાર થઇ ઘેર જવા નીકળ્યા, ધરૂપતરાજા તથા આખા ગામના લોક ભાગોળ સુધી વળાવવા ગયા, એવામાં પેલા પ્રજાપતને ચણાની જરૂર પડી, કુંભારે તપાસી જોયું તો ચણાનો દાણો સરખો પણ મળે નહી, કુંભાર

તુરત ભાગોળે દોડતો આવીને ભીમને કહેવા લાગ્યો કે ભીમસેનભાઇ મારા ગરીબના ચણા ખાઈ ગયા તેનું શું કરોછો? ધરમે તે સાંભળી ભીમને ઠપકો આપ્યો, મુરખા તું જેનું ખાય તેનું ખોદે, તારે શા માટે એના ચણા ખાવા પડ્યા ભીમ કહે ખાધા તે ખાધા હવે નહી ખાઇએ, ભીમે ધરૂપતને કહ્યું કે આ કુંભારને ચણા આપજે નહી તો હીસાબ ગણી તેના પૈસા આપજે, ધરમરાજા કહે ભુંડા તેંતો ભવાઈ માંડી છે, ભીમ કહે જમાઇનું દેવું આપવું તેમાં શી નવાઇ છે! એમના ગામમાં રહીને અનાજ ખાધું છે માટે તેમને જખ મારી આપવું પડશે. રાજા કહે હું પ્રજાપતને ખુશીથી નાણાં આપીશ, એમ કહી પાંડવોને વિદાય કર્યા પછી રાજા પોતાના ઘેર ગયો. એક રથમાં કુંતા, દ્રૌપદી તથા ધરમ એ ત્રણ જણ બીરાજે છે, ભીમ જેમંગળ હાથી ઉપર બેસી આનંદ કરતો ચાલ્યો જાય છે. એમ કરતાં કરતાં બાર ગાઉની નેળ આવી પહોંચ્યા, ભીમને વ્હેમ આવવાથી સર્વને ઉભા રાખ્યા, કુંતા કહે રડયા તુંતો વ્હેમી ને વ્હેમી રહયો ધરમ કહે હશે માતા તે જે કરતો હશે તે સારૂંજ કરતો હશે. જે જાગે તે જીવે ને ઉંઘે તે મરે, પછી ભીમે પોતાનો હાથી સૌથી આગળ નાંખ્યો, તેની પાછળ એક ક્ષોણી સૈન્યા, તેના પુઠે શેદેવજોશી, તેની પુઠે ધર્મ, દ્રૌપદી તથા કુંતાજીનો રથ, તેની પુઠે નીકુળનો રથ, તેની પુઠે બીજી એક ક્ષોણી સૈન્યા, તેની પુઠે એકલો અરજુન એ પ્રમાણે ભીમે વિવેકથી ગોઠવણી કરી, પછી વ્રકોદર પોતાની ગદા ખાંધે મુકીને જેમંગળ હાથી ઉપર ચઢી બેઠો, સહુને પોતાની પાછળ આવવાનું બતાવીને પોતે નેળ વિશે પેઠો, સૈન્ય પાછળ ચાલ્યું આવે છે એ પ્રમાણે અરજુનજી સહીત નેળમાં પેશી ચુકયા, એટલે કૈરવોના શેવકોએ સઘળા સમાચાર કરણને તથા દુરાંયોધનને કહ્યા, તવ સઘળા લોકો અન્યાય કરવા સારૂ કોતરમાંથી બાહાર નીકળ્યા. ઉત્તર દક્ષીણ બેઉ મોંઢે પંથ ઘેરીને ઉભા રહ્યા ઉત્તર દિશાએ સો બંધુ પાંચ ક્ષોણી સૈન્ય સહીત ઉભા રહ્યા, જેદ્રથ, ભગદત, ભુરીશેવા, શકુની તથા સુશરમા વિગેરે આગેવાન થઇને ઉભા, દક્ષીણ દીશાએ સુર્યનો પુત્ર ( કરણ ) છ ક્ષોણી સૈન્ય લેઇને ઉભો, એમ પાંડવોને તેમના સૈન્ય સહીત નેળમાં ઘેરી લીધા સુરનાં વાજીંત્ર વાગવા લાગ્યાં તે ભીમસેને સાંભળ્યાં એટલે પોતાનાં વાજીંત્ર બંધ કરાવ્યાં. પછી વ્રકોદરે અરજુનને સમાચાર કહાવ્યા કે તમારા ભણી કોણ ઉભો રહયો છે તે સંદેશો પહેલો મોકલો એમ કહી પોતે ગદા લેઈ નાચે ઉતરયો ગદા ખાંધ ઉપર ચઢાવી નેળના મોઢે ક્રોધ ભર્યો આવીને ઉભો રહ્યો ભીમે જઇને જોયું તો કૈરવોને

સૈન્યા સહીત ઉભેલા જોયા, શેવકે અરજુનજીને સમાચાર કહયો, અરજુને ભી-
મને પાછો જવાબ એમ મોકલાવ્યો કે મારા ભણી કરણ સૈન્યા સહીત ઊભે-
લો છે માટે આપણે કેમ કરીશું ? ભીમ પાછું બીજી વખત કહાવ્યું કે જો મારો
ભાઈ હોય તો પાછી પાની કાઢીશ નહી અને સર્વને ઠેર મારી નાંખ અરજુને
પાછુ કહાવ્યું કે જો હારૂ તો ઠપકો દેજો. મારી ચીંતા ન રાખશો, તમે તમારૂં
સંભાળજો. ભીમે કહેવરાવ્યું કે મારે તો કંઇ ચીંતા નથી કૌરવનું આવી બ-
ન્યું છે, પછી વ્રકોદરે શેદેવ, નીકુળજીને એમ કહાવ્યું કે તમારા બેની વચે ધર્મ,
કુંતા તથા દ્રૌપદી સોંપ્યાં છે તેમાં કોઇને હરકત થશે તો તમે જીવવાના નથી;
ચાહ્ય તેમ કરી તેમનુ રક્ષણ કરજો, કન્યાનું હરણ ન થાય માટે ઘણી સંભાળ
રાખજો શેહેદેવ નીકુળે કહાવ્યું કે ચીંતા ન કરશો અમારા દેહમાં પ્રાણ હશે ત્યાં
સુધી હરણ નહી થવા દેઇએ. દેહમાંથી પ્રાણ ગયા પછી થનાર હોય તે થાય,
એવા સમાચાર સાંભળી ભીમ કમ્મર બાંધી ગદા ખાંધે મુકી, જાણે શ્રષ્ટીનો
નાશ કરવાને કાળ આવતો હોય એવા સ્વરૂપે વાયુનંદન દુષ્ટ કૌરવોની સામે
આવીને ઉભો કરણના સામુ મોઢું કરીને ઈંદ્ર પુત્ર ઉભો રહયો મરીયાદામાં બં-
ને ઉભા રહયા છે કોઈ કોઇની સાથે બોલતા નથી, શેદેવ નીકુળ બંન્ને ધનુષ
બાણ સંધાણ કરીને રક્ષણાર્થે આગળ પાછળ ઉભા ભીમસેન રાતો તાતો ક્રોધ
ભર્યો કૌરવને કહેવા લાગ્યો કે નીચ જાતી નીચ બુદ્ધિના માર્ગને કેમ ઘેર્યો છે ?
દુર્યોધન કહે વિચારીને બોલ હું કહું તેના પછી તારે બોલવું હોય તે બોલજે
એટલે તારો અભીમાન ઉતરી જશે. એમ કહિ દુર્યોધન કહે કન્યા મુકીને પગે
લાગ્ય. ભીમ કહે એ દ્રૌપદીને તારી માતા જાણજે પાપી બોલ્યો અલ્યા ભીમડા
આજ સુધી તો તમે વનમાં ભટકી મર્યા બીજું તમે તો કુંતાના પુત્ર નથી તમે
તો મંત્રના પુત્ર છો ભીમ કહે અમારાં સુક્રિતથી અમે તો મંત્ર દેવતાના પુત્ર
છીએ પણ તારો બાપ જનમનો આંધળો અને વળી તારી મા આખલાને પરણી,
દુર્યોધન કહેવા લાગ્યો કે અમે કેવું કપટ કરી બારસના દીવસે લાડુમાં ઝેર ખવ-
રાવ્યું ભીમ કહે તેં તો અન્યાય કરી ઝેર દીધું પણ મને પ્રભુએ બચાવ્યો અને
પાતાળમાં નાગ કન્યાને પરણ્યો, વળી પૃથ્વી ઉપર જીવતો આવીને બારમાના
દીવસે સભામાં કેવા કચરી કચરી મારીને અડધું રાજ્ય લખાવી લીધું. પાપી
કહે રાજ્ય લેઇને શા સુખ ભોગવ્યાં વળી કૌતક ઉભું કરી લાખાભોવનમા
બાળ્યા, ભીમ કહે ઇશ્વરના પ્રતાપથી આયુશ દોરી હતી તો ત્યાંથી ઉગરીને
વનમાં હેડંબા રાણી પરણ્યો ત્યાં બહુ વૈભોગ લીધો. દુષ્ટ કહે રણમાં ભટકી

ખાન પાન વગર શરીર શુકાયાં હતાં તેવા શરીરે સભામાં આવી અમને લ-જાવ્યા ભીમ કહે તું તો જાન તથા વરઘોડે સજીને કન્યા પરણવા આવ્યો હતો પણ કન્યા લેવાઈ નહી ને કેવો કાળે મોઢે ઘેર પાછો વળ્યો દુરાચારી બોલ્યો ભીખારવા તમારે માંથે વાળનિ ઝટા તથા કાપડીનાં લુગડાં લેઇને સ્વયંવરમાં આવ્યા. ભીમ કહે દુઃખના દહાડા હોવાથી કાપડીનો વેશ લીધો હતો પણ તેંતો વગર વિચારે પીઠી ચોળી ને પીઠી બદલે કોયલા કર્યા શ્રીફળ મહોર આપ્યા વિના તેનો હાથમાં કોઠું ઝાલ્યું. વળી સભામાં સહુ રાજાને અપ શબ્દો સંભ-ળાવી પરણ્યા પહેલી પહેરામણી માગી તેના બદલામાં તેંતો તારા કપાળમાં પેહેરામણીના પાટા બાંધ્યા. શકુની કહે દુર્યોધન ! તારા કરતાં ભીમ તને દોઢું મ્હેણું દે છે તેથી મારૂં પેટ પાસું બળી જાય છે દુર્યોધન કહે ભીમડા સમજીને કન્યા આપીદો ભીમ કહે પરણવું હોયતો તારી મા ગાન્ધારીને પરણ દુષ્ટ કહે ભીમડા ઝાઝું બોલ્યા શીવાય પગે લાગી કન્યાને આપી દે નહીતો તારા સૈન્ય સહીત તને ઠેર મારી કન્યાને લઈ જઈશું ભીમ કહે તારા લશ્કરને ઠેર મારી નાંખીશ અને તને તથા તારા સો ભાઇઓને આ ગદાથી ચુરણ કરીશ. આવું સાંભળી દુષ્ટ દુર્યોધન ક્રોધે ભરાઇને પોતાની સૈન્યાને હુકમ કર્યો કે પોત પો-તાનાં હથીયાર તૈયાર કરી ભીમના ઉપર તુટી પડો. તવ સર્વે યોદ્ધાઓ વ્રકોદર ઉપર તુટી પડ્યા. જેમ વરસાદની વૃષ્ટી થાય તેવી રીતે ભીમના ઉપર આયુ-ધની વૃષ્ટી થવા લાગી બાણુની વૃષ્ટી વડે કરીને અંધકાર થઇ ગયો. એવામાં જેદ્રથે બાણ લેઈ ભીમની નજર ચુકાવીને ભીમની રહયમાં બાણ ભોંકી દીધું, તેથી ભીમનો પ્રાણ ઉંચો ચડયો અને પૃથ્વી પર પડી ગયો. દુર્યોધન કહે શા-બાશ બનેવી હવે મારૂં અંતઃકરણ હરખાયું. પાપી કહે શું જુઓ છો મામા ભીમનો ભય નથી માટે તમે નેળમાં જઈ દ્રૌપદીનું હરણ કરી અહીં લાવો. શકુની ભીમની પાસે થઈ નેળમાં પેઠો. ખડ્ગ હાથમાં પકડેલુ છે ને પાન્ડવના સૈન્યને કાપતો ચાલ્યો જાય છે. સૈન્યમાંના લોકોએ બુમ પાડી કે એ શેદેવ જોસી શકુની સર્વેને મારી નાંખે છે. શેદેવે ધનુષ ઉપર બાણ ચઢાવી શકુનીની છાતી-માં માર્યું તે બાણ વડે કરીને શકુની નેળના મ્હોડે જઇને પડયો પછી ઘડીવાર પડયો રહી દુર્યોધનને જઇને વાત કરી કે હું તો કન્યા લેવા ગયો પણ શેદેવે માર માર્યો. એવામાં ભીમની મુર્છા વળી એટલે પાછો ગદા લેઇને ઉભો થયો. સૈન્યમાં ભંગાણ પડેલું જોઇને ક્રોધે ચડયો. પછી ભીમે વિચાર્યુ કે મરવું છે તો એકવાર મરવું છે એમ ધારી કટી કશીને તૈયાર થયો, ભીમ ગદા લેઇને

કૌરવ સૈન્યમાં ટુટી પડયો, ગદા વડે કરીને કેટલાક રથ ભાગી નાંખ્યા. તેમ કેટલાક ઘોડા મારી નાંખ્યા. કોઇને ગડદા પાટુનો પ્રહાર કરી પ્રાણ કાઢી નાંખે છે હાથીને પુછડે ઝાલી આકાશમાં ઉછાળે છે એવો એક ઘડીવારમાં જુલમ કરી છ હજારને મારી નાંખ્યા લોકો ત્રાસ પામી લડવાહે મુકી દેઈ જીવ લેઇને નાઠા ફકત સો ભાઈ તથા પાંચ કારભારી રહ્યા. પાપી કહે મામા ચાલો નાસી જઇએ નહીતો ભામડો મારી નાંખશે. એમ ધારી કૌરવો ઘેર જવાના બદલે ભુલમાં નેળમાં પેસી ગયા, ભીમ કહે શેંદેવ હથીયાર તૈયાર રાખજે દુષ્ટ લોકો તારી તરફ આવ્યા છે, શેદેવે ધનુશ બાણ તૈયાર કર્યું. દુર્યોધનકહે આનો બે બાજુથી મરણ આવ્યું, હવે કેમ કરીશું ! એવામાં ભીમે નેળમાં પેસીને દુષ્ટોને પકડયા. અને એક એક પર નાંખીને ઢગલો કર્યો પછી એક દોરડું લાવીને સર્વના ચરણ તાંણી બાંધ્યા સર્વને નગ્ન કર્યા ભીમે તમામનું તોરણ કરી હાથમાં ઉંચકી લીધા પછી તેમને એક આંબલીના ઝાડના ડાળા ઉપર ટાંગી દીધા. પોતાની માએ જણ્યા હતા તેવા ભીમસેને નગ્ન કર્યાં, વ્રકોદરે શેદેવને હુકમ કર્યો કે રથ સહીત તમામ નેળની બહાર ચાલ્યા આવો. શેદેવ વીગેરે બહાર આવ્યા. એવામાં ધરમરાજાનો રથ બહાર આવતો જોઇને કૌરવો બોલવા લાગ્યા કે હે સત્યવાદિ ધરમભાઈ અમને છોડાવો. સત્યવાદીએ ઓઝલમાંથી ડોકું કાઢી બહાર જોયું તો કૌરવોને એમની માએ જણ્યા તેવા દીઠા ધરમરાજા ભીમને કહેવા લાગ્યા મુર્ખા ! આશું કર્યું છે, સુર્ય દેખે તો આપણને પાપ લાગે, પીતૃલોક જોઇને લજ્યા પામે માટે છોડી નાંખ, એમ બન્ને ભાઈ વાતો કરે છે એવામાં પાછળ અર્જુન પોતાનો રથ નેળમાંથી બહાર કાઢવા હાંકયો, એટલે કરણરાજા બોલ્યા, કુંતા પુત્ર અર્જુનજી ! ઉભા રહો, હજુ યુદ્ધ પુરૂં થયું નથી, અરજુન કહે ત્યારે શા માટે બેશી રહયા, ચાલો યુદ્ધ કરો. એમ કરણ તથા અરજુન બન્ને જણા યુદ્ધ કરવા લાગ્યા. કરણે પહેલ વહેલો હાથ ઊપાડી એક બાણ અરજુનને માર્યું. અરજુને કરણના બાણને છેદી નાંખ્યું. કરણે અરજુનને બાંધવા સારૂં નાગપાસનું બાણ માર્યું. અરજુનજીએ ગરૂડાસ્ત્ર માર્યું એટલે ગરૂડ આવી નાગને વીંણી ખાવા લાગ્યા. કરણે પર્વતાસ્ત્ર માર્યું એટલે અરજુને વજાસ્ત્ર માર્યું. કરણે અગ્નાસ્ત્ર માર્યું. એટલે અરજુને મેઘાસ્ત્ર માર્યું. કરણે અરજુનના રથની ધજા કાપી નાંખી. ત્યારે અરજુને કાળજવર મારી કરણના સાર્થીને મારી નાંખ્યો. પછી સામાસામી કોપે ચઢી બાણનો વરસાદ વરસાવા લાગ્યા. અગણીતાં બાણ છુટવાથી અંધકાર થઈ ગયો. કરણરાજા

એક બાણ મારે છે તેનાં સાત સહસ્ત્ર બાણ થાય છે અરજુનજી એક બાણ મારે છે તેનાં પણ કરણના જેટલાં થાય છે. કરણરાજાની પાસે છ ક્ષોણી સૈન્ય છે તે હથીયાર આવવાથી અર્જુન પહોંચી શકતો નથી તેથી અર્જુનને માર પડવા માંડયો, એત્રામાં નેળને મોંઢે ધરમ તથા ભીમ જક્ક કરે છે, યુધિષ્ટર કહે સર્વને છોડી દે નહી તો દાંતમાં જીભ ઘાલીને મરી જાઉંછું. ભીમ કહે લંપટ લોકો છો લટકતા. તેને તમે છોડવવા માગો છો, પણ પણે અર્જુન ભાઈ એકલો છે, તેની પખે જઇને આવ્યા પછી છોડવાની વાત. એમ કહી નેળ ઉપર ચઢી કર્ણની પાછળ જઈ કર્ણના સૈન્યમાં ગદા લેઈ ટુટી પડયો, એક ઘડીવારમાં કચ્ચર ઘાણ વાળી નાંખ્યો. શેન્યાના લોક બાવરા બની ગયા અને કર્ણને કહેવા લાગ્યા કે આપણી સૈન્યામાં ભંગાણ પડયું. કર્ણે જાણ્યું કે ભીમને મારી નાંખું નહી તો જુલમ કરશે, એમ ધારી બાણ લેઈ ભીમના તરફ ફર્યો એટલે અર્જુને લાગ તાકી નાગનો મંત્ર ભણી નાગપાસ માર્યું તેથી કર્ણના હાથ બંધાઈ ગયા. કર્ણ બંધાયો એટલે સૈન્ય નાશી ગયું. ભીમે દોડતો આવી કર્ણને નીચો નાંખી નગ્ન કર્યો કર્ણ કહે નગ્ન કરીને લાજ લીધા સીવાય મારી નાંખે તો બહુ સારૂ ભીમ કહે સૌને નગ્ન કર્યા છે. તો તને કર્યો તેમાં શી નવાઈ. એમ કહી નેળની બહાર ઘસડતો ઘસડતો લાવ્યો ધરમરાજા કર્ણને જેઇને બોલ્યા અરે દુષ્ટ ભીમડા આવું કરતાં તને કોણે શીખવાડયું ? સર્વને છોડી નાંખ નહી તો મારા પ્રાણ તજીશ, ભીમસેને સર્વ કૌરવોને ઉતાર્યા પછી કૌરવોને કહેવા લાગ્યો કે હું છોડું એટલે લુગડાં લીધા સીવાય નાશી જજો નહી તો ઠેર મારી નાંખીશ એમ કહી ભીમે છોડયા એટલે માતાએ જણ્યા હતા તેવાને તેવા જીવ લેઇને નાશી. ગયા. ધર્મ કહે અલ્યા વસ્ત્ર લેઇને જાઓ, કૌરવ કહે છો લાજ જતી લુગડાં લેવા આવીએ તો જીવ જાય તે કરતાં લાજ જાય તે સારી, એમ દુષ્ટો કાંળાં મોં લઈ નગ્ન સ્વરૂપે નાશી ગયા કૌરવો ઉભા મારગે થઇને ચાલ્યા જાય છે, સતી કુંતાના પાંચ પુત્રા વાજીંત્ર વાજતે ગાજતે ધીમે ધીમે ચાલે છે, રસ્તે જતાં જતાં રાત્રી પડી, ત્યાં એક નાનું ગામ આવ્યું, તે ગામમાં પાન્ડવોએ પડાવ નાંખ્યો. કૌરવોએ વિચાર્યુ કે આપણ નગ્ન સ્વરૂપે વીસરામ કરીશું તો લાજ જશે. એમ ધારી દોઢ પહોર રાત્રી જતાંમાં હસ્તીનાપુરના દરવાજા આગળ જઇને ઉભા. દુષ્ટોએ ધાર્યું કે દરવાન લોકો તથા રૈયત નગ્ન જાણશે તો આબરૂના કાંકરાં થશે, તેથી સુસરમા, ભગદત ભુરીસ્ચેવા. જેદ્રથ તથા મામો એ પાચ જણે જવા વિચાર કર્યો. જેદ્રથ સૌથી પહેલો ગયો, દરવાન લોકોએ જેઇને વિચાર્યુ કે આવો

નગ્ન કોણ ગયો એવામાં મામો, ભગદત્ત ભુરીસ્ર્યેવા વીગેરે અંદર પેઠા. સીપાઈઓએ દોડતા આવી પકડયા. સોને માર મારવા માંડયો. મામો કહે અમને એકલાને શા માટે મારો છો બહાર આખું ટોળું ઉભું રહ્યું છે એટલે તો સીપાઇઓ દંડા લેઈ બહાર ગયા અને કૌરવોને માર મારવા લાગ્યા. તેમાંના કેટલાક દરવાન લોકો મશાલો લાવ્યા. મશાલથી મોં તપાસવા લાગ્યા દુર્યોધન કહે અલ્યા એ તો હુ છત્રપતીછું. દરવાન લોકો તુરત શરમાઇ ગયા કારણ કે પોતાના રાજાને કુટી નાંખ્યો. દુષ્ટો કહેવા લાગ્યા કે ભીમે મારતાં બાકી મુકયા હતા તે તમે પુરા કર્યા. પછી સીપાઇઓએ દરેકને પહેરવા એકેકું લુગડું આપ્યું. કૌરવો પહેરી કાળાં મોં લઈ ગામમાં છાનામાના પેશી ગયા, ભાણુમતી કહે પધારો પીઉજી મારી શોકલડી કયાં છે તે મને બતાવો. દુરીયોધન કહે તું મને બહુ વ્હાલી છે તારા ઉપર હું કેમ શોક લાવું ભાણુમતી કહે લાવવી હતી તો ખરી પણ ભીમ મળ્યો. એટલે રહીગઈ. પાન્ડવોએ વિસરામ કયો હનો ત્યાંથી બીજે દીવસે ઇંદ્રિપસ્તમાં ગયા અને પોતાનુ ઘર તથા રાજ્ય સંભાળી ધર્મની આણુ વરતાવી. પાન્ડવો સુખરૂપે ખાઈ પી પોતાના દીવસ આનંદમાં નીર્ગમન કરવા લાગ્યા.

---

## વિશ્રામ બાવીસમો.



મચ્છવેધન પુરણ હવો, સુણ જનમેજય રાય.
આગળ હવે વર્ણવું, વલ્લભ મુખ કથાય,

વૈશમપાય રૂષિ કહે છે કે હે જન્મેજેરાજા એ પ્રમાણે પાન્ડવો માતા તથા સ્ત્રી સહીત સંપ સંપી ખાઈ પી આનંદ ભોગવે છે એમ થોડાક દીવસ વ્હી ગયા પછી કુંતાજીને ચીંતા થવા લાગી કારણ કે પાંચ પાંડવ વચ્ચે એક સ્ત્રી છે તેમાં એક જણ ચરણ ચંપી કરાવે એટલામાં બીજો જળ માગે એ પ્રમાણે નાહાના મોટાની મરીયાદ રહી નહી તેથી અવીવેક જેવું દેખાવા લાગ્યું એવામાં વેદવ્યાસજી પધાર્યા. કુંતાજી પગે લાગી પુછવા લાગ્યાં કે મહારાજા પાંચ પાન્ડવોને એક નારી પરણાવી છે તેથી મારી માઝા ટુટી જાય છે અને અણઘટતું થાય છે તેનો આપ ગમે તે ખુલાસો કરો તો બહુ સારૂ, વ્યાસજીએ

પાંચે પાન્ડવોને બોલાવ્યાં પાંચે ભાઇઓ ત્યાં આવ્યા વ્યાસજીએ કહ્યું મને વચન આપો પાંચે જણે વચન આપ્યું વ્યાસજી બોલ્યા હું તમને એક રીત બતાવું તે પ્રમાણે તમે ચાલો. પાન્ડવો કહે બહુ સારૂ મહારાજા વ્યાસજી કહે વરસના ત્રણુસેં સાઠ દીવસ છે તેના પાંચે ભાગે બહોતેર દીવસ થાય છે તે બહોતેર બહોતેર દીવસનો વારો કરો જ્યાં દ્રૌપદીનો વારો હોય તે ઘરમાં કોઇએ ચરણ સરખો મુકવો નહી. ભુલે ચુકે કોઇ ચરણ મુકે તો અઢી વરસ સુધી યોગી વેશે વનમાં રહે. પાન્ડવોએ કબુલ કર્યું, વ્યાસજી કહે ધરમના ત્યાં પહેલો વારો એમ કહી અંતર્ધ્યાન થઇ ગયા, પછી દ્રૌપદી ધરમના ત્યાં રહી. ચાર ભાઇઓમાંથી કોઈ ધરમના મેહેલમાં જંતુ નથી, એમ કરતાં કરતાં થોડા દીવસ વીત્યા પછી કૃષ્ણ પ્રભુ ગરૂડ ઉપર બેશી પોતાની સઘળી સ્ત્રીયો સાથે લઇ પાન્ડવોને ત્યાં આવ્યા, કુંતાજી અતીશય હરખાવા લાગ્યાં, પ્રભુએ કહ્યું માતાજી મને ભુખ લાગી છે, માટે ખાવાનું કરાવો કુંતાજીએ રસોઇ કરવા માંડી, કુંતાએ વીચાર્યું કે પ્રભુ ભુખ્યા હશે, તેથી શેરડી તથા ચાકુ આગળ મુકયું. કૃષ્ણજીએ ચાકાથી શેરડી છોલી, છોલતાં છોલતાં આંગળીએ વાગવાથી લોહી નીકળ્યું તે વખતે સઘળી સ્ત્રીયો બોલી કે અરેરે પ્રભુને વાગ્યું, પણ દ્રૌપદીએ પોતાનું અમુલ્ય ચીર ફાડી પ્રભુને પાટો બાંધ્યો ભગવાન કહે બેન દ્રૌપદી તને નકામું ચીર ફાડયું. દ્રૌપદી કહે ભાઇ તમારા કરતાં ચીર વધારે નથી, પ્રભુએ મોટો પાડ માની લીધો, ભોજન તૈયાર થયું એટલે ભગવાને સર્વે સ્ત્રીયોને સાથે લઇ ભોજન કર્યું જમી રહયા પછી મુખવાસ લેઇ પ્રભુએ ભીમને કહ્યું કે ચાલો આપણે બે બાગમાં જઈએ ભીમ કહે બહુ સારૂ, ભીમ તથા ભગવાન બાગ તરફ ચાલ્યા. રસ્તે જતાં ભગવાને વીચાર્યું કે બેહેનનું દેવું થયું; એમ જાણી પાટો છોડીને તાંતણા ગણી જોયા તો નવસે નવાણું થયા, પ્રભુએ સંકલ્પ કર્યો કે નવસેં નવાણું ચીર મારે દ્રૌપદી બેહેનને પુરાં કરવાં, પછી બાગમાં ભીમની જોડે એકાન્તમાં બેશી વાત ઉપાડી, ભીમને કહ્યું થોડા દીવસમાં આપણા છયેનું મરણ આવ્યું, ભીમ કહે એવો કોણ શત્રુ છે, મને બતાવો એટલે પહેલેથી ઠેર મારી નાંખું, કૃષ્ણ કહે ઘરમાંને ઘરમાં છે, ભીમ કહે કોણ છે, ! પ્રભુ કહે સતી દ્રૌપદી, વકોદર કહે કેવી રીતે આપણને મારશે. પ્રભુ કહે આપણ છને ખપ્પરમાં લેશે, એ વાત કોઈને કહેશો નહી, ભીમ કહે શો ઉપાય કરવો. પ્રભુ કહે હું બતાવું તે પ્રમાણે કરો, ધરમરાજાનો બહોતેર દીવસનો વારો પુરો થશે એજ રાતમાં કૌતક કરશે, મધ્ય રાત્રીએ

બાળે વેશે ઘરની બહાર નીકળશે, કેહેડે એક વસ્ત્ર તાંણી બાંધશે અને કેશ છુટા મુકશે પછી આખા નગ્રમાં તામશી વીદ્યા ભણી ઉંઘ મુકશે એટલે તમામ નગ્રના માણુસો, પશુ, સહીત ઉંઘી જશે, પણ જાઓ તમને ઉંઘ નહી. એટલે કોટ કુદી ગામની બહાર એક ગાઉ દુર દુધક સરોવર છે ત્યાં જશે. ત્યાં જોગણી સ્વરૂપ ધારણ કરશે, સરોવર ઉપર ચીતા ખડકી હશે અને તેના શેવકો પુજાપો લેઇને ત્યાં બેઠા હશે, પછી ચીતાને સળગાવી હશે, તેમાં દ્રૌપદી બેસસે શેવકો આરતી કરશે એટલે દ્રૌપદી ચીતામાંથી એવું બોલશે કે કોઈ બ્રાહ્મણનો પુત્ર છે ! હોય તો માગે તે આપું એમ કહે એટલે તમે માગજો કે પાંચ પાન્ડવ અને ભગવાન એ છ જણ તારા ખપ્પરમાં નહી, પણ તમે ચીતાના સામાફીનારે પાણીમાં સંતાઈ જજો જો નહી સંતાઓતો બળીને ભસ્મ થઈ જશો ભીમ કહે બહુ સારૂ. હું આપના પ્રતાપથી સાવચેતીથી તે કામ કરી લેઇશ. પ્રભુ ભીમને સમજુત આપી ઘેર આવ્યા. થોડા દીવસ પછી કૃષ્ણજી સ્ત્રીયોને લેઇ દ્વારકામાં પધાર્યા. ભીમ ફરતો જાય છે, પણ મનમાં ચીંતા કરે છે. કે કયારે ધરમરાજાનો વારો પુરો થાય એટલે પેલું કાર્ય થાય. એમ કરતાં કરતાં ધરમરાજાનો બહોતેર દીવસનો વારો પુરો થયો તે રાત્રીએ ભીમે વીચાર્યું કે હવે જાગતો રહુ, પછી પોતાનાં બારણાં ઠાલાં વાસ્યા અને બહાર ડોકું રાખી ટગ ટગ જોવા લાગ્યો, એવામાં મધ્યરાત્રી થઈ એટલે દ્રૌપદિ ધરમરાજાના ઘરમાંથી બહાર નીકળી, પોતે બાળવેશ ધારણ કરેલો છે તેમ માંથાના વાળ છુટા મુકેલા છે, પછી દ્રૌપદીએ આખા નગ્રમાં ઘારણ મુક્યું, સમગ્ર નગ્ર ઉંઘી ગયું, ફકત ભીમને ઘારણ લાગતું નથી કારણકે કૃષ્ણ પ્રભુ કહેતા ગયા છે કે આખું નગ્ર ઉંઘશે પણ મારા પ્રતાપથી તને ઉંઘ નહી આવે, તેથી ભીમ ડોકું ઘાલી જોઇ રહયો છે, દ્રૌપદી તામશી વિદ્યાભણતી જાય છે અને નગ્રમાં ચાલી જાય છે, એટલે ભીમ પણ તેની પાછળ છાનોમાનો ચાલ્યો જાય છે દ્રૌપદી કોટ બહાર કુદી પડી. ભીમ પણ કોટ બહાર છાનોમાનો કુદ્યો, દ્રૌપદી દુધક સરોવર ઉપર ગઈ, ભીમ પણ છાનોમાનો ચીતાના સામા ફીનારા ઉપર જઈ પાણીમાં સંતાઈ પેઠો, વ્રકોદર વીચાર કરે છે કે જે પ્રમાણે બતાવ્યું હતું તેજ પ્રમાણે બન્યુ શેવકોએ પુજાપો તૈયાર કર્યો. દ્રૌપદી ચીતામાં પડી એટલે અગ્ની સળગ્યો ભીમ પાણીમાં તરતો રહી જોયાં કરે છે, પાણીનો તાગ કાઢી જોયો તો આશરે બાવીશ વાંસ પાણી માલુમ પડયું, ચીતા સળગી એટલે શેવકોએ પુજાકરી આરતી ઉતારી, ચીતા બરોબર સળગી રહી

એટલે દ્રૌપદીએ શબ્દ કર્યો કે કોઈ બ્રાહ્મણ છે કોઇ બ્રાહ્મણ છે માગ્ય માગે તે આપું, ભીમ કહે પાંચ પાન્ડવ તથા ભગવાન છ જણ તારા ખપ્પરમાં નહી એમ કહી ભીમ પાણીના તળીએ બેશી ગયો, દ્રૌપદી કહે તથાસ્તુ એ છયે જણ મારા ખપ્પરમાં નહી એમ કહ્યું એટલે ચીતામાંથી અગ્નીની જવાળ છુટી તે જવાળ સરોવરની આસ પાસ પડી, સરોવરનું બારવાંસ પાણી બળી ગયું, પછી ભીમ જાળવીને બહાર નીકળ્યો તો પાણી બળી ગયેલું જોઇને ગાભરો બની ગયો અને છાનોમાનો ઘેર નાશી આવ્યો. ભીમે વીચાર્યું કે આ સ્ત્રીને તો કશું કામ બતાવવું નહી કારણ કે જાદુ વાળી છે, દ્રૌપદી ચીતાની બહાર નીકળી અને જોગણી સ્વરૂપ બદલી હતી ને સ્વરૂપે બની, ત્યાંથી કોટ કુદી નગ્રમાં આવી ભીમનું ઘર ઠેલી ઘરમાં પેઠી, પછી ભીમના ચરણ ચાંપવા લાગી વ્રકોદર કહેવા લાગ્યો કે તારે મારા ચરણ ચાંપવા નહી તારૂં કામ હોય તે મને બતાવ એટલે હું તે કરીશ, દ્રૌપદી કહેવા લાગી કે સ્વામીજી એમ કેમ બોલો છો ! ભીમ કહે કાંઈ નહી, દ્રૌપદી મનમાં ધુંચાવા લાગી ભીમ ચાર દીવસ પછી ભ્રમણા ભુલી ગયો અને દ્રૌપદી સાથે ખાઈ પી આનંદ કરવા લાગ્યો એવામાં ભીમ તથા અર્જુન બન્ને ભાઈ નગ્ર બહાર રમવા ગયાં ત્યાં રમી આનંદ કરી સાંજરે ઘેર પાછા આવતાં અર્જુનને ત્રશા લાગી અર્જુન કહે ભીમસેન ભાઈ મારાં હથીયાર લેઈ તમે ઘેર જાઓ હું પાણી પીને આવુ છું ત્યારે ભીમ અરજુનનાં અથીયાર લેઇ પોતાને ઘેર ગયો ને અરજુનનાં અથીયાર પોતાના ઘરમાં ખીંટીયે ભેરવ્યાં તે પછી અરજુન સરોવરે જઇ પાણી પીને પોતાને ઘેર આવ્યો પણ પોતાનાં અથીયાર ભીમને ઘેરથી લેવાનાં ભુલી ગયો તો ભીમસેન એવે સમે રાત્રી પડી એટલે સર્વે જણે સયન કર્યું. હસ્તીનાપુરમાં દુર્યોધને કર્ણ, દુસ્યાસન તથા શકુની ત્રણે જણને બોલાવીને કહ્યું કે આપણે ઇંદ્રિ પસ્ત જઈએ અને પાન્ડવોને વીઘ્ર કરીએ, મામો કહે બહુ સારૂં એમ કહી ચારે જણા ઘોડા ઉપર બેશી ઇંદ્રિપસ્તમાં આવ્યા તો આખું નગ્ર ઉંઘી ગયું છે, ચારે જણે વીચાર્યું કે આપણે ચારે દીસામાં જઇ ચારે તરફ અગ્ની મુકી નાશી જવું, ચાર જણ ચાર દીશામાં ગયા અને નગ્રની આસપાસ અગ્ની મુકયો નગ્ર ઝપાટાથી સળગી ઉઠયું એટલે ચારે જણ નાશી ગયા, નગ્રમાં બુમાટો ચાલ્યો અને લોકો કારમી ચીસો પાડવા લાગ્યા, અરજુન જાગી ઉઠયો અને કુંતાની પાસે આવ્યો, કુંતા કહે બેટા ધનંજય અગ્નીને ઓલવો તો ઠીક નહી તો આખું નગ્ર બળી જશે, અરજુન કહે મા-

તાજી તે વાત ખરી પણ મારાં હથીયાર ભીમના ઘરમાં રહી ગયાં છે, કુંતાજી કહે તું જઇને લઇ આવ અરજુન કહે માતાજી હું લાવું ખરો પણ મારે અઢી વરસ વનમાં જવું પડે તેના માટે શું કરવું. કુંતા કહે પાછે પગે જઇને લાવ એટલે વનમાં નહી જવું પડે અરજુન કહે ભીમ તકરાર કરશે અને કહેશે કે શા માટે મારા ઘરમાં પેઠો. માતાજી કહે બેટા ? ભીમસેન તકરાર કરશે તો પણ હું વનમાં જવા નહી દઉં અરજુને ભીમને બોલાવ્યો પણ ભીમસેન ઉંઘે છે તેથી કોણ બોલે અર્જુન પાછલે પગે ઘરમાં જઈ હથીયાર લઇ આવ્યો ધનુશ ઉપર બાણ સંધાન કરી ( મેઘા સ્ત્ર ) મેઘનો મંત્ર ભણી માર્યું એટલે અગ્ની સળગતો બંધ પડી ગયો. એવામાં પ્રભાત થયું એટલે ભીમસેન દાતણ પાણી લેઇ ઓટલે આવ્યો, કુંતાજી બોલ્યાં અલ્યા અઘોરી આટલી બધી ઉંઘ કેમ રાખે છે ! ભીમ કહે માતાજી કેમ ગુસ્સે થયાં છો ! કુંતા કહે રાત્રે નગ્રમાં લ્હાય થઇ હતી તે વખત તને જગાડયો પણ તું ઉંઘતો હતો, ભીમ કહે માતાજી અગ્ની શી રીતે ઓલવાયો, કુંતા કહે અરજુને બાણ મારી ઓલવી નાંખ્યો, વ્રકોદર કહે અરજુનનાં હથીયાર મારા ઘરમાં પડયાં છે તે શી રીતે લીધાં ? કુંતા કહે પાછે પગે પેસીને લીધાં છે ભીમ કહે શા માટે રજા સીવાય ઘરમાં પેઠો, અઢીવરસ સુધી વનમાં જવું પડશે, કુંતા કહે મારી રજાથી ઘરમાં પેઠો છે. ભીમ કહે તે તો ઠીક પણ વ્યાસજીનું વચન ખોટું થયું માટે અઢી વરસ વનમાં જવુંજ પડશે. વનમાં જઈ માથાના કેશ વધારે, જોગી થાય, તુમડુ રાખે; લંગોટી વાળે ત્યારે વ્યાસનું વચન સત પાળ્યું કહેવાય ભીમ કહે ભલે ન જવું હોય તો ન જાય પણ વચન ભ્રષ્ટ થયો. વ્રકોદર બોલ્યો અર્જુને ધારો તોડયો માટે બીજાના ત્યાં વારો હશે તેના ઘેર અમે જઇશું આ સાંભળીને નરને માઠું લાગ્યું. અર્જુનજી બોલ્યો માતાજી હું વનમાં જરૂર જઇશ અઢી વરસ પુરાં થશે એટલે પાછો આવતો રહીશ, માટે મને ખુશીથી આજ્ઞા આપો. કુંતાજી રૂદન કરતાં કરતાં કહે છે કે દીકરા મેં તને કોઈ દહાડો સુનો મુયો નથી અને અત્યારે તું વનમાં જાય તેથી મારા દહાડા શી રીતે જશે, અર્જુન કહે માતાજી અઢી વરસ કાલ પુરાં થશે અને હું તમારી શેવામાં તત્પર થઇશ, માટે ખુશી થઇને મને આજ્ઞા આપો. કુંતાજીએ ધરમરાજાને તથા શેદેવ, નીકુળને બોલાવીને કહ્યું કે અર્જુન વનમાં જાય છે. સરવે ભાઇઓ પશ્ચાતાપ કરવા લાગ્યા. માતા તથા ભાઇઓએ અર્જુનને રોકી રાખ્યો પણ અર્જુને પોતાના સોગન ખાઈ કહ્યું કે હું જરૂર વનમાં જઇશ તેથી

સરવે જણે અર્જુનને વનમાં જવા રજા આપી, અરજુનજી વનમાં જવા માટે તૈયાર થયો. ભીમસેન તે વખત યોગીનાં વસ્ત્ર બગલમાં લેઇને ઉભો રહ્યો, માતા તથા ભાઇઓ અર્જુનને દરવાજા બહાર વળાવવા ગયા એટલે ભીમસેન યોગીનાં વસ્ત્રો બગલમાં ઘાલી તેમની પાછળ ગયો. દરવાજા બહાર જઈ સરવે જણ ઉભા રહ્યા. અરજુને ભીમને જોઈ; કહ્યું કે કેમ ભાઈ અઢી વરસ વનમાં જાઉં છું, હવે તું ખુશી થયો કે નહી! ભીમસેન બગલમાંથી યોગીનાં લુગડાં બહાર કાઢયાં અને અર્જુનને કહ્યું કે ભાઈ તમારા આભુષણો ઉતારી આ યોગીનાં ભગવાં વસ્ત્ર, લંગોટી, તુમડું તથા શરીરે ભભુતી ચોળો ત્યારે ખુશી થાઉં. અર્જુનજીએ વસ્ત્રો ઉતારી નાંખ્યાં અને યોગીનાં વસ્ત્રો ધારણ કરીને શરીરે ભભુતી ચોળી, તુમડું હાથમાં પકડયું લંગોટી વાળી લીધી પછી પોતે વનમાં ચાલ્યો ગયો. થોડેક દુર ગયા પછી પોતે એવો નીયમ કર્યો કે સુર્ય ઉદય થતા પહેલાં જે મળે તે ખાઈ લેવું. જો સુર્ય ઉદય થઈ જાય તો ખાવું નહી, ફક્ત પાણી પીને રહેવું, એવો દ્રઢ સંકલ્પ કરીને ધનંજય ચાલ્યો જાય છે. એવામાં મધ્યાનકાળ થયા એટલે અરજુનને અતીશય તરસ લાગવાથી ગભરાયો. દૈવયોગે ત્યાં આગળ થઇને સંતરૂષીઓ જતા હતા તેમને અર્જુને પુછયું કે મહારાજ પાણી ક્યાં મળશે! રૂષીઓએ કહ્યું સરોવર તો એ રહ્યું, જળ પાનાં પ્રાણ જશે. પછી અરજુને વિચારયું કે પ્રાણ જાય તો ભલે, સરોવર ઉપર ગયો તે સરોવરનું નામ પંપા સરોવર છે, તેમાં જઇ પાણી પીવા લાગ્યો, એટલે તે સરોવરમાંથી બે સરપણો અર્જુનને ચરણે ડંશ કરયો. તેવીજ તે સરપણો ટળી જઈ અપ્સરાઓ બની ગઇ. બંન્ને અપ્સરાઓ અર્જુનને પગે લાગી અર્જુનજીએ તુમડું સરોવરમાં બોળ્યું અને પાણી ભરી લેઇ દુર જઇને છાંયે બેઠા. ત્યાં નીરાંતે બેસી ઇશ્વર સ્મર્ણ કરી પાણી પીવા લાગ્યા, બંન્ને અપસરાઓ ત્યાં ગઈ. અર્જુને પુછયું તમે કોણછો! એકે કહ્યું મારૂં નામ ઉલ્પી છે અને આનુ નામ ચીત્રકળા છે. અમે બંન્ને દેવતાઓની અપસરાઓ હતી, પણ અમને શ્રાપ થવાથી સર્પણોના દેહ ભોગવતાં અર્જુને પુછયું કોના શ્રાપથી એમ થયું! અપસરાઓ બોલી એક સમે દેવોની સભા ભરાઇને બેઠી હતી તેમાં અમને નૃત્ય કરવાનું કહાવ્યું. બંન્ને નૃત્ય કરવા સારૂ ગયાં એવામાં દુરવાસા રૂષિ આવ્યા, તે સમે દેવોએ અમને કહ્યું કે રોજ અમને ખુશી કરોછો પણ આજ દુરવાસાને ખુશી કરો ત્યારે ખરાં અમે કહ્યું રૂષિને ખુશી કરવા એ કંઈ મોટી વાત નથી એમ ધારી અમે રૂષિના આગળ નૃત્ય કરયું પણ રૂષિ મોહ પામ્યા નહી, તેથી અમે ક્રોધમાં કહ્યું રૂષિ

જંગલી જેવા છે, તેથી દુરવાસા ક્રોધે ભરાયા અને શ્રાપ દીધો કે પાપણીઓ તમે બંન્ને પંપા સરોવરમાં સર્પણીઓ થઇને પડો. અમે રૂષિને કગરી પડીને કહ્યું કે માહારાજા અમારી ભુલ થઈ માટે કાંક અનુગ્રહ કરો રૂષિને દયા આવવાથી અમને કહ્યું કે ઇંદ્રિનો પુત્ર અર્જુન યોગી રૂપે પાણી પીવા આવશે તે વખત તમે ડંશ કરશો એટલે સર્પણીયો ટળી અપસરાઓ બની જશો. એમ કહી દુરવાસા ચાલ્યા ગયા, પછી અમે સર્પણીયો થઈ હતી તે આપના ચરણ પ્રતાપથી પ્રથમ દેહને પામી. હવે અમે આપને વરી ચુકયાં માટે અમને પરણો, અર્જુન કહે અત્યારે હું યોગીછું ને કેવી રીતે લગ્ન કરૂં, અપસરાઓ બોલી ગમે તેમ કરો નહી તો અમારા કેશ વણી ગળેફાંસો ઘાલી આપઘાત કરી સ્ત્રી હત્યા આપીશું. અરર્જુને જાણ્યું સુકીત કરતાં દુકીત થાય છે, અર્જુન કહે હમણાં મારૂં યોગી વૃત્ત ભાંગ થાય છે માટે હાલમાં તમે મારે દેશ જાઓ અને હું વૃત્ત પુરૂં થશે એટલે ત્યાં આવી તમને પરણીશ અપસરાઓ કહે વર્ત હોય તો હસ્ત લગ્ન કરીને જાઓ એવામાં નારદજી આવીને કહેવા લાગ્યા કેમ યોગીજી ! યોગી થઇને ઠીક કામ આરંભ્યું છે ! અરજ્જુન કહે હું શું કરૂં મારે તો બીલકુલ ખપ નથી મહારાજા મને નકામો શા માટે આરોપ મુકોછો મને તો વાટમાંથી લપ વળગ્યું છે. નારદ કહે આવો પરણાવું એમ કહી બન્ને કન્યાયો પરણાવી. પછી નારદજી અંતરધ્યાન થઈ ગયા, અરજુન કહે અરે સ્ત્રીયો તમે હવે મારા દેશમાં જજો સ્ત્રીયોએ કહ્યું સ્વામીજી આજની રાત્રી અહીં રહી અમને રૂતુદાન આપો નહી તો સ્ત્રી હત્યા આપીશું અરજુન કહે હું અહીં કયાં આવી ચડયો કે જેથી કરીને આ ઝાંખરૂં વળગી પડયું. સ્ત્રી હત્યાના ભયથી રાત્રી રહી રૂતુદાન આપ્યું દૈવયોગે બન્નેને ગર્ભ રહ્યો. એવામાં વ્હાણું વાયું એટલે અરજુને કહ્યું હવે હું જાઉછું સ્ત્રીયો બોલી પરણ્યાંને પાળો અને જણ્યાને જીવાડો તેમાં કંઈ નવાઈ કરતા નથી હાથ ઝાલીને હવે કયાં જાઓછો ! તમારો અમોને ગર્ભ રહ્યો છે માટે કાલ છોકરા થાય તો શું ખાય માટે ગામ વસાવી આપો તત્ર અરજુને સુર્યનું તપ કરયું. સુર્ય પ્રસન્ન થઇને અરજુન પાસે આવ્યા, એટલે અરજુન કહે મહારાજ ગામ વસાવી આપો, સુર્યે મણી ઘસી ગામ વસાવી આપ્યું તેનું નામ મણીપુર પાડ્યું. સુર્ય તુરત અંતરધ્યાન થઇ ગયા, અરજુને બંને સ્ત્રીયોને કહ્યું હવે તમો તમારે નગ્રમાં ખુશીથી રહો અને મને આજ્ઞા આપો. બંન્ને સ્ત્રીઓએ અરજુનજીને કહ્યું કોઈ દીવસ કૃપા કરી પધારજો, અર્જુનજી કહે શા ભોગ છે તે તમારી પાસે આવીશ એમ કહી પોતે દ્વારકાના રસ્તે ચાલ્યો.

ઇશ્વર સ્મરણ કરતો કરતો દ્વારકાંથી બે ગાઉને છેટે મહાદેવનું દેવળ હતું ત્યાં આવ્યો. ને પોતે મહાદેવજીના દેરામાં મુકામ કરયો. શંકરની હમેશાં પુજા કરે છે અને પોતાના દીવસ નીર્ગમન કરે છે, એવામાં કેટલાક દીવસ વીત્યા પછી એજ મહાદેવજીનો મેળો ભરાયો. ત્યાં દ્વારકાના લોક મેળામાં ભરાયા, છપ્પનક્રોડ યદવો તથા બળદેવજી તથા શ્રી કૃષ્ણ પ્રભુ સરવે સ્ત્રી પુત્રાદી સહવર્તમાન મેળો જોવા પધાર્યા. મેળામાં જાતજાતની દુકાનો નીકળી છે, ત્યાં મહાદેવમાં અરજુનજી પદ્માસન વાળી હાથમાં માળા ઝાલી પરમાત્માનું સ્મરણ કરે છે, સરવે જણ અરજુનને યોગી જાણી પગે લાગે છે, એવામાં કૃષ્ણ પ્રભુ મહાદેવમાં પધાર્યા. પોતે લાંબા થઈ અર્જુનને પગે લાગ્યા, અર્જુને ઉંચો હાથ કરી પ્રભુના મુસ્તક ઉપર હાથ મુકયો, પ્રભુ મર્મની મસ્કરી કરવા સારૂ પ્રભુ ધનંજયને પુછવા લાગ્યા, કેમ મહારાજા તમારૂં નામ શું ! તમારૂં ગામ કીયું ! અહીં કેમ આવવું થયું છે ! અર્જુને જવાબ આપ્યો. કયું નહી સમજતે ત્યાગીકા નામ કયા, ઔર ગામ કયા, હમતો સદાઈ રમતે રામ હેં. પ્રભુ કહે વારૂ મહારાજા તમે નીરોગી માલુમ પડોછો માટે ખરૂં કહેજો આપ યોગીછો કે ભોગીછો; અર્જુન કહે હુમેરી સામને ભોગકી બાત મત કરના, પ્રભુ કહે ક્ષમા કરજો બાપજી કુંતા માતા શું કરે છે ! અર્જુને જાણ્યું કે પ્રભુ સઘળું જાણે છે તેથી પ્રભુને શીશ નમાવી કહેવા લાગ્યો કે મહારાજા મને વગોવશો નહી. દીનબંધુ કહે હું યાદવોને કહીશ અને તમારી સરવે બાબત ઉઘાડી પાડીશ કે અર્જુન જોગી થઇ અહીં આવ્યો છે, અર્જુન કહે હે પ્રભુ મારો શો અપરાધ છે ! ઇજ્જત હલકી કર્યામાં તમારા હાથમાં શું આવશે, કૃષ્ણ કહે એક કામ કરો તો વાત ગુપ્ત રાખું, અર્જુન બોલ્યો લ્યો મહારાજા મારૂં વચન છે, પ્રભુએ વચન લેઇ લીધા પછી કહ્યું કે દ્વારકામાં આવી મારી બેહેન સુભદ્રાનું હરણ કરો, મારા મોહોટા ભાઈ બળદેવજીનો વિચાર કૌરવોમાં લગ્ન કરવાનો છે અને મારૂ મન તમારામાં છે માટે સુભદ્રાનું હરણ કરી જાઓ, અમે અહીંથી ઘેર જઇએ એટલે તમે અશોક બાગમાં આવજો ત્યાં પીંપળા નીચે તમારે માટે આસન બનાવીશ બીજું તમારી આગળ એક કુંડ બનાવીશ તેમાં મંત્રેલી ભભુતી નાંખીશ એટલે તે ભભુતી તમે જેના ઉપર નાંખશો તેના સઘળા રોગ મટી જશે, વળી તે ભભુતી નીરધનના ઉપર નાંખશો તો ધનવાન થશે, વંજા ઉપર નાંખશો તો પુત્રવાળી થશે. જેના ઉપર નાંખશો તેના મનનાં ધારેલાં કામ પુરાં થશે મારા મોહોટા ભાઈ બળદેવજીને છોકરૂં નથી તેથી તમને પગે લાગી તેમને ઘેર

તેડી જશે તે વખત તમારી શેવામાં કુંવારકા માગજો, બળદેવજી સુભદ્રાને સોંપસે એટલે સુભદ્રા તમારી ભભુતીથી વશ થશે. પછી લાગ જોઇ તેનું હરણ કરી જજો. મારા મોટા ભાઇની અગર યાદવોની બીક રાખશો નહી. હું તમારી પક્ષમાંછું, અર્જુનજી કહે વારૂ મહારાજા રાત્રીએ અશોક બાગમાં આવીને મુકામ કરીશ. એટલે પ્રભુ વીદાય થયા. મેળામાં આવેલા લોકો પોત પોતાને ઘેર ગયા. અંતર્યામીએ બાગમાં જઇ જોગીને માટે બેસવાની પીંપળા નીચે ઓટલી બનાવી તેના આગળ કુંડ રચી તેમાં મંત્રેલી ભભુતી નાંખી પછી જુગદાધાર ઘેર જઈ નીરાંતે પોઢી રહયા. એવામાં પહોર રાત્રી વિત્યા પછી અર્જુન અશોક બાગમાં દાખલ થઈ પીંપળા નીચે ઓટલીના આસન ઉપર બેઠો. આશ્ચર્ય પામ્યો કે અહો ભક્તિના વશ ભગવાન છે, મારા પામર ઉપર દયા કરી મને અત્યંત સુખ આપે છે. હે મારા નાથ કૃષ્ણ આપના સીવાય અમારા ગરીબની વારે કોણ ચડે એમ પ્રભુનું સ્મરણ રાત્રી દીવસ કર્યા કરે છે. એ બાગમાં એક આંધળો માળી રહે છે તે સવારમાં ઉઠીને પીંપળા નજીક આવ્યો. અરજુને તેના ઉપર ભભુતી નાંખી એટલે દેખતો થયો. માળીને અતીશય પ્રેમ આવવાથી પગે લાગ્યો. એટલામાં તેનો પુત્ર આવ્યો. માળી બોલ્યો દીકરા આ યોગેશ્વર સાક્ષાત ભગવાન છે કારણ કે હું ઘણા વરસનો આંધળો તેમનાં દર્શન કરવાથી દેખતો થયોછુ માટે તું યોગીને જવા દઇશ નહી. હું ગામમાં જઇને સઘળાને ખબર આપું અને તારી માને પણ વાત કરૂં. એમ કહી નગરમાં દોડયો અને સઘળાને કહેતો જાય છે કે હું આંધળો દેખતો થયોછું માટે જેને મનવાચ્છીત ફળની ઇચ્છા હોય તે અશોક બાગમાં યોગેશ્વર પાસે જાઓ. એમ આખા નગરમાં સમાચાર પહોંચાડયા. સમગ્ર નગરમાં વાત ફેલાવાથી લોકોને અતી ઉમંગ થયો. માળી પોતાની સ્ત્રી લઇને યોગી પાસે આવ્યો તેમજ દુખીયા લોકો જેવા કે બેહેરા, બોબડા, રાંટા, ઠુંટા, લુલા, લંગડા, આંધળા, ખુંધા, ક્ષૈઆળા, વૈયાળા, અને પતિયા, પક્ષીઘાતીયા, મુળશી, મુઝારાવાળા, કાણા, કદ્રા કુબડા કોડીલા, ગાંડા, કદરૂપ, કાળા એ સીવાય અપાર રોગીયા બાગમાં યોગેશ્વર પાસે આવી પ્રેમ વડે કરીને પગે લાગ્યા. સર્વને ભભુતી નાંખે એટલે તુરત રોગથી મુક્ત થાય. તે વખતજ સર્વ લોકોને શ્રદ્ધા બેઠી કે નિશ્ચે આ તો ભગવાન છે. દ્વારકામાં એવો મહીમા ચાલવાથી બૈરાં, છોકરાં ખાવાનું પીવાનું લેઇ બાગમાં આવીને વસવા લાગ્યા. નીરધન ધનની આશાએ, વાંજીયા પુત્રની ઇચ્છાએ એમ સરવે જણ સુખની આકાંક્ષા રાખીને આવ્યા છે. આખું

નગર બાગમાં વસવાથી ( દ્વારકાં ) ઉજડ દેખાવા લાગ્યું. એવામાં રાજ્ય સભામાં યોગીની વાત થવાથી બળદેવજી પુછવા લાગ્યા કે આખું નગર ઉજડ દેખાય છે? એવું સાંભળી એક યાદવ બોલ્યો, કોઈ એક સાધના યોગ જાણનાર યોગી પધારયા છે. તે સહુ પ્રાણીને ભભુતી નાંખે છે એટલે રોગી હોય તે રોગથી મુક્ત થાય છે, વંઝા હોય તે પુત્ર પામે છે નીરધન હોય તો ધનવાન થાય છે, એમ સરવની મનકામના પુરી કરી પોતે નીરાશા રહે છે. સર્વનાં દુઃખ ટળી જવાથી બાગમાં જઇ વસવા લાગ્યાં છે. એવું સાંભળી બળદેવજીનું મન લલચાયું કે હું યોગીની શેવા કરૂં તો મને પુત્રની પ્રાપ્તી થાય. પ્રભુને કહેવા લાગ્યા કે ચાલો આપણે યોગીને આપણા ઘેર તેડી લાવીએ કારણ કે એવા મહાત્મા પુરૂષોની શેવા કરીશું તો કાંઈક ફળ મળશે તેમજ આખું નગર પાવન થશે કૃષ્ણે જવાબ આપ્યો કે અરે મોટા ભાઇ એ તો ધુતવાને માટે ઢોંગ ધારણ કરયો હશે તેમજ પ્રપંચીને વીકારી હશે. જો યોગાભ્યાસી હોય તો વનમાં રહી પોતાનું કલ્યાણ કરે, વ્યવહારમાં આવી વસવાનું કાંઇ પ્રયોજન નથી. એવું સાંભળી બળદેવજીને માઠું લાગ્યું. ક્રોધાયમાન થઈ પોતાના ભાઇને કહેવા લાગ્યા કે મારો વંશ વૃદ્ધી પામે તેથી તું અદેખાઇ કરે છે. વળી વંશ વૃદ્ધી પામે તો રાજ્યમાં ભાગ માગે એવો તારા મનમાં ડાઘ રહયો હોય તેવું જણાય છે. કૃષ્ણજીએ કહ્યું, ભાઇ! જો મારા મનમાં કોઇ જાતનો પ્રપંચ હોય તો ઇશ્વર સાક્ષી છે તેમ છતાં હું પ્રપંચીછું એવું તમને ભાસતું હોય તો ચાલો યોગી પાસે જઇએ, અને તમારો વંશ વૃદ્ધી પામતો હોય તો યોગીને ઘેર તેડી તેમની સેવા કરીએ. બળદેવજી આનંદ પામ્યા, અને પચાસ યાદવો લઇ બંને ભાઈ યોગીની પાસે આવી ચરણમાં મુસ્તક મુકયાં યોગીએ ભભુતી લેઈ સઘળા યાદવો ઉપર નાંખી તે વડે કરીને સઘળા મોહીત થઇ ગયા, બળદેવજીએ પ્રભુને કહ્યું, હે કૃષ્ણજી! તમે યોગીને સમજાવીને આપણા ઘેર લેવાની વાત કરો. પછી કૃષ્ણ યોગીને પગે લાગીને કહેવા લાગ્યા કે હે મહારાજ મારા મોટા ભાઇને આપની સેવા કરવાની ઇચ્છા છે માટે ગામમાં પધારો યોગીએ જવાબ આપ્યો હમતો ત્યાગી હેં, હુમેરે ઘર ગામકા કયા કામ હેં, પ્રભુએ કહ્યું અમારા ઘેર લઈ જઇ ફકત આપની સેવા કર્યા કરીશું, યોગીએ કહ્યું હુમેરી સેવામાં એક કુંવારીકા ચૈયે, કૃષ્ણજીએ બળદેવજીને કહ્યું, ભાઈ! આ તો કુંવારકા માગે છે માટે કોઈ પ્રપચી છે, બળદેવજી બોલ્યા તમે જેવા છો તેવાજ તેમને ધારો છો, આ મહારાજ તો બહુજ પવિત્ર છે માટે આપણી બહેન સુભદ્રાને તેમની શેવા-

માં મુકીશું, પ્રભુએ કહ્યું અરે મોટા ભાઇ તમારી બુદ્ધી વીપરીત હોય તેવું લાગે છે. જો સુભદ્રાને સેવામાં મુકશો તો જરૂર આપણા કુળમાં લાન્છન લાગશે બળદેવજી કહે આ મહારાજતો સાક્ષાત પ્રભુ જેવા છે, માટે તેમની સેવામાં સુભદ્રા રહેશે તો કાંઈ હરકત નથી, પ્રભુએ યોગીને કહ્યું ચાલો મહારાજા અમારી સુભદ્રા બહેન તમારી સેવા કરશે. મહાત્મા તુરત ઉભા થયા એટલે સઘળા લોકો યોગીની પુઠે ગામમાં ગયા, અરજુનજીએ પોતાની ઝોળીમાં ભભુતી ભરી લીધી હતી ત્યાં બળદેવજીએ એકાંત જોઈ યોગેશ્વરને એક મહોલ રહેવા સારૂ આપ્યો હળધારીએ સુભદ્રાને બોલાવી યોગેશ્વરને પગે લગાડી એટલે અર્જુને ઝોળીમાંથી ભભુતી લેઇ સુભદ્રા ઉપર નાંખી. સુભદ્રા તુરત યોગીને જોઈ મોહીત થઈ, બળદેવજીએ સુભદ્રાને કહ્યું બહેન તારે આ યોગેશ્વરની સેવામાં રહેવું અને મહારાજ જે કહે તે કર્યા કરવું સુભદ્રા બોલી બહુ સારૂ. હું યોગીરાજની સેવા બરોબર ઉઠાવીશ પછી અર્જુનજીએ સર્વને કહ્યું કે સવારમાં સવા પહોર સુધી અને પાછલે પહોર દહાડે જેને મળવાની ઇચ્છા હોય તેને આવવું તે સીવાય [ આખો દીવસ ] કોઇએ અમારી પાસે આવી ઉપાદી નહી કરવી સઘળાએ કહ્યું બહુ સારૂ મહારાજા આપની આજ્ઞા મુસ્તકે ચઢાવી સઘળા પોત પોતાને ઘેર ગયા બળદેવજીની સ્ત્રી રેવંતી યોગી ની પાસે પ્રેમ વડે કરીને પગે પડયાં. અર્જુનજીએ ભસમમાં જળ રેડી દર્ભની સળી તેમાં બોળી રેવંતી ઉપર છાંટી. તેથી ઇશ્વરી ચમત્કારને લીધે રેવંતીને ગર્ભ રહયો આવું આશ્ચર્યકારક બનવાથી ઘણોજ મહીમા વધવા લાગ્યો અને લોકો કહેવા લાગ્યા કે સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળમાં આવા દીગંબર યોગી કોઇ નથી, દરેક એવો નીયમ રાખ્યો કે યોગીની પુજા કર્યા સીવાય અન્ન જળ લેવું નહી, તેમજ વહાણામાં વહેલા ઉઠી યોગીનું મ્હોં જોયા સીવાય કામ કાજ કરવું નહી આવી ઘણા પ્રકારની અર્જુનજીની માનતાઓ વધવા લાગી, સુભદ્રા હમેશા સેવા કરે છે. એવામાં એક દીવસ મધ્યાનકાળે કૃષ્ણ પ્રભુ સુભદ્રાની પાસે આવીને પુછવા લાગ્યા કે અરે બહેન સાચે સાચું બોલજે, આ યોગી કેવા છે ! અને તારૂં હૃદય શું કબુલ કરે છે, સુભદ્રા બોલી ભાઈ, મારૂં મન આ યોગીની સાથે પરણવાનું છે, કૃષ્ણ પ્રભુ કહેવા લાગ્યા, અરે બેહેન આ વાત બળદેવજી જાણશે તો આપણ બંન્નેને મારી નાંખશે માટે છાની માની બોલ્યા શીવાય યોગીની સેવા કર્યા કર. એમ કહી પ્રભુ અર્જુનજીની પાસે ગયા અને કહેવા લાગ્યાકે હવે સુભદ્રા હરણ કરો. આવતી કાલે એકાદશી છે, માટે ગોમતી ઉપર સઘળા લોકો ન્હાવા જશે.

બળદેવજી તમને તેડવા આવે તો ના કહેજો પછી સરવે જણ ન્હાઇને ઘેર આ-વે એટલે બપોરે તમે ન્હાવા જવાનું રાખજો, કારણ કે બપોરે કોઈ ગોમતી ઉ-પર ન્હાવા જતું નથી માટે લાગ જોઈ સુભદ્રાનું હરણ કરી જજો. અરજુન કહે બહુ સારૂ મહારાજા તે વાત ખરી છે. પણ કદાચ હું પકડાઉં તો મારી રક્ષા કરજો. કૃષ્ણ પ્રભુ બોલ્યા તે બાબત ચીંતા કરશો નહી. એમ કહી પ્રભુ ઉભા થયા અને સુભદ્રા કાંઈ કામ કરતી હતી તેની પાસે આવી કહેવા લાગ્યા કે હે વ્હાલી બેહેન ! કાલ એકાદશી છે, માટે ગોમતી ઉપર ન્હાવા જવું પડે તો, મા-રો રથ મંગાવીને જજો. સુભદ્રા કહે બહુ સારૂ પછી પ્રભુ ત્યાંથી વીદાય થયા. એમ કરતાં કરતાં દશમનો દીવસ પુરો થયો, બીજે દીવસે એકાદશી થઇ એટ-લે બળદેવજી યોગીની પાસે આવીને પગે પડયા. યોગીને કહેવા લાગ્યા કે, મહા-રાજા આજ એકાદશીનો યોગ છે, માટે ગોમતી ઉપર ન્હાવા પધારો. યોગેશ્વર બોલ્યા. હુમેરે ન્હાણા કયા ઔર ધોણા કયા. હમ ત્યાગી હેં, તુમેરી સંસારી રીત ભાતકું હમ નહી માનતે હેં, હુમેરા મગજમાં આવેગા સો કરેગા. તવ બ-ળદેવજી રજા લેઈ ત્યાંથી ઘેર ગયા સઘળા લોકો ગોમતી ઉપર ન્હાવા ગયા. ન્હાઇ ધોઇ પુન્ય દાન કરી તમામ લોકો યોગીની સેવા કરવા આવ્યા. સેવા કરી પોત પોતાના ઘેર ગયા, એમ કરતાં કરતાં બપોર થયા એટલે યોગેશ્વર સુભદ્રાને કહેવા લાગ્યા, કે સુભદ્રા ! હુમેરે ન્હાણેકું જાણાહે સુભદ્રા યોગીની આજ્ઞા લેઇ તુરત બળદેવજીની પાસે આવીને કહેવા લાગી કે મોટા ભાઈ યોગીને ગોમતી ઉપર ન્હાવા જવું છે, માટે તમને તેડાવે છે, બળદેવજી તુરત યોગેશ્વ-રની પાસે આવ્યા, પગે પડી યોગીને પુછવા લાગ્યા કેમ મહારાજા આપની શી આજ્ઞા છે ? અર્જુને જવાબ આપ્યો, હુમેરી ઇચ્છા ગોમતીજીમેં ન્હાણેકી હુઇ હે. બળદેવજી કહે બહુ સારૂ એમ કહી સુભદ્રાને આજ્ઞા આપી કે બહેન ! ચા-લો રથ જોડી આપું તેમાં યોગીને બેસાડી ગોમતીજીમાં ન્હાવા સારૂ લેઇ જાઓ. સુભદ્રા કહે મોટા ભાઈ તે વાત સાચી છે, પણ કૃષ્ણનો મોટો રથ મંગાવી આ-પો તો જાઉં. બળદેવજીએ યોદ્ધા મોકલી કૃષ્ણજીને કહેવરાવ્યું કે તમારો મો-હોટો રથ આપો, કારણ કે યોગીને બેસાડી ગોમતીમાં ન્હાવા મોકલવાના છે, યોદ્ધાઓ પ્રનીભુ પાસે જઇ સઘળી બીના કહેવા લાગ્યા, પ્રભુ આ સાંભળી ક્રોધ કરી બોલ્યા. બળદેવજીની વીપ્રીત બુદ્ધિ થઈ હોય તેમ લાગે છે, જાઓ હળધારીને કહો કે બીજો રથ જોડી આપીને મોકલો હું મોહોટો રથ આપવાનો નથી એમ કહી પ્રભુએ મોહોટા રથના ભંડારીયામાં ચુડો, પાનેતર, મીંઢળ વી-

ગેરે લગ્નનો સામાન મુકયો, યોદ્ધાઓ બળદેવજીને કહેવા લાગ્યા કે માહારાજા કૃષ્ણજી પોતાનો રથ આપવાની ના પાડે છે, એવું સાંભળી ક્રોધમાં આંખો લાલચોળ કરીને પ્રભુની પાસે આવ્યા પ્રભુને કહ્યું કે અલ્યા તારો મોહોટો રથ આપવાની કેમ ના કહે છે ! કૃષ્ણ પ્રભુ બોલ્યા મોટા ભાઇ જરા વાંચારીને બોલો. મારો મોટો રથ હરણીયો છે, સોળ સહસ્ર એકસોને આઠ સ્ત્રીઓને તે રથમાં હરણ કરીને લાવ્યોછું; માટે મારો મોહોટો રથ આપું તો આપણી બેહેન સુભદ્રાનું જરૂર હરણ થશે, યોગી અને આપણી બેહેન બંને રથમાં બેસસે એટલ તુરત મનોવૃત્તિ ફરી જશે. અને આપણા કુળને લાન્છન લાગશે, બળદેવજી કહે જાજા જેવો તું છે, તેવા યોગીને ધારે છે, પણ યોગીરાજ તો સાક્ષાત પ્રભુ છે, જો સંસારમાં રહેવાની તેમને મરજી હોય તો સંસારનો ત્યાગ શા માટે કરયો. વળી તે પ્રપંચી હોય તો વચન સીદ્ધી કયાંથી થાય. પોતાના આત્માનું કલ્યાણ કરવાના માટેજ વ્હેવાર ત્યાગ કર્યો છે, મનમાં વૈરાગ ધરીને દશ ઇંદ્રીયોનો નાશ કરેલો છે. એવું સાંભળી પ્રભુ બોલ્યા હે હળધારી શાંતવૃત્તિ રાખી હું કહું તે સાંભળો ક્રોધનો ત્યાગ કરી ન્યાય રીતે વાત ધ્યાનમાં લ્યો કૃષ્ણ પ્રભુ કહેવા લાગ્યા, એ યોગી શી ન્યાત હશે ! વળી નિચ હશે કે ઉંચ હશે તેનો તમે તપાસ કરયો છે ? પાતાંજલીએ પોતાના શાસ્ત્રમાં કહ્યું છે કે નીચની શેવા ઉંચ કરે તો ઉંચ નીચ યોનીમાં જાય છે, કદી કહેશો કે જાતને નથી જોતા વેશને નમીએ છીએ; તો ક્ષત્રીનો વેશ અનામીક લે તેથી શું આપણે તેની સંગાથે જમવા બેસીશું. હા કહેશો તો બાપનું નામ બોળવા બેઠા તેમ કુળનો ધર્મ ખોવા બેઠા, બધા એકારે થવા બેસસો તો વરણાશ્રમનો ધર્મ ટુટી જશે. માટે વ્યવ્હારનો ત્યાગ કરે તે ત્યાગી નથી ફકત અનીતીનો ત્યાગ કરે તેજ ત્યાગી છે. વ્યવ્હારમાં રહી મનને વૈરાગ ધરે તેજ વૈરાગી છે, અસત્યમાંથી શાંન્ત પડેલો તે સંત છે. યોગાભ્યાસ કરે તે યોગી છે, યોગીમાં યોગી મહાદેવજી છે, તે પણ સદા નારી રાખે છે. રીદ્ધી સીદ્ધી પુત્ર પરીવાર સઘળું સંકરને છે, ઘરને ત્યાગ કરે તે યોગી નથી, દુઃખ પડવાથી કાં દેવું થવાથી વ્યવ્હારનો ત્યાગ કરીને નાશી જાય છે. સંસારમાં સરસો રહે, મન રાખે મુજ પાસ, વ્યવ્હારને લોપે નહી તે જાણું મમ દાસ, જો પોતાના આત્માનું કલ્યાણ કરવાને ઇચ્છતો હોય તો પાછો વ્યવ્હારમાં શા માટે આવે ઘર ગામ વ્યવ્હાર સર્વનો ત્યાગ કરી નાસી ગયો હોય તો પાછો ઉપાદીમાં શા સારૂં આવે, હું ગુરૂ, આ મારો ચેલો, આ મંદિર મારૂં તેમજ રોગોનો નાશ કરવો એ વૈદ્ય લોકનું કામ છે તે કામ તેમને કરવા-

ની શી જરૂર છે, ભુત પ્રેતાદીક વળગણુ કાઢવાનું તથા લોકોને પુત્ર આપવાનું તથા નીરધનને ધન આપવાનું કુંવારાને ઘર સુત્ર કરી આપવાનું કામ સંસારીનું છે તે કામ ત્યાગીનું નથી. જ્યાં સુધી જ્ઞાન દ્રષ્ટીએ વીચારતા નથી ત્યાં સુધી અંધારૂ છે ઘર ગામ, માત પીતા, છોકરાં નારી, સગાં વ્હાલાં, પાડોશી સર્વને તજી નાશી ગયો પછી જગતમાં વસવાની શી જરૂર છે. તે પણ બીલકુલ તજ્યો નથી. સાંભળો કે નાત તજીને જમાતમાં પેઠો, માતા તજીને માઈ કરી, બાપ તજીને બાવા કરયા, બંધુ તજીને ગુરૂ ભાઈ કર્યા, ઘર તજીને મંદીર બનાવ્યું ગ્રાહકોને તજીને શેવક કર્યા, દીકરા તજીને ચેલા કર્યા, કહો શું બાકી મુકયું, કદી કહેશો કે દશ ઇંદ્રીયોનો ત્યાગ કરયો છે તે પણ કહું તે સાંભળો, કાને શું દાટા માર્યા છે ! શું આંખો ફોડી નાંખી છે ! શું જીભડીને કાપી નાંખી છે ! શું હાથને ઠુંઠા કર્યા છે ! લઘુશંકા તથા દસ્તનો શું ત્યાગ કરયો અવયવ જુદા કર્યા છે ત્યાગી થઈ તેણે શું ત્યાગ કરયું તેનો વીચાર કરીને ધ્યાનમાં લ્યો, કદી તમે કહેશો કામજ્વર તજ્યો, તે પણ સાંભળો, મહાદેવજીથી કામ નથી જીતાયો તો બીજો કોણ જીતવા સમર્થ છે. મહાદેવજીથી બળવાન નીકળ્યા કે કામદેવને જીતી શકયા ! સંસારનો વેરાગધરી સંસારનો ત્યાગ કરયો હોય તો પાછું વસ્તીમાં આવી વ્યવ્હાર કરવાનું શું પ્રયોજન છે ! સર્વનો ત્યાગ કરીને સર્વમાં પેસે તેને કેવું સમજવુ જેમકે પેટમાંથી ઓકી કાઢીને પાછું ખાધા જેવું થાય છે, જો ત્યાગ કરવું હોય તો તરછટ ત્યાગ કરીને વનમાં જઇને વસવુ ? વનમાં જઇને પાછો સંસારમાં આવે તેને પુરણ પાખંડી સમજવો, સંસારમાં રહેલાને વૈભોગી કહો છો તે કરતાં ત્યાગ કરીને નાશી ગયેલો બમણો વૈભોગી હોય છે. અજ્ઞાની લોકો તેને મોટો સમજી બાગ બગીચામાં રમાડે છે વળી પુષ્કળ ઘ્રત નાંખી ગળ્યાં ગળ્યાં ભોજન જમાડે છે. ગાદી તકીયાનાં આસન આપી ચરણ ચાંપી શેવા કરે છે. વાયુ ઢોળાવે છે પાયે પડાવે છે એનાથી તે વૈભોગ કેવા રળવું ખપવું પડતું નથી, મફતનું ખાવા મળે છે, કોઇએ બેટા એવું નામ ધારણ કરયું નહી, સઘળાઓએ બાવા નામ ધારણ કરયું, તેથી જેના ને તેના બાવા થઈને ફરવુ છે. કદી કહેશો ઉપદેશ કરવા વ્યવ્હારમાં પધારે છે તેના ઉત્તર આપું તે સાંભળો ઉપદેશ કરી પંથ ચલાવવો એ આચાર્યનું કામ છે, બીજાનો અધીકાર નથી, ધર્મ શાસ્ત્રમાં મનુએ કહ્યું છે કે ત્યાગી ગળ્યું ખાય તેમ ઘી તેલ વીગેરે ચીકણો પદાર્થ ભક્ષણ કરે તો કામની વૃદ્ધિ થાય છે, તે વખત મન વશ રહી શકતું નથી અને વીર્યખળીત થઈ જાય છે, તેથી ઘ્રત ગળપણ જમાડનારને

બાળ હત્યાનુ પાપ લાગે છે મોહની રૂપે મહાદેવજી પતળ્યા તો બીજો કોણ રહેનારો છે. કોઇ એમ કહે કે કામદેવ ઘણાએ જીત્યો છે તે લોકોને મુર્ખા સમજવા, એકલા બ્રાહ્મણુને પાંચમી દ્વાદશીમાં કુટુંબની રજા માગી સન્યસ્ત લેઇ ત્યાગી થવાનો અધીકાર છે. તેમને પણ નગ્રથી પાંચ ગાઉ દુર રહેવું. ગળ્યું. ચીકણું પદાર્થ નહિ જમવું કોઇનો હાથ નહિ જોવો. વૈદુ નહી કરવું. પલંગમાં નહિ સુવું. સ્ત્રીનો પરછાયો સરખો પણ નહી લેવો આ પ્રમાણે પોતાનો ધર્મ સાચવવો. એવું મનુ ભગવાને પોતાની સ્મૃતીમાં કહેલું છે. મફતનું ખાવા અને વૈભોગ ભોગવવા માટે આપણા ઘેર આવ્યા છે તેવા પ્રાણીને ઇશ્વર ઠરાવી બેઠા છો તે કેવું ભુલ ભરેલું છે ! વસ્તીમાં આવી રોગ મટાડી ચમત્કાર બતાવવાની તેમને શી જરૂર છે, પોતાનું કલ્યાણ કરવું મુકી દેઇને અન્યનાં દુઃખ ટાળવાનો ઉપાય કરે છે તે પણ એક ધંધો કહાડયો છે તેમાં તેણે શું ત્યાગ ! કર્યું ! આ સઘળું સાંભળીને બળદેવજીને ખુબ રીસ ચઢી. આંખો લાલચોળ કરી, પ્રભુ સાંમી કારમી દ્રષ્ટી કરી બોલ્યા અલ્યા કૃષ્ણ ! તું પવીત્ર મહાત્માની નીંદા કરે છે ! વૈકુંઠપતીએ જવાબ આપ્યો કે મેં તો સત્ય વાત કરી છે પણ તમને નીંદા લાગી માટે તમારૂં ભુંડુ થવાનું છે એમ સમજજો. કીયા ત્યાગીને ઇશ્વર મળ્યા છે તેનો તમે વીચાર કરો; અને સંસારીને પ્રભુ પ્રત્યક્ષ મળ્યા છે તે કહી સંભળાવું છું. જેવા કે મોહોટા ઉદ્દાલક રૂષિ, જનક વીદેહી આ સઘળા બ્રહ્મવેત્તા હતા તે પણ સંસારી હતા, શાવ બ્રહ્મા સરખાને પણ નારી છે. સુર્ય, ચંદ્ર, વિષ્ણુ, દેવલોકો વરૂણ અગ્ની વીગેરે સંસારી છે; તેમ હરીશ્ચંદ્ર તથા રામચંદ્રજી તે પણ ઘરબારી હતા કહો તો વિશેશ દાખલા આપું પછી આથી કેવું સમજવું. હાલ હું કહીશ તે ધ્યાનમાં ઉતરવાનું નથી શાથી કે તમારો જીવ ભ્રમણતામાં પડયો છે. બળદેવજી કહે તારો રથ આપવો છે. કે કેમ તેનો જવાબ દે. પ્રભુ કહે આ રથ જરૂર હરણ કરાવશે માટે બીજો રથ મોકલો બળદેવજીએ કહ્યું બસ તારૂં ડહાપણ મુકી દેઇ મોહોટો રથ લાવી આપ, પ્રભુએ રથ જોડી આપ્યો. બળદેવજીને કહ્યું કે જોજો ભાઇ નવા જુની થશે તો મારો તથા તમારો બન્નેનો જીવ જશે, તો પણ હળધારી રથ લેઇને ચાલ્યા પ્રભુને હરણ કરાવવાનો સંપુર્ણ વિચાર છે તોપણ બળદેવજીને જણાવે છે કે બરોબર સાચવીને કામ કરજો એમ કહી પોતાનું શાહુકારપણું બતાવ્યું, બળદેવજીએ રથ લાવી સુભદ્રાને સોંપી દીધો. હળધારીને મનમાં વીચાર આવવા લાગ્યો કે મને કૃષ્ણે ટોકયો છે માટે વિસ યોદ્ધા રથની જોડે મોકલું તો ઠીક. પછી બળ-

દેવજીએ સુભદ્રાને આજ્ઞા આપી કે યોગેશ્વરને ગોમતીમાં નવરાવી તુરત પાછા લાવજો. યોગેશ્વર પોતાનું તુમડું, ઝોળી વીગેરે સાથે લઈ રથમાં પલાંઠી વાળી બેઠા, સુભદ્રા મનમાં હરખ પામવા લાગી. ઘોડાના અછોડા તથા ચાબુક મજબુત પકડી હાંકવા બેઠી. એમ કરતાં કરતાં નગરની બહાર આવ્યાં, દશ યોદ્ધા આગળ ચાલે છે, અને દશ પાછળ ચાલે છે સુભદ્રાનું યોગીમાં ગયું છે તેથી સુભદ્રા હાંકવાનું ભુલી જઇને યોગીના સામું એક ચીતે જોઈ રહી. એના મનમાં એવો પ્રેમ આવ્યો કે આહા! આ મહાત્મા જેવો કોઈ ત્રીલોકમાં નથી એનું સ્વરૂપ તથા એના ગુણનો તો પાર નથી. એમ કરતી કરતી બાવાના ગુણ ગાવા લાગી વઇશમપાય રૂષિ જન્મેજેને કહેછે કે હે રાજન એ પ્રમાણે સુભદ્રાને અરજુનને જોઈ મોહ ઉત્પન્ન થયો, શુભદ્રાનું મન બાવામાં લબ્ધ થઈ ગયું. વળી કહેવા લાગીકે બાવાનું કેવું સુંદીર શરીર સોભે છે! બાવાના ચરણમાં અઠસઠ તીર્થ યાત્રા હોય તેવું જણાય છે, બાવાના હાથમાં કેવું તુંબી પાત્ર શોભે છે! બાવાજીએ મોંઢે કેવું ચંદન ચરચ્યું છે! બાવલીયાના શરીરે ભભુતી ચોળેલી છે, ડાબી ખાંધે ઝોળી કેવી શોભે છે! લાંબી લાંબી ઝટા શોભે છે! જમણા હાથમાં કેવો સુંદીર સોટો શોભે છે! બાવલીયાએ કેવો વજ્ર લંગોટો વાળ્યો છે? એ પ્રકારે સુભદ્રાને અતીશય મોહ ઉતપન થયો. અરજુને સુભદ્રાને કહયું. અરે સુભદ્રા તું મારા સામું જોઈ રહી છે તેથી કોઇને વ્હેમ પડશે સુભદ્રા કહે હું તમારા ચર્ણની દાસી થઇને રહીશ, જો મારા ઉપર આપની કૃપા હોય તો ચાલો આપણ બન્ને નાશી જઇએ. અરજુનજી કહે અરે અબળા તું વાતો કરે છે પણ વીસ યાદવોમાંથી કોઇને વ્હેમ પડશે માટે છાની માની વાતો કર્યા સીવાય રથને હાંક. સુભદ્રા કહે અરે મહારાજા હું મારૂં સ્ત્રી ચરીત્ર કરૂં છું એતે રડયા શુ જાણતા હતા. હમણાં તેમને પાછા કાઢુ છું એમ કહી પોતાના પગનું ઝાંઝર કાઢીને હાથમાં સંતાડયું. પછી યાદવોને કહયું કે અલ્યા મારૂં ઝાંઝર રસ્તામાં પડી ગયું છે માટે તેને શોધી કાઢો. એટલે દસ જણ શોધવા લાગ્યા અને દસ જણ સાથે ચાલ્યા, સુભદ્રાએ કહ્યું, મારૂં અમુલ્ય ઝાંઝર છે માટે વિશે જણા જઈ શોધી કાઢો, તવ વીસે જણા શોધવા ગયા, સુભદ્રાએ કહયું કેમ મહારાજા ! હવે આપની આજ્ઞા હોય તો ઘોડા દોડાવી મુકું. કહે તું રથમાં બેશ અને હું હાકવા બેસું છું. સુભદ્રા રથમાં બેઠી અને અરજુનજીએ ઘોડા વાયુ વેગે હાંકી મુકયા. તે જોઈ સુભદ્રા વીસ્મય પામી કે આ યોગી તો સર્વે વિદ્યા જાણે છે. અરજુને ચાર ગાઉ દુર જઈ એક વૃક્ષ નિચે રથ ઉભો રાખ્યો. સુભદ્રા કહે રથને શા માટે ઉભો રાખ્યો? કોઇ

વાત જાણી જશે તો સઘળા યાદવો લેઈ મારા ભાઇઓ લડવાને માટે આવશે કારણ કે મારા ભાઇઓ નઠારા છે, એવામાં અંતર્યામીએ નારદજીને બોલાવ્યા અને તેમને કહેવા લાગ્યા કે તમે અરજુનજીને તથા સુભદ્રાને પરણાવો, મેં લગ્નનો સામાન રથના ભંડારીઆમાં મુકયો છે, તમે જઇને હસ્ત મેળાપ કરી આવો, એવું સાંભળીને નારદ રૂષિ વનમાં અરજુનજી તથા સુભદ્રા છે ત્યાં ગયા, નારદજી બંન્નેને કહેવા લાગ્યા કે આવો ઇંદ્ર પુત્ર ધનંજય લગ્નનો આરંભ કરીએ, અરજુન તથા સુભદ્રા રથમાંથી નીચે ઉતર્યા અને ભંડારીયામાંથી લગ્નનો સામાન બહાર કાઢયો. સુર્યની સાક્ષીએ તથા બ્રાહ્મણના વચને બંન્નેનો હસ્ત મેળાપ કરયો. જાદવ કંચુકી, પાનેતર, ચુડો વીગેરે પહેરાવી દીધો. પછી નારદજીએ કહ્યું કે હું મંગળ નહી વરતાવું કારણ કે કૃષ્ણજી કન્યાદાન દેવાના છે; એમ કહી નારદરૂષિ આશીર્વાદ આપી અંતર્ધ્યાન થઈ ગયા. વરકન્યા બંન્ને રથમાં બેઠાં. સુભદ્રા કહે હવે રથને હાંકો, નહીતો કોઇક આવી પહોંચશે. અરજુનજી કહે સુભદ્રા તને નાસી જવાનું મન છે. પણ હું ક્ષત્રીનો પુત્ર છું માટે હું કેમ નાસું ! ઇંદ્રપસ્તનો રાજા છુ અને કુંતા સતીનો પુત્ર અરજુનજી છું. હું યોગી નથી વૈભોગી છું. હું શત્રુને ઠેઠ પહોંચાડું તેવો છું જો ચોરની માફક કન્યા લેઇને નાશી જાઉં તો જનુનીનું પેટ લાજે, સુભદ્રા કહે સ્વામી કાંઈ ચીંતા નહીં, મારા ભાઇઓને કહીશ કે હું કાંઇ નાત બહાર નથી ગઈ અરજુનજી કહે ચાહ્ય તેમ કહેજે એમ કહી મહા બળવાન ઉભો રહ્યો. પેલા યાદવોએ ઝાંઝર શોધ્યું પણ પત્તો લાગ્યો નહી, નગર સુધી તપાસી જોયુ પણ બીલકુલ હાથ લાગ્યું નહી, સઘળાઓ ગોમતી તીરે આવીને જોયું તો યોગીને તથા સુભદ્રાને દીઠાં નહી તેથી નિરાશ થઇ નગરમાં ગયા અને રડતા રડતા બળદેવજીની પાસે જઇ ચરણમાં મુસ્તક મુકયાં, બળદેવજીએ સર્વને પુછયું કે કેમ રડો છો ! યોગી તથા સુભદ્રા કયાં છે ! રડતાં જવાબ આપ્યો કે સુભદ્રા બેહેને ઝાંઝર પાડી નાંખ્યું તેનો શોધ કરવા અમે પાછળ રહ્યા એટલે યોગી હરણ કરી નાશી ગયો, બળદેવજી કહે છાના રહો, જો પ્રભુ વાત સાંભળશે તો માહારો જીવ લેશે, એમ કહી રડતા જાય છે અને મનમાં મુઝાય છે. એવામાં પ્રભુએ ભભુત મંત્રની માયા પાછી ખેંચી લીધી એટલે જેને જેવો રોગ હતો અને જેવું પહેલું હતું તેવું થઈ ગયું, બેહેરા હતા તે બેહેરા થયા, આંધળા હતા તે આંધળા થયા, લુલા હતા તે લુલા થયા, પાંગળા હતા તે પાંગળા થયા બોલવુ શીખ્યા હતા તે બોબડા થયા, ગર્ભવંતી હતી તે નિરાશ થઈ એ પ્રમાણે લોકો દુખીયા થયા

અને જોગી ધુતારો ધુતારો એવી આખા નગરમાં અફવા ચાલી, સર્વે જણે વીચાર કર્યો કે ચાલો જોગી પાસે જઇએ અને પુછી જોઇએ. જોવા ગયા તો ચોગીને દીઠા નહી તેથી હાહાકાર વર્ત્યો બળદેવજી ઘરમાં છાના રડે છે એટલે પ્રભુ જાણી જોઇને બળદેવજીને ત્યાં આવ્યા, અને આનંદ ભેર પુછવા લાગ્યા, બળદેવજી ઘરમાં બેઠા બેઠા નિચું ઘાલીને રડે છે પ્રભુએ હળધારીના હાથ ઝાલ્યા અને કહેવા લાગ્યા કે તમે કેમ રડો છો ! શું કુળમાં લાન્છન લાગ્યું ! બળદેવજી કહે ભાઈ તમારૂ કહેવુ માન્યુ નહી ને યોગી તો સુભદ્રાનું હરણ કરી નાશી ગયો, પ્રભુ કપાળ કુટીને રડવા લાગ્યા, ને કેહે છે કે માહારા ચોરના ઘરમાં ચોરી થઈ. હું હરણ કરીને સર્વ સ્ત્રીયો લાવ્યો એટલે યોગીએ મારી બેહેનનુંજ હરણ કર્યું, બળદેવજીએ પ્રભુને ઘણી આજીજી કરીને કહ્યું કે મારી મોટી ભુલ થઈ છે માટે માફ કરો. પ્રભુ કહે જો મને જીવાડવો હોય તો સુભદ્રા બેહેનને લાવો નહી તો મારા પ્રાણ તજી દઇશ, હળધારી છાતીફાટ રડતા જાય છે અને પસ્તાય છે કે મેં જોગીને ઈશ્વર રૂપ માની શેવા કરી પણ આખરે જેનું ખાધું તેનું ખોદયું માટે આવા પાખંડી પ્રપંચી ત્યાગીઓને કોઇ દીવસ નગ્રમાં સંચરવા દેવા નહી, પ્રભુએ કહયું તમારો દીકરો લાવો તેને મારે રનાડવો છે. બળદેવજી કહે મુવો દીકરો; એવામાં આખું ગામ પોકાર કરતું આવ્યું કે જે રોગીયા હતા તે રોગી થયા, દુખીયા હતા તે દુખી થયા, પહેલાં જેવી હાલતમાં હતા તેવી હાલતમાં આવી પડયા. વળી કહેવા લાગ્યા કે જોગી કેવો ધુતારો જાદુવાળો મોટો સીદ્ધ થઇને આવ્યો હતો કે સુભદ્રા બેહેનનું હરણ કરી નાશી ગયો અને જદુ કુળમાં લાન્છન દીધું. બળદેવજીએ જાદવોને હુકમ કર્યો કે આઠે દીશાઓમાં જાઓ અને એક પહોરમાં ચાહય ત્યાંથી શોધી લાવો. એટલે છપ્પન કોટી યાદવો હાથમાં હથીયાર ગ્રહીને છુટી પડયા. કૈં ચરણે ચાલવા લાગ્યા કૈં ઉંટપર ચાલ્યા, કૈં ઘોડા ઉપર બેસીને ચાલ્યા, એ પ્રમાણે. શોધ કરવા ચાલી નીકળ્યા, બળદેવજી ઘર આગળ બેસી કૃષ્ણજીને સમજાવે છે કે અરે ભાઇ તમે ચીંતા ન કરશો હમણાં યાદવો શોધી લાવશે. તમારૂં કહેવું અમે સ્વીકાર્યું નહી અને ઘેર ઉતારો આપ્યો. અમે ત્યાગી માન્યો અને તમે ધુતારો માન્યો. પ્રભુ કહે શીખામણ દઉં તે સાંભળીને યાદ રાખજો. જે ત્યાગી થઇ વ્યવ્હારમાં વસે તેને જરૂર ઢોંગી જાણવો; વળી જાતી કજાતી જોયા સીવાય જે પુરૂષ ઉપરનો ડોળ જોઇ શેવા કરે છે તેનું સુકૃત ધોવાઇ જાય છે અને ઊલટો અઘોર નર્કને પ્રાપ્ત થાય છે. જો કોઈ બ્રાહ્મણનો પુત્ર પુખ્ત ઉમ્મરે સં-

ન્યાશી થયો હોય અને શાસ્ત્રમાં કહયા મુજબ અનુસરતો હોય તો તેને અન્ન વસ્ત્રાદીક આપવું; તે સીવાય વિશેષ શેવા નહી કરવી નારીએ કોઇ દીવસ એવા ત્યાગી પુરૂષ પાસે નહી જવું. તેવાની પાસે જવાથી જરૂર તેનું મન વિભળ થાય છે અને તેનું વૃત કરેલું હોય તેનો ભંગ થાય છે, તે દોશ ખચીત સ્ત્રીને લાગે છે માટેજ ત્યાગી પુરૂષોએ નગ્રમાં વસવું નહી તેમ કોઇએ વસવા દેવા પણ નહી; બ્રાહ્મણ શીવાય અન્ય વરણના કોઈ પુરૂષે વેદાભ્યાસ કરી કોઈને ઉપદેશ નહી કરવો. વ્યવહાર તજ્યો તે વ્યવહારથી છુટયો પછી તેને શીલાજ રહી. અજ્ઞાની પુરૂષોને મોહોટાઇ બતાવે એટલે ભોટલોકો મહારાજ માની શેવા કરે, નાતનાં, જાતનાં, માતનાં, તાતનાં સર્વેનાં ખોટાં કરીને નીકળ્યો તો અન્ય પ્રાણીનું ખોટું કયમ નહી કરે વ્હાલાનું ખોટું કરીને નાશી જાય તો બીજાનું કોનું બાકી મુકે મોક્ષને અરથે નીકળ્યો હોય તો વનમાં વશીને બ્રહ્માનંદમાં સુખ માને. સંસાર તજીને સંસારમાં આવે તેને કોઈ જાતનો સ્વારથ હોય ત્યારે આવે વ્યવહાર જુઠો છે એમ સમજી તેનો ત્યાગ કર્યો અને વળી વ્યવહારમાં આવીને વસવા લાગ્યો માટે કોઈ પ્રકારની મતલબ હોય ત્યારે તેવું કરવાની જરૂર પડે. વનમાં વનફળ જળ ખાવા પીવા પ્રભુ આપે છે તો સંસારમાં આવવાનું શું કારણ છે! જે વસ્તી તજીને વસ્તીમાં આવે છે તે કોઇ જાતના સ્વારથને માટે આવે છે. કોઈ મહતાને સારૂ કોઇના મનમાં એવુ કે દેવળ બાંધી મારૂં નામ રાખું કોઇના મનમાં એવું કે ભંડારા કરૂં તેમ બ્રહ્મ ભોજન કરૂં તેથી નામના વધે, કોઇના મનમાં એવું કે મહાનંત થઈ ગાદિએ બેસુ અને દરેક ઠેકાણે ગુરૂ ગણાવું વળી ચમત્કારી કેહેવરાવું, ચરણ પુજાવરાવું, શેવક લોકો પાસે શેવા કરાવરાવું, વિવિધ પ્રકારનાં ભોજન મળશે એવા પ્રપંચી વીચારો કરીનેજ આ વ્યવહારમાં ઢોંગી થઇ આવે છે જો ઢોંગાના મનમાં ઢોંગ ન હોય તો વ્યવહારનો ત્યાગ કરી પાછા વ્યવહારમાં વસવાની શી જરૂર છે. માટે જરૂર મોટા ભાઈ આ વાત સત્ય માની યાદ રાખજો. હળધારી કહે ધન્ય છે ભાઇ હવે મને બીલકુલ શંકા રહી નહી. એવામાં યાદવો શોધવા ગયા છે તે ફરીને પાછા આવે છે અને કૃષ્ણ ના ચેતી જાય તેવી રીતે બળદેવજીને સાન બતાવે છે. એવામાં બે યાદવો જ્યાં અરજુનજીએ રથ ઉભો રાખ્યો હતો ત્યાં આવી પહોંચ્યા, શેવકોએ વિચાર કર્યો કે જો જોગીને પકડીશું તો જોગી જાદુવાળો છે તેથી પશુ બનાવે અગર અંધ બનાવે તો આખી જીંદગી દુખમાં જાય જેવો જોગી જાદુવાળો છે તેવા કૃષ્ણ જાદુવાળા છે માટે તેમને તેડીને અહીં આવીશું. એમ વીચાર કરી બંને

નગ્રમાં આવ્યા બળદેવજીને યાદવોએ કહ્યું કે જોગી તો સુભદ્રાને પરણ્યો છે, એવું કહેતામાંજ બળદેવજીને ક્રોધ ચડયો. હળધારી પ્રભુને કહેવા લાગ્યા કે પ્રપંચ કરી કન્યાને વર્યો માટે ચાલો ત્યાં જઇ જોગીનો નાશ કરીએ. એટલે છપ્પન કોટી યાદવો, એક લાખ સાઠ સહસ્રને એકશો પ્રભુના પુત્રના પુત્ર, બળદેવજી તથા કૃષ્ણ પ્રભુ સર્વે હથીયાર ગ્રહી જ્યાં યોગી ઉભો છે ત્યાં આવી આગળ પાછળ ઘેરો ઘાલીને ઉભા રહયા સુભદ્રાને પરણેલી જોઇ સર્વે લોકો ગુસ્સે થયા. બળદેવજીએ પ્રધુમનને કહ્યું કે જાઓ બેટા સુભદ્રા ફોઇને રથમાં બેસાડી અહીં લાવો. પ્રધુમન રક્ત લોચને શ્વાસ ભર્યો દોડી યોગીને પૃથ્વીપર નાંખી દીધો અને રથમાં સુભદ્રાને બેસારી હળધારી પાસે લાવ્યો. શેશ પુછવા લાગ્યા કેમ બેહેન ! તું જોગીની સાથે આવી કે જોગી તને હરણ કરી લાવ્યો.! સુભદ્રા કહે જોગીનો વાંક નથી, હું જોગીને લેઇ નાશી આવી છું બળદેવજી કહે ધીક્કાર છે, તને કે અમારી બેહેન થઇ તેં અમને નીચું ઘલાવ્યું ! સુભદ્રા કહે નીચું નથી ઘલાવ્યું હું નાત બહાર નથી ગઇ તે જોગી નથી એતો કુંતાજીના પુત્ર અરજુનજી છે, બળદેવજી કૃષ્ણને કહેવા લાગ્યા કે ભાઇ જરૂર પાન્ડવોનો નાશ કરો અને ન પાન્ડવી પૃથ્વી કરો કારણ કે પ્રપંચ કરી કન્યાનું હરણ કર્યું. પ્રભુ કહે ખરી વાત છે મોટાટા ભાઇ જરૂર તેમનો નાશ કરવો જોઇએ સુભદ્રા કૃષ્ણને કર્ગરે છે હે ભાઈ તમે પુછવા આવ્યા ત્યારે મેં તમને કહ્યું હતું કે મારે યોગીની સાથે પરણવું છે તે વખને તમે મને તમાચો માર્યો હોત તો હું આમ ન કરત હવે અત્યારે મારૂં હેવાતણ ખોવરાવા બેઠા છો, માટે ભાઇ મારા પતીની રક્ષા કરી તેમને બચાવો. પ્રભુએ કોઇ ન જાણે તેમ સુભદ્રાનો ચરણ દાબ્યો કે ફીકર કરીશ નહી. અરજુનજીને હું બચાવીશ વાંકો વાળ થવા દેનાર નથી. સુભદ્રા કહે બહુ સારૂં ભાઇ એમ શાંન્ત પામી હળધારી કહે સુભદ્રાને મારી નાંખો કારણ કે જોગીને શીખવાડી શા માટે નાશી આવી અને વળી યદુ કુળમાં લાન્છન લગાડયું ! પ્રભુ કહે સુભદ્રાનો શો વાંક છે,! તમે જાતે બાવાને ઘેર લાવ્યા અને તેની શેવામાં સુભદ્રા બેહેન સોંપી. વળી તે બાવા પાસે ભભુતી હતી તે ભભુતી સુભદ્રા ઉપર નાંખી તેથી સુભદ્રા વશ થઈ એમાં બેહેનનો શો વાંક ? તમારે પુત્રની પ્રાપ્તી કરવી હતી તેના લોભમાં બેહેનનું હરણ કરાવ્યું તેમાં બીચારી સુભદ્રાની બીલકુલ કસુર નથી, ને જોગીને મારો તેમાં મ્હારી ના નથી એમ પ્રભુએ બળદેવજીને સમજાવ્યા, પ્રભુ સુભદ્રાના રથમાં બેઠા. પ્રધુમન હાથમાં ફરસી

લઈ યુદ્ધ કરવા ત્યાર થઈ રથમાં બેઠો, પ્રભુએ યાદવોને ઉસ્કેર્યા કે જોગીને ઠેર મારી નાંખો અરજુનજીના મનમાં ઓછુ આવ્યું કે અરેરે હવે મારી વારે કોણ ધાશે ! એમ ધનંજય શોક કર્યા કરે છે, રડતો જાય છે. અને પોતાના ભાઈ-ઓને યાદ કરે છે. હે બંધુ ગદાને ધારણ કરી જય મંગળ નામના હાથી ઉપર ચઢનારા હે ભીમસેન ભાઈ મારી વારે ધાઓ. તમે યોગી કરી નગ્રની બહાર મુકવા આવ્યા હતા ત્યાંથી હું વનમાં આવ્યો અને રૂડી પ્રકારથી યાત્રાઓ કરી વળી પંપા સરોવર ઉપર પુર્વના લેખે બે અપ્સરાઓ પરણ્યો, ત્યાંથી હું દ્વારકામાં આવ્યો ત્યાં પ્રભુજીનાં દરશણ થયાં. પ્રભુજી મને વચને બાંધી ગામમાં લેઇ ગયા. પછી સુભદ્રાનું હરણ કરાવ્યું. હવે સામા શત્રુ થઇને ઉભા રહયા છે, અને યાદવો પાસે મરાવે છે. યાદવો અનેક છે. અને હું એકલો છું. અરેરે પ્રભુ મારી વારે કોણ ધાશે એમ પોકારી રૂદન કરે છે. આજ યાદવો જમ જેવા લાગે છે, મારા મનમાં ભય ઉત્પન્ન થાય છે. સમળી કારમા શબ્દ બોલી રહી છે. ધરની ખાવા ધાય છે. હે બંધુ તમે દુખ વખતના બેલી છો જેવા અમને લાખાભોવનમાં લાહ્ય લાગેલી તેમાંથી ઉગાર્યા, વનમાંથી હડીંતાએ ચોર્યા હતા ત્યાંથી પણ છોડાવ્યા, એક ચક્રામાં બ્રાહ્મણનો પુત્ર બચાવ્યો તેમ હમેશ મરી જતાં છ જીવ બચાવ્યા, તેવી રીતે અહીં મારી વારે ધાજો. અહીં હું એકલો છું મારી પાસે હથીયાર નથી, મારે રથ નથી હું નીરાધાર છું. પાછો પડુ તેમ નથી પણ મારી પાસે હથીયાર નથી હથીયાર સીવાય બાહુબ-ળથી તમે બકરાક્ષસને માર્યો ત્યાંથી આગળ જતાં ગાંન્ધર્વ મળ્યો એમ સં-ભારતાં સંભારતાં અભંગ રથ ભાથો અંગારકે આપવાનું વચન આપ્યું છે એમ સાંભરી આવ્યું. પછી મનમાં હીમત આવી કે કાંઈ ચીંતા નથી હમણાં સર્વેનો નાશ કરી નાંખું છું. એમ કહી અંગારકનું સમરણ કર્યું એટલે અં-ગારક રથ તથા ભાથો અને ગાંજેવનામા ધનુષ વીગેરે સાહીત્ય અરજુનની પાસે અંત્રીક્ષથી મુકયું અરજુને ઝોળી તુમડું ફેંકી દીધું અને ઘોડાના અછોડા પકડી રથમાં બેસી ગયો ભાથાને ખભા ઉપર ભેરવી દીધો અને ધનુષ તૈયાર કરી ટંકાર કર્યો તેનો શબ્દ ત્રીલોકમાં ગયો અને દશે દીગપાળ ડોલવા લાગ્યા પછી મુછ ઉપર હાથ નાંખી બોલ્યો કે હવે જુગજીવન જે કરવું હોય તે કરો એવું સાંભળી પ્રદ્યુમન ક્રોધે ચઢયો અને યુદ્ધ કરવા સામો ઉભો યાદવો પણ લડવા તૈયાર થઇ ગયા પ્રદ્યુમને પહેલો હાથ ઉપાડયો. ધનુષ ઉપર બાણ ચઢાવી ફેંકે જાય છે, તે એકનાં અનેક થઇ જાય છે. યાદવો પણ ચોતરફથી

માર મારે છે. અરજુનજી ગાંજેવનામા ધનુષ ઉપર બાણ ચઢાવી ફેંકે છે તે જાદવોના હથીયારને કાપી નાંખે છે પણ જાદવ અનેક ને અરજુન એક તેથી અરજુનજી ગભરાવા લાગ્યા. યાદવોએ અરજુનને વીંધી નાંખ્યા અરજુને વિચાર્યું કે હું એકલો આટલી બધી સેન્યાને કેવી રીતે પહોંચી શકીશ એમ વિચાર કરતાં યાદ આવ્યું કે મોહાસ્તર બાણ મારૂ તો સર્વે મુછીત થશે. એમ ધારી મોહાસ્ત્રબાણ અગણીતા મંત્રનું માર્યું. તેથી અનેક બાણ થઇ સર્વેના રદયમાં પેશી ગયાં તેથી સર્વના પ્રાણ ઉંચા ચઢી ગયા ને સર્વ બે ભાન થઇ પૃથ્વીપર પડયા. ફક્ત કૃષ્ણ તથા બળદેવજી બંને ભાઈ સાવચેત રહ્યા પછી અરજુને કહ્યું ચાલો તમારે લડવું હોય તો યુદ્ધ કરવા તત્પર થઇ જાઓ. બળદેવજીએ હળમુશળ લીધું એટલે શ્રીકૃષ્ણે ચક્ર લીધું. ત્યારે બળભદ્રે કહ્યું ભાઈ તમે ચક્ર રેહેવા દો હું હળમુશળથી જોગીનું મુસ્તક છેદુછું ત્યારે પ્રભુ કહે તમે યોગી મારો ને હું ચક્ર લેઇને છપન કોટી યાદવોને મારૂ ત્યારે બળદેવ કહે અલ્યા જાદવોનો શો વાંક છે ત્યારે પ્રભુ કહે યોગીનો શો વાંક છે બળદેવ કહે આપણી બેહેનનું હર્ણ કર્યું. ભગવાન કહે ક્ષત્રીનો ધર્મ છે. હું જ્યાંથી ત્યાંથી હર્ણ કરી લાવું છું. તેમ મારે ઘેરે થાય. ત્યારે બળદેવ કહે આ કર્મ તેં ઉપર રહાનેજ કરાવ્યું પ્રભુ કહે જાઓ મેં કરાવ્યું. એટલે બળદેવ હળમુશળ પછાડી નગ્રમાં ગયા. પછી પ્રભુ જઈ અરજુનને નમી પડયા ને કહ્યું કે અમે હાર્યા ને તમે જીત્યા. અરજુન કહે મહારાજા આટલી બધીવાર સુધી યુદ્ધ કરાવ્યું અને હવે નમવા આવ્યા તેનું શું કારણ ! પ્રભુ કહે અભંગ રથ ત્થા ભાથો મંગાવવું હતું તેથી યુદ્ધ કર્યું. પછી અરજુનને ગામમાં લઈ ગયા. પછી પ્રભુ બળદેવજીને મનાવા માટે ગયા. બળદેવજી કહે જા લ્યા કપટી તું મારો ભાઈજ નથી આપણા કુળમાં લાન્છન લગાડયું તેને તું જઇને નમી પડયો. ત્યારે પ્રભુ કહે ભુલ્યા ને થનાર હતું તે થઈ ગયું. આટલુ કહ્યા છતાં હળધારીએ માન્યુ નહી પછી પ્રભુએ અરજુનજીનો જોગી વેશ ઉતરાવી નાંખ્યો. પ્રભુ એ ક્ષત્રીનાં વસ્ત્ર અલંકારો અર્જુનજીને પહેરાવી દીધાં પછી પ્રભુએ અર્જુનજીને કહ્યું કે ઇંદ્રપસ્તમાં કંકોતરી લખો એટલે સઘળા જાન લેઈ અહીં આવે અરજુનજીએ તુરત કંકોતરી લખી દીધી. એક શેવકની સાથે ઇંદ્રિપસ્તમાં કંકોત્રી મોકલી દીધી. શેદેવે સૌના સાંભળતાં કંકોતરી વાંચી, પછી હસ્તીનાપુરમાં ભીષ્મ વીદુરને સંદેશો કહાવ્યો તેથી સતીયા જાનમાં જાવા માટે ઇંદ્રપસ્તમાં આવ્યા, દ્રોણ, કૃપાચાર અશ્વસ્થામાં ભીસ્મ

વીદુર પાન્ડવોને ત્યાં આવ્યા. પાન્ડવો સતીયોને પગે લાગ્યા અને આદર સત્કાર કરી પોતાના ઘેર ઉતર્યા પછી પાન્ડવો જાન લેઈને દ્વારકામાં આવી પહોંચ્યા કૃષ્ણ પ્રભુએ સુંદીર મકાનમાં ઉતારો આપ્યો. અરજુનજી માતા તથા ભાઈઓ સર્વને મળ્યો. પ્રભુ બોલ્યા કે લગ્નનો દીવસ આજ ઘણો ઉત્તમ છે. માટે કન્યાદાન દેઇશું. એમ કહી મંડપ રચાવા માંડયો. અરજુનજીને લગ્નની તૈયારીઓ કરવા માંડી, અરજુનજી વસ્ત્ર અલંકારો પહેરી તૈયાર થયા, પ્રભુએ પાન્ડવોને કહાવ્યું કે લગ્નનો સમય વીતી જશે માટે તૈયાર થઈ મંડપમાં આવો એટલે પાન્ડવો મંડપે આવ્યા અરજુનજીને મંડપમાં પધારાવ્યા પ્રભુએ સુભદ્રાને પણ મંડપમાં પધરાવી, પ્રભુ કન્યાદાન આપે છે. પાન્ડવોના ગોર કૃપાચાર્ય અને યાદવોના ગોર ગર્ગાચાર્ય પરણાવે છે. પ્રભુએ પહેલા મંગળ વખતે ગાયોનાં દાન આપ્યાં બીજું મંગળ વરતાવા માંડયું તેમાં દાશીઓનાં દાન આપ્યાં. ત્રીજા મંગળ વખતે પૃથ્વીનું દાન આપ્યું ચોથા મંગળ વખતે ભંડાર આપ્યો અને ત્યાર પછી વર કન્યાને કંસાર જમાડયો પછી રૂપૈયા વીંટીઓથી રમાડયાં વરકન્યાને ગોત્રજ આગલ પગે લગાડયાં એ પ્રકારે વિધી પ્રમાણે લગ્ન કરી આનંદ ઓછવ કરવા લાગ્યા. પ્રભુએ ધન ભરીને બે રથ આપ્યા અને તેના ઉપર સરપાવ કર્યો, પછી કુંતાજીને પુછવા લાગ્યા કે કુંતાજી જે માગવું હોય તે માગીલ્યો કુંતાજી કહે સદા મને ભકત ભાવે દાસ જાણજો, એટલે ધર્મરાજાને પુછવા લાગ્યા કે માગવું હોય તે માગીલ્યો કારણ કે તમજોગ મારાથી કાંઈ અપાયું નથી. ધર્મે કહ્યું મહારાજા અમારા ઉપર મહેર રાખો એટલે ઘણું છે. પછી અર્જુનને પુછયું અર્જુને કહ્યું મેદાનમાં મને ઘણું આપ્યું છે, એટલે શેદેવને પુછયું શેદેવ કહે કરૂણા રાખો માગનારો માગી લેશે. પછી નીકુળજીને પુછયું. નીકુળે જવાબ આપ્યો અરે મહારાજા કાંઇ ખામી રાખી નથી. એવામાં ભીમસેન બબડવા લાગ્યો કે કૃષ્ણ સર્વને પુછે છે. પણ મને પુછતા નથી. ન જમનારાને નવ નોતરાં અને જમનારાનો કોઇ ભાવ પુછતું નથી, એવામાં પ્રભુ વ્રકોદર પાસે આવ્યા અને પુછવા લાગ્યા કે ભીમસેન તમારે માગવું હોય તે માગીલ્યો મહારાથી તમ યોગ અપાયું નથી. ભીમ કહે ખરીવાત છે. મહારાજા આટલા દીવસ ગાયો ચારી હમણાં ઘર ગામ વસાવ્યું એટલામાં ભગવાને ભીમને કહ્યું કાંઇ માગો, ભીમ કહે તમે મને શું આપશો ? પ્રભુ કહે તમારે શું જોઇએ છે. તે તો કહો વાયુપુત્ર કહે હમણાં ઉભા રહો વીચાર કરીને માગુછું એવામાં ધરમરાજાએ ભીમનો

ચર્ણ દબાવ્યો અને કુંતાજીએ સાન કરી કે જોજે વગર વીચાર્યું બોલીશતો પ્રભુ તોલ કરશે. ભીમે કહ્યું અરે મહારાજા મારે નથી માગવું કારણ કે કુંતાજીએ આંખો કાઢી અને ધર્મે પગ દબાવ્યો પ્રભુએ કહ્યું કોઇ ભીમને વારશો નહી જે માગવું હોય તે માગવા દો. ભીમે કહ્યું મહારાજા હું માગું તે આપો. આજથી મારા કુળ કુટુંબમાં કોઇને દીકરી થાય નહી. ત્રીલોક નાથે કહ્યું. તથાસ્તુ. ધરમરાજાએ કહ્યું અરે મુર્ખા તેં આ શું માગ્યું કે કુંટુંબમાં કોઇને કન્યા ન થાય કન્યાદાન દે તેને સપ્ત યજ્ઞનું ફળ મળે છે, એટલે ભીમસેન બોલ્યો આવા મોટા દ્વારકાં પતીને પણ પગે લાગવું પડયું, માટે મહારે પેટ કન્યા હોય તો તેવી રીતે મારે પણ પગે લાગવું પડે. ધરમરાજાએ કહ્યું કે ભીમ ગતી વીનાનો ગાંડો છે. હવે માગવાનું હતું તે માગી લીધું. પછી પાન્ડવોએ પ્રભુ પાસે વીદાયગીરી માગી, પ્રભુએ જાનને સુભદ્રા સહીત વળાવી દીધી. સુભદ્રા ચાર દીવસ સાસરે રહી પાછી દ્વારકાંમાં આવી, તે વાતને વરસ દહાડો થયા પછી કુંતાજીએ પાન્ડવોને પુછયું કે તમારામાંથી એક જણ જઇને સુભદ્રાને આણું કરીને તેડી લાવો. ધર્મ કહે મારૂં નામ ન દેશો. કુંતાજી કહે જે જેઠ હોય તે તેડવા જાય, કાં તું જાય કે ભીમ જાય, ભીમ કહે લ્યો હું જાઉં છું કારણ કે અરજુનથી હું મોટો છું. કુંતાજી કહે તને નથી મોકલવો કારણ કે તને ખાધા બોલ્યાનો ધેડોજ નથી, ભીમસેન કહે ના માતાજી વેવીશાળમાં તો બોલ્યા ચાલ્યાનો નીયમ હું સમજુ છું. જો ઠપકો આવે તો સુભદ્રાને પુછી, જો જો કુતાજી કહે વારૂ બેટા ખુશીથી જાઓ, અને તેડીને વહેલા આવો ભીમસેને વસ્ત્ર અલંકારો પહેરી લીધાં અને ગદા ધારણ કરી હાથી ઉપર ચઢી બેઠો, દ્વારકામાં ગજ શાળામાં જઈ હાથીને તાણી બાંધ્યો પછી પ્રભુના ઘર તરફ ચાલ્યો, મોહનજીએ મસ્કરી કરવાના ઈરાદાથી છડીદારોને ઉઠાડયા અને દ્વાર બંધ કરાવ્યાં, રૂક્ષમણીની પાસે ભોજન પીરસાવ્યું અને માળ ઉપર જમવા બેઠા, એવામાં ભીમસેન આવ્યો તેણે બારણાં બંધ દીઠાં. ભીમે વીચાર્યું, કે માન્ય વિના ઘરમાં પેસવું એ ઠીક નહી તેથી ઘર પાશે આમ તેમ ફરવા લાગ્યો મસ્કરિ કરવાના ઇરાદાથી પ્રભુ મોઢેથી સબડકા બોલાવે છે, તે સાંભળી ભીમના મોંઢામાં પાણી ભરાઇ આવે છે, વ્રકોદરે વીચાર કરયો કે પ્રભુ જમવા બેઠા છે અને હું બારણે અથડાઉં છું, એમ જાણી ભીમે બારણાં ઠેલ્યાં એટલે પ્રભુ બોલ્યા કોણ બારણાં ઠોકે છે ! અજીઠે હાથે બારીએ જોયું તો ભીમને જોયો, પ્રભુએ કહયું પધારો પધારો છડીદારો પાસે બારણાં ઉઘડાવ્યાં. પ્રભુ હાથ ધોઈ ઉભા થયા અને ભીમને આવકાર

દેવા લાગ્યા. સેવકો પાસે આસન નંખાવ્યું અને ભીમને આદર કરી બેસાડયો, સર્વેની કુશળતા પુછી, પ્રભુએ વ્રકોદરને કહયું તમે થાકયા પાકયા હશો, માટે નીરાંતે સુઇ રહો. ભીમે વિચાર્યું કે હું ભુખ્યો રહી જઇશ તેથી કળકળીને બોલ્યો કે હરી ફરીં તમે ગાયો ચારી જાણો તમો મેમાનની રીતમાં કશું જાણતા નથી, પ્રભુ કહે એમ શા માટે બોલવું પડયું ! ભીમ કહે પહેલી ખાવાનીનો વાત કરો પછી સુવાની વાત, પ્રભુ કહે માગ્યા વિના તો માયે ન પીરસે મોઢે માગશો તો મળશે, એમ કહી પ્રભુ ઘરમાં ગયા અને સર્વે સ્ત્રીયોને બોલાવી, સ્ત્રીયોને કહેવા લાગ્યા કે તમારી જેવી ઈછા હોય તેવી રસોઈ કરો, સ્ત્રીયો બોલી તમે પાશેર અનાજ જમો છો માટે તમારૂં નામ પાશેરીઆ છે, કૃષ્ણ કહે આજ પાશેરીયા કહેવાની ખો ભુલાવવાનો છું માટે જેટલું રાંધવું હોય તેટલું રાંધો, સ્ત્રીયો કહે મેમાન ખાઇ ખાઇને કેટલું ખાશે, પ્રભુ કહે તમારી મરજીમાં આવે તેટલું રાંધી તૈયાર કરો, સ્ત્રીયો બોલી હે નાથ જેટલું વધશે તેટલું તમારી કોટે બંધાવીશું, પ્રભુ કહે બહુ સારૂ, એમ સ્ત્રીયોને આજ્ઞા આપી પ્રભુ ભીમસેન પાસે આવ્યા, ભીમને નાવાની આજ્ઞા આપી, ભીમ કહે હું થાકયો પાકયોછું માટે તમે પાણી કાઢી આપો અને મને ચોળીને નવરાવો, પ્રભુ હસીને બોલ્યા બહુ સારૂ તમને નવરાવિશું તેમાં અમારી આબરૂ જવાની નથી, એમ કહી પ્રભુ પાણી કાઢવા ઉભા થયા, ભીમે વિચાર્યું કે કૃષ્ણે મારી મશ્કરી કરી તેથી મેં તેમની કરી, એમ વિચાર કરી ખુશી થવા લાગ્યો, ભીમસેને પ્રભુને કહ્યું અરે મહારાજ હું જાતે ન્હાઇ લેઈશ આપ નીરાંતે બીરાજો આપનું કેવું હેત છે, તે જોવામાટેજ મેં આપને તેવાં વચનો સંભળાવ્યાં. પછી ભીમસેન ન્હાઈને માળ ઉપર જમવા ગયો. ત્યાં સ્ત્રીયોએ જાત જાતનાં પકવાન તથા શાક વિગેરે સાહીત્ય તૈયાર કરી છે. ભીમને ભગવાન સામ સામી બે બાજઠ ઢળાવી પ્રભુ તથા ભીમસેન બીરાજ્યા પાસે જળઝારી તથા વાડકા મીનાકારી વિગેરે તૈયાર કર્યું. જમવા સારૂ બાવનગજનો થાળ મુકયો. ભીમ કહે અરે મહારાજા તમે કયાં ભોજન કરશો પ્રભુ કહે મને આજ એવો પ્રેમ થયો છે કે આપણ બંને ભેગા બેશી જમીએ. ભીમે કહ્યું તમને જમવું નહી ફાવે અને ભુખ્યા રહેશો. પ્રભુ કહે હું તો જમેલો છું ફક્ત પ્રેમને લીધેજ ભેગો બેશીશ. ભીમ કહે કોઈ ગંદુ અને કોઈ ચોખું માટે જુદા જમવા બેસો. પ્રભુ કહે હું ગંદોછું માટે જુદો બેસુછું. વ્રકોદદર કહે ના મહારાજ તમને ગંદા કેમ કહેવાય. તમે સુઘડ છો પણ તમે જમવા પામશો નહી. પ્રભુ કહે કાંઈ ચીંતા નહી. એમ કહી સ્ત્રીઓને આજ્ઞા આપી કે

ભોજન પીરસી જાઓ. સ્ત્રીયો જુદી જુદી સામગ્રી લેઈ પીરસવા લાગી. તમામ સામગ્રી પીરસી દીધી. પ્રભુએ ભીમને કહ્યું કે બ્રહ્માર્પણ કરો. ભીમે જળનો લોટો થાળમાં રેડી દિધો અને થાળ મોંઢે માંડી પી ગયો. પ્રભુએ સ્ત્રીયોને હુકમ કર્યો કે જેટલું હોય તેટલું પીરસી દો. સ્ત્રીયોએ તમામ પીરસી દીધું અને ફેર ચુલા સળગાવી રસોઇ ચાલુ કરી. ભીમસેન ઝપાટાથી ખાઈ ગયો; પ્રભુ આનંદ પામે છે કે સ્ત્રીયો રોજ પાશેરીઓ કહે છે તેથી આજ ખો ભુલી જશે. પ્રભુએ કહ્યું જેમ રંધાતુ જાય તેમ લાવી લાવીને પીરસી જાઓ. સ્ત્રીયો કાચું પાકું લાવી પીરસે જાય છે. રાત્રીએ જમવા બેઠા હતા તે વ્હાણુ વાયુ ત્યાં સુધી જમ્યા કર્યું. આખી રાત સ્ત્રીયોએ રસોઈ કરી તેથી આંખો ધુણી વડે કરીને ફુલી ગઇ. પછી સ્ત્રીયો પગે લાગીને બોલી કે અરે સ્વામી હવે પાશેરીયો નહી કહીએ, એટલે પ્રભુને દયા આવી તેથી પ્રભુએ હાથ ધોયા. ભીમસેન કહે કેમ હાથ ધોયા. પ્રભુ કહે હું જમી રહ્યો, ત્યારે ભીમ કહે હું જમી રહ્યો છું પણ તમારી વાટ જોતો હતો કે તમે હાથ ધુઓ એટલે હું પણ ધોઉં, પછી ભીમે પણ હાથ ધોયા પછી બન્ને જણે મુખવાસ લીધા, પછી સવારે પ્રભુએ બેનનો સાસરવાસો કરી પોતાની બેહેનને વળાવ્યાં, ભીમસેન તેડીને ઇંદ્રિપસ્થમાં ગયો. સુભદ્રા કુંતાજીને પગે લાગ્યાં, કુંતાજીએ આશીર્વાદ આપ્યો, કુંતાજીએ ભીમને પુછયું કેમ પ્રભુ ખુશીમાં છે ! ભીમ કહે હા માતા ખુશીમાં છે, કુંતાજીએ સુભદ્રાને પુછયું કેમ બેટા સુભદ્રા ભીમસેન બરોબર રહયો હતો કે તોફાન કર્યું હતું ! સુભદ્રા કહે ખુશાથી રહ્યા હતા પણ સંધ્યાકાળે જમવા બેઠા હતા તે સવાર સુધી જમ્યા, અને સઘળી સ્ત્રીયોની આંખો રસોઈ કરી કરીને ફુલી ગઈ, કુંતાજી કહે મુર્ખા, તને કયારે લાજ આવશે ! ભીમ કહે માતાજી પ્રભુ અને હું બંને જમવા બેઠા હતા તેમાં પ્રભુ ખાઇ જાય અને હુ ભુખ્યો રહું પ્રભુએ આખી રાત જમ્યા કર્યું, કુંતાજી કહે જા જા રડયા પ્રભુ મારો અજાણ્યો નથી અને તું પણ અજાણ્યો નથી ભીમ કહે ખાધું ને વળી ખાઇશું, જ્યાં જઇએ ત્યાં પેટને કયાં મુકીએ, કુંતા કહે ખાવાનું હોય તેમ ખવાય, ભીમ કહે જે ખાય તે ધાય, પછી સરવે સુખશાંતિમાં રહે છે એવામાં ઇશ્વર ઇચ્છાએ સુભદ્રાને પેટ ગર્ભ રહયો, સર્વે પાન્ડવો તથા કુંતાજી આનંદમાં દીવસ નીર્ગમન કરે છે.

# વિશ્રામ તેવીસમો.



એ કથા રહી એટલે, સુણ જનમેજય રાય;
વલ્લભ વદે અભિમાનના, જન્મ તણી કથાય,

વૈશમપાય રૂષિ જન્મેજ્ય રાજાને કહે છે કે સુભદ્રાને પેટ ગર્ભ તેથી પ્રભુ શ્રીમંત ઉપર ઈંદ્રપસ્તમાં આવ્યા અને સવળી વ્યવ્હાર રીતી કરી ગયા, પાન્ડવો ઉપર પ્રભુની ભહુ પ્રીતી છે, પ્રભુએ સુભદ્રાને દ્વારકામાં તેડાવિ લીધી, હવે એના ગર્ભમાં કોઇ દહીતનો અંશ છે તેની કથા તને કહી સંભળાવું છું તે તું શાંત વૃત્તિએ સાંભળ. મુળ જોવા જતાં ચંદ્રનો અવતાર છે પછી અસુરનો પરીવાર નીવડયો. હે દાનવ મેદાનવ નામવા બંન્ને અસુરો હતા. તેમાં હેદાનવ અસુર મહા બળવાન હતો, તે બંન્ને અસુરોને પ્રભુએ મારી નાંખ્યા હતા તે વખને તેના સ્ત્રી ગર્ભવંતી હતી, પછી તે સ્ત્રી પોતાના પતીનું મરણ સાંભળી બીજા અસુરના ગામમાં જઇને વશી, ત્યાં તેને પુત્ર પ્રગટ થયો, તે પુત્રનું નામ હૈલોચન પાડયું. તે પાંચ વરસનો થયો એટલે તેની માએ ગુરૂજીના ત્યાં વીદ્યા ભણવા સારૂં મોકલ્યો. એવામાં રસ્તે જતાં એક ડોશી મળી તે ડોશીને ઠેસ વાગી અને પૃથ્વી પર પડી ગઈ; પછી તે ડોશીમા ! મને નબાપો કેમ કહો છો ! એટલે ડોશી બોલી રડયા તારે કયાં બાપ છે ! જા તારી માને જઇને પુછીજો, તે તને કેહેશે, એટલે હૈલોચન પોતાને ઘેર પોતાની માને પુછવા લાગ્યો કે હે માતુશ્રી ! તું મારી માતા છે પણ મારો પીતા કયાં છે ? એવાં પુત્રનાં વચન સાંભળીને રાક્ષણી રડી પડી અને બોલી કે દ્વારીકાંના પતી શ્રી કૃષ્ણજીએ તારા પીતાનો નાશ કર્યો. એવું સાંભળી હૈલોચન બોલ્યો માતાજી ! હું કૃષ્ણના ઘેર જાઉં છું અને ગમે તેમ કરી પીતાના વ્હેર લેઉં તોજ હું પુત્ર ખરો નહી તો તારે પેટ પથરો પડયો તો એમ સમજજે. માતાએ પુત્રનો હાથ ઝાલ્યો અને કહ્યું કે બેટા ! તે દેવલોકો છે અને આપણે અસુરો છીએ દેવને અને દાનવનેતો અનાદીનું વ્હેર છે; માટે આપણે લડવાની જરૂર નથી હે પુત્ર હૈલોચન અનાદીનું વ્હેર કોને કોને છે તે કહી સંભળાવું છું, આદ્ય વેહર ગુણકાને સતી વળી યોગીને ને જતીને, વળી જ્ઞાનીને અને અજ્ઞાનીને, જુના વીચારવાળાને અને નવા વીચાર વાળાને ન્યાઇને અને અન્યાઇને, વીવેકીને અને અવીવેકીને,

વીચારવંતને અને આવીચારીને, સાચાને અને જુઠાને જગતને અને ભગતને, અરતને અને અધીરને, લોભીને અને સંતોશીને, એ રીતે ઘણા પ્રકારનાં વ્હેર છે માટે વઢવા નથી જવું, ગોવીંદજીની અકળ ગતી છે અને તે અનેક પ્રકારનાં રૂપ ધારણ કરે છે માટે તેમને જીતવાની આશા છોડીદે, અનેક પ્રકારની યુક્તિ કરી રણછોડજી તને છેતરી મારી નાંખશે, તો પણ પુત્રે પોતાની માનું કહેવું માન્યું નહી, પુત્ર માતાજીની રજા લેઈ મહાદેવજીનું તપ કરવા ગયો, એક સુંદિર શીવનું દેવાલય હતું ત્યાં જઈ આસન વાળી તપ કરવા લાગ્યો, થોડે દીવસે ભોળાશંભુ પ્રસન્ન થયા, શંકરે આવી પુત્રના મુસ્તકે હાથ મુકયો અને કહેવા લાગ્યા કે માગ્ય માગ્ય માગે તે આપું, હૈલોચને કહ્યું કે હે ભોળાશંભુ ! દ્વારીકાંધીશ મારે હાથે મ્રત્યું પામે. એટલે શંકરે કહ્યું કે જા તુ દ્વારીકાંધીશના હાથે મ્રત્યું પામીશ હૈલોચન બોલ્યો કેમ મને અવળું વરદાન આપ્યું ! પુષ્કળ તપ કરી કૈલાશ ડોલાવું અને તમારી પાસે સવળું બોલાવું, શીવ કહે હું કહું તેતું કર એક મજબુત પેટી લેઇ આવ, હૈલોચન તુરત વનમાં ગયો અને કાષ્ટ શોધવા લાગ્યો, બોરસલી નામનું એક વૃક્ષ છે અને તે વૃક્ષ ઓત્રાનો છઠો અવતાર છે. તે બોરસલીને કાપી નાંખી વીશ્વકર્માને ઘડવા આપી, તે પેટીને મજબુત ઘડી અને સવાસોમણ લોઢે જડી. બાવન કુંચી છપ્પન ભેર વીગેરે પેચ વાળી સુંદીર પેટી બનાવી. તે પેટી લઇને હૈલોચન મહાદેવ પાસે આવીને ઉભો રહ્યો. તેપર શીવે એવું શરનામું કર્યું કે જે પેટીમાં પહેલો પેસે તે મરી જાય, હૈલોચન ખુશી થયો અને પેટી લેઇને પંથે પળ્યો. ક્રોધે આંખો લાલચોળ કરી દ્વારીકાં ભણી ચાલ્યો. પ્રભુએ તે વાત જાંણી અને વીચાર કરી અસુરના સામા આવ્યા, અંતર્યામી બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને માર્ગમાં આવીને ઉભા રહ્યા. માથે ધોળી પાઘડી પહેરેલી છે, ડાબે હાથે લાકડી ઝાલેલી છે, ચાર છેડે પોતીયું પહેરી લીધું છે, બગલમાં પોથી મારી, પાઘડીમાં ટીપણું ખોસ્યું છે, લેલાટે ભસ્મ ચોળી છે, ડાબી ખાંધે ઝોળી ભેરવી છે, જમણા હાથમાં તુંબીનું પાત્ર છે, આંખે સુઝતું નથી, ચામડી લટકે છે, કાયા, થર થર ધુઝે છે, દાંત પડી ગયા છે અને ડાચાં મળી ગયાં છે, મોંઢે તથા માથે પળીયાં ઉગ્યાં છે, કમ્મરમાંથી બેવડા વળ્યા છે, એવું બ્રાહ્મણનું વૃદ્ધ વપુ ધારણ કરી માર્ગમાં આવીને ઉભા અસુરને જોઈ પ્રભુએ બુમ પાડી કે હે હેદાનવ જજમાન ! એવો શબ્દ કુંવરે સાંભળી મહારાજને પુછયું કે કેમ ભુદેવ રૂદન કરો છો ! એટલે પ્રભુએ જવાબ આપ્યો કે તું તારે ચાલ્યો જા, તારે પુછવાની શી જરૂર છે, મારા હેદા-

નવ જજમાનને કૃષ્ણ કાળાએ મારી નાંખ્યો છે માટે મારે તેનું વ્હેર લેવું છે, હૈદાનવની સ્ત્રી ગર્ભવંતી હતી તે નાશી ગઈ છે એનું શું થયું હશે તેની મને ખબર નથી તેને પુત્ર આવ્યો કે પુત્રી આવી, હૈલોચને જાંણ્યું કે જરૂર મારા ગોરજ છે. પછી હૈલોચને કહ્યું કે મહારાજા હું તમારા જજમાનનો પુત્ર છું. એટલે પ્રભુ હસી પડયા અને કુંવરને રદય સરસો ચાંપ્યો, પ્રભુએ કહ્યું બેટા તું મોટો થા અને વ્હેરે વ્હેર આ ભવેલો કુંવર બોલ્યો. મહારાજા આજને આજ વ્હેર લેવા જવું છે. જુઓ પેટી ઉપર માહાદેવજીએ અક્ષર લખી આપ્યા છે. આજને આજ દ્વારીકાંમાં જઇ કૃષ્ણ કાળાને ઉચકી પેટીમાં ઘાલીમારી નાંખું. પ્રભુએ માથુ ધુણાવીને કહ્યું કે બેટા કૃષ્ણ કાળીઓ આ પેટીમાં માવાનો નથી. હૈલોચન કહે એ કેવડો મોટો છે ! પ્રભુ કહે તારા જેવડો, કુંવર કહે તમને કરીએ કેમ લાગે છે ! હું પેટીમાં માઇશકુ કે નહી ! પ્રભુ કહે જે કામ તેમાં શંકા ન રહે તેવું કરવું. તું પેટીમાં પેસીજા હું અડકાવી જોઉં; પછી આપણ બંન્ને દ્વારીકાં જઇએ અને કૃષ્ણને અંદર ઘાલી મારી નાંખીએ. કુંવરે સત્યમાની પેટી પુસ્તક ઉપરથી નીચે મુકી. પોતાનો એક ચરણ પેટીમાં ઘાલ્યો, પછી વીચાર આવ્યો કે મારી માએ મને ટોકયો છે કે કૃષ્ણ કાળીઓ અનેક રૂપ ધારણ કરે છે માટે રખેને આ કૃષ્ણ તો નહી હોય. એમ ધારી પગને બહાર કાઢી લેઈ પાછો પેટીને માંથે મુકી આગળ ચાલ્યો. પ્રભુએ જાણ્યું કે કાંઠે આવેલું નાવ બુડે છે માટે યુક્તિ લડાવું તો ઠીક, એમ ધારી શ્રીહરી પૃથ્વી ઉપર ઢળી પડયા અને પોકાર કરવા લાગ્યા કે હે હૈદાનવ જજમાન આ પુત્ર મને કોઈ કપટી મળ્યો માટે તને મારનારો મરી જજો. એ પ્રકારે પ્રભુ પગ ઘસતા જાય છે અને મનમાં હસતા જાય છે માંથેથી પાઘડી નાંખી દીધી, મુંમડું ફોડી નાંખ્યું અને રડવા લાગ્યા. તે જોઈ કુંવરને વિશ્વાસ આવ્યો કે કોઇ પ્રપંચી નથી, જરૂર મારા ગોરજ છે એમ ધારી પાછો આવી ગોરને નમસ્કાર કરી બોલ્યો હે મહારાજા હું પેટીમાં પેસી જોઉં છું પછી ચાલો આપણે બંન્ને દ્વારીકાંમાં જઇએ. એમ કહી અંદર પેઠો. પ્રભુએ પેટી અડકાવી દીધી અને આઘા જઇને ઉભા રહ્યા. હૈલોચને કહ્યું કે હે મહારાજા હવે પેટી ઉઘાડો કારણ કે હું અકળાઈ મરૂં છું. એટલે પ્રભુ બોલ્યા અલ્યા ગોર કોણને જજમાન કોણ હું જાતે કૃષ્ણ કાળીયોજછું, કુંવરને રિસ ચઢી અને બોલ્યો કે કપટ કરી મને અંદર ઘાલ્યો માટે તમે જુગદીશ નામ ખોટું ધારણ કરયું છે. મને એકવાર બહાર કાઢે તો જુગજીવન નામ ધારણ કરયું પરમાણ છે. હું કયારે

દ્વારીકાંનાથ જાણું કે આપણે બંને બાથો બાથ વઢીએ. આપણે ધનુષ બાણથી લડીએ જ્યારે ભાલાની અણીએ લડીએ જ્યારે ઢાલ તરવારથી લડીએ, એવું સાંભળી ભગવાને કહ્યું કે અલ્યા મુરખા શાને માટે બકવા કરે છે! જીતી બાજી હવે શા માટે હારવી! ગોળે મરે તેને વીખ શા માટે દેવું! માટે છાના માના પેટીમાં મરી જાઓ અને જોર હોય તો પેટીમાં કરો, એટલે હૈલોચન કોપે ચડયો અને પેટીને લાત મારી તેથી પેટી ગગનમાં ઉંચે જઈ હેઠે પડી એટલે બીજી વાર લાત મારી. પાછી પેટી ઉંચે જઈ હેઠળ આવીને પડી, ત્રીજી લાતે ત્રીજી વાર ચડી અને પાછી નીચે આવીને પડી, તો પણ પેટી ચાર ગજ ઉંચી ઉછળી, પછી પ્રભુએ ચૌદ બ્રહ્માંડનો ભાર મુકયો, અસુર પેટીમાં મરી ગયો અને દેહથી આત્મા જુદો પડયો, પેટીમાંથી જીવને જવાનો રસ્તો જડતો નથી તેથી પેટીમાંને પેટીમાં ભમ્યા કરે છે. પછી પ્રભુએ પોતાનું રૂપ ધારણ કરયું અને ઉપરણાનું ઉઢાણું કરી પેટીને મુસ્તકે મુકી દ્વારીકામાં આવ્યા, નારીઓએ પ્રભુને જોઇને વીચાર કરયો કે પેટીમાં કાંઈ લેતા આવ્યા છે, અમુલ્ય વસ્તુ હશે કારણ કે પ્રભુએ જાતે ઉંચકી છે, એમ જાણી સરવે સ્ત્રીયો પ્રભુને આઉકાર દેવા લાગી, પણ પ્રભુ કોઇને ત્યાં ઉભા રહ્યા નહી અને ચાલ્યા ચાલ્યા સુભદ્રાને ઘેર આવ્યા સુભદ્રા પ્રભુને જોઇ અતી આનંદ પામી અને પુછવા લાગી કે પેટીમાં શું લાવ્યાછો! પ્રભુ કહે જે છે તે ઠીક છે, તમારે જોવા જેવી વસ્તું નથી માટે તમારે પેટીને ઉઘાડવી નહી જો ઉઘાડશો તો દુઃખી થશો, સુભદ્રા કહે બહુ સારૂ ભાઈ હું પેટીને ઉઘાડીશ નહી, એમ કહી સુભદ્રા પોતાને કામે લાગી, પ્રભુએ પેટીને સુભદ્રાના સાતમે માળે મુકી, પેટીની કુંચીયો સુભદ્રાને સોંપી પ્રભુ પોતાના ઘેર પરયા, કૃષ્ણજીની અષ્ટ પટરાણીયો એક દીવસ ભેગી થઈ વિચાર કરવા લાગી કે પ્રભુએ પેટી લાવીને સુભદ્રાના ઘેર મુકી છે તેનું કંઇ વીચીત્ર કારણ જણાય છે. માટે તે પેટીમાં શું હશે તેનો તપાસ કરીએ તો બહુ સારૂં થાય, એમ વીચાર કરી અષ્ટ પટરાણીઓ ભેગી મળી સુભદ્રાને ઘેર આવી સુભદ્રાએ અષ્ટ પટરાણીઓને આઉકાર આપી બેસારી, પછી પુછયું કે ભાભી કેમ પધારયાં! ત્યારે રૂક્ષમણીએ કહ્યું આજ અમને તમારા ઉપર પ્રેમ આવ્યો છે. એમ કહી રૂક્ષમણીજીએ કંચુકી આપી, જાબુવંતીએ વાળી આપી અને સતભામાએ સાળુ આપ્યો એ પ્રમાણે અષ્ટ પટરાણીઓએ પોત પોતાની મરજીમાં આવ્યું તે પ્રમાણે સુભદ્રાને આપ્યું. સુભદ્રા કહે આજ શું છે તે મને વીસ્તાર કરીને કહો, રૂક્ષમણી બોલ્યાં સેહેજ સ્વાભાવે આપ્યું છે આપના કરતાં બીજુ અમારે શું વધારે છે, તમારે જુદાઈ

છે કાંઈ અમે જુદાઈ રાખતાં નથી, સુભદ્રા કહે હું કાંઇ જુદાઈ રાખું તેવિ નથી. તમારે આવવાનું શું પ્રયોજન છે તે હું હજુ સુધી સમજી નથી, રૂક્ષમણી કહે તમારા ભાઇએ પેટી લાવી અહીં મુકી છે તે પેટીમાં શું લાવ્યા છે તે જોવાની ઇચ્છા છે, સુભદ્રા કહે હું બતાવું પણ તમે કોઇ મારા ભાઇને વાત કરશો નહી રૂક્ષમણીજી કહેવા લાગ્યાં બહુ સારૂ બહેન. અમે તમારા ભાઇને વાત નહી કરીએ સુભદ્રા બાવન કુંચીઓ તથા છપ્પન ભેરો લેઈ માળ ઉપર ચઢી અને પેટી ઉઘાડવાનો વીચાર કર્યો અષ્ટ પટરાણીઓને પાસે બોલાવી સુભદ્રાએ પેટીના પેચ ફેરવ્યા તે વખતે સુભદ્રાને બગાસું આવ્યું પેટીને ઉઘડતાંજ બગાસું આવ્યું, તેવોજ અંદરનો ગભરાએલો જીવ સુભદ્રાના મોંમાં પ્રવેસ્યો અને ગર્ભમાં નીવાસ કર્યો. અષ્ટ પટરાણીઓએ પેટી ાં મડદું દીઠું સુભદ્રા રાણીઓને કહેવા લાગી કે આ પેટીમાં મડદું લાવવાનું શું કારણ હશે ! અષ્ટ પટરાણીઓ હસીને સુભદ્રાને કહ્યું એનો તમારા ભાઇની પુંજી જોઇ લીધી પેટી ે બંધ કરો સુભદ્રાએ પેટી બંધ કરી રાણીઓ પોત પોતાના મહેલમાં આવી સ્તાવા લાગી કે નકામું ખરચ કરી જણસો સુભદ્રાને આપી દીધી પણ તેનું ળ મળ્યું નહી એમ દીલગીર થઇ, રાણીઓ એક એકને કહેવા લાગી કે પ્રભુતો જન્મના ખટપટીયા છે માટે કાંઈ વીચાર કરી મડદાને લાવ્યા હશે. મેમની અકળ ગતી છે, એમના ભકત લોકો એમને જાણી શકે છે બાકી અજ્ઞાની પ્રાણીઓ એમને જાણવા સમર્થ નથી. એમ રાણીઓ વાત ચીત કરી ોતાને કામે લાગી, સુભદ્રાના ગર્ભ વિશે અસુરે નીવાસ કર્યો છે તે અસુર ેટમાં આમ તેમ ફરવા લાગ્યો અને લાતો મારી સુભદ્રાને દુઃખ દે ો એમ કરતાં કરતાં દસ મહીના થયા પણ પુત્રનો પ્રસવ થયો નહી, સુ દ્રા ચીંતા કરે છે કે દસ મહીના થયા પણ પ્રભુ બીલકુલ માહારી ખબર જોતા થી, અગીયાર મહીના થયા તો પણ પ્રવસ થયો નહી સુભદ્રાને અતીશય ઃખ પડવા લાગ્યું તેથી કરીને હાથ પગ દોરડી અને પેટ ગાગરડીના જેવું ઇ ગયું આજ મરે કાલમરે એવું તદન શરીર લાશ થઇ ગયું ઉઠાતું નથી સાતું નથી તેમ સુવાનું પણ નથી એવી છેવટની મરણ હાલતમાં સુભદ્રા ાવી પડી; એમ કરતાં કરતાં સત્તર મહીના થયા તો પણ પ્રસવ થયો નથી ભદ્રાથી બોલી શકાતું નથી. એમ કરતાં અઢાર મહીના પુરા થવા આવ્યા ેટલે પ્રભુ જોવા માટે આવ્યા. પ્રભુના આવવાથી સુભદ્રાને ભાન આવ્યું. સુદ્રા કહે શાબાસ ભાઇ, હું અતીશય દુઃખ પામું છું છતાં માહારી પાસે આ-

ાની નવરાશ નહી મળી. પ્રભુ બોલ્યા તમે તમારા કર્મે કરીને દુઃખ પામો છો,
તમને પેટી ઉઘાડવાની ના પાડી છતાં તમે પેટી શા માટે ઉઘાડી ! માટે ત-
રૂં કરેલું કર્મ તમે ભોગવો તેમાં અમે શું કરીએ. હશે હમણાં દુઃખ નીવારણ
છું એમ કહી સુભદ્રાને કહ્યું હું સાત કોઠાની વીદ્યા ભણું છું તેમાં હુંકારો
ા, તે સાંભળી ગરભે જાણ્યું કે તોફાન મુકી વીદ્યા સીખી લેઇશ તો કામમાં
વશે એમ ધારી ગર્ભ પેટમાં સ્થીર બેસી રહ્યા, કૃષ્ણ પ્રભુએ પોથી છોડી એ-
સુભદ્રા સાંભળવા આતુર થઇને બેઠાં, ગર્ભ સ્થીર બેસી રહયો છે તેથી ક-
ને સુભદ્રાને દુઃખની વેદના મટી ગઇ, પ્રભુ કોઠા વિદ્યા વાંચે છે તે ગર્ભ શીખી-
છે. સુભદ્રાને દુઃખ ઓછું થયું છે તેથી મુખે હુંકારો દે છે. ઘણા દીવસોના
નગરા ભેગા થયા છે, તેથી સુભદ્રાને ઉંઘ આવવા લાગી. પ્રભુએ છ કોઠા
ીની વિદ્યા વાંચી પોતાની બેહેનને ઉંઘેલાં જોઇ પ્રભુ બોલ્યા કે બેહેન પોથી
ત્ર કરૂં છું ઉદરમાંથી ગર્ભે જવાબ આપ્યો કે છ કોઠાની વીદ્યા શીખ્યો પણ
તમા કોઠાની અધુરી રહી તે પુરી કરો. પ્રભુ બોલ્યા મળ મુત્રમાં રહીને સાં-
ો છે તેના કરતાં બહાર આવીને સાંભળે તો બહુ સારૂ. ગર્ભે જવાબ આપ્યો
કહું તેવું વચન આપો તો બહાર આવું. પ્રભુ બોલ્યા મારૂં વચન છે. તું
કહીશ તે હું તને આપીશ. ગર્ભે કહ્યું જે હું છ કોઠાની વિદ્યા ગર્ભવાસમાં
ીને શીખ્યોછું તે વિદ્યા હું બહાર આવું તો પણ મને યાદ રહે તેવું વચન
પો, કારણ કે ગર્ભવાસમાં હોઇએ છીએ તે વખતે જે વાત યાદ રહી હોય
ાત બહાર જનમ્યા પછી ભુલી જવાય છે માટે મને તે વાત યાદ રહે તેવું
આપો. પ્રભુ કહે જા મારૂ વરદાન છે. છ કોઠાની વીદ્યા તને યાદ રહેશે
ે કહ્યું જાઓ દાશીને મોકલો બહાર આવુંછું. પ્રભુ બહાર ગયા અને દાશી-
સુભદ્રા પાસે મોકલી એટલે ગર્ભ છુટી ગયો અને કુંવર અભીજીત નક્ષત્રમાં
ન્મ્યો તેથી તેનું નામ અભીમન્ય ધરાયું અને આનંદ ઓછવ થઇ રહયો.
પસ્તમાં પાંન્ડવોને કાગળ લખ્યો પાન્ડવોએ મહા સુભ સમાચાર સાંભળી
કળ પુન્યદાન કર્યું. બંધી જનોની બંધી છોડી દીધી એ પ્રકારે ધર્મ રાજા
ાજી વિગેરે ખુશી થયાં. કુંવરનો જન્મ થવાથી સઘળાના મનમાં આનંદ
ા. વૈશમપાય રૃષિ જન્મેજય પ્રત્યે કહે છે કે હે રાજા પ્રથમ મંડળમાં આદ્ય
તને કહી સંભળાવ્યું માટે વિધી પ્રમાણે દાન આપવું જોઇએ, વિધિ પ્રમા-
દાન આપ્યા પછી બીજું પર્વ ચાલશે. પરમા અર્થને માટે પર્માર્થ કર્ય રાજાયે
ા લક્ષ બ્રાહ્મણોને જમાડયા. સવાસો વીપ્રને ઉપવિત સંસ્કાર કરાવ્યો. સ-

વાસો કન્યાદાન દીધાં, અન્નધન સંપુર્ણ ભરીને સવાસો બ્રહ્મપુરીઓ આપી સ-વાસો ગાયોનાં દાન આપ્યાં એ પ્રમાણે વીવીધ પ્રકારનાં દાન કૃષ્ણાર્પણ કરીને આપી દીધાં. જન્મેજયને અઢાર બ્રહ્મહત્યા લાગી હતિ તેમાંથી એક બ્રહ્મહત્યા માંથી મુકત થયો. તેનું પારખું જોવા માટે અઢાર કાળા પડદા બાંધ્યા હતા, અઢાર કાળી ગાયો બાંધી હતી અને અઢાર કાળા તલના ઢગલા મુકયા હતા, તેમાંથી એક ગાય એક પડદો ને તલનો એક ઢગલો ધોળાં થઈ ગયાં તેથી બ્રહ્મહત્યા ઉતરી એમ નીસ્ચે થયું. હે હરીજનો આ પવીત્ર કથા સાંભળવાથી અને પુન્યદાન કરવાથી જાણ્યે અજાણ્યે પાપ થયું હોય તો મુકત થવાય છે માટે પર્વ પુરૂં થાય એટલે જરૂર શ્રદ્ધા પ્રમાણે પુન્ય દાન કરવુંજ જોઇએ ગ્રહ-સ્થ હોય તો ગ્રહસ્થની રીત પ્રમાણે અને ગરીબ હોય તો તેના પ્રમાણે પુન્ય દાન કરવાથી ઉત્તમ ફળની પ્રાપ્તી થાય છે વીશેષ પુન્ય ન થાય તો એક પર્વ એક બ્રહ્મ ભોજન કરાવવું તેમ ન ફાવે તો પોષણ જેટલું આપવું. બ્રાહ્મણને ઉપવીતનો જોટો તથા સોપારી દક્ષણા વીગેરે અર્પણ કરી પગે લાગવું. જનોઈ દેવાની તથા કન્યા દાન દેવાની ઉરમાં વિશેષ ઉરમી ધારણ કરવિ, શાંત વૃતી રાખી કથા શ્રવણ કરવિ અને રૂડી પ્રકારથી હરીનું ધ્યાન ધરવું .આસ્તીક મા-ણસને ઉત્તમ ફળ મળે છે અને ભગવાન તેના ઉપર રાજી રહે છે. કથા સાંભ-ળવાથી શ્રોતા વકતા સુખી થાય છે અને નીર્મળ જ્ઞાનની પ્રાપ્તી થાય છે, તેમ નીર્મળ જ્ઞાનની પ્રાપ્તી વડે કરિને મોક્ષ પદ પમાય છે, માટે સર્વ ભાઇઓને પ્રભુ પદ મેળવવાની અપેક્ષા રાખવી. બીજા ત્રીજાની જરૂર રાખ્યા સીવાય ફક્ત પ્ર-ભુનું ભજન કરે છે તે વિદુર ભકત જેવો થાય છે.



## વિશ્રામ ચોવીસમો.

આદ્ય પર્વ પુરણ હવું, કથા કહી કરજોડ;
વલ્લભ વાણી ઓચરે, જેજે શ્રી રણછોડ.



# સભા પર્વ. ૨



વૈશમપાય રૂષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે હે રાજા પ્રથમ મેં તને આદ્ય પર્વની કથા કહી સંભળાવી, હવે સભા પર્વ કહું છું તેમાં યજ્ઞ કથા આવે છે માટે આ પર્વ જે માણસ શ્રદ્ધા પુર્વક સાંભળશે અને વિધિ પ્રમાણે દાન આપશે તો જરૂર તેને યજ્ઞનું ફળ મળશે, નાસ્તીક પુરૂશને કદી આસ્તા બેસવાની નથી, ઉલટો કથા. સાંભળીને સંદેહ યુક્ત થાય છે. છાશનું તત્વ શું છે તે શોધી કાઢતો નથી છાશના કુચા નીચે પડયા રહે છે અને માખણ ઉપર રહે છે જે માણસ ઉંડો હાથ ઘાલે છે તેના હાથમાં કુચા આવે છે; માટે કથા રૂપી કુચા જાણવા અને માખણ રૂપી મોહન લીલા સમજવી એ પ્રમાણે પ્રભુના ગુણ ગાતા નથી અને દુષ્ટ અજ્ઞાની લોકો માયા રૂપી કુચાને ગ્રહણ કરે છે વિદ્વાનપણું જણાવવાને માટે ફલાણા રાજાના બાપનું શું નામ છે અને તેના સસરાનું નામ શું છે એવા નીરાર્થી પ્રશ્ન પુછે છે પોતે તો પોતાની દસમી પેઢીના બાપનું નામ જાણતા નથી તો વકતા જન પરાયાનું નામ કેવી રીતે જાણીશકે માટે તેવો પ્રશ્ન પુછનારાને કપાળમાં ડામ દેવો જોઇએ .પારકાનું નામ જાણવાથી શું કલ્યાણ થાય તેવું છે. જય કારક પ્રભુને શોધી કાઢવા અને તેનું સ્મરણ કરવું હાસ્ય વિનોદી વચન છે તે રૂપી સાકર ઘ્રતનો લાડુ સમજવો, તેમાં કળીયુગમાં કડવું કૃષ્ણ પ્રભુનું નામ લાડુમાં ઘાલીને ખવાડું છું તે શ્રોતા જનો સંદેહ ધર્યા સીવાય શાંન્ત ચીત્તે શ્રવણ કરો પાંડવ અને કૌરવે તો ન્યાય અન્યાય જોવો નીતી કોની છે અને અનીતી કોની છે તે સ્પષ્ટ રીતે સમજવું. કોને ઉત્તમ ફળ મળ્યાં અને કોને દુષ્ટ ફળ મળ્યાં તે સાંભળી જે માણસ શુભ માર્ગને ગ્રહણ કરશે તેવા પુરૂશના ભાગ્યને ધન્ય છે વૈશમપાય રૂષિ કહે છે હે રાજા ભગવાને પાંડવભક્તની ભીડ ઘણી વખતો વખત ભાગી છે તે તું નિરાંતે શ્રવણ કર સુભદ્રાને પેટ રૂપ રૂપનો ધામ એવો સુશોભીત પુત્ર અભીજીત નક્ષત્રમાં અવતર્યો તેથી તેનું નામ અભેમાન પાડયું, નવરાવે છે ધોવરાવે છે એ પ્રમાણે પુત્રની શેવા કરે છે કુંવર ત્રણ મહીનાનો થયો એક દીવસે સુભદ્રા પુત્રને પ્રભુ પાસે સુવાડીને બહાર ગઈ. પ્રભુએ ભાણેજનું કપાળ તપાસી જોઈ મનમાં વિચાર

કરયો કે અઢાર વર્ષનો થશે તો આ ભાણેજ મને મરશે અને દ્વારીકાં ઉજડ કરશે. તેમ સ્વર્ગ મ્રત્યુ અને પાતાળનું શત વર્ષ સુધી રાજ્ય કરશે એવું વિચારી સામળીઆએ અભેમાનની સોડમાં સર્પ મુકયો. અભેમન્યુ હાથમાં ઝાલી તેના કકડા કરી ફેંકી દીધા પ્રભુએ નીશ્ચે કરયું કે જેવી સર્પની વલે તેવી આપણી વલે માટે આગળ ઉપર જોઈ લેઇશું એ વારતા પ્રભુએ ધ્યાનમાં રાખી, બહુ દીવસ વહી ગયા પછી ઇંદ્રિપસ્તામાં એક કાગળ લખ્યો કે તમે તેડવા આવજો. પાંડવોએ પત્ર વાંચી જયજયકાર વર્તાવ્યો કુંતાજી કહે ભીમસેન બેટા દ્વારકામાં જાઓ અને તમારી ભાભી તથા ભત્રીજાને ખુશીથી તેડી લાવો એટલે ભીમ તુરત ઉભો થયો અને ગદા લેઇ જેમંગળ નામના હાથી ઉપર ચઢી બેઠો હાથીને ઝડપથી ચલાવી પોતે દ્વારીકામાં ગયો ગજશાળામાં હાથી મુકી પ્રભુની પાસે આવ્યો, પ્રભુએ તેને આઉકાર આપ્યો, સુભદ્રાએ પુત્રને ભીમના ઉછંગમાં મુકયો, ભીમસેન પુત્રની છબી જોઇને અતી આનંદ પામ્યો, પછી મુસ્તકે હાથ ફેરવી આશીર્વાદ આપ્યો કે તું મારા જેવો થજે, સુભદ્રા કહે એમ ના કહેશો કારણ કે એક તોફાની તમે અને વળી બીજો આ તમારો ભત્રીજો થાય તો મારા ભોગ મળે; એ પ્રમાણે બોલી સુભદ્રા હસી પડયાં પછી પ્રભુએ જીયાણું કરી બેહેનને વળાવી દીધાં ભીમસેન તેડીને ઇંદ્રિપસ્ત ગયો ને જોઇ કુંતાજી તથા ધર્મ વિગેરે ખુશી થયાં, એ પ્રમાણે ઘરસુત્ર વૃદ્ધિ પામવાથી સઘળાને અતી આનંદ થયો; એ પ્રમાણે અભેમાન પાંચ વરસનો થયો, એક દીવસે વેદવ્યાસજી કુંતાજીના મુકામે પધારયા, તવ કુંતાજી અતી આદર કરી વ્યાસજીને આસન ઉપર બેસાડયા, વ્યાસજીનું પ્રેમ વડે પુજન કરીને પગે લાગ્યાં વ્યાસજી કુંતાજીને કહેવા લાગ્યા કે તું બહુ ભાગ્યશાળી છે, કારણ કે પ્રભુની સહાયતા વડે કરીને છત છોકરાંથી તમે ભરપુર છો, પણ તારો સ્વામી પાંડુરાજા તે અવગતીને પામ્યો છે, પ્રેત રૂપે પૃથ્વી ઉપર ફરે છે, માટે તને ધીક્કાર છે, જો સપુત તાતની પુત્રી હોય તો તારા સ્વામીનો ઉદ્ધાર કર, એવું સાંભળી કુંતાજીને આંસુ આવ્યાં, કુંતાજી બોલ્યાં હે મહારાજા કૃપાળુ મારા સ્વામી સદગતીને પ્રાપ્ત થાય તેવો ઉપાય બતાવો તો હું તે કામ આરંભ કરૂં, વ્યાસજી બોલ્યા તારા સ્વામી સદગતી પહોચાડવા હોય તો રાજસોઈ યજ્ઞ કર, કુંતાજી કહે એ યજ્ઞમાં શું શું જોઇએ તે મને કૃપા કરી સંભળાવો વ્યાસજી કહે પહેલ વહેલો યજ્ઞનો આરંભ કરો એટલે પ્રભુ આવી સરવે વાતની સમજ પાડશે, તેમ કરવાથી પાંડુરાજા સદગતીને પ્રાપ્ત થશે. પ્રથમ શું કરવું તે તમને કહું છું.

પહેલાં શ્રીકૃષ્ણપ્રભુને તેડી લાવવા. પ્રભુ આવી યજ્ઞનું કામ આરંભી લેશે અને સઘળુ દુઃખ ટાળી દેશે. બીજું ઘડલંકામાંથી સોનું લાવવું. ત્રીજું કામ ઘણું કઠણ છે પણ તે કામ પ્રભુ કૃપાયે થશે પાતાળ જઈ કાળી નાગ પાસેથી સવરાટ મંડપ લાવવો જોઇએ, ચોથું કામ એ છે કે સ્વર્ગમાંથી કામધેનું ગાય મંગાવવી. પાંચમા કામમાં વીસ હજાર વિદ્વાન બ્રાહ્મણ લાવવા છઠું કામ ઘણું કઠણ છે તેમ વિઘ્ન ભરેલું છે, સર્વ જીવોના બંધ છોડાવવા. જયાં જયાં ક્ષત્રીનો દેશ હોય ત્યાં અને મનુશ તથા પશુ પક્ષી દરેકના જીવનું બંધન તોડાવો, પોપટ પાંજરે રહેવા દેવા નહી. ગાયના ગળે ગાળો જોઇએ નહી, એ પ્રમાણે જે જે પ્રાણીને બંધન હોય તે તે બંધ ટાળો. કહ્યા છતાં કોઇ ન છોડે તો યુદ્ધ કરવું. કાં મરવું પણ ધારેલી વાત પુરી પાડવી એટલાં કામો કરવામાં કાંઇ પ્રશ્ન પુછવું પડેતો શ્રી પ્રભુને પુછી જોજો, એમ કહી અંતરધ્યાન થઇ ગયા. કુંતાજીએ પોતાના મન સાથે રૂદન કરવા માંડયું પાંચે પુત્રોએ આવીને પુછયું કે હે માતાજી ! કાંઇ પણ વિઘ્ન સીવાય શા માટે કલ્પાન્ત કરો છો ! કુંતાજી કહે અરે દીકરાઓ શું પુછો છો ! તમારા પીતા સદગતીને પ્રાપ્ત નથી થયા તેથી રૂદન કરૂંછું. જેવો મને ધીક્કાર છે તેવો તમને પણ ધીક્કાર છે. માટે સદગતી પમાડવાનો ઈરાદો રાખો તો હું અન્ન લેઇશ નહીતો મારો દેહ ત્યાગ કરીશ. પાંડવોએ પુછયું માતાજી ! તેના માટે શો ઉપાય કરવો ! કુંતા કહે દીકરાઓ ! રાજસોઈ યજ્ઞ કરો તો તમારા પીતા મોક્ષ ગતીને પામે, હાલ પૃથ્વી ઉપર પ્રેત થઇને ભમે છે અજ્ઞનાં છ કામ વ્યાસજીએ કહ્યાં હતાં તે પુત્રોને કહી સંભળાવ્યાં પછી રૂદન કરી આંસુ પાડવા લાગ્યાં કુંતાજીને રડતાં દેખીને ધરમરાજા એ વીચાર કરયો કે પહેલ વહેલું હું યજ્ઞનું કામ માથે લેઇશ તો બીજા લેશે. એમ ધારી કુંતાજીને કહેવા લાગ્યા માતાજી તમારા મનમાં ધીરજ રાખો. એ પ્રમાણે માતાની આસના વાસના કરી ભાઇઓને કહ્યું કે હે વીરાઓ ! આપણા પીતા પ્રેત થઈ પૃથ્વી ઉપર ભમ્યા કરે છે તેનું આપણને મોટું લાન્છન છે જો તે કામ આપણે ન કરીએ તો આપણા જીવ્યાને ધીક્કાર છે, હું મોહોટો ભાઈ છું માટે સ્વર્ગમાંથી કામદુર્ઘા ગાય લાવવી તે મારે શીર છે, યજ્ઞ કરીશું તો સુખી થઇશું ધર્મરાજાએ એ પ્રમાણે બોલી કુંતાજીને ધીરજ આપી. ભીમસેને વિચારયું કે મોહોટા ભાઇએ એક કામ માથે લીધું માટે બીજું કામ મારે કરવુંજ પડશે. એમ ધારી વ્રકોદર બોલ્યો, માતાજી હું વીસ હજાર બ્રાહ્મણોને તેડી લાવીશ. અરજુન કહે હું ઘડલંકા જઇને સોનું લાવીશ. શેદેવ કહે દ્વારીકાં જઈ

હું કૃષ્ણને તેડી લાવું છું. ભીમ કહે એ કામમાં નહી આવે કારણ કે દ્વારકાં કાગળ લખી જણાવીશું એટલે કૃષ્ણ આવશે. અરજુનના સાળા થાય છે. માટે તરત આવશે શેદેવ કહે વ્યાસજીએ કામ બતાવ્યું છે માટે તે કામ શીવાય બીજું કામ કરવાની મારી હિંમત નથી, ધરમરાજા કહે વારૂ તેમ રાખો. નીકુળજી કહે પાતાળમાં જઈ કાળીનાગ પાસેથી હું સવરાટ મંડપ લાવીશ. ધર્મરાજા કહે છઠું કામ ઘણું કઠીણ છે. સર્વ જીવોનાં બંધ છોડાવવા પડશે તેમાં જરાસન ઘણો અભીમાની છે. મગજ દેશનો માલીક છે તેમ બે જનેતા બાળક છે. એણે ભોંયરામાં વીસહજાર ક્ષત્રીને કેદ કર્યાછે, તે છોડાવતાં આપણને ઘણું દુઃખ પડશે જો નહી છોડે તો છેવટ યુદ્ધ કરવું પડશે, તે કામ કોણ માથે લેછે ! તવ પાંચે ભાઇઓ એક એકના સામુ જુએ છે પણ કોઇની હીમ્મત ચાલતી નથી. ભીમે જાણ્યું થનાર હશે તે થાશે પણ લાવ્યને જશ તો લેઉં એમ ધારી બોલ્યો, માતાજી ! તમારા ચાર પુત્રોએ નીચું ઘાલ્યું પણ તે કામ હું બજાવિશ. કુંતાજી કહે શાબાશ છે બેટા તને ભીમ પોતાના મનમાં મગ્ન થયો. ભીમ બોલ્યો. પહેલું કીયું કામ કરવું ! ધર્મ કહે દ્વારીકામાંથી પ્રભુને તેડી લાવવા તે, ભીમ કહે ઉઠો શેદેવ જોશી દ્વારીકાંમાં જઈ શ્રી કૃષ્ણને તેડી લાવો. શેદેવ ટીપણું કાહાડી જોવા લાગ્યા, ને જોયું તો તે દીશામાં જતાં જોગણીનું ઘર સામુ છે માટે એ દીશાએ જતાં ખપ્પર ભરશે. હું આજ જાઉં તો દુઃખ પામું. ભીમ કહે જોસીડા તારાથી કાંઈ બનવાનું નથી. જો જવાનું ઈચ્છતો હોય તો જા. શેદેવ કહે ભાઇ આજ જઇશ તો જરૂર હું પાછો નહી આવું માટે કાલ વ્હાણામાં જરૂર જઇશ, કુંતાજી કહે વારૂ બેટા તેમ કરજે. ભીમ કહે અમે પણ બ્રાહ્મણ લેવા બે ત્રણ દીવસ પછી જઇશું. પાંચ વરસ પછી જરાસનને મારવા જઇશું. કુંતાએ જાણ્યું કે આતો રડયો આડો ફાટયો માટે યજ્ઞ ભાગી પડશે. એમ ધારી ડોશી ઉદાશ થયાં, એટલે શેદેવ અકળાઇને ઉભો થયો. ભાગી ન પાડશો હું ચાલ્યો, એમ કહી શેદેવે પોતાના સારથી પાસે રથ જોડાવ્યો, આયુદ્ધ હાથમાં લેઇ રથમાં બેઠો, સુર્ય મેર બેઠો તે વખતે રથને હાંકયો, નગ્રની બહાર નીકળ્યા એટલે અંધારૂ ઘોર થયું. માર્ગમાં પશુ પક્ષીના બીહામણા શોર થાય છે, એવામાં એક મેદાન આવ્યું તેમાં કેવિ હકીકત બની તે શ્રોતાજન શ્રવણ કરો, બાળ વેશે છુટા કેશે ચોસઠ દેવી રમે છે. ચીર કશીને કેહેડે બાંધ્યાં છે, ચણીયા ચોળી પહેરી લીધાં છે ખપવા ખંજર સાંગો વિગેરે હથીયારો ગ્રહેલાં છે તેમ મુસ્તકમાં અતીશય તેલ ઘાલેલું છે, ચોસેઠ જોગણી

ભક્ષની ભોગણી રથ જોઇને મનમાં પ્રસન્ન થઈ, ભલું આજ ભક્ષ મળ્યું છે. શુકન સારા થયા તે એમ એક એકને વાતો કરે છે, શેદેવજી ખમચાયો નહી ને સુંસવાટા ભેર રથ હંકાવીને ચાલ્યો, એટલે ચોસેઠે જોગણીયોએ ઘેરો ઘાલી સનમુખ આવીને ઉભી શેદેવનો રથ રોકી રાખ્યો, કુંતા પુત્ર શેદેવ બોલી ઉઠયો, હે માતા ! રસ્તો શા માટે રોકો છો ! જોગણી કહે આજ આ દીશામાં ખપ્પરનો વારો છે તેમ છતાં તું અહીં આવિ ચડયો માટે જરૂર તારો ભોગ લેઇશું, શેદેવ કહે ધન્ય ભાગ્ય મારૂં કે તમે મારૂં ભક્ષણ કરશો પણ મારે એક કામ છે, જોગણીયો બોલી શું કામ છે ! શેદેવ કહે દ્વારીકાંમાંથી પ્રભુને તેડી લાવવા છે. જોગણીયો બોલી કાલે આ દીશાએ અમારો હક્ક નથી માટે અહીં થઇને જવા દેનાર નથી. શેદેવ કહે માતાજી આજ ભોગ નહી મળે તેમ છતાં રોકી રાખશો તો જોયા જેવું બનશે, દેવી કહે તમારાથી થાય તે કરિ નાંખો. એમ કહી હથીયાર ઉંચાં કરી શેદેવને માર મારવા માંડયો, મરજાદ લોપીને જોશીને પુષ્કળ દુઃખ દેવા લાગી, ખપવા, ખંજર, ત્રીસુળ, સાંગ્ય, ભાલા અને તરવારો ફેંકવા લાગી, પછી શેદેવે ધનુષ બાણ તૈયાર કર્યું, બાણ લેઇને પુષ્કળ ક્રોધાયમાન થઈ ગયા, અગણીતા મંત્ર ભણીને બાણને ફેંકે જાયછે તે બાણ ચોસેઠ જોગણી આડી અવળી જતી રહી હથીયાર ચુકાવી દેછે, એવામાં શેદેવે જોગણીના શરીરમાં બાણ ઘોચી દીધું ભાલોડું વજ્જર જેવું હતું તેથી શરીરમાંથી રૂધીરની ધારા ચાલી, તે ધારા પૃથ્વી પર પડવાથી ચોસેઠ જોગણીનિ ચોસઠ ક્રોડ જોગણીઓ બની ગઇ, જ્યાં જુએ ત્યાં જોગણીઓ, સરવે બાળે વેશે કેશ છુટા મુકીને યુદ્ધ કરવા તત્પર થઈ ગઈ આડી અવળી ઉંચી નીચી થઇ આયુદ્ધની વૃષ્ટી કરવા લાગી, પછી શેદેવ ગભરાયો અને વિચાર કર્યો કે નીશ્ચે મર્ણ આવી પહોચ્યું, થર થર શરિર ધુજવા લાગ્યુ, એવામાં દેવીએ જુલમ ગુજાર્યો કે રથને ભાગી નાંખ્યો, સારથીને મારી નાંખ્યો અને ઘોડાઓનો પણ નાશ કર્યો. એકલો શેદેવ પગપાળો થયો અને ચોતરફ જોવા લાગ્યો, એક તરફ યુદ્ધ કરવા જાય તો બીજી તરફ દેવીઓ વિંધી નાંખે. શેદેવજી કોપાયમાન થઇ દેવીઓને બાળી મુકવા અગ્નીનું બાણ લીધું અને મંત્ર ભણીને છોડી દીધું, તે બાણ વીજળીની માફક ચમકારા કરતું ચાલ્યું, તે બાણથી દેવિઓનાં વસ્ત્રો બળી ગયાં અને પાસે સુતરનો તાર સરખો પણ રહયો નહી તેથી સરવે જોગણીયો નગ્ન સ્વરૂપે થઈ ગઈ શેદેવે વિચાર્યું કે દેવીઓ નગ્ન થઇ ગઇ છે માટે તેમની એબ જોવી જોઇએ નહી કારણ કે મારે માતા તુલ્ય છે, માટે તેમની એબ જોવીને જનેતાની જોવી બરા-

અર છે એમ કહી નિચું ઘાલ્યું, પછી જોગણીયોએ વીચાર કર્યો કે કોઈ સતીનો કુંવર જણાય છે જોબનવંતી છીએ તેમ રૂપવંતી છીએ છતાં આપણા સામુ જોતો નથી, માટે તેને મારવો નહી. ચાલો તેની પાસે જઇએ, આપણને જનેતા જેવી જાણી માટે તેને મારવો ન ઘટે, સરવે દેવી શેદેવની પાસે આવીને ઉભી રહી, જોગણીયો બોલી અરે બળવાન શુરા પુત્ર ઉંચું જો, શેદેવ કહે માતાજી ઉંચું નહી જોઉં ! દેવીઓ બોલી દિકરા તને નહી મારીએ તારા ઉપર અમે પ્રસન છીએ, તું માગ્ય માગ્ય માગે તે આપીએ. સતીનો પુત્ર નીચું ઘાલીને બોલ્યો કે માતાજી ! તમે વસ્ત્ર પહેરો તો હું વરદાન માગું, તવ મંમાયાયે માયા વડે કરીને હતા તેવા શણગાર વસ્ત્ર પહેરી લીધાં, એટલે શેદેવે ઉંચું જોયું અને દેવીઓને પગે લાગ્યો, દેવીઓ બોલી તેં અમારી કાયા જોઈ નહી, માટે વરદાન માગ્ય, શેદેવ કહે માતાજી ! બીજું તો હું શું માગું પણ પહેલા તો મારા ઘોડા તથા રથ આપો, પછી તમારે આપવું હોય તે આપજો દેવીઓએ તુરત રથ તથા ઘોડા સજીવન કરી દિધાં, સારથીને પણ સજીવન કર્યો, વળતી કહ્યું કે બેટા બીજું માગો, શેદેવ કહે માતાજી ! જેવી રીતે તમે એકનાં અનેક થયાં તેવી રીતે જ્યાં તમારૂ ધ્યાન ધરૂં ત્યાં હું પણ એકનો અનેક થાઉં, દેવીઓએ તથાસ્તુ કહ્યું શ્રોતાજનો આ કથાનું દ્રષ્ટાન્ત સાંભળીને એટલો સીદ્ધાન્ત લેવો કે સ્ત્રીયો રૂપવંતી હતી તેમ યુવાન હતી તો પણ શેદેવજીનું મન બીલકુલ વીકાર પામ્યું નહી તો શેદેવને વરદાન મળ્યું એ મ્હોટો લાભ થયો તેવી રીતે વરતવાથી તેવો ઉત્તમ લાભ મળશે પછી શેદેવ ચાલ્યા. તે વ્હાણું વાતા પહેલાં દ્વારીકાં પહોંચ્યા પછી પોતે ભાગોળે ઉભા રહીને એક યાદવ સાથે એવા સમાચાર કહાવ્યા કે પ્રભુને કેહેજો કે નગ્રના દરવાજા બાહાર સેદેવજી આવીને ઉભા છે તે તમને બોલાવે છે, તે યાદવ સંદેશો લઇ કૃષ્ણ અને બળદેવ બંન્ને ભાઇઓ વાતો કરતા હતા ત્યાં આવી કહ્યું કે હે પ્રભુ કુંતાજીના પુત્ર શેદેવજી તમને દરવાજે તેડે છે, તે સાંભળી બળદેવજી બોલ્યા, ત્યાં શા માટે ઉભા રહયા ! અહીં કેમ ન આવ્યા ? અરે કૃષ્ણ ભાઇ એવી છાનિ શી વાતો છે કે તમને દરવાજે બોલાવે છે ! પ્રભુ કહે એતો નવરા છે તે નાઠા નાઠા અહીં આવે છે, જાલ્યા જાદવ જઇને કહે કે પ્રભુ તમારા જેવા નવરા નથી. તમારે કામ હોય તો હાંઈ ઘેર આવીને કહી જાઓ તવ જાદવે જઇને શેદેવને સમાચાર કહયો. તે સાંભળી શેદેવજીને પુષ્કળ ક્રોધ ચઢયો કે પોતાને યજ્ઞનું કામ કરવું છે, તેમાં વળી ભીમના હાથે જરાસંધનું મ્રત્યું કરાવવું છે છતાં પ્રભુ અજાણ થવા ઇચ્છે છે. એમ ક્રોધે થઇ શેદેવે કહ્યું જાલ્યા

જાદવ પ્રભુને ખબર આપ્ય કે યુદ્ધ માગે છે. અને જો યુદ્ધ ના કરવું હોય તો રાજ્ય આપો એવું સાંભળી જાદવ પાછો સમાચાર લેઇને કૃષ્ણ પાસે જઈ પગે લાગ્યો, પ્રભુને કહ્યું કે શેદેવ સંગ્રામ માગે છે. જો સંગ્રામ ન કરો તો ઘર ગામ લખી આપો. એવું સાંભળી બળદેવજી ક્રોધાતુર થઈ બોલ્યા કે સાંભળ કૃષ્ણ ભાઇ. પાન્ડવોને તું સગા માનતો હતો પણ જો રાજ્ય લેવા આલ્યા અર્જુન જોગીનો વેશ લેઇ બેહેનને ઉપાડી ગયો અને આ વળી ઘર ગામ લેવા આવ્યો. દિવસે દિવસે ચેન માંડયાં છે, માટે જરૂર તેમની સાથે યુદ્ધ કરો કૃષ્ણ બોલ્યા તમારૂં કહેવું સત્ય છે, એમ કહી છપન કોટી યાદવોને ખબર આપી કે હથીયાર સજી લડવાની તૈયારી કરો. જાદવોએ હથીયારો સજ કર્યાં અને હળધારી હળ મુશળ લઈ રથમાં બેઠા, પ્રભુના એકલક્ષ સાઠ સહસ્ત્ર એકાશી પુત્ર હથીયાર લેઈ તૈયાર થઈ ગયા, પ્રભુ ચક્ર લેઇ રથમાં બીરાજ્યા. પછી ડંકા નીશાન વીગેરે વાજીંત્ર વજડાવતા વજડાવતા દરવાજા બહાર આવીને ઉભા રહ્યા શેદેવે જાણ્યું હાંસી કરવા ગયા પણ આતો સાચું થયું. પણ હશે દેવીઓનું વરદાન છે માટે ફીકર નથી. બળદેવજી પ્રભુને કહેવા લાગ્યા કે શેદેવને પુછી જુઓ કે કેમ આવ્યા છે ! પ્રભુ બોલ્યા શેદેવજી ! કેમ આવ્યા છો ! શેદેવ કહે મહારાજ રાજ્ય લેવા આવ્યા છીએ. તે સાંભળી કૃષ્ણજીને ક્રોધ ચઢયો અને કહેવા લાગ્યા કે જેમ તમને મદદ કરી તેમ તમે બમણા ફાટયા. એ પ્રમાણે બંન્ને જણા મુખ વાદ કરવા લાગ્યા. શેહદેવ કહે પ્રભુજી છપ્પન કોટી યાદવો તથા તમારા પુત્રોને લેઈ સંગ્રામ કરવા આવ્યાછો પણ જીતવાની આશા રાખશો નહી. હમણા યુદ્ધ કરી ઘર માર પડાવી લેઇશ, કૃષ્ણ કહે અમારી સુભદ્રા બેહેન પારથને પરણાવી ત્યારે તમે ઘણા ફાટયા. હમણાં શેદેવ કહે તારૂં કુળ અમારૂં અજાણ્યું નથી અલ્યા કાળીયા ગોકુળમાં નાનેથી મોટો થયો તે તું ભુલી ગયો ! કેહેડે કાંબળી બાંધતો, માંથે ફાળીયું બાંધતો, અને માખણ ચોરી ખાતો હતો તે દહાડા તો છેક વીસરી ગયો ઢોર ઝાલી ઝાલીને ગાળીયાં ઘાલતો, ગોપીકા સાથે મરકટની પેઠે રંગમાં રમતો અને આહીર થઇ વનમાં ભમી ખાતો હતો તે અમારૂં અજાણ્યું નથી. પ્રભુ વળતી બોલવા લાગ્યા કે નેણ ગર્ભથી પાંડુરાજા અવતરયા તેના ઘરડા માછીની પુત્રી વર્યાં હતા તેથી નાત બહાર હતા. બીજું તારા અંધ કાકા આખલાની કન્યા પરણી લાવ્યા તેના કૌરવો થયા અમે અમારી બેહેન પરણાવી ત્યારે તમે વરણમાં આવ્યાછો. વળી કૌરવોએ તમારા ઉપર જુલમ ગુજારયો તેમાં અમે મદદ કરી તમને બચાવ્યા, તે ગુણ ભુલી જઈ ઉલટા સામાં

આવી યુદ્ધ કરવા ઇચ્છોછો! શેદેવ કહે વીચારીને બોલજો, બ્રાહ્મણોનું અન્ન ખાધું; વળી પારકી કન્યાઓનું હરણ કરયું, કોઇ પરણેલી કોઇ કુંવારી સ્ત્રીયોને બળાત્કારથી પકડી લાવ્યો, ઘેર ઘેર માગી ખાનારો ભરવાડ તને અમે ઓળખીએ છીએ, તારી બેહેન સુભદ્રાને મારો અરજુન ભાઇ પરણ્યો ત્યારે તું વર્ણુંમાં આવ્યો, પછી પ્રભુ ક્રોધ કરીને બોલ્યા કે શું જુઓછો યાદવો સત્વર યુદ્ધ કરો, અમારી મેહેર હતી ત્યાં સુધી જીવવા દીધાં હવે તેમનો નાશ કરો, એમ કહી હાથ ઉંચો કરયો એટલે યાદવો જોશીના ઉપર ટુટી પડયા, પ્રભુના એક લાખ સાઠ હજાર એકાશી દીકરાઓ તથા બળદેવજી સરવે જણા શેદેવ ઉપર આયુદ્ધની વૃષ્ટી કરવા લાગ્યા મેઘનાં જેવી રીતે ફોરાં પડે તેવી રીતે આયુદ્ધની વૃષ્ટી વરસી રહી, શેદેવજીએ બાણ ચઢાવ્યાં અને અગણીતા મંત્ર ભણી ફેંકવા માંડયાં એક બાણનાં અનેક થઇ સુસવાટા કરતાં ચાલ્યાં જાય છે, જાદવો અનેક છે અને શેદેવ એક છે તેથી પહોંચી શકતો નથી બાણની વૃષ્ટી થવાથી અંધકાર જામી ગયો શેદેવજી ગભરાયો અને ક્રોધ લોચન રકત કરીને શકતીનુ સ્મર્ણ કરયુ એટલે સત્તાવન ક્રોડ શેદેવજી બની ગયા ને એક જાદવને એક શેદેવ એમ બાઝી પડયા, બહુ બળીયા હતા તેમને બેબે બાઝી પડયા વળી કોઇને ચાર બાઝયા એ પ્રમાણે સામા સામી અપાર યુદ્ધ કરવા લાગ્યા. બળદેવજીને બાર બાઝી પડયા અને પ્રભુને પંદર બાઝી પડયા, કોઈ કેશ ઝાલે, કોઇ કાન ઝાલે અને કોઇ માર મારવા માંડે, એવામાં બળદેવજીને અકળાવી નાંખ્યા અને ખેંચીને પૃથ્વી ઉપર નાંખી દીધાં. મુગટ, કુંડળ શણગાર વિગેરે નીકળી પડયાં, વસ્ત્ર વિખરાઈ ગયાં. જાદવો અનેક શેદેવને જોઈ ગભરાઈ ગયા અને ચીસો પાડી નાસા નાસ કરવા લાગ્યા, બળદેવજી વીચારમાં પડયા કે આવી કેવી વિદ્યા ભણ્યા કે જ્યાં જુઓ ત્યાં એકલા શેદેવ શીવાય બીજું ભાસતુંજ નથી, એકજ શેદેવ કુંતાજીનો છે કે કુંતાજીએ આટલા બધાને જણ્યા! એમ કહી બુમ પાડી કે પ્રભુજી મારી વ્હારે ધાઓ. પ્રભુ બોલ્યા તમને બાર વળગ્યા છે તો મને વીસ બાઝયા છે, સહુના લાગ્યા સહુ ભોગવી લ્યો, અમારો ઉપાય નથી. પ્રભુએ શેદેવજીને કોઈ ન જાણે તેમ કહ્યું કે વ્હાલામાં વીરોધ શા માટે કરોછો! આવો સુખ દુઃખની વાત કરીએ. એમ શેદેવની સાથે વાતો કરવા લાગ્યા. પ્રભુ કહે શેદેવજી હું માગુ તે વચન આપો, શેદેવ કહે તે ખરી વાત છે પણ વ્યવ્હારે લેવું ને આપવું. પ્રભુ કહે બહુ સારૂં તમારે માગવું હોય તે માગજો પણ પહેલું મને માગવાદો, જોશી કહે ભલે માગીલ્યો પ્રભુ કહે આજ પછી જ્યાં લડાઇ થાય ત્યાં

એકના અનેક બનવું નહી. શેદેવ કહે એ કબુલ છે પણ હું માગુ તે મને આપો પ્રભુ કહે ખુશીથી માગીલ્યો. શેદેવ કહે આજથી તમારે મારા અર્જુનજીનો રથ હાંકવો. પ્રભુ કહે વાહ શેદેવજી મને તો તમે દાસ બનાવ્યો, મારી આબરૂના કાંકરા કર્યા. શેદેવજી કહે ના મહારાજ વ્યવહારે લેવું દેવું તેમાં આબરૂ શી અર્જુનના રથ હાંકશો એટલે આપણે કોઇ દીવસ વીરોધ થવાનો સંભવ રહેશે નહી, પ્રભુ કહે ના હવે પછી કોઇ દીવસ વિરોધ નહી થાય, શેદેવ કહે અરે પ્રભુ હજુ એક વાત પુછવાની બાકી રહી ગઇ છે. પ્રભુ કહે ભલે પુછો, શેદેવ કહે જ્યારે તમે મારો રથ હાંકવા ન બેસો ત્યારે હું એકનો અનેક થાઉં એવું વચન આપો પ્રભુ કહે હું રથ હાંકવા ન બેસું ત્યારની વાત ત્યારે છે પણ તેમ કદી બનનાર નથી આપણે સગા વ્હાલા છીએ તેથી વીરોધ પડવાનો બીલકુલ સંભવ નથી, એમ એક એકની સાથે વચનથી બંધાયા, પછી શેદેવે જોગણીઓનું ધ્યાન કર્યું કે માતાજી ક્ષમા કરો; એટલે અનેક શેદેવનો એક શેદેવ રહયો, બળદેવજીએ કૃષ્ણને શેદેવની સાથે વાત કરતાં જોયાં, તેથી કરીને ક્રોધે ભરાયા. પ્રભુને કહ્યું કે એ શત્રુ લોકોની જોડે પાછો શા માટે વાતો કરે છે ! પ્રભુ બોલ્યા તેમાં શી હરકત છે ! બળદેવજી કહે બાર શેદેવે મને પુષ્કળ માર માર્યો છે, પ્રભુ કહે કે તમને સ્વપ્ન આવ્યું હશે. એકજ શેદેવ છે અને તમે કહો છો બાર શેદેવે મને માર માર્યો. બળદેવજી બોલ્યા તું મારી મસ્કરી કરી મને બનાવે છે ! એમ કહી હળધારી રીસાઇને નાશી ગયા. પ્રભુ કહે જાઓ જાદવો પોત પોતાને કામે વળગી જાઓ, યાદવો દ્વારીકાંમાં ચાલ્યા ગયા, ભગવાન કહે શેદેવજી કેમ આવ્યા છો ? શેદેવ કહે તમારૂં શું અજાણ્યું છે. યજ્ઞનું કામ છે. માટે ચાલો તઇયાર થાઓ. એટલે પ્રભુ તૈયાર થઇ શેદેવની જોડે ઈંદ્રપસ્તમાં આવ્યા, ધર્મ, અર્જુન કુંતાજીને અતી આનંદ થયો. કુંતાજી કહે પ્રભુજી આપણા ઘેર રાજસોઇ યજ્ઞ કરવો છે. તેમાં વ્યાસજીએ છ કામ બતાવ્યાં છે. પ્રભુ કહે કીયાં છ કામ બતાવ્યાં છે ! કુંતાજીએ વીસ્તાર સહ વર્તમાન કહિ સંભળાવ્યાં. ભગવાને કહ્યું પહેલ વહેલું ઘડ લંકામાંથી સોનું લાવવું જોઇએ. અર્જુન કહે માહારાજ તે મારૂં કામ છે, હું જઇને હાલ લાવી દેઉં છું, અર્જુનજી તુરત ઉભા થયા અને વસ્ત્ર આભુશણ વિગેરે ધારણ કર્યા. હથીયારો, આયુધો તથા ધનુષ બાણ તૈયાર કરી દીધાં. પ્રભુ અર્જુનનો રથ હાંકવા ઉભા થયા, અર્જુનનો રથ બહાર કાહાડયો અને ઘોડાના અછોડા હાથમાં લેઇને ઉભા રહયા. ધરમ કહે અરે મહારાજા આતો દાસનું કામ છે, રથ હાંકનારા ઘણા સારથી છે, આપની પાસે રથ કેમ

હંકાવાય ! પ્રભુ કહે મારે હાંકવાની ઇચ્છા થઈ છે, ધરમે હાથ ઝાલ્યા, એવામાં અર્જુનજી આવ્યો ને જોયુ તો પ્રભુ રથ હાંકવાની તૈયારિમાં છે પારથ બોલ્યો હે દીનાનાથ તમારે રથ હાંકવાનિ જરૂર નથી મારા સારથી પાસે હંકાવીશ અને આપણ બન્ને રથમાં બેસીશું પ્રભુ કહે મારે હાંકવો છે એમાં તમારે પરડ કરવાની જરૂર નથી, ધરમરાજા થાકી પાછા આવ્યા. ભીમસેને વીચાર કર્યો કે આગળ જતાં જરાસનને મારવો છે માટે લાવ્ય હું અર્જુનની સાથે જાઉં તો અર્જુન માહારી સાથે આવે, એમ કહી ભીમ વસ્ત્ર પહેરી દસ હજાર મણની ગદા ઉચકી રથની આગળ આવિને ઉભો. અર્જુને પુછયું કેમ મોટા ભાઇ કયાં પધારો છો ! ભીમ કહે તારી જોડે મદદ કરવા. અર્જુન કહે કાંઈ જરૂર નથી ભીમ કહે જરૂર કેમ નથી. અમે તારી રક્ષા કરીશું. અર્જુન કહે હું તારૂં પાપ જાણી ગયો છું તારા મનમાં એમ છે કે આગળ જતાં જરાસનને મારવામાં અરજુન મદદે આવશે પણ તેમ કદી બનનાર નથી. ભીમ કહે કાંઇ ચીંતા નહી હું તો તારા રક્ષણ માટે સાથે આવીશ. અર્જુન કહે મારે તારૂં કામ નથી ભીમ કહે એક બીજાનું કામ કરવું તે વ્યવહારનું છે હું કેહેતો નથી કે તું માહારી જોડે આવજે પ્રભુ કહે છો આવે. ભગવાન ભીમને કહેવા લાગ્યા કે અમે રથને ઉતાવળો હાંકીશું તો તમે શી રીતે ચાલી શકશો ! ભીમ કહે હું આગળ દોડું છું, તમે તમારી મરજીમાં આવે તેવું હાંકજો, એમ કહી ગદા લેઈ આગળ દોડયો. પ્રભુએ રથને હાંકી મુકયો, નરનારાયણ બન્નેની મુરતીઓ શોભી રહી છે. દેવ લોકો અંતરીક્ષ ઉભા ઉભા નરનારાયણના દર્શન કરે છે. એવામાં નારદે બન્નેને જોઈ વીચાર કર્યો કે કાંઈ લડાઇ કરાવું તો ઠીક એમ જાણી સ્વર્ગમાં ગયા અને અગ્નીદેવને મળ્યા. અગ્નીદેવને અજીરણ થવાથી અતીશય ઉપાદીનો ત્રાસ આવી પડયો છે, નારદજી કહે અરે અગ્ની દેવ ! તું કેમ દુઃખી દેખાય છે! અગ્ની બોલ્યો હે મહારાજ મરીયુતરાજાએ પંનાળે પંનાળે ઘી હોમાવ્યું હતું તે મહારા ચરવામાં આવ્યું તેણે કરીને અજીરણ થઈ ગયું છે. મને અતીશય પીડા પડે છે માટે કાંઇક ઉપાય બતાવો. એવાં વચન સાંભળીને નારદજી બોલ્યા કે નરનારાયણ ઘડલંકામાં સોનું લેવા જાય છે તેમના માર્ગમાં જઇ સુઈ રહે એટલે તારૂં સઘળું દુઃખ ટાળશે. એમ કહિ નારદજી વિદાય થયા. અગ્ની ઉઠીને લંકાના મારગમાં પડયો. ભીમ ચાલ્યો ચાલ્યો જતો હતો તેણે અગ્નીને પડેલો જોયો. ભીમે પુછયું અલ્યા ત્રણ મુસ્તક વાળા અમારો રસ્તો રોકીને શા માટે સુતો છે ! અગ્ની કહે મહારાજા યાચવા માટે આવ્યો છું કે આ મહારૂ અજીર્ણ

નીવારણ કરો ભીમે જાણ્યું કોઇ દુઃખી છે એમ દયા લાવી ઉભો રહયો. વ્રકો-
દરે અગ્નીને સમજાવ્યો કે અલ્યા મારી પાછળ નરનારાયણ દેવનો રથ આવેછે
તેમને અરજ કરીશ તો તારૂં દુઃખ ટળી જશે અગ્ની કહે બહુ સારૂ એમ કહિ
ભીમ આઘો ઉભો રહયો, નરનારયણનો રથ આવી પહોંચતામાંજ અગ્ની જ-
ઇને નમી પડયો કે હે કારણ રૂપ અવીનાશી, પતીતપાવન, જુગજીવન, અખંડ
અચળવાશી, ત્રીગુણાતીત, માયાતીત, તુરીયાતીત, અચળધામી, ગરૂડાગામી
હું શેવકની વ્હારે ધાઓ, મારા દુઃખીયાનું દુઃખ નીવારણ કરો. મરીયુત રા-
જાએ યજ્ઞમાં ઘ્રતનો પુષ્કળ હોમ કરાવ્યો તે દીવસથી મને અજીર્ણ થયું છે મા-
ટે તેનો ઉપાય કરો. આપ વિના તેનો ઉપાય કોણ કરે, એવાં અગ્નીનાં વચન
સુણીને અર્જુનને અહંકાર ચઢયો કે આવા મોટા દેવ સરખા પણ મને આવીને
અપાર કરગરે છે એ વાત સાંભળી પ્રભુ બોલ્યા અલ્યા અગ્નીદેવ આ અમારા
મુરબ્બી બેઠા છે તે તારૂં દુઃખ ટાળશે માટે તેમની પાસે માગ્ય અર્જુન કહે અરે
મોરારી આશું બોલો છો ! પ્રભુ કહે તમે મ્હોટા છો તેથી દેવલોકો તમને આ-
વિને નમસ્કાર કરે છે અર્જુન કહે હું મોહોટો નથી. આપની કૃપાથી હું પુજાઉં
છું કૃષ્ણ કહે મનમાં તો અહંકાર કરો છો અને બહાર મીઠું બોલો છો. એવો
અહંકાર ધરો છો ત્યારે મને કેમ પુછો છો ? અરજુન કહે મારી ભુલ થઇ છે
મહારાજા માટે મને ક્ષમા આપો. તમે જે બતાવશો. તે કામ હું બજાવવા તૈ-
યાર છું. પ્રભુ કહે પારથજી અગ્ની મંત્ર ભણી આ ખાન્ડેવ વન વિશે બાણ
મારો અષ્ટાદાસ ભાર વનસ્પતી છે, તેનું ભક્ષણ અગ્ની કરશે એટલે અજીર્ણનું
દુઃખ નષ્ટ પામશે, તે સાંભળી અર્જુનજીનું મન ફરી ગયું કે આમાં પ્રભુએ શું
બતાવ્યું. એમ ધારી અગ્નીસ્તર બાણ અગ્નીનો મંત્ર ભણી ખાન્ડેવ વનમાં
મુકી દીધું તે બાણ એકદમ પ્રલય કાળના અગ્નીની માફક ઝપાટાથી છુટી ગયું
અને ચોતરફ અગ્ની સળગ્યો ચારે દીશાએ અગની લાગ્યો તે નારદે જોયું; પછી
વીચાર કર્યો કે હું ઈંદ્રને વાત કરૂં અને લડાઇ થાય તો જોવાની ગમત આવે.
એમ ધારી નારદજી સ્વર્ગમાં ગયા અને ઈંદ્રને કહેવા લાગ્યા કે તારા પુત્ર અર્જુ-
નજીએ ઈંદ્રાસન લેવા માટે તારા ખાન્ડેવ વનમાં અગ્ની સળગાવ્યો છે તમે ત્યાં
યુદ્ધ કરવા જાઓ નહીતો ઈંદ્રાસન ખોઈ બેસશો એમ કહી નારદજી છાનામાના
ઉભા રહ્યા. ઈંદ્રે જાણ્યું કે મારો પુત્ર એવો નથી કે ઈંદ્રાસન લેઈ લે. આતો ના-
રદજી લડાઇ કરાવાનો ઇરાદો રાખે છે. ઈંદ્રે કહ્યું નારદજી ? દીકરો બાપનું વન
બાળે છે તેમાં તમને શી ચીંતા થઈ તમે તમારે અહીંથી પધારો એવું સાંભળી

નારદજી વીદાય થયા. ઇંદ્રે વીચાર કર્યો કે બારમેઘ બોલાવી ત્યાં વૃષ્ટી કરાવું તો બાગ હોલવાશે એમ ધારી બારમેઘને બોલાવી તે વનમાં વૃષ્ટી કરવાની આજ્ઞા આપી. બારમેઘ તુરત ખાન્ડેવ વનમાં આવી મુશળ ધારથી વરસવા લાગ્યા. અગ્નીએ નરનારાયણને પોકાર કરી કહ્યું કે મહારાજ મેઘ મને વીતાડે છે. પ્રભુ બોલ્યા અરજુનજી અગ્નીની વ્હારે ચડો અરજુન કહે હે માહારાજા આપ બતાવો તેવો ઉપાય કરૂં અંતર્યામી કહે મેં બતાવ્યું તેતો તમારી ગણત્રીમાં નથી માટે તમારી મરજીમાં આવે તે ઉપાય કરો. એવું સાંભળી પારથને દુઃખ લાગ્યું, અર્જુન કહે માહારાજ મારૂં મન ભમી ગયું હતું તેથી એમ વીચારતો હતો. હવે મને તેની ક્ષમા આપો પ્રભુ કહે વાયુના મંત્રથી વાયુના ચાર સ્થંભ ચાર મુકો પછી તેના ઉપર બાણનું છાપરૂં બનાવો એટલે મેઘ બાણના છાપરા ઉપર પડશે અને અગ્ની ખુશીથી ચારો ચરશે અરજુને વાયુનો મંત્ર ભણી ચાર સ્થંભ બનાવ્યા અને અગણીતું બાણ લેઈ મંત્ર ભણીને મુકી દીધું એટલે તે બાણનું છાપરૂં થયું. જેટલું જળ વરસે છે, તેટલુ છાપરા ઉપર થઇને જતું રહે છે. અગ્ની પોતાનો ચારો ચર્યે જાય છે, મેઘ થાકીને નાશી ગયો. પછી કૃષ્ણ પ્રભુ અર્જુનજીને કહેવા લાગ્યા કે હું દક્ષીણ દીશાએ જાઉંછું અને જે મળે તેને ઝાલી ભીમની પાસે લાવુંછું. અને તમે ઉત્તર દીશાએ જાઓ. ત્યાં જે તમને મળે તેને તમે ભીમની પાસે ઝાલી લાવજો. જે નહી ઝાલી લાવે તેને બે બાપ આપણ જઈશું ત્યાં સુધી અગ્નીદેવ ચર્યા કરશે. ભીમે કહ્યું જોજે અર્જુનજી મળે તેને ઝાલી લાવજે નહીતો કાળીઓ રોજ મેહેણાં મારશે. પ્રભુ કહે ભીમસેન તમે રથ વીગેરે સાચવજો. એમ કહી પ્રભુ દક્ષીણ દીશામાં પરવર્યા. રસ્તે જતાં સપ્ત ફણાનો નાગ મળ્યો. તેને દેખીને પ્રભુએ લાત મારી. એટલે સર્પ દેહ મુક્ત થઈ બ્રાહ્મણનો દેહ પામ્યો. પ્રભુની સામે આવીને ઉભો ઉભો સ્તુતી કરે છે. હે કૃપાનાથ દીન દયાળું મારો શ્રાપ આપના પ્રતાપથી નાશ થયો, હું પહેલો બ્રાહ્મણ હતો પણ બહુ ઝેરીલો ને વ્હેરીલો હતો. નાતોમાં શેઠીયાપણું કરતો અને ગરીબોને દંડ કરી કનડતો, તેટલા માટે સર્પનું ખોળીયું પામ્યો હતો પણ આપના ચરણના સ્પર્સથી પાછો મુળ સ્વરૂપને પ્રાપ્ત થયો. પ્રભુ બોલ્યા તારૂં કહેવું હું સમજ્યો પણ અમારે એક સરત બકી છે કે જે મળે તેને ભીમ પાસે લેઈ જવો એટલે ભીમ તેને મારી નાંખે. પેલો બ્રાહ્મણ થર થર ધ્રુજવા લાગ્યો કે ઓય મારા બાપ મથીને શ્રાપ નીવારણ થયો અને વળી પાછું મરણ તો નજીક આવ્યું. વીપ્ર આજીજી કરી બોલ્યો કે અરે મહા-

રાજ મને મુકી દો હું તમને કાંક આપું છું એમ કહી બત્રીસ દેરડીનો એક કીરટ નામનો મુગટ આપ્યો, પ્રભુએ તેને છોડી મુકયો, મુગટને બગલમાં ઘાલી ઉપર ઉપરણો ઢાંકી દીધો. હવે અર્જુનજી ઉત્તર દીશામાં ગયા છે, ત્યાં મેનામા નામનો દહીત મળ્યો, અર્જુને દોડી તેના કેશ ઝાલ્યા કહ્યું કે ચાલ્ય ભીમ પાસે તને જીવતો ઠેર મારાવી નાંખું. મેનામા બોલ્યો મારો શીષ્ય પુલોચન કરીને હતો તેને ભીમે ઠેર મારી નાંખ્યો છે, વળી મારૂં મ્રત્યું શા માટે કરાવા ઇચ્છોછો માટે મને જીવતો જવાદો મને જવાદો તો એક અવળ મંત્ર શીખવાડું, પારથ કહે શીખવીદે હું તને જવાદઉંછું, મેનામા બોલ્યો, મંત્ર ભણીને જળ છાંટશો, એટલે સભા સુશોભીત થઈ જશે, ભીંત હશે ત્યાં દ્વાર જણાશે અને દ્વાર હશે ત્યાં ભીંત જણાશે, સભા દશ ગજ લાંબી થશે, પણ જેમ જેમ માણસ પેસે તેમ તેમ મોહોટી થાય, તેમાં ગજ ગજનું પરથાર હશે, તેમાં એક પરથાર જળનો ને એક પરથાર સ્થળનો થશે, તેમાં જ્યાં સ્થળ હોય ત્યાં જળ જણાય અને જળ હોય ત્યાં સ્થળ જણાય, એવી અવળ સભા રચવાની યુકતી બતાવુંછું, માટે મને મુકીદો, અર્જુનને વીચારયું કે કયાં પ્રભુ જોવા બેઠા છે, ભણી લઇશું તો કામ આવશે એમ ધારી મેનામા પાસેથી મંત્ર શીખી લીધો, મેનામાંને એને મુકી દીધો. પછી પોતાના રથ ભણી આવ્યો એટલામાં પ્રભુ પણ આવીને ઉભા રહ્યા. કૃષ્ણ અને ભીમ કહેવા લાગ્યા કે જુઓ તમારા ભાઇને બે બાપ, મંત્ર ભણી લેઇને મેનામાં દહીતને મુકી દીધો. અર્જુન બોલ્યો અરે પ્રભુ તમેતો છાની વાત જાણી ગયા. એટલામાં ભીમે પ્રભુની બગલમાં ચળકાટ દીઠો. વ્રકોદરે ભગવાનની બગલમાં હાથ ઘાલ્યો તો મુગટ દીઠો. મુગટને બહાર ખેંચી કાઢયો, પ્રભુ બોલ્યા અરે ભીમસેન મારે પણ બે બાપ. જેવા અમારે બન્નેને બે બાપ તેવા તમારે પણ બે બાપ, ભીમ કહે અરે મહારાજ શા માટે મને બે બાપ કહોછો! પ્રભુ બોલ્યા તમારે વાયુ અને પાંડુ એ બે બાપ. અર્જુનજીને ઇંદ્ર અને પાંડુએ બે બાપ અને મારે નંદ તથા વસુદેવ એ બે બાપ. આપણા ત્રણને બબે બાપ છે. માટે રીસ ચઢવા જેવું નથી. ભીમ કહે ધન્ય છે એવે અગ્નીદેવ ચરી રહ્યા. ને તેને અજીર્ણ મટી ગયું તેથી અગ્ની આવીને પ્રભુને ચરણ પડયો. પ્રભુને કહેવા લાગ્યો કે મારૂં અજીરણ દુર થયું અને તમારા પ્રતાપથી સરવે દુઃખ ટળી ગયું. એમ કહીને એક જામો આપ્યો. પ્રભુએ તે અર્જુનજીના શરીરે પહેરાવ્યો વળી મુગટ લાવ્યા હતા તે પણ મુસ્તક ઉપર પહેરાવ્યો. અર્જુનજીની છબી ઘણી સુશોભીત બની તે વખતે અર્જુનનું નામ કીરટધર એવું પાડયું. ત્યાંથી ધડલંકા

જવા ચાલ્યા, અર્જુની આજ્ઞા માગી પોતાને સ્થળ ગયો, ભીમ બે ગાઉ આગળ ચાલે છે, એટલે જતાં જતાં સમુદ્ર આવ્યો. ત્યાં સમુદ્રના કીનારે અંજની સુત હનુમાનજી સુતેલા છે. રામ રામ એમ મુખથી અખંડ ધુની ચાલ્યા કરે છે એવામાં ભીમસેન ત્યાં આવી પહોંચ્યો, વાયુપુત્રે હનુમાનજીને ઓળખ્યા નહી તેથી ભીમે બુમ પાડી કે અલ્યા વાંદરા મારગ મુકી ચાલ્યો જા, અમારે અડલંકામાં જવું છે, હનુમાનજીને દુઃખ લાગ્યું ઉંચી ડોકી કરીને બોલ્યા કે અમે તો સદા અહીંજ પડયા રહેવાના, ભીમ કહે જો વાંદરા તારી પુંછડી ઝાલી ફેંકી દઉં છું, એમ કહી ભીમે ગદા નાંખી દીધી, હનુમાને કહ્યું અલ્યા તું જબરો હોય તો મારી પુંછડી ઝાલી મને ફેંકી દે તોજ હું ઉઠુ તવ ભીમે કહયું :અલ્યા હાલ ઉપાડી ફેંકી દઉં છું એમ બોલી તુરત જોર કરી પુંછડી ઝાલી બીલકુલ ઉંચી થઈ નહી, ભીમે જાણ્યું મારા કરતાં જબરો જણાય છે માટે નાસવા દો, ભીમ નરનારાયણ આવે છે તેમના સામો દોડયો ગયો પ્રભુએ પુછયું ભીમસેન ! કેમ નાસી આવ્યા ? વ્રકોદર બોલ્યો અરે મહારાજ સમુદ્ર ઉપર એક વાંદરો છે તે મહા બળીયો છે, મેં તેની પુંછડી ઝાલી ઉંચો કરવાનો વિચાર કરતો હતો પણ બીલકુલ પુછડીજ ઉંચી થઈ શકી નહી, પ્રભુ બોલ્યા એ વાંદરો નથી એતો રામભક્ત હનુમાનજી છે, ભીમ કહે તમારો રથ આગળ હાંકો હું તમારી પાછળ પાછળ આવું છું, પ્રભુએ રથ હાંકયો, જ્યાં કપીરાજ સુતા છે ત્યાં પ્રભુ આવ્યા અને ભગવાને કહ્યું અરે હનુમાનજી માગ આપો અમારે લંકામાં જવું છે, તે સાંભળી હનુમાનજી બોલ્યા મનેફેંકી દેનારો કયાં નાશી ગયો એટલે પ્રભુ બોલ્યા એતો તમારો નાનો ભાઇ થાય, હનુમાનજી કહે કેવી રીતે મારો નાનો ભાઈ થાય, પ્રભુ કહે વાયુનો પુત્ર છે, જેવા તમે વાયુના પુત્ર છો તેવો તે પણ છે, માટે બંધવ થઈ એક એકની વિરૂધ થાઓ છો તે સારૂં કરતા નથી હનુમાનજી ખુશી થયા, ભલે મારો નાનો ભાઇ કયાં ગયો ! તવ ભીમ રથની પાછળ હતો ત્યાંથી નીકળીને હનુમાનજીનિ પાસે આવીને ઉભો રહયો, હનુમાને ભીમને બોલાવ્યો, કપીરાજ પ્રભુને પુછેછે કે તમારે કયાં જવું છે ! કૃષ્ણ કહે અમારે ઘડલંકામાં જવું છે, કપીએ વીચારયું કે એ કેવી રીતે સમુદ્ર ઉતરે છે તે હું જોઇ લેઉં, મારા રામે તો પાસાણનીજ પાજ બાંધી હતી ત્યારે ઉતરાયું અને આ શી રીતે જાય છે એમ ધારી હનુમાનજી રામનું નામ લેઇ સમુદ્ર કુદી પેલી તીરે પડયા, હનુમાને વીચાર્યું કે એ કૃષ્ણનો દાસ છે માટે કેવી રીતે ઉતરની આવે છે તે હું જોઉં. એવામાં અર્જુનજી બોલ્યા અરે

મહારાજ આપણુ કેમ કરી સમુદ્ર ઉતરીશું કૃષ્ણ કહે અગણીતા મંત્રથી બાણુની પાજ બાંધો, પછી અરજુને બાણુ લેઈ મંત્ર ભણી સો જોજન પાજ બાંધી, એટલે અરર્જુનજીને અહંકાર આવ્યો કે મહારા જેવો કોઇ કૃષ્ણનો ભક્ત નથી, હું કેવો મારા હાથે પાજ બાંધીને સમુદ્ર ઉતરૂ છું ! રામના ભકત કરતાં પણ હું જબરોછું, એવી પાજ બાંધેલી જોઇ હનુમાનજીને ઇરીષ્યા આવી કે રામના કરતાં જબરા કે પાજ બાંધી સમુદ્ર ઉતરે ? મારા રામની પ્રતીષ્ટા ઘટી જાય અને અર્જુનનું નામ વધી જાય, લોકો એમ કહે કે રામે પાજ બાંધી ત્યારે સમુદ્ર ઉતર્યા અને અરજુન તો બાણુની પાજ બાંધીને સમુદ્ર ઉતર્યો, એમ જાણી રામ નામ દેઈ હનુમાનજી ઉંચા ચઢયા અને અરજુનની પાજ ઉપર કુદીને પડયા, તેમના પડવાથી પાજ ભાગી ગઇ અને પોતે લંકા તીરે હતા ત્યાં જઇને પડયા, ભીમ કહે અરે ભાઇ મહેનત મુકી દો, એ વાંદરો બહુ બળવાન છે પ્રભુ કહે બીજી વાર બાંધો થનાર હશે તે થશે, નરે બીજી વાર બાંધી પણ હનુમાને ભાગી નાંખી, એટલે અરજુનજી કૃષ્ણને પગે લાગી બોલ્યા કે અરે મહારાજ રામનો ભક્ત મારા કરતાં જબરો અને હું કૃષ્ણનો ભક્ત તેનાથી નબળો હવે મારાથી કંઇ બની શકે તેમ નથી. ફોગટ ફાંફાં મારૂં એટલું એ હનુમાનજી ચડસે પડયો છે માટે રહેવા દેનાર નથી. પ્રભુએ જાણ્યું ઠીક. કૃષ્ણ ભકતનો અહંકાર ઉતરી ગયો પણ હનુમાનનો રામ ભકતનો હંકાર ઉતર્યો નહી માટે તેનો ઉતારૂં એમ ધારી પ્રભુ અર્જુનને કહેવા લાગ્યા કે હું કહું તેમ કરો તો વાંદરો કહ્યું કરશે. અર્જુન કહે મહારાજા આપ ફરમાવો તેમ કરવા તૈયાર છું પ્રભુ કહે હું કહું તેમ હાયે હા કહેજો. એમ કહી અંતર્યામીએ એવો ખેલ કર્યો કે પોતાનો પંચ જંન શંખ વગાડયો. તેમાં એવો શબ્દ કર્યો કે હનુમાનજી તમે આ તીરે ન આવોતો તમને રામચંદ્રની આંણ છે. એવું સાંભળી હનુમાનજી ઉંચા ચડયા અને ચારસેં ગાઉનો સમુદ્ર હતો તે ઓળંગી કૃષ્ણ પ્રભુની પાસે આવીને પડયા ને કહ્યું કે કેમ પ્રભુ મને બોલાવ્યો ! પ્રભુ બોલ્યા અરે હનુમાનજી તમે પાજ શા સારૂ ભાગી નાંખો છો ! હનુમાનજી કહે એ કૃષ્ણનો દાસ છે, તે શું પાજ બાંધીને સમુદ્ર ઉતરશે ! રામને પાશાણ તારવા પડયા. તેમને શું એ લજાવશે ? હું રામનો દાસ છું તેના દેખતાં કૃષ્ણ દાસ શું જીતી જશે ! જો જીતી જાય તો મુજને લાજ આવે, પ્રભુ કહે તમે રામ ભકત અને અર્જુન કૃષ્ણ ભક્ત બન્ને જણને ઠીક મુમત પડયો છે, અમે અમારે મુન્ય રહીને જોયાં કરીશું તમે કાંઈ સરત કરીને લડો, અર્જુન ત્રીજી વાર પાજ બાંધે તેને તમે ભાગી ન

નાંખો તો તમારે શું કરવું અને તમે ભાગી નાંખો તો અર્જુનને શુ કરવું ! માટે તમે બન્ને વચનથી બંધાઓ. પછી કપી તથા કીરટધર બંન્ને બોલ્યા કે પ્રભુજી અમારા બાપ દાદાનાં વેણ છે, અમે બોલેલું કદી ફરનારા નથી. પ્રભુ કહે હું ત્રાહીત છું મારે કંઇ લેવા દેવા નથી જે હારે તે ગુલામ થઇને જીતેલાની શેવા કરે. આ વેળા અર્જુન પાજ બાંધે તેને તમે ભાગી નાંખો તો અર્જુન તમારો દાસ થઇને રહે. અને તમારાથી પાજ ન ભાગે તો તમારે અર્જુનની શેવામાં રહેવું. કપી તથા કીરટધર બોલ્યા અમારે તે વાત કબુલ છે, કપીરાજ બોલ્યા, હવે પાજ બાંધવાની તૈયારી કરો. એમ કહી હનુમાનજી કુદીને લંકાની તીરે પડયા. એટલે ભીમ બોલ્યો અરે અર્જુનજી પાજ બાંધવી બંધ રાખો, કારણ કે સામળીઆએ ગુલામ બનાવવા સરત મારી છે, વાંદરો જરૂર પાજને ભાગી નાંખશે કૃષ્ણ કહે નહી ભાગી શકે; તમે ધીરજ રાખો દાસ પણું નહી કરવા દેઉં ભીમ કહે જો મારો ભાઈ હારશે તો તમારો શતરૂ થઇશ અને તમને દરીયામાં ડબોળી ઘાલીશ. પ્રભુ કહે ભલે તેમ કરજો. પછી અર્જુનને પ્રભુ કહેવા લાગ્યા ઇંદ્રિ પુત્ર શું જોઈ રહયા છો ! પાજ ફરીથી બાંધો. અર્જુને બાણ ચડાવ્યું અને અગણીનો મંત્ર આરાધ્યો. ચારસેં ગાઉના સમુદ્ર સુધી બાણનો માર્ગ રચી દીધો. પ્રભુએ કોઈ ન જાણે તેમ સુદર્શન ચક્ર પાજની નીચે મુકી દીધું. હનુમાનજી રામનું નામ લઈ ઉંચે ચડયા અને ઉછળીને પાજ ઉપર પડયા પણ પાજ બીલકુલ ખસી નહિ. એવી રિતે ઉપરને ઉપર અગીયાર વાર કુદયા પણ કીંચીત માત્ર શળી હાલી નહિ પોતાનો અભીમાન ઉતરી ગયો અને કૃષ્ણની પાસે આવી મુસ્તક નમાવ્યું હનુમાનજીએ કહ્યું હું રામ ભકત હાર્યો અને અર્જુન કૃષ્ણ ભકત જીત્યો, વળી કહેવા લાગ્યા અરે કૃષ્ણ ભગવાન મને રામચંદ્રે રાવણની ચોકી માટે મુકયો છે. રાવણ છ માસે ચીતામાંથી ઉઠે છે એટલે તેને દાબીને અંદર ઠોકી બેસાડું છું, તે કામ હવે મુકી દેઇને અરજુનજીની સેવામાં તત્પર રહીશ, હું એવું ધારતો હતો કે રામના ભકતને કૃષ્ણનો ભકત પોહોંચી શકે નહી પણ હું હાર પામ્યો. પ્રભુ બોલ્યા એજ તમારી મોટી ભુલ હતી રામમાં ને કૃષ્ણમાં બીલકુલ ભેદ સમજવો નહિ. જે રામજી તેજ હું કૃષ્ણજી કારણ રૂપે એક છીયે; તે તમને જ્યાં સુધી સમજાયું નથી ત્યાં લગી અ વીવેક છે, એટલે કપી તથા કીરટધર બોલ્યા અરે મહારાજા એ વ્હેમ ટાળો, આ દેહ જુદો ને એ દેહ જુદો. તમે અને રામ એક છો એવી અમને શી ખાત્રી. પ્રભુ કહે તમને જ્ઞાન થવાને માટે સમજાવું છું. કારણમાં સુવર્ણ છે પણ કાર્ય જોવા જતાં જુદા જુદા ઘાટ

માલુમ પડે છે, ભવાઈમાં જેમ વેશ કાઢે છે, તેમાં મીયાં થાય કે કંસારો થાય, નામ જુદાં જુદાં પડે પણ ખરૂ જોવા જતાં પોતે છે તેનો તેજ છે. એ પ્રમાણે અનંત દેહ જુદા ધરૂં પણ છું તેનો તેજ છું, જુદા દેહથી જુદા માને તેજ અજ્ઞાનીનું લક્ષણ છે, કોઇ કહે કૃષ્ણ મારા. કોઈ કહે રામ મારા કોઈ લોકો શીવ શકિતને જુદા માને છે તે મુઢ પ્રાણી સમજવા આંધળા પુરૂષે હાથીના અવયવ જુદા ઝાલીને જુદો હાથી જાણ્યો અને દેખતાએ સૌ અવયવો મળીને એકજ હાથી જાણ્યો, પગ વાળે થંભ જેવો જાણ્યો, દંત વાળે પાયા જેવો જાંણ્યો, સુંઢ વાળે મુશળ સરખો જાણ્યો, કાન વાળે સુપડા જેવો એ પ્રકારે જુદા જુદા વાટ જોઇને આંધળે લડાઈ ચલવી, દેખતાઓએ સૌ અવયવો ભેગા કરી એક જાણ્યો તેમને શી લડાઇ રહી. આંધળા જેવા અજ્ઞાની પ્રાણી જુજવું જુજવું જાણેછે જ્ઞાનીના જ્ઞાનમાં સમજ પડતી નથી અને નકામો મુમત ઝાલી નર્ક વાસમાં પડેછે. કૈંક કહેશે ટેકની ભકિત કરીએ તો સારૂં એમ માનીટેકની ભકિત કરે છે, પણ અનેકનો એક જાણીને ભકતીનો ટેક ધરવો, કૈંક કહે બધાને બાજીએ તેમાં કીયો આવીને કામ કરે માટે એકને બાજ્યા હોઇએ તો ઠીક. એ બોલવું અજ્ઞાનીનું છે, સર્વ મળીને એક થાય છે તેમાં એકને માન્યો ને એકને ન માન્યો તો તેનાં માઠાં ફળ નીવડે છે તેનાં કેવાં દુષ્ટ ફળો મળે છે, તે વિશે દ્રષ્ટાન્ત કહુંછું તે શ્રોતાજનો શાંત વૃત્તિએ શ્રવણ કરો, એક પુરૂષને બે સ્ત્રીયો હતી તે સ્ત્રીયોને એવું કામ સોંપ્યું હતું કે પોતાના પતીનો એકેક ચરણ ચાંપવો, જુનીને જમણો અને નવીને ડાબો, એ પ્રમાણે પોત પોતાને ચરણ સોંપેલા છે. તેની શેવા કર્યે જાય છે, એવામાં એક દીવશ નવી નારી પીયેર ગઈ અને જુની એકલી ઘેર રહી છે, પોતાના ભાગમાં આવેલો ચર્ણ ચાંપે છે, તે ચાપતાં ચાંપતાં વીચાર આવ્યો કે આ વેળા મારી શોક નથી માટે એના ભાગમાં સોંપેલો ચર્ણને કાપી નાંખું તો નીત્ય છાતી કાઢી સામી બેસે છે તે બેસે નહી, એમ જાણી ખીટીએથી તરવાર ખેંચી કાઢી એનો સ્વામી બોલી ઉઠયો અરે અબળા તું શું કરે છે ! તેં કેમ તરવાર લીધી ! નારી બોલી સ્વામી તમે બોલશો નહી મારૂં અંઃકરણ બળી જાય છે, મારી શોક મારા સામી આવીને બેસે છે માટે એના ભાગમાં સોંપેલા ચર્ણને કાપી નાંખું તો સામી બેસવા પામે નહી એમ કહી તરવાર ઉગામી કંથે જાણ્યું ચર્ણ કાપી નાંખશે તો ભોગ મળશે એમ વીચારી એકદમ ઉભો થયો અને તરવાર પકડી લીધી પતીએ કહ્યું એતો મારો પગ છે સ્ત્રી બોલી તમારો શેનો ! તમે તો તેને ચાંપવા માટે સોંપી દીધો

છે. પતીએ જાણ્યું કે નવી નારીને ચાંપવા શીશ આપીએ તો નવીનું શીશ સમજી આ રંડયા કાપી નાંખે માટે આવી દુષ્ટ રાંડ મારા કામની નહી, તમામ મારૂં અંગ છે એવું આ રાંડ હજુ સમજતી નથી માટે કોઇ દીવસ જીવનું જોખમ કરી નાંખે એમ જાણી જુનીને શીક્ષા કરી કાઢી મુકી, આ દ્રષ્ટાંન્તનું સીદ્ધાન્ત એટલું લેવું કે એક સ્વરૂપને અંગ ઘણાં હોય તે અંગમાં જે ભેદ જાણે તેમને અજ્ઞાની જાણવા, માટે રામ કૃષ્ણ શીવ શકિત વીગેરે જુદા જુદા માનશો તો ભકિત કરેલી નીસ્ફળ જશે અને ઉલટા નર્કને પ્રાપ્ત થશો, પ્રભુ બોલ્યા અર્જુનજી તમોએ પહેલો મનમાં અહંકાર ધર્યો કે હું કૃષ્ણ ભક્ત રામ ભકત કરતાં જબરોછું, એમ ધારી તમે પાજ બાંધવાની તૈયારી કરી, તેથી કપીએ બે પાજ ભાગી નાંખી. તમારો ગર્વ ઉતરી ગયો અને હનુમાનને રામ ભકતનો ગર્વ ચડયો, તેમનાથી ત્રીજી પાજ ન ભાગી અને દાસના દાસ થવું પડયું અહંકાર કરી જુદા જુદા માનશે તેને વીનાશ થશે, જેમ પેલા પુરૂષે જમણા ચરણવાળી નારીને તરછોડી મુકી તેવી રીતે ભેદી ભકતોને હું તરછોડી નાંખું છું, પ્રભુ કહે રામમાં અને કૃષ્ણમાં કદી ભેદ જાણવો નહી; એમ કહી કૃષ્ણની કાયા બદલી રામનું સ્વરૂપ ધારણ કરયું, કપીરાજ હનુમાનજી તુરત પગે પડયા તેમ અર્જુનજીએ પણ સ્તુતી કરી, બન્ને પ્રભુના પ્રેમી ભકત આનંદ પામ્યા. હનુમાનજીએ કહ્યું તમારે કયાં જવું છે! તે મને કહો કૃષ્ણજી કહે કનક લેવા માટે લંકામાં જવું છે, કપીરાજ બોલ્યા તમે કહો તેટલું સોનું લઈ આજને આજ ઇંદ્રપસ્તમાં આવું, પ્રભુએ કહ્યું સોમણ સોનું લેઇને આવજો, કપીરાજ બોલ્યા તમે પાછા વળો હુ આજને આજ સોનું લેઈ ઇંદ્રપસ્તમાં આવું છું, કૃષ્ણ કહે મારે લંકા જોવી છે, હનુમાનજી બોલ્યા અરે ભગવાન મંદોદરીની આજ્ઞા નથી, રામ અને લક્ષ્મણ તે બે સીવાય કોઇનાથી ત્યાં જવાય નહી, એટલે પ્રભુએ લંકામાં જવા માટે અર્જુનનું રૂપ હતું તે બદલી લક્ષ્મણનું રૂપ આપ્યું હનુમાનજી કહે હવે પ્રેમવડે કરીને પધારો પણ ભીમ રહી જશે, પ્રભુ કહે તમે લંકામાં જઈ મંદોદરીને કહો કે લંકામાં હાથી પડયા હતા તેનો નાંખનારો આવ્યો છે મંદોદરીને હનુમાનજીએ જઇ સર્વ સમાચાર કહી બતાવ્યા, મંદોદરી કહે ભલે આવવાદો, રાણીએ વીચારયું કે હાથીના નાંખનારામાં કેટલું બળ છે તે તો જોઇ લેઉં, કપીરાજે પ્રભુને કહ્યું રાણીએ આજ્ઞા આપી છે માટે ખુશીથી પધારો પ્રભુએ રામનું રૂપ ધારણ કરયું અને અર્જુનને લક્ષ્મણનું રૂપ ધારણ કરાવ્યું, પછી બન્ને રથમાં બેસી પાજ ઉપર ચાલ્યા, ભીમને અહંકાર ચઢયો, હું કેવો

બળીયોછું કે આખી સૃષ્ટી મને જોવાને ઇચ્છે છે, ભીમસેન પણ પાજ ઉપર ચાલે છે હનુમાનજી તો આગળ કુદીને પેલે તીર પડયા, ચારે જણ મંદોદરી પાસે આવે છે, રસ્તામાં આવતાં ભીમને તરશા લાગી, એવામાં એક તળાવ જોવામાં આવ્યું; ભીમસેન ત્યાં પાણી પીવા માટે ગયો, કુંભકરણની ખોપરી હતી તેમાં ચોમાસાનું પાણી ભરાયેલું, તેમાં કીનારા ઉપર લીલ વળગેલી હતી, ભીમસેન પાણી પીવા ત્યાં આવ્યો, પાણી પીવા જતાં કીનારા ઉપર ખસી પડયો તેથી ભીમ તેમાં ડુબી ગયો એવામાં રામ લક્ષ્મણ બન્ને મંદોદરીના ત્યાં ગયા મંદોદરીએ રામ લક્ષ્મણ જાણી આસન આપ્યું અને પ્રેમ વડે કરીને પુજન કર્યું. મંદોદરી બોલી અરે પ્રભુ હાથીનો નાંખનારો કયાં છે! પ્રભુ કહે અમારી પાછળ આવે છે, મંદોદરી ઉઠીને જોવા ગઈ તો ભીમસેન ડબકાં ખાય છે, મંદોદરી જોઇને હસવા લાગી કે મારા દીયરની ખોપરીમાંથી નીકળાતુ નથી તો તેનામાં સામ્રથ શું હશે? રાણી હનુમાનજીને કહેવા લાગી કે પેલાને પાછો કાઢી મુકો, મેં તેનું જોર જોઇ લીધું રામ લક્ષ્મણ કહે મંદોદરી! અમે પણ જઇશું મંદોદરી કહે ભલે આપની ઇચ્છા, અમે તો આપની સેવામાંજ દીવસ ગુજારીએ છીએ પ્રભુ કહે બહુ સારૂ, રામ લક્ષ્મણ પાછા વળ્યા. હનુમાનજીએ કહ્યું અરે ભીમસેન તમે પાછા વળો, ભીમ કહે કેમ! પ્રભુ કહે તમારો અહંકાર તમને નડયો, તમારા મનનાં એવું હતું કે હું કેવો બળીયો છું જેથી કરીને સો સૃષ્ટી મને જોવાને ઇચ્છે છે, પણ કુંભકરણની ખોપરીમાંથી તો નીકળાયું નહી ભીમ કહે ઇશ્વર ઇચ્છા, જે થઈ તે ખરી, રામ લક્ષ્મણ તૈયાર થઈ રથમાં બેઠા. પાજ ઉપર રથ ચાલે છે, હનુમાનજી કુદી આગળ જઇને બેઠા ભીમસેન રથની પાછળ ચાલ્યો આવે છે સીંધુ ઉતરીને બહાર નીકળ્યા કપીરાજ બોલ્યા, કહો પ્રભુ હવે શી આજ્ઞા છે! પ્રભુએ રામ લક્ષ્મણનાં સ્વરૂપ બદલી પોતાનાં હતાં તેવાં બનાવ્યાં. પ્રભુ કપીરાજને કહેવા લાગ્યા કે તમારે ચીતાને સાચવવી અને જે વખત અર્જુન ધનુશનો ટંકાર કરે તે વખતે તેના રથની ધજા ઉપર આવીને તમારે બેસવું, એટલી તમારે ચાકરી બજાવવી અને આજ રાત્રીએ એક સો ત્રણનું ગચ્યું ઇંદ્રિપસ્ત મુકી જજો, તે સીવાય કાંઈ કામ કરવું નહી, હનુમાનજી પ્રણામ કરી પાછા વળ્યા કૃષ્ણ અર્જુન તથા ભીમસેન ત્રણે જણ ઇંદ્રિપસ્તમાં આવી પુહોંચ્યા અને કુંતાજીને પગે લાગ્યા કુંતાજીએ પુછયું સોત્રણ કયાં છે! પ્રભુ કહે આંજ આવશે સર્વે જણ રાત્રે સુઈ રહયાં એટલે કપીરાજ આવી સોમણ સોત્રણ મુકીગયા, સવારે તેના કડકા કરી પરસાળમાં ભરી પ્રભુએ કુંચીઓ પોતાની પાસે

રાખી પછી કુંતાજીએ પુછ્યું કે અરે ભગવાન બે કામ સીદ્ધ થયાં હવે કીયું કામ કરવું તે આજ્ઞા આપો ! પ્રભુ બોલ્યા કામ દુર્ધા લાવવી જોઇએ, ધરમરાજાએ ઈંદ્રનું આરાધન કરયું કહેવત છે કે મંત્ર આધીન દેવતા દેવ લોકો ધરમ રાજાના સત્યથી બીએ છે તેથી કામ દુર્ગા ધેનું અંતરીક્ષ આવિને મુકી ગયા તે ગાયના આવવાથી સઘળાને અતી આનંદ થયો, સરવે ગામ રાજાના જેવું ભકતીવાન છે, જેવો રાજા તેવિ પ્રજા, એ પ્રમાણે આખું નગ્ર આનંદ ઓછવ કરયે જાય છે. કામધેનુની આગળ ધ્રતાના ચાર દીવા બળતા રાખ્યા પછી કુંતાજીએ કહ્યું ત્રીજુ કામ આ થયું. હવે કીયું કામ કરવું ! પ્રભુ બોલ્યા, અરે ભીમસેન હવે વિદ્વાન બ્રાહ્મણોને તેડી લાવો. એટલે ભીમ ગદા લેઇ તૈયાર થયો પહેલ વહેલો ધરૂમરૂષિના આશ્રમે ગયો તો ત્યાં વેદ ધુની ચાલી રહી છે. વ્રકોદરરૂષિને પગે લાગ્યો. રૂષિને કહ્યું કે મારા ઘેર રાજસોઈ યજ્ઞ થાય છે માટે આપના ત્યાં કેટલા બ્રાહ્મણો તૈયાર છે ! રૂષિ કહે તમારે કેટલાની જરૂર છે ! વ્રકોદર બોલ્યો મારે વીશ હજાર જોઇએ છીએ, રૂષિ કહે અહીં દશ હજાર છે. હવે તું ગૌતમ મુનીના ત્યાં જા ભીમસેન ગૌતમના મઠમાં ગયો રૂષિને પગે લાગી કહ્યું કે મારે ઘેર રાજસોઈ યજ્ઞ થાય છે, માટે તમારા ત્યાં જેટલા બ્રાહ્મણ હોય તેટલા લેઇ પધારો. ગૌતમ કહે મારા ત્યાં ત્રણ હજાર છે. તું અગસ્તના મઠમાં જા ત્યાં વિદ્યાર્થી જોઇએ તેટલા છે, તેમ સર્વના યજ્ઞ પોતે કરાવે છે, ભીમસેન અગસ્તના મઠમાં ગયો અને રૂષિને પગે લાગી બોલ્યો કે મા બાપ ! મારા ત્યાં રાજસોઇ યજ્ઞ કરાવવો છે. અગસ્તમુની બોલ્યા મારા ત્યાં સાત હજાર વિદ્યાર્થી છે. ભીમ કહે તે લેઇને આપણે ગૌતમ મુનીના ત્યાં જઇએ, અગસ્તે વિદ્યાર્થીઓને આજ્ઞા આપી વિદ્યાર્થી પોત પોતાનાં પુસ્તક સજી તૈયાર થઈ ગયા. ત્યાંથી રૂષિ વિદ્યાર્થીઓને લેઈ ગૌતમમુનીના ત્યાં આવ્યા, ભીમસેન બોલ્યો અરે મહારાજ અગસ્તમુની પધાર્યા, હવે આપ ક્રપા કરો તો બહુ સારૂ ગૌતમમુની અગસ્તને મળ્યા અને વિદ્યાર્થીઓ પણ એક એકને મળી આનંદ કરવા લાગ્યા, ગૌતમ મુનીએ ત્રણ હજાર વિદ્યાર્થી તૈયાર કરયા, ત્યાંથી સરવે ધરૂમરૂષિના આશ્રમે ગયા ભીમસેને ધરૂમને પગે પડી કહ્યું કે મહારાજા હું દસ હજાર વિદ્યારથીઓને લાવ્યોછું, ધરૂમરૂષિ બહાર જોવા આવ્યા તો અગસ્તમુની, ગૌતમમુની વિદ્યારથીઓ સહીત નીરખ્યા રૂષિએ રૂષિઓ એક એકને મળ્યા અને વાત ચીત કરવા લાગ્યા ધરૂમરૂષિ બોલ્યા કે ભીમસેનને મસ્કરી કરવાની ટેવ છે, માટે ફોગટનો ફેરો ખવરાવશે તો શું કરીશું ! અગસ્ત કહે તમને તેમ લાગતું હોય

તો ખબર મંગાવીલ્યો, ધરૂમ કહે ભીમસેન ! તું ઘેર જઈ તારા બીજા ભાઇને મોકલ કારણ કે તું મસ્કરી કરે તો અમારી આબરૂના કાંકરા થાય તારો ભાઈ તેડવા આવશે ત્યારે આવીશું ભીમ કહે આ કામ મારે માથે છે માટે તમે જરૂર ચાલો, બીજી વાતમાં મસ્કર થાય આવી મોહોટી વાતમાં મસ્કરી થાય નહી બ્રાહ્મણોને સત્ય લાગ્યું તેથી સરવે તૈયાર થયા, ભીમસેન ગદા લેઇ રૂષિ લોકોને પગે લાગીને આગળ ચાલ્યો. રૂષિ લોકો વિદ્યારથીઓને લેઈ પાછળ પાછળ ચાલ્યા જાય છે ઇંદ્રિપસ્તની ભાગોળે આવ્યા એટલે ગામમાં ખબર પડી કે બ્રાહ્મણો પધાર્યા પાન્ડવો પ્રેમવડે પુજન કરવા સારૂ નગ્રની બહાર સામા ગયા. તેમની પાછળ આખા નગ્રના લોકો પણ ગયા અપાર માણુસની ભીડ ભરાઇ છે. બ્રહ્મરૂપનાં દર્શન કરવા વડે પાતકોનો નાશ થાય તેટલા માટે નગ્રના લોકો મોતી તથા પુષ્પથી વધાવે છે પાન્ડવો અતીશય દંડવ્રત કરી રૂષિઓને પગે લાગે છે. રૂષિ લોકો પાન્ડવોને પ્રભુના પ્રેમી ભક્ત જોઇ ખુશી થાય છે; પછી બ્રાહ્મણોને વાજતે ગાજતે નગ્રમાં લાવ્યા, નગ્રના લોકોનો સંતાપ શોક ટળી ગયો અને આનંદ ઓછવ થઈ રહ્યો, એક સુંદર મુકામ બાંધી રાખ્યો હતો તેમાં બ્રાહ્મણોને ઉતારો આપ્યો, અકેક રૂશીની પાસે બબે સેવકોને મુકયા, નગ્રના લોકો હમેશાં દરશન કરવા આવે છે અને જન્મ મ્રત્યું ટળવાનાં પ્રશ્ન પુછે છે, રૂષિઓ તેના જવાબ આપે છે, તે પ્રશ્નોના ઉત્તરથી લોકોને જ્ઞાન થાય છે આખા નગ્રમાં જયજયકાર થઈ રહ્યો છે. પછી કુંતાજી બોલ્યાં હે પ્રભુ ! હવે કીયું કામ બાકી રહ્યું છે ! પ્રભુ નીકુળને કહેવા લાગ્યા, અરે નીકુળજી તમે તયાર થઈ પાતાળમાંથી મંડપ લેઇ વ્હેલા આવો, કુંતાજી કહે બેટા નીકુળજી ભોજન કરી લે પછી મંડપ લેવા જજે પછી શેદેવજી તથા પ્રભુ બંન્ને એકાંતમાં મળ્યા, શેદેવ કહે છે પ્રભુ ! નાનાભાઈ નીકુળજી પાતાળમાં મંડપ લેવા જાય છે, ત્યાં કાળી નાગ કાળનો કાળ છે માટે તેની શંભાળ કોણ લેશે ! ક્રષ્ણ કહે તમારી વાત સત્ય લાગે છે માટે પહેલો પાતાળમાં ભીમના પુત્ર ઉપર કાગળ લખો, વ્રકોદરનો પુત્ર તેને મદદ કરશે, તેમ મંડપ પણ અપાવશે, વૈશમપાયરૂષિ કહે છે હે રાજા એ પ્રમાણે શેદેવે પાતાળમાં નાગ કન્યાને પત્ર લખ્યો કે તમારા નાના દીયર નીકુળજી ત્યાં આવ્યાછે માટે તેને મદદ કરજો એ પ્રમાણે પત્ર લખી નીકુળજીના જામાની કસે કોઇ ન જાણે તેમ તાણી બાંધ્યો નીકુળજી જમી ઉઠયા, પોતાના શણુગાર સજી લીધા તેમ કવચ, બકતર વીગેરે આયુદ્ધ સાથે લીધાં ધનુષ બાણ તૈયાર કરિ ખાંધે ચઢાવી લીધું. માથા ઉપર મુગટ પહેરી લીધો, પછી ભાઇઓ

તથા માતા પાસે આજ્ઞા લેવા આવ્યો સર્વે જણે આશીર્વાદ દીધો કે મંડપ લેઈ વહેલા આવજો નીકુળજી તૈયાર થઈ ચાલી નીકળ્યો, તે ચાલ્યો ચાલ્યો આબુ પર્વત ઉપર આવીને ઉભો રહયો, ત્યાંથી પાતાળમાં જવાનું તેને શોધી કાહાડ્યું, નીકુળજી તેમાં પ્રવેશ કરીને પાતાળમાં ગયો, કાળીનાગના બારણા પાસે જઇને ઉભો રહયો, તે વખતે કાળીનાગ સુતો હતો, કાળી નાગની નાગણીઓ ભેગી થઈ તેનું અંગ ચાંપતી હતી તેમણે ઘાંટો સાંભળ્યો તેથી એકદમ બહાર દોડી આવી, મહા રૂપવાળો પુરૂષ દેખીને નાગણીઓ પગે લાગી બોલી કે અરે મહારાજા આપ કોણ છો અને અહીં કેમ પધાર્યા છો વળી આપની સ્ત્રીનું કેવું કઠણ રદય હશે કે જેણે આવા સુંદીર પતીને મરવા માટે આજ્ઞા આપી છે ! કાળીનાગ મહા કાળનો કાળ છે તે તમને જરૂર મારી નાંખશે, તમને મરવાની બીક નથી નીકુળજી બોલ્યા અરે એ શું મારતો હતો નાગણીયો કહે તમે ઘાંટા કહાડયા સીવાય બેસી રહો એવી ગડબડાટ શાંભળી કાળીનાગ જાગી ઉઠયો અને નીકુળજીના ઉપર વીશની જાળ નાંખી નીકુળજીને વીશ ચડવાથી લહેર આવી અને બેભાન થઈ પૃથ્વી ઉપર પડયા, સ્ત્રીયો મનમાં શોક કરવા લાગી કે પહેલેથી એ પુરૂશને ચેતાવ્યો હતો પણ તેણે માન્યુ નહી તેમાં આપણે શુ કરીએ કૃષ્ણજીને બહુ દુઃખ પડયું ત્યારે કાળીનાગ વશ થયો, તો આ મનુષનું શું ગજું. કાળીનાગને ગુસ્સામાં જોઈ સ્ત્રીયો તેનું શરીર ચાંપવા લાગી. એવામાં ત્રીસ ચાળીશ છોકરાઓનું ટોળું ત્યાં રમવા આવ્યું તેમાં ભીમનો પુત્ર બબરીક સૌનો સરદાર છે. બબરીકે નીકુળજીને જોઇને મનમાં વીચાર કરયો કે આ કોઇ ભાગ્યશાળી પુરૂષ પૃથ્વી ઉપર રહેનારો જણાય છે, તેણે વીચાર કરયો કે આવો સુંદીર પોશાક મારે ઘેર લઈ જાઉં તો ઠીક થાય. એમ ધારી બીજા છોકરાઓને મારી ઘેર કાઢી મુકયા. પોતે મુગટ તથા વસ્ત્ર શણગાર વીગેરે ઉતારી લીધા અને ઘેર જઈ પોતાની માતાને સોંપી દીધા, માતાજીએ પુછયું. દીકરા ! આવાં સુંદીર વસ્ત્રો કયાંથી લાવ્યો. બબરીક કહે માતાજી ! કાળીનાગના દ્વાર આગળ કોઈ પુરૂશ મરી ગયા જેવો પડયો હતો તેના શરીર ઉપરથી ઉતારી લાવ્યોછું. નાગ કન્યા કહે આવાં રૂપાળાં વસ્ત્રો પહેરનારો કોણ હશે ! દાગીના તથા મુગટની શોભા કેવી સુશોભીત દેખાય છે, એમ શણગાર જોતાં જોતાં શેદેવજીનો લખેલો પત્ર હાથમાં આવ્યો નાગ કન્યાએ ચીઠી ઉઘાડીને વાંચી. બબરીકને કહેવા લાગી કે અરે દીકરા આતો તારા કાકા નીકુળજી છે. તું સત્વર જા અને તેમને આપણા ઘેર તેડી લાવ્ય વીશની ઝાળ

લાગી હતી તે હવે ઉતરી જઈ સુદ્ધીમાં આવ્યા હશે માટે ત્યાં જઇ તારા કાકાને આપણા ઘેર તેડી લાવ્ય બબરીક કાકાનિ પાસે આવીને ઉભો રહયો નીકુળજીને શુદ્ધી આવી છે. તેથી ઉઠીને જોવા લાગ્યા તો પોતાના શણગાર દિઠાં નહી. અરે દૈવ ? મારા ઉત્તમ શણગાર કોણે હર્ણ કર્યા હશે ! ગમે તે થાય પણ મંડપ લીધા શીવાય ઘેર જવું નથી. બબરીક બોલ્યો, કાકા નીકુળજી ? મારી માતાજી આપને બોલાવે છે ! નીકુળજી કહે તું મને કાકા કેવી રીતે કહે છે ! બબરીક કહે તમારા ભાઈ ભીમસેનનો હું પુત્ર છું, કૌરવોએ ઝેર દેઇ મારા પીતાને પાતાળમાં ફેંકી દીધા હતા. તે વારે મારી માતા સાથે વર્યા હતા તેમનો હું પુત્ર છું. માટે આપણા ઘેર ચાલો, ત્યાં મારી માતા બધી વાત કરશે. નીકુળજી કહે મારા શણગાર કયાં હશે ! બબરીક બોલ્યો તમારા શણગારને હું લઈ ગયો છું. નીકુળજીને હીમ્મત આવી અને ત્યાંથી નાગ કન્યા પાસે આવ્યા. નાગ કન્યાએ બહુ આદર કર્યો, રૂડી પ્રકારથી ભોજન કરાવ્યું. પાન સોપારી વીગેરે મુખવાસ આપી નીકુણજીને બેસાડયા. પછી પુછયું. કે કેમ પધાર્યા છો! નીકુળજી હસીને બોલ્યા કે આપણે ઘેર રાજસોઇ યજ્ઞ થાય છે તે યજ્ઞમાં સવરાટ મંડપ જોઇએ છીએ, તેટલા માટે કાળીનાગ પાસે મંડપ લેવા આવ્યો છું; પણ કાળીનાગે તો મને એક ફુંકમાં ઉડાવ્યો. બબરીક કહે કાકા ! કાળીનાગ મારો મામો થાય. પુત્ર માતાજીને કહેવા લાગ્યો કે તારો ભાઈ કેવો ફાટી ગયો છે કે મારા કાકાને વીશની જાળ નાંખી ! મારા કાકાની ઇજ્જત લીધી માટે તેને ઠેર મારિ નાંખું. એમ કહી મારવા માટે તૈયાર થયો. નાગ કન્યાએ હાથ ઝાલ્યો તારા મામાને મારી નાંખવો એ ઉત્તમ કામ કર્યું ન કહેવાય. વ્યવ્હારમાં ખોટું દેખાય મારા ભાઇએ તારા કાકાને ઓળખ્યા નહી તેથી વિશનિ જાળ નાંખી હશે. તું મોસાળ ઉજડ કરે તેને નીરદય ભાણેજ જાંણવો માતાના વીસરામને ભંગ કરવો તે સારૂં નહી. બબરીક કહે હું કુટુંબની લાજ કેમ ખોઉં ! જે તાતની શોભાને લાજ લગાડે તેને કપુત પુત્ર જાંણવો પહેલું કુટુંબ પછી મોસાળ. નાગ કન્યા કહે દીકરા? તું જઇને મંડપ માગીલે અને જો ન આપે તો લડાઈ કરજે. મંડપ આવે તો લડાઈ કરવાની શી જરૂર છે ! બબરીક બોલ્યો બહુ સારૂ; એમ કહી કાકાનો હાથ ઝાલી ઉભો રહયો, કાકાને કહેવા લાગ્યો કે ચાલો મારા મામાની મજા બતાવું જો મંડપ નહી આપે તો ઠેર મારી નાંખીને મંડપ લાવું છું એમ કાળીનાગના ત્યાં ગયો. ઘાંટા કાઢીને બોલ્યો કે કેમ મામા છરમાં ભરાયા છો ? મારા કાકાના ઉપર તેં શા માટે વીશની જાળ ફેંકી ! કાળીનાગ ઉંઘમાંથી જા-

ગીને બોલ્યો કે તારો કાકો છે તેની મને શી ખબર? અજાણ્યાનો દોશ ન ગણાય અબરીક કહે બહુ સારૂ, પણ મારે સવરાટ મંડપ જોઇએ છીએ, કાળીનાગ બોલ્યો સવરાટ મંડપ ઇંદ્રનો છે માટે તે નહી મળે. બબરીક કહે ગમે તે કરો પણ મંડપ આપ્યા શીવાય ચાલે તેમ નથી મામો કહે ઇંદ્રરાજાની આજ્ઞા નથી માટે કદી આપનાર નથી. બબરીકને રીસ ચઢી અને પોતાના મામાના મુસ્તક ઉપર જોરથી એક ગેડી મારી. મામાના મુસ્તકમાંથી રૂધીરની ધારા ચાલી કાળીનાગ ગુસ્સે થયો અને વિચાર્યું કે મને મારા ભાણેજે ગેડી મારી માટે તેને ઠેર મારી નાંખું. એમ ધારી કાળીનાગ મારવા માટે દોડયો બબરીકે કાળીનાગને આવતો ને આવતો પકડી લીધો અને ગેડીનો માર મારવા લાગ્યો. કાળીનાગના શરીરરમાંથી પુષ્કળ રૂધીર છુટવા લાગ્યું તે જોઈ નીકુળ કાખલીઓ કુટે છે કે બહુ સારૂં થયું મારા ઉપર વીસની જાળ નાંખી હતી તેનું વ્હેર ઠીક લેવાય છે. નાગણીયો આવી બબરીકને કરગરવા લાગી કે ભાણેજજી તમે શા માટે તમારા મામાને મારી નાંખો છો, અમને હેવાતણ આપો બબરીકને દયા આવવાથી કાળીનાગને લાત મારી ઘર બહાર રસ્તામાં ફેંકી દીધો. કાળીનાગ બેભાન થઇને પૃથ્વી ઉપર પડયો. બબરીક ઘરમાં પેઠો અને સવરાટ મંડપ ઉચકી લીધો કોઇનાથી ના કહી શકાયું નહી, સરવે જણ ધ્રુજવા લાગ્યાં. મંડપને ઉંચકી પોતાના કાકા પાસે આવ્યો. નીકુળજી બોલ્યા શાબાશ છે દીકરા ધન્ય છે તારા માત પીતાને જેવા તારા બાપ બળવાન છે તેવો તું બળવાન પાકયો. બબરીક કહે કાકા પ્રભુની કૃપાથી અને આપના પુન્યથી સર્વ વાત બની નીકુળજી બબરીકનુ બોલવું સાંભળી શીતળ થઈ ગયો પછી કાકો ભત્રીજો બન્ને નાગકન્યા પાસે આવ્યા, બબરીકે પોતાની માને તમામ હકીકત કહી સંભળાવી, તારા ભાઇને ઘણો સમજાવ્યો પણ ન માન્યું, છેવટે માર મારી સવરાટ મંડપ ઉચકી લાવ્યો છું તેની મા બોલી દીકરા ! તારા મામાને જીવતો મુકયો કે મારી નાંખ્યો ! બબરીક કહેવા લાગ્યો માતાજી ! મારી મામીઓ કરગરી પડી તેથી મામાને જીવતો રહેવા દીધો, નહી તો પૃથ્વી ભેગો કરી નાંખત, નાગ કન્યા બોલી તારા મામાને જીવતો મુકયો તે બહુ સારૂં કર્યું કારણ કે જીવતો હશે તો પીયેર જવા થશે, બબરીક બોલ્યો પીયેરનું નામ મુકી છાનીમાની પ્રભુનું ભજન કર, નીકુળજી કહેવા લાગ્યા કે ભાભી ! બબરીકને મારી સાથે યજ્ઞમાં મોકલો બબરીક કહે માતાજી ! મને મારા બાપ પાસે જવા દો. નાગ કન્યા બોલી બેટા તું જઇશ તો મને ખાવા પીવાનું બીલકુલ ગમશે નહી તું

મને બહુ વહાલો છે, તું જઇશ તો મારા પ્રાણ ત્યાગ થશે બબરીકે શીખામણ દીધી કે માતાજી જેટલો મારામાં પ્રેમ રાખો છો એટલો પ્રભુ ઉપર રાખતાં હોઓ તો જરૂર તમારૂ કલ્યાણ થાય, આ જગત મીથ્યા છે પરમાત્મા સત્ય છે, સગાં સંબંધી સ્વારથી છે, માતાજીએ કહ્યું દીકરા ! હું બીલકુલ સ્વારથી નથી બબરીક બોલ્યો, હે માતા ! હું મરી જાઉં તો તું શુ કરે! માતાએ જવાબ આપ્યો, એ શું બોલ્યો ! તું મરી જાય તો મારૂ જીવતર ખરાબ થાય, મારો કોઇ ભાવ પુછે નહી, જગતમાં નખોદ ગયું કહેવાય બબરીક કહે તું તો તારા સ્વાર્થના જવાબ દે છે પણ મારો ભાવ તો પુછતીજ નથી, હું જઇશ ત્યાં મને દુઃખ પડશે કે સુખ પડશે તેનું શું કહે છે ! માતાએ જવાબ આપ્યો, તું જાય ત્યાં તો ગમે તે થાય તેમાં હું શું કરૂં તને ગમે તે થાય પણ મને અપાર દુઃખ પડે, બબરીક બોલ્યો અરે માતાજી ! આટલો બધો સ્વાર્થ રાખો છો છતાં જુઠુ બોલો છો, માટીના કાચા ઘડાની માફક આ કાયા છે માટે તેનો ભરોસો રાખ્યા સીવાય પ્રભુનું ભજન કરશો તો કલ્યાણ થશે. નાગકન્યા તથા નીકુળજી આશ્ચર્ય પામ્યાં કે દીકરો ગુણવાન છે. બળવાન છે એટલુંજ નહી પણ મોક્ષ મારગી છે, નીકુળજીએ વીચારયું કે બબરીકને ઘેર તેડી જઇશું તો આપડી ફજેતી થશે; કારણ કે કાળીનાગે વીશની જવાળા ફેંકી હતી ને વડે કરીને રસ્તામાં પડી ગયો હતો અને લજ્યા પામ્યો હતો, આ બધી વાત ઉઘાડી થશે, અને હું એકલો જઇશ તો એમ કહીશ કે કાળીનાગને મારીને સવરાટ મંડપ લાવ્યો તેથી નીકુળજીએ મોં ઉપરનું કહ્યું કે બબરીકને મોકલો તો તેડી જાઉં નાગ કન્યાએ જવાબ આપ્યો; દીયરજી ! અત્યારે મારાથી મોકલાય તેમ નથી. બબરીક બોલ્યો કાકા હવે પધારો હું આવત પણ મારી માને કલેશ થાય, માટે નહિ આવું, નીકુળજી કહે તમારી મરજી એમ કહી પોતે ઘેર આવવા તૈયાર થયો, નાગકન્યા તથા બબરીકે નીકુળજીને વીદાય ગીરી આપી. નીકુળજી આબુના ડુંગરા ઉપર નીકળ્યા. ત્યાંથી ઈંદ્રિપસ્તમાં આવીને કુંતાજીને પગે લાગ્યા. કુંતાએ આશીર્વાદ આપ્યો. ત્યાં ચારભાઇ તથા શ્રી કૃષ્ણ પ્રભુ. બીરાજયા હતા. કુંતાજીએ પુછયું તું મંડપ કેવી રીતે લાવ્યો ! કાળીનાગ કાળનો કાળ છે તે ભલી તેણે જવાળન નાંખી ! કૃષ્ણ પ્રભુને ઘણો પરસેવો વળ્યો છે ત્યારે તે દુષ્ટ વશ થયો હતો એવો બહુ બળવાન છે. નીકુળજી કહે હું પાતાળમાં ગયો, અને ત્યાં જઇ કાળીનાગનું ધામ પુછી જોયું, કોઇએ મને મુકામ બતાવ્યો ત્યાં જઈ કાળીનાગને બે ચાર ઘાંટા કાઢયા એટલે તેની તમામ સ્રીયો મારી

પાસે આવી મને કહેવા લાગી કે તમે બહુ રૂપાળા છો, કૃષ્ણજી કાળા છે અને તમે ગોરાછો એટલામાં કાળીનાગ જાગી ઉઠયો અને મને દેખીને રોશમાં ભરાયો એટલે મને પણ એકદમ રીસ ચઢી કાળીનાગને આવતો ને.આવતો પકડી લઈ માર મારયો અને માર્ગમાં ફેંકી દીધો, ઘરમાં જઈ મંડપ ઉચકી લીધો એવી રીતે જીતીને મંડપ લાવ્યોછું શેદેવે જાણ્યું કે ભાઇને અહંકાર થયો, જોશીએ પુછયું નીકુળજી કેટલો કંસાર જમ્યા ! ભીમ ચેતી ગયો કે જરૂર મારા ઘેર ગયો હશે નીકુળે જાણ્યું, છાનું રાખવા ગયા પણ છેવટ પાપનો ઘડો ઉઘાડો થયો, પછી પોતે ખરી બાબત કહી બતાવી, ભીમભાઈની જય થાજો કે હું પાતાળ ગયો હતો ત્યાં કાળીનાગે મને જવાળ ફેંકી તેથી હું બેભાન થઈ પૃથ્વી ઉપર પડયો, ત્યાં ભીમનો પુત્ર આવ્યો, મારાં વસ્ત્ર અલંકાર પોતાને ઘેર લઈ ગયો અને પોતાની માને સઘળા સમાચાર કહ્યા ભોજાઇએ આઉકાર દેઈ કંસાર જમાડયો ભીમનો પુત્ર બબરીક ઘણો બળવાન છે તેમ રૂપ રૂપનો અંબાર છે, કુંવરે કાળો કેહેર કરયો અને મારૂં વ્હેર લીધું, કાળીનાગની સ્ત્રીયો કર્ગરી પડી, નહીતો બબરીક ઠેર મારી નાંખત, પછી ઘરમાં જઈ પોતે મંડપને ઉચકી લાવ્યો અને મને આપીને વીદાય કરયો, શીવ બ્રહ્મા પણ એનાથી હાર પામે એવો ભીમનો પુત્ર બળવાન છે ભીમ કહે દીનાનાથ સાંભળો મારો પુત્ર કેવો બળીયો છે એમ કહી પોતાની મુછે હાથ નાંખ્યો, તમારે ઘણા પુત્ર છે પણ મારા બબરીક જેવા કોઇ છે ! મારો દીકરો કેવો પરાક્રમી નીકળ્યો ! બાપ તેવા બેટા, હું બળવાન છું તેવોજ તે બળવાન નીવડયો, પ્રભુ કહે સમુદ્ર ઉપર હનુમાન સાંભરે છે કે નહી, ભીમ બોલ્યો અરે પ્રભુજીએ વાંદરાની તો વાત કરશોજ નહી, એતો બહુ બળવાન હતો, સઘળા ભાઇઓ તથા પ્રભુ હશી પડયા, ભીમ કહે મારા દીકરાથી કામ થયું માટે આ કામ પણ મેં કરયું એમ સમજજો, પ્રભુએ વ્રકોદરને ફુલાવ્યા કે ધન્ય છે તમને તથા તમારા દીકરાને, બંન્ને બહાદુરો પાકયા, ભીમ બોલ્યો દીનાનાથ સર્વ તમારી કૃપાથી છે, પછી કુંતાજી પ્રભુને પુછે છે હવે કીયું કામ કરવું ! પ્રભુ બોલ્યા હવે દેશ દેશાંન્તર પત્ર લખો કે દરેક મનુષ્ય, પશુ પક્ષીનાં બંધ છોડીદે, એટલે દેશ દેશાન્તર પત્ર લખી દીધા, દરેક રાજાઓ કાગળ વાંચીને પોતાના ત્યાં બંધન કરેલા હતા તેમને છોડી દેવા લાગ્યા, ફક્ત એકલો જરાસન છોડતો નથી, જરાસને પાંડવોને પત્ર લખી જણાવ્યો કે મારા ઘેર વિશહજાર રાજાઓ કેદમાં છે તેમાંથી હું કોઇને બંધનમાંથી છોડનાર નથી, પાંડવોએ પત્ર વાંચ્યો, પ્રભુ કહે ભીમસેન તૈયાર થાઓ. એ કામ તમારે

સાથે છે માટે ઉતાવળ કરો. ભીમ કહે અર્જુનજી તમે તૈયાર થાઓ કારણ કે લંકામાં સોનું લેવા જવું હતું તે વખતે હું તમારી મદદે આવ્યો હતો. અર્જુનજી કહે કંઈ સાદ્ધ કરયું નહોતું. પ્રભુ કહે કાંઇ ચીંતા નહી. સાથે આવવું છે તેમાં તમારૂં શું બગડે છે. અર્જુન કહે ભલે રથ તૈયાર કરો, પ્રભુએ રથને જોડયો. અર્જુનજીએ વસ્ત્ર અલંકારો પહેરી લીધાં તેમજ પોતાનાં આયુદ્ધ તથા ધનુશબાણ ધારણ કરયાં ભીમસેને વસ્ત્ર પહેરી પોતાની દસહજારમણની ગદા ખાંધે ઉપાડી લીધી, ત્રણે જણ તૈયાર થઈ ચાલ્યા. ચાલતાં ચાલતાં પ્રભુ વાતો કરવા લાગ્યા કે મગજદેશમાં જરાસન રાજ્ય કરે છે. તેનો કાયદો બહુજ કઠણ છે તેને દરવાજે રોકી રાખે છે એવો પ્રશ્ન પુછે છે કે તમે કીયા ગામના છો અને શા માટે આવ્યા છો ! એવું પુછયા પછી ચીઠી લખી લેઇ દરવાન બતાવે રાજા ચીઠીને વાંચી લેઈ તેના મનમાં આવે તેવો હુકમ કરે છે. એવિ ઘણી પરડ કરે છે. ફક્ત એકલા બ્રાહ્મણને જવાની છુટ છે. આપણે આવાને આવા વેશે જઇશું તો પેસવા નહી દે માટે આપણે પણ બ્રાહ્મણનું રૂપ ધરીને નગ્રમાં પેસવું આપણાં આયુદ્ધ વનમાં મુકીશું. ભીમ કહે ખરીવાત છે મહારાજા. એમ કહી જંગલમાં ગયા અને રથ ઘોડા ગુફામાં મુકયાં. અર્જુને તક્ષક નાગનો મંત્ર ભણીને એક બાણ પૃથ્વીમાં મારયું. તે બાણના પ્રભાવથી તક્ષક નાગ પ્રગટ થયો. નાગ તુરત રથની આસપાસ વીંટળાઇ વળ્યો અને ચોકી કરવા લાગ્યો. અર્જુને કહ્યું મારી ચીજો જાળવજે, જો તેમાંથી કાંઈ ચીજ ખોવાશે તો તારૂં મૃત્યું આણીશ એમ કહી વીપ્રનો વેશ ધારણ કરી દરવાજે આવી ઉભા રહ્યા. તે વખતે રાજા શીવજીની શેવા કરવા ગયો છે. જરાસન બે માતાઓનો પુત્ર છે શ્રોતાજનોને એવી શંકા થાય છે કે બે માતાઆને પુત્ર કેવી રીતે હશે તેનો સંદેહ ટાળવો માટે શ્રવણ કરો. રાજાને બે માતાઓ હતી. તેમાં એકનું નામ જરારાણી અને બીજીનું નામ જરારાક્ષણી તેમને પહેલું ફરજન નહોતું તેથી બેઉ શીવજીની શેવા કરતાં હતાં એવામાં શીવજી રાણીને પ્રસન્ન થયા. ને કહ્યું કે માગ્ય માગ્ય માગે તે આપું રાણીએ પુત્ર માગી લીધો તવ મહાદેવજીએ તેને એક કેરી આપી કહ્યું કે આ ફળ બધું ખાઇ જજે એટલે તારે પુત્ર થશે. તે ફળ લેઇ જરા રાણી ઘેર જતી હતી એવામાં જરારાક્ષણી તેને સામી મળી. તેણે રાણીના હાથમાં કેરી જોઈ રોકી રાખી, પુછયું કે આ કેરી કયાંથી લાવી ! રાણી બોલી મને મહાદેવજીએ આપી છે, અને કહ્યું છે કે આ ફળ ખાઇશ એટલે જરૂર તારે પુત્ર થશે. જરારાક્ષણી બોલી આપણે અડધી અડધી વ્હેંચી ખાઇએ તો બંનેને

પુત્ર થશે અને વંઝા મ્હેણું ટળશે. રાણી બોલી હું નહી આપું, રાક્ષણી કહે હું મુંડાવીને ખાઈ જઇશ તો શું કરીશ ! એટલે રાણી થર થર ધ્રુજવા લાગી. ને કેરીની ઉભી ચીરાડીઓ કરી. તેમાંથી એક ચીરી રાક્ષણીને આપી. બંને રાણીઓએ ભક્ષણ કરી. કેરી ખાવાથી અડધો અડધો ગર્ભ રહ્યો. પહેલું રાક્ષણીએ ભક્ષણ કરયું હતું તેથી અડધું અંગ તેને પેટ અવતરયું. માથું અડધું. નાક અડધું, એક આંખ તથા એક કાન એ પ્રમાણે અડધું પાસુ અવતરયું એવું જોઇને રાક્ષણી ક્રોધે ભરાઇ અને પુત્રને ઉચકી શીવાલયમાં જઇ શીવના ઉપર અડધો પુત્ર મુકી દીધો તેમજ નીચની માફક એવું બોલી કે લે મહાદેવડા તારો અડધો પુત્ર. એમ કહી પોતાને ઘેર ચાલી ગઇ. પછી જરારાણીને પેટ પણ અડધો પુત્ર અવતરયો તે જોઈ રાણી પુષ્કળ રડવા લાગી અને નીશ્ચય કરયો કે આ અડધો પુત્ર મારા કામનો નથી, માટે મહાદેવજીને પાછો આપી આવું. એમ ધારી પોતે પુત્રને ઉચકી લીધો અને શંકરનું ધ્યાન કરતી કરતી દેરામાં પ્રવેશી, એટલે તો શીવના ઉપર રાક્ષણી મુકેલો અડધો પુત્ર દીઠો. તે પુત્રને ઉપાડી લેઇ બંન્ને ચીનાળીયાં પાસે મુકયાં. મહાદેવજીને કર્ગરે છે કે ગમેતેમ કરી મારો પુત્ર સજીવન કરી આપો નહી તો મારા પ્રાણ ત્યાગ કરીશ. અને દૈવ ! કેરીને શોકમાંને શોકમાં ચીરી તેનું ભક્ષણ કરયું, તેથી આવું માઠું ફળ ઉત્પન્ન થયું. હે શંકર ત્રીપુરારી દીનબંધુ દયાળ ! મારી વ્હારે ધાઓ. પુત્રને સાજો કરો તો મને જીવતદાન આપ્યું એવું હું સમજીશ. શંકરે દીનતાનાં વચન સાંભળ્યાં અને પોતે પ્રગટ થઇ ચીતાળીયાં ભેગાં કરયાં. અડધાં અડધાં ચીતાળીયાં ભેગાં કરી તેના ઉપર હાથ ફેરવ્યો એટલે પુત્ર સજીવન થયો. મહાદેવજીએ કહ્યું કે આ તારો પુત્ર લોઢાથી, લાકડાથી, હાડકાથી, ચામડાથી. પાશાણથી કોઇ રીતે તેનું મૃત્યુ નહી થાય. રાણીએ પુછયુ શું મહારાજ પુત્ર મને અમ્મર આપ્યો! ત્રીપુરારિ કહે મારી વાત ધ્યાનમાં લે. કોઈ એને ઉભો ચીરી ચીતાળીયાં કરી ઉંચે ફેંકશે તો પણ ચીતાળીયાં ભેગાં થઈ પાછો સજીવન થશે. પણ કોઈ ચીરી તેનાં ચીતાળીયાં કરિ વચમાં શીવનું બાણ કરે તો ચીતાળીયાં બેગાં નહી થાય અને પુત્ર મરણ પામશે, એમ કહી શંકરે પુત્ર આપ્યો અને રાણી આનંદ પામી પોતાને ગેર ગઇ. તે પુત્રનું નામ જરાસન ધારણ કર્યું તે જરાસન મોહોટો થઇ રાજ્ય કરેછે અને ગૌબ્રાહ્મણ ઉપર પ્રીતી સારિ રાખી પોતે હમેશાં શંકરનુ પુજન કરે છે એ પ્રમાણે બે માતાઓથી ઉત્પન્ન થએલો જરાસન રાજા વ્હાણામાં વ્હેલો ઉઠી ન્હાઈ ધોઈ મહાદેવની પુજા માટે શીવાલયમાં જાય છે. ચંદન પુષ્પથી પુજા

કરી સોન્નણનું છત્ર ધરે છે. ધુપ દીપ નૈવેદ વીગેરેથી વીધી પુર્વક પુજન કરી બીલીપત્ર ચઢાવે છે. વળી સવાસો મણની આરતી હાથમાં ઉચકીને અને સો મણનો ઘંટ કાને બાંધીને, માથુ ધુણાવીને વગાડે છે. એ પ્રમાણે રૂડે પ્રકારે શીવની શેવા કરી પોતાને ઘેર જાય છે. ઘેર જઇ દરેક દરવાજેથી શેવકો મોકલી જેટલા બ્રાહ્મણો હોય તેટલા મંગાવે છે. તેમને આસન આપી સારી રીતે જમાડેછે. પછી મુખવાસ દક્ષણા આપીને સ્વસ્તી એવું વચન કહેવડાવે છે. ત્યાર પછી બ્રાહ્મણોને વીદાય કરે છે. રાજા બ્રાહ્મણોના આસનમાંથી એંઠવાડના પાંચ ગ્રાસ ભર્યા પછી બીજું અન્ન જમે છે, એવો મહા ધરમીષ્ટ રાજા છે. પણ શીવમાં તથા વિષ્ણુમાં ભેદ માને છે. શીવને સાચા માને છે અને વિષ્ણુને જુઠા માને છે. તેમજ પોતાના બળનો અહંકાર ધરાવે છે. આ બે વાતની મોટી ખામી છે તેથી અધરમી કહેવાય છે વિસ હજાર ક્ષત્રીઓને કેદ કર્યા છે. કોઇ દીવસ કામ કરયું ન હોય તેની પાસે દયણું દળાવે છે એવો જરાસન રાજા બહુ બળીઓ છે તે કૃષ્ણ પ્રભુ જાણે છે કારણ કે તેમને પણ યુદ્ધમાં સત્તરવાર નસાડયા હતા. તેના ત્યાં ત્રણે જણ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને દરવાજે આવી પહોંચ્યા. રાજા શીવનું પુજન કરી પોતાના મહેલમાં આવ્યો ને છડીદારોને હુકમ કર્યો કે દરવાજે દરવાજે જેટલા બ્રાહ્મણો ઉભા હોય તેને જમવા તેડી લાવો. શેવકો દરવાજે આવ્યા નો ત્રણે જણા વિપ્રના વેશે ઉભા રહ્યા છે શેવકો આવીને પગે પડયા, અને કહેવા લાગ્યા કે ચાલો મહારાજા જમવા સારૂ તેડાવે છે એટલે ત્રણે જણા તેની પાછળ ચાલ્યા. રાજાના મેહેલની પાસે જતામાં જરાસન સામો જઈ પગે લાગી પધારો પધારો કહી મેહેલમાં તેડી ગયો. પછી ભોજનને માટે આસન આપી બેસાર્યા તે પછી સામગ્રીના મોટા થાળ ભરી ત્રણે જણની આગળ મુકયા. દરેકની આગળ ઘ્રતના દીપક તથા અગરબત્તીના ધુપ કર્યા ત્રણે જણાએ નીચું ઘાલી ભોજન કરી લીધું પછી ત્રણે જણે હાથ ધોયા. પછી મુખવાસ લીધા. પછી રાજાએ દક્ષણા આપવાને આવ્યો એટલે હાથ ઉચા કર્યા. રાજાએ દક્ષણા આપવા માંડી ને કહ્યું કે સ્વસ્તી શબ્દ કહો. ત્રણે જણમાંથી કોઇ જવાબ આપતું નથી બીજી વખત બોલ્યો પણ કોઇ ઉચ્ચાર કરતા નથી છેવટ ગુસ્સે થઇ બોલ્યો કે તમે બ્રાહ્મણ છો કે અન્ય વર્ણ છો ! જો બ્રાહ્મણ હોતો સ્વસ્તી કહો અને કોઇ બીજા હોઓ તો મને જવાબ આપો ત્રણે જણાએ વીચાર્યું કે જો સ્વસ્તી કહીશું તો સુકીત કરેલું ધોવાઈ જશે, કારણ કે સ્વસ્તી કહેવાનો અધીકાર ફક્ત એકલા બ્રાહ્મણનેજ છે, માટે આપણે સ્વસ્તી કહીશું

તો નર્કમાં જઇશું. રાજા બોલ્યો અરે મહારાજા તમે સ્વસ્તી બોલો નહી તો તમારાં મુસ્તક છેદી નાંખીશ. એટલે ભીમ ઉતાવળો થઇને બોલ્યો કે અલ્યા અમે તો ક્ષત્રી પુત્ર છીએ ઇંદ્રિપસ્તના અમે રાજા છીએ અને પાન્ડુરાજાનો પુત્ર હું ભીમસેન છું. રાજા કહે ભલે પધાર્યા મારૂં કયાંથી એવું ભાગ્ય.કે આપનું પધારવું મારે ઘેર થાય ! વારૂ ભીમસેન તમારી જોડે જમણા હાથે કોણ બેઠું છે ભીમ કહે મચ્છવેધ કરનારો મારો ભાઈ અર્જુનજી છે. જરાસંધ કહે મારા ભાગ્યનો તો પાર નહી વગર તેડાવ્યા અચાનક પધાર્યા છો તેથી હું અતી આનંદ પામ્યો છું. વારૂ તમારી ડાબી બાજુએ કોણ બેઠું છે ! ભીમ કહે દેવકીજીના પુત્ર દ્વારકાંપતી શ્રી કૃષ્ણજી બીરાજ્યા છે. વળી મારા અર્જુનજીના સાળા થાય છે. તે સાંભળી રાજા પુષ્કળ ક્રોધે ભરાઇ બોલ્યો કે એ ભરવાડો પેંડારો ગોકુળમાં ગાયો ચારી ખાનારો અહીં કેમ આવ્યો છે ! એણે મારૂ ઘર અભડાવી મારયું. ભીમ કહે જરા વીચારીને બોલો. કૃષ્ણજી અમારી સાથે આવ્યા છે, રાજા કહે ત્યારે બહુ સારૂ મારા ઘેર પધારવું કેમ થયું ! ભીમ કહે તારૂં મત્યું કરવા પધારવું થયું છે. તેં કેદિ લોકોને છોડયા નહી તેટલા માટે તને શીક્ષા કરવાનિ જરૂર છે. રાજા કહે બહુ સારૂ કરયું કે આપ પધાર્યા પણ કૃષ્ણ કાળીયાને ન લાવ્યા હોત તો ઉત્તમ કામ બનત. ભીમ કહે કૃષ્ણજી પધાર્યા છે તેમાં તારૂં શુ લીધું રાજા કહે હશે બોલો, મને કેવી રીતે મારવો છે ? ભીમ કહે ક્ષત્રીનિ રીત પ્રમાણે યુદ્ધ કરી મારી નાંખવો છે. જરાસન કહે તમારા ત્રણમાં મારી સાથે કોણ યુદ્ધ કરી શકશો ! ભીમ બોલ્યો તારી નજરમાં આવે તેને માગી લે. જરાસન કહે અર્જુનજી સુંવાળા છે તેમ ફક્ત બાણ વિદ્યા જાણે છે માટે તેમની સાથે યુદ્ધ કરવું પસંદ નથી કરતો ભીમ કહે તે ન ગમે તો કૃષ્ણજીની સાથે યુદ્ધ કર. જરાસને જવાબ દિધો એ કાળીયાને તો મેં સત્તર વખત નસાડયો છે તે બીચારો મારા સાથે કેમ કરીને લડી શકશે. ભીમ કહે કેમ હું નજરમાં આવું છું કે નહી ? રાજા કહે તમે ફક્ત બે આની ધ્યાનમાં આવો છો, ભીમ બોલ્યો તું મને અડધી આની નજરમાં આવે છે જરાસન બોલ્યો મશ્કરી નથી કરતો સત્યવાત કહું છું કે મને પુરેપુરો સંતોષ પમાડે તેવો કોઇ યોધ્ધો નથી મળતો. વ્રકોદર કહે તું જે પ્રમાણે કહીશ તેવી રીતે તારી સાથે યુદ્ધ કરીશ તું કહીશ કે મલ્લની માફક યુદ્ધ કરો તો મલ્લની પેઠે યદ્ધ કરીશ પણ તને માર્યા શીવાય અમે ઘેર જવાના નથી રાજા કહે બહુ સારૂ પણ મારૂં એક વચન માનો તો કહું ભીમે કહ્યું તમે જેમ કહેશો તેમ કરવા તૈયાર છું રાજા બોલ્યો બરોબર મારા

ઘેર એક મહીનો રહો અને ખોરાકી ખાઇ જોરાવર થાઓ ત્યાર પછી મારી સાથે યુદ્ધ કરો. ભીમે જાણ્યુ ખાવાની મજા પડી. જરાસન કહે તમે એકલા માહારે ઘેર રહો, તમારા ભાઇને ઘેર રાખું પણ સાથે ભરવાડો છે માટે મારા બાગમાં રાખીશ. કાળીઓ મહા પ્રપંચી અને કુકરમી છે એને મારા ઘરમાં રાખું તો આખું ઘર અભડાય. ભીમ કહે ભલે. પછી જરાસન કહે સરમાસો નહી, બોલો એકટકે કેટલો ખોરાક જમશો ? ભીમ કહે ખાવાની તો હું શરમ રાખતોજ નથી. મારી મશકરી ના કરશો. હું ટકે સો મણનો લાડુ જમુ છું. એ વેળાએ બસેં મણનો લાડુ અને પચીસ મણ કઢેલું દુધ પી જાઉં છું. પછી જોજે જરાસન તારા ભુકા કાઢી નાંખું છું કે નહી. રાજા કહે ભલે ખુશીથી ખોરાકી ખાઓ અને વળી તમે હીમ્મત ધરાવતા હોતો તમારી સાથે કસરત કરવા સો મલ્લ સોંપું. એક મહીનામાં તમે તૈયાર થઈ જશો, પછી યુદ્ધ કરીએ કે કોણ જીતે છે અને કોણ હારે છે. એમ કહીને ભીમને ઘેર રાખ્યો અને શેવકોને હુકમ કરયો કે અર્જુનજીને તથા કૃષ્ણને આપણા બાગમાં મુકી આવો, તેમની શેવામાં સો શેવકો મુકયા. શેવકોને વરધી આપી કે જે જોઇએ તે આપજો બરોબર ચાકરી નહી કરો તો ગરદન મારીસ. શેવકો કહે બહુ સારૂ મહારાજા એ રીતે વીવેક બતાવી બેઉને બાગમાં વીદાય કરયાં. મેહેલમાંથી નીકળતાં અર્જુનજી બોલ્યો અરે જાદવરાય ? ભીમ તો ભોળવાઈ બેઠો પણ ખોરાકમાં જરાસન ઝેર દેશે તો શો ઉપાય કરીશું. પ્રભુ કહે સુર્ય પુર્વમાં ઉગે છે તેના બબદલે પશ્ચિમમાં ઉગે તો પણ જરાસનરાજા એવું કપટ કરે તેવો નથી, મારો દુસ્મન છે પણ તેવી બાબતોમાં તેનાં વખાણ કરૂં છું. અર્જુનજીને વીશ્વાસ આવ્યો, પછી બેઉ જણ બાગમાં આવ્યા, સો શેવકોએ સીધા સામાન તૈયાર કરી દીધાં છે. બેઉ જણની આજ્ઞા પ્રમાણે શેવકો ચાકરી કરે છે. અરજુનજી પ્રભુની રજા માગી જંગલમાં ગયો અને મુકેલા ઘોડા તથા રથ વીગેરે લેઇને બાગમાં આવ્યો શેવકો જાત જાતની રસોઈ કરી બેઉને જમાડે છે. જરાસને ભીમને માટે જોઇએ તેવી રસોઈ કરાવી રોજનું પચીસમણ દુધ અને બસેંમણનો લાડુ તૈયાર કરી ભીમને જમાડે છે, એક અખાડો તથા સો મલ્લ કુસ્તાઇ કરવા સોંપ્યા, કસરત કરીને પચીસમણ દુધ પી જાય છે તેથી શરીરે પુષ્કળ પુષ્ટી થવા લાગી, પંદર દીવસ ભોજન કર્યું એટલામાં તો ભીમનું બળ માતું નથી, ભીમ કહે અરે જરાસન યુદ્ધ લાવો, મારૂં બળ ધીરજ પામતું નથી. જરાસન બોલ્યો હજુ પંદર દીવશની વાર છે, અત્યારે આઠ આની નજરમાં આ-

ડ્યા છે માટે મહીનો પુરો થશે એટલે સોળ આની ધ્યાનમાં આવશો, એમ કહી ભીમને સમજાવ્યો, બીજા દશ દીવસ ગયા એટલે ભીમે પાછું રાજા પાસે આવીને યુદ્ધ માગ્યું રાજાએ કહ્યું કે જાઓ કાલે જરૂર યુદ્ધ કરીશું એમ કહિ નગ્રની બહાર એક અખાડો કરાવ્યો અને તેમાં ઝીણી ચાળેલી રેતી પથરાવી, એ પ્રમાણે લડવાની સોઇ કરાવી રાજાએ ગામમાં ડંડેરો પીટવ્યો કે કાલે અમે ભીમસેન સાથે યુદ્ધ કરવાના છીએ માટે નગ્રની બહાર જોવા માટે આવજો, ભોંયરા વીષે કેદિ લોકો આ સમાચાર સાંભળી આનંદ પામ્યા સરવે પ્રભુની સ્તુતી કરે છે કે અમારે પુન્યે જરાસનરાજા મરણ પામજો. જરાસનનો પુત્ર સહીદેવ પ્રભુનો ભકત હતો, તેણે પણ એવું કહ્યું કે મારા પુન્યથી મારો પીતા મ્રત્યું પામજો, એમ કરતાં રાત્રી વિતી વ્હાણું વાયું એટલે ભીમસેન ભાઇને મળવા ગયો ! ભીમે કહ્યું સવારે અમારે યુદ્ધ થવાનું છે માટે જરૂર જોવા માટે આવજો, ગામની બહાર અખાડો છે ત્યાં પધારજો એમ કહી વ્રકોદર મુકામે ગયો જરાસન વાટ જોઈ બેસી રહયો છે એટલામાં ભીમ આવી પહોંચ્યો નગ્રનું તમામ લોક જોવા ભેગું થયું કોઈ ઝાડે કોઇ ટેકરે ચઢીને જોવા લાગ્યું, કેક જણ બેઠા છે કેક જણ ઉભા છે એમ પોત પોતાની મરજી માફક જુએ છે, રાજાનો પુત્ર સહીદેવ ઘોડા ઉપર બેશી યુદ્ધ જોવા આવ્યો છે નરનારાયણ બન્ને રથમાં બીરાજ્યા અને અખાડા પાસે પીંપળા નીચે આવીને ઉભા; એવામાં જરાસનરાજાએ તમામ લોકોની વચ્ચે જંગાથી તે કટી સુધી કચ્છ ભીડી લીધો, એટલે ભીમે પણ કટી કશીને કચ્છ ભીડી લીધો, પોતાની દસ હજાર મણની ગદા ખાંધ ઉપર ચડાવી દીધી જરાસને સવાસો મણની ગદા ઉંચકી લીધી, બેઉ જણે આંગળીએ વળગી અખાડામાં આવવાનો વીચાર કરયો રાતા તાતા થઇને પેહેલવાનની માફક ડોલતા ડોલતા ચાલ્યા, જાણે હસ્તી ડોલતા ન હોય એમ ઉમંગે ચાલે છે, અખાડાના કીનારા ઉપર આવી બેઠા પોતાની ગદાઓ કોરાણે મુકી બેઉ જણા અંદર ઉતર્યા છાનીમાની લોકો વાતો કરવા લાગ્યા કે બન્ને બળવાન પુરૂશો યુદ્ધ કરશે તેમાં કોણ જીતશે અને કોણ હારસે, કૈક કહે જરાસન બળીઓ છે માટે તે જીતશે, કૈક કહે ભીમસેન બળવાન છે માટે તે જીતશે, કૈક કહે ધારણા મીથ્યા છે. કૈક કહે જરાસન મઘર જેવો છે અને ભીમસેન મચ્છ જેવો છે, કૈક કહે છે ભીમસેન સીંહ જેવો છે અને જરાસન શીયાળ માફક છે કૈક કહે જરાસન પાડા જેવો છે અને ભીમસેન વચ્છ જેવો છે કૈક કહે સમુદ્ર સરખો ભીમસેન છે, અને તળાવ સરખો જરાસન છે, એમ જે જેની મરજીમાં આવે તેમ

બોલે જાય છે, અર્જુન તથા ભગવાન બેઉ જણા ટગ ટગ જોઈ રહયા છે, પછી જરાસન કહે આપણે કેવી રીતનું યુદ્ધ કરીશું ! ધનુશ બાણથી લડવાનું કહો તો તેવી રીતથી યુદ્ધ કરીએ, ભીમ કહે ધનુષ બાણથી લડનારા પુરૂષોને તો બાયલા સરખા સમજવા, પોતાને તે વિદ્યા નથી આવડતી એટલે જરાસનને મસ્કરીમાં ઉડાવી દીધો જરાસન કહે ગદાથી યુદ્ધ કરીશું કે કુસ્તાઈ કરીશું ભીમ કહે પહેલ વહેલી કુસ્તાઇ કરીએ એમ કહી બેઉ જણ ખંભ ઠોકી ઉત્તર દક્ષીણ દીશાઓમાં સામાસામી ઉભા રહયા, બન્ને જણ એવા શોભે છે કે જાણે ગડલંકાના તોડા હોય ને ઇંદ્રના હાથી હોય તેવા દેખાવા લાગ્યા. જાણે વગડાના કેશરી વાઘ હોય ને જાણે પાતાળના નાગ હોય તેવા દેખાય છે મદના ભરેલા જાણે ચોમાસુ ચરેલા આખલા હોય એમ બેઉ જણાનાં લોચન રક્ત થઈ ગયાં છે. પછી દાવ જોઇને એક એકપર ખુન્નસ કરવા લાગ્યા. મેઘની માફક ગરજનાઓ કરી દોટ મુકીને એક એકની સાથે લથાબથ બહાઝ્યા, આંટી ઘુંટીથી દાવ ખેલવાં લાગ્યા કારમીચીસ નાંખીને એક એકના ખભા લડાવે છે. ગડદા મારી મારીને હાડકાં ખોખરાં કરી નાંખે છે. બેઉના શરીર ઉપર પરશેવા છુટે જાય છે, ભીમ ગડદા વજ્જર પાસે ઝીલી લેછે. ભીમ ગડદા મારે છે તે જરાસનને ફુલની માફક લાગે છે; અને જરાસન મારે છે, તે ભીમને વજ્જર માફક જણાય છે લડતાં લડતાં રાજા ચેતી ગયો કે ભીમનું ડાબુ અડધું પાસું વજ્જરનું છે માટે જમણા પાસામાં મારૂં તો ઠીક એવામાં ભીમે જરાસનનો પગ પકડી લીધો, એટલામાં રાજાએ ભીમને ચતા-પાટ પાડી નાંખ્યો અને પોતે છાતી ઉપર ચઢી બેઠો, મોંમાં રેતી ભરીને પુષ્કળ માર મારવા લાગ્યો. અલ્યા ભીમસેન આટલા દીવસ ખોરાકી ખાધી તે કયાં નાંખી ! એમ કહી ગળે નખ દિધો એટલે ભીમની આંખો ફાટી ગઈ અને નસો નાડી ખેંચાઈ ગયાં, પ્રભુએ આવો જુલમ જોઈ વીચાર્યું કે જો ભીમસેન મરી જશે તો મારે પણ મરવું પડશે એમ ધારી પ્રભુએ ભીમસેનના અંગે બળની કળા મુકી એટલે ભીમના શરીરમાં બળ આવ્યું, મારો મારો એમ મોંઢેથી બોલી જરાસનને પગની આંટીથી ઉછાળી મુકયો, ભીમ તુરત બેઠો થયો અને વીચારવા લાગ્યો કે જો યુદ્ધ કરીશું તો મરી જઇશું, એમ ધારી ગદા ત્યાં પડતી મુકી જીવ લેઇને નાઠો એટલે પ્રભુએ વીચાર્યું કે ભીમની હીંમત ભાગી ગઈ છે માટે સમજાવીને લડવા મોકલું. એમ ધારી પોતે રથમાંથી નીચે ઉતરી ભી-મની સામા આવી ભીમને કહ્યું કે તમે દોડો તો તમને ધરમરાયની આંણ. ભીમ

સ્વાસ ભર્યો ઉભો રહ્યો, અને કહેવા લાગ્યો માહારાજા શું કહો છો? પ્રભુ કહે બધું કામ કરેલું આજ વ્યર્થ કાઢો છો! જગતમાં જરાસન જીત્યો કહેવાશે અને તમે હાર્યા કહેવાશો તમારા વડે તમારા પીતા સ્વર્ગ પામશે અને યજ્ઞ પુર્ણ થશે, ભીમ કહે યજ્ઞ નથી કરવો, જરા મારા સામુતો જુઓ, પીતાજીને સ્વર્ગ મોકલતા પહેલાં હું સ્વર્ગ પામુ શરીરના હાડ ભાગી ગયાં છે માટે હું લડવાનો નથી. છો લોકો કહેતા કે ભીમસેન હારયો. પ્રભુ કહે આ શું બોલોછો, નામને લાન્છન લાગે છે. તમારા સીવાય જરાસનને કોઇ પૃથ્વીમાં જીતનારૂ નથી. એમ કહીને ભીમસેન ઉપર હાથ ફેરવ્યો એટલે દુખાવો મટી ગયો, ભીમ કહે અરે માહારાજા હવે દુઃખ મટી ગયું માટે લડવા જાઉંછું પ્રભુ કહે તમને કંઇ દુઃખ નહી થાય, નકામો વ્હેમ રાખોછો ભીમ કહે રજા આપોતો પાછો લડવા જાઉં. ભગવાન કહે અરે ભીમસેન લડવા ગયા શીવાય ચાલે તેમ નથી એમ કહી વ્રકોદરને ચડાવ્યો અને જરાસન સાથે યુદ્ધ કરવા પાછો તેડી ગયા. ભગવાન જઇ રથમાં બીરાજ્યા ભીમસેન ખુંખારા કરતો જરાસન પાસે આવીને ઉભો રહયો. જરાસને કહ્યું અલ્યા નાશી કેમ ગયો! નકામું ક્ષત્રાણીનું દુધ લજાવ્યું. ભીમ કહે નકામું બોલ્યા સીવાય બેશી રહે લઘુશંકા કરવા ગયા હતા. જરાસન કહે ચાલ તૈયાર થઇજા. ભીમ બોલ્યો મલ્લકુસ્તાઇ તને બરોબર નથી આવડતી માટે ગદાઓ લેઇ યુદ્ધ કરીએ. એમ કહી બેઉ જણે ગદાઓ લેવાનો વિચાર કરયો ભીમે દસહજારમણની ગદા ઉચકી લીધી અને જરાસને સવાસોમણ બોજની ઉચકી લીધી. ભીમની પાસે ગદાનો મંત્ર નથી અને જરાસન પાસે તેનો મંત્ર છે. બંને જણ સરખા બળવાન છે પણ જરાસન મંત્રના જોરથી જીતી શકે છે. જો ભીમની પાસે મંત્ર હોય તો સ્વરગે મૃત્યુ પાતાળ એકાકાર કરે એટલી પ્રભુએ ખામી રાખી છે. મંત્ર ભણી મણની મારે તો સો મણનો બોજ થઈ વાગે તેણે સવાસો મણની ગદા ખાંધે ઉચકી લીધી. બેઉ જણા સામાસામી ઉભા રહ્યા. દોટ મુકીને એક એકને મારવા લાગ્યા. ભીમ જરાસનને ગદા મારે છે પણ રાજા પોતાની ગદાથી ઝીલી લેછે. અને જરાસન જાણી ગયો છે કે ભીમનું ડાબુ પાસુ વજાનું છે તેથી જમણા પાસા ઉપર માર મારે છે. ડાબુ પાસુ ને પગનો નળો ગદાથી ભાગી નાંખે છે ભીમસેન ત્રાહય ત્રાહય પોકારે છે, જમણુ પાસુ ભાગી ગયું અને રૂધીરની ધારા વ્હેવા લાગી. વસ્ત્ર ને વાઘા રૂધીરથી રાતાચોળ થઈ ગયાં. ભીમે જાણ્યું કે અરે બાપ આતો મર્ણ આવ્યું એવામાં જરાસને ક્રોધે ભરાઇને ભીમના જમણા કાંડા ઉપર બળ ક-

રીને ગદા મારી એટલે વ્રકોદરનાં આંગળાં પહોળાં થઈ ગયાં અને હાથને તરછોડતો તરછોડતો જીવ લેઇને નાઠો. પ્રભુએ જાણ્યું યજ્ઞ અધુરો રહેશે તો કરેલું કર્તવ્ય નીષ્ફળ જશે. અને મારા ભકતની લાજ જાયતો મારીજ ગઈ એમ ધારી દીનાનાથ રથમાંથી નીચે ઉતરી તેની પાછળ દોડતા દોડતા બોલ્યા કે તમે ન ઉભા રહોતો તમારી કુંતા માતાની આંણ છે. વ્રકોદરે કહ્યું તમારે લડવું હોય તો આવો નહીતો જરાસનની સાથે હવે યુદ્ધ નથી કરવું એમ સ્વાસ ભરયો ઉભો રહયો. પ્રભુ તેની પાસે આવીને ઉભા, ભીમ કહે આઘા આવો તમારી સાથે યુદ્ધ કરૂં દીનાનાથ કહે મને કાંઇ કરોતો બ્રહ્મહત્યાનું પાપ; એમ કહી પ્રભુએ તેના શરીર ઉપર હાથ ફેરવ્યો એટલે સરવે દુઃખ મટી ગયું; ભીમ કહે અરે મહારાજા મને બહુ વાગ્યું હતું તેમ હાડે હાડ ભાગી ગયાં હતાં પણ તમારો હાથ ફરયો એટલે દુઃખ નાશ પામ્યું, માટે તમારી પાસે કંઈ જડીબુટી છે, કૃષ્ણે કહ્યું કાંઈ નથી તમારૂં શરીર એવું વજજર જેવું છે કે તમને કંઇ વાગે નહી ભીમ કહે તે વાત પણ ખરી છે, પ્રભુ કહે તમે લડવા જાઓ નહી તો યજ્ઞ અધુરો રહેશે, વ્રકોદર બોલ્યો અરે માહારાજા હવે તો ક્ષમા રાખો મારાં હાડે હાડ ભાગી જાય અને મરી જાઉં તમે ઉપર રહીને મરાવી નાંખોછો માટે હવે જવાનો નથી કૃષ્ણ કહે શું તમારી સાથે મહારે વ્હેર છે ? આરંભેલો યજ્ઞ અધુરો રહેશે અને હારયા એવું કહેવાશે. પીતાજીની સદગતી નહી થાય અને જગતમાં આબરૂના કાંકરા થશે. આટલી વખત જાઓ અને કુસ્તાઈ કરજો; પછી લડતાં લડતાં હારો તો મારા સામુ જોજો. એટલે તમને સાન બતાવીશ વ્રકોદર કહે ત્યારે અત્યારે કહીદો. પ્રભુ કહે પહેલેથી ન કહેવાય એતો એ વખતે જેવો દાવ આવે તેવો ઉપર બતાવાય. ભીમ કહે વારૂ મહારાજા લડાવશો તેમ લડીશ અને સામુ જોયે સાન નહી બતાવો તો તમને બાઝી પડીશ. કૃષ્ણજી કહે મ્હારે કબુલ છે આટલી વખત હિમત રાખી યુદ્ધ કરો એમ કહી પોતે રથમાં બીરાજ્યા અને ભીમસેન જરાસન પાસે અખાડામાં આવીને ઉભો રહયો જરાસને વિચારયું કે કાળીઆએ શીખવાડીને મોકલ્યો છે, પણ આ વખત જરૂર ભીમના પ્રાણ લઉં અને કાળીયાની પણ વલે કરૂં. એમ ધારી દુષ્ટમતી ગર્જના કરીને બોલ્યો કે ધીક્કાર છે તને, અલ્યા બીજી વખત પણ નાશી ગયો. ક્ષત્રીકુળને મોહોટું લાંછન લગાડયું ! એવું સાંભળી ભીમ બોલ્યો, અલ્યા વિચારીને બકજે. હું તો વનમાં એક જડી બુટી સુંઘી આવ્યો મારૂં સરવે દુઃખ નીવારણ થઈ ગયું છે. જરાસને વીચારયું કે આ વખતે ભીમને જીવતો રાખીશ તો પાછી જડી સુંઘી

આવશે, માટે નીશ્ચે મારીજનાંખુ. ભીમ કહે અલ્યા તારા છોકરાને કહેવું હોય તે કહી લે નહી તો આ વખતે તારૂં મૃત્યુ કરીશ. તારે મરવાની હવે એક પળ બાકી રહી છે. ચાલ આપણે ગદાઓ કોરાણે મુકી કુસ્તાઈ કરીએ. એટલે બંને જણે ગદાઓ કોરાણે મુકીદીધી અને કુસ્તાઇ કરવા સામા સામી ઉભા રહ્યા. ભોંયરામાં વીસ હજાર ક્ષત્રીઓને કેદ કર્યા હતા તેઓ પ્રભુની સ્તુતી કરવા લાગ્યા કે અરે દીનાનાથ ભીમસેનને અમારી દયાની ખાતર બળ આપજો અને તેના હાથે જરાસન મરજો. સહીદેવ પણ અરજ કરે છે કે જરૂર મારા પીતાનું મૃત્યું થજો એવામાં જરાસન તથા ભીમસેન મેઘનાદની પેઠે ગર્જના કરી એક એકની સાથે લથબથ બાઝી પડયાં ખંભે ખંભા લડાવે છે, એકેકનાં શીશ અથડાવે છે અને કારમી ચીસ નાંખી નિર્દયપણે યુદ્ધ કરે છે. લડતાં લડતાં પગ પાહાનીથી પૃથ્વીમાં ખાડા પડી જાય છે. કોઇ નીચે પડે છે કોઇ ઉંચે પડે છે એમ ગડબડતા ગડબડતા આડા અવળા જતા રહે છે. અને વળી એક એકના કાન ઝાલી દાવ કરીને માથાના કેશ પકડે છે. હાથ હાથ જીભ બહાર કાઢી નાંખે છે. જરાસને ભીમને પુષ્કળ માર મારયો. ભીમે પોતાનાથી બન્યું તેટલું જોર કરયું પણ અતીશય માર પડવાથી વીચાર્યું કે દુઃખ વેઠયા સીવાય પ્રભુની સામુ જોઉં તો સાન બતાવશે એમ ધારી પ્રભુના સામુ જોયું. દીનાનાથે વિચાર કર્યો કે જો સાન નહી બતાવું તો ગાંડીયો મને આવીને બાઝી પડશે એમ ધારી જુગદીશે ઉંચો હાથ કરી પીંપળાનું પાંદડું લીધું અને બંને હાથ વચ્ચે રાખી તે પત્રને ઉભું ચીરી નાંખ્યું. ભીમ પોતાના મનમાં સમજ્યો કે ચીરી નાંખવાનું બતાવ્યું એમ ધારી નીચે બેઠો અને બળ કરી જરાસનના બે ચરણ ઝાલ્યા, પછી ઉભો થયો અને જેવી રીતે વાંસડો ચીરે તેવી રીતે ઉભો ચીરી નાંખ્યો. બે ચીતાળીયાં કરયાં પુર્વ પશ્ચિમ ફેંકી દીધાં, ભીમસેન મનમાં હરખાઇને પોતાની મુછો ઉપર હાથ નાંખવા લાગ્યો. કૃષ્ણ સરખા પણ એનાથી હારી ગયા અને મેં ઝપાટામાં તેનો નાશ કરયો શાબાશ છે અને એમ અહંકાર કરતામાં જરાસનનાં બંને ચીતાળીયા ગડબડતાં ગડબડતાં એક એકને મળી ગયાં અને હતો તેવો થઈ પાછો યુદ્ધ કરવા તૈયાર થઇ ગયો, ભીમસેન આશ્ચર્ય પામ્યો કે આવી કેવી વીધા ભણ્યો કે પાછો, સજીવન થયો! ભીમ અહંકારનો ત્યાગ કરી દીનતાથી પ્રભુના સામે જોયું, પ્રભુએ વીચાર્યું કે અહંકાર ઉતરી ગયો છે, માટે હવે સાન બતાવું, એમ ધારી બીજીવાર પીપળાનું પત્ર લીધું અને તેને ઉભું ચીરી નાંખ્યું. પછી બે ભાગ જુદા મુકી તેની વચ્ચોવચ મુઠી મુકી ગાલ વગા-

ડયા, એટલે ભીમ ચેતી ગયો કે ચીતાળીયાંની વચ્ચે શીવલીંગ કરવાનું બતાવે છે, વ્રકોદરે દાવ કરી જરાસનને મજબુત પકડી બંને પગ ઝાલી ઉભો ચીરી નાંખ્યો અને ચીતાળીયાં ઉત્તર દક્ષીણ ફેંકી દીધાં; પછી રેતીનું શીવલીંગ બનાવ્યું, અને ભોળા શંભુ કહી ગાલ વગાડયા, એટલામાં બંન્ને ચીતાળીયાં ગડબડતાં શીવલીંગ પાસે આવી અટકી ગયાં અને તેના પ્રાણ છુટી ગયા, જરાસન મરણ પામ્યો એટલે જય જયકાર થઈ રહયો સહીદેવ ઘોડા ઉપરથી ઉતરી પડયો અને ત્રણે જણની પાસે આવી મુસ્તક નમાવ્યું, પુત્ર બોલ્યો કે આ રાજ્ય તમારૂં છે માહારે કાંઇ જોઇતું નથી, ભીમ કહે સઘળું પછી કહેજો. પહેલા એકવાર કેદીઓને બહાર કાઢો, એટલે એકદમ ભોંયરામાં ગયા અને બેડીઓ તોડી કેદીઓને છુટા કરી દીધા, વીસ હજાર કેદીઓ બહાર આવી પ્રભુને પગે લાગ્યા, ભીમે જાણ્યું કે મહેનત કરી તો મેં કરી અને નકામા કૃષ્ણ જશ લેઇ જાય છે, તેથી તેણે ક્રોધ કરી કહ્યું કે અલ્યાં મને કેમ ન નમ્યા! એટલે પ્રભુ કહે જાઓ ભીમસેનને પગે લાગો એટલે સરવે જણ ભીમને નમી પડયા, ભીમ કહે પાછળથી નમ્યા એ અણઘટતું થયું પ્રભુ કહે તમે અવળું બોલોછો એ ખોટું કહેવાય. પહેલાં છડીદારને નમ્યા પછી રાજાને નમાય છે તેવી રીતે નમ્યા તેમાં તમે શું લજ્યા પામી ગયા, એવું વચન સાંભળી ખુશી થયો, કેદમાંથી છુટેલા રાજાઓ અરજ કરવા લાગ્યા કે અરે માહારાજા અમારા ઉપર ઘણીજ કૃપા કરી અમને બંધનમાંથી મુકત કર્યા માટે અમને યજ્ઞમાં તેડી જાઓ અમે યજ્ઞમાં મહેનત કરવા આવીએ ભીમ કહે નારે બાપુ તમારા ઘેર જઈ તમારા કુટુંબ પરીવારને મળો અમારા પત્ર આવે એટલે અમારા ત્યાં યજ્ઞમાં આવજો એમ કહી વીદાય કર્યા, સહીદેવ કહે આ સઘળી મીલકત તમારી છે ભીમે કહ્યું જા બેટા અમારે તો તારી ખંડણી પણ લેવી નહી સ્વતંત્રપણે તારૂં રાજ્ય ભોગવ વળી અમારો પત્ર આવે એટલે અમારે ઘેર આવજે, એમ કહી અર્જુન ભીમ તથા દીનાનાથ ત્રણે વીદાય થયા અને ઇંદ્રપસ્તમાં આવી પહોંચ્યા ભીમસેન પોતાની માતાને પગે લાગ્યો, કુંતાજી કહે શાબાશ છે, બેટા, તને જોઇ હું બહુ આનંદ પામીછું, કારણ કે તું ઘણોજ પરાક્રમી પુત્ર પાકયોઃ હવે યજ્ઞ પરીપુર્ણ થશે ધર્મને કહ્યું કે હસ્તીનાપુર જઇ ભીષ્મ વીદુર દ્રોણ કૃપાચાર્ય વીગેરેને તેડી લાવો અને દુર્યોધન આવે તો તેને પણ કહેજો. પછી ધર્મરાજા તથા અર્જુનજી બેઉ જણા હસ્તીનાપુર આવ્યા ભીષ્મ વીદુર વિગેરે સભામાં બીરાજ્યા હતા તેથી બેઉ જણા પણ સભામાં આવિને સતીયાને પગે લાગ્યા, પછી

જણાવ્યું કે અમારા ત્યાં રાજસોઈ યજ્ઞ કરવો છે માટે અમારા ઉપર કૃપા કરી પધારો, સરવે પ્રાણીઓને તેડાવ્યા છે એમ કહી દુરીયોધન પાસે આવ્યા અને તેને કહેવા લાગ્યા કે અમારા ત્યાં યજ્ઞ થાય છે માટે કુટુંબ પરીવાર સાથે પધારી અમને પાવન કરો જળને ડાંગ મારીએ તો પણ જળ જુદુ નથી પડતું તેમ આપણે પણ કદી જુદા પડવાના નથી. દુરીયોધને છાના માના મામાને પુછી જોયું કે આતો યજ્ઞમાં તેડવા આવ્યા છે માટે તેમને શો જવાબ આપવો શકુની કહે આપણે યજ્ઞમાં જવું અને કારભાર માંથે લેવો પછી પૈસો પુંજી હોય તેને લુંટાવિ દેવું. તમારૂં રાજ્ય ઢંકાઇ જાય અને તેમની ચઢતી થાય એવો જસ લેવો સારૂ યજ્ઞ કરે છે તેથી આપણે ત્યાં જઇશું અને સરવે પુંજી લુંટાવી દેઇશુ એટલે ફજેતી થશે, ફરીથી જસ લેવાની ખો ભુલી જશે, છત્રપતી કહે ધન્ય છે મામા તારી બુદ્ધીને એમ કહી પોતે ધરમને કહેવા લાગ્યો કે તમારૂં નોંતરૂં માથે ચઢાવ્યું અમારૂં કુટુંબ પરીવાર લેઇને તમારા ત્યાં આવીશું, ધરમરાજા કહે બહુ સારૂ વહેલા પધારજો, એમ કહિ અર્જુનજી તથા ધરમરાજા બેઉ જણા પોતાના ઘેર આવી પહોંચ્યા, પછી દેશ દેશાન્તર પત્ર લખી દીધા, દ્વારીકામાં બળદેવજીને પત્ર લખ્યો કે તમારૂં કુટુંબ પરીવાર લેઇને પધારજો. સરવે રૂષિયોના મઠમાં પત્ર લખ્યા કે પધારી અમારૂં ઘર પાવન કરો, પછી પાન્ડવોના ત્યાં યજ્ઞનો આરંભ કર્યો, બ્રાહ્મણોએ ભોમીને પવીત્ર કરી ગણીત પ્રમાણે કુંડ બનાવ્યો બ્રાહ્મણોના વરૂણ કર્યા એટલે વીશ્વામીત્ર, વશીષ્ટ, ભારદ્વાજ, ગાંધ્વી, ચૈત્રી જેબાલી, સાન્ડડીલ, માર્કંડ, મેઘાવી, વચ્છસ, એકલશ્રંગી, મુદ્દગ, માતંગ; કપીલ કેદાર, મરીચચ, બાપી, બકદાલ્લવ, માધ્યવી; શટમંત્રી, વીરભાતા, ભ્રગુ, ભાર્ગવ, માન્ધાતા, ચ્યવન એ પ્રમાણે તમામ રૂષિ મંડળ ભેગું થયું અને ઇંદ્રપસ્તમાં જય જયકાર વર્તી રહયો સહુ બ્રહ્મવેત્તા પધાર્યાછે તેથી નગ્રની પ્રજા આનંદમાં દીવસ નીર્ગમન કરે છે પછી ક્ષત્રી લોકો તથા છપ્પન કોટી યાદવો પ્રભુની સ્ત્રીયો સહીત ઇંદ્રપસ્તમાં આવી પહોંચ્યા, વળી પ્રભુના પુત્ર પણ આવ્યા તેમને ઘણું માન દેઇ બોલાવ્યા, પાન્ડવો રૂષિ, રાજા યાદવો વીગેરેને રહેવા માટે સુંદીર મકાનો આપ્યાં, ત્યાર પછી કૌરવો આવ્યા તેમને પ્રભુએ માન્ય આપી બોલાવ્યા યજ્ઞનું કામ શરૂં થયું અને વાજીંત્રો વાગવા લાગ્યાં, દીનાનાથ કારભાર કરે છે પાંચભાઇ દ્રૌપદી તથા દુરીયોધનને બોલાવીને કામ સોંપવા લાગ્યા, પ્રભુ દુરીયોધનને કહેવા લાગ્યા કે યજ્ઞ પુરો થઇ રહે એટલે તમે ઓરડો ઉઘેડજો અમે સોનાના કડકા કરીને ભરી મુકયા છે તેનું બ્રાહ્મણોને દાન કરજો વીચાર ક-

રીને આપજો નહી તો કોઇ લોભીયા લુંટી લેશે એવું કહીને કુંચી આપી દીધી, દુરીયોધન કુંચી લેઈ હરખાતો હરખાતો શકુની પાસે આવ્યો, પોતાના મામાને કહેવા લાગ્યો કે કુંચી લાવ્યો છું માટે આજને આજ ફજેતો કરૂં તે જોઈ લેજે. શકુની કહે ઠીક થયું પછી ભીમ પ્રભુને કહેછે કે તમે કુંચી શતરૂને સોંપી દીધી માટે જરૂર તે લુંટાવી લેશે. દીનાનાથ કહે અમે જે કર્યું હશે તે વિચારીને કર્યું હશે તેમાં તમારે ડહાપણ કરવાની જરૂર નથી. પછી ધરમરાજાને કહ્યું કે તમે તથા દ્રૌપદી બેઉ જણ યજ્ઞ કરવા માટે બેસજો શેદેવને કહ્યું તમે દાન દક્ષણા લેઇ ધરમરાજાની જોડે બેસજો અને તે જે માગે તે તમે આપજો પછી નીકુળને કામ બતાવ્યું કે શેવકો જે જે સીધાં સામાન આપે તેનો હીસાબ કરી રાખજો. યજ્ઞ પુરો થશે એટલે હીસાબ લેઇશ અર્જુનને કહ્યું.તમે સભા રચો, મેનામા પાસે શીખી લાવ્યા છો તેનો અજમાયસ કરો. સર્વને આઉકાર દઇ એવું માન્ય આપો કે બીલકુલ કેહેણી ન આવે જોશીને કહ્યું યજ્ઞ પુરણ થઈ રહે એટલે તમારે સભાના દ્વાર પાસે બેસવું. કારણ અર્જુનજી એવી સભા રચવાના છે કે જ્યાં જળ હોય ત્યાં સ્થળ દેખાય અને સ્થળ હોય ત્યાં જળ દેખાય તેથી સર્વ સભાનાં વસ્ત્ર ભીંજાશે. સભાના જે જે રાજાઓ અંદર પ્રવેશ કરે તેઓના હાથમાં અંગુઠી આપજો અને તેમને ચેતાવવા કે સહુ પછાડતા પછાડતા ચાલે. એવું સોંપીને ભીમને બોલાવ્યો ભીમ કહે શું બતાવો છો! પ્રભુ કહે રીસ ચઢતી હોય તો રહેવા દો ભીમ બોલ્યો ના મહારાજ મને રીસ નથી જે બતાવશો તે કરીશ. પ્રભુ કહે તમારે બે કામ કરવાં, તમારે રાત્રીએ આખા નગ્રની ચોકી કરવી અને દીવસે સર્વનું રાંધવું. વ્રકોદર બોલ્યો ઠીક કામ બતાવ્યાં છે. રાત્રે પેરા ભરનારો બનાવ્યો અને દહાડે ભઠીઆરો બનાવ્યો. સારી ઉપમાનું કામ બતાવ્યું વારૂ તમોએ કામ શું લીધું? કુંતાજી કહે રડયા એમને તે કામ બતાવાય. ભીમ કહે શું નવરા ફરશે અર્જુનના સાળા થાય છે માટે જખ મારીને કરશે. ગમે તેટલા છોગાળા પણ અમારા ભાઈના સાળા છે. પ્રભુ કહે વધારે બોલ્યામાં ફાયદો નથી, અમને બતાવશો તે કામ કરીશું ભીમ કહે મારે રાંધવું અને તમારે એંઠવાડ ઉપાડી ઉકરડે જઇને નાંખી આવવો એટલે તમે ને હું સરખા થયા. પ્રભુ કહે કબુલ છે પણ અન્યવર્ણનો એંઠવાડ ઉપાડનાર નથી. ફક્ત બ્રાહ્મણોનો ઉપાડીશ. ભીમ બોલ્યો વારૂ મહારાજ બ્રાહ્મણોનો ઉપાડજો પ્રભુએ વિચાર્યું કે મારા હાથમાં અમુલ્ય કાર્ય આવ્યું બ્રાહ્મણોનો એંઠવાડ ઉપાડવો એ દેવને પણ દુર્લભ છે. એમ ધારી પોતે કબુલ રાખ્યું પછી યજ્ઞ શરૂ

કરયો અને પોત પોતાને સોંપેલાં કાર્ય કરવા લાગ્યા. બ્રાહ્મણોએ એવો સુશોભીત યજ્ઞ બનાવ્યો છે કે જેની ચારે બાજુએ કદળીના સ્થંભ રોપ્યા છે. અને આશોપાલવ વીગેરેથી ભરપુર સુંદીર તોરણ બાંધ્યાંછે ઘણી પ્રકારનાં વાજીંત્રો વાગે છે તેમ સકળ સ્ત્રીયો ગુણીયલ ગીતો ગાવા લાગી. ધરમરાજા અને દ્રૌપદી યજ્ઞ કરવા બેઠાં છે તે જોઇને કુંતાજી અતીશય હરખાય છે. કામધેનું ગાયનું રૂડા પ્રકારથી પુજન થાય છે. પ્રભુ સર્વના અધીષ્ટાતા થયા છે. બ્રાહ્મણો વેદના ઉચ્ચાર કરી રહયા છે. બીચારા પામર લોકો તો આ વાણીને સમજી શકતા નથી, જ્યાં જ્યાં ઘટે ત્યાં વેદ મંત્ર ભણે છે. જવ તલ ને ઘી અગ્નીમાં હોમે છે, શરવા ભરી ભરીને હોમ કરે છે તેની ધુમ્ર વ્યોમે ચઢે છે, તેથી સર્વ દેવ ખુશી થાય છે. છેલ્લો હોમ સઘળા બ્રાહ્મણો મંત્રવડે હોમ્યો એટલે યજ્ઞ પરીપુર્ણ થયો તેથી જયજયકાર વરતી રહયો ધર્મરાજા તથા દ્રૌપદી બ્રાહ્મણો આજ્ઞા લેઈ ઉભાં થયાં અને કુંતાજીને પગે લાગ્યાં ભીષ્મ પીતા પુરૂષ સભામાં બેઠા છે તેથી એકલા ધરમરાજા તેમની પાસે જઈ પગે પડયા બીજા વીદુર તથા દ્રોણાચાર્ય; એ સર્વને પણ નમસ્કાર કર્યો. સર્વે જણે આશીર્વાદ આપ્યો જયજયકારના શબ્દો થઈ રહ્યા પછી કુંતાજી બોલ્યાં અરે શ્રીકૃષ્ણ પ્રભુ ! મારા પતી સદ્દગતીને પામ્યા ને શાથી જણાય ? એવું સાંભળી પ્રભુએ જવાબ આપ્યો કે મનુષ, પશુ, પક્ષી વીગેરે કોઇ પ્રાણીએ ભુખ્યા રહેવું નહી. નગ્ર ફરતું એક ગાઉ સુધી સૌ પ્રાણી ત્રપ્તી થાય તો એમ જાણવું કે યજ્ઞ પુરો થયો. એટલે ભીમ નગ્રમાં કહી વળ્યો અને ત્યાર પછી ગામનિ બહાર કહેવા ગયો, ધાંટો કહાડીને એવું બોલેછે કે જે જમવા ન આવે તેને ધરમરાજાની આંણ છે. પોતે રસોઈ કરીને ઢાંકી મુકી છે. તેનો જમવાનો સહુ પ્રાણીને પ્રેમ થયો છે. ન્હાઈ ધોઈ સ્વચ્છ થઇને લોકોને જમાડવા ફરે છે. પીરસવાને એકલક્ષ યોદ્ધા રાખ્યા. પોત પોતાની જાતમાં સઉ પ્રાણી ભોજન કરવા બેસે છે, રાજા, રૂષિ, રૈયત પોત પોતાના કુળના ધર્મ પ્રમાણે સાચવીને બેઠા, પીરસણીયા, પાંડવો, અને કૃષ્ણ ભગવાન એમના સીવાય સરવે જણા બેસી ગયા પીરસવાની આજ્ઞા આપી દીધી. કૃષ્ણની તથા કૌરવોની સ્ત્રીયો સર્વનાં જળ પુરાં પાડે છે. પ્રેમવડે કરીને સુંદીર પીરસણાં કાઢયાં; જેવાં કે અનેક પ્રકારનાં પકવાન તેમજ શાક, ભાજી, અથાણું વીગેરેની સોઇ કરી છે. બરફી, જલેબી, પેંડા, ઘારી, ઘેબર, શાકરીયાચણા, સુતરફેંણી, લાકડશી, ખાજાં, મોતીચુર, મગજ, મગદળ, મરકી, નુકતી, વલીયારીદાણા, હલવો, કોપરાપાક, કણુશી, સાલમ, ગુંદરપાક, બદામ પાક, મસુર, માવો, મુરબ્બો, પરસુરી કંસાર,

માલપુડા, શીરો, રોટલી, શેવો, દઇથરાં, ચુરમુ, ખારી પુરી, દુધપાક, બાસુદી, શીખંડ, વેડમી, મલાઈ, શેવગાંઠીયા, સંજોરી, દાડમ પાક, કોળું રવૈયાં, મુળા, મોઘરી, વાલોળ, વંતાક, તાંજરજો, મેથીનીભાજી, પુંવાડ, લુંણી, કોથમી. શવા, સુરણ, પંચામ્રત, પપનસ, જળધારૂ, દુધેલી ખાંડણી ગળજીતી, પનુ ફટોળાં, વરશા દોડી કંજરી, કુબી, રતાળું અળવી, કાકડી, કંકોડા, કારેલાં, બટાટા, તુરીયાં, ગવારફળી, ગીલોડાં, તડબુચાં, ટેટી, પરવર, પંડોળાં, વાડકારેલાં, વાંકડીયોગવાર, ભીંડા, ભુરૂકોળું, દુધી, મગફળી, કોડમડાં, સાંગરી, ચોળાફળી, ચીભડાં, મીઠાંલીંબુ, ખાટાલીંબું, વાલ, વટાણા, લીલવા, ખીર, વડીયો, કાળંગડાં, ટીમરૂં, ગાજર, શકરીયાં, સુનેરીકેળાં, લીલીખારેક, ચારોળી, કરમડાં, ફનસ, અંજીર, અનુસ, રામફળ બોર, ફાલસાં, ફનસ, પાપડ, પરદેશીશીંગો, અખોડ, અનાર, ગોળ, ગલેફાં, ગુદાં, રેવડી, જામફળ, પારસજાંબુ, માખણ, બીલી, આમલી, અળદર, આદુ, રાજેરીકેળાં, ફુટ, બીજોરાં, ફાફડા, વડાં, કચોળી, લાવશી, બદામ, બપાયા, પસ્તાં, પુરણપોળી લીલાંશ્રીફળ, લવિંગ, મરચાં, ફુલવડી, ખજુર, ખરસવાં, ખુમચાં, આળુ, છુટીદાળ, કઢી, પોઇનાંપાનાં, પતાસાં, ગળીકેરી, ગળમાણું, સકરપારા, શેતુર, ઉમૈડા, નારંગી, રાણ, સીંગોડાં, કુંકણીકેળાં, કાજુકળીયા, કમરખ, લાડુ, ચીકણ, દ્રાક્ષ, ચણિબોર, સફરજન, દાડમ, દહીંવડાં, ભજીયાં, જાયફળ, કોપરાં, શેરડી, કીલાવર, કોબીસ, આબુવા, માવાનીઘારી, કઢેલું દુધ, ગુંદવડાં, આળુ, સુખડી, ખારીભાજી, ઢોકળાં, રાઇતાં, રાઇતીકેરિઓ, કૌડાનાફુલ, કેરાં, કણસાઇ, ખારીયાં, મરીયાં, બોરંજ, દોડકાં, ટીંડોળાં, કીલકંટોળાં, મોવરા, મોસરભાજી, આદામુળી, અળદરમુળી, વાંસની ગાંઠયો, પત્તરવેલીયાં, મીઠાંઘુઘરા, કેસરીભાત, સેકટા, શીંગો, કમોદનો ભાત, મીઠોમઠો, મીઠોલીંબડો, ડોડી, ડોડાં, મેથીયાંકેરી, કોરી કસ્તુરી, કોહીરોટલી, રોટલાં, ઢેબરાં, મીઠો ભાત, એશીવાય અનેક પ્રકારની સામગ્રી પીરસવામાં આવી, પ્રભુએ સઘળાને જમવાની આજ્ઞા આપી, જેમ જેમ માગે છે તેમ તેમ પીરસે જાય છે, સરવે જણ ત્રપ્તીથી જમી ઉઠયા, પછી મુખ વાસ આપ્યા પીરસણીયા તથા ઘરનાંએ પણ જમી લીધું, કોઇ પ્રાણી ભુખ્યું રહેલું દેખાવામાં આવતું નથી પ્રભુએ પ્રેમવડે કરીને બ્રાહ્મણો જમ્યા હતા તે એંઠવાડ ઉપાડી લીધો, પોતાના ઉપરાણામાં ગાંસડી બાંધી ઉકરડે નાંખી આવે છે. ભીમસેન જોઇને મુછો મરડે છે પ્રભુ કહે તમે શાની મસ્કરી કરોછો ! એંઠવાડના રેલા ઉતર્યા એટલે સઘળું પાત નાશ પામી ગયું. આ કાર્ય સર્વથી અમુલ્ય છે

સર્વની લક્ષચોરાશી દુર કરવાનો પહેલો ઉપાય છે, ભીમસેન તમે રૂદેમાં લખી રાખજો કે કોઇ બ્રાહ્મણના તુલ્ય નથી, એમ અતી ઉપદેશ કરીને ભગવાને સ્નાન કરયું. પછી વસ્ત્ર પેહેરીને તૈયાર થયા. કુંતાજીએ કહ્યું કે મારા સ્વામી સદગતીને પ્રાપ્ત થયા એવી સીદ્ધતા બતાવો. એટલે પ્રભુ કહે ઘરનાં નર નારી તૈયાર થઇ ચાલો, તેનું પારખું જોવા ઉકરડે જઇએ. ત્યાં જઈ એક બાજઠને ઢાળી તેના ઉપર ઘ્રતનો દીપક સળગાવો પછી તેની પાસે વિષ્નુદેવ તથા પંચજન સંખ પધારાવો તે તૈયાર કરી હરીનું ભજન કરવું એટલે પાંડુરાજાનું સર્વ પાપ નીવારણ થશે પાપ નીવારણ થયું એટલે આકાશમાંથી એક નોળીયો ઉતરશે. તે આવી એંઠવાડમાં આળોટશે તેને નજરે દેખીશું. પછી તેની કાયા અડધી સોવ્રણની અને અડધી રૂપાની થશે એટલે તુરત પંચજન શંખ વાગશે. પોતાની મેળે વાગી જય જય શબ્દોનો ઉચ્ચાર થશે એટલે પાંડુરાજા આધોગતીથી મુકત થઈ મોક્ષ પામશે. એ સીદ્ધતા પ્રત્યક્ષ જોવી હોયતો તે પ્રમાણે કરો. કુંતાજી કહે ચાલો દીકરાઓ પ્રભુએ કહ્યું તે કામ કરવા માંડો. પ્રભુએ બતાવેલી સામગ્રી લેઇને તમામ લોકો ઉકરડે ગયા. ત્યાં જઈ બાજઠ મુકયો અને તેના ઉપર દીપક પ્રગટાવ્યો. પછી પ્રભુએ પંચજન શંખ તથા વિસ્નુને પધરાવ્યા. સર્વે જણ એકાગ્ર ચીત્તથી પ્રભુનું સ્મરણ કરવા લાગ્યાં. એવામાં આકાશ માર્ગથી નોળીઓ આવ્યો. પણ તેની કાયા સોના રૂપાની બની નહી. કુંતાએ કહ્યું. કેમ પ્રભુજી ? સોના રૂપાની કાયા ન બની ! કૃષ્ણે કહ્યું, કહો ના કહો પણ કોઇક ભુખ્યું રહેલું જણાય છે. એટલે કુંતાજીએ શેવકોને કહેવરાવ્યું કે દરેક સ્થળે તપાસ કરો અને જે ભુખ્યું રહ્યું હોય તેને પ્રભુની આંણ દેવરાવી જમવા તેડી લાવો. એટલે શેવકો તૈયાર થયા અને ગામમાં તથા ગામ બહાર ફરી ફરીને સોગન દેઈ મુખે પોકાર કરે છે. તે સમે નગ્રની બહાર નીચ જાતી અનામીક આંખે આંધળો એકાંન્ત ખેતરમાં બેશી પ્રભુનુ ભજન કરતો હતો. વ્રકોદરની ચોકીની બીકથી બીચારોનગ્રમાં પણ આવતો નથી તેના મનમાં એવી બીકપેસીગઈ હતીકે જો નગ્રમાં જઈ કોઇનેઅડકીશ તો ભીમસેન મારી નાંખસે તેથી પોતે એક તંબુરો તથા મંજીરાં લેઇ એકાન્ત ખેતરમાં ભજન કરતો હતો. શેવકો ત્યાં જઇ ચઢયા. અનામીકને પુછયું, તું ભુખ્યો રહયો છે કે ખાઇને બેઠોછું ! અનામીકે જવાબ આપ્યો ભીમસેનના ભયથી હું ત્રણ દીવસનો ભુખ્યોછું. એવું સાંભળી એક શેવકે અભડાઇને તેનો હાથ ઝાલ્યો. અને તેને દોરીને ઉકરડા આગળ લાવ્યો. ભગવાને દ્રૌપદીને કહ્યું કે તમે અભડાઇને પીરસો, પછી સ્નાન કરી

લેજો. એટલે દ્રૌપદીએ સીપચને બાજઠ ઉપર બેસાડયો અને તેના મોં આગળ મોહોટો થાળ ભરીને મુકયો, સીપચ ત્રણ દીવસનો ભુખ્યો હતો તેથી બધું ભેગું ચોરીને પી ગયો, દ્રૌપદી એવું જોઇ મનમાં સંખ્યા લાવી કે આ નીચ જાતી શું જમી જાણે. પછી સ્નાન કરી પોતે જોવા આવી તો નોળીયાની કાયા સોના રૂપાની થઇ, પણ શંખે શબ્દ કરયો નહી. પ્રભુએ કહ્યું, હવે કોઈ ભુખ્યું નથી એટલા માટે નોળીયાની કાયા સોના રૂપાની થઈ યજ્ઞની રીત એવી છે કે કેઇએ ભુખ્યું રહેવું ન જોઇએ પણ શંખ શબ્દ થયો નહી માટે કોઈનું મન ઉચીત્ત છે. જેના મનમાં સંખ્યા આવી હોય તે ભગવાનની બીક રાખીને બોલી દેજો. દ્રૌપદી કહે આ અનામીક ભેગું ચોળી મુંઢની માફક જમ્યો તેથી મને સંખ્યા આવી કે આ નીચ જાતી શું જમી જાણે, પ્રભુએ કહ્યું એ મોહોટું પાપ થયું છે તમે તેને જમ્યાથી નિચ જાણ્યો, પણ મારી ભકિત કરે છે તેથી તે ઉંચો છે, બાજઠ ઉપર વિસ્નુજીને નમ્રતા પુર્વક અરજ કરો કે ભુલી ચુકી તે સંખ્યા લાવી. માટે મને માફી આપો. ઉંચ થઇને જે પુરૂષો મને નથી ભજતા તે ચંડાળ જેવા જાણવા અને નીચ થઇ મારૂં ભજન કરતા હોય તો તેમને મારી દેહ માફક જાણવા એવું પ્રભુ વચન સાંભળીને ધરમરાજા બોલી ઉઠયા. અરે મહારાજા મને તેમાં સંદેહ પડયો, તમે કહ્યું કે નીચ થઇને મને ભજે તો મારી દેહ માટે પુછું છું કે જ્યારે તમારો દેહ ત્યારે એની સાથે જમતાં તથા તેને અડકવાથી શો બાધ છે ! પ્રભુ કહે સમજ્યા વીના સંદેહ કરયો છે. કારણ કે જો તેની સાથે જમે અગર તેને અડકે તો વરણાશ્રમ ટુટી જાય, જેથી કરીને અવીવેક થઈ જાય વિવેક છે તે વિશ્વમાં સર્વથી વડો છે, વીવેકથી વ્હેવાર ચાલે છે, વિવેકને કોઇ ન માનેતો એકાકાર થઇ જાય. એક થયું તો કંઈ ન રહ્યું. સ્ત્રી તથા માતા પણ સરખી થઈ એમ સરખું માને તો પશુ જાણી લેવો. કુતરાં બીલાડાં અને ગધેડાં સંસાર માંડે છે તેવી રીતે મનુષ અવતારને પણ માનવો. પશુને વર્ણાશ્રમ, જાતિ નથી તેથી અવિવેક થાય છે. માટે જે મનુષો અવિવેકથી ચાલે છે તેમને પશુ જેવા જાણવા. મનુષ્યદેહ વિવેક સમજવા માટે છે. જે હરામખોરો, પાખંડી હોય છે તે જાણી જોઇને વીવેકનો ત્યાગ કરે છે અને અવિવેકને ધારણ કરે છે. અરે યુધિષ્ઠર માહારો કહેવાનો ભાવાર્થ બરોબર સમજો નહીતો તમારૂં ડાહાપણ વ્યર્થ છે એક શબ્દ ઝાલીને બેશી રહેશો તેમાંથી કંઇ જ્ઞાન મેળવશો નહી, માટે ન્યાય, નીતિ, વિવેકને સંભવીતથી બરોબર શાંન્તે ચીત્તે શ્રવણ કરશો તો શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરી શકશો. ધરમરાજા પગે લાગીને કહે છે કે મહારાજા

મારા પામર ઉપર કૃપા કરી સમજાવો. પ્રભુ કહે મેં તમને કહ્યું કે જે મને ભજે તે મારો દેહ જાંણવો તેમાં મને ભજનારો કીયો છે તે પહેલાં સમજો, માયાના પાંચ ભુત છે તે પાંચ ભુતની કાયા બનેલી છે. કંઈ ચૈતન્ય નથી, જડ વસ્તુ છે તે જડ વસ્તુ કેમ કરીને ભજે, તેનો એકવાર વિચાર કરો; અરે ધરમરાજા મને તો ચૈતન્ય આત્મા ભજે છે. મને ભજે તે મારો દેહ જાંણવો એટલે ભજનારો જે આત્મા તેને મારો દેહ જાંણવો, તેને સુખરૂપે અડો. પણ તે અડવા જેવી વસ્તુ નથી, કાયા છે તેતો માયાની બનેલી છે તેમ જડ છે. માટે ડાહયો માણસ તો ચૈતન્ય આત્માને માને છે અને કાયાને તજી દે છે, તે અનામીકની કાયાને અડકવાથી અતીદોશને પાત્ર થવાય છે. માટે ગમે તેવો ભકત હોય પણ છોશ પાળવો જોઇએ. અનામીકના ચુલાનો અગ્ની લેઇને રશોઇ થાય છે પણ તેનો ચુલો ગમે તેવો ધોયો હોય છતાં તેના ઉપર રંધાય નહી અગ્ની રૂપી આત્મા જાણો અને ચુલા રૂપી દેહ જાંણો. નીચ જાતીથી પ્રગટ થએલી માટે અશુદ્ધ માનવી, કદી કહેશો કે આત્માને સમજી તેની સાથે સંગ કરીએ છીએ તો ચુલામાં અગ્ની દેખીને તેના ઉપર રાંધવાની ઇચ્છા કરશો. ધરમરાજા કહે ના માહારાજા નીચના ચુલા ઉપર રસોઈ ન થાય. પ્રભુ કહે ધન્ય છે, તમારા ડહાપણને હવે ખરોખર સવળું સમજ્યા. ચુલામાંથી અગ્ની છુટો પડે ત્યારે તે કામમાં આવે, ચુલા સહીતનો અગ્ની કદી કામમાં આવતો નથી, ભજે તે દેહ માહારો એવુ કયારે સસજવું કે જ્યારે દેહથી આત્મા છુટો પડે ત્યારે. એ રીતે કાયા તજ્યા પછી આત્મા માહારો દેહ છે એમ સમજવું. ખોળીયું બદલાયા વિના ભજનથી જે ઉંચ માને છે. તેમને પાપી પ્રાણીઓ જાંણવા ઉંચ માણસે નીચને કદી નમવું નહી. જો નમશે તો નીચ યોનીને પ્રાપ્ત થશે. નીચ યોનીનો ઉંચને મનાવે તો શત વર્ષ સુધી અઘોર નર્ક ભોગવે છે નીચ ગધેડી ગંગામાં ન્હાઇને ભસ્મમાં કાયા બોળે, વળી ઓખરં કરતી હોય અને ચોખ્ખી રહેતી હોય તો કદી પણ પુંજાય નહી. અને ગાય ગંદી રહેતી હોય, ઓખર કરતી હોય, તો પણ ઉત્તમ યોની હોવાથી સદા તેનું પુજન થાય છે, આ દ્રષ્ટાન્તનું સીદ્ધાન્ત એ છે કે નીચ દેહીની ઉંચ કૃતીથી કદી પગે પડવું નહી, ઉંચ દેહીનાં કર્મ, ગુપ્ત પણે નીચાં હોય તો પણ તેને નમવું યોગ છે. આકડાનું દુધ ઉજળ દેખાય છે, પણ જો કોઇ માણસ પીએ તો જીવ જતો રહે. અને ગાયનું દુધ સામળુ હોય છે. પણ તે પીવાથી પુષ્ટી થાય છે. સ્ત્રી સતી હોય તેથી કરીને માતુશ્રી મનાય નહિ અને મા કદાચ વ્યભીચારીણી હોય પણ તેને સ્ત્રી મનાય

નહિ માટે આ દ્રષ્ટાન્ત ઉપરથી એવું સીદ્ધાન્ત લેવું કે બ્રાહ્મણ સીવાય અન્ય વર્ણ ગમે તેટલો ઉંચનો આચાર પાળે તો પણ ઉંચ થતો નથી અને ઉલટો બંધન થઈ નર્કવાસ ભોગવે છે. નીચ દેહ કદિ ઉંચ થતો નથી. હે ધરમરાજા ? વળી આગળ ઉપદેશ કરીશું ધરમરાજા કહે આપનો ઉપદેશ થવાથી મને વ-ણોજ આનંદ થયો છે પછી દ્રૌપદી વીષ્ણુને પગે લાગી અને ભુલ ચુકની માફી માગી. શંખનો જયજય શબ્દ થવાથી પાન્ડુરાજા સ્વર્ગ વાસી થયા કુંતાજી તથા પાન્ડવો ઘણોજ આનંદ પામ્યા. પ્રભુ કહે હવે ચાલો ઘેર જઇએ. સઘળા વાજતે ગાજતે ઘેર આવ્યા. તે પછી ભગવાન દુરીયોધનને કહેવા લાગ્યા કે તમે ઓરડે જઇ બ્રાહ્મણોને સોનાનાં દાન આપો સર્વ બ્રાહ્મણોને વીવેક પ્રમાણે આપજો. એટલે પાપી દુર્યોધન હરખાતો હરખાતો મામાની પાસે આવ્યો મામો કહે કેમ છત્રપતી આટલા બધા ખુશી થયાછો ! દુષ્ટમતી કહે આજ પાંડવોની લાજ લેવી છે. માટે ખુશી થયો છું. શકુની બોલ્યો ધન્ય છે, પછી દુષ્ટમતી તથા મામો બેઉ જણા ઓરડો ઉઘાડી અંદર પેઠા. પાપી કહે ચાલો મામા આજ તમામ ભંડાર લુ-ટાવી નાંખીએ. મામો બોલ્યો હાલને હાલ લુંટાવીએ છીએ, ભીમસેન સર્વ બ્રા-હ્મણોને કહેવો લાગ્યો કે અરે મહારાજા અમારા ઉપર કૃપા કરી દાન લેવા પધારો. એટલે બ્રાહ્મણો દાન લેવા ઓરડા પાસે આવ્યા; દુર્યોધને ઓરડો ખુલ્લો કર્યો એટલે બ્રાહ્મણોની અસંખ્ય ભીડ ભરાઇ, દુષ્ટને લુંટાડવાનો તથા ખુટાડ-વાનો અતીશય ભ્રમ વ્યાપી રહયો છે, તેથી જે બ્રાહ્મણ શેર સોનું માગે તેને બે મણ આપે બ્રાહ્મણોથી ઉચકી ન શકાય એટલું કુંડીયો ભરી ભરીને સોનું આપવા લાગ્યો. પણ એના હાથે પદમ હતું તેથી જેટલું આપે તેનાથી બમણું વધે; એ પ્રમાણે આખા ઓરડામાં વધીને ફેલાઇ ગયું, જેમ આપે છે તેમ વધે જાય છે; ઓરડામાંથી ઉભરાઇ ઉભરાઇને બહાર આવવા લાગ્યું દુરીયોધન કહે મામા આશું ! એમ કહી પોતે વીસ્મય પામી ગયો. મામો બ્રાહ્મણોને બે-ઘણું ચોવણું અપાવે છે; તેમ તેમ દુષ્ટ દુરીયોધનને તાન આવે છે. બ્રાહ્મણોને કહે છે કે અરે મહારાજો તમારાથી ઉચકાય તેટલું લેઇ જાઓ, પદમના પ્રતાપ-થી જેમ આપે છે, તેમ વધે છે, દુરીયોધન કહે મામા, હવે કોઇ લેનાર રહ્યું નથી અને સોનું તો હતું તે કરતાં બમણું થયું, હવે તેનો શો ઉપાય કરીશું ? મામો કહે આતો મહેનત છુટી પડી કહો ના કહો પણ કૃષ્ણ કાળીયાએ કંઇ જડી બુટી ઘાલેલી જણાય છે એટલામાં ભીમ આવી પહોંચ્યો, દુરીયોધન કહે તમારૂં સંભાળીલ્યો હવે કોઇ બ્રાહ્મણ લેનાર નથી એમ કહીને ઓરડો સોંપી

દીઠો. ભીમસેન વીસ્મય થયો કે સોનું હતું તે કરતાં આટલુ બધુ વધી જવાનું શું કારણુ હશે ? એવામાં ત્યાં કૃષ્ણુજી આવી ચઢયા, ભીમ કહે અરે મહારાજા થોડું આપતાં ઘણું વધ્યું તેનું શું કારણુ ? પ્રભુ કહે દુરીયોધનના જમણા હાથે હથેળીમાં પદમ છે તેના ઉપર જમનો વાસો છે; તે વાતની તેને ખબર નથી જો તેને ખબર હોય તો ઘરમાંથી દાન આપે તેનાથી બમણું વધે પણ ઉપર જમ બેઠા છે તેથી આપી શકતો નથી. પરઘેર ખુટાડવાને આવ્યો પણ પોતે તો પાપીનો પાપી રહયો. ભીમ કહે શાબાશ છે દિનાનાથ, તમે જે વખતે કુંચી આપી તે વખતે અમે અધીરા હતા. આપ અંતર્યામી છો વળી સર્વ ભેદને જાણુવા વાળા છો, પણુ અમારી અલ્પ બુદ્ધિથી અધીરા થયા હતા. એમ કહી ઓરડો અટકાવ્યો અને જય જયકાર થઇ રહયો. પાન્ડવોને બ્રાહ્મણોનો અતી આશીર્વાદ મળ્યો. પછી પ્રભુએ અર્જુનને આજ્ઞા આપી કે સર્વને આનંદ થાય તેવી તમે સુશોભીત સભા રચો એટલે અર્જુનજી ઉભા થયા અને સભા રચવાનો વીચાર કરવા લાગ્યા. પછી બહોળી જગ્યા શોધી કહાડી અને પોતે ત્યાં એવી સભા રચી કે જળ હોય ત્યાં સ્થળ દેખાય અને સ્થળ હોય ત્યાં જળ દેખાય. એમ ઘણા પ્રકારની કારીગરી કરી સુંદિર સભા રચી બારણું ત્યાં ભીંત ને ભીંત ત્યાં બારણું એમ અવળું દેખાવા લાગ્યું. સભાની પાસે એક મહેલ છે. ત્યાં સ્ત્રીયોને બેસવાનું રાખ્યું છે. ને સભાની સુંદર શોભા બનાવી પ્રભુની પાસે ગયો. એટલે પ્રભુએ ખબર આપવા ચાર શેવકોને મોકલ્યા સૌ ક્ષત્રીઓને ખબર આપી કે સભામાં પધારો એટલે સરવે ક્ષત્રીઓ સભામાં ચાલવા લાગ્યા શેદેવજી સભાના દ્વારે બેઠા છે. જે રાજા આવે છે તેના હાથમાં સોનાના તારે બાંધેલી સોનાની અંગુઠી આપે છે. તે અંગુઠી પછાડતા પછાડતા સહુ રાજા જાય છે, અને જ્યાં જળ આવે ત્યાં લુગડાં ઉંચાં લે છે, જેમ મરજીમાં આવે તેમ પોતે આસન ઉપર બેસે છે, સભા જોઇને સર્વ રાજા ખુશી થાય છે. એ પ્રમાણે સર્વ રાજાઓ બેઠા, જ્યાં મહેલનો જરૂખો છે ત્યાં પ્રભુની તથા કૌરવોની સ્ત્રીઓ બેઠી સૌના વચમાં દ્રૌપદી બેઠી, તેની જમણી બાજુએ રૂક્ષમણીજી બેઠાં છે અને ડાબી બાજુએ ભાણુમતી બેઠી છે, વળી બીજી અનેક સ્ત્રીઓ ભરાઇને બેઠી છે, એ પ્રમાણે સરવે બેઠી બેઠી સભાનિ શોભા જોયા કરે છે; વૈશમપાય કહે છે હે રાજા, હવે સભામાં સરવે રાજાઓના આવ્યા પછી કૌરવ આવવા લાગ્યા, દુરીયોધન ચાલતાં ચાલતાં ઉંચી દ્રષ્ટી રાખે છે, દુષ્ટ મતીએ સ્ત્રીયોમાં બેઠેલી દ્રૌપદીને જોઇને કહ્યું કે મામા ! જેમ વીજળી ચમકે છે તેમ દ્રૌપદી કેવી

ચળકે છે ? અને મારી રાણી ભુતડી જેવી દેખાય છે, એવી વાતો કરતા કરતા ચાલ્યા જોશીએ જાણ્યું કામી આવ્યો એટલે પોતે ઉઠીને અંગુઠીઓ લેઇ ખશી ગયા; એટલામાં દુરીયોધન જરૂખામાં જોતો જોતો સભાના દ્વારમાં પેઠો; તેવો પહેલો ખંડ આવ્યો; ત્યાં સ્થળનું જળ દેખાયું કે; દુષ્ટે લુગડાં ઉંચાં લીધાં; એટલે સરવે રાજાઓ મનમાં હસવા લાગ્યા એવામાં જળનો ખંડ આવ્યો ત્યાં સ્થળ દેખાવાથી લુગડાં મુકી દીધાં તેથી જળમાં પડયો ને વસ્ત્રો પાણીમાં પલળ્યાં; તે જોઇ સકળ સભા હસી પડી, જરૂખામાંથી સતી દ્રૌપદીજીએ જોઇને રૂક્ષમણીને કહેવા લાગ્યાં કે અરે રૂક્ષમણી તાળી લ્યો છત્રપતીની કેવી હોંશીયારી છે. તેમ કેવા ચતુર છે ? હું જાણતી હતી કે ચતુર છે પણ ત્રપુઅધના આંધળા જેવા. પાપીએ તે વાત સાંભળી ગુસ્સો કર્યો. મામો કહે તું પાછો જા અને રૂપાળી છાકમાં છકી ગઈ છે તેને ચાર તમાચા ચોઢી દે. દુરીયોધન કહે એ આજ કાલની આવેલી મને મ્હેણું દેનાર કોણ એમ કહી પાપી પાછો વળી મહેલમાં જવા જાય છે એટલામાં ફરતો ફરતો ભીમસેન આવી પોહોંચ્યો. મામો કહે અરે છત્રપતી પાછા વળો, નહી તો ભીમ મારી નાંખશે દુષ્ટમતી ભય પામી સભામાં પેઠો ક્રોધમાં રાતો તાતો થઇ પોતાના આસન ઉપર જઇને બેઠો સકળ સભા ભરાઈ ચુકી એટલે ધરમરાજા આવ્યા, પોતાના હાથમાં પુજાપાની થાળ લીધી છે, તે જોઇ સકળ સભા આનંદ પામી. યુધિષ્ટર સભાના તમામ રાજાઓને પુછવા લાગ્યા કે હવે પહેલું પુજન કોનું કરૂં ! સૌ સભાએ કહયું કે કૃષ્ણજીનું કરો. એટલે શીશુપાળ ક્રોધ કરીને બોલ્યો કે એનું પુજન નહી થાય એ આહીરનો પુત્ર છે. વળી ભરવાડો, પેંડારો, ગાયોનો ચારનારો, મામા મારીને મારનારો પરનારી હરણ કરનારો એ કેદાકાડાનો મોહોટો થઈ ગયો. એવું એવું બોલી ગાળો દિધી તે પ્રભુએ ગાળોના લીટા તાણ્યા તો સો ગાળો થઈ. એટલે પોતે પડેલું સંપુટ કરમાં લીધું, અને સો ગાળનો ગુનો ગણી તેનું મુસ્તક છેદી નાંખ્યું. સકળ સભા ખુશી થઈ. પછી ધરમરાજાએ પ્રભુનું પ્રેમવડે કરીને પુજન કરયું પછી સરવ રાજાઓનું કરયું, પછી જેવો રાજા તેવો સરપાવ આપ્યો બળદેવજીએ કંકુનો કંકાવટો હાથમાં લીધો અને ઉભા થઇને અભેમન્યુના લેલાટે ચાંલ્લો કર્યો પછી કહ્યું કે મારી પાળક પુત્રી સુખેનની સુરેખા છે તેનો વીવાહ અભેમન્યુ સાથે કરયો. તે સાંભળી સકળ સભા ખુશી થઇ અને એક એકને કહેવા લાગ્યા કે બળદેવજી ઘણું સારૂં કરયું પછી સર્વે જણે વીદાયગીરી માગી. કૈરવ સીવાય સઘળા ક્ષત્રીઓ પોતાના દેશ ગયા. પછી પાન્ડવો કુંતા-

જીને પગે લાગ્યા. કુંતાજીએ કહ્યું. તમે ઘણા દીવસ મહેનત કરી છે, માટે નીરવરતીથી ભોજન કરો પાન્ડવોમાંથી ધરમરાજા બોલ્યા, અરે માતાજી હજી કોરવો આવ્યા નથી; તે આવે એટલે સાથે બેસીશું એવામાં કૌરવો આવી પહોંચ્યા. કુંતાજી કહે બેટા દુરીયોધન ચાલો ભોજન કરી લ્યો. દુરીયોધન કહે કુંતા કાકી અમારે કંઈ જમવું નથી. અમે તો જસના ભુખ્યા હતા તેથી જસ લેઇને જાત ભાગી નાંખી, પણ આખરે મ્હેણાં ખાવાં પડયાં. કુંતા કહે શુ મ્હેણુ દિધું ? કોણે તને કટુ વચન કીધું, એટલે દુરીયોધન બોલ્યો કે આજકાલની છર ભરેલી દ્રૌપદીએ મ્હેણું દીધું. એના રૂપમાં ભાગી પડે છે પણ એનું રૂપ એને ગંધાય; હું શા માટે એનુ મ્હેણું સાંખી રાખું ! પંચાળની બેટી બહુ બેહેકી ગઈ છે. શું ઘરમાં તમારૂં કંઇ ચાલતું નથી કે શું ! એવું સાંભળી કુંતા સતીને અતીશય ક્રોધ ચઢયો અને બોલી ઉઠયાં કે ખરા રંગમાં ભંગ પાડયો. એ મોટા કુળ વાળી કયાં ગઈ ! એવું સાંભળી સતી દ્રૌપદીજી રડતાં આવ્યાં. કુંતાજી કહે તારી જીભડી ખેંચી નાંખીશ. આવું મ્હેણું દેતાં કયાંથી શીખી ! મ્હેણાં દેવાં હોય તો તારે પીયેર જા. મારા ઘેર એવું ચાલવાનુ નથી. સારી રીને રહેવું હોય તો રહે નહી તો તમારા પીતાજીના ત્યાં ચાલ્યા જાઓ એટલે દ્રૌપદી આંસુ લાવીને બોલી કે અરે માતાજી મારી મોટી ભુલ થઈ ગઇ છત્રપતી મારે પીતા તુલ્ય છે. તેમને મેં મારા પીતા જાણી મ્હેણું દીધું હતું હું છોકરૂં છું અને તેનો મારા પીતા તુલ્ય છે. પછી સતી દુરીયોધનને ખોળા પાથરી કહેવા લાગી કે અરે છત્રપતી હુંતો તમારૂં છોકરૂં છુ. મારી મોટી ભુલ થઇ ગઇ; હવે પછી કોઇ દીવસ હું તમને કંઈ કહેનાર નથી. દુષ્ટમતી મનમાં વિચાર કરે છે કે હજુ મને તાત કહિ બોલાવે છે એવો પેટમાં બળાપો થાય છે એવામાં ભીમશેન આવી પહોચ્યો. માતાજીને પુછે છે કે શાનો શોરબકોર કરો છો ! કુંતા કહે તારી સ્ત્રી દ્રૌપદિએ દુરીયોધનને મ્હેણું દીધું ભીમસેન કહે એવું શું મ્હેણું દીધું છે ! દુરીયોધન કહે મને આંધળાનો પુત્ર કહયો. ભીમ બોલ્યો, અલ્યા શીદ આંધળે બેહેરૂં કુટાવો છો; હું તેનો ન્યાય કરૂં છું. એમ કહી કુંતાને કહેવા લાગ્યો કે એમાં શી ખોટી વાત કહી ! એમાં શું મોહોટું દુઃખ લાગ્યું ! આંધળાનો પુત્ર છે તેથી દેખતાનો કેમ કહેવાય ! માતાજી તમે હાથે કરીને જુઠું બોલાવો છો ! નારીએ બરોબર સત્ય વચન કહ્યું છે. આંધળાનો છોકરો સત્તરવાર, એમાં તલમાત્ર ખોટું કહ્યું નથી એવાં ભીમનાં વચન સાંભળી દુરીયોધન બોલ્યો, હવે મેં તારી ઠગાઈ જાણી લીધી હવે હું તારી સ-

ગાઈ રાખતો નથી. એમ કહી રીસાઇ ગયો. કુંતાજી કહે રડયા તેને તેં પાછો ઘરમાં કુસંપ કર્યો ભીમ કહે છો થયો, મારે ને એને જરા પણ બનવાનું નથી; કારણ કે તે દુષ્ટમતી દુરાચારી છે. એમ કહી સમાધાન કર્યું પછી સરવે આનંદથી રહ્યાં છે. વૈશમપાય રૂષિ કહે હે જન્મેજે રાજા એ કથા એટલેથી રહી, હવે દાન્‍ગ્વાખ્યાનની સુંદીર કથા શાંત વૃત્તિ રાખીને શ્રવણ કર,



## વિશ્રામ પહેલો.



દાંન્‍ગ્વાખ્યાનની કહુ કથા, સુણ જનમેજય રાય;
વ્યાસ વલ્લભ મુખઉચરે, શ્રવણ કરો શ્રોતાય.

વૈશમપાય રૂષિએ જન્મેજે રાજાને જે કથા શ્રવણ કરાવી તે હુ કહી સંભળાવુંછું. હે શ્રોતાજનો? કથાને દ્રષ્ટાંતરૂપ સમજશો તોજ તમને જ્ઞાન થશે. જેવી રીતે દુધને પાણી એકઠું કરયું હોય તેમાંથી હંસ દુધ દુધ પી જાય છે અને કાગડો પાણી પી જાય છે. માટે હંસની માફક દુધ પીવાની વૃત્તિ રાખો અને પાણી પીવાની વૃત્તિનો ત્યાગ કરો જ્યાં ને ત્યાં પ્રભુની સ્તુતી કરવાનું કહ્યું છે, માટે આત્મા પરમાત્મા જુદા માનીને જ્ઞાન સ્વરૂપ જે પરમાત્મા તેમને યથાર્થ સમજો અને તેમનું એકાગ્ર ચીત્તે ધ્યાન ધરો, જેથી કરીને મોક્ષપદને પ્રાપ્ત થવાય. કંઇ કથાઓ વાંચવાથી મોક્ષપદ મળતું નથી માટે અનુભવી પાસેથી જ્ઞાન કરી, તેનું મનન કરી, અનિતીનો ત્યાગ કરી.મોક્ષપદને પ્રાપ્ત થાઓ જેથી કરીને જન્મમ્રત્યુ ટળી જાય. આ દાંગ્વાખ્યાનની કથાને જે પુરૂષ સાંભળી શીખીને સંભળાવશે તો ત્રીવીધી તાપ ટળી જશે, અને પશુનો દેહ પ્રાપ્ત થશે નહી; તેમજ કોઇ મ્હોટાનો શ્રાપ પણ છુટી જશે. એક વખત ઇંદ્રિપુરીમાં દેવલોકો સભા કરીને બીરાજ્યા હતા. ત્યાં વાદ વીવાદ તથા વિનોદ કરતાં કરતાં શોક ઉત્પન્ન થયો. એટલામાં ઉરવંશી નામની એક રંભા આવી પહોંચી. તેની કનકના સરખી કોમળ કાયા છે, મૃગની જેવી આંખો છે, કેશની વેણી વાળેલી છે એ પ્રમાણે વરણન કરતાં શેષ પણ થાકી જાય એવી અતીસે રૂપાળી છે. તે તારૂણીને જોઇ દેવલોકો આનંદ પામ્યા. થોડીવાર પછી દેવલોકોએ કહ્યું કે અરે સ્ત્રી તું સભામાં નૃત્ય કર. એવી આજ્ઞા આપી એટલે રંભાએ નાચનો

આરંભ કરયો એવો સુંદીર નાચ કરે છે કે જો પામર પ્રાણી નજરે જુએ તો તરતજ સ્થંભીત થઈ જાય વાજીંત્ર વાગવાથી અતીશય મીઠાશ લાગે છે. સરોદા, સરણાઇ, જળત્રંગ, મોરચંગ, મર્દંગ, નસ્ત્રંગ, પખવાજ અને ખવાઈ એ સીવાય અનેક પ્રકારના વાજીંત્રો વાગવા લાગ્યાં. ઘમઘમ ઘમઘમ ઘુઘરા બોલે છે તેથી દેવલોકો ખુશી થાય છે. તેવા સમયને વિષે દુર્વાસામુની આવી પહોંચ્યા. એટલે સર્વ સુરલોકો ઉભા થઇને બોલ્યા કે ભલે દરસન આપ્યાં, પધારો પધારો મહારાજા એમ કહી આસન આપ્યું વળતી સુરપતી કહે અરે અપ્સરા તું અમને તો ખુશી કરે છે, પણ આ રૂષિને ખુશી કરીને પ્રેમ ઉપજાવ્ય. મુનીનુ મન મોહીત થાય તેવું નાચ કરે તો તારી ક્રીયા સાચી. દેવ લોકોનું કહેવું સાંભળી સ્ત્રી બોલી અરે સુર લોકો ! મેં તેત્રીસ કોટીને લબ્ધ કર્યા તો બ્રાહ્મણ કોણ માત્ર છે ! એમ કહીને નૃત્ય આરંભ કરયો. મનમાં એવો અભીમાન ધારણ કરયો કે જરૂર આ બ્રાહ્મણને લબ્ધ કરૂં, બરોબર લક્ષધરીને જેટલી ક્રીયા હતી તેટલી કરી વળી, તો પણ રૂષિજી બીલકુલ રીજ્યા નહી, અને જરા પણ મોહીત થયા નહી, મહાદેવજીનો નૃત્ય જોયેલો છે તેથી આ નૃત્યને કેમ પસંદ કરે ! રૂષિ બીલકુલ ખુશી થયા નહી તેથી ઉરવંશીને અપાર ક્રોધ ચઢયો, ક્રોધ કરીને બોલી કે બ્રાહ્મણ જરૂર ઝેરીલો દ્વેશી છે, મન તો માન્યું છે પણ મોંઢે કંઈ બોલતો નથી, જો અંતર ઉલટ ન આણતો હોય તો પછી પશુ સરખો સમજવો, તે પામ્મર મારા નૃત્યમાં શું જાણી શકે એવાં એવાં વેણ સાંભળી રૂષિને ઘણો ક્રોધ ચઢયો ને કહ્યું કે તું શું બોલી દુષ્ટ રંડા ! એમ કોપ કરીને દુર્વાસાએ શ્રાપ દીધો, નીશાએ સ્ત્રી અને દીવસે ઘોડી થઇને પૃથ્વી ઉપર પડજે અને તર્ણ તથા જળથી ઉદરભરી રણમાં રખડજે, એ પ્રમાણે અપ્સરાને શ્રાપ આપ્યો, અપ્સરા અકળાઈ અને ત્રાસ પામી રડવા લાગી, તેનું શરીર થર થર કંપવા લાગ્યું સઘળા દેવ લોકો તરફડવા લાગ્યા અને હાહાકાર વરત્યો, સુરલોકો શોક કરે છે કે આપણે આ રંભા સીવાય તો ચાલશે નહી, આ નારી સીવાય સ્વર્ગ સુનુ પડશે, એમ કહી દેવતા લોક મુનીને કરગરવા લાગ્યાં રૂષીને દયા ઉપજી કે શ્રાપને નીવારણ કરૂં તો ઠીક, રૂષિજી કરૂણા કરીને કહેવા લાગ્યા કે હે સુંદરી જ્યારે સાડા ત્રણ વજ્જર ભેગાં મળે ત્યારે તું સ્વર્ગમાં આવજે, એમ શ્રાપનો અનુગ્રહ કરીને પોતે ત્યાં ચાલી નીકળ્યા, અપ્સરા કહે અરે સુર લોકો ! મને આજ્ઞા આપો તો હું પૃથ્વિ ઉપર ઘોડી થઈ રૂષિના શ્રાપને અંગીકાર કરૂં, હું દોશ કોનો કાઢું ! મારા ભવીશમાં હતું તે થયું, એમાં કોઇનો ઇ-

લાજ નથી, વનમાં પશુનું વપુ ધારણ કરીશું અને દુઃખ વેઠીશું, તમારાથી બને તો છોડાવાનો ઇલાજ કરતાં રહેજો, આપનું હેત સાંભરી આવશે તો રડી રડીને રહીશું પશુના વર્ગમાં પડી રહીશું તેની તમને લાજ છે. એમ કહી અપ્સરાએ આજ્ઞા માગી, દેવ લોકોએ આજ્ઞા આપીને કહ્યું કે અમારાથી બનશે તેટલી યુક્તી કરીશું, અપ્સરાએ ઘોડીનું રૂપ ધારણ કરયું અને અંતરીક્ષથી પૃથ્વી ઉપર ઉતરી પડી, તેનું સ્વરૂપ પચરંગી છે, શામચર્ણ છે, સુંદીર કેશ છે, શ્વેત શરીર છે, કાન રકત છે, સોવ્રણ સરખું મુખ છે, પુછ પીત વરણું છે એ પ્રમાણે રૂપ ધારણ કરીને ટુંકી ચાલે ચાલવા લાગી, ચાલતાં ચાલતાં યુમના તીરે આવીને ઘાસ ચરવા લાગી, ઘાસ ચરે છે અને યુમનાનું સુંદીર નીર્મળ જળ પીએ છે, એમ આખો દીવસ ફરે છે અને જે વખતે રાત્રી પડે છે તે વખતે સુંદીર સ્ત્રી થઇને ઝાડ ઉપર ચઢીને બેસી રહે છે, આખી રાત ઝાડ ઉપર ગાળે છે અને દીવસે ઘોડી થાય છે, સુર્યનારાયણ ઉદય થાય છે એટલે પોતે ચારો ચરે છે, હવે યુમનાની સામી તીરે એક સુંદીર દેશ છે ત્યાં દાંગ્વનામનો રાજા રાજ્ય કરે છે, તે રાજાને બહુ બળવાળા સાત ઘોડા છે, તેનો અનુચર હંમેશાં મધ્યાન કાળે પાણિ પીવા લેઈ જાય છે, એક દીવસ તે ચાકર ઘોડાને પાણી પાવા ત્રડ ઉપર લાવ્યો સામી તીરે અપ્સરા ઘોડી થઇને ચારો ચર્યા કરે છે ઘોડાએ એ ઘોડીને જોઈ પાણી પીવાનું મુકી દિધું, અને અનુચર પાસેથી છટકી ઘોડીની પાછળ દોડયા. આખો દહાડો ભુખ્યા ભમ્યા, પણ ઘોડી હાથ આવી નહિ. સુર્ય મેર બેઠો એટલે ઘોડી સ્ત્રી બની વૃક્ષ ઉપર ચઢી ગઈ. ઘોડાઓ દીલગીર થઈ પાછા વળ્યા. એ પ્રમાણે નીત્યની લેહ લાગી તેથી ઘોડાઓનું શરીર સોસાવા લાગ્યું રાજા એક વખત ઘોડારમાં ફરવા આવ્યો, ત્યાં સઘળા ઘોડા દુર્બળ દીઠા તેથી રાજાએ દાસને પુછયું ઘોડા કેમ સુકાય છે ! દાસ કહે અરે રાજાજી મારી અરજ સાંભળો. હમેશાં જ્યાં જળપાવા લેઈ જાઉં છુ ત્યાં, કોકની ઘોડી જોઇને હાથ રહેતા નથી એટલે રાજા બોલ્યો, એવી કોની ઘોડી છે ! દાસ કહે મહારાજા મને તેની ખબર નથી. રાજા કહે ગમે તેની હશે પણ કાલે હું બાંધિને આપણા ઘેર લાવીશ. કાલે પાણી પાવા હું લઈ જઇશ. એમ કહી રાજા ઘેર ગયો. અનુચરે ઘોડાઓને દાણો ખવરાવ્યો તથા ખરેરો કર્યો. એમ કરતાં કરતાં રાત્રી પડી એટલે રાજા સુઈ રહયો પણ ઉંઘ આવતી નથી, બીજે દીવસ થયો એટલે રાજાએ ચાકરને બોલાવી કહ્યું કે એક ઘોડો લાવ્ય.ચાકરે ઘોડો લાવીનેઆપ્યો, રાજાએ અશ્વ ઉપર ચઢી બેઠો. પછી દાસને હુકમ કર્યો કે તું બીજા ઘોડાઓ લેઇનેબારી

સાથે ચાલ. ચાકર ઘોડારમાંથી ઘોડા લાવ્યો અને રાજાની સાથે ચાલ્યો. બેઉ જણા ઘોડા સહીત નદી ઉપર આવ્યા. ઘોડાઓએ ઘોડી દેખી એટલે સુરસપાટે દોડયા' રાજા જોવાને ઘોડા ઉપર ચઢી રહેલો તેમની પાછળ દોડયો. ચાકર પાછો ગયો. રાજા આખો દીવસ ભમ્યો, દીનમણી આથમ્યો એટલે ઘોડીના રૂપનો ત્યાગ કરી સ્ત્રી બની ગઇ. સ્ત્રીનુ રૂપ ધારણ કરી ઝાડ ઉપર ચઢવા લાગી. દાન્ગવરાજા ઘોડા ઉપરથી ઉતરિ તેની પાસે ગયો. રાજાએ તેનો હાથ ઝાલીને કહ્યું કે અરે સુંદરી તું કોણ છે! ભુત પ્રેત કે દેવી છે! તારી નાત, જાત, ગામ, ઘર કયાં છે! તારૂં નામ શું છે. અને શા માટે અહીં આવી છે? એટલે ઉરવંશી બોલી, અરે રાજા હું ઇંદ્રિ રાજાની અપ્સરા છું, તેમાં તમારે શું કામ છે! રાજાએ કહ્યું સાચું બોલ નહી તો માઠું પરીણામ આવશે. એટલે અપ્સરા બોલી કે મારૂં નામ ઉરવંશી છે રૂષિના શ્રાપથી હું બે દેહ ધરૂં છું અને વનમાં વસુછું. આવિ મધુરી વાણી સાંભળીને રાજાના મનમાં ચટકી લાગી. સુંદીર સ્વરૂપવાન જોઇને તદરૂપ બની ગયો. નમીને બોલ્યો કે મારા ઘેર પધારો, તમને પટરાણી થાપીશું. ખાન પાનનું સુખ આપીશું. મને અતીશય મોહ ઉત્પન્ન થયો છે. ઉરવંશી કહે તમારૂ કહેવું સત્ય લાગે છે પણ હું કહું તે કરો તો આવુ. રાજા કહે તમે જેમ કહેશો તેમ કરીશ અપ્સરા કહે શીત્ર, વિષ્ણુ મને માગે પણ તમે આપશો નહી. એક પલાવાર માગે તો પણ આપશો નહી. રાજા કહે તે વાત ખરી છે. પણ મારે તમને પુછવાનિ જરૂર છે, કારણ કે મારા કરતાં કોઇ જબરો રાજા તમને માગે તો શું કરવું! જો તેવાને હું ન આપું તો રણ સંગ્રામ માગે. તે વખતે મારે શું કરવું તેનો જવાબ આપો. અપ્સરા કહે બીજાને શરણે જવું અને જો શરણ રાખનારો ન મળે તો મને લેઇને બળી મરવું રાજા કહે મારે કબુલ છે. એમ કહી વચન આપ્યું એટલે રાજા ઘોડે બેસારીને સુંદરિને પોતાના ઘેર લાવ્યો. રાત્રીએ સ્ત્રી રહી દીવસે ઘોડી થાય છે. રાજા ઘાસ ચારો નાંખી તથા પાણી પાઈ ચાકરી કર્યા કરે છે. એમ કેટલાક દીવસ વીત્યા પછી દેવ લોકો શોકાતુર થયા અને નારદને બોલાવી સરવે વીનંતી કરવા લાગ્યા. અરે નારદજી તમારા છતાં અમને ભીડ પડી છે નારદે કહ્યું એવી શી ભીડ પડી છે! હું સ્વર્ગમાં હમેશા સુખ દેખતો અને આજ તમે સઘળા ઉદાશી છો, તેનું શું કારણ છે! શે દુઃખે તમે આનંદને ભુલી ગયા. તે વાત મને કહી દો; તમારૂં દુઃખ નીવારણ કરીશ, તે સાંભળી સુર લોકો બોલ્યા, ઉરવંશી નામની રંભા હતી તે દુર્વાસા રૂષિનો શ્રાપ પામી છે. દીવસે ઘોડી થાય છે અને રાત્રીયે

સ્ત્રી બને છે. પૃથ્વી ઉપર ભમ્યા કરે છે. તેથી એના સીવાય અમને બીલકુલ ગમતું નથી. જો સાડા ત્રણ વજ્જર ભેગાં કરાવો તો શ્રાપ નીવારણ થાય શ્રાપ નીવારણ થશે એટલે અપ્સરા સ્વર્ગમાં આવશે, એવું સાંભળી નારદજી બોલ્યા, હું પૃથ્વિ ઉપર પરવરૂં છું અને સાડા ત્રણ વજ્જર ભેગાં કરાવી શ્રાપને નીવારણ કરૂં છું, યુદ્ધ થયા વિના સાડા ત્રણ વજ્જર કોઇ કાળ ભેગાં થનાર નથી, મારે પણ ટંટો જોવાની ગમત પડશે, એમ ધારી પોતે પૃથ્વી ઉપર આવ્યા અને દ્વારીકાં ગામ છે ત્યાં આવવાનો વીચાર કરવા લાગ્યા, કૃષ્ણ પ્રભુ ત્યાં રાજ્ય કરે છે. અને સોળ હજાર એકસોને આઠ મોહોટાં ધામ છે નગ્ર ઘંણુજ સોહયામણું શોભે છે વળી પ્રભુના એક લાખ સાઠ હજાર એકાશી સંતાન છે, તે સહુના મહેલ જુજવા જુજવા છે. પુત્રોમાં પ્રદ્યુમાન સર્વથી જેષ્ટ છે, તેમજ બળવાન, ગુણવાન તથા રૂપવાન પણ પોતેજ છે નારદજી તેના ધામમાંજ પધાર્યા. પ્રદ્યુમાને માન દેઈ આસન આપી બેસાડયા, નારદે પ્રદ્યુમાનનાં ઘણાં વખાણ કર્યાં. વળી કહેવા લાગ્યાકે તું બહુ ભાગ્યશાળી છે તારા વૈભોગનું હું શું વર્ણન કરી શકું ! ત્રણ લોકમાં તારા સરખું કોઈ પુરૂષને સુખ નથી માત, તાત, ભ્રાત અને પુત્ર પરીવાર તેમજ રીદ્ધિ સીદ્ધીપણ અનેક પ્રકારની છે. નવેગ્રહ તારા પલંગના પાયે છે. સંસારનો સસળો લ્હાવો તારેજ ઘેર છે, આ સઘળું જોઈ હું આનંદ પામ્યો છું, પણ એક વાતે ખામી રહી છે, પ્રદ્યુમાન કહે જે કહેશો તે આજને આજ સીદ્ધ કરીશ અને સુખ લેઇશ નારદજી બોલ્યા, તું તારૂં બોલેલું વચન પાળજે દાન્ગવરાજાના ત્યાંથી ઘોડીને મંગાવી લે. ત્રૈણ લોકમાં એવી રૂપાળી ઘોડી નથી હું આટલા દીવસથી ફરૂં છું પણ કોઈ જગ્યાએ તેની જોડ મળી શકતી નથી. ઘણું નહી તો એક ચાર ઘડી પણ મંગાવી લે જ્યારે તું આ કાર્ય સીદ્ધ કરે ત્યારે તું પ્રભુનો પુત્ર ખરો. ધન્ય છે તારી માનું પેટ મંગાવે નહીતો છોકરી જેવો તેમજ ઉલટી દૈવની વેઠ જેવો નીવડયો, એવું કહીને નારદજી વીદાય થઈ ગયા. કુંવરના મનમાં તો ચટકી લાગી ગઇ છે. તેજ દીવશે બળદેવજીના ઘેર સર્વને ભોજન કરવાનું હતું તેથી સગાં સહોદર, પુત્ર પરીવાર જમવા સારૂ આવ્યાં ફક્ત એકલો પ્રદ્યુમાન આવ્યો નથી. બળદેવજીએ પુછયું કે હજુ સુધી પ્રદ્યુમાન કેમ આવ્યો નથી ! એટલે રૂક્ષમણીજી બોલ્યાં, તમે જઇને બોલાવી લાવો. એવું સાંભળીને બળદેવજી બોલાવા ચાલ્યા પ્રદ્યુમાનના ધામમાં પ્રવેશ કરયો. પ્રદ્યુમાનને કહ્યું કે ઉઠો બેટા ભોજન કરી લ્યો. સહુજણ તમારી વાટ જોઇ બેશી રહ્યાં છે. અમને ઘણો ઉ-

ચાટ કરાવ્યો, આટલી બધી વાર કેમ બેશી રહ્યા ! પ્રદ્યુમાન કહે ગમે તે માટે. મારે તમારા ઘેર આવવું નથી અને જમવું પણ નથી. બળદેવજી પુછે છે કે નહી જમવાનું શું કારણ છે ! પ્રદ્યુમાન કહે મારા જીવતરને ધીક્કાર છે, બળદેવજી કહે કોઈ દીવસ નહી ને આજ કેમ આવા શબ્દો કાઢો છો ! પ્રદ્યુમાન બોલ્યો, દાંગવરાજાને ઘેર એક ઘોડી છે, તે ઘોડીની ત્રીલોકમાં જોડી નથી. માટે એજ સુંદીર ઘોડી મારે જોઇએ છીએ ત્યારે બળીભદ્ર કહે બેટા એમાં શું મોટું કામ કરવું છે. આજને આજ ઘોડી મંગાવું છું પણ તું એકવાર ભોજન કરીલે. પ્રદ્યુમાન કહે એ કામ કાચું કહેવાય માટે તેનો જવાબ માગોતો સાચું લાગે તે સાંભળી હળધારીએ દાંગવને કાગળ લખ્યો કે તારી ઘોડી અમને આપજે. અમારો કાગળ લેઇને જે પુરૂષ આવે તેને તારી ઘોડી આપી દેજે. બે દીવસ રાખીને પાછી તારા ઘેર પહોંચાડીશું, નહી આપે તો યુદ્ધ કરીને લઇશું. એ રીતે પત્ર લખી એક જાદવને આપીને મોકલ્યો. તે દાંગવપુરીમાં આવી પહોંચ્યો, દાંગવરાજાને પત્ર આપ્યો. દાંગવે વાંચી ઘણોજ શોક કરયો. તેના જવાબમાં લખી જણાવ્યું કે અરે જદુપતી ! ઘોડી પા પળ પણ મળવાની નથી. જે જાદવને પત્ર આપી મોકલ્યો હતો તે પાછો નીરાશ થઇને દ્વારીકામાં આવી પહોંચ્યો બળદેવજીના હાથમાં દાંગવના હાથનો લખેલો પત્ર આપ્યો. બળીભદ્રે પત્ર વાંચતાંજ દાંગવ ઉપર ઘણોજ ક્રોધ જણાવ્યો. ચાર ઘડીની વાર થઈ એટલે પ્રભુ બેઉ જણને તેડવા આવ્યા. પ્રભુ કહે બેઉજણા આટલી બધી વાર ખુણે બેશી શી છાની વાત કરોછો ! એટલે બળદેવજી બોલ્યા, તારા પુત્ર પ્રદ્યુમનને એક પ્રેમ થયો છે. પ્રભુ કહે એવો કેવો પ્રેમ થયો છે ! બળીભદ્રે જવાબ આપ્યો. દાંગવરાજાના ઘેર પચરંગી એક સુંદીર ઘોડી છે. ત્રીલોકમાં એવી જોડી નથી. તે તારા પુત્ર પ્રદ્યુમાનને જોઇએ છીએ. વળી કહે છે કે જ્યારે ઘોડી આવે તોજ જમવા બેસું. મેં દાંગવરાજાને પત્ર લખી જણાવ્યો. પણ તેણે પ્રતી ઉત્તર એવો લખી જણાવ્યો કે ઘોડી પા પળવાર સુધા મળી શકવાની નથી. મારા મનમાં પણ તે સાંભળી ટેક ભરાયો છે. એટલે ભગવાન બોલી ઉઠયા. તમને આ શું ઉકલ્યું છે કે ખોટા મત લેઇને બેઠાછો ! નકામી ખોટી હઠ લેઇને બેશી રહ્યા છો. બાળકનું કહ્યું કર્યા કરોછો. જેમ બાળકનું કહેલું કરશો તેમ તેમ બાળક હઠીલું થશે. આજ તેની ઇચ્છા પરીપુર્ણ કરી એટલે કાલે ચાંદરણીને ચંદ્રમા માગશે. તેવું કંઈ સદા પુરૂ પડે નહી, ચાલો ઉઠો જમવાનો સમય વીતી જાય છે. તે સાંભળી બળીભદ્ર બોલ્યા, તારો સુત ઉઠવાનો નથી. એટલે

પ્રભુ બોલ્યા, ભલે ન ઉઠે તો એની ખુશી. ભુખ્યો થશે એટલે ઘણોએ જમશે. આપણે જેમ જેમ ઢાપલાં કરીશું તેમ તેમ મીજાજ ચઢશે. બાળકને ઝાઝું લાડ લડાવવું નહી અને જો લાડ લડાવોતો પાછી હાક રાખવી. ચાલો આપણે ભોજન કરી લેઇએ, બળદેવજી કહે પુત્રના જમ્યા સીવાય બાપે જમવું એ યોગ્ય નથી પ્રભુ કહે તે વાત ખરી છે, પણ હઠીલાં છોકરાં હોય તો તે નીયમ રહેતો નથી. કારણ કે ન દીઠી હોય તે ચીજને મંગાવે, ન લવાય એવી ચીજની લત કરે; ત્યારે કયાંથી લાવીને તે ચીજો પુરી પાડવી એવાં પીતાજીનાં વચન સાંભળી પ્રદયુમાનની આંખોમાં આંસુ આવ્યાં ચાર ઘડી વીતી એટલે રૂક્ષમણીજીએ વિચાર કરયો કે જે બોલાવા જાય છે ત્યાંના ત્યાંજ રહે છે, તેનું શું કારણ હશે! માટે લાવ્ય હું જઇને તપાસ કરૂં, એમ ધારી પોતે પ્રદયુમાનના ધામમાં પધાર્યા તો કુંવરને રડતો તથા થર થર કાયા કાંપતો જોયો. એવું જોઇને કુંવરને રહ્દય સરસો ચાંપ્યો અને તેનાં આંસુ લુછવા લાગ્યાં. માએ પુછ્યું કે બેટા તને કોણે દુઃખ દીધું! તું કેમ રડે છે તે મને કહે. તેમ તેમ કુંવર છાતી ફાટ રડવા લાગ્યો, દીકરા તને કોણે દુભ્યો એમ કહેતાં કહેતાં રૂક્ષમણીજીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, એવું જોઈ હળધારી બોલ્યા, અરે રૂક્ષમણીજી! તમારા પુત્રને ભગવાને કટુ વચન કહ્યાં, રૂક્ષમણી કહે શા માટે મારા પુત્રને એવું કહેવું પડ્યું! હળધારી બોલ્યા, દાંગવરાજાને ઘેર એક ઘોડી છે, તેની ત્રીલોકમાં જોડી નથી. ને તારા પુત્રને જોઇએ છીએ. હઠ લેઇને બેઠો છે. મેં તેના ઉપર પત્ર લખી જણાવ્યો, તેણે જવાબ આપ્યો કે ઘોડી પા પળ પણ મળવાની નથી, દાંગવરાજાએ માથામાં વાગે તેવી ચોખ્ખી ના કહી, માટે મને અતીશય રીસ ચઢી છે કે જાણે એની કને યુદ્ધ માગી લેઉં. પણ તારો પતી મને લડે છે અને કહે છે કે એતો કાલ ચંદ્રમા માગશે. એમ કયાં એની ઇચ્છા પુરી પાડતા ફરીશું, મને ઉલટો તારો ભરથાર ધીક્કારી ઠપકો દે છે. મારા મનનેતો નક્કી નીશ્ચે છે કે જરૂર દાંગવ સાથે યુદ્ધ કરી તારા પુત્રને ઘોડી અપાવું એવું સાંભળી રાણી બોલી ઉઠયાં, અરે સામળીઆ સ્વામી સુતને શા માટે રડાવોછો! હું તમને જે જે કહું તે સાંભળી લેજો. તમારી ધ્યાનમાં આવે તો માનજો અને ન આવે તો ના કહેજો, કોઈ દહાડો નહી અને આજ આપડા કુંવરને આવી ઉલટ આવી છે માટે તેની ઇચ્છા પુરી પાડવી જોઇએ. વળી તેણે તેના કાકાને કંઇ કહ્યું છે, તેમાં તમને શાની રીસ ચઢી! આપના ઉરમાં ઇચ્છા ઉપની હતી તો કુંતલપુર પધારયા અને મારા વીરની સાથે વૈર કરી મને કેમ હરણ કરીને લાવ્યા? તમે

કેહેર વર્તાવીને ઘેર ઘેર વેહેર વધાર્યાં, વળી નર્કાસુરને મારીને સોળ હજાર સ્ત્રીયોને કેમ હરી લાવ્યા ! હું તો પુત્રની ઇચ્છા પુરણ કરીશ તમે આ મારી કંચુકી પહેરીને ખુણામાં પેશી રહો. અમે યુદ્ધ કરીશું, અને લડી વઢી તોફાન કરીને પણ ઘોડીને ઘેર લાવીશું. આ મારા ચીર ચણીયા તમે ધારણ કરો અને તમારાં આયુદ્ધ મને આપીદો. જગતના જાણુવાથી તમારા ગુણ પણ વખાણાશે, ન્હાનપણમાં પેહેરીને નાચ્યા હતા તો આજ કાંઇ નવાઇ નથી. બળદેવજીનું બોલ્યું પણ પાછું કાહાડી નાંખ્યું, ક્ષત્રીધરમનો જરાપણ ટેક ન લાગ્યો ત્યારે નર નામ શા માટે ધારણ કરયું ! અમે ઘોડીને લાવીશું. છો જગત કહેતું કે ભામનીયો ભુંડી છે. તમારૂં ચક્ર લાવો અને આ મારી ચુડીયો પેહેરી લ્યો, આગળ પરાક્રમ કરેલાં હતાં તે સઘળાં ધુળધાણી કરી નાંખ્યાં. અરે સ્વામી શીતળ થઇને શું સાંભળી રહ્યા છો ! આખા જાદવકુળને વગોવી મારયું. ઉલટી હીમ્મત આપવી તો કયાંથી પણ ઠપકો દીધો. કાહ્યરપણું કરીને મોહોટા હળધારીને લજાવ્યા, એવાં વચન સાંભળીને જદુનાથ બોલ્યા દાંગવરાજાને કહાવો કે આપડી સાથે યુદ્ધ કરે. પ્રભુને પુષ્કળ સુર ચઢયું અને પત્ર લખીને હળધારીને આપ્યો, પત્રમાં એવું લખ્યું કે દાંગવરાજા ! તેં ઘોડી ન આપી તેથી તારી ગત માઠી થવાની છે. ન આપી તો ભલે પણ હુંપદ માની અભીમાન ધરાવે છે માટે ક્ષત્રીધર્મ પ્રમાણે અમારી સાથે યુદ્ધ કર, એમ પત્ર લખીને જાદવની સાથે મોકલ્યો, જાદવ દાંગવપુરીમાં જવા સારૂ નીકળ્યો, એટલે પ્રદયુમાન ભોજન કરવા ઉઠયો, સઘળા કુટુંબીઓએ પ્રદયુમાનને સાથે લેઇને ભોજન કરયું, દાંગવરાજાને પત્ર પહોંચ્યો એટલે વાંચીને પેટમાં ફાળ પડી, અરેરે જાદવ યોદ્ધાઓને હું કેવી રીતે પહોંચી શકીશ ! કયાં સીંહના સામુ સસલું, કયાં મઘર ને મચ્છ, કયાં નદીને ખાબકુ, કયાં પાડોને નાનુ વચ્છ; કયાં શેશને અળશીયું, કયાં કનકને કથીર, કયાં કેળને કાંચકી, કયાં કાહયરને ધીર એ પ્રમાણે વીચારીને થર થર ધ્રુજવા લાગ્યો પોતાનું અંતઃકરણ અતીશય દાઝવા લાગ્યું. વળી મનમાં યાદ આવ્યું કે મને અપ્સરાએ કહ્યું છે કે મોહોટાને શરણે રહેવું, એવું ધારી તૈયારી કરવા માંડી, ઘરની બહાર નીકળી ઘોડીને છોડી તેના ઉપર સ્વાર થયો. જાણ્યું કે જાદવના સામા યુદ્ધે ચઢે એવા કૌરવો છે અને બીજા પાંડવો છે, એમ વીચારી હસ્તીનાપુર જવા નીકળ્યો, દાંગવરાજા દુરીયોધનની સભામાં આવી પહોંચ્યો. સભામાં ભીષ્મ, વીદુર, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વસ્થામાં જેદ્રથ, દગ્દંત્ત, કરણ, શકુની, દમનીક, દુસ્યાસન, આ સર્વને નમી પડયો, દુરી-

ધન કહે શામાટે આવ્યા છે; રાજા કહે અરે મહારાજા આ ગાદી સત્યવાદી સુરાની છે, તેથી હું તમને કરજોડીને અરજ કરૂંછું, કે જદુપતીએ અન્યાય કરી મારી ઘોડી માગી છે. પણ મારે પા ઘડી પણ આપવાનો મોખ નથી. મારૂં માથું જાય તે હા પણ હું આપવાનો નથી. તેટલા માટે મારી પાસે લડાઈ માગે છે. હું નીર્બળ તેમની સાથે યુદ્ધ કરૂં એટલું બળ નથી. મારો ઈલાજ રહયો નહી તેથી પગ ભાગી ગયા છે, આપને મોહોટા જાણીને હું અલ્પ પ્રાણી તમારે શરણે આવ્યોછું, શરણે રાખીને ઘોડી બચાવો અને જદુકુળ સામા યુદ્ધ કરો, તે સાંભળી દુરીયોધનના સામુ શકુનીએ માથુ ધુણાવ્યું, એટલે દુરીયોધને કહ્યું કે એ કામ અમારૂં નથી. ફકત બે ઘડી ઘોડી માગે છે, એમાં તારૂં શું જાય છે! વ્હેર વધારવા માટે પરાઈ લડાઇ અમારે લડવાની જરૂર નથી જાદવ જબરા યોદ્ધા છે તેમ પ્રભુ પણ અપાર બળવાળા છે, તું મુમત મૂકીને ઘોડીને આપી દેજે નહી તો ઘણું દુઃખ પામીશ એમ કહિને કાઢી મુકયો દાન્ગવરાજાનુ મોં ઉતરી ગયું. આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને આક્રંધ કરતો કરતો ઘોડી લેઇને ચાલ્યો સભામાં વીદુરજી તથા ભીષ્મ પીતાએ પોંચા કરડયા. દુરીયોધનને કહેવા લાગ્યા કે શરણે આવેલાને પાછો કહાડવો એ ક્ષત્રીનું કામ નથી હે દુષ્ટમતી દુરીયોધન તેં ગાદીનું નામ બોળ્યું. એમ સભામાં સંતાપ કરે છે, પછી દાન્ગવરાજાએ વીચાર્યું કે પાન્ડવોના શરણે જઇને રહેવું, કારણ કે સતી કુંતાજીના પુત્ર છે, એવું ધારીને ઈંદ્રપસ્તમાં આવી ગયો. સુભદ્રા તથા અભેમન્યુ બેઉ જણ નદી ઉપર ન્હાવા ગયાં છે, મ્હેલમાં હળી મળીને પાંચ ભાઇઓ બેસી રહયા છે કુંતાજી પણ તેમની પાસે બેઠાં છે, દાન્ગવરાજા આંસુ ભરતો ભરતો મ્હેલમાં પ્રવેસ્યો. પોતે કરગરતો કરગરતો આવીને ધરમરાજાના ચરણે લટી પડયો. અરે સ્વામી ધરમરાજા હું તમારા શરણે આવ્યોછું. મેં બળીયાના સામી કેહેડ બાંધી છે, મારા ઉપર અંતર્યામી રૂઠયો છે, બોલતામાં બંધાઇ ગયો છું માટે શરણે રાખો. વગર વ્હેરે લડાઇ જાગી છે, ધરમરાજા કહે ત્યારે શા માટે અંતર્યામી સામી કેહેડ બાંધી? દાન્ગવ બોલ્યો, અરે મહારાજા જદુપતીએ આ ઘોડી માગી છે, અને મ્હારે આપવિ નથી. મેં જ્યારથી આ ઘોડીને રાખી છે, ત્યારથી મારો એવો ટેક છે. તેણે માગી અને મેં આપી નથી તેથી જાદવ બળીયા યુદ્ધ માગે છે, વળી બળીભદ્ર અને ભગવાન પણ અપાર કોપાયમાન થયા છે, હું નીર્બળ પ્રાણી તેમના સામું શું યુદ્ધ કરી જાણું, ? ઉભા રહેવાની ધીરજ નથી રહેતી ત્યારે તમારા શરણે આવ્યો છું, આ સાંભળી ધરમરાજાએ

વીચાર્યું કે કૃષ્ણુ અર્જુનના સાળા થાય છે, જો શરણે આવેલાને પાછો કહાડુ તો દોશ આવે છે, અને રાખું છું તો નરને રોશ આવે છે, માટે મારે બોલવું નથી એમ ધારી અર્જુનને કહ્યું કે તમે જવાબ આપો. તે સાંભળી અર્જુનજી દાંગવને કહે છે, તું વળી સગાને કયાં શત્રુ કરાવે છે, અમારે તને શરણે નથી રાખવો. કોઇ અન્યના શરણે જા, એમ દાન્ગવને આજ્ઞા આપી દીધી, દાન્ગવરાજા નીરાશ થઇને ચાલ્યો. રાજાએ વીચાર્યું કે કોઈ જગોએ ક્ષત્રીનું નામ નથી, ક્ષત્રીઓમાંથી સુરાતણુ નષ્ટ થઈ ગયું. અરેરે દૈવ મારા ભોગ લાગ્યા હતા કે મેં ઘોડીને રાખી, હું નહોતો જાણતો કે મારે યુદ્ધ કરવું પડશે, રાંકને ઘેર રતન કેમ છાજે? જ્યાં જ્યાં શરણે ગયો ત્યાં ત્યાં અપમાન પામી પાછો આવ્યો હવે મારે કોને શરણે જવું, એમ ધુસ્કા મુકી વીલાપ કરે છે, છેવટ થાકીને વીચાર કર્યો કે નદીના ત્રઠે ચીતા ખડકી બળી મરૂં એમ ધારી નદી ઉપર આવ્યો ઘોડી ઉપરથી ઉતરીને કાષ્ટ ભેગાં કરવા લાગ્યો પછી પોતે ચીતાને ખડકી મનમાં વૈરાગ્ય લાવ્યો કે જરૂર ઘોડી લેઇને મરણુ પામવું. એમ ધારી ચીતામાં અગ્ની મુકયો. હરીનું સ્મરણુ કર્યે જાય છે. તેજ નદીના કીનારા ઉપર અર્જુનજીનો પુત્ર અભિમન્યુ સ્નાન કરે છે. તેણે ન્હાંતાં જોયું કે કોઇ પ્રાણી આપઘાત કરે છે. એવું સમજી મનમાં દયા લાવ્યો અને દાન્ગવરાજાની પાસે આવી પહોંચ્યો અભિમન્યુ દાન્ગવરાજાની પાસે આવી પહોંચ્યો અભિમન્યુ દાંગવરાજાને કહેવા લાગ્યો કે અરે રાજ પ્રાણી કેમ બળી મરે છે! તારૂં રાજ ઘર ગામ નાત જાત વિગેરે કયાં છે! કીયા દેશનો તું રાજા છે! એવા શા કામમાં દુલી પડયો કે આપઘાત કરવાની જરૂર પડી! તે સાંભળી દાન્ગવરાજા બોલ્યો. ભાઇ હું ગમે ત્યાંનો છું કંઈ તમારાથી દુઃખ ભાગે તેવું મને લાગતું નથી. તમે તમારે ચાલ્યા જાઓ, અભિમન્યુ કહે અલ્યા તારૂં દુઃખ નીવારણુ કરીશ. જો ન કરૂં તો ક્ષત્રી બચ્ચો નહોતો. મારી માને પેટ હું પથરો અવતર્યો એમ માનજે. દાન્ગવ કહે તમે કોના પુત્ર છો! અભિમન્યુ બોલ્યો; મારા પીતાનું નામ અર્જુનજી છે. તવ દાન્ગવ અભિમન્યુને કહેવા લાગ્યો કે તમારા મામાએ આ ઘોડી માગી પણ મેં આપી નથી, તેટલા માટે લડાઈ માગે છે. મારે ઘોડીની સાથે વચન છે કે કોઇને ઘડી પણુ સોંપવી નહી તેથી મેં ના કહ્યું એટલે પત્રધારાએ યુદ્ધ માગ્યું. મારામાં બળ નથી માટે તમારી ગાદીના શરણે ગયો. જદુકુળને સગા જાણી તમારા પીતાજીએ મને કાઢી મુકયો કોઇએ શરણે ન રાખ્યો. તેથી મરવાનો નીશ્ચે કરી આ નદીના ત્રઠ ઉપર આવ્યો છું આ વાત સાંભળી અભિમન્યુને અતીશય રીસ

ચઢી કે જગદીશ છેક છકી ગયા છે હે દાન્ગવરાજા હવે મરણ પામીશ નહી મેં તને શરણે રાખ્યો રાજાએ કહ્યું કે તમારા બાળકથી શું રખાશે. જો તમારા પીતા જાણશે તો ઉલટા ગુસ્સે થઈ ઠપકો દેશે. એટલે તમારૂં બોલેલું મીથ્યા જાસે, અને મારી જગતમાં હાંસી થાસે. અભેમન્યુ કહેવા લાગ્યો કે તું મને બાળક જાણીને ડરીસ નહી, ચાલ મારે શરણે મારા પીતાશ્રી એમના સાળાથી સરમાયા છે; પણ મારો ઝપાટો જોઇ લેજે. તેમણે ક્ષત્રીની રીત ન બજાવી અને ઉલટી વ્રદ્ધ પીતાની ગાદી લજાવી. હું ઘોડી આપવા દેવાનો નથી. જો ઘોડીને અપાવા દેઉં તો મને બ્રહ્મહત્યાનું પાપ છે. એમ કહી દાન્ગવને શરણે રાખીને પોતાના ઘેર તેડી લાવ્યો પોતાના ધામમાં ઘોડીને તાણી બાંધી અને બેઉ જણા આનંદમાં બેઠા. હવે રસોડે રસોઈ તૈયાર થઈ છે અને જમવાનો વખત થયો છે. કુંતાજી, સુભદ્રા; દ્રૌપદી, ધર્મ, ભીમ, અર્જુન શેદેવ, નીકુળ, સરવે ભોજન માટે તૈયાર થયાં પણ અભેમન્યુ આવ્યો નથી. તે જોઇને વ્રદ્ધ માતા બોલ્યાં બેટા ભીમસેન તમે અ-ભેમન્યુના ધામમાં જાઓ અને તેને તેડીને વ્હેલા આવો. કેમ આજ આટલી વાર કરી ! શું રીસાઈ ગયો કે કેમ કયાં લગી ખોટી થઇએ. સર્વેને ભુખ લાગી છે માટે વ્હેલા ચાલ એવાં માતાનાં વચન સાંભળી ભીમસેન અભેમન્યુને તેડવા સારૂ નિકળ્યો. કુંવરના ધામમાં આવીને હાક મારી કે બેટા કેમ બેશી રહયો છે અભેમન્યુ કહે પાછા પધારો. કુવરનુ તમારે શું કામ છે ! દાન્ગવ રાજાને પાછો કહાઢયો અને ગાદીનું નામ બોળ્યું. ક્ષત્રીના ધર્મનો ધારો તોડયો, અને સત્યનો નાશ કર્યો. શરણે આવેલાને શાંત પાડયો નહી અને સાતે પેહેડી લજાવી આ-છી હોરણી હોડીને નાચો અને આંખમાં મેંશ આંજો. પુષ્કળ ખાઈ ખાઇને ભાદરવાની ભેંશની માફક શરીર વધાર્યામાં સમજ્યા છો. હું દાન્ગવ રાજાને શરણે લાવ્યો છું તેથી ઘોડે ચડીને મારા મામાની સાથે યુદ્ધ કરીશ. ભીમ કહે ભાઈ ભલું કર્યું; હું પણ તારી જોડે મદદમાં આવીશ. મારા મનમાં ક્ષત્રીનો ધર્મ પાળવાનો ઉમંગ હતો, પણ તારા પીતાએ તરછોડી નાંખ્યો શાથી કે એને સાળાની સરમ આવી એમ કહી ભીમ મેહેલમાં બેઠો. ચાર ઘડી થઈ એટલે કુંતાજી ક્રોધાતુર થઈ શેદેવજીને કહેવા લાગ્યાં કે રડયા ભીમડાને બો-લાવા મોકલ્યો તે ત્યાંને ત્યાં ચોટી રહયો, માટે તું જા એવું સાંભળી શેદેવજી અભેમન્યુના ધામમાં ગયા અને કળકળીને બોલ્યા કે કાકા ભત્રીજા કેમ બેસી રહ્યા છો ! અભેમન્યુ કહે ધીક્કાર છે કાકા તમને શરીરે ભસ્મ ચોળો. તમારી વિદ્યા નાશ પામી, તમારાં પોથાં પાણીમાં ડુબાવી દો. હું દાન્ગવને શરણે લા-

વ્યો છું. શેદેવ કહે હું પણ તમારી જોડે આવીશ. એમ કહી ધામમાં બીરાજ્યા બે ઘડીવાર થઈ એટલે પાછાં કુંતાજી ક્રોધાતૂર થઈ બોલ્યાં કે બેટા નીકુળજી તું અભેમન્યુના ત્યાં જઇ તેને તથા શેદેવ ભીમને ઉતાવળો તેડી લાવ્ય અને જો બેસવાનું જણાય તો અમને ખબર આપીને જજે. નીકુળજી અભેમન્યુના ધામમાં આવીને કહ્યું કે અલ્યા કાકા ભત્રીજા કેમ બેસી રહ્યા છો ! ઘેર કુંતા માતા વઢે છે. અભેમન્યુ કહે નીકુળ કાકા મેં દાન્ગવને શરણે રાખ્યો છે જાદવે ઘોડી માગી છે પણ મારે તેમને અપાવવી નથી અને તેમની સાથે યુદ્ધ કરવું છે. શરણે આવેલા રાજાને નીરાશ કરી કાઢી મુકયો. ધીક્કાર છે તમને. છુટી પડી તમારી વરણાગી. તમારી વરણાગીમાં વાટ ઉડી મેં ખરી હોંશથી શરણે રાખ્યો છે. નીકુળજી કહે હું પણ તમારિ સાથે યુદ્ધ કરવા આવીશ. એમ કહી પોતે અભેમન્યુની પાસે બીરાજ્યા. કુંતાજી કહે આ કેવું કહેવાય. જેજે ગયા તે ત્યાંને ત્યાં ચોંટી રહ્યા. આ કંઈ આશ્ચર્ય જેવું જણાય છે. બેટા અર્જુનજી તમે જાને જઇ તેમને તેડી લાવો, કંઇ વીઘન થયું કે કેમ ! અર્જુનજી ચીંતાનુર થઇને બોલાવવા ચાલ્યા. જ્યાં પોતાના પુત્રનું ધામ હતું ત્યાં ગયા પીતાજીને દેખીને અભેમન્યુ બોલ્યો કે અરે ભીમકાકા તમે મારા પીતાજીને શ્રીક્કારીને કહો કારણ કે મારે તેમની સાથે ભાષણ કરવું ઘટીત નથી. એટલે વ્રકોદર અર્જુનજીને કહેવા લાગ્યો કે તું શા માટે આવ્યો છે ! તેં રાજાને તગેડી મુકયો પણ તારો કુંવર શરણે રાખીને લાવ્યો છે. તેણે ગાદીનું નામ રાખ્યું માટે હું પણ તેની સાથે મદદમાં છું તું સાળાની શરમ રાખી ધરમને બોળીને બેઠો. અમે ત્રણે ભાઈ અને ચોથો ભત્રીજો ચારે ભેગા થઈ રાજાની પક્ષ કરીશું તારી સાસરીનું સારૂં તાકવું હોય તો તેની પક્ષ કરજે. તું અમારી સાથે યુદ્ધ કરજે. તારામાં બળ હોય તેટલું દાખવી. લેજે સત્યના માટે અમે પાછા પડવાના નથી, કૃષ્ણ શું કરી નાંખશે, જા જઇને માતાને વાત કર કે ભોજન નથી કરવું અને ઘેર પણ નથી આવવું, અમે અમારે અભેમન્યુના ધામમાં રહીશું. ભીમસેનનાં વચન સાંભળી અરજુનજી શોકના સીંધુમાં આવી પડયા. પોતે વીચાર કરે છે કે વહાલામાં વીરોત્ર થઈ પડયો. સંતાપ કરતો કરતો માતાજીની પાસે ગયો, કુંતાને તથા ધરમરાજાને ટંટાનિ વાત કહી સંભળાવી. આપણો પુત્ર તથા સુભદ્રા નદી ઉપર સ્નાન કરવા ગયાં હતા. ત્યાં દાન્ગવરાજા ચીતા ખડકી ઘોડી સહીત બળી મરતો હતો. કુંવરને દયા આવવાથી પોતાને શરણે રાખ્યો. કુંવરને ત્રણ જણા તેડવા ગયા છે. તે પણ તેની પક્ષમાં પેઠા છે. સાગાંનો સ્નેહ

તોડી નાંખવા માટેજ આ ટંટો આરંભ્યો છે. ધરમરાજા કહે અરે અરજુન વીરા, તેં નર નામ શા માટે ધારણ કર્યું. કાયર થઇ પીતાનું નામ બોળ્યું. કુંતાજી કહે અલ્યા નર તું નારી તોલે થયો. એટલી બધી સાસરીયાની શરમ શા માટે રાખે છે ! તેં ક્ષત્રીપણું લજાવી દીધું. આપણા મુળ કુળનો પણ તેં બીલકુલ વીચાર કર્યો નહી. શરણે આવેલાને પાછો કહાડયો એ ઘણું ખોટું કર્યું. મારી કુખ વગોવી મારી. અરે કુંવર તેં કાહયર દેહ ધારણ કરીને અનાદીની ગાદીને લાન્છન આપ્યું. પાન્ડુ રાજાને પણ લજાવ્યો. તારા પીતાએ સકળ દેશો જીતી આબરૂ વધારી હતી તેના માંથે તેં પાણી ફેરવ્યું. તું અજ્ઞાની જેવો ક્ષત્રી ધરમને કયાં સમજે છે. જયાં સુધી ક્ષત્રી ધરમ પાળીશ નહી ત્યાં સુધી તું ભ્રષ્ટ છે. જે માણસ શરણે આવે તેને માન્ય દેઇને બોલાવવો અને તેના દુઃખનું નીવારણ કરવું જોઇએ. તે તો તેં રીતજ છોડી દીધી. દાન્ગવરાજા તથા ઘોડી બેઉ જણાને બળી મરતાં તારા કુંવરે અટકાવ્યાં ધન્ય છે તારા કુંવરની નીતીને તેને દાન્ગવને શરણે રાખ્યો અને બળી મરતો બચાવ્યો. મારા દીકરા તેની પક્ષમાં પેઠા તેથી હું પણ તેમની જોડે જઇશ અને યુદ્ધ કરીશ. તને શરમ આવતી હોય તો તું ઘેર બેસી રહેજે. અમે યુદ્ધ કરીશું. તેથી ક્ષત્રીનો ધર્મ સચવાશે, ભીમ નીકુળને જોશી એ ત્રણ જણની સાથે ચોથી હું ડોશી અમે ચારે જણ કુંવરની પક્ષમાં જઇશું અને તેનો ટેક રાખીશું ધરમરાજા અરજુનજીને શીખામણ દે છે કે સાસરિયાનો તને બીલકુલ ઠપકો નથી, તું તેમને એવો પત્ર લખ કે દાન્ગવરાજા અમારે શરણે આવ્યો હતો પણ અમે તેને રાખ્યો નોહોતો ને અમારા ઘેરથી તેને કાઢી મુકયો હતો પણ તમારો ભાણેજ અભેમન્યુ તેને શરણે લાવ્યો છે તે ભાણેજ તમારો છે, એમાં અમારો બીલકુલ વાંક નથી. છોકરાની સાથે છોકરાનું રક્ષણ કરવા અમે આવીશું. એ અમારો ધર્મ છે. તેવો કાગળ દ્વારીકાં લખી મોકલો ને આપણા સર્વને જમવા તેડી લાવો. ધર્મે જે આજ્ઞા આપી તે અરજુને ગ્રહણ કરી લીધી પછી અરજુન અભેમન્યુના ધામમાં ગયો. ત્યાં જઇને કુંવરને કહેવા લાગ્યો કે દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું ઘોડીને આપવા દેનાર નથી, મેં દાન્ગવને શરણે રાખ્યો છે ચાલો ભાઇઓ માતાજી વાટ જોઇ બેસી રહયાં છે. કૃષ્ણજી શું કરી નાંખશે ! દાન્ગવ રાજા ! તું પણ ચાલ જમી લે મેં તને શરણે રાખ્યો છે માટે તુ જરાએ ચીંતા ન કરીશ, એમ કહિ સર્વને ઉઠાડીને પોતાના ધામમાં ભોજન કરાવવા સારૂ લાવ્યો ધરમરાજા કહે અલ્યા દાન્ગવરાજા હવે તું આનંદ ભેર રહેજે. એમ

કહી તેનો હસ્તગ્રહીને સૌ સહવર્તમાન જમવા બેઠા. નીરાંતે જમી રહયા પછી સુખવાસ લીધા. અભિમન્યુ તથા ભીમસેન સંગ્રામનો વીચાર કરે છે. અરજુન પ્રત્યે ધરમરાજા બોલ્યા કે તમે પ્રભુને મર્મમાં કાગળ લખી જણાવો, અર્જુનજી પત્ર લખવા બેઠા. પત્રમાં એવું દર્શાવ્યું કે યદુપતી શ્રીકૃષ્ણજીને માલુમ થાય જે તમે અનીતિથી કરી દાન્ગવરાજાની ઘોડી માગી છે, પણ તેનું પરીણામ માઠું નીપજશે દાન્ગવરાજા મરણ પામતો હતો તેથી તમારા ભાણેજે તેને શરણે રાખ્યો છે. તેની પક્ષ કરી અમે તમારી સાથે યુદ્ધ કરવા આવીશું: માટે તમે યુદ્ધની તૈયારી કરજો. એમ પત્ર લખીને દ્વારકાંમાં પહોંચાડયો. બળીભદ્ર તથા ભગવાન બેઉ જણા વાતો કરતા હતા ત્યાં આગળ અનુચર પત્ર લઇને આવી પહોંચ્યો. અનુચરે કાગળ બળીભદ્રના હાથમાં મુકયો. બળીભદ્ર પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યા. વાંચતાં વાંચતાં અતીશય ક્રોધાયમાન થઇ ગયા. એવુ જોઇને પ્રભુ પુછવા લાગ્યા કે કેમ વીરા ગુસ્સો ચડયો ! બળીભદ્રે સર્વ હકીકત વાંચી સંભળાવી હળધારી કહેવા લાગ્યા કે જુઓ પાન્ડવોની સગાઈ, જ્યારે ને ત્યારે આપણી સાથે એજ લડાઇ કરવા માટે તૈયાર થઇને આવે છે. એવું સાંભળી ભગવાન બોલી ઉઠયા કે એ કોના સગાને વ્હાલા જેમ જેમ તેમની પક્ષ કરી તેમ તેમ ઉલટા વ્હેર કરવા ઉભા થાય છે. બળીભદ્ર કહે હું તને પેહેલેથી કહેતો હતો કે તું તેમની સગાઈ મુકી દે; પણ તું માનતોજ નથી. પ્રભુ કહે હવે સગાઇ આઘી મેલી. તેમની સાથે જરૂર યુદ્ધ કરવું. એમ કહી સામો પાન્ડવોને પત્ર લખ્યો. તેમાં એમ જણાવ્યું કે હે પાન્ડવો તમે દાન્ગવની પક્ષ કરી અમારી સાથે યુદ્ધ કરવા માગો છો, માટે સુખેથી પધારજો. તમારૂં જેટલું સૈન્ય હોય, તથા જેટલા પક્ષે આવવાના હોય તે સઘળાને લઇ વ્હેલા આવજો એમ લખ્યા પછી પોતે હળધારીને કહેવા લાગ્યા કે મોહોટા ભાઈ આપણે શું કરીશું ! તે સાંભળી બળદેવજી બોલ્યા કે સઘળા દેશોમાં પત્ર લખો, તેમાં જેટલાને આપણી પક્ષમાં આવવું હશે તેટલા આપણી પક્ષમાં આવશે. આપણા સગાવહાલાને પણ લખી જણાવો શાથી કે સગપણ જણાઈ આવશે તે સાંભળી શામળાજી લખવા મંડયા કે અમારા સગા હોઓતો અમારી પક્ષ કરવા સારૂ આવજો, એમ દરેક દેશ પત્ર પહોંચાડયા. ધરમ રાજાએ આ વાત જાણીને પોતાના ભાઇઓને કહેવા લાગ્યા કે કૃષ્ણજીએ પક્ષ માગી, તેથી સઘળા રાજાઓ પક્ષમાં જશે એટલે આપણે શી વ્યવસ્થા કરવી પછી ચારે ભાઇઓ ધરમને કહેવા લાગ્યા કે આપણે પણ દેશો દેશ લખી જણાવો, જેથી કરીને કોઇને આવવું હશે

તે આવશે. આપણા વ્હાલેશરી હશે તે જણાઈ આવશે. એવું જાણી પત્ર લખીને શેવકો સાથે પહોંચાડી દીધા. પછી કુંતાજી બોલ્યાં અરે દીકરાઓ બીન્ને હું તમને ઉપાય બતાવું. ધરમરાજા કહે માતાજી એવો શો ઉપાય છે ! કુંતાજી કહે જે ઉપાય હું કહી સંભળાવું તે તમે સાંભળી ધ્યાનમાં લ્યો તમે હસ્તીનાપુરમાં જાઓ કારણ કે આપણું સગું વ્હાલું પરીવાર સઘળું ત્યાં છે. માટે ભીષ્મ વિદુર, દ્રોણાચાર્ય કૃપાચાર્ય તથા છત્રપતી દુરિયોધનને યુદ્ધનું નોહોતરૂં દો એવી માતાની વાણી સાંભળીને અર્જુનજી તથા ધર્મરાજા તૈયાર થઇને હસ્તીનાપુરમાં સભા વિશે ગયા સભામાં ભીષ્મ, વિદુર, દ્રોણ, કૃપાચાર્ય, અવસ્થામા, કારભારી શકુની મામા, ભુરીષ્યેવા, ભગદત અને સુશરમા વિગેરે ભરાઇને બેઠા હતા; વળી બીજા ઘણા યોદ્ધા તથા ધતરાષ્ટરના સો પુત્ર જેવા કે છત્રપતી દુરીયોધન, દંતુ, દમનિક, દુસ્યાસન, દુરદમન, દેવક, દ્રાક્ષા, દુમપતી, દ્રગનાથ, દેહેણુસેન્ય દુરઘાસુર, દંભુ, દશણ અને દગ્ધાતુર એવા અનેક જણ ભરાઇને બેઠા હતા ત્યાં ધરમરાજા તથા અર્જુનજી બેઉ જણા સભા વચ્ચે આવી સહુને પગે લાગ્યા બેઉ બંધુઓએ કહ્યું કે અમે દાન્ગવરાજાને શરણે રાખ્યો છે માટે તમારે સર્વેને અમારી પક્ષે આવવું પડશે. એવું સાંભળીને ભીષ્મજી બોલ્યા કે ધન્ય છે દીકરાઓ તમે ગાદીનું બરદ રાખ્યું; અમે પણ તમારે જોડે યુદ્ધ કરવા આવીશું કૃષ્ણજીએ ઘણી અનીતી કરી દાન્ગવરાજાની ઘોડી માગી છે માટે તમને બરોબર હાથ બતાવ્યા શીવાય માનવાના નથી. અરે પુત્રો ! તમે મહા સુરાતનવાળા નીકળ્યા અને દુરીયોધને તો ઉલટું નામ બોળી નાંખ્યુ અમે ઘણી ખુશીથી કૃષ્ણના સામુ યુદ્ધ કરીશું. સગાંની શરમ રાખવી નહી, ક્ષત્રીના ધર્મ પ્રમાણે વરતવું એવું આપણા વૃદ્ધો કહી ગયા છે, અલ્યા દુરીયોધન આપણે કેમ કરીશું ! એટલે આંધળાનો પુત્ર કહે વિચાર કરીને કહીએ છીએ, એમ બોલી તુરત મેહેલમાં ગયો અને પોતાના મામાને પાસે બોલાવ્યો. દુષ્ટે કહ્યું કે કહો મામા આપણે કૃષ્ણના સામા યુદ્ધ કરવા જવું કે નહી ! મામો કહે હું તને ઉપાય બતાવું તેમ કર. દુરીયોધન કહે મામા એવો ઉપાય બતાવો કે જેથી કરીને પાન્ડવો મ્રત્યું પામે. મામો બોલ્યો, હું એવોજ ઉપાય બતાવવાનો છું. એમ કહી વિચાર કરી દુરીયોધનને કહેવા લાગ્યો કે આપણે તેમની પક્ષે જવાની હા પાડવી, પણ જે વખતે યુદ્ધનો આરંભ થાય તે વખતે આપણે પાછા પડવું, એટલે કૃષ્ણ તથા યાદવો આગળથી મારશે અને આપણે પાછળથી ઘા કરીશું. બેઉ બાજુથી પુરણ માર મારવો એટલે પાન્ડવો મ્રત્યુ પામશે મામાનુ

બોલવું સાંભળીને દુષ્ટમતી કહે તમારી બુદ્ધીની બલીહારી છે. એમ વીચાર કરી બેઉ દુષ્ટોએ સામાસામી હશી હશીને તાળીઓ લીધી ત્યાર પછી મામાને સાથે લઇને દુષ્ટ સભામાં આવ્યો દુરીયોધને ધરમરાજાને કહેવા લાગ્યો કે ભાઈ બહુ સારૂં કર્યું, અમે પણ તમારી મદદે આવીશું એવું સુણી યુધિષ્ટર કહે સધળા વહેલા પધારજો. એમ કહી બેઉ ભાઇઓ ઇંદ્રિપસ્તમાં આવ્યા. બીજે દીવસ થયો એટલે પાન્ડવોની પક્ષે જવા દુરીયોધન રાજાએ અગીયાર ક્ષોણી સૈન્ય સાથે લીધું અને પોતે આયુદ્ધ ગ્રહી હસ્તી ઉપર બેઠો, ભીષ્મ, વીદુર, દ્રોણ, કૃપાચાર્ય અને અવસ્થામા વીગેરે કારભારી સહીત ઇંદ્રપસ્તમાં ગયા. પાન્ડવોએ માન્ય દેઇ પોતાના ઘેર ઉતાર્યો. પાન્ડવોના તથા યાદવોના પત્ર દેશો દેશ પહોંચી ગયા છે, તેથી સઘળા રાજાઓ વીચાર કરે છે સગાસગામાં લડાઈ છે તેમાં આપણે કોની મદદે જવું. સકળ દેશના ક્ષત્રી રાજાઓએ વીચાર કર્યો કે આપણે કોઇની પક્ષમાં જવું નથી, જો જઇશું તો દુઃખ પામીશું વ્હાલે વ્હાલાના વીરોધમાં જઇને કોની પક્ષ કરવી. આજ લડે અને કાલે ભેગાંથાય કેવત છે કે સાળદાળ એકઠાં થાય અને તરીયો તેડે રહી જાય. ઉષ્ણ જળથી ઘર કદી સળગતું નથી. એવો નીશ્ચય કરયો કે આપણે કોઇની પક્ષ ન કરવી તેમ ન્યાય અન્યાય પણ ન જોવો. પછી પોતાની ધ્યાનમાં ઉતર્યું તે પ્રમાણે સૈન્ય મોકલાવ્યાં. જાદવપક્ષમાં ચાળીસ ક્ષોણી આવી અને પાન્ડવપક્ષમાં બેતાળીસ ક્ષોણી આવી સાત ક્ષોણી પાન્ડવોનું હતું અને અગીયાર ક્ષોણી કૌરવોનું હતું. તે સહુ મળી સાઠ ક્ષોણી સૈન્ય તૈયાર થઈ ગયું એટલે ભીષ્મજી બોલ્યા, કે અરે પાન્ડવો તમે માહારૂં કહેવું ધ્યાનમાં લ્યો જદુપતી તથા બળીભદ્રની પાસે હથીયારો સાચાં છે. કૃષ્ણની પાસે ચક્ર અને હળધારીની પાસે હળમુશળ એ બે હથીયાર જ્યાં મોકલે ત્યાં જઈ પ્રાણ લીધા સીવાય પાછાં ફરતાં નથી તેની મને ઘણીજ ચીંતા છે. તેનાં આયુદ્ધને બ્હાજે તેવું આપણી પાસે એકાદુ હથીઆર હોવું જોઇએ માટે કોઈ ત્રીપુરારીનું ત્રીશુળ લાવો તો તેમના આયુદ્ધની સાથે બ્હાઝી શકશે. શંભુનો શેવક હોય તે ઝટ લાવી શકે. એવું સાંભળી વ્રકોદર બોલ્યો, હું શીવજીની પાસે જઈ સમજાવીને હાલ લાવું છું. તેમ છતાં નહી આપે તો દાઢી ઝાલીને ધુણાવીશ. એમ કહી પોતે દોડતો શીવાલયમાં ગયો, અને પ્રેમ વડે મહાદેવજીનું પુજન કર્યું. જળ ચડાવીને ચંદન ચરચ્યું. પછી પુષ્પના હાર પહેરાવ્યા તથા આક ધંતુરો વીજીયા વાટીને પ્રેમે દુધની ધારા કરી. ધુપ દીપ નૈવેદ મુકી અતીશય હરખવા લાગ્યો. ત્યાર પછી નૃત્ય કરીને

તથા હરહર શંભુ કહીને ગાલ વગાડયા. તો પણ શીવજીએ દર્શન આપ્યાં નહી તેથી મનમાં રીસ લાવીને બહાર આવ્યો અને એક મહોટું બીલીપત્રનું ઝાડ ખેંચી લાવ્યો. તે લેઇને દેરામાં પોરવિ દીધું, એટલે ઉમીયાજી ધ્રુજી ગયાં. શંકરને કહેવા લાગ્યાં કે જુઓ તમારો ભોળો ભક્ત દેરામાં વીઘન કરેછે તે જોઇને જટાધારી પ્રગટ થયા અને ભીમસેનને દરશન આપ્યાં. હાં હાં ગાંડીયા આ શો ગજબ કરે છે એમ કહી તેના મુસ્તક ઉપર હાથ મુકયો. તેમણે કહ્યું માગ્ય માગ્ય માગે તે આપું. ભીમસેન બોલ્યો કૃષ્ણજી સામુ યુદ્ધ કરવું છે માટે તમારૂં ત્રીશુળ આપો. ત્રીપુરારી કહે ત્રીસુળ તો મળવાનું નથી. તું કહેતો હોઉં તો બીજું દુઃખ નિવારણ કરૂં. ભીમ કહે જો ત્રીશુળ નહી આપો તો દાઢી ઝાલીને દોડાવીશ. ભોળાશંભુ ભીમનું ભાષણ સાંભળીને હશી પડયા. પછી કહ્યું કે લ્યો બેટા ત્રીસુળ લેઈ જાઓ અને સામળીયા સામુ યુદ્ધ કરી જીત મેળવીને વ્હેલા આપી જજો ભીમસેન પગે લાગ્યો અને ત્રીશુળ લેઇ ઘેર આવ્યો સભામાં આવીને સાબાશી લીધી ભીષ્મજીને કહ્યું કે જુઓ દાદા ત્રીશુળ લાવ્યો છું. ભીષ્મજી ઘણા ખુશી થયા અને તેને કહેવા લાગ્યા કે ત્રીશુળને તું તારી પાસે રાખજે ને તું સંગ્રામ કરીશ નહી, જ્યારે ચક્ર તથા હળ બેમાંનું ગમે તે આયુદ્ધ છુટે ત્યારે ત્રીશુળને છોડી દેવું. ફક્ત આટલુંજ તારે કરવું. એમ સઘળાઓએ સંતલસ ગોઠવી અને પોત પોતાનાં હથીયારો ધારણ કરી લીધાં લડાઇની ચડાઈ કરીને નીશાનને ફરકાવ્યાં રણધીર પુરૂષો ડંકા વગાડતા ચાલ્યા જાય છે. ઘોડાઓની તથા ઉંટોની ઓળ સીધી લાઈન ઉપર ચાલવા માંડી. ભીમસેન પોતાની દસ હજારમણની ગદા તથા ત્રીશુળને ધારણ કરી જેમંગળ નામના હાથી ઉપર ચઢી બેઠો. દાંગવરાજા ઘોડી ઉપર ચઢીને યુદ્ધ જોવા જાય છે. સઘળું સૈન્ય, રસ્તામાં માઇ શકતું નથી તેથી ખીચો ખીચ ચાલે છે, એમ કરતાં કરતાં રણભુમીમાં આવી પહોંચ્યું. પ્રભુએ જાણ્યું કે પાંડવો યુદ્ધ કરવા ચઢી આવ્યા, યાદવોને કહ્યું કે સઘળા તૈયાર થઇ જાઓ. યાદવના યોદ્ધા, એક લાખ સાઠ હજાર એક્કાશી પ્રભુના પુત્ર છપન કોટી યાદવો, ચાળીશ ક્ષોણી સૈન્ય તથા બળદેવજી સઘળા તૈયાર થઈ રણસંગ્રામમાં આવીને ઉભા રહ્યા કૃષ્ણજી પણ ચક્ર ધારણ કરી સામા આવીને ઉભા. રાતાતાતા મદના ભરેલા સામા સામી કટાક્ષથી જોયાં કરે છે. ભગવાન તથા પાંડવો સામા સામી મુમતે ભરાયા છે, પાંડવોની પ્રત્યે શ્રી કૃષ્ણજી આકળા ભુત જેવા થઇને બોલ્યા. તમને સગા જાણી સદા તમારી સ્હાય કરી તેથી અમને મદદ આપવા આવ્યા હશો. આવાં

પ્રભુનાં વચન સાંભળીને અર્જુનજી બોલી ઉઠયો કે સગા જાણીને દાંગવને અમે શરણે રાખ્યો નહી. પણ તમારો ભાણેજ અભેમન્યું શરણે રાખીને ઘેર લાવ્યો. તે કુંવરનુ રક્ષણ કરવા અમે આવ્યા છીએ. અમે કંઈ તમારી સાથે વ્હેર રાખી આવ્યા નથી. માટે અમને કંઈ કહેશો નહી જે તમારે કહેવું હોય તે તમારા ભાણેજને કહો. એમ પાંડવો છુટી પડયા. એટલે પ્રભુ બોલ્યા ધન્ય છે, ભાણેજા ધન્ય છે, તને તું અમારો ભાણેજ ઘણો સારો નીવડયો, ઘેર રાખીને ઉછેરયો તેનું આ લ્હાણ મળ્યું. શત્રુનો અર્થ સરે તેવો સગો પરમાણ છે, જગતની એવી રીત છે, કે વ્હાલું તે વ્હેરી, તેમાં શો રોશ ધરવો, તારી કસુર કયાં કાઢું, ગુણનો ભાઈ દોશ છે, અમે તમારા સગા નહી અને તમે અમારા સગા નહી, આજથી સગપણ છુટી ગયું. જાદવોની સાથે વ્હેર વધારયું છે, તેથી તમારૂં માઠુ થવાકાળ છે, એવું સાંભળીને અભેમન્યુને અતીશય ક્રોધ ચઢી ગયો, અને મામાને કહેવા લાગ્યો કે જોઇ વિચારીને બોલજો શું તમે બે માથાં ધરાવોછો ! તમારા છાકમાં છકી ગયેલા છોકરા પારકી ઘોડી માટે છે, તે શું સારૂં કહેવાય છે ! આજતો ઘોડી માગી ને કાલે કોઈની છોડી માગે માગે સત્યને સારૂ સગાની સાથે યુદ્ધ કરવું તેમાં વ્હેર નથી, તમે તમારો મામો મારી નાંખ્યો તેમ હું મારો મામો મારૂ તેમાં શી નવાઈ, મામાનું દેખીને ભાણેજ શીખે ક્ષત્રીના મુળ ધર્મ પ્રમાણે અમે યુદ્ધ માગીએ છીએ, ળદેવજી કહે અરે કૃષ્ણજી ! તમે બાળકની સાથે શું બોલોછો ! શેદેવજી ત્રીકાળજ્ઞાની થઇને આવ્યા છે, તો પછી બાળક કેમ ન આવે, જોશીએ સામુ જોઇને શીશ ધુણાવ્યું ભગવાન કહેછે અલ્યા જાદવો શું જોઈ રહ્યાછો, સાવધાન થઇને તૈયાર થઈ જાઓ, પછી પાંડવોમાં ભીષ્મપીતાએ એવો વીચાર કરયો કે શેળભેર રાખીને યુદ્ધ કરીશું, તો કૌરવો દગો કરી પાંડવોને મારશે. કુંતાજીના પુત્ર ઘણા ભોળા છે, અને દુષ્ટમતી કૌરવો ઘણા કપટી છે, વખત છે ને મળતા રહીને માંહો માંહે યુદ્ધ કરેતો ભોગ મળી જાય. એમ જાણી પોતે બોળ કરીને એક એકના સામુ સૈન્ય ઉભુ રાખ્યું. પોતે બળદેવજીના સામા ઉભા રહ્યા, અર્જુનજીને ભગવાન ઉભા રહયા. પ્રદયુમાન ને દ્રોણગુરૂ એમ સામા સામી રીસ ચઢાવીને ઉભા કર્યા ભીષ્મપીતાએ કમળ લોચન સામો કરણને રાખ્યો શાંભનો સામો શકુનીને રાખ્યો ભાણુના સામો ભુરીસેવાને, સુંદત સામો સુશરમાને, ભાણુંવત સામો ભગવતને અભેમયુને અણીરૂધ એવા એવા અન્યો અન્ય ગોઠવ્યા, પછી ભીમસેનને કહેવા લાગ્યા કે તું સર્વની પાછળ ગદા તથા ત્રીશુળ લેઇને સાવચેત રહેજે, તું હાથી.

ઉપર બેસીને સૈન્યની પાછળ ઉભો રહીને ચરચા જોજે, આ ઓળમાંથી જે પાછો પડે તેના પ્રાણ લેજે. દુરીયોધન મામાને કહેવા લાગ્યો કે ધારેલો ઘાટ ભાગી પડયો, મામો કહે કેમ એમ બોલ્યો ! દુરીયોધને કહ્યું, અરે મામા દાદાએ ગર્જના કરીને ભીમસેનને ખબર આપી કે આ ઓળમાંથી જે પાછા પડે તેને મારી નાંખજે, હઈઆની હોંશતો હઈયામાં રહી ગઇ, પાંડવોનો ઘાટ ઘડવો હતો તેમાં આ ડોસાએ ડાટ વાળ્યો. મામો કહે હવે મનસુબા મેલી દો અને વાતચીત કરવી, જવા દો, જો પાછા પડશો તો વાયુનંદન ભીમડો ગદાથી પ્રાણ લેઇ લેશે, આપણે તો હવે કબજે પડી ગયા, હવે કંઇ ઉપાય ચાલે તેમ નથી. સામાના સામો સંગ્રામ કરવો થનાર હશે તે થશે, એ પ્રમાણે મામા ભાણેજે કપટની વાત છોડી દેઈ યુદ્ધ કરવા સારૂ આયુદ્ધ તૈયાર કર્યા યોદ્ધાઓએ સામાસામી હથીયારો ગ્રહણ કરયાં બાણાવળીએ બાણ ચઢાવી ધનુષનો ટંકાર કરયો અરજુનજીએ ગાંન્ડવ નામ ધનુષ ધારણ કરયું, ને ટંકાર કરયો તેનો શબ્દ ત્રીલોકમાં પહોંચ્યો એટલે દસે દીગપાળ ડોલવા લાગ્યા, ધરણ ધ્રુજવા લાગી અને પાતાળ ખળભળી ઉઠયું, તે શબ્દ સાંભળીને પવનનો પુત્ર હનુમાનજી ઉછળીને આકાશે ચડયો અને રણભુમીમાં આવી પહોંચ્યો, ઉપમા ન આપી શકાય તેવું કારમુ સ્વરૂપ ધારણ કરયું અને પાંડવ દળમાં પ્રવેશી અર્જુનજીના રથની ધજાએ પુંછ વીટાળીને બેઠા, એટલે ત્યાં સરવે શોભી ઉઠયું અને નિશાનો ગરગડવા લાગ્યાં, રણસંગ્રામને વિષે રણશીંગાં વાગવા લાગ્યાં, તે સાંભળીને સુરા પુરૂષોને એવું સુર ભરાયું કે જેમ મેઘ ગર્જના કરે છે તેમ તેઓ ગાજ્યા, સામાસામી દોટ મુકીને યુદ્ધ કરવા બાઝી પડયા, એક એકનાં આયુદ્ધો ઉછળવા માંડયાં એવો તો માર મારે છે કે કોઇને સાન સુદ્ધિ રહેતીજ નથી સગા છે છતાં શત્રુની માફક બળવાન પુરૂષો લડવા મંડયા, ભેરી બાળ તથા ગોળા સુસવાટા બંધ છુટે છે, બાણ ભાલા અને ફરસીથી મુસ્તક છેદી નાંખે છે, ગુર્સીઓ, ગેડીઓ અને ગદાઓથી શરીર ચુર્ણ કરી નાંખે છે. તર્કસ, તીર, પુરવાર, ખપવા, ખંજર, સાંગ્ય, જમદયા, કટાર, કરવત, કોવાડા, ડાંગ, આડાં, બંધુક, પીસ્તોલ, આડીયાં, કાતરીયા, ઢાળીયાં, ગોફણની ગલોલો વીગેરે અનેક પ્રકારનાં હથીયારો એક એકને જુસ્સામાં મારે છે, મેઘની જેમ વૃષ્ટી થાય છે તેમ બાણની વૃષ્ટી થવા લાગી, યોદ્ધાઓ એક એકને એવો માર મારે છે ગમે તેવો ધીરજવાન પુરૂષ હોયતો પણ તેની ધીરજ છુટી જાય, બાણાવળી અગણીતા મંત્ર ભણીને બાણ મારે છે, તે બાણ કાહયરના શરીર ઉપર અડે તો તુરત

બાણુ જતો રહે, બળીભદ્ર અગણીતું બાણુ નાંખે છે તેનાં સાઠ સહસ્ત્ર બાણુ થાય છે, ભીષ્મપીતા પણુ મારે છે તેમાં એક લક્ષ થાય છે. અર્જુનજીનાં સાઠ હજાર ચાલે છે પ્રભુજીનાં પણુ તેટલાંજ છુટે છે અનંત બાણુની ઝડી પડવા લાગી, સુરા પુરૂષોને સુર ચઢવાથી પુષ્કળ જોર જણાવે છે, મદ માખોની માફક બાણુની વૃષ્ટી થયા કરે છે, બાણુની વૃષ્ટી થવાથી સૈન્યમાં અંધકાર થઇ ગયો શેદેવ જોશીને જોગણીઓનું વરદાન હતું તેથી તેમણે ધ્યાન ધરયું એટલે પંચાણું કોટી સ્વરૂપ ધારણુ કરયાં, જ્યાં જુએ ત્યાં શેદેવ જોશી દેખાવા લાગ્યા એક યોદ્ધા ને એક શેદેવ સામાસામી યુદ્ધ કરવા લાગ્યા, યાદવોને જળોની માફક બાઝી પડયા, બળવાન યોદ્ધાને બબ્બે ચચાર બાઝી પડયા, બળદેવજીને બા રજણા બાઝી પડયા, સૈન્યમાં ચીસાચીસ થઇ રહી, પ્રભુને વીસ જણુ બાઝી પડયા, યદુકુળ ત્રાહય ત્રહાય પોકારે છે બળીભદ્ર વીચાર કરે છે કે પેટ ચોળીને કયાં સુળ ઉત્પન્ન કરયું, કુતાજીએ આટલા બધા કેઈ વખતે જણ્યા હશે ! તે સાંભળીને શેદેવે બળદેવજીને પૃથ્વી ઉપર પછાડયા, એટલે બળદેવજી પોકારે છે કે હે કૃષ્ણુજી મારી વ્હારે ચઢો, તે સાંભળી પ્રભુ બોલ્યા કે મને તો વીસ વળગી પડયા છે સૌનાં લાગ્યાં સૌ ભોગવી લ્યો પરાઇ ઘોડીને લેવી છે માટે દુઃખ તો પડેજ એમ કહીને પ્રભુએ શેદેવ સાથે વાત કરી, મેં તમારી પાસેથી વચન લીધું હતું કે એકના અનક નહિ થવું તે કેમ ચુકી ગયા, શેદેવ કહે તમે તમારૂં વચન સંભાળો એટલે હુ નહી થઉં મને પાકું વેણુ દીધું હતું કે સદા અર્જુનનો રથ હાંકું તે તમે ચુકયા તેથી એકનો અનેક થયો, તે સાંભળી કૃષ્ણુ છટકીને પાંડવ દળમાં પેઠા અને અર્જુનજીના સારથીને પૃથ્વી પર પાડી નાંખી પોતે રાશ પરૂણો હાથમાં ઝાલી હાકવા બેઠા શેદેવ જાણ્યું કે જો હું અનેકનો એક નહી થાઉં તો મારૂં વચન જુઠું પડશે, એમ ધારી પોતે અનેકના એક બની ગયા, શેદેવજી મુળ સ્વરૂપે રહયા એટલે પ્રભુ રથ ઉપરથી ઉતરી પોતાના સૈન્યમાં આવ્યા અને ક્રોધે ભરાઈ ચક્રને ધારણુ કરયું ભીષ્મ પીતાએ ભીમસેનને ખબર આપી કે જો ત્રીશુળ મુકવાનું ભુલી જઇશ તો સૈન્ય સહીત આપણે મરી જઇશું તું ચુકી જઇશ પણુ ભગવાન ચુકવાના નથી, ભીમ ગુસ્સે થઈ ત્રીશુળ લેઈને તૈયાર થયો. પ્રભુનાં લોચન કરોધમાં રકત થઇ ગયાં છે, સામા સામી હથીઆરો તઈઆર કરયાં ને સામાસામી મુકી દીધાં એટલે બંન્ને આયુધો ક્રોધે ભરાઈ પવન વેગે ધુઘવાટા કરતાં સનમુખ ભેગાં થયાં જેમ પ્રલ્લય કાળનો અગ્ની સૃષ્ટીને નાશ કરવા ઉત્પન્ન થયો હોય એમ બેઉ આયુધો સર્વેનો

નાશ કરવા સામા સામી લડવા માંડયાં એક એકને ટક્કર મારે છે પણ કોઇ પાછું પડતું નથી, ભડાકાને કડાકા અતીશય થવા લાગ્યા, ધારેધાર ટીચાઇને ઘાવ વાગવાથી ધીખ ધીખતા અંગારા ઝરવા લાગ્યા. અગ્નીની ચોદશ વૃષ્ટી થઇ રહી સૌ સૈન્ય લઢવું મુકી દેઇને પોકાર કરવા લાગ્યા, સુરા પુરૂષોનાં સુર ઉતરી ગયાં અને મુખેથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા માંડયા. સર્વના અંગ ઉપર અંગારા આવી આવીને પડે છે તે ખંખેરી નાંખે છે, કૈકની ચામડી દગ્ધ થઈ ગઈ. કૈકના કેશ સળગી ગયા, કૈકનાં વસ્ત્રાભુષણ બળી ગયાં, કૈક જણ નગ્ન થઇ ગયા ઘણાક પ્રાણી પ્રલ્લય થઈ ગયા. સહુ સૃષ્ટી ત્રાસ પામવા લાગી. ભોમી થરથર ધુજવા લાપી. અગ્નીની અપાર વૃષ્ટી થઈ રહી, કષ્ટી પડે છે તે દ્રષ્ટીથી જોઇ શકાતી નથી. શૈન્ય શોકાતુર બની ગયું છે. આયુધો લડતાં લડતાં આકાશમાં ઉંચાં ચડયાં એટલે દેવતા લોકો જોવા આવ્યા હતા તે જીવ લઇને નાશી ગયા. મોહોટા મોહોટા અગ્નીના અંગારા વરસવાથી કોઈ પ્રાણી તાપ જીરવી શકતુ નથી. સ્વર્ગમાંથી દેવલોકોએ ઉચાળા ભરવા માંડયા. પ્રથ્વીમાં હાહાકાર થઈ રહયો. જુગજીવને જાણ્યું કે જરૂર આથી પ્રલ્લય થશે. મોહોટાને મોહોટમ હોય નહી અને વડાને વડાઇ હોય નહી, નીચા નમ્યાથી ઉંચા જણાઇશું એમ ધારી પોતે નીશ્ચય કર્યો કે જરૂર લડાઇને હોલવી નાંખું, દુનીયાને દુઃખે હું દાજીશ નહી તો મને કોણ દયાળુ કહેશે, એમ જાણી રથ ઉપરથી ઉતરી પડયા અને ચાલીને પાન્ડવ દળમાં આવ્યા, જીવને જીવાડવા ધારયા તેથી પોતે ભાણેજને શીશ નમાવા લાગ્યા. પ્રભુએ કહ્યું તમે જીત્યા ને અમે હારયા; હું કરજોડીને કહું છું કે સૃષ્ટીની કષ્ટી નીવારણ કરો અમારો ટેક તોરો તમારા આગળ મુકયો અમારે ઘોડી નથી જોઈતી, અગનિથી પૃથ્વી બળી જશે અને પાપ ચોટશે તે સાંભળીને ભીષ્મજીએ તથા વીદુરજીએ પ્રભુને નમસ્કાર કરીને કહ્યું કે શાબાશ છે, મ્હોટા છે. તે કદિ ખોટા નથી, હે પ્રભુ દીનદયાળ ! જ્યાં ત્યાં કરીને પૃથ્વી ના જીવોને જીવાડયો, એવું સુણીને શ્રીકૃષ્ણચંદ્ર કહેવા લાગ્યા કે અરે ભીમસેન ! તમે તમારૂં ત્રીશુળ પાછું બોલાવી લ્યો, તે સાંભળીને ભીમે પોકાર કર્યો, પ્રભુએ કહ્યું આયુદ્ધો હઠમાં ભરાયાં છે માટે બોલાવ્યે નહી આવે, એમ વીચારી પોતે હનુમાનજીને કહેવા લાગ્યા કે અરે કપીવર પ્રેમી ભકત ! તમે કૃપા કરી છલંગ મારીને આકાશમાં જાઓ અને તે બેઉ આયુદ્ધોને એક એક હાથમાં પકડીને લાવો, કારણ કે તમે પણ તેમના જેવા છો, અંજની નંદન હનુમાનજીએ જવાબ આપ્યો કે બે વજ્જરને ત્રીજો હું અમે ત્રણ જણા

ક્યાં પડીએ ! પૃથ્વીમાં પડુ તો પૃથ્વી ફાટી જાય, પૃથ્વીના ફાટવા વડે કરીને પાતાળમાં જતો રહું, માટે માહારે પડવાની વસ્તુ હાંઈ ભોમી ઉપર હોવી જોઇએ ને તે વજ્રની હોય તો તેમ કરૂં, ને સીવાય હે દીનાનાથ કંઇ બને તેમ નથી, ત્રણે વજ્રનો બોજ પૃથ્વી ઝીલી શકવાની નથી પ્રભુ કહે ભીમસેન તમે અડધા વજ્ર છો, તમારૂં ડાબુ પાસુ ઉપર રાખીને પ્રથ્વી ઉપર સુઇ રહો, તેના ઉપર રામ ભકત પડશે એટલે ભુમીનો ભંગ થઇ શકશે નહી તે સાંભળી ભીમસેને જવાબ આપ્યો કે અરે દીનાનાથ શું અજાણ થાઓ છો ! મારાથી તેનું પુંછડું તો ઉચું થયું નોહોતું અને એ આખો મારા ઉપર પડે તો પ્રાણ જતા રહે, હનુમાનજી કહે ધીમેથી પડીશું આ સૃષ્ટીના જીવને જીવાડવા તે તમારો ધર્મ છે. ભગવાન, ભીષ્મ તથા વીદુરે કહ્યું કે સૃષ્ટીના જીવોને બચાવો, ભીમસેને કપાળે હાથ મુકયો, મનમાં વીચારવા લાગ્યો કે અનેક જીવોના સારૂં હું મરૂં, માટે હે દિનાનાથ મને ઉગારી લેજે, એમ કહી પોતે પ્રથ્વી ઉપર સુઈ રહયો, ડાબુ પાસુ ઉપર રાખ્યું અને જમણું નીચે રાખ્યું, અર્જુનજીના રથ ઉપરથી હનુમાનજી રામ શબ્દની ગર્જના કરીને આકાશમાં ઉછળ્યા, તે આકાશ જમે ઝડપ લેઇને એક એક હાથમાં અકેકું આયુદ્ધ પકડી લીધું. તો પણ આયુધ્ધો લડવા દોડયાં. બળ કરીને હનુમાનજીએ પકડી રાખ્યાં છે પછી પાન્ડુ પુત્ર ભીમસેન જ્યાં સુઇ રહયોછે તેના ડાબા પાસા ઉપર હનુમાનજી આવીને પડયા એટલે સાડા ત્રણ વજ્જર એકઠાં થયાં એટલે જ્યાં દાન્ગવરાજા ઘોડી ઉપરબેઠો બેઠો યુદ્ધ જોતો હતો ત્યાંદાન્ગવરાજાની ઘોડી તુરત અપ્સરા બનીગઈ અમે દાન્ગવને તરછોડી નાંખી પ્રભુને નમસ્કાર કરિ સ્વર્ગમાં ચાલી ગઈ, સર્વ સૈન્યાનું લોક જોઈ રહ્યું ને દાન્ગવનું મોં ઉતરી ગયું અને મનમાં ઘણો શોક ઉત્પન્ન થયો, વીચાર્યું કે પાપણી માટે મેં વ્હાલામાં વીરોધ કરાવ્યો પણ આખરે મને મુકીને ચાલી ગઈ, હવે હું શું મોં બતાવીશ એમ ધારી પોતે પ્રાણ કાઢવાં તૈયાર થઈ ગયો, કટારીને ગ્રહણ કરી એટલે પાન્ડવો તથા યાદવો હળી મળી દાન્ગવરાજાની પાસે જઈ યાદવો તથા પાન્ડવો કહેવા લાગ્યા કે અરે દાન્ગવ રાજા આમાં અમને ધીરોધ નથી થયો. આ બાબતમાં અમને બીલકુલ રીસ નથી થવા કાળ થયે જાય તેમાં તમારો શો દોશ છે ; એમ કહીને તેને ઉગાર્યો, દાન્ગવરાજા નમી પડયો અને સ્તુતી કરવા લાગ્યો, અલબેલા પ્રભુએ સૈન્યમાં અમી દ્રષ્ટી કરી એટલે સર્વનો ક્રોધ નષ્ટ પામ્યો અને આનંદ આનંદ થઈ રહયો, મરણ પામ્યા હતા તે પણ ઉઠી ઉઠીને બેઠા થયા સહુ સહુનું સૈન્ય વિદાય

થઇ ગયું, દાન્ગવરાજા પણ પોતાના ગેર ચાલ્યો ગયો, પાન્ડવો ઇંદ્રપસ્તમાં જવા સારૂ ચાલ્યા, ભીષ્મ, વીદુર, દ્રોણાચાર્ય અને કૈરવો હસ્તીનાપુરમાં ગયા. યાદવો દ્વારકામાં આવ્યા, એમ સઘળા પોતે પોતાનો સ્થળે પહોંચી ગયા ભીમસેન કૈલાસમાં જઇ ત્રીશુળ શંકરને આપી આવ્યો, અપ્સરા ઘોડીનો દેહ ત્યાગ કરી સ્વર્ગ ભુવનમાં આનંદથી રહી જે નરનારી એક ચીત્તે કથા સાંભળશે તેનો પશુ જન્મ ટળી જશે, જેવી રીતે અપ્સરાનો ટળી ગયો તેવી રીતે પશુ દેહ ટળી જશે જે નરનારી સાંભળશે શીખશે અગર સંભળાવશે તો તેને પશુનો જન્મ ધરવાનો સંભવ રહેશે નહી,



## વિશ્રામ બીજો.



દાન્ગવાખ્યાન પુરણ હવું, સુણજો શ્રોતા જન;
વ્યાસ વલ્લભ વાણી વદે, પર્વ કથા પાવન.

વૈશમપાય રૂષિ જન્મેજે રાજાને કહે છે કે સર્વે રાજાઓ તથા સૈન્યો પોત પોતાના સ્થળે ખુશીથી રહયા એમ કરતાં કરતાં બહુ દીવસ વીતી ગયા, એવામાં એક દીવસ દુરીયોધન એકાન્તમાં બેઠો હતો, તેને દ્રૈપદી સાંભરી આવી અને તેથી કરીને આકુળ વ્યાકુળ થઈ ગયો એણે શેવક મોકલી પોતાના મામાને પાસે તેડાવ્યો, પોતે ઉદાસ થઇને બેસી રહયો મામો એકદમ આવી પહોંચ્યો તો દુરીયોધનતો ઉદાસમાં બેસી રહયો છે, તે જોઇને મામે પુછયું કે કેમ ઉદાશમાં છે, ! કેમ બાવરો બની ગયો છે ! મારા છતાં તું શા માટે દીલગીરી ભોગવે છે ! તને જે દુઃખ હોય તે કહી દે હું તેનો નીવેડો લાવી દઇશ. તને તન દુઃખ નથી પણ મન દુઃખ જણાય છે; માટે જે હોય તે મને કહી દે, એટલે દુષ્ટમતી દુર્યોધન બોલ્યો, અરે મામા, મને દ્રૈપદી ખટકે છે, જ્યારે એનું સ્વરૂપ સાંભરે છે. ત્યારે મારા હૈયામાં હોળી ઉઠે છે માટે જો તેને લાવી આપો તો જીવુ નહિ તો મારો દેહ ત્યાગ કરૂં છું છેવટ વીશ ગોળીને પણ પી જઈ મારો પ્રાણ તજી દેઇશ, તે સાંભળી શકુની મામો બોલી ઉઠયો કે અરે છત્રપતી ! તમે મને શા માટે કહેતા નથી. તું ધીરજ રાખ રૂપાળી દ્રૈપદી તથા રાજ્ય બન્ને તને અપાવું તોજ હું ખરો. જ્યારે પાન્ડવોએ યજ્ઞ કર્યો હતો ત્યારે એક થઇ ગયા

છીએ, વળી દ્વારકાં ગયા હતા ત્યાં પણ તેમની પક્ષ કરી ગયા હતા. એવી રીતે આપણે ને એમને ઘણો વ્હેવાર થઇ ગયો છે માટે હું કહું તે કરો દુર્યોધન કહે જો દ્રૌપદી અપાવે તો તું કહે તેમ કરૂં. તું કહેતો હોય તો રાજ્યપાટ તજી દઉં, અન્ન જળ તજી દઉં, સર્વ વસ્તુને તજી દઉં. પણ કંઇ કરતાં રૂપાળી દ્રૌપદી અપાવે તો મારો જન્મારો સફળ થાય. અરે શ્રોતાજનો ધીક્કાર છે આવાં દુષ્ટ દુરાચારી પુરૂષોને, કે જે નર્કમાં પડવાને તૈયાર થાય છે ! દીવાનું સુંદિર તેજ દેખી પતંગીયું તેની આસપાસ ભ્રમણ કરે છે. પણ વીચાર કરતું નથી કે હું તેમાં જંપલાઇ બળી મરીશ. છેવટ પોતે દીવામાં બળી ભસ્મ થાય છે ત્યારેજ જંપે છે, તેમ દુષ્ટમતી દુર્યોધન અગ્ની સ્વરૂપ દ્રૌપદી ઉપર મોહીત થઈ તેને મેળવવા ઇચ્છા કરેછેઃ પણ અંધ પુત્ર નથી સમજતો કે જેમ પતંગીયું દીવામાં બળી જાયછે, તેમ હું ધરૂપતીને સ્પર્શ કરવાથી બળી જઇશ. હવે મામો કહે છે આપડા ત્યાં ગોત્ર યાગ માંડો અને પાંડવોને કુટુંબ સાથે તેડાવો એટલે વહુઓ તથા પુત્રો સહવર્તમાન આવશે, તેમને ઘણું હેત બતાવજે અને ધરમરાજાને સાથે લેઇ સીંહાસન ઉપર બીરાજજે; એટલે હું બગલમાં બાજી ઘાલીને ત્યાં આવીશ. તેમાં સોળ સોગટાં છે, તે જુદા જુદા રંગનાં છે. જેવાં કે પીળાં, રાતાં, લીલાં, કાળાં છે, વળી તેમાં ત્રણ પાસા છે, તે પાસાઓ ઘણા રૂપાળા છે, તેમ મારી મરજી સાચવવા વાળા છે, મારા કાકાના હાડના પાસા કરાવીને રાખ્યા છે, તેથી મારી મરજી સાચવે છે, મારૂં ધારેલું કામ કરે છે, જેમ ઢાળો ફેરવું તેમ તે ફરે છે, ધારૂં તેટલા દાણા પડે છે, જે સામો રમનારો હોય તે જરૂર હારી જાય અને રડતો થાય તે બાજી હું રમવા સારૂં કાઢીશ. પછી હું તમને બે જણાને રમવા બેસાડીશ તે વખત હું તારૂં ઘસાતું બોલીશ પણ તું મનમાં કાંઈ પણ લાવીશ નહી. સરત કરીને તને જીતાડીશ, રાજ્ય તથા રૂપાળી રાણી જરૂર તને અપાવીશ. તું મને સાચો મામો માની લેજે. એવું સાંભળી અંધ કુંવર ખુશી થયો અને ગોત્ર યાગ આરંભ કરવાનો વીચાર કરચો. મામો કહે ઈંદ્રિપસ્ત પાન્ડવોને પત્ર લખી જણાવો. દુષ્ટમતી કહે હું તે પેરવીમાંજછું. પછી પાપીઓએ ઈંદ્રિપસ્તમાં પાન્ડવો ઉપર કાગળ લખ્યો પત્ર લખીને શેવકને સોંપી દીધો, શેવકને કહ્યું કે જલદીથી તેમને પહોંચાડી દે. શેવક ત્યાંથી દોડતો ઈંદ્રપસ્તમાં આવી પહોંચ્યો. પાંચ પાન્ડવો તથા કુંતાજી બેઠાં છે, ત્યાં આવીને શેવકે પત્ર આપ્યો. પત્ર વાંચીને કુંતાજીને કહ્યું કે દુરીયોધન ગોત્રયાગ કરે છે, તે ઉપર આપણ સધળાને તેડાવ્યાં છે; માટે આપણે કેમ કરવું. દુરીયોધને ખેંચ તાણ કરી તેડા-

ત્યાં છે, માટે જરૂર જવું તો પડશે. ધરમરાજા કહે વ્હેવાર બંધાયો છે, માટે જો નહી જઇએ તો પાછી આંટી પડશે, દ્રૌપતી, સુભદ્રા, અભિમાન સઘળાને તેડાવ્યાં છે, તેથી હસ્તીનાપુર જવુંજ પડશે. પછી શેવકના સંગાથે કહાવ્યું કે જરૂર અમે ગોત્રયાગ ઉપર આવીશું, ભીમસેન બોલ્યો, મોહોટા ભાઇ આપણે હસ્તીનાપુર જઇશું અને વિદુરજીના ઘેર ઉતરીશું એમ સઘળાનો વિચાર જવાનો થયો. પછી પાન્ડવોએ વસ્ત્રાલંકાર પહેરી લીધાં, દ્રૌપતી તથા સુભદ્રાએ શણગાર પહેરી લીધા, પેહેરી હોઢીને સઘળા હસ્તીનાપુર જવા સારૂ નીકળ્યા. અતી આનંદ ભેર હસ્તીનાપુર આવી પહોંચ્યા અને વિદુર કાકાના ત્યાં ઉતારો કરયો પછી દુરીયોધનના ઘેર ગયાં, સહુ સગાં વહાલાં ભેગાં થયાં, એકેકના દુખ સુખની વાતો કરવા લાગ્યાં એકસોને પાંચ ભાઇ ભેગા થઇ વાતો કરવા લાગ્યા, હેત ઉપજે તેવી રીતે હળીમળીને ફરે છે, ગોત્રયાગ પુર્ણ કરીને હળીમળીને આનંદમાં જમવા બેઠા. જેમી રહયા પછી પાન સોપારીના મુખવાસ લીધા. હળીમળીને નાર નારી જમી ઉઠયાં, આખા જન્મારામાં તે દિવસ ભેગા મળી જમ્યા, પોતપોતાનાં વસ્ત્ર પહેરી લીધાં. પછી દુરીયોધન ધરમનો હાથ ઝાલ્યો પછી દુષ્ટમતી કહેવા લાગ્યો કે અરે ધરમભાઈ ! ચાલો આપણે એકસોને પાંચ ભાઇઓ સાથે રાજ્યસભામાં જઇએ. એટલે સરવે જણા ખુશી થઈને એકએકના હાથ ઝાલીને રાજ્યસભામાં ગયા. ત્યાં પાપી ધરમરાજાને સાથે લેઇને સીંહાસન ઉપર બેઠો. જાણે કોઈ સાચા સ્નેહીને લઇને બેસે, એમ અતીશય હેત બતલાવીને બેઠો. બીજા ભાઇઓ નીચે ઓળબંધ બેઠા, એવામાં રાજ્યસભામાં શકુની મામો આવી ચડયો. પોતે મુખેથી એવું બોલતો આગ્યો કે આ વેળા કેવું રૂડું દેખાય છે; જાણે રામ લક્ષમણની જોડી શોભતી હોય એમ બેઉ જણની જોડી શોભી રહી છે. જો સદાકાળ આવો સંપ રહેતો હોય તો તમારાથી બીજું કોઇ પણ ડાહ્યું નથી. એવું સાંભળીને દુષ્ટ દુરીયોધન બોલ્યો કે અરે શકુની મામા અમે સંપ કેમ ન રાખીએ. બીજાની ગમે તેટલી હજાર સગાઈ હોય પણ કુટુંબી ભાઈ કયાંથી ! જ્યારે સર્વની છોકરવાદી હતી તે વખતે ઉપાધી થઇ, પણ હવે ડહાપણના ઘરમાં આવ્યા તેથી લડાઇ શાની થાય ! વળી એવું શું વ્હેંચવાનું બાકી છે કે જેથી કરીને લડાઈ ઉત્પન્ન થાય ! એવુ સાંભળીને શકુની બોલ્યો, બહુ સારૂ ત્યારે હું બેઉ જણાનું પારખું લઉં છું. મને જોવાની ઇચ્છા છે કે બેઉ ભાઇઓમાંથી મુંઢ કોણ છે અને ચતુર કોણ છે ! આવો બંન્ને ભાઇઓ નીચે બેસો. તમે બાજી રમો, ને હું બેઠો બેઠો ચ-

તુરાઇ જોઉં. બાજી રમવી તે ઘણી હોંશીયારી ભરેલાનું કામ છે, તે રમવાથી પળવારમાં નરનારી પરખાઈ આવે છે. એમ કહી પાપી શકુનીએ બાજી બગલમાંથી કાઢી અને નીચે ઢાળી દીધી. સોગટાં ગોઠવી દીધાં, તે વખતે રાજ્યસભામાં કૌરવો સીવાય કોઈ નહોતું, જેદ્રથ, ભગદત, ભુરીશેવા, સુશરમા, શકુની, કરણ ફકત આટલાજ સભાની અંદર બેઠા હતા. ભીષ્મ, વિદુર, દ્રોણ એમાંથી કોઈ નહોતું, તેથી કપટને કોણ જાણી શકે ! મામાએ બાજી માંડી એટલે દુરીયોધન બોલ્યો, ઉઠો ધરમભાઈ, આપણા રમવાથી એક એકની ચતુરાઈ જણાઈ આવશે, એટલે ધરમરાજાએ એવો જવાબ આપ્યો, ભાઈ મને રમવાની ઇચ્છા નથી. બાજી છે તેતો વીશનુ મુળ છે, તેમાંથી હેત તુટી જાય છે અને ઉલટી ધુળ ઉડે છે. એ સાંભળી છત્રપતી બોલ્યો કે જ્યોરે સરતથી રમતા હોઇએ ત્યારે તે પ્રમાણે બને છે, પણ આપણે તો ખુશીની ખાતર રમીએ છીએ; કંઈ હોડ કરીને રમતા નથી. મોહોટાભાઇ એમાં મત શા માટે ખેંચોછો ! તેવું સાંભળી ધરમરાજા હેઠા ઉતરયા અને સામાસામી બેઉ જણા રમવા બેઠા. કૌરવ લોકો તથા પાન્ડવો જોવા લાગ્યા. પાપીએ પાસા હાથમાં લીધા અને ધરમની સમક્ષ નાંખ્યા. એના દાણા ઓછા પડયા પછી ધરમરાજાએ પાસા હાથમાં લેઈ નાંખ્યા, એટલે યુધીષ્ટરના પોબાર પડયા, વળી અઢાર, અગીઆર એ પ્રમાણે પડે છે મામો જેમ ચક્ષુ ફેરવે છે તેમ ત્રણ પાસા ફર્યા કરે છે. ધરમ રાજા તથા પાન્ડવો ખુશી થાય છે, શકુનીએ એવો યુક્તિનો ખેલ રચ્યો કે ધરમરાજાનો પાસો ચડાવી દીધો. દુરીયોધનને પહેલો હરાવ્યો. ધરમરાજાને રમવાનો મોહ થયો. વિનાશકાળે વીપ્રીત બુદ્ધિ. વિનાશ થવાનો હોય એટલે ઉંધું ઉકલે. આગળ જતાં એવું બનવાનું છે તેથી ખોટા મોહને વશ થયા. બાકી સત્યવાદી ધરમરાજા એવો મોહ કોઈ કાળે ધારણ ન કરે. પછી શકુની મામો બોલ્યો. ધીક્કાર છે છત્રપતી મેં તમારી બુદ્ધિની ચતુરાઇ જોઈ લીધી, સભાવચ્ચે પાપી દુરીયોધન બોલી ઉઠયો કે ઠાલી બાજી રમવામાં શી ચતુરાઈ! જે વખતે સરત કરી હોય તે વખતે જોવાની મજા આવે. શકુની મામો બોલ્યો, કેમ ધરમરાજા સરત કરવાની મરજી છે ! એટલે ધરમરાજાનું મન મોહ પામ્યું. પોતે ભીમસેન સામું જોવા લાગ્યા, ત્યારે વાયુનંદને સાન કરી કે અરે ધરમભાઈ સરત કરી ખુશીથી રમો. પછી ધરમરાજા બોલ્યા કે અરે શકુની ! એવી શી સરત બકવાની છે ! શકુની કહે હું કહું તે સરત કરો. બેઉ ભાઇઓએ જવાબ આપ્યો. અમારે કબુલ છે. શકુનિ કહે હવે હું કહું તે બરોબર સાંભળી

ધ્યાનમાં લ્યો. આપણે ત્રણવાર બાજી રમવી, પહેલી બાજીમાં સરત એવી કરો કે અરે દુરીયોધન છત્રપતી, જો પહેલી બાજી તમે હારો તો તમારા બેતાળીસ હજાર દેશ પાન્ડવ લે અને જો ધરમરાજા હારે તો તેમના બેતાળીસ હજાર દેશ તને આપે, બીજી બાજીમાં તું હાર પામે તો તારા સસરાનું રાજ્ય તને મળ્યું છે તે પાન્ડવોને આપવું. જો પાન્ડવો બીજી વાર હારે તો તને દ્રૌપતી રાણી અર્પણ કરે. હવે ત્રીજીવાર રમતાં જો તું હાર પામીશ તો તહારે બાર વરસ સુધી વનમાં રહેવું. ત્રીજી બાજી જો ધરમરાજા હારે તો તે બાર વરસ સુધી વનમાં રહે. જે ભાઈ હાર પામીને વનમાં જાય તેને કેવી રીતે વર્તવુ તે કહી બતાવું છુ બાર વરસ સુધી વનમાં ફરવું, પછી તેરમું વરસ છાના ફરવું, છાના રહેતા હોય અને જો પકડાઇ જાય તો ફરી બાર વરસ વનમાં જાય એવી સરત કરીને બાજી રમો. ખુશી થઈને દસ્તાવેજ કરી આપો. ધરમરાજાએ ભાઈઓને વાત પુછી કે કહો ભાઇ કેમ કરીશું ! તે સાંભળી શેદેવ નિકુળે જવાબ આપ્યો કે મોહોટાભાઇ ખુશીથી રમો, કારણ કે દુરીયોધન હાર પામે તેવું જણાય છે. અર્જુનજી બોલ્યો, મારો પણ એવો મત છે કે તમે મનમાં ઉલટ રાખી રમો, કારણ કે તમારા પાસા ઘણા સરસ પડે છે. પછી ભીમ કહેવા લાગ્યો કે અરે ધરમરાજા ખુશીથી રમો. તમારા દાવ ઉપરથી એમ જણાય છે કે તમે જીતશો. તેમ કરતાં જો તમે હારી બેસશો તો પણ કંઇ ઉચાટ જેવું નથી, કારણ કે ધોલ મારીને પાછું લેઈ લઇશ. ધરમરાજા કહે અલ્યા મુર્ખા તું એ શું બોલ્યો ! જો બોલ્યું અબોલ્યું કરવું હોયતો મારે રમવાનો મોખ નથી. ચંદ્ર ચળાયમાન થાય સુર્ય પશ્ચિમાં ઉગે, અગ્નિ શીતળ થાય સીંધુ મર્યાદા લોપે પણ ધરમરાજાનું વચન કદી પણ ફરવાનું નથી, મારા હાથના પડેલા અક્ષરોનું તું ભંગાણ કરે તો દાંતમાં જીભ્યા લેઇને મરણ પામીશ. ભીમશેન કહે અરે મહોટાભાઇ હું કંઈ કરવાનો નથી. તમે ખુશીથી રમો. થનાર વસ્તુ હશે તે થાશે. પ્રભુએ જેમ ધાર્યું હશે તેમ બનશે, એમ ચારે ભાઇઓ રમવા માટે કબુલ થયા. ધરમરાજાએ હા પાડી. એટલે કપટ ભરેલો શકુની મામો તાંબાનું પત્ર લાવ્યો. દુરીયોધન પાસે લખાવ્યું પછી ધરમરાજાએ પોતાના હાથમાં તાંબાપત્ર લીધું એટલે અકસ્માત્ર સમળી સીંચાણા આવીને અંતરીક્ષ રહી રહી આંટા મારવા લાગ્યાં અને રૂધીરના છાંટા પડવા લાગ્યા તેથી કરીને માઠા શુકન દેખાવા લાગ્યા. વિનાશકાળે વીપ્રીત બુદ્ધિ, શેદેવજી સમજે છે પણ શુદ્ધિ આપી શકતા નથી. પછી ધરમરાજાએ પણ દસ્તાવેજ લખી આપ્યો. પછી શકુનીએ બાજી ઢાળી દુરીયોધન મનમાં ખુશી થવા

લાગ્યો, કૌરવો એક એકને વાતો કરે છે કે ધરમરાજા ઠીક ફસાયા છે, મામાને તો નીશ્ચે છે કે જરૂર મારો ભાણેજ છત્રપતી જીતશે, કારણ કે પાસ ફેરવવા ન ફેરવવા પોતાની મરજી ઉપર છે, પાંચે પાન્ડવો જાણતા નથી કે દુષ્ટ કૌરવોએ કપટ કરી રમવા બેસાડયા છે, જેવો પોતે હોય એવો સામાને દેખે, પાન્ડવો સત્યવાદી છે, તેથી તેઓ મનમાં સદા એવું ધારે છે, કે દરેક જણા સત્યવાદી હશે ઘણી વખત કૌરવોએ પાન્ડવો સાથે કપટ કર્યું તો પણ પાન્ડવો સમજતા નથી કે આ પાપી પુરૂષોએ હરાવવા માટે આ ધંધો માંડયો છે, પણ એમાં કંઈ નવાઈ જેવું નથી. કારણ કે ખોટું થવાનું હોય ત્યારે ખોટી બુદ્ધિ થાય, અનાદી કાળનો નીયમ છે કે ઘો મરવાની થાય ત્યારે વાવરીવાડે જાય, માટે પાન્ડવોના નસીબમાં દુઃખ ભોગવવાનું લખ્યું છે, તેથી પોતાને સદબુદ્ધિ સુજતી નથી શેદેવજી જાણીશકે છે, પણ અજાણ થઇ બેસી રહ્યા છે, થનાર વસ્તુ કદીકાળ મીથ્યા થતી નથી, ધરમરાજા સત્યવાદી છે. છતાં પણ એટલું સમજતા નથી કે બાજી રમવી એ સારા માણનું લક્ષણ નથી, જેમ કૌવચ વાત્રીએ તેમાંથી કેળાં થાય નહી, તેમ બાજી રમવાથી સારૂં પરીણામ આવતું નથી, નીચની સોબત કરવાથી નીચપણું આવે છે, હવે બંન્ને બાજી રમે છે, તેમાં શું થાય છે, ને શ્રોતાજનો ચીત્ત દેઇને સાંભળો, મામો સ્વસ્થ થઈ ને બેઠો છે, કૌરવો પણ એક ચીત્તે જોઈ રહ્યા છે, પાન્ડવો ધરમરાજાના સામુ જોઈ રહ્યા છે, દુરીયોધન પાસા નાંખે છે, તેમાં પાંચ દાણા પડે છે, શકુની મામો ડોળો ફેરવે છે, એટલે પાંચના અઢાર દાણા થઈ જાય છે, પાપીના કાચા દાવમાં બાર તથા પોબાર પડે છે, ગણતરી ગણીને સોગટી મારે છે, આખી બાજી કપટ રાખીને રમે જાય છે, ધરમરાજા પાસા નાંખે છે, તેમાં અઢાર કે પોબાર દાણા પડે છે, શકુની મામો જેમ ડોળો ફેરવે તેમ પાસા ફરી જાય છે, ધરમરાજાના પાંચ કે સાત દાણા પડે છે, તે કરતાં વિશેશ પડતા નથી. ધરમરાજા બાજી ખેલતાં ખેલતાં પાછા પડયા, તે જોઇને સરવે જણા વિસ્મય પામી ગયા. પહેલી બાજી યુધિષ્ટર હારી ગયા અને રાજ્યાસન ખોઈ બેઠા એટલે દુષ્ટ દુરાચારી દુર્યોધન હશીને કુદવા લાગ્યો શકુની મામો કહે છે, અરે મુર્ખા તું ખુશી કેમ થાય છે, ! હજી બે વખત રમવું છે, એટલામાં એ જીતશે તો મોઢું કાળું મેંશ થઈ જશે. એમ કહિ રમવા બેસાડયો. જેમ દેખતો પુરૂષ છતી આંખે પાટો બાંધીને કુવામાં પડે; તેમ સત્યવાદી ધરમરાજા હાર પામી ગયા તો પણ સુજતું નથી. બીજી બાજી પણ ધરમરાજા હારી બેઠા દ્રોપદિ સ્ત્રી પણ પારકાને સોંપી દીધી દુષ્ટ દુરીયોધન હાથ હાથ કુદવા લાગ્યો,

ઘણા દીવસથી તલસતોતો પણ આજ રૂપાળી નારી હાથમાં આવી છે, મારૂં નસીબ ઘણુંજ ઉત્કૃષ્ટ છે, એમ કહી કહીને પાપી ફુલવા માંડયો. શકુની મામો કહે શું ફુલી રહયો છે ! હજી ત્રીજી વાર રમતાં રમતાં હારીશ તો સઘળું કરેલુ વૃથા જશે, આ વખત પાન્ડવો જીતશે તો તારી પાકી મસ્કરી થશે. એમ કહિ અંધ કુંવરને રમવા બેસાડયો બેઉ જણા ત્રીજી વાર રમવા માંડયા. કુંતાના પુત્ર યુધિષ્ટર બાવરા બનીને રમવા લાગ્યા. પોતે જીતવા માટે ઘણા યત્ન કરે છે, પણ કપટ ચાલે છે, તેથી જીતાઈ શકાતું નથી, પાન્ડવો શોકાતુર બન્યા; અને ગદગદ કંઠે થઈ ગયા, દાવ ઘણા સરસ પડે છે. પણ શકુની મામો ડોળો ફેરવે છે, એટલે પાસો આડો અવળો ફરી જાય છે. એના ડોળામાં દેવતા મેલાયો હોત તો બહુ સારૂ. કારણ કે જો શકુની ન હોત તો પાન્ડવો જીતત. ત્રીજી બાજી પણ ધરમરાજા હારી ગયા. બાર વરસ વનમાં જવાનું થયુ. તેથી હાહાકાર વર્ત્યો સતી કુંતાના પાંચે પુત્રોના પ્રાણ ઉંચા ચડયા અને મુરછીત થઇ પૃથ્વી ઉપર પડયા. શરીરની શુદ્ધી બીલકુલ રહી નહી. એટલે દુષ્ટ અંધ પુત્ર સભામાં ખુંખારો કરીને ઉભો થયો અને ઘણોજ ખુશી થઈ ગયો. જેમ ગાય માતાને ચીત્તો વાઘ પકડે અને તેથી કરીને કોઇ યવન ખુશી થાય તેમ પાપી નર્કાધીકારી દુરીયોધન ખુશી થયો. ગાય રૂપી પાન્ડવો વાઘરૂપી બાજીથી હાર પામ્યા તેથી કરીને યવન રૂપી દુરીયોધન આનંદમાં પડયો. અંધ પુત્ર ચાલ્યો ચાલ્યો મામાની પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે ધન્ય છે, મામા તારી બુદ્ધીની બલીહારી છે તેં આજ દીન સુધી ખાધેલું સફળ કર્યું તારા ભાણીયાને જીવતદાન આપ્યું લાવ્ય તારા ચરણ ધોઇને પી જાઉં. તું જે માગે તે તને અર્પણ કરૂં. શકુની દુરીયોધનનાં વાકય સાંભળીને મનમાં ખુશી થવા લાગ્યો. દુરીયોધનને પોતે કહેવા લાગ્યો કે મારે કંઈ પણ જોઇતું નથી; તારા કરતાં મારે કંઈ વધારે નથી, તને જોઇને હું સદા મગ્ન રહું છું. તારે દ્રૌપદી જોઇતી હતી પણ મેંતો રાજ્યપાટ સહીત અપાવ્યું તેમ બાર વરસ સુધી વનમાં મોકલ્યા. આ પ્રમાણે તારી ઇચ્છા પરીપુર્ણ થઇ એટલે મારે કંઇ જોઇતું નથી. પછી દુષ્ટમતિ દુરીયોધને દુસ્યાસનને કહ્યું કે રૂપાળી છબીલી, છાકમાં છકી ગયેલી મને મ્હેણું દેનારી મારી સ્ત્રી દ્રૌપદીને મારી પાસે લાવો, એને સભામાં નગ્ન નચાવું ત્યારે મારૂં નામ દુરીયોધન ખરો, એને નગ્ન નચાવીશ એટલે મારૂં સઘળું વ્હેર વળી રહેશે, એટલે દુસ્યાસન સભામાં ઉભો થયો ને બોલ્યો કે ધરૂપતનિ પુત્રી દ્રૌપદીને પકડીને સભામાં લાવું છું; દુરીયોધન કહે ગોરીના કેશ ગ્રહી ઝપાટામાં અ-

હીં લાવ્ય, તું બીલકુલ ડરીશ નહી. હવે તેના ઉપર કોઇનો હક ચાલે તેમ નથી હું છત્રપતી દુરીયોધન તેનો પતી છું, માટે માહારી આજ્ઞાથી લાવો દુસ્યાસન કહે સારૂ એમ કહી પાપી દ્રૌપદીને તેડવા ચાલ્યો દુષ્ટ બુદ્ધિનો વીદુર કાકાને ત્યાં ગયો અને કુંતાજીને પુછયું કે દ્રૌપદી ભાભી કયાં છે ! કુંતાજી કપટ બાજીની વાત બીલકુલ જાણતાજ નથી, તેથી તેમણે દુસ્યાસનને જવાબ આપ્યો કે મને તો કહયા સીવાય ગઈ છે પણ ઘણું કરીને ભુતાવળ વાળી હવેલી જોવા ગઇ હશે એટલે દુરાચારી દુસ્યાસન દાંત પીસીને દોડયો જ્યાં દ્રૌપદીજી હવેલી જુએ છે ત્યાં ક્રોધ કરીને કુકરમી જઈ પહોંચ્યો, જેમ કુંતરૂં મરજીમાં આવે તેમ ભસે છે, તેવીજ રીતે દુષ્ટ દુસ્યાસન એવું ભસવા લાગ્યો કે રૂપાળી કામણગારી સુંદીર સ્ત્રી કયાં ગઇ ! આવા શબ્દ સાંભળીને થરથર ધુજતાં દ્રૌપદીજી છજામાં આવીને જોવા લાગ્યાં, દુષ્ટને ક્રોધાતુર જોઇને સતી કંપવા લાગ્યાં દ્રૌપદિ લજ્યા તાણીને ઉભાં રહયાં, પછી પાપીને પુછયું કે, અરે જેઠજી શું કહો છો ! દુસ્યાસન કહે તું ઝટ નીચે ઉતરી પડ, અમે તો તારા દીયર છીએ, અમારો મ્હોટો ભાઈ છત્રપતી છે, તેની તું સ્ત્રી થઇ છે, તારા સ્વામી દુરીયોધનની સાથે જુગટું રમ્યા, તેમાં તને હારી ગયા, હાર પામવાથી છત્રપતીની તું સ્ત્રી બની છે, દ્રૌપદી કહે વીચારીને બોલો, તમારી જીભડીએ ડામ દો. જેઠજી છો તે બાપની જગોએ છો, વગર વીચાર્યું શું બકબક કરો છો ! તમારી દુષ્ટ બુદ્ધિથી ભુંડું થશે, દુષ્ટ કહે છે અરે સુંદરી ! હું તો તારો દીયર છું ! તું છત્રપતીની સ્ત્રી છે, સતી બોલ્યા જો નારી કરવી હોય તો તારી માતાને કરજે, જાજા દુષ્ટ બુદ્ધિના સતી સામુ બોલતાં જરા વીચાર નથી આવતો ! થોડા દીવસમાં તમારૂં આવી બન્યું છે એમ માનજો દ્રૌપદીજીનાં આવાં કઠોર વચન સાંભળી તે પાપી ક્રોધે ચડયો અને કટી કશી મેહેલમાં ચાલ્યો સતી દ્રૌપદીજી અતીશય ધ્રુજવા લાગ્યાં, પાપીએ આવી એકદમ ચોટલો ઝાલ્યો ક્રોધ કરીને અબળાને કેંચકી લીધી, જેમ કોઈ દારૂડીઓ દારૂમાં બેભાન બની જાય, તેમ દુષ્ટ દુસ્યાસન ક્રોધમાં બેભાન બની સતીને છજામાંથી નીચે ફેકી દીધી દ્રૌપદીજી બાવરાં થઇને પૃથ્વી ઉપર નીચે પડયાં, શરીરની બીલકુલ સુદ્ધી રહી નહી, પછી પાપી નીચે ઉતર્યો ને દ્રૌપદિને તુરત ચોટલાથી પકડીને પૃથ્વીપર ઘસડતી ખેંચી એટલે દ્રૌપદીને ભાન આવ્યું પોતે દુષ્ટને કરગરવા લાગી કે અરે મુને છોડી દો આંખોમાંથી નીરની ધારા છુટે છે રડતાં રડતાં કહે છે કે મારૂં કઠોર નસીબ કેમ થયું ! મારા સ્વામી હારી ગયા આહા દૈવ મારી શી ગતી થશે ! કયાં પતિ, કયાં હું અરે પ્રભુ

આવા દુઃખ દાયક સમયમાં આપ બેઠીછો. એમ સતિ ઘણોજ વિલાપ કરે છે, પાપીતો ક્રોધ કરીને મારતો મારતો લેઈ જાય છે, સતી દુષ્ટને કહેવા લાગ્યાં કે અરે જેઠજી તમે મને મુકીદો, આ પાપનો પોટલો કીયે જન્મારે છુટશો ! મારૂં માથું દુઃખે છે માટે ચોટલો તાણશો નહી. એમ કહી ખોળા પાથરે છે, આ વેળા મ્હારૂં કોઇ સગુ નથી, જેમ ટીટોડી ટળવળે તેમ દુષ્ટની આગળ સતી ટળવળે છે, દુષ્ટ કહે કે હવે તને કેમ મુકું ! હજીતો તને સભામાં છત્રપતીની આગળ લેઇ જવિ છે, એમ કહીને ગડદા પાટુથી માર મારવ લાગ્યો છાતીમાં ઢીંચણ મારે છે તેથી સતી બેવડી વળી જાય છે, કોહોણીથી પુષ્કળ માર મારે છે, જેમ હાથી ક્રોધે ભરાઇને નીર્દયતા વાપરે છે, તેમ પાપી સતી ઉપર નીર્દયતા વાપરવા લાગ્યો બેહાથે પકડી પૃથ્વી ઉપર પછાડે છે કેશ પકડીને એવી વીંઝોળે છે કે જેથી કરીને શરીર છોલાઈ જાય છે, કુંખમાં ચોંટી ખણીને તમાચાનો માર મારે છે. ઇટ, ઢેફાં, પથ્થર તથા લાકડીથી પણ બેસુમાર માર મારે છે. સતી બેવડી વળી જાય છે, બીચારી દ્રૌપત રાયની બાળી બેફાટ રૂદન કરે છે. શરીર છોલાવાથી રૂધિરની ધારા છુટી, આવા દુષ્ટની આગળ બીચારી બાળાનું શું જોર ચાલી શકે ? ન સંભળાય તેવા કારમા પોકાર કરે છે. તેને જોઈને ગમે તેવો કઠોર હૈયાનો પુરૂષ રડી પડે તો પણ દુષ્ટ દુરાચારી દુસ્યાસનને બીલકુલ દયા આવતી નથી, શરીર ઉપર ઢીમડાં ઉઠયાં, અને મુસ્તકમાંથી કેટલાક કેશ નીસરી ગયા. પેટમાં એવી પાટવો વાગે છે કે જેથી કરીને સુધ બુદ્ધ જતી રહી, આખા ગામનું લોક તેની નીર્દયતા જોઇ ત્રાસ પામી ગયું, ઘણીક મેદની ભેગી થઈ છે, પણ દુષ્ટની આગળ કોનું જોર ચાલે. સરવે જણા આગળ ટોળું વળીને ઉભા રહ્યા છે. પુરૂષો તથા સ્ત્રીયો જોઇને ટળવળે છે દુષ્ટ ખેંચીને લેઈ જાય છે તેથી તમામ લોકો કળ કળે છે સતીનાં ચીર ચણીયો, ચોળી, ફાટી ગયાં ચુડીયો પણ નંદાઈ ગઇ. બીચારી સતી સ્ત્રીને પૃથ્વીમાં રોળી નાંખી. કોઈ માણસે એના પગની પ્હાનીસરખી પણ જોઇ નહોતી, પણ તે વખતે તેનું શરીર જણાવા લાગ્યું સતીને ઘસડાતી લેઈ જાય છે તેથી અંગ ઉઘાડું થઈ જાય છે ચીરનાં ગાભાથી સતી પોતાની એબ ઢાંકે છે કોમળ કાયા કંપે છે, અને તેથી પોતે મુખેથી ત્રાહય ત્રાહય પોકારે છે, કોઇ દીવસ સતીએ ભુમી ઉપર પગ નહોતો મુકયો, પણ એવી વખત આવી છે કે આંખમાંથી આંસુને બદલે રૂધિરની નદી વહેવા લાગી, સતી દ્રૌપતી દુઃખથી હૈયા ફાટ રડે છે દ્રૌપતીને રડતી જોઇને આખું ગામ રડવા લાગ્યું. ઘરડા, જુવાન, બાળક ભાળુવા વીગેરે રડે છે, તે-

મજ પશુ, પક્ષી અને ઝાડ પણ રૂદન કરવા લાગ્યાં નગ્રનાં કુતરાં શોકાતુર થઈ રડે છે અને સ્વર્ગના સુર લોકો પણ રૂદન કરવા લાગ્યાં, દુરાચારી દુસ્યાસનને કીંચત પણ દયાની અસર આવતી નથી, ગગન વિષે વાદળાં છાઇ રહયાં અને જુમનાજીનું પાણી સ્થંભી ગયું, એનું બેલી કોઇ નહી હોવાથી અતીશે આક્રંધ કરે છે દુષ્ટ ખેંચતો ખેંચતો સભા આગળ લાવ્યો. પછી પોતે સતીને ઉચકી સભા વિષે છત્રપતીની આગળ ફેંકી દીધી. સુંદરીને સભામાં ફેંકવાથી આખા નગ્રનું લોક બહાર ઉભું ઉભું રડવા લાગ્યું સતી દ્રૌપતરાજાની બાળી સભામાં લોચો થઇને પડી, અંધ પુત્ર દુરીયોધન એવું બોલ્યો કે અરે રૂપાળી છબીલી કામણગારી સ્ત્રી ! તે મને જે આંધળાનો પુત્ર કહયો હતો, તે હું હજી નથી ભુલી ગયો ચાલ ઉભી થા, અને મને પગે પડીજા, જો જીવવાની આશા ધરાવતી હોય તો સભામાં નગ્ન નાચ, એવું કહ્યું તોપણ દ્રૌપતી ઉઠી નહી અને મુખથી એક આંકડો પણ બોલી નહી, દુષ્ટ કહેવા લાગ્યો કે અરે ભાઈ આને લાત મારીને ઉભી કરો, એટલે દુસ્યાસને લાત મારી, અને પાંગોઠું ઝાલી સભામાં ઉભી કરી, કપુતને જરા પણ શરમ નથી શકુની આંખ્યો કાઢીને બોલ્યો કે અરે સુંદરી તું માર ખાઇને મરી જઇશ તું અમારૂં કહ્યું માનીલે, દુરીયોધન કહે પાખંડ મુકીદઇને મારી આગળ નગ્ન થઇને નાચ અબળા નીચુ જોઇને ઉભી રહી છે, દુરીયોધન મગ્ન થઇને બેઠો છે, પાપી બોલ્યો, આવ્ય રૂપાળી દ્રૌપતી, વસ્ત્રો કાઢીને મારી આગળ નાચ, દ્રૌપતી કહે અરે જેઠજી આ સું બોલોછો ! ઇશ્વરથી જરા પણ બીતા નથી, હું તો તમારી દીકરીછું અને તમે મારા બાપ છો, હે જેઠજી ! તમે દ્રૌપતરાજાના તુલ્યછો. પ્રભુની બીક લાવી જરા વીચારો, રાવણરાજા સીતાજી ઉપર મોહીત થઈ, સીતાને લેઈ ગયો હતો, પણ તેને લીધે છેવટ તેના પ્રાણ ગયા, માટે હે મહારાજા છત્રપતી તમે વીચાર કરો. આ પવીત્ર બેટીની લાજ લેવી તમને ઘટતી નથી તમને આવું શરમ ભરેલું કર્મ કરવું બીલકુલ શોભતું નથી, દુરીયોધન કહે જુઓ મામા. માર ખાઈ ખાઇને મરણ તુલ્ય થઈ તો પણ હજી તાતજી તાતજી કહ્યાં કરે છે, એમ બોલતી નથી કે હું તમારી સ્ત્રી અને તમે મારા પતી. અરે સુંદરી તું તારી અકડાઈ મુકીદે. હજુ શીક્ષા નથી પામી ! માર ખાઈ ખાઇને મરી જઇશ. અને આખરે સ્વામી કહેવો પડશે. અરે સુંદરી તું મુમત મુકીદે. તારી ચામડી ઉતરી જશે, માટે મને સભા વચ્ચે પગે લાગીને કહે કે હું તો તમારી સ્ત્રીછું એવું સાંભળીને સ્ત્રી બોલી કે મેં-તો તમને પીતા માન્યા છે પણ તેમ છતાં તમે સ્ત્રી કહેવડાવાની ઇચ્છા રાખતા

હોતો, તમારી માતા પાસે કેહેવરાવો. દેહ જશે પણ હું કેવાની નથી. અરે મુંઢ બુદ્ધિના દુષ્ટ છત્રપતી યાદ રાખજે કે જરૂર તારૂં ભુંડું થશે. તારી બુદ્ધિ કેમ બળી ગઈ છે! લબાડીની પેઠે જેમ ફાવે તેમ બોલતાં શરમ નથી આવતી! મારી કાયાના કટકે કટકા થાય તો ભલે, પણ હું તો તારી દિકરી તુલ્યછું, દુરીયોધન કહે અરે દુસ્યાસન વીરા શું જોઈ રહ્યાછો! એ સ્ત્રી એના હાથેથી કદી નગ્ન નથી થવાની. તમે ઝટ ઉભા થાઓ અને તેનાં વસ્ત્ર ખેંચી કાઢો, એટલે દુષ્ટ દુસ્યાસન ઉભો થયો અને બીચારી દ્રૌપતરાજાની પુત્રીને ઉછળીને લાત મારી, સતીનો છેડો ઝાલ્યો અને ખેંચવાનો વીચાર કરવા લાગ્યો, આખા નગ્રમાં વાત ફેલાઈ ગઈ છે કે છત્રપતી દુરીયોધન પાન્ડવોની સ્ત્રી દ્રૌપર્તાને સભામાં નગ્ન કરી લાજ લે છે આખું નગ્ર ત્રાસ પામ્યું અને કહેવા લાગ્યું કે કયારે આ દુષ્ટરાજા મરણ પામે, ભીષ્મ વિદુરૂ, દ્રૌણુ તથા કૃપાચાર્ય વિગેરે સતીયા પુરૂષોએ આવાત સાંભળી, એટલે ત્રાસ પામીને દોડતા દોડતા સભામાં આવી પહોંચ્યા, મનમાં વિચારે છે કે દુષ્ટ કૌરવોએ કાળો કેહેર કરવા માંડયો, ચારે જણાના ક્રોધમાં લોચનો રક્ત થઇ ગયાં છે સભામાં પ્રવેશ કરતાંજ પાન્ડવોને બેભાનમાં સુતેલા જોયા, સતીના શરીરે માર દીઠો, તેમજ તેનું વસ્ત્ર ખેંચેલું દીઠું, રૂંવાટે રૂવાટાં ઉભાં થયાં અને આંખોમાંથી આંસુ ચાલ્યાં મોંઢામાં આંગળીઓ ઘાલીને ધુંચાવા માંડયા કે શા કારણથી આમ બન્યું હશે? એકેકના સામું જોઈ મુસ્તક ધુણાવે છે, ગંગાજીના પુત્ર ભીષ્મ પીતાને તો હળા હળ રીસ પ્રગટી, પોતે દુરીયોધન પ્રત્યે બોલ્યા કે અલ્યા કરમચંડાળ આતેં શું કર્મ કર્યું છે? તારૂં રસાતાળ જવા કેમ બેઠું છે! સતી દ્રૌપતીને છોડીદે નહી તો તેમાંથી માઠું પરીણામ નીપજશે, અરે જુલમી તારા મનમાં નિશ્ચય કરજે કે આમ કરવાથી અમારા જરૂર જીવ જશે, અને મોટો ધમરોળ થશે અને કૈંક લોકોના પ્રાણ જશે અરે મુંઢ મંદ બુદ્ધિ દુરીયોધન તું શું બે માંથાં ધરાવે છે? અમે મારીશું કે મરીશું પણ કદી આવો કાળો કેહેર વર્તવા દેવાના નથી. એવો કોણ મુઓ છે કે આ સતી દ્રૌપતીની લજ્યા લેઈ શકે! જુલમ કરી નાંખીશું પણ લજ્યા જવા દેવાના નથી, દુરીયોધન કહે અરે દાદા મારી વાત સાંભળો, પાંડવો અને અમે બાજી રમ્યા, તેમાં તેઓ હારી બેઠા છે. તે માટે હું ચાહુ તેમ કરીશ, હવે દ્રૌપતી મારી સ્ત્રી થઇ છે. પારકી નારી નથી. ગમે તેમ કરશે પણ મારૂં ઘર માંડયા વિના એનો છુટકો થવાનો નથી, બીજાને બોલવાનો કશો હક નથી મારૂં કહેવું જુઠું હોય તો જુઓ આ દસ્તાવેજ, એમ કહી દાદાને દસ્તા

વેજ વાંચી સંભળાવ્યો, તે સાંભળીને સતીયાઓએ પોંચા કરડયા. કાંઇ ઉપાય ચાલ્યો નહી અને નીચું ઘાલ્યું. અરેરે દૈવ હવે શું કરવું ! કાંઇ આપણાથી લેખ ઉપર મેખ મરાય તેમ નથી જો ધર્મરાજાના અક્ષરોનું ઓલંઘન કરીએ તો આપણુ સઘળું સત્યાનાશ પામી જાય. આપણે સતીને છોડાવવાનો બીજો તો ઉપાય નથી પણ એક ઉપાય ચાલે તેમ છે, તે એવો છે કે પાપી દુરીયોધનને પગે પડી વાત કરીએ તો સીદ્ધ થાય. તે વીના કાંઈ સુઝતું નથી, એમ સમજી ચારે સત્ય પુરૂષોએ પાપીને મુસ્તક નમાવ્યાં, પછી કહ્યું કે અરે દીકરા દુર્યોધન તું બહુ ડાહ્યો છે, પાંડવોનો સઘળો પૈસો તથા ઘરબાર લઈ લ્યો, વળી તેમ ન ફાવે તો તેમના જીવ લ્યો. પણ અમારી દયા લાવી આ સતી દ્રૌપતીને છોડીદો. દુર્યોધન કહે મીથ્યા મુમત ના કરો, ચાહય તેમ કરશો પણ હાથમાં આવેલું રત્ન કદિ મુકનાર નથી મને મારી પ્રાણ પ્યારી મળી ગઇ છે, હવે હું કદી જવા દેનાર નથી, એટલે સઘળા સત્યવાદી બોલ્યા કે દીકરા તું સત્ય માની લેજે કે અમે ફાંસા ખાઇને પ્રાણ ત્યાગ કરીશું દુરીયોધન કહે તમે ફાવે તેમ કરો આવી મદમાતી છબીલી સુંદરીને કેમ છોડીશ ? એવું સાંભળીને સત્યવાદીઓએ છાતી કુટી ભાગી. શીશ પછાડીને રૂધીરની છોળ્યો ઉરાડી આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી કપાળમાંથી લોહી વહ્યું જાય છે, હૈયા ફાટ રડે છે. અને કહે છે કે દુષ્ટ દુરીયોધન કરમ ચંડાળ તારૂં કાળું કર, એમ ધમરોળ કરતા પાછા વળ્યા. પ્રેમદા દ્રૌપદી પોકે પોકે રડે છે, અને કહે છે કે ઓ દાદા મને ગરીબડીને છોડાવો; એમ કહી ભીષ્મ દાદાને બાઝી પડી. પવીત્ર ગંગા પુત્રના ખભા ઉપર લેલાટ મુકી દ્રૌપદી બે ફાટ રડવા લાગી, સતી સભામાં ધ્રુજતી ધ્રુજતી અતીશે વીલાપ કરીને કહે છે કે ઓ માંબાપ મને છોડાવો, હું રાંકડી પુત્રી તમારી છું. મારે તમારો મ્હોટો આધાર છે. તમે મારૂં શરીર જુઓ, મને દુષ્ટોનો માર જીરવાતો નથી મારૂ બેલી કોઇ નથી. મારા પીતા, ભાઇ તથા સગું વ્હાલું અત્યારે કોઇ બેલી નથી. સાસરીયામાં સસરા નથી અને ભરથાર તો બેભાન થઈ ભોંય ઉપર પડયા છે, ઓ દાદા તમારે જવુ હોય તો મને ઠેર મારી નાંખીને ખુશીથી જાઓ; પણ ગરીબ ગાવડીને કસૈના ઘેરથી છોડાવ્યા વિના જશો નહી અરેરે દુષ્ટો રીશે ભરાઇને લંપટ લોકો નીશ્ચે મારી લાજ લેશે, આ સતીનું જરૂર સત્ય ચુકાવશે, માટે મારો દેહ ત્યાગ કરીશ. જેણે પગથી પ્હાનિ સરખી પણ નીરખી નહોતી. તે લોકો મારા અંગને જોશે. મારે બળ્યું મારૂં જીવવું. તમે જાઓ તો મને સાથે લેઇને જાઓ, કપટ બાજીમાં મારા પતી લેવાઈ ગયા. અરેરે મારૂં નશીબ કઠોર

નીકળ્યું મને કૌરવોનાં મ્હોઢાં જમડાની માફક ભાસે છે. એમ સતી આંખોમાં થી આંસુની ધાર કાઢી બે ફાટ રડે છે. દાદાએ સતીને રૂદીયા સાથ દાબીને કહ્યું કે હું તારે માટે મરીશ તે હા પણ તને છોડાવ્યાનો ઉપાય મારી પાસે નથી. તું મારી પુત્રી તુલ્ય છે હું જોઉં છું કે દુષ્ટો લાજ લેછે, ! અરે પણ તારા પતીના અક્ષર છે તેથી મારો ઉપાય નથી. તારા ભવિશનો લેખ ધરમરાજાના હાથનું મારાથી અપમાન થાય નહી, જો અપમાન કરૂં તો મારૂં સત્ય નષ્ટ પામે એમ કહીને પોતે શીશ કુટી રૂધીર કાઢયું પછી ત્યાંથી વીદાય થયા સતી ત્રાસ પામીને તેમનિ પાછળ દોડી અને ભીષ્મનો છેડો પકડવા દોડી. એટલે દુસ્યાસને તેનો હાથ ઝાલીને ખેંચોટી લીધી દુરીયોધને ડોળા કાઢયા એટલે દ્રૌપદીને ત્રાસ પડયો. જેમ નાનું છોકરૂં યવનને જોઇ ત્રાસ પામે એમ સતી દુષ્ટને દેખી ત્રાસ પામી, ભીષ્મ, વીદુર, દ્રોણ, તથા કૃપાચાર્ય આ ચારે સતીયાઓએ સભાના સામુ એક ધામ હતું ત્યાં દોરડાં બાંધ્યાં. તેના ગાળા કરીને ગળામાં વાલ્યા. હવે સતીની લાજ જશે તો આપણે નીશ્ચે મરીશું. અરે જુગદાધાર તમે સતીની લજ્યા રાખજો નહી તો અમારા પ્રાણ જશે તે દોશ તમારે શીર છે, એમ કહીને સ્મરણ કરવા લાગ્યા. સતીની લજ્યા જશે કે તુરતજ અમે પૃથ્વી ભેગા થઈ જઇશું. એવો વીચાર કરીને ચારે જણા ઉભા રહયા અને છાતી ફાટ રડવા લાગ્યા. સતીના દુઃખને માટે નગ્રનું અસંખ્ય લોક ભેગું થઈ ગયું છે, સભામાં પેસાતું નથી તેથી બાહાર ઉભા ઉભા રૂદન કરે છે, પ્રેમદા, પુરૂષ, બાળક સુદ્ધાં ઉભા રહીને આક્રંધ કરે છે સપુત માતાના જણેલા હતા તેનો બહાર નીકળી ગયા; અને કપુત વ્યભીચારીણી માતાના જણેલા હતા તે જોવાને સભામાં ગયા. સપુતે જાણ્યું કે સતી છે. તેતો ખપ્પર યોગણી દેવી છે, માટે એની એબ આપણાથી કેમ જોવાય ! જેવી આપણી માતાની એબ જોવી તેવી સતી દ્રૌપદિની જોવી, એ બન્ને સરખું છે, કપુતે જાણ્યું કે રૂપાળી સુંદીર સ્ત્રીનું અંગ જોઇશું. એમ જાણી અંદર ભરાયા, ફકત કરણરાજાએ નેત્ર મીચ્યા. એવામાં દુરીયોધન બોલ્યો. અરે દુસ્યાસન વીરા તમે શું જોઇ રહયા છો ! રૂપાળીનું ચીર ખેંચી કહાડો. એટલે તુરત દુસ્યાસન ઉભો થયો અને સતીના ચીરનો છેડો ઝાલ્યો. દ્રૌપદી કહે અરે દુષ્ટો જરા ધીરજ રાખો, મારી વાત સાંભળી લ્યો એક ઘડી પછી મારૂં પહેરેલું ચીર ખેંચી કહાડજો, દુર્યોધન બોલ્યો, અરે વીરા જરા ધીરજ ખમો, જોઇએ છીએ, વારૂ, એ શું કરે છે, ! મને એનું ચરીત્ર જોવા દો. એમ દુષ્ટ દુરાચારી અંધપુત્ર છત્રપતી બકવા કરવા લાગ્યો, એટલે

દુસ્યાસને છેડો મુકી દીધો, સઘળી સભા સતીની ખુબી જોવા લાગી. દ્રૌપદી સભા વચ્ચે એક ચરણે ઉભી રહી, ઉંચું જોઈ બે કર જોડીને પ્રભુની સ્તુતી કરવા લાગી, એટલે દુરીયોધન બોલ્યો, અરે મામા ઉંચુ કેમ જોઈ રહી છે, ! શું એના બાપને બોલાવે છે કે કેમ ? મામો કહે એતો ઇશ્વરનો ભય બતાવે છે. પણ અત્યારે તો તારા વિના બીજો કોઈ ઇશ્વર છે, આ વેળા તો તું જેમ કરીશ તેમ થશે, ચતુરા કેટલીવાર કરે છે, તે તું જો. દ્રૌપદી ઉભી ઉભી પ્રભુનું સ્મરણ કરે છે, પંચાળી પોકાર કરીને કહે છે, કે હે વીઠલ વીરા મ્હારી વ્હારે ધાજો, હે પ્રભુ તમે વીપત વેળાના વીર છો, હે શામ શરીર, તમે સત્યના બેલી છો. હે નાથ સઘળા ચંડાળો ભેગા થઈ મારૂં ચીર ખેંચી કાઢે છે, લંપટ લોકો લજ્યા લેવા ઢુંકી રહયા છે, હે પ્રભુ તમારી શેવામાં હું શું ચુકી છું, કે મારા પાંચપતીએ મને જુગટામાં મુકી, અરે દયાળ અભીમાનમાં હું છકી નથી અને શા દોશે આ ઉપાધીમાં આવી પડી, અરે દીનબંધુ હું અતી હરખમાં હણાઇ ગઈ, હું પાંચ પતી પરણીને ગુણકા ગણાઈ, અરે પ્રભુ એકજ પતીની સ્ત્રી સુખ પામે, પણ મને તો પાંચ ભરથારમાંથી કોઇએ પોતાની ન ધારી. મજીયારી જાણીને મને જુગટામાં મુકી. હે જગદીશ શું મેં ત્યાગીને જે જાળ વાળગાડી હશે, શું મેં બ્રાહ્મણની થાળ અભડાવી હશે. શું મેં સરોવરની પાળ તોડી હશે, શું મેં ગંગામાં મળ મુત્ર ધોયાં હશે, અરે ઇશ્વર મેં કોઇનું ચાલતું ઘર સુત્ર ભંગ કરયું હશે. ! કે જેથી કરીને સાસુજીના પાંચે પુત્રો બેભાનમાં પહોઢી રહયા છે, હે પ્રભુ શું મેં પીંપળાની ડાળ તોડી નાંખી હશે, શું મેં ધાવતા બાળ વછોડયાં હશે, શું મેં મળતાં વેવીશાળ ભાગ્યાં હશે. હે નાથ શું મેં ગર્વ ધરીને પારકાને દુઃખ દીધું હશે, હે ઇષ્ટ શું મેં ઉનાળાની પરબો ઉઠાડી હશે, તેવા પાપ વડે કરીને આજ મારૂં સઘળું સુખ નાશ પામ્યું ! હે પ્રભુ શું મેં કોઇને પુન્ય કરતાં આડી જીભ વ્હાઈ હશે. ત્યાગીને સ્પર્શ કરી શું મન ચળાવ્યું હશે, અવળું બતાવી શું નીરધનનું ધન ટળાવ્યું હશે, હે પ્રભુ મારા પતીએ મને પર ઘર મેલી, હવે તમારા વીના મારૂં કોઈ બેલી નથી માટે મ્હારી વ્હારે વ્હેલા પધારો નહી તો આ વખત મારા પ્રાણ કાઢું છું, એ પ્રમાણે એક ચીત્તે પ્રભુની સ્તુતી કરી એટલે જુગદાધાર અદર્શ આવીને ઉભા રહયા. ને સતી દ્રૌપદીને પોતાનો પરછાયો બનાવી તેના રૂપે રૂપ થઈ ગયા. જેવું સતીએ ચીર, ચણીયો, ચોળી વીગેરે પહેર્યું હતું અને જેવો માર પડતો હતો તેવાજ જુગદાધાર બનીને ઉભા રહ્યા. ક્રોધથી લોચન રક્ત થઈ ગયાં પછી પોતે મનમાં વિચાર્યું કે મારી

બેહેનનાં નવસેં નવાણું ચીરનું માહારે દેવું બાકી રહ્યું છે. તે હું આજે પુરૂં કરૂં. બેહેનનાં ચીર પુરાં પાડવાનો આજ ખરો ઘાટ આવ્યો છે. એ પ્રમાણે ભક્તને આધીન પ્રભુ છે. સતી દ્રૌપદીની વ્હારે વીઠલો પધારયા. પછી દ્વિ ચરણે ઉભા રહીને દુષ્ટ દુરીયોધનના સામું કટાક્ષથી જોયું, દુરીયોધન કહે અરે ચરીત્રની ભરેલી સ્ત્રી તારૂં દુઃખ કોણે નીવારણ કર્યું ! તું એક ચરણે ઉભી રહીને તથા ઉંચુ જોઇને કોની સ્તુતી કરતી હતી ! તારા કીયા બાપે તારી અરજ સ્વીકારી દ્રૌપદી રૂપે પ્રભુજી બોલ્યા કે, કુબુદ્ધિના પાપી ચંડાળ હવે કેડો મુકીદે. જો તારે સભામાં નગ્ન નચાવવાની મરજી હોય તો, લે હું ચીરનો છેડો આપું દુરીયોધને દુસ્યાસનને કહયું, અરે મારા વીરા એકદમ ઉભા થાઓ, અને જોર ઝપાટાથી બોલે છે. માટે એનાં ચીર ખેંચી કહાડો. એટલે દુસ્યાસને ઉભા થઇને સતીનો છેડો ખેચ્યો, એટલે પ્રભુ ફેર ફુંદડી ફરવા લાગ્યા. એવામાં એક ચીરની સાથે બીજું ચીર સંધાઇને આવ્યું, બીજું તાણ્યું તેની જોડે ત્રીજું સંધાઇ આવ્યું. સકળ સભા આવો ચમત્કાર જોઇને વીસ્મય પામી કે આ શી કારીગરી ચલાવી ? દુર્યોધન કહે જુઓ મામા બે ચાર પહેરી લાવી છે મામો કહે ખેંચી કહાડો, એમ કેટલાં પહેર્યાં હશે ! છેવટ નગ્ન થયા વીના નથી રહેવાની હાથમાં આવેલી કયાં જવાનીછે દુસ્ટ દુસ્યાસન સતીનુ ચીર ખેંચે જાય છે એવામાં ત્રીજા પુંઠે ચોથું આવ્યું પછી પાંચમું આવ્યું પ્રજાપતના ચાકડાની પેઠે પ્રભુ ફરે છે. નવાં નવાઇનાં વસ્ત્રો નીકળ્યાં કરે છે. જુદિ જુદી જાતનાં વસ્ત્રો ચાલ્યાં આવેછે લીલી, પીળી, લાલ, ગુલાબી, કેશરી, ભુરી, એમ જુદી જુદી ભાતની સાડીઓ નીકળી આવે છે. પોમચા, પટોળાં, ડંડીયાં, છીદરી, ગાળા, રાતાં અંગાળાં, અમ્બર, મઘીયાં, મુગા સાડી, એવાં સુંદીર ચીર નીકળે છે. નગદ જરી ભરેલાં એક એકથી અદકાં વસ્ત્ર નીકળે છે. મુલ્ય ન થાય તેવાં મોતીની કોરયો ભરેલાં અમુલ્ય ચીર ચાલ્યાં આવે છે, નંદકીશોર જેમ ફર ફર ફર ફર ફુંડડી ફરે છે તેમ પતંગની દોરની માફક પાપી ખર ખર ખર ખર વસ્ત્ર ખેંચી કાઢે છે. છુટે કેશે અને કારમા વેશે પ્રભુ ફેર ફરે છે. વનમાળી બીલકુલ સ્વાસ પણ ખાતા નથી. દુસ્યાસને પુરણ પાંચસો ચીર ખેંચી કાડયાં એટલે પ્રભુ તેના ઉપર કોપે ચઢયા. કોપ દ્રષ્ટીએ તેના સામુ જોયું એટલે તુરત તેને તાવ ચઢયો. તેના હાથ બંધ પડી ગયા, અને સણકા આવવા લાગ્યા. પાપીએ સભા વિષે ચીસ પાડીને કહ્યું કે અરેરે કાંઈ જાદુ કરયો. એમ કહી શીશ કુટવા લાગ્યો. એટલે શકુની મામો ઉભો થઈને દુસ્યાસનને કહેવા લાગ્યો કે બુમો પાડતો

આઘો બેશ. એટલી તારી હામ ચાલી નહી ? એતો અમારા જેવા બહાદુર પુરૂષનું કામ છે. એમ કહી શકુનીએ ચીરનો છેડો પકડયો અને લાજ લેવાનો વીચાર કરયો. રીસ ચડાવીને ચપ ચપ તાણવા માંડયો. સભામાં એક એકથી ચડીઆતાં વસ્ત્રનો મોહોટો ઢગલો થયો. તે દેખીને કૌરવોનાં દીલ દુખાવા લાગ્યાં શકુની મામાએ ચારસેં નવાણું ચીર ખેંચી કહાડયાં એટલે અંતર્યામી ગરૂડપતીએ દુષ્ટના ઉપર કોપ કરયો. તતડાવીને તાવ મુકયો એટલે દુષ્ટના હાથ બંધ પડયા. રૂંવાડે રૂંવાડાં ઉભાં થયાં અને શરીરે ધ્રુજ છુટી, શકુની મામો બોલ્યો, કે હવે પછી જે માણુસ દ્રૌપતીનું વસ્ત્ર ખેંચશે તે કુશળ ખેમ રહેવાનો નથી. કહો ના કહો પણ પંચાળી પાસે કંઈ જાદુ છે. મનમાં ભય પામીને પાપી લોકોએ પોંચા કરડયા. દ્રૌપતીને સ્વરૂપે ગોવીંદજી ગર્જના કરીને બોલ્યા, અરે દુષ્ટ અંધપુત્ર દુરીયોધન ! લે, વસ્ત્રોને તાણવા હોય તો તાણ. એવી વાત જાણીને સતીયાઓએ ગળામાંથો ગાળા કાઢી નાંખ્યા અને રાતા તાતા થઈને સભામાં આવ્યા. જેટલા માણુસ બહાર બેઠાં હતાં તેટલાં સભામાં આવીને દ્રૌપતીને પગે લાગ્યા. એટલે પ્રભુએ મનથી સંકલ્પ કીધો કે મહારી બેહેનનાં જે માણુસ શ્રદ્ધાથી કથા શ્રવણ કરશે અને વસ્ત્રનું દાન આપશે તેના કુળની માહારે નીશ્ચે લજ્યા રાખીશ. એમ કહી પોતે અંતરધ્યાન થઈ ગયા. પ્રભુની એજ ખુબી છે કે ભક્તની વ્હારે કૃપા કરીને પધારે છે. પછી મુળ હતી તેવા વસ્ત્રને વેશે દ્રૌપતીને ઉભી કરી સભામાં સતી રાતી તાતી થઇને ઉભી રહી છે. છકેલો છત્રપતી ટગ ટગ સામુ જોઈ રહયો છે. ભીષ્મજી કહે છે; શું મનમાં મગ્ન થતા હતા ? હવે તમારી માને બોલાવીને સભામાં નગ્ન કરો. ધીક્કાર છે તારા જીવતરને, ધીક્કાર છે તારી માને, ધીક્કાર છે તારા બંધુઓને, દુષ્ટ દરાચારી અંધપુત્ર ભુમીમાં સમાઈ જા. તારૂં કાળું મોં મને ના બતાવ. તારી આંખો ફોડ અને તપાસ કરીજો કે સતીની લજ્યા કોણે રાખી ! કાળે મોંઢે શું બેસી રહયો છે ! હવે પછી આવું તોફાન મચાવજો તમારી પાપણી માતા ગાન્ધારીને લાવીને સભામાં નાચ નચાવો. દુરીયોધન કહે દાદા થોડું બોલો. પાન્ડવો હારી ગયા છે તેથી મારી મરજીમાં આવશે તેમ કરીશ. હવે એ સ્ત્રી મારી છે. એમ કહીને પાપી બોલ્યો કે ઓ રૂપાળી કામણગારી તારૂં અંગ મને અર્પણ કર. લજ્યા ન લેવાઇ તો ભલે પણ મારા ઉછંગે બેશ. છેવટ સતી દ્રૌપદીને અતીશય ક્રોધ ચઢયો અને તેથી બોલી ઉઠી કે અરે મુર્ખા ભીમસેનની ગદા તારે ખોળે બેસસે એટલે તારો પ્રાણ જશે. ભીષ્મપીતા કહે લ્યો બેટાજી લાભની ગાંસડી બાંધો.

દુરીયોધન કહે મારા ઘરમાં જા એટલે પછી કાંઈ વાંધો નથી. ભીષ્મે મનમાં વીચારયું કે પાપી સતીને મુકવાનો નથી માટે દુષ્ટને અવળું સમજાવું તો ઠીક. તેમ કર્યા સીવાય સતીનું સવળું થાય તેમ નથી. એમ જાણીને દાદા બોલ્યા, ઘરમાં ઘરનાં મરશે. જેવી રીતે સભામાં ચીરનો ઢગલો થયો હતો તેવી રીતે મડદાંનો ઢગલો થશે. હું તો તારે માટે કેવારનો કકળું છું રૂપાળી જાદુ વાળી છે તેથી સઘળાનો ઘાટ ઘડી નાંખશે. એટલે દુરીયોધને મનમાં ભય પામી વીચાર્યું કે દાદા કહે છે તે વાત નક્કી સત્ય હશે. એમ ધારી પાપી બોલ્યો, મારે એ નારી કાંઈ કામની નથી કારણ કે કમજાત જાદુવાળી છે. ભીષ્મપીતા કહે તારૂણી ટેક વાળી છે તેથી કાંક રોશણ વાળી દેશે માટે એના સંબંધી કાંઈ લખેલું હોય તે છેકી નાંખ, દુરીયોધને પત્ર મંગાવી છેકી નાંખ્યું. ભીષ્મ પીતા ઘણા ખુશી થયા કે ઠીક થયું તે કસાઇના ઘેરથી ગાય છુટી. દુરીયોધન કહે જુઓ દાદા, હું હાવો છત્રપતી છું પણ જેવાં એણે ચીર કાઢયાં તેવાં મારા ઘરમાં સમખાવા પણ એકે નથી. એમ કહી શેવકોને કહ્યું કે ઝટ ઉભા થાઓ અને ગાંસડીયો બાંધી આ સઘળાં ચીર ઘરમાં લેઇ જાઓ. મામા, આજતો ઘણો ધનનો લાભ થયો છે. ભીષ્મે જાણ્યું કે રાંડનો મફતનાં લેઇ જાય છે, માટે ન લેઇ જવા દેઉં તો સારૂં; એવું વીચારીને ભીષ્મ પીતાએ વ્હેમ ઘાલ્યો બેટા, તું જો જે, જે સ્ત્રી આ વસ્ત્રને પહેરશે તે તુરત પ્રલય પામશે અને એનું ઘરબાર ભાગી પડશે નારી અડે તો નર મરી જાય અને નર અડે તો નારી મરી જાય. નરની નારી મરે તે તો ઠીક પણ જો નારીને આપશો તો તમે મરણ પામશો, તમારી સ્ત્રીને રંડાપો આવશે. દુરીયોધન કહે અરે ભીષ્મપીતા ત્યારે તો હવે આ ચીરને કેમ કરીશું ? ભીષ્મપીતા કહે હું અડું છું, મારે કોણ મરવાનું છે ? એમ કહી ધ્યાન ધરીને કામધેનુંને સ્વર્ગમાંથી બોલાવી. કામધેનુ અંતરીક્ષ મારગે રાજ્ય સભામાં આવી. એટલે ભીષ્મપીતાએ સઘળાં ચીર તેને હોરાડયાં, પછી ગાયમાતાને સ્વર્ગમાં જવા માટે વીદાયગીરી આપી કામધેનું જેવી રીતે સભામાં આવી હતી તેવી રીતે અંતરીક્ષ મારગે ચાલી, એટલે આકાશનો વાયુ વાયો તેથી નવસેં નવાણું ચીર નવસેં નવાણુ નદીઓમાં ઉડી પડયાં એમ બનવાથી રાજ્ય સભામાં જય જયકાર થયો. પ્રભુની ભકત લોકોને માલુમ છે, મુંઢ પુરૂષોને તો તેની ગમજ નથી, કાગડા વીષ્ટામાં આનંદ કર્યા કરે છે, અને હંસ મોતીમાં આનંદ કર્યા કરે છે; તેમ કાગડારૂપિ દુરાચારી પુરૂષો વીષ્ટા રૂપી માયાના ફંદમાં સુખ-માનીલે છે, અને હંસ રૂપી જ્ઞાની પુરૂષો મોતી રૂપી જ્ઞાનમાં સુખ માનીલે છે,

એમાં કાંઈ નવાઈ જેવું નથી. એતો અનાદીથી ચાલ્યું આવ્યું છે દ્રૌપદીની લ-જ્યા રહેવાથી આખું નગ્ર આનંદ મય થઇ રહ્યું છે. એવામાં મુરછા વળી એ-ટલે પાન્ડવો ઉઠીને બેઠા થયા, ભીમસેને દ્રૌપદીને રાજ્ય સભામાં જોઈ તો સ-તીના શરીરે માર પડેલો છે. આવો જુલમ જોઇને વ્રકોદર ધરમરાજાને કહેવા લાગ્યો કે અરે મોહોટા ભાઈ! મને આજ્ઞા આપો તો હાહાકાર વર્તાવું, જુઓ કે આપણી નારી દ્રૌપદીને માર મારીને મરણ તુલ્ય કરી નાંખી છે ધરમરાજા કહે આપણે તો હારી બેઠા છીએ, હવે પછી એ નારી તાહારી કે માહારી નથી, એની અબળા છે તેથી એ ચાહય તેમ કરે, કેમ અજાણ્યો થાય છે! મ્હારા લ-ખ્યા છતાં કંઈ પણ વીરૂદ્ધ વરતીશતો મ્હારા પ્રાણ તજી દઇશ. એમ કહીને વ્રકોદરને દાબી રાખ્યો, દુષ્ટ દુરીયોધન બોલી ઉઠયો કે અરે પાન્ડવો તમે ઝટ-પટ ઉભા થાઓ અને ખાદી પહેરીને વનમાં જાઓ, એટલે ધરમરાજાએ વ્યવ્હાર વાતે વસ્ત્ર બદલ્યાં, તેમને દેખીને ચારે ભાઇઓને બદલવાં પડયાં એવામાં વીદુ-રજીને ઘેર કુન્તાને ખબર મળી કે પાન્ડવો જુગટામાં રાજ્યાસન તથા નારી ખોઈ બેશીને વનમાં જાય છે, કુંતાજી, સુભદ્રા તથા અભેમાન્યુએ આ વાત જાણી, છાતી ફાટ રડતાં રડતાં રાજ્ય સભામાં પાન્ડવો પાસે આવ્યાં, અભેમ-ન્યુ દોડતો આવીને અર્જુનજીને બ્હાઝી પડયો ધનંજ્યને કહેવા લાગ્યો કે અરે પીતાજી તમે દીકરાને દારૂણ દુઃખ કેમ દીધું! અરે મારા પ્રાણધાર રાજ્યપાઠ ઘર, ગામ વીગેરે ખોઇ બેઠા. હવેથી અમારે વીશરામ કયાં કરવો, અરે વ્હાલા પીતા તમે ઠરવાનો કંઈ પણ ઠામ રાખ્યો નહી, મ્હારી સઘળી હિમ્મત ભાગી ગઇ હે પીતાજી! તમે વનમાં ના જશો, હું કોને આધારે રહીશ! અરે મારી સાચવણના કરનારા પીતા મને કેમ તરછોડો છો! જ્યારે મારી માતા મને ગાળ દેતી હતી ત્યારે તમે રીશે બળતા હતા, અને કદી મ્હારી કસુર હોયતો પણ તમે તમારા મનમાં લાવતા નહોતા, મારી માતા મને રડાવતી હતી ત્યારે તમે મને રૂદીયા સાથે ચાંપતા હતા, મને એકલો બહાર જવાદેતા નહોતા અને ખોળે બેસાડી મને ખવાડતા હતા, મારૂં મોઢે માગેલું તમે હાજર કરતા હતા. તે હવે હું કોની પાસે માગીશ! હે જીવના આધાર પીતા! હવેથી ખાવા પીવાના ટોટા પડશે અને ઓશીયાળો અવતાર થઇ ગયો, મોંઢે માગેલી મોજગીઓ હવે કોણ આપશે ઉષ્ણ રૂતુમાં મારા ચરણબળી જશે અને શીત રૂતુએ ટાઢ વેઠવી પ-ડશે, અરે દૈવ ધરમીને ઘેર ધાડ આવી પહોંચી, અરે મ્હારૂં કેવું કઠોર નસીબ છે, હે પીતાજી! હું કદી તમને વનમાં જવાદેનાર નથી, મને મીઠા

મેવા કોણ આપશે. તમારા જેવા પીતા ફરી ફરી મને કયાં મળશે, અરે દૈવ મ્હારૂં નસીબ ફુટી ગયું. એમ કહી કહીને છાતી ફાટ રડવા લાગ્યો, પીતાજીની કટીએ શીશ દેઇને ધુશકા મુકીને ચીસો પાડે છે, હે રામ હું રઝળતો થયો. અર્જુનજી ઉભો ઉભો રડે છે ને કહે છે કે હે દીકરા! ભુંડા ભવિશે અમને ભુલવણીમાં નાંખ્યા તેથી આપણા ભુંડા દીવસો આવ્યા, અરે બેટા તમે નીરભાગી પીતાને પેટ આવવાથી બીલકુલ સુખ પામ્યા નહી. અમારી દુર્બળદશા આવવાથી તમને દુઃખ પડયું, બેટા તમે વીદુર દાદાને ત્યાં રહેજો. તમને દાદા રૂડે પ્રકારે સાચવશે. અરે દીકરા તમે ઓશીયાળા થયા એમ કહીને ચુંબન કરે છે. પુત્રને તેડી તેડીને રૂદીયા સાથે ચાંપે છે, પીતાની તથા પુત્રની કાયા થર થર ધુજે છે, એવું દુઃખ દાયક જોઇને આખા નગ્રના લોક બે ફાટ રડે છે, કુંતાજી પુત્રોને બ્હાઝી પડીને કહેવા લાગ્યાં કે અરે પુત્રો તમને કુબુદ્ધી કેવી સુઝી કે વનમાં જવાનો સમય આવી ગયો! અરે દીકરાઓ જુગટું રમીને બાપનું રળેલું રાજ્યપાટ, ઘર, ગામ વીગેરે ખોઈ બેઠા. તમારા ભાગમાં બેતાળીસ હજાર દેશો આવ્યા હતા, તે પણ તમે ખોઇ બેઠા, માટે દીકરાઓ તમને કદિ વનમાં જવા દેવાની નથી. દુષ્ટ દુરીયોધન સઘળું દબાવી પડયો છે. તે તમામ પાછું લેઈ લ્યો. એટલે ધરમરાજા બોલ્યા, અરે સતી પવિત્ર માતાજી! મારી વાત સાંભળ્યા પછી જે કહેવું હોય તે કહેજો, મારે આડું દહોડું બોલવું નથી, જો કંઇ પણ વાંધો પાડશો તો મ્હારા પ્રાણ તજી દઇશ, હે માતા હે માતાજી રામચંદ્રજી પોતાના પીતાનું વચન પાળવા માટે વનમાં ગયા હતા, હરીશ્ચંદ્રરાજા પણ વચન પાળવા માટે નીચને ઘેર રહયો હતો, હે માતાજી જેણે બોલેલું વચન પાળ્યું નથી તેણે તો મનુશ દેહ વૃથા ધારણ કર્યો છે, એમ સમજજો પશુ પક્ષીનું હાડ, માંઉિશ, ચામ્ર કામમાં લાગે છે, પણ મનુશનું કંઈ પણ કામમાં આવતું નથી. પક્ષીનાં નખ પીંછા વીગેરે કામમાં આવે છે, પણ મનુશનું કોઈ કામ આવતું નથી, માટે હે માતાજી તમે મુમત મુકીદો કારણ કે તે લેખ મારા હાથથી લખાયો છે, સુર્ય પશ્ચિમમાં ઉગે, સમુદ્ર માઝા મુકે તો પણ મારૂં લખેલું ફરનાર નથી જો લખેલા લેખનું ભંગાણ કરશો તો માહરા પ્રાણ તજી દઇશ. હે માતા જો વચનને ઓળંગુ તો તારૂં પેટ લજવાય. માટે વચનને સત્ય કરવા દો બારવરસ વનમાં લેહેર કરીને કાલે ઘેર આવતા રહીશું. હે માતાજી મને આજ્ઞા આપો એટલે અમે વીદાય થઇએ તમે આંસુ પાડીને શું કરશો! પાંચે ભાઇઓ ઉભા થયા એટલે દ્રૈપદીજી દોડતાં

આવીને પાસે ઉભાં રહયાં, ધરમરાજા કહે કેમ અમારી પાછળ આવે છે! હવેથી તારે અને અમારે કંઇ કંઈ સગાઇ નથી, દુષ્ટ દુરાચારી આંધળાનો પુત્ર દુરીયોધન બોલ્યો કે અરે પાન્ડવો તમે તેને લઈ જાઓ, મારે તે સ્ત્રી કામની નથી, તે જાદુવાળીને હું ઘરમાં ઘાલનાર નથી જે એના નીમીત્તનો લેખ હતો તે મેં મારી જાતે ચોરી નાંખ્યો. સુંદીર રૂપાળી સ્ત્રી મારા કામની નથી, જો મારા ઘરમાં રાખુ તો ભુડું થાય, ધર્મરાજા કહે ઠીક ત્યારે, હવે પછી ફરીને નામ ન લઇશ. ભીમે જાણ્યું કે ઠીક વ્હેમ ભરાયો છે એમ ધારી દુષ્ટને કહ્યું કે તારા ઘરમાં ચાર દહાડા રાખી જો, પછી તારી મરજીમાં આવે તેમ કરજે, દુરીયોધન કહે હું સઘળું સમજુછું, તેં રાખવાનું કહ્યું પણ મારે તેનું કંઈ કામ નથી, તારે મારા ઘરનાંને મરાવી નાંખવાં છે પણ મારે તેમ કરવાનો મોખ નથી, દુષ્ટે એ પ્રમાણે કહ્યું કે તમે તમારી સ્ત્રી ખુશીથી લઈ જાઓ, એટલે ધરમરાજા દ્રૌપદી પ્રત્યે બોલ્યા કે હે સુંદરી તમે વીદુરકાકાને ત્યાં વાસો કરજો, તે આપણા પીતા સમાન છે, થોડા દીવસે તમારા પીયરથી તેડવા આવે એટલે તમે તમારે પીહ્યર પંચાળ દેશમાં જજો પછી વીદુર કાકાને કહ્યું કે તમે અમારે માથે તાતને ઠેકાણે છો માટે કુંતાજી, દ્રૌપદી, સુભદ્રા તથા અભેમાન્યુને હમેશાં તમારે ઘેર રાખજો અને તેમને સાચવજો અભેમન્યુ જે માગે તે લાવી આપજો. એવું સાંભળી વીદુરજી બોલ્યા કે હે દીકરાઓ તમે તેમની બીલકુલ ચીંતા ના કરશો, એમ કહી રડવા લાગ્યા. એટલે દ્રૌપદી ધરમરાજાને કહે છે કે હે મારા વ્હાલાનાથ ? જેમ માછલું જળ સીવાય રહેતું નથી તેમ પતી વિના પત્ની કદી રહેનાર નથી, હું રતીપુર તમારા વિના અળગી રહેવાની નથી, હું તો તમારી સાથે વનમાં આવીશ. જ્યાં આપ પધારશો ત્યાં દાશી આપની સેવા માટે આવશે. કાયાને જેમ છાયા વળગી છે તેમ હું દાશી આપને વળગી છુ હું તમારી સ્ત્રી છું તેથી ઘડી પણ તમને મુકીને ખસવાની નથી. મારૂં આખું જીવન તમે છો. માટે તમારા ગયા પછી શા સુખને સારૂ હું અહીં બેસી રહું ધર્મ રાજા કહે હે નારી વનમાં તારૂં કોમળ મોહો કરમાઇ જશે ટાઢ, તડકા, વરસાદ વીગેરે વેઠવા પડશે એ પ્રમાણે વનમાં અતીશય કષ્ટ પડશે. જટીયાં જાળામાં ભરાઇ જશે, ઉષ્ણરૂતુએ ચરણ બળી જશે. ત્યાં પહેરવા, ઓઢવા, તથા સુવાનું કંઈ સાધન બની શકે તેમ નથી. માટે હે માનુની તમારા મનમાં વીચાર કરીને ડાહયાં થાઓ. વનમાં આવાને તમારી કોમળ કાયા દગ્ધ કરશો. વનમાં પશુ, પક્ષી, રાક્ષસ વીગેરે ઘાતકી પ્રાણીઓનો મોહોટો ભય રહેલો છે. સ્વપ્નામાંપણ

સુખ મળવાનું નથી. ત્યાં અતીશય ઉપાધીમાં આવી પડશો. દ્રૌપદી કહે તમે વનમાં જઇને દુઃખ પામશો તો સુખ મારે શા કામનું છે ! મહારે પણ તમારી સાથે દુઃખ વેઠવું છે. ધરમરાજાએ ઘણું કહીને સમજાવ્યાં, પણ સતી છે તેથી પતીને મુકીને કેમ અળગી રહે છેવટ થાકીને યુધિષ્ટરે કહયું, તારાં મુળ વસ્ત્ર ઉતારીને વનકુળ પહેરી લે. એટલે દ્રૌપદીએ પોતાનાં મુળ વસ્ત્ર ઉતારી નાંખ્યાં અને ખાદીનાં વસ્ત્ર અંગ ઉપર ધારણ કરી દીધાં, પાંચ પતી અને છઠી પત્ની એ પ્રમાણે છએ જણાં સભાની બહાર નીકળ્યાં. ધરમરાજાએ મહોટા ભાઇ જાણીને દુષ્ટ દુર્યોધનને નમસ્કાર કર્યો. પાપી મદમાં ખુશી થઇને બેશી રહયો છે પાંચ પાન્ડવો તથા દ્રૌપદી એ છએ જણાંને વન જતાં જોઇને દુષ્ટ દુર્યોધન બોલી ઉઠયોકે અરે કુંતા પુત્ર તમારાં હથીયાર રાજ્ય સભામાં મુકીને ચાલ્યા જાઓ. એટલે સભામાં સતીયા ક્રોધ કરીને બોલ્યા બ્રાહ્મણનું જનોઇઅને ક્ષત્રીના ખડગ કોણ ઉતરાવનારો મુઓ છે ! એટલે પાપીએ કહ્યું કે ત્યારે, સાથે લેઇને જાઓ પાન્ડવો વનમાં ચાલ્યા એટલે આખા નગ્રનું લોક તેમની પાછળ ચાલ્યું તમામ લોકો બે ફાટ રડતા ચાલ્યા જાયછે પાપી દુર્યોધનના મનમાં બીલકુલ દયા આવતી નથી સર્વે જણાએ મનમાં વિચાર્યું કે પાન્ડવો વનમાં જાયછેતો આપણે પણ તેમની પાછળ જવું એમ ધારી સઘળા રૂદન કરતા તેમની પાછળ ચાલ્યા. દ્રોણ, કૃપાચાર્ય, વીદુર, ભીષ્મ, વૃદ્ધ કુંતાજી અને વળી અભેમન્યુ, સુભદ્રા સરવે રડતાં જાય છે અને દુરીયોધનને ગાળો દે છે. આખા નગ્રનું લોક દુષ્ટને ગાળો દેવા લાગ્યું કે આવા રાજા મરણ પામજો. અનેકની આંતરડી કકળવા લાગી અને નિસાસા નાંખવા લાગ્યા. એકલા ધરમરાજા આનંદમાં છે, તેમના મનમાં જરા પણ દીલગીરી નથી, ધરમરાજા દરવાજામાં આવીને ઉભા રહ્યા તો અપાર ભીડ ભરાઇ છે. સર્વને યુધિષ્ટર કહેવા લાગ્યા કે ભાઇઓ તમે સઘળા પાછા જાઓ સઘળી રૈયત ધર્મને હાથ જોડીને કહેવા લાગી કે આ દુષ્ટના રાજ્યમાં રહેવું તે અમને પસંદ નથી, માટે અમે તમારી સાથે વનમાં આવીશું ધરમે હરીજનોને સમજાવીને કહ્યું કે, તમે તમારે હરીભજન કરજો જે જેવું કરશે તેવું તે ભોગવશે કોઠી વાવવાથી કેળાં ઉતરવાનાં નથી. અને કેળ વાવવાથી કોઠ ઉતરવાના નથી માટે માયાનું રટણ કરનારાને મોક્ષપદ મળતું નથી અને મોક્ષેચ્છુને માયામાં આવવું પડતું નથી તમે સહુ સમજો છો કંઈ કહેવું પડે તેમ નથી. માટે કૃપા કરિ પાછા વળો. બાર વરસ કાલ પુરાં થશે અને કાલ ઘેર આવીશું, અમારી કોઈ વાતનિ ચીંતા ના કરશો, વનમાં ફરીશું અને પ્રભુ ભજન કરીશું,

અમે ખુશી થયા છીએ કારણ કે માયા રૂપી પ્રપંચમાંથી મુક્ત થયા, તમે કોઈ રડશો નહિ અને કકળશો નહિ, તમે સપુત છો તેથી કંઈ સમજાવવું પડે તેમ નથી, એમ ધરમરાજા સહુને રજા આપીને પાછા કહાડે છે પણ પાછા વળતા નથી, પછી છેવટે યુધિષ્ટરે પોતાના સોગન દીધા એટલે સર્વે જણે આંખોમાંથી આંસુ લુછી નાંખ્યાં અને ધર્મરાજાને પગે પડયા, દ્રૌપદીને પણ પગે લાગીને અઢારે વર્ણ રૂએ છે, સતી કુંતાજીએ પાંચે પુત્રોને રૂદિયા સાથે ચાંપ્યા, પછી પાંચે પુત્રો તથા દ્રાપદી છયે જણ કુંતાજીને પગે પડયાં, કુંતા માતાએ તેમના મુસ્તક ઉપર હાથ મુકયો, હે દુઃખી દીકરાઓ તમે સુખી થજો, અહોનીશ તમે પરમેશ્વરનું સ્મરણ કરજો, અમારિ બીલકુલ ચીંતા કરશો નહિ, અભેમન્યુ અરજુનજીને વળગી પડીને બોલ્યો કે હે તાતજી તમે જરૂર વ્હેલા આવજો અમારે માટે તમે ઉદાશ રહેશો નહી તમે તમારી જાત જાળવજો અર્જુનજીએ ચુંબન કરીને પુત્રના મુસ્તક ઉપર હાથ મુકયો, પુત્રને કહ્યું કે બેટા દાદાની શેવા કરજો અને ખુશીમાં રહેજો, એમ કહી અળગો કરીને પાન્ડવો નગરની બહાર નીકળ્યા વૈશમપાયરૂષી જન્મેજે રાજાને કહે છે કે હે રાજન સભાપર્વ પુરૂ થયું, જન્મેજે રાજાએ બ્રહ્મભોજન કરાવ્યાં અને વિધિ પ્રમાણે દાન આપ્યાં, બ્રાહ્મણને જનોઇ દીધાં અને બ્રહ્મપુત્રીનાં કન્યાદાન દીધાં, અપાર ધાન્ય ભરી બ્રાહ્મણોને અર્પણ કરયાં, ગૌદાન પણ પુષ્કળ આપ્યાં, શામ પદદો હતો તે શ્વેત થયો. અને શામ તલ હતા તે પણ શ્વેત થયા રાજાએ પ્રત્યક્ષ પ્રમાણ દિઠું તેથી અતીશય હરખાવા લાગ્યો, પછી રાજા કથા સાંભળવા આસન વાળીને બેઠો.



## વિશ્રામ ત્રીજો.

સભા પરવ પુરણ હવું, ઉતરી બ્રહ્મહત્યાય;
વન પરવની કહુ કથા, વલ્લભ તે મહીમાય.



# વન પર્વ. ૩



વૈશમપાયરૂષિ જન્મેજય રાજાને કહે છે કે હે રાજા હું હવે વનપર્વની વાર્તા કહું તે તું શાંત વૃત્તિ તથા નીર્મળ મન રાખીને એક ચીતે શ્રવણ કર, એ પ્રમાણે પાંચે પાન્ડવો અને છઠી દ્રૌપતી નગરની બહાર નીકળ્યાં. કુંતાજી, ભીષ્મ, દ્રોણ. વીદુર તથા કૃપાચાર્ય વીગેરે અચકાયા. સઘળાનાં દીલ દગ્ધ થઇ ગયાં છે; સુભદ્રાજી ઉભાં ઉભાં ટળવળે છે, મનમાં ઉચાટ કરે છે, કે અભેમન્યુ ન્હાનો બાળક છે; એમ વીચાર કરી હૈયાફાટ રૂદન કરે છે, અભેમન્યુ પણ રૂદન કરે છે. કે હે પીતાજી તમે કયારે મળશો ? તેની કાયા થરથર કંપે છે, તે જોઇ અરજુનને પણ આંસુ છુટે છે. ધરમરાજાએ સર્વને શીખામણ દેઇ પાછા વાળ્યા પછી પોતે વનનો રસ્તો ઝાલ્યો ધરમરાજાએ પોતાના ચાર ભાઇને તથા સતી દ્રૌપતીને રડતાં જોયાં, તે જોઈ યુધિષ્ટરે કહ્યું કે તમે તમારે વનમાં ચાલ્યાજાઓ અમે અમારી મરજીમાં આવશે ત્યાં જઈશું. અમે એકલા ફરીશું. અને પ્રભુનું ભજન કરીશું, મ્હારે આનંદ છે. અને તમારે કલેશ છે, તેથી મારે તમારે બન- વાનું નથી. એટલે પાંચે જણા રડતાં બંધ થયાં અને ધર્મને કહેવા લાગ્યાં કે હે ધરમરાજા અમે તમારી જોડે આવિશું. હવે પછી કોઈ દીવસ કલેશ નહી કરીએ, એમ કહીને કેડે ચાલ્યા. ધરતી તપી ગઇ છે, તેથી રેતી અગ્ની માફક ઉકળી છે, તેમાં પગ બળે છે, ચાલત ચાલતાં પાછા પડી જાય છે, છાંયો દેખી- ને દોડે છે; પણ પગમ બીલકુલ જોડા નહિ હોવાથી ચાંમડુ દાઝી ફોલ્લા ઉડે છે, વૃક્ષ ઘટામાં પેસવા જાય છે. પણ વસ્ત્રો કાંટામાં ભરાય છે, કોમળ કાયાવાળી દ્રૌપદીનાં જટીયાં જાળામ ભરાયછે કોઇ દીવસ દીઠામાં નહોતું આવ્યું તે કમન- સીબે આવિ પડ્યું? તેથી મનમાં રડું રડું થઈ જાયછે પણ મુંઝવાઇને રહેછે ઉ- ઘાડું રડાતું નથી, સુખે દુખે ચાલ્યાં જાય છે. અને રાત્રી પડે છે, ત્યાં મુકામ કરે છે, જતાં જતાં થોડે દીવશે ધુમરૂષિના મઠમાં પહોંચ્યાં. પાન્ડવો રૂષિને પગે લાગ્યા. પાન્ડવોની દુર્દશા જોઇ ધુરૂમષિની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, રૂષિ પુછે છે, અરે દુખીયા દીકરાઓ ! વસ્ત્રા ભુષણ કયાં ઉતાર્યાં છે. ! આવા દુર્બળ વેશે કેમ ભટકતા આવ્યા છો ! ભીમસેન કહે અરે મહારાજા કૌરવોએ

કપટ કરી અમને બાજી રમાડી, તે બાજીમાં અમે હાર પામ્યા; તેથી દુર્યોધને ઘર, ગામ તથા રાજ્યપાટ ખુંચાવિ લીધું વળી વનકુળ પહેરાવિને વનમાં કાઢી મુકયા હવે તેમારે શર્ણું આવ્યા છીએ, ધરૂમરૂષિ કહે થોડા દીવસે કૌરવોનું કુળ નાશ પામજો. ધર્મરાજા કહે અરે મહારાજા આશું બોલો છો. તમે પહેલાં મારી વાત સાંભળી લ્યો, નબળો સબળો ગમે તેવો પણ મ્હારો ભાઈ છે, એ ભાઇએ ખોટું નથી કર્યું; હું તો પ્રસન્ન થયો છું, કારણ કે જો તે ભાઇએ વનમાં ન કાઢયા હોત તો આજ આપનાં દર્શન કયાંથી થાત, સંસારની ઉપાદીથી મુકત કર્યા; માટે તેણે ઠીક કામ કર્યું છે, સુખમાં સુંદરી તથા સોનું સાંભરિ આવે છે, અને દુઃખમાં ઇશ્વરનું સ્મર્ણ કરવાનું સુજે છે, રૂષિ કહે છે. ધન્ય છે. ધર્મરાજા તું અર્થ બહુ સવળો લે છે. પણ દુષ્ટ દુર્યોધનનાં કૃત્ય જોઇને મારો આત્મા ગાળ દે છે, જે પુરૂષ ગુણ કેડે અવગુણ કરે તે દુષ્ટ દુરાચારિ સમજવો અને જે અવગુણ કેડે ગુણ કરે તે ધર્મીષ્ટ સદાચારિ જાણવો, એમ કહિને પાન્ડવોને પોતાના આશ્રમમાં રાખ્યા પાન્ડવો વનમાંથી ફળ લાવીને ખાય છે. પણ બ્રાહ્મણનું કંઈ પણ ખાતા નથી. પ્રેમવડે કરિને રૂષિઓની સેવા કરે છે, હરનીશ સત્ય સમાગમ ચાલે છે, જેથી પ્રભુજી રાજી રહે છે. રૂષિને ધર્મરાજા પ્રશ્ણો પુછે છે અને જે જવાબ મળે છે તેનાથી ઘણોજ આનંદ પામે છે, પાન્ડવો સદા પ્રભુનુંજ રટણ કર્યા કરે છે, પાન્ડવોની શેવાથી બ્રાહ્મણો ઘણા ખુશી થાય છે. અને આશીર્વાદ આપે છે. ધર્મરાજા કહે છે. કે હે દુર્યોધન ભાઈ તારો હું ઘણો ઉપકાર માનું છું. કારણ કે વનમાં આવવાથી બ્રાહ્મણોની શેવા બને છે. અમારા નસીબને પણ ધન્ય છે, કે હમેશાં બ્રાહ્મણોનો સમાગમ ચાલ્યો. એમ કરતાં કરતાં છ માસ વહિ ગયા, પાન્ડવોએ રૂષિ પાસેથી વીદાય ગીરી માગી પોતાના ખરામનથી અને તનથી રૂષિની સ્તુતી કરે છે. કે હે મહારાજા આપના ચરણની શેવા કરી એટલે અડસટ તીર્થની યાત્રા થઇ ચુકી. હે બ્રહ્મદેવ અમારાથી આપની કંઈ શેવા થઈ નથી, અમારા કમ નસીબે વનમાં આવ્યા છીએ જો ઘેર હોત તો આપની શેવા અમે બરોબર ઉઠાવત આપના ત્યાં આવિ. અમે તમને ઉલટી ઉપાદીમાં નાંખ્યા રૂષિ કહે અરે સત્યવાદી ધર્મરાજા તમે એ શું બોલો છો, અમે શેવાને ઇચ્છાતા નથી, અમે તો ફકત તમારી નીર્મળતા અને પ્રભુનિ ભકિત જોઇને આનંદ પામ્યા, તમે ક્ષત્રીનો ધર્મ બરોબર પાળો છો, તમારા આવવાથી મને કંઈ ઉપાદી થઈ નથી, હમેશા સમાગમ ચાલ્યો તેથી હું ઘણો ખુશી થયો. પહેલાં અમારા વિદ્યાર્થી સાથે ચાલતો હતો, અને તમારા

આવ્યાથી તમારી સાથે થયો, તમારી પ્રેમ ભકિત જોઈ મારૂં હૃદય ખુશી થાય છે સુખ દુઃખતો ચાલતું આવ્યું છે, તેમાં હર્ખ શોક ધરવાનું નથી, ધર્મ કહે અરે મહારાજા આપના ચરણની શેવાથી મને એવો લાભ થયો કે જેથી કરીને સર્વે દુઃખાદિ ઉપાધીયો નાશ પામી એમ કહી પાન્ડવો રૂષિ પાસેથી આજ્ઞા લેઇ અડસટ તીરથની યાત્રા કરવા સારૂ ગયા તીરથે તીરથે સ્નાન કર્યે છે અને પ્રભુનું નીર્મળ બુદ્ધિવડે કરિને ધ્યાન ધરે છે. મુળ જ્ઞાનને ગ્રહણ કરીને નીષ્કપટપણે યાત્રા કરતા જાય છે. વનપર્વમાં વિશેષ વાતો છે તેથી કરીને લાંબો વીસ્તાર થાય તેમ છે પણ શ્રોતા જનોને સમજવાને માટે ટુંકામાં સાર દર્શાવ્યો છે. શ્રોતા જનને ટુંકામાં એટલો સાર સમજવાનો છે કે નીતિ, અનીતિ, શીળતા, અને અસીળતા વિષે વિચાર કરવાનો છે, જેને સર્વ ગયું હોય તેને મનમાં ન લાવવું કારણ કે કોનું છે. અને કયાં જાય છે, તેનો બરોબર અનુભવીને પુછીને નીશ્ચય કરવો. જેટલું બધું છે તેટલું કયાંય જતું નથી. ફકત જગતમાંથી આઘું પાછું થાય છે. જેને જે પ્રાપ્ત થાય છે તે જાણે છે કે મને મળ્યું અને જેની કનેથી બીજે જાયે છે તે જાણે છે કે ગયું, પણ ખરૂં જોતાં આઘું પાછું થાય છે આ વિશ્વનો વ્યવહાર મીથ્યા કારણકે જેટલું આપ્યું છે તેટલું કોઇએ સાથે લીધું નથી જ્યાં હતું ત્યાંનું ત્યાં પડી રહ્યું જેની પાસેથી નાશ પામ્યું, તેણે વીચાર કરવો કે હું કેટલું જોડે લઇને આવ્યો હતો, જીવતાં સુધિ મ્હારૂં તારૂં છે બાકી ખરૂં જોતાં તે મીથ્યા અહંકાર છે. વિદેહી પુરૂષોએતો જીવતાંજ મીથ્યા માનેલું છે. ધરમરાજા એવું સમજીને મનમાં હર્ખશોક ધરતા નથી. માટે તે પ્રમાણે સઘળા શ્રોતા જનોએ પણ સત્ય સમાગમ કરી સમજવું જે વખતે દુઃખ આવી પડે, તે વખતે દીલને દુઃખાડવું નહી, અને સુખ આવી પડે, તો હર્ખમાં પડવું નહી. કોઇને નથી આપવાનુ કે લેવાનું, આ સંસાર બાજી ફોગટ છે. જે શ્રોતાજનો ધર્મરાજાની પેઠે સમજશે તેને કદી દુઃખ દુખી શકતું નથી જે લોકો બાદીગરનો ખેલ સમજે છે તેમને સદા સુખજ છે શ્રોતાજનોએ ફકત એટલું તત્વ સમજી લેવું, બીજો વૃથા સાર પકડીને નર્કમાં જવાનો યત્ન કરવો નહી, ભારત કથા પાંચ પ્રકારે છે, માટે તેનો પાર આવી શકે તેમ નથી હવે પાન્ડવોએ સર્વ તીર્થ યાત્રા કરીને વીચાર કર્યો કે હવે આપણે કીયો રસ્તો પકડવો .ધર્મરાજા કહે અરે ભાઇઓ ચાલો આપણે ગૌતમ રૂષિને આશ્રમે જઇએ, એમ વિચાર કરી પોતે ગૌતમ મુનીના આશ્રમે ગયા પાન્ડવોની દુર્દશા જોઇને. ગૌતમ મુનીએ પોંચા કરડીને કહ્યું કે અરે પ્રભુના પ્રેમી ભકતો તમે કેમ દુઃખી હાલતમાં

આવી પડયા ! ભીમસેને જવાબ આપ્યો, અરે મહારાજ કૌરવોએ કપટ બાજી રમાડી અમારી પાસેથી ઘર, ગામ, તથા રાજ્યપાટ સરવે ખુંચી લીધું અને વનમાં કહાડયા. રૂષિએ કહયું, હશે બેટા તમારૂં સારૂં થશે અને થોડે દહાડે કૌરવોનું સત્યાનાશ જશે. ધરમરાજાએ ભીમસેનને ઠપકો આપ્યો કે અરે મુર્ખા તને બીલકુલ અક્કલ નથી, ભીમ કહે કેમ મોટા ભાઈ ગુસ્સે થયા ! ધર્મે કહ્યું જ્યાંને ત્યાં સૌથી પહેલો જવાબ આપે છે, તેથી રૂષિઓ શ્રાપ દે છે, ભીમ કહે ખોદે તે પદે. એમાં નવાઇ જેવું નથી. કૌરવો પાપી છે. તેથી તેમનું સત્યાનાશ જશે, એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. ધર્મ કહે મુર્ખા તારા પેટમાં પાપ છે. માટે તારૂં બુરૂ થશે. ભીમસેન બોલ્યો, મ્હોટા ભાઇ મારામાં જો પાપ હોતતો આપણે વનમાં આવવું પડત નહી કારણ કે કૌરવોને મારી નાંખી સઘળું રાજ્યપાટ લેઈ લેત. પણ પ્રભુની બીક રાખી હું તો સત્યથીજ વર્તુંછું. રૂષિ પુછે છે તેનો યથાર્થ જવાબ આપું છું. ધર્મ કહે હવે પછી તારે જબાબ દેવો નહી. ભીમ કહે બહુ સારૂં, હવે પછી જવાબ આપુ તો ચાર તમાચા મારજો. ધર્મ કહે ગમે તેવા કૌરવો છે, પણ આપણા ભાઇ છે; તેમની તો તું પાસે રહીને ભવાઈ કરે છે, ભીમ કહે મ્હોટા ભાઈ જેવા હશે તેવા ગવાશે એમાં શી નવાઇ છે એમ કરતાં કરતાં પાન્ડવો ગૌતમ મુનીના આશ્રમે છ મહીના રહયા. જ્યાં રૂષિઓના આશ્રમે જાય છે, ત્યાં બીલકુલ તેમનું ભોજન કરતા નથી. પોતાની જાતે વનફળ લાવે છે અને તેનું ભક્ષણ કરે છે. સત્ય સમાગમ કરે છે. અને બ્રાહ્મણની શેવાવામાં અહોનીશ હાજર રહે છે. ધર્મરાજા ગૌતમ મુનીને પ્રશ્નો પુછે છે અને તેના જવાબ યથાર્થ મળવાથી ઘણા ખુશી થાય છે. પછી પાન્ડવોએ સ્તુતી કરી ગૌતમ મુની પાસેથી જવાની આજ્ઞા માગી, ગૌતમે કહ્યું, ભાઇઓ અહીં રહો તો બહુ સારૂ, કારણ કે અહીં રહેવાથી સત્ય સમાગમ અને પ્રભુનું ભજન રૂડે પ્રકારે થશે. ધર્મરાજા કહે આપનું કહેવું સત્ય છે, પણ એકજ આશ્રમે ઘણો વખત ગાળવો એ ઘટીત નથી. માટે કૃપા કરી આજ્ઞા આપો તો અમે અગસ્તના આશ્રમે જઇએ એમ કહી પાન્ડવો નમી પડયા, એટલે રૂષિએ તેમના મુસ્તક ઉપર હાથ મુકયો. પછી ધર્મરાજા, ચારભાઈ તથા પત્ની સહિત ત્યાંથી ચાલ્યા. સતી કુંતાજીના પુત્રો અગસ્ત મુનીના આશ્રમે ગયા. પાન્ડવો જઈ રૂષિને પ્રેમ વડે પગે લાગ્યા. અગસ્તરૂષિ પાન્ડવોની દુર્દશા જોઇ ગુસ્સે થયા અને કૌરવોને શ્રાપ દીધો કે તમારૂં સમુળુ મુળ જજો. પાન્ડવોને રૂષિએ ઘણોજ આશીર્વાદ આપ્યો. ધર્મ રાજાએ સ્તુતી કરી કે અરે માબાપ આ તમે શું કર્યું ! ગમે તેવો

દુષ્ટ છે. પણ મ્હારો ભાઈ છે, તેને આપે શ્રાપ આપ્યો. અમારૂં એણે ભુંડું કર્યું નથી, ઉલટું સારૂં કરયું છે. તેણે સંસારની ઉપાદિ છીનવી લીધી, તેથી હું ખુશી થયો છું. વનમાં આવવાથી અડસટ તિર્થોની યાત્રા કરી, અને તમ સરૂખા મહાન રૂષિઓનાં દર્શન થયાં, તે સઘળો એનો પ્રતાપ છે, એવા મ્હારા સપુતભાઇઓને શ્રાપ દેવો એ આપને ઘટીત નથી. એવું સાંભળી અગસ્તમુની બોલ્યા સુપુત હોય છે તે હમેશાં સવળુંજ માને છે; પણ મેં કાને સાંભળ્યુ છે કે એ પાપીનાં ઘણાં પાપ એકઠાં થયાં છે. અતીશય પાપનો ભારો થવાથી માઠું પરિણામ નિવડે છે પછી પાન્ડવો છ મહીના રહયા. ત્યાં રૂષિનું બીલકુલ જમતા નથી. વનમાંથી વનફળ લાવિ આહાર કરે છે ? અને તેમની શેવા કર્યા કરે છે અગસ્તમુની ધર્મરાજાની પ્રેમ ભક્તિ જોઇ હરખાવા લાગ્યા. પાન્ડવોએ રૂષિ પાસેથી વિદાય થવાની આજ્ઞા માગી લીધી. મુનીએ કહ્યું બેટાઓ અહીં રહોતો મારો જીવ આનંદ પામે. તમે વનમાં રહેશો તો દુઃખ પડશે ટાઢ, તાપ, વરસાદથી અતીશય દુઃખી થશો તમે કોઈ દીવસ દુઃખ દિઠું નથી. પાપીએ તમારા ઉપર ઘણો જુલમ કર્યો છે. તેથી હું ગુસ્સામાં છું. ધર્મ કહે ના મહારાજા પાપીનો બીલકુલ દોશ નથી, અમારા નશીબમાં દુઃખ છે. તેમાં પાપીનો શો દોશ કાઢીએ. અગસ્તરૂષિ ધર્મરાજાનાં વાકય સાંભળી ખુશી થાય છે. પછી પાન્ડવો રૂષિને નમી પડયા. અગસ્તમુનીની પાસે પાન્ડવોએ આજ્ઞા માગી તેથી પોતે ઉદાસ થઇને કહેવા લાગ્યા કે તમારા વીના મને ગમવાનું નથી. ધર્મરાજા કહે મહારાજા આપનું કહેવું ખરૂં છે. પણ ગયા સીવાય ચાલે તેમ નથી. રૂષિ બોલ્યા. જો તમારે જવાનીજ મરજી હોય તો તમે ઇંદ્રિરાજાના મહાદેવમાં જાઓ ત્યાં શીવરાત્રીનો મોહોટો મેળો ભરાય છે. મહાદેવજીનાં દર્શન કરજો અને નીરવતીમાં દહાડા ગુજારજો. પણ તમે વગડામાં જશો ત્યારે રણભુમીમાં શું ખાશો ! તે તમારૂં દુઃખનીવારણ કરવા માટે હું એકમંત્ર આપું છું, તેમાંથી સુર્યનું અક્ષેપાત્ર મળશે. એમ કહીને દ્રૌપતીને એકાંતમાં બોલાવી અને રૂષિને દયા આવવાથી સુર્યનો મંત્ર આપ્યો. પછી કહયું કે હમેશાં મંત્ર ભણીને સુર્યનારાયણની પાસે અક્ષેપાત્ર માગી લેજે. પણ તે સઘળું તારા હાથથીજ બનશે, બીજાનાથી બનવાનું નથી. તારા હાથે તું જે ધારીશ તે અન્ન પેદા થશે. તારા જમ્યા પછી કાંઈ ઉત્પન્ન થવાનું નથી, એવું સાંભળી દ્રૌપતીજી મુનિને ઘણા પ્રેમથી નમી પડયા રૂષિએ આશિર્વાદ આપ્યો દ્રૌપતિએ પુછયું, મહારાજા આપનું કહેવું સત્ય છે પણ હું જ્યારે ચાર દીવસ રજસ્વળા હોઉં ત્યારે મારા સીવાય તોઅન્ન નીપજે નહી

તો તે વખતે ભુખ્યા રહેવું કે શું કરવું ! એવું સાંભળી મુનીએ જવાબ આ-પ્યો, ચાર દહાડા અર્જુનજીના હાથે સામગ્રી ઉત્પન્ન થશે અને તમારૂં સઘળું સંકટ દુર થશે. એવું સાંભળી આનંદ પામી પોતાના પતીની પાસે ગઈ, પછી તેઓએ રૂષિની આજ્ઞા માગી મુનીએ આસીર્વાદ આપી મુસ્તક ઉપર હાથ મુકી પાન્ડવો અગસ્તના આશ્રમથી વીદાય થયા, દુર્યોધન રાજાએ પાન્ડવોની તપાસ રાખવા માટે અનુચરો રાખેલા છે, તે વિપ્રને વેશે ફર્યા કરે છે, શેવકો હમેશાં પાન્ડવ સંબંધી તમામ હકીકત દુષ્ટને કહી સંભળાવે છે, પાન્ડવો ઈંદ્રના મહા-દેવ વિષે યાત્રા કરવા સારૂ ગયા, યાત્રાની વાર હોવાથી મુકામ માટે તેમણે શી-વાલયથી થોડેક છેટે ઝુંપડી બાંધી હસ્તીનાપુરમાં કૌરવોએ વાત સાંભળી કે પાન્ડવો ઇંદ્રના મહાદેવમાં યાત્રા કરવા સારૂ ગયા છે, દુષ્ટ દુર્યોધન મામાને કહેવા લાગ્યો કે પાન્ડવો યાત્રાને માટે ઈંદ્રિના મહાદેવ ગયા છે તેથી તેમની સાથે દ્રૌપતી પણ ગઈ હશે, શકુની બોલ્યો, અરે મુર્ખા મેં તને ઘેર બેઠે અપાવી હતિ, તે તું ખોઇ બેઠો અને હવે શા સારૂં વળખા મારે છે. દુષ્ટે કહ્યું કે મામા મારી મ્હોટી ભુલ થઇ ગઈ કે મેં દ્રૌપતીને જવા દીધી, તમે તો મારે માટે ઘણી મહેનત કરી મને અપાવી હતી; પણ મારૂં નશીબ ફુટેલું તેથી રૂપાળું રમકડું જવા દીધું હે મામા ગમે તેમ કરી હવે રસીલી દ્રૌપતીને અહીં લાવો તો બહુ સારૂ થાય, જો તમે નહી લાવો તો મારા પ્રાણ તજી દેઇશ, મને ઘડીવાર વીસરતિ નથી. એનું સ્વરૂપ સાંભરી આવે છે, એટલે મારૂં મન વીભળ થઈ જાય છે, અરે મામા રૂપાળી વીના કેમ ચાલસે, મારૂં કાળજું ખસી જાય છે એનું કાલું કાલું, બોલવું મને ઘણું સારૂં લાગે છે, મૃગના સરખી આંખો જોઈ મારૂં મન આનંદ પામે છે, મારી બુદ્ધિ ફરી ગઇ તેથી મેં આપી દીધી હવે જો તમે લાવી આપો તો મારા ઘેર રાખીશ. મને રૂંવે રૂંવે સાલે છે. અવું સાંભળી દુષ્ટ શકુ-ની બોલ્યો, અરે છત્રપતી દુર્યોધન તમે ચીંતા કરશો નહી; કારણકે વનમાં તેને ઘણું દુઃખ પડતું હશે તેથી તે વણી અકળાઈ હશે. પહેલું એ જાણતી હતી કે વનમાં લેહેર કરીશું, પણ વનમાં તો બહુ દુઃખ પડયું હશે હવે તો રાત્રીને દાહાડો તારૂંજ ભજન કરતી હશે. એના મનમાં એવું હશે કે કયારે દુર્યોનની પાસે જ-તી રહું. તું બીલકુલ શોકમાં રહીશ નહી, તે બહુ પસ્તાતી હશે કે મેં કયાં દુ-ર્યોધનને મુકયો વનમાં ફરી ફરીને ધરાઈ હશે. ભુખ દુઃખ ઘણું વેઠયું હશે, તેથી તારૂંજ ધ્યાન ધરતી હશે. તે સ્રી ઈંદ્રના મહાદેવમાં પાન્ડવો સાથે નિશ્ચે આવી હશે, માટે ચાલો આપણે પણ ત્યાં જઇએ મને તો જરૂર એવું ભાસે છે કે તા-

રાજ ઉપર પ્રેમ થયો હશે. જેમ તરશાને પાણી મળે તેમ તને દેખીને હરખાશે, બહુ દુઃખ પડયું છે તેથી સ્ત્રી જાતી તને જોઇને ભોળવાઈ જશે. એના હઇયામાં હોળી બળે છે તેથી જરૂર તને બહાઝી પડશે. તું કહાડી શુકીશ તો પણ જશે નહી. સુખ મુકીને દુઃખમાં કોણ પડે. તારૂં છત્રપતીનું સુખ કયાં અને પાંન્ડવોનું સુખ કયાં, પાન્ડવોનેજ ખાવાનાં ફાંફાં છે તો તેણીને કયાંથી સુખ હશે. માટે આપણે જો ત્યાં જઇએ તો નારિ હાથમાં આવે, એવું સાંભળી પાપી હશીને બોલ્યો કે ખરી વાતછે મામા તે બીચારી મારૂંજ ભજન કરતી હશે ચાલો મામા ત્યાં જવાની તૈયારી કરો, નહી તો રાણી ટળવળીને મરી જશે બધા શૈન્યને સાથે રાખશો નહી દસબાર યોદ્ધાઓ રાખજો કાલે સવારમાં રૂપાળો ફાંકડો બનીને, આવું છું. જરીનાં કપડાં પહેરી લઇશ તેથી મને જોઇને મોહીત થઈ જશે. હવે યાત્રાના દહાડા લગ ભગ પુરા થવા આવ્યા છે. તેથી દસ દીવસ પહેલાં યાત્રાળુ લોકો ત્યાં મહાદેવ ગયા, નીર્મળ મતીના અને પ્રેમ ભરેલા કેંક લોકો તંબુ તાણીને ઉતર્યા યાત્રાને વિશે હજારો માણસ આવવા લાગ્યું છે, તેમાં કેટલાક દર્શનને માટે આવ્યા છે, કેટલાક ચોરિઓ કરવા આવ્યા છે, અને કેટલાક કામી લોકો સ્ત્રીયોને મોહીત કરવા માટે પણ આવ્યા છે. જે જેની ઇચ્છા પ્રમાણે આવ્યા કરે છે. પછી દુર્યોધન રાજા વ્હાણું વાયું એટલે યાત્રામાં જવાની તૈયારી કરવા લાગ્યો. શેવકોને ખબર આપી કે ઘોડા, હાથી. સુખપાલ વિગેરે તૈયાર કરવા માંડો, છડી, ચમ્મર, છત્તરી વીગેરે સજાવા માંડયાં, પોતાના સો ભાઇઓ યાત્રામાં જવા માટે તૈયાર થયા દુષ્ટ દુર્યોધન રાજા તમામ જરીનાં વસ્ત્રો પહેરી તૈયાર થયા. જેમ કોઈ પરણવા માટે જતો ન હોય તેવીજ રીતે બની ઠણિને યાત્રામાં જવા સારૂ નીકળ્યો. ખરી રીતે યાત્રામાં જવું હોય તો કોઇને મોહ ઉત્પન્ન ના થાય તેવાં વસ્ત્ર ધારણ કરવાં જોઇએ મનુષનો દેહ વીવેકથી વર્તવાને માટેજ છે કંઈ પશુ પક્ષીના દેહમાં વિવેક રહેતો નથી વિવેકહીન પુરૂષો નર્કને વિશે જરૂર પ્રાપ્ત થાય છે. વીવેક છે તે દસમો નિધી છે. જેમ ગુણકાનો સ્વભાવ સર્વને વિશયી કરવાનો છે; તેમ કળીયુગનો સ્વભાવ સર્વને સવળું છે તે અવળું બતાવી નર્કમાં લેઈ જવાનો છે. જેમ કોઈ ચાટલું લેઈ પોતાનું સુખ જોવા બેસે તો જેવું પોતાનું મુખ હોય તેવુંજ ચાટલામાં દેખાય છે, કાંઈ ફેર ફાર જેવું ભાસતું નથી, પણ ખરી રીતે વીચાર કરીને જોઇએ તો એટલો બધો ફેર માલુમ પડે છે કે કાંઈ બાકી રહેતું નથી. એવો ફેર માલુમ પડે છે કે આપણે પુર્વ

ભણી મુખ કરીને બેઠા હોઇએ તો ચાટલામાં પશ્ચીમ ભણી મુખ હોય છે માટે વીઃ ચાર અને વિવેક એ બહુ બળવાન છે, વીચારવાથી અને વીવેકથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાન પ્રાપ્ત થવાથીજ મોક્ષ પદને પમાય છે. જ્ઞાન સીવાય મોક્ષપદને પામ- વાનો બીજો રસ્તો નથી એ પ્રમાણે દુષ્ટ દુર્યોધન વીવેકનો ત્યાગ કરીને યાત્રામાં જવા સારૂ નીકળ્યો. પોતાના સો ભાઇઓ તથા છ કારભારી તથા વાજીંત્રો સઘળું તૈયાર કરાવીને ચાલ્યો. જાત જાતનાં વાજીંત્રો વાગે છે. પાપી અહંકાર ધારણ કરીને હસ્તી ઉપર બેઠો ભાઇઓ તથા કારભારીઓ પોત પોતાના વાહન ઉપર બેઠા નીશા ન ડંકા આગળ ચાલ્યા જાય છે, પછી દુષ્ટ દુર્યોધને સર્વને યાત્રાનો રસ્તો ઝાલવાની આજ્ઞા કરી સર્વે જણા ત્યાંથી ચાલ્યા એવામાં સ્વર્ગનો રાજા ઇંદ્રિ છે તેણે એવો વીચાર કર્યો કે મ્હારે માહાદેવ યાત્રાનો દીવસ આવ્યો છે. માટે કોઈ નીચ, ઠગારા, દુર્ગુણી તથા વિશયી પણ આવ્યા હશે, એવા અહંકારી દુરા- ચારી પુરૂષો મ્હારી યાત્રાને વગોવશે. એવું જાણીને તેણે એક ગાંધર્વને બોલા- વ્યો, તેના હાથમાં એક સાંગ્ય આપીને કહ્યું કે તું તારો વીસરામ યાત્રામાં કરજે અને લોકોની બરોબર ચોકી કરજે. કોઇ ચોર, ધુતારો ડાડીયો તથા કોઇ વ્યભી ચારી હોય તેવાને બાંધીને માર મારનો મારી પાસે લાવજે એમ કહીને યાત્રામાં મોકલ્યો. તેથી તે ગાંધર્વ તુરત યાત્રાને વિષે આવ્યો. તેણે વીચાર કરયો કે જે જગ્યામાં રહેવાથી સર્વની ચોકી થઈ શકે તેવી જગ્યા શોધી કહાડવી. એમ ધા રી તે મહાદેવના ઓટલા ઉપર આવ્યો, તો તેને તે જગ્યા પસંદ પડી. પોને ત્યાં ઉતારો કરયો. હવે દુષ્ટ દુરીયોધન રાજા મ્હોટી ધામ ધુમ સાથે આવી પહોંચ્યો પોતાના મનમાં અતિ અભીમાન ધારણ કરીને ડેરા તંબુઓ ખેંચાવીને ઉતરયો એવામાં પાછલો પહોર થયો એટલે દુષ્ટ શકુનીને કહેવા લાગ્યો કે મામા રૂપાળી છબીલીની ઝુંપડી કયાં હશે ! મામો કહે ચાલો આપણે તેનું સ્થર શોધી કહા- ડીએ. પાપી બોલ્યો હું ને તમે આપણે બંન્ને જણે ત્યાં જવું નથી. મામો કહે ત્યારે તું કહે તેને સાથે લેઇએ, દુષ્ટે જવાબ આપ્યો, આપણ બે અને દુસ્યાસન તથા કર્ણ ચારે મળીને જઇએ તો બહુ સારૂ, મામાએ કર્ણ તથા દુસ્યાસનને બોલાવી લીધા, કર્ણે પુછયું કેમ મ્હોટા ભાઈ શું કામ છે ! પાપીએ કહ્યું, રૂપા- ળીની ઝુંપડી શોધી કાઢીએ. કર્ણ કહે બહુ સારૂ એમ કહી ચારે જણા ઘોડેસ્વાર થયા અને કુડી દ્રષ્ટીથી જોતા જોતા ઘોડા દોડાવે છે, હવા ખાવાનો વીચાર કરી પાન્ડવોની ઝુંપડી તરફ વળ્યા. દ્રૌપતીજી બારણા વચ્ચે લાંબા પગ ઘાલીને બેઠાં છે, સઘળા દુર્મતી પુરૂષોએ સતીને બારણા વચ્ચે બેઠેલી જોઇ ચારે જણા

ત્યાં જઈ પહોંચ્યા, આંધળાનો પુત્ર દુરીયોધન દ્રૌપદીને જોઇને હરખાયો, પછી દુરીયોધને પોતાનો ઘોડો દોડાવ્યો અને દ્રૌપદીના ચર્ણ ઉપર ઘોડાનો પગ નંખાવ્યો તેવીજ સતિ મુખ મરડીને પોતાના પતી પાસે ગઈ અને સર્વે હકીકત કહેવા લાગી પતીને કરજોડીને કહે છે, હું બારણામાં લાંબા પગ ઘાલીને બેઠી હતી ત્યાં દુરીયોધન, કરણ, શકુનિ તથા દુસ્યાસન આ ચારે દુષ્ટો ઘોડા દોડાવતા દોડાવતા મારી આગળ થઇને ચાલ્યા, તેમાં અંધ પુત્રે ઘોડાનો ચર્ણ મારા પગ ઉપર નંખાવ્યો, હે નાથ તેથી મને ઘણું દુઃખ થાય છે, એટલે ધર્મરાજા બોલ્યા ભોગ તારા, બારણા વચ્ચે લાંબા પગ ઘાલીને શા માટે બેઠી હતી ! જે સ્ત્રી લાંબા ચર્ણ ઘાલીને બેસે છે તેણીને પાપણી સમજવી, જે નારી તારી પેઠે બેસસે તેને તારા જેવી શીક્ષા થશે, આજથી મ્હારો એવો શ્રાપ છે, દ્રૌપદી પોતાના સ્વામીના શબ્દો સાંભળી પસ્તાવા લાગ્યાં. કે હું તેમ ન બેઠી હોત તો આમાનુ કાંઇ પણ બનત નહી, અરેરે દૈવ મારા લીધે મારા સ્વામીને ઘણું દુઃખ પડે છે એમ કહી સતી વીલાપ કરવા લાગી, તે દુષ્ટ લોકો તો ઝુંપડીની આસપાસ ફરે છે. અહંકારી પાપીયો ઝુંપડી ઉપર ઘોડા કુદાવા લાગ્યા, એટલે ભીમે કહયું, મ્હોટાભાઈ જો મને રજા આપો તો ચારે દુષ્ટોને ઠેર મારી નાંખું ધરમરાજા કહે એની જમીનમાં આપણને રહેવાદે છે એટલો તેમનો ઉપકાર માનવાનો છે તું તેમને મારીશ તો હું મારા પ્રાણ તજી દેઇશ, ભીમ ધરમરાજાનું વચન સાંભળી બેસી રહયો. શકુની ઝુંપડીની આસપાસ ફરે છે અને બારણામાં ડોકાં કરે છે. એમ કરતાં કરતાં સાંજ પડી, દુરીયોધનરાજા શકુનીને કહેવા લાગ્યો કે અરે મામા સાંજ પડી તો પણ આપણું ધારેલું કામ તો બન્યુ નહી, આટલો બધો વખત ફેરા માર્યા કર્યું પણ સઘળું નીષ્ફળ ગયું મામો કહે હે મુર્ખા તને કયાં ભાન છે ! મારે ને એને સાનો થઈ ગઈ છે, મને તેણીએ કહ્યું છે કે હું છત્રપતિનેજ ચાહું છું, પાન્ડવોથી મને દુઃખ પડે છે, માટે મારે છત્રપતી પાશે આવવું છે. પાપી બોલ્યો, મામા રસીલી કયારે આવવાની છે ! મામો કહે તેણીએ એવું કહ્યું છે કે રાત્રે ડેરા તંબુએ આવીશ મને પુર્ણ ભરોસો છે કે તે જરૂર રાત્રે તારી પાસે આવશે. દુરીયોધન અતીશય ખુશી થયો અને કહેવા લાગ્યો કે ધન્ય છે મામા તમારી બુદ્ધિને, ફકત તમે એકલાજ મારા વ્હાલેશરી છો મામો કહે તારા કરતાં મારે શું વધારે છે. પાપી ખુશી થયો કે આજ રાત્રે રમકડું મળશે અને તેની સાથે ચેન બાજી કરીશું, એમ કરતાં તંબુએ આવ્યા, દુરીયોધને મામાને કહ્યું કે તમે મારા સોગન ખાઓ, મામો કહે તારા સોગન આજ

જરૂર દ્રૌપદી તારી પાસે આવશે, એવું સાંભળી પાપીએ શેવકોને બોલાવ્યા, અને તેમને કહ્યું કે આજ માહારે માટે એકાન્ત સ્થળે જરીનો તંબુ તાણો વળી મ્હારા ડેરા તંબુની બહાર તથા અંદર ખરેખરી રોસનાઇ કરો, હાંડી તકતા ઝુમ્મર વીગેરે લટકાવો, લોકો જોઇને ખુશી થાય તેવી સુંદીર રોસનાઇ કરો, મેવા મીઠાઈ તથા સાકરીયા પાણી અંદર મુકો પછી શેવકોએ જરીનો તંબુ તાણી દીધો, મામાએ ભાણીયાને શીખવ્યું કે આજ રાત્રે જાગરણ કરજે, જો ઉંઘીશ તો સઘળી મહેનત નકામી જશે, તું નહી જાગે તો દ્રૌપદી જોઇને નાશી જશે કારણ કે તે કોમળ કાયા વાળી શરમાળ છે, તે નાશી જાય તો મારો દોશ કાઢીશ નહી, દુરીયોધન હશીને બોલ્યો કે મામા જરૂર હું આજ રાત્રે ઉંઘવાનો નથી. બીલકુલ આંખ મીંચવાનો નથી, એને માટે તો ખાસ યાત્રામાં આવ્યો છું, એ પ્રમાણે ડેરા તંબુ તણાવીને અતીશય હરખાવા લાગ્યો, તંબુની બ્હાર ખુરશી નાંખીને બેઠો, મનમાં દ્રૌપદિનું ધ્યાન કરે છે, મનમાં વીચારે છે, કે પાન્ડવોને ઉંઘાડીને દ્રૌપદીરાણી આવશે, રસીલી પ્યારિ આવે એટલી વાર છે, અરેરે દૈવ એના જેવું સ્વરૂપ મેં કોઇનું જોયું નથી, આજ મને રાણી મળી જાય તો મારો જન્મારો સફળ થઈ જાય, એમ વીચારમાં ને વીચારમાં પહોર રાત્રી વીતી, અરે મન ગમતી સ્ત્રી હજુ કેમ નહી આવી હોય, અરે મ્હારા હૈયાનો હાર હજુ કેમ ન આવી, એમ પાપી વીચાર કરયા કરે છે. વળી એક ઘડી થઇ એટલે પાછો બકવા લાગ્યો. ઉઠી ઉઠીને જુએ છે પણ કંઇ દેખાતું નથી એટલે નીસાસો નાંખી તંબુમાં પેસે છે હમણાં આવતી હશે આવતી હશે એમ કહી પાછો ખુરસીમાં બેસે છે વન વગડામાં તંબુ તાણેલો છે, તેથી વાના સપાટા ચાલે છે. જરીનો તંબુ ફર ફર હાલે છે; તેથી ઝબકી ઉઠીને દરેક ઠેકાણે જુએ છે, પણ કંઈ દેખાતું નથી એટલે નીસાસો નાંખે છે. વાયુ વાવાથી વૃક્ષનાં ડાળાં ડાળી હાલે, તેનો પરછાયો દેખાય એટલે ઉભો થઇને નાસે છે, મનનો ધરમ એવો છે કે જેવું મનમાં હોય તેવુંજ ભાસે છે. તેથી એને એમ ભાસે છે કે અબળા આવી, એટલે ઝડપ લેઇને ઝાલવા દોડે છે. પણ પરછાયો દેખાય એટલે પાછો નીરાસ થઇને બેસે છે. અરેરે હજુ કેમ ન આવી, કંઈ વીઘ્ન થયું હશે કે શુ ? પાછો તંબુ વાયુથી ખખડે છે એટલે દુષ્ટ દુરીયોધન દોડે છે, મનમાં ધારે છે કે આવેલાં છે પણ મસકરી કરવા માટે મને દોડાવી મારે છે ઓ પ્રાણ પ્યારી ઓ પ્રાણ પ્યારી શીદ દોડાવી મારો છો, એમ બકવા કરે જાય છે, ચીત્ત હરાયા ઢોરની પેઠે થઈ ગયું છે. ભણકારા વાગ્યાં કરે છે, એમ કરતાં કરતાં આખી

રાતનો ઉજાગરો કરયો અને વ્હાણું વ્હાયું, સવારમાં વ્હીલે મોઢે શકુની મામા પાસે ગયો. ત્યાં જઇને કહેવા લાગ્યો કે મને જાગ્રણ કરાવીને મારી નાંખ્યો, મેં નેત્ર જરા પણ મીચ્યું નહોતું, છતાં દ્રૌપદી રાણી ન આવી, મામો કહે એમ કેમ થયું હશે ! ચાલ્ય તેનો તપાસ કરવા જાઉં છું. એમ કહી શકુની ઘોડેસ્વાર થઈ જોવા માટે નીકળ્યો, પડપંચી મામો ચાર ઘડી વગડામાં હવા ખાઇને પાછો ડેરા તંબુએ આવ્યો, દુરીયોધન બોલ્યો, કેમ મામા રાણીની શી ખબર લાવ્યા. મામો કહે નારી દિશાયે ગઈ હતી, ત્યાં મને એકાન્તમાં મળી. મેં તેને ખુબ ઠપકો દીધો કે મારા કોમળ ભાણેજને આખી રાતનો ઉજાગરો કરાવ્યો. એટલે દ્રૌપદી રાણી રડી પડી અને મને કરગરીને કહેવા લાગી કે હું આવત તો ખરી પણ મારો રડયો ભીમડો જાગતો હતો તેથી અવાયું નથી તેમાં મારો બીલકુલ દોશ નથી, વળી તેણીએ કહાવ્યું છે, કે છત્રપતિને એટલું કહેજો કે મારા ઉપર રીસ કરશો નહી. મારો ધુનો માફ કરજો તમે મ્હોટા રાજા છો, અને વળી અત્યંત દયાળુ છો હું રાંકડી સાથે રીસાસો નહી એમ કહિ રડી પડી. ષ્ટુ દુર્યોધન કહેવા લાગ્યો જુઓ મામા એનો જીવ કેટલો બધો માહારા ઉપર ખેંચાય છે, શકુની કહે ઘણો, વળી મને એક બીજો સંદેશો કહયો છે, કે આજ રાત્રીએ હું જરૂર આવીશ અને નહી અવાય તો થોડા દીવસ પછી દાવ જોઈ હસ્તીનાપુરમાં આવતી રહીશ. એટલે દુષ્ટ દુરાચારી અંધ પુત્ર ઘણો ખુશી થયો જેવો મામો છે, તેવો ભાણેજ પણ કુકરમી છે, તે દીવસ રાત્રે જાગ્રણ કર્યું, તો પણ કોઈ દેખાયું નહિ, એવામાં રાત્રી વીતી ગઈ અને વ્હાણું વાયું. તેજ દીવસે યાત્રા હતી, દુરીયોધન કહે ચાલો મામા આજ યાત્રા છે, માટે મહાદેવમાં દરશન કરવા જઇએ. મામો કહે બહુ સારૂં, પછી મામે ઘોડા, હાથી, સુખપાલ, વીગેરે વાહનો તૈયાર કરાવ્યાં પછી સ્વારી ચડાવી અને દુરીયોધન હાથી ઉપર બેઠો. પછી વાજીંત્રો વગડાવતો વગડાવતો મહાદેવનાં દરશન કરવા ચાલ્યો. ઉપરથી એવું બતાવે છે, કે મહાદેવજીનાં દરશન કરવા જાય છે, અને મનની અંદર તો એવું રહેલું છે, કે દ્રૌપદી માતાનાં દરશન કયારે થાય ! દરશન કરવા જતાં જતાં કામીનો જીવ ઝાલ્યો રહેતો નથી જે રૂપાળો બનીને રૂપ દરશાવે તે જરૂર કામી સમજવો. તીર્થમાં જઇને ચાળા ચટકા કરે તો તેને કુમતી હરામી જાણવો, બીજી જગ્યાએ પાપ કરે તો તીર્થમાં નાશ પામે અને તીર્થમાં કરે તો વજ્જર લેપ થઈ જાય છે, મામાનું મન ચળાવવાને વાસ્તેજ રૂડા પોશાગ ધારક કરે છે. નહી તો તીર્થમાં પહેરવાની કંઈ જરૂર નથી. કેટલાક લોકો એમ વાર્તા કરશે કે અમે દેવને રીઝવવા માટે

સુંદીર પોશાકો ધારણ કરીએ છીએ, પણ જો દેવને રીઝવવા હોય તો તીલક છાપાં તથા માળાઓ, બેરખા વીગેરે ધારણ કરો, સુંદીર પોશાકો ધારણ કરીને તીર્થ યાત્રા કરવિ, એવું તો કોઈ પણ વેદ, શાસ્ત્ર પુરાણમાં લખ્યું નથી, તેમ મોહ ઉત્પન્ન થાય તેવાં વસ્ત્રો ધારણ કરવાની ભક્ત લોકોએ પણ મના કરેલી છે, માટે શ્રોતાજનો વીવેક સહવર્તમાન વીચારીને ચાલો. શ્રોતાજનોએ ભજન મંડળ કરવું, પણ ભક્ત ચીન્હ ધારણ કરવુ. કૃષ્ણ પ્રભુને વગોવી નર્કમાં જવાની મંડળીની શોબત ન કરો, ભજન, યા અન્ય વાર્તા માતા તથા બેહેનની આગળ ન બોલી શકાય તેવાં વચનો કદી પણ વાંચવાં નહી અને ગાવાં પણ નહી. આપણા બોલવાથી કોઈ પણ સ્ત્રીને લાગે તેવું કદી ભાષણ કરવું નહી. પાખંડી તથા વીશયી ભકતો મોહ ઉત્પન્ન થાય તેવા વસ્ત્રો ધારણ કરે છે, અને લોકોને એમ જણાવે છે, કે અમે શોખને માટે નથી પહેરતા; પણ મનમાં એવું રહે છે કે મને જોઇને નરનારી મોહીત થઈ જાય, જો સારો હોય તો ચતુરાઇ કરી જુઠુ શા માટે બોલે છે, મોંઢે કહે છે, કે હું દેવને રીઝવુંછું અને મનમાં તો લુચ્ચાઈ ભરી છે, આવા લબાડી ભકતોને ધીક્કાર છે. વળી તેમને માનનારાઓને તો વધારે શું કહી શકીએ. તીર્થ યાત્રામાં જઇને જે પુરૂષો બ્રાહ્મણની પાસે દાસ પણું કરાવે છે, તે પુરૂષો જરૂર નર્કમાં જાય છે, તેમનું સુકીત કરેલું સઘળું ધોવાઈ જાય છે, અને તેથી ભગવાન ગુસ્સે થાય છે, કોટાણ કોટી દાન કરે પણ સઘળી યાત્રા વૃથા જાય છે, ચોર માણસ સારાં લુગડાં પેહેરે પણ પાસે કુંચીયોનું જુમખુ તથા ખાતરીયું કાતર વીગેરે હોય ત્યારે જાણવું કે પાકો ચોર છે, નહી તો કુંચીયો વીગેરેની સાહીત્ય રાખવાની કાંઇજ જરૂર નથી. હવે અભીમાની હાથી ઉપર બેશી પાપે પેટ ભરવા માટે ચાલ્યો જાય છે, ચોતરફ જોતો જોતો જાય છે. તવ ઇંદ્રિના ગાન્ધરવે જાણ્યું, આ કોઈ કામી દુરાચારી રાજા આવે છે, એનો અભીમાન હમણાં ઉતારી નાંખુછું. એવો મનમાં મનસુબો કરી પોતાની સાંગ્ય બરોબર તૈયાર કરીને દુરીયોધનના સામો ધસ્યો. દુરીયોધનનો આવવાનો રસ્તો ઘેરીને ઉભો રહયો, એટલામાં પાપીના છડીદાર આવી પહોંચ્યા. શેવકોએ પુછયું, અલ્યા દુરમતી શા માટે વચમાં ઉભો રહયોછું ! જો મારો છત્રપતી જાણશે તો તને ઠેર મારી નાંખશે માર્ગ મુકીને ચાલ્યો જા, તો પણ ગાધર્વ તલ માત્ર દુર ખસતો નથી છડીદાર થાકીને પાછો વળ્યો અને દુરીયોધનને સઘળા સમાચાર કહી બતાવ્યા, દુષ્ટ છત્રપતી અપાર કોપાયમાન થયો. ક્રોધ કરીને એવું બોલ્યો કે, અલ્યા છડીદારો ! એવો દુષ્ટ કોણ મુવો છે, કે રસ્તા વ-

ચે ઉભો છે ! જલદીથી જાઓ અને તેને બાંધીને પુષ્કળ માર મારો, એવી દુષ્ટે આજ્ઞા આપી એટલે ગાંન્ધરવે સાંભળ્યું તેથી ગાંન્ધરવ અતીશય ક્રોધ ભરાઈને બોલ્યો, એવો કેવો રાજા છે, કે મને બાંધીને માર મરાવે છે ? તેવા કામીને તો શીક્ષા થવી જોઈએ, એમ કહી છલંગ મારીને દુષ્ટના હાથી ઉપર જઈને પડયો ને દુરીયોધનને બંધન કરયો, પછી લાંબા દોરડાથી પોતાના એક ચરણ સરસો ટાંગી દીધો. એવું કરીને ગાંન્ધરવ સ્વર્ગને મારગે ચાલ્યો. દુરીયોધરાજા પોકાર કરવા લાગ્યો. જેમ સમળી તળે સાપ લબડે તેમ ભાઈ ગાંન્ધરવ તળે લબડતા ચાલ્યા. સરવે જણા બુમો પાડે છે કે છત્રપતી ઓ જાય, ઓ જાય, પણ ત્યાં કોનો ઉપાય ચાલે. એવામાં ભીમસેન ઝુંપડીની બહાર ઉભો રહયો છે, તેણે દુષ્ટને સ્વર્ગમાં લેઈ જતો જોયો અને તેથી અતીશય હરખાવા લાગ્યો. વ્રકોદરે અર્જુનજીને સાન કરી બહાર બોલાવ્યો. અર્જુનજી ઉઠીને બહાર આવ્યો, ભીમે બતાવ્યું કે જો ભાઈ પાપીને કેવી સજા થાય છે ! અર્જુને જોઇને ભીમને કહ્યું તું કંઈ પણ બોલીશ નહી, કારણ કે જો ધર્મરાજા જાણશે તો છોડાવશે, આપણા બોલવાથી યુધીષ્ટિર ચેતી જાય તો પાપીને છોડાવી દે. એટલું કહેતામાં ધર્મરાજા ચેતી ગયા તેથી પોતે બહાર આવ્યા અને ગગનમાં ઉંચું જોવા લાગ્યા. તો ગાંન્ધરવે દુરીયોધનને દોરડાથી ચરણસરશો ટાંગેલો છે. અને સ્વર્ગમાં લેઈ જાય છે. એવું જોઈને પોતે ગર્જના કરીને બોલ્યા કે હે ગાંન્ધરવ, જો તું ઉંચે ચડે તો તને ઇંદ્રરાજાની આણ છે. એટલે ગાંન્ધરવ અચકીને ઉભો રહયો એવામાં ભીમસેન બોલી ઉઠયો કે જો તું નીચે ઉતરે તો ઇંદ્રિરાજાની આંણ છે એવું સાંભળીને ધરમરાજા ક્રોધે ભરાઈને ભીમસેનને ઠપકો દેઈ કહ્યું કે મુરખા શા માટે ઉલટું બોલ્યો ! ભીમ કહે સવળું બોલતામાં અવળું બોલાઈ ગયું, માટે મ્હોટાભાઈ માફ કરો. ધર્મરાજા કહે હું સઘળું સમજુછું તું વૈરભાવે બોલ્યો છે. પણ ગમે તેમ કરી દુર્યોધનને છોડાવુંછું. એમ કહી પોતે અર્જુનજીને કહ્યું કે તમે દુર્યોધનને ઉતારો. અર્જુન કહે હું કેમ કરીને ઉતારૂં ! ધર્મે જવાબ આપ્યો, જમીનથી તે ગાંધર્વના ચર્ણ સુધી બાણની પાજ બાંધો. અર્જુનજી કહે તમારી વારતા સત્ય છે, પણ જયારથી આપણે વનમાં આવ્યા ત્યારથી બાણ વિદ્યા હું ભુલી ગયોછું. વનમાં દુઃખ પડયામાં બાકી રહેતું નથી, તેથી તેની સોસનામાં ભુલાઈ ગયું, હાલ મને યાદ નથી. ધર્મ બોલ્યા અરે અર્જુનજી ! તમે પાખંડ મુકી બાણની પાજ બાંધો, નહી તો દાંતમાં જીભ્યા દાબીને મારા પ્રાણ કાઢીશ. વળી ભીમને કહ્યું કે અર્જુનજીને સમજાવી પાજ બંધાવો, ભીમ કહે

અરે અર્જુનજી તમે બાણ વિધા ભુલ્યા હોઓતો કોઇ બીજી જગ્યાએ જઈ ભણી આવો, ધર્મ રાજા કહે બીજી જગ્યાએ ભણીને આવતાં તો ઘણીવાર લાગે. ભીમ બોલ્યો, છ માસ સુધી બરોબર શીખે ત્યારે ભુલેલું આવડે. ધરમરાજા કહે તું પડપંચી છે, તે હું સઘળું સમજુંછું. જો નહી છોડાવોતો પરમેશ્વરના સોગન છે, જરૂર હું મારા પ્રાણ તજી દઇશ. એટલે ભીમે અર્જુનને કહ્યું, જલદીથી પાજ બાંધી દે, નહી તો ધર્મરાજા પ્રાણ તજી દેશે. તેમણે પ્રતીજ્ઞા કરી છે. માટે તેમ નહી વરતીએ તો ઉત્પાત થશે એટલે અર્જુનજીએ મનનો મુમત દુર કરીને ધનુશ ચઢાવ્યું, અને બાણ લેઇને પાજ બાંધવાનો વિચાર કરયો. અગણીતો મંત્ર ભણીને જેવો બાણ મારે છે, તેવાજ ધર્મરાજા બોલી ઉઠયા કે જરા ધીરજ રાખો એમ કહી પોતે આસનવાળી જમીન ઉપર બેઠા. પછી નીકુળજીને કહ્યું કે અરે ભાઈ તમે મારી આસપાસ વાળીને સાફ કરો. કારણ કે મારો વ્હાલો દુરીયોધનભાઈ મારા ઉછંગમાં પડવાનો છે. તેને કાંકરો સરખો પણ ન ખુચે તેવી ચોખ્ખી જમીન કરો. નીકુળજી જમીન સાફ કરવા લાગ્યા, મનમાં તો ઘણો ક્રોધ ચઢે છે પણ ધરમરાજા મહોટા ભાઈ છે તેથી તેમની આગળ કંઈ ચાલતું નથી. અરજુનજીને કહ્યું કે ગબડતો ગબડતો મારા ઉછંગમાં પડે તેવી સીધી પાજ બાંધો. ગબડતો ગબડતો મારા ઉછંગમાં નહી પડે તો મારા પ્રાણ ત્યાગ કરીશ, માટે ધ્યાન રાખી સુંદીર પાજ બાંધો. એટલે અર્જુનજીએ બાણ મુકયું એટલે ભુમીથી તે ગાંન્ધર્વના ચરણ સુધી જેવી જોઇએ તેવી ઢાળ પડતી પાજ બંધાણી એટલે ધર્મરાજા બોલી ઉઠયા. હે ગાંન્ધર્વ મારા ભાઇને કંઈ પણ વીઘ્ન ન થાય તેવી રીતે ગડબડતો મુકી દો. તેને બીલકુલ વાગે નહી તેવી રીતે સાચવીને મુકો. જો તમે નહી માનો તો શ્રાપ દઇશ. ગાંન્ધર્વ ધર્મરાજાના શ્રાપના ભયથી ગભરાયો અને તેથી દુરીયોધનને ચાર તમાચા મારીને કહ્યું કે કુકરમી કામી અંધ પુત્ર, હવે પછી સુધરજે નહી તો માર ખાઇને મરી જઇશ. એમ શીખામણ આપી પાજ ઉપર સુવાડયો, એટલે ગરબડતો ગરબડતો ધર્મ રાજાના ઉછંગમાં આવીને પડયો. ધર્મ ખમ્મા ખમ્મા કહ્યું. પાપી લજવાઇને ઉછંગમાંથી ઉઠયો. અવગુણી દુરીયોધન બોલી ઉઠયો કે તમે આ કામ શા માટે કર્યું છે, તે હું સમજુછું, રાજ્યપાટ લેવાને માટે કરયું છે, પણ રાજ્ય માટે તો ડામ છે. એમ કહી પાપી કાળુ મોં લઇ કૌરવોમાં નાશી ગયો, ભીમસેન બોલ્યો, જુઓ ધર્મરાજા, પાજ બાંધ્યાનો સરપાવ આપ્યો, ધર્મરાજા કહે ભાઇ હતો તો કહ્યું છે, બાકી બીજો એવું કોણ બોલનારો છે, ગમે તેવો છે પણ ભાઇ છે, દુ-

રીયોધનને સરવે જણા આવો આવો એમ કરવા લાગ્યા, વળી કહ્યું કે આ શો ગજબ થઈ ગયો, દુરીયોધન કહે જે થયું તે ખરૂં મારૂં મન જાણે છે, કરણરાજા કહે અરે મ્હોટાભાઈ છત્રપતી મારૂં એક વચન પાળો તો બહુ સારૂ, પાપીએ કહ્યું, તમે જે કહેશો તે કરી. કરણ કહે પાન્ડવોને નગ્ર વિષે લ્યો અને થોડું ઘણું રાજ્ય આપો. આ વખતે તમે બચ્યા, તે સઘળો તેમનોજ પ્રતાપ છે. તમને ભાઈ જાણી ઉગારયા છે. માટે મેં કહ્યું તેમ વરતો તો આપણે માથે જાત કહેવાય, દુરીયોધન કહે મામા ! કરણરાજા શું કહે છે, તે સાંભળી લેજો, મામો બોલ્યો, કરણરાજા તો બુદ્ધિહીન છે, રાજ્યને માટે પાન્ડવોના કપાળમાં ડામ, છત્રપતી કહે શાબાશ મામા, તમારીને મારી બુદ્ધિની બલીહારી છે, તમારો અને મારો આપણા બંન્નેનો વિચાર મળતો આવ્યો, હવે આપણે મહાદેવનાં દરશન નથી કરવાં, ચાલો એકદમ ઘેર જતા રહીએ, શાના મહાદેવ, એમણેજ સઘળું વિઘ્ન કરયુ, દુષ્ટ પોતાનો દોશ તો જોતો નથી અને ઉલટો દેવને માથે દોશ મુકે છે, ધિક્કાર છે. આવા દુરાચારી પુરૂષોને નાહક મનુષનો અમુલ્ય દેહ ખુએ છે, મનુશ શબ્દનો અર્થ ઉઘાડોજ છે, જો દરેક શબ્દનો બરોબર વિચાર કરી વીવેક સહવર્તમાન વરતે તો જરૂર મોક્ષ મારગી થઇ જાય, જેના મનની હુંશ મોક્ષપદ પ્રાપ્ત કરવાની છે, એવા જીવોને મનુષ દેહનો લાભ મળે છે, જે પૂરૂષ મનુશ દેહનો લાભ લેતા નથી તેઓને પશુપક્ષી સમાન સમજવા કેટલાક દુરાચારી માણસો એમ સમજે છે કે સારૂં થયું તો મારા નસીબે થયું અગર મેં કરયું અને ખોટું થયું તો ભગવાને કરયું; ધીક્કાર છે આવું સમજનારાઓને એમની માતાઓ વાંઝણી રહી હોત તો કેવું સારૂં ! જે પુરૂષવર્ગમાં આવિને પ્રભુનું ભજન નથી કરતા, તેમને વ્યંઢળ કે સ્ત્રી જેવા સમજવા. અને સ્ત્રી છતાં જો ઇશ્વર સ્મર્ણ કરતી હોય તો તેને પુરૂષ સમાન માનવી. ધન્ય છે એવિ સ્ત્રીયોને અને તેમના પુત્રોને, જેવું બીજ તેવું ઝાડ, માટે માબાપ સારાં હોય તો તેમનાં ફરજન જરૂર સારાંજ નીપજે, જેમ પાન્ડુરાજા તથા કુંતાજી બેઉ ધરમીષ્ટ તથા સત્યવાદી હતા, તો પાંચે પાંન્ડવો પણ સત્યવાદી તથા ધરમીષ્ટ નીપજ્યા, અને ધતરાષ્ટર તથા ગાન્ધારી બેઉ જણ કુકરમી તથા ધર્મહીન હતાં, તો દુરીયોધન તથા કૌરવો પણ કુકરમી ધર્મહીન નીવડયા, જે જે વાંચવું તેમાં વિચાર કરવો, વીચાર વીનાનું વાંચવું વૃથા છે, કથાને દ્રષ્ટાંન્તરૂપી સમજી તેમાંથી તત્વ શોધી કહાડવું કંઇ કૌરવો પાન્ડવોની લડાઈ સાંભળી તેમાં ખરૂં છે કે ખોટું એવા કુતર્કો નહી દોડાવવા. ફક્ત દરેકનો સાર સમજી લેવો. પછી

કૌરવો કાળે મોંઢે હસ્તીનાપુર ગયા. બીજા લોકોએ તો સુખભેર યાત્રા કરીને આનંદ ઓછવ કર્યો. મેળો બરોબર પાંચે દહાડે વેરાઈ ગયો. કોઇ પણ માણસ ત્યાં રહ્યું નહી. કૌરવોના કપટી શેવકો ફર્યા કરે છે. એવામાં ધરમરાજા બોલ્યા, અરે ભાઇઓ અહીં આપણે કયાં સુધી વખત ગાળીશુ. અહીંથી વસ્તીની ઉ-પાધી મુકી, ચાલો વનમાં જઇએ. એમ વીચાર કરી કુંતા પુત્રો પાન્ડવો ઉપાધી રહીત થવા કામીક વનમાં ગયા. ત્યાં જઇને નદી કીનારા પાસે બે ઝુંપડીઓ બાંધી. અને સંસાર વ્યવહાર પ્રમાણે દ્રૌપદીનો વારો કર્યો પ્રથમ ધરમરાજાની શેવામાં રહી. બેઉ સ્ત્રી પુરૂપ એક ઝુંપડીમાં રહ્યાં, અને ચારભાઇઓ બીજી ઝુંપડીમાં રહ્યા. એ પ્રમાણે વાસો વસી આનંદમાં દીવસ નીર્ગમન કરે છે. એ વનમાં ફળની ઘણીજ અછત છે તેથી હમેશાં અડધાં ભુખ્યાં રહે છે તેથી ધર-મરાજાએ દ્રૌપદીને આજ્ઞા આપી કે તમે સુર્યનો મંત્ર ભણીને અક્ષેપાત્ર માગી લ્યો. એવી આજ્ઞા થતામાંજ દ્રૌપદી સુર્યનો જાપ જપવા લાગી, દેવલોકો મંત્રને આધીન છે તેથી અંતરીક્ષ આવીને અક્ષેપાત્ર આપી ગયા. દ્રૌપદિએ કહ્યું કેમ સ્વામી અન્ન ઉપજાવુ ! ધરમરાજા કહે અન્ન ઉપજાવી પહેલ વહેલા બ્રાહ્મણોને જમાડો, ત્યાર પછી આપણ ખાઇશું. એવામાં ઇશ્વર ઇચ્છાએ બ્રાહ્મણો ત્યાં થઇને જતા હતા. તેમને બોલાવીને ભોજન કરાવ્યું. બ્રાહ્મણો જમીને વીદાય થયા. ત્યાર પછી દ્રૌપદીએ ધરમરાજાને પુછયું કે શું અન્ન ઉત્પન્ન કરવું છે ! ધર્મરાજાએ જવાબ આપ્યો મારે માટે બાજરીનો રોટલો અને તાંદરજાની ભાજી તૈયાર કરો, પછી ચારભાઇઓની મરજીમાં આવે તે તેમને માટે તૈયાર કરો. ચારે ભાઇઓએ વીચાર કરયો કે મહોટાભાઈ રોટલોને ભાજી તૈયાર કરાવે છે અને આપણે બીજું કરાવીએ તે ખોટું છે, તેથી ચારે જણાએ ધરમને કહ્યું કે જે તમારે માટે તૈયાર થાય છે તે અમારે ખાવું છે. એવું સાંભળી ધરમરાજા ખુશી થયા. પછી દ્રૌપદીએ રોટલાની તથા ભાજીની મનમાં ઇચ્છા કરીને પા-ત્રના ઉપર હાથ ઢાંકયો, એટલે તુરત જમવાનુ તૈયાર થઈ ગયુ. પાંચે પતીને જમાડી પોતે જમી લીધું એવી રીતે હમેશાં જમ્યા કરે છે. દુરીયોધન રાજાએ છાના શેવકો મોકલી પાન્ડવોની શોધ રાખે છે. પછી મામાને બોલાવીને પુછયું કે, તમો કહેતા હતા કે થોડા દહાડામાં દ્રૌપતી રાણી આવશે પણ હજુ કેમ આવી નહી મને ઘડીવાર પણ વીસરતી નથી. મને જલદીથી મેળવો નહી તો મારા પ્રાણ તજી દેઇશ. મારી વ્હાલી મને કયારે મેળવી આપશો ! એમ વીલાપ કરી પાપી ગદગદ કંઠે થઈ ગયો. મામોં કહે યાત્રામાં ગાન્ધરવે તને ખોટું કર્યું,

તે જોઇને દ્રૌપતીનું મન તારા ઉપરથી ખસી ગયું. છત્રપતી કહે ખરી વાત છે. પણ ગમે તેમ કરી તેણીને લાવો કોઇ સરસ ખેલ ઉઠાવો. શકુની મામો બોલ્યો, કે કામીક વનમાં કામીક નામનો અસુર રહે છે. તે ન્હાનપણનો મારો મીત્ર છે, તેને હસ્તીનાપુર તેડાવવો જોઇએ. એ અસુર માયાવી છે, તેમ મહોટો યોધ્ધો છે. તેની પાસે તારી રૂપાળી દ્રૌપદીનું હરણ કરાવી અહીં મંગાવીશ. તે અસુર પાંચે પાન્ડવોને ઠેર મારી નાંખી દ્રૌપદીને અહી લાવશે. એમ કહી શકુનીએ કામીક અસુર ઉપર પત્ર લખ્યો. અને તુરત શેવક સાથે મોકલી દીધો. થોડે દીવસે પેલો શેવક તે વનમાં પહોંચ્યો. એવામાં ફરતો ફરતો કામીક દૈત તેને મળ્યો. જે શેવકે અસુરના હાથમાં પત્ર આપ્યો. દૈતે વાંચતાંજ શેવકને કહ્યું ચાલ અત્યારે તારી સાથેજ હસ્તીનાપુર આવું છું. એમ કહી તુરત બેઉ જણા હસ્તીનાપુર આવ્યા. શકુની ઉભો થઈ પોતાના મીત્રને બાઝી પડયો. દુર્યોધને ઘણા આવકાર સાથે આસન આપીને બેસાડયો. પછી દુષ્ટ અસુરને કહેવા લાગ્યો કે શકુની મારા મામા થાય છે. તમે તેમના મીત્રછો તેથી તમે પણ મારા મામા થાઓ અને હું તમારો ભાણેજ થાઉં છું. કામીક એવું બોલ્યો કે હું મામો ને તું ભાણેજ એટલે દુર્યોધને કહ્યું કે જ્યારે તું સાચો મામો છે ત્યારે મારા દુશમનને શામાટે તમારા વનમાં રહેવા દીધા છે. મ્હારા કાકાના પાંચ પુત્રો મારા દુસ્મન છે. એટલે અસુરે જવાબ આપ્યો, અરે છત્રપતી તે વાતની તો મને બીલકુલ ખબરજ નથી. હવે મેં જાણ્યું તેથી જલદીથી જઈ તમારા શતરૂને ગળી જાઉં દુર્યોધન બોલ્યો, અરે મામા ત્યાં પાંચ પુરૂષ ને એક સ્ત્રી છે. તેમાં પાંચ જણાને મારી નાંખીને તેમની સાથે રૂપાળી છે તેને લાવો; જ્યારે આ કામ કરશો ત્યારે તમને સાચા મામા જાણીશ. એવું સાંભળી કામીક દૈત તુરત ચાલ્યો ચાલ્યો પોતાના વનમાં ગયો ને પાંડવોને શોધવા લાગ્યો. પાન્ડવોએ સયન કરેલું છે, ત્યાં ઝુંપડી પાસે આવ્યો. અને ઝુંપડીમાં ડોકીયાં કરવા લાગ્યો. મધ્યાનકાળ વખતે ગર્જના કરીને બોલી ઉઠયો કે અહીં કોણ વસ્યું છે! અહીં તમને કોણે જગા આપી છે? તે સાંભળી પાંચે પાન્ડવો જાગી ઉઠયા. પાંચે જણા બ્હાર જોવા માટે આવ્યા. દ્રૌપદી સ્ત્રી પણ જોડે આવી. અસુરને જોઈ દ્રૌપદી થરથર ધ્રુજવા લાગી. એવામાં ભીમસેન બોલી ઉઠયો અલ્યા તું કોણ પુછનારો છે! છાનો માનો ચાલ્યો જા, નહિ તો મરણ આવ્યું આ બધી અમારી જમીન છે, તેમાં તું શામાટે આવ્યો? તે સાંભળીને કામીક દૈતે જવાબ આપ્યો, અરે મુરખ માણુસ! હું તો આ વનની ચોકી કરૂં છું. અને આ બધિ જમીન તો રાજા

દુરીયોધનની છે. એ મ્હારો ભાણેજ થાય છે. તું તેનો શતરૂ છે. તારી જોડે આવી રૂપાળી નારી છે તે દુરીયોધનને માટે લેઇ જવાની છે મ્હારા ભાણેજે તેણીને મંગાવી છે. ભીમ બોલ્યો, અરે ધરમરાજા આ દુષ્ટ શું બોલે છે! જુઓ તમારા મોટા ભાઇએ દ્રૌપદીને મંગાવી છે,માટે તમારા ભાઇનું દુઃખ કાપવું હોય તો તમારી દ્રૌપદીને આપો. ધરમરાજા કહે ભાઇ દુરીયોધન સદા દુરીજન રહ્યો, હવે તેને શું કરવું! પછી વ્રકોદર બોલ્યો. બોલો ભાઇ હંવે શું કરીશું! એટલે નીકુળજી કહે દુષ્ટ મારે મન તરણા સરખો છે. પહેલી હું લડાઈ કરૂં છું, તેમાં જો હું હારી જાઉં તો પછી તમે લડજો. ભીમ કહે બહુ સારૂ. એમ ધરમરાજાની આગ્ના લેઈ નીકુળજી લડવા લાગ્યો ધનુશબાણ ધારણ કરી કામીક દૈત સામો નીકુળજી બાણ ચઢાવિને ફેંકવા લાગ્યો. જેટલાં બાણ છુટે છે તેટલાં દુષ્ટ મ્હોઢું ફાડી ગળી જાય છે. નીકુળજી બાણ મારી મારીને થાકયા. પછી પોતે દોડીને અસુરને બ્હાઝી પડયા. એટલે અસુરે માયાવી રૂપ ધારણ કરયું બતરીસ તાડ લાંબો થયો અને ત્રણ તાડ જેવડા હાથ વધારયાં. એનું મ્હોડું દરવાજા જેવડું પહોળું કરયું. એનાં નાક ઘંડાળાં જેવડાં મ્હોટાં વધારયાં. મહા કદરૂપો ભયંકર દેખાવા લાગ્યો. ગમે તેવો ધીરજવાન હોય તો પણ તેની ધીરજ છુટી જાય તેવું સ્વરૂપ ધારણ કરયું. તેણે નીકુળજીને ઝડપ ઝાલી લીધો અને મસળીને પોતાના મોમાં મુકી દીધો. એવામાં શેદેવજી કોપે ચડીને જાણી જોઇ બ્હાઝી પડયા. એટલે દૈતે ઉચકીને પહોળા મોંઢામાં મુકી દીધો. તે પણ નીકુળજીની જોડે જઇને બેઠા, એટલે અર્જુનજી ઉભા થયા અને કોપ કરી ધનુશ બાણ ધારણ કરયાં પછી પોતે અગણીતા મંત્ર ભણીને દુષ્ટને બાણ મારવા લાગ્યા. જેટલાં બાણ આવે છે તેટલાં પહોળે મોંઢે ગળી જાય છે. અસુરને બીલકુલ ઇજા થતી નથી, પછી દૈત દોટ મુકીને અર્જુનને ગળી ગયો, શેદેવ તથા નીકુળજી બેઠા હતા ત્યાં જઇને તેમને મળ્યો છેવટે વાયુ પુત્ર ભીમસેન ઉભો થયો અને અસુરના સામો આવીને ઉભો રહયો બેઉજણા મલ્લ કુસ્તાઇ કરવા લાગ્યા, લડતાં લડતાં દૈતે ભીમસેનને બહુ બળ કરીને ઉચકી લીધો અને પહોળા મોહોમાં મુકી દિધો, પોળના સરખું તો ગળું પહોળું છે, ભીમ તેમાંથી જઇને પોતાના ભાઇઓને મળ્યો. જાણે ઘરમાં બેઠા હોય તેમ બેઠા પછી ધરમરાજાને પકડયા એટલે દ્રૌપદી ધ્રુજી ગઈ. અસુરે યુધિષ્ટરને પણ ગળ્યા. ભીમ કહે પધારો ધરમરાજા, અમે તો ઘર જાણીને અહીં રહીશું ધરમ કહે ત્રણ પહોર પછી આપણે સઘળા મરી જઇશું. એના શરીરનું ઝેર ચડશે. આ મળ મુત્રમાં પડી રહેવું એ મ્હોટું દુઃખ છે તમે સરવ મળીને

પ્રભુનુ ભજન કરોતો સઘળું દુઃખ નાશ પામે. એટલે પાંચે જણા આરાધન કરવા લાગ્યા, ખરેખરી લ્હે લાગી છે. દ્રૌપદી બારણે ઉભી ઉભી પ્રભુનુ ભજન કરે છે. અતી ઉચાટને લીધે પોતાનું હૈયું ફાટી જાય છે. છાતી ફાટ રડી રડીને પ્રભુને બોલાવે છે હે પ્રભુ તમ વિના આ વખત મ્હારી કોણ સંભાળ લેશે. હું રાંકડી સ્ત્રી વિકટ વનમાં ભરાણી છું દૈતને દેખીને દારૂણ દુઃખમાં ડુબી ગઈ છું. હે દીન દયાળુ ! પાપી પતીને ગળી ગયો હવે શું કરવું. મારા સાસુજીના બાળ મને મુકીને કયાં ગયા. હે નાથ તમે ભરી સભામાં મારાં ચીર પુરી લજ્યા રાખી, અને બીલકુલ વાંકો વાળ પણ ન થયો, તેવી અહીં લાજ રાખો તો બહુ સારૂ, જો લાજ નહી રાખો તો મ્હારા પ્રાણ તજીશ. જ્યાંને ત્યાં જંજાળમાં આવી પડું છું, કોઇ ઠેકાણે ઠરીને બેઠાં નહી. હે નાથ તારૂં ભજન છુટી પડયું, અસુરનું મ્હોટું કલેવર જોઈ મારા પેટમાં ફાળ પડી છે, અરેરે કહીને કપાળે હાથ મેલી નીચે બેશી ગઇ. આવો બે સતમ જુલમ જોઇ પ્રભુ આવી ચડયા શ્રીકૃષ્ણ અસુરના સામા આવીને ઉભા રહ્યા, તેવો અસુરે કોપ કરયો અને જુગજીવનને ઉચકીને મોહોમાં મુકયા, પ્રભુ જાણી જોઇને ઉદરમાં ઉતરયા, પાન્ડવોને પેટમાં દેખ્યા, ધરમરાજા કહે અરે પ્રભુજી તમે કયાંથી આવ્યા ! આ રૂધીર મળ મુત્રમાંથી નીકળો અને અમને બ્હાર કાઢો આ દુઃખ નથી વેઠાતું માટે હવે નિવરતી પમાડો. પ્રભુને પાપી ગળી ગયો એટલે દ્રૌપતી મુરછામાં પડી, તે સરવેની પીડા જાણીને પ્રભુ કોપે ચડયા. વીશ્વના આધાર આકળા થયા. પાપીના પેટમાં પ્રભુએ વઇરાટ સ્વરૂપ ધારણ કરયું હાથમાં હાથને ચરણેમાં ચરણ ઘાલ્યા, ભક્તને જાળવવા માટે પહોળા ન થયા અને શીશમાં શીશ ઘાલ્યું, એ પ્રકારે લાંબા થતાં જાય છે કામીક અસુરની આંખો ખેંચાઈ જવા લાગી તાળવું ફાટીને પ્રાણ નીકળી ગયો, એટલે પાન્ડવો બહાર નીકળી ગયા, ભક્તને ઉગારી પ્રભુ અંતરધયાન થઈ ગયા, અસુર મરી ગયા પછી અસુરનું સ્વરૂપ ન્હાનું થયું. દ્રૌપદીને ધરમરાજાએ બેઠી કરી ભીમે પાપીનો પગ હાથમાં પકડીને આકાશમાં ઉંચો ઉછાળ્યો. તે દુષ્ટ હસ્તીનાપુરમાં જઇને પડયો. આ વાત સાંભળીને દુષ્ટ દુરીયોધન નિરાશ થઇને બેઠો. અરેરે મારી આશા છુટી પડી. રૂપાળી હવે મળવાની નથી. પાન્ડવો નીર્ભયપણે કામીક વનમાં રહયા. ફક્ત કામીકનો ભય હતો, તેતો મરણ પામ્યો એટલે આનંદ થયો, અક્ષેપાત્રથી અન્ન ઉપજાવે છે. અને આનંદમાં દીવસ નિર્ગમન કરે છે. દુરીયોધને જાણ્યું કે પાન્ડવો સુખી રહ્યા. એવામાં દુરવાસા મુની હસ્તીનાપુરમાં પધાર્યા, પોતાની સાથે પાંચ હજાર

વિદ્યારથી લાવ્યા છે. કૌરવ પાન્ડવો સર્વ દુર્વાસાના મંત્રથી ઉત્પન્ન થયા છે, તેથી દુરીયોધન ગર્વ તજીને સામો ગયો. પધારો પીતાજી પધારો પીતાજી એમ ઘણા આઉકાર સાથે પોતાના ઘેર તેડી લાવ્યો દુર્વાસા કહે પાંન્ડવો કયાં છે ! તે મને કહે. દુષ્ટ બોલ્યો, પહેલું મહારાજા ભોજન કરી લ્યો, પછી હુ સરવે હકીકત કહું છું. એમ કહી સરવે બ્રાહ્મણોને જમાડયા પછી બોલ્યો, અમો તથા પાન્ડવ સેહજ સાજ સરત કરીને બાજી રમ્યા. તેમાં પાન્ડવો હારી ગયા. તેથી બધુ રાજ છોડીને ચાલ્યા ગયા. મેં પાન્ડવોને કહ્યું કે તમારૂં રાજ્ય સુખેથી કરો, પણ તેમણે બીલકુલ માન્યુ નહી. તેમણે કહયું કે અમે કદી વચન ભ્રષ્ટ થવાના નથી. એમ કહી તેઓ વનમાં ગયા. પાપીએ જાણ્યું કે દુર્વાસાને પ્રપંચ કરીને ત્યાં મોકલું ત્યાં જશે એટલે ખાવા પીવાનું મળશે નહી, તેથી તેમને શ્રાપ દેશે. મધ્યાન કાળે પાન્ડવો જમી લે છેઃ તે પછી દ્રૌપદી પોતાના પતીની આજ્ઞા લેઈ જમે છે. નારીના જમ્યા પછી બીલકુલ અન્ન ઉપજતું નથી. એ-ટલે કયાંથી લાવીને જમાડશે. બ્રાહ્મણોની આંતરડી ભુખથી કળકળશે એટલે તુરત શ્રાપ દેશે, એવું વીચારીને દુષ્ટે દુર્વાસાને કહ્યું, પાન્ડવો હમેશાં સંદેશા કહાવે છે કે દુર્વાસા તમારી તરફ આવે એટલે તુરત અમારે ત્યાં વિદાય કરજો. માટે તમે જરૂર કામીક વનમાં જાઓ અને તેમને મળો પણ મધ્યાનકાળ વીત્યા પછી ઝુંપડીમાં જજો, દુર્વાસા કહે વારૂ, એમ કહી વીદાય થયા. પોતાના સઘળા વિદ્યારથીઓને લેઇને કામીક વનમાં જવાનો રસ્તો ઝાલ્યો. મધ્યાનકાળ થવા દીધા પછી ઝુંપડી તરફ ચાલ્યા, પાન્ડવો જમીને સુઈ રહયા છે અને દ્રૌપતી બેઠી બેઠી પગ ચાંપે છે, બ્રાહ્મણો હોંશ ધરીને પાન્ડવોની ઝુંપડી આગળ આ-વ્યા અને ભીક્ષાન દેહી કહીને ઉભા રહયા, દ્રૌપદીએ જેવો શબ્દ સાંભળ્યો તેવીજ પેટમાં ફાળ પડી, તેણીએ તેના પતીને જગાડયા પછી કહયું કે બ્રાહ્મણો આવ્યા છે, પાંચે ભાઇઓ ધ્રુજતા ઉઠયા, મનમાં વીચાર કરે છે કે કયાંથી લા-વીને જમાડીશું. ભુખ્યા બ્રાહ્મણો ભીક્ષા માગવા આવ્યા છે તેમને કેવી રીતે ત્રપ્તી પમાડવા, એમ વીચાર કરી છેવટે હસ્તે મોંઢે બહાર આવીને દર્ભનાં આસન લાવીને મુકયાં, બ્રાહ્મણો માંહો માંહે કહેવા લાગ્યા કે હવે ખાવા માગો, એટલે પાન્ડવો સમજી ગયા. તેમાંથી ભીમસેન બોલી ઉઠયો કે મહારાજા ! હું રસોઈ કરૂં છું. તમે સઘળા સ્નાન કરવા સારૂ પધારો; એટલે બ્રાહ્મણો ગંગા ત્રટે ન્હાવા ગયા, પછી પાન્ડવોએ વીચાર કર્યો કે દ્રૌપદી જમી છે; માટે અન્ન ઉત્પન્ન થવાનું નથી, હવે જો બ્રાહ્મણ ભુખ્યા રહેશે તો શ્રાપ દેશે તેમને નીર્મુખ

કેમ કહાય ! તેઓ સ્નાન કરીને આવશે એટલે શું ભોજન આપીશું ! આપણે શાના સતીના પુત્રો ! અરેરે શું મ્હોં બતાવીશું. એમ વીલાપ કરે છે, ભીમે કહ્યું, અરે ભાઇઓ હમણાં બ્રાહ્મણો ન્હાઇને આવશે, તે વખતે આપણે શું ભોજન આપીશું ! આપણાથી કંઇ બનવાનું નથી માટે ચાલો તમને તેડીને નાસી જઉં, આપણને નહી દેખે એટલે નાશી જશે, ધરમરાજા કહે અરે મુર્ખા! આશા દેઇને જઇએ તો તેમનો નિસાસો પડે, નોતરૂં દેઇને નાશી જવું તે કરતાં તો મરવું એ ઘણું સારૂં છે, અરે ભાઇઓ ! કાષ્ટ લાવીને ચીતા ખડકો તો હું બળી મરૂં એવું સાંભળી ચાર ભાઈ તથા દ્રૌપદી બોલ્યાં કે તમે તમારા પ્રાણ ત્યાગ કરો તો અમારે પણ તમારી સાથે મરી જવું બ્રાહ્મણોને વીલે મોંડે જવાબ આપવો તે કરતાં મરી જવું એ વધારે સારૂં છે. એવું કહેતામાં ભીમસેન દોડયો અને ઝટપટ લાકડાં ભેગાં કરીને ચીતા ખડકવા લાગ્યો. પછી ચીતા તઇયાર થઈ એટલે અગ્ની મુકીને પ્રભુની પ્રેમવડે કરીને સ્તુતી કરે છે. ધર્મરાજા ચીતાની પ્રદક્ષણા ફરવા લાગ્યા. તેમની પાછળ ભીમસેન શેદેવ, અર્જુન, નીકુળ સર્વે ફરે છે. સર્વથી છેલ્લી દ્રૌપદી ફરની ફરની પ્રભુનું સ્મરણ કરે છે. એટલે ભગવાન તો ભકતને વશ છે. પ્રભુએ તે વાત જાણી પોતે મનમાં વીચાર કરવા લાગ્યા કે મેં અને પાન્ડવોએ તો ભુમીનો ભાર હરવા માટે અવતાર ધારણ કરયો છે, તે કાર્ય તો થયું નથી અને પાન્ડવો મરવા બેઠા છે. એ મરશે એટલે તુરત મહારે પણ એમની સાથે મરવું પડશે, કારણ કે હું શેદેવની સાથે વચને બંધાયો છું. એમ વીચાર કરીને ચરણ પાદુકાઓ તથા ગરૂડનો ત્યાગ કરી પ્રભુ કામીક વનમાં પધાર્યા. રખડતા, અથડાતા, રડવડતા શરીરે ઉઝરડા દેખાતા એવા ચીથરે હાલ સ્વરૂપે આવતા પ્રભુને ધરમરાજાએ દીઠા, યુધિષ્ટરે કહ્યું કે અરે ભાઇઓ શ્રીકૃષ્ણજી આવે છે આપણે મરિ જઇશું તો ફજેતી થશે. કારણ કે તે લોકોને વાત કરશે કે બ્રાહ્મણોને ભુખ્યા કાઢીને પાન્ડવો મરી ગયાં, આથી જગતમાં આપણિ અપકીરતી થશે ભીમ કહે તમે સઘળા ચીતામાં પડો એટલે હું પણ કૃષ્ણને લેઇને પડું છું. પછી કોણ વાત કરશે ધરમરાજાએ કહ્યું, જાજા મુરખા. તું તો જન્મ ગાંડો રહયો એતો મહા પાપ થઈ જાય .આપણા માટે બીજાને નડવું એ ખોટું કહેવાય જે થનાર હશે તે થશે, સઘળા નીરાંતવા થઇને હેઠા બેસો. એમ ધારી પાન્ડવો બેશી ગયા. અંતર્યામી ગરૂડાગામી પ્રભુ ઢીલુ મુખ કરીને આવ્યા. દ્રૌપદિને કહેવા લાગ્યા કે બેહેન ! મને ભુખ લાગી છે માટે કંઇ ખાવા આપો એટલે દ્રૌપદી મુખ મરડીને બોલી કે, ભાઈ ! બેહેનને ખાઈ

જાઓ. પ્રભુ કહે અરે બેહેન આમ કેમ બોલો છો ! મને ખાવા આપો. અક્ષે-
પાત્રમાં ઢાંકેલું હશે માટે તેમાંથી ખાવા દો દ્રૌપદી બોલી, તમે જાણતા હોઓ
તો હાથે લેઇને ખાઓ ભીમે વીચાર્યું કે અંદર તો ઇટાળા ઢાંકયા છે. પછી પ્રભુ
ઝુંપડીમાં પધાર્યાં અને ધોએલું અક્ષેપાત્ર હાથમાં લેઇને જોવા લાગ્યા તેમાં તાં-
દરજાની ભાજીને એક તાર દેખાયો. પ્રભુએ તે તારને ખોતરી કાઢયો. પછી
તે તારને પોતાનિ હાથેળીમાં મુકીને તેના ભેગું જળ લીધું, પ્રભુએ ભકતની
લાજ રાખવા અદભુત કાર્ય કર્યું, પોતે એવો સંકલ્પ કરયો કે જળમાં સ્થળમાં
ત્થા આકાશમાં દેવ, દાનવો અને માનવ, પશુ, પક્ષી, પતંગીયા, કીટ સર્વ ત્રપ્ત
થાઓ. જેને જેવી જમવાની ઇચ્છા હોય તેવી તેની પુર્ણ થજો. કોઇને જરા
પણ કલ્પના ન રહે તેમ સર્વની ક્ષુધા નાશ પામજો એમ કહી પ્રભુએ આચમન
કરીને અમીદ્રષ્ટી કરી એટલે સર્વની ક્ષુધા જતી જતિ રહી અને ત્રીલોક ત્રપ્ત
થઈ ગયું. બ્રાહ્મણોને માટે ભક્ત દુભાયા અને ભકતને માટે ભગવાન ભીડ ભા-
ગીને અંતરધ્યાન થઈ ગયા. એવામાં પાન્ડવોને ઓટકાર આવ્યા. ભીમ કહે
મ્હોટા ભાઈ મને એવું લાગે છે કે જાણે મેં મોદીકનું ભોજન કર્યું હોય ! ધરમ
રાજા કહે એતો અંતર્યામીએ ભકતનું દુઃખ નાશ પમાડયું. વીશ્વંભર ત્રીલોકને
ત્રપ્ત કરી અંતરધ્યાન થઈ ગયા. હવે જઇને બ્રાહ્મણોને તેડી લાવો, મનમાં બી-
લકુલ ચીંતા કરશો નહી, એટલે ભીમસેન તરત ગંગાતીરે ગયો અને સરવને
કહેવા લાગ્યો કે મહારાજા ચાલો રસોઈ તૈયાર થઈ ગઇ છે, એટલે માંહો માંહે
વાતો કરે છે કે અલ્યા મને બીલકુલ ભુખ લાગી નથી, કૈક જણા કહે અમે
કેળાં, ને પોળી જમ્યા, કૈક કહે અમે લાડુ જમ્યા, એમ દરેક જણાઓ પોતાને
ભાવતાં જમણ જમ્યા હોય તેવું જણાયું, કેટલાક બ્રાહ્મણો દુર્વાસાને કહેવા
લાગ્યા કે ભીમસેન તેડવા આવ્યો છે પણ અમને ભુખ લાગી નથી, એટલે રૂષિ
વીચાર કરવા લાગ્યા કે પહેલી સહુને ભુખ હતી અને હવે ત્રપ્ત થયા તેનું શું
કારણ હશે ! એવું સમજીને સમાધીમાં જોયું તો સરવે વાત જાણી લીધી દુર્વા-
સા પોતાના મનમાં સમજીને બ્રાહ્મણોને તેડીને પાન્ડવોની ઝુંપડીએ પધારયા.
પોતાના આસન ઉપર બેસીને હસતાં હસતાં ભીમસેનને કહે છે કે તું કહેતો
હતો માટે તઇયાર થએલી રસોઇ લાવ્ય, અમારા સઘળા વિદ્યારથીઓને પી-
રસી દે. ભીમસેન બોલ્યો, અરે પીતાજી કયારની ટાઢી થઈ ગઈ. રૂષિ કહે અમે
નદી ઉપર ન્હાવા ગયા હતા ત્યારની ટાઢી થઈ ગઈ હશે, તમે તો મરવાને માટે
ચીતા ખડકી હતી પણ પ્રભુએ આવી તમને બચાવી લીધા, તેમાં વળી વિશ્વં-

ભરે આખા વિશ્વનું ભરણ પોષણ કર્યું, દુષ્ટમતીના દુરીયોધને પેટમાં પાપ રાખીને વાત કરી, તમને શ્રાપ દેવરાવવાને માટેજ મધ્યાન પછી તમારા ત્યાં મોકલ્યા, મહારા મંત્રના પ્રતાપથી તમે તથા કૌરવો ઉત્પન્ન થયા છો માટે એક રીતે તો તમે મારા પુત્રો છો અને હું તમારો પીતા છું, ધરમરાજા કહે સત્ય છે માહારાજા તમારા વડેજ અમે છીએ. દુર્વાસા કહે તમારાથી હું ખુશી થયો પણ પેલા પાપી નીકળ્યા, તે પાપીએ પાપનું કરમ કરીને તમારી સાથે કપટ કર્યું. બાજી રમાડીને ઘર, ગામ, રાજ્ય પાટ સર્વે ખુંચાવી લીધું અને તમને વનમાં કહાડ્યા, દ્રૌપદી ઉપર ત્રણ ચારવાર કુડી દ્રષ્ટી કરી, આટલું કર્યું તો પણ પાપીએ તમને શ્રાપ દેવરાવવા અમને અહીં વિદાય કર્યા, તેટલા માટે અમારો તમારા ઉપર આશીર્વાદ છે કે તમારી જય થજો અને દુષ્ટમતી દુર્યોધનનું સમુળુ મુળ જજો, એટલે ભીમે કહ્યું તથાસ્તુ, તમારૂં વચન મુસ્તકે ચઢાવ્યું, દુર્વાસા કહે એ સરવેનું મ્રત્યું તારા હાથેથી થશે, એટલે ધરમરાજા કહે બાપજી આમ બોલવું આપને નથી ઘટતું, છોરૂં કછોરૂં થાય પણ માબાપે કદી કોપ ન કરવો જોઇએ, તમે મારા ભાઇને શ્રાપ દીધો તેથી મને પરતાપ થાય છે, અરે માબાપ, આપ તેનો ગમે તે પ્રકારે અનુગ્રહ કરો, તમને અમારી પાસે મોકલ્યો તેથી તેણે અમારો ઘણો ઉપકાર કરયો છે, તમારાં દર્શન થયાં તેટલા માટે તેનો આભાર માનીએ છીએ, રૂષિ કહે ધન્ય છે ધરમરાજા તમને, ધન્ય છે તમારા નામને, અવગુણ બદલે ગુણ માને છે, એજ તારૂં ઉત્તમ કર્તવ્ય છે, ગુણ પછાડે અવગુણ કરે છે તે કુકરમી દુરાચારી સમજવો, અને અવગુણ પછાડે ગુણ કરે તેને ધરમીષ્ટ સદાચારી જાણવો. એમ કહી રૂષિજી કામીક વનમાં રહેવાનો વીચાર કરવા લાગ્યા. ધરમ કહે અરે મહારાજા આપનો મુકામ અહીં રાખો તો બહુ સારૂ, અમે હમેશાં શેવા કરીને અમારાં પાપ નીવારણ કરીશું આપની શેવાથી સત્ય સમાગમ ચાલશે અને તેમ કરવાથી જ્ઞાનની પ્રાપ્તી થશે માટે કૃપા કરી આપ અહીં રહો, દુર્વાસામુની ધરમરાજાનાં નમૃતા ભરેલાં વાકય સુણી અતી આનંદ પામે છે, પછી પોતે કામીક વનમાં રહેવાનું નીશ્ચે કર્યું, ભીમ વનમાં દોડયો અને મઠ બનાવવા માટે મ્હોટાં લાકડાં લાવ્યો, પછી રૂષિજીને માટે સુંદીર આશ્રમ બનાવ્યો દુર્વાસામુની આનંદથી રહે છે, દ્રૌપદીજીએ એવો નીયમ કરયો કે મારો દેહ પડે તો ભલે પણ મારા પતીને દુઃખ પડે તેમ નહી વર્તવું, હવે પછી હું રાત્રીએ ભોજન કરીશ કારણ કે દુરવાસામુનીની પેઠે કોઈ ઓચીંતુ આવી ચઢે માટે હમેશાં રાત્રીએ ભોજન કરવું તે સારૂ એમ સતીએ

દ્રઢ નીશ્ચય કરયો, બ્રાહ્મણો ત્યાં રહયાં રહયાં આનંદ કરયા કરે છે, પાન્ડવો હમેશાં શેવા બજાવે છે, અક્ષેપાત્રથી અન્ન ઉપજાવીને હમેશાં ભોજન કરાવે છે એમ કુંતા પુત્ર શ્રદ્ધાળુ શેવા કરે છે. રૂષિને પ્રશ્ન પુછીને જ્ઞાન ગ્રહણ કરે છે, પ્રશ્નોના જવાબ યથાર્થ મળવાથી ખુશી થાય છે એવી રિતે રૂષિને છ મહીના રાખ્યા, બ્રાહ્મણો છ મહીના રહીને અતી આનંદ મય થયા, છ માસ સુધી બ્રહ્મ ભોજન કરાવ્યું, મ્હોટો એક બ્રહ્મ યજ્ઞ કરયો, હોય તે કરતાં પણ અધીક પુન્ય ઉગી નીકળ્યું, બ્રાહ્મણોએ પાન્ડવોને આશીર્વાદ આપ્યો કે તમારી સદા જય છે એમ કહી વીદાય થયા. પાન્ડવોએ વીદાયગીરી આપી દીધી. બ્રાહ્મણો ગયા પછી પાન્ડવોને શોક થવા લાગ્યો, હવે તે વનમાં દ્રૌપદિનો વારો ધરમરાજાની સાથે ચાલે છે તેવામાં ઇશ્વર ઇચ્છાએ સતીને ગર્ભ રહયો, એટલે બીજા ભાઇઓના વારા બંધ પડયા એમ કરતાં દસ મહીના પુરા થયા એટલે પુત્રનો જન્મ થયો તે સુત સવા વરસનો થયો એટલે પાછો વારો શરૂ કરયો, એવામાં ભીમસેનનો વારો ચાલુ થયો, તેનો પણ સતીને ગર્ભ રહયો. એ પ્રમાણે પાંચે પાન્ડવોના વારામાં પાંચ પુત્રો થયા, એવામાં ધરમરાજા બોલ્યા, હવે આ વનમાં ગમતું નથી માટે બીજે સ્થળે જઇએ, એટલે સરવે ભાઇઓએ કબુલ કરયું, ધર્મ કહે દ્વિવીત વનમાં જઇને વસીએ તો સારૂં એમ વીચાર કરી કુંતા પુત્રો ત્યાંથી વિદાય થયા. નદીના કીનારા પાસે ડુંગર ઉપર દ્રીવીત વનમાં જઇને વસ્યા, ડુંગર ઉપર મોટું પીંપળાનું ઝાડ હતું, ત્યાં તેની નીચે સુંદર આશ્રમ બાંધ્યો, નીરમળ ગંગા વહે છે, તેમાં સુખેથી સ્નાન કરે છે. વૈશમપાય રૂષિ કહે છે કે હે જન્મેજે રાજા એ પ્રમાણે પાન્ડવો પોતાના દીવસ આનંદમાં ગુજારે છે.



## વિશ્રામ પહેલો.



એ રીતે રહ્યા વન વિશે, સુણ પરીક્ષત તન;
એવે ઉપાદી ઉપની, વલ્લભ વદે વચન.

વૈશમપાયરૂષિ જન્મેજય રાજાને કહે છે કે રાજન દ્રૌપદીને પાંચ પુત્ર થયા છે, એવી દુષ્ટ દુરીયોધન રાજાને ખબર પડી, તેથી પાપી અતી શોકાતુર થઇને પોતાના મામાને પાસે તેડાવ્યો, પછી મામાને વાત કરવા લાગ્યો કે દ્રૌપદી તો

વસ્તારી થઈ, પણ મારી આશા તમે પરીપુર્ણ ન કરી, મારૂં મન આકુળ વ્યાકુળ થઈ જાય છે, અરે કરણરાજા તેણીને માટે મારો જીવ આ દેહમાંથી નીકળી જશે. કરણે વીચારયું કે આટલું દુઃખ પડે છે, છતાં મુરખો દ્રૌપદીને વીસારતો નથી, એટલે શકુની મામો બોલ્યો, અરે છત્રપતી તમે એકદમ સભામાં પધારો, હમણાં હું ત્યાં આવીને રૂપાળીને મંગાવું છું. એટલે પાપી ઉઠીને સભામાં ગયો પછી મામાએ બાસઠ પાનનું બીડું બનાવી દીધું પછી સર્વ સભામાં ડંડેરો પીટાયો કે જે માણસને છત્રપતીનું કાર્ય કરવું હોય તે માણસે ઉભા થઈને આ પાન બીડુ ખાઈ જવું. પછી દ્વીવીત વનમાંથી પાન્ડવોની સ્ત્રી દ્રૌપદીનું જે પુરૂષ હર્ણ કરી લાવશે તેને રાજ્યમાંથી બે આનીનો ભાગ અપાવીશ સરવે સભાએ નીશ્ચય કરયો કે એની આશા નીસ્ફળ જવાની છે. જે પુરૂષ પાન્ડવોમાંથી હર્ણ કરી લાવશે તે જમપુરીમાં જશે, સભામાંથી કોઇ પણ માણસ ઉભું થયું નહી. જેદ્રથે મનમાં વીચાર કરયો કે સાળાનું કામ નહી કરીએ તો ખોટું દેખાશે, જો નારીનું હરણ કરીને લાવીશું તો આબરૂ વધશે અને રાજ્ય સભામાં રાજા બનીને બેસીશું હરણ કરતાં મરણ થશે તો તાબેદારીમાંથી છુટીશું. વ્હેલા મોડા એકવાર મરવું છે, એમ ધારી પોતે બીડું લીધું. દુષ્ટ દુરીયોધન એવું બોલ્યો કે મારા વ્હાલા બનેવી ધન્ય છે તમને ઘી ઢળે તે ખીચડીમાં, જાઓ તમને ચાર આની ભાગ આપીશું. તેથી જાઓ અને રૂપાળીને લાવો. તમે લાવશો એટલે અમારૂં નસીબ ઉઘડી જશે; તેના ભેગું તમારૂં પણ ઉઘડયું એમ ધારજો એવું સાંભળી સરવે સભા ખુશી થઈ, ફકત એકલો કરણરાજા બોલી ઉઠયો. અરે છત્રપતી તમે શા માટે મીથ્યા મહેનત કરો છો તે સતી કદી સત્ય છોડવાની નથી અબળાનું જોર ચાલવાનું નથી પણ એની સાહ્યમાં ભગવાન છે સભામાં પણ પ્રભુએ એનાં ચીર પુર્યાં, અને લજ્યા જવા દિધી નહી. આપણે યાત્રામાં ગયા હતા, ત્યાંથી પણ બનીને આવ્યા, મામો કહેતા હતા કે દ્રૌપદી થોડા દીવસમાં આવશે, તે પણ હજી આવી નહી વળી કામીક અસુર મહા બળીયો હતો તે પણ લાવી શકયો નહી એવો મહા બળવાન અસુરને પણ મારી નાંખ્યો, પાન્ડવો ઘણા બળવાન છે. તેમ પ્રભુના ભકત છે. માટે મીથ્યા આશા રાખો છો; જો પુજનીકને મોકલશો તો મૃત્યુ થશે, જેથી કરીને આપણી ભગની રાંડશે તો તેણીની શી દશા થશે ! દુષ્ટ દુરીયોધન કહે એમાં શું થઈ જવાનું છે જો આપણી બેહેન રાંડશે તો સો ભાઇઓના ઘેર રહેશે અને ખાઈ પીને આનંદ કરશે, કરણે કહયું તમારી મરજી, જેદ્રથ દુરીયોધનની આજ્ઞા લેઇને હરણ ક-

રવા ચાલ્યો, સારથીએ રથ જોડીને તૈયાર કર્યો, તેમાં જેદ્રથ બેઠો, બેઉ જણ ચાલ્યા ચાલ્યા દ્વીવિત વનમાં જાય છે, ડુંગર ચાર ગાઉ દુર રહયો, એટલે જેદ્રથે સારથીને કહયું કે અલ્યા રથને અહીં ઉભો રાખ. સારથીએ તુરત રથને સ્થંભાવ્યો, એટલે જેદ્રથ રથમાંથી બહાર ઉતરી પડયો. સારથીને સમજાવ્યો કે, તું ઘોડા જોડેલા રાખજે. એમને એમ પાણી પઇને ચાર નાંખજે, તું આઠ દીવસ સુધી મારી રાહ જોજે, હું આઠ દીવસમાં હર્ણ કરીને ન આવું તો જાણજે કે મૃત્યું થયું હશે, પછી તું તારે પાછો વળજે, એમ કહીને સતીનું હરણ કરવા સારૂ ચાલ્યો, પાન્ડવોની એવી રીત છે કે હમેશાં પ્રભુનું ધ્યાન ધરવું સવાર થાય એટલે નાહી ધોઇને ભગવાનનું પુજન કરવું અને ધ્યાન કરવું, પછી તેમાંથી તાગીને મધ્યાનકાળે ભોજન કરવું, તેમ કર્યા પછી પાંચે ભાઇઓ તથા પાંચ પુત્રો સાથે સયન કરે છે. અને ચાર ઘડી દીવસ રહે છે એટલે જાગ્રત થાય છે પછી ભીમ, અર્જુન, શેદેવ તથા નીકુળ ચારે ભાઇઓ હથીયાર ગ્રહણ કરીને વનમાં રમવા જાય છે, દીપડા, વાઘ, તથા સીંહની સાથે રમતાં અધ વાળી નાંખે છે, વનમાં ભયંકર પશુઓ ચાર ભાઇથી ભય પામી નાશી જાય છે, એ પ્રમાણે હમેશાં રમે છે હવે ઝુંપડીમાં શું બને છે તે શ્રોતાજનો શાંત ચીત્તે શ્રવણ કરો, ચાર ભાઈ વનમાં રમવા જાય છે એટલે દ્રૌપદી પોતાના પાંચે પુત્રો ધરમરાજાને સોંપી દે છે અને તેમની આજ્ઞા માગી તુંમડાં લઇને નદીમાં પાણી ભરવા જાય છે. જળ ભરી લાવીને ભોજન કરી લે છે. તે છેક સાંજે પરવારે છે વનમાંથી ચારે ભાઇઓ રમીને આવે છે એટલે ભજન કરે છે. ભજન કરયા પછી સરવે જણાં નીરાંતે સુઈ રહે છે, એ પ્રમાણે પાન્ડવો હમેશાં વરત્યા કરે છે. એવામાં જેદ્રથ આવી પહોંચ્યો તે દીવસે મધ્યાન કાળે જમી લેઇ સુઈ રહયાં છે, અને દ્રૌપદિ તેમના ચરણ ચાંપે છે, તેજ કાળે જેદ્રથ છાનોમાનો ડુંગર ઉપર ચઢીને ઝુંપડીના ઉપર પીંપળો છે, તેના થડ ઉપર ચઢીને સંતાઇ રહયો એવામાં ચાર ઘડી દીવસ રહયો, એટલે પાન્ડવો જાગ્રત થયા અને હમેશના નિયમ પ્રમાણે ચારે ભાઇઓ ધરમરાજાની આજ્ઞા લઇને વનમાં રમવા ગયા, ધરમરાજા દ્રૌપદીને કહેવા લાગ્યા કે હે સતી તમારા પુત્રોને મારી પાસે મુકીને તમે પાણી ભરવા જાઓ કારણ કે તમારે જમી લેવાનો વખત થયો છે એટલે પાંચે પુત્રો દ્રૌપદીએ ધરમને આપ્યા. તે ધરમરાજા પુત્રોને રમાડવા લાગ્યા. સતીએ તુંમડાં હાથમાં ઝાલ્યાં અને જળ ભરવાને માટે ચાલી ડુંગર ઉપરથી નીચે ઉતરીને ગંગા ત્રટે ગઈ. દ્રૌપતી તુમડામાં કાંકરા નાંખીને

તેને સાફ કરે છે. દુરીયોધનના બનેવી જેદ્રથે તે નજરોનજર જોયું પોતે મનમાં વીચાર કરયો કે ધરમના દેખતાં સતીને લેઇ જાઉં તો પણ હરકત નથી. કારણ કે જે બળીયા ભાઇઓ હતા તેતો હથીયાર લેઇ વનમાં રમવા ગયા છે. તેથી ધરમ રાજાનો શો ભાર છે પણ ઠીક થયું તે ધરમને મોંઢું પણ ન બતાવવું પડયું. સ્ત્રી નદિ ઉપર છે માટે ત્યાં જઇને તેનું હરણ કરી જઉં એમ ધારી દુષ્ટ જેદ્રથ પીંપળા ઉપરથી નીચે ઉતરયો અને ડુંગર ઉપરથી ઉતરીને છાનોમાનો નદી ઉપર જઈ પહોંચ્યો. દ્રૌપદીજી તો નદી તરફ નજર રાખી પાણી ભરેછે પાપીએ સુર સપાટે આવીને પાછળથી સતીનો ચોટલો પકડી લીધો. તેવીજ દ્રૌપદી બાવરી બની ગઇ. દુષ્ટે કેહેડ બાંધીને એક હાથે દ્રૌપદીને ઉચકી લઈ ખાંધે નાંખી દીધી. દુષ્ટ અતિશય હડીયો કાઢતો કાઢતો દોડયો. દ્રૌપદીનું અંગ ધ્રુજવા માંડયું અને પુષ્કળ બુમો બરકા પાડવા લાગી જેદ્રથે જાણ્યું કે કોઇ જાણશે તો રંગમાં ભંગ થશે. વળી મારો ચાર આની ભાગ પણ આવેલો જતો રહેશે હવે નસીબ ઉઘડયું છે તે પાછું ફુટી જશે એમ વીચારી દ્રૌપદીને હેઠી નાંખીને દુષ્ટે કાળો કેહેર કર્યો અબળાના હાથ પગ બાંધી લીધા અને મોંમાં ડુચો માર્યો પાછી ઉપાડીને ખાંધે લીધી અને દોટયો કાઢતો ચાલ્યો. દ્રૌપદીથી બીલકુલ બોલાતું નથી. મનમાં અપાર રૂદન કરે છે પ્રભુનું સ્મરણ કરવા લાગી. સતી અતીશય કલ્પાંત કરે છે. હે પ્રભુ મ્હારેને તમારે શું વ્હેર છે કે વારે વારે મને દુઃખ આપો છો ! હે નાથ મારાથી દુઃખ નથી વેઠાતું અરેરે મેં કોને વીશ્વાસઘાત કરી હશે કે મારે માથે શોકનો સીંધુ આવી પડયો. હે પ્રભુ જ્યાં ને ત્યાં મારી જાત વગોવી મારી. હે હરી મારો અપરાધ હોય તે ક્ષમા કરો. અરેરે મ્હારા સત્યમાં શો બાધ આવી પડયો હશે. અરે મ્હારા વીપત વેળાના વિર આવું કરવું હતું તો સભામાં ચીર નહોતાં પુરવાં. હે વીશ્વંભર જાતે પધારી કામીક અસુરને મારી નાંખ્યો. ત્યાં પણ મને બચાવિ લીધી. દુર્વાસા મુની પધારયા હતા તે વખત પણ ભાજીનો તાર શોધી કાઢી ત્રીલોકને ત્રપ્ત કરયા હતા. જેવી રીતે અત્યાર સુધી લાજ રાખતા આવ્યા છો તેવી રીતે અત્યારે પણ રાખો, હે પ્રભુ તમારા પાંચે બાળ ટળવળી મરશે; તેમના ઉપર તો જરા દયા લાવો. હે પ્રભુ તારા વીના માહારૂં કોઈ બેલી નથી. આ વખતે જો નહીં બચાવો તો મારા પ્રાણ ત્યાગ કરીશ. આ દુષ્ટ મને લઈ જશે પણ તમારી ભોળી ભગની વગોવાશે. એમ ઘણી પ્રકારની સ્તુતી કરી એટલે પ્રભુએ વાતને ધ્યાનમાં લીધી, ચારે ભાઇઓ રમતા હતા, તેમાં ભીમસેનને પ્રભુએ તરશા મુકી. તરશાથી ઘાં-

ટો બેશી ગયો અને કંઠે કાંટા પડયા, ભીમ કહે ભાઇઓ, જરા મારી ગદાને સાચવજો, હું પાણી પીને ઝટ દોડયો આવું છું. તરશથી મારો જીવ જાય તેમ છે. એમ કહી ભીમ દોડતો દોડતો નદી ઉપર ગયો. ભીમ પૂર્વમાંથી પશ્ચીમ આવ્યો, અને જેદરથ ઉત્તરમાંથી દક્ષિણ ચાલ્યો જાય છે. નદી કીનારે સ્ત્રી લેઇને જતો હતો, તેવામાં ભીમે તેને જોયો. ભીમના પેટમાં ફાળ પડી કે આ દુષ્ટે કોનું હરણ કરયું છે, જોતાં જોતાં માલુમ પડયું કે મોહો તો દ્રૌપદીના જેવું લાગે છે. એમ વિચારી પોતે પાણી પીવા લાગ્યો. બે હાથે પાણી પીએ છે તેથી વાર થવા લાગી. ભીમે પાણીને આઘું પાછું કરી પાણીમાં મોં મુકી દીધું. પોતાને તરશા છીપી એટલે હાશ કહીને ઉભો થયો. પછી કેહેડ બાંધીને જેદ્રથ પછાડે દોડયો, પાછળથી જેદ્રથની ગરદન પકડી પાડી ને એક ગડદો માર્યો. જેદ્રથે ભીમને એકલો જોઇને હિમ્મત ધાલી. પોતે ભીમસેનને નાગપાસના બાણથી હાથ પગે બંધન કીધો પછી પાછો દ્રૌપદીને ખાંધે મુકી ચાલ્યો. ભીમે મ્હોઢેથી બુમો પાડી કે અરે ભાઇઓ ધાજો રે ધાજો. એટલે શેદેવે સાંભળીને અર્જુનને કહ્યું કે ભીમસેન સંકટમાં આવી પડયો છે. અર્જુનજી તથા ત્રણ ભાઇ ભીમનું રક્ષણ કરવા સારૂ દોડયા. ભીમે પોકાર કરયો કે પહેલાં મને છોડો પછી તમે ધીમે ધીમે આવજો. અર્જુને ગરૂડાસ્ત્ર બાણ મુકી નાગપાસ બંધનથી ભીમને છોડી નાંખ્યો ભીમસેને દોડીને જેદ્રથને ગડદે મારયો જેદ્રથે દ્રૌપદીને વેગળે મુકી દીધી અને હથીયારો પકડયાં. ભીમસેનને બીજી વખત પણ બાંધી દીધો. જેદ્રથે પાછી દ્રૌપદીને ખાંધે ઉંચકી લીધી અને દોડવા લાગ્યો, ભીમશેને પાછી બુમો પાડીને કહયું કે અરે ભાઇઓ ઝટ દોડો, નહી તો મને છોડો, શું તમારા પગ ભાગી ચયા છે ઉતાવળા આવી પહોંચો નહી તો દુષ્ટ જેદ્રથ દ્રૌપદીનું હરણ કરી જશે. એવું સાંભળી ત્રણે ભાઇઓએ દોટ મુકી ભીમે કહ્યું પહેલો મને છોડો અરજુને ગરૂડાસ્ત્ર બાણ મારી વ્રકોદરને છોડયો એટલે ભીમસેન દોડયો અને જેદ્રથને પકડી માર મારવા લાગ્યો. જેદ્રથે દ્રૌપદીને કોરાણે મુકી દઇ હથીયારો હાથમાં લીધાં. પછી પોતે બાણ મારી ભીમસેનને બાંધ્યો. પાછો દુષ્ટ સતીને ખાંધે લઇ ચાલ્યો. પછી ભીમે ધાટો કહાડયો. અરે ભાઇઓ દોડો, નહી તો મને છોડો એટલે અરજુને બાણ મારીને છોડયો, ભીમને કહે ભાઇઓ ઝપાટાથી આવિ પહોંચો, એમ કહીશ દોટ મુકી અને જેદ્રથને પકડી પાડયો. જેદથથે દ્રૌપતીને કોરાણે મુકી, ચારે ભાઇઓને દેખીને જેદ્રથ ધરૂજી પડયો. અરજુને જેદ્રથને નાગપાસના બાણથી અવળો બાંધી લીધો, ભીમે

મે જેદ્રથને પુષ્કળ માર મારી હાડે હાડ ભાગી નાંખ્યાં. શેદેવે દ્રૌપતિના મોંઢામાંથી ડુચો તાણી કાઢયો, ભીમે નીર્દયપણે જેદ્રથને મારમારવા માંડયો. જેદ્રથ અતિશય બુમો બરકા પાડવા માંડશો, પણ ત્યાં કોણ તેની મદદે આવે, જેદ્રથ કરગરે છે કે હે માબાપ દ્રૌપતી મારી માતા તુલ્ય છે. અને મેં તેને ભુલથી દુઃખ દીધું, હવે મારો અપરાધ ક્ષમા કરો, ભીમ કહે હવે ઠેર મારી નાંખું તેં મને વારે વારે બાંધ્યો, એમ કહી વ્રકોદર ગડદા પાટુ કોણીઓના અપાર પ્રહાર કરવા લાગ્યો. જેદ્રથ ત્રાહ ત્રાહ પોકારે છે. ભીમ કહે લેતો જા દુષ્ટ કુકરમી પહેલી તારી આંખો ફુટી હતી ! કે પાન્ડવો પાસેથી હરણ કરતાં મહાદુઃખ પડશે ! મારા મોટાભાઇ ધર્મ રાજાની આજ્ઞા નથી, નહી તો તને ઠેર મારી નાંખું. અરજુનજીને દયા આવવાથી ભીમને કહ્યું કે ભાઈ તેને જવાદો, ભીમ કહે વેહ તો ઠેર મારી નાંખુ. અરજુને સોગન દેઇને કહ્યું કે તું એને હાથ અરાડે તો ધર્મરાજાની આંણ છે, એટલે ભીમે હાથેથી મારવો રહેવા દેઇને પગની પાટુથી માર મારવા માંડયો, જેદ્રથ ઉંટની માફક બરાડા પાડવા લાગ્યો, અરજુનજીને પાછી દયા આવી. પોતે ભીમને કહ્યું કે ભાઈ હવે જવાદે. ભીમ કહે ચીતામાં જાય ત્યારે. હવે એનું આવી બન્યુ છે, આપણી સ્ત્રી દ્રૌપતીનું હરણ કરી જતો હતો તેને કેમ છોડી દેવાય, જો હરણ કરીને લેઈ ગયો હોત તો બીચારાં પાંચે બાળક ટળવળી મરત ઠીક થયું કે પ્રભુએ મને ત્રશા મુકી, જો હું પાણી પીવા ન આવ્યો હોત તો જરૂર દ્રૌપતીનું આ પાપી હરણ કરી જાત, હવે તો દુસ્મન હાથમાં આવ્યો છે. જેદ્રથ કરજોડીને કરગરે છે, પણ ભીમસેન નીર્દયપણે માર મારે છે. અરજુનને પુષ્કળ દયા આવવાથી ભીમને કહ્યું કે જો તું એને અંગે અડે તો તને મારી આણ છે. ભીમે મારવો બંધ કર્યો. પછી વ્રકોદરે વીચાર્યું કે હાથ પગથી તો મારવાનું બંધ કર્યું છે. માટે ઝાડો ઉચકીને મારૂં તો ઠીક, એમ ધારી ઝાડોને મુળમાંથી ખેંચી કાઢી પાછો જેદ્રથને ઝાડે ઝાડે ઝુડવા માંડયો અરજુને જાણ્યું, સોગન પાળે છે ને મારે છે. આટલો બધો માર માર્યો તોપણ હજી કેડો મેલતો નથી. છેવટે કહ્યું કે અરે ભીમસેન ભાઈ તમારી મરજીમાં આવે તેમ કરો, એટલે ભીમે બોચી ઝાલીને પકડી લીધો અને પોતાના ભાઇ ધરમરાજાને દેખાડવા માટે સાથે લેઇને ચાલ્યા દ્રૌપતીએ નદિમાંથી તુમડાં ભરી લીધાં અને પછી ખુશીથી ડુંગર ઉપર સહુ આવ્યાં, ધરમરાજા જેદ્રથ બનેવીને જેઈને બ્હાઝી પડયા. પછી તેના બેઉ હાથ છોડી નાંખ્યા જેદ્રથને યુધિષ્ટરે કહ્યું કે પુજનીક બનેવી ભલે પધાર્યા, મને આજ પાવન કર્યો, ભીમ કહે અરે મ્હોટા ભા-

ઇ એતો પાવન કરવા તો નથી આવ્યો પણ ઉલટો દ્રૌપતી સ્ત્રીનું હર્ણું કરવા આવ્યો છે. ધર્મ કહે હશે, અરે સ્ત્રી દ્રૈપતી જળ ભરી લાવો. અને પુજનીક બનેવીને સ્નાન કરાવી રૂડે પ્રકારે જમાડો, દ્રૌપતી કહે અરે સ્વામી હું તે દુષ્ટને કદી જમાડવાની નથી જો હર્ણું કરીને લેઈ ગયો હોત તો મારાં પાંચે બાળકટળવળી મરત ધર્મ કહે તમે તમારી મુકી દેઈને મારૂ વચન અંગીકાર કરો. જેદ્રથ કહે અરે ધર્મરાજા મને જવા દો. મારે ભોજન નથી કરવું, ધરમરાજા કહે જમ્યા વિના હું તમને મોકલવાનો નથી એટલે જેદ્રથે સ્નાન કર્યું. દ્રૌપતીએ ભોજન પીરસ્યું. જમી ઉઠીને આજ્ઞા માગી. ધરમરાજા બોલી ઉઠયા કે અરે બનેવી આવો પધારો, જરાવાર આરામ લ્યો, એમ કહી સાહડીમાં સુવાડયો. ધર્મરાજા તેના પગ ચાંપવા લાગ્યા, ચાર ભાઈ તથા દ્રૌપતીના મનમાં ઘણો ક્રોધ ચઢે છે, પણ ધર્મરાજાને કશું કહેવાતું નથી, જેદ્રથ કહેઅરે ધરમરાજા આ શું કરો છો ! ક્ષમા કરો, મારે પગ નથી ચાંપવા ધરમરાજા કહે અરે બનેવીતમે મેહેનત કરીને થાકી ગયા હશો, કારણ કે અમારાં ચર્ણની રજ દ્રૌપતી તેનેતમે ખાંધે લેઈને દોડયા છો..તમારા ચર્ણની રજ અમે, અનેઅમારા ચરણની રજ દ્રૌપતી, તેને ઉચકીને દોડવું પડયું. તેથી બહુ તસ્દી પડી હશે, તમારૂં પુજન કરવું ઘટે, તેના બદલામાં તમે તસ્દી લીધી. વળીઅમારો ભીમસેન ભાઇ મુર્ખો છે, તેણે તમારી ગડદા પાટુથી પુજા કરી. વારૂ બનેવી સાચું બોલજો. આમ કરવાનું શું કારણ ! જેદ્રથ રડી પડયો, પછી આંખમાં આંસુલાવી ધરમરાજાને કહે છે, કે દુર્યોધને મને લાલચ આપી અહીં મોકલ્યો છે, ધર્મરાજા કહે શી લાલચ આપી છે, ! જેદ્રથ કહે રાજ્યમાંથી ચાર આની ભાગ આપવાનું કબુલ કર્યું છે. તેથી હું દ્રૌપતીનું હરણ કરવા સારૂ આવ્યો છું, અરેરે હું કયાં આવી પડયો ! મને આવું. ઉંધું કેમ ઉકલ્યું ! અરે દૈવ મારૂં નસીબ કેવું અભાગીયું છે કે જેથી કરીને હું આવા કર્મને પહોંચી ગયો. એમ પાપી જેદ્રથ પસ્તાવા લાગ્યો. ધર્મરાજા કહે હશે બનેવી જે થયું તે ખરૂં. હવે પશ્ચાતાપ કરે શું વળે તેમ છે, આપણું મનુષ્યનું ધારેલું કોઈ દીવસ પુરૂ બનતું નથી. અરે બનેવી જો તમે દ્રૌપતીનું હર્ણું કર્યું હોત તો તેના પાંચે બાળકો ટળવળીને મરી જાત, એ બાળકોને કોણ ધવડાવત ! તેનો દોશ તમનેકેટલો લાગત. તેનો જરા મનનીસાથે વીચાર કરો. તમે સમજુ છો, ડાહ્યા છો. જો નાના બાળક હોત અગર મુર્ખા હોત તો તે વાત સંભવીત હતી પણ તમે પુજનીક થઇ અમારા ચરણની રજ ઉપાડીને ચાલ્યા, તે તમને ઘટીત નથી. અરે બનેવી સતી સ્ત્રીનિ લજ્યા લેનાર

પૃથ્વીમાં કોઇ નથી, કારણ કે તેના સત્યના આધારથી પ્રભુ તેના વશમાં હોય છે. તેથી કોઇનું જોર ચાલી શકતું નથી. તેમ છતાં કર્તા કારવતા ભગવાન છે, આપણો વીચાર પુરો પાડવો યા ન પાડવો એ સઘળું તેમના હાથમાં છે, વારૂ, ધારો તમે કદાપી કામ કરીને ચાર આની રાજ્યમાં ભાગ મેળવત. તેથી તમને શું ફળ મળત, તેનો તમે સંપુરણ રીતે વીચાર કરો, રાજ્ય મળવાથી તમે પુષ્કળ વૈભોગ લેત, તેણેથી શું આયુશ વધી જાય છે, અને જે માણસો નથી ભોગવતા તેનો શું આયુશ ઘટી જાય છે ! એ સઘળી વાતનો જે ઉમંગ રાખવો એ મીથ્યા છે, વૈભોગથી શું શરીર સચવાયું ! વૈભોગ નહી મળવાથી શું શરીર ગાસી જાય છે, ! પણ બેઉ પક્ષ વાળાઓને મરવાનો રસ્તો એકજ પ્રકારનો છે, સર્વેને એકજ જાતનો દેહ છે, કદાપી કોઈ ધન્યવાન હોય અને તેથી તે રૂડા પ્રકારથી વૈભોગ લેતો હોય; તો તે પાંચ પચાસ કે સો વર્ષ સુધી ભોગવશે. તેણેથી શું થઈ ગયું. કદી એક જન્મમાં વૈભોગ સદા કાળ રહેતો નથી. મનુષ્યને દશા હમેશાં ચઢતી ઉતરતી રહે છે, માટે વૈભોગ છે, તેજ રોગનું મુળ છે, વૈભોગ વાળાને પેટ ભરવું છે, અને વૈભોગ વીનાનાને પણ પેટ ભરવું છે, સ્વાદ હોય તો પણ શું અને સ્વાદ ન હોય તોપણ શું. જ્યાંત્યાં બેઉ પક્ષ વાળાને પેટ ભરવાનું છે તેમ છતાં મુંઢ પુરૂષો પ્રપંચ કરે છે; તે સઘળું પાપનું મુળ છે, આપણો ધારેલો વીચાર પાર પડતો નથી નાહક લોકો મીથ્યા વેઠ કરે છે, એમ ધરમરાજાએ દુષ્ટ જેદ્રથને અપાર બોધ કર્યો. એવો બોધ સાંભળીને જેદ્રથ બોલ્યો, અરે મારી કેમ બુદ્ધિ ફરી ગઈ ! મને એવો ઉપદેશ કર્યો કે જેથી કરીને બીજી વખત મારાથી આવું કુકર્મ કદિ ન થઈ શકે. જેદ્રથ કહે અરે ધરમરાજા હવે કૃપા કરીને મને આજ્ઞા આપો તો બહુ સારૂ. ધરમરાજા કહે વારૂ બનેવી સુખેથી પધારો. મેં આપને જે કહેલું છે, તેની માફી માગું છું. આજ્ઞા માગી દુષ્ટે પોતાનો રસ્તો ઝાલ્યો ભીમે વીચાર કરીને અરજુનને કહ્યું કે તમે ધરમરાજાની પાસે બેસીને તેમને વાતે વાળો. જેટલી ધરમરાજાએ ચાકરી કરી તેટલો દુષ્ટને માર મારવો જોઇએ તમે તેમને વાતો કરી વિશ્વાસ આપો હું જેદ્રથની પછવાડે જઈને જરા ખોખરો કરી આવું એમ કહિને ભીમસેન જેદ્રથની પછવાડે ઉઠયો. જેદ્રથે ભીમસેનને પોતાની પાછળ આવતો જોઈને બુમ પાડી કે અરે ધરમરાજા, ભીમસેનને પાછો બોલાવી લ્યો, નહી તો મને મારી નાંખશે. એટલે યુધિષ્ટરે ઉભા થઈને ભીમને ઝુંપડીમાં બોલ્યો જેહરથ ઝડપથી દોડયો અને જ્યાં પોતાનો રથ ઉભો હતો, ત્યાં આવી પ-

ખેંચ્યો, સારથી જેદ્રથને ઠાલો ભાળીને સારથી બોલીઉઠયોકે અરે જેદ્રથજી? પેલી રૂપાળીકયાંગઈ! જેદ્રથે કહ્યું તેણીને હસ્તીનાપુર મોકલી દીધીછે. એમ કહીને રથમાં બેશી ગયોપછી બેઉ જણાએ હસ્તીનાપુરનો રસ્તો ઝાલ્યો રસ્તામાં જતાં વિચાર કરવા લાગ્યો કે હું જરૂર દ્રૌપદીને હરી લાવત, પણ અરજુનજી વચમાં નડયો. મારો ખરેખરો દુસ્મન અર્જુન છે. તેણે મારો ચાર આની ભાગ ખોવરાવ્યો. હવે તેને મારવાની પેરવિ કરૂં તો ઠીક. એમ વીચાર ગોઠવતો હતો એવામાં એક શીવાલય નજરે દેખાયું. ત્યાં પાપી રથમાંથી ઉતરી પડયો અને શીવાલયમાં પ્રવેશી ત્યાં તપ કરવા લાગ્યો. જેદ્રથે તપ કર્યું એટલે શીવજી ચાર દીવસમાં પ્રસન્ન થયા. શીવે કહયું કે અલ્યા માગ્ય માગ્ય માગે તે આપું. તારા તપથી હું ખુશી થયો છું. જેદ્રથ કહે અરે મહારાજા એટલું આપો કે અર્જુનજીનું મ્રત્યું મારા હાથે થાય. એટલે મહાદેવજી બોલ્યા કે જા તારૂં મ્રત્યુ અર્જુનજીના હાથે થશે એવું સાંભળીને જેદરથને ક્રોધ ઉત્પન્ન થયો. દુષ્ટને વ્હેમ આવ્યો કે શંકરે કેમ ઉલટું વચન આપ્યું! પછી તેણે શંકરને પુછયું કેમ મહારાજ આપ એવું ઉલટું બોલ્યા ! મહાદેવે કહયું, અરે મુરખા જરા વીચાર તો કર, તેં અર્જુનજીની સ્ત્રીનું વીના વાંકે હરણ કર્યું. તેથી અરજુનજીનો અવગુણ લીધો અને અને મારૂં તપ કરવા બેઠો. પણ તેમાં તારી મોટી ભુલ છે. મેંતો તને સત્ય કહયું છે. પણ તું અવગુણી છે તેથી તને માઠુ લાગે છે. જેદરથે કહ્યું અરે મહારાજા હું તમને છોડવાનો નથી હું તમારૂં બીજી વખત તપ આદરીશ પણ અરજુનનું મ્રત્યું મારે હાથે થાય તેવું વચન લઇશ. મહાદેવજી કહે તેવું વચન તો હું કદી આપવાનો નથી, તારી ખુશી હોય તો બીજું આપું. જેદરથ કહે હશે મહારાજા, આપની મરજીમાં આવે તે વચન આપો. એટલે ત્રીપુરારી બોલી ઉઠયા કે જ્યારે અઢાર દીવસ યુદ્ધ થશે ત્યારે મારૂં વચન ફળશે. જેદરથ બોલ્યો અરે મહારાજા તે વખતે શું થશે ! શંકરે કહયું, પાન્ડવો તારાથી ભય દુષ્ટ પણ પોતાને રસ્તે ચાલ્યો. રથમાં બેશીને વીચાર કરે છે, કે અરજુનનું મ્રત્યુ ન થયું તો ભલે, પણ પાંચે પાન્ડવો મારાથી ભય પામશે એટલે બસ છે. જેદ્રથ હસ્તીનાપુર આવે છે, એવા સમાચાર દુરીયોધનને મળ્યા એટલે અંધપુત્ર દુરીયોધને દ્રૌપદીને વધાવી લેવા માટે મોતી પુષ્પ વીગેરે તૈયાર કરયા, દુષ્ટે પોતાના મામાને પાસે બોલાવ્યો શકુનિ દોડતો ત્યાં આવ્યો દુરીયોધને કહયું, મામા રૂપાળી આવી. મામો કહે બહુ સારૂ પાપી બોલ્યો અરે મામા કર્ણ દુસ્યાસન વીગેરેને બોલાવો. શકુનીએ શેવક મોકલીને કર્ણ તથા દુસ્યાસનને બોલા-

વી લીધા. પછી સરવે જણ એકઠા થઇ વાજીંત્ર સહવર્તમાન બનેવીના સામા આવ્યા. જેદ્રથ તો અતીશય ક્રોધે ભરાયો છે. દુરીયોધનને જઇને નમસ્કાર કરયો પછી પુછ્યું કે અરે બનેવી ! રૂપાળીને કયાં મુકી છે ! મને બતાવો તો હું ઘેર લેઈ જાઉં ! તે સાંભળીને જેદ્રથના મનમાં રીસ વ્યાપી કે દુષ્ટ સુખ દુઃખની તો ખબર પુછતો નથી અને પોતાના સ્વાર્થની વાત કરયા કરે છે. એમ ક્રોધે ભરાએલો જેર્દ્રથ બોલ્યો, અરે દુરીયોધન ! રૂપાળીને તમારા ત્યાં મોકલી છે, દુરીયોધન કહે ના જેદ્રથ કહે જે તમારી મા તેજ દ્રૌપદી ધારજો. દુર્યોધન કહે કેમ બનેવી ઉંધુ બોલો છો ! જેદ્રથ કહે ઉંધું નથી બોલતો સવળુ બોલું છું. તમે મને હરણ કરવા મોકલ્યો હતો કે મારી નંખાવવા ! મોકલ્યો હતો ! હું મરી ગયો હોત તો ચાર આની ભાગ કોણ ખાત. ધીક્કાર છે તમને સુખ દુઃખની વાત તો કરતા નથી ને આવ્યા એવા રૂપાળીનું ભજન કરતા આવ્યા એતો પરમ સતી છે. જગત જનુની છે, એની લજ્યા લેનાર કોઇ પૃથ્વીમાં મુવો નથી, ભગવાન સદા તેને વશ છે. હું તો હર્ણ કરવા ગયો હતો પણ હર્ણ કરતાં કરતાં ભીમસેને મારૂંજ મર્ણ કર્યું હોત પણ ધરમરાજાએ બચાવ્યો, એવું સાંભળીને કરણ રાજાને બોલવું ફાવ્યું. કરણે કહ્યું, જુઓ દુર્યોધન મારો! હું કહેતો હતો તેજ આગળ આવ્યું. પછી સઘળા નીરાશ થઇને ઘેર આવ્યા. મામો તથા ભાણેજ જેમ કોઇ શમસાનીયા પુરૂષો ઘેર આવીને રૂદન કરે છે તેમ રૂદન કરવા લાગ્યા. દુર્યોધન કહે અરે મામા હવે શો ઉપાય કરવો. મામો બોલ્યો, અરે ભાણીયા. થોડા દીવસ વિતવા દો પછી હું એક નવી યુક્તિ દોડાવીશ દુર્યોધન ખુશી થયો, સઘળા મન વાળીને બેઠા કે દ્રૌપતી ન આવી હવે દ્વીનીવિત વન વિષે એવું બન્યું કે. એક દીવસ અર્જુનજી ધર્મરાજાને પગે લાગીને કહેવા લાગ્યા. હે મ્હોટા ભાઈ! જો તમે મને આજ્ઞા આપો તો હું મારા પીતાજી ઇંદ્રની પાસે વિદ્યા ભણવા જાઉં વિદ્યા ભણીને હું ઝટ આવતો રહીશ આપણે આગળ જતાં ઘણું યુદ્ધ કરવું, પડશે, માટે જો નહી ચેતીએ તો હાર પામીશું લજ્યા ભગવાન રાખનાર છે પણ આપણે પુરૂષ પ્રયત્ન તો કરવો. એવું સાંભળી ધરમરાજાએ આંખોમાં આંસુ આણ્યાં. ધનંજયને કહે છે કે હે ભાઈ તારા વીના મને બીલકુલ ગમવાનું નથી. અરે રે તારા સીવાય મારી ચાકરી કોણ કરશે ! હું દુઃખી થઇશ. ભીમસેનતો સવા પહોર દહાડે ઉઠે છે અને હું કામ બતાવું છું એટલે બબડે છે. અને જો કામ કરે તો આડું અવળું કરીને વીતાડે છે. શેદેવજી કરે છે, પણ મધ્યાનકાળે શેવા પુજામાંથી

બારવારે ત્યારે, અને કામ બતાવીએ ત્યારે ટીપણું લેઇને જોવા બેસે છે. જોઈ વીચારીને બહાર નીકળે છે. વળી દક્ષીણ સામો જાઉં તો સામો કાળ થાયઅને ઉત્તરમાં જાઉંતો દુઃખ પામું. આજતો જોગણીનું ઘર સામુ આવે છે તેથીનહી જાઉં, શુભ અશુભ ચોઘડીયું જોયાં કરે છે, એટલે મારૂં કામ રખડે છે. નીકુળ જીને બતાવું છું ત્યારે વસ્ત્ર પોશાક પહેરતાં બે પહોર થાય છે એની છેલાઈનો પાર આવતો નથી. જો દ્રૌપતીને બતાવું તો કરે પણ તેનું સ્વરૂપ પીડા કારક છે. એનાથી અળગા જવાય તેમ નથી. એનું સ્વરૂપ જોઈને કોઈ હર્ણ કરી જાય, તારાથી જેટલું કામ બને છે તેટલું મારૂં કામ કોણ કરનાર છે! માટે મારા વ્હાલા ભાઈ તને હું મારાથી અળગો કરનાર નથી. એમ કહી નેત્રમાં આંસુ આણ્યા. અર્જુનજી કહે અરે હે વીરા તમે કરૂણા કરો તો ધરમરાજા મને ભણવા સારૂ જવાદે. તમે ધર્મરાજાની શેવા કરો તો મારાથી ભણવા જવાય. એવામાં ભીમ બોલી ઉઠયો કે, અરે ભાઈ ભણીને શું કરશો! ભણ્યા હોય છે તે પણ મરી જાય છે અને ભણેલા ન હોય તે પણ મરી જાય છે, જેને ને તેને સર્વને મરી જવું છે. તમે ભણ્યામાં દહાડા કહાડયા તેમાં અમારાથી કેટલા જાડા થયા, માટે હે ભાઇ ભણ્યા વિના ચલવો. અરજુને હાથ જોડયા એટલે ત્રણે ભાઈઓએ આજ્ઞા આપીને કહ્યું, અરે અરજુનજી! તમે ખુશીથી વિદ્યા ભણવા માટે જાઓ, અમે ત્રણ ભાઈઓ મળી ધર્મરાજાની તમારા કરતાં સારી શેવા ઉઠાવીશું ત્રણે જણાએ ધર્મરાજાને કહ્યું કે અરે મ્હોટા ભાઇ અમે તમારી બરોબર શેવા ઉઠાવીશું. જે વખતે આજ્ઞા આપશો તે વખતે કામ બજાવીશું, પછી ધરમરાજાએ અરજુનજીને બોલાવીને કહ્યું કે ભાઈ ખુશીથી જાઓ અને વિદ્યા ભણીને વ્હેલા આવો. ત્રણ ભાઇઓ મળી મારી શેવા કરશે. તમે તમારી જાત જાળવજો. મારી બીલકુલ ચીંતા કરશો નહી, તમે ભણીને વ્હેલા આવજો, એમ ધરમરાજાએ આજ્ઞા આપી એટલે ધનંજયે હાથમાં હથીયાર ગ્રહણ કરીને વીદાય થવાનો વીચાર કર્યો, અરજુનજી અઘોર વનમાં ચાલ્યો, એવામાં શીવાલય દીઠું એટલે તપકરવાનો વીચાર કર્યો. પોતે સમજ્યો કે શીવજી વિના સ્વર્ગમાં મને કોણ મોકલશે! એવું ડહાપણ શોધી કહાડી અરજુનજીએ ઉંધે મુસ્તકે તપ માંડયું. એવામાં નારદજીએ વીચારયું કે અરજુનજીને તથા શીવજીને લડાવું તો મારે જોવાની ગમત પડશે, એમ ધારી નારદમુની અરજુનજીની પાસે આવ્યા, અરજુનજીને પુછયું કે અલ્યા કુંતા પુત્ર! તને તપ કરવાનું કોણે બતાવ્યું! છ મહીના વિતી જશે તોપણ તપ કરી પુર્ણ નહી થાય.

જો તારે શંભુને પ્રસન્ન કરવા હોય તો હું તને ઉપાય બતાવું તે તું કર, તું ઉભો થઈને આયુદ્ધ ઝાલીને શીવજીનું નામ લે એટલે તુરત શંકર તને પ્રસન્ન થશે. પછી તારે જે માગવુ હોય તે માગી લેજે, અરજુનજી કહે વારૂ મહારાજા તમે તો મસ્કરી કરવા સારૂ બોલ્યા હશો, પણ મને બ્રાહ્મણના વચન ઉપર વીશ્વાસ છે તેથી તમારૂં બોલેવું સત્ય પડશે, બ્રાહ્મણનું વચન કદાપી પણ મીથ્યા જતું નથી, મારા મનને તો પુરણ શ્રદ્ધા છે, પછી અરજુનજીએ માળા નીચે મુકી દઇ, આયુધોને ગ્રહણ કર્યાં, એટલે નારદજી ત્યાંથી વીદાય થઇને મહાદેવજી પાસે ગયા, ત્યાં જઇને શંકરને કહેવા લાગ્યા કે જો જો માહારાજા તમારો દાસ જાંણીને વરદાન આપવા જતા એતો આયુદ્ધ પકડીને તપ કરે છે, એનો વીચાર એવો છે કે જ્યારે ત્રીપુરારી વરદાન આપવા આવે ત્યારે તેમને મારવા, તમારૂં કૈલાશ લેઇ લેવાનો તેનો વિચાર છે, અત્યારે સાચું માનતા નહિ હોતો પણ પાછળથી પસ્તાશો, શંકર કહે એવો કોણ પુરૂષ છે! કે જે મને મારી નાંખીને કૈલાશ લેવાનો વીચાર કરે છે! વારૂ નારદજી, હું જોઉં છું કે કેવો મને મારિને કૈલાશ લેઈ લે છે! હું એનું પારખું તો જોઉં. નારદજી ચઢાવિને નાશી ગયા કૈલાશપતી શંકર મહા કોપાયમાન થઈ બે મુખનો મ્રગ બનાવિને પોતે પારધીનું રૂપ ધારણ કર્યું, આગળ મ્રગ ને પાછળ પોતે; એમ શંકર હથીયાર ગ્રહણ કરિને જ્યાં અર્જુનજી તપ કરે છે ત્યાં આવિ પહોંચ્યા. આગળ મ્રગ અને પાછળ પારધિ જોઇને અર્જુનજીએ વિચાર્યું કે મારા દેખતાં પારધી મ્રગનું મરણ આણશે. એવું સમજી અર્જુનજી બોલ્યો, અરે દુષ્ટ પારધી! તું મને ઓળખે છે! જો મારા દેખતાં મ્રગને મારીશ તો જરૂર હું તારો કાળ આણીશ એવું સાંભળી પારધિ સ્વરૂપે શંકરે કહ્યું, અલ્યા મને મારનારો પૃથ્વીમાં કોઈ નથી. ક્ષત્રીપુત્ર હાલ નથી. તમે લોકો તો ખતરા છો. તમારાથી શું બની શકે તેમ છે! અર્જુને કહ્યું, લે, ત્યારે તને બતાવી આપું છુ, એમ ક્રોધ કરી એક બાણ માર્યું. તે બાણને શંકર પહોળું મોં કરી ગળી ગયા પછી અર્જુને બીજું બાણ માર્યું. તે પણ પોતે ગળી ગયા. કુંતા પુત્ર અર્જુનજીએ અગણીતા મંત્ર ભણિને અનેક બાણ માર્યાં. તે પણ શંકર તમામને ગળી ગયા અર્જુનજીએ ધનુષ્યને ફેંક્યું, તે પણ શીવજી ગળી ગયા. પછી બાણનો ભાથો માર્યો, તે પણ ત્રીપુરારી ગળી ગયા એટલે ધનંજયને અતીશય ક્રોધ ચઢયો, તેથી શંકર સામા દોટ મુકીને તેમની કોટે બાઝી પડયો. એટલે મહાદેવજી ઉંચા અન્યાને અર્જુનજી પણ તેમની સાથે ઉંચા લબડયો જેમ ઉંટની કોટે ઘંટ લટકાવ્યો હોય ને તે જેમ શોભે તેવિ રીતે

શંકરની ફેરે ધનંજય શોભવા લાગ્યો. અર્જુનજી ઘણો અકળાઈ ગયો. છેવટ અર્જુનજીએ મહાદેવજીના ખભે બચકું ભર્યું. એટલે શીવજીને હસુ આવ્યું. પેટે અર્જુનજીના ઉપર પ્રસન્ન થયા. અર્જુનજીને અળગો ઉતારિને શંકરે દર્શન આપ્યાં. શંકરને બચકું ભરવાથી પ્રસન્ન થયા. પછી પોતે બોલ્યા કે અરે બેટા અર્જુનજી! માગ્ય માગ્ય માગે તે તને આપું. અર્જુનજી કહે અરે મહારાજા બીજું પછી આપજો, પહેલાં માહારાં આયુધો તથા ધનુશ આપો, એટલે શંકરે તુરત તેનાં આયુદ્ધ તથા ધનુશ આપ્યાં. પછી અર્જુનજીને પુછ્યું કે અલ્યા આમ હથીયાર ગ્રહણ કરીને કેમ તપ કરતો હતો! અર્જુન કહે મને તો નારદજી એમ બતાવીને જતા રહ્યા. મેં બ્રાહ્મણના વચન ઉપર શ્રદ્ધા રાખી હતી તો તમે મને મળ્યા. શંકર બોલ્યા, અરે અર્જુનજી! એજ નારદે મને અહીં મોકલ્યો. આપણ બેઉ જણાને લડાવવા હતા તે તેણે લડાવ્યા. તને આયુધ પકડીને અહીં ઉભો રાખ્યો હતો તે પણ મારિ સાથે લડાવવાને માટેજ. અર્જુનજી કહે તે તો તે જાણે. પણ મારે તો બ્રહ્મવાકય ફળી ગયું મને તો તેમના આવવાથી અતીશય લાભ થયો, આકીન છે તે મોટું છે, મારા નસીબના પાર રહયો નહી. જે માણસ બ્રાહ્મણના વચન ઉપર શ્રદ્ધા રાખશે તેને મારા જેવું ફળ મળશે એટલે શંકરે કહ્યું, અરે અર્જુનજી! તારી શી ઇચ્છા છે! અર્જુનજી કહે મારે સ્વર્ગમાં મારા પીતાજીની પાસે વિદ્યા ભણવા સારૂ જવું છે, માટે મને ત્યાં વિદાય કરો. શીવે કહ્યું. હે ઈંદ્રના પુત્ર તું પુર્વ દીશા ભણી ચાલ્યો જા. તું ત્યાં જઇશ એટલે તને તેડવા માટે ગાન્ધર્વ વિમાન લેઇને આવશે, કંઈ બીજું માગવું હોય તો માગી લે, અર્જુનજીએ જવાબ આપ્યો. આપની જે મરજીમાં આવે તે મને અર્પણ કરો. શીવજીએ કૃપા કરિ પસુપાત કરી પસુપતાકા નામનુ બાણ પારથને અર્પણ કર્યું, પછી તેને કહ્યું કે આ બાણ તારી પાસે રાખજે. આ બાણનો પ્રભાવ એવો છે કે કોઈ દિવસ બ્રહ્મા, વિષ્ણું કે હું ત્રણમાંથી ગમે તેને મારે તો તે વખત તેનું માથું છેદન થઈ જાય, એ રીતે તારૂં એક વખત કામ કરીને મારી પાસે આવતું રહેશે, માટે તું ખરી વેળાએ આ બાણને વાપરજે, જેવી તેવી લડાઇમાં વાપરીશ નહિ, બાણ આપીને શંકર અંતર્ધ્યાન થઇ ગયા. એટલે અર્જુનજી વૈમાનની વાટ જોતો જોતો પુર્વ દીશામાં ચાલ્યો જાય છે, શીવજીએ ઈંદ્રરાજાની પાસે પોતાના ગણ મોકલી દીધા, તેમની સાથે એવું કહાવ્યું કે શંકરના વરદાનથી અર્જુનજી માટે વૈમાન મોકલીદો કારણ કે તેને વીદ્યા ભણવા સારૂ સ્વર્ગમાં આવ-

વાની ઇચ્છાછે, ઈંદ્રે કહ્યું વારૂ માહારાજા,હું જલદીથી વૈમાન મોકલીશ એટલે શંકર-
નાગણો પાછા કૈલાશે આવતા રહ્યા, ઈંદ્રિરાજાએ વીચાર કર્યો કે હવે શો ઉપાય
કરવો લવશ કવશ નામના બે અસુરો અહીં ઘણી વાર આવી ચડે છે. તે અ-
સુરો ઘણાજ બળવાન છે, કે જેથી કરીને સરવ દેવતાઓ તેમનાથી હારિ જાય
છે, દેવતાઓ અમ્મર છે તેથી મરતા નથી, પણ અર્જુન તો મ્રત્યુ લોકનું પ્રાણી
છે, તેથી દૈતો મારી નાંખે તો મારિ ઇજ્જત ધુળ ધાણી થઇ જાય. અરે દૈવ ?
અર્જુનજીના આવવા વડે કરીને ઉલટો હરખ થવો જોઇએ તેના બદલામાં મને
શોક ઉત્પન્ન થયો છે, વારૂ તે કુંવરનામાં કેટલું પ્રાકમ છે, તેનો હું બરોબર
તપાસ કરૂં. પછી તેને સ્વર્ગમાં લાવું, ઈંદ્રરાજા અર્જુનની પરીક્ષા જોવા માટે
નીકળ્યો. જ્યાં અર્જુનજી ચાલ્યો આવે છે. ત્યાં પોતે વાંદરાનું રૂપ ધારણ ક-
રીને આવ્યો બે ધો ધો ઉંચી છે અને નેળ નીચી છે. તેની બે બાજુએ પોતાના
બબે ચરણ ધર્યા. અર્જુનજીની પરિક્ષા જોવા સારૂ પોતે નેળ ઉપર રહયો છે,
ધનંજય આવી પહોંચ્યો. તેણે નેળ ઉપર વાંદરાને જોઇને કહયું, અલ્યા કપી
અહીંથી ચાલ્યો જા, મારે આ રસ્તે થઇને જવાનું છે, ઈંદ્ર કહે નીચે બહુ ર-
સ્તો છે, હું તને કયાં નડવા બેઠો છું. મારી નીચે થઇને જવું હોય તો જા, હું
તલ પુર ખસવાનો નથી, એટલે પારથે ધનુશ લેઇને તૈયાર કર્યું. ઈંદ્રે જાણ્યું કે
પાણી વાળો છે. એમ ધારી પોતે અંતરધ્યાન થઈ ગયો. સ્વર્ગે જઈ ગાન્ધર્વને
આજ્ઞા કરી કે વૈમાન લેઈ મારા પુત્રને અહીં તેડી લાવ ગાન્ધરવે વૈમાન તૈયાર
કરયું અને જ્યાં અર્જુનજી આવતો હતો તેની પાસે લાવીને મુકયું. અર્જુનને
કહ્યું ! મહારાજા બીરાજો અર્જુનજી સ્વર્ગમાં પહોચી ગયો પછી પોતાના પીતાને
પગે પડયો. ઈંદ્રને કહ્યું, પીતાજી ! હું તમારી પાસે વીદ્યા ભણવા માટે આવ્યો
છું. ઈંદ્ર કહે ભલે બેટા. પણ આ તમારા વસ્ત્ર ઉતારી નાંખીને બીજાં ધારણ
કરો. તમારે રહેવા માટે આ ઘર છે, તેમાં સુખેથી રહો, સ્વર્ગના તમામ વૈભો-
ગો ભોગવવા હોય તેટલા ભોગવિ લ્યો. અર્જુનજી કહે, હે પીતાજી હું તો ભ-
ણવા માટે આવ્યો છું, કંઈ વૈભોગ ભોગવવા માટે આવ્યો નથી. મારા ભાઇયો
વનમાં રહયા રહયા ઘણુંજ દુઃખ ભોગવે છે તો શું મારે વૈભોગ લેવો જોઇએ!
ના, તેમ કદી બનવાનું નથી. હું પણ હમેશાં રોટલો ને ભાજી ખાઈ લઇશ.
તેમ નીચે સયન કરીશ. ઈંદ્ર તથા ઈંદ્રાણી કહે બેટા. જેમ તારી મરજીમાં આવે
તેમ વરતજે સુખેથી અહીં રહો. અને વીદ્યા ભણીને જવું હોય ત્યારે જજો.
અરજુનજી ત્યાં રહયો. પોતે સ્વાદ રહીત ભોજન કરે છે સાદડી નાંખીને નીચે

સુધ રહે છે, હમેશાં વિદ્યા ભણે છે એ પ્રમાણે અર્જુનજી સ્વર્ગમાં રહયો થકો પોતાની વિદ્યાનું સુખરૂપે સાર્થક કરે છે.



## વિશ્રામ બીજો.

અર્જુનજી સ્વર્ગે રહ્યા, પાન્ડવ વશીયા વન;
હસ્તીનાપુર શું થયું, જ્યાં અર્જુનનો તન.



# સુરેખા હર્ણ.



વૈશમપાય રૂષિ જન્મેજે રાજાને કહે છે કે હે રાજા, આ કથામાં કૃષ્ણજીના ચરીત્રો છે. પોતાના ભક્તના પુત્રને કેવી સાહ્ય કરી છે, તે પવીત્ર કથા તું નીર્મળ મન વડે શ્રવણ કર, પાન્ડવો વનમાં રહ્યા છે અને કુંવર તથા સુભદ્રા વીદુરના ત્યાં આનંદ ભેર રહ્યાં છે, બળદેવજીએ રાજસોઈ યજ્ઞમાં પોતાની પાળક પુત્રી સુરેખાનો વિવાહ અભેમન્યુની સાથે કરવાનો નીશ્ચય કરયો હતો. પણ પાન્ડવો વનમાં ગયા તેથી તેમનું મન ઉદાશ થઇ ગયું. પુરણ પસ્તાવા લાગ્યા છે, અને કંઇ પણ વિચાર સુઝતો નથી. હળધારી કહે છે, અરે દૈવ ! મેં અભેમન્યુનો વિવાહ કરયો છે, પણ હાલ તો તે નીર્ધન છે, વળી નીધનનો પુત્ર મારી પુત્રી સાથે પરણવા આવશે ત્યારે મને બરોબર લ્હાવો વીતવાનો નથી પુત્રીનો કન્યાકાળ આવી પહોંચ્યો છે. તેથી જો એકલા અભેમન્યુને તેડાવું તો જાન વિના શું શોભી શકશે ! જો વળી તાણી તોશીને લાવે તો ભીષ્મ, કૃપાચાર, દ્રોણ જેવાને લાવે. સુંદરીઓમાં ફકત સુભદ્રા આવે અને બીજી આવે તો કદાચ કુંતા ડોશી આવે. વ્યવ્હાર કરવા વિદુરજી આવે. તે વળી જન્મનો ભગતડો થયો છે. ત્રણ ગજનું ટીલું તાણીને છોકરાંને હસાવે છે, તાલ. કીડતાલ તથા મ્હોટા મંજીરા વગાડીને ચાળા કરે છે, છાતીમાં છપ્પન છાપા કરે છે. ડોકમાં દસત્રીસ માળાઓ રાખે છે. આખો દીવસ ગોવીંદનાં ગીતો ગાયાં કરે છે હોડને બબડાવે છે. તથા જીભને ફફડાવે છે. તે વખત જાણે ભમરા ગણગણતા હોય એમ ભાસે છે, સંસાર વ્યવ્હાર પ્રમાણે બરોબર લ્હાવો વિતવાનો નથી. સઘળા લોક મને હસી કાડે આજથી જરૂર વીવાહ તોડી નાંખું. કંઇ ગરીબના ત્યાં મારી પુત્રીનું લગ્ન નથી કરવું. છત્રપતી દુરીયોધન ઘણો ગ્રહસ્થ છે. આજ કાલ તેની ચઢતી છે. તેવી કોઈ રાજાની નથી, ભાણુંમતી જેની સ્રી છે. અને લખમણ જેનો પુત્ર છે. એવા પૈસાવાળાના ત્યાં પુત્રીને પરણાવું તો સુખી થાય. તેનો વિવાહ ફોક કરવાથી અન્યાય ગણાશે નહી. દુરીયોધનના ત્યાં વિવાહ કરીશ તો સઘળા મને શાબાશી આપશે વળી હસ્તીનાપુરથી મ્હોટી ધામ ધુમ સાથે જાન આવશે. અને જેથી કરીને મારા મનને અતી આનંદ થશે, એવો વીચાર કરીને શ્રી કૃષ્ણને પુછવા માટે બોલાવવાનો નીશ્ચય કરયો. એક

શેવકને બોલાવીને કહ્યું કે તું કૃષ્ણ પાસે જા અને તેને મારી પાસે તેડી લાવ્ય પેલો દ્વારપાળ પ્રભુ પાસે આવીને કહેવા લાગ્યો કે મહારાજા તમને હળધારી તેડે છે પ્રભુ કહે અલ્યા શા માટે મને તેડે છે? દ્વારપાળે ઉત્તર દીધો અરે પ્રભુજી મને તે બાબતની ખબર નથી શ્રીકૃષ્ણ હળધારી પાસે આવી પહોંચ્યા. પ્રભુએ પુછયું! કેમ મોહોટાભાઈ શા માટે મને તેડાવ્યો! હળધારી બોલ્યા અરે કૃષ્ણજી તમે હસ્તીનાપુરના છત્રપતી દુરીયોધન રાજાને ત્યાં કંકોતરી લખો પ્રભુ કહે અરે મ્હોટાભાઈ? શાની કંકોતરી તેતો અમને સમજાવો. બળદેવજીએ જવાબ દીધો, અભિમન્યુનો વિવાહ મેં ફોક કરયો છે. કારણ કે કુંતાજીના પુત્રો પાંડવો નીરધન બની વનમાં ગયા છે. તેથી તેમનો પુત્ર અભિમન્યુ અહીં પરણવા આ-વશે તો મને બીલકુલ લ્હાવો વિતશે નહી. માટે તે વિવાહ ફોક કરવાનો છે. પ્રભુ કહે ત્યારે કોના ત્યાં કરવાનો વીચાર છે! હળધારીએ કહ્યું છત્રપતી દુરી-યોધનની હાલ ચઢતી છે માટે તેના પુત્ર લક્ષમણાની સાથે કરવાનો મારો વીચાર છે છત્રપતી મ્હોટી ધામ ધુમ સાથે આપણા ત્યાં જાન લેઇને આવશે તેથી લ્હાવો બરોબર વીતશે માટે અભિમન્યુનો વીવાહ ફોક કરીને લક્ષમણાની સાથે કરો. તમે હસ્તીનાપુર કંકોતરી લખો એવાં વાકય સાંભળીને કૃષ્ણજી બોલી ઉઠયા, અરે વડીલ વીરા તમે કેમ વીરૂધી વચન બોલો છો! આપણી બેહેન સુભદ્રા અને આપણો ભાણેજ અભિમન્યુ તે બેઉની સાથે શું વ્હેર બાંધવું છે! વ્હા-લાને માથે વીપત પડી તેથી શું વ્હાલાના દુસ્મન થવું મ્હોટાભાઈ! ઉમરો મુ-કીને કદી કાળ. ડુંગરો પુંજવા નહી જવું. જે સગો હોય છે તે વિપત વખતે જણાય છે. સગાનો સાથી કયારે જાણવો કે જ્યારે દુઃખ વખતે મદદ કરે. સુખ વખતે તો સરવે લેવા ખાવાને માટે ભેગા થાય છે, પણ દુઃખ વખતે દુસ્મન થઇને બેસે છે, ધીક્કાર છે એવા અવગુણી પુરૂષોને. કોઇનો તલ માત્ર ગુણ કહી વીસરી જવું નહી. હું લક્ષમણાની સાથે વીવાહ કરવાનુ બીલકુલ પસંદ કરતો નથી પછી તમારી મરજીમાં આવે તે ખરૂં વીનાશકાળે વીપરીત બુદ્ધિ વીનાશ થવાનો હોય ત્યારે કુબુદ્ધિ સુઝી આવેછે. માટે તમે આપણો વીનાશ કરવા બેઠા છો આપણું ઘર શોભાવે એવો તો અભિમન્યુ છે. લક્ષમણો તો ઉલટું આપણું ઘર લજવે તેવો છે. તમે શું જોઇને લક્ષમણા ઉપર ખુશી થયા છો! પાન્ડવોનું રાજ્ય ગયું, દ્રવ્ય ગયું પણ અભિમન્યુનું કર્મતો નથી ગયું એકને મુકીને બીજાને કરવું એ આપણા યદુ કુળનો ધર્મ નથી લક્ષ્મી તો ચળીત છે, હોય છે ત્યાંથી જતી રહેછે અને નથી હોતી ત્યાં થાયછે વીવાહ ભંગ કરવાથી આપણી બેહેનનું

તથા આપણા ભાણેજનું મન દુભાશે આવાં પ્રભુના વાક્ય સાંભળીને હળધારીને અતીશય ક્રોધ ચઢયો પ્રભુને કહેછે કે મેં તારી વાત જાણી લીધી તારે તેની સાથે લગ્ન કરાવવુંછે પણ મારે તેમ કરવાનો વીચાર નથી તને એના વીના કોઈ રાજાની સાથે વેવીશાળ કરવો નથી સુભદ્રાનું હર્ણ પણ તેંજ કરાવ્યું હતું માટે તારી વાત હું કદી ધ્યાનમાં લેવાનો નથી તે પાળક પુત્રી મ્હારીછે તેથી મારીમરજીમાં આવશે ત્યાં વેવીશાળ કરીશ. શું એના વિના બીજું ઠેકાણું નથી. મળતું ! દુર્યોધનના ત્યાં કરવું એ ઘણું સારૂં છે. મારે તો છત્રપતિનોજ લ્હાવો લેવો છે અને તને ઝાંખો પાડવો છે. તું મારા ઉપર દાઝે બળતો હોઉં એમ લાગે છે, તારા મનમાં એવું છે કે બળદેવે સારો વેવિશાળ શોધિ કહાડયો; માટે તેમનો વીચાર ભંગ કરાવું તો ઠીક પણ હું કદી અભિમન્યુની સાથે વિવાહ કરવાનો નથી. એવું સાંભળી શ્રી પ્રભુ બોલ્યા, અરે મ્હોટાભાઇ ! જો તમને મારો વિશ્વાસ ન આવતો હોય તો તમારિ મરજી. તમે જેમ લખાવશો તેમ હું મારે કંકોતરી લખીશ. તમે હસ્તીનાપુર સુખેથી વેવિશાળ કરો, હું તો તમને સારા માટે કહેતો હતો પણ તમને વાંકુ પડયું, માટે તમને ગમે તેમ કરો. લાવો હું કંકોતરિ લખું, એમ કહી પ્રભુએ પત્ર હાથમાં લીધો. બળદેવજી લખાવે છે કે સ્વસ્તી શ્રી હસ્તીનાપુર મધ્યે શીરછત્ર શીરોમણી સુંદીર શોભાયમાન છત્રપતી દુર્યોધનરાજાને માલુમ થાય જે તમારારૂપે પુટડા લક્ષ્મણા દીકરાનો વિવાહ સુરેખાની સાથે કરયો છે, અભિમન્યુનો વિવાહ ફોક કરયો છે. અને લગ્ન વૈસાખ માસની પુનમે નીરધારયું છે. પણ તમે બારસના દીવસે વ્હેલા પધારજો, અમારા ત્યાં ચાર દીવસ રહો તેવી નિવરતીથી પધારજો અમારૂં ઘર ગામ શોભે તેવી મોટી ધામ ધુમ સાથે જાન લેઈને પધારજો. એવી રીતે પ્રભુએ કંકોતરી લખી દીધિ પછી હળધારિને કહ્યું કે કુમ કુમ લાવો તો છાંટણું કરીએ. પ્રભુએ છાનામાના પત્રની પુઠે લખ્યું કે જોઇ વીચારીને આવજે, તું ન જાણીશ કે કન્યા આપણી થઇ સીંહનું ભક્ષ શીયાળ નહી લઈ શકે, સામો અર્જુનજીનો પુત્ર અભિમન્યુ છે. હંસનું ભક્ષણ કાગડો શું લેઈ શકશે ! એમ પ્રભુએ છાનામાના કંકોતરીની પાછળ લખી દીધું. એટલામાં બળદેવજી કુમ કુમ લેઇને આવ્યા. પ્રભુએ તેના ઉપર છાંટણાં છાંટી દીધાં. પછી શેવકોને તેડાવ્યા. શેવકોને ખબર આપી કે તમે જલદીથી હસ્તીનાપુર જાઓ અને છત્રપતી દુરીયોધનને આ કંકોતરી આપો. શેવકો આજ્ઞા લેઇને ત્યાંથી ચાલ્યા, ચારે શેવકો ચાલ્યા ચાલ્યા હસ્તીનાપુરમાં પ્રવેસ્યા દુરીયોધન પોતાની સભા ભરીને બેઠો હતો ત્યાં આ ચાર યાદવો કંકોતરી લે-

ઇને ચાલ્યા આવ્યા. બેઉ હાથે જુહાર કરીને રાજાના હાથમાં કંકોતરી આપી, કંકોતરી ઉપર કુમ કુમના છાંટણાં છાંટેલાં જોઇને દુરીયોધને તેના મામાને આપી. મામાને કહ્યું, ઉભા થઈને મ્હોઢેથી વાંચો. સભામાં વિદુર, ભીષ્મ વીગેરે બેઠા હતા, શકુનીએ કંકોતરી વાચીને દુરીયોધનને કહ્યું કે અલ્યા તારૂં નશીબ ઉઘડી ગયું તારા પુત્ર લક્ષ્મણાનો વીવાહ અભેમન્યુનો વિવાહ ફોક કરીને સુરેખાની સાથે કરયો. છપ્પનકોટી યાદવો તારા વેવાઈ થયા, શ્રી કૃષ્ણ અને બળદેવજીની તારે મદદ આવી. તારા પુત્રને ધન્ય છે કે આવા સુરવીર યાદવોને ત્યાં લગ્ન કરશે! અભેમન્યુનો વિવાહ ફોક થયેલો સાંભળીને દુષ્ટ દુરીયોધન અતીશય હરખાયો જેમ કોઈ તદન ચીથરે હાલ પુરૂષને હાથ એકા એક સમૃદ્ધિ આવવાથી અતીશય હરખાય છે તેમ દુષ્ટ દુરાચારી છત્રપતી પોતાના પુત્રનું લગ્ન થવાનું સાંભળી અતીશય હરખમાં અઢળક ઢાળી ગયો, મનમાં વીચાર કરતો નથી કે આપણું ધારયું કદી થતું નથી, સર્વ જણ ઇચ્છે છે કે પૈસાદાર થઇ જવું, પણ તેમ થવું ન થવું પોતાના હાથમાં નથી, પુરવના દત્ત પ્રમાણે તથા હાલના કર્તવ્ય પ્રમાણે થયાં કરે છે, તેમાં હરખ શોક મનમાં લાવવો એ મુરખાનાં લક્ષણ છે, તેવોજ આ પાપી દુરીયોધન હરખાવા લાગ્યો રાજા એવો તો હરખાઈ ગયો કે હવે કોઈ પણ મારાથી મ્હોટો દુનીયામાં નથી, મ્હારા તુલ્ય કોઈને હું જોનો નથી, શ્રી કૃષ્ણે આ ઉત્તમ કામ કરયું, જેથી કરીને મ્હારૂં કર્મ ઉઘડી ગયું, પ્રભુ તથા પાન્ડવોનું હેત ટુટી ગયું અને હવે તો આપણી સાથે બંધાયું, હું ઈંદ્ર કરતાં પણ મ્હોટો થયો, હવે આખી પૃથ્વીને વશ કરી નાંખું મારા સામું કોઈ પણ લડવા આવનાર નથી અને જો આવશે તો શ્રી કૃષ્ણ તથા બળદેવજી મારી મદદે આવશે એમ પાપી બકયા કરે છે, એટલે શકુનીએ કહ્યું અલ્યા જરા સાભળી લે, કંકોતરીની નીચે એવું લખ્યું છે કે આવે તો વીચારીને આવજે, તું એમ ન માનાશકે કન્યા મારી થઇ ગઈ એવું સાંભળીને દુરીયોધન બોલ્યો, મામા અક્ષર કોના છે! મામો કહે લખોતંગ તો શ્રી કૃષ્ણજી છે, દુરીયોધન હસીને કહેવા લાગ્યો વારૂ મામા હવે તો વેવાઈ થયા એટલે મસ્કરીમાં લખે તેમાં કંઈ નવાઈ જેવું નથી. એમની વાત આપણે સીધી માની લ્યો એમને જન્મારાની મસ્કરી કરવાની ટેવ પડી છે, તેથી હોય વેવાઇ છે તે મસ્કરી કરે ત્યારેજ લ્હાવો વીતે છે, આજ મ્હારો લ્હાવો પરીપુર્ણ થયો, એમ કહીને દુષ્ટ દુરીયોધન ભાણુમતીની પાસે ગયો રાણી પ્રત્યે કહે છે કે તારા પુત્રનો વીવાહ થયો, ભાણુમતીએ પુછ્યું, કોની સાથે કર્યો! દુરીયોધને જવાબ

આપ્યો, બળદેવજીની પાળક પુત્રી સુરેખાની સાથે, અભેમન્યુનો વીવાહ ફોક કર્યો. અને આપણા પુત્ર લક્ષમણાની સાથે કર્યો. યાદવોના ચાર દુત કંકોતરી લેઇને આવ્યા છે, તેમના માટે કંસાર બનાવી. તેમને રૂડે પ્રકારે જમાડો, એવું સાંભળીને રાણી અતીશય હરખાઇ ગઇ, દુતોને આવ્યા જાણીને પોતે શણુગાર સજવા લાગી, વીત્રીધ્ર પ્રકારનાં વસ્ત્ર ધારણ કર્યાં. છત દેખાડવાને માટે વસ્ત્ર ભુષણો પ્હેરી લીધાં, ફુલ્લાશોમાં ફરવા લાગી, પોતે લગનીયાઓને તેડવા મોકલ્યા, લગનીયાઓને વધીરમળી એટલે જમવા માટે તૈયાર થયા યાદવો ભાણુમતીના ત્યાં આવ્યા, ભાણુમતીએ બહુ આદરથી આસન આપી ભોજન કરવા બેસાડયા પછી પોતાના પુત્ર લક્ષ્મણાનાં વખાણ કરવા બેઠી, મારો લક્ષ્મણો દીકરો ભણી ગણીને તૈયાર થયો, છે. તેનું શરીર પણ ઘણું કોમળ અને સુશોભીતું છે, બળીભદ્રનું ભાગ્ય ઉઘડી ગયું. તે છત્રપતીના છોકરા સાથે વીવાહ કર્યો. લક્ષ્મણાનાં અનેક માગાં આવ્યાં હતાં પણ મેં એકે માગું કબુલ, કર્યું નહી. વીશ્વમાં સર્વથી અમે મ્હોટા છીએ તેથી અમારે કંઇ કન્યાની ખોટ નથી. એમ કહી પોતાના પુત્રને બોલાવ્યો, યાદવોએ લક્ષ્મણાને જોયો. યાદવો એક એકને કહેવા લાગ્યા કે આતો કાળો ભુત છે, એ પ્રમાણે યાદવોનું દીલ દુખાયું. પછી પોતાનું મુખ મરડીને કહેવા લાગ્યા કે બળદેવજીનું કરમ ફુટેલું છે. તે સીવાય આવા કાળા ભુત જેવાં છોકરાનો વીવાહ કોણ કરે. કયાં હંસ અને કયાં કાગડો ! કન્યા બીલકુલ શોભવાની નથી, આપણાથી હળધારીને ખોટું ન કહેવાય. ધણીનું સુજયું ઢાંકણીમાં ને પાડોશીનું સુજયુ આરશીમાં તેમને ગમ્યું તે ખરૂં વેવાણતો અભીમાની છે, વરને વરની મા વિખાણે. એવું સમજીને યાદવોએ વીદાય થવા માટે આજ્ઞા માગી. દુર્યોધને આજ્ઞા આપી, એટલે. યાદવો હસ્તીનાંપુરથી દ્વારકાં જવા નીકળ્યા. સઘળા કૌરવો અતીશય હરખમાં પડયા. સભામાં દુર્યોધન બોલી ઉઠયો કે અભેમન્યુ કેવો રજળ્યો છે ? હવે પાન્ડવોનું નુર ઉતરી ગયું. આપણી ચઢતી થઇ. મારૂં નસીબ ઉઘડી ગયું. એવું સાંભળી વીદુરજીનું મન દુભાયું. સભામાંથી ઉભાં થઇને દીલગીર થતા ઘેર ગયા. કુંતાએ પુછયું. કેમ વીદુરજી દીલગીરીમાં છો ! વીદુરે કહ્યું, સુભદ્રાના ભાઈ હળધારીએ અભેમન્યુનો વીવાહ તોડી નાંખીને દુર્યોધનના પુત્રલક્ષ્મણા સાથે કર્યો. તે સાંભળીને સુભદ્રા અતીશય રડવા લાગી. પોતાનો પુત્ર અભેમન્યુ નીશાળે ભણવા ગયો છે. તેના જાણવામાં બીલકુલ નથી. વીદુરના ત્યાં તો કલેશ થઇ રહેયો વીદુરજી ચોક વચ્ચે બેશીને રડી પડયા દુઃખથી રદય ઉભરાઈ ગયું. કુંતાજી

પણ પરસાળમાં બેશીને રૂદન કરવા લાગ્યાં. સુભદ્રાજી મોંડે બેઠી બેઠી પુષ્કળ રૂદન કર્યા કરે છે, અરે દૈવ મ્હારે દુઃખના દહાડા આવી પડયા. મેં પુર્વે શાં પાપ કર્યા હશે ! નેત્રમાંથી આંસુની ધાર વહે છે. અરે દૈવ ? મેં કોનું દીલ દુભાવ્યું હશે ! કે આજ મ્હારે દુઃખ આવી પડયું. એમ સુભદ્રા છાતી ફાટ રડે છે કુંતાજી પણ રડતાં જાય છે. અને કહે છે કે હે પ્રભુ મારો દહાડો વાંકો થયો અરે પ્રભુ મ્હારા નવે ગ્રહો વાંકા થયા કે જેથી મારા દીકરા ગ્રહસ્ત મટીને વનમાં રઝળતા થયા. તેમની માઝા ટુટી ગઈ અને ઝાંખા પડયા. અરેરે એમનું અન્નોદક ઉઠી ગયું; બીચારા દુનીયામાં ડુબી ગયા. અરેરે કીયાં પાપ આવીને નડયાં કે જેથી સુખની વૃત્તિ નાશ પામી. અરેરે પાપીએ પાંચે પુત્રોની સાવે પડપંચ કર્યો અને દ્યુત રમાડી સર્વે ખુંચાવી લીધું. દુષ્ટે મારા દીકરાઓની મતી અવળી કરાવી, કર્મે એવું કઠોર જાગ્યું કે જેથી સત્યવાદી ધર્મરાજા પણ ભોળવાઇ ગયો ! હે મોરારી જ્યારે મારા દુઃખીયા દીકરા વનકુળ પહેરીને વનમાં ગયા ત્યારે દુર્યોધન ખુશી થયો અરે પ્રભુ, પાપી મારો જન્મનો વ્હેરી છે. મ્હારૂં જાદવ કુળ વ્હાલું હતું તે વ્હેરી થયું પુત્રનો વીવાહ ભાગ્યો તેથી મારો અભેમન્યુ કુંવારો રહયો, હે વીશ્વંભર, આ પુત્રે બીલકુલ 'તાતનું' સુખ દીઠું નહી. જ્યારે સમજણમાં આવ્યો ત્યારે દુઃખમાં પડયો. અરેરે કુંવર લેવાઈ ગયેલા મોંઢે ફરે છે. છૈયો ઓશીયાળા રોટલા વીણી ખાય છે. એના મોસાળમાં એનું કોઈ સગું થયું નહી. બીચારો પારકે ઘેર પેટ ભરે છે. ભાણેજને ભમતો મુકીને વેવીશાળ ભાગી નાંખ્યું અરેરે હળધારી તથા શ્રીકૃષ્ણ કેમ વીરોધી થયા ! અરેરે તેમણે શતુ-ઓને રાજી કયા એ પ્રમાણે કુંતાજી. વીદુરજી, તથા સુભદ્રા છાતી ફાટ રૂદન કરે છે, એવામાં અભેમન્યુ નીશાળમાંથી છુટીને ઘેર આવ્યો, બારણાં બંધ દે-ખીને દાદા દાદા કહી પાંચ બુમો મારી, વીદુરજી હમેશાં કુંવરને માટે મીઠાઈ મેવો મંગાવે છે, અને નીશાળથી આવે એટલે તુરત તેને આપે છે, કુંવરને આવો કહી પોતાના ઉછંગમાં બેસાડીને રદય સરસો ચાંપે છે, અને પછી મુસ્તક ઉપર હાથ ફેરવે છે, રખે કુંવરને ઓછું આવે અને તેથી બાપ કે કાકા સાંભરી આવે. એવું જાણીને લાડ લડાવે છે અને સંભાળ રાખે છે. તે દીવસે કુંવરે બોલાવ્યા પણ વીદુર દાદા બોલ્યા નહી. અભેમન્યુને ખોટું લાગ્યું અને તેથી તેના બાપ કાકા સાંભરી આવ્યા. પછી બોલ્યો કે અરે દાદા મેં તમને પાંચ પોકાર કયા તો પણ તમે સાંભળતા નથી. વીદુરજીએ બારણાં ઉઘેડયાં પછી કુંવરે કહ્યું કે અરે દાદા ! મારા બાપ કાકા વિના કોણ બોલાવે ! મારો ઓશી-

ચાળો અવતાર થઈ ગયો, એમ આંસુ પાડતો ઘરમાં પેઠો. દાદાને રડતા જોઇને પુછવા લાગ્યો અરે દાદા કેમ રડો છો ? તમારા મનમાં શો કલેશ આવી પડયો છે. ! કરગરીને પુછયું પણ દાદાએ ઉત્તર આપ્યો નહી. એટલે કુંવરનું મન ઉભરાઇ આવ્યું, આખમાં આંસુ લાવીને કહે છે કે હું ન બાપોને કોણ બોલાવે એમ ચોધારે આંસુની ધાર ચાલી, આક્રંધ કરતો કરતો તથા આંસુ ભરતો કુંતાજીની પાસે આવ્યો. અરે મ્હારી વ્હાલી માતાજી ! તમે શા માટે રૂદન કરો છો ! મારા બાપ કાકા વનમાં ગયા છે. તે શું તમને સાંભરી આવ્યા ! અરે માતાજી મને સાચે સાચું કહી દો. કુંવરે ઘણું કહ્યું. પણ સતી કુંતાજીએ બીલકુલ જવાબ આપ્યો નહી, બીચારો અભેમાન લાચાર બનીગયો, માતાજી કહી કહીને મોંઢુ હલાવે છે, અને વારંવાર માનાં આંસુ લુછી નાંખે છે, ઢાંકેલું મોં ઉઘાડી વાંકો વળીને પુછે છે. તો પણ કુતાજીએ કાંઈ ઉત્તર આપ્યો નહી. છેવટે કુંવર આક્રંધ કરવા લાગ્યો. અભેમન્યુએ વીચાર કર્યો કે મારી માતા સુભદ્રાને પુછીશ તો જવાબ આપસે. એમ ધારી. રડતો રડતો મેડા ઉપર ચઢે છે, સુભદ્રાને પુછવા લાગ્યો કે કેમ માતાજી રૂદન કરો છો. ! મને સાચે સાચી વાર્તા કહી બતાવો. સુભદ્રા પણ જવાબ આપતાં નથી. અભેમન્યુ કહે છે કે હે માતાજી તમે શા દુઃખમાં ડુબ્યાં છો ! તમે કેમ આસુંપાત કરો છો ! ઓશીયાળાં થઇને કેમ આક્રધ કરો છો ! અરે જનેતા, મારા બાપ કાકા વન ગયા છે તેનું દુઃખ સાંભરી આવ્યું કે શું ! તમારૂં મોં કેમ લેવાઈ ગયું છે ! જો મારા બાપ કાકા વનમાં ગયા છે તેનું દુઃખ ધરાવીને રડતાં હોઓ તો કાલે પ્રભુ સાહ્ય કરશે અને બાર વરસ ઝપાટામાં જતાં રહેશે હે માતાજી દ્રવ્ય ગયું તેની સોસના કરતા હોઓ તો જ્યારે જન્મ્યાં ત્યારે શું લેઇને અવતર્યા હતાં ! સાથે લેઇને આવ્યા નથી અને લેઇને જવાના નથી, માટે મીથ્યા હર્ખ શોક ધરવો મુકી દો. સત્યને પકડો, ન હોયને થાય છે. અને હોયને જાય છે, એનો વેળા વેળાની છાંયડી છે. અરે માતાજી આ સઘળું તમે સમજો. છો. છતાં કેમ રૂદન કરો છો ! જો તમને કોઇ દુભ્યું હોય તો તે મને કહો, જો કોઇ પાપીએ ગાળ દીધી હોય તો તેની જીભ વ્હાઢું. જો કોઇએ હાથ ઉપાડયો હોય તો તેનાં કાંડાં વ્હાઢી નાંખુ. તેમ છતાં તમે કેમ રડો છો, ! રડવાથી શું દુઃખ જતું રહેશે ! હું તમારો દીકરો ભાગ્યશાળી છું, આગળ સઘળો આનંદ થશે, આવું પુત્રનું વચન સાંભળીને સુભદ્રાના મનમાં ચટકી લાગી ગઈ, પુત્રને કહે છે કે તું તો નીરભાગી નીકળ્યો આગળ તે શું સુખ મળવાનું છે ! અરે મારા દીકરા જોતું સભાગી હોત તો તને

આવું દુઃખ પડત નહી, જ્યારે તારો જન્મ થયો ત્યારે પાન્ડવો વનમાં પધાર્યા તારા પગલાથી સર્વને પીડા પડી. અમને સઘળાને દુઃખ પડે છે તે સઘળું તારા કમનસીબને લીધે, અભેમન્યુ કહે અરે માતાજી ? મારા ચરણને લીધે તો આપણા ઘેર રાજસોઈ યક્ષ થયો. તેથી કરીને વડીલ દાદા પાન્ડુરાજા સુભગતીને પ્રાપ્ત થયા. મારા પગલાંથી તો સારૂં થયું છે, અરે માતા હું નીર્ભાગી નથી નીવડયો, તે સાંભળીને સુભદ્રા કહે છે. રડયા ! સઘળા શત્રુના ઘેર આનંદ હેલી થઈ રહી છે જો તું ભાગ્યશાળી હોય તો તારો વીવાહ કદી ફોક થાય નહી બળીભદ્રનો જીવ ભમીગયો તેથી તારો વીવાહ કર્યું અને દુરીયોધનના પુત્ર લક્ષ્મણા જોડે કર્યું, સાચાં શગા હતા તેં. પણ શત્રુ થઇને બેઠા. માટે તું નીશ્ચે કરમ ફુટો છે, કુંવર કહે અરે માતાજી ! તેમાં તમે શા માટે કલેશ કરી રૂદન કરો છો. ! કાચા વીવાહની કન્યા ગઈ છે. તેમાં આવડો બધો કલેશ શા માટે ધારણ કરો છો ! અરે માતાજી, કન્યા ગઈ તો ભલે ગઈ. હજી મને મોટો થવાદો, મારા બાપ કાકા જીવે છે તો એવી લક્ષ કન્યાયો લાવીશ, તેને માટે કલ્પાન્ત ન કરો અને મનથી સુખમાની લ્યો. સુભદ્રા કહે કન્યા ગઈ છે. તેનું મને બીલકુલ દુઃખ નથી, સાચા શત્રુ હરખ પામ્યા છે, તેનું મને ઝેર પ્રગટયું છે, આપણી કન્યાનો વીવાહ દુર્યોધનના ઘેર થયો, લક્ષ્મણાનું લગ્ન લેવરાવ્યું છે. તેથી મારૂં મન કલ્પાન્ત કરે છે. તેજ વેદનાથી કુંતાજી તથા વીદુર દાદા રડે છે. બીજું કંઇ કારણ નથી અભેમન્યું કહે અરે માતાજી તમે મીથ્યા રડો છો, કન્યા શત્રુના ઘેર ગઈ તો છો ગઈ, તેમાં શું થઈ ગયું, એવાતનું વ્હેર રાખવું એ મુર્ખતા ભરેલું છે, વાવે તે લણે અને ખોદે તે પડે માટે લક્ષ્મણાની સાથે પરણશે તો પણ આપણું ઘર છે. એવાં વચન સાંભળીને સુભદ્રા ક્રોધે ભરાયાં, પછી કહ્યું કે જા પુત્ર તું નીર્ભાગી છે એમ કહી છાતીમાં લાત મારીને કહેવા લાગી કે દીકરા તું નીર્બળ પાકયો, તું મારે પેટ દીકરો આવ્યો પણ દીકરી જેવો છે, જે ક્ષત્રી છે તે પોતાની કન્યાને કદી જવા દેતો નથી, ગમે તો મ્હોટો સંગ્રામ કરીને પણ સામાને નીશ્ચે હાર પમાડે તેં મ્હારી કુખ વગોવી મારી અને બાપનું નામ બોળ્યું, અરે કાહયર કુંવર તેં ગાદીને લજાવી મારી. તે ક્ષત્રીનુ દેંટ કહાડી નાંખ્યું, ધીક્કાર છે તને, તું મારે પેટ શા માટે અવતર્યો દીકરા મારે પેટ તું પથ્થર પડયો એવાં માતાજીનાં વચન સાંભળીને કુંવરને ક્રોધ વ્યાપ્યો, અરે માતાજી તમે મારી વાત સાંભળીલ્યો, તમે જરા શાંત પડો, હું મારા પીતાજીને નહી લજાવું, જો એજ સુરેખાને હું ન પરણું

તો મને બ્રહ્મહત્યાનું પાપ, એમ કહીને નીચે ચાલ્યો આવીને ભંડાર ઉઘેડયો પોતાની પેટીમાં વસ્ત્રાભુષણો તથા શણગારો લીધા શુકનમાં મુખવાસ કરીને લાલ મોંકર્યું, ઉપાન ચર્ણમાં ધારણ કરી લીધા અને સુરવાળ પણ પહેરી લીધો, અંગે કવચ, બકતર, કમ્મરપટા વીગેરે ધારણ કર્યાં, જરીનો જામો પહેરી લીધો, વળી પ્રેમ વડે કરીને મુસ્તક ઉપર મુગટ પણ પહેરી લીધો કાનમાં કુંડળ લોલક લળકે છે, કોટમાં એકાવળહાર શોભે છે, પટકાથી કટી કસીને બાંધી છે તેમાં હથીયારો ખોશી દીધાં. હથીયારોમાં ખપવા, ખંજર, સાંગ્ય, ત્રીશુળ, જમઇયા, કટાર ગુપ્તિ, ગેડી; ગદા, તરકસ, તીર, તથા તરવાર સર્વે ધારણ કર્યાં. વળી કર્વત, કુહાં, ભાલો, બરશી વીગેરે કમ્મર સાથે તાણી બાંધ્યાં બાણુનો ભરેલો ભાથો તથા ધનુષ ખાંધે ભેરવી દિધાં, કુંવર અતીશય ક્રોધે ભરાઇ ગયો છે, પોતે તૈયાર થઇને વીદાય થવાનો વીચાર કરવા લાગ્યો. અભેમન્યુ વીદુર દાદાને પગે લાગીને કહેવા લાગ્યો કે અરે દાદા મને આજ્ઞા આપો તો હું એ કન્યાને લાવું, વિરદુજી જોઇને ગભરાયા, પોતે વીચાર કરવા લાગ્યા કે અરે આવી ચાન્ડાળ બુદ્ધિનું કોણ મળ્યું કે કુવરને ચડાવ્યો, આવો જીવ ખોવાનો ખેલ કોણે લડાવ્યો, એવું સાંભળી કુંતાજી પરસાળમાંથી બહાર આવ્યાં તો કુંવરને તૈયાર થઇને ઉભેલો દીઠો. વીદુરજીને કહેવા લાગ્યાં કે સુભદ્રાએ કુંવરને ચડાવ્યો હોય એમ લાગે છે કુંતાજી કહે અરે બેટાતને કોણે શીખવાડયું ! તે મને કહી દે, અભેમન્યુ બોલ્યો, અરે કુંતાજી ! મારી માતા કન્યાને માટે આંસુપાત કરે છે, મેં સુભદ્રાને શીખામણ દીધી કે અરે માતા તું કલ્પાન્ત કરીશ નહી, કન્યા ગઇતો છો ગઈ, મારા બાપ કાકા જીવે છે તો ઘણીએ લાવસે, પણ મારી માતાએ બીલકુલ માન્યું નહી અને મને લાત મારી, વળી કહેવા લાગી કે તું દિકરો નથી દીકરી છે. તેં તારો અરજુન બાપ લજાવ્યો, મારી કુખે તું પથરો પડયો તેવાં કઠોર વચન સાંભળી મેં કન્યા વરવાનું માંથે પાપ લીધું છે, દ્વારકાંમાં જઇને સુરેખા કન્યાનું જરૂર હર્ણ કરીશું જીવીશું તો જીતીને પાછા આવીશું અને નહિ જીતીયે તો મરણ પામીશું, એવાં વચન સાંભળીને કુંતાજી કોપાયમાન થઈ ગયાં સુભદ્રાને ગાળો દેઇ વઢવા લાગ્યાં અરે પાપણી તું નીચે ઉતરી આવ, તેં કુંવરને કયાં ચડાવ્યો એવું સાંભળીને સુભદ્રા થર થર કંપવા લાગી પછી કુંતાજીની પાસે નીચે ઉતરી આવી, કુંતાજી ક્રોધ કરીને બોલી ઉઠયાં, અરે વીવેક હીન વહુ સુભદ્રા ! તેં શા માટે દીકરાને દુભાવ્યો, આપણા ઘેર ગોદા વાગે તેવો ઉપાય તેં કયાંથી

શોધી કાઢયો ! આવી છોકરવાદી વિદ્યાતું કયાંથી શીખી લાવિ, હરી ફરીને મારે એક છોકરૂં છે, તે શું કુંવારો રહેશે ! ગોળી હશે તો ગોળી ઢાંકણાં ઘણાં મળી આવશે. હવે અભેમન્યુને હઠ ભરાણી છે, તે કદી ગયા સીવાય રહેવાનો નથી, અરે વહુજી પુત્રની ખબર કોણ લેશે તેં મ્હોટી મુર્ખામી કરી કુંવરને ચડાવ્યો, ઘેલી વહુ, તમારે સાસુ પણ દાખવવા જોઇએ છીએ, તે હું બરાબર સમજુ છુ, તારો પતી વનમાં ગયો એટલે સાસુની બીક કયાંથી હોય ! ધણિ વિના ધણીઆપુ માંડીને તેં આશો જુલમ કર્યો પુત્રની પુઠે કોઇની પક્ષ નથી, તેના બાપ કાકા વનમાં ગયા છે પીહયરમાં તો કાંઇ ઉપજતું નથી ને નકામા ચાળા ઉકલ્યા છે. તું છેક છાકે છકી ગઈ છે. અને રાંડ છાંછવી તે છૈયાને છકાવ્યો છે તે હું જાણું છું, તું જાણે છે કે મને કોણ પુછનાર છે તારા આવા ગુણથીજ પીહયરના લોકોએ તારી સંભાળ લીધી નહી. જ્યારથી સાસરીયામાં આવ્યાં છો ત્યારથી વળગણીઓ શોધતાં વસ્યાં છો, ભાઈ તો શત્રુ થઇ પડયા છે, શા ઉપર હુંપદ આણતાં હશો ! કોઇ દહાડો નહિ ને આજ કયાંથી આવું ડહાપણ આવ્યું ક્રોધમાં ને ક્રોધમાં જનુની પણું દાખવ્યું મહારા કુંવરને શા માટે છાતીમાં લાત મારી ! કેહેડ કશીને તમે તો આખી મરદાઇ હાંકવા માંડી, કૌરવો તથા યાદવો બેઉ પક્ષ વાળા જમડા જેવા છે, આપણો કુંવર એકલો છે એને કોઈની મદદ નથી, એનું ત્યાં કોણ બેલી થશે ! શું કરૂં સંસારની શરમે હું તારી સાથે બોલતી નથી, આ તારો કુંવર દુસ્મનમાં ચાલ્યો, તેને પકડી રાખ. તારી જીભડીએ આ કર્મ આદર્યું. ચાહય તેમ કરી કુંવરને સમજાવીને ગેર રાખ જો મોકલીશ તો તેમાંથી વોપ્રીત થશે. ધીક્કાર છે તને એ પ્રમાણે વીદુરજીના ઘરમાં રૂધિરની રેલ રેલાઇ ગઈ, કુંતાજીના શબ્દ સાંભળીને સુભદ્રાના પેટમાં ફાળ પડી સુભદ્રા તુરત કુંવરનો હાથ ઝાલીને કહેવા લાગી કે દીકરા ! તને હું નહી જવા દેઉં, અરે મારા જાયા હું જવા દેવાની નથી, જો તારે જવું હોય તો મને મારી નાંખીને જા મારો પાપી પ્રાણ ત્યાગ કરીશ. અરે દિકરા મ્હારી ભુલ થઈ ગઈ છે. તારો તો બીલકુલ વાંક નથી. તારા પીતાજી વનમાં ગયા છે તેથી તારી પક્ષે કોઈ આવે તેમ નથી. કાળ રૂપ કેહેર કરશે યાદવો જમ જેવા જેરાવર છે માટે તેમના સામુ યુદ્ધ કરવાનું મુકી દો, જે દુરાચારી પાપી પુરૂષો છે તેમના સામી કદી રાઢ ન કરવી, અરે મારા દીકરા બળીયા સાથે બાથ બીડાવવી નહી દીકરા તેં મુમત પકડયો છે. તારે બીલકુલ પક્ષ નથી, ઓ કાલા કુંવર કંથેરના જાળામાં કદી હાથન ઘાલવો, ઓ પુત્ર, કોઇની મદદ સીવાય

લાંબી દોકમાં નહી પહોંચી શકો એ વાઘની બોડમાં શા માટે હાથ ઘાલે છે, કાળા કલેશની કન્યા મારે નથી જોઇતી, દારૂણ દ્વેષ વાળી કન્યાને કદી નથી વરવું જો તું જીવતો હોઇશ તો એવી લક્ષ નારીઓ આવશે, તારા બાપ કાકા બહુજ બળવાન છે. તેથી તારે માટે ઘણી કન્યાઓ લાવશે સઘળા ક્ષત્રીઓ જાણશે કે અભિમન્યુનો વીવાહ ભાગ્યો એટલે પછી મનગમતા, વેવીશાળ આવશે. કન્યાની કંઈ ખોટ નથી, દીકરા, તું મુમત મુકીદે, હું તારી મા તારા વીના મરી જઇશ સુભદ્રાના છાતી ફાટ રૂદનથી અભિમન્યુનું દીલ દુભાયું, પોતાની માતાને કહેવા લાગ્યો કે અરે માતા ! તેં પહેલું ન માન્યું પણ હવે તો બ્રહ્મહત્યાનું પાપ માથે લીધું છે, મારે નીશ્ચે સુરેખા કન્યા ને વરવું છે, જો બેસી રહું તો મારો બાપ લાજે, મેં મારે મોંઠે કન્યાનું હરણ કરવાનું કબુલ કર્યું છે, તેને જો ન પાળી શકાય તો જીવ્યા કરતાં મરવું સારૂં, એટલે વીદુર-મનમાં વીચાર કર્યો કે હવે કુંવર રોકાયો રહેવાનો નથી એમ જાણી પોતે કુંવરને કહે છે કે ધન્ય છે દીકરા તારી બરોબરી કરી શકે તેવો કોઇ નથી, ભલે ખુશીથી જાઓ, પણ મારૂં એક વચન માની લ્યો દીવસે નીકળવાનું બંધ રાખો સાયંકાળે જવાનું કરો તો સારૂં, તેનું કારણ એટલુંજ છે કે જો તારી જવાની વાત કૌરવો જાણશે તો પાપી લોકો તેને રસ્તામાં જતા નડશે, તારા ઉપર ક્લેશ આણી તને વિઘ્ન કરશે, માટે દીકરા, મોડી રાતે જજે, વળી તારી માતાને જોડે લેઇને જજે, એટલે અભિમન્યુ બોલ્યો, અરે દાદા તમારૂં વચન મારા મુસ્તક ચઢાવું છું, પણ મારી માને સાથે લેવાનું શું કારણ છે ! ત્યારે વીદુરજી કહે દીકરા, તારી માતા તારા સંગાથે આવશે એટલે લગ્ન થશે સુભદ્રા તારી જોડે આવીને એના ભાઈઓને સમજાવશે અને કરગરીને કન્યા અપાવશે. એવું સાંભળી અભિમન્યુ બોલી ઉઠયો; અરે દાદા એમ કદી બનવાનું નથી. તમે વૃદ્ધ થઇને કેમ ભુલો છો આડા માણસની સાથે અન્યાય કરવોજ પડે કરગરવાથી કરજ ને કન્યા આવતાં નથી. વીદુરજી કહે અરે દીકરા તારૂં કહેવું સત્ય છે. પણ જો સમજીને ખુશીથી વેવીશાળ કરે તો આપણે લડવાની જરૂર નથી. જો યાદવો કન્યા આપશે તો હેત રહેશે નહી તો કદી રહેવાનું નથી, એવું સાંભળી અભિમન્યુ ટાઢો થઇને બેઠો, મનમાં વીચાર કરે છે, કે કયારે રાત્રી પડેને હું દ્વારીકામાં જાઉં એમ કરતાં કરતાં દીન મણી મેર બેઠો, એટલે પોતે ઉભો થયો અને ભંડાર ઉઘાડી પોતાનાં વસ્ત્ર ફેર પહેરી લીધાં વિવિધ પ્રકારનાં આભુષણો તથા શણગાર શજી લીધા, પોતાની

સાથે આયુધ પણ લઇ લીધાં કમ્મર કશીને તાણી બાંધી એટલે સુભદ્રાએ વ-સ્ત્રની ગાંસડી બાંધી તૈયાર કરી બેઉ જણા માતા પુત્ર દ્વારીકાં જવા માટે તૈયાર થયા, કુંવરે રથને બહાર કાઢયો પોતે ચાર ઘોડા જોતર્યા. એટલે સુભદ્રા તુરત રથમાં બેસી ગઈ. કારણ કે રખેને અભેમન્યુ મને મુકીને જતો રહે, વીદુર ભક્ત કુંવરને રદય સરસો ચાંપીને શીખામણ આપે છે. કે દીકરા. જાળવી જોઈ વીચારીને કામ કરજે તમે એકલા છો, તમારી પક્ષે કોઈ નથી. હજુ તું તો બાળક છે. કેવી રીતે યુદ્ધ કરવું, તેની તને બીલકુલ ખબર નથી, માટે બળીયા સાથે કદી બાથ ન ભીડવી, કુંતાજી પણ રૂદે ચાંપી શીખામણ દે છે કે દીકરા ટંટાનો તંત ધરશો નહી, જ્યાં સુધી ક્ળેથી કામ થાય ત્યાં સુધી બળે કરવું નહી તારી પાછળ કોઇની પક્ષ નથી, માટે લાંબી લાંબી ફાળ ન ભરીશ, ઓ દીકરા હરીએ ધાર્યું હશે તે થશે, પછી વીદુરજી કહે છે કે સુભદ્રા ? તું તારા ભાઇઓને કરગરીને સમજાવજે અને જો તેમ ન માને તો તારાં સગાંવ્હાલાંને ભેગાં કરીને સમજાવજે, તેમ છતાં કબુલ ન કરે તો યુદ્ધ કરવાનું આદરજે એમ શીખામણ આપીને બેઉને શાંત પાડયાં, પછી બેઉ જણાં દાદાને પગે લાગ્યાં દાદાએ બેઉના મુસ્તક ઉપર હાથ મુકી આજ્ઞા આપી દીધી, કુંવરે રથ ઉપર ચઢી એક હાથમાં અછોડા ઝાલ્યા અને બીજા હાથમાં ચાબુક ઝાલી, જેવા ઘોડા ચાલવા જાય છે, તેવીજ સામી ગાય આવતી જોઈ. વીદુરજીએ કહ્યું દીકરા શુકન સારા થાય છે માટે તારૂં કામ ફતેહ થશે કુંવર અશ્વ હાંકીને ચાલ્યો ચાલતાં ચાલતાં નગ્રની બહાર આવ્યો એટલે શીયાળના શબ્દ થવા માંડયા. શુકન માઠા થવા લાગ્યાં કુવરે બીલકુલ ગણગાર્યું નહિ અને પુરપાટ ઘોડાઓ દોડાવી મુકયા રથનો ઘઘડાટ અતીશય થાય છે, એ પ્રકારે જતાં જતાં બે રસ્તા આવ્યા, અભેમન્યુએ ખમચાઈને રથ તથા ઘોડા ઉભા રાખ્યા, સુભદ્રાએ પુછયું, કેમ દીકરા રથને સ્થંભાવ્યો ! અભેમન્યું કહે, માતાજી બે રસ્તા આવ્યા છે તેથી મને સુઝ નથી પડતી બે રસ્તામાંથી કયે રસ્તે ઘોડાને હાંકુ ! તમો કહોતો જમણો રસ્તો પકડું અને કહો તો ડાબો પકડું, જયાં મારૂં મોસાળ હોય ત્યાં હું હાંકુ, રાત્રી વીતી જાય છે, માટે માતાજી મને ઝટ સુઝ પાડો, તમે હમેશનાં ભોમીયાં છો, માટે તમને બરોબર ખબર હશે. એટલે પ્રભુએ જાણ્યું કે ભાણેજ હણું કરવા આવે છે, પણ પંડે એકલો છે, તેથી એનું બળ ચાલવાનું નથી, મ્હારા ભક્તનો પુત્ર છે તેથી એને પાછો પડવા દેવો જોઈએ નહી. પહેલું મેં બળદેવને કહયું હતું, પણ તેમણે

મારૂં કહેવું કબુલ રાખ્યુ નહી. મેં ઘણા સમજાવ્યા હતા પણ આખર કૈરવોમાં ગયા માટે એમનું ધારયું કદી ન થવાદેવું જોઇએ, ભાણેજ કન્યાને પરણે અને હું જસ લેઉં, એવું મારે જરૂર કરવું, પણ ભાણેજ એકલો છે તેથા ધાર્યો મનસુબો પાર ઉતરશે નહી. એમ જાણી પ્રભુએ યુકિત શોધી કહાડી, સુભદ્રાને દ્વારીકાંના રસ્તાનું બરોબર ભાન હતું, પણ પ્રભુએ તેને ભુલ ખવરાવી દીધી અભેમન્યુએ પુછયું ત્યારે માતાએ કહ્યું બેટા, ડાબો માર્ગ ઝાલો તમારૂં મોસાળ તેજ રસ્તે આવશે. એવાં પોતાની માતાનાં વાકય સાંભળીનેરથને ડાબા રસ્તા તરફ હાંકયો, ડાબો માર્ગ ઘણો લાંબો હતો. તેનો છેડો આવી રહયો એટલે સપાટ વન વગડો આવ્યો, કુંવર દિશા ભુલ થઈ ગયો, ઘોડા અરણ્યમાં ચાલ્યા જાય છે, ચાલતાં ચાલતાં એક મ્હા મોહોટું વન આવ્યું ત્યાંથી પાછા વળ્યાની સુઝ પડતી નથી, રાત્રી અંધારી ઘોર થઈ ગઈ છે, સણુ સણુ રાત્રી બોલ્યા કરે છે, તમરાં ઘાડા સ્વરથી પોકાર કર્યાં કરે છે. કુંવર વીકરાળ વગડે રખડે છે મ્હોટાં મ્હોટાં બાવળનાં ઝાડ રસ્તામાં અથડાય છે. વચ્ચે ટેકરા, ખાડા, કોતર, ડુંગરા, પર્વત પહાડ અને તાડ વીગેરે અનેક પ્રકારનાં વિઘ્ન આવે છે. નદીનાં નાળાં, ઝાડનાં જાળાં, કંથેર કાચકીના કાંટા, વૃક્ષની લાંબી વેલીયો, ખેર, ખાખરા, ખરસાણી, ખજુરીયો વીગેરે ભયંકર ભાસવા લાગ્યાં, રાફડાઓમાં સર્પ શબ્દ કરી રહયા છે. ચીતળા રસ્તામાં આડા પડયા છે, નાગ ફણા માંડીને ફરે છે અને નોળીયા ત્થા વણીયર દોડા દોડ કરી રહયાં છે. સાહુડી, શીયાળ, સુવર, સસલાં હરણ, મૃગ હસ્તી, ભુંડ, રોઝ, રીંછડાં સીંહ, ચીત્તા અને વાઘ વિગેરે વિવિધ પ્રકારનાં જાનવરો જોવામાં આવે છે. તનછ, ચંદન ઘો, પાટલા ઘો, કરચલાં, કાચંડા, ઘુવડ, ચીબડીઓ, ઊંટ, ઉડગડા, એવાં ઘણી જાતનાં ગુફાઓમાં બેસી રહયાં છે, ઝાડોનાં જડીયાં ત્થા ડાળાં રસ્તામાં પડયાં છે તેથી તેમાં પૈડાં ભરાઇ જાય છે. રથ હાલતો નથી ત્થા ઘોડા પણ ચાલતા નથી. અશ્વો ઘણા પગ પછાડે છે પણ રથ નીકળતો નથી. કુંવર અંધારે હેઠો ઉતરી બળ કરીને રથને કહાડે છે. મોઢે પોકાર કરીને ચાબુક મારે છે પણ ઘોડા ચાલી શકતા નથી. રાત્રી ભયંકરરૂપે ભાસી રહી છે. એવું દુઃખ જોઇને સુભદ્રાને અફસોસ થયો, દીકરાને કહે છે કે અરે વ્હાલા બેટા, આપણે જરૂર રસ્તાની ભુલ ખાધિ. અભેમન્યું કહે હશે માતાજી, મને પરણાવવો છે માટે લ્હાવો લ્યો. મ્હોડ ઘાલીને લ્હાવો લેવો છે એ કંઈ સેહેલાઇનું કામ નથી. માતાજી! દુઃખ વેઠયા વિના વ્હાલી વહુ કયાંથી આવશે. એવાં મર્મનાં વચન સાંભળી સુભદ્રાએ નીચું ઘાલ્યું. પછી કુંવરે વીચાર કરીને ધનુ-

ષ્ય હાથમાં લીધું, પોતે મનમાં કહેવા લાગ્યો કે મારી પાસે વિદ્યા છે છતાં હું શા સારૂ કષ્ટી વેઠું છું. અગ્નાસ્ત્ર બાણથી અગ્નિ મુકી રસ્તામાં પ્રકાશ કરૂં. તીમ્મરનો નાશ થવાથી અને અજવાળું થવાથી માર્ગ બરોબર દેખાશે. તેથી મારી માતાને તથા ઘોડાને સુખ થશે. છતી વિદ્યાએ શા સારૂં દુઃખ વેઠું છું અને વળી વેઠાવું છું? એવું જાણીને એક બાણ લીધું. મંત્ર ભણીને અગ્નાસ્ત્ર બાણ છોડી દીધું, સુસવાટા કરતું બાણ છુટયું એટલે અગ્ની પ્રગટ થયો. સઘળાં બીડ સળગવાથી અંધારાનો નાશ થઈ ગયો. વનને વિશે અગ્ની સળગવાથી અપાર ઝાડો બળી ગયાં. પુષ્કળ પ્રકાશ થવાથી ઘોડા ચાલવા લાગ્યા. તેથી કુંવર અતીશય હરખાવા લાગ્યો. આગળ ચાલતાં ચાલતાં પ્રકાશ ઓછો થાય છે કે તુરત પાછું બાણમારે છે. પાછળ પ્રબળ પ્રકાશ રહે છે કે આગળ મારે છે. એ પ્રમાણે સળગાવતો સળગાવતો આગળ ચાલ્યો જાય છે, એવામાં હેડંબાવન આવ્યું. તે વનમાં વીકરાળ માયાવી રાક્ષસો રહે છે. ત્રણ ત્રણ તાડના ઉંચા અસુરો છે; તેઓ હેડંબાના બાગનું રક્ષણ કરે છે, તે સઘળાનું હેડંબા રાણી રાજ્ય કરે છે. તે રાણી ભીમસેન સાથે પરણીને વનમાં રહેલી છે. તેનો માયાવી ગટોરગચ્છ નામનો પુત્ર માહા બળવાન છે. તેમનું વન અભેમન્યુએ સળગાવ્યું. પવનના ઝપાટાથી અતીશય સળગવા લાગ્યું. અગ્નીના ભબક ભબકા સળગતા જોઇ અસુરો જાગી ઉઠયા. પોતે પોકાર કરવા લાગ્યા કે અરે કોણે આપણા વનને સળગાવી દીધું. ધાજોરે ધાજો એમ બુમો પાડવા લાગ્યા તે શબ્દ સાંભળીને તમામ અસુરો દોડયા આવ્યા. સઘળા તોફાની લોકોએ આયુધો તૈયાર કર્યાં સરવે વાતો કરે છે કે આપણી રાણીના ભયથી કોઇ પ્રાણી અહીં આવી શકવા સમર્થ નથી, છતાં કોણ આવીને વન બાળી નાંખે છે! અંતરીક્ષનાં ઉડનારાં પક્ષી પણ આ મારગે જતાં નથી, દેવ લોકો દ્રષ્ટિ નાંખી શકતા નથી તોપછી બીજાનો શો ભાર છે? વળી રાણીનો પુત્ર મહા બળવાન છે. મ્હોટા મ્હોટા મહારથી હોય તોપણ ગટોરગચ્છનાથી હારી જાય. તેવાના બાગમાં અગ્નીમુકીને કોણે આવું જોર જણાવ્યું છે! ચાલો આપણ જઇને રાણીનો ચોર પકડી લાવીએ. એમ કહીને હજાર અસુર તૈયાર થઇને ચાલ્યા ત્રણ તાડ ઉંચા છે, હાથ હાથ લાંબા દાંત છે. કાન સુપડા જેવા છે એવા ભયંકર સ્વરૂપના સહસ્ત્ર અસુર ફલંગો ભરતા દોડી આવ્યા. સુભદ્રા તથા અભેમન્યુએ રથમાં બેઠાં બેઠાં રાક્ષસોને જોયા. સુભદ્રા મનમાં કહેવા લાગી કે અરેરે દૈવ મેં અભાગણીએ આ શું કર્યું કે કુંવરને ચડાવ્યો અરે જાનતો ફીટી ગઇ પણ આતો કાંણ થઈ. દુષ્ટ રાક્ષસો મારા પુત્રને

મારી નાંખશે એમ ભયંકર ભય ભાસવાથી મ્રતક મુર્છા ખાઇને રથમાં આડી પડી, સુદ્ધ બુધ સરવે જતી રહી અને બેભાન થઇને પડી. અભેમન્યુએ પાછળ જોયું તો પોતાની માને બેભાનમાં પડેલી જોઈ. અભેમન્યુ શોકના સીંધુમાં પડયો. પોતાની માતાને પડેલી જોઇ છાતીફાટ રૂદન કરે છે, અરેરે માતાજી તમારી હોંશ પરીપુર્ણ ન થઇ હે મારી ગરીબ માતા તું શામાટે રથમાં પડી રહી છે ! તારા દીકરાનું લગ્ન તો કયાંય રહ્યું પણ ઉલટી મુર્છા ખાઈ પડીછું ! મેં તને પહેલેથી સમજાવ્યું હતું, પણ તેં ન માન્યુ. અતીશય હઠ કરીને વહુ લાવવા સાથે આવ્યાં હતાં. અને હવે કેમ સુતાં છો ! અરે મારી રત્ન સરખી માતા જો તું નહી ઉઠે તો દાંતમાં જીભ લઈ મરણ પામીશ. અરે માતા ! મારો પીતા હતો તે વનમાં ગયો અને તું પણ મર્ણ તુલ્ય પડી. અરે દૈવ મ્હારો કોનો આધાર રહયો. મારાં માત પીતાથી હું છુટો પડયો. અરે માતા મને કોણ ઉછંગમાં બેસાડીને પાળશે. કોણ મને મીષ્ટ નજરથી બોલાવશે ! મારે બીજી માતા કોઈ નથી. મને રદય ચાંપીને તું હસી જતી હતી. અરેરે હું હવે કઇ માતા કને બેશીને રમીશ. હે માતા, મારા રદયમાં અગ્નિ સળગે છે. અરે માતાજી ! મારૂં જીવત ધુળ થઇ ગયું. ધીક્કાર છે મને હે માતાજી ! તું મને કીયે ભવે મળીશ ! એ પ્રમાણે બે ફાટ રડતો જાય છે અને આંસુ લુછતો જાય છે. પછી અસુરોને જોઇને કુંવરે મનમાં વીચાર કર્યો કે રડયામાં રોળાઈ જઇશું માટે કાળજાને કઠણ રાખું તો ઠીક. એમ ધારી આંસુ બરાબર લુંછી નાંખ્યાં, જાણ્યું કે અસુર ઉત્પાત કરશે તેથી કરીને મારી માતા મરી જશે. મારી માતાનો પ્રાણ બ્રહ્માન્ડમાં છે તેથી તેને એ-કાન્ત સુવાડું તો સારૂં જો રથમાં રહેવા દઉં તો બે ઘડીએ શુદ્ધિ આવશે. પણ પાપી અસુરોનો પ્રહાર આવવાથી માતાજીનો પ્રાણ જતો રહેશે. એમ જાણી બહાદુર કુંવર અભેમન્યુ નીચે ઉતરી પડયો અને પોતાની કમ્મર કશીને તાંણી બાંધી શુદ્ધ સાનથી હીન થયેલી માતાને કુંવરે ખાંધે ઉચકી લીધી. પછી એકાન્ત ઝાડોની ગુફામાં માતાને સુવાડીને ઉપર લુગડું હોરાડી દીધું અસુર સાથે સંગ્રામ કરવાના ઇરાદાથી પોતે પાછો આવ્યો. રથ ઉપર ચઢીને ઘોડાના અછોડા હાથમાં પકડીને બેઠો. પોતાનાં આયુધ્ધો તૈયાર કર્યાં. એવામાં પાપી અસુરો પોકાર કરતા આવી પહોંચ્યા. તે કુંવરનો રથ ઘેરી લેઇને ઉભા રહ્યા, પોતાનાં રક્ત લોચન કરીને અભેમન્યુને પુછવા, લાગ્યા. અલ્યા તું કોણ છે. અને કયાંથી આવ્યો છે. ? તું મનુષ્ય પ્રાણી અહીં શામાટે આવ્યો છે. તું બાળક તારાં મા બાપથી કેમ છુટો પડયો છું ! તારી કઈ નાતે જાત છે. ? તારૂ કીયું ઘર ગામ છે. ! તારા માતા પીતાનું

શું નામ છે. ? અરે બાળક તારૂં શું નામ છે. ! અભેમન્યુ કહે અરે દુષ્ટો તમે શું જોઈ પુછો છો ! મારી નાત જાત જોવાની તમારે જરૂર નથી. લાંબી વાત કર્યા કરતાં ટુંકી કહું તે સાંભળો. હું સકળ ભુમીનો રાજાછું. દાનવ માનવ સરવનો હું અન્નદાતા છું. તમે સઘળા મ્હારી રઇયત છો. એવું સાંભળીને પાપી લોકોને અતીશય ક્રોધ વ્યાપી ગયો ને કહ્યું કે તું ન્હાને મોંઢે વધારે ન બોલ, નહી તો વીપરીત થશે. તનેબાળક ધારી અમે બોલતા નથી, નહી તો તું તો અમારૂં ભક્ષ છે. અમારા અસુરોના આગળ માણસો શા હીસાબમાં છે. અમારા આગળ તું બાળક કાંઈ લેખામાં નથી. તારૂં કાલું કાલું બોલવું અમને બહુ પ્યારૂં લાગે છે. અરે કુંવર ! તારા પીતાનું શું નામ છે ! તે તું અમને બરોબર કહી દે. અભેમન્યુ કહે અરે પાપી લોકો તમે મને બાળક ધારો છો ! આવો લડવું હોય તો તૈયાર થઇ જાઓ. તમારાથી શું બનવાનું છે ! જેમ રૂનો ઢગલો હોય છે, તેમાં અગનીની તણખી પડવાથી સરવનો નાશ થાય છે. તેમ પાપી લોકો હું અગનીની માફક તમારો કાળ છું એમ માની લેજો તમારા અધર્મ કર્મોથી આજ આવી બન્યું છે. પતંગીયું મરવાનું થાય એટલે તેજમાં તરફડીયાં મારે છે તેમ તમે પતંગીયાં હવે પળવાર પછી મરી જનારછો. દુષ્ટો યાદ રાખજો કે તમારૂં આવિબન્યું. એવું સાંભળી રાક્ષસોને મહા દુઃખ લાગ્યું. તેઓ અભેમન્યુને કહેવા લાગ્યાકે અલ્યા બાળક વીચારીને બોલ. તને અમે બાળક ધારી બોલતા નથી, તેમ તેમ તું અભીમાન ધારણ કરે છે. તેં બાગમાં આગ લગાડી છે, તેથી જરૂર તારૂં મૃત્યું થશે એમ માનજે. તું જેમ ફાવે તેમ બકયાં કરે છે, તેથી તારો આયુશ બહુ ટુંકો જાણજે. અલ્યા તું બરોબર યાદ રાખજે કે તું જીવનો ઘેર નથી જવાનો. તારે માથે કાળ ફેરા ફરી રહયો છે. અભેમન્યુ કહે, અલ્યા દુરાચારીયો ! મારો કાળ કોણ કરનાર છે ! હું દુનીયામાં કોઇને જોતો નથી કે મને ઘા કરી શકે. જો તમારે જીવવાની આશા હોય તો તમે તમારે ઘેર ચાલ્યા જાઓ, નહી તો ઘડીવારમાં તમારો અંત આણીશ, તે સાંભળી કુમતી અસુરો કોપાયમાન થઇને એક એકને કહેવા લાગ્યા કે એ બાળકના પ્રાંણ હરણ કરો. એમ પોકાર કરી ભાલા હાથમાં લીધા. માયાવી અસુરો બુમો પાડતા પાડતા આકાશમાં ઉછળ્યા. આકાશમાંથી ફાળો ભરતા ભરતા અભેમન્યુના ઉપર પડે છે. અભેમન્યુ બાણથી નીવારણ કરે છે. ઉંચા નીચા થઇને અભેમન્યુની સરત ચુકાવે છે, પણ ચંચળ પુત્ર અભેમન્યુ તુરત ચેતી જાય છે. દુરાચારી અસુરો ગર્જના કરવા લાગ્યા. જેમ લાગ આવે તેમ રથ ઉપર લાતો

ફેંકે છે. ઘોડાઓનો નાશ કરવા જાય છે, પણ બાણ મારે છે તેથી કોઇનાથી આઘું અવાતું નથી લાંબા પંજાથી લડત લડે છે અને મારો મારો કરી પોકાર કરે છે. વાંસડાના ફાંસડા ઉખાડીને કુંવર ઉપર ફેંકે છે. આવો રાક્ષસોનો જોર જુલમ જોઈ અભિમન્યુ મહા કોપાયમાન થયો, ધનુશ ઉપર બાણ ચઢાવિને તૈયાર કરયા. મહા ક્રોધ કરીને બાણ મારે છે. પણ અસરો આવતાં બાણ ચુકાવી નાંખે છે, અભિમન્યુ તાકી તાકીને પાપીયોને મારે છે પણ બીલકુલ અસર થતી નથી. કદાચ કોઇને વાગે છે પણ બીલકુલ નુકશાન થતું નથી, પ્રાણ જતો નથી અને ઘાત થતી નથી. પાપી અસુરો એવાને એવા રહે છે. કુંવર વીમાસવા લાગ્યો કે અરે દૈવ ! આ જીવ કેવા હશે ! હું માતાના ઉદરમાં અઢાર માસ હતો, તે વખતે મારા મામા કૃષ્ણજીએ કોઠા વિદ્યા વાંચી સંભળાવી હતી; તેમાં એવો હેતુ આવ્યો હતો કે જે માયાવી હોય છે, તેને ખડગ વીગેરે કોઈ પણ આયુધ્ધો ઇજા કરી શકતાં નથી, તેમ તેમનો દેહ પણ પડતો નથી. તેમાંના આ અસુરો હોય એમ લાગે છે. જેમ ફાવે તેમ રહ્યા છે. હું જાણું છું કે ફક્ત એકલા શીવજીનું બાણ તેમના ઉપર અસર કરશે એવું જાણીને કુંવરે ભાથામાંથી એક બાણ કાઢયું અને તેના ઉપર શીવજીનો મંત્ર ભણ્યો. પછી કારમો કોપ કરી ધુંદડીની માફક ફેરવી તે બાણને છોડી દીધું, તે બાણનો એવો પ્રભાવ છે કે જે જે યોદ્ધાઓને તે બાણ વાગ્યુ તે તે યોદ્ધાઓ લોપ થઇ ગયા. એમ કરતાં કરતાં નવસેં નવાણુ રાક્ષસને મારી નાંખ્યા. ફક્ત એક રાક્ષસ જીવતો રહયો અભિમન્યુએ તે રાક્ષસને નાશી જતો જોયો પોતે મનમાં સવળો સાર લેવા લાગ્યો કે છો બીચારો જીવતો ગયો. જો તેની પક્ષના કોઇ અસુરો આવશે તો પાછા મારી નાંખીશું એવા અધરમીઓનો નાશ કરવો એ અમારા ક્ષત્રીયોનો ધર્મ છે. પેલો જીવતો રહેલો રાક્ષસ દોડયો દોડયો હેડંબાના બાગમાં ગયો. તે ગર્જના કરીને કહેવા લાગ્યો કે અરે માતા હેડંબા ઝટ જાગો ઝટ જાગો; કોઇએ આપણું આખું વન સળગાવિ દીધું છે તમે શું જોઇને સુખમાં સુઈ રહ્યાં છો ! એવી અસુરની ગર્જના સાંભળીને હેડંબા જાગી ઉઠી. પછી અસુરને પુછવા લાગી કે અલ્યા મુરખા શા માટે નકામો પોકાર કરી રહયો છે. અસુરે કહ્યું, અરે માતાજી, આપણું સવળું વન સળગાવી દીધું તે જોઇને હેડંબા ભયભીત થઈ ગઈ, બાવરી બનીને બોલી, અરે ભાઇઓ આ કર્મને કોણ પહોંચ્યું કે જેણે સવળા વનનો નાશ કરયો. અરેરે આપણી તમામ ઝાડી બાળી નાંખી. આવો બળીયો કોણ આવ્યો હશે. અસુરે કહ્યું, અરે માતાજી આટલો બધો અગ્ની કેવી રીતે

હોલવાય. એવી કારમી ચીસો સાંભળી બીજા અસુરો જાગી ઉઠયા. અસુરે કહ્યું, અરે માતા વનનો બાગ બાળી નાંખવાથી અમે હજાર અસુરો તેની સામે લડવા માટે ગયા હતા. અમે તેને પુછી જોયું કે તું કોણ છે અને તારા પીતાજીનું નામ શું છે ! તેનો જવાબ આપવો તો કયાં ગયો પણ ઉલટો ગાળો દેવા લાગ્યો. કોઈક મનુષ જાતીનું બાળક જણાય છે. આવી વીકાળ રજનીમાં એકલો રથમાં બેશીને આવ્યો છે. એની સાથે કોઇ પણ નથી. પોતે નીરભયપણે હીમ્મત રાખીને યુદ્ધ કરે છે. અમે તેના સાથે યુદ્ધ આરંભ્યું. એને મારી નાંખવાની ઘણી ચતુરાઈ કરી પણ કુંવર બહુ ચાલાક અને બુદ્ધિશાળી છે. એક બાણમાં નવસેં નવાણું અસુરોને મારી નાંખ્યા. હજારમાં ફક્ત હું એકલો બચ્યોછું. તેથી હું જીવ લેઇને નાશી આવ્યોછું. તે તમને જગાડી છે. એવું સાંભળી હેડંબા રાણી દીલમાં દુભાણી પછી પોતાના અનુચરને કહ્યું કે અલ્યા તું નીચે ઉભો રહેજે, હું મારા પુત્ર ગટોરગચ્છને સાતમા માળથી બોલાવું છું, એમ કહી રાણી પોતાના પુત્રને બોલાવા ચાલી. તે સાતમે માળે ચઢી, જ્યાં પોતાનો પુત્ર ગટોરગચ્છ સુતો છે. ત્યાં ગઈ ક્રોધમાં લોચન રકત બની ગયાં છે, પછી ગર્જના કરીને પોતાના પુત્રની છાતીમાં લાત મારીને કહ્યું, ઉઠય ગટોરગચ્છ ઝટ ઉભો થા. તારો કોક બળીયો બાપ આવ્યો છે, આપણું આખુ વન બાળી મુકયું છે છતાં દરીદ્રી તું ઉઠતો નથી ? એક પળમાં આપણા સહસ્ત્ર સેવકોને મારી નાંખ્યા. ખરી હીમ્મત રાખીને સર્વનો ઘાણ કાઢી નાંખ્યો છે તો પણ હજી ઉભો રહયો છે, એના મનમાં શો મનસુબો રાખીને આવ્યો હશે, પોતાની માતાનાં એવાં કઠોર વચન સાંભળી મહા ખુની ગટોરગચ્છ ઉઠી ઉભો થયો, પોતાની માતાની સરવે હકીકત સાંભળતાંજ મહા ક્રોધાયમાન થઈ સાતમે માળથી નીચે કુદી પડયો. નીચે ઉભેલા સેવકને પુછયું કે અલ્યા આપણું વન કોણે સળગાવ્યું, એવાં ગટોરગચ્છનાં વચન સાંભળીને સેવકે તમામ હકીકત કહી સંભળાવી. વનમાં વીકાળ વહની જોઇને રદયમાં લ્હાય લાગી. અગ્નીના અંગાર ઉડે છે અને ભબક ભડકા થાય છે. વનસ્પતી સુસવાટ સળગે છે તેથી ધુમ્રના ગોટે ગોટા થાય છે, એવું દેખી દેખીને કુંવરને મહા રીસ વ્યાપી, મનમાં કહે છે કે આવો પાપી કોણ આવ્યો છે, સેવકને પુછયું કે એ કોણ છે, સેવકે કહ્યું અમે તેને પુછયું હતું પણ તેણે બીલકુલ જવાબ આપ્યો નહી ઉલટી અમને ગાળો દીધી એવું સાંભળીને ગટોરગચ્છ ખુનસે ભરાયો, લડવા જવાની તૈયારી કરવા માંડી. વાયુના પુત્રનો પુત્ર ગટોરગચ્છ મહા બળવાન છે, તેણે મનમાં વીચાર્યું કે જરૂર

અગ્ની સળગાવનારને ઠેર મારી નાંખું; એમ આકળોભુત બની ગયો છે, દીલમાં દારૂણ દ્વેષ ભરાઇ ગયો છે, માયાવી ગટોરગચ્છે માયા રચવાને માટે પોતાના મુસ્તકના કેશ છુટા કરયા. રીસમાં ને રીસમાં પોતાનું માથું ધુણાવીને પથ્થર ઉપર પછાડયું. એટલે મુસ્તકમાંથી જુ જુ જેવડા સહસ્ત્ર જંતુ ખરી પડયા. તે જંતુઓને પવન પૃથ્વીને સ્પર્શ થયો એટલે સવળા રાક્ષસો બની ગયા. તે શરીરે પહોળા, પુષ્ટ અને લાંબા આશરે ત્રણ તાડપુર થયા. ધરતીને ધુજાવવા લાગ્યા. ગમે તેટલા માણસો હોય તો પણ ચાવીને ચુરણ કરી નાંખે એવા મહા બળવાન અસુરો ઉત્પન્ન થયા, એવું દેખીને હેડંબા આનંદ પામીને બોલી ઉઠી કે અરે દીકરા હું પણ તારારૂપે થઈ જઇને તારી પક્ષ કરવા માટે આવું છું યુદ્ધ કરનારો કોઈ મહા પરાક્રમી છે, માટે નીશ્ચે તારી સાથે આવીશ. કોઈ બહાદુર હશે ત્યારે રાત્રે બહાર નિકળ્યો છે, નહી તો બીજા કોઇની હીમ્મત ચાલે નહીં. તું એકલો જઇશ તો વખત છે ને વિઘ્ન કરી બેસસે, તું બાઝજે અને હું અળગી ઉભી રહીને જોઇશ. જો તું જીતીશ તો ઠીક છે અને હારીશ તો તારી પક્ષ કરી તેનું ભક્ષણ કરી જઇશ, એવાં પોતાની માતાનાં વાકય સાંભળીને પુત્રે જવાબ દિધો, અમે પુરૂષે પુરૂષ પ્રાક્રમ કરીશું; એમાં તારૂં કામ નથી. જો હું યુદ્ધ કરતાં હાર પામું તો તું ધાઇને આવજે. એકલાને મારી નાંખવો છે તેમાં શું મ્હોટું કામ છે, એવું સાંભળી હેડંબા બોલી, બહુ સારૂ દિકરા, સુખેથી પધારો. વીચારી વીચારીને લડજો, હું પણ બે ઘડી પછી યુદ્ધ જોવાને માટે આવીશ, કારણ કે દીકરા, તારી મને ઘણી ચીંતા છે, તું મને ઘણો વ્હાલો છે, તને મોકલતાં મ્હારો જીવ નથી ચાલતો, પણ આ વખત જો તારા પીતાજી ભીમસેન અહીં હાજર હોતતો આવું કર્મ કરી શકવા કોઈ પણ સમર્થ થઈ શકે, પણ તારો પીતા અહી નથી. શું કરૂં મારો કંઈ ઉપાય નથી તેથી તને મોકલુંછું. એવું સાંભળી ગટોરગચ્છ બોલી ઉઠયો. અરે માતા, વીલાપ ન કરો; એક પળમાં દુષ્ટનો નાશ કરી તમારી પાસે આવું છું. હેડંબાએ આશીર્વાદ આપ્યો ગટોરગચ્છ પોતાના અસુરોને કહેવા લાગ્યો કે અરે સર્વે જણા આયુદ્ધ ગ્રહીને તૈયાર થઇ ચાલો. સવળાઓએ પોત પોતાનાં હથીયારો લેઈ લીધાં. કમ્મરો કસીને તાંણી બાંધી તેમાં પોતાનાં હથીયારો પણ તાંણી બાંધ્યા. ગટોરગચ્છે કહયું અરે હૈતો ચાલો, જઇને જોઈએ કે આપણા વનનો બાળનાર કોણ છે! એટલો બધો જુલમ કરનાર કોણ આવ્યો છે! આપણા હૈતોનો નાશ કરનારો દુષ્ટ કોણ જાગ્યો છે! શું એ બે શીશ ધરાવીને આપણા ભણી આવ્યો છે! એ-

વું સાંભળીને સર્વે જણા તૈયાર થયા. હાથમાં આયુધો ગ્રહણ કરીને જોડા જોડ ચાલ્યા. ધમકધમક પૃથ્વી ધ્રૂજે છે; ચમક ચમક ચાલીને પરડ પરડ પગલાં પાડે છે. અસુરોના પગની પડઘી પારથના પુત્રે સાંભળી ચેતન બનીને ચાતુર થઈને ઉભો રહયો. સરદાર સહીત અસુરો દોડતા આવે છે તેનણે અભેમન્યુનો રથ જોયો, પછી સઘળાઓ અચાનક આવી અભિમન્યુનો ઘેરીને ઉભા રહયા, અસુરો આગળ પાછળ ઉભા અને ગટોરગચ્છ અભેમન્યુના સનમુખ ઉભો રહયો એ પ્રમાણે અસુરોને દેખીને અભિમન્યુ સાવચેત થઈને બેઠો પોતાનાં હથીયારો હાથમાં ગ્રહણ કરિ તૈયાર થયો, પછી ગટોરગચ્છના સામી દ્રષ્ટી કરીને જોઈ રહયો પોતે અસુરોને ત્રણ તાડપુર ઊચા દીઠા. ફક્ત એકલા ગટોર-ગચ્છને મનુષ્યના આકારે જોયો. પોતે વિચાર્યું કે આ સર્વનો સરદાર હશે, કારણ કે ધશીને આગળ ઉભા છે, એવું જાણીને અભિમન્યુ બોલી ઉઠયો અલ્યા તમે કોણ છો, અને શો મનસુબો ધારીને અહીં આવ્યા છો ! મને રાજા જાણીને શી અરજ કરવા ઉભા છો, અવું સાંભળીને હેડંબાનો પુત્ર ગટોરચ્ગછ ગોલ્યો અલ્યા વગર વીચારે બક બક શું કરી રહયો છે ! વિના વાંકે વનને બા-ળ્યું છે તેથી જદુર તારૂં મૃત્યું આવ્યું એમ જાણજે હું તને અણધાર્યો પળ વારમાં મારી નાંખાશ. એવું સાંભળી અભિમન્યુ કહે ચાલ બકવા છોડી દેઇ યુ-દ્ધ કર. પાપી તું તારા મનમાં શું સમજે છે. એક પળવારમાં તારા હજાર અ-સુરોનો નાશ કરયો હતો તેજ હું છું, તું મને બાળક સમજીશ નહિ. યાદ રા-ખજે કે તું જીવનો ઘેર જવા પામીશ નહી તારે રજા લેવિ હોયનો તારા માતા પીતાને તથા તારી સ્ત્રીને પુછીને લડવા માટે આવજે નીસ્ચે હું તને મારી નાં-ખીશ. એવાં અભિમન્યુનાં વચન સાંભળી ગટોરગચ્છ મહા કરોધમાન થયો ત્યાર પછી અભિમન્યુને પુછવા લાગ્યો કે અલકા તું કોણ છે અને કયાંથી આવ્યો છે ! તારા પીતાનું નામ શું છે ! તારે એકલાને અહીં આવવાનિ શી જરૂર પડી છે, તું કોના કુળનો કુંવર છે ! એવું સાંભળી કીરીટધરના પુત્ર અ-ભિમન્યુએ કહ્યું, અલ્યા તું મને શું પુછી જુવે છે ! તું કોણ છે ! અને કોનો પુત્ર છે ! તે મને કહે. બેઉ જણા મુમત કરે છે પણ એક એકનાં નામ દેતા ન-થી. જો પીતાનાં નામ કહે તો, બીલકુલ લડાઈ થાય નહિ. પણ જુવાનીયા છે તેથી બાળચેષ્ઠામાં હુંપદ, આંણીને કહેતા નથી. સીમમાં શીયાળ અને ગામમાં કુતરાનિ પેઠે મત તાણે છે, ગટોરગચ્છ કહે અલ્યા છોકરા ! તું કેમ વાંકાં વચન બોલી રહયો છે ! તું શા માટે અમારી ભોમીમાં આવ્યો છે અને શા માટે અ-

મારૂં વન બાળી નાંખ્યું ! અભેમન્યુએ જવાબ આપ્યો. હું સકળ ભુમીનો રાજા છું તેથી આ ભુમી માહારી છે. તું અહીં કેટલા વર્ષથી રહે છે ! તે મને બરોબર સત્ય વાત કહિદે. સાચે સાચું કહી દેજે નહિ તો તેમાંથી વીપ્રીત પરીણામ નીપજશે, વગર રજાએ મારી જમીનમાં વસ્યો છે માટે ભાડું લાગ્ય ભાડા વીના હવે રહેવા દેવાનો નથી. જો ભાડું નહી આપો તો તમારો સઘળો ધન માલ લુંટી લઇશું, જે માણસ મને પગે લાગી જાય તેને જવાદઉં છું અને જે સામી બાકરી બાંધે છે તેની આયુશ દોરી ખુટી છે એમ માનજે, એવાં વચન સાંભળી હેડંબાનો પુત્ર ગટોરગચ્છ ખડ ખડ હસવા લાગ્યો પોતાના અસુરોને કહે છે કે અલ્યા અસુરો ! હું આ વનમાં ભાડે રહયો છું. જરા જુઓ તો ખરા, આ છોકરૂં શું છાકમાં છકી ગયું છે. જેમ ફાવે તેમ બોલે છે, એના મા બાપે મોંઢે ચઢાવ્યું હશે, દેવ ધરા ધરી પણ મારાથી ભય પામે છે, અને આ છોકરૂં ચપ ચપ વળગ્યું આવે છે. ખરે ખર તેનો આયુષ આવી રહયો છે. અલ્યા રથમાં બેસનારા પુત્ર ! તું મારા સમાન નથી. જેમ શેશની સામું અળશીયું કંઈ પણ ગણત્રીમાં નથી, તેમ તું મારી ગણત્રીમાં નથી. જેમ સીંહની સામુ સ્વાન હોય તેમ તું ભાશે છે, જેમ સાગર આગળ ખાબડાનો શો હિસાબ છે, તેમ મારે તારો હીસાબ નથી, કનકને કથીર હોય તેમ હું ને તું છીએ સું સમજીને ધીરજ રાખી રહયો છે ! એવું સાંભળીને અભેમન્યુ બોલી ઉઠયો, અલ્યા નિચ જાતિ શું તું મને નથી ઓળખતો ! તને મહારી બીલકુલ કીમ્મત નથી, તું હીમ્મતવાન ન થઇશ, તમે અનેકને હું એકલોછું, પણ મારા હાથનો ઝપાટો જોઈ લેજે, તમે લોકો મારા આગળ તુચ્છ છો, જેમ ચદ્રના આગળ તારા છે, સુર્યના સામા દીવા છે, ગંગાના આગળ છાંટા છે તેવાજ તમે મને તર્ખલા જેવા ભાસોછો, ભાલાના આગળ કાંટા હિસાબમાં નથી તેમ મારા આગળ તમારો કંઇ પણ હીસાબ નથી. એવું અભેમન્યુનું બોલવું સાંભળીને હેડંબાનો પુત્ર ગટોરગચ્છ અતીશય ક્રોધે ચડયો. પોતાના અસુરોને કહેવા લાગ્યો કે અલ્યા શું જોઈ રહ્યા છો છોકરાને ઠેર મારી નાંખો, કાળો કેહેર વરતાવી નાંખો. વધારે બોલીને શુ જીવતો જશે. મારા બાગમાં અગ્ની મુકયો છે માટે તેના કડકે કડકા કરી નાંખો, એની ચામડી તથા હાડના ચુરેચુરા કરી નાંખો એનું અંગ આખું રહે તેવું કરશો નહી, કોઇ પાછા પડશો નહી. એકદમ રીસ કરીને રોશણ વાળી નાખો, એવું કહેતામાં અસુરો કોપાયમાન થયા અને રાતા તાતા થઈ અભેમન્યુના સાથે સંગ્રામ કરવા લાગ્યા, વાંસડા કહાડી કહાડીને ફેંકે છે.

જંગલનિ ઝાડી ઉપાડી લાવીને ઉપર નાંખે છે, એવું જોઇને અભેમન્યુએ હથીયારો ધારણ કર્યાં, ધનુષ ઉપર બાણ ચઢાવીને માર મારવા લાગ્યા એટલે વ્રકોદરનો પુત્ર ગેટારગચ્છ ગરજના કરીને આકાશમાં ઉંચો ઉડયો ત્યાંથીનીચે આવી ઝાડ પહાડ વીગેરે એકઠાં કરીને આકાશે લેઇ જઇને અભેમન્યુના ઉપર ફેંકે છે, પણ અભેમન્યુ ચેતીને તેને નીવારણ કરે છે પોતાના બાણોથી પરવતોને ચુરણ કરી નાંખે છે ઝાડ તાડ છેદન કરે છે પણ પાછો પડતો નથી, એમ લડતાં લડતાં અભેમન્યુએ શંકરનું બાણ લીધું. પછી ફેર ફુંદડી ફરીને તે બાણને ફેકયું, એટલે સહસ્ર અસુરો લોપ થઇ ગયા, તે દેખીને વનવાશી ગેટારગચ્છ ક્રોધે ભરાયો પછી માયાવી નીચો ઉતરયો અને વિસ વાર પોતાનું માથું પછાડયું, એટલે વીસ હજાર રાક્ષસો ઉત્પન્ન થયા, તેઓ અભેમન્યુના સામા ધશી ધશીને આવવા લાગ્યા, ઢેપાંઢેખાળા વીગેરે ધારી ધારીને મારે છે પાપીઓ મ્હોટી બુમો પાડે છે, દૈતોને સોંપી પોતે અંતરીક્ષ ગયો, અભેમન્યુના ઉપર ઝાડ પહાડની વૃષ્ટિ થવા લાગી સઘળા રાક્ષસો સોર બકોર કરી રહયા છે ગેટારગછ બુમો પાડે છે, કે મારો ચોર હાથમાં આવ્યો છે, મારા વનમાં આગનો મુકનાર પકડાયો છે; આજ જરૂર એનો પ્રાણ લેવાનો છું, એમ પોકાર કરી અભેમન્યુ ઉપર ઢેખાળા વીગેરેની વૃષ્ટિ કરે છે, અસુરો ઘણા છે અને અભેમન્યુ એક છે તેથી ઝાઝું જોર ચાલી શકતું નથી, અભેમન્યુનાં હાડ ભાગી જવા લાગ્યાં છેવટ અભેમન્યુએ જાણ્યું કે મારૂં મરણ આવ્યું અરેરે મારો દેહ વનમાં રઝળશે, હવે મારી મદદે કોણ આવે! અરે દૈવ હવે હું શું કરૂં, મારો કંઈ ઉપાય ચાલે તેમ નથી; મારી માતા બીચારી એકલી પડી છે, તેની શી વલે હશે, મને મરેલો જોઇને મારી માતા પણ મરી જશે એમ વીલાપ કરતાં કરતાં અનેક બાણ છોડયાં પણ ગેટારગચ્છને ઇજા આવતી નથી. અસુરો અભેમન્યુના ઉપર પાષાણની વૃષ્ટિ કરે છે. ફરશી ગોફણ ગોળા વિગેરે ફેંકે છે. અભેમન્યુનું શરીર ભંગ થવા માંડયું. પછી અકળાઇને પારથ પુત્રે બ્રોહાસ્ત્ર નામનું બાણ હાથમાં લીધું. મંત્ર ભણીને ગેટારગચ્છ ઉપર આકાશમાં ફેંકયું. વીજળીની માફક ચમકારા કરતું અને મેઘનિ માફક ગરજના કરતું. બાણ સુરસપાટે ચાલ્યું જાય છે. ગેટારગછે જાણ્યું કે આ બાણ નિચે મને મારશે એમ ધારી ચુકાવવાનો વીચાર થયો. પણ ચુકાવતામાં બાણ એકા એક આવી પહોંચ્યું અને તેની છાતીમાં વાગ્યું, મર્મ સ્થાનમાં તિક્ષણ બાણ ભોંકાવાથી ગેટારગચ્છનો પ્રાણ બ્રાહ્માન્ડે ચડી ગયો અને તે નવ જોજન છેટે જઈને પડયો. એને શુદ્ધ સા-

ન બીલકુલસરહિ નહી. અને બે ભાન થઇ પૃથ્વી ઉપર પડયો પછી અઅભેમન્યુએ મનમાં વીચાર કર્યો કે જે મ્હોટો સરદાર થઇને આવ્યો હતો. તેને તો મૃત્યુ તુલ્ય ભોંય ભેગો કરી દીધો, પણ બીજા અસુરોને શંકરના બાણથી લોપ કરૂં તો આનંદ થઈ જાય એમ ધારિ પોતે સાવચેત બનીને પોતાના ભાથામાંથી મહાદેવજીનું બાણ કાઢયું. પછી તે બાણને ધનુષ ઉપર ચડાવ્યું, એટલે ટંકાર થયો. ત્યાર પછી અભેમન્યુએ ક્રોધ કરી કર્ણ પર્યંત ખેંચીને બાંણને ધનુષમાંથી છોડી દીધું. તે બાણ વીજળીની માફક ચમકારા કરતું અને મેઘની પેડે ગર્જના કરતું એકા એક અસુર દળમાં આવી પહોંચ્યું તે બાણના પ્રભાવથી એકદમ સઘળા અસુરો લોપ થઇ ગયા. એવામાં ચાર ઘડી થઈ એટલે ભીમનો કુંવર ગટોરગચ્છ શુદ્ધિમાં આવિ ગયો. પોતે આશ્ચર્ય થઇ ગયો કે અરે દૈવ ! એક નાના છોકરાએ મારિ આબરૂ લઈ લીધી. એક બાણના પ્રભાવથી હું નવ જોજન આવાને પડયો. ધન્ય છે એના માતા પીતાને કોઈ ખાન દાનનો પુત્ર જણાય છે. એની કાન્તી કેવી શોભા આપે છે ? એનું કાલું કાલું બોલવું સાંભળીને મને બહુ આનંદ થાય છે. એ કોનો પુત્ર હશે ! કોઇ ક્ષત્રી પુત્ર મહા બળવાન છે. પુત્ર આવો બળીયો છે, તો તેના પીતાજી કેવા બળવાન હશે ! પણ મને ગાળો દીધી છે, તેથી જરૂર એ છોકરાનો હું પ્રાણ લેઇશ. એના ઘેર જીવતો પહોંચવા દેવો નથી. મારો બાગ ત્થા સઘળું વન બાળીને ભસ્મ કર્યું એ મારો કટ્ટો દુસ્મન છે, માટે જરૂર તેના પ્રાણને હર્ણ કરી લઉં એમ વીચારી મહાકરોધમાં ભરાઇને ઉભો થયો પોતાના માથાને ધુણાવીને એક હજાર રાક્ષસ ઉત્પન્ન કર્યા તેઓને હેડંબા સુત કહેવા લાગ્યો કે અરે અસુરો આપણે ચાલો, કારણ કે આપણ દુસ્મનનો નાશ કરવો છે. એવું કહેતામાંજ સઘળાઓ સાવચેત રહેજો. નહીતો શત્રુ એવો બળવાન છે કે તમામના એક પળમાં પ્રાણ લેશે, એમ વાતો કરતા કરતા જ્યાં અભેમન્યુ રથ લેઇને બેઠો છે ત્યાં સર્વે અસુરો સાથે ગટોરગચ્છ આવી પહોંચ્યો, અભેમન્યુએ ગટોરગચ્છને જોયો, પોતાનાં ધનુશ બાણ તથા હથીયારો તૈયાર કર્યા, ગટોરગચ્છ ઘણોજ કળ કળવા લાગ્યો છે. હેડંબા સુત પોતાના અસુરોને કહે છે કે હું કહું તે વાત સાંભળીલ્યો. તમે દુસ્મન ઉપર ઝાડ, પહાડ, વીગેરેની વૃષ્ટી કરશો નહી, મ્હોઢેથી બુમો પાડીને ધુળ એકઠી કરો અને પછી દુસ્મન ઉપર ખોબા ભરી ભરીને ફેંકો, એટલે ધુળ ઉછાળવાથી, અંધારૂં ઘોર થશે તમે તમારે ધુળ ઉછાળવાનું કામ જારૂં રાખશો એટલે હું કુંવરને મારી નાંખીશ, એ રીતે અસુરોને આજ્ઞા આપી એટલે ખુંખારીને તૈયાર થયા. ઘણાક લોકો ગર્જના

કરી કરીને વઢવા લાગ્યા, ઉછળી ઉછળીને મારો મારો મુખેથી પોકાર કરે છે, પછી ખોબે ખોબે ધુળ લેઇને કુંવર ઉપર નાંખે છે રાક્ષસો પોતાની આંખો મીં-ચીને ધુળ ઉછાળ્યા કરે છે, ધુળ ઉડવાથી એટલું બધું અંધારૂં થયું કે એક એકને જોઇ પણ શકતા નથી. થેકડા ભરી ભરીને જબરૂં જોર જણવે છે, કાંકરા કુંકરી તથા ઝીણી રજોટીથી અંધારૂં ઘોર થઇ ગયું, પછી ગર્જના કરીને હેડંબા પુત્ર ગટોરગચ્છ આકાશમાં ઉંચે ચડયો, અંતરીક્ષ રહીને ચરચા જોયાં કરે છે, ધુળ ઉડવાથી અભેમન્યુ અકળાઇ ગયો, તેના ચરણ થર થર ધુજવા લાગ્યા, રજોટી નાશીકામાં ભરાઈ ગઈ, આંખોથી બીલકુલ દેખી શકાતું નથી, સ્વાસ બી-લકુલ લેવાતો નથી તેમ મુકાતો પણ નથી, રાક્ષસો તો બળ કરી કરીને પુષ્કળ રેણું ઉછાળ્યાં કરે છે, ધુળ ઉડતી ઉડતી પાસે આવે છે તેથી આંખો ચોળ્યાં કરે છે, પોતાનાં વસ્ત્ર તથા શરીર ધુળમાં રગદોળાઇ ગયા. મ્હોંઢુ પ્રતીકાથી ભરાઇ ગયું વઢવાનું મુકી દેઇને લુગડું હોઢીને બેઠો અભેમન્યુએ વઢવાનું મુકી દીધું એવી ગટોરગચ્છને ખબર પડી એટલે ગર્જના કરીને આકાશમાં ઉંચે ચડયો. પછી સમળી સરખી ઝડપ મારીને રથમાં આવીને પડયો, કુંવર ઉપર કરોધ કરીને મુષ્ટીના માર મારવા લાગ્યો ગટોરગચ્છે કુંવરને ગાભરો કરીને હથીયારો છીનવી લીધાં. એવો જુલમ જોઇને અભેમન્યુના પેટમાં ફાળ પડી, પછી પોતા-ના ઉપરથી હોઢેલું વસ્ત્ર ખેંચી કહાડયું, અભેમન્યુએ પોતાના મનમાં મરવું ધારીને મલ્લની પેઠે યુદ્ધ આરંભ્યું બેઉ બળીયા ગર્જના કરીને બાઝવા લાગ્યા. બળ કરીને બાથો બાથ બાઝી પડયા, કુસ્તાઈ કરવાથી સુસ્તાઈ ઉડી ગઇ, સર્વે અસુરો ઉભા ઉભાં જુવે છે, બંને જણા લડતા લડતા રથમાંથી નીચે પડયા. સીંહની માફક ગર્જના કરીને એક એકને પ્રહાર કરે છે. ગટોરગચ્છની પક્ષના અસુરોએ અભેમન્યુ ઉપર જબરો જુલમ કરવા માંડયો. અસુરો અનેક છે અને અભેમન્યુ એક છે. બીચારો એકલો એટલા બધા અસુરોને કેવી રીતે પહોંચી શકે. અસુરોને બીલકુલ દયા :આવતી નથી. પારથના પુત્રના હાડે હાડ ભાગી નાંખ્યા. અભેમન્યુએ પણ ગટોરગચ્છને પુષ્કળ માર મારવા માંડયો. ગટોરગ-ચ્છ પણ ત્રાહ ત્રાહ કરે છે. માયાવી ગટોરગચ્છ ચીડાઈ ગયો અને તેથી સુભદ્રા સુત ઉપર જુલમ કરવા માંડયો. બેઉ જણા એવું બાઝયા કરે છે કે એક એકની છાતીના બંધ પણ તુટી જાય છે. ગડદા પાટુ મારવાથી હીક પણ આવિ જાય છે. કર્ણ નાશીકા પકડી પકડીને કહોણીથી માર મારે છે. એક એકની છાતીમાં ઢીંચણનો માર મારે છે. ધોલ થપડથી ગાલ સુજાવિ નાંખે છે. એક એકના કેશ

પકડીને પૃથ્વી ઉપર પછાડે છે. કું ખમાં ચોંટી ખણુવાથી કારમી ચીસો નાંખે છે. એક એકનાં શીશે શીશ લડાવે છે. એવામાં માયાવી ગેટારગચ્છ દાવ જોઈને નીચે બેસી ગયો અને મહાકરોધ કરીને અભેમન્યુનો ચર્ણુ પકડી લીધો. ચર્ણુને ઉચકીને ઉભો થયો અને હીલોળીને હેઠો નાંખી દીધો. અભેમન્યુ ચતાપાટ પડી ગયો એટલે તેના રદય ઉપર ચઢી બેઠો. કુંવર નીચે તરફડે છે પોતાનો કંઇ પણ ઉપાય ચાલી શકતો નથી સર્પ સાંણસામાં પકડાઈ જાય તેમ અભેમન્યુ કબજામાં પડી ગયો. ગેટારગચ્છ ક્રેશ ધારણુ કરીને અભેમન્યુના મ્હોંઢામાં ધુળ ભરી ભરીને ગડદાનો માર મારે છે. દાંત પીશીને તેના ગળામાં નખ માર્યો. તેથી પારથ પુત્રની નસો નાડી ખેંચાઈ ગયાં અને ચક્ષુ ઉંચા ચડયાં. મ્હોંઢામાંથી ફેંણના ફિસોટા નીકળી પડયા. માયાવીએ કારમું કુભાંડ કરી નાંખ્યું. સુદ્ધ સાન જતી રહી અને સ્વાસ પણ બંધ થયો. તેનો પ્રાણુ બ્રહ્માન્ડમાં ચડી ગયો. અંતર્યામી શ્રી કૃષ્ણે જાણ્યું કે મ્હારો ભાણેજ મરવા પડયો. જો તે મરી જશે તો પાકી ફજેતી થશે; કારણ કે બળદેવજીની પાળક પુત્રી સુરેખાનું નું હર્ણ કોણુ કરશે ને હર્ણ નહી થાય તો મ્હારૂં બોલ્યું મ્હારા મુખમાં રહેશે અને કૌરવો પરણીને શુખેથી ઘેર જશે. અભેમન્યુ સીવાય બીજા કોઇથી હર્ણ કરિ શકાય તેમ નથી. એવું વિચારીને દયાળુ પ્રભુએ ગેટારગચ્છના રદયમાં દયા મુકી દીધી. એટલે ગેટારગચ્છનુ રદય તે કોમળ થઈ ગયું. હેડંબાશુતે વીચાર કરયો કે કુંવરનો જીવ નીકળી ગયો છે, માટે હવે તેને મારવાની કંઇ જરૂર નથી, એમ શાંત પ્રકતીથી દયા લાવી નીચે ઉતરી પડયો, પછી પોતાના દૈતો ને કહે છે કે આપણો શત્રુ મરી ગયો માટે ચાલો આપણે વનનો અગ્ની હોલવી નાંખીએ આગ હોલવવા માટે સઘળા અસુરો સાથે હેડંબા સુત તૈયાર થઇને ચાલ્યો ગર્જના કરીને દોટો કહાડે છે, જ્યાં સુરસપાટે અગ્ની સળગે ગઇ છે ત્યાં સર્વે જણા આવી પહોંચ્યા, લડતાં લડતાં બહુ વાર થઇ ગઇ છે તેથી હેડંબા ઘેર બેઠી બેઠી શોક કરે છે. પોતાના મનમાં વીચાર કરે છે કે મારો પુત્ર દુસ્મનનાં પંજામાં ફસાયો હશે કે શું ! મારો બળીયો પુત્ર ગેટારગચ્છ કેમ ન આવ્યો. કોઈ મહાબળવાન શતરૂ માથાનો મળ્યો હશે. રખે જો કંઇ મારા પુત્રને થશે તો મારૂં જીવતર ધુળધાણી થશે. માટે હું લડાઇમાં લક્ષ ઘાલું તો ઠીક નહી તો મારો પુત્ર માર્યો જશે. માટે હું પુત્રની મદદે જઉ, એમ ધારી પોતાના ઘરમાંથી બહાર નીકળી આવી. પહેલાં સુક્ષમ સ્વરૂપે હતી, પણ પોતાના પુત્રની પક્ષે જવા માટે તેણીએ માયાવીરૂપ ધારણુ

કર્યું. રણમાં લડવા જવા માટે પોતે સાતતાડપુર ઉંચી અની ત્રણ ત્રાડપુર લાં-બા બે ચરણ બનાવ્યા. ચાર તાડ લાંબુ શરીર, ડુંગર માફક શીશ, લાંબા મ્હોટા જાડા વાંસ જેવા કેશ, નવ ગજ લાંબી નાશીકા, સ્યાસ શાર મ્હોટા ઘં-ડાળા જેવાં. મ્હોઢુ શહેરના દરવાજા જેવડું, મ્હોટાં સરોવર તુલ્ય લોચન, સા-ગરનાં મહોટાં વ્હાણના સરખા કાન, બબેગજ લાંબા વજર સરખા દાંત છે એવો કારમો વેશ ધારણ કરીને પોતાના પુત્રની પક્ષે ચાલી, પક્ષ કરવા જતાં લોઢાના ચણા ચાવતી જાય છે. તે ગટોરગચ્છને સાંમી મળી તેથી ગટોરગચ્છે પોતાની માને કરોધમાં જતી જોઈ. હેડંબાની પાસે આવ્યો ને પછી પુછવા લા-ગ્યો કે માતાજી કયાં પધારોછો ! એટલે હેડંબાએ જવાબ આપ્યો, અરે મહારા વ્હાલા દીકરા ! તને લડતાં લડતાં ઘણીવાર લાગી, તેથી મેં જાણ્યું કે દુસ્મનનું જોર વધી પડયું હશે. તેટલા માટે દુસ્મનનું ભક્ષણ કરવા અને તારી મદદ કર-વા સારૂ આવતી હતી. પણ બહુ સારૂ થયું કે બેટા તું સામો મળ્યો. પછી પો-તાના પુત્રને રદય સરસો ચાંપીને પુછવા લાગી કે બેટા ! તું યુદ્ધના સમાચાર સંપુર્ણ રીતે કહી બતાવ. તારી સાથે લડનારો શતરૂ કેવડો હતો ! પુત્રે જવાબ આપ્યો, અરે વ્હાલી માતુશ્રી મારા જેવડો હતો; પણ ઘણો બળવાન હતો. હું ધારૂંછું કે કોઈ મહાબળવાનનો પુત્ર હશે. એના માતા પીતા ખાનદાન હોવાં જોઇએ. બાણાવળી પણ મહા સમર્થ હતો. મેં એને છેતરીને મારી નાંખ્યો છે. હેડંબાએ કહ્યું, દીકરા ! તે કુંવરની સાથે પક્ષમાં કોણ હતું ! કુંવરે જવાબ આ-પ્યો, અરે માતાજી ! તે બાળકની સાથે કોઈ પુરૂષ અથવા સ્ત્રી બેમાંથી એકે ન-હોતું. વળી એકલો રથમાં બેસીને આવ્યો હતો. આવિ અંધારિ ઘોર રાત્રીમાં હીંમત રાખીને આવ્યો હતો, તેના મેં પળવારમાં પ્રાણ લેઈ લીધા. તેનું શબ મેં રણમાં રઝળતું મુકયું છે. એવું સાંભળીને હેડંબા બોલી, અરે મારા વ્હા-લા પુત્ર ! મારે તે બાળકને જોવાની ઘણી હોંશ છે. તમે સઘળા આપણું સળગ-તું વન બરોબર હોલવી નાંખો એમ સરવેને વન હોલવવાની આજ્ઞા આપીને પોતે અભેમન્યુ તરફ ચાલી, રાક્ષસો અગ્નિ હોલવવા લાગ્યા. ગરજના કરી કુ-રીને અગ્નિ હોલવવાનો ઉપાય કરે છે. હવે સુભદ્રાની મુર્છા વરી ગઈ છે, તેથી પોતે ઉઠીને જુવે છે તો પુત્રને દેખ્યો નહી. અરેરે મહારો વહાલો પુત્ર રથ સહી-ત કયાં ગયો ! એમ ભયંકર વનમાં છાતી ફાટ રૂદન કરે છે. પુત્ર પુત્ર કહીને પો-કાર કરે છે, પણ કોઈ બોલતું નથી. તેથી ગભરાઇને વનમાં સોધવા લાગી, અ-રેરે મારા પુત્રનું શું થયું હશે. રથ પણ કોઇ જગ્યાએ ભાસતો નથી. અરે પુત્ર

મને મુકીને તું ક્યાં ગયો. તારિ માતા તારા વિના વનમાં રઝળે છે. ઓ મારા અભિમન્યુ બેટા. તમે ક્યાં સંતાયા છો. જ્યાં સંતાયા હોઓ ત્યાંથી આવીને માતાને દરશન આપો. તમારી વ્હાલી માતા તમારા વીના ગભરાઈ મરે છે. એમ રૂદન કરતી જાય છે અને અંધારે ફાંફાં મારે છે. ત્રાહ ત્રાહ મુખે પોકારે છે. એવી દુર્દશામાં ફરતાં ફરતાં ભાગી ગયેલો રથ અથડાયો. તેની પાસે અભિમન્યુને સુતેલો દીઠો. પુત્રનું શબ જોઇને સુભદ્રા એકદમ બેભાન થઈ, ફરતાં ફરતાં બીચારીના પગમાં પુષ્કળ કાંટા પણ વાગ્યા છે. ભંઠમાં અથડાઈ અથડાઈ ને આખા શરીરે ઉઝરડા ભરાયા છે. દેહમાંથી રૂધીરની ધારા ચાલી જાય છે. એમ અરજુનની સ્ત્રી મ્હોટા દુઃખ દરીયામાં ડુબી ગઇ છે. એના કોંશ હોંશ ઉડી ગયા છે, થોડીવાર પછી ભાન આવવાથી મ્હોટા ધાંટા પાડી ને રડવા લાગી અરેરે દૈવ આ શું થઇ ગયું, મારી દુર્દશા કેમ થઈ પડી ! મારૂં નશીબ ફુટી ગયું. મારૂં એકનું એક છોકરૂં ખોઇ બેઠી. અરે દૈવ ! મ્હારો દીવસ વાંકો આવ્યો, મારા દુઃખનો કાંઈ પણ છેડો રહયો. નહી એમ રૂદન કરતાં કરતાં પોતે પુત્રને ઉછંગમાં લીધો. પુત્રને બોલો બોલો એમ પોકાર કરીને બોલાવે છે. પણ પુત્ર મ્રત્યુ તુલ્ય થઇને પડયો છે, તેથી બીલકુલ બોલી શકતો નથી, અભિમન્યુનુ મોં ઝાલીને હલાવે છે ! પુત્રને ઉંચો કરી.કરીને જુએ છે. કોઇ ગમે તેવો ધિરજવાન પુરૂષ હોય તો પણ તેનો ધીરજ છુટી જાય, તેવું આક્રંદ કરે છે. આંખોમાંથી આંસુની ધાર ચાલી જાય છે. પોતાનું શીશ અને છાતી પથરો લેઇને કુટી ભાગે છે. અરે દૈવ ! મારા નવગ્રહો વાંકા થઈ પડયા. મ્હારા કઠોર કર્મે દીકરાનો જીવ ખોવરાવ્યો. ઓ દીકરા તેં મને ઘણું કહીને સમજાવી હતી, પણ મેં તારૂં કહેવું બીલકુલ ના કબુલ કર્યું. અરેરે મારૂં રાજ્યપાટ, ઘર, ગામ સર્વે ગયાં હતાં, તેની મને બીલકુલ ચીંતા ન હોતી; કારણ કે મારે તારો મ્હોટો આધાર હતો. મારો ટેક તોરો લાજ સર્વે રણમાં રઝળ્યુ. પારકે ઘેર રહીને પેટ ભરતી હતી તો પણ મારી આ દશા આવી. અરે પ્રભુ મારા કમનસીબે પુત્રને ઘણું દુઃખ પડયું. સ્વામી મને મુકી વનમાં ગયા, તેમ પુત્ર પણ વનમાં રઝળ્યો. એ પ્રમાણે સુભદ્રા ઝીણે સ્વરે છાતી ફાટ રૂદન કરે છે. એવામાં હેડંબા પુત્રને જોવા માટે આવી છે, તેણીએ સુભદ્રાનું રૂદન સાંભળ્યું. ને પોતાના મનમાં વિચાર કરે છે કે મારા ગટોરગચ્છે કહ્યું હતું કે પુત્રની સાથે કોઈ નથી. ત્યારે તેને ખોળામાં સુવાડીને કોણ સ્ત્રી રૂદન કરે છે. કોઇની છાતી છળી જાય તેવી રીતે કોઈ દુઃખી સ્ત્રી રૂદન કરે છે. પુત્રની સાથે તેણીને શી સગાઈ થતિ હશે ?

એની માતા હશે કે બેહેની હશે ? ચાલ. હું તેનો બરોબર તપાસ કરવા પાસે જાઉં. પાછી વિચાર કરવા લાગી કે જો હું તેની પાસે જઇશ તો રૂદન કરતી બંધ પડી જશે. એમ જાણી પોતે સુક્ષ્મ સ્વરૂપે બની ગઇ. પાસે એક વૃક્ષની ગુફા હતી તેની પાછળ નિરાંતે સાંભળવા બેઠી. પોતે ધ્યાન દઇને સાંભળે છે. સુભદ્રા કપાળે હાથ દેઇ રદય ફાટી જાય તેવું કારમું રૂદન કરે છે, એમ રડતાં રડતાં સાસરીયાને સંભારવા લાગી. અરે હે મારા લાડ લડાવેલા અભિમન્યુ બેટા, એકવાર તો બોલો. હું તારી માતા તારા શીવાય મરી પડું છું, અરે પુત્ર, જરા આંખ ઉઘાડીને તો જો. તારી માતાને તેં રણમાં રઝળતી મુકી. અરે દીકરા, તને કીયા દુસ્મને રામ શર્ણ કર્યો બેટા, તારી સાથે સગાં વ્હાલાં હોત તો તારિ આવી દશા ન થાત. હે દીકરા, આ વખત તારી કુંતા ડોશી હોતતો તને બચાવત. એવુ છાતી ફાટ રડવું સાંભળીને હેડંબાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં પોતે મનમાં વીચાર કરવા લાગી કે મારે કુંતા નામનાં સાસુ છે. પાછી સુભદ્રા બોલી અરે બેટા મ્હારૂં કઠોર નશીબે તને રણમાં રોળ્યો. જો આ વખત વડીલ કાકો ધરમ રાજા હોતતો તારી પક્ષમાં આવત. તવ હેડંબાને સાંભરી આવ્યું કે ધર્મ રાજા તો મારા જેઠજી થાય. વળી સુભદ્રા બોલી અરે બેટા, તું કુશળ ખેમ ન રહયો. જો આ વેળા તારો બહાદુર કાકો ભીમસેન હોત તો તારા દુશ્મનને પળમાં મારી નાંખત. એવું સાંભળીને હેડંબા ત્રાસ પામી. મનમાં વીચાર્યું કે ભીમસેન તો મારા પતી થાય. પાછી સુભદ્રા બોલી અરે મ્હારા વ્હાલા પુત્ર એકવાર તો બોલો. જો યુદ્ધ વખતે તારો પીતા અરજુનજી હોત તો તારો વાંકોવાળ પણ કોઇથી ન થઈ શકત. તું સઘળાં આયુદ્ધ લેઇને લડવા આવ્યો પણ છેવટ વનમાં રઝળવું પડયું, આ વખત તારો કાકો સેહેદેવ જોશી હોત તો તને મદદ કરત, દીકરા, આ વખતે તારો કાકો નીકુળજી હોતતો તારા દુસ્મનને ધુળ ફકાવત, આવું સાંભળીને હેડંબાએ વીચાર કર્યો કે આતો મારી દેરાણી ને હુંતો એની જેઠાણી એમ ધારી પોતે એકદમ રડી પડી. પછી રૂદન કરતી કરતી સુભદ્રા ભણી ચાલી, સુભદ્રાએ હેડંબાનું રૂદન સાંભળી પાછળ જોયું, તો હેડંબાને દીઠી સુભદ્રા તેણીને જોઈ ને ધ્રુજી પડી. મનમાં ત્રાસ પામે છે કે આ ભયંકર વનમાં અબળા જાતે કોણ હશે ! કોઇ પીસાચ, વંતરી, ડાકેણ સાકેણ, ચુડેલ, ઝાંપડી, મેલડી, શીકોતરી હશે કે શું ! એ પ્રકારે મનમાં અતીશય તરંગો ઉઠયા. સુભદ્રા તેણીને જોઇને ગભરાઈ ગઇ. એવામાં હેડંબા આવીને બોલી કે અરે બાઈ તમે મારી દેરાણી છો, કારણ કે હું ભીમની સ્ત્રી છું. આપણ બંન્ને

જણાં દેરાણી જેઠાણી છીએ, જરા પણ બીશો નહી તમારા મનમાં હીમ્મત રાખજો. આ તમારા પુત્ર સાથે મારા ગટોરગચ્છે યુદ્ધ કર્યું છે. બંને ભાઇઓ માંહો માંહે લડી પડયા છે. કોઈ અજાણ્યા લડયા નથી. એવું સાંભળીને સુભદ્રાના મનમાં ધીરજ આવી. પછી હેડંબાએ અભેમન્યુને પોતાના ઉછંગમાં લીધો, પછી ગટોરગચ્છની માતા રડવા લાગી. કારમું રૂદન કરીને કહે છે કે હવે હું જીવીને શું કરૂં મારા પ્રાણ હું તજી દઇશ. અરેરે મેં પહેલેથી જાંણ્યું હોત કે આતો મારી દેરાણી થાય છે, તો હું મારા પુત્રને લડવા મોકલત નહી. અરે મારા ડાહ્યા અરર્જુન દીયર હું તમને શું મોં બતાવીશ. મ્હારા કપાળે કાળાટીલી ચોટી, મોટું લાન્છન લાગ્યું. અરે રે કોઇ કહેશે કે ખરેખરૂં પીતરાઈ પણું જણાવ્યું. એમ કહીને રડવા લાગી. છાતી ફાટ પોકો મુકીને રડે છે, ગટોરગચ્છ બાગને હોલવવા ગયો છે, તેણે પોતાની માને રડતાં સાંભળી. પછી દૈતોને કહેવા લાગ્યો કે. અલ્યા ભાઇઓ ? ઘણું કરીને માતા રૂદન કરે છે એવું મને જણાય છે. પેલો દુસ્મન મુર્છામાંથી જીવતો થઇને મારી માતાને હેરાન કરતો હશે. અલ્યા શું જોઈ રહયા છો ! ચાલો, જલદીથી જઇને તેના પ્રાણ હરી લેઇએ. એમ કહીને સીંહની માફક ગર્જના કરતા કરતા હેડંબાની તરફ આવવા લાગ્યા. લડવાને માટે લગભગ આવ્યા એટલે પોતાની માને છાતી ફાટ રડતી જોઈ, સર્વે અસુરો ઘેરો ઘાલીને ઉભા રહયા. ગટોરગચ્છે પુછયું, કેમ માતા દુસ્મનને ઉછંગમાં લેઈ રૂદન કરે છે ! હેડંબા બોલી, અરે દીકરા, તેં ઉધમાતમાં ઘર ઘાલ્યું, તેં પુછયા વગર એકા એક શું જોઇને સંગ્રામ કર્યો. ! તેં સામા સામી મા બાપ, ત્થા ઘર ગામનું નામ શા માટે ન પુછયું ! ગટોરગચ્છ કહે અરે માતા તારૂં કહેવું ખરૂ છે. પણ આ દુશમનને તેં શા માટે ઉછંગમાં લીધો છે. વળી આ બીજી સ્ત્રી કોણ બેઠી છે ! તારે આ પુત્રને ઉછંગમાં લેઇને રડવાનું શું કારણ છે ! તને કંઈ ગાંડછા ઉકલી કે શું ! આપણે નથી સગું કે વહાલું, નાહક શા માટે આંખોમાં આંસુ લાવી રડે છે ! ઉઠ ઉભી થા, ચાલ ઘેર જઇએ એવાં પુત્રનાં વાકય સાંભળીને માતા બોલી, અરે દીકરા ! તારો ભાઈ મરણ પામ્યો. ગટોરગચ્છ કહે અરે માતાજી ! કેવી રીતે મારો ભાઇ થાય ! હેડંબાએ જવાબ આપ્યો, આ તારા અરજુન કાકાનો પુત્ર અભેમન્યુ છે. એવું સાંભળીને મનમાં ચીરાડો પડયો. પછી બોલી ઉઠયો કે અરેરે શ્રી પ્રભુજી ત્રણ લોકમાં પણ આવો મહા બળવાન ભાઈ મને નહી મળે અરે દૈવ ? મારી જોડ નાશ પામી, મારો વ્હાલો ભાઈ મરણ પામ્યો, અરેરે અરજુનજી કાકાને હું શું મોં બ-

તાવીશ હે ભાઇ તેં મને નોધારો કરયો એમ નીરાશ થઇને પૃથ્વી ઉપર પડયો, શુદ્ધ સાન જતી રહી. એક ઘડી પછી મુર્છા વળી એટલે બેઠો થયો, રૂદન કરે છે કે અરેરે હવે જીવીને શું કરૂં જરૂર મારો દેહ ત્યાગ કરૂં. એમ કહીને પોતે છાતી માથાં કુટવા લાગ્યો. હેડંબા તેના હાથ ઝાલી રહી છે, તો પણ દેહને પૃથ્વી સરસો પછાડે છે, પોતાની માને કહે છે કે અરે માતા તું મારી દુસ્મન છે. જો તેં મને સાતમે માળથી ન જગાડયો હોતતો મારો અભેમન્યુ ભાઇ સહી સલામત રહેત. પણ પાપણી તેં મારા ભાઈનો નાશ કરાવ્યો હે માતા ધીક્કાર છે તને, તું માતા છે તેથી શું થયું. આખર રાક્ષીણીની બુદ્ધિ નીચ હોય તેમાં નવાઈ જેવું નથી. અરે બંધુ તું હવે કયાં મળીશ. તારા જેવો બળવાન મેં હજુ કોઇને જોયો નથી. હું આવો માયાવી છું તો પણ તેં મને ઘણી વખત હરાવ્યો તું મારાથી જીતાયો નહી તેથી મેં તને છેતરીને મારયો હેડંબા શોકના સીંધુમાં ડુબી ગઇછે. ગટોરગચ્છ કહે છે, હે માતા તેં મારો ભાઈ ખંડીત કરાવ્યો અરેરે મ્હારા વ્હાલા ભાઇ! જ્યારે હું લડવા આવ્યો હતો તે વખત જો તેં માતા પીતાનું નામ કહ્યું હોત તો આપણે બીલકુલ લડાઈ થાત નહી. અરે મારી ભીડ વખતના ભાઇ એકવાર તો મારી સાથે બોલ. જો ખબર હોતતો આમ બનવાનો કદી સંભવ નહોતો. બંધુ તેં મને એકલો રાખ્યો. તારો ભાઇ ગટોરગચ્છ વનમાં રઝળતો રહયો, હે બંધુ તું ઉભો થા. નહિતો મારા પ્રાણ ત્યાગ કરૂં છું હે ભાઇ તને નીચે પડેલો જોઇને મારૂં રદય બળી જાય છે. હું શું કરૂં મ્હારો ઉપાય નથી. હું વગર ઓથનો કયાં જઇને રહીશ. તારા દુઃખથી હું ગાભરો બની ગયો છું. હું તારા વિના લેવાઈ ગયેલા મુખે ફરિશ. મારાથી કોઇની સાથે સંગ્રામ કરવો બનવાનો નથી. અરે બંધુ તારા વિના મ્હારા દીવસ રોઈ રોઇને કાઢીશ. મને મારા જન્મારામાં બીલકુલ દુઃખ નહોતું. તારૂં દુઃખ દેખીને મારે હૈયે હોળી સળગી છે. મને આ પહેલ વહેલો ઘા વાગ્યો છે અરે ભાઈ તું મારી સાથે વાતકર, નહી તો મારા પ્રાણ કાઢું છું એમ કહી ગટોરગચ્છ મરવા માટે તૈયાર થયો, હેડંબાએ તેના હાથ પકડીને કહ્યું, અરે દીકરા ! મરી ગયામાં શો સાર કાઢીશ ! તારો અભેમન્યુ ભાઇ જીવે છે, તેનો પ્રાણ બ્રહ્માન્ડે ચઢી ગયો છે. આપણા વૃદ્ધોના પુન્યે જરૂર પુત્ર સજીવન થશે, અરે ગટોરગચ્છ દીકરા ? તું આપણા ઘેર જા. અને ચર્ણામ્રતી અમ્મર કુંપો સાતમે માળે મુકેલો છે તે તું અહીં લાવ. એવું સાંભળીને ગટોરગચ્છ ત્યાંથી ચાલ્યો ચાલ્યો પોતાના ધામમાં આવ્યો એકદમ સાતમે માળ ચડી ગયો અને અમ્મર કુંપો શોધી કહાડયો મ-

નમાં ખુશી થતો ચાલે છે અને વીચાર કરે છે કે પ્રભુ પ્રતાપથી નીશ્ચે મારો વ્હાલો ભાઇ અભેમન્યુ જીવતો થશે એમ દોડતો દોડતો પોતાની મા પાસે આવી પહોંચ્યો હેડંબાએ અમ્મર કુંપો હાથમાં લઇને અમ્મર વ્હેંચી લીધું એક હાથમાં હેડંબાએ લીધુ. બીજા હાથમાં ગટોરગચ્છે લીધુ. અને ત્રીજુ સુભદ્રાએ પોતાના હાથમાં લીધું. સુભદ્રા કહે છે કે આ વખતે ધર્મરાજાનું પુન્ય આડે આવજો અને મરણ પામેલો મારો સુત સજીવન થજો. ગટોરગચ્છ કહે હે પ્રભુ મ્હારૂં દુઃખ નીવારણ કરજે. આ વખતે સતી કુંતા માતાનું પુન્ય આગળ આવજો અને મરણ પામેલો મારો અભેમન્યુ ભાઈ સજીવન થજો. હેડંબા કહે છે કે હે પ્રભુ અરણ્યમાં ન્હાનેથી મ્હોટી થઇ છું, પણ ભીમસેન સીવાય બીજા કોઇના સામું મેં જોયું નથી. તેથી મારૂં પતીવ્રત પાળ્યાનું પુન્ય આગળ આવજો અને મરણ પામેલો સુત બેઠો થજો. એમ કહી અભેમન્યુના મુખમાં પાણી રેડયું, ત્રણે મળીને અભેમન્યુના મ્હોઢામાં પાણી મુકયું તેના પ્રભાવ વડે કરીને અભેમન્યુનો પ્રાણ બ્રહ્માન્ડમાં ચઢી ગયો હતો, ત્યાંથી આખા શરીરના રૂંવે રૂંવે પ્રસરી ગયો, નસો નાડીમાં ચેતન આવવાથી સુદ્ધી આવી, એક ઘડીમાં ખરેખર સાવચેત થઈ બેઠો થયો અને મારો મારો એમ પોકાર કરવા લાગ્યો અરે મારો શતરૂ કયાં ગયો એમ અતીશય ક્રોધ ભરેલો ઉઠયો. એટલે ગટોરગચ્છે અભેમન્યુના ચરણમાં પોતાનું મુસ્તક મુકયું સુભદ્રા કહે છે અરે મારા વ્હાલા દીકરા ! તું દુસ્મન કોને ગણે છે ! આ તને નમી પડયો છે, એ તારો શો સગો થાય છે, તેનો તો જરા વીચાર કર. ઘરમાં ને ઘરમાં વઢી મુઆ. એક એકને દુશ્મન ગણી નકામી લડાઇ આરંભી. આ તારા ભીમસેન કાકાનો પુત્ર ગટોરગચ્છ છે. તે તારો વડીલ બંધુ થાય. તે સાંભળીને અભેમન્યુને અતીશય હેત આવ્યુ, પોતાના ભાઇ ગટોરગચ્છને હાથ ઝાલીને ઉભો કરયો અને બેઉ જણા રદય સરસા મળ્યા બેઉ ભાઇઓ એક એકની આંગળી ઝાલી ચાલ્યા. તેમની પાછળ સુભદ્રા તથા હેડંબા બન્ને દેરાણી, જેઠાણી પણ એક એકની આંગળીઓ ઝાલી પોતાના ધામમાં આવવા માટે ચાલ્યાં. મ્હેલમાં આવીને બંન્ને માતા પુત્રને સુંદીર આસન ઉપર બેસાડયાં. સુભદ્રા તથા અભેમન્યુ એક એકને મળીને આનંદ કરવા લાગ્યા પછી સ્નાન કરીને બન્ને માતા પુત્ર જમવા બેઠાં, ચારે જણાએ સુખરૂપે ભોજન કરી લીધું, પછી દેરાણી તથા જેઠાણીએ પાન સોપારીના મુખવાસ લીધા. અભેમન્યુ તથા ગટોરગચ્છે પણ એક એકને મળી મુખવાસ લીધા. પછી સામા સામી બે હીંડોળા ખાટયો છે તેમાંથી એક

હીંડોળા ઉપર સુભદ્રા તથા અભેમન્યુ બીરાજ્યાં અને બીજા ઉપર હેડંબા તથા ગટોરગચ્છ બન્ને બેઠાં. તે બેઉ જણાં સુભદ્રાને વાતો પુછવા લાગ્યાં હેડંબાએ પુછ્યું, અરે દેરાણી ! આપણા ઘેર સૌ ખુશી આનંદમાં છે ! અહીંથી પાંડવો ઘેર આવ્યા છે, ત્યાર પછી શું બન્યું તેની મને બીલકુલ ખબર નથી સુભદ્રા કહે, અરે જેઠાણી જેટલી વાત બની છે તેટલી હું કહિ બતાવું છું તમારા ત્યાંથી ફરતા ફરતા પાંચે ભાઇઓ તથા તેમની કુંતા માતા સહ વર્તમાન પંચાળ દેશમાં ગયા, ત્યાં મચ્છવેધ કરી પાંચે ભાઇઓ દ્રૌપદીની સાથે પરણ્યા, ઘેર જઇને ધરમરાજાએ રાજ કરયું પછી તમારા અરજુન દીયર દ્વારકામાં આવ્યા ત્યાંથી મારૂં હરણ કરયું હરણ કરયા પછી મારી સાથે લગ્ન કરયું, એમ કરતાં કરતાં અભેમન્યુનો જન્મ થયો, પછી લીલા લ્હેર થઈ ગઇ અમારે કોઈ વાતનું દુઃખ નહોતું. ત્યાર પછી પાન્ડુ રાજાને મોક્ષ ગતી પહોંચાડવા સારૂ આપણા ત્યાં રાજસોઇ યજ્ઞ કરયો, તેમાં કૌરવોનિ અપકીરતી થઇ અને આપણી જગતમાં જય જય થઈ રહી. તે યજ્ઞમાં બળદેવજીએ અભેમન્યુનો વીવાહ કરયો, ત્યાર પછી આપણા દીવસો વાંકા આવવાથી કૌરવોના ઘેર જવુ પડયું કારણ કે દુરીયોધને ગોત્રયાગ કરયો હતો, તેથી અમે સઘળા ત્યાં ગયાં હતાં. ગોત્રયાગ પુરણ થયો પછી કારવોએ કપટ કરી પાન્ડવોને બાજી રમવા બેસાડયા. તેમાં રાજ્યપાટ, ઘર, ગામ, દ્રૌપદિ સહીત સરવે હારી ગયા. વિનાશકાળે વિપ્રીત બુદ્ધિ ધરમરાજા સત્યવાદી ડાહ્યા હતા, તે પણ બાજી રમવા લાગ્યા. રમતાં રમતાં સરવે ખોઈ બેઠા. પછી પાન્ડવો મુર્છાખાઇને કૌરવોની સભામાં ચીતાપાટ પડયા, પાપી કૌરવોએ દ્રૌપદી સતીને સભામાં પકડી મંગાવી તેને નગ્ન કરવાનો વીચાર કરયો, પછી પાપીયો સતિને મારતા મારતા સભામાં લાવ્યા, સો ભાઇઓ મળીને સતી દ્રૌપદીનાં ચીર તાણ્યાં. પણ સતીની લજ્યા કોણ લેનાર છે. પ્રભુએ નવસેં નવાણું ચીર પુરી દ્રૌપદીની લજ્યા રાખી તેમ થયા પછી સતીને દુરીયોધન વીતાડવા લાગ્યો તેથીં ભીષ્મ પીતાએ પાપીને વ્હેમ ઘાલીને સમજાવ્યો કે તું દ્રૌપદીને રાખીશ તો તારા કુંટુંબનો તથા તારો સરવેનો નાશ થશે પાપીએ તે વચન ઉપર વીશ્વાસ રાખી દ્રૌપદી પાછી પાંન્ડવોને સોંપી દિધી પછી પાંચ ભાઇઓ તથા દ્રૌપદી સઘળાં વનમાં ગયાં, તેઓ વનમાં બારવરસ સુધી રહેશે તેરમું વરસ છાનું રહેવાનું છે જો તેરમા વરસમાં છાના રહેલા કૌરવો પકડી કાઢે તો પાછાં બાર વરસ વનમાં જવું, આવો નિયમ રાખેલો છે. પાપી કૌરવો આપણા સુળે આવેલા છે દુર્યોધને આપણને ઘણું દુઃખ

દીધું હું તથા કુંતાજી વીદુર કાકાને ત્યાં રહયાં છીએ. આ મારા અભેમન્યુ દીકરાને વીદુરજી પોતાના પુત્રને પાળે તે કરતાં પણ વધારે લાડ લડાવીને આનંદમાં રાખે છે, દુરીયોધનની સભામાં ભીષ્મ દ્રૌણ, અને કૃપાચાર્ય આચાર સત્યવાદી પુરૂષો છે, તે સીવાય આખી સભામાં સરવે જણા કાગડા તુલ્ય છે. ફકત આ ચાર હંસ જેવા છે. પાપી કૌરવોએ પોતાના વડીલોનું નામ બોળ્યું સવારમાં ઉઠીને જો તેનું નામ દીધું હોય તો ખાવા પણ ન મળે, એવો દુષ્ટ દુરાચારી છે. વળી તેનો મામો શકુની છે તેની તો વાત કરવાનીજ નથી તે મામો ભાણેજને ઘેર રહી સરવે લુંટી ખાય છે અને દુરીયોધનને ખોટી સલાહો આપ્યાં કરે છે, પણ કહેવત છે કે વાવે તે લણે અને ખોદે તે પડે. એ દુષ્ટોની તો મેં કહી બતાવી તેવી સ્થિતિ ચાલે છે. હવે અમે વિદુરજીના ત્યાં રહીને પ્રભુ ભજન કરતા હતાં. એમ કરતાં કરતાં આ દુર્દશામાં આ વીઘ્ન આવી પડયું. જેમ વાગ્યા ઉપર વળી ડામ દેવો એ ઘણું દુઃખ દાયક છે તેવી રીતે અમારે પણ દુઃખ આવી પડયું છે. હેડંબા કહે અરે દેરાણી! તમને શું દુઃખ આવી પડયું છે! સુભદ્રાએ જવાબ આપ્યો, અરે જેઠાણી, હું તમને સરવે હકીકત કહી સંભળાવું છું, તે તમે શાંત ચીત્તે શ્રવણ કરજો. અમે નીર્ધન થઇ ગયાં તે વાત સઘળા દેશો દેશ ચાલી તેવી વાત ફેલાવાથી, દ્વારીકામાં બળદેવજીનું મન ઉદાસી થયું. કારણ કે તેમને એમ ભાસ્યું કે પાન્ડવો ગરીબ અવસ્થામાં આવી પડયા છે અને તેમ છતાં પાછા વનમાં ગયા છે. મારી પાળક પુત્રી સુરેખાનો કન્યાકાળ આવી પહોંચ્યો છે; તેથી જો હું અત્યારે અભેમન્યુને પરણાવિશ તો બરોબર લ્હાવો વિતશે નહી. કારણ કે તેઓની પાસે બીલકુલ દ્રવ્ય નથી તેમ તેમના સગામાં સંપ નથી, તેવી કલ્પના મનમાં આવી આપણા અભેમન્યુનો વિવાહ ફોક કરયો અને દુરીયોધનના પુત્ર લક્ષમણાનો વિવાહ કરયો. વિવાહ ફોક કરયો તેથી મને તે વાતની ફીકર નહોતી અથવા તેને માટે કંઈ વ્હેર નહોતું. પણ તે વિવાહ તોડી નાંખીને પાછો આપણા દુસ્મન દુરીયોધનના ઘેર કરયો. તેથી મને મહા કલેશ થયો. અભેમન્યુનો વિવાહ ફોક થયેલો સાંભળી હું, કુંતા તથા વિદુર કાકા ત્રણે મળી રડતાં હતાં, તે વખતે કુંવર નીશાળેથી ભણીને ઘેર આવ્યો. કુંવરે વિદુર દાદાને તથા કુંતા માતાને પુછયું કે કેમ રૂદન કરોછો! ઘણી આજીજી કરીને પુછયું, પણ તે બેઉમાંથી કોઈએ જવાબ આપ્યો નહી, કારણ કે જો કુંવર જાણશે તો હેબક ખાશે, તેથી બીલકુલ વાત કરી નહી. પછી કુંવર રડતો રડતો મેડા ઉપર આવ્યો, તે વખત હું પણ છાતીફાટ

રડતી હતી. મારૂં રૂદન સાંભળી અભેમન્યુને પણ રડવું આવ્યું, કુંવરે મને પુછયું કે માતાજી શા માટે રૂદન કરોછો! હું તમારો મહાબળવાન પુત્રછું, છતાં તમે શા માટે રડોછો! તમને કોઇએ ગાળ દીધી હોય તો તેની જીભ કાપી નાંખું. તમને કોઇએ હાથ ઉગામ્યો હોય તો તેનાં કાંડાં કાપી નાંખું. એ પ્રમાણે ઘણુએ કહ્યું, તોપણ હું રડતી બંધ રહી નહી, વળી કુંવરે કહ્યું કે માતાજી, હું સભાગીછું; મારા આવ્યા પછી આપણે સુખી થયાં છીએ, એવું પુત્રનું બોલવું સાંભળી મને રીસ ચઢી. પછી મેં અભેમન્યુને કહ્યું કે રડયા તું તો તે દીકરો નથી પણ દીકરી છે. તારો વીવાહ ફોક થયો અને દુરીયોધનના પુત્ર લક્ષમણાનો થયો, તું મારે પેટ નીરભાગી અવતરયો, મારાં વચન સાંભળીને કુંવરે કહ્યું, અરે માતાજી! તેમાં તમે શા માટે રડોછો! ત્યાં વીવાહ કરયો તેથી શું થઇ ગયું! તે પણ આપણું ઘર છે. આ પ્રમાણે વ્હેર રાખવાથી આપણું ખોટું થાય છે, માટે સરવેનું ભલું ઇચ્છવું, એવાં અભેમન્યુના વચન સાંભળીને મેં તેની છાતીમાં લાત મારી, એટલે અભેમન્યુ કળકળીને બોલ્યો કે જો તે કન્યાને હું ન પરણું તો બ્રહ્મહત્યાનું પાપ. આ પ્રમાણે તેણે નીયમ કરયો, એમ કહીને તૈયાર થયો, અમે ઘણુંએ સમજાવ્યો પણ તેણે અમારૂં કહેવું ના કબુલ રાખ્યું પાપી કૌરવોના ભયથી અમે રાત્રીએ નીકળ્યાં. મારા મનમાં મેં એમ ધાર્યું કે હું પાયેર જઇશને મારા બંન્ને ભાઇઓને સમજાવીને કન્યાને અભેમન્યુ સાથે પરણાવીશ. એવું સમજી હું કુંવરની સાથે આવી અમે, માતા પુત્ર રથમાં બેસીને ચાલ્યાં આવતાં હતાં, તેવામાં બે રસ્તા આવ્યા, કુંવરે મને પુછયું કે માતાજી! હુંરથને કીયે રસ્તે હાંકું એવામાં મને પણ દ્વારીકાંના રસ્તાની બરોબર શુદ્ધિ રહી નહી, તેથી મેં તેને સવળો બતાવવાને બદલે અવળો બતાવ્યો, મ્હારા વ્હાલા કુંવરે અઘોર વનમાંરથ હાંકયો અનેતે પ્રમાણે આવતાં આવતાં અંધારૂ ઘોર થઇ ગયું. રસ્તો તો બીલકુલ દેખાયજ કયાંથી પછી મારા પુત્રે અકળાઇને અગ્નાસ્ત્ર બાણ મારયું, તે બાણના પ્રભાવથી અગ્ની પ્રગટયો તેથી સઘળું વન સળગી ઉઠવાથી પ્રકાશ આવવા લાગ્યો, તેથી અમે ચાલ્યાં ચાલ્યાં આ વનમાં આવી ચડયાં. અહીં આવવાથી બન્ને ભાઇઓ લડી પડયા. અરે ગટોરગચ્છ દીકરા! તમે તમારા અભેમન્યુ ભાઇને સમજાવો કે કન્યાની હઠ મુકી દે. આપણે કલેશની કન્યા નથી જોઇતિ. આપણને ઘણીએ મળશે. તમારા બાપ કાકા બહુ સમર્થ છે. તમે જાતે જીવતા હશો તો કન્યાઓની કંઇ ખોટ નથી. એ પ્રમાણે તમારા ભાઇને સમજાવો તો અમે પાછાં ઘેર જતાં રહીએ એવાં

સુભદ્રા કાકીનાં વચન સાંભળીને ગટોરગચ્છ બોલી ઉઠયો, અરે કાકી જો મારા ભાઇને એ અકન્યા લીધા સીવાય પાછો મોકલું તો મારાં માતા પીતા લજ્યા પામી જાય. એજ સુરેખા કન્યા અભેમન્યુને ન પરણાવું તો બ્રહ્મહત્યાનું પાપ. સુભદ્રા કહે છે, અરે જેઠાણિ ! તમારો દીકરો ટંટાનો ભોગી છે; માટે તેને તમે કેમ શીખામણ દેતાં નથી. તમે શા માટે એવું સાંભળી રહયાં છો ! એવું સાંભળીને હેડંબા બોલી ઉઠી, અરે દેરાણી સુભદ્રાજી ! મારો પુત્ર ટેકને ઝાલી રહયો છે, તેમાં તેને હું શું કહુ ટેક રાખવી એ ક્ષત્રી પુત્રનો ધર્મ એવો છે કે સામા સામી યુદ્ધ કરતાં પાછા ન પડવું મારવું કે મરવું બેમાંથી એક કરવું. આ પ્રમાણે વર્તનારા ક્ષત્રી પુત્રોને ધન્ય છે વળી મારો ગટોરગચ્છ દીકરો ધારે તે કરે તેવો છે કદાચ મારો કુંવર હાર પામશે તો હું પણ તેની પક્ષે જઇશ. કન્યાનું હરણ કરતાં દ્વારીકાંપતિ શ્રી કૃષ્ણજી મારા કુંવરને મારશે તો હું દ્વારીકાને ગળી જઇશ. એવું હેડંબાનું બોલવું સાંભળીને સુભદ્રા વીસ્મય પામી પોતાના મનમાં વીચાર કરવા લાગી કે એની માતા બળવાળી છે. તો તેનો પુત્ર બળવાન હોય તેમાં સી નવાઇ, એવામાં ગટોરગચ્છ બોલી ઉઠયો, અરે સુભદ્રા કાકી ! લગ્ન કયારે થવાનું છે અને કૌરવોની જાન દ્વારીકામાં કયારે જશે ! એવું ગટોરગચ્છનું પુછવું સાંભળી સુભદ્રા કહે છે બેટા ગટોરગચ્છ કાલે સવારે કૌરવોની જાન નીકળશે. ગટોરગચ્છ કહે બહુ સારૂ કાકી. અમે પરમ દહાડે તૈયાર થઇશું. એ પ્રમાણે સુભદ્રા તથા અભેમન્યુ બન્ને માત પુત્ર હેડંબા વનમાં ખાય છે પીએ છે અને આનંદ કરયા કરે છે, હવે હસ્તીનાપુરમાં શી વ્યવસ્થા થાય છે તે શાંત ચીતે શ્રવણ કરો. કૌરવો લગ્નની ધામ ધુમ કરવા મચી રહ્યા છે, દુરીયોધન આનંદમાં ને આનંદમાં પોતાનો વખત ગુજારે છે, જાન જવાનો વખત નજીક આવ્યો. તેથી દુરીયોધને શકુની મામાને પાસે બોલાવ્યો, ને કહ્યું કે મામા આપણે લક્ષમણાની જાન તૈયાર કરવાની છે, માટે સૈન્ય જાનૈયા, વાજીંત્રો વીગેરે સામગ્રી તૈયાર કરી દો. મામો કહે, હાલને હાલ તૈયાર કરી નાંખું છું. એમાં શું મોટું કામ કરવાનું છે, અરે, છત્રપતી ! આપણે કેટલી સેન્યા સાથે લેઇ જઇશું ! દુરીયોધને જવાબ આપ્યો, અગીયાર ક્ષોણી સેન્યા તૈયાર કરાવો એટલે બસ છે હું ધારૂં છું કે તે કરતાં વધારેની જરૂર નહી પડે, કારણ કે જાનનું કામ છે માટે લડાઇનું કામ હોત તો વધારે લેઇ જાત, એવું સાંભળીને મામો કહે બહુ સારૂ એમ કહી પાપી શકુની સૈન્ય તૈયાર કરાવવા ગયો. હવે પાપી દુરીયોધને વરરાજાને સજાવવા તૈયાર કરવા માંડયો.

પોતાના સઘળા કુટુંબને જાનમાં લેવાનું નીશ્ચય કરયું. વળી, ભીષ્મ દ્રોણ, કૃપાચાર્ય અને અશ્વસ્થામાં આ ચાર સતીયાને પણ જાનમાં લીધા, કૌરવોમાં- થી સાબેલા પણ તૈયાર કર્યા. સરવે જાનૈયાઓએ વિવિધ પ્રકારના સુશોભીત વસ્ત્રાભુષણો પહેરી લીધાં, કૌરવોની સ્ત્રીયો પણ જાત જાતનાં સુંદીર વસ્ત્રા સજ- વા લાગી. દુડંભીના નાદ થવા માંડયા. ભેરે તથા ભુગોળોના ટંહકાર થઇ રહ્યા છે. મોરલી, સરણાઈ મૌવર, તાંસા, ઢોલ, પરવમ, તથા છત્રીસ વાજાં સાથે વરઘોડો તૈયાર કર્યો. વર રાજાને સુંદીર શણગાર સજાવવા દીધા છે. જેવા કે જામા, હીરા હાર, પટકી ચીરા, વીગેરે પહેરાવ્યા છે. કાનમાં કુંડળ તથા લી- લમ લળકી રહ્યાં છે, બાજુબંધ રત્ન સહિત ચળક ચળક ચળકી રહ્યાં છે. સ્ત્રીયો વર રાજાની પાછળ સુંદર ગીતો ગાતી ગાતી ચાલી જાય છે. ભાનુમ- તીએ દીપકને હાથમાં ઝાલ્યો છે. સર્વે જણાં શું શોભા સહિત ચાલ્યા જાય છે. નગ્રની બહાર આવ્યા. એટલે નાગદેવતા આડ થઇને ચાલ્યા. તેથી અપશુકન થયા. એવું જોઇને પાપી દુરીયોધને શકુનીને કહ્યું, અરે મામા! આ શુકન કેવા કહેવાય ! મામાએ જવાબ આપ્યો, ફતેહ પામે તેવા, એવું સાંભળીને સર્વે જણાં આનંદભેર દ્વારીકાં ભણી ચાલ્યાં. સ્ત્રી, પુરૂષો તથા બાળક સહવર્તમાન જાનને મ્હોટી ધામધુમ સાથે તઇયાર કરીને ચાલ્યાં જાય છે. દુરીયોધનના મ- નમાં ઘણોજ અભીમાન ભરાઈ આવ્યો. એમ ચાલતાં ચાલતાં દ્વારીકાંની લગ- ભગ આવી પહોંચ્યા, દુષ્ટ દુરીયોધન કહે અરે શકુની મામાં, આપણી સઘળી સેન્યાના યોદ્ધાઓને વસ્ત્રભુષણો આપી દો. કારણ કે આવો મ્હોટો ઠાઠ માઠ જોઇને શ્રી કૃષ્ણ તથા બળદેવજી ખુશી થઈ જશે, યાદવો પણ વીસ્મય પામી જશે. કારણ કે તેમના બાપ જન્મારામાં આપણા જેવા પોશાક દીઠો નહી હોય તો પછી પહેરયો તો કયાંથીજ હશે ! વળી બળદેવજી મનમાં હરખ પામશે કે મને આવો વેવાઈ કદી મળ્યો નથી, પછી પાપી સ્ત્રીયોને કહે છે કે અરે સુંદ- રીયો ! તમે પણ સુ કંઠથી ભાત ભાતનાં ગીતો ગાવા માંડજો. જો મારા કહ્યા પ્રમાણે આપણે વરતીશું તો દ્વારીકામાં પ્રખ્યાત થઇશું. લોકો કહેશે કે ધન્ય છે. કૌરવોને વેવાઈ મળો તો આવા કૌરવ જેવા મળજો, મામો કહે ધન્ય છે. પાપી બોલ્યો, અરે મામા આતો અક્કલના પૈસા છે. એમ વાતો કરતા કરતા જ્યારે દ્વારીરીકાંના ઝાપા નજદીક આવ્યા ત્યારે ડુકુંભીના ડંકા કરવા લાગ્યા. જેના ઉંટ ઉપર ઘોંસા વાગી રહયા છે, તેની પાસે માગણ લોક માગવા આવ્યા છે. હજારો બંધીજનો જાચવા લાગ્યાં છે. રસ્તે ચાલતાં અપ્સરાના નાચ થેઇ

થેઈકાર થઇ રહયા છે. રસ્તામાં ટોળાં વળીને હજારો લોકો જોવા ભરાયા છે. છડીદારો છડી પોકારે જાય છે. ઉંટ, હાથી, ઘોડા વીગેરે ઝુલતા ઝુલતા ચાલે છે. રથ, સુખપાલ તથા મેના વીગેરે પુરભબકાથી શોભી રહ્યાં છે, રસ્તામાં અત્તરનાં છંટકાવ થઇ રહ્યાં છે, એ પ્રમાણે ઠાઠ માઠથી જ્યારે દ્વારીકાંનાં ઝાંપે જાન આવી એટલે ભગવાન તથા બળદેવજી સામા ગયા. તેમના જોડે છપ્પન કોટી યાદવો પણ આવ્યા છે, યાદવો કહે છે, ધન્ય છે, કૌરવોને, ઘણી મ્હોટી જાન સાથે પોતે પધારયા છે, એ પ્રમાણે ઘણાં વીખાણ થવા માંડયાં, એવું બોલવું સાંભળીને કૌરવોની સ્ત્રીયો જાત જાતનાં ગીતો ગાય છે. આખા દ્વારીકાં નગ્રનું લોક જોવા માટે આવ્યું છે. નગ્રના લોક કૌરવોનો ભબકો જોઇને વીસ્મય થઇ જાય છે માંહો માંહે વાતો કરે છે કે બળદેવજીનું નશીબ ઘણું સારૂં છે કે જેથી કરીને આવો ધનવાન વેવાઈ મળ્યો. સુરેખા કન્યાનું પણ નસીબ ઘણું શ્રેષ્ટ છે કે જેના વડે કરીને આવો લાડીલો સસરો મળ્યો. એમના નસીબનો તો કંઈ પાર રહયો નહી. એવું લોકોનું બોલવું સાંભળીને કૌરવો ફુલાઇ જાય છે. પોતાના મનમાં અભીમાન ધરાવે છે કે અમારા જેવા દુનીયામાં કોઈ જન્મશે નહી, આ પ્રમાણે પાપીયો હરખાઈ જાય છે, હવે વેવાણો ગીતો ગાય છે. અરે જાદવરાય શ્રીકૃષ્ણજી તથા બળદેવજી તમે કેમ ઉંઘમાં ઉંઘોછો! તમારા ત્યાં છત્રપતી દુરીયોધન તથા કૌરવો જાન લેઈને આવ્યા છે, તમારા નશીબને ધન્ય છે કે જેથી તમને આવા ઉત્તમ જાનૈયા મળ્યા છે, ઘણા રાજાઓ વેવિશાળ કરવા આવ્યા હતા, પણ તમારા ઉપર દયા આવવાથી કૌરવોએ તમારો વીવાહ કબુલ રાખ્યો. ઘણા ક્ષત્રીઓએ કૌરવોને આજીજી કરીને કહ્યું હતું. પણ તેમણે બીલકુલ માન્યુ નહી. છત્રપતી દુરીયોધને તમારા ઉપર ઘણીજ કૃપા કરી છે, માટે તેમનો ગુણ કરેલો ભુલશો નહી. કૌરવોની જાન આવવાથી તમારૂં નગ્ર પાવન થશે વળી હલમલતા હાથીયો તથા રથ, મેના, સુખપાલ સાથે જાનૈયા પધારયા છે, સાબેલા પણ ખુંખારી રહેલા ઘોડાઓ ઉપર શણગાર સજીને બીરાજ્યા છે, મરદંગ, ઢોલ, તાલ, ભેરો, શરણાઇઓ, પરઘમ, રામ ઢોલ, ભુંગળો તથા છત્રીસ વાજા સાથે કૌરવો પધારયા છે. અરે ગોકુળ ગામના રહેનારાઓ ! તમે ઘણા દિવસ સુધી ગાયો ચારી ચારીને પેટ ભરયાં છે, તમને સહુલોક ભરવાડ કહી કહીને બોલાવતું હતું તમે બીલકુલ જ્ઞાતીમાં પણ નહોતા. તમને કોઈ ક્ષત્રી કેતું નોતું તમારા સુભાગ્યને લીધે કૌરવો મળવાથી તમે જ્ઞાતીમાં આવ્યા અને તમારા દીવસો પણ સારા આવ્યા, આ સઘળો તમો વેવાઇનો

પાડ માની લેજો. એવું સાંભળીને જાદવોની સ્ત્રીયો ગાવા લાગી, અરે કૌરવોની સ્ત્રીયો ! તમે ફુલશો નહી, અમે તમારા કુળને ઓળખીએ છીએ. તમારૂં કુળ અમારૂં અજાણ્યું નથી. તમે થોડાં ફુલીને ફાળકો થઈ જાઓ, અરે વેવાણો તમારૂં મુળ વીચારીને બોલો. પહેલાં તમે પણ ઢીંમર જાતનાં હતાં, સંતનુરાજાની મચ્છગંધા સ્ત્રી હતી તે સ્ત્રી જાતે માંછીની પુત્રી હતી. તેના વડે કરીને તમારૂં ઘર નાત બહાર હતું, અમારી વડીલ વેવાણ ગાન્ધારી છે, તેણીની પાસે જઈને સઘળી હકીકત પુછી જુઓ. ત્રીપુરારી જે શંકર છે તેમનો નદીયો ગાન્ધારીને પરણી ગયો હતો, તમે તો આજકાલ વિશ્વમાં વધી પડયાંછો નહી તો પહેલાંનો અન્યાય વીચારીને જોશો તો ફુલાવાપણું ભુલી જશો, તમને ક્ષત્રીની જ્ઞાતીમાં લેવાને માટે અમારી કન્યા તમને પરણાવીએછીએ. અમારી કન્યા ચંદ્રના સમાન છે અને વરરાજા તો ભુતડાંનો ભાઈ છે, અમે તો તમને ઘણા ડહાપણવાળી દીકરી દઇએછીએ, પણ વરરાજામાં તો બે દાણા જેટલી બુધી નથી. જેમ કાગડાની સાથે હંશને બાંધીએ તો હંસ લજવાઇ જાય, તેમ હંસરૂપી અમારી દીકરી તે કાગડા તુલ્ય વરરાજા સાથે પરણાવીએછીએ જેમ મરકટને મોતીનો હાર આપવો તે શરમ ભરેલું છે. તેમ મરકટરૂપી વરરાજાને મોતીના હાર રૂપી અમારી દીકરી પરણાવવી એ શરમ ભરેલું છે. અમારા બળદેવજી ભોળવાયા છે તેથી તમને કન્યા આપે છે, નહી તો તમારા સુધી કન્યા કયાથી હોય. અરે કૌરવોની સ્ત્રીયો થોડામાં સમજી જાઓ, ઝાઝું કહેવરાવવામાં કંઈ માલ નથી. તમારાથી પાછાં પડીએ તેમ નથી, એ પ્રમાણે વેવાણો સામસામી આનંદગીતો ગાય છે, સઘળા નગરનું લોક વીસ્મય થઇને એકી નજરે જોઇ રહ્યું છે, પછી સઘળાઓએ વરરાજાને જોવાનું નીશ્ચે કરયું. આખા નગરનું લોક વરરાજાને જોઇ જોઇને પોતાનાં મુખ મરડી નાંખે છે. માંહો માંહે વાતો કરે છે કે બળદેવજીએ પૈસાનું સુખ જોઈ બીહામણો વર શોધ્યો છે. અર્જુનજીનો પુત્ર ચંદ્ર જેવો સુશોભીત છે, તેનું નામ અભેમન્યુ કરીને છે, તેને કન્યાની સાથે પરણાવ્યો હોત તો આનંદવરતી થઈ જાત કન્યાલાયક વરતો એ હતો, તે કુંવર ઘણોજ રૂપવાન, ગુણવાન અને બળવાન છે. આ વરરાજા તો અજવાળાને અંધારૂં કરે તેવો છે, અભેમન્યુંનું સ્વરૂપ જોઈને કામદેવ પણ લજ્યા પામે તેવો રૂપરૂપનો ધામ છે, અરે દૈવ ! બળદેવજી આ વરરાજા ઉપર શું જોઇને મોહીત થઈ ગયા છે ! મ્હોટા પુરૂષ થઈને આવો અન્યાય કેમ કરતા હશે ! ખરી વાત છે કે મોટાને મન હોય છે માન હોતી નથી તે ખરેખર આ-

જ હાખલો મળ્યો. આ કાગડા તુલ્ય વરરાજાની કોટમાં સુરેખા સરખું રત્ન બાંધે છે, તેમાં બળદેવજી સારૂં ફળ મેળવશે નહી. ધીક્કાર છે યાદવોને છતી આંખે દીવો લેઈને કુવામાં પડે છે, વરરાજા દેખીતોજ અક્કલ હીણ છે, તેને ચકોર માની પોતાની કન્યા પરણાવે છે! એમ ટોળે ટોળાં વળી છાની વાતો કરે છે, બળદેવજી દ્વારકામાં જાનને તેડી લાવ્યા. સ્ત્રીયોને તથા પુરૂષોને સામા સામી બે મુકામો આપ્યા. કૌરવોની ઘણી પ્રકારે આસના વાસના કરી બળ-દેવજી પોતાના મુકામે ગયા. એમ આનંદ કરતાં કરતાં દિવસ પુરો કરયો, રા-ત્રી પડવાનો સમય આવ્યો, દિવસના સાત વાગ્યા એટલે સુર્યનારાયણ મેર બેઠા અને ત્યાર પછી રાત્રી પડી કૌરવો પોત પોતાને આસને બેશી આનંદની વાતો કરયા કરે છે, હવે રાત્રી વીતી ગઈ એટલે ગટોરગચ્છ જાગીને અભેમન્યુ-ને કહે છે અરે ભાઈ! હું દ્વારીકા જાઉં છું, અરજુનજીનો પુત્ર અભેમન્ય કહે, અરે વડીલ વીરા! હું પણ તારી સાથે દ્વારીકાં આવું છુ. ગટોરૂગચ્છ કહે અરે ભાઈ તમે તમારે શીવ શીવ કરયા કરો, કારણ કે સુભદ્રા કાકીનો જીવ અધીરો છે, તેથી તેમના મનને ઉદાસી થશે તમારા સીવાય તલ માત્ર કાકી રહી શકતાં નથી. માટે હું એકલો જાઉં છું અને કન્યાનું હરણ કરીને આવતો રહું છું એ-વું સાંભળીને સુભદ્રા બોલી ઉઠી, અરે બેટા ગટોરગચ્છ! તું ઠાલું બોલે છે. જેવો મારો કુંવર મને વહાલો છે, તેવો તું તારી માને પણ વહાલો છે, તેં એ-કલાએ શાં પાપ કરયા, તારી સાથે તારા નાના ભાઇ અભેમન્યુને પણ લેનો જા. હું ખુશીથી તેને આજ્ઞા આપું છું. તમે બંન્ને ભાઈઓ હળી માળીને દ્વારીકામાં જાઓ અને સુરેખાં કન્યાને હરણ કરીને લાવો. પણ બેટાઓ સાવચેતીથી કામ કરજો. જો મારા ભાઈઓ તમને હણ્ કરવા આવેલા જોશે. તો તમારા બંન્નેના પ્રાણ લેઈ લેશે મારા કૃષ્ણભાઈ તમને ચક્રથી મારી નાંખશે અને મારા મોહોટાભાઇ બળદેવજી હળ મુશળથી પ્રાણ હરી લેશે. તેમનાં આયુધો કોઈ કાળ પાછાં ફરતાં નથી. જ્યાં જ્યાં તેમના આયુધો મોકલે છે, ત્યાંથી પ્રાણ લીધા વિના પાછાં ફરતાં નથી. દિકરાઓ તમે સમજુ છો, તમને વધારે શીખામણ દેવાની જરૂર નથી. અમારો આશીરવાદ છે જેથી તમારૂં કામ ફતેહ થશે. ગટોરગચ્છ કહે અભેમન્યુ વીરા આવવું છે કે કેમ! અભેમન્યુ બોલ્યો, હું તો તૈયાર થઉં એટલીજ વાર છે મારી માતાનિ આજ્ઞા લેવાની હતી. તેણીએ આજ્ઞા આપી એટલે બહુ સારૂ થયું. એમ કહી પોતે ઉઠીને ઉભો થયો અને પોતાનાં વસ્ત્રા ભુષણો સજવા લાગ્યો ગટોરગચ્છ પોતાની

માતા હેડંબાની આજ્ઞા લેઇને તૈયાર થઈ ઉભો, અભેમન્યુએ વસ્ત્રો પહેરી લીધાં અને હથીયારો પણ બાંધી દીધાં પછી તૈયાર થઇને ગટોરગચ્છને કહે છે કે અરે વિરા તમારા ત્યાં સર્વ વાતની સાહેબી છે પણ મને એક ખામી લાગે છે. તમારે ત્યાં રીદ્ધી સીદ્ધીને ખોટ નથી, તેમ દ્રવ્ય પણ દેવ લોકોના કરતા વધારે છે, ફક્ત એક ખામી રહી ગઈ છે. ગટોરગછ કહે છે, ભાઈ તમે બે વખત કહ્યું કે ખામી રહી ગઈ છે, તે હું સમજ્યું છું. પણ તમે કઈ ખામી બતાવી આપો છો ! તે મને કહો અભેમન્યુ કહે તમારા ત્યાં વાહન કેમ નથી ! ઉંટ, હાથી, ઘોડા, સુખપાલ તથા મેના તે સઘળા વાહનોમાંથી કોઈ પણ વાહન તમારે ત્યાં નથી, આપણે બંન્ને જણા દ્વારીકાંમાં પેશીશું, ત્યાં શું ચરણે ચાલીને જઇશું ! એવું સાંભળીને ગટોરગચ્છને હસું આવ્યું, પછી પોતે અભેમન્યુને કહે છે કે અરે ભાઈ, તમને વાહન આપું છું. એમ કહી માયાવી દહીતો ને બોલાવ્યા. તેમાંના ચાર દહીતોનો રથ બનાવ્યો અને ચારના ઘોડા બનાવ્યા. ચાર દહીતોનાં પૈડાં બનાવ્યાં અને ચારના અછોડા કર્યાં. આ સઘળું જોઈને અભેમન્યુ ઘણોજ ખુશી થયો, ગટોરગચ્છનાં અતીશય વીખાણ કરતો કરતો રથમાં બીરાજ્યો અરેભાઇ, ધન્ય છે તને, તારા ગુણને હું કેમ કરીને વીસરી જઇશ, વ્રકોદરનો પુત્ર ગટોરગચ્છ ચાબુક હાથમાં ઝાલી રથ હાંકવા બેઠો, બંને માતાની આજ્ઞા લેઇને ઘોડાઓને હાંકવા માંડયા. પવનની માફક રથને હાકે છે. એમ કરતાં કરતાં દ્વારીકાંની લગભગ આવી પહોંચ્યા દ્વારીકાં એક જોજન દુર રહ્યું એટલે અભેમન્યુ ગટોરગચ્છને કહે છે, કે અરે ભાઈ ! રથને અહીં સ્થંભાવો. ગટારગચ્છે કહ્યું, કેમ ભાઈ રસ્તા વચ્ચે રથને સ્થંભાવાનું કહો છો ! અભેમન્યુએ જવાબ આપ્યો. અહીં નજીકમાં અશોક બાગ છે, તેમાં ઉતારો કરવા માટે એક સુંદર ભોંયરૂ છે. તે ભોંયરૂં એવું છે કે કોઇ પણ માણુસ અંદર જઇ શકતું નથી, ગામમાં આપણે જવાનું કામ નથી, કારણ કે પારકાની દિકરીનું હર્ણ કરવાનું છે, આપણે અહીં શાહુકારીનું કર્તવ્ય કરવા નથી આવ્યા; જયાં ત્યાં કપટ કરીને ચોરી કરવા માટે આવ્યા છીએ. એવું સાંભળીને ગટોરગચ્છે રથને ઉભો રાખ્યો. બંન્ને ભાઇઆ રથમાંથી ઉતરી પડયા. માયાવી હેડંબા પુત્રે રથને લોપ કરી દીધો. પછી બંન્ને ભાઇઓ વાતો કરતા કરતા ભોંયરા ભણી ચાલ્યા. બાગની શોભા ઘણીજ રમણીય છે. લીલોતરી નાના પ્રકારની ખીલી રહી છે. જુદી જુદી જાતનાં ઝાડો પણ ફળોથી શોભી રહયાં છે. શીતળ વાયુ વાયા કરે છે. ત્યાં અઢારે ભાર વનસ્પતિ ઉગી નિકળી

છે. બાગની વચ્ચો વચ્ચ સુંદિર સરોવર નીર્મળ જળ વડે શોભાયમાન દેખાય છે. તેના કીનારે હંસો ફર્યા કરે છે. વળી કમળ, પોયણા વીગેરે ખીલી રહયાં છે; તેની આસપાસ ભમરાઓ ગુંજાર કરી રહયા છે. બાગમાં બપૈયા બોલી રહેલા છે. કોયલો કંઠથી ટૌકા કરી રહી છે. પોપટો ઝીણી ડાળીઓ ઉપર હીંચકા ખાયા કરે છે. મોર ટેંહુક ટેંહુક શબ્દોથી કલોલ કરી રહયા છે. મેના પણ શબ્દ કરી રહી છે. ચકલીઓ પણ ચકચક કરીને આનંદથી ચારો ચર્યે જાય છે. ચકોર, કૌયા, તેતરા, દાદુર વીગેરે પક્ષીઓ મીઠા ટૌકા કરી રહયા છે. બાગમાં એ પ્રમાણે અનંત પક્ષીઓ બકોર કર્યા કરે છે એટલાં બધાં પક્ષી છે કે કહેતાં તેનો પાર આવી શકે નહી. તરૂવરની લીલી લટરો ઘણી લાંબી વધી ગઈ છે. ગુલબાસ, ગુલછડી, ગુલસબ્બો તથા ચંપો ચંબેલી વીગેરે સું-દીર સુગંધી આપ્યાં કરે છે, મોઘરો, મલીયાગરી, મરેઠી, મ્હોંટાં સુર્યવંશી ફુલો, કરેણા, કરેણીઓ, ગુલદાવડી, ગલગોટી ખડચંપો, ચંપાવતી, ચમરી, અમ્મર ફુલ. રેવતી, કેતકી, જાઇ, જુઇ, બારમાસી બોરસલી, હારસંગો, અગથીઓ, ફનસ, વંસી, જાયફળ, જાવંત્રી, તમાલપત્ર, તજ વીગેરે અનંત પ્રકારનાં ઝાડો ફળ ફુલ સહીત શોભી રહયાં છે. સફરજન, શ્રીફળ, ફોફળ, શીકોતરાં, શેતુર, શેકટો શીમળો, સીતાફળો, લીલાંમરી, રામફળ, જામફળ, જાંબુ, બપૈયા, બદામ; કનસ, ફનસ, પપનસ, લીંબુ, દાડમ, અખોડ, અંજીર, અનનસ, કાજુ, કમરખ, કેળાં, ડમરા, કલમીઆંબાની કેરીયો. બોરડીઓનાં મીઠાં બોર, ના-રંગી, દ્રાક્ષ, ચારોળી, પસ્તાં ફાલસાં, મ્હોટી ખારેકો, પીંપર લવીંગ, અક્કલ-ગરો, એળચી, અગર ચંદન, સુખટ જાસુદ, વીળીયારી વીગેરે જુદી જુદી જાતનાં મીષ્ફળો જોઇને જીવને આનંદ રહે તેવી રીતે લટકતાં દેખાતાં હતાં. પડો પાંદડી, હેરામણી, સમુદ્ર સોસ, નાગર વેલ્યો, કમળ, પોપટ વેલી ચાંદગેલી એ પ્રમાણે કોમળ વેલ્યો રમણીય દેખાય છે, એવા દીલખુશ બાગમાં બન્ને ભાઇઓ આવી ચઢયા છે. બેઉ ભાઇઓ, ફરતા જાય છે અને સઘળાં ઝાડ વેલીયો તથા ફળો જોઈ અતીશય આનંદ માને છે. પછી બેઉ બળવાન ભાઇઓ ભારે વીશાળ ભોંયરામાં પ્રવેસ્યા. ઘટોરગચ્છે માયાવડે કરીને દહીતો ઉત્પન્ન કર્યા. તેમાં બે દહીતની ખુરશી બનાવિ. બંને ભાઇઓ બે ખુરશી-ઓમાં બેશીને શ્વાસ લે છે. એક એકના સુખ દુખની વાતો કરે છે. પછી ઘટોરગચ્છે ઉભા થઇને માયા વડે ચાર દહીતનાં પાત્ર બનાવિ દીધાં. લોટા, લોટીઓ, થાળીઓ, વાડકીઓ વીગેરે વાસણો બનાવી દીધાં. ચાર દહીતોને

મનુશ બનાવ્યાં તે લોકો હમેશાં ચાકરી કરે જાય છે. એવું જોઈ અભેમન્યુ, વીસ્મય પામીને કહે છે કે અરે બંધુ ! તારૂં મુસ્તક એવું કેવું છે કે જેમાંથી જે જોઇએ તે નીકળી આવે છે. ગટોરગચ્છ કહે, અમારા દહીતોની તો જન્મની વિદ્યાજ છે. એમ બન્ને ભાઈઓ એક એકની સાથે વાતો કરી વિનોદ કર્યા કરે છે. દ્વારીકાંપતી ભગવાનનું તો કંઇ અજાણ્યું નથી. બન્ને ભાઇઓ ભોંયરામાં ઉતર્યા છે, એવી ખબર પ્રભુને થતાંજ પોતે અંતર્ધ્યાન થઈ ભોયરા પાસે આવીને ઉભા, પછી શ્રી હરીએ ભોંયરાંમાં પ્રવેશ કરવા માંડયું, મ્હોઢેથી કહેતા કહેતા જાય કે અરે ભાણીયા તને મળવા માટે આવ્યો છું. ગટોરગચ્છ કહે કોણ આવે છે ! અભેમન્યુ કહે એતો મારા નાના માંમા આવે છે, એમને ખુશીથી આવવાદો. મારા મ્હોટા મામા દુસ્મનને કન્યા આપવા તૈયાર થયા છે, મારા નાના મામા તેમ કરવામાં ખુશી નથી. એ હું બરોબર રીતે સમજુ છું, નાના મામા તો સાક્ષાત ભગવાન છે. બન્ને ભાઈઓ વાતો કરે છે. એવામાં પ્રભુ આવી પહોંચ્યા, જયાં મામા આવ્યા એટલે ભાંણેજે મુખ મરડયુ. પ્રભુ કહે અરે ભાઈ ! મારાથી કેમ રીસાઈને આડું જુએ છે ! મેં તારૂં શું બગાડ્યું છે ! મારા આવવાથી તને નુકશાન થતું હોય તો હું જાઉં, જેટલી કસુર છે તેટલી સઘળી હળધારિની છે, તેણે વીવાહ ફોક કર્યો છે હું તો સુર્યનારાયણની સાખ્યે ચોખા અંતઃકરણ વડે તમને બે ભાઇઓને કહું છું કે સુખ રૂપે કન્યાનું હરણ કરો. જેવું તમારે ધુમવું હોય તેવું ખુશીથી ધુમો. હું તમારા બન્નેની સલાહમાં છું. મારી વાતની તને ચીંતા કરશો નહી, તમે ખુશીથી કપટ કરી સુરેખાનું હરણ કરી જાઓ મારાથી બનસે તેટલી હું પણ મદદ કરીશ, મારા સરખું કામકાજ હોય તો મને કહે જો ઘણી ખુશીથી બજવીશ, મારે ભાણીયા કરતાં શું વધારે છે, તું મને ઘણો વ્હાલો છે, છેવટ સુધિ મારી સાહયતા છે, તમારા બે ભાઇઓનો કોઈ વાંકો વાર કરી શકે તેમ નથી. અભેમન્યુ કહે. બહુ સારૂ મામા પણ મારે તમને એક કહેવાનું છે તે કહિ બતાવું છું અત્યારે અમારે દુઃખના દહાડા આવવાથી વીદુરજીના ઘેર રહીને પેટ ભરીએ છીએ, સુભદ્રા તમારી બેહેન થાય છે અને હું તમારો ભાણેજ થાઉં છું, આટલી બધિ સગાઈ છે છેતાં તમે અમને શા માટે તમારા ઘેર તેડતા નથી ! શું તમારા ઘરમાંથી છેક ખાવાનું ખુટી ગયું ! એવું સાંભળી શ્રી ભગવાને જવાબ આપ્યો, અરે ભાઈ ! વિશ્વનો ધારો કેવો છે તે તને કહી સાંભળાવું છું, જ્યારે દુઃખીયા દીવસો આવી પડે છે ત્યારે

કોઇ સગુ થતું નથી, જે વખતે આપણી ચઢતી દશા હોય છે તે વખતે હજારો માણસ સગા થતા આવે છે, જ્યારે આપફત આવે છે ત્યારે ભાઈ હોય છે તે પણ વ્હેરી થઇને બેસે છે, સ્ત્રી હોય છે તે પણ સગી થતી નથી, તું સમજીને શા માટે મ્હેણાં મારે છે! અત્યારે તેવી વાતો કરવાનો વખત નથી, જે માટે આવ્યા છો, તે કામની તૈયારી કરવા માંડો તમને જરૂર કન્યા મળશે, એવું સાંભળીને ગટોરગચ્છ ખુશી થયો. પ્રભુએ ગટોરગચ્છને કહ્યું, અરે ભીમસેનના પુત્ર ! હું તમારિ પાસે એક વચન માગું છું માયાવી કહે અરે માહારાજા ખુશીથી માગીલ્યો, એટલે ભગવાન બોલ્યા, મારા સોળ હજાર એકસોને આઠ મેહેલમાં તમારે ચર્ણ મુકાવો નહી, એવું સાંભળીને અભેમન્યુને મહા દુઃખ લાગ્યું, પોતાના મામાને પુછવા લાગ્યો કે અરે પ્રભુ તમે શા માટે એવું ખોટું વચન બોલો છો ! તમે મ્હારા ભાઇને કેવો ધારો છો ! શું તમને કોઈ વાતનો વ્હેમ આવ્યો ! પ્રભુ કહે અરે ભાઈ કંઈ વ્હેમ નથી, જાઓ આજ્ઞા આપું છું કે તે ગમે ત્યાં ફરે, મારે ના પાડવાનું એટલું કારણ કે તારો ભાઇ જયાં જાય છે ત્યાં મસ્કરી કરે છે. તારો ભાઈ બહુ મસ્કરો છે, ગટોરગચ્છ કહે અરે મારા વ્હાલા ભાઇ અભેમન્યુ ! શ્રી કૃષ્ણજી જે જે મારા વિષે કહે છે તે બધી ખરી વાત છે માટે તમારા મનમાં કંઈ દુઃખ ધરશો નહી, એ પ્રમાણે અભેમન્યુને સમજાવ્યો. પછી વ્રકોદરના પુત્રે પ્રભુને વચન આપીને કહ્યું કે હું તમારા ધામમાં પ્રવેશ કરવાનો નથી, તમારા ધામ સીવાય મારિ મરજીમાં આવશે ત્યાં જઇશ. પ્રભુ કહે બહુ, સારૂ પછી પ્રભુ ઘેર પધાર્યા પછી ગટોરગચ્છ અભમન્યુને કહે છે કે અરે ભાઇ હું દ્વારીકાંમાં જાઉં છું. કારણ કે કૌરવ કુળનો હું અજાણ્યોછું માટે તેમને બરોબર ઓળખીને આવું છું. અભેમન્યુ કહે ભલે ભાઈ ખુશીથી પધારો, પણ વ્હેલા આવજે શાથી કે આપણા દુસ્મનો વધારે છે તેથી મારા મનમાં ચીંતા થાય, ગટોરગચ્છ બોલ્યો, નારે વીરા કોઇનાથી મારો વાંકો વાળ પણ થઈ શકે તેમ નથી, મારી વાતની તારે બીલકુલ ચીંતા મનમાં લાવવી નહીં, મારા જેવો બળવાન હું કોઇને જોતો નથી કારણ કે મારૂ એકા એક મ્રત્યું થઈ શકે તેમ નથી. એ પ્રમાણે અભેમન્યુને શાંત પમાડી પોને ભોંયરામાંથી બહાર ચાલી નીકળ્યો વ્રકોદર પુત્ર દ્વારીકાંના દરવાજા પાસે આવીને ઉભો. એવામાં એક જાદવ ત્યાં થઇને જતો હતો તેને પોતાનિ પાસે બોલાવ્યો. તે યાદવને પુછેછે કે કહો ભાઈ તમે કોણ છો ! પેલા યાદવે જવાબ આપ્યો જે જદુકુળ દુનીયામાં પ્રસીદ્ધ છે તે કુળનો હું જાદવ છું. એવું સાંભળીને ગટોર-

ગચ્છ બોલ્યો, અરે ભાઈ અમારે તમારી સાથે લાંબુ કામ નથી. તમે તમારે ચાલ્યા જાઓ. એમ કહિને યાદવને વીદાય કરયો પેલા યાદવની આકૃતી જોઇને તેવું પોતાનું રૂપ ધારણ કર્યું ખરેખર યાદવ જેવો યોધ્ધો બનીને નગ્રની વિશે પ્રવેશ કરયો. ફરતાં ફરતાં બજારમાં બીજો યાદવ માલમ પડયો. તેની પાસે ગયો. ગોટારગચ્છ કહે કેમ ભાઈ વેવાઇ કયારના આવ્યા છે, હું તો બીલકુલ જાણતો નથી કૌરવો કયારના આવ્યા છે. તેની મને જરાપણ શુદ્ધિ રહિ નથી. પેલા યાદવે જવાબ આપ્યો, ગઇ કાલની કૌરવોની જાન અહીં આવેલી છે તમારે જાનીવાશામાં જોવા જવું હોય તો ખુશીથી પધારો. એવું સાંભળી ગોટારગચ્છે કહયું, અરે ભાઈ મેહેરબાની કરી તમે માર જોડે ચાલો અને સૌ કૌરવોની મને ઓળખાણ પડાવો. પેલો જાદવ કહે અલ્યા શું તું દુરીયોધનને નથી ઓળખતો ! ચોરાસી હજાર દેશનો છત્રપતી રાજા છે. હેડંબા સુતે કહ્યું, હું તેમને બીલકુલ ઓળખતો નથી માટે મારી સાથે આવીને ઓળખાવો એમ કહિને પેલા યાદવને જોડે લીધો અને બેઉ જણા વાતો કરતા કરતા જાનીવાસે આવ્યા. પેલો જાદવ ગોટારગચ્છને બતાવે છે, કે જો પેલા શકુની મામા પાસે ગાદીમાં બેઠા છે તેજ છત્રપતી દુરીયોધન પછી આ ભગતદ, ભુરીસેવા, કરણ, સુશરમા વીગેરે સો ભાઇઓ આવે છે. આ જેદ્રથ તેમનો બનેવી છે આ દ્રોણ તથા કૃપાચાર્ય તેમના ગોર મહારાજા છે. આ વૃદ્ધ ભીષ્મ પીતા છે, એ પ્રમાણે સરવે માણસોને ઓળખાવ્યા પછી પેલો યાદવ બહાર નીકળ્યો. ભીમના પુત્રે વીચાર કરયો કે હવે કૌરવોની સ્ત્રીયોને ઓળખી લઉં એવામાં એક જાદવની સ્ત્રી ત્યાં થઇને જતિ દીઠી. માયાવીએ માયા વડે કરીને તેવું સ્વરૂપ ધારણ કરયું. જાદવની બીજી સ્ત્રીને ગોટારગચ્છ મળ્યો તે સ્ત્રીને પુછેછે કે આપણા નગ્રમાં કૌરવોની જાન આવી છે. તે સ્ત્રીયોને મારે જોવાની હોંશ ભરાણી છે અરે મ્હારી સૈયર તું મારી સાથે ચાલ અને મને કૌરવોની રાણીઓ બતાવ. એમ સમજાવીને સ્ત્રીઓને જાનીવાસે લઇને આવ્યો, સુંદીર શોભા જોઇને ગોટારગચ્છ ખુશી થયો પેલી જાદવની સ્ત્રીયે ગોટારગચ્છને ભાણુમતી ઓલખાવી. તેની પાસે રાણીની દેરાણીને ઓળખાવી પછી શકુનીની સ્ત્રીને ઓળખાવી. તેમને જોઇને ઘણો ગુસ્સે ભરાયો. મનમાં વીચારે છે કે વ્હેર વ્હેરે લઉં તોજ હું ભીમસેન પીતાનો પુત્ર એવો પોતે નક્કી નિશ્ચય કરયો ત્યાંથી બાહાર નીકળ્યો એટલે ભાણુમતીની મુખ્ય દાસીને જોઇ યાદવની સ્ત્રીનું રૂપ બદલીને પોતે દાશીનું રૂપ ધારણ કરયું ત્યાંથી બળદેવને ધામે ગયો એટલે રેવંતીએ જાણ્યું કે ભાણુંમતી

રાણીની દાશી આવી. એવું સમજીને રૂડે પ્રકારે આઉકાર દીધો. રેવંતીએ પુછ્યુ., કેમ પધાર્યા છો ! ભાણુંમતીએ કંઈ મંગાવ્યું છે ! ગટોરગચ્છ કહે છે કે મને મારી રાણીએ સુરેખા કન્યાને જોવા મોકલી છે એવું સાંભળીને રેવંતાએ સુરેખાને બતાવી, ગટોરગચ્છે જોઇને વીચાર કરયો કે વાહ વાહ બહુ સારૂ થયું કન્યાનું સ્વરૂપ તો ચંદ્રમા જેવું છે, ભાભી ખરે ખર ભાઈના જેવી છે. ઇશ્વરે બરોબર જોડું મેળવ્યું છે. રાંકના ત્યાં રત્ન કદી શોભે નહી. કાળા મોના કૌરવોને આવી કન્યા આપવી ઘટતી નથી. બળદેવજીના ઘરમાં નજર ફેરવીને સઘળું જોઇ લીધું, મનમાં વીચાર કરીને નીશ્ચય કરયો કે જરૂર આ કન્યાનું હર્ણ કરવું, પછી સઘળાને ઓળખીને ત્યાંથી ચાલ્યો. રસ્તામાં જોતો જોતો ભોંયરા તરફ ચાલ્યો જાય છે પછી મીષ્ટ મીઠાઇ મેવા લેઈ, ભોંયરામાં અભેમન્યુને આવી મળ્યો બે ભાઇઓએ ભેગા મળીને ભોજન કરયું, જમ્યા પછી મુખવાસ લીધા. ત્યાર પછી પોતાને આસને બેઠા બેઠા વાતો કરવા લાગ્યા. ગટોરગચ્છે બનેલી સઘળી વાત પોતાના અભેમન્યુ ભાઇને કહી સંભળાવી. એમ કરતાં કરતાં દીવસ વિત્યા પછી પહોર રાત્રી ગઈ. તે વખતે ગટોરગચ્છ અભેમન્યુને કહે છે કે અરે ભાઇ કાલે ગમ્મત કરવાની છે. અભેમન્યુ બોલ્યો, કેમ ભાઇ એવી શી ગમ્મત કરશો ! ગટોરગચ્છ કહે કાલે રાત્રીએ આવીને કહિ બતાવીશ. સઘળા કૌરવ કાકાને ત્રાહય ત્રાહય પોકારાવું તોજ હું ખરો, આપણું ધન તેણે હરી લીધું છે માટે તેનું ધન હું હર્ણ કરૂં તોજ મને તારો ભાઇ જાણજે, એમ કહી પોતે ભોંયરાની બહાર નીકળવા આવ્યો. અભેમન્યુ કહે અરે વિરા અત્યારે કયાં પધારશો ! ગટોરગચ્છ બોલ્યો, ભાઈ ધીરજ રાખો ચીંતામાં કરો. હું તમારી સમીપમાંજ છું કાલે રાત્રે આ વખતે હું આવીશ એમ અભેમન્યુને સમજાવીને ભોંયરાની બહાર નીકળ્યો તે એક મેદાનમાં ગયો તેર વખત ત્યાં પોતાના કેશ છોડીને શીશ પથ્થર સરસું પછાડયું એટલે જુજુ જેવડા તેર હજાર જીવ ખરી પડયા તે જીવોને પૃથ્વી તથા પવનનો સ્પર્શ થવાથી દહિતો ઉત્પન્ન થયા, લાંબા, તેમાંથી હજાર દહીતના મોટા હાથી બનાવ્યા એક હજારનાં ઉંટ બનાવ્યાં એક હજારને ઘોડા બનાવ્યા. એ પ્રમાણે હાથી ઘોડાને ઉંટ મલીને ત્રણ હજાર અસુરો બનાવી દીધાં. પછી ત્રણ હજાર અસુરોની ત્રણ હજાર સાંકળો કરી. અકેકી સાંકળે અકેકું પશુ બાંધ્યું. જુજવિ જુજવી જાતની જુદી જુદી ઓળ્યો ઉભી રાખી. પછી ત્રણ હજાર રાક્ષસોના ત્રણ હજાર મનુશ બનાવ્યા. એટલે એક એક જાનવર પાસે એકેક માણુસ બેસી ગયો બેસાડવાનુ

કારણ એટલુંજ કે જાનવર વશમાં રહે જેથી કરીને તોફાન કરિ શકે નહી ત્રણ હજાર પશુને ખાવા માટે ઘાસ ત્રણ હજાર રાક્ષસોની ઘાસ બનાવી દીધી, એ પ્રમાણે બાર હજાર દહિતોની બરોબર વીવેક વડે વગ કરિ વાવરી દિધા પછી એક હજાર દહાતો બાકી રહયા તેમાં ત્રણસેંનો જરીયાનનો તંબુ બનાવી દીધો તેના ઉપર એક સોનાનું શીખર મુકયું, તેમાં હીરા ટાંગ્યા ત્યાં ફરતી મોતીની ઝુલ મુકી દીધી. લીલમો લળકી રહી છે અને રત્ન ચળકી રહયાં છે. એવું બનાવ્યું છે કે જો કોઇ માણસ જુવે તો તુરત મોહ પામે. વળી સો રાક્ષસોનું તંબુમાં મ્હોટું સીંહાસન બનાવ્યું, સો દહીતોના ચોપડા બનાવ્યા. સો અસુરોના મહેતા બનાવી દાધા. તે મહેતા એવા બનાવ્યા કે કોઈ પણ કપટ કરી ન શકે, સઘળાની પાસે ખડીઓ, કલમ, સીસાપેન વિગેરે મુકી દીધાં. મહેતાઓ પોત પોતાના ચોપડામાં લખ્યા કરે છે. ત્રણસેંના પેરાદાર બનાવ્યા, તેઓ સઘળા બહાર ઉભા ઉભા પેરા ભરે છે, પોતાના હાથમાં આયુધ્ધો ધારણ કરીને સર્વની ચોકી કર્યાં કરે છે વળી સો અસુરોને અનુચર બનાવ્યા તેઓ ખમ્મા ખમ્મા કરિને રાજાને ખુશી કરે છે. પંખાથી પવન નાંખીને ગટારગચ્છને આનંદ પમાડે છે. કોઇ પાન આપે છે કોઈ સોપારી આપે છે, કોઈ જણા ચમ્મર ઢોળે છે, કોઈ જણ પગ ચાંપે છે, કોઇ એવા છે કે ગટારગચ્છ જે કહે તે હાજર કરીદછે, એ પ્રમાણે પોતે સોળે કળા શોભવા લાગ્યો, પોતાને માટે લીલી ટોપી લીલી કફની, તથા લીલો સુરવાળ વિગેરે સુશોભીત વસ્ત્રો પહેરી લીધાં પોતાની આકૃતી ભયંકર અને આંખ કપરી કરી ગટારગચ્છ સોદાગર થઇને બેઠો, માયાવી સીંહાસન ઉપર વ્હેપારી થઇને શોભે છે. રાત્રી વીત્યા પછી વ્હાણું વાયું એટલે મેદાનની શોભા વધી ગઈ સરવે વસ્તુઓ સુશોભીત દેખાવા લાગી. દ્વારીકાંના દરવાજા ઉઘડયા એટલે ગામમાં વાત ચાલી. તે એવી વાત ફેલાઇ કે નગ્ર બહાર કોઇ મ્હોટો વ્હેપારી આવ્યો છે, તે જુદી જુદી જાતનાં જાનવરો લાવ્યો છે. તેના મનમાં એવું ધારીને આવ્યો છે કે આ નગ્રમાં દુરીયોધન રાજા જાનવરોને ખરીદી શકે તેવા આવ્યા છે, માટે તેનું આવવું થયું છે. એવી વારતા બળદેવજીનિ સભામાં ચાલી. એવું સાંભળીને બળદેવજી હરખ પામ્યા. પોને કૃષ્ણની પ્રત્યે હશીને બોલ્યા કે અરે શ્રીગોપાળ ! તમને મારા સરખું એકે વેવિશાળ મળ્યું નથી. ગ્રહસ્થ વેવાઇનું નામ સાંભળીને મ્હોટા સોદાગર આવ્યા છે. વળી પોતાની સાથે વેચવાને માટે ઉંટ, હાથી, તથા ઘોડા પણ લાવ્યો છે. પ્રભુએ મનમાં જાણ્યું કે ખરેખરો વ્હેપારી આવ્યો છે, માટે બળદેવજીને

ચઢાવીને જાનવરો ખરીદ કરાવરાવું છું. એમ વીચારીને ગીરધારી શ્રીકૃષ્ણ બોલ્યા, અરે મ્હોટા ભાઈ! વેચવા આવનારો સોદાગર કરમનો ફુટેલો હશે, કારણ કે એનાં જાનવરો કોઈ ખરીદવાનું નથી, તેથી તેને ફોગટ ફેરો પડશે એનો સઘળો શ્રમ મીથ્યા જવાનો છે. હું તમારા વેવાઇને ઓળખું છું, તે છત્રપતી દુરીયોધન નાદારનો નાદાર છે. ચમડી તોડે પણ દમડી ન છોડે, એવો તે પુરણ મખીચુસ છે. જીવનો એવો તો કંજુસ છે કે એક પાઇ પણ ખરચી શકે તેવો નથી, એવું સાંભળીને બળદેવજીને ખોટું લાગ્યું. અરે કૃષ્ણ, તું જરા વીચારીને બોલ, શું મારો વેવાઈ નાદાર છે! હું તારા મુમત ઉપર જાનવર તેમની પાસે ખરીદાવીશ પછી તારૂં બોલેલું તારા મોંમાં રહેશે. પ્રભુજી બળદેવજીને કહે છે, અરે હળધારી, તમે તમારી જાતે કહેવા માટે જશો નહી; કારણ કે તમારૂં બોલેલું તે પાપી કબુલ કરવાનો નથી. અને જો ને કબુલ નહિ કરે તો તમને માઠું લાગશે. છેવટ તમે પસ્તાઇને નીસાસો નાંખશો. એવું સાંભળીને હળધારી કહે છે, અલ્યા કાળીયા, હવે તારા મુમત ઉપર જાનવરો લેવરાવું તું ઘણોજ અદેખો છે તારા મનમાં એવું પાપ છે કે જો બળદેવજીનો વેવાઈ જાનવરો ખરીદશે તો હળધારીની આબરૂ વધશે. લોકો એમ કહેશે કે હળધારીએ કેવો ગ્રહસ્થ વેવાઈ શોધી કહાડયો છે. તેં ભીખારી વેવાઇઓ શોધી કહાડયા છે, તેવા અમારે નથી એવું સાંભળીને શ્રીહરિ કહે છે, જરા આબરૂમાં બેસી રહો, નહી તો હમણાં લેવાઈ ગયેલા મોંઢે પાછા આવશો એ પ્રકારે પ્રભુએ બળદેવજીને ચડાવીને મોકલવા સારૂ એવાં વચનો કહયાં, એટલે હળધારી તુરત ઉભા થયા અને મુમતમાં ને મુમતમાં જાનીવાસે ગયાં. હળધારીને આવતા જોઇને દુષ્ટ દુરીયોધને માન આપીને આસન આપ્યું કૌવરોએ બળદેવજીને અતીશય પ્રેમ બતાવ્યો. પછી દુરીયોધને પુછયું અરે વેવાઇ! કેમ પધારયા છો! બળદેવજી કહે છે કે, તમારૂં નામ સાંભળીને એક મ્હોટો વ્હેપારી આવ્યો છે. તેની સાથે વેચવા માટે ઉંટ. હાથી, ઘોડા વીગેરે લાવ્યો છે, તેથી અમારી સભામાં તમારાં વખાણ થયાં તે સાંભળીને મારો કૃષ્ણ ઝાંખો પડી ગયો અને તેમજ અદેખાઇથી એવું બોલી ઉઠયો કે દુરીયોધન તો નાદાર છે, એ બીચારો શું જાનવરોને ખરીદશે એમ તમારી ચેષ્ટાળી કરી માટે તમે એકદમ તૈયાર થઇને જાઓ, અને મારા તમારા ટેકને માટે જાનવરો ખરીદીને પાછા વહેલા આવો જેટલી કીમ્મત માગે તેટલી આપીને પણ જાનવરોને ખરીદો, એવું સાંભળીને દુષ્ટ દુરીયોધન કહે, તમે જલદીથી ઘેર પધારો. હમણાં હું જઇને ઝપા-

ટામાં ખરીદી લાવું છું. એજ કૃષ્ણને હું ઝાંખો પાડું ત્યારે ખરો એમ કહી બળદેવજીને ઘેર મોકલ્યા, પાપી દુરીયોધન તૈયાર થયો. પછી સઘળા કૌરવોને કહેવા લાગ્યો કે અલ્યા ભાઇઓ, નગ્ર બહાર એક સોદાગર આવ્યો છે, તેની પાસે જાનવરો ખરીદવા માટે જઈએ છીએ અરે શકુની મામા તમે એકદમ ઉભા થઈ તમારાં વસ્ત્ર પહેરી લ્યો. દુસ્યાસન ભાઈ, તમે પણ તમારાં આભુષણો સજીલ્યો. કર્ણ વીરા તમે પણ તૈયારી થાઓ, આપણે સઘળા વ્હેપારીની પાસે જઇશું એટલે વેવાઇનું મન આનંદ પામશે, એમ કહીને ચારે જણાઓએ વસ્ત્ર શણગારો પહેરી લીધા. પછી ચારે જણા રથમાં બેસીને જોવા માટે ચાલ્યા. છકેલા કઉરવો ધનના અહંકારમાં નગ્રની બહાર નીકળ્યા પોતાના મનમાં જાનવરો ખરીદવાનો ટેક ધારણ કરીને બાગના મેદાનમાં જવા લાગ્યા. એટલે ઉંટ, હાથી, ઘોડા વીગેરે નજરે પડવા માંડ્યા. દુરીયોધન કહે મામા જરા જુઓ તો ખરા ! આપણને મોહ ઉત્પન્ન થાય તેમાં શી નવાઇ ! આ સોદાગરના હાથી જેવા આપણા ઘેર હાથી નથી. મામો કહે કાંઇ ફીકર જેવું નથી, આપણા ઘેર ઘણો પૈસો બળ્યો છે, તમામ જાનવરોને ખરીદી લ્યો, પણ, અત્યારે આપણી પાસે રોકડા પૈસા નથી, ધન દોલત હસ્તીનાપુરમાં છે દુરીયોધન બોલ્યો, અરે મામા શા માટે ગભરાય છે ! છત્રપતીના નામે વ્હેપારી સઘળો માલ ઉધારે આ-આપશે, જેમ જેમ નજદીક, આવતા જાય છે, તેમ તેમ દુરીયોધન ખુશી થતો જાય છે પાપી બોલ્યો, અરે શકુની મામા ! આસઘળાં જાનવરો આપણા લાયક છે, આપણા સીવાય આ જાનવરોને કોઈ ખરીદી શકે તેવો નથી એમ વાતો કરતા કરતા જાય છે એટલામાં ગેટારગચ્છનો તંબુ નજરે પડ્યો. એટલે દુષ્ટ દુરીયોધન કહે, અરે મામા ! આવો ધનાઢ્ય છત્રપતી છું, પણ આ સોદાગરના જરીયાનના તંબુ જેવો મારે ઘેર નથી. એ પ્રમાણે ગેટારગચ્છની સહાયબી જોઇને વીસ્મય પામી ગયા. ચારે જણા રથમાંથી નીચે ઉતરયા. મનમાં વીચારે છે કે આપણે તો સોદાગરની પાસે જઇનેજ ઉભા રહેવું મામો કહે અરે ભાણીયા ! તું તો છત્રપતી છે માટે કોઈ રોકી શકનાર નથી. તારા દાબના લીધે અમે પણ તારી જોડે ચાલ્યા આવીશું દુરીયોધન ફુલાઇને બોલી ઉઠ્યો. અરે મામા ! તમારે બીલકુલ ગભરાવું નહી, એમ ચારે જણા રથમાંથી ઉતરી એક એકની આંગળી ઝાલી તંબુ તરફ ચાલ્યા. જ્યાં ડેરા તંબુમાં પ્રવેશ કરવા જાય છે, તેવાજ શેવકોએ રોકી રાખ્યા નોકરોએ કહ્યું, અમારા શેઠની રજા આવ્યા શીવાય તંબુમાં પેસવાનો હુકમ નથી. અરે મુરખો રજા લીધા સીવાય ચાલ્યા

જતાં શરમ નથી આવતિ ! તમે કોઈ નીચ જાતિ હો તેવું લાગે છે. શકુની મામો કહે આતો ચોરાશી હજાર દેશના છત્રપતી દુરીયોધન મહારાજા છે. શેવકોએ કહ્યું. ચાલ ચાલ છત્રપતી છે તો તેના ઘરનો, શેઠની આજ્ઞા વિના તંબુમાં પ્રવેશ કરશો તો માર ખાઈ બેસસો. એમ કહીને ચારે જણને ઉભા રાખ્યા. એક શેવક ગેટારગચ્છને પુછવા ગયો. અરે મહારાજા ! આપને મળવા માટે છત્રપતી દુરીયોધન વીગેરે પધારયા છે, એવું શેવકનું બોલવું સાંભળીને ગેટારગચ્છ કહે તેમને આવવા દો. શેવક સલામ કરીને બહાર આવ્યો પછી ચારે જણને કહયું કે હવે તમે ખુશીથી તંબુમાં પધારો. એટલે ચારે જણા ડેરા તંબુમાં ગયા. ગેટારગચ્છ પોતાનું મોં આડુ કરીને બેસી રહયો છે, ચારે જણા ગેટારગચ્છનો ભભકો જોઈ ભય પામી આવકાર વિના નીચે બેસી ગયા. પછી ગેટારગચ્છે હસીને સામું જોયું. ચારે જણને માયાવીએ પુછયું, અલ્યા ભાઇઓ તમે પાન્ડવમાંના હશો. દુર્યોધન કહે અરે મામા, આતે શું કહેવાય. હું આવો છત્રપતી છું છતાં મારૂં નામ કોઈ જાણતું નથી અને પાન્ડવો ભીખારી થઈ નાશી ગયા છે છતાં તેમને લોકો સંભારે છે, એટલે ગેટારગચ્છ પ્રત્યે શકુની મામો બોલી ઉઠયો, પાન્ડવો તો નીર્મન બનીને વનમાં ભટકયાં કરે છે. તેમને અન્નવસ્ત્રના તો ઉધારા પડયા છે. એ પ્રમાણે એમની બહુજ દુર્દશા આવી પડી છે. આતો સહુના શીરોમણી ચોરાસી હજાર દેશના છત્રપતી દુર્યોધન મહારાજા આ છત્રપતીની તોલે કોઈ પણ રાજા આ દુનીયામાં નથી. એ પ્રમાણે પ્રપંચી શકુની મામાએ પોતાના ભાણીયા દુર્યોધનનાં વખાણ કર્યા. એવું સાંભળી દુર્યોધન તો ફુલાઈ ગયો. પોતાના મનમાં અભીમાન લાવીને કહે છે કે, વાહ, મારી કેવી આબરૂ છે ! વળી હું કેવો ધનવાન મહારાજા છું ! તેમજ કૃષ્ણજી તથા બળદેવજી જેવા મહા બળવાન મારા વેવાઈ થાય. ધન્ય છે મને મારા માતા પીતાનું પણ મોટું ભાગ્ય હશે કે જેથી કરીને મારો જન્મ તેમના ઘેર થયો એ પ્રમાણે પાપી દુર્યોધન મીથ્યા અભીમાન ધારણ કરીને રાત્રી દીવસ એવા વિચારો કર્યા કરે છે. પાન્ડવોની નીંદા સાંભળીને ગેટારગચ્છે મનમાં વીચાર કરયો કે ખરેખર કૈરવો અમારા દુસ્મન છે હશે; પણ અમારે પ્રભુનો આધાર છે. એ પાપી લોકો અમારૂં બુરૂં તાકે, પણ થોડે દીવસે તેમનુંજ બુરૂ થશે. પછી પોતે ગુસ્સે થઇને પોતાના મહેતાઓને કહે છે કે અરે આપણા વ્હેંપારમાં વાંધો પડયો. આપણને ઘેરથી નીકળતાં અપશુકન થયા હશે, તમે ઝટપટ ચોપડા વીગેરે બાંધી લ્યો. આપણે પાન્ડવોને આવ્યા જાણીને આનંદમાંને આનંદમાં હાંઈ આવી ચડયા, પણ ખરે-

ખર રાંડીરાંડ સામી મળી હશે કે જેથી દુર્યોધન રાજા નીકળ્યો. આપણુને ફોગટ ફેરો પડયો. તમે તમારા ચોપડા બાંધીને તૈયાર થઈ જાઓ. એ પાપી નાદાર દુર્યોધન આપણો માલ શું ખરીદી શકશે ! હું તેને સારી પેઠે જાણું છું. ચમડી તોડે પણ દમડી ન છોડે એવો મખીચુસ છે. એનું મોં જોયું હોય તો ખાવા પણ ન મળીએ એવી તેની દુષ્ટ કરણી છે. એ આંધળાનો પુત્ર છે અને વળી એની મા ગાન્ધારી છે, તે આખલાને પરણી છે. મારા હાથીની કીમ્મત વાયુનો પુત્ર ભીમસેન જાણી શકે, અશ્વોની કીમ્મત અરજુનજી તથા નીકુળજી બંને જણુ જાણી શકે અને ઉંટની કીમ્મત રાયકા તથા સેહદેવજી જાણી શકે તેવા છે. આ કાળા મોંના કૌરવો તેમાં વળી નાદાર કંજુસ જીવનો દુર્યોધન મારા જાનવરોની કીમ્મતમાં શું જાણી શકે ! માટે ચોપડા બાંધીને આપણા ઘેર ચાલ્યા જઇએ. એવું સાંભળીને દુર્યોધન ગટારગચ્છના ભભકામાં દબાઈ ગયો. જેમ શીયાળ સીંહને જોઇને ગભરાઈ જાય છે તેમ દુષ્ટ દુરાચારી આંધળાનો પુત્ર ગભરાઈ ગયો પછી શકુની મામો બોલી ઉઠયો, અરે વ્હેંપારી ? તમે પહેલા વહેલા મારી વાત સાંભળી લ્યો, પછી તમારે જેમ કરવું હોય તેમ કરજો, અમારી સાથે એક વખત કામ પાડી જુઓ, પછી તમને અમારી પરીક્ષા પડશે. અમારા ઉપર મહેરબાની કરીને વ્યાજબી કીંમત કહેશો તો જે માગશો તે આપીશું. અમે કંઈ ભીખારી નથી. ચોરાસી હજાર દેશો અમારે ત્યાં દુઝે છે. અમારે ધન દોલતની ખોટ નથી. દેશો દેશ અમારી સાખ ચાલે છે. એવું સાંભળીને ગટારગચ્છ કહે-બસ બકવા કરવો બંધ કરો. હું પુછું એટલાનોજ જવાબ આપો. નહી તો ધકા મારી બહાર કાઢવામાં આવશે.'દુર્યોધનનો ગભરાઈ ગયો. ગટારગચ્છ કહે મારા હાથી ગજથી ભરાય છે. હાથી જે પ્રમાણે ઉંચા હશે તે પ્રમાણે ઉંચાણનો ભાગ ભરાશે. તેની કીમ્મત એક એક ગજના પાંચ પાંચ હજાર રૂપિયા બેસસે. એવું સાંભળીને દુર્યોધને શકુની મામાના સામું જોયું. શકુની કહે હજી આપણે રૂપીયા કયારે આપ્યા છે ! પાપી બોલ્યો, અરે મામા ! હાથીએતો ઘર ઘાલ્યું. શકુની કહે છત્રપતી બોલ્યા વિના ઉભા રહો નહી તો ધક્કા મારી બહાર કાઢશે. અને જો તમને બહાર કાઢયા તો આખા નગ્રમાં તમારી આબરૂના કાંકરા થયા એમ જાણુજો, વેવાઈ પણ જાણી જશે કે, દુર્યોધનતો બાયલો છે. માટે જરા મનમાં હીમ્મત રાખો. ગટારગચ્છ કહે અલ્યા કેમ ગરબડ કરો છો ! પછી દુર્યોધન બોલી ઉઠયો, અરે સોદાગર તમે કીંમત કહે જાઓ. પછી ગટારગચ્છે કહ્યું, અસ્વોનિ તથા ઉંટોની ઉચ્ચક કીમ્મત એક એકના દસ દસ હજાર થશે. જો શુદ્ધ ક્ષત્રી હોઓ

તો માગણી તાગણી કરશો નહી. મામો કહે છત્ર પતી ! આપણા ત્યાં ઘણા રૂ-
પીયા છે માટે ખરીદી લ્યો, જો નહી ખરીદીએ તો બળદેવજીનું અપમાન કર્યું
ગણાશે અને કૃષ્ણ ખડાઇઓ મારશે. માટે આપણે જરૂર જાનવરોને ખરીદવાં
જોઇએ. એવું મામાનું બોલવું સાંભળીને દુરીયોધને કહ્યું, અમે કબુલ છીએ.
તમારો હાથી ભરવાનો ગજ લાવો, ગેટારગચ્છે ગજ લાવીને મુકયો એટલે કરણ
રાજાએ હાથમાં પકડી લીધો. દુરીયોધન કહે અમે અસત્ય નથી બોલતા માટે
અમારા હાથે હાથીને ભરિશું. ગેટારગચ્છ કહે બહુ સારૂ. દુરીયોધન કહે જો તમને
વ્હેમ આવતો હોય તો અમારી સાથે જોવા માટે આવો. એટલે માયાવી ગેટારગચ્છ
પાવડીયો ઉપર ચઢીને સાથે ગયો. મહેતા મુસદી સર્વે ચોપડા લઇને ગયા. ગેટારગચ્છ
શેઠનીશેવામાં શેવકો તથા છડીદારો હાજર રહ્યા. દુરિયોધન કહે મામા, હું છત્રપતી-
છું તોપણ મારે આ સોદાગરના જેટલો ભભકો નથી. મારા કરતાં હજાર દરજ્જે
એનો ભભકો સારો છે. એ પ્રમાણે વાતો કરતા કરતા સરવે જણા હસ્તીનિ
પાસે આવીને ઉભા મહેતા મુસદી લોકો ચોપડા લેઇ લેઇને આગળ આવીને
ઉભા દુરીયોધન કહે મામા, આ વહેંપારિનો તો રાજાના રાજા મહારાજાના જે
વો ઘાટ છે. કરણ રાજા ગજ લેઈને ભરતો જાય છે. મહેતા લોકો રૂપીયાનો
હિસાબ ગણતા જાય છે જેમ જેમ કરણ રાજા હાથીને ભરતો જાય છે તેમ તેમ
મહેતાઓ ચોપડામાં આંકડા મુકીને ભરતર બરાબર ચોકસ કરે છે. કરણરાજા
ભરતાં ભરતાં જાણી જોઈને ઓછું ભરે છે એટલે ગેટારગચ્છ માયા વડે કરિને
સોળગજનો હાથી વિસ ગજનો કરે છે. એ પ્રમાણે એક હજાર હાથી ભરિ ર-
હયા. પછી અસ્વોનિ તથા ઉંટોની ઉચક કીમ્મતની ગણત્રી કરિ દીધી. તેના
ઉચ્ચક રૂપીઆ બે કરોડ થયા. અને હજાર હાથીની કીમ્મત દસ કરોડ રૂપીયા
થઇ. એ પ્રમાણે હાથી ઘોડા તથા ઊંટ મળી બાર કરોડ રૂપીયાનો હીસાબ ગ-
ણ્યો એટલે માયાવી ગેટારગચ્છ બોલી ઉઠયો. અરે ખરીદનારા કૈરવો ! અમારા
રૂપીયા ઝટ ચુકાવિ આપો. નાંણાંનો આંકડો ચોપડામાં તૈયાર મુકી દીધો છે.
એવું સાંભળીને દુર્યોધન કહે અરે વેહેંપારી ભાઈ ! તમારૂં કીયું ગામ છે અને
કોણ દેશમાં તમે રહો છો ! તમારૂં નામ લખાવો. થોડા દીવસ પછી હુંડી
કરીને રૂપીયા તમારે ઘેર પહોંચાડીશું એટલે રકત લોચને ગેટારગચ્છ બોલી ઉ-
ઠયો, અમારે ઉધારાનો ધંધો નથી. હાલને હાલ નાણાં ભરીને આપો દુર્યોધન
બોલ્યા અમે પરદેશમાં આવ્યા છીએ માટે તમને કહિએ છીએ જરા વીવેક રા-
ખો તો સારૂ હજી તમને માણસની પરીક્ષા નથી હું છત્રપતી થઈને તમારા રૂ-

પીયા વાસી જઈશ ! અમે અત્યારે દીકરાની જાને આવ્યા છીએ, તેથી રૂપીયા સાથે લાવ્યા નથી. જો તમને વિશ્વાસ આવતો ન હોય તો હું તમને લખી આપું ગેટારગચ્છ કહે તમે રૂપીઆ નથી લાવ્યા, તેમાં અમે શું કરીએ, અમારે તો હાલ રોકડા રૂપીઆ જોઈએ દુર્યોધન કહે અત્યારે રોકડા નથી, અમારો જરા ભરોંસો રાખો અને તેથી તમને અધિર આવતી હોય તો રહેવા દો, અમારે તમારાં જાનવરો નથી ખરીદવાં. અમારે ઘેર જાનવરો છે તેમનાથી ચલવીશું આ તમારો માલ ધર્યો રહયો. એવું સાંભળી ગેટારગચ્છ કરોધ કરીને બોલ્યો જયારે નાણાં હાથમાં નહોતાં, ત્યારે શું જોઇને વહેપાર કરયો. અમારા ચોપડા બગડાવ્યા. તેમ અમને પુસ્કળ મહેનત આપી અમારો વખત વ્યર્થ ગળાવ્યો. એમ કહી શેવકોને હુકમ કર્યો, અલ્યા શું જોઈ રહયા છો ! ઝટ ઉભા થાઓ અને કાળો કેહેર વર્તાવો. આ ચારે દુસ્ટોને મારમારો અને તેમના હાથ પગ બાંધી ઉંચે લટકાવો એવું સાંભળીને ગેટારગચ્છના શેવકો કોપે ચડયા ચારે દુષ્ટોને અવળા હાથે બાંધી દીધા અને ઉઘાડી તરવારેપેરા મુકી નજર કેદ કરયો દુરિયોધન કહે અરે મામા, તમે દ્વારીકાંમાં જાઓં અને ગ્રહસ્થોના ઘેરથી ખત ખાતા લખીને નાણાં લાવી આપો. એટલે શકુની મામાએ અરજ કરી કે અરે મા બાપ, અમારા ચારમાંથી એકને છોડો તો બહુ સારૂ. હું દ્વારીકામાંથી નાંણાં લેઇને આવતો રહીશ ગેટારગચ્છે ચારમાંથી એકને છોડવાનો શેવકોએ હુકમ કરયો એક શેવક ચારે જણ પાસે આવીને પુછવા લાગ્યો કે, તમારે ચારમાંથી કોને છુટવું છે ; એટલે મામો કહે મને છુટવા દો, હું દ્વારીકામાં જઇને નાણાં લાવું છું. પેલા શેવકે શકુનીને છોડયો મામો કહે અરે છત્રપતી હું જાઉ છું. જો મને કોઇ નાણાં ધીરસે તો લેઇને આવું છું, નહીતો મારે ને તમારે રામ રામ છે. એમ કહીને શકુની મામો દ્વારીકાંમાં ગયો ગ્રહસ્થોને મોં માગ્યા વ્યાજ લખી આપીને બારકરોડ રૂપીયાના રથ ભરી દીધા જયાં બાગમાં છત્રપતી વીગેરેને નજર કેદ કરયા હતા ત્યાં રથ ભરાવીને લાવ્યો. શકુનીએ ગટોરગચ્છને કરગરીને કહ્યું કે અરે સોદાગર, તમારા રૂપીયા ગણી લઇ અમારા મહારાજા દુરીયોધનને નજર કેદ રાખ્યા છે, તેમને છોડી દો. ગેટારગચ્છે મહેતાઓને બોલાવ્યા મહેતાઓએ રૂપીયા ચોકસ ગણી લીધા. પછી ત્રણે જણને બાંધેલા હતા તેમને છોડી દીધા. ગેટારગચ્છે કહયું, અલ્યા કઉરવો તમે બરોબર વ્હેવાર સાચવ્યો. હવે તમને ઉંધારે આપીશું, જેટલો માલ જોઇએ તેટલો સુખેથી લેઇ જાઓ. પછી ત્રણ હજાર જાનવરો સાથે ત્રણ હજાર

માવતને મોકલ્યા. માવતોને હુકમ કરયો કે જાનવરો મુકીને તુરત પાછા આ-
વજો, શેત્રકોએ કહ્યું, બહુ સારૂં માહારાજા. પછી દુરીયોધન, શકુની, દુસ્યાસન
તથા કરણરાજા ચારે જણા રથમાં બેસીને આગળ ચાલ્યા. જાનવરો માવત
સાથે પાછળ ચાલ્યાં આવે છે દ્વારીકામાં જાનવરોને બરોબર બાંધ્યાં, શેત્રકો
દ્વારીકામાંથી પાછા ગેટારગચ્છ પાસે આવ્યા. જાનવરો ખરીદ્યાની વારતા બ-
ળદેવજીના કાને ગઇ, તે વખતે દિનાનાથ પ્રભુ પાસે બીરાજમાન હતા. એટલે
બળદેવજીએ પ્રભુના સામો પોતાની મુછો ઉપર હાથ નાંખ્યો, વળી પ્રભુને
કહે છે કે જો લ્યા, તું અદેખાઇથી કહેતો હતો કે દુરીયોધન નાદાર છે, પણ ત-
મામ જાનવરોને ખરીદી લાવ્યા છે. મારા વેવાઇને કોઈ પહોંચી શકે તેમ નથી.
એવું સાંભળીને પ્રભુ બોલ્યા ભાઇ મ્હોટા તે મ્હોટા. એની તુલ્ય કોઈ દેખાતો
નથી. પણ દીવસના કરતાં રાત્રે શોભા વધશે એ પ્રમાણે દીનાનાથ મરમમાં
બોલી ગયા; પણ બળદેવજી સમજ્યા નહી. એમ કરતાં કરતાં રાત્રી પડી પછી
પોહોર રાત્રી વીતી એટલે સર્વે નગ્રનું લોક સહન કરી ગયું પછી ગેટારગચ્છે
માયા વડે કરીને એક હજાર દહીનો બનાવ્યા. તેમાંથી પાંચશેંના ટોપલા કરીને
તેમાં નાંણાં ભરાવી દિધાં. અસુરોએ પોતાના માથે નાણાં ઉચકી લીધાં. ગેટા-
રગચ્છ અસુરોને તેડીને ભોંયરામાં આવ્યો અભેમન્યુએ આવકાર આપ્યો એક
ખુણામાં નાંણાનાં ટોપલા ઠલવી દીધા. એવું જોઇને અભેમન્યુ કહે આટલું
દ્રવ્ય કયાંથી લાવ્યા ! આ નાણાં કોઇ દિવસ ખુટવાનાં નથી. ગેટારગચ્છે કહયું
અરે ભાઈ ! આપણા દુષ્ટ દુરાચારી કાકાને લુંટયો, એમ કહિને બન્ને ભાઈ-
ઓએ ભેગું ભોજન કરયું. એવામાં મધ્ય રાત્રી વીતી ગઈ એટલે ભીમનો પુત્ર
બોલ્યો અરે ભાઈ. હવે હું પાછો દુઃખ દેવાને માટે જાઉં છું. તમે તમારે નીર્ભ-
યપણે રહેજો, હું કાલ રાત્રે આવીશ. એવું સાંભળીને અભેમન્યુ કહે, તમે
હમેશ જાઓ તેતો ઠીક ન કહેવાય ગેટારગચ્છ કહે આજનો દહાડો કાકીઓની
સંભાળ લઈ આવું છું. એમ કહીને ભોંયરાની બહાર નીકળીને બાગની બહાર
ગયો. પાછો માથાના કેશ છોડી ધુણવા બેઠો. એટલે એની માયા સકેલાવા માંડી
ગામમાં ઘોડા હાથી. ઉંટો વિગેરે બાંધ્યાં હતાં, તે ભોંય પડી આળોટવા લાગ્યાં.
ઉંટ બરાડે છે, અશ્વ ચરણ પછાડે છે અને હાથી ત્રાડે છે. એવો સોર બકોર
સાંભળીને કૌરવો જોવા લાગ્યા, દુરીયોધન, દુસ્યાસન વીગેરે પોકાર કરીને કહે
છે કે અલ્યા કાઇક ઉપાય કરો. નહી તો મરી જશે. આખા ગામમાં હોકારા
થવાથી લોકો જાગી ઉઠયા એટલે ગોવીંદજી હસીને કહેછે કે ચાલો બળદેવજીના

વેવાઇનો તમાસો જોવા જઇએ, એમ કહીને જોવા પધારયા માયાવી ગંટારગચ્છે જાનવરોના જીવ ખેંચી લીધા. જાનવરોના શરીરના ખોળીયાં પડયાં રહેવા દીધાં ત્રણ હજાર જાનવરો મરણ પામવાથી પાપી દુરીયોધનના મનમાં શોક ઉત્પન્ન થયો. અરેરે મારૂં ઘર ભીખારી થઇ ગયું એમ કહીને પોક મુકી એટલે મામાએ દુરીયોધનને ગોદો મારીને કહયું કે મુર્ખા, છાનો રહે, જો તું બાયલાની પેઠે રડીશ તો આપણી કીમ્મત થશે. લોકો કહેશે કે જાનવરો માટે રડે છે તેથી તેની પાસે બીલકુલ પૈસા નહિ હોય. એ પ્રમાણે નીર્ધનીયા કહેશે એમ કહીને પાપીને છાનો રાખ્યો. બળદેવજીએ દુરીયોધનને રડતો જોયો. પછી દુરીયોધને હળધારીને કહયું કે વેવાઈ, જનાવરોને દાટવા માટે મીઠું આપો. કૃષ્ણજી કહે અરે બળદેવજી વેવાઇને જે જોઇએ તે આપો. બળદેવજી કહે અરે કાળીયા તું મસ્કરી કરવી મુકી દે. હળધારીએ મીઠું આપ્યું, શેવકો પાસે મ્હોટા ખાડાઓ ખોદાવ્યા, જાનવરોનાં ખોખાં ખાડામાં નાંખ્યાં, અને તેમના ઉપર મીઠું નાંખ્યું. માયાવી ગંટારગચ્છના મનમાં એવું છે કે દુષ્ટોને હર પ્રકારે નુકશાનમાં ઉતારવા. તેથી તેણે એવિ યુક્તિ કરી કે જેવાં ખોખાં ખાડામાં નાંખે છે તેવાંજ તે લોપ થઇ જાય છે. બધું મીઠું બગડાવ્યું. પછી કૌરવો સૌ સૌના સ્થળે ગયા દુરિયોધન પોકે પોક મુકીને રડવા લાગ્યો, ભાણુંમતી તેની પાસે આવીને ઠપકો દેવા લાગી, આવો ઉંધો વહેંપાર કરજો એમ કહીને ઠપકો દીધો. પછી સઘળાં સ્રીપુરૂષો મનવાળીને સુઈ રહયાં હવે દુષ્ટ કાકાઓને લુંટયા તેવી રીતે કાકીયોને લુટું ત્યારે હું ભીમસેનનો પુત્ર ખરો, પણ આ વખત જુદો ખેલ ઉઠાવું ત્યારે રમુજ આવશે. એમ નીશ્ચય કરીને દરવાજા પાસે આવ્યો. દરવાજાથી બે બાજુએ ઓળબંધ લાંબી દુકાનો બનાવી, સુંદીર સુશોભીત તંબુઓ પણ તાણી દીધા. જુદી જુદી જાતના વેહેપારી કરયા. તેમજ જુદા જુદા જાતના વેહેપાર કરવાનું આદર્યું. મનુષ્ય પણ જુદી જુદી જાતનું ઉત્પન્ન કર્યું. તેમાં ઘણા પુરૂષોને મહેનતુ બનાવ્યા અને ઘણાને માગી ખાનારા બનાવ્યા, કોઇને વેહેપારી કરયા છે, કોઇને ભીખારી કરયા છે. એ પ્રમાણે કહેતાં પાર ન આવે તેવી જુક્તિ બનાવી દીધી તેનું ટુંકામાં વર્ણન કરી બતાવું છું, કેટલાક વેદ પુરાણી બ્રાહ્મણ, ભેડા, ભાડેલા, જોશી, વીધારથી મહેતા, કાયત, મુસદી, ઝવેરી શોની, ચોકશી, જડીયા; ચીતણીયા, શેઠ, પટેલીયા, સલાટ, સુથાર, કડીયા, ગાંધી, નેસ્તી, તંબોળી, પાટીદાર, વાણીયા, સરૈયા, સાળવી, પટવા, ચપડીયાં, ખમાર, ખાતરી, શ્રાવક, તાણીયા, શણુવી, દક્ષણી, મરેઠા, કાબુલી, સીધી,

કુંભાર, લુહાર, કંસારા, રજપુત, કોળી, ઘાંચી મોચી, માળી, દરજી, કંદોઈ, કાઠી, ગોલા, ધોબી, છીંપા, ગળીયારા, કણબી, કાછીયા, મારવાડી, ચુડઘર બંધારા, ડોશીવાણીયા, ઘાટી. દલાલ, ગાંયજા, ભાટીયા, ખાળ, પાખરવાન, ખરાદી, કાસદ, વણઝારા, રાવળીયા, ભોઇ, ભીલડા, બગર, હલકારા, દુધારા, તલંબા વાડીયા, ગાડીવાન, વેહેલવાન, દરવાન, સરવણ, મસ્તાન, પેહેલવાન. રંગારા. ચીતારા, વિંધારા, પખાલી, તુનનાર, ચોધરી, દાતણીયા, વાઘરી, સાદડીયા, ચુનારા, આશેદાર, વ્હોરા, પીડારા, તારકસી. પીંજારા, ઇંગરેજ ફીરંગી, મુગલ પારસી. ચોર ચાડીયા, ચીના, જુગારી, મુસલમાન, ભડીયારા, આરબ, હબસી, બાહાર વસીયા, ઢીમ્મર, ચમાર, બાજીગર, બજાણીયા, ભાંડ, ભાટ, ભવૈયા, નટવા, નાચણીયા, વાદી, ગાંધર્વ, ગવઇયા, ફાતડા, હીજડા, ગુણકા, દૈયણ, સેવડા. ઝલાલી, ઝંડા, ફકીર, જોગી, મેવડા, જતી, હલાલી, ભાવસાર, ભરવાડ, ભાડભુંજા, બુકસેલર, લેખડીયા, હકીમ, દાકતર, મેમણ, મુમના, તાઇ, ધ્રડવી, ચોત્રડાયા, વાંસફોડા, સારસ્વત, ખોજા, કાપડી, ખલાસી. ક્ષત્રી બ્રહ્મક્ષત્રી, નાગડા, બહુરૂપી, મધ્યચારી વકીલ, છાપતીયા, કડીઆરા, કુંદ્ધીગરા, વળતણીયા વેળાવીયા, નાણાવટી, પર્મહંશ, ઉદાસી, સન્યાસી, બ્રહ્મચારી, ભગત, ગોસાંઈ, તપેસ્વરી, વૈરાગી, મુની, કાનફટા, પવાઈ, તેલી, ખાખી એ પ્રમાણે અનંત જાતો બનાવી છે. જો વધારે વીસ્તાર કરીએ તો વખત વીતી જાય માટે સાનમાં ટુંકું સમજી લેજો. હવે રાત્રી વિત્યા પછી વ્હાણું વાયું એટલે દરવાજા ઉઘડયા ગામમાં એવી વાત ફેલાઈ કે આપણા દરવાજા બહાર છત્રપતીનું નામ સાંભળીને પરદેશી લોકો આવ્યા છે તેઓએ દુકાનો બનાવી જુદી જુદી જાતના વ્હેપાર કરયા છે હવે ગેટારગચ્છ એક દુકાનમાં શણગાર તથા અમુલ્ય વસ્ત્ર વેચવા બેઠો. સોળ સોળ શણગાર તથા ચણીયા, ચોળી, કાપડાં વીગેરે અમુલ્ય શણગારો તૈયાર કરયા છે. એકેકે સ્ત્રી માટે એકેક પોશાક જુદીજુદી ખીંટીએ ભેરવીને તૈયાર રાખ્યોછે સર્વ કરતાં પોતે મ્હોટો વેહેપારી બન્યો છે ફક્ત વસ્ત્ર શણગાર વેચવા બેઠોછે દ્વારીકાં વિષે દુકાનોની વાર્તા ચાલી રહીછે અંતર્યામી પ્રભુનુ તો કંઇ અજાણ્યું નથી અભિમન્યુ ઉપર પોતાની પરીપુર્ણ કૃપા છે. તેથી પોતે કૌરવોની સ્ત્રીયોનો ઘાટ ઘડાવવા મહેલમાં પધાર્યા. પછી એકસોને આઠ પટરાણીયોને પોતાની પાસે બોલાવી તેમને સમજાવ્યું કે તમે સઘળાં વસ્ત્ર પહેરી જાની વાસે જઇને કારવોની સ્ત્રીયોને ફુલાવીને દરવાજા બહાર લઇ જાઓ પછી એમની પાસે થોડું ઘણું હેરાવજો તમારામાંથી કોઇ સ્ત્રી બહારની ચીજ લાવશે

નો હું ઘરમાં પેસવા દેવાનો નથી, એવી પ્રભુએ આજ્ઞા આપી એટલે સઘળી સ્ત્રી-યોએ વસ્ત્ર શણુગાર પહેરવા માંડયા. પછી સઘળાં એકઠાં મળીને કઉરવોની સ્ત્રીયોના જાની વાસે ગયા દુર્યોધનની સ્ત્રી ભાણુમતીએ તેમને હેત આણીને બો-લાવ્યાં. રૂક્ષમણીને પોતાની પાસે બેસાડયાં પછી પુછવા લાગ્યાં કે અરે શ્રી કૃ-ષ્ણની પટરાણી કેમ પધાર્યા છો ! એટલે રૂક્ષમણીએ જવાબ આપ્યો, જગતમાં ભાગ્યશાળી સ્ત્રી તમારા તુલ્ય કોઇ નથી. તમારા પતીને ધનવાન જાંણીને દર-વાજા બાહાર કોઈ પરદેશી વેપારીઓ માલ વેચવા આવ્યા છે આપણા નગ્રની બહાર બજાર બનાવીને તેમાં સુંદીર દુકાનો માંડી છે. તે સઘળું જોવા જવાને માટે અમે વસ્ત્ર પહેરી ઓઢીને આવ્યાંછીએ. તે સાંભળીને ભાણુમતી ફુલાઇ ગઈ, રૂક્ષમણીને કહે છે કે અરે વેવાણ ! તમે તે વાત હજી હવે જાણો છો ! મારા ધણિને તો આખી દુનીયા જાણે છે. એમની સાથે મનુસ્યોની મેહ-ની ફરયા કરે છે. અમારા જેવું ધનવાન પૃથ્વીમાં કોઇ નથી. આજકાલ દુની-યામાં અમે ગ્રહસ્થ કહેવાઈએ છીએ, અમારા ચર્ણ નીચે લક્ષમી અથડાયાં ક-રે છે, બધો પ્રતાપ મારો છે. મારા આવ્યા પહેલાં છત્રપની ભીખારી હતા. જ્યારથી હું પરણીને આવી ત્યારથી હસ્તીનાપુરમાં લીલા લ્હેર થઈ છે. એવું સાંભળીને પ્રભુની પટરાણીયો ખુશી થઈ ગઇ. તેમાં સત્યભામા તથા રૂક્ષ્મણીજીનો વીચાર એવો છે કે ભાણુમતીને બરોબર ટકાની ત્રણશેર કહેવરા-વવી. પછી રૂક્ષમણીજી કહે છે કે તમે વસ્ત્ર શણુગાર સજી લ્યો તો આપણે બ-જાર જેવા જઇએ. ભાણુમતીએ તથા કઉરવોની સ્ત્રીયોએ શણુગાર સજી લી-ધા, વળી રૂક્ષમણીએ કહ્યું કે હવે તમારા પતીની આજ્ઞા માગીને ચાલો ભા-ણુમતી કહે, અરે વેવાણો ચાલો જેવા માટે જઇએ, પતી બીચારો શું આજ્ઞા આપનો હતો ! અમારા ઘરમાં ધણીને પુછીને વાત કરવાનો ધારો નથી. શું કંઈ ધણીનાં દાબેનાં છીએ ! એના બાપનાં ઓશીયાળાં નથી. જ્યારે એમને બહાર જવું હોય છે ત્યારે મને આવીને પુછે છે. મને પુછયા વિના પાણી પોતા નથી. રાત દીવસ મારા વશમાં રહે છે. જો મને પુછયા વિના કાંઈ કામ કરે તો તેમ-ની ધુળ કહાડી નાંખું. રૂક્ષમણી કહે ભલે બાઈ, ભલા તમારા પતી સાંખે છે ! અમે તો અમારા પતીને પુછયા વિના કંઈ કરીએ તો ચામડી ઉતારી નાંખે છે. ભાણુમતી બોલી અરે રૂક્ષમણી તમે શામાટે ડરોછો, એ બીચારા કૃષ્ણથી શું બનવાનું હતું ! જો મારો પતી મને ટુંકારો કરેતો બે મણની ગાળ આપું છું. પ્રભુની સ્ત્રીઓએ ગાંઠ વાળી કે અરે પ્રભુ આ ભાણુમતી શું બોલે છે ! કોઈ

ખાનદાનની પુત્રી જણાતી નથી. અરેરે ખરેખર આતો નીચ છે. એમ પોતાના મનમાં સત્રળાં વીચાર કરે છે. જે પોતાના પતીને તુચ્છ કરી કાઢે તેજ કપુતની પુત્રી સમજવી. રૂક્ષમણીજી કહે ધન્ય છે તમને, તમે બહુજ ભાગ્યશાળી છો, કારણ કે તમારૂં ધાર્યું તમારા પતીની આગળ ચાલે છે. એટલે રાણી કહે હું જુઠું બોલતી હોઉં તો મારી મામીજીને પુછી જુઓ. મારા ઘરમાં મારા પતીથી પાંદડું સરખું પણ હાલી શકતું નથી. એમ કહીને વસ્ત્ર પહેરી લીધાં. શણગાર સજીને એકસો ને છ સ્ત્રીયો જાનીવાસા બહાર નીકળી. સોભાઇની સો સ્ત્રીયો અને છ કારભારીની છ સ્ત્રીયો કુલ એકસોને છ તથા પ્રભુની પટરાણીઓ સર્વે એકઠી મળીને નગ્રની બહાર બજાર જોવા માટે ચાલી. અને વાતો કરતી કરતી સર્વે સ્ત્રીયો નગ્રની બહાર આવી, તો બજારમાં વસ્ત્રો તથા શણગારથી ઝળહળ શોભી રહયું છે. ભાણુમતી ફુલાઇને બોલી કે, જુઓ પ્રભુની પટરાણી, મારા ધણીના નામની કેટલી મંડાણી છે. રૂક્ષમણિ કહે તમારા ધણીના નામની બહુ મંડાણી છે. રૂક્ષમણીજીનું આવું મર્મનું બોલવું શંખણી રાણી બીલકુલ સમજતી નથી. અહંકારમાં છકી ગઇ છે. જેમ કાગની દ્રષ્ટી વિષ્ટા ઉપર હોય છે, તેમ ભાણુમતીની અહંકારમાં છે પછી બજાર જોતાં જોતાં ગટોરગચ્છની દુકાને આવ્યાં. ગટોરગચ્છ વાટ જોઇને બેઠો હતો એવામાં ભાણુમતી આવી પહોંચી દુકાનમાં વસ્ત્ર શણગાર ખીંટીએ ભરાએલા જોઇ ભાણુમતી ખુશી થઇ ગઇ. ભાણુમતી કહે અરે રૂક્ષમણીજી ! તમે પણ આ વસ્ત્રો ખરીદવાનો નીશ્ચય કરો. પ્રભુની સ્ત્રીયો કહે અમે તો ખરીદીએ પણ અમારા પ્રભુ ઘણા નઠારા છે. જો અમે વસ્ત્ર શણગાર ઘેર લેઇને જઇએ તો અમને ઘરમાંથી કાઢી મુકે. માટે અમે તો શણગારને અડકવાનાં નથી. તમે તમારે પહેરવાં હોય તે પહેરી લ્યો. ભાણુમતી સર્વના આગળ થઇને ગટોરગચ્છને પુછવા લાગી કે આ તમારા શણગાર તથા વસ્ત્રની શી કીમત પડે છે ! ગટોરગચ્છ બીજી ભાષામાં બોલવા લાગ્યો કે તમારાં વસ્ત્ર આભુષણ મુકીને અમારાં વસ્ત્ર આભુષણ પહેરી લ્યો. એવું સાંભળી ભાણુમતી ખુશી થઇને રૂક્ષમણી પ્રત્યે બોલી કે અરે વેવાણ ! આતો વહેંપારી તો આંધળો છે. એના અમુલ્ય વસ્ત્ર શણગાર આપીદેછે. માટે ખરેખર તમે પણ પહેરી લ્યો. ભુલશે તેના ભોગ. જેનું ફુટેલું નશીબ હશે તેને પહેરવાનું સુઝસે નહી પછી રાણીએ ગટોરગચ્છને પુછયું, અરે ભાઈ ! તમારે આમ કરવાનું શું કારણછે ! ગટોરગચ્છ કહે અમારા દેશની સ્ત્રીયો તમારા દેશના શણગાર માગે છે માટે તેમને માટે આટલી બધી ખોટ ખાઇને અમારે લેઈ જવાની જરૂર છે. તમારૂં નશીબ

વણું શ્રેષ્ટ છે, તેથી હું તમને મળ્યોછું; આજના જેવો નફો તમારી જીંદગીમાં નહી મળ્યો હોય. જેને જેટલું પહેરવું હોય તેટલું પહેરી લ્યો. ભાણુમતિએ સરવે કૌરવોની સ્ત્રીયોને પહેરી લેવા આજ્ઞા આપી. રાણી કહે છે. અરે ભાણુમતી! આપણા કરતાં આ સોનાનો દાગીનો કેવો ભારે છે! મોતી પણ ઘણાંજ અમુલ્ય છે. અરે બાઈ આવો યોગ ફરી મળવો મુસ્કેલ છે. સત્યભામા કહે ઉઘાડો નફો, ભુલશે તેના ભોગ. ભાણુમતી કહે છે તમે અને અમે સઘળાં બદલી લેઈએ, એવું સાંભળી પ્રભુની પટરાણીયો બોલી ઉઠી, અમારા ઘરમાં અણસમજુ ધણી છે તેથી અમને તેમની બીક લાગે છે. આ નફો છે કે નુકશાન છે એવું જરા પણ સમજી શકતા નથી. ભાણુમતી કહે ભોગ ભવીશના. એમ કહી સઘળી કઉરવોની સ્ત્રીયો દુકાનમાં આભુષણો બદલવા પેઠી, ગેટારગચ્છ કહે અરે બાઇઓ, તમામ આભુષણો બદલી લેજો. કોઈ પણ શણગાર તમારી પાસે રાખશો નહી. મારો નવો શણગાર પહેરીને આનંદ કરો. ભાણુમતી કહે એમાં તમે શું કહેશો! એમે કંઈ ઘર ખોયાં નથી. એમ કહીને સઘળાં પટકુળ બદલી લીધાં, કઉરવોની સ્ત્રીયોએ વાલની વીંટી ધરાધરી પણ બદલી લીધી ભાણુમતી કહે અરે જાંબુવંતીજી! હુ કેવી દેખાઉંછું! સત્યભામા કહે છે કે એમાં શું પુછોછો! તમારી છબી સાક્ષાત લક્ષ્મીજી જેવી બની છે, એ પ્રમાણે વાતો કરતાં કરતાં ગામમાં ગયાં, કૃષ્ણ પ્રભુની સ્ત્રીયો પણ પોતપોતાને ઘેર ગઈ. પ્રભુએ પોતાની સ્ત્રીયોને સઘળા સમાચાર પુછી લીધા, સત્યભામા કહે કઉરવોની સ્ત્રીયે તો વસ્ત્ર શણગારનો બદલો કરયો. એમ કહી પોતે સૌ સૌના મહેલમાં ગયાં, પેલી કૌરવની સ્ત્રીયો પોતાના સ્વામીયોને લાભ બતાવવા માટે જાનીવાસે ગઇ. છત્રપતી કહે અરે ભાણુમતીજી! મને આજ વ્હેમ પડયો છે, તમારૂં શરીર ઇંદ્રાણી સરખું કેમ શોભી રહયું છે! ભાણુમતી કહે, અમારા વસ્ત્ર શણગાર તપાસી જુઓ, અમે તમારા જેવાં નથી કે ઉંધા વ્હેંપાર કરીએ, તમે હાથી, ઘોડા, ઉંટ વીગેરે ખરીદી લાવ્યા હતા, તેમાં શું લાભ મેળવ્યો! જુઓ આજ અમે એક વહેંપારીને છેતરી આવ્યાં. દુર્યોધન કહે જુઓ મામા ભાણુમતિ કેવી પક્કી છે! મામો કહે છે, તારી મામી કયાં કાચી છે! એમ નારીયોનાં વખાણ કરવા લાગ્યા. પછી સ્ત્રીયો પોતપોતાના સ્થળે ગઇ. એવામાં પહોર રાત્રી વીતી એટલે સર્વે સ્ત્રીયોયે શયન કર્યું. નગ્રના સઘળા દરવાજા બંધ થઈ ગયા. માયાવિએ માયા મેલીને સઘળું બજાર લોપ કરી દીધું. પછી માયાવડે બસેં દહીતો બનાવ્યા. તેમાંથી સો દહીતના સો ટોપલા કર્યા, તેમાં નારી-

યોના ધુતી લીધેલા દાગીના ભર્યા. સો દહીતોના માથે ચઢાવીને સઘળું દ્રવ્ય બાગમાં લાવ્યો. પછી સઘળું દ્રવ્ય ભોંયરામાં લેઈ ગયો જ્યાં બાર કરોડ રૂપીયાનો ઢગલો માર્યો હતો, તેના સામો આ વસ્ત્ર શણગારોનો ઢગલો કરાવ્યો. અભિમન્યુ હસીને કહે છે. અરે ભાઇ આ દ્રવ્ય કયાંથી લાવ્યા, ગટારગચ્છ કહે છે, અરે વીરા સઘળી કાકીયોને લુંટી. એમ કહી ભેગા બેશીને ભોજન કર્યું. બન્ને ભાઇઓએ હશી હશીને વાતો કરી. એવામાં મધ્યરાત્રી વીતી ગઇ. ગટારગચ્છ કહે હું બે ઘડી બહાર જઇને આવતો રહું છું આજે રાત્રી અહીં કરવાનો છું. કાકીયોને નચાવીને આવતો રહીશ, મારી ચીંતા કરશો નહી. નીર્ભયપણે બેશી રહેજો. એમ કહીને બ્હાર નીકળી આવ્યો પછી માયાવી મુસ્તકના કેશ છુટા મુકીને ધુણવા લાગ્યો. કઉરવોની સ્ત્રીયોનાં ચીર, ચણીયા તથા ચોળી લોપ કર્યાં. ફક્ત શણગાર રહેવા દીધા. માયાવીએ માયા રચીને શણગારના ભયંકર જંતુ બનાવ્યાં. ચીતા કોની ચાકરણો બનાવી, કલ્લાંના કાળા નાગ બનાવ્યા, સાંકળાંના સર્પ બનાવ્યા એ પ્રમાણે ઘાતકી જંતુ બનાવ્યાં દામણીના કાનખજુરા શરીર ઉપર ફર્યા કરે છે. મોતીના થઇને ચટચટ ચટકા ભરે છે. વાળીના વીંછુ, પાંદડીના વંદા, ઝીણાં મોતીની કીડીયો, ચુડીયોની ચંદન ઘોયો આ સઘળા જંતુઓ સ્ત્રીયોને ત્રાસ પમાડવા લાગ્યા. કાળાગાંઠીની કાળી નાગણો, તુસીની કાળી તનસો એ સર્વે શરીર ઉપર દોડાદોડ કરીને ચટકા ભરે છે. તેથી આખી જાન બુમો પાડતી જાગી ઉઠી. કોઇના શરીર ઉપર સુતરનો તાર સરખો પણ નથી. સર્વે સ્ત્રીયો ભયંકર જંતુઓને દેખીને પોકે પોકો મુકે છે. તે સાંભળીને આખા નગ્રનું લોક જાગી ઉઠયું શ્રી કૃષ્ણજી પણ જાગીને ખુશી થાય છે. પ્રભુ કહે અરે ભાઇઓ જઇને તપાસ કરીએ. એટલે સર્વે લોકો જોવા માટે ગયા. અંધનો પુત્ર સઘળા ભાઇઓ સહીત જોવા આવ્યા. સર્વે પુછે છે કે અંદર ભુત ભરાયું છે કે શું ! પગમાં આડા અવળા વાંકા ચુકા સરપ વીંટાયા છે, તેથી ત્રાસ પામીને સ્ત્રીયો બુમો પાડે છે. અબળાઓ ઉંચી નીચી થઇને કુદે છે. પોતાની માયે જેવી જણી હતી તે પ્રમાણે બની ગઈ છે. સુતરનો તાર સરખો પણ પાસે નથી. બહારથી છત્રપતી દુર્યોધન બુમો પાડે છે. કે અરે રંડાઓ દ્વાર ઉઘેડો, શું વિઘ્ન આવી પડયું છે. ? તોપણ કોઈ સ્ત્રી ઉત્તર આપતી નથી. પોતાના દુઃખમાં ડુબી ગઈ છે તેથી કોઇનું બોલવું પણ સાંભળતી નથી. સઘળી સ્ત્રીયો છુટે કેશે ભુતડીયોની માફક કુદે છે. ચારઘડી કુદાવી માર્યા પછી પોતે વિચાર્યું કે હવે ઘણું દુઃખ દીધું છે, માટે બંધ કરૂં તો ઠીક,

એમ ધારી ગેટારગચ્છે માયા સંકેલવાનો નીશ્ચય કરયો. દુરીયોધન, દુસ્યાસન તથા શકુની બહાર ઉભા ઉભા ઘાંટા કહાડીને બોલાવે છે પણ શોકમાં સોંધુમાં ડુબેલી સ્ત્રીયો તેમના અવાજ સાંભળી શકતી નથી. ગેટારગચ્છે ધુણવાનુ બંધ કરયું એટલે સઘળા ઉત્પન્ન થયેલાં જંતુઓ લોપ થઈ ગયા જીવડાઓનાં લોપ થઈ જવા વડે કરીને સૌને ભાન આવ્યું અને તેથી મનમાં ધીરજ રાખીને શરમમાં ટોળે ટોળાં એકઠાં મળી ખુણે ખુણે બેઠી. તેમાંથી એક સ્ત્રીયે અદખોલે બારણે જવાબ આપ્યો કે અમારી પાસે સુતરનો તાર પણ નથી, માટે અમને વસ્ત્ર આણી આપો પુરૂષોની પાસે ધોળાં વસ્ત્ર હતાં, તે સઘળી સ્ત્રીયોને આપ્યાં, એટલે કૌરવોની સ્ત્રીયો ધોળાં ધોળાં વસ્ત્ર પહેરીને નીચે બેઠી. પછી એક સ્ત્રીયે બારણાં ઉઘેડી નાંખ્યાં. એટલે સઘળા પુરૂષો અંદર પેઠા. બળદેવજી તથા શ્રી કૃષ્ણજી સાથે આખુ નગ્ર પણ જોવા માટે આવ્યું છે. સઘળા કૌરવો પોત પોતાની સ્ત્રીને પુછે છે કે આવો ખેલ કોણે રચ્યો ! સ્ત્રીયોએ કહ્યું, તમે જાણતા હશો કે એકલાં વસ્ત્ર નથી પણ અમારા હાથે ચુડીયો સરખી પણ નથી અમારૂં કહેવું તમને સત્ય ન ભાસતું હોય તો લ્યો જુઓ એમ કહી પોત પોતાના હાથ બતાવી દીધા. એવું જોઇને દુષ્ટ દુરીયોધન પોતાના મામાને કહે છે કે અરે મામા ! ભાણુંમનિને તો મારા છતાં રંડાપો આવ્યો એટલે શકુનિ બોલ્યો તેતો ઠીક છે. પણ તારી મામીના હાથ સામું તો જો એ પ્રમાણે સઘળી સ્ત્રીયોને જાણે રંડાપો આવ્યો હોય તેમ થયું છે. વસ્ત્રા ભુષણ રહીત થઈ ગઇ છે. એવું જોઇને આખા નગ્રના લોક હસીપડે છે. શ્રી ભગવાન ક્રષ્ણજી મસ્કરી કરે છે કે વેવાણોને માંથે વાળ રહી ગયા છે એટલી ખામી છે. એવું સાંભળીને બળદેવજી કળ કળીને કહેવા લાગ્યા, અલ્યા કૃષ્ણ ! જો તારે મસ્કરી કરવી હોય તો છાનોમાનો ઘેર જા. જ્યારે ને ત્યારે તું મસ્કરીયો કરે છે. એવું બળદેવજીનું બોલવું સાંભળીને પ્રભુ કહે છે, મહોટા ભાઈ ! જગ્ત વ્યવ્હારે તમાસો જોઇએ છીએ તેમાં તમને કેમ ચીડ થાય છે ! વાહ ધન્ય છે તમને, વેવાઈ તો બેશ શોધી કાઢયા છે વેવાઇઓ જીવે છે તેમ છતાં વેવાણો રંડાપો ભોગવે છે, એનાથી વળી બીજો કેવો તમાસો ! તમાસાનું તેડું હોતું નથી. એક દહાડો હોય તો ઠીક છે, પણ હમેશાં જગાડી મારે છે, એમ પ્રભુનું બોલવું સાંભળી બળદેવજી ચુપ થઇ ગયા. પછી છત્રપતી ભાણુમતીને પુછવા લાગ્યો કે અરે રાણી ! તમારાં વસ્ત્રાભુષણો કયાં છે ! અને કેમ કુદવા માંડયું હતું ! એવું પતીનું વચન સાંભળીને ભાણુમતી કહે છે, અરે છત્રપતી ! અમારા વાંકા દીવસે અ-

અને ભુલાવ્યાં કારણ કે સઘળાં વસ્ત્રાભુષણો બદલાવીને એક વ્હેપારી છેતરી ગયો દુરીયોધન કહે વાહ રાણી, તમે બહુ ડહાપણમાં ને ડહાપણમાં નફો મેળવ્યો તે સાંભળી રાણી બોલી. તમે કેમ જાનવરોમાં છેતરાઈ ગયા હતા! વસ્ત્ર ગયા તો દેવતા મુકયો. પણ તમારે અમને છાકોટા નહિ કરવા. અમે અહીં રહેવાનાં નથી. તમારે તમારો છોકરો પરણાવવો હોય તો ભલે. એવું સાંભળી દુરીયોધન કહે એમાં શું કહ્યું છે કે આટલી બધી રીસ કરો છો ! અરે રાણી હસ્તીનાપુર જવાની તો વાત ન કરશો, તમે જે કહેશો તે કરવા કબુલછું. એટલે પછી રાણી કહેવા લાગી, તમને નફટને વધારે શું કહું ! જો અમને અહીં રાખવા હોય તો કોઇક જગ્યાએથી વસ્ત્રાભુષણ લાવી આપો. આ સાંભળી દુર્યોધને પ્રભુને કહયું કે અરે મહારાજા ! અમારી સ્ત્રીયોના પોશાક આપો તો બહુ સારૂ; અમે ઘેર જઇને તુરત તમારા પોશાક પાછા દ્વારીકાં વીદાય કરીશું ( પહોંચાડી દેઇશું ) બળદેવજીએ કૌરવોની સ્ત્રીયોનાં વસ્ત્ર આપવા કૃષ્ણજીને કહ્યું પ્રભુએ હળધારીનું કહેવું માન્ય કરી એકસો છ સ્ત્રીયોને પોશાક આપ્યા, પછી સરવે માણસો પોત પોતાના સ્થળે ગયા, હેડંબા પુત્ર ગટોરગચ્છ પણ ભોંયરામાં આવ્યો, ભોંયરામાં અભેમન્યુની જોડે સુઇ રહયો રાત્રી વીત્યા પછી વ્હાણુ વાયું એટલે ભીમનો તન ગટોરગચ્છ ઉભો થયો, પછી અભેમન્યુને કહે છે કે અરે ભાઇ, હું જરા નગ્રમાં ગમ્મત કરી આવીને આવતો રહું છું. એમ કહિ દુષ્ટ કૌરવોને દુઃખ દેવા માટે પોતે ભોંયરા બહાર નીકળ્યો, તેણે પચીસ દહીતો ઉત્પન્ન કરી તેની શાક ભાજી બનાવી પછી પોતે કાછીયો બની શાકનો ગાંસડો માથે લીધો, ગટોરગચ્છ નગ્રના બજારમાં વેચવા બેઠો, તેની પાસે સુંદીર શાક દેખીને લોકો ભાવ પુછવા આવે છે, એટલે ગટોરગચ્છ બજાર કરતાં બમણું મુલ્ય બતાવે છે, તેથી કોઈ માણસ તેનું શાક ખરીદતું નથી, એવામાં ગીરધારી શ્રી કૃષ્ણજી શાક લેવા માટે પધારયા, પ્રભુ હમેશાં જાનૈયા માટે શાક લેવા માટે જાતે પધારે છે, તેમણે ગટોરગચ્છને શાક વેચતો જોયો, કૃષ્ણજી ગટોરગચ્છની કને હસ્તે મોંઢે આવીને બેઠા, પછી પ્રભુએ ગટોરગચ્છને કહ્યું કે અરે સાચા કાછીયા ! તું શાકનો શો ભાવ લઇશ ! એવું સાંભળીને માયાવી ગટોરગચ્છે જવાબ આપ્યો અરે મહારાજ શાનો ભાવ, તમારે જે જોઇએ તે લઈ જાઓ, ફક્ત સત્યવાદિઓને ખવરાવશો નહી. બાકી તમામને શાક પીરસજો, એમ કહીને સઘળું શાક આપી દીધું. ગટોરગચ્છ શાક આપીને ભોંયરામાં ગયો, પછી પ્રભુએ માયાવીના શાકની જોડે બીજાં સારાં શાક લીધાં.

દીનાનાથ શાક શેવકોને માથે ચઢાવીને ઘેર પધાર્યા, કોઇ દહાડો નહી ને તે દીવસે શ્રી હરી રસોઇ કરવા પેઠા, જગત પીતાએ પાપી કૌરવોને માટે માયાવીનાં શાક જુદાં કર્યાં આખી સૃષ્ટીનો સ્વાદ તે શાકમાં મુકી દિધો, પછી જાનૈયાઓને જમવા સારૂં બોલાવા મોકલ્યું, સઘળા જાનૈયા જમવા માટે આવ્યા શેવકોએ જાનૈયા માટે બાજઠ ઢાળી દીધા. સરવે જાનૈયા બાજઠ ઉપર બીરાજ્યા એટલે પ્રભુ પીરસણું લાવ્યા. સત્યવાદીયોને સાચું શાક પીરસ્યું, છ કારભારી સહીત સઘળા કૌરવોને માયાવી શાક પીરસ્યું. બાકી બીજાને સાચું શાક પીરસ્યું, સઘળું પીરસી રહયા પછી જમવાની આજ્ઞા આપી, શાક ચાખી જોતામાં અતિશય સ્વાદ લાગ્યો પ્રભુએ માયા વિના શાકમાં પહેલેથીજ સ્વાદ મુકેલો હતો તેથી સઘળાને તેજ પ્રીય લાગ્યું, કૌરવોએ કહ્યું આ પાંચે પકવાન પાછાં લેઈ જાઓ. અમારે બીજું ત્રીજું કાંઈ ખાવાની ઇચ્છા નથી. અરે ભગવાન! અમને એકલું શાક મુકી જાઓ એવું સાંભળી પ્રભુએ કહ્યું, જોઇએ તેટલું માગી લેજો દુરીયોધન કહે તમારૂં જેટલું શાક હોય તેટલું બધું મુકી જજો. જેમ સ્વાદ લાગતો જાય છે તેમ દુષ્ટો પુષ્કળ ખાઈ જાય છે. પ્રભુતો શાક પીરસે જાયછે. અવિવેકી દુરાચારી અંધના કુંવરો એકલું શાક ખાધા કરે છે, વળી જમતાં જમતાં વખાણ કરે છે કે આજ કેવી સુંદીર રસોઇ બનિ છે! અરે બળદેવજી! આજ રાંધનારો કોઇ ચતુર હોવો જોઇએ. એવું સાંભળી બળદેવજી બોલ્યા, અમારા કૃષ્ણજીએ શરમે લેવાઇને આજ રાંધ્યું છે, કૃષ્ણજી કહે છે, એમાં કોનું કરવું તું અમારા પણ વેવાઈ છે. દુરીયોધન કહે મામા, કૃષ્ણ સારી રસોઇ કરી જાણે છે હું ધારૂં છું કે કૃષ્ણ જેવો આપણા ઘેર રાંધવા માટે જોઇએ. અજ્ઞાની દુરીયોધન જેમ ફાવે તેમ બોલેછે. માયાવી શાક એટલું બધું ખાધું કે ગળા સુધી આવી ગયું. પછી સરવે જણા જમી ઉઠયા. બળદેવજીએ મુખવાસ આપ્યા દુષ્ટ કૌરવો રસોઈનાં વખાણ કરતા કરતા જાનીવાસે ચાલ્યા જાનીવાસામાં આવીને સઘળા પોત પોતાના આસને બેઠા, રસોઈનાં વખાણ કરતા કરતા એક બીજાને તાલીયો આપી ખુશી થાય છે, એમ કરતાં કરતાં રાત્રી પડી, નગ્રના સઘળા દરવાજા બંધ થયા, કૌરવોએ પણ પોતાનાં દ્વાર બંધ કરાવી શયન કરયું એ પ્રમાણે મધ્યરાત્રી થઈ એટલે ભીમસેનનો પુત્ર ગટોરગચ્છ ભોંયરામાંથી બાહાર નીકળી આવ્યો. ગટોરગચ્છે પોતાના માથાના કેશ છુટા મુકયા એટલે તેની માયા સજીવન થઈ માયાવીએ માયા ઉપાડી એટલે કૌરવોના પેટમાં ઘુડ ઘુડ થવા માંડયું. તેમાં કૈંના મોંઢામાંથી મોળ છુટે છે, કૈંજણાને આંકડી આવીને ચૂંક

ચાલુ થઇ છે એ પ્રમાણે અકળાઇ અકળાઇને સર્વે દુષ્ટો પથારીમાં બેઠા થયા. કૈંક જણાના પેટમાં આંતરડાં દોવાવા લાગ્યાં. તેથી ઓકવા બેઠા. સઘળા લોકો ખરળ ખરળ ઓકે છે, તેમના પેટમાંથી ચકલાં, ઉંદરડાં, વીંછી, વંદા, સાપ, ઘરોળીઓ, કાનખજુરા, ખીશકોલાં, ચાકરણો, ચામાચીડીયાં વીગેરે અનત જંતુઓ બહાર તરફડે છે. એવું જોઇને પોકે પોક મુકીને રડે છે. વળી અધુરામાં, પુરૂ અડધા પેટમાં અને અડધા બહાર મોટા સાપ લબડે છે. એવું જોઇ ત્રાસ પામીને મ્હોટી પોકો પાડે છે, જબરા હોંકારા થવાથી આખા નગ્રનુ લોક જાગી ઉઠયું, અંતર્યામી જાગીઉઠી સગળાને કહે છે કે ચાલો વગર પૈસાનો તમાસો જોવા જઇએ. પ્રભુ તથા બળદેવજી પુષ્કળ માણસ સાથે દોડયા આવ્યા. બળદેવજી કહે છે અરે વેવાઈ ઝટ દ્વાર ઉઘેડો, રોજ ઉઠીને તોફાન શું! પણ બારણાંને કોણ ઉઘેડે. સગળા ઓકવા મચી પડયા છે. કૈંક જણા લોટા ભરી ભરીને ત્યાંજ બેસી જાય છે. તેથી અતીશય દુર્ગંધ ઉડે છે. એ પ્રમાણે ચાર ઘડી સુધી ઓકી મુઆ. સઘળાઓ જીવ જંતુ દેખી દેખીને અતીશય ત્રાસ પામી ગયા. માયાવીનો એટલો બધો કોપ થયો કે આંતડડાં દોવાઈ ગયાં ગટારગચ્છે દુષ્ટોને બરોબર શીક્ષા કરીને માયા લોપ કરિ એટલે એકે જીવજંતુ તથા ઓકેલું કંઈ પણ રહ્યું નહી. જીવ જંતુઓ લોપ થવાથી કૌરવોને ધીરજ આવિ. બળદેવજી પુસ્કળ બુમો સાંભળીને દ્વાર ઉઘેડયાં. એટલે અતર્યામી બોલ્યા, અરે સઘળા લોકો શા માટે બહાર ઉભા છો! લ્હાવો લેવો હોય તો અંદર આવો. એટલે બળદેવજીને અતીશય ક્રોધ ચઢયો. પ્રભુને કહેવા લાગ્યા કે ઉપર રહીને મસ્કરી કરાવે છે! જો તારે મસ્કરીઓ કરવિ હોય તો તારે ઘેર ચાલ્યો જા. એવું સાંભળીને પ્રભુ કહે છે, અરે મ્હોટાભાઇ! તમે શા સારૂ ઠપકો આપો છો! હમેશાં આ શું તોફાન! તમે એવા સપુત વેવાઈ શોધી લાવ્યા કે જેથી કરીને જ્યાંને ત્યાં વગોવાયા. રાત્રી પડે એટલે રોજ હોબાળો હમેશાં નાગી ભવાઇ શી! એકે દીવસ સુખેથી ઉંઘ લીધી નથી આવું તોફાન વસ્તીમાં નહી થવું જોઇએ. તમારા વેવાઇની ફજેતી જેવી કોઇની ફજેતી થઈ નથી. ઉજ્જડ હોય ત્યાં જે કરે તે ફાવે, આવા શાહુકાર નગ્રમાં હમેશાં તમારા વેવાઇની ભવાઇ થાય તેથી ખોટું દેખાય છે. એવું સાંભળી બળદેવજી જંખાણાવા પડી ગયા, પછી વેવાઇની પાસે જઇને પુછવા લાગ્યા કે આજ શા માટે બુમો પાડી હતી! તમને શું દુઃખ આવી પડયું હતું! દુર્યોધન બોલ્યો અરે વેવાઈ અમે તો બાપના બાપ પોકાર્યા. અમને સઘળાને ઉલટી થઈ, તેમાં મોંમાંથી સાપ નીકળી પડયા એવું સાંભળી બળદેવજી રોજ

ઉઠીને આ શું ! મને બતાવો, સર્પ કયાં પડયા છે ! કંઇ નથીને નકામી બુમો પાડો છો ! હમેશાં તમાસો કરો છો તેથી આખું નગ્ર ઉંઘતું નથી. તમે તમારે કાલ સવારે છાબ મોકલી દેજો. ત્યાર પછી વરઘોડો ચઢાવીને અમારા ત્યાં આવી કન્યા પરણાવી જજો. એમ કહીને પાછા વળ્યા. આખા નગ્રનું લોક પોત પોતાના ઘેર ગયું. છત્રપતી કહે અરે મામાં આપણી બહુ ફજેતી થઈ. મામો બોલ્યો. બળી તારી ફજેતી, મારેતો ભુખે જીવ જાય છે. પછી રાત્રે ખીચડી ઓરાવીને સઘળા એકેલાયે ખાઈ લીધી. દુષ્ટો ખાઈ ખાઇને સુઈ રહયા. રાત્રી વાત્યા પછી વહાણુ વાયું એટલે અંતર્યામી અંતર્ધ્યાન થઈ અભેમન્યુને મળવા સારૂ ભોંયરામાં ગયા. બંન્ને ભાઇઓ ઉંઘતા હતા, તેમને જગાડયા. પછી પ્રભુ બોલ્યા કે અરે ભીમસેનના પુત્ર જો તમારે વીવેક રાખવો હોય તો કન્યાને છાબ આપો એવું સાંભળી ગટોરગચ્છે કહ્યું, અરે મહારાજ તેની મને રીત બતાવો હુ તમારા વ્યવ્હારમાં બરોબર સમજતો નથી. આપ જે પ્રમાણે બતાવશો તેજ માફક હું વરતીશ પ્રભુએ જવાબ આપ્યો. તમે ભાણુમતીનું સ્વરૂપ ધરીને વેવાઇને ત્યાં જાઓ. તમારી સાથે બીજી સ્ત્રીયોને લેઈ ગાતાં ગાતાં હળધારીને ત્યાં જજો. તેમાં વસ્ત્રભુષણ ભરેલી છાબ તારા હાથમાં રાખજો. તમો ગાતાં ગાતાં મંડપે જશો. એટલે વેવાણો ગાવા માંડશે. તમારે ફકત છાબ લેઇને મંડપમાં બેસવું. પછી સુરેખા કન્યા આવીને તમારા હાથમાંથી છાબ લેઈ જશે. તે મુકી આવીને તમારા ખોળામાં આવીને બેસસે. છાબ આપવાની રીત એ પ્રમાણે છે. એવું સાંભળીને ભીમસેનનો પુત્ર ગટોરગચ્છ બોલ્યો, અરે સઘળો વટ વ્યવહાર વ્યાજબી રીતે બજાવીશ તમારા પ્રતાપથી સઘળું કાર્ય બનવાનું છે. એટલે પ્રભુ વીદાય થયા ત્યાર પછી માયાવી ગટોરગચ્છે છાબ આપવા જવા માટે ભાણુમતીનું સ્વરૂપ ધારણ કર્યું. વળી તેણે એકસોને છ દહીતો ઉત્પન્ન કર્યા. તેમાંથી એક દહીતની છાબ બનાવી તેમાં વસ્ત્ર શણગાર ભર્યાં, પછી એકસો પાંચ રાક્ષસો રહયાં તેમાં નવાણુ ભાઇની નવાણુ સ્ત્રીયો અને છ કારભારીની છ સ્ત્રીયો એ પ્રમાણે તૈયાર બનાવી દીધું. પોતે ભાણુમતી બનીને સઘળો ખેલ કરવા મચી પડયો. ગટોરગચ્છે છાબ લેઇને તૈયાર કરી. સઘળી સ્ત્રીયોને કહે છે કે મારી સાથે બરોબર ચાલજો એમ કહી ગટોરગચ્છ સ્ત્રીયોને લેઇને નગ્રમાં આવ્યો. પછી ગાતાં ગાતાં મંડપ ભણી ચાલ્યાં પોતાના મનમાં તો હર્ષ માતો નથી. બળદેવજીના ત્યાં ખબર પહોંચી કે છાબ આપવા આવે છે; એટલે હળધારીની સ્ત્રી રેવંતીએ સઘળી જદુકુળની

સ્ત્રીયોને ગાવા માટે તેડાવી જદુકુળની સ્ત્રીયો બળદેવજીના ત્યાં આવિ ભીમનો પુત્ર ગેટારગચ્છ ભાણુમતિ બનીને સઘળી સ્ત્રીયો સાથે ગાતાં ગાતાં આવે છે. ગામનું લોક જોવા માટે રસ્તામાં ભેગું થયું છે. .નગરના લોક તેને ભાણુમતિ જાણે છે. રાણી ઘુંઘટ તાણીને ઠમક ઝમક ચાલે છે, તમામ સ્ત્રીયો ગાતી ગાતી પ્રેમવડે કરીને મંડપમાં પેઠી. પછી ભાણુમતિ પોતાના હાથમાં છાબ ગ્રહીને ગાદી તકીએ બેઠી. એટલે રેવંતીજી ઘરમાં જઇને સુરેખાને ખબર આપી કે તારી સાસુજી જે છાબ આપે તે લેઈને ઘરમાં આવો. એટલે સુરેખાએ વસ્ત્ર પહેરી લીધાં; ત્યાર પછી મનમાં ઉમંગ લાવીને પોતે ગેટારગચ્છ પાસે આવી. ગેટારગચ્છે તેને પ્રેમ વડે કરીને બોલાવી સુરેખાને વસ્ત્ર શણગાર ભરેલી છાબ હાથમાં આપી. તે લઇને સુરેખા ઘરમાં આવિ, રેવંતીજીએ ઉમંગ ધરીને છાબ વધાવી લીધિ પછી છાબ લેઈને દીકરીને કહયું કે હવે તું તારી સાસુના ઉછંગમાં બેસ એટલે સુરેખા મંડપમાં ગઈ. જ્યાં ભીમસેનનો છોકરો સાસુજી બનીને બેઠો છે ત્યાં સુરેખા તેના ઉછંગમાં બેઠી સુરેખા કહે અરે મ્હારાં વ્હાલાં સાસુજી આજ તમારા ઉછંગમાં બેસવાનો દીવસ આવ્યો છે, એવું સાંભળીને ગેટારગચ્છ મનમાં કહે છે કે હું તો સાસુજી નથી પણ સાસુડો છું, પછી ગેટારગચ્છ કહે બહુ સારૂ પણ મને તમારા તાતજીનો મહેલ જોવાની ઇચ્છા થઈ છે માટે મારા સાથે આવીને દેખાડ સુરેખા કહે ચાલો પધારો એ પ્રમાણે બંને સાસુ તથા વહુ ઉભાં થઈ બળદેવજીના ઘરમાં પેઠાં, બેઉ જણાં વાતો કરતાં કરતાં પહેલે માળ ચડયાં. પહેલા માળની જાળીયો. અટારીયો તથા બારીયો વીગેરે ફરી ફરીને જોયું. પચી વાતો કરતાં કરતાં બીજે માળ ગયાં પેલી નીચે માયાની સ્ત્રીયો રછી છે તેતો જદુ કુળની સ્ત્રીઓ સાથે ગાયા કરે છે, એમ કરતાં કરતાં ત્રીજે માળ આવ્યાં. ત્યાંથી વાતો કરીને પાછાં ચોથે માળ આવ્યાં ગેટારગચ્છ કહે છે કે વહુજી, તમારા પીતાજીએ હવેલી તો ઘણીજ ( સુશોભીત ) રમણિય બંધાવી છે. એમ કરતાં પાંચમા માળે આવ્યાં પાંચમા માળે પણ સઘળી સાહીતો તૈયાર દેખીને ભીમસેનનો પુત્ર ગેટારગચ્છ સુરેખાને કહે છે કે વહુજી ! ધન્ય છે તમારા પીતાને કે આવી સુંદર હવેલી બંધાવી છે. ગેટારગચ્છના મનમાં એવું છે કે જ્યાં ત્યાં બાળકને ફોસલાવી સાતમે. માળે લઈ જવી, તેથી ગમ્મતની વાતો કરતાં કરતાં બેઉ જણાં ચાલ્યાં જાય છે પછી છઠે માળે થોડી વાર ઉભાં રહી, સાતમે માળે ચઢયાં. ત્યાં મ્હોટા ધાબામાં બેઉ જણાં ઉભાં રહયાં, તેના ઉપર શીતળ વાયુ વાયાં કરે છે. ધાબા ઉપર ઉભે

ઉભે આખું નગ્ર તથા અશોક બાગ સુદ્ધાં દેખાય છે, એવું જોઇને ગટોરગચ્છે મનમાં વીચાર્યું કે અહીં કાળો કાગ સરખો નથી માટે કન્યાને ઉપાડીને ચાલ્યો જાઉં તો ઠીક મ્હારી સુરેખા ભાભીને લેઈ જઈ અભેમન્યુને પરણાવી દઉં. લેઈ જવાનો ભલો લાગ મળ્યો છે. પોતે મનમાં કહે છે આ વખત જો ચુકી જઇશું તો પછી ફરીથી આવો જોગ બનવો મુસ્કેલ છે, એમ નીશ્ચે કરીને પોતાની કેહેડ તાંણી બાંધી અને સુરેખાને કહે છે આવો લાડકડી ભાભી એમ કહીને પોતાની ખાંધે ઉંચકી લીધી. પછી ગટોરગચ્છ પવન વેગે ભોંયરા તરફ ચાલ્યો, થોડીવારમાં બાગમાં આવિ પડયો, ત્યાંથી સુરેખા સહીત પાછો ભોંયરામાં પેઠો પોતે કહેતો કહેતો જાય છે કે કયાં ગયા મારા અભેમન્યુ ભાઈ! લ્યો મારી સુ-રેખા ભાભીને અંગીકાર કરો, એવું કહેતામાં અભેમન્યુએ સુરેખા સહીત આ-વતો જોયો. અભેમન્યુ અતીશય હરખાવા લાગ્યો. પછી ગટોરગચ્છે સુરેખાને અભેમન્યુ પાસે બેસાડી, એવું જોઇને સુરેખા ગભરાઈ ગઈ. સુરેખા અભેમન્યુને ઓળખીને રૂદન કરવા લાગી, રડતાં રડતાં કહે છે કે મારા રડયા તમારી હોશ કુદ્ધ તમે શા માટે મારૂ હર્ણ કરીને ભયંકર ભોંયરામાં લાવ્યા ! હું મારા પિતાજી ને હાલને હાલ બોલાવુ છું. મે. ઓળખ્યો છે કે આ મારો જુનો વર છે. એમ કહીને અતીશય રૂદન કરે છે. હું મારા પીતાજીને કહીને તમારાં બન્નેના માથાં છેદાવીસ ગટોરગચ્છ કહે છે, અરે મારી લાડકડી ભાભી છાનાં રહો, એવુ ગ-ટોરગચ્છનું બોલવું સાંભળીને વધારે રૂદન કરે છે. પછી ગટોરગચ્છે મનમાં વીચાર્યું કે આમ છાતીફાટ રૂદન કરે છે તેથી કોઈ વાત જાણી જશે. માટે કોઈ પણ જાતનો ભય બતાવી સુરેખાને રડતી બંધ રાખું તો ઠીક. જો કોઈ જાણી જશે તો ધારેલો ખેલ પુરો પાડનાર નથી. સઘળી મહેનત વ્યર્થ જશે. એમ જાણી સુરેખાને એવું સમજાવવા લાગ્યો કે રૂપાળો વર મુકીને પેલાને કેમ મોહી રહયાં છો ! એવું સાંભળી કન્યા ગાળો દેઇને કહેવા લાગી કે મારા રડયા ત-મને ઠેઠ પહોંચાડીશ. ગટોરગચ્છ કહે ભાભી ગાળો દેશો નહી, હું તો તમારો જેઠ થઉંછું. તમે તમારે છાનામાનાં રડવું બંધ કરીને આ વરની સાથે લગ્ન કરો અને સંસારનું સુખ આનંદ સહીત માણો મને ટુંકારો કર્યા સીવાય મારી લ-જ્યા તાણો. એવું સાંભળીને ફાવે તેમ ગાળો દીધાં કરેછે ગટોરગચ્છ કહે ભાભી મારૂં કહેવું કબુલ કરો નહી તો બાપના બાપ પોકરાવીશ. એમ ઘણું કહે છે પણ સુરેખા ઘડીવાર રૂદન કરયા શીવાય બંધ રહેતી નથી, મ્હોઢેથી ઘાંટા પા-ડીને સોર બકોર કરે છે, સુરેખા ન્હાની વયની વહુ છે તેથી ગભરાઇ ગઈ છે કે

મારાં માતા પીતાથી અળગી કરીને હવે શું કરશે ! પછી ગેટારગચ્છે માયાથી ગર્ધવ મુખ જેવા ચાર મ્હોટા દહીતો ઉત્પન્ન કરયા. તે દહીતો શરીરે કાળા મેંશ, ચાર ગજ લાંબા દાંત, ગોળ ગોળ ગોળા જેવા ડોળા કદરૂપ પહોળાં મ્હો એ પ્રકારે ભયંકર દહીતો દેખી સુરેખા કન્યા રડતી ચુપ થઇ ગઈ. રાક્ષસો કહે થનાર હશે તે થશે પણ અમે તેને ખાઈ જઇશું. એવું સાંભળી સુરેખા કહેવા લાગી કે મારા જેઠજી હું તમને પગે લાગુછું. આ રડયા અસુરો મને ખાઇ જશે આ તમારી રંક ભાભીને બચાવો. હવે પછી હું નહી રડું. પેલો લક્ષમણો વર મારે નથી જોઇતો. હું તો નીશ્ચે આ વરને પરણીશ. એવું સાંભળીને અભેમન્યુ હશી પડયો. ગેટારગચ્છ કહે કેમ ભાઈ! લાડકડી ભાભીને કેવી મનાવી દીધી ! અભેમન્યુ કહે ધન્ય છે વિરા, હું તારો ઉપકાર ભુલી જવાનો નથી. ગેટારગચ્છ બોલ્યો, અરે વ્હાલા ભાઇ, એમાં કોની વચ્ચે કરવુંતું. મારા મોટા ભાઇની ફરજ છે, તેમાં હું કંઈ નવાઇ નથી કરતો. પછી રાક્ષસોને કહે છે, અરે દુષ્ટો મારી ભાભીને ના ખાશો. હવે અભેમન્યુ સાથે પરણવાનું હા કહે છે, ખબડદાર કોઈ પણ તેને ખાશો નહી, તેની પાસે ને પાસે ઉભા રહેજો. જો કન્યા બુમો પાડે તો તુરત ખાઈ જજો. એમ રાક્ષસોને બરોબર સમજાવ્યા પછી અભેમન્યુને કહે છે કે અરે વીરા ! ત્યાં કન્યાની બુમ પડશે માટે હું જઈને સુરેખા બનુછું કૌરવોનો વર આશા ભરેલો આવ્યો છે માટે તેનિ કન્યા થવાને જઉંછું, મારી બીલકુલ ચીંતા રાખશો નહી હું કોઈ વાતે પાછો પડું તેમ નથી સુરેખા કહે અરે જેઠજી ! આ તમારા રાક્ષસ લેતા જાઓ. કારણ કે તે રડયાની મને ઘણી બીક રહે છે. અસુરો અજ્ઞાની હોય છે તેથી રખેને મને ખાઈ જાય માટે મારા રાંક ઉપર દયા લાવો. ગેટારગચ્છ કહે તમને બીલકુલ ઇજા કરનાર નથી. જો તમે બોલશો તો ખાઇ જશે સુરેખા બોલી, અરે જેઠજી હવે પછી હું આનંદમાં વખત ગાળીશ. વળી તેમ છતાં તમારા ભાઇની પાસે બેસી રહીશ એટલે રડયા શું ખાવાના છે ! એવું સાંભળી માયાવી ગેટારગચ્છ કહે છે એવાં ડાહયાં થઇને તમારા પતીની પાસે બેસો. એમ કહિને પોતે ભોંયરા બાહાર નીકળ્યો. ત્યાંથી આકાશ માર્ગમાં ઉડીને શુદ્ધ સુરેખાનું સ્વરૂપ ધારણ કરયું. પછી પવન વેગે બળદેવજીની અગાશીના ધાબામાં પડયો. પોતાના હાથમાં છાબ હતી તે લોપ કરી, તેમ માયાવી સ્ત્રીયો પણ લોપ કરી દીધી. એ પ્રમાણે જેટલો માયાનો ખેલ રચ્યો હતો તેટલો સગળો નાશ કરયો. પછી મંડપમાં માયાવી સ્ત્રીયો લોપ થઈ એટલે જદુકુળનિ સ્ત્રીઓ બાવરી બની ગઇ માંહો

માંહે વાતો કરે છે કે અરે આ તે શું કહેવાય ! વળી પેલી ભાણુમતિ છાબ આ-
પવા આવી હતી તે પણ અત્યાર સુધી ઘરમાંથી બહાર નીકળી નહીં; એટલે
સહુ સુંદરી કહેવા લાગી કે આતો એક કૌતક કહેવાય, ઘણું કરીને આપણને
સ્વપ્ન આવ્યું હશે. વેવાણો સીવાય ગાંડાનિ માફક ગાવા લાગ્યાં, એ તે શું
કહેવાય ! એવું સાંભળીને બળદેવજીની સ્ત્રી રેવંતી કહે છે કે શાનું સ્વપ્નું !
આપણે ખરી જાગ્રતીમાં ગીતો ગાયાં છે. વળી મ્હારી સુરેખા એની સાસુને
મહેલ બતાવવા સાતમે માળ ગઈ છે. એમ કહી બોલી ઉઠી કે અરેરે તેનો ત-
પાસ કરૂં એમ કહી રેવંતીજી એકાએક ઘરમાં પેઠાં ઘરમાં પેસીને બુમો પાડે છે
કે અરે સુરેખા અરે સુરેખા ઓ મારી વ્હાલી દીકરી ! એ પ્રમાણે મેડે ચઢી ઘાંટા
પાડવા લાગી. એટલે ગટોરગચ્છ સુરેખાના સ્વરૂપે ઓ મા ઓ મા એમ પોકાર
કરતી સાતમે માળથી નીચે ઉતરીને આવે છે. એમ બેઉ માતા દીકરી ચોથે
માળે ભેગાં થયાં. સુરેખા કહે માતાજી મને બીક લાગે છે એમ કહી બાઝી પડી
એટલે રેવંતીજીએ તેને પોતાના રૂદે ચાંપી. સુરેખાને નીચે ઉતારી. પ્રભુની સ-
ઘળી પ્રેમદાઓ સુરેખાની ખબર કાઢવા માટે બળદેવજીના ત્યાં આવી રેવંતીજી
કહે છે, અરે મારી લાડકડી દીકરી તારા જીવને કેમ છે ! ગટોરગચ્છ કહે મારૂં
કાળજુ ધડકયા કરે છે. સઘળી સ્ત્રીઓએ પુછયું કે સુરેખા ! તારી સાસુજી
કયાં ગયાં ! અને શું કામ બની ગયું ! ગટોરગચ્છ કહે ઉંચે ઉડીને ચાલ્યાં ગઈ
અરે માતા મારા પેટમાં તો એવી ગભરામણ લાગે છે કે જાણે હું મરી જઇશ,
મારો જીવ ગભરાઇ જાય છે, મને એવું લાગે છે કે જાણે કોઈ મારાં હાડ ભાગી
નાંખે છે. એવું સાંભળી રેવંતીજી ચોધારે આંસુથી રડવા લાગ્યાં પછી સુરે-
ખાને વાસ્તે સુંદીર પથારી બનાવીને તેમાં તેને સુવાડી પછી કહેવા લાગ્યાં કે,
અરેરે જોશીને બોલાવીને જોશ જોવરાવો વળી મારી દીકરીના માટે દોરા ચીઠી
કરાવો. હે દૈવ ! મારી દીકરીનો શો દોશ હશે ! એમ કહી રેવંતીજી વીલાપ
કરે છે. અરે ભાઈ કોઈ ભુવાને તથા જત્તીને બોલાવી મારી દીકરીને શું થયું
તેના દાણા દેખાડો દ્રષ્ટી, નજર વીગેરે ઉતારી મારી લાડકડી પુત્રીને હસ્તે
મોંઢે ઉઠાડો. એમ કહયું એટલે લોકો દોડા દોડ કરવા લાગ્યાં. એવું જોઇને ક-
ન્યા મુખ મરડવા લાગી. કન્યા મોંઘાઈ માટે ગોઠમડાં ખાય છે તે જોઇને સૌ
કહે છે કે અરેરે સુરેખાને ઘણું દુઃખ આવ્યું છે, બળદેવજી ત્યાં આવ્યા તો
દોડા દોડ થઈ રહી છે, તેવું જોઇને બહુ ચીંતા કરવા લાગ્યા વળી પોતે કપાળે
હાથ દેઇ સુરેખા પાસે બેઠા. બળદેવજી કહે છે કે અરે દૈવ ! દિકરી લગ્ન વખતે

કયાંથી દુઃખી થઈ! ત્યાં કોઈ ઉતાર ઉતારે છે, નજર બાંધે છે, દોરા ચીઠી કરાવે છે એ પ્રમાણે દવા દારૂણ કરે છે પણ ગટોરગચ્છ પોતાની મેળે સુઈ રહ્યો છે. બળદેવજી અતીશય ઉદાશમાં આવી પડયા છે, પોતે મનમાં વીચારે છે કે અત્યાર સુધી મારિ પુત્રી સાજી હતી અને હવે લગ્નની તૈયારી છે એટલામાં દુઃખ આવી પડયું; અરે દૈવ આ તે શું કહેવાય ? એમ બળદેવજી ચીંતાતુર થઈ પડયા છે. એવામાં સહેજ સ્વભાવે કૃષ્ણજી ત્યાં આવી ચડયા. પોતે કન્યાને ઓળખી તુરત પાછા વળ્યા. એવામાં સુરેખા બળદેવજી પ્રત્યે બોલી કે અરે પીતાજી ! કૃષ્ણ કાકાને મારી પાસે બોલાવો, મારે તેમના ખોળામાં બેસવુ છે. બળદેવજીએ બુમ પાડીને પ્રભુને પાછા બોલાવ્યા; કૃષ્ણજી કહે મોટા ભાઈ શું કામછે! બળદેવજી બોલ્યા અરે વીરા સુરેખાને તમારે ખોળે બેસવુંછે માટે તમારા ખોળામાં બેસારો બીચારી કયારની સુઇ રહી છે તેથી અકળાઇ ગઇ હશે. તમે જરા તમારા ખોળામાં બેસાડી તેને રમાડશો એટલે ખુશી થશે એટલે પ્રભુએ જવાબ આપ્યો, મારે અત્યારે કામ છે, હું નવરો નથી એવું સાંભળીને બળદેવજીને પુષ્કળ રીસ ચઢી પોતે કળકળીને બોલી ઉઠયા કે મેં અત્યાર સુધી તારાં બાળકને મારા ખોળે બેસાડી મોટાં કર્યાંછે, અને તારે એક ઘડી મારી પુત્રીને ખોળે બેસાડવી છે એટલામાં તારો ખોળો દુઃખી જાય છે કેમ ! મેં તારા બાળક માટે જે મહેનત લીધી હતી તે સઘળી છુટી પડી. માહારી દીકરી સુખી નથી તેથી ખોળે બેસવાનું માગે છે. એમાં શું તને જોર આવે છે, એવું હળધારીનું બોલવું સાંભળીને પ્રભુ ઓશીઆળા થઈ પાછા આવ્યા, અને દીનાનાથે સુરેખાને પ્રેમ વડે બોલાવીને પોતાના ઉછંગમાં બેસાડી. ગટોરગચ્છ પોતાના મનમાં વિચારે છે કે મારૂં નસીબ કેવું પુન્યશાળી છે, જેથી કરીને સાક્ષાત કૃષ્ણ પ્રભુના ખોળામાં બેસીને આનંદ કરૂંછું ? પછી પ્રભુએ છાનુમાનુ ગટોરગચ્છને કહયું કે, તું તારી મરજીમાં આવે તે પ્રકારે સર્વ કર્તવ્ય ખુશીથી કર, મારા તરફથી તને બીલકુલ દાઝ નથી. હું ઈશ્વર સાખે તારી મદદમાંછું. પછી ગટોરગચ્છે કોઈ ન જાણે તેમ પ્રભુને પ્રણામ કરીને કહ્યું, અરે નોંધારાના આધાર મ્હારા વ્હાલા પ્રભુ ! મેં જે જે કર્તવ્ય કરયું છે તે સઘળું આપના પ્રતાપથી પરીપુરણ થયું છે. એ પ્રમાણે ગટોરગચ્છ ઘણી સ્તુતી કરવા લાગ્યો, ત્યાર પછી કૃષ્ણજી એ માયાવીને કહ્યું કે હવે મારે કરવું હોય તે કરજે, હું પારે ઘેર જઉંછું. એવું સાંભળીને ગટોરગચ્છ કહે છે, જુઓ પ્રભુ તમારી નારીયો કેવા મારા પગ ચાંપે ! પ્રભુ કહે છે અરે ભાઈ તારો દીવસ ઘેર છે તેથી તું જે ધારે છે તે કરે છે. એવું બોલીને

ચેષ્ટાળી કરે છે. પછી બળદેવજીને કહેવા લાગ્યો કે પીતાજી હવે મારા શરીરને સારૂં છે, તેથી મને નીચે સુવાડો, એમ કહી ગટોરગચ્છ પથારીમાં સુતો, પ્રભુ પોતાના ઘેર ચાલ્યા ગયા, સઘળી જદુ કુળની સ્ત્રીયો પણ પોત પોતાના ઘેર ગઇ. એ પ્રમાણે જે માણસો સુરેખાને જોવા સારૂ આવ્યાં હતા, તે સઘળા પોત પોતાના મુકામે વેરાઇ ગયાં ત્યાર પછી બળદેવજીની સ્ત્રી રેવંતીજી સુરેખાને પુછે છે કે મારી લાડકડી દીકરી તારે શું ખાવાની ઇચ્છા છે, તારે જે ખાવું હોય તે માગી લે મારી વ્હાલી પુત્રી તું ઘણી વારથી પથારીમાં ભુખાં સુઇ રહી છે, માટે કંઇ પણ ઇચ્છીત ભોજન કરેતો અમારો જીવાત્મા શાંન્ત પડે. એપ્રામાણે સુરેખાને કરગરવા લાગ્યાં છે, એવું પોતાની માતાનું બોલવું સાંભળી ગટોરગચ્છે સુરેખારૂપે કહ્યું કે માતા ! તમે મને કુંચીયો આપો તો ઓરડે જાઉં. જાનૈયાને માટે પકવાન ખડકીને તૈયાર કરયાં છે, તેમાંથી ખાવાની મરજી થઇ છે. એટલે માતાને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો, અને એકદમ કુંચીયો આપીને કહ્યું કે દીકરી તારી મરજીમાં આવે તે ચીજ લેઇને ખાજે, પોતાની માતાની આપેલી કુંચીયો લેઇને સુરેખા રૂપે ગટોરગચ્છ ઓરડા ઉઘેડી ઓરડામાં ગયો ત્યાં જાતજાતનાં પકવાન વીગેરે ખડકેલાં જોયાં. પોતે ઘણોજ ખુશી થયો, અરે દૈવ ! જાનૈયા માટે શું સરસ ભોજન તૈયાર કરયું છે, મારે નીશ્ચે આ ભોજન મારા ઘેર પહોંચાડવું જોઇએ. દુષ્ટ જાનૈયાના કપાળમાં ડામ દેવો એ ઘણું સારૂં છે, એમ કહી પોતે માયા રચીને એકહજાર દૈત્ય ઉત્પન્ન કરયાં. તેમાં પાંચસેં દૈત્યોના ટોપલા બનાવ્યા. પછી પેલાં પકવાન તે ટોપલામાં ટોકાટોક ભરી દીધાં, એટલે પાંચસેં રાક્ષસોએ ટોપલાઓને ઉંચકીને પોતાના માથે મુકયા. ગટોરગચ્છે માયા વડે કરીને રાક્ષસોને અદર્શ પોતાને ઘેર પહોંચાડી દીધા, પેલા રાક્ષસો પકવાન સહીત હેડંબાવન તરફ ચાલ્યા. માયાવીએ સઘળા પકવાન ભરેલા ઓરડા ખાલી કરી, પાછા જેમ બંધ હતા તેમ વાસી દીધા, ગટોરગચ્છે વાળી ચોળીને પકવાન ખાલી કરયું. પછી કુંચીયો પાછી લાવીને રેવંતીજીને સોંપી દિધી, ગટોરગચ્છે મોકલેલા રાક્ષસો હેડંબાવનમાં આવી પહોંચ્યા પછી જ્યાં હેડંબા તથા સુભદ્રા બેઉ જણાં જેઠાણી દેરાણી વાતો કરતાં હતાં ત્યાં પકવાનનો મોટો ઢગલો કરયો, હેડંબા પકવાનો જોઇ ખુશી થઇ શેવકોએ સઘળી હકીકત કહી સંભળાવી, સુભદ્રાએ પુછયું કે અરે જેઠાણી આટલાં બધાં પકવાન ક્યાંથી આણ્યાં ! એવું સુભદ્રાનું બોલવું સાંભળીને હેડંબા કહે છે, અરે દેરાણી આ સઘળાં પકવાન દ્વારીકામાંથી દહીતો તાણી લાવ્યા, વેવાઇએ તમારા

સારૂં ઢોંકયું મોકલાવ્યું છે એમ કહી બેઉ જણાં હસી પડયાં, એ પ્રમાણે દેરાણી તથા જેઠાણી ખાઈ પી આનંદમાં પોતાના દીવસ નીરગમન કરે છે. હવે માયાવી ગટોરગચ્છ સુરેખા કન્યા બનીને બળીભદ્રના મુકામમાં બેઠા છે એમ કરતાં કરતાં મધ્યાન કાળ થયો એટલે દુષ્ટ દુરીયોધન સઘળી સ્રીયોને કહેવા લાગ્યો કે તમે વેવાઈના ત્યાં છાબ ભરીને આપી આવો. એવું પોતાના પતીનું વચન સાંભળી ભાણુમતીએ વસ્ત્ર શણગાર સજી લીધા, બળીભદ્રના ત્યાં લઇ જવાની છાબ વિગેરે સામાન તૈયાર કરયો, પછી ભાણુમતીએ સઘળી કૌરવોની સ્રીયોને વસ્ત્ર શણગાર પહેરવાનું કહ્યું, પછી જાત જાતના વસ્ત્ર શણગાર સરવે નારીયોએ સજી લીધા, ભાણુમતીએ છાબ તથા વસ્ત્ર શણગાર પોતાના હાથમાં ધારણ કરયા. એ પ્રમાણે તૈયાર થઈ સઘળી સ્ત્રીયો જાની વાસોમાંથી બહાર નીકળી બળદેવજીના ઘર તરફ ગાતી ગાતી ચાલી તેમને ગાતાં સાંભળીને રેવંતીજીએ જદુ કુળની સ્રીયોને ગીત ગાવા સારૂ બોલાવી. એટલે જદુકુળની સ્ત્રીયો પણ બળદેવજીના ત્યાં આવી. કૌરવોની સ્ત્રીયો હળધારીને ત્યાં આવી એટલે વેવાણોએ બહુ માન્ય આપીને બોલાવી, ભાણુમતી અહંકારમાં ગાદી ઉપર બેઠી. વેવણો સામાસામી ગીતો ગાય છે, રેવંતીજી ઘરમાં ગયાં એટલે સુરેખા ઉભી થઇ, પછી સુરેખાને કહ્યું કે મારી વ્હાલી દીકરી સાસુજી કનેથી છાબ લેઇ આવો, એવું સાંભળી ગટોરગચ્છ બોલ્યો, માતાજી ! હું સાસુજી પાસે નહી જાઉં, કારણ કે પહેલું થયું હતું તેમ થાય. પછી માતાએ કહ્યું, અરે દીકરી આતો સાચી સાસુ છે, તુ ગભરાયા વિના છાબ લઇને ચાલી આવ, એટલે માયાવી ગટોરગચ્છ હસ્તે મોંઢે મંડપમાં ગયો. તેણે ભાણુમતી પાસેથી છાબ લઈ પોતાની માતાને સોંપી દીધી, ત્યાર પછી પાછો મંડપમાં આવીને ભાણુમતીના ખોળામાં બેઠો, એટલે ભાણુમતી હરખાઈ ગઇ. તેણી એ સુરેખાને રૂપાળી વહુ જાણી પોતાની છાતી સરસી દાબી, એટલે માયાવી ગટોરગચ્છે વિચારયું કે એને મારા પંઝા બતાવું તો ઠીક. એમ ધારી ભાણુમતીને કહેવા લાગ્યો કે અરે સાસુજી ! તમે મને બહુ વ્હાલાં લાગોછો, એમ સાસુને પ્રેમ જણાવીને પોતે ભાણુમતીને છાતી સરસી દબાવી, એટલે દુરીયોધનની સ્ત્રી ભાણુમતીનાં હાડેહાડ ભાગી ગયાં ભાણુમતીએ એકદમ કારમી ચીસ પાડીને નેત્ર તથા શીશ તપી ગયું. એટલે શકુની મામાની વહુ કહે છે કે અરે ભાણુમતી ! તું અક્કલ વિનાની છે, બીચારી વહુએ તને લાડ કરયાં કે તેં બુમ પાડી, એમ વહુનો કેટલો ભાર હતો કે તેં તેની ફજેતી કરી ? એમ કહી તેને ગોદા મારી

વહુને પોતાના ખોળામાં લીધી. પછી મામીજી કહેવા લાગ્યાં કે તારી સાસુના-માંતો બે દાણા સરખી પણ અકલ નથી, એમ કહી રૂદે સરસી દાબી, માયાવી ગંટોરગચ્છે કહ્યું કે મામીજી તમે બહુ વ્હાલાં લાગોછો, એમ લાડ કરી પોતાની છાતી સરસી દબાવી. એટલે શકુનીની સ્ત્રીયે કારમી ચીસ પાડી. ગંટોરગચ્છના દબાવવા વડે કરીને તેનાં લોચન તરીગયાં અને સઘળાં હાડે હાડ નરમ થઇ ગ-ગયાં. પછી ભાણુમતીએ કહ્યું કે મને શીખામણ દેતાં હતાં ત્યારે તમે કેમ બુમ પાડી ! એવું ભાણુમતીનું બોલવું સાંભળીને શકુનીની સ્ત્રી બોલી ઉઠી કે, હવે કન્યાની વાત બરોબર જણાઇ આવી. આપણે લક્ષ્મણો દીકરો બીચારો રાંક છે માટે તેનો કંઈ વીચાર કરવો જોઇએ, જો આ કન્યા સાથે લગ્ન કરીશું તો કોઇક દીવસ આપણને પણ નુકશાન છે, મામીજીને ભાણુમતી કહે છે કે મને પણ આ કન્યા ગમતી નથી. જો પરણાવ્યા વીના પાછાં જઇએ તો બળદેવજીનાં દુશ્મન થઈએ છીએ, હશે આપણે અહીંતો પુત્રને આનંદથી પરણાવો, ઘેર ગ-યા પછી વળી બીજી સ્ત્રી લાવીશું લક્ષ્મણાને બીજીવાર પરણાવ્યા વિના છુટ-કો થવાનો નથી, કોઇ દીવસ મારા લક્ષ્મણા છોકરાને પણ મારી નાખે, એવી વાતો કરતી કરતી જાનીવાસે ચાલી. પાછા બળદેવજીએ કૌરવોને કહાવ્યું કે વાજતે ગાજતે વરઘોડો ચઢાવીને પધારો, એવું સાંભળીને દુષ્ટ દુરીયોધને મા-માને કહ્યું કે વરરાજાને તૈયાર કરો. અને પીઠી ચોળાવીને વસ્ત્ર શણગાર સજા-વો. એ પ્રમાણે દુરીયોધને મામાને આજ્ઞા આપી એટલે શકુનીએ સ્ત્રીયોને કહ્યું કે લક્ષ્મણાને પીઠી ચોળે સઘળી સ્ત્રીયો ગીત ગાતી ગાતી લક્ષ્મણાને પીઠી ચો-ળવા લાગી. વરરાજાને ગંગાજળ ચઢાવે છે. વળી વરરાજાના શરીરરે અત્તર, ફુલેલ, તેલ વીગેરે ચોળે છે, પછી ગીત ગાતી ગાતી શરીયા ધોચે છે, વરરા-જાના મનમાં તો હરખ માતો નથી, એવામાં દુરીયોધન આવીને કહેવા લાગ્યો કે કેટલી વાર ! વરરાજાને ઘણી વારથી બાજટ પર ચઢાવ્યો છે. હવે એને ભોંય ઉતારો. વળી વરરાજાને ઝટપટ નવરાવો એટલે શકુની મામાએ વરરાજાને બાજઠ ઉપરથી નીચે ઉતારીને નવરાવ્યો, પછી છત્રપતી દુરી-યોધન વસ્ત્રાભુષણ લાવ્યો મામાને કહે છે કે ઝટપટ વેવાઇના ઘેર જવાનો ખટકો રાખો. વરરાજાને શોભે તેવો સુંદીર જામો પહેરાવો, એટલે મામાએ વરને વસ્ત્રા ભુષણ પહેરાવી દીધાં વળી હીરા મોતીના અછોબા નાં-ખ્યા. એટલે દુરીયોધનરાજાના અનુચરોએ વરરાજાની ઘોડી શણગારીને તૈયાર કરી, છત્રપતી કહે અરે મામા હવે તમે બીલકુલ ઢીલ કર્યા સીવાય વરરાજાને

ઝટપટ બહાર કાઢો, ને એકદમ લઈ ચાલો સઘળા જાનૈયાને કહ્યું કે તમે પણ વસ્ત્રા ભુષણ પહેરીને તૈયાર થઇ જાઓ. પછી મામાએ વરરાજાને ઉચકી ઘોડી ઉપર બેસાડયો એવીજ દસવીસ છીંક થઇ દુરીયોધન બોલ્યો, મામા આ શુકન કેવા ! શકુનીએ જવાબ આપ્યો; એ શુકન એવા સરસ થયાછે કે આપણે વેવાઇના ત્યાંથી જસ લેઇને આવીશું. એવું સાંભળીને દુરીયોધન રાજા કહે છે કે મામા હવે વરરાજાના ગાલે કાળું ટપકું કરો એટલે એને કોઇની નજર ટોક લાગે નહી એવું દુરીયોધનનું બોલવું સાંભળીને મામાએ વરરાજાના મોંઢે મેંશ ઘસી. પછી વરરાજાના હાથમાં શ્રીફળ આપ્યું. લક્ષ્મણાની માતા ભાણુમતી મોંડ ઘાલીને ઘોડીની પાછળ ઉભી. દુરીયોધન કહે મામા. હવે વરરાજાને મુખવાસ આપો શકુની મામાએ પાન સોપારી વીગેરેનો મુખવાસ આપ્યો. છત્રપતીએ સઘળા જાનૈયાઓને વરરાજાની સાથે ચાલવાનું કહયું એવુ દુરીયોધન રાજાનું કહેવું સાંભળીને જાનૈયા તૈયાર થઇ વરરાજાની પાસે આવીને ઉભા. હવે વરરાજાનો વરઘોડો વેવાઈના ત્યાં જવા માટે તૈયાર થયો, દુરીયોધન રાજાએ સરવને આજ્ઞા આપી એટલે નીશાન ગડગડવા માંડયાં છત્રીસવાજાં વાગ્યાં એટલે સઘળી જાન વેવાઇના ત્યાં ચાલવા માંડી. કૌરવોમાંથી રૂપવાન સાબેલા વસ્ત્ર શણગાર સજીને વરરાજાની જોડે ચાલે છે. જેમ સ્વર્ગના ઇંદ્રાદિ દેવો શોભાયમાન દેખાય તેમ કૌરવોની જાન શોભવા લાગી. નિચ છત્રપતી જાનમાં વરરાજાનો બાપ થઇને મ્હાલે છે. ભાણુમતી પણ વરરાજાની માતા થઇને ધીમે ધીમે ચાલે છે. પોતાના મુસ્તક ઉપર મ્હોંડ મેલીને રામનદીવો હાથમાં ઝાલ્યો છે. નવાણુ ભાઇની સ્ત્રીયો ભાણુમતીની સાથે ચાલે છે. વરરાજાને જોવા માટે આખા નગ્રનું લોક ભેગું થયું છે, લોકો કહે છે કે બાપના જેવા બેટા નથી, વરરાજા તો કાળો ભુત છે, એ પ્રમાણે વરરાજાને નગ્રના લોકે ધીક્કારી કાઢયો. દુરીયોધન રાજા સઘળા લોકોનેપોતાની સાહયબી બતાવે છે કે મારા જેવો કોઈ ગ્રહસ્થ નથી, એવો પોતાના મનમાં અભીમાન ધારણ કરીને જાનમાં ફર્યા કરે છે. એમ મહાલતા મહાલતા ભરપુર શોભાથી બળદેવજીના ત્યાં આવી પહોંચ્યા. વરરાજાને તોરણે રાખ્યો એટલે પોંખવાની તૈયારી કરી રેવંતીજી વરરાજાને પોંખવા માટે હાથમાં રામનદીવો ઝાલીને તથા માંથા ઉપર બત્રીસ ભમરીયાળો મોંઢ ઘાલીને જ્યાં વરરાજા ઉભો હતો ત્યાં આવી. તેમના ગર્ગાચાર્ય ગોર સઘળી સામગ્રી સાથે લઇને વરરાજાને પોંખવે છે. શકુની મામો વરરાજાની પાસે ઉભો રહયો છે. બ્રાહ્મણો વીધિ સાથે વર-

રાજાને પોંખાવે છે. ધુશળ, મુશળ, રવૈયો, શરીયો, સંપુટ, ત્રાક, એંડી, પેંડી વીગેરે ઉતારીને તથા ટીલું તાણીને વરરાજાનું નાક આમળ્યું એ પ્રમાણે વરરાજાને પોંખીને મંડપમાં લાવ્યા. ત્યાં ગર્ગાચાર્ય ગોરે વરરાજાને બાજઠ ઉપર પધરાવ્યો. કૌરવોના કૃપાચાર્ય ગોર પણ પાસે બેઠા. બળદેવજીએ મધ્ય ભાગને વીષે સુંદર મંડપ રચ્યો છે તેમાં પુર્વ દીશાએ અને પશ્ચીમ દીશાએ સભા રચી છે. પુર્વ દીશાનિ સભામાં પુરૂશો બીરાજ્યા છે અને પશ્ચીમ દીશાની સભામાં સઘળી સ્ત્રીયો બેઠી છે, સભામાં બેઠાં બેઠાં સરવે ચરચા દેખાય છે. ગર્ગાચાર્ય તથા કૃપાચાર્ય બેઉ જણા મંડપમાં બેઠા છે. વરરાજા બાજઠ ઉપર બેઠો છે અને તેની પાસે શકુની મામો બેઠો છે, રેવંતીજીએ સુરેખાને પીઠી ચોળીને ચુડો, મોજડી, પાનેતર વીગેરે વસ્ત્ર શણગાર પહેરાવી દીધા. કન્યા મોઢીયો માંથે મુકીને કન્યા રૂપ બનાવી. એટલે પ્રભુના પુત્ર સુરેખાને ઉચકી મંડપમાં પધરાવી. કન્યાની પાસે પ્રદ્યુમન બેઠો. તેથી કૃષ્ણજી ચીંતા કરે છે. કારણ કે ગટોરગચ્છને જેમ કરવું હોય તેમ બની શકશે નહી. એવું જાણીને પ્રભુએ પોતાના પુત્ર પ્રદ્યુમનને પોતાની પાશે બોલાવી લીધો પ્રદ્યુમનને પાસે બોલાવીને ઠપકો દીધો કે કન્યાની પાસે તો સ્ત્રી શોભે માટે કોઈ દાશીને તેની પાસે બેસાડી તમે અહીં બેસો. એવાં પોતાના પીતાજીનાં વચન સાંભળી પ્રદ્યુમને દાસીને બોલાવી કન્યાની પાસે બેસાડી પછી પોતે સભામાં જઈને બેઠો હવે મંડપમાં સામાસામી વરકન્યાના આગળ પટકુળ ધરવાની તૈયારી થઈ છે. પછી બ્રાહ્મણોએ હસ્ત મેળવવાનું કહ્યું જે આડો પટ હતો તે લેઈ લીધો એટલે હસ્ત મેળાપ કરયો કન્યાનો કોમળ હસ્ત દેખીને વરરાજા ખુશી થયો. શકુની મામાએ કહ્યું, અરે લક્ષ્મણા દીકરા ! સુરેખા કન્યા કેવી છે ! એવું મામાનું કહેવું સાંભળી વરરાજાએ જવાબ આપ્યો કે મારા પીતાજીને પણ આવી નથી મામો કહે સુખેથી એ કન્યાના હાથ ઉપર નખ દેજે, વરરાજા કહે હું બધું જાંણું છું, મારા મીત્રોએ મને શીખવ્યું છે. એમ કહી સુરેખાને પ્રેમવડે કરીને નખ દેવા લાગ્યો, એવું જોઈ ગટોરગચ્છે મનમાં વિચાર્યું કે જ્યારે પતી આપણને લાડ કરે છે ત્યારે આપણે પણ તેમને કરવાંજ જોઈએ એવું જાણી રીસ કરી વરનો પોંચો દબાવ્યો. વરરાજાનાં આંગળાંનાં હાડ વીગેરે ભાગી નાંખ્યા એટલે વર ચીસ પાડીને ઉભો થયો. શકુની મામાને કહેવા લાગ્યો કે અરે મામા મારો તો પ્રાણ જાય છે માટે હું પરણવાનો નથી. આ કન્યાને પરણું તો કન્યા મારી મા છે. એવું લક્ષ્મણાનું બોલવું સાંભળીને શકુની મામાએ કહ્યું, અરે

બેટા ડાહ્યા થઈને પરણવા બેસો. આવી કોમળ અંગની કન્યાથી શું ડરી જાય છે ! જો હવે પછી ઉઠીશ તો લોકો એમ ધારશે કે વરરાજાતો ગાંડો છે, માટે બોલ્યા સીવાય છાનોમાનો બેશીજા. એ પ્રમાણે સઘળી સભાના દેખતાં મામાએ વરરાજાને સમજાવીને પાટલે બેસાડયો. પણ વરરાજાની સઘળી હોંશ ભાગી ગઈ છે. તેથી બેઠો બેઠો રડે છે, પણ સુરેખા કન્યાએ વિચારયું કે વરરાજા કયારનો રડયા કરે છે. માટે તેને ખુશી કરૂં તો ઠીક. એમ ધારી પોતાનો ઘુંઘટ ઉઘેડીને પુરણીમાના ચંદ્ર જેવી પોતાની કાન્તી બતાવી, એવું કન્યાનું સ્વરૂપ જોઈ વરરાજા હશી પડયો, અને પોતાના મામાને કહે છે કે કન્યા મારી મા નહી, હું તો આ કન્યાને પરણીશ, એ પ્રમાણે ગટોરગચ્છે લક્ષમણાને ખુશી કરીને ઘુંઘટ ખેંચી લીધો, વળી પાછું માયાવીએ વરરાજાને દુઃખ દેવાનું નીશ્ચય કરયું. ગટોરગચ્છે ઘુંઘટ ખોલીને મંઝારનું મોઢું બતાવ્યું એવું જોઇને વરરાજા પાટલા ઉપરથી ઉઠી ગયો, અને કહે છે કે આ કન્યા તો કાળી કલાડા જેવી છે. વળી એના પીળા પીળા ડોળા છે, એવું સાંભળીને મામો બોલ્યો, અલ્યા મુર્ખા આમ કેમ ગાંડુ બોલે છે ! આવી રૂપાળી કન્યાને તું બીલાડી કહે છે. તેથી તારી માજ બીલાડી જેવી છે. એ પ્રમાણે શકુનીએ ખેંચીને બેસાડયો, વળી કન્યાએ ઘુંઘટ ઉઘેડીને સ્વાનનું મોંહો બતાવ્યું. એટલે પાછો વરરાજા પાટલા ઉપરથી નીચે ઉતરીને મામા પ્રત્યે કહેવા લાગ્યો કે આ કન્યા તો કુતરી છે. એવું સાંભળી મામો કહે છે, અરે લક્ષમણા નીચો બેસ એમ કહી કુંખમાં ચોંટી ખણી વળી પાછું કહ્યું કે આવી શુસોભીત કન્યાને તું કુતરી જેવી જાણે છે, માટે તારીજ મા કુતરી હશે, તેમ જેણી કુંખમાં ચોંટી ખણી વળી પાછું ગટોરગચ્છે વરરાજાને ગર્ધવ જેવું મોં બતાવ્યું, એટલે વરરાજા ઉભો થઇને મામાને કહેવા લાગ્યો કે મામા કન્યા તો ગધેડી છે માટે હું જરૂર આ કન્યા સાથે લગ્ન કરવાનો નથી. શકુની મામા લક્ષમણાનો હાથ ખેંચોટીને એક ઠોંસો મારયો. પાછો લક્ષમણાને કહે છે કે તારી મા ગધેડી છે. એ પ્રમાણે વરરાજાને શકુનીએ બેસાડયો. માયાવી ગટોરગચ્છ લક્ષમણાને દુઃખ દેવા લાગ્યો. હેડંબા પુત્રે વરરાજાને રાક્ષસ મુખ દેખાડયું એટલે લક્ષમણો પાટલા ઉપરથી નીચે ઉતરીને મામા પ્રત્યે કહ્યું કે આતો રાંડ રાક્ષણી છે. એવું સાંભળી ભાણુમતી વરરાજાની પાસે આવિને બેઠી. લક્ષમણાએ કહ્યું, અરે માતાજી આ રાક્ષણી સ્ત્રી મને પરણાવશો તો મને ખાઈ જશે. એવું બોલીને રડવા લાગ્યો, ભાણુમતી કહે, બેટા જરાવાર કષ્ટ વેઠો એમ કહીને પાલવથી આંસુ લુએ છે. અરે દીકરા મને વીતેલું છે તે

મારૂં મન જાણે છે, મામાજીએ નથી જાયું એટલે પક્ષ તાણે છે. એટલે મામો કહે છે, ગોર મહારાજા પરણાવવાની ઝટ ઉતાવળ કરો. કારણ કે કહો ના કહો પણ છોકરો બીએ છે. એવાં શકુનીનાં વચન સાંભળી બન્ને ગોર કહે છે કે અમારાથી બને છે તેટલી ઉતાવળ તો કરીએ છીએ, પછી તેનાથી વ્હેલો પાર લાવવો હોય તો સરાવ્યાની પેઠે પરણાવી લઈએ. એ પ્રમાણે ગોર મહારાજાએ ઝટ પરણાવી દીધાં. ત્યાર પછી વર કન્યાને ફેરા ફેરવવા માટે ઉભાં કરયાં. વરરાજા રડતો રડતો ઉભો છે અને કન્યા આંખો મીચીને ઉભી રહી છે. વરના કરતાં કન્યા એક વેંત નિચી જણાય છે. પહેલું મંગળ ફેરાફરીને વર કન્યા ઉભાં રહ્યાં એટલે બંન્ને જણ બરાબર થયાં. એવું જોઇ સકળ સભા વિસ્મય પામીને વિચાર કરે છે કે પહેલાં તો જરા ઉંચા નીચી હતાં તે હવે બરાબર થયાં, એનું શું કારણ હશે! પછી બીજું મંગળ ફરયાં એટલે કન્યા વર કરતાં એક હાથ ઉંચી દેખાઇ. વરરાજા તો તરછટ નીચો પડી ગયો. એવામાં પાછું ત્રીજું મંગળ વરતાવ્યું એટલે વરરાજાના કરતાં કન્યા બે હાથ ઉંચી વધી. એવું જોઈ સભાસદો આશ્ચર્ય પામી ગયા કે અરે આ શું! આમ બનવાનુ કારણ શું? આ વર કન્યા તો જાણે મા દીકરો હોય એમ જણાય છે. તે જોઇને બળીભદ્રનું દીલ દુખાયું. બળીભદ્રે જાણ્યું કે આ કન્યા મારી નથી કન્યાનું નિશ્ચે હરણ થયું આ તો કોઈ કપટી કન્યા છે, એ પ્રમાણે બળદેવજીને પુષ્કળ રીસ ચઢી; તેથી તે એકદમ હળમુશળ લેવા ઘરમાં ગયા. તેમણે નીશ્ચે કરયું કે જરૂર આ કન્યાનું મુસ્તક છેદી નાંખવું. એ પ્રમાણે હળધારી પોતાના ઘરમાં ગયા એટલે ભગવાન ચેતી ગયા. ગોવીંદજીએ ગટોરગચ્છને છાના માના સાંન બતાવી, પ્રભુએ ગટોરગચ્છને બચાવવા માટે સાન કરી, સાનમાં એમ જણાવ્યું કે તું વીદાય થઇ જા. હવે જો વીલંબ કરીશ તો તારા પ્રાણ જશે. એવી પ્રભુજીની સાન વીચારીને માયાવીએ વરરાજાને બગલમાં ઘાલી તથા મંડપને માંથે લઈ એકદમ આકાશમાં ઉડયો, પછી અંતરીક્ષ ઉભો રહીને એવું બોલ્યો કે અરે અંધ પુત્ર દુરીયોધન! તું રાંડીરાંડના શુકન જોઈને દ્વારીકામાં પેઠો હોઇશ. સુરેખા કન્યા તો અરજુનજીનો પુત્ર અભેમન્યુ પરણી બેઠો, ત્રણ દીવસ સુધી જે તમને દુઃખ પડયું, તે સઘળું મારૂં કામ, હું ભીમસેનનો પુત્રછું અને મારૂં નામ ગટોરગચ્છ છે. અમારે કન્યા લેઇને નાશી જવાનો મોખ નથી. કારણ કે અમે ક્ષત્રીના બાળકો છીએ. જો તમારે લડવું હોય તો બાગના મેદાનમાં આવજો, એવાં ગટોરગચ્છનાં વચન સાંભળી દુરીયોધને કહ્યું કે અલ્યા ભીમસેનના પુત્ર? તું શા માટે

મારૂં ઘર સુત્ર નાશ કરે છે ! મારા પુત્રને જીવતો નીચે મુકી દે. એવું દુરીયોધનનું બોલવું સાંભળીને ગટોરગચ્છે વરરાજાને બગલમાંથી હાથમાં ઝાલીને કહ્યું કે તું તારી મા ભાણુમતીને પરણજે, એમ કહી નિચે ફેંકી દીધો, કુંવરને દુરીયોધનના શેવકોએ હાથમાં ઝીલી લીધો, કુંવર થરથર કંપવા લાગ્યો, દુર્યોધને ખોળામાં લેઇ રૂદીયા સરસો દાબ્યો, છત્રપતીએ પુછયું અરે દીકરા તને શું શું દુઃખ પડયું હતું ! એવાં પોતાના પીતાજીનાં વચન સાંભળી લક્ષમણો બોલી ઉઠયો કે અરે પીતાજી મેં મામાને ઘણીવાર કહ્યું પણ તેમણે બીલકુલ ગણગારયું નહી, તેણે ચાર પ્રકારે રૂપ બતાવ્યાં તોપણ મામાએ જુઠુ જાણ્યું. મેં પુષ્કળ રડી રડીને કહ્યું પણ મનમાં જરાએ દયા લાવ્યા નહી. એવાં પુત્રનાં વચન સુણી દુરીયોધને કહ્યું ધિક્કાર છે મામા તમારાં વર્ષ છુટી પડયાં. દીકરાએ રડી રડીને કહ્યું તો પણ તમે જુઠું માન્યું ? મામો કહે મને શા સારૂ ઠપકો દે છે ? શું હું વાંકો.વળીને કન્યાનું મોં જોઉં ? મુઓ વર ને ફીટી જાન, એવું બોલે છે. એટલામાં બળદેવજી હળમુશળ લેઇને સભામાં દોડયા આવ્યા, અને પુછવા લાગ્યા કે કારમી કન્યા કયાં ગઈ ? એવાં બળદેવજીનાં વચન સાંભળી દુરીયોધને જવાબ આપ્યો, અરે હળધારી ! એ કન્યા નહોતી, એતો ભીમસેનનો પુત્ર સુરેખાનું સ્વરૂપ ધારણ કરીને બેઠો હતો, વળી તે કહેતો ગયો છે કે અરજુનનો પુત્ર અભેમન્યુ સુરેખાને પરણી બેઠો છે. તેનું નામ ગટોરગચ્છ છે, વળી તેણે હાથી, ઘોડા, ઘરેણું આપીને અમારૂં સત્રાળું ધક લુંટી લીધું, એવું સાંભળી બળદેવજી કૃષ્ણ પ્રભુને કહે છે કે જ્યારે ને ત્યારે પાન્ડવો આપણને નડે છે, અરે વીરા તેં પાન્ડવોને પેંધાડયા, આપણી બેન સુભદ્રાનું હર્ણ કરાવીને તેં ખરાબ કરયું, આપણી બહેનને ભીમસેન તેડવા આવ્યો હતો, તે પણ ખુબ ખાઇ ગયો હતો. વળી પાછો સેહેદેવ આવ્યો હતો તે પણ લડીને ગયો હતો, અભેમન્યુ ભાણેજ પણ દાન્ગવરાજાને શરણે રાખીને આપણા સાથે યુદ્ધ કરવા આવ્યો હતો. આજ તો ભીમસેનના પુત્ર ગટોરગચ્છે હર્ણ કર્યું, તેને માટે શું કરીશું ? એવું સાંભળી પ્રભુ બોલ્યા, હુ શું કહું ! જેમ તમારી મરજી. એટલે હળધારી કહે મારૂં કહેવું જો માન્ય કરવું હોય તો ઝટપટ વસ્ત્રો પહેરીને યુધ્ધે ચઢો, કૃષ્ણ પ્રભુ કહે હું પહેરીને આવું છું તમે પણ તૈયારી કરો એમ કહિ પોતે ઘરમાં પધારયા, એવામાં દુરીયોધન ભીષ્મને તથા દ્રોણ ગુરૂને કહેવા લાગ્યો કે જુઓ મારા લક્ષમણાની લાજ લીધી, જુઓ દાદા આજ કોનો વાંક છે ! એટલે દ્રોણ ગુરૂ કહે વાંકતો બે છોકરાનો છે માટે કરવું હોય તે કરો, દુરીયોધન બોલ્યો જાદવતો તૈયાર થયા છે

માટે આપણે પણ લુગડાં સજી લ્યો કૃપાચાર્ય ગોર, અશ્વસ્થામા, દ્રોણ અને ભીષ્મ ચારે જણા એકાંતમાં બેશી વાતો કરે છે. દ્રોણ ગુરૂ કહે અરે ભીષ્મ ! આપણે કેમ કરીશું ! ખરૂં જોવા જતાં છોકરાંનો વાંક માલુમ પડે છે; એવું સાંભળીને ભીષ્મ બોલ્યા, જો ન્યાયમાં આવશો તો છોકરાઓનો બીલકુલ વાંક નથી. પહેલાં એ કન્યા છોકરાંની હતી પણ બળદેવે ગાંડાઇ કરી દુરીયોધનના લક્ષ્મણા સાથે પરણાવવાનું ઠેરવ્યું તેમ છતાં બળદેવે તો ગમે તેમ કરયું, પણ દુરીયોધને શા માટે કુટુંબીયોની કન્યા લીધી? જેમ આરતીયો તો આંધળો હોય તેમ બળદેવજીએ તો ભુલ કરી, પણ દુષ્ટ છત્રપતીએ કેમ વીચાર ન કરયો ? અભેમન્યુએ અભેમન્યુની સ્ત્રી લીધી તેમાં આપણે શું કરીએ ! શું તે બીજાને લેવાદે ! એને એના બાપની આબરૂ વ્હાલી હસે કે નહી ? ખરૂં જોતો બેઉ છોકરાઓએ વ્યાજબી કર્યું છે, એવું સાંભળી કૃપાચાર્ય બોલ્યા કે અરે ભીષ્મ તમારૂં કહેવું ખરૂં છે, પણ લોકો એમ કહેશે કે ગંગાના પુત્ર વરરાજાને પરણાવ્યા સીવાય પાછા ઘેર ગયા. જગતની રીત પ્રમાણે તો જાનૈયાને લાજ કહેવાય આપણે માથે લોક કેહેણી થસે, માટે જરા વીચાર કરો. એવું સાંભળી ભીષ્મજી બોલ્યા, અરે ગુરૂ મહારાજા મારા ઉપર કૃપા કરી આપ વીચારી જુઓ કે જ્યારે આપણું કુંવારૂ રહે અને પારકું પરણી જાય ત્યારે લોક કહેણીની લાજ આવે; ખરૂં જોવા જતાં અભેમન્યુ પણ આપણો કુંવર છે, માટે તે પરણ્યો તેથી ઘણું રૂડું છે. આપણે પાછા જતા નથી, આપણે પણ છોકરૂં પરણાવીને જઇએ છીએ. કન્યા આપણા ઘરમાં આવી છે, કંઈ પારકાને ઘેર ગઇ નથી, દ્રોણગુરૂ કહે તમે પણ વ્યાજબી કહો છો, હવે આપણે શું કરવું ! કૌરવ તથા જાદવ બન્ને ભેગાં થઇને બે છોકરાઓને નડશે. આપણને પણ યુદ્ધમાં લેશે એટલે છોકરાની સાથે લડવું પડશે અરે ભીષ્મ પીતા તે માટે આપણે કેમ કરીશું ! આપણા જીવતાં સુધી તેઓ છોકરાંને મારે તે પણ ખોટું કહેવાય લોકો કહેશે કે સત્યવાદીઓએ પાસે રહિને છોકરાઓને મારી નંખાવ્યા. એવું સાંભળી ભીષ્મ પીતા કહે આપણે સૌની સાથે યુદ્ધમાં જવું; પછી સામાં મોરચાં બંધાય એટલે આપણે અળગા થવું, આપણે ચારે સત્ય પુરૂષોએ યુદ્ધથી કોરાણે રહેવું. વળી બળદેવજીને તથા શ્રીકૃષ્ણજીને પણ આપણી પાસે બોલાવી લેવા. આપણે તેમને સમજાવીશું કે નાનાં છોકરાંની સાથે યુદ્ધ કરવું તે આપણને ઘટતું નથી. જાદવ કૌરવ કંઇ પાછા હઠી જાય તેમ નથી, માટે છોકરાંની સાથે તેમને લડવાદો. એ પ્રમાણે તેમને સમજાવીને આપણી પાસે રાખી

લેવા. બંન્ને છોકરાઓ બહુ બળવાન છે, તેઓ જાદવ કૌરવથી પાછા હઠે એવા નથી. તેમ છતાં જ્યારે બળદેવજી તથા કૃષ્ણ યુદ્ધ માટે ઉપડશે, તે વખતે આપણે પણ છોકરાંઓની પક્ષ કરવી. આપણ ચારે ભેગા થઈ કૃષ્ણ બળદેવના સામું લડવું. એમ ચારે જણે સંતલસ કરી એવામાં દુરીયોધને પોતાના યોદ્ધાઓને તથા કૌરવોને કહ્યું કે હવે યુદ્ધમાં જવા માટે તૈયાર થઇને ઉભા રહો, જાદવો પણ યુદ્ધની વાત સાંભળી ઉભા રહયા છે. હવે ગટોરગચ્છે ભોંયરાની બહાર અભેમન્યુને પરણાવવાને માટે મંડપ બાંધીને તૈયાર કરયો છે પછી તેણે ભાઇ તથા ભોજાઇને આવકાર દેઇને ભોંયરાની બાહાર બોલાવ્યાં, પોતે વીવેકથી વીચાર કરીને એક હજાર દહીત ઉત્પન્ન કરયા. તેમની પાંચસેના પુરૂષ બનાથ્યાં અને પાંચસેંની નારીયો બનાવી તે પુરૂષો સભા કરીને બેઠા છે. સ્ત્રીયો ગીત ગાવા લાગી છે. એવામાં પ્રભુએ નારદજીને પોતાના ઘરમાં બોલાવ્યાં, પછી દયાળે ચુડો, પાનેતર, કંકુપડો, મીંઢળ, નાડાછડી વીગેરે જે સામગ્રી જોઇએ તે સઘળી નારદજીને આપી દીધી, ત્યાર પછી પ્રભુએ નારદજીને આજ્ઞા આપી કે તમે અશોક બાગમાં જઇને વરકન્યાને પરણાવો. અહીં બેઠે બેઠે મંગળે મંગળે હું દાન આપું છું, એટલે નારદજી બાગમાં આવ્યા તો કન્યાએ સોર બકોર કર્યો. નારદજીને દેખીને સુરેખાના પગમાં જોર આવ્યું. નારદજીને કહેવા લાગી કે અરે મારા નારદ કાકા તમે આ સઘળી વાત મારા પીતાજીને કહીદો. તેમાં મારા પીતાજીને એટલું કહે જો કે જુનો વર પરણી જાય છે, એટલે માયાવી રાક્ષસો બોલ્યા કે હવે તને ખાઈ જઈશું, એવું રાક્ષસોનું બોલવું સાંભળી સુરેખા કહે છે કે અરે અભેમન્યુ આવો આપણે પરણીએ. નારદજી કહે પેલા વર કરતાં આ વર ઘણો સારો છે. હમણાં તમને પરણાવી દઉં છું. નારદજી વરકન્યાને પરણાવે છે. એ પ્રમાણે સઘળું કર્તવ્ય પ્રભુનું છે શ્રીકૃષ્ણ કન્યાદાન આપે છે. અશોક બાગમાં સ્ત્રીયો રૂડે પ્રકારે ગીત ગાય છે, હવે ત્યાં હસ્ત મેળાપ કરવાનો સમય થઈ ગયો છે. પછી વરકન્યાએ હસ્ત મેળાપ કર્યો, હવે ચોરીમાં પહેલું મંગળ વર્તાવા લાગ્યું. તેમાં ગાયોનાં દાન અપાયાં. પછી બીજું મંગળ વર્તવા લાગ્યું તેમાં દાશીયોનાં દાન અપાયાં, પાછું ચોરીમાં ત્રીજું મંગળ વર્તાય છે તે મંગળમાં ભુમીનાં દાન અપાય છે. ચોરીમાં ચોથું મંગળ વર્તાય છે તે મંગળમાં ભંડાર સહીત અપાય છે. પ્રભુજી સઘળાં દાન આપે છે. પછી રૂપીયા વીંટીયોથી વરકન્યાને રમાડયાં. વળી વરકન્યા ગોત્રજ આગળ પગે લગાડયાં. એ પ્રમાણે વર-

કન્યા પરણી રહયાં શ્રીકૃષ્ણજીએ સુખરૂપે કન્યાદાન દીધું. ત્યારપછી પોતે યુદ્ધમાં સાવધાન થયા. દીનાનાથ હથીયાર ધારણ કરીને તથા ક્રોધનો આવેશ જણાવીને ઘર બહાર નીકળ્યા. વળી પ્રભુની સાથે એકલાખ સાઠહજાર એકાશી પુત્ર પણ યુદ્ધ કરવા સારૂ ઘરની બહાર નીકળ્યા. બળદેવજી પણ છપ્પન કોટી યાદવોને લેઇ યુદ્ધ માટે તૈયાર થઇ પ્રભુ પાસે આવીને ઉભા. હસ્તીનાપુરના છત્રપતી દુર્યોધને પણ પોતાની અગીયાર ક્ષોણી સેન્યા તૈયાર કરી. છ કારભારીઓ તથા સો ભાઇએ પોતાના હાથમાં હથીયાર ગ્રહણ કરયાં સુરવીરોએ નીશાન ડંકા વગાડયા. સત્યવાદી ચારજણા પણ આયુદ્ધ ધારણ કરીને નીકળ્યા. હવે અશોક બાગમાં તો વરકન્યા પરણી રહયાં એટલે નારદજી બોલ્યા અરે કુંવર હવે દક્ષણા આપો. ગટોરગચ્છ કહે અરે મહારાજા ભોંયરા વિષે નગદ નાણું ભર્યું છે તે તથા નારીયોના સઘળા વસ્ત્ર શણગાર સુદ્ધાં તમને અર્પણ કર્યું. નારદજી આશીષ દેઇને અંતર્ધ્યાન થઈ ગયા પછી વરકન્યાને ગટોરગચ્છે ભોંયરા વિષે ઉતાર્યા. સુરેખા કન્યાને ચાર રાક્ષસની ચોકીમાં બેસાડીને ગટોરગચ્છ કહે અરે વીરા ચાલો યુદ્ધ કરવા જઇએ. એવું સાંભળી સુરખા કહે હવે હુ એકલી કેવી રીતે રહી શકીશ ! એટલે માયાવી ગટોરગચ્છે ચાર નાની છોકરીઓ બનાવી. તે છોકરીયો સુરેખાના જેવડી ઉમ્મરની બનાવી તેથી સુરેખાને બરોબર ગમ્મત પડે છે. પાંચે જણીઓ ભેગી થઇને આનંદ કર્યા કરે છે. પછી બંન્ને ભાઇઓ ભોંયરા બહાર નીકળ્યા. ગટોરગચ્છે માયાવડે સત્તર દહીતનો એકરથ બનાવ્યો. તે રથમાં અભેમન્યુ બેશી ગયો. બન્ને ભાઇઓએ તનમન સાથે યુદ્ધ કરવાનો નીશ્ચય કર્યો. ગટોરગચ્છ રથ હાંકવા માટે બેસી ગયો ઘોડાના અછોડા બરોબર ગ્રહણ કરીને રથને હંકાર્યો તે દ્વારીકાના મેદાનમાં આવીને ઉભા. બન્ને ભાઇઓ હીમત રાખીને રણભુમીમાં ઉભા છે. એટલે યુદ્ધ કરવા માટે જાદવ તથા કૌરવ આવિ પહોંચ્યા. બાગના મેદાનમાં સઘળા લોકો જુદે જુદે જથે જઇને ઉભા. ભીષ્મ, દ્રોણ, કૃપચાર્ય અને અશ્વસ્થામા આ ચારે જણા મ્હોટા મેદાનમાં અળગા જઇને ઉભા. એટલે કૃષ્ણજી એમ બોલ્યા. અરે ભીષ્મજી ! તમે ચારે સત્યવાદી અળગા જઇને કેમ ઉભા ? એવું સાંભળી ભીષ્મે કહ્યું, બાળકની સાથે યુદ્ધ કરવું મને ઘટીત નથી. જો કદી છોકરાં જીતશે તો છેવટે લડવા માટે તૈયાર છીએ. જાદવ તથા કઉરવો સૈન્ય સહીત શું તે બેને નહી જીતી શકે ! અમે તેમની ચરચા જોવા માટે અળગા ઉભા છીએ. તમારે પણ ચરચા જોવા માટે અળગા રહેવું જોઇએ. જો છોકરા જીતશે તો છેવટ સામા થઇશું. એવું સાંભળીને પ્રભુએ બળદેવજીને

કહ્યું કે મને આ વાત વ્યાજબી લાગે છે. માટે આપણે પણ કોરાણે ઉભા રહો. જો આપણું સૈન્ય હારશે તો આપણે તે છોકરાંની સાથે યુદ્ધ કરીશું. એ બાળકોના શા ભાર છે ! ચાલો આપણે પણ તેમની પાસે જઇને ઉભા રહીએ. એ પ્રમાણે વીચારીને બંન્ને ભાઇઓ ચારે સતીયા પુરૂષોની પાસે ગયા. ભીષ્મ પીતાના રથની સાથે રથ રાખીને ઉભા, ભીષ્મની પાસે પ્રભુનો રથ છે. અને પ્રભુની પાસે બળદેવનો ભીષ્મ પીતાએ સાન કરી કે રથને એકમેક ભીડાવી દો. એટલે ગુરૂ રથ હંકારીને બળદેવજીની પાસે આવ્યા. તેમની જોડે ગોર કૃપાચાર્ય તે પણ રથ લેઇને આવ્યા, ભીષ્મની જોડે અશ્વસ્થામા પોતાનો રથ રાખીને ઉભા છે. એ પ્રમાણે ચારે જણની વચ્ચે બંન્ને બંધુને કબજે કર્યા. ભીષ્મે દ્રોણને સાન કરી કે આપણે કદી યુદ્ધ કરવું નથી. તેમ છતાં જો આ બંન્ને ભાઇઓ છોકરાં ઉપર ઉપડે તો આપણે પણ તેમના ઉપર પડવુ. આપણા વચમાં ઘાલીને કચરી નાંખીશું એટલે કૃષ્ણજી શું કરી શકશે ! આપણે તો એટલું કરવું કે છોકરાંનો વાંકો વાળ ન થાગ. એ પ્રમાણે ચારે સત્યવાદીઓએ એવો નીશ્ચય કર્યો, કૃષ્ણ પ્રભુના મનમાં તો એવું છે બે છોકરાંને સારી પેઠે મદદ આપવી તેજ પ્રમાણે ચારે સત્યવાદીઓએ પણ સંતલસ ગોઠવી. હવે મેદાનમાં લડવૈયા બે તરફે ઉભા. બંન્ને છોકરાઓ અળગા ઉભા છે, તેમાં અભેમન્યુ ગટોરગચ્છને કહે છે કે અરે ભાઈ લડવૈયા તો જુજવા બે જથે ઉભા છે. તેને માટે શું કરી શું !એવું સાંભળી ગટોરગચ્છ બોલ્યો અરે વીરાં તમે બીલકુલ ગભરાશો નહી. જયાં તમને ફાવે ત્યાં તમે જાઓ, તમને ન ફાવતુ હોય ત્યાં હું જવા ખુશી છું. હું લડતો જઇશ વઢતો જઇશ અને વળી તમારી પક્ષ કરતો જઇશ. હે વીરા જરા પણ ગભરાશો નહિ, તમારા હૈયામાં હીમ્મત રાખજો. એવું સાંભળી અભેમન્યું બોલ્યો, મુરબ્બી, ભાઈ ! તમે જાદવોમાં જાઓ અને હું કઉરવોમાં જાઉં એમ સંતલસ થતાંજ ગટોરગચ્છ રથ ઉપરથી ઉતરી પડયો. ગટોરગચ્છને જતાં જતાં અભેમન્યુંએ કહ્યું કે અરે વિરા તમે જાઓ છો તેતો ઠીક છે પણ મને એક વાતનો મ્હોટા વ્હેમ રહી જાય છે. તમારો રથ માયાવી છે તેથી કોઇ સુરાની ચોપ વાગવાથી લોપ થાય તે વખત મારે શું કરવું ? હું તે વખત નીરાધાર થઇને ઉભો રહીશ. માટે મને હીમ્મત આપીને જાઓ. એવું પોતાના નાના ભાઇનું કહેવું સાંભળી ગટોરગછ કહે છે, અરે વીરા ! હું સઘળું જાણુંછું, તે કયમ ભુલી જઇશ ? હું લઢીશ પણ તારિ ખબર લેતો રહીશ. એમ કહી પોતે જાદવ લોકોની સામે ગયો. અભેમન્યુ રથ

હુંકારીને કૌરવ દળમાં ચાલ્યો. એ પ્રમાણે દુષ્ટ કૌરવોની સામે અર્જુન પુત્ર અભેમન્યુ ઉભો રહ્યો છે. જયાં ગટોરગચ્છ ગયો છે ત્યાં પ્રભુનો પુત્ર પ્રધુમન છે. ગટોરગચ્છને દેખીને પ્રભુનો મોટો પુત્ર પ્રધુમન બોલી ઉઠયો કે, અરે રાક્ષસીના પુત્ર તું અમારી સામે શું જોઇને આવ્યો છે ! તું તારાં પરીયાંને તપાસી જો કે તું કયારે ક્ષત્રી કુળનો છે ? જ્યારે સંતનું રાજા માછીની પુત્રી પરણ્યા ત્યારે નાત બહાર રહ્યા હતા. તે તો ઠીક છે પણ તારા બાપના કાકા આખલાની પરણેલી સ્ત્રી પરણી લાવ્યો છે. ફકત એકલા કુંતલપુરના રાજાએ અમારી ફોઇને પરણાવ્યાં હતાં. અલ્યા કુંતાજીના પાંચે પુત્ર કુંવારા છે. ! તેમાં વળી તારો પીતા ભીમસેન તાણી તોશીને રાક્ષણીને પરણ્યો છે. તેટલા માટે અરે રાક્ષસીના પુત્ર તું અમારી સામે સોભતો નથી ? જ્યારે પાન્ડવો એક સ્ત્રીને વર્યા ત્યારે ઘર સુત્ર થયુ. અમારી કન્યાનું હર્ણ કર્યું છે માટે નીશ્ચે તમારૂં મર્ણ આવ્યું એમ ધારજો. એવું સાંભળી ગટોરગચ્છ કહે અરે પ્રભુના પુત્ર તું મારૂં બોલવું સાંભળી લે. તારા દાદા વાસુદેવજીને કંસ રાજાએ કન્યા દીધી હતી. તેમાં જો તારા દાદા કુળવંત હોય તો કેમ તેમને કાળા ગ્રહમાં કેદ કર્યા હતા ! કુળવંતને તો ઉલટા છુટા મુકવા જોઇએ, તેના બદલામાં કાળા ગ્રહમાં રાખ્યા હતા ! વળી તારા પીતાજીને પુછી જોજે કે તે પણ કાળાગ્રહમાં અવતર્યા હતા ત્યાં ગોકુળમાં છાશ પીને તથા ગાયો ચારીને ઉછરયા છે વળી કીયા પુરૂષે તારા પીતાજીને કન્યા વિધી સહીત પરણાવી છે ! તેમાં તારી માતાને અંબાના ડેરામાંથી હરણ કરી લાવ્યા છે. નરકાસુરને મારિને સોળ હજાર સ્ત્રીયો હરણ કરી લાવ્યા છે. તેમાં વળી જાંબુવંતિ રીંછડીને લાવતાં પણ શરમ ન આવી ? તારૂં કુળ તું છાનું રાખ, હું સઘળું જાંણુ છું તારૂં પાનું મારા હાથમાં છે. જો હજી બીજું સાંભળવું હોય તો લાંબી વાત છે. એવાં વચન સાંભળીને પ્રધુમન બોલી ઉઠયો, અલ્યા રાક્ષસીના પુત્ર જરા વીચાર કરીને બોલ, એ પ્રમાણે પ્રભુનો મ્હોટો પુત્ર પ્રધુમન ક્રોધમાં રાતો તાતો થઇ ગયો. પછી પ્રધુમન બોલ્યો, અરે ભીમસેનના પુત્ર ગટોરગચ્છ તું બહુ મદમાં ભરાઇ ગયો છે, પણ હવે મારા હાથમાં આવેલો કદી છુટવાનો નથી. જેમ વાઘના પંઝામાં આવેલું શીયાળ કદી છુટવા પામતું નથી તેમ તું પણ બચવાની આશા છોડીદે જો તારે જીવવું હોય તો છાનોમાનો ચાલ્યો જા. હું તારા ઉપર મહેર રાખી તને જવાદેઉછું. એવું સાંભળી ગટોરગચ્છ ક્રોધે ભરાઇને બોલ્યો, અરે પ્રધુમન તારા મનમાં તું જાણે છે કે હું જીતીને ઘેર જઇશ પણ યાદ રાખજે કે તારી ખો ભુલાવી દેઉછું. એવું

સાંભળી પ્રદ્યુમન કહે છે કે તેં મારા નગ્રમાં બહુ તોફાન કરી પ્રપંચ કરયો છે. વળી બળીયા સાથે બાથ ભીડી છે તેથી જીવતો ઘેર જવાનો નથી જમ સરીખા જાદવો છે અને કાળ સરીખા કૌરવો છે, તેઓ હળીમળી તને મારિ નાંખશે, તેમાં વળી મારા બાણુનો ઝપાટો જોઈ લેજે, તમારા બન્ને ભાઇઓને પકડી પકડીને સંહારીશું એવું સાંભળી ગટોરગચ્છ બોલ્યો, અરે કૃષ્ણજીના પુત્ર તું લડયા વિના ઘેર ચાલ્યો જા, નહી તો મારા રાક્ષસો લલકારી નાંખશે. હું માયાવી કોપ કરીશ એટલે તારો પ્રાણ તારા દેહમાંથી દુર થશે તને એવો માર મારીશ કે તારા બાપ જન્મારામાં લડવાની ખો ભુલી જઇશ, તારાથી હું પાછો પડું તેમ નથી જ્યાને ત્યાં તને પકડી પકડીને મારીશ. વળી તારા સકળ યાદવોને તો મારા રાક્ષશો ચુરણ કરી નાંખશે. તેમ છતાં જો હું વધારે ક્રોધે ભરાઇશ તો તારા સહીત સઘળા યાદવોને દરીયામાં ફેંકી દઇશ. તું મારી પાસેથી જીતીને જવાની આશા છોડી દેજે. તમારા કેશ ઝાલી ઝાલીને માર મારવાનો છું. જ્યારે ગટોરગચ્છ આવાં વચનો બોલ્યો ત્યારે પદ્યુમનને અતીશય ક્રોધ ચડ્યો. હવે કૌરવોમાં બહાદુર લડવૈયામાં મુખ્ય લડનાર કરણરાજા છે, તે પોતાના બે પુત્ર સાથે લેઇને અભેમન્યુના સામો લડવા સારૂ આવ્યો છે. મધ્ય ભાગમાં બરોબર અભેમન્યુની સામા આવીને ઉભા. પછી કરણરાજા બોલ્યો. અરે દીકરા તું તારા મનમાં નીશ્ચે ધારજે કે તારૂં મરણ નજીક આવ્યું છે. જો તારે જીવવું હોય તો મને કરગરી પડી માફી માગ, નહી તો તને અમારા ઘાતકી બાણથી મારી નાંખીશ. એવાં અભીમાનનાં વચન સાંભળી અભેમન્યુ કહે છે. અરે કરણરાજા જરા વીચારીને બોલો તમે તમારા મનમાં એમ સમજતા હશો કે અભેમન્યુ નાનો છોકરો છે માટે કાંઈ ભય બતાવિએ તો લડયા વીના નાશી જાય, પણ તેમ કદી બનવાનું નથી. હું હમણા તમારો કાળ આણીશ. તમારે જીવવાની આશા હોય તો મને પાયે પડો. એ પ્રમાણે કરણરાજા તથા અભેમન્યુ બેઉ જણા સામાસામી ચડા ઉતરી કરે છે એટલામાં કરણરાજાના બન્ને પુત્ર વ્રશકેતુ તથા ચંદ્રકેતુ બેઉ જણા પોતાના પીતાજી પ્રત્યે બોલ્યા કે અરે તાતજી ? તમે તે છોકરાની સામા કંઇપણ બોલશો નહી, અમે બન્ને જણા તેની સાથે યુદ્ધ કરીશું. તમે દુર ઉભા ઉભા અમારી લડાઇની તપાસ રાખજો. એવું પોતાના પુત્રોનું બોલવું સાંભળીને કરણે વીચાર્યું કે બેઉ જણા કેવું યુદ્ધ કરે છે, તે મારે બરોબર જોવું એવું સમજીને પોતે દીકરાઓનું યુદ્ધ જોવા માટે દુર જઇને બેઠો. પછી વ્રશકેતુ તથા ચંદ્રકેતુ બે જણા અર્જુનજીના પુત્ર અભેમન્યુની

સામા પોતાના રથ લાવીને ઉભા વ્રશકેતુ અભેમન્યુ પ્રત્યે બોલ્યો કે અરે અર્જુનજીના પુત્ર ! તું કન્યાને પાછી સોંપીને અમને કર્ગરી પડ, એવું વ્રશકેતુનુ બોલવું સાંભળીને અભેમન્યુએ કહ્યું, વરરાજાને પરણવું હોય તો એની માતા ભાણુમતીનિ સાથે પરણે, વ્રશકેતુ બોલ્યો. અલ્યા બાળક વીચાર કરીને જવાબ આપ, તું મંત્રના પુત્રોનો પુત્ર છે. અભેમન્યુ કહે છે અરે મુર્ખા ! તું મારા સામો શોભતો નથી, કારણકે તું તો દાશીના પુત્રનો પુત્ર છે. એવું સાંભળી વ્રશકેતુએ ક્રોધ કરિને કહ્યું, અલ્યા અભેમન્યુ ! અમે એવું કપટ કરિને તારા બાપ પાસેથી રાજપાટ ધુતિ લીધું અભેમન્યુ કહે છે કે કપટ કરનારનું ભુંડુ થશે વળી તેતો ઠીક છે પણ મારા ભાઇએ માયાવી હાથી આપી કેવું નગદ નાંણું લીધું એટલે કર્ણ કુમાર બોલી ઉઠયો અમે કેવા બહાદુર કે રાજ સભામાં નગ્ન નચાવવા માટે તમારી દ્રૌપદી માતાને ખેંચી લાવ્યા ! તવ અભેમન્યુ કહેવા લાગ્યો. અરે બળહીણ જરા મનમાં વીચાર કરીને દીલગીર થા કે મારાભાઈ ગટારગચ્છે તારી કાકીયોને તથા તારી માને વસ્ત્રાભુશણ હરી લેઈ આખી રાત્રી નગ્ન નચાવી. એવાં અભેમન્યુનાં વચન સાંભળી વ્રુશકેતુ બોલી ઉઠયો, અલ્યા તારા બાપ કાકાને કેવા અઘોર વનમાં કહાડયા છે ? એટલે અભેમન્યુએ પ્રતી ઉત્તર આપ્યો કે મારા ભાઇએ તમને શાક ભાજી ખવરાવીને કેવા ઓકાવી અલાવી માર્યા છે. એવાં બંન્નેનાં વચન સાંભળી કરણરાજા બોલી ઉઠયો, અરે દીકરા ! તારા કરતાં અભેમન્યુ સવાયું મ્હેણું મારે છે તેથી મારૂ રદય બળી ભસ્મ થાય છે. હવે પછી હે કુમાર ! જીભની વઢવાડ મુકી દેઈ શસ્ત્રથી યુદ્ધ આરંભો. એ પ્રમાણે કરણરાજા પોતાના બંને પુત્રોને યુદ્ધ કરવા માટે ઉસ્કેર્યા, એટલે વ્રશકેતુ તથા ચંદ્રકેતુ બંને ભાઇએ હથીયારો તૈયાર કર્યા. તે જોઇને અભેમન્યુએ પણ પોતાનુ ધનુષ્ય બાણ સજ કરી ટંકાર કર્યો. અરજુનજીના પુત્રે પોતાનો રથ સામો ઉભો રાખ્યો. એટલે કૌરવોએ પોત પોતાના હથીયારો અભેમન્યુના ઉપર અજમાવ્યાં. યાદવોમાં પ્રદ્યુમને હાથ ઉંચો કરયો એટલે સઘળા યાદવો હથીયારો તૈયાર કરી ઉભા રહયા. યાદવો ઘણાજ ગુસ્સે થઇને ગુપ્તીઓ, ગદાઓ એ સીવાય પુષ્કળ હથીયારો લેઈ ગટારગચ્છ ઉપર તુટી પડયા. માયાવી ગટારગચ્છ એકલો છે અને યાદવો પુષ્કળ છે. જેમ કદળી ઉપર વીજળી પડે તેમ ગટારગચ્છ ઉપર યાદવોએ જુલમ કરયો, એવું યાદવોનું તોફાન દેખી માયાવીને પુષ્કળ રીસ ચઢી, પોતાના કેશ છોડી નાંખીને પાષાણ ઉપર મુસ્તકને પછાડયું જ્યાં માથું પછાડયું એટલે મુસ્તકમાંથી જુજુ જેવકા હજારો જીવ ખરી પડયા.

તે જીવોને પવન કે પૃથ્વી અડી એટલે સઘળા જીવો રાક્ષસો બની ગયા. તે રાક્ષસો કેવા કે, તાડ જેવડા ઊંચા, નાકે બુચા તથા ગજ ગજ લાંબા દાંતવાળા થયા, એવા ભયંકર સ્વરૂપવાળા દૈત્યોએ યાદવો ઉપર જબરૂ જોર જણાવ્યું. યાદવો ગેટોરગચ્છનો ચમત્કાર જોઈ આશ્ચર્ય પામી ગયા. એ પ્રમાણે રાક્ષસો તથા યાદવો સામા સામી કારમુ યુદ્ધ કરવા લાગ્યા. હવે કઉરવોમાં કરણુના પુત્ર વ્રશકેતુ ચંદ્રકેતુ તથા અરજુનજીના પુત્ર અભેમન્યુ એઓ સામા સામી લડવા લાગ્યા, વ્રશકેતુએ અભેમન્યુ ઉપર એક બાણ માર્યું. સુભદ્રા સુને સામુ બાણ મારી તેના બાણને ભંગ કર્યું એટલે ચંદ્રકેતુએ મંત્ર ભણીને અગણીતાં બાણ સામાં આવતાં જોઇને અભેમન્યુએ પણ બાણ માર્યા તેના બાણવડે કરીને ચંદ્રકેતુના બાણનો નાશ થયો. વળી અભેમન્યુએ કરણના પુત્રોને નાગપાસનાં બાણ મારી અવળે હાથે બાંધી દીધા. તે જોઇને કરણરાજા ઉભો થયો, અને પોતાના પુત્રોની પાસે આવીને કહેવા લાગ્યો તમે માહારૂ નામ બોળ્યું. એમ કહીને પુત્રોના હાથ છોડી નાંખ્યા. પછી કરણરાજા મેઘ નાદની પેઠે ગર્જના કરીને અભેમન્યુના સામો યુદ્ધ કરવા ઉભો, પોતાનાં આયુધો સજ કર્યા. પોતે અગણીતા મંત્ર ભણીને અભેમન્યુ ઉપર બાણની વૃષ્ટી કરે છે. તેનું એક બાણ જતામાં સાઠહજાર બાણ થઇ જાય છે. તવ અભેમન્યુ પણ અગગ્નિનું બાણ મારે છે. તેનું એક બાણ જતામાં ચાળીસ હજાર બાણ થાય છે. કરણરાજાના આગળ અભેમન્યુ બાળકનું શું જોર ચાલી શકે! અભેમન્યુ ઉપર પુષ્કળ માર પડે છે. વળી આસપાસના યોદ્ધાઓનાં હથીયાર પણ પોતાના ઉપર આવીને પડે છે, એવું જોઇને અભેમન્યુ પોતાના મનમાં ખેદ કરવા લાગ્યો કરણ રાજા સુભદ્રા સુત ઉપર અતીશય જુલમ કરે છે તો પણ અભેમન્યુ યુદ્ધને ટકાવી રહયો છે. હવે યાદવોમાં પ્રદયુમન બહુ જોર કરે છે, પોતે શીવનું બાણ લેઇને ગેટોરગચ્છના દૈત્યો ઉપર તે બાણ માર્યું તે બાણના પ્રભાવ વડે કરીને માયાવી રાક્ષસો લોપ થઈ ગયા એવો કાળો કેર જોઇને માયાવી ગેટોરગચ્છ બહુજ ક્રોધાયમાન થઇ ગયો. પોતે રીસમાંને રીસમાં પોતાનું મુસ્તક પાશાણ ઉપર ચાળીશ વખત પછાડયું. તેમાંથી જુજુ જેવડા ચાળીસ હજાર જંતુઓ ઉત્પન્ન થયા, તે જંતુઓને પવન તથા પૃથ્વી અડી કે તુરત ચાળીસ હજાર રાક્ષસો બની ગયા, તે રાક્ષસો ત્રણ ત્રણ તાડ લાંબા, બળવાન, બીહામણા તથા લાંબા, પહોળા હાડવાળા યુદ્ધ કરવા ઉભા રહ્યા, પછી માયાવી ગેટોરગચ્છે પાછું પોતાનું મુસ્તક પાષણ ઉપર ચાળીસ વખત પછાડયું તેમ કરવાથી મુસ્તક-

માંથી ચાળીસ હજાર જીવડાઓ ખરી પડયા તે જીવડાઓને પવન તથા જમીનનો સ્પર્શ થયો. એટલામાંજ ચાળીસ હજાર રાક્ષણીઓ બની ગઈ તે રાક્ષણીઓ સાત તાડ જેવડી ઉંચી બનાવી, વળી ગર્ધવમુખી, ભુંડમુખી, સ્વાન મુખી, વાયસમુખી, હરણમુખી એ પ્રમાણે ભીન્ન ભીન્ન મુખવાળી, રાક્ષણીઓ ઉત્પન્ન થઈ કૈ પીતવરણિ, કૈ શામવરણી, તથા સાત સાત ગજના લાંબા દાંત વાળી, ટુંકા કેશવાળી, એ પ્રમાણે બની વળી કૈ રાક્ષણીએ ચણીઓ પહેરયો છે કૈએ કેશ ઢાંકયા છે, કૈએ કછ મારયો છે. કૈએ લંગોટી વાળી છે. વળી કોઇ નગ્ન વેશે ઉભી રહી છે, તેમના સ્તન અકેક તાડવા લાંબા છે. તે સ્તનો પોતે પકડી યાદવોને મારે છે, તેથી યાદવો બુમ પાડીને નાસવા લાગ્યા. તે સ્તનો નીચે દસ દસ યાદવો દબાય છે, તેથી કારમા પોકાર પાડે છે, રાક્ષસીઓના ભયથી લોકો નાસાનાસ કરે છે. કૈ રાક્ષસીઓ યાદવોના ટોળામાં પડતું મુકીને યાદવોને પકડી પાડે છે. પછી તેમને અધમુવા કરી પોતાના મુખમાં તથા નાસકોરામાં ઘાલી દેછે. એ પ્રમાણે રાક્ષસીઓ જબરૂં જોર કરવા મચી પડી છે. રાક્ષસ લોકો યાદવોના ઉપર ખોળા તથા ખોબા ભરી પુષ્કળ રેણું નાંખે છે તેથી યાદવો ઉભા ઉભા આંખો ચોળે છે. ધુળ ઉરાડવાથી અંધકાર થયો, તે જોઇને ગટોરગચ્છ ગગન ઉપર ઉંચે ચડયો એ પ્રમાણે માયાવિ ભીમસેનનો પુત્ર ઉપર રહીને યુદ્ધ કરાવે છે. વળી વનમાં જઇને ઝાડ, પ્હાડ વીગેરે લાવે છે અને અંતરીક્ષ ઉભા ઉભા તેમને ( ઝાડ પહાડ વીગેરે ) યાદવોમાં ફેંકે છે. એ પ્રમાણે કારમુ યુદ્ધ ચાલી રહ્યું છે હવે કૌરવોમાં કરણ રાજા અભેમન્યુ ઉપર અતીશય ગુસ્સે થયો. તેણે શીવનું બાણ મારી અભેમન્યુનો માયાવી રથ લોપ થવાથી અભેમન્યુ પૃથ્વી ઉપર ઉભો રહયો. વળી કરણ રાજાએ અપાર બાણ મારયા તેથી તેનાં આભુષણો તુટી ગયાં. શરીરમાંથી રૂધીર નીકળ્યું, અને આખું અંગ ચારણી જેવું થઇ ગયું. તેના લોચન ફાટી ગયાં. તેથી માઠી હાલત આવી પડવાથી પોતાના ભાઈ ગટોરગચ્છને સંભારવા લાગ્યો. અભેમન્યુ કહે છે. અરે મ્હારા વ્હાલા ભાઇ ? જો તમે આ વખત મ્હારી વ્હારે નહી ચડો તો હું મ્રત્યુ પામીશ અરે વીરા ! તેં મને રણમાં રઝળાવ્યો. અરે દૈવ ! મહારા હવાલ ભુંડા થયા. એ પ્રમાણે પોતે ટળવળવા લાગ્યો, એવામાં ગટોરગચ્છની દ્રષ્ટી તે તરફ ગઈ તો પોતાના ભાઇને બહુ દુઃખીયો દીઠો. પછી તેણે એકાએક કૌરવોમાં દુરીયોધનના બનેવી જેદ્રથના રથમાં પડતું મુકયું. ગટોરગચ્છે જેદ્રથ ને હડસેલો મારી રથમાંથી બહાર પૃથ્વીપર ફેંકી દીધો. પછી ઘોડાઓના અ-

છોડા પોતાના હાથમાં પકડી લેઈ રથને અભેમન્યુની પાસે હાંકી લાવ્યો. માયાવીએ અભેમન્યુને ઉંચકી લઇને રથમાં બેસાડી દીધો. ત્યાર પછી અભેમન્યુને પુછયું કે કેમ ભાઇ તારી શું ઇચ્છા છે ! એવાં ગટોરગચ્છનાં વચન સાંભળી અભેમન્યુ બોલ્યો, અરે વીરા! હવે મહારી કાંઈ ચીંતા કરશો નહી; તમે તમારૂ લડવાનું કર્તવ્ય પુરૂં કરીને વહેલા આવો. ( એવું સાંભળી ) માયાવીએ કહ્યું બહુ સારૂ એમ કહી પોતે આકાશમાં ઉંચો ચડયો ત્યાંથી છાનોમાનો પ્રધુમનના રથની નીચે પડયો પછી પ્રધુમનનો રથ પોતાના મુસ્તક ઉપર ઉંચકી લેઇ ગગનમાં ચઢી ગયો ગગનમાં ચઢયા પછી માયાવા પ્રધુમનને ગાજીને કહ્યું કે અરે પ્રભુના પુત્ર હું તને આ રત્નાગર સાગરમાં તારા રથ સહીત ફેંકી દેઇ તારો પ્રાણ જરૂર હર્ણ કરૂં છું એવું કહેતામાંજ પ્રધુમન ચેતિ ગયો અને તુરત પોતે પોતાનો ભાલો માયાવીને મારવા માટે હસ્તમાં પકડી લીધો માયાવીએ પ્રધુમનને ક્રોધાતુર જોઇને રથને ગામમાં ફેંકી દીધો. પછી પોતે યાદવોની વચ્ચે તુટી પડયો, યાદવોમાં સોરબકોર થઈ રહયોછે યાદવો માંહો માંહે પોકાર કરેછે કે અરે ભાઇયો આપણો મોખરાનો લડવાઈઓ ગયો. હવે આપણાથી કંઈ બની શકવાનું નથી. એવામાં રાક્ષસ તથા રાક્ષણીઓએ એવું જોર બતાવ્યું કે યાદવના મહા બળવાન યોદ્ધાઓ પણ રણ સંગ્રામમાંથી જીવ લઇને નાશી ગયા. એ પ્રમાણે યાદવોની સંન્યામાં ભંગાણ પડી ગયું માયાવીએ સઘળા લોકોને નસાડી દીધા ત્યાર પછી પોને રાક્ષસ તથા રાક્ષણીઓની પ્રત્યે બોલ્યો કે ચાલો હવે અભેમન્યુ ભાઇની વ્હારે ચડીએ વૈશમપાય રૂષિ કહે છે કે હે જન્મેજે રાજા એ પ્રમાણે યાદવોને હરાવીને માયાવી તથા રાક્ષણીઓએ અભેમન્યુની મદદે આવવાને વીચાર કરયો. ગટોરગચ્છે રાક્ષસ રાક્ષણીઓને આજ્ઞા આપી કે તમે કૌરવોની સેન્યામાં તુટી પડો, એમ આજ્ઞા આપીને પોતે આકાશમાં ઉંચો ઉડયો. એટલે રાક્ષસ રાક્ષણીઓનું ટોળું હસ્તામુખે કૌરવોની સેન્યામાં આવી પહોંચ્યું, કૌરવોએ માંહોમાંહે વિચારયું કે જરૂર આ રાક્ષસ રાક્ષણીઓ આપણો ભાગ લેશે. અરે ભાઇઓ હવે આપણે શું કરીશુ ! રાક્ષસ તથા રાક્ષણીઓને કૌરવ સેન્યમાં આવેલાં જોઇને અભેમન્યુના પગમાં અતીશય જોર આવ્યું, ત્યાર પછી હેડંબાસુત ગટોરગચ્છે આકાશમાં રહ્યાં થકી નીચે જોયું. તો કરણ રાજાને જબરૂં જોર કરતો દિઠો. એવું જોઈ પોતે છલંગ મારી કરણ રાજાના રથની નીચે પેસી ગયો પછી તે રથને પોતાના મુસ્તક ઉપર ઉચકી લેઈ ગગનમાં ઉંચો ચઢી ગયો, ગગનમાં ગયા પછી બોલી ઉઠયો કે અરે કરણ કાકા હવે બરોબર

મ્હારો લાગ આવ્યો છે હું તમને દરીયામાં ફેંકી દેઈ મારી કાકીને રંડાવીશ એવું સાંભળી કરણુરાજા થરથર ધુજવા લાગ્યો, સુર્યનો પુત્ર મનમાં વિચાર કરે છે કે અરે દૈવ આ માયાવી ગટોરગચ્છે ખરા રંગમાં ભંગ પાડયો. જો મને નિચે ફેંકી દેશે તો જરૂર મારા પ્રાણ નીકળી જશે. એવું જાણી પોતાના હાથમાંથી ધનુશ બાણને નીચે મુકયાં પછી વાંકા વળીને પોતાનો ભાલો માયાવીને મારવા માટે હસ્તમાં પકડયો. કરણુરાજાનો એવો કોપ જોઇને ગટોરગચ્છે રથને વનમાં ફેંકી દીધો, રથ પૃથ્વી પર પડવાથી કરણુરાજાનાં હાડેહાડ ભાગી ગયાં માયાવી ગટોરગચ્છ ગગનમાં ઉંચે ચઢીને દુરીયોધનના હાથી ઉપર પડયો, દુરીયોધનના હાથી ઉપર અંબાડીમાં પડીને દુષ્ટના હાથમાંથી હથીયાર છીનવી લીધાં. પછી દુરીયોધનનો ધોવળો ઝાલીને નીચે નાંખી દીધો. માયાવી પાપીની છાતી ઉપર ચઢી બેઠો. એવું જોઇ શકુની ત્યાંથી જીવ લેઇને નાશી ગયો. જ્યાં સેન્યામાંથી શકુની નાશી ગયો એટલે બીજા યોદ્ધાઓ પણ તેની પાછળ નાશી ગયા. ગટોરગચ્છ દુરીયોધનને કહેવા લાગ્યો કે અરે દુષ્ટ પાપી તને ઠેર મારી નાંખું. એટલે દુરીયોધને ગટોરગચ્છને હાથ જોડીને કહ્યું કે લખમણાને પરણવું હશે તો એની માને પરણશે પણ મને જીવતો ઘેર જવાદે અરે ભીમસેનના પુત્ર તું મને જીવતદાન આપ. એ પ્રમાણે ગટોરગચ્છને કરગરવા લાગ્યો. તેનો માયાવીને દુષ્ટનો અનુભવનથી કે ગરજ વેળાએ ગધેડાને બાપ કહે તેવો છે. તેથી ગટોરગચ્છે વીચારયું કે કાકો થઇને આવા શબ્દો કાઢે છે માટે જીવતો જવા દેઉં તો ઠીક. એમ ધારી પોતે રદય ઉપરથી ઉઠી ગયો, જ્યાં માયાવી ઉઠી ગયો કે તુરત પાપી દુરીયોધન જીવ લેઇને નાશી ગયો, ભીમસેનના પુત્રે રાક્સ રાક્ષણીઓને લોપ કરી દીધાં. પછી પોતે અભેમન્યુના રથમાં આવીને બેઠો, રથમાં બેઠા પછી ઘાડાના અછોડા પોતાના હાથમાં પકડી લીધાં, દુષ્ટ દુરીયોધન ઘણોજ ખેદ પામ્યો. પાપી શકુની મામાને જઈ મળ્યો ને કહેવા લાગ્યો કે અરે મામા ભીમસેનના પુત્ર ગટોરગચ્છે જુલમ કરયો, એમ પાપી લોકો એકાન્ત મળી વાતો કરે છે. એવામાં રણ વીશે છોકરા જીત પામ્યા તેથી બળદેવજીએ પોતાના હાથમાં હળમુશળ ધારણ કરયું, એ પ્રમાણે બળદેવજીને ક્રોધાતુર દેખીને શ્રી કૃષ્ણજીએ પણ પોતાના હાથમાં ચક્રને ધારણ કરયું, એવું દેખી ભીષ્મપીતા બોલી ઉઠયા, તમે વિચાર કરીને આયુદ્ધ ધારણ કરજો નહી તો અમારે ને તમારે લડાઈ થશે, માટે સમજીને કામ કરજો. એવું સાંભળી બળદેદેવજી બોલ્યા, અરે ભીષ્મજી ! તમે આમ અવળું કેમ બોલોછો ! ભીષ્મજી કહે

છે. તે દીકરાઓ અમારા છે માટે કોટી ઉપાયે તેમને મારવા દેનાર નથી. એમ કહીને ભીષ્મજીએ આયુદ્ધ તૈયાર કરયા. બળદેવજીએ શ્રી કૃષ્ણને કહ્યું કે હે વિરા, તમે આ લોકોની સાથે યુદ્ધ આરંભો હું પેલા બંન્ને છોકરાઓને હળમુશળથી મારૂં છું એવું બળદેવજીનું વચન સાંભળી પ્રભુ બોલી ઉઠયા, હું તો મારૂં ચક્ર યાદવોના શીશ છેદવાને માટે મુકી દેઉં છું. એટલે હળધારી બોલી ઉઠયા, અરે કૃષ્ણ તું આડું કેમ બોલે છે ? આપણા યાદવો બીચારા રાંક છે. તેમને શા માટે મારવા જોઇએ ! તેમનો બીલકુલ વાંક નથી. એવું સાંભળી શ્રી દિનાનાથે મોટા ભાઇને સમજાવીને કહ્યું. ભાઈ જરા મનમાં વીચાર કરો કે તે છોકરાઓનો શો વાંક છે ? બળદેવજી કહે છોકરાઓએ કપટ કરી આપણી કન્યાનું હરણ કરયું, તેનાથી બીજો શો મ્હોટો વાંક, પ્રભુ કહે કન્યાનું હરણ કરયું તેમાં છોકરાઓની બીલકુલ અનીતિ નથી. જ્યારે તમે પહેલવહેલો વીવાહ કરયો હતો તો કન્યા લીધી એમની કન્યા હતી ને એમણે લીધી તેમાં એમનો વાંક નથી. ક્ષત્રી થઇને પોતાની કન્યાને કેમ જવાદે ! સર્વ જનને પોતાનું નાક વ્હાલું છે. એટલે ભીષ્મજીએ દ્રોણ ગુરૂને સાન કરી કે હવે આપણે બીલકુલ ભય રહ્યો નહી, આપણ આપણે જોયા કરો બંન્ને ભાઇઓ સામા સામી બોલે છે, તેમાંથી શો સાર નીકળે છે તે જોયા કરો. કૃષ્ણજીનું બોલવું સાંભળીને બળદેવજી કહે છે કે અરે બંધવ ! તારા કહેવાથી એવું નીશ્ચય થાય છે કે આ સઘળું કર્તવ્ય. તે કરાવ્યું કૃષ્ણજી કહે હા મેં કરયું છે. પણ બાળકોને મારવા દેવાનો નથી, એવા કૃષ્ણજીનાં વચન સાંભળી બળદેવજી બોલી ઉઠયા કે અરે કપટી તારા કપટની મને સમજણ ન પડી, એમ કહી હળમુશળ હેઠું નાંખી દેઇને રથમાંથી નીચે ઉતરી પડયા. પછી ક્રોધમાંને ક્રોધમાં અભેમન્યુને પુછવા લાગ્યા કે અલ્યા છોકરા કન્યા કયાં છે હું કન્યાને તારા ઘેર મોકલવાનો નથી, એવું બળદેવજીનું બોલવું શાંભળીને અભેમન્યુ કહેવા લાગ્યો, મારે તમારી કન્યા જોઇતી નથી, ફકત અમારે અમારી કહેવરાવવી હતી તેતો લ્હાવો લેઇ લીધો માટે હવે કન્યાની જરૂર નથી. જાઓ અશોક બાગના ભોંયરામાંથી કન્યાને સુખેથી લેઇ જજો. એવું સાંભળી બળદેવજી ત્યાંથી ભોંયરામાં ગયા. ત્યાં ગેટારગચ્છના માયાવી રાક્ષસોને બળદેવજીએ લોપ કરી દીધા. પછી પોતાની પુત્રીને ખાંધે ઉચકી લેઇને બડબડતા તથા કળકળતા પોતાને ઘેર ચાલ્યા ત્યાર પછી હાર પામેલા કૈરવો એક જગોએ ભેગા થયા હતા તેમણે મનમાં વીચાર કરયો કે બળદેવજી કન્યાને લેઇને ઘેર ગયા, એમ જાણીને દુરીયોધન શકુની મામાને કહેવા લાગ્યો કે અરે

મામા તું હું દુસ્યાસનને કરણ આપણે ચારે જણ બળદેવજીને ત્યાં જઇએ, પહેલાં આપણે આપણી સ્ત્રીયોને રજા આપી દેઇએ કે તે હસ્તીનાપુર જાય એ પ્રમાણે વીચારી કૌરવોએ પોતાની સ્ત્રીયોને નગ્રમાંથી વીદાય કરી દિધી. તે હસ્તીનાપુરને રસ્તે ચાલવા માંડી, પછી ચારે કૌરવો કન્યા લેવા માટે દ્વારકામાં ગયા. ત્યાંથી ચાલ્યા ચાલ્યા બળદેવજીને ત્યાં જઇને બેઠા. તેમાંથી દુરીયોધન બળીભદ્રને કહેવા લાગ્યો કે પાન્ડવના પુત્રે આપણા રંગમાં ભંગ કરયો. જ્યારે ને ત્યારે આ પ્રમાણે અમને વીતાડે છે. અરે બળીભદ્ર આ તમે નજરે જોયુ, જુઓ અમારા બન્નેમાં કોનો વાંક છે ! હશે ભોગ એમના, એમનાં કર્મ એ ભોગવશે જે થવાનું હતું તે થયું. અમારી સુરેખા કન્યા અમને આપો અમે અમારે ઘેર લઈ જઇએ એવું દુષ્ટનું બોલવું સાંભળીને બળીભદ્રને ગુસ્સો ચડયો તેથી પોતે બોલી ઉઠયા, અરે મુરખા ! તું શું લવારો કરે છે. એ કન્યા તો પરણી ચુકી છે, શું હું બીજો સ્વામી કરૂં ! અરે દુષ્ટ તું વગર વીચાર્યું કેમ બોલ્યો ! એ પ્રમાણે હળધારી મહા ક્રોધાયમાન થયા. શેવકોને કહ્યું કે અલ્યા શું જોઈ રહ્યા છો ! મારૂં ખડગ લાવો. હું દુષ્ટનો નાશ કરૂં એવાં બળદેવજીનાં ગુસ્સાવાળાં વાકય સાંભળીને ચારે કઉરવો ત્યાંથી જીવ લેઇને નાશી ગયા. ચારે જણા રથમાં બેશી નગ્ર બહાર નીકળી ગયા. હવે રણસંગ્રામમાં ચારે સતીયા પુરૂષો તથા પાંચમા અવીનાશી પાંચે મળીને પાન્ડવોના પુત્રોને પોતાની પાસે બોલાવ્યા એટલે તુરત અભેમન્યુ તથા ગટોરગચ્છ આવીને પગે લાગ્યા. તવ ભીષ્મજીએ પુત્રોના મુસ્તક ઉપર હાથ મુકી આશીરવાદ દીધો, પછી મંદમંદ હસીને ભીષ્મ પીતા ગટોરગચ્છને કહેવા લાગ્યા કે હે દીકરા ! હું તારી ક્રીયા જોઇને ખુશી થયો છું. ધન્ય છે તારી માતા હેડંબાને તથા ધન્ય છે તારા ભીમસેન તાતને, તેં ઘણુંજ સુરવીર કર્તવ્ય કરયું છે એવાં ભીષ્મજીનાં વચન સાંભળી માયાવીએ કહ્યું. અરે દાદા એ સઘળો તમારો પ્રતાપછે દાદા કહે, વ્હેવાર વટમાં કોઇની બીક ધરવી નહી. આવી શાબાશી વધારતા જવું, આપણુ નાક જવા દેવું નહી. પછી અભેમન્યુને કહ્યું, અરે દીકરા ! જ્યાં સુધી તારા બાપ કાકા વનમાંથી ઘેર આવે નહી ત્યાં સુધી તારે હેડંબાવનમાં રહેવું. કારણ કે કઉરવ લોકો બહુ કપટી છે માટે તને દગો દઈ ઠેર મારશે. વળી ગટોરગચ્છને ભલામણ કરી કે તું અભેમન્યુને તારી પાસે રાખજે. એવાં ભીષ્મજીનાં વચન સાંભળી ગટોરગચ્છ બોલ્યો અરે દાદા ! મા દીકરો બંન્ને માહારા ઘેર રહેશે. ફકત કુંતા માતાની સંભાળ રાખજો, ભીષ્મ પીતા કહે કુંતાજીની તમે બીલ-

ફુલ ફીકર ચીંતા કરશો નહી. તમે તે વાતે નીરભય રહેજો. એવું દાદાનું બોલવું સાંભળીને બંન્ને પુત્રો પુત્રો પગે લાગ્યા. તે જોઇને શ્રી કૃષ્ણજી ખુશી થયા. પછી સતીયા પુરૂષોએ ત્થા શ્રી પ્રભુજીએ પુત્રના મુસ્તક ઉપર આશીર્વાદ દેઈ હાથ મુકયો પાન્ડવના પુત્રોને આજ્ઞા આપી કે હવે તમે તમારા હેડંબાવનમાં જાઓ એ પ્રમાણે પુત્રોને આજ્ઞા આપીને સત્ય પુરૂષોએ રથને હસ્તીનાપુર તરફ હાંકયા. પાન્ડવ પુત્ર ગટોરગચ્છ તથા અભેમન્યુ બંન્ને જણા હેડંબા વન તરફ ચાલ્યા. અને શ્રી કૃષ્ણજી દ્વારકાં ભણી વળ્યા એ પ્રમાણે સઘળા લોકો પોત પોતાને પંથે પળ્યા. ચારે સતીયા પુરૂષો કૌરવ દળને પહોંચી મળ્યા. એવામાં પાન્ડવના પુત્ર હેડંબાવનમાં જવા માટે એક જોજન દુર ગયા એટલે ભીમસેનના પુત્ર ગટોરગચ્છને સાંભરી આવ્યું. તેથી પોતાના ભાઇને કહે છે કે અરે વીરા તમે જરા અહીં ઉભા રહો, હું કૌરવની સંભાળ લેઇને આવતો રહું છું એવું કહી ને તુરત હસ્તીનાપુર તરફ વિદાય થયો. જ્યાં કૌરવ લોકોની સ્ત્રીયો ચાલી જાય છે. ત્યાં આવી પહોંચ્યો માયાવી ગટોરગચ્છે દુર્યોધનનું રૂપ લીધું. એ પ્રમાણે પોતાના નવાણું ભાઈઓ માયાવી રૂપવાળા બનાવ્યા વળી બીજા છ કારભારીઓ બનાવ્યા. તે સઘળા કૌરવોનિ સ્ત્રીયો વચ્ચે આવી પહોંચ્યા. એવામાં ભાણુમતીએ પુછયું, કહો કન્યાનું કેમ કરયું. એવું ભાણુમતીનું બોલવું સાંભળીને દુર્યોધન બોલ્યો, અરે રાણી તું નીર્ભાગી છે. તમારા પગના પરતાપ વડે કરીને આ સઘળું દુઃખ ઉત્પન્ન થયું. એવું દુષ્ટનું વચન સાંભળીને સઘળી સ્ત્રીયો બોલી ઉઠી કે તમે પન્ડે નીર્ભાગી છો, તેથી સઘળો સંતાપ પેંદા થયો, એવું સ્ત્રીયોનું બોલનું સુણીને પુરૂષો ક્રોધે ભરાયા અને પોત પોતાની સ્ત્રીના કેશ ઝાલીને ગાળો દેતાં દેતાં પુસ્કળ માર મારવા માંડયો. ગડદા પાટુ ઢીંચણ કુણી વીગેરેથી અતીશય પ્રહાર કર્યો. એ પ્રમાણે માયાવી ગટોરગચ્છ દ્રૌપતી માતાનું વ્હેર લીધું. એવામાં કૌરવો આવી પહોંચ્યા એટલે ગટોરગચ્છ લોપ થઇ ગયો. કૌરવોએ આવીને પુછયું કે તમે શામાટે રડો છો ! દુર્યોધને રાણીને પુછયું કે રડવાનું શું કારણ છે ! રાણીએ જવાબ આપ્યો કે તમારૂં કપાળ, અમને મારીને અજાણ્યા થાઓ; તમે સપુત છો તે હું તમને જાંણું છું આ સઘળો ખેલ સત્યવાદી પુરૂષો જોઇને આનંદ પામ્યા. એવામાં દુર્યોધને શકુનીને પુછયું કે અરે મામા આવું દુષ્ટ કર્મ કોણે કરયું હશે ! એવું દુર્યોધનનું બોલવું સાંભળીને શકુની બોલી ઉઠયો. આ સઘળું ગટોરગચ્છનું કર્તવ્ય છે. હવે જેવો ગટોરગચ્છ લોપ થયો કે તુરત હસ્તીના પુરમાં ગયો અને જ્યાં ધ્રતરાષ્ટર રાજા

બીરાજેલો છે. ત્યાં શકુનીનું રૂપ લેઇને આવ્યો. શકુનીને જોઇને આંધળાના છડીદાર બોલી ઉઠયા, અરે રાજાજી શકુની પધારે છે. માટે જુહાર લેજો એટલે આંધળો બોલ્યો, પધારો શકુની; કહો કેમ થયું ! આપણી જાન કેટલે રહી છે ? મારા પુત્રો કયાં છે ? એવું ધતરાષ્ટરનું બોલવું સાંભળીને માયાવી શકુની રડતો રડતો બોલ્યો. અરે રાજાજી દ્વારકામાં પાન્ડવના છોકરા અભેમન્યુ તથા ગેટારગચ્છ બન્ને આવી પહોંચ્યા. તેમણે સઘળા કૌરવોના પ્રાણ હર્ણ કરી લીધા. કોઇને જીવતો રાખ્યો નહી. બાળ બચ્ચાં નર તથા નારી સર્વેને પૃથ્વી ભેગાં કરી દીધાં. હું એકલો જીવતો નાશી આવ્યો છું. વળી પાન્ડવોના બંન્ને પુત્રો એવું બોલ્યા કે હવે અમે હસ્તીનાપુર જઇશું અને સો ભાઇયોના મ્હેલ ભોગવીશું. એવું સાંભળીને ધુતરાષ્ટરને રીસ ચડી તેથી તેણે કપાળ તથા મુસ્તક કુટી ભાગ્યું. પછી રડતો રડતો બોલે છે. કે અરેરે મ્હારો વંશ કહાડયો. મ્હારા પુત્રોને મારીને મ્હેલ ભોગવવા છે. માટે હું કદી તેમ કરવા દેવાનો નથી. એવું ધારી આંધળાએ શેવકોને રજા આપી દીધી કે એક સપાટામાં સો ભાઇઓના મ્હેલ પાડી નાંખો. એવી આજ્ઞા મળતામાંજ શેવકો મ્હેલને તોડી નાંખવા માટે તૈયાર થઈ ગયા. શેવકોએ એક ઘડીમાં હાથેળી જેવું કરી દીધું પછી શકુની આડોઅવળો થયો અને લોપ થઇ ભાઈ પાસે જઇ પહોંચ્યો. ત્યાં આવીને ઘોડાના અછોડા પોતાના હાથમાં પકડી સારથી થઈને હાંકવા બેઠો. બન્ને ભાઈઓ વાતોચીતો કરતા કરતા હેડંબા વન તરફ ચાલ્યા જાય છે. હવે કૌરવોની જાન હસ્તીનાપુરમાં ગઈ તેમણે મ્હોટું મેદાન જોયું. તેથી સઘળા દીકરાઓ ધુતરાષ્ટરને પુછવા લાગ્યા કે અરે પીતાજી મ્હેલને શા માટે તોડી નાંખ્યા ! એવું પુત્રોનું બોલવું સાંભળીને ધુતરાષ્ટર કહેવા લાગ્યો, અરે દિકરા તમે મુએલા કયાંથી આવ્યા ! દુર્યોધન બોલ્યો અરે પીતાજી એવી બુરી વાત કોણે કહી ! ધુતરાષ્ટરે કહ્યું તારા મામાએ શમાચાર કહયાં. કે સઘળા કૌરવોને અભેમન્યુએ તથા ગેટારગચ્છે મારી નાંખ્યા. એવું સાંભળી શકુની બોલ્યો, અરે બાપુ હું તો જાણતોજ નથી પણ એમ થયું હશે કે મારૂં રૂપ લેઇને ગેટારગચ્છ કહી ગયો હશે એતો ભીમસેનના પુત્રનું કામ બીજાથી એવું કામ બની શકે નહી. એટલે દુર્યોધન બોલ્યો અરે પીતાજી હજુ પાન્ડવ તો બહુ સારા પણ તેમના બંન્ને પુત્રો તો બહુજ નઠારા છે. વળી અભેમન્યું. તો ઠીક પણ ગેટારગચ્છની ઘણીજ બીક લાગે છે, એ પ્રમાણે માંહો માંહે વાતો કરે છે. હવે પેલા બંન્ને ભાઇઓ વાતો કરતા કરતા હેડંબા વનમાં ચાલ્યા આવ્યા. જયાં પોતાની હેડંબા માતા

બીરાજેલી છે ત્યાં સુવર્ણના ધામમાં આવી પહોંચ્યા. અભેમન્યું પહેલો હેડંબાને પગે લાગ્યો ત્યાર પછી સુભદ્રા માતાને નમી પડયો. બંન્ને માતાઓએ અભેમન્યુને આશીર્વાદ આપ્યો. બંન્ને માતાઓ પુત્રોના વીયોગથી દુઃખી હતી તે શોકનો નાશ થઈ આનંદ ઉત્સવ પ્રગટયો. પછી સુભદ્રાએ અભેમન્યુને સઘળા સમાચાર પુછયા કે બેટા કેમ થયું ! અભેમન્યુએ ઉત્તર આપ્યો, અરે માતાજી ! જો મ્હારો ગટોરગચ્છ ભાઈ ન હોત તો હું પરણવાનો નહોતો, પણ ભાઇના પ્રતાપથી હું પરણ્યો છું, એવું અભેમન્યુનું બોલવું સાંભળીને ગટોરગચ્છે કહ્યું કે અરે કાકી એતો પ્રભુ પ્રતાપથી એની મેળે પરણ્યો છે, એ પ્રમાણે એક એકનાં વખાણ કરી બંન્ને ભાઇઓ હેડંબાવનમાં સુખેથી રહયા હવે હસ્તીનાપુરમાં ભીષ્મજીએ કુન્તાજીને સઘળા સમાચાર કહયા. કુંતાજી બહુજ આનંદ પામ્યાં. પાન્ડવો દ્રીવીત વનમાં રહયા છે. પ્રભુજીએ સ્હાય કરવાથી પાન્ડવોના પુત્રોએ જીત મેળવી, એ પ્રમાણે પોતાના ભક્તના પુત્રને માટે શ્રી હરીએ સઘળી ખટપટ કરી, જે મનુષ્યોનાં માતા પીતા પ્રભુને શેવે છે તેનો પરીવાર આનંદ કરે છે. માતા પીતાના ભજનના મહીમા વડે કરીને પ્રભુજી ભક્તના પુત્રને સાહાય કરે છે.



## વિશ્રામ ૧ લો.



સુરેખાહરણ પુરણ હવું, સુણો સ્ત્રોતા કરજોડ;
વલ્લભ વાણી ઓચરે, બોલો જેજે શ્રી રણછોડ.


સુરેખા હરણ સમાસ.

# વન પર્વ.



વૈશમપાયન રૃષિ કહે છે કે હે જન્મે જે રાજા હવે તું વન વીશે પાન્ડવો છે. તેની કથા તારા મનને શાંત કરી શ્રાવણ કર. પાન્ડવોમાં ચાર ભાઇ તથા દ્રૌપતી દ્રીવિત વનમાં રહયાં છે. ફક્ત અર્જુનજી સ્વર્ગ વિષે વિદ્યા ભણેછે એક વખત અર્જુનજી ઇંદ્રિરાજાની સભામાં બેઠો બેઠો વિદ્યા ભણે છે. એવામાં દેવતાઓના શત્રુ લવશ કવશ નામના અસુરો દેવતાઓને ભ્રષ્ટ કરવાના ઇરાદાથી પોતાની સાથે મળ મુત્ર રૂધીર લેઇને સ્વર્ગમાં આવી પહોંચ્યા. લીલાં હાડ તથા માંસ હાથમાં પકડીને હોકારા કરવા લાગ્યા, બીચારા દેવતા લોકો અશુદ્ધતાથી બહુ બીએ છે. તે દુષ્ટ અસુરોની બુમ સાંભળીને ઇંદ્રિરાજાના પેટમાં ફાળ પડી. ઇંદ્રિરાજા દીલગીરી સાથે વીચાર કરે છે કે મારો બાળક અરર્જુનજી મ્રત્યુ લોકમાંથી અહીં આવ્યો છે, માટે રાક્ષસો તેનો જરૂર નાશ કરશે. જો રાક્ષસો અર્જુજીને મારશે તો મારે માંથે કાળા ટીલી આવશે. જગતમાં મારી અપકીર્તિ થશે. અમે તો દેવ લોકો છીએ માટે અમર રહેવાના, પણ મ્રત્યુ લોકનો મનુષ્ય તો જરૂર મરણ પામે. એમ ધારી પોતે સભામાં ઉભો થયો. અને એકા એક નર ( અર્જુનજી ) ને ખાંધે ઉચકી લીધો એવુ જોઇને અર્જુનજી કહેવા લાગ્યા અરે પીતાજી આમ શા માટે કરો છો ! હું જરૂર તમારા શતરૂઓનો નાશ કરીશ, તેમાં કંઈ પણ વ્હેમ ધરસો નહી. અર્જુનજી એવી રીતે કહયા કરે છે તો પણ સુરપતી તેનું કહેવું માનતા નથી. પછી ઇંદ્રિરાજાએ પોતાના ઘેર વજ્ર કોટડી હતી તેમાં અર્જુનજીને પુરી દીધો. અર્જુનજી કોટડીમાં રહયો રહયો બુમો પાડે છે કે ઓ પીતાજી મને બહાર કાઢો, હું તમારા શતરૂઓનાં પરાજય કરીશ. હું અસુરોને મારી નાંખું તે વખત મ્હારા હાથ જોજો. અર્જુનજી એ પ્રમાણે સુરપતીને કહે છે તો પણ ઇંદ્રિરાજા કબુલ કરતા નથી. ઇંદ્રિરાજા અસુરોની સામા લડવા માટે તૈયાર થઈ ઐરાવત ઉપર બેઠો. અસુરોનો નાશ કરવા માટે પોતાના પાસે શસ્ત્ર ધારણ કરી લીધાં છે. વળી તેત્રીસ કોટી દેવતા લોકો પણ પોતાના રાજાની પાછળ યુદ્ધ કરવા માટે ચાલ્યા. દેવતા લોકોને ( યુદ્ધ કરવા માટે આવતા ) દેખીને લવશ કવશ નામના પાપી અપાર કોપાયમાન થયા, વળી તેમની સાથે ચૌદ હજાર માયાવી દૈત્યો પણ

આવ્યા છે. જ્યાં દેવતા લોકોને અસુરોએ જોયા, એટલામાંજ લવશ કવશ અસુનોએ પોતાના ચૌદ હજાર લડવૈયાઓને દેવતા લોકોની સાથે યુદ્ધ કરવાની આજ્ઞા આપી દુષ્ટ લોકે ઉંચો હાથ કર્યો એટલે અસુરો દેવલોકો ઉપર તુટી પડયા રાક્ષસો મારો મારો એ પ્રકારના શબ્દો મોઢે બોલ્યા કરે છે. વળી પોતાની પાસે મળમુત્રનાં કુડાં રાખેલા છે તે દેવ લોકો ઉપર છુટાં ફેંકે છે. તેમ થવાથી બીચારા દેવ લોકો મોંઢે ત્રાહય ત્રાહય કરે છે. ઉંચની પાસે નીચ વસ્તુ આવે તો ઉંચનું શું જોર ચાલી શકે ? એવામાં કવશ નામના દૈત્યે નાગ પાસનો મંત્ર સાધીને દેવ લોકાનો સ્વામી જે ઇંદ્રરાજા તેને અવળો બાંધ્યો એટલે દેવલોકો પોતાના રાજાને બંધાયેલો જોઇ નાશી ગયા. લવશે ઇંદ્રરાજાને પોતાના રથમાં ઉચકી લીધો. સવળા લોકોનાસીને ઇંદ્રરાજાને ઘેર ગયા ત્યાં જઇને ઇંદ્રાણીને ખબર આપી કે તમારા પતીને રાક્ષસોએ બાંધી લીધા છે. એવા પોતાના પતિના માઠા સમાચાર સાંભળી ઇંદ્રાણી રડવા લાગી તે જોઇ અર્જુનજી વજ્રકોટડીમાં ગાજી ઉઠયો પોતે ઇંદ્રાણીને કહેવા લાગ્યો કે અરે માતાજી મને કોટડીની બહાર કહાડશો તો હું, રાક્ષસોને ચુરણ કરી નાંખીશ. મહારા પીતાજી ને મહારા જીવતાં કોણ બાંધનાર છે ઇંદ્રાણી કહે અરે બેટા તમે તમારે કોટડીમાં બેસી રહો, તમારા કરતાં દેવ લોકોમાં બહુ જોર ભર્યું છે છતાં તેઓ અશુરોને જીતી શકતા નથી, તો તું મનુસ્ય તેમની આગળ કોણ માત્ર ! એમ કહીને પોતે રડવા લાગી એવું દુઃખ જોઇને નરે વીચાર કરયો કે હું સ્વર્ગમાં છુ છતાં મહારો તાત બંધાય તે સારૂ કહેવાય નહી આથી તો જગતમાં મ્હારી નાલાશી ગણાશે અને ભીમભાઈ મને ઠપકો આપશે એવું સમજી અર્જુનજીને પુષ્કળ સુર ચઢયું અને વજ્ર કોટડી બાણ વડે તોડી નાંખીને બહાર નીકળ્યો ઇંદ્રાણીને ત્રાસ પડયો કે જરૂર આ મારો પુત્ર મરણ પામશે, એવું ધારી અર્જુનજીને બહુ સમજાવ્યો પણ નરે કોઇનું કહેવું માન્યું નહી પોતે દેવલોકોના રથમાં ચઢી બેઠો અને શસ્ત્રો ધારણ કરી યુદ્ધ કરવા માટે ચાલી નીકળ્યો એટલે સવળા દેવલોકો પણ યુદ્ધ કરવાના મનસુબાથી તેના રથની પાછળ ચાલ્યા મહાબળીયો અરજુનજી અસુરોના ટોળાની સામે યુદ્ધ કરવા માટે આવી ઉભો. તેને જોઈ ઇંદ્રિરાજાને પુષ્કળ શોક થયો કે મારો પુત્ર અસુરોના આગળ જીતવાનો નથી અને ઉલટી નામોશી આપશે. એવું ધારી પોતે ગર્જના કરીને બોલ્યો અરે દીકરા અરજુનજી ! તમે યુદ્ધ કર્યા સિવાય પાછા વળો તો બહુ સારૂં એવું તાતજીનું વચન સાંભળીને અરજુને જવાબ આપ્યો કે જો હું પાછો વળું તો મારી માતાની કુખ લાજે

માટે હું તો શતરૂને ઠેર મારીને ચાલ્યો જઇશ વળી જો હું યુદ્ધ કર્યા સીવાય પાછો જાઉં તો મારો બંધવ ગુરૂ મહારાજ તથા આપ વીગેરે લજવાય માટે જરૂર આજ મરીશ કે મારીશ બેમાંથી એક વાનું કરીશ. અરજુનજીનું એવું બોલવું સાંભળીને અસુરોને પુષ્કળ હસું આવ્યું કે આ મૃત્યુ લોકનું મનુષ્ય શું બોલે છે ! લવશ કવશે દૈત્યો ને કહ્યું કે અલ્યા શું જુઓ છો ! દુશ્મનને ઠેર મારી નાંખો મનુષ્ય જાતી મળમુત્રથી પાછો નહી હઠે માટે તેની સાથે શસ્ત્રથી યુદ્ધ કરો. એ પ્રમાણે અસુર લોકો શસ્ત્ર ધારણ કરીને અરજુનજીના સામા યુદ્ધ કરવા માટે ઉભા તે જોઇ અરજુનજીએ પોતાના ધનુશનો ટંકાર કર્યો તેનો શબ્દ :સ્વર્ગ મૃત્યુ પાતાળમાં પ્રસરવાથી હનુમાનજીએ સાંભળ્યો. મહારૂતી રામનામ દેઇને આકાશમાં ઉછળ્યા અને સ્વર્ગદ્વારે થઇ અરજુનના રથની ધજા ઉપર બેઠા. તે જોઇ અસુરો આશ્ચર્ય પામ્યા કે આતો રામનો ભક્ત હનુમાનજી આવ્યો. હશે જેમ થનાર હશે તેમ થશે, પણ યુદ્ધ કરવામાં પાછા પડવુ નથી. એમ ધારી અસુરો અરજુનના ઉપર તુટી પડયા. અસુરો ક્રોધાતુર થઇને આયુધો મારે છે. એવો અસુરોનો કારમો કોપ જોઇને અરજુનજીએ પોતાના હાથમાં ધનુશ બાણ લીધા. નરે અસુરોને પુસ્કળ બાણ માર્યા પણ તેઓ માયાવી છે તેથી તેમને બીલકુલ ઇજા થતી નથી એવામાં એક અસુ-રને બાણ વાગવાથી તેના શરીરમાંથી રૂધીરનું ટપકું પૃથ્વી ઉપર પડ્યું છાંટો પડતામાંજ ચૌદ હજારને બદલે ચૌદ કરોડ અસુરો બની ગયા. તે સઘળા અર જુનજી ઉપર તુટી પડયા. અર્જુનજી ઉપર આયુદ્ધની વૃષ્ટી થાય છે. એવામાં લવશ નામના અસુરે એક બાણ મારીને અર્જુનજીનો રથ ભાંગી નાંખ્યો. રથ-ના ભાંગવાથી હનુમાનજી તથા અર્જુનજી બંને પૃથ્વી ઉપર પડયા. અર્જુન-જીએ જાણ્યું કે નીશ્ચે હું મર્ણ પામીશ એ પ્રમાણે એનું મન ડરવા લાગ્યું નર જેમ પાછો પડે છે તેમ અસુરો તેના ઉપર ધસીને ઉપર પડે છે. છેવટ અર્જુનજીએ વીચાર કર્યો કે શીવજીનું આપેલું બાણ શા કામમાં આવશે માટે લાવ્ય તે બાણથી શતરૂનો નાશ કરૂં. એવું ધારી શીવજીનું આપેલું પશુ પતાકા નામનું બાણ પોતાના ભાથામાંથી ખેંચી કાઢયું. પછી ધનુશ ઉપ સંધાન કરી કર્ણ પર્યંત ખેંચીને શતરૂઓ ઉપર છોડી દીધું. તે બાણ વીજ ળીની માફક છમકારા કરતુ શતરૂઓ તરફ ચાલ્યું. લવશ કવશે જાણ્યું કે જરૂર હવે આ બાણથી આપણે મરીશું. એમ વીચાર કરતામાંજ બાણ નજીક આવી પહોચ્યું તે બાણે કરીને સર્વ અસુરોનાં શીશ છેદાઇ ગયાં કોઇ અસુ

જીવતો રહયો નહી સ્વર્ગમાં સઘળા દેવલોકો તથા ઈંદ્રરાજા બહુજ ખુસી થયા. ઈંદ્રિરાજા એટલો બધો હરખ્યો કે તેના હર્ખનું વર્ણન કરવા કોઈ પણ સમર્થ ન થઈ શકે. ઈંદ્રરાજા બોલ્યો કે હે દીકરા ધન્ય છે તને સ્વર્ગના લોકોને નીર્ભય કર્યા તેથી સઘળા દેવલોકો અતીશય આનંદ પામ્યા. પછી સઘળા સુર લોકો વાજાં વગડાવતા થકા અરજુનજીને ઇંદ્રિરાજાના ત્યાં લાવ્યા અરજુનજી ઇંદ્રાણીને પગે લાગીને બોલ્યો કે હે માતાજી હું તમારા પ્રતાપથી જીત્યો. ઈંદ્રાણીએ અરજુનજીના મુસ્તક ઉપર આશીર્વાદ દેઇને હાથ મુકયો. અરજુનજી પોતાની માતાજીની પાસે બેઠા. એ પ્રમાણે સઘળા દેવલોકોની ઉદાશી મટી ગઈ. દેવ લોકો ઇંદ્ર સહીત સભામાં ભેગા થયા અને અરજુનજીને વીખાણવા લાગ્યાં. અરજુનજીએ અસુરોને માર્યા તેથી સ્વર્ગમાં જય જયકાર થયો હવે ઇંદ્રિરાજા વીગેરે અરજુજીને વખાણે છે. સઘળા દેવલોકો ઈંદ્રને કહેવા લાગ્યા કે અરે મહારાજા તમારા પુત્ર અરજુનજી મહા બળવાન છે માટે તેમને પૃથ્વીમાં મોકલવા યોગ નથી. એવા બહાદુર પુરૂષોને તો સ્વર્ગમાં રાખવા જોઇએ. નહીતો ફરી ફરીને એવું રત્ન હાથમાં આવવાનું નથી. માટે તમારા પુત્રને સમજાવીને અહીં સ્વર્ગમાં રાખો. અરે મહારાજા તેમને અમર પાઇને અમર કરો. એવું દેવલોકનું બોલવું સાંભળીને ઇંદ્રિરાજાએ અરજુનજીને પોતાની પાસે સભામાં તેડાવ્યો અરજુનજી પોતાના તાતની આજ્ઞા મુસ્તક ઉપર ચડાવી સભામાં આવ્યો, પોતાના પીતાજીને પ્રેમ વડે પગે લાગ્યો. ઇંદ્રિરાજાએ આશીર્વાદ દેઇ મુસ્તક ઉપર હાથ મુકયો. ત્યાર પછી પોતાના પુત્રને કહ્યું કે અરે બેટા હવે પછી તારે પ્રથ્વીમાં જવું નહી, કારણ કે દેવલોકોનો અતીશય પ્રેમ છે. એવાં તાતજીનાં વચન સાંભળીને અરજુન બોલી ઉઠયો, અરે પીતાજી તમારા સહુની નજર બગડી માટે મને એકદમ આજ્ઞા આપો મારે અહીં રહેવું નથી. દેવ થઇને પારકી પુંજી ખાવી તે મારા જેવાને યોગ્ય નથી. માટે અરે મ્હારા તાતજી હમણાંને હમણાં ઘેર જવાની આજ્ઞા આપો. એવું પુત્રનું કહેવું સાંભળીને ઇંદ્રરાજાએ કહ્યું બહુ સારૂ બેટા, આજની રાત્રી અહી રહો, કાલે સવારમાં તને તારા ઘેર વીદાય કરીશું અર્જુનજી કહે બહુ સારૂ એમ કહીને અરજુન પોતાના એકાન્ત સ્થળમાં જઇ સુઈ રહયો. ત્યાર પછી સભામાં સર્વે લોકોએ એવો વીચાર કર્યો કે આપણો રોકયો રહેવાનો નથી માટે કોઇ અપસરાને બોલાવીએ તો તે રોકી રાખશે. નારીથી સહુ માણસો મોહ પામે છે તેથી તે પણ મ્હોઈ જશે. વળી બ્રહ્મા, વીષ્નુ. મહાદેવ સરખા નારીને દેખીને મોહીત થઇ ગયા છે. તો

પછી મનુષ્ય માત્ર શા હીસાબમાં માટે અપસરાને બોલાવીએ તો અરજુનજીને મોહીત કરી નાંખશે. જ્યાં અરજુનજી મોહીત થશે એટલે પૃથ્વીપર જવાનું નામ લેવાનો નથી. એટલે તુરત ઇંદ્ર રાજાએ અપસરાને સભામાં બોલાવી. સુરપતીનો હુકમ થતામાંજ સુંદીર રૂપ વાળી બે અપસરાઓ સભામાં આવીને ઉભી રહી. અપસરાઓએ ઈંદ્રરાજાને નમસ્કાર કર્યો તત્ર ઇંદ્રિરાજા અપ્સરા પ્રત્યે બોલ્યો કે તમે હમેશાં નાચી નાચીને દેવતા લોકોને રીઝવ્યા પણ મ્હારા પુત્ર અરજુનજીને રીજવીને મોહીત કરો તો તમારી ક્રિયા સાચી સઘળી લજયા મુકીને એની નારી થજો પણ ભોમી ઉપર જવાનું નામ ભુલાવી દેજો એવાં ઈંદ્રરાજાનાં મધુરાં વાકય સાંભળીને અપસરાઓએ જવાબ આપ્યો અરે મહારાજા મોટા મોટાને વશ કરી દીધા તો પછી મનુષ્યને વશ કરવું તેમાં શી નવાઈ! ચાહયતો તેને વરીશું પણ પૃથ્વીમાં જવાનું નામ ભુલાવી દઇશું એવું સાંભળીને સઘળા દેવ લોકો પ્રસન્ન થયા પછી ઈંદ્રિરાજાએ તથા સુર લોકોએ જ્યાં અરજુનજી એકાન્તમાં સુતો હતો ત્યાં જવાની અપ્સરાઓને આજ્ઞા આપી કુંતા પુત્ર અરજુને સાદડીમાં સુતે સુને સ્ત્રીયોને જોઇ, પોતે મનમાં વીચાર કરે છે કે જોઇએ જો વારૂ આ અપ્સરાઓ શું કરે છે ! અરજુનજીને ખુશી કરવાને માટે અપ્સરાઓએ નૃત્ય આરંભ્યું સુંદીર સુશોભીત રૂપવાળી સ્ત્રીયોને જોઇ અરજુનજી અતીશય હરખાવા લાગ્યો મધુરે મ્હોઢે હસે છે પણ પથારીમાંથી બેઠો થતો નથી પોતાના મનને જરા પણ વીકાર થતો નથી અપ્સરાઓએ જાણ્યું કે ખરે ખરો મોહ લગાડયા સીવાય એ પથારીમાંથી બેઠો થવાનો નથી. એમ ધારી બંન્ને સ્ત્રીયોએ પોતાનાં વસ્ત્રો ઉતારી અળગાં મુકયાં અને નગ્ન સ્વરૂપે અર્જુનજીના આગળ આવીને ઉભી એટલે અરજુનજીએ અપ્સરાઓને નગ્ન જોઇ નીચું ઘાલ્યું. પોતે પગે લાગીને બોલ્યા કે અરે મ્હારી માતા તમે વસ્ત્ર પહેરિ લ્યો; પુત્રની આગળ આવુ કરવુ ઘટતું નથી. એવું અરજુનજીનું બોલવું. સાંભળીને અપ્સરાઓ શરમાઈ ગઈ. તે સ્ત્રીયોએ તુરત પોતાનાં વસ્ત્રો શરીર ઉપર ધારણ કરી લીધાં. પછી અરજુનજી ઉપર ક્રોધ કરીને બોલી ઉઠી કે અરે ઇંદ્રિના પુત્ર તું મીથ્યા નરમાં ગણાયો છે. આટલું કર્યા છતાં તને મોહ નથી લાગતો માટે જા તને શ્રાપ દઇએ છીએ કે તું વ્યંઢળ થાજે અરર્જુનજી કહે બહુ સારૂ માતાજી એમ કહી વીદાય કરી, અપ્સરાઓ સભામાં આવીને ઇંદ્રિરાજાને તથા દેવતા લોકોને પગે લાગીને કહેવા લાગી કે અરે મહારાજા અમે અમારાથી બન્યુ તેટલુ ક-

યું તો પણ તે મોહ પામતો નથી તેણે અમારો નાચ વગર વિકારે જોયો ધન્ય છે તેને, તે પુરૂષ દેવનો પણ દેવ છે અમને દેખી મ્હોટા મુનીવર ચળે પણ તેનું મન તેના વશમાં છે. અમે વસ્ત્ર વગરનાં નગ્ન થયાં એટલે તેણે અમને માતા કહીને બોલાવી તેથી અમે શરમાઇ ગયાં જે મનને વશ કરવા વાળો છે તે દહીતાને તો શું પણ દેવ લોકોને જીતે તેમાં શી નવાઈ? એમ કહીને ત્યાંથી વીદાય થઈ ગઈ. એમ કરતાં કરતાં રાત્રી વીતી વહાણુ વાયું એટલે અરજુનજી ઉઠીને સભામાં ગયો. ત્યાં જઇને ઇંદ્રરાજાને પગે લાગ્યો સુરપતીએ આશીર્વાદ દેઇને પોતાના પુત્રના મસ્તક ઉપર હાથ મુકયો. અરજુનજીએ કહ્યું કે અરે પીતાજી તમે મને ઠીક સરપાવ બંધાવ્યો. કે, કાલે રાતરે અપ્સરાઓને મોકલીને ઉલટો શ્રાપ દેવરાવ્યો. એવું સાંભળીને ઇંદ્રરાજાએ તુરત અપ્સરાઓને બોલાવી એટલે શ્રાપ દેનારી બંને અપ્સરાઓ સભામાં આવી પહોંચી તેમને જોઇને ઇંદ્રરાજા બોલી ઉઠયો, અરે પાપણીઓ તમે કેમ મ્હારા પુત્રને શ્રાપ દીધો ! એવાં ઇંદ્રરાજાનાં ગુસ્સા ભરેલાં વાકય સાંભળી અપ્સરાઓએ જવાબ આપ્યો કે અમે અમારૂં નગ્ન સ્વરૂપ દર્શાવ્યું તોપણ તેને મોહ લાગ્યો નહી તેથી અમે તેને શ્રાપ દીધો કે જા તું વ્યંઢળ થજે. તેમાં તમને રીસ ચઢતી હોયતો શ્રાપને નીવારણ કરૂં ઇંદ્રરાજાએ કહ્યું તમે શ્રાપને નીવારો નહીતો તેનું સારૂં ફળ દેખશો નહી. એવું સાંભળી અપ્સરાઓ બોલી અરે અરજુનજી તું ફકત બાર મહીના વ્યંઢળ રહેજે અરજુનજીએ કહ્યું અમારે બાર મહીના છાના રહેવાનું છે માટે આ શ્રાપ તે વખતે ભોગવીશું. આ શ્રાપમાં મને હર્ખ શોક નથી મ્હારે જેવો જોઇએ તેવો શ્રાપ મળી ચુકયો. પછી પોતે ઇંદ્રરાજાને કહેવા લાગ્યો કે અરે પીતાજી વ્યંઢળનો શ્રાપ પાળવા સારૂ મને વ્યંઢળનાં વસ્ત્ર પહે- એટલે ઇંદ્રરાજાએ ચુંદડી ચુડો તથા સાસઠ હાથ ચણીયો વીગેરે વસ્ત્ર આપ્યાં. વળી પોતાના પુત્રને અશ્વનો મંત્ર ભણાવ્યો અરજુનજી મનમાં અતીશય હરખાવા લાગ્યો. અરજુનજીને એવો મંત્ર શીખવ્યો કે મડદા જેવા ઘોડા હોય પણ પવન વેગી ચાલ ચાલે. એ પ્રમાણે શીખવીને વીદાય કરવાનો વીચાર કર્યો પછી વૈમાનમાં બેસાડીને દ્રીવીત વનથી ચાર ગાઉને છેટે અરજુનજીને મુકી દીધો. પાન્ડવો દ્રીવીત વનમાં રહે છે તેનાથી એક જોજન દુર અરજુનને ઉતારી વૈમાન સ્વર્ગમાં પાછું ગયું. પછી પારથ ચાલ્યો ચાલ્યો ડુંગર ઉપર ગયો. ત્યાં અરજુનજીને જોઇને ચારે ભાઇઓએ તથા દ્રૌપતિએ અતીશય પ્રેમ પુર્વક આવકાર દીધો. અરજુનજી સ્વર્ગમાંથી વીદ્યા ભણીને તથા વીજય પામીને પોતાના ભાઇઓને મળ્યો.

હવે દ્વવીતવનમાં શું બને છે કે અરજુનજીને જાઇને ધર્મરાજાની આંખમાંથી હ-ર્ખનાં આંસુ છુટયાં. પછી પોતે પારથને સઘળાં સુખના સમાચાર પુછયા એટલે અરજુનજી એમ બોલ્યો કે અરે વીરા આપણે વનમાં બહુ વખતથી ભટકીએ છીએ માટે બાર વરસ કયારે પુરાં થાય છે ! તે સાંભળી શેદેવએ કહ્યું. મ્હા-રા હીસાબ પ્રમાણે તો પરમ દીવસે બરોબર બાર વરસ પુરાં થાય છે. અઢી ત્રણ વરસે અધીક માસ આવે છે પણ તે દીવશો ગણાય નહિ કારણ કે વધઘટ ગણીને અધીક માસ કહેવાય છે માટે બારવરસ પુરાં થઇ ગયાં છે. જો છાના રહેવું હોય તો ચાલો રહી જઇએ બરોબર પરમ દીવસે બાર વરસ પુરાં થઈ રહેશે. એટલે મોંઢું દિલગીર કરીને ધર્મરાજા બોલ્યા. અરે વીરા તમારૂં કહેવું સત્ય છે પણ દ્રૌપતી સતી અને તેનાં પાંચ બાળક તેનું શું કરવું ! એવો વી-ચાર કરે છે એટલાનાં દ્રૌણીકગોર રથમાં બેસીને પંચાળ દેશથી આવ્યા. તે દ્રૂપતરાજાના ગોર છે તેથી ધરૂપતીની તથા પાન્ડવોની ખબર લેવા ઘણીવાર આવતા હતા તે ઉપરથી તે દીવસે અચાનક આવિ ચડયા. દ્રૌણીક ગોરને જો-ઇને ધર્મરાજા ખુશી થયા, દ્રૌણીકને આવેલા જોઇને ધર્મરાજાએ પ્રેમ પુર્વક આવકાર દીધો અને કહેવા લાગ્યા કે અરે મહારાજા તમારાં ભાણેજાંને તથા તમારી પુત્રીને તમારી સાથે તેડી જાઓ. અમારે બાર મહીના છાના રહેવા માટે જવું છે, તેથી તેમને અમારી સાથે કેવિ રીતે રાખી શકીએ ! દ્રૌણીક ગોર કહે બહુ સારૂ અમે ખુશીથી તેડી જેઇશું. એટલે દ્રૌપતી બોલી ઉઠયાં, અરે નાથ મને કયાં મોકલો છો ! હું તો તમને મુકીને જવાની નથી. જ્યાં તમે પધારશો ત્યાં હું તો આવ્યા વિના રહેવાની નથી. ધરમરાજા કહે અરે પ્રીયા તારી પાસે પાંચ બાળક છે તેને તું કેમ કરીને સાચવીશ ! તે કરતાં તારે અમારી સાથે આ-વવું હોય તો બાળક ગોરમહારાજને સોંપીદે આપણે પારકા ઘેર જવું છે માટે ત્યાં બાળકો વીંઢાળાય નહિ. દ્રૌપતી કહે ભલે હું તેમ કરૂં છું. એમ કહી પો-તાનાં બાળક પોતાની પાસે લીધાં. પછી બાળકોને પોતાની છાતિ સરસાં ચાં-પીને રડવા લાગી. બાળકોને કહે છે કે હે પુત્રો તમારા મોસાળ પધારો. અરે દીકરાઓ તમે દુઃખીયાં માબાપોના પેટે અવતાર ધારણ કર્યો. તમે તમારૂં ક-ઠોર નસીબ લેઇને આવ્યા. અમે તમને કંઈ પણ પહેરાવ્યું ઓઢાવ્યું નથી. અરે બેટા વનમાં જન્મીને તમે ટાઢ તડકા વેઠયાં છે. હે પુત્રો તમે દુનીયાનો વ્હેવાર હજુ જોયો નથી. સગા વ્હાલાએ તમને રમાડયા નથી અરે પુત્રો પારણું તો તમે સ્વપ્નામાં પણ પામ્યા નથી અરે બાળકો તમે ભોંમી ઉપર પડે

ચડે મોટાં થયા છો. તમને કોઈ દીવસ ગોદડીનો ગાભો સરખો પણ મળ્યો નથી, શાદડીઓમાં તમારાં શરીર છોલાઇ ગયાં છે. તમને વખતે વખતે સારૂં સારૂં ખાવા પણ મળ્યું નથી. ન્હાવા સારૂં ઉષ્ણ જળ પણ મળ્યું નથી. જન્મતી વખત તમને પાવા સારૂ ગળથુથી પણ મળી નથી તમે મા બાપનું બીલકુલ સુખ જોયું નથી. અવતરીને ઉલટું દારૂણ દુઃખ ભોગવ્યું છે અમે કોઈ દીવસ સારી વસ્તુ લાવીને તમારા મોહોમાં ઘાલી નથી. હવે તમે મોસાળમાં જઇને ઉછરજો. હે પુત્રો તમે ત્યાં સાચવીને રહેજો. જોજો દિકરા કોઇ દીવસ તમારે માથે આળ લેતા તમારા માંમા તથા મામીની ગાળ સાંખી રહેજો, કોઇની ચેષ્ટાળી કરશો માં. હે બેટા તમે ક્ષુધા પીપાસા વીગેરે સઘળું દુઃખ સહન કરજો તમારા મામા મામીના ઓશીયાળા રહેજો, જારે દુઃખીયા દીકરા તમે સર્વેના ચાકરરૂપ રહેજો. તમને ટાઢું શીળું જે ખાવા આપે તે ખુશી થઇને ખાજો. મુમત કરીને કાંઇ પણ ખાવાની ચીજ માગશો નહિ. અરે બેટા પારકા ઘેર લહાવા લેવાના નથી, તમે દુઃખીયા છો તેથી સુખ કયાંથી હોય ! તમારી જાત ભાગીને જેનું તેનું કામકાજ કરજો. શીત રૂતુમાં ધાગા ધાગી ઓઢજો. વળી ઉષ્ણ રૂતુમાં મોજડીઓ માગશો નહીં. હે દીકરા અમારૂં ભવિષ્ય નઠારૂં નીકળ્યું અરે બેટા હસ્તે મુખડે માતા એવું કયારે કહેશો ! તમારો વીયોગ મને અતી દુઃખદાયક થઈ પડશે. મારૂં કાળજું બળી જાય છે. ઓ પ્રભુ આવું દુઃખ દેવા કરતાં મૃત્યુ આપે તો બહુ સારૂ. અરે દિનાનાથ આ દુઃખ હું શી રીતે સહન કરીશ ? એ પ્રમાણે ટીટોડીની માફક ટળવળે છે. દ્રૌપદિના અતી આકરંધથી ધર્મરાજા ત્રાસ પામ્યા. દ્રોણીકગોરે દ્રૌપદિ પાસેથી બાળકોને લેઇ લીધાં. પછી ગોર મહારાજા બાળક સહિત રથમાં બેશીને ત્યાંથી વીદાય થયા. હવે ધર્મરાજા દ્રૌપદિને સમજાવે છે કે હે સ્રી કોનાં છોકરાંને કોની માતા. તું જ્ઞાનવંતી થઇને કેમ ભુલે છે ! આ સંસાર સ્વપ્ન તુલ્ય મીથ્યા છે, તેને તું પોતાનું માને છે. તે તારૂં કેવળ અજ્ઞાન છે. તેમ છતાં બાળક જીવતાં રહેશે તો કાલે ભેગાં થસે. એ પ્રમાણે પુષ્કળ ઉપદેશ કરીને દ્રૌપતીનું મન શાન્ત કર્યું. એમ કરતાં કરતાં બે દીવસ વીત્યા પછી ધર્મરાજા બોલ્યા, અરે સહદેવ વીરા આપણે કાલે સવારે ગુપ્ત રહેવું જોઇએ નહીં તો દુષ્ટ દુર્યોધન પકડશે તો ફરી બીજી વખત વનવાસ ભોગવવો પડશે. તમે ત્રીકાળ જ્ઞાની છો માટે તમને પ્રસ્ન પુછું છું કે આપણે કયાં જઇએ તો સુખી થઇએ. એવું ધર્મરાજાનું બોલવું સાંભરીને સેહદેવ જોશી કહે છે. આજ સાયંકાળે અહીંથી ઉપડી જવું જોઇએ. પુર્વ દીશાએ રાત્રીને વિષે

ચાલ્યા કરવું અને જે ઠેકાણે વ્હાણું વાય તે ઠેકાણે નીવાસ કરવો. એટલે ધર્મરાજા બોલ્યા, રાત્રે મુસાફરી કરવી એ દુઃખદાયક છે. તેમ છતાં ભીમભાઈ ઉચકીને ચાલે તો મનધાર્યું જવાય. તવ વ્રકોદર બોલી ઉઠયો, અરે વીરા તમારા રદયે ધીરજ રાખો તમને પાંચે જણને ઉચકીને ચાલ્યો જઈશ, તમે તમારે તૈયાર થઇ જાઓ. એટલે ધર્મરાજાએ સર્વને તઇયાર થવાની આજ્ઞા આપી દ્રૌપદીને કહ્યું કે જેવી રીતે સુર્ય નારાયણે અક્ષેપાત્ર આપ્યું હતું તેવી રીતે તેમનું પાછું સોંપી દો. એ પ્રમાણે કંથના કહ્યા મુજબ રવીનું સ્મરણ કર્યું એટલે દીનમણી તુરત પધાર્યા. સતીએ પાત્ર સોંપી દિધું. એવામાં દિનમણી મેર બેઠો. વ્રકોદર પોતાની કટી કશીને બાંધે છે. કટી કશીને બાંધ્યા પછી ધર્મરાજાને તથા અરજુનજુને ખાંધે ઉચકી લીધા. સેહદેવજી તથા નીકુળજી એ બંનેને કેહેડે લેઈ પછી દ્રૌપતી સતીને પોતાની જંગાએ તાણી બાંધી, કારણ કે સ્ત્રી છે તેથી મુસ્તક ઉપર બેસાડાય નહી. એ પ્રમાણે પાંચેને ઉચકીને વાયુનંદન ડુંગર ઉપરથી નીચે ઉતર્યો. પછી વિષ્નુરાયણને પગે લાગીને પુર્વ દીશાએ ચાલવા લાગ્યો. ઘોર અરણ્યમાં ઉતાવળો ચાલ્યો જાય છે. પોતાના મનમાં નીર્ભયપણે વાયુવેગે સંચરે છે. એ પ્રમાણે વ્રકોદર આખી રાતમાં પોણાબસેં ગાઉ ચાલ્યો. એવામાં વ્હાણું થવા આવ્યું, અને કુતરાંનો સોર બકોર સાંભળ્યો, એટલે સેહદેવ જોશી બોલ્યો, અરે ભીમભાઈ અહિં અમને સઘળાને ઉતારો. વૈરાટનગર નજીક આવ્યું માટે અહીં રહેવાનું નીશ્ચય કરો. તવ પાંચે જણાને ભીમસેને નીચે ઉતાર્યા. એ પ્રમાણે પાંચે ભાઇ તથા દ્રૌપતી સ્ત્રી વિગેરે નીચે બેઠાં. પછી ધર્મરાજા કહેવા લાગ્યા કે અરે વ્હાલા બંધુઓ, આ આપણાં હથીયાર આપણી સાથે રાખવાં એ સારૂં નહિ. એવું મ્હોટા ભાઈનું કહેવું સાંભળીને અર્જુનજી બોલ્યા, અરે ભીમભાઇ તમે ઝટપટ ઉભા થાઓ કારણ કે આપણાં હથીયારોને એકાંતમાં મુકી દઇએ. એ પ્રમાણે ભીમસેને પોતાની ગદા તથા ત્રણ ભાઇઓનાં ત્રણ હથીયાર સાથે લીધાં અને અર્જુને પણ પોતાનાં આયુદ્ધ પાસે લેઇ બંને કુંતાપુત્ર એકાન્તમાં ચાલ્યા. જતાં જતાં સ્મશાનમાં એક સમડાનું વૃક્ષ આવ્યું તેના ઉપર પોતાનાં સઘળાં આયુદ્ધ મુકયાં, પછી અર્જુનજીએ નાગ મંત્ર ભણીને નાગ પ્રગટ કર્યો. તે તિક્ષક નાગ ગદા ધનુષ્ય બાણ તથા ભાથાની આસપાસ વીંટાઇ વળ્યો. તે નાગ મહા બળવાન અને વીશવાળો છે. તે તીક્ષક નાગ ફણા માંડીને બેઠો. અર્જુનજી નાગ દેવેતાને કહેવા લાગ્યા કે આ અમારાં હથીયારો બાર મહીના સુધી સાચવજો. જો મ્હારા આયુદ્ધમાંથી એક પણ

ઓછું થયું તો તારૂં કુળ બાળીને ભસ્મ કરીશ. જ્યારે અમે બે અહીં આવી-એ ત્યારે અમારાં આયુદ્ધ સોંપવાં. એ પ્રમાણે પોતાનાં હથીયાર તીક્ષક નાગને સોંપીને પોતાના ભાઇઓ પાસે આવ્યા. એટલે ધર્મરાજાએ શકિતનું સ્મરણ કર્યું, તેથી મહામાયા સન્મુખ આવીને કહેવા લાગી કે માગ્ય માગ્ય જે માગે તે તને આપું. એવું માતાજીનું વચન સાંભળીને ધર્મરાજા કહે હે જગતજનુની હું કોઈ દીવસ જુઠું નથી બોલનો તેથી મને સૌ ધર્મરાજાના નામે ઓળખે છે. માટે મને એવું વરદાન આપો કે હું સત્ય બોલું તોપણ મને કોઈ ધર્મરાજાના નામે ઓળખે નહી. એવું મને બાર મહીના સુધીનું વરદાન આપો તો આનંદવ-રતી થાય. હું જાને કહું કે હું ધર્મરાજા છું છતાં મને કોઈ ઓળખે નહી. એ-ટલું મને વરદાન આપીને ખુશીથી પધારો. એટલે જગદંબાએ કહ્યું તથાસ્તુ, જા તારૂં માગેલું સત્ય થાઓ, એ પ્રમાણે ધર્મરાજાને વરદાન આપીને માતાજી લોપ થઇ ગયાં. પછી યુધિષ્ટિરે તે વરદાનની વાત પોતાના ભાઇઓને કરી. ધર્મ કહે અરે બંધુઓ હવે મ્હારે ચીંતા રહી નહી કારણ કે જ્યાં ફાવે ત્યાં જાઉં અને સત્ય બોલું તો પણ મને કોઇ ધર્મરાજા કહે નહી. જગતજનુનીના વરદાનથી મને કોઇ પણ મનુષ્ય ઓળખવા સમર્થ નથી. ત્યાર પછી ધર્મરા-જાએ સેહદેવજીને કહ્યું કે અરે વીરા હવે આપણે નાહીને હરી સ્મરણ કરી લ્યો. વ્હાણું વાતાં ગામમાં જવું છે. તમે જ્ઞાનના ભંડાર છો માટે તમને એક પ્રષ્ન પુછું છું તેનો તમે યથાર્થ ઉત્તર આપો. તે પ્રષ્ન એવો છે કે આપણે પાંચે ભાઇઓ દ્રૌપની સ્ત્રીના પતી છીએ. આપણે દ્રૌપતીને પીયેર જવાનું કહ્યું છતાં તેણે માન્યું નહી. સતી સ્ત્રીનો ધર્મ એ છે કે પતીનું વચન ઓલંઘન નહી ક-રવું, અને દ્રૌપતીએ તો આપણું બોલેલું વ્યર્થ કરાવ્યું માટે તેને સતી કેવી રીને કહેવી તેનો મને પ્રભુ સાખે ઉત્તર આપો. એવો મોટા ભાઇનો પ્રષ્ન સાં-ભળીને સેહદેવજીએ કહ્યું કે હે વિરા, તમારા પ્રશ્નનો ઉત્તર નીરાંતે સાંભળો. સ્ત્રીજાતી નામ એક છે, પણ તેના જુદા જુદા વિવેક છે. નારી જાતીમાં ત્રણ પ્રકાર છે, તે તમે બરોબર શ્રવણ કરો. એક શંખણી, બીજી શામા અને ત્રીજી-સતી એ પ્રમાણે ત્રણ પ્રકાર છે. પછી ધર્મરાજા બોલ્યા, અરે ભાઇ તમે સ્ત્રીના ત્રણ પ્રકાર બતાવ્યા તે મેં યથાવીધી સાંભળ્યા. પણ હવે શંખણી, શામા ને સતી એ ત્રણ પ્રકારની સ્ત્રીઓને કેવી રીતે ઓળખવી તેનો ઉત્તર આપો. પ-હેલો શંખણીનો જવાબ આપો કે કેવાં લક્ષણ કાર્ય ઉપરથી શંખણી જાણવી. તેની વાણી તથા તેના શરીરની એંધાણી કેવી રીતે ઓળખવી. આ સેહદેવ

જોશી તમે ત્રીકાળજ્ઞાની છો માટે તમારૂં કહેવું સત્ય માની લેઇશ. મ્હોટા મુની લોકો કહી ગયા છે કે ગમે તેટલો વિદ્વાન વિદ્યા ભણેલો હોય પણ જ્ઞાનીની તુલના કરી શકશે નહિ. વિદ્વાન પુરૂષ જેટલું લખેલું હોય છે, તે ફકત વાંચી જાણે છે. એટલે તે ત્રણ આંખોવાળો છે એમ કહેવાય છે, પણ જ્ઞાની તો અનંત લોચનવાળો છે તેથી તે ન્યાય વિવેકમાં સમજે છે, ભણેલું મ્હોંઢે બોલે તે પોપટીયું જ્ઞાન સમજવું, અર્થાત તેને વિદ્વાન સમજવો. વળી મનુજીએ કહ્યું છે કે વિદ્વાન અને જ્ઞાનીમાં બહુજ ફેર છે. માટે જ્ઞાનિનાં કરતાં કોઈ શ્રેષ્ઠ નથી. તેથી હે વીરા મારા પ્રશ્નનો ઉત્તર તમે એવો કરો કે જેથી કરીને મારૂં મન શાન્ત થાય. શંખણી સ્ત્રીની હમેશાં કેવી સ્થીતિ હોય છે તથા તેનામાં કેવા ગુણ હોય છે. તેનો મને યથાર્થ ઉત્તર આપો. એમ કહીને બેઠા એવામાં સુર્યના પ્રકાશનો આભાસ ઉદે થયો. હે જનમેજય રાજા આ સ્થળે વન પર્વ પુરણ હતું. તેથી તાહારી ત્રીજી બ્રહ્મહત્યા ઉતરી હવે તું ત્રીજા પર્વનું વિધી પ્રમાણે દાન કર તવ જનમેજયે બ્રાહ્મ ભોજન કરાવ્યાં ગૌદાન આપ્યાં બ્રહ્મપુરીઓ આપી વિપ્રોને ઉપવિષ દીધાં, બ્રહ્મણની પુત્રીઓનાં કન્યાદાન દીધાં, તેપ્રમાણે કરવાથી શામ ધેનું સ્વેત થઇ, શામ તલ સ્વેત થયા અને શામ પડદો સ્વેત થયો. એટલુ પ્રત્યક્ષ પ્રમાણ દેખાયું. પછી પાછો જનમેજય રાજા શુદ્ધ બુદ્ધિથી કથા શ્રવણ કરવા બેઠો.

## વિશ્રામ ૧ લો

વૈરાટ જ્યારૂ થયું, સુણજો શ્રોતા જન;
વલ્લભ વાણી ઓચરે, પરમ કથા પાવન.



# વૈરાટ પર્વ. ૪



હવે વૈશમપાયનરૂશી જનમેજય રાજા પ્રત્યે કહે છે. હે જનમેજય, ધર્મ રાજા વરદાન લેઇ બેઠા પછી પોતે પોતાના ભાઇઓને પુછવા લાગ્યા. અરે બંધુઓ. આપણે સઘળાં વૈરાટ રાજાને ત્યાં રહીશું તેની મને બહુ ચીંતા છે. બીચારો વૈરાટ રાજા ગરીબ છે તેથી આપણ સઘળાંને કેમ કરીને સંઘરશે. તેમ છતાં સરવે સમાશે પણ આપણા ભીમભાઇની મ્હોટી ચીંતા છે, કારણ કે તેમને તો ઘણું ખાવું ને બહુ બોલવું એવી નઠારી કુટેવ છે માટે પારકા ઘેર કેમ કરીને દીવસો ગુજારાશે. એવું ધર્મરાજાનું બોલવું સાંભળીને વ્રકોદર એકદમ ઉભો થયો અને એકાંતમાં ચાલ્યો. થોડેક દુર જઇને એક મ્હોટું વૃક્ષ ખેંચી લાવ્યો. તેને કોતરીને એક કડછો બનાવ્યો. બહોતેર મણ ભારનો કડછો પોતાના હાથમાં પકડીને ધર્મરાજાની પાસે આવીને નમી પડયો. પછી ધર્મ પ્રત્યે બોલ્યો કે હે મ્હોટા ભાઇ અમે વૈરાટ રાજાને ત્યાં સુખેથી રહીશું, વૈરાટ રાજાની સકળ સેન્યાનું હું એકલો સપાટામાં રાંધી નાખીશ, ઘણા માણુસ મળીને રાંધે તેથી બીગાડ થાય અને એક હાથે ઓછો બીગાડ થાય માટે મને જરૂર રાંધવા રાખશે, અમે આનંદથી રહીશું અને મન માન્યું ખાવાનું ખાઇશું વૈરાટ રાજા પણ અતી આનંદ પામશે. ભઠીયારો કદી ભુખે ન મરે. માટે ભઠીયારાનો ધંધો હું ખુશીથી કરીશ અને મારૂં પેટ ભરીશ. તમે મારી બીલકુલ ચીંતા કરશો નહી. અમે અમારે રસોઇનું કામ કરીશું. હવે પછી અમને ભીમસેન નામથી બોલાવશો નહી. તમે સઘળાં મને વાલવો કહેજો. એવું વ્રકોદરનું બોલવું સાંભળીને ધર્મરાજા ખુશી થઇને કેહેવા લાગ્યા કે શાબાશ મારા વીરા હવે સઘળો વ્હેમ ટળી ગયો. બત્રીસ લક્ષણા હે અર્જુન વીરા હવે તમે કેમ કરશો તે મને કહો. અર્જુનજી કહે હે ધર્મભાઇ હું શું કરૂં છું તે તમે નીરાંતે બેઠા બેઠા જુઓ પછી અરજુનજી ઉભો થયો અને પોતે ચણીયો પેહેરિ લીધો, ઇંદ્રની આપેલી ચુંદડી ઓઢી લીધી, ત્થા ચુડો પણ ધારણ કરી લીધો, એ પ્રમાણે સઘળાં વસ્ત્રો ધારણ કરીને ઉદાભવાની કહિને ઉભો રહયો, ધર્મભાઇને કહેવા લાગ્યો કેમ વિરા મને કોઇ અર્જુનજી કહી શકે તેમ છે ? મારા વ્યંઢળ વેશથી હું કદી ઓ-

ળખાવાનો નથી. વૈરાટ નગરનાં છોકરાંઓને ભણાવીશું અને ગુરૂપદ ધારણ કરીશું. હવે પછીથી મને અર્જુનજી કહીને બોલાવશો નહી, વ્યંઢળ મહેતા કહીને બોલાવજો. એવું અરજુનજીનું બોલવું સાંભળીને ધર્મરાજા કહે ધન્ય છે વીરા તને, હવે હું બરોબર ખુશી થયો, પછી પોતે શેહેદેવજીને પુછવા લાગ્યા કે હે લીરા તમે કેમ કરશો ? સેહેદેવજી કહે હે વીરા તમે પહેલ વહેલા મારી વાત સાંભળી લ્યો. અમે વૈરાટ રાજાને ત્યાં રહીને તેની ગાયો ચારીશું એટલે ધર્મરાજા બોલી ઉઠયા, મારૂ કહેવું મને સત્ય લાગતું નથી કારણ કે ગાયો ચારનારા ગોવાળ તેના ત્યાં નહી હોય કે તેમને કાઢી મુકીને તમને રાખશે! જ્યારે રાજાને ત્યાં ગાયો હશે ત્યારે ગોવાળ કેમ નહી હોય એવું ધર્મરાજાનું બોલવું સાંભળીને સેહદેવ જોશીએ જવાબ આપ્યો, હે ધર્મભાઇ મારી પાસે એક વિદ્યા છે. તે એવિ છે કે જે ગાય ટંકે શેર દુધ દેતી હોય તે બશેર દુધ દે. એમ બનવાથી રાજા ખુશી થશે અને જરૂર મને પોતાના રાજ્યમાં રાખી લેશે. અમે અમારે ગૌરક્ષા કામ સારી રીતે બજવીશું. હવે પછી મને સેહેદેવજી કહીને બોલાવશો નહી, પંછીજી નામ કહીને બોલાવજો, ધર્મરાજા કહે બહુ સારૂ વીરા તમે કુશળખેમ રહેજો. અરે હે વરણાગીયા ભાઇ હવે તમે કેમ કરશો ? તમારે તો હમેશાં પહેરી ઓઢીને ફરતા ફરવું છે પણ તે પારકા ઘેર ચાલવાનું નથી એવું મ્હોટા ભાઇનું બોલવું સાંભળીને નીકુળજી બોલ્યા, હે ધર્મભાઈ તમે મારી વાત પ્રેમથી શ્રવણ કરો, મારી પાસે એવી વિદ્યા છે કે જેથી કરીને હું રાજાના ઘોડા ભણાવીશ, પચાસ રૂપીયાના ટટવાને ભણાવીશ તો તે ટટવાના પાંચસે રૂપીયા ઉપજશે. માટે વૈરાટરાજા જરૂર મને ઘોડા ભણાવવા રાખી લેશે. અમે અમારે ઘોડારનું કામ કરીશું, અને મનગમતા અશ્વે બેસીને બાગ બગીચે ફરવા જઇશું, હવે પછી મને નીકુળજી કહેશો નહી; બહાદુરજી નામ દેઇને બોલાવજો, ધરમરાજા કહે બહુ સારૂ મ્હારા વીરા હું તારા ઉપર બહુ ખુશી થયો પછી યુધિષ્ટીર દ્રૌપદીને કહે છે કે રૂપાળી ગુણવાન પ્રીયા હવે તમે કેમ કરશો ? એવું પતીનું બોલવું સાંભળીને દ્રૌપદી સતિ કહેવા લાગી, હે નાથ હું વૈરાટ રાજાની રાણીની દાસી થઇને રહિશ, રાણીને જ્ઞાન માર્ગનો ઉપદેશ કરીશું એટલે તે રાખશે, વળી મારી પાસે વાળે વાળે મોતી પરોવવાની વિદ્યા છે તે વિદ્યા એવી છે કે એક મુષ્ટિ ભરીને મોતી મારા મોઢામાં મુકું પછી કેશની એક લટ લેઇને જીભે વતી વાળે વાળે મોતી પરોવી દેઉં, એ ક્રીયા જોઇને મને રાણી તેની શેવામાં રાખી લેશે, હે પતી તમે મ્હારી ફીકર કરશો નહી, હવે પછી કોઈ

મને દ્રૌપદી કહેશો નહી, સયંદ્રી દાસી કહીને બોલાવજો, ધરમરાજા બોલ્યા, હે સ્ત્રી હવે મારા મનને શાન્તી થઇ. ધરૂપતરાજાની બાળા ! ધન્ય છે તને. એટલે ભીમસેન ધરમરાજા પ્રત્યે બોલી ઉઠયો, હે મ્હોટા ભાઇ અમારા સરવેનું તો ઠેકાણું પડ્યું પણ તમારે તો શેવામાં ચાર ચાર નોકરો જોઇએ તેનું કેમ થશે ? ધરમરાજા કહે અરે ભાઇ મારી ફીકર ચીંતા કરશો નહિ, અમે અમારે રાજ્ય ગાદીના ગુરૂ બનીશું અને ખાઇ પીને આરામ કરીશું, હવે પછી અમને ધરમ રાજા કહીને બોલાવશો નહીં, કીંકરૂષિ નામથી ઓળખજો વૈરાટ રાજા અમારી સેવામાં રહેશે, તમે તમારે અમારી ચીંતા કરશો નહી, ઇશ્વર જે કરશે તે સૌ સારૂંજ કરશે. એટલે સરવે ભાઇઓ પ્રત્યે ભીમસેન બોલી ઉઠયો, હે વ્હાલા વીરા ! આપણે સઘળાઓએ વૈરાટ રાજાને એવી રીતે કહેવું કે અમે પાન્ડવોના શેવકો છીએ, જ્યારે પાન્ડવો વન વિષે ગયા ત્યારે અમે પણ તેમની સાથે દાસત્વપણું કરવા નીકળ્યા, આ કીંકરૂષિ છે તે પાન્ડવની ગાદીના ગુરૂ છે, હું કહીશ કે ભીમની સાથે બાથ ભીડનાર હું હતો અરજુનજીને શીખવ્યું કે તમે એમ કહેજો કે હું પાન્ડવના ઘેર મેહેતાજી હતો, અને અભેમાનને મેં ભણાવ્યો છે, સેહદેવજીએ કહ્યું કે હું એમ કહીશ કે પાન્ડવના ઘરની ગાયોનો હું ગોવાળ હતો. નીકુળજીને એવું સીખવ્યું કે તમે કહેજો કે હું પાન્ડવના ઘોડાનો ભણાવનાર હતો, હે દ્રૌપતી સતી ! તું એમ કહેજે કે હું દ્રૌપતીની મુખ્ય દાસી હતી, એ પ્રમાણે પાંચ ભાઇઓએ તથા સતીએ વૈરાટ રાજાની પ્રત્યે બોલવાનો નિશ્ચય કરયો પછી ધર્મરાજાએ પોતાના ભાઇઓ પ્રત્યે એમ કહ્યું કે આપણે વૈરાટ રાજાને એવી રીતે સમજાવવો કે જેથી કરીને કોઈ જાતનો વાંધો આવી શકે નહી, આપણે એવું કહેવું કે અમે પાન્ડવની સાથે વનમાં વાસો વસતાં હતાં, એવામાં પાન્ડવો છાના રહેવા માટે અમને સૌને સુતેલાં મુકીને નાશી ગયા. તેથી અમે સઘળાં તમારે ત્યાં આવ્યાં છીએ, માટે અમને એક વરસ સુધી તમારાં ત્યાં રાખી લ્યો. સરવે જણે એક બોલી રાખવી અને ઉંચ જાત છીએ એમ જણાવવું, હવે હે દ્રૌપતી સતી તને એક વાત કરવાની છે. જ્યારે તું રાજ્ય સભામાં જાય ત્યારે તું વૈરાટરાજાને એટલું કહેજે કે હે રાજા મ્હારામાં વિશેષ રૂપ છે માટે મારા ઉપર કોઈ કુદ્રષ્ટિ કરશે તો તે પ્રાણી જીવવાનો નથી, વગર મ્હોંતે મરશે, મ્હારે માંથે પાંચ ગાંધરવો છે તે કાળો કહેર કરી નાંખશે. કુદ્રષ્ટિએ જોનારાને ઠેર મારી નાંખશે, હે સ્ત્રી એ પ્રમાણે તું પહેલ વહેલી પાળ બાંધી લેજે. તારા ઉપર કુદ્રષ્ટિએ જોનારો કોણ છે. ભીમસેને કહ્યું કે કદાપી જો

કોઇ કુદ્રષ્ટિએ તારા ઉપર જોશે તો હું ઠેર મારી નાંખીશ દ્રૌપતી કહે બહુ સારૂ. એમ કહીને પ્રેમવડે પગે લાગી. પછી ભીમે કહ્યું, હે ભાઇઓ હવે આપણે એકે એકે વિદાય થઇએ તો બહુ સારૂ. વ્હાણું વાયુ છે તેથી દરવાજા ઉઘડયા હશે, માટે હે ધર્મરાજા તમે ખુશીથી નગ્ર વિષે પધારો, તવ ધર્મરાજા પ્રભુનું સ્મરણ કરતા ચાલ્યા તે ધર્મરાજાએ ઉઘડતા દરવાજે નગ્રમાં ચરણ મુકયો. નગ્રમાં ધર્મ રાજાનો ચરણ પડયો કે તુરત ગામમાંથી રોગ દોગ વ્યાધી વગેરે નાશ પામ્યાં, અકાળ મ્રત્યુનાં મડદાં પડેલાં હતાં તે ચડપો ચડપ બેઠાં થયાં, ઝડપથી જમકીંકર પણ નાશી ગયા. અધર્મ પાપ સરવે દુર થઈ ગયું. એ પ્રમાણે ધર્મરાજાના ચરણના પ્રતાપવડે કરીને આખા નગ્રની કુબુદ્ધિ નાશ પામી. સઘળા મનુષ્ય માત્રનાં મન ફરી ગયાં, ચોર લોકોએ ચોરી કરવાનું કર્મ મુકી દીધું, ગુણકાએ ગુણકાનું કર્મ મુકી દીધું, સૌ સૌને પોતાનો ધર્મ પાળવો એજ સારૂં લાગ્યું, એ પ્રમાણે સઘળા મનુષ્યોની વૃત્તિ ફરી ગઈ. ધર્મરાજાને સઘળા લોકો પગે લાગે છે. ધર્મરાજા ચાલ્યા ચાલ્યા વઇરાટરાજાને ત્યાં આવ્યા. વઇરાટરાજાએ યુધિષ્ટરને તેજસ્વી દીઠા, તેથી તે એકદમ ઘરમાંથી બહાર આવ્યો, રાજાએ પધારો પધારો કહી સુંદીર આસન આપ્યું. પછી ધરમરાજાને પ્રેમવડે નમસ્કાર કરયો. વઇરાટપતીએ ધરમરાજાને પુછયું કેમ મહારાજા કયાંથી પધારયા છો ! અને તમે કોણ છો ? તે કહો. એટલે યુધિષ્ટિર બોલ્યા, મારૂં નામ ધરમરાજા છે અને હું પાન્ડવની ગાદીએ બેસનારો તથા સદા ખુશી રહેનારો છું હાલમાં મારૂં નામ કીંકરૂષી છે હું તારે ત્યાં બાર મહિના પેટ ભરવા સારૂ આવ્યો છું. એટલે શક્તિના વરદાન વડે વૈરાટરાજા એવું સમજ્યો કે પાન્ડવના ગુરૂ મહારાજા ધરમરાજાના જેવા હશે માટે આવા મ્હોટા પુરૂષો મારા ત્યાં કયાંથી આવવા. એમ ધારી વઇરાટ રાજા બોલ્યો, અરે મહારાજા આ સઘળું રાજ્યપાટ ઘર ગામ વિગેરે આપનું છે. આ નગ્રમાં રહિ અમને પાવન કરો, વળી હે મહારાજા હું આપની આજ્ઞા મુજબ વરતીશ. ધરમરાજા કહે ચાલ્ય સભામાં એમ કહી રાજાને રાજ્ય સભામાં લીધો. વઇરાટરાજા તથા સત્યવાદી ધરમરાજા બંન્ને જણા રાજ્યસભામાં ગયા. રાજાએ ધરમરાજાને વાસ્તે રાજ્યગુરૂની ગાદી સ્થાપન કરી. ધરમરાજા તે ગાદી ઉપર બીરાજમાન થયા. ચાર ઘડી વાર થઇ એટલે ભીમભાઇએ અરજુનજીને કહ્યું, અરે વ્યંઢળ મહેતા હવે તમે નગ્રમાં જવાની તૈયારી કરો. એવું ભીમસેનનું બોલવું સાંભળીને અરજુનજી એકદમ ઉભો થયા અને નગ્ર વિષે ચાલ્યા જ્યાં પારથ નગ્રમાં

ચાલ્યા એટલે સઘળા લોકો અરજુનજીને વ્યંઢળ સ્વરૂપ વાળા જોઈ હસવા લા-ગ્યા. ગામમાં લોકો ટોળેટોળાં મળી જોવાં ઉભાં છે. છોકરાંઓ કેડે તાળીઓ પાડે છે અને તેની પાછળ ધુળના ખોબા ભરી ઉછાળે છે. અરજુનની પાછળ લોકો ફીકીયારિ કરે છે તો પણ પારથ પોતાના રસ્તે ચાલ્યો જાય છે. હવે ધનં-જય ઉદો ભવાની નામનો શબ્દ બોલી રાજ્ય સભામાં દાખલ થયો. ધરમ-રાજાને નમસ્કાર કરયો. અને વૈરાટ રાજાને જુહાર કરયો. એટલે વઇરાટરાજાએ પુછયું, અરે તમે કયાં રહો છો ! અરજુનજીએ જવાબ આપ્યો કે અમે ઈંદ્રપ્રસ્તમાં રહેનારા પાંન્ડવો, તેમની પાસે રહેતા હતા. હું અભેમન્યુને ભણાવનારો છું અને મ્હારૂં નામ વ્યંઢળ મહેતા છે. હું બાણ વિદ્યા સારી રીતે જાણું છું તારા પુત્રને બાણ વિદ્યા સારી રીતે ભણાવીશ. પાન્ડવો સાથે અમો બાર વરસ વનમાં નીકળ્યા હતા. આ કીંકરૂષિ પણ જોડે રહેતા હતા. આ રૂષિ પાન્ડવાદિ ગાદીના ગુરૂ મહારાજા છે. પાન્ડવો અમને સુતા મુકી છાના રહેવા માટે નાશી ગયા તેથી તેમનાથી અમો છુટા પડી ગયા છીએ આં કીંકરૂષિ તમારે ત્યાં પ-ધારયા તેથી હું પણ તમારે ત્યાં આવ્યો છું. નગ્રના છોકરાને તથા તારા પુત્રને રૂડે પ્રકારે ભણાવીશ. ફકત બાર મહીના તારા ત્યાં પેટ ભરવું છે" વઇરાટ રાજા કહે બહુ સારૂ. પછી રાજાએ ગામમાં નીશાળ સ્થાપન કરી. અરજુનજીને કહ્યું કે તમને આખી વિદ્યાશાળા સોંપી દીધી" તમે તમારે શાળામાં ખાજો પીજો અ-ને એશ આરામ કરજો. મોટાના ઘરના મારે કયાંથી એમ કહી વ્યંઢળ મહેતા-ને વિદ્યાશાળામાં રવાના કરયા. અરજુનજીએ વિદ્યાશાળામાં વાસ પુરયો. બે ઘડી થઇ એટલે ભીમસેને સેહદેવ જોશીને કહ્યું કે જોશીજી હવે તમે પધારો. ત-મારા. સરવના ગયા પછી અમે ધીમે ધીમે આવીશું. એવું સાંભળી સહ-દેવ જોશી તુરત ઉભા થયાને પોતાની કટી બાંધવા લાગ્યા. પછી એક હાથમાં ટીપણું ઝાલ્યું અને જોષ્ટિકાને ખાંધે નાંખી ગામમાં ચાલ્યા. રાજ્ય સભામા જઇને ધરમરાજાને નમસ્કાર કરયો; ત્યાર પછી વઇરાટરાજાની સામુ જોઇને તેને જુહાર કરયો. એટલે વઇરાટરાજા સહદેવજીને પુછવા લાગ્યો કે તમે કયાંના રહેનાર છો ? જોશીએ તેનો ઉત્તર એવો આપ્યો કે હું પાન્ડવની ગાયોનો ગોવાળ છું" મારે સેહદેવજી સાથે ઘણો સ્નેહ હતો, તેથી હું તેમનિ પાસેથી એવી વિદ્યા શીખ્યો છું કે જે ગાય ટકે શેર દુધ દેતી હોય તે બશેર દે એવી મારિ પાસે વિદ્યા છે. વળી જોતીશ જાણું છું તમારા ઘેર બાર મહીના સુધી રહીશ અને મારૂં પેટ ભરિશ. ગાયો ચારયા શિવાર બીજું કામ કરવાનો

નથી. મારૂં નામ પંછીજી છે. એવું સહદેવનું બોલવું સાંભળીને વઇરાટ-રાજાએ તુરત ગૌશાળા સોંપી દીધી. વળી રાજાએ કહ્યું કે તમારે ગાયો ચારયા શિવાય બીજું કંઇપણ કામ કરવું નહી. પછી સહદેવજી ધરમરાજાને નમસ્કાર કરીને ગૌશાળામાં ગયા. બે ઘડી થઈ એટલે ભીમસેને નિકુળભાઇને કહ્યું કે હવે તમે નગ્રમાં પધારો, એ પ્રમાણે નીકુળજી ભીમસેનનું બોલેલું સાંભળીને તુરત ઉભા થયા અને નગ્ર તરફ ચાલ્યા ચાલ્યા વરણાગીયા ભાઇ ચાલ્યા ચાલ્યા રાજ્ય સભામાં આવીને ઉભા સભામાં પેસતાંજ ધરમરાજાને નમસ્કાર કર્યો, પછી વઇરાટ રાજાને જુહાર કરીને પોતાની તમામ હકીકત કહી સંભળાવે છે. નીકુળજી કહે છે કે હે રાજાજી હું ઘોડાઓને ભણાવી જાણું છું અને મારૂં નામ બહાદુરજી છે એટલે વઇરાટરાજાએ તુરત નીકુળજીને હયશાળા સોંપી દિધી. એ પ્રમાણે નીકુળજી પણ હયશાળામાં આનંદભેર રહ્યા. એવામાં બે ઘડીવાર થઇ એટલે ભીમસેને દ્રૌપતી સ્ત્રીને કહ્યું કે હવે તું પણ જા, એવું ભીમસેનનું બોલવું સાંભળીને દ્રૌપતીજી પોતાના સાલ્લાનો છેડો દાંત વચ્ચે દાબીને રાજ્ય સભા તરફ ચાલ્યાં. રાજ્ય સભામાં જઇને ધરમરાજાને પગે લાગ્યાં અને વઇરાટરાજાને જુહાર કર્યો, વઇરાટરાજા દ્રૌપદીજીને હાથ જોડીને કહેવા લાગ્યો કે હે જગદંબા જોગમાયા આપ કોણ છો ? અને કયાંથી આવ્યાં છો ? અહો દૈવ મ્હારૂં ભાગ્ય ઘણુંજ ઉત્તમ છે કે જેથી કરીને આવી જગદંબાનાં દર્શન થયાં. એવાં રાજાનાં વાકય સાંભળીને દ્રૌપતીએ જવાબ આપ્યો કે અરે વઇરાટપતી હું હાલમાં વનવાશી હતિ. વળી મારૂં નામ સયંદ્રી છે. હું હમેશ દ્રૌપતીજીની શેવામાં રહેનાર દાશી છું તે છાનાં રહેવા માટે ગયાં તેથી હું અહીંઆં આવી છું, વળી તેમાં કીંક-રૂપિને દીઠા તેથી મને અહીં રહેવાની ઉલટ આવી છે જો તમારી મરજી હોય તો મારે તમારા ત્યાં ફક્ત બાર મહીના પેટ ભરવું છે. હું રાણીને ઉપદેશ ક-રીને શેવા નીતી વીગેરે સારી રીતે શીખવીશ. એવું દ્રૌપતીજીનું બોલવું સાંભ-ળીને વઇરાટરાજાએ જવાબ આપ્યો અરે જગદંબા એવું શા માટે વદો છો! આ સઘળું ઘરબાર તમારૂં છે, તમારી મરજીમાં આવે તેમ ખુશીથી વર્તજો. પછી દ્રૌપદીએ રાજાને કહ્યું કે હે વઇરાટપતી મ્હારે તમને એક વાર્તા નિવેદન કરવાની છે રાજા કહે અરે જગદંબા જેમ આપ ફરમાવશો તેમ કરવા હું તે-યાર છું. એટલે દ્રૌપતીજી બોલ્યાં, મારા શરીરનું રૂપ ઘણું સુંદિર છે માટે કામી લોકો મને કુદ્રષ્ટીથી જોશે તેમાં એવું છે કે જે માણુસ મારા ઉપર કુદ્રષ્ટિ-એ જોશે તે જરૂર મરણ પામશે. કારણ કે મારે માથે પાંચ ગાંન્ધરવો છે, તેમાં-

નો એક કુદ્રષ્ટિએ જોનારાને ઠેર મારશે. આ સઘળી બીના હું તમને પહેલેથીજ કહી બતાવું છું. એવું દ્રૌપતીનું બોલવું સાંભળીને વઇરાટપતી બોલી ઉઠયો, અરે જોશે તે જરૂર મૃત્યુ પામશે. આ પ્રમાણે વારતા ચાલતી હતી એવામાં રાજ્ય બાઈ તું તો મારી ધર્મના બેહેન છે. તારા સામુ કુદ્રષ્ટિએ જોનારૂં કોણ છે તેમ છતાં જે કુદ્રષ્ટિએ સભામાં વઇરાટરાજાનો સાળો ત્યાં બેઠો હતો, તેણે આ સઘળી વારતા સાંભળી તેનું નામ કૈયોજી હતું અને વળી તેજ રાજ્યગાદીનો પ્રધાન છે. તેઓ એક માના સો પુત્ર છે તે સો ભાઇઓ છે, તેમાં સૌથી મોટો પ્રધાન આ કૈયોજી છે, તે એકલો દ્રૌપતીની સામુ કુદ્રષ્ટીએ જોયાં કરતો હતો, તે કૈયાજીએ મનમાં વિચાર કરયો કે આ સ્ત્રી મીથ્યા વ્હેમ ઘાલે છે. ગાંન્ધરવો બીચારા શું મારતા હતા હું એકલો ગાંન્ધરવોને મારૂં એવો છું, પણ ઠીક છે આવેલી પાછી કયાં જવાની છે, એવી તે દુષ્ટની કુબુદ્ધિ થઈ. વઇરાટરાજાએ દ્રૌપતીજીને પોતાના ઘરમાં મોકલી દીધાં. વઇરાટરાજાની રાણી સુદષ્ણા દ્રૌપતીજીને પગે લાગીને બોલી કે પધારો બાઈ આપના પ્રતાપથી મારી શુભ મતી થશે એવું લાગે છે. એમ કહી ઘણું માન્ય આપીને બેસાડી. વળી રાણી કહેવા લાગી કે હે બાઈ આ સઘળું ઘરબાર તમારૂં છે, તમે કંઈ પણ કામ કરયા સીવાય આ હીંચોળા ખાટે હીંચ્યા કરો. એ પ્રમાણે ચાર ભાઈ તથા દ્રૌપતી આ પાંચ જણાં રાજાના ત્યાં આનંદભેર રહ્યાં, એવામાં ચાર ઘડી થઇ એટલે ભીમસેન ઉઠીને ઉભો થયો અને પોતાની કટી કશીને બાંધવા લાગ્યો. પોતાના કડછાને ખાંધે નાંખી લીધો પછી નગ્ર તરફ ચાલ્યો તે ચાલ્યો ચાલ્યો નગરના દરવાજાની પાસે આવ્યો. પછી ત્યાં ઉભો ઉભો વીચાર કરે છે કે આ ખંડણી ભરનારા રાજાની કમાનમાં થઇને નગરમાં દાખલ થવું એ મારે શરમાવા જેવું છે માટે કોટ કુદિને અંદર જાઉં તો ઠીક. એમ ધારી વાલવાજીએ થોડેક દુર જઇને દડબડ દડબડ દોટ મુકી અને છલંગ મારીને કોટ કુદીને અંદર પડયો જે પ્રમાણે આભ પડે તે પ્રમાણે ભીમસેન પૃથ્વી ઉપર પડયો. જ્યાં પૃથ્વીપર પડયો એટલે ધરતી કંપવા લાગી પાણી ભરનારી પાણીયારીઓ ભીમના ભયથી પોતાનાં પાણી ભરવાનાં બેડાં ફોડી નાંખીને પોતાના ઘેર દોડી ગઈ આખા ગામમાં એવી વાત ચાલી કે સઘળા નગરના લોકોના પુરા ભોગ મળ્યા, વળી માંહોમાંહે વાતો કરે છે કે એક મોટો દૈત્ય પોતાની ખાંધ ઉપર કડછો મુકીને નગરમાં આવ્યો છે હવે આખા ગામનું આવી બન્યું. ઘણાક પ્રાણીઓના પલકવારમાં જીવ ખેંચી લેશે વળી કેટલાક પ્રાણીને પોતાના કડછામાં ચઢાવીને ખાઈ જશે એવો બોબાટો આખા

નગરમાં ચાલી રહયો. નગરના લોકો નાસાનાસ કરી રહ્યા છે. વ્રકોદર ગમ્મત કરવાના ઇરાદાથી દાંતને ડોળા બતાવે છે, જેમ જેમ ભીમસેન દાંતને ડોળા બતાવે છે તેમ તેમ નગરના લોકો ભયથી નાસાનાસ કરે છે. આખા ગામનું લોક ભીમસેનથી ત્રાસ પામી ગયું પછી વ્રકોદરે વીચાર કરયો કે આખું ગામ શું જાણશે કે ભીમભાઇ પધારયા હતા માટે કંઇ પણ મારૂં નામ કરૂં તો ઠીક. એમ જાણીને પોતે બજારમાં ચાલ્યો બજારમાં જતાં જતાં ધાણી ચણાની દુકાનો આવી. તે દુકાનોમાંથી ધાણી ચણાના ખોબા ભરી ભરીને પોતે રસ્તા વચ્ચે ઉછાળવા લાગ્યો. પણ કોણ તેના હાથ ઝાલી શકે ! વ્રકોદર જ્યાં મીઠાઇનિ દુકાન દેખે છે ત્યાં લાગલુ મોં ઘાલી દે છે. ભાવે તેમ ખાય છે અને મજા ઉડાવે છે. ભીમસેનના આવા ભયભીત કર્તવ્યથી નગ્રમાં ફીફીયાટો થઇ રહયો પછી વ્રકોદર ધુમતો ધુમતો રાજ્ય સભામાં પેસતાંજ પોતે ખંભ ઠોકયો કે તુરત આખી સભા ધમધમી. વઇરાટરાજા પણ ધુજી ઉઠયો. વાયુનંદન ભીમસેન ધરમરાજાને પ્રેમવડે પગે લાગ્યો ભીમસેનને જોઇને વઇરાટરાજા કીંકરૂપીને પુછવા લાગ્યો કે અરે મહારાજા આ બળવાન કોણ છે ! ધરમરાજા કહે હે વઇરાટ તું શા માટે ભય પામે છે ! શરમાયા સીવાય તેમ ભય પામ્યા સીવાય સવળી વારતા પુછી લે. એટલે વઇરાટરાજા બોલ્યો અરે ભાઇ તમે કોણ છો અને કયાંથી આવ્યા છો! એવું વઇરાટરાજાનું બોલવું સાંભળીને ભીમસેને કહ્યું, ઇંદ્રપ્રસ્તનો રહેવાશી છું. ભીમસેનભાઇનો ભીલ્લુ છું. અને રસોઇનું કામ કરૂં છું. આ મારૂં પાપી પેટ ભરવા સારૂ બાર મહીના સુધી તારે ત્યાં રહેવું છે. હું એકલો તારિ તમામ સેન્યાનું રાંધણું રાંધીશ અને એકલો સવળી વેઠ કરીશ. વઇરાટરાજા કહે ભલે પધારયા. પણ હાલમાં કયાંથી આવો છો ! ભીમ કહે એ બધુ ખરૂ પણ મને કેટલું ખાવા આપશો ! વઇરાટરાજા કહે તમે કેટલું ખાશો તે મોંઢે માગી લ્યો. તમને હું જવા દેવાનો નથી સુખેથી અહીં રહો. એટલે ભીમસેન બોલ્યો હું સુખરૂપે તારૂ રાંધણું રાંધીશ પણ મારે ખાવા માટે સોળ કળશી અન્ન જોઇશે. એવું વ્રકોદરનું બોલવું સાંભળીને વઇરાટરાજાએ પોંચો કરડયો. એકદમ બોલી ઉઠયો કે અરે બાપલીયા એ મારૂં કામ નહી. એ પ્રમાણે ખવરાવું તો મારૂ આખુ ગામ વેચવું પડે. અરે ભાઈ મારૂ એટલુ બધુ અનાજ આપવાનું ગજુ નથી. મારાથી આપને રાખી શકાશે નહી. અટલે ભીમસેને કહ્યું કે જો મને નહી રાખે તો ઠેર મારી નાંખીશ

[illegible]

મુરખા શું લવારો કરે છે! એવામાં વઇરાટરાજા બોલી ઉઠયો અરે ભાઈ સોળ કળશીતો નહી પણ બાર કળશી અનાજ તમને રોજ જમવા આપીશ. પણ તેમાં એટલુ છે કે રસોઇમાં જેટલાં લાકડાં બળે તેટલાં તમારે પુરાં કરવાનાં છે ભીમસેન કહે બહુ સારૂ વઇરાટરાજા તમે તે વાતની કાંઈ પણ ચીંતા કરશો નહી હું જેટલું અનાજ ખાઇશ તેટલાનો બદલો વાળી આપીશ તમે ખવરાવશે તેનો મને લાભ નથીપણ કોઇ વખત તમને ગુણ થઇપડશે વઇરાટરાજા કહે બહુસારૂ વાલવાજીને એમ કહી રસોડુ સોંપી દીધું એ પ્રમાણે પાંચ ભાઈઓ તથા સતી સ્ત્રી દ્રૌપદીજી, એ છએ જણા વઇરાટરાજાનેત્યાં આનંદથી સમાયાં પાન્ડવોના આવવાથી આખા નગરમાં આનંદ ઓછવ થઇ રહયો. ધરમરાજા રાજ્ય સભામાં રહે છે અને એક વખત વઇરાટરાજાને ત્યાં ભોજન કરી આવે છે. પોતે આખું રાજ્ય ચલાવે છે અને શુભ ન્યાય કરે છે નગરના સરવે પ્રાણીને આનંદ માતો નથી. અરજુનજી નીશાળ ભણાવે છે. આખા ગામના છોકરાં નીશાળે ભણવા સારૂ આવે છે. તેમાં અરજુનજી વઇરાટરાજાનાં ઓત્રા કુંવરને તથા ઓત્રા કુંવરી, એ બન્નેને દરબારમાંથી નીશાળે તેડી જાય છે. વઇરાટરાજાનાં પુત્ર અને પુત્રી પણ વિદ્યા ભણે છે. ઈંદ્ર પુત્ર અરજુનજી રાત દહાડા નીશાળમાં રહે છે. હવે સેહદેવજી રાજાની ગાયો લેઇને વન વગડામાં જાય છે. વનમાં જઇને પીંપળાના વૃક્ષની નીચે ગફા ગોડી તેની મહીં ઉતરીને નીરાંતે બેઠા બેઠા હરી સ્મરણ કરે છે. સાંજ પડે છે એટલે ગાયો લેઇને નગરમાં જાય છે. સઘળા ગોવાળીયા સેહદેવજીના વશમાં છે અને તેઓ પંછીજીના ગુણ ગાય છે. નીકુળજી વ્હાણામાં ઉઠીને મન ગમતો ઘોડો લેઇ બાગ બગીચે ફરી આવે છે. અને પહેરી ઓઢીને સેહેલ કરયા કરે છે વઇરાટ રાજાની રાણી સુદષ્ણા પાસે સયંદ્રી આનંદથી રહે છે, સયંદ્રી રાણીને શુભ રીતી નીતી શીખવાડે છે. શુભ ઉપદેશ કરીને પ્રભુના ઉપર શ્રદ્ધા લગાડાવે છે, વળી વઇરાટરાજાની કેવી રીતે શેવા કરવી તેનો પણ ઉપદેશ કરે છે વ્રકોદરે રાંધવાની સારી ગોઠવણ કરી, પહેલાં જે ચુલા ચુલ્યો હતી તે તમામ પુરી નાંખી અને મોટી મોટી તમણો ખોદીને લાંબી ચારીઓ બનાવી. તેમાં વચમાં થોડી છુટી જગો રાખી, તે એટલા માટે કે જેમાં પોતાની પથારી થાય. વઇરાટ રાજાનું ચાર ક્ષોણી સૈન્ય છે તેથી તેમને ખાવા સારૂં ખીચડું રાંધવાનું આવે એટલે ભીમસેન લાંબી ચારી સળગાવી તેના ઉપર મ્હોટાં પાત્ર ચઢાવી દે છે, વચમાં સોંડો તાણીને સુએ છે પણ બધી જગોએ સુરતા રાખે છે. પછી પી-

મ્મળથી કાચું પાકું પરખીને પગવડે નીચે ઉતારી નાંખે છે. પોતે દસ વીસ દીવસે વગડામાં જાય છે અને રંધાય એટલાં કાષ્ટ એકે ફેરે ઉંચકી લાવે છે, વળી રસોડામાં રાત્રીએ સુઈ રહે છે, તેના ઉંઘવાથી નસકોરાં બોલે છે તેથી તે છાપરાનાં નળીયાં ઉંચાં નીચાં થાય છે, જાણે ટકોરખાનું વાગ્યું એમ નળીયાં ઉછળ્યાં કરે છે. વાલવાજીનું નામ સાંભળીને રડતાં બાળક ચુપ થઈ જાય છે એ પ્રમાણે પાંચ ભાઈ તથા સતી દ્રૌપદી સુખ રૂપે રહ્યાં છે.



## વિશ્રામ ૧ લો.



પુરવ કથા વઇરાટની, સાંભળી શ્રોતા જન;
વલ્લભ વાણી ઓચરે, ઉત્તર કથા પાવન.

વઇશમપાયન રૂષિ કહે છે કે હે જનમેજે રાજા એ પ્રમાણે પાન્ડવો વૈરાટ રાજાને ત્યાં ખુશીથી રહ્યાં છે. હવે હસ્તીનાપુરમાં શું બને છે તે તું શાંત ચીત્તે શ્રવણ કર. છત્રપતિ દુરીયોધને ચાર મહીને હીસાબ ગણ્યો. રાજાએ ત્રણસેં સાઠ દીવસનું એક વરષ ગણ્યું. અને પુરષોતમ માસને જુદો ગણ્યો એ પ્રમાણે અન્યાય કરયો. પછી શકુની મામાને કહ્યું કે આપણે બેશી રહ્યા છીએ પણ કુન્તીનંદન પાન્ડવોને વન ગયાને બાર વરષ પુરાં થઈ ગયાં. હવે તેઓ છાના રહેવા માટે ગયા હશે અને તેમની મરજી માફક વરતતા હશે અરે મામા આપણે બહુ ભુલ ખાધી હવે તેમનો કેમ કરીને પત્તો લાગશે. એટલે શકુની મામો બોલ્યો, તું કાંઇ પણ ચીંતા કરીશ નહી. તું સહુનો શીરછત્ર છે માટે દેશોદેશના રાજાઓને પત્ર લખી દે, તેમાં એવું લખવું કે જ્યાં જ્યાં પોતાની ધરતી, વસ્તી વગડો, ડુંગર, દરીયો વિગેરેમાં સત્તા ચાલતી હોય ત્યાં પાન્ડવોની શોધ કરયા પછી અમને પત્ર લખવો, જો તેમાં કંઈ પણ ચુક પડશે તો દુરીયોધન રાજા ગુસ્સે થશે અને રાજ્યપાટ છીનવી લેશે. માટે જોઈ વીચારીને કામ કરજો, તેમાં કંઈ પણ ફેર પડશે તો તેના કુટુંબ સહીતને ઘાણીમાં ઘાલી પીલાવી નાંખશે. એ પ્રમાણે પત્રો લખીને દેશો દેશ મોકલાવી દો એટલે સઘળા રાજાઓ ખરી ખબર કાઢીને આપણને પત્ર લખશે, દુરીયોધન કહે ખરી વાત છે લખી દો, નહી તો કામ કથલી જશે, મામાએ ચોરાસી હજાર પત્ર લખાવી દીધા.

પછી એક ક્ષણુ વારમાં લખેલા પત્રો દેશોદેશ પહોંચાડી દીધા સઘળા રાજાઓએ પોત પોતાની હદ શોધીને હસ્તીનાપુર પત્રો લખી વાળ્યા. હસ્તીનાપુરથી લખેલો પત્ર વઇરાટરાજાને ત્યાં આવ્યો. રાજાએ કીંક રૂષિને તે પત્ર વંચાવ્યો. કીંક રૂષિએ તે પત્રને બરોબર વાંચ્યો. વઇરાટપતીએ કીંક રૂષિને પુછયું કે અરે મહારાજા કેમ કરીશું ? તમે પાન્ડવના ઘરના છો પણ પાન્ડવો મારે ત્યાં નથી માટે છત્રપતીને શું લખી જણાવું ! ધર્મરાજા કહે તારી મરજીમાં આવે તે લખી જણાવ. તે સબંધી મને કંઇપણ પુછીશ નહી. પછી વઇરાટરાજાએ પત્ર લખ્યો કે હે છત્રપતી દુર્યોધનરાજા ! પાન્ડવો અમારે ત્યાં નથી. એ પ્રમાણે લખીને હસ્તીનાપુર પહોંચાડી દીધો. દેશ દેશાન્તરના કાગળો હસ્તીનાપુર પહોંચી ગયા. દુર્યોધન કહે અરે શકુની મામા પાન્ડવો કયાં રહયા હશે ? એટલે શકુની મામો બોલ્યો અરે છત્રપતી તમે જરા ધીરજ રાખો. તેનો ઉપાય જલદીથી શોધી કાઢું છું. એમ કહી તેણે એક પાન મંગાવી તેનું બીડું બનાવી દીધું. પછી સઘળા મલ્લ લોકોને ભેગા કર્યા. મામાએ સભા વચ્ચે ઉભા થઇને કહ્યું કે જે પાન્ડવની શોધ કરવા જાય તે આ પાનનું બીડું ખાઈ જાય. જે માણસ એટલું કામ કરશે તેને એક આની રાજ અપાવીશ. એવું સાંભળી સઘળા મલ્લોએ વિચાર કરયો કે જે જશે તે ફરીથી પાછો આવવાનો નથી માટે આપણે જવું યોગ્ય નથી. તે મલ્લોમાં એક જેમલ કબીરો કરી એક મલ્લ હતો, તેણે તે કામ બજાવવાની હીમત ઘાલી. જ્યારે ભીમસેને કબીરાને વાચ્યમાં નાખ્યા હતા ત્યારે તેમાંથી ઉગરીને હસ્તીનાપુરમાં નાશી આવ્યો હતો, તે મલ્લ થઇને દુરયોધનના ત્યાં રહેતો હતો. તેણે મનમાં એમ વીચારયું કે જ્યારે ત્યારે એક વખત મરવું છે માટે હું શોધ કરવા જાઉં તો ઠીક. જો શોધ લેઈને આવીશ તો એક આની રાજ્ય મળશે. અને ત્યાં મરી જઇશ તો આ દાસત્વપણામાંથી મુક્ત થઇશ; એમ ધારી તેણે પાનનું બીડુ ઝડપી લીધું અને પોતાના મુખમાં મુકી દીધું. એટલે મામાએ તેને શાબાશી આપી કે ધન્ય છે તને પછી મામાએ તે જેમત કબીરાને શોધ કરવા સારૂ મોકલવાનો નીશ્ચય કર્યો. પછી તે જેમત મલ્લની કોટે તાંબાનું પત્ર બાંધ્યું. તેમાં એવું લખી જણાવ્યું કે આ યોદ્ધા છત્રપતી દુર્યોધનનો છે અને તે પાન્ડવોની શોધ કરવા માટે આવ્યો છે માટે હે ક્ષત્રી રાજાઓ તેને માટે ખાવા પીવાની સારી સોઇ કરજો. વળી તમારી હદમાં જો પાન્ડવો રહેતા હોય તો તપાસ કરીને આ મલ્લને કહેજો. કદાપી પાન્ડવો પોતાની હદમાં ન હોય તો આ મલને સવામણ સોનાનું પુત-

ળું કરીને આપી દેજો. એ પ્રમાણે તાંબાના પત્રમાં લખ્યું છે. ત્યાર પછી તે બળવંતો મલ્લ જવા માટે તૈયાર થયો. તે મલ્લે પોતાની કેહડે સો મણ લોઢાની સાંકળ તાણી બાંધી. તથા પોતાના હાથમાં ભાલો ઝાલી લીધો અને પછી ચાલતો થયો. તે મલ્લના ગયા પછી દુર્યોધન રાજાએ પોતાના મામાને પુછ્યું કે હે મામા પુતળું લેવાનું કેમ ઠરાવ્યું ! દુર્યોધનનું બોલવું સાંભળીને મામો બોલી ઉઠયો, હે રાજા તું મારૂં કહેવું બરોબર શ્રવણ કરી લે, જ્યાં પાન્ડવો રહેતા હશે તે જગોથી તેઓ પુતળું આપવા દેવાના નથી. જો પુતળું આપવા દે તો ક્ષત્રીપણું ખોયું એમ થાય, માટે તે નક્કી પુતળું નહિ આપવા દે. તેથી આપણે સમજીશું કે પાન્ડવો તેને ત્યાંજ છે. એવું મામાનું બોલવું સાંભળી દુર્યોધન રાજા ખુંખારીને કહે છે કે મામા ધન્ય છે તારી બુદ્ધિની બલીહારી છે. હવે તે જેમત કબીરો ચાલ્યો ચાલ્યો અંક દેશમાં આવ્યો. અંક દેશનો રાજા જ્યાં પોતાની રાજ્ય સભા ભરીને બેઠો હતો ત્યાં તે મલ આવી પહોંચ્યો. જેમલ કબીરાએ તાંબાનું પત્ર પોતાની છાતી આગળ લટકાવ્યું હતું, તેથી રાજાએ તે વાર્તા વાંચીને મલ્લને સભા વચ્ચે આવકાર આપ્યો. વળી તેને ખાવા પીવાનું પણ આપ્યું. પછી સવામણનું સુવર્ણનું પુતળું ઘડાવી આપ્યું. તે પુતળું તૈયાર બનાવીને મલ્લને સોંપી દીધું. જેમલે તે પુતળું પોતાનિ પાસે લેઈ લીધું અને ત્યાંથી બીજે દેશ ચાલી નીકળ્યો, જ્યાં જ્યાં તે મલ્લ જાય છે ત્યાં ત્યાંના રાજાઓ તુરત પુતળું ઘડાવીને આપી દે છે. જે જે રાજા પુતરૂ આપે છે તે તે પુતરૂં પોતે લેતો જાય છે ને સાંકળે બાંધતો જાય છે એમ બહોતેર પુતળાં ભેગાં થયાં. જેમલ કબીરાએ બહોતેર ક્ષત્રીનાં સવા નેવું મણ સોનાનાં પુતળાં લીધાં. એવામાં દ્વારીકાં નગરી આવી. જેમલ કબીરાએ વિચાર કર્યો કે હું જાઉં છું તો ખરો પણ કૃષ્ણજી તથા બળદેવજી તેમના સગા છે માટે કાંઇ દગો કર્યો હશે. એ પ્રમાણે પોતાના મનમાં શંકા લાવ્યો. મલ્લે એવો મનસુબો કર્યો કે અહીં તપાસ કર્યા પછી બીજાની પાસે જવું. એમ ધારી પોતે જાદવ સભામાં જઇને ઉભો રહયો. કૃષ્ણજી તથા બળદેવજી બંન્ને ભાઇઓ સભા વચ્ચે બીરાજ્યા છે. બળદેવજીએ તે ત્રાંબાનું પત્ર વાંચ્યું, પત્ર વાંચ્યા પછી ગાજીને બોલી ઉઠયા કે, અમે હસ્તીનાપુર પત્ર લખી જણાવ્યો છતાં કેમ તું આવ્યો ! અમારે ત્યાં પાન્ડવો નથી આવ્યા. એવો સમાચાર ત્યાં મોકલી દીધો છે. એવું સાંભળી મલ્લે કહ્યું, આ પત્ર વાંચીને સવામણ સુવર્ણનું પુતરૂં ઘડાવી આપો. બળદેવજી ક્રોધ કરીને બોલ્યા, અરે મુંહમતી અમે

ખંડણી ભરતા નથી. એના તાબાના નથી માટે [અમે] કંઇ પણ અપાવાના નથી. તું મીથ્યા લવારી કરે છે. તું મરીસ પણ તને પુતરૂં મળવાનું નથી. એટલે જેમલ કબીરો બોલ્યો, અરે મહારાજા જરા વિચાર કરીને બોલો મુંઢ મુંઢ એવું શા માટે કહો છો ! જો તમારાથી સોનું આપી શકાય એવું ન હોય તો યુદ્ધ આપો. એવું સાંભળીને બળદેવજીને હળાહળ ક્રોધ વ્યાપ્યો. પોને બોલ્યા કે અરે નીચ એ શું બોલ્યો એમ કહી હસ્તમાં મુશળ પકડી ઉભા થયા. પ્રભુને કહ્યું કે જરૂર તેનું મુસ્તક છેદી નાંખું. શ્રીહરીએ હળ ધારીને સમજાગ્યા કે તે દુષ્ટનું મ્રત્યુ ભીમના હાથથી છે. માટે તેને જીવતો નાંખી દેવાનો ઉપાય કરો. એટલે બળદેવજીએ તે મલ્લને પોતાની હળની અણીએ ચઢાવ્યો અને બળ કરીને ગગનમાં ફેંકયો. ગગનમાં ફેંકવાથી તે મલ્લ વૈરાટનગરની ભાગોળે બેભાન થઇને પડયો. પછી તેને બે ઘડીએ સુદ્ધિ આવી. તે મલ્લ વિચાર કરવા લાગ્યો કે ઠીક થયું તે હું તેમની સાથે ઝાઝું બોલ્યો નહી. જો વધારે બોલ્યો હોત તો ઠેર મરી જાત. હવે હું આ ગામ દેખાય છે તે ગામમાં જઇ સીધું લેઇને રાંધી ખાઉં તો ઠીક. આ ગાગમાં રાંધી ખાઇ પુતરૂં લેઇને પછી બીજા ગામમાં જઇશ. એમ વીચાર કરીને વૈરાટનગરમાં દાખલ થયો. જ્યાં રાજ્ય સભા બીરાજી છે ત્યાં જેમલ કબીરો આવી પહોંચ્યો. પોને તાંબાનું પત્ર છાતી ઉપર ધરીને ઉભો રહયો. વૈરાટરાજાએ તે પત્રને બરોબર વાંચ્યું. એવામાં છજામાં દ્રૌપદિ ઉભી હતી તેણે પણ તે પત્ર વાંચ્યું. વાંચ્યા પછી પોતે ચીંતા કરવા લાગી કે અરે દૈવ હવે તું બચાવી લેજે. ધર્મરાજાએ પણ તે પ્રમાણે વાંચીને પોતાના મનમાં શોક કર્યો. વૈરાટ રાજાનો સાળો કૈચોજી રાજ્ય સભામાં બેઠો હતો, પણ તેનું ધ્યાન ધુપતીમાં ચોંટયું હતું. તે દુષ્ટ તો ખુંખારીને હોઠ બચકારતો હતો, ત્થા સતી સામી આંખો મચકારતો હતો, એવામાં વૈરાટરાજા કીંક રૂષિને પગે લાગીને બોલ્યો કે અરે મહારાજા આ મલને પુતરૂં આપવું કે નહી તેનો ખુલાસો આપો. એવું રાજાનું બોલવું સાંભળીને ધર્મરાજાએ કહ્યું, એને પુતરૂં નથી આપવું. વૈરાટરાજાએ કહ્યું, અરે મહારાજા ! જો તેને પુતરૂં ન આપું તો છત્રપતિની માઝા ટુટી જાય. જો દુર્યોધન રાજા ગુસ્સે થાય તો મારૂં ઘરબાર ધુળધાણી કરી નાંખે. હું તો એના તાબાનો પ્રાણી છું માટે જરૂર પુતરૂં આપવું પડશે. એટલે ધર્મરાજા બોલ્યા, અરે વઇરાટરાજા તારે મારૂં વચન પાળવું પડશે. જેમલને કહે કે તું ચાલ્યો જા પુતરૂં મળવાનું નથી. એવું ધર્મરાજાનું બોલવું સાંભળી વઇરાટરાજાએ જેમલ કબીરાને કહ્યું અરે

ભાઇ તું તારે દેશ ચાલ્યો જા. એવું સાંભરી જેમલને અતીશય ક્રોધ ચઢયો. જેમલ કબીરાએ વઇરાટરાજાને કહ્યું કે અલ્યા તારૂં આવી બન્યું છે. જો તારે પુતરૂં આપવું ન હોય તો મારી સાથે યુદ્ધ કર. એવું જેમલનું બોલવું સાંભરી વઇરાટરાજા ધ્રુજવા લાગ્યો. વઇરાટરાજાએ ધર્મરાય પ્રત્યે કહ્યું કે અરે મહારાજા હવે કેમ થશે ? મારાથી આ મલની સાથે યુદ્ધ થાય તેમ નથી. ધર્મરાજાએ કહ્યું ત્યારે તું જાણે તારી મરજીમાં આવે તેમ કર. રાજાના સાળા કૈયાજીનું આ વાતમાં બીલકુલ ધ્યાન નથી. તે દુષ્ટ પાપી તો દ્રૌપતીમાં ગુલતાન બની ગયો છે. દ્રૌપતિએ વીચાર કર્યો કે રડયાને માર ખવરાવું તો ઠીક, એમ જાણી કૈયાના સામું જોયું. કઇયાએ જાણ્યું કે હવે મારા ઉપર એનું મન મ્હોયું. એ પ્રમાણે કઇયોજી તો અતિશય હરખાઇ ગયો. પછી પોતે મોંઢે મુછોપર હાથ નાંખ્યો. એટલે ધ્રુપતીએ તેને સાનમાં સમજાવ્યો કે તમે આ મલની સાથે યુદ્ધ કરો. તવ કઇયાએ જાણ્યું કે સયંદ્રીને મારા ઉપર બરોબર પ્રેમ થયો છે માટે હું મલની સાથે યુદ્ધ કરૂં તો વળી વધારે ખુશી થશે અને મારા વશ થઇ જશે. એવું સમજી કઇયાજીએ ગુસ્સે થઇને મલ પ્રત્યે કહ્યું કે અલ્યા ગુલામ તું રાજાજી પાસે શા માટે યુદ્ધ માગે છે ! તું તારા મનમાં શું સમજે છે, હમણાં કાળો કેર થઇ જશે. જો હું ઉભો થઇશ તો તને સભા વચ્ચે ઠેર મારી નાંખીશ. એટલે મલ બોલ્યો અલ્યા તારે લડવાનું જોર હોય તો ચાલ્ય ઉભો થા આપણ બન્ને જણા લડીએ. તવ કઇયોજી એકદમ સભામાં ઉભો થયો. પોતે મનમાં વીચાર કર્યો કે થનાર હશે તે થશે પણ બાઝ્યા વિના ચાલશે નહિ કારણ કે સયંદ્રીનું એવું કહેવું છે કે તમે મલની સાથે બાઝો, હવે હું બાહાઝું તો મલ તો બહુ બળવાન છે એમ વીચાર કરતો જાય છે અને દ્રૌપતી સામું ઉંચું નીચું જોતો જાય છે. પાછી સતીએ સાન કરી કે તમે બહાદુર છો ત્યારે મલને બાઝી પડો. શા માટે વાર કરો છો ! મીથ્યા ચાળા કર્યા સીવાય યુદ્ધ કરો. એટલે પાછું તાન ભરાઇ આવ્યું. પોતે એકદમ ગાજ્યો અને પોતાની બાહયો ચઢાવી ત્યારપછી ધ્રુપતીના સામુ જોઇને મલને બાઝ્યો. જેવો મલને બાઝ્યો તેવોજ મલ્લે બળ કરીને બોચીમાંથી પકડી પાડયો. પછી પોતાના માંથા ઉપર ફેરવી બગલમાં ઘાલ્યો. તે મલ્લ પુષ્કળ બળવડે કઇયાને બગલમાં દબાવ્યો. તેનું શરીર ભાગી ગયું. અને તેથી બુમ પાડીને કહેવા લાગ્યો કે અરે બાપ મને છોડાવો. મોઢામાંથી રૂધીરની ધારા ચાલી; એવું જોઇ વૈરાટરાજાએ બુમ પાડીને કહ્યું કે અરે હે મલ્લ તુ જેમ કહિસ તેમ કરીશ પણ મારા પ્રધાનને મુકી

દે. તારૂ સુવર્ણનુ પુતળું તને ઘડાવી આપીશ. એટલે મલ્લે કઇચાજીને રાજ્ય સભામાં ફેંકી દીધો. કઇચાને પુષ્કળ દુઃખ પડયું. ધરૂપતીજીએ સાન કરીને પોતાનું મોં મરડયું. એટલે કઇચાજીએ પડયા પડયા દ્રૌપતીજીને સાન કરી કે હું ચોટ ચુકયો, નહિ તો મલતે મારી નાંખત. દ્રૌપતિ દુષ્ટને શીક્ષા કરાવિને ઘરમાં ચાલી ગઇ. તો પણ દુષ્ટ કઇચાને કાંઇ પણ સાન આવી નહી દ્રૌપતીજીનું ધ્યાન ધરતો ધરતો સભાની વચ્ચો વચ્ચ પડયો છે, વઇરાટરાજાએ શેવકોને કહ્યું કે કઇચાજીને અહીં કયાં સુધી રાખશો તેમને ઉચકીને તેમના ઘેર લેઇ જાઓ. એટલે શેવકોએ ડોળી બનાવિ દીધી કઇચાજીને ડોળીમાં સુવાડીને શેવકો તેમના ઘેર મુકવા ચાલ્યા. એ પ્રમાણે કઇચાજીને તેમના ઘેર પહોંચાડી દિધા. પછી વઇરાટ રાજાએ મલ્લને ખબર આપી કે હમણાં અમારી પાસે સોનાની સવડ નથી માટે મોદીખાનેથી સીધું લેઇ રાંધી ખાઓ. એટલામાં જો બનશે તો તમને આપી દેશશું. એટલે મલ્લે સીધું લીધું અને શહેર બહાર ગયો ગામની બહાર જઇને પોતે રસોઇ કરવા લાગ્યો વઇરાટરાજા મનમાં વિચાર કરે છે કે પુતળું આપવું તે ઠીક છે. વળી પોતે ધર્મરાજાને કહેવા લાગ્યો કે અરે મહારાજા મલ્લને સુવર્ણનું પુતળું આપવા ... મ્હોટાની સાથે શા માટે વેર કરાવરાવો છો ! ધર્મરાજા બોલ્યા, અરે વૈરાટપતી પુતળું અપાય તેમ નથી આપણું ક્ષત્રીપણું નષ્ટ થઇ જાય અને ક્ષત્રી કુળને લાન્છન લાગે. એમ પોને મનમાં વીચાર કરીને પુતળું આપવા દેવાનું ના કહે છે.વઇરાટરાજા કહે મલ્લ યુદ્ધ માગે છે માટે તેનું કેમ કરવું. એક જણને તો મારીને મલ્લે ખાટલે નાંખ્યો અને મારૂં બળ તો તેની સાથે ચાલી શકે તેમ નથી. તે યુદ્ધ માગે તો તેના સામુ કોણ લડે ધરમરાજા કહે તું તારા મનમાં શાંતિ રાખ એક ઉપાય તને બતાવું છું. હમેશાં વાલવો બેઠો બેઠો બાર કળશી અનાજ જમી જાય છે માટે તેને બોલાવી લે. શા માટે ગભરાઇને ચીંતા કરે છે ! તે મલ્લની સાથે યુદ્ધ કરી શકે તેવો છે. એટલે વઇરાટરાજા બોલ્યો. અરે મહારાજા એ બીચારાનું શું ગજું કે મલ્લનિ સાથે યુદ્ધ કરી શકે. ઉલટો મલ્લનો માર ખાઇને મરી જશે. ધરમરાજા બોલ્યા અરે તું તારે તેને બોલાવી જો. પછી તેનો ઝપાટો જોઇ લેજે. એટલે રાજાએ સેવકને હુકમ કર્યો કે વાલવાજીને બોલાવી લાવો તવ ચાર શેવકો વાલવાજીના રસોડે આવ્યા વાલવાજીને કહ્યું કે ચાલો વાલવાજી તમને વઇરાટ રાજા બોલાવે છે એવું ભીમસેને સાંભળ્યું કે તુરત ક્રોધે ભરાયો. પોતે એકદમ બોલી ઉઠયો કે તમે મુવા ને તમારો રાજાએ મુવો જાઓ અમે આવવાના નથી

એમ કહીને કડછો ઉપાડયો એટલે રાજાના શેવકો જીવ લેઇને નાશી ગયા. શેવકો દોડયા દોડયા રાજ્ય સભામાં આવ્યા અને સવળા સમાચાર રાજાને કહી સંભળાવ્યા. રાજાને કહ્યું કે અરે મહારાજા વાલવો તો એમ કહે છે કે તમે મુવા અને તમારો રાજાએ મુવો અમે તો આવવાના નથી. તેમ છતાં કડછો લેઇને અમને મારવા આવ્યો. તવ વઇરાટ કહે જુઓ કીંક મહારાજા વાલવાજીએ તો આવું કર્યું માટે હવે કેમ કરીશું વાલવાજીનું પુરૂં પડે તેમ નથી તેથી હું દીલગીર છું. ધરમરાજા કહે અરે શેવકો તમે બીજી વખત જાઓ અને વાલવાજીને કહેજો કે તમને કીંક રૂષિ બોલાવે છે એટલે પાછા છડીદારો વાલવાજીના મુકામે આવ્યા. છડીદારોએ કહ્યું કે અરે વાલવાજી તમે ઝટપટ રાજ્ય સભામાં ચાલો તમને કીંક રૂષિ બોલાવે છે. એટલે ભીમસેનબોલી ઉઠયા, અરે ભાઇઓ ઉભા રહો હું તમારી સાથેજ આવું છું. એમ કહિ પોતે ઉભો થયો અને પોતાનાં વસ્ત્રો પહેરી તથા કડછો ખાંધે નાંખી રાજ્ય સભામાં ગયો. ભીમસેને ધરમરાજાને નમસ્કાર કર્યો. વઇરાટરાજાને એમ કહ્યું કે અલ્યા તું મારો માલીક નથી. ને શા માટે મને તેડવા મોકલ્યો. વઇરાટરાજા કંઈ પણ બોલ્યો નહી. ધરમરાજાએ ભીમસેનને કહ્યું કે અલ્યા વાલવા વઇરાટરાજા જે કહે તે સરવે વાત તું સાંભળી લે, એટલે ભીમસેન બોલ્યો, અરે રાજા તારે શું કહેવું છે. એવું વ્રકોદરનું બોલવું સાંભળીને રાજાએ કહ્યું, મારૂં બોલવું તો આપને ગમતું નથી માટે કંઇ પણ કહેતો નથી, ભીમસેન બોલ્યો, કીંક રૂષિના કહેવાથી તારી વાત ધ્યાનમાં લેઇશ વઇરાટરાજા કહે અરે વાલવાજી ત્યારે તમે મારી વાત સાંભળી લ્યો દુર્યોધન રાજાનો મલ્લ પાન્ડવની શોધ લેવા માટે અહીં આવ્યો છે હવે આપણે ઘેર પાન્ડવો તો નથી માટે કેમ કરી શોધી આપીએ મલ્લને કહ્યુંકે પાન્ડવો અમારે ઘેર નથી. એમ કહ્યાથી મલ્લ ગુસ્સે થઇને બોલ્યો કે સવા મણ શોનાનું પુતરૂં આપો હું તેના કહેવા મુજબ પુતરૂં ઘડાવીને આપતો હતો પણ કીંક રૂષિએ આપવાની ના પાડી તેથી મલ્લે યુદ્ધ માગ્યું હું તો લડતાં ત્રાંશ પામી ગયો પણ આપણો પ્રધાન કઇચોજી તે મલ્લની સાથે બાજ્યો. મલ્લે તે કઇચાજીને પોતા ની બગલમાં ઘાલીને દબાવ્યો. તેથી તેનો પ્રાણ ઉંચો ચઢી ગયો અને નાક તથા મોં વાટે લોહી વહી ગયું. તે બીચારો હાલ ખાટલામાં પડયો પડયો દુઃખ ભોગવે છે લડયા પછી મેં સીધું અપાવીને તે મલ્લને રાંધી ખાવા નગર બહાર મોકલ્યો છે. માટે તમે જેમ કહો તેમ કરીએ પુતરૂં આપવું કે નહિં! રૂષિ તો બહુ મુમતી છે તેથી પુતરૂં આપવા દેતા નથી. ભીમસેન બોલ્યો અરે હે વઇરાટ પતી હું કહું તે સાં-

ભળી લો. કે રૂષિજીનું વચન ઓલંઘન કરીને પુતરૂં અપાય નહિ. રાજા કહે જો પુતરૂં ન આપું તો તે મલ્લ યુદ્ધ માગે છે. હવે એ મલ્લની સાથે યુદ્ધ કરવાનું મારામાં બળ નથી. ભીમસેન કહે તે તો તારી મરજી. તેમાં હું શું કરૂં. એટલે વઇરાટરાજાએ કીંક રૂષિના સામું જોયું. કીંક રૂષિએ વઇરાટરાજાને કહ્યું કે શા માટે બીએ છે જે વાત કહેવી હોય તે પેટ ફોડીને કહી દે. એટલે વાલવાજી પ્રત્યે વઇરાટરાજા હસ્ત જોડીને કહેવા લાગ્યો. અરે વાલવાજી તમે તે મલ્લની સાથે યુદ્ધ કરો. ભીમસેન કહે તારૂં કહેવું બરોબર છે પણ યુદ્ધ તે શા ખાધા ઊપર કરીએ. અમને હરી ફરીને ફક્ત બાર કળશી અન્ન મળે છે. તેમાં તો હું અડધો ભુખ્યો રહું છું. પણ તેમ છતાં જો આજ મને મોં માગ્યું ખાવા આપો તો પછી મારો ઝપાટો જોઇ લેજો. વઇરાટરાજા કહે બહુ સારૂ તમે જેમ કહો તેમ મ્હારે કબુલ છે. તમારે જેટલું ખાવાની ઇચ્છા હોય તેટલું મને કહી દો. પછી ભીમે કહ્યું કે સો મણ આટો, સો મણ સાકર, સો મણ ગ્રત તથા વીસ મ-ણ મસાલો આ સરવેનો લાડુ બનાવરાવી મને જમાડો પછી મારો ઝપાટો જોઇ લેજો તે મલ્લને ઠેર મારી નાંખીને તેની પાશે રહેલાં સુવર્ણનાં પુતળાં તમને અપાવીશ, એટલે વઇરાટરાજાએ સેવકને આજ્ઞા આપી કે વાલવાજીના કહ્યા મુજબ સીધાં તૈયાર કરી રસોડે નાંખી આવો. ભીમસેનખુશી થતો થતો રસોડે ગયો. વઇરાટરાજાની આજ્ઞા મુજબ શેવકોએ સીધાં તૈયાર કરી દીધાં અને તે સરવે સાહિત્ય રસોડે પહોંચાડી દીધી. વ્રકોદર લાડુ બનાવી દીધો. લાડુ બના વીને સ્નાન કરવા બેઠો સ્નાન કરીને સ્વચ્છ થયા પછી પોતે શંભુનું ધ્યાન ધ-ર્યું. પછી પોતે પલાંઠી વાળીને લાડુ જમવા માટે બેઠો, એક એક હાથમાં વીસ વીસ લાડુ લઇને શીવ શીવ એવું મોંઢે બોલીને પોતાના મોંમા મુકે છે, એ પ્રમાણે તૈયાર બનાવેલો લાડુ જમી ગયો પછી પાન સોપારી ખાઇ લીધાં. પો-તાના મનમાં આનંદ આનંદ થઇ રહયો છે વળી મનમાં વિચાર કરયો કે દુરી-યોધનના ત્યાં રહેનારો મલ્લ છે માટે મને નિશ્ચે ઓળખશે. તેથી મારો વેશ બદ-લીને એની પાસે જાઉં તો ઠીક એવું વિચારીને મેલો ઘેલો પોશાક ધારણ કરી લીધો. ત્યાર પછી પોતાના મોંઢા ઉપર પ્રતીકા ચોળીને કડછાને ખાંધે નાંખી લીધો. એ પ્રમાણે અદ્દભુત દેખાવ ધારણ કરીને રાજ્ય સભામાં ચાલ્યો. રાજ્ય સભામાં આવીને કીંક રૂષિને તથા વૈરાટરાજાને ખબર આપી કે ચાલો મારો ઝપાટો જોઇ લ્યો કે હું મલ્લની સાથે કેવિ રીતે યુદ્ધ કરૂં છું. એવું ભીમનું બોલવું સાં-ભળીને વૈરાટરાજા તથા ધરમરાજા બન્ને જણા અશ્વ ઉપર બેશીને યુદ્ધ જોવા

માટે આવ્યા. આખા ગામે પણ તે વાર્તા જાણી તેથી લોકો પણ જોવા માટે આ-વ્યા છે. વ્યંઢળ મહેતા પણ પોતાના નીશાળીયાઓને સાથે લેઇને યુદ્ધ જોવા માટે આવ્યા. સેહદેવ જોશી પણ ગોવાળીયાઓને લેઇને યુદ્ધ જાવા માટે આવ્યા નિકુળજી પણ ઘોડે બેશીને નગરની બહાર ગયો. માર્ગે જતાં જતાં ભીમસેને વૈરાટરાજાને સમજાવ્યો કે મલ્લને તારે એમ કહેવું કે મને સોના-નું પુતળુ મલ્યું નહી તેથી હું આ પુતળાને લાવ્યો. એટલુ કહીને તું તારે ઉભો રહેજે. પછી વાલવો તેના સામો ઉભો રહેશે. એ રીતે શીખવી મલ્લની પાસે આવ્યા ત્યાં વૈરાટે મલ્લને કહ્યું કે મને સોનાનું પુતળું મળતું નથી. તેથી આ પુતળું લ્યો. એમ કહી વઇરાટ આઘો ખસ્યો એટલે ભીમ મલ્લના સામો જઈ ઉભો રહયો. એટલે મલ્લે ભીમસેનને કહયુ કે અલ્યા રંધવારા તું શા માટે આવી ચડયો છે ! તારૂ મ્હોત ભમે છે કે શું ! ભીમે કહયુ અરે મુરખા તારાં પુ-તળાંની આશા મુકી દે. તને ઠેર મારી નાંખીને આ સઘરૂં સોનું વઇરાટરાજાના નશીબનું છે. આજ તને નીશ્ચે યમલોકમાં પહોચાડી દેઇશ. એટલે મલ્લ બોલ્યો અલ્યા ઝાઝી ચીપાસી કર્યા વીના મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થઇજા એ પ્ર-માણે બંને જણાએ યુદ્ધ કરવાનો મનસુબો કરયો. ભીમસેને પોતાની ખાંધ ઉપરથી કડછો ઉતારીને નીચે મુકી દીધો. મલ્લે પણ પુતળાં છોડી નીચે મુકી દીધાં પછી બેઉ જણા સામાસામી ઉભા મલ્લ બોલ્યો અલ્યા રંધવારા તારૂં રાંધણું ભુલાવી દેઉં છું, એટલે ભીમસેને કહ્યું અરે મુરખા એક વખત મારા સામો થઈ જા પછી સરવે જણાશે. સઘળા લોકો કોટ વળીને જોવા માટે ઉભા છે, લોકો વીચારે છે કે હવે બેમાંથી કોણ જીતે છે, એ પ્રમાણે લોકો વીચાર કરવા લાગ્યા ભીમસેન તથા મલ્લ બંને જણા લડવાના ઇરાદાથી સામાસામી લાંબા પહોળા ઉભા પછી યુદ્ધ કરવાનો આરંભ કર્યો. બંને જણા પોતપોતા-ના ખંભ ઠોકે છે. એમ કરતાં કરતાં બેઉ જણાએ ગાજી ઉઠીને દોટ મુકી અને એક એકને લથાબથી બહાજી પડયા ભીમે વીચાર કર્યો કે એનામાં કેટલુ બળ છે તે તો હું જોઈ લેઉં પછી ખરૂં યુદ્ધ કરીશ. એ પ્રમાણે પોતે રમત કરવાનો વીચાર કર્યો. મલ્લે તો નીશ્ચય કર્યો કે રંધવારાને ઠેર મારી નાંખવો. ભીમસેન મલ્લને પોતા પોલા ગડદા મારે છે. બેઉ જણાને શરીર ઉપર પરશેવા ઉતરે છે. ભીમસેન મલ્લનો ગડદો પોતાના ડાબા પાસે ઝીલે છે. મલ્લ પુષ્કળ જોરથી ભીમસેનને ગડદા મારે છે પણ વ્રકોદરને તે ફુલની માફક લાગે છે. એમ યુદ્ધ કરતાં કરતાં ભીમસેને વિચાર્યું કે સો ભાઇમાંનો આટલો ભાઈ બાકી રહી ગયો

છે માટે આજ અગ્ની કાકાને ભોગ આપું તો ઠીક. એ પ્રમાણે રમત કર્યા કરે છે, પણ મલ્લનો પાડયો નીચે નથી પડતો. લોકો વીચાર કરે છે કે વાલવો બીચારો માર ખાઈ ખાઇને મરી જાય છે. ને રંધવારો રાંધી જાણે પણ યુદ્ધમાં તેનું કેવી રીતે ચાલી શકે. ભીમસેનને રમત કરતાં કરતાં બે ઘડી થઈ એટલે ધર્મરાજાને વિચાર સુજ્યો કે આતો રમતમાં ચઢયો છે પણ કોઇને વ્હેમ પડશે કે આ તો પાન્ડવો છે તો બીજી વખત બાર વરસ વનમાં જવું પડશે. એમ જાણીને પોતે ભીમસેનને સાન કરી કે ભુંડા તારૂં ભાન કયાં બળી ગયું ! રમતાં રમતાં કોઇ જાણી જશે તો ફેર બાર વરસ વન જવું પડશે. એટલે ભીમસેન તુરત ચેતી ગયો અને પોતે ક્રોધાતુર થઇને મલ્લને એક ગડદો મારયો. તે ગડદાથી મલ્લનાં ચક્ષુ તરી ગયાં. મલ્લે મનમાં વીચાર્યું કે જરૂર આ રંધવારો ભીમસેન હશે કારણ કે ગડદો જરૂર ભીમસેનનો છે. એવામાં વ્રકોદરે વાંકા વળીને મલ્લનો ચરણ ઝાલી લીધો અને તેને ઉચકીને પોતાના માથા ઉપર ફેરવી નીચે નાંખી દીધો. મલ્લ બેબાકળો બનીને પૃથ્વી ઉપર ચતાપાટ પડયો. પછી ભીમસેન રાતાં લોચન કરીને તેના રદય ઉપર ચઢી બેઠો. પોતાના બે પગ નીચે મલ્લના બે હાથ દબાવીને મલ્લના મોંમાં ધુળ ભરીને ગાલમાં ગડદા મારે છે. જેમલ્લ કબીરો બીચારો તરડવા માંડયો. એવામાં ભીમસેને મલ્લના ગળે નખ દીધા તેથી તેનાં ચક્ષુ ઉંચાં તરી ગયાં. પછી મલ્લે જાણ્યું કે હું તો મરી જવાનો છું પણ આ ભીમસેન છે એમ જાહેર કરૂં તો બહુ સારૂ થાય. એવું સમજી મરતાં મરતાં ભીમ કહેવા જાય છે એટલામાં વ્રકોદરના ગડદાનો ગળે અચરકો આવ્યો તેથી ભીમના બદલે ભેં શબ્દ થઈ ગયો. તે શબ્દમાં કોઇપણ માણસ સમજી શકયું નહિં. છેવટ પાપી જેમલ્લ કબીરાના પ્રાણ નીકળી ગયા. પછી ભીમે પુતળાં લેઇ વઇરટારાજાને સોંપી દીધાં. તે બહોતેર પુતળાં નેવું મણ સુવર્ણનાં હતાં. વઇરાટરાજા વીસ્મય પામીને વાલવાજીને કહેવા લાગ્યો કે ધન્ય તમને. વળી એટલું કહ્યું કે હવે પછી તમારે કાષ્ટ નહી લાવવાં અને બેડે બેડે સોળ કળશી અન્ન જમવું. ભીમસેને કહ્યું અરે રાજા તમે જેટલું જેટલું અન્ન ખવરાવશો તેનો તમને ફાયદો છે તેમાં અમારે તો કાંઇ લેવા દેવા નથી. પછી ગામના લોકોને કહેવા લાગ્યો કે અરે ભાઇઓ તમે નગ્રમાં નાશી જાઓ નહી તો તમને મલ્લના ભેગા બાળી મુકીશ. એટલે સઘળા લોકો ભીમસેનના ભયથી નગ્રમાં નાશી ગયા. એનાથી લોકો તરફડી જાય છે કે રખેને મારી નાંખશે. પછી વ્રકોદરે કાષ્ટ લાવીને જેમલ્લના માટે ચીતા ખડકી. તે ચીતા અગ્નીવડે સળગાવીને

પોતાના હાથમાં મલની લાસ લીધી. ત્યાર કેડે અગ્નીના સામો ઉભો રહીને પોતે સ્તુતી કરવા લાગ્યો કે હે અગ્ની કાકા સો ભાઇઓમાંનો એક ભાઈ બાકી હતો તે પાછો તને અર્પણ કરૂં છું માટે તે માની લેઇને અમને શુભ આશીર્વાદ દેજે. વળી જ્યારે અમે લાખા ભુવનમાંથી બચી નીકળ્યાં ત્યારે તે વખતે ત્રણ માના ત્રણસેં માન્યા હતા. તેમાં હું માહારી કાકીના સો જાણતો હતો, પણ તમારા કર્મે કબીરા મળી ગયા તે બહુ સારૂ થયું. તે કબીરામાંનો એક ખુટતો હતો તે આજ પુરો કરી આપ્યો. વળી હે અગ્ની કાકા તમે બહુ ભાગ્યશાળી છો જેથી કરીને અહીંને અહીંજ એક માના સો મળી આવ્યા છે. વઇરાટનારાજાના સાળા છે તે પણ એક માના સો જણા માટે તેમનો જરા વાંક આવશે કે તુરત તમને ભોગ આપી દ[illegible]શ. એમ કહી બાકી રહેલો જે જેમલ કબીરો તેને અગ્નીમાં હોમી દીધો. અગ્ની દેવતાએ તેને લીધો ત્યારપછી ભીમસેને સરોવરમાં સ્નાન કર્યું. ન્હાયા ધોયા પછી પોતે નગ્રમાં ગયો. વઇરાટનગરમાંતો વાલવાજીનો પુષ્કળ મહીમા વધી ગયો છે. જેને તે વાલવાજીને જશ આપે છે. વ્રકોદરને હમેશ સોળ કળશી અન્ન જમવા મળે છે, અને વળી કાષ્ટ લાવવાનાં બંધ કરયાં છે તેથી ભીમસેન આનંદમાં દીવસ નીર્ગમન કરે છે. વઇરાટરાજાનો સાળો કઇચોજી મલના મારથી એક મહીનાસુધી ખાટલે પડયો હતો તે સાજો થયો. કઈચાજીએ એક મહીને પોતાના માંથામાં પાણી ઘાલ્યું. તેની બેહેન સુદ્રષ્ણા તેના ઘેર જઇને કહેવા લાગી કે અરે ભાઈ તું નવા અવતારે આવ્યો માટે બેહેનના હાથનો કંસાર ખા. આજરોજ મ્હારા ઘેર જમવા પધારજો. કઇચાજીએ જવાબ આપ્યો વારૂ બેહેન આજ જરૂર તમારા ત્યાં જમીશ. એટલે સુદ્રષ્ણાએ ઘેર જઇને રસોઇ કરવા માંડી. કઇચોજી તો દ્રૌપતી ઉપર મોહીત થઈ ગયો છે તેથી દ્રૌપતીનુંજ ભજન કરે છે. કઇચાએ વિચારયું કે હું ઘણું દુઃખ ભોગવીને નવા અવતારે આવ્યો છું પણ હજુસુધી મેં સયંદ્રીનું મોં જોયું નથી. માટે ધીમે ધીમે ચાલીને બેનને ત્યાં બેશીશું અને સયંદ્રીને પાસે બેસાડીને ગમ્મતની વાતો કરીશું. એવું જાણીં પાપી એકદમ તૈયાર થયો. અને સયંદ્રીનુ સ્મરણ કરતો કરતો વઇરાટરાજાને ત્યાં ગયો. તેને જોઇને સુદ્રષ્ણાએ કહ્યું કેમ વીરા તુરત આવ્યો! હું હવે રસોઇ કરવા માંડું છું માટે હજુ વાર થશે. કઇચોજી કહે અરે મારી બેહેન ઘરમાં મને બીલકુલ ગમતું નથી તેથી હું વહેલો આવ્યો છું. સુદ્રષ્ણા કહે બહુ સારૂ કરયું ભાઈ, કે તું વ્હેલો આવ્યો, અહીં થોડો વખત આરામ લેશો એટલે રસોઈ તૈયાર થઈ જશે, વળી રાણીએ બુમ પાડી કે કયાં સયંદ્રી ગયાં

સતી ? ભાઇને આસન આપો. દ્રૌપતીએ આસન પાથરીને તેના ઉપર તકીયો મુકયો. એટલે કઇચોજી તે આસન ઉપર બેશીને પ્રેમવડે બોલ્યો, અરે સયંદ્રી તમારા ઉપર તો અમને બહુ પ્રેમ છે. વળી હું મરતાં મરતાં બચ્યો છું છતાં તમે મારી ખબર કેમ પુછતા નથી. એવું સાંભળી દ્રૌપદીજીએ જવાબ આપ્યો, હું તમને નજરે તો દેખું છું કે તમે કુશળખેમ છો, પછી ખબર પુછવાની શી જરૂર છે. કઇચોજી બોલ્યો મને અખંડ રાત દીવસ બીલકુલ ગમતું નથી, માટે મારી પાશે બેસો તો સુખ દુઃખની વાતો કરીએ. દ્રૌપદીજી કહે મ્હારે તો ઘણું કામ છે, કાંઇ નવરી નથી કે તમારી પાસે બેસીને વાત કરૂં. અરે કઇચા ભાઇ તમારી સુદ્રષ્ણા બેહેનની સાથે વાત કરો. એમ કહીને દ્રૌપદી ચાલી ગઇ. તેથી કઇચોજી બોલી ઉઠયો, અરે સુદ્રષ્ણા બેહેન રાંધશો નહી. મારે તમારા ત્યાં ભોજન કરવું નથી. સુદ્રષ્ણા કહે વળી એટલામાં શું વાંકું પડયુ ! કઇચોજી કહે હું તે શામાટે જીવ્યો, મને મૃત્યુ આવ્યું હોત તો બહુ સારૂ. સુદ્રષ્ણા કહે અરે ભાઈ શામાટે બોલે છે ! શાસારૂં મોંહો ઉદાશી રાખે છે. કઇચોજી કહે મને મારા ઘેર જવા દે, હું તારો ભાઈ નથી. હું મારા ઘેર ફાંસો ઘાલીને આપ ઘાત કરીશ. એટલે સુદ્રષ્ણા રડવા લાગી, રડતાં રડતાં કહે છે કે હે વીરા તું શા દુઃખથી મરે છે ! જે દુઃખ હોય તે તું મને કહી દે. હે વીરા તું આપઘાત ન કરીશ. વળી જો ભાઈ તારે ત્રણ તો નારીઓ છે, તેમ આ સઘળું રાજ્યપાટ પણ તારૂં છે, તારા બનેવી તો નીમીત માત્ર છે અને રાજ્યનું કામકાજ તો તું ચલવે છે. તેમ છતાં તારે શી ખામી છે કે તને આવું દુઃખ આવી પડયું છે. તારે જે દુઃખ હોય તે મને કહી દે. તે કરતાં તારે કંઈ જોઈતું હોય તો મારી પાસે માગી લે કઇચોજી કહે અરે બેહેન તને કહેતાં મારી જીભ ઉપડતી નથી, પણ કહ્યા વિના તે કામ થાય તેવું નથી. અરે વહાલી ભગની મને બહુ મોહ લાગ્યો છે જેથી કરીને મારૂં મન વશ રહેતું નથી. હું તને વાર્તા કરીશ એટલે તને ખોટું લાગશે. મારે રાજયપાટ તથા ખાવા પીવાનું નવે નીધ છે, વળી ત્રણ ત્રણ નારીયો મારા ધામને વિષે છે મને કોઇ જાતનું દુઃખ નથી. પણ તારા ત્યાં એક એવી ચીજ છે કે તે ત્રીલોકમાં પણ મળી શકે નહી. તે ચીજમાં મારૂં મન મોહિ ગયું છે. રાત્રી દિવસ તેનું સ્મરણ ચાલ્યાં કરે છે માટે તે ચીજ મને આપવાની કૃપા કર. સુદ્રષ્ણા કહે અરે ભાઇ જે ચીજ જોઇએ તે માગી લે. એટલે કઇચો બોલ્યો મને સયંદ્રી દાસી આપો. એવું સાંભળી રાણી બાહાવરી થઇને બોલી ઉઠી અરે વીરા તું આ શું વચન બોલ્યો !

તારૂં આવી બન્યું, તારો દીવસ વાંકો આવી પડયો કહેવત છે કે વિનાશ કાળે વિપરિત બુદ્ધિ, માટે તારો વિનાશ થવાનો વખત આવી પહોંચ્યો છે. આ સયંદ્રી તો સતી સ્ત્રી છે એના ચરણ ધોઇને પીવા યોગ્ય છે. આવું બોલીશ તો પૃથ્વી રસાતાળ જતી રહેશે સયંદ્રી શ્રાપ દેઇ બાળીને ભસ્મ કરિ નાંખશે. હે વીરા તારા જેવા માણસ મેં હજુ સુધી જોયા નથી. એ પ્રમાણે ભાઇ બેહેન વાદવીવાદ કરવા લાગ્યાં. કઇચોજી બોલ્યો, અરે બહેન તારા મનને દ્રોહ લાગ્યો પણ મહાદેવજી ભીલડીને જોઇને મોહ પામ્યા હતા, ચંદ્ર દેવ ગુરૂ પત્નિને જોઇને મોહ પામ્યા હતા, કૃષ્ણજી ગોપીકાઓને જોઈ મોહ પામ્યા હતા. ઇંદ્રિરાજા અહલ્યાને જોઇ મોહ પામ્યો હતો. પરાસર મચ્છગંધાને જોઈ મોહ પામ્યા હતા. રાવણ સીતા સતીને જોઇને મોહ પામ્યો હતો તથા દુરીયોધન પણ પંચાળી ધરૂપતીને જોઇ મોહ પામ્યો છે તો તેં શું મારી નવાઇ દીઠી! અરે બેહેન એવા એવા તો અનેક દાખલા ખરા છે તું શા માટે મને દબાવે છે! સુદ્રષ્ણા કહે અરે ભાઇ તારા દાખલા ખરા છે પણ જે લોકો મોહ પામ્યા છે તેમના કેવા હવાલ થયા તે તું સાંભળી લે. તેં શીવ, વિસ્નુને પારાસરના દાખલા આપ્યા પણ તેમનો વાદ કરવો તે યોગ્ય નથી કારણ તે તો મ્હોટા પુરૂષો છે. પારાસુર મછગંધાને મોહ્યા તો તેમનું ત્રણ વરસનું તપ રદ કર્યું. કૃષ્ણ વિષ્નુ ગોપીકાને મોહ્યા પણ તેમનો રસ્તો જુદો છે, કારણ કે તેમને ગોવરધન પરવતને પોતાની ટચલી આંગળી ઉપર ધારણ કરી રાખ્યો હતો. મહાદેવજી ભીલડીને મોહ્યા હતા પણ તેમણે પરાક્રમ કર્યું છે. સમુદ્રનું મથન કરતાં અંદરથી વીશ નીકળી આવ્યું તે પોતે પી ગયા, માટે એવા સમર્થના વાદ આપણે કયાં લેવા જઇશું, આપણે તો મનુષ્ય જાતી છીએ. અરે ભાઈ વળી ઇંદ્રરાજા અહલ્યાને મોહયો હતો તો તેને પણ ગૌતમ મુનીના શ્રાપથી મહા ભયંકર ભગંદરનું દરદ વેઠવું પડયું હતું. તેમ ચંદ્ર ગુરૂપત્નિને મોહ્યા હતા તો તે પણ શ્રાપથી ક્ષય રોગને પ્રાપ્ત થયા હતા. અને તે રોગ લાગુ થવાથી ક્ષીણતાને પામે છે. રાવણ રાજા સતી સીતાજીને મોહયો હતો તો પણ રામના હાથે રણમાં રોળાઇ ગયો. દુર્યોધન પણ દ્રૌપદીને મોહયો છે તેથી તેની હવે શી ગતિ થાય છે તે તું જોજે. માટે હે વીરા સમજીને લલુતા મુકી દો અને તમારા મનને સ્થીર રાખો. એવાં વચન સાંભળીને કઇચોજી બોલ્યો, મારૂં વચન તમને અવળું પડયું માટે મારા ઘેર જઇને આપઘાત કરૂં. તું તે સયંદ્રીને સતી જાણે છે પણ તેની બધી વાત હું જાણું છું. એવું કઇચાનું બોલવું સાંભળી સુદ્રષ્ણા મનમાં ગભરાઈ ગઈ કે મ્હારો

ભાઇ જરૂર મરી જશે. અને તેના મરવાથી સો ભાઇને જોડમાં ખોડ પડશે, વળી કઇચોજી કહે છે કે હું સયંદ્રીને ઓળખું છુ, માટે શું સયંદ્રી કુચાલવાળી તો નહી હોય ? અવો રાણીના મનમાં ખોટો વ્હેમ આવ્યો. તેથી ભોળી ભામની ભરમાઇને બોલી ઉઠી, અરે ભાઈ હું તારી સલાહમાંછું તું જેમ કહીશ તેમ કરીશ, પણ સયંદ્રીને મારા મોંઢેથી કંઇ નહી કહી શકાય. કઇચોજી કહે તારે કંઇ કહેવાનું નથી. આજ રાત્રે સયંદ્રીને દુધનો આપખોરો ભરીને આપજે. પછી તેને કહેજે કે મારા ભાઇને હાથોહાથ આપી આવ કારણ કે ભુમી ઉપર મુકેલો તેમને કામમાં આવતો નથી, એ પ્રમાણે સમજાવી તેને આપખોરો આપીને મારા ઘેર મોકલજે. જો તેમ નહી થાય તો હું જરૂર મરી જવાનો છું. સુદ્રષ્ણા કહે બહુ સારૂ ભાઇ હવે શાન્ત થા. તારા કહયા મુજબ કરીશ. પછી તું જાણે ને સયંદ્રી જાણે તેમાં મારે માથે કંઈ દોષ નહી. કઇયાજી બોલ્યો બહુ સારૂ બહેન તારે માથે બીલકુલ દોષ નથી તું તારે મારી એેન રાખજે. એ પ્રમાણે સપુત ભાઈ ખુશી થયો અને પોતે પ્રેમવડે ભોજન કરવા બેઠો જમ્યા પછી પોતાને ઘેર ગયો. ઘેર આવિ વિચાર કરવા લાગ્યો કે દેવ શેવા ચોકમાં છે. અને સાંજે સયદ્રી દુધનો આપખોરો હાથમાં પકડીને આવવાની છે તેથી આપીને નાશી જશે માટે મારો મુકામ સાતમે માળે રાખું તો બહુ સારૂ. કારણ કે સયંદ્રી માળ ઉપર આવશે એટલે ઉંચેથી નાશી જવાનો લાગ ફાવશે નહી એવું જાણી કઇયાકચે પોતાની ઠાકોર શેવા માળા પોથી વીગેરે લેઇ લીધું અને તે સાતમા માળે ગયો. પછી ત્યાં એવી રીતે બેઠો કે ચોકમાં પોતાની દ્રષ્ટિ પડી શકે. ગૌમુખી તથા માળા હાથમાં પકડી લીધી અને ઠાકોર શેવા પોતાના આગળ મુકી. ચોકમાં મોહાચુર થઇ ટગમગ જોયાં કરે છે અને પોતાના મનમાં વીચાર કરે છે કે હજુ સાંજ કેમ નથી પડતી, ઉંચું નીચું જોયા કરે છે કે સયંદ્રી કયારે આવશે એવામાં દીન મણી મેર બેઠો એટલે કઇયાજીએ વીચાર કર્યો કે હવે સયંદ્રી દુધનો આબખોરો લઇને આવતી હશે એમ પાપી દ્રૌપતીનું ધ્યાન ધરતો ધરતો પાપના મણકા મુકે છે. માળા તથા ઠાકોરજી એવા ભાગ્યશાળી કે તે દુષ્ટના પાલે પડયા. મોહાધીન થયેલો કઇયો સયંદ્રીનું નામ દેતો જાય છે અને માળાના મણકા મુકતો જાય છે. પ્રભુનું સ્મરણતો શાનું પણ ઉલટો પાપની ગાંસડી બાંધવા લાગ્યોછે. એટલું ધ્યાન જો હરીનું ધરતો હોય તો તેનો સફળ જન્મારો થઇ જાય છે પણ કામીને કાંઇ સુજતું નથી અને કામમાંજ તદાકાર બની ગયો છે. એવામાં સુદષ્ણાએ દુધ મંગાવ્યુ અને ઉજવળ

આપખોરો ભરીને તૈયાર કર્યો. પછી સર્યંદ્રીને બોલાવીને કહ્યું કે મારા કઇઆ ભાઇને આ દુધ પહોંચાડી આવો. તે દેવ શેવામાં બેઠો હશે માટે તમે હાથો હાથ આપી આવો, ભોમી ઉપર મુકેલુ દુધ તે કામમાં લેતો નથી માટે હાથો હાથ આપીને ચાલ્યાં આવો. એવું સાંભળીને સયંદ્રી પોતાના મનમાં સોસાઈ ગઈ, પછી પોતે રાણીને કહેવા લાગી કે તમે નીચી વસ્તુ ઉપાડવાની કહેશો તો તે ઉપાડીશ પણ અત્યારે હું ત્યાં જવાની નથી. હું તમને પગે લાગીને કહું છું કે આ કામ તમે મને સોંપશો નહી. એવું સાંભળી સુદ્રષ્ણાને પુષ્કળ ક્રોધ ચઢયો. પછી પોતે બોલી ઉઠી કે તેં ;મારા ભાઇને કેવો જાણ્યો ! તું તો મ્હારા ઘરની પેટભર દાસી છે. જો તારે કામ ન કરવું હોય તો મારા ઘરમાંથી ચાલી જા. હું તને મારા ઘરમાં રાખવાની નથી. દ્રૌપદી કહે ધાંટા ના કહાડશો, દુધનો આપખોરો લાવો હું જાઉં છું. એમ કહી પોતે આપખોરો લીધો અને .આપવા માટે ચાલી સયંદ્રી લજ્યા તાણીને કઇચાના ઘર તરફ ચાલી જાયછે. તની કાયા થરથર કંપે છે અને આંખમાંથી આંસુ ચાલે છે પોતે રડતાં રડતાં વીચાર .કરે છે. કે, અરેરે પાપી પેટ માટે આ દહાડો આવ્યો કે જેથી કરીને આવી વેઠ કરવી પડેછે, જો કામ કરયા વીના પતીની પાસે જાઉં છું તો તે પણ લડે કે અમે તને સાથે આવવાનું કયારે કીધું હતું. જો કઇચાના ત્યાં નથી જતી તો સુદ્રક્ષણા રાણી કાઢી મુકે છે. જો કાઢી મુકે તો પછી હું એકલી કયાં જાઉં. પછી પોતે નીશ્ચય કરયો કે થવા કાળ હશે તે થશે સયંદ્રી કઇચાભાઇ કઇચાભાઇ કહેતી કહેતી ઘરમાં પેઠી તેણીનું બોલાવવું સાંભળીને કઇચાજીને તો હરખ ચમક થઇ ગયો. એટલે કઇચાજીએ સાતમે માળથી ખુંખારો કરયો કઇચાનો ખુંખારો સાંભળીને સતીએ ઉંચું જોયું દ્રૌપદીએ કહ્યું કે નીચે આવીને આપખોરો લેઈ જાઓ તવે કઇચાએ બારીમાંથી હાથ બહાર કાઢીને ગૌમુખી બતાવી. પછી સયંદ્રીને કહેવા લાગ્યો કે જુઓ આરાધનમાં બેઠો છું માટે મારાથી ઉઠાય તેમ નથી, તેથી તમે ઉપર આવીને આપી જાઓ, જમીન ઉપર મુકેલો આપખોરો કામમાં આવશે નહી, તમે જરા પણ ડર્યા સીવાય સાતમે માળ આવીને આપી જાઓ, એટલે દ્રૌપદી ધ્રુજતી ધ્રુજતી સાતમે માળ ચાલી, પોતાના મનમાં પ્રભુને અરજ કરે છે કે હે દુઃખ ભંજન દયાળુ મારી લજ્યા રાખજો, એમ કહીને સાતમે માળે દાદરમાં જઇને ઉભી રહી, ત્યાં ઉભા ઉભા કહ્યું કે લાંબો હાથ કરિને લેઈ લ્યો, કઇચાજીએ કહ્યું કે બાજઠ ઉપર મુકી જાઓ, એટલે દ્રૌપદિ ઉપર ચઢી જ્યાં સયંદ્રી ઉપર ચઢી એટલે કઇચાએ ગૌમુખી તથા માળા ફેંકી દીધિ અને પોતે ઝટપટ

ઉભો થઇ ગયો, તેણે એકાએક દાદર વાસી તાળું દેઇ દીધું, દ્રૈપતી ધરૂજવા લાગી કે કઇચાએ જરૂર કાળું કરવા ધારયું, એમ નીસાસો નાંખીને હેઠી બેઠી. વળતી કઇચાને કહેવા લાગી કે અરે કઇચાભાઇ મ્હારે ઘેર જવું છે, તમે શા માટે દાદર દેઈ દીધો, કઇચોજી બોલ્યો, અરે સયંદ્રી તમને હજુ બોલતાં નથી આવડતું તમે મને ભાઇ કેમ કહો છો ! તમે તો મારી પ્રાણ પ્યારી છો, મારે ત્રણ નારીયો છે તે તમારી શેવામાં રહેશે અને આજથી હું તમને મારી પટ-રાણી થાપું છું, તમે શા માટે દાસપણું કરો છો ! નીચ ધંધો કરવો મુકી દો અને પહેરી ઓઢીને મોજ મારો, અહીં મારા ઘેર કંઇ પણ કામકાજ કરયા વીના હીંચોળા ખાટે હીંચ્યા કરો. એવું કઇચાજીનું બોલવું સાંભળીને દ્રૈપતીજી કહે છે કે હું તો તારી બહેન છું, જો મારી સામું કુદ્રષ્ટિથી જોઇશ તો તારૂં ખ-રાબ થશે. હે મુરખા તું રૂપ જોઇને શું મોહ પામે છે આ દેહ મળ મુત્રથી ભરેલો છે માટે તે ઉપર અરૂચી રાખી પ્રભુનું સ્મરણ કરયા કર, એટલે કઇચે વીચારયું કે આ હઠીલી સ્ત્રી છે, સમજાવે સમજવાની નથી માટે માર મારૂં તો કાંઇક દહાડો વળે એવુ જાણી તેણે કુદ્રષ્ટી કરી અને કામજ્વરનાં ચીન્ન કરવા માંડયાં, દ્રૈપદી કહે જા જા રડયા આગો જા હું તો તારી ધર્મની બેહેન છું, એટલે કઇચાએ તેના કેશ ઝાલી માર મારવા માંડયા, બાચારી સયંદ્રીને ગડદા પાટુ ઢીંચણ કોહોણી તથા જેષ્ટીકાથી પ્રહાર કરવા માંડયો, પાપી કઇચો જુલમ માર મારે છે તો પણ શુભ સતી દુષ્ટને તાબે થતી નથી, સયંદ્રી દુષ્ટ કઇચાને કરગરે છે કે હે ભાઈ મને જવા દો, સતીનિ આંખોમાંથી ચોધારે આંસુની ધાર ચાલી જાય છે, સયંદ્રીએ કહ્યું ઓ કઇચાભાઇ મારા ગરીબ ઉપર શા માટે કા-ળો કેર કરો છો. મારા કેશ મુકી દો મારૂં માથું દુઃખે છે, એમ સતી કરગરે છે તો પણ દુષ્ટને જરા પણ દયા આવતી નથી. કઇચો સતીને પકડીને પોતાનિ સમીપ તાણે છે. પછી સતીએ કૃષ્ણ પરમાત્માને યાદ કરયા. હે દીનાનાથ ગ-રીબના બેલી વીઠલ પ્રભુ અબળાની વ્હારે ચઢો, ભરી સભામાં મને ચીર પુર્યા હતાં, વળી જેદ્રથ પાશેથી મને છોડાવી, હવે હે પ્રભુ આ પાપીના હાથમાંથી મને મુક્ત કરો, છેવટ મારી લાજ જશે માટે દયાળુ દીનબંધુ આંઈ પધારીને મને બચાવી લ્યો, જ્યાં સતીએ એ પ્રમાણે ઇશ્વરની સ્તુતી કરી એટલે પ્રભુએ તે સ્તુતી ધ્યાનમાં લીધી, ભગવાને બેહેનનું દુઃખ મનમાં ધારણ કર્યું અને પોતે વાંદરાનું સ્વરૂપ ધારણ કરીને કઇચાજીના છાપરા ઉપર આવ્યા, વીશ્વના પતી કઇચાજીના ઉપર બહુજ ગુસ્સે થયા છે, શ્રી પ્રભુ કઇચાજીના ઘરના ધાબાની

બારી ઉઘાડી હતી તેમાંથી પોતે અગાશીમાં ઉતર્યા અને ત્યાંથી સાતમે માળ ગયા. ત્યાં જઇને દયાળુએ કઇયાજીને ઝડપ દેઇને ઝાલ્યો, પછી તે દુષ્ટને આડો પાડીને પ્રભુજીએ પુષ્કળ માર મારયો, પછી અદ્ધર ઉચકી લીધો, પછી બાચકાં ને બચકાં ભરીને સાતમે માળથી નીચે ફેંકી દીધો, પાપી ચોકમાં જઇને પડયો. શુદ્ધ સાન મરવે જતું રહયું અને બેભાન થઇને ચતાપાટ પડયો, પછી શ્રી હરીએ દાદરનું તાળું તોડી નાંખ્યું અને દ્રૌપનીનો પાલવ પકડીને પોતે આગળ થયા. સતીનું સત્ય રાખીને તેને જાળવીને નીચે ઉતારી ચોકમાં લેઈ ગયા, પોતે કઇયાજીની પાશે ઉભા રહયા અને દ્રૌપતીને ઘરની બહાર કાઢી મુકી તવ ધરૂપત રાજાના બાળી મધ રાત્રીએ ઘરમાંથી બહાર નીકળી, એ પ્રમાણે દ્રૌપતીનું સત્ય રાખી શ્રી હરી બેભાની કઇયા પાસેથી અંતરધ્યાન થઈ ગયા પાપી પાસેથી દ્રૌપતી છુટીને વીચાર કરે છે કે અરે દૈવ હવે હું કયાં જાઉં, જો રાણીની પાશે જાઉં તો ત્યાં સમાઉં તેમ નથી, સવારે રડયા કઇયાને કળ વળશે એટલે રાણીની પાસે આવશે અને એની બહેનને શીખવાડી મને કાઢી મુકાવશે તેથી કરીને મોટો ફજેતો થશે, વનમાં નાશીને કોને આશરે વાસો પુરૂ, મારામાં અતીશે રૂપ છે તેથી દુઃખી થાઉં, અરે દૈવ મારો એકે આરો નથી, મોટા પુરૂષોએ કહ્યું છે કે સારા મનુષ્યની સલાહ લીધા વિના કંઈ પણ કાર્ય કરવું નહી, માટે મારા પતી શું કહે છે તે જોયા પછી વિચાર, વગર વિચારયું કામ કરવું એ હાની ભરેલું છે, માટે ધરમરાજાની પાસે જઇને શાંત ચીત્તે વાર્તા કરૂં. એમ નીશ્ચય કરી સતી રાજ્ય સભામાં ધર્મ રાજાની પાસે આવી, આવીને સતી યુધિષ્ટીરના પગ ચાંપવા લાગી, જ્યાં ચરણે હાથ અડકયો એટલે ધરમરાજા જાગી ઉઠયા, દ્રૌપતીને જોઇને ધરમરાજા બોલ્યા અરે કામની તું શા વિચારે અહીં આવી છે! તારા મનનો જે મર્મ હોય તેમને ઝટ કહી દે. એવું પોતાના પતીનું બોલવું સાંભળીને દ્રૌપતીજીએ કહ્યું હે નાથ મારૂં મોં ઉતરી ગયું છે રાજાજીનો સાળો કઇયો કચક મારિ પાછળ પડયો છે. તે દુષ્ટે આજ મને અતી દુઃખ દીધું આજ બપોરે રાણીને ત્યાં જમવા આવ્યો હતો તે વખત મારી સામુ કુદ્રષ્ટિએ જોઇ વ્યભીચારી ચીન્હ કરતો હતો તેની બહેન સુદ્રક્ષણાએ આજ સાંજે દુધનો આપખોરો આપીને મને તેના ત્યાં મોકલી હતી. તેના ત્યાં ગઇતો કઇઓજી પોતાના સાતમે માળે બેઠો હતો હે નાથ દુષ્ટ કઇઆએ મને ત્યાં ઘેરી લીધી તેમાંથી મને ઇશ્વરે બચાવી હવે જેમ કહો તેમ વર્તવા તૈયાર છું. તમે કહો તો વન વષે જઉં અને કહો તો એની સ્ત્રી થઇને રહું. હે પતી

તમે કહો તો કુવો હવાડો કરૂં. એવું દ્રૌપતીનું બોલવું સાંભળીને ધરમરાજા બોલ્યા. અરે સુંદરી અમે તમને પહેલેથી કહ્યું હતું કે તમે અમારી સાથે આવશો નહી, છતાં તેં [કહેવું] માન્યું નહી. માટે સહુ સહુનાં લાગ્યાં સહુ ભોગવો, તમને ફાવે તેમ કરો. ચાહ્ય તો તેની સ્ત્રી થાઓ, કે ચાહ્ય તો કુવો હવાડો કરો તેં તારા મુમતથી કષ્ટ ભોગવ્યું તેમાં અમે શું કરીએ. હવે ઠાલી ડગાઇ કામમાં આવવાની નથી. અરે સુંદરી અત્યારે હું રૂષિ છું અને તું દાસી છે માટે અહીથી ચાલી જા નહી તો હમણા ફજેતો થશે ઝટ તારા મુકામે જા નહીં તો પેટ ભરીને માર ખાઇશ, એટલે દ્રૌપતી બોલી, હે નાથ મારા ઉપર ગુસ્સે થયા સીવાય શાન્ત થાઓ, ઓ પીયું મને તમારી આશા છે કે તમારાથી કંઇ થાય તેમ નથી. એમ કહી પોને વ્યંઢળ મેહેતાની નીશાળે આવી, ત્યાં જઇ અર્જુનજીના પગ ચાંપવા લાગી. જ્યાં અર્જુનજીને હાથ અડયા એટલે તરત ઉઠી બેઠા થયા. એટલે દ્રૌપતી બોલી, હે નાથ રાજાજીનો સાળો કહયો કીચક મારી કેડે પડયો છે, તે દુષ્ટે મને અતીશય માર મારયો હવે મારાથી સવારમાં અહીં રહેવાય તેવું નથી. માટે તમે કહો તો વનમાં જઇને મારો વાસ પુરૂં વળી કહો તો એની સ્ત્રી થઇને રહું, કહો તો મારો દેહ ત્યાગ કરૂં. એવું દ્રૌપતીનું બોલવુ સાંભળીને વ્યંઢળ મહેતાએ જવાબ આપ્યો, હે સુંદરી તારી મરજીમાં આવે તેમ કર. તને કોણે કહ્યું હતું કે અમારી સાથે ચાલ તું તારા મુમતથી આવી છે માટે તારૂં કર્યું તું ભોગવી લે અત્યારે હું વ્યંઢળ છું અને તું દાસી છે મારે ને તારે કંઇ પણ સગાઈ નથી. તારે ચીર છે અને મારે ચુંદડી છે, તારે ઘાગરો છે તેવો મારે પણ છે, તારે જેવી ચોળી છે તેવી મારે પણ છે તારા હાથે ચુડો છે તેવો મારે પણ છે, અલી તું ને હું બંન્ને જણ સરખાં છીએ. મારામાં ને તારામાં લગાર પણ ફેર નથી, માટે ચાહ્ય તો વનમાં જાઓ કે ચાહ્ય તો કઈચાની સ્ત્રી થઇને રહો તમને ફાવે તેમ કરો. એવું અર્જુનજીનું બોલવું સાંભળીને દ્રૌપતી તુરત ઉભી થઈ અર્જુનને કહેવા લાગી કે હે નાથ તમે પહેલા નર હતા પણ હાલમાં મારા જેવા થયા છો તેથી હું જાણું છું કે તમારાથી મારૂં દુઃખ કપાવાનું નથી, એમ કહી દ્રૌપતી સતી ત્યાંથી ચાલી નીકળીને ગૌશાળામાં આવી. દ્રૌપતીને આવી જાણીને સેહદેવ જોશી જાગ્રત થયા. સેહદેવ કહે હે સુંદરી તને માર પડયો છે તે સઘળું હું જાણું છું. પણ અત્યારે મારાથી તે દુઃખનું નીવારણ થઈ શકે તેમ નથી, અરે સુંદરી તું હીમ્મત રાખજે કે તારૂ દુઃખ અમારા પાંચેમાંથી એક જણ ભાગશે. એટલે સતી પતીને નમીને નીકુળજી

પાસે ચાલ્યાં. સતી હયશાળામાં જઇને નીકુળજીના ચરણ ચાંપવા લાગ્યાં. જ્યાં નીકુળજીના ચરણે સતીના હસ્તનો સ્પર્શ થયો એટલે પોતે જાગી ઉઠયા, જાગીને દ્રૌપતીને પ્રશ્ન કર્યો કે હે સ્ત્રી અત્યારે મોડી રાત્રીએ શા દુઃખે અહીં આવી છે ! એવું પોતાના પતીનું બોલવું સાંભળીને સતીએ જવાબ આપ્યો, હે કંથ તમે મારી વાર્તા શ્રવણ કરી લ્યો, રાજાજીના સાળા કઇચાજીએ મારા ઉપર કુદ્રષ્ટિ કરી તેમજ મને પુષ્કળ માર મારયો, પણ પ્રભુજીએ મને બચાવી લીધી હે નાથ અત્યારે તો હું બચીને ચાલી આવી છું પણ સવારમાં મને કાઢી મુકશે. માટે તમે કહો તો વન જાઉં, કહો તો મરિ જાઉં ને કહો તો એનું ઘર માંડીને બેસુ, આપ કહો તેમ કરૂં. તે સાંભળીને નીકુળજી બોલ્યા, હે સુંદરી પોત પોતાનું નશીબ ભુલવે છે. અમે તને કયારે કહ્યું હતું કે તું અમારી સાથે આવજે. માટે તમારાં લાગ્યાં તમે ભોગવો અમે શું કરીએ તમને દુઃખ પડ્યું તેમાં અમને રીશ નથી. તારો પક્ષ કરવાથી પ્રસીદ્ધ થઇએ તો પાછું બાર વરસ બીજી વાર વનમાં જવું પડે. માટે તમારૂં કર્યું તમે ભોગવી લ્યો. તમારે તે વિષે અમને કાંઇ કહેવું નહી. એટલે દ્રૌપતી તુરત ઉભી થઇને ત્યાંથી ભીમસેનના રસોડા તરફ જવાનો નીશ્ચય કર્યો. જતાં જતાં નીકુળજીને એટલું કહ્યું કે હે નાથ તમારી વરણાગીમાં વાટ ઉઠી. મારા દુઃખ વખતે મદદ નથી કરતા તેથી હું દીલગીર છું. અરેરે દૈવ સૌ સ્વાર્થનું સગું છે એમ કહી ત્યાંથી ચાલી નીકળી, પોતે મનમાં વીચાર કરે છે કે ભીમસેન સીવાય મારૂં દુઃખ કોઇ ભાગનાર નથી, એવું ધારીને ભીમશેનના રસોડે ગઇ, સતી રસોડામાં દાખલ થઇ તો વાયુનંદન લાંબો પડીને સુતેલો છે, દ્રૌપતી તેના ચરણ ચાંપવા લાગી, જ્યાં સતીના હસ્તનો સ્પર્શ થયો કે તુરત ભીમસેન બેઠો થયો. ભીમે અંધારામાં દ્રૌપતીને ઓળખી નહી તેથી તેણીને પુછયું કે તું કોણ છે ? એવું પોતાના પતીનું બોલવું સાંભળીને દ્રૌપતીએ જવાબ આપ્યો હે નાથ આપની પત્નિ છું. ભીમ કહે બહુ સારૂ આવ બેશ બેશ બેશ. દ્રૌપતીએ કહ્યું હે પતી હું બેસવા માટે નથી આવી, એટલે ભીમસેન બોલ્યો, અરે સુંદરી અત્યારે મધ્ય રાત્રીએ શા માટે આવી ! એવું ભીમસેનનું બોલવું સાંભળીને દ્રૌપતી રડવા લાગી. સતી રડતાં રડતાં વ્રકોદરને કહે છે કે હેપતી વઇરાટરાજાનો સાળો કઇચોજી મારી પાછળ પડયો છે અને તેથી કરીને તેણે મને માર માર્યો છે, હે નાથ તે રડયાએ તેના ઘરમાં મને કબજે કરી અને મને પુષ્કળ માર મારયો, એ દુષ્ટે મને બહુ બહુ સમજાવી પણ આપનિ દાસીએ બીલકુલ માન્યું નહી, હે વ્હાલા નાથ મેં ન

માન્યું તેથી મને અતીશય માર મારયોછે જેથી કરીને મારાથી હલાતું ચલાતું પણ નથી, એવું દ્રૌપતીનું બોલવું સાંભળીને ભીમસેને જાણ્યું ભલું થયું કે તે દુષ્ટનો વાંક આવ્યો. જોઇતું હતું તે આવિ મળ્યું. એમ વીચારી પોતાનો કડછો ખાંધે નાંખીને ચાલવા લાગ્યો. જતાં જતાં દ્રૌપતીએ તેનો હાથ ઝાલી લીધો. સતીએ ભીમને કહ્યું કે હે પતી તમે એકદમ કયાં ચાલ્યા, સાહસ કામ કરશો તો ફસાઇ પડશો માટે હમણાં ધીરજ રાખો. દ્રૌપતીનું કહેવું સાંભળીને ભીમ નીચે બેઠો. ભીમ બોલ્યો, હે સુંદરી હવે તેનું આવી બન્યું. હું તેને જીવતો મુકવાનો નથી. અગ્ની દેવનું મોટું ભાગ્ય છે કે જેથી કરીને એક માના સો પુત્ર તેમને અપાશે. એટલે દ્રૌપતી બોલી ઉઠી હે નાથ જે કાર્ય કરવું તે વીચાર કરીને કરવું. જો આપણે ઓળખાઇ જઇશું તો પાછાં બીજાં બાર વરસ વનમાં જવું પડશે. માટે હે સતીના નંદન જરા શાન્તચીત્તે વીચાર કરીને પછી કાર્યને આરંભો. ભીમે જાણ્યું કે સતીનું કહેવું યથાર્થ છે, માટે સહસા કાર્ય કદી ન કરવું જોઇએ કળથી થશે તે બળથી નહી બને એમ ધારીને પોતે શાંત થયો. અરે સ્ત્રી તું મને પહેલેથી વારતા સંભળાવ્ય કે તને શી રીને દુઃખ પડ્યું ! જે બીના બની હોય તે સરવે કહિ બતાવ્ય. એવું પોતાના પતીનું વચન સાંભળીને દ્રૌપતિએ જવાબ આપ્યો, હે નાથ કઇચાએ પહેલેથી રાણીને સમજાવિ હશે કે આજ સાંજે સયંદ્રીને દુધનો આપખોરો આપીને મારા ત્યાં મોકલજે. એટલે તે પ્રમાણે રાણીએ મને બોલાવીને મારા હાથમાં દુધનો આપખોરો મુકયો. ત્યાર પછી મને કહ્યું કે આ દુધનો આપખોરો મારા ભાઇના ઘેર મુકી આવ. રાણીની આજ્ઞા પ્રમાણે હું કઇચાના ત્યાં ગઇ તો દુષ્ટ પાપા પોતાની દેવ શેવા લઇને સાતમે માળ ચઢયો હતો મને દેખીને તેણે સાતમે માળ બોલાવી, હું સાતમે માળ ચઢી એટલામાં દાદર દેઇને તાળુ વાની દીધું. પછી તે દુષ્ટે મને બહુ સમજાવવા માંડી પણ તમારી પ્રીયા સમજી નહી તેથી કઇચાએ અતીશય ક્રોધ કરીને મને પુષ્કળ માર માર્યો, તમારી સ્ત્રીને ઘણું દુઃખ પડવાથી પ્રભુને પોકાર કર્યો, વિશ્વપતી વાંદરાનું રૂપ ધારણ કરીને કઇચાના ત્યાં આવી પહોંચ્યા, તેમણે કઇચાને આડો પાડીને ઘણોજ માર માર્યો, ને નીચે ચોકમાં નાંખી દીધો ત્યાર પછી દયાળુએ તાળુ તોડીને દાદર ઉઘેડી નાંખ્યો વળતી મને કૈચાના ઘરની બહાર કાઢી મુકી. હું ચાલી ચાલી ધર્મ અર્જુન, શેહદેવ, તથા નીકુળ વીગેરે ચાર ભરથાર પાસે ગઇ તો તેમણે કહ્યું કે તારૂં ભવિષ્ય તારૂં કામ અમારાથી બની શકે તેમ નથી. તેમાં શેહદેવે એટલી હી-

મ્મત આપી કે ગમે તે તારૂં કામ પુરૂં પાડશે. એવું સાંભળી ભીમસેન બોલ્યો અરે સ્ત્રી તારૂં દુઃખ કોઇએ ન નીવારણ કર્યું ? ધારો કે ધર્મરાજા મ્હોટા કહેવાય પણ અરજુને શા માટે તને કાઢી મુકી ? હુંજ ખરો કે વ્યંઢળ મહેતાને નીશાળમાંથી ઉચાળા ભરાવું. નીકુળજી નાના છે માટે તેમના ઉપર રીસ ચઢાવવી તે વ્યર્થ છે, શેહદેવે તને હીમ્મત આપી માટે તેમને કંઇ કહેવાય નહી. પણ હે સ્ત્રી હું તને જેમ કહું તેમ, તું તેનો ઉપાય કરીલે હવે રાત્રી અધો પહોર રહી છે. માટે તું કૈયાના ત્યાં જા. જ્યાં પતી સ્ત્રીને મોકલે ત્યાં જતાં કંઈ પણ પાપ નથી. આપણે કળથી કાર્ય કરવાનું છે માટે તું કૈયાના ઘેર જા. ત્યાં જઇને દુષ્ટને હસ્તે મુખે તથા આંખને ચાળે સુખ ભેર બોલાવજે. એટલે કામી કૈયો તને તુરત બોલાવશે. કારણ કે કામીના મનમાં બીલકુલ દાઝ હોતી નથી કામીને કદી ટેક હોતો નથી તેમ તેને લાજ પણ હોતી નથી. કહેશે કે આવો સયંદ્રી બેસો તે વખતે તું એમ કહે જે કે તમારામાંનો બીલકુલ સમજણ નથી. કાલે સાંજે મ્હારે તમારી સાથે રંગ રમવો હતો પણ મ્હારે માથે પાંચ ગાંન્ધર્વો છે તેમાંથી એક વાંદરાને રૂપે મારો ટેક જોતો હતો. તેથી જો મેં તમારૂ કહેવુ માન્યુ હોત તો તમારૂં ગળું દાબી પ્રાણ કાઢી નાંખત. મેં તમારૂં કહેવું માન્યું નહી તેથી જીવતા ફેંકી દીધા. તમને જીવાડવાના ઇરાદાથીજ મેં માર ખાધો છે. હમણાં મ્હારા ગાન્ધર્વો સ્વર્ગમાં ગયા તેથી હું તમારી પાસે આવીછું. એમ કહીશ એટલે પાપી ખુશી ખુશી થઈ જશે અને તને પ્રેમથી બોલાવશે. વળી તને એમ કહેશે કે તમે ઘરમાં આવો ત્યારે તું એમ કહે જે કે મારે આજ તમને મળવું છે પણ જેમ હું કહું તેમ કરો પછી તું એમ કહે જે કે આજ વ્યંઢળ મહેતાની નીશાળ ખાલી કરાવો, આપણો મુકામ ત્યાં રાખીશું. નીશાળને રંગાવી ધોળાવી સાફ કરો પછી તેમાં દીવાનખાનું વીગેરે ગોઠવો વળી બીજે દીવસે છોકરાઓને આપવા માટે સોમણ મીઠાઈ ભરાવજો, એમ કહીશ એટલે કૈયો ખુશી થશે. જ્યાં પાપી ખુશ થાય એટલે બીજીવાર એવું માગી લેજે કે મારે ઘડીએ ઘડીએ સ્વાંગ બદલવા માટે સુંદીર પોશાક આપો. એટલે દુષ્ટ રાજી થઇને તને વસ્ત્ર શણગાર આપી દેશે. તે સઘળુ લેઇને તું અહીં આવતી રહેજે. પછી અંધારે રાણીના ઘરમાં પેસી જજે, આજ રાત્રે નીર્ભયપણે નીરાંતે સુઇ રહેજે. કૈયોજી મ્હારો પતી અને હું કૈયાની નારી બનીશ જોઈએ છીએ પછી શું બને છે. તું ઉતાવળી જા નહિ તો વ્હાણું વહી જશે. ધ્રુપતીએ કહ્યું હે નાથ તમે જેમ કહો છો તેમ કહેવા જવાનું મારૂં મન પાછું પડે છે. ભીમસેન

કહે જ્યાં ભરથાર મોકલે ત્યાં સ્ત્રીએ જતાં બીલકુલ લજ્યા ધરવી નહી. તેમાં શાસ્ત્રથી પણ કંઈ દોશ નથી માટે તું જા નહીતો 'વ્હાણું' વાશે. એટલે દ્રૌપતી સતી ભીમસેનની આજ્ઞા લેઇને રસોડામાંથી બહાર નીકળીને કૈયાનાઘર તરફ ચાલી પોતાના મનને સંકોચ પમાડતી દાંતમાં છેડો ઘાલીને જાય છે, હવે કૈયાજીને કળ વળી છે તેથી પોતે ચીંતામાં પેઠો છે. ઘરમાં નહી ગમવાથી દાતણ પાણી લેઇ બહાર ઓટલે બેઠો બેઠો દાતણ કરે છે. દાતણ કરતો કરતો વીચાર કરે છે કે વ્હાણું વાય એટલે સયંદ્રીને કાઢી મુકાવું. એવામાં સયંદ્રી મુખ બતાવવા ચાલી આવી કઇયાએ સયંદ્રીને જોઇને કહ્યું કે આવો બેસો. એટલે દ્રૌપતી આંખનો ચાળો કરીને તથા હશીને તેની સાથે એવું બોલી કે અરેરે તમે તો મુમતી છો, તમારામાંનો, બીલકુલ અકકલ નથી. કાલે સાંજે મ્હારો ગાન્ધર્વ વાંદરારૂપે છાપરા ઉપર બેસીને જોતો હતો. તેથી જો મેં તમને રમવા દીધા હોત તો તમને ઠેર મારી નાંખત. પણ તમને બચાવવા માટે મેં માર સહન કર્યો છે. મેં મારનું દુઃખ વેઠયું તેથી તમે જીવતા રહયા છો. અત્યારે ગાંન્ધર્વો સ્વર્ગમાં ગયા તેથી હું તમારી પાસે આવી, એવું સાંભળી કૈઇયોજી બોલ્યો. ધન્ય છે સયંદ્રી મારા જીવ સારૂ તેં માર ખાધો! અરે પ્રેમદા આ ગુણ હું કેમ વીસરીશ! તેથી જો તું કહેતી હોય તો હું તારે માટે મારો દેહ ત્યાગ કરૂં. એવું કઇયાનું બોલવું સાંભળીને દ્રૌપતીને હસુ આવ્યું કે લંપટને બીલકુલ લાજ નથી. સતીએ મનમાં જાણ્યું કે આજ તું મારે માટેજ મરવાનો છે. કૈયો કહે હવે સયંદ્રીજી ઘરમાં પધારો. એટલે દ્રૌપતી બોલી, તમારી બુદ્ધિ તમારી પાસે રહેવાદો, હું તમને જેમ બતાવું તેમ તમે કરો. ગાંન્ધરવો આજ સ્વર્ગમાં રહેવાના છે માટે બ્યંઢળ મહેતાની નીશાળે આજ રાત્રે રંગ રમીશું તેથી તમે જાઓ અને નીશાળ ખાલી કરાવી દો. પછી ઓછાના બીછાના તથા દીવાબત્તી વીગેરેથી ઝાક ઝમાળ બનાવી દો. આજ રાત્રીએ આપણે ત્યાં મળીશું. વળી એક બીજું કામ કરજો સવારે બાળકોને વ્હેંચવા માટે સો મણ મીઠાઈ ભરાવજો. એવું સાંભળી કઇયોજી બોલ્યો, અરે સયંદ્રી તમે આ શું કહોછો! તમારો જીવ આનંદ પામે તેવી રીતે નીશાળને રંગાવી ધોળાવી સરસ બનાવું. વળી તમારે માટે પાણીનાં બે માટલાં ભરાવીશ. બીજું છોકરાઓને વહેંચવા માટે બસેં મણ મીઠાઈ ભરાવીશ. હે સયંદ્રી તમે જેમ કહો તેમ મ્હારે કબુલ છે. મને કંઇ કહેવું પડે તેમ નથી, સતી કહે વારૂ કઇયાજી તે ઠીક છે, પણ ઘડીયે ઘડીયે પોશાગ બદલવા માટે મને સુંદીર પોશાક આપો. એવું સાંભળી કઇ-

ોજી તુરત ઉભો થઈને ઘરમાં ગયો. પછી પોતાના ઘરમાં જેટલા પોશાક હતા
ેટલા સતીને આપી દિધા, એટલે દ્રૌપતી તે સઘળા પોશાક લેઇને ભીમસેનના
:સોડા ભણી ચાલી, રસોડામાં આવીને સઘળા પોશાક ભીમસેનને આપી દિ-
ા, પછી વ્રકોદરને કહે છે કે હે પતી રડયો કઇચો તો ખુશી ખુશી થઈ ગયો
છે. તેણે મ્હારે મોંઢે તમામ સાહિત્ય તૈયાર કરવાની હા કહિ, મેં દુષ્ટને કહ્યું કે
મદલવા માટે વસ્ત્ર શણગાર આપો, એટલે પાપી એકદમ ઘરમાં ગયો અને ત-
ામ વસ્ત્ર શણગાર લાગ્યો. અરે પતી કોઈ બીચારો ભીક્ષુક તેના ઘેર જઇ કંઇ
ણ માગે તો તેને બીલકુલ આપે નહી, અને આવા પાપ કર્મમાં પૈસાને કાંકરા
ાફક જાણે છે, અરેરે અજ્ઞાની જીવડો પંચ વિશયમાં ઘેલો બની ગયો છે, ભી-
ન કહે જે જીવનું મન પુન્યનું કામ કરવામાં પાછું પડે છે તેવા જીવોને એમ-
ી મેળેજ અવળા મારગ સુજે છે. મનુષ દેહ ધારણ કરીને જે પ્રાણી ધર્મને
થી જાણતો તેને જરૂર અવળું સુજી આવે છે. જે માણસ સુમારગે નથી વા-
રતા તેનું કુમારગે જાય છે. સુપંથ ગ્રહણ કરવાથી સારાં ફળ મળે છે અને
પંથ ગ્રહણ કરવાથી નઠારાં ફળ મળે છે. હે સ્ત્રી જો કઇચા જેવા અધરમીને
ું આવી મળ્યો. આજ સાંજે જરૂર તેના પ્રાણ કાઢી નાંખીશ હે નારી હવે
હાણું વાશે માટે તું રાણીને ત્યાં જા, એમ કહી સયંદ્રીને વીદાય કરી દીધી.
ે પ્રમાણે પતીની આજ્ઞા લેઇને દ્રૌપતી રાણીના મહેલમાં આવી, સુદ્રષ્ણાએ
નમાં વીચાર કરયો કે સયંદ્રીને હું સાક્ષાત સતી જાણુતી હતી. પણ ઠીકજ
, કારણ કે મહારા કઇચાજીના ઘરમાં આખી રાત રહી આવી છે. એવું સ-
જી રાણીએ કહ્યું આવો સયંદ્રીજી, હવે તમે દાસી નથી. મહારા ભાઇની મા-
ીતી તે મહારી પણ માનીતી, માટે હવે કંઈ પણ કામકાજ કરયા શીવાય
ચોળા ખાટે બેશો, એવું સાંભળી દ્રૌપતીએ નીચું ઘાલીને વીચાર કરયો કે
રે દયાળુ પ્રભુ મારે માથે નકામું લાન્છન આવ્યું. આ જીવ્યા કરતાં મરવું
ે ઘણું સારૂં છે. વળી પોતાના મનમાં વિચાર કરયો કે હું સતીછું તો બી-
થી શું બનવાનું છે સાચાને કદિ આંચ આવતી નથી. જે બન્યું છે તે સઘ-
ં જુગદાધાર જાણે છે. એવું મન વાળીને પોતે બેઠી, એવામાં વ્હાણું વાયું
ેટલે કઇચોજી બસેં સેવકો લેઈ વ્યંઢળ મહેતાની નીશાળે આવ્યો, કઇચાને
ોઇને અર્જુનજીના પેટમાં ફાળ પડી કે કોઈ દહાડો નહી ને આજ અત્યારે સવા-
માં કયાંથી આવ્યો ? એટલે કઇચાજીએ અર્જુનને કહ્યું કે તમારી નિશાળ ખા-
ી કરી દો. આજનો દીવસ સઘળાં છોકરાંને છુટી આપી દો, કારણ કે અમારે

કામ છે. તમે આજેનો દીવસ પેલા સામા કોટડામાં પડી રહો. પછી કાલે સવા-
રમાં અહી. આવીને રહેજો. એવું સાંભળી અર્જુને મનમાં વીચાર કરયો કે મને
કેમ ઉચારો ભરાવે છે ! તેનો હું ખરેખર તપાસ કરૂં. એમ ધારી પોતે કઇચાને
પુછવા લાગ્યો કે અરે કઇચાજી આજ શા કામ માટે અહિં આવ્યા છો ! અ-
ર્જુનજીનું પુછવું સાંભળીને પાપી હશી પડયો, તેથી ધનંજયે જાણ્યું કે કામી
કઇચાનો ભીમસેને ઘાટ ઘડવો ધાર્યો માટે લાવ્ય હું સામાન કોટડામાં
મુકી દેઉં એમ ધારી પોતે ઝટ ઉભો થયો અને ગોદડી તથા ઘડો લેઇ શામા
કોટડામાં મુકી આવ્યો. પછી કઇચાજીએ શેવકને નીશાળનું કામ સોંપી દીધું.
કઇચાજીની આજ્ઞામુજબ શેવકોએ નીશાળને રંગીને અમુલ્ય બનાવી પછી તેમાં
ચીનાઇખાનું ગોઠવી દીધું. વળી દુષ્ટે પોતાના માટે સોનાનો ઢોલીયો ઢાળ્યો.
તળાઇ ઉશીકાં વિગેરેથી પલંગને બીછાવી દીધો. પછી બસેં મણ મીઠાઈ તથા
પાણીનાં માટલાં પણ ભરાવી દીધાં, વળી હાંડી તકતા ગલ્લાસ વડીયાળ તથા ઝુ-
મ્મર અપાર ટાંગી દીધા છતાં દીવસે દીવા કરીને બહાર નીકળ્યા. કઇચાજીએ
ખુશી થઇને દ્વાર બંધ કરી તાળું દેઇ દીધું. પછી તે તાળાની કુચી લેઇને
રાણીના ત્યાં ગયો ત્યાં જઇને દ્રૌપતીને સાન કરી કે તમે આજ રાત્રે આ કુંચી
લેઇને નીશાળમાં જજો. એમ કહીને પોતે રાજ્ય સભામાં જઇને બેઠો. ધર્મરા-
જાએ કઇચાને જોઇને પોતાના મનમાં વિચાર કરયો કે રાત્રીએ તોફાન કરયું
હતું તેનું તેણે શું કરયું ! પાપીનો પ્રેમ જોવાને માટે યુધિષ્ટિરે તેને પુછયું. અરે
કઇચાજી આજ આખો દિવસ તમે કયાં ગયા હતા ! એટલે કઇચો બોલ્યો, આ-
જ મારા ઘેર કામમાં હતો, વળી ધર્મરાજાએ પુછયું, કેમ કઇચાજી આનંદમાં
છો કે ઉદાસીમાંછો ! એવું પુછતામાં કઇચો હશીને બોલ્યો, અરે મહારાજા આ-
નંદમાં છીએ, કઇચાના મનનો ઉમળકો જોઇને ધર્મરાજાએ વિચાર કરયો કે
નક્કી ભીમસેને પાપીને ખુશી કરયો છે. પણ કઇચાજીનું કરમ ફુટી ગયું કારણ
કે ભીમસેને જરૂર તેને યમલોકમાં પહોંચાડી દેશે. ભીમના હાથમાં ગયો એટલે
જીવવાની આશા નથી. અરેરે પણ ગમે તેમ કરીને કઇચાને ઉગારૂં તો ઠીક,
એમ ધારીને ધર્મરાજા બોલ્યા, અરે રાજા અને પ્રધાન તમે બંન્ને સાળા બનેવી
મારૂં કહેલું ધ્યાનમાં લ્યો. હું તમને બંન્નેને એક હિસાબ માંડી આપું, પછી
તે હીસાબ તમે જુદા જુદા બેશીને કરી આપો. એમ કહી પોતે ત્રાંબાનાં બે પત્ર
લેઈ તેમાં એવો હીસાબ માંડયો કે તે બે દીવસે પણ પુરો ન થાય. પછી બંન્નેને
બેઉ પત્ર વહેંચી આપ્યાં, રાજા તથા પ્રધાને પત્ર પોત પોતાના હાથમાં પકડી

લીધાં. પછી યુધિષ્ટિરે તેમને ખબર આપી કે જે હીસાબ પુરો કરી આપે તે ઘેર જાય અને પુરો ન કરે ત્યાં સુધી અહીં રહે. હીસાબ પુરો કરી આપ્યા વિના ઘેર જવાનું નથી. એવું ધરમરાજાનું બોલવું સાંભળીને કામને તાબે થએલો એવો કઇચો ગભરાઈ ગયો કે હીસાબ પુરો નહી થાય તો મારૂં મન ગમતું કામ કથલી જશે. કઇચાએ જાણ્યું કે આ શતરૂ બ્રાહ્મણાએ કયાં ટીંખળ શોધી કાઢયું. ઝટપટ હીસાબ પુરો કરી આપીને નાશી જાઉં તો ઠીક. એમ ધારી પોતે હીસાબ ગણે છે પણ ચીત્ત ભ્રમણતામાં પડયું છે. એવામાં રાત્રી પડી કે ભીમસેન તૈયાર થયો, વ્રકોદરે દ્વાર બંધ કરીને દીવો કરયો. પછી તેણે વસ્ત્ર શણગાર બહાર કાઢયા. દરપણ પોતાની પાસે મુકયું. ભીમસેને ચાર ચીર ભેગાં સાંધીને એક બનાવ્યું. પછી પોતે હસ્તે હસ્તે ઉભા થઇને તેને પહેરી લીધું. ત્યાર કેડે દાભડા ઉચેડીને શણગાર બહાર કાઢયા. શણગારને ઘણા કીમતી દેખીને તે ઘણોજ ગુસ્સે ભરાયો. પછી પોતે કહેવા લાગ્યો કે અરેરે આવા અજ્ઞાનીનું કીયે કાળે કલ્યાણ! પુન્યમાં આપવું હોય તો આપતાં પ્રાણ જાય પણ આવા કામમાં કેવું કરગરીને આપી દીધું. છેક ફરીથી પાછું વળીને જોયું નથી કે મારૂં ઘરેણું ઘેર આવશે કે નહી. અરેરે જેટલું સ્ત્રીમાં ચીત્ત ચોંટયું છે તેટલું પ્રભુમાં પ્રોરવ્યું હોત તો તેનું કલ્યાણ થઈ જાત. પણ અક્કરમીનો કાળ આવ્યો છે તેથી મારા હાથમાં ફસાઈ પડયો. આજ જરૂર પાપીને શીક્ષા કરૂં એમ ખડખડતાં ખડખડતાં શણગારને દોરડાના કકડા સાથે બાંધી લીધા, પછી પોતે વિચારયું કે શણગારને કેવી રીતે પહેરવા! છેવટ પોતે શણગારને દોરડાના કકડા સાથે બાંધીને પોતાના પગમાં ઝાંઝર કરીને તાણી બાંધ્યાં. કપાળમાં કુમકુમનો ચાંલ્લો કરયો, નેત્રોમાં કાજળ આંજ્યું, પછી પોતે દરપણમાં જોઇને બોલ્યો કે, વાહ વાહ હવે મારૂં મોં સારૂં શોભે છે જેથી કરીને મારા કઇચા સ્વામીજી ખુશી થઈ જશે, એ પ્રમાણે મસ્કરીયો કરતો જાય છે અને શણગાર સજીને દરપણમાં જોતો જાય છે. વળી બોલ્યો કે જો હું મોડી જઇશ તો મારા ભરથાર ગુસ્સે થશે માટે ઉતાવળો જાઉં તો બહુ સારૂ. એમ દુષ્ટની મસ્કરી કરીને ત્યાંથી ઉભો થયો. વ્રકોદર અંધારે અંધારે નીશાળમાં ગયો. તે વખત અર્જુનજી સામા કોટડામાંથી બહાર ડોકુ કાહાડી જોઈ રહયો છે. તેમના મનમાં એવું છે કે જે બહારથી આવે તેને ટોટી જોઇશ. એવામાં વાલવો નીશાળના ઓટલા ઉપર ચઢયો. એટલે અર્જુને પુછયું કે અત્યારે અંધારે ઓટલા ઉપર કોણ ચઢે છે! એવું સાંભળી વ્રકોદર ધીમેથી બોલ્યો, અરે વ્યંઢળ મહેતા! હું

કઇયાજીનિ સ્ત્રી આવી છું. ભીમનું બોલવું સાંભળી અર્જુનજી છાનો રહી ગયો પોતાના મનમાં વ્હેમ હતો તે ટળી ગયો. પારથે નિશ્ચય કર્યો કે આજ કઇયાજીનું કાટલું થશે કારણ કે ભીમસેન સયંદ્રી બન્યો છે. ભીમસેને નીશાળના દ્વારે તાળું દેખ્યું. પોતે એકદમ તાળાને તોડીને ફેંકી દીધું. અને કુંચીની તો ગરજ હોયજ શાની ! ઝાડનાં ઝાડ ઉખેડી નાંખે તો પછી તાળું શા હીસાબમાં પછી ભીમસેન દ્વાર ઉગેડીને અંદર પેઠો. અંદર દાખલ થઇને તેણે દ્વાર હતાં તેમ ને તેમ વાસી સાંકળ દેઇ દીધી. પછી કઇયાજીએ સુંદીર ઢોલીયો ઢળાવ્યો હતો તેમાં બેઠો. ઢોલીયાની તથા નીશાળની સારી શોભા જોઇને પોતે હસીને કહેવા લાગ્યો કે વાહ મારા પતીએ મારા સાથે રંગ રમવા મહેનત તો સારી કરી છે. ધીક્કાર છે આવા અજ્ઞાની પુરૂષોને કે આવા વ્યભીચારી કામમાં લક્ષ્મીને વાવરે છે. આ રીતે વાવરનારા અભાગીઓ જરૂર રોમ રોમ નરકે જાશે. દુષ્ટોને કોઇ કહે તો પણ મંદીરમાં કે હરી કથામાં આવું ન કરે. ધર્મમાં બીલકુલ પાઈ સરખી પણ ન ખરચે અને વિષય વાટે ખરચે તેને જરૂર કરમનો ફુટેલો જાંણવો તેના કરમનાં ફળ તો હમણાં બે ઘડીમાં મળશે. એ પ્રમાણે વ્રકોદર ગમ્મત કરયા કરે છે; વળી પોતાના મનમાં વીચાર કરે છે કે પતીના આવતા પહેલાં પરવારીને બેસું તો ઠીક, નહિ તો આવીને મને ઠપકો દેશે. સતી સ્ત્રીએ તો જરૂર પતીની બીક ધરવીજ જોઇએ. એમ મસ્કરી કરતાં કરતાં ખુંણામાં મીઠાઇનો ઢગલો દીઠો. તે જોઇ વ્રકોદરનું મોં હાથ રહ્યું નહિ તેથી તેણે જઇ પોતાનું મ્હોંઢું મીઠાઇમાં ઘાલ્યું. પકવાન ફાવે તેમ ચાવી જાય છે. એક ઝપાટામાં આખો ખુણો ખાલી કરી દીધો. બાળકોને વહેંચવાને માટે એક કકડો પણ રાખ્યો નહી. મીઠાઈ જમ્યા પછી માટલાં મોંઢે માંડી પાણી પી ગયો ખાધા પીધા પછી પોતાના ઉદર ઉપર હાથ ફેરવવા લાગ્યો. ત્યાર કેડે સુવર્ણના ઢોલીયામાં સુઈ રહયો. તેમાં બે ઘડી આળોટયો પછી એવો ખેલ કરયો કે એક દીવો સળગાવીને એકાન્તમાં ઢાંકી દીધો. પછી પાપી ઉપર પુષ્કળ ગુસ્સે ભરાયો. પલંગને છોડી નાંખીને તેની લાંબી ઇસ પોતાના હાથમાં લીધી. ઇસ લેઇને નીશાળમાં ટાંગેલાં ઘડીયાળ હાંડીઓ, તકતા, ઝુમ્મર વિગેરે ચીનાઇખાનાને ચુરણ કરી નાંખ્યું. ઢોલીયા ઉપર પાથરેલાં તળાઈ ઓશીકાં વીગેરેને ભેગાં વાળી તેમાં દીવાસળી મુકી. પોતાના મનમાં આનંદ કરતો જાય છે કે આ કઇયાના નામની હોળી કરી. સઘળું હોલાયા પછી દ્વારે ચરણ દેઇ ત્યાંને ત્યાં લાંબો થઇને સુઈ રહયો. સુતાં સુતાં ગમ્મત કરે છે અને ખડખડ હસે છે, વળી પોતાના

મનમાં વીચાર કરે છે કે અરેરે હજુ સુધી મારા સ્વામીજી કેમ ન પધાર્યા ! હજુ સુધી ન આવ્યા તેથી મારૂં કાળજું બળી જાય છે, અરે મારા પ્રાણના પ્યારા. મારા નેત્રનિ કીકી હે નાથ પ્રીયાની પાસે કયારે પધારશો ! એમ પોતાના મનની સાથે રમુજ કરે છે. જ્યાં ચાર ઘડી રાત ગઇ એટલે કઇયાના મનને ચટપટી થઈ. મનની સાથે કહે છે કે અરેરે સયંદ્રી વાટ જોઇને બેશી રહી હશે; હવે શો ઉપાય કરૂં કે જેથી કરીને આ પાપમાંથી છુટાય. કીંકરૂષિનું વચન કોઇ પ્રાણીથી ઓલંઘન થાય નહી તો મારાથી કેમ કરીને જવાય. અરેરે આજનો આનંદ વ્યર્થ થઇ ગયો. આ બ્રાહ્મણ પેલા ભવનો શતરૂ થઇ લાગ્યો છે. આ કિંકરૂષિનું કદી સારૂં થવાનું નથી, કારણ કે મ્હારો મળેલો વૈભોગ તેણે ભંગ કરયો છે. વળી પોતાના મનમાં વીચાર કરિને બોલ્યો, અરે કીંકરૂષિજી મહારી એક અરજ સાંભળી લ્યો. આપ કહોતો કાલે હીસાબ કરી આપીશ અત્યારે હું ખુશીમાં નથી. અરે મહારાજ હું દુઃખી છું માટે મને મારા ઘેર જવા દો. મારા પેટમાં ચુંક આવેછે તેથી બીલકુલ જીવ ઠેકાણે નથી એટલે ધરમરાજાએ શેવકોને કહયું કે અલ્યા અજમો લાવીને કઇયાજીને ફકાવી દો. તવ દાસોએ દુષ્ટને અજમો ફકાવ્યો. કઇયો ઘણો અકળાય છે પણ કીંક રૂષિના આગળ તેનું કંઈ ચાલતુ નથી. પછી કઇયાએ કહ્યું મહારાજ મારાથી બેઠા રહેવાતું નથી. એટલે કીંકરૂષિ બોલ્યા, અરે શેવકો કઇયાજીને સભામાં પથારી કરી આપો. કઇયાએ જાણ્યું આતો સાચો શતરૂ થઇ લાગ્યો છે માટે જવા દેનાર નથી તેથી એનો હીસાબ કરી આપું તો ઝટ જવાય. એમ જાણી હીસાબ ગણવા લાગ્યો. હીસાબમાં બીલકુલ ચીત્ત ચોંટતું નથી ગણીત ગણતાં ગણતાં વીચાર કરે છે કે સયંદ્રી આવી હશે અને મારિ વાટ જોતિ હશે. અરેરે હું નહી જાઉં તો રૂપાળી રીસાઇ જશે એમ ધારી પત્રને મોં આગળ આડુ રાખી પોતાની આંગળી ગળામાં ઘાલી દુષ્ટે સભામાં ઉલટી કરિ. એવું જોઇ ધરમરાજાએ વીચાર કરયો કે કઇઓ જરૂર મરનારો થયો છે. માટે તેમાં મારો કાંઈ ઉપાય ચાલવાનો નથી. એમ જાણી પોતે કઇયાને કહેવા લાગ્યા. અરે કઈયાજી તમે તમારે ખુશીથી ઘેર પધારો. અત્યારે તમારા ઘેર જશો તો કુશળ ખેમ રહેશો અને બીજે જશો તો મરણ પામશો. માટે જોઇ વીચારીને કામ કરજો કઇયોજી કહે બહુ સારૂ મહારાજા, એમ કહીને બહાર નીકળ્યા પછી દુષ્ટ થોડેક સુધિ તો ધીરે ધિરે ચાલ્યો, પછીથી દોટ મુકીને નીશાળે પહોંચી ગયો પોતાના મનમાં હર્ખ તો માતો નથી. દુષ્ટે જેટલો હર્ખ પ્રેમદા ઉપર રાખ્યો છે તેટલો ઇશ્વર

ઉપર રાખ્યો હોત તો જગતમાં તેનું અમર નામ થાત અને પરલોકમાં તેનો વાસ થાત. પણ જે નીર્ભાગી છે તે કોઈ દીવસ સભાગી થાયજ નહી. એ પ્રમાણે કઇચોજી આનંદ ભેર નીશાળને ઓટલે ચઢયો કોટડામાંથી અરજુને જોયું તો કઇચાજીને ઉભેલો દીઠો. પોતે જાણ્યું કે કઇચોજી કામાતુર મતી કરીને આવ્યો છે પણ ભીમસેન યમપુરીમાં પહોંચાડશે. એવામાં કઇચાએ સાંકળ ઠોકીને કહયું કે પ્યારી દ્વાર ઉઘેડો, એટલે ભીમે જાણ્યું કે મારા ભરથાર પધાર્યા, તેથી પોતે ઝીણા સ્વરથી જવાબ આપ્યો કે દ્વારને સાંકળ દીધેલી નથી ઠાલાં વાસ્યાં છે માટે જોરથી હડસેલો એટલે ઉઘડશે. કઇચાજીએ બે ભુજ દઇ દ્વારને હડસેલ્યું એટલે ભીમસેને પોતાના ચર્ણ ઉપાડી લીધા, તવ દ્વાર ઓચીંતા ઉઘડી જવાથી કઇચો પૃથ્વી ઉપર ઉંધા મુસ્તકે પડયો. પાપીનું ડાચું તથા માથું કુટાઇ ગયું. ભીમ કહે અરેરે આ શું થયું કેમ જાળવતા નથી ! કઇચોજી કહે કાંઇ ફીકર નહી જીવ બાળશો નહી. મને કાંઈ પણ ઇજા થઈ નથી. એમ કહીને રંગ રમવા માટે દ્વાર વાસી દિધાં. ભીમસેન એક ખુણામાં જઇને નીરાંતે બેઠો, એટલામાં કઇચો બોલી ઉઠયો, અરે સયંદ્રી નીશાળમાં કેમ અંધારૂં છે ! એવું સાંભળી ભીમે જવાબ આપ્યો, હે પતી હું જ્યારની આવીછું ત્યારનું અંધારૂં છે. જાઓ જાઓ બળ્યું તમારૂં કામ, મને જરાએ લ્હાવો વીત્યો નહી. એવું સાંભળીને કઇચોજી બોલ્યો, અરે સુંદરી મેં તો ઠીક ઠાઠ કરયો હતો પણ તેમાં કોઇએ ભંગ પાડયો, વારૂ ઠીક છે સવારમાં તેનો શોધ કરીશું, પણ હાલમાં તો મારી સાથે સંગ કરો, અરે પ્રાણની પ્યારી મને ખુશી કરો, એટલે ભીમસેન હસીને બોલ્યો, સ્વામી આ ખુણામાં પધારો. કામમાં તદરૂપ થએલો કઇચો તુરત ખુણે પેઠો એટલે વ્રકોદર તે ખુણામાંથી ઉઠીને બીજે ખુણે ગયો. કઇચોજી ખુણો શોધવા લાગ્યો પણ કાંઈ સબંધ થયો નહીં. એટલે ભીમે કહયું ત્યાં કયાં ખોળો છો કેમ છતી આંખે અંધ થયા છો ! કઇચોજી કહે આવુંછું પ્યારી તારૂં બોલેલું મને માઠું લાગે છે, પાપીના પગમાં કાચ પેસી જાય છે પણ કામાતુર મતી થયેલી છે તેથી સમજણ પડતી નથી. ભીમ ત્યાંથી ઉઠીને ત્રીજે ખુણે જઇને પેઠો. કઇચોજી બીજા ખુણામાં જઇને શોધે છે પણ ત્યાંતો કોઈ મળ્યું નહી. ફોગટ ફાંફાં મારીને પોતે ત્રીજે ખુણે ગયો એટલે ભીમસેન ત્યાંથી ઉઠીને ચોથે ખુણે ગયો. એ પ્રમાણે કૈચાજીને બે ઘડીવાર સુધિ અથડાવ્યો પછી કૈચાજી અકળાઇને કહેવા લાગ્યો અરે મારી વ્હાલી તું શા માટે ખાલી ખોળાવે છે! મને મળો તો હું તમારો પાડ માનું. તમે જાણી જોઇને હાથ નથી આવતાં તેથી હું સમજુ છું કે

તમે મને લાડ કરોછો એવું સાંભળી ભીમે જવાબ આપ્યો, અરેરે સ્વામી હું જ્યારે તમને લાડ ન કરૂં ત્યારે બીજા કોને કરૂં! કૈચોજી કહે હે નારી હવે તો મારાથી નથી રહેવાતું માટે મને એકવાર મળો તો પગે લાગું એટલે ભીમે જાણ્યું, હવે પાપીને બહુ અથડાવ્યો છે માટે તેની અથડાંમણ કાહાડી નાંખું. એવું ધારી પોતાના મનમાં ઉલટ લાવીને વાયુનંદન બોલ્યો કે આવો કંથજી એમ કહી કૈચાજીને મળ્યો સામ સામી બંન્ને જણાઓએ એક એકનો હાથ ઝાલ્યો. કૈચાએ જાણ્યું કે આ સયંદ્રી નથી. આતો વિર વાલવો છે. ભીમે કહ્યું આવો ભરથાર એમ કહી કૈચાને બોચીમાંથી પકડયો અને પોતાના માથા ઉપર ફેરવી તુરત તેને બગલમાં ઘાલ્યો એમ કરવાથી કૈચાની કાયા કંપવા લાગી કૈચાએ જાણ્યું કે હવે મારા ભોગ મળ્યા. જરૂર વીર વાલવો મારા પ્રાણ હરણ કહી લેશે તેથી પોતે ભીમસેનને કરગરવા લાગ્યો કે અરે મા બાપ હું ભુલ્યો. મને આટલી વખત જવાદો. એટલે ભીમે કહ્યું. ઉભા રહો સ્વામી પરનારીનો સ્વાદ બતાવું. તમે સતી સામી કુદ્રષ્ટિ કરી માટે તેનું ફળ તમને મળવુંજ જોઇએ. એમ કહી કઇચાને બગલમાં દબાવી પ્રાણ કાઢી નાંખ્યો. પછી મડદાને ભુમી ઉપર નાંખી દીધું. ભીમસેને ગુપ્ત દીવો ઢાંકી મુકયો હતો તે ત્યાં લાવ્યો તેણે કઇચાનું મોં નીહાળીને જોયું પછી બોલ્યો અરે ઓ ભરથાર મારી ગરીબડીનું ઘર ભાગી પડયું, મારૂં હેવાતણ ઉતરી ગયું. હે સ્વામી મને કોણ લાડ લડાવશે એવિ મસ્કરી કરતો કરતો દુષ્ટને ઘણું હસ્યો પછી ઢાંકી મુકેલો દીપક બાહાર કાઢી તેના ઉપર મેંશ પાડીને કઇચાનું મોં કાળું કરયું કઇચાને મોડે મેંશ ચશી અને નાશીકાથી તે તાળવા સુધી ચુનાનું ઉભું ટીલું તાણ્યું. હોઠ ઉપર ચુનો ચોપડયો, એ પ્રમાણે ભીમસેને કઇચાને ભુતનો ભાઈ બનાવ્યો. પછી કઇચાની પછેડી લેઇને નીશાળમાં પાથરી. તેમાં તેણે કઇચાનું મડદું સુવાડયું પછી બળ કરીને મડદાની ગાંસડી તાંણી બાંધી. ફકત ગાસડીને ઉંચી પકડી લીધી અને બીજે હાથે નીશાળનો પાટડો ઉંચો કરયો. પછી તે મડદાની ગાંસડી પાટડાની તથા ભીંતની વચે પોલાણમાં ખોશી ઘાલી ફકત મડદાનું ડોકું બ્હાર રાખ્યું. કેઇચાનું શરીર પર પાશાણના પાટડાનું પુષ્કુળ વજન આત્રવાથી હાડેહાડ ભાંગી ગયાં. તેથી થાંભલે રૂધીરના રેલા ઉતરયા મડદાનું ડોકું બહાર લબડે છે તેથી એવું જણાય છે કે જાણે ભુત, વળતી ભીમે વીચાર કરયો કે મારા જેવા અપરાધીને નહી ઝાલે પણ કોઇક ગરીબને નડશે. માટે કંઇક યુકિત કરૂં તો ઠીક એમ ધારી પોતે પાટડા નીચે થાંભલા ઉપર એક દોહરો લખ્યો કે પરનારી સાથે રંગ રમ-

તાં રાજાનો સાળો કઇઓ મેં મારયો. એવું લખીને નીશાળનાં દ્વાર વાસીને બહાર નીકળ્યો પછી ધીમે રહીને અરજુનને કહ્યું કે તું બહાર નીકળીશ નહિ. એમ કહીને રસોડે ગયો ત્યાં જઇ ને શીતળ જળે સ્નાન કરયું વળી પોતાની પાસે વસ્ત્ર તથા જરીઆન હતું તે સઘળું કુટી બાળ્યું. પછી નીવૃત્તિથી સુઈ રહયો એટલે વ્હાણુ વાયુ જ્યાં સવાર થયું કે ગામનાં છોકરાં નીશાળે ભણવા ગયાં છોકરાં દ્વાર ઉઘેડીને અંદર ગયા તો કાચના કકડા વાગવા લાગ્યા, ડાહયાં છોકરાં સાવરણી લઇ કચરો વાળે છે, કૈંક છોકરાં અંદર મસ્તાઇ કરે છે. કંઇક અંદર ભણે છે. વળી કંઇક ભણાવે છે કંઇક હિસાબ ગણે છે કંઇક લખે છે એ પ્રમાણે સૌ સૌનું કામ કરયા કરે છે એવામાં એક છોકરાએ થાંભલે દેખ્યું વળી એક જણાએ દોહરો વાંચ્યો એટલે બીજા છોકરાએ કહ્યું અલ્યા શું કઇચાને નેં મારયો ! એમ કરતાં જરા ઉંચું જોયું તો સઘળા છોકરાઓએ મડદાની ડોક નીચે લબડેલી જોઇ. તેવું દેખી તમામ બાળકો નીશાળમાંથી બહાર નાશી ગયાં બધાં છોકરાં બુમ પાડીને કહેવા લાગ્યા કે નીશાળમાં ભુત છે. નગ્રનું લોક બાળકોનું કહેવું સાંભળીને ભયભીત થઇ ગયું. લોકો વાતો કરે છે કે બાળકો બીચારા કુમળા છે તેથી ભુત ત્યાં ભરાયું હશે. કંઇક લોકો કહે છે કે તે ખોટી વાત છે. ખરૂં જોતાં તે સાચી વાત લાગતી નથી. કંઇક અવળચંડા લોકો કાંકરા લેઇને મડદા સામા ફેંકે છે તેથી ડોકું હાલે છે તેમ થવાથી લોકો માંહોમાંય કહેવા લાગ્યા કે ભુત કાંકરા મારવાનું ના કહે છે. એ રીતે ત્યાં તોફાન મચી રહ્યું છે આખા ગામમાં વાત ચાલી રહીછે કે નીશાળમાં ભુત ભરાયુ છે પછી તે વાત રાજ્ય સભામાં ગઇ. વઇરાટરાજાએ કીંક રૂષિને કહ્યું કે કેમ મહારાજા તેનું શું કરીશું ! એટલે ધરમરાજા બોલ્યા, હે વઇરાટપતી ચાલો આપણે ત્યાં જઈએ. જોયા વિના તેનો શો ઉપાય સુજે. ધરમરાજા તો મનમાં જાણે છે કે ભીમસેને ભુત બનાવ્યું હશે. વઇરાટ રાજા કહે ત્યાંરે ચાલો મહારાજા આપણે નીશાળમાં જઇએ એવું વૈરાટરાજાનું બોલવું સાંભળીને ધર્મરાજા નીશાળે જવા માટે તત્પર થયા. એ પ્રમાણે રાજા તથા રૂષિ બંન્ને જણા જોવા માટે નીશાળે ચાલ્યા. તે ત્યાં જઇને બંન્ને જણા નીશાળમાં પેઠા. વઇરાટરાજાએ થાંભલા ઉપર લખેલો દોહરો વાંચ્યો. તેમાં એમ વાંચ્યું કે પરનારીની સાથે રંગ રમતાં રાજાનો સાળો કઇચો મેં મારયો. ધરમરાજાએ જાણ્યું કે આ તદન ભીમની યુક્તિ છે. તેમ છતાં રાજાને કહેવા લાગ્યા કે હે વઇરાટપતી શું તેં કઇચાને મારયો ! વઇરાટરાજા કહે કોઇએ લખ્યું છે તેમાં મારી શી કસુર. એમ વાતો કરે છે એટ-

લામાં લબડતું ડોકું જોયું. એટલે ધરમરાજા કહે અરે વઈરાટરાજા મારા ધાર્યા મુજબ આ તો કઇચોજી દેખાય છે. માટે શેવકોને બોલાવીને તેનું મોં ધોવરાવો એટલે તે ઓળખાશે. ધર્મનું બોલવું સાંભળીને વઈરાટરાજાએ અનુચરોને બોલાવીને તેનું મોં ધોવરાવી નાંખ્યું. પછી વસ્ત્રથી લુછી નંખાવ્યું. એટલે તો શુદ્ધ કઇચો માલુમ પડયો. જ્યાં કઇચાનું મરણ સાંભળ્યુ એટલે નવાણું કઇચા ત્યાં આવી પહોંચ્યા. એવામાં સુદ્રષ્ણાએ પણ કઇચાના મરણની વાત સાંભળી. તેથી તે પણ રડતી રડતી નીશાળે આવી. સરવે જણે મુખ ઉપરથી ઓળખ્યો કે એજ કઇચોજી છે. પછી પુછયું કે વ્યંઢળ મહેતા કયાં છે તેમને પુછવાથી સઘળો વ્હેમ દુર થશે. એટલે શેવકો સામા કોટડામાંથી વ્યંઢળ મહેતાને જગાડીને ત્યાં લાવ્યા. અર્જુનજી આંખો ચોળતા ત્યાં આવ્યા, જાણે અજાણ્યા હોય તેમ ચીન્ન બતાવવા લાગ્યા એટલે વઈરાટરાજા અર્જુનજીને પુછવા લાગ્યા કે તમે તમારી નિશાળ છોડીને કેમ કોટડામાં પેઠા ! અર્જુન કહે તેમાં મને શું પુછોછો હું તો વાત છાની રાખું પણ પહેલ વહેલા છોકરાંઓની જુબાની લ્યો. એટલે છોકરાં બોલી ઉઠયાં, કાલે તમારા સાળા કઇચાજીએ સહુ છોકરાંને છુટી અપાવી હતી અને અમારા મહેતાજીને એમ કહ્યું હતું કે તમે બીજે વિસરામ કરો, કારણ કે આજની રાત્રી અમારે નીશાળમાં કામ છે. એમ કહીને મહેતાજીને સામા કોટડામાં કહાડયા, અને અમને સહુને બહાર કહાડયા એટલી બીના બની હતી તે પછી શું થયું તે અમને ખબર નથી. પછી અર્જુનજી બોલ્યા, હે વઈરાટપતી મને કોટડામાં ગયા પછી શું બનાવ બન્યો તે હું કંઈ જાણતો નથી. એવું સાંભળીને સુદ્રષ્ણારાણી બોલી, હું તમામ વાત જાણું છું. મારા ઘરમાં સયંદ્રી દાસી છે તેણીએ આ સરવે કર્તવ્ય કરયું છે. એવું વઇરાટરાજાની રાણીનું બોલવું સાંભળીને નવાણુ કઇચા દ્રૌપતીની પાસે દોડયા. રાણીના મહેલમાં આવીને દ્રૌપતીનો ચોટલો ખેંચી મહેલની બહાર લાવ્યા. નવાણુ કઇચા નગરના દેખતાં દ્રૌપતીને પુષ્કળ માર મારે છે એ પ્રમાણે તેણીને મારતા મારતા નિશાળે લાવ્યા, ધરમરાજાએ દ્રૌપતીને દુઃખી જોઇને નવાણું કઇચાઓને કહ્યું અરે મુરખાઓ ! મુઆનું નીશ્ચે કરયા સીવાય તમે નીરપરાધી અબળાને શા માટે મારોછો ! એક વખત મડદાને બહાર કાઢી તેનો તપાસ કરો, તે પછી જે કરવું હોય તે કરજો. એટલે સઘળાઓએ માર મારવો મુકી દીધો. વઈરાટ રાજાએ સરવે માણસોને ખબર આપી કે પાટડા નીચેથી મડદાને બહાર કાઢો. એટલે અનેક યોદ્ધાઓ નીશાળના પાટડાને વળગ્યા, પણ પાટડો એક ઈંચ માત્ર

પણ ઉંચો થતો નથી, એવું જોઈ વઇરાટરાજા બોલ્યા ભાઇઓ રસોડેથી વિર વાલવાજીને બોલાવી લાવો. એટલે ચાર અનુચરો ભીમસેનને બોલાવા ચાલ્યા, શેવકોએ ભીમસેનને કહ્યું કે અરે વાલવાજી તમે નીશાળે ચાલો, કારણકે કઇચો મરણ પામ્યા છે તેથી તમને રાજાજી ત્યાં તેડે છે, એવું સાંભળી ભીમસેન રસોડાની બહાર આવીને બોલ્યો, અરે દુષ્ટો કઇચાને કોણ મુઓ કહે છે ! મુઓ તમારો બાપ. એમ કહીને ડોળા કાઢયા એટલે અનુચરો ત્યાંથી જીવ લેઇને નાઠા. તેઓએ રાજાની કને આવીને કહ્યું કે અરે મહારાજા વીર વાલવાજીએ તો અમારૂં કહેવું માન્યું નહિ, તેણે એમ કહ્યું કે મરે તમારો બાપ. મારા કઇચાજીને શું થાય. એવું શેવકોનું બોલવું સાંભળીને રાણીએ કહ્યું, અરે ભાઇઓ મારા ગયા સીવાય તે વાલવો આવવાનો નથી. એમ કહીને રાણી શેવકો સાથે વીર વાલવાના રસોડે આવી. ત્યાં આવીને સુદ્રષ્ણાએ કારમી પોક નાંખીને કહ્યું અરે વાલવાભાઇ એકદમ બહાર આવો, મારો કઇચોભાઈ રૂપાળીથી મરણ પામ્યો છે એવું સાંભળીને ભીમસેને મોં ઉપર મીથ્યા શોક જણાવ્યો. પછી પોતે રસોડામાંથી કઇચાની પોક મુકીને છાતી માથું કુટતો કુટતો બારણે આવ્યો. અરે મારા મીત્ર કઇચાજી આ શો કાળો કેર થયો. તમારી પાછળ હું મારો દેહ પાડીશ. એમ કહીને પોતે પડતું નાંખ્યું. સઘળા શેવકો ભીમસેનને રડતો જોઇને માંહોમાંહ્ય કહેવા લાગ્યા કે અરેરે કઇચાજીના મરણનો શોક તેના ભાઇઓ કરતાં વાલવાજીને ઘણોજ છે. વાલવાનો કલેશ જોઇને રાણીએ વાલવાનો હાથ ઝાલી કહ્યું અરે ભાઈ જે થવાનું હતું તે થયું પણ હવે તમે નીશાળે ચાલો. એટલે ભીમસેન કહે અરે બહેન મને એ બહુ વ્હાલો હતો પછી સુદ્રષ્ણાએ ભાઈ ભાઈ કહીને ફોસલાવ્યો કે અરે વાલવાભાઇ તમે નીશાળમાં ચાલો તો ઠીક, કારણ કે ત્યાં કોંક રૂષિ તથા રાજાજી વિગેરે તમને તેડાવે છે. એવું સાંભળી ભીમ નિશાળમાં જવા માટે ચાલ્યો, એ પ્રમાણે રાણી તથા શેવકો ભીમસેનની પાછળ પાછળ ચાલ્યાં ભીમસેન છાતી માથું કુટતો કુટતો નીશાળમાં આવ્યો તો વઇરાટરાજા તથા નવાણું કઇચા પુરણ શોકથી રડયાં કરે છે. ભીમસેન તે લોકોને રડતા જોઇને પુષ્કળ ધાંધલ કરવા મચી પડયો. પૃથ્વીમાં પછાડયો ખાય છે અને કારમી ચીસો પાડે છે. વાયુનંદન મનમાં હસે છે અને મીથ્યા ચરણ ઘસીને ચીસાચીસ પાડે છે. અરેરે મારો વ્હાલો મીત્ર મરી ગયો હવે મારે જીવીને શું કામ છે, અરે ભાઇઓ કોઈ મારી પાસે કટારી લાવો મારે મરવું છે. એવું સાંભળી વઇરાટરાજા તથા નવાણું કઇચા વાલવાજીને સમજા-

વીને શાન્તી આપવા લાગ્યા તેઓ જેમ જેમ શાન્તી આપે છે તેમ તેમ ભીમસેન વિશેષ રડે છે. જેને તે એના હાથ ઝાલે છે. પણ વ્રકોદર છાનો રહેતો નથી. કુંતીનંદનની આંખોમાંથી આંસુ આવતાં નથી તેથી વાંકો વળીને થુંક ચોપડે છે. તે જોઇ ધરમરાજા મનમાં હસે છે કે વાહ વીરવાલવા ઉલટો કઇચાને મારીને મીથ્યા તોફાન કરે છે. ઓ ભીમડા પાખંડી ધન્ય છે તારી યુક્તિને, એમ કહી પોતે બોલ્યા, ઓ વાલવા હવે રડવાનું મુકી દેઇને પાટડામાંથી કઇચાને બહાર કાઢો. ભીમસેન મડદાને બહાર કાઢવા એકદમ ઉભો થયો. એટલે ધરમરાજાએ તેનો હાથ દબાવીને કહ્યું, અરે મુરખા હવે તારાં ચરીત્ર જવા દે. ભીમસેને જવાબ આપ્યો, અરે ક્રીંક રૂષિ મારો ખરો મીત્ર કઇચો મરણ પામ્યો. અરેરે હમેશ સવારે મારી ખબર લેવા માટે રસોડે આવતો. કાલે રાત્રે તો મને મળ્યો હતો અને એટલામાં શું થયું કે મરણ પામ્યો. એટલે ધરમરાજા બોલ્યા, હા ભાઈ ખરી વાત છે તને મળ્યા વીના આવું થાય નહિં. વળતી ભીમે કહ્યું અરે મહારાજ મને મીઠાઇ પણ ખવરાવી હતી. અમે એક એકના હાથ ઝાલી ગમ્મત કરી હતી. એવું ભીમનું બોલવું સાંભળી ધરમરાજાએ તેના કાનમાં કહ્યું, અરે ભાઈ તારી જુઠી જુક્તિ મુકીદે. ચાલ મડદાને બહાર કાઢ. એટલે ભીમસેને સરવે માણસોને કહ્યું, અરે ચાલો ભાઈ આ આતો હાથો હાથનું કામ છે એમ કહી નીશાળમાં ચાલ્યો એટલે રાત્રળા શેવકો પણ તેની સાથે ગયા. શેવકોએ પાટડો ઉંચો કરવા માટે ઘણી મહેનત કરી પણ ઉંચો થયો નહી. એટલે ભીમે પોતાના હાથના જોર વડે ઉંચો કરયો એટલે પાટડો ઉંચો થયો. તવ શેવકોએ મડદાને ખેંચી બહાર કાઢયું, તો કઇચાજીનાં આભુષણો ઓળખ્યાં. તેથી એકદમ પોકાર થઈ રહયો. નીશાળમાં નવાણું કઇચા એકદમ કોપાય માન થયા તેથી તેઓ બહાર આવીને દ્રૌપતીને મારવા ટુટી પડયા, એટલે ભીમસેને કહ્યું, અરે ભાઈ આ તમે શા માટે બીચારી અબળાને મારોછો ! સુદ્રષ્ણા કહે એ મારા વાલવાભાઇ એણેજ કઇચાને મારયો છે. ભીમસેન કહે નીશ્ચે કરવા દો તે પછી તેનો ઘાટ ઘડીશું. સાચું જાણ્યા વીના મારીએ તો રોમ રોમ નરકે જઈએ. એમ કહીને પોતે બોલ્યો, અરે સયંદ્રા તું વઇરાટરાજાના તથા ક્રીંક રૂષિના આગળ સાચે સાચું કહી દે, કે આ કઇચાને કોણે મારયો. એટલે દ્રૌપતીએ કહ્યું અરે રાજાજી હું સત્ય વારતા કહું તે સાંભળી લેજો. કઇચાજીએ મારી ઉપર કુદ્રષ્ટી કરી મને એક રાત રોકી હતી, તેથી તે વાત મારા ગાન્ધરવે જાણી. જ્યારે હું તમારે ઘેર રહેવા આવી હતી ત્યારે મેં તમને તેવિષે જણાવ્યું

હતું. માટે તે ગાન્ધરવોમાંથી એક જણે કઇચાને મારી નાંખ્યો હશે. બાકી હું અબળા જાતી નરને શું મારી શકું ! ધારો કે મેં માર્યો હોયા તો પછી પાટડા નીચે કેમ કરીને ઘાલું. એટલે ભીમસેને કહ્યું. ખરેખર આ બાઈ સાચું બોલે છે, મારા જેવા ગાંન્ધરવે ઠેર મારયો હશે. કીંક રૂષિ કહે અરે વાલવાજી તમારૂં બોલવું પણ યથાર્થ લાગે છે. હવે અવિ વાત પડતી મુકી મડદાનું ઠેકાણું કરો. જ્યાં ધરમરાજાએ મરદાને બાળવાનું કહયું એટલે ભીમસેને રાજાને વ્હેમ ઘાલ્યો વ્રકોદરે રાજાને કહ્યું. બરોબર જાગ્રત રહેવાનું છે, સ્મશાને પણ જોઈ વીચારીને જવાનું છે. કારણ કે [સયંદ્રીના] ગાન્ધરવો તમારા માથે દુસ્મન ઉભા થયા છે. એ સત્ય માનજો. જેવા તેવા સ્મશાને જશો તો તમને પણ યમપુરીમાં પહોંચાડી દેશે. જો સર્વ મળીને સ્મશાને જશો તો ત્યાં આવતાં તેઓ ડરશે પણ ગામ સુનુ રહેશે તો ગામને ઉજડ કરશે. આ વાત સાંભળી વૈરાટરાજા ગભરાયો, તેમ ધરમરાજા પણ મનમાં વીચાર કરવા લાગ્યા કે ભીમે આ યુક્તિ શા માટે શોધિ કાહાડી હશે ? એવામાં વૈરાટરાજા બોલ્યો, અરે વાલવાજી ત્યારે આપણે મડદા વિશે કેમ કરીશું ! પહેલેથી નહિ ચેતીયે તો પાછળથી પસ્તાઇ મરીશું. ભીમસેન કહે તમારે માટે મને બહુ ચીંતા છે હું પણ તેજ વીચારમાં છું તમે સ્મશાન ગયા સીવાય ગામમાં રહિને રક્ષા કરો. ચાર ક્ષોણી સૈન્યા લેઇને બજાર વચ્ચે ઉભા રહો અને હાથમાં હથીયાર ગ્રહણ કરીને દશે દીશાએ સરત રાખજો. નવાણું કૈયા મડદું ઉપાડે અને હું તેમનો રખવાળ થાઉં વળી આ સયંદ્રીને ભેગી બાળવી છે માટે તેણીને પણ સાથે લેઇ જાઉં અમે નગર બહાર નીકળીએ એટલે તમે સાવધ રહેજો. અમારા ગયા પછી દરવાજા બંધ કરીને તાળાં દેજો. કદાપી ગાન્ધર્વ કૈયાનું રૂપ ધારણ કરીને આવે અને કહેશે કે હું તો કઇચો છું તો પણ મારા વિના દરવાજા ખોલશો નહી. જો ગફલતમાં ઉઘેડશો તો હાહાકાર થશે. અને જો સ્મશાનમાં આવશે તો હું તેને ઠેર મારી નાંખશ. તમે અમારી ચીંતા કરશો નહી. હું સર્વને પુરો પડીશ. એવું સાંભળી વઇરાટરાજા પગે લાગીને કહેવા લાગ્યો, ધન્ય છે વાલવાજી તમારિ બુદ્ધિને અમે હાથમાં હથીઆર ગ્રહણ કરીને ગામની ચોકી કરીશું એટલે ધરમ રાજા સમજી ગયા કે જરૂર નવાણું કઇચાનો ઘાટ કરવા માટેજ આ યુક્તિ લડાવી છે. માટે નવાણું કઇચાને હું બચાવું તો બહુ સારૂ. કારણ કે નાહક બીચારા મ્રત્યુ પામશે એમ જાણી પોતે ભીમને પોતાની પાસે બોલાવીને કહ્યું અરે વાલવા હું તો એવું સમજું છું કે તારે નવાણુંને મારિ નાંખવા છે. એટલે ભી-

મસેને જવાબ આપ્યો હા મારિ નાંખીશ તેમાં તમારૂં શું જાય છે. સૌ સૌના પાપે લેવાશે માટે તેમાં તમારે ડહાપણ કરવું યોગ્ય નથી. ધર્મરાજા બોલ્યા, અલ્યા વગર વાંકે નવાણું કઇચાને મારવા દેનાર નથી. એટલે ભીમસેન બોલ્યો, અરે મોટાભાઇ મેં લાખા ભોવનમાં અગ્ની દેવતાની બાધા માની છે માટે મનેતે બાધા પરી પુરણ કરવા દો. એવું સાંભળી ધરમે કહ્યું. અલ્યા મને વારતા રૂચ તી નથી મારૂં શરિર કંપી ઉઠે છે. ભીમસેન કહે ઠીકછે ભાઈ એમ કહીને અળગો ઉભો. એટલે ધરમરાજા નવાણું ભાઈને ઉગારવા માટે વૈરાટરાજાને કહેવા લાગ્યા કે અરે રાજાજી કંઈ ફીકર નહિ તમે તમારે ખુશીથી સ્મશાનમાં જાઓ. વાલવાનું કહેવું તદન ખોટું છે. એ તો પ્રભુ સર્વને સાચવશે. ભીમ કહે ત્યારે ખુશી તમારી હું તો તમને સાચું કહું છુ, તમારે માનવું હોય તો માનો ને ન માનવું હોય તો તમારી મરજી. વળી વ્રકોદર ધરમરાજાને કહે છે કે અરે કીંક રૂષિ જેનું અન્ન ખાઓ છો તેનું તો કંઇકસારૂં તાકો. એવું સાંભળી ધરમરાજા પોતાના મનમાં ચીડવાઇને કહેવા લાગ્યા કે હા ભાઇ તુંજ સારૂં તાકનારો. ભીમસેન કહે કેમ વઇરાટરાજા તારો શો વીચાર છે! વળી કહેવત છે કે અગમ બુદ્ધિ વાણીયો ને પાછળ બુદ્ધિ બ્રહ્મ માટે રૂષિનું કહેવું માનશો તો ફજેત થશો. એટલે વઇરાટરાજા તથા નવાણું કઇચા કહેવા લાગ્યા કે વાલવાજી સાચું કહે છે. માટે હે કીંક રૂષી આપ જરા પણ બોલશો નહી. એટલે ભીમસેને ધરમરાજાને સાન કરિને કહ્યું કે કેમ અમારૂં કહેવું કેવું ખરૂં પડ્યું ! એમ બોલી પોતાની મુછો ઉપર હાથ નાંખ્યો. એટલે ધરમરાજા રાજ્ય સભામાં ગયા. વઇરાટરાજાએ પોતાની સૈન્યા તૈયાર કરાવી. નગરના લોકો સ્મશાન જવા માટે તૈયાર થઇને આવ્યા હતા પણ એવી તોફાનની વાત સાંભળીને સૌ પોત પોતાના ઘેર નાશી ગયા. નવાણું કઇચાઓએ મડદું તાણી બાંધ્યું એટલે ભીમ તુરત ઉભો થયો. પછી વ્રકોદર કરોધથી ધરૂપતીનો હસ્ત પકડી કઇચાની સાથે સાથે સ્મશાન તરફ ચાલ્યો, નગરની બહાર આવ્યા પછી ભીમસેને ધંધ મચાવ્યો. વઇરાટરાજાએ ચારે દિશાના દરવાજા બંધ કરી દિધા સાંકળ તાળાં વીગેરે દેઇ દીધાં. તેમના ઉપર ચોકી કરવા માટે યોદ્ધાઓને ફરતા મુકયા. ભીમસેને યોદ્ધાઓને સમજાવ્યા કે અલ્યા બરોબર સાચવજો. વળી કહ્યું કે કદાપી ગાન્ધર્વ કઇચાનું રૂપ ધારણ કરિને દરવાજે આવે તો તેને ઠેર મારિ નાંખજો, પણ ઉઘેડશો નહિ. એ પ્રમાણે ભીમસેને અગાઉથી પાળ બાંધી. આગળ કઇચા ચાલ્યા જાય છે અને પોતે દ્રૌપતી સાથે પાછળ ચાલ્યો જાય છે. એ પ્રમાણે

ચાલ્યા ચાલ્યા સ્મશાન ભુમીમાં ગયા. કઇયાએ મડદું નીચે ઉતાર્યું એટલે ભીમસેન સતીને સાથે લેઈને બેઠા સરવે કઇયા પુછવા લાગ્યા કે વાલવા હવે કેમ કરીશું ! એવું સાંભળી ભીમસેને જવાબ આપ્યો બીચારો મરનાર કઈયો સાથે શું લઇ ગયો છે માટે કાષ્ટનિ મોટી ચીતા ખડકી તેમાં બાળો. એનો ફેરો અફળ ગયો છે તેના હાથે પુન્યદાન કંઈ પણ થયું નથી માટે વનમાં જઈને ઝટપટ લાકડાં લાવો. એ પ્રમાણે ભીમસેનનું બોલવું સાંભળીને કઇયાનું પચીસ પચીસનું જુથ ચારે દિશાએ ગયું. પચીસ દક્ષીણ દિશાએ ગયા, પચીસ પુરવે દીશામાં ગયા પચીસ ઉત્તરમાં ગયા અને ચોવીસ પશ્ચિમમાં ગયા. જ્યાં કઇયા લોકો કાષ્ટ લેવા ગયા એટલે દ્રૌપતી બોલી, અરે મારા સ્વામી મને ફીકર થાય છે કે શા માટે મોટી ચીતા ખડકાવો છો ! આપનો શું વીચાર છે ! એટલે ભીમસેને જવાબ આપ્યો, હે સુંદરી એકનિ જોડે નવાણુંનો હોમ કરવો ધારયો છે. દ્રૌપતી કહે અરે નાથ બીચારા બીજાઓએ શાં પાપ કર્યાં કે તેમને પણ ચીતામાં હોમો છો. જો તમે તેમને હોમશો તો મારાથી નહી સહન થાય. ભીમસેન કહે અરે તું જોજે તો ખરી. એ તો જોવાની ગમ્મત પડશે. અગ્નીમાં ઉંચા નીચા કુદશે અને મોઢે પોકાર કરશે. તવ દ્રૌપતી બોલી અરે નાથજી તેમ કરવાથી મારૂં કાળજું ફટકી જશે. એવું સાંભળી ભીમે કહ્યું, પ્રીયા તું આડું જોઇને બેશી રહેજે, એવામાં દક્ષીણ દિશામાંથી કાષ્ટ સાથે પચીસ કઇયા આવી પહોંચ્યા તેનિ ભીમસેને મ્હોટી લાંબી પહોળી ચીતા ખડકી, પછી પોને બોલ્યો કે અલ્યા ભાઈ તમે શા માટે ખોટી થાઓ છો, ચીતા વિશે શબને સુવાડી અગ્ની મુકો. તવ કઇયાએ મડદું મુકી અગ્ની સળગાવ્યો. એટલે અગ્ની ચોદશ લાગ્યો. ત્યાર પછી ભીમસેને કઇયાઓને કહ્યું કે તમારો ભાઈ વગર મોંતે મુઓ છે માટે ઓળખંધ ચીતા પાશે ઉભા રહિનેશ્રીરામ શ્રીરામ કરો. તવ કઇયાએ ભીમસેનને કહ્યું અરે વિર વાલવાજી તમે સાચુ કહો છો. એમ કહી તેઓ ચીતાની પાસે ઓળખંધ ઉભા રહીને પ્રભુનું સ્તવન કરે છે. એટલે ભીમસેન પચીસની પાછળ ઉભો રહીને અગ્ની કાકાને અરજ કરે છે કે આ એક માના સો આપું છું તે માની લેજો. એમ કહી પોતાના હાથ લાંબા કરીને પચીસ કઈયાને બાથમાં ઘાલ્યા. કઈયા ઉચા નીચા થાય એટલે ભીમસેને હીલોળીને અગ્નીમાં ફેંકી દીધા. પછી તેઓ અગ્નીમાં આડા અવળા ફાલવા લાગ્યા. તેથી ભીમે અગ્નીવાળું કાષ્ટ લેઈને તેમને ચીતામાં ગડબી ઘાલ્યા. પછી તેના ઉપર બીજાં કાષ્ટ નાંખ્યાં એટલામાં બીજા કઇયા લાકડાંના ભારા માંથે ચઢાવીને

આવી પહોંચ્યા. એટલે ભીમસેને તેમનાં કાષ્ટ અગ્નીમાં નાંખીને તેમને પાસે બોલાવ્યા. પછી પોતે કહેવા લાગ્યો કે દક્ષીણમાંના અગ્ની મુકીને લાકડાં લેવા માટે ગયા છે, તેથી હવે તમે જવાનું બંધ રાખો, અને હું કહું તે શુભ કામ કરો. આ ચીતાની પાસે ઉભા રહીને શ્રીરામ શ્રીરામનું સ્મરણ કરો. કઇચા. એએ જાણ્યું ખરૂં કહે છે, એમ જાણી તેઓ ચીતાની પાસે કર જોડીને ભજન કરવા ઉભા. એટલે ભીમે પુંઠેથી બાથ ભીડાવીને ઉચકી લીધા એ પ્રમાણે ઉચકીને અગ્નીમાં પધરાવી દિધા અગ્ની દેવતાને અરજ કરી કે તારી બાધા માની લેજે કઇચા અગ્નીમાં ઉંચા તરફડે છે તેથી ભીમ સળગતા લાકડાથી ગડબી ગડબીને અંદર ઘાલે છે. એવામાં ઉત્તર દીશાના આવ્યા, તેને પણ તેમજ કર્યું. પછી પશ્ચિમ દીશામાંથી આવ્યા એટલે ભીમસેન બોલ્યો, અરે ભાઇ હવે તમે લાકડાં લેવા માટે જશો નહિ ફકત હું બતાવું તે શુભ કરમ કરો. આ ચીતાનિ પાસે ઓળબંધ ઉભા રહો અને પ્રભુનું સ્મરણ કરયા કરો એટલે તેઓ ઓળબંધ ઉભા રહીને વઇકુંઠપતીનું સ્મરણ કરવા લાગ્યા. તવ વ્રકોદરે પુંઠેથી બાથ ભીડાવી દીધિ. તેમાંથી એક કઇચો ચેતી ગયો કે જરૂર વાલવો ઠેર મારશે, એમ જાણી બાથમાંથી વચકળીને નાઠો. તેણે જાણ્યું કે સયંદ્રીને વાલવો એક છે. વળી હું વાલવાના હાથમાંથી નાશીને કેટલે જવાનો છું, જાણી પોતે દ્રૌપતી પાસે દોડી આવીને કહેવા લાગ્યો, ઓ બાઈ તારે શરણે છું માટે મને જીવતદાન આપ. તવ દ્રૌપતીને દયા આવવાથી પોતાનું ઓઢેલું ચીર અળગુ કરીને પાછળ ઉભો રાખ્યો, પછી તે ચીર ઓઢી લીધું. વાયુ નંદન આ વાત બીલકુલ ન જાણે તેવી રિતે ઉભી રહી. એવામાં ભીમસેને તેવીસ જણાને ચીતામાં હોમી દીધા. તેઓ ઉંચા નીચા થઇને બહાર આવવા લાગ્યા, તેથી વ્રકોદરે સળગતા કાષ્ટથી તેમને ગબડી ગડબીને અંદર ઘાલ્યા. એ પ્રમાણે નવાણું પુરા કરી દીધા. પછી વૃકોદરે જાણ્યું કે એક કૈચો નાશી ગયો છે તે આ સઘળી વાત ઉઘાડી કરશે તો વનમાં જવું પડશે. એમ જાણીને પોતાના હાથમાં સળગતું કાષ્ટ પકડીને કૈચાને શોધવા માટે નગ્રમણી દોટ મુકી. દરવાજાસુધી શોધી આવ્યો, વળી આસપાસ શોધી વળ્યો પણ કાંઈ પત્તો લાગ્યો નહી. છેવટ ચીંતા કરતો કરતો દ્રૌપતી પાસે આવ્યો. આંસુ વાળા લોચને દ્રૌપતીને પુછવા લાગ્યો કે હે સુંદરી તે કઇચો કીયી દીશાએ ગયો ને મને બતાવિ દે નહી તો મોટો ફજેતો થશે, જો કોઇને એ કઇચોજી આ સઘળી વાતો કહી દેશે તો આપણે વનમાં જવું પડશે. એટલે દ્રૌપતી બોલી, હે નાથ મેં

તેને નથી દેખ્યો. તમે મારૂં કહેવું ન માન્યું તેથી તમારા હાથમાંથી છુટીને નાઠો. પાપનો ઘડો ફુટશે તેમાં શીનવાઈ છે. એટલે ભીમસેન બોલ્યો, મ્હારૂં ભવીશ વાંકુ એમાં કોનો વાંક કહાડું ! અરે સુંદરી હવે જીવીને શું કરવું. મારે કરમે સઘળા ભાઇઓને વન જવું પડશે માટે આપઘાત કરીને મરવું એ સારૂં છે. એમ કહીને રડતો રડતો પૃથ્વીપર પડી ગયો. એવામાં તેણે નીચે રડતાં રડતાં દ્રૌપતીના ચાર ચર્ણ દીઠા. ભીમે જાણ્યું કે દ્રૌપતી ચાર પગી કયાંથી ! એમ પોતાને વ્હેમ આવવાથી ગબડતો ગબડતો દ્રૌપતીની પાસે ચાલ્યો પછી ઓચીંતી ઝડપ મારીને પાછળનો પગ ઝાલ્યો. એટલે કઇચાએ કારમી ચીસ નાંખીને કહ્યું કે મને મારશો નહી. ભીમસેને પાપીને ખેંચી કાઢયો. એટલે દ્રૌપતિ કહેવા લાગી હે સ્વામીજી જો તમે એને મારશો તો મારા પ્રાણ ત્યાગ કરીશ. ભીમસેન બોલ્યો, અરે સુંદરી તું અળગી ઉભી રહે જો તેને મારી નાંખુ તો તારા સોગન છે. તવ તારૂણી દ્રૌપતી આઘી ઉભી રહી, એટલે ભીમસેને કઈચાને કહ્યું કે હવે તારૂં દુઃખ ગયું પણ જો જીવવાની આશા હોય તો તારૂં મોં પહોળું કર. તવ કઇચાએ ભીમનું કહ્યું માની પોતાનું મોઢું પહોળું કર્યું. એટલે તુરત વ્રકોદરે તેની જીભ પકડીને ખેંચી નાંખી, પછી બેઉ ભુજનાં દસે આંગળાં ભાગી નાંખીને ચીતામાં ફેંકી દીધાં. તેથી કઇચાજીએ કપાળ ફુટયું કે આ કરતાં તો મરવું સારૂં. એવું જોઇ દ્રૌપતી બોલી ઉઠી, અરે પતી મારૂં અંતઃકરણ બળી જાય છે. તમે મારા સોગન પાળ્યા નહી તેથી મને ખોટું લાગયું ભીમસેન કહે અરે સુંદરી જીવતો છે કયાં મારી નાંખ્યો છે. જો જીભ ન કહાડી નાંખુ તો ગામમાં વાર્તા કહિદે, તેથી કરીને આપણે વન જવું પડે. અને આંગળાં ન ભાગી નાંખુ તો કોઇને લખી બતાવે માટે મેં જે કર્યું છે તે ન્યાયથી કર્યું છે પછી ભીમે કહ્યું હવે ચાલો નગ્રમાં જઇએ એમ કહી ભીમ એક હાથે દ્રૌપતીને ઝાલીને બીજે હાથે કઇચાને ઝાલ્યો એ રીતે બંનેને લેઈ ભીમસેન ચાલ્યો ચાલ્યો દરવાજા આગળ આવ્યો. તેમને જોઇને શેવકોએ દરવાજા ઉઘેડી દીધા. સુદ્રષ્ણાએ દ્રૌપતીને દેખીને સમાચાર પુછયા. એટલે કઈચાને સુર ભરાઇ આવ્યું કે બધી વાત કહી દેઉં એમ જાણી બોલવા જાય છે પણ બોલાતું નથી. તેથી સાન કરી બાથ કરી બતાવિ. એટલે સુદ્રષ્ણા કહે આ આમ કેમ બોલે છે ! એવું સાંભળી કઇચાએ મોં ફાડી બતાવ્યું કે આમાં જીભ નથી. એટલે રાણી પુછવા લાગી, અરે વાલવાભાઈ કઈચાનું કહેવું મારાથી બીલકુલ સમજાતું નથી માટે ખરેખરૂં મને કહી દો. ભીમ કહે અરે બાઈ મારા ભોગ

લાગ્યા હતા કે હું તેમની સાથે ગયો. સઘળા કઇચાઓએ ચીતામાં પડવા માંડયું એટલે મેં આને બાથ ભીડાવિ દીધી. પછી એક હાથે સયંદ્રીને પકડી અને બીજા હાથે કઇચાને પકડયો. અરે સુદ્રષ્ણા બેહેન ભાઇના દુઃખથી સઘળા ભાઇઓ ચીતામાં પડી મરણ પામ્યા, એવું સાંભળી સુદ્રષ્ણા કહે ભવિષ્ય મારૂં અરેરે વાલવાભાઇ મ્હારૂં પીયેર ઉજડ થયું એટલે કઇચો અકળાયો કે મારી બેહેન તદ્દન ખોટું સમજી. એમ જાણી પોતે ઘાંટા પાડયા પણ બોલાયું નહી; તેથી તેણે પથરા સાથે માંથુ પછાડી દેહ ત્યાગ કર્યો. તવ ભીમસેન તેનું મડદું ઉચ્કીને ચીતામાં નાંખી આવ્યો વૈરાટની રાણીએ કહ્યું, અરે વાલવાભાઈ આ સઘળું રૂપાળી સયંદ્રીએ કર્યું, માટે તેને મારા ઘરમાં રાખવી નથી. એવું સાંભળી ભીમસેન બોલ્યો, અરે સુદ્રષ્ણા બેહેન કાંઈ ચીંતા નહી હું હાલને હાલ સયંદ્રીને વનમાં મુકી આંવું છું. એમ કહી ભીમસેન સતીનો હાથ પકડીને જ્યાં શેહદેવ જોશી ગાયો ચારે છે ત્યાં આવ્યો. વ્રકોદરે વૃક્ષ ઉપર દ્રૌપતિને માળો બાંધી આપ્યો. પછી શેહદેવજીને સોંપણ કરી કે તમે રાત દીવસ અહીં રહેજો. હમેશાં રસોડેથી ખાવાનું લેઈ જજો. હું તમને પેટ પુર જેટલું જોઇએ તેટલું અન્ન આપીશ. હે વીરા જોજે કાંઇ તેમાં ખામી આવે નહી. એ પ્રમાણે સોંપણ કરીને પોતે સુદ્રષ્ણા પાસે આવ્યો. રાણીને કહેવા લાગ્યો કે અરે બેહેન પેલી ઘોજારીને તો વનમાં મુકી આવ્યો. એવું સાંભળી સુદ્રષ્ણાએ કહ્યું બહુ સારૂ વાલવાભાઇ. તમે ઘણુંજ ઉત્તમ કામ કર્યું. એ પ્રમાણે વાર્તા કર્યા પછી ભીમસેન રસોડે જઇ રહયો. આ સઘળી વાત દુનીયામાં ચાલી રહી છે. હસ્તીનાપુરમાં દુર્યોધને પણ આ સઘળી બીના જાણી તેથી છત્રપતીએ શકુનીને પુછયું કે પાન્ડવો તો ન જડયા. માટે હવે શું કરીશું. જુઓ વૈરાટ નગરમાં મલ્લ મુઓ, ને સો ભાઇઓ એક ચીતામાં બળ્યા એમ સંભળાય છે માટે વૈરાટનગ્રમાં પાન્ડવો હોવા જોઇએ. અને તે ત્યાંજ હશે. તવ મામો કહે અરે છત્રપતિ જરા ધીરજ રાખો, હું હાલને હાલ પાન્ડવોની શોધ કહાડુ છું. પણ તેમાં એમ છે કે એક માળીને બોલાવો તો તેને યુક્તિ બતાવું. એટલે રાજાએ તુરત માળીને બોલાવ્યો શકુની માળીને કહ્યું કે હે ભાઇ તું વૈરાટનગ્રમાં જઇને તારા સગામાં રહેજે. પછી ત્યાં કોઇનો બાગ ભાડે રાખજે. એ પ્રમાણે કરી તું પુષ્પની કળીયો વિણિ લેઇને ગરીબને કે ગ્રહસ્થને જેને તેને મફત આપજે. તેમાં એવું છે કે જેના હસ્તમાં કળીયો ખીલીને પુષ્પ થાય તે જનને યાદ રાખજે કે આ ધર્મરાજા છે. તે જાણ્યા પછી તુરત તું અહીં આવતો રહેજે, એમ કહીને વિદાય કર્યો. એ

પ્રમાણે આજ્ઞા થવાથી માળી વૈરાટનગરમાં ગયો. ત્યાં પોતાના સગાના ત્યાં ઉતર્યો. તેણે બીજે દીવસે નાણાંની પરઠણ કરીને બાગ રાખી લીધો. ત્યારપછી તેમાંથી ફુલની કળીયો વીણી છાબ ભરી દીધી. પ્રથમ રાજ્ય સભામાં વ્હેંચવા માટે ગયો. તેમાં ધર્મરાજાને રાજ્ય ગાદીના ગુરૂ જાણી પહેલાં ત્યાં ગયો. કળીયો કીંક રૂષિના હાથમાં મુકી એટલે કળીયો મટી પુષ્પ થઈ ગયાં. એમ બનવાથી માળી મનમાં સમજી ગયો. પછી તેણે સર્વને ઉતાવળથી વ્હેંચી નાંખ્યાં માળીને નીશ્ચય થયો કે જરૂર પાન્ડવો અહીંજ છે. એમ જાણી પોતે હસ્તીનાપુર આવવા માટે નીકળી પડયો. માળી મનમાં હરખાય છે કે દુર્યોધન રાજા મને બહુ સરપાવ આપી દેશે. એમ કરતાં કરતાં પોતે હસ્તીનાપુર આવીને રાજ્ય સભામાં ગયો. ત્યાં આવીને ભરી સભામાં કહ્યું કે અરે મહારાજા પાન્ડવો વૈરાટનગરમાં છે એવું સાંભળી છત્રપતી દ્રોણગુરૂને તથા ભીષ્મ પીતાને કહેવા લાગ્યો કે અરે મહા પુરૂષો પાન્ડવો વૈરાટ નગરમાં છે માટે ચાલો જઇને તેમને પકડી પાડી વમાં મોકલીએ. એમ કહિને છત્રપતીએ વઇરાટનગર જવાની તૈયારી કરી. પોતે અગીયાર ક્ષોણી સેન્યાને સાથે લીધી તથા સત્યવાદી ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વસ્થામા વીગેરે ચાર જણાને પણ પોતાની સાથે લીધા. એ પ્રમાણે સઘળા લસ્કર સાથે દુર્યોધન વઇરાટ નગરમાં ઉત્તર દીશાને દરવાજે ગયો. પછી છત્રપતી બોલ્યો કે અરે ભાઇ વઇરાટનગરનો કોણ ભોમીયો છે ! જે સુરો હોય તે પશ્ચિમ દીશાના દરવાજે જાઓ, ત્યાં જઈ ગાયો વાળીને ગોવાળને માર મારજો. એટલે તે ગોવાળ રાજાને સમાચાર આપશે. તેથી ગાયોને છોડાવવા કોણ આવે છે તે જોઇશું. વણું કરીને ઘેરી રાખેલી ગાયને પાન્ડવો છોડાવા આવ્યા વગર રહેવાના નથી. એ યુક્તિ લડાવવાથી વાતની સમજણ પડી જશે. એવું સાંભળીને સુશરમા બોલ્યો, અરે મહારાજા હું જાઉં છું, કારણકે હું પહેલો આ નગરમાં પ્રધાન હતો. એટલે દુર્યોધન રાજાએ કહ્યું અરે ભાઈ ત્યારે તો તમે સુખરૂપે પધારો અને તે કાર્ય સફળ કરીને વહેલા આવો. વળી હે જેદ્રથ, ભગદત્ત તમે પણ છ ક્ષોણી સેન્યા સાથે લેઇને સુશરમાની મદદે જાઓ. રાજાની આજ્ઞા મુજબ ત્રણ જણા સેન્યા સહીત ત્યાંથી ચાલી નીકળ્યા. સઘળા આયુદ્ધ સાથે પશ્ચિમ દીશાએ આવી પહોંચ્યા. ત્યાં આવી ગાયો ઘેરીને ગોવાળને માર મારયો. એટલે ગોવાળો રડતા રડતા વઇરાટરાજાની પાસે ગયા. ત્યાં જઈ રાજાને કહેવા લાગ્યા કે તમારો જુનો પ્રધાન સુશરમા છ ક્ષોણી સેન્યા સાથે લેઇને પશ્ચિમ દિશાએ આવ્યો છે. તેણે ગાયોને ઘેરી અને અમને પુષ્કળ મા-

ર મારયો. તવ વઇરાટરાજાએ કીંક રૂષિને કહ્યું, અરે મહારાજમાહારો કઇઓ પ્રધાન મરણ પામ્યો તેથી સુસરમા પ્રધાન પણું લેવા માટે છ ક્ષોણી સેન્યા લેઇને આવ્યો છે. માટે હે રૂષિ મ્હારે તેની સાથે યુદ્ધમાં જવું પડશે. એટલે ધરમ રાજાએ વઇરાટને ઉશ્કેરયો કે તમે જલદીથી તઇયાર થાઓ અને ઘેરેલી ગાયો ને છોડાવો. વઇરાટરાજા ચાર ક્ષોણી સેન્યા સાથે તઇયાર થઇ ગયો પોતાનાં હથીયાર ધારણ કરી લીધાં. ધરમરાજાએ જાણ્યું કે આ ગાયો અમારા માટે ઘેરાએલી છે માટે જો ગાયો દુખી થશે તો અમને પાપ ચોટશે તેથી હું તેની સાથે જાઉં તો ઠીક એમ ધારી પોતે પણ અશ્વ ઉપર બેશી ગયા યુધિષ્ઠરે વીચાર્યું કે વઇરાટરાજા જીતવાનો તો તથી પણ કેવી રીતે લડાઇ થાય છે તે જોઇએ તો ખરા પછી વઇરાટરાજા ચાર ક્ષોણી સેન્યાને સાથે લઇને યુદ્ધ કરવા માટે પશ્ચિમ દીશાએ આવ્યો. એટલે ધર્મરાજા પણ લડાઇ જેવાને માટે તેની પાછળ પાછળ ગયા. એ પ્રમાણે જ્યાં સુશરમા ઉભો છે ત્યાં વઇરાટ રાજા સેન્યા સહીત આવી ઉભો રહયો. ધર્મરાજા તો લડાઇની ચીકીત્સા જેવા માટે એક ઝાડની નીચે ઉભા રહયા ફક્ત એકલો વઇરાટરાજા સૈન્ય સહીત સુશરમાના સામો થયો. એટલે સુશરમા બોલી ઉઠયો, અરે વઇરાટરાજા હવે તું નિશ્ચે જાણજે કે તારૂં આવી બન્યું, હમણાં તને કેદ કરીને તારૂં રાજ્ય પાટ છીનવી લેઉં છું. એવું સાંભળીને વઇરાટરાજાએ પોતાના યોદ્ધાઓને હુકમ કર્યો કે અલ્યા શું જોઇ રહયા છો ! દુસ્મનને ઠેર મારી નાંખો. એમ કહી યુદ્ધનો આરંભ કર્યો. યોદ્ધાઓ ક્રોધ સહીત સામા સામી તુટી પડયા. એવામાં દુર્યોધનના બનેવી જેદ્રથે એક બાણ લેઇ નાગાસ્ત્ર મંત્ર સાધ્યો અને એકજ બાણવડે રાજાને અવળે હાથે બાંધી લીધો. તવ સુશરમાએ રથ દોડાવીને વઇરાટરાજાને ઉચકીને પોતાના રથમાં નાંખી લીધો. પછી છ ક્ષોણી શેન્યાએ વઇરાટરાજાની ચાર ક્ષોણી સેન્યાને માર મારીને નસાડી દીધી એટલે સેન્યાના યોદ્ધા ત્રાસ પામીને નાશી ગયા. બીચારો વઇરાટરાજા હાર પામ્યો. અનેક કાગડાઓમાં એક હંસ શું કરી શકે, તેમ બીચારા વઇરાટરાજાથી દુષ્ટોની આગળ કંઇપિણ બની શકયું નહિ રાજા હાર પામ્યો તેથી ધર્મરાજાએ પોતાનો ઘોડો નગ્ર તરફ દોડાવ્યો અને રસોડેથી ભીમસેનને બહાર બોલાવ્યો યુધિષ્ટિરે કહ્યું અલ્યા શું જુએ છે ! બીચારો વઇરાટરાજા આપણા માટે બંધાયો છે. એવું સાંભળીને ભીમસેન અતીશય ક્રોધાયમાન થયો. પછી પોતે મેલાં ઘેલાં વસ્ત્ર પહેરીને કડછાને ખાંધે નાંખ્યો. વળી મોંઢા ઉપર મૃતીકા ચોપડી લીધી કારણકે પોતાને કોઇ ઓળખી

શકે નહી. પછી ધરમરાજાની સાથે સાથે ચાલ્યો ધરમરાજાએ વૈરાટ પતીને ઉંચો હાથ કરી બતાવ્યો. તવ વઇરાટરાજાએ જાણ્યું કે હવે હું બચીશ એમ પોતાના મનમાં ધીરજ આવી. એવામાં ભીમસેન શેન્યાના સનમુખ આવીને ઉભો વ્રકોદરે જેદ્રથને કહ્યું કે અલ્યા વઇરાટરાજાને તું કોણ બાંધનારો છે! એ અમારો અન્નદાતા છે માટે પગે લાગીને અમારા અન્નદાતા પાછો આપીદો, નહી તો તમારા સરવેના પ્રાણ ખેંચી લેઇશ. એટલે જેદ્રથે કહ્યું, અલ્યા તને ઓળખ્યો તું કુન્તાનો પુત્ર ભીમસેન છે. તારા જીવતરને ધીક્કાર છે, શાથી કે તું પારકાને ઘેર રાંધણું રાંધવા રહયો છે, એવું સાંભળીને વ્રકોદરના મનમાં શોક થયો. તેથી તે બોલી ઉઠયો કે અલ્યા ભીમસેન કોને કહે છે! કયાં છે તારો બાપ ભીમસેન! એવું સાંભળી જેદ્રથ બોલ્યો, અરે યોદ્ધાઓ દુસ્મનના સામા ટુટી પડો. એવિ જેદ્રથની આજ્ઞા થતાંજ યોદ્ધાઓ ભીમસેન ઉપર ટુટી પડયા જેદ્રથ, ભગદત, ભુરીશેવા તથા સુશરમા આ ચાર જણા આયુદ્ધ લેઈ વ્રકોદરના સામા ગયા, મદ ભરેલા યોદ્ધાઓ રાતા તાતા થઇને ભીમસેનને ગુપ્તી ગેડી ગદાઓથી માર મારે છે છુટા ગોફણના ગોળા પણ મારે છે. ભીમસેન આડો અવળો ખશી જઇને હથીયારોને ચુકાવે છે. કડછાથી પોતાનું અંગ સાચવે છે. એવામાં ભગદતે એક બાણ મારીને ભીમસેનનો કડછો ભાગ્યો. એટલે આયુદ્ધ વિના ભીમસેન ગભરાઇ ગયો. વ્રકોદરને અતીશય માર પડવાથી જીવ લઇને નાઠો એટલે સવળા યોદ્ધાઓ પણ ભીમસેનની પાછળ પડયા. આવું દુઃખ જોઇ ભીમસેને વીચાર કરયો કે આતો અનેક છે અને હું એક છું, પણ આ વખતે પ્રભુ દયા કરીને કાંઈહથીઆર આપે તો સરવનો ઘાટ કાઢી નાંખું એમ વીચારતામાંજ તેનિ નજરે આંબલીનાં બે ઝાડ દેખાયાં એટલે વ્રકોદરે દોડીને તેને બાથ ભીડાવી પછી ઝાડોને હચ હચાવીને બહાર ખેંચી કહાડયાં. તે ઝાડોને જુજવાં જુજવાં પકડી લીધાં. પછી ગર્જના કરીને સૈન્યામાં ટુટી પડયો આંખો મીચીને જેમ ફાવે તેમ ઝાડોથી સૈન્યના યોદ્ધાઓનો નાશ કરે છે વળી કૈકને કોહોણી, કૈકને ઢીંચણ, કૈકને પાટુથી ઠેર મારે છે જ્યાં ભીમસેનનું ઝાડ પડે ત્યાં બસેં ત્રણસેંનો ઘાણ કાઢી નાંખે છે. એ પ્રમાણે વાયુનંદને એક ઘડીમાં ચૌદસેં મારયા, આવો ત્રાસ જોઇને સૈન્યના યોદ્ધા ચીસ પાડીને નાઠા. સવળા લડવૈયા હાર પામીને રાજા પાસે ઉત્તર દીશાએ નાશી ગયા. પછી ભીમસેને બંધાએલા વઇરાટને રથમાંથી ઉતારયો તેને નીચે ઉતારીને તેના હસ્ત છોડી નાંખ્યા. તેથી વઇરાટરાજા ભીમસેનને ચરણે લાગ્યા. એવામાં વઇરાટની

રાણીએ સાંભળ્યું કે પોતાના પતીના હાથ બંધાયા છે, તેથી તે પણ રડતી રડતી રણ સંગ્રામમાં આવી. તેણે આવતાં આવતાં ભીમસેનને પોતાના પતીના હાથ છોડતો જોયો. તેથી તે દોડી આવીને ભીમસેનને પગે લાગી. એવામાં વઇરાટરાજા કહે અરે ઓ વાલવાજી હું તમને પગે લાગીને કહું છું કે તમે મારી પાસે કંઇક માગી લ્યો. ત્યારે સુદ્રષ્ણા બોલી ઉઠી કે અરે વાલવા ભાઈ મારી પાશે પણ કંઈક માગો, એવું સાંભળી ભીમશેન બોલ્યો અરે બાઇ મોંડે માગ્યું કોઇથી અપાતું નથી, એટલે વઇરાટરાજાએ કહ્યું, તમારિ જે ઇચ્છા હોય તે માગી લ્યો. ત્યારે વ્રકોદર બોલ્યો, ચાલો હનુમાનના બાગમાં રસોઇ ઉજાણી ] જમીએ. તવ વઇરાટે કહ્યું, અરે બાપ એમાં શું માગ્યું. ભીમ કહે એટલુજ પછી સુદ્રષ્ણા પગે લાગીને બોલી કે અરે વાલવાભાઇ હવે મારી પાસે કંઇક માગી લે તું જે કહીશ તે મારે કબુલ છે એટલે ભીમસેન બોલ્યો, અરે બાઇ હું સ્ત્રીનું કહેવું સાચુ માનતો નથી, એટલે રાણીએ કહ્યું જો હું તને માગ્યુ ન આપું તો મને શ્રષ્ટીનું પાપ છે. તત્ર ભીમસેન બોલી ઉઠયો કે, સયંદ્રીને તમારી પાસે રાખો. જ્યાં પેલો પંથીજી ગાયો ચારે છે ત્યાં મેં તેને રાખી છે. ત્યારે રાણીએ કહયું બહુ સારૂ વાલવાભાઈ હું અત્યારે ત્યાં જઇ સયંદ્રીને લેઇને મારા ઘેર જઉં છું એમ કહિ ચાર શેત્રકો સાથે રાણી સયંદ્રી પાશે જવા ચાલી નીકળી. પછી જ્યાં શેહદેવ ગાયો ચારે છે ત્યાં વ્રક્ષે વ્રક્ષ શોધતી ચાલે છે, એવામાં તેણે સયંદ્રીને દીઠી. તેથી રાણીએ તેને પગે લાગીને કહ્યું કે અરે બાઇ તું મારી સાથે આપણે ઘેર ચાલ મારા ભાઇ મરી ગયા તે એમના કરમે મુવા તેમાં તારો કંઇ પણ વાંક નથી, પેલા વાલવાએ મને મોકલી છે તેથી હું તને તેડવા સારૂ આવી છું. માટે તું ન આવે તો તને ગૌહત્યાનું પાપ. વળી જો હું તારા ઉપર ક્લેશ રાખું તો પણ મારા માથે સર્વ પાપ દ્રૌપતીએ જ્યારે એવાં વચન સાંભળ્યાં ત્યારે નીચી ઉતરી. એટલે સુદ્રષ્ણા તેનો હાથ ઝાલીને ગામમાં તેડી ગઇ. પછી પહેલાંની માફક દ્રૌપતીને પોતાનું ઘર બાર શોંપી દીધું ત્યાર કેડે રાણીએ વિચાર કરયો કે આજ મ્હારૂં હેવાતણ રહ્યું માટે પ્રભુનું સ્મરણ કરવું જોઇએ. એમ જાણી પોતે એકાન્તમાં હરીના ભજનાર્થે બેઠી. એવામાં વઇરાટરાજાએ ઉજાણી જવાની તૈયારી કરી, સત્રળું સૈન્ય પણ પોતાની પાસે આવી પહોંચ્યું. રાજાએ સઘળાના માટે સીધું મંગાવ્યું પછ પોતે સૈન્ય સહીત બારોબાર બાગમાં ગયો. વઇરાટરાજા ભીમશેન ઉપર બહુ ખુશી થાય છે એવામાં ઉત્તર દીશાએ એવી બીના બની કે છત્રપતી દુર્યોધનરાજા વઇરાટપતી

ઉપર ઘણો ગુસ્શે થયો, અને તેથી તેણે ભીષ્મ પીતાને કહ્યું કે હે દાદા હવે અ-
મારે શું કરવું ! વળી મને એમ જણાય છે કે જે વાલવો લડવા માટે આવ્યો
હતો તે ગણુ કરીને ભીમશેન હશે એવું સાંભળી ભીષ્મજીએ જવાબ આપ્યો
મારાથી જોયા સીવાય તેને કેવી રીતે ભીમશેન કહી શકાય ત્યારે દુરીયોધને શે-
વકોને આજ્ઞા આપી કે આ દરવાજાની ગાયો ઘેરી લ્યો. એવી આજ્ઞા થતાંજ
શેવકોએ તુરત ઉત્તર દીશાની ગાયો ઘેરી લીધી અને ગોવાળીઓને માર માર્યો,
બીચારા ગોવાળીયાઓને પુષ્કળ માર પડવાથી નગ્રમાં નાશી ગયા. એવું સાં-
ભળી દ્રોણગુરૂએ કહ્યું, એતું આવીબન્યું છે. વીનાંશકાળે વીપરીત બુદ્ધિ, ખોટું
થવાનું છે માટે ખોટું સુજે છે. જુઓ આ બીચારી ગાયો કેવી ધુજે છે ! હવે
ગોવાળ લોકો તો રાજાને સમાચાર કહેવા માટે નગ્રમાં ગયા છે. ત્યાં આવીને
રાજ્યસભામાં જોયું તો કોઇ મળે નહી. પછી ગોવાળીયાઓએ તપાસ કરયો
તો ઓત્રાકુંવરને દેખ્યો ત્યારે તેઓ ઓત્રાકુંવરને પુછવા લાગ્યા. હે કુમાર ત-
મારા પીતાજી કયાં છે ! ઓત્રાકુંવરે રમતાં રમતાં જવાબ આપ્યો કે મારા પી-
તાજી ઉજાણી જમવા માટે ગયા છે. એવામાં તે વારતા દ્રૌપતી છજામાં બેઠી
બેઠી સાંભળે છે. ગોવાળીયા કહે છે કે હસ્તીનાપુરનો રાજા દુર્યોધન સૈન્ય
સાથે લઇને લડવા માટે આવ્યો છે. તે પાપીએ બીચારી ગાયોને ઘેરી લીધી છે
અને અમને પુષ્કળ માર મારયો તેથી અમો દોડીને સમાચાર કહેવા માટે આ-
વ્યા છીએ એવિ વારતા દ્રૌપતીએ સાંભળીને વીચાર કરયો કે બીચારી ગાયો
અમારે માટે ઘેરાઇ છે. માટે તેમને છોડાવવી જોઇએ. જો ગાયો ભુખી તરશી
રહેશે તો અમને પાપ થશે તેથી તેનો ઉપાય થાય તો ઠીક, એમ જાણી દ્રૌપતી
ઓત્રાકુંવરની પાસે આવીને કહેવા લાગી કે તમારા પીતા ઘેર નથી માટે તમે
યુદ્ધ કરવા જાઓ. જો બધી ગાયોનું દુઃખ નીવારણ કરશો તો તમને બહુ પુન્ય
થશે. હે કુમાર તમે બહુ જબરા જણાઓછો તેથી આગળ જતાં રાજા કહેવા-
શો, એ પ્રમાણે સતીએ કુંવરને ચઢાવ્યો, એટલે કુંવરે કહ્યું હું ધારૂં તો છત્રપ-
તીને ઠેર મારૂ, પણ મારી પાસે રથ નથી તેમ સારથી નથી. તેથી શું કરૂં ત્યારે
દ્રૌપતી કહે અરે કુમાર તમે કેમ ભુલોછો ! તમારા ગુરૂ વ્યંઢળ મહેતાને નીશા-
ળમાં જઈ તેડી લાવો. તેમને રથ હાંકતાં સારો આવડે છે, એવું સાંભળી વઇરાટ
તન અરજુન પાસે આવ્યો. ત્યાં આવીને કહેવા લાગ્યો, અરે મહેતાજી આપણી
ગાયોને દુષ્ટ દુરીયોધને ઘેરી છે, માટે ચાલો પાપીને હરાવી ગાયોને દુઃખમાંથી
મુકત કરીએ, જો તમે મારી સાથે આવો તો અકરમીના પ્રાણ લઈ લઉં. એવું

સાંભળી અરજુને પુછયું, અરે કુમાર તને કોણે કહ્યું કે બ્યંઢળ મહેતાને રથ હાંકતાં આવડે છે ! ઓત્રાકુંવરે કહ્યું, સયંદ્રી તમને સારી પેઠે જાણે છે. તેથી તેણીએ મને ઉશ્કેરયો. એટલે બ્યંઢળ મહેતા બોલ્યા, સયંદ્રીને તો તારી માતાએ કાઢી મુકી હતી વળી તારા બાપ ઘેર નથી માટે આપણે એકલા શું કરીશું ત્યારે કુંવરે કહ્યું અરે મહેતાજી શું તમે સયંદ્રી વિશે કંઇ પણ જાણતા નથી ! પહેલ વહેલું યુદ્ધ પશ્ચિમ દીશામાં થયું હતું ત્યાં જેદ્રથે મારા પીતાને બાંધ્યાં હતા. પછી વાલવાજીએ જઇને સઘળાને મારીને નસાડી મુકયા અને મારા તાતને છોડાવ્યા. તેથી મારા બાપે વાલવાને ઘણું માન્ય આપીને કહ્યું કે મારી પાસે કાંઇક માગો ત્યારે વાલવાએ કહ્યું કે ચાલો ઉજાણી કરો. તેટલા માટે સઘળા સૈન્ય સાથે મારા પીતાજી તથા વાલવાજી ઉજાણી જમવા માટે બાગમાં ગયા છે. મારી માતા મારા પીતાને બંધાએલા સાંભળી રડતી રડતી સૈન્યમાં આવી. તો મારા પીતાને વાલવોજી છોડતા હતા તેથી મારી માતા પણ વાલવાજી ઉપર ખુશી થઇ ગઈ. પછી મારી માતાએ વાલવાજીને કહ્યું કે તમે મારી પાસે કાંઇક માગો. ત્યારે વાલવાજીએ એટલું માગ્યું કે તમે સયંદ્રીને તમારા ત્યાં લેઈ જાઓ, તેથી મારી માતા સયંદ્રીને આજ અમારા ઘેર તેડી લાવી છે. તે સયંદ્રીએ મને કહ્યું કે જાઓ કુંવરજી રથ હાંકવા માટે નીશાળમાંથી બ્યંઢળ મહેતાને તેડી લાવો. તેટલા માટે હું તમને તેડવા આવ્યોછું. તમે ઝટ ઉઠો કારણ કે મ્હારે યુદ્ધ કરી ગાયોને દુઃખ થકી મુકત કરવી છે. એવું સુણી અરજુને વિચાર કરયો કે જો નહી ઉઠું તો મારે માંથે પાપ બેસશે. વળી ગાયોને ભુખી તરશી જાણશે તો ધરમરાજા ઠપકો દેશે. એવું સમજીને અરજુનજી યુદ્ધ કરવા માટે તત્પર થયા. ઓત્રાકુંવર તથા કીરીટધર બન્ને મહેલ પાસે આવ્યા. એટલે અરજુને કહયું જાઓ કુંવરજી:તમે વસ્ત્ર શણુગાર સજીને ઝટ આવો. તવ કુંવર એકદમ ઘરમાં ગયો. ત્યારે દ્રૌપતીએ અરજુનને સાન કરી કે તમે પુરી ગાયોને છોડાવો, તેમાં કુંવરને બરોબર સાચવજો, એટલે અરજુને પણ સાન કરી કે એને ભગવાન સાચવશે, એમ કહી પોતે રથશાળામાં ગયો, તો ત્યાં એકકે આખો રથ મળે નહી, તો પણ અરજુનજીએ દોરડાં બાંધીને રથ તૈયાર કરયો. પછી તે રથને રથશાળામાંથી બહાર કાઢયો. ત્યાર પછી કીરીટધર હયશાળામાં દાખલ થયો. તો સારો ઘોડો પણ હાથમાં આવ્યો નહી. બે ચાર ટટવાં હતાં તે પણ મડદાલ જેવાં હતાં. પછી અરજુને તેમનાં પુંછડાં ઝાલીને ઉભાં કરયાં. એ પ્રમાણે જેમ તેમ કરી હડસેલીને ટટવાં બહાર કાઢયાં, બહુ બળ કરીને ટટવાંને

રથ સાથે જોડયાં, પછી જેમ તેમ કરીને ધોંસરી મુકં . એવામાં ઓત્રાકુંવર તૈ-યાર થઇને આવ્યો રથનો તથા ટટવાનો ડોળ જોઇને કુંવર બહુ ગુસ્સે થયો. અરજુનજીને કહેવા લાગ્યો કે અરે વ્યંઢળ મહેતા આતે સંગ કેમ કરીને કેહાર પહોંચશે ! રથ તથા ઘોડા અધવચમાં અચકી જશે. અરજુને કહ્યું બીજા રથ તથા ઘોડા નથી. પણ કંઈ ફીકર નહી. તમે તમારે રથમાં બેશી જાઓ હું તમને સપાટામાં પહોંચાડી દેઇશ. એટલે કુંવર શાન્ત થઇને રથમાં બેઠો. પછી અરજુનજી રથ હાંકવા બેઠો. હાંકતામાં બે ઘોડા આઘા પાછા થયા. બે ઘોડા ચાલે તો બે અચકે એ પ્રમાણે ઘોડાઓ રસ્તો બરોબર કાપતા નથી અને અ-ચકે છે, બે ઘોડા નીચા છે અને બે ઉંચા છે. તથા બે કઇડકણા અને બે બુચા છે. તેમાં વળી શરીરે ગોબર ગંદા છે. અને બગઇઓ પણ બમણ્યાં કરે છે. અર્જુનજી હડસેલી હડસેલીને હાંકે છે. પણ આડા અવળા ખસી જાય છે. વારે વારે ઉભા રહીને પેશાબ કરે છે. એક ચાલે તો એક બેશી જાય છે. વળી અ-ર્જુન રથમાંથી ઉતરીને પુંછડું ઝાલીને ઉભા કરે છે, એ પ્રમાણે જેમ તેમ કરી-ને રથને દરવાજા આગળ લાવ્યો. એવામાં પુષ્પની છાબ લેઇને ઓત્રાકુંવરી બાગમાંથી સામી આવી. પોતાના ઓત્રાકુંવર બંધુને જોઇને પુછવા લાગી હે વીરા શીદ પધારોછો ! ઓત્રાકુંવર કહે વહાલી બેન હું યુદ્ધ કરવા માટે જાઉંછું કારણ કે હસ્તીનાપુરના રાજા દુરીયોધને આપણી ગાયોને રોકી છે તેથી તેમને છોડાવવા જાઉંછું. એટલે ઓત્રાએ કહ્યું મારા વ્હાલા બંધુ ખુશીથી પધારો. શત્રુને જીતી વહેલા આવજો અને શત્રુનાં વસ્ત્ર શણગાર વીગેરે મારે ઢીંગલાં ક-રવા માટે લાવજો. એવાં વચન સાંભળીને અર્જુનજીએ વીચાર કરયો કે પુસ્પ સાથે નાહેલી કુંવારી કન્યા સામી મળી છે માટે જરૂર જીતીને વહેલા આવીશું. કહો ના કહો પણ જયજયકાર વરતાશે, એ પ્રમાણે કીરીટધર આનંદ પામ્યો. પછી ઓત્રા નગ્રમાં વીદાય થઈ પછી વ્યંઢળ રથથી નીચે ઉતરી પડયો, અને ઈંદ્રનો આપેલો અશ્વ મંત્ર ભણી પોતે ઘોડાના કાન ફુંકયા. ઘોડા વાયુ વેગે ઉડયા એટલે અર્જુનજી દોડીને રથમાં બેશી ગયો. બંને જણા ચાલ્યા ચાલ્યા મશાણ ભુમીમાં આવ્યા. ઓત્રાકુંવર અર્જુનજીનું પરાક્રમ જોઈ ખડખડ હસ-વા લાગ્યો. વળી કહેવા લાગ્યો કે અરે વ્યંઢળ મહેતા તમે બહુ હોંશીયાર છો કારણ કે ત્રણ કોડીનાં ટટવાંને તમે પાંખાળા કરયા. પછી અર્જુનજીએ જ્યાં પોતાનાં આયુદ્ધ સમડાના વૃક્ષ ઉપર મુકયાં છે ત્યાં રથને ઉભો રાખ્યો. એટલે ઓત્રાકુંવરે કહ્યું અરે વ્યંઢળ મહેતા શા માટે મશાણમાં લાવ્યો ! તવ અર્જુન

બોલ્યો, મારાં આયુદ્ધ લેવા માટે આવ્યોછું. વળી ઓત્રાકુંવરને કહ્યું કે તમે વૃક્ષ ઉપરથી મારાં આયુદ્ધ લાવિ આપો કારણ કે હું ઘોડા ઝાલી રાખુંછું એટલે કુંવર કહે અરે વ્યંઢળ મહેતા તમારે આયુદ્ધનું શું કામ છે ! તમે ફકત રથને હાંકજો એટલે બસ છે હું યુદ્ધ કરનાર કંઈ કમ નથી. તવ અર્જુનજી કહે તમે આયુદ્ધ લેઇ આવો તો બહુ સારૂ. એટલે ઓત્રાકુંવર નીચે ઉતરીને જેવો ઝાડને બાહાઝે છે તેવોજ તીક્ષક નાગ ફણા ચઢાવીને તૈયાર થયો. એટલે કુંવર એકદમ પાકો નાકો. કુંવરે અર્જુનને કહ્યું કે જાઓ વ્યંઢળ મહેતા તમે લાવો. અર્જુનજી કહે લ્યો અછોડા પકડી રાખો હું ઝાડે ચઢીને લાવું છું એમ કહી પોતે નીચે ઉતરીને ઝાડ ઉપર ચઢયો એટલે નાગે ફરીથી ફુંફવાટો કર્યો. તવ અરજુને બોધ કર્યો કે હું અરજુનછું માટે ક્રોધ કરશો નહી. મારે હાલ હથીયારની જરૂર પડી છે માટે અહીં આવ્યોછું. ચાર ઘડી યુદ્ધ કરીને પાછાં આપી જઇશ. વળતી તીક્ષક નાગે જવાબ આપ્યો, અલ્યા ભાઈ મને વ્હેમ રહેછે, અર્જુને કહ્યું છે કે હું ને મ્હારો ભીમસેન ભાઈ બંને મુકવા સારૂ આવ્યા હતા તોપણ તીક્ષક કહે હું કેમ સાચું માનું ! તે કરતાં તમે તમારાં નામ જાણતા હશો માટે મને ગણી બતાવો. અર્જુનજી કહે આખર સુધી બાર નામ ધરાશે. પણ હમણાં આઠ નામ ધરાયાં છે, ચાર નામ આગળ ધરાશે. એટલે તીક્ષક કહે તે આઠ નામ ગણી બતાવો, તવ અરજુને તીક્ષકને એમ ગણાવ્યાં કે કુંતાનંદન, પાન્ડુ નંદન, ઇંદ્રનંદન નર, પારથ, કીરીટધર, ધનંજય, અને આઠમુ નામ હાલ અરજુનજી છે માટે હવે હથીયાર આપો. જો હું પાછાં ન આપી જાઉં તો મને ચાર હત્યાનું પાપ. તવ તીક્ષણ નાગ અળગો ખશી ગયો એટલે અરજુનજીએ પોતાનો અક્ષે ભાથો તથા ગાંન્ડેવ નામા ધનુષ ઉપાડી લીધું પોતે હરખ ભરયો વૃક્ષ ઉંપરથી ઉતરીને રથમાં બેશી ગયો. પછી ઘોડાના અછોડા હાથમાં પકડી લીધા, એટલામાં કુંવરે કહ્યું. અરે વ્યંઢળ મહેતા આવડું મહોટું ધનુષ લાવ્યો તે કોણ ચઢાવશે ! એટલે અરજુન કહે આ ધનુષ ચઢાવીને હું માહારૂં રક્ષણ કરીશ, એમ કહીને રથને હંકારિ દીધો. રથ વાયુ વેગે ચાલ્યો જાય છે. જતાં જતાં કૌરવોનું સૈન્ય આઘેથી દીઠું હાથી, ઘોડા, ઉંટ, મનુષ્ય, રથ વીગેરે અથાક છે તેથી કુંવરે પુછયું અરે વ્યંઢળજી પણે કેમ આટલા બધા લોકો ભેગા થયા છે ! એટલે અરજુને જવાબ આપ્યો અરે કુંવરજી એતો દુરયોધન રાજાનું સૈન્ય છે, વળી તેમાં ભીષ્મ વિગેરે મહા બળવાન યોદ્ધા છે. તવ કુંવર કહે ઓ વ્યંઢળ મહેતા આપણી પાસે તો બીલકુલ સૈન્ય નથી એને અની પાસે તો અપાર છે તેથી આપણે કે-

મ કરીને પહોંચીશું ! આપણું ગજું પહોંચે તેઉં મને લાગતું નથી માટે રથને સ્થંભાવો. ઓ વ્યંઢળજી રથને પાછો વાળ, નહીતો મરણ પામીશું. અરજુન કહે સામા જઇને સંગ્રામ કરવો છે કંઇ રમત કરવા માટે આવ્યા નથી. હવે જો પાછા વળીએ તો આપનું નામ બોળાય, એમ કહીને ઘોડા દોડાવી મુકયા. એટલે કુંવરે ચીસ નાખીને કહ્યું એ વ્યંઢળ ઘોડાને પાછા વાળો નહી તો મારા પ્રાણ તજીશ. મારા બાપને હું એકનો એક છું તેથી મારૂં મ્રત્યુ સાંભળી તે આક્રંધ કરશે, અને મરણ પામશે. ઓ વ્યંઢળ મહેતા તમને પગે લાગું છું એમ કહી રડી પડયો. તો પણ અરજુનજી ખમચાયો નહી, તેથી ઓત્રા કુંવર એકદમ ઉતરી પડયો. એટલે અરજુને વિચાર કરયો કે જો હું એકલો યુદ્ધે જઉં તો મને સહુ ઓળખી જાય અને વનમાં મોકલે. ધણી વીના શું બાનું બતાવું જો કુંવરને ઝાલવા માટે રથને પાછો વાળું તો જગતમાં પુઠ દેખાડી કહેવાય એવું જાણીને ઘોડાને પાછે પગે ખેંચોટી લીધા. પછી નાગપાશથી ઓત્રાકુંવર-ને અવળો બંધન કરયો. તેના ગળામાં ધનુષની બેડી નાંખીને ઉચકી રથમાં નાંખ્યો એટલે કુંવર રડી રડીને કહેવા લાગ્યો. એ વ્યંઢળ મહેતા તું અમારી ક્ષત્રીની વારતા શ્રવણ કર, હું તને પહેલેથી કહી સંભળાવું. કુંવર બોલ્યો અ-રે મહેતાજી આખી દુનીયામાં સૌથી બળવાન ક્ષત્રી છે, તેમાં સઘળા ક્ષત્રીઓમાં બળવાન આ છત્રપતી દુરયોધન છે. આ દુરયોધન રાજા ચોરાશી હજાર દેશનો ધણી છે. એને જીને તેવું પાન્ડવો શીવાય કોઈ નથી. પાન્ડવો બહુ બળવાન છે, પણ તેનો વનમાં ગયા છે ત્યારે વ્યંઢળ મહેતા બોલ્યા, જો લ્યા ઓત્રા કુંવર જા તને શાન્ત પમાડી દેઉં તું ચાર દીવસ કોઇને વાત કરે તો તને બ્રહ્મહત્યાનું પાપ છે. તેં પાન્ડવને બળવાન કહ્યા પણ તે પાન્ડવો તારાજ ઘરમાં છે, જે તારી ગાદી-ના ગુરૂ થઇને રહ્યા છે અને જેનું નામ હાલ કીંકરૂષી છે. તે જાતે ધરમરાજા છે વળી ગાયો ચારીને પોતાનું પેટ ભરે છે અને જેનું હાલ નામ પંછીજી છે. તે શેહદેવ જોશી છે. ઘોડા ભણાવીને પેટ ભરે છે, અને બહાદુરજી નામથી ઓળખાય છે તે નીકુળજી છે વળી તારા મામાને માર્યાનું આળ સયંદ્રી ઉપરઆવ્યું હતું તેજ જાતે સતી દ્રૌપતી છે. જેણે તારા શો મામાને ઠેર મારી નાંખ્યા અને હાલ જેનું વાલવો નામ છે તે ખુદ ભીમસેન છે. હું મહેતો થઇને રહયોછું તેજ હું જાતે અરજુનજી છું મચ્છાવેધન મેં કરયો હતો અને અભેમન્યુ નામનો માહારે પુત્ર છે દ્રોણની પાસે હું વીઘારથી થઇને રહયો હતો તેથી સઘળી બાણ વિદ્યા જાણુંછું એવું સાંભળીને કુંવર ગાજીને બોલ્યો, ઓ પીતાજી હવે મારા હાથ

છોડી નાંખો અને દુષ્ટ દુરયોધનને સિક્ષા કરવા માટે ઉતાવળા ચાલો હું તમારો દીકરો ને તમે મારા બાપ હવે હું બીલકુલ ડરવાનો નથી. અરે તાતજી તમે મારી વારતા સાંભળી લ્યો, તમારા સારથી રણછોડ તેથી તમે તેમનાથી મોટા છો અને વળી તમે મારા સારથી તેથી તમારા કરતાં હું કેવો નસીબવાળો છું કે તમે મારા સારથી થયા ! ઓ પીતાજી તમે મને બહુ માન્ય આપ્યું. હે માથાના મુગટ હવે રથને ઉતાવળો હાંકો કારણ કે મારે દુષ્ટોનો નાશ કરવો છે. વળી પાપી દુરીયોધનને મારે મ્હેણાં દેવાં છે. તવ અર્જુનજીએ જાણ્યું કે હવે કુંવરનો વ્હેમ જતો રહયો. પછી પોતે ઓત્રા કુંવરના હાથ છોડી નાંખ્યા. હાથ છોડી નાંખીને રથ વાયુ વેગે ઉડાઢયો બન્ને જણા રથને લેઇને સૈન્યના સામા જાય છે એટલે કૌરવોએ રથને જોયો તેમાં જેદ્રથે દુરીયોધનને કહ્યું કે અરે છત્રપતી રથનો હાંકનાર અરજુનજી લાગે છે એટલે દુરીયોધને ભીષ્મ પીતાને જણાવ્યું કે આતો અરજુનજી છે એવું સાંભળી ભીષ્મજીએ જવાબ આપ્યો, અરેમુરખા જરા વીચાર તો કર અરજુન તો નર છે અને આતો વ્યંઢળ છે માટે અરજુનજી નથી નકામો લવારો કરયા સીવાય બેસી રહે દુરીયોધન કહે અરે દાદા એની હાંકણી જરૂર અરજુનજી જેવી છે માટે ને જરૂર ધનંજય છે. ભીષ્મપીતાએ અર્જુનને ઓળખ્યો છે પણ બીચારા પાન્ડવોને વનમાં જવું પડે એટલા માટે દુરીયોધનને ગમે તેમ સમજાવે છે, હવે અર્જુનજી રથ લેઈ કઉરવના સામા આવી ઉભા રહયા. એટલે દુરીયોધન બોલી ઉઠયો, ઓ દાદા નીશ્ચે આ અર્જુન છે, હવે ખોટું માનશો નહી તેના નાકની ટીસી અરજુનના જેવી છે. ભમર ભગુટી પણ તેના જેવી છે તે ઉપરથી જરૂર અરજુનજી છે, અરે ઓ દાદા તેનો હાથ ઝાલીને વનમાં મોકલી દો. એટલે ભીષ્મ પીતા બોલ્યા, અલ્યા મુરખા એતો વ્યંઢળ છે, જો તે અરજુનજી હોય તો સઘળાને પુછી જો કોણ તેને અરજુનજી કહે છે ! શું અરજુનજીના જેવી આકૃતી બીજાને નહી હોય ! એટલે દુર્યોધને જવાબ આપ્યો, હે દાદા તમે તેની પક્ષ કરો છો તે હું સઘળું જાણું છું, પણ તેના મોઢે કહી બતાવું કે તું અરજુનજી છે, પછી શું કરશો ! એવું કહીને દુષ્ટ અર્જુનજી પ્રત્યે બોલ્યો, અરે ધીક્કાર છે કુંતાપુત્ર ! છેવટ વ્યંઢળ વેશ લેવો પડયો ! એટલે ઓત્રાકુંવર ક્રોધ કરીને બોલી ઉઠયો, અરે અધરમી અહીં તારો બાપ અરજુન કયાં છે ! દુષ્ટ કહે અલ્યા છોકરા ચુપ રહે નહી તો તારૂ રાજ્યપાટ છીનવી લઇશ એવું સાંભળી ઓત્રા કુંવરે કહ્યું જાજા મુંઢમતી તું આખલાનો પુત્ર શું છીનવી લેઇશ ! એટલે કર્ણ

ાજા બોલ્યો, છાનો રહે બાળકડા હમણાં હાર પામી નાશી જઇશ. તવ કુંવર
હે ચુપ રહે, હે દાશી પુત્ર તું તારા મનમાં શું સમજીને બોલે છે, ! મારા
યંઢળ મહેતાજીને કોણ નર કહેનાર છે. ! લડવું હોય તો ચાલો લડવા માંડો,
ું કોઇનો ઝાલ્યો રહેનાર નથી, એવું સાંભળી ભીષ્મપીતા તથા દ્રોણ વીગેરે
ત્તીયા પુરૂષો હસી પડયા વળી પોતાના મનમાં આનંદ પામ્યા કે વ્યંઢળ મ-
તાએ પુત્રને ઠીક ભણાવ્યો છે. હાશરે હાશ દુષ્ટને ઠીક મેહેણાં માર્યાં છે, એ-
ામાં દુષ્ટ દુરીયોધન બોલી ઉઠયો, અલ્યા શું જોઇ રહયા છો દુશમનને ઠેર
ારી નાંખો. એમ કહિ પોતાનો હાથ ઉંચો કરયો. એટલે સૈન્યના સમગ્ર લોકો
ાળક ઉપર માર મારવા તુટી પડયા. બળવાન ઇંદ્રકુમાર અર્જુનજીએ રથ-
ાંથી પોતાનું ગાન્ડેવ નામા ધનુશ હાથમાં પકડીને પહેલા વહેલો ટંકાર કરયો
થી તે શબ્દ ત્રીલોકમાં પહોંચ્યો. દશે દીગપાળ ડોલવા લાગ્યા ધરતી ધ્રુજવા
ાગી અને પાતાળ ખળભળી ઉઠયું. લંકામાંથી હનુમાનજી આવીને નરના ર-
ની ધજાએ પુછડું વીંટાળીને બેઠા. એટલે દુષ્ટ બુદ્ધીનો દુરીયોધન બોલી ઉ-
યો, અરે દાદા હવે તેના કર ઝાલીને વન વિષે મોકલો હનુમાનજી સદા કીરીટ
રની ધજાએ બીરાજે છે માટે તે અરજુજીન છે એટલે ભીષ્મ પીતા કહે જે
પીના બેસવાથી જો અરજુનજી માનતો હોય તો હનુમાનજી રોજ રામના રથે
ેસતા હતા. જેમ ત્યાં બેસતા હતા તેમ અહીં બેઠા છે. જે સાધના કરે તેની
ક્ષ કરવા સારૂ આવે છે તેથી જો તું સાધના કરીશ તો તારી પક્ષે આવીને
ારા રથની ધજાએ બેસસે એવું ભીષ્મનું બોલવું સાંભળીને દુરીયોધને શકુ-
ીને કહ્યું, જુઓ મામા આ ડોસો ઉધાડી આંખે જુએ છે છતાં અવળું બોલે
 એટલે મામો કહે કયાં સુધી પક્ષ કરશે ! હવે આપણે હથીયાર લેઈ તેમની
ાથે યુદ્ધ શરૂ કરો. તવ ભીષ્મ, દ્રોણ, અશ્વસ્થામા:અને કૃપાચાર્ય આ ચાર
ત્તીયા પુરૂષોએ વીચાર કરયો કે આપણે કેમ કરીશું ! એટલે દ્રોણગુરૂએ કહ્યું
પણી ઉભા ઉભા આડાં અવળાં બાણ ફેંકો, ફક્ત આપણે એટલો નીશ્ચય કરવો
 આપણાં બાણ અર્જુનજીના રથમાં જાય નહી. કદાપી કોઈ બીજાનું બાણ
યાં જતું હોય તો પણ આપણે તે બાંણનો નાશ કરવો. એ પ્રમાણે આપણે
અર્જુનની તથા કુંવરની રક્ષા કરવી જોઇએ. એમ નીશ્ચય કરી પોતે યુદ્ધમાં
ૈયાર થયા. એવામાં ઓત્રા કુંવર બોલ્યો, હે અર્જુનજી તમે નીરાંતે બીરાજો
અને મને યુદ્ધ કરવાદો. એટલે અર્જુને કહ્યું વારૂ બેટા, એમ કહીને પોતે ઓત્રા
ુંવરના રક્ષણાર્થે અક્ષય બ્રહ્મનું બાણ લીધું પછી તે બાણને કુંવરની રક્ષા ક-

રવા સારૂ તેના ઉપર મુકયું. એવું કરીને અર્જુનજી નીરાંતે બેઠા એટલે કુંવરે ધનુષ ઉપર બાણ ચઢાવ્યું. હવે કૌરવોમાં દુરીયોધનની આજ્ઞાથી સઘળા સૈન્યના લોકો કુંવર ઉપર કુટી પડયા. ફકત ચાર સતિયા પુરૂષો કુંવરના રથમાં પોતાનાં બાણ જવા દેતા નથી. કૌરવમાં કરણરાજા જબરૂં જોર જણાવે છે ઓત્રાકુંવર ઉપર ઘણાં આયુદ્ધ આવે છે પણ અર્જુનજીએ તેના રક્ષણાર્થે બાણ મુકયું છે તેથી કુંવરને ઇજા થતી નથી. જેટલાં આયુદ્ધો આવે છે. તેટલાંને અર્જુનજીનું મુકેલું બાણ ભાગી નાંખે છે. તે દેખીને ઓત્રાકુંવર ઘણો ખુશી થયો. ત્યાર પછી વઇરાટરાજાના પુત્રે કરણરાજાના માથાનો મુગટ ગગન ઉડાવી દીધો. તેથી કરણરાજાએ ચીડાઇને અર્જુનજીને મોહાસ્ત્ર બાણ માર્યું. એટલે તે બાણથી અર્જુનજી બેભાન થઇને ધરણ ઢળી પડયો વળી કરણે બીજા વજરાસ્ત્રના બાણ વડે કુંવરનો રથ ભાગ્યો, તેથી ઓત્રા કુંમાર તથા કપી બંને જણા પૃથ્વી ઉપર પડી ગયા. આમ બનવાથી કુંવરે વીચાર્યું કે રખેને મારા અર્જુન પીતાને કોઇના હથીયારથી નુકશાન થાય. એમ ધારી પોતે કીરીટધરના આગળ આવીને ઉભો. પછી ત્યાં ઉભો ઉભો યુદ્ધ કરે છે એટલામાં અર્જુનજીની મુરછા વળી. એટલે અર્જુનજીએ કુંવરને દુઃખી જોઇને કુંવરની ફરશી ઉપાડી લીધી અને પછી કઉરવના દળમાં પેસી ગયો. ત્યાં જઇ સુશરમાને નીચે નાંખી ઘોડા સહીત રથ ખેંચી લાવ્યો. તવ કુંવર તથા કપી તે રથમાં બેઠા. અર્જુનજી ધનુશ ઉપર બાણ ચઢાવીને કૌરવોમાં ફેંકયા કરે છે. એવામાં ઓત્રાકુંવરે એક અગણીતું બાણ લઈ મોહાસ્ત્રનો મંત્ર ભણી કૌરવોમાં છોડી દીધું. એટલે તે બાણનાં અગણીતાં બાણ થઇ સહુના રહદયમાં વાગ્યાં. તેથી કૌરવની સેન્યાના લોકોના પ્રાણ ઉંચાં ચડયા અને હાથી, ઘોડા, ઉંટ, વીગેરે ધરણ ઢળી પડયા, એકલા ચાર સતીયા પુરૂષો વિના સર્વ બેભાન થયા. એટલે અર્જુનજીએ કહ્યું શાબાશ બેટા, ધન્ય છે તને પણ તારાથી છત્રપતી દુરીયોધન હાર્યો એની શું નીશાની રહેશે ! માટે તે બાબત ખરી યુકિત ચલાવવી જોઇએ. એમ કહી પોતે પવનાસ્ત્રનો મંત્ર ભણી એક બાણ કૌરવોમાં ફેંકયું. તેથી તે બાણના પ્રભાવવડે સગળા યોદ્ધાઓની ડાબી મગની એકેકી મુછ કપાઇ ગઇ. તે જોઇને સતીયા પુરૂષો આનંદ પામ્યા. વળી ચાર સતીયાઓએ ઉંચો હાથ કરીને અર્જુનજીને આશીરવાદ આપ્યો કે બેટા સદા તમારી જય થાજો પછી સતીયાઓ માંહોમાંય વીચાર કરવા લાગ્યા કે આપણને કોઇ દેખશે તો વ્હેમે ભરાશે. વળી દુર્યોધનને ખબર પડશે તો આપણને ઠપકો દેશે. માટે આપણે રથમાં સુઈ રહો. એમ વી-

ચારી ચારે સતીયા પુરૂષે એ રથમાં આરામ લીધો. હવે ઓત્રાકુંવરે અર્જુનજીને કહ્યું કે હે પીતાજી મારી બેહેને શું કહ્યું હતું તે વાતને યાદ .કરો. તેણિએ દુસ્મનનાં વસ્ત્ર શણગાર ઢીંગલાં રમવા માટે મંગાવ્યાં છે. એટલે અરજુનજી બોલ્યા, અરે બેટા તું જઇને લાવ. ફકત પેલા સતીયા પુરૂષોના રથમાં ચઢીશ નહિ એવું અર્જુનજીનું બોલવું સાંભળીને કુંવર ખુશી થયો અને એક વસ્ત્રની ઝોળી વાળીને પોતે રથમાંથી નીચે ઉતરી પડયો. પછી કુંવર ચાલ્યો ચાલ્યો દુરીયોધનના રથ ઉપર જઇને બેઠો. તેણે છત્રપતીનાં વસ્ત્ર તથા શણગાર ઉતારી લીધાં, પછી કરણરાજાને લુંટી લીધો એ રીતે ગભરાયા સીવાય તમામ યોદ્ધાને લુંટયા. કુંવરને જે જે સારાં વસ્ત્ર આભુષણ માલુમ પડતાં જાયછે તે તે લેતો જાયછે એમ કરતો કરતો સતીયા પુરૂષોના રથમાં જવાનો વીચાર કરયો. પહેલવહેલો ભીષ્મના રથ ઉપર ચઢવા ગયો કે ભીષ્મજીએ ઉંચો હાથ કર્યો. એટલે કુંવર ચીસ પાડીને દોડયો દોડયો અર્જુનની પાસે આવતોરહ્યો આવીનેકહેવા લાગ્યો કે હેઅર્જુન તાત એક ડોસો જાગેછે તેને મને ધમકાવ્યો તવ કીરીટધરે કહ્યું. અરે બાળક મેં તને પહેલેથી ના કહ્યુંહતું છતાં તું શા માટે ત્યાંગયો! કુંવરે કહ્યું મારી ભુલ થઇ ગઇ. એમ કહી પોતે અર્જુનની આગળ સઘળાં આભુષણ મુકયાં ધનંજયે કહ્યું શાબાશ બેટા તેં ઠીક કર્યું. એવામાં કૌરવોના સઘળા યોદ્ધાની મુછા વળવા માંડી એટલે એકે એકે ઉભા થયા. તમામ લડવૈયા કુંવરથી ભય પામી નાસી ગયા. સર્વના ગયા પછી પેલા સતીયા પુરૂષોએ અર્જુનજીને શાન કરી કેહે દીકરા હવે પ્રગટ થવાના કેટલા દહાડા છે! એટલે અર્જુનજીએ સાન બતાવિને કહ્યું, ચાર દીવસ બાકી છે. તવ સતીયા પુરૂષોએ તે વાત ધ્યાનમાં રાખી આવેલા રંથે પળ્યા. તેઓ આગળ જતાં કૌરવોને પહોંચી મળ્યા. એવામાં દુર્યોધને પુછયું, મામા તમારી મુછ કયાં ગઇ! વળી હે કર્ણભાઇ તમારી કયાં છે! એટલે બંન્ને જણાએ જવાબ આપ્યો. અરે છત્રપતિ તમારે પણ અમારાજેવીજ છે. એ પ્રમાણે સર્વે જણાએ જોયું તો અકેકી :મુછ માલુમ ન પડી. તેથી તેમણે વેચાર કર્યો કે અકેકી મુછ શોભે નહી માટે અહીં ઉભા રહો એમ સમજી તેઓ સ્થંભ્યા. ત્યાં દરેક જણે પોત પોતાની બાકી રહેલી મુછ બોડાવી એટલે એવું જણાયું કે જાણે પોતાના બાપનું સુતક કહાડયું. પછી સઘળા કાળે મોંઢે કરીને હસ્તીનાપુર તરફ ચાલ્યા હવે હર્ષ ભર્યો અર્જુન રથની નીચે ઉતરીને ઘેરેલી ગાયો પાસે ગયો. તો ગાયો તરશી છે એમ માલુમ પડયું, તેથી તેણે ગંગાસ્તરનો મંત્ર ભણી એક બાણ પૃથ્વીમાં માર્યું એટલે પૃથ્વીમાંથી જળની

ધાર નીકળી, તવ સઘળી ગાયોએ તે પાણી પીને અરર્જુનને આશીરવાદ આ-
પ્યો પછી અરર્જુને તે ગાયોનું ટોળું ગામમાં નસાડી મુકયું ત્યાર કેડે પોતે રથ-
માં બેસી ગયો. હવે ત્યાંથી કુંવર તથા કીરીટધર ચાલ્યા ચાલ્યા મશાણ ભુમીમાં
આવ્યા એટલે અર્જુને ઘોડાના અછોડા કુંવરને સોંપી સમડીવૃક્ષે ગયો ત્યાં જ-
ઇને પોતાનાં આયુદ્ધ તીક્ષક નાગને શોંપી દીધાં ત્યાર પછી .રથમાં બેસી બન્ને
જણા ગામમાં આવ્યા એવામાં વૈરાટરાજા પણ ઉજાણી જમીને ઘેર આવેલ
છે. થોડા વખત આરામ લીધા પછી પોતે તથા ધર્મરાજા રાજ્ય સભામાં બેઠા
બેઠા બાજી રમે છે અને આનંદ કરે છે હવે સુદ્રષ્ણા પ્રભુનું સ્મર કરવા માટે
એકાન્તમાં બેઠી હતી, તેથી તેને બીલકુલ ખબર ન હતી કે ઓત્રાકુંવર યુદ્ધ
કરવા ગયો છે. એવામાં હરી સ્મર્ણ પુરૂં કર્યા બાદ તે બહાર આવી તો કુંવર
યુદ્ધે ગયાની વારતા સાંભળી તેથી સુદ્રષ્ણા એકદમ રાજ્ય સભામાં દોડી આ-
વીને રાજાને કહી સંભળાવ્યું કે ઓત્રાકુંવર દુરીયોધનના સામુ યુદ્ધ કરવા
માટે ગયો છે. વળી તેમ છતાં અપશુકન નડવા માટે પોતાની સાથે વ્યંઢળ
મહેતાને તેડી ગયો છે, એવું સુદ્રષ્ણા રાણીનું બોલવું સાંભળીને વઇરાટરાજા
ભય પામ્યો કે રખેને મ્હારો કુંવર મરણ પામશે. એમ ધારી પોતાના હાથમાં
(બાજી રમવાના) જે ત્રણ પાસા હતા તે રાજાએ પૃથ્વી સરસા પછાડયા.
એટલે તેમાંથી એક પાસો ઉછળીને ધર્મરાજાના લેલાટે વાગ્યો તેથી રૂધીર
નીકળ્યું તે જોઇ દ્રૌપતી એકદમ દોડી આવી અને ધરમરાજાનું રૂધિર તેના હા-
થમાં ઝીલીને તે રૂધિર પોતાના શિશમાં ઘાલ્યું નીકળેલા રૂધિરનો છાંટો ભુમી
ઉપર પડવા દીધો નહી. પછી દ્રૌપતિ પોતાના પતીના કપાળે પાટો બાંધીને
ચાલી ગઇ. હવે વઇરાટરાજાતો બેશુદ્ધ થઇને પડયો છે, એવામાં ઘેરાએલી
ગાયો તથા ગોવાળીયા નગ્રમાં આવ્યા તેથી નગ્રવાશી આનંદ પામ્યા ત્યાર પછી
ગોવાળીયાઓએ રાજ્ય સભામાં જઇ વઇરાટરાજાને વધામણી ખાધી કે તમા-
રા બાળકે છત્રપતીને હરાવ્યો એવું સાભળી વઇરાટરાજા ઉભો થયો અને
પોતાના કુંવરને મોતી પુષ્પોથી વધાવવા સામો જવા માટે તૈયાર થયો. એવામાં
દ્રૌપતીએ વીચાર્યું કે જો અર્જુનજી ધરમરાજાને વાગ્યું છે એમ જાણશે તો વ-
ઇરાટરાજાને ઠેર મારશે. કારણ કે કીરીટધરને એવો નીયમ છે કે ધરમરાજાને
જે માણસ રૂધિર કાઢે તેને મારી નાંખવો અને કદાચ રૂધિરનો છાંટો નીચે પાડે
તો આખા કુટુંબ સહિત તેનો નાશ કરવો. એટલા માટે દ્રૌપતીએ રૂધિર પોતાના
મુસ્તકમાં ઘાલ્યું અને લેલાટે પાટો બાંધ્યો વળી સતીએ જાણ્યું, જો અર્જુનજી

કુંવર સાથે ઘેર આવશે અને ધર્મરાજાને વાગેલું દેખશે તો કાળો કેર કરી નાંખશે. એટલા માટેજ દ્રૌપતિએ વઇરાટરાજાને કહ્યું, કે રાજાજી આપ જે વખત કુંવરજીને તેડીને પાછા પધારો તે વખત વ્યંઢળ મહેતાને બારોબ્હાર નિશાળે મોકલી દેજો. કારણ કે તે અહીં આવે તો તેના શુકન કોઈ દીવસ ખોટા પડે, એમ કહીને સર્વેને સામા મોકલ્યા. દુરથી અર્જુનજીએ વઇરાટરાજાને જોઇ કુંવરને એવો ઉપદેશ કર્યો કે બેટા ! તું મારા અવગુણ ગાજે, કારણ કે અમારે હજી ચાર દીવસ છાના રહેવાનું છે, એવું સાંભળી કુંવર બોલ્યો અરે તાતજી આપ કાંઈ પણ ચીંતા કરશો નહી, આપના પતાપથી મારી મતી સુધરી છે. એમ વાતો કરતા કરતા દરવાજામાં આવ્યા એટલે વઇરાટરાજાએ તથા રૈયત સર્વે મળીને કુંવરજીના ઉપર પુષ્પ વૃષ્ટિ કરી. પછી વઇરાટરાજાએ અર્જુનજીને કહ્યું કે તમે નીશાળે જાઓ. એવું સાંભળી અર્જુનજી મનમાં કંઇ પણ દ્વેષ ધારણ કર્યા વિના નીશાળે ગયો. ત્યાર કેડે કુંવરજીને રાજ્ય સભામાં લાવ્યા. થોડી વખતમાં વઇરાટરાજાએ કુંવરને કહ્યું, બેટા તેં બળીયા સાથે શી રીતે બાથ દીધી. એવું સાંભળી કુંવર બોલ્યો અરે તાત તમે તો બાગમાં ઉજાણી જમવા ગયા અને દુર્યોધને ગાયોને ઘેરી ગોવાળીયાઓને પુષ્કળ માર માર્યો. પછી તે જાણીને રથ હાંકવા માટે હું વ્યંઢળ મહેતાને તેડી લાવ્યો બીચારા વ્યંઢળ મહેતાએ જેવો તેવો રથ તથા જેવા તેવા ઘોડા તૈયાર કર્યા ત્યારપછી રથમાં બેશી અમો નગ્ર બ્હાર ગયા તો કૌરવ સેન્ય દેખાવા લાગ્યું, તે જોઇને વ્યંઢળ મહેતો ભય પામીને રથથી ઉતરીને નાઠો. પાછો મેં તેને કબજે કરીને મારી સાથે લીધો પછી અમો સૈન્યના સામા જઇને ઉભા. એટલે દુર્યોધન બોલ્યો, અરે છોકરા તું શા માટે સામો આવ્યો ! એવું સાંભળી મને ક્રોધ ચઢયો, તેથી મેં તેને એક બાણ મારી ધરણ ઢાળ્યો પછી મેં બીજું બાણ મારી કરણરાજાને ગગન ઉડાડયો એટલે સૈન્યના લોકો ભય પામીને નાશી ગયા. એ પ્રમાણે જય જયકાર વર્તાવી ગાયોને લેઇને હું ઘેર આવ્યો. તવ વઇરાટરાજાએ ઉભા થઇને કુંવરને બાથમાં ઘાલી ગાદી ઉપર બેસાડી દીધો, પછી આશીર્વાદ દેઈ કુંવરને કહ્યું કે બેટા તું મોટો થઇશ એટલે ઈંદ્રાસન લેઇશું. એ પ્રમાણે બાળકનું બોલ્યું વઇરાટરાજાએ સત્ય માન્યું. થોડી વખત પછી કુંવર ઘેર ગયો એટલે સુદ્રષ્ણા તેને જોઇને બહુજ હરખ પામી પછી જે વખત રાત્રી પડી તે વખત કુંવર રાજ્યસભામાં ધર્મરાજા પાસે ગયો. ત્યાં જઈ ધર્મરાજાના ખોળામાં પોતાનું શીશ મુકી પગે લાગ્યો, એટલે યુધિષ્ટિરે આશીર્વાદ દેઈ તેના મુસ્તક ઉપર પોતાનો હાથ મુકયો. પછી

કુંવરને કહ્યું બેટા અમારી વાત બહાર પાડીશ નહી. એટલે કુંવર બોલ્યો, બહુ સારૂ પીતાજી એમ કહી પોતે નીકુળજીની પાસે ગયો. ત્યાં જઇ નમી પડીને પુત્રભાવ જણાવ્યો. નીકુળે કહ્યું, અરે તન ચાર દીવસ સમજીને બેસી રહેજો. એટલે કુંવરે જવાબ આપ્યો, પીતાજી હું સમજુ છું. એમ કહી ગૌશાળામાં સેહદેવજી પાસે ગયો ત્યાં સેહદેવજીએ સમજાવ્યો કે બેટા અમારી વાર્તા છાની રાખજો, તવ સુત કહે બહુ સારૂ પીતાજી એમ કહી ભીમને રસોડે ગયો ત્યાં કુંવર જઇ વાલવાને પગે લાગ્યો ભીમે જાણ્યું કે જરૂર વ્યંઢળ મહેતાએ વિદ્યા ણાવી હશે. એમધારી કુંવરને કહ્યું, બેટા અમારી વાત ચાર દીવસ છાની રાખજો એવું સાંભળી કુંવર કહે વારૂ પીતાજી હું બીલકુલ વાર્તા કરવાનો નથી- એમ કહી ત્યાંથી નીકળી દ્રૌપતીને મળ્યો, સતીને પગે લાગીને બોલ્યો અરે માતા હું તમારો છોકરો છું વળી હે માતા મારા દુષ્મન મામાએ તમને ઘણું દુઃખ દીધું હતું તથા પુષ્કળ માર માર્યો હતો, માટે જરૂર તેઓ નર્કે જાય એવું હું ઇચ્છુ છું તવ સતીએ આશીર્વાદ દેઇ તેને કહ્યું કે બેટા ચાર દીવસ વાર્તા છાની રાખજો. એમ કુંવર સરવેને મળ્યો. પછી ધીમે કુંવર હરી ભજનમાં ભળ્યો. સંગનો રંગ લાગ્યા વીના રહેતો નથી. તેણે હમેશાં નીયમ રાખ્યો કે પ્રભાતે વહેલા ઉઠીને સુર્ય ઉદય થયા પહેલાં હરીસ્મરણ કરી લેવું. ત્યાર પછી ધરમરાજાનાં દર્શન કરી નીશાળે જવું. એમ નીત્ય શેવા કરયા કરે છે. એમ કરતાં કરતાં ત્રણ દીવસ વહી ગયા, એટલે ચોથા દીવસની સાંજે સેહદેવ જોશી ટીપણું ખોશીને ભીમસેનના રસોડે ગયા. ત્યાં જઇ ભીમસેનને કહ્યું કે હે વીરા હવે સઘળા દીવસો પુરણ થયાછે માટે સવારે પ્રગટ થવું જોઇએ હવે શા સારૂ સંતાવુ પડે. એવું સાંભળી ભીમસેન ખુશી થઇને કહેવા લાગ્યો અરે જોશીજી તમે બરોબર મધ્યરાત્રીએ અહીં આવજો અને હું અત્યારે સરવેને ખબર આપું છું તેથી તેઓ પણ મધ્યરાત્રીએ આવશે, એમ કહી પોતે સેહદેવજીને વીદાય કરીને હયશાળામાં નીકુળજી પાસે આવ્યો. ત્યાં નીકુળજીને વારતા કરીને પાછો વ્યંઢળ મહેતા પાસે ગયો. અર્જુનજીને કહ્યું કે બરોબર મધ્યરાત્રીએ આવજો. પછી પાછો ધરમરાજા પાસે આવિને કહેવા લાગ્યો, હે મ્હોટા ભાઇ આજ મધ્યરાત્રીયે મારા રસોડે પધારજો. પછી દ્રૌપતીને પણ તેવી ખબર આપી આવ્યો. આ વાત સાંભળી સરવે પાન્ડવોને હરખ ભરાઇ આવ્યો. હવે એવામાં જ્યાં મધ્યરાત્રી થઇ એટલે ધર્મ તથા અર્જુન બન્ને રસોડે આવ્યા. ત્યાર પછી નીકુળ તથા દ્રૌપતી આવ્યાં તે કેડે સેહદેવ જોશી પણ આવી પહોંચ્યા. એ પ્રણાણે પાંચે ભા-

ઇઓ તથા દ્રૌપતી સ્ત્રી વિગેરે રસોડે ભેગાં થયાં, ત્યાર પછી ધરમરાજાએ સેહ-
દેવ જોશીને કહ્યું કે આપણે કાલે સવારે પ્રગટ થઇએ તો તેમાં શી લાજ છે !
વારૂ પણ ગાદિનું મહુરત કયારે છે ! એવું સાંભળી સેહેદેવજી બોલ્યા, કાલે સ-
વારે નક્કી છે. એટલે ધરમરાજાએ કહ્યું, હે બંધુઓ અહીંથી હસ્તીનાપુર
ચારસેં ગાઉ દુર છે. તેથી આજને આજ કેમ કરીને જવાય એવું સાંભળી
સેહદેવજી બોલ્યા, અરે બંધુ હું એક સહેલો રસ્તો બતાવું છું. તે એમ છે
કે આજ નગ્રની બહાર જઇ રેતીની ગાદી બનાવીએ, પછી તે ઉપર આસન
કરી રાજ્ય ગાદી માની લેઇશું. ત્યારે ધર્મરાજા ખુશી થઇને કહેવા લાગ્યા કે
મનસા વાચા કર્મવડે સવળું કરીશું. પછી વાયુકુમાર બોલ્યો, હે ધરમરાજા
આજ્ઞા આપો નો કંસાર કરૂં. તવ ધરમરાજાએ આજ્ઞા આપી ત્યારે ભીમસેને
કંસાર બનાવી દીધો. એટલે પાંચે ભાઇ તથા સ્ત્રી જમ્યા પછી નગ્ર બહાર જ-
વા માટે પરોઢમાં તૈયાર થયાં. ભીમસેને બન્ને ભાઇઓને ખાંધે લીધા, બેઉને
કટીએ બાંધ્યા તથા દ્રૌપતીને જાંગે તાંણી બાંધિ. ત્યાર પછી બળીયો વાયુનંદન
દોટો કાઢતો કાઢનો કોટ કુદીને નગર બહાર પડયો. ત્યાં ભીમસેને પોતાના ભા-
ઇઓને તથા દ્રૌપદી સ્ત્રીને નીચે ઉતાર્યો. પછી ભીમ તથા અર્જુન આયુદ્ધ લેવા
માટે મશાણમાં ગયા. ત્યાં જઈ અરજુન સમડાના વૃક્ષે ચઢયો, ત્યાર પછી ના-
ગને વિદાય કરી પોતાનાં તથા પોતાના ત્રણ ભાઇઓનાં હથીયાર ઉપાડી લીધાં.
ભીમસેને પણ પોતાની ગદા ઉંચકી લીધી. એ પ્રમાણે બંન્ને ભાઈઓ પોતાનાં
આયુદ્ધ લેઈ ધરમરાજાને આવી મળ્યા. તવ સેહદેવે ભીમસેનને રેતીની ગાદી
બનાવવાની આજ્ઞા આપી. એવામાં નીકુળજી લીંમડાની ડાળી ભાગીને લા-
વ્યો. એમ કરતાં કરતાં ભળભાંખળું થયું એટલે સેહદેવજીએ કહ્યું, હે સત્ય-
વાદી ધરમરાજા આપ સતીને ઉછંગ લેઈ ગાદી ઉપર બીરાજો. એવું સાંભળી
ધરમરાજા દ્રૌપતીને પોતાના ઉછંગમાં લેઈ ગાદી ઉપર બીરાજ્યા. તવ વાયુ-
નંદન ભીમસેન ગદા લેઈ છડીદારીમાં ઉભો છે પોતે ઘાંટા કાઢી કાઢીને નેકી
બોલે છે. નીકુળજી કેડે લીંમડાની સળી હલાવી ચમ્મર ઢોળે છે. અરજુનજી
અરજદાર તરીકે હાથ જોડી સામો ઉભો છે અને સેહદેવ જોશી એક સળી લેઇ
લખવા બેઠો છે. એવી મનથકી ગાદી કરીને ધરમરાજાયે માની લીધી. પોતાના
મનથી જયજયકાર માનીને પ્રભુનું સ્મરણ કરે છે. એવામાં વ્હાણું વાયું એટ-
લે દરવાજા ઉઘડયા. તવ આવતું જતું અપાર લોક પાન્ડવોને જોવાને ઉભુ
રહયું. ઘણા લોકો વીચારમાં પડયા કે ગુરૂ ગોઝારીને લેઇને બેઠા છે, વાલવો

છડીદાર થઇને ઉભો છે. પેલો ઘોડા ભણાવનારો ચમ્મર ઢોળે છે, વ્યંઢળ મહેતા અરજદાર થઇને ઉભા છે, અને વળી પેલો ગોવાળીયો લખવા બેઠો છે. અહો આ શું કહેવાય ! વળી માંહોમાંય વાતો કરે છે કે આતો રાજ્ય લેવાનો ટુચકો કરે છે. આ લોકો જરૂર આપણા રાજાનું રાજ્ય લેઈ લેશે. માટે આપણે જઇ કુંવરજીને ખબર આપવી જોઇએ. તવ કુંવર આ લોકોને ઠેર મારી નાંખશે. એોત્રાકુંવરજીએ છત્રપતીને હરાવ્યો હતો તો આ બીચારાનો શો હીસાબ છે, એમ ધારી સરવે લોકો કુંવરજી પાસે આવ્યા તો કુંવરજી દેવ શેવામાં બેઠા છે. તેથી વઇરાટરાજાએ પોતાના શેવકોને કહ્યું કે બધી સેન્યાને તૈયાર કરાવો. કારણ કે આપણા ઘેર પેટ ભરનારાંએ આપણું રાજ્ય લેવા માટે ટુચકો કરયો છે, પણ તે લોકોને એમ ખબર નથી કે કુંવરે છત્રપતીને જીત્યો છે તો આપણો શો આશરો છે ! હે શેવકો પહેલા આપણે લડવા જઈશું, તેમાં કદી વાલવાથી હાર પામીશું તો આપણે કુંવર આવી સર્વને ઠેર મારી નાંખશે, એમ કહી પોતે તૈયાર થયો. નીશાન ડંકા ગરગડવા લાગ્યા. તેથી કુંવરજીએ શેવામાં સાંભળી વીચાર કરયો કે નીશાન ડંકા કેમ ગરગડયા હશે ! પછી પાછો પોતે વીચાર કરયો કે આજ કુંતાજીના પુત્રો પાન્ડવોનો આનંદનો દીવસ છે માટે તેમણે વગડાવ્યા હશે. એમ ધારી પોતે શેવામાંથી બહાર આવ્યો તો તાતજી તૈયાર થયેલા જોયા. એટલે કુંવરે પુછ્યું, હે પીતાજી આપ કયાં પધારોછો ? અને કોની સાથે વિશ વધારોછો ! તવ વઇરાટરાજાએ જવાબ આપ્યો, હે દીકરા પેલા આપણા ઘેર પેટ ભરનારાઓએ આપણું રાજ્યાસન લેવા માટે ટુચકો કરયો છે. તેથી હું યુદ્ધ કરવા જાઉંછું. પછી તું પરવારી વહેલો આવજે, તેં મ્હોટા છત્રપતિને હરાવ્યો તે વીચાર તેમના મનમાં ન આવ્યો ! એવું સાંભળી કુંવર બોલ્યો હે પીતાજી તમારાં વરસ પાણિમાં ગયાં, શું મેં દુરીયોધનને હરાવ્યો છે ! નાના એતો કુંતા પુત્ર અરજુનજીએ હરાવ્યો છે. એ લોકો આપણા પેટભરા નથી એતો કુંતા પુત્ર પાન્ડવો છે. જેણે ગુરૂ થઇને આપણી ગાદી ભોગવી તે સત્યવાદી ધરમરાજા છે. જેનું નામ સયંદ્રી છે તે પંચાળ દેશના રાજાની પુત્રી દ્રૌપતી છે. પેલા પંછીજી છે તે શેહેદેવ જોશી છે. ઘોડા ભણાવનાર છે તે નીકુળજી છે. વાલવાજી છે તે ભીમસેન છે. વળી જે વ્યંઢળ મહેતા છે તે અરજુનજી છે તેણે કૌરવ દળ હરાવાંને મારૂં નામ મારથો પાડયું એવું સાંભળી વઇરાટ રાજા બોલ્યો, હે પુત્ર હવે હું મારી કાયાનો ત્યાગ કરૂં હવે જીવીને શું કરૂં કારણ કે મેં પાન્ડવોને ગુલામ બનાવ્યા. હું એમના તાબાનોછું છતાં તેમને

નોકર બનાવ્યા, તેથી તેમના મનમાં બહુ દ્વેષ ભરાયો હશે. એવું સાંભળી કુંવરે કહ્યું, હે પીતાજી મ્હોટાને મનમાં કંઇ પણ દ્વેશ હોતો નથી માટ તમે કાંઇ ચીંતા કરશો નહી, તમે ત્યાં હાથ જોડીને જાઓ અને આપણી ઓત્રાનો વિવાહ પાંચમાંથી ગમે તેની સાથે કરી આવો. ત્યાર પછી તેમને રાજ્યવંશી વેશ ધારણ કરાવીને વાજતે ગાજતે અહીં લાવો. હે તાતજી આમ કરવાથી હેતમાં હેત થશે. એ પ્રમાણે કુંવરનું બોલવું સાંભળીને વઇરાટરાજા પોતાના હાથ બંધાવીને નેત્રમાં આંસુ ભરતો ચાલ્યો. એટલે સુદ્રષ્ણા રાણી પણ તેની સાથે ચાલી. બંન્ને સ્ત્રી પુરૂષ ચાલ્યાં ચાલ્યાં નગ્રની બહાર આવ્યા. ત્યારે ભીમસેને તેમને આવતાં જોઇને ધરમરાજાને કહ્યું, મ્હોટા ભાઈ? આપણી પાસે વઇરાટ રાજા તથા સુદ્રષ્ણા બંન્ને ચાલ્યાં આવે છે. એટલે ધરમરાજા તથા દ્રૌપતીએ દોડીને તેમના હાથ છોડી નાંખ્યા અને ખમા ખમા કરી બેઉને રૂદીયા સરસાં ચાંપ્યાં એટલે વઇરાટરાજા બોલ્યો, હે સત્યવાદી મેં ઘણુંજ અઘટતું કાર્ય કર્યું છે, કારણ કે ચકલીના માળે જેમ ગરૂડજી પધારે તેમ મારા ત્યાં પધારીને દાસનું કામ કરયું. તે માટે હું જીવવાનો નથી, મારા દેહનો હું ત્યાગ કરીશ. તેથી જો મને જીવાડવો હોય તો મ્હારી ઓત્રાને પાંચમાંથી ગમે તે પરણો. એટલે ધરમ રાજાએ ધોલ મારીને કહ્યું, અરે અનાડી એશું બોલ્યો ઓત્રા કુંવરીને મેં ઘણી વખત ખોળે બેસાડી છે તેને તું પરણવાનું કહે છે ! એવું સાંભળી વઇરાટે કહ્યું. હે ધરમરાજા ગમે તેમ કરો પણ મ્હારી પુત્રીને ફાવે તે વરો. એટલે ભીમસેને ધરમરાજાનો ચરણ દબાવીને કહ્યું કે કન્યા લેવાનું કબુલ કરો એટલે ધરમરાજાએ ભીમને ધોલ મારીને કહ્યું, મુરખા એ શું બોલ્યો ! તવ ભીમસેન ગાજીને કહેવા લાગ્યો, અરે યુધિષ્ઠિર બીચારો વઇરાટરાજા મરણ પામે છે માટે તેની કન્યા આપણા અભેમન્યુને પરણાવાનું કબુલ રાખો. એટલે ધરમદાજા કહે હવે તેં ખરૂં કહ્યું, મ્હારો સઘળો વ્હેમ દુર થયો એવું સાંભળી વ્રકોદરે કહ્યું. ત્યારે તમે મને વગર વિચારયો તમાચો મારયો ! એટલે ધરમરાજાએ જવાબ આપ્યો, ભાઈ મ્હારી ભુલ થઇ પણ તેં ઠીક રસ્તો બતાવ્યો. પછી ધરમરાજાએ વઇરાટરાજાને કહ્યું કે અમારા અભેમન્યુ સાથે તારી કન્યાનો વીવાહ કર્યો. એટલે વઇરાટરાજા બહુ ખુશી થયો અને તેથી તેણે પાંચેના કેશ તથા વનકુળ ઉતરાવી નાંખી રાજ્યવંશી વેશ લેવરાવ્યો. પછી વાજતે ગાજતે તે ગામમાં લાવ્યા ત્યાર કેડે વઇરાટરાજાએ કુંતાજીને કંકોતરી લખાવી કે જાન લેઇને વહેલાં પધારજો પછી અર્જુનજીએ દ્વારીકામાં એક પત્ર એવો લખ્યો કે વઇરાટરા-

જાને ત્યાં તમારા ભાણેજને પરણાવવા માટે હસ્તીનાપુરથી જાન લેઇને યાદવ સાથે વહેલા પધારજો. વળતી બીજો પત્ર વીદુર કાકાને લખ્યો કે તમે જાન લેઇને કુટુંબ સહીત વહેલા પધારજો. જો દુરીયોધન આવે તો અતી આનંદ થાય માટે તેમને પણ લેતાં આવજો, એવી રીતે કંકોતરીયો લખીને મોકલી દીધી. એટલે બે કંકોતરીઓ બે સ્થળે પહોંચી, હવે એક કંકોતરી દ્વારીકામાં વંચાઈ. તેમાં પાન્ડવ સહી સલામત છે. એવું જાણી સરવે ખુશી થયા, પછી બળદેવજીએ સર્વ કુટુંબને કહ્યું કે ચાલો નરનારીયો અભેમન્યુને પરણાવવા સારૂ તૈયાર થઇ જાઓ. એટલે સઘળાં લોકો વસ્ત્ર શણગાર સજી તૈયાર થયાં, પછી ગીરધારી તથા બળદેવજી બંન્ને ભાઇઓ જાન લેઇને વાજતે ગાજતે નીકળ્યા. એટલે પ્રભુએ કહ્યું, ચાલો બારોબાર હેડંબા વનમાં જઇએ. કારણ કે અભેમન્યુ તથા સુભદ્રા ગટોરગચ્છના ત્યાં રહ્યાં છે. એમ જાણી સઘળી જાન હેડંબા વન તરફ ચાલી. એટલે ગટોરગચ્છ જાનને દેખી સામો આવ્યો. સઘળા યાદવો ઉતરી પડયા. પછી બળદેવે બેહેનને હેતથી બોલાવી, એટલે સુભદ્રા બોલી, તમારા ઘેર શું છેક ખાવાનું ખુટયું કે જેથી તમે તમારાં ભાણેજ તથા ભગની પારકા ઘેર રાખ્યાં ! એવું સુભદ્રાનું બોલવું સાંભળી બળદેવ કહે અરે બહેન કાંઈ બોલશો નહી. એતો જ્યારે વાંકા દિવસ હોય ત્યારે સહુની વૃત્તિ ફરે છે અને સહુ શતરૂ થાય છે. હે બહેન બીજી ત્રીજી વાત છોડી દઇ હવે જાનની તૈયારી કરો. કારણ કે પાન્ડવો ખુશી આનંદમાં છે અને અભેમન્યુનું લગ્ન ઠર્યું છે. ત્યારે અભેમન્યુ એટલું બોલ્યો કે ચાલો ગટોરગચ્છ ભાઇ તમારા વિના હું જવાનો નથી, તવ ગટોરગચ્છ તથા તેનો પુત્ર મેગ્રવરણ જવા માટે તૈયાર થયો તેનો હરખ માતો નથી. એ પ્રમાણે હેડંબા વનમાંથી સઘળી જાન હસ્તીનાપુરમાં આવી. વીદુરજીના ત્યાં કુંતામાતા છે તેમને સઘળા મળ્યા. એવામાં ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય તથા અશ્વસ્થામા આ ચાર સતીયા પણ આવ્યા. શ્રીકૃષ્ણ પ્રભુ આ ચાર સતીયાને પ્રેમવડે મળ્યા. પ્રભુ કહે ચાલો ભીષ્મ પીતા આપણે દુરીયોધન પાસે જઇએ અને તેને પણ આપણા સાથે તેડી જઇએ. એમ ધારી તેઓ રાજ્ય સભામાં ગયા. પછી જ્યાં દુરીયોધન બેઠો હતો ત્યાં જઈ તેને કંકોતરી આપીને કહ્યું કે અભેમન્યુનું વેવીશાળ વઇરાટ નગરમાં થયું છે માટે જાન લેઇને ચાલો, એટલે દુષ્ટ બોલ્યો, પાન્ડવો સરત તોડીને પ્રગટયા છે માટે ગામપ્રેસવા દેવા નથી. મારે તેમને ફરીથ વન મોકલવા છે. અમારે જાને આવવું નથી. એમ કહી વિદાય કરયા. તવ પાંચ સતીયા તથા યાદવ વિગેરે જાન

લેઈને ચાલી નીકળ્યા. ચાલ્યા ચાલ્યા વઈરાટ નગરથી એક ગાઉ છેટે આવીને વીશ્રામ કરયો, સઘળા લોકો તંબુ ઠોકીને ઉતરયા. પછી તેમણે વીચાર કરયો કે આપણે વરઘોડો સાંજે ચઢાવીને જઇશું. એક તંબુમાં સઘળી સ્ત્રીઓનો મુકામ રાખ્યો અને એકમાં માત્ર પુરૂષ રહ્યા. વળી એક તંબુમાં ડાહ્યા સુપાત્ર બાળકો છે. એવામાં એકાન્તમાં બેશીને પ્રભુએ વીચાર કરયો કે જો ભાણેજ આ કન્યા વરશે તો મને વિઘ્ન કરશે. ઓત્રાનું મોઢું દેખશે તો પછી યુધ્ધે જવાનો નથી. માટે આ વીવાહ તોડાવું તો ઠીક. એમ ધારી પ્રભુએ ઘરડા વીપ્રનું રૂપ ધારણ કરયું. પછી પોતે ચાલ્યા ચાલ્યા તંબુમાં પેઠા. સઘળા યાદવોના બાળકો તથા અભેમન્યુ બેઠા બેઠા આનંદની વારતા કરતા હતા તેવામાં પ્રભુ પધારયા. એટલે યાદવોના બાળકો બોલ્લી ઉઠયા, અરે પધારો મહારાજા. એમ માન્ય દેઈ આસન આપ્યું. પ્રભુ આસન ઉપર બીરાજ્યા. પછી યાદવોના બાળકોએ પ્રભુ પાસે પોતાના હાથ જોવરાવ્યા. એટલે પ્રભુ સઘળાના દાખલે દાખલા મેળવ્યા. એવું જોઈ યાદવોના બાળકોએ પ્રભુને કહ્યું કે અરે મહારાજા તમે અમારા દાખલા બરોબર પુરયા પણ અમારા અભેમન્યુનો હાથ જુઓ કે તેને કેવી કન્યા મળશે ! એટલે પ્રભુએ અભેમન્યુનો હાથ પોતાની પાસે લીધો. પછી દયાળુએ રેખા જોઇને કહ્યું કે અરે ભાઈઓ કન્યા બેહેરી, બોબડી તથા કાળી છે. માટે હે અભેમન્યુ ભાઈ તમે પરણ્યા વીના ઘેર ચાલ્યા જાઓ. એવું સાંભળી અભેમન્યુ બોલ્યો, અરે મહારાજા તમે જુઠાછો. જો કદરૂપી હોય તો મારા પીતાજી કદી મને પરણાવે નહી. માટે તમારૂં કહેવું વ્યર્થ છે તવ ભગવાને જાણ્યું, અહીં કાંઈ ચાલે તેવું નથી, એમ ધારી પોતે અંતર્ધ્યાન થઇ ગયા. હવે નગરમાં ઓત્રાકુંવરી પોતાની સરખી સરખી સાહેલીયો સાથે રમે છે, ત્યાં પ્રભુ જોશીનું રૂપ ધારણ કરીને આવ્યા. પછી દયાળુએ કહ્યું, લાવો બહેનો હાથ જોઉં ત્યારે છોડીઓએ કહ્યું, અરે મહારાજ હાથ જોવાની જરૂર નથી, ફકત અમારી ઓત્રા કુંવરીને વર કેવો મળશે તે જુઓ. એટલે પ્રભુએ ઓત્રાનો હાથ જોઇ સઘળી છોડીયોને કહ્યું અરે બહેનો આ બાઇનો વર બેહેરો, બોબડો તથા કાળો છે, માટે હે ઓત્રાકુંવરી તું સત્ય માનતિ હોય તો તારૂં લગ્ન તોડી નાંખ આવો વર પરણવા કરતાં મરવું એ ઠીક છે. તવ ઓત્રાએ કહયું, અરે મહારાજા તમે જુઠા છો. અરજુના પુત્ર અરજુનજી જેવાજ છે. વળી કહયું કે તમે કોઈ કપટી છો માટે જલદીથી ચાલ્યા જાઓ. એટલે પ્રભુએ વીચાર કર્યો કે અહીં કાંઈ ચા તેમ નથી, એમ ધારી અંતરધ્યાન થઈ ગયા, દયાળુને અતીશય દુઃખ લા-

ગ્યું. વળી પોતે દીલમાં વીચારયું કે વર કન્યાનું મોં ન જોવા દેઉં તો ઠીક. એમ જાણી માયાવડે વા વંટોળ કરયો અને કાંકરા ઉરાડી વર કન્યાની આંખો પુરિ નાંખી. વળી શ્રીહરિએ તતડાવીને તાવ મુકયો. પહેલ વહેલો તાવ અભેમન્યુને મુકયો, એટલે આખી જાન ખળભળી ઉઠી. સુભદ્રા માતાએ તેની આંખોએ પાટા બાંધ્યા. તે પછી પ્રભુએ ઓત્રા કુંવરીને દુઃખ મુકયું તેથી ઓત્રાને પણ એમ થવાથી સુદ્રષ્ણાએ પાટા બાંધી દીધા. હવે પાછલા પહોરે વરઘોડા તૈયાર કરયા. વરરાજાને વાજતે ગાજતે ઘોડા ઉપર બેસાડયો, પછી દિનબંધુ જાન લેઇને નગરમાં પધારયા. એટલે સઘળા લોકો તે જોવા માટે રસ્તામાં ઉભા રહયા છે. હવે વઇરાટરાજા જાનના સામો આવ્યો છે. પછી જગતની રીત પ્રમાણે વઇરાટપતિએ જાનીવાસો આપ્યો. એ પ્રમાણે પાન્ડવો તથા સગાં વ્હાલાં ભેગાં મળ્યાં. પછી વર કન્યા દુઃખી થવાથી લગ્નનો દિવસ ફેરવ્યો હવે જાનૈયા માટે નીત્ય રસોઈ થાય છે, પણ વહાણામાં બાળક ખાવા માગે એટલા માટે વઇરાટરાજાએ પકવાનના સાત ઓરડા ભરેલા છે. તેની કુંચી ધરમરાજા પાસે રાખેલી છે. તેથી ધરમરાજાએ ભીમસેનને બોલાવીને કહ્યું કે તારે હમેશાં સવારમાં છોકરાંને ખાવા આપવું. કારણ કે તારા વિના યાદવોનાં બાળકો વશ રહેવાનાં નથી. એવામાં બીજા દીવસનું સવાર થયું એટલે છોકરાં ભીમને તેડીને પકવાનના ઓરડા પાસે આવ્યાં ભીમસેને તાળુ ઉઘેડયું એટલે છોકરા અંદર પેઠાં. પછી જે જેને ફાવે તે ઉમંગથી ખાયછે, તે દેખીને ભીમના મોંઢામાં પાણી ભરાયું તેથી તે ઓરડામાં પેઠો અને સઘળા બાળકોને બહાર કાઢયાં પછી કમાડ બંધ કરીને નીરાંતે ખાવા લાગ્યો, બહારથી બાળક બાકામાં જોઇ જોઇને ઉત્પાત કરતાં કરતાં કહે છે કે અરે ભીમસેન ખાઓ છો માટે ધરમરાજાને કહિશું. તો પણ વ્રકોદરે બીલકુલ ભય પામ્યા સીવાય સાતે ઓરડાનાં પકવાન ખલાસ કરયાં પછી ઉઠીને બહાર આવ્યો એટલે સઘળાં બાળક નાશી ગયાં. પછી ભીમસેન તાળાં વાસીને જાનીવાસે ગયો. એવામાં બાળકોએ જાનના લોકોને કહયું કે આ ભીમસેન તો નીર્દય છે કારણ કે અમને ખાવા ન આપ્યું અને પોતે ખાઈ ગયા. એટલે વ્રકોદરે કહ્યું, આ બાળકોએ વેરી નાંખ્યું હતું તેથી હું એકઠું કરવા અંદર પેઠો હતો. એવામાં બીજે દીવસે વઇરાટ રાજાએ જાણ્યું કે પકવાન ખાલી થયાં તેથી તેણે બીજીવાર પકવાન બનાવી ભરાવી દીધાં. ધરમરાજાએ તેની [પકવાનની] કુંચી પોતાના સ્વાધીનમાં રાખી ત્યાર પછી યુધિષ્ટરે વઇરાટરાજાને કહયું, અમારે ઘણીજ ઉતાવળ છે માટે વર

કન્યાને જલદીથી પરણાવો. અમારે ઘર ગામનું નિશ્ચે નથી માટે વીદાય કરો. એવું સાંભળી વઇરાટરાજાએ કહયું, બહુ સારૂ હું હાલ ને હાલ કન્યાને પરણાવું છું. એમ કહિ પોતે મંડપનિ રચના કરી. એટલે ધર્મરાજાએ જાન સાથે લેઇને વરઘોડો ચઢાવ્યો. પછી વરઘોડાને આખા નગરમાં ફેરવીને વઇરાટને ત્યાં આવ્યા. ત્યાર કેડે મંડપમાં વરરાજાને બાજઠ ઉપર બેસાડયો. વર કન્યાના ગોર સામાસામી મંત્રોના ઉચ્ચાર કરે છે, હવે વઇરાટરાજાએ કન્યાને પધરાવી કન્યાદાન દેવાનું શરૂ કર્યું. સઘળા લોકો તથા ભગવાન બેઠા બેઠા ચરચા જુએ છે વઇશમપાયન કહે છે હે રાજા એ પ્રમાણે વરકન્યા આંખે પાટા રાખીને પરણે છે. ત્યારે તે વખતે સ્ત્રીયો સુંદીર ગીત ગાય છે. હવે ચોરીમાં પહેલું મંગળ વરતાર્યું એટલે રાજાએ ગાયોનાં દાન આપ્યાં બીજા મંગળમાં દાસીના દાન આપ્યાં. ત્રીજા મંગળમાં ભંડાર સહીત આપ્યું પછી વરકન્યા કંસાર જમ્યાં. વળી છેડો ઝાલ્યામાં મોતીનો હાર આપ્તો ત્યાર કેડે રૂપીયા તથા વીંટીયો રમ્યાં એ પ્રમાણે પુરણ થયા પછી વરકન્યા ગોત્રેજને પગે લાગ્યા વૈરાટરાજાએ પુરણ પ્રેમથી જાનને જમાડી અને પાન્ડવોને પહેરામણી આપવાની તૈયારી કરી. રાજાએ પાન્ડવોને ત્રણ રથ ભરીને ધન આપ્યું અને બે ક્ષોણી સેન્ય આપ્યું. એટલું આપીને વીદાય કરી દીધા. વરકન્યાની આંખે પાટા હતા તેથી કન્યાને ઘેર રહેવા દીધી, અને સઘળી જાનને વીદાય કરી. વૈશમપાયન એવું બોલ્યા, હે રાજા હવે વૈરાટપર્વ પુરણ હવું અને તેથી તારી બ્રહ્મહત્યા ઉતરી, એમ કહયું એટલે કાળા પડદા શ્વેત થયા અને કાળા તલ ધોળા થયા. તેમ ગાયો કાળી હતી તે ધોળી બની એ પ્રમાણે બ્રહ્મહત્યા દુર થઈ તેની નીશાની બતાવિ. હવે જન્મેજય રાજાએ લક્ષ ગૌદાન કરયાં. અને બ્રાહ્મણોના સવાસો પુત્રોને જનોઇ દેઇને પરણાવ્યા. સવાસો કન્યાનું કન્યાદાન દીધું અને સવાસો બ્રહ્મ પુરીઓ આપી તથા ધરમીષ્ટરાજાએ સવાલક્ષ બ્રહ્મ ભોજન કરયાં અને પોતાનું સઘળું પાપ દુર કરી નાંખ્યું પછી પાછો આસન વાળીને કથા શ્રવણ કરવા બેઠો.



## વિશ્રામ ૨ જો.

વરાટ પર્વ પુરણ હવુ, સુણો શ્રોતા કરજોડ;
વલ્લભ વાણી ઓચરે, જય જય શ્રી રણછોડ.






મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.
ઠે. ત્રણ દરવાજા--અમદાવાદ.

# ઉદ્યોગ પર્વ. ૫



હવે વૈશમપાયન રૂષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે હે ધરમીષ્ટરાજા ઉ-
દ્યોગ પર્વનો મહિમા શાન્ત ચીત્તે શ્રવણ કર વઇરાટ નગ્રમાંથી પાન્ડવો જાન
લેઇને હસ્તીનાપુર ભણ ચાલ્યા. અને બળદેવજી યાદવોને સાથે લેઇને દ્વારીકાં
ભણી વીદાય થયા શ્રી કૃષ્ણ પ્રભુ પાન્ડવોની સાથે રહયા. અને ભીષ્મ, વીદુર,
દ્રોણ, કૃપાચાર્ય, તથા અશ્વસ્થામા વિગેરે જાન સાથે આનંદ ભેર હસ્તીનાપુર
આવી પહોંચ્યા. દુરિયોધને પાન્ડવોને આવતા જાણીને શેવકોને એવો હુકમ
કરયો કે દરવાજા બંધ કરો. એટલે સઘળા શેવકોએ દુષ્ટની આજ્ઞા પ્રમાણે
બંધ કરયા. કીલ્લા ઉપર પણ શેવકો ઉઘાડાં આયુદ્ધ હાથમાં પકડી ચોકી કરવા
પેહેરા ભરે છે. સઘળા દરવાજા બંધ દેખીને ધરમરાજાએ કહયું અરે ભાઇઓ
આપણે કાંઇ તોફાન કરયા સીવાય ચાલો આ બાગમાં જઇને ઉતરીએ. એટલે
સરવે બાગમાં ગયા અને ત્યાં બીછાનાં પાથરયાં વળી એક તંબુ તાણયો તેમાં
કુન્તા તથા સુભદ્રા વીગેરે ઉતર્યાં. એવામાં પંચાળમાંથી ધરૂપતરાજા પણ પો-
તાના બે દીકરા તથા પાન્ડવોના પાંચ દીકરા અને બે ક્ષોણી સેન્યા સહીત ત્યાં
આવ્યા. ધરૂપને પાંચ પુત્રો દ્રૌપતીના ઉછંગમાં મુકયા, તેથી સતીને પુત્રનો વી-
યોગ ટળ્યો. એવામાં સરવે જણા સભામાં બીરાજ્યા એટલે અભેમન્યુ બોલ્યો
અરે ધરમકાકા મને આજ્ઞા આપો તો એક બાણથી હસ્તીનાપુરના દરવાજા
ચીરી નાંખું, એટલે ભીમસેન કહે હે મ્હોટા ભાઇ મને આજ્ઞા આપો તો મારી
ગદાથી નગરને ઠેકાણે ઝઝર કરીને કીલ્લા કોટ વીગેરે પાડી નાંખું. એવામાં ગ-
ટોરગચ્છ ઉછળીને બોલ્યો, અરે કાકા મને આજ્ઞા આપો તો કોટ કુદીને અંદર
જાઉં અને આંધળાના સો પુત્રોને અવળા બંધન કરિ અહીં લાવું એટલે મેઘ
વરણે કહયું, હે દાદા મને આજ્ઞા આપો તો હસ્તીનાપુરનું ડગળું ઉપાડી દરી-
યામાં બોળું એવું સાંભળી ધરમરાજા બોલી ઉઠયા, અરે તમે મીથ્યા લવારો
કરોછો, હું કુટુંબ સાથે કદી કલેશ કરવાનો નથી એટલે ભીમસેન કહે કલેશથી
ડરશો તો દુષ્ટ માણસો કંઇ રાજ આપવાના નથી તવ ધરમરાજાએ જવાબ આ-
પ્યો, નહી આપે તો વનમાં જઇને વશીશું એવામાં કુંતાજી ક્રોધમાં બોલી ઉઠયાં

ઓ દિકરા આ તેં શું કરવા માંડ્યું છે! કે આપનું રળેલું ખોવા બેઠો છે ! કોઈ માણસ આપથી સવાયું ભેગું કરે કે ઉલટું આપનું રળેલું ખોઇ બેશે ! ઓ અર્જુન બેટા તું ધર્મરાજા સામું શું જુએ છે ! એવામાં ધરૂપતરાજા બોલ્યો, અરે ધરમરાજા જ્યારે તમારે વનમાં વસવાની મરજી હતી ત્યારે મારી પુત્રીને શા માટે વરયા ! તમે તમારે મ્હારી છોકરીનાં છોકરાંને ઘર બાર રાજ્યપાટ વીગેરે અપાવીને પછી વનમાં જાઓ. એટલે ભીષ્મ પીતા બોલ્યા. હે ધરમરાજા તું સત્ય સમજજે કે સામા થઇને યુદ્ધ કરવું એજ ક્ષત્રીનો ધર્મ છે. ન્હાય તો આપણું મૃત્યુ થાય તે હા પણ ડરયા વીના શત્રુનો નાશ કરવો. એવું સાંભળી ધરમે કહયું, ના દાદા, એક પાપી પેટ ભરવા માટે કલેશ ન કરવો એતો ઇશ્વર આપી રહેશે. તે કરતાં હે ભીષ્મ દાદા તમે નગ્રમાં જઇને દુરીયોધન ભાઇને પહેલાંની હકીકત કહી સંભળાવો. એટલે ભીષ્મ, દ્રોણ બોલ્યા. બહુ સારૂ અમે દુષ્ટના ત્યાં જઇને સઘળી વાર્તા કહીશું અને તેને સમજાવીને તારી પાસે મોકલીશું. એટલે તમે કરગરી પડજો તવ અમે તેને શરમાવીશું, તેથી તેની ખુશી પ્રમાણે તે તમને આપશે પણ તે વખતે દુરીયોધન જે તમને આપે તે તમે કબુલ કરજો. એમ કહી વીદાય થયા પછી સત્યવાદીએ દરવાજે જઈ કીલ્લાના શેવકોને કહયું કે દ્વાર ઉઘેડો, એટલે શેવકોએ દુરીયોધનને કહયું, તવ પાપીએ પાસે ઉભા રહીને દરવાજો ઉઘડાવ્યો. એકલા પાંચ સતીયાને અંદર દાખલ કરી દરવાજો બંધ કરાવ્યો ત્યાર પછી સતીયા પુરૂષોએ દુરીયોધનને રાજ્ય સભામાં લીધો. ત્યાં જઇને પાપીને પાસે બેસાડીને બહુ પ્રકારથી સમજાવ્યો કે પાંડવોને થોડું ઘણું રાજ્ય આપ નહીતો ઝેર વધશે. એવું સાંભળી દુરીયોધન બોલ્યો, અરે દાદા હું તમારૂં વચન કબુલ કરૂ છું પણ જો પાંડવ મને નમી પડે તો થોડું ઘણું કાંઈ આપું. એટલે ભીષ્મજીએ કહયું, વારૂ બેટા, તુ બાગમાં જજે એટલે પાંડવો તને લટી પડશે. તવ છત્રપતી બોલ્યો બહુ સારૂ દાદા અમે કાલે સવારમાં જરૂર જઇશું તેમાં કાંઇ વહેમ ધારશો નહી એટલે ભીષ્મજીએ પાંડવોને સમાચાર કહાવ્યા કે દુષ્ટ કાલે સવારમાં તમારી પાસે આવવાનો છે. એ સમાચાર બાગમાં આવવાથી ધરમરાજા બહુ હરખાયા, કે મ્હોટા ભાઇ કાલે પધારશે. ઓ ભીમસેન ભાઇ મ્હોટા ભાઇને જરૂર નમી પડજો, કારણ કે રાજી કરીને રાજ્ય લેવાથી સુખ ઉપજશે, અને કલેશ કરીને લેવાથી દુઃખ ઉત્પન્ન થશે. એટલે ભીમસેન બોલ્યો, બહુ સારૂ મ્હોટા ભાઈ. એવામાં રાત્રી પડી તેથી સઘળાઓએ શયન કરયું, ત્યાર પછી મધ્ય રાત્રીએ પ્રભુ જાગી ઉઠયા અને પોતે ભીમનો પગ ખેંચ્યો. તવ ભીમસેન એકદમ

ઉભો થયો એટલે શ્રી હરીએ તેને સાન કરીને બહાર બોલાવ્યો. પછી પ્રભુએ કહયું આજ પ્રભાતે દુરીયોધન આવશે એટલે ધરમરાજા તો નમી પડશે પણ તમારા મનમાં શો વીચાર છે ! એવું સાંભળી વ્રકોદરે જવાબ આપ્યો, અરે દ-યાળુ પ્રભુ હું તો તે દુષ્ટને કદી નમવાનો નથી, ત્યારે પ્રભુએ કહયું, આ બીછા-નું ઉપાડી નાંખી એક ખાડ કરો, પછી તેના ઉપર બીછાનું પાથરી દો. એટલે અભીમાની હાથી ઉપર બેશીને આવવાનો છે, તેથી આ ખાડામાં તે હાથી સુદ્ધાં પડશે તેવોજ પાપી ઉછળીને ધરમરાજાના ખોળા આગળ આવીને પડશે. એ-ટલે આપણે હશી પડવું અને હડીયો કાઢી કહેવું કે દુરીયોધન ધરમરાજાને ન-મી પડયો એમ બનવાથી પાપીને ક્રોધ ચઢશે અને તેથી તે કાળે મોંઢે પાછો જશે, પછી આપણે દુષ્ટની સાથે યુદ્ધ કરી રાજ્યપાટ છીનવી શું એવું સાંભળી ભીમસેન રાજી થયો. કે પ્રભુએ મને ઠીક બતાવ્યું. ધરમરાજાને સમાધાન કર-વાની મરજી હતી પણ મારી નહોતી. એમ કહી કમ્મર બાંધિને બીછાનું ઉપાડી નાંખી એક ઝપાટામાં ખાડ ખોડયો, પછી તે ઉપર પાછુ બીછાનું પાથરી દીધું. વળી વ્રકોદરે ધરમરાજાને બીરાજવા માટે કોર ઉપર સુંદીર ગાદી પાથરી પછી આખી રાત પેહેરો ભરયો. એમ કરતાં કરતાં પ્રભાત થયું, એટલે ધરમરાજા ભીમસેનને પુછવા લાગ્યા, અલ્યા કેમ ચોકી કરે છે ! જે ખરી વાત હોય તે મને કહી દે. તવ ભીમસેન કહે મ્હોટા ભાઇને ખુશી કરવા માટે રંગ બાજી તઇયાર કરી છે. તેથી આવા સુશોભીત બીછાનામાં કોઈ પણ ચર્ણ ન મુકે એટલા માટે ચોકી કરૂં છું. આવો ઠાઠ માઠ જોઇને છત્રપતી રાજી થશે. એટલે ધરમરાજા બોલ્યા, વાહ વીરા હવે મારૂં અંતઃકરણ હરખ્યું આપણે છત્રપતીને રાજી કરીને રાજ્ય લેઇશું તેમાં આનંદ થશે. એટલે ભીમસેન કહે ભાઈ માહારૂ પણ આજ રાત્રીએ એમજ મન ફર્યું. એમ કહી સરવે જણા ન્હાવા માટે ગયા. થોડા વખ-ત પછી ન્હાઇ ધોઇને ધરમરાજા ગાદિ ઉપર બીરાજ્યા. એટલે બીજા પણ મા-ણસો યુધિષ્ટિરની ગાદીની આસપાસ બીરાજ્યા. એવામાં એક પહોર દીવસ ચઢયો એટલે ગામમાં દુરીયોધન રાજા પણ બાગમાં આવવા માટે તૈયાર થયો છત્રપતી શકુનીને કહે છે, ચાલો મામા આપણે બન્ને જણા ધરમરાજા પાસે બાગમાં જઇએ. એમ કહી બેઉ હાથી ઉપર બેઠા. ત્યાર પછી તેઓ દરવાજો ઉઘડાવી બાગ વીશે આવ્યા ત્યાં આવીને નીચે ઉતરયા વીના હાથીને બીછાના ઉપર ચલાવ્યો. એટલે હાથીના આગલા પગ ખાડમાં પડયા. તેથી છત્રપતી ને મામો બેઉ હાથીથી ગબડી પડયા તેમાં દુરીયોધન રાજા તો ધરમરાજાના ચરણ

આગળ આવીને પડયો. એટલે વ્રકોદરે ઘાંટો કહાડીને કહ્યું, છત્રપતી યુધિષ્ટિરને પગે લાગ્યો તવ દુરીયોધન ઝટ ઉભો થઈ ગયો. એવામાં પ્રભુ પણ હસીને કહેવા લાગ્યા કે દુરીયોધન મ્હોટા છેવટ છત્રપતી ધરમરાજાને નમ્યા એવું સાંભળી છત્રપતી તથા મામો કકળીને કહેવા લાગ્યા કે હવે રાજ્યની આશા મુકી દેજો, તમને કંઇ પણ મળવાનું નથી. એમ કહી બેઉ જણા ગામમાં ગયા અને દરવાજા બંધ કરાવ્યા. તેઓના ગયા પછી ધરમરાજાએ પુછયું. ખરી વાત કહેજો આ દગો કોણે કરયો ! અરે આ કરમ કોણે કરયું કે બીછાનુ ઉપાડીને ખાડ ખોદ્યો ! એટલે વ્રકોદર બોલ્યો, અરે મ્હોટા ભાઇ કોઇને વઢશો નહી તે કરમ મેં કરેલું છે. તવ ધરમરાજાએ પોતાના લલાટે હાથ મુકીને કહ્યું કે અરેરે ભીમડા તેં સરાડે ચઢેલું ભાગીને ઉલટું ઝ્હેર વધારયું. એમ કહી ધરમરાજાએ પ્રભુને કહ્યું, કે આપ નગ્રમાં પધારો અને અમારા રાજ્ય વિષે કાંઈ ખટપટ કરો. એવું સાંભળી શ્રીકૃષ્ણજી બોલ્યા. અરે સત્યવાદી ! મને તમારા બોલ્યાનો વિશ્વાસ નથી આવતો માટે હું જવાનો નથી. ધારો કે હું દુષ્ટની પાસે જાઉં અને જો તે ન માને તો પછી મારે શું કરવું ! એટલે ધરમરાજા કહે છત્રપતી ન માને તો તમે પાછા આવજો. એવું સાંભળી શ્રીહરિએ જવાબ આપ્યો. અમે એવી નાગી પંચાત કરવા જતા નથી. વળી દયાળુએ કહયું કે હુ દુરીયોધનની પાસે જઉ અને મારૂં માન્ય ન રાખે તો, શું હું ઢીલે મ્હોંડે આવું ! માટે જો તે કબુલ નહી કરે તો તમને બન્નેને લડાવીશ. ત્યારે ધરમે કહયું. અરે મહારાજા અમે દુઃખ વેઠીશું પણ છેવટ પાંચ દેશ માગી લેજો. એટલે શ્રીહરી કહે જો કદી પાંચ દેશ આપવાની ના પાડે તો મ્હારે શું કરવું ! એવું સાંભળી ધરમરાજા બોલ્યા જો પાંચ નહી આપે તો હું યુદ્ધ કરવાનું હા કહીશ. ત્યારે કૃષ્ણજીએ કહ્યું મને વચન આપો કે તમે કઉરવોની સામે યુદ્ધ કરશો, તવ ધરમરાજાએ પ્રભુને વચન દીધું. એટલે અંતર્યામીએ દુરીયોધનની પાસે જવાનું નક્કી કર્યું. એવામાં ભીમસેને પ્રભુને એકાન્તમાં બોલાવીને કહ્યું કે તમે યુદ્ધ કરવાનું તૈયાર કરીને આવજો. એવું સાંભળી પ્રભુએ કહ્યું, મને કંઈ કહેવું પડે તેમ નથી. એમ કહી પોતે રથમાં બેસી દરવાજે ગયા. ત્યાં દરવાન પાસે દરવાજો ઉઘડાવી શ્રીહરી નગ્રમાં દાખલ થયા ફકત એકલા પ્રભુને અંદર લેઈ દુષ્ટે દરવાજા દઇ દીધા. ત્યાર પછી પ્રભુએ પ્રમાણીક લોકોને સભામાં ભેગા કર્યા. ભીષ્મ, વીદુર, દ્રોણ, કૃપાચાર્ય વિગેરેને પણ બોલાવ્યા. પછી પ્રભુજી દુરીયોધનના સામા બેઠા. એવામાં શ્રીહરીએ દુરીયોધનને કહયું કે પહેલું મારૂં બોલવું સાંભળી લ્યો. તમે

તથા પાન્ડવો ભાઈ છો તેથી કદી વધતું ઓછું અપાય તો પણ વાંધો નથી એમ કહી પોતે ભીષ્મજીને કહેવા લાગ્યા કે તમે વૃદ્ધ છો તેથી સઘળું જાણો છો, તેટલા માટે જે હું કહું તે જુઠું હોય તો તમે મને સુખરૂપે ઠપકો દેજો. મુળના પુરૂષ જે સંતનુ રાજા તે બેતાળી ગામના ધણી હતા. વળી તે સંતનું રાજાને બે દીકરા હતા, તેમાં એકનું નામ ભીષ્મપીતા હતું અને બીજાનું નામ વિચીત્રવીર્ય હતું. તેમાં ભીષ્મજીએ પોતાનો ભાગ અંગીકાર કરયા વિના તેમના ભાઇ વીચીત્રવીર્યને આપ્યો. હવે વીચીત્રવીર્યને એક ધત્રાષ્ટર, બીજા પાન્ડુરાજા અને ત્રીજા વીદુરજી એ પ્રમાણે ત્રણ પુત્ર છે પછી તે ત્રણ પુત્રોને બેતાળી ગામ વ્હેંચી આપ્યાં, તે સીવાય પાન્ડુરાજા તમામ રાજ્ય જીતી લાવ્યા તેમાં બીજા કોઇનો હક્ક નથી માટે પાન્ડવને ચોરાસી હજાર દેશ સોંપો. ત્યારે દુરીયોધન કહે અરે પ્રભુજી પાન્ડવના પીતા પાન્ડુરાજા સઘળું રાજ્ય જીતી લાવ્યા તે કબુલ કરીએ છીએ, પણ પાન્ડુને હત્યા લાગી તેથી બાર વરસ વન ગયા હતા તે વખત અમોએ રાજ્ય જાળવ્યું હતું. એવું સાંભળી શ્રીહરીએ છત્રપતીને કહ્યું. તમે જેટલા વરસ રાજ્યની રક્ષા કરી તેટલા વરસ સુધી તેની આવદાની તમોએ લીધી તેમાં તમને નુકશાન નથી. માટે એમનું રાજ્ય પાછુ સોંપી દો. એટલે દુર્યોધન બોલી ઉઠયો અરે મહારાજ જરા ન્યાયમાં આવો પાન્ડવો દુત રમતાં હાર્યા માટે હું રાજા થયો છું એવું સાંભળી પ્રભુએ કહ્યું તમે બેતાળી હજાર દેશ જીત્યા છો તે બેતાળી હજાર તમે લ્યો, અને બાકીના જે બેતાળી હજાર રહ્યા તે પાન્ડવને આપો. તવ દુરીયોધન કહે જાઓ મહારાજ એવી ખોટી પંચાત અહીં મારા આગળ ચાલે તેમ નથી. એટલે અંતરયામી બોલ્યા, અરે છત્રપતી તમે વાત કરતામાં ક્રોધ ન કરશો. જેમ તેમ કરી સમાધાન થાય તો સવ્રલો વિરોધ દુર થાય. એવું સાંભળી કુબુદ્ધિ બોલ્યો, અરે જદુપતિ જો એવી રીતે રાજ્ય માગવું હોય તો પંચાત મુકી ચાલ્યા જાઓ. એટલે પ્રભુએ કહ્યું, વારૂ તેમ નહિ તો પાન્ડવને ગરીબ ભાઇ જાણીને તો આપો. એટલે દુરીયોધને જવાબ આપ્યો, હા, પણ તમારે પાન્ડવોને કેટલું રાજ્ય અપાવવું છે તે તો હું જાણું. જો તમે રીતસર માગશો અને મ્હારા ધ્યાનમાં બેસશે તો તુરત આપી દઇશ. એવું સાંભળી દયાળુ બોલ્યા, અરે છત્રપતિ જો તમે પાન્ડવોનું દુઃખ ટાળવા ઇચ્છતા હોઓ તો તેમને ચાળી હજાર દેશ આપો, એવું સાંભળી પાપીએ માથું ધુણાવ્યું. એટલે પ્રભુ બોલ્યા. અરે દુર્યોધન ત્રીસ હજાર દેશ આપો. તવ દુષ્ટે પોતાનું શીશ ધુણાવ્યું. દીનાનાથે વિસ હજાર માગ્યા તે પણ પાપીએ ના કહ્યું. જગત

પતીએ પાપીકને દસ હજાર કબુલ કર્યા. તો તેની પણ સાફ ના પાડી શ્રીહરીએ પાંચ હજાર માગ્યા તે પણ દુષ્ટે આપવા ના કબુલ કર્યું. તવ કૃષ્ણજીએ કહ્યું સભાનું માન્ય રાખીને ફકત પાંચસેં દેશ આપો. તેમ ન આપો તો સો દેશની હા પાડો, તો પણ માંકડો માંથુ ધુણાવે છે, દયાળુ પ્રભુએ ચાળી દેશ માગ્યા તે પણ આપવાની ના કહિ. પછી ત્રીસ દેશની માગણી કરી, ત્યાર કેડે વિસની કરી. એમ કરતાં કરતાં દસની કરી તો પણ દુષ્ટે ના કબુલ કરયું. છેવટ કૃષ્ણજીએ પાંચ દેશની માગણી કરી, એટલે દુર્યોધન બોલી ઉઠયો, અરે મહારાજ હું પાન્ડવને તો આપવાનો નહોતો પણ તમારી શરમથી હું તેમને આપીશ.જો તમે પંચાત કરવા ન આવ્યા હોત તો હું તમને કંઇ આપત નહિ. એમ કહી પાપીએ કરણને કહ્યું. હે ભાઇ ! પાન્ડવને પાંચ દેશ લખી આપો. તવ કર્ણરાજા લખે છે અને કૃષ્ણજી લખાવે છે, પ્રભુએ કર્ણરાજાને કહ્યું કે પહેલો દેશ આગ્રા, બીજો બંગાળા, ત્રીજો કાશી, ચોથો હસ્તીનાપુર અને પાંચમો મારવાડ આ પાંચ દેશો લખી આપો. પ્રભુના કહ્યા મુજબ કર્ણે લખ્યું પછી કરણ રાજાએ મોઢામાં કલમ ઘાલી તથા ખડીયો માંથા ઉપર મુકયો. અને તાંબાનું પત્ર હાથમાં પકડીને સભા વચ્ચે ઉભો થયો, એટલે દુરીયોધને કહ્યું, કેમ ભાઇ ઉભા થયા ! એવુ સાંભળી કરણરાજાએ જવાબ આપ્યો, અરે ભાઇઓ ! કૃષ્ણજીએ કપટ કરી પાંચ દેશો લખાવી લીધા. હવે આપણે પૃથ્વીમાં ઉભા રહેવાનિ જગો નથી. એવું સાંભળી દુરિયોધનને અતીશય કરોધ ચઢયો અને તેથી પાપી એકદમ ઉભો થઈને પ્રભુને મારવા લાગ્યો. દુરીયોધનને મારતો જોઈને સો ભાઇઓ પણ પ્રભુને મારવા લાગ્યા તેથી શ્રીહરીએ વિચાર કરયો કે જો હું બચવા માટે યુક્તિ નહી કરૂં તો પાપી મને દુઃખ દેશે. એમ ધારી પોતાનું મોં ઉઘાડી એવી લીલા બતાવી કે વાયુનંદન ભીમસેન ગદા પકડી સરવેને મારવા માટે આવે છે. એવું જોઈ સઘળા નાશી જવા લાગ્યા. તવ પ્રભુએ ઉભા થઇને કહ્યું કે પાપી ! યુદ્ધ કરવા માટે તઇયાર થજે, એવું સાંભળી દુષ્ટ દુરીયોધન પોતાના પીતાનિ પાસે જઇને કહેવા લાગ્યો કે હે પીતાજી આજ તો શ્રીકૃષ્ણ પાન્ડવની પંચાત કરવા આવ્યો હતો. તેમાં તેણે કપટ કર્યું, તેથી અમોએ તેને ખુબ કુટયો. એટલે ધતરાષ્ટર બોલ્યો, અરે દિકરા તમે કૃષ્ણજીને મારયા તેથી તમારૂં મૃત્યું આવ્યું એમ ધારજો, એવું સાંભળી પાપીએ કહ્યું અરે પીતાજી ત્યારે મહારે શું કરવું ! એટલે ધતરાષ્ટરે જવાબ આપ્યો હે દુરીયોધન તું કૃષ્ણને પગે લાગીને આપણા ઘેર જમવા માટે તેડી લાવ. પોતાના પીતાનું વચન

સાંભળી પાપી સુમત મુકીને એકદમ પ્રભુને તેડવા માટે દોડયો. એવામાં શ્રીકૃષ્ણજી સભામાંથી બહાર આવી રથમાં બીરાજ્યા. એટલામાં પાપીએ આવીને પ્રભુ પ્રત્યે કહ્યું કે મ્હારાઘેર જમીને સુખરૂપે પધારજો. એટલે પ્રભુએ જવાબ આપ્યો અમે તમારા ત્યાં ઘણી વખત આવતા હતા પણ મ્હારા ઉપર હાથ ઉપાડયો માટે હું આવવાનો નથી વળી દયાળુએ કહ્યું કે મારે જમવું હશે તો બહુ ઠેકાણાં છે. એવું સાંભળી દુરીયોધન બોલી ઉઠયો. અલ્યા જમે નહિ તો ખાસડે મારી ચાલ્યો જા અહીંથી. જો તું મ્હારી નગરીમાં જમે તો દેવકીનો પુત્ર ખરો. એમ કહી પોતે ચોકી મુકીને પાછો વળ્યો. એટલે દયાળુ પોતાનો રથ હંકારીને વિદુરજીના ત્યાં ગયા. વિદુરજીના બારણા આગળ રથ રાખીને પ્રભુ ઉતરી પડયા. પછી વીદુર પત્નિને માતા માતા કહેતા ઘરમાં ગયા તો વીદુર પત્નિ ચોકના બેઉ બારણાં બંધ કરીને સ્ત્રી સ્વભાવે નગ્ન સ્વરૂપે સ્નાન કરવા બેઠાં છે. તેમણે પ્રભુનો શબ્દ સાંભળ્યો, તેથી એકદમ કમાડ ઉઘાડી બહાર આવ્યાં અને નગ્ન સ્વરૂપે પ્રભુને પગે લાગ્યાં. તવ પ્રભુએ આડુ જોયું. એટલે વીદુર પત્નીએ પુછયું કે કેમ કૃષ્ણ પ્રભુ આડુ જોયું ? એવું સાંભળી પ્રભુએ કહ્યું હે માતાજી તમે વસ્ત્ર પહેરિને વારતા કરો એટલે વીદુર પત્ની બોલ્યાં, હે દયાળુ તમને દેખીને ભાન ભુલી ગઇ તેથી વસ્ત્ર પહેરવાનું સુજ્યું નહિ. એમ કહી પોતે વસ્ત્ર ધારણ કરી લીધાં. પછી પ્રભુને એક આસન આપી બેસાડયા. ત્યાર કેડે શ્રીકૃષ્ણજીએ કહ્યું, અરે માતાજી મને બહુજ ભુખ લાગી છે. એટલે વીદુર પત્ની ઘરમાં જઇને કેળાં લાવી. પછી પ્રભુના સામી બેસીને કૃષ્ણ કૃષ્ણ કહેતી જાય છે અને ફોલતી જાય છે. તેમાં છોતરાં પ્રભુને આપે છે અને અંદરનો ગલ બહાર નાંખી દે છે, એ રીતે પ્રભુના ઉપર તદાકાર થઇ ગઇ છે. અને પ્રભુજી ભક્ત ઉપર કૃપા કરીને કેળાનાં છોતરાં ચાવે છે. છેવટ વીદુર પત્નીએ પ્રભુને કેળાનાં છોતરા ચાવતા દીઠા, એટલે વીદુર પત્નીને ભાન આવ્યું કે અરેરે મેં છોડાં આપ્યાં અને મ્હારા ભગવાને તે આરોગ્યાં. પછી બારણે જઇને જોયું તો ગલ દીઠા. તવ બહુ પસ્તાવો કરયો. એટલેપ્રભુ બોલ્યા, અરે માતાજી કંઇ પસ્તાશો નહીં, મેં આજજ આ સ્વાદ લીધો મેં આ સામગ્રી નહોતિ આરોગી તે આજ આરોગી લીધી. એવું સાંભળી વીદુર પત્નીએ કહ્યું, અરે મહારાજા જરા વાર બીરાજો. હું હાલને હાલ રાંધી નાંખું. છું એમ કહી ત્યાંથી ઉઠીને વીદુરજીની વાટ જુએ છે. હવે વીદુરજી સન્યસ્ત પાળે છે તેથી પોતાના ઘરમાં અનાજનો દાણો સરખો પણ રાખતા નથી. એટલામાં વીદુરજી આવ્યા

તો કૃષ્ણજીને મેમાન દીઠા. તેથી વીદુરજી બોલ્યા, હે ભગવાન વગર તેડે પધા-
રયા માટે મારૂં અંતકરણ અતી આનંદ પામ્યું. એમ કહી ઘરમાં જઇને પો-
તાની પત્નીને મળ્યા પત્નીએ કહ્યું, હે નાથ આપણા ઘરમાં કંઇ પણ નથી અને
પ્રભુ પરોણા છે માટે શું કરીશું ! એવું સાંભળી વીદુરજી બોલ્યા, અરે સતી
હું ભંડાર ખાનેથી લેઇ આવું છું એવામાં દુરીયોધનના શેવકે છત્રપતીને કહ્યું
શ્રીકૃષ્ણજી વીદુરજીના ત્યાં ગયા છે તેથી દુષ્ટે ભંડારખાનું બંધ કરાવ્યું. અ-
ને વળી સરવે જણને કહ્યું કે જે કોઈ કંઇ આપશે તેનું સરવસ લુંટી લેઇશું.
એવું સાંભળી સહુ રઇયતે વિચારયું કે ભકતને શું ના કહીએ. એમ ધારી
સરવે પ્રાણી પોતાનો રોજગાર બંધ કરી ઘરમાં પેસી ગયા. એવામાં વીદુરજી
અન્ન લેવા માટે ભંડારખાને ગયા. ત્યાં જઇને જોયું તો તાળાં દીધેલાં છે. તવ
પોતે મહેલમાં જઈને દુરીયોધનને ઠપકો દેવા લાગ્યા કે અલ્યા ભંડારખાનાને
તાળાં કેમ દીધાં છે ! એવું સાંભળી કાકા પ્રત્યે દુષ્ટ બોલી ઉઠયો, તમારે અન્ન
કોને માટે લેઇ જવું છે ! એટલે વીદુરજી કહે મ્હારે માટે તથા જદુપતી કૃષ્ણજી
પધારયા છે તે પણ મ્હારે ત્યાં જમવાના છે. એવું સાંભળી પાપી બોલી ઉઠયો
અરે ભકત કાકા આ અન્ન લોકોને ખવરાવી દેવાનું નથી. તમારે તથા મારી
કાકીને જમવું હોય તો મારા ઘેર આવીને જમી જાઓ. એટલે વિદુરજી ક્રોધ
ભરાઇને ત્યાંથી પાછા વળ્યા. પોતાના મનમાં વીચાર કરે છે કે અરેરે ઘેર આ-
જ પ્રભુ ભુખ્યા રહેશે એમ કરતાં ઘેર આવીને પોતાના ઘેર આવી એક થાળી
લેઈ બંગલમાં મારી તેના ઉપર લુગડું હોઢી લીધું. ત્યાર પછી પોતે વેચવા
માટે બહાર નીકળ્યા. તો આખું બજાર બંધ છે. સઘળા લોકો તાળાં વાસી
વાસીને પોતાના ઘરમાં પેસી ગયા છે. એવું દેખીને વિદુરજીએ વિચારયું કે
અરેરે મ્હારા ભગવાન શું જમશે ! એવામાં એક કુવો દીઠો પછી પોતે વીચાર
કરયો કે જરૂર આ કુવામાં પડીને મારો દેહ ત્યાગ કરૂં. વળી પાછું યાદ આ-
વ્યું કે જો આપઘાત કરીશ તો અયોગતીને પ્રાપ્ત થઇશ માટે ઘેર જઈને હું ત-
થા મારી પત્ની બન્ને મરણ પામીશું એમ ધારી પાછા પોતે કુવા ઉપર ચડયા
તો તાંદળજાની ભાજી ઉગેલી દિઠી. પછી વીદુરજીએ તે ભાજીને ચુંટી લીધી
પોતાના મનમાં વિચાર કરે છે કે આટલી ભાજી તઇયાર કરીને પ્રભુજીને મુકી
શું એવું સમજી ભાજીની પોટલી પોતાની બગલમાં મારીને ઘેર આવ્યા. પ-
છી પોતાની નારીને છાનામાના તે ભાજી આપી દિધી. ભગતે સઘળી વારતા
પોતાની વામાને કહી બતાવી, તવ વિદુર પત્નીએ ભાજી સુધારી નાંખી અને

પછી ચુલો સળગાવી તે ભાજી વઘારી દીધી. ત્યાર કેડે વીદુર પત્ની ભગતને પુછવા લાગ્યાં કે પ્રભુને શું ભાજી ધરાવી શું ? એકલી ભાજી મુકયા કરતાં વીશ ઘોળીને પીવું એ ઘણું સારૂ છે. એ પ્રમાણે નરનારીએ મરવાનું આદર્યું, એટલામાં દુષ્ટ દુર્યોધન ત્યાં આવી પહોંચ્યો. પાપી આવીને કહેવા લાગ્યો કે ઓ ભગત કાકા આજ તો તમારે ઘેર પરોણા છે તેથી રસોઈ બહુ સારી બનશે માટે અમે પણ પરોણા ભેગા પાઈ, જમવા આવીશું, તવ વીદુરજી ક્રોધમાં બોલી ઉઠયા કે અલ્યા તારા કુટુંબ સહુ વર્તમાન ડંકો દેઇને વહેલો આવજે. એવું સાંભળી પાપી હસી પડયો. તવ વીદુરજી તથા તેમની પત્ની બન્ને સાતમા માળે ગયાં. ત્યાં જઇને પત્ની પતીએ મરવા માટે ઝેરના પ્યાલા તૈયાર કર્યા. પછી તે પ્યાલાને જેવા પોતાના મોંઢે માંડવાની તૈયારી કરી એટલે અંતર્યામી જાણી ગયા કે મારાં ભકત ભકતાણી મારે માટે પોતાના દેહ ત્યાગ કરે છે માટે તેમને બચાવવાં જોઇએ. એમ ધારી ચત્રુભુજ રૂપે પ્રભુ પોતે તુરત દોડીને ઝેરના પ્યાલા ફોડી નાંખ્યા. પછી બંન્નેને પ્રભુ કહેવા લાગ્યા કે તમારે કંઇ વાતની ખામી નથી સાતે ઓરડામાં સઘળી સામગ્રી તૈયાર છે. વળી રસોઇ વીગેરે બહાર બને છે. એમ કહી અંતર્ધ્યાન થઇ ગયા, એવું સાંભળી પત્ની પતી બંન્ને જણાં બધી ચરચા જોવાને નીચે ઉતર્યા. પહેલા ઘર બહાર જોવા માટે ગયા તો જાદવો રશોઇનો સામાન તૈયાર કરવા મચી ગયા છે. તેમાં કોઇ જાદવ ચુલા સળગાવે છે, કોઈ નીર્મળ જળ ભરી લાવે છે, કોઈ બેઠા બેઠા શાક સુધારે છે, એ પ્રમાણે પ્રભુની લીલા જોઇને હરીજનો હસે છે, ત્યાર પછી નરનારી મહેલમાં ઓરડા જોવા માટે ગયા, તો પહેલે ઓરડે બાજઠ, બીજે ઝારિયો, ત્રીજે નાના પ્રકારનાં વસ્ત્રો, ચોથે વાટકા, પાંચમામાં કનકના થાળ, છઠામાં રૈતાં અથાણાં, અને સાતમામાં સુંદીર પકવાન. આ પ્રમાણે શ્રીહરિએ સર્વે સામગ્રી તૈયાર બનાવી દીધી. ભકતવત્સલ પ્રભુએ ભકત ભકતાણી ઉપર બહુજ કૃપા કરી. આ સઘળું જોઇ પત્ની અતીશય હરખાઇ ગયાં છે. એવામાં પાપીને ત્યાં ખબર પહોંચી કે ભકત કાકાના ઘેર રસોઈ તૈયાર થાય છે. એવું સાંભળી દુષ્ટ દુર્યોધને વીચાર કર્યો કે મામાને પુછું તો તે વાતનું જે હશે તે સમજાશે. એમ ધારી તેણે મામાને પુછયું કે કાકાએ રસોઇ કેવી રીતે કરાવી. એવું સાંભળી મામો બોલ્યો, અરે છત્રપતી એ તો કૃષ્ણજી કરે છે, જો તે જમ્યા વિના પાછો જાય તો તેની ફજેતી થાય. માટે પોતાના ઘરનું વાપરે છે, એવામાં રસોઈ તૈયાર થઈ એટલે વીદુરજીએ દુરિયોધનને એવા સમાચાર કહાવ્યા કે તમારે જેટલા

માણસો લાવવા હોય તેટલા લાવજો. તવ દુરિયોધન બોલ્યો, કહો મામા આપણે કેમ કરિશું ! એટલે મામાએ કહ્યું ચાલો જમવા જઇએ, આપણે જમવાનું મુકીશું તો આપણને નુકશાન થશે માટે આવેલું શા માટે જવા દઇએ એમ કહી પોતાનું સઘળું કુટુંબ પરિવાર તથા નરનારી સુદ્ધાં વીદુરજીને ત્યાં આવ્યો. સઘળા માણસો પોતાને પહેરવા માટે શણીયાં વીગેરે લાવ્યા હતા. તેથી વીદુરે તેમને આજ્ઞા આપી કે તમારાં શણીયાં વીગેરે પાછાં મોકલી દો સઘળું અહીંથી આપીશું. તવ સઘળાઓએ પાછાં મોકલાવી દીધાં. પછી કૌરવોએ ઉષ્ણોદક જળેસ્નાન કર્યું. એટલે ભકતે વીવીધ પ્રકારનાં વસ્ત્રો તેમને પહેરવા માટે આપ્યાં, પછી રત્ન જડીત્ર (બેસવા માટે) બાજઠ, રૂપાના વાટકા, કનકના થાળ, જળ પીવાની ઝારીયો એ પ્રમાણે દરેક કૌરવને જેમ જોઇએ તેમ આપ્યું. ત્યાર કેડે ભકતના ઘેર પ્રભુ પીતાંમ્બર પહેરીને ઉભા. એટલે દુરીયોધન બોલ્યો, અરે મામા કદી આપણે વીચાર કરીએ કે રસોઈ ક્રષ્ણે બનાવરાવી પણ આ સઘળી અમુલ્ય ચીજો કયાંથી આવી ! એવું સાંભળી શકુનીએ કહ્યું, હે છત્રપતી હું તે સર્વે જાણું છું. જ્યારે તમારા કાકા પાન્ડુરાજા હત્યાનો મુકવા જાત્રાએ ગયા, ત્યારે તમારા પીતાજી આંધળા હતા તેથી તે વખતે વીદુરે છાનોમાનો ભંડાર લુંટીને સઘળું ભોંયરામાં ભર્યું. તે વખતે તારી ઉમર કાચી હતી. એવું સાંભળી દુરીયોધન બોલ્યો, વાહ મામા તારી વાર્તા સાચી છે. એવામાં શ્રી ક્રષ્ણજીએ પીરસવાની આજ્ઞા આપી. તવ જાદવ યોદ્ધા પીરસવા મંડી પડયા. પકવાન, અથાણાં, શાક, રઇતાં વીગેરે સઘળી સામગ્રી એક ઝપાટામાં પીરસી નાંખી. પછી જ્યારે પ્રભુએ જમવાની આજ્ઞા આપી ત્યારે પોતે મસ્કરી કરીને કહ્યું કે હે છત્રપતી કાંઇ માગી લેજો. એવું કહયા છતાં પાપી નીચું જોઇને જમે છે. પછી મામાએ દુરીયોધનને એવું સમજાવ્યું કે આપણે સઘળા જમી રહયા પછી વાસણોને ઘેર લેઇ જઇએ, પીતામ્બરો પણ પહેરેલાં ને પહેરેલાં ઘેર લઇ જઈએ. આ સઘળી આપણી પુંજી છે માટે તેમાં પ્રભુ શું કરશે ! એવું સાંભળી દુરીયોધને કહ્યું, શાબાશ મામા, તમારૂં કહેવું સાચું છે. એમ કહિ પોતે સઘળા કૌરવોને તથા તેમની સ્ત્રીયોને સઘળું ઘેર લેઇ જવાનું કહાવ્યું. ત્યાર પછી દુર્યોધન પોતાની સઘળી સામગ્રી હાથમાં લેઇને ઉભો થયો. તવ સઘળા કૌરવોએ તથા તેમની સ્ત્રીયોએ પણ દુર્યોધનની માફક કર્યું. ત્યારે વીદુરજી બોલ્યા અલ્યા ઠાલાં વાસણો શા માટે ઘેર લેઇ જાઓ છો ! પકવાન ભરી ભરીને લેઈ જાઓ. એવું સાંભળી દુર્યોધને મામાને પુછયું મામો કહે ખરી વાત છે મફતનું આવેલું

શા માટે ચુકવું. એમ કહી સઘળાઓએ પકવાન લેવા માટે પોતાનાં વાસણો ધર્યાં. એવું જોઇને પ્રભુજી બોલ્યા, અરે વીદુરજી આ ગરીબ લોકોને જેમ જોઈએ તેમ આપજો. એ પ્રમાણે સઘળા કૌરવો વસવાયાંની માફક વાસણ હાથમાં પકડીને ઉભા રહયા છે. વીદુરજીએ તમામને જેટલું જોઇએ તેટલું ભરપુર આપી દિધું. પછી સઘળા કૌરવો તથા તેમનિ સ્રીયો ખુશી થતાં થતાં પોતાના ઘેર ચાલ્યાં ગયાં ત્યાર કેડે શ્રી હરીએ એવી લીલા ઉત્પન્ન કરી કે ફકત ત્રણ જણ જમે તેટલી રસોઇ રાખીને બાકીની સામગ્રી અદર્શ કરી દીધી, તવ વિદુરજી તથા તેમની પત્ની ઘણાં ખુશી થઇને ઘરમાં ગયાં, પ્રભુજી પણ તેમનિ પાછળ પાછળ ઘરમાં ગયા. હવે વીદુરપત્નીએ વીદુરજી તથા પ્રભુ આ બન્નેને જમવા માટે સામા સામી બાજઠ ઢાળ્યા એટલે શ્રીહરી તથા વિદુરજી બન્ને જણા તે બાજઠ ઉપર બીરાજ્યા પછી વિદુરપત્નીએ થાળ પીરસીને મુકયા, ત્યારે મોરારીએ વિદુરપત્નીને કહ્યું કે હે માતાજી તમારૂં આસન પણ અમારી સાથેજ પીરસો તવ વીદુરપત્નીએ જવાબ આપ્યો, હે દયાળુ પ્રભુ તમે તમારે બન્ને જણ ખુશીથી જમી લ્યો તમે નરે નરની જોડ છો અને હું એકલી સ્રી છું માટે જમવાનું મને બીલકુલ ફાવે નહી એવું સાંભળતામાં શ્રીકૃષ્ણજી બોલ્યા. હે માતાજી પેલું બારણામાં કોણ આવે છે ! એવું સાંભળી જ્યાં વીદુર પત્નીએ જોયું તો રૂક્ષમણીજીને આનંદ ભેર આવતાં જોયાં, તવ વીદુર પત્નીએ રૂક્ષમણીજીને આસન આપીને બેસાડયાં એટલે પ્રભુજી બોલ્યા, હે માતાજી હવે તમારી જોડ આવિ મળી માટે ખુશીથી જમવા બીરાજો. તવ વીદુરપત્નીના મનમાં એવી ચીંતા થઇ કે એક નરની સામગ્રીમાં બંન્ને જણ કેવી રીતે જમશે એટલે દયાળુએ પોતાની થાળમાંથી અડધી સામગ્રી લેઇને રૂક્ષમણીજીને પીરશી દીધી. પછી પોતે રાજી થઇને ઉભા થયા અને રસોડામાં ભાજી ઢાંકેલી હતી તેને લાવી પોતાની થાળમાં ડાલવી દીધી એવું જોઈ વિદુરજીએ કહ્યું અરે મહારાજ આ શું કરયું ! તવ શ્રીકૃષ્ણે જવાબ આપ્યો, અરે વીદુરજી આતે પ્રેમની ભાજી છે. આવી ઉત્તમ ભાજીનો સ્વાદ મેં આજેજ લીધો. તમારે પણ જરા જરા ચાખવી હોય તો ચાખો. એમ કહી દયાળુએ ચૌદ લોકનો સ્વાદ ભાજીમાં મુકી દીધો. પછી પોતે થોડી ત્રણ જણને વ્હેંચી આપી જ્યાં તે ભાજી ત્રણ જણે ચાખી એટલે પ્રભુનો થાળ ઝુંટાવા લાગ્યાં. તે ત્રણે જણાં પ્રભુને કહે છે કે હે જગ્તપતિ આ ભાજીનો સ્વાદ કહી શકાય તેવો નથી, માટે અ-

મને આપના થાળમાંથી લેવાદો. એવું સાંભળી પ્રભુજી પોતાનો થાળ ઉચકીને ચોકમાં નાઠા એટલે ત્રણે જણ પણ પ્રભુનો થાળ લુંટવા માટે તેમની પાછળ પાછળ દોડયાં. ભકતના ઘેર પ્રભુએ રાસ મંડળ જેવું કરી બતાવ્યું. તે સમે તેત્રીસ ક્રોડ દેવતા દર્શન કરવા માટે અંતરીક્ષ આવીને ઉભા રહયા છે. એવામાં પ્રભુએ એવો ખેલ કર્યો કે ભાજીનો સ્વાદ પાછો ખેંચી લીધો. પછી જે વખતે ત્રણ જણે ભાજીને ચાખી તે વખત તદ્દન ફીકી લાગી. એવી પ્રભુની અદભુત લીલા જોઇને વીદુરજીએ સ્તુતી કરી કે હેનાથ તમે સચરાચર ભરપુર છો. હે રણછોડ તમારી ગતી સીવાય ઠાલો ઠામ નથી, સ્વાદ બે સ્વાદ પણ તમારી પાસેજ છે અરેરે લોકો મીથ્યા મોટાઇમાં ને મોટાઇમાં મરે છે. એમ સ્તુતી કર્યા પછી પ્રભુને કહ્યું કે હે દીન દયાળ આપને ભાજી જમવી હોય તો ખુશીથી જમો પછી શ્રી હરીએ બાજઠ ઉપર બેશીને સઘળું જમી લીધું. ત્યાર પછી મુખવાસ લીધા. એ પ્રમાણે દયાળુએ ભકતને અપાર લીલા બતાવીને રૂક્મણીજીને અંતર્ધ્યાન કરી દીધાં. પછી પોતે રથમાં બીરાજીને નગ્રની બહાર બાગમાં આવી પહોંચ્યા, પ્રભુને આવેલા જોઇને પાન્ડવો ખુશી થયા. થોડી વખત પછી ધર્મરાજાએ પ્રભુને પુછયું કે હે જગતના નીયંતા ! આપે દુર્યોધનની પાસે જઇને શું કર્યું ? તવ શ્રી કૃષ્ણજીએ કહ્યું, અરે ધર્મરાજા તમારી પંચાતમાં એવો સાર નીકળ્યો કે જેથી કરીને મેં માર ખાધો. એવું સાંભળી ધર્મરાજા બોલ્યા, અરે મહારાજા દુર્યોધનનો કાળ આવી પહોંચ્યો છે. ઉઠોરે ભાઇઓ શું જોઈ રહ્યા છો ! દુર્યોધનને એવો પત્ર લખો કે આપણી સામુ યુદ્ધ કરે. એવું સાંભળીને ભીમસેન બહુ હરખાયો. હવે ધર્મરાજાના કહેવાથી પારથે દુષ્ટને એવો પત્ર લખ્યો કે યુદ્ધ કરવા માટે તૈયાર થા. દુર્યોધન તે પત્ર વાંચીને ગભરાઇ ગયો, પછી પોતાના અંધ પીતાને પુછવા લાગ્યો કે હે પીતાજી પાન્ડવો લડવા માટે તૈયાર થયા છે. તેથી હવે મારે શું કરવું ! એવું સાંભળી ધતરાષ્ટરે જવાબ આપ્યો. અરે બેટા જો મારૂં કહેવું સાચું માનતા હોઓતો પાન્ડવને બોલાવીને તેમનું અડધું રાજ્ય આપી દો. તવ પાપી પોતાના પીતાને કહેવા લાગ્યો કે જાઓ જાઓ તમારી મતી બગડી છે. પાન્ડવોને તો રાજ્ય બીલકુલ આપવું નથી બીજી યુકિત બતાવો તો બહુ સારૂ થાય. એવું સાંભળી ધતરાષ્ટ બોલ્યો, અરે દીકરા જો મારૂં કહેવું સાચું ન લાગતું હોય તો તમારા દ્રૌણ ગુરૂને પુછીને ખાતરી કરો. ત્યાર પછી દુર્યોધન પોતાના મામાને સાથે લેઇને દ્રૌણ ગુરૂના ત્યાં પુછવા માટે ગયો. ત્યાં જઈ ગુરૂને દંડવૃત કરીને પુછવા લાગ્યો કે હે મહારાજા અમે તથા પાન્ડવો સા-

મા સામી યુદ્ધ કરીએ તેમાં કોણ જીતે ને કોણ હારે ? એવું સાંભળી દ્રોણ ગુરૂએ કહ્યું અરે છત્રપતી દક્ષણા વીના પ્રશ્નનો જવાબ યથાર્થ મળવાનો નથી. એટલે દુર્યોધન બોલી ઉઠયો કે બ્રાહ્મણની જાત બહુ લોભી હોય કેવારનો પ્રશ્ન કર્યો છે, પણ હજુ થોભીને બેસી રહયા છે. પછી પોતે પોતાના મુગટના મોતીના તોરાની લટ તોડીને મહારાજને આપી દીધી. એટલે દ્રોણ ગુરૂએ મોતી ગણીને કહ્યું કે હે છત્રપતી જે દીવસથી તું યુદ્ધનો આરંભ કરીશ તે ( દીવસ ) થી અરાઢમે દીવસે તું તારા કુટુંબ સહીત મરીશ. એવું સાંભળી દુરીયોધન ગભરાઇ ગયો. એટલે શકુની મામાએ કહ્યું કે અરે છત્રપતી બ્રાહ્મણનું કહેવું સત્ય માનીશ નહી. એવો વીચાર કરીને બન્ને જણા ઘેર આવ્યા, પછી ધતરાષ્ટરને વાત કરવા લાગ્યા. તવ ધતરાષ્ટર બોલ્યો, અરે દીકરા તમે નીશ્ચે જાંણજો કે તમારૂં મર્ણ નજીક આવી પહોંચ્યું. તે કરતાં જીવવાની આશા રાખતા હોઓ તો ભીષ્મને શર્ણ રહો, તવ દુર્યોધન ત્યાંથી ચાલી નીકળીને ભીષ્મ પીતાની પાસે ગયો, ત્યાં જઇને દાદાને પગે લાગીને બોલ્યો કે પાન્ડવની સાથે મ્હારે યુદ્ધ કરવું છે. માટે મને તમારે શરણે રાખો. એવું સાંભળી ભીષ્મજી વિચાર કરવા લાગ્યા કે જો શરણે આવેલાને પાછો કાઢું તો મ્હારૂં સત્ય જાય. એમ ધારી પોતે દુર્યોધનને કહ્યું, હે છત્રપતી હું દસમે દીવસે મરવાનો છું માટે તને દસ દીવસ શરણે રાખીશ. એટલે દુષ્ટ બોલી ઉઠયો, હે દાદા બીજા આઠ દીવસ મને કોણ શરણે રાખશે ! ત્યારે ભીષ્મજીએ જવાબ આપ્યો, અરે બેટા તું તારા દ્રોણ ગુરૂને શરણે રહીશ તો તને ઉની આંચ આવવાની નથી, માટે તેમની પાસે જઇ કરગરી પડ. એવું સાંભળી પાપી દુર્યોધન ત્યાંથી ચાલી નીકળીને દ્રોણ ગુરૂની પાસે આવ્યો. ત્યાંથી આવીને ગુરૂજીને પગે લાગીને બોલ્યો, હે મહારાજા મને દશ દીવસ ભીષ્મજીએ શરણે રાખ્યો છે માટે બાકીના આઠ દીવસ આપ શરણે રાખો. એવું સાંભળી દ્રોણ ગુરૂએ કહ્યું, હે છત્રપતી આઠ દીવસ તો નહી પણ જા પાંચ દીવસ શરણે રાખીશ એટલે દુર્યોધને કહ્યું, મહારાજા આપ જ્યારે મને પાંચ દીવસ શરણે રાખો છો ત્યારે તેવા આઠે દીવસ રાખો તો બહુ સારૂ, કારણ કે ફકત ત્રણ દીવસ માટે શા શારૂ મારૂં મ્રત્યુ કરાવો છો ! એવું સાંભળી દ્રોણગુરૂ કહે જા તારો ભાઇ કરણરાજા તને ત્રણ દીવસ શરણે રાખશે. એટલે છત્રપતો દુર્યોધન ત્યાંથી ચાલીને કરણરાજાને ત્યાં આવ્યો. છત્રપતીને જોઈને કરણરાજાએ પુછયું, કેમ મ્હોટાભાઇ કોઇ દહાડો નહી ને આજ અત્યારે પધાર્યા!એવું સાંભળી દુર્યોધન કહે પાન્ડવ સામે યુદ્ધ કરવું છે માટે મને ત્રણ દિવસ તમારે શર-

ણે રાખો. તવ કરણે કહ્યું કે હું તમને બે દીવસ શરણે રાખીશ. ત્યારે છત્રપતીએ કહ્યું કે ભાઇ મને એક દીવસ માટે શા સારૂ નીરાશ કરો છો ! તવ કરણરાજાયે કહ્યું મને ફરસુરામનો શ્રાપ છે કે જો હું લાગલાગટ બે દીવસ યુદ્ધ કરૂં એટલે બીજે દીવસ મારૂં મ્રત્યુ થશે. તેટલા માટે હું તમને બે દીવસ શરણે રાખીશ. એવું સાંભળી દુરીયોધને પુછયું અરે કરણભાઇ હું એક દીવસ કોને શરણે રહિશ ! ત્યારે કરણે દુરીયોધનને જવાબ આપ્યો કે પાન્ડવનો મામો શલ્લરાજા પાન્ડવની પક્ષે આવે છે માટે કાંઈ કપટ કરીને તેને શરણે રહી જશો તો મ્રત્યુથી બચશો. તવ દુરીયોધન ત્યાંથી નીકળીને જ્યાં શલ્લરાજાને આવવાનો રસ્તો છે તેજ રસ્તાની વચ્ચોવચ બેઠો. એવામાં શલ્લરાજા બે ક્ષોણી સેન્યા સાથે પાન્ડવની પક્ષે આવે છે, તેણે દુરીયોધનને રસ્તા વચ્ચોવચ દીઠો. તેથી શલ્લે પુછયું કે કેમ છત્રપતી અહીં રસ્તો રોકીને બેઠા છો ! અમને જલદીથી જવા દો. એટલે દુરીયોધન શલ્લરાજાને હાથ જોડીને કહેવા લાગ્યા, અમે ને પાન્ડવે રાજ્ય પાટ વ્હેંચી લીધું છે. માટે પાન્ડવોએ મને કહ્યું છે કે જાઓ મારા મામા તમારૂં દુઃખ ભાગશે. માટે તમે મને વચન આપો તો તે દુઃખ હું તમને કહું. એવું સાંભળી શલ્લરાજાએ દુષ્ટને વચન આપ્યું. તવ પાપી હશીને બોલ્યો, અરે શલ્લરાજા મારે પાન્ડવની સામા યુદ્ધ કરવું છે માટે એક દીવસ શરણે રાખો એવું સાંભળી શલ્લરાજા ગભરાયો કે જરૂર દુષ્ટે મને દગો દીધો. પછી વીચારીને કહ્યું કે જા છત્રપતી હું તને અડધો દીવસ શરણે રાખીશ. એટલે છત્રપતીએ વીચાર કરયો કે હું અડધા દીવસ માટે મ્હારો પ્રાણ તજીશ. હશે કાંઇ ચીંતા નહી. હું કાંઈ મરવાનો નથી એમ ધારી હીમ્મત રાખી. પછી દુરીયોધને શલ્લ રાજાને કહ્યું, ચાલો મારા ઘેર જઇએ. એવું સાંભળી શલ્લે જવાબ આપ્યો, હું ભાણેજને મળીને ત્યાં આવીશ. એમ કહી બે ક્ષોણી સૈન્ય સાથે શલ્લરાજા પાન્ડવની પાસે આવ્યો. જ્યાં શલ્લરાજા બાગમાં આવ્યો એટલે પાન્ડવો આડુ મુખ કરીને બેઠા. ત્યારે શલ્લે કહયું, કેમ ભાઇઓ આડુ જોઇને બેઠા ! એવું સાંભળી ભીમે જવાબ આપ્યો, તમે અમારો દુસ્મન શરણે રાખ્યો માટે. ત્યારે શલ્લ કહે મને દગાથી બાંધી લીધો તેથી મારો ઉપાય રહયો નહી. પણ હું એના ભેગો રહીને એનો ઘાટ ઘડાવીશ. એમ કહી પાન્ડવોને પોતાની બે ક્ષોણી સૈન્યા આપીને પોતે દુરીયોધનની પાસે ગયો. એવામાં પાપીએ પાન્ડવોને પત્ર લખ્યો કે વઢવાની જગ્યા શોધી કાઢીને અમને પત્ર લખજો. એટલે અમો તમારી સાથે ઘણી ખુશીથી લડીશું. એ પ્રમાણે એક એકને યુદ્ધના સમાચાર પહોંચાડયા ત્યાર

પછી કૃષ્ણ પ્રભુએ દ્વારીકાં જવાની રજા માગી. એટલે ભીમસેને પ્રભુને કહ્યું, હવે કયાં જાઓ છો ! જો તમે દ્વારીકાં જશો તો અમને લડાઇની સુજ પડે તેમ નથી એટલે પ્રભુ બોલ્યા, હમણાં મને ગેર જવા દો કારણ કે ઘણા દીવસથી હું અહીં રોકાયો છું માટે બળદેવજી વઢતા હશે તેથી તમે અર્જુનજીને તેડવા માટે મોકલજો એટલે હું અહીં આવીશ. એમ કહીને પ્રભુજીએ દ્વારીકાં જવાની આજ્ઞા માગી. એવામાં દુરીયોધને જાણ્યું કે શ્રીકૃષ્ણ રથમાં બેશીને દ્વારીકાં જાય છે. તેથી તે યુદ્ધનું નોતરૂં દેવા માટે પ્રભુની પાસે આવ્યો. તેણે આવીને હરીને કહ્યું કે મહારાજા તમને માહારૂં યુદ્ધનું આમીત્રણ છે, તવ પ્રભુએ જવાબ આપ્યો, હું મારગમાં કોઇનું નોતરૂં ઝીલતો નથી. માટે કાલે અરજુનજી અમારા ત્યાં નોતરૂં દેવા આવવાના છે, તેથી તમારે પણ આવવું હોય તો સુખભેર પધારજો. એમ કહી પોતે દ્વારીકાં ગયા. બળદેવજીએ પ્રભુને પાન્ડવ કઉરવના સમાચાર પુછયા એટલે દયાળુએ એવો જવાબ આપ્યો કે બન્નેને સમાધાન થયું. એમ કહીને શ્રીહરી રહયા છે. એવામાં બીજો દીવસ થયો એટલે અર્જુનજી અભંગ રથમાં બેશીને પ્રભુને તેડવા નીકળ્યા એટલામાં દુરીયોધન પણ રથમાં બેશીને નીકળ્યો. તે બન્ને જણને દ્વારીકાં જવાનો સંગાથ થયો. તે બેઉ જણા વાતો કરતા કરતા ચાલ્યા જાય છે પછી તેઓ દ્વારીકામાં આવી પહોંચ્યા ત્યાં આવીને બેઉ જણા પોતપોતાના રથ રથશાળામાં મુકીને પ્રભુને ધામ જવા ચાલ્યા. પછી જ્યાં પ્રભુનો મહેલ થોડેક દુર રહયો એટલે દુરીયોધન નોંતરૂં દેવા માટે પહેલો દોડયો. ને પ્રભુને કહ્યું કે માહારૂં નોહોતરૂં છે ત્યાર કેડે અર્જુને જઇને નોંતરૂં દીધું. પ્રભુએ બેઉં જણાને કહ્યું. કે તમે દીવસે નોતરાં દીધા તેથી હું માનતો નથી. તમે બન્ને બીજી જગોએ નીશા નીર્ગમન કરો પછી પરોઢમાં હું જેનું મોંઢું દેખીશ તેનું નોતરૂં કબુલ કરીશ એવું સાંભળી દુરીયોધને વીચાર કરયો કે કૃષ્ણ તેના બનેવીની પક્ષ કરશે માટે ગમે તેમ કરી હું વહેલો ઉઠીને પ્રભુને મોં બતાવીશ. એવામાં કુન્તા નંદન કષ્ણના મહેલમાંથી બહાર આવ્યો એટલે આંધળાનો પુત્ર પણ તેની પાછળ પાછળ નિકળ્યો તવ કૃષ્ણજીના શેવકે દ્વાર બંધ કરી દીધાં. પછી દુરીયોધને વીચાર્યું કે હું પ્રભુના બારણાની વચ્ચે સુઇ રહીશ તો મારાથી અરજુનના પહેલું નોંતરૂં દેવાશે. એમ ધારી પાપી ઓટલા ઉપર બેઠો. પછી પોતે ઉઠીને પ્રભુના બારણા વચ્ચો વચ પીછોડી પાથરીને સુઇ રહયો. હવે અર્જુનજી તો બીજી જગોએ ગયો છે આ સઘળી વારતા અંતર્યામીએ જાણી તેથી પોતે અતી ક્રોધાતુર થઇને પાપી દુરીયોધનની

પાસે માંકણ, મચ્છર તથા જુવા વીગેરે મુકયા. આ સઘળી જીવાત દુષ્ટને કરડવા લાગી તેથી બરોબર ઉંઘ આવતી નથી. નીંદ્રા નહી આવવાથી ઉઠીને શરી. વલુરવા લાગ્યો. વળી પાપી પોતાના મનમાં અહંપદ લાવે છે કે અરેરે આ ભરવાડો રાજા થયો એટલે શું થયું ! આ જીવાતમાં ચાતુર માણુસ કદી રહે નહી. એમ આખી રાત પ્રભુને ગાળો દેવા લાગ્યો છે. સર્વનું ભુડું અને પોતાનું રૂડુ તાકે છે. એમ કરતાં કરતાં દુઃખમાં ત્રણ પહોર રાત્રી વીતી ગઈ એટલે શેવકોએ દ્વાર ઉગેડયાં તવ પાપી કૃષ્ણના ધામમાં પેશીને જ્યાં પ્રભુ સુઈ રહયા છે ત્યાં તેમના ઓશીકા ઉપર જઇને બેઠો, પ્રભુ સુતા સુતા સરવે જાણે છે કે છત્રપતી આવ્યો પણ હજુ અર્જુનજી આવ્યા નથી. એવામાં અરજુનજી આવીને પ્રભુની પાંગોથ નીચે બીરાજ્યા, એટલે પ્રભુ ઓઢેલે વસ્ત્રે બેઠા થયા અને તુરત ઓઢેલું વસ્ત્ર ઉઘાડીને અરજુનજીનું મોંહો જોયું. પછી પારથને કહ્યું કે તમારૂં નોંતરૂં કબુલ છે. પણ હજુ છત્રપતી કેમ નથી આવ્યા ! એટલે દુરીયોધન બોલી ઉઠયો, અરે કૃષ્ણજી કપટ કરી બનેવીને મોં બતાવીને ચાળા કરો છો, તે હું સઘળું જાંણું છું એવું સાંભળી શ્રી હરી બોલ્યા, અરે છત્રપતી મારે હમેશાં મોંઢે ઓઢેલું રાખીને ઉઠવાની ટેવ છે. જો હું ખોટું કહેતો હોઉં તો મારા શેવકોને પુછી જુઓ. તવ પાપીએ કહયું જાઓ મહારાજ હું તમને સારી પેઠે જાણું છું. એમ કહી પ્રભુને ક્રોધ વડે કહેવા લાગ્યો, તમે નહી આવો તો તમારા ભાઈ બળદેવજીને માહારી પક્ષમાં લેઇ જાઉં છું એટલું બોલીને પોતે બળદેવજીના ત્યાં આવવા નીકળ્યો હવે પ્રભુએ વીચાર કરયો કે જો દુરીયોધનને બળદેવજી હા પાડશે તો મ્હોટી ફજેતી થશે એમ ધારી પોતે અદર્શ થઇને બજારમાં ગયા, ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણ ટેલીયો હતો તેનો પ્રાણ આકર્શણ કરીને વૈકુંઠમાં મોકલ્યો. પછી તેનું ખોળીયું પોતે ખાંધે ઉચકી લેઇને બળદેવજીના બારણા વિષે તે મડદું ઉભું ગોઠવ્યું. પછી દયાળુ પોતાના ધામમાં જઇ બેઠા. એટલે દુરીયોધન બળદેવજીના મ્હેલ આગળ ગયો. તેણે ત્યાં જઇને બે ચાર ટઉકા પાડયા. તેથી બળદેવજી એકદમ જાગીને બારીએથી જોવા લાગ્યા તો દુરીયોધનને દેખ્યો. છત્રપતીને જોઇને પોતે બહુજ હરખાઈ ગયા. પછી ધીમે રહીને પોતે નીચે આવી પોતાનાં બારણાં ઉઘાડયાં. તવ પેલું મડદું દ્વારના ઉમરા પર પડયું. એટલે બળદેવજીએ કહ્યું, અરે આશું એમ કહી દિવો મંગાવી જોયું તો બ્રાહ્મણ દીઠો. તેથી વીચાર્યું કે દ્વાર ઉઘેડતામાં ટેલીયો ચગદાઇ મુઓ. એમ જાણી બળદેવજી માહા પશ્ચાતાપ કરવા લાગ્યા. એટલામાં પ્રભુ દાંતણનો

લોટો લેઇને મ્હોટા ભાઇ મ્હોટા ભાઈ એમ પોકાર કરતા કરતા બળદેવજીના ત્યાં આવ્યા તો બળદેવજીની આંખોમાંથી ચોધારે આંસુ ચાલ્યાં જાય છે. દુરીયોધન બ્રાહ્મણન મરણનું તોફાન જોઇને ત્યાં ને ત્યાં ઉભો રહયો છે એવામાં ત્યાં બળદેવ પાસે આવી કૃષ્ણજીએ કહ્યું કે, અરે ભાઈ કેમ રડો છો ? તવ બળદેવજીએ કહ્યું મને બ્રહ્મહત્યા લાગી. એવું સાંભળી પ્રભુ બોલ્યા, અરે મ્હોટા ભાઇ આવું દુષ્ટકર્મ આપણા કુટુંબમાં થયું નથી એમ કહી દીલગીર થઈ હળધરને પુછ્યું કે તમે વ્હાણામાં કોનુ મોંઢું જોયું હતું ! કોઈ દુષ્ટનું મોં જોવામાં આવ્યું હશે; તેથી આ કર્મ બન્યું છે એટલે હળધરે ક્રોધમાં કહ્યું, આ પાપી દુરીયોધનનું મોંહો જોવામાં આવ્યું છે, એમ બોલી પોતાના શેવકોને હુકમ કરયો કે છત્રપતીનું મુસ્તક છેદી નાંખવુ છે માટે હથીઆર લાવો. એટલે દુર્યોધન પ્રભુને ગાળો દેતો દેતો ત્યાંથી જીવ લેઇને હસ્તીનાપુર નાશી ગયો. તવ પ્રભુએ વિપ્રોને બોલાવી તે મડદાને ગોમતી ત્રટે અગ્ની સંસ્કાર કરાવ્યો. ત્યાર પછી બળદેવજીએ પ્રભુને પુછ્યું કે આ બ્રહ્મહત્યાનું પાપ કેવી રીતે નીવારણ થશે ! એવું સાંભળી દયાળુએ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને પુછ્યું, અરે મહારાજ આ બ્રહ્મહત્યાનું પાપ કેવી રીતે દુર થાય ! ત્યારે બ્રાહ્મણોએ જવાબ આપ્યો, અચાનક હત્યા લાગી છે માટે તેનો ઉપાય એવો છે કે સવાસો બ્રાહ્મણો તથા ગાયો આ સત્રળાંને સાથે લઇને યાત્રાએ જવું. પછી તે ગાયો ને જવ ખવરાવવા, તે ગાયો જવ ખાઇ ગોબર કરે, તેમાં જે જવના દાણા નીકળી આવે તેને છોલી દુધમાં રાંધીને પોતાનો નીર્વાહ ચલાવવો તથા હરી સ્મરણ કરવું. એ રીતે અડસઠ તીર્થ યાત્રાઓ કરવી અને સંપત પ્રમાણે પુન્ય કરવું. એ રીતે બ્રાહ્મણો બતાવીને ચાલ્યા ગયા. પછી બળદેવજીએ પ્રભુને પુછ્યું કે કેમ ભાઇ મ્હારે કયારે યાત્રાએ જવું ! તવ દયાળુએ જવાબ આપ્યો, હાલને હાલ જાઓ કારણકે પાપ દિવસે દિવસે વધતું જાય. એવું સાંભળી બળદેવજી યાત્રાએ જવા માટે રથમાં બીરાજ્યા. તે તરતને તરત રસ્તે પડયા. તેમના ગયા પછી પ્રભુએ સવાસો બ્રાહ્મણ તથા સવાસો ગાયો અને અન્નના રથ ભરીને બળદેવજીની તરફ સઘળુ મોકલાવી દીધુ. પછી કૃષ્ણજીએ અરજુનને કહ્યું હવે ચાલો આપણે હસ્તીનાપુર જઇએ એમ કહી બંન્ને જણા હસ્તીનાપુર આવવા માટે તૈયાર થયા અરજુનજી વસ્ત્ર શણગાર સજીને રજીમાં બેઠા પછી પ્રભુ ઘોડાના અછોડા ઝાલી હાંકવા બેઠા. બેઉ જણા સાળો બનેવી વાતો કરતા કરતા હસ્તીનાપુર આવી પહોંચ્યા. પાન્ડવો કૃષ્ણ પ્રભુને જોઇને અતી હરખાયા. પછી

પ્રભુ પોતાની સાથે થોડા શેવકો લાવ્યા હતા તેમણે દુરીયોધનના ત્યાં વીદાય કરયા. કારણ કે પાપીને ખોટું ન લાગે માટે ત્યાર કેડે ધરમરાજાએ પ્રભુને પુછ્યું કે આપણે યુદ્ધ કરવાનું કયાં રાખીશું ! એવું સાંભળી પ્રભુએ કહ્યું અરે સત્યવાદી ધરમરાજા જ્યાં નીરદય પૃથ્વી હોય ત્યાં યુદ્ધનો આરંભ કરવો. એટલે ધર્મ કહે તમને ગમે તેવી ભોમી શોધીને ભાડે રાખી આવો. તમને એકલાને ન ગમે તો તમારી સાથે અરજુનજીને તેડતા જાઓ, તવ પ્રભુએ અરજુનજીને આજ્ઞા કરી એટલે અરજુનજી વસ્ત્ર પહેરીને તૈયાર થઇને રથમાં બેઠો. પછી પ્રભુ ઘોડાના અછોડા ઝાલી હાંકવા બેઠા. એ પ્રમાણે બંન્ને જણા વાતો કરતા કરતા નીરદય પૃથ્વીમાં ગયા. પ્રભુએ કહ્યું, અરે પારથ આ નીરદય પૃથ્વી છે માટે અહીં સંગ્રામ કરવાનો રાખીશું એટલે અરજુનજી બોલ્યા. નારે મહારાજ આનીરદય પૃથ્વી કયાં છે ! આ પૃથ્વી પણ આપણા જેવીજ છે. એવું સાંભળી પ્રભુ કહે તમે શરત રાખજો હું તમને તેની પરીક્ષા કરી બતાવું છું. એમ વાતો કરે છે એટલામાં એક ખેતરમાં એક કોશીયો કોશ તાણે છે અને તેનો છોકરો નીકામાં પાણી વાળે છે એવું જોવામાં આવ્યું તવ પ્રભુ અરજુનને પરીક્ષા બતાવવા સારૂ એક સ્વરૂપે સરપ થઇને કોશીયાના પુત્રને કરડયા એટલે તે છોકરો એકદમ ચકરી ખાઇ નીચે પડયો. તેથી અરજુનજીએ પ્રભુને કહયું અરે મહારાજ આપણે વાતો કરીએ છીએ એટલામાં પેલા કોશીઆના છોકરાને સરપ ડસ્યો તેથી તે બીચારો મરી ગયો પણ તેનો બાપ જાણતો નથી માટે ચાલો તેને ખબર આપીએ એટલે પ્રભુએ કુવા તરફ રથ હાંકયો ત્યાં આવીને ખેડુતને કહયું કે અલ્યા તારો પુત્ર મરણ પામ્યો. તેથી કોશીયો પોતાનો કોશ છોડી નાંખીને પોતાના દીકરા પાસે ગાળો દેતો દેતો ગયો ત્યાં જઇને મડદાને મારતો મારતો કુવાના કિનારા આગળ લાવીને કાદવનાં નાંખ્યો. વળી પોતાના દીકરાને કહેતો જાય છે કે બે ઘડી પહેલો મુઓ હોત તો ગમે તેને પાણી વાળવા લાવત આ જોઇને અરજુનજી વીસ્મય પામ્યા. ત્યાર પછી પ્રભુને કહે છે. કે હે દયાળુ આ બાપ દીકરાને બીલકુલ સગાઇ નથી એવું સાંભળી શ્રી હરીએ કહયું અરે ચાલો હજીતો બીજી પરીક્ષા કરી બતાવું એમ કહી ગામમાં આવવા માટે રથને હાંકયો થોડેક દુર આવ્યા એટલે કોશીયાના છોકરાની વહુ ભાતુ લેઇને આવતી હતી તે રસ્તામાં મળી. તેણીને શ્રી હરીએ પુછયું કે બાઇ તું કયાં જાય છે. ત્યારે તેણીએ જવાબ આપ્યો પેલા કોશીયાના દીકરાની હું સ્ત્રી છું એવું સાંભળી પ્રભુ બોલ્યા. અરે બાઇ તારા પતીને સરપ ડસ્યો તેથી તે મરી ગયો

છે. એવું સાંભળી તે બાઇએ કહ્યું, અરે ભાઇ તમે. મને ઠીક પહેલેથી ચેતાવી કારણ કે મારા સ્વામીના ભાગનું ભાતું. મારો સસરો ખાઇ જાત. માટે તમે ચેતાવિ તો હું હાંઈ બેશીને મારા સ્વામીના ભાગનું ખાધા પછી જઇશ. એમ કહી ખાવા બેસતા પોતાનો ચુડો કાઢી નાખીને ભોંયમાં દાટયો, તવ અરજુને પુછ્યું કેમ બાઇ તારો ચુડો તેં ભોંયમાં દાટયો. એટલે તેણીએ જવાબ આપ્યો અરે ભાઇ આજથી બારમા દિવસે હું નાતરે જવાની, માટે તે દિવસે આ ચુડો પહેરવા મને કામમાં આવશે. એવું સાંભળી અરજુને કહ્યું હે દયાળુ આતે શું કહેવાય ! સ્ત્રી પુરૂષને બીલકુલ સગાઈ નથી, એટલે શ્રી હરી અરજુન પ્રત્યે બોલ્યા, અરે પારથ હજી તમને ત્રીજી પરીક્ષા બતાવું છું એમ કહી પોતાનો રથ ગામમાં હાંકયો. પછી ચાલ્યા ચાલ્યા પેલા કોશીયાના ઘર આગળ જઈ રથ-ને ઉભો રાખ્યો. તો ઘરમાં કોશીયાની સ્ત્રી તથા તેની પુત્રી બંન્ને બેઠાં હતાં. તેમાં કોશીયાની પુત્રી ખીચડો ખાંડતી હતી. એવામાં પ્રભુએ કહ્યું. અરે બાઈ તારો પુત્ર ખેતરમાં સરપ કરડવાથી મરી ગયો છે, એટલે તે કોશિયાની સ્ત્રીએ તેની પુત્રીને કહ્યું કે અરે દીકરી તું તારા ભાઇના ભાગનો ખીચડો પાછો કાઢી નાંખ, તવ તે પુત્રીએ એક શેર ખીચડો પાછો કાઢી લીધો. અર્જુને એટલે પ્રભુને કહ્યું કે જુઓ મહારાજ આ મા દીકરાને બીલકુલ સગાઇ નથી. પછી પ્રભુએ સાદ પડાવિને ગામના લોકોને ભેગા કરયા. ત્યાર કેડે શ્રી હરીએ તેમને પુછયું કે અ-મારે તમારૂં કુરૂક્ષેત્ર ભાડે રાખવું છે માટે તેનું ભાડું શું લેશો ! એવું સાંભળી ગામના લોકો કહેવા લાગ્યાં. અરે ભાઇઓ તમારા લડનાર કેટલાં માણસ છે! તવ દયાળુએ કહ્યું. બધી થઇને હરાઢ ક્ષોણી છે. પછી લોકોએ પુછયું તેમાં તમો કેટલા મડદાંને બાળશો ? એવું સાંભળી પ્રભુએ જવાબ આપ્યો કે પાંચ હજાર મડદાંને બાળીશું, તવ ગામના લોકોએ રાજી થઇને કહ્યું કે બહુ સારૂ તમ-ને વગર પૈસે યુદ્ધ કરવા સારૂઆજથી આપ્યું. તમે પાંચ હજાર મડદાંને બાળ-જો અને બાકીનાં અમે ખાતરમાં વાપરીશું મડદાં પડયાં રહેવાથી ઉલટી અમારી જમીન સુધરશે. માટે અમારે તમારિ પાશેથી ભાડુ લેવું નથી. તવ અ-રજુનને કબુલ પ્રભુ કરી વાતો કરતા કરતા હસ્તીનાપુર ભણી ચાલ્યા પણ નીરદય ભુમીનો પાસ અડવાથી બંન્ને જણા લડી મુઆ. પછી નીરદય ભુમીમાંથી બહાર નીકળી ગયા પછી એક એકને સ્નેહથી બાઝી પડયા ત્યાર કેડે કૃષ્ણ ત-થા અર્જુન બેઉ જણા હસ્તીનાપુરના બાગમાં ગયા. ત્યાં આવીને સઘળા સ-માચાર ધર્મરાજાને કહી બતાવ્યા. પછી અર્જુને કૌરવોને પત્ર લખી જણાવ્યો

કે તમે સવળા પરમ દીવસે કુરૂક્ષેત્રમાં યુદ્ધ કરવા સારૂ આવજો. દુષ્ટને પત્ર પહોંચ્યો એટલે શકુનીને કહયું, અરે મામા તમે આપણું સૈન્ય તૈયાર કરો. તવ મામાએ તમામ સૈન્ય તૈયાર કરાવી દીધું. એવામાં ધ્રતરાષ્ટરે દુર્યોધનને કહયું, અરે બેટા તું લડવા જાય છે તે ઠીક છે પણ ત્યાં શું શું બને છે તે બીના મને કોણ કહેશે ! તવ દુર્યોધને પ્રભુજીનો આપેલો સંજે નામનો યોદ્ધો ત્રીકાળ જ્ઞાની હતો તેને ત્યાં મુકયો. પછી સોએ ભાઇઓ યુદ્ધમાં જવા માટે તૈયાર થયા. સઘળા પોતાના સગા વહાલાને મળવા લાગ્યા કે અમે જીવતા હોઇશું તો આવીશું નહી તો છેવટના રામ રામ છે. એમ કરતાં કરતાં બે દીવસ વહી ગયા. હવે પાન્ડવોને રહેવાનું સ્થળ નથી તેથી દ્રૌપદી, સુભદ્રા, કુંતાજી તથા બાળ બચ્ચાં વિગેરેને સાથે લીધાં. એવામાં વૈરાટરાજા પણ એક ક્ષોણી સૈન્ય લેઇને વેવાઇની પક્ષે આવ્યો. બે ક્ષોણી સેન્યા શલ્લરાજાની આવી છે. પછી બે ક્ષોણી ધ્રુપતરાજાની આવી છે. અને બે ક્ષોણી વૈરાટરાજાએ પહેલેથી આપેલી હતી. એ પ્રમાણે પાન્ડવોની પાસે સાત ક્ષોણી સેન્યા એકઠી થઇ. પછી ધ્રુપત, વૈરાટ, ધ્રષ્ટ, પ્રધુમાન, શીખંડી, મેઘવરણ, ગટોરગચ્છ, અભિમન્યુ એ પ્રમાણે બહાદુર લડૈયા પણ તૈયાર થઇ ગયા. પછી પાન્ડવો વાજતે ગાજતે નગ્રની બહાર નીકળ્યા. એટલે અગીયાર ક્ષોણી સેન્યા લેઇને અંધ કુમાર દુર્યોધન પણ તૈયાર થયો. તેણે પણ પોતાના સો ભાઈ તથા તેમના ચારસેં સીતેર દીકરા પણ સાથે લીધા. કારભારીઓ તથા સતીયા પુરૂષો જેવા કે ભગદત્ત, જેદ્રથ, ભુરીશ્રવા, સુશરમા તથા શલ્લરાજા અને દ્રોણ, કૃપાચાર્ય, અશ્વસ્થામા, ભીષ્મ વિગેરે યુદ્ધમાં જવા માટે તૈયાર થઈ ગયા. એ પ્રમાણે કૌરવોએ કેશરિયાં કરીને નિશાન ફરૂકાવ્યાં. પછી અંધકુમાર વાજતે ગાજતે સેન્યા સહિત નગ્ર બહાર આવ્યો. તે વખત એવા માઠા શુકન થયા કે આડા નાગ ઉતર્યા અને કાગડાઓ કકળ્યા. એટલે વીદુરજી દોડતા આવીને પાન્ડવને તથા કૌરવને કહેવા લાગ્યા કે અલ્યા દિકરાઓ શા માટે વઢી મરો છો ! શુકન માઠા થયા છે માટે ખીલેલો બાગ શા માટે ઉજડ કરવા બેઠાછો ! એ પ્રમાણે ઘણું કહ્યું પણ કોઇએ માન્યું નહિ. તેથી પોતે વૈરાગ ધારણ કરીને વન વીષે ગયા. હવે કૌરવો તથા પાન્ડવો નીર્દય ભુમી જે કુરૂક્ષેત્ર તેમાં આવીને પડાવ નાંખ્યા. તેમાં દુષ્ટ કૌરવોએ પોતાના તંબુ દક્ષીણ દિશામાં તાણ્યા અને પાંડવોએ ઉત્તર દીશાએ તાણ્યા. ત્યાર પછી બેઉ પક્ષને લડવાનું પુર્વ પશ્ચિમ દીશાએ રાખ્યું. થોડા વખત પછી દુર્યોધને સભા એકઠી કરિને ભીષ્મ પીતાને પ્રશ્ન કર્યો કે હે દાદા આપણે કયારે

યુદ્ધનો આરંભ કરવો ! અને કેદાડે રણસ્થંભ રોપવો ! એવું સાંભળી ભીષ્મજીએ કહ્યું, હું કાંઇ ત્રીકાળ જ્ઞાની નથી માટે તે સઘળી બાબત સેહદેવ જોશીને પુછી આવ, ત્યારે દુર્યોધન કહે સેહદેવ જોશીને પુછું તો ખોટું બતાવે કારણ કે એ તો આપણને દુશ્મન જાણે છે. એવું સાંભળી ભીષ્મ પીતા બોલ્યા અરે મુર્ખા તારા મનમાં તું દુસ્મન જાણે છે, પણ એતો નીર્દોશી છે જો તારે બરોબર સાચું મહુરત જોવરાવવું હોય તો તેની પાસે જા. તે બીચારો જેવું હશે તેવું વ્યાજબી રીતે કહેશે. એના મનમાં બીલકુલ દુસ્મન દાવો નથી. એવું સાંભળી દુર્યોધન તુરત સેહદેવ જોશીના તંબુમાં ગયો. એટલે સેહદેવે આવકાર દેઇને આસન ઉપર બેસાડયો પછી પોને પુછયું કે અરે છત્રપતી કેમ પધાર્યા ? ત્યારે પાપી બોલ્યો, અમને રણસ્થંભ રોપવાનું એવું મહુરત આપો કે જેમાં અમારિ જીત થાય અને તમારી હાર થાય. તવ શેહદેવે એમ વીચાર્યું કે અરે દૈવ આ તો અમારૂં ભુંડું તાકવા આવ્યો છે, પણ તે માહારાપર વીશ્વાસ રાખીને મને પુછયું માટે, તેનામાં વીશ્વાસઘાત કેમ થાય ! એમ ધારી શેહદેવે કહ્યું, કાલે સવારે રણસ્થંભ રોપ્યા પછી યુદ્ધનો આરંભ કરજો. શેશ નાગને શીશ ખીલી વાગશે એટલે તમે અમોને જીતશો. એ પ્રમાણે મહુરત લીધા પછી દુર્યોધન ભીષ્મ પીતા પાસે ગયો. ત્યાં જઇને પાપીએ કહ્યું કે શેહેદેવ જોશીનું મહુરત તો સત્ય છે એમ કહિ પોત પોતાના સ્થળે બેઠા. એવામાં રાત્રી પડવાથી સઘળા પ્રાણીયો સુઇ રહયા. પછી વહાણું વાયુ એટલે કૌરવોએ ખાડ ખોદાવ્યો. ત્યાર કેડે દુર્યોધને તે ભુમીનું પુજન કર્યું. પુજન કર્યા પછી અગીયાર શેવકોએ તૈયાર કરેલા સ્થંભને પૃથ્વીમાં રોપ્યો. વળી જોશીનું મહુરત પણ સાચુ પડયું કારણ કે શેશનાગના શીશઉપર ખીલી વાગી. તેથી સ્થંભ ડગ ડગયો, તવ દુરયોધન ભીષ્મ દાદાને કહેવા લાગ્યો, શેહદેવજીનું આપેલું મહુરત સત્ય છે. એટલે ભીષ્મજીએ દુષ્ટને કહ્યું કે સ્થંભને બળીદાન આપ. ત્યારે દુરયોધને બળીદાન વિષે મામાને પુછયું. એટલે શકુનિએ દુરયોધનને કહ્યું કે તારા છોકરા લક્ષ્મણાનું બળીદાન આપ. એવું સાંભળી દુરયોધને અનુચરોને એવો હુકમ કરયો કે રસ્તામાં જે માણસ આવતો હોય તેને પકડી લાવો. તવ અનુચરો દુષ્ટની આજ્ઞા પ્રમાણે શોધવા ચાલ્યા. શોધતાં શોધતાં એક નીચ જાતી મળી આવ્યો. શેવકો તેને પકડી લેઇ દુરયોધન પાસે લાવ્યા એટલે દુરયોધને તેનું શીશ છેદવાનો હુકમ કરયો. તવ શેવકોએ તે અનામીકનું મુસ્તક છેદીને તેનું રૂધીર કાળ રૂદ્રને છાંટયું. એટલે તે કાળ રૂદ્ર અનામીકના ભક્ષથી ખીજવાયો. તેથી પોતે ક્રોધ

કરીને શ્રાપ દીધો કે તારૂં ધુળ ધાણી થજો. હવે તે સ્થંભનું મોહું ઉત્તર તરફ છે તેથી ધુળ કાંકરા વીગેરે પાન્ડવો તરફ ઉછળે છે. તેમ બનવાથી પાન્ડવને દુઃખ પડવા લાગ્યું. તેથી ધર્મરાજાએ શ્રીકૃષ્ણજીને તે બાબત કંઇ ઇલાજ કરવાનું કહ્યું એમ કરતાં કરતાં દીવસ વિતિ રાત્રી પડી. એટલે પ્રભુએ ભીમસેનને શીવજી પાસે ત્રીશુળ લેવા માટે મોકલ્યો. તવ વ્રકોદર શીવજીને પ્રસન્ન કરીને ત્રીશુળ માગી લાવ્યો. પછી શ્રી હરીએ અરજુનને ધનુશનો ટંકાર કરવાનું કહ્યું, અરજુને જ્યાં પોતાના ધનુશનો ટંકાર કરયો એટલે લંકામાંથી હનુમાનજી ત્યાં આવિને ઉભા પ્રભુએ કહયું હવે સાડા ત્રણ વજર ભેગાં થયાં એટલે થાંભલો ફેરવાશે એમ કહી પોતે હનુમાનજીને રણસ્થંભ ઉપર બેસવાની આજ્ઞા કરી પછી પોતાનું સુદર્શન ચક્ર પાતાળમાં મુકયું. તેથી તે ચકરે જઇને રણસ્થંભ ઉચકી લીધો. તવ પ્રભુએ ભીમને એમ કહ્યું કે તમો ત્રીશુળ ઝાલીને સ્થંભને બહાઝો. પછી તમારા દાબા હાથથી થાંભલાનું મોં ફેરવી નાંખો. એવી આજ્ઞા થતામાંજ કુન્તીકુમાર ભીમસેન સ્થંભને બહાઝીને ડાબા હાથથી જોર કરીને સ્થંભનું મોં પશ્ચિમ તરફ ફેરવી નાંખ્યું. પછી દયાળુએ કહયું કે બસ હવે રહેવા દો. એ પ્રમાણે કાર્ય સીદ્ધ કરયા પછી હનુમાનજીને લંકામાં વીદાય કરયા, જદુપતિએ પોતાનું ચક્ર ખેંચી લીધું. અને ભીમસેન ત્રીશુળને શંકરને આપી આવ્યો. એ પ્રમાણે આનંદવરતી કરયા પછી વ્હાણું વાયું, એટલે પાન્ડવો સભા કરીને બેઠા. હવે ધર્મરાજા પ્રભુને રણસ્થંભ રોપવા વિષે પુછવા લાગ્યા. તેથી દયાળુએ તેમને તેજ વખતે રણસ્થંભ રોપવાનું કહયું. એટલે પાન્ડવોએ રણસ્થંભ તૈયાર કરયો. ત્યાર પછી તે રોપવા માટે ભુમી પણ ખોદાવી દિધી. એટલે શ્રીકૃષ્ણજીએ પાન્ડવને એમ કહયું કે જો તમારે જીતવું હોય તો પહેલ વહેલું કાળરૂદ્રને પુરણ પ્રેમથી ઉત્તમ ભક્ષ આપો. એટલે ભરી સભામાં ધર્મરાજાએ કહયું, હે દયાળુ મને આજ્ઞા આપો તો હું મરવા માટે તૈયાર છું, એવું સાંભળી પ્રભુ બોલ્યા, અરે સત્યવાદી એ શું બોલ્યા! 'જ્યારે તમે ન હો ત્યારે રાજ્યગાદી કોણ ચલવે. તે પછી અર્જુન બોલ્યો, મહારાજ હું પણ મરવા માટે તૈયાર છું. તવ પ્રભુએ જવાબ દીધો એ શું બોલ્યા! તમારા સીવાય આપણાવળી કોણ છે કે જે ખરે મોંખરે ઉભો રહે. એટલે સેહદેવ મરવા માટે તૈયાર થયા. તવ હરીએ મસ્કરીમાં કહયું કે તમારા વીના દુરયોધન કોની પાસે આવીને મહુરત પુછે! એટલે સેહદેવ નીચું ઘાલીને બેસીગયા. ત્યાર પછી નીકુળજીએ કહયું કે અરે મહારાજા જો મને આજ્ઞા આપો તો હું મરવા માટે તૈ-

ચાર છું, દયાળુએ કહ્યું, તમારા વીના માતાની આગળ વરણાગી કોણ કરે ! એટલે ભીમે મનમાં વિચાર્યું કે સઘળા ભાઇઓ મરવા માટે તૈયાર થયા તેથી મારે પણ બોલવું જોઇએ. એમ ધારી પોતે પણ સભા વચ્ચે બોલી ઉઠયો કે હે ગીરધારી મને આજ્ઞા આપો તો બહુ સારૂ. તવ પ્રભુ બોલ્યા, હે ભીમસેન તમારા વિના ગદા પકડીને કોણ યુદ્ધ કરશે ! એવું સાંભળી ભીમસેન બોલ્યો, અરે મહારાજા ત્યારે આપ તૈયાર થાઓ. એટલે ધર્મરાજા ક્રોધ કરીને બોલ્યા, અરે મુર્ખા એ શું બોલ્યો ! તવ ભીમે કહ્યું, હું હસવા માટે કહું છું. એ પ્રમાણે બન્યા પછી પ્રભુએ પોતાના પંચજન શંખમાં એવો શબ્દ કરયો કે કૌરવ પાંન્ડવ સામા સામી યુદ્ધ કરે છે માટે જે સુરો પુરૂષ હોય તે જોવા માટે આવજો. તે શબ્દ ત્રીલોકમાં પહોંચી ગયો. તેથી મણીપુરમાં અરજુનજીના બંને પુત્રો જે ઇલેવાન અને બબરૂવાહન તેમને પંચજન શંખના શબ્દથી સુર ભરાઈ આવ્યું. એટલે ઇલેવાને પોતાના નાના ભાઈ બબરૂવાહનને ઘેર રહેવાનું કહ્યું. ત્યારે બબરૂવાહન કહે અરે મ્હોટા ભાઇ હું પણ તમારી જોડે આવ્યા વિના રહેવાનો નથી. એવું સાંભળી ઇલેવાન બોલ્યો, અરે બંધુ જો આપણે બંને યુદ્ધમાં જઇશું તો ઘરબાર સુનુ રહેશે, માટે મારી આજ્ઞા એવી છે કે તમે ઘેર રહો ને હું પીતાજીની પક્ષે જાઉં છું એટલે બબરૂવાહને કહ્યું બહુ સારૂ મ્હોટા ભાઈ હું આપની આજ્ઞા મુજબ ઘેર રહિશ. એ પ્રમાણે ઇલેવાન પોતાના નાના ભાઇને ઘરબાર સોંપીને યુદ્ધમાં આવવા માટે રથમાં બેશી ગયો. હવે મણીપુરથી કુરૂક્ષેત્રમાં જતાં પાંચ દીવસ લાગે છે, તેથી ઇલેવાન પોતાનો રથ હાંકી મુકયો. હવે તે પંચજન શબ્દનો નાદ પાતાળમાં ભીમસેનના પુત્ર બબ્રીકે સાંભળ્યો. તેથી તે પણ પોતાની માતાની આજ્ઞા લેવા લાગ્યો. નાગ કન્યાએ કહ્યું, અરે બેટા તું કૌરવ પાન્ડવને ઓળખતો નથી માટે તને આજ્ઞા આપવાની નથી. એવું સાંભળી બબ્રીક બોલ્યો, હે માતા હું મારા પીતા પાંડવની રક્ષા કરીશ અને કાકા કૌરવને ઠેર મારીશ. પછી નાગ કન્યાએ કહ્યું, હું તને જવાની આજ્ઞા આપું છું પણ તારે પહેલું યુદ્ધ કરયા સીવાય એક જગોએ ઉભા રહેવું પછી જેની હાર થાય તેની મદદે ચઢી જવું અને જીત થાય તેનો નાશ કરવો. આ પ્રમાણે બબ્રીકને સમજાવ્યો. પણ નાગ કન્યાને ખબર નથી કે શ્રીકૃષ્ણના પ્રતાપથી પાંડવો જીતશે. ફકત તેણિએં તો એટલા વીચારથી કહ્યું કે પાન્ડવો ફકત પાંચ છે અને કૌરવો સો છે માટે પાન્ડવો જીતવાના નથી તેથી પુત્રને એમ સમજાવ્યું કે જેની હાર થાય તેની પક્ષ કરજે. પોતાની માતાનું

બોલવું સાંભળી બબ્રીક બોલ્યો, વારૂ માતાજી આપનું વચન માથે ચડાવુંછું એમ કહી તેણે ધનુષ લેઇ ખાંધે ભેરવી દીધું તથા ભાથામાં ફકત ત્રણ બાણ નાંખી લીધાં. એ પ્રમાણે તૈયાર થઇને પોતાનિ માતાની આજ્ઞા લેવા લાગ્યો. નાગ કન્યાએ પોતાના પુત્રને યુદ્ધમાં જવા માટે આજ્ઞા આપી. તવ બબ્રીક પાતાળમાંથી નીકળીને કુરૂક્ષેત્રમાં એક કોરાણે વૃક્ષની નીચે ઉભો રહયો એવામાં પ્રભુએ પાન્ડવોને કહયું, અરે ભકતો જરા બેસો હું થોડી વારમાં આવુંછું એમ કહી પોતે બબ્રીક પાસે આવ્યા. ત્યાં આવીને બબ્રીકને કહેવા લાગ્યા કે અરે બાળક આવા ભયંકર યુદ્ધમાં શામાટે આવ્યો છે. જો તું અહીં ઉભો રહીશ તો તારૂં મૃત્યું થશે, એટલે બબ્રીકે કહ્યું, મ્હારૂં મૃત્યું કરનારો ત્રીલોકમાં કોઈ નથી. હું એવો બળવાનછું કે બ્રહ્મા, વિષ્નુ અને શીવ તેમનાં પણ મૃત્યુ તાકી શકું, એવું સાંભળી પ્રભુ બોલ્યા, અલ્યા બાળક તું મીથ્યા બોલે છે, ફકત તારા ભાથામાં ત્રણ બાણછે એટલામાં તું શુ મારી શકવાનો હતો ! તવ બબ્રીક કહે ત્રણ બાણમાં એક બાણ તો મીથ્યા છે એમ કહી એક બાણ ભાગી નાંખ્યું. પછી બોલ્યો કે આ બે બાણ છે તેમાં એક બાણે મૃત્યુ તાકું અને બીજા બાણે મારૂં એવું સાંભળી શ્રીહરીયે કહ્યું, અલ્યા તું એવો બળવાન હોય તો લે મારૂં મૃત્યું તાક. તવ બબ્રીકે એક બાણ લેઈ પ્રભુ ઉપર મુકયું, એટલે શ્રીહરીએ વઇરાટ સ્વરૂપ ધારણ કરયું શીશને સ્વર્ગમાં રાખ્યું, ધડને પૃથ્વીમાં રાખ્યું અને ચરણને પાતાળમાં રાખ્યા. ફક્ત દેખાવા માત્ર પોતાનું સ્વરૂપ બબ્રીક આગળ રાખ્યું. હવે બબ્રીકનુ બાણ સ્વર્ગમાં ગયું, ત્યાંથી નીકળી પૃથ્વીમાં આવ્યું. ત્યાર પછી પાતાળમાં ચરણ તપાસવા આવ્યું. તેમાં પ્રભુના પગતળીએ પદ્મમાં સીંદુરની અરચા કરી તે બાણ પાછું પૃથ્વીમાં આવીને બબ્રીકના ભાથામાં છાનુંમાનું પેસી ગયું. એટલે દયાળુ પ્રભુએ વઇરાટ સ્વરૂપને સંકેલી દિધુ. પછી પોતાનો ચરણ તપાસવા લાગ્યા તો પગતળીઆમાં સીંદુરની આરચા કરેલી જોઇ. તવ બબ્રીકે બીજું બાણ મૃત્યુનું લીધું એટલે શ્રીકૃષ્ણ ઉભા થઈને બબ્રીકનો હાથ ઝાલી લીધો. બબ્રીક કહે હવે મને મારવાદો. એવું સાંભળી પ્રભુ બોલ્યા, અરે ભાઇ હુંતો તારા અરજુન કાકાનો સાળોછું માટે મારા ઉપર કૃપા રાખો. વળી હરીએ કહ્યું કે ચાલો હું તમને તમારા પીતા પાસે તેડી જાઉં. એમ કહી પ્રભુ બબ્રીકનો હાથ પકડીને પાન્ડવની પાસે આવ્યા સેન્યાના લોકો વીચારમાં પડયા કે પ્રભુ એમની સાથે કોને લાવ્યા છે ? એવામાં શ્રીહરીએ બબ્રીકને કહ્યું, કે આ સામા બેઠા તેજ તારા પીતા ભીમસેન છે એ-

ટલે વ્રકોદર કહે આ કીયો દીકરો ! એવું સાંભળી બબ્રીક બોલ્યો, અરે પીતાજી આપ પાતાળમાં જે નાગ કન્યાને પરણ્યા હતા તેનો હું પુત્રછું, એટલે ભીમસેને તેને બોલાવીને પોતાની પાસે બેસાડયો. તવ પ્રભુએ બબ્રીકનાં ઘણાંજ વખાણ કરયાં વળી કહ્યું કે આ પુત્ર તમારા કુળમાં બહુજ બળવાન છે. શીવ વીષ્નુ વિગેરે કરતાં પણ વધારે પરાક્રમી છે. એટલે ભીમસેન હસીને બોલ્યો, જેવા બાપ તેવા બેટા. તવ ધરમરાજાએ કહ્યું, અરે પ્રભુજી આ રણસ્થંભ રોપ્યો છે તેનું કેમ કરીશું ? એટલે બબ્રીક બોલ્યો, ઓ ધર્મ કાકા એવી શી ગુચવણ આવી પડી છે ! તવ પ્રભુએ સર્વ સભાના સાંભળતાં ઘાંટો કાઢીને કહ્યું કે જે માણસ મરવા ઉઠે તેના માથાને અમ્મર પાઇને અમ્મર કરૂં તેનું માથું ધડ વિના સદાકાળ સજીવન રહેશે. એટલે ભરી સભામાં નાગ કન્યાનો પુત્ર ઉભો થયો, પછી પોતે પ્રભુને કહેવા લાગ્યો કે મારે માદવા ઉપર પ્રેમ છે સભાએ જાણ્યું આ ભીમસેનનો પુત્ર બત્રીસ લક્ષણો મરવા માટે તયાર થયો, ભીમસેનને પણ સ્વાર્થને અને કુરૂક્ષેત્રને લીધે માઠું લાગ્યું નહી. હવે પ્રભુએ બબ્રીકને કુમ કુમની અરચા કરી તથા પુષ્પના હાર પહેરાવ્યા. તે પછી મુસ્તક છેદન કરાવી દીધું. તેમાંથી જે રૂધીર નિકળ્યું તે કાળરૂદ્રને છાંટયું એટલે જય જય શબ્દ થયો. એ પ્રમાણે કર્યા પછી જાદવરાયે તે શીશ પોતાના ખોળામાં લીધું. ત્યાર કેડે તે [મુસ્તકને] અમીદ્રષ્ટીનું અમ્મર પાયું એટલે સજીવન થયું. તવ તે મુસ્તક યુદ્ધ જોવા માટે ઉછળીને સ્થંભ ઉપર બેઠું. રણ સ્થંભ પુર્વ પશ્ચિમ રોપાયા એટલે શ્રીહરીએ યુદ્ધ કરવાની આજ્ઞા આપી. ધર્મરાજાએ અરજુનજીને કહ્યું. તેમે કૌરવોને લખી જણાઓ કે કાલે સવારે યુદ્ધ માટે આવે. તવ પારથે કૌરવોને લખ્યું કે કાલે સવારે યુદ્ધ કરવા તત્પર થજો. એ પ્રમાણે કૌરવોને ખબર પહોંચવાથી દુરીયોધન ભીષ્મને કહેવા લાગ્યો, હે દાદા હવે આપની શી આજ્ઞા છે ! તવ ભીષ્મજીએ કહયું, તું અગીયાર ક્ષોણી સૈન્યા તૈયાર કર એટલે હું કાલે સવારે જાને યુદ્ધ કરવા જઇશ. એવું સાંભળી પાપી દાદાને કહેવા લાગ્યો, અમે પણ પાંડવોની સામા યુદ્ધ કરવા આવીશું. તવ ભીષ્મજી ક્રોધ કરીને બોલ્યા, અરે કરમચંડાળ એવી અસત્યની લડાઈ કેમ લડાય ! ફકત અમે અમારે જઇશું તારે આવવાની જરૂર નથી, જ્યારે તારો લડવાનો વારો આવે ત્યારે તું જજે. એવું સાંભળી દુરીયોધને પાંડવને કાગળ લખ્યો કે કાલે સવારે ભીષ્મજી યુદ્ધ કરવા માટે આવશે. તે કાગળ વાંચી સઘળા પાંડવોને સુર ભરાયું. એમ કરતાં કરતાં રાત્રી વીત્યા પછી વ્હાણું વાયુ

એટલે ગંગાજીના પુત્રહી નાહિ ધોઈને પોતાના ખટકર્મમાંથી પરવારયા તેવી રીતે પાંડવો પણ નાહી ધોઈને પોતાનું ખટકર્મ બરોબર પરીપુરણ કરી રહ્યા. ત્યાર પછી જમીને યુદ્ધ કરવા જવા માટે તૈયાર થયા. અરજુનજી પોતાના અભંગ રથમાં બેઠા એટલે કૃષ્ણજી સારથી થઇને હાંકવા બેઠા. અભેમન્યુ પણ જુદા રથમાં બેઠો, એટલે તેનો રથ હાંકવા ગટોરગચ્છ બેઠો. ભીમસેન પોતાના હાથી ઉપર મેઘવર્ણને લેઇને બેઠો. નીકુળ શેહદેવ પણ પોત પોતાના રથમાં બેઠા. ધ્રુરૂપત વૈરાટ સીખંડી, દ્રષ્ટ પ્રદ્યુમન વીગેરે આયુદ્ધ ધારણ કરીને રથમાં બેઠા. ફકત એકલા ધર્મરાજા સીવાય સઘળા પુરૂષો યુદ્ધે ચઢયા. હવે કૌરવોમાંથી ભીષ્મ પીતા શ્વેત વસ્ત્ર ધારણ કરીને રથમાં બેઠા. અને પોતાનો રથ તથા ઘોડા નિશાન સર્વે સ્વેત છે તથા સારથીને પણ શ્વેત વસ્ત્ર ધારણ કરાવ્યાં. એ પ્રમાણે તૈયાર થઈ પોતે પશ્ચિમ દિશાના સ્થંભે આવિને ઉભા અને પુર્વ દિશાના સ્થંભે પાન્ડવો આવીને ઉભા તેમાં પાન્ડવોમાં સૌથી આગેવાન અરજુનજી આગળ ઉભો અને કૌરવોમાં ભીષ્મ પીતા સૌથી આગળ આવીને ઉભા. એ પ્રમાણે સામા સામી બન્ને પક્ષવાળા યુદ્ધ કરવા માટે ઉભા, વૈશમપાય રૂષિ જન્મેજય રાજાને કહે છે કે ઉદ્યોગ પર્વ પુરણ થયું. અને તેથી તારી બ્રહ્મહત્યા ઉતરી. એવું કહેતામાંજ શામ પડદા શ્વેત થયા અને કાળા તલ ધોળા થયા. પછી જન્મેજય રાજાએ વિધી પ્રમાણે બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં.



## વિશ્રામ ૧ લો.

ઉદ્યોગ પર્વ પુરણ હવુ, સુણો સહુ શ્રોતાય;
વલ્લભ વાણી ઓચરે, ભીષ્મ પરવ મહીમાય.





# ભીષ્મ પર્વ. ૬

વૈશમપાય રૂષિ જન્મેજય રાજાને કહે છે કે હે રાજા તું ભીષ્મ પર્વને પુરણ પ્રેમ વડે શ્રવણ કર જેથી તારૂં પાતક દુર થાય. વળી વૈશમપાય જન્મેજય પ્રત્યે બોલ્યા અરે રાજન ભીષ્મજી અરજુન ઉપર બહુ રાજી છે તેથી (દાદાએ) પારથને પોતાના ઉપર હાથ ઉપાડવાનું કહ્યું. એટલે અરજુનને વીચાર આવ્યો, કે એક પાપી પેટ સારૂ મારા વૃદ્ધ પીતા સાથે યુદ્ધ કરવું, અને વળી સેન્યાના લોકોના બીલકુલ વાંક નથી છતાં તે ગરીબ પ્રાણીયોને મારે હણવા એ ગેર વ્યાજબી છે પછી પોતે દક્ષીણ દીશાએ જોઇને વીચાર કરયો કે અરેરે આ કૌરવો મ્હારા ભાઇ છે, તેમને પણ મ્હારે હાથેથી હણવા એ ઘણુંજ પાપ છે, એમ કરતાં કરતાં પાછું પોતાની સેન્યાના સામુ જોઇ વીચાર્યું કે અહો દૈવ આ સઘળાં પ્રાણીયો માંહોમાંય લઢી મરશે હે પ્રભુ સઘળો ખીલેલો બાગ નાશ પામશે. અરેરે શા જીવ્યા સારૂ આટલુ બધુ પાતક બાંધવું જોઇએ. ! માટે બીલકુલ રાજ્યમાં ભાગ લેવો નથી, એમ નીશ્ચે કરી પોતાના મનમાં વૈરાગ થયો તેથી તેણે પોતાના હથીયાર છોડી નાંખ્યાં. એટલે અરજુન પ્રત્યે શ્રીહરીએ ઉચ્ચાર કરયો, હે પારથ કેમ શા વીચારથી હથીયાર છોડી નાંખ્યાં ! એવું સાંભળી પારથે જવાબ આપ્યો, અરે મહારાજ મારે તો યુદ્ધ કરવું નથી. કારણ કે એક પાપી પેટને માટે આખું કુટુંબ નાશ કરૂં ! વનમાં રહીને ગમે તે પ્રકારે પેટ ભરીશુ. કાંઇ રાજ્ય લેવાથી આવરદા વધવાનો નથી, તેમ નહિ લેવાથી ઘટવાનો નથી. એવું પારથનુ બોલવું સાંભળી પ્રભુએ કહ્યું, હે ધનંજય તમારો ક્ષત્રીનો શો ધરમ છે. તે બરોબર સમજો. જુઓ વેદ શાસ્ત્રથી ચારે વરણના ચાર ધરમ કરેલા છે. તે ચારે વરણો તથા તેના ધરમ કહી સંભળાવું તે તમે શાન્ત ચીતે શ્રવણ કરો. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય અને શુદ્ર આ ચાર વરણો છે ને ચારેનાં ચાર કરમ છે. બ્રાહ્મણ ધરમ એ છે કે ત્રણ વરણને ઉપદેશ કરવો. ક્ષત્રીનો ધરમ ત્રણ વરણની રક્ષા કરવી વઇસ્યનો ધરમ ત્રણ વરણ માટે વ્હેપાર કરવાનો છે. અને શુદ્રનો ધરમ ત્રણ વરણની ચાકરિ કરવાનો છે માટે તે ધરમનું જ ઓલંઘન કરેછે તે પાપી ગણાય છે. તેથી તમે તમારો ધરમ

પાળો તેમાં કંઇ દોશ નથી તમારાં મા આપ લજવ્યાં શીવાય રથમાં આયુદ્ધ ગ્રહણ કરિને યુદ્ધ કરો એટલે અરજુન કહે, અરે, મહારાજા શું સગાને ન ગણુવા ! કીયા પારકા છે કે હું. તેમને મારૂં ! મ્હારાંને મ્હારે હણુવાં એ જગતમાં લાંછન લાગે. એવું સાંભળી પ્રભુ બોલ્યા, પારથ તમે હું ને મ્હારૂં માન્યુ છે તે અજ્ઞાન છે. આ જગતમાં તમારૂં ને અમારૂં કંઇ નથી તમે તમારાં સગાંને સમજ્યા વીના મ્હારાં માન્યાં છે. તમારાં સગાંની વાતો તો પછી કહેજો પણ આ તમારી દેહજ તમારી નથી. જળ, તેજ, પૃથ્વી, વાયુ અને આકાશ આ પંચ ભુતનો દેહ છે તેનાં ચોવીસ તત્વ થઇને શરીર બંધાયું છે. તે ચોવીસ તત્વ કીયાં છે તે કહી સંભળાતું છું. પાંચભુતો, પાંચ જ્ઞાન ઇંદ્રીયો, પાંચ કરમ ઇંદ્રિયો, પાંચ પંચ વિશય અને ચાર અંતઃકરણ આ સવળાં મરી ચોવીસ તત્વનું શરીર બન્યું છે તેમાં તમારૂં શું છે! તે સવળું કાળે કરીને છુટું પડે છે તેમાં અમારૂં કોને કહીએ ! શરીર પંચભુતોનું છે, તેને આપણું કહીએ તો પારકી પુંજી પચાવવા જેવું થાય. વળી તમે કહો છો કે હું મારનારોહું. તે તમે કીયા છો ! તે જરા હાથ મુકીને બતાવો. તવ અરજુનજીએ પોતાની ડાઢી ગ્રહીને કહ્યું કે અરે મહારાજ આ હું છું. એવું સાંભળી પ્રભુ બોલ્યા, તમે જેને પકડી છે તે તો દાઢી છે તેમાં તમે કીયા ! એટલે પારથે પોતાની છાતી ઉપર હાથ મુકીને કહ્યું કે સુરાનો સાથી આ રહયો. તવ દયાળુ બોલ્યા, નારે ધનંજય તમે જે ભતાવો છો તેતો છાતી છે. તમે જે સ્થળ આંગળી મુકીને બતાવો છો તે સવળાનાં તો નામ છે. પણ તેમાં તે તમે કીયા તે તમે શોધી કાઢો, એવું પ્રભુનું વચન સાંભળીને અરજુનજી ગુચવાયો અને તેથી તેણે શ્રીહરીને હાથ જોડીને કહ્યું કે અરે દીનાનાથ મ્હારા ઉપર કૃપા કરીને મને સમજાવો એવાં પારથનાં મુખનાં દીન વચનોથી દયાળુએ દયા કરી અરજુનને અષ્ટાદસ અધ્યાયના ગીતા કહી સંભળાવી, હે હરીજનો ગ્રંથનું લંબાણ વિષેશ થવાના ભયથી ગીતાનું તત્વ કહી બતાવું છું તે તમો ઇંદ્રીઓને નીયમમાં રાખી શ્રવણ કરો. પ્રભુએ કહ્યું હે પારથ, ચાર વેદના ત્રણ કાંન્ડ છે. એક કરમ, બીજો ઉપાસના અને ત્રીજો જ્ઞાન કાંન્ડ આ પ્રમાણે ત્રણ કાંન્ડ છે. હે હરીજનો પ્રભુએ આ ત્રણ કાંન્ડનો જે સાર અરજુનને કહી બતાવ્યો તેનું નામજ ગીતા કહેવાય છે. હવે પ્રભુ કહે છે કે હે અરજુનજી આ દુઃખ રૂપ માયા મીથ્યા છે માટે હું ને મ્હારૂં. માનો છો તે વૃથા છે, અરજુનજીએ પ્રભુને પુછયું, અરે દયાળુ આપ માયા કોને કહો છો ! એવું સાંભળી શ્રી હરીએ જવાબ આપ્યો. જળ, તેજ,

પૃથ્વી. વાયુ અને આકાશ આ પંચ ભૌત તેનેજ માયા કહેવાય છે, તવ અર-જુને કહ્યું. આપ જ્યારે માયાને જુઠી કહો છો, અસત્ય કહો છો ત્યારે સત્ય વ-સ્તુ શી છે, ! એવું પારથનું બોલવું સાંભળી પ્રભુએ જવાબ આપ્યો. સત્ય વ-સ્તુ પરમાત્મા છે અને તે માયાથી પર છે. વળી હે અરજુનજી અત્યારે જે પ્રશ્ન પુછો તે મોક્ષ સંબંધી પુછજો જેથી કરીને તમારૂં કલ્યાણ થાય. તવ અરજુને પુછયું મોક્ષ એટલે શું ! ત્યારે દયાળુએ જવાબ આપ્યો, અરે પારથ આ જીવા-ત્માનું જન્મ મરણ ટળીજઇ અખંડ પદની પ્રાપ્તિ થાય તેનું નામ મોક્ષ, વળી અરજુનને કહ્યું કે જે માયાની વસ્તુ છે તે માઇક ચક્ષુ વડે કરીને જોવાય છે. અને જે અમાઇક છે. તે જ્ઞાન ચક્ષુથી જોવાય છે. માટે અત્યારે તમારાં માઇક ચક્ષુ છે. તે અમાઇક જાંણવા જેવું છે, પણ જ્યારે તમારાં જ્ઞાન ચક્ષુ થશે. એ-ટલે તમે આપો આપ અમાઇકિને જોશો, એવું સાંભળી અરજુને કહ્યું. હે મહા-રાજ આ સઘળું મીથ્યા છે, માટે મારો મોક્ષ કેવી રીતે થાય તે કહો. હે જગપતી હું શું કરૂં તો આ દુઃખરૂપ માયામાંથી મુકત થઈ અખંડ આનંદ ભોગવું એવું સાંભળી હરીએ જવાબ આપ્યો, જેને મોક્ષનું કામ છે, તેને અમાઇકિ જ્ઞાન જાંણ-વાની જરૂર છે. તે જ્ઞાન જાંણીને મનન કરવું, મનન કરીને તે જ્ઞાન દ્રઢ કરવું, પછી મોક્ષરૂપ જે પરમાત્મા તેમાં પ્રેમ લક્ષણા જોડવી ત્યાર પછી સાક્ષાત્કાર થ-વાથી મોક્ષ પદ પમાય છે. ત્યારે અરજુને પુછયું જ્ઞાન શું કરવાથી પ્રાપ્ત થાય! એટલે પ્રભુ બોલ્યા, સત્ય પુરૂષોનો સમાગમ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. તવ અરજુને પ્રશ્ન કર્યો. હે દીનાનાથ સત્ય પુરૂષોને શા ઉપરથી ઓળખવા ! એવું સાંભળી હરીએ કહ્યું. જે પુરૂષો સસારમાં રહયા થકા સંસાર ઉપર અરૂચી રાખે છે. અને સત્ય સ્વરૂપ જે પરમાત્મા તેને વિષે પોતાની વૃત્તિ સદા જોડી રાખે છે. તેમને જ્ઞાની અથવા સત્ય પુરૂષો જાણવા, વળી હે પારથ સત્ય પુરૂષો તેમના ઉપલા ડોળથી ઓળખાતા નથી, કારણ કે તેઓ મોક્ષ સંબંધી જે જે કરે છે, તે જગતને દરસાવવા માટે કરતા નથી. તવ અરજુને કહ્યું, બહુ સારૂ મા-હારાજ. હવે મ્હારે જરૂર મોક્ષપદ મેળવવું જોઇએ માટે તે મોક્ષપદ કયાં હશે ! અવું સાંભળી શ્રી હરીએ જવાબ આપ્યો. હે અરજુનજી મોક્ષપદ જે પરમા-ત્મા તે સ્વ સ્વરૂપે ન્યારા રહેલા છે અને તેમની બે પ્રકારની ગતીએ વ્યાપક રહેલા છે. તવ અરજુને પુછયું અરે દીનાનાથ ગતિ એટલે શું ! એવું સાંભળી પ્રભુ બોલ્યા, સુર્યનારાયણની પ્રકાશ ગતી અને ઉષ્ણગતી આ બે પ્રકારની ગતીયો છે. તેમજ પરમાત્માની પણ બે ગતીયો છે તેમાં અત્યારે તમને સમ-

જાવવા માટે ફકત ગતીયો કહી બતાવું તે સાંભળો એક તો ચૈતન્ય ગતી અને બીજી જ્ઞાન ગતી. આ બે નીર્દોશી ગતીયો માયામાં વ્યાપક છે. હવે જે જ્ઞાન ગતી છે તે ટુટક ટુટક વ્યાપક છે અને ચૈતન્યગતી સચરાચર વ્યાપક છે. ત્યારે ઉપર કહેલી જે જ્ઞાન ગતીની ગંઠીયો પડી તેને આત્મા સમજવા. હવે તે આત્મા આ દેહમાં રહ્યા થકા શુદ્ધ સ્વરૂપ જે પરમાત્મા તેમાં લક્ષ રાખે તો આ દેહમાંથી મુકત થયા પછી તે પદને પામે. ત્યારે અરજુને કહ્યું, હે મહારાજ આપ જાતે ભગવાન છો તો પછી મારે બીજાનું જ્ઞાન લેવાથી શું દહાડો વળશે ! એવુ સાંભળી પ્રભુ બોલ્યા, અરે પારથ તમારૂં સમજવું ભુલ ભરેલું છે હું ભગવાન એટલે ઇશ્વર છું પણ પરમેશ્વર નથી ! ત્યારે અરજુને પુછયું શું ઇશ્વર ને પરમેશ્વર જુદા છે ! એવું પારથનું કહેવું સાંભળીને હરીએ જવાબ આપ્યો, જેમ મોતી નામ એક છે પણ મીણીયું, છીપીયું અને ખરૂં મોતી આ પ્રમાણે વિવેકથી જુદુ :જુદુ સમજાય છે, તેમ ઇશ્વર નામ એક પણ તેમાં વિવેકવડે જુદા જુદા સમજવાના છે, જેવા કે ઇશ્વર, વિશ્વેશ્વર અને પરમેશ્વર આ પ્રમાણે સમજવું તેજ જ્ઞાન છે. હવે જે ઈશ્વર કહ્યાં તેજ હું ઈશ્વર છું. પણ પરમેશ્વર નથી. ઉપર કહેલા જે વિશ્વેશ્વર તેમનો હું અંશ છું. એટલે મને અંશાત્મા પણ કહેવાય છે. હે પારથ જ્યારે આ સૃષ્ટિમાં અધર્મ થાય છે ત્યારે અમે યુગે યુગે અંશે કળાવતાર ધારણ કરીએ છીએ. પછી અધર્મનું ઉછેદન કરી પાછા અમારા મુળ સ્વરૂપમાં મળીએ છીએ. વળી હે અરજુન હું મોક્ષ આપવા વાળો છું પણ હુંજ મોક્ષ છું એમ સમજશો નહી, મારાથી મોક્ષરૂપ પરમાત્મા ન્યારા છે. તે માયાતીત છે, નીરંજન છે, નીર્લેપ છે, નિર્દોપ છે, નીબાંધ છે. નીશંક છે માટે આ ચળીત માયા થકી તે પર છે. એવું સાંભળી અરજુને કહ્યું વાહ મહારાજ આજ મહારૂં મન પ્રફુલ્લીત થયું પણ હજુ થોડું પુછવાનું છે તે પુછું છું. એમ કહી પારથે પ્રશ્ન કર્યો, હે દીનાનાથ એ પરમાત્માનાં દર્શન કેવી રીતે થાય ! એવું સાંભળી હરીએ જવાબ આપ્યો. હે અર્જુનજી જાગ્રત, સ્વપ્ન, શુશુપ્તી અને તુરીયા આ ચાર અવસ્થાઓ છે. તેમાં ત્રણ અવસ્થાઓ છે. તેમાં ત્રણ અવસ્થાઓ માયાની છે અને એક અવસ્થા અમાઇક છે. માટે તે અમાઇક પરમાત્મા [ જ્ઞાન ] ચક્ષુવડે દેખાય છે. ત્યારે અર્જુને કહ્યું વાહ મારા દયાળુ હરી આજ મહારો જન્મારો સફળ થયો, હવે હું આપના બતાવ્યા મુજબ પરમ પદનું સાધન કરૂં. હવે મારે યુદ્ધ કરવાની બીલકુલ જરૂર નથી. એવું સાંભળી શ્રીહરીએ કહ્યું, અરે અર્જુનજી હું પાછળ શું કહી

ગયો કે સંસારમાં રહ્યા થકા સંસારીક કર્મો કરવાં માટે તમારા ક્ષત્રીનો ધર્મ યુદ્ધ કરવાનો છે તેથી તે ધર્મ બજવશો તો તમારૂં ભલું થશે. કંઈ ત્યાગ. તપ, તીર્થ, કર્મ વીગેરે કાર્યો કરવાથી મોક્ષ મળવાનો નથી. માટે પહેલ વહેલો તમારો ધર્મ બજવો. હે અરજુનજી તમે મીથ્યા સુખ દુઃખ માનો છો, તમારૂં માર્યું કોઇ મરતું નથી. એમ કહી પોતે પોતાનું મુખ પહોળું કર્યું, તેમાં ચૌદ બ્રહ્માંડ, સઘળી ભુમી, તથા કુરૂક્ષેત્ર વીગેરે તમામ બતાવ્યું. તવ અરજુનજીએ પાંચ પાન્ડવ અને છઠા કૃષ્ણજી આ છ જણને ઉભેલા દીઠા બાકીના તમામ મુએલા દીઠા. એવું જોઇ અર્જુને કહ્યું ઓ મ્હારા બ્હાલા પ્રભુ હવે આપની લીલા બસ કરો. ઓ મ્હારાજ હું શું મારૂં, હું તો નીમીત માત્ર છું બાકી ને તો મુએલાજ છે તવ પ્રભુ પોતાનું મુખ બંધ કરીને બોલ્યા, હે પારથ તમારૂં કર્યું કંઇ થાય તેમ નથી. બન્યું બનાવ્યું બની રહેલું છે. માટે જે મુર્ખ હોય તે નકામો અભીમાન કરે છે. હું મદારી છું અને જગત મરકટ છે, તેથી સઘળાનિ દોરી મારા હાથમાં છે. હું જેમ રમાડું તેમ સૌ રમે છે, માટે તેમાં તમારે ઉદાશીપણું કે હર્ષપણું ધરવું એ મીથ્યા છે. એવું સાંભળી અરજુનને વ્હેમ પડયો તેથી તેણે પ્રભુને પુછયું કે હે મહારાજ જ્યારે આપનું કરાવ્યું થાય છે ત્યારે સારાં નરતાં કર્મોના ભોક્તા તમે છો કે કેમ! તવ પ્રભુ હસીને બોલ્યા, અરે હે પારથ તમે વચનોને ઝાલ્યા સીવાય વચનોના ભાવાર્થને પકડો. મારૂં કહેવું કંઇ છે અને તમે સમજો છો કંઇ. માટે વચનોના ભાવાર્થ વીવેકવડે સમજો. જુઓ એક દ્રષ્ટાંત આપું તે શાંભળો. જેમ આપણી આંખો સુર્યવડે દેખવા શકતીવાન થાય છે. તેમાં આપણે સારી વસ્તુ જોઇએ અગર નીચી વસ્તુ જોઇએ તેમાં સુર્યનારાયણ આવિને કહેતા નથી કે તમે સારી વસ્તુ જુઓ અગર નરતી વસ્તુ જુઓ તેવી રીતે મારી શકતીથી સઘળું જગત કાર્યો કરે છે પણ સારાં અગર નરતાં કર્મો કરવાં તે જીવોના હાથમાં છે કંઇ હું કહેવા જતો નથી કે તમે સારાં કર્મો કરો અગર નરતાં કર્મો કરો એમ કહી અર્જુનજીને ઘણું જ્ઞાન કર્યું, પછી અર્જુનજી પગે લાગીને બોલ્યા, અરે મહારાજ હવે હું મારો ધર્મ સાચવું છું. એટલે ભીષ્મપીતા કહેવા લાગ્યા અરે કુંતી કુમાર બેટા અર્જુનજી તું કેમ હથીયાર છોડીને બેસી રહયો છે? આપણા ક્ષત્રીનો ધર્મ યુદ્ધ કરવાનો છે માટે યુદ્ધથી કદી કાયર નહી થવું, આપણે તો આપણું માથું હાથમાં લેઇને ફરવાનું તે આપણો ધર્મ છે તવ અર્જુને કહ્યું વારૂ દાદા એમ કહી પોતે હથીઆર ધારણ કર્યાં. પછી ધનુશ ચઢાવિને ટંકાર કર્યો એટલે તેનો શબ્દ ત્રીલોકમાં

પહોંચ્યો. તવ દસ દીગપાળ ડોલ્યા, ધરણ પણ ધરૂજવા લાગી અને પાતાળ ખળભળી ઉઠયું. એ પ્રમાણે તેનો શબ્દ સાંભળીને લંકામાંથી હનુમાનજી કુદીને ત્યાં આવ્યા અને અર્જુનજીના રથની ધજાએ પુંછ વીંટાળીને બેઠા. એટલે ભીષ્મ પીતાએ અર્જુનજીને કહ્યું, બેટા તું પહેલ વહેલો મારા ઉપર હાથ ઉપાડ તવ અર્જુને વિચાર્યું કે પહેલું દાદાનું પુજન કરૂં તે પછી યુદ્ધનું કર્મ શરૂ કરૂ. એમ ધારી વરૂણનું બાણ લેઇને ધનુશ ઉપર ચઢાવ્યું. પછી તેને ભીષ્મ ઉપર છોડી દીધું, તેથી તેના પ્રતાપવડે દાદાના શીશ ઉપર જળ ચઢાવ્યું. તે પછી વસ્ત્ર ભેરવી બીજું બાણ માર્યું. એટલે તેના પ્રતાપથી દાદાનું મોં સાફ થઇ ગયું. ત્રીજું બાણ મારીને ચંદન લેપન કર્યું. ચોથા બાણે હાર આરોપ્યા. પાંચમે બાણે અબીલ ગુલાલ. છઠે બાણે દીવો પ્રગટ થયો. સાતમે બાણે નૈવેદ, આઠમે ધુપ, નવમું બાણ પ્રદક્ષીણા ફર્યું અને દશમું બાણ પગે લાગ્યું, તે પછી અગીયારમુ બાણ ભમરાની પેઠે ગણગણાટ કરીને ચેતાવા ગયું. તે સઘળું જોઇ ભીષ્મ પીતા રાજી થઇને બોલ્યા, અરે બેટા તારી જય થજો. મને પાપી દુર્યોધન લડાવે છે નહી તો હું તારી સાથે યુદ્ધ કરવા ખુશી નથી. એમ કહી શ્રાપ દીધો કે દુરજોધનનું સમુળું નખોદ જજો. પછી ભીષ્મ પીતાએ હથીયાર પકડી લીધાં. એ પ્રમાણે અર્જુનજી તથા ભીષ્મ પીતા બેઉ જણા રણસ્થંભેથી છુટા પડીને વચ્ચોવચ્ચ ટુટી પડ્યા બેઉનાં બાણ એકમાંથી અનેક થાય છે. સૈન્યના લોકો પણ અતીશય ક્રોધે ભરાગા છે તેથી એક એકને સામાસામી જેમ ફાવે તેમ [illegible] મારે છે. તરવારવાળા તરવારથી, ભુંતીવાળા [illegible]થી, સ્વારવાળા સ્વાર સાથે, પગવાળા પગપાળે એ પ્રમાણે સામાસામી [illegible] છે. નિકુળ તથા સેહદેવ અગણીતાં બાણ મારે છે તેમાંથી પાંચ પાંચ હજાર બાણ થાય છે. વૈરાટ, શીખંડી ને દ્રષ્ટ પ્રદુમાન તેમનાં બાણ ચાર ચાર હજાર છુટે છે. ધ્રુપતરાજાના એક બાણના દશ હજાર થાય છે અને અભેમન્યુના એક બાણના વીશ હજાર છુટે છે. વળી અર્જુનજીનાં ચાળીસ હજાર બાણ જાય છે. ભીષ્મ પીતાનાં એક લક્ષ બાણ થાય છે. એ પ્રમાણે ગંગાના કુમાંર ભીષ્મજી બહુ બળ કરવા લાગ્યા. અરજુનજી એક બાણ મારે એટલામાં ભીષ્મજી બે વાર બાણ મારે છે સૈન્યવાળાઓ પણ પોત પોતાની માઝા મુકીને એક એકને મારે છે. હવે ભીષ્મજીએ પાંડવના સૈન્યનું હથરાણ વાળી નાંખ્યું. તેથી પાન્ડવો પાછા પડવા લાગ્યા. એમ યુદ્ધ કરતાં કરતાં ભીષ્મે પાન્ડવોને રણસ્થંભ બહાર કાઢી દીધા. અને પોતે પાંડવના સ્થંભે જઇ ઉભા રહ્યા, એવામાં સુયનારાયણ મેર

બેઠા એટલે પાન્ડવનાં વાજીંત્ર બંધ થયાં અને કૌરવોની ભેર ભુંગળ વાગી. એ પ્રમાણે દાદા જીત્યા અને પાન્ડવો હારયા. તેથી અરજુનજીનું મુખ પહેલે દહાડેજ ઉતરી ગયું. પછી પારથે ભીમસેનને કહ્યું, તમે સઘળું સૈન્ય લેઇને ઘેર જાઓ, હું દાદાની શેવા કરીને જલદીથી આવું છું. એમ કહી રથમાંથી નીચે ઉતરીને દાદાની પાસે ગયો. એટલે ભીષ્મ પીતા કહે આવો બેટા ચાલો આપણા તંબુએ જઇએ. એમ કહી અરજુનને પોતાના રથમાં લીધો. ત્યાર પછી તંબુએ ગયા. તંબુએ આવિને વસ્ત્ર ઉતારી સ્નાન કરયા પછી તંબુમાં ગયા. એટલામાં દુરયોધન થાળ લેઇને આવ્યો. પછી ભીષ્મ તથા અરજુન બેઉ જમવા બેઠા. તેઓએ જમ્યા પછી મુખવાસ લીધા. ત્યાર કેડે દાદા સુઇ રહ્યા એટલે અરજુનજી ચરણ ચાંપવા લાગ્યો. એવામાં ભીષ્મપીતા બોલ્યા, હે બેટા અરજુન તને પ્રભુ સહાય છે છતાં તેં શા માટે જોર ન કરયું ! એવું સાંભળી અરજુન બોલ્યો, અરે દાદા હજુ તમારો માર સાલે છે. વિદ્વાન અનુભવી વૃદ્ધ આગળ મારૂં શું ચાલી શકે ! એટલે ભીષ્મજીએ કહ્યું, બેટા પારથ યુદ્ધ કરતાં ઘણી હીમ્મત રાખવી. તેમ તે વેળા આડું અવળું જોવું નહી. એમ કહી અરજુનને કહ્યું, હવે જાઓ બેટા તમારા તંબુએ જઈ સુઇ રહો, કારણ કે આજ થાકી ગયા હશો વળી કાલે સવારે વહેલા આવજો. એટલે અરજુન ઉભો થયો. પછી ભીષ્મને પગે લાગીને પોતાના તંબુએ ગયો. એટલે કુંતાજી કહે આવો દીકરા, કેમ ભાઈ આજ હામ હારી ગયો ? એવું સાંભળી અરજુન બોલ્યો, હે માતા હું શું કરૂં [illegible] કર્ણ પણ વાંક હોય તો નંદકીશોર સાક્ષી છે. દાદાઓએ છેટે ઉભા ઉભા યુદ્ધ જોયું પણ કોઇએ જોર કરયું નહી. એટલા બધા માણસોમાં મારા એકલાની હીમ્મત શું ચાલી શકે ! તમારો ભીમસેન તો હાથી ઉપરથી નીચેજ ઉતરયો નથી. એટલે વ્રકોદર બોલી ઉઠયો, અલ્યા અર્જુન એ તો આજ તારૂં પારખું જોયું પણ કાલે મારો ઝપાટો જોઇ લે. કાલે આપણું નીશાન વગડાવું તો મારૂં નામ ભીમસેન નહી. એટલે ગટોરગચ્છ બોલ્યો કે અરે પીતાજી હું પરમ દહાડે વાજાં વગડાવીશ. એવું સાંભળીને મેઘવરણ બોલી ઉઠયો. અરે ભીમસેન દાદા ચોથે દિવસે મારો ઝપાટો જોઈ લેજો. એટલે અર્જુનજીએ કહ્યું, હવે તમે બાપ દીકરા ત્રણ જણ બોલેલું પાળજો. એમ કહી સઘળાઓએ સયન કરયું. ત્યાર પછી રાત્રી વાતી એટલે વ્હાણું વાયું. તવ સઘળાઓ નીંદ્રામાંથી જાગી ઉઠયા. પછી સૌએ ન્હાઇ ધોઇ પોતાનું ખટકર્મ કર્યું. ત્યાર કેડે ખાઇ પીને પરવારી રહ્યા એ પ્રમાણે કામમાંથી નીવર્ત થઇ સૌએ પોત

પોતાનાં હથીયાર ગ્રહણ કરી લીધાં પછી નીશાન વગડાવતા થકા પોત પોતાનાં વાહનો ઉપર બેશી યુદ્ધ કરવા માટે નીકળ્યા. સઘળા ચાલ્યા ચાલ્યા જ્યાં પોતાની યુદ્ધ કરવાની જગો છે ત્યાં આવી પહોંચ્યા. એટલે કૌરવમાંથી ભીષ્મ પીતા પણ યુદ્ધ કરવા આવી પહોંચ્યા. હવે અરજુનજીએ ધનુશનો ટંકાર કરયો તેથી તેનો શબ્દ ત્રીલોકમાં પહોંચવાથી લંકામાંથી હનુમાનજી કુદીને અરજુનજીના રથની ધજાએ આવી બેઠા. પછી પારથે ભીસ્મપીતાનું દસ બાણથી પુજન કરયું. ત્યાર કેડે પોતે ભીસ્મના સામુ યુદ્ધ કરવા લાગ્યો. એટલે ભીષ્મપાતા પણ પારથના સામુ લડવા લાગ્યા. એક એકના સામી બાણની વ્રષ્ટી કરયા કરે છે. બંન્ને સૈન્યવાળાઓ પણ સામાસામી લડવા ટુટી પડયા છે. એવામાં ભીષ્મપીતા ક્રોધમાં ઃભરાયા તેથી પોતે પાન્ડવ દળમાં ટુટી પડયા અને હજારો લોકોના પ્રાણ કાઢી નાંખ્યા. પછી ભીષ્મ પીતાએ પાન્ડવોને રણસ્થંભની બહાર કાઢી મુકયા. એટલે શ્રીકૃષ્ણજી ભીમસેનને કહેવા લાગ્યા, અરે વ્રકોદર તમારૂં બોલેલું વચન મીથ્યા ગયું અને ભીમસેન નામ લજવાયું. એવું સાંભળીને ભીમસેન એકદમ ક્રોધે ભરાયો અને પોતાની ગદા લેઇને સામો પડયો. પોતે રાતો તાતો થઇને કૌરવ દળમાં ટુટી પડયો. વ્રકોદરે જાહરોના પ્રાણ ખેંચતો ખેચતો ઓચીંતો ભીષ્મપીતાને બહાઝી પડયો, તેથી ભીષ્મપીતા તો બાવરા બની ગયા. ભીમસેને દાદા દાદા કહીને પોતાની ખાંધે ઉચકી લીધા. એટલે હેડંબાસુને આકાશમાંથી કૌરવ દળમાં પડતું મુકયું. તવ તેનો પુત્ર મેઘવરણ પણ પણ તેની વારે દોડયો. પછી બંન્ને બાપ દીકરાઓએ કૌરવના સૈન્યને માર મારવા માંડયો. એટલે કઉરવનું સૈન્ય બાપ પોકારીને નાઠું. એવામાં વાયુનંદન ભીમસેને એવો મનસુબો કરયો કે દાદાને ખાંધેલેઇ જઈ કઉરવ સ્થંભે ઉભો રહયો. તવ અર્જુન, અભેમન્યુ તથા બીજા લોકો રથ દોડાવીને કઉરવ સ્થંભે આવીને ઉભા એવામાં સુર્ય નારાયણ મેર બેઠા એટલે કઉરવનાં વાજાબંધ પડયાં અને પાન્ડવનાં વાગ્યાં. પછીથી ભીમસેનની ખાંધે રહ્યા રહ્યા ભીષ્મ દાદા બોલ્યા, અલ્યા ભીમડા મને છોડી દે તું દગો કરયો તે વ્હેર કેમ ભુલાશે! એટલે વાયુના તને ભીસ્મજીને નીચે ઉતાર્યા. પછી તોતે દાદાને કરગરી પડયો કે લ્યો મારો. એવું સાંભળી ભીસ્મપીતા શાંત થઇને બોલ્યા, અરે ગાંડા લડવું હતું તો કપટ શા માટે કરયું! એટલે ભીમે કહ્યું અરે દાદા તમારી સાથે લડવાનું જોર તો જોઇએ. એમ વાતો કરયા પછી ભીસ્મજી પોતાના તંબુએ આવવા માટે રથમાં

બેઠા. એટલે અરજુનજી પણ તેમની જોડે રથમાં બેઠા. પછી બેઉ જણા કઉરવ દળમાં ભીસ્મજીના તંબુએ આવ્યા. પાન્ડવો પણ પોત પોતાના તંબુએ ગયા. હવે ભીષ્મપીતા જમ્યા પછી સુઇ રહયા એટલે અરજુન તેમના ચરણ ચાંપવા લાગ્યો. થોડી વાર પછી ભીષ્મજીએ અરજુનને તેના તંબુએ જવાની રજા આપી. એટલે અરજુન પોતાના તંબુએ આવી સુઇ રહયો. એમ કરતાં કરતાં રાત્રી વીતી વહાણું વાયું એટલે ત્રીજે દિવસે પાન્ડવો તથા કઉરવો હમેશાની રિત મુજબ પોત પોતાના રણસ્થંભ આવી ઉભા. અરજુનજીએ દશ બાણુથી ભીષ્મજીનું પુજન કરયું, ત્યાર પછી યુદ્ધને ચાલુ કરયું, હવે ભીમસેન ભીષ્મથી બહુ બીએ છે તેથી પોતે અરજુનના રથની પાછળ ઉભો ઉભો મહાંને ભીષ્મ ઉપર ફેંકે છે. હવે ભીષ્મજીએ પાન્ડવને તથા તેમના સૈન્યને પુરકળ માર મારયો. છેવટ દાદાએ પાન્ડવોને સ્થંભની બહાર તગડી મુકયા. ફક્ત ચાર ઘડી દહાડો રહયો એટલે અંતર્યામી ગેટારગચ્છને કહેવા લાગ્યા કે અલ્યા રાત્રી પડવા આવી છે તેથી જો તું જીતીશ નહી તો બાપનું નામ જશે. એવું વચન સાંભળીને ભીમસેન સુત વાવંટોળ કરીને ગગનમાં ચઢી ગયો. વાવંટોળથી ધુળ ઉડી તેથી લોકો ગાભરા બની ગયા. પછી ગેટારગચ્છ ઓચીંતો દાદાના રથમાંથી પડયો ત્યાં આવીને દાદા દાદા કહીને ભીષ્મ પીતાના હાથમાંથી હથીયાર પડાવી લીધાં. પછી પોતે દાદાને ઉચકી લેઇને પોતાની ખાંધે સુઆડી ભીષ્મને કબજે પડેલા જોઇને વાયુનંદન વ્રકોદરને સુર ભરાઇ આવ્યું, તેથી તે ગદા લેઇને કઉરવ દળમાં તુટી પડયો એટલે મેઘવરણ પણ તેની જોડે જઈને લડવા મચી પડયો. એ પ્રમાણે બનવાથી કઉરવ દળ નાશી ગયું. ત્યાર પછી ગેટારગચ્છ ભીષ્મને ઉચકીને કઉરવ સ્થંભે ઉભો રહયો એટલે સઘળા પાન્ડવ લોકો પણ કઉરવના સ્થંભે આવીને ઉભા એ પ્રમાણે ત્રીજે દીવસે કઉરવનાં વાજાં બંધ પડયાં અને પાન્ડવની ભુગળ ભેર વાગી. પછી ભીષ્મ દાદા કળકળીને બોલ્યા કે બે દીવસથી કપટ કરોછો પણ કાલે જોઈ લેજો પછી ગેટારગચ્છે દાદાને નીચે ઉતારયા અને પછી ભીષ્મજીને ચરણે લાગીને કહ્યું, હે દાદા અમારા ઉપર શામાટે ક્રોધે ભરાઓછો ! એવામાં વ્રકોદર બોલ્યો અરે વ્રદ્ધ દાદા આજતો તમને ઠીક લ્હાવો વીત્યો કે તમે બાળકની ખાંધે ચડયા. એટલે ભીષ્મ પીતા હસીને કહેવા લાગ્યા સુરાહો તો સામા આવીને કેમ લડતા નથી. એવું સાંભળી મેઘવરણ બોલ્યો, અરે દાદા બરોબર ચેતતા રહેજો કારણ કે કાલે મ્હારો વારો છે. તેથી હું સનમુખ રહિને તમારા સાથે યુદ્ધ કરીશ. એટલે ભી

ષ્મ પીતાએ કહ્યું ત્યારે તો તું બળવાન ખરો. એમ કહી પાન્ડવોને પોત પોતાના તંબુએ જવાની આજ્ઞા આપી ફકત અર્જુનજી ભીષ્મ પીતાના રથમાં બીરાજ્યો, ત્યારે પછી ભીસ્મજી પણ અર્જુન સાથે પોતાના તંબુએ આવ્યા. થોડી વખત પછી દુર્યોધન થાળ લેઇને આવ્યો, પછી ભીષ્મે તથા અર્જુને જમી લેઇ મુખવાસ લીધા. ત્યાર કેડે ભીષ્મ સુઈ રહયા એટલે અરજુન પગ ચાંપવા લાગ્યો થોડી વખત થઇ એટલે દાદાએ અરજુનને તેના તંબુએ જવાની રજા આપી. તવ અરજુનજી પણ પોતાના તંબુએ આવીને સુઇ રહયો ત્યાર કેડે રાત્રી વિતિને વ્હાણું વાયુ એટલે ચોથે દિવસે પાન્ડવો તથા કઉરવો સામા સામી યુદ્ધે ચઢયા. અરજુને દશ બાણથી દાદાનુ પુજન કરીને હાથ ઉપાડયો. એટલે ભીષ્મ પીતા પણ લડવા માટે તૈયાર થઇ ગયા. પોતે વિચાર્યું કે બે દીવસથી પાન્ડવો કપટ કરે છે માટે આજ કેર મારૂં એવું વિચારીને ભીસ્મજીએ અરજુનને એવું બાણ મારયું કે પારથ પોતાના રથમાંથી મુરછા ખાઇને નિચે પડી ગયો. પછી બીજા બાણથી નીકુળ, અભિમન્યુ. સેદેવ વિગેરેને મુરછીત કરયા. ને પછી ભીમસેનને તથા ગટોરગચ્છને નાગપાસ મંત્ર વડે તાણી બાંધ્યો. ત્યાર કેડે ગટોરગચ્છનો પુત્ર મેઘવરણ તેને પણ અવગો તાણી બાંધ્યો. પછી ભીમે મેઘવરણને કહ્યું. અરે બેટા આજ વાજાં વગડાયા એવું સાંભળી ભીમસેન બોલ્યો અરે દીકરા મેઘવરણ તેં નાહક બોલીને બગાડયું જો આજ નહી જીતે તો બાપનું નામ બોળાશે. તવ મેઘવરણે જવાબ આપ્યો અરે દાદા જો હું આજ બાપનું વાજું ન વગડાવું તો તમારો પુત્ર નહીં. એમ કહીને ધીરજ આપી એટલે બે ઘડી દીવસ રહયો. તવ જુગજીવને કહ્યું અરે મેઘવરણ તમારૂં બોલવું નકામું જશે. જો આજ નહી જીતો તો બાપનુ નામ બોળાશે. એવું વચન સાંભળીને માયાવી કોપાયમાન થયો. પોતે નાગ પાસથી બંધાએલો હતો. તેથી તેણે પોતાનું બીજું સ્વરૂપ દુરીયોધનનું લીધું. પછી તે દુરીયોધનના સ્વરૂપે ભીસ્મના સામો ગયો. એટલે ભીસ્મે કહ્યું અરે દુરીયોધન આજ તારા દુસ્મનને કેવા હાર પમાડયા છે ! તવ મેઘવરણ બોલ્યો વાહ, શાબાશ છે દાદા. એમ કહીને હસતો હસતો ભીમસ્મની પાસે જઇને બાઝી પડયો પછી પોતે તેમનાં હથીઆર ખુંચવી લીધાં. અટલે ભીષ્ય દાદા એકદમ બાવરા બની ગયા. તવ મેઘવરણે પોતાનું સ્વરૂપ ધારણ કરયું. ભીષ્મ દાદાએ વીચારયું કે આજ પણ છોકરાએ દગો કર્યો. એકને બાંધી મુકયો છે અને આ બીજો કયાંથી આવ્યો ? એમ ભીષ્મજી જુએ છે એટલામાં મેઘવરણ કહે આવો દાદા એમ કહી પોતા-

ની ખાંધે ઉચકી લીધા એવામાં પારથની મુરચ્છા વળી ગઇ તેથી ઉઠીને ઉભો થયો. અભેમન્યુ તથા બીજા લોકોની પણ મુરછા વળી ગઇ, તેથી પાન્ડવો પોતાનું સૈન્ય કઉરવ દળને નસાડી મુકી કૌરવ સથંભે ઉભા. એટલે મેઘવરણ પણ દાદાને લેઇને કૌરવ સથંભે ઉભો. રહયો. તવ ભીષ્મ પીતા મેઘવરણને કહેવા લાગ્યા, હે પુત્ર હવે છોડ તમે સૌ કપટી છો. તેની આજ ખાતરી થઇ. તમે સઘળા કપટ કરો છો માટે કાલે તમારી વાત છે. એટલે મેઘવરણ કહે દાદા ગમે તેમે કરો પણ આજ તો તમને છોડ્વાનો નથી. જો તમે સોગન ખાશો કે તમારા ઉપર ઝેર નહી રાખું તો તમને નિચે ઉતારીશ નહી તો આખો જન્મારો જશે તો પણ તમને નીચે ઉતારવાનો નથી. એટલે દાદાએ વિચારયું કે બાળક ચડસે ચઢયો છે માટે નીચે ઉતારશે નહીં એમ ધારી ભીષ્મ જી બોલ્યા, હે પુત્ર જો તમારા ઉપર વ્હેર રાખું તો મને તારા સોગન છે. એમ કહ્યું એટલે મેઘવરણે દાદાને છોડી દિધા. પછી ભીશ્મજી બોલ્યા અરે બેટા આજતો દગો કરયો તે ઠીક છે પણ કાલ જોઇ લેજો એટલે મેઘવરણ કહે અરે મહારાજ હું તો દગો કર્યાં વિના જીત્યો છું અને શામાટ તને અટસ રાખો છો ! પછી ભીષ્મ પીતા પાન્ડવોને કહેવા લાગ્યા, હવે તમે તમારા તંબુએ જાઓ. એમ કહ્યુ એટલે અરજુન વિના સઘળા પાન્ડવો પોત પોતાના તંબુએ ગયા. પછી ભીષ્મ દાદા તથા અરજુનજી બેઉ જણા વાતો કરતા કરતા તંબુએ આવ્યા, ત્યાં આવીને બેઉ જણાએ ભેગા બેશીને ભોજન કરયું. પછી ભીષ્મજી સુઇ ર[illegible] એટલે પારથ પણ પાંચના [illegible]. [illegible] પછી ભીષ્મજીએ અરજુનને તેના તંબુએ જવાની રજા આપી એટલે અરજુનજી પણ ભીષ્મ દાદાને પગે લાગીને પોતાના તંબુમાં આવીને સુઇ રહયો. એમ કરતાં થોડી વખત વીતી એટલે વ્હાણું વાયું, તવ સઘળા પાન્ડવોએ તથા કૌરવોએ ન્હાઇ ધોઈ ખટ કર્મ કરયા પછી જમી લીધું, ત્યાર કેડે બન્ને પક્ષ વાળા આયુદ્ધ ધારણ કરી પોત પોતાની મેળે રણ સથંભે આવી ઉભા વૈશમપાયં રૂષિ જન્મેજે રાજાને કહે છે કે હે રાજા પાંચમે દીવસે કૌરવો તથા પાન્ડવો સામા સામી યુદ્ધ કરવા લાગ્યા. તે દીવસે ભીષ્મ પીતાને પુષ્કળ ક્રોધ ચઢયો છે, તેથી તેમણે નાગ પાસનો મંત્ર સાધીને ભીમ અભેમન્યું તથા ગટોરગચ્છને તાણી બાંધ્યા તેમજ અરજુનજી, ધરૂપત શીખંડી. વૈરાટ, દુષ્ટ પ્રદયુમન આ સર્વેને પણ તાંણી બાંધ્યા. પછી મેઘવરણને એવી રીતે બાંધ્યો કે તેનાથી માયાવી સ્વરૂપ બદલાય નહી અને જો બદલે તો તેનું મસ્તક છેદાઇજાય ત્યાર કેડે ભીષ્મજીએ વીચારયુ

કે ફકત એકલા જુગજીવન છુટા છે. તેથી તેમણે દયાળુને પુંછયું કે તમારે લડવું છે કે નહીતે સત્ય કહો. તવ પ્રભુએ કહ્યું નારે મહારાજ હું તો ફકત રથ હાકવા બેઠો છું યુદ્ધ કરવા હથીયાર ઝાલુંતો બ્રહ્મહત્યાનું પાપ. એટલે ભીષ્મ પીતા બોલ્યા ઠીક ત્યારે હવે છુટા બેસો નહીતો તમને પણ બાંધત એમ કહીને ભીષ્મ પીતાની વૃતિથી ઉભા. પછી પોને પાન્ડવોને કહેવા લાગ્યા, અરે કુન્તા કુમારો આજ તમારાં નીશાન વગડાવો તો ખરા એ પ્રમાણે કહીને પોતે આનંદમાં ઉભા રહયા છે. એવામાં છ ઘટીકા દિવસ રહયો એટલે મણીપુરથી અરજુનજીનો પુત્ર ઇલેવાન રથમાં બેસીને ચાલ્યો આવે છે. તેણે ત્રાહીત માણસને પુછયું કે પાન્વો કયાં છે ? ત્યારે તે માણસે કહ્યું, પાન્ડવો પુર્વ દીશામા બંધાઈને ઉભા છે તે પાન્ડવો તવ ઇલેવાન પાન્ડવ તરફ જઇને ઉભો રહયો, ત્યાં આવીને પોતે પાન્ડવોને બંધાયેલા જોયા તેણી ને ઘણોજ ગુસ્સે થયો. પછી પોતે ભીષ્મ પીતાના સામો યુદ્ધ કરવા ઉભો. એટલે ભીષ્મ દાદા વિચારમાં પડયા કે આ નવો છોકરો કોણ આવ્યો ! પાન્ડવો પણ જોઇને વીસ્મય થાય છે, કારણ કે તેને કોઇ પણ ઓળખતું નથી, પાન્ડવોમાં સઘળા માંહો માંય પુછે છે કે આપણી પક્ષે કોણ આવ્યું છે, ! એવામાં ભીષ્મ દાદા બોલ્યા, અલ્યા તું કોનો પુત્ર છે ! એટલે ઇલેવાને કહ્યું, અરે ડોસા તારે શું કામ છે ! તવ ભીષ્મજીએ જાણ્યું આતો કાફર છોકરો જણાય છે માટે નાગ પાસનો મંત્ર ભણી તેને બંધન કરૂં તો ઠીક નહી તો બધું યુદ્ધ ધુળ ધાણી કરી નાંખશે. એમ જાણી પોતે ઇલેવાનને નાગપાસનું બાણ મારયું. એટલે ઈલેવાને ગરૂડાસ્ત્ર મારયું તેથી ગરૂડજી આવીને સઘળા સરપ ભક્ષ કરી ગયા. એવું જોઇને ભીષ્મ કોપાયમાન થયા. તેથી તેમણે અગણીતા મંત્ર ભણીને ઇલેવાનને પુષ્કળ માર મારવા માંડયો. દાદાનું એક બાણ છુટે છે, તેનાં લક્ષ લક્ષ થઈ જાય છે. અને ઇલેવાન પણ અગણીતા મંત્ર ભણીને દાદાના ઉપર નાંખે છે, તેથી તેનાં ત્રણ ત્રણ લાખ બાણ થઇ જાય છે, ભીષ્મ પીતાના કરતાં ત્રણ ઘણાં બાણ ઇલેવાનના ધનુશશમાંથી છુટે છે તેથી ભીષ્ણ પીતા ગભરાવા લાગ્યા ભીષ્મ પીતા એકવાર મારે એટલામાં ઈલેવાન ત્રણ વખત મારે છે. એવું જોઇ ડોસાએ વીચાર કરયો કે જો હું હારીશ તો મારા ધોળામાં ધુળ પડશે. એવું જાણીને પોતે પવનાસ્ત્રનો મંત્ર ભણી એક બાણ ઇલેવાન ઉપર છોડી દીધું. તેથી તે બાણના પ્રભાવથી ઇલેવાન તેના રથ સુદ્ધાં ગગનમાં ગયો, તેનો રથ અંતરિક્ષ જઈને ઉભો રહયો પછી પોતે વીચારવા લાગ્યો કે ડોસાને મારા હાથ બતાવું તો ઠીક એમ ધારી

તેણે અવળ સવળ મંત્ર ભણીને પવનાસ્ત્ર બાણ લીધું. પછી ગગનમાં રહયા થકા તે બાણ ભીષ્મપીતાના રથની નીચે મારયું એટલે તે બાણ ભીષ્મપીતાને તેમના રથ સુધ્ધાં ઉંચે લાવ્યું. એ પ્રમાણે ઇલેવાને ભીશમપીતાને ગગનમાં પોતાની સામે બોલાવી લીધાં. પછી તેણે અંતરીક્ષ રહયા થકા ડોસાને ખુબ હેરાન કરયા એમ કરતાં કરતાં ઇલેવાને પોતાના રથના નીચેનું બાણ ભાલાથી ભાગી નાંખ્યું, એટલે પોતાનો રથ પૃથ્વી ઉપર આવીને પડયો. તે દેખીને ભીસ્મપીતાનું મન પણ નીચે ઉતારતા માટે લલચાયું. એટલે પણ પોતાના રથ નીચેનું બાણ ભાગી નાંખ્યું, તેથી તેમનો રથ નીચે ઉતરવા લાગ્યો ઇલેવાને ભીસ્મદાદાને નીચે ઉતરવા જોઇને પવનાસ્ત્રનો મંત્ર ભણીને બીજું બાણ મારયું, એટલે દાદા અધવચ આવતા પાછા ગગનમાં ગયા. પછી ભીસ્મદાદાએ વીચાર કરયો કે હવે મારૂં લડવું વૃથા છે. આ છોકરો છાકેલો છે તેથી મને ઉતરવા દેવાનો નથી. એવું સમજી ભીસ્મજીએ ગગનમાં રહીને ઇલેવાન ઉપર બાણની વ્રષ્ટિ કરવા માંડી. તેથી ઇલેવાન ભીસ્મના મારથી ગભરાઇ ગયો, પછી છેવટ તેણે ભીસ્મના રથની નીચે ચાર બાણ મારયા એટલે દાદાનો રથ ગગનમાં-ચોત્રફ ફેર ફુંદડી ખાવા લાગ્યો. તેથી ભીસ્મ ઇલેવાનને બાણ મારે છે પણ રથ આડો અવળો ભમે છે તેથી બાણ ઇલેવાનને વાગ્યા વગર આડાં અવળાં પડે છે એમ કરતાં કરતાં ઇલેવાને ડોસાનો રથ બાણ મારી મારીને હડસેલી સ્થંભ બહાર અંતરીક્ષ લેઇ ગયો, તેથી કૌરવની સેન્યા જીવ લેઇને નાશી ગઇ. જ્યાં કઉરવ દળ ફેંદાઇ ગયું એટલે પાન્ડવોના બંધાએલા હાથ છોડીને ઇલેવાન કઉરવ સ્થંભે ઉભો રહયો. એવામાં સઘળા પાન્ડવો પણ દોડતા આવીને સ્થંભે ઉપર ઉભા રહયા. પછી જ્યાં સુર્યનારાયણ મેર બેઠા એટલે કઉરવનાં વાજાં બંધ પડયાં અને પાન્ડવનાં વાગવા લાગ્યાં. એ પ્રમાણે જયજયકાર થયા પછી ભીમે ઇલેવાનને કહ્યું કે અરે ભાઇ તમે અમારા દાદાને ગગનમાંથી નીચે ઉતારો. એવું કહેતામાંજ ઇલેવાને બાણ મુકી ભીષ્મના રથનિ નીચેનાં બાણ ભાગી નાંખ્યાં. એટલે તુરત રથ નીચે ઉતરી પડયો. પછી ભીષ્મ દાદાએ ભીમસેનને પુછયું કે આ કીયા દેશનો રાજા છે? એટલે વ્રકોદરે ઇલેવાનને પ્રશ્ન કરયો, તમે કોના પુત્ર હો? તવ ઇલેવાને જવાબ આપ્યો, હું અરજુનજીનો પુત્ર છું અને હાલ મણીપુર રહું છું. એટલે ભીમે અરજુનને કહ્યું, અરે ભાઈ આ તમારો કીયો પુત્ર છે! એવું સાંભળી અરજુને કહ્યું, ભાઈ હું જાણતો નથી તવ કૃષ્ણજી બોલ્યા, વાહ પોતાના પુત્રને પોતે ઓળખતા નથી. એટલે ઇલેવાન

કહેવા લાગ્યો, હે પીતાજી જ્યારે આપ યોગી સ્વરૂપે પંપા સરોવર આગળ થ-ઇને જતા હતા તે વખત [ આપને ] ત્રષા લાગવાથી સરોવરમાં પાણી પીવા પેઠા. ત્યારે આપના ચરણથી મારી બંન્ને માતાઓ સરપણીઓના દેહથી મુકત થઈ સ્ત્રીઓ બની. એવામાં નારદજીએ આવીને તમારૂ મારી માતાઓ સાથે લગ્ન કરાવ્યું. પછી આપે મારી માતાઓને મણીપુર વસાવી આપ્યું. ત્યાં આપના અમે બે પુત્ર થયા. તેમાં ઉલ્પીનો હું મ્હોટો પુત્ર છું અને મારૂં નામ ઈલેવાન છે અને ચીત્રકળાનો બબરૂવાહન છે તે પણ બહુજ બળવાન છે. તવ અરજુને કહ્યું, હે ભાઇઓ આ પુત્રનું કહેવું તમામ સાચું છે. એટલે ભીમ બોલ્યો, અરે ભત્રીજા હું તારો કાકો થાઉં છું. એમ કહી વ્રકોદરે ભીસ્મને કહ્યું. જુઓ દાદા અમારા વરમાં કેવાં કેવાં રત્ન પડયાં છે! પછી ભીસ્મ પીતા બોલ્યા, અરે ઇલેવાન તું મને વ્રદ્ધ જાણીને જરા પણ નમ્યો નહી, તેથી આવતી કાલે કાળો કેર વરતાવું. તવ ભીમસેન ઇલેવાનને કહેવા લાગ્યો, અરે બેટા તમે ભીસ્મ પીતાને પગે લાગો. ત્યારે ઇલેવાન બોલ્યો હું ડોસાને કદી નમવાનો નથી. શું મારા તાતને લજવીશ! તમે કહો તો દાદા તરીકે નમુ, નહી તો કંઈ ડોસાના ભયથી હું ડરીને નમવાનો નથી, એવું સાંભળી ડોસાએ કહ્યું, જો હું કાલ ઇલેવાનને ન મારૂં તો બ્રહ્મહત્યાનું પાપ. ત્યારે ઇલેવાન બોલ્યો, હે ગંગા પુત્ર તમે મને ઠેર મારશો તે પછી હું તમને સ્થંભથી પાછા કહાડીશ અને પાન્ડવોનાં વાજાં વગડાવીશ, તે વાત પુરણ યાદ રાખજો. પછી ભીમસેને કહ્યું, અરે ભાઇઓ હવે ચાલો આપણા તંબુએ જઇએ. તવ સઘળા અરજુન વિના પોતાન, તંબુએ ચાલ્યા ગયા. ભીસ્મપીતા તથા અરજુન બેઉ જણા વાતો કરતા કરતા પોતાના તંબુએ ગયા. ત્યાં જમી કરી આનંદ કરયા પછી અરજુન પોતાના તંબુએ આવ્યો. ત્યાં સઘળા હળીમળીને વાતો કરવા લાગ્યા. એવામાં ભીમસેને ઇલેવાનને કહ્યું, અરે બેટા, તું કાલ યુધ્ધે ના આવીશ કારણ કે પ્રતિજ્ઞા કરી છે માટે ડોસો તને મારશે. એવું સાંભળી ઇલેવાન બોલ્યો, હું કંઇ મરવાથી ડરતો નથી. એ તો ક્ષત્રીનો ધરમ છે કે સામા રહીને યુદ્ધ કરવું ને મારવું કે મરવું, એમ કહી સર્વે જણાએ સયન કરયું. થોઢા વખત પછી છડા દીવસનું વ્હાણું વાયું એટલે સઘળા માણસો યુદ્ધને માટે તૈયાર થઈ ગયા. ભીસ્મ પીતા પણ સૈન્યા સહીત પોતાના સ્થંભે આવીને ઉભા. જ્યાં બંને પક્ષ સામા સામી ઉભાં એટલે ઇલેવાન બોલ્યો, અરે આપ કાકાઓ આપ આપણા સૈન્યા સહિત આઘા ઉભા રહો. ફકત મારે એક

લાએ ડોસાની સાથે યુદ્ધ કરવું છે એવું સાંભળી પાન્ડવો પોતાનું સૈન્ય લેઈ દુર જઇને ઉભા. તે દેખીને ભીસ્મ પીતાએ પણ વિચાર કરયો કે જો હું સૈન્ય રાખીને યુદ્ધ કરિશ તો ખોટું દેખાશે માટે મારે પણ સૈન્યને દુર કાઢવું જોઇએ, એમ ધારી પોતે પોતાના સૈન્યને અળગું કર્યું. ત્યાર પછી ઇલેવાન તથા ભીસ્મપીતા બંને સામાસામી યુદ્ધ કરવા ટુટી પડયા. ઇલેવાન અગણીતા મંત્ર ભણી બાણ મારે છે તેનાં એક બાણનાં જતા જતામાં ત્રણ લક્ષ થાય છે અને ભીસ્મ પીતાનાં જતા જતામાં એક લક્ષ થાય છે. ભીસ્મ કરતાં ઇલેવાનનાં ત્રણઘણાં થાય છે. તેથી ઇલેવાનના બાણથી ભીસ્મદાદાનું શરીર ભોંકાઈ ગયું. એમ કરતાં કરતાં ફક્ત બે ઘડી દીવસ રહ્યો. એટલે ભીસ્મપીતાએ જાણ્યું કે જો ઇલેવાન નહિ મરે તો મારૂં બોલેલું વ્યર્થ જશે ને મારે માથે પાપ બેસશે. એમ ધારી પોતે કાળજ્વરનું બાણ કાઢયું અને તે બાણ તૈયાર કરી તેના ઉપર પોતાનું પાંચ વરસનું પુન્ય મુકયું. ત્યાર પછી તે બાણ ઇલેવાન ઉપર છોડી મુકયું. એટલે તે બાણ મેઘની માફક ગરજના કરતું વીજળીની માફક ચમકારા કરતું ઇલેવાન તરફ ચાલ્યું આવ્યું. આવતામાંજ તે બાણે ઇલેવાનનું શીશ છેદી નાંખ્યું. પછી તે શીશ ઉછળીને ભીસ્મદાદાની છાતીએ વાગ્યું, તેથી ભીસ્મપીતા ગગનમાં ચઢીને ચાર જોજન છેટે જઇને પડયા. એવું જોઇ પાન્ડવોએ વીચાર કર્યો કે છોકરાએ નામ તો બોળ્યું નથી. એમ કહિ તેઓ કૈરવના સ્થંભે દોડી ગયા. એવામાં સુર્યનારાયણ મેર બેઠો એટલે કૈરવનાં વાજાં બંધ પડયાં અને પાન્ડવનાં ગરગડી ઉઠયાં. તેવામાં અર્જુન તથા દુર્યોધન બંને જણા પોતાના રથ દોડાવીને ભીસ્મપીતાને શોધવા માટે ગયા. એવામાં ભીસ્મપીતા શોધ કરતામાં મળી આવ્યા. તેથી અર્જુને પોતાના રથમાં તેમને બેસાડી દીધા. ભીસ્મપીતા ઇલેવાનનું મુસ્તક પોતાના ખોળામાં લેઇને બેઠા છે. એવામાં રણસ્થંભે આવી પહોંચ્યા. એટલે અર્જુને ચીતા ખડકાવી પોતાના પુત્રનો અગ્ની સંસ્કાર કર્યો. ત્યાર પછી સઘળાઓ સ્નાન કરીને પોતાના તંબુએ ગયા. એવામાં ભીસ્મપીતાએ અરજુનજીને કહ્યું કે અરે પારથ મેં તારો રત્ન સરીખો પુત્ર મારી નાંખ્યો એવું સાંભળી પારથે જવાબ આપ્યો. નારે દાદા તે વાતનો મને કંઇ હરખ શોક નથી. પણ મારા કુંવરે તમને અતીશય માર મારી બે દીવસ વાજાં વગડાવ્યાં. એવું સાંભળી ભીસ્મપીતા બોલ્યા, વારૂ દિકરા હવે હું જોઉં છું કે તમારામાંથી કોણ વાજાં વગડાવે છે ! એમ કહી અરજુનને વિદાય કર્યો, એટલે પારથે પોતાના તંબુએ આવીને સયન કર્યું. થોડી વખત પછી વ્હાણું વાયુ એ-

ટલે સઘળા લોકો યુધ્ધે તત્પર થયા. પાન્ડવો તથા કઉરવો પોતપોતાના રણ-સ્થંભે આવીને ઉભા રહ્યા. હવે સાતમે દીવસે અર્જુને ભીસ્મપીતાનું પુજન કર્યું ત્યાર બાદ બંન્ને સામાસામી યુદ્ધ કરવા ફુટી પડયા. ભીસ્મપીતાના બાણથી પાન્ડવની સેન્યાનું હથરાણ વળવા માંડયું. એટલે અર્જુને કરોધ કરિને એક બાણે કવરવના બે લક્ષ યોદ્ધા ઠેર મારી નાંખ્યા. તવ ભીસ્મદાદાએ રીસમાંને રીસમાં પાન્ડવના દસ લક્ષ યોદ્ધા મારી નાંખ્યા. છેવટ ભીસ્મ પીતાએ પાન્ડવને પુષ્કળ માર મારીને સ્થંભનિ બહાર કાઢી મુકયા. પછી તે સ્થંભે ભીસ્મદાદા આવીને ઉભા, એટલે અર્જુને પ્રભુને કહ્યું કે હે મહારાજ આજ શું બનશે! એવું સાંભળી પ્રભુ બોલ્યા, અરે પારથ તમે શા માટે ગભરાઓ છો ? જેનાં વાજાં વાગે છે તેનાંજ વાગશે. એટલે અરજુન કહે અરે મહારાજા આજ હું જીતું એવું જણાતું નથી, એવામાં ભીસ્મપીતાએ અરજુનને એક બાણે રથ સહીત ગગનમાં ચઢાવિ દીધો. પછી ભીમને ગેટારગચ્છને તથા મેઘવરણને અવળા હાથે તાણી બાંધ્યા અભિમન્યુને પણ બાંધ્યો દ્રૌપત, શીખંડી, વૈરાટ દ્રષ્ટ પ્રદુમાન વિગેરેને મુરછા પમાડી દીધી. નીકુળને તેના ડેરા તંબુએ ફેંકી દીધો. સેહદેવજી પણ મુરછા ખાઈ નીચે પડયા, એ પ્રમાણે પાન્ડવોમાં કોઇ છુટું નથી, ભીસ્પમીતા પાન્ડવની સેન્યાને બીલકુલ મારતા નથી. એવામાં અરજુને કહ્યું હવે પ્રભુ ફકત બે ઘડી દીવસ રહયો છે માટે આપણાથી જરૂર જીતાવાનું નથી. એવું સાંભળી પ્રભુએ ડોસાનું બળ હરણ કરી લીધું. પોતે એંસી હજાર બાણનું બળ હરણ કરીને અરજુનને સોંપી દીધું. પણ રથ આકાશમાં રહ્યો છે તેથી શ્રી હરીએ ચૌદ બાન્ડનો ભાર મુકી રથને નિચે ઉતાર્યો એટલે ભીસ્મ પીતાએ બાણ લેઇને જોર કરવા માંડયું. પોતે અગણીતા મંત્રનાં બાણ મારે છે પણ ફકત વિસ હજાર જાય છે અને અરજુનનાં એક લાખ ચાળીશ હજાર જાય છે. એવું જોઇને ભીષ્મપીતા પાછા પડતા જાય છે જેમ ડોસા પાછા પડે છે તેમ અરજુન પુષ્કળ જોર મારે છે. પછી પારથે સઘળા લોકોના હાથ છોડી નાંખ્યા એટલે તમામ જણા સૈન્યા સહીત યુદ્ધ કરવા લાગ્યા. તેથી ભીસ્મપીતા ગભરાઇને નાશી ગયા એટલે તેમની સેન્યા પણ જીવ લેઈને નાઠી, એવામાં સુર્યનારાનણ મેર બેઠો એટલે કઉરવનાં વાજાં બંધ પડયાં અને પાન્ડવોનાં આનંદભેર વાગવા લાગ્યાં એ પ્રમાણે પાન્ડવો જીત પામી અરજુન સીવાય પોતાના તંબુએ આવ્યા. પછી ભીસ્મ તથા અરજુનજી બંને રથમાં બેશી દાદાના તંબુએ આવ્યા. ત્યાં જમીને અરજુન તથા ભીસ્મ-

દાદા બંન્ને જણા વાતો કરવા લાગ્યા. અરજુને ભીષ્મ દાદાને કહ્યું કે કેમ દાદા આજ કેવા તમને નસાડી મુકયા? એવું સાંભળી ભીસમપીતા બોલ્યા, બેટા અરજુન આજ કંઇ કપટ જેવું જણાયું, કારણ કે આખો દીવસ જીત્યો અને બે ઘડી માટે હાર પામ્યો, તેથી તમારૂં કંઇ કપટ થયેલું છે. એમ કહી અરજુનને વિદાય કર્યો. પછી અરજુન પોતાના તંબુએ આવીને સુઈ રહયો. એવામાં થોડા વખત પછી વ્હાણું વાયું એટલે યુદ્ધની તૈયારી કરવા માંડી. પાન્ડવોપોતપોતાનું સૈન્ય લેઈને રણસ્થંભે આવીને ઉભા. વૈશમપાય રૂષિ કહે છે કે હે જન્મેજે રાજા હવે ભીસમદાદા તથા અરજુનજી આઠમે દીવસે સામાસામી યુદ્ધ કરવા માટે ઉભા પછી જ્યાં અરજુનજીએ ધનુશનો ટંકાર કર્યો એટલે હનુમાનજી આવીને તેના રથની ધજાએ બેઠા. ત્યાર કેડે પારથે દસ બાણવડે ભીસમ. પીતાનું પુજન કર્યું હવે ભીષ્મ પીતાએ પાન્ડવોનો ગર્વ ઉતારવા માટે બે બાણ લીધાં પછી આખી સેન્યા સહીત ભીમ દ્રૈપત, વઇરાટ, પ્રદ્યુમન વીગેરે સવળાને નાગપાસથી બાંધી દીધા. એ પ્રમાણે કરીને ભીસમપીતા પાન્ડવના સ્થંભે આવીને ઉભા. એવામાં ચાર ઘડી દીવસ રહયો એટલે અરજુને પ્રભુ પ્રત્યે કહ્યું, હે મહારાજ ફકત ચાર ગડી દીવસ રહયો છે, એટલામાં આપણે કેવી રીતે જીતીશું! એવું સાંભળી પ્રભુ બોલ્યા અરે પારથજી તમે શા માટે ગભરાયો છો? જેનાં વાજાં વાગતાં હશે તેનાજ વાગવાનાં છે. એમ કહી દીનાનાથે ભીસમ પોતાનું બળ હરણ કરી લીધું, અને તે બળ અભેમન્યુને આપી દીધું. પછી અભેમન્યુના રથ નીચેનું બાણ ભાગી નાંખ્યું એટલે તેનો રથ નીચે આવ્યો એવું દેખીને ભીષ્મપીતાને વીચાર આવ્યો કે હે અરેરે કંઈ કપટ જેવું જણાય છે, કારણ કે એક ઘડી વારમાં મારૂં બળ ઓછું થઇ જાય છે. તેથી જરૂર આ કૃષ્ણનું કપટ હશે. પણ આપણે બરોબર તપાસ કર્યા વીના કહેવું તે વૃથા છે. એમ ધારી પોતે અભેમન્યુના સામા યુદ્ધ કરવા લાગ્યા. ભીષ્મપીતા અગનીનો મંત્ર ભણીને બાણ મારે છે તેથી તેમના ફક્ત વીસ હજાર બાણ થાય છે અને અભેમન્યુનાં એક લાખ વીસ હજાર થાય છે આ પ્રમાણે જોઇને ભીષ્મદાદાએ વીચાર કર્યો કે જરૂર કૃષ્ણજી કપટ કરે છે પણ આવતી કાલે વાત. એમ કહી યુદ્ધ કરે જાય છે પણ અભેમન્યુના આગળ પોતાનું કંઈ ચાલતું નથી. છેવટ અભેમન્યુએ દાદાને સ્થંભની બહાર નસાડી મુકયા એવામાં ગગનથી અરજુનનો રથ ઉતર્યો અને સઘળા લોકો પણ બંધનથી મુક્ત થઇ ગયા. એટલે સઘળુ સૈન્ય કૌરવના રણ સ્થભે આવ્યું. પછી પાન્ડવનાં નીશાન ગરગડયાં

અને કઉરવનાં બંધ પડયાં એ પ્રમાણે પાન્ડવો આઠમા દીવસે જીતીને પોત પોતાના તંબુએ ગયા. ભીષ્મ તથા અરજુન પણ તેમના તંબુએ ગયા. ત્યાં દાદાની સેવા કર્યા પછી અર્જુન પાછો પોતાના તંબુએ આવી સુઇ રહ્યો. હવે અર્જુનના ઘેર આવ્યા પછી દુર્યોધન ભીષ્મની પાસે આવ્યો. પોતે ભીષ્મને કહેવા લાગ્યો, હે દાદા હવે તમારા યુદ્ધના ફક્ત બે દીવસ રહ્યા માટે મને જીવતદાન આપો. એવું સાંભળી ભીષ્મને દયા આવી તેથી પોને દુર્યોધનને કહ્યું કે તારી સ્ત્રીને મારી પાસે મોકલજે એટલે હું તેને અખંડ સોભાગ્યવંતીનું વરદાન આપીશ એટલે દુરીયોધન ખુશી થઇને બોલ્યો, વારૂ દાદા એમ કહી પોતે આનંદમાં પોતાના તંબુએ આવ્યો. પાપી પોતાના મામા શકુનીને કહેવા લાગ્યો કે હું અમ્મર થઇ આવ્યો છું. હવે હું કદી મરવાનો નથી. એમ કરતાં રાત્રી વીતી વ્હાણું વાયું એટલે પાન્ડવો તથા ભીષ્મપીતા યુદ્ધે તત્પર થયા હવે દુરીયોધને પોતાની સ્ત્રીને તેડવા માટે સાંઢણી મોકલી. પછી નવમા દિવસે પાન્ડવો પોતાના સૈન્ય સહીત રણ સ્થંભે આવ્યા. અને ભીષ્મપીતા પણ પોતાના સૈન્ય સહીત આવી પહોંચ્યા. બંન્ને પક્ષ સામા સામી ઉભા રહ્યા. પછી અરજુનજીએ પ્રેમ વડે દસ બાણથી દાદાનું પુજન કર્યું. ત્યાર કેડે ભીષ્મજીએ અગનીનો મંત્ર ભણીને નાગપાસનું બાણ લીધુ પછી તે બાણ ફેર ફુદડી ખઇને જોરથી પાન્ડવ દળમાં ફેંક્યું તેથી તે બાણ વડે સઘળા બંધાઈ ગયા. ફકત ઘેખવરાગુ તથા ગેઆરગચ્છીઅંન્ને ગગનમાં ચઢયા હતા તેથી તેઓ બંધાયા વિના રહી ગયા તેથી તેઓ કૌરવ દળમાં છુટી પડયા. બંન્ને બાપ દીકરાએ એક પળવારમાં દશહજાર યોદ્ધા મારી નાંખ્યા. પછી શેન્યાએ બુમાટો કર્યો એટલે ભીસ્મ પીતાએ હાથમાં બાણ પકડ્યું. તે દેખીને બન્ને બાપ દીકરાએ વિચાર કર્યો કે જો નહિ નાશીએનો ડોસો ઠેર મારી નાંખશે, એમ ધારી બને ગગનમાં ચઢી ગયા. એટલે ભીસ્મ પીતાએ તે બંનેને નાગપાસથી તાણી બાંધ્યા. શ્રી કૃક્ષ પ્રભુને પણ તે દીવસે ભીસ્મદાદાએ રથ સરસા બાંધ્યા. એવામાં ચાર ઘડી દિવસ રયો એટલે અરજુનજીએ કહ્યું કે હે મહારાજા હવે ફક્ત ચાર ઘડી દીવસ રહયો છે માટે આપણાથી કેમ કરીને જીતાસે એવું સાંભળી પ્રભુ બોલ્યા, અરે પારથજી તમે કેમ ગભરાઓછો જેનાં વાજા વાંગે છે. તેનાજ વાગશે એટલે અર્જુને કહ્યું અરે મહારાજ આપણામાં કોઈ છુટ્ટ નથી, સઘળા બંધાએલા છે તેથી કોણ યુદ્ધ કરશે! એવામાં પ્રભુએ એવો અદભુત ખેલ કરયો કે એકદમ અંતરીક્ષથી ગરૂડજીને

પાન્ડવનિ સૈન્યામાં બોલાવ્યા. તેથી ગરૂડજીએ આવીને સઘળા સર્પ વીણી ખાધા. એવું જોઇને ભીસ્મપીતા બોલ્યા; કે કૃષ્ણ કપટી છેવટ તમે તમારૂ કપટ કર્યું જાઓ હવે મારે નથી લડવું એમ કહી પોતે સ્થંભની બહાર નિકળી ગયા. તવ પાન્ડવો સૈન્ય સહીત કઉરવ સ્થંભે આવીને ઉભા રહયા. તેથી કઉરવનાં વાજાં બંધ પડયાં અને પાન્ડવોનાં ગરગડી ઉડયાં, પછી અર્જુન દાદાના રથમાં બેસતો હતો એટલામાં દાદાએ કહ્યું, અરે બેટા પારથ આજ મારે તારી પાસે શેવા કરાવવી નથી. એમ કહિ પોતે રીસમાંને રીસમાં પોતાના તંબુએ ગયા, એટલે પાન્ડવો પણ આનંદ ભેર પોતાના તંબુએ આવ્યા હવે હસ્તીનાપુરથી દુરીયોધનની રાણી ભાણુમતિ આવી પહોંચી, તેથી દુરીયોધન તેણીને તેડીને રાત્રે ભીસ્મ પીતા પાસે આવ્યો ભીસ્મ પીતાએ દુરીયોધનને કહ્યું હે છત્રપતી અત્યારે તો મારે હરી સ્મર્ણમાં બેસવું છે, માટે પરોઢીએ મરઘો બોલે ત્યારે તારી ભાણુમતીને મારી પાસે મોકલજે. ફક્ત અત્યારે મને મારો તંબુ લીંપાવી આપ એટલે હું નાહીને હરી સ્મર્ણમાં બેસું, એવું કહેતામાં દુરીયોધને ભાણુમતિને વીદાય કરીને શેવકો પાસે દાદાનો તંબુ લીંપાવરાવ્યો, પછી દુરીયોધને દાદાના પુજન માટે સઘળી સામગ્રી તૈયાર કરીને મુકી. ત્યાર કેડે દુષ્ટ છત્રપતી પોતાના તંબુએ જઇ સુઇ રહયો, હવે ભીસ્મજી શીતળ જળે સ્નાન કરીને હરી સમરણ કરવા બેઠા એવામાં મધ્ય રાત્રી થઇ એટલે શ્રી કૃષ્ણજીએ જઇને દ્રૌપતીને છાની માની જગાડી. દ્રૌપતીએ પુછયું, કેમ વીરા મને મધ્યરાત્રીએ જગાડી ! એવું સાંભળી પ્રભુ બોલ્યા, અરે બેહેન આજ દુર્યોધન અમ્મર થાય છે. માટે તમને જગાડયાં દુરીયોધનની સ્ત્રી ભાણુમતીને ભીસ્મ પીતા વરદાન આપે છે. તેથી મને ઉંઘ આવતી નથી. એવું સાંભળી દ્રૌપતી બોલ્યાં, કહો ભાઇ ત્યારે આપણે શું કરીશું ! તવ પ્રભુએ કહ્યું તમે આઘું ઓઢીને ભીસ્મની પાસે જાઓ અને ભાણુમતીના બદલે તમે વરદાન લઇ આવો. એવું સાંભળી દ્રૌપતી કહેવા લાગ્યાં, અરે દીનાનાથ પારકી હદમાં મારી અબળા જાતે ચોરી કરવી એ લાન્છન ભરેલું છે. વળી જો ચોકીદારો જાગતા હોય તો મને અંદર જવા પણ ન દે, તેટલા માટે હે મારા દયાળુ પ્રભુ તમે વીચાર તો કરો કે હું એકલી કેવી રીતે જાઉં ! એટલે શ્રી કૃષ્ણજી બોલ્યા, હે ભગની તમે કોઇ જાતની ચીંતા કરશો નહી હું તમારી સાથે આવીશ. તવ પંચાળી હસીને બોલી ઓ જગતપતિ તમે મારી સાથે આવો તો હું જવા માટે ખુશી છું. એવું સાંભળી પ્રભુ બોલ્યા, તમે સ્નાન કરી લ્યો. એમ કહિ પોતે શ્રી હરી પુસ્પ લા-

વ્યા. પછી ચંદન, અબીલ, ગુલાલ, ધુપ દીપ નૈવેદ વીગેરે તૈયાર કર્યું. ત્યાર કેડે પંચાળીએ સ્નાન કરીને પોતાનાં વસ્ત્ર આભુષણો પહેરી લીધાં. એ પ્રમાણે તૈયાર થઇ પોતે પ્રભુ પાસે ગઇ. પછી ભાઈ ભગની વાતો કરતાં કરતાં ભીષ્મ પાસે ચાલ્યાં જતાં જતાં પ્રભુ તામશી વિદ્યા ભણ્યા એટલે સઘળા લોકો ઉંઘમાં પડયા. તવ પ્રભુ તથા દ્રૌપતી કઉરવ દળમાં ખુશીથી ચાલ્યાં, એમ કરતાં કરતાં જ્યાં એકલા ભીષ્મજી હરી સ્મરણ કરે છે. ત્યાં આવી પહોંચ્યાં. પછી દીનાનાથે દ્રૌપતીને કહ્યું કે તમે એકલાં જાઓ અને હું બહાર બેસું એમ કહી પ્રભુજીએ કુકડાનું સ્વરૂપ ધારણ કરીને બે ચાર ટઉકા કરયા, તવ ભીષ્મજીએ જાણ્યું કે વ્હાણું વાયુ છતાં પણ ભાનુમતી કેમ આવી. નહિ એવામાં દ્રૌપતી રૂમઝુમ કરતી આધું ઓઢીને તંબુમાં દાદાનું પુજન કરવા લાગી. સનમુખ બેશીને જળ ચઢાવ્યું, ચંદન લેપન કરયું અબીલ ગુલાલ ચઢાવીને હાર આરોપી દીધા, ત્યાર કેડે ધુપ દિપ નૈવેદ વીગેરે ધરીને પ્રદક્ષણા ફરયા પછી દાદાના ચરણ ગ્રહીને નમસ્કાર કરયો, એટલે ભીષ્મજી આનંદ પામ્યા કે આ સ્ત્રીએ ઘણી સારી સેવા કરી. દુરીયોદન તો મુરખ છે. પણ તેની સ્ત્રી સુલક્ષણી છે, એમ સમજી ભીસ્મજીએ આશીરવાદ દીધો કે હે નારી તું અખંડ સૌભાગ્ય હજો. વળી તારા સ્વામીનું આયુષ વધજો તેમ તેમના શતરૂનું સમુળુ મુળ જજો તવ દ્રૌપતીએ કહ્યું વારૂ દાદા એમ કહી પોતાનું મુખ ભીસ્મને બતાવીને સતી નાસી ગઈ. એટલે ભીસ્મજીએ દ્રૌપતીને ઓળખીને વિચાર કરયો કે અરેરે ભાનુમતીને બદલે આ કયાં વરદાન પામી ! હવે દુરીયોધનની સ્ત્રી પુજન કરવા આવશે તો તેને શું વરદાન આપીશ ! એમ ચીંતા કરે છે હવે દ્રૌપતીએ તંબુમાંથી દોડી આવીને શ્રી કૃષ્ણજીને કહ્યું કે અરે દીનાનાથ હું વરદાન પામી છું. હવે આપણે કોઈ જાતની ચીંતા રહી નહી એટલે પ્રભુ બોલ્યા બહુ સારૂ બેહેન તમે ઘણુંજ ઉત્તમ કાર્ય કરયું એવું સાભળી દ્રૌપતીએ જવાબ આપ્યો, હે પ્રભુ મે જે કરયું તે સઘળું આપના પ્રતાપથી થયું છે, એ પ્રમાણે પ્રભુએ તથા દ્રૌપતીએ બન્ને જણાએ તંબુમાં આવીને પોત પોતાના આસને સયન કરયું. હવે ભીસ્મજી બહુ અકળાઇને કહેવા લાગ્યા કે મને દ્રૌપતી નારી છેતરી ગઇ અરેરે મ્હારી ઇજત લેઇ લીધી હવે ભાણુમતીને શો જવાબ દેઇશ એમ વિચાર કરતા કરતા મુરછમાં પડયા. હવે કુકડા બોલ્યા. પછી પરોઢ થયું એટલે દુરીયોધન જાગીને વીચાર કરવા લાગ્યો કે વ્હાણું તો વહી ગયું છતાં રાણી હજી સુધી કેમ ન ઉઠયાં ! જો વધારે વખત વહી જશે તો ભીસ્મજી વરદાન નહી આપે

એમ ધારી પાપી દુરીઓધન ઉઠીને પોતાને પોતાની સ્ત્રી પાસે ગયો. ત્યાં જઇ ઝુમો પાડીને ભાણુમતી નારીને જગાડી તવ ભાનુમતી આંખો ચોળતી અને માંથુ ખણતી ઉભી થઇ. અટલે દુરીયોધને કહ્યું ઓ વ્હાલી નારી તમે ઝટપટ ભીસ્મ પીતા પાસેથી વરદાન લાવો. એવું સાંભળી ભાણુનતી બોલી હે નાથ હવે હું સ્નાન કરીને વસ્ત્રા ભુશણ ધારણ કરયા પછી હું દાદા પાસે જાઉં છું એટલે દુરીયોધન કહે બહુ સારૂ એમ કહી પાપી દાદાનું પુજન કરવાને માટે પુજાપાની છાબ તઇયાર કરી લાવ્યો હવે ભાણુમતી નાહી ને તઇયાર થઇ. તે પછી પોતે વસ્ત્ર શણગાર ધારણ કરી લીધાં તવ દુરીયોધને ભાણુમતીના હાથમાં પુજાપાની છાબ મુકી. એટલે ભાણુમતા રૂમઝુમ કરતી દાદાના તંબુની લગભગ આવી હવે ભીસ્મજી તો દ્રૌપતીને વરદાન પામેલી જાણીને ચીંતા કરતા મુરછામાં પડયા છે. એવામાં ભાણુમતી ઉઘાડે મુખે અને વાંકે અંબોડે તંબુમાં દાખલ થઇ. તો ભીસ્મ દાદાને સુનેલા દિઠા. તેથી તેણીએ જળની ઝારી હાથમાં લેઇને દાદાના ઉપર રેડી દીધી. તવ દાદા ઝબકીને સુતા સુતા સઘળું જોઇ રહ્યા છે, હવે ભાણુમતીએ ભીષ્મ ઉપર રેડેલુ પાણી એક લુગડાથી લુછી નાખ્યું. પછી પોતે ચંદનને દાદાના મુખ ઉપર ચોપડયું પુસ્પને છાતી ઉપર મુકયાં. અબીલ ગુલાલ દાદાની ચક્ષુ ઉપર મુકયાં. ધુપ સળગાવીને આંગળીયોમાં મુકયો નૈવેદ દાદાનાં બંન્ને ભુજમાં મુકયું એ પ્રમાણે પુજન કરયા પછી અવળી પ્રદક્ષણા ફરીને દાદાને પગે લાગી. તવ ભીસ્મજીએ ક્રોધ કરીને કહ્યું કે તને રંડાપો હજો. ત્યારે ભાણુમતી બોલી ઉઠી કે હે દાદા તમે મને વગર વાંકે શા માટે રંડાપો આપ્યો ! અરેરે આશીરવાદ દેવાને બદલે ઉલટો શ્રાપ દીધો ! એવું સાંભળી ભીસ્મ દાદાએ જવાબ આપ્યો અરે ભાણુમતી તને હજી પુજન કરતાં કયાં આવડે છે ! તારા માબાપને ત્યાં કે સસરાને ત્યાં કોઇ દિવસ તેં પુજન કરયું છે! એવું સાંભળતાંજ ભાણુમતી દાદાને ગાળો દેતી દેતી પોતાના પતીની પાસે આવી. દુરીયોધનની પાસે આવીને ભાણુમતી કહેવા લાગી કે અરે નાથ ભીસ્મજી,"એ તો મને વરદાન આપવાને બદલે ઉલટો શ્રાપ આપ્યો. હે નાથ જ્યારે રંડાપો અપાવવો હતો ત્યારે તમે મને શા માટે તેડાવી એવું સાંભળી દુરીયોધને તેને કહ્યું કે હે નારી ચાલ આપણે બંન્ને ભીસ્મ દાદાની પાસે જઇને તેમને ઠપકો દેઇએ એ પ્રમાણે વીચાર કરીને બંન્ને જણા ભીસ્મજી પાસે આવ્યાં દુરીયોધન કહે અરે ડોસા તમે સૌભાગ્યને બદલે રંડાપો કેમ આપ્યો મેં તમારા વિશ્વાશે મારિ સ્ત્રીને તેડાવી તે સઘળું ધુળ મળ્યું. ધીક્કાર છે તમને તમે સત્યવાદી શાના !

એવું સાંભળી ભીષ્મે કહ્યું એ છત્રપતી તારૂં કહેવું યથાર્થ છે પણ તારી સ્ત્રીને પુજન કરતાં કયાં આવડે ! જેણે માબાપના ત્યાં પુન્ય પુજન વીગેરે કંઈ કરયું નથી તે પ્રાણી શું કરી જાણે ! એવાં વાકય સાંભળીને દુરીયોધન બોલ્યો અરે દાદા ! ગમે તેવી પણ મ્હારી સ્ત્રી છે વળી કહ્યું કે બજ્યું આ પુજન કરવું એમ કહિને બન્ને સ્ત્રી પુરૂષ પોતાના તંબુએ આવ્યાં. ત્યાર પછી દુરીયોધને ભાણુમતીને સાંઢણી ઉપર બેસાડીને હસ્તીનાપુર વિદાય કરી દીધી. હવે ભીષ્મ પીતાએ વીચાર કરયો કે જે દ્રૌપતી સતી મારા પાસેથી વરદાન લઇ ગઇ તે કાંઈ કપટ થયેલું જણાય છે. કારણ કે આટલા કઉરવ વચ્ચે થઇને એકલી અબળા મધ્યરાત્રીએ આવી શકે નહી એમ ધારી પોતે સમાધી ચઢાવીને બેઠા. તો માલુમ પડયું કે સઘળું કપટ કૃષ્ણજીનું છે. તેથી ભીસ્મજી દીલગીરિ કરવા લાગ્યા કે અરેરે પ્રભુએ મને બ્રહ્મહત્યાનું પાપ વળગાડયું. પણ ઠીક છે, જો આજે હું કૃષ્ણને બ્રહ્મહત્યાનું પાપ ન ચોટાડું તો મારૂં નામ ભીષ્મ નહી ! શ્રીકૃષ્ણજીએ એવા સોગન ખાધાછે કે મારે હથીયાર ઝાલવાં નહી માટે તેમને આજ હથીયાર ઝલાવીને બ્રહ્મહત્યા ચોટાડું. એટલે પછી જો પોતાની બ્રહ્મહત્યા ભંગ કરશે તો મારી પણ [બ્રહ્મહત્યા] દુર કરયા વીના છુટકો થવાનો નથી એવો નીશ્ચય કરયો એટલામાં વ્હાણું વાયુ એટલે દસમો દીવસ યુદ્ધ માટે ચાલુ થયો. હવે ભીષ્મ પીતા પરવારીને સેન્ય સહીત રણસ્થભે આવ્યા એટલે પાન્ડવો પણ દાદાની સામે યુદ્ધ કરવા માટે પોતાના રણ સ્થંભે આવીને ઉભા રહયા. એ પ્રમાણે તૈયાર થયા પછી અર્જુનજીએ ગાન્ડેવનામા ધનુષનો ટંકાર કરયો એટલે હનુમાનજી લંકામાંથી આવીને પારથની ધજાએ બેઠા. પછી અર્જુનજીએ ભીષ્મ પીતાનું પુજન કરવા માટે એક બાણ લીધું એટલે ભીષ્મજી બોલી ઉઠયા અરે પારથ આજ તું મારૂં પુજન કરયા સીવાય એકાએક લડવા માટે તૈયાર થઈ જા એવું સાંભળી પારથે નીશ્ચય કર્યું કે આજ ડોસો ક્રોધે ભરાએલા છે માટે પુજન કરવા દેવાના નથી, તેથી અર્જુનજીએ તે બાણ ભીષ્મ ઉપર મુકયું તવ ભીષ્મજી ક્રોધ કરીને પાન્ડવો ઉપર ટુટી પડયા. દાદાએ મોહાસ્ત્ર બાણ લઇને અગણીતા મંત્રવડે પાન્ડવો વચ્ચે મારયાં એટલે તેના પ્રભાવથી જે ને તે મુરછામાં પડી જાય છે. હાથી ઘોડા, ઉંટ વીગેરે શૈન્ય સહીત ઢળી પડયા. ધરૂપત રાજા. વઇરાટરાજા સીખંડી અભેમન્યુ ગેટારગચ્છ વિગેરે સરવેને મુરછામાં ઢાળી પાડયા. વૃદ્ધ ડોસાએ અર્જુનજીને પણ છાતીમાં બાણ મારી મુરછાગંત કરી નાંખ્યા. પછી પ્રભુને બાંધવા માટે એક બાણ લીધું. તેથી પ્રભુએ વીચાર કર્યો

કે ડોસો આજ ક્રોધે ભરાયો છે માટે હું પણ નીચે પડી જાઉં તો ઠીક એમ ધારી પોતે અર્જુનજીની પાસે આડા પડયા. એવું જોઈ ભીશમજી વીસ્મય પામીને કહેવા લાગ્યા કે ઓ કૃષ્ણ કપટી ધન્ય છે તમને, પોતાને લડવું પડે માટે કેવા ચાળા કરવા માંડયા છે પણ આજ અરજુનજીને ઠેર મારૂં તે વખત શું છોગાળો જોઈ રહેશે એવું સમજીને ભીષ્મજી પોતાના હાથમાં ભાલો પકડીને અર્જુનજીની છાતી ઉપર જઈ ચડી બેઠા. પછી પ્રભુને સંભળાવવા માટે બોલ્યા હે અર્જુન બેઠા કોઈકને માટે તને ઠેર મારવો પડે છે. તેથી જેણે મને પાપ લગાડયું છે તે પણ પોતાને માથે પાપ લેશે તો પણ તને જીવતો રાખીશ નહિ તો ઠેર મારી નાંખીશ. એમ કહી ફરસી ઉગામી એટલે પ્રભુજીએ વીચાર કર્યો કે જો આ વખત હથીયાર નહી પકડું તો અર્જુનને ઠેર મારશે. એવું જાણી શ્રી હરીએ સુતાં સુતાં પોતાનું સુદર્શણ ચક્ચાક ચઢાવ્યું. તે જોઈ ભીશમજી હસીને અરજુનની છાતી ઉપરથી ઉતરી પડયા. પછી દયાળુને કહેવા લાગ્યા, હે દેવકીનંદન તમને પણ બ્રહ્મહત્યાનુ પાપ થઇ ચુકયું. એવું સાંભળી શ્રી હરીએ કહ્યું મને પાપ નથી તેમ તમને પણ નથી. કારણ કે મેં યુદ્ધ કરવાના હેતુએ સુદર્શણ ચક્ર ધારણ કરયું નથી. મેતો ફકત તમે મુમત ઝાલ્યો હતો માટે ચકને ધારણ કરયું, અને તેજ પ્રમાણે તમને પણ પાપ નથી કારણ કે તમે દ્રૌપતીને ભાગુમતી જાણીને વરદાન આપ્યું છે તેને કંઇ દ્રૌપતી જાણીને વરદાન આપ્યું નથી માટે તેનુ તમને પાપ નથી. એવું સાંભળીને પોતે પગે લાગ્યા, પછી દાદા પોતાના રથ ઉપર બેઠા. એવામાં અરજુનજી વીગેરે સઘળા મુરછામાંથી જાગ્રત થયા તેવાજ આયુદ્ધ લેઈ લડવા માટે પાછા તૈયાર થઇગયા એટલે ભીશમપીતાએ પોતાનાં લડવાનાં હથીયાર મુકી દીધાં. પછી પોતે કહેવા લાગ્યા કે અરે ભાઇયો ધરૂપતરાજાના પુત્ર શીખંડીના હાથથી મારૂં મૃત્યુ છે માટે તેને બોલાવીને તેની પાસે બાણ મરાવો એટલે હું નીચે પડીશ એવું સાંભળી શ્રીહરી એકાએક પાન્ડવ દળમાં દોડયા અને ધરૂપતરાજાના પુત્ર શીખંડીને શોધી કાઢયો. પછી શ્રી કૃષ્ણજીએ શીખંડીને કહ્યું, તમે એક બાણ ચઢાવીને ભીશમજીને મારો તો ડોસાના પ્રાણ જાય. કારણ કે તેમનું મૃત્યું તમારા હાથે છે. એવું પ્રભુનું બોલવું સાંભળી શીખંડી બોલ્યો, હે દીનાનાથ આપનું કહેવું યથાર્થ છે પણ ભીશમજી હથીયાર છોડી નાંખીને બેઠા છે માટે જો હું તેમને વગર ત્યારીએ મારૂં તો મને પાપ લાગે અને મારો ક્ષત્રી ધરમ લજવાય. એટલે શ્રી હરીએ તેને કહ્યું કે જો તમને પાપ લાગે તો તે મારે શીર છે પણ તમે એક બાણ ચઢાવીને ડોસાને મા-

રે તવ શીખંડી ડોસાને મારવા માટે તઈયાર થઈ ગયો, તેણે ધનુશ ઉપર બાણ ચઢાવ્યું અને પછી જોર કરીને ડોસાની છાતીમાં મારયું, જ્યાં ભીશમજીની છાતીમાં ને બાણ વાગ્યું. એટલે પોતે રામ કૃષ્ણ જપતા જપતા નીચે પડયા તવ સેન્યામાં લીલા વાવટા ચઢી ગયા અને યુદ્ધ બંધ થયું. પાન્ડવનાં નીશાન ગરગડી ઉઠયાં અને કૌરવોનાં બંધ પડયાં. એ પ્રમાણે ભીસ્મજીના પડયા પછી ભીમનો પુત્ર જે બબ્રીક તેનું શીશ સ્થંભ ઉપર બેઠું છે તેણે મનમાં એવો વીચાર કરયો કે જો હું હારેલા પક્ષની મદદે નહી ચઢું તો મારી માતાનું વચન જશે. એમ વીચારી તે શીશ પાન્ડવ દળમાં તુટી પડયું. તે મુસ્તકે એક થોડી વારમા ત્રણ અયુત પ્રાણીને ઠેર મારી નાખ્યા. તેદેખીને ભીમસેન ગદા લેઇને તેના સામો ઉપડયો. વ્રકોદરે વીચાર કરયો કે દીકરાએ ગજબ કરયો માટે તેને ઠેર મારી નાંખુ એટલે પ્રભુએ ભીમસેનનો હાથ ઝાલીને કહ્યું કે અરે વાયુનંદન ધીરજ રાખો. જો તમે વગર વીચારયું કામ કરસો તો મરણ પામશો એવું સાંભળી ભીમસેન ઉભો રહયો પછી પ્રભુ બબ્રીકને કહેવા લાગ્યા કે હાં હાં તમે શું કરો છો તમારા તાતના કુળનો સંહાર કરો છો તે ગેર બ્યાજબી છે. એવાં પ્રભુનાં વચન સાંભળી ને મુસ્તક ઉભું રહયું અને પોતાનાં ચક્ષુ થી હરીના સામાં રાખીને બોલ્યું, હે કૃષ્ણજી હું તો મારી માતાનું બોલેલું વચન પાળું છું એટલે પ્રભુ બોલ્યા, અરે બબ્રીકજી તમારી માતાનું વચન પળાઈ ચુકયું છે માટે હવે આટલેથી ક્ષમા કરો તો એક વરદાન આપું. તવ બબ્રીકે કહયું, બહુ સારૂ મહારાજા, મને વરદાન આપો તો હું ક્ષમા રાખું છું. પછી પ્રભુએ એવું વરદાન આપ્યું કે હે બબ્રીક આખું વિશ્વ તમારી શેવા કરશે અને તમે બળીયા કાકાના નામથી ઓળખાશો. તમે જેના ઉપર અમલ કરો ત્યાં અન્યથી કદી જવાય નહી. એવાં પ્રભુના મુખનાં વાકય સાંભળીને બબ્રીક ઘણોજ ખુશી થયો. પછી દયાળુએ એક લીંબડાના વૃક્ષ નીચે બબ્રીકનું સ્થાપન કરયું. એ પ્રમાણે બબ્રીકને શાન્ત પમાડયા પછી સરવ સૈન્યને વીદાય કરીને પાન્ડવો તથા પ્રભુ દાદા પાસે આવીને બેઠા. તવ સો કઉરવો તથા કારભારીયો વીગેરે ભીસ્મની પાસે આવ્યા. એટલે ભીસ્મપીતા બોલ્યા. અરે દીકરાઓ મને ઉંચકીને પીંપળાના વૃક્ષ નીચે લેઇ જાઓ. એવું સાંભળી દુરીયોધને ભીસ્મને કહ્યું, તંબુમાં લેઈ જઇએ તો શો વાંધો છે ! તવ ભીસ્મજી બોલ્યા, અરે મુરખા અત્યારે માયાને છોડવા બેઠા છીએ અને તું પાછો માયાનો સંગ કરાવે. એવું ભીષ્મજીનું બોલવું સાંભળીને પાન્ડવોએ તથા કઉરવોએ ભેગા થઇને ભીષ્મ પીતાને પીંપળા-

ના વૃક્ષ નીચે સુવાડયા એટલે ભીષ્મજી બોલ્યા, અરે દીકરાઓ મારી છાતીમાં બાણ આર પાર નીકળ્યું છે. માટે મારૂં માથુંને ચર્ણ નીચે રહે છે. તેથી મને બીલકુલ ફાવતું નથી તવ દુરીયોધન તંબુમાંથી ઓશીકાં લાવ્યો. એટલે ભીષ્મે કહ્યું, અરે પાપા અત્યારે આ માયાને શા માટે ધારણ કરાવે છે ! એમ કહી દાદા અરજુન પ્રત્યે બોલ્યા, અરે બેટા ધનંજય તમે મને ઓશીકાં આપો. તવ અરજુને ઉભા થઇને પોતાના ધનુશ ઉપર બાણ ચઢાવીને દાદાના લેલાટે માર્યું. એટલે તુરત ભીષ્મનું મુસ્તક ઉંચું રહયું, પછી અરજુનજીએ બે બાણ બન્ને ખભામાં માર્યાં તવ ઠાડું ઉચું થયું, પછી બે બાણ કેહેડમાં માર્યાં, બે ઢીંચણમાં મારયાં અને બે પગની પાનીયે મારયાં તેથી ભીષ્મ પીતા દસ બાણની સજ્યાએ આનંદ ભેર પોઢયા. પછી ભીષ્મજીએ હશીને કહ્યું કે દીકરા પાણી પાઓ, તવ દુરીયોધન રત્ન જડીત પાત્ર ભરીને લાવ્યો, એટલે ભીષ્મ પીતા બોલ્યા, અરે દુષ્ટ આ માયાનું પાત્ર શા માટે લાવ્યો ! એમ કહી અરજુનને કહ્યું, બેટા મને જળ પાઓ. તવ અરજુનજીએ ગંગાસ્સ્તરનો મંત્ર ભણીને એક બાણ પૃથ્વીમાં માર્યું એટલે ગંગાની ધારા ભીષ્મના મુખમાં પડી તેથી ભીશ્મ પીતા ઘણોજ આનંદ પામીને કહેવા લાગ્યા કે અરે દીકરાઓ સંપ સંપીને રાજ્ય વહેંચી લો તો બહુ સારૂં એવું સાંભળી ધરમે કહયું અરે દાદા આપની મરજી હોય તેમ અમે કરવા માટે તૈયાર છીએ એટલે દુરીયોધન બોલી ઉઠયો, અરે દાદા રાજ્ય આપવા લેવાની વાત તો કરશોજ નહી તવ ભીષ્મજીએ કહ્યું હવે તમે સઘળા તમારે સ્થળે જાઓ તમારે ફાવે તેમ કરજો. એટલે સઘળા લોકો પોત પોતાના સ્થળે ગયા અને ભીષ્મજી પોતે એકલા બાણ સજ્યાએ પોઢયા. તે વખતે ભીશ્મને તેડવા માટે દેવ દુત આવ્યા. એટલે ભીષ્મ પીતાએ તે દેવ દુતને કહયું કે છ મહીના પછી મારો દેઇ મુકીશ એમ કહી તેમને સ્વાન રૂપ બનાવીને પોતાની પાસે રાખ્યા. વૈશમપાય રૂષિ કહે છે, હે જન્મેજે રાજા ભીમસેને જે હાથીને આકાશમાં ઉછાળેલા છે તે હજી પણ આકાશમાંજ છે, એવું સાંભળી જન્મેજે કહે છે, અરે મહારાજા આવાં ખોટા ગપોડાં શા માટે ગોઠવો છો! હું શાથી શત્ય માનું કે હજુ હાથીનાં ખોખાં આકાશમાં છે ! એવું સાંભળી વૈશમપાય રૂષિ બોલ્યા હે રાજા તેં સંદેહ ધરિયો માટે આ ભીશ્મ પરવની બ્રહ્મહત્યા તારે માથે રહિ. તેમ છતાં જો તારે પરીક્ષા જોવી હોય તો તે જોઇ લે, એમ કહી જળની અંજળી લેઇ એક વરસનું તપ મુકીને વાયુની ગતિ બંધ કરી એટલે આકાશથી હાથીનાં ખોખાં નીચે પડયાં તે દેખીને જન્મેજયના ચરણ થર થર ધુજ્યા

વળી પોતાના મનમાં વીચાર કરયો કે અરેરે રૂષિનું વચન મેં જુઠુ માન્યુ અને તેથી મારા નસીબમાં પાપ ચોટયું. એવું જાણીને આંખોમાં આંસુ લાવીને કહ્યું હે મહારાજા મારી ભુલ થઇ હવે મને પામરને પાવન કરો. એટલે વૈશમપાય રૂષી બોલ્યા, અરે રાજા આ તારૂં પાપ કળીયુગમાં વ્હેંચાઇ જશે માટે ચીંતા કરીશ નહી, કળીયુગમાં જે પ્રાણી કથા સાંભળતાં સંદેહ ધરશે તેનેજ આ પાપ ચોટશે એવું સાંભળી જન્મેજે બોલ્યો, વારૂ મહારાજા હવે બીજું પર્વ સંભળાવો જેથી કરી બ્રહ્મહન્યા દુર થાય, વળી કહ્યું કે હે મહારાજા આટલી વખત મને ક્ષમા આપો અને હવે પછી હું શ્રદ્ધા યુક્ત થઇને કથા શ્રવણ કરિશ, એમ કહી પોતે બ્રાહ્મણોને વિધી પુર્વક દાન આપ્યું.



## વિશ્રામ ૧ લો.



ભીષ્મ પર્વ પુરણ હવું, જેને નહી સંદેહઃ
વલ્લભ વાણી ઓચરે, નીરદોશીજન તેહ.





ભીસ્મ પર્વ સમાપ્ત

# દ્રોણ પર્વ. ૭

વૈશમપાયન રૂષિકહે છે કે જન્મેજય રાજા એ પ્રમાણે પાન્ડવો તથા કૌરવો પોત પોતાના તંબુમાં બીરાજ્યા છે. એવામાં દુરીયોધન તથા શકુની બન્ને ઘણાજ ઉંડા વીચારમાં પડયા. પછી બેઉ જણે દ્રોણગુરૂને કહ્યું કે અરે મહારાજ ભીષ્મપીતાએ તો સત્યમાંથી હાથ ન કાઢયો, પણ આપને જરા વીચાર કરવો જોઇએ. કારણ કે તમે અમને તમારી સાથે યુદ્ધમાં લેઇ જાઓ તો બહુ સારૂ થાય. એવું સાભળી દ્રોણગુરૂએ દુષ્ટોને પોતાની સાથે લેઇ જવાનું હા કહ્યું તવ દુરીયોધને પાન્ડવોને ખબર આપી કે કાલે વ્હાણું વાય એટલે રણ સ્થંભે યુદ્ધ માટે આવજો. પછી રાત્રીએ જમી કરીને સયન કરયું. એમ કરતાં કરતાં વ્હાણું વાયું એટલે પાન્ડવો પોાતાના સૈન્ય સહીત રણસ્થંભે આવ્યા. તેમજ કઉરવો પણ પોતાના સઘળા સૈન્ય સહીત અસત્યનું યુદ્ધ કરવા માટે આવ્યા. હવે અરજુનજીને દ્રોણગુરૂ સામા સામી ઉભા, અભેમન્યુને કરણરાજા ઉભા. એ પ્રમાણે જેને જેમ ઘટે તેમ સામા સામી યુદ્ધ કરવા માટે ઉભા રહ્યા. એવામાં અરજુનજીએ દ્રોણગુરૂને પગે લાગીને કહ્યું કે હે મહારાજ આવું અસત્ય યુદ્ધ કરવું આપને ઘટતું નથી. એવું સાંભળી દ્રોણગુરૂએ નીચું ઘાલીને શ્રાપ દીધો કે હે દુરીયોધન તારૂં સત્યાનાશ જજો. ત્યાર પછીધનંજયે પોતાનું ધનુશ ચઢાવીને ટંકાર કરયો. તેથી તેનો શબ્દ સાંભળીને લંકામાંથી હનુમાનજી કુદીને અરજુનજીના રથની ધજાઓ આવીને બેઠા. ત્યાર પછી પારથે પહેલ વહેલું દસ બાણથી દ્રોણગુરૂનું પુજન કર્યું. તેથી દ્રોણગુરૂએ આશીરવાદ આપ્યો કે હે અર્જુનજી તારો જય જયકાર થજો અને દુષ્ટ દુરીયોધન મને તારિ સાથે લડાવે છે માટે તેનું જડામુળ જજો. એ પ્રમાણે કહીને પછી પોતે પોતાનાં આયુદ્ધ ધારણ કરી લીધાં. હવે પાન્ડવ દળમાંથી ગેટારગચ્છ તથા મેઘવરણ એ બેઉ બાપ દીકરા કઉરવના સૈન્યમાં ક્રોધ કરીને ટુટી પડયા. તેથી તેમણે ઘણાક માણસોનો ઘાણ વાળી નાંખ્યો. કઉરવમાંથી દ્રોણગુરૂ. જેદ્રથ, ભગદત. ભુરીસેવા વીગેરે પોતાનાથી બને તેટલું જોર કરીને પાન્ડવો સાથે લડે છે. તેમ પાન્ડવો પણ માઝા મુકીને સામા ટુટી પડયા છે. અને દુરીયોધનને ભીમસેન

પણ સામા સામી યુદ્ધ કરવા મચી પડયા છે. એ પ્રમાણે યુદ્ધ ચાલ્યાં કરે છે એ-વામાં મેત્રવરણે શકુનીના સાત પુત્ર ઉચકી લીધા અને પોતાના બગલમાં ઘા-લીને પાન્ડવ દળમાં પડયો. પછી તે પુત્રો ભીમસેનના હાથમાં મુકયા. એટલે ભીમસેને તે પુત્રોને પોતાના બગલમાં ઘાલીને દબાવ્યા, તવ તે પુત્રોના પ્રાણ નીકળી ગયા. એવું દેખીને શકુની ત્રાહય ત્રાહય કરવા લાગ્યો. દ્રોણગુરૂએ પો-તાના દળમાં જોયું તો ગટોરગચ્છે હથરાણ વાળી નાખ્યું છે, એવું જાણતામાંજ પોતે એક બાણ લીધું. તે દેખીને ગટોરગછ આકાશમાં ચઢી ગયો. એટલે દ્રોણ-ગુરૂ થાકીને પાછા પાન્ડવ સાથે યુદ્ધ કરવા લાગ્યા, હવે એવામાં શકુનીના પુત્રો મરી જવાથી શકુનિને બહુ દુઃખ લાગ્યું તેથી પોતે લડવું મુકીને નાશી ગયો. એટલે તેની સંગાથે સૈન્ય પણ નાશી ગયું. એવું જોઇને દ્રોણગુરૂ પણ જીવ લેઇને નાઠા એવામાં સુર્યનારાયણ મેર બેઠો એટલે કઉરવનાં વાજા બંધ પડયાં અને પાન્ડવનાં ગરગડી ઉઠયાં. પછી દ્રોણગુરૂ વીગેરે પોતાના તંબુએ ગયા. એવામાં અર્જુનજીએ વીચાર કરયો કે દ્રોણગુરૂએ અસત્યનું યુદ્ધ કર્યું છે માટે તેમનિ શેવા કરવા જવું તે ઠીક નહી એમ ધારી પોતે પોતાના સૈન્ય સહીત તંબુએ ગયો. હવે કઉરવો પોતાના તંબુમાં બેઠા બેઠા વાતો કરે છે તેમાં દુરી યોધને દ્રોણગુરૂને પુછયું હે મહારાજ આજ તમે કેમ હાર પામ્યા ! એવું વચન સાંભળીને ગુરૂજી બોલ્યા તમારા અધર્મીના સંગે ચઢી અસત્યનું યુદ્ધ કર્યું માટે હારી બેઠા, તમે તમારા મન સાથે વિચાર કરો કે અધર્મનાં ફળ કેવાં નીકળે એવું. દ્રોણગુરૂનું બોલવું સાંભળીને દુરીયોધને કહ્યું અરે મહારાજા ગમે તેમ થાય પણ જેટલું અસત્ય કરવામાં ફળ મળે છે તેટલું સત્યમાં નથી મળતું માટે અસત્યજ કરવું એમ કહીને રાત્રીએ સઘળાઓએ સયન કર્યું. હવે તે વ-ખતે જગપતી વિચાર કરવા લાગ્યા છે. અંતરજામીએ એવું વિચારયું કે અ-ગીઆર દિવસ પુરા થયા અને હવે ફકત સાત દીવસ રહયા છે માટે જો અભે-મન્યુ નહી મરે તો ખોટું થશે. કારણ કે તે અઢાર વરસનો થશે એટલે મારૂં પણ મૃત્યું કરશે અને સ્વર્ગ, મૃત્યુ પાતાળનું રાજ્ય કરશે, તેથી તેને જગતના હીત સારૂં મારી નાખુ તો ઠીક. એમ પોતે વીચાર કરે છે એવામાં વ્હાણું વા-યું તવ પ્રભુ બીજું બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને પાતાળમાં ગયા. ત્યાં જ્યાં બ્રાહ્મ-ણની વસ્તી હતી ત્યાં ગયા. તો સર્વે બ્રાહ્મણો પ્રભુને કહેવા લાગ્યા કે અરે મહા રાજ તમે અહીં કયાં આવ્યા છો ! આ પાતાળમાં તાડુકી નામે અસુર છે તે ઘણોજ અધરમી અને પાપનું રૂપ છે તે અનાચારી અમારાં બ્રાહ્મણના ચીન્હ

ધારણ કરવા દેતો નથી. જો ઉપવીત અંગ ઉપર ધારણ કરીએ છીએ તો તે સ્થળે ડામ દે છે. તેમજ તેણે દેવ દેવસ્થાન પણ ભાગી નાંખ્યાં. વળી જો લેલાટે તીલક કરીએ છીએ તો જેવું તીલક કરયું હોય તેવોજ ડામ દે છે. તે માટે આપ અહીંથી પાછા પધારો નહી તો તમારી પણ અમારા જેવીજ વલે થશે. એવું સાંભળી પ્રભુ બોલ્યા, અરે બ્રાહ્મણો તમે શા માટે બેસી રહયા છો ? શું ક્ષત્રીયો પૃથ્વીમાંથી મરી ગયા છે, ! જાઓ કોઇ બળવાન ક્ષત્રીયોના શરણે જશો તો તમારૂં દુઃખ દુર થઈ જશે. વળી તેમ છતાં હાલ તમો કુંતાના પુત્ર અરજુનજીના શરણે જશો તો તે અહીં આવીને તાડુકી રાક્ષસને ઠેર મારશે. માટે ચાલો આપણે તેમની પાસે જઇએ એમ કહ્યું એટલે પાતાળના સઘળા બ્રાહ્મણો પ્રભુની સાથે ચાલ્યા, એવામાં કુરૂક્ષેત્રમાં પાન્ડવો તથા કઉરવો વાજતે ગાજતે યુદ્ધ કરવા માટે રણસ્થંભે આવ્યા છે. એટલામાં પાતાળમાંથી બ્રાહ્મણો આશીરવાદ દેતા દેતા ત્યાં આવ્યા એટલે યુદ્ધને બંધ રાખ્યું હવે બ્રાહ્મણો અર્જુનજીને કહે છે કે હે પારથજી પાતાળમાં તાડુકી નામનો દહીત છે, તે અમને ઘણુંજ દુઃખ દે છે, માટે અમે તમને તેડવા માટે આવ્યા છીએ તવ અરજુનજી બોલ્યા, હે મહારાજા જો મને દ્રોણ ગુરૂની આજ્ઞા અપાવો તો હું આવું એટલે બ્રાહ્મણોએ દ્રોણ ગુરૂને કહ્યું કે હે મહારાજ ધનંજયને અમારી સાથે આવવાની આજ્ઞા આપો, વળી હે મહારાજ જે બ્રાહ્મ હોય તેજ બ્રાહ્મણનું હીત ચાહે છે. બાકીજે અન્ય વરણના વીર્યથી ઉત્પન્ન થયેલો હોય તેનાં લક્ષણ બ્રહ્મ દંશી હોયછે. તે લક્ષણો એવાં હોય છે કે બ્રાહ્મણને દખીને દંતીયા કરે અને પોતાનુ મુખ ચરડીને બ્રાહ્મણનો મહીમા ઘટાડે. વળી પોતાની વિદ્વતા દેખાડે અને અભણ બ્રાહ્મણની નીંદા કરે. અવર જાતીનું દાસત્વ કરે અને બ્રાહ્મણ ઉપર શેઠાઈ કરે. તેમ છતાં અવર જાતીનું એંઠુ ઉપાડે અને વેશ ધારીની શેવા ચાકરી કરે. ભોજન માટે ભટકતો ફરે અને નીચાં દાન લે. આમંત્રણ વીના જમવાની સવડ કરે અને શુદ્રોની પળશી કરયાં કરે, અને સર્વે પશુમાં ગાય ગધેડીને સરખી જાણે છે. એવાં અતી અપલક્ષણ હોય તેને કદી બ્રાહ્મણનું વીર્ય ધારવું નહી. હે દ્રોણગુરૂ આપ સમજુ છો માટે પારથને ઝટ વિદાય કરી દો, એવું સાંભળી દ્રોણગુરૂ બ્રાહ્મણોને પગે લાગીને બોલ્યા કે હે મહારાજા ભલે અરજુનજીને તેડી જાઓ. પરોપકારે જે આડી જીભ વ્હાય તેને ચંડાળ જાણવો માટે હું ખુશીથી આજ્ઞા આપું છું. તવ અર્જુનજી કહે અરે દ્રોણગુરૂ મારા આવતા સુધી તમે યુદ્ધ બંધ રાખો તો હું જાઉં. એવું સાંભળી દ્રોણગુરૂ બોલ્યા. જો હું રણ સ્થંભનું

યુદ્ધ કરૂં તો બ્રાહ્મહત્યાનું પાપ. એટલે અર્જુનજીએ વ્રકોદરને કહ્યું, હું તથા શ્રી કૃષ્ણજી પાતાળમાં જઈએ છીએ માટે તમે અમારા સીવાય કદી યુદ્ધ કરશો નહી ફકત બે દિવસ ધિરજ રાખજો હું તાડુકી રાક્ષસનો નાશ કરીને આવીશ એટલે આપણે સઘળા કઉરવોની સાથે યુદ્ધ કરીશું. પણ મારી ગેર હાજરીમાં જો તમે વઢશો તો પરીણામ ખોટું નીપજશે. એવું સાંભળી ભીમસેન બોલ્યો, અરે અર્જુનજી તમારા સીવાય હું કદિ લડવાનો નથી, જ્યારે તમો વીજય પામીને અહીં આવશો એટલે યુદ્ધ કરીશું હે અરજુનજી આ બ્રાહ્મણનું પરોપકાર કાર્ય છે માટે તમે ઉતાવળથી જાઓ અને દુષ્ટનો ક્ષય કરો તવ અરજુનજી તથા પ્રભુ બ્રાહ્મણોની સાથે પાતાળમાં ગયા, અને પાન્ડવો તથા કઉરવો પોત પોતાના તંબુએ ગયા. હવે અરજુનજી પાતાળમાં ગયા પછી હ્રાબ્રણોએ પ્રભુને કહ્યું કે હે મહારાજ આજનો દીવસ આપ અહીં રહો એટલે કાલે સવારે તાડુકી અસુરને બતાવીશુ એમ કહીને વિશ્રામ આપ્યો, વઇશમપાયનરૂષિ કહે છે. હે જન્મેજય રાજા પ્રભુ તથા અરજુન પાતાળમાં રહયા છે અને પાન્ડવ તથા કઉરવો પોત પોતાના સ્થળે રહયા છે.



## વિશ્રામ ૨ જો.



પારથ પાતાળમાં રહ્યા, પાન્ડવ તંબુ માંય;
વલ્લભ વાણી ઓચરે, ચક્રાવાની કથાય.



# અભિમન્યુનો ચક્રાવો.

૧૦૮ =

વૈશમપાયરૂષિ જન્મે જયરાજા પ્રત્યે કહે છે કે હે રાજન કઉરવોમાં દુરીયોધન પોતાના ગુરૂ તથા બીજા યોદ્ધાઓને પાસે બોલાવીને કહેવા લાગ્યો કે હે ગુરૂજી પાન્ડવોમાંથી અરજુનજી પાતાળમાં ગયો છે. માટે આપણે તેઓના સામુ યુદ્ધ કરીશું તો જીત પામીશું. એવું સાંભળી દ્રોણગુરૂ બોલ્યા અલ્યા દુષ્ટમતી તું મરે તોપણ હું યુદ્ધ કરવા આવવાનો નથી કારણ કે મેં અરજુનજીને વીશ્વાસ આપ્યો છે, તવ દુરીયોધન આંખોમાં આંસુ લાવીને કહેવા લાગ્યો કે અરે મા બાપ મારૂં કહેવું માનીને યુદ્ધનો આરંભ કરો તો બહુ સારૂ. એવું સાંભળી દ્રોણ ગુરૂએ કહ્યું, જો તાર મરજી હોય નો કોઠા યુદ્ધ આરંભુ પણ રણ સ્થંભે તો હું કદી આવવાનો નથી, તવ દુરીયોધને પુછયું. હે મહારાજા તે યુદ્ધ કેવી રીતે થાય તેનું વરણન કરો. એટલે દ્રોણગુરૂએ જવાબ આપ્યો આપણે સામા સામી લડવા માટે સાત કોઠા રચવા જોઇએ તેમાં પહેલો પાસાણનો અને બીજો લોહ વજ્જરનો, ત્રીજો તાંબાનો, ચોથો રૂપાનો પાંચમો સોનાનો છઠો સાત ધાતુનો અને સાતમો ગોબરનો એ પ્રમાણે સાત કોઠા રચવા. તેમાં પહેલા કોઠાને સો દરવાજા બીજાને બસેં ત્રીજાને ત્રણસેં ચોથાને ચારસે પાંચમાને પાંચસે છઠાને છસે, સાતમાને સાતસે દરવાજા થશે. બીજું કોઠાના એકેકે દરવાજે દસ દસ યોદ્ધા તેમ સાતમા કોઠે સાત હજાર યોદ્ધા રાખવા જોઇએ. વળી તે પ્રમાણે શીખર ધજા પણ ચઢતા ચઢતી હોવી જોઇએ. હવે તેમાં ખરા મોખરે ઉભા રહે તેવા બહાદુર યોદ્ધાઓ ઉભા થાઓ. એટલે દુરીયોધન કહે અરે મહારાજા ધન્ય છે તમને કે જેથી કરીને આવા ઉત્તમ વીચાર સુજ્યા હવે આપ જેને આજ્ઞા કરશો તે ઝટ તૈયાર થશે. એટલે દ્રોણગુરૂ કહે કે પહેલે કોઠે મ્હારે રહેવું. કૃપાચાર્યને બીજે કોઠે રહેવું. એવું સાંભળી અશ્વસ્થામાએ કહ્યું કે હે પીતાજી હું ત્રીજે કોઠે રહીશ. પછી ચોથે કોઠે કરણરાયને રહેવાનું કહ્યું. પાંચમે દુરિયોધનને રહેવાની આજ્ઞા આપી. છઠે શલ્લને રહેવાનું કહ્યું અને સાતમો જેદ્રથને આપ્યો. તવ સરવે જણાએ દ્રોણ ગુરૂનું કહેવું માન્ય કર્યું પછી શકુનીયે દુરીયોધનને કહ્યુ કે તમે પાન્ડવને કોઠા યુદ્ધ માટે લખી જણાવો. તવ દુરીયોધને પાન્ડવોને કોઠા સંબંધિ તમામ હકીકત લખી જણાવી. તેમાં વળી લખી જણાવ્યું કે હે પાન્ડવો જો ત-

મારે યુદ્ધ કરવાની મરજી ન હોય તો તમે અમને લખજો કે અમે ક્ષત્રીના પુત્ર નથી અને તમારે યુદ્ધ કરવાની મરજી હોય તો ઝટ તઇયાર થઇ જાઓ. એવો પત્ર લખીને પાન્ડવોમાં જ્યાં ધરમરાજા સભા કરીને બીરાજ્યા છે ત્યાં તેમને પહોંચડાવી દીધો. એટલે ધરમરાજાએ તે પત્ર લઈ નીકુળજીને આપ્યો. તે વખત અભેમન્યુ તથા ગટોરગચ્છ બેઉ જણા વનમાં રમવા માટે ગયા છે તેથી તેઓ જાણતા નથી હવે નીકુળજી પત્ર ઉઘેડીને વાંચવા લાગ્યા તેમાં કોઠા યુદ્ધની વારતા સાંભળીને સૌના રદયમાં ફાળ પડી પછી ધરમરાજા બોલ્યા, અરે વીરા આ યુદ્ધ કેવી રીતે થતું હશે તે કોઇ જાણે છે ! તવ ભીમસેને કહ્યું, નારે મ્હોટા ભાઇ હું જાણતો નથી એવામાં દ્રૌપતરાજા બોલી ઉઠયા, અરે ધરમરાજા કોઠા યુદ્ધ કેવી રીતે થાય છે તે હું જાણતો નથી પણ મેં કોઠા યુદ્ધનું નામ કાને સાભળ્યું છે ખરૂં. માટે બાસઠ પાનનું બીડું કરાવીને સભામાં ફેરવો. એટલે જેને યુદ્ધ કરવાની મરજી હશે તે જશે. એવું સાંભળી સેહેદેવે તુરત બાસઠ પાનનું બીડું તૈયાર બનાવી દીધું. પછી તે બીડું આખી સભામાં ફેરવ્યું પણ કોઇએ લીધું નહી. તવ ધરમરાજા, ભીમસેન તથા તંબુમાં સ્ત્રીયો વીગેરે સરવે કલેશ કરવા લાગ્યાં, હવે એવામાં અભેમન્યુ વનમાંથી રમીને રાજ્ય સભામાં આવ્યો, તો તેણે સરવે સભાને દીલગીરિમાં દીઠી. પછી ભીમસેને ઉભા થઇને અભેમન્યુને કહ્યું કે અરે બેટા, તારા પીતાજી પાતાળ ગયા છે અને દુરીયોધને કોઠા યુદ્ધનું માગું માગ્યું છે. તેથી બાસઠ પાનનું બીડું બનાવિને આખી સભામાં ફેરવ્યું. પણ કોઇએ તે લેવાની હીમ્મત ધરી નહી. એવું સાંભળીને અભેમન્યુએ તુરત તે બીડાનો સાતમો ભાગ પડતો મુકી બાકીના છ ભાગ પોતાના મોંમાં મુકયાં. પછી સરવે સભાને કહેવા લાગ્યો કે મારિ માતાના ઉદરમાં શ્રી કૃષ્ણજીએ મને છ કોઠાની વીદ્યા ભણાવી છે. માટે છ કોઠાની વીદ્યા જાણું છું. ફક્ત સાતમો કોઠો કોઇ બહાદુર હોઓ કબુલ કરો. એવું અભેમન્યુનું બોલવું સાંભળી ભીમસેને મનમાં વીચાર કરયો કે સાતમો છાણ માટીનો કોઠો ભાગવો એમાં શું ભારે કામ છે એમ ધારી પોને બીડાનો સાતમો ભાગ ખાઇ ગયો પછી સરવે સભા પ્રત્યે બોલ્યો, હું સાતમો કોઠો માથે રાખું છું. એવું કહેતામાં સરવે સભા હરખી ગઈ અને નીશાન ગરગડી ઉઠયાં પછી અભેમન્યુ પાન ચાવતો ચાવતો પોતાના તંબુએ ગયો તવ સુભદ્રા પુછવા લાગી કે હે દીકરા યુદ્ધમાં જવાનુ કોણે નક્કી કર્યું કે જેથી કરીને 'વાજા' ગરગડી ઉઠયાં. એવું પોતાની માતાનું બોલવું સાંભળીને અભેમન્યુએ જવાબ આપ્યો, માતાજી કોઠા યુદ્ધમાં જવાનું

મેં નક્કી કર્યું છે જો તમે ખોટું માનતાં હોઓ તો જુઓ આસડ પાનનું બીડું મારા મુખમાં છે. એમ કહી પોતે સુભદ્રાને પોતાનું મુખ બતાવ્યું એટલે તંબુ ઉપર કાગડા બોલવા લાગ્યા અને માઠા શુકન થયા. તેથી સુભદ્રા બોલી ઉઠી કે અરે મ્હારા વ્હાલા બાળ હું તને કદી યુદ્ધ કરવા જવા દેવાની નથી. એમ કહી છાતી માથાં કુટતી રાજ્ય સભામાં દોડી. ત્યાં મર્યાદા મુકીને ધર્મરાજા પ્રત્યે બોલવા લાગી, હે ધર્મ જેઠ તમે શાના સત્યવાદી થયા છો ! પારકાં છોકરાંને લડાવી મારીને પોતાને રાજ્યગાદિ ભોગવવી છે. પછી સેહદેવને કહ્યું કે ધીક્કાર છે તમને, તમે જોશી નામ વૃથા ધારણ કરેલું છે. માહારા અભેમન્યુને શા માટે મરાવી નાંખવા તૈયાર થયા છો ! ત્યાર કેડે નીકુળ પ્રત્યે બોલી, તમારી વરણાગીમાં ધુળ પડી કે પારકાં છોકરાં મરાવી નાંખવાને પોતાને છેલાઇ કરવી પછી ભીમસેનને કહ્યું કે તમે તો ખાઇ ખાઇને ભાદરવાની ભેંશની માફક શરીર વધાર્યું એવું સાંભળી ભીમસેન બોલ્યો અરે બાઇ તું મને કંઇ પણ કહીશ નહી કારણ કે મેં મારા ભાગનો સાતમો કોઠો લીધેલો છે. એટલે સુભદ્રા કકળીને કહેવા લાગી કે માહારા છોકરાને યુદ્ધમાં જતો અટકાવો નહી તો રાજ્ય સભા વચ્ચે સ્ત્રી હત્યા આપીશ. એમ કહી પોતાના મુસ્તકના કેશ વડે ગળામાં ફાંસો ઘાલ્યો. તવ ધરમરાજા બોલ્યા, ઓ બાઈ તું જરા ધીરજ રાખ. તારા પુત્રને સમજાવીને યુદ્ધમાં જવાની ના પાડીશું. એમ કહી અભેમન્યુને બોલાવા માટે અનુચર મોકલ્યા. તવ અભેમન્યુ રાજ્ય સભામાં આવ્યા એટલે ધર્મરાજા અભેમન્યુને કહેવા લાગ્યા. અરે પુત્ર તારી માતા ઘણેજ કલેશ કરે છે, માટે તું યુદ્ધમાં જવાનું બંધ રાખ. એવું સાંભળી અભેમન્યુએ કહ્યું, હે વડીલ કાકા મેં ભરી સભામાં પાનનું બીડું ચાવ્યું છે, કાંઇ કોયલા ચાવ્યા નથી. માટે જો હું કાલે યુદ્ધે ન જાઉં તો બ્રહ્મહત્યાનું પાપ. મારી માતા રડતી હોય તો રડવા દો પણ હું કોઇનો રોકયો રોકાવાનો નથી. એમ કહીને કુંવર ત્યાંથી નાશી ગયો. એટલે સુભદ્રા બોલી, હે જેઠજી હવે શીવલે થશે ! તવ ધર્મરાજા સેહદેવ પ્રત્યે બોલ્યો, હે ત્રીકાળ જ્ઞાની જોશીઆનો કાંઇ ઉપાય બતાવો. એવું સાંભળી શેદેવજીએ કહ્યું હે ધર્મવીરા જો પુત્રને યુદ્ધમાં જતો અટકાવવો હોય તો તેની ઓત્રારાણી તેડાવો જો અભેમન્યુ ઓત્રાનું મોઢું જોશે તો ઘર બહાર નીકળવાનો નથી, માટે ગમે તેમ કરીને વૈરાટ નગરથી ઓત્રાને તેડાવો. એવું સાંભળી ધરમરાજાએ શેદેવને પુછયું કે વૈરાટનગર અહીંથી ચારસેં ગાઉ થાય માટે જતા આવતાના આઠસેં ગાઉ થયા. હવે જનારો એક રાત્રીમાં કેવી રીતે જઇને

આવે. એટલે શેહદેવજી કહે વીરા શામાટે ગભરાઓ છો, રાયકા લોકોને બોલા-
વશો તો સાંઢ લેઇને તુરત તેડી લાવશે. એવું સાંભળી ધરમરાજાએ છડીદારોને
મોકલીને રાયકાને તેડાવ્યા. તેમાં રાજો, કાજો, રૂપોને રત્નો આચાર રાયકા
આવ્યા પછી ધરમરાજાએ છડીદારોને કહ્યું કે એકેક રાયકાને મ્હારી પાસે મોકલો
તવ છડીદારે બહાર જઈને એકલા રાજા રાયકાને રાજ્ય સભામાં ધરમરાજા
પાસે મોકલ્યા. એટલે રાજા રાયકાએ ધર્મરાજાને જુહાર કરીને કહ્યું કે હમારા
હરખું કાંય કાંમકાજ બતાવો. એવું સાંભળી ધરમરાજા બોલ્યા હે રાયકા તમે
વૈરાટનગરથી અમારિ ઓત્રા વહુને તેડીને કયારે પાછા આવો ! એટલે રાય-
કાએ કહ્યું, હું અત્યારે જાઉં તો કાલે સાંજે આવું આવું. સાંભળી સુભદ્રાએ
કહ્યું આ આપણા કામનો નથી માટે એને કાઢી મુકો, એવું કહેતામાં છડીદારોએ
તેને બહાર કાઢી મુકયો. એટલે રાજો રૈકો સભામાં આવવા માટે તૈયાર થયો.
પછી રાજા રૈકાએ રાજય સભામાં આવીને ધર્મરાજાને જુહાર કરીને કહ્યું કે હે
રાજાજી અમારૂં હું કામ પડયું હે. તવ ધર્મરાજા બોલ્યા, વૈરાટનગરથી અભે-
મન્યની ઓત્રા રાણીને તેડીને કયારે લાવો ! એવુ સાંભળી રાજા રૈકાએ જવાબ
આપ્યો, જોહું અત્યારે જાઉંતો કાલે ત્રીજે પહોરે આવતો રહું. એટલે સુભદ્રા
કહે આ પણ આપણા કામનો નથી માટે બીજાને બોલાવો. પછી છડીદારોએ
રૂપા રૈકાને બોલાવ્યો. તવ રૂપો રૈકો ધર્મરાજાને જુહાર કરીને કહેવા લાગ્યો,
અરે રાજાજી એવું હું કામ પડયું હે. કે અતારે મને તેડાવ્યો ! એટલે ધર્મરા-
જાએ કહ્યું, અમારા અભેમાનની ઓત્રા સ્ત્રીને તેડીને કયારે પાછા આવશો !
એવું સાંભળી રૂપા રૈકાએ કહ્યું, કાલે મધ્યાને તમારી ઓત્રા રાણીને તેડી લાવું.
એટલે સુભદ્રા બોલી, આ રૈકો પણ આપણા કામનો નથી માટે કાઢી મુકો, તવ
છડીદારોએ રૂપા રૈકાને ધપ્પા મારીને બહાર કાઢી મુકયો, પછી છેવટ રત્નો
રૈકો સભામાં આવવા માટે તૈયાર થયો, રત્ના રૈકાએ પોતાના હાથમાં હોકો
ઝાલ્યો છે, હાથમાં સોનાનાં સાંકળાં છે અને માંથે મંદીલ બાંધ્યું છે. આવા
ભભકાથી રાજય સભામાં આવી ધર્મરાજાને પ્રાણામ કરીને બોલ્યો, હે રાજાજી
અમારૂં હું કાંમ પડયું હે ? એટલે ધર્મરાજાએ કહ્યું, વઇરાટ નગ્રથી ઓત્રા વહુ-
ને તેડીને પાછા હાંઇ કયારે આવશો. તવ રત્ના રૈકાએ જવાબ આપ્યો, હું
અત્યારે જાઉં તો કાલે પહોર દીવસ પહેલાં આવતાં રહું, એવું સાંભળી સુભ-
દ્રાએ તેને મોતીનો હાર આપીને કહ્યું, અરે રત્ના રૈકા તું હાલને હાલ જઇને
મારી ઓત્રા વહુને તેડી લાવ. એવું સાંભળી રત્નો રૈકો કહેવા લાગ્યો હે સુભ-

દ્રા બેહેન કાલે પ્રહોર દીવસ ચઢતાં ચઢતાં આવવાનો વાયદો કરૂંછું પણ જો કાલે સુર્ય ઉગતા પહેલો ન આવું તો મારૂં નામ રત્નો નહી. ત્યારે તે બોલી જો સુર્ય ઉદય પહેલાં આવો તો દશવિશ ગામ આપું પછી રાઇકો પોતે પોતાની સાંઢ લેવા માટે ઘેર ગયો. એ પ્રમાણે રત્નાએ જવાની હા પાડી તેથી સુભદ્રાને મન જરા આનંદ લાગ્યો. હવે રત્નો રૈકા સાંઢ લેઇને રાજયસભામાં આવી પહોંચ્યો. એટલે ધર્મરાજાએ જે પત્ર લખીને તૈયાર કર્યો હતો તે રૈકાને આપી દીધો. તેમાં છેવટ એવું લખ્યું હતું કે ઓત્રા રાણી પાણીનો કોગળો સરખો પણ અહીં આવીને કરજો. એ પ્રમાણે પત્ર લેઇને રત્નો રૈકા સાંઢ ઉપર બેસીને વૈરાટ જવા માટે ચાલ્યો. રૈકાની સાંઢણી છલંગો મારતી સુસવાટા બંધ ચાલી જાય છે, હવે વૈરાટ નગરમાં ઓત્રા કુંવરીએ તથા તેની માતા સુદ્રષ્ણાએ મહેલમાં સયન કર્યું છે. એવામાં પહેલા પહોરની રાત્રીએ ઓત્રાને ઘોર સ્વપ્નું આવ્યું તેથી તે એકદમ ઝબકીને જાગી ઉઠી. પછી પોતાની માતાને ભાઝી પડીને રડવા લાગી. રડતાં રડતાં કહે છે કે હે માતાજી મને એવું સ્વપ્ન આવ્યું કે હું તથા માહારો પતી બેઉ જણાં વનમાં જતાં હતાં તે જતાં જતાં રસ્તામાં એક નદી આવી. તે નદીમાં અમે નરનારી એક નૌકામાં બેઠાં, હવે તે નૌકું નદીમાં જતાં જતાં અડધ ભાગે ઉંડા જળમાં ભાગી ગયું. તેથી મારો પતી તણાઇ ગયો અને હું તરીને બહાર નીકળી, એ પ્રમાણે જળમાં મારો પતી બુડી મુઓ તેથી મારૂં હેવાતણ નષ્ટ પામ્યું. એવું સાંભળી સુદ્રષ્ણા બોલી હે પુત્રી તું છાની રહે, તને માતા ભવાનિ સહાય કરશે, તારૂં સ્વપ્નું સુકે લાકડે પડજો એમ કહી પોતાની ઓત્રા કુંવરીને સયન કરાવ્યું, પછી પાછું બીજું ચોત્રડીયું થયું એટલે ઓત્રા ઝબકીને જાગી ઉઠી. વળી પાછી પોતાની માતાને કહેવા લાગી, અરે વ્હાલી માતુ શ્રી હું તથા મારો સ્વામી અમે બેઉ જણાં વનમાં જતાં હતાં એવામાં અમારી પાછળ સળગતો સળગતો અગ્ની આવી પહોંચ્યો, તેમાં મારા પતીએ તેમનો દેહ જંપ લાવ્યો તેથી મારૂં હેવાતણ દુર થયું. એવું સાંભળી સુદ્રષ્ણાએ કહ્યું, હે દીકરી તું છાની રહે માતા ભવાની તારૂં રક્ષણ કરશે. વળી હે દીકરી તારૂં સ્વપ્નું જે બ્રાહ્મણોની નીંદા કરતા હોય તેમના ઉપર પડજો. એમ સમજાવીને ઓત્રા કુંવરીને સયન કરાવી દીધું. ત્યાર પછી ત્રીજું ચોઘડીયું. થયું એટલે ઓત્રા જાગી ઉઠી. પછી પોતાની માતાને કહેવા લાગી, મને એવું સ્વપ્ન આવ્યું છે કે મારો પતી ભયંકર રૂપ ધારણ કરીને પાડા ઉપર બેઠો. વળી તેણે કોટમાં કરેણાના હાર પહેર્યા. અંગ ઉપર લોઢાના શણગાર

ધારણ કર્યો. માંથે શગડીમાં ધીખતા અંગારા લીધા છે. ગળે મનુશ મુસ્તકની માળા, મોઢે રૂધીરના ઓઘરાળા એ પ્રમાણે બીહામણું રૂપ ધારણ કરી પાડા ઉપર બેશીને દક્ષીણ દીશાએ જતો અને ઠીબમાં ખીર રોટલો ખાતો જોવામાં આવ્યો છે. વળી તેના આગળ ભુત ભૈરવ નાચ કરતાં તથા વંતરી ચુડેલ વીગેરે જાચના કરતાં એવા તારા જમાત્રને દેખવામાં આવ્યા છે. એવું સાંભળી સુદ્રષ્ણા બોલી, હે સદગુણી દિકરી તને અંબાજી માતા સહાય કરશે. અને તારૂં સમણું ઘોબારી રાંડના પેટ પડજો. એમ સમજાવીને સુવાડી. પાછું ચોથું ચોઘડીયું થયુ એટલે ઓત્રા ઝબકીને પોતાની માતાને કહે છે, મારા સસરા અરજુનજી તથા માહારા મામાજી શ્રી કૃષ્ણ બેઉ જણા પાતાળ ગયા છે. અને તેથી દ્રોણગુરૂએ કોઠા રચ્યા છે. હવે મહારા કાકાજીએ બીડું બનાવ્યું. તે તારા જમાત્ર વિ ॥ કોઇએ ના લીધું. તેથી મારી સાસુએ રૈકાને સાંઢણી લેઇને મોકલ્યો છે. એવુ સાંભળી સુદ્રષ્ણા કહેવા લાગી, હે દીકરી સ્વપ્નુ છે, તે તદન જુઠી વાત છે, માટે સ્વપ્નાને કદી સત્ય માનીશ નહી, વળી હે દીકરી જો કે એક વાંઝીયો હતો તેનું સ્વપ્નામાં વાંઝીયા મેંણું ટળી જઇને ! પુત્ર પ્રાપ્ત થયો. ત્યાર પછી જાગીને જોવા જાય તો કોનું બાળક લાવે માટે તે જુઠું સમજજે. વળી સ્વપ્નામાં એક નીધનીયો ધન પામ્યો. પછી જાગીને જોવા જાય તો ઘરમાં કોડી પણ ન મળે માટે તે જુઠું છે. સમણામાં એક કુંવારો કન્યાને પરણ્યો, પછી જાગીને જોવા જાય તો પોતાના ઘરમાં બાપની વહુને દેખી. માટે સ્વપ્નાને કદી સત્ય માનીશ નહી. એમ કહીને વળી પુત્રીને કહ્યું કે હવે તું સુઇ ગયા સીવાય, મારી પાસે વાત કરવા બેશ. એવામાં દોઢ પહોર રાત્રી ગઇ એટલે રાયકો નગ્રના દરવાજે આવીને દરવાનને જગાડવા લાગ્યો. પછી દરવાન જાગી ઉઠયો, એટલે રાયકો કહેવા લાગ્યો કે ઓત્રા રાણીને હું કુરૂક્ષેત્રમાંથી તેડવા માટે આવ્યો છું. એવું સાંભળી દરવાન દરબારમાં કુંચી લેવા દોડયો. તેણે જઇને સુદ્રષ્ણાને કહ્યું કે કોઇ રાયકો કુરૂક્ષેત્રમાંથી આપણા ઘેર આવ્યો છે. એવું સાંભળી સુદ્રષ્ણાએ વીચાર કર્યો કે અરેરે ઓત્રા કુંવરીનું કહેવુ સાચું પડયું. એમ જાણીને રાણી મુર્છામાં પડી. એવું જોઇને ઓત્રાએ દરવાનને દરવાજાની કુંચી આપી. એટલે તે દરવાને દોડતા જઇને દરવાજો ઉઘેડયો, તત્ર રત્નો રૈકો સાંઢ ઉપર બેઠેલો રહી ઓત્રાને પત્ર આપ્યો. એટલે ઓત્રાએ ઘરમાં જઇને પોતાની માતાને જગાડીને તે પત્ર આપ્યો, સુદ્રષ્ણાએ તુરત તે પત્રને વાંચ્યો તેથી ઓત્રા કુંવરી બોલી, હે માતા તું મને જવાની આજ્ઞા આપ. એવું સાંભળી સુદ્રષ્ણા-

એ કહ્યું, અરે વ્હાલી દીકરી તારૂં કહેવું ખરૂં છે, પણ તારો સાસરવાસો તૈયાર ક્યાં છે. કે જેથી કરીને તને વીદાય કરૂં ! તવ ઓત્રા બોલી, હે માતા જો તારો જમાત્ર જીવતો રહેશે તો સાસર વાસો કરવાના ઘણા દીવસ છે, માટે મને ઉતાવળથી વીદાય કર એટલે સુદ્રષ્ણાએ કહ્યું આટલી મધ્ય રાત્રીએ તને એકલીને શી રીતે મોકલાય ? એવું સાંભળી ઓત્રા રાણી બોલી, માતાજી ! તું મારી બીલકુલ ચીંતા મા કર ઇશ્વર કૃપાથી મને કંઇ પણ ઉની આંચ આવે તેમ નથી, માટે હે માતા હું તારી પાસે એટલું માગું છું કે મને ઉતાવળથી વીદાય કરીદે. હે માતા તું તારો મુમત ઝાલે છે પણ તેમાં મારો આખો જન્મારો ખરાબ થાય છે જે. માતા પીતા પુત્રીને સાસરે મોકલતાં લાડ જણાવે અને તેને પીયરમાં રાખે તો જરૂર તેણીની બુદ્ધિનો બીગાડ સમજવો. માટે તેવાં મા બાપને ધીક્કાર છે. વળી જે વખતે પુત્રીને સાસરે વળાવે તે વખત પણ જે માતા પીતા પોતાની પુત્રીની સાથે મીઠું બોલીને રડાવે છે. તે પુત્રી જરૂર મુવાની ખબર લેઇને પાછી ઘેર આવે છે. માટે જે સપુત હોય છે. તે કદી કંકાસ કરતી નથી. એમ કહીને પોતાની માતાને સમજાવી. એટલે સુદ્રષ્ણા રાણી વિચાર કરવા લાગી કે ઓત્રાનું પહેલું આણું છે. માટે સાસરવાસો તો જરૂર કરવોજ જોઇએ એમ ધારી છડીદારોને કહ્યું કે તમે કાપડીઆ, સરૈયા ચુડઘર વીગેરેને ઉતાવળા બોલાવો એવુ કહેતાંમાંજ છડીદારો તેઓને બોલાવી લાવ્યા હવે કાપડીયામાં કપુરચંદજી કાપડ લેઇને આવ્યા. તેમણે વખાણીને કોથળામાંથી માલ કાઢવા માંડયો એટલે માંહેથી કાળાં ગજકણ નીકળ્યાં. તેથી માઠા શુકન સમજી કાપડીયાને છડીદારે ખુબ માર મારીને બહાર કાઢી મુકયો. પછી સરૂપચંદ સરૈયાએ કંકુ કાઢવા માંડયું એટલે તેમાંથી કાજળ નીકળ્યું. તે દેખીને છડીદારોએ સરઇયાને પણ મારીને કાઢી મુકયો. ત્યાર કેડે ચતુરચંદ ચુડઘરે ચુલ્લા કાઢવા માંડયા, એટલે માંહેથી કાળાં બલઇયાં નીકળ્યાં તેથી છડીદારોએ તેને પણ મારીને કાઢી મુકયો. પછી ત્રણે વ્હેપારીઓ પોતાના ઘેર જઇને સારો માલ લાવ્યા તે માલ લાવી ઓત્રા કુંવરિને સોંપી દીધો. એટલે ઓત્રાએ તેની ગાંસડી બાંધિ દીધી. પછી સુદ્રષ્ણાએ કહ્યું, હે દીકરી તું મધ્યરાત્રીએ નીકળે છે, માટે તને જાઓ એવું માહારાથી કહેવાય નહી. એમ કહી ઓત્રાને પોતાની છાતી સરસી દાબીને છાતી ફાટ રડવા લાગી. એટલે ઓત્રા કહેવા, લાગી, અરે માતા તું શા માટે નકામી વાર કરે છે, જો મને અહીં વધારે વખત જશે તો તારો જમાત્ર યુદ્ધમાં

જતો રહેશે. અને વળી હે માતા જો તે યુદ્ધમાં જશે તો મ્હારે તેમનો વીયોગ પડશે. મ્હારે અને મ્હારા કંથને છ છ અવતારનો વિયોગ રહી ગયો છે, આતો અમારો સાતમો જન્મ છે. એવું સાંભળી સુદ્રષ્ણા કહે અરે દીકરી તેં શાથી જાણ્યું કે આ સાતમો જન્મ છે, તવ ઓત્રા કુંવરી બોલી, મને ઇશ્વર ઇચ્છા થી સુજી આવ્યું છે એટલે સુદષ્ણાએ કહ્યુ, મને તે સઘળી હકીકત કહિ સંભળાવે તો તને જવાની રજા આપું એવું સાંભળી ઓત્રા કુંવરીએ કહ્યું જો તારો જમાત્ર યુદ્ધે જશે તો પુરૂં વીઘ્ન આવી પડશે. તવ સુદષ્ણા બોલી અરે દીકરી કદાપી તારા સ્વામીને વીઘ્ન થાય તો પણ કંઇ હરકત નથી. કારણકે આપણે સાતમે માળ પેટીમાં અમ્મર કુંપો છે, તે કુંપાથી મર્ણ પામેલો સજીવન થશે. એવું પોતાની માતાનું બોલવું સાંભળીને ઓત્રા રાણી તુરત સાતમેં માળ અમ્મર કુંપો લેવા માટે ચઢી તવ પ્રભુને પતાળમાં ચીંતા થઇ કે જો ઓત્રા અમ્મર કુંપો કુરૂક્ષેત્રમાં લાવશે તો મર્ણ પામેલો અભિમન્યુ શજીવન થશે માટે એનો અમ્મર કુંપો ઢોળાવી નાંખું તો ઠીક, એ પ્રમાણે શ્રી હરીએ વીચાર કર્યો. હવે ઓત્રા કુંવરી જેવી અમ્મર કુંપો લેઇને નીચે ઉતરે છે. તે વખતે શ્રી કૃષ્ણજીએ તરશ મુકી. તેથી ઓત્રા કુંવરી અમ્મર કુંપો પાણીયારામાં મુકીને પાણી પાવા લાગી. પછી પાણી પીને અમ્મર કુંપો લીધા શીવાય પોતાની માતા પાસે આવિને સાત જન્મની વાર્તા કરવા બેઠી એવામાં પાતળામાંથી શ્રી હરી ઉંદરનું રૂપ ધારણ કરીને પાણીયારામાં આવ્યા અને અમ્મર કુંપો ઢોળી નાંખી પાત્રને ફોડી નાંખ્યું એ પ્રમાણે પાત્રના કટકે કટકા ચાંચમાં ઘાલીને શ્રી હરી પાતાળમાં ગયા આ વાર્તા ઓત્રા કુંવરી તથા તેની માતા સુદષ્ણા બેમાંથી કોઇ પણ જાણતું નથી. હવે ઓત્રા કુંવરી પોતાની માતાને પહેલા જન્મની વાર્તા કરે છે, અરે માતા પહેલે અવતારે હું રાજાનિ પુત્રી થઇને અવતરી હતી અને અભિમન્યુ બ્રાહ્મણનો પુત્ર થઇને અવતર્યો-પછી નાની ઉમ્મરમાં તે પુષ્ણકળ ભણ્યો. તેથી મારા પીતાજીના ત્યાં તેને કથા કરવા માટે બોલાવતા હતા. એમ કરતાં કરતાં મને તેના ઉપર મોહ લાગવાથી મેં દાસી સાથે કહેવરાવ્યું કે તું મ્હારી સાથે લગ્ન કર ત્યારે તેણે કહાવી મોકલ્યું કે તું તો મારી ધર્મની બેહેન છે. તેથી મેં મારા પીતાને કહ્યું કે આપણા ત્યાં કથા કરવા બ્રાહ્મણ આવે છે તેની સાથે મને પરણાવો. ત્યારે મારા પીતાએ તેને બોલાવીને પુછયું કે તું મારી પુત્રીને પરણવા ખુશી છે ! કે નહી એટલે તે બ્રાહ્મણે ના પાડી. પણ મારી ખેંચતાણથી મારા પીતાએ

મને તેની સાથે પરણાવિ પછી અમને બંન્નેને રહેવા માટે એક મહેલ આપ્યો હવે મારા વાંકા નસીએ એવું બન્યું કે મારો પતી મારા સાથે બીલકુલ બોલે ચાલે નહી તેમ મારૂં રાંધેલું પણ ખાય નહી એમ કરતાં કરતાં તેણે એક દીવસ ઓરડામાં પેશી ગળે ફાંસો ઘાલી પોતાનો દેહ ત્યાગ કર્યો. તેથી મને પણ વીયોગ પડવાથી મેં તેની પાછળ દેહ ત્યાગ કરવાનો નીશ્ચય કર્યો. મેં ઇશ્વર પાસે એટલું માગ્યું કે આ બ્રાહ્મણ જયાં અવતાર ધારણ કરે ત્યાં મને પણ તેની સ્ત્રી બનાવજો અને તેના પહેલાં માહારૂં મૃત્યું થાય તેમ કરજો. એમ કહીને મેં પણ મારો દેહ તે બ્રાહ્મણની પાછળ ત્યાગ કર્યો. એ પ્રમાણે મારે પહેલો જન્મારો પુર્ણ થયો. હવે બીજા અવતારની વાર્તા શ્રવણ કર. હે માતા બીજે અવતારે હું માળણની કુંવરી થઈ અને તારો જમાત્ર રાજાનો કુંવર થયા. હવે તે રાજાની રાજય સભામાં માહારો પીતા હમેશ ફુલ મુકવા માટે જતો હતો. એમ કરતાં કરતાં એક દીવસ કામ આવી પડવાથી મારા પીતાએ મને ફુલ લેઇને દરબારમાં મોકલી તેથી હું રાજય દરબારમાં ફુલ લેઇને ગઇ હવે તે વખત કુંવર મને જોઇને મોહ પામ્યો તેથી તેણે એક શેવક સાથે મને કહાવ્યું કે તારા ઉપર રાજકુંવરની પુર્ણ કૃપા છે એવું સાંભળી મેં શેવકને ઠપકો આપી કાઢી મુકયો. એમ કરતાં કરતાં એક દિવસ હું બાગમાં ફુલ વીણતી હતી તે વખત તે કુંવર અચાનક બાગમાં આવી ચઢયો તેણે મને ઓળખી, તેથી મારી લાજ લેવા માટે મારી પાસે આવ્યો હવે મેં જાણ્યું કે મારી લાજ જશે તેથી મેં એકદમ કુવામાં ભુસકો મારયો. તેવું જોઇ તેણે પણ મારા વીયોગના લીધે કુવામાં પડતું મુકી પોતાનો દેહ ત્યાગ કર્યો. એ પ્રમાણે મારો બીજો જન્મારો પુર્ણ થયો. હવે હે માતા મારો ત્રીજો અવતાર શ્રવણ કર. ત્રીજા અવતારમાં અમ બેઉ જણાં મેનાં પોપટ થઇને અવતર્યાં, હવે તે વખત અમે બંન્ને એક નદીના ઘોઘડમાં રહેતાં હતાં એમ કરતાં કરતાં એક દીવસ માહારાં માતા પીતાને પારધીએ પકડયાં અને પોપટના મા બાપને પણ તેવીજ રીતે ઝાલ્યાં ત્યારે અમે બેઉ જણાં ત્રાસ પામીને ત્યાંથી નાઠાં. પછી જતાં જતાં અમે ઘાડ વનમાં વખુટા પડયાં. તેથી હું એક નગ્રમાં પેશી ગઈ ત્યાં એક ગુણકાની બારીના ડંડા ઉપર જઇ બોલવી બોલતી બેઠી. દૈવ યોગે માહારૂં બોલવું ગુણકાને મીઠું લાગ્યું તેથી તેણીએ મને પકડીને પાંજરામાં પુરી, હવે માહારો પોપટ મને શોધતો શોધતો ભટકયાં કરે છે. એમ કરતાં કરતાં એક દીવસ તેજ પોપટ મારા નગ્રમાં આવિ ચડયો અને તેથી તેણે મને મારા ટઉકા

ઉપરથી ઓળખી તવ તે પોપટ બોલતો બોલતો મારા પાંજરા ઉપર આ-
વીને બેઠો એવામાં તે ગુણકાને મારા વાંકા નસીબે પોપટ ઉપર રીસ ચઢી
તેથી તેણીએ માહારા પોપટને પકડયો અને તેની પાંખો તોડી નાંખીને અગ્નીના
ચુલામાં ઘાલ્યો તે દેખીને મારાથી સહન ન થયું તેથી મેં મારૂં ડોકું શરીરમાં
ઘાલીને મારો પ્રાણ ત્યાગ કર્યો. હે માતા એ પ્રમાણે મારા પાપે મારૂં હેવાતણ
નાશ પામે છે. હવે ચોથા અવતારે અમે હરણા હરણીનો જન્મ પામ્યાં, એમ
કરતાં કરતાં એક દીવસે હરણ વિશય વૃતિથી મહારી પુંઠળ પડયો પણ મેં
તેને તરછોડી નાંખ્યો. છતાં તે માહારી પાછળ પાછળ ફર્યા કરે. એમ કરતાં
કરતાં હે માતા મને એકવીશ અપવાસ થયા. તેથી મેં મારો દેહ ત્યાગ કર્યો.
એટલે હરણે પણ માહારી પાછળ તેનો પ્રાણ ત્યાગ કરયો, પછી અમે પાંચમે
અવતારે હોલો હોલી થયાં. એમ કરતાં કરતાં એક દીવસ મને વીશય વ્યાપ-
વાથી હું હોલાની પાછળ પડી. પણ હોલાએ મારૂં કહેવું બીલકુલ માન્ય
કર્યું નહી વણે દીવસે હોલો અકળાયો તેથી તે સળગતા દવમાં પડયો એ
પ્રમાણે આપઘાત કરતાં દેખીને મને પણ બહુજ પશ્ચાતાપ થયો. તેથી મેં પણ
તેનિ પાછળ મારો દેહ ત્યાગ કર્યો. પછી હે માતા છઠે અવતારે હું બોરસલીના
વ્રક્ષનો જન્મ પામી અને અભેમન્યુએ અસુરને ત્યાં અવતાર ધારણ કરયો.
તેમાં હેદાનવ અને મેદાનવ નામના બેઉ ભાઇઓ હતા, તેમના ત્યાં અભેમન્યુ
પુત્ર થઇને અવતર્યો. હવે તેના બાપ કાકાને કૃષ્ણજી એ હણ્યા હતા, તેથી
તેણે તેમનું વહેર લેવાને માટે મહાદેવજીનું તપ કર્યું. તવ મહાદેવજી તેના
તપથી પ્રસન્ન થયા તેથી તેમણે હઇલોચનને કહ્યું કે માગ્ય માગ્ય માગે તે
આપું. ત્યારે તેણે એટલું માગ્યું કે પ્રભુનું મારા હસ્તે મરણ થાય. ત્યારે
શીવે તેને કહ્યું કે એક પેટી ઘડાવીને મારી પાસે લાવ. તવ હઇલોચને મને
વાઢીને તેની પેટી બનાવી તે પેટી ઉપર મહાદેવે એમ લખ્યું કે આ પેટીમાં
પહેલો પેસે તે મરેરે. તે પેટી લેઇ કૃષ્ણને મારવા ગયો ત્યાં કૃષ્ણજીએ કપટ
કરીને હઇલોચનને પેટીમાં ઘાલીને મારયો તે પછી તે હઇલોચનને સુભ-
દ્રાને પેટ અવતર્યો અને હું તારે પેટ અવતરી એ પ્રમાણે અમે છ છ અવ-
તારથી વીયોગી છીએ માટે હે માતા હવે તું ઉતાવળથી મને વીદાય કરી દે
તવ માતાએ કંસાર કરીને પોતાની પુત્રીને પાંચ ગ્રાસ ભરાવ્યા. પછી દીકરીને
આજ્ઞા આપી દીધી. એટલે ઓત્રાકુંવરી રાયકાની સાંઢ ઉપર ચઢી બેઠી તે
વખત દોઢ પહોર રાત્રી રહી હતી તે વખત સાંઢને હાંકી મુકી. તે સાંઢ આકાશ

પહોરમાં બસેં ગાઉ નીકળી ગઈ. એટલે ઓત્રાકુંવરીને અમરકુંપો યાદ આવ્યો તેથી તેણીએ રઇકાને કહ્યું કે અરે ભાઈ સાંઢને ઉભી રાખો, કારણ કે માહારા ઘેર અમ્મરકુંપો રહી ગયો છે. તે ઉતાવળથી લઇ આવો. એટલે રઇકો બોલ્યો, અરે બેહેની મારી સાંઢ થાકી ગઇ છે માટે તે કેમ કરીને બની શકશે ! ત્યારે ઓત્રાએ તેને મોતીનો હાર આપીને કહ્યું. ગમે તેમ કરો પણ મને અમ્મરકુંપો લાવી આપો. તમે જઇને આવશો ત્યાં સુધી હું આ ઝાડ ઉપર બેશી રહીશ. એવું ઓત્રાકુંવરીનું બોલવું સાંભળીને રત્ના રઇકાએ ઓત્રાને ઝાડ ઉપર મુકી દીધી અને પાછો પોતે વૈરાટ તરફ વળ્યો. પછી વૈરાટમાં જઇને તેણે સુદષ્ણાને અમ્મર કુંપાની વાત કરી તેથી સુદષ્ણાએ પાણીયારામાં શોધ્યો પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. છેવટે સુદષ્ણાએ રઇકાને કહ્યું કે ભાઈ અમ્મર કુંપો નથી જડતો માટે તું ઉતાવળથી જા કારણકે ઓત્રા જંગલમાં એકલી છે. એવું સાંભળતાંજ રત્નો રઇકો વૈરાટમાંથી નીકળી પડયો પોતે સાંઢને વાયુ વેગે ચલાવે છે. એમ કરતાં કરતાં ઓત્રા કુંવરીની પાસે આવી પહોંચ્યો, તવ ઓત્રા કુંવરીએ કહ્યું, કેમ ભાઇ અમ્મરકુંપો લાવ્યો ? ત્યારે રત્ના રઇકાએ જવાબ આપ્યો, અરે બેહેન તારી માતાએ પાણીયારીમાં શોધ્યો પણ તે હાથ ન આવ્યો. એવું સાંભળી ઓત્રાએ નીશ્ચય કરયો કે નક્કી મારૂં નસીબ ફુટેલું છે તેમાં બીચારો રઇકો શું કરે, એમ ધારી તેણીએ સંતોષ વાળ્યો. પછી બેઉ જણાંએ સાંઢ ઉપર બેશીને સાંઢને હાંકી મુકી. હવે પાતાળમાં શ્રીકૃષ્ણજીને ચીંતા થઈ કે જો અભેમાનના યુધ્ધે ગયા પહેલાં ઓત્રા કુરૂક્ષેત્રમાં જઈ પહોંચશે તો તે અભિમન્યુ કદી લડવા જનાર નથી. એમ વિચાર કરી પોતે ભાલો થઇને મારગ વચ્ચે પડયા, એટલે પેલી સાંઢ તે ભાલાને ઓળંગીને ચાલી, પણ ભાલો આગળને આગળ જઈ ઉભો રહે. એવામાં તે ભાલા ઉપર સાંઢનો પગ આવ્યો:તેવોજ ભાલો પગમાં પેશી ગયો તેથી તે સાંઢ બરાડીને નિચે બેશી ગઇ. તેથી તેના હેલકારાથી ઓત્રા તથા રઇકો ઉછળીને આઘાં પડયાં. આ પ્રમાણે બનવાથી બીચારો રઇકો મોટા શોકના સીંધુમાં આવિ પડયો. ને સાંઢના પગમાં જોયું તો ભાલો દિઠો, તેથી સાંઢના પગપર બે પગ મુકી સાંઢના પગમાંથી ભાલો ખેંચી કાઢયો અને વાગ્યાની જગાએ શેક કરીને પોતાનો પાઘ ફાડી પાટો બાંધ્યો. પછી સાંઢને સાચવીને ઉભી કરી તે પછી ઓત્રા તથા રઇકો બેઉ જણા ધીમે રહીને સાંઢ ઉપર બેઠાં. પણ બીચારી સાંઢનેવાગ્યું તેથી રસ્તામાં ધિમે ધીમે ચાલે છે તેથી રઇકો ઓત્રાકુંવરીને કહે છે કે અરે બેહેન મારી હોંશ મનમાં રહી

ગઈ. કારણકે મારે તને તારા પતિના જાગ્યા પહેલાં કુરૂક્ષેત્રમાં લેઈ જવી હતી તેના બદલામાં ઉલટું બીચારી સાંઢને વાગ્યું. એવું સાંભળી ઓત્રા રાણી બોલી, મારૂં નસીબ વાંકુ તેમાં તું શું કરે? એ પ્રમાણે વાતચીત કરતાં ચાલ્યાં જાય છે હવે કુરૂક્ષેત્રમાં સુભદ્રા જાગી ઉઠીને જુએ છે તો અભિમન્યુ યુદ્ધે જવાની તૈયારી કરે છે એવું જણાયાથી અભિમન્યુને બહાઝી પડી. ત્યાર પછી પોતાના પુત્રને કહેછે કે માહારા વ્હાલા દીકરા હું તને કદી યુધ્ધે જવા દેવાની નથી, એવું પોતાની માતાનું બોલવું સાંભળીને અભિમન્યુએ કહ્યું. માતા જો હું યુદ્ધમાં ન જાઉં તો મને બ્રહ્મહત્યાનું પાપ એવી પ્રતીજ્ઞા કરી કે સુભદ્રા થરથર ધ્રુજવા લાગી. પછી અભિમન્યુનો છેડો ઝાલીને રડવા લાગી. ત્યાર પછી પોતાના પુત્રને કહેછે કે હે હઠીલા દીકરા તેં જ્યારે પાનનું બીડું ખાધુ હતું ત્યારે મારૂં જમણું લોચન ફરકયું હતું માટે જો તું યુધ્ધે જઇશ તો જરૂર તારો કાળ થશે. વળી તારા પીતા તથા મામા શ્રીકૃષ્ણજી પાતાળમાં ગયા છે, તેઓ આવીને કહેશે કે અભિમન્યુને શા માટે યુદ્ધમાં મોકલ્યો, તો પછી મારી શી વલે થશે. તેથી હે દીકરા યુદ્ધમાં ન જશો. ઓ મારા લાડકડા પુત્ર મેં તને ઉછેરીને કેવી હોંશે પરણાવ્યા તે સઘળી હોંશો તો મારા મનમાં રહી ગઇ. એમ કહીને સુભદ્રાએ તંબુ ઉપર ચઢીને જોયું તો ઓત્રાને આવતિ દીઠી નહી. તેથી રઇકાને પોતાના મનનાં ગાળો દેછે કે રડયા રઇકાએ વીશ્વાસઘાત કર્યો. કારણકે તેણે કહ્યું હતું કે હું વહાણામાં વહેલો આવીસ પણ તે હજી સુધી આવ્યો નહી. એ પ્રમાણે નિરાશ થઇને અભિમન્યુને કહેવા લાગી, હે દીકરા પુત્ર વિનાની માતાનું જીવવું વૃથા છે. તેમ ઓ વ્હાલા કુંવર દીકરા વિનાની સ્ત્રીનું પણ જીવન ધુરી પડેલું છે. કારણ કે સદા તેને ઓશીયાળી રહેવું પડે છે. વળી હે બેટા અભેમાન જ્યારે તારા પાતા પાતાળમાંથી પાછા આવીને મારી પાસે પુત્ર માગશે ત્યારે હું શું આગળ ધરીશ! ઓ માહારા વ્હાલા તન મારા ઉપર દયા કરીને મારૂં કહેવું કબુલ કરો. વળી હે દીકરા તમારા કરતાં દુશ્મન ઘણા બળીયા છે તેથી તેમને તમ કેવી રીતે જીતી શકશો? ઓ દિકરા તારા બાળક ઉપર તેઓ અધરમીને જરા પણ દયા આવવાની નથી. એવું સાંભળી અભેમાન બોલ્યો, હે માતાજી તમે મને શા સારૂ બાળક ગણો છો! જુઓ બાળક બાળકમાં ફેર છે તે હું તમને સમજાવું છું. અરે માતાજી વિંછી ઘણો નાનો હોય છે પણ તેનો ડંખ એવો કારમો છે કે જેથી કરીને અતિશય દુઃખ થાય છે. વળી અરે માતા ભંફોડો બહુ નાનો હોય છે પણ તે કરડતામાં પ્રાણને ખેંચી લે છે. એ પ્રમાણે

હું કેટલા દાખલા આપું માટે હે માતા તમે મારી ચીંતા કરશો નહિ. એવું કુંવરનું બોલવું સાંભળીને સુભદ્રા પૃથ્વી સરસી પછડાઇને નીચે પડી. પછી સુતાં સુતાં રૂદન કરીને કહે છે કે અરેરે માહારો ખરો હીરો ખોવાઇ જશે. અરે દીકરા મેં તને લાંબી આશાએ મોહોટો કરયો ને સઘળું વૃથા થયું, ઓ મારા લાડવાયા તન હું તને યુદ્ધમાં જવા દેવાની નથી. એવું પોતાનિ માતાનું કલ્પાન્ત સાંભળીને કુંવરે સુભદ્રાને કહ્યું કે અરે માહારી માતા મને જ્ઞાન દૃષ્ટિ થી જણાય છે કે હું યુદ્ધમાંથી જીવતો ઘેર આવવાનો નથી. માટે જો હું તને વહાલો હોઉં તો મારી પાછળ માહારાં વસ્ત્ર અલંકાર બ્રાહ્મણોને પહેરાવી દેજે. વળી તારાથી જેટલું બને તેટલું બ્રહ્મભોજન પણ કરાવી દેજે. એમ કહીને પોતાની માને બાહાઝી પડયો તવ માતા તથા પુત્ર પૃથ્વીપર ઢળી પડયાં તે જોઇને કુંતાજી તથા દ્રૌપતી બેઉ જણાં ત્યાં દોડી આવ્યાં પછી બેઉ જણાંએ સુભદ્રાને સમજાવ્યાં કે તારો દીકરો હઠીલો છે તેથી તે યુધ્ધે ગયા વિના રહેવાનો નથી માટે તેને યુદ્ધમાં જવા દે, તેની તરફની તું બીલકુલ ચીંતા કરીશ નહી વળી તું સુતરના સાત તાર ભેગા કરીને મારી પાસે લાવ એટલે તેનો દોરો કરીને અભેમન્યુને બાંધીશ, જેથી કરીને તારા પુત્રને બ્રહ્મા વિષ્નુ અને માહેશ્વર પણ મારવાને સમર્થ નથી, એવું સાંભળી ધરમરાજાએ પણ સુભદ્રાને કહ્યું કે કુંતાજીનું, કહેવું સત્ય છે. માટે તું ઝટપટ સુતરના તાર લાવી દે એ પ્રમાણે ધરમના મુખની વાણી ઉપર શ્રદ્ધા રાખીને સુભદ્રા સુતરના તાર લેવા માટે ગઇ. જવામાં તેણીને ઓત્તરારાણિ યાદ આવી તેથી પોતે તંબુ ઉપર ચડીને જોયું તો ઓતરાને આવતી દેખી નહીં. છેવટ સુભદ્રાએ કુંતાને સુતરના તાર લાવીને આપ્યા. એટલે વૃદ્ધ ડોશીના બોલાવ્યાથી અભેમન્યુ પણ પાસે આવીને બેઠો, પછી કુંતાએ સાત તાર ભેગા વણીને દોરડો બનાવ્યો. તેમાં સતીએ સાત ગાંઠો વાળી, તે શું શું બોલીને વાળી તે શ્રવણ કરો પહેલી ગાંઠ એક પરમેશ્વરે, બે સુર્ય ચંદ્ર, ત્રણ ગુણ, ચારવેદ, પાંચ વીશય, અને છ શાસ્ત્ર એ સર્વે હે પુત્ર દીવસમાં તારી દસદસ વખત રક્ષા કરો. બીજી ગાંઠે સાત સમુદ્ર, અષ્ટકુળ પર્વત, નવકુળ નાગ, દસ અવતાર. અગીયાર રૂદ્ર અને બાર મેઘ એ સર્વે તારી રક્ષા કરો. ત્રીજી ગાંઠે તેતરીસકોટી દેવ, છતરીસ રાગણી, અડતાળી અગ્ની, ઓગણુ પચાસ વાયુ, બાવન વીર, ચોસઠ જોગણી બોહોતેર કોટી દાવન, અઠયાસી સહસ્ત્ર રૂષિ એ સર્વે તને બચાવો. ચોથી ગાંઠે શેષ નારાયણ, પારસનાથ, રણછોડરાય, ચૈતન્ય આત્મા, અને સ્વસ્વરૂપે પરમાત્મા એ સર્વે તારી રક્ષા ક-

રો. પાંચમી ગાંઠે, મચ્છા, કચ્છા અવતાર અને નરસીંહ, બ્યાહરા અવતાર, રામ કૃષ્ણાવાર એ સર્વે તારૂં રક્ષણ કરો. છઠી ગાંઠે દહીતોના ગોર શુક્રાચાર્ય, ગણપતી, અંજીરા રૂષિ, હનુમાનજી, ઇંદ્રિરાજા એ સર્વે તારી રક્ષા કરો, સાતમી ગાંઠે હું કુંતાજી, શેહદેવજી ધરમરાજા, અરજુનજી, નારદજી શ્રીકૃષ્ણજી એ સર્વે દીવસમાં તારૂં દસવાર રક્ષણ કરો. એ પ્રમાણે દોરો તૈયાર બનાવીને અભેમન્યુને હાથે તાંણી બાંધ્યો પછી કુંતાએ કહ્યું કે હે બેટા અભેમાન જ્યાં સુધી આ રક્ષા દોરો કાયમ રહેશે ત્યાં સુધી તારો કોઇ પણ વાંકો વાળ કરનાર નથી, એવું કુંતાજીનું વચન સાભળીને અભેમન્યુએ ગટોરગચ્છને સૈન્ય તૈયાર કરવાનું કહ્યું તવ ગટોરગચ્છે સૈન્ય તૈયાર કર્યું. પછી અભેમન્યુ તંબુમાં ગયો, એટલે સુભદ્રાએ તેને પકડી લેઇને કહયું કે અરે બેટા મહારા હાથનો કંસાર ખાઇને જા. તવ અભેમન્યુ બોલ્યો, માતા તમે શા માટે નકામી વાર કરોછો. ત્યારે સુભદ્રાએ કહયું હે બેટા તારી ઓતરા નારી આવવાની તૈયારીમાં છે માટે મારા હાથનો કંસાર ખાઇશ એટલામાં આવી પહોંચશે. એવું સાંભળી કુંવર બોલ્યો, અરે માતાજી તમે જે બોલો છો તે જુટી પડવાનું છે કારણ કે ઓતરા આવશે તેથી શું ! હું તો મારે યુદ્ધમાં જરૂર જઇશ. ત્યારે સુભદ્રા બોલ્યાં, હે પુત્ર તારી માતાના હાથના પાંચ ગ્રાસ ભર્યા સીવાય જઇશ તો દુઃખી થઇશ. માટે મારૂં કહયું માનીને પાંચ ગ્રાસ જમી લે. તવ કુંવરે વિચારયું કે મારી માતાનો આટલો આગ્રહ છે માટે જમીને જાઉં તો ઠીક, એમ ધારી પોતે જમવાની હા કહી, એટલે સુભદ્રાએ તુરત ચુલો સળગાવીને કંસાર બનાવી દિધો. પછી અભેમન્યુને પોતાની પાસે બેસાડીને પોતાના હાથે પાંચ ગ્રાસ કુંવરના મુખમાં મુકયા. તવ અભેમન્યુએ જમીને પોતાની માતાને કહયું કે, હે માતાજી હવે યુદ્ધમાં જવાની આજ્ઞા આપો. એવું સાંભળી સુભદ્રા મનમાં વિલાપ કરે છે કે ઓતરા અભાગણી હજી સુધી કેમ ન આવી પહોંચી ! એ પ્રમાણે પોતે ઉંડા વિચારમાં પડી છે, પછી કુંવરે પોતાનાં વસ્તર શણગાર ધારણ કરી લીધાં. ને તૈયાર થઇ ગયો. એટલે સઘળું સૈન્ય પણ તૈયાર થઇ ગયું. હવે કૌરવોમાં દુર્યોધન બોલી ઉઠયો, હે ગુરૂજી આપણે કોડાની તઇયારી કરવી જોઇએ. એટલે દ્રોણગુરૂ બોલ્યા, મુએલાં શબ મંગાવીને મેદાનમાં સાત ઢગલા કરાવો. તવ દુરયોધને તે પ્રમાણે કરવાની શેવકોને આજ્ઞા આપી. એટલે શેવકો એ તુરત મડદાનો મેદાનમાં ઢગલો કરયો પછી દ્રોણગુરૂએ જળની અંજળી સાથે મંતર ભણીને એક ઢગલાને

તે છાંટીને પાશાણ રચના બનાવી. એટલે મંત્રવડે ત્યાં પાકટ પાશાણનો કોઠો બન્યો. તે કોઠામાં આંટીઘુંટી ફરાય તેટલો ઘેરો ઘાલ્યો વળી તેમાં એવી યુક્તિ કરી કે ગમે તેવો પણ નીકળવાનો રસ્તો ભુલી જાય. પછી તેને સો શીખ્ખર સો ધજા. તથા સો દ્વાર વીગેરેથી ભરપુર સુશોભીત બનાવ્યું. વળી તેમાં દ્વારે દ્વારે દસ દસ યોદ્ધા એટલે એક હજાર પગવાળા મુકી દીધા. એ પ્રમાણે પહેલો કોઠો તૈયાર બનાવ્યા પછી દ્રોણગુરૂએ બીજો કોઠો લોહ વજ્રનો બનાવ્યો તેને બસેંદ્વાર મુકયાં. ત્યાં કૃપાચાર્યને રાખ્યા. પછી ત્રીજો ત્રાંબાનો બનાવ્યો. તેમાં પહેલાં કરતાં ત્રણ ત્રણ ઘણી રચના કરી ત્યાં અશ્વસ્થામાને રાખ્યા. ત્યાર પછી ચોથો કોઠો રૂપાનો તૈયાર કર્યો, તે પછી પાંચમો તદન કનકનો બનાવ્યો. છઠો કોઠો સપ્તધાતુનો બનાવ્યો તેમાં છશેં દ્વાર, છસેં શીખ્ખર અને છસેં ધજા કરી પછી સાતમો છાણ માંટીનો બનાવ્યો. ત્યાં દરેક કરતાં સાત ઘણી રચના કરી એ પ્રમાણે સપ્ત કોઠા તૈયાર બનાવીને સઘળા કૌરવો યુદ્ધની ગોઠવણી કરે છે, હવે અભેમન્યુ હથીયાર ધારણ કરીને રથમાં બેસી ગયા. એટલે દ્રૌપત, શીખંડી. દ્રષ્ટ પ્રદ્યુમાન તથા ભીમ, ગટોરગચ્છ, શેદેવ, નીકુળ મેત્રવર્ણ વાગેરે પણ પોતપોતાના વાહન ઉપર બેઠા તેમાં ગટોરગચ્છ અભેમન્યુનો રથ હાંકવા બેઠો છે. એ પ્રમાણે તૈયાર બનીને સઘળા સૈન્ય સહીત અભેમન્યુ વાજાં વગડાવતો થકો કુરૂક્ષેત્રમાં કોઠા હતા તે તરફ ચાલ્યો શુભશુકન જોઇને સઘળા ચાલ્યા જાય છે એવામાં પાતાળમાં શ્રીકૃષ્ણજીને વીચાર આવ્યો કે મેં અભેમન્યુને મારવા માટે ઓત્રાને અમ્મર કુંપો લાવતા અટકાવી છતાં પાછો ડોશીએ દાટ વાળ્યો, કારણ કે અભેમન્યુને રક્ષાનો દોરો બાંધ્યો છે તેમાં મને પણ બાંધી દીધો છે માટે જો એ દોરો કાયમ રેશે તો તેને કાંઇ પણ હરકત આવવાની નથી. તેથી એ દોરાને કઢાવી નંખાવું તો તેનું મરણ થાય. એમ ધારી પ્રભુ ઘરડા બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને ત્યાં આવ્યા. તો સઘળું સૈન્ય ચાલ્યું જાય છે તેમાં શેવકોએ પુછયું હે મહારાજા આપ કયાં પધારો છો! એવું સાંભળી પ્રભુ બોલ્યા, મારે અર્જુનજીના સાથે ઘણો સ્નેહ છે માટે તેમને મળવા જઉં છું એટલે શેવકોએ કહ્યું, અર્જુનજીનો નથી પણ તેમનો પુત્ર હાલ કોઠા યુદ્ધ માટે જાય છે. ત્યારે દયાળુ હરીએ કહ્યું, અરે ભાઇઓ મને અરજુનજીના પુત્રની પાસે લેઇ જાઓ. એટલે શેવકો અભેમન્યુનો રથ ઉભો રખાવી પ્રભુને અભેમન્યુ પાસે લાવ્યા. તવ અભેમન્યુ પ્રભુને પગે લાગ્યો પછી પ્રભુએ પુછયું, હે અરજુનજીના પુત્ર આપ શીદ પધારો છો! ત્યારે અભેમન્યુએ જવાબ આપ્યો, હે મહારાજ!

મારા પીતા ત્થા મામા પાતાળમાં ગયા છે તેથી દુષ્ટ કૌરવોએ કપટ કરીને કોડા યુદ્ધ આરંભ્યુ છે માટે હું સૈન્ય સહીત લડવા માટે જાઉં છું. એવું સાંભળી ચીહરીએ કહ્યું, ધન્ય છે તને, હે અરજુનના બાળતું બડો ભાગ્યશાળી છે. તવ અભેમન્યુ બોલ્યો, અરે મહારાજ એ સઘળું આપના પ્રતાપથી છે, પછી શ્રીકૃષ્ણજીએ પુછયું, અરે અભેમાન તારા હાથે શું તાણી બાંધ્યું છે ! એવું સાંભળી અભેમન્યુએ જવાબ આપ્યો, એતો મારી વૃદ્ધ કુંતા માતાએ રક્ષાનો દોરો બાંધ્યો છે તવ દયાળુએ કહયું, અરે કુમાર જરા વીચાર તો કરો કે તમે યુદ્ધ કરિને જીતશો તેમાં ડોશીને જસ મળશે વળી તેમાં તમે રાંડેલીના હાથનો દોરો બાંધ્યો છે. તેથી તે અપશુકન થયેલા જાણવા અમારે તો તમારા ભલા માટે કહેવાનું છે પછી કરવું ન કરવું એ તમારી મરજી, એવું સાંભળી અભેમન્યુને વિચાર આવ્યો કે આ મહારાજનું કહેવુ યથાર્થ છે. એમ ધારી પોતે પોતાની રક્ષાનો દોરો તોડીને નાંખી દીધો. તેમાંથી એકતાર ગટોરગચ્છના પાસે પડ્યો તેથી માયાવિએ રમતના હેતુથી તે તારને અભેમન્યુના ધનુશની પડપંચાએ તાણી બાંધ્યો. બાકી નાંખી દીધેલો દોરો પ્રભુએ પગવતી ખેંચી લીધો. ત્યાર પછી અભેમન્યુને કહયું કે હવે તમારે યુદ્ધ જવું હોય તો ખુશીથી જાઓ એમ કહી કુંવરને વીદાય કર્યો એ પ્રમાણે પ્રભુ લીલા કરીને અદ્રશ્ય થઈ ગયા. હવે પાન્ડવો વાજતે ગાજતે આવે છે તેથી દ્રોણગુરૂને ચીંતા થઇ એટલા માટે તેમણે ચાર સેવકોને જોવા મોકલ્યા. તવ શેવકોએ જોઇ આવિને દ્રોણને ખબર આપી કે અરજુનજીનો પુત્ર અભેમન્યુ કોડા યુદ્ધ માટે આવે છે. એવું સાંભળી દ્રોણગુરૂ ખુશી થયા. એવામાં ઓત્રારાણી સાંઢ ઉપર ચાલી આવે છે, તેથી તેણીએ દુરથી અભેમન્યુને રથમાં બેઠેલો જોઈને રઇકાને પુછયું કે પેલા લીલા રથમાં સુશોભીત કાન્તીવાળો કોણ બેઠો હશે ! અરે રઇકાભાઈ એની સ્ત્રીએ કેવાં પુન્ય કર્યાં હશે કે એવો સુંદીર પતી મળ્યો હશે ! એવું સાંભળી રઈકો બોલ્યા ઓ ઓત્રા બેહેન એજ તારો પતી છે એવામાં અભેમન્યુએ પણ ઓત્રાને ઓચીંતી આવતી જોઇ તેથી તેણે પણ ગટોરગચ્છને પુછયું કે અરે વિરા પેલી સ્ત્રીના પતીએ કેટલાં પુન્યદાન કરયાં હશે કે જેથી કરિને આવી અતીશય રૂપવાળી સ્ત્રીનો પતી થયો હશે ? એવું અભેમન્યુનું બોલવું સાંભળીને ગટોરગચ્છે કહ્યું, હે વીરા એજ તમારી સ્ત્રી ઓત્રા ચાલી આવે છે. એવું સાંભળીને અભેમન્યુ ચમકી ઉઠયો. એટલામાં તો સાંઢ લગભગ આવી પહોંચી. એટલે ઓત્રાએ રઇકાને કહ્યું, ભાઈ સાંઢને અહીં સ્થંભાવ. તવ

રઇકાએ સાંઢને નીચે બેસાડી એટલે ઓત્રાએ નીચે ઉતરીને પોતાના ગવાળા-માંથી શોળે શણગાર પહેરી લીધા. પછી તેણીએ રઇકાને કહ્યું કે હે ભાઇ તું મારી સાસુજીને એટલું કહેજે, તમારી ઓત્રારાણિ આવી છે પણ હાલ તેના સ્વામીને રોકવા માટે ગઇ છે. વળી કહેજે કે તેનાંથી બનશે તેટલું કરીને તેના પતીને પાછો લાવશે. એમ કહી રઇકાને વીદાય કરયો. પછી ઓત્રા કુંવરી અભે-મન્યુના સામી આવી. એટલે ભીમે વીચાર કરયો કે ઠીક થયું કે ઓત્રારાણી આવી પહોંચી કારણ કે કુંવર યુદ્ધે જાય છે તેથી સઘળાના જીવાત્માને કલેશ થાય છે. માટે જો ઓત્રારાણી પાછો લેઈ જાય તો બહુ સારૂ થાય. એમ ધારી વ્રકોદરે સઘળી સૈન્યાને સાન કરી કે તે બન્ને પત્ની પતી પાસેથી દુર રહો. વ-ળી ગટોરગચ્છને પણ સાનમાં સમજાવ્યો કે ઓત્રારાણી પાસે આવે એટલે તું પણ દુર ઉભો રહેજે એ પ્રમાણે સહુને સમજાવ્યા પછી જ્યાં ઓત્રારાણી પાસે આવી એટલે વ્રકોદરના સમજાવ્યા મુજબ સઘળા લોકો દુર ખસી ગયા એટલે ઓતરાએ આવીને ઘોડાના અછોડા પકડી લીધા, તવ ગટોરગચ્છ એકદમ નીચે ઉતરી દુર જઇને ઉભો. ત્યાર પછી અભિમન્યુએ પુછયું કે તમે કોની પત્ની છો! એવું સાંભળી ઓતરાકુંવરીએ પણ એવો પ્રશ્ન કરયો કે તમે કોના પતી છો! તવ અભિમન્યુએ કહ્યું. હું વૈરાટ રાજાની પુત્રી નો પતી છું. એટલે ઓતરાકુંવરીએ પણ જવાબ આપ્યો કે હું અરજુનજીના કુંવરની સ્ત્રી છુ એવું સાંભળી કુંવર બોલ્યો અરે વહાલી તું આટલી બધિ મો-ડી કેમ આવી. જો જરા વહેલી આવી હોત તો હું કદી યુદ્ધે જાત નહી. તવ ઓત્રાએ કહ્યું, હે નાથ આ તો અયુગતું દેખાય છે. કારણ કે તમારા બાપ કા-કા લડનાર બહુ સમર્થ છે છતાં તમે શા સારૂ મુમત કરીને જાઓ છો! તવ અભિમન્યુ બોલ્યો ઓ વહાલી પ્રીયા તું ગમે તેટલું કરીશ પણ હવે હું ક્ષત્રી-કુંવર પાછો વળવાનો નથી. જો પાછો વળું તો મારાં માતા પીતાને લાન્છન છે વળી કહ્યું કે હે સ્ત્રી જગતમાં કોના માતા પીતાને ધન્ય છે તે તું શ્રવણ કર, એ-ક તો જે ભગવાનનો ભક્ત થાય તે, બીજા દાતા હોય તે. અને ત્રીજો સુરાતણ વાળો હોય તે. તેમાં સુરાતણવાળો એટલે અધર્મનું ઉછેદન કરિ ધર્મનું પાલન કરતો હોય તેવા સુરાતણવાળાના માતા પીતાને ધન્ય છે. માટે હે સ્ત્રી હું યુદ્ધ કરવા જરૂર જવાનો છું. તેટલા માટે તમે મીથ્યા મુમત મુકીને તંબુમાં જાઓ. કારણ કે આપણાં સગાં વહાલાં આપણને જુએ છે. તે તમારા પીતાની તથા મારા કાકાની શરમ રાખવી જોઇએ. એવું સાંભળી ઓતરાકુંવરી બોલી અરે

સ્વામીન, હવે માહારે શરમને શું કરવી છે, છેવટ માહારૂં વહાલું રત્ન તો રણ-માં રોળાવા બેઠું છે, પછી માહારે કોની શરમ રાખવી તવ અભેમન્યુએ કહ્યું, અરે નારી તમે ઝટ તંબુએ જાઓ નહી તો માર ખાશો ત્યારે ઓતરા બોલી કે હે નાથ બહુ સારૂ થયું કે હું આપના હાથનો માર ખાઇશ! આપના પવિત્ર હાથથી મારૂં શરીર પાવન થશે. એવાં મધુર વચનો સાભળી કુંવરને અતિ ઉલટ આવી. તેથી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે જગતમાં ચાર હઠો છે. તેમાં તેં સ્ત્રી હઠ પકડી છે એટલે ઓતરાએ કહ્યું કે હે પતી જેમ મેં સ્ત્રી હઠ પકડી છે તેમ તમે પણ બાળ હઠ પકડી છે. એવું ઓતરાનું બોલવું સાંભળીને અભેમન્યુએ જાણ્યું કે સ્ત્રી નાની છે પણ હોંશીઆર છે. ત્યાર પછી પોતે ઓતરાને કહ્યું. ઓ અબળા હવે મારો ઉપાય નથી નહી તો હું પાછો વળત. એમ કહીને પોતાની આંખોમાં ઝરઝરીયાં આણ્યાં, તે જોઇને ઓતરા કુંવરી પણ રડીને કહે છે કે હે નાથ જો તમે મને મુકીને જશો તો હું મારા પ્રાણ તજીશ. અરે માહારા વ્હાલા પતી મને જ્ઞાનથી સનજણ પડે છે કે તમે જીવતા પાછા આવવાના નથી માટે મારૂં જોમન કેવી રીતે પાર પડશે ? હે નાથ મને શીદ રડતી મુકીને ભવની આશાનો ભંગ કરાવો છો ? જ્યારે તમારે હાવું કરવુંનું તો મને શા માટે પરણ્યા ! એવુ પોતાની સ્ત્રીનું છાતીફાટ રડવું જોઇને અભેમન્યુએ કહ્યું, હે નારી તમે શા માટે મને રડાવો છો ! તમને જોઇને મને બહુ દયા આવે છે ! હે સ્ત્રી મને તારી સાથે રહેવાનો ઘણો શોખ છે પણ તેનો મારા મામાએ ભંગ પાડ્યો. પણ હે સ્ત્રી જો એકવાર જીવતો ઘેર આવું છું તો પહેલ વહેલું મોમાળ ઉજ્જડ કરીને કૃષ્ણને ઠેર મારીશ. અને જો જીવતો નહીં આવું તો તને પેલે ભવે મળીશ. અવાં પોતાનાં પતીનાં વચન સાંભળી ઓત્રા ધ્રુશકા મુકીને રડે છે. વળી રડતાં રડતાં પોતાના પતીને કહે છે કે હે નાથ મને મારી નાંખ્યા પછી યુદ્ધ કરવા માટે ખુશીથી જાઓ. ઓ પતી મને આ ભુમી સ્મશાન જેવી ભાસે છે એ પ્રમાણે કહી કહીને છાતી માથાં કુટે છે. તે જોઈ ને અભેમન્યુ કહે છે કે હે સ્ત્રી તું જરા વહેલી આવી હોત તો હું ઘરની બહાર ન નીકળત પણ હવે માહારો ઉપાય ચાલે તેમ નથી કારણ કે હું ક્ષત્રીનો કુંવર પાછો વળું તો પૃથ્વી રસાતાળ જાય. એમ કહીને પોતે ઓત્રા પ્રત્યે બોલ્યો, હે નારી તું વૈભાગ લેવાને માટે આટલી ખેંચ તાણ કરે છે પણ તે વઇભોગ તો વૃથા છે. માટે આ સંસારને તજી પ્રભુનું ભજન કરવું એ ઉત્તમ છે એવું સાંભળી ઓત્રાએ કહ્યું, અરે પતી તમે કીયા સંસારને તજવાનું કોહો છો ! જેણે અનીતિનો ત્યાગ કરયો છે

તેણેજ સઘળું વેહેવાર તજેલો છે એમ સમજવું. વળી જુઓ કે બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વરે પણ સ્ત્રીઓ રાખેલી છે માટે નારી વિના સંસાર કયાંથી ! વળી હે સ્વામી મ્હોટા મ્હોટા જ્ઞાની પુરૂષો પણ નારીથી અવતરયા છે માટે નારીજ સ્વર્ગ આપવાવાળી છે. એટલે અભિમન્યુ બોલ્યો હે સ્ત્રી તારૂં કહેવું સત્ય છે હવે માહારાથી પાછું વળાય તેમ નથી. તેમ છતાં જો પાછો વળું તો જગતમાં કેહેણી થાય. લોકો કહેશે કે એની માતાએ પાછો વાળવા માંડયો હતો તો પણ તેણે માન્યું નહી અને એની સ્ત્રીના કહેવાથી પાછો વળ્યો તેટલા માટે હું કદી પાછો ફરવાનો નથી એ નિશ્ચે તારા મનને દ્રઢ કરજે એવું સાંભળી ઓત્રાએ વીચાર કરયો કે હઠીલો પતી માનવાનો નથી એમ ધારી તેણીએ અભિમન્યુને કહ્યું કે હે પતી મને પુત્ર આપીને ખુશીથી જાઓ એવું સાંભળી અભિમન્યુ બોલ્યો, અરે સ્ત્રી આ શું બોલી ! યુદ્ધ કરવા જતાં સ્ત્રીને ન અડવું જોઇએ. કારણ કે નારી તો નરકની ખાણ છે. તવ ઓત્રા બોલી, ઓ પતી જરા વીચારીને બોલો જો નારી નરકની ખાંણ હોય તો તમારી માતા મ્હારી માતા કોણ છે ! એવું સાંભળી અભિમન્યુએ નીચું ઘાલ્યું પછી ઓત્રાએ અભિમન્યુને કહ્યું કે નારી તો રત્નની ખાણ છે કે જેથી કરીને તમારા જેવા રત્ન સરીખા કુંવરોનો જન્મ આપે છે. નરકની ખાણ તો કોને સમજવી કે જેના પેટ વરણશંકર પ્રજા ઉત્પન્ન થાય છે ! એવું સાંભળી અભિમન્યુએ વીચાર કરયો કે સ્ત્રી ઘણી ચાલાક છે તેથી હું તેને પહોંચવાનો નથી. એમ ધારી ઓત્રાને કહ્યું. સ્ત્રી સ્ત્રીની બુદ્ધી કેટલી કે પગની પાહાનીએ. એનામાં પુરૂષ કરતાં ઘણિ ટૂંકી બુદ્ધી હોય છે ! એવું સાંભળી ઓત્રા બોલી હે નાથ હું તમને કયારે પુરૂષ જાંણું કે તમે મારા પ્રશ્નનો ઉત્તર આપો ત્યારે જો તમે મારા પ્રશ્નનો ઉત્તર આપશો તો હું તંબુએ ચાલી જઇશ અને જો તમારાથી ઉત્તર ન અપાય તો મને પુત્ર આપવો પડશે, એ પ્રમાણે મારા સાથે વચનથી બંધાયો એટલે અભિમન્યુએ ઓત્રાને કહ્યું. તારે પુત્રની આશા છે પણ પ્રશ્નનો ઉત્તર મારાથી નહી અપાય એવું શું રસાતાળ ગયું છે. હું પ્રશ્નનો ઉત્તર આપું તો માહારે કાંઈ હઠ લેવી નહી. તવ ઓત્રા બોલી બહુ સારૂ પતી. એ પ્રમાણે બોલીને બેઉ જણાએ સામાસામી વચન આપ્યું ત્યાર પછી ઓત્રાએ પુછયું કે એકાદશીના દીવસે પીતરૂનું શ્રાધ અને નારીના ગરભનો દીવસ હોય તો તે દિવસે એ ત્રણને કેવી રીતે સાચવવા કારણ કે એકાદશીનો અપવાસ થવો જોઇયે. શ્રાધ સરાનેને જમવું જોઇયે અને સ્ત્રીને રતુ પણ આપવો જોઈયે આ ત્રણ કરતવ્ય સીદ્ધ થવાંજ જોઇયે માટે હે પતી વિવેકથી પ્રશ્નનો

ઉત્તર કરો વળી હે પતી આ પ્રશ્નનો ઉત્તર તમે જ્ઞાનવડે આપજો કારણ કે વીદ્વાન જેમ ફકત વિદ્યા ભણી જાણે છે અને જ્ઞાન ભાગને સમજતા નથી તેમ તમે વીદ્વાનની માફક વગર વીચારે જવાબ આપ્યા સીવાય જ્ઞાનીની માફક જ્ઞાનદ્રષ્ટિએ વિચાર કરીને જવાબ આપજો એવું સાંભળી અભિમન્યુએ કહ્યું હે સ્ત્રી ત્રણે કાર્ય એક બીજાથી વીરૂધ છે. માટે માહારી નજર ખુબતી નથી, તેથી તારા પ્રશ્નનો ઉત્તર મને કરી બતાવે તો મારૂં મન શાંન્ત થાય, એટલે ઓત્રા બોલી તમે મને પુત્ર આપો તો ઝટ કહી બતાવું. એવું પોતાની સ્ત્રીનું બોલવું સાંભળીને અભિમન્યુએ વીચાર કર્યો કે નારિ હઠીલી છે માટે માનશે નહી એમ ધારી તેણે ગટોરગચ્છને સાન કરી કે હે વીરા તમે તંબુ ખેચાવો. તવ ચતુર ગટોરગચ્છ સમજી ગયો, તેથી તેણે શેવકોને હુકમ કરીને તંબુ ખેંચાવી દીધો. હવે પાતાળમાં પ્રભુને વિચાર થયો કે માહારે ભાણેજને મારવો એ ખરૂં પણ માહારા ભકતનો વંશ રહે તેમ કરવું જોઇએ એમ ધારી પોતે સુર્યને આજ્ઞા આપી કે હે દેવ તું છ માસ સુધી સ્થંભી રહેજે. પછી પોતે પશુ, પક્ષી, દેવ, દાનવ અને માનવ સઘળાને અંજળી ભરીને છાંટી કે જેથી કરીને સહુને આળસ નીંદ્રા આવે. વળી હરીએ વીચાર્યું કે કદી દીવશે ગર્ભ રહેશે તો વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થશે એમ ધારી પોતે તંબુ ઉપર ધુમાર વરસાવ્યો, જેથી કરીને સુર્યનો બાધ ન આવી શકે. એ પ્રમાણે શ્રીહરીએ પાતાળમાં રહ્યા થકા ભકતનું કામ કર્યું હવે અભિમન્યુને તથા ઓત્રાને પરસ્પર હેત ઉપજ્યું, તેથી સંસાર વેહેવાર ચલાવ્યો. એ પ્રમાણે આનંદ કરતામાં ઇશ્વર ઇચ્છાએ ઓત્રાને પેટ ગર્ભ રહ્યો હવે અભિમન્યુ ઓત્રાને કહે છે કે હે સ્ત્રી હું જે વચનથી તારી સાથે બંધાયો હતો ને પરીપુર્ણ થયું માટે હવે તું તારૂં વચન સત્ય કરતી હોય તો તારા પ્રશ્નનો ઉત્તર કહી દે, તવ ઓત્રાએ કહ્યું, બહુ સારૂ પતી હું આપને હમણાંજ કહી બતાવું છું. એમ કહી પોતે બોલી હે નાથ એકાદશીનો અપવાસ જરૂર કરવો તેમાં શ્રાદ્ધ કરીને પીંડ સુંઘીએ તો જમ્યા બરોબર થાય છે અને તેમ કરવાથી અપવાસ કાયમ રહે છે. ત્યાર કેડે એકાદશીની મધ્ય રાંત્રી પછી સ્ત્રીને રતુ આપવો. જેથી કરીને અપવાસને બાધ અડતો નથી. એ પ્રમાણે ત્રણે કાર્ય સચવાય અને બાધ ન આવે તેજ મુજબ વર્તવું એ જ્ઞાની પુરૂષોનો ધર્મ છે એવું પોતાની સ્ત્રીનું બોલવું સાંભળીને અભિમન્યુ હરખી ગયો ત્યાર પછી ઓત્રાને કહ્યું કે હે નારી હવે તમે મારી આશા તજી દેજો. કારણ કે મને નથી લાગતું કે હું જીવતો ઘેર આવું ! માટે તમે મારી ગરીબડી માતાની ચાકરી ક-

રજો અને દાંતમાં છેડા ઘાલીને તમારા દહાડા ઘેર બેઠા બેઠા ઇશ્વર સ્મરણમાં નીર્ગમન કરજો, એમ કહી ઉભો થયો એટલે ઓત્રાએ આવીને તેના ચરણમાં પોતાનુ શીશ મુકયુ. પછી પોતાના સ્વામીની છબી નીરખીને રૂદન કરે છે કે હે નાથ હું આપનું કોમળ મુખ કયારે દેખીશ ! એ પ્રમાણે વીલાપ કરતી રહેવા દેઇને અભેમન્યુ પોતાના રથમાં આવીને બેઠો. એટલે સકળ સૈન્ય પણ તૈયાર થઇ ગયું. પછી અભેમન્યુની આજ્ઞાથી બે શેવકો ઓત્રા રાણીને તંબુએ તેડીગયા ત્યાં ઓત્રરાણીએ સુભદ્રાને પગે લાગીને કહ્યું, હે સાસુજી મ્હારા કમનસીબે રસ્તે આવતાં સાંઢને ભાલો વાગ્યો તેથી હું મોડી આવીછું માટે ક્ષમાં કરજો. વળી મેં તમારા પુત્રને ઘણા સમજાવ્યા પણ મને ગરીબડીને રણમાં રઝળતી મુકીને ચાલ્યા ગયા. તો પણ હે સાસુજી તમારા પુન્યથી એમનો એક પુત્ર લાવી છું તત્ર સુભદ્રાએ ઓત્રાને કહ્યું, બાઇ મોંઢે આવેલો કોળીયો ગયો તો અન્યની શી આશા? હશે તારૂં ને માહારૂં ભવિશ, એમ કહી બંને સાસુ તથા વહુ તંબુએ રહયાં. હવે અભેમન્યુ તો આનંદમાં ચાલ્યો જાય છે. એવામાં જ્યાં કોઠાની લગભગ થયા એટલે અભેમન્યુ બોલ્યો, અરે ભીમકાકા કોઠામાં જે લડવાનું છે તે યુકિત ભરેલું છે, માટે તેમાં સૈન્યની જરૂર નથી, એવું કહેતામાંજ ભીમસેને સકળ સેન્યાને હુકમ કરયો કે તમે સુંદીર છાંયો જોઇ વીશ્રામ કરો. ફકત હું ગેટારગચ્છ અને અભેમન્યુ અમે તરણ જણા યુદ્ધ કરીશું. એટલે નીકુળ સૈન્યને લેઇને સુંદરી છાયામાં બેઠા. પછી ભીમ, ગેટારગચ્છ તથા અભેમન્યુ પહેલે કોઠે ગયો તો પાશાણ કોઠામાં દ્રોણ ગુરૂ ઉભેલા છે તેથી આ ત્રણ જણાએ તેમને નમસ્કાર કરયો એટલે દ્રોણગુરૂ બોલ્યા, આવો દીકરા મને પણ લડવાની ઘણી હોંશ છે. એવું સાંભળી અભેમન્યુ બોલ્યો, અરે ગુરૂ મહારાજા માહારા પીતાને વચન આપીને પાતાળમાં મોકલ્યા હતા, છતાં આપે દુષ્ટની શીખવણીથી આ કાર્ય કરયું તે આપને ઘટીત નથી. આમાં તમારી આબરૂના કાંકરા છે. અમારે તો કંઇ હરકત નથી. કારણ કે અમે જીતીશું તો જગતમાં કહેવાશે કે ગુરૂ કરતા ચેલા વધ્યા અને હારીશું તો એમ કહેવાશે કે ગુરૂએ વીઘારથીનું છોકરૂં મારયું એમાં મ્હોટું શું પરાક્રમ કરયું ! માટે બે તરફની તમને મુઝામણ છે. એવું સાંભળી દ્રોણ ગુરૂએ વીચાર કરયો કે અરે દઇવ જો મેં આ કારય ન કરયું હોત તો કોણ ઠપકો દેનાર હતું ! પણ દુષ્ટ દુરયોધને મને ઠપકો અપાવ્યો માટે તેનું સત્યાનાશ જજો, એમ કહી દ્રોણ બોલ્યા, હે અભેમાન જે થવાનું હતું તે થયું માટે હવે

ધનુષ ખેંચીને મારી સાથે યુદ્ધ કર. તવ અભેમન્યુએ કહ્યું, અરે મહારાજ તમે યુદ્ધમાં શું સમજો, તમે તો બ્રાહ્મણ છો માટે લાડુ ખાઈ જાણો એવું અભેમન્યુનું બોલવું સાંભળીને દ્રોણગુરૂએ ક્રોધ કરીને કહ્યું, યાદ રાખજે છોકરા હવે શું બને છે ? તે જોઇ લે. તવ અભેમન્યુ તથા દ્રોણ ગુરૂ સામાસામી યુધ્ધે તૂટી પડયા. અભેમન્યુનાં એક બાણનાં ચાળીસ હજાર બાણ થાય છે અને દ્રોણ ગુરૂનાં એકનાં એંસી હજાર થાય છે. તેથી બિચારો કુંવર દ્રોણને કયાંથી પહોંચી શકે ! એમ લડતાં લડતાં દ્રોણ ગુરૂએ અભેમન્યુનું શરિર બાણથી ચારણી જેવું કરી નાંખ્યું, તેથી સુભદ્રાના કુંવરના દેહમાંથી રૂધિર ચાલ્યું જાય છે. એ પ્રમાણે બનવાથી ગટોરગચ્છે જાણ્યું કે અભેમાનને દ્રોણ ગુરૂ મારશે એમ ધારી માયાવી આકાસમાં ઉંચે ચઢયો. તવ દ્રોણ ગુરૂએ વીચારયું કે મને રખેને વિઘન કરે એમ ધારી પોતે એક બાણથી ગટોરગચ્છને તંબુ આગળ ફેંકી દીધો, એવું જોઇ ભીમશેન ગદા લેઇને દ્રોણ ગુરૂની આગળ આવીને ઉભો. એટલે દ્રોણ ગુરૂએ મોહાસ્તરનું બાણ મારી વ્રકોદરને પૃથ્વીપર પાડયો. એ પ્રમાણે તરણને મુર્છાગત કરી દ્રોણગુરૂ વીચાર કરવા લાગ્યા કે અભેમન્યુએ મને લાડુ ખાનારો કહયો છે માટે તેને મારવો જોઇએ. એમ ધારી પોતે અભેમાનના ઉપર બાણ મારે છે. તેથી બીચારા ઓતરાપતીને બહુ દુઃખ થાય છે. એવામાં ગટોરગચ્છ તંબુએથી આવ્યો અને ભીમસેન પણ તઇયાર થઈ ઉભો રહયો. એટલે તે બેઉને જોઇને અભેમાનને પણ હીમ્મત આવી. એ પ્રમાણે તરણ જણા ભેગા થઇને પાછા દ્રોણ ગુરૂની સાથે યુદ્ધ કરવા લાગ્યા. એવામાં ભીમસેને મડદાં લેઈ લેઇને દ્રોણ ગુરૂ ઉપર નાંખ્યાં. તેથી દ્રોણ તરાસ પામીને દુર ખસી ગયા એટલે અભેમાન રથ હંકાવીને કોઠાના દ્વારમાં પેઠા, એમ કરતાં કરતાં વ્રકોદરે પોતાની દસ હજાર મણની ગદા દરોણ ગુરૂ ઉપર છુટી ફેંકી. તવ દ્રોણે વીચાર કરયો કે ગાદી ભોગવનારો ભોગવશે અને હું નકામો મરી જઇશ એમ ધારી પોને યુદ્ધ પડતું મુકી તરાસ પામીને નાશી ગયા. ત્યાં જઈ દરોણ ગુરૂએ દુરીયોધનને કહ્યું કે હાર પામીને આવ્યો છું. તવ દુરીયોધન કહે તમે યુદ્ધ કરયામાં શું સમજો તમે તો ફકત લાડુ ખાઇ જાણો. એમ કહી પાપી કૃપાચાર્યને કહેવા લાગ્યો કે તમારો બીજો કોઠો છે માટે તૈયારી કરો. હવે ભીમસેને તથા ગટોરગચ્છે પહેલા કોઠાના તમામ યોદ્ધાઓનો નાશ કરયો. પછી ત્રણે જણા પહેલા કોઠાના બહાર નીકળી ગયા. એટલે અભેમન્યુએ વજરાસ્ત્રનું બાણ મારી ને પહેલો પાશાણનો કોઠો ભાગી નાંખ્યો. ત્યાર કેડે બીજા કોઠાએ આવીને તેઓ

યુદ્ધની તઇયારી કરવા લાગ્યા. હવે કૃપાચાર્ય પણ સામા આવીને ઉભા રહ્યા છે તેથી ત્રણે જણા કૃપાચાર્યને પગે લાગ્યા, પછી ભીમસેને કૃપાચાર્યને કહ્યું કે હે મહારાજ તમારા બનેવી દ્રોણ ગુરૂ તે પણ અમારાથી હાર પામીને નાશી ગયા તો પછી તમારિ શી ગણત્રી. માટે જો તમારે જીવતા રહેવાની ઇચ્છા હોય તો હું કહું તેમ કરો. એવું સાંભળી કૃપાચાર્ય બોલ્યા, અરે વ્રકોદર તમારૂં કહેવું મને સત્ય ભાસે છે પણ હવે યુદ્ધ કરવા આવેલો પાછો કેમ કરીને જાઉં ! ત્યારે ભીમસેન કહે હું તમને યુકિત બતાવું તેમ કરો એમ કહી વ્રકોદર બોલ્યો હે. કૃપાચારય આપણે સામા સામી યુદ્ધ કરવા અને આપણે આપણાં આયુધો ઉંચે ઉછાળવા એટલે કઉરવો જાણશે કે તેઓ લડે છે એ પમાણે થોડા વખત યુદ્ધ કરયા પછી તમે યુદ્ધ પડતું મુકીને હાર્યો હાર્યે કહેતા કઉરવોની પાસે જજો. એવું સાંભળી કૃપાચાર્યે કહ્યું, વાહ ભીમસેન ધન્ય છે તારી યુકિતને આપણે તારા કહયા મુજબ કરીશું. એમ વીચાર કરી તેઓ સામા સામી ઉભા રહ્યા, પછી આયુધોને આકાશમાં ઉંચાં ઉછાળવા માંડયાં. તેમાં ભીમસેન પોતાની ગદા નીચે પછાડીને બુમો પાડયા કરે છે. એટલે કૌરવોએ દ્રોણગુરૂને કહ્યું કે જુઓ મહારાજ આનું નામ તે યુદ્ધ કર્યું કહેવાય. તમે તો લડયા વિના હારપામીને નાશી આવ્યા તવ દ્રોણે વીચાર કર્યો કે જો મારો સાળો જીતશે તો મારૂં નામ લજવાશે માટે તે હાર પામજો. એ પ્રમાણે પોતે શ્રાપ દીધો. હવે અભિમન્યુ તથા કૃપાચાર્ય બેઉ જણાએ થોડો વખત યુદ્ધ કર્યું એટલે ભીમસેને કૃપાચાર્યને સાન કરી કે મહારાજા હવે નાશી જાઓ નહી તો અમે ત્રણ જણા તમને મારી નાંખીશું. તવ કૃપાચાર્ય જીવ લેઈ કૌરવોમાં દુરીયોધનની પાસે જઇને ઉભા. એટલે દુરીયોધને પુછયું, કેમ મહારાજા કોણ હાર પામ્યું ! ત્યારે કૃપાચાર્યે જવાબ આપ્યો, અરે છત્રપતી મારાં તો હાડકાં કુટાઇ ગયાં છે, છેવટ હું તો ત્રાસ પામીને નાશી આવ્યો છું. એવું સાંભળી દુરીયોધન બોલ્યો, અરે અશ્વસ્થામા હવે તમે પધારો. તમારા બ્રાહ્મણોના પાર આવ્યા પછી અમારા ક્ષત્રીયોનો ઝપાટો જોઈ લેજો, એ પ્રમાણે માંહે માંહે વાતો કરે છે હવે અભિમન્યુએ વજ્રાસ્ત્રથી બીજો કોઠો ચુર્ણ કરી પૃથ્વી પર ઢાળી પડયો અને ભીમસેન તથા ગટોરગચ્છ એ બે બાપ દીકરાઓએ બીજા યોદ્ધાઓ ને ઠેર મારી નાંખ્યા. પછી ત્રણે જણા ત્રીજા કોઠાએ આવિને ઉભા. હવે અશ્વસ્થામાએ પણ પોતાના મનમાં વીચાર કર્યો કે મારે નીશ્ચે અરજુણજીના કુંવરનેઠેર મારવો. એમ ધારીને પોતે ત્રીજા કોઠાએ ઉભા. તવ અભિમન્યુ, ભીમસેન તથા ગટોર-

ગચ્છ આ ત્રણે જણા અશ્વસ્થામાને નમસ્કાર કર્યો. તવ અશ્વસ્થામાં બોલ્યા, અરે અભેમાન તેં મારા પીતાને હરાવ્યા પણ મારો ઝપાટો જોઇસે. એમ કહી અભેમન્યુને યુદ્ધ કરવાની આજ્ઞા આપી. તવ અભેમન્યુએ અશ્વસ્થામાને કહયુ તમે યુદ્ધ કર્યામાં શું સમજો તમે ફકત લાડુ ખાઇ જાણો. હું ધારૂં તો તમને એક બાણે ઉરાડી દઉં. ત્યારે અશ્વસ્થામાં બોલ્યા, અલ્યા તું મને એક બાણે ઉરાડે તો અરજુનનો પુત્ર ખરો. નહી તો નામ બોળ્યું એવું સાંભળી અભેમન્યુએ કહ્યું જો તમને એક બાણે ન ઉરાડું તો મારા પીત્રુ નર્કે જાય તવ અશ્વસ્થામાયે પણ ક્રોધ કરીને કહ્યું, અલ્યા એક બાણથી તારાબાણના ત્રણ કટકા ન કરૂં તો મારા પિત્રુ નર્કે જાય. એ પ્રમાણે બેઉ જણાએ નીશ્ચય કર્યો ત્યારે ભીમસેને અભેમન્યુને કહયું, અરે સુભદ્રા સુત આ તેં શું કર્યું ! તમે બેઉ જણા યુદ્ધ કરો તેમાં બીચારા પીતરૂને શું કે તેમને નર્કે મોકલો છો ! એવું સાંભળી અભેમન્યુ બોલ્યો, એ કાકા તેમાં માહારી મોહોટી ભુલ થઇ હવે ઉપાય ચાલે તેમ નથી. તવ અશ્વસ્થામાં પણ પસ્તાવા લાગ્યા કે અરેરે બીચારા પીતરૂને વૃથા દુખ દેવાનું ધાર્યું. પછી અભેમન્યુએ બાણ ઉપર બ્રહ્મા, વિષ્નુ, માહેશ્વર એ ત્રણેનુ સ્થાપન કરી પાછું ધર્મ કાકાનું પુન્ય મુકયું ત્યાર કેડે શકિતનો તથા વાયુનો મંત્ર ભણીને તે બાણ અશ્વસ્થામા ઉપર છોડી દીધું. તવ અશ્વસ્થામાએ પણ તે બાણના કટકા કરવા સારૂ એક બાણ છોડયું. એટલે બેઉ જણાના બંને બાણ વચ્ચો વચ્ચ અથડાઇને યુદ્ધ કરવા લાગ્યાં. હવે અભેમન્યુના તથા અશ્વસ્થામાના પીતરૂઓ જોઇ રહયા છે કે હવે કોને નર્કમાં જવાનું થાય છે. તેમાં અભેમન્યુના પીતરૂ ઇશ્વરને કરગરે છે કે હે મહારાજ અમારો પુત્ર જીતજો અને અશ્વસ્થામાના પીતરૂ એવી સુસ્તી કરે છે કે અમારો દીકરો જીતજો એ પ્રમાણે બેઉના પીતરૂઓ જોઇને ઇશ્વર આરાધન કરે છે. એમ કરતાં કરતાં અશ્વસ્થામાના બાણે અભેમન્યુના બાણના ત્રણ કટકા કરી નાંખ્યા તવ તે ત્રણે કટકા કોઠામાં આવીને પડયા. એટલે અશ્વસ્થામાએ મુછ ઉપર હાથ નાંખ્યો. એટલામાંજ પાછું અભેમન્યુએ જે બાણ માર્યું હતું તે બાણનો વચલો ભાગ વીષ્નુનો કટકો ઉછળીને અશ્વસ્થામાની છાતીમાં વાગ્યો. વાગતામાંજ તે કટકાએ અશ્વસ્થામાને આકાશમાં ઉછાળીને જ્યાં દ્રોણ કૃપાચાર્ય બેઠા હતા ત્યાં ફેંકી દીધા. તવ બન્નેના વૃદ્ધોએ રાજી થઇને આશીવાદ દીધો. હવે અભેમન્યુ, ભીમસેન તથા ગટોરગચ્છ આ ત્રણે જણે સઘળા યોદ્ધાઓને મારી નાંખ્યા. પછી ત્રણે જણ ચોથે કોઠે જઇને ઉભા, ત્યાર કેડે કુંવરે વજરાજાનું બાણ મારી ત્રીજા કોઠાને ચુરણ

કરી નાંખ્યો. એ પ્રમાણે ચોથે કોઠે ત્રણજણા કરણરાજાની વાટ જુએ છે. કૌરવોમાં દુરીયોધન દ્રોણ, કૃપાચાર્ય તથા અશ્વસ્થામાને કહે છે કે અરે મહારાજા તમે યુદ્ધ કર્યામાં શું સમજો હવે અમારો ક્ષત્રીનો ઝપાટો જોઇ લેજો. એવું સાંભળી દ્રોણ મનમાં શ્રાપ દે છે કે હે દુષ્ટ ચંડાળ તારે પણ અમારા જેવું થજો. હવે કરણરાજા પોતાના વ્રશકેતુ તથા ચંદ્રકેતુએ બેઉ પુત્ર સાથે ચોથો રૂપાનો કોઠો શોભાવી રહ્યો છે. એવામાં અભેમન્યુ સામો યુદ્ધને માટે તૈયાર ઉભેલો છે. હવે વ્રશકેતુએ કારણ રાજાને કહ્યું કે હે પીતાજી તમે અળગા ઉભા રહો અને અમને બેઉ ભાઇઓને અભેમાનની સાથે યુદ્ધ કરવા દો. ત્યારે કરણે કહ્યું. અરે દીકરાઓ અભેમાન તો સીંહ છે, એની સામુ તમે શું યુદ્ધ કરી શકશો ! એવું સાંભળી વ્રશકેતુ બોલ્યો, શું ત્યારે અમે સીંહ નથી ! માટે હે પીતાજી અમને ખુશીથી લડવા દો. એટલે કરણરાજા અળગો બેઠો. તવ અભેમન્યુએ પણ ભીમસેનને અળગા બેસાડ્યા. હવે વ્રશકેતુ તથા ચંદ્રકેતુએ હથીયાર ધારણ કરી ધનુશ ચઢાવી દીધું. એવુ જોઇ અભેમાન પણ તઇયાર થયો વ્રસકેતુ તથા ચંદ્રકેતુનાં એકેક બાણનાં દસ દસ હજાર બાણ થાય છે અને અભેમાનનાં ચાળીસ હજાર થાય છે. તેથી બીચારા કરણરાજાના કુંવરોનું બીલકુલ જોર ચાલતું નથી. એમ કરતાં કરતાં અભેમન્યુએ બેઉ ભાઇઓના બે રથ ભાગી નાંખ્યા તથા બેઉને નાગ પાસથી બંધન કીધા, એવું જોઇને કરણરાજા બે પુત્રોના હાથ છોડીને યુદ્ધ કરવા માટે તઇયાર થયો. એટલે ભીમસેન પોતાની ગદા લેઇ કરણ સામો આવીને ઉભો. હવે અભેમાન તથા કરણ રાજા સામા સામી યુદ્ધ કરવા લાગ્યા. તેમાં કરણરાજા અગણીત મંત્રથી અભેમન્યુનું શરીર વીંધી નાંખ્યું અભેમન્યુના આખા શરીરે બાણ ભોંકાઇ ગયાં છે. એવું જોઇને ગટોરગચ્છ આકાશમાં ઉછળ્યો. તવ કરણરાજાએ બાણ મારી ગટોરગચ્છને ડેરાતંબુએ ફેંકી દીધો. એટલે ભીમસેન ગદા લેઇને તઇયાર થઇ ગયો. અત્યારે કરણ રાજાએ મોકાસ્ત્ર બાણ લેઇ ભીમસેનના રદયમાં માર્યું. જેથી કરીને વ્રકોદર પૃથ્વી ઉપર પડી ગયો, હવે અભેમન્યુનું શરીર ચારણી જેવું થવાથી પોતે બેભાન થવા જેવો થઇ ગયો છે. એવામાં કરણ રાજાએ બે બાણથી અભેમન્યુનો રથ ભાગ્યો તથા ઘોડાનો નાશ કરયો. તેથી સુભદ્રા સુત નીચે ઉભો. પણ પોતાનામાં હીમ્મત નહી હોવાથી પૃથ્વી ઉપર પડી ગયો. તે દેખી કરણરાજા હાથમાં ફરસી લેઇને અભેમન્યુની છાતી ઉપર ચઢી બેઠો. પછી અભેમન્યુને કહે છે કે આજ તને ઠેર મારી નાંખું છું. તેમ છતાં જો તારે જીવવું હોય તો મને કાકા કહે તો

જીવતો રહેવા દેઉં તવ અભિમન્યુએ વિચાર કરયો કે કાકા નહી કહિએ તો મારી નાંખસે માટે કાકા કહ્યામાં શું જાય છે, એમ ધારી પોતે કરણને કહ્યું કે કેમ છે કરણ કાકા ! એવું કહેતામાંજ કરણરાજા છાતી ઉપરથી ઉતરીને પોતાના પુત્રો પાસે જઇને બેઠો. ત્યાર પછી અભિમન્યુએ ઉભા થઇને વીચાર કર્યો કે હું ક્ષત્રીનો પુત્ર થઇને પાછો પડું તે ખોટું કહેવાય માટે સામો ઉભો રહીને યુદ્ધ કરું એમ ધારી પોતે કરણરાજાને કહેવા લાગ્યો, અરે કરણરાજા તમે કાકા કહેવરાવીને શું રાજી થયા છો ! કાકા તો જગતમાં પાંચ પ્રકારના છે. તેમાં ઘરમાં ગુલામ હોય તેને પણ કાકા કહેવા છે. માટે જનમથી તું ઘરમાં રહેલો છે તેથી તું ગુલામ કાકો છે, એવું સાંભળી કરણરાજાને ક્રોધ ચઢવાથી અભિમન્યુ સામુ યુદ્ધ કરવા લાગ્યો. ત્યારે અભિમન્યુએ વિચાર કર્યો કે કરણ રાજા મને માર્યા વીના રહેવાનો નથી એમ ધારી પોતે કાળજ્વરનું બાણ મારી કરણ રાજાના નાના પુત્ર ચંદ્રકેતુનું શીશ છેદી નાંખ્યું. અને બીજા પવનાસ્ત્રના બાણે મ્હોટા પુત્ર વ્રશકેતુને આકાશમાં ઉરાડયો. તે હસ્તીનાપુરમાં ધ્રતરાષ્ટ્રની પાસે ચાવીને પડયો. હવે કરણરાજાએ પોતાના બંન્ને પુત્રોનું મર્ણ જાણી અભિમન્યુનું શરીર બાણોથી વીંધી નાંખ્યું, તેથી અરજુન સુને મનમાં વીચાર કર્યો કે અરેરે હવે જીવ જશે એવામાં ભીમસેન તેની મુર્છા વળી જવાથી પાછો ગદા લેઇને તૈયાર થયો, એ પ્રમાણે યુદ્ધ ચાલે છે એટલામાં ગટોરગચ્છ આકાશમાં ઉછળીને કરણ રાજાના રથ તળે ભરાઇ ગયો. ત્યાર કેડે ત્યાંથી કૌરવોમાં તે રથને ફેંકી દીધો તેથી કરણરાજાનાં હાડ ચુરણ થઈ ગયાં. બીચારો કરણ રથમાંથી બહાર નીકળીને કહેવા લાગ્યો કે અરેરે મ્હારા બેઉ પુત્રો નાશ પામ્યા. અને હું વાંઝીયો થયો. એવું સાંભળી દુર્યોધન બોલી ઉઠયો, અરે દ્રોણ ગુરૂ જો પ્રધાનથી કાર્ય થતું હોય તો રાજાનો કોણ ભાવ પુછે ! હવે તમે સઘળા જોઇ લેજો કે છત્રપતી કેવું લડે છે ! એ પ્રમાણે બોલીને ફુલાઇ ગયો. તવ કરણે મનમાં શ્રાપ દીધો કે અરે પાપી તું પણ મારા જેવો વાંઝીયો થજે. હવે ભીમસેને તથા ગટોરગચ્છે ચોથા કોઠાના તમામ યોદ્ધાઓના નાશ કર્યો. પછી ગટોરગચ્છ આકાશમાં ઉછળીને પોતાની સેન્યામાં પડયો. ત્યાં રથ ખેંચી લાવીને અભિમન્યુને બેસાડી દીધો. એટલે ભીમસેને પુછયું, બેટા અભેમાન તારા શરીરને કેમ છે ? તવ અભિમન્યુએ કહ્યું, કાકા આજ મને વધારે માર પડયો. પણ હશે મારા શરીરમાંથી બાણ ખેંચી કાઢો. એટલે ભીમસેને તથા ગટોરગચ્છે અભેમાનના શરીરમાંથી વાગેલાં બાણ ખેંચી કાઢયાં પછી બાણની જગાએ

લુગડાની ચીંદડીઓ ઘોચી ઘાલી. એ પ્રમાણે અભેમાનનું શરીર ઘોઇ કરીને સાફ કર્યું. પછી નવાં વસ્ત્ર શણગાર ધારણ કરાવી દીધાં એટલે અભેમાન ખુશી થઇને બોલ્યો, અરે વ્રકોદર કાકા હવે મને ઠીક છે માટે પાંચમે કોઠે ચાલો. પણ જોઇ વીચારીને ચાલજો. કારણ કે જો આડા અવળા ચઢી જશો તો આખો જન્મારો ફરશો પણ રસ્તો હાથ આવવાનો નથી. એવું સાંભળી ગેટારગચ્છ કહે બહુ સારૂ વીરા આપની મરજી મુજબ રથને હાંકીશ. પછી અભેમાન સુતાં સુતાં આંગળી બતાવે છે તેમ ગેટારગચ્છ રથને હાંકેછે. એવામાં અભેમન્યુએ ભીમસેનને કહ્યું, અરે કાકા જો મારા જેવો માર ગેટારગચ્છને પડે તો જીવ લેઇને નાશી જાશ. એવી વાત કરે છે અવામાં પ્રભુએ વીચાર કર્યો કે જ્યાં સુધી ગેટારગચ્છ છે ત્યાં સુધી અભેમાન મરવાનો નથી. માટે બેઉને વીખુટા પાડું તો ઠીક. એમ ધારી પ્રભુએ બેઉ જણાને અહંકાર મુકયો. એવામાં ગેટારગચ્છ બોલ્યો હે અભેમાન જો હું કરણને ન ઉંચકી ગયો હોત તો તને ઠેર મારત. એવું સાંભળી અભેમન્યુએ કહ્યું અલ્યા તારાથી શું બનવાનું હતું ! તું તો મારો ગુલામ છે. તવ ગેટારગચ્છ બોલી ઉઠયો કે હવે હું રથ હાંકું તો બ્રહ્મહત્યાનું પાપ, એમ કહીને પોતે સેન્યામાં આવીને બેઠો. એવામાં વ્રકોદર બોલ્યો, બેટા અભેમાન તમે શા માટે ગેટારગચ્છને કાઢી મુકયો ! હવે તમારો રથ કોણ હાંકશે મને તો હાંકતાં આવડતું નથી. તેથી જો હું હાંકવા બેસું તો રથ ભાગી જાય.તથા ઘોડા પણ મરણ પામે એવું સાંભળી અભેમાન બોલ્યો. વ્હાલા કાકા જે થવાનુ હતું તે થયું. હું મારી જાતે રથને હાંકીશ. મારા પગના અંગુઠાથી રથ હાંકીશ અને યુદ્ધ કરીશ, પણ હું કોઇનાથી ડગવાનો નથી. એમ કહી પોતાના અંગુઠા નીચે ઘોડાના અછોડા દબાવીને રથને હાંકવા લાગ્યો. પછી અભેમાન તથા ભીમસેન પાંચમા કનકના કોઠે જઇને ઉભા. તો દુર્યોધન તેના લક્ષમણા પુત્રને લેઇને સામો ઉભો છે. હવે દુર્યોધન પોતાના પુત્ર લક્ષમણાને કહે છે કે તું અભેમાનને મારી નાંખજે અને હું વ્રકોદરના પ્રાણ ખેંચી લેઇશ. તવ અભેમન્યુ ભીમસેનને કહે છે કે તમે દુર્યોધનને મારજો અને હું લક્ષમણાને ઠેર મારીશ. એ પ્રમાણે તેઓએ સામાસામી યુદ્ધ આરભ્યું. હવે દુર્યોધને તથા ભીમસેને પોતાનાં આયુદ્ધ નાંખી દેઇને સામાસામી મલ્લયુદ્ધ કરવા માંડયું. એટલે અભેમન્યુએ તથા લક્ષમણાએ સામાસામી બાણ ફેંકવા માંડયાં. અભેમન્યુએ મનમાં વીચાર કર્યો કે લક્ષમણો મારી શી ગણત્રીમાં છે એમ ધારી પોતે રમતમાં બાણ ફેંકે જાય છે. હવે વ્રકોદર તથા છત્રપતી એવું યુદ્ધ કરે છે

કે મ્હોટા મહારથી પણ ડરી જાય. એમ કરતાં કરતાં દુર્યોધને ભીમસેનને ઉંચકીને નીચે નાંખ્યો. પછીતેની છાતી ઉપર ચઢી બેઠો. એટલે ભીમે બુમ પાડી કે હે અભિમાન તારો કાકો મરણ પામે છે. તવ અભિમન્યુએ વીચાર કર્યો કે જો હું લક્ષમણાને મારી નાંખું તો મને લડવાનું ફાવે. એમ ધારી પોતે કાળ જ્વરનું બાણ લક્ષણાને માર્યું તેથી લક્ષમણાનું મુસ્તક છેદાઇ ગયું. એવું જોઇને દુરીયોધને નિશ્ચય કરયો, કે હવે અભમન્યુ લક્ષ્મણાને મારીને નવરો થયો તેથી મને પણ મારી નાંખશે એમ ધારી પાપી ભીમની છાતી ઉપર થી ઉઠીને ત્રાસ પામી નાશી ગયો. ત્યાં જઇને દ્રોણ ગુરૂને કહેવા લાગ્યો, હે મહારાજ માહારો પુત્ર લક્ષમણો પણ મરણ પામ્યો. એવું સાંભળી કરણ કહે અલ્યા રાજા થઇને કેમ હારી ગયો? ત્યારે છત્રપતી બોલ્યો, અરે ભાઈ હું રાજ્યગાદી ભોગવવા આવ્યો છું. જો ન નાશી આવ્યો હોત તો મારી પણ લક્ષમણા જેવી વલે થાત. એમ કહીને નીચે બેઠો. હવે ભીમસેન ઉભા થઇને દુષ્ટ દુરીયોધનને શોધે છે. એવું જોઇને અભિમન્યુએ કહ્યું, કાકા! પાપી છત્રપતી તો નાશી ગયા હશે. માટે તેને શોધ્યા વીના તમે યોદ્ધાઓને મારી નાંખો. તવ વ્રકોદરે પાંચ હજાર યોદ્ધાને ઠેર મારયા. પછી બેઉ જણા છઠે કોઠે ગયા. ત્યાં ઉભા રહીને અભિમન્યુએ વજરાસ્ત્રથી પાંચનો કોઠો ચુર્ણ કરયો, પછી બેઉ જણા શલ્યરાજાની વાટ જુએ છે. એવામાં ત્રણ યુદ્ધનો જાણનાર શલ્યરાજા છઠે કોઠે ગયા. પછી શલ્યે કહ્યું, આવો ભાણેજા આજ તો આપણે સામાસામી યુદ્ધ કરીએ. એવું સાંભળી ભીમસેને કહ્યું, ભાણેજાને મારશો તેમાં બહુ પાપ છે. ત્યારે શલ્ય કહે જો યુદ્ધ કર્યા વીના પાછો જાઉં તો ઇજ્જત જાય. એટલે ભીમસેન કહે ઇજ્જત ન જાય એવો ઉપાય કરૂ. ત્યારે શલ્ય કહે એવો શો ઉપાય છે! એવું સાંભળી ભીમસેને કહ્યું, અરે મામા અમે તથા કૃપાચાર્યે જે પ્રમાણે કરયું હતું તેજ હું તમને કહિ બતાવું છું. મેં મારી ગદા પૃથ્વી ઉપર પછાડી પછાડીને સોર બકોર કરયો. અને અભિમન્યુએ તથા કૃપાચાર્યે સામ સામી બાણો ઉંચે ઉછાળ્યાં. એ પ્રમાણે થોડો વખત યુદ્ધ કરીને કૃપાચાર્ય નાશી ગયા. પછી કૌરવોને ત્યાં જઇને કહેવા લાગ્યા કે હું હારયો હું હારયો અને મને ત્રણે જણે મારયો. માટે તમે પણ તેજ પ્રમાણે વર્તવા માંડો. એવું સાંભળી શલ્યરાજાએ કહ્યું. ધન્ય છે ભીમસેન તારી બુદ્ધિને. એમ કહિ તેઓએ યુદ્ધ શરૂ કરયું. ભીમસેન પોતાની ગદા પૃથ્વી ઉપર પછાડી પછાડીને સોર બકોર કરવા લાગ્યો, અને અભિમાન તથા શલ્યરાજા પોતાનાં બાણો આકાશમાં ઉંચાં ફેંકવા લાગ્યા. એ પ્રમાણે થોડો વખત યુદ્ધ કરયા પછી શલ્યરાજા નાશી

ગયા. અને કૌરવોને જઇને કહેવા લાગ્યા કે હું હારયો. એ પ્રમાણે બન્યા પછી ભીમસેને છ હજાર યોદ્ધાનો નાશ કરયો. ત્યાર કેડે અભેમાન તથા વ્રકોદર છઠા કોઠાની બહાર નીકળ્યા. પછી અરજુન સુને વજરાસ્ત્ર બાણુથી છઠો કોઠો ચુરણ કરયો. એ પ્રમાણે જય વરતાવી બેકે કાકો ભત્રીજો સાતને કોઠે આવીને ઉભા. તો જેદ્રથ પણ સામો આવીને કેભેલો છે. હવે પાતાળમાં શ્રીકૃષ્ણજીને ચીંતા થઈ કે જ્યાં સુધી ભીનસેન ભાણેજની સાથે હશે ત્યાં સુધી તે મરવાનો નથી માટે વ્રકોદરને પણ છુટો પાડું તો ઠીક. એવામાં પ્રભુ તથા અર્જુન નાહી જમી પરવાર્યા પછી તાડુકી દઈતયને મારવા જવાની તૈયારી કરવા લાગ્યા. પ્રભુએ રથને જોડી દીધો. એટલે અર્જુનજી રથમાં બીરાજ્યા. એ પ્રમાણે તૈયાર થઇને શ્રીહરી રથ હાંકવા બેઠા. ત્યાર પછી સઘળા બ્રાહ્મણો પણ તાડુકી દૈત્યનું રેહેઠાણ બતાવવા સારૂ અરજુનના રથની પાછળ પાછળ ચાલ્યા તે પાપી એક ગુફામાં રહેતો હતો ત્યાં બ્રાહ્મણોએ અરજુનજીને મુકયા. પછી સઘળા પોતાના ઘેર આવતા રહ્યા. હવે અરજુને ધનુશનો ટંકાર કરયો એટલે તાડુકી ક્રોધ કરીને ગુફા બહાર આવીને ઉભો. તવ અસુરે પુછ્યું અલ્યા તું કોનો પુત્ર છે ! એવું સાંભળી અરજુને કહયું અરે કરમ ચન્ડાળ તું બ્રાહ્મણોને દુઃખ દે છે માટે તને મારવા માટ આવ્યો છું. એવું સાંભળી રાક્ષસને ક્રોધ ચઢવાથી મ્હોટા મ્હોટા પહાડ ઉંચકીને અરજુનજીના ઉપર ફેંકવા લાગ્યો. એટલે પ્રભુએ જાણ્યું કે જો અરજુનજી એક બાણુથી રાક્ષસને મારશે તો પછી તુરત પૃથ્વીમાં જવાનું કહેશે અને હજી અભેમાન જીવતો છે માટે જો અરજુનજી ત્યાં જશે તો અભેમાન મરવાનો નથી. અને તે નહી મરે તો મને મારીને ત્રલોકનું રાજ્ય કરશે. એ પ્રમાણે હરિએ વીચાર કરિને તાડુકીને પોતાનિ એક કળાનું બળ આપ્યું. તવ તાડુકી દૈત્ય અપાર કોપાયમાન થયો અને અરજુનજી ઉપર પુષ્કળ પર્વત નાંખવા લાગ્યો. પણ અરજુનજી તાડુકી દૈત્યના સઘળા પહાડ પર્વત પોતાના બાણુથી ચુરણ કરે છે. એ પ્રમાણે બન્ને સામાસામી યુદ્ધ કરે છે હવે સાતમે કોઠે અભેમાન તથા ભીમસેન ઉભા રહયા છે. એવામાં શ્રીહરીએ ભીમસેનને અભેમાનનિ પાસેથી જુદો પાડવા માટે જયમંગળ નામના હાથીને ગાંડછા મુકી. તવ તે હાથી સૈન્યમાં કુદવા લાગ્યો અને પોતાની સુંઢમાં સૈન્યના માણસોને ઘાલીને દોડાદોડ કરવા માંડયો એક પળ વારમાં ઘણા માણસોનો ઘાંણુ વાળી નાંખ્યો. સૈન્યના લોકો હથીયારો લેઇને હાથીને બાંધવા લાગ્યા પણ બંધાતો નથી. તેથી ત્યાં સઘળા લોકે બુમ પાડી કે એ ભીમસેન ધાજો. તવ

ભીમસેન બોલ્યો, બેટા અભિમાન આપણા સૈન્યને કંઈ વીઘ્ન આવી પડયું છે માટે હું જાઉં છું ત્યારે અભિમન્યુએ કહ્યું, ઓ કાકા અત્યારે મને આ ભુમી ભયંકર ભાસે છે માટે તમે ન જશો. એવું કહયા છતાં પણ ભીમસેન ત્યાંથી પોતાના સૈન્ય તરફ નાઠો. પછી સેન્યમાં આવીને પોતાના જયમંગળ હાથીને પોને પકડવા લાગ્યો. એટલે હાથી એકદમ ભીમસેનને મારવા ધસ્યો. તે દેખીને ભીમસેનને પુષ્કળ ક્રોધ ચઢયો. એવામાં પાતાળમાં શ્રીહરિએ વિચાર કરયો કે ભીમસેન એકદમ હાથીને મારી નાંખસે તો ઘણું ખોટું થશે. કારણ કે વૃકોદર પાછો અભિમાનની મદદે જશે. એવું ધારી દયાળુ પ્રભુએ હાથીને એક કળાનું બળ આપ્યું તવ હાથી ઘણુંજ તોફાન કરવા લાગ્યો. પછી ભીમસેન તથા હાથી સામાસામી બાઝયા. હવે સાતમે કોઠે અભિમાન એકલો રડવા લાગ્યો છે તેથી તે વખતે જેદ્રથે વીચારયું કે અત્યારે બાળક દુઃખી છે માટે તેને કપટથી મારીયે તો ઠીક. એમ ધારી તેણે છત્રપતીને પોતાનો વીચાર જણાવ્યો. તવ છત્રપતી હરખાઇને દ્રોણગુરૂને પુછવા લાગ્યો. એટલે દ્રોણગુરૂએ કહ્યું એવું કપટ કરવું તે અમને યોગ્ય નથી. અને જો તું કપટ કરીશ તો તને વિઘ્ન થશે. એવું સાંભળી દુરીયોધન બોલ્યો, અરે મરારાજ ગમે તેમ થાય પણ કોઠામાં જઇને અભિમાનને ઠેર મારી નાંખવો તેમાં કંઈ શક કરવો નહી એમ ધારી પાપી પોતાના સો ભાઇઓને તથા પોતાના સો ભાઇઓના ચારશેં ઇગણોનેર છોકરાઓ તે સઘળાને લેઇને સાતમે કોઠે સંતાયો. હવે અભિમાનનું હૈયું ભરાઇ આવ્યું છે તેથી ધ્રુંશકા મુકીને રડે છે. પોતે રડતાં રડતાં ભીમ કાકાને યાદ કરે છે. અભેમાન કહે છે કે ઓ મારા ગદા ધારણ કરનારા ગુણવાન કાકા મ્હારી મદદે આવો. અરે દૈવ મહારી માતાએ મને પહેલેથી કહ્યું હતું કે દિકરા તું તારા કાકાનો વીશ્વાસ ન રાખીશ. તેવિજ રીતે અત્યારે મારા ભીમ કાકાએ વિશ્વાસઘાત કરયો, હે પ્રભુ મ્હારે માટે બીચારી ઓત્રારાણી સત જોજન ચાલીને આવી તે પણ વ્યર્થ થઈ ગયું. અરેરે તે બીચારી ગરીબડી તેની ઉમ્મર કેવી રીતે ગુજારશે ? ઓ કૃપાળુ પ્રભુ મારા પીતાજી મારા મુવાની વાત સાંભળીને પોતે આપઘાત કરશે. અરેરે મ્હારિ ગરીબડી માતા મારા વિના અકળાઇ મરશે ! હે પ્રભુ મને કૌરવો જમ જેવા ભાસે છે. હું મરવાથી ડરતો નથી પણ મારો દેહ અગ્ની નહી પામે તેથી દીલગીર થાઉં છું. કારણ કે દુષ્ટ કૌરવો મારા દેહના કકડે કકડા કરીને ફેંકી દેશે. અરેરે મારૂં ડાબુ અંગ ફરકે છે તેથી હું કદી જીવતો ઘેર જવાનો નથી. એ પ્રમાણે બોલી બોલીને ધ્રુસકા મુકીને રડે છે. એ-

વામાં દુરીયોધને સરવેને ખબર આપી કે હવે અભેમાનને દુઃખ આવી પડયું છે માટે ચાલો તેને મારી નાંખીએ. એવુ કહેલું સાંભળીને દુષ્ટ છત્રપતીની સાથે સઘળા લોકો કુંવરની પાસે ગયા. ત્યાં છત્રપતીએ કુંવરને કહ્યું કે અલ્યા હવે તારૂં આવી બન્યું. એ અભેમાન તારા કકડે કકડા કરાવીને ફેંકી દેવરાવું. એવું સાંભળી અભેમાને વીચાર કરયો કે હું વધારે રડીશ તેમ શતરૂઓ ખુશી થશે. માટે દુષ્ટની સાથે યુદ્ધ કરવું તે ઘણું ઉત્તમ છે, એમ ધારી પોતે પાપી દુરીયોધનને કહેવા લાગ્યો, અરે આખલાના પુત્ર તારાથી શું બનવાનું છે ચાલ લડવાને તૈયાર થઇ જા. એવું અભેમાનનું બોલવું સાંભળીને છત્રપતીને ગુસ્શો ચઢયો તેથી તેણે સઘળાઓને હુકમ કરયો કે અભેમાનની સાથે યુદ્ધ કરો એવું કહેતામાંજ તમામ લોકો અભેમાન ઉપર ટુટી પડયા. હવે અભેમાન તથા કૌરવો સામાસામી યુદ્ધ કરે છે. પાન્ડવના શેન્યમાં ભીમશેન તથા હાથી પણ લડવા મચી પડયા છે. તેમાં હાથી જોર કરીને ભીમશેનને મારવા જાય છે તેવો વ્રકોદર હાથીના પગ વચ્ચે થઇને નીકળી જાય છે એ પ્રમાણે તે બેઉ પણ સામાસામી લડે છે હવે પાતાળમાં તાડુકી દૈત્યનિ સાથે અરજુનજી પણ યુદ્ધ કરે છે તેમાં અર્જુનજી તાડુકી દૈત્યનો પહાડ વજરાસ્ત્ર બાણથી ચુર્ણ કરે છે, તેથી તેના કકડા પ્રભુને વાગે છે. એ પ્રમાણે શ્રીકૃષ્ણજી પણ પોતાના ભાણેજને મરાવવા માટે પોતે માર ખાયછે એવી રીતે ત્રણ જગોએ યુદ્ધ મચી રહ્યું છે. હવે કુરૂક્ષેત્રમાં અભેમાન ઉપર પુષ્કળ માર પડેછે પણ અભેમાન ભીલકુલ ગણકાર્યા વિના સામો ઉભા રહિને યુદ્ધ કરે છે. એમ કરતાં કરતાં અર્જુન સુને મોહાસ્ત્ર બાણ કાઢીને ધનુશ ઉપર સંધાન કર્યું પછી તેના અગ્રે ધર્મરાજાનું પુન્ય મુકીને તે બાણ કૌરવો ઉપર છોડી દીધું તેથીતે બાણ વડે સઘળા મુર્છામાં પડયા પછી અભિમન્યુએ વીચાર કરયો કે કૌરવો હાર્યા એવી નીશાની થવી જોઇએ એમ ધ રી પોતે પવનાસ્ત્રનું બાણ મુકીને સઘળાની એકેકી મુછ કાપી નાંખી. એ પ્રમાણે કરીને પોતે અભીમાનમાં પોતાના ધનુશના છેડે મુઠી મુકીને તેના ઉપર ડાચું ઠરાવી વાંકો વળીને બેઠો. પછી કૃષ્ણ પ્રભુએ પાતાળમાં વીચાર કર્યો કે અભેમાન કુંતાની રક્ષાના દોરાથી જીવે છે માટે તે કાપી નાંખુ તો મરણ પામે, એમ ધારી પોતે ઉંદરનું રૂપ ધારણ કરીને અભેમાનના ધનુશ ઉપર ફરવા લાગ્યા. તે જોઇને અરજુન સુત ખુશી થાય છે. એમ ફરતાં ફરતાં દયાળુએ દોરો ધનુશની પડપંચા સહીત કાપી નાંખ્યો. એટલે ધનુશ તરછોડાઇને અભેમાનની હબચીમાંથી તાળવે પેસી ગયું, પછી તાળવું ફાડીને માથા ઉપર એક હાથ

નીકળી ગયું. તવ અભેમાન ચાર માથોડાં ઉંચો ઉછળીને પૃથ્વી ઉપર પડયો. તે જોઇને જેદ્રથે દુર્યોધનને કહ્યું કે અરે છત્રપતી કુંવર તો વગર માર્યો મરી ગયો. એટલે દુર્યોધને અભેમાનને તરફડતો દેખીને પોતાના સો ભાઇઓના ચારસેં ઇગણોતેર છોકરાઓને સાત હજાર યોદ્ધા સહીત અભેમાનને ઘા કરવા સારૂ મોકલ્યા. તવ સઘળા પોત પોતાનાં હથીયાર લેઇને ઘા કરવા માટે અભેમાન પાશે ગયા. પછી તેઓ બીચારા અભેમાનને હથીયારોથી છુંદવા લાગ્યા. તેથી અભેમાન ગભરાઇ ગયો. પછી અરજુન સુતે વિચાર્યું કે મને મરતાને મારે છે માટે તેમને ઠેર મારૂં. એમ ધારી પોતે પોતાનો અંગુઠો ફેરવ્યો, તો તેના અંગુઠામાં રથનું પૈડું આવ્યું, તેથી તે પૈડું ફેરવીને સઘળા ઘા કરનારા ઉપર નાંખ્યું. એટલે ચારસેં ઇગણોતેર પુત્રો સાત હજાર યોદ્ધા સહવર્તમાન મરણ પામ્યા. એવું જોઇને દ્રોણગુરૂએ દુર્યોધનને કહ્યું, અરે છત્રપતી જુઓ અધર્મમાંથી શો સાર નીકળ્યો ? તવ દુર્યોધન બોલ્યો, અરે મહારાજા છોકરા મુવા તો કાશ ગઈ પણ આપણે જીવતા છીએ તો સઘળું આવી મળશે. એવામાં સ્વર્ગમાંથી વૈમાન લેઇને અપ્સરા આવી અને અભેમાનનો પ્રાણ ખેંચીને પોપટ બનાવી દીધો. પછી તેણી સ્વર્ગમાં ચાલી થઈ. એટલે અભૈમાન હાલતો બંધ થઇ ગયો તેથી દુષ્ટોએ જાણ્યું કે અભેમાન મરણ પામ્યો. એવું ધારીને દુરીયોધને જેદ્રથને કહ્યું કે આ કોઠો તમારે માથે છે માટે અભેમાનના કકડેકકડા કરી ફેંકી દો, એટલે જેદ્રથ ખડગ લેઇને અભેમાન તરફ ગયો. તવ પ્રભુએ પાતાળમાં જાણ્યું કે અભેમાન મરણ પામ્યો, તેથી હાથીનું તથા દૈત્યનું બળ હરણ કરી લીધું. એવામાં ભીમસેને હાથીના બે ચરણ ઝાલીને ચીરી નાંખ્યા. એટલે તેજ પ્રમાણે અરજુનજીએ પાતળમાં તાડુકી દૈત્યને કાળજ્વર બાણથી મરણ પમાડયો. એ પ્રમાણે ભીમસેન હાથીને મારીને અભેમાનની મદદે દોડયો. દોડતાં દોડતાં તેણે જોયું કે જેદ્રથ અભેમાનને ઘા કરે છે. તેથી વ્રકોદરે અભેમાનને મુએલો દેખીને કારમી પોક મુકી, તે શબ્દ પાન્ડવમાં જવાથી સઘળા લોકો અભેમાનની પાસે દોડી આવ્યા, કુંતાજી, સુભદ્રા ઓત્રા તથા દ્રૌપતી વીગેરે રડતાં રડતાં દોડી આવ્યાં. પછી સુભદ્રા અભેમાનને પોતાના ખોળામાં લેઇને રૂદન કરવા લાગી. પોતે રડતાં રડતાં વીલાપ કરે છે કે ઓ દીકરા મેં તને પહેલેથી યુદ્ધમાં જવાની ના કહિ હતી છતાં તેં માન્યું નહી ને છેવટ તારી માને રઝળતી મુકીને ચાલ્યો ગયો. અરે દીકરા તારા પીતાને હું શો જવાબ દેઈસ, ઓ માહારા વહાલા પુત્ર તારા વિના મારી ઓત્રા વહુને કોણ પાળશે. ઓ મારા

તન તમારી માતા વીના તમારી ચાકરી કોણ કરશે, એ પ્રમાણે સુભદ્રા છાતી-ફાટ રડે છે. પછી ઓત્રા પણ રડતાં રડતાં કહેવા લાગી કે હે નાથ તમે મને દગો દેઇને ચાલ્યા ગયા. ઓ માહારા દુઃખના બેલી તમારા વીના માહારી ઉમ્મર કેવી રીતે ગુજારીશ. ઓ પતી મને કોને શરણે મુકીને આપ ચાલ્યા ગયા, ઓ નાથ આવો દગો કરવો તમને નહોતો ઘટતો, હે મારા સાસુજીના તન તમારી રાંકડી ઓત્રા દાશી ઉપર જરા પણ દયા ન આવી ? અરે પતી હું માહારૂં દુઃખ કોની આગળ કહીશ. એ પ્રમાણે ઓત્રા પણ કારમી પોક મુકી રડે છે, વળી ગટોરગચ્છ રડતાં કહે છે કે હે વિરા જો હું તારાથી છુટો ન પડયો હોત તો તને કોઇ મારનાર નહોતું પણ મારા કમનશીબે હું છુટો પડયો જેથી તારા જેવા અમુલ્ય ભાઇની માહારે ખોટ પડી. એ પ્રમાણે ભીમસેન પણ કહેવા લાગ્યો કે ઓ અભેમાન બેટા હું તારા પીતાને શું કહીશ. ઓ બેટા તારો અરજુન તાત તારા વિના આપઘાત કરીને મરશે એવી રીતે આખું સૈન્ય પણ રડવા લાગ્યું છે. હવે પાતાળમાં તાડુકી દૈત્યને મારીને અરજુનજી તથા પ્રભુ પૃથ્વી ઉપર આવવાની તૈયારી કરે છે. એવામાં અપશુકન થયા તેથી અરજુનજીએ પ્રભુને કહ્યું કે હે મહારાજ કાંઇ કુંવરને વીઘ્ન હશે માટે ચાલો ઘેર જઇએ. ત્યારે શ્રીહરી બોલ્યા, બહુ સારૂ જેમ તમારી ઇચ્છા હોય તેમ કરીએ. પછી અરજુન તથા પ્રભુ બ્રાહ્મણોનો આશીર્વાદ લેઇને પ્રથ્વી ઉપર કુરૂક્ષેત્રમાં આવ્યા. ત્યારે ધમરાજાએ સઘળાંને સમજાવ્યું કે અલ્યા કોઈ રડશો તો અરજુનજીને વ્હેમ પડશે. અને જો પારથ અભેમાનને મુએલો દેખશે તો આપઘાત કરીને મરી જશે, માટે રડવાનું બંધ કરો. તવ સઘળા રડતા બંધ થઇ ગયા. હવે પ્રભુ તથા અરજુન સૈન્યમાં આવ્યા તો તેઓએ આખું સૈન્ય શોકાતુર દેખ્યું, પછી પોતે રથમાંથી ઉતરીને જ્યાં શબ પડયું હતું ત્યાં દોડયો. એટલે અરજુનને જોઇને સુભદ્રાએ કારમી પોક મૂકી. તવ અરજુને શબનું વસ્ત્ર ઉઘાડું કરીને જોયું તો પોતાનો પુત્ર દીઠો. એવું જોઇને પોતે પ્રથ્વી ઉપર પડતું નાંખ્યું. પછી ઉભો થઇને સઘળાંને કહેવા લાગ્યો કે હવે આપઘાત કરૂં. વળી સુભદ્રાને કહે છે કે અરે રાંડ તેં મારો પુત્ર મરાવી નાંખ્યો. એ પ્રમાણે બોલીને છેવટ પોતે દાંતમાં જીભ ઘાલી. તવ સુભદ્રાએ પોતાના પતીના હાથ ઝાલીને કહ્યું, હે નાથ આમ શા માટે કરો છો ? એવું સાંભળી દયાળુએ વીચાર કરયો કે અર્જુનજી તો જરૂર મરી જશે એમ ધારી પોતે પડતું નાંખીને કહેવા લાગ્યા કે હવે મારે પણ જીવીને શું કરવું એવું જોઇને અર્જુને વીચાર કરયો કે અરેરે મ્હારા પ્રાણાધાર

પ્રભુ મરી જશે, એમ ધારી પોતે એકદમ પ્રભુના હાથ ઝાલ્યા. ત્યાર પછી શ્રીહરીને કહ્યું કે હે મહારાજ જે થવાનું હતું તે થયું, હવે શું મુવા પાછળ કંઈ મરી જવાય ! તેમાં આપણો કંઈ ઉપાય ચાલે તેમ નથી. એવું અરજુનજીનું બોલવું સાંભળીને પ્રભુને આનંદ થયો. પછી શ્રીકૃષ્ણજી વીચાર કરવા લાગ્યા કે અરે મ્હારા પ્રેમી ભક્ત અરજુનજીનો મ્હારા ઉપર કેવો પ્રેમ છે ! ધન્ય છે તેની પ્રેમ ભક્તિને. એ પ્રમાણે દયાળુ કૃષ્ણજીની પ્રીતી અરજુન ઉપર વિશેષ થઇ. પછી સર્વે શાન્તી રાખીને છાના રહ્યા. એવામાં ચીતા ખડકીને શબનો અગ્ની સંસ્કાર કરયો. પછી સઘળાએ સ્નાન કરીને લોકીક કરતાં તંબુએ આવ્યા. હવે અનુચરોએ છાના માના ક્ષીપ્રા ( ખીચડી ) તૈયાર કરી છે. તેથી બે ચાર અનુચરો પાન્ડવ પાસે જઇને કહેવા લાગ્યા કે મહારાજા બબે ગ્રાસ જમી લો તો બહુ સારૂ તવ કુંતા, ચાર ભાઇ તથા પ્રભુ સઘળા ઉભા થયા, ફકત અરજુનજી બેસી રહયો છે. એટલે શ્રીહરીએ અરજુનને કહ્યું, હવે તમે મરી જશો પણ અભેમાન દીકરો દેખવાના નથી, માટે શોકને દુર કરી બબે કોળીયા ભરી લો. એવું પ્રભુનું બોલવું સાંભળી પારથે પુછયું, અરે મહારાજ આત્મા મરતો હશે કે નહીં ! શ્રીહરીએ જવાબ આપ્યો, આત્મા અમ્મર, અખંડ, અછેદ તથા અદગ્ધ છે. તવ અરજુનજી કહે, ઓ દયાળુ પ્રભુ મને અભેમાનનો આત્મા બતાવો. એવું અરજુનજીનું બોલવું સાંભળીને પ્રભુએ વીચાર કરયો કે પારથ અભેમાનનો શોક છોડવાનો નથી માટે તેની દીલગીરી દુર થાય એવો ઉપાય કરવો. એમ ધારી દીનાનાથે સ્વર્ગમાંથી વૈમાન મંગાવ્યું. પછી તે વૈમાનમાં અરજુનજી તથા પ્રભુ બેઉં જણા બીરાજ્યા, એટલે વૈમાન પાછું સ્વગમાં ચાલ્યું. પછી પ્રભુએ અરજુનજીને કહ્યું કે પેલા સામા મહેલમાં અભેમાન પોપટ રૂપે બેઠેલો છે. માટે તમે ત્યાં જાઓ. તવ અરજુનજી તે મહેલમાં ઓ અભેમાન, અરે બેટા અભેમાન એ પ્રમાણે બુમો પાડતા પાડતા પોપટના પાંજરા આગળ આવ્યા. ત્યારે પોપટ બોલ્યો, અલ્યા વિચારીને બોલ, બેટા બેટા કોને કહે છે ! એવું સાંભળી પારથે કહયું, અરે તું અભેમાન ખરો કે નહી ! તવ પોપટે જવાબ આપ્યો હે અરજુન જ્યારે હું મનુશના ખોળીયામાં હતો ત્યારે તારો પુત્ર હતો, પણ તારાથી ઉત્પન્ન થયેલું ખોળીયું તને સોંપીને અહીં આવ્યો છું, માટે હવે તારો પુત્ર નથી. તેથી જો બેટા કહીશ તો તારૂં બાપ રહેવાનું નથી, વળી કહયું હે અરજુન આ સંસારરૂપી જેલખાનું છે તેમાં ઘરરૂપી ઓરડીયો છે અને ગુન્હેગાર રૂપી જીવાત્મા છે તે દેહરૂપી બેડીમાં પડયો છે. હવે

એક ઓરડીમાં જેમ બબે ચારચાર કેદીઓ રહે છે તેમ આપણા ભેગાં સગાં વહાલાં રહે છે. વળી જેમ કેદીઓ એક એકનું કામકાજ કરે છે. તેમ આપણું કામકાજ આપણાં સગાં વહાલાં કરે છે, પછી જેમ કેદીને બેડીની મુદત પુરી થાય છે એટલે બીજા કેદીઓને પડતા મુકીને પોતે પોતાના ઘેર ચાલ્યો જાય છે, તેમ એજ પ્રમાણે આ જીવ દેહથી છુટીને ગયા પછી પાછળનાં સગાં વહાલાંને બીલકુલ યાદ કરતો નથી. માટે આ સઘળું સગપણ કાચું સમજજે. એવું સાંભળી અરજુને કહયું, અરેરે તને ખોળે બેસાડીને મ્હોટો કરયો તે વ્યર્થ ગયું, એટલે પોપટ રૂપે અભેમાન ફરીથી બોલ્યો. અરે જો કોઇ માણસ પુત્ર પાસે બદલો વળાવવા ઇચ્છતો હોય તો તેને નાદાન જાણવો. કારણ કે પશુ પક્ષીમાં જેવાં કે ચકલો ચકલી પોતાના બાળબચ્ચાંને કંઇ પણ આશા રાખ્યા વગર ઉછેરે છે, પછી તે બચ્ચાં તેમની સંભાળ નથી રાખતાં, છતાં તેઓ તેમનું રક્ષણ કરયા કરે છે, માટે શું તેમના કરતાં મનુશ નાદાન છે કે પુત્ર ઉપર પોતાનો હક રાખે ? પરણ્યાંને પાળે અને જણ્યાને જીવાડે તેમાં નવાઈ શું ! માટે તેનો બદલો શો વાળવાનો છે ! વળી જો બદલો વળાવવાની ઇચ્છા રાખશો તો જીવને ઉછેરયાનું બીલકુલ ફળ મળશે નહી, માટે કાંઇક વિચાર કરીને સમજો. તવ પારથ સમજી ગયો કે અરેરે મીથ્યાને મેં સાચું માન્યુ હતું. પણ હવે બરોબર સમજાયું કે આ તદ્દન ખોટું છે. એવામાં કૃષ્ણજીએ કહયું, ઓ અરજુન બનેવી ચાલો હવે ઘેર જઇએ. ત્યારે અરજુનજી બોલ્યા, હે માહારાજ બનેવી શબ્દ કહેશો નહી કારણ કે સગાં વહાલાં મીથ્યા છે ફક્ત પરમાત્મા સાચો છે. એમ કહી પારથ ઉદાસ થઇને ત્યાં ઉભો. વૈશમપાય રૂષિ કહે છે હે જન્મેજે રાજા આ સ્થળે ચક્રાવો પુર્ણ થયો, એવું સાંભળી જન્મેજે રાજા ચર્ણે લાગીને બોલ્યો, બહુ સારૂ મહારાજા, મારા ગરીબ ઉપર દયા લાવી હવે કથા આગળ ચલાવો.





ચક્રાવો સમાપ્ત.

## વિશ્રામ ૨ જો.

દ્રોણના ત્રણ દન એમ ગયા, સુણ જનમેજે રાય;
આગળ શું બીના બની, વલ્લભ કહે કથાય.

—

વૈશમપાયરૂષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે, હે ધરમીષ્ટ રાજા. શ્રીકૃષ્ણ ભગવાને અરજુનને સમજાવીને વૈમાનમાં બેસાડયો. પછી બેઉ જણા કુરૂક્ષેત્રમાં તંબુએ આવ્યા. એટલે સઘળાં અરજુનની પાસે આવીને ભાઇ ભાઇ કરવા લાગ્યા. ત્યારે અરજુને કહ્યું, અરે તમે સઘળાં સ્વાર્થનાં સગાં છો. એવુ સાંભળી શ્રી હરીએ વીચાર્યું કે અરજુનને માયામાં નાંખું તો ઠીક. એમ ધારી અભિમાનનાં વખાણ દાન્ગવ રાજાને પોતાના શરણે રાખીને જય જયકાર વર્તાવ્યો. તેમ છતાં કૌરવોના ચારસેં ઇગણોતેર પુત્રો સહીત સાત હજાર યોદ્ધાઓને મારયા. એ પ્રમાણે અભિમાન બહાદુરી કરીને મુઓ છે. એવું સાંભળી અરજુને સઘળાને કહ્યું કે અભિમાનને ઘા કોણ કરતું હતું ? ત્યારે ભીમે જવાબ આપ્યો, અરે પારથ તમારા સુતને જદ્રથે ઘા કરયા હતા. એવું સાંભળતાંજ અરજુને કહ્યું, જો કાલે સુય અસ્ત થયા પહેલાં જેદ્રથને ન મારૂં તો બ્રહ્મહત્યાનું પાપ. અગર જો તે નહી મરે તો હું બળી મરીશ. એ પ્રમાણે સોગન લેઇને પોતે ખાવા ઉઠયો. હવે આ વાર્તા કારવોમાં જેદ્રથે જાણી તેથી તે દુરીયોધન પાસે જઇને કહેવા લાગ્યો કે મને અર્જુન કાલે મારવાનો છે માટે બચાવો. ત્યારે દુષ્ટ કહે અરે બનેવી તમે બીલકુલ ચીંતા કરશો નહી કારણ કે હું તમને પાતાળમાં પોરા રૂપે રાખીશ જેથી તમને કોઈ મારશે નહી એમ કહી પાપીએ દ્રોણ, કૃપાચાય, અશ્વસ્થામા તથા શલ્લ વીગેરે કોઠામાં ઉભા હતા તેમનેજ બોલાવ્યા. એટલે દ્રોણ, કૃપાચાર્ય વીગેરે દુરીયોધન પાસે આવ્યા. તવ દુરીયોધન કહેવા લાગ્યો, અરે દ્રાણગુરૂ આપણે પાતાળમાં જઈ જેદ્રથને બચાવીએ ત્યારે દ્રોણે કહ્યું બહુ સારૂ તમારી મરજીમાં આવે તેમ કરો. આ વાત શલ્લે પારથને કહેવરાવી. તવ છત્રપતી સઘળાને લેઇને પાતાળમાં ગયો. ત્યાં પહેલે પાતાળે દ્રોણ ગુરૂને રાખ્યા, બીજે પાતાપે કૃપાચાર્યને, ત્રીજે પાતાળે અશ્વસ્થામાને, ચોથે કરણ રાજાને, પાંચમાં પાતાળે પાપીએ રહેવાનું ધાર્યું, છઠે પાતાળે શલ્લ અને સાતમા પાતાળે મ્હોટા સરોવરમાં જેદ્રથને પોરા રૂપે રાખવાનો ની-

શ્રય કરયો. એ પ્રમાણે જેદ્રથ તથા દુરીયોધન સાતમા પાતાળે સરોવર આગળ આવ્યા એટલે છત્રપતીએ સરોવરમાં એક કમળનું પુષ્પ તોડી લીધું. તે પુલને બત્રીસ પાંખડીયો હતી, તેથી એકેકી પાંખડીયે મંત્રના બળેથી જુ જુજેવડા દસ યોદ્ધા બનાવ્યા, એટલે ત્રણુસેં ને વીસ યોદ્ધા જેદ્રથના રક્ષણાર્થે મુકયા, પછી પાપીએ મૃતીકાનો કુંભ બનાવીને તેમાં જળ ભર્યું પછી તેની મહીં પેલું પુષ્પ તરતું મુકીને જેદ્રથને પોરો બનાવ્યો. પછી તેને પુષ્પની વચ્ચોવચ્ચ મુકી દીધો. એ પ્રમાણે યુકિત કરીને તે કુંભ સરોવરની વચ્ચે મુકીને પોતે પાંચમે પાતાળે આવીને ઉભો રહ્યો. હવે વહાણું વાયુ એટલે અરજુનજી, ભીમસેન તથા પ્રભુ ત્રણે જણ જેદ્રથને મારવા માટે તૈયાર થયા. શ્રીહરીએ રથને જોતર્યો એટલે પારથ તેની મહીં બીરાજ્યા. તવ ભીમસેન પણ ગદા ખાંધે લેઇને રથની પાછળ પાછળ ચાલ્યો. એ પ્રમાણે ચાલતા ચાલતા તેઓ પહેલે પાતાળે આવ્યા. એટલે દ્રોણ ગુરૂ જોવામાં આવ્યા. તેથી પારથે કહ્યું, અરે ગુરૂ તમે વિધારથીનું છોકરૂં માર્યું તે ઘણું ખોટું કર્યું. એવું સાંભળી ગુરૂ ઓશીયાળા થઇને નાશી ગયા. ત્યાંથી બીજે પાતાળે કૃપાચાર્યની પાસે આવ્યા. ત્યાં ભીમસેને કહ્યું. અરે પ્રભુ આ કૃપાચાર્યનો કોડા યુદ્ધમાં બીલકુલ દોષ નથી. તવ કૃપાચારયે કહ્યું અરે ભાઇઓ તમે સાતમા પાતાળે જાઓ. તવ ત્રણે જણા ત્રીજે પાતાળે અવસ્થામા પાસે આવ્યા, એટલે ત્રણે જણનું જુથ જોઇને અશ્વસ્થામા જીવ લેઇને નાઠા. પછી ચોથે પાતાળે કરણરાજા પાસે આવ્યા, ત્યાં અરજુને કરણરાજાને કહ્યું, તારા બે પુત્રો મરાવીને વાંઝીયો થયો તેમાં તેં શો સાર કાઢયો ! એવું સાંભળીને કરણ શરમાઈ ગયો. તવ તેઓ ત્રણ જણા પાંચમે પાતાળે દુરીયોધન પાસે આવ્યા. એટલે દુરીયોધનને ભય લાગ્યો કે રખે ત્રણે મને મારશે તો મારૂં રાજ્ય કોણ ભોગવશે. એ પ્રમાણે ભય ભાસવાથી તે પડતું મુકીને નાઠો. પછી પ્રભુ અરજુન, ભીમસેન સાથે છઠે પાતાળે શલ્લરાજા પાસે આવ્યા. એટલે શલ્લે સાન બતાવી કે સાતમે પાતાળે જાઓ. તવ પ્રભુએ રથને સાતમે પાતાળે હાંકયો. એ પ્રમાણે ચાલ્યા ચાલ્યા સાતમે પાતાળે આવ્યા. એટલે અરજુનજીને અભીમાન થયો કે મારાથી કેવા સવળા લોકો ભય પામીને નાશી ગયા. એ પ્રમાણે અહંકાર લાવી પ્રભુને કહ્યું કે મને શતરૂ બતાવો તો એક બાણથી મારી નાંખું. તવ દયાળુ હરીએ સરોવરમાં તરતો કુંભ પારથને બતાવ્યો. એટલે અરજુનજીએ તે કુંભને પુષ્કળ બાણ મારયાં પણ પેલા યોદ્ધાઓથી બાણ આડાં અવળાં જતાં રહે છે. એમ કરતાં કરતાં દીવસ છ ઘડી રહયો એટલે પ્રભુએ

સુર્યની આગળ સુદરશન ચક્ર મુકી અસ્ત થયાનિ નીશાનિ આપી. ત્યારે પારથે પ્રભુને કહયું, અરે મહારાજા હવે ચાલો પૃથ્વીમાં જઇને બળી મરૂં. તવ શ્રી હરી રથ ચલાવીને પૃથ્વીમાં આવ્યા. પછી અરજુનજીએ બળી મરવા માટે ચીતા ખડકી. હવે દુરીયોધન જેદ્રથને તથા કરણ શલ્ય વીગેરેને પ્રથ્વીમાં અર્જુનજીની ચીતાની પાશે લાવ્યો. અર્જુનજી બળી મરે છે તેથી સઘળા કઉરવો જોવા માટે આવ્યા છે તેમાં દુરીયોધને જેદ્રથને કાષ્ટના ગાડામાં કાષ્ટની પેટીમાં રાખ્યો છે, તેથી જેદ્રથ પેટીનાં બાકોરાંમાંથી અરજુનજીને જુએ છે. એવામાં ભીમશેને પ્રભુને પુછયું કે હે મહારાજા અરજુનજીને બળવા દેશો કે નહી ત્યારે દયાળુ હરીએ જવાબ આપ્યો, તમે ગભરાશો નહી, હું તેમને મરવા દેવાનો નથી. પણ અર્જુનજી બળવાની વખતે તમારી આજ્ઞા માગે તે વખતે તમે અર્જુનને કાળજ્વર બાણ પકડવાનું કહેજો, પછી શીવનો તથા વાયુનો મંત્ર ભણવાનું સમજાવજો. એ પ્રમાણે કરજો એટલે હું બે ઘડી દિવસ બતાવીશ. એવામાં અર્જુનજીએ ભીમને મ્હોટા ભાઇ જાણીને બળી મરવાની આજ્ઞા માગી. તવ વ્રકોદરે કહ્યું, અરે અરજુનજી મારી એવી ઇચ્છા છે કે તમે છેવટનું કાળજ્વર બાણ ચઢાવો અને પછી શીવનો તથા વાયુનો મંત્ર ભણો એટલે હું તમને આજ્ઞા આપીશ. તવ અરજુને મંત્ર ભણીને બાણ ચઢાવ્યું અટલે પ્રભુએ સુદર્શન ચક્ર લેઇને બે ઘડી દીવસ બતાવ્યો. તવ સઘળા કઉરવો જીવ લઇને નાશી ગયા. એવામાં જેદ્રથે જાણ્યું કે હું પણ મરી જઇશ. એમ ધારી પેટીને ધકકો મારી પોતે બહાર નીકળીને નાસવાની તૈયારી કરવા લાગ્યો, એવામાં અર્જુને જોઇને વીચારયું કે સુર્યની શાક્ષીએ શતરૂ સામે છે માટે બાણ મારી તેનો નાશ કરૂં. એમ ધારી તુરત તે બાણ જેદ્રથ ઉપર છોડી દીધું. એટલે તે બાણવડે જેદ્રથનું મુસ્તક કપાઈ ગયું. તવ અરજુનજી પણ ખુશી થઇને હરીને ચરણે પડયો. હવે જેદ્રથનું મુસ્તક તેનો બાપ વૈદ્રથ તપ કરે છે તેના પાસે ગયું એટલે તેના બાપે જેવું જેદ્રથનું મુસ્તક જોયું તેવુંજ તેનું મૃત્યું થયું. કારણ કે તેને એવું વરદાન હતું કે જેદ્રથનું મરણ જાણે તે વખતે શીવનો મંત્ર હોય તો તે મરણ પામે, તેથી તે મૃત્યું પામ્યો એ પ્રમાણે શ્રી હરીની કૃપાથી અર્જુનજી જેદ્રથને મારીને પોતાના તંબુએ આવ્યા હવે દુરીયોધન સભા કરીને દ્રોણ ગુરૂને પુછવા લાગ્યો, હે મહારાજ હવે તમારે યુદ્ધના કેટલા દીવસ બાકી છે તવ દ્રોણગુરૂએ જવાબ આપ્યો, હે છત્રપતી માહારે માંથે ફકત એક દિવસ છે, કારણ કે મેં ચાર દીવસ યુદ્ધ કરયું, હવે ફકત પાંચમો દીવસ છે. માટે પાન્ડવોને

પત્ર લખો કે ગુરૂ કાલનો દીવસ લડવાનાછે તેથી તૈયાર થઈ વહેલા આવો, તવ તે વાર્તા પાન્ડવોને પહોંચવાથી સઘળા સૈન્યની તૈયારીયો કરવા લાગ્યા, કઊરવો પણ પોતાના સઘળા લસ્કર સાથે તૈયાર થયા. બીજે દીવસ થયો એટલે પાન્ડવો તથા કઊરવો વાજાં વગડાવતા થકા પોત પોતાના રણ સ્થંભે આવીને ઉભા રહ્યા, હવે અરજુનજીએ ધનુશનો ટંકાર કરયો એટલે લંકામાંથી હનુમાનજી કુદિને પારથની ધજાએ આવીને બીરાજ્યા, પછી અરજુનજીએ દશ બાણથી પ્રેમ વડે દ્રોણગુરૂનું પુજન કરયું, ત્યાર કેડે બેઉ પક્ષ સામાસામી યુદ્ધ કરવા તુટી પડયા. એ પ્રમાણે યુદ્ધ કરતાં અર્જુનજીએ ભુરીસ્યેવાનું મુસ્તક કાપી નાંખ્યું. તવ દ્રોણ ગુરૂએ ધરૂપતના પુત્ર શીખંડીનું મુસ્તક કાપ્યું. તવ પારથે ભગદતને મારયો એટલે દ્રોણ ગુરૂએ ધરૂપતને મારી નાંખ્યો. તે દીવસ ખપ્પરનો હતો તેથી લોકોને બાણ અડતામાં પ્રાણ જતા હતા. એવામાં અર્જુનજીએ ક્રોધમાં સુશરમાનું મ્રત્યુ કરયું તવ દ્રોણ ગુરૂએ વૈરાટરાજાની છાતીમાં બાણ મારીને પ્રાણ કાઢી નાંખ્યા. પછી ધનંજયે કઊરવની બે ક્ષોણી સેન્યાનો નાશ કરયો તવ દ્રોણ ગુરૂએ પાન્ડવોની બે ક્ષોણીનું હથરાણ વાળી નાંખ્યું. હવે એવામાં ગટોરગચ્છે કઊરવોના સાત હજાર યોદ્ધાને ઠેર મારી નાંખ્યા. સઘળા લોકોને રૂધીરના છાંટા ઉડે છે, તેથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે. એવામાં દ્રોણ ગુરૂએ બાણથી અર્જુનજીનું શરીર ચાળણી જેવું કરી નાંખ્યું. તેથી બીચારો પારથ અકળાઇને પ્રભુને કહેવા લાગ્યા કે હે મારા દયાળુ હરી હવે મારાથી યુદ્ધ થાય તેમ નથી ત્યારે પ્રભુએ કહયું, તમે પવનાસ્ત્રનું બાણ મારીને ગુરૂના પુત્ર અશ્વસ્થામાને ઉરાડો. એટલે અર્જુને બાણ મારીને અશ્વસ્થામાને આકાશમાં ઉરાડયા. તેથી અશ્વસ્થામા ભમી ભમીને કુંકણ કાંઠે પડયા. પછી હરીએ ભીમને આજ્ઞા આપી કે દ્રોણનો હાથી અશ્વસ્થામા નામનો છે તેને તમે મારીને અહી આવતા રહો એવું સાંભળતાંજ વ્રકોદરે છાનામાના દ્રોણના તંબુએ આવીને હાથીને ચીરીને નાંખી દીધો એ પ્રમાણે હાથીને મારીને પ્રભુ પાસે આવતો રહયો. પછી શ્રીહરીએ ભીમને કહ્યું કે તમે એવી બુમ પાડો કે હે દ્રોણ ગુરૂ તમારો દીકરો અશ્વસ્થામા મેં મારયો ને મુઓ, એટલે એ પ્રમાણે વ્રકોદરે બુમ પાડી, તેથી દ્રોણ ગુરૂએ હથીયાર નાંખી દેઇને સઘળાને કહ્યું કે અશ્વસ્થામાને શોધિ કાઢો. તવ તમામ જણાએ અશ્વસ્થામાની શોધ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહી. પછી દ્રૌણ ગુરૂએ ભીમને કહ્યું કે જો તમે અશ્વસ્થામાને મારયો હોય તો તેનું ખોળીયું બતાવો. ત્યારે ભીમ બોલ્યો, અરે મહારાજા મેં ગદા વડે રૂજે

રૂજા કરીને ફેંકી દીધા. એવું સાંભળી દ્રોણ ગુરૂએ કહયું, તારૂં કહેવું હું સત્ય નથી માનતો. પછી પોતે અરજુનજીને પુછયું કે અશ્વસ્થામા મુવાની વાર્તા સાચી છે ! તવ પારથે અકળાઇને કહ્યું હા મહારાજા તે વાત સત્ય છે. પછી દ્રોણ તે પણ અસત્ય માનીને હરીને પુછયું, ત્યારે હરીએ કહ્યું, અરે દ્રોણ ગુરૂ અશ્વસ્થામાં મુઓ તે વાત સાચી છે. તવ દ્રોણે વિચાર કર્યો કે આ વાત માનવામાં આવની નથી માટે ધર્મરાજાને બોલાવીને પુછી જોઉં. પછી પોતે પાન્ડવોને કહેવા લાગ્યા કે જો ધર્મરાજાના પાસે કબુલ કરાવો તો હું સત્ય માનું નહીતો તમે યુદ્ધ કરવા માંડો. એવું સાંભળી ભીમસેન ધર્મરાજાને તેડી લાવવા ગયો. ત્યાં જઇને તેણે સવળી વાર્તા યુધિષ્ટીરને કહી બતાવી. એવું સાંભળી ધર્મરાજાએ કહ્યું, અરે ભીમસેન તું નકામો મુમત પકડે છે. પણ હું ત્યાં આવીને કદી જુઠું બોલવાનો નથી. એવામાં કુંતાજીએ આવીને ધર્મરાજાને કહ્યું કે અરે બેટા તું નહી જાય તો ચારે ભાઇઓ મૃત્યુ પામશે માટે તમે ઉતાવળથી જાઓ એવું સાંભળી ધર્મરાજા બોલ્યા, અરે માતાજી ગમે તેમ થાય પણ હું ત્યાં જઇને જુઠું બોલવાનો નથી. ત્યારે કુંતા કહે જો તું નહી જાય તો હું તને સ્ત્રીહત્યા આપીશ. એવું સાંભળી ધર્મરાજાએ વિચાર્યું કે જુઠું બોલવા કરતાં માતાની હત્યા કરાવીએ એ મ્હોટું પાપ છે. માટે જે થશે તે ખરૂં એમ ધારી પોતે દ્રોણ ગુરૂ પાસે આવવા માટે રથમાં બીરાજ્યા. ધર્મરાજાનો રથ સત્યના આધારથી ચાર ગજ ઉંચો ચાલે છે. પછી ચાલ્યા ચાલ્યા દ્રોણ ગુરૂની પાસે આવીને ઉભા. એટલે દ્રોણ ગુરૂ પણ પોતાનો રથ ધર્મરાજાની આગળ લાવીને ઉભા. પછી દ્રોણ ગુરૂએ પુછયું, હે ધર્મરાજા સત્યવાદી મારા ઘરમાંથી કોણ મરી ગયું ! તવ ધર્મરાજાએ વિચાર કર્યો કે વધારે જુઠું બોલવા કરતાં થોડુ બોલાય તો બહુ સારૂં. એમ ધારી પોતે કાને હાથ દેઇને બોલ્યા. હે દ્રોણ ગુરૂ તમારો અશ્વસ્થામાં દીકરો કે અશ્વસ્થામાં હાથી બેમાંથી એક મરણ પામ્યું છે. એ પ્રમાણે ધર્મરાજા જાણે છે છતાં જુઠું બોલ્યા તેથી તેમનો રથ ચાર ગજને બદલે બે ગજ ઉંચો ચાલ્યો. તે કારણથી પોતે બહુજ પશ્ચાતાપ કરવા લાગ્યા. પછી દ્રોણ ગુરૂએ વિચાર કર્યો કે મારો દીકરો કે હાથી બેમાંથી કોણ મરી ગયું તે હજી નક્કી થયું નહી માટે સમાધીમાં તેનો નીશ્ચય કરૂં. એમ ધારી પોતે રથમાં પદ્મમાસન વાળી સમાધી કરીને ઇંદ્રપુરીમાં ગયા. એટલે કૃષ્ણજીએ દ્રુપતના પુત્ર દ્રષ્ટ પ્રદ્યુમાનને બોલાવી કહ્યું કે તારા હાથે દ્રોણ ગુરૂનું મૃત્યુ છે માટે તેમને બાણ મારીને નીચે પાડી દે તવ ધ્રષ્ટપદ્યુમાન બોલ્યો, અરે મહારાજા બીચારા દ્રોણાચાર્યનો કાંઇ

વાંક નથી અને હું મારૂં તો પ્રાયશ્ચિત લાગે. એવું સાંભળીને શ્રીહરીએ કહ્યું જો તને પાપ લાગે તો મારે માથે છે. એટલે દ્રષ્ટદ્યુમ્નાને બાણ મારી દ્રોણ ગુરૂને નીચે પાડી દીધા તવ ભીમસેને ગદાથી દ્રોણ ગુરૂનુ શરીર ચુરણ કરી નાંખ્યું. એ પ્રમાણે બનવાથી કૌરવો સૈન્ય સહીત યુદ્ધ પડતું મુકીને નાશી ગયા. હવે દ્રોણ ઇંદ્રને પુછવા લાગ્યા કે તારા ત્યાં કોઇ આવ્યું છે ! ત્યારે ઈંદરે જવાબ આપ્યો ના મહારાજા અહીં તમારા ત્યાંથી કોઇ આવ્યું નથી. પછી દ્રોણાચાર્ય ત્યાંથી યમપુરીમાં આવીને પુછવા લાગ્યા, ત્યારે યમરાજાએ કહ્યું, હા મહારાજા ફક્ત તમારો હાથી અહીં આવ્યો છે. એવું સાંભળી દ્રોણગુરૂ પૃથ્વી ઉપર આવ્યા તો પોતાના ખોળીયાને ચુરણ થયેલું જોઇને ઘણા ગુસ્સે થયા, તેથી પોતે એક ટટ્ટુના શરીરમાં પ્રવેશ્યા, પછી તે ટટ્ટુ સ્વરૂપે પાન્ડવોના સાત હજાર યોદ્ધાને મારી નાંખ્યા તે જોઇને ભીમસેન ગદા લેઇને ઉઠયો ત્યારે પ્રભુએ વ્રકોદરને કહ્યું કે એ તો દ્રોણ ગુરૂ છે માટે વિચાર કર્યા વીના જશો નો મરણ પામશો. તવ ભીમસેન છાનોમાનો બેસી ગયો એવામાં દ્રોણ ગુરૂ સૈન્યને મારતા મારતા પ્રભુ પાસે આવ્યા. ત્યારે શ્રીહરીએ કહ્યું, અરે જ્ઞાનવાન દરોણ ગુરૂ તમને અશ્વનું ખોળીયું ઘટતું નથી એવું સાંભળી દરોણ ગુરૂ શરમાઇને બોલ્યા, અરે કીરીટધર તમે કપટ કર્યું માટે મારો શ્રાપ છે કે તમારો દીકરો તમારૂં મુસ્તક કાપજો, એમ કહી પોને અશ્વનો દેહ ત્યાગ કરીને સ્વધામ પધાર્યા. વૈશમપાય રૂષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે હે રાજા હવે દ્રોણ પર્વ સમાપ્ત થયું અને જેથી કરીને તારી બ્રહ્મહત્યા ઉતરી એવું કહેતામાંજ કાળા તન્નુ ધોળા થયા, કાળી ગાય શ્વેત થઈ અને કાળા પડદા ધોળા થયા. એ પ્રમાણે બ્રહ્મહત્યા ઉતરયાની પ્રત્યક્ષ નીશાની બતાવિ દીધી. પછી રાજાએ બ્રાહ્મણોને વીધીપુર્વક દાન આપ્યાં અને બ્રહ્મભોજન કરાવ્યાં અને કન્યાદાન પણ રૂડે પ્રકારે દીધાં એ પ્રમાણે સઘળું કૃષ્ણાર્પણ કરીને રાજા શ્રદ્ધાપુર્વક કથા સાંભળવા બેઠા. તે રીતે શ્રોતા વકતાએ પણ પોતાના મનમાં શ્રદ્ધા રાખવી અને પ્રભુનું સ્મરણ કરીને શક્તિપુર્વક પુન્ય કરવુ. જે નરનારી કથા સાંભળીને તેનું તત્વ સમજતાં નથી તેમનું સાંભળવું નીરાર્થ છે. વળી તેજ પ્રમાણે પોતાની શક્તિપુર્વક પુન્ય કરવામાં ન આવે તો તેનું સઘળું વ્યર્થ છે. જે તાલ વાજીંત્ર તથા રાગરાગણી માટે કથા શ્રવણ કરે છે. તેનું ફળ અફળ જેમાં જ્ઞાનનો ભાગ નથી આવતો તે હરી કથા સમજવી નહી. સત્ય વસ્તુને યથાર્થ જાણ્યા વીના સઘળું કતવ્ય વૃથા છે.

## વિશ્રામ ૨ જો.



દ્રોણ પર્વ પુરણ હવુ, સુણો શ્રોતા જન;
વલ્લભ વાણી મીઠડી, કથા પરમ પાવન.



દ્રોણ પર્વ સમાપ્ત.

# કર્ણ પર્વ. ૮

વૈશમપાય રૂષિ કહે છે કે હે જન્મેજે રાજા હવે કર્ણ પર્વ વિષેનો મહીમા પુર્ણ પ્રેમવડે શ્રવણ કર. એ પ્રમાણે દ્રોણ ગુરૂના દીવસ પુરા થયા પછી મધ્ય રાત્રીએ શ્રીકૃષ્ણજી વિચાર કરવા લાગ્યા. એવામાં મ્હોટા પરોઢમાં મરગડા બોલ્યા એટલે પ્રભુ ઉભા થઇને કુંતાજીની પાશે ગયા. ત્યાં જઇ કુંતા માતાને ઉંઘમાંથી જગાડીને કહ્યું કે હે માતા અમને ભીડ પડી છે માટે હું કહું તે પ્રમાણે કરો. એવું સાંભળી કુંતાજીએ કહ્યું, આપ કહો તે મુજબ કરવા હું તૈયાર છું તવ શ્રીહરી બોલ્યા, અરે કુંતાજી કાલે કરણ રાજા બે બાણથી મારૂં અને અર્જુનજીનું અમારા બંન્નેનું મૃત્યુ કરવાનો છે. માટે અમારૂં જીવવાનું તમારે હાથ છે. અત્યારે કરણ રાજા શેવામાં બેઠો છે માટે તમે તેના તંબુમાં જાઓ. પછી તમને કરણ રાજા કહેશે કે હે માતાજી કેમ પધારયા ! ત્યારે તમે ફરશુરામનાં આપેલાં બે બાણ માગી લેજો. જ્યારે તમે કરણ રાજા પાસે બે બાણ માગશો ત્યારે તેને વ્હેમ પડશે. તેથી તમને કહેશે કે માતાજી પેલા ભાથામાંથી તમને ફાવે તે કાઢી લ્યો. ત્યારે તે વખને તમારે અમારા મરણના બે બાણ કાઢી લેવા, જેથી કરી અમે બચી જઇએ. જો કરણ રાજા પોતાની જાતે તમને બાણ કાઢી આપે તો તેનું સત્ય જાય, અને ગુરૂના આપેલાં આપે તો તેની હીમ્મત ભાગી જાય; માટે તે બાણો તમને તમારા હાથથી લેવાનાં કહેશે. તેથી તમે વીચારીને લેઇ લેજો. ત્યારે કુંતાજી પ્રભુને કહે છે, અરે મહારાજા હું તે બાણને શાથી ઓળખી શકું ! એવુ સાંભળી કૃષ્ણજીએ કહ્યુ, જ્યારે તમને કરણ રાજા બાણ લેવાનો હુકમ આપે ત્યારે તમે ભાથાનાં સઘળાં બાણ છુટાં છુટાં પાથરી નાંખજો એટલે હું અદર્શ થઇ તંબુમાં પેશીને મ્હોટી લીલી માંખ થઇને બાણ ઉપર બેશીશ. એટલે તમે તે બાણ લેઇ લેજો. કરણ રાજા તમને તે વિષે કંઇ કહેવાનો નથી. એવું સાંભળી કુંતાજી કરણ રાજાના તંબુમાં પ્રવેશ્યાં, તો કરણ પ્રભુની શેવામાં બીરાજ્યો છે, તવ કુંતાજીએ કહ્યું હે કરણ બેટા હું તારી માતા છું. એટલે કરણ રાજા કહે ભલે પધારયા માતાજી આપના દર્શનથી હું પાવન :થયો. એમ જાણી પોતે ઉભા થઇને કુંતાજીને આસન આપ્યું એટલે કુંતાજી આસન ઉપર બીરાજ્યાં તવ કરણ રાજાએ સુર્યની

આપેલી ચુંદડી દાબડીમાંથી ખેંચી કહાડી. પછી તે ચુંદડી કુંતા માતાને હો-રાડી દીધી. એટલે કુંતા સતીના સ્થાન વિષેથી દુધની ધારા છુટીને કરણ રાજાના મુખમાં પડી તત્ર પોતે હરખાઇ ગયો. પછી સુર્યકુમાર બોલ્યો, અરે માતા અરે માતા આજ મારો જન્મારો સફળ થયો એમ કહી વળી પુછયું કે હે કુંતાજી મને જન્મ આપીને કેમ તરછોડી નાંખ્યો ? ત્યારે કુંતાજીએ કહ્યું, બેટા જ્યારે હું કુંવારી હતી તે વખતે મેં સુર્યના મંત્રનો જાપ કર્યો હતો તેથી દીનમણીએ પ્રસન્ન થઇને મને તું પુત્ર આપ્યો. પછી તે વારે માહારાથી રખાય નહી માટે મેં તને જુમનામાં મુકયો. ત્યાર પછી હે કરણ પુત્ર હું તને અળગે-થી જોઇ જોઇને રાજી થતી હતી. એવું કુંતાજીનું બોલવું સાંભળીને કરણ કહે હે કુંતા માતા જો આપ મને આજ્ઞા આપો તો હું મ્હારા પાન્ડવ ભાઇઓની પક્ષ કરીને કૌરવને ઠેર મારૂં. તત્ર કુંતાએ કહ્યું. ના દીકરા કોઇ દીવસ લુણ-હરામી થવું નહી. તેં એમનું અન્ન ખાધું છે માટે કૌરવોની મદદ કરવીજ જોઇએ. એવું સાંભળી કરણ બોલ્યો, અરે માતા ત્યારે હું તને શું આપું કે જેથી કરીને તારો બદલો વળે ! તવ કુંતાજી કહે મારે તારી પાસેથી કંઇ બીજું લેવું નથી ફકત મને બે બાણ આપ. એટલે કરણે વીચાર કર્યો કે અર્જુન તથા કૃષ્ણનાં બે બાણ તો ન અપાય અને સારાં રાખીને ખોટાં આપું તો માહારૂં સત્ય જાય, એમ ધારી કુંતાને કહ્યું, હું નાચોઃશું માટે તમે તમારા હાથે ભાથા-માંથી લેઇ લ્યો. તત્ર કુંતાજીએ ભાથો ઉતારીને તેમાંથી બાણ નિચે પાથરી દીધાં. એટલે શ્રીકૃષ્ણજી લીલી મક્ષીકા થઇ અરજુનના બાણ ઉપર બેઠા. તવ કુંતાએ તે બાણ ઉપાડયું. પછી ત્યાંથી ઉડીને મક્ષીકા રૂપે પોતાના બાણ ઉ-પર બેઠા. એટલે કુંતાજીએ તે બાણ પણ પકડી લેઇ બંન્ને બાણ ભેગાં કર્યાં. પછી કરણની આજ્ઞા લેઇ કુંતા પોતાના તંબુ તરફ ચાલ્યાં. તેથી કરણ રાજા બાવરો બન્યો કે અરે પ્રભુ આ શું થયું ! હવે હું યુદ્ધમાં જય પામવાનો નથી. એ પ્રમાણે પોતે ઉંડા વીચારમાં પડયો. હવે કુંતાજી તે બે બાણ શ્રી કૃષ્ણજી-ને આપ્યાં તવ પ્રભુએ તે બે બાણ ભાગીને નાંખી દીધાં. પછી તે બાણોનાં ભાગોડાં પારધીએ લેઇ લીધાં. પારધીએ તેના સુંદીર શર બનાવ્યા. તેમાંનો એક શર અરજુનના પુત્ર બભરૂવાહનને માર્યો. હવે કુરૂક્ષેત્રમાં વ્હાણું વાયુ એટલે કૌરવો યુદ્ધ કરવા માટે તૈયાર થયા. સઘળા તૈયાર થયા પણ કરણ રાજા નથી આવ્યો તેથી દુર્યોધને કરણ રાજાને કહ્યું કે તમે શા માટે બેશી રહ્યા છો ! ત્યારે કરણ કહે હવે હું પાન્ડવ સાથે લડવાનો નથી કારણ કે મ્હારી સઘળી

હીમ્મત ભાગી ગઈ છે. ત્યારે દુર્યોધન બોલ્યો, અરે ભાઈ તમે મને બે દીવસ શરણે રાખ્યો છે માટે જરૂર યુદ્ધ કરવુંજ પડશે. એવું સાંભળી કરણે કહ્યું મારો રથ શલ્લરાજા હાંકે તો યુદ્ધ કરવા સારૂ આવું. ત્યારે શલ્લ કહે હું તારો ગુલામ નથી કે તારો રથ હાંકું ? તવ કરણ બોલ્યો હું તમને ગુલામ તરીકે હાંકવાનું નથી કહેતો ફકત તને મહેરબાની કરી હાંકો તો તમારો ઉપકાર માનીશ. તવ શલ્લરાજાએ કબુલ કરીને રથ તૈયાર કર્યો. એટલે કરણ રાજા વસ્ત્ર શણગાર સજીને રથમાં બીરાજયો. તવ સવળા કૌરવો આઠ ક્ષોણી સૈન્ય સહીત પોતાના રણસ્થંભે આવ્યો. હવે પાન્ડવો પણ પોતાની ચાર ક્ષોણી સૈન્યા સહીત પોતાના રણસ્થંભે આવ્યા. એ પ્રમાણે બંન્ને પક્ષ સામાસાંમી સ્થંભ્યા પછી અરજુનજીએ ધનુશનો ટંકાર કર્યો એટલે હનુમાનજી લંકામાંથી આવીને તેના રથની ધજાએ બીરાજ્યા. પછી ધનંજય તથા કરણ રાજા યુદ્ધ કરવા તુટી પડયા. એવામાં અરજુનજીએ કૌરવોની બે ક્ષોની સેન્યાનું હબરાણ વાળી નાંખ્યું. એટલે કરણ રાજાએ પાન્ડવની ત્રણ ક્ષોણી સેન્યાનો ધાણ વાળ્યો. અરજુનજીએ કરણને પુષ્કળ બાણ માર્યા, તેથી કરણ રાજાએ ગુસ્સે થઈને બાણવડે પારથનું શરીર વીંધી નાંખ્યું. એટલે અરજુન પ્રભુને કહેવા લાગ્યો, કે મહારાજા હવે મારાથી યુદ્ધ થાય તેમ નથી. તવ દયાળુ હરીએ ભીમસેનને કહ્યું કે તને તારા શલ્લ મામાને સાન કરો એટલે કૌરવના રંગમાં ભંગ પડશે. એવું સાંભળી ભીમસેને શલ્લરાજાને સાન કરી કે તમારા ભાણેજ માર ખાઈને મરી જાય છે. એટલે તુરત શલ્લરાજાએ કરણનો રથ આડો હાંકયો. તવ ભીમસેન, ગટારગચ્છ તથા મેઘવરણ આ ત્રણે જણે કઉરવની પાંચ ક્ષોણી સેન્યાને ઠેર મારી નાંખી. એટલે સો ભાઈ તથા એક ક્ષોણી સેન્યા વીગેરે નાસી ગયું. પછી કરણ રાજાએ શલ્લને કહ્યું. તમે રથને કેમ આડો હાંકયો ! ત્યારે શલ્લે કહ્યું, અમારી મરજીમાં આવ્યું તે પ્રમાણે કર્યું. એવામાં સુર્ય નારાયણ મેર બેઠા એટલે પાન્ડવનાં વાજાં ગરગડી ઉઠયાં અને કૌરવનાં બંધ પડયાં પછી સવળા પોતપોતાના ઘેર ગયા. ત્યાર કેડે રાત્રે જમીને સયન કર્યા પછી દુર્યોધને કરણ, શકુની તથા દુસ્યાસન આ ત્રણે જણને કહ્યું કે પાંડવોએ આજ આપણને બહુ દુઃખ દીધું માટે ચાલો અત્યારે તેમનું એક ક્ષોણી સૈન્ય મારી નાંખીએ. એવું સાંભળી તુરત ચારે જણા પાન્ડવોના તંબુ તરફ આવ્યા. હવે તે વખતે કૃષ્ણજીએ જાણી એકને સવળાને ઉંઘ મુકી તેથી તમામ ઉંઘી ગયા. તેથી ચારે જણે પાંડવનું એક ક્ષોણી સૈન્ય કાપી નાંખ્યું. એવા-

માં ગેટારગચ્છ જાગી ઉઠયો એટલે ચારે જણા નાશી ગયા. વળી તેમને નાસતા નાસતામાં મેઘવરણ પણ જાગી ઉઠયો. તેથી બાપ દીકરા બંન્ને જણા ચાર જણની પાછળ પડયા. તેમાં ફક્ત ગેટારગચ્છે કરણ રાજાને પકડી પૃથ્વી ઉ-પર નાંખ્યો. પછી સુર્ય કુમારની છાતી ઉપર પોતે ચઢી બેઠો. એટલે કરણ રા-જાએ વિચાર્યું કે જો હું ગફલતમાં રહીશ તો મને મારી નાંખશે. એમ ધારી પોતાની કેહેડમાંથી સાંગ્ય કાઢીને ગેટારગચ્છનું મુસ્તક કાપી નાંખ્યું, પછી કરણ રાજા ઉભો થઇને પોતાના તંબુએ પલાયન કરી ગયો. હવે ગેટારગચ્છનો પુત્ર જે મેઘવરણ તે દુરયોધન, શકુની તથા દુસ્યાસન આ ત્રણ જણને નસાડી મુ-કીને પોતાના તંબુ તરફ આવ્યો. તો રસ્તામાં તેના પીતા ગેટારગચ્છનું મરણ દેખીને રડવા લાગ્યો. એટલે તેની બુમો સાંભળીને સઘળા પાન્ડવો જાગી ઉઠયા. પછી ઉભા થઇને જોયું તો પોતાનું સેન્ય તથા ગેટારગચ્છ વીગેરેને મરણ પામેલું દીઠું. તવ પાંડવો ઘણાજ ઉદાશી થયા. ભીમસેન પોક મુકીને રડવા લાગ્યો કે અરેરે બંને ભાઇઓની જોડ નાશ પામી. એટલે પ્રભુ સર્વેને શાન્તી આપીને દીલગીરીનો નાશ કરાવે છે. પછી ચીતા ખડકાવીને મેઘવરણ પાસે વિધી પ્રમાણે ગેટારગચ્છનો અગ્ની સંસ્કાર કરાવ્યો. ત્યાર કેડે સર્વે જણા સ્નાન કરીને તંબુએ આવ્યા. પછી રાત્રીએ સયન કરીને વ્હાણું વાયા પછી સઘળા પાંડવો યુદ્ધે ચ-ઢયા, એટલે કૌરવો પણ પોતાનું એક ક્ષોણી સેન્ય લેઇને રણસ્થંભે ગયા. એ પ્રમાણે બંને પક્ષ સામસામી યુદ્ધની તૈયારી કરવા લાગ્યા એવામાં અરજુનજી-એ ક્રોધ કરીને એક બાણથી કઉરવનિ અડધી ક્ષોણી શેન્યાનો નાશ કર્યો. એ-ટલે કરણ રાજાએ ગેટારગચ્છના પુત્ર મેઘવરણને પવનાસ્ત્ર બાણથી ઉરાડયો, તે-થી મેઘવરણ ત્યાંથી ઉડીને હેડંબા વનમાં પડયો. એવું જોઇને અરજુનજીએ એક બાણવડે કૃપાચારય ગોરને ઉરાડયા. તેથી કરણ રાજાએ ગુસ્સે થઇને અ-રજુનજીને પુષ્કળ બાણ મારયા. તવ પારથે પ્રભુને કહ્યું, હે મહારાજ હવે મને કંઇ મદદ કરો નહી તો મારો પ્રાણ જશે. એટલે શ્રીહરીએ ભીમસેનને કહ્યું કે તમે તમારા શલ્લમામાને સાન કરશો તો મારથી બચી જશે. તવ વ્રકોદરે શ-લ્લને સાન કરીને સમજાવ્યા કે એ મામા તમારા ભાણેજ માર ખાઇને મરી જાય છે માટે કાંઇ મદદ કરો. એટલે શલ્લરાજાએ ઘોડાના અઠોડા ઝાલી રથને મડદાં તથા લોહી વિગેરેના કીચડમાં હાંકયો તવ ભીમસેને ગદા ગ્રહીને કઉરવ-ની બાકી રહેલી અડધી ક્ષોણી સેન્યાનો નાશ કરયો. એવું જોઇ કઉરવો જીવ લેઇને નાશી ગયા હવે શ્રી કૃષ્ણજીએ કરણ રાજાના પાછળ પોતાનો રથ દોડા-

વ્યો. એવામાં ફરશુરામના વચનથી કરણ રાજાના રથનું પઇડું પૃથ્વી માતાએ ગળ્યું; તવ રથ સ્થંભી રહયો. પછી કરણ રાજાએ શલ્લને કહ્યું કે તમે નીચે ઉતરીને પૈડાને બહાર કાઢીને હાંકો એવું સાંભળી શલ્લે કહ્યું, અરે કરણરાજા શું હું તારો નોકર છું ? એ પ્રમાણે બોલીને શલ્લ રાજા ચાલ્યા ગયા. એવામાં પ્રભુ રથને દોડાવતા કરણ રાજાના પાસે આવ્યા. એટલે કરણ રાજાએ કહ્યું, ઓ મહારાજ આપના રથને અહીં સ્થંભાવો. તવ પ્રભુએ રથને સ્થંભાવ્યો. એટલે કરણ રાજા નીચે ઉતરીને રથનું પૈડું કાઢવા લાગ્યો. તવ શ્રીહરીએ વીચાર કરયો કે જ્યાં સુધી કરણ રાજાની પાસે કલ્વક નામનો રથ, કુંડળ તથા કવચ આ ત્રણે વસ્તુ હશે ત્યાં સુધી તેનું મૃત્યુ થવાનું નથી; એવું ધારી પ્રભુ બોલ્યા, અરે કરણ રાજા રૂધીરના છાંટા ઉડવાથી તમારાં કુંડળ તથા કવચ કોડીનાં થઇ જશે માટે તેમને રથમાં મુકો. કરણ રાજાનો આયુશ આવિ રહયો છે તેથી તેણે કુંડળ, કવચ વીગેરે રથમાં મુકયું. પછી પ્રભુએ કરણ રાજાને કહ્યું કે નકામી મહેનત કરયા વીના તમે સામી ટેકરી ઉપર જઇને કછોટો વાળો. એવું સાંભળી કરણ રાજા જઇને તુરત ટેકરી ઉપર ચઢયો. તવ દયાળુ હરીએ અરજુન પ્રત્યે ઉચ્ચાર કરયો કે તમે આ વખતે કરણ રાજાને બાણ મારો નહીં તો તે કદી મરવાનો નથી. એટલે અરજુનજીએ બાણ ચઢાવીને કરણ રાજા તરફ ફેંકયું ત્યારે કરણ રાજા તે બાણ જોઇને પોતાની છાતી સામી કરીને ઉભો રહયો. તવ તે બાણ સુર્ય કુમારની છાતીમાં વાગતાંજ કરણ રાજા પ્રથ્વીપર પડયો. એટલે પ્રભુએ પાંડવોને કહ્યું કે હવે તમે ઘેર ચાલો. તવ પાંડવો સહીત પ્રભુ તંબુએ ગયા. પછી સવળાને તંબુએ મુકીને દયાળુ હરી કરણ રાજાની પાસે ઘરડા બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને આવ્યા. એટલે કરણ રાજા પ્રભુને સુતાં સુતાં પગે લાગ્યો. તવ શ્રીહરી બોલ્યા, હે રાજન મ્હારે કન્યાદાન દેવું છે માટે એક અયુત રૂપીયા જોઇએ છીએ. ત્યારે કરણરાજાએ કહ્યું મારા રથમાંથી સઘળું ધન લઈ જાઓ. એવું કરણ રાજાનું બોલવું સાંભળીને પ્રભુ બોલ્યા, તારા રથમાં તો કંઇ નથી ત્યારે કરણ રાજાએ કહ્યું, હે મહારાજ મને પથરો આપો તો મ્હારા દાંતમાં હીરાની રેખો છે તે તમને કાઢી આપું. તવ પ્રભુએ કહ્યું, શું તું બ્રાહ્મણને કામ બતાવે છે ! એવું સાંભળી કરણ રાજા ગડબડતો જઇને પાશાણ લાવ્યો. પછી પોતાની રેખો કાઢીને પ્રભુની આગળ ધરી તવ શ્રીહરીએ કહ્યું. અરે કરણરાજા તારા મુખની અજીઠી રેખો હું કેમ લઉં ? ત્યારે સુર્યકુમાર બોલ્યો, અરે મહારાજા મને પાણી આપો

તો હું ધોઇને આપને અરપણ કરૂં. એટલે કૃષ્ણજી બોલ્યા, શું તું કામ બતાવિને દાન કરવા ઇચ્છે છે! એવું પ્રભુનું બોલવું સાંભળી કરણ રાજા ટેકરી ઉપરથી ગરબડતો ગરબડતો પોતાના રથ પાસે આવ્યો. પછી રથના પઇડે બહાઝીને રથમાંથી પોતાનું ધનુશ બાણ કાઢી લીધું. ત્યાર કેડે પાછો ગરબડતો ગરબડતો ટેકરી ઉપર આવ્યો. પછી સુતાં સુતાં ગંગા મંત્ર ભણીને એક બાણ પૃથ્વીમાં મારયું, તવ જળ નીકળી આવવાથી તે રેખો ધોઇને પ્રભુને અરપણ કરી. એ પ્રમાણે કરણરાજાની પ્રેમ ભકતીથી પ્રભુએ કૃપા કરીને ચત્રુભુજ સ્વરૂપ ધારણ કરયું, કારણ કે પોતે કરણરાજાને વરદાન આપ્યું હતું કે મરણ સમયે ચતુરભુજ સ્વરૂપે દર્શન દેવાં. તેથી દયાળુ હરિએ ભક્ત ઉપર દયા લાવી દર્શન આપ્યાં. કરણરાજા ઘણોજ ખુશી થઈને પગે લાગ્યો. પછી શ્રીકૃષ્ણજીએ કરણને કહ્યું કે તારે માગવું હોય તે માગી લે. ત્યારે કરણ કહે અરે મહારાજ મારે માયા માગવી નથી મને ફક્ત પાંચ વસ્તુ આપો. એક તો બ્રાહ્મણના હાથનું ટીલક, માતાના હાથનું ભોજન, પુત્રના હાથનો પીંડ, અને રદય વિષે આપની પ્રેરણા એ પ્રમાણે ચાર વસ્તુ માગી. પછી પાંચમી વસ્તુ એ માગી કે મારૂં શબ કુંવારિ જગાએ બાળો. તવ પ્રભુએ સઘળું કબુલ કરયું એટલે તુરત સુર્યકુમારે પોતાનો દેહ ત્યાગ કરયો. ત્યારે પ્રભુએ કૃષ્ણ સ્વરૂપ ધારણ કરિને કરણરાજાનું શબ ઉપાડી લીધું. પછી ત્યાંથી કુંવારી જગો માટે નર્મદા કીનારે ગયા. ત્યારે તે ઠેકાણે તલપુર કુંવારી જગ્યા જોવામાં આવી ત્યાં પ્રભુએ તલપુર જગોમાં પોતાનો પરોણો ઉભો રાખી તેના ઉપર કુંવારા ડાબા હાથની હથેળી ચતી ધરી. પછી તેના ઉપર ચીતા ખડકી કરણરાજાનો અગ્ની સંસ્કાર કરયો. ત્યાર કેડે શ્રીહરી સ્નાન કરીને પાન્ડવનાં તંબુએ ચાલ્યા આવ્યા. વૈશમપાય જન્મેજે રાજા પ્રત્યે કહે છે, રણછોડજી સદા ભક્તને વશ છે, માટે જે મનુષ્ય સમજીને ધ્યાન કરે છે તેનો જરૂર દયાળુ ઓદ્ધાર કરે છે. એવું સાંભળી જન્મેજે રાજાએ વિધીપુર્વક બ્રાહ્મણોને દાન આપ્યાં, જેથી કરીને બ્રહ્મહત્યા દુર થઈ.

## વિશ્રામ ૧ લો

કરણ પરવ પુરણ થયું, કહું શલ્યપરવ કથાય;
વ્યાસ વલ્લભ મુખ ઓચરે, શ્રવણ કરો શ્રોતાય.



# શલ્ય પર્વ. ૯



વૈશમપાય રૂષિ જન્મેજે રાજાને કહે છે કે હે રાજા હવે શલ્યપર્વનો મહીમા શાંત ચીત્તે શ્રવણ કર. કુરૂક્ષેત્રમાં પાન્ડવ તથા કઉરવરાત્રીએ પોત-પોતાના સ્થાને સુઇ રહયા છે, તે સમયે દુરીયોધને વીચાર કરયો કે મારા મરણ વિષે ભીષ્મ દાદાને પુછું તો ઠીક. એમ ધારી પોતે પીંપળા નીચે ભીષ્મ પીતા પાસે આવ્નીને પુછવા લાગ્યો, હે દાદા એકસો બે જીવ સીવાય સવળા મરણ પામ્યા, માટે હું જીવતો રહું એવો ઉપાય બતાવો, તવ ભીષ્મજીએ કહ્યું, અરે છત્રપતી જો મ્હારૂં કહેવું માનતો હોય તો હજી પાન્ડવને રાજ્ય આપ. ત્યારે દુરીયોધન બોલ્યો, ગમે તેમ થાય પણ હું રાજ્ય આપવાનો નથી. તવ ભીષ્મ પીતાએ કહ્યું, ત્યારે તું શેહદેવને પુછીને ખાત્રી કર, તે તને બરોબર યથાર્થ જ-વાબ આપશે. એવું ભીષ્મ પીતાનું બોલવું સાંભળીને દુરીયોધન શેહદેવજી પાસે આવીને પુછવા લાગ્યો કે હું અમ્મર રહું એવો ઉપાય બતાવો. તવ શેહ-દેવજી બોલ્યા, હે છત્રપતી તમે નગ્ન સ્વરૂપે તમારી ગાન્ધારી માતા પાસે જાઓ, એટલે તમારી માતા તમને જોઈને વરદાન આપશે એવું સાંભળી દુરીયોધન પાછો ભીષ્મ પીતા પાસે આવીને પુછવા લાગ્યો, અરે દાદા સેહદેવ તો ગાન્ધારી પાસે નગ્ન સ્વરૂપે જવાનું બતાવે છે. ત્યારે ભીષ્મજીએ કહ્યું, અરે દુરીયોધન શેહદેવ-જીનું કહેવું યથાર્થ છે, માટે તે કાર્ય તું જલદીથી કર. તવ દુરીયોધન પોતાના તંબુએ આવી સવળાં વસ્ત્ર ઉતારીને હસ્તીનાપુર ભણી ચાલ્યો. એટલે જાદવ-રાય જાગીને ચીંતામાં પડયા કે જો દુરીયોધન વજ્રનો થશે તો ઉલટા પાન્ડ-વોનો નાશ કરશે માટે મારા ભક્ત બચે અને દુષ્ટનું મરણ થાય તેવો ઉપાય સોધી કાઢું. એમ ધારી દીનાનાથે હસ્તીનાપુરના દરવાજા પાસે વાડી હતી તે-માંથી ફુલ વીણીને કટીથી જંગા સુધી તંગીયો બનાવ્યો. પછી દુરીયોધનને છેતરવાના ઇરાદાથી વાડીના મોંઢે ઉભા એવામાં દુરીયોધન દોડતો દોડતો ત્યાં થઇને ચાલ્યો. એટલે પ્રભુ તેને પકડીને માર મારવા લાગ્યા તવ દુરીયોધને કહ્યું અરે હું તો છત્રપતીછું. ત્યારે પ્રભુ બોલ્યા, તમે નગ્ન સ્વરૂપે જાઓછો તે લાન્છન ભરેલું છે માટે આટલો ફુલનો તંગીયો પહેરિ લ્યો, ત્યારે પાપીએ કહયું, મારી માતા પાસે હું નગ્ન સ્વરૂપે જઇશ એટલે મને વરદાન મળશે, તેટલા માટે

હું તંગીયો પહેરવાનો નથી. એવું પાપીનું બોલવું સાંભળીને શ્રી હરીએ કહયું અરે છત્રપતી તમને નગ્ન દેખીને તમારી માતા ઉલ્ટો શ્રાપ દેશે માટે પુષ્પના તંગીયાનો બાધ નથી. તવ દુરયોધનનું મન ભમી જવાથી તંગીયો પહેરી લીધો, ત્યાર પછી દોડતો દોડતો પોતાની ગાન્ધારિ માતા પાસે આવિને કહેવા લાગ્યો, હે માતા મને નીરખીને વરદાન આપ. તવ ગાન્ધારીએ પોતાની આંખોના પાટા છોડી નાંખીને દુરયોધનને નખથી તે શીખા પર્યંત નીરખ્યો. પછી છત્રપતીને કહયું, ઓ દીકરા આ તંગીયો પહેરવાનું ડહાપણ કોણે બતાવ્યું ! ત્યારે દુરયોધન બોલ્યો અરે માતાજી રસ્તામાં આવતાં માળીએ પહેરાવ્યો. તવ ગાન્ધારી બોલી, એ તો માળી નહી હોય પણ વનમાળી હશે. એવું પોતાની માતાનું વચન સાંભળીને દુરીયોધને પુછયું વનમાળી કીયો ! ત્યારે ગાન્ધારીએ કહયું, દ્વારિકાંવાળા શ્રીકૃષ્ણજીએ આ કર્મ કરયું છે માટે તંગીયો પહેરેલી જગો સાચવજે. નહી તો તારા પ્રાણ જશે. તવ દુરીયોધન પ્રભુને ગાળો દેતો દેતો કુરૂક્ષેત્રમાં આવ્યો. પછી વ્હાણું વાયું એટલે દુરિયોધન શલ્લ રાજાને કહેવા લાગ્યો કે તમે યુધ્ધે ચઢો. ત્યારે શલ્લે કહયું, મને મ્હારા ભાણેજ પાન્ડવો પાસે જઈ આવવા દો, પછી હું યુધ્ધે ચઢીશ. એવું કહી શલ્લ રાજા પાંડવને આવીને કહેવા લાગ્યો કે આપણે યુદ્ધ વિશે કેમ કરવું ! એવું પોતાના મામાનું બોલવું સાંભળીને ભીમસેન બોલ્યો, તમારે દુરયોધનને અડધો દીવસ શરણે રાખવો છે માટે તેટલો વખત આપણે સામાસામી ઉભા રહિશું પછી અડધો દીવસ પુર્ણ થશે એટલે અમે અમારે દુરયોધન સાથે લઢીશું. એટલે શલ્લ રાજાએ કહયું કે તમારૂં કહેવું સત્ય છે, પણ ન્યાય રીને મારૂં મૃત્યુ થવાનો હું તમને ઉપાય બતાવું. બરોબર મધ્યાન કાળ થાય એટલે શંકરના સો મંત્ર ભણી મને કાળજવર બાણથી મારજો. પછી પવનાસ્ત્રથી મારૂં મુસ્તક પાતાળમાં મારા સો મામાની પાસે મોકલજો. એટલે મારા મામા મારૂં મુસ્તક જોશે તવ તુરત શંકરના સો મંત્રવડે સોયેનાં મુસ્તક છેદાઇ જશે. પછી તમને બીલકુલ આંચ આવવાની નથી. એવું સાંભળી પાંડવો ખુશી થઇને શલ્લ રાજાને યુદ્ધમાં આવવાની આજ્ઞા આપી. તવ શલ્લરાજા કઉરવોને લેઇને રણસ્થંભે આવ્યો. એટલે પાંડવો પણ પોતાને સ્થાને આવીને ઉભા. એ પ્રમાણે સામાસામી ઉભા એટલે દુરીયોધને શલ્લરાજાને યુદ્ધ કરવાનું કહયું, તવ સલ્લરાજા બોલ્યો, અરે છત્રપતી મ્હારે તમને અડધો દીવસ શરણે રાખવા છે માટે હું તમને રાખીશ. એ પ્રમાણે શલ્લરાજા તથા પાન્ડવો સામાસામી ઉભા રહ્યા છે એવામાં મધ્યા-

નકાળ થયો એટલે શલ્લરાજાએ બાણ મારવાની સાન બતાવી. તવ ધર્મરા-જાએ ધનુશ ઉપર બાણ ચઢાવીને શલ્લરાજા તરફ ફેંકયું. એટલે તે બાણવડે શલ્લનું મુસ્તક છેદાઇ ગયું. પછી તે મુસ્તક પવનાસ્રથી પાતાળમાં ગયું ત્યાં શલ્લના મામાઓએ શલ્લનું મુસ્તક દેખતામાંજ શીવના સો મંત્રથી સોયેનાં મુસ્તક છેદાઇ ગયાં. એ પ્રમાણે શલ્લનું મરણ થયું એટલે નવાણું ભાઇ તથા તથા શકુની મામો ત્યાંથી નાઠા. તેમાં દુરયોધન આડો નાશી ગયો. એવામાં ભીમે ગદા ગ્રહીને નવાણું ભાઇને ઠેર મારયા, પછી પોતે શકુની મામાને નીચે પાડીને તેના ઉપર ચઢી બેઠો. તવ શકુનીએ ભીમસેનને કરગરીને કહયું કે મા-રા ઉપર કૃપા કરી મને જીવતો રહેવા દો. ત્યારે ભીમ કહે તારા ભાણેજને તેં શા માટે મરાવ્યા ? તવ શકુની બોલ્યો, મારા કાકાએ મને કહયું હતું કે ગા-ન્ધારીને આખલો પરણી ગયો છે માટે તેના પરીવારનો નાશ કરાવજે એટલે તે મેહેણું દુર થાય તેટલા માટે મેં પાસે રહીને મરાવ્યા છે. તવ ભીમસેને શ-કુનીના માથામાં ગદા મારી એટલે શકુનીનો પ્રાણ ત્યાગ થયો. પછી વ્રકોદરે સઘળાં મડદાં ફેંધાં તો તેમાં દુરયોધન જોવામાં ન આવ્યો, તેથી પોતે ઉભો ઉ-ભો વિચાર કરે છે કે પાપી છત્રપતિ કયાં નાશી ગયો હશે ! વૈશમપાય રૂષિ જ-ન્મેજે રાજા પ્રત્યે કહે છે કે શલ્લ પર્વ પુર્ણ થયું માટે તારી બ્રહ્મહત્યા દુર થઇ, એવું કહેતામાંજ કાળા પડદા સ્વેત થયા. કાળા તલ ધોળા થયા અને કાળી ગાયો સ્વેત બની ગઇ. તવ જન્મેજે રાજાએ પુર્ણ પ્રેમવડે બ્રાહ્મણોને દાન આ-પ્યાં તથા સવાસો કન્યાદાન દીધાં એ સીવાય શ્રદ્ધાપુર્વક બહુ પુન્ય કર્યું. ત્યાર પછી જન્મેજે રાજા પદમાસન વાળીને કથા શ્રવણ કરવા બેઠો.

= ૦ =

## વશ્રામ ૧ લો.

શલ્લપર્વ પુરણ હતું, સુણજો સૌ શ્રોતાય;
વ્યાસ વલ્લભ વાણી વદે, ગદા પર્વ મહીમાય.



સઘળી જાતના પુસ્તકો વેચનાર.

# મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.

# ગદા પર્વ. ૧૦



વૈશમપાય રૂષિ કહે છે કે હે જન્મેજે રાજા ગદા પર્વને પવિત્ર મને શ્રવણ કર. હવે ભીમસેનને વીચારમાં પડેલો જોઇને કૃષ્ણ પ્રભુએ કહ્યું. હે વ્રકોદર તમે શા વીચારમાં છો ? તવ વ્રકોદર બોલ્યો, નવાણું ભાઇ પડયા છે અને સોમો દુષ્ટ દુરીયોધન નથી દેખાતો તેનું શું કારણ ! ત્યારે પ્રભુએ કહ્યું, સરોવરમાં પોંરાનું રૂપ ધારણ કરીને સંતાઇ ગયો છે. એવું સાંભળી ભીમસેને કહ્યું, હે પ્રભુ આપની આજ્ઞા હોય તો જાળ મુકીને દુષ્ટને બહાર ખેંચી કાઢું. ત્યારે દયાળુ હરીએ જવાબ આપ્યો, તમે ગમે તેટલા ઉપાય કરશો પણ નિકળવાનો નથી, ફક્ત એક ઉપાય એવો છે કે તમે સરોવર પાસે જઇને મેહેણાં દેશો તો પાપી બહાર ડોકું કાઢીને જવાબ દેસે. એવું પ્રભુનું બોલવું સાંભળીને ભીમસેન ગદાને ખાંધે નાંખીને સરોવરદિ પાસે આવ્યો. ત્યાં આવીને વ્રકોદર સરોવરની આસપાસ ફરે છે અને દુરીયોધનને કટુ વચનથી ખીજવે છે, વ્રકોદર એવું કહે છે કે હે દુરીયોધનરાજા હવે તારૂં રાજ્યપાટ અમે ભોગવીશું અને વળી તારા આંધળા પીતા પાસે દળણાં દળાવીશું. તારી રળેલી મીલકત ભીમસેનભાઈ ખાઇ પીને આનંદ કરશે. એ પ્રમાણે ભીમસેનનું બોલવું છત્રપતીને ઘણુંજ દુઃખદાયક લાગ્યું, તેથી પાપી સરોવરમાંથી પોતાનું ડોકું બહાર કાઢીને કહે છે કે હે પાન્ડવો હું જીવતો છું તેથી કોઈ દીવસ તમને ઠેર મારીશ. તમે એમ ન ધારશો કે દુરિયોધનનુ ઝેર ઉતરી ગયું છે. આગળ જતાં વ્હેરે વ્હેર લેવાનો છું. એવું સાંભળી ધરમરાજા કહે ઓ દુરીયોધન ભાઈ તમે બાહાર આવીને વાત કરો. ત્યારે દુષ્ટ દુરીયોધન બોલ્યો, હું બહાર આવું પણ તમે પાંચે જણા મને કપટથી મારો તો હું શું કરૂં ! ત્યારે યુધિષ્ટરે કહયું, જો અમે અન્યાયથી તમારી સાથે યુદ્ધ કરીએ તો પરમેશ્વરની આણ. તવ દુરીયોધન સરોવરમાંથી બહાર આવીને પાન્ડવોની પાસે આવ્યો. તવ ધરમરાજા બોલ્યા, અરે દુરીયોધન હવે તમારે કેમ કરવું છે ! એવું સાંભળી દુરીયોધને કહ્યું, તમે પાંચ છો અને હું એકલો છું તેથી મારાથી જીતી શકાય નહી તવ ધર્મરાજાએ કહ્યું, ત્યારે તમે મારા સાથે યુદ્ધ કરો, એવું સાંભળી દુષ્ટ દુરીયોધને ધર્મરાજાને

કહયું, તમે ચાર ભાઇ યુદ્ધમાં ખરેખર કુશળ નથી માટે મને ભીમશેન સાથે યુદ્ધ કરવા દો. તવ ભીમસેન ગદા નાંખી દેઇને દુરીયોધનની સામો ઉભો પછી વ્રકોદર તથા દુરીયોધન મલ્લ યુદ્ધ કરવા મચી પડયા. દુરીયોધન ભીમસેનના જમણા પાસા ઉપર માર મારે છે તેથી વ્રકોદર ત્રાહ્ય ત્રાહ્ય કરે છે. અને વાયુ નંદન દુરીયોધનને પુષ્કળ માર મારે છે પણ તે વજ્રનો થઇ આવ્યો છે તેથી તેને બીલકુલ વાગતું નથી, એમ કરતાં કરતાં યુકિત વડે દુષ્ટ દુરીયોધને બીચારા ભીમસેનને નીચે નાંખી દીધો. પછી પાપી વાયુનંદનની છાતી ઉપર ચઢી બેશીને માર મારવા લાગ્યો. તેથી ભીમસેને વીચારયું કે નીશ્ચે મારૂં મરણ થશે, એવામાં પ્રભુએ એક કળાનું બળ ભીમસેનને આપ્યું. તવ ભીમસેને જોર કરીને દુરીયોધનને ફેંકી દીધો, પછી વાયુનંદન ગભરાઇને ત્યાંથી નાઠો એટલે દયાળુ હરીએ દોડીને ભીમસેનને કહયું કે અરે વ્રકોદર આ શું કરો છો ! એવું સાંભળી ભીમસેન બોલ્યો, અરે મહારાજા મારાથી માર નથી સેહેવાતો. ત્યારે હરીએ કહયું તમે ગદા યુદ્ધ કરો એટલે વાંધો નહી આવે તવ ભીમસેન બોલ્યો યુદ્ધ કરતાં મારા પ્રાણ જાય માટે હું તો લડવાનો નથી. ત્યારે પ્રભુએ વ્રકોદરને સમજાવ્યો કે તમે દુરીયોધનના સાથે યુદ્ધ કરો, તેમાં જે વખત તમને દુઃખ પડે તે વખત મારા સામું જોઇ લેજો. એવું પ્રભુનું વચન સાંભળીને વ્રકોદર ગદા ગ્રહીને દુરીયોધનના સામો ઉભો. એટલે દુરીયોધન પણ ગદા લેઇને વ્રકોદરની સામો આવ્યો, પછી બન્ને જણા સામાસામી ગદાઓ મારવા લાગ્યા તેમના યુદ્ધથી ધરતી ધુજવા લાગી છે. દુષ્ટ દુરીયોધન પોતાની નવાણું મણની ગદા ભીમના જમણા પાસામાં જોરથી મારે છે તેથી વ્રકોદરનાં હાડ ચુરણ થઇ જાય છે. અને ભીમસેન દશ હજાર મણની ગદા દુરીયોધનને મારે છે પણ પાપી વજ્રનો છે તેથી તેને બીલકુલ દુઃખ થતું નથી. એ પ્રમાણે યુદ્ધ કરતાં કરતાં પાપીએ બીચારા ભીમસેનનું જમણું પાસું ચુરણ કરી નાંખ્યું. તેથી વ્રકોદરે દુઃખથી અકળાઇને પ્રભુના સામુ જોયું. તવ શ્રીહરીએ ભકતનું દુઃખ જોઇને ભીમસેનના સામી સાન કરી કે દુષ્ટ દુરીયોધનની જંગાએ ગદાને પુષ્કળ જોરથી મારો તવ ભીમસેને પોતાની ગદા બન્ચે હાથે પકડીને દુરીયોધનની જંગાએ ઠોકી, એટલે ગાન્ધારીના શ્રાપથી તુરત પાપી દુરીયોધન હાય મ્હારી હાય મહારા ભંડાર પત્નિ, હાય મ્હારૂં રાજપાટ ઇત્યાદી શબ્દોનું સ્મરણ કરતો નિચે પડયો. પણ તેનો જીવ ભ્રમણામાં પડવાથી પોતે દેહથી મુકત થતો નથી. પછી પ્રભુ પાન્ડવોને લેઇને તંબુએ આવ્યા. એવામાં કુંકણ કીનારેથી અશ્વસ્થામા દુરીયોધનની પાસે

આવ્યા. તવ દુરીયોધન કહે પધારો મહારાજા. પછી અશ્વસ્થામાએ કહયું અરે છત્રપતી હવે તમે તમારો દેહ ત્યાગ કરો. ત્યારે દુરીયોધન કહે ઓ મહારાજા પાન્ડવોએ તમારા બાપથી તમારો વીયોગ કરાવ્યો માટે તેમનાં મુસ્તક કાપી લાવીને મને બતાવો તો હું મારો દેહ ત્યાગ કરૂં. એવું સાંભળી અશ્વસ્થામા તુરત પાન્ડવોના તંબુએ આવ્યા એટલે પાન્ડવોએ આદર સહીત અશ્વસ્થામાને આસન આપીને બેસાડયા. પછી સરવે જણાએ સયન કરયું. હવે મધ્યરાત્રી થઇ એટલે પ્રભુને ચીંતા થઈ કે અશ્વસ્થામા મારા ભકતોને ઠેર મારશે માટે તેનો ઉપાય કરૂં તો ઠીક, એમ ધારી સરવેને ઘારણ મુકયા, પછી દીનાનાથે ઉભા થઇને પાન્ડવોને દ્રૌપતીની પથારીમાં સુવાડયા, અને દ્રૌપતીના પાંચ બાળકને પાન્ડવની પથારીમાં સુવાડયા ત્યાર પછી સઘળાનું ઘારણ લીધા પછી પોતે પોતાની પથારીમાં સયન કરયું એટલામાં તુરત અશ્વસ્થામા પાન્ડવોના મુસ્તક છેદવા માટે ઝબકીને જાગ્યા. પછી દ્રોણ પુત્રે પાંચ પાન્ડવોને બદલે પાંચ પુત્રોનાં મુસ્તક છેદી લેઇ તેની ચોટલીયો હાથમાં પકડીને તે દુરીયોધન તરફ દોડયા. એવામાં દ્રૌપતીએ પોતાના પુત્રોને તપાસવા માટે પથારીમાં હાથ ફેરવ્યો તો સતીને પોતાના સ્વામીનાં મ્હોટાં પુદગળ માલુમ પડયાં, તેથી સતીએ પુછયું કે હે નાથ તમે કેમ મ્હારી પથારીમાં સુતા છો ? તવ સઘળાઓએ દીપક કરિને જોયું તો પોતાની જગ્યા અદલ બદલ થયેલી જોવામાં આવી. તવ પાન્ડવોએ પોતાની પથારીમાં તપાસ કરયો તો પાંચે પુત્રોનાં ધડ દેખ્યાં. એટલે દ્રૌપતી રડી પડી કે અરેરે નાથ આ મ્હારા પુત્રોનાં શીશ કોણે છેદ્યાં. ત્યારે ધરમરાજા બોલ્યા, અશ્વસ્થામા નથી માટે તેમણે આ કર્મ કરયું હોય તેમ લાગે છે. હવે દુરીયોધનને એવું વરદાન છે કે જો હરખ શોક થાય તો તેના પ્રાણ જાય. ત્યારે અશ્વસ્થામાએ પાંચે મુસ્તક લાવીને દુરીયોધનના આગળ ધરયાં. તવ દુષ્ટ દુરીયોધને પોતાનો દેહ ત્યાગ કરયો. ત્યાર પછી તેનો જીવ જમ લોકમાં ગયો. એવામાં દ્રૌપતી સતી બોલ્યાં, હેપતી મારા પુત્રોનાં શીશ છેદનારાના મુસ્તક ઉપર બેસીને મ્હારે ન્હાવું છે. અને જો તેમ નહિ બને તો મ્હારે અન્ન વિષ્ટા તુલ્ય છે તેમ બ્રહ્મહત્યાનું પાપ પણ મ્હારે શીશ છે. એવું સાંભળી અરજુનજીએ પ્રભુને કહયું, અરે મહારાજ રથ જોડીને તૈયાર કરો નહી તો દુષ્મન નાશી જશે. તવ શ્રીહરીએ રથ જોડીને તૈયાર કરયો. પછી પ્રભુ તથા અર્જુન બેઉ જણા રથમાં બીરાજીને અશ્વસ્થામાની પાછળ ચાલ્યા. એટલે અશ્વસ્થામા રથનો ઘઘડાટ સાંભળીને થરથર ધ્રુજવા લાગ્યા. એવામાં અરજુનજીએ નાગ-

પાસથી અશ્વસ્થામાને રથની સાથે તાંણિ બાંધ્યા. પછી જ્યાં દ્રૌપતી રડે છે ત્યાં લાવ્યા, એટલે દ્રૌપતીએ ઝડપીને અશ્વસ્થામાના કેશ પકડી લીધા. તવ શ્રી હ- રીએ કહ્યું, અરે દ્રૌપતી બેહેન જો બ્રાહ્મણને હણુશો તો તમને પાપ ચોંટશે માટે બ્રાહ્મણનો જીવ જાય તેમ ના કરશો. તેમ વળી પોતે અર્જુનજીને કહેવા લાગ્યા કે અશ્વસ્થામાના હસ્ત છોડી નાંખો. પછી જ્યાં અર્જુનજીએ અશ્વસ્થામાના હાથ છોડયા એટલે દ્રોણ પુત્ર નાસવા લાગ્યા. તવ દ્રૌપતીના હાથમાં અશ્વસ્થામાની ખોપરી નીકળી આવી. તેમાં ખોપરીના સાથે મુસ્તકનો મણી પણ હાથ લાગ્યો પછી સોગન પાળવા માટે સતિએ અશ્વસ્થામાની ખોપરી ઉપર બેશીને સ્નાન કરયું. હવે અશ્વસ્થામાએ દુર જઇને વીચાર કરયો કે પાન્ડવોએ મ્હારી ખો- પરિ કાઢી લીધી છે માટે તેમનો નીરવંશ જાય એવો ઉપાય શોધી કાઢું. એમ ધારી પોતે ધનુશ ઉપર બાણ ચઢાવીને ઓત્રાના ગર્ભ ઉપર તે બાણ છોડી દીધું. એટલે પ્રભુએ ભકતોનો વંશ રાખવા માટે ઓત્રાના ગર્ભની આસપાસ સુદર્શન ચક્ર મુકયું. એવામાં અશ્વસ્થામાનું બાણ આવ્યું એટલે સુદર્શને તે બાણનો ભંગ કરયો. એ પ્રમાણે દયાળુ હરીએ ભકતો ઉપર દયા કરી ઓત્રાનો ગર્ભ ઉગારયો. વૈશમપાય રૂષિ કહે છે હે જન્મેજે રાજા ગદા પર્વ પુર્ણ થવાથી તારી બ્રહ્મહત્યા ઉતરિ ગઇ, માટે વિધિ પ્રમાણે દાન કર. તવ જન્મેજે રાજાએ સવાસો વિપ્રોને ઉપવિત દિધાં સવાસો કન્યાદાન દીધાં અને સવાસો બ્રહ્મપુરીઓ પણ શ્રદ્ધાપુર્વક આપી. એ પ્રમાણે પુન્ય દાન કરીને જન્મેજે રાજા સ્રી પર્વ વીષેનો મહીમા શ્રવણ કરવા માટે બેઠો.

## વીશ્રામ ૧ લો.



ગદા પર્વ પુરણ હવું, સુણો પરીક્ષતના તંન;
શ્રોતાને વલ્લભ વદે, રસીક કથા પાવન.



ગદા પર્વ સમાપ્ત.

# સ્ત્રી પર્વ. ૧૧



વૈશમપાય રૂષિ જનમેજય રાજા પ્રત્યે કહે છે કે હે ધરમીષ્ટ ક્ષત્રી પુત્ર સ્ત્રી પર્વ વીષેનો મહીમા તારા મનને દ્રઢ કરીને એક ચીત્તે શ્રવણ કર. હવે ખોપરી વીનાના અશ્વસ્થામા નર્મદા કીનારે સુરપાણની ઝાડીમાં આનંદથી રહ્યા એવામાં પ્રભાત થયો એટલે હસ્તીનાપુરમાં સંજે નામના જ્ઞાની પુરૂષે કુરૂક્ષેત્ર વીષેની સઘળી હકીકત કહી ગાન્ધારીને કહી સંભળાવી. તવ ગાન્ધારી છાતી માથાં કુટતી કુટતી નીર્દય ભોમીમાં આવી. ત્રાસ ભરેલી તારૂણી કારમો પોકાર કરી રૂદન કરવા લાગી. ગાન્ધારીનું રૂદન સાંભળીને કુંતાજી તથા પાન્ડવ પણ રડવા લાગ્યાં. કુંતાજી રડતાં રડતાં કહે છે કે અરેરે સો પુત્રોની માતાને આખરે દુઃખ આવી પડ્યું, એ પ્રમાણે બોલી બોલીને રૂદન કરે છે. ત્યારે તેમને શ્રીહરી સમજાવે છે પણ બીલકુલ છાનાં રહેતાં નથી. એવામાં પ્રભુએ વિચાર કર્યો કે ગાન્ધારીની લીલા બતાવું તો સઘળાં છાનાં રહેશે. એમ ધારીને ગાન્ધારીને શ્રીહરીએ ક્ષુધા મુકી, એટલે ગાન્ધારી રડવું મુકી દેઇને ખાવાનું શોધવા લાગી એવામાં પ્રભુએ મ્હોટા ફળની કેરીનો એક આંબો બનાવ્યો. તવ ગાન્ધારીએ તે કેરી ખાઇ પોતાની ક્ષુધા દુર કરવાનો નીશ્ચય કર્યો. એ પ્રમાણે વિચાર કરી ગાન્ધારી કેરી તોડવા માટે ઉઠી. તવ પ્રભુએ કુંતાજીને કહ્યું કે તમે શા માટે રૂદન કરો છો જુઓ ગાન્ધારીને રડતાં રડતાં પોતાનું વ્હાલું પેટ યાદ આવ્યું છે. એવું કહીને ગાન્ધારીની લીલા બતાવવાને માટે સઘળાને જોવા ઉભાં કર્યાં. પછી ગાન્ધારી ચાલી ચાલી આંબા નીચે ગઇ. ત્યાં લાંબે હાથે કેરી લેવા લાગી તો તે કેરી એક વ્હેંત ઉંચી થઇ. ત્યારે ગાન્ધારી મરણ પામેલા પુત્રોમાંથી એક પુત્ર લાવી. પછી તે મડદા ઉપર ચઢીને કેરી તોડવા લાગી. પણ કેરી ફરી એક વ્હેંત ઉંચી થવાથી નીરાશ થઇ પાછી બીજા પુત્રને લાવી. જેમ જેમ તેણી ઉંચી ઉંચી થાય છે તેમ તેમ પ્રભુની લીલાથી કેરી ઉંચી થતી જાય છે. એટલે પાછો ત્રીજો પુત્ર ખડકયો. એ પ્રમાણે સો પુત્રનાં શો મરદાં ખડકયાં, ત્યાર પછી ગાન્ધારીએ ઉપર ચડીને કેરી તોડવા માટે બાચકો ભર્યો તવ પ્રભુએ કુંતાને તથા પાંચ પાન્ડવોને આ સઘળું બતાવ્યું. એટલે કુંતાજી બોલ્યાં, અરે જેઠાણી

આ તમે શું કરો છો ? એવું સાંભળી ગાન્ધારી શરમાઇને ત્યાંથી નાશી ગઇ. પછી કુંતાજીએ પ્રભુને કહ્યું કે અરે મહારાજ દરેક પ્રાણી માત્રને વહાલામાં વહાલું પેટ છે. કૌરવોની માતાને દાજ ન લાગી તો પછી બીજાને શું હે પ્રભુ મેં આ સંસારની લીલા સ્વાર્થની જોઇ. તે પ્રમાણે સર્વે જણે મન વાળ્યું. ત્યાર પછી સઘળા કૌરવોનાં મડદાં પાસે આવ્યાં. પાન્ડવોએ કાષ્ટ લાવી ચીતા ખડકી પછી નીકુળ પાસે કૌરવોનો અગ્ની સંસ્કાર કરાવ્યો. ત્યાર કેડે સઘળા સ્નાન કરીને તંબુએ આવ્યા પછી પાંચ પાન્ડવ તથા છઠા કૃષ્ણજી ભીષ્મ પીતા પાસે ગયા. ત્યાં જઈ ભીષ્મ પીતાને નમસ્કાર કરીને પુછવા લાગ્યા કે ઓ દાદા આ નિર્દય ભુમીમાં અમારા સીવાય સઘળાનો નાશ થયો માટે હવે શું કરવું ! ત્યારે ભીષ્મજીએ કહ્યું, જે થવાનું હતું તે થયું હવે તમે સુખેથી રાજ્ય કરો. તેથી ચાલો હું તમારી સાથે હસ્તીનાપુરમાં ધતરાષ્ટર પાશે આવું. પછી ધતરાષ્ટરને સમજાવીને તમને રાજપાટ અપાવું. વળી અહીં કુટુંબ મર્ણની ક્રીયા કરવી બીલકુલ અનુકુળ પડશે નહી માટે ચાલો જઇએ. એવું સાંભળી પાન્ડવો દાદાને માટે રથ લાવ્યા. પછી ભીષ્મજીને રથમાં સુવાડયા. વળી પાન્ડવોએ કુંતા, દ્રૌપતી, સુભદ્રા તથા ઓત્રા આ ચાર સ્ત્રીયો માટે જુદો રથ તૈયાર કર્યો. એ પ્રમાણે પોત પોતાના વાહનમાં બેશી સઘળાં હસ્તીનાપુર ભણી ચાલ્યા. બળદેવજી કૌરવના મરણથી ગુસ્સે થઇ ત્યાં આવ્યા પણ પાન્ડવોએ શાન્તી આપી તેમને વીદાય કર્યા. ત્યાર પછી તેઓ કુરૂક્ષેત્રથી બહાર ગયાં એટલે પાન્ડવોને વીયોગ યાદ આવ્યો તેથી કુંતાજી તથા પાન્ડવો રડી રડીને કહેવા લાગ્યાં કે અરેરે ખીલેલો બાગ નાશ પામ્યો, વળી કુંતાજી પોકાર કરે છે કે એક પાપી પેટ માટે મેં, સગાંને ગરદન મરાવ્યા. અરે મ્હારૂં કાળું મ્હોઢું જગતને કેવી રીતે બતાવીશ ! એ પ્રમાણે ધર્મરાજા પણ રડીને કહે છે કે હે પ્રભુ મ્હારા નામને જગતમાં લાંછન લાગ્યું. એ પ્રમાણે પાંચે ભાઇ રડે છે. તે થીપ્રભુ તથા ભીષ્મ પીતા ઘણું સમજાવે છે પણ તેમને શોક દુર થતો નથી. એમ કરતાં કરતાં હસ્તીનાપુરમાં આવ્યાં. એટલે સો ભાઇઓની સ્ત્રીયો ગાન્ધારી સાથે અપાર રડવા લાગી. ભાણુમતી પણ પૃથ્વીપર પછાડો ખાઇ ખાઇને રૂદન કરે છે. એ પ્રમાણે રૂદન કર્યા પછી સઘળાનું મન વળાવ્યું. ત્યાર કેડે પાન્ડવોએ વીધી પુર્વક મરણ ક્રીયા કરી. હવે ચોરાશી હજાર દેશના રાજાઓ લોકીકે આવ્યા હતા, તેઓએ એવો નીશ્ચય કરયો હતો કે પાન્ડવને ગાદી બેસાડયા વિના આપણે કદી ઘેર જવું નહી. તેથી થોડા ઘણા ક્ષત્રી પુત્રો ભીષ્મ દાદા પાસે આવીને ક-

હેવા લાગ્યા કે પાન્ડવોને રાજ્ય ગાદી અપાવો તો બહુ સારૂ થાય. એવામાં ભીષ્મની પાસે ધતરાષ્ટર આવ્યો. તવ ભીષ્મ પીતાએ ધતરાષ્ટરને સર્વેના સાંભળતા કહ્યું કે પાન્ડવોને રાજ્ય આપો. એમ કહી ભીષ્મજીએ એક અનુચરને મોકલીને શ્રીકૃષ્ણજીને ત્યાં તેડાવ્યા. એ ટલે ધતરાષ્ટર કહે છે કે મ્હારા પેટમાં દાઝ છે માટે હું રાજ્ય આપવાનો નથી. ત્યારે ભીષ્મપીતા કહે તું નહી આપે તો પાન્ડવો સરજોરીથી લેશે. માટે તું હાથે કરીને આપીશ તો જગતમાં તારૂં સારૂં કહેવાશે. તવ ધતરાષ્ટર બોલ્યો, પાન્ડવો કેવા સરજોરીથી રાજ્ય લેઇને રાજ્ય ભોગવે છે તે હું જોઉં છું. એટલે ધર્મ રાજાએ કહ્યું, અરે કાકા તમે શા માટે અકળાઓછો તમને દુભીને અમારે રાજ્ય નથી કરવું, એવું સાંભળી ભીષ્મ પીતાએ કહ્યું, અરે ધતરાષ્ટર મ્હારૂં કહ્યું માનીને રાજ્યપાટ પાન્ડવને આપ એવું સાંભળી ધતરાષ્ટર રડીને કહેવા લાગ્યો કે મ્હારૂં ઘર સુત્ર ઉજ્જડ થયું. તવ ભીષ્મે કહ્યું, કંઇ નથી થયું આ પાંચ પુત્રો તારા છે. ધર્મરાજા તારી સેવા ચાકરી કરશે અને તને સુખ આપ-શે. એ પ્રમાણે ઘણું સમજાવીને આંધળાને શાન્ત પાડયો. પછી ધતરાષ્ટરે ભીષ્મપીતાને કહ્યું કે જો પાન્ડવો મ્હારા મ્હેલમાં મને મળવા આવશે તો હું રાજપાટ આપી દેઇશ. એમ કહી તે પોતાના મહેલમાં ગયો. પછી શ્રીકૃષ્ણજી પાન્ડવોને લેઇને તેના મહેલમાં ગયા. હવે ધતરાષ્ટરે એવું વીચાર્યું કે પાંચ પાન્ડવોમાંથી એકલા ભીમસેનને મારૂં તો મારૂ વ્હેર વળે. એટલે દયાળુ હરીએ તેના મનની વાત જાંણીને એક યુક્તિ લડાવી. એવામાં ધતરાષ્ટર કહે અરે દીકરાઓ એકે એકે મને મળવા માટે આવો તવ પહેલા ધર્મરાજા આંધળાને મળવા સારૂ ગયા. એટલે ધતરાષ્ટરે રદય સાથે ચાંપીને આશીર્વાદ આપ્યો. પછી અર્જુનજી જઇને પગે લાગ્યો, તવ ધતરાષ્ટરે તેને પણ આશીર્વાદ આપ્યો. એ પ્રમાણે ધતરાષ્ટરે શેહદેવ, નીકુળને પણ શુભ આશીર્વાદ દીધો. પછી પભુએ ભીમસેનને બદલે લોહ વજ્રનો ભીમ બનાવ્યો. એ પ્રમાણે યુકિત કરીને પ્રભુએ વૃકોદરને બરોબર સમજાવ્યો. એવામાં ધતરાષ્ટરે કહ્યું ઓ દીકરા ભીમસેન મને મળી જા. તવ ભીમસેન બોલ્યો, અરે કાકા હું જાડો છું માટે તમે મને મળવા માટે મારી પાસે આવો. તવ ધતરાષ્ટર ભીમસેનના સામો ધસ્યો. એ-ટલે વ્રકોદર આઘો ખસી ગયો. પછી ધતરાષ્ટરે લોહવજ્જરના ભીમસેન સાથે બાથ ભીડાવીને તેના ચુરેચુરા કરી નાંખ્યા. એટલે અર્જુન પાખંડ કરીને બો-લ્યો, અરે કાકા આ તમે શું કર્યું ? ત્યારે ધતરાષ્ટરે પ્રભુને કહ્યું કે તમે ચાર

ભાઇઓને સમજાવીને શાન્ત પાડો. હે પુત્રો મ્હારે ફકત ભીમસેનના ઉપર વ્હેર હતું તે મેં પુરણ રીતે લીધું, માટે હવે તમારા ચાર ઉપર મ્હારો બહુ પ્રેમ છે. હે પુત્રો મહારા કૌરવોએ ભીમસેનને ઝેર દીધું હતું તો પણ જીવતો થઇને ઘેર આવ્યો હતો, વળી લાખા ભોવનમાંથી પણ મરેલો જીવતો થયો, પણ આ વખત ઠેર માર્યો કે ફરીથી જીવતો થાય નહી. એવું સાંભળી અર્જુનજી બોલ્યા, અરે કાકા આ વખતે પણ ભીમસેન તો જીવતો થશે. ત્યારે ધતરાષ્ટરે કહ્યું, જો આ વખત જીવતો થાય તો હું તેના ઉપર કદિ વ્હેર નહી રાખું. એટલે અરજુન બોલ્યો, અરે કાકા તમે ધાંટો પાડીને ભીમસેનને બોલાવો એટલે તે બોલશે તવ આંધળાએ ધાંટો પાડીને કહ્યું ઓ દીકરા વ્રકોદર મ્હારી પાસે આવીને મને મળી જા. એટલે ભીમસેન ધતરાષ્ટરની પાસે જઈ પગે લાગ્યો. ત્યારે ધતરાષ્ટરે વ્રકોદરને રદય સરસો ચાંપીને આશીર્વાદ આપ્યો. એ પ્રમાણે ધતરાષ્ટરે પુર્ણ પ્રેમથી પાંચે પાન્ડવોને આશીર્વાદ દીધો. વૈશમપાય રૃષિ જન્મે જે રાજા પ્રત્યે કહે છે કે અહીં સ્ત્રી પર્વ પુર્ણ થયું તેથી તારી બ્રહ્મહત્યા નાશ પામી. એવું કહેતામાંજ કાળા તલ, કાળી ગાયો તથા કાળા પડદા આ સઘળું શ્વેત થઇ ગયું. પછી રાજાએ પુર્ણ શ્રદ્ધાપુર્વક વીધી પ્રમાણે બ્રાહ્મણોને દાન આપ્યાં. પછી પદમાસન વાળીને નીરાંતે કથા શ્રવણ કરવા બેઠો.



## વિશ્રામ ૧ લો.



સ્ત્રી પર્વ પુરણ હવું; સુણો શ્રોતા કરજોડ;
વ્યાસ વલ્લભ મુખ ઓચરે, બોલો જેજે શ્રી રણછોડ.



# અનુશાસન પર્વ. ૧૨



વૈશમપાય રૂષિ જન્મેજે રાજાને કહે છે કે હે રાજા અનુશાસન પર્વની કથા શાંત ચી-તે શ્રવણ કર. હવે ધત્રાષ્ટર તથા પાન્ડવો ભીષ્મ પીતા પાસે ગયા ત્યાં જઇને ધત્રાષ્ટરે ભીષ્મ પીતાને કહ્યું કે મેં પાન્ડવોને રાજ્યાસન અપી દીધું છે. માટે તમે તમારી મેળે તેમને ગાદી ઉપર બેસાડો. તવ ભીષ્મજીએ સઘળા રાજાઓને કહ્યું કે પાન્ડવોને ગાદીએ બેસાડયા પછી તમારા દેશ જજો. એટલે સરવે રાજી થઇને હસ્તીનાપુરમાં રહયા. ત્યાર પછી પાન્ડવોએ અઠયાસી હજાર રૂષિઓને તેડાવ્યા, એ પ્રમાણે સઘળી સાહિત્ય તૈયાર કરીને ધરમરાજાને પટાભીશેક કરયો, ત્યાર કેડે નગ્રની આસપાસ પયની ધારાવાડી દેવરાવી. એ પ્રમાણે બ્રાહ્મણોના કહેવા મુજબ વરત્યા પછી ધરમરાજાએ દ્રૌપતી સહવર્તમાન પ્રથમ ગાદીનું પુજન કરયું; એટલે આખા નગરમાં ડુંન્ડભી ડંકા છત્રીસ વાજાં ઢોલ ભુંગળ, મરદંગ વીગેરે અનેક પ્રકારનાં વાજીંત્ર વાગવા લાગ્યા વળી સમગ્ર નગ્રમાં આસોપાલવના તોરણ પણ બાંધ્યા. સઘળી રઇયતના મનમાં આનંદ માતો નથી. બંધિ જનોને છોડી મુકયા, તથા પશુ પક્ષીને પણ બંધનથી મુક્ત કરયાં. આખા નગ્રમાં જય જયકાર થઇ રહયો છે. અધિકાર પ્રમાણે યાચક લોકો પણ યાચના કરવા આવ્યા છે પરદેશી લોકોને ઉતરવા માટે વિસરામ પણ બંધાવ્યા છે' આખી નગરિમાં રાત્રે રોશનાઇ વીગેરે ધામધુમ ચાલ્યાં કરે છે. કોઇ સ્થળે ચોરિની બુમ પણ સંભળાતી નથી. હવે ગાદી બેસવાનું શુભ મહુરત ચાર ઘડી દીવસ ચઢતાં રાખેલું છે. વ્હાણું વાયું એટલે ધરમરાજા તથા દ્રૌપતી બન્ને ન્હાઇ સ્વચ્છ થયાં પછી પોત પોતાનાં વસ્ત્ર આભુષણ પહેરી લીધાં. ધરમરાજાએ હથીયાર ધારણ કરયાં અને દ્રૌપતિએ પોતાના શોળ શણગાર ધારણ કરયા. તે વખતે આખા નગરનિ સ્રીયો ગીત ગાવા લાગી તથા બ્રાહ્મણો આશીરવાદ દેવા લાગ્યા. પછી સઘળા રાજાઓએ ધરમરાજાનો હાથ ઝાલીને યુધિષ્ઠિરને ગાદીએ બેસાડયા, તે વખત સઘળી સૃષ્ટી જય જય શબ્દ બોલવા લાગી. પુષ્પની વૃષ્ટિ થાય છે તથા કુમકુમ કેશર ચંદન વીગેરે પણ છંટાય છે. તે દેખીને તમામ લોકો ખુશી થાય છે. કનક મ્હોરો તથા રૂપા મ્હોરો

વીગેરે ઉછળે છે, પાન્ડવોએ ગાદીએ બેશીને પુન્ય કર્યામાં કાંઇ બાકી ન રાખ્યું. બ્રાહ્મણોને બ્રાહ્મણ પ્રમાણે તથા યાચકોને યાચક પ્રમાણે પુષ્કળ દાન આપ્યું. પછી સઘળા લોકોને પુર્ણ પ્રેમથી ભોજન કરાવ્યું; ત્યાર કેડે રાજ્ય સભામાં ધરમરાજાએ ભીમસેનને આજ્ઞા આપી કે દુરીયોધનનો અધર્મનો પૈશો લુંટાવિ દે. તવ વ્રકોદરે તમામ ભંડાર લુટાવી નાંખ્યો. પછી પ્રભુ પાન્ડવોને કહે છે કે તમે ભંડાર લુટાવ્યો પણ ક્ષત્રીયોને સરપાવ આપ્યા વીના ચાલવાનું નથી. એટલે ધરમરાજાએ નગ્રના ગ્રહસ્થોને બોલાવીને તેમની પાસેથી દેવું કરીને નાણું લીધું. તે જોઇને પ્રભુ પાન્ડવો ઉપર પ્રસન્ન થયા. ધરમરાજા જેવો જેવો રાજા તેવો તેવો શરપાવ આપે છે. પછી સઘળા ક્ષત્રીઓએ પોત પોતાના ઘેર જવાની આજ્ઞા માગી. એ પ્રમાણે તમામ પ્રાણીઓ પોતાના ઘેર વીદાય થયા. વૈશમપાય રૂષિ જન્મેજે રાજા પ્રત્યે કહે છે કે હે રાજા અનુશાસન પર્વ પુરણ થયું. એવું સાંભળી રાજાએ વીધીપુર્વક બ્રાહ્મણોને દાન આપ્યાં. ગૌદાન આપ્યાં તથા સવાસો બ્રહ્મપુરીઓ પણ આપી. પછી શ્રદ્ધા રાખીને શ્રવણ કરવા બેઠો.



## વિશ્રામ ૧ લો.

અનુશાસન પર્વની, પુરણ થઇ કથાય;
વાણી વલ્લભ વ્યાસ, સહુને વલ્લભ ગણાય.



અનુશાસન પર્વ સમાપ્ત.

# શાન્તી પર્વ. ૧૩

વૈશમપાય રૂષિ જન્મેજે રાજાને કહેછે કે હે ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ તું શાન્તી પર્વ વિષેનો મહીમા પુર્ણ પ્રેમથી શાન્ત ચીત્તે શ્રવણ કર. હવે ધરમરાજાને ગાદી ભોગવ્યાને ફક્ત સાત દીવસ થયા એટલામાં પોતાને કુંટુંબ સાંભળી આવ્યું, તેથી પોતે ભીષ્મ દાદાની પાસે જઇને રડવા લાગ્યા. એટલે ભીષ્મજીએ પુછયું, દીકરા કેમ રડે છે ! ત્યારે ધરમરાજા બોલ્યા. ઓ દાદા મેં મારા કુટુંબનો નાશ કરયો તેથી મને આખા જગતમાં મ્હારા નામને લાન્છન લાગ્યું છે. વળી જ્યારે અમારે રાજ્યાસન નહોતું ત્યારે પણ પેટ ભરતો હતો અને અત્યારે રાજ્યપાટ પામ્યો તોયે તેનું તે થાય છે. માટે નાહક મેં મારૂં કુટુંબ હણ્યું તેથી મારૂં મન કંકાસ કરે છે. વાસ્તે બીજાને ગાદી સોંપીને મને વનમાં કહાડો. અને જો મને સંસારમાં રાખવો હોય તો શાંત પમાડો. એવું સાંભળી ભીષ્મજી બોલ્યા, તું આ સંસારને મીથ્યા માની લેઇશ તો તને કંઈ દુઃખ નથી. વળી હે ધરમરાજા આત્મા કોઇનો મારયો મરતો નથી કારણ કે તે સદા અછેદ, અભેદ, અખંડ તથા અમ્મર છે, અને પરમાત્મા પુરણ બ્રહ્મ સદા ચૈતન્ય છે, અરે ધરમરાજા આ સઘળા આત્મા પરમાત્માની ગતિ થકી થયેલા છે હવે સમજવાનુ ઘણું કઠીણ આવે છે માટે હે સતીના તન બરોબર ધ્યાન દેજે. 'જેમ સુર્યને સુર્યનો પ્રકાશ રહેલો છે તેમ સુર્યને ઠેકાણે પરમાત્મા અને પ્રકાશને ઠેકાણે આત્મા સમજવો. હવે બ્રહ્મને બ્રહ્મની ગતિ અને ત્રીજી માયા છે. તે માયા ચૈતન્યથી ચૈતન્ય થઇને કાયારૂપ બંધાણી એ મુળ માયા ત્રીગુણી રજો, તમો અને સત્થ સહીત છે. તે ત્રણ ગુણથી કાયાનાં ચોવીસ તત્વ ઉત્પન્ન થયાં. અને પચીસમો આત્મા ગણ્યો છો તેમાં કોઈ વીશેષ અને કોઇ ઓછું ગણે છે. જ્યાંને ત્યાં એનુ એ સમજવાનું છે, તેથી કરીને કાંઈ મુકતી નથી. માટે હે ધરમરાજા પ્રથમ સુધ્યાત્મા થઇને પરમાત્માને યથાર્થ જાણવા. પછી તેનું પુરણ જ્ઞાન લેઇને પરમાત્મામાં પ્રેમવડે લક્ષ રાખવો. જે મનુશ જ્ઞાન વડે મોક્ષ પામે છે, તેનું આવાગમન ટળી જાય છે. એટલે ધરમરાજા બોલ્યા, અરે. ભીષ્મ દાદા મનુશ દેહ ધારણ કરીને શું કરવું જોઇએ ? તવ ભીષ્મજીએ ધરમરાજા પ્રત્યે કહયું,

સંસારમાં રહયા થકા સંસાર ઉપર અરૂચી રાખી પરમાત્મામાં સદા લક્ષ રાખવો એજ મુખ્ય ધર્મ છે એવું સાંભળી ધરમરાજા બોલ્યા, અરે દાદા મને સર્વના ધર્મ બતાવો, કે કોણ પ્રાણીએ કેવાં દેહીક કર્મ કરવાં ! બીજું બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર આચાર વર્ણાશ્રમ છે તેમનો ધર્મ શું છે અને તેમને કેવી રીતે વ્હેવાર ચલાવવો જોઈએ તે કૃપા કરી સમજાવો, એટલે ભીષ્મજીએ ધરમ રાજાને કહ્યું, ચારે વર્ણમાં બ્રાહ્મણ જાતી સર્વથી શ્રેષ્ટ છે. અને તેથી તેઓ ક્ષત્રી, વૈસ્ય અને શુદ્રના ગુરૂ છે. તેમાં તેમણે પોતાનાં શટકરમો કરવાં અને ત્રણ વરણને ઉપદેશ કરવો. વળી વિદ્યા પણ ભણાવવી અને પાપ થકી મુકત થવાના કરમ કરાવવાં તેમ દાન પણ અંગીકાર કરવું. એ પ્રમાણે બ્રાહ્મણનો દેહીક ધરમ છે. પછી ક્ષત્રીએ નીમી પાળીને આયુદ્ધ ધારણ કરવાં વળી પૃથ્વી ઉપર રાજ્ય કરીને ત્રણે વરણની રક્ષા કરવી તથા ન્યાય પણ આપવો. હવે વૈસ્ય લોકોનો ધરમ એ છે કે ખેતી તથા વ્હેપાર કરી પોતાનો નીરવાહ ચલાવવો પછી શુદ્રનો ધરમ ત્રણ વરણની ચાકરી કરવાનો છે. એવું સાંભળી ધરમરાજા બોલ્યા, અરે દાદા તે સઘળું હું સમજ્યો, પણ રાજાને રૈયત તે બેનો શો ધરમ હશે ! તવ ભીષ્મ પીતાએ કહ્યું, રઇયતનો ધરમ પોતાના રાજાને માતા પીતા જાણવાનો છે. અને રાજાનો ધરમ અવનિમાંથી ઉપજ લેઇ હરામખોરોને શીક્ષા દેવાનો છે. જેનો જેવો અપરાધ તેને તેવી શીક્ષા કરવી જોઇએ, વળી કોઇ અજ્ઞાનિ ફાવે તે બોલે તેનો મનમાં કંઇ દવેષ ન રાખવો. વળી ન્હાય કોઇ મ્હોટા હોય કે છોટા હોય પણ પક્ષ વીનાનો ન્યાય કરવો. જે પુરૂષ ન્યાયાધીશ થઇ અન્યાય કરીને ગરીબને ગરદન મારે તે જરૂર લક્ષ ચોરાશી ભોગવે છે. જે ન્યાયી લાંચ લેઈને ગરીબોને નડે છે તે રાજ્યને અંતે નકકી નરક પામે છે. વળી પોતાના રાજ્યમાં અધરમ શોધી કાઢવો એ રાજ્યની ચતુરાઇ છે જે શત્રુ અને પુત્ર બેઉ જણાનો સરખો ન્યાય કરે છે તેને ન્યાયી સમજવો. રઇયતને બેટા બેટી જાણીને તેમને અતી સુખ આપવું જોઇએ રાજાએ રઇયતને પુછતા રહેવું કે તમે સુખી છો કે દુઃખી એ પ્રમાણે શોધન કરતા રહેવું જોઈએ ગ્રહસ્થ કરતાં ગરિબ ઉપર વધારે કૃપા રાખવી, ગ્રસ્થને કોઇ દીવસ પુછવું નહી કે તમે સુખી છો કે દુઃખી, ફકત ગરીબોને પુછીને ખાત્રી કરવી. બાકી પૈસાદારો તો કહેશે કે સઘળા ખુશીમાં છે, એ પ્રમાણે બોલીને હસી કાઢશે. વગર વિચારે વેડનો વેરો કોઇ દીવસ લેવો નહી. શાસ્ત્રમાં શ્રદ્ધા રાખીને ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ થવું. વીના અપરાધીને શીક્ષા કરવી એ ઘણું પાપ છે. અને અપરાધીને શીક્ષા

ન આપે તો તે ઘણો દુખી થાય છે, જે પક્ષ કરે છે તેને પતનો વ્યાધી પેદા થાય છે અને તેથી તેના આખા શરિરે પરૂં વ્હે છે, જે લાંચો ખાય છે તેને જરૂર લકવો થાય છે અને તેથી તેનું અડધું પાસુ રહી જાય છે, તેમ વળીજીભ્યા પણ વળી શકતી નથી. એ પ્રમાણે અનેક પ્રકારની વ્યાધી પામે છે અને વળી ઇશ્વરનો ચોર થાય છે. એમ આ લોકમાં સુખ પામ્યા વીના અંતે અઘોર નરકને પ્રાપ્ત થાય છે. જે કોંઇ અધરમ આદરે તેના સામુ યુદ્ધ આદરવું. એ પ્રમાણે ભીષ્મ પીતાએ ધરમરાજાને કહ્યું કે આ સઘળો ધરમ રાજાનો છે. એટલે યુધિષ્ટિર કહે છે, હે સંતનું બાળ મને પુરૂષ તથા પ્રેમદાનો ધરમ બતાવો. એવું સાંભળી ભીષ્મ પીતા બોલ્યા નીતિમાં રહીને પૈસા પેંદા કરીને માતા. પીતા, પુત્ર તથા પત્ની વીગેરેનું પોષણ કરવું. વળી અબળા નિતીમાં રહેતી હોય તો તેને કદી દુઃખ નહી દેવું. આ સઘળા પુરૂષના ધરમ છે. વળી તેમાં જે પુરૂષ રૂપ વીશયથી પોતાની સ્ત્રી છોડીને પરદારાની સાથે હળે છે તેવા વ્યભીચારી પુરૂષને રગદ કોડ નીકળે છે. પછી ભીષ્મ પીતા કહે છે હે ધરમરાજા હવે સ્ત્રીના ધરમ શ્રવણ કરો સ્ત્રીએ હમેશાં પોતાના પતીની આજ્ઞા પ્રમાણેજ વરતવુ પતીને પરમેશ્વર જાણી તેની શેવા કરવી. પતીના સુખે સુખ અને દુઃખે દુઃખ ભોગવવું. પર પુરૂષથી કદી નજર નહી જોડવી. જો પતી ઘેર ન હોય તો દરભના આસને સયન કરવું. વળી પતીના પહેલાં કદિ ભોજન નહી કરવું પતી ઘેર ન હોય તો સારા શણગાર નહી સજવા. પોતાના પતીના ચરણ ચાંપી તેના કહ્યા મુજબ વરતવું અને દીનતા વાણી બોલી પતીને ખુશી કરવો જોઇએ. હવે ધરમરાજાએ ભીષ્મ પીતાને કહ્યું કે મને જ્ઞાની અજ્ઞાનીના ધરમ સમજાવો જે પુરૂષને પરમ પદનું જ્ઞાન ન હોય તેણે પ્રથમ શું આદરવું જોઈએ ! એવું ભીષ્મ પીતા બોલ્યા, તેવા પ્રાણિને પ્રથમ કરમ આદરવું. કેવાં કરમ કરવાં તે શ્રવણ કરો, તેવા પ્રાણિને પ્રથમ વરત, વચુલાં, અપવાસ દેવદરશન વિગેરે ગણા પ્રેમ વડે કરવાં જોઈએ વળી તીલક, માળા ધારણ કરીને હરીકથા શ્રવણ કરવી સત્ય સમાગમ તથા ગુરૂનું પુજન કરવું. જ્ઞાનીની શેવા કરવી અને અન્ન ધન વિગેરેનું શ્રદ્ધા પુરવક દાન આપવું ભીષ્મ કહે હે ધરમરાજા આ સઘળા અજ્ઞાનિના ધરમ છે. હવે જ્ઞાનીના ધરમ શાંત ચીત્તે શ્રવણ કર, જ્ઞાની જનને કરમ કરવાની જરૂર નથી. તે તો સદા બ્રહ્માનંદમાં રહે છે તે માન્ય. અપમાન વીગેરેનું સુખ, દુઃખ ગણતો નથી. જ્ઞાની આ સંસારની બાજી કેવળ જુઠી જાણે છે વળી પરમ પદમાં લક્ષ રાખીને આત્મરૂપે પરમાત્માને દેખે છે વળી પરમ પદ-

માં લક્ષ રાખીને આત્મરૂપે પરમાત્માને દેખે છે. તે સત્ય અસત્યને સારી રીતે સમજીને આનંદમાં રહે છે. વળી તે જગતની કેહેણીથી ડરયા વીના નિરભય પદ પામે છે. જ્ઞાની દેહીક કરમ કરયા વિના જ્ઞાનનો મરમ સમજાવે છે. વળી પરમ પદનો ઉપદેશ કરવો એ જ્ઞાનીનો ધરમ છે. પછી યુધિષ્ઠિરે ભીષ્મપીતાને પુછયું કે મને ત્યાગી તથા ગ્રસ્થી વીષે સમજાવો. એટલે ભીષ્મપીતા બોલ્યા, આ સંસાર તજીને સન્યસ્ત લેવાનો અધીકાર બ્રાહ્મણનો છે. વળી બાર વરસ સુધી બાલ્યાવસ્થા ગણાય છે. અને તે પછી બાર વરસ એટલે ચોવીસ વરસ સુધી બ્રહ્મચર્ય પાળવું. ત્યાર પછી બાર વરસ સુધી ગ્રસ્થાશ્રમ પાળવો, ત્યાર કેડે બાર વરસ વાનપ્રસ્થ ભોગવવું અને તે પછી પન્યેસ્ત લેવું. તેની પછી પરમંશ દીક્ષા વીગેરે અનેક પ્રકાર છે અને જેને બ્રહ્મચર્યમાંથી સન્યસ્ત લેવાની મરજી હોય તેણે ઉપર કહ્યા મુજબ વરતવું. તે શીવાય ન્હાની ઉમ્મરમાં સન્યસ્ત ધારણ કરે તો નિસ્ચે માયામાં લેપાય છે વળી બ્રાહ્મણ સીવાયત્રણ વરણમાંથી જે ત્યાગી થાય તેને પણ પાંચમી દ્વાદશીએ તે ઉપાય કરવો. પછી પાંચમી દ્વાદશીએ ત્યાગી થઈને એવો ધરમ પાળવો કે પા જોજન વસ્તીથી દુર રહેવું, કોઈનું જોતીશ નહી જોવું; કોઇની દવા કરી પઇસા નહી મેળવવા. કોઇને બોધ કરી ગુરૂ નહી થવું, નારાનું દરશાન નહી કરવું કદી દરશન થાય તો તેનો પડછાયો નહી લેવો. પોતાને સ્થળે બેશીને હરી સમરણ કરવું અને અન્ન ફરી ન મળે તો ભીક્ષા લેવા માટે જવું. વળી તેમાં સ્વાદ વીનાની ભીક્ષા લેવી વરૂત. ગળ્યું, ખારૂં, ખાટું. તીખું વીગેરે પદારથોને કોઇ દીવસ ભક્ષણ કરવાં નહી. ત્યાગીએ દરમાસને ચરમાસને બેસવું જોઈએ. વળી કોઈ અજ્ઞાની પ્રાણી કહે તો પણ ખાટે પાટે કદિ બીરાજવું નહી. હમેશાં પોતાની પથારી પૃથ્વી ઉપર કરવી. ધાતુ પાત્રને કદિ પાસે રાખવું નહી. વળી પોતાની સાથે પહેરયા સીવાય વિશેષ પટકુળ રાખવાં નહી, અને ઉષ્ણોદક જળથી કદી સ્નાન કરવું નહી. એવા ત્યાગીના ધરમ છે તેથી તમે મનુસ્મૃતીમાં વીચારી જોજો. વસ્તીમાં વસીને જે મીષ્ટાન મારે તેમને વેશધારી સમજવા. વળી રહેવા માટે મઠ હોય અને શેવા માટે શેવકોને ઇચ્છતો હોય તો તેવાને ધુતારા સમજવા. વળી જ્યાં સ્ત્રીઓના ઉતારા હોય અને જમણ જમવાનાં હોય તેઓને ઠગારા સમજવા ભીષ્મ પીતા કહે હે યુધિષ્ટિર હવે ગ્રસ્થીના ધરમ શ્રવણ કરો. મનુષનો દેહ ધારણ કરીને વ્હેવારમાં વીવેકે વરતવું. ગૌ બ્રાહ્મણનું પોશણ કરવું અને ગ્રસ્થી બ્રાહ્મણ વીના કોઈ ત્યાગીને ધન નહી આપવું અને બ્રાહ્મણ ભીક્ષુક

બારણે આવે તો તેને નીરમુખ નહી કાઢવો, જે ચપટી ચાંગળું મળે તે આપવું પણ તેને કટુ વચનથી ખેદ નહી પમાડવો બ્રાહ્મણે બ્રાહ્મણો ચાહ્ય તેમ બોલે અને એક એકને તીરસ્કાર કરે તો પણ ત્રણ વરણને તેમનાં છીદ્ર જોવાનો અધીકાર નથી. તેમ છતાં છીદ્ર જુએ તો તે નક્કી અઘોહ નરકે પળાય છે. બ્રાહ્મણો જે કહે તે કરવું નહિ, વળી કોઇ દીવસ વીપ્રના સામુ થવું નહી જે બ્રાહ્મણ ઉપદેશકપણું ધારણ કરી કથા વારતા કરતો હોયે તેની કથા શ્રવણ કરીને જ્ઞાનને ગ્રહણ કરવું. જે પુરાણી કથા વાંચીને ચાળા ચટકા લટકા કરતો હોય તેની કથા કદી શ્રવણ નહી કરવી. તેવા પાખંડીને અન્ન ધન કંઇ આપ્યા વીના કાઢી મુકવો. તેમ છતાં કોઈ તેની વાણી સુણે તો તેને પ્રભુ દંડ દે છે, જે કીમીયા જાદુ વીગેરે ખેલ કરતા હોય તો તેમનો સંગ નહી કરવો. હમેશાં શ્વાન ભાગ અને ગૌ ગ્રાસ કાઢીને ભોજન કરવું. ખરેખર ત્યાગી ભાસે તો તેને ફક્ત અન્ન આપવું વળી શ્રદ્ધા, સંવચ્છરી. વિગેરે કહી પીતરૂનો દહાડો સાચવવો અને પોતાની શક્તિ પુર્વક બ્રાહ્મણને ભોજન કરાવવું પેંદાશમાંથી દસમો ભાગ પુન્ય માટે વાપરવો. જશ લેવા માટે કદી પુન્ય નહી કરવું. નબાળ વીપ્રનો કદી સંગ નહી કરવો પોતાથી નીચી વરણનો ઉપદેશ શ્રવણ નહી કરવો. અને કદી સાંભળીએ તો પણ તે છુટી પડે છે. પોતાના કરતાં નીચાં વર્ણનો ગમે તેવો જ્ઞાની હોય તો પણ તેનું કદી પુજન નહી કરવું, તેમ તેને મ્હોટો માનીને કદી નહી નમવું. વળી બ્રાહ્મણથી સ્વાર્થ હોય અને તેને જમાડે તો તે પુન્યમાં ગણાતું નથી. પણ સ્વાર્થ ન હોય ને જાગુીનો હોય તો તેને જમાડવાથી પુન્ય થાય છે. જે ન્હોતરા વીના જમવા માટે પડતું નાંખે છે તેવાને જમાડયાનું બીલકુલ પુન્ય નથી. અને તેવાને એ એક વાર જમાડે તો તેને લાલચ લાગવાથી તે જ્યાં ને ત્યાં પડતાં મુકે છે. માટે તેનું જોઇજોઇને બીજા શીખે છે. પછી તેઓ નીચ ઉંચ જોતા નથી અને ભ્રષ્ટ થઇ જાય છે. ને ભ્રષ્ટ થવાનો દોશ જમાડનારને લાગે છે. જેમ પાપી પક્ષી પકડી લાવીને ધરમી માણસ પાસેથી ધન છોડાવે છે, તેમ તે લોકો પણ અધર્મનું કુટી ખાય છે માટે તેવાને કદી જમાડવા નહી. અને જે ધરમી પાપીની પાસેથી પક્ષી છોડાવે છે તેને ઉલટું પાપ થાય છે. કારણ કે તે પાપી ધનની લાલચથી હમેશાં પક્ષી પકડી લાવે છે. તેથી બીચારા પક્ષીઓને હમેશાં વિયોગ પડે છે, તે પાપ ધરમીને થાય છે વાસ્તે કદી છોડાવવાં નહી. તેવા પાપીને માર, મારી ધમકી આપીને કાઢી મુકવા. બીજું જે બ્રાહ્મણ છું એમ નામ દેઇને વીશાઇ ચાળા કરે તો તેવાને દુર કરવા, કારણ કે

તેથી સઘળાં નરનારિ વીશયી બને છે. વળી હરી કથામાં ઉપદેશ વીના ગાયન કળા બતાવે તો તેવાને પણ દુર કરવા. કારણ સઘળાને ગાયન ઉપર મોહ થવાથી ઉલટું જીવાત્માને ભુડું થાય છે. જે બોધીક ગાયન કળા, લ્હેકા લટકા વીગેરે કરીને પ્રંચ વીશયના સ્વાદમાં નાંખે છે, તેવાની વાણી શ્રવણ કરવામાં આવે તો અઘોર નર્કમાં પળાય છે. વળી તેવાને માન્ય આપીને વખાણ કરે તો તેમને નરકી પ્રાણી જાણવા, એ પ્રમાણે કરવાથી બોધીક વધે છે માટે તેવાને વખાણ્યા વિના અપમાન કરી દુર કરવો. પ્રપંચથી કોઇનું દાન નહી લેવું, વિશ્વાસઘાત નહી કરવો. શ્રદ્ધા પુર્વક દાન કરીને દીનતા વાણી બોલવી. એ વીના ગ્રસ્થીના ઘણા ધર્મો છે તેમાં દરેકે વિવેક પ્રમાણે વર્તવું. સંસારમાં સરસા રહીને નીતીનો ટેક ગ્રહણ કરવો. જેમ બત્રીસ દંતુમાં જીભ્યા રહે છે તેમ સદા રહેવું, અને હમેશાં મોક્ષ મારગ માટે એક પહોર દીવસ નીર્ગમન કરવો, તવ ધર્મરાજાએ પુછ્યું, હે ભીષ્મ દાદા મોક્ષ મારગ વિષે મને બરોબર સમજાવો. એવું સાંભળી ભીષ્મજી બોલ્યા, અરે કુંતી તન જ્ઞાન વિના મુકિત થતી નથી માટે પહેલ વહેલું જ્ઞાન સંપાદન કરવું જોઇએ. અને વ્યવહારમાં પણ નીતી જ્ઞાન લેઇને પરમ પદમાં જ્ઞાન રાખવું. પોતાની સ્વજ્ઞાતીનો ધર્મ સમજવો તેમ પુન્ય દાન કેવી રીતે કરવું તે પણ યથાર્થ જાણવું. વ્યવહારનાં કામ મીથ્યા છે કે સાચાં છે, તે સમજવા માટે જ્ઞાન ગ્રહણ કરવું. વળી આપણે ચૈતન્ય છીએ, તે કેઇ વસ્તુ તે પણ યથાર્થ જાંણવી જોઇએ. હમેશાં સૌ પ્રાણી માત્રે પોતાનું સ્વરૂપ નીશ્ચે સમજીને તે સ્વરૂપનું મુળ કોણ તેને યથાર્થ જાંણીને તેમાં પુરણ લક્ષ પરોવવો. પોતાના ચૈતન્યનું મુળ ચૈતન્ય જાંણી લેવું. પછી તે સાકાર છે કે સગુણ છે. કર્તા છે કે અકર્તા છે, વ્યાપક છે કે ન્યારો છે આ વિષે જ્ઞાનીની પાસેથી જ્ઞાન લેઈ તે પદ પામવા માટે સમાધી લક્ષ આદરવું. તવ તે સ્વરૂપ જ્ઞાન દ્રષ્ટિએ જ્ઞાનાકાર દેખાય છે. પછી દેહનો નીમીત્ત પુરણ થવાથી તે પદની પ્રાપ્તી થાય છે. ઓમકાર મંત્ર વડે આવા ગમનનો ફેરો ટળી જાય છે. પછી અખંડાનંદ નીર્ભય પદથી કોઇ દીવસ છુટું પડાતું નથી. એટલે ધર્મરાજાએ દાદા પ્રત્યે કહ્યું, હવે મ્હારે કોની પાસે જ્ઞાન લેવા જવું ! તવ ભીષ્મપીતા કહે હે ધર્મરાજા મ્હોટા મ્હોટા વિદ્વાનો પણ વેદનો મર્મ નથી જાંણી શકતા તે મર્મ હું તને અત્યારે સમજાવું છું. વેદની મહી જે ભેદ ભરેલો છે તે ભેદનું નામ જ્ઞાન સમજવું હવે તને પરમેશ્વરના સ્વરૂપ સંબંધી સમજાવું તે શ્રવણકર. પરમાત્મા પાંચ ભુતોથી નીરાકાર છે અને જ્ઞાન સ્વરૂપે સાકાર છે, ત્રીગુણે નીરગુણ છે અને

જ્ઞાન ગુણે સગુણ છે, ગતીથી કર્તા અને સ્વરૂપે અકર્તા છે. સઘળું કર્તવ્ય એ-
મની શકતીથી બને છે માટે કર્તા ગણાય છે. એ પ્રમાણે જાગ્રત, સ્વપ્ન, શુશુ-
પ્તી અને તુરીયા આ ચાર અવસ્થાથી તરીયા તીતને યથાર્થ જાંણુવા જોઇએ
પછી તેમાં પુર્ણ પ્રેમ વડે પ્રેમ લક્ષણા ધરવિ જોઇએ. તેથી જેની જ્યાં મતી
હોય ત્યાં તેની ગતી થાય છે. હે ધર્મરાજા એ પ્રમાણે અનાદી ધરમ
છે પણ જ્ઞાન વિનાના અજ્ઞાની પ્રાણી તો પાખંડ પંથે કુટાય છે. એવું સાંભળી
ધરમરાજાએ ભીષ્મને પુછયું કે પાખંડ પંથનાં લક્ષણ કેવાં હોય છે તે મને ય-
થાર્થ સમજાવો, તવ ભીષ્મપીતા બોલ્યા, પહેલો પાખંડ ધરમએ છે કે તે પર-
સાદથી લલચાવે છે, બીજો પાખંડ ધરમએ છે કે ત્યાગ પણું બતાવીને અતી-
શય ધન એકઠું કરે છે, ત્રીજો એ છે કે ગાયન ગાઇ વીશયનો મોહ લગાડીને
ભકતને હેત ઉપજાવે છે. ચોથો પાખંડ ધરમ એવો છે કે પોતે કેવા તેજસ્વી છે
તેનું રૂપ રંગ બતાવે છે. પાંચમો પાખંડ ધરમ ચમત્કાર બતાવે છે. છઠ્ઠો પા-
ખંડ ધરમ ઘોડા ગાડી દોડાવે છે. સાતમો પાખંડ ધરમ એવો છે કે તેઓ અ-
નીતીથી મીષ્ટાન ભોજન કરે છે અને પછી મસ્તાન થઇને મ્હાલે છે. સાતમો
પાખંડ ધરમ ગુરૂગુરૂ સ્મરણ કરાવીને દેવનામે ધન એકઠું કરે છે. અરે ધરમ-
રાજા એ પ્રમાણે ઘણા પાખંડી ધરમ ચાલે છે, તેવા ધરમને માન્ય કરનારો લ-
ક્ષ ચોરાસી જાય છે. જે અસત્ય વસ્તુને ખરી ખોટી નકકી કરી બતાવીને સત્યનું
શોધન નથી કરતા તેનું નામ ખાળ ભકત છે, માટે હમેશાં જ્ઞાની પુરૂષોની સાથ સ-
ત્ય સમાગમ કરવો, એજ મુમુક્ષુની ચતુરાઈ છે, મોક્ષેચ્છુ પ્રાણીએ ખરૂં ગ્રહણ
કરયા વિના ખોટાને બહાઝીને પોતાની ઉમ્મર કદી એળે નહી ખોવી વળી ભી-
ષ્મપીતા ધરમરાજા પ્રત્યે કહે છે, જે મનુશ જ્ઞાન પામીને મોક્ષમાં જાય છે તે ક-
દી માયા ઘંટીમાં આવતો નથી.જેમ ખીલાને વળગેલો કણકો ઘંટીના પડમાં
પીલાતો નથી તેમ પરમાત્માને પ્રાપ્ત થયેલો જીવ માયામાં આવતો નથી. અને
જે કણ ખીલડાથી ખસીને અરગો જાય છે તે બીજા કણકાની માફક ઘંટીમાં
દળાય છે પછી તે રોટલો દેહની સાથે મળવાથી વિષ્ટા થઈ ગુદા દ્વારે બહાર
પડે છે, પછી તે વિષ્ટાથી ભુમી રૂપ થઇ જાય છે અને ભુમીથી પાછો અંશ રૂપ
કણ બને છે. એ પ્રમાણે તે કણ બને છે. એ પ્રમાણે તે કણ અનંત સ્વરૂપ પા-
મે છે. માટે તેમની માફક જીવાત્મા લક્ષ ચોરાશી ભોગવે છે એવું સાંભળી ધર-
મરાજા ભીષ્મપીતાને પુછે છે કે દરેક પ્રાણી માત્રને શી ઇચ્છા હશે? તવ ભીષ્મ
પીતા બોલ્યા, પ્રાણી માત્ર માયાનું સુખ ઇચ્છે છે. તેમાં વળી પ્રાણીમાં બે પ્ર-

કાર છે. મનુશ દેહ વીનાના પ્રાણી પશુ પક્ષી વીગેરે સદા જીવરૂપ છે હવે મનુ-શ દેહના નાણીમાં પાછા બે પ્રકાર છે. એક તો જીવ દશા અને બીજી આત્મ દશા. મનુશને આ લોકનું ને પરલોકનું બે તરફનું જ્ઞાન છે. તેમાં જેને પરલોક ના જ્ઞાનવાળો આત્મા પરમાત્માને પામે છે, પણ જીવ દશાવાળો જીવ તે શીવ થનો નથી. એવું સાંભળી ધરમરાજાએ ભીષ્મ પીતાને પુછયું કે આત્મા અને જીવ એ બેઉને શી શી ઇચ્છા થતી હશે ! તવ ભીષ્મ પીતા કહે છે, અરે યુધિ-ષ્ટિર જે જીવ છે તેનો લક્ષ સદા કાળ માયામાં રહે છે અને જે આત્મા છે તેનો લક્ષ હમેશાં પરમાત્મામાં રહે છે. એ પ્રમાણે ભીષ્મ પીતાનાં વચન સાંભળી ધરમરાજા આનંદ પામીને પુછે છે કે હે દાદા માયામાં માયા તત્વ આગેવાન શું છે ! તવ ગંગા સુત કહે છે, માયા તત્વ કનક છે. તેથી સઘળા જીવ તેને ચાહ્ય છે. તે માયાનું નામ લક્ષ્મી છે. તે બાઈ સરવે જગાએ બેટી, સ્ત્રી કે માતા બ-નીને રહે છે. તેમાં જે પ્રાણી લક્ષ્મીને માતા રૂપ જાણે છે તે મનુશ દેહનું સુખ ભોગવે છે. અને જે લક્ષ્મીને સ્ત્રી રૂપ જાણે છે તે નરકે જાય છે અને જે બેટી તરીકે વાપરે છે તે પરમ પદ પામે છે. તવ યુધિષ્ટિર કહે છે, ઓ દાદા તે લક્ષ્મી ત્રણ પ્રકારે કેવી રીતે વપરાય તેનું સ્વરૂપ મને સમજાવો, એવું સાંભળી ભી-ષ્મ પીતા બોલ્યા, હે ધરમરાજા મનુશ પ્રાણી પણ ત્રણ પ્રકારના છે તે હું તને સમજાવું ત્યાર પછી લક્ષ્મીનું નીરૂપણ કરીશું. મનુશ પ્રાણીમાં ત્રણ પ્રકાર એ-વા છે કે ઉત્તમ, મધ્યમના અને કનીષ્ટ, તેમાં ઉત્તમના ઘેર લક્ષ્મી બેટી બને છે, મધ્યમના ઘેર માતા બને છે અને કનિષ્ટના ત્યાં સ્ત્રી રૂપે રહે છે. હવે ઉ-ત્તમ પ્રાણી એવું સમજે છે કે લક્ષ્મીના કંથ વિશ્નુ સીવાય બીજા કોઈ નથી માટે તે લક્ષ્મી કૃષ્ણાર્પણ કરે છે. કારણ કે વિશ્ણુની વામા વિશ્ણુ દ્વારેજ વ-ળાવવી જોઇએ. તેવા ઉત્તમ પ્રાણીને જરૂર મોક્ષપદ મળે છે. હવે મધ્ય પ્રાણી-ના ત્યાં લક્ષ્મી તેના જીવત સુધી માતા ભાવે રહે છે, પછી તેના મરણ કેડે ખસી જાય છે. મધ્મ પ્રાણી પોતાના પેટ સીવાય લક્ષ્મીનો બીજો ઉપયોગ કરતો નથી. પોતે હમેશાં લક્ષ્મીથી લલના, સુખ સજ્યા, અત્તર ફુલેલ વીગેરે વૈભોગ ભોગવે છે વળી કનીષ્ટ પ્રાણી કર્ણ દ્વારે વાજીંત્ર ગાનતાન વિગેરે વીશયી શબ્દો શ્રવ-ણ કરે છે, નાશીકા દ્વારે અત્તર પુષ્પ પાન વીગેરેનો સુગંધ લે છે, નેત્ર દ્વારે રૂપ વિશય નીરખે છે, વપુ દ્વારે સ્પર્શ વીશય વ્હાલો સમજે છે. અને જીવ્હા દ્વારે ગળ્યું, ખાટું ખારૂં તિખું વીગેરેના સ્વાદ લે છે આ પ્રમાણે કનિષ્ટ પ્રાણિ લ-ક્ષ્મીને સ્ત્રી રૂપે વાપરી નર્કે જાય છે. વળી ભીષ્મ પીતા ધર્મરાજાને કહે છે કે

માતા ભાવમાં એક બીજાું રૂપ છે તે હું તને સમજાવું. જો કે વડીયાઇ દાદી તે પણ માતા કહેવાય છે. હવે મધ્યમાં ચંડાળને ત્યાં લક્ષ્મી વડીયાઇ દાદી તરીકે રહે છે, તેથી વડીયાઇને ઉલટી સાચવવી પડે છે. એટલે કે દુનીયામાં મધ્યમ ચંડાળ પોતે ન ખાય, પુત્રને ન આપે, પરિવારને પણ દુઃખ દે આ પ્રમાણે જે વર્તે તેના ત્યાં લક્ષ્મી વડીયાઈ દાદી તરીકે રહી છે હવે કનીષ્ઠ પ્રાણીના ત્યાં લક્ષ્મી કેવી રીતે વપરાય છે તે બરોબર શ્રવણ કર. તે પ્રાણી સ્ત્રીથી સઘળો વૈભોગ ભોગવીને પંચ વીશયનું સુખ માણે છે. લક્ષ્મી વૈભોગ ભોગવીને લક્ષમી પતી થનારના ઉપર વિશ્નુ પ્રભુ ગુસ્સે થાય છે. તેથી દયાળુ હરિ તેવા દુષ્ટને રોમ રોમ નર્કમાં નાંખે છે. જે લક્ષમીને સ્ત્રી ભાવ જાણે છે તેને અવળું સુજે છે. કનીષ્ટ પ્રાણીને સ્ત્રી ભાવ લક્ષમી વીશયોમાં દોરે છે પછી તેવા પ્રાણી ઘોડા ગાડી દોડાવે છે. સુંદીર પલંગ, ઓશીકાં, તળાઈ, અતર ફુલેલ, ફુલ ગજરા, પાન, સોપારી, એળચી વીગેરેનો વઇભોગ લે છે. વળી ધરમોમાં પ્રસાદ લેવા માટે મ્હોટા કારભારી થાય છે. તેઓ દુનીયાને વીશ્વાસ બતાવીને ધરમનું ધન ધુતી ખાય છે. વળી તેવા કનીષ્ઠ પ્રાણી પોતાનો અહંકાર તથા ક્રોધ ગરિબો ઉપર વાપરે છે. એવા કનીષ્ટ પ્રાણીનાં લક્ષણ કહેતાં પાર આવે એમ નથી માટે ટુંકામાં એટલું કે સાક્ષાત કનીષ્ઠ પ્રાણી છે એજ કળીનું લક્ષણ છે. હવે ભીષ્મ પીતા ધર્મરાજાને ઉત્તમ પ્રાણિનાં લક્ષમીને બેટી તરીકે વાપરે છે. એટલે તેઓ શ્રીકૃષ્ણાર્પણ કરે છે. કારણ કે ગોરરૂપી બ્રાહ્મણ હસ્તક લક્ષમીને સાસરે પહોંચાડે છે. જે વિપ્ર દ્વારાએ વપરાય છે તે લક્ષમી પ્રભુ ધામ જાય છે. હવે ઉત્તમ પ્રાણીનાં લક્ષણ દયા, દીનતા, ક્ષમા અને નીર્અહંકારી છે. વળી બાળક સાથે બાળક, વૃદ્ધ સાથે વૃદ્ધ અને ગરીબ સાથે ગરીબ રહે છે અને અજ્ઞાનીની સાથે ચુપ રહે છે. વળી પોતાના મનમાં ક્રીરતીની ઇચ્છા રાખતા નથી. ઉત્તમ પ્રાણી કલેશ કંકાસ વીના સદા આનંદમાં રહે છે. વળી પોતાના પાડોશીને વાપરવાને માટે રાચ રચીલું વીગેરે આપે છે. તે પરને દુઃખે દુઃખ અને પરને સુખે સુખ માને છે. વળીજ્ઞાન, નીતીને વઇરાગવાળો હોય છે. તે અવિનાશીને યાદ કરે છે અને નાશવાનને [ માયાને ] દેહના નીમીત સુધી અરૂચીથી વાપરે છે. વળી પોતે હમેશાં શદગુણ, શીતળતા, સંતોષ, શાન્તી વીગેરેથી આનંદમાં રહે છે. અને જ્ઞાનીની સાથે સત્ય સમાગમ કરવાથી પોતે ખરા ખોટાની પરીક્ષા કરે છે. ઉત્તમ પ્રાણી અજ્ઞાની ગુરૂની દીક્ષા ધારણ કરતો નથી. એવાં અનંત લક્ષણ ઉત્તમ પ્રાણીનાં છે. વળી પોતે જ્ઞાનવડે માઇકને તથા અમાઇકને સમજે છે.

વીવેક તથા અવીવેક પણ જાણે છે, તેમ ન્યાય, અન્યાય, સારૂ, નરતુ વિગેરે સમાગમથી સવળુ સમજે છે. વળી આ લોકની ને પરલોકની રીતિ જુદિ જુદી છે. તે કોઇ જ્ઞાની પુરૂષ સમજાવે ત્યારેજ સમજાય છે. પરલોકનું જ્ઞાન ઘણુંજ ગુપ્ત છે, તે તો કોઇ જવલ્લા જાણે છે. ભીષ્મ પીતા કહે હે ધર્મરાજા એ પ્રમાણે ઉત્તમ પ્રાણીના લક્ષણો અપાર છે. ત્યારે ધર્મરાજાએ કહ્યું ઓ દાદા મોક્ષ મારગ અઘરો છે માટે બીચારા પામર જીવો તે રસ્તે કેવી રીતે ચઢી શકે તે, મંને બરોબર સમજાવો. તવ ભીષ્મજી બોલ્યા, જો ભાવારથી જ્ઞાનીનો સમાગમ કરવામાં આવે તો તેવા જીવો તે રસ્તે ચઢી શકે છે. બાકી ભાવારથી જ્ઞાની વીના તે રસ્તો કોઇના હાથમાં આવતો નથી. એવું સાંભળી ધર્મરાજાએ કહ્યું, અરે ગંગા સુત અર્થ ભાવાર્થ એટલે શું તે વિષે વીવેચન કરો, તવ ભીષ્મ પીતા બોલ્યા, હે ધર્મરાજા એકલા અર્થથી અનર્થ થાય છે અને ભાવાર્થથી સત્ય થાય છે. માટે વેદ શાસ્ત્રના અર્થનો ભાવાર્થ [ હેતુ ] જાણ્યા વિના સઘળું સમજવું વ્યર્થ છે. એવું સાંભળી ધર્મરાજા કહે છે કે ઓ પીતાજી મને એક શંકા થાય છે તે નીવારણ કરો. જુઓ કે વેદ શાસ્ત્ર કહે છે કે બ્રહ્મ સચરાચર છે અને તેથી વેદનાં મહા વાકયો પણ એમ કહે છે કે બ્રહ્મ વિના કોઇ પદાર્થ નથી. માટે પુન્ય, પાપ, મોક્ષ, અમોક્ષ વીગેરે માનવું વ્યર્થ છે. પરમાત્મા અપ્રોક્ષ છે અને આત્મા જે ચૈતન્ય છે તે ત્રણે અવસ્થાને જાણે છે તેમ અખંડાનંદમાં રહે છે. એ પ્રમાણે મેં ઘણાં વેદાન્ત શ્રવણ કરીને એક તાત્પર્ય સોધી કાડયું છે કે અહં બ્રહ્માસ્મિ એટલે હું બ્રહ્મ છું તવ ભીષ્મ પીતા હશીને બોલ્યા કે જ્યારે તું બ્રહ્મ છે ત્યારે તારે ત્રીતાપ ટાળવાની કંઈ જરૂર નથી. વળી તારે જપ તપ તીર્થ વીગેરે કરવું તે પણ વ્યર્થ છે. એમ કહી ભીષ્મ પીતાએ કહયું. અરે યુધિષ્ઠીર બ્રહ્મ સદા સરવજ્ઞ છે. વળી તું એમ કહે છે કે હું ત્રીદેહનો જાણવાવાળો છું તે પણ તારૂં સમજવું ભુલ ભરેલું છે. જ્યારે તું સ્થુલ દેહને જાણે છે ત્યારે તું મને જવાબ આપ કે તારી પાંપણના કેટલા વાળ છે ! તે તું જાણતો નથી માટે તું અલ્પજ્ઞ છે. જો સરવજ્ઞ હોય તો મ્હારા મનસુબા પણ જાણી શકે. જ્યારે તું કંઈ જાણતો નથી ત્યારે તું શાનો બ્રહ્મ ! તારૂં માનવું કેવળ ખોટું છે. વળી તું ત્રણે અવસ્થાને જાણતો હોય તો સ્વપ્ના વખતે શા માટે સત્ય માને છે. જો તું બ્રહ્મ હોય તો ખોટા સ્વપ્નાને કદી સત્ય માને નહી. હે ધરમરાજા ભગવાન ભજવાનો આવો મનુશ દેહ વારંવાર આવવાનો નથી. માટે આવાં કળીયુગી વચનો કયાંથી કાઢો છો ! જુઓ

પરમેશ્વર તો સર્વ શકિતમાન છે તેવી શકિત તમારામાં કે મારામાં કયાં છે ! વળી પરમાત્મા નીરોપાધી છે અને તમારે ને મારે અનંત પ્રકારની ઉપાધી છે. તેથી ત્રીગુણી માયામાં રહેલો તે પરમાત્મા કહેવાય નહી. અને જે મત તાણીને પરમાત્મા કહે તેમને કેવળ મુરખા સવજવા. જેમ કોઇ માણસ ભાંગ પીને એમ બોલે કે હું દુનિયાનો રાજા છું, તેમ બોલવાથી કાંઇ રાજા થતો નથી. તેવીજ રીતે દંત કથાથી બ્રહ્મ વાદ કરી બ્રહ્મ થઇ બેસે તો તેવાને કેવળ મુર્ખો જાણવો. વળી જ્ઞાનમાં અજ્ઞાન કદી આવે નહી જેમ સુર્યમાં અંધકાર કદી સંભવે નહી તેમ બ્રહ્મમાં કદી ભ્રાન્તી સંભવતી નથી, વેદનો હેતુ સમજ્યા વીના બ્રહ્મ થઇને બેસનારા અઘોર નરકમાં પડે છે. ભીષ્મ પીતા કહે છે કે હે ધરમરાજા બ્રહ્મ એક છે. અવીનાશી છે, તથા સદા અખંડાનંદી છે અને આ દેહમાં આવેલો આત્મા આ દેહથી મુકત થઇને અન્ય દેહમાં જાય છે માટે તે ચળીત છે. વળી હે ધરરાજા હવે હું પરમેશ્વર વિષે તને યથાર્થ સમજાવું તે તું શાન્ત ચીત્ત શ્રવણ કર, પરમેશ્વર એક છે અને તે માયાતીત, તુરીયાતીત તથા સદા સરવદા અચળીત છે. આવા જ્ઞાન સ્વરૂપ પરમાત્માને કોઇ વીરલા જાણે છે, વેદાન્તી લોકો વેદનો હેતુ સમજ્યા વીના નાહક શાસ્ત્રાર્થ કરી તકરારો કરે છે. વળી યોગી, તપસ્વી પણ તેનો ભેદ ભાગતા નથી. પરમેશ્વર અજન્મા છે તેથી કોઇ દીવસ તે અવતાર લેતા નથી. વળી જેમાં શંકા ઉત્પન્ન ન થાય એવા પરમાત્મા છે. વીદ્વાન, શાસ્ત્રી, વેદાન્તી તો ફકત વિદ્યા ભણી જાણે છે. જેનો લક્ષ અવતારીમાં હોય છે ને મોક્ષ પદ જાણતો નથી. જે કર્મકાન્ડને વખાણે છે તેને બીજી રીતી માફક આવતી નથી. જેને ઉપાસના ઉપર પ્રીતી હોય છે તેને બીલકુલ જ્ઞાન રૂચતું નથી. જે જીવે ગયા જન્મોનું સ્હેજ સ્હેજ જ્ઞાન સંપાદન કર્યું હશે તોજ તેને જ્ઞાની પુરૂષ મળશે. અને તેવા જ્ઞાની પુરૂષના સત્ય સમાગમથી તે જીવનું જન્મ મૃત્યુનું આવાગમન ટળી જસે, જેમ પહેલો અક્ષર ઓળખતો હોય તો જરા વંચકમાં ઠીક ચાલે છે તેમ કેટલાક જન્મોનું સફળ કર્તવ્ય હોય તો તેવાને જ્ઞાન સારૂં થઇ શકે છે. કદી જ્ઞાન સુણે તેમાં ધ્યાન લાગતું નથી. કહિ ધ્યાન દેવાય તો તેને દ્રઢ થતું નથી કદી કોઇ કાળે દ્રઢ થાય તો તેનું ચીંતવન બરોબર થતુ નથી. માટે તેટલી ઘાંટીયોમાંથી જેનું મન ડગતું નથી તેવો તો કોક મોક્ષ મારગી હોય છે. વળી ભીષ્મ પીતા ધરમરાજાને કહે છે કે જે ફકત વીદ્યા જ્ઞાની છે તે સરવ જીવને પરમેશ્વર માને છે માટે કોઈ શ્રોતા કે વકતા બેમાંથી એકે જણ તેનો વીચાર કરતા નથી જ્યારે સૌ

બ્રહ્મ છે અને તે સીવાય કંઇ નથી ત્યારે સઘળા સરખા હોવા જોઇએ. વળી કોઇ સુખી, દુખી, ત્યાગી ગ્રહસ્થી અગર વઇરાગી વીગેરે ભેદ રહીત હોવા જોઇએ. વારૂ સરવ ઇશ્વર માનશો તો મોક્ષ અમોક્ષ મીથ્યા થઈ ગયો, પાપા કરમ કરનારો કોણ નરકમાં જશે. વળી જો ઇશ્વરને કહેશો તો તમારૂં મુખ જેવું યોગ્ય નથી, તેમ છતાં આપણે ઇશ્વર હોઇએ તો વારંવાર ગર્ભોમાં કેમ અથડાઇએ છીએ ? હે યુધીષ્ઠીર પરમેશ્વર અચળીત છે અને આપણે ચળીત છીએ માટે આપણે બ્રહ્મ નહી નહીને નહી. એવું સાંભળી યુધિષ્ઠિર ભીષ્મ પીતાને દીનતાથી કહેવા લાગ્યા કે અરે દાદા આપના કહ્યા મુજબ મ્હારે પણ જ્ઞાનીના શરણે થવું જોઇએ. તવ ભીષ્મપીતા કહે છે કે હે ધર્મરાજા વેદ શાસ્ત્ર પુરાણથી બ્રહ્મજ્ઞાન તદ્દન જુદુ છે. હવે જુઓ કે બ્રહ્મની ગતીને પણ બ્રહ્મ કહેવાય છે અને બ્રહ્મના સ્વરૂપને પણ બ્રહ્મ કહેવાય છે માટે આ સઘળું જ્ઞાના પાસે સઘળું સમજવું જોઇએ. વળી જ્ઞાનીયોમાં પણ ફેર છે તે કેવા કે એક તો શ્રવણ જ્ઞાની, અનુભવ જ્ઞાની, વંચક જ્ઞાની અને ચોથો કર્મ જ્ઞાની છે આમાંથી ક્રીયા જ્ઞાનીને સાચો માની લેવો. એવું સાંભળી યુધીષ્ઠર બોલ્યા, ઓ ગંગાસુત મને તે વિશે યથાર્થ સમજાવો. તવ ભીષ્મજી કહે છે, વંચક જ્ઞાની ફકત વાંચીને સમજેલો છે, અને શ્રવણ જ્ઞાનીએ કાને સુણેલું હોય છે. અનુમાની એ ત્રીજું પદ છે અને ચોથો અનુભવી જ્ઞાનિ તે સરવે કરતાં મહા સમર્થ છે. તેવા જ્ઞાનીનું જ્ઞાન સાંભળવાથી યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. અને તેવા જ્ઞાન વડે મોક્ષ પમાય છે. જે મનુશ મોક્ષ વિના અવર ઇચ્છાથી ફળ લેવાની વાન્છના રાખે તો તેવા મનુષ્યો કોઇ કાળે તરતા નથી. વઇશમપાય રૂષિ જન્મે જે રાજા પ્રત્યે કહે છે કે શાન્તી પર્વ પુરણ થયું અને તે શ્રદ્ધા વડે શ્રવણ કર્યાથી તારી બ્રહ્મ હત્યા ઉતરિ. એટલે પરીક્ષતના પુત્રે બ્રાહ્મણોને વિધિ પુર્વક દાન આપ્યાં. સવાસો બ્રહ્મપુરીઓ આપી તથા સવાસો ઉપવીત દીધાં એવી રીતે પુન્ય કરવાથી કાળા પડદા શ્વેત થયા. કાળી ગાયો ધોળી થઇ અને કાળા તક્ષ પણ ધોળા થયા. એ પ્રમાણે પ્રત્યક્ષ દાખલા મળવાથી જન્મેજે રાજા આનંદ પામીને પુર્ણ શ્રદ્ધાથી કથા શ્રવણ કરવા બેઠો.



## વિશ્રામ ૧ લો

શાન્તી પર્વ પુરણ હતું, સુણો મુકી ગર્વ;
વ્યાસ વલ્લભ વાણી વદે અશ્વમેધનું પર્વ

શાન્તી પર્વ સમાપ્ત.

# અશ્વમેઘ પર્વ. ૧૪



વૈશમપાય રૂષિ જન્મેજે રાજાને કહે છે કે હે ધરમીષ્ટ રાજન મેં તને તેર પર્વની કથા શ્રવણ કરાવી અને હવે બાકી રહેલાં પાંચ પરવની કથા જયમુનીના મુખથી શ્રવણ કરજે, કારણ કે એક જગ્યાએ એકના મુખથી પુરણ ભારથની કથા કહેવાય તો કાં શ્રોતાને અગર કાં વકતાને બેમાંથી એકને વીકટ વીઘ્ન થાય છે. માટે હે રાજા તું છમાસ પછી જયમુનીના મુખથી કથા શ્રવણ કરજે, એમ કહીને વઇશમપાય રૂષિ વીદાય થયા. એમ કરતાં કરતાં છ માસ વિતી ગયા એટલે જયમુની જનમેજયરાજાની પાસે પધાર્યા. તવ જન્મેજય રાજા ચર્ણે લાગીને કહેવા લાગ્યો કે પધારો રૂષિ મહારાજા ત્યારે જયમુનીએ જન્મેજય રાજાની દીનતા જોઇ ખુશી થઇને આશીરવાદ આપ્યો. પછી જન્મેજે રાજા જયમુનીને વીનંતી કરે છે કે હે મહારાજા! વઇશમપાય રૂષિએ તેર પરવની કથા કહી સંભળાવ્યા પછી પાંચ પરવની કથા આપના મુખથી મને શાંભળવાની કહી છે, માટે હે કૃપાનીધી મ્હારી બ્રહ્મહત્યા દુર થાય તેવી રીતે કથા શ્રવણ કરાવો. એવું સાંભળી જયમુની પદમાસન વાળીને જન્મેજય રાજાને કથા શ્રવણ કરાવવા બેઠા. એટલે જનમેજય પણ આસન વાળી રૂષિના સામો પુરણ શ્રદ્ધાથી કથા શ્રવણ કરવા બેઠો. તવ જયમુનીએ જન્મેજયને કહ્યું, હે રાજન ત્હારે કથામાં સત્ય અને નીતી તે સીવાય કંઇ જોવું નહિ, જે માણુસ બીજા વીશયમાં વૃત્તિ રાખીને કથા શ્રવણ કરે છે તે જનનું પુન્ય ધોવાઇ જઇને ઉલટું પાપ થાય છે. દાખલા તરીકે જેમ કે જે રાગ વીશયમાં અગર હાસ્ય વીશયમાં વૃત્તિ રાખીને કથા શ્રવણ કરે છે તે પ્રભુના પદને પામ્યા સીવાય ઉલટો મૃગનો દેહ પામે છે. વળી તેમાં જેને હાસ્ય વિશય વધારે વ્હાલો હોય તે ભવાયો થઇને અવતરે છે. જે માણુસ કામ વૃત્તિ રાખે છે તે વાન્નરનો દેહ પામે છે. માટે હે ધરમીષ્ટ પરીક્ષત તન ત્હારૂં ચીત્ત હરી ચરચામાં રાખીને કથા શ્રવણ કરજે જેથી કરીને ત્હારા પાપનો નાશ થાય. હવે વ્યાસજી મહારાજ વલ્લભરામ શ્રોતાને કહે છે કે આ ગ્રંથ છપાઇ ગયો છે માટે હું તમને ટુંકામાં કહી સંભળાવું તે પુરણ શ્રદ્ધાથી શ્રવણ કરો. આ અશ્વમેઘની કથા ત્રણ કવીયોની

રચેલી છે તેથી હું તમને સક્ષેપથી કહુ તેમાં કોઈ સંદેહ ધરશો નહિ. પાન્ડવો ગાદીએ બેઠા ત્યાં સુધી કથા સારી રીતે કહી સંભળાવી છે પણ આ અશ્વમેધ બહાર પડયો છે તેથી તે વિષે વિશેષ વીવેચન કરૂં તે વૃથા છે. હવે હસ્તીનાપુરની ગાદિએ પાન્ડવો નીતી પુર્વક રાજ્ય ચલાવી અવીનાશી પરમાત્માનું સ્મરણ કર્યા કરે છે. એવામાં વેદ વ્યાસજી મહારાજા ત્યાં પધાર્યા. તવ પાન્ડવોએ પ્રેમવડે ચર્ણે પડીને આસન આપ્યું. ત્યાર પછી ધરમરાજા વેદ વ્યાસજીના ચર્ણ ચાંપવા બેઠા. ચરણ ચાંપતાં ચાંપતાં યુધિષ્ટિરે વ્યાસજીને પુછયું કે હે મહારાજા અમે રાજ્ય પાટ માટે અમારૂં કુળ નીકંદન કર્યું છે તેથી પાપ બેઠાની મારા મનમાં ઘણીજ દીલગીરી રહે છે. એવું સાંભળી વ્યાસજી બોલ્યા, અરે યુધિષ્ઠિર તેં તારો ક્ષત્રી ધરમ બજાવ્યો તેમાં પાપ શાનું ! પણ લૌકીક અપવાદ બેઠો માટે એનો કીંચીત દોશ છે. એ પ્રમાણે વ્યાસજીના મુખથી દોશ સાંભળી ધરમરાજા અતીશય ચીંતાતુર થયા, તેથી પુછવા લાગ્યા કે અરે મહારાજા તેટલો દોશ પણ નીવારણ થાય તેવું કાંઈ બતાવો, એટલે વેદ વ્યાસજી બોલ્યા, જે પ્રમાણે રામચંદ્રજીએ યજ્ઞ કર્યો હતો તે પ્રમાણે તમે પણ કરો, તે અશ્વમેધ યજ્ઞ કરવાથી તમારા ઉપર બેઠેલો જગતનો અપવાદ દુર થશે અને જય જયકાર વરતાશે. એ પ્રમાણે સાંભળી ધરમરાજા વ્યાસજીને પુછવા લાગ્યા, હે મહારાજ એવો મ્હોટો યજ્ઞ દ્રવ્ય વીના કેવી રીતે થઈ શકશે ! વળી અમ છ માસથી ગાદીએ બેઠા છીએ પણ હજુ સુધિ ધન સંચીત કર્યું નથી. અને પહેલું ધન જે દુર્યોધનનું સચીત કરેલું હતું તે ધન અમને અધરમનું જણાયું તેથી લુંટાવી દીધું છે, માટે અમે નીરધન પ્રાણી કેમ કરીએ ! એવું સાંભળી વ્યાસજી બોલ્યા. અરે ધર્મરાજા જે હું તને કહી બતાવું તે તું ધીરજ રાખીને શ્રવણ કર. પહેલાં મરીયુત નામના રાજાએ મ્હોટો યજ્ઞ કર્યો હતો તે વખતે તેણે બ્રાહ્મણોને પુષ્કળ સુવર્ણનું દાન આપ્યું હતું. હવે તે સુવર્ણ બ્રાહ્મણોએ ડુંગરોમાં દાટયું છે, માટે તમે તે ધન લાવીને તમારો યજ્ઞ પુર્ણ કરો. તવ ધર્મરાજાએ કહ્યું અરે મહારાજ શ્રી કૃષ્ણાર્પણ થયેલું ધન મારાથી કેમ કરીને લેવાય ? ત્યારે વ્યાસજીએ સમજાવિને કહ્યું, ધરણનો તું ધણી છે માટે તે ધન લાવતાં તને બીલકુલ દોશ નથી, પછી તે ધન લાવીને યજ્ઞ આરંભશો તો જગતમાં જય જયકાર થઇ રહેશે. એવું સાંભળી ધર્મરાજા કહે વારૂ મહારાજા. હવે એ શીવાય બીજાં શાં શાં કાર્ય કરવાં તે કૃપા કરીને કહી બતાવો. એટલે વેદ વ્યાસજી બોલ્યા અરે યુધિષ્ટિર રાજા ત્હારે પહેલ વ્હેલા વરૂણ માટે વીસ હજાર બ્રાહ્મ-

ણોને તેડી લાવવા પડશે. પછી તે સવળાના સાઠ દિવસ સુધી વરૂણ કરવા જોઇએ. અને વળી તેવામાં પોતાનો જીવ આનંદમાં રાખીને સૌને ઇચ્છા ભોજન દેવું. જ્યારે યજ્ઞની પુર્ણાહુતી થાય ત્યારે સર્વે બ્રાહ્મણોને ગાયો, રથ. બબે જોડી વસ્ત્ર શણગાર અને વિસ મણ સુવર્ણ એકેક ખોબો મોતી વિગેરે પ્રેમવડે કરીને દેવું વળી વ્યાસજી કહે છે કે હે ધર્મરાજા ત્હારે તથા દ્રૌપતીને ધારા વૃત કરવું, એટલે કે તમારે બંન્નેને એક પથારીએ વચમાં ખડગ મુકીને સુવું. વળી ત્હારે તથા દ્રૌપતીએ એકજ અન્ન ખાવું, તે સીવાય બીજો કાંઇ પણ પદાર્થ ખાવો નહી. ત્યાર કેડે યજ્ઞને માટે પાંચ કલ્યાણી અશ્વ લાવવો જોઇએ. પછી તે અશ્વને ખવરાવી પીવરાવીને દેવ જેવો જાણીને પુજન કરવું. હવે હે યુધિષ્ટિર તે ઘોડાના હું ચીન્હ બતાવું તે તું શ્રવણ કર. તે ઘોડાને પીળું પુછડું કાળા કાન સ્વેત કાયા તથા લીલા રંગના ચરણ આ પ્રમાણે નીશાનીવાળા ઘોડા લાવીને થોડા દીવસ તમારા ઘેર રાખો. પછી તે ઘોડાને ચૈતર સુધી પુરણામીએ આનંદભેર છોડી મુકવો. તેમાં તે ઘોડાના લેલાટે કનકના પતરામાં એવું લખવું કે જે આ ક્ષત્રી પુત્ર હશે તેજ આ ઘોડાને બાંધશે, એટલું લખીને ઘોડાને છોડી મુકવો. કે જ્યાં તેની ખુશી આવે ત્યાં ચાલ્યો જાય, વળી તેની પાછળ ચોકીવાસ્ને સૈન્ય સહીત બાણાવળી યોદ્ધાઓએ જવું જોઇએ. જતાં જતાં રસ્તામાં જ્યાં પંચકલ્યાણી ઘોડો લાદ કરે. ત્યાં ધરમશાળા અગરવીશરામ કરવો અને જ્યાં લઘુશંકા કરે ત્યાં કુવો અગર વાવ કરાવવી. વળી જો અશ્વને જે ક્ષત્રીનંદન બંધન કરે તો તેનો પરાજય કરીને ઘોડો લેઇ આગળ ચાલવું. એ પ્રમાણે ત્રણસેં સાઠ દીવસ ઘોડાની પાછળ ફરવું. એવું સાંભળી ધર્મ રાજાએ વેદ વ્યાસજીને કહ્યું, હે મહારાજ એવો ઘોડો અમે કયાંથી લાવીશું ? તવ વેદ વ્યાસજી બોલ્યા કે ઉત્તર દીશમાં ભદ્રાવતી નગરિ છે, તેમાં યુમનાશ્વ રાજાના ત્યાં પંચકલ્યાણી ઘોડો છે. માટે તે રાજાની સાથે યુદ્ધ કરીને ઘોડાને તમારા ઘેર લાવો. પણ તે ઘોડાને એવી યુક્તિથી લાવજો કે તે રાજાનો પુત્ર આઠે દીવસે રવીવારે પંચકલ્યાણી ઘોડાને દસ હજાર ક્ષોણી લસકર સાથે ક્ષીપ્રા નદીમાં નવરાવા સારૂ લાવે છે, તેથી તે વખતે સામા યુદ્ધ કરીને તે ઘોડાને લાવજો. એમ કહી વેદ વ્યાસજી અંતર્ધ્યાન થઇ ગયા. પછી ધર્મરાજાએ પોતાના ભાઇઓને બોલાવીને કહ્યું કે આપણે અશ્વમેઘ કરવો પડશે, કારણ કે વેદ વ્યાસજી મને કહી ગયા છે. એવામાં ત્યાં હેડંબા વનમાંથી ગટોરગચ્છનો પુત્ર મેઘવરણ આવ્યો અને કરણ રાજાનો નંદન વર્ષકેતુ તો ( હસ્તીનાપુરમાં ) ધરમરાજાના ત્યાં રહે

છે. તે સઘળા ધરમરાજાની પાસે આવીને બેઠા. તવ યુધિષ્ટિરે ભીમસેનને કહ્યું કે હે વ્હાલા વિરા તમે દ્વારીકામાંથી કૃષ્ણજીને તેડી લાવશો તો સર્વ વાતનો ખુલાસો થશે. એવું સાંભળતાંજ વ્રકોદર ધરમરાજાની આજ્ઞા લેઈ દ્વારીકાં તરફ ચાલ્યો. પછી ત્યાં જઇને વ્રકોદરે કૃષ્ણ પ્રભુને હસ્તીનાપુર આવવાનું કહ્યું, એટલે દયાળુ હરી તુરત ભીમસેનની સાથે હસ્તીનાપુર આવ્યા. તવ ધરમરાજા વિગેરે પ્રભુને જોઈ ઘણોજ આનંદ પામ્યા. તે પછી યુધિષ્ઠિરે કહ્યું કે અરે ભાઇઓ આપણામાંથી ઘોડો લેવા માટે કોણ જશે? એટલે ભીમસેને કરગરીને કહ્યું. મ્હોટા ભાઇ હું ઘણી ખુશીથી તે કાર્ય કરીશ. એવું સાંભળી મેઘવરણ તથા વર્ષકેતુ બોલી ઉઠયા કે અમે પણ ઘોડો લેવા માટે જઇશું. ત્યારે ધરમરાજાએ ત્રણે જણને ઘોડો લેવા જવાની આજ્ઞા આપી. તવ ત્રણે જણા એક માસે ભદ્રાવતી નગરીએ પહોંચ્યા. ત્યાં નગરીની પાસે એક ગીરી ગુફામાં ઉતર્યા. પછી મેઘવરણ ભીમસેનને કહેવા લાગ્યો, હે દાદા મને આજ્ઞા આપો તો હું તે ઘોડાની તપાસ કરી આવું. એવું સાંભળી ભીમે મેઘવરણને ઘોડાની તપાસ કરવા માટે મોકલ્યો, તવ ગટોરગચ્છનો નંદન ભદ્રાવતી નગરીમાં ઘોડો શોધવા માટે ગયો. તો યમુનાશ્વ રાજાના ત્યાં ઘોડાને ઉભેલો જોયો. એ પ્રમાણે તપાસ કરીને મેઘવરણ પાછો ભીમસેનની પાસે ગીરીની ગફામાં આવ્યો. ત્યાર પછી વ્રકોદરને કહેવા લાગ્યો કે યુમનાશ્વરાજાનો પુત્ર સુવેધ રવિવારે ઘોડાને નવરાવવા માટે દસ હજાર ક્ષોણી લસ્કર સાથે ક્ષીપ્રા નદીએ આવશે. એવું સાંભળી ભીમસેન તથા વર્ષકેતુ ખુશી થયા, ત્યાર પછી રવીવારે સુવેધ દશહજાર ક્ષોણી લસ્કર સાથે ઘોડાને નવરાવવા માટે ક્ષીપ્રા નદીએ આવ્યો. એટલે મેઘવર્ણ ઘોડો લાવવાની વ્રકોદરની પાસે આજ્ઞા માગી. તવ વ્રકોદરે મેઘવરણને કહ્યું કે બેટા સાચવીને કાર્ય કરજે, એમ કહી તેને આજ્ઞા આપી. એટલે મેઘવરણ વાવંટોળ કરીને ઘોડાની પાસે પડયો. પછી પોતે ઘોડાને ઉંચકીને ભીમસેનની પાસે લાવીને મુકયો. હવે વાવંટોળ મટયા પછી સઘળાઓએ ઘોડાનુ હરણ થયેલું જોયું તેથી સુવેધે શેવકોને ઘોડાની તપાસ માટે નગ્રીની આસપાસ મોકલી દીધી. એ પ્રમાણે શોધ કરતાં કરતાં એક બે શેવકોએ ઘોડાને ભીમસેનની પાસે ઉભેલો જોયો. તેથી તેઓએ દોડતા જઇને સુવેધના પીતાને ખબર આપી કે ઘોડો ગીરીની ગફામાં છે. એવું સાંભળી યમાનાશ્વ રાજા યુદ્ધ કરવા માટે પોતાની દશ હજાર ક્ષોણી સેન્યા તથા સુવેધ પુત્ર સહવર્તમાન ડુંગરની ગુફા પાસે આવીને ઉભો. એટલે વ્રકોદર, મેઘવરણ તથા વર્ષકેતું ત્રણે જણા યમુનાશ્વરા-

જાની સાથે યુદ્ધ કરવા સામા ઉભા. તેમાં યુમનાશ્વની સામો વર્ષકેતુ ઉભો. સુવેધની સામા ભીમસેન ઉભો અને મેઘવરણ સઘળી સેન્યાના સામો ઉભો. એ પ્રમાણે તૈયાર થઇને સઘળા સામા -સામી યુદ્ધ કરવા ટુટી પડયા. વર્ષકેતુ તથા યુમનાશ્વ અગણીતા મંત્ર ભણીને બાણ મારે છે, એવામાં મેઘવરણે યુમનાશ્વના ચાળીસ હજાર યોદ્ધાઓને ઠેર મારી નાંખ્યા, એ પ્રમાણે યુદ્ધ કરતાં કરતાં છેવટ વર્ષકેતુએ મોહાસ્ત્રનો મંત્ર ભણીને એક બાણ યુમનાશ્વની છાતીમાં માર્યું તેથી રાજાનો પ્રાણ ઉંચો ચડયો અને ચકરી ખાઇ પૃથ્વી પર પડયો. એ પ્રમાણે બનવાથી વર્ષકેતુ ભયભીત થઇને વીચાર કહેવા લાગ્યો કે ધરમજાએ એવું કહ્યું હતું કે રાજાને જીવતો રાખીને ઘોડા લાવજો. માટે જો રાજા મરણ પામ્યો હશે તો આ ઘોડા કામમાં લાગશે નહી એમ ધારી પોતે રાજાને જોવા માટે ચાલ્યો, એવામાં રાજાને પૃથ્વી પર પડેલો. જોઇ સૌ સેન્યાએ યુદ્ધ કરવું બંધ રાખ્યું. પછી તે વાર્તા ગામમાં પહોંચી એટલે રાજાની માતા જડદંબા નામની હતી તે યુમનાશ્વની મદદે જવા માટે ચાલી, હવે યુમનાશ્વની મુરછા વળવાથી પોતે ઉભો થઇને ભીમસેનને પુછવા લાગ્યો કે તમે કોણ છો ! ત્યારે વ્રકોદર બોલ્યો, પાન્ડવોમાં હું ભીમસેન છું અને મ્હારા ત્યાં યજ્ઞ છે. માટે અમે ઘોડા લેવા વાસ્તે આવ્યા છીએ. એવું સાંભળી યુમનાશ્વ ઘણો ખુશી થઇને કહેવા લાગ્યો, બહુ સારૂ, ચાલો હું પણ ઘોડા લઇને આપની સાથે પ્રભુનાં દર્શન કરવા માટે આવું એમ કહી રાજાએ ભીમસેન વીગેરેને પરોણાગતે નગ્રમાં લીધા. એ પ્રમાણે સઘળા ચાલ્યા જાય છે. એવામાં જડદંબા સામી મળી. તવ યુમનાશ્વે પગે લાગીને પુછ્યું. હે માતા કયાં પધારો છો ? ત્યારે જડદંબા બોલી યુદ્ધમાં તારો પરાજ્ય સાંભળી હું ત્હારી મદદે આવું છું. એવું સાંભળી યુમશ્વેન કહ્યું, અરે માતા હવે પાછા વળો અને હસ્તીનાપુર શ્રી કૃષ્ણ ભગવાનનાં દર્શન કરવા માટે ચાલો. તવ જડદંબા બોલાં, એ કાળીયા કપટીના દર્શન કરવા હું કદી આવવાની નથી. તેણે તો મ્હારા ભાણેજ સકટાસુરને માર્યો હતો, તેથી હું તેના ઉપર ગુસ્સે છું. એવું સાંભળી યુમનાશ્વે વીચાર્યું કે મ્હારી માતામાં રાક્ષસ ગુણ છે, માટે તેને સમજાવીને પ્રભુ પાસે લેઇ જાઉં તો શુદ્ધ બુદ્ધી થશે. એમ ધારી રાજા બોલ્યો. અરે માતાજી જો તમે મ્હારી સાથે હસ્તીનાપુર આવો તો આપણે છળ કરીને પ્રભુને હણીશું તવ જડદંબા રાજી થઈને કહેવા લાગી. ચાલ દીકરા તારી જોડે આવું છું એ પ્રમાણે વીચાર કરતાં કરતાં સઘળાં જમી કરીને પરવાર્યા, ત્યાર પછી

તમામ લોકો વાજતે ગાજતે ઘોડો લેઇને હસ્તીનાપુર ભણી વળ્યા. એ પ્રમાણે ચાલ્યા ચાલ્યા હસ્તીનાપુરમાં ગયા. ત્યાં જઇને ભીમસેને પંચ કલ્યાણી ઘોડો સોંપી દીધો. અને યુમનાશ્વે પોતાની માતાને કૃષ્ણ પ્રભુને ચરણે લગાડી એટલે પ્રભુએ તેના મસ્તક ઉપર હાથ મુકયો, તેથી રાણીની બુદ્ધિ શુદ્ધિ થઇ ગઇ. પછી જડદંબા પ્રભુને કરગરીને કહેવા લાગી. હે મહારાજ મ્હારી ભુલ ચુક માફ કરજો. એ પ્રમાણે બનવાથી સઘળા લોકો ખુશી થયા, હવે ધર્મરાજા સઘળાની આસના વાસના પુરણ પ્રેમથી કરાવે છે. એવામાં શ્રી કૃષ્ણજી બોલ્યા. અરે ધર્મરાજા મને અત્યારે દ્વારીકામાં જવા દો અને ચૈતર માસ આવે એટલે ભીમસેનને બોલવા મોકલજો. એમ કહીને પોતે દ્વારીકાં પધાર્યા. એવે થોડા દીવસ ગયા પછી ચૈતર માસ આવ્યો એટલે ધર્મરાજાએ ભીમસેનને દ્વારીકાં મોકલ્યો, તવ ભીમસેને પ્રભુને કહ્યું કે આપ સહ કુટુંબ પધારો. એટલે દયાળુ હરી ઉગ્રસેન અને વાસુદેવ આ બન્ને વૃદ્ધને નગરી સોંપી પોતે પોતાની નારીયો તથા પુત્ર પરીવાર સુદ્ધાં હસ્તીનાપુર જવા નીકળ્યા. જતાં જતાં રસ્તામાં જુમનાજી નદી આવ્યાં, ત્યાં જસોદા તથા ગોપ ગોપીયો પણ મળી. એટલે પ્રભુ સર્વેને કહેવા લાગ્યા કે હસ્તીનાપુરમાં પાન્ડવોના ત્યાં યજ્ઞ છે. માટે તમે સઘળાં ચાલો. તવ પ્રભુની આજ્ઞાથી તમામ લોકો તૈયાર થઇ હસ્તીનાપુર તરફ ગયાં. પછી પ્રભુ સઘળા માણસો સાથે હસ્તીનાપુરમાં પધાર્યા એટલે પાન્ડવોને અતીશય આનંદ થયો. એમ કરતાં કરતાં એક દિવસ સઘળી નારીયોને ઘોડો પુજવાની ઇચ્છા થઇ તેથી દ્રૌપતી, સુભદ્રા તથા સઘળી સ્ત્રીયો ધર્મરાજાની આજ્ઞા મંગાવીને ઘરના ચોકમાં ઘોડાનું પુજન કરવા ચાલી. એવામાં અનુસાલ્લવ નામનો માયાવિ અસુર વા વંટોળ કરીને ચોકમાં પડયો. પછી ઘોડાને ઉંચકીને નગ્રની બહાર જઇને ઉભો રહયો, હવે થોડા વખત પછી વા વંટોળ નાશ થયો એટલે સઘળી સ્ત્રીયોએ ઘોડાને જોયો નહી. તેથી તેઓએ એકા એક બુમાટો કર્યો કે ઘોડાનું એકદમ હર્ણ થયું છે. તવ પાન્ડવો શોકાતુર થઇને પ્રભુને પુછવા લાગ્યા, હે મહારાજા હવે કેમ કરીશું ત્યારે દયાળુ હરી બોલ્યા, રહદાલ્લવના ભાઇએ મ્હારા માટે ઘોડાને ચોર્યો છે. તેથી તમે ચીન્તા કરશો નહી, હમણાં હું મંગાવિ આપું છું. એમ કહી હરીએ એક બીડું બનાવી સઘળાને કહયું કે જે સુરો હોય તે આ બીડું લેઇને યુદ્ધ કરવા જાય. તવ પદુમાને તે બીડું ઝડપી લીધું પછી પદુમાન પોતાના યાદવોને સાથે લેઇ યુદ્ધે ચઢયો, તો અનુસાલ્વ ઘોડો પકડીને નગ્રની બાહાર ઉભો છે. વળી અનુસાલ્લવની સાથે

થાદ હજાર અસુરો યુદ્ધ કરવા માટે આવ્યા છે. તેની સામો પ્રદ્યુમાન યુદ્ધ કરવા સારૂ ઉભો રહયો. એટલે અનુસાલ્લવ પણ પોતાનાં આયુધ ગ્રહણ કરીને પ્રદ્યુમાનના સામો ઉભો રહયો. બંને જણા સામા સામી યુદ્ધ કરવા તુટી પડયા. એમ યુદ્ધ કરતાં કરતાં અનુસાલ્લવે પ્રદ્યુમાનના રદયમાં પવનાસ્તર બાણ માર્યું, તેથી પ્રદ્યુમાન ઉછળીને રાજ્યસભામાં પ્રભુની પાસે પડયો. તવ શ્રી હરીએ પ્રદ્યુમાનાનને લાત મારીને કહયું ધીક્કાર છે તને પછી ભીમસેન તથા વર્ષકેતુ ધર્મ રાજાની આજ્ઞા લેઇને યુદ્ધ કરવા માટે ગયા. હવે અનુસાલ્લવ તથા વ્રકોદર બેઉ જણા યુદ્ધ કરે છે એવામાં અનુસાલ્લવે ભીમસેનને વાયુ મંત્રથી રાજ્ય સભામાં ફેંકી દીધો, એવુ, જોઇને પ્રભુ કોપાયમાન થઇને અનુસાલ્લવ સામા યુદ્ધ કરવા માટે પધાર્યા. હવે બંન્ને જણા લડે છે એવામાં અનુસાલ્લવે યુક્તિ કરીને પ્રભુને રાજ્ય સભામાં ફેંકી દીધા. તેથી રૂક્ષમણીજી આવીને કહેવા લાગ્યાં, હે પતી તમે કેમ હાર પામ્યા ! એ પ્રમાણે લીલા કરવા લાગ્યાં,હવે અનુસાલ્લવની સામે એકલો વર્ષકેતુ યુદ્ધ કર્યા કરે છે. છેવટ કર્ણ પુત્રે શીવનું બાણ લેઇને અનુસાલ્લવના માયાવી રાક્ષસો ઉપર ફેંકયું. એટલે એક અનુસાલ્લવ વિના સઘળા અસુરો લોપ થઇ ગયા. એવું જોઇને અનુસાલ્લવ ભય પામવા લાગ્યો. એવામાં વર્ષકેતુએ નાગપાસ બાણ મારી અનુસાલ્લવને બંધન કરી લીધો. તવ અનુસાલ્લવ કરગરી પડયો કે હે મહારાજા હવે મને જવાદો, પણ કરણ પુત્રે ગુસ્સે થઇને તેની ચોટલી પોતાના હાથમાં પકડીને અનુસાલ્લવને રાજ્ય સભામાં લાવ્યો. તવ ધર્મરાજા વિગેરે ઘણા ખુશી થઇને વર્ષકેતુને આશીર્વાદ આપવા લાગ્યા. અનુસાલ્લવ પ્રભુને પગે લાગીને બોલ્યો, હે મહારાજા મ્હારી મ્હોટી ભુલ થઇ છે માટે માફ કરો. તવ શ્રીહરીએ અનુસાલ્લવના હાથ છોડી નાંખ્યા. પછી દયાળુએ પાન્ડવોને કહ્યું કે આ વર્ષકેતુને પણ તમે તમારા છઠા ભાઇ જેવો જાણજો. તવ ધર્મરાજા બોલ્યા, બહુ સારૂ મહારાજ આપનું વચન મારા મુસ્તકે ચઢાવું છું. એટલે વર્ષકેતુએ પંચકલ્યાણી ઘોડો ધર્મરાજાને સોંપી દીધો. તવ યુધિષ્ઠિર કહે શાબાશ છે બેટા તને ધન્ય છે. એ પ્રમાણે સઘળા આનંદથી રહ્યા છે. એવામાં પ્રભુએ ભીમસેનને વીસ હજાર બ્રાહ્મણોને તેડી લાવવાની આજ્ઞા આપી. તવ ભીમસેન જઇને વીસ હજાર બ્રાહ્મણો તેડી લાવ્યો. ધર્મરાજાએ બ્રાહ્મણો માટે મઠ બંધાવ્યા હતા તેથી બ્રાહ્મણોને તેમાં ઉતાર્યા, એમ કરતાં કરતાં ચૈતર સુદી પુરણીમાનો દીવસ આવ્યો. ત્યારે તે દીવસે ધર્મરાજાએ પ્રેમવડે બ્રાહ્મણોનું પુજન કરીને વરૂણ કર્યાં, એટલે બ્રાહ્મણોએ ગણીત પ્રમાણે કુંન્ડ રચ્યો. વળી યુધિ-

ફિરે બ્રાહ્મણોને કનકના આસને બેસાડયા. એ પ્રમાણે યજ્ઞનો આરંભ કર્યો પછી પંચકલ્યાણી ઘોડાને બહાર કાઢીને પ્રેમવડે પુજન કર્યું. પછી તેના લલાટે કનકનું પત્ર તાણી બાંધ્યું. તે પતરામાં એમ લખ્યું કે જે ક્ષત્રીનો પુત્ર હોય તે આ ઘોડાને બાંધે એ પ્રમાણે લખીને રેશમી દોરાથી પંચકલ્યાણીને તાણી બાંધ્યું પછી પ્રભુએ પંચકલ્યાણીને છુટો મુકીદેવાની આજ્ઞા આપી. પછી તેની પાછળ અરજુન, યુમનાશ્વ, વર્ષકેતુ તથા સુવેધ વીગેરે જબરા યોદ્ધા દસ ક્ષોણી સૈન્યા સાથે રક્ષણ કરવા સારૂ ચાલ્યા. હવે પંચકલ્યાણી ઘોડો ચાલ્યો ચાલ્યો નર્મદા કીનારે માહેશ્વરી નગરી તરફ ગયો. હવે તે નગરીમાં નીલધ્વજ નામનો રાજા રાજ્ય કરે છે, વળી તે રાજાને પાંચ પુત્ર છે તેમાંથી એક પરવીર પુત્ર એક હજાર સ્ત્રીયોને લેઇને નગ્રની બહાર બાગમાં કીડા કરવા માટે ગયો છે. હવે તે બાગને વિષે પંચકલ્યાણી ઘોડો ફરતો ફરતો આવ્યો, તેથી એક સ્ત્રીયે તેને પકડીને પોતાના પરવીર પતીને સોંપી દીધો. હવે તે વાર્તા અરજુને જાણી તેથી બાગ આગળ આવીને ધનંજયે ધનુશનો ટંકાર કરયો. તવ પરવીર સામો આવીને ઉભો. એ પ્રમાણે પરવીર તથા અર્જુનજી સામા સામી યુદ્ધ કરવા ટુટી પડયા. એવામાં પરવીરે બાણ મારી દશ હજાર યોદ્ધાનો ઘાણ વાણી નાંખ્યો, તેથી પારથે ક્રોધ કરીને પરવીરનું શીશ છેદી નાંખ્યું. તવ સર્વ નારીયો બુમ પાડીને ઘોડાને લઈ નગ્રમાં નાસી ગઇ. હવે નિલધ્વજે પોતાના પુત્રનું મરણ સાંભળીને પોતાના જમાત્ર અગ્ની દેવને તેડાવ્યા. પહેલાં રાજાને સ્વાહા નામની દિકરી હતી, તે દીકરીએ અગ્નીને પરણવા માટે અગ્ની દેવનું તપ કર્યું. તેથી સાત દીવસે અગ્ની દેવ આવીને વિપ્ર સ્વરૂપે તે કન્યાને પોતાના ઘેર તેડી ગયા. થોડા વખત પછી નીલધ્વજે અગ્નીને પુછયું કે તમે બ્રાહ્મણના સ્વરૂપે કોણ છો ? ત્યારે અગ્ની દેવે કહ્યું, આખું જગત જેની શેવા કરયા કરે છે તેજ હું અગ્ની દેવ છું. એવું સાંભળી નિલધ્વજે કહ્યું. હું શાથી જાણું કે તમે અગ્ની છો. તવ અગ્નીએ ફુંક મારીને રાજાના પ્રધાનની દાઢી મુછ બાળી. એવામાં રાજાની વૃદ્ધ ડોશીએ અગ્ની દેવને કહ્યું કે તને દાઢી મુછ જાદુથી બાળી છે માટે હું તમને માનતી નથી જો બરોબર પારખું બતાવો તો હું તમને પગે પડું. તવ અગ્નીદેવે કહયું, ચાલો તમારા ગેર આવીને તમને બરોબર પારખું બતાવું. એમ કહી અગ્નીદેવે જવાળા પ્રગટ કરિને ડોશીનું સઘળું ઘર તથા રાચ રચીલું વીગેરે તમામ બાળીને ભસ્મ કર્યું. એટલે ડોશીએ કરગરીને કહ્યું, હે અગ્નીદેવ હવે ક્ષમા કરો, હું તમને મ્હારી પુત્રી પરણાવી દેઉછું. તવ અગ્નીદેવે બ્રાહ્મણનું

સ્વરૂપ ધારણ કર્યું એટલે રાજાએ રાજી થઇને વીધી પ્રમાણે કન્યાદાન દીધું. પછી અગ્નીદેવે કહયું, હે નીલધ્વજ જે જોઇએ તે માગી લ્યો. તવ નીલધ્વજે કહ્યું, હે કૃપાનીધી મને હરી દર્શન થાય ત્યાં સુધી મ્હારા ગેર રહો. તેથી અગ્ની નીલધ્વજ રાજાના ત્યાં રહયો છે, એટલા માટે નીલધ્વજે અગ્નીને આજ્ઞા આપી કે તમે શત્રુની સામે યુદ્ધ કરો. તવ અગ્ની કોપાયમાન થઈને જવાળા રૂપે પાન્ડવમાં પડયો. તેથી અગ્નીથી આખું સૈન્ય બળવા લાગ્યું. એ પ્રમાણે સૈન્યનું દુઃખ જોઇને અર્જુનજીએ મેઘાસ્ત્ર બાણ મારયાં, તેથી મેઘની ધારા અગ્નીમાં પડવાથી અગ્નીની બમણી જવાળા ઉત્પન્ન થઇ. તવ અરજુનજીએ થાકીને પ્રભુને યાદ કરયા, એટલે શ્રીહરી ભકતની વ્હારે ધાયા, દયાળુ પ્રભુએ અરજુનને કહ્યું કે તમે નારાયણાસ્ત્ર બાણ મારો, એટલે અરજુનજીએ તે બાણ મારયું તેથી અગ્ની બળવા લાગ્યો, પછી છેવટ અગ્નીદેવ આવીને અરજુનજીને નમી પડયો પછી પોતે પ્રભુની સ્તુતી કરવા લાગ્યો કે હે નાથ આપે મારૂં અજીરણ દુર કરયું હતું હે ત્રીલોકના નાથ મ્હારા ઉપર કૃપા કરીને જરા થોભો એમ કહીને અગ્ની દેવ નીલધ્વજ રાજાની પાસે આવ્યા, પછી નીલધ્વજને કહ્યું કે કૃષ્ણજી પધારયા છે, માટે દર્શનાર્થે ચાલો. તવ નીલધ્વજ રાજા ખુશી થઇને કૃષ્ણ પ્રભુની પાસે જવા નીકળ્યો. એ પ્રમાણે અગ્ની તથા નીલધ્વજ પ્રભુને નમી પડયા પછી અગ્ની નીલધ્વજ પ્રત્યે બોલ્યો, હવે મને મહારા ધામમાં જવાની આજ્ઞા આપો તવ નીલધ્વજે કહ્યું, બહુ સારૂ ખુશીથી પધારો. એટલે અગ્ની દેવ પોતાના ધામમાં જતી વખતે રાજાને કહ્યું કે તમે ઘોડાને સોંપી દેજો. તેથી નીલધ્વજ રાજા ઘોડો લેવા માટે પોતાના ઘેર ગયો. રાજાએ ઘેર આવીને પોતાની રાણીને સઘળી હકીકત કહિ સંભળાવી. ત્યારે રાણી ગુસ્સે થઇને બોલી કે જો ઘોડાને આપશો તો હું ફાંસો ખાઇને મરી જઇશ. એમ કહી રાણીએ પોતાના ચાર પુત્રોને બોલાવીને કહ્યું, હે દીકરા તમે ક્ષત્રી હોઓ તો શત્રુનો પરાજય કરો. તવ નીલધ્વજના ચારે પુત્રો હથીયાર ધારણ કરીને અરજુનજીના સામા આવીને ઉભા. પછી અરજુનજી ધનુશ બાણ ધારણ કરીને યુદ્ધ કરવા લાગ્યા. એવામાં કરણ પુત્ર વર્ષકેતુએ કાળજ્વર બાણથી ચાર પુત્રોનાં શીશ છેદી નાંખ્યાં. તે વારતા નીલધ્વજને પહોંચવાથી પોતે અરજુન સામુ યુદ્ધ કરવા માટે ચઢયો નીલધ્વજે પાન્ડવના સૈન્યમાં હથરાણ વાળી નાંખ્યું. અરજુનજી બાણ મારી મારીને થાકયો પણ નીલધ્વજ બીલકુલ પાછો પડતો નથી. છેવટ અરજુનજીએ પ્રભુને પુછયું કે હે મહારાજ હવે શું કરવું. ત્યારે દયાળુ હરીએ કહયું, તમે પવનાસ્ત્ર બાણથી તેને ઉરાડી

દો. એટલે અરજુનજીએ પવનાસ્ત્ર બાણ મારી નીલધ્વજને અગ્ની દેવ પાસે ઉરાડી દીધો. ત્યારે અગ્ની દેવે નીલધ્વજને ઉઠાડીને પુછયું, કે તમને કોણે ઉરાડી દીધા અને શી બીના બની ! તવ નીલધ્વજે કહયું, કે હે મહારાજ અરજુનજીએ માહારા પાંચ પુત્ર ઠેર મારયા, તેથી રાણીની શીખામણીથી હું પણ યુધ્ધે ચઢયો હતો, તે છેવટે અરજુનજીએ મને બાણ મારીને ઉડાડી દીધો. એવું સાંભળી અગ્ની દેવ બોલ્યા, અરે નીલધ્વજ રાજા એ અરજુનજીને શ્રી કૃષ્ણજી સાહ્ય છે માટે તેને કંઈ થવાનું નથી. તેથી તમે તેમને કરગરીને ઘોડો સોંપી દો. તવ નીલધ્વજે પોતાના ગેર આવીને અરજુનજીને પંચકલ્યાણી ઘોડો સોંપી દીધો. પછી પોતે પણ અરજુનજીનિ સાથે જવા માટે સૈન્ય સહીત તૈયાર થયો. કૃષ્ણ પ્રભુ ભકતનું કાર્ય કરીને પાછા હસ્તીનાપુર પધાર્યા. પછી અરજુનજી ઘોડાને આગળ કરી તેની પાછળ રક્ષણ કરવા માટે ચાલ્યા. સઘળું સૈન્ય પણ આનંદ કરતું કરતું ચાલ્યું જાય છે. હવે નીલધ્વજની જવાળા રાણી પોતાના પીહેર જઇને તેના ભાઇ દુલમુખને કહેવા લાગી કે હે વ્હાલા વીરા મ્હારા પાંચ પુત્રોને અરજુનજીએ ઠેર માર્યા, તેથી જો તું વ્હેર લેતો બહુ સારૂ. ત્યારે દુલમુખે કહ્યું, જ્યારે ઘોડો ફરતો ફરતો અહીં આવશે એટલે પછી તેમને બરોબર પંઝા બતાવિશ એવું સાંભળી જવાળા રીસાઇને ત્યાંથી ગંગા સ્થળમાં ગઇ ત્યાં ગંગામાં પોતાના પગ અગુંઠા બોળીને નૌકામાં બેઠી. એટલે એક જણે કહ્યું કે અલી તું કેવિ મલીયંત છે ? ત્યારે રાણી બોલી, ગંગા તો વાંઝણી છે માટે મેં મ્હારૂં શરીર ગંગામાં બોળ્યું નહિ. તવ ગંગાજી સ્વરૂપ લેઇને પ્રગટ થયાં. ત્યાર પછી જવાળાને કહેવા લાગ્યાં હે નારી હું કુરૂ કુળમાં પરણેલી હતી તેનો હજી મ્હારો ભીષ્મજી પુત્ર હયાત છે. ત્યારે જવાળાએ કહ્યું, ત્હારા પુત્રની સામુ અરજુજીએ યુદ્ધ કર્યું તેનું તું વ્હેર નથી લેતી માટે તને ધીકકાર છે. એવું સાંભળી ગંગાજી ક્રોધાયમાન થઇને બોલ્યાં કે છ માસમાં અરજુનજીનું શીશ છેદાઇ જશે. એ પ્રમાણે શ્રાપ દેઇને પોતે ગુપ્ત થઇ ગયાં. પછી જવાળા રાણી સામી તીરે જઇને ચીતા ખડકી બળી મુઇ. હવે નીલધ્વજ તથા ઘોડો વીગેરે રાત દીવસ ફર્યા કરે છે. એવામાં એવું બન્યું કે પંચકલ્યાણી ઘોડો ફરતો ફરતો મ્હોટા અરણ્યમાં ચાલ્યો જાય છે. એટલામાં ચાર ગાઉની લાંબી એક શલ્લા રસ્તામાં પડેલી છે, તેથી પંચકલ્યાણીએ તેના ઉપર એક ચરણ મુકયો એટલે તે ચરણ વજ્ર માફક ચોંટી ગયો. તવ સઘળા લોકો ભયભીત થઈ ગયા છેવટે અરજુનજી

રથથી નિચે ઉતરીને ઘોડાનો ચરણ છોડાવવા માટે ગયા. તેમણે ઘણુ જોર કર્યું પણ ઘોડાનો ચરણ ઉખડયો નહી તેથી નીલધ્વજ પ્રધુમાન તથા યુમનાશ્વ આ ત્રણે જણે શલ્લાને પુષ્કળ બાણ માર્યા પણ શલ્લા બીલકુલ છેદાઇ નહિ. એવામાં ત્યાં એક શોભ્રી રૂષિ તપ કરતા હતા તેથી અરજુનજી વીગેરે તેમની પાસે જઇને પગે લાગ્યા એટલે રૂષિ બોલ્યા, અરે તમે કીયા દેશના રાજા છો ! તવ અરજુનજીએ કહ્યું, ઓ કૃપાનીધી અમે તમારા દાસ પાન્ડવો છીએ. એવું સાંભળી શોભ્રી રૂષિ રાજી થઇને કહેવા લાગ્યા કે અરે પ્રભુના પ્રેમી ભક્ત તમે અહીં આવ્યા તેથી મારો આત્મા ઘણોજ પ્રસન્ન થયો. એવામાં ધનંજયે પુછયું. અરે મહારાજા આ શલ્યા રૂપ કોણ છે. તે મને યથાર્થ કહી સંભળાવો એવું અરજુનજીના મુખનું વચન સાંભળી શોભ્રી રૂષિ કહે છે કે ગરૂડ પુરાણ વિષે એનો મહીમા લખ્યો છે. તે હું તને કહી સભળાવું છુ. એક દિવસ વનમાં ઉદાલક રૂષિ તપ કરતા હતા. તેમણે સેહેજ સ્હાજ ભુમીનું પડ ઉખેડયું. તો તેની નીચે નર્કનો કુંડ દીઠો. ત્યારે તે નર્કના જીવોએ ઉદાલક રૂષિને કરગરીને કહ્યું કે અમે તમારા પીત્રુ છીએ માટે અમને આ દુઃખથી મુકત કરો. એટલે ઉદાલક રૂષિએ તેમના પીત્રુને હાથ ગ્રહીને કુંડની બહાર કાઢયા. પછી સઘળા જીવો કહેવા લાગ્યા, અરે રૂષિ અમને મોક્ષ પમાડો તો બહુ સારૂ. એટલે ઉદાલકે પુછયું- હું શું કાર્ય કરૂં કે જેથી કરીને તમારો મોક્ષ થાય ! ત્યારે જીવોએ કહ્યું, તમારો પુત્ર શ્રાદ્ધ કરે તો અમારી સદગતી થાય એમ કહી તે જીવો પૃથ્વી ઉપર ભમતા રહયા હવે ઉદાલકે વીચાર કર્યો કે પુત્ર ઉત્પન્ન કરી તેની પાસે શ્રાદ્ધ કરાવું તો મારા પીત્રુની સદગતી થાય. એમ ધારી તેમણે મનથી ગમન કરી વીર્યને ઉંચું ચઢાવી નાક વાટે બહાર કાઢયું. ત્યારે પછી રૂષિએ તે વીર્યને સરોવરમાંથી કમળ તોડીને તેના સુંદીર પત્રમાં સાચવીને મુકયું. એ પ્રમાણે તૈયાર કરીને તે પત્ર સરોવરમાં મુકીને કહ્યું કે જયારે ફરજન થાય ત્યારે મને સોંપી દેજે. એમ કહીને પોતે તપ કરવા ગયા. એવામાં અયોધ્યાના રઘુરાજાની પુત્રી તેની સખીયોને લેઇ સરોવરમાં ન્હાવા સારૂ, આવી હવે સર્વ કુંવારીકાઓ સ્નાન કરે છે. એવામાં રઘુરાજાની પુત્રી રૂશીનું મુકેલું પત્ર આજ્ઞાનતાથી પી ગઇ તેથી કુંવરીને ગર્ભ રહયો. આ વાતને ચાર મહીના થયા એટલે તે કુંવરીના તાતે ગુસ્સે થઇને તે કુંવરીને વનમાં મોકલાવી દીધી એવે ગર્ભને દસ મહીના થયા એટલે તે કુંવરીને મહા તેજસ્વી પુત્ર ઉત્પન્ન થયો. તેથી કુંવરીએ જાણ્યું કે હું કુંવારકાછું માટે પુત્રને ગંગામાં મુકુતો

ઠીક, એમધારી તે કુંવરી પુત્રને ગંગામાં મુકવા ગઇ. ત્યારે ગંગાએ કહ્યું, અરે બાઈ તું આ પુત્રની ધર્મની માતાં છે, અને આ પુત્ર ઉદ્દાલક રૂષિનો છે. માટે તું તે રૂષિને સોંપી દેજે. તવ તે કુંવરી ખુશી થઇને ઉદ્દાલક રૂષિને શોધતી ફ઼ છે. એવામાં ઉદ્દાલક રૂષિ સંધ્યા કરવા માટે આવ્યા તવ તે કુંવરિએ એક કાષ્ટના ખોખામ. પુત્રને સુવાડીને તે ખોખું ગંગામાં તણાતુ મુકી દીધું. એવામાં રૂષિ સ્નાન કરીને સમાધી કરતા હતા એટલામાં પેલું ખોખું તણાતું ત્યાં આવ્યું. તવ રૂષિએ તે ખોખું પકડી લેઇ બહાર કાઢયું તો પોતાનો પુત્ર માલુમ પડયો. પછી ઉદ્દાલક રૂષિએ તે પુત્રને તેડી લીધો એટલે પેલી કુંવરીએ આવીને રૂષિને પુછયું કે હે મહારાજ આ કોનું છોકરૂં છે. ! તવ ઉદ્દાલકે કહ્યું. આ મ્હારૂં છોકરૂં છે, ત્યારે તે કુંવરિ બોલી,઼ઓ મહારાજા મેં તમારા સાથે વીશય કર્યો નથી, છતાં આ પુત્ર મ્હારે પેટ કેવી રીતે અવતર્યો ! એવું સાંભળી ઉદ્દાલકે જવાબ આપ્યો, તેં સરોવરમાંથી કમળમાંનું વિર્ય પીધેલું છે તેથી ત્હારે પુત્ર થયો. તવ તે કુંવરીએ કહ્યું, અરે મહારાજ મ્હારા પીતાએ વણ્દોશે મ્હારો ત્યાગ કર્યો છે, તેનું કેમ કરવું ત્યારે રૂષિ બોલ્યા ચાલ હું ત્હારી સાથે આવીને તારા પીતાને સમજાવું તવ કુંવરી કહે ચાલો મહારાજા એમ કહી કુંવરી તથા રૂષિ બંન્ને અયોધ્યામાં ગયાં. ત્યાં જઇ રૂષિએ રાજાને કહ્ય઼ કે આ પુત્રી પવીત્ર છે માટે ત્હારા ગેર રહેવા દે, ત્યારે રાજાએ કહ્યું ઓ મહારાજા તમારાથી પુત્ર થયો માટે આ મ્હારી કુંવરી સાથે તમે લગ્ન કરો. એમ કહી રાજાએ ઉદ્દાલકને પોતાની પુત્રી પરણાવી દીધી. પછી ઉદ્દાલકને ધામ બાંધી આપી અયોધ્યામાં રાખ્યા એમ કરતાં કરતાં પુત્ર મ્હોટો થયો એટલે તેનું નામ નાશીકેત પાડયું. તે નાશીકેત પુત્ર પુષ્કળ વીદ્યા ભણ્યો. એ પ્રમાણે આનંદથી દીવસ નીર્ગમન થાય છે એટલામાં ઉદ્દાલકને ત્યાં પીતૃ શ્રાદ્ધ આવ્યું ત્યારે ઉદ્દાલક રૂષિએ પોતાના નાશીકેત પુત્રને દર્ભ લેવા માટે મોકલ્યો. તવ નાશીકેત દર્ભ લેવા માટે ભાગોળે ગયો. ત્યાં શંકરનું દેવળ હતું તેથી શંભુ પણ નાશીકેતને મળ્યા. એટલે નાશીકેત દર્ભ લેવાનું ભુલી જઇને શંકર સાથે વાતો કરવા બેઠો. હવે ઉદ્દાલક રૂષિએ નાશીકેતની ઘણી રાહ જોઇ, પણ નાશીકેત ન આવ્યો તેથી રૂષિ કર્યા પછી પુત્રને શોધવા માટે ચાલ્યા એવામાં નાશીકેતને શ્રાદ્ધ યાદ આવ્યું તેથી તે દર્ભ લેઇને પોતાના ઘેર જવા નીકળ્યો. તવ ઉદ્દાલક રૂષિ તેને સામા મળ્યા, એટલે નાશીકેતે કહ્યું અરે પીતાજી હું શંકર સાથે સમાગમ કરવા બેઠો હતો તેથી મને ઘણી વાર લાગી છે માટે માફ કરો. તવ

ઉદ્દાલકે ક્રોધ કરીને શ્રાપ દિધો કે જા મુંઢમતી નર્ક કુંડમાં તારો વાસ કર. તવ નાશીકે પોતાના પીતાનું વચન મુસ્તકે ચઢાવીને નર્ક કુંડમાં જવા માટે યમપુરીમાં ગયો યમરાજાએ પ્રેમથી નાશીકેતનું પુજન કર્યા પછી કહયું કે મહારાજ આપની ઇચ્છા હોય તે માગી લ્યો. તવ નાશીકેત બોલ્યો કે મ્હારા પીતાનો શ્રાપ છે. માટે મને નર્ક કુંડમાં નાંખો. એટલે યમરાજાએ પાલખી લાવીને તેમાં નાશીકેતને બેસાડયા. પછી યમરાજા નાશીકેતને નર્કના કુંડ બતાવવા માટે તેડી ગયા. તો સત્યાવીશ કુંડમાં જીવો અઘોર નર્કમાં તરફડયાં કરે છે. એવું જોઇ નાશીકેત ત્રાસ પામીને બોલ્યોકે અરે યમરાજા મને આ નર્ક કુંડમાં નાખીને સઘળા જીવોને બહાર કાઢો તવ યમરાજાએ કહયું મહારાજા આપનું કહેવું સત્ય છે પણ જરા મારૂં બોલવું સાંભળી લ્યો. તમે તમારા પીતા સમક્ષ ત્રણ યજ્ઞ કરજો એટલે તમે પણ શ્રાપથી નીવારણ થશો અને આ સઘળા જીવો પણ દુઃખથી મુકત થશે. એવું યમરાજાનું બોલવું સાંભળીને નાશીકેત તુરત પોતાને ઘેર આવ્યા ત્યાર પછી પોતે વીધી પ્રમાણે ત્રણ યજ્ઞ કર્યા, તેથી સઘળા જીવો દુઃખથી મુકત થઇ ગયા એ પ્રમાણે જીવોને તથા પોતાની માતાનો ઓદ્ધાર કર્યા પછી નાશીકેત વનમાં તપ કરવા માટે ગયા ફકત એકલા ઉદ્દાલક રૂષિ ઘેર રહયા છે. હવે ઉદ્દાલક રૂષિએ વીચાર્યું કે મહારી વૃદ્ધા વસ્થા થઇ છે તેથી સેવા માટે બીજી સ્ત્રી પરણું તો ઠીક એમ ધારી પોતે અકલરૂષિની પુત્રી અવળચંદીને પરણ્યા હવે તે અવળચંદી બાઇ એવી હતી કે ઉદ્દાલક રૂષિ જે કામ સવળું બતાવે તે પોતે અવળું કરે અને અવળું બતાવે તે સવળું કરે. એમ કરતાં કરતાં ઉદ્દાલકે રૂષિના ત્યાં એક કૌડંક રૂષિ પધાર્યા ત્યારે ઉદ્દાલકેકહ્યું રૂષિ મ્હારા ઘરમાં ગાંડી સ્ત્રી છે. તેથી હું ઘણો દીલગીર છું. જો તેણીને પાણી લાવવાનું કહું તો તેલ લાવીને આપે, લાડુ કરવાનું કહું તો ખીચડી કરીને આપે આ પ્રમાણે મ્હારે પુર્ણ ઉપાધી આવી પડી છે. એવું સાંભળી કૌડંડ રૂષિ બોલ્યા. હે ઉદ્દાલકજી તમે તમારી સ્ત્રીને અવળું બતાવજો એટલે તેણી સવળું કરશે તવ ઉદ્દાલકે પોતાની સ્ત્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે કાલે મ્હારા પીતાનું શ્રાદ્ધ છે, પણ મ્હારે કરવાની મરજી નથી. ત્યારે અવળચંદીએ કહયું અરે સ્વામી કાલે હું જરૂર શ્રાદ્ધ કરીશ. એવું સાંભળી ઉદ્દાલક બોલ્યા. આપણા બે સીવાય કોઇને ન્હોતરૂં દેઇશ નહી. ત્યારે તેણીએ કહયું કે હું વીસ જણને ન્હોતરાં દેઇશ એટલે ઉદ્દાલક બોલ્યા કે કાલે રોટલા કરજે તવ તેણી એકદમ બોલી ઉઠી, કાલે તો મહારે લાડુ બનાવવા છે. વળી રૂષિએ કહયું કાલે મોડી

ઉડજે. ત્યારે તેણીએ જવાબ આપ્યો, હું કાલે વ્હેલી ઉઠીશ અને જમવાનું બરોબર મધ્યાન કાળે કરિશ એ પ્રમાણે વાતો કરી બંન્નેજણાં સુઇરહયાં ત્યાર પછી વ્હાણું વાયું એટલે અવળચંદી ઉઠીને ઘરમાં કામ કાજ કરવા મંડી પડી પછી વિસ બ્રાહ્મણોને ન્હોતરાં દેઈ આવી ત્યાર કેડે અવળચંદીએ શ્રાધને માટે સઘળો સામાન તૈયાર કર્યો ને પછી તેણીએ રૂડે પ્રકારે રસોઈ બનાવી. એટલે રૂષિએ સઘળાને જમવા બોલાવીને શ્રાધ પરિપુર્ણ કર્યું ત્યાર પછી ઉદાલક અવળચંદીને કહયું કે શ્રાધના પીંડ તથા શ્રાધની વસ્તુ ગંગામાં નાંખી આવ ત્યારે અવળચંદિએ શ્રાધનો સામાન મળમુત્રમાં ફેંકી દીધો. તેથી ઉદાલક રૂષિએ ક્રોધ કરિને શ્રાપ દિધો કે જા રંડા પૃથ્વીપર શલ્લા થઇને પડ એટલે અવળચંદિ એકદમ ભયભીત થઇને કરગરી પડી કે હે નાથ મહારો કંઇક ઉદ્ધાર થાય તેમ કરો. એવું સાંભળી રૂષિને દયા આવવાથી અવળચંદીને કહ્યું અરે સ્ત્રી જયારે અરજુનનો ચરણ શલ્લાને સ્પર્શ કરશે ત્યારે શલ્લા મટીને તું તારા પુર્વના સ્વરૂપને પામીશ માટે એ અવળચંદી નારી શલ્લા થઇને પડી છે. એવાં વચન સુણીને અરજુનજી ઉદ્દાલકને નમી પડયાં પછી શોભી રૂષિની આજ્ઞા લેઇને પરથે પોતાના ચર્ણ વડે શલ્લાને સ્પર્શ કર્યો, તેથી શલ્લા મટીને સ્ત્રી બની એ પ્રમાણે અવળચંદી નારિ શ્રાપથી મુકત થઇને ઉદ્ધાર પામી, ત્યાર પછી પંચકલયાણી ઘોડો છુટો થઈ ફરતો ફરતો ચંપાવતિ નગરી તરફ ચાલ્યો જાય છે.



## વીશ્રામ ૧ લો.

એ કથા રહી એટલે, સુણજો સૌ શ્રોતાય,
સુધનવા આખ્યાનની. વલ્લભ વદે કથાય.



# સુધન્વાખ્યાન.



જયમુની રૂષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે હે રાજા મહાભારથની કથા શ્રવણ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થવાથી લક્ષ ચોરાશી મટી મોક્ષપદ પમાય છે. એવી પાવન કથા વિષે પ્રભુએ સુધન્વા ભક્તનું સંકટ દુર કરીને સદા સ્હાય કરી હતી, તેવીજ રીતે જે શ્રદ્ધાળુ પુરૂષ વા નારી દ્રઢતા રાખીને રટણ કરશે તો તે મહાસુખ મેળવશે. હવે પંચકલ્યાણી ઘોડો ફરતો ફરતો મહા શોભાયમાન એવી ચંપાવતી નગરીમાં જાય છે. તે નગરીમાં હંસદ્વજરાજા રાજ્ય કરે છે. ને હંસદ્વજરાજા મહા બાણાવળી તથા ગદાયુદ્ધને જાણનારો બહુ પરાક્રમી છે આવા ભાગ્યશાળી રાજાને પાંચ પુત્ર છે. તેમાં સુધન્વા નામનો મોહોટો પુત્ર જ્ઞાનવાન તથા પરમાર્થ સ્વાર્થને સમજે તેવો નીતિવાળો છે. તે સુધન્વા હમેશાં વ્હેલો ઉઠીને સ્નાન સંધ્યાદી કર્મોથી મુકત થયા પછી પ્રભુ શેવામાં સાવધાન રહેતો. ત્યાર પછી દેવ દર્શન વીગેરેથી પરવારીને પોતાનાં માતા પીતાની શેવા કરતો. એ પ્રમાણે શુભ પ્રકારે વરતીને સુધન્વા પાંચ બ્રાહ્મણોને જમાડીને જમતો. તે પછી વિપ્રનું ઉચ્છીષ્ટ અન્ન લેઇને તેનાં પાંચ ગ્રાસ ભર્યા પછી બીજું ભોજન કરતો. આ પ્રમાણે સુધનવા ગૌબ્રાહ્મણનો ગુલામ થઇને પ્રભુના ધ્યાનમાં તત્પર રહે છે, હવે હંસદ્વજરાજાનો બીજો પુત્ર સુરથ નામનો છે, ને પણ પુરો પરાક્રમી છે. ત્રીજો પુત્ર સુનર, ચોથો સુદીર સેન્ય અને પાંચમો સુખેન આ પ્રમાણે મહાબળવાન કુંવરો છે. વળી રાજાને કોવળીકા નામની પુત્રી અને સુખવતી નામની પવીત્ર સ્ત્રી પણ છે. તેવા રાજાની નગરી વિષે પાન્ડવનો પંચકલ્યાણી વાજી ગયો. તે બળવાન હંસદ્વજ ઘોડાને જોઇને ઘણોજ ખુશી થયો. પછી રાજાએ ઘોડાના કપાળે બાંધેલું કનકનું પત્ર વાંચીને તુરત મનમાં વીચાર કર્યો કે આનો પાન્ડવનો ઘોડો છે, તેથી હું ઘોડાને નહી બાંધુતો એક દાશીના પુત્ર જેવો ગણાઇશ, તેમજ આખા વીશ્વમાં મ્હારા ક્ષત્રી કુળને લાન્છન લાગશે. પછી મારો કરપ કોઇ મનુષ માનશે નહી અને સગા સહોદર મને ધીક્કારી કાઢશે. આજ સુધી હું પૃથ્વી ઉપર મ્હોટો થઇને ફરતો હતો પણ અત્યારે લજ્યા જવાનો વખત આવ્યો છે. વળી લોકો કહેશે કે હંસદ્વજરાજાએ પોતાનો દેહ બચાવીને અસલ ગાદિને લજાવી. એને જીવવાનું વ્હાલું લાગ્યું, તેથી પાન્ડવ.

સાથે યુદ્ધ કરયું નહી આ પ્રમાણે જગતમાં કેહેણી થશે અને પાન્ડવો ઘણાજ સોમાઈ જશે. માટે હું ક્ષત્રીનંદન છું. તેથી યુદ્ધ કરતાં કદી નહી ડરવું જોઇએ જ્યારે ત્યારે એકવાર મરવું છે માટે શીશને હાથમાં લેઇને ફરવું. ક્ષત્રીયોનો તો એ પ્રમાણેજ વ્હેવાર છે. માટે મારે જરૂર ઘોડો બાંધવો જોઇએ પછી કૃષ્ણજી તથા પાન્ડવો મારા સામા આવીને છો યુધ્ધ કરે વળી શ્રી કૃષ્ણજી પાન્ડવને મદદ કરશે તેથી પાન્ડવ યુદ્ધ કરીને મને હરાવશે, તો તેને માટે મને કંઇ હર્ખ શોક નથી પણ શ્રીહરીનાં દર્શન તો કરીશું. તેમ છતાં પ્રભુના પધારવા વડે મારી નગરી પાવન થશે અને તેથી યમદુતનો ભય નાશ પામશે. માટે અશ્વ રોકયા સીવાય વીશ્વાધાર કદી મળવાના નથી. એમ જાણી હંસદ્ધજરાજા એકદમ ઉભો થયો એટલે સેવકો પણ ઘોડાને બાંધવા માટે સાંકળ દોરડુ ઇત્યાદી લાવ્યા. તવ રાજાએ એકાંતમાં તાંણી બાંધીને તેના ઉપર કિંમાડાં ખડગવાળા બળવાન યોદ્ધાઓ રક્ષણાર્થે મુકયા, એ પ્રમાણે રાજાએ ઘોડાને બરોબર ચોકસ બાંધી દીધો. પછી હરખે ભરાયેલો રાજન સભામાં જઇને બેઠો એવામાં ચંપાવતીની ભાગોળે પાન્ડવનું શૈન્ય આવ્યુ. તેમને ખબર મળી કે હવે ઘોડાની આશા રાખવી તે વ્યર્થ છે, કારણ કે મહાબળવાન રાજાએ ઘોડો તાંણી બાંધ્યો છે તેથી અશ્વ પાછો મળે તેમ જણાતું નથી. એમ શૈન્યના લોક માંહોમાંય છાનિ છાનિ વાતો કરે છે. વળી કેંક લોક એવો મુમત હાકે છે કે હંસદ્ધજ રાજાને અરજુનજી કદી જીતવાના નથી. કારણ કે હંસદ્ધજ સશી તુલ્ય છે. અને અરજુનજી તારાનિ બરોબર છે. વળી તેમાં કેંક લોક એવું કહે છે કે અરજુનજી શેશ સરખો છે અને હંસદ્ધજ અળશીયા તુલ્ય છે. તેમ છતાં પાન્ડવની પક્ષે શ્રી કૃષ્ણજી ભગવાન છે. માટે પાન્ડવો જરૂર વીજય પામશે અને હંસદ્ધજ હાર પામશે. એ પ્રમાણે અનુચરો માંહો માંય વાતો કર્યા કરે છે. એવામાં અરજુનજીને સઘળા અનુચરો કહે છે કે હે મહારાજા આ બળવાન રાજાએ આપણો ઘોડો બાંધ્યો, તે તેથી હવે શું પરિણામ આવશે ! તવ અરજુનજી બોલ્યા, અરે શેવકો તમે શા માટે ગભરાઓ છો ! હમણાં તેને જીતિને ઘોડો છોડાવીશું. મહોટા મહોટા રાજાઓને મેં હાર પમાડયા તો પછી હંસદ્ધજ કોણ માત્ર છે. ? એવાં અભીમાનનાં વચન સાંભળી ભીમસેન બોલી ઉઠયો, અરે ભાંઇ તું મીથ્યા ગર્વ ધરે છે; એ હંસદ્ધજ રાજાના વૈભોગ ઉપરથી ખાત્રી થાય છે કે એ પુરણ ભાગ્યશાળી છે. એને પાંચ પુત્ર તથા એક પુત્રી છે, તેમજ વળી તેના ઘેર સુખવતી નામની પવીત્ર સ્રી છે. તે હંસદ્ધજ રાજા ત્રણ યુદ્ધ જાણે છે. અને તેથી તે ઘણા દેશો

જીતી લાવ્યો છે. વળી તેનો સુધનવા નામનો પુત્ર ઘણોજ બળવાન છે અને શ્રી કૃષ્ણજી ભગવાન તારા કરતાં તેના ઉપર બહુજ પ્રીતી રાખે છે તે સુધનવાને મહા સતી સ્ત્રી છે, અને તે સ્ત્રીના સત્યથી સુધનવા ઘણોજ સમર્થ છે. માટે હે અરજુન તમે હંસદ્વજને શીશ નમાવીને વાતા કરો. એવું ભીમસેનનું બોલવું સાંભળી અરજુનજીને અભીમાન ચઢયો, તેથી પોતે બોલવા લાગ્યા કે અરે વ્રકોદર ભાઇ તમે શું સમજીને હંસદ્વજનું મારા આગળ વીખાણ કરોછો! મેં ઘણા રાજાઓને જોયા છે, તો આ બીચારા ગરીબ રાજા પાસેથી વાજી લેવો એ ઘણું મુસ્કેલ નથી. વળી પારથ ભીમસેનને કહે છે, અરે વ્હાલા વીરા તમે ડાહ્યા થઇને આવું કેમ બોલ્યા! તમે આપણા પક્ષનિ હીંમત ભાગીને ઉલટાં શતરૂનાં વખાણ કર્યાં. તમારે તો આપણા સૈન્યને હીંમત આપવી જોઇએ તેના બદલામાં ઉલટા ચરણ ઢીલા કરાવો છો. તેથી આ કાર્ય કેમ કરીને સરાડે ચઢશે! તમે જે બોલ્યા તે કેવળ મુર્ખાઇથી બોલ્યા છો. એમ જણાય છે. કારણ કે હેતસ્વી માણસતો કોને કહેવો કે જે ખરિ વાર્તા ધારણ કરીને સદા ભલું ચ્હાય. અને શતરૂનો હેતસ્વી કોને સમજવો કે જે શતરૂનું હમેશાં સારૂં વાંચે જેમ શીયાળવું સીંહને જીતી જાય તે નવાઇ જેવું છે તેમ આ હંસદ્રજરાજા શું મને જીતી જશે! તમે શતરૂનાં વખાણ કરીને પોતે પોતાનાં પગ ભાગો છો, માટે હે વિરા આવું બોલવું તમને ઘટતું નથી. તવ ભીમસેને વીચાર કર્યો કે ગમે તેમ થશે પણ શતરૂનાં વીખાણ કરવાથી આખું સેન્ય ડરિ જશે. માટે મારા મનમાં પણ હીંમત રાખીને આખા સૈન્યને સુર ભરાઇ આવે તે પ્રમાણે કરૂં. એમ સમજી વ્રકોદર બોલ્યો, અરે મહારા વ્હાલા વીરા હુંતો તમારા મનની પરીક્ષા જોવા સારૂ બોલ્યો છું, પણ ધન્ય છે ધનંજય તમને આપણે આપણો ઘોડો પાછો લાવવા માટે શતરૂને મન મુકીને માર મારવો જોઇએ એમ કહીને અર્જુનને ઉસ્કેર્યો તેથી પારથ અતીશય હરખાઇને કહેવા લાગ્યો કે હવે આપણે ઘોડો લાવવાની પેરવી કરવી જોઇએ પછી કીરીટધરે. કર્ણના પુત્ર વર્ષકેતુને આજ્ઞા કરી કે તમે હંસદ્વજને મળીને આપણો ઘોડો પાછો લાવો. તેમાં રાજાને એમ કહેજો કે તમે ઘોડો પાછો આપો નહી તો તેમાંથી વિપ્રીત થશે. માટે તમારો અભીમાન દુર કરીને ઘોડા સહીત તમે અર્જુનજીની પાસે ચાલો. એવું સાંભળી કર્ણ પુત્ર વર્ષકેતુ આનંદ પામીને વસ્ત્ર આભુષણ પહેરવા લાગ્યો. અને પછી પોતાનાં આયુદ્ધ ધારણ કરી અરર્જુનજીને નમીને પોતાના બે શેવક સહવર્તમાન હંસદ્વજરાજા પાસે જવા નીકળ્યો. એ પ્રમાણે જોરભેર ચાલીને વર્ષકેતુ

હંસધ્વજરાજાની સભાના દરવાજે જઇને ઉભો. પછી તેણે એક છડીદાર સાથે હંસધ્વજને કહેવરાવ્યું કે પાન્ડવની તરફથી વર્ષકેતુ વાત ચીત કરવા સારૂ આવ્યા છે. એટલે છડીદારે સભા વિષે જઇને હંસધ્વજને કહ્યું કે કર્ણ પુત્ર વર્ષ-કેતુ આપની સાથે વાત ચીત કરવા માગે છે. એવું સાંભળી હંસધ્વજ રાજાએ શેવકને આજ્ઞા આપી કે વર્ષકેતુને સુખેથી પધારવાની રજા છે. એટલે અનુચરે વર્ષકેતુને કહ્યું કે આપ વણી ખુશીથી સભા વિષે પધારો. તવ વર્ષકેતુ મનમાં આનંદ પામતો પામતો હંસધ્વજ પાસે રાજ્ય સભામાં ચાલ્યો. એટલે ચંપાવતી નગરીના પતીએ વર્ષકેતુને આસન આપીને પોતાના સનમુખ બેસાડયો. પછી ક્ષત્રીનિ રીત પ્રમાણે આદરભાવ કરીને કહ્યું કે હે કર્ણ કુમાર કેમ પધાર્યા છો! એટલે વર્ષકેતુ બોલ્યો, તમે અમારો વાજી લીધો છે તેથી આવવાનિ જરૂર પ-ડી છે. એવું સાંભળી હંસજધ્વજે કહ્યું, ઘોડાને લેલાટે એવું લખ્યું છે કે જે ક્ષત્રીનો પુત્ર હોય તે આ અશ્વને બાંધે, તેટલા માટે મેં વાજીને બંધન કર્યો છે. શું પાન્ડવ સીવાય સઘળા ક્ષત્રી નાશ પામ્યા ? શું પાન્ડવ એકલા ખડગધારી છે ! અને બીજાએ શું ચુડી પહેરી છે ! માટે અર્જુનજી અહીં આવિ વાજીનું પત્ર તોડી નાંખી ઘોડાનો અમને ભેટ કરે તો ઠીક છે નહીંતો યુદ્ધ કર્યા સીવાય પંચકલ્યાણી ઘોડો તમને મળવાનો નથી. એવું સાંભળી વર્ષકેતુ બોલ્યો અરે રાજન આ તમે શું બોલો છો ! જરા થોડો અહંકાર રાખો ને તમારા મનને શાન્ત કરો. એ પાન્ડવો કુરુ કુળના છે માટે સમજીને ઘોડો આપોતો બહુ સારૂ, નહીતો તમે તેમને કદી જીતવાના નથી. કારણ કે એ અર્જુનજી પંચાળીને વર્યા તથા અવનીમાંથી તેમણે અસુરોનો પણ નાશ કર્યો, તેમજ વળી શ્રી કૃષ્ણજી જેને હમેશ સહાય છે. માટે જો તમે બળીયા સાથે બાથ ભીડશો તો, તેમાંથી માઠું ફળ નીપજશે. એટલે હંસધ્વજ ક્રોધ કરીને બોલ્યો, અરે કર્ણ કુમાર હું તમારા બોલવા ઉપરથી તમારા મનનો હેતુ સમજી ગયોછું, તમારે ભય બતા-વીને તોખાર લેવાની ઇચ્છા છે. પણ જો હું તમને અશ્વ આપું તો મારા ક્ષત્રી કુળ ધર્મને લાન્છન લાગે. વળી હે વર્ષકેતુ શું તમે એમ ધારો છો કે પાન્ડવો જીતશે અને હું હાર પામીશ ! નાના તેમ કદિ થવાનું નથી. મ્હારા સામુ યુદ્ધ કરવાથી ઉલટા પાન્ડવો પાછળથી પસ્તાશે. એમણે પત્રમાં લખ્યું છે કે જે ક્ષત્રી હોય તે વાજીને બાંધે માટે મેં ક્ષત્રી ધર્મ બજાવવા માટેજ ઘોડાને બાંધેલો છે. શું એકલા પાન્ડવોજ ક્ષત્રીની જાતી છે અને બીજા શું કોળી નાળી છે ! અમારો તો ખરો નિશ્ચય એછેકે યુદ્ધ કર્યા વિના વાજી આપવાના નથી. શું

એમની માએજ દીકરા જણ્યા હશે અને બીજીએ શું પાશાણ જણ્યા હશે! શું એ એકલા મનુશ અને બીજા શું સ્વાન જન્મ્યા છે! પાન્ડવો શું બેશીશ ધરાવે અને બીજા શું એક ધરાવે! મ્હારા ક્ષત્રીનોધર્મએ છેકે ઘોડો કદી આપવાનો નથી. એમ કહી હંસદ્વજ વર્ષકેતુ પ્રત્યે ક્રોધ કરીને બોલ્યો, અરે દાસીના સુતના સુત તું એકદમ મ્હારી સભામાંથી ચાલ્યો જા નહી તો શીક્ષા થશે, એ પ્રમાણે ક્રોધ ભરેલા શબ્દો સાંભળી વર્શકેતુ સભામાં ઉભો થઇને કહેવા લાગ્યો કે તમે પાન્ડવ સામા યુદ્ધ કરવા તત્પર થજો. યાદ રાખજો કે બળીયાના સામા બાથ ભીડી છે પણ છેવટ ઘર ગામ ખોવાના છો કૃષ્ણ પ્રભુથી કોઇ બળીયો નથી તો પણ તે પોતાની બેહેન પરણાવીને સદા રથ હાંકવા બેસે છે. વળી પંચાળ દેશના સ્વયંવરમાં જરાસન. શીશુપાળ, શલ્લ, કર્ણ, છત્રપની દુર્યોધન આવા મહાબળવાન રાજા પણ મચ્છવેધ સ્થંભેથી નીચે પડયા અને અર્જુનજી મચ્છવેધ કરીને દ્રૌપતીને પરણ્યા, માટે તમે તેની બરોબર કદી આવવાના નથી. તમે તો એક ખુણામાં પડી રહેનારા છો, માટે પાન્ડવોને કદી જીતવાના નથી. તવ હંસદ્વજ કહે અમે કયારે બાયલાની પેઠે ખુણે પેઠા છીએ, અમારે તો તમારા સામુ યુદ્ધ કરવું છે; માટે તમે આવતી કાલે સવારે તૈયાર થજો; એમ કહીને વર્ષકેતુને વીદાય કર્યો. તવ કર્ણ કુમાર રક્ત લોચને અર્જુનજીને મળ્યો. તવ અર્જુને પછયું કેમ દીકરા હંસદ્વજે શું કહ્યું! ત્યારે વર્ષકેતુ બોલ્યો અરે પીતાજી મેં રાજાને ઘણો સમજાવ્યો પણ તેણે માન્યુ નહી, તેથી યુદ્ધનું ન્હોંતરૂં દેઇને આવ્યો છું. એવું સાંભળી અર્જુનજી ક્રોધ કરીને સર્વને કહેવા લાગ્યા, હે ભાઇઓ કાલે સવારે હંસદ્વજરાજાને મન મુકીને પુષ્કળ માર મારજો. હવે નગ્ર વિશે હંસદ્વજરાજાએ પોતાના બે પ્રધાનને બોલાવ્યા. તે પ્રધાનો શંખ લેખ નામના જાતે બ્રાહ્મણ હતા. પણ તેઓ કુબુદ્ધિ વાળા બ્રહ્મદ્વેશી તથા અતી અદેખા અને ચંડાળ સ્વભાવના હતા, પછી હંસદ્વજરાજા અક્કલ હીણ પ્રધાનોએ પુછયું કે હે મહારાજા અમને શા માટે તેડાવ્યા! ત્યારે ચંપાવતીપતીએ જવાબ આપ્યો, કુંતા સુત પાન્ડવનો અશ્વ આપણી નગરીમાં આવેલો છે. તેના લેલાટે પત્રમાં એવું લખ્યું છે કે જે ક્ષત્રી હોય તે અમારો અશ્વ બાંધે. માટે મેં એ પ્રમાણે વાંચીને પંચ કલ્યાણી ઘોડાને બાંધ્યો છે. તેથી કર્ણ કુમાર વર્શકેતુ મ્હારી પાસે વિષ્ટી કરવા સારૂ આવ્યો હતો, પણ મેં તેને સ્પષ્ટ કહ્યું છે કે તમારો ઘોડો તમને કદી મળવાનો નથી, ત્યારે તેમણે કાલનું યુદ્ધનું ન્હોંતરૂં ઠરાવ્યું છે. એવું સાંભળી શંખ લેખ નામના બે પ્રધાન બોલ્યા, અરે રાજન તમને ધન્ય છે, તમારા

સરખાને કોઇ જીતે એમ અમને લાગતું નથી. પછી બંન્ને પ્રધાનોએ છાની ગોષ્ટી કરી કે આપણે લડવું નથી માટે તમાસો જોવાની ખાતર એક યુક્તિ લડાવિએ તો બહુ સારૂ, એ પ્રમાણે વીચાર કરીને બેઉ જણા બોલ્યા, હે હંસધ્વજ રાજન શું તમે ક્ષત્રી નંદન નથી કે યુદ્ધ કર્યા વિના વાજીને સોંપો ! માટે આપણી આખી નગરીમાં એવો ઢંઢેરો પીટવો કે કાલે સવારે પહોરે દહાડામાં સઘળા યોદ્ધાઓ ભેગા થાય. તેમાં વળી એમ કહેવડાવવું જોઇએ કે જે લોકો વખત નીમયાથી વહેલા આવશે તેમને શરપાવ મળશે અને વખત વીત્યા પછી આવશે તો તેને તેલ કઢામાં તળાશે. તવ રાજા કહે અરે મહારે કબુલ છે. એમ કહિને રાજાએ છડીદારોને હુકમ કરયો કે મહારા કુટુંબમાં તથા સકળ સૈન્યમાં આ સંદેશો કહી સંભળાવો. એટલે ચાર છડીદારો રાજાની આજ્ઞા લેઇને સકળ સૈન્યને કહેવા લાગ્યા કે કાલે સવારે પહોર દહાડામાં સઘળા યોદ્ધાઓ યુદ્ધ કરવા માટે વહેલા આવી મળજો નહીતો હેરાન થશો. જે નીયમ પહેલા આવિને ઉભા રહેશે તેને ઇનામ મળશે અને વખત વીત્યા પછી આવશે તેને રાજાજી તેલ કઢામાં તળશે. ત્યાં પછી કોઇનો પક્ષ પાત ચાલે તેમ નથી. એ રીતે સૈન્યામાં સંભળાવીને છડીદારો રાજાજીના કુટુંબને પણ તેજ પ્રમાણે કહેવા લાગ્યા. એવામાં સુધનવા રાજ્ય મહેલમાં એકાન્તમાં પોતાની સ્ત્રી સાથે બેઠો છે, ત્યારે તે વખતે સુધનવાએ તેની સ્ત્રીને કહ્યું કે હે પ્રેમદા કાલે તો યુદ્ધે જઇશું તેમાં શ્રીકૃષ્ણજીનાં દર્સન થશે. એવું કહેતામાંજ સુધનવાનું સુંદરીનુ ડાભું લોચન ફરકર્યું, તેમજ તેનિ પણ જમણું અંગ ફરકયું વળી તે વખત મહેલના દીપક રાણા થયા નજર આગ કરમાયો અને સુધન્વાની બારીએ બેશીને કાળા કાગડા કંકળવા લાગ્યા એવું ભયભીત બનેલું જોઇને સુધન્વાની સ્ત્રી ત્રાસપામી ગઇ. તેણીના મનમાં એમ ભાસ્યું કે માઠા શુકન થયા માટે કંઈ વીઘ્ન થશે એમ કરતાં દિવસ વીત્યો અને રાત્રી પડી એટલે એકદમ સુધનવાની સુંદરીએ સયન કર્યું. તવ સયન કરતામાંજ તેણીને ઉંઘ આવીને ભયંકર સ્વપ્નુ આવ્યું. તેમાં તેણીને એમભાસ્યું કે જાણે તેનો ભરથાર સુધનવા મરણ પામ્યો અને તેથી તેને રંડાપો આવ્યો. તવ સુધનવાની સુંદરી સ્વપ્નામાંથી મુકત થઇને એકદમ રૂદન કરવા લાગી. પછી તેણી સુધનવાની પાસે જઇને કહેવા લાગી કે હે નાથ માહારે તમારો વીયોગ પડયો, એમ બોલીને સુધનવાના બંન્ને હાથ ઝાલ્યા હવે એવામાં સુધન્વાને પણ એવું સ્વપ્નું આવ્યું કે મારો દેહ પડી જશે અને અબળાને રંડાપો આવશે આ પ્રમાણે સ્વપ્નુઆવ્યું કે તુરત તેની સુંદરીએ ઢંઢોળી નેજગાડયો પછી સુ-

ધન્વા જાગ્રત થયો તો તેની સુંદરીને રડતી દીઠી તવ પોતે પોતાની સુંદરીને પુછવા લાગ્યો કે હે વ્હાલી તને શું દુઃખ આવી પડયું છે ! ત્યારે આબળા બોલી, હે સ્વામીનાથ આપને કહેવાની મહારી જીભ ચાલતી નથી પણ કહયા વીના છુટકો થાય તેમ નથી. પછી તેણીએ કહ્યું કે અરે પતી જાણે આપ રણ યુદ્ધે ચઢયા તેમાં પહેલી વખત બચીને બીજી વખતે મૃત્યુ પામયા જેથી મારૂં હેવાતણ નાશ પામ્યું. એ સ્વામીજી વળી પહેલા માહરા સસરા શત્રુ થઇ પડયા. કારણ કે તેમણે તમને તેલના કઢામાં તળ્યા, તેમાં શામળીયાએ સહાય કરી. ત્યાર પછી શત્રુએ તમને અતિશય માર માર્યો અને છેવટ માહારો શણગાર ઉતારી લીધો. હે પતી હું તો અભાગ્યણી રણમાં રઝળતી રહી. વળી મને સ્વપ્નની વાત સાચી લાગે છે. કારણ કે તામારા પીતાએ પણ એવી દવે દેવરાવી છે કે જે મનુશ વખત વીત્યા પછી આવશે તેને તેલ કઢામાં તળીશું. એ પ્રમાણે મ્હારૂં સ્વપ્નું સીદ્ધાન્ત થવાથી મને ભાસે છે કે મ્હારૂં હેવાતણ રહેવું કઠીણ છે. વળી મને શુકન પણ માઠા થયા હતા તેથી હું જરૂર કહું છું કે હે સ્વામી તમે યુદ્ધે ન જશો, અને જો જશો તો ગયા પછી પસ્તાશો, હે પતી આ યુદ્ધમાં ન પધારો એવી પ્રતિજ્ઞા કરો તો મ્હારો જીવ શાન્ત પડે. એટલે સુધનવા પોતાની પ્રીયા પ્રત્યે કહે છે, અરે સાધવી તું સુરાની સુંદરી થઇને કેમ કાહયર થાય છે ! મ્હારા પીતાજીએ દવાઇ દેવરાવી તેને મારાથી કેમ લોપી શકાય. અને જો મ્હારા પીતાજીનું વચન પાછું પડે તો જગતમાં મ્હારી ખોટી કેહેણી થાય. વળી હે સાધવી જે જગતમાં કીરતી કરાવીને જીવે છે. તે જીવ ગમે તેટલો ઉભો ફરે પણ જીવતાં મુવા જેવો જાંણવો, જો ક્ષત્રીનો પુત્ર હોય તો રણ સંગ્રામમાં યુદ્ધ કરીને મરવાથી ડરતો નથી, જે માણુસ મરવું માને છે તે કેવળ અજ્ઞાની છે. કારણ કે આત્મા મરતો નથી અને ખોળીયું છે તેતો પંચ ભુતોનું છે જેમ મીયાને મહાદેવને બનાવ નથી તેમજ આ જડ ચૈતન્યને કદી બનતું નથી, હે સુંદરી જો રણ સંગ્રામમાં મરણ પામીશ તો મોક્ષ પદવી લેઇશ મહારા ક્ષત્રીનો મુખ્ય ધર્મ એજ છે માટે હું યદ્ધમાં ગયા વિના રહેવાનો નથી. જો હું સંગ્રામમાં ન જાઉં તો મહારી જ્ઞાતી. કુળ, ધર્મ વીગેરેને લાન્છન લાગે. માટે હે અબળા. જરા ડહાપણથી વિચાર કરો. વળી તું જીવવું મરવું મીથ્યા જાંણજે. જે અસત્યને સત્ય માને છે તેનું ઇશ્વરી જ્ઞાન કાચું સમજવું જ્યારે ત્યારે આ દેહ તજીને બીજો ધારણ કરવો છે. માટે એવો નિશ્ચય છતાં શા માટે ડરવું જોઇએ. એટલે સુંદરવંતી બોલી હે પતી તમે તો જરૂર મરવાનું સત્યમાની બેઠા માટે હું તમને યુદ્ધમાં

જવા દેનાર નથી. ઓ પીયુજી હું તમને પગે લાગીને કહું છું કે આપ સીવાય મ્હારૂં કોઈ બેલી નથી. એમ કહીને પોતે અતિશય રૂદન કરે છે, તે વખતે બરોબર મધ્ય રાત્રી થઇ. બીચારી માતા પીતા તથા ભાઈ ભગની વિનાની સુંદરવતી ઘણુંજ કલ્પાંત કરે છે. સુધનવા તેણીને રદય સરસી ચાંપીને છાની રાખે છે. પણ અતીશય દુઃખમાં ડુબેલી સ્ત્રી છાની રહેતી નથી છેવટ સુંદરવતિ સુધનવાનો પાલવ પકડીને વીમળ વાણી વડે કહે છે કે હે પતી મ્હારી ગરીબડીનું કહ્યું માનીને યુદ્ધમાં જવાનું બંધ રાખો, એ પ્રમાણે કોમળ કાયા વાળી, મહા રૂપવંતી. યોબન વય વાળી, મૃગયા નેણ વાળી, સુંદીર કેશ વાળી. દાઢમની કળીયોના જેવા દાંત વાળી, કમળ સરખી હથેળી વાળી, કદળી સ્થંભના સરખી જંઘા વાળી; કુમ કુમ સરખી પગની મ્હાની વાળી પતીવ્રતા સુંદરવતી અબળા રડતાં રડતાં કહે છે કે અરે મ્હારા જીવનહાર પતી હું તમને યુધ્ધે જવા દેવાની નથી. અરે પતી તમને આવડી ન્હાની ઉમ્મરમાં વઢવાનો શો શોખ છે ! હજી તમે પરણીને કંઇ લ્હાવો તો લીધો નથી. આપણે કોઇ દીવસ એકાન્તમાં બેશીને હાસ્યવીનોદ પણ કર્યો નથી હજી મેં આપને પીરસીને જમાડયા પણ નથી. અરે મ્હારા હૈયાના હાર વ્હાલા પતી આપ વિના મ્હારી શીવલે થશે. એવું સુદરવતીનું અતીશય રડવું સાંભળીને સુધનવા બોલ્યો, વ્હાલી હવે રૂદન કરવાનું બંધ રાખો. જે થવા કાળ હશે તે થયા વીના રહેશે નહી માટે હર્ખ શોક ધારણ કરવા તે વ્યર્થ છે, મ્હારે તમારે એટલો સંબંધ હશે તો થોડો લ્હાવો લીધો. સઘળુ રણ સંબંઘે આવી મળે છે. તેમાં કોનો દોશ છે. ! વળી હે નારી આજ મને પણ એવું સ્વપ્નુ આવ્યુંછે કે જાંણે મારો પ્રાણ ત્યાગ થયો અને જેથી તારૂં હેવાતણ દુર થયું માટે અત્યારે આપણું છેલ્લું મળવુ છે એમ નીશ્ચે જાંણજે. હે સાધવી ધણીનું ધારેલું પાર પડે છે અને આપણી ધારણા જુઠી પડે છે. માટે તારા રડવાથી કંઈ બનવાનું નથી. વળી તું કહે છે કે આ દુનીયામાં મ્હારૂં કોઇ બેલી નથી. માટે તારા મનમાં એટલું યાદ રાખજે કે વીશ્વંભર વીના અહિં અગર જ્યાં જઇશું ત્યાં કોઇ બેલી નથી. તેટલા માટે હર્ખ શોક ધારણ કર્યા વીના જેમ બને તેમ આનંદ માનવો એ ઘણું ઉત્તમ છે. શોક ધારણ કર્યાથી તે દુર થતો નથી માટે સદા આનંદમાં રહેવું. જેમ પ્રકાશ થવાથી અંધકાર નાશ પામે છે. તેમજ આનંદ માની લેવાથી સઘળો શોક નષ્ટ થઇ જાય છે હે પતીવ્રતા સાધવી સ્ત્રી આનંદ છે તે સર્વ કરતાં ઉત્તમ છે. માટે આ દુઃખ દાયક માયાનો ફંદ

મીથ્યા માની આનંદમાં તારો વખત નીર્ગમન કર. વળી પહેલાં હું ત્હારો ન્હોતો અને તું મ્હારી નહોતી. માટે કોણ કોને લાવ્યું છે. તેનો ઉંડો વીચાર કર. જે જેને જેમ ફાવ્યું તેવું સઘળુ પોતાના કરમે આવી મળ્યું છે. એક જન્મે તુંને હું ભેગાં હતાં તેમાં ત્હારૂંને મહારૂં શું છે આપણો સંઘાત તુટયા પછી કોણ કોને સંભારે છે.! આપણી દેહ ઘરમાં પડયા છતાં કોઇ ભાવ પુછતું નથી. સઘળા લોકો જીવ સામુ જોઇને રડતા નથી તો પછી શાની શગાઈ સમજવી, ! જો ખોળીયાની સગાઇ માનતા હોય તો કોઇ માણસ ખોળીયું બાળે નહી, અને જો કદી જીવની સગાઈ હોય તો જીવના સામુ કોઈ જોતું નથી. કારણ કે જીવ કદાપી પ્રેત રૂપે આવિને કોઇને ધુણાવે તો તેને જાજા કરીને તથા પુષ્કળ માર મારીને કાઢી મુકે છે. માટે હે સુંદરી તું શાનિ સગાઇ સત્ય માને છે તું જ્ઞાન દ્રષ્ટીએ વીચાર કરીને પછી મહારી જોડે વાત કર. જો સુંદરી, લોકો ખોળીયાને બાળે છે. માટે સઘળા ખોળીયાના વિરોધી છે. અને જો જીવના વિરોધી ન હોય તો પ્રેત રૂપે આવેલા જીવને કેમ માર મારીને હાંકી કાઢે છે, ! માટે હે સાધવી આ જગતમાં કોઈ કોઇનું સગું નથી હું ત્હારો કે તું મહારી આ સઘળું માનવું તે મુરખાઇ ભરેલું છે. આ સંસાર કેવળ ખોટો. જુઠો અને સ્વપ્ના વત છે. માટે હું જરૂર યુદ્ધમાં ગયા સીવાય રહેવાનો નથી જો હું યુદ્ધમાં ગયાવીના કાહયર થઇને બેશી રહું તો મહારી જમુનિનું પેટ લાજે. માટે જો હું રણ સંગ્રામે ન જાઉં તો બ્રહ્મહત્યાનું પાપ. હે સુંદરી તું ખાલી ખોટો ભવાડો કરે છે. તેમાં ત્હારિને મહારી બંન્નેની ફજેતી છે. તારા કલ્પાન્તથી મહારાં માથ સહોદર તથા આખું જગ્ત કહેશે કે સુધન્વા ભકત એની સ્ત્રીના વશ છે. માટે હે માનુની મન વાળીને તમે શાન્ત પડો. તમે અત્યારથી એમ જાણજો કે મહારોપતી ગત થયો, વળી હે સાધવી કંથ કામનીને રડે છે તેનું કારણ એ છે કે જો કામનિ જીવતી હોત તો મહારે પરીવાર થાત, રાંધીઆપત વીગેરેથી હું સુખને પાત્ર થાત. હવે બીજી સ્ત્રી સારી મળશે કે કેવી મળશે એ પ્રમાણે સઘળાને પીડા થાય છે. અને પ્રેમદા પતીને એટલા માટે યાદ કરે છે કે અરેરે મહારો વઇભોગ નાશ પામ્યો. વળી તેમ છતાં માંથા ઉપર દેવું હોય તો એટલા માટે રડે કે જો જીવતા હોત તો વાળત. અને કેટલીક નીર્ધન સ્ત્રીયો એમ રડે છે કે હવે મરણ ક્રીયા કયાંથી લાવીને કરીશ, તેમજ પેટનાં છોકરાંને શામાંથી ખવરાવીને મહોટાં કરી શ! કદાપી પતી ધન મુકીને જાય તો તે એમ રડે કે જો ઝાઝું જીવ્યા હોત

તો પુષ્કળ પૈસા પેદા કરત તો તેનો વૈભોગ ફાવે તેમ લેત એવાં ગમે તે કારણ વીના કોઇ જન રડતુંજ નથી, જો વીવેકથી વીચારમાં આવે તો સગપણ કેવળ સ્વારથનુંછે હું ત્હારો નથી અને તું મ્હારી નથી કોઈકોઇનું સગુંનથી તેમ છતાં કોઇ કોઇનું થતું હોય તો તેની જોડે કેમ જતું નથી. માટે જો કદી જોડે ન જવાય તો સઘળો શોક દુર કરવો જોઇએ, કારણ કે છેવટ તેના મરણ પછી વરસ બે વરસે સઘળા રમી જમીને આનંદ કરયા કરે છે, માટે જો શાસ્ત્ર પ્રમાણે સમજીએ તો મુવા જીવ્યાનો હરખ શોક કરવો કેવળ વ્યર્થ છે, એ પ્રમાણે સુધનવાએ પોતાની સુંદરીને બરોબર સમજાવી એવે પહોર રાત્રી બાકી રહિ એટલે સુધનવાએ પોતાની સ્ત્રી સહવર્તમાન દંત ધાવન કરયું પછી પોતે ઉષ્ણોદક જળથી સ્નાન કરિને પોતાનું સંધ્યાદી નીત્ય કરમ કરયું. ત્યાર કેડે પરવારતાં પહોર દહાડો ચઢી ગયો, એટલે સુધનવાએ બ્રાહ્મણોને જમાડીને પોતે પણ ભોજન કરયું. હવે તે વખતે સઘળા સાથ સહોદર તથા સૌસૈન્ય પણ પરવારીને નગ્ર બહાર જવા લાગ્યું. તે સમે હંસદ્વજ રાજા પણ સર્વથી પહેલો પરવારીને દરવાજા બહાર ગયો પછી ત્યાં ખુરશી નંખાવીને પોતે બેઠો. રાજાએ બીછાના પથરાવીને રાતાં નીશાન રોપાવ્યાં છે. વળી ત્યાં શંખ તથા લેખ બન્ને પ્રધાન પણ રાજાજીની પાસે બેઠા છે. પછી એક મ્હોટો ચુલો કરાવી તેમાં તાપ સળગાવીને તેના ઉપર તેલની કઢા ઉકળાવી ત્યાર પછી જે જન ત્યાં આવે તે માણસ બીચારા થર થર ધરૂજવા લાગ્યાં. સઘળા જણ વીચાર કરે છે કે અરેરે આ તેલમાં તળાતાં વેદના કેમ કરીને વેઠી શકાય! એ રીતે જોઇને કેટલાક પોતાના ભાઇબધોને વ્હેલા વ્હેલા તેડી આવે છે. એ પ્રમાણે અડધા પહોર દીવસમાં સઘળું માણસ આવી રહયું. ફકત અકલો સુધનવા આવ્યો નથી, તેથી પ્રધાનો બરોબર જોઈ રહયા છે હવે જે વખતે અડધો પહોર થયો તે વખતે હરીદાસ સુધનવા જમી કરી મુખવાસ લેઇને તૈયાર થયો. પછી પોતે યુદ્ધમાં જવા માટે વસ્ત્ર અલંકારો સજવા લાગ્યો. ત્યાર કેડે શણગાર સજીને સઘળાં આયુદ્ધો ધારણ કરી લીધાં, એ પ્રમાણે તૈયાર થયા પછી તેણે યુદ્ધમાં જવા માટે પોતાની સ્ત્રીને જેગોપાળ કહયા. એટલે સુંદરવતીના પેટમાં ફાળ પડી કે મ્હારો પતિ જીવવાનો નથી. તેથી તેણીએ એકદમ દોડીને પોતાના સ્વામીનો પાલવ પકડયો. પછી સુધનવાને કહેવા લાગી કે હે વ્હાલા પ્રાણાધાર મ્હારી અરજ સાંભળ્યા પછી ખુશીથી યુદ્ધે પધારો એટલે સુધનવાએ કહ્યું, તારે કહેવાનું હોય તે કહી દે નહી તો મહારે જવાનું મોડું થાય છે. તત્ર

સુંદરવતિ બોલી. હે પતી તમે સુખેથી યુદ્ધે પધારજો પણ મ્હારૂં કહેવું એવું છે કે તમે મને એકાન્તમાં મળ્યા પછી જાઓ, અરે સ્વામી મને છેવટનો કામ પ્રગટયો છે માટે આટલું વચન પાળીને જાઓ, થનાર હશે તે થશે પણ આટલી પીડાને દુર કરો. હે નાથ માગી માગીને હું એટલું માગું છું કે મને રતુદાન આપો. તવ સુધનવા બોલ્યો. અરેસાધવિ રથ સંગ્રામમાં જતાં તું એ શું બોલી ! જેટલું સમય વિનાનું બોલીએ છીએ તેટલું છુટી પડે છે. વળી તેમ છતાં જો હું રોકાઉં તો મ્હોટું દુઃખ થઇ પડે તેમ છે. માટે જો સ્વામીનું હીત ઇચ્છતાં હોઓ તો મુમત મુકીને મને જવાદો. વળી સુધનવાએ કહ્યું હે સતી તું મ્હારા પીતાને જાણે છે કે તે કેવા મુમતી છે. મ્હારા પીતાજી ક્રોધ ભરયા તેલની કઢા ઉકળાવીને દરવાજા બહાર ખુરશી નાંખીને બેઠા છે, માટે જો વેળા વિતી જશે તો આજ મને તેલમાં તળી નાંખશે તેટલા વાસ્તે હે સાધવિ મુમત મુકીને મ્હારો પાલવ છોડી દે. તવ સુંદરવતીએ કહ્યું, જો મને રતુદાન આપ્યા વીના જશો તો તમને સ્ત્રી હત્યા આપીશ. તવ સુધનવાએ વીચાર કરયો કે જો સ્ત્રીનું વચન માન્ય નહી કરૂં તો બીચારી અબળા પોતાનો દેહ ત્યાગ કરશે. એમ ધારી સુધનવાએ સઘળાં આયુદ્ધ ઉતારીને પોતાની સ્ત્રી સુંદરવતીને રતુદાન આપવાનો નીશ્ચય કર્યો. પછી પોને સુંદરવતીને કહ્યું કે હે સતી દિવસે રતુદાન આપવું તે મનુશનો ધરમ નથી તવ સુંદરવતી બોલી અરે પતિ હું મ્હારા એક વરસનું તપ મુકીને ધુમાર વરસાવીશ એમ કહીને સુંદરવતીએ ધુમાર વરસાવ્યો, એટલે સુધનવાએ તેની સ્ત્રીને રતુદાન આપ્યું ત્યાર કેડે સુધનવા વસ્ત્રાભુષણ તથા આયુદ્ધ ધારણ કરીને તૈયાર થયો એટલે એક પહોર દીવસ ચઢી ગયો પછી સુધનવાએ છડીદારને રથ જોડવાની આજ્ઞા આપી તવ સારથી રથ જોડીને ત્યાં લાવ્યો. ત્યાર કેડે જેવો સુધનવા બારણે નીકળ્યો તેવોજ કાગડો કકળ્યો અને પછી પોને દ્વારના ઉમરે ચરણ મુકયો એટલે આડો નાગ ઉતરયો. તવ સુધનવાએ વીચારયું કે નીશ્ચે મ્હારો કાળ થશે. એમ ધારી પોને પોતાની માતાને મળવા ગયો. પછી જયાં સુધનવા પાતાની માતા પાસે ગયો એટલે માતાને પણ એમ ભાસ્યું કે મ્હારો દીકરો સુધનવા જરૂર મરણ પામશે, તેથી સુખવંતીએ સુધનવાનો કર ઝાલીને કહ્યું હે દીકરા મને એમ જણાય છે કે જરૂર તારૂં મરણ થશે માટે હું તને યુદ્ધમાં જવા દેવાનિ નથી, અરે મ્હારા વ્હાલા પુત્ર મને માઠા શુકન થાય છે માટે તું મુમુત મુકીને યુદ્ધમાં જવાનું બંધ રાખ, એવામાં તેની બેહેન દોડી આવીને કહેવા લાગી કે

હે વીરા મારા મનમાં એવુ જણાય છે કે તમારો કાળ થશે માટે મારૂં કહેવું કબુલ કરોતે યુદ્ધમાં જવાનું બંધ રાખો, વળી હે વીરા જો તાતજીનો ઠબકો આવશે તો તે મારે માથે પણ હું તને યુદ્ધમાં જવા દેવાની નથી, વળી એવામાં સુદવંતિ કહે એ દીકરા ત્હારા પીતાને હું જવાબ દઇશ. જેથી તને કાંઈ હરકત થશે નહી. „તારે માટે અમે મા દીકરી બંન્ને મરીશું પણ તું યુદ્ધમાં જવાનું બંધ રાખ તવ શુધનવા કહે અરે માતાજી હવે હું રણસંગ્રામે જવા તૈયાર થયેલો ક્ષત્રી શી રીતે થોભી રહું વળી મહારા પીતાએ દવાઇ ફેરવાવી તેનું શું કહીશ. તેમ છતાં હે માતા મહારા ચારભાઇઓ યુદ્ધે ગયા તેમને તમે શા માટે ન રોકી રાખ્યા અને મહારા માટે આટલો આક્રંધ કરો છો! વળી જગતમાં કહેવાય છે કે જે પુત્ર તાતનું વચન લોપે છે. તેને દીકરી જેવો જાણવો માટે હું નર થઇને દુનીયામાં નારી ગણાઉં. તેટલા વાસ્તે મૃત્યુનો ભય ત્યાગ કરી હું તો રણસંગ્રામે જઇશ, અરે મહારી વ્હાલી માતા તમારૂં ધારયું કરૂં છું તો મહારા તાતજી કકળે છે. એવું સાંભળતાંજ શુખવંતી બોલી અરે દીકરા તું જાણે છે કે માબાપનું વચન ઓળંગવાથી ઇશ્વર ના રાજી રહે છે, છતાં તું શામાટે મુમત પકડી રહયો છે. તવ સુધનવાએ કહયું, માતાજી આપનું કહેવું સત્ય છે. પણ તેમાં વીવેક વડે એવું સમજવાનું છે કે પુત્ર હોય તેને પીતાનું કહેવું કબુલ કરવું અને પુત્રી હોય તેણીએ માતાનું વચન માન્ય કરવું એવું શુધનવાના મુખનું વચન સાંભળીને શુખવંતી છેવટ બોલી ઉઠી કે એ વ્હાલા દીકરા તારો જરૂર નાશ થવાનો છે, માટે તને યુદ્ધમાં જવા દેવાની નથી. એમ કહી શુખવંતી અતીશય આક્રંધ કરવા લાગી છે. હવે એવામાં નગ્રની બહાર એવું બન્યું કે હંસદ્વજરાજાએ પ્રધાનોને કહયું, તમે બરોબર તપાસ કરોકે હજી શુધી કોણ નથી આવ્યું, એવું હંસદ્વજરાજાનું બોલવું સાભળીને શંખલેખનામના પ્રધાનો ઉભા થઇને સઘળા સૈન્યમાં ફરવા લાગ્યા. એ પ્રમાણે બંન્ને પ્રધાનો આખા સઇન્યમાં ફરયા તો સઘળા આવી ગયા છે, ત્યાર પછી શંખલેખ હંસદ્વજરાજાના સગા સહોદરમાં ફરવા લાગ્યા તો ત્યાં તેમને શોધતાં શોધતાં માલમ પડયું કે સઘળા આવી ગયા છે પણ ફકત અકલો શુધનવા આવ્યો નથી. એ પ્રમાણે શુધનવાને નહી આવેલો જાણીને બન્ને પ્રધાનો ખુશી થયા પછી શંખલેખે એકાન્તમાં વીચાર કરયો કે આપણા ઉપર શુધનવા વધારે દવેશ કરતો હતો માટે તેને આજ તેલની કઢામાં મારી નંખાવીએ તો બહુ સારૂ થાય તે શુધનવા આપણું ધારયું થવા દેતો નથી માટે મરી જાય તો વચ્ચેથી પાપ જાય

એમ ધારી શંખલેખ નામના બંન્ને દુષ્ટ પ્રધાનો પોતાના મનમાં હસતા હસતા રાજાની પાસે આવીને કહેવા લાગ્યા કે હે મહારાજા તમામ લોકો આવ્યા છે પણ ફકત આપનો પુત્ર શુધનવા આવ્યો નથી. ત્યારે રાજાએ પ્રધાનોને કહ્યું કે હવે શુધનવા નથી આવ્યો માટે તેનો શો ઇન્સાફ કરીશું એવું સાંભળી પ્રધાન બોલ્યા. અરે હંસદ્વજ આ મહારાજ તમે શું બોલ્યા! આપણા સામી તેલની કઢા ઉકળાવી છે. તે શું બીજાને માટે! પોતાના દીકરાની પક્ષ કરશો તેમાં તમે સારૂં ફળ મેળવશો નહી. જો ન્યાયની રીતે ચાલો તો તમારા શુધનવાને તેલની કઢામાં તળવો જોઇએ તવ રાજા બોલ્યો હે પ્રધાનો જેમ તમારી મરજીમાં આવે તેમ કરો, હું તમને કંઇ દોશ દેવાનો નથી શંખલેખનામના પ્રધાનોએ રાજી થઇને સો શેવકોને બોલાવ્યા, પછી પ્રધાનોએ તે સો શેવકોને એવી આજ્ઞા આપી કે તમે સુધન્વાને અહીં તેડી લાવો. જો માન્યભેર આવે તો ઠીક નહી તો તેને તાંણી બાંધીને પુષ્કળ માર મારતા મારતા લાવજો એવો પ્રધાનોનો હુકમ સાંભળી શેવકો પોતાનાં આયુદ્ધ ધારણ કરીને સુધનવાને તેડવા માટે ચાલ્યા હવે સુધનવા પોતાની માતાની પાસે આજ્ઞા માગે છે પણ સુખવંતી તેને યુદ્ધમાં જવાનીના પાડે છે. એવામાં સેવકો ઉઘાડાં ખડગ ધારણ કરીને સુંદરવતીના મહેલે આવ્યા. પછી સઘળા અનુચરોએ ઘાંટો કહાડીને કહ્યું કે સુધનવા અહીં છે. એવું સાંભળી સુંદરવતી પોતાની બહારી આગળ આવીને કહેવા લાવી અરે અનુચરો મહારા પતી અહીં નથી. તે તો તેમની માતાજી પાસે ગયા છે. તવ સઘળા શેવકો ત્યાંથી સુખવંતિની -મેહેલે આવ્યા. તો સુધનવા સુખવંતિની પાસે ઉભો રહ્યો છે. સુધનવાને ઉભેલો જોઇને સઘળા શેવકો બોલી ઉઠયા; અરે સુધનવા કેમ આટલી બધીવાર સ્થંભી રહ્યા છો તમારા પીતાજી તમને તેલમાં તળવા માગે છે માટે તમે એકદમ ચાલો જો તમે નહી આવો તો તમને બંધન કરીને લેઈ જવા પડશે. એવું સાંભળી સુધનવાની માતા સુખવંતી બોલી, હે દીકરા મને તારાં આયુદ્ધ આપે તો સઘળા શેવકોને ઠેર મારૂં તવ સુધનવા બોલ્યો, અરે મહારી વ્હાલી માતા હવે જે થનાર હશે તે થશે પણ મને મહારા પીતાજી પાસે જવાની આજ્ઞા આપો એ પ્રમાણે સુધનવાનું વચન સાંભળીને સુખવંતી કહેવા લાગી, ઓ દીકરા તારા પીતાજી તને તેલમાં તળવાના છે માટે તું જવાનું બંધ કર ત્યારે સુધનવાએ કહ્યું ગમે તેમ થાય પણ પીતાજીના તાબે થવુંજ પડશે. એ પ્રમાણે બોલતામાંજ શેવકો આવીને સુધનવાના હાથ બાંધવા લાગ્યા. તવ સુધનવાને એકદમ રીસ ચઢવાથી પોતાનું ખડગ લેઇને વીસ સેવકોને ઠેર મારી નાંખ્યા. એટલે બાકીના

સેવકોએ જાણ્યું કે ખીજાએલો સુધનવા આપણને મારી નાંખશે માટે ચાલો રાજાની પાસે જતા રહીએ એમ ધારી તેઓ રાજાની પાસે આવ્યા ત્યાં આવીને કહેવા લાગ્યા, હે મહારાજ અમે સુધનવાને તેડવા ગયા હતા પણ સુધનવાએ તો ઉલટાવીસ યોદ્ધાઓનો નાશ કર્યો. એવું સાંભળીને રાજાને તથા પ્રધાનોને સુધનવા ઉપર પુષ્કળ રીસ ચઢી પછી રાજાએ એક પત્રમાં એમ લખ્યું કે સુધનવાને ખબર થાય જે આ પત્ર વાંચી તુરત તારા પીતાની પાસે આવજે આ પ્રમાણે પત્ર લખીને રાજાએ બાકી રહેલા એંશી સેવકોને આપ્યો. ત્યાર પછી હંસધ્વજે એંસી સેવકોને સુધનવાને તેડી લાવવાની આજ્ઞા આપી એટલે સેવકો પત્ર લેઇને સુધનવાની પાસે આવ્યા પછી તે પત્ર સુધનવાને આપ્યો એટલે હરીદાસે તે પત્ર વાંચીને વીચાર કરયો હવે તાતજીનું વચન લોપાય તેમ નથી, માટે બંધન થઇને જવું પડશે. એમ ધારી પોતાની માતાને કહ્યું, અરે દયાળુ માતાજી મહારા પીતાની લખેલી ચીઠી આવી છે. માટે મહારે તેમની આજ્ઞાને તાબે થવું જોઇશે. તવ સુખવંતી બોલી હે દીકરા તું શા માટે મુમત કરે છે, જો તને શરમ આવતી હોય તો તારી તરવાર મને આપ, કે જેથી કરીને સઘળા શેવકોનો નાશ કરૂં. ત્યારે સુધનવા બોલ્યો, તમારૂં કહેવું સત્ય છે. પણ મહારે મહારા પીતાજીનું વચન ઓલઘન નહી કરવું જોઇએ. જો વચન માન્ય ન કરૂં તો જગતમાં મારી કુખ લજવાય. માટે હે માતા તમે ડાહ્યાં છો છતાં કેમ ભુલ ખાઓ છો ? જ્યારે ત્યારે એક વખત મરવું છે માટે મા બાપની આજ્ઞા પુત્રે અવસ્ય પાળવી જોઇએ. વળી હે માતાજી હું હમણાજ આપના પ્રતાપથી સઘળા શેવકોનો નાશ કરૂં પણ મહારા પીતાજીના વચનને વળગી રહ્યો છું. એ પ્રમાણે માતા પુત્ર વાતો કરે છે. એટલામાં શેવકોએ દોરડું લઇને સુધનવાના હાથ બાંધવાનો વિચાર કર્યો ત્યારે સુધનવાએ પોતાના પીતાની આજ્ઞા પાળવા માટે સેવકના સામા બંન્ને હાથ ધર્યા. એટલે શેવકોએ સુધનવાના હાથ બરોબર કશીને તાણી બાંધ્યા. તવ સુધનવા ગભરાઇને બોલ્યો, અરે શેવકો જરા મહારા હાથ નરમ કરો એટલે હુ તમારી સાથે આવું છું. અરે ભાઇઓ આટલું બધું જોર કરીને મહારા હાથ તાણી બાંધ્યા છે. તેથી એવી સખત વેદના થાય છે. કે થોડી વારમાં મહારો જીવ જશે. એ પ્રમાણે સુધનવા દીનતાનાં વચન બોલે છે. પણ શેવકોને બીલકુલ દયા આવતી નથી, શેવકોતો સુધનવાને ઉલટા ઠોંસા મારીને કહે છે કે અલ્યા પહેલાં શું ન્હોતો જાણતો કે ત્હારૂં આવી બન્યું છે, એમ કહીને જ્યારે સુધનવાને ખેંચી લીધો ત્યારે સુખવંતી ઘણી ગભરાઇ

ગઈ. બીચારી સુખવંતી બેહે બાકળી થઇને સુધનવાને બ્હાઝી પડી. પછી તે સુધનવાને કહેવા લાગી હે દિકરા તેં ત્હારા હાથ શેવકો પાસે બંધાવ્યા તેજ તારી મહોટી ભુલ થઇ છે એમ કહી પોતે છાતિ ફાટ રડવા લાગી. સુખવંતી રડતાં રડતાં કહે છે કે હે કોમળ કાયાના પુત્ર ત્હારા ઉપર ત્હારા પીતાનો આટલો બધો જુલમ સભવનો નથી. એમ કહિ સુધનવાને છાતી સરસો ચાંપે છે. વળી કહે છે કે ઓ લાડકવાયા દીકરા મેં તને લાંબી આશાએ મહોટો કર્યો હતો તે સઘળી આશા વ્યર્થ ગઇ. મહારા વ્હાલા દીકરા ત્હારા વીના ત્હારી બેહેન રડી રડીને મરી જશે. ઓ પુત્ર ત્હારી સુંદરી છબી ત્હારી રાંકડી માતા કયારે નીરખશે. અરે દઇવ આ શું થયું એમ કહીને સુખવંતી મુર્છાગત થઇ પડી. એટલે સુધનવાની બેહેન કોવલીકા આવીને પુષ્કળ રડે છે, પછી કોવલીકા બોલી, હે વિરા આ તમે શું કરો છો ! તમારી વ્હાલી બેહેનને છોડીને કયાં જાઓ છો. ઓ વીરા આપણા દુશ્મન પીતાના તાબે તમે ન થાઓ. નહી તો તે તમને તેલની કઢામાં ઉકાળશે. અરે પ્યારા બંધુ તમારી રાંકડી બેહેન તમારા વિના પીહેયેરમાં કેમ કરીને રહિ શકશે ! એ પ્રમાણે સુધનવાને કહયા પછી કોવલીકા શેવકો પ્રત્યે બોલી ઉઠી અરે દુષ્ટો મહારા બંધુના હાથ છોડી દો, નહીતો તમને હત્યા આપીશ. મહારો તાત સંખલેખ પ્રધાનોના તાબે થઇ ગયો છે. તેથી મારૂં રદય બળી જાય છે. હાય હાય દઇવ આવા દુષ્ટ પ્રધાનોને તમે શા માટે દુનીયા ઉપર જીવવા દીધા છે. ! ઓ પ્રભુ તે દુષ્ટો કીયા જન્મની દાઝ વાળવા ઉભા થયા છે. અલ્યા શેવકો જો તમે મહારા ભાઇને છોડો તો હું તમને જે જોઇએ તે આપું, તમે કહો તે કરવા તૈયાર છું પણ આ મહારા મહોટા ભાઇના શા માટે જીવ લેવા બેઠા છો, એ પ્રમાણે શેવકોએ સાંભળીને અચરકો માર્યો એટલે સુધનવા નીચે ઢળી પડયો. પછી સુધનવા ઉભો થઇને કહેવા લાગ્યો કે અરે દુષ્ટો હું મહારી જાતે બંધાયો તેથી તમે મસ્તાન થયા, પણ યાદ રાખજો કે આગળ જતાં તમારી ખોટી વલે થશે. પહેલા વીસ યોદ્ધાના પ્રાણ લીધા તે વખત કેમ જીવ લેઇને નાસી ગયા હતા, આતો મારા પીતાજીની ચીઠીના લીધે હું બંધાયો છું, નહીતો તમારા જેવા પામરની મહારા આગળ શીગણત્રી. કે તમે મને બાંધિ શકો. એમ કહીને સુધનવા ચાલવા લાગ્યો. પછી ચાલ્યા ચાલ્યા સઘળા લોકો સુધનવા સહવર્તમાન નગરની બહાર આવીને ઉભા પછી સુધનવા જ્યાં પોતાના પીતાજી બીરાજ્યા હતા ત્યાં આવીને નમી પડયો. એટલે સુધનવાને જોઇને હંસધ્વજરાજાને ઘણી રીસ પ્રગટી. તવ હંસધ્વજ બોલી ઉઠયા,

અરે દુષ્ટ સુધનવા તું મહારો પુત્ર નથી, કારણ કે તેં મહારા વચનનો ભંગ કર્યો છે. તું અહંકારી થયો છું માટે ત્હારૂં આવી બન્યું છે, એમ જાણજે. મેં આખા નગ્રમાં દવાઇ ફેરવાવિ હતી છતાં તેં તેના ઉપર બીલકુલ લક્ષ ન આપ્યું, માટે હવે થોડા વખતમાં તારૂં આવી બન્યુ છે. હે દુષ્ટ, શતરૂનો સામા વાટ જોઇને બેશી રહયા છે, છતાં તેં ઘણું કાહયર પણું કર્યું, મહારા પેટ પેંદા થઇને તેં મહારૂં નામ લજવ્યું. તેં તારા પીતાજીનો બીલકુલ હુકમ તોડી નાંખ્યો તેથી તું ઘણો અપરાધી છે. વળી તેમ છતાં મેં ત્હારો ઇન્સાફ પ્રધાનોને સોંપી દીધો છે. માટે તું કયાંથી બચીશ, એવું સાંભળી સુધનવા ગળગળા અવાજે બોલ્યો, અરે મહારા વહાલા તાત થોડો વખત મહારી સ્ત્રીયે રોકયો અને થોડો વખત મહારી માતાએ રોકયો તથા થોડો શેવામાંરોકાયો. તેથી અહીં આવતા મને વાર લાગી છે. અરે તાતજી છોરૂં કછોરૂં થાય પણ પીતાજીએ તો સદા ક્ષમા રાખવિ જોઇએ. માટે આપ હસીને મને આજ્ઞા આપો તો હું અરજુનજીને જીતીને હાલ આવું છું. ત્યારે હંસધ્વજ બોલ્યો, અરે દીકરા તું શું જીતવાનો છે, તું તો મહારૂં નામ બોળ્યું અને આખા જગતમાં મને લાંછન લગાડાવ્યું. માટે હે દીકરા તમે તો નીશ્ચે શીક્ષાના પાત્ર છો. તવ સુધનવા કહે ઓ તાતજી તમારા ગરીબ પુત્ર ઉપર દયા કરી મને માફી આપો, જ્યારે તમે પીતા થઇને મહારા ઉપર કૃપા નહી કરો ત્યારે મહારી શી વલે થશે. એવું કહયા છતાં પણ હંસધ્વજ માથું ધ્રુણાવીને કહે છે. કે ઓ દીકરા તમે જરૂર તેલ કઢામાં તળાશો તેમાં મહારો ઉપાય નથી, એટલે આ વાત આખા નગરમાં ચાલી કે હંસધ્વજ સુધનવાને તેલની કઢામાં તળે છે. તેથી સઘળા ગામમાં હરીદાસોને અતિસય ચીંતા થઈ. તમામ હરી ભકતો માંહો માંય વાતો કરે છે કે અરેરે બીચારો સુધનવા ભકત તેલ કઢામાં તળાશે. એમ કરતાં કરતાં આ વાર્તા સુંદરવતીએ સાંભળીને અતીશય આક્રંધ કરી મુકયું પછી તે સુખવંતીના મહેલમાં આવીને છાતી ફાટ રૂદન કરવા લાગી. એટલે તેને જોઇને સુખવંતી પણ મુર્છામાંથી જાગી ઉઠીને છાતી માંથાં કુટવા મંડી પડી. એવામાં કોવલીકા બોલી ઉઠી કે અરે માતા મહારો બંધુ તેલમાં તળાવાનો છે, તેથી મને પણ અતીશય ઉચાટ થાય છે, તવ સુખવંતી, સુંદરવતી તથા કોવલીકા આ ત્રણે નારીયો દસ વીસ દાશીયો સાથે છાતી ફાટ રડતી રડતી સુધનવા પાસે જવા માટે ચાલી આખા નગ્રમાં હાહાકાર થઈ રહ્યો છે. લોકોનાં રાંધ્યા ધાન રઝળે છે. સુધનવાનું સંકટ જાણીને નરનારી ત્રાસ પામી ગયાં છે. કેટલીક પવીત્ર

સ્ત્રીયો તો ધાવતાં બાળક માર્ગમાં નાંખીને ભકતને મલવા માટે દોડે છે. કેટલાક લોકો કહે છે. કે આપણો ઉપાય નથી નહી તો રાજાને ઠેર મારીએ. વળી માંહોમાંય વાતો કરે છે. કે રાજા પણ અક્કલ વીનાનો દેખાય છે, કારણ કે દુષ્ટ પ્રધાનોના કહ્યા પ્રમાણે હાએ હા કહે છે. કેંક કહે છે કે ચાર બંધવ સુધનવાને મદદ કરે તો એકલો તાત શું કરવાનો હતો. વળી સઘળી રૈયતે વીચાર કર્યો કે જો રાજા સુધનવાને દેશ વટો દેતો આપણે તેની સાથે જવું અને કદી તેના જીવનો નાશ કરે તો આપણે પણ તેની જોડે મરવું. એ પ્રમાણે લોકોના જુદા જુદા તુરંગ ચાલે છે, હવે સુખવંતી સ્ત્રી પોતાના દીકરાના દુઃખે પોતાનું અંગ ભાગી નાંખે છે કોવળીકા કલ્પાન્ત કરે છે, કે અરે દૈવ મહારૂં પીહયર ઉજડ થવા બેઠું આખો આનંદ વરશી રહ્યો હતો તેમાં વળી આ મહોટું વીઘ્ન આવ્યું મહારે બીજા ચાર બંધુઓ છે પણ આ સર્વથી પાટવીનો નાશ થાય તો ગજબ થઇ જાય. વળી શુધનવાની શુંદરવતી સ્ત્રી પણ બેભાનમાં અતીશય રડતી રડતી ચાલી જાય છે. આ પ્રમાણે સઘળું મનુશ આક્રંધ કરતું કરતું દરવાજા લગભગ આવ્યું. અટલે સૈન્યના લોકોએ હંસદ્વજને તથા પ્રધાનોને કહ્યું. તવ રાજાએ વીચાર કરયો કે અરેરે બીચારી અબળાઓ શુધનવા માટે ઘણુંજ આક્રંધ કરે છે, પણ તેમાં મહારોઉપાય ચાલે તેમ નથી, એટલામાં સઘળું મનુશ તથા ત્રણે સ્ત્રીયો રાજા પાસે આવ્કા. પછી શુખવંતિએ શુધવાને બંધાએલો જોઇ તેને બહાઝી પડી ત્યાર કેડે કોવળીકા તથા શુદરવતી પણ મરજાદ મુકીને શુધનવા પાસે ગયાં, શુધનવાને અતીશય દુઃખી જોઇને ત્રણે સ્ત્રીયો અતીશય રૂદન કરવા લાગી છે. તેમાં શુંદરવતી કહે છે કે હે સસરા જ્યારે તમારે આ પ્રમાણે ઉતપાત કરવો હતો તો મને શા સારૂ તમારા દીકરા સાથે પરણાવી. એવામાં હંસધ્વછરાજા બોલ્યો હે, શુખવંતી સ્ત્રી તું મરીયાદ મુકીને અહીં આવી તે તને ઘટતું નથી. જેવો તને દીકરો વહાલો છે તેવો મને પણ વહાલો છે. પણ જે પુત્રે પીતાને લાન્છન લગાડયું તે શુતને આપણે શું કરીશું માટે તેવા અપરાધી પુત્રને તો બળાત્કારે પણ મારી નાંખવો જોઇએ તેમાં ખરી વાતે ડરવું નહી. એવું સાંભળી શુખવંતી કહે છે ઓ સ્વામી મહારા પુત્રને મારનાર જગતમાં કોઈ નથી જો તમે તમારો પુત્ર માનતા હોઓતો આવો અઘટીત જુલમ તેના ઉપર કદી ગુજારો નહી. તમારી આણદાણ સૈન્યા ઉપર ચાલશે, અહીં ઘરમાં ચાલવાની નથી. તમે તો સુધનવાને તેલમાં તળવાનો નીશ્ચય કર્યો છે માટે તે તમારો પુત્ર નથી. ઓ સ્વામી તમે સુધનવાના

પગલે ઘણું સુખ પામ્યા છો. પણ તમારૂં કંઈ બગડવા કાળ થયું તેથી તમારી મતી ભ્રષ્ટ થઇ છે. આપણું વાંઝીયા મહેણું આ પુત્રે ટાળ્યું છે. માટે હું જયાં શુધી બેઠીછું ત્યાં સુધી આ પુત્રને કદી મારવા દેનારી નથી. મહારે ગામ ઘર કંઈ જોઇતું નથી, ફકત મહારો પુત્ર જીવનો રહેવાદો એટલે બસ છે. જો વળી તમારી મરજી હોય તો અમે મા દીકરો વનમાં જઇએ પણ સુધનવાને જીવવાદો અમારે તમારો આશરો નથી જોઇતો, અમે તો વીઠલવરને સાચા માનીએ છીએ, જે પુરૂષ છે તે વૈભોગના સગા છે. ફરજનની ફીકર રાખતા નથી. પહેલી સ્ત્રી મરી જાય એટલે બીજી લાવે છે, પણ પહેલી સ્ત્રીના ફરજનની બીલકુલ ચીંતા રાખતા નથી. બાપ ગમે તેવી રીતે ઘોડા ગાડીયોમાં ફરે પણ તેનાથી પુત્ર સચવાતો નથી અને માતા ગમે તો રીંટીયો કાતતી હોય પણ તેના દીકરાને આનંદથી મહોટા કરે છે. માટે હે સ્વામી જરા ઉંડા ઉતરીને વીચાર કરો, એવું સાંભળીને હંસધ્વજ કહે છે. અરે રાણી જરા મરીયાદામાં બોલો. મહારા ઘરની મરીયાદ છોડીને કુળ લજાવવા માટે અહીં શામાટે આવી ! તમારા ચર્ણની ન્હાની સરખી પણ કોએ જોઇ નથી તેને બદલે અત્યારે આખું શરીર તમે દર્શાવો છો તે ઘણું ખોટું કરોછો. ધન્ય છે તારા માતા પીતાને કે તેમણે આવી બેશર્મી પુત્રીનો જન્મ આપ્યો. પીતા વીના કદી પુત્ર થતો નથી માટે અમારા મનમાં આવશે તે કરીશુ. તેમાં તમારૂં ધાર્યું કદી થવાનું નથી. જે પુત્ર પીતાનું વચન લોપે તેને જરૂર શીક્ષા થવી જોઇએ. આપણે પાંચ પુત્રો છે તેમાંથી એક જશે એટલે કઇ વાંઝીયા મહેણું આવવાનું નથી માટે તમે સમજીને મહેલે પધારો નહી તો તમને શીક્ષા કરવી પડશે. વળી તારી સાથે દીકરીને શામાટે દરવાજા સુધી તેડી લાવી ! માટે મહારૂં કહ્યું માનીને તમે ઘેર જાઓ તો બહુ સારૂ. ( તમારૂં ) પ્રેમદાનું કહેલું વચન જો પુરૂષ સાંભળશે તો રસાતાળ જશે. એટલા માટે હે સ્ત્રી તમે ખુશીથી આપણા ઘેર પધારો નહી તો તેમાંથી નવા જુની થશે. તવ સુખવંતી નેત્રમાં આંસુ લાવીને બોલી ઉઠી હે નીર્દય સ્વામી ધીક્કાર છે તમને કે આવો ભકત દીકરો નાશ કરાવો છો ! મહારો સર્વથી મહોટા દીકરો મરે છે માટે મહારે પણ તેની સાથે મરી જવું છે, એ પ્રમાણે સુખવંતીએ રીશ કરીને પોતાના હાથમાં ખડગ લીધું. પછી તે ખડગથી સુધનવાનાં બંધન તોડી નાંખ્યા. તવ કોવળીકા બેહેન રકત લોચનથી હંસધ્વજ પ્રત્યે બોલી કે હે પીતાજી તમે શા માટે ખોટા ગર્વ ધારણ કરયો છો ! દુષ્ટપ્રધાનોના કહેવા પ્રમાણે તમે કેમ ચાલો છો ! હે પીતાજી જરા ઉંડા વીચાર

કરો, નહી તો તેમાંથી માઠું પરીણામ નીપજશે, અમારી કાયા કામની છે પણ આત્મા તમારો તથા અમારો એક છે માટે છેવટ તમે નહી માનો તો અમે અમારી મરજીમાં આવશે તે કરીશું. હું બેહેન મહારા ભાઇ વડે છું માટે મારા ભાઇને કદી મરવા દેવાની નથી. તમે દીકરો મરાવા તૈયાર થયા છો તેથી એમ જણાય છે કે તમારી બુદ્ધિ કોઇએ ભ્રષ્ટ કરી છે. એ પ્રમાણે કહીને તેણીએ તેના કેશનો ગળે ફાંસો નાંખ્યો. તવ રાજાએ જાંણ્યું કે જરૂર કોવળીકા મરણ પામશે. તેથી હંસધ્વજે ઉભા થઇને કોવળીકાના હાથ ઝાલીને કહ્યું કે બેહેન તું મરીશ નહી, હું તેને માટે બીજો ઉપાય શોધિ કહાડું છું. એમ કહીને કોવળીકાને શાંત પાડયા પછી રાજાએ પ્રધાનોના સામુ જોયું. તવ પ્રધાનો બોલ્યા અરે રાજા તમારૂં બોલેલું વચન કેમ ભુલી જાઓ છો! એટલે હંસધ્વજ કહે છે કે હે પ્રધાનો સુધનવાના માટે સઘળાં લોક ઘણાંજ દીલગીર છે તેટલા વાસ્તેં તમે કાંઇ બીજો ઉપાય બતાવો તો બહુ સારૂ. તવ બંને પ્રધાનો એકાન્તમાં જઇને વીચાર કરવા લાગ્યા કે સુધનવા બરોબર લાગમાં આવ્યો છે માટે તેને જરૂર મારિ નંખાવવો એ સારૂં છે. આપણા માટે તે ઘણુંજ ભુંડું કરે છે એટલા માટે તેને મરાવી નાંખીને નિર્ભય થઇશું. એ પ્રમાણે નીશ્ચય કરીને તેઓ રાજાની પાસે આવ્યા. પછી તેઓએ હંસધ્વજને કહ્યું કે તમે સુધનવાનો ઇન્સાફ કરો એટલે અમે તેનો બરોબર તપાસ કરીશું. તવ હંસધ્વજ પોતાના આસન ઉપર સુધનવાનો ઇન્સાફ કરવા બેઠો. પછી રાજાએ સુધનવાને કહ્યું કે હે દીકરા હું તને કહું તે તું સાંભળીલે. તવ સુધનવા બોલ્યો, ઓ વ્હાલા પીતા આપનું વચન પાળવા માટે હું તૈયાર છું. આપ જે કહેશો તે સઘળું મ્હારે કબુલ છે. જે પુત્ર પીતાના વચનને માન્ય નથી કરતો તેને ધીક્કાર છે. એટલે હંસધ્વજ પ્રધાનને કહે છે કે આ દીકરાને દેશવટો દેવો એ તેલમાં તળવા કરતાં ઉત્તમ ન્યાય છે, કારણ કે દેશવટો દેવાથી મ્હારા ઘરમાંથી કંકાસ ઓછો થાય છે, અને તેલમાં તળવાથી પુત્ર નાશ થાય છે. માટે ગાય જીવતિ રહે અને રત્ન નીકળે આપ્રમાણે પુત્રને શીક્ષા થાય અને વળી જીવતો રહે તો ઘણુંજ ઉત્તમ છે. સુધનવાના ચાર બંધુ પણ રક્ત લોચને જોઇ રહયા છે. વળી નગ્રનિ રઇયત પણ સુધનવાની પાસે આવી છે. માટે તેમાંથી જો મ્હોટો દંગો થાય તો શું કરીએ, તેટલા વાસ્તે તમે કાંઇ ખુલાશો આપો. એટલે શાંતી રાખીને શંખ લેખ નામના પ્રધાનો રાજાને કહે છે અરે તમારૂં અભીમાન કયાં ગયું. પોતાની પ્રેમદા તથા દીકરીથી ડરી ગયા તો આપ બીજું શું કરવાના છો. અમે તમને મરદ

જાંણીને પ્રધાન થયા પણ તમે તો કેવળ વ્યંઢળ નીકળ્યા બાકી જો તમારે વચન પાળવું હોય તો દિકરા દારા તથા પુત્રી શું કરવાનાં હતાં. માટે બીજું ત્રીજું બોલ્યા વિના તમારૂં વચન પાળો. એટલે હંસધ્વજ બોલ્યો. આપણે હમણાં ઇન્સાફ કરવાનો બંધ રાખો પહેલા વહેલા અરજુનની સાથે યુદ્ધ કરીને આવ્યા પછી જે કરવું હશે તે કરીશું. એવું રાજાનું બોલવું સાંભળીને બેઉ પ્રધાનો ક્રોધ કરીને બોલી ઉઠયા, અરે સ્વાર્થી રાજા ધીક્કાર છે તને કે તારૂં બોલેલું વચન તારાથી પળાયું નહિ. અમે સોનું દેખીને સંગ કર્યો પણ આખર તું કથીર નીકળ્યો. અરે વ્યંઢળ તું રણ ધીર નથી પણ કાહયર છે. હે ચંપાવતીના નાથ ચુંદડી હોઢીને આંખમાં મેંશ આંજો. તું કુંતા સુત પાન્ડવો સામે શું યુદ્ધ કરવાનો હતો, તે તો ઉલટું ગાદિનું નામ બોળ્યું. તારી નારીના ભયથી તારૂં બોલેલું તારા મ્હોંમાં પેઠું. અમારે તારા નગ્રમાં રહેવું યોગ્ય નથી. વળી પોતાનાં વહાલાં અને બીજાનાં ખોટા આ પ્રમાણે જાંણવાથી ઇશ્વર કેમ રીજશે અમે ત્હારા ત્યાં રહીને ત્હારૂં ઉચીષ્ટ અન્ન ખાધું માટે પાપીષ્ટ ગણાઇશું હવે આટલેથી સમજી ગયા માટે છેલ્લી વારના જુહાર છે, એમ કહિને બંન્ને પ્રધાનોએ ચાલવા માંડ્યું. તવ રાજાએ તેમના હાથ ઝાલ્યા, પ્રધાનો કહે અમારે તારા રાજ્યમાં કહી રહેવું નથી. તવ રાજા બોલ્યો તમારૂં કહેવું યોગ્ય છે પણ શા માટે રીસાઇ જાઓ છો એટલે પ્રધાનોએ કહ્યું જેવાં તમારાં બાળક તમને વહાલાં છે તેવાં બીજાને પણ વ્હાલાં હશે. જો સુધનવા શીવાય બીજો કોઇ ગરીબ મોડો આવ્યો હોત તો તેને તેલમાં તળીને મારી નાંખત, પણ આતો પોતાનો પુત્ર એટલે તેલમાં કેમ તળાય ! હે હંસધ્વજ રાજા આગળ પણ મ્હોટા મ્હોટા રાજાઓ જેવા કે રામ, નળ તથા હરીશ્ચંદ્ર વીગેરે બહાદુરો એ પોતાનાં વચન કેવાં પાળ્યાં હતાં, માટે અમે તો વચન ભ્રષ્ટીના છાંયે .પણ ઉભા રહેવાના નથી, આવું પ્રધાનોનું બોલવું સાંભળીને રાજાના મનમાં વીચાર આવ્યો કે મ્હારી અબળાએ તથા પુત્રીએ મારી બુદ્ધિ ફેરવી દીધી, બાકી મ્હારી આટલી વય થઇ પણ કોઈ દીવસ હું ભ્રષ્ટ થયો ન હોતતો. એ પ્રમાણે વીચાર કરી રાજાએ નીશ્ચય કર્યો કે ગમે તો પુત્ર પરીવાર ધન દોલત આ સર્વે નાશ પામે અને વળી દેહના કકડે કકડા થઈ જાય પણ વચનને કદિ લોપવું નહી એમ મનમાં દઢ કરીને પોતે ખુરશીમાં બેઠો. પછી હંસધ્વજે સઘળી સભાના સાંભળતાં સુધનવાને કહ્યું કે જો તું મ્હારો દિકરો હોય તો તેલ કઢામાં પડીને મરીજા. એ પ્રમાણે જેવો રાજાએ હુકમ કર્યો કે તુરત હરીજનોએ પોક મુકી. સઘ-

ળાં નરનારી પોંચા કરડી કરડીને અતીશય રડવા લાગ્યાં, પછી તમામ હરી-જનોએ મનમાં શ્રાપ દીધો કે હે પ્રધાનો તમારૂં ખરાબ થજો. વળી પોતાના મનમાં કહેવા લાગ્યા કે હે પ્રધાનો તમે બ્રાહ્મણના દેહ પામ્યા છો પણ કોઇક ચાન્ડાળ જાતિ હોઓ એમ જણાય છે. તમારી ચોટલીયો ગ્રહીને ચીરી નાંખવામાં કાંઇ પાપ નથી. એ પ્રમાણે ભકતો પ્રધાનો ને શ્રાપ દે છે. વળી કાચા કાળજાની સ્ત્રીયો છૈયાં નાંખી દેઇને રડવા લાગી છે. કૈક ભકતોના મનમાં એવું થયું કે આપણે બળીયા સાથે કેમ કરીને બાથ ભીડીએ નહી તો હમણાં દુષ્ટોનો પરાજય કરીએ. કયાં આગીયોને કયાં ચંદ્ર, કયાં ખાબડુંને કયાં દધી. કયાં બીલાડોને કયાં વાઘ, કયાં સસલો ને કયાં સીંહ, કયાં અળશીયું ને કયાં સર્પ, એ પ્રમાણે આંપણે કયાં રઇયતને કયાં રાજા એમ વિચાર કરીને સઘળા રડે છે, કૈક પ્રભુને અરજ કરે છે કે જો સુધનવા બચે તો બહુ સારૂ. કૈંક તો સુધનવા માટે અન્ન જમવાની બાધા લીધી છે. વળી કેટલાક લોકો કહે છે કે સુધનવા ભક્તની બરોબર કોઈ નથી. કારણકે એનું આનંદ મુખ જોઇને સર્વેને અતી આનંદ ઉપજે છે. એના પુનથી આખી નગરી સદા સુખી છે. એમ વીચાર કરીને સઘળા લોકો માંહોમાહે કહે છે કે જો સુધનવા ભકત મરણ પામશે તો આપણે પણ આપણા પ્રાણ ત્યાગ કરીને પ્રધાનોને અર્પણ કરીશું એ પ્રમાણે સઘળા હરીજનો કકળીને પ્રધાનોને શ્રાપ દેવા લાગ્યા. હવે એવામાં બેઉ પ્રધાનો એક એકને કહે છે કે આપણે રાજાને ઠીક બીવડાવીને સમજાવ્યો છે. પહેલા આપણે જે જે કામ કરતા તેમાં રાજા હાએડા કરતો અને સુધનવા આડો પડતો માટે હવે સુધનવા તેલમાં તળાઇને મરણ પામશે તેથી સઘળું દુઃખ નાશ પામશે. વળી સુધનવા વીના એના ચાર ભાઇમાં તો બીલકુલ અક્કલ નથી માટે સુધનવાના મુવા પછી આપણે રાજ્યના ધણી થઇ પડીશું અને ભંડાર જેમ લુટવો હશે તેમ લુટીશું. એ પ્રમાણે બેઉ દુષ્ટ પ્રધાનો હશી હશીને તાળીયો લેછે, પછી શંખ પ્રધાને રાજાને કહ્યું, અરે હંસધ્વજ તમારો કરેલો હુકમ કયારે પાળશો ! તમારા સુધનવાને એકદમ તેલ કઢામાં બાળી નાંખો પછી આપણે શતરૂના સામા યુદ્ધ કરવા જઇએ. જો તમે તે કામ કરવામાં વીલંબ કરશો તો શતરૂ આપણા ઉપર એકાએક ચઢી આવશે. આ પ્રમાણે શંખ પ્રધાને રાજાને કહ્યું તોપણ હંસધ્વજ છાનામાના ખુરશીમાં બેશી રહ્યા છે. તેથી શંખ ચંપાવતી નાથ પ્રત્યે બોલ્યો, હમણાં કોક પરાયું હોય તો વિલંબ કર્યા વીના તેલ કઢામાં કુટી બાળે અને આતો પોતાનો પુત્ર છે એટલે કેમ કરીને મારી નં-

ખાય ! અરે રાયજી સહુ અજાનિ દાદ કરે છે પણ કોઇ વાઘનિ દાદ કરતા નથી. ત્યારે લેખ પ્રધાન બોલ્યો. અરે શંખભાઇ અત્યારે હાવો અન્યાય ચાલે છે ત્યારે કળીયુગમાં તો શું થશે. તવ શંખે લેખને કહ્યું, કળીયુગમાં રાજનીતી કેવી થશે તે હું તને કહી સંભળાવું છું. તેવામાં પ્રજા એમ જાણસે કે રાજા કયારે મરી જાય કે જેથી કરીને આપણે નિર્ભય થઇએ, વળી પ્રજા અન્યાય કરીને રાજા પાસે ન્યાય માગવા જશે. તેમાં પોતાનો સ્વાર્થ ન થાય એટલે રાજાને ગાળો દેવા માંડે. વળી રઇયત માંહો માંય લડી મરીને કારભારિયોને ચાડી ચુગલી કરશે. તેમાં કારભારીયો હશે તે તમામ લાંચીયા બનશે. પહેલ વહેલી જ્યારે રઇયતનિ ફરીયાદ આવશે એટલે બીજાજમાં સહુને બીવડાવી મારશે. પછી બંન્ને ફરીયાદી વાળાઓ પાસેથી લાંચો લેઇ તેની મરજીમાં આવે તેવો ફૈંસલો આપશે બીચારી ગરીબ રઇયત પાસેથી કારભારીયો તદન અધર્મનો પૈસો એકઠો કરશે. વળી ખોટી ફરીયાદ વાળા પાસેથી લાંચ ખાઇને સાચી ફરીયાદ વાળાનું ખોટું કરશે. જેથી ખોટી ફરીયાદ વાળો બમણા અભીમાનમાં ચઢશે. એમ રઇયતનો પુરે પુરો મરો થશે. રાજાઓ ગેરવ્યાજબી વેઠ તથા વેરાઓ સઘળી રઇયત ઉપર નાંખશે. વળી સઘળા ન્યાય કરનારા એવું સમજશે કે જ્યાં સુધી આ ગાદી ઉપર છીએ ત્યાં સુધી લાંચ ખાવાની છે. માટે જેમ તેમ કરીને મ્હારૂં ઘર ભરી કાઢું. એ પ્રમાણે કળીયુગમાં અતીશય અધર્મ ચાલશે. એવું સાંભળીને રાજાને સુર ભરાયું કે શું હું કળીયુગી રાજા છું. તેથી તેણે સુધનવાને તેલ કઢામાં નાંખવાનું ફરમાવ્યું. તવ સુધનવા પોતાના બે કર જોડીને બોલ્યો, હે પીતાજી આ દેહ આપ થકી બંધાએલો છે. માટે તે આપને અરપણ કરવા તૈયાર છું. અમે કપુત પુત્રો નથી. નહીતો હમણાં એક પરમાં પ્રધાનોને ઠેર મારીએ. જો મહારા ચાર ભાઇ ધારે તો ગમે તેવાને પૃથ્વી ભેગા કરે એવું બોલતામાંજ તુરત ચાર ભાઇ ઉભા થયા એટલે તેની સાથે શુખવંતિ, કોવરીકા તથા બીજા હરીજનો પણ તૈયાર થઇ ગયા. તવ સુધનવાએ સઘળાંને સમજાવ્યું કે મહારે મહારા પીતાનું બોલેલું વચન પારવું છે માટે શાન્તી રાખીને બેશી જાઓ. એ પ્રમાણે તેણે ઘણું ઘણું કહીને સર્વને શાંન્ત પમાડયાં. પછી હંસધ્વજ બોલ્યો, હે દીકરા તને જરૂર તેલમાં તરવો છે. માટે તારે કંઇ જોઇતું હોય તે માગી લે. તવ સુધનવાએ કહ્યું પીતાજી ! મહારે કંઇ જોઇતું નથી ફક્ત એક ઇચ્છા પુરી પાડો તો બહુ સારૂ, ત્યારે હંસધ્વજે કહ્યું ત્હારી જે ઇચ્છા હશે તે હું પુરણ કરીશ એવું સાંભરી સુધનવા હંસધ્વજ

પ્રત્યે બોલ્યો. અરે પીતાજી તમે તો પરવશ છો માટે તમારાથી કંઈ થાય તેવું નથી. તમે તો નામના રાજા છો અને પ્રધાનો જેમ ધારે છે. તેમ કરી શકે છે, માટે પરવશ રહેનારા ગાદી પતીનું બોલવું વ્યર્થ છે. એવું સાંભરી હંસધ્વજ બોલ્યો, હું તો ગાદી પતી છું. માટે જો ત્હારી ઈચ્છા પુર્ણ ન કરૂં તો બ્રહ્મહત્યાનું પાપ. એ પમાણે સર્વ સભાના સાંભરતાં હંસધ્વજ રાજા વચનથી બંધાયો હવે સુધનવા પોતાના પીતાજી પ્રત્યે કહે છે. કે તમે મને તેલ કઢામાં બારશો તેથી હું ગણો ખુશી છું. કારણ કે આપ ન્યાય પ્રમાણે વર્તો છો. કાં પોતાનું અગર પારકુ ગમે તે હોય પણ સરખી રીતે ન્યાય કવાથી ઇશ્વર સદા રાજી રહે છે. અને જે પક્ષરાખીને ન્યાય કરે છે, તે નર્કમાં જાય છે. તમે મહારા વિષે કંઇ પક્ષ નથી રાખી તેથી હું આનંદમાં છું. હવે હે પીતાજી જે હું માગું ને સાંભરી લ્યો આપણી નગરીના બહાર પ્રભુના પ્રેમી ભકત પાન્ડવો આવ્યા છે. તે દરેક ઠેકાણે હાર પામે છે, પણ શ્રી કૃષ્ણજી જાતે આવીને તેમને મદદ કરે છે. તેટલા માટે મને અરજુનની સામે યુદ્ધ કરવા જવા દો તો બહુ સારૂ. કારણ કે મારા મનમાં ફકત એટલી ઇચ્છા છે કે શ્રી કૃષ્ણજીનાં દર્શન કરીને મ્હારો મોક્ષ કરવો. માટે હે પીતાજી તમારે તો જરૂર પુત્રનું ભલું કરવું, વળી સગાં વહાલાંનો પણ એ ધર્મ છે કે કુંટુંબીનો જીવ પાતકમાંથી ઉગારવો. અને તેને મોક્ષ પદે ચઢાવવો. તેટલા માટે મને પણ કૃષ્ણ પ્રભુનાં દર્શન કરાવો. એવું સાંભળીને હંસદ્વજ વિચારમાં પડયો, કે કૃષ્ણ પ્રભુનો અહીં નથી ને સુધનવાને કેવિ રીતે દરશન કરાવીશ ! વળી જો કંબુલ કરેલું ન પાળું તો સોગનનું પાપ બેસે એમ છે. એ પ્રમાણે રાજા ચીંતા તુર થયો તવ સુધનવા કહે અરે પીતાજી તમે કેમ ગુંચવાઓ છો ! એટલે હંસદ્વજ બોલ્યો, કે કૃષ્ણ પ્રભુનો અહીં આવ્યા નથી ને કેવી રીતે તને દર્શન કરાવીશ. એવું સાંભળી સુધનવાએ કહ્યું. અરે પીતાજી પ્રભુનો ભક્તને આધીન છે, મ્હોટા મ્હોટા તપશ્વી તપ કરીને થાકે પણ તે હરી દર્શન દેતા નથી, ફકત તે અરજુનના વશ છે. તેથી તેને દુઃખ વખને મદદ કરવા પધારે છે. માટે મને આજ્ઞા આપો તો હું અરજુનની સાથે યુદ્ધ કરવા જઉ અને પાન્ડવ દળને માર મારીને શ્રી હરીને તેડાવું, પછી કૃષ્ણજીનાં દર્શન કરીને હું તેલ કઢામાં બળી મરીશ, એ પ્રમાણે હંસદ્વજે સુધનવાનું બાલવું સાંભળીને પ્રધાનોની સામુ જોયું. એટલે પ્રધાન બોલ્યા, તમારૂં બોલેલું ફરશો નહી. -તમે જે મ્હોઢે પાન ચાવ્યાં છે તે મ્હોંઢે કદિ કોયલા ચાવશો નહી. માટે સુધનવાને પહેલો તેલ કઢામાં નાંખો પછી

કૃષ્ણનાં દર્શન કરાવજો, એવું સાંભળી રાજાએ વિચાર કર્યો કે સુધનવા પહેલો તેલ કઢામાં બળી મરશે પછી પ્રભુનાં દર્શન શી રીતે કરવાનો હતો. માટે પહેલાનું બોલ્યું પાછળ થાય તોહયે અન્યાય થાય છે અને પહેલું પાછળનું કરાય તોહયે પણ અન્યાય થાય છે. આ તો બેઉ બાજુની ઘાંટી આવી પડી, હવે મને સુર્લભ માર્ગ કોણ બતાવે એ પ્રમાણે રાજા ઉંડા વીચારમાં પડયો ત્યારે પ્રધાનો પણ એક એકને કહે છે કે રાજાને ઉપાધીમાં કંઇ સુજતું નથી, માટે આપણે શું કરીશું. એમ કહી બંન્ને જણે એવો નિશ્ચય કર્યો કે સુધનવાને તેલમાં તળી નાંખીને પોતાને રાજ્ય ભોગવવું. એ પ્રમાણે વીચાર કરી તેઓએ હંસધ્વજને કહ્યું કે કેમ તમે બોલ્યા વીના બેશી રહ્યા છો. તમારૂં બોલેલું પાળવું છે કે નહી ! તમે બોલ્યા વીના બેશી રહ્યાછો. તેથી અમે પણ ઉદાશમાંછીએ. વળી પાંન્ડવો આપણને બેશી રહેલા સાંભળીને એકાએક ઘેરો ઘાલીને ઘોડો લેઇ લેશે તો શું કરશો. માટે તમારા પુત્રને તેલકઢામાં પાળીને ચાલો શતરૂ સામા યુદ્ધ કરવા જઇએ એવું સાંભળીને સઘળા હરીજનો તથા સ્ત્રીયો પ્રધાનોને કકળીને શ્રાપ દેછે. હંસધ્વજે પ્રધાનોને કહ્યું કે સુધનવાને તેલકઢામાં તો નીશ્ચય નાંખવો છે પણ પહેલાં તેને કૃષ્ણનાં દર્શન કરાવવાં જોઇએ માટે સુધનવાને અર્જુનના સામા યુદ્ધ કરવા જવા દો પછી જયારે યુદ્ધ કરીને આવશે એટલે તેને તેલકઢામાં બાળીશું. તવ બંન્ને પ્રધાનો અતીશય ક્રોધાતુર થઇને બોલ્યા કે જે પ્રાણી વચન ભ્રષ્ટ છે તેનો સંઘ કરવો એ જોખમ ભરેલું છે. તેવા દુષ્ટ જનો તેમના માતા પીતાને વગોવી જગતમાં લાન્છન લઇને ફરે છે. માટે એવા જુઠા પ્રાણીયો ન જનમતા હોય તો સારૂં. એવું સાંભળી હંસધ્વજ કહે છે હે પ્રધાનો તમે કોને ગાળો દો છો. ત્યારે પ્રધાનો હંસધ્વજ પ્રત્યે બોલ્યા. જે વચન ભ્રષ્ટ હોય છે તેને કહીએ છીએ તમને શાસારૂ દુઃખ લાગે છે માટે તમે જો સાચા હશો તો તમારા પુત્રને તેલકઢામાં નાંખશો. નહી તો તમે જુઠા જન્મ્યા છો. એવું સાંભળી હંસધ્વજ બોલ્યો. અરે પ્રધાનો પહેલો સુધનવાને યુદ્ધ કરવા જવાદો, પછી તેને તેલકઢામાં નાંખીશું. તવ પ્રધાનોએ કહયું, ગમે તો સુર્ય પશ્ચિમમાં ઉગે, તો પણ અમારૂ બોલ્યું કદી ફરવાનું નથી. એવું પ્રધાનોનું બોલવું સાંભળીને આખા નગ્રની પ્રજા ઘણીજ ગુસ્શે ભરાઇ વળી એવામાં સુધનવાની સ્ત્રી પ્રભાવતી સુંદરવતી મરજાદ મુકીને પ્રધાનોને કહે છે, તમે બ્રાહ્મણ છો પણ હું સત્યથી કહું છું કે તમે કોઇ કર્મચંડાળ છો, ગાય જીવાડીને રત્ન કહાડનારને પ્રધાન કહીએ છીએ. તેના બદલામાં રાજાનું વચન લોપવું અને વળી તેનો

પુત્ર હણુત્રો આ કેવું તમે નીર્દય કાર્ય કરોછો જે જનનું અન્ન ખાવું તેનું ખોટું વાંચવું એ સારા પુરૂષનાં લક્ષણ નથી. એટલા માટે તમે પણ દુષ્ટ બુદ્ધિના કુકરમી ચંડાળ છો. જો મ્હારા પતીજી તેલમાં નહી પડે તો તારાથી શું થવાનું છે, એટલે સઘળી રૈયત બોલી ઉઠી કે પ્રધાતને ઠેર મારો. તવ હંસધ્વજે ઉભા થઇને સર્વને શાંન્તી આપી. પછી તેણે પ્રધાનોને કહયું મને કાંઇ સુજતું નથી માટે તમે જે કરો તે મહારે કબુલ છે તવ પ્રધાન કહે તમારો તો કંઇ વાંધો નથી પણ તમારો પુત્ર મહારૂં કહયું ન કરે તો શું કરવું. એવું સાંભળી રાજા સુધનવાના પ્રત્યે બોલ્યો, અરે વહાલા દીકરા તું આપણા પ્રધાનના વચનનું માન્ય રાખજે. ત્યારે સુધનવાએ કહ્યું બહુ સારૂં પીતાજી હું તો આપની આજ્ઞા મુજબજ ચાલનાર છું. તવ સુધનવાના ચાર ભાઇ બોલી ઉઠયા કે અરે દુષ્ટ પ્રધાનો તમે તો અમારા ઘરના પેટભરા છો, માટે અમારા ભાઇને કદી સોંપવાના નથી એવું સાંભળી આખી રૈયત પણ પ્રધાન ઉપર શોરબકોર કરવા લાગી વળી ચાર ભાઈ કહે છે કે હે ચાન્ડાળ પ્રધાનો તમે બ્રાહ્મણના વીર્યના નથી, તમે કોઈ અન્ય જાતીનાથી ઉત્પન્ન થયા છો. તમારામાં બ્રાહ્મણનું લક્ષણ મળતું નથી માટે તમે જરૂર ચાન્ડાળ છો. એટલે સુધનવા ગાજીને બોલ્યો અરે ભાઈઓ જે મહારૂં વચન ન સાંભળે તેને પોતાના ધર્મની આંણ છે. તવ સર્વે લોકો છાના રહયા. પછી સુધનવાએ કહ્યું. અરે ડહાપણ ભરેલા ભાઇઓ તમારૂ કહેવું યથાર્થ છે પણ હવે હું વચનથી બંધાએલોછું. માટે તેમાં તમારો કંઇ ઉપાય ચાલે તેમ નથી. એટલે સઘળા લોકો બોલ્યાવિના બેશી રહયા. પછી હંસધ્વજે પ્રધાનોને કહ્યું, હવે શુધનવાને શી આજ્ઞા આપો છો ! તવ પ્રધાનો પોતાના આશન ઉપરથી ઉભા થયા. એટલે સઘળા લોકોએ મનમાં વીચાર્યું કે આપણે પ્રધાનોને ગાળો દીધી છે માટે સુધનવાને તેલમાં તળવાનું કહેશે નહી એવામાં બેઉ પ્રધાનો બોલ્યા, હે સુધનવા જો તમારે અમારૂ વચન માન્ય કરવું હોય તો તમે તેલકઢામાં પડીને મરી જાઓ એ પ્રમાણે ચાન્ડાળોએ આજ્ઞા કરી એટલે સઘળા હરીજનોમાં હાહાકાર વર્ત્તાઇ ગયો. કેટલાક છાતી માંથા કુટીને રૂધીર કાઢે છે. વળી કેંક અતીશય રૂદન કરીને કહે છે કે અરેરે અમને તારનારો મરવા બેઠો. કેટલાક નીસાસા નાંખી નાંખીને બેસી જાય છે, કેંક છાતીફાટ રૂદન કરતાં કરતાં કહે છે કે અરેરે આવો પ્રભુને પ્રેમી ભકત હવે મરવાનો નથી. એ પ્રભુ અમારો જન્મારો કેમ કરીને નીર્ગમન કરીશું. વળી કેટલાક બોલે છે કે જો સુધનવા મરશે તો અમે પણ તેલકઢામાં પડીને મરીશું કેંક તો કહે છે

કે હે સુધનવા તમારા હાથે મરી જાઓ છો, કારણ કે તમે શામાટે પ્રધાનોના વચનને તાબે થયા ! એ પ્રમાણે સઘરા હરીજનો જેને જેમ ફાવે તેમ રૂદન કરીને વીલાપ કરે છે. હવે એવામાં સુધનવાની સ્ત્રી પ્રભાવતી અતીશય આક્રંધ કરતી થકા બોલે છે કે હે પતી હું તમને કદી મરવા દેવાની નથી. જો તમે મરશો તો હું પણ તમારી સાથે તેલ કઢામાં બરી મરીશ. કારણ કે જો હું જીવવાની આશા નહી રાખું તો તમારી મોક્ષ ગતી થશે. એમ કહીને પ્રભાવથી અતીશય રૂદન કરે છે. વરી કહે છે કે હે સ્વામી મ્હારે પેલા ભવનાં દુઃખ આવી પડયાં. મ્હારે તમારા પ્રતાપથી આનંદ હતો તે સઘળો ચાન્ડાળ પ્રધાનોએ છીનવી લીધો. અરે મ્હારા લીલીવાડીના રમનારા અને યોગન બાગ વિશે ભમનારા વ્હાલા સ્વામી મ્હારો સાચવેલો બાગ કરમાઇ જશે. હે પ્રાણથી પણ અધીક પ્યારા માળી વીના બાગને કોણ પાણી પાશે. અરે મ્હારી પુષ્પ સેજે પોઢનારા અને આછાં અમર ઓઢનારા તમે ઉકળતિ તેલ કઢામાં કેમ કરીને પોઢશો એ પ્રમાણે અતીશય આક્રંધ કરતી કરતાં પૃથ્વી ઉપર પોતાનું શરીર પછાડે છે. વરી એવામાં કોવરીકા તથા સુખવંતીએ પણ અતીશય રૂદન કરવા માંડયું. સુખવંતી પોતાનું માથું પથ્થર સરસું પછાડીને કારમી પોક મુકે છે વરી પોતે સુધનવાના હાથ ઝાલીને કહે છે કે હે દીકરા તમે ઉકરતી કઢામાં કેમ કરીને મરશો ! ઓ મારા વ્હાલા પુર્ણ ભાગ્યશારી તેં તો તારી માતાને ઉભી બારી એવું પોતાની માતાનું ઘાડું રૂદન સાંભરીને સુધનવા બોલ્યો, હે વ્હાલી માતા તમે શામટે આક્રંધ કરો છો ! જો તમે મરશો તો ઉલટાં પાપ બધન થશો, માટે સુખેથી પ્રભુનું સ્મર્ણ કરીને તમારો દેહ ભજનમાં ગુમાવો. મહારે તો મહારા પીતાજીના વચન માટે તેલ કઢામાં પડ્યા વીના છુટકો નથી વરી જો, તમારે ને મહારે સંસ્કાર હશે તો તેલ કઢામાંથી જીવતો નીકરીશ. અને જો રણ સંબંધ પુરો થનો હશે તો તમે કેમ કરીને ઉગારશો. માટે એતો ધણીએ જે ધાર્યું હશે ને થવાનું છે. હું શ્રી હરીનો સાચો સેવક હેશ તો તેલમાંથી જીવતો બહાર નીકહીશ. એ પ્રમાણે પોતાની માતાને શાંત પાડીને સુધનવા સર્વને કહેવા લાગ્યો કે કોઇ માણસ બીલકુલ કલેશ કરશો નહી. મહારે મહારા પીતાના વચનથી તેલમાં બરી મરવું છે તેમાં કંઇ ક્લેશ રાખવા જેવું નથી. મારા પીતાજી પ્રધાનોને વચન આપી બેઠા છે તેથી મહારે તે કબુલ કર્યા વીના ચાલે તેમ નથી. માટે હવે જે પુરૂષ મહારા વિશે ગરબડ કરે તેને બ્રહ્મહત્યાનું પાપ. એવું સુધનવાનું બોલવુ સાંભરીને સર્વે સ્તબ્ધ થઇ

ગયા. પછી શુધનવા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે મ્હારો પ્રભુ સાથે સાચો ટેક છે માટે જરૂર તે દયાળુ હરી નીશ્ચે મહારા ગરીબની મદદે આવશે. જો આ વખત આંખમાંથી આંશુ નીકરશે તો જગતમાં ગુમાર ગણાઇશ. માટે તે કરતાં દહન થઇશું તો શુ જતું રહેવાનું છે. મ્હારે ફક્ત પ્રભુના દર્શનની ઇચ્છા મનમાં રહી ગઇ, એટલું મને વીઘ્ન નડયું વળી સગાં વહાલાં સબંધી મને દુઃખ ઉપજે છે પણ તે ઉપાધી તો મ્હારે મનમાંથી કાઢી નાંખવી જોઇએ. કારણ કે આ અસાર સંસારમાં કોનાં સગાં વહાલાં. કોઈ કોઇનું નથી, માટે આ દુઃખમાંથી મુક્ત થઈ પરમપદમાં જવું તે સરવોત્તમ છે. એમ ધારી પોતે પોતાનાં વસ્ત્ર અલંકારો ઉતારી નાંખ્યાં, અને કટી લગી કછ ભીડી લીધો. પછી શ્રી હરીનું સ્મરણ કરતો કરતો પોતાના પીતાજીને પગે લાગ્યો, ત્યાર કેડે સુધનવાએ કહ્યું, હે દયાળુ પીતા મને તેલ કઢામાં બળી મરવાની આજ્ઞા આપો. એટલે હંસધ્વજ બોલ્યો અરે પુત્ર તું શાની બીજીવાર આજ્ઞા માગે છે, તને પ્રધાનોએ કહ્યું છે તે પ્રમાણે કર તવ સઘળા લોકોએ હાથ ઘસીને માંહોમાંય કહ્યું કે રાજાનું પ્રધાન આગળ કંઇ ચાલતું નથી. એવામાં સુધનવા તાતનું વચન સાંભળીને આનંદમાંને આનંદમાં તેલ કઢા તરફ ચાલ્યો. એટલે પ્રધાનોએ ઉઘાડાં ખડગવાળા ઘણા યોદ્ધા તૈયાર કરયા. પછી પ્રધાનોએ અચુત શેવકોને કહ્યું કે તમે સુધનવાની પાસે રહેજો અને જો સુધનવા આડો અવળો નાશી જાય તો ઠેર મારી નાંખજો. વળી સુધનવાની પાછળ કોઇ નર નારિ આવે તો તેમને કાઢી મુકજો. કોઈ પણ માણસ હુમલો ન કરી શકે તેવી રીતે સાવચેત રહેજો. હું તમને આખો હુકમ આપુંછું તો તમારે શા માટે ડરવું જોઇએ. એટલે બકતરિયા શેવકો સુધનવાને ઘેરીને ઉભા રહયા. સઘળા યોદ્ધાઓએ ઉઘાડાં ખડગ કરીને ઘેરો ઘાલ્યો. એવામાં સુધનવા તેલની કઢાના સામો ઉભો રહયો. રાજા પણ તેલ કઢાના સામો ખુરશીમાં બેઠો છે. હવે હરીજનોના મનમાં અતીશય દુઃખ પ્રગટ થયું છે અને દુષ્ટોના મનમાં પુષ્કળ આનંદ થઇ રહયો છે અસુર બુદ્ધિના એમ ધારે છે કે સુધનવા ઉકળેલા તેલમાં કુદકા મારશે તે વખત જોવાની મજા પડશે પહેલો તો સુધનવા હીમ્મત રાખીને પડશે પણ પછી બુમે બુમ પાડશે તે વખત જોવાની ખુબી થશે. વળી કોમળ જીવ એવું બોલે છે કે અરેરે સુધનવાના જીવને કેટલું દુઃખ પ્રગટશે. એનો બાપ કેવળ શત્રુ થઇ લાગ્યો છે કે પ્રધાનોના કહેવા પ્રમાણે વરતીને પોતાના પુત્રને તેલ કઢામાં બાળે છે ! અરેરે કોમળ કાયાનો સુધનવા આવો સખત તાપ કેમ કરીને ખમશે !

કૈક કહે છે કે સુધનવા ભકતનું દુઃખ આપણાથી સહન થાય તેવું નથી માટે જીભડી કરડીને મરીશું વળી કેટલાકે એવો નીશ્ચય કરયો કે જો સુધનવા ભક્ત ઉગરે તો સો બ્રાહ્મણોના પુત્રોને જમાડવા તેમજ કૈક કહે છે કે અમે ગૌદાન આપીશું; એ પ્રમાણે સઘળું લોક મનને દ્રઢતા રાખીને જોઇ રહયું છે, એવામાં હંસધ્વજ રાજા બોલ્યો, અરે સુધનવા તું ઉભો ઉભો શું ચરીત્ર કરે છે, એકદમ તુલપીને તેલ કઢામાં પડતું મુક જેથી મારા મનને શાન્તી થાય. તે પછી આ સઘળી વારતા પાન્ડવ દળમાં પહોંચવાથી અરજુન સરવને કહેવા લાગ્યો કે કે અરેરે વીના મ્હોતે રાજાનો પુત્ર મૃત્યું પામે છે માટે આપણે ચાર પાંચ જણા ચાલો જોવા જઇએ. એવું સાંભળી વર્શકેતુએ અરજુનજીને કહયું કે સુધનવા પ્રભુનો એકાન્તીક ભકત છે. ત્યારે અરજુનજી બોલ્યા જો સુધનવા સાચો ભક્ત હસે તો દયાળુ કૃષ્ણજી જરૂર તેને સહાય કરશે. હશે ચાલો આપણે ત્યાં જઇએ એટલે સાચું જુઠું હશે તે જણાશે. જો શુધનવા તેલ કઢામાં બળશે તો તેનું ભકતપણું કાચું સમજવું. ત્યારે વર્શકેતુ અરજુનને પુછે છે કે ભકતપણામાં સાચા જુઠા વિષે મને બરોબર સમજાવો. તવ પારથ કહે છે, જે સાચા ભકત હોય છે તેમને ઝાજો ઠાઠ હોતો નથી, અર્થાત તે લોકો જગ્તમાં ભકતપણું જણાવતા નથી. તેઓ ઝાઝાં ટીલાં, ટપકાં, માળાઓ વીગેરેનો ઝાજો ડોળ ડમાક કરતા નથી. અને ઉપર કહયાં મુજબ અતીશય ડોળ ડમાક કરે તો તે જગ્તને ધુત્યાના ચાળા સમજવા આ પ્રમાણે પાખંડીને હરીનો ભકત કદી કાળ કહેવો નહિ, ફકત તે જગ્તનો ભકત સમજવો. વળી શ્રીકૃષ્ણજીએ કુરૂક્ષેત્રમાં ખોટા ભકતની ધારણ કેવી હોય તે વિષે મને સમજાવ્યું હતું તેજ હું તને અત્યારે કહી સંભળાવું છું. પાખંડી પોતાના મનમાં એમ જાંણે છે કે ફોઇનું પાડેલું નામ ફેરવીશું તો હરી ભકત કહેવાઇશું વળી સઘળા લોકો પધારો પધારો કહિને બોલાવસે. લોકો પુષ્પના હાર ચઢાવીને વારંવાર ચરણે પડશે. વળી શેવકો હરીપદની આશાએ વીધ વીધનાં ભોજન જમાડશે, કૈંક પ્રાણી વાયુ ઢોળશે, ચર્ણ ચાંપશે અને સદા શરણે રહીને પાણી માગતામાં દુધ આપશે. ભગવાન તો મળવાના હશે તો મળશે પણ સેવા ચાકરી તો થશે. વળી મોંઢે બરબડીને માળાયો ફેરવીશું તેમાં આપણું શું જવાનું છે. તેમ છતાં લોકો પાસે તાળીયો પડાવીને તથા જાતે નાચીને બે ઘડીવાર ગમ્મત કરીશું એટલે સુંદીર અબળાઓ આપણી સેવા કરવા આવશે અને વળી રમાડી જમાડીને આનંદ કરાવશે. વળી તેઓની સાથે ગમે તે પ્રમાણે વરતીશું પણ ભકત જા-

ણીને આપણા માથે કોઇ આળ મુકવાનું નથી. લોકો કહેશે કે એતો સંત પ્રાણી છે એમનામાં તો કદી કુબુદ્ધિ હોયજ નહી. લોકો નજરે દેખીને વાત કરશે પણ કોઈ માનશે નહી વળી રાજ્ય દરબારમાં માન્ય પામીશું અને કદાપી જુઠું બોલીશું તો પણ લોકો શ્રદ્ધા રાખીને સાચું માનશે. કોઈ વાતે આમાં કષ્ટ નથી માટે આ ધંધો અવસ્ય કરવો. વળી દુનીયાં જેમ જેમ વીશેષ માને છે તેમ તેમ જુદો વેશ ધારણ કરીને અંગ ઉઠાવવો. કારણ કે તેમ કરવાથી રીદ્ધી સીદ્ધી વૈભોગ વીગેરે મળશે અને તેથાં સઘળી વ્હેવાર ઉપાધી નાશ પામશે. વળી ન્હાઇ ધોઇને સ્વચ્છ રહીશું અને જગ્તમાં પણ સારૂં કહેવાશે. પછી આગળનું તો કયાં જાણીએ છીએ કે અંધારૂંછે કે અજવાળુંછે. પ્રભુમળવાના મારગમાંછે પણ તેને નામે ખાઇપીને આનંદ કરીશુ લોકો પોતાના છોકરાંને ન ખવરાવે તે પદાર્થ આપણને બાપજી કહીને ખવડાવશે. વળી પ્રભુની પ્રતીમા સ્થાપન કરીશું અને તેના બ્હાને આપણું પેટ ભરીશું. હમેશા જુદિ જુદી જાતના રાજભોગ જેવા કે દુધપાક, પુરી, લાડવા વીગેરે ધરાવીને મન માન્યું જમીશું. એ પ્રમાણે હે કર્ણ કુમાર ઘણા પાખંડી ભકતબને છે પણ તેના સંગી અને તે ભકતો સઘળા પ્રભુ પદને પામતા નથી અને ઉલટા નર્કને પ્રાપ્ત થાય છે એવું સાંભળી વર્શકેતુ બોલ્યો. અરે પીતાજી હવે સાચા ભકતો વિષે વિવેચન કરો. તવ અરજુન કહે સાંભળ બેટા હું તને યથાર્થ સમજાવું છું, સાચા ભકતોને ટીલાં, ટપકાં, માળાઓ વીગેરે હોતું નથી અને વળી તેઓ સંસારી ભકત જગ્તમાં કેવા રહે છે કે જેમ જળમાં કમળ રહે છે તેમ તે નીરવીકારી રહે છે. જગ્તના લોકો તેની નીંદા કરે છે તો પણ તે ભકત કેહેવરાવવાની બીલકુલ ઇચ્છા રાખતો નથી. વળી સાચા ભકતો માળા ગ્રહણ કર્યા વીના તથા હોઠ ફફડાવ્યા વિના હરી સમરણ કરે છે. જ્યાં જ્ઞાનની વાર્તા થતી હોય ત્યાં તે જ્ઞાન કથન કરી જાણેછે વળી જ્યાં વ્હેવાર પક્ષ વરતાતો હોય ત્યાં વ્યવ્હારનો પક્ષ તાણે છે. જગ્ત તેને જંજાળી જાણે છે પણ તે ન્યારો ને ન્યારો રહે છે. સાચા ભક્ત ન્યાય નીતી વીવેક સહવર્તમાન વર્તે છે, તેવાને તો કોઇક વીરલા જ્ઞાની પુરૂષો સમજે છે એવા સાચા ભકતની પરીક્ષા કરનારા કવચીત હોય છે અને ખોટા ભકતની સાથે તો ભોટ લોકો બહારનો ડોળ ડમાક જોઇને જુડે જુદા કડાકુટા કર્યા કરે છે. અરે કર્ણના બાળ તને બેઉની રીતી બતાવી દીધી, માટે ચાલો હવે આપણે સુધનવા વિષે સાચું જુઠ્ઠ તપાસીએ. એમ વીચાર કરીને

અરજુનજી દસવીશ યોદ્ધા સાથે રથમાં બેસીને સુધનવાનું સંકટ જોવા માટે એકાન્તમાં આવી ઉભા. હવે હંસદ્વજરાજા ક્રોધ કરીને બોલ્યો. હે પુત્ર તું કેમ વાર કરે છે. તવ સુધનવા કહે છે, અરે પીતાજી મને શ્રી હરી સ્હાય કરનાર છે તો શત્રુથી શું થવાનું છે. જો મ્હારી સાચી ભકતી હશે તો રૂડે પ્રકારે મને પ્રભુનાં દર્શન થશે. હે પીતાજી તમારૂં તેલ હું પાણી માફક શીતળતા વાળું જોઉં છું. તમે ચુલામાં જે પાવક નાંખ્યો છે તે હું બરફ જેવો દેખુ છું. માટે તમે પુષ્કળ તેલ કકડાવો પછી મ્હારા હરીનો ખેલ જોઈ લેજો. જેને માથે શ્રી હરીની સ્હાય છે તેને સોમલ, સર્પ વીગેરે શું કરનાર છે. સાચો ભકત પ્રભુના પ્રતાપથી પાશાણ મારે પણ મરતો નથી. એવું સાંભળીને હંસદ્વજ મનમાં વીચાર કરે છે કે મ્હારા પુત્રનું બોલવું સાચું જણાય છે. પછી રાજાએ પ્રધાનોના સામુ જોયું એટલે પ્રધાનો ક્રોધ કરીને બોલ્યા સુધનવા તારા કરતાં મહાસમર્થ તપશ્વ, યોગી વીગેરે થઇ ગયા છે તેમને હરી મળવા ઘણા મુસ્કેલ છે તો તું શીગણત્રીમાં છે. માટે જો તું સાચો ભકત હોય તો ત્હારા હરીની પાસે કહેવરાવ. તવ આકાશ વાણી થઇ કે સુધનવાને તેલમાં તળાવનારા ચાન્ડાળો તમારૂં ધુળ ધાણી થવાનું છે અને સુધનવાતો હરી ભકત છે માટે તે કદી તેલમાં બળવાનો નથી. એ પ્રમાણે આકાશ વાણી થવાથી સઘળા હરીજનોને શાન્તી વળી તેમ હંસદ્વજરાજા પ્રધાનોમે પુછવા લાગ્યો કે પ્રભુ મ્હારૂં કે તમારૂં આપણા બંન્નેમાંથી કોનું ધુળ ધાણિ કરશે ! એટલે પ્રધાનો ગાજીને બોલ્યા હે રાજન તારા પુત્રની જે પડપંચ બાજી છે તે હું બરોબર રીતે સમજુ છું. જે આકાશ વાણી થઇ છે તે તો તેનું સાધેલું ભુત બોલ્યું છે, માટે તે તુત જાંણવું શું અમે તેવાથી ડરી જઇશું ! છો અમારૂં ધુળ ધાણી થતું. પણ હે સુધનવા જાતું તેલ કઢામાં પડતું મુક તું અમારી આગળ ભકતના ચાળા બતલાવે છે પણ તેને અમે તો બીલકુલ માનતા નથી. માટે તું તારી જાતે ઝટ તેલ કઢામાં પડતું મુક. નહી તો અમે તને બંધન કરીને ઘણું દુઃખ દેઇશું. તારા જેવા ધુતારાને તો અમે કૈંકને ઠેર મારી નાંખ્યા તવ સુધનવા કહે છે અરે દુષ્ટ પ્રધાનો જેનો ઇશ્વર સાચો છે તેને તમો શું કરી શકવાના હતા. એ પ્રમાણે કહીને પ્રભુનો પ્રેમી ભકત સુધનવા તેલ કઢામાં પડીને મરવા માટે તૈયાર થયો. એટલે સુધનવાની સ્ત્રી સુંદર પ્રભાવતીએ વીચાર કર્યો કે અરેરે મારા પતીનું કોઈ સગું નથી. તેમની માતા તથા ભગની પણ રડી રડીને છાનાં રહયાં, પણ તેમનાથી કંઇ બન્યુ નહી, પણ મ્હારો પતીવ્રતાનો ધર્મ તો એજ

છે કે પતીની સાથે બળી મરવું, એ પ્રમાણે અબળાએ નીશ્ચય કર્યો. હવે સુધનવા ભકત તાવડા પાસે એક ચર્ણે ઉભો રહીને પ્રભુનું સ્તવન કરે છે હે, અંતર્યામી આપે પાંન્ડવનું સઘળું દુઃખ નીવારણ કર્યું તેમ કાળી કુબજાને રૂપાળી બનાવી વળી ઓ દયાળુ નાથ આપ શવરીના એઠાં બોર જમ્યા અને પાપીને પણ પાવન કર્યા. તેમજ હે સર્વોતમ ગુણ સીંધુ જે વખતે દુષ્ટે દ્રૌપતી સતીનાં ચીર તાણી લીધાં તે વખતે આપે કૃપા કરી નવસેં નવાણું ચીર પુર્યાં કરયાં હતાં. વળી હે મુકુંદવર મોરારી જયારે ગોકુળમાં મેઘ વરસ્યો હતો ત્યારે ગોવરધન પર્વત ધારણ કરીને સરવને અતી મદદ કરી હતી તેમજ અરે પ્રભુ બાળકને હણનારી તથા પાતકને ન ગણનારી એવી પુતના મારીને આપે ઠેર મારી નાંખી. વળી હે વીસ્વેશ્વર રૂષિ પત્નીયો પીડીનું વેણ ઉથલાવીને આપણા શરણ આવી તો આપે તેમને વૈકુંઠમાં વસાવી અરે રામચંદ્ર પ્રભુ આપે દશાનનને મારીને વીભીક્ષણને રાજય આપ્યું. આ પ્રમાણે હે અનંતકોટી બ્રહ્માંડના નાથ આપના શેવક ઉપર દયા લાવિ મને પણ આ અપાર દુઃખમાંથી મુકત કરશો, એવો બાળકને આપનો પુરણ ભરોસોં છે. જયમુની જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે સુધનવા અંતકાળ વખતે એક ચીને ઇશ્વરનું ભજન કરે છે હે વીસ્વનાથ આપે જેમ પ્રજાપતના નીંભામાંથી મંજાળીના બાળ ઉગારયાં, પ્રેહેલાદજીના ઉષ્ણ સ્થંભે કીડી રૂપે વસ્યા. હાથીને બચાવીને મગરને મારયો. પુતનાને મારીને બાળકને બચાવ્યાં. તેમ તમારા દાસને બચાવી લેઇને હરીજનોને ખુશી કરશો એવી આપની સંપુરણ આશા છે એમ કરીને સુધનવા પોતાનાં માતા, પીતા, ભગની તથા સઘળા સગાં વહાલાંને પુરણ પ્રેમથી નમ્યો. ત્યાર પછી પોતે સવળા હરીજનોને પણ જયશ્રીકૃષ્ણ કહ્યા. એ પ્રમાણે સરવની આજ્ઞા લેઇને સુધનવાએ તેલ કઢાના સામુ જોયું. પછી પોતે ઉંચુ જોઇને શ્રીકૃષ્ણજીને પુરણ પ્રેમથી અરજ કરવા લાગ્યો ત્યારે તે વખતે શંખલેખ પ્રધાનો બોલી ઉઠયા અલ્યા સુધનવા ભગતડા ઉંચું શા માટે જોઇ રહયો છે. ત્યાંથી તે કોણ ત્હારો બાપ મદદ કરવા આવવાનો છે. તવ સુધનવા બોલ્યો, અરે દુષ્ટો હું તેલમાં કદી બળવાનો નથી. હમણાં તેલમાં ન્હાઇને બહાર નીકળું છું. એમ કહિ જ્યાં સુધનવાએ તેલ કઢામાં પડવાની તૈયારી કરી એટલે તેની સ્ત્રી સુંદરપ્રભાવતી દોડી આવીને કહેવા લાગી હે સ્વામીનાથ હું પણ આપના સાથે બળી મરીશ ત્યારે સુધનવા બોલ્યો, હે નારી મારા માતા પીતા તથા સગાં વહાલાં જોઇ રહ્યાં છે. માટે તમે લજયા રાખીને

અળગાં જાઓ એવું સાંભળી સુંદર પ્રભાવતીએ કહ્યું અરે પતીજી હવે આ-પતો મરવા બેઠા છો. પછી મ્હારે કોની શરમ રાખવાની હતી, હવે સરમને પાથરવી કે હોઢવી શું કરવું ! તવ સુધનવા બોલ્યો હે નારી હું તેલમાં કદી બળવાનો નથી, હમણાં હું આનંદથી તેલકઢાની બહાર નીકળું છું માટે તમે મારી માતાજી પાસે જઇને બેસો. એટલે સુંદરપ્રભાવતી કહે છે, આપનું કહેવું સત્ય છે પણ હું સતીછું માટે આપની સાથે બળી મરીશ. ત્યારે સુધ-નવાએ કહ્યું, હે સાધવી જો હું તેલકઢામાંથી જીવતો બહાર ન નીકળું તો તું જરૂર બળી મરજે એવું કહ્યા છતાં પણ કામની છોડતી નથી તેથી પ્રધાનો એકદમ બોલી ઉઠયા. અલ્યા શેવકો શું જોઇ રહ્યા છો ! જાઓ બંન્નેને છુટાં પાડો તવ સુધનવાએ સુંદરપ્રભાવતીને કહ્યું કે તું અળગી જા નહી તો તને સતીને ટકા ટકાના ગુલામ અડકી જશે એવું પોતાના પતીનું બોલવું સાંભ-ળીને સુંદરપ્રભાવતી અળગી ઉભી રહી. પછી સુધનવાએ પરકંબા કરીને તેલકઢામાં પડવાની તૈયારી કરી છેવટે જય રણછોડ જય રણછોડ કરીને દોટ મુકી ત્યાર પછી પોતે રામ કૃષ્ણનું નામ લેઇને તેલ કઢામાં પડયો. એટલે સુધનવાના પડતાંમાંજ શ્રીકૃષ્ણ પ્રભુએ વાયુ દેવતાને આજ્ઞા કરી તેથી વાયુ દેવે પ્રવેશ કરીને તેલકઢાને શીતળ બનાવી દીધી. બહાર ધુમાડે ધુમાડા દેખાય છે અને સુધનવાને અતીશય ઠંડક લાગે છે, પ્રભુનો પ્રેમી ભકત તેલકઢામાં જય રણછોડ જય રણછોડ કહીને કુદે છે. એવું દેખીને સુંદર પ્રભાવતીને પ્રધાનોના ઉપર કાળ ચઢયો. તેથી તેઓને કહેવા લાગી, હે કર્મ ચંડાળ તમારાં કાળાં મોંઢાં લેઇને શું જોઇ રહ્યા છો ! મ્હારો સ્વામી પ્રભુની કૃપાથી કેવો સ્નાન કરી રહ્યા છે। તમારાથી થાય તે કરશો તોપણ હરી ભકતને કાંઇ આંચ આ-વવાની નથી. એવું સાંભળી લેખ પ્રધાને કહ્યું. હે શંખભાઇ મને કંઇ કપટ જેવું લાગે છે, તવ લેખ કહે કપટ તો શું પણ તેલ કઢાપી કાચું હસે એ પ્રમાણે વાતો કરીને બંને જણાએ તેલકઢાની આસપાસ પુસ્કળ દેવતા ચેતા-વ્યો તો પણ હરી ભકત તો જય રણછોડ જય રણછોડ કહીને સ્નાન કરે છે. પછી પ્રધાનોએ એક સેવકને બોલાવીને કહ્યું કે બજારમાંથી નાળીએર લાવો તવ શેવક તુરત બજારમાં દોડીને એક નાળીએર લાવ્યો પછી પ્રધાનોએ તે નાળીયેર ઉષ્ણ તેલકઢામાં નાંખ્યું. તવ તે નાળીએરનાં બંને ચીતાળીયાં ઉછળીને બેઉ પ્રધાનોના લલાટે વાગ્યાં તેથી તેમનું કપાળ ફુટીને રૂધીર નીકળી પડયું, એ પ્રમાણે બનવાથી સઘળા લોકો હશી હશીને તાળીઓ દેવા લાગ્યા.

પછી હંસધ્વજરાજા વીશમય પામ્યો કે મ્હારો કુંવર નિશ્ચે હરીભકત છે, એમ ધારી પોતે સુધનવા પ્રત્યે બોલ્યો શાબાશ સતીયા પુત્ર ધન્ય છે તને અરે લાડકવાયા દીકરા મેં તને પ્રધાનોના કહેવા પ્રમાણે દુખી કર્યો. પણ ત્હારા સત્યં આગળ મ્હારૂં કાળું મ્હોં થયું. હવે હે દીકરાતું જાળવીને તેલકઢાની બહાર નીકળી જા. તવ સુધનવા રામ કૃષ્ણનું નામ લેઇને તેલકઢા બહાર કુદી પડયો એટલે આકાશમાં દુન્દુભી વાગ્યાં અને ચંદનના વરસાદ વરસીને પુષ્પની વૃષ્ટી થઇ તેથી સર્વે જાણ્યું કે અગ્ની ભરેલા તેલમાં નાહ્યો માટે જરૂર ઇશ્વર કૃપા વીના બીજું કંઇ નથી એ પ્રમાણે દરેકના મનમાં શ્રધા બેઠી. પછી હંસધ્વજે પવીત્ર જળ મંગાવીને સુધનવાને નવરાવ્યો. ત્યાર કેડે તેને સુંદીર પોશાક પહેરવા આપ્યા. સુધનવાએ પોતાનાં વસ્ત્ર સણગાર તથા આયુધો ધારણ કરી લીધાં. એટલે સઘળા હરીજનો તેને નમી પડયા. હવે પેલા રૂધીર વાળા પ્રધાનોને શેવકોએ વાગ્યાની જગોએ શેકીને પાટા તાંણી બાંધ્યા પછી બેઉ પ્રધાનો પોતાનાં કાળાં મ્હોં લેઇને સુધનવાને ચરણે નમ્યા પછી પોતે કહેવા લાગ્યા કે આપ હશીને બોલો તો અમારા જીવ આનંદ થાય. તવ હંસધ્વજ બોલ્યો, ધીક્કાર છે તમને કે નહાક મ્હારા પુત્રને દુખી કર્યો. માટે જેનો કારભારી બુદ્ધિ હીણ હોય તેની રાજયનીતી કદી. સારી હોતી નથી. જેનો કારભારી મંદ મતીનો હોય તેની સઘળી આવક બંધ થયેલી જાણવી. જેનો કારભારી દ્વેશી હોય તેનો માલીક સદા કલેશી હોય છે, જેનો કારભારિ જાર કરમી હોય તેનો માલીક અધરમી થાય છે. જેનો કારભારી અવીદ્વાન તેનો માલીક મુર્ખ નાદાન હોય છે. જેનો કારભારી હત્યારો તેનો માલીક ગોઝારો થાય છે, તેવો હું કારભારી મને મળ્યો તેથી મહારા પુત્રને તેં મહારા હાથે તેલમાં તળાવ્યો. માટે તમારૂં શામ મ્હોં લેઇને અહીંથી ચાલ્યા જાઓ. હે દુષ્ટો મહારાં સ્ત્રી, પુત્ર પુત્રી તથા સગાં વહાલાંને તમે રડાવી માર્યાં. પણ તે પુત્ર તેની સ્ત્રીના સત્યથી બચ્યો તેથી ઘણુંજ રૂડું થયું. અરે પાપી પ્રધાનો હું તો તમને પવિત્ર જાણતો હતો પણ હવે તમારાં ચરીત્ર જોયાં. તમે ભલે બ્રાહ્મણનો દેહ પામ્યા હશો પણ મને તો એમ જણાય છે. કે તમે કોઇ અવર વીર્ય થકી ઉત્પન્ન થયા છો. તમે જેનું ખાધું તેનું ભુંડું તાકયું માટે મહારા નગ્રમાંથી ચાલ્યા જાઓ. તવ સુધનવા કહે છે, હે પીતાજી આપ શા માટે તેમની ભુલ કહાડો છો, જો તમારામાં ચાલાકી હોય તો તે બીચારા શું કરવાના હતા જે પ્રાણી બીજાનું કહ્યું માને છે. તેમને નારી તુલ્ય સમજવા. માટે ખરૂં ખોટું સમજયા વીના કહ્યું કરનાર

રને મુર્ખ સમજવા. જેમ નરનારો ત્રષ્ટિ કરે છે. તેનાં પાછલાં અતીકષ્ટ પામે છે. તેમ રાજાના જીવતે જે કારભારિનું કર્યું થાય, તે રાજાને જીવતો છતાં મુવો જાંણવો, માટે હે પીતાજી હું સુત થઇને આપને શીખામણ દઉં છું તે બરોબર ધ્યાનમાં રાખજો એમ કહીને પોતે હંસધ્વજ પાસે પાન્ડવ સામા યુદ્ધે જવાની આજ્ઞા માગી. ત્યારે હંસધ્વજ કહે અરે વ્હાલા દીકરા અમે અમારે યુદ્ધે જઇશું. તેમાં ત્હારે આવવાની કંઇ જરૂર નથી. તવ સુધનવા કહે જો હું યુદ્ધે ન જાઉં તો મારી માતાની કુખ લાજે વળી ક્ષત્રી ધર્મને લાન્છન લગાડવા કરતાં મરવું એ ઘણું ઉત્તમ છે, એવું સાંભળી હંસધ્વજ બોલ્યો. અરે પુત્ર ત્હારા જેવા પુત્ર આ જગતમાં થોડા થશે. એમ કહી પ્રધાનોના સામુ જોઇને રાજાએ કહ્યું. અરે દુષ્ટ મંત્રીયો તમારાં કાળા મ્હોં લેઇને ચાલ્યા જાઓ, તવ પ્રધાનો ત્યાંથી ચાલી નીકળ્યા. એટલે સઘળા લોકો તેમની પાછળ જઇને ફીટકાર કરવા લાગ્યા. એ પ્રમાણે પ્રધાનો ભુંડે હવાલે ગયા અને જય જયકાર વર્ત્યો. સઘળા લોકો માંહો માંય કહે છે કે સુરો પુરૂષ યુદ્ધમાં મરશે તેનું દુખ નથી. પણ તેલમાં તળીને ન મુઓ તેથી બહુ સારૂ થયું. એ પ્રમાણે વાતો કરતી કરતી અને આનંદ પામતી પામતી સઘળી રૈયત નગ્રમાં ચાલી, એટલે અરજુનજી પણ પોતાના યોદ્ધા સહીત પોતાની શેન્યામાં ગયા. હવે સુધનવા હંસધ્વજને કહેવા લાગ્યો કે હે પીતાજી મને અરજુનજીના સામે યુદ્ધ કરવા જવા દો. હું અરજુનજીને હાર પમાડીશ એટલે શ્રી કૃષ્ણજી તેની મદદે આવશે. પછી દીનબંધુ દયાળનાં દર્શન કરવાથી મહારો મનુશ દેહ સફળ થશે. માટે રાતી ધ્વજાઓ રોપાવીને મને યુદ્ધે જવાની આજ્ઞા આપો. તવ હસંધ્વજે ખુશી થઇને રકતનીશાન રોપાવ્યાં તેમજ દુંદુભીના ડંકા વગડાવ્યા, વળી રણ સંગ્રામનાં રણ સીંગા વાગ્યાં તેથી સુરા પુરૂષોને સુર ભરાઇ આવ્યું. સઘળા લોકો પોકાર કરે છે કે ચાલો શત્રુને હરાવીને પાછા આવિએ એટલે સુધનવા પોતાના રથમાં બેશીને પોતાના સૈન્ય સહીત અર્જુન સામે યુદ્ધ કરવા માટે ચાલ્યો. તવ આ વાર્તા પાન્ડવ દળમાં ચાલી કે સુધનવા કોઇની મદદ વિના ફકત સૈન્ય સહીત યુદ્ધ કરવા આવે છે, એવું સાંભળીને અર્જુનજી કહેવા લાગ્યા કે સુધનવાના શા ભાર છે. હમણાં તેને પરાજ્ય પમાડીને પાછો મોકલું છું. તવ ભીમસેન કહે અરે પારથ તમે થોડો અભીમાન કરો. નહી તો તમારી હાર થશે. કારણ કે સુધનવા ભકત તો શ્રી કૃષ્ણજીને ઘણો વ્હાલો છે એવું સાંભળીને અર્જુન ભીમસેનને કહે છે, કે સુધનવા જેવા તો હજારોને હાર પમાડયા છે. એટલે ભીમસેને એમ વીચાર્યું કે

કહો ના કહો પણુ મારો ભાઇ આજ નીશ્ચે હાર પામવાનો છે. પણુ હશે જોઇએ છીએ વારૂ શું થાય છે. એવામાં સુધનવા પાન્ડવ દળ તરફ ગયો એટલે અર્જુનજીએ સામા સામી મોરચાં બાંધ્યાં, ત્યાર પછી સુધનવા તથા અર્જુનજી એક એકના સામુ રકત લોચને જોઇ રહ્યા છે, તવ અર્જુનજી બોલી ઉઠયો અરે સુધનવા તમે ઉષ્ણુ તેલ કઢામાંથી બચીને બહાર નીકળ્યા એટલે અભીમાન રાખો છો પણુ તે મારી આગળ ચાલવાનું નથી શ્રી કૃષ્ણુ પ્રભુ સદા મહારા વશમાં છે, તેથી તમે અમને કદી જીતો તેમ નથી. એટલે સુધનવાએ કહ્યું, હે પારથજી શું તમારે ભગવાન હશે અને મ્હારે નહી હોય ! જાઓ તમારાથી બને તેટલું જોર કરજો. એમ એક એકની સાથે વાદ વીવાદ કરી બેઉ જણાએ યુદ્ધની તૈયારી કરી. અરજુનજીએ ગાન્ડીવનામા ધનુશ ચઢાવ્યું એટલે ત્રીલોક ખળભળી ઉઠયું. તવ લંકામાંથી હનુમાનજી કુદિને પારથના રથની ધ્વજાએ આવીને બેઠા. પછી અરજુનજીએ સુધનવાને મારવા માટે એક બાણુ માર્યું. એટલે સુધનવાએ અરજુનજીના બાણુના ત્રણ કડકા કરયા. અરજુનજીએ નાગપાસ માર્યું એટલે સુધનવાએ ગરૂડાસ્તર મારયું. અરજુને પત્રાસ્તર મારયું એટલે સુધનવાએ વજાસ્તર મારયું. અરજુને અગ્નાસ્તર મારયું એટલે સુધનવાએ મેઘાસ્તર મારયું. એ પ્રમાણે બન્ને જણાયે બાણુની વૃષ્ટિ કરી. ત્યાર પછી સુધનવાએ ગુસ્સે થઇને અરજુનજીને પુષ્કળ બાણુ મારી તેનું શરીર વીંધિ નાંખ્યું. તેથી અરજુનજીએ ક્રોધ કરીને એક બાણુથી સુધનવાની સેન્યાના દશ હજાર યોદ્ધાઓને ઠેર મારયા, તવ સુધનવાએ પણુ પાન્ડવના વીસહજારનો નાશ કરયો. એટલે અરજુનજીએ એક બાણુવડે સુધનવાની ધ્વજા છેદન કરી. તવ સુધનવાએ અરજુનના સારથીનાં પ્રાણુ લીધા. તેમજ બીજાં બે બાણુ મારી તેણે કર્ણ કુમાર વર્ષકેતુનો સારથી મારયો તથા તેનો રથ ભાગ્યો. તે પછી હરીદાસે અરજુન ઉપર બાણુની વૃષ્ટી કરી. તેથી અરજુન ભયભીત બનીને વર્ષકેતુને કહેવા લાગ્યો કે મને મદદ કર. એવામાં સુધનવાએ એક બાણુ વર્ષકેતુની છાતીમાં મારયું, જેથી કરીને કર્ણ કુમાર નીચે ઢળી પડયો. તે પછી પ્રભુનો પ્રદુમાન પુત્ર સુધનવાના સામો ગયો એટલે સુધનવા પણુ ખુશી થઇને યુદ્ધ કરવાની તૈયારીમાં ઉભો બન્ને જણાએ સામાસામી બાણોની વૃષ્ટી કરી મુકી. છેવટ સુધનવાએ નાગપાસ બાણુ મારી પ્રદુમાનને તાણી બાંધ્યો. એટલે અરજુન બોલ્યો, અરે ભીમસેન ભાઈ આજ તમે કેમ કંઇ જોર મારતા નથી ! ત્યારે વ્રકોદરે કહયું, તું અભીમાન ધરાવતો

હતો કે અમે સુધનવાને જીતીશું અને હવે કેમ નરમ થઈને થોભી રહયો છું ! એટલે પારથે જવાબ આપ્યો, અરે ભીમસેન ભાઈ મ્હારી મ્હોટી ભુલ થઈ કે મેં અહંકાર ધારણ કરયો. એમ કહી પારથ શ્રીકૃષ્ણજીની સ્તુતી કરવા લાગ્યા હે ભીડભંજન પ્રભુ આપ ભક્તની વ્હારે ધાઓ નહી તો આપનો શેવક રણમાં રોળાઇ જશે. જેવી રીતે આપે ભીમશેનને વીશમાંથી બચાવ્યો, વળી અમને બધાને લાખા ભોવનમાંથી ઉગારયા. પછી અમને હેડંબાસુર ચોરી ગયો હતો ત્યાં સહાય કરી, ત્યાંથી બકરાક્ષસને મારવામાં આપે મદદ કરી. પછી હું યોગી થઇને દ્વારકામાં આવ્યો હતો. ત્યાં મને આપે કન્યા દીધી. ત્યાર કેડે અમે જુગટું રમીને હારયા તે વખત દુષ્ટોએ સતીની લાજ લેવાનું ધારયું પણ આપે તવસેં નવાણું ચીર પુરયા. વળી કૈયાથી સતિને બચાવી લીધી, આ પ્રમાણે આપે અમારા અપાર ગુણ કરયા તેવીજ રીતે અત્યારે આપના શેવકની વ્હારે ધાજો. એ પ્રમાણે અરજુનજીની સ્તુતી સાંભળીને અંતર્યામી અદર્શ રૂપે પાન્ડવ દળમાં આવ્યા. પછી પ્રત્યક્ષ રૂપ ધરીને પારથનો રથ હાંકવા બેઠા, તવ સુધનવા પ્રભુનાં દર્શન કરવા માટે નીચે નમી પડયો. પછી પોતે અંતર્યામીને અરજ કરે છે કે હે નાથ હવે મ્હારે મરવાની તૈયારી છે માટે મરણ વખને આપની મુર્તી મ્હારી લક્ષમાં રહે તેવું વરદાન આપો એવું સાંભળી શ્રીકૃષ્ણજીએ ઘણા ખુશી થઇ ચત્રુભુજ સ્વરૂપે દરશન દીધાં. એટલે સુધનવાએ પુરણ પ્રેમથી પ્રભુના દરશન કરયાં. પછી શ્રી હરી પોતાનું કૃષ્ણનું સ્વરૂપ ધારણ કરીને બોલ્યા, હે અરજુનજી તમે કેમ ભયભીત થઇ ગયાછો તવ અરજુને જવાબ આપ્યો કે સુધનવા બહુ બળીયો છે. તેથી મ્હારૂં જોર તેના આગળ ચાલી શકતું નથી, એવું સાંભળી પ્રભુએ અરજુનજીને કહ્યું કે અહંકાર છોડીને યુદ્ધ કરશો તો જીતશો. એટલે અરજુને કહ્યું અરે મહારાજ મેં અત્યાર સુધી અભીમાન કરયો તે મનેજ નડયો માટે હવે પછી હું કદી અભીમાન નહિ ધારણ કરૂં એમ કહી અરજુનજીએ મેઘની માફક ગર્જના કરી ધનુશ ઉપર બાણ ચઢાવ્યું. તવ સુધનવાએ પણ અરજુનની સામે બાણ મારવાની તૈયારી કરી અરજુન એક બાણ મારે છે, તેનાં એંસી હજાર થાય છે, અને સુધનવાના સવા લક્ષ થાય છે. તેથી અરજુન પાછો ભયભીત થઇને પ્રભુ પ્રત્યે કહે છે. કે હે કૃપાનાથ હવે સુધનવાને મારવાની યુક્તિ બતાવો નહી તો મહારા પ્રાણ જશે. એટલે અંતર્યામી બોલ્યા, હે પારથ તમે એક કાળજ્વર બાણ લેઈ તે ઉપર વીશનુનો મંત્ર ભણીને પછી તેના ઉપર ધરમરાજાનું પુન્ય મુકીને તે બાણ મારો એટલે

સુધનવા મરણ પામશે. તવ અરજુનજીએ પ્રભુના બતાવ્યા પ્રમાણે સુધનવાને બાણ મારયું એટલે સુધનવા પણ તે બાણ જોઇને વીચારમાં પડયા કે આ બાણુથી મહારૂં મૃત્યું થશે. એમ ધારી પોતે પ્રભુના સામી એકતાર કરીને ઉભો રહ્યો. એટલામાં અરજુનના બાણ વડે શુધનવાનું મુસ્તક કપાયું, પછી તે મુસ્તક શ્રી હરીના ખોળામાં પડ્યું, તવ દયાળુ પ્રભુએ શેવક ઉપર કૃપા કરીને તે મુસ્તક ગલકીમાં નાખી દિધું. તેથી તે મુસ્તક વીશ્નુ રૂપ બન્યું અને ધડ રથ ઉપરથી નીચે પડયું, એ પ્રમાણે શુધનવાનું મૃત્યું થવાથી યુદ્ધ બંધ થયું. ત્યાર પછી સુધનવાના મરણની વારતા હંસદ્વજને ખબર પડી એટલે તે તુરત મુરછા ખાઇ નીચે પડયો. પછી તે વારતા આખા નગ્રમાં ચાલવાથી સઘળું લોક રડી પડયું. હવે હંસદ્વજની મુરછા વળ્યા પછી સુખવંતિ તથા પ્રભાવતી વીગેરે છાતી માથાં કુટતાં કુટતાં સુધનવાના ધડનિ પાસે ગયાં. સુખવંતીએ સુધનવાનું ધડ પોતાના ખોળામાં લીધું. હવે પાન્ડવોએ વિચાર કરયો, કે સઘળો કલેશ દુર થયા પછી આવતી કાલે યુદ્ધ કરિશું એમ ધારી તેઓ પોતાના ઠેકાણે ગયા. ત્યાર કેડે સુખવંતી રૂદન કરે છે. કે હે દીકરા તારા વીના મ્હારા દીવસ જવા ઘણા કઠીણ પડશે. ઓ લાડકડા ત્હારા પીતાએ તને અપાર દુઃખ દીધું. તેમાંથી શ્રી હરિએ તહારો પ્રાણ બચાવી લીધો પણ આખરે તેં સ્વર્ગ વાસ કરયો. અરે વ્હાલા તન શું મેં જમતા બ્રાહ્મણને અભડાવ્યા હશે ! શું મેં મળ મુત્ર ગંગામાં ધોયું હશે ! શું મેં વિશ્વાસ ઘાતો કરી હશે ! એ પ્રમાણે વિલાપ કરીને સુખવંતી છાતી ફાટ રડે છે, વળી તેની બેહેન કોવળીકા પણ રૂદન કરે છે કે હે મહારા વ્હાલા વીરા ત્હારા વીના પીયર સુનું થઇ ગયું. ત્હારૂં હેત મને બીલકુલ વીસરતું નથી. અરે વીરા મ્હારી ભોજાઇ ત્હારા વીના બીચારી ઝુરી મરે છે. ઓ દૈવ મ્હારો હીરો વીરો હડતાઇ ગયો. એ પ્રમાણે કોવળીકા બેહેન અતીશય રૂદન કરે છે વળી ત્યાં સુધનવાની સ્ત્રી સુંદર પ્રભાવતી પણ છાતીફાટ વીલાપ કરી રહી છે. હે પતી મેં તમને પહેલેથી યુદ્ધમાં જવાની ના કહિ હતી. પણ તમે માન્યું નહિ. અને છેવટે વ્હાલોને રણમાં રઝળતી મુકીને ચાલ્યા ગયા. અરે પતી હવે મ્હારૂં જોબનીયું કેવી રીતે જશે. ઓ વ્હાલા સ્વામી આ મ્હારો દેહ આપના વીના કોણ ભોગવશે. હવે મ્હારી સાચવેલી કાયા નકામી થઈ પડી એમ કહીને તેણી અતીશય રૂદન કરે છે. એવું જોઇ હંસદ્વજરાજા તથા આખા ગામની પ્રજા બેસુતમ આક્રંધ કરયા કરે છે. હવે તે સમે એક જ્ઞાની શેન્યાપતી સર્વને શીખામણ દેવા લાગ્યો કે અરે તમે શા

માટે રૂદન કરોછો. તમારો સુધનવા દીકરો તમારી નજર આગળ પડયો છે છતાં શા માટે પોકાર કરોછો અને જે તમે જીવને યાદ કરતાં હોઓતો તમારે ને જીવને લેવાદેવા નથી. માટે હે ભાઇઓ તથા બેહેંના સરવે છાનાં રહિ જાઓ. એ પ્રમાણે શાણા સેન્યાપતીએ સૌને શાન્ત પમાડયાં. પછી હંસધ્વજે કાષ્ટની ચીતા ખડકાવી સુધનવાનો અગ્ની સંસ્કાર કરયો. ત્યાર કેડે સરવે જણાએ સ્નાન કરયું. એ પ્રમાણે પરવારીને સઘળા હરી સ્મરણ કરતા કરતા ઘેર ગયા. એવામાં દીવસ વીતી રાત્રી પડી એટલે રાજાએ એક સેવક સાથે પાન્ડવને એવું કહાવ્યું કે કાલે સવારે યુદ્ધ કરવા માટે તૈયાર થજો. એટલે શેવકે પાન્ડવને તે સમાચાર પોંહોંચાડયા. પછી જયાં વ્હાણું વાયું. એટલે હંસધ્વજ રાજા યુદ્ધમાં જવા માટે તઇયાર થયો ત્યારે તે વખતે સુખવંતી હંસધ્વજનેકેહેવા લાગી કે હે નાથ મ્હારી એક અરજ શ્રવણ કરીને પધારો મ્હારી એવી ઇચ્છા છે કે પ્રભુને આપણા ઘેર તેડી લાવો તો મ્હારાથી એમના દરશન થાય તવ હંસધ્વજે કહયું, કે બહુ સારૂ વ્હાલી હું જરૂર પ્રભુને આપણી નગરીમાં તેડી લાવિશ કે જેથી કરીને સઘળું લોક પાવન થઇ જાય. એમ કહી હંસધ્વજ પોતાના પુત્ર સહીત સૈન્ય લઇને પાન્ડવ સામે યુદ્ધ કરવા માટે ગયો. હવે પાન્ડવો પણ હંસધ્વજ સામે આવીને ઉભા. પછી જ્યાં બન્ને પક્ષ સામાસામી ઉભા રહયાં. એટલે સુરથે હંસધ્વજને કહ્યું કે પીતાજી મને અર્જુનની સાથે યુદ્ધ કરવા દો. તવ હંસધ્વજે સુરથને આજ્ઞા આપી. હવે સુરથ અર્જુનના સામા જઇને ઉભો રહયો. તવ પારથે પણ ગાન્ડીવનામા ધનુષનો ટંકાર કરયો એટલે લંકામાંથી હનુમાનજી કુદીને અરજુનના રથની ધ્વજાએ આવીને બેઠા કૃષ્ણજી અરજુનનો રથ હાંકતા હતા સઘળી ચરચા જોયા કરે છે. અરજુનજી સુરથને એક બાણ મારે છે તેના એંસી હજાર બાણ થાય છે. અને શુરથનાં એક બાણનાં સવા લક્ષ થાય છે, અરજુને ક્રોધ કરીને એક બાણ વડે શુરથની સેન્યાનાના વીસ હજાર યોદ્ધાને ઠેર મારી નાંખ્યા. તવ શુરથે પણ પાન્ડવના ચાળીસ હજાર યોદ્ધાનો નાશ કરયો એમ કરતાં કરતાં અરજુને શુરથના સારથીનું મુસ્તક છેદી નાંખ્યું. તેથી શુરથે પવનાસ્તર બાણથી પારથને રથ સહીત આકાશે ચઢાવ્યો વળી હંસધ્વજ શુને નાગપાસ બાણવડે પ્રધુમાન ત્થા વર્શકેતુએ બંન્નેને બંધન કરયાં. તે જોઇને ભીમસેન ગદા લેઇને શુરથ સામે આવ્યો. વ્રકોદરે પોતાની ગદા બે હાથમાં ઝાલીને શુરથના રથ ઉપર મારી. તેથી શુરથનો રથ ભાગી ગયો. તવ પોતાના શેવકોને કહેવા લાગ્યો કે મહારે માટે રથ લાવો.

વળી એટલામાં વ્રકોદર બીજી વખતે શુરથને ગદા મારવા માટે આવ્યો. એટલે શુરથે મોહાસ્તર બાણ મારી ભીમને નીચે પાડયો. તવ અરજુનજી પ્રભુને કરગરે છે કે હે નાથ શુરથને જીતવાનો ઉપાય બતાવો નહી તો મહારી લજયા જશે. તવ દયાળુ હરીએ અરજુનને કહ્યું કે તમારા રથની નીચેનું બાણ ભાગી નાંખો એટલે રથ નીચે ઉતરશે. તવ અરજુને પોતાના રથની નીચેનું બાણ ભાગી નાંખ્યું એટલે રથ નીચે ઉતરવા લાગ્યો. એવું જોઇને શુરથે બીજીવાર પવનાસ્તર બાણ મારી અરજુનનો રથ આકાશમાં ચઢાવ્યો. એટલે અર્જુન પ્રભુને કહેવા લાગ્યો અરે દીનબંધુ દયાળ શુરથે તો ફરીથી રથને ચઢાવી દીધો. માટે હવે કેમ કરૂં ! તવ શ્રી હરીને ભક્ત ઉપર દયા આવવાથી પોતે અર્જુનના રથ ઉપર ચૌદ બ્રહ્માંડનો ભાર મુકયો. એટલે પારથનો રથ પૃથ્વી ઉપર નીચે આવતો રહયો. એ પ્રમાણે રથ નીચે ઉતરયાં પછી અર્જુનજીએ પોતાના સૈન્યને અતી દુઃખી જોયું. તેથી તેણે વીચાર કરયો કે વિશ્વંભરની મ્હારા ઉપર કૃપા છે. માટે સુરથ સામે યુદ્ધ કરતાં પાછા પડવું એ મહારી મુર્ખાઇ છે. એમ ધારી કુંતા પુત્ર અગ્નીતા મંત્ર ભણીને સુરથ ઉપર બાણ મારવા લાગ્યો. તેમાં અર્જુનનાં એક બાણનાં અનેક બાણ થાય છે. તે બાણોથી સુરથના યોદ્ધા ત્રાહય ત્રાહય કરે છે. એવો નરનો સપાટો જોઇને સુરથે જબરૂં જોર કરવા માંડયું. તવ નંદ કીશોરે હંસધ્વજ સુતનું જોર આકર્શણ કરયું. તેથી સુરથનું બાણ નીરબળ જવા લાગ્યું પહેલાં સુરથનાં બાણ ત્રણ લક્ષ છુટતાં હતાં તેને બદલે ફકત અષ્ટ અયુત જાય છે, તવ સુરથ વીસમય પામ્યો કે આ મ્હારા બળની કોણે ચોરી કરી ! કહો ન કહો પણ શ્રી હરીએ અર્જુનને મદદ કરી હોય એમ લાગે છે. માટે હવે નકામી મહેનત કરવા કરતાં યુદ્ધ કરવાનું બંધ રાખું. એમ ધારી પોતે પોતાનાં આયુદ્ધ ફેંકો દીધાં. એવું જોઇને શ્રી હરીએ શુરથને પુછયું કે તમે તમારાં હથીયાર કેમ ફેંકી દીધાં ! તવ શુરથ કહે અરે પ્રભુજી શામ વિશમ પણું કરવું આપને ઘટતું નથી. ફકત અર્જુનને અને મને અમને બન્ને જણાને લડવા દો. હે દયાળુ પ્રભુ મેં તમારો શો અપરાધ કરયો છે કે આપે મહારૂં બળ હરણ કરયું ! તવ મોહનજીએ મનમાં વીચારયું કે જેમ શુરથ જાણી ગયો તેમ લોકો જાણશે તો એમ કહેશે કે પ્રભુએ પક્ષ પાત કરી. એમ ધારી દીનાનાથે શુરથનું હરણ કરેલું બળ તેને પાછું સોંપી દીધું. એટલે શુરથને સામર્થ આવ્યું તેથી તેણે પોતાનાં આયુધો ધારણ કરયાં. પછી શુરથે પારથ ઉપર પહેલાંની માફક જોર કરવા માંડયું, તેથી અર્જુનજીનો પ્રાણ જવો

બાકી રહયો તવ પારથે શ્રી હરીને અરજ કરી કે હે નાથ હવે દાસ ઉપર દયા કરો નહી તો તમારો પ્રેમી ભકત રણુમાં રોળાઇ જશે. એવું સાંભળી દીનાનાથને દયા આવવાથી તેમણે અર્જુનજીને સમજાવ્યા કે તમે કાળજવરનું બાણુ કાઢીને તેના ઉપર ધરમરાજાનું પુન્ય મુકશો તો તે મરશે. તવ પારથે કાળજવરનું બાણુ લેઇને તેના ઉપર ધરમનું પુન્ય મુકયું, પછી વાંકા વળીને તે બાણુ અતી જોશમાં ફેકયું. તે બાણુ આવતુ જોઇને શુરથે વીચાર કરયો કે આ બાણુ જરૂર મહારા પ્રાણુ લેશે. એમ જાણીને શુરથે પોતાની સકળ વાસનાનો ત્યાગ કરી તેની પ્રેમ લક્ષણા પ્રભુમાં જોડી દીધિ. એવે કાળજવર બાણુ વીજળીની માફક ચમકારા કરતું કરતું શુરથ તરફ ચાલ્યું અને તેથી શુરથનું મુસ્તક છેદાઇ ગયું. પછી તે મુસ્ત ઉછળીને શ્રીકૃષ્ણજીના ખોળામાં પડયું. તવ પ્રભુએ તે પુસ્તક પોતાના રદય સરસું ચાંપ્યા પછી ગુરૂડજીને બોલાવ્યા. એટલે ગરૂડજી કરજોડીને દયાળુ હરીના સામા ઉભા તવ શ્રી હરીએ ગરૂડજીને કહ્યું કે આ મહારા ભકતનું શીશ પ્રાગમાં નાંખી આવો એવું ,સાંભળી ગરૂડજી તે મુસ્તક લેઇને આકાશમાં ઉડયા. તવ નારદજીએ વીચાર કર્યો કે ગરૂડજીને તથા મહાદેવના નંદીને લડાવું તો જોવાની મજા આવશે એમ ધારી પોતે કૈલાશમાં શંકર પાશે ગયા એટલે શંકર કહે પધારો નારદજી, એમ કહીને નારદજીને બેસવા માટે આસન આપ્યું. પછી શંકરે નારદને પુછયું કે આપનું કેમ પધારવું થયું ! ત્યારે નારદજીએ કહ્યું, હે ભોળા શંભુ હું સ્હેજ આવ્યો છું પણ તેમાં આપને એટલું કહેવાનું છે કે આ તમારી રૂઢમાળામાં સુરથનું શીશ હોય તો અતી સુંદીર શોભી ઉઠે ત્યારે શંકર કહેવા લાગ્યા કે સુરથનું મુસ્તક કયાં છે ! એવું સાંભળી નારદ બોલ્યા તે શીશ લક્ષ્મીજીએ મંગાવ્યું છે તેથી જુઓ પેલો ગરૂડ આકાશ માર્ગે લેઈ જાય છે. એ પ્રમાણે શંકરે ગરૂડજીને જોઇને પોતે પોતાના નદીને તે મુસ્તક લાવવાની આજ્ઞા આપી, તવ નંદી શંકરને નમીને ચાલ્યો. પછી નંદીએ ગરૂડજીને જતા જતામાં પકડી પાડયા તેથી ગરૂડજીને પુષ્કળ. ક્રોધ ચઢવાથી નંદીયાને મારમારવા લાગ્યા. એ પ્રમાણે ગરૂડજી તથા નંદીયો બેઉ જણા સામા સામી યુદ્ધ કરવા મચી પડયા, છેવટ ગરૂડજીએ પાંખ મારીને નંદીયાને કૈલાશમાં ફેંકી દીધો. નંદીયાને કૈલાશમાં પડેલો જોઇને પારવતીજીને હસુ આવ્યું, તેથી પોતે બોલ્યાં કે હે નીર્બળ નંદિ તેં ખાઇ બગાડયું. એવું સાંભળીને શંકરને ક્રોધ ચડયો, પછી શંભુએ નંદીયાને બોલાવીને ભસ્મથી તેને વજ્રનો બનાવ્યો. તવ નંદીયો મસ્તાન થઇને

ગરૂડજી તરફ ચાલ્યો. પછી ગરૂડજીને જતા જતામાં નંદીયાએ પોતાના પુંછથી પુષ્કળ પ્રહાર કરયો. એ પ્રમાણે બન્ને લડતા લડતા પ્રાગમાં આવ્યા એવામાં જ્યાં મુસ્તક નાંખવાનું ઠેકાણું આવ્યું એટલે ગરૂડજીએ તે ફેંકી દીધું, તવ નંદીએ તે શીશ ઝીલી લીધું. અને ત્યાર પછી તેણે તે મુસ્તક શંભુને આપી દીધું એટલે શંભુએ સુરથનું મુસ્તક રૂંઢમાળામાં ઘાલ્યું જયમુનિ કહે છે કે હે જન્મેજય રાજા હવે યુદ્ધમાં શી હકીકત બનિ તે કહી સંભળાવું છું હંસધ્વજ રાજા પોતાના પુત્રનું મરણ થયેલું જોઇને નરના સામો યુદ્ધ કરવા ઉભો. હંસધ્વજના એક બાણના ત્રણ લક્ષ બાણ થાય છે, અરજુનજી ઘણું જોર મારે છે પણ હંસધ્વજ આગળ કંઇ ચાલતું નથી. છેવટ હંસધ્વજના બાણોથી અરજુનનું શરીર ઈંદ્રરાજાના ભગંદ્ર જેવું થઇ ગયું. તેથી પારથ અકળાઇને પ્રભુ પ્રત્યે બોલ્યો, હે મહારાજા હું તો આપના શરણે છું માટે મને યથાર્થ કહો, હું જીતિશ કે હાર પામીશ. ત્યારે દયાળુ હરીએ જવાબ આપ્યો, હે અરજુનજી તમે જીતવાના નથી પણ આ ઠામે જય પામશો, તેમાં કંઇ સંદેહ નથી. એવું પ્રભુનું બોલવું સાંભળીને અરજુનજીને હીમ્મત આવિ તેથી પોતે હથીયાર ધારણ કરિને હંસધ્વજ સામુ યુદ્ધ કરવા લાગ્યા. હંસધ્વજે પાન્ડવના સૈન્યમાં હથરણ વળી નાંખ્યું તેના બાણથી અરજુનજી ત્રાસ પામી જાય છે. પ્રભુ પણ તેનાં બાણ પરોણાથી નિવારણ કરે છે. એમ કરતાં કરતાં રાજાને વીચાર આવ્યો કે મ્હારી સ્ત્રી તથા પરીવારને પ્રભુનાં દરશન કરવાં છે માટે યુક્તિનાં બાણ મારી નર સહીત નારાયણને મ્હારી નગરીમાં લેઇ જાઉં તો બહુ સારૂ એમ ધારી પોને પોતાના યોદ્ધાઓને છાનામાના સમજાવ્યા કે તમે પાન્ડવના સેન્યને ઘેરી લેજો. ત્યાર પછી તેમને પાછલા ચરણથી નગરીમાં જવા દેજો. એવું સાંભળી સઘળા ખુશી થયા. સૈન્યના અધીપતી પણ હંસધ્વજને વખાણવા લાગ્યા કે ધન્ય છે તમને કે પ્રભુને આપણી નગરીમાં લેવાનું કહો છો. એ પ્રમાણે વાત ચીત કરયા પછી હંસધ્વજ રાજાએ પવનાસ્તર મંત્ર ભણીને પોતાના બાણો અરર્જુનના અભંગ રથમાં મારયાં તેથી અરજુનનો રથ વીસ ધનુશ નગરી તરફ ધસ્યો, એટલે તેનિ પાછળ પાન્ડસની સૈન્યા પણ ધસી. એ પ્રમાણે અર્જુનનો રથ તથા તેમનું સૈન્ય સઘળું અવળે ચરણે ચાલવા માંડયું. પછી દરેક જગોએથી કબજો કરિને સઘળાને નગ્રમાં ઘાલ્યા ત્યાર કેડે હંસધ્વજ રાજાએ પોતાના યોદ્ધા પાસે દરવાજા બંધ કરાવ્યા. આ વારતા નગ્રના લોકોએ જાણી તેથી આખું ગામ આનંદ પામવા લાગ્યું. સઘળાં નરનારી પ્રભુનાં દરશન કરવા

તૈયાર થઇ વહયાં છે. પછી અરજુને પ્રભુને પુછયું કે અરે મહારાજા આતો ઘેરાઇ ગયા. માટે હવે શો ઉપાય કરવો. ત્યારે દયાળુ હરીએ જવાબ આપ્યો, તમે તમારે બેશી રહો નહી તો ઉલટા હાર પામશો. જે હકીકત બને તે બેઠા બેઠા જોયા કરો. એ પ્રમાણે પ્રભુએ નરને સમજાવ્યો એટલે અરજુન શાન્તી પામીને બેશી રહયો. હવે નર નારાયણનો રથ નગ્રમાં ચાલ્યો જાય છે. તેથી કઇક લોક પ્રભુને મોતીથી, કઇક રત્નથી, કઇક અક્ષત, અબીલ, ગુલાલ વીગેરેથી વધાવે છે, સઘળાં લોકો પોતાના કુટુંબ કબીલા સહવેર્તમાન શ્રી હરીનું પુજન કરીને નમી પડે છે. એ રીતે હંસદ્વજરાજા પ્રભુને આખા ગામમાં ફેરવીને પોતાની રાણીના મહેલ આગળ લાવ્યો. એટલે રાણી પુજન કરવાની છાબ હાથમાં લેઇને પ્રભુ પાસે ચાલી આવી. રાણિએ શ્રી હરીનું પુરણ પ્રેમ વડે પુજન કરયું અને સાષ્ટાંગ ચરણે લાગી. એટલે પ્રભુએ આનંદ પામીને ચતુર્ભુજ સ્વરૂપે દરશન દીધાં તવ હંસધ્વજ રાજા પણ રથથી નીચે ઉતરીને શ્રી પ્રભુને નમી પડયો. ત્યાર કેડે હંસધ્વજે પ્રભુને કહ્યું કે જો યુદ્ધ કરવાની મરજી ન હોય તો નરને લેઇને મહારા મહેલે પધારો. એટલે પ્રભુએ અરજુનના સામુ જોયું. તવ પારથ કહે તમારી મરજીમાં આવે તે ઢરો, હું તો બોલ્યા વીના બેશી રહીશ. એવું સાંભળી દીનાનાથે હંસધ્વજને કહયું ભાવીક ભગ્ત ધન્ય છે તમને જેમ તમારી ઇચ્છામાં આવે તેમ કરો. એટલે હંસધ્વજ પોતાનાં હથીયાર ફેંકી દઈ પ્રભુને સાષ્ટાંગ ચરણે લાગ્યો. પછી સૈન્યા સૌ શૌને ઠેકાણે ગયાં અને હંસધ્વજ નરનારાયણને પોતાના મહેલમાં લેઇ ગયો. ત્યાં સુખવંતીએ જાત જાતની રસોઇ કરીને પુરણ પ્રેમ વડે નરનારાયણને જમાડયાં ત્યાર પછી સ્ત્રી પુરૂષે નરનારાયણને મુખવાસ આપી પ્રસન્ન કરયાં. એ પ્રમાણે આનંદ કરયા કેડે અરજુને પ્રભુને કહ્યું, હે મહારાજ હું આપના પ્રતાપથી બચ્યો છું નહિ તો આ રાજા મને ઠેર મારી નાંખત. તવ પ્રભુ બોલ્યા હવે તમે સાચું સમજ્યા નહી તો આ રાજાને તમે કદી જીતનાના નહોતા. એ પ્રમાણે વાતો કરીને બન્ને રાજ્ય સભામાં બીરાજ્યા. તવ હંસધ્વજે નરનારાયણની આજ્ઞા લેઇને સારા સરપાવ કરયા. પછી પોતે નરનારાયણને કહેવા લાગ્યો કે હે મહારાજ આપતો વીશ્વપતી છો, તેથી આપના સરખું મહારાથી કંઇ અપાયું નથી માટે મહારા ઉપર કરૂણા કરી કંઇ માગો. ત્યારે શ્રીકૃષ્ણજી બોલ્યા, તમે તમારાં આયુદ્ધ ધારણ કરીને અરજુનજીની સાથે જાઓ. પછી અશ્વ ફેરવીને યજ્ઞમાં હસ્તીનાપુર પધારજો. એવું સાંભળી હંસધ્વજે પ્રભુનિ આજ્ઞા માંથે ચઢાવીને

પોતાનું રાજ્યપાટ પોતાના પુત્રોને સોંપી દીધું. પછી હંસધ્વજ પંચકલ્યાણી ઘોડો લેઈને પોતાના સૈન્ય સહીત અરજુનજીના સાથે ચાલ્યો. પંચકલ્યાણી અશ્વ ફરવા માટે ચાલ્યો જાય છે. એ પ્રમાણે ભકતના મનોરથ પુરણ કરીને દયાળુ દીનાનાથ હસ્તીનાપુર પધારયા જે શ્રોતાજનો પુરણ પ્રેમથી ભગવાનનો કથા ભકતનો મહીમા શ્રવણ કરશે તેનાં સઘળાં પાપ નાશ પામશે અને પોતાને મન વાન્છીત ફળ પ્રાપ્ત થશે.



## વીશ્રામ ૧ લો.

આખ્યાન સુધનવા તણું, સાંભળ્યું જેણે કાન;
વ્યાસ વલ્લભવાણી વદે, રીઝે શ્રી ભગવાન.


સુધનવાખ્યાન સમાપ્ત



# મોરૂધ્વજ આખ્યાન.

હવે જયમુનિ જનમેજય રાજા પ્રત્યે કહે છે કે પંચ કલ્યાણી અશ્વ ચાલ્યો જાય છે, તેનો મહીમા શાંત ચીત્તે શ્રવણ કર. હવે પંચકલ્યાણી ઘોડો ચાલ્યો જાય છે એવામાં એક સુંદર સરોવર આવ્યું અતીશય ત્રસા લાગવાથી ઘોડાએ સરોવરમાં પેશીને પાણી પીધું તેથી પંચકલ્યાણી ઘોડો મટી જઇને ઘોડી બન્યો. તે જોઇને અરજુનજી વીસ્મય પામ્યો પંચકલ્યાણી ઘોડી રૂપે ચાલ્યો જાયછે, એટલામાં બીજું સરોવર આવ્યું. એટલે વળી પંચકલ્યાણી પાછો તેમાં પાણી પીવા પેઠો, તવ ઘોડી મટીને વાઘ થયો, તે જોઈ અર્જુનજી બહુ પસ્તાવા લાગ્યા, પછી સઉએ એક જોજન સુધી વાઘને હંકારયો તવ વાઘ ટળીને પાછો પંચકલ્યાણી ઘોડો બની ગયો એવામાં એક રૂષિ મળ્યા, તેથી અરજુનજી આ સઘળી હકીકત તેમને પુછવા લાગ્યા. તવ રૂષિએ અરજુનજીને સઘળો સંદેહ નીવારણ કર્યો. ત્યાર પછી અર્જુનજી અશ્વ લેઇને આગળ ચાલ્યા. એવામાં એક સ્ત્રીયા દેશ આવ્યો તે દેશમાં કોઇ પુરૂષ નથી, તેથી સઘળી અબળાઓમાં એક પ્રમેલા નામની સુંદરી રાજ્ય કરે છે અને ચંદ્રાણી નામની સ્ત્રી પ્રધાનનું કાર્ય કરે છે. વળી તે સ્ત્રીયો પુરૂષોને પ્રેમદા બનાવે છે એટલુંજ નહી પણ પશુ પક્ષી વીગેરે બનાવીને પોતાના નગ્રમાં રાખે છે. એવી જાદુ વાળી સ્ત્રીયોના દેશમાં પંચકલ્યાણી અશ્વ દાખલ થયો. તવ સ્ત્રીયોએ અશ્વનિ કોટે સોનાનું પત્ર વાંચીને પંચકલ્યાણીને તાંણી બાંધ્યો. પછી સઘળી અબળાઓ અર્જુનના સામે યુદ્ધ કરવા માટે પોતાનાં હથીયાર સજવા લાગી. પછી પ્રમેલા રાણીએ કેટલીક સ્ત્રીયોનાં ઘોડા, ઉંટ હાથી વીગેરે અનંત વાહનો બનાવ્યાં. એ પ્રમાણે તયાર બનાવી સઘળી સ્ત્રીયો તેમના ઉપર બેસીને અરજુનના સામે યુદ્ધ કરવા માટે ચાલી. પછી જ્યાં ધનંજ ઉભો છે ત્યાં સઘળી અબળાયો આવીને ઉભી રહી. તવ અર્જુન કહે અરે સ્ત્રીયો મને પગે પડીને ઘોડો આપી દો. નહી તો તમારો નાશ કરીશ. એટલે પ્રમેલા કહે અમારે તમારો ઘોડો જોઇતો નથી. પણ ફકત તમને એટલું કહીએ છીએ કે તમે અમારી સાથે પરણો. એવું સાંભળી અરજુન બોલ્યો. અરે કજાત અમે તમને કદી પરણવાના નથી. ચાલો યુદ્ધ કરવું હોય તો આવી જાઓ. એમ કહી પારથે હથીયાર સજ્જ કર્યાં. તવ સઘળી અબળાઓએ નેન બાણ મારીને સર્વ પુરૂષના સામું જોયું. એટલે સઘળા સૈન્યના

લોકો સ્ત્રીયોના નેન બાણુથી મુર્છા ખાઇને નિચે ઢળી પડયા. ફક્ત એકલો અ-
ર્જુન સાવચેત છે. ધનંજય આખો નર છે તેથી તેને મોહ લાગતો નથી. એ
પ્રમાણે પારથે પોતાના સૈન્યને નીચે પડેલું જોઇ સ્ત્રીયોના સામે પુષ્કળ બાણ
માર્યા, પણ તેમને કંઇ અસર થતી નથી, પછી સઘળી સ્ત્રીયો ભેગી થઇને અ-
ર્જુનને અતીશય માર માર્યો. તેથી અર્જુન ગભરાઇ ગયો. તવ આકાશ વાણી
થઈ કે હે પારથ તું આ સ્ત્રીયોને જીતવાનો નથી માટે તેમનું મન માને તેમ
વર્ત. એવું સાંભળી ધનંજયે સઘળી સ્ત્રીયોને કહ્યું તમારે શું કરવાની ઇચ્છા
છે ? ત્યારે સકળ સ્ત્રીયો બોલી. અમે તમને કેટલીવાર કહીએ !
જાણ્યા છતાં શા માટે બીજીવાર પુછો છો ! તવ અર્જુનજીએ કહ્યું !
હે અબળાઓ હું તમને અત્યારે તો પરણવાનો નથી. કારણ કે મ્હારે યજ્ઞ
કરવો છે માટે ઘોડો લેઇને હજી ફરવા જવાનું છે. તેથી તમે સઘળી સ્ત્રીયો
હસ્તીનાપુર જાઓ એટલે હું ત્યાં આવીને તમને પરણીશ. એવું સાંભળી
સ્ત્રીયોએ રાજી થઇને જાદુ વીદ્યાવડે સઘળા સૈન્યની મુર્છા વાળી નાંખી, એટલે
સકળ સૈન્ય ઉઠીને બેઠું થયું પછી પ્રમેલા રાણી અર્જુન સહીત પોતાના ઘેર
લેઇ ગઇ. ત્યાં બે દીવસ રાખીને સર્વને પ્રેમ પુર્વક જમાડયા. પછી સઘળી
સ્ત્રીયોએ પંચકલ્યાણી ઘોડા સહીત સર્વને વીદાય કર્યા. એ પ્રમાણે અર્જુન
સહીત સર્વને વળાવી, સ્ત્રીયો હસ્તીનાપુર ગઈ. હવે પંચકલ્યાણી ઘોડો ચાલ્યો
જાય છે એવામાં ભીશણનામનો દેશ આવ્યો. તે દેશના રાજાનું નામ પણ
ભીશણ છે. ભીમસેને બકરાક્ષસ માર્યો હતો તેનો પુત્ર ભીશણ રાજ્ય કરે છે.
તેને નારદજીએ ચઢાવ્યો કે તારા પીતાને જેણે માર્યો હતો તેજ પુરૂષ ત્હારી
નગરીમાં આવે છે. માટે તું ત્હારા પીતાનું વહેર લે. એટલે ભીશણ તુરત
પોતાનાં હથીયાર ધારણ કરીને યુદ્ધ કરવા માટે તૈયાર થયો. પછી પોતાની
સાથે રાક્ષણીયો લેઇને અર્જુનના સામો ગયો ત્યાં જઇને તેણે પંચકલ્યાણી
અશ્વને મેદાનમાં તાણિ બાંધ્યો ત્યાર પછી પોતે પાડવના સામા લડવા માટે
તૈયાર થઈ ગયો. અર્જુન પણ પોતાના સૈન્ય સહીત યુદ્ધ કરવા માટે તત્પર થયો.
હંસધ્વજ નીલ્વજ વીગેરે રાજાઓ રાક્ષસ રાક્ષણીયો સાથે યુદ્ધ કરવા મચી
પડયા છે. તેથી રાક્ષસ રાક્ષણીયો પણ ક્રોધ કરીને રાજાઓને પુષ્કળ માર
મારે છે. રાક્ષણીયો પોતાના ગાઉ ગાઉ સુધી લાંબા સ્થાનોને ઝાલીને પાન્ડવના
સૈન્યને અતીશય ઝુડે છે. તેથી પાન્ડવનું સૈન્ય ત્રાહય ત્રાહય પોકારે છે, તે જોઇને
અર્જુન અકળાઈ હનુમાનજીને કહેવા લાગ્યો કે હે મહારાજ તમે મ્હારા ઉપર
કૃપા કરીને મને મદદ કરો. તવ હનુમાનજી ક્રોધ કરીને રાક્ષસ રાક્ષણીયોના

સામુ જોવા લાગ્યા. એટલે રાક્ષણીયોએ વીચાર કર્યો કે આતો રામનો ભક્ત મહા બળવાન છે. કારણ કે જેણે રાવણને તથા અસુરોને ત્રાહ્ય પોકરાવી હતી એ પ્રમાણે વાતો કરતી કરતી નાસવા લાગી. એટલામાં હનુમાનજી હુક કહીને રાક્ષસના ટોળામાં પડયા. તત્ર અર્જુનજી હીમ્મત રાખીને રાક્ષસોને પુષ્કળ બાણ મારવા લાગ્યો, હવે હનુમાનજી તો રાક્ષસશોને ગડદા પાટુંથી તથા પોતાન પુછથી બાંધી બાંધી તેમને નીચે પછાડીને ઠેર મારે છે. એવામાં અર્જુનજીએ ભીશણ રાક્ષસનું મુસ્તક છેદી નાંખ્યું. તેમ હનુમાનજીએ પણ કોઇને જીવતુ રાખ્યું નહી પછી મ્હોટા પર્વત લેઈને તે દુષ્ટના ગામ ઉપર મુકી દીધો ત્યારકેઃ અરજુંનજીએ ભીશણનું સઘળું ધન હસ્તીનાપર પહોંચાડી દિધું. એ પ્રમાણે વ્યવસ્થા કરીને પાન્ડવો અશ્વ તથા સૈન્ય સહીત આગળ સીધાર્યાં. પંચકલ્યાણી ઘોડો તેની મરજીમાં આવે તેમ ચાલ્યો જાય છે જ્યાં ગોડો વિશ્રામ કરે છે વીસામો બંધાવેછે. જ્યાં પેસાબ કરેછે ત્યાં વાવ કુવા બંધાવેછે. અને લાદ કરે ત્યાં ધર્મશાળા બંધાવે છે, એવી રીતે પાન્ડવો પુષ્કળ ધન વાપરે છે, પછી જતાં જતાં એક મૃતક વન આવ્યું. ત્યાં જીવો ફક્ત એક દીવસ જીવે છે તેમાં આખો સંસાર માંડી લે છે એવી ભુમીકામાંથી નીકળીને સઘળા અશ્વની પાછળ પાછળ ચાલ્યા જાય છે એવામાં મણીપુર કરીને સુંદીર શહેર આવ્યું તે શહેરમાં અર્જુનજીનો પુત્ર બબરૂવાહન રાજ્ય કરે છે તે ચીત્રકળાનો સુત અને ઇલેવાનનો ભાઇ થાય છે. તેના રાજયમાં અર્જુનનો અશ્વ ફરતો ફરતો ચાલ્યો જાય છે. હવે અર્જુનજી સૈન્ય સહીત ઘોડાની પાછળ ચાલે છે. એટલામાં કાળા નાગ ઉતર્યા અને તેથી માઠા શુકન થયા. તો પણ તે બાબત અરર્જુનજીએ બીલકુલ ધ્યાનમાં લીધી નહી. એવામાં તે પંચ કલ્યાણી ઘોડો મણીપુરમાં દાખલ થયો કે તુરત એક શેવકે તેને દોરડાથી બાંધીને બબરૂવાહનને સોંપી દીધો. એટલે બબરૂવાહને અશ્વને બાંધેલું પત્ર વાંચોને વિચાર કર્યો કે મહારા પીતાજીનો ઘોડો કેમ રાખી શકાય ! એમ ધારીને પોતે પોતાના સુબુદ્ધિનામના પ્રધાનને ઘોડા વિષે પુછયું ત્યારે સુબુદ્ધિ પ્રધાને જવાબ આપ્યો. હે રાજન તમારા પીતાનો ઘોડો આપણાથી કદી રખાય નહી માટે ચાલો આપણે મોતી પુષ્પની થાળ તથા સાકરનાં પાણી વીગેરે લઇ જઇને તમારા પીતાની સેવા કરીએ એવું સાંભળી બબરૂવાહન ઘરમાં જઇને પોતાની બે માતાઓ ને પુછવા લાગ્યો કે મહારા પીતાજી આવ્યા છે, માટે તે વિષે અમારે શું કરવું જોઇએ ! ત્યારે તેની માતાઓએ કહ્યું કે તમારા પીતાજી ને મ્હોટી ધામધુમથી ગામમાં

લાવો. તવ બબરૂવાહન પોતાના હાથ અવળા બંધાવીને પંચ કલ્યાણી ઘોડો, નખાન તથા સૈન્ય સહીત પોતે દીનતા વાણી બોલતો બોલતો અરજુનની તરફ ચાલ્યો. હવે અરજુને હંસધ્વજને પુછયું કે આ કીયા રાજાનું ગામ છે ! ત્યારે હુંસધ્વજે કહ્યું, આ મણીપુર ગામનો બબરૂવાવન છે. અને તે ઘણોજ બળવાન છે. હું પણ સાત ગાડાં સોવરણનાં ભરીને તેને ખંડણી ભરૂંછું. એવી વાત કરે છે એટલામાં બબરૂવાહન પાન્ડવ દળમાં પેઠો. પછી બબરૂવાહને એક સેવકને પુછયું કે કુંતીનંદન કયાં છે ! ત્યારે શેવકે કહ્યું પેલા સુંદીર રથ ઉપર હનુમાનજી છે તેમાં બીરાજેલા છે. તવ બબરૂવાહનને અતીશય હરખ ચઢવાથી પોતે અર્જુનજીને નમી પડયો, પછી બેઉ હાથનાં બંધન છોડી નાંખીને પોતાના પીતાજીને હાથ જોડીને સ્તુતી કરવા લાગ્યો કે હે તાતજી આપ ભલે પધાર્યા, જેથી કરીને મહારો સફળ:અવતાર થયો. બબરૂવાહનનાં એવાં વચન સુણીને અર્જુન વિચારમાં પડયો કે હું અહીં આવ્યો નથી અને પુત્ર કેવી રીતે થયો. એટલામાં વર્ષકેતુએ અર્જુનને પુછયું હે પીતાજી આ તમારો કીયો પુત્ર ! એટલે કીરીટધરે કહ્યું મને કંઇ યાદ નથી. તવ બબરૂવાહન બોલ્યો અરે પીતાજી હું તમારો સંદેહ ટાળુંછું, એમ કહી પારથને સમજાવવા લાગ્યો કે હે પીતાજી આપ યોગી સ્વરૂપે પંપાસરોવર ઉપર બે અપ્સરાઓને પરણ્યા હતા. તેમાંથી ચીત્રકળાનો પુત્ર હું છું અને ઉલ્પીનો પુત્ર ઇલેવાન હતો તે ભીષ્મના હાથે મરણ પામ્યો. એ પ્રમાણે બબરૂવાહને અરર્જુનને કહ્યું. પણ જેમ વિનાસકાળે વીપ્રીત બુદ્ધી થાય છે તેમ પારથ બબરૂવાહન પ્રત્યે બોલ્યો કે તુંતો વેસ્યાનો પુત્ર છે માટે જો હું તને છોકરો કહું તો મારા કુળમાં લાન્છન લાગે. એટલે બબરૂવાહન કહે અરે પીતા જરા વીચારીને બોલો, મહારી સતી માતાને શા માટે વેસ્યા ઠરાવો છો ! તવ અર્જુન બોલ્યો, જા જા શું મને સમજાવે છે ! જો તું મહારો પુત્ર હોય તો ઘોડો લેઇને કદી ન આપવા આવે. માટે જા વેસ્યાના તન હું ત્હારો પીતા નથી એમ કહી અર્જુને બબરૂવાહનની છાતીમાં લાત મારી. એટલે બબરૂવાહન બોલ્યો. અરે કુંતીપુત્ર જોજો હવે મહારો ઝપાટો. જો હું સતી માતાનો તથા તમારો પુત્ર હઇશ તો જરૂર તમારો કાળ આણીશ. એમ કહીને ઘોડો પાછો લેઇને પોતાના નગરમાં આવ્યો. પછી ઘોડાને તાણી બાંધીને, પોતાનું સૈન્ય યુદ્ધ કરવા માટે તૈયાર કર્યું. પછી પોતે હથીયારો ધારણ કરીને સૈન્ય સહીત અર્જુનજીના સામે યુદ્ધ કરવા માટે ચાલ્યો. હવે અર્જુન પણ બબરૂવાહનની સામે યુદ્ધ કરવા માટે તૈયાર થઇ ઉભા છે. એટલામાં બબરૂવાહન

પોતાના સૈન્ય સહીત અર્જુન સામે આવીને ઉભો. તવ બન્ને પક્ષે યુદ્ધની તૈયારિ કરવા માંડી. અરર્જુનજીએ પોતાના સૈન્યને કહ્યું કે કોઈ પાછી પાહાની કહાડશો નહી, જેમ તેમ કરી શત્રુનો નાશ કરો. એમ કહી પોતે ગાંગેવ નામા ધનુશને હાથમાં પકડીને ટંકાર કર્યો એટલે તે શબ્દ ત્રીલોકમાં પહોંચવાથી દશે દીગપાળ ડોલ્યા તથા ધરણ પણ ધુજવા લાગી. વળી વર્ષકેતું. મેઘવરણ, અનું સાલ્વ, પ્રદુમાન, અણીરૂધ, હંસધ્વજ.નીલધ્વજ વીગેરે આ સઘળા મહારથીએ બાણ ચઢાવીને બબરૂવાહનના સૈન્યને અતીશય માર મારવા માંડયો. અર્જુનજી એક બાણ ફેંકે છે. તેનાં એકનાં એંસી હજાર બાણ થાય છે. તેજ પ્રમાણે યુમનાશ્વનાં સાઠ હજાર, સુવેધનાં સીતેર હજાર, નીલધ્વજનાં નેવું હજાર હંસધ્વજનાં બે લક્ષ, વર્ષકેતુનાં ચાળીસ હજાર, પ્રદુમાનનાં પચીસ હજાર, અણીરૂધનાં અડાવીશ હજાર બાણ જાય છે. વળી એ સીવાય બીજા અનક યોદ્ધાનાં અનેક બાણ છુટે છે, અને બબરૂવાહનનું એક બાણ છુટે છે, તેનાં દશ લક્ષ બાણ થાય છે. એ પ્રમાણે પાન્ડવો તરફથી સઘળા યોદ્ધાઓ એક વાર બાણ મારે છે એટલામાં બબરૂવાહન બે વાર મારે છે. તે જોઈ અરજુને વીચાર કર્યો કે છોકરો કંઇ કાચો નથી. એમ ધારી પોતે ક્રોધ કરીને બબરૂવાહનના સારથીનું શીશ છેદી નાંખ્યું એટલે બબરૂવાહને ગુસ્સે થઇને અર્જુનજીની ત્રણ ક્ષોણી સેન્યાનો નાશ કરયો. એવું જોઇને વર્ષકેતુએ બબરૂવાહનના રથની ધજા છેદી નાંખી. તવ બબરૂવાહને હનુમાનજીને એક બાણ મારીને તેમને ધડ લંકામાં પહોંચાડી દીધા. તે જોઈ અરર્જુન મનમાં ત્રાસ પામ્યો કે અરેરે આ બળીયા સાથે મેં કયાં વીનાશ કર્યો, એત્રામાં બબરૂવાહને બીજું કાળજવર બાણ મારીને કર્ણ કુમાર વર્ષકેતનું શીશ છેદી નાંખ્યું. પછી તેણે ત્રીજું બાણ મારીને પ્રદુમાનનું મુસ્તક છેદી નાંખ્યું તેથી પારથ થરથર ધુજીને રડવા લાગ્યો કે મેં વર્ષકેતુને જોઇને અભેમન્યુને વીસાર્યો હતો, પણ છેવટ આનો પણ નાશ થયો. અરેરે દૈવ હવે હું એની માતાને શો જવાબ દઇશ. એવીરીતે અર્જુનજી ધુશકા મુકીને રડવા લાગ્યો. તે જોઇને બબરૂવાહન બોલ્યો. હે કુંતા પુત્ર તેં વ્યઢળનો વેશ ધારણ કર્યો હતો તે બરોબર છે. અરે તારા માતા પીતાનું તેં નામ બોળ્યું જયારે તારૂં કાળજું કાચું હતું ત્યારે મહારી સાથે શા માટે સંગ્રામ કર્યો ! એવાં બબરૂવાહનના મુખનાં કટુ વચન સાંભળીને અર્જુનજીએ બીજીવાર યુદ્ધ આરંભ્યું. એવામાં બબરૂવાહનને મોહાસ્ત્રનો મંત્ર ભણીને એક બાણ પાન્ડવોમાં ફેંકયું. તવ અગનીતા મંત્ર વડે તે બાણનાં અનેક બાણ

થઇ પાન્ડવની સૈન્યાનાં રદય ભેદી નાંખ્યાં. તેથી વાહનો સહિત સઘળા લોકો પૃથ્વી ઉપર ઢળી પડયા. ફકત એકલો અર્જુનજી સાવચેત રહ્યો છે. તેને બબ-રૂવાહને પુષ્કળ માર મારવા માંડયો. તેથી અર્જુનના શણગાર ટુટી ગયા અને તેનું શરીર ચાળણી જેવું થઇ ગયું. એવામાં બબરૂવાહને ફર્શુરામના બાણનું ભાલોડું જે પારધીના પાસેથી મેળવ્યું. હતું તે બાણ ધનુશ ઉપર સંધાન કર્યુ. વળી તે વખત અર્જુનજીને દ્રોણનો શ્રાપ પણ લાગુ પડયો. તેવા જોગાન જોગે બબરૂવાહને તે બાણ અર્જુન ઉપર છોડી મુકયું. તવ તે બાણ વડે પારથનું મુસ્તક છેદાઇ ગયું એ પ્રમાણે બબરૂવાહને સર્વને પૃથ્વી ભેગા કરી નાંખ્યા. પછી મણીપુરના નાથે પોતાના શેવકોને પાન્ડવની સેન્યાના શણગાર વીગેરે લુટી લેવાનું ફરમાવ્યું. તવ તેના શેવકોએ પાન્ડવની સેન્યાના શણગાર લુંટી લીધા. પછી બબરૂવાહન પાન્ડવનો અશ્વ લેઇ પોતાના સઘળા સૈન્ય સહિત ગામમાં આવ્યો. ઘેર આવીને પોને પોતાની બેઉ માતાને નમી પડયો. ત્યાર કેડે તે બેઉ માતાને કહેવા લાગ્યો કે હે માતાઓ મારા તાતે મને વેસ્યાનો છોકરો કહયો તેથી મેં તેમનું શીશ છેદી નાંખ્યું છે. એવું બબરૂવાહનનું મુખના વચન સાંભળીને ચીત્રકળા તથા ઉલપી બેઉ અપ્સરાઓ અતીશય રડીને કહેવા લાગી કે અરે કરમચંડાળ દીકરા તેં આ શું કરયું જેથી અમને રંડાપો આવ્યો ! અરે પુત્ર તમે સો વરસના થજો પણ પતી વી-નાનું જીવવું વૃથા છે ઓ બેટા અમારા શણગાર તથા ચોટલો ચાંલ્લો ચુડો વીગેરેનો નાશ થઇ ગયો માટે હવે અમારૂં જીવવું દુઃખ ભરેલું છે. હે પુત્ર તું હજી તારા પીતાની પુંજી ભોગવે છે તેનો તને કંઇ વીચાર ન આવ્યો ! એવું કહીને બન્ને અબળાઓ છાતીફાટ રૂદન કરતી કરતી અર્જુનજીના ધડ મુસ્ત-કની પાસે આવીને બેઠી. પછી ઉલપીએ અરજુનજીનું શીશ પોતાના ખોળામાં લીધું અને ચીત્રકળાએ ધડ લીધું એ પ્રમાણે બન્ને સ્ત્રીયો પોતાના પતીના ધડ મુસ્તક ઉછંગમાં લેઈ અતીશય રડવા લાગી. તે જોઇ બબરૂવાહને વીચાર કરયો કે હું આપઘાત કરૂં તો ઠીક એમ ધારી પોતે કટારી લેઇને નીચે પડયો. ત્યારે ઉલપી બોલી. અરે બેટા તું શા માટે આપઘાત કરે છે ! તારા પીતાને સ-જીવન કરવાનો એક ઉપાય છે. એવું ઉલપીનું બોલવું સાંભળીને બબરૂવાહન બોલ્યો, હે માતા મહારા ઉપર કૃપા કરી મને તે ઉપાય બતાવો. તવ બેઉ મા-તાએ પોતાના શણગાર ઉતારી આપીને કહ્યું કે હે પુત્ર આ શણગાર લેઇને તું અમારા પીતા શેશનાગ પાસે જા ત્યાં જઇ તેમને શણગાર આપીને તું એટલું

કહેજે કે અરે શેશનાગ તમારી બેઉ પુત્રીને વીધવા પણું પ્રાપ્ત થયું છે તમારા જમાત્રનું ધડ મુસ્તક ઉછંગમાં લેઇને તમારી પુત્રીઓ અતીશય રૂદન કરે છે માટે જેથી તમારા જમાત્ર જીવતા થાય તેવા ઉપાય બતાવો નહી તો તેઓ રડી રડીને મરણ પામશે એ પ્રમાણે પોતાની માતાનાં વચન સાંભળીને બબરૂવાહન પાતાળમાં ગયો. ત્યાં જઇને શેશનારાયણ આગળ પોતાની માતાના આપેલા શણગાર મુકયા, પછી તેણે કહ્યું કે તમારી પુત્રીને વીધવાપણું પ્રાપ્ત થયું છે. માટે તમારા જમાત્ર બચે તેવા ઉપાય બતાવો નહી તો તેઓ રડી રડીને મ્રત્યું પામશે. એવું સાંભળી શેશનાગે પોતાના પાતાળના નાગને બોલાવીને કહ્યું કે મહારો જમાત્ર મરણ પામ્યો છે. માટે જો મહારો મણી આપું તો તે સજીવન થાય. એટલે સરવે નાગ બોલ્યા. તમારૂં કહેવું સત્ય છે પણ તે મણી પાછો આપણને ઝટ પહોંચાડી જાય તો આપજો એવું સાંભળીને દુરીયોધનનો સ્નેહી ધ્રુત્રાષ્ટર કરીને હતો તેણે મણી આપવાની ના પાડી. પણ કોઇએ તેનું કહ્યું માન્યા સીવાય તે મણી બબરૂને આપી દીધો. એટલે પાતાળમાં બબરૂવાહનને તથા ધ્રુત્રાષ્ટરને સામાસામી યુદ્ધ ચાલ્યું. તેથી બબરૂવાહને ક્રોધ કરીને તેને કીડીયાસ્તરનું બાણ મારયું. તવ ધ્રુત્રાષ્ટરને સઘળી કીડીયો વળગી પડી. એટલે ધત્રાષ્ટર જીવ લેઇને નાશી ગયો, પણ ધત્રાષ્ટર જીવ લેઇને નાશી ગયો. પણ ધત્રાષ્ટરના બન્ને પુત્રો હંકાર તથા હુંપદ નામના હતા. તેઓ રીસ ભરેલા ભુમી ઉપર ગયા અને ઉલ્પી તથા ચીત્રકળાના ઉછંગમાંથી અરજુનના ધડ મુસ્તક અચાનક લેઇને રમણદ્વીપમાં નાશી ગયા. હવે તે વખતે કુંતાને એમ ભાસ્યું કે અરજુન, વર્ષકેતુ તથા પ્રદુમાન.વીગેરેનો તાશ થયો, તેથી તેમણે જાગ્રત થઇને પ્રભુને આ સઘળી હકીકત કહી સંભળાવી. ત્યારે દયાળુ હરીએ આ વાર્તા દ્રૌપદીને પુછી જોઈ. તવ દ્રૌપદી બોલી અરે ભાઇ હવે કળીયુગ બેસવાની તઇયારી છે માટે મહારે ખપ્પર ભરવું જોઇએ એમ કહી પોતે પ્રભુના આગળ હાથેળી ધરી, પછી પ્રભુએ હાથેળીમાં જોયું તો સઘળા મરણ પામેલા દીઠા. તવ દયાળુ હરીએ કહ્યું કે અરે બેહેન હાલમાં તું સરવને જીવતા રાખે તો પછીથી હું મહારા યાદવોનું ભક્ષણ આપીશ, એવું સાંભળી દ્રૌપતી બોલી બહુ સારૂ જાઓ સઘળાને છુટા મુકું છું. તવ પ્રભુ તથા કુંતાજી ભીમ આ ત્રણેજણ ગરૂડજી ઉપર બેશીને આકાશ મારગે મણીપુરમાં આવ્યાં. તે સમે મણી લેઇને બબરૂવાહન પણ આવી પહોચ્યો તવ શ્રી હરીએ તેને ઠબકો દિધો કે અરે બબરૂવાહન આ કર્મ કરવું તને ઘટતું નથી. એવું સાંભળી બબરૂવાહન બોલ્યો.

અરે પ્રભુ તેમણે મને વેસ્યા દીકરો કહ્યો તેથી મેં તેમનું મુસ્તક છેદી નાંખ્યું. પણ તેમને સજીવન કરવા માટે પાતાળમાંથી મણી લાવ્યો છું એ પ્રમાણે વાતો કરતા કરતા જ્યાં સૈન્ય પડયું છે. ત્યાં આવ્યા પછી બબરૂવાહને પોતાની માતાને પુછયું કે મ્હારા પીતાનું ધડ મુસ્તક કયાં છે ! ત્યારે તેની માતાએ કહ્યું પાતાળમાંથી કોઇ નાગના બે પુત્ર આવ્યા હતા તે લોકો ધડ મુસ્તક લેઇને નાશી ગયા. એવું સાંભળીને ભીમશેન બોલ્યો હે પ્રભુજી આ ધડ મુસ્તક ઝટ લાવી આપો. તવ શ્રી હરીએ તે લાવવા માટે સુદર્શનચક્રને આજ્ઞા કરી, એટલે સુદર્શનચક્ર રમણદ્વીપમાં ગયું અને હંકાર તથા હુંપદ બેઉ ભાઇઓના મુસ્તક છેદીને અરજુનનાં ધડ મુસ્તક તે ચક્ર બબરૂવાહન પાસે લાવીને મુકયાં. પછી તે ધડ મુસ્તક ભેગાં કરીને મણી ચળકાવ્યો એટલે અરજુન એક પળમાં સજીવન થયો પછી માર માર કરતો ઉભો થયો તવ ભીમસેને અરજુનને પાછળથી પકડી લેઇને કહ્યું કે અરે ભાઇ એતો સતીનો પુત્ર છે. એવું સાંભળી અર્જુન બોલ્યો. હા વીરા તે પુર્ણ સતીના પુત્ર મહા બળવાન છે. તવ બબરૂવાહન પોતાના પીતાને નમી પડયો. પછી તે મણી આખા સૈન્યમાં ચળકાવવાથી સઘળા સજીવન થયા, એ પ્રમાણે પ્રભુ ભકતનું કાર્ય પુરણ કરીને કુંતાને તથા ભીમસેનને કહેવા લાગ્યા કે તમે હસ્તીનાપુર જાઓ. અને હું તો અરજુનજીની સાથે જઇશ કારણ કે હજુ આગળ વીકટ દેશ આવવાના છે, એમ કહીને કુંતાને તથા ભીમસેનને બન્ને હસ્તીનાપુર વીદાય કર્યા પછી બબરૂવાહન નરનારાયણને સઘળા સૈન્ય સહીત તેની નગરીમાં લેવા ગયો પછી ત્યાં પાંચ દીવસ પરોણાગત કરીને બબરૂવાહને પંચકલ્યાણી ઘોડો તેના પીતાજી અર્જુનને સોંપી દીધો તેમજ પોતે પોતાના સૈન્ય સહીત પારથ જોડે જવા માટે તૈયાર થયો. એ પ્રમાણે નરનારાયણ સહીત સઘળા યોદ્ધાઓ ઘોડાની ચોકી કરતા કરતા આગળ ચાલ્યા એટલામાં આગળ જતાં ત્રંબાવતી નામની નગરી આવી તેમાં મોરૂધ્વજ રાજા રાજ્ય કરે છે હવે તેના ત્યાં પણ અશ્વમેધ હોવાથી મોરૂધવજ રાજાએ તેના નાના દીકરા તામ્રધ્વજને ઘોડો લેઇને ફરવા મોકલ્યો છે. એવામાં તે અશ્વ પણ ભાગોળે આવ્યો એટલે બંને ઘોડાઓ ભેગા થયા તેથી એકએકનું મોંઢું સુંગીને અતીશય લડવા મચી પડયા એટલામાં તામ્રધ્વજે પાન્ડવના વાજીનું પત્ર વાંચીને વિચાર કર્યો કે હું ક્ષત્રી છું માટે લાવ્ય તાણી બાંધુ, એમ ધારી તેણે ઘોડાને તાંણી બાંધ્યો એવામાં પાન્ડવ પોતાના સૈન્ય સહીત ત્યાં આવ્યા તો તોખારને બાંધેલો જોયો.

તેથી પાન્ડવોએ તામ્રધ્વજને ઘોડો પાછો આપવાનું કહ્યું પણ તેણે જવાબ આપ્યો કે હું ક્ષત્રી કુંવર છું માટે તમારી સાથે વઢવા તૈયાર છું એવું સાંભળી પાન્ડવો યુદ્ધ કરવા માટે તૈયાર થયા. તવ તામ્રધ્વજ પણ પોતાનાં હથીયાર સજ્જ કરીને અરર્જુનજીના સામો ઉભો પછી અર્જુનજીએ તામ્રધ્વજને ઘણાં બાણ માર્યાં પણ તામ્રધ્વજ તે તમામ બાણોને આવતાં ને આવતાં છેદી નાંખે છે. એવામાં તામ્રધ્વજે મોહાસ્તર બાણ લેઇ અગણીતા મંત્ર ભણીને તે પાન્ડવ દળમાં મુકી દીધું. તવ તે એક બાણનાં અનેક બાણ થઇ સઘળાની રૂદેમાં વાગ્યાં તેથી તમામના જીવ આકુળ વ્યાકુળ થઇ જવાથી પૃથ્વી ઉપર ઢળી પડયા. પછી તામ્રધ્વજ બેઉ અશ્વ લેઇને તેના પીતા પાસે ગયો. ત્યાં જઇને તેના પીતાને કહેવા લાગ્યો કે નર નારાયણને હરાવીને ઘોડો લાવ્યો છું. એટલે મોરૃધ્વજ બોલ્યો. અરે મ્હારા વ્હાલા દીકરા તેં એ શું કર્યું પ્રભુનાં દર્શન કરવા માટે તો આપણા ત્યાં યજ્ઞ આરંભ્યો છે. તેના બદલામાં તું શ્રી હરીને ચીંડવીને ઘોડો લાવ્યો. એમ મોરૃધ્વજ અતીસોસના કરે છે. એવામાં પાન્ડવની મુર્છાવળી એટલે પારથ પ્રભુને પુછવા લાગ્યો કે અરે મહારાજ હવે કેમ કરીશું ? ત્યારે પ્રભુ બોલ્યા, તમે મોરૂદ્ધજ રાજાને જીતી જવાના નથી માટે ચાલો આપણે તેના ઘેર જઇએ, એમ કહી સઘળું સૈન્ય બબરૂવાહનને સોંપીને નર નારાયણ ત્રંબાવતી ભણિ ચાલ્યા. હવે શ્રીકૃષ્ણજીએ વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું અને અર્જુનજીને પણ બ્રાહ્મણનું રૂપ ધારણ કરાવ્યું પછી બંને જણા ગુરૂ શીષ્ય બનીને મોરૃધ્વજના ધામમાં પધાર્યા એટલે મોરૂદ્ધજ રાજા ઉઠીને બંનેને પગે લાગ્યો પછી તેમને પ્રેમ વડે કરીને આસન આપ્યું. ત્યાર કેડે મોરૃધ્વજ રાજાએ પ્રભુને પુછયું કે હે મહારાજ આપના દાસના ત્યાં કેમ પધારવું થયું ! ત્યારે પ્રભુએ જવાબ આપ્યો અરે રાજન મ્હારે એક પુત્ર હતો. તે પુત્રને લેઇને અમે યાત્રાએ જતા હતા. હવે જતાં જતાં એક અઘોરી મળ્યો, તેણે અમારો પુત્ર પકડી લીધો. ત્યારે અમે તેમને કરગરી પડયા કે અરે મહારાજા મ્હારે આટલોજ પુત્ર છે માટે મને પાછો આપો એવું સાંભળી અઘોરી બોલ્યો, અલ્યા, ત્હારે ત્હારો પુત્ર પાછો લેવો હોય તો મોરૂદ્ધજ રાજાનું અડધું અંગ મને આપી જજે એટલે ત્હારો પુત્ર તને પાછો સોંપી દેઇશ વળી વધારામાં આઘોરીએ મને કહ્યું છે કે રાજાનું જમણું પાસું લાવજે કારણ કે તેને કેનું ભક્ષણ કરવું છે માટે હે રાજન તને પુરો ધરમીષ્ટ જાણીને મેં યાચના કરી છે. તેથી તું મ્હારૂં માગેલું પુરૂં પાડ એટલે મોરૂદ્ધજ

બોલ્યો, અરે મહારાજા મને ઘણો આનંદ થાય છે કારણ કે મ્હારો દેહ બ્રાહ્મણના કામ આવે છે, માટે મ્હારૂં અંગ કેવી રીતે તમને આપું તેનો તમે ઉપાય બતાવો, તવ જુગ જીવન કહે છે, હે રાજન તું પહેલો બાજઠ ઉપર બેશ પછી ત્હારી સ્ત્રીને તથા પુત્રને ત્હારી પાસે બોલાવીને તેમની પાસે કરવતથી ત્હારૂં અંગ વ્હેરાવ. તેમાં વળી આટલું કહેવાનું છે. કે વ્હેરતી વખતે જ્યારે તહારા મનમાં તથા ત્હારી સ્ત્રી પુત્રના મનમાં બીલકુલ દુઃખ ન ઉત્પન્ન થાય ત્યારે તે અંગ કામમાં આવશે. અને જે કદિ કીંચીત આંસુ પાડશો તો તે અંગ કામમાં આવશે નહી. એવું સાંભળી મોરૂદ્વજ બોલ્યો, અરે મહારાજ આપના કહેવા મુજબ મ્હારૂં શરીર આપને અરપણ કરીશ, એમ કહી પોતે બાજઠ ઉપર બેઠો અને પછી તેણે તેની સ્ત્રી તથા તેના પુત્રને એ બન્ને ને કરવત સહીત બોલાવ્યાં. વળતી રાજાએ તેમને કહ્યું કે મહારૂં જમણું અંગ આ બ્રાહ્મણોને આપો તેમાં એટલું યાદ રાખજો કે મહારૂં શરીર વ્હેરતી વખત તમારી આંખોમાંથી આંસુ આવે નહી. જો કદાચ આંસુ આણશો તો તે અંગ કામમાં આવવાનું નથી એવુંસાંભળી તામ્રધ્વજે તથા તેની માતાએ કરવત લેઇને રામ રામ કહેતાં કહેતાં મોરૂદ્વજના અડધા શીશમાં તે કરવત મુકયું. પછી બંન્ને જણાં કાષ્ટની માફક મોરૂદ્વજનું શરીર વ્હેરવા લાગ્યાં વ્હેરતાં વ્હેરતાં તે કરવત છાતી સુધિ આવ્યું, પણ વ્હેરનારાનું મન બીલકુલ ખેદ પામતું નથી. પણ એવામાં એવું બન્યું કે મોરૂદ્વજ રાજાનું ડાબું પાસું દુઃખ ધરીને રડયું તેથી ડાબા લોચનમાંથી ગરગર આંસુ પડયું એટલે અંતર્યામી બોલ્યા હવે એ અંગ કામમાં આવવાનું નથી કારણ કે નેત્રમાંથી આંસુ નીકળ્યું. એમ કહી શ્રીહરી રીસાઇને ચાલ્યા. તવ મોરૂદ્વજની રાણીએ પ્રભુનો હાથ ઝાલીને કહ્યું, અરે મહારાજ શા માટે રીસાઇને ચાલ્યા જાઓ છો ! તે ડાબું પાસું શાથી રડયું તે જોવા માટે તેને સજીવન કરો. તવ પ્રભુએ આખો કરીને મોરૂદ્વજને પુછયું કે તારૂં ડાબું લોચન કેમ રડી પડયું ! ત્યારે મોરૂદ્વજે કહયું મહારા મનમાં એટલી દીલગીરી ઉપજી કે મહારૂં ડાબું પાસું કોઇના ઉપયોગમાં ગયા સીવાય નકામું પડયું રહેશે ! તે સીવાય મને કંઈ દુખ નથી. એવું રાજાનું બોલવું સાંભળીને પ્રભુએ ખુશી થઇને તેને ચતુર્ભુજ સ્વરૂપે દરશન દીધાં. એટલે મોરૂધ્વજ પરદક્ષણા કરીને પગે લાગ્યો એવામાં બબરૂવાહન પણ સૈન્ય લેઇને મોરૂધ્વજના ધામે આવ્યો તવ મોરૂધ્વજે બબરૂવાહનને માન્ય દેઇને બોલાવ્યો. પછી રાજાએ સહુને પાંચ દીવસ રાખ્યા વળતી મોરૂધ્વજ તામ્રધ્વજને ગાદી સોંપીને પોતાના

ઘોડા સહીત પાન્ડવના સાથે જવા માટે તઇયાર થયો. વળી યજ્ઞનો સામાન હસ્તીનાપુર મોકલી દીધો તેપછી નરનારાયણ સઘળી સેન્યા સહીત આગળ ચાલ્યા.



## વિશ્રામ ૧ લો.



આખ્યાન મોરૂધ્વજ તણું, સુણતા પાવન થાય;
વ્યાસ વલ્લભ મુખ ઓચરે, પુન્ય પત્રિ મહીમાય.




હવે જયમુની જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે નરનારાયણ પોતાના શેન્ય સહિત આગળ ચાલ્યા જાય છે એવામાં સારસ્વતપુર કરીને ગામ આવ્યું તેનો રાજા વીવરમા છે અને તે રાજાને પુસ્યક નામનો પુત્ર છે. વળી તેનો જમાત્ર યમરાજા હમેશાં તેના ધામમાંજ રહે છે. તે ગામ વિષે પંચકલ્યાણી અશ્વ દાખલ થયો. પછી જ્યાં પુસ્યકે ઘોડાને જોયો એટલે તેને બાંધવાની મરજી થઇ. તવ પુસ્યકે ઘોડાનું પત્ર વાંચીને તે બંન્ને અશ્વ બંધન કરયા. પછી શેન્યને તઇયાર કરીને વીવરમા પુસ્યક તથા યમરાજા યુદ્ધ કરવા માટે પાન્ડવના સામા આવીને ઉભા. તેમાં એવી વ્હેંચણી કરી કે અરજુન વિવરમાના સામો ઉભો. અને વર્ષકેતુ તથા બભરૂવાહન પુસ્યક તથા યમરાજાના સામા ઉભા એ પ્રમાણે વ્હેંચણી કરીને સામાસામી યુદ્ધ કરવા લાગ્યા. અરજુન તથા વીવરમા એક એકથી પાછા પડતા નથી. એવામાં યમરાજાના એકસોને આઠ રોગ પાન્ડવ દળમાં પડયા. તેથી સઘળા લોકો રોગથી પીડાવા લાગ્યા એવું જોઇને બભરૂવાહને યમરાજાને પુષ્કળ બાણ મારયાં. તેથી યમરાજા બહુ ગભરાઇને પોતાનો યમદંડ પકડી પોતે પાન્ડવ દળમાં પડયો તવ બભરૂવાહને એક બાણથી તેને ધારણ ઢાળી દીધો. એવું જોઇને વીવરમા છાનોમાનો અરજુનના રથની નીચે પેસી

ગયો, અને પછી તે રથ પોતાના મુસ્તક ઉપર ઉચકીને ગગનમાં ચઢી ગયો. અરજુને તેને ઘણાં બાણુ મારયાં પણ કાંઈ પત્તો લાગ્યો નહી. તેથી પ્રભુએ પોતાના પગની લાત તેની છાતીમાં મારી. તવ વીવરમા અરજુનના રથ સ‌હીત નીચે ઉતરયો. તે પછી પુસ્યકનો પીતા પ્રભુજીને પગે લાગીને કહે છે કે અરે પ્રભુ મહારૂં કઠણ હૃદયના આપના કોમળ ચરણની લાતથી કોમળ થશે. પણ મને લાત મારવાથી આપના ચરણને ઇજા થઈ હશે, એમ કહી પ્રભુનો પગ લેઇને પોતાની છાતી સરસો ચાંપ્યો તવ દયાળુ હરીએ વીવરમાને ચતુર્ભુજ સ્વરૂપે દરશન દીધાં. એવામાં યમરાજાને મુરછા વળી એટલે વિવરમા નરનારાયણને તથા તેમના સેન્યને પોતાના નગ્રમાં તેડી ગયો, પછી ત્યાં તેમને બે દીવસ પરોણા ગતે રાખ્યા. તે બાદ વીવરમા પોતાના પુત્ર પુસ્યકને ગાદી સોંપીને પોતાના શેન્ય સહીત પાન્ડવોની સાથે ચાલ્યો એ પ્રમાણે આગળ ચાલતાં ચાલતાં કુંદનપુર શહેર આવ્યું, ત્યાં કુંદનશેન્ય રાજા રાજ્ય કરે છે. તેને ચંદ્રહાસ નામનો જમાત્રછે અને તે ચંદ્રહાસને ચીત્ર શેન્ય તથા મકરધ્વજ નામના મહા બળવાન પુત્ર છે. તેના દેશમાં બંન્ને અશ્વ ગયા એટલે તેમણે અશ્વોને બંધન કરયા. હવે ગામની ભાગોળે પાન્ડવ દળ ઉભું છે એટલામાં નારદજી અરજુન પાસે આવ્યા. તવ પારથે નારદને કહ્યું કે અરે મહારાજા આ ગામનો રાજા કેવો બળવાન છે તે કૃપા કરીને મને કહો.

## વીશ્રામ ૧ લો.

ચંદ્રહાસ આખ્યાનની કથા કહું કર જોડ;
વ્યાસ વાણી મીઠી ઘણિ. સુણતા પોહોચે કોડ.

## ચંદ્રહાસ આખ્યાન.



હવે નારદ રૂષિ બોલ્યા, અરે પારથ આ ગામનો રાજા કુંદન–શેન્ય છે. તે તો બીચારો જન્મથી નીર્બળ છે. પણ તેનો જમાત્ર બહુ બળવાન છે. તવ પારથ કહે હે મહારાજ તેના જમાત્ર વિષે બરોબર વીવેચન કરો. એવું સાંભળી નારદજી બોલ્યા, ઉત્તર દીશાએ કૈકલ નામે સુંદાર દેશ હતો અને તેમાં કૈકલ શેન્ય રાજા રાજ્ય કરતો હતો હવે તે રાજાને એક પુત્ર થયો તેને છ માસ થવા આવ્યા એટલામાં તેના માથે દહીતો દુસ્મન થયા. રાજાએ તે પુત્રનું નામ ચંદ્રહાસ પાડયું થોડા વખતમાં દહીતોએ કૈકલ શેન્યને તથા તેની સ્ત્રીને મારીને તેમનો સઘળો ભંડાર લુંટી લીધો. એવામાં કૈકલની દાશીને ભય લાગવાથી છ માસના ચંદ્રહાસને ઉચકીને નાશી ગઈ. પછી તે દાશી ચાલી ચાલી આ કુંદન શેન્ય રાજાના ગામમાં આવી. હવે દાશી ગામમાં દાખલ થઇને બ્રહ્મપુરીમાં ગઈ ત્યાં તેણી એક વીપ્રના ઓટલા ઉપર બેઠી. થોડા વખત વીત્યા પછી બન્નેને અતીશય ભુખ લાગી તેથી દાશી ચંદ્રહાસને ધવરાવવા લાગી પણ તેને ધાવણ આવ્યું નહી. એટલામાં દયાળુ હરીને દયા આવવાથી પોતે અચાનક દાશીને ધાવણ મુકયું, તવ દાશી ચંદ્રહાસને ધવરાવવા લાગી. ચંદ્રહાસ ધરાઇને શાન્ત પામ્યો પણ બીચારી દાશીને પુષ્કળ ભુખ લાગી છે. તેથી તેણી ભુખને લીધે રડવા લાગી એટલામાં સઘળા બ્રાહ્મણ તથા બ્રાહ્મણીઓએ ભેગા થઇને તેને પુછયું કે હે બાઈ તું કોણ છે. અને શા માટે રડે છે ! ત્યારે દાશી બોલી અરે ભાઇઓ હું દુખીયારી વખાની મારી નાશી આવી છું. અને આ મહારો પુત્ર છે. મહારે ખાવા પીવા પહેરવા તથા રહેવા માટે વીશ્રામ આ સઘળામાંથી કંઇ નથી તેટલા વાસ્તે મને ભાડે ઓરડી આપો, તવ બ્રાહ્મણોને દયા આવવાથી તેને એક ઓરડી આપી. પછી તે દાશી ચંદ્રહાસને લેઇને તે ઓરડીમાં બેઠી. એટલામાં બ્રાહ્મણોએ તેને રાંધવાનાં વાસણ તથા અન્ન વિગેરે સર્વે સામાન આપ્યો એ પ્રમાણે દાશીએ જેમ તેમ કરીને ઘર માંડયું. પછી તે બ્રાહ્મણોના ફળીયામાં મજુરી કરવા ફરતી રેહે છે, એ પ્રમાણે લોકોની મજુરી કરીને ચંદ્રહાસને ઉછેરે છે એમ કરતાં કરતાં ચંદ્રહાસને બાર મહિના થયા એટલે તે દાશીને રાતમાં સર્પ કરડવાથી મરણ પામી. એટલામાં પ્રભાત થયો એટલે ચંદ્રહાસ જાગી ઉઠીને રડવા લાગ્યો. પણ દાશીનો પ્રાણ નીકળી જવાથી તેની

સંભાળ કોણ લે ! એ પ્રમાણે ચંદ્રહાસને રડતો સાંભળીને સઘળાં આડોશી પાડોશી ભેગાં થઇ ગયાં. પછી બ્રાહ્મણોએ તે દાશીને બોલાવવા માટે ઘણી બુમો પાડી પણ મૃત્યું પામેલી દાશી કેમ કરિને બોલી શકે ! થોડા વખત પછી તેમણે તે બારણાં ઉતારી નાંખીને ઓરડીમાં જઇને જોયું તો દાશીને મરણ પામેલી દીઠી. તવ બ્રાહ્મણો એ ચંદ્રહાસને ઉચકી લીધો અને દાશીને નદી ઉપર કુટી બાળી. હવે તે બ્રાહ્મણોમાં એક બ્રાહ્મણીને ફરજન નહી હોવાથી તે ચંદ્રહાસને ઉછેરવા માટે તેઓ પોતાના ઘેર લેઈ ગયા. તેઓ ચંદ્રહાસને પોતાના પુત્ર માફક ગણીને તેને ઉછેરે છે. એમ કરતાં કરતાં ચંદ્રહાસ રમતાં જમતાં બોલતાં શીખ્યો વળી ચંદ્રહાસ કાલું કાલું. બોલે છે. તેથી સઘળા બ્રાહ્મણોને તેને તેડવાનો અતી ઉમંગ થાય છે જમવા ખાવાથી ચંદ્રહાસની કાન્તી ઘણિ સુંદીર થતી જાય છે. એ પ્રમાણે ઉછરતાં ઉછરતાં તેને પાંચ વર્ષ થયાં એટલે તે બ્રાહ્મણ બ્રાહ્મણીએ ચંદ્રહાસને જનોઈ દીધિ. ત્યાર પછી તે ગલકી નદિમાં ન્હાઇને ખટકર્મ કરવા લાગ્યો. હમેશાં ચંદ્રહાસ તેના ન્હાના ન્હાના ભાઈ બંધો સાથે ગલકી નદીમાં ન્હાવા માટે જાય છે. એક દિવસ ન્હાતાં ન્હાતાં ચંદ્રહાસને ગલકીમાંથી સારંગરામ જડ્યા, એટલે તેણે સાંરગરામનું પ્રેમ વડે કરીને પુજન કર્યું, પછી તેનું નામ શાખો ઠરાવીને તે તેણે શાખો સર્વે છોકરાઓને બતાવ્યો. તવ બીજા છોકરાઓ તેની પાસેથી તે શાખો ઝુંટવી લેવા માટે આવ્યા. એટલે ચંદ્રહાસે તે શાખાને પોતાના મોંમાં ઘાલી દિધો. પછી ચંદ્રહાસ પોતાના ભાઇ બંધોને લેઇને ઘેર ગયો, ચંદ્રહાસ જેને પોતાનો શાખો બતાવે છે. તેની બુદ્ધિ પવીત્ર થઈ જાય છે. તેથી સઘળા લોકોની પ્રીતી ચંદ્રહાસ ઉપર વધારે વધી ગઈ. અને ચંદ્રહાસ પણ શાખાને પોતાના મુખની બહાર કાઢીને દર્શન કરે છે. એ પ્રમાણે ચંદ્રહાસ પુર્ણ પ્રેમથી સારંગરામનું પુજન કરે છે. તેથી પ્રભુ તેના ઉપર પ્રસન્ન થયા. એટલે ઈશ્વરના પ્રતાપથી જેને તેને ચંદ્રહાસ ઉપર પ્રીતી થાય છે. વળી સંદ્રહાસ ગામના છોકરાં ભેગો શાખાથી રમવા જાય છે. તેમાં શાખાના પ્રતાપથી પોતે જીતે છે. ગામનાં લોકો જેઓ ચંદ્રહાસને રમતાં જુએ છે. તેઓની બુદ્ધિ શાખાના પ્રતાપથી કોમળ થઇ જાય છે. અને કોમળ બુદ્ધિથી ચંદ્રહાસ ઉપર વધારે પ્રેમ થાય છે. એ પ્રમાણે ચંદ્રહાસ તથા તેના ભાઇબંધો લખોટાથી રમે છે. તેમાં ચંદ્રહાસ જીતે છે. તેથી તેના ભાઇબંધોને નક્કી જણાઇ આવ્યું કે ચંદ્રહાસ શાખાના આશ્રયથી જીતે છે. માટે તે આપણે લેઈ લઇએ તો બહુ સારૂ. એમ ધારી તેના ભાઇબંધો તે શાખો લેવા માટે ઘણો પ્ર-

યત્ન કરે છે. પણ ચંદ્રહાસ કોઇનો છેતર્યો છેતરાતો નથી. ચંદ્રહાસની મનોહર કાન્તીથી સઘળા લોકો તેની સામુ જોઇ રહે છે, જેને તે ચંદ્રહાસને માન્ય દેઇને બોલાવે છે. અને તેને સારૂં સારૂં ખવરાવે છે, એ પ્રમાણે આખા ગામમાં ચંદ્રહાસ લાડકવાયો છે. એવામાં એક દિવસ એવું બન્યું કે રાજાનો કુબુદ્ધિ પ્રધાન બ્રાહ્મ ભોજન કરાવતો હતો તેથી સઘળા બ્રાહ્મણો તેના ત્યાં જમવા બેઠા હતા. હવે તે ઘરની બહાર ચોકમાં દસ વીસ છોકરા ભેગો ચંદ્રહાસ લખોટાથી રમતો હતો. સઘળા બ્રાહ્મણો તેને (ચંદ્રહાસને) જોઇને પોત પોતાના ભાણા ઉપર બેશી રહ્યા છે. તમામનું ચીત્ત ચંદ્રહાસમાં લીન થવાથી જમ્યા વિના સ્થંભી રહ્યા છે. તવ કુબુદ્ધિ પ્રધાન બોલ્યો, અરે મહારાજ જમ્યા વિના પેલા મુર્ખ છોકરા સામુ શું જોઈ રહ્યા છો ! તમે પણ તે છોકરાના જેવા મુર્ખ બ્રાહ્મણ છો એવું સાંભળી બ્રાહ્મણોને ક્રોધ ચઢયો, તેથી સઘળા બોલી ઉઠયા કે અરે દુષ્ટ એ છોકરો તો તારો જમાત્ર છે. એવું બ્રાહ્મણોનું બોલવું સાંભળીને પ્રધાનને ગુસ્સો ચઢવાથી તેણે બ્રાહ્મણોને કટુ વચન કહ્યા એટલે બ્રાહ્મણો કહેવા લાગ્યા કે અરે પાપી ચંડાળ તારો ધન માલ એ છોકરો ભોગવશે તથા રાજ્યા સન પણ તેજ કરશે, તવ પ્રધાન બોલ્યો, અરે બ્રાહ્મણો તમારૂં બોલેલું જુઠુ ન પાડુ તો મારૂં નામ પ્રધાન નહી એ પ્રમાણે દુષ્ટ બુદ્ધિના પ્રધાનને ચંદ્રહાસ ઉપર ઝેર આવ્યું. હવે બ્રાહ્મણો તો જમીને પોત પોતાના ઘેર ગયા. પછી પાપી પ્રધાને ચંદ્રહાસને મારી નંખાવવા માટે ચાર ચંડાળોને બોલાવ્યા. ચંડાળો આવ્યા એટલે પ્રધાને તેમને સમજાવ્યા કે ચંદ્રહાસ છોકરાને કપટથી વનમાં લેઇ જઇને તેને મારી નાંખો. પછી નીશાની માટે તેની છઠી આંગળી કાપી લાવજો તથા તેની આંખોના બે ડોળા કાઢી લાવજો. એ પ્રમાણે જો તમે ચોકસ કામ કરીને આવશો તો તમને પુષ્કળ ધન આપીશ. એટલે ચાર ચંડાળો ફરતા ફરતા ચંદ્રહાસની પાસે આવ્યા. પછી ચંદ્રહાસને ફોસલાવીને તેમની પાસે બોલાવ્યો વળતી તેને એકાએક ઉચકીને ત્યાંથી નાઠા. એ પ્રમાણે નિશાને નગ્રથી ચાર ગાઉને છેટે ગયા. પછી અજવાળી રાત્રે તેને મારી નાંખવાનો વીચાર કર્યો. એટલે ચંદ્રહાસ બોલ્યો, અરે તમે મને મારી નાંખશો તો પણ મ્હારો શખો આપવાનો નથી, તવ ચંડાળોએ કહ્યું અલ્યા છોકરા બતાવ તો ખરો કે તારો શખો કેવો છે ! એવું સાંભળી ચંદ્રહાસે મોં ફાડીને ચંડાળોને તે શખો બતાવ્યો. એટલે શખાના પ્રભાવથી તે ચંડાળોની બુદ્ધિ પવીત્ર થઇ ગઈ તેથી ચંડાળોએ નીશ્ચય કર્યો કે છોકરાને કદી મારવો જોઇએ નહિ. તવ બીજો ચંડાળ

બોલ્યો કે એના હાથની છઠઠી આંગળી કાપી લ્યો નહી તો પ્રધાનને શાની નીશાની બતાવશો ! એમ કહિ સઘળાઓએ ચંદ્રહાસને સજાવીને તેના જમણા ભુજની છઠઠી આંગળી કાપી લીધી. એટલે ચંદ્રહાસે કારમી ચીસ પાડી. બીચારા ચંદ્રહાસને વનમાં રખડતો મુકીને ચારે ચંડાળો નાશી ગયા. જતાં જતાં તેમને વીચાર આવ્યો કે લોચન વીના જઈએ છીએ તે આપણી મ્હોટી ભુલ છે, એવામાં તેમણે એક મૃગને મારી નાંખીને તેની આંખો કાઢી લીધી પછી તે બેઉ નીશાનીયો લેઇને ચારે ચંડાળો નગ્રમાં ગયા. હવે વનમાં પૃથ્વી પર પડી રહયો છે, એવામાં ચંદ્રમા અસ્ત પામ્યો અને તેથી અંધારૂં ઘોર થવાથી વાઘ, વરૂ, શીયાળો વીગેરે જંગલી પ્રાણીયો શોર બકોર કરી રહ્યા છે. એટલામાં ત્યાં ફરતું ફરતું એક હરણનું ટોળું આવ્યું. ચંદ્રહાસ સુનો સુનો રડે છે તેથી પશુને દયા આવી.એટલે તેમણે ચંદ્રહાસની કાપેલી આંગળી ચાટવા માંડી. તેનાથી ચંદ્રહાસને શીતળતા વળી અને પોતે આનંદમાં ઉંઘી ગયો. પછી પ્રભુએ પશુમાં પ્રેરણા કરી, જેથી કરીને સઘળાં પશુ ચંદ્રહાસની બરદાસ કર્યા કરે છે. ચંદ્રહાસ પોતાના મોંમાં શખો રાખીને સુઈ રહયો છે તેથી તે વીષેશ દુખ પામતો નથી, એવામાં વ્હાણું વાયું એટલે ચંદ્રહાસ જાગી ઉઠયો. તો પણ હરણનું ટોળું તેની પાસે બેશી રહ્યું છે. ચંદ્રહાસથી ઉઠી શકાતું નથી, તેથી હરણાંએ ફળ લાવીને તેને આપ્યાં. ચંદ્રહાસને જે મીઠાં લાગે છે તે ખાય છે અને બાકીનાં પડયાં મુકે છે. એ પ્રમાણે કેટલાંક ફળ ખાઇને પાણી પીધું એટલે તેનો જીવ શાન્ત થયો. એવામાં સુર્યનો તડકો આવ્યો એટલે આકાશમાં ઉડતિ સમળીઓ એ તેના ઉપર છાંયડો કર્યો એ પ્રમાણે પ્રભુની કૃપાથી ચંદ્રહાસ ઉછરે છે અને ચંદ્રહાસને પણ અપાર દુખ પડે છે છતાં તે પોતાનો પ્રાણ પ્રીય શખો નીચે મુકતો નથી. એ રિતે વનમાં ને વનમાં ચંદ્રહાસને દસ દીવસ વીતી ગયા. એવામાં કોળંદર નામનો રાજા ત્યાં આવ્યો. ત્યાં આવીને રાજાએ ઘોડા ઉપરથી નીચે ઉતરીને જોયું તો ચંદ્રહાસને દીઠો. તેથી કોળંદરે વીચાર કર્યો કે આપણે ફરજન નથી માટે આ છોકરાને પુત્ર તરીકે રાખું તો બહુ સારૂ. એમ ધારીને કોળંદરે પુત્રને આઉકાર રીધો પછી તેણે ચંદ્રહાસનું પાંગોઠું ઝાલીને ઘોડા ઉપર બેસાડી દીધો. એ પ્રમાણે કોળંદર ચંદ્રહાસને તેડીને પોતાના ઘેર ગયો. તે ગામનું શઘળું લોક ચંદ્રહાસને દેખીને હરખવા લાગ્યું પછી કોળદરે તેને નીશાળે મુકયો પણ તે કકો કહેતા કૃષ્ણ કૃષ્ણ બોલે છે તે સીવાય બીજું કંઈ

ભાગુતો નથી. હરી હરી પોતે સારંગરામની શેવા કરિને પોતાનો દીવસ નીર્ગમન કરે છે. તે સારંગરામને મીનીટ પણ અળગા મુકતો નથી તેથી શ્રી હરી તેના ઉપર અતી ખુશી થયા. એમ કરતાં તે સોળ વરશનો થયો એટલે મહા બળવાન થયો. પછી ચંદ્રહાસે કોળંદરને હાથ જોડીને કહ્યું કે હે તાત તમે મને સૈન્ય આપો તો હું દેશ જીતી લાવું. તેથી કોળંદરે તેને સૈન્ય આપ્યું. તવ ચંદ્રહાસ ન્હાના ન્હાના રાજાઓને હરાવીને દેશ જીતે છે. એ પ્રમાણે દેશો જીતિને ચંદ્રહાસ ઘણું ધન લાવ્યો તેથી કોળંદર રાજા અતી આનંદ પામ્યો. હવે કોળંદર રાજા પાસે કુંદનપુરનો રાજા ખંડણી લે છે. તેથી કોળંદરે તેના ત્યાં સો ગાડાં ધન ભરીને નજરાણો મોકલ્યો. વળી તેને કહાવ્યું કે હું વગડેથી છોકરો લાવ્યો હતો તેણે ઘણા દેશો જીત્યા. કુંદન રાજાને દ્રવ્ય પહોંચવાથી તેણે વીચાર કરયો કે કોળંદરના પાળક પુત્ર ચદ્રહાસને મ્હારી પુત્રી પરણાવું તો ઠીક. એમ ધારી તેણે પોતાના પ્રધાનને કહ્યું કે હે પ્રધાન તમે કોળંદરના ત્યાં જઇને ચંદ્રહાસની પરીક્ષા કરી લાવો. એવું સાંભળી પ્રધાન પોતાના ઘેર આવીને વીચાર કરવા લાગ્યો કે મેં ચંડાળો પાસે મરાવી નાંખવા મોકલ્યો હતો તેતો નહી હોય ! એમ ધારી તે એકદમ કોળંદરના ધામે આવ્યો તવ કુબુદ્ધિ પ્રધાનને કોળંદરે ઘણાજ આદર સહીત બેસાડયો પછી કુબુદ્ધિ પુછવા લાગ્યો કે તમારો પુત્ર કયાં છે ! તે મને બતાવો કારણ કે કુંદન રાયે મને જોવા સારૂ મોકલ્યો છે. તવ રાજાએ ચંદ્રહાસને પ્રધાનની પાસે બોલાવ્યો, એટલે પ્રધાન ચંદ્રહાસને ઓળખીને ત્રાસ પામ્યો કે અરેરે બ્રાહ્મણનુ કહેલું સત્ય થશે કે શું ! એવું જાણી કુબુદ્ધિએ એવો ખેલ કરયો કે એક પત્ર લખીને ચંદ્રહાસને આપી દીધો. પ્રધાને તેના પુત્ર મદનને તે પત્રમાં લખ્યું કે આ કાગળના લાવનારાને તુરત વીખ દેજો. જો તેમ કરતાં કોઇ જાતનો વીલંબ કરશો તો આવેલી બાજી હાથથી જતી રહેશે, એવો પત્ર લખીને ચંદ્રહાસને આપ્યો. પછી કુબુદ્ધિએ ચંદ્રહાસને કહયું કે આ પત્ર મહારા પુત્રને ઝટ પહોંચાડો. તવ ચંદ્રહાસ ઘોડા ઉપર સ્વાર થઇ ગયો. અને પોતાની સાથે પણ બીજા ચાર ઘોડેસ્વાર રાખ્યા એ પ્રમાણે તઇયાર થઇને ચંદ્રહાસ ચાર સ્વારો સહીત ઝટપટ કુંદનપુર ગયા. તેઓ ગલકી નદીના કીનારા પાસે એક સુંદર બાગમાં આરામ લેવા માટે બેઠા. પછી ચંદ્રહાસ બોલ્યો કે અરે ભાઇઓ જરા વાર નીદ્રા લ્યો. તવ સઘળા પોતપોતાનું વસ્ત્ર નીચે પાથરીને નીરાંતે સુઇ રહ્યા એવામાં સુંદીર પવન વાવાથી તેઓ નીંદ્રાધીન થઇ ગયા. હવે ત્યાં કુંદન રા-

જાનિ પુત્રી ચંપકમાલ્યની અને પ્રધાનની કુંવરી વીખ્યા તેઓ ગલકીમાં ન્હાવા માટે આવ્યાં છે. તેમણે બન્ને જણે સ્નાન કરયાં પછી ચંપકમાલ્યનીએ વીખ્યાને બાગમાંથી પુલ વીણી લાવવાનું કહ્યું, તવ વીખ્યા બાગમાં પુલ લેવા માટે ગઇ પછી તે પુષ્પ વીણતી વીણતી ચંદ્રહાસ ભણી ચાલી તવ તેણે ચંદ્રહાસનિ મનોહર કાન્તી જોઇને આનંદ પામી. એવામાં તેણે એ ચંદ્રહાસના જામાની કસે પત્ર બાંધેલો જોયો. એટલે વીખ્યાએ જાળવીને તે પત્ર છોડીને વાંચ્યો. તવ તેણે વીચાર કરયો કે અરેરે મહારા મુર્ખ પીતાએ આ સુંદીર બાળકને મારી નાંખવો ધારયો છે ! એમ ધારી તેણીએ પોતાની આંખોમાંના આંજેલાં કાજળમાંથી વીખને બદલે વીખ્યા શબ્દ કરયો. પછી તે પત્ર હતો. તેમને તેમ વાળીને જામાની કશે તાંણી બાંધ્યો. એ પ્રમાણે યુક્તિ કરીને પોતાના ગેર ચાલી આવી. એમ કરતાં ચાર ઘડી થઇ એટલે ચંદ્રહાસ જાગી ઉઠયો. પછી તેણે સઘળાને જાગ્રત કરીને ઘોડાઓને તઇયાર કરયા. એ પ્રમાણ પાંચે જણા સ્વાર થઇને કુબુદ્ધિના ત્યાં ગયા. તેના ગેર જઇને ચંદ્રહાસે મદનને તે પત્ર સોંપી દીધો કુબુદ્ધિના પુત્ર મદને તે પત્ર વાંચીને તુરત બ્રાહ્મણને બોલાવ્યો. પછી તેની બેહેન વીખ્યાને ચંદ્રહાસની સાથે પરણાવી દિધી. આ વારતા કુબુદ્ધિના જાણવામાં ગઇ તેથી તે પોતાના પોંચા કરડવા લાગ્યો. પ્રધાને ગેર આવ્યા પછી તેના પુત્ર મદનને કહ્યું કે અલ્યા તે તારી બેહેન ચંદ્રહાસની સાથે કેમ પરણાવી ! ત્યારે મદન બોલ્યો અરે પીતાજી આપના હાથનો લખેલો પત્ર આવ્યો પછી મારાથી હાના કેમ કરીને થઇ શકે ! તવ પ્રધાને મદન પાસે પત્ર મંગાવ્યો પછી કુબુદ્ધિએ વાંચીને વીચાર કરયો કે અરેરે મ્હારા લખવામાંજ ભુલ થઇ પછી મ્હારે કોનો દોશ કાઢવો પછી તેણે એવો નીશ્ચય કરયો કે હું મ્હારી દીકરીને વીધવા કરૂં પણ તેને ઠેર મરાવી નાંખું. એ પ્રમાણે નક્કી કરીને પોતે ઉદાસ થઇને ગેર બેશી રહ્યોછે એવામાં મદન રાજ્ય સભામાં જઇને કુંદનરાયને કહેવા લાગ્યો કે મહારી બેહેન તો કોળંદરના સુત ચંદ્રહાસની સાથે પરણાવી દીધી. એવું સાંભળી કુંદનરાય બોલ્યા અરે મદન જાતું ચંદ્રહાસને મ્હારી પાસે મોકલ એટલે મ્હારી પુત્રી પણ તેને પરણાવું. એવાં વચન સુણીને મદન ચંદ્રહાસને બોલાવો. માટે ચાલો એવામાં કુંબુદ્ધિએ એવો ખેલ મચાવ્યો કે પોતાના જમાત્ર ચંદ્રહાસને બોલાવીને કહ્યું. કે તમે આ પુજન છાબ લેઇને ચામુંડા માતાની પુજા કરી આવો. અમારા કુળમાં રીત છે માટે તેમ થવું જોઇએ જો કદી માતાજીનું પુજન ન થાય તો દીકરીનું હેવાતણ નાશ પામે છે તેટલા

વાસ્તે પુજનાર્થે પધારો, તવ ચંદ્રહાસે વીચાર કર્યો કે સસરાનું બોલવું કબુલ કરૂં તો ખોટું કહેવાય એમ ધારી પોતે પહેલા વહેલું સ્નાન કરવા ગયે એવામાં તેણે ચંદ્રહાસને મારી નંખાવવા માટે બે ચંડાળોને બોલાવ્યા પછ કુબુદ્ધિએ ચંડાળોને સમજાવ્યા કે તમે ચામુંડા માતાના દેરામાં જઇને ઉભ રહો. ત્યાર કેડે જે કોઇ પુજન કરવા આવે તેને ઠેર મારી નાખજો. એવું સાંભ ળીને તે ચંડાળો ચામુંડા માતાના દેરામાં સંતાઈ ગયા. હવે ચંદ્રહાસ તો સ્ના કરીને શણગાર સજયા પછી પુજાની છાબ હાથમાં પકડીને ચામુંડાનું પુજ કરવા સારૂ નીકળ્યો. ચંદ્રહાસ પુજન કરવા જતો હતો એવામાં પ્રધાનનો પુ મદન સામો મળ્યો તેણે પોતાના બનેવીને પુછ્યું કે તમે કયાં પધારો છો ત્યારે ચદ્રહાસ બોલ્યો, તમારા પીતાજીએ મને ચામુંડા માતાનું પુજન કરવ સારૂ મોકલ્યો છે. તવ મદને કહ્યું તમને રાજાજી તેડે છે માટે તમે ત્યાં જાએ અને આ પુજાની છાબ મ્હારા હાથમાં લાવો એટલે હું હાલ માતાનું પુજન કરીને આવતો રહીશ, તવ ચંદ્રહાસ તે છાબ મદનને સોંપીને રાજ્ય સભામ ગયો, હવે જેવો મદન માતાજીના દેરામાં પેસવા જાય છે તેવાજ ચાર ચંડાળો એ મદનનું મુસ્તક છેદી નાંખ્યું. પછી ચંડાળો ત્યાંથી નાશી ગયા હવે ચંદ્ર હાસ જયાં રાજય સભામાં દાખલ થયો એટલે કુંદનરાયે તેને ઘણું માન આપ્યુ અને કેટલોક વખત આનંદની વાર્તા કરીને રાજાએ પોતાની પુત્રી ચંપકમા લ્યની ચંદ્રહાસ સાથે પરણાવી, તેમજ પોતાનું રાજય પણ અર્પણ કર્યું. તે વાર્તા પધાનને પહોંચવાથી કુબુદ્ધિ એકદમ રાજ્ય સભામાં ગયો, તો તેણે ચંદ્રહાસને રાજાની પાસે બેઠેલો જોયો. તેથી કુબુદ્ધિએ ચંદ્રહાસને પુછ્યું કે તમે પુજન કરવા કેમ ન ગયા ? ત્યારે ચંદ્રહાસ બોલ્યો. તમારા પુત્ર મદને માર હાથમાંથી પુજાપો લેઇ લીધો, તે પછી તેણે મને રાજ્ય સભામાં મોકલ્યે અને તે પુજન કરવા માટે ગયો. એ પ્રમાણે ચંદ્રહાસનું બોલવું સાંભળીને કુબુદ્ધિને વ્હેમ પડયો કે નીશ્ચે મારો દીકરો તો નહી મુઓ હોય ! એમ વીચા- રીને તે એકદમ ચામુડા માતાના દેરે ગયો. ત્યાં જઇ કુબુદ્ધિએ જોયું. તો તેનો પુત્ર મદન મરણ પામેલો દીઠો. તવ પ્રધાને જાણ્યું કે અરેરે બ્રાહ્મણોનું વચન સત્ય થયું અને મેં જે જે કપટ કર્યું, તે મનેજ નડયું. હવે હું દીકરા વીના જીવીને શું કરૂં એમ વિચારીને તેણે પોતાનું મુસ્તક પૃથ્વી સરસું પછાડીને પ્રાણ ત્યાગ કર્યો. હવે તે વાતનું રાજાને જાણ થવાથી તે પોતાના પ્રધાનને જોવા ગયો એટલે ચંદ્રહાસ પણ રાજાની સાથે ગયો. તેઓએ ચામુંડા માતાના દેરા-

માં જોયું તો પ્રધાનને તેનો પુત્ર બંન્ને મરણ પામેલા દીઠા. તેથી ચંદ્રહાસનું મોં ઉતરી ગયું. ચંદ્રહાસે મન સાથે વિચાર્યું કે અરે હું પગલાંનો કેવો નેષ્ટ કે જેથી મ્હારો સસરો તથા સાળો બંને મરણ પામ્યા ! એવું સમજી તેણે ચામુંડા માતાનો હવન કર્યો, તેથી દેવીએ હશીને ઉત્તર દીધો કે હે પુત્ર તું શું માગે છે. તવ ચંદ્રહાસ બોલ્યો, અરે જગત જનુની મ્હારો સસરો તથા સાળો આ બંનેને જીવતા કરી આપો, એવું સાંભળી માતાજીએ જયાં તેમના સામી અમી દ્રષ્ટિ કરી એટલે બંન્ને જણ જીવતા થયા. પછી કુબુદ્ધિ તથા મદન બેઉ જણાએ ઘણા પ્રેમથી ચન્દ્રહાસને નમસ્કાર કર્યો. એ પ્રમાણે નમીને કુબુદ્ધિ બોલ્યો અરે પ્રભુના પ્રેમી ભક્ત મ્હારી મ્હોટી ભુલ થઇ કે મેં આપની સાથે કપટ કર્યું, મ્હારાં હાથનાં કરેલાં હૈયે વાગ્યાં માટે હું એટલુંજ કહું છું કે જે બ્રાહ્મણનું વચન સત્ય માનતા નથી તેમને મ્હારી પેઠે પાછળથી અતી દુખ પડે છે. તેમજ જે મનુશ બ્રાહ્મણની સાથે મુમત બાંધે છે. તે કદી વીજય પામતો નથી, એમ કહી કુબુદ્ધિએ પોતાનું ઘરબાર ચંદ્રહાસને સોંપી દીધું. પછી પોતાનો મદન દીકરો પણ ચંદ્રહાસને સોંપીને તેણે વનમાં જઈ પ્રભુ ભજન કરવાનો નીશ્ચય કર્યો. એટલે કુંદનરાયે પણ પ્રધાનના સાથે વનમાં જવાનો નીશ્ચય રાખ્યો. પછી તેમણે બન્ને જણાએ વનમાં વાસ પુરયો ત્યાર કેડે ચંદ્રહાસ રાજ્ય ચલાવે છે અને મદનને પોતાનો પ્રધાન બનાવ્યો છે. ચંદ્રહાસ ગાય બ્રાહ્મણને વીશેષ માને છે તેથી જય જયકાર વરતાઇ રહયો છે. વળી તે ચંદ્રહાસને બે દીકરા છે તેઓ મહા બાણાવળી છે. એ પ્રમાણે સઘળી હકીકત નારદજીએ અરજુનને કહી સંભળાવી. તવ અરજુનજી બોલ્યા અરે નારદજી હવે કેમ કરીશું ! એવું સાંભળી નારદે કહ્યું હે કુંતી તન જો મ્હારૂં કહેવું માનો તો આ ચંદ્રહાસની જોડે યુદ્ધ કરશો નહી. જેમ તેમ કરિ તેની સાથે સલાહ કરો એમ કહીને પોતે અંતરધ્યાન થઈ ગયા. પછી અરજુને વખત વીચારીને હંસધ્વજ તથા નીલધ્વજને સલાહ માટે ચંદ્રહાસ પાસે મોકલ્યા. તવ તેઓએ ચંદ્રહાસને એમ કહ્યું કે કૃષ્ણ તથા અરજુન પરોણાગતે આવ્યા છે. એવું સાંભળી ચંદ્રહાસ મ્હોટી ધામધુમ સાથે નરનારાયણને તેડવા ગયો પછી તેણી નરનારાયણને મોતી પુષ્પથી વધાવી લીધા, તે પછી સઘળા સૈન્યને પણ પોતાની નગરીમાં લેઇ ગયો. ત્યાર કેડે સઘળાની પાંચ દીવસ શેવા ચાકરી કરીને પોતે ખુશી થયો પછી ચંદ્રહાસ પોતાના પુત્રોને રાજ્ય સોંપીને નરનારાયણ સાથે ફરવા નીકળ્યો યજ્ઞના ઘોડા આગળ ચાલે છે. અને

તેની પાછળ નરનારાયણ સહીત સઘળું સૈન્ય પણ ચાલ્યું જાય છે. એ પ્રમાણે આનંદભેર સઘળા ચાલ્યા જાય છે. એ વામાં સમુદ્ર આવ્યો, એટલે બંન્ને ઘોડાઓ સમુદ્રમાં પડયા.



## વિશ્રામ ૧ લો.



ચંદ્રહાસ પુરણ હવો, સુણો સહુ એક ચીત;
વલ્લભ વાણી ઓચરે, રાખી પ્રભુ શું પ્રીત.



## અશ્વમેધ યજ્ઞ.

હવે જયમુની જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે હે રાજન એ પ્રમાણે બેઉ અશ્વ સમુદ્રમાં તરતા તરતા ચાલ્યા જાય છે. એવામાં જળ વચ્ચે એક ટેકરી આવવાથી તેઓ ત્યાં ગયા. એટલે સીંધુ કીનારે સઘળું સૈન્ય ઉભું રહ્યું. તવ કૃષ્ણ તથા અરજુને વીચાર કરયો કે ચાલો આપણે જળ તરણ વાજી લેઇને તેમની પાછળ જઇએ. એમ ધારી તેઓ જળ તરણ વાજી ઉપર સ્વારી કરીને ત્યાં ગયા. પછી અશ્વ લેવા માટે તેઓ ટેકરિ ઉપર ગયા. તો તેમણે બકદાલવ રૂષિને તપ કરતાં દીઠા તવ અર્જુનજી રૂષિને પગે લાગીને પુછવા લાગ્યો કે અરે મહારાજ ઉનાળા શીયાળામાં તથા ચોમાસામાં શું તમારે ઝુંપડીની જરૂર નહિ પડતી હોય ! માટે હે મહારાજા તમારે અવસ્ય ઝુંપડી બાંધવી જોઇએ તવ બકદાલવ કહેવા લાગ્યા, તહારૂં કહેવું સત્ય છે પણ કેટલું જીવવા સારૂ એટલી બધી મહેનત કરૂં એવું સાંભળી પારથે આનંદભેર પુછ્યું. ઓ મહારાજા તમારી કાયાને કેટલાં વર્ષ થયાં ! ત્યારે રૂષિ બોલ્યા મને ખબર નથી પણ મ્હારા મુસ્તક ઉપર મેં પત્ર મુકયું છે, તે પત્રમાં જેટલાં મ[illegible] છીદ્ર છે તેટલા મહારી આગળ બ્રહ્મા થઇ ગયા છે. તવ અર્જુને છીદ્ર ગ[illegible] છીદ્રના વિસ બ્રહ્મા થ[illegible] ગયા હશે એમ ખુ[illegible] સમજાયું. એ પ્રમાણે તે[illegible] વિસ્મય પામ્યો કે અરરે આ મહારાજની [illegible] કેવી ટુંકી રહાણી અને આપણો તો આયુશ બહુ ટુકો છે છતાં આશા ઘણી મહોટી અરે દૈવ અને અજ્ઞાનતાના જીવો નકામી આશા રાખો છીએ, એમ કહી અરજુનજીએ યજ્ઞના ઘોડા હંકારયા તે પછી પોતાના ઘોડા પણ તેમની પાછળ ચલાવ્યા એ પ્રમાણે નરનારાયણ યજ્ઞના ઘોડા સહીત જ્યાં સૈન્ય ઉભું રહ્યું હતું ત્યાં આવ્યા. પછી યજ્ઞના અશ્વોને ફરવા મુકયા. એટલે અશ્વો ફરતા ફરતા સીંધુ દેશમાં ગયા તે દેશમાં જ્યાં જેદ્રથનો પુત્ર જુગમ રાજ્ય કરતો હતો, ત્યાં બેઉ અશ્વો ગયા. જ્યાં જુગમે અશ્વોના લેલાટનું પત્ર વાંચ્યું. એટલે મુરછા ખાઇ નીચે પડયો, તે વાત દુરીયોધનની બેહેન દુશાલીએ જાણી તેથી તે ઘર બાર છોડીને રડતી અર્જુન પાસે ગઇ એટલે અર્જુનજીએ તેણીને બેહેન કહીને બોલાવ્યાં પછી પુછયું કે તું શા માટે રૂદન કરે છે ! ત્યારે દુશાલી બોલી ત્હારા ભાણેજને ત્હારી બીક લાગી તેથી તે મુર્છાખાઇ પૃથ્વી પર પડયો છે. એવું સાંભળીને પારથ પોતાના સૈન્ય સહીત ગામમાં ગયો. પછી જ્યાં તેનો ભાણેજ પૃથ્વી પર પડયો હતો

ત્યાં પારથ ભાઈ ભાઇ કહેતો પાસે ગયો. અરજુને તેના ભાણેજનો હાથ પકડી ને કહ્યું કે મ્હારા ઘેર યજ્ઞ થાય છે માટે હું તને તેડવા માટે આવ્યો છું. એટલે જુગમ રાજી થયો અને પોતે પોતાની માતા સહીત હસ્તીનાપુર જવા વાસ્તે તૈયાર થયો. ત્યાર પછી અરજુનજી તથા શ્રી કૃષ્ણ ભગવાન સઘળા સૈન્ય સહીત હસ્તીનાપુર ગયા. ત્યાર બાદ અરજુનજીની આજ્ઞાથી વર્ષકેતુ ધર્મરાજાને વધામણી કહેવા ગયો. એટલે ધર્મરાજા બે અશ્વો વધાવા માટે મોતી પુષ્પની થાળ ભરીને તૈયાર થયા. તવ કુંતા, ધરૂપતી તથા સુભદ્રા વીગેરે પણ ધર્મરાજાની સાથે ચાલ્યા. પછી ધર્મરાજા અશ્વોને પગે લાગ્યા. તેમજ મોતી પુષ્પથી સર્વને વધાવીને ગામમાં લાવ્યા. પાન્ડવોએ સઘળા લોકોને સુંદીર ઉતારા આપ્યા. પાન્ડવના અશ્વમેધથી આખું નગ્ર આનંદમાં ફર્યાં કરે છે. પાન્ડવોએ યજ્ઞના મંડપની શોભામાં કંઇ ખામી રાખી નહી. તેના સ્થંભ સ્ફાટીકમણીના રોપીને તેને ફરતી મોતીની ઝુલ મુંકી વળી યજ્ઞમાં પાન્ડવો મે અઠયાસી હજાર રૂષિઓને બોલાવ્યા એ પ્રમાણે બ્રાહ્મણોના આવ્યાથી સઘળાંનું દુઃખ દળદર નાશ પામ્યું. પછાં બ્રાહ્મણો યજ્ઞ આરંભમાં વેદ શરૂત્તિની ધુની કરવા લાગ્યા. તેથી રાજા રૈયત તથા છપનકોટી યાદવોને અતી આનંદ થયો. પાંન્ડવ સઘળાની શેવા કરીને તેમને હમેશ જુદાં જુદાં ભોજન કરાવે છે. ભીમસેન યજ્ઞમાં આવનારાઓની બરોબર ચોકી કરે છે. અરજુને સર્વ ક્ષત્રીયોને માટે સુંદર સભા રચી. વળી પાન્ડવોએ મેઘવરણની સાથે શેવકો મોકલીને પરવતનું ધન મંગાવ્યું. પછી તે કનકના ઓરડા ભરાવી દીધા. એ પ્રમાણે સઘળી સાહીત્ય તૈયાર કરીને ચઇતર સુધી પુર્ણીમાને દીવસે યસની પુર્ણાહુતી કરવાનો નીશ્ચય કર્યો. જયમુની જન્મેજે રાજા પ્રત્યે કહે છે કે યજ્ઞમાં ધર્મરાજા તથા ધરૂપતી બન્ને સ્ત્રી પુરૂષ આનંદભેર બેઠાં છે. બ્રાહ્મણો સઘળું કાર્ય વેદોક્ત મંત્રોથી કર્યે જાય છે. યજ્ઞની ધુમ્ર આકાશમાં જવાથી તેત્રીશ કોટી દેવતાઓ ત્રપ્ત થાય છે. યજ્ઞમાં જાત જાતનાં વાજીંત્ર વાગ્યાં કરે છે. સઘળા હરીજનોનો હરખ માતો નથી. પાન્ડવોએ તમામના લેલાટે કુમકુમ અરચા કરી. પછી ધર્મરાજાએ અશ્વનું પુજન કરીને તેને કેટલોક અવયવ ભાગ લેઇને વને યજ્ઞમાં હોમ્યો. તે પછી ઘોડાને જીવતો છુટો મુકી દીધો. એ પ્રમાણે યજ્ઞ પરીપુરણ થયા પછી ધર્મરાજાએ પ્રભુને કહ્યું કે હવે સહુને ભોજન કરાવાની તૈયારિ કરો. તવ દયાળુ હરીએ સઘળાને ભોજન કરાવા માટે સારી સોઈ કરાવિ. તેમને પીરસવા માટે છપ્પન કોટી યાદવો રાખ્યા, એ પ્રમાણે સઘળાના જમ્યા પછી ધર્મરાજા તથા દ્રૌપતિ

એ બન્ને સ્ત્રી પુરૂષ કનક તથા મોતીનું દાન આપવા લાગ્યાં. વળી પાન્ડવોએ બ્રાહ્મણોને ગૌદાન વસ્ત્રદાન સહીત બ્રહ્મપુરીયો પણ આપી દીધી. તેમજ અવર યાચક જાતિનાં કષ્ટ પણ નિવારણ કર્યા. એ પ્રમાણે સર્વને ત્રપ્ત કરયા પછી પાન્ડવો રાજ્ય સભા કરીને બેઠા ત્યાં પણ ધરમરાજાએ જેવા જેવા રાજા તેવા તેવા સરપાવ કરયો એ પ્રમાણે પાન્ડવોએ સઘળાને ખુશી કરીને અતી આનંદ ઉત્સવ કરયો. પછી પાંચ પાન્ડવ તથા છઠા કૃષ્ણજી સઘળા માણસ સહીત યજ્ઞમાં આવ્યા. ત્યાં આવિને તેમણે જોયું તો જ્યાં યજ્ઞનો કચરો નાંખ્યો છે ત્યાં સ્વર્ગમાંથી નોળીયો આવેલો દીઠો. તે નોળીયો યજ્ઞના કચરામાં આળોટયો પણ તેનું અંગ સોના રૂપાનું બન્યું નહિ. ત્યારે ધરમરાજાએ કૃષ્ણને નોળીયાની કાયા ન બદલાવાનું કારણ પુછયું. એટલે કૃષ્ણ બોલ્યા અરે ધરમરાજા દ્વાપર યુગ ઉતરયો તેથી તેણે કાયા ન બદલી એમ કહેવાથી ધર્મરાજા તુરત સમજી ગયા. પછી સરીતામાં સ્નાન કરીને પોતાને સ્થળે ગયા. ત્યાર કેડે નગ્રમાંથી રાજા રૂષિ તથા છપ્પન ક્રોડ યાદવ વીગેરે પોતાના દેશ જવા માટે વિદાય થયા. ફકત શ્રી કૃષ્ણજી પાન્ડવ પાસે રહ્યા છે. જયમુની કહે છે કે હે જન્મેજે રાજા આ અશ્વમેધ યજ્ઞની કથા જે મનુશ શ્રદ્ધા યુક્ત થઇને શ્રવણ કરશે તથા વીધી પ્રમાણે દાન કરશે તેને શ્રીહરી પુષ્કળ તન અન્ન ધન વીગેરે અરપણ કરીને સુખી રાખશે.

## વીશ્રામ ૧ લો.

અશ્વમેઘ યજ્ઞ પુરણ હવો, સુણો શ્રોતા જન.
વલ્લભ વ્યાસ વાણી વદે, પરમ કથા પાવન.



જયમુની કહે છે કે જન્મેજે રાજા પાન્ડવો યજ્ઞ સંબંધી પરવારયા પછી રાજ્ય સભા કરીને બેઠા. એવામાં એક બ્રાહ્મણ તથા કણબી લડતા લડતા ત્યાં આવ્યા. ત્યારે ધરમરાજા બોલ્યા અલ્યા ભાઇઓ તમારે બંન્નેને શી તકરારછે! એવું ધરમરાજાનું બોલવું સાંભળીને પાટીદાર બોલી ઉઠયો, અરે રાજન મેં મારા બાપની પાછળ આ બ્રાહ્મણને ખેતર આપ્યું છે, હવે તે ખેતરમાંથી ચાર ચરૂ ભરીને ધન નીકળ્યું છે. તે ધન આ બ્રાહ્મણ તેના ઘેર લઈ ગયો. માટે તે ખેતર તથા ધન મને મહારૂં પાછું અપાવો. એટલામાં બ્રાહ્મણ બોલ્યો, જો તું ખેતર પાછું લેઇ લેતો મ્હારા બે છોકરાનાં માથાં ત્હારા ખેતરમાં વધેરૂં. તવ પાટીદારે કહ્યું અરે બ્રાહ્મણ શું તૂ એમ બોલીને મને બીવડાવે છે ! જાજા તે બાબત હું કંઈ પાપ ગણૂતો નથી. એવું સાંભળી ધરમરાજા આશ્ચર્ય પામીને પ્રભુને પુછવા લાગ્યા કે આમ થવાનું કારણ શું ! તવ પ્રભુએ ધરમરાજાને કહ્યું કે દ્વાપર ઉતરીને કળીયુગ બેઠો માટે આ અધર્મનો પાયો રોપાયો. એમ કહી શ્રી હરીએ બ્રાહ્મણ તથા કણબીને તેમની તકરારનો જવાબ છ માસ પછી આપવાનો ઠરાવ કરયો. તવ તેઓ બન્ને જણા પોત પોતાને સ્થળે ગયા. ત્યાર પછી શ્રી ભગવાને ધરમરાજા પાસે દ્વારીકાં જવાની આજ્ઞા માગી. એટલે યુધિષ્ઠિરે કહ્યું અરે મહારાજા આપનું કહેવું સત્ય છે. પણ મને કળીયુગનાં ગુણ લક્ષણ સમજાવ્યા પછી આપ ખુશીથી પધારો. એ પ્રમાણે કૃષ્ણ તથા ધર્મરાજા વાર્તા કરે છે એટલામાં છ બ્રાહ્મણો એક શુદ્રને તાડન કરતા કરતા ત્યાં આવ્યા. બ્રાહ્મણો ધર્મરાજાના પ્રત્યે કહે છે કે આશુદ્ર બ્રાહ્મણની માફક આચાર્ય થયોછે વળી તેણે દર્ભાસન તથા માહત્મનો વેશ ધારણ કરીને પંચ કેશ વધાર્યાં છે તેમજ કમંડળ પોતાની સાથે રાખી લીધાં છે. એવો વેશ ધારણ કરીને તે પુરાણ વીગેરેની કથા કરે છે. તેથી નેવનું પાણી મોભે ચડયુંછે, તદન અવળી ગંગા વ્હેવા લાગી છે. વાઘ અજાથી ડરે છે. સ્વાન મંજારથી સંતાય છે. કાગથી હંસ ડરે છે. એ પ્રમાણે ઉંચજાતી ઉપર નીચ જાતીનો વધારે કરપ રહેવાનું કારણ શું ? એવું સાંભળીને ધરમરાજાએ કૃષ્ણ ભગવાન તરફ જોયું, તવ શ્રી દયાળુ હરિ બોલ્યા, હે યુધિષ્ટિર એ સઘળાં કળીયુગનાં કર્મછે અત્યારે તો ઠીક છે. પણ આગળ જતાં અતિ ઉપાધીના ધર્મ ઉત્પન્ન થશે. શુદ્ર લોકો આચાર્ય થઇને રોમરોમ નર્કે જશે. તેમજ તેમના પંથે ચઢનારા બ્રાહ્મણ, ક્ષત્રી. વૈસ્ય વિગેરે પણ અઘોર નર્કમાં પડશે. એ પ્રમાણે શ્રોતા વકતા સરવે અતી

દુઃખને પ્રાપ્ત થશે, વળી સ્ત્રીયો પોતાનાં પતીવ્રત છોડીને ભકતાણીયો થઇ પાપના ભારા બાંધશે આગળ જતાં ધર્મના નામે અતી ઢોંગ થશે ત્યાં સઘળી કુભારજાઓ જઈ જઇને બેસી રહેશે. પોતાના પતીને હમેશાં સમજાવશે કે હું તો મ્હારા દેહનું સાર્થક કરૂં છું. અને પછી મીટાઇ મેવા તથા કડેલાં દુધ તૈયાર કરીને ઢોંગીઓને આપી આવશે. કેટલીક સ્ત્રીયો પરણ્યા પતીનું પોશણ કરતાં કંજુસાઇ દેખાડશે અને ઢોંગી ધુતારાને પેટ ભરીને જમાડશે. વળી તેમના કંથની વેળા કોઇ દીવસ સાચવશે નહી. અને ઢોંગીના બોલાવ્યા વિના તેની શેવામાં ને શેવામાં રહેવા માટે પોતાનાં બાળકને પણ રડવા દેશે તેમજ ઘરમાં બીગાડ પણ વધારે વધારશે. પોતાના પતીને છોડી દેઇ ઢોંગીની છબી નીરખસે ઢોંગી લોકો ધર્મને નામે અતી ધન મેળવીને દુનીયાની પાયમાલી કરસે. આ સઘળાં લક્ષણ કળીયુગનાં છે માટે તેમાં તમારે કદી ચીત્ત નહી ધરવું. આ તો થોડાં લક્ષણ કહિ બતાવ્યાં છે બાકી આગળ જતાં ઘણોજ અધર્મ થવાનો છે. એવું સાંભળી ધરમરાજા ચીંતાતુર થયા. ત્યારે પ્રભુએ કહ્યું, અરે યુધિષ્ર તમે ચીંતા ન કરસો. તેથી જો તમારૂં મન દુઃખ પામતું હોય તો તમે વેદવ્યાસજીને શરણે જજો કારણકે હવે હું મ્હારા ઘેર જવાની આજ્ઞા લેઉં છું. એવું સાંભળી ધરમરાજાએ પ્રભુને પગે લાગીને કહ્યું મહારાજા વહેલા પધારજો. તવ દયાળુ હરી ત્યાંથી નીકળી દ્વારીકામાં પધાર્યા. એ પ્રમાણે પ્રભુના ગયા પછી ધર્મરાજા અતી ઉદાશીમાં રહે છે. જયમુની કહે છે હવે અશ્વમેધ પર્વની કથા પરી પુર્ણ થઈમાટે વીધી પ્રમાણે દાન કર, જેથી કરી ત્હારી બ્રહ્મ હત્યા દુર થાય એવુંસાંભળી જન્મેજે રાજાએ વીધીપુર્વક બ્રાહ્મણોને અનેક દાન આપ્યાં જેથી કાળા પડદા ધોળા થઇગયા કાળી ગાય શ્વેત થઇ અને કાળા તલ પણ ધોળા બની ગયા.એપ્રમાણે બ્રહ્મહત્યા ઉતર્યાનું પ્રત્યક્ષ પ્રમાણ માલુમ પડતું હતું. તે પછી જન્મેજે રાજા પુરણ શ્રદ્ધા રાખીને વ્યાસાશ્રમની કથા શ્રવણ કરવા માટે આસન વાળી બેઠો.



## વિશ્રામ ૧ લો.

અશ્વમેધ પર્વ પુરણ હવું, સુણજો સૌ શ્રોતાય;
વ્યાસ વલ્લભ મુખ ઓચરે, જય જય શ્રી જદુરાય.



સઘળી જાતના પુસ્તકો વેચનાર.

# મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

ઠે. ત્રણ દરવાજા--અમદાવાદ.

# વ્યાસાશ્રમ પર્વ. ૧૫

જયમુની રૂષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે રાજન તું વ્યાસાશ્રમ પર્વ વિષેનો મહીમા પુર્ણ પ્રેમ વડે શ્રવણ કર. એ પ્રમાણે પ્રભુના પધાર્યા પછી ધર્મરાજાને સંસાર વ્હેવારમાં બીલકુ ગમતુ નથી. તેથી તે ઉદવેગ ધારણ કરીને વેદવ્યાસના આશ્રમે ગયા. ત્યાં જઇ વ્યાસજીને ચર્ણે લાગીને કહે છે કે અરે મહારાજા હવે મને આ સંસારમાં બીલકુલ ગમતુ નથી તેનું કારણ શું ! એટલે વ્યાસજી બોલ્યા કળીયુગ બેઠો છે માટે તમારૂં મન અતી ઉદાશી રહે છે. કળીયુગ વિષે રહેવાનું સતીયાને કદી રૂચતું નથી. ત્યારે ધરમરાજા કહે અરે મહારાજા મહારા ઉપર કૃપા કરીને આપ મને કળીયુગનાં ગુણ લક્ષણ કહિ સંભળાવો. તવ વ્યાસજી કહે છે કળીયુગમાં થોડા દીવસ જીવવું તેમાં હૈયામાં અતી હુંશ રહે છે. અનેક પ્રકારના રોગની વ્યાધિ થાય છે પણ બરોબર નાડી પરીક્ષા થતી નથી બ્રાહ્મણ વિના અન્ય વરણ ઘેર ઘેર ભીક્ષા માગે છે, દુરાચરણ દુર વ્યસન દુરબુદ્ધિ દુકાળ ઇત્યાદીનો વધારો વધશે. ઉંચ વરણ નીચવૃતી રાખસે અને નીચ વરણ ઉંચ વૃત્તિ રાખશે. સઘળા લોકો નાસ્તીકને આસ્તીક કહેશે અને આસ્તીક તે નાસ્તિક કહેશે, વળી કેટલાક લોકો ખરા બોલાને ખોટા પાડશે અને ખોટાને ખરા કહેશે, વેદના અર્થના અનર્થ થશે અને પાખંડી પુંજાશે. કેટલાક શીવાર્પણ બ્રહ્માર્પણને કૃષ્ણાર્પણનું ખાવા ઇચ્છશે. વળી વીપ્રને તીરસ્કાર કરશે અને શુદ્ર મદિરા વીગેરે દુર્વ્યસન કરીને ગુરૂ પદવી ધારણ કરવાનો ખોટો ડોળ કરશે, પાખંડી ત્યાગી ધર્મની જગોના ઘણી થશે તેમજ પ્રપંચથી વર્તશે કન્યા.વીક્રય વધારે વધશે અને જુવતી જારમાં ફરશે,રાજ્યનીતીમાં એવો અન્યાય થશે કે તેમાં લાંચ લેઇને દંડ કરશે, ઉંચ લોકો નીચની સેવા કરીને પાપે પેટ ભરશે, સર્વ વર્ણ એક આરે થશે બાપની બેટી ઉપર કુદ્રષ્ટિ અને ભાઇની બેહેન ઉપર કુદ્રષ્ટિ થશે, વ્હાલામાં વ્હેર વધશે અને અને નાત જાતમાં કલેશ કંકાસ થઇ પાડોશમાં કુસંપ રહેશે, લોકો ગરીબને ગોદા ઘાલશે અને ગ્રહસ્થની પક્ષ તાણશે દુનીયા હમેશાં બે મુખે બોલશે, જેથી સત્યમાં અસત્ય જણાશે. સાચી વાર્તા સંતાઇ જશે અને જુઠી વાત બહાર પડશે. ધર્મીષ્ટ હશે તે અધર્મી કહેવાશે અને પાપી હશે તે પુન્ની કહેવાસે બ્રાહ્મ-

ણ સીવાય અન્ય વરણ ધર્મનું અગર કૃષ્ણાર્પણનું સઘળું દ્રવ્ય ખાવા ચ્હાસે. બાપ દીકરાને નહી ગણે અને દીકરો બાપને નહિ ગણે સાસુ તથા વહુમાં હમેશ કુસંપ રહેસે. બેહેનનો હીસાબ ગણ્યા વિના સાળીને પ્રેમ કરીને બોલાવસે કેટલીક પત્નીયો પીત્રાઇથી વ્હેર કરીને તેમનું ધન તેમના પીહયેરમાં ભરસે. કેટલાક જમાત્રનું ખાવા ચ્હાસે, તેમાં જ્યાં સુધી ખાસે ત્યાં સુધી ગુણ ગાસે અને પછીથી તેનું ખોટું બોલસે. પારકાનું સુખ જોઇને પોતાનું અંતકરણ દુઃખાસે દેખ્યા વિનાની વિષેશ વાર્તાઓ કરીને નીંદામાં વધારો કરસે ઉત્તમમાં અવતરીને નીચ વર્ણનો ધર્મ પાળશે. હીંદુ કુળમાં અવતાર ધારણ કરીને યવનનો પંથ ઝાલસે ગધેડીને દુર્બળ દેખીને તેને ખવાડસે અને ગાયને તાજીદેખીને તેને હાંકી મુકસે. એ પ્રમાણે અવળો ન્હાય ચાલશે. સારાને નરતો ઠેરવવા માટે અનેક ઉપાય કરશે. વળી વીપ્ર વિના અન્ય વરણ વીદ્યા ભણિને અતી પંથ ચલાવશે, તેવા માણસોની સઘળા લોકો શેવા કરશે તેમજ અજ્ઞાનિને સંત કહીને તેની પુજા કરશે. સર્વે વરણ એક આરે થવાનો ઉપદેશ કરશે. ત્યાગી ત્યાગ પણું બતાવીને અતીશય ખજાના ભરશે. વળી કેટલાક લોકો કહેશે કે હું બ્રહ્મ છું પરમેશ્વર છું અને આપ પણ પરમાત્મા છો, આપણા વિના બીજો કોઇ પરમેશ્વર નથી. લોકો સુજાતીને નિંદીત કરીને કુજાતિની કથા શ્રવણ કરશે. લોકો સ્ત્રીયોને કહેશે કે આપણે બ્રહ્મ છીએ માટે દેહનાં કાર્ય દેહ કરે તેમાં બીલકુલ વાંધો નહી. પાપ પુન્ય કયાં છે ! મોક્ષ અમોક્ષ કયાં છે એતો સઘળી ભ્રમણા છે, વળી પરમેશ્વરને પરોક્ષ માને તો તેનું સ્મર્ણ કરવું પડે માટે પોતે અપ્રોક્ષ થઇને બેસે છે. જો પરમેશ્વરને સાકાર કહે તો તેને શેવવો પડે માટે તેને નીરાકાર ઠરાવીને અધર્મ કર્યા કરે છે. અરે ધર્મરાજા જીભ્યાએ પણ ન કહી શકાય તેટલી ભ્રષ્ટા ભ્રષ્ટ થશે. એવું સાંભળી ધર્મરાજાએ વ્યાસજીને કહ્યું. હે મહારાજ ચારે વરણ કેવી રીતે ચાલશે તે મ્હારા ઉપર કૃપા કરીને કહી સંભળાવો તવ વ્યાસજી બોલ્યા ચારે વરણમાં બ્રાહ્મણ શ્રેષ્ટ છે તેને કળીયુગ નેષ્ટ કરશે. બ્રાહ્મણો એવા એવા અવતરશે કે જેઓ ત્રણ વરણની સેવા કરશે. ગોર લોકો યજમાનોમાં કાસદિયાં કરીને પેટ ભરશે અને નિચ વરણ આગળ હાથ ધરશે. અન્ય વરણ ગાળ દેશે તોપણ બ્રાહ્મણો વગર ન્હોતરે પડતુ મુકીને જમવા જશે, વળી નિચ વરણના બાવા હશે તેના લાડવા કુટી ખાવા માટે ગુણ ગાવા બેસસે અને તે જ્યાં મોકલસે ત્યાં જઇ દાસપણું કરસે. શુદ્રોનાં છોકરાંને તેડી તેડીને ફરશે અને માન્ય ભ્રષ્ટ થઇને યાચના કરશે. શુદ્રોનું અન્ન રાંધી આપશે,

તેમજ સોળ દીવસ થયા વીના શુદ્રને ત્યાં જમવા બેસશે. ગોર લોકો શુદ્રના નીમીતનું અન્ન ભક્ષણ કરીને તથા એંઠવાડમાં ફરીને ભ્રષ્ટ થશે, વળી બ્રાહ્મણીયો શુદ્રની સુવાવડ કરીને પોતાનું પેટ ભરશે. ખરો બ્રાહ્મણ જે માન્યમાં રહેશે તેને અહ્મંકારી ઠરાવી ધિક્કારી કાઢશે. હવે ક્ષત્રીનો વીસ્તાર કહી સંભળાવું છું તે શ્રવણ કરો. ક્ષત્રીમાંથી શુરપણું નાશ પામીને નીર્બળતા પ્રાપ્ત થશે. નીચ વરણની ન્હોકરી કરીને મરવાનો અતી ભય ધરશે ઘરમાં નીર્ધન રહેવાથી દાસના દાસ થઇને પેટ ભરશે. દુર્વ્યસન કરીને તેના દેવામાં પોતાની મીલકતની ખુવારી કરશે. એ પ્રમાણે પોતાના ક્ષત્રી બાપ દાદાનું નામ બોળીને, તથા ઉપવીત ઉતારીને હીંસા કરવામાં ચીત્ત પરોવશે. ક્ષત્રીયો નીચ વરણમાં દાસપણે રહીને. અભક્ષા ભક્ષ ભોજન કરીને, તથા અન્ય વરણની શેવા કરીને પોતાના દીવસ નીર્ગમન કરશે. હવે હે યુધિષ્ઠિર વૈસ્ય વિષેની રીતી શ્રવણ કરો, વૈશ્ય લોકો નેક તથા દયા રહીત અવીવેકી વ્હેપાર કરશે. વળી બીચારા ગરીબોને છેતરવા માટે આપવાના તથા લેવાના જુદા જુદા માપ રાખશે. જે નહી જમે તેને ન્હોંતરૂં દેશે અને જમશે તેને તીરસ્કાર કરશે તેમ છતાં નૈવેદનું નામ લેઇને પોતાનું પોષણ કરશે. જે માગશે તેને નહી આપે અને નહી માગે તેને જોર જુલમથી આપવા જશે,વળી પોતાનીઉપવીત્ત ઉતારી નાંખીને લોકોને છેતરવાની વૃત્તી ધારણ કરશે. પોતાની નાતો જાનો રૂડે પ્રકારે કરશે અને બ્રાહ્મણ જમાડવામાં કંજુસાઈ કરશે. વળી મ્હોટાં ટીલાં તાંણીને તથા ઝાઝી માળાઓ ઘાલીને ભક્તપણું ધારણ કરશે, પણ પુન્યદાન કરવામાં તો બીલકુલ સમજશે નહી.કેટલાકતો પરસાદીના પડીયા ચાટવા માટેજ કળીયુગી પંથમાં ભળશે, એવા કળીયુગના વૈસ્યો મહા વીશ્વાસઘાતી થશે, હવે શુદ્ર વિષે શ્રવણ કરો. શુદ્રના જાતી મહા ઘાતકી થશે. એવા શુદ્રોથી શુદ્ર એવા ઉત્પન્ન થશે કે જે અતિ શુદ્રના નામમાં ભળશે. જો કે આવા દુષ્ટ શુદ્ર થશે પણ તેમાં કેટલાક શુદ્ર કળીયુગના અવળા નીયમોથી.તેઓ મુળ ધર્મના ધારા પાળશે. તેઓ ગાય બ્રાહ્મણ,ઉપર અતીપ્રેમ લાવીને રૂડે પ્રકારે પુન્યદાન કરશે.તેઓ શ્રદ્ધા રાખી શુભ ધર્મ પાળશે અને ભગવતના કામે પોતાનો દેહ અર્પણ કરશે, અને બ્રાહ્મણ સુ પંથમાંથી નીચ પંથમાં જઇ પોતાનું સાર્થક બગાડશે. તાત્પર્ય એ છે કે ઉંચ વર્ણ હશે તે નક્કી નીચ થશે. આ પ્રમાણે લાંબો વીસ્તાર કરતાં ગ્રંથ લંબાણ થઇ જાય માટે ટુંકામાં કહ્યું છે. વેદ વ્યાસજીનું બોલવું સાંભળીને ધર્મરાજા બોલ્યા, અરે મહારાજા મને એવી શંકા થાય છે કે બ્રહ્માના મુખના

જે ચાર વેદ તેમાં મ્હારે કીયા વેદને સત્ય માનવો તવ વ્યાસજી કહે ચારે વેદ સત્ય છે તેમાં એક વેદ જુદો કેમ કહેવાય. જેવી રીતે દુધમાં ઘ્રત રહ્યું છે. તેમ વેદમાં જ્ઞાન રહ્યું છે. માટે દુધમાંથી જેમ યુકિત વડે મથન કરીને ઘ્રત કાઢી લેઇએ છીએ તેમ ચાર વેદમાંથી જ્ઞાન કાઢવું જોઈએ તે જ્ઞાન વેદથી ન્યારૂં નીકળશે અને જે મુમુક્ષુ હશે તેમને અતીપ્રીય લાગશે ત્યારે ધર્મરાજા બોલ્યા, હે મહારાજ એ જ્ઞાન થયા પછી શું કરવું તે કૃપા કરીને કહો એવું સાંભળી વ્યાસજી કહે અરે ધરમ રાજાએ જ્ઞાન થયા. પછી કર્મ કરવાની જરૂર નથી, જેણે તે સત્ય વસ્તુ જાણી હોય તેણે તે વસ્તુ ઉપર પ્રેમ લક્ષણા આદરવી. જેથી ચૈતન્ય ચૈતન્યમાં ભળી જશે. મનુસ્મૃતીમાં કહ્યું છે કે જ્ઞાનવાનને કર્મનું બંધન નથી. જ્યારે માયામાં બીલકુલ વાસના રહેતી નથી ત્યારે ચૈતન્ય આત્મા ચૈતન્ય પરમાત્મામાં ભળી જાય છે જે પ્રાણી માયામાં રહીને અહબ્રહ્માસ્મિ બોલે છે તેમને કેવળ અવિદ્વાન તથા મુરખા સમજવા, માટે કર્મ ઉપાસના ને જ્ઞાન આ ત્રણેમાં જ્ઞાન વીના કદી મોક્ષ થતો નથી. તવ ધર્મરાજા બોલ્યા જ્ઞાન છે તે પરમાત્મા છે અને અજ્ઞાન છે તે માયા છે એ વિષે યથાર્થ વીવેચન કરી સંભળાવા કૃપા કરશો. એટલે વ્યાજી કહે છે, આ વીશ્વને ઉત્પન્ન થવાનો તથા વય પામવાનો અનાદીનો રેંટ ચાલે છે. માટે જયારે વીશ્વાલય પામે છે ત્યારે અદ્વૈત ગણવું અને ઉત્પન્ન થાય ત્યારે દ્વૈત ગણવાં. માયા બ્રહ્મરૂપ થાય એટલે એક થાય પણ મુળમાં દ્વૈત છે. તે માયા ચૈતન્ય શકિતથી ચૈતન્ય થઇ છે. તેથી ત્રીગુણી માયાથી ત્રણ ગુણ થયા અને ત્રણ ગુણના પંચભુત થયા. પછી તે પંચભુતના ચોવીસ તત્વ થયાં. અરે ધર્મરાજા આ સવળું સાંખ્ય શાસ્ત્રમાં છે પણ ગ્રંથ લંબાણ થવાના ભયથી થોડું વીવેચન કર્યું છે. માયાની કાયામાં ચૈતન્ય બ્રહ્મનું પ્રતીબીંબ છે તેને જીવ કહેવાય છે, પછી તે જીવ શીવનું [પરમાત્માનું] જ્ઞાન લે તો તે જીવ ટળીને શીવ (પરમાત્મા) થાય. જો માયાની વાસના ટુટી જઇને બ્રહ્મ સાથે વળગે તો જરૂર આ દેહમાંથી છુટી ગયા પછી પરમ પદને પમાય છે. તેવા પરમ પદ પામનાવાળા મનુષ્યોને ધન્ય છે. એટલે ધર્મરાજા બોલ્યા, અરે મહારાજ આપ મુળ બ્રહ્મને ચૈતન્ય કહો છો ત્યારે તેનો આકાર કેવો હશે ! તે બરોબર સમજાવશો. તવ વેદ વ્યાસજી કહે છે જેવો આત્માનો આકાર છે તેવોજ પરમાત્માનો આકાર છે. પણ તેમાં આત્માને પરમાત્મામાં અપાર ફેર છે. એ પ્રમાણે વેદ વ્યાસજીએ ધર્મરાજાને

અતીસય જ્ઞાન કર્યું, જેથી યુધિષ્ટિર ત્રપ્ત થયા. હે શ્રોતાજનો, ઉપર કહિ બતાવ્યું તે કરતાં જો વીશેષ સમજીને તમારે મોક્ષપદ પામવું હોય તો મ્હારા નીમીત્ત માત્ર દેહે પ્રેરકની પ્રેરણાથી ભાવાર્થ પ્રકાશ નામનો ગ્રંથ રચેલો છે, તે વાંચીને વીચાર કરવાથી તમે પરમ પદનું શુદ્ધ જ્ઞાન મેળવશો. તે ગ્રંથ છપાઇને બહાર પડયો છે માટે તે વાંચી જોવાથી ખાત્રી થશે, જયમુની કહે છે હે જન્મેજય રાજા વ્યાસાશ્રમ પુરણ થયું તેથી ત્હારી બ્રહ્મહત્યા ઉતરી એવું કહેતામાંજ કાળા પડદા સ્વેત થયા. કાળી ગાયો ધોળી થઇ અને કાળા તલ સફેત બની ગયા, તવ જન્મેજય રાજાએ બ્રાહ્મણની સવાસો કન્યાઓ પરણાવી આપી. સવાસો વીપ્રોને દાન આપ્યાં, સવાસો બ્રહ્મપુરીયો આપી, સવાસો ગૌદાન આપ્યાં તથા સવા લક્ષ બ્રાહ્મણને બ્રહ્મ ભોજન કરાવીને જયજયકાર કર્યો. એ પ્રમાણે સુપાત્ર દાન કરીને જન્મેજેરાજા શ્રદ્ધા રાખીને મુશળ પર્વની કથા શ્રવણ કરવા બેઠો.



## વીશ્રામ ૧ લો.



વ્યાસાશ્રમનુ પર્વ તે, પુરણ થયું રાજન.
વલ્લભ વદે શ્રોતા સહુ, કહો જય જય જુગજીવન.


વ્યાસાશ્રમ પર્વ સમાપ્ત.

# મુશળ પર્વ, ૧૬

જય મુની રૂષિ જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે હે રાજન જ્યારે ધર્મરાજા વ્યાસજી ભગવાન પાસેથી ઉપદેશ લેઇને હસ્તીનાપુર આવ્યા ત્યારે દ્વારકાંથી શ્રી કૃષ્ણજી તેમને મળવા માટે આવ્યા. પછી હસ્તીનાપુરમાં સાત દીવસ રહીને પ્રભુ બોલ્યા હે ધર્મરાજા મને દ્વારીકાં જવાની આજ્ઞા આપો તવ ધર્મરાજા અરજુનને કહેવા લાગ્યા કે તું શ્રી કૃષ્ણજીને મુકવા માટે દ્વારકાં જા. એવું સાંભળી અરજુનજી વસ્ત્રાભુષણ ધારણ કરીને દ્વારીકાં જવા માટે તૈયાર થયો. એ પ્રમાણે શ્રી કૃષ્ણજી તથા અર્જુન બેઉ જણા રથમાં બેસીને વાતો કરતા કરતા દ્વારીકા ભણી ચાલ્યા. આગળ જતાં તેઓએ એક ગામની ભાગોળે બ્રાહ્મણ બ્રાહ્મણી ઉભેલાં દીઠાં. પછી જ્યાં અર્જુન તથા પ્રભુ તેમની નજીક આવ્યા એટલે તે બ્રાહ્મણ બ્રાહ્મણીએ પુછયું કે અરે મહારાજ અમારે સાત પુત્ર હતાતે પુત્રો અમારા જીવતા છતાં મરણ પામ્યા તેનું શું કારણ! અને તે પુત્રો અમને લાવી આપો ત્યારે પ્રભુ બોલ્યા, દ્વાપર યુગ ઉતરીને કળીયુગ બેઠો છે. માટે મા બાપ પહેલા દીકરા મરી જાય તેમાં નવાઇ નથી. એવું સાંભળી અરજુન બોલ્યો અરે પ્રભુજી જ્યારે આ બ્રાહ્મણ બ્રાહ્મણીએ તેમના પુત્રો માટે માગણી કરી ત્યારે આપણે તેમને લાવી આપવા જોઇએ. તવ કૃષ્ણ કહે બહુ સારૂ ચાલો તમારી મરજી છે. માટે તે પુત્ર તેમને લાવી આપીએ એમ કહી પ્રભુ તથા અરજુન દ્વારીકાંથી ડાભી બાજુએ ચાલ્યા જતાં જતાં તદન જુદી જમીન આવી. જ્યાં તે જમીનમાં બેઉ જણા પ્રવેસ્યા એટલે કેવળ અંધારૂં આવ્યું. તવ પ્રભુએ સુદર્શન ચક્ર મુકીને અજવાળુ કર્યું. પછી તેઓ રથને ચલાવતા ચલાવતા આગળ ગયા એટલે ચતુર્ભુજ વાળી વસ્તી આવી. ત્યાંથી આગળ ગયા એટલે સહસ્ત્ર ભુજવાળી વસ્તી આવી પછી ત્યાંથી પણ આગળ ચાલ્યા એટલે તેજ તેજનો એક ઢગલો દેખવામાં આવ્યો તવ અરજુનજી પગે લાગીને બોલ્યો. હે શ્રી ક્ષ્ણજી આ તેજનો ગોળો તે શું છે! અને વળી તે વાલપુર ખંડીત કેમ છે. ! ત્યારે પ્રભુ બોલ્યા એ તેજનો ગોળો પુર્ણ બ્રહ્મ ભોમાનારાયણ છે અને તે વાલપુર ખંડીત છે. તેટલોજ હું છું તવ અર્જુન કહે અરે મહારાજ તે વાલપુર ખંડીત જેટલાજ તમે છો તે કેમ કરીને માની શકું ! એટલે શ્રીહરી કહે તમે જોયાં કરજો એમ કહી પોતાની પંચભુત કાયા અળગી કરીને પોતે તેજના ગોળામાં ભળી ગયા. ત્યારે પુરણ જોત થઇ ગઇ એટલે અરજુન પ્રેમવડે પગે પડીને બોલ્યો, હે મહારાજ હવે પધારો. તવપ્રભુ પારથની

પ્રાર્થનાથી બહાર નીકળ્યાં. જ્યાં કૃષ્ણ અંશ બહાર નીકળ્યો એટલે તે તેજનો ગોળો પાછો વાલપુર ખંડીત થયો. ત્યાર પછી શ્રી કૃષ્ણે અરજુન પ્રત્યે કહ્યું કે અરે મહારાજા આપે બ્રાહ્મણના પુત્ર શા માટે લીધા ? તવ જોતમાંથી આવી વાણી નીકળી કે હે શ્રી કૃષ્ણ તમે ભુભાર નાશ કરીને કયારે મુળ ધામે પધારશો ! એટલે શ્રી કૃષ્ણ બોલ્યા, હું થોડા દીવસમાં આવીશ. એમ કહિ પોતે બ્રાહ્મણના મંગાવેલા સાત પુત્ર સાથે લીધા, ત્યાર પછી તેઓ ચાલ્યા ચાલ્યા પેલા બ્રાહ્મણ બ્રાહ્મણી પાસે આવ્યા તવ બ્રાહ્મણ તથા બ્રાહ્મણી પોતાના પુત્રોને જોઇને અતિ આનંદ પામ્યાં. પછી ત્યાંથી શ્રીકૃષ્ણ તથા અરજુન દ્વારીકાં તરફ વાતચીત કરતા કરતા ચાલ્યા. એવામાં દ્વારીકામાં એવું વીઘ્ન થયું કે દુર્વાસા રૂષિ દ્વારીકામાં પધાર્યા. તેથી પ્રભુના પુત્રોએ તેમની મસ્કરી કરવાનો વીચાર કર્યો. વીનાશ કાળ થવાનો હોય ત્યારે વીપરીત બુદ્ધિ થાય છે માટે પ્રભુના પુત્રોએ સાંભ નામના યાદવના છોકરાને ચીર ચણીયો ચોળી વીગેરે પહેરાવીને કન્યારૂપ બનાવી. પછી તેના પેટે તાંસળુ બાંધીને તેને દુર્વાસા પાસે તેડી ગયા. પછી બીજા છોકરાઓ દુરવાસા પ્રત્યે બોલ્યો, હે મહારાજ આ વહુને પુત્ર કે પુત્રી બેમાંથી શું અવતરશે ! તવ દુર્વાસાએ સમાધી માંડીને જોયું તો મશ્કરી કરી છે એમ માલુમ પડયું, તેથી દુર્વાસા અતી ક્રોધાયમાન થઇને બોલ્યા, એ વહુને એવું અવતરશે કે જેથી જાદવોનું મરણ થશે. તેવું દુર્વાસાનું વચન સાંભળી સવળા છોકરાઓ ધરૂજવા લાગ્યા. વળી. તમામ વૃદ્ધ બોલી ઉઠયા કે બગડવા કાળે બ્રાહ્મણની મશ્કરી કરવાનું મન થયું. એ પ્રમાણે સહુ પસ્તાવા લાગ્યા. પછી રૂષિના વીદાય થયા કેડે યાદવોએ સાંભ નામના છોકરાનો વેશ ઉતારીનાંખ્યો એટલે તાંસળુ છોડતી વખને એક હાથ લાંબુ તથા મુડ પહોળું મુસળ ભુમી ઉપર પડયું. તવ સર્વે જણા ચીંતા કરવા લાગ્યા કે અરેરે આ યાદવોનું મ્હોત ઉપજાવશે. એમ ધારી કેટલાક વૃદ્ધોએ કહ્યું કે તે મુશળ દરીયા કીનારે ઘસી નાંખો એવું સાંભળી કેટલાક છોકરા તે મુશળ લેઇને દરીયા કીનારે ગયા પછી તેઓએ તે મુસળ પાશાણ ઉપર ઘસી નાંખ્યું, તેમાં ઘસતાં ઘસતાં વધારે મહેનત પડવાથી એક કરચ વધી પડી. તેથી તે છોકરાઓએ તે કરચ દરીયામાં નાંખી એટલે માછલી તે કરચ ગળી ગઈ તે પછી તે દરીયામાં ઢીમ્મરે જાળ નાંખેલી હતી તેથી તેની જાળમાં તે માંછલી પકડાઇ ગઇ. પછી ઢીમ્મરે તે માંછલીમાંથી મુશળની કરચ કાઢી લેઇ પારધીને આપી. તવ તે પારધીએ તે કરચ પોતાના બાણમાં ઘાલી એ પ્રમાણે સવળા છોકરાઓ મુશળ ઘસી નાંખીને

ઘેર ગયા. હવે જે જગ્યાએ મુશળ ઘસાએલું હતું તે જગ્યાએ પાન નામનાં વ્ર-ક્ષની સોંટીયો ઉગી તે પછી બે દીવસ ગયા એટલે દરીયા કીનારે મહાદેવ છે તેનો મેળો આવ્યો. તવ સઘળા યાદવો તથા તેમની સ્ત્રીયો તે મેળામાં ગયા ત્યાં મેળામાં જાત જાતની દુકાનો મંડાઇ ગઇ છે તે જગ્યાએ યાદવોએ ન કરવાનું કાર્ય ક-ર્યું. તે એવું કે ન્હાના મ્હોટાએ આનંદ જાંણીને મદ્યપાન કર્યું પછી તેઓ એક એકને તીરસ્કાર કરતા દુર્વાસાના શ્રાપના પ્રતાપે લઢી પડયા. સીંધુ કીનારે મુશળની જે પાન ઉગેલી હતી તે કાઢી કાઢીને યાદવો એક એકને મારવા લા-ગ્યા. દુર્વાસાના શ્રાપથી તે પાન જેને વાગે તે તુરત મરી જાય છે. એમ અન્યો અન્ય અપરંમપાર લોથો પ્રથ્વી ઉપર પડી તે જોઇ બીજા ત્રીજા લોકો નાશી ગયા યાદવકુળનો તો નાશ થઈ ગયો. એ પ્રમાણે ખપ્પર યોગણીએ તેનું ભ-ક્ષ લેઇ લીધું એવામાં ક્રષ્ણ તથા અરજુન દ્વારીકાંની લગભગ આવ્યા પછી ચાલ્યા ચાલ્યા તેઓ જ્યાં પોતાનું કુટુંબ મરણ પામેલું છે ત્યાં આવ્યા પછી તે જોઇને પ્રભુ પોતાનો પોંચો કરડીને અતીશય દીલગીર થયા. ત્યાર કેડે પોતે રથથી નીચે ઉતરીને પીંપળાના વ્રૃક્ષ નીચે બેઠા ત્યાં બેઠા પછી પ્રભુ ઘાંટો કાઢીને અર-જુનને કકહેવા લાગ્યા કે હવે કળીયુગમાં રહેવામાં બીલકુલ માલ નથી માટે ધર્મને કહીને તમે સઘળાં હીમાળો ગળવા જજો. એવું સાંભળી અરજુનજી બહુ રૂદન કરીને કહે છે કે હે મહારાજ દાસને શરણે રાખજો. તવ પ્રભુ બોલ્યા, હું ટું-કામાં કહુ છું કે તમે ઉતાવળથી વીદાય થઇ જાઓ. એટલે અરજુનજી રડતો રડતો રથે બેસીને હસ્તીનાપુર ભણી ચાલ્યો હવે પ્રભુનો દારૂક નામનો સારથી બોલ્યો કે હે ક્રપાનીધી મ્હારા ઉપર ક્રપા કરી મને મોક્ષનો માર્ગ બતાવો. તવ પ્રભુ કહે છે કે હસ્તીનાપુરમાં વીદુરજી છે તેમની પાસે જઇને તું જ્ઞાન મેળ-વજે જેથી ત્હારો મોક્ષ થશે. એમ કહી તેને વીદાય કર્યો, એટલામાં ઉદ્ધવજી આવીને કહે છે કે અરે મહારાજા ચાલો નગ્રમાં પધારો અહીં શા માટે બેસી ર-હ્યા છો ! તવ ક્રષ્ણજી બોલ્યા, આ ભૌતીક દેહ મુકીને મ્હારે સ્વધામે જાઉં છું એવું સાંભળી ઉદ્ધવ કહે ભલે મહારાજા પણ મ્હારો અવતાર સફળ થાય તેવું બતાવો. ત્યારે ત્રીલોકીનાથ બોલ્યા ક્ષત્રી અવતાર છું માટે બ્રાહ્મણ વીના અન્ય-થી કદી ઉપદેશ થાય નહી જે મનુશ અન્ય વરણના મુખથી જ્ઞાન મારગ ઉપદેશ શ્રવણ કરશે તે સંભાળનારને તેનું બીલકુલ ફળ થતું નથી જે વીપ્ર વીના ગુરૂપદવી ધારણ કરે છે તે સવાસો કુતરાના જન્મ ભોગવે છે વીપ્ર વીના કહેનારા ત્થા સાંભળનારા મનથી માને છે કે મોક્ષ થશે પણ તેમનું કદી કલ્યાણ

થવાનું નથી માટે હું તમને મ્હારા દાસ જાણીને કહું છું કે તમે મોક્ષ મેળવવા માટે મૈત્રી રૂષિ પાસે જાઓ એ પ્રમાણે કહી તેમને વીદાય કર્યા એટલે સુર્યનારાયણ મેર બેઠા પછી પ્રભુ પીંપળાના થડે ટેકો દઇને બેઠા. વળી તે વખતે પોતે પોતાનો એક ચરણ બીજા ચરણ ઉપર ચઢાવ્યો. રામા અવતારે રામે જે વાળી વાન્નરને માર્યો હતો તે વાન્નર આ વખતે પારધી થઇને અવતર્યો છે. તેજ પારધીને હાથ કૃષ્ણના મરણનું બાણ હાથમાં આવેલું છે. તેથી પારધી જ્યાં પ્રભુ પીંપળાના થડે ટેકો દેઇને બેઠેલા છે. તે તરફ આવ્યો હવે પ્રભુના ચરણે પદમ ચળકે છે. તેથી તે ચળકાટો જોઇને પારધીને એમ માલુમ પડયું કે નીશ્ચે મૃગ છે તવ પારધીએ તે બાણ પ્રભુના પદમે ભોંકી દીધું એટલે દયાળુ હરી પોતાનો ભૌતીક દેહ ત્યાગ કરીને પોતાના સ્વધામે પધાર્યા. હવે અરજુન ચાલ્યો ચાલ્યો હસ્તીના પુર ગયો ત્યાં ગયા પછી પારથે ચોધારે આંસુ સહીત પ્રભુના સમાચાર કહયા. તેથી સઘળાં રડવા લાગ્યાં. અરજુનની વારતા વીદુરજીએ સાચી માની નહી, એટલામાં પ્રભુનો દારૂક નામનો સારથી ત્યાં આવિ પહોંચ્યો તે દારૂકે વીદુરજીને પ્રભુ સંબંધિ સઘળી હકીકત કહી સંભળાવી તવ વીદુરજી ધ્રતરાષ્ટરને કહે છે. કે હે વીરા હવે આપણે કેમ કરીશું ! દુષ્ઠ કળીયુગ આવી પડયો છે. માટે ચાલો વનમાં જઇને પ્રભુના ભજનમાં આપણો આયુષ નીર્ગમન કરીએ એટલે ધતરાષ્ટર કહે બહુ સારૂ ચાલો આપણે વનમાં જઇએ. એમ કહી ધતરાષ્ટ, ગાન્ધારી, વીદુરજી તથા તેમની સ્ત્રી દારૂક વિગેરે પોતાનાં ઘર બહાર છોડીને વનમાંચાલ્યા ગયા. તે વાત સાંભળી પાન્ડવોને અતી ખેદ થયો એવામાં ધર્મરાજા બોલી ઉઠયા, અરે ભાઇઓ ચાલો આપણે હીમાળો ગળવા માટે જઇએ. નહી તો આપણી કળીયુગમાં દુર્દશા આવશે. જયમુનિ કહે છે હે જન્મેજયરાજા મુશળપર્વની કથા પુર્ણથઇ તેથી તારી બ્રહ્મહત્યા દુરથઇ. એટલું કહેતામાંજ કાળાપડદા સ્વેત થયા, કાળી ગાયો સફેદ થઈ અને કાળાતલ ધોળા થયા એ પ્રમાણે પ્રત્યક્ષ પ્રમાણ થવાથી જન્મેજેના મનમાં અતીશ્રદ્ધા બેસતીજાય છે. પછી રાજાએ પુર્ણ પ્રેમવડે બ્રાહ્મણોને વીધી પ્રમાણે દાન કર્યાં ત્યાર પછી જન્મેજેરાજા પદમાસન વાળીને યાનપર્વની કથા પુર્ણ શ્રદ્ધાથી શ્રવણ કરવાબેઠો.

## વિશ્રામ ૧ લો

મુશળ પરવની કહી કથા, પુરણ થયું એ પર્વ
વ્યાસ વલ્લભ વાણી વદે, સુણો સહુ તજી ગર્વ.

મુશળ પર્વ સમાપ્ત.

# યાન પર્વ. ૧૭



જયમુની જન્મેજય રાજા પ્રત્યે કહે છે કે હે રાજન યાન પર્વની કથા પુરણ પ્રેમ વડે શ્રવણ કર જેથી તાહરો સ્વર્ગવાસ થાય, જ્યારે પાન્ડવોએ કૌરવની સાથે યુદ્ધ કરીને રાજ્ય લીધું ત્યારે ઘણાક જીવોનો તથા પોતાના કુળનો નાશ થવાથી તેમને લોકીક અપવાદ બેઠો હતો, તેથી તેમણે શ્રી કૃષ્ણની કૃપા સહવર્તમાન અશ્વમેધ યજ્ઞ કરયો હતો, ત્યાર પછી પ્રભુ દ્વારીકાં પધારયા. ત્યાં જાદવાસ્થળી થઈ. તેમ થવાથી દયાળુ હરી સ્વધામ પધારયા અને અરજુનજી હસ્તીનાપુર આવ્યા. ધનંજયે યુધિષ્ટિરને દ્વારીકાં સંબંધી સઘળા સમાચાર કહયા તેથી સઘળા પાન્ડવો તથા દ્રૌપતી કુંતા વીગેરે અતી શોક કરવા લાગ્યાં, પછી ધરમરાજાએ અરજુનજીને પુછયું કે પ્રભુએ તને બીજું કંઇ કહ્યું છે ! ત્યારે પારથ બોલ્યો, અરે મહોટાભાઇ મહારા વ્હાલા પ્રભુ મને મુકીને સ્વર્ગમાં પધારયા. એમ કહેતો કહેતો નીચે ઢળી પડયો. તે દેખીને ધર્મ, નીકુળ, સેહદેવ, કુંતા તથા દ્રૌપતી સર્વ જણાં અતી કલ્પાન્ત કરવા લાગ્યાં. તત્ર કૃષ્ણજી પધારયા. પ્રભુનાં પધારવા વડે મુરછીત થયેલાં સઘળા સાવચેત થયા, અને તેમણે પુરણ પ્રેમ વડે શ્રી હરીનાં દરશન કરયાં. પછી ધરમરાજા બોલ્યા હે દયાળુ આપ તો વૈકુંઠમાં પધારયા પણ હવે અમારા ગરીબની શી વલે થસે તેનો આપ વીચાર કરો. એવું સાંભળી પ્રભુ યુધીષ્ટિરને કહેછે કે હવે કળીયુગનુ રાજ્ય બેઠું છે માટે તેના અધરમી વારામાં તમારાથી રહેવાય તેમ નથી છતાં જો તમે રાજ કરવાની ઇચ્છા રાખશો તો તમે આબરૂ ખોશો વળી તમારૂં સત્ય સુકીત ધોવાઇ જશે અને છેવટ માઠું પરીણામ આવશે. આ પ્રમાણે શ્રી હરીએ પાન્ડવોને ઉપદેશ કર્યો તેથી પાન્ડવો અતી ઉદાશ થયા એવામાં યુધિષ્ટિર બોલી ઉઠયા કે હે દીન દયાળુ હવે અમારે કેવી યુક્તિથી આ યુગનિ બહાર નીકળવું તે કૃપા કરીને કહો. આ અમારી પંચ ભુતની દેહ અમારે કેવી રીતે તજવિ ! જો વીશથી અમારી કાયા તજીએ તો આત્મ હત્યાનું પાપ લાગે માટે હવે અમારે શું કરવું તેનો કંઇ ઉપાય બતાવો. ત્યારે અંતર્યામી મનમાં આનંદ પામીને બોલ્યા કે તમે શાસ્ત્રના આધાર વડે દેહ ત્યાગ કરસો તો તમને કંઇ બાધ આવસે નહી. કાશીમાં કરવત મુકાવાથી, ભેરવ જવ ખાધાથી સતી નારી પોતાના પતીની સાથે બળી મરે તેથી, આત્મ હત્યા બીલકુલ લાગતી નથી. તેવી રીતે વળી

જે કોઈ માણસ હીમાળે જઈ પોતાનું શરીર ગાળે તો તેને શાસ્ત્રાધારે કંઇ પાપ લાગતું નથી. માટે તમે નીચ્ચે હીમાળે જઇને તમારો દેહ ત્યાગ કરો. હવે આ કળીયુગમાં તમારાથી ઘડી પણ ટકાવાનું નથી. તવ યુધિષ્ઠર બોલ્યા. અરે દીનબંધુ એ દુષ્ટ કળીયુગનાં ગુણ લક્ષણ વીગેરે કૃપા કરીને કહો. એવું સાંભળી શ્રીહરી બોલ્યા, દીવસે દીવસે કળીનું જોર વધી પડવાથી ચાર વરણ ઓળાઇ જસે, તથા ચારે આશ્રમ ધુળધાણી થઇ જશે, એવું સાંભળી ધર્મરાજા કહે છે. હે દીનાનાથ-પહેલું વીવેચન બ્રાહ્મણની વર્ણ વિસે કરો. તવ કૃષ્ણજી બોલ્યા. કળીયુગમાં બ્રાહ્મણો અતી અદેખા થસે. તેમ થવાથી તેઓ કર રેખા જોઇ શકસે નહી તેમ જોતીશ વિદ્યા પણ જાણી શકવાના નથી વળી વેદશાસ્ત્ર ભણ્યા વિના માંહો માંય નિંદા કરસે, વીદ્વાન લોકો વિદ્યાનું તત્વ જ્ઞાન સમજ્યા વિના મ્હોટાં ટીલાં ટપકાં કરીને માળાઓ ઘાલસે. વળી લોકને ધુતવા માટે ભસ્મનો ભભકો રાખસે. વળી લોકોને એક પાઇ માટે કહેસે કે ધનવાન, પુત્રવાન, આયુષ્યવાન હજો-એમ કહી જ્યાંથી ત્યાંથી લક્ષમી મેળવસે, એ પ્રમાણે બ્રાહ્મણ જુજ કીંમતે મોંઘું આપસે તેથી તેમનું બોલ્યું ઇશ્વર કદી માન્ય કરસે નહી. વળી ગોર થઇને યજમાનના ત્યાં દાસની પેઠે ફરસે અને તેના બાળકોને હીચોળીને તેનું મન પ્રસન્ન રાખસે. વળી યજમાનને કાકા બાપા કહી કહીને દાસનિ માફક પોતાનું પેટ ભરસે. ગોર લોકો યજમાનની પાસેથી ઉતરેલાં વસ્ત્ર માગીને પેહેરસે ટેકીલાની વૃત્તિઓ ભાગસે જ્યારે યજમાનના ત્યાં ટાંણું આવે ત્યારે ગોર પોતાના સગાંને નોંતરાં દેસે. વળી યજમાનના ત્યાં પોતે પાસે રહીને એવી રસોઇ કરાવસે કે જેથી બ્રાહ્મણો બીલકુલ ત્રપ્ત થસે નહી, જો કોઈ પોતાના સગા વહાલાં સીવાયનો બ્રાહ્મણ જમવા આવસે તો તેના સામા દંતૈયાં કરીને પોતાનું પેટ પાસું બાળી નાંખસે. વળી પોતે યજમાનને કહેસે કે આ બ્રાહ્મણને જમાડે શું થવાનું હતું, એ પ્રમાણે કહ્યા પછી જમનારા બ્રાહ્મને સુંદિર સામગ્રી ઓછી પીરસાવીને પોતે યજમાનનું ભલું તાકવા માટે બ્રાહ્મણને ભુખ્યા રાખસે, પછી છેવટ વધારાનું સુંદીર ભોજન વધેલું નીચને હાથ જસે એ પ્રમાણે ગોર યજમાનને વહાલો થવા માટે બ્રાહ્મણને પુરણ પ્રેમથી જમવા દેસે નહી. વળી કેટલાક બ્રાહ્મણ વગર નોંતરે જમવા માટે નાહારને રાજાધીરાજ કહી વારંવાર કાલાવાલા કરસે. એ પ્રમાણે કરમ ચંડાળ બ્રાહ્મણ નીચના ટુંકારા હુંકારા ગાળો વીગેરે ખાઇને પોતાનું પેટ ભરસે. વળી પોતે શુદ્રનું એઠું ઢાંકવા માટે તેની પાછળ પાછળ ફરસે, એ પ્રમાણે પોતાનો ધર્મ

તથા કુળની મર્યાદા તોડીને યજમાનને રાજી કરવા માટે નીચ કર્મ કરસે. વળી કેટલાક તો વ્હાણું વાય એટલે નોંતરાની આશા રાખીને બેશી રહેસે, પછી કદાપી નોંતરૂં ન આવે તો નીસાસા નાંખીને મધ્યાને રાંધસે, તેમ છતાં જ્યાં બ્રાહ્મણની રસોઇ થતી હોય ત્યાં જો યજમાનનું બાળ આવે તો બ્રાહ્મના જમ્યા પહેલાં તેને રાંધેલું અન્ય આપસે, એ પ્રમાણે યજમાનને વહાલો થવા માટે પોતાનો કુળ ધર્મ ખોસે. વળી હે રાજન બ્રાહ્મણ વિસે હજી વિષેશ કહું તે શ્રવણ કર, શુકલ બ્રાહ્મ શુદ્રનું જમીને સર્વેનું દાન ગ્રહણ કરસે. તેને પોતાની ઉંચ પદવીનું કદી ભાન રહેસે નહી. બ્રાહ્મણો પોતાનું બ્રાહ્મણપણું દર્શાવવાને હમેશાં શઠ કર્મ કરશે, પણ પોતાની જાતીનો ધર્મ ધરબોળ ઘાલશે. વળી હમેશાં લેલાટે ભસ્મ ચોળીને ટીલાં તાણશે પણ પોતાની જાતીનો ધર્મ પાળી શકશે નહી. છેવટ પોતાનો અવતાર એળે ગુમાવી લક્ષ્મી માટે લપોડ થઇને ફરશે પોતે દશ શુદ્રનું રાંધિને જાતે ( એક જણ ભોજન કરશે, તેમજ એક પાઇ દક્ષણા માટે યજમાનને અતીશય આશીરવાદ દેસે. તેથી યજમાન પણ જાણે કે મેં બ્રાહ્મણ જમાડયો એ પ્રમાણે બ્રાહ્મણ વચમાં પડી પડીને પણ જમ્યા વિના રહેશે નહી વળી પોતે યજ્ઞ, યાગાદીક, હોમ હવન સોધવા સારૂ ફરસે, તેમજ એવી આશા રાખીને બેશી રહેશે કે કયારે પાઠ પુજાનું તેડું આવસે ! તેમ છતાં જો કોઇ પાઠ પુજા કરવા બેસાડે તો ત્યાં ગપાટા મારસે પછી એ પ્રમાણે પાઠ પુંજા કરીને પોતાના યજમાનને અવળું સમજાવીને પ્રપંચથી ધન હરણ કરશે. વળી જ્યાં હોમ હવન થતો હોય ત્યાં પોતાની સાથે પોતાના પક્ષના બ્રાહ્મણોને લેઇ જશે. પછી પોતાના અભણ સગાને વરૂણમાં લેઇ તેમને એવું બતાવશે કે તમે ગઉમુખીમાં હાથ ઘાલીને બેશી રહેજો. એ પ્રમાણે કળીયુગમાં બ્રાહ્મણ પોતાની મેળે પોતાનું ઉંધુ મારશે એક પાઈ માટે લોકોને કરણરાજાની ઉપમા આપી આશીર્વાદ દેશે વળી પોતાના યજમાનને કહેશે કે તમે તો મા બાપ તુલ્ય છો. અમારે તમારે ખરો આશરો છે એ પ્રમાણે પોતે ભીખારીના શબ્દો બોલસે. કેટલાક બ્રાહ્મણ નીચાં દાન લેઇ પ્રેત ભોજન કરસે તેમજ શુદ્રનું સુતક ગયા પહેલાં તેનું અન્ન રાંધીને જમસે. વળી નીચ જાતી સાધુમાં મુડાઇને નગ્રની પાસે આવસે, તો બ્રાહ્મણો તેના દાસ થઇને તેની ઉપમા વધારશે. તેમ છતાં પોતે તે સાધુની પાછળ જમવા જવાની પુરણ આશા રાખસે. તે બ્રાહ્મણ લોકોના ઘર આગળ ફરી ફરીને કહેસે કે તે તો મ્હોટા મહાત્મા છે. એ પ્રમાણે પાખંડી વેશ ધારીનો જ્યાં ત્યાં મહીમા વધારીને

તેની જોડે જમવા જશે. પહેલું બ્રાહ્મણને પીરસવું જોઇએ તેના બદલામાં પોતે સાધુને પહેલું પીરસાવશે. વળી પહેલું બ્રાહ્મણોએ જમવા બેસવું તેના બદલામાં તો તેઓ પાખંડી વેશ ધારી સાધુ વીગેરેને જમવા બેસવા દે. પછી તે વેશ ધારી સાધુને ચંદન ચરચાવીને તેને હાર પહેરાવશે. એ પ્રમાણે બ્રાહ્મણો પાશે રહિને નીચ વેશધારી સાધુની આગળ નમાવશે. તેમ પોતાનું ભુષણ ખોઇ બેશીને પરને ઉપમા આપવા માટે અતીશય મહેનત લેશે. વળી પોતાની જાતે જાતનું પોત ઉઘાડું કરીને પોતાનાં છીદ્ર અન્યને બતાવશે. કેટલાક બ્રાહ્મણો વ્યની વ્યભીચારિ વિગેરે અનંત અવગુણ વાળા નીપજશે. વળી બ્રાહ્મણની સ્ત્રીયો પણ બ્રાહ્મણની પેઠે ખભે ખડીયા નાંખીને ઘેર ઘેર ફરશે. તેમ શુદ્રની સ્ત્રીયોની સુવાવડ કરીને તેમનાં વસ્ત્ર પણ ધોશે. બ્રાહ્મણીયો લોકોને ઘેર ઘેર જઇને સુતક છોશ ગણ્યા વીના રાંધણું રાંધશે. વળી યજમાન આગળ હશી રમીને પોતાના મા બાપની આબરૂના કાંકરા કરશે. બ્રાહ્મણીયો કૈકનાં વેવિશાળ છંડાવશે ને કૈંકનાં મંડાવશે એવી અતી ઉત્પાત વાળી વીપ્રની વામા નીપજશે વળી બ્રાહ્મણિયોના બાળક પણ એવા નીપજશે કે તેઓ દુરિજનના સંગે ચઢી જશે. તેઓ બેઉ છેડે પીતાંબર પહેરીને વીચીત્ર કેશ રાખશે. અને યવનની માફક પોતાનાં લેલાટ ખુલ્લાં લેઇને ફરશે તેમાં કેટલાક તો વરણ ધરમ બહાર થઇને ભટકયા કરશે. વળી તેમને કોઈ મહારાજ કહે તો માઠું લાગશે. તેમ છતાં તેઓ પોતાની ઉપવીતિ કેહેડેકે કોટે ઘાલીને ફરશે. એ પ્રમાણે હે કુંતા પુત્ર કળીયુગ બ્રાહ્મણોને કુબુદ્ધિ આપીને અવળે રસ્તે ચઢાવશે. હવે તમને ક્ષત્રીયો વિશે કહી સંભળાવું તે બરોબર શ્રવણ કરો. શ્રીકૃષ્ણજી પાન્ડવો પ્રત્યે કહે છે કે કળીયુગના ક્ષત્રી ક્ષત્રીપણું ખોઈ બેસીને બહુ બળહીન થશે. વળી તેમની જાતિયો પણ ભીન્ન ભીન્ન થઇને તેઓ કુળહીણ થઇ જશે. તેમની બાણ વિદ્યા નીષ્ફળ થશે. તેઓ વ્યની તથા લડાઇના કામમાં કાયર થશે. પોતાની સઘળી સત્તા ખોઇ બેસીને મીથ્યા ભુપ કહેવાશે. તેઓ હમેશાં રાત દિવસ રંગ ભોગમાં રહેશે. તેથી રાજ્ય પાટ નાશ પામશે. અને તેમ થવાથી તેઓ કોઇની નોકરી કરીને તેમનું પેટ ભરસે. તેઓ ટંટાથી ત્રાસ પામીને નાશી જઈ પોતાનું ગુજરાન ચલાવશે. ક્ષત્રીયો જાત કજાત જોયા વીના રૂપવાન સ્ત્રીને પરણશે. અને તેમાંથી તેઓ વરણસંકર પ્રજા ઉત્પન્ન કરશે. પછી તે વરણસંકર ક્ષત્રીયોની ધર્મ ધ્યાન દાન પુન્યમાં મતી પાછી પડશે. તેઓ બ્રાહ્મણને દુઃખ દેઇને ભાટ ચારણ ચકવી વીગેરેને

નચાવી ગવરાવી નર્કાનંદ ભોગવશે. તેઓ વેદ શાસ્ત્ર પુરાણોને જુઠાં માનીને નાસ્તીકનો પંથ લેસે. ક્ષત્રીયો યજ્ઞ યાગાદીક તથા દેવ દેવસ્થાન ઉંચે મુકીને નાયકાથી લ્હાવો લેસે તેઓ દેવ બ્રાહ્મણનાં વરસાસનો તોડી નાંખીને પોતાનું પેટ ભરશે કળીયુગમાં ક્ષત્રીયો લડવૈયાન હાથ જોડીને કરગરી પડશે તેઓ વીદ્યા ઉપર શ્રદ્ધા રાખ્યા સીવાય બ્રાહ્મણોની પરીક્ષા લેસે, વળી તેઓ લક્ષ્મી લલ-નાનો લ્હાવો લેવાની સદા, પોતાના મનમાં ચટપટી રાખસે. તેઓ ગૌબ્રાહ્મણોને તીરસ્કાર કરી પોતાના કુળને લાન્છન લગાડશે. ક્ષત્રીયો ન્યાય વિદ્યા છોડીને પક્ષ પાતની વાત યાદ રાખશે, વળી તેઓ પોતાના ધર્મ ઉપરથી પ્રીતી ઉઠા-ડીને યવનના ધર્મ ઉપર પ્રીતી રાખસે. તેઓ હથીયાર વીના ઠાલે હાથે દાસ પણે પેટ ભરીને પોતાના દીવસ નીર્ગમન કરસે એ પ્રમાણે કળીયુગ ક્ષત્રીયોને આવી દુર્દશા લાવસે. ત્યાર પછી શ્રી હરી પાન્ડવોને વૈસ્ય સંબંધી વાર્તા કહે છે કે વૈસ્ય જાતી પોતાનો મુળ ધર્મ છોડીને નારીની ખોટે નાદાર થઇને નીચ કર્મ ઉપજાવસે. તેઓ સ્વારથી બ્રહ્મ ભોજન તથા નાતરાંનો રીવાજ કરસે. વળી પોતાના ત્યાં ભીક્ષુક આવ્યો હસે તેને મુષ્ટી અન્ન આપ્યા વિના પાછો કાહાડસે. તેઓ બ્રાહ્મણોનાં છીદ્ર જોઇ અતીશય નીંદા કરશે. વૈસ્ય ગણીત વીદ્યા શીખ્યા વિના ધુતારાનો ધંધો લેઇ બેશશે, તેમને પારકાને નડીને નોકરી કરવાની મરજી થશે. તેઓ વ્હેંવાર વ્હેંપાર છોડીને પોતાનો વખત ગાળા ગાળી બોલીને લડયામાં ગાળસે. જે અનાદી ના ગુરૂ નથી તેમને તેઓ ગુરૂ નથી તેમને તેઓ ગુરૂ માનીને પુજસે. તેઓ બ્રાહ્મણ બેહેન જોયા વિના મીઠું મીઠું બોલીને દલાલી ખાઇ પોતાનું પેટ ભરસે. તેઓ લોકોનું લ્હેણું જમે માંડીને જગતમાં દયાળુ કહેવડાવસે. પછી પાછળથી પાપી લોકો પેટ ટાઢુ રાખી ને દેવાળું કહાડશે. તેઓ ધર્મને નામે ધન મેળવીને તેમાંથી પોતાનું પેટ ભરસે. વળી તેઓ ધર્મનું ધન જમે માંડીને વ્યાજનો વ્હેંપાર કરસે. તેઓ જગતને બતાવવા માટે થોડું ઘણું વ્યાજમાંથી ખરચસે પછી બાકીનું સઘળું પોતાના ઘરમાં ખેંચી લેસે. એ પ્રમાણે પોતે જગતમાં પ્રમાણીક કહેવડાવસે. ત્યાર પછી જો લોકો તેમના ત્યાં રૂપીયા વ્યાજે મુકે તો તે નાણું જરૂર આડુ અવળુ ઓળવીને ભીખ માગતો કરસે. વળી તેઓ પોતાની જ્ઞાતીમાં સુંદીર ભોજન કરાવસે અને બ્રાહ્મણ જમાડવામાં કંજુસાઇ કરસે. વૈસ્યો બ્રાહ્મણોને બેંઠવા-ડમાં બેસાડીને જગતના ભયથી તેમને ભોજન કરાવશે. તેઓ કદી પ્રભુ પ્રીત્યાર્થે વાપરસે નહિ પણ માન મેળવવા માટે સારી રીતે કરસે. તેઓ ખોટાં તીલક

કરી તથા માળાયો ઘાલી ભક્તિનો રંગ દેખાડસે. વળી તેઓ વેશ ધારીને વી-
સેષ માનસે, તેમ ચમત્કારો સોધવા માટે પોતાનો વખત ખોઈ બેસસે. તેઓ
પોતાના મનમાં દીનતા દયા લાવ્યા વીના અતિ અનીતી આદરશે. કૃષ્ણજી
પાન્ડવોને કહે છે કે હવે ચાર આશ્રમ સંબંધીની કથા ધ્યાન દેઇ .શ્રવણ કરો.
બ્રહ્મચારી, ગ્રહસ્થાશ્રમી. વાનપ્રસ્થીને સન્યાસી આ ચાર આશ્રમની રીતી
બરોબર તપાસી લેજો. બ્રહ્મચારી એવું નામ ધારણ કરીને પંચ કેશ વધારીને
ધનધાનના લોભી થસે. તેઓ મીથ્યા વેશ રાખીને ધામ બાંધીને ધંધા કરસે. વળી
જોતિશ જોઈ, વૈદાં કરી દોરા ચીઠી કરી પરાયાં ધન ધુતી ખાસે, તેઓ તીલક
માળા વીગેરેના ડોળ બતાવી અતી અનીતી કરસે. ગ્રહસ્થી લોકો ભગત કે
હ્મચારીનું ધન ફોસલાવી ખાસે. તેઓ એવા લંપટ બનસે કે હમેશાં પ્રસાદ-
ની આશા રાખીને બેશી રહેશે. વળી જગતને બતાવવા માટે તિર્થ યાત્રા કરવા
માટે જશે, તેઓ ધરમ કર્યા વિના મ્હોટાં ધામ બાંધીને અતી વૈભોગ લેસે,
વળી જ્યારે તેમને ગંગા પુજન કરવું હોય ત્યારે તેમનાં સગાં વહાલાંના સીધા
ગણ્યા પછી બ્રાહ્મણનેજ જમાડવાની વાર્તા કરશે, તેમાં તેઓ મહેતાજીનેનોહોત-
રાવસે કારણ કે તે છોકરાને ભણાવે માટે બીજા જોશીનેનોહોતરાવસે કારણ કે
તેમનાં વરસ ફળ તપાસે ત્રીજા વૈદ્યને નોહોતરાવસે કારણ કે તેમને ઓષધ
આપે અને ચોથા ગોરને કારણ કે તેમના ઘરનું અથવા છોકરાંના વીવાહ
વીગેરેનું કાર્ય કરે. વળી પાંચમા પાડોશીને નોહોતરે કારણ કે તેમના કામકાજે
કેહેડ બાંધે એ પ્રમાણે સઘળા ઓળખીતાને જમાડી જગતમાં જસ લેવા માટે
અભીમાનમાં ફરસે. વળી પોતાને ઘેર વીવાહ આવે ત્યારે વાજીંત્રો વગડાવીને,
નાયકા નચાવીને. ખાન પાન કરાવીને પોતાની અતીશય શ્રીમંતાઇ દર્શાવશે.
કદી વૃદ્ધનું મૃત્યું થાય તો તેની રૂડે પ્રકારે સજયા પુરીને તે પોતાની બેહેનને
આપસે. એ પ્રમાણે સગાં વહાલાંને રાજી કરીને બ્રાહ્મણ સાથે વાંકુ
બોલસે. વળી જગ્તમાં સોભા લેવા માટે વીપ્રના પૈસા વીપ્રને આપસે
એ પ્રમાણે કળીયુગમાં ગ્રહસ્થીની નીચ દ્રષ્ટી થવાથી મેઘ વૃષ્ટિ થશે
નહી, અને એમ થવાથી આખી સૃષ્ટિ અતી કષ્ટ પામશે. પછી
શ્રી કૃષ્ણજી ધરમરાજાને કહે છે કે હે રાજન હવે વાનપ્રસ્ત વિષે યથાર્થ સાં-
ભળજો. જે વાનપ્રસ્ત ધારણ કરશે તે એમ કહેશે કે હું વાનપ્રસ્ત પાળું છું
પણ તે નગ્ર સમીપ રહીને સઘળી ગ્રહસ્થનિ રીતી રાખશે. કળીયુગમાં વાન
પ્રસ્ત પાળનાર કોઇકજ હોય છે, હવે સન્યાસી વિષે યથાર્થ સાંભળો કળીયુગમાં

જે સન્યસ્ત લેશે તે એવા પ્રકારથી કે તેને સંસારમાં ગમે તે જાતનું દુઃખ હશે
જો કે ન્હાની વયમાં અધીકાર નથી છતાં તે સન્યસ્ત લેઈ શાસ્ત્ર વિરૂદ્ધ વર્તસે.
પોતાના મનમાં બીલકુલ શ્રદ્ધા ધારણ કરયા સીવાય હરી ફરીને ભગવો વેશ
રાખીને ઘેર ઘેર ભટકી ખાશે. તે બ્રાહ્મણ ઉપર દ્વેશ રાખશે અને પારકાનું
સુખ દેખી અતી કલેશ કરશે. એમ કરતાં કરતાં થોડા દીવસ દંડ રાખી પછી
પરમ હંસ દીક્ષા લેઇ પ્રપંચથી ધન મેળવશે. વળી અતીશય શેવક મુડીને
ઉંચ નીચ સઘળાને ઉપદેશ આપસે. સન્યાશીયો લોકોનાં ભોજન ખાઇપીને
રામા સાથે રંગ રમશે. તેઓ સ્ત્રીયોને ઉપદેશ કરીને પોતાની શેવા કરાવશે.
વળી મ્હોટાં મ્હોટાં ધામ બાંધીને ઢોલીયામાં આરામ લેશે. તેઓ લોકો પાસે
પંખા કરાવીને અભીમાન દર્શાવશે. તેઓ નહી જવાની જગ્યાએ જઇને અતી
વીકારી થસે. જો કોઇ તેમને ઉખેવશે તો તેમની સામા લડવાડ કરસે. પોતાના
જન્મ ચરીત્રની વાત તો દેશ જ્ઞાની કે મીત્ર સમજે. માટે તે પોતાની ભુમી છો-
ડીને તથા વેશ બદલીને બીજી જગ્યાએ જઈ શાધુપણું બતાવીને મુંઢ માણ-
સોના ગુરૂ થાય છે. તેથી અજ્ઞાની લોકો તેવા ઢોંગીને પગે લાગે છે. ખરૂ જોતાં
એમ બનવાથી તેઓ નર્કમાં જાય છે. વળી કળીયુગમાં સાધુ વેશ ધારણ ક-
રિને અનંત પાખંડીઓ દેશ વિદેશ ભટકસે, તેઓ જંગી ભંગી પણ રાખીને
નારી વિના નીસાસા નાંખસે, પણ જગત આંધળુ થઇને તેમની શેવા કરયા
જશે. દુનીયા તેની કરણિ જોયા વિના એકદમ વિખાણ કરવા માંડશે. એ પ્ર-
માણે પાપી કળીયુગ સત્યનો નાશ કરીને અસત્યપણું પ્રસરાવશે. વળી કળી-
યુગમાં અનંત અસત્ય પંથ નીકળસે, તેવા પંથોને કળી સત્ય મનાવસે સંસારી
પ્રપંચ સહિત સાચો હસે, પણ સઘળા લોકો તેને કાચો જાણસે અને કોઇ વેષ-
ધારી પાખંડી હસે તેને દુનીયા બાપજી બાપજી કહીને પગે લાગસે. આ પ્રમાણે
કળીયુગમાં અતી અનિતી થસે. વળી કળીયુગના રાજાઓ હરામની નજર
રાખીને રહીયત પાશેથી સઘળું હરામનું ધન લેઇ લેશે. રાજાએ પોતાની પ્ર-
જાની સ્ત્રીયોને પુત્રી માફક ગણવી જોઇએ. તેના બદલમાં પોતે કુદ્રષ્ટિ કરશે.
મેઘરાજા દેખા દેશે ( વાદળાં વીગેરેનો ડાક ડમાળ કરશે ) પણ જળ વૃષ્ટી
બીલકુલ કરશે નહી. તેમ થવાથી અવનીમાં રસ કસ રહેસે નહિ તેથી અન્ન
પણ પુરેપુરૂ પાકશે નહી. કદાપી અન્નનો પાક દેખાસે પણ આખર અધુરો ઉ-
તરશે. વળી પીતા પુત્રીની સાથે જાર રમશે અને ભાઇ ભગનીની સાથે રમશે.
તેમજ પુત્ર પત્નિને વશ થઇને પોતાના માત તાતને તરછોડશે. વળી પુત્ર કુટુંબ

સાથે કલેશ કરીને સાસરીયાંની સાથે રાગ રાખશે. તેમજ ચારે વરણને એક જાણી પોતાનો દેહ ભ્રષ્ટ કરશે. ધનવંત લોકો ગરીબના રૂપીયા જમે માંડીને છેવટ દેવાળુ કહાડી બીચારાઓને ભીખ મગાવશે. વળી કપટનાં કાંધાં તથા કપટના કાગળો બનાવીને લોકોને જુઠા પાડસે વળી જ્ઞાતીયોમાં પીરસનારા વ-ગીયા કરી પોતાનું પેટ ભરશે અને તેમજ કજીયા ટંટા કરીને જ્ઞાતીમાં શેઠ થઇ પડશે. પંગતિમાં એક જણ જમશે અને એક જણ જોઇ રહેશે વળી લોકો ઘ્રતના ભેગું તેલ મેળવીને નૈવેદ ધરાવશે તેમજ બ્રાહ્મણને તેઓ ભીખારી ગ-ણશે અને દેવ દેવસ્થાને દુકાનો માનશે, તેઓ હોમ હવનને પાખંડ માનીને મહા મસ્તાન થઇ જશે. ગ્રહસ્થ લોકો ગરીબને મારવા દોડશે અને પોતાથી જબરા હશે તેનાથી નાશી જશે. વૈષ્ય વર્ણ તીરથ વાશીનો ઢોંગ જણવીને ભીખ માગી ખાશે. એ પ્રમાણે આ કળીયુગમાં અનેક પ્રપંચ, પાખંડ અને કપટ બાજી ચાલસે. વળી લોકો પારકાના ઉપર પ્રીતી રાખસે અને વ્હાલાં ઉપર વ્હેર રાખસે. લોકો પાપના કામમાં આગળ ધાસે અને ધર્મના કામમાં પાછા પડસે, વળી કેટલાક બાધાયો રાખીને એમ કહેસે કે આગળ કરીશું એ પ્રમાણે કહીને દેવના બંધન થસે. તેવા કર્મના કરનારા ઘણાજ ભીખારી થસે છતાં તેમને સાન આવસે નહી. એવા એવા અજ્ઞાની લોક જગતમાં કીરતિને સારૂ દાની ધ્યાની બનસે. વળી શુદ્ર લોકો શ્રદ્ધા રા-ખીને અતિ આચાર પાળશે શુદ્ર પોતાના મનમાં ઇશ્વરનો એવો ભય ધરશે. કે આ અવતાર આવો ભોગવિએ છીએ માટે પાપ કર્યા વિના આપણે વખત હરી ભજનમાં ગાળવો જોઇએ એ પ્રમાણે તેઓ કળીયુગમાં ધર્મ ધ્યાનમાં કુશળ રહેશે, વળી અનેક જાતના રોગ વધી પડવાથી લોકો બરોબર વૈધક શાસ્ત્ર જાણી શહશે નહી. તેમજ દુનીયા જોતીશ શાસ્ત્રને જુઠું જાણીને તર્કને વખાણશે. એવું પ્રભુનું બોલવું સાંભળીને ધર્મરાજા બોલ્યા, અરે દયાળુ હરિ મને એટલો વ્હેમ રહે છે, કે કળીયુગમાં તદન ઉંધું થશે ! હે હરી શું ઉત્તમ વણ નીચ કર્મ કરશે ! આવાં વચનોને હું સત્ય કેવી રીતે માની શકું ! અરે પ્રભુજી મને આ સઘળી વાર્તા અસત્ય લાગે છે. એવું સાંભળી શ્રી હરીએ કહ્યું, હે ધર્મરાજા જો તમારે પરિક્ષા જોવી હોય તો તમે પાંચે ભાઇઓ નગ્રથી એક યોજન છેટે જાઓ. પછી તમે ત્યાં બેસજો અને તમારા ચાર ભાઇઓ ને ચારે દીશાએ મોકલજો. તેમાં તમે તમારા ભાઇઓને મોકલતી વખત એટલું કહેજો કે અરે બંધુઓ તમે જ્યાં જાઓ ત્યાંથી વ્હેલા આવજો. એમ કહીને

હરીએ પાંચે ભાઇઓને દરવાજા બહાર મોકલ્યા. ધર્મરાજા એક યોજન દુર જઇને નીરાંતે બેઠાં. એટલે વૃકોદર પુર્વ દિશાએ ગયો. અરજુન ઉત્તરમાં ગયો. સેહેદેવ દક્ષીણમાં ગયા. અને નીકુળ પશ્ચિમ દીશાએ ગયો હવે જ્યાં ભીમસેન ગયો છે, ત્યાં એક નગ્ર આવ્યું. ત્યાં વૃકોદરે ભાઇ ભાઇને લડતાં જોયા. છેવટ તેઓ બંન્ને ભાઇઓ રાજાને ત્યાં ફરીયાદ કરવા ગયા તેમાં એકજણ બોલ્યો. કે હે રાજન મ્હારી એક એવી અરજ છે કે મેં મ્હારી પુત્રી સામાને આપીને તેના સાટામાં હું પરણ્યો હતો. પણ તે સ્ત્રી મરણ પામવાથી હું હાલ ઘણોજ દુખી થાઉં છું હવે મ્હારા ભાઇને એક પુત્રી છે, તે પુત્રીને મ્હારો ભાઇ મને પરણાવા માટે મ્હારા સાટામાં આપતો નથી. માટે હે ભુપતી આ વિષે વીચાર કરી મને યથાર્થ દાદ આપો એ રિતે કળીયુગમાં સાટાં કરીને જગત પરણશે. કાંતો કન્યા વિક્રય કરશે એટલે ભીમસેન એવું સાંભળીને તુરત ત્યાંથી વીદાય થયો. હવે અરજુનજી ઉત્તર દિશામાં ગયા છે ત્યાં જતાં જતાં એક નગરી આવી તેમાં એવું હતું કે તે નગરિના બજાર તથા ઘરબાર વીગેરે ઘણાંજ સુંદીર પણ તેમાં કોઇ મનુશ રહેતું નહી. એ પ્રમાણે જોતો જોતો અરજુનજી રાજ્યમહેલમાં ગયો. ત્યાં તેણે એક હીંચોળાખાટ ઉપર કાગ કાગડીને ચોપાટ રમતાં દિઠાં- વળી તે બન્નેને હંસ પક્ષી હીંચોળો હીંચોળીને પવન ઢોરતો હતો. એ રીતે ધનંજયે ધોળે દિવસે ઉંચને નીચની શેવા કરતો જોઇને પોતાને રસ્તે ચાલ્યો. આ વાતનો હેતુ એવો છે કે કળીયુગમાં ઉંચ જાતી નીચ જાતની સેવા ચાકરી કરશે. હવે સેહદેવજી દક્ષીણ દીશાએ ગયા છે. તેથી ત્યાં પણ તેમણે ચમત્કાર જોયો. તેમણે એવું જોયું કે બ્રાહ્મણો બાવળ પાસે બેશીને મેલડી ઝાંપડીનાં ચંદન ચોખાથી સેવા કરે છે. તેથી તે નીરાશ થઇને ત્યાંથી પાછા વળ્યા. આ વાતનો હેતુ એવો છે કે ઇશ્વરને મુકી મેલડી ઝાંપડી ભુત પ્રેતની સાધનાઓ કરશે હવે નીકુળજી એક ગામમાં ગયા છે. ત્યાં તેમણે એક પવીત્ર પતીને એક અબળાનો માર ખાતો જોયો, તે જોઇને નીકુળજી ધર્મરાજા પાસે જવા નીકળ્યા. આ વાતનો એવો હેતુ છે કે કળીમાં અવળું કાર્ય થસે હવે જ્યાં યુધિષ્ટર રાજા બેઠા. ત્યાં એવું બન્યું કે તેજ સ્થળે આઠ કુવા ઉભરાવા લાગ્યાં. તે કુવાઓનું પાણી ઉભરાઈનવમા કુંવામાં ભેગું થાય છે. પણ તે પાણીને પૃથ્વી ચુશી લે છે તેથી કુવો ભરાતો નથી ધરમરાજાએ તે જોઈ વીચાર કર્યો કે કળીયુગમાં બાર મેઘ વરસે પણ પૃથ્વી તે સઘળું પાણી એવું ચુશી લેશે કે જેથી બીલકુલ ભેજ રહેશે નહિ, એમ વિચાર કરે છે એટલામાં ચાર ભાઇઓ આવ્યા. પછી જ્યાં પાંચે ભાઇઓ ભેગા થયા

એટલે સઘળા એકએકને પોતપોતાની હકીકત કહેતા કહેતા શ્રીકૃષ્ણજીની પાસે જવા ચાલ્યા. જયાં જગતપતી બીરાજ્યા છે ત્યાં પાંચે જણ આવીને નમી પડયા. ત્યાર પછી પાંચે ભાઇઓ ઘણીજ દીલગીરી સાથે પ્રભુને તેમની હકીકત કહેવા લાગ્યા. તેમનું બોલવું સાંભળીને પ્રભુ બોલ્યા હે પાન્ડવો હવે તમારે આ દુનીયામાં રહેવું યોગ નથી. માટે જરૂર તમે હીમાળે જઇ તમારો દેહ ત્યાગ કરો. પછી શીખ્ખર પાસે મ્હારૂં સ્થળ છે ત્યાં તમે આવો, એ પ્રમાણે શ્રી હરી પાન્ડવોને કહીને અંતર ધ્યાન થઇ ગયા, પ્રભુના પધારયા પછી ધરમરાજાને અતી દુખ થવા લાગ્યું. એમ જ્યાં પ્રાતઃકાળ થયો એટલે કુંતાના પુત્ર જાગી ઉઠયા, પછી ધરમરાજાએ પોતાના ખટકર્મથી પરવાર્યા બાદ તેમના ચાર ભાઇને તેમની પાસે બોલાવ્યા, એ પ્રમાણે પાંચે ભાઇઓ ભેગા થયા એટલે યુધિષ્ટિર ભીમસેનને કહે છે કે હે વીરા દુષ્ટ કળીયુગથી હું ત્રાસ પામીને હીમાલય જાઉં છું માટે તમને એક કામ બતાવું તે પ્રમાણે તમે કરો તમે ખુશીથી આપણી રાજ્યગાદી ઉપર બેશીને પ્રજાને પુત્રની પેઠે પાળજો, વળી આપણા કુળની રીત પ્રમાણે ગૌ બ્રાહ્મણની સેવા કરજો. તેમ આપણા વૃદ્ધ માતાની તમે રૂડે પ્રકારે ચાકરી બજાવજો વળી અન્યાય કરીને કોઇનું ધન હરસો નહી. એવાં ધરમરાજાનાં વચન સાંભળીને ભીમસેન બોલ્યો, અરે મ્હોટા ભાઈ જે શીખામણ મને આપે દિધી તેતો મેં મ્હારે માથે ચઢાવિ. પણ તેમાં મ્હારે એક આપને અરજ કરવાની છે કે કીયો નીર્ભાગી માયાપદને પકડીને પ્રભુ પદને તરછોડે ? જેવું પ્રભુ પદ તમને વ્હાલું છે, તેવું મને પણ વ્હાલું છે, માટે હે વીરા હુંતો નીશ્ચે તમારી સાથે આવીશ મ્હારે રાજ્યની અપેક્ષા નથી. હું હીમાલય જવા માટે ઘણો ખુશી છું એવું ભીમસેનનું બોલવું સાંભળીને ધરમરાજાએ પારથને કહ્યું કે હે ધનંજય તમે દ્રૌપતીને ઉછંગે લઇને રાજ્યગાદી ઉપર બીરાજો એવું સાંભળી અર્જુનજીએ જવાબ આપ્યો, અરે ધર્મરાજા આપનું કહેવું હું કબુલ કરૂં છું પણ હવે મને આ વ્હેવાર ઉપાધી બીલકુલ રૂચતી નથી, મેં ઘણા વરસ મીથ્યા માયાને સાચી માની પણ આખર તેતો જુઠીને જુઠી ઠરી માટે હું નીશ્ચે તમારી સાથે હીમાલાય આવીશ. તવ યુધિષ્ઠિરે સેહદેવને કહ્યું કે હે જોશીજી તમે ત્રીકાળ જ્ઞાની છો માટે તમારામાં કદી અજ્ઞાન પ્રવેશ કરસે નહી, તેટલા વાસ્તે તમે ખુશીથી રાજ્ય કરો, એવું સાંભળી સેહદેવજીએ જવાબ આપ્યો, અરે મહોટા ભાઈ હવે હું આ દુનીયાથી કંટાળ્યો છું માટે હું પણ આપની સાથે હીમાલય

આવીશ, તવ યુધિષ્ઠિર નીકુળજીને કહેવા લાગ્યા કે તમે કનીષ્ટ બંધુ છો માટે તમારે રાજ્ય ગાદી ઉપર બેસવું જોઇસે. એવું સાંભળી નીકુળજી બોલ્યા, અરે વ્હાલા વીરા મને રાજ્યની બીલકુલ ઇચ્છા નથી, માટે હું પણ પ્રભુપદ પામવા તમારી જોડે આવીશ. પછી ધર્મરાજા દ્રૌપદીને કહે છે. કે હે સ્ત્રી તારા જેવી સતી કોઇ નથી તેથી હું ઘણો ખુશી થાઉં છું. હવે તને એટલું કહું છું કે આપણા અભેમાનનો પુત્ર પરીક્ષત છે. તેને ગાદી ઉપર બેસાડીને તું તેની સંભાળ રાખજે. એવું સાંભળી દ્રૌપદી બોલી ઉઠયા હે સ્વામીજી કંથ વીનાની સ્ત્રીનું જીવવું વૃથા છે. વળી દુષ્ટ કળીયુગ મ્હારૂં સત્ય ભંગ કરાવે તો તમને લાન્છન લાગે, માટે તમે મને તમારી સાથે લઇ જાઓ નહી તો હું મ્હારા પ્રાણ તજીશ. વળી હે સ્વામી સ્ત્રીનો શો ધર્મ છે, તે તમે સમજો છો. છતાં કેમ ભુલ ખાઓ છો ? પ્રેમદાને પોતાનો પતી પ્રભુ તુલ્ય સમજવાનો છે. જો સ્ત્રી પોતાના પતીનો ત્યાગ કરીને પ્રભુને ઝાસે તો નિશ્ચે દયાળું હરી તેને કદી મુક્તિ આપતા નથી. માટે દરેક સ્ત્રીએ વીચારવું કે પહેલો કંથને પછી પ્રભુ, આ પ્રમાણે વર્તવાથી, જરૂર પ્રેમદાનું કલ્યાણ થાય છે. જે સ્ત્રી કંથને કકળાવીને મંદીર જાય છે તેને ક્રીટ હત્યા લાગે છે. જો લલના મહારીસ આંણીને તેના કંથને વઢે તો તેને ગુણકા તુલ્ય ભક્તાણી જાણવી કોઇ સ્ત્રી કંથની શેવા વિના મોક્ષ પામતી નથી માટે સ્ત્રીએ પોતાના પતીને સદા આનંદમાં રાખવો. એવું સાંભળી ધરમરાજાએ વીચાર્યું કે દ્રૌપદી રહેવાની નથી, માટે તેને હીમાલય લઇ જઇશું એમ ધારી પોતે સતીને કહ્યું કે હે ધ્રુપતની બાળા તું જરૂર હીમાલય આવજે, એમ કહી ધરમરાજા કુંતાને પગે લાગીને ઉચ્ચાર કરવા લાગ્યા કે હે માતા અમને હીમગીરીપર જવા માટે આજ્ઞા આપો. એવું સાંભળી કુંતાની આંખમાંથી ચોધારે આંસુ ચાલ્યાં, પોને મનમાં વીચાર કરે છે કે અરેરે હું વૃદ્ધ છું તેથી મહારાથી કેવી રીતે હીમાલય જવાય ! જો આપઘાત કરૂં તો મ્હારા પુત્રોને દુનીયામાં લાન્છન લાગે, એ પ્રમાણે પોતે હજારો વીચારો કરીને અતીશય રડવા લાગ્યાં, તેથી ધરમરાજા બોલ્યા, હે માતા જો તમે અમારાં વ્હાલેશરી હોઓતો અમને હીમાલય જવાનિ આજ્ઞા આપો, વળી તમને એટલું કહું છું. કે આપણા પરિક્ષત બાળને રાજ્યગાદી ઉપર બેસાડીને તમે તેની સંભાળ રાખજો. એમ માતાને સમજાવીને ધરમરાજાએ નીસ્ચે કરી બ્રાહ્મણોને બોલાવ્યા, બ્રાહ્મણોના આવ્યા પછી ધરમરાજાએ પરીક્ષતને રાજ્યાસન ઉપર બેસાડવાની તૈયારી કરી, ત્યારપછી સઘળી વીધી સહીત બ્રાહ્મણોના આશીર્વાદથી યુધિષ્ઠિરે પરીક્ષતને

રાજ્યગાદી ઉપર બેસાડયો, એ પ્રમાણે પરીક્ષત રાજ્યાસન ઉપર બેઠો તેથી જય જયકાર થઇ રહયો. સઘળી પ્રજા પરીક્ષતને પુષ્પથી વધાવે છે એ પ્રમાણે આનંદ ઓછવ થવાથી ધરમરાજા તથા દ્રૌપદીના મનમાં અતી ઉત્સાહ થયો પરીક્ષતની કીરતી ગામો ગામ ચાલી રહી, પરીક્ષતની કાન્તી ગાદી ઉપર બેઠા પછી ધરમ-રાજાની માફક શશી જેવી દેખાવા લાગી. તેથી પરીક્ષતની શોભામાં કંઇ મણા રહી નહિ, અભેમન્યુના સુતને ગાદી ઉપર બેસાડવાથી જય જયકાર વર્તાઇ રહયો, ધરમરાજાએ પરીક્ષતને રાજ્યાસન ઉપર બેસાડી બ્રાહ્મણોને વિધી સહીત અપાર દાન આપ્યાં.

## વીશ્રામ ૧ લો.

રાજ્યાસન બીરાજીયો, અભેમાનનો બાળ;
વલ્લભ વાણી ઓચરે, જય ધર્મીષ્ટ ભુપાળ.

જયમુની જન્મે જય રાજા પ્રત્યે કહે છે, કે હે ધરમીષ્ટ રાજન યુધિષ્ટિરે વડા પ્રધાનને એવી સોંપણ કરી કે તમે રૂડે પ્રકારે રાજ્ય ચલાવીને ન્યાય રીતે વર્તજો. વળી કહ્યું કે હે પ્રધાન તું પરીક્ષતને તમારા બાળ જેવો જાણીને તેની સંભાળ રાખજો. કળીયુગ બેઠો છે. તેથી તે તમને કુબુદ્ધિ આપશે પણ જરા વીચાર કરીને ચાલશો તો પ્રભુ તમારા ઉપર રાજી રહેશે. એ પ્રમાણે પ્રધાનને શીખામણ દેઇને ધરમરાજા કુંતા સતીની પાસે ગયા. ત્યાં જઇ કુન્તા માતાને કહે છે કે હે માતુશ્રી અમારી સુગતી થવાની છે. માટે અમને હીમાલય જવાની આજ્ઞા આપો. અમે તમારી કંઇ શેવા ચાકરી કરી નથી, અમે તમને ઘણાં દુઃખી કર્યાં છે, એ આભાર હું કેમ ભુલીશ ! અમે પાંચે પુત્રો નીવર્તીથી કદી તમારી પાસે બેઠા નથી, હે માતા તમારો અતી ઉપકાર અમારાથી ભુલાતો નથી. પણ હવે કળીયુગ બેઠો છે માટે હે માતા અમને જવાની આજ્ઞા આપો તો બહુ સારૂ. એવાં પુત્રોનાં વચન સાંભળીને કુંતાજી અતી શોકવાન થઇને કહેવા લાગ્યાં કે અરે પુત્રો તમે આ શું બોલો છો ! એમ કહીને પોતે ચોધારે આંસુએ રડવા લાગ્યાં. અરે ઇશ્વર હું આપની પાસે એટલું માગું છું કે મને આ વખત મૃત્યું આપો મ્હારા પુત્રો મને જીવતી મુકીને મરવા માટે પધારે છે તે મ્હારાથી સહન થતું નથી. હે દયાળુ જો તાતણો હોતતો હું તોડી નાંખું પણ આતો પંચભુતની કાયા છે માટે તે સઘળુ આપના હાથ રહેલું છે. વળી કુંતાજી છાતી માંથાં કુટીને કહે છે હે વીશ્વંભર સઘળાં મરણ પામ્યાં ને હું એકલી આ દુઃખી દુનીયામાં પડી રહું છું માટે મ્હારા ઉપર કૃપા કરી મને તમારી પાસે બો-

લાવી લો એવું જોઇ ધરમરાજા બોલ્યા, હે માતુશ્રી ! શ્રી હરીએ આપણા ઉપર મીથ્યા માયા મુકી છે. આ દુનીયામાં માત, તાત, ભ્રાત. પુત્ર પરિવાર કોઇ કોઇનું નથી. સર્વે માણસને સઘળું મુકીને ચાલ્યું જવાનું છે માટે તે ઉપર અરૂચી રાખીને પ્રભુપદને યાદ કરવું એ સર્વથી ઉત્તમ છે વળી હે માતા જેમ સર્પ પોતાની કાંછળી ઉતારે છે તેમ જીવ પોતાનો દેહ ઉતારી નાંખે છે. આત્મા કદી મરતો નથી તેમ અવતરતો નથી માટે તેને અખંડ જાણીને તમારો શોક દુર કરો અમે તમને હીમગીરીએ લેઇ જાત પણ તમે વૃદ્ધ છો તેથી તમારાથી અમારી સાથે ચાલી શકાશે નહી. માટે હે માતા જ્યારે પોતાનું શરીર અશક્ત હોય ત્યારે પોતાના સ્થળે બેઠા બેઠા હરી ભજન કરવું. વળી તેવા પ્રાણીએ સંપત પ્રમાણે પુન્ય કરી આ માયાને મીથ્યા સમજવી. જે જીવ હુંને મ્હારૂં કર્યા કરે છે. તે કદી મોક્ષ પામ્યા વિના આ દુઃખી માયામાં વારંવાર ભટકયા કરે છે. માટે હે માતા અહં મમતાને દુર કરીને અમને જવાની આજ્ઞા આપો, તમે રૂદન કરો છો તે અમારાથી જોવાતું નથી. એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળીને કુંતાજી બોલ્યાં, અરે પુત્રો હવે મને સાચું લાગ્યું કે આ સગપણ સઘળું નીરર્થક છે માટે હું તમને પ્રભુપદ પામવાની ખુશીથી આજ્ઞા આપું છું એમ કહી સતીએ પુત્રોના મુસ્તક ઉપર હાથ મુકયો. જયાં માહારાપણું જતું રહ્યું એટલે કુંતાજીએ સઘળા લોકના દેખતાં પોતાના પુત્રોને હીમાલય જવાની આજ્ઞા આપી. તવ પાંચ ભાઇ તથા દ્રૌપદી સતી છએ જણાં સતી કુંતાજીને પુર્ણ પ્રેમથી પગે લાગીને તથા દુનીયાને દંડવૃત કરીને પોતે હરી ગુણ ગાતાં ગાતાં નગ્ર બહાર નીકળ્યાં. તેઓ થોડેક દુર ગયાં એટલામાં અરજુન, ભીમસેન, શેહદેવ તથા નીકુળ દ્રૌપદી વિગેરેને અતી દુખ થવા લાગ્યું. તેઓને સુખ વૈભોગ, માતા, નગરી વીગેરે યાદ આવવા લાગ્યું, અને તેથી તેઓ પોતાના મનમાં મુઝાવા લાગ્યા. એ પ્રમાણે પાંચે જણને ટળવળતાં જોઇને ધરમરાજા બોલી ઉઠયા, અરે ભાઇ તમારે ને મ્હારે બનવાનું નથી, માટે તમે જુદે રસ્તે થઇને મને હીમાલયમાં મળજો. તવ અરજુને હાથ જોડીને કહ્યું અરે મ્હોટાભાઇ અમારો શો અપરાધ છે ! એટલે યુધિષ્ઠિરે જવાબ આપ્યો, માયાને ચૈતવન કરવાથી ઘણો બાધ આવે છે. એવું સાંભળી પારથ બોલ્યો, હે મ્હોટાભાઇ આપ કહો તેમ કરીએ પણ અમે તમારા વિના ડગલું ભરવાના નથી. જેમ માછલું પાણી વીના રહી શકતું નથી તેમ અમે તમારા વિના જીવી શકવાના નથી. જો તમે અમને તરછોડશો તો અમે અમારા પ્રાણ તજી દઇશું. એવાં અરજુનનાં વચન સાંભળી ધર્મરાજા બોલયા.

જો તમારે મ્હારી સાથે આવવું હોય તો રામ નામ સીવાય બીજી કંઇ વારતા કરશો નહી. તમે ચારે ભાઇ તથા સતી પ્રભુનું સ્મરણ કરતાં અમારી સાથે ચાલો. વળી કહ્યું કે અરે ભાઇઓ આપણે મોહ માયા પુઠે મુકીને આગળનું અખંડ સુખ યાદ કરવું જોઇએ. તવ સર્વ ભાઈએ નીશ્ચય કરયો કે મનમાં દુખ ધારણ કરયા વિના હીમાલય જવું તે ઠીક છે. એમ મનવાળી સવળા મુન્ય ગ્રહીને હીમાલયને રસ્તે ચાલ્યા. દ્રૌપતી સતી દ્રઢ વૃત્તિ રાખીને પોતાના પતીનું સ્મરણ કરયાં કરે છે. તેઓ તાપ તડકો વાયુ વીગેરેનુ દુઃખ સહન કરતાં કરતાં ચાલ્યાં જાય છે. વળી તેમને ક્ષુધા લાગે છે. એટલે વનફળ તોડીને ખાય છે, અને સરોવર આવે છે. ત્યાં પોતાની તૃષા છીપાવે છે. એ પ્રમાણે ચાલતાં ચાલતાં થાક લાગે છે. એટલે તેઓ ટોળે મળીને એક વૃક્ષ નીચે બેશીને આરામ લેછે. પછી પાછાં સાવચેત થઇને પોતાને પંથ ચાલ્યાં જાય છે. એ પ્રમાણે પાન્ડવો તથા ધ્રુપતની બાળા સવળાં ભગવાનના ભજનની ધુન્ય ચલાવતાં ચલાવતાં આગળ ચાલે છે. વળી તેઓએ પોતાના મનમાં નીશ્ચય કરયું છે, કે ચૈતન્ય આત્માને બીલકુલ દુઃખ સુખ નથી પણ જે પ્રાણી અજ્ઞાનતાથી દેહની સગાઇ માનીને સુખ દુઃખ માને છે, તે પ્રાણી સદા માયામાંને માયામાં કુટાયા કરે છે. પાન્ડવો જ્યાં રાત્રી પડે છે. ત્યાં પોતાનો નીવાસ કરેછે. અને પ્રભાતે પોતાને રસ્તે ચાલે છે. એ પ્રમાણે તેઓ કાયાને અતી કષ્ટ આપે છે. વળી આગળ ચાલતાં ચાલતાં મ્હોટા પહાડ, ગુફાઓ ઘોઘ્યો વીગેરે અનેક અડચણો આવે છે, પણ તેઓ મનમાં કંઇ પણ દુઃખ માન્યા સીવાય આગળ ચાલ્યા જાય છે. પાન્ડવોને હીમાલય જતા સ્વર્ગના દેવતાઓએ જોઇને તેમના દરશન કરવાની ઈચ્છા થઇ. ત્યારે ઇન્દ્રરાજાએ કહ્યું, અરે દેવ લોકો હમણાં જરા ધીરજ રાખો. આપણે તેમની પરીક્ષા લીધા વિના તેમને દરશન આપવાં નથી. એમ કહી ઇન્દ્રરાજાએ પોતાના સ્વર્ગમાંથી અપ્સરાઓને બોલાવિને કહ્યું કે તમે નાટા રંગ કરીને પાન્ડવોનું [ સત્ય ભંગ કરો ] મન વીભળ કરો, એવું સાંભળીને અપ્સરાઓ ઇદ્રિ રાજાની આજ્ઞા લઇને પાન્ડવોનું સત્ય ભંગ કરવા માટે ચાલી. પછી જયાં પાન્ડવો ચાલ્યા આવે છે. ત્યાં તેમના રસ્તે અતી નખરાં સહીત નૃત્ય કરવા લાખી. પાન્ડવો તેમના સામુ જોઈ રહ્યા છે પણ તેઓ પોતાના મનથી તુચ્છ સમજે છે. અપ્સરાઓએ ઘણી રીતથી નૃત્ય કરીને પાન્ડવોને છળવા ધાર્યા પણ તેઓનું કંઈ ચાલ્યું નહી. છેવટ વારાંગનાઓ નગ્ન થઇને નૃત્ય કરવા લાગી એટલે પાન્ડવોએ તુરત નીચું ઘાલ્યું, તવ અપ્સરાઓએ થાકીને પોતાના વસ્ત્ર પહેરી લીધાં. ત્યાર પછી તેઓ સ્વર્ગમાં જઈ સર્વ

દેવોને કહેવા લાગી કે અમે ગમે તેવાને વશ કરિએ પણ આતો બીલકુલ મોહીત થયા નહી. હે ઇંદ્રિરાજા આવા દ્રઢ મનવાળા આજ સુધી અમે કોઇને નીહાળ્યા નથી. એ સતીના પુત્રોનાં જે દરશન કરે તેનાં નીશ્ચે પાપ બળીને ભસ્મ થાય, તેમાં કંઈ શંશય નહી, એવું અપ્સરાનું બોલવું સાંભળીને દેવોએ વૈમાનમાં બેશીને અંતરીક્ષ પાન્ડવોનાં દરશન કરયાં, પાન્ડવો તો પોતાના પંથે ચાલ્યા જાય છે; એવામાં એવું બન્યું કે ધર્મ, દ્રૌપતિ વીના ચારે ભાઈઓને તૃષા લાગી એટલામાં એક સરોવર જોવામાં આવ્યું. તેથી ધર્મ તથા દ્રુપતિ એક વડની છાયામાં બેઠાં, અને ચાર ભાઇ પાણી પીવા ગયા. હવે ભીમસેન. અરજુન, શેહદેવ તથા નીકુળ ચારે ભાઇઓએ સરોવરમાંથી થોડુંક પાણી પીધું એટલે તુરત તેઓ પાશાણ બની ગયા. એવું જોઇને ધર્મ, દ્રૌપતી અતી શોકવાન થઈને રડવા લાગ્યાં. તવ ત્યાં એક ગાન્ધર્વ રહેતો હતો તે બોલી ઉઠયો કે અરે રાજન તમે શા માટે સોક કરોછો જો તમે મ્હારા ચાર પ્રશ્નનો ઉત્તર આપો તો તમારા બંધુની પાશાણ કાયા મટીને હતી તેવી થાય. તવ ધર્મરાજા કહેવા લાગ્યા. હે ગાન્ધર્વ તમારી મરજીમાં આવે તેવા પ્રશ્ન ઝટ પુછી લ્યો. હું તેના ઉત્તર ઘણી ખુશીથી આપીશ. એવું સાંભળી ગાન્ધર્વ બોલ્યો. હે ધર્મરાજા ? બ્રાહ્મણ સંન્યાશી, તપસ્વિ તથા ગ્રહસ્થી, આ ચારને કેવા લક્ષણ ઉપરથી ઓળખી કાઢવા તે કહો, તવ ધર્મરાજાએ કહ્યું. બ્રાહ્મણ બ્રહ્મયોનીથી ઉત્પન્ન થયો માટે તે સર્વથી શુદ્ધ. છે પછી તેને ઉપવિત સંસ્કાર થવાથી દ્રીજ જાંણવો વેદાભ્યાસથી તેને વીપ્ર સમજવો જ્યારે તે બ્રહ્મને યથાર્થ જાણે ત્યારે તેને બ્રાહ્મણ ગણવો. એ પ્રમાણે ધર્મરાજાએ પહેલા પ્રશ્નનો ખુલાસો કર્યો એટલે વ્રકોદર હતો તેવો સાવચેત થઇ ઉભો થયો. ત્યારે પછી યુધિષ્ટિરે ગાન્ધર્વ પ્રત્યે બીજો પ્રશ્નનો ઉત્તર એવો કર્યો કે જ્યારે ચોથી સ્થિતીની વય થાય ત્યારે સન્યસ્ત લેવું. તે સન્યસ્ત લીધા પછી પણ નગ્રથી અળગા રહેવું અને સ્રીનો પરછાયો સરખો પણ લેવો નહી. વળી પોતાની પાસે પૈસો એકઠો ન કરવો તેમ સ્વાદ રહીત ભોજન કરવું. તેમણે ઉપદેશક પણું કદી ધારણ નહી કરવું. વળી જ્ઞાનમાં મગ્ન થઇને દર્ભાસને સુઇ રહેવું. એવી અનેક નીતી પાળે તેને સંન્યાસી જાણવો. જે વેશ ધારણ કરીને ભટકયા કરે તેને કદિ સન્યાસી જાંણવા નહી. એ પ્રમાણે ધર્મરાજાએ બીજા પ્રશ્નનો ઉત્તર કર્યો એટલે અર્જુનજી તરત ઉભા થયા પછી યુધિષ્ટિરે ગાન્ધર્વ પ્રત્યે ત્રીજા પ્રશ્નનો ઉત્તર કરવા માંડયો- યુધિષ્ટિરે કહ્યું ઓછામાં ઓછી અડધી ઉમ્મર તન દેઇને તપ કરે તેનો પુરો તપશ્વી જાંણવો એવું કહેતા-

માંજ સેહદેવજી પાષાણ મટી મનુષદેહ પામ્યા, હવે ગ્રહસ્થી કોને કહેવો તે ધર્મ-
રાજા ગાન્ધર્વ પ્રત્યે બોલે છે. જે નીતીમાં રહીને રોજગાર કરે તથા ગૌબ્રહ્માણની
સેવા કરે તેને ગ્રહસ્થી જાંણવો. વળી આંગણે આવ્યાને અન્ન આપે તથા એકાદ
શીનું ફરાળ આપે એવા ઉત્તમ વ્યવ્હાર વર્તે તેને ગ્રહસ્થી સમજવો. એ પ્રમાણે
ચોથો ઉત્તર આપતાંજ નીકુળજી પાષાણ મટી હતા તેવા તૈયાર બની ગયા.
ત્યાર પછી પાંચે ભાઈ તથા દ્રૌપતી ગાન્ધર્વના સંદેહ ટાળીને ત્યાંથી હીમાલય
તરફ વળ્યા. તેઓ પ્રભુનું સ્મર્ણ કરતા ચાલ્યા જાય છે એવામાં તેમને નારદ-
જીએ અંતરીક્ષે જોયા. નારદજીએ પોતાના મનમાં વિચાર કર્યો કે આ ઠેકાણે
લડાઈ થાય તો જોવાની મઝા આવે એવું સમજી નારદજીએ વનમાં એક ડુંગ-
રમાં પધાર્યા. તો તેમાં તેમણે અનેક રાક્ષસોને દીઠાં. હવે તે સઘળા રાક્ષસોનો
મેઘનાદ નામે દૈત્ય હતો. તેથી તે પાપીએ નારદજીને દંડવ્રત કર્યા. ત્યાર બાદ
દુષ્ટે રૂષિને કહ્યું કે હે મહારાજા કેમ મ્હારા ત્યાં પધાર્યા ! આજ આપે મ્હારા પા-
મરનું ભુવન પાવન કર્યું. તેથી હું ઘણો ખુસી થયોછું એવું સાંભળી નારદજી
બોલ્યા. અરે મેઘનાદ ધન્ય છે તને, તારા જેટલો વૈભોગ આ દુનિયામાં કોઇ
ભોગવતું નથી. પણ મને એટલી ખામી લાગે છે કે તારા લાયક અબળા નથી.
એવું સાંભળી મેઘનાદે જવાબ આપ્યો. અરે મહારાજ આપનું કહેવું સત્ય છે
પણ મ્હારે મ્હારા જોગ સ્ત્રી કયાંથી લાવવી તે કૃપા કરીને બતાવો ત્યારે નારદ-
જીએ કહ્યું તારા લાયક સ્ત્રી ત્હારા ગામની બહાર આવી છે. જે સ્ત્રીને માટે બ્રહ્મા
વીસ્નુ, માહેશ્વર પણ તલપી રહ્યા છે. તે સ્ત્રી તેના પતીની સાથે હીમાલયમાં
દેહ ગાળવાને માટે જાય છે, તે સ્ત્રીના પતી પણ તેણીના માટે તેમના દેહો ગા-
ળવા માટે જાય છે. વળી ત્હારા કુટુંબના જે કબીરા હતા તેમને તે સ્ત્રીના કંથે
મારી નાંખ્યા હતા, તેજ તારા દુસ્મનો તારા નગ્રની બહાર ચાલ્યા જાય છે.
તેથી જો તાહરામાં સામ્રથ હોય તો તેમને મારીને તે સ્ત્રીને તારા ઘરમાં લાવ,
જો તે નારી તારા ઘેર આવસે તો, ત્હારી જીંદગાની સફળ થઈ જાગુજે, એટલું
કહીને નારદજી અંતર્ધ્યાન થઇ ગયા, તવ મેઘનાદ. કચ્છ ભીડીને તથા પોતાના
હાથમાં ભાલો પકડીને પાન્ડવો તરફ છાનો માનો ઉભો દુષ્ટ મેઘનાદ દ્રૌપતિનું
સ્વરૂપ દેખીને મોહીત થઇ ગયો. પાપીએ મનમાં વિચાર કર્યો કે આ સ્ત્રીને મ્હા-
રા ઘેર લેઈ જઇને નારદજીને અતિશય સરપાવ આપીસ વળી પોતાના મન
સાથે બોલે છે કે જો સ્ત્રીને લેઈ જતાં તેના પતી આના કાની કરસે તો તેમને આ
મ્હારા ભાલાથી ઠેર મારીશ. એમ નીશ્ચય કરી તે પાપી પાન્ડવને ગાળો દેતો
દેતો ડુંગર ઉપરથી નીચે ઉતર્યો પછી ચાલ્યો ચાલ્યો તે દુષ્ટ પાન્ડવોની પાસે

આવ્યો પાન્ડવો મનમાં વિચાર કરે છે કે પાપીની ગાળોથી શું વળવાનું છે, છો ગાળો દે ભોગ એના, તે શ્વાનની માફક ભસ્યા કરે છે તેમાં આપણું શું જાય છે. એ પ્રમાણે સતીના પુત્રો પોતાના મનમાં શાન્તી રાખીને ચાલ્યા જાય છે, તવ પાપીએ ધુળના ખોબા ભરીને પાન્ડવો ઉપર નાંખ્યા. તો પણ પાન્ડવો આંખો મીચીને પોતાના રસ્તે ચાલ્યા જાય છે, એટલે અસુરે એકદમ છલંગ મારી દ્રૌપતીને પકડીને પોતાના ખભા ઉપર બેસાડી દીધી. તવ સતી દ્રૌપતી બુમ પાડીને બોલી ઉઠી. ઓ સ્વામીજી ઓ સ્વામીજી આ દુષ્ટ મને ઉચકીને લેઇ જાય છે માટે દાશીને દુઃખથી મુકત કરો. અરે મ્હારા નાથ મને રઝળતી મુકીને આપ જાઓ છો તે આપને ઘટતું નથી. એ પ્રમાણે સ્ત્રીનો સોર બકોર સાંભળીને ધરમરાજાએ વિચાર્યું કે જો સ્ત્રીને છોડાવવામાં ચીત્ત ચોંટાડું છું તો મ્હારૂં ધ્યાન ચુકી જાઉં છું એવું સમજી ધરમરાજા ધ્રુપતીની પક્ષ કર્યા વીના ચાલ્યા તવ અરજુનજીએ પણ વીચાર કર્યો કે જ્યાંને ત્યાં અબળા માટે ઉપાધી થાય છે માટે ઈશ્વર સ્મર્ણ કરવું તે સત્ય છે એમ ધારી પોતે પણ મુન્ય રહયા. શેહેદેવજી પણ જ્ઞાન દૃષ્ટિએ વીચાર કરીને સ્તબ્ધ થઇ ધર્મરાજાની પાછળ ચાલ્યા. તેમની માફક નીકુળજીએ પણ વીચાર કર્યો કે મ્હારા મહોટા ભાઇ વીગેરે ચાલ્યા ગયા તો માહારે એકલાને શા માટે ઉપાધી હોરવી જોઇએ, એમ ધારી તે પણ યુધિષ્ટિરની પાછળ પાછળ હરી સ્મર્ણ કરતા ચાલ્યા પછી વાયુનંદ ભીમસેને નિશ્ચય કર્યો કે મારૂં વૃત ભંગ થાય તો છો થાય પણ દુષ્ટ અસુરનો નાશ કરીને સતીને છોડાવું. અરેરે પાપી સતીનું સત્ય ભંગ કરશે તે ઘણુંજ પાપ છે માટે તેણીને મહારે જરૂર છોડાવવી જોઇએ. જો નીરાધાર અબળાને રઝળતી મુકીને જવાથી નર્કવાસને પ્રાપ્ત થઇશું માટે તે પાપીનો નાશ કરૂં. એ પ્રમાણે વ્રકોદર નીશ્ચય કરીને મેઘનાદ પાછળ દોડયો. ભીમસેને પાપી મેઘનાદને એકદમ પકડી પાડયો. તવ મેઘનાદે ક્રોધાતુર થઇને ધ્રુપતીને કોરાણે ઉભી રાખી ત્યાર પછી ભીમસેન તથા મેઘનાદ બંન્ને ઐરાવત ગજની માફક યુદ્ધ જોઇને મેઘનાદના અસુરો ત્યાં આવ્યા. ભીમસેન તથા મેઘનાદ બંન્ને જણા એક એકને અતીશય માર મારે છે, પણ પાછો હડતો નથી. બંન્ને જણા સામાસામી શીશ તથા ખભા અથડાવે છે તેથી રૂધિર ચાલ્યું જાય છે. છેવટ વ્રકોદરે લાગ જોઇને મેઘનાદનો ચર્ણ પકડી લીધો. ત્યા પછી મેઘનાદના બન્ને ચર્ણ ઝાલી ભીમસેને તેને ચીરી નાંખ્યો એ પ્રમાણે મેઘનાદ મરણ પામવાથી સઘળા અસુરો ત્યાંથી જીવ લેઈ નાશી ગયા. પછી વ્રકોદરે મેઘનાદના નગ્રમાં પહાડો ઉપાડીને નાંખ્યા, જેથી સઘળા અસુરો ચગદાઇ મરણ પામ્યા એ પ્રમાણે

અસુરોનું નિકંદન કરીને વાયુનંદન સતીને લેઇને પોતાના ભાઇઓને પહોંચી મળ્યો. પછી પાંચે ભાઇ તથા દ્રૌપતી શ્રી હરીનું સ્મર્ણ કરતાં કરતાં હીમાલય તરફ ચાલ્યાં. એવામાં એવું બન્યુ કે મેઘનાદનો પીતા તથા તેના ત્રણ કાકા વીગેરે પ્રેત થયેલા હતા તેમણે મેઘનાદ મુવાનિ વાર્તા સાંભળી તેથી તેઓ પોતાના પુત્ર મેઘનાદનું વ્હેર લેવા માટે ચારે જણ વ્રકોદરના પગે વ્હાઝી પડયાં તવ પ્રભુ કૃપાથી ભીમસેને તે પ્રેતોને ઓળખ્યાં તેથી તેણે તેમને પકડીને બન્ને પોતાના બંગલમાં ઘાલ્યાં. ત્યારે પ્રેતોએ બુમ પાડીને ભીમસેનને કહ્યું કે અરે મહારાજા અમને જીવતા મુકો તો બહુ સારૂ, એવું સાંભળી ભીમસેન બોલ્યો, અરે દુષ્ટ હું કહું તે કામ કરો તો તમને જીવતા મુકું. તવ પ્રેતો કહે અરે દયાળુ વ્રકોદરજી જે આપ ફરમાવસો તે કાર્ય કરવા આપના દાસ તૈયાર છે. એવું સાંભળી ભીમસેન કહે છે અરે દુષ્ટો મને તમારો વીશ્વાસ આવતો નથી કે તમે માહારૂં કાર્ય કરશો ! એટલે પ્રેતો બોલ્યા. જાઓ અમારૂં વચન છે કે આ-પનું કાર્ય પુરણ થયા પછી અમે અમારા ઘેર જઇશું તવ ભીમશેને તેમને બં-ગલામાંથી બહાર કાઢીને પહેલાં પોતાને પગે લગાડયાં. ત્યાર પછી વ્રકોદરે તેમને પુછયું કે તમે કોણ છો અને કયાંથી આવ્યા છો ! ત્યારે પ્રેતોએ જવાબ આપ્યો કે હું મેઘનાદનો પીતા છું અને આ ત્રણ માહારા ભાઇઓ છે. અમો ચાર ભાઇ ઘણા અધરમી હતા તેથી અમો પ્રેત યોની પામ્યા છીએ. અમે જનમીને નીતી તો જાણિજ નથી અમારી આખી ઉમર અનીતીનો ભંડાર ભરવામાં ગઇ હતિ. અમે ડગલે ડગલે જીવ હીંસા કરતા અને ઉંચ જીવોને વટલાવીને અતી દુઃખ દેતા. વળી બ્રાહ્મણ તથા ગાયનું તો હમેશાં ભક્ષણજ કરતા તેમ ધર્મમાં પણ ધાંધલ કરતા અને પાપમાં આગળ ધાતા હતા. અમે ઢોંગ, ધુતારા તથા ધુત વિદ્યા વિગેરે અનીતીનાં કાર્યો ઉપજાવિ જ્યાંથી ત્યાંથી ધન મેળવતા હતા. વળી દેવ લોકોની સાથે દ્વેશ રાખીને આખો દીવસ તેમની નીંધા કરતા હતા. અમે સજીવને આખો ગળતા તે વખત તે જીવ અતી ત્રાસ પામતો, તે જોઇને અમે અતી આનંદ પામતા હતા. અમે કોઇનું સુખ દેખીને અમારા મનમાં દુઃખ માનતા હતા. અને કોઇનું દુઃખ દેખીને અત્યંત આનંદ માનતા હતા. વળી ભ્રષ્ટ વેંટા જોઇને ખુશી થતા અને અનીતી જોઇને અતી ઉલ્લાસ માનતા હતા. આ ચાર વીચાર દેખી અમે અતી બળી જતા હતા. અમે સર્વથી શ્રેષ્ટ થવાની ઇચ્છાએ શ્રેષ્ટને જોઇને અતી દુઃખ પામતા હતા. વળી અમારી દિકરી, બહેન તથા દુહિત્રાનું અન્ન ખાઇને આનંદ માનતા હતા. અમે પાપી મનુષોને અતિ પુષ્ટી દેઇને પુન્યશાળીને અતીશય પજવતા હતા. વળી અમે નાસ્તીક ઉપર ખુશી રહેતા અને તપશ્વી ઉપર અતી ક્રોધ કરતા હતા, એ પ્રમાણે પ્રેતો કહે છે કે હે

ભીમસેન અમારા અવગુણનો પાર આવે તેમ નથી, એવાં એવાં અતીશય પાપ કરીને અમે પ્રેત અવતાર પામ્યા છીએ. એવી વારતા સુણીને વ્રકોદર બોલ્યો અરેરે હાવા જુલમી જીવોને જીવતા મુકવા તે ઠીક નથી, એવું સમજી ભીને કહ્યું. અલ્યા તમે ચારે જણા અમારા ગુલામ થાઓ ત્યારે પ્રેત બોલ્યા, અરે મહારાજ આપની જે ઇચ્છા હોય તે કહી બતાવો. તવ ભીમસેન બોલ્યો. અરે દુષ્ટો અમારા માટે વનમાંથી સુંદીર પરી પકવ ફળ લાવો એવું સાંભળતાંજ પ્રેતો એકદમ ફળ લેવા માટે દોડયાં. થોડીવારમાં પ્રેતોએ સુંદીર ફળનો ઢગલો પાન્ડવો આગળ લાવીને મુકયો તવ અરજુનજી કહે અરે ભીમસેન તમે તેમને જીવતા જવા દો દગલ બાજીથી તેમને તમે મારશો નહી, એ પ્રમાણે અરજુને ભીમસેનને કહ્યું તોપણ વ્રકોદરે તે વાત ધ્યાનમાં લીધા વિના પ્રેતોને પોતાના બગલમાં ઘાલ્યાં. તવ પ્રેતો તરફડીને કહેવા લાગ્યા, અરે વ્રકોદર આપને આ ઘટતું નથી, આપનું બોલેલું આપ પાળતા નથી તે ઘણું ખોટું થાય છે. એવું કહ્યા છતાં ભીમસેને તે પ્રેતોને પોતાના બગલમાં દબાવી ઠેર મારી નાંખ્યા. પછી પોતે સરોવરમાં સ્નાન કરીને પોને તથા ભાઇઓ ફળ ખાઇને અતી ત્રપ્ત થયા ત્યાર કેડે અરજુનજી કહે ભીમસેન ભાઇ તમે વીશ્વાસ ઘાત કર્યો તેથી તમને અતી પાપ લાગ્યું. વ્રકોદર બોલ્યો. અરે ભાઇ તમે જ્ઞાન મેળવ્યું છે. પણ વીવેક વિના વર્તો છો. જુઓ કે જે જીવ અનેક જીવને નડનો હોય તેવા જીવને મારવામાં કદી પાપ નથી. જેવા જીવ અધર્મી હોય તેવા આપણે પણ અધર્મી. બનીને તેમને હણીએ તો તેથી અતી પુન્ય થાય છે. વળી ભીમસેન અરજુનજીને વધારામાં કહે છે. કે જીજ્ઞાસા, નીતી, દયાને પરાક્રમ આ ચાર પુરૂષાર્થો જે મનુશ સમજે છે, તે વીવેકી જ્ઞાન પુરૂષ કહેવાય છે. જે વીવેક વીનાના જ્ઞાની હોય છે તે એક દેશી હોય છે. જેમ રામચંદ્ર પ્રભુએ ચાર પુરૂષાર્થો રાખીને કાર્ય કર્યા હતાં તેવી રીતે વીવેકી પુરૂષોએ બને તેટલું કરવું જોઇએ. વળી ચાર પુરૂષાર્થ કેવી રીતે સમજવા તે હું તમને કહી બતાવું. જુઓ પહેલું પુરૂષાર્થ જીજ્ઞાસા એટલે શઘળું જાણવું. કોઇ પણ વાતે અજાણ્યા રહેવું નહી, ત્યારે જુઓ કે સઘળું જાણવામાં તો અનીતી પણ આવી ગઈ, માટે વચનોનો વીવેક સમજી લેવો કે જાણવું ખરૂં પણ નીતીનું કાર્ય જાણવું. તેથી બીજું પુરૂષાર્થ નીતી કહ્યું છે, ત્રીજું પુરૂષાર્થ દયા કહ્યું છે. તેથી સર્વના ઉપર દયા રાખતાં આખી અનાતી થઇ જાય છે. જેમ તસ્કર ખુન કરવાના ઇરાદાથી ઘરમાં આવે તે વખતે આપણે આપણા મનમાં એવો વિચાર લાવીએ કે જો બુમ પાડીશ તો સઘળા લોકો ભેગા થઇ બીચારા ચોરને મારશે. એવું સમજીને જે દયા રાખે છે, તે કેવળ મુર્ખ છે,

કારણકે તેવી દયા રાખવાથી તે તસ્કર પુત્ર પરીવારનું ખુન કરી નાંખેછે, માટે આ સ્થળે દયા રાખવી કે ન રાખવી તેનો બરોબર વીચાર કરવો જોઇએ. તેવા ખુની તસ્કરને અતીશય માર મારીને તેની ખોહ ભુલાવવી જોઇએ. જેથી કરીને તે તસ્કર ફરીથી તેવાં અધર્મી કર્મો કરવાનું છોડી દે. જુઓ કે રામચંદ્ર-જીએ પણ પાપી રાવણાદી અસુરોને ઠેર માર્યા હતા. જે પુરૂષ અતી અધર્મીને દુખ દેઇને અનેક જીવને સુખી કરે તેવા પુરૂષને ધન્ય છે. વળી જે માણસ પરના દુઃખે પોતાના મનમાં ક્ષોભ પામતો નથી તેવાને ધિક્કાર છે, વળી તેવા વીવેક વીનાના જ્ઞાનીનું જીવવું વૃથા છે, જે પુરૂષ વીવેક વીના જ્ઞાન મેળવે છે. તે આંધળાની લાકડી જેવું સમજવું. જેમ આંધળો દેખ્યા વીના આડે અવળે રસ્તે ચઢી જાય છે. તેવી રીતે વીવેક વિનાના જ્ઞાની પુરૂષો આડે અવળે માર્ગે ચઢી જાય છે. વળી તેવા વિવેક હિન જ્ઞાનીથી પ્રભુ આનંદ પામતા નથી. એ પ્રમાણે વ્રકોદરે પોતાના ભાઇઓ સમક્ષ સઘળી વાર્તા કહી બતાવી, તવ શેહદેવજી કહે ધન્ય છે. ભીમસેન ભાઈ તને તારી વાર્તા સાંભળી હું પ્રસન્ન થયો છું. જે પુરૂષ સર્વ સાચવી શકે છે. તે સર્વ દેશી જ્ઞાન વાન સમજવો. નહીતો એક દેશી અભી-માન જાણવો. એ પ્રમાણે વ્રકોદરની વાર્તા ઉપર જોશીજીએ ટેકો આપ્યો. એમ ઘણીવાર સુધી જ્ઞાન વાર્તા કર્યા પછી પાંચે ભાઇઓ તથા સતી પોતાને પંથ પળવાની તૈયારી કરવા લાગ્યાં. ત્યારપછી સઘળા રામ રામનું રટણ કરતાં ક-રતાં હીમાલય તરફ ચાલ્યાં. જયમુની જન્મેજય પ્રત્યે કહે છે. કે હે રાજન હવે યાનપર્વની કથા અહીં પુર્ણ થઇ છે. માટે તું પુન્યદાન કરી લે જેથી તહારિ બ્રહ્મ હત્યા દુર થાય. એવું સાંભળી જન્મેજય રાજાએ બ્રાહ્મણોને વિધિ પુરવક અ-તી દાન આપ્યાં તથા અતી કન્યા દાન દીધાં. વળી બ્રાહ્મણોને અતી બ્રહ્મ પુરીયો આપી એમ અપાર પુન્ય કરવાથી રાજાની બ્રહ્મ હત્યા ઉતરી, તેનો પ્રત્યક્ષ પુ-રાવો એવો બન્યો કે કાળા પડદા ધોળા થયા. કાળી ગાયો સફેદ બની અને કાળા તલ શ્વેત બનિ ગયા. એ પ્રમાણે જન્મે જયને પ્રત્યક્ષ અનુભવ થવાથી પોતે અતીશય આનંદ પામ્યો. હરીજનો આ યાન પર્વ જ્ઞાની પુરૂષોએ અતી અનુ-ભવવા યોગ્ય છે. માટે જ્ઞાની મહાત્માઓએ તે અનુભવવું.

## વિશ્રામ ૨ જો.

યાન પર્વ પુરણ હવું, સુણતાં વ્યાપે હર્ષ;
સ્વર્ગા રોહાણી પર્વ તે, સમજીને મન સર્સ.

યાન પર્વ સમાપ્ત.

# સ્વર્ગારોહીણી પર્વ. ૧૮

જયમુની રૂષિ જન્મે જયરાજા પ્રત્યે, કહે છે, કે હે રાજન આ સ્વર્ગા રોહી-ણીની પરમ પાવન કથા પુરણ શ્રદ્ધાવડે શ્રવણ કર જેથી તું બ્રહ્મ હત્યા થકી મુક્ત થઇ પરલોકમાં વાસ કરે. એ પ્રમાણે પાન્ડવ તથા દ્રૌપતી છએ જણા શ્રી હરીના પરમ ગુણ ગાતાં ગાતાં હીમાલય તરફ ચાલ્યાં જાય છે. એવામાં વીસ યોજનનું એક મોહોટું વન આવ્યું. તે વનમાં વૃક્ષનું નો નામજ નહોતું. ફક્ત તે અરણ્ય રેતીથી ભરપુર હતું. એવા અઘોર વનમાં એક બોડીયો ડુંગર હતો અને તે ડુંગરમાં એક મ્હોટી ગુફા હતી વળી તે ગુફામાં એક મહા તપશ્વી રહે-તાં હતા. તેવા ધાડા વનમાં હિમાલય જતાં પાન્ડવો ત્યાં ગયા પાન્ડવો થાકી જવાથી તે ડુંગર ઉપર ગયા પાન્ડવો તે ડુંગર ઉપર ગયાને થોડીવાર થઈ એટ-લામાં ભીમસેને પોતાના ભાઇઓને કહ્યું અરે ભાઇઓ અહીં મને પ્રકાશ જેવું માલુમ પડે છે. માટે કોઇ દેવનો વાસો હોવો જોઇએ, એવું વકોદરનું બોલવું સાંભળી પાન્ડવો ત્થા દ્રૌપતી તે પ્રકાસ તરફ જોવા લાગ્યાં, તવ ત્યાં એક ગુફા દેખાઇ. તે ગુફા દેખીને પાન્ડવો તુરત તેમાં પ્રવેશ્યા, તો એક મહોટા તપશ્વી બેઠે-લા માલુમ પડયા. પાન્ડવો તે તપશ્વીને પુરણ પ્રેમ વડે ચર્ણે નમીને કહેવા લાગ્યા કે હે મહારાજ અમારા ઉપર કૃપા કરી અમને મોક્ષનું જ્ઞાન બતાવો તવ તપશ્વીએ પાન્ડવોના સામું જોઇને કહ્યું કે અરે ભાઈઓ તમે કોઈ જ્ઞાની માલુમ પડો છો, તેટલા માટે હું તમને પુછું છું કે તમે તીર્થ યાત્રા મુકી અહીં અઘોર જંગલમાં શા માટે ભમ્યા કરો છો ! તવ ધરમરાજા પાયે પડીને કહે છે, અરે દયાળુ માહારાજ પાપી પેટ માટે અમારાથી આ જુઠી જંજાળમાં કેમ કરીને રહેવાય ! અમને કંઇ સુઝતું નથી, અમારા મનમાં એટલી બધી ચીંતા થાય છે કે અમે અમારૂં જીવતર કયારે સુધારી શું ! તમે અહીં એકલા રહ્યા છો તેથી તમને કંઇ પણ ઉપાધી નથી. એવું સાંભળી તપશ્વી બોલ્યા, અરે પ્રભુના ભક્ત તમને ધન્ય છે કે તમે જગત જુઠું જાંણ્યું છે ! વારૂ મહારે અત્યારે ભોજન વેળા થઇછે માટે તમે પણ ભોજન કરીલ્યો. એમ કહી પાન્ડવોને તપશ્વીએપોતાની પાસે બેસાડયા. પાન્ડવો થોડી

વાર બેઠા એટલામાંએક સુંદર સ્ત્રી રૂમઝુમ કરતી પોતાના એક હાથમાં થાળ તથા બીજામાં ઝારી ઝાલીને તપશી પાસે આવી. તવ તપશી બોલ્યા; હે સ્ત્રી આપણા ત્યાં પ્રભુના ભકત પધાર્યા છે માટે બીજા છ થાળ લાવો. એવું સાંભળી તે સ્ત્રી તપશીની પાસે તે થાળ મુકી બીજા છ થાળ લેવા માટે પોતાના સ્થળે ગઇ. થોડી વારમાં તે સ્ત્રીયે છ થાળ પરસી દીધા અને તે સઘળા પોતે પાન્ડવોને પહોંચાડયા. તવ પાન્ડવોએ ને સઘળી રસોઈ વ્હેંચી લીધી પાન્ડવો પોતાના મનમાં વીચાર કરે છે કે અહો આતે શું વિવિધ પ્રકારની રસોઈ છે ! આપણે જાણુતા હતા કે આ તપશી તો ઘણાક જ્ઞાનવાન છે પણ આતો તપમાંથી લપશી પડયા હોય એમ જણાય છે, વળી ઓછામાં પુરા પોતે કામ, ક્રોધ, મોહ તથા લોભમાં પણ પડેલા માલુમ પડે છે, પછી તપશ્વીએ આચમન કરીને થોડું જમ્યા કેડે પાન્ડવોને કહ્યું કે હવે તમે પણ જમવા બેસી જાઓ, ત્યારે ધર્મરાજા કહે હે મહારાજ મ્હારે તમને કંઈ પુછવું છે. તવ તપશ્વી બોલ્યા પહેલા તમે ભોજન કરો પછી પ્રશ્ન પુછવો હોય તો ખુશીથી પુછજો. જો તમે ભોજન કર્યા વિના કંઈ બોલશો તો હું તમને શ્રાપ દેઈશ. એટલે પાન્ડવો ભય પામીને જમવા લાગ્યા. એ પ્રમાણે પાન્ડવો થોડીવારમાં જમી રહ્યા. ત્યારપછી તપશીની તારૂણી મુખવાસ વીગેરે લાવી. તેણીએ સરવેને મુખવાસ આપી પ્રસન કર્યા. તપશ્વીએ મુખવાસ લેઇને પાંડવોને કહ્યું જ્ઞાનની વાર્તા કહાડો. ત્યારે ધર્મરાજા પોતાના બંને હાથ જોડીને બોલ્યા, અરે મહારાજા મને જરા ભય લાગે છે કે મ્હારા બોલવાથી આપને ગુસ્સો ચઢશે. એવું વચન સાંભળી તપશી કહે તમે ગમે તેવા પ્રશ્ન પુછશો પણ તેમાં મને બીલકુલ ક્રોધ ચઢશે નહી, માટે તમારી જે ઇચ્છા હોય તે પુરણ કરો. એટલે યુધિષ્ઠિર બોલ્યા તમે તપશ્વી છો છતાં તમારે વઇભોગ તથા યોબન વયની નારી કયાંથી ! આ ઉપરથી મને દીલગીરી થાય છે કે આપના અગાધ તપને આ ખામી લગાડનાર છે. તપશ્વીતો હમેશાં ત્યાગી હોવા જોઇએ તેના બદલામાં આપતો પુરેપુરા ગ્રહસ્થાશ્રમી છો. અમને તો એમ જણાય છે કે આપનું સઘળું તપ ધોવાઈ જાય છે. એવું સાંભળી તપશ્વીએ જવાબ આપ્યો, અરે ધર્મરાજા કાયાને કદી કષ્ટિ આપવી નહી, કારણ કે તેને કષ્ટિ દેવાથી શુભ કાર્યો થઈ શકતાં નથી. જો દેહને ખવરાવી પીવરાવીને જાળવી હોય તો તે વડે આપણાથી જપ, તપ, ધ્યાન વીગેરે થઈ શકે છે. વળી ઇચ્છા ભોજન કરવા થકી આપણું શરીર સાવધ રહે છે અને તે પ્રમાણે તંદુરસ્તી રહેવાથી જીવ ઇશ્વરી સ્મરણ કરીને ભવ સંસાર તરે છે. જો શરીર ભાગ્યું તો

નીશ્ચે શક્તિનાશ પામી જશે અને તેથી જપ, તપ, ધ્યાન વીગેરે કંઇ બનશે નહી. તે પ્રમાણે કંઇ સુકીત ન થવાથી જીવ કદી મોક્ષ પામતો નથી માટે સ્વાદિષ્ટ ભોજન કરીને દરેકે શરીરને જાળવવું. અને શરીરને સાવધ રાખીને નીશ્ચે સુકીત કાર્યો કરવાં. જ્ઞાન ધ્યાન વિના કષ્ટિ કરવાથી કદી મોક્ષ મળતો નથી. વળી તમોએ અબળા દેખીને મને કહ્યું કે આ મુની તપસ્યામાંથી લપશી પડયા છે, તે વાતનો હું ખુલાસો કરૂં તે તમે શાન્ત ચીત્તે શ્રવણ કરો. જુઓ કે જ્યારે જીવને કામજ્વર જાગે છે ત્યારે તેની બુદ્ધિ ઝાલી રહેતી નથી. અને તેમ બનવાથી જ્ઞાન ધ્યાન વીગેરેમાં નીશ્ચે ભંગ પડે છે, માટે સુંદરીને સમીપ રાખીને કામથી નીવૃત થયા પછી હું ઇશ્વર સ્મર્ણ કરૂં છું. તેને માટે જુઓ હું તમને એક દ્રષ્ટાન્ત આપું જેથી કરીને તમારો સંદેહ દુર થાય. યાદ રાખો કે બ્રહ્મા, વીષ્ણુ તથા શંકરે સ્ત્રીયો રાખી છે તેથી શું આપણે તેમને અજ્ઞાની માની શું વળી મ્હોટા મ્હોટા રૂષિયો તથા જનક વિદેહી મહા જ્ઞાનવાન હતા છતાં તેઓ અબળાઓ રાખીને નીરાંતે વ્હેવારમાં રહ્યા થકા ઇશ્વર ભજન કરતા હતા માટે ઇશ્વરની બનાવેલી અબળા જે જન ત્યાગ કરે છે તેને સૃષ્ટિ ભાગ્યાનું પાતક લાગે છે. જ્યારે કામજ્વર શાન્તી પામે ત્યારેજ સ્ત્રીનો ત્યાગ કરવો જોઇએ તે વિના જે ત્યાગ કરે છે તેને જરૂર સૃષ્ટિ ભાગ્યાનું પાપ લાગે છે. વળી કોઇક કહેશે કે શું કામદેવને વશ કર્યે કામ વશ થતો નથી ! તો તેનો ઉત્તર એવો છે કે કહેનારા જખ મારે છે કારણ કે શીવથી તે શું બળીયા છે ! જ્યારે મહાદેવથી કામ જીતાયો નહી તો બીજો જીતવા વાળો કોણ મુવો છે ! વળી કેટલાક લોકો મ્હોટાઇ રાખવા માટે નકામો મુમત તાણે છે. તેઓ પોતાના મનમાં તો સવળું સમજે છે પણ જો તેમ કબુલ કરે તો કામી ગણાય તેટલા માટે તેઓ ગર્વ મુક્તા નથી. વળી જો કોઈ મહતા વાળો ત્યાગી એમ કહેશે કે કામદેવ કદી જીતાય નહી, તો તેને સઘળા એમ કહેસે કે તમે પણ કામી છો. માટે તેમ કહેવાથી પોતાની હલકાઇ પડે અને તેથી મ્હોટા લોકો તેમને માને પણ નહી. તે કારણથી તેઓ જાણી જોઇને જુઠું બોલે છે કે કામદેવ અમારે વશ છે. આ ઉપરથી હે યુધિષ્ટિર રાજા તમારે એટલું સમજવું કે કામદેવ કોઇનાથી વશ રહેતો નથી, એક ઉંઘ વીસ દિવસ તજવિ હોય તો તે તજાતી નથી તો કામદેવ તજ્યો એ વાત કેવળ જુઠી છે. માટે કામદેવ તજ્યાની વાત કદી સત્ય માનવી નહી. મુળથીજ કામી દ્રષ્ટિ થયેલી છે તે માણસ શું કામ જીતી શકે છે ! અને જેઓ એમ કહે છે કે અમે કામદેવને જીત્યા છીએ તેઓ નિશ્ચે કપટનાં છાનાં વીપ્રીત

કાર્યો કરતા હશે. એમ ડાહ્યા પુરૂશોએ સમજવું. જ્યારે વૃદ્ધ શરીર થાય ત્યારે તેણે કામ ત્યાગ કરયો એમ સમજવું; તે વિના જે મહોટાઇ બતાવે તે ભોળા છે એમ જાંણવું વળી જે પુરૂષ યોબન વયમાં ઘરબાર મુકીને યોગી કે સન્યાસી થાય છે તેને કદિ સ્ત્રી ત્યાગી સમજવા નહી. જો કે તેમને માનુની મળતી નથી તોપણ વીર્ય ખલીત થાય છે. તેમ થવાથી ભુમી માતા ભીજાય છે અને તેથી તેવા દુષ્ટોને બાળહત્યાનું પાપ બેસે છે. [વળી તપસી કહે છે કે હે ધરમરાજા] મનુસ્મ્રતીમાં એમ કહ્યું છે કે ત્યાગી પુરૂષને ચોપડવાળું કે મીષ્ટ ભોજન કદી આપવું નહી, અને જો કોઇ ભોટ આપે તો નક્કી તેને બાળ હત્યાનો દોશ બેસે છે, અને તેમ થવાથી ત્યાગી તથા ત્યાગીને ભોજન કરાવનારા બન્ને અઘોર નર્કમાં જાય છે માટે ત્યાગીને હમેશાં લુખો સ્વાદ રહીત પદાર્થ અર્પણ કરવો. કારણ કે તેવા ખોરાકથી તેમને વીકાર ઉપજે નહી, તે કરતાં જો તેઓ નારીનો ત્યાગ ન કરે તો કંઈ હરકત ન આવે. પણ વેદ શાસ્ત્રની મર્યાદા તોડીને કાર્ય કરે છે તેથી તેઓ ઉલટા બમણા ગુન્હેગાર થાય છે. જેમ બત્રીસ દાંત વચ્ચે જીભ રહેલી છે. તેવી રીતે દરેકે આ મોહજાળ જગતમાં સાવચેતથી રહેવું. તેવી યુક્તિથી જ્ઞાની પુરૂશો રહી શકે છે. બાકી અજ્ઞાની લોકો નો ભય પામીને છટકી જાય છે. પછી પાછળથી તેઓ પુરેપુરા પસ્તાય છે. તેમનાં મરકટ રૂપી મન ભટકતાં ફરે છે, અને તેથી તેઓ વિશેશ પાપમાં પડે છે. તેવા પુરૂશોનો જે સંગ કરે છે. તેમનાં કરમ ફુટેલાં સમજવાં. વળી મનુસ્મ્રતીમાં એમ કહ્યું છે કે ત્યાગીએ સ્ત્રીનો પરછાયો સરખો પણ લેવો નહી. માટે જે સ્ત્રી તેવા ત્યાગીયોની શેવા કરે છે, તેને જરૂર પાપ બેશે છે. અને તેથી તે યમપુરીમાં જાય છે, જોકે ભુખ્યાની પાશે રશોઈ આવે તો ભુખ્યાનું મન કેમ વશ રહે, મહોટા મહોટા મહાંનંતનાં મન ચળે છે તો વેશ ધારી પ્રપંચી ત્યાગીઓ બીચારા શા લેખામાં છે! માટે દરેકે મનુસ્મૃતીમાં લખેલું સત્ય માનવું જોઇએ અને જે માણશો ધર્મ શાસ્ત્રને ખોટું માને છે તેમને સાક્ષાત કળીનું સ્વરૂપ જાણવા જે માણસ નીતી વીવેકમાં રહીને સંસારનું સુખ લે છે તેને કોઈ જાતનું પાપ નથી. હે ધરમરાજા આથી વિશેષ તમારે શું જાણવાની ઇચ્છા છે! વળી તમે સમજુ છો, તેથી તમને કંઈ ઝાઝું સમજાવવું પડે તેમ નથી એ પ્રમાણે તપશીનાં વચનો ધરમરાજાની ધ્યાનમાં બેસવાથી ધરમરાજા અતી હરખ પામ્યા. તવ ભીમશેને યુધિષ્ટિરને કહ્યું કે અરે મહોટા ભાઈ જ્યારે દ્રોપતીનું હરણ થયું ત્યારે હું શું કહે તો હતો તે વીચાર કરો જુઓ મહારી અને

તપશીની વાત સરખી આવી. એવું સાંભળી ધરમરાજા બોલ્યા ભીમશેન ! તારી વારતા હવે મને સત્ય લાગી, ત્યાર પછી તપશ્વીએ પાન્ડવોને કહ્યું કે હવે તમારે જવું હોય તો ખુશીથી પધારો. એ પ્રમાણે તપશ્વીએ હીમાલય જવા માટે પાન્ડવોને આજ્ઞા આપી. તવ પાંચ પાન્ડવો તથા સતી દ્રૌપતી તપશ્વીને પાયે પડીને ત્યાંથી હીમાલય પર્વત તરફ જવા માટે નીકળ્યાં. એ પ્રમાણે પત્ની તથા પતી છયે જણ ચાલ્યાં જાય છે જ્યાં મારગમાં રાત્રી પડે છે ત્યાં નીરાંતે સુઇ રહે છે અને દીવસ ઉગે છે એટલે તેઓ હીમાલયને પંથે હરી સ્મરણ કરતાં કરતાં વહેછે. વળી તેમને જ્યાં ક્ષુધા લાગેછે ત્યાં તેઓ વનફળનો આહાર કરીને અને સરોવરમાંથી જળ પીને પોતાથી બને તેટલું રટણ કરે છે. પાન્ડવો એ પ્રમાણે પોતાના પંથે ચાલ્યા જાય છે એવામાં કળીના મનમાં એમ થયું કે પાન્ડવોયે મને નબળો તથા નીચ જાણ્યો એટલા માટે કળીએ પાન્ડવોને દુઃખ દેવાનો નીશ્ચય કરયો, વળી કળી કહે છે કે જો પાન્ડવો મહારા ઝપાટામાંથી બચી જાય તો હું હાર પામ્યો કહેવાઉં માટે મહારે સતિના છોકરાને જરૂર સત્યથી મુકત કરવા, એ મહારો અનાદીનો ધર્મ છે. જેવા કે નળ દમયંતીને મેં અતી દુઃખી કરયાં તો દ્રૌપદી પાન્ડવો શા લેખામાં છે. મેં સતી દમયંતીની મહા માઠી ગતી કરી હતી તો દ્રૌપદી કે જેણે પાંચ પતી કરયા છે તેને સત્યથી છોડાવવી. તેમાં શું મહોટું કામ છે. એ પ્રમાણે નીશ્ચય કરી પાપી કળીયુગે પાન્ડવો જે રસ્તે ચાલ્યા જાય છે તેજ રસ્તે એક સુંદીર નગ્ર રચ્યું. દુષ્ટ કળીએ તે નગ્રની એવી અદભુત શોભા બનાવી કે ગમે તેવો પુરૂષ અગર સ્ત્રી તેને જોઇને મોહિત થઇ જાય વળી પાપીએ તે નગ્રનાં પતી [ માણશો ] પણ અતી સ્વરૂપવાન ઘડયાં એ પ્રમાણે અધરમી કળી આખું નગ્ર અતી શોભીતું રચીને પોતે તે નગ્રનો રાજા બનીને બેઠો. એવામાં પાન્ડવો તે નગ્ર તરફ ગયા. થોડીવાર પછી ધરમરાજા પોતાના ભાઇઓને કહેવા લાગ્યા કે આપણે અન્ન ખાધે ઘણા દિવસ થયા. માટે આજ બ્રાહ્મણના ત્યાં રશોઈ કરાવીને જમીએ તો અતી આનંદ થાય એ પ્રમાણે યુધિષ્ટિર તથા ભીમશેન નીકુળ શેહદેવ વિગેરે નીશ્ચય કરીને તે નગ્રમાં દાખલ થયા. તવ વ્રકોદર બોલ્યો, અરે ભાઇઓ આ નગ્રની સ્ત્રીયો આગળ દ્રૌપદી તુચ્છ છે. એટલામાં કળીએ કત્રીંમ બે દુત બનાવિને ભીમશેન પાશે મોકલ્યા, તે દુતો વ્રકોદરને કહેવાલાગ્યા કે અરે ભાઈ તું આ નગ્રનાં સ્ત્રી પુરૂષોની વારતા કયાં કરે છે. જો તું અમારા નગ્રનો રાજા નીરખે તો તારો જીવ આનંદ પામે આ નગ્રના રાજાનું સ્વરૂપ ઈંદ્ર ચંદ્ર, તારા

કરતાં પણ વિષેશ છે વિષ્ણુ સરખા પણ એનું સ્વરૂપ જોઇને વીચારમાં પડયા રહે છે કે એનો ઘડનારો કોણ હશે ! એવી વારતા થાય છે એટલામાં કળીયુગ જાતે અશ્વ ઉપર બેશીને ત્યાં આવ્યો. તવ પાન્ડવોએ તથા દ્રૌપતીએ તેને દેખ્યો. રાજાને જોઇને દ્રૌપતીએ વીચાર કરયો કે આ રાજા મનુષ્ય તથા દેવ નથી, કોઇ કપટી દુરાચારી અધરમી હોય એમ મને લાગે છે. એમ નીશ્ચય કરી સતીએ તુરત નીચું ઘાલ્યું. તવ કળીએ જાણ્યું કે અરેરે હું સતીને છળવા માટે આવ્યો હતો પણ તે સઘળી મહેનત નકામી ગઇ. એ પ્રમાણે નીરાશ થઇ કળીએ અબળાની આશા છોડી દીધી. પછી પાન્ડવોએ ભોજન કરવા માટે અન્ન લેવાનો વીચાર કરયો તવ અરજુને પોતાના હાથમાંથી વીંટી કાઢીને વેચી નાંખી. પછી તે પૈસામાંથી પાન્ડવોએ પોતાના જોઇતાં સીધાં લીધાં, પ્રમાણે તેઓ સીધાં લેઇને વાડવ ફળીયામાં ગયા. ત્યાં જઇને તેઓ એક બ્રાહ્મણને કહેવા લાગ્યા કે અરે મહારાજ અમને તમારિ માંડવીમાં રાંધી ખાવા દો, તવ તે બ્રાહ્મણ બોલ્યો, તમારે ખટ પટ કરવાની જરૂર નથી. જો તમે તમારાં સીધાં અમને આપશો તો અમે ખુશીથી તમને રાંધી આપીશું. એવું બ્રાહ્મણનું બોલવું સાંભળી પાન્ડવોએ તે સીધાં તુરત બ્રાહ્મણને આપી દિધાં, એ પ્રમાણે સીધાં આપીને પાન્ડવો નીરાંતે બેઠાં, થોડી વારમાં તે બ્રાહ્મણે રસોઇ બનાવીને થાળોમાં પીરસી. પછી તે થાળ તે બ્રાહ્મણ ઘરની બહાર લાવ્યો તવ પાન્ડવો તે થાળ જોઇને વીસ્મય પામ્યા કે અરેરે બ્રાહ્મણના ત્યાં આ શું કહેવાય, એમ વીસ્મય પામી પાન્ડવો તે બ્રાહ્મણને કહે છે કે અમે કદી અભક્ષા ભક્ષ કરતા નથી એમ કહિ તેઓ ઉભા થયા. તવ તે બ્રાહ્મણે તેમના હાથ ઝાલીને કહ્યું કે નાણું આપ્યા વીના કયાં જાઓ છો ! એવું સાંભળી પાન્ડવો બોલ્યા અમે તમને પહેલું અન્ન આપ્યું છે છતાં તમે શાના પૈસા માગો છો ! ઉલટા તમે અમને ભાણે બેસાડીને ખસેડી મુકયા તેની તો વાત કરો તવ બ્રાહ્મણ કહેછે કે અરે પાપી લોકો અમારા પૈસા લાવો નહી તો આ વારતા રાજ્ય દ્વારે જશે, એ પ્રમાણે બ્રાહ્મણ તથા પાન્ડવો લડયા કરે છે એટલામાં પાડોસી પણ બુમ પાડીને બોલ્યા કે અરે પ્રપંચી ? તમે તે બ્રાહ્મણના પૈસા આપી દો નહી તો તેમાં માઠું પરીણામ આવશે. એમ હોબાળો થઇ રહયો છે; એટલામાં કળીરાજા પણ ત્યાં આવીને કહેવા લાગ્યો કે અરે ભાઇઓ તમે આ બ્રાહ્મણના પૈસા આપો નહિતો હેરાન થસો, તવ પાન્ડવ કેહે છે અરે રાજન અમે અમારૂં અન્ન વેચાતું લાવીને પેહેલેથી આ બ્રાહ્મણને રાંધવા માટે આપ્યું છે. હવે તે

બ્રાહ્મણે તે અન્ન રાંધ્યાને બદલે ઉલટું માંઉંશ રાંધી લાવિને અમારી આગળ મુકયું. તેટલા માટે અમે તે ભક્ષણ કરયું નહી એટલુંજ નહી પણ ઉલટા અમો અમારૂં અન્ન આ બ્રાહ્મણને સોંપીને જઇએ છીએ. એવાં પાન્ડવોનાં વચનો સાંભળીને કળીરાજા પેલા બ્રાહ્મણને પુછવા લાગ્યો, અરે વિપ્ર તમને અન્ન મળી ચુકયું છે છતાં તમે શા માટે તકરાર કરો છો ! એટલે વાડવ બોલ્યો હે રાજન તમે પહેલ વહેલા મહારી હકીકત સાંભળીને ન્યાય કરજો. જુઓ કે મેં અન્નનું અજામાં ઉંસ મંગાવી સુંદીર રસોઇ કરી, તેમાં તેમણે તે ન ખાધું તો તેમનું નશીબ પણ મહારે તો રસોઇની મહેનત, વાસણનું ભાડું તથા તેમણે વીશ્રામ કરયો તે સર્વેના ન્યાય પ્રમાણે પૈસા લેવા જોઇશે. તવ કળીરાજાએ પાન્ડવોને કહ્યું, આ બ્રાહ્મણને તમે રીતસર પૈસા આપો નહીતો તમને શીક્ષા કરવામાં આવશે, એવું સાંભળી વ્રકોદર બોલ્યો અરે રાજન અમારી પાસે પહેરેલા વસ્ત્ર વિના કંઇ નથી, તેમ છતાં અમે તે બ્રાહ્મણના કહ્યા મુજબ અમારૂં સઘળું અન્ન તેને અર્પણ કરીએ છીએ. એવું સાંભળી કળી બોલી ઉઠયો, જો તમારી પાસે બીજું કંઇ ન હોય તો તમારી સ્ત્રી આપો. તવ ભીમ કહે અરે દુષ્ટ મતીના ધીક્કાર છે તને પહેલો અમે તને ન્યાય ભરેલો જાણી તહારિ સાથે વાર્તા કરી, પણ આતો નીશ્ચે જેવો રાજા તેવીજ પ્રજા છે. આ નગ્ર કેવળ અધર્મી છે. એવું સાંભળી કળી બોલ્યો, જ્યારે તમે સતીયા છો ત્યારે અહીં શા માટે આવ્યા છો ! વળી કહો ના કહો પણ તમે આ સ્ત્રીને વેચી ખાવા માટે લાવ્યા છો, એ પ્રમાણે કળીએ પાન્ડવોને ધમકાવીને પાછું પોતાના દુતોને કહ્યું કે તમે આ લોકોને કેદમાં લેઇ જાઓ. એટલે કળીના દુતો તુરત પાન્ડવોને બાંધવાની તૈયારી કરવા માંડી. તેવામાં રાજા પણ એક દમ દ્રૌપતીનો હાથ ઝાલવા ગયો તવ વ્રકોદરની આંખ ફાટી. તેથી કળીએ ભીમસેનનો ક્રોધ જોઇને પોતાની માયા સંકેલી લીધી. તે જોઇને પાન્ડવો વીસ્મય પામ્યા કે આતો કાંક માયાવી કાર્ય બન્યું. એમ નીશ્ચય કરિ તેઓ ત્યાંથી હીમાલય તરફ જવા માટે આગળ ગયા. તવ કળીએ પણ પાન્ડવોને દુઃખ દેવા વાસ્તે વન વિષે એક ઝુપડી બનાવી, પાણી પીવાની પરબ કહાડી તથા આવતા જતા મુસાફરો માટે સદાવ્રત પણ માંડયું. એ પ્રમાણે ખેલ મચાવી કળી તૈયાર થઇ પાન્ડવોનો વાટ જુએ છે એટલામાં પાન્ડવો ત્યાં ગયા. તવ કળી બોલ્યો, આવો મુસાફર અન્ન જળ વીગેરે તમારે માટે તૈયાર છે. એવું સાંભળી ધર્મરાજાએ કહ્યું, અરે ભાઈ અમે ધર્માદાનું પાણી પીતા નથી, માટે અમારા ઉપર કૃપા કરિ તમે અમને

કુવામાંથી જળ કાડવા માટે એક પાત્ર આપો. તવ કળી બોલ્યો તમારે કુવામાં ઉતરીને જળ પીવું હોય તો પીવાશે પણ નરનારી સાથે ઉતરશો તો વીઘ્ન થશે. માટે પ્રથમ પુરૂષો પાણી પી લ્યો અને પછીથી તમારી સ્ત્રીને પીવા માટે મોકલજો. એવું સાંભળી ભીમસેન મનમાં સમજ્યો કે આ કોઇ વીકારી હોય એમ જણાય છે, એમ જાણી વ્રકોદર બોલ્યો અરે સતી અમારા કરતાં તમને વિષેશ તૃષા લાગી છે માટે તમે કુવામાં ઉતરી જળ પી લ્યો તવ સતી દ્રૌપતી પાણી પીવા માટે કુવામાં ઉતરી. દ્રૌપતી અડધે સુમારે ગઈ તો તેને કળીએ ગુફા બનાવેલી માલુમ પાડી. તે ગુફા એવી તો સુંદોર રચી હતિ કે બ્રહ્મા, વિષ્નુ અને શંકર સરખા પણ મોહ પામી જાય, કળીએ તે ગુફામાં હીંચોળા ખાટયો, ચોપાટયો ઢાળી હતી તથા અત્તર ફુલેલથી સઘળું સુવાસ મય કરયું હતું, તે એટલા માટે કે જેથી સતી નારી વીકારી થાય. વળી કળી દેવ રૂપે થઇને બેઠેલો છે તેથી ધુપતીએ વીચાર કર્યો કે અહીં કોઇક દેવનો વાસો છે માટે હું દર્શન કરવા જાઉં તો બહુ સારૂ થાય વળી પાછો પોતે વીચાર કરયો કે જો કોઇ કપટીએ ઢોંગ મચાવ્યો હોય તો હું દુઃખી થાઉં એમ ધારી તેણીએ ત્યાં જવાનું બંધ રાખ્યું. તવ કળીએ કુવામાં અંધારૂં કરી દ્રૌપતીને પોતાની પાસે ગુફામાં તાણી લીધી. ફકત ગુફામાં અજવાળું તથા કુવામાં અંધારૂં જોઇ ધુપતી અતી ગભરાઈ ગઈ. તેથી એણે નીશ્ચે જાણ્યું કે અરેરે આતો દેવનો વાસો નથી, અહીં કોઇ કપટી રહેતો હોય એમજ માલુમ પડે છે. એમ જાણી દ્રૌપતી એકાએક બોલી હા, નાથ, ભીમસેન મ્હારા નોધારાના આધાર આ વેળા તમે કયા ગયા ! અરે પતી કુકરમી કળી મને ઘેરી બેઠો છે, માટે તમે એકદમ મ્હારી વ્હારે ધાઓ. એ પ્રમાણે દ્રૌપતીને બોલતી સાંભળીને કળીએ વીચાર કરયો કે સતી નીશ્ચે મને શ્રાપ દેશે. એમ ધારી કળીએ અલોપ થઇને એક ખેલ મચાવવાનો વીચાર કરયો, પાપી કળી પોતે રાક્ષસ રૂપ બન્યો અને વળી એક અબળાનું દ્રૌપતીના સરખું રૂપ બનાવિને પોતાના સ્કંધ ઉપર નાંખી લીધી એ પ્રમાણે કળી તૈયાર બની જયાં પાન્ડવો બેઠા છે. ત્યાં આગળ થઇ તે નાઠો કળીના નાસતા નાસતામાં કત્રીંમ નારી બોલી, અરે મ્હારા ભીમસેન સ્વામી આપની દાસીને કુકરમીના હાથથી છોડાવો, તવ ધર્મરાજા પ્રત્યે ભીમસેન બોલ્યો. મ્હોટા ભાઇ દ્રૌપતિનું હરણ થયું. હવે આપ મને શી આજ્ઞા આપો છો ! એટલે ધરમરાજાએ તુરત ભીમસેનને દ્રૌપતીને બચાવીને પાછી લાવવાની આજ્ઞા આપી. એ પ્રમાણે ધર્મરાજાનું બોલવું સાંભળીને વ્રકોદર એકદમ તે કળી-

ના પાછળ દોડયો. અને એક જોજન જતા જતામાં કળીને ભીમસેને પકડી પાડયો. કળીએ ભીમસેનનો ઝપાટો જોઇ ધ્રુપતીને કેરાણે પ્રથ્વી ઉપર નાંખી દીધી. તથા ભીમસેનને મજબુત એક ઝાડ સાથે તાંણી બાંધ્યો. પછી પોતે તથા પેલી કત્રીંમ સ્ત્રીએ બંન્ને અદર્શ થઇ ગયાં. આથી ભીમસેન વડા વીચારમાં પડયો કે નીશ્ચે આતો કોઇ માયાવિએ ખેલ મચાવ્યો. એ પ્રમાણે વ્રકોદર ઉદાશ થઇ પોતાનાં ભાઇઓને યાદ કરિ અતીશય રડે છે, હવે કળી બ્રાહ્મણ રૂપે પાન્ડવો પાસે જઇને વારતા કહેવા લાગ્યો કે અરે ભાઈઓ મ્હારી એક વારતા શ્રવણ કરો. હું આ પંથે ચાલ્યો આવતો હતો ત્યાં મેં એક તોફાન દિઠું. તે એ હતું કે એક મહા મસ્તાન તેના સ્કંધ ઉપર, એક અબળાને ઉંચકીને ચાલ્યો જતો હતો. તેથી તેની પાછળ પણ એક બળવાન પુરૂષ દોડતો જતો હતો, જતા જતામાં અબળાના હરનાર પુરૂષને પાછળ પડનાર બળવાને કેટેથી પકડયો તવ અબળા હરનારે જોર કરી પેલા બળવાનને અવળા હાથે એક વૃક્ષની સાથે તાણી બાંધ્યો. પછી તે પાપી પ્રાણી નારીને લેઇને નાશી ગયો. તે દુષ્ટે બીચારાને એવો બાંધ્યો છે કે કોઇનો છુટયો છુટે પણ નહી. તેનાથી છુટાતું નથી તેટલા માટે તે વૃક્ષ સાથે માંથું કુટે છે. રાડયો નાંખે છે. અને નિસાસા મુકીને રડે છે, તે બળવાન રડતાં રડતાં એમ કહે છે. કે અરેરે આવી વીપત વેરા મ્હારા બંધવ સગા ન થયા. સર્વની સહીયારી અબળા છે. તેમ છતાં પણ કોઇએ પક્ષ કરી નહી. અરે હું અન્ન જળ વીના અહીંને અહીં મરી જઇશ, એ પ્રમાણે તે બીચારો ત્રાસનાં વેણ બોલતો થકો અતીશય રૂદન કરે છે તેનું રૂદન સાંભળી મને પણ દયા આવી, માટે જો તે તમારો ભાઇ હોય તો તેની મદદે દોડતા જાઓ, એવી ત્રાસ ભરેલી વારતા સાંભળીને તુરત ચારે ભાઈ ઉઠીને ભીમસેનની વ્હારે ચઢવા ત્યાંથી દોડયા. ચારે ભાઈ વ્રકોદરને વનમાં શોધ્યાં કરે છે. એવામાં કળીએ વા વંટોળ કરી અંધારૂં કર્યું તેથી ચારે ભાઈઓને દીશાની ગમ નહી પડવાથી તેઓ ગભરાઇ ગયા છેવટ થાકીને ચારે ભાઈઓએ ચાલવાનો વીચાર કર્યો. પણ અતી અંધારાથી તેઓ ખરો રસ્તો ભુલી અઘોર વનને રસ્તે ચઢી યાગ તેઓ ઘણે દુર ગયા એટલે અરજુનજી બોલ્યો અરે ભાઇઓ આપણે પાપા યોજનને છેટે ચાલો તો બહુ સારૂ કારણ કે તેમ ચાલવાથી આપણા એકને પણ ભીમસેન ભાઇનિ ભાળ લાગશે. એ વારતા સત્ય લાગવાથી તેઓ ચારે જણા છુટા છુટા ચાલ્યા. એ પ્રમાણે પાન્ડવોને પાપી કળીયુગ અતી દુઃખ દે છે. હવે દ્રૌપતી પણ કુવામાં બેઠી બેઠી અતી રૂદન કરે છે. તે પાન્ડવોને પોકારીને કહે

છે કે હે નાથ આપની દાશીને કુવામાંથી બહાર નિકળવાનો રસ્તો જડતો નથી માટે કૃપા કરી મને પાપણીને બહાર કાઢો. અરે વ્હાલા પતિ મને કોઇ પાપીએ કપટથી હરણ કરી છે. માટે આવા અતિ દુઃખથી તમારી દાશીને મુક્ત કરો. હે પ્રભુ તમે પણ આ વખતે કેમ શતરૂ થઇને બેઠા ! અરે દયાળુ હરી જ્યાંને ત્યાં કષ્ટ દેવા માટે મને રૂપ આપ્યું તે આપને ઘટતું નથી વળી હે દીનબંધુ મહારા પતીને અતી દુખ વેઠવું પડયું છે. હે દયાળ મને આખો ભવ ઉગારી પણ આ ખર હતું તેનું તે થયું, અરે કૃપાનીધાન આપ વારંવાર દાશીની વ્હારે ચઢયા છો, માટે આટલી છેલ્લી વખત પણ બચાવી લ્યો. હે શ્રી હરી તારી શેવામાં એવી શી ખામી આવી. જેથી કરીને હું આ દશાને પ્રાપ્ત થઈ ! અરે જગ્તપતી જ્યાંને ત્યાં મહારે માટે કામી લોકોએ મહારા પતીને અતી દુઃખ દીધું. હે પ્રભુ છેવટ અમે ત્હારી પાસે આવવા માટે હીમાલય ગળવાનો વીચાર કરયો. છતાં પણ જ્યાંને ત્યાં અતી ઉપાધી આવી પડી. માટે અરે જગ્તપતી હવે તો કાંઇ ઉપાય ચલાવી અમને આ દુઃખમાંથી મુકત કરો. હે દયાળુ પ્રભુ અમારો કંઇ અપરાધ થયો હોય તે માફ કરી અમને હીમાલય પહોચતાં કરો. અરે નોંધારાના આધાર પ્રભુ આપ મહા સમર્થ છો, આપ વીના અમારા પામરનું દુઃખ કોણ દુર કરશે ! એ પ્રમાણે દ્રૌપતિજી અતી રૂદન કરી પ્રભુને તથા પોતાના પતીને પોકારે છે. એવામાં ત્યાં ( ગુફામાં ) કળીયુગ રાજસ્વરૂપે પ્રગટ થઈ હીંચોળા-ખાટ ઉપર બેઠો. થોડીવાર પછી પાપી બોલ્યો, અરે સુંદરી તમે હીંચોળાખાટ ઉપર બેસો એટલે દાશી તમને પવન નાંખે. હે વ્હાલી અહીં તમને બીલકુલ દુઃખ પડવાનું નથી, તમારી મરજીમાં આવે તે પ્રમાણે પ્હેરી ઓઢીને તથા સુંદીર ભોજન કરીને અમારી સાથે આનંદ કરો, હે સુંદરી તું પાંચ પતીની અબળા હતી. પણ છેવટ તને મુકીને તેઓ ચાલ્યા ગયા, ત્હારે દુઃખે તેમને કંઇ પણ દયા આવી નહિ. પાન્ડવોને પાલે પડીને તેં શું સુખ ભોગવ્યું તેનો તું વીચાર કર. તેં બાર વરસ વનમાં દુઃખ વેઠીને છેવટ તેરમે વરસે વૈરાટમાં અ-તી દુઃખનું વસ્ત્ર લપેટયું. વળી તે દુઃખમાંથી મુકત થયાં તોપણ રાજ્યપાટ મળ્યું નહી. તેથી કુટુંબ, કબીલો. તથા પોતાના પુત્રોનો નાશ કરયો. જે ત્હારા પાંચ પુત્રો મુવા તેથી તું વાંઝણી કહેવાઇ. હે સુંદરી તું નીરભાગી પતીના સંગે કરીને મહા કષ્ટને પાત્ર થઇ વળી જ્યારે જંપીને બેસવા વેળા થઈ ત્યારે હીમાળે ગળવા નીકળી પડયા. એવા કરમ હીણુ પતીનો સંગ કરીને તું શા માટે દુઃખ વેઠે છે ! જો તું મહારે વશ થઇને રહેતો હું તને અતી વઇભોગ ભો-

ગવવાને આપીશ. અરે વ્હાલી આવો રૂપાળો મનુશદેહ ફરીને આવવાને નથી, માટે સંસારીક લ્હાવો લેઇને આનંદ કરવો તે સત્ય છે. પછી પશુ પક્ષીમાં આવો લ્હાવો મળવાનો નથી માટે સમજીને હીંડોળા ઉપર આવીને બેસો અરે વ્હાલી સુંદરી તમે જેમ કહેશો તેમ કરવા હું ખુશી છું. હું સદા તમારૂં બોલ્યું અબોલ્યું કરીશ નહી, તમે જે માગશો તે ખુશીથી આપીશ તમે બેશ કહેશો તો બેશી રહીશ અને ઉઠ કહેશો તો ઉઠીશ, વળી તમે નાચ નચાવશો તો તમારી આગળ નાચ પણ કરીશ. એ પ્રમાણે હું સદા તમારી શેવામાંને સેવામાં રહીશ. હે નારી મહારા જોબન સામુ જોઇને વીચાર કરો કે મહારામાં શી ખામી છે ! તવ ધુપતી છાની રહીને પોતાનાં લોચન સાફ કરવા લાગી. એટલે કળીએ જાણ્યું કે ઘણુ કરીને તેણીએ મહારા વચન ઉપર વીશ્વાસ રાખીને કંઈક માન્યું હોય એમ લાગે છે. એવું જાણીને પાપી સતીનો કર ઝાલવા માટે ઉભો થયો, તવ સતીએ કહ્યું. પાપી ચંડાળ બેશી રહે નહીનો શ્રાપ દેઇ બાળી ભસ્મ કરીશ, એવું સાંભળી કળી કહે છે, આપ જે વેણ કહો છો તે સાકર જેવું લાગે છે. તમે જે બોલોછો તે મને અતી પ્રીય લાગે છે, તેથી હું મહારા જીવતરને અતી સુખી માનુ છું, તવ સતી બોલી, અરે મુરખના સરદાર તું હજી અબળાને ઓળખતો નથી કે ! જે પરદારા છે તે અતી દુઃખનો ડુંગર છે. તેમ છતાં જેટલા પ્રાણી તે સુખનો સાગર છે. એમ સમજે છે તેઓ નીશ્ચે અતી દુઃખને પાત્ર થઇ અઘોર નર્કમાં પડયા છે. હે અજ્ઞાની જીવડા તું શું રૂપ રંગ જોઇને મોહ પામ્યો છું ! રાવણ તથા ઈંદ્રરાજા સરખા પણ ખવાર થઈ ગયા તો તું શા લેખામાં છે ! અલ્યા તું તપાસી જો કે જયારે વૈરાટમાં કૈચા કચકે કુદ્રષ્ટિ કરી ત્યારે તેનું ભુંડા હવાલે મરણ થયું. એ પ્રમાણે જેણે જેણે એવાં કૃત્ય કર્યાં તેણે સ્વપ્ને પણ કદી સુખ જોયું નથી. પરાણે પરદારા લેવાની ઈચ્છા રાખનારામાં શામ થઇ ગયાં જે સ્ત્રી પતીને કષ્ટે કષ્ટ ભોગવે છે તેનેજ સ્ત્રી જાણવી અને જે નારિ પોતાનુ સુખ ચાહે છે તે પ્રેમદા જરૂર નર્ક ભોગવ્યા વિના રહેતી નથી મહારા સ્વામીએ મને મોહ માયામાંથી મુકત કરી મોક્ષનો રસ્તો બતાવ્યો, તેવા મહારા વ્હાલા સ્વામીના સરખો બીજો કોઈ નથી. વળી મહારા કંથને સાક્ષાત શ્રી હરિ પ્રસન્ન છે. જ્ઞાન વિનના અજ્ઞાની જીવોને આ દુખી સંસાર અતિ વ્હાલો લાગે છે. તેવા જીવો નીશ્ચે આ ભવપાર તરતા નથી. જે પુરૂષો અગર સ્ત્રીયો રૂપાળી કાયાનો મોહ કરીને વશ થાય છે તેવા જીવોની માઠી દશા થાય છે. અન્નની માફક કે જેમ અન્નનું નર્ક બને છે તેમ તે જીવનું ભુંડું થાય છે.

માટે હે મુર્ખા તું માહારો મોહ છોડી દેઇને શ્રી હરીનું સ્મરણ કર જેથી તારૂં કલ્યાણ થાય. એવું સાંભળી કળી રકત લોચને બોલી ઉઠયો, અરે અબળા તું સમજી જા નહો તો બળાત્કારથી તારી લાજ લઇશ. એમ કહિ પાપી કળી સતીનો હાથ ઝાલવા ઉઠયો એટલે તો દ્રૌપતી પુત્રીએ અતી જોર જણાયું. ને તે એકદમ બોલી કે અરે દુષ્ટ મતીના દુર રહેજે નહીતો શ્રાપ દેઇ બાળી ભસ્મ કરીશ. એ પ્રમાણે દ્રૌપતાને ક્રોધાયમાન જોઇને દુષ્ટ કળી તુરત અલોપ થઇને કુવા બહાર સહાસ્રુત આપવા માટે બેઠો. હવે ચારે ભાઇઓ [ પાન્ડવો ] છુટા છુટા ભીમસેનને શોધના શોધતા ચાલ્યા જાય છે, એવામાં ધર્મ તથા સેદેવ બંન્ને એકઠા થયા. તત્ર યુધિષ્ઠિર શેદેવને કહેવા લાગ્યા કે અરે વીરા આપણો ભીમસેન ભાઇ અતી દુઃખમાં હશે, માટે તેનું આપણે શું કરી શું ! વળી હે વીરા બીચારી સતી દ્રૌપતી આપણા વિના મૃત્યુ પામશે. જો ભીમસેનને દ્રૌપતી મળી હોય તો તેઓ બંને જણ કયારના આપણી પાસે આવ્યાં હોય. પણ તેમને નક્કી વીઘ્ન થયું છે તેમાં કંઇ શક નથી. એ પ્રમાણે ધર્મરાજા તથા શેદેવ વાતો કરે છે; એટલામાં નીકુળ તથા ધનંજય ત્યાં ગયા પછી નીકુળ તથા અરજુન રડતાં રડતાં કહે છે કે અરે બંધુ વ્રકોદર તમે કયાં ગયા ! અરેરે તમારા વિના અમે કેમ કરીને જીવીશું ! વળી બીચારી સતી ધરૂપત રાજાની પુત્રીની તો શી દશા થઇ હશે ! એમ કહીને બંન્ને ભાઇઓ અતીશય આક્રંધ કરે છે વળી અરજુન કહે છે કે હે વીરા વ્રકોદર તમે મને આંબલી પીંપળીમાંથી બચાવ્યો હતો તેમજ લાખા ભુવનમાંથી પણ અમને સવળાને બચાવ્યાં હતાં અમને હેડંબાસુર હરી ગયો હતો ત્યાંથી પણ તમે છોડાવ્યા હતા. જે પ્રમાણે હે વીર ભીમસેન અમને બચાવ્યા તેમ તમે હજારો જીવનું રક્ષણ કર્યું તેજ પ્રમાણે તમે અત્યારે અમને આ દુખમાંથી મુકત કરો. એમ કહી નીકુળ તથા અરજુન બંન્ને ભાઇઓ રડી પડયા. તત્ર ધર્મરાજાએ શેદેવને કહ્યું, અરે વીરા તમે ત્રીકાળ જ્ઞાની છો માટે એટલું બતાવો કે ભીમસેન આપણને કેવી રીતે મળશે. એવું સાંભળી જોશી કહે ચાલો ભાઇઓ હું ભીમસેનને બતાવું, એમ કહી સવળા ભાઇઓ પુર્વ દીશા તરફ ગયા તો વ્રકોદર ઉભો ઉભો રૂદન કરે છે, વ્રકોદર પોતાના ધનંજય બંધુને પોકાર કરીને કહેછે. કે હે મ્હારા બાણાવળી વ્હાલા વીર મને આ દુખમાંથી મુકત કરો. હે દ્રોણ ગુરૂના શીષ્ય કીરીટધર તમે આવીને મહારૂં દુખ નીવારણ કરો નહી તો બીચારી સતી દ્રૌપતી દાંતે જીભ્યા લેઇ મૃત્યું પામશે. વળી હે પારથજી જયારે પંપા સરોવર ઉપર

અને ગાન્ધર્વે પાણી ભરતાં હરકત કરી હતી ત્યારે આપે અંગારક ધાન્ધર્વને બંધન કરી મને ત્યાંથી છોડાવ્યો હતો. માટે તે પ્રમાણે આજ અહીં પણ વ્હારે ધાઓ. હે જે જગતમાં પરાક્રમી નર જયારે જેદ્રથ દ્રૌપતીનું હરણ કરીને લેઈ જતો હતો તે વખતે તેણીને છોડાવવા માટે હું તેના પાછળ પડયો. તવ જેદ્રથે મને બે વાર બંધન કરયો પણ આપે તે વખતે પરાક્રમ કરીને મને તે દુઃખમાંથી મુકત કરયો. અને પાછો જેદ્રથને બંધન કરયો એ પ્રમાણે મને આજ આ પાપમાંથી મુકત કરો. એવા તમે ભીડ વેળાના ભાઇ તમારા બંધુને છોડાવીને દુષ્ટ અસુરના હાથે ગયેલી અબળાની મદદ માટે તમારો જીવ જોડાવો. ઓ બધુ આ અઘોર વનમાં હું એકલો ટળવળું છું. માટે મને અહીંથી છોડાવો તો બહુ શારૂ થાય. વાયુ નંદન એ પ્રમાણે ત્રાસ ભરેલું રૂદન કરે છે કે ગમે તેવો ધીરજવાન પુરૂષ હોય પણ તેની હામત ભાગી જાય હવે ચારે ભાઇઓ શેદેવજીના કહ્યા પ્રમાણે ભીમસેનની શોધ કરતા ચાલ્યા જાય છે. એવામાં ભીમસેનનું રૂદન તેમને કાને પડયું; તવ ચારે જણા વ્રકોદર તરફ દોડયા તો વાયુનંદન તેમને જોઇને અતી શોકમાંથી મુકત થયો. અરજુનજીએ ભીમસેનના હાથ છોડી નાંખ્યા એટલે વ્રકોદર પ્રેમનાં આંસુ આંણીને પોતાના ભાઇઓને બહાઝી પડયો. થોડી વખત પછી ભીમસેન બોલ્યો. અરે બંધુઓ ચાલો આપણે દ્રૌપતીની શોધમાં જઈએ તવ ધર્મરાજાએ ભીમસેનને કહ્યું કે શેદેવ જોશી ત્રીકાળજ્ઞાની છે માટે તેમને પુછશો તો સઘળો ખુલાશો થશે એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળીને ભીમસેને શેદેવને પુછયું કે અરે બંધુ મને આટલું બધુ કષ્ટ કોણે દીધું અને વળી આપણી નારી દ્રૌપતીનું હરણ કરનારો કોણ હશે તે મને વિસ્તાર સહીત કહો. તવ શેદેવ કહે અરે વીરા તમને દુખ દેનારો તથા નારીને હરણ કરનારો રાક્ષસ નહોતો પણ તેતો ખુદ કળી હતો. આપણુંને સતીધા જાણીને તે કુકરમી આપણી પાછળ પડયો છે, માટે ચાલો તેનો નાશ કરીએ. એ પ્રમાણે સેદેવના કહ્યા મુજબ પાંચે ભાઇ કળીને શીક્ષા કરવા સારૂ ચાલ્યા. રસ્તે ચાલતાં શેદેવે કહ્યું. અરે બધુઓ જે સદાવ્રત આપે છે. તેજ નીશ્ચે કળી છે, વળી જે કુવામાંથી રાક્ષસ રૂપે કત્રીમ નારીને લેઇને નાઠો. હતો તે પણ કળી હતો, બીચારી સતી દ્રૌપતીતો કુવામાં બેઠી બેઠી હજુ રૂદન કરે છે. એમ વાર્તા કરતા કરતા તે [ પાન્ડવો ] તેજ કુવાની પાસે આવ્યા તવ ભીમસેને તુરત કળીનું પાગોટું ઝાલી અતી માર મારવા માંડયો. ત્યારે કળી બોલ્યો અરે ધરમીષ્ટ રાજન તમે મને શા શાટે મારો છો ? તમે મને મારશો તો

આ સંદાકૃત અન્ન જળ વીગેરે કોણ આપસે, ? આ રણમાં મ્હારા જેવો અ-મીષ્ટ કોઇ નથી; એવું કળીનુ બોલવું સાંભળી વ્રકોદર કહે અલ્યા અધરમી મેં તને ઓળખ્યો કે તું નળરાજાને દુખ દેનારો છે. અલ્યા પાપી તું ઝટપટ અમારી નારી પાછી આપ નહી તો તને ઠેર મારી નાંખીશ તવ કળીએ પો-તાની માયા સંકેલીને કુવામાં પ્રકાશ કરયો એટલે દ્રૌપતી સતી અજવાળે અ-જવાળે કુવા બહાર ચાલી; આવી. વ્રકોદરે દ્રૌપતીને જોઇને કળીને અતીશય માર મારવા માંડયો વ્રકોદરના મારથી કળી ત્રાસ પામીને બોલ્યો કે અરે મા બાપ મને જીવતો મુકો તો બહુ સારૂં ત્યારે ભીમસેન કહે અલ્યા કુકર્મી તેં મને રણમાં વૃક્ષે તાંણી બાંધ્યો અને વળી નારીને કુપમાં પુરી વીગેરે તેં બહુ બહાદુરી કરી છે. માટે તારા જેવા અધરમીનો નાશ કરવો એજ અમારો ધર્મ છે, એવું સાં-ભળી કળી બોલ્યો, અરે મહારાજ મ્હારો વારો બેઠો એટલે મને એમ સુજ્યું કે પાન્ડવો મને નબળો જાણીને વનમાં ચાલ્યા જાય છે. માટે તેમને નીશ્ચે ભ્રષ્ટ કરૂં પણ સત્યવક્તા સતીના સુત આગળ મહારૂં કંઇ ન ચાલ્યું. વળી વધારામાં કહ્યું કે અરે પાન્ડવો તમે તમારે હીમાળે ગળવા ખુશીથી ચાલ્યા જાઓ. હવે પછી હું તમને કંઈ રકત કરવાનો નથી. તવ ભીમસેન બોલ્યો, તારા વા-રામાં સર્વને નાસવું પડે છે અને જો કોઇ ન નાસે તો સુક્રીત છોડીને જરૂર તેઓ પાપને પંથે ચડે માટે તને ઠેર મારૂં તો ઘણો આનંદ થાય કારણ કે જેથી કરીને તારો વારો બંધ થઇ જાય તું અતી અવગુણનો ભરેલો છે. તેથી તને જીવતો મુકવાનો નથી એમ કહીને વ્રકોદર દુષ્ટ કળીને માર મારવા લાગ્યો. વાયુનંદન પાપી કળીને નીચે નાંખી તેની છાતીપર ચઢી બેઠો છે, તેથી કળી અકળાઇને બુમો નાંખેછે. એ પ્રમાણે ભીમસેનના અતીશય મારથી કળી ધરમ-રાજાને કરગરીને કહેવા લાગ્યો કે અરે મહારાજ તમે મહારી પહેલ વહેલી વારતા સાંભળી લ્યો પછી મને મારવો હોય તો મારજો. તવ ધરમરાજાને દયા આ-વવાથી તે વ્રકોદર પ્રત્યે બોલ્યા. અરે વ્રકોદર તું કળીને મારે તો તને પરમે-શ્વરની આણ છે એ પ્રમાણે ધરમરાજાનું બોલવું સાંભળીને ભીમસેન ખમ-ચાઇને ઉભો રહયો. ત્યાર પછી કળી ધરમરાજા પ્રત્યે બોલ્યો, હે મહારાજા જો તમે જ્ઞાન દ્રષ્ટીએ જોશો તો સત્ય, ત્રેતાને દ્વાપર આ ત્રણે યુગ કરતાં હું ઘણો સારો છું એમ તમને ખુલ્લુ જણાશે. જુઓ કે સત્ય, ત્રેતાને દ્વાપર યુગનો આયુષ બહુ લાંબો હોય છે તેથી આ દુખદાયક માયામાંથી કોઇ પ્રાણી વ્હેલો તાગી શકતો નથી વળી ઘણા પ્રાણીઓ તે ત્રણ યુગમાં જપ, તપ, ધ્યાન, દાન

વીગેરે મોક્ષ પંથ પળવા માટે કરતા હતા તોપણ પ્રભુ મળવા ઘણા મુસ્કેલ હતા. તેમજ તે યુગમાં પાપ, પ્રપંચ, જુગાર જાર કર્મ, જુઠું બોલવું તથા અન્યાય અધર્મ અનીતિ વીગેરે કંઇ નહી હોવાથી તમે તે યુગને વખાણો છો પણ જરા મ્હારા ઉપર કૃપા કરીને મ્હારી વારતા સાંભળ્યા પછી મને માર મારજો તવ ધરમરાજાએ ભીમસેનને કહ્યું કે કળીની વારતા પુર્ણ થયા પછી તેને શીક્ષા કરજે તે શીવાય કંઇ પણ હરકત કરીશ નહી. એવું ધરમરાજાનું બોલવું સાંભળીને ભીમસેન બોલ્યો, અરે વ્હાલા ભાઇ તમારૂં બોલેલું વચન હું મુસ્તકે ચઢાવું છું. તવ કળી પાન્ડવો પ્રત્યે કહે છે કે મ્હારા વારામાં ત્રણ યુગ કરતાં અવળું ચાલશે. તે એવિ રીતે કે સત્ય ત્રેતાને દ્વાપર કરતાં મ્હારા યુગમાં આવરદા બહુ ટુંકો થશે. તેથી કરીને પીતા પહેલા પુત્રનો નાશ થશે. પુરૂષ સ્ત્રીને સઘળી મીલકત સોંપશે એટલે નારી પોતાના પુત્રને દેવું દેખાડીને તમામ પુંજી પોતાની દીકરીને આપશે. નારી પુત્રનિ પત્નીને શત્રુ દેખશે અને જમાત્રને વ્હાલો ગણી તેના ઉપર અતી પ્યાર રાખશે. વળી સાસુ વહુના છોબલા પાડીને પોતાના પુત્ર પાસે તેણીને માર મરાવશે કદી પુત્ર તેમ ન કરે તો બાપ બેટાને લડાવીને તેમને એક બીજાથી જુદા પડાવિને વિરોધ વધારશે એ પ્રમાણે પુત્રના જુદા પડ્યા પછી માતા કહેશે કે પુત્ર વામાને વેશ થયો છે એમ કહી લોકોના આગળ નીંદા કરશે વળી માતા પુત્રીને ત્યાં જમાત્રને જોઇને આનંદ પામશે અને પુત્રને તથા પુત્રની પત્નિને દેખી ઘણો શોક ધારણ કરશે પણ શંખણી એમ વીચાર કરતી નથી કે પહેલા વહુ હતી અને પછી માતા થઇને બેઠી એટલે ઘેલી બનિ પુત્રને પરણાવતી વખતે માતા વહુના તાત ભ્રાતને સગા માનશે અને પરણાવીને ઘેર આવ્યા પછી વહુના ભાઇ બાપને અતી ગાળો દેસે એ પ્રમાણે મ્હારા વારામાં કોઇ સુખ પામવાનું નથી, જ્યાંને ત્યાં લોહી ઉકાળો ચાલ્યાં કરસે. વળી ધણિ ધણીયાણી, સાસુ વહુ માતા પુત્ર નણંદ ભોજાઇ તથા ભ્રાત ભગની વિગેરે કોઇ સુખેથી બેસશે નહિ, કોઇ તન દુખી, કોઇ મન દુખી. કોઇ ધન દુખી કોઈ અન્ન દુખી એ પ્રમાણે લોકોને અનંત પ્રકારનું દુખ પ્રાપ્ત થશે. તેમજ ભાંણા આંતરો એવી રીતે કરશે કે બાપથી બેટા છાનું ખાશે, બેટાથી બાપ છાનું ખાસે અને ભાઇથી ભગની તથા ભગનીથી ભાઇ છાનું ખાશે વળી પ્રેમદાને પીયરીયુ તથા ફરજન વ્હાલું લાગશે અને પુરૂષને સાસરીયું વહાલુ લાગશે પુરૂષ કુટુંબથી વહેર કરશે અને સાળા સસરાની શેવા કરશે કેટલાક પ્રાણી માબાપને દુષ્મન સરખાં ભાળશે

આ સંહાકૃત અન્ન જળ વીગેરે કોણ આપસે, ? આ રણમાં મ્હારા જેવો અ-ભીષ્ટ કોઇ નથી; એવું કળીનુ બોલવું સાંભળી વ્રકોદર કહે અલ્યા અધરમી મેં તને ઓળખ્યો કે તું નળરાજાને દુખ દેનારો છે. અલ્યા પાપી તું ઝટપટ અમારી નારી પાછી આપ નહી તો તને ઠેર મારી નાંખીશ તવ કળીએ પોતાની માયા સંકેલીને કુવામાં પ્રકાશ કરયો એટલે દ્રૌપતી સતી અજવાળે અજવાળે કુવા બહાર ચાલી; આવી. વ્રકોદરે દ્રૈપતીને જોઇને કળીને અતીશય માર મારવા માંડયો વ્રકોદરના મારથી કળી ત્રાસ પામીને બોલ્યો કે અરે મા બાપ મને જીવતો મુકો તો બહુ સારૂં ત્યારે ભીમસેન કહે અલ્યા કુકર્મી તેં મને રણમાં વૃક્ષે તાંણી બાંધ્યો અને વળી નારીને કુપમાં પુરી વીગેરે તેં બહુ બહાદુરી કરી છે. માટે તારા જેવા અધરમીનો નાશ કરવો એજ અમારો ધર્મ છે. એવું સાંભળી કળી બોલ્યો, અરે મહારાજ મ્હારો વારો બેઠો એટલે મને એમ સુજ્યું કે પાન્ડવો મને નબળો જાણીને વનમાં ચાલ્યા જાય છે. માટે તેમને નીશ્ચે ભ્રષ્ટ કરૂં પણ સત્યવક્તા સતીના સુત આગળ મહારૂં કંઇ ન ચાલ્યું. વળી વધારામાં કહ્યું કે અરે પાન્ડવો તમે તમારે હીમાળે ગળવા ખુશીથી ચાલ્યા જાઓ. હવે પછી હું તમને કંઈ રકત કરવાનો નથી. તવ ભીમસેન બોલ્યો, તારા વારામાં સર્વને નાસવું પડે છે અને જો કોઇ ન નાસે તો સુકૃત છોડીને જરૂર તેઓ પાપને પંથે ચડે માટે તને ઠેર મારૂં તો ઘણો આનંદ થાય કારણ કે જેથી કરીને તારો વારો બંધ થઇ જાય તું અતી અવગુણનો ભરેલો છે. તેથી તને જીવતો મુકવાનો નથી એમ કહીને વ્રકોદર દુષ્ટ કળીને માર મારવા લાગ્યો. વાયુનંદન પાપી કળીને નીચે નાંખી તેની છાતીપર ચઢી બેઠો છે, તેથી કળી અકળાઇને બુમો નાંખેછે. એ પ્રમાણે ભીમસેનના અતીશય મારથી કળી ધરમરાજાને કરગરીને કહેવા લાગ્યો કે અરે મહારાજ તમે મહારી પહેલ વહેલી વારતા સાંભળી લ્યો પછી મને મારવો હોય તો મારજો. તવ ધરમરાજાને દયા આવવાથી તે વ્રકોદર પ્રત્યે બોલ્યા. અરે વ્રકોદર તું કળીને મારે તો તને પરમેશ્વરની આણ છે એ પ્રમાણે ધરમરાજાનું બોલવું સાંભળીને ભીમસેન ખમઆઇને ઉભો રહયો. ત્યાર પછી કળી ધરમરાજા પ્રત્યે બોલ્યો, હે મહારાજા જો તમે જ્ઞાન દ્રષ્ટીએ જોશો તો સત્ય, ત્રેતાને દ્વાપર આ ત્રણે યુગ કરતાં હું ઘણો સારો છું એમ તમને ખુલ્લુ જણાશે. જુઓ કે સત્ય, ત્રેતાને દ્વાપર યુગનો આયુષ બહુ લાંબો હોય છે તેથી આ દુખદાયક માયામાંથી કોઇ પ્રાણી વહેલો છુટી શકતો નથી વળી ઘણા પ્રાણીઓ તે ત્રણ યુગમાં જપ, તપ, ધ્યાન, દાન

વીગેરે મોક્ષ પંથ પળવા માટે કરતા હતા તોપણ પ્રભુ મળવા ઘણા મુસ્કેલ હતા. તેમજ તે યુગમાં પાપ, પ્રપંચ, જુગાર જાર કર્મ, જુઠું બોલવું તથા અન્યાય અધર્મ અનીતિ વીગેરે કંઇ નહી હોવાથી તમે તે યુગને વખાણો છો પણ જરા મહારા ઉપર કૃપા કરીને મહારી વારતા સાંભળ્યા પછી મને માર મારજો તવ ધરમરાજાએ ભીમસેનને કહ્યું કે કળીની વારતા પુર્ણ થયા પછી તેને શીક્ષા કરજે તે શીવાય કંઇ પણ હરકત કરીશ નહી. એવું ધરમરાજાનું બોલવું સાંભળીને ભીમસેન બોલ્યો, અરે વ્હાલા ભાઇ તમારૂં બોલેલું વચન હું મુસ્તકે ચઢાવું છું. તવ કળી પાન્ડવો પ્રત્યે કહે છે કે મહારા વારામાં ત્રણ યુગ કરતાં અવળું ચાલશે. તે એવિ રીતે કે સત્ય ત્રેતાને દ્વાપર કરતાં મહારા યુગમાં આવરદા બહુ ટુંકો થશે. તેથી કરીને પીતા પહેલા પુત્રનો નાશ થશે. પુરૂષ સ્ત્રીને સઘળી મીલકત સોંપશે એટલે નારી પોતાના પુત્રને દેવું દેખાડીને તમામ પુંજી પોતાની દીકરીને આપશે. નારી પુત્રનિ પત્નીને શત્રુ દેખશે અને જમાત્રને વ્હાલો ગણી તેના ઉપર અતી પ્યાર રાખશે. વળી સાસુ વહુના છોબલા પાડીને પોતાના પુત્ર પાસે તેણીને માર મરાવશે કદી પુત્ર તેમ ન કરે તો બાપ બેટાને લડાવીને તેમને એક બીજાથી જુદા પડાવિને વિરોધ વધારશે એ પ્રમાણે પુત્રના જુદા પડ્યા પછી માતા કહેશે કે પુત્ર વામાને વેશ થયો છે એમ કહી લોકોના આગળ નીંદા કરશે વળી માતા પુત્રીને ત્યાં જમાત્રને જોઇને આનંદ પામશે અને પુત્રને તથા પુત્રની પત્નિને દેખી ઘણો શોક ધારણ કરશે પણ શંખણી એમ વીચાર કરતી નથી કે પહેલા વહુ હતી અને પછી માતા થઇને બેઠી એટલે ઘેલી બનિ પુત્રને પરણાવતી વખતે માતા વહુના તાત ભ્રાતને સગા માનશે અને પરણાવીને ઘેર આવ્યા પછી વહુના ભાઈ બાપને અતી ગાળો દેસે એ પ્રમાણે મહારા વારામાં કોઇ સુખ પામવાનું નથી, જ્યાંને ત્યાં લોહી ઉકાળો ચાલ્યાં કરસે. વળી ધણિ ધણીયાણી, સાસુ વહુ માતા પુત્ર નણંદ ભોજાઇ તથા ભ્રાત ભગની વિગેરે કોઇ સુખેથી બેસશે નહિ. કોઇ તન દુખી, કોઇ મન દુખી. કોઇ ધન દુખી કોઈ અન્ન દુખી એ પ્રમાણે લોકોને અનંત પ્રકારનું દુખ પ્રાપ્ત થશે. તેમજ ભાંણા આંતરો એવી રીતે કરશે કે બાપથી બેટા છાનું ખાશે, બેટાથી બાપ છાનું ખાસે અને ભાઇથી ભગની તથા ભગનીથી ભાઇ છાનું ખાશે વળી પ્રેમદાને પીયરીયુ તથા કુટુંબ વ્હાલું લાગશે અને પુરૂષને સાસરીયું વહાલુ લાગશે પુરૂષ કુટુંબથી વહેર કરશે અને સાળા સસરાની શેવા કરશે કેટલાક પ્રાણી માબાપને દુશ્મન સરખાં ભાળશે

અને ભાઇ ગ્રહસ્થ હોય તો તેને દેખીને દાઝે બળશે તેમ સાસરીયાંની સાહ્યબી જોઇને મકલાતા હાથીની માફક ચાલશે વળી પાડોશીની સાથે પણ વહેર કરાવીને એક બીજાને લડાવી મારશે ગરીબ પ્રાણીયો ગ્રહસ્થની સાહ્યબી જોઇને અતી દીલગીર થશે અને ગ્રહસ્થ લોકો પોતાની પુંજી ગરીબ આગળ તારવી બતાવી ગરીબને તુચ્છ ગણી કહાડશે. મ્હારા વારામાં ગ્રહસ્થ લોકોની એવી બુદ્ધિ થશે કે જેમ જેમ ગ્રહસ્થને પૈસો મળશે તેમ તેમ તે મો અતિ કંજુસ થશે તેઓ ધર્મના કામમાં એક પાઇ સરખી પણ વાપરશે નહી અને નાહક ગરીબો આગળ ગ્રહસ્થાઇ બતાવી ફરસે વળી જ્યારે પોતાના ઘેર ટાંણું આવસે ત્યારે ગ્રહસ્થાઇ દેખાડવા માટે તથા કીરતી થવા માટે જબરાં જમણ કરસે. પછી પોતે દસે દીશાએ એવી નજર રાખસે કે રખેને કોઇ અન્ય પેટ ભરી જાય. એ પ્રમાણે સર્વને જમાડયા પછી એંઠવાડો વેચાથી આપીને પોતાના માતા પીતાનું નામ બોલસે, તેમજ વળી પોતે ગ્રહસ્થ થઇને ગરિબ લોકોને પશુ માફક ગણસે, ગ્રહસ્થ લોકો જીવવાની અતી આશા રાખસે પણ મરણ સમયે શું થશે તેની તેઓ બીલકુલ દરકાર રાખતા નથી. મ્હારા વારામાં હું સર્વને અનીતિના રસ્તે ચઢાવીશ જેથી કરીને કોઇ મોક્ષ ગતી પામશે નહી. અને આજના જે જ્ઞાની પુરૂશો હશે તેઓ જરૂર ભ્રષ્ઠ બુદ્ધિને આધીન થશે. જે શાન્તી પામેલો સંત સાધુ હશે તેનો સ્વભાવ અતી ક્રોધાયમાન થશે. કોઇ ત્યાગી કે તપશી પુરૂષ હશે તે મ્હારી માયામાં નીશ્ચે લપશી પડશે વળી જે કોઇ જ્ઞાની જ્ઞાન પામેલો હશે તેને હું મહા મસ્તાની બનાવીશ જે ભક્તિવાળો હરીજન હશે તેની પાસે જરૂર કપટનો ચાળો રહેશે, મ્હારા વારામાં જ્ઞાન ક્ષીણ થશે અને અધર્મનો વધારો થશે બીજા યુગમાં એક ધર્મ ચાલતો અને મ્હારા વારામાં અનંત પંથ ઉત્પન્ન થશે ધર્માચાર્ય ગુરૂ થઇ ભોળાલોકોનાં ધન હરણ કરિ લેશે તેઓ લોકોને એવો ઉપદેશ કરસેકે આ માયા મીથ્યાછે સગાંવહાલાંવીગેરે મીથ્યાછેએમસમજાવી પૈસોહરણકરી લેશે. વળી ધર્માચાર્ય લોકોને બાવા કરશે અને પોતાના માટે તે સાધુને ભીખ માગવા વાસ્તે મોકલશે. એ પ્રમાણે ધર્માચાર્ય જેમ તેમ કરી લોકોનું ધન હરણ કરશે. બીચારા ભોળા લોકોને ભીખારી બનાવી ધર્મગુરૂ પૈસાદાર બનશે. ગુરૂ પરના પૈસે રંગ મહોલ બનાવી તથા સ્રીયો સાથે મોજ મજા ભોગવી અતી આનંદ કરશે અને ગરીબોને ભીખ માગતા કરશે. વળી લોકોને એમ કહેશે કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પંચ વીશયનો ત્યાગ કરવો જોઇએ. એ પ્રમાણે પોતે લોકોને ઉપદેશ કરશે પણ પોતે બીલકુલ કંઇ કરશે નહી. પોતે

સારાં સારાં મીષ્ટ ભોજન કરશે અને શેવકોને ખાવા માટે રોટલો સરખો પણ રહેવા દેશે નહી. પોતે ન્હાઇ ધોઇને સુંદીર વસ્ત્રો ધારણ કરી અનંત પ્રકારના વૈભોગ લેશે અને શેવકોને કહેશે કે માયાને મીથ્યા જાંણી દેહ ઉપરનો મોહ ત્યાગ કરવો. એ પ્રમાણે પાપીષ્ટ ધર્મગુરૂં મીઠું બોલી અતી અનીતિ કરશે. પોતે સ્વચ્છ રહીને રૂપાળા પાસે પગ ચંપાવશે અને ફાટાં મેલાં વસ્ત્ર પહેરીને કોઇ તેમના ચર્ણ ચાંપવા જશે તો મોં બગાડી પોતાના નાકે લુગડાનો ડુચો દાબશે. એ પ્રમાણે પોને લોકોને વિરાગે ત્યાગ કરવાનું કહે છે અને પોને ખુશીથી ભોગવે છે. ભોળા લોકો તેવા પાપીષ્ટ ગુરૂઓના ઉપદેશથી અવળે રસ્તે ચઢી મોક્ષપદનો રસ્તો ભુલી જશે. વળી કૈક મ્હોટી દુકાનો વાળા ધર્માચાર્યો મ્હોટાં મંદિરો બનાવી તેનને સોને રૂપે મઢાવશે, વળી તેમાં બાગ બગીચા તથા સુંદીર બેડકો બનાવી અની વૈભોગ લેશે. પોને ઠાકોરજીના નામથી સામગ્રી બનાવીને નીરાંતે આરોગી જશે. એ પ્રમાણે તેઓ અનત પ્રકારના વૈભોગ ભોગવશે છતાં અજ્ઞાની પ્રાણીઓ કંઇ વીચાર કર્યા વિના તેમને તાબે થસે. અજ્ઞાની ભોળા લોકો ઠાઠ માઠને માનિને પોતાની આખી ઉમ્મર એળે ગાળસે. વળી જ્યાં અજ્ઞાનીને પરમાદીનો પડીયો મળ્યો એટલે સદા તેમની ચાકરી કર્યા કરસે. તેમાં વળી કોઈ પહોંચેલા સેવક તો તેમના કારભારી થઇને બેસશે. અને તેઓ મ્હોટા ભક્ત થઈ ટીલું તાણી બીજા લોકોને એવો ઉપદેશ કરસે કે આ મનુશા દેહ ફરી આવવાનો નથી માટે આપણા ગુરૂને સારી રીતે પૈસા આપવા એ આપણો ધર્મ છે. એ પ્રમાણે લોકોને ઉધુ સમજાવી,. પૈસા ઉઘરાવી ધર્મ ચાર્યનું ઘર ભરસે. પછી તેમાંથી પોતે પોતાનો પગાર લેઇ ખાઇ પી આનંદ કરસે. તેમજ વળી તેઓ પ્રસાદોના પડીયા ચાટીને ગુરૂનાં છીદ્ર દાટસે કારભારીઓ ભોળા લોકોને એમ ઉપદેશ કરસે કે આપણા ઘેર ગુરૂ માહારાજ પધારે તો આપણા સઘળાં પાપ બળી જાય, એમ ધર્માચાર્યને રળાવીને પોતે પણ રળસે કારભારીઓ નીત્ય ધર્મગુરૂના ત્યાં મીષ્ટ ભોજન કરીને ધર્મના નામે ધન ધુતાવીને ધુતસે. એમ તેઓ ગુરૂનો મહીમા જ્યાંને ત્યાં વધારસે પણ પોતાના મનમાં બીલકુલ શ્રદ્ધા રહેસે નહિ. એવાં કુકરમી ગુરૂ તથા કારભારીઓનું કહ્યું માનનારા ભોળા, અજ્ઞાની લોકો કદી મોક્ષ પામતા નથી. ઘણા ગુરૂનું સેવન કરી મોક્ષ પદ માગનારનું કદી કલ્યાણ થતું નથી. મોક્ષનો માર્ગ ગુરૂથી ન્યારો રહેલો છે, તે માર્ગ ગુરૂ બતાવે છે માટે શીષ્યે તેમનો સારી રીતે ઉપકાર માનવો, સર્વે જણાએ ગુરૂનો ઉપકાર :માની સદા પોતાનું લક્ષ પ્રભુમાં જોડવું

જોઈએ. જો કદી પોતાનું લક્ષ પ્રભુમાં રાખ્યા સીવાય ગુરૂમાં રાખે તો તેનું કદી કલ્યાણ થતું નથી પણ મ્હારા વારામાં હે ધર્મરાજા હાવો સદ ઉપદેશ કરનારનું કહેવું કોઇ માનસે નહી. એ પ્રમાણે મ્હારી હરેક યુગ કરતા અવળી વેળા છે, એવું વેદ, શાસ્ત્ર, પુરાણ પોકારી કહે છે. પણ જગતના સમજ્યામાં આવતું નથી. હું મ્હારા રાજ્યમાં ખોટાનું ખરૂં ચલાવીશ. અને ખરાનું ખોટું ચલાવીશ. હું ખરા જ્ઞાનાનીને ભ્રષ્ટ કરી ધુતારાનો ધર્મ વધારીશ. તેમજ સાચાનો ધર્મ તોડી નાંખીને પાંખંડીનું પુજન કરાવીશ, એ પ્રમાણે લોકો મ્હારા વારામાં અવળાનું સવળું માનસે વળી જે સાચી વાર્તા હશે તેને જસમાં સૌ ખોટી માનસે. મ્હારા વારામાં હું કલ્પીત સંસ્કૃત ઉભું કરીને જગતમાં સાચું મનાવીશ. તેમ પુરાણ પુસ્તકના અંથો સવળાના ઉલટા કરાવીશ હું સતીના સીશે લાન્છન લાવીને શાહુકારને ચોર ગણાવીશ. વળી સધરમીને પાછો પાડીને અધરમીનું જોર વધારીશ. સાચા માણસોને જુઠા ઠરાવીને જુઠાને સાચા મનાવીશ, કાયરને સુરા બનાવીશ અને સુરાને કાયર બનાવીશ. વળી જોતીશ વીધા જુઠી પાડીને જગતની શ્રદ્ધા તેના ઉપરથી ઉઠાડીશ તેમ હું વૈદોને અજાણ ઠરાવવા માટે હું નવા નવા રોગ ઉત્પન્ન કરીશ, એ પ્રમાણે ઉત્પાત કરી લોકોને સવળાને બદલે અવળે મારગે ચઢાવવા તેજ મહારો ધર્મ છે. હું સર્વની બુદ્ધિ સ્વાર્થ ઠરાવીશ જેથી પરમાર્થનો રસ્નો નાશ પામશે વળી કીરતીના દાનનો એવો રીવાજ કહાડીશ. જેથી જ્ઞાની પુરૂષો હસ્યા કરશે વળી કોઇ બ્રહ્મ ભોજન કરાવે તે વેળા તે જસ લેવા માટે અંકારથી પુછશે કે રસોઇ કેવિ બની છે ! ત્યારે અધરમી બ્રાહ્મણ વખાણ કરશે કે દાળતો દુધપાક તુલ્ય બની છે એમ તેઓ અન્ન ઉપર બેશીને જુઠું બોલશે. વળી કોઇ તેમને પુછશે કે તમે કેમ જુઠું બોલ્યા ! ત્યારે તે કહેસે કે અન્ન દેવતાને કદી ખોટું કહેવાય નહી. પણ ખરૂ જોતાં તેઓ અન્ન દેવતા ઉપર બેશીને યજમાનને વહાલા થવા માટે રસોઇના વખાણ કરશે તેથી તમને બમણું પાપ થશે વળી પ્રેમદાઓ એવી રીતે વરતશે કે પોતાના ધણીને સુનો વેચશે અને પર પુરૂષના મુખડાં જોઇને મોહી જશે તેઓ પોતાના કુળની આબરૂ દુર મુકીને ધન માટે અતિ અનીતિ કરશે. સ્ત્રીયો પરપુરૂષના સારાં નરતાં રૂપ ત્થા સારા નરતા પોશાક જોઇ વીશયના રસ્ને ચઢશે પોતાનો સ્વામી જ્યાં જવાનું ના કહેશે ત્યાં તે બમણી જશે વળી સ્રીયો પોતાના કંથ સાથે મુમત બાંધીને અતી કલેશ કરશે સ્રીયો વૃદ્ધા વસ્થાની થશે તોહયે જોબન વેશે ફરશે. જે સ્રી અયુત સ્વામી કરસે તેને કપુત કહેવાસે અને શત સ્વામી કરસે તે સપુત કહેવાસે પોતાના

સ્વામીના સ્નેહીના માંથે કુડુ કલંક મુકી પોતાના કંથને તેની સાથે લડાવસે પુ-રૂષોનું પુરૂષાતન ઘટશે અને તેથી સ્ત્રીયોને અતીશય વેહ વધસે. તેમ બનાવા-થી નારી કુડા કૃત્ય કરીને સામાને માથે આળ મુકસે, પશુનું મૈથુન દેખીને વામાને વેહ ચઢસે અને જો કોઇ સારી શીખામણ દેતો તેઓ સામાનેજ ગળે પડશે. મહારા વારામાં સ્ત્રીનું ચલણ ચાલશે અને પુરૂષોનું તો બીલકુલ બો-લ્યું અ બોલ્યું થસે. વળી કેટલીક સ્ત્રીયો પોતાના પતીને કહેસે કે તમને વ-ધારે સ્ત્રીયો પરણવાની છુટ છે માટે અમે પણ વધારે પતી કરીશું પણ સ્ત્રીયો મનમાં વીચાર નહી કરે કે પુરૂષ વધારે સ્ત્રીયો પરણી શકે છે પણ સ્ત્રીનાથી એક વીના બીજો પતી થાય નહી. એ પ્રમાણે મહારા વારામાં સઘળી અવળી વર્તણુંક થસે. ધર્મ શાસ્ત્રે પુરૂષને સ્વતંત્ર રહેવાની છુટ આપી છે, પણ પ્રેમદા-ને સ્વતંત્ર રહેવાનું કદી કહ્યું નથી. એક પુરૂષ પછવાડે નવ નવ નારીયો ફરશે અને સદા તેમની વૃત્તિ કામાતુર રહેશે, કાં પોતાની સ્ત્રી, કે માતા, બેન કાકી માશી વીગેરે ગમે તે હશે પણ તેઓ સઘળા કુળની મર્યાદા મુકીને પશુ સમઞ્ય વહાર વર્તશે. નરનારી હમેશાં એક વાહન ઉપર બેશીને હવા ખાવા ( આનંદ માટે ) જસે નર હમેશાં સ્ત્રીના સરખા પોશાક પહેરશે અને સ્ત્રીયો પુરૂષના સ-રખા પહેરસે. અબળા પુરૂષના જેવા ખાડા વાળા ઉપાન પહેરીને, છત્રો રૂમાલ વીગેરે હાથમાં પકડીને તથા પતીનો હાથ ગ્રહીને માત, તાત ભ્રાત તથા નાતની શર્મ કોરાણે મુકી ફરતાં ફરસે. જો કોઈ તેવી સ્ત્રીને શીખામણ દેસે તો તેણી ક-હેસે કે કયા પર પુરૂષનો હાથ પકડયો છે, તેમાં હું કંઇ અધરમ કરતી નથી. એ પ્રમાણે વિદ્યા ભણીને આડે રસ્તે ચઢી જસે. એવા એવા ઉત્તર દેઇ પોતા-ની બહાદુરી બતાવસે. પુત્રી માતા પીતાને જોઇ ખુશી ખુશી થસે તેથી મા બાપ એમ ધારસે કે મહારો જમાત્ર બહુ હોંશીયાર છે. જયારે દીકરી સાસરેથી પોતાના ઘેર આવે ત્યારે પોતાની પુત્રીને લાડ કરીને માતા પીતા તેણીનો આ-ખો ભવ એળે ગળાવસે, એ પ્રમાણે મહારા વારામાં સઘળાની સુમતી નષ્ઠ પા-મી કુમતીનો વધારો થસે. સગા વહાલામાં તથા જેનીને તેની આખમાં ઝેર વ-ધસે. સઘળા લોકો કંગાલ ઉપર કેર કરસે અને જબરા લોકોની મેહેર માગસે. વળી જે પોતાનાં સગાં હસે તેતો સાચુ શત્રુ પણું કરસે. જાતી ટળીને જ્ઞાની થસે તેથી કરીને સેઠ પટેલીયા પણ બનસે તેમાં જેઓ સેઠ પટેલીયાઓ બનસે તેઓ તો એવા ચાન્ડાળ સરખા નીવડસે કે બીચારા ગરીબોને બહુજ કનડશે, તેમજ તેમની પાસેથી લાંચો ખાઇ પોતાનું ઘર ભરસે. એ પ્રમાણે જે સેઠ પટેલ કહેવાતા હસે તેતો જરૂર ચાન્ડાળ સરખા થસે. મહારા વારામાં બ્રાહ્મણ કે

વાણીયા ઉંચ હોવા છતાં નીચ થશે કારણ કે તેઓ બહાર ભક્તિ બનાવશે પણ ( તેઓ ) બહુજ પ્રપંચી નીવડશે વળી સ્ત્રીયોના માતા પીતા ન્હાનપણથીજ પોતાની બાળકીને પુરૂષોના પોશાક પહેરતાં શીખવશે તેથી કરીને મ્હોટી ઉમ્મરે પણ તેની તેજ ટેવ રહેશે. પણ ખરૂં જોતાં તેમાં માતા પીતાનો વાંક નથી કારણ કે જેમ સઘળું કાર્ય કર્તા હર્તા ભગવાન છે તેમ મ્હારા વારામાં મ્હારૂં કરાવ્યું બનવાનું છે મ્હારા વારામાં મેઘ પણ અનીયમીત પ્રમાણે ચાલીને ઓછો આવશે. કેટલીક વખત મેઘ ચઢી આવીને જતો રહેશે. કદી મેઘ વધારે વરસશે તો અન્ન બોળે જશે, કદી અન્ન ઉત્પન્ન થશે તો અનેક પ્રકારનાં જંતુ થઇ તે ખાઈ જશે, વળી હું નવા નવા રંગ બતાવીશ પણ તે રંગ એવા હશે કે જેમાં બીલકુલ ઢંગ મળે નહી. સર્વ લોકોની જેજે આશા ઉમંગ હશે તે તે હું નીષ્ફળ કરીશ. જે ધર્મ ધ્યાન વીગેરે કરતા હસે તેમનું હું પરી પુર્ણ થવા દઈશ નહી. કદી પુર્ણ થવા દઈશ તો તેનામાં અભીમાન લાવી એનું કરાવ્યું ધોવરાવી નંખાવીશ. વળી મ્હારા વારામાં જુદા જુદા પંથ તથા કલ્પીત ગ્રંથ ચલાવીશ. તેમજ કોઇ પ્રતીમાને પ્રભુ માનશે અને વળી પ્રતીમાને પાશાણ પણ માનશે. કોઈ પ્રભુને સાકાર કહેશે કોઈ નીરાકાર કહેશે, કોઇ કરતા કહેશે, કોઇ અ કર્તા કહેશે, કોઇ નીરગુણ કહેશે, કોઇ સગુણ કહેશે, કોઇવ્યાપક કહેશે, કોઈ ન્યારો, કહેશે, કોઇ સુતાને માનશે કોઇ ઉભાને માનશે અને કોઇ બેઠાને માનશે વળી કોઈ એવું માનશે કે કંઇ છેજ નહી. કોઇ છબીને પુજસે કોઈ કાષ્ટ મૃતીકાને પુજસે વળી કોઈ તે વાતને નેવેજ મુકસે એ પ્રમાણે અનેક પંથ નીકળસે પણ તેનો સો સાર છે તે વાતની કોઇને ખબર પડવાની નથી. વળી કોઈ તીલક આડાં ઉભાં તાણસે તેમજ કોઇ બીનગી ભસ્મ વીગેરેનો ઠાઠ પાઠ કરશે. કોઇને ઉભા ટીલકમાં એક ચાંલ્લો હશે, કોઇને બે ત્રણ પણ હશે. કોઇ ધનુશ બાણાકાર તીલક કરશે. કોઇ રૂદ્રાક્ષ, તુળશી તથા સ્ટાફીક મણીની માળાઓ ઘાલશે. એ પ્રમાણે હે ધર્મરાજા મ્હારા વારામાં અનેક પંથ ઉત્પન્ન થશે તે સઘળાને જ્ઞાની પુરૂષો કેવળ જુઠા માનશે. વળી તે જ્ઞાની મહાત્માઓ કોઇને સહ ઉપદેશ કરશે પણ તેમનો ઉપદેશ કોઇ સત્ય માનશે નહી. વળી અનેક પંથવાળા માંહોં માંહે લડી મરસે. તેઓ એક બીજાને કહેશે કે ત્હારો ખોટોને મ્હારો ખરો, પણ ખરૂં જોતાં મ્હારા વારામાં નીકળેલા પંથ જ્ઞાની લોકો જુઠાજ માનશે પછી જે કેવળ હીજડા જેવા હશે તેઓજ તે પંથો સત્ય માનીને પોતાનું અકલ્યાણ કરશે, જેમ કોઇ જે જે વસ્તુ ખાય તેને તેનો સ્વાદ જણાય છે, તેમ જે

પુરૂષ જે પંથમાં પેંડા હશે તેને તેજ સત્ય જણાશે, જેમ ભુંડુ ભુંડાનો ભાગ રાખે છે. તેમ હું પણ મ્હારા વારામાં કોઈને ચાલતાં સુધિ પરમ પદમાં જવા દેતો નથી. હું સત્ય વાર્તા કોઇના મનમાં ઠસવા દેવાનો નથી. કદી કોઇના મનમાં સત્ય વાર્તા બેસી જશે તો તેનામાં આળસ મુકી તેને તેનો અનુભવ થવા દેઇશ નહી. તેથી તેના હાથ આવેલી સત્ય વસ્તુનો નાશ થશે જેથી તેનું કર્યું કારવ્યું ધુળ ધાણી થસે, પણ જે પુરણ પ્રારબ્ધી જીવ છે તે તો સત્ય વસ્તુ કદી ખોઇ બેસસે નહી. મહારૂં સત્ય જ્ઞાની પુરૂષો આગળ કંઇ ચાલસે નહી પણ જગતમાં તેમનું અપમાન થાય એવો ઉપાય ચલાવીશ હે ધર્મ રાજા મહારા વારામાં જે સાચા પ્રાણી હસે તેમને જુઠા ઠરાવીશ વળી જે સાચાની સવળી રીતી હશે તે સર્વને અવળી ભાસશે લોકોને સત્ય વાર્તા ન્યાયમાં બેસશે છતાં મહારા પ્રભાવથી કોઇ તે સત્ય માનશે નહિ. એ પ્રમાણે હું અનેક અવગુણનો ભરેલો છું, કોઇનું સારૂં થવા દેઇશ નહિ. મ્હારા વારામાં પોતાનું કલ્યાણ કરવા સંસારી લોકોમાંથી કોઇ ત્યાગી થસે પણ તે ત્યાગી થનારને બમણો પાપમાં નાંખીશ. ત્યાગી પુરૂષોની સેવા નર કરતાં નારીઓ અતીશય કરશે. તેમાં વીધવા સ્ત્રીયો તો તેમની સેવામાંને સેવામાં પડી રહેસે બીચારી વીધવાઓને પતી નહી અને સન્યાશી, સાધુ, બ્રહ્મચારીયોને બાયડીઓ નહી તેથી હું તેમને ભ્રષ્ટ કરી નર્કમાં નાંખીશ. વળી યોબન વયવાળી વીધવાઓ ત્યાગીયોની પાસે વિદ્યા ભણવા રહેસે, તેમ તેઓ તેમને ગુરૂ મહારાજા ગુરૂ મહારાજા કહી તેમના ચરણ ચાંપસે નવરાવસે અને સુંદીર રસોઇ કરી જમાડસે તેમ બનવાથી ત્યાગીયો નીશ્ચે વીશયના રસ્તે ચઢી અઘોર નર્કમાં જસે. તેમાં જગતના અજ્ઞાની જીવો તો એવું ધારસે કે સ્ત્રીયોને તો ત્યાગી તાતને ઠેકાણે છે. એમ માની બેશી તેઓ આ દુનીયાની ભુંડી હાલત લાવસે વળી વીધવાઓ કહેસે કે કંથ ગયો તો વ્યવ્હારને શું કરવોછે. માટે અમે તો આ ત્યાગી સ્વામીની સેવા કરીને ભવપાર ઉતરીશું, એમ કહી સ્વામીની સેવામાં રહી મનને ગમે તે પ્રમાણે ચાલસે. વળી જગત તેમની નીંદા ન કરે માટે તેઓ પોતાના હાથમાં સદા માળા ઝાલસે. એવું જોઇ ભોળીઆ લોકો કહેસે કે આ બાઇ તો ભક્તછે. એને સંસારની કંઇ અપેક્ષા નથી, બીચારી ગુરૂ મહારાજાની સેવા કરીને વિદ્યા ઠીક ભણી છે. પણ વિધવાઓ વિદ્યામાં શું ભણી છે, તે કહી બતાવુંછું જુઓ કે વીધવાઓ એમ કહેસે કે આ અમારી પંચ ભુતની દેહ છે, તે દેહ હુ નહી ને

દેહ મ્હારો નહી હું તો દેહથી ન્યારી રહેલી છું. માટે જે દેહ વડે કર્મ બને છે તેની હું કદી ભોગદારી નથી. દેહનાં કર્મ દેહ કરે છે તેમાં મને કંઇ દોશ નથી. એ પ્રમાણે ગુરૂજીનું અતી ઉત્તમ જ્ઞાન મળ્યાથી તેઓ તેમના મનમાં કંઇ છોશ ધરશે નહી અને અધર્મનાં કાર્યો કરયા કરશે. વિધવા ગુરૂ મહારાજની ચેલી બનીને સદા તેમના ચરણ ચાંપ્યા કરસે જેથી વ્યભીચાર થયા વિના કદી રહેશે નહી. જુઓ કે કામદેવને શીવ સરખા જીતી શકયા નહી તો મનુષ કોણ માત્ર છે ! તેઓ ( ત્યાગાચો ) મીથ્યા અચળ પનું બતાવશે પણ જ્ઞાની પુરૂષો તો તેમનો પ્રપંચ સમજ્યા વિના કદી રહેસે નહી. કોઈ પણ ગ્રંથમાં એવું કહ્યું નથી કે સ્ત્રીયે ત્યાગીની સેવા કરવી અથવા ત્યાગીએ સ્ત્રી પાસે શેવા કરાવવી. છતાં સન્યાસીયો, બ્રહ્મચારીયો તથા વેશ ધારીઓ સ્ત્રીયોને સેવામાં રાખસે એ કેવળ મ્હારો પ્રભાવ જેમ કાજળની કોટડીમાં ગયેલો માણસ કદી કોરો રહેતો નથી, તેમ તેઓ નીશ્ચે બગડયા વિના રહેશે નહી. વળી જેણે ન્હાતી વેળા કોઇ પેશાબ કરે તો તે પાણી ભેગું ચાલ્યું જાય છે, તેમાં ગુરૂ સેવકની છાની વારતા કોણ જાણી શકે ! એવા એવા મ્હારામાં અનેક અવગુણ છે તે કહે-તામાં પાર આવે તેમ નથી. મ્હારા રાજમાં ડગલે ડગલે વ્યભીચાર વધશે. જે રાજ્યવંસી હસે તે રઝળતા થસે અને જે ગુલામ હસે તે સુખેથી રાજ્ય કરસે, સગાં સહોદરની કોઈ લાજ ગણસે નહી. રાજા રૈયતને દુઃખ દેઇ ધન હર્ણ કરી લેશે. રાજા ન્યાય તજી અન્યાય ચલાવી લોકોના દંડ કરશે. એ પ્રમાણે રાજા રૈયતને રગડશે તેથી રૈયત રાજાનું ભુંડું તાકશે મ્હારા વખતમાં વસ્તીમાં દુખ પડસે અને વગડામાં આનંદ થશે. વળી દરેક યુગ કરતા મહારા યુગમાં ઓછા આયુશની સૃષ્ટી થશે. સ્ત્રીતો સાત વરસની થશે એટલે લજ્યા રાખીને ફરસે ને નવ વરસે ગર્ભધારણ કરસે, તેથી નીરબળ પ્રજા ઉત્પન્ન થશે. સર્વની મંદ બુદ્ધિ થવાથી આયુશ ટુંકો થશે એવા થોડા આયુશમાં આશા તૃષ્ણાનો વધારો વધવાથી પ્રભુનું ભજન યાદ આવસે નહિ, અને તે પ્રમાણે તે યાદ નહી આવ-વાથી જીવનું ભુંડું થશે વહુ સોળ વર્ષની થસે એટલે સાસુ એવાં મેહેણાં દેશે કે રાંડ તું તો વાંઝણી રહી, ત્હારે બાળ બચ્ચાં થયાં નહી તેથી તેં બધી જીંદગી ડુબાવી. એ પ્રમાણે સાસુ વીગેરે ન્હાની ઉમ્મરમાં વસ્તાર માગશે તેથી કરીને નીરબળ પ્રજાનો ટુંકો આયુષ થશે જળ ત્રુણ પણ કાંટે તોળાશે એ પ્રમાણે અતી અપલક્ષણ અવગુણનો વધારો થસે. હવે તમે કહો તો વિષેશ કહી સંભ-ળાવું, એવું કળીનું બોલવું સાંભળીને ધરમરાજા ક્રોધે ભરાઇને બોલ્યા, અરે

દુષ્ટ તું ચુપ રહે નહી તો ભીમસેનના હાથની લાતો ખાઇશ તવ કળી કહે અરે મહારાજ હવે મ્હારા ઉપર કૃપા કરી મ્હારા ગુણ સાંભળ્યા પછી મને મારજો. એટલે ધર્મરાજાએ વ્રકોદરને કહ્યું કે હે વીરા દુષ્ટ કળીને હમણાં મારવાનું બંધ કરો તેના ગુણ સાંભળ્યા પછી શીક્ષા કરીશું તવ કળી કહે હે મહારાજા સત્ય ત્રેતાને દ્વાપર વિષે સઘળા લોકો નીતીથી ચાલતા હતા તથા પોતાનો ધર્મ ખડગની ધારાએ સાચવતા હતા. વળી લોકો જપ તપ કરી કાયાને કષ્ટિ આપતા હતા એ પ્રમાણે સદા નીયમમાં રહેતા હતા પણ તેવામાં પ્રભુ મળવા બહુજ કઠણ હતું અને મ્હારા વખતમાં ખટ માસ દ્રઢ ચીત્તે પ્રભુનું સ્તવન કરવાથી મનુષ્ય જન્મ મૃત્યું થકી જરૂર મુકાય છે. બીજું ત્રણ યુગમાં લોકો અતીશય પુન્ય કરતા હતા પણ તે પુન્ય કમતી થતું અને મ્હારા વખતમાં એક દાનનું સહસ્ત્ર ગણું ફળ મળશે. ત્રીજું ત્રણે યુગમાં લોકો ઘણાં વરસ દયાન ધરતા હતા પણ મહારા વારામાં એક ઘડી ધ્યાન થયું હસે તો તે અપાર થઇ ગયું હશે. એ પ્રમાણે મહારા કરતાં તે ત્રણ યુગો ઘણા નબળા છે, ચોથું ત્રણ યુગમાં સ્ત્રીયો પ્રભુની તથા પોતાના પતીની શેવા કરતી હતી ત્યારે મોક્ષ ધામ પળતી હતી અને મહારા વારામાં ફકત પોતાના પતીની સેવા કરશે તો પણ જરૂર તેનું કલ્યાણ થશે. હે સતીના કુમાર એ પ્રમાણે મહારામાં ચાર ગુણ અતી ઉત્તમ છે. એવું કળીનું બોલવું સાંભળી ધર્મરાજા ભીમસેનને કહે છે, હે વિરા કળીના અતી અવગુણ આ ચાર ગુણો આગળ ઢંકાઇ ગયા, માટે તેને મારશો નહિ તવ વ્રકોદર બોલ્યો, અરે મહોટાભાઇએ દુષ્ટે આપણને અતી દુઃખ દીધું તેટલા વાસ્તે હું તો તેને ઠેર મારીશ. તવ યુધિષ્ટિર કહે કોટી દીપક એક રવી આગળ ઢંકાઇ જાય, છે તેમ કળીનાચાર ગુણ આગળ તેના અતી અવગુણ ઢંકાઇ ગયા છે માટે તેને જીવતો છુટો મુકી દો. એવુ ધરમરાજાનું કહેવું સાંભળી વ્રકોદર બોલ્યો એ દુષ્ટ પાપીએ આપણને ઘણા હેરાન કર્યા છે ત્યારે કળી કહે અરે મહારાજા મેંતો તમારૂં પારખું જોવા માટે સઘળું દુખ દીધું હતું, દ્રૌપતીને પણ મેં તાવી જોઇ તેમાં મહારૂં કઇ ચાલ્યું નહી, તેથી હું તમારા જેવા સતીયાને કોટી વખત નમી પડું છું હે સતીના પુત્ર તમારૂં સત્ય જોઇ હું અતી આનંદ પામ્યો છું. હવે તમને પ્રભુ પ્રસન્ન થશે માટે ખુશીથી હીમાળો ગળવા માટે પધારો. એ પ્રમાણે કળીએ પાન્ડવોને અતી માન્ય આપ્યું તેથી ધરમરાજા બોલ્યા કે અરે ભીમસેન ભાઇ તેને તમે જીવતો છોડી દો, તેનામાં જે માણસ ભળશે. તેને તે આડે રસ્તે ચઢાવશે નહી, તો જ્ઞાની આગળ તેનું કંઇ ચાલે તેમ નથી. એવું સાંભળી ભીમસેને તુરત કળીને છોડી દીધો ત્યાર પછી પા-

ન્ડવો તથા દ્રૌપતી સતીએ છયે જણા હરી સ્મરણ કરતાં કરતાં હીમાળો ગળવા માટે ચાલ્યાં તે પ્રમાણે ચાલતાં ચાલતાં થોડેક દુર ગયા એટલે એક સરોવર આવ્યું તેમાં તેઓએ પાણી પીવાનો વીચાર કર્યો. જ્યાં પાન્ડવો પાણી પીવા માટે પોતાનાં લુગડાં [વનકુળ] ઉંચા કરી સરોવરમાં દાખલ થયા કે તુરત એક મહા બળવાન વાઘ જેમ બાર મેઘની ગર્જના થતી હોય ને શું તેમ તે ગર્જના કરતો થકો ત્યાં ગયો. તે વાઘને જોઇ ધરમરાજા ગભરાઇ ગયા અને પોતાના ભાઇઓને કહેવા લાગ્યા કે નીશ્ચય આપણો કાળ આવ્યો તવ વ્રકોદરે યુધિષ્ટિરને હીમત આપી કે અરે મહોટા ભાઇ એ પામરના શા ભાર છે, હમણાં હું તેનો અંત આણું છું. એમ કહી પોને ક્રોધાય માન થઇ વાઘના સનમુખ ગયો. વાઘ પણ ભીમસેનને જોઇ ચીડાઇ ગયો. એવામાં વકોદરે લાગ જોઇ તે વાઘને પોતાના બગલમાં ઘાલ્યો પછી તેને પુછડાથી ઝાંલીને પાશાણ ઉપર પછાડયો, તવ તેનો વાઘનો દેહ મટીને ગાંધરવનો દેહ પ્રાપ્ત થયો. તે દેખીને પાન્ડવો વીસ્મય પામી ગયા ગાન્ધર્વ પાન્ડવો પ્રત્યે પોતાના બે કર જોડી ઉભો ત્યારે વ્રકોદરે તેને પુછયું કે અરે ભાઇ તું વાઘ ટળીને આ દેહ પામ્યો છું, માટે ત્હારી કોણ જાત છે તે કહે. એવું ભીમસેનનું બોલવું સાંભળીને ગાંન્ધર્વ બોલ્યો મહારાજા હું સ્વર્ગનો વાસી ગાન્ધર્વ છું હવે મહારી નીચ બુદ્ધિ થવાથી હું એક વખત અવની ઉપર આવ્યો હતો. પછી હું વનમાં ફરતો ફરતો દુરવાસા રૂષિ પાસે ગયો તો રૂષિજી બેઠા બેઠા તપ કરતા હતા. ત્યારે મેં તેમને બીવરાવવા માટે મારો વાઘનો દેહ બનાવ્યો તવ રૂષિ સમજી ગયા કે આ ગાન્ધર્વે મને ખીવરાવવા માટે પોતાનું સ્વરૂપ બદલ્યું છે. એમ સમજી દુર્વાસાએ મને એકદમ શ્રાપ દીધો કે જા મુર્ખ તું વાઘનો વાઘ રહેજે. ત્યારે મેં દુર્વાસા રૂષિને કરગરીને કહ્યું કે અરે મહારાજ મહારી મહોટી ભુલ થઇ છે પણ ગરીબ ઉપર કૃપા કરી શ્રાપનો અનુગ્રહ કરો તવ રૂષિને મહારા ઉપર દયા આવવાથી તેમણે મને કહયું, જા હાલ તો તને આ દેહ મળશે પણ વાયુ નંદન ભીમશેનના હાથે ત્હારો વાઘનો દેહ ટળશે. ત્યારે મેં દુર્વાસાને એટલુ પુછયું કે વ્રકોદર મને કયારે મળશે કે જેથી કરીને મહારો ઉદ્ધાર થાય. તવ રૂષિએ કહ્યું જ્યારે પાન્ડવો હીમાળો ગળવા જસે ત્યારે તને મળશે એ પ્રમાણે રૂષના કહયા મુજબ હું અહીં રહયો હતો. પછી જે વટે માર્ગુ સરોવરમાં પાણી પીવા માટે જાય તેને હું બરોબર તપાસતો હતો કે આ ભીમસેન છે કે નહી. પણ ઇશ્વર ઇચ્છાએ આપ ભલે પધાર્યા જેથી મહારો ઉદ્ધાર થયો. ઇશ્વર તમારિ જય કરો અને તમારો મોક્ષ થાઓ એમ આશીર્વાદ દેઈ ગાન્ધર્વ સ્વર્ગમાં ગયો ત્યાં જઈ પોતે ઇંદ્રને પગે લાગીને બોલ્યો અરે મહારાજ પાન્ડવો હીમાળો ગળવા જતાં મને મળ્યા, તેમાં વ્રકોદરના હા-

થથી મ્હારો વાઘનો દેહ ટળી આ દેહને હું પ્રાપ્ત થયો. તેમાં વળી તમારો પુત્ર અરજુનજી છે, તે પણ વનકુળ પહેરીને હીમાળો ગળવા જાય છે. તમારો પુત્ર ઘણો દુઃખી છે, માટે તમને કહેવા માટે આવ્યો છું. એવું ગાન્ધર્વનું બોલવું સાંભળી ઈંદ્રરાજાએ સર્વ દેવને આજ્ઞા આપી કે ચાલો મ્હારા દીકરાને અહીં તેડી લાવીએ. એમ નીશ્ચે કરી ઇંદ્ર તથા તેત્રીસ કરોડ દેવતા પોતાના પુષ્પના વૈમાનમાં બેશીને જ્યાં પાન્ડવો જતા હતા ત્યાં તેઓ રસ્તા વચ્ચે ઉભા. પાન્ડવો દેવતાઓને ચરણે નમીને ઉભા. ઇંદ્રરાજાએ નર્કને પુછયું કે તેં શા માટે હાવું રૂપ ધારણ કરયું છે ! તું મહારા જીવતા છતાં શા દુખે દુલ્યો છું ! ત્હારૂં ઘર બ્હાર કોણે છીનવી લીધું ! રાજ્ય પાટ મુકીને શા માટે આમ કરવું પડયુ એવું પોતાના પીતાજીનું બોલવું સાંભળીને નર બોલ્યો, અરે પીતાજી અમને કોઇએ કાંઈ કરયું નથી. કુડો કળીયુગ બેસવાથી અમે સઘળું જાણી જોઇને ત્યાગ કરયું છે. ત્યારે ઇંદ્રે કહયું અરે પુત્ર કળીયુગ આવ્યોતો તારે સ્વર્ગે આવવું જોઇતું હતું તેને બદલે તને આ રસ્તો કોણે બતાવ્યો ! આમ કરવાથી શું તમે સુખ માનો છો ઇશ્વરે મનુષ દેહ માટે સઘળા વૈભોગ તૈયાર કરી રાખ્યા છે. તે છોડીને કીયા પ્રાણીએ રોગ દોગ માગી લીધાં ! કોણ સુખ સંપત તજી બેઠો છે ! અને કદી તે તજીદે તેથી શું વૈકુંઠ મળે છે એમ તમે ધારો છો ! તવ અરજુન ચરણે લાગીને નીરમળ વાણી વડે બોલ્યો અરે પીતાજી આ પંચભુતની કાયા આપણી નથી તેને શા વાસ્તે સુખ દેવું જોઇએ ? તવ ઈંદ્ર કહે અરે દીકરા આપણે દેહ સાથે શું વ્હેર છે. ઝેર વીના શરીરને દુઃખ દેવું તે ઝેરીલાનું ઝેર છે, આપણે પંચભુતના વેરી નથી તો પછી શા માટે તેમની સાથે વ્હેર રાખવું ! એ દેહ વડે જ્ઞાન ધ્યાન થાય છે અને તેથી મોક્ષપદ પમાય છે. તે કારણ માટે જે તેના ઉપર કાળો કેર કરીને દુખ દે છે તેને કદી મોક્ષપદ મળતું નથી એટલે અરજુન બોલ્યો, દેહ તો જડ છે તેથી તેને સુખ દુખનો અનુભવ નથી. એવું સાંભળી ઈંદ્રિ કહે છે જ્યારે દેહ જડ છે ત્યારે તેને શા માટે દુઃખ આપો છો તો તમે જડ ઉપર આટલું ઝેર કરોછો તો ચૈતન્ય ઉપર શું બાકી મુકો ! માટે જડનું સુખ દુખ અનુભવ નથી તો તેને દુઃખ દેવું એ ઘેર બ્યાજબી છે એવું ઈંદ્રનું બોલવું સાંભળીને અરજુનજી ખમચાઇને ઉભા રહયા, છેવટ પારથે કહ્યું, પીતાજી આપની જ્ઞાન શક્તિને હું પહોંચવાનો નથી, ફક્ત હું એટલું સમજ્યો છું કે આ દેહમાં રહેવું તે ઠીક નથી. ત્યારે ઇંદ્ર કહે અરે તમે મુમત પકડયો છે તેથી બરોબર સમજવાના નથી. તેટલા વાસ્તે તમે તમારે હીમાળો ગળવા ચાલ્યા જાઓ, તમે મોક્ષનું જ્ઞાન જાંણ્યું નથી માટે

મુકતી પામવાના છો, પણ મોક્ષ પામવાના નથી એમ કહી ઈંદ્રાદી દેવતાઓ વૈમાનમાં બેશી સ્વર્ગમાં ગયા. હવે પાન્ડવો તથા દ્રોપતી હરી ગુણ ગાતા ગાતા હીમાળાની લગભગ ગયા એટલે એક સરીતા આવી. ત્યાં પાન્ડવોએ સ્નાન કરીને પંચદેવનું પુજન કરયું, ત્યાર પછી તેઓ પવીત્ર મને હીમાલય ઉપર ચઢવા લાગ્યા. પાન્ડવો ચાલ્યા જાય છે એવામાં એક લય સરોવર આવ્યું. ત્યાં પાન્ડવોએ સ્નાન કરવાનું નીશ્ચય કરયું, એટલામાં નીકુળજી સરોવરના કીનારે ગળવા લાગ્યા. જેવી રીતે સબરસ ગળે તેમ નીકુળ ગળે છે એટલે સઘળા રામ રામ શબ્દ બોલવા લાગ્યા જોતા જોતામા નીકુળજી ગળી ગયા એટલે સઘળાઓએ સ્નાન કરી લીધું. ત્યાર પછી તેઓ આગળ ચાલવા લાગ્યા. નીકુળજીના ગળવાથી અરજુન, શેદેવ તથા દ્રૌપદી વીગેરેને શોક થયો પણ ધર્મની બીકથી તેઓ આંસુ લાવતા નથી. થોડી વખત પછી વ્રકોદર ધરમરાજાને પુછવા લાગ્યો કે અરે મહોટા ભાઇ પહેલ વહેલો નીકુળ ગળી ગયો તેનું શું કારણ ! ત્યારે યુધિષ્ટિરે કહ્યું, તે આપણાથી ન્હાનો લાડકવાયો હનો તેથી જેને ને તેને ટુંકારા કરતો હતો તે પાપ નડવાથી તે વ્હેલો ગળ્યો. પછી થોડેક દુર ગયા એટલે સેદેવજી ગળવા લાગ્યા, તવ ભીમ કહે અરે યુધિષ્ટિર શેદેવજી ત્રીકાળ જ્ઞાની હતા છતાં કેમ વ્હેલા ગળ્યા તેનું કારણ બતાવો, ત્યારે ધરમરાજા કહે જ્યારે આપણે હસ્તીનાપુરમાં દુરીયોધન સાથે ધુત રમ્યા હતા ત્યારે સેદેવને પુછયા છતાં તેણે રમવાની હા પાડી હતી એ પ્રમાણે સમજ્યા છતાં તે અસત્ય બોલ્યો માટે પહેલો ગળ્યો, તવ ભીમ કહે વાવા વીરા હવે મ્હારો સઘળો સંદેહ દુર થયો. પછી સઘળા સ્નાન કરીને આગળ ચાલ્યા તવ અરજુનજીની દેહ ગળવા લાગી ત્યારે વ્રકોદરે પારથની દેહ ગળવા વિષે યુધિષ્ટરને પુછ્યું ધરમરાજાએ વ્રકોદરને જવાબ આપ્યો, જગતપતી શ્રીકૃષ્ણ પાસે પોતાનો રથ હંકાવ્યો અને પ્રભુને દાસ બનાવ્યા તે કારણથી પારથ ગળ્યો છે. પછી સ્નાન કરીને આગળ ચાલવા લાગ્યા, જતાં જતાં ભીમસેન ગળવા લાગ્યો ત્યારે તેણે ગળતાં ગળતાં ધરમરાજાને પ્રશ્ન કરયો કે મ્હોટાભાઇ મહારે ગળવાનું કારણ શું ! ત્યારે ધરમરાજા કહે તું પ્રભુનો ભોળો ભકત છે, પણ જ્યારે તને કોઇ વખત તાન આવતું હતું ત્યારે તું ગમે તેવાનું અપમાન કરતો હતો તેટલા માટે તું ગળે છે; એમ કહેતામાં વ્રકોદર ગળી ગયો. પછી દ્રોપતી બોલી હે પતી હવે હું શાથી ગળીશ તેનું મને કારણ કહો એવું સાંભળી. યુધિષ્ટિર બોલ્યા, અરે સુંદરી ત્હારે માથે અમે પાંચ પતી હતા છતાં તુ અરજુન ઉપર વિષેશ પ્યાર રાખતી હતી તે શમ વિશમના દોશથી તું ઓગળી જઇસ

ત્યાંથી ખટ ડગલાં આગળ ચાલી એટલે દ્રૌપતી ગળવા લાગી. સબરસની માફક સતી સુંદરી ઓગળી ગઈ પછી ધરમરાજા સ્નાન કરીને રામ રામ બોલતા સરોવરમાં પેઠા એટલે તેમનિ ચટલી આંગળીનું ટેરવું ગળ્યું અને બાકીની દેહ સ્વચ્છ શુદ્ધ થઇ ગઇ. ધરમરાજાએ ટચલી આંગળીનું ટેરવું ગળવાથી વીચાર કર્યો કે હું દ્રોણ ગુરૂના આગળ અશ્વસ્થામા વિષે જુઠું બોલ્યો હતો માટે તે ટેરવું ગળ્યું હશે એમ સમજી પોતે સ્નાન કરિને આગળ ચાલ્યા તો બીલકુલ રસ્તાની સુઝ પડી નહી, છેવટ થાકીને હરીનું સ્મરણ કરતા કરતા આગળ ચાલ્યા તો ત્રણ પંથ આવ્યા, ધરમરાજાએ વીચાર્યું કે આ ત્રણ પંથમાંથી મ્હારે કીયા રસ્તે જવું. એમ વિચારે છે, એટલામાં કૈલાસ પર્વતમાંથી શીવજીના દુતો ધરમરાજાને તેડવા આવ્યા ત્યારે યુધિષ્ઠિરે તેમને જવાબ આપ્યો કે શીવજી તમોગુણી છે. માટે હું આવવાનો નથી, એવું કહ્યું તવ શંકરના દુતો પાછા કૈલાસમાં ગયા. વળી એટલામાં બ્રહ્માના દુતો યુધિષ્ટિરને તેડવા માટે આવ્યા. તેમને પણ યુધિષ્ઠિરે એવો જવાબ આપ્યો કે બ્રહ્મા રજોગુણી છે. માટે અમો આવવાના નથી. ત્યારે બ્રહ્માના દુતો પણ પાછા ગયા. વળી એટલામાં વૈકુંઠમાંથી પ્રભુના દુતો ધર્મરાજાને તેડવા માટે આવ્યા. વિશનુના દુતો જોઇને ધરમરાજાએ વૈકુંઠમાં જવાની તૈયારી કરી. એટલામાં યમપુરીમાંથી યમરાજા પણ યુધિષ્ટિરને તેડવા માટે આવ્યા. તેમણે યુધિષ્ટિરને કહ્યું કે તમે પહેલા તાતના ઘેર પધારો પછી પ્રભુના ત્યાં જજો. એવું પોતાના પીતાનું બોલવું સાંભળીને ધરમરાજાએ કહ્યું અરે તાતજી પહેલો હું વૈકુંઠ જઇશ પછી આપની પાસે જરૂર આવીશ એવું કહીને પોતે વૈકુંઠમાં ગયા તો પ્રભુનું મહા શોભીતું સુંદીર ધામ દીઠું. પછી ધરમરાજા ત્યાં જઈ શ્રી વીશનુને ચર્ણે નમી પડયા. ત્યારે પ્રભુએ યુધિષ્ટિરને માન આપીને ઉભા કર્યા. તવ સઘળા ભકતો વિસ્મય પામ્યા કે આ પણ આપણા કરતાં ભક્તિમાં ચઢે એમ છે. પછી પ્રભુ બોલ્યા. હે ધરમરાજા તમે માયાવી જગત જીત્યું છે. માટે ચતુર્ભુજ રૂપ પામી અહીં રહો. તવ યુધિષ્ટર કહે આપનું કહેવું સત્ય છે. પણ એકવાર મને મ્હારા ભાઇ તથા દ્રૌપતી બતાવો. ત્યારે ખુશી થયેલા વિશનુ દેવતાએ ચાર ભાઇ તથા સુંદરીને ત્યાં બોલાવ્યાં. તવ તેઓ ચતુર્ભુજ સ્વરૂપે ત્યાં આવ્યાં, એટલે ધરમરાજા પોતાના ભાઇ તથા દ્રૌપતીને જોઇને અતી આનંદ પામ્યા. થોડા વખત પછી યુધિષ્ટિરે પ્રભુને કહ્યું કે અરે મહારાજ હવે મને મ્હારા તાતના ત્યાં જવાની આજ્ઞા આપો. ત્યારે શ્રી હરી બોલ્યા ચાલો હું પણ તમારી સાથે આવું એમ કહી પાંચ બંધુ તથા સતી દ્રૌપતી એ પ્રમાણે પોતાના છ સેવકો સાથે

પ્રભુ યમપુરીમાં પધાર્યા તવ યમરાજાએ પ્રભુને અતિશય માન આપીને આસન આપ્યું પછી યમરાજા ધરમ પ્રત્યે કહેવા લાગ્યા કે ધન્ય છે, પુત્ર તને કે ત્હારા વડે પ્રભુજીનાં દર્શન થયાં જેથી હું પાવન થયો. ત્યાર કેડે ધરમરાજાએ કહ્યું. હે પીતાજી મ્હારા કૌરવ ભાઇઓ ક્યાં છે. ! ત્યારે યમરાજા બોલ્યા અરે પુત્ર તું એ શું બોલ્યો ! દુષ્ટ કૌરવોએ ત્હારૂં રાજ્ય પાટ છીનવી લીધું હતું, ત્હારી સ્ત્રી લેવા ધારી હતી. ત્હારા પુત્રોને માર્યા હતા એ પ્રમાણે તેમને તમને અતી દુઃખ દીધું હતું માટે એવા અસુરી જીવોનું તો તમારે મોં જોવું યોગ્ય નથી. તવ યુધિષ્ટિર ચર્ણે નમીને બોલ્યા, અરે પીતાજી હું આપનું બોલવું સમજ્યો છું. આપ ખરી વાર્તા કહો છો પણ મ્હારે આપને ટુંકામાં એટલું કહેવું છે કે ગમે તેવા પણ મ્હારા ભાઇ છે. માટે મને બતાવો. મને મ્હારા કૌરવ ભાઇના ગુણ યાદ આવે છે. તેમણે અમને દુઃખ દીધું તે ઘણુંજ સારૂં થયું કે જેથી અમે પ્રભુ પદને પ્રાપ્ત થયા. જો અમને સુખ મળ્યું હોતતો અમારી પણ કૌરવના જેવી વલે થાત પણ જે ઇશ્વર કરે છે, તે સારા માટેજ કરે છે કહેવત છે. કે સુખે સાંભરે સોની અને દુઃખે સાંભરે રામ એટલા માટે અમને દુખ પડયું તે બહુજ સારૂં થયું જેથી સદાશ્રી હરીના ચરણમાં પડયા માટે હે પીતાજી એવા પરોપકારી મ્હારા ભાઇઓ મને દેખાડો વળી હે તાતજી એ ભાઇએ વનમાં કહાડયા તો જ્ઞાની બ્રહ્મ રૂપ સાથે સમાગમ થયો જેથી અમારી લક્ષ ચોરાસી દુર થઈ માટે એ બંધુ તોલે બીજું કોઇ નથી જે પ્રાણિ દુઃખમાંથી મુક્ત કરી સુખ આપે છે તે સુખ મળ્યા પછી પંચવિષયના ભોગો ભોગ વાય છે અને ભગવય ભજન ભુલાય છે. વળી જ્યારે સગાં વહાલાં સુખ આપે છે ત્યારે જીવને અભીમાન ચડે છે કે આ મહારાં સગાંને આ મહારા ઘરનાં એ પ્રમાણે માની બેસવાથી જીવ મોક્ષપદ પામ્યા વિના લક્ષ ચોરાશી ભોગવે છે. માટે જો કોઈ સગાં દુઃખ દેનારાં હોય તો તે જીવને નીશ્ચે શ્રી હરી યાદ આવે છે, તેથી પાપ નીવારણ થાય છે અને ચોરાશીનો ફેરો ટળી પ્રભુપદ પમાય છે. એ પ્રમાણે જે આવા ગમનનું સુખ દુઃખ છે તે સગાં છોડાવે છે માટે મ્હારા કૌરવ બંધુ મ્હારા ઉપર કૃપા કરી આપ દર્શાવો. તવ યમરાજા યુધિષ્ટરને તેડીને કૌરવના કુંડ તરફ ચાલ્યા. યમરાજા જ્યાં કૌરવો એક નર્કના કુંડમાં ખદ બદે છે ત્યાં યુધિષ્ટિરને તેડી ગયા. ત્યાં જઇને યમરાજાએ યુધિષ્ટિરને કહ્યું. જો દીકરા આ ત્હારા કૌરવ ભાઇઓ નર્ક કુંડમાં અથડાયા કરેછે. એવું પોતાના પીતાજીનું બોલવું સાંભળીને ધર્મરાજા ધશીને જોવા ગયા તો તે જીવો અઘોર નરકમાં ફર્યા કરે છે. હવે તે કુંડમાં એક તખ્તા ઉપર અનંત જીવો છે તેના ભેગો દુર્યોધન પણ બેઠેલો છે. યમરાજા કહે અરે યુધિષ્ટિર પેલા

તાંબલા ઉપર જીવો ફરે છે તેમાં પેલો જીવ જુદો ફરે છે તેજ ત્હારો ભાઇ દુર્યોધન છે. તવ તે જીવે સાંભળ્યું એટલે શરમાઇને ડુબકી મારી ગયો. એટલે યમરાજાએ તેને ઉપર બોલાવ્યો તવ તે દેહ ધારણ કરીને ઉપર આવ્યો. દુર્યોધનને સામો ઉભેલો જોઇને યુધિષ્ટિર બોલ્યા, અરે મહોટા ભાઈ મહારો હાથ ઝાલીને બહાર આવો. તો તમારૂં અતી કષ્ટ જોઇ મને ખેદ થાય છે માટે તમે મહારો હાથ ગ્રહી નર્કમાંથી નીકળો, તમે અમારા અતી અવગુણ કર્યા હતા પણ તે હું મહારા મનમાં કંઈ ધારતો નથી, તેટલા વાસ્તે તમે અતી કષ્ટ વેઠયા શીવાય મહારો હાથ ગ્રહણ કરો જેથી તમારી સદ્‌ગતી થાય; એટલે દુર્યોધન બોલ્યો અરે ધરમરાજા આવી રીતે કોટી યુગ વહી જાય પણ તમારો હાથ ઝાલીને હું બહાર નીકળવાનો નથી. નાના પ્રકારના નર્કનું દુઃખ વેઠીશ તે હા પણ શત્રુનો હાથ પકડીને હું કદી કુન્ડની બહાર આવવાનો નથી. એવું સાંભળીને વળતી ધરમરાજા બોલ્યા, અરે વીરા મહારૂં કહ્યું માનીને તું બહાર નીકળ જેથી ત્હારૂં દુઃખ નીવારણ થાય. ત્યારે દુર્યોધન કહે તું મહારી સાથે વાત સરખી પણ કર્યા સીવાય અહીંથી ચાલ્યો જા એ પ્રમાણે દુર્યોધનનું બોલવું સાંભળીને પ્રભુ દુર ઉભા ઉભા હસવા લાગ્યા કે દુષ્ટને આટલું બધું દુઃખ પડયું પણ તેનો ટેક મુકતો નથી શાબાશ છે એના ટેકને એમ નીશ્ચે કરી પ્રભુ તેના ઉદ્ધાર કરવા માટે તેની પાસે જવાનો વીચાર કરે છે. દયાળુ હરીએ ધારયું કે એ દુષ્ટના લીધે બીજા જીવોનું પણ કલ્યાણ થશે માટે તેમનો નર્ક નીવારૂં તો બહુ સારૂં એમ પાપી જીવો ઉપર પણ દયા લાવી પ્રભુ ખડ ખડ હસતા હસતા ધર્મરાજા પાસે ગયા. ત્યાં જઇ શ્રી હરી ધરમરાજાને કહે છે કે આખા વિશ્વમાં મેં દુર્યોધનના જેવો ટેક વાળો જોયો નથી, હું એના ટેકથી આનંદ પામ્યો છું માટે એનો નર્ક જરૂર નીવારણ કરીશ એમ નીશ્ચય કરી પ્રભુ ખડખડ હસતા દુરીયોધનના કુંડ પાસે ગયા. અને પ્રભુએ દુરીયોધનને કહ્યું હે દુરીયોધન ધન્ય છે તાહારા ટેકને કે હજી સુધી તું તાહારો ટેક મુકતો નથી. હવે તું ઉપર આવ હું તને નર્કથી મુક્ત કરૂં, એવાં પ્રભુનાં વચન સાંભળી દુરીયોધન નર્કના ઉપર એક સળેકડું પડયું હતું તેને આવીને વળગ્યો. એટલે ધરમરાજાએ કહ્યું અરે ભાઇ હવે પ્રભુને હાથે બાહાજીને બાહાર આવો, તવ દુરીયોધન બોલ્યો અમારે ફાવશે તેમ કરીશું તેમાં તાહારે બોલવાની કાંઇ જરૂર નથી. તવ ધરમરાજા કહે અરે ગાંડાભાઇ જો તું કૃષ્ણજીને કહેતો હતો કે એ ભરવાડો માહારા લાયક નથી, પણ જો હવે એમનેજ હાથે તાહારો નર્ક નીવારણ થાય છે. એવાં ધર્મનાં વચન સાંભળી દુરીયોધનને અવળો ટેક ભરાયો કે હેં હું પ્રભુના હાથે બાહાર નીકળીશ

તોપણ મને આ ધર્મ મેહેણાં દેશે કે જેને તું ભરવાડ કહેનો હતો તેને હાથે કેમ બાહાર નીકળ્યો, આ વેળા તારો ટેક કયાં ગયો. એમ સમજી દુરીયોધન બોલ્યો જાઓ શ્રી કૃષ્ણજી હું તમારે હાથે પણ બાહાર નીકળવાનો નથી. ત્યારે શ્રી કૃષ્ણ પ્રભુ કહે અરે ભાઈ હાલ હું કયાં કૃષ્ણ છું જુઓ હું તો ચતુર્ભુજ ભગવાનછું માટે માહારે હાથે બાહાર આવો તવ દુરીયોધન રાજી થઇને પોને પોતાનો હાથ લાંબો કરયો એટલે શ્રી ભગવાને પોતાના હાથનો સ્પર્શ કીધો. તેવોજ તે દુરીયોધન ચતુર્ભુજ સ્વરૂપ બનીનેજ કુંન્ડની બાહાર નીકળ્યો. તે સમે તે કુન્ડમાં જે જે જીવો હતા તે સર્વને નર્ક નાંવારણ થઈ ગયો ને તે સર્વે જીવ ચત્રુભુજ સ્વરૂપ પામી પ્રભુની સાથે વૈકુંઠ ગયા. પછી વીષ્ણુ દેવતાએ ધર્મને કહ્યું કે કહો હવે તમારી શી ઇચ્છા છે. તવ ધરમરાજા કહે મેં સરવને દીઠા પણ માહારો ધરમીષ્ટ બંધુ રાજા કરણ કયાં છે. તે મને દેખાડો. તવ શ્રી હરી વૈકુન્ઠ વીશે જ્યાં કરણ હતો ત્યાં જઇ રાજા કરણનો કનક મેહેલ બતાવ્યો, તે મેહેલમાં રાજા યુધીષ્ટિર ગયા, ત્યાં રાજા કરણ બેઠો છે. ને એના મેહેલમાં જ્યાં જુએ ત્યાં સોવ્રણના ઢગે ઢગ મારેલા છે તે જોઇ ધરમરાજા કરણને કહેવા લાગ્યા કે અરે ભાઇ કરણ ધન્ય છે તને, તેં ભોમીમાં સોવ્રણ દાન ઘણાં કરયાં. તેથી તાહારે હાંઇ સોવ્રણના ગંજે ગંજ મારેલા છે, એટલે રાજા કરણ કહે અરે બંધુ તમે સોવ્રણના ઢગ દેખી ખુશી થયાં પણ હું અતી દુખી છું. તવ ધરમરાજા કહે અરે ભાઇ તને કીયું દુખ છે. ત્યારે રાજા કરણ કહે અરે ભાઇ માહારો મેહેલ ફરીને જઈ જુઓ માહારા મેહેલમાં આટ આટલા ધને પણ હું ભુખે મરૂ છું. કેમકે મોહલમાં જોઇએ તેટલુ કંચન છે પણ અનનો એક દાણો નથી, તેથી હું ભુખે મરૂંછું. ફકત આ માહારા હાથની એક આંગળી ધાવીને નીરવાહ કરૂછું એટલે રાજા ધરમ કહે અરે ભાઇ એનું કારણ શું કે આટ આટલું તને ઇશ્વર ધન આપ્યું પણ અન્ન આપ્યું નહી. તવ કરણ કહે અરે ભાઇ તેની મને કાંઇ ગમ પડતી નથી, તમે ઇશ્વરના લાડીલા ભક્ત છો તેથી તમો ઇશ્વરને પુછી મને કહો. તવ યુધિષ્ટરે શ્રી હરીને રાજા કરણના મહેલમાં બોલાવી પછી કરણના સાંભળતાં યુધિષ્ટરે પ્રભુને પુછયું અરે મહારાજ આ કરણને સુમાર વીનાનું સોવરણ આપ્યું છે. પણ ખાનપાનને માટે કાંઈ અનાજ વીગેરે પદારથ આપ્યો નથી તેનું કારણ શું આનો નરૂ સોવરણ છે તે સોવ્રણને કંઇ ખવાતું નથી તેથી કરણ રાજા ભુખે મરે છે, એવાં યુધિષ્ટરનાં વચન સાંભળી શ્રી હરીએ કહ્યું હે ધરમ કર્ણ રાજાએ ભોમીમાં જન્મ લેઈ ફકત સોવરણનુંજ દાન કરયુંછે તે શીવાય બીજુ

કોઇ દાન કરયું નથી તેથી એને એકલું સોવરણ મળ્યું છે ને બીજુ કાંઇ મળ્યું નથી હે રાજા ધરમ જેવું જે આપે તેવું તે પામે જુઓ કે તમારે ત્યાં બ્રહ્મભોજન હતું તે વારે કેટલાએક બ્રાહ્મણોને એમ આંગળી બતાવી હતી કે જાઓ પેલા પાન્ડવોને ત્યાં બ્રાહ્મણ જમે છે એટલી આંગળી બતાવવાથી એના હાથની આંગળીમાં અમી આવેલી છે. તેને લીધે એ એની આંગળી ચુશીને સંતોશ પામે છે. પણ એણે અનદાન કરયું નથી તેથી એને અન મળ્યું નથી, એટલે રાજા કરણ બોલ્યો અરે કૃપાનીધી માહારે તમારા વૈકુંઠનું સુખ જોઇતું નથી હવે તો મને પથ્વીમાં મુનશાદેહ આપો એટલે અનજળથી ઘણાક જીવોને સંતોશ પમાડું તવ શ્રી હરીએ ભોમી ઉપર રાજા કરણને મુનશાદેહ આપ્યો તે સગાળસા થઇને પ્રથ્વીમાં અવતર્યો. હવે રાજા યુધીષ્ટીર શ્રી હરી પ્રત્યે પુછવા લાગ્યા કે હે માહારાજ શોવરણ દાન તે ધન દાન છે તેથી પુછુછું કે સરવથી ઉત્તમ દાન કીયું હશે ને જગતમાં કેટલા પ્રકારનાં દાન હસે. તવ શ્રીહરી કહે અરે યુધિષ્ટીર મુખ્યદાન દ્વાદસ દાનછે. [બાર દાન છે] ત્યારે યુધીષ્ઠિર કહે તે બાર કીયાં તે મને કૃપા કરીને કહો તવ શ્રીહરીએ કહ્યું હે રાજા ધર્મ ૧ અનદાન, ૨ ધનદાન, ૩ વસ્ત્રદાન, ૪ પાત્રદાન ૫ પ્રથવીદાન, ૬ ગઉદાન, ૭ કન્યાદાન ૮ રતુદાન, ૯ શેવાદાન ૧૦ વીદ્યાદાન, ૧૧ વરદાન અને ૧૨ જ્ઞાનદાન. આ બાર દાન છે, તેમાં બે દાન અતી ઉત્તમમાં ઉત્તમ છે. તેમાં અનદાન સર્વ વરણે આપવાનો અધીકાર છે, અને વરદાન એકલા બ્રાહ્મણનેજ આપવાનોજ અધીકાર છે વરદાન એટલે આશીરવાદ દેવાનો બ્રાહ્મણનેજ અધીકાર છે. અને બ્રાહ્મણ વીના અને વડીલ વીના અન્ય વર્ણ કોઇને કોઇ પ્રકારનો આશીરવાદ દે તો તે દેનારના પોતુમાત્ર નીચ વર્ણમાં ભીક્ષુકના જન્મને પ્રાપ્ત થાય છે. હે રાજા યુધિષ્ટર કળીયુગમાં ભોમી વિષે અન્ય વર્ણ ભીક્ષુક થશે અને નીચ જન્મ ધરીને આશીરવાદ ડગલે ડગલે દેતા ફરશે. તેમજ અન્ય વર્ણ મેહેતાજી થઇને વિદ્યા ભણાવશે આ પ્રકારે કળીયુગમાં પ્રથ્વી વિષે વ્યવહાર ચાલશે. અને કળીયુગ સર્વ પ્રાણીમાં પ્રવેશીને ધરમાસ્તીક થઇ ધર્મને નામે ધન ધુનસે. તેમાં કળીયુગ પહેલો ઉત્તમ વર્ણને ભ્રષ્ટ કરશે તેમ વિદ્વાનોમાં પહેલો પ્રવેશીને અતી વિદ્વાન થઇ વેદ વચનના અવળા અવળા અર્થ કરશે; એ કળીયુગની રીતી થશે. એ રીતે વાત ચીત કરતા કરતા વઇકુન્ડ વિશે ગયા. પછી રાજા યુધીષ્ઠરે ઘણા દીવશ વિષ્ણુ ભગવાનની સેવા સાચવી. તે પછી રાજા યુધિષ્ઠર વિષ્ણુ પ્રત્યે પુછવા લાગ્યા કે હે મહારાજ આપ ભોમી ઉપર અતી લીલા આનંદ કરતા હતા તે આપ ભોમી ઉપર હોત તો કળીયુગ પર્વત થાત નહી. તવ વિષ્ણુ ભ-

ગવાનને કહ્યું હે રાજા યુધિષ્ટર કળીયુગને ચાર લાખને બત્રીશ હજાર વરસ ભોમીનું રાજ્ય કરવાનો અનાદીથી અધીકાર મળેલો છે તે કોઇથી મીથ્યા થાય નહી. હું પણ માહારા અધીકાર સુધી ભોમી ઉપર રહી ભુભાર ઉતારવાનો હતો તેટલો ઉતારી હું મહારા અધીષ્ઠાને આવ્યોછું તવ યુધીષ્ટીર કહે હે મહારાજ ત્યારે તો માહારે પણ મહારા અધીષ્ઠાને જવું તેજ યોગ્ય છે, તવ શ્રી હરી કહે તમારે તમારા અધિષ્ટાને પધારવું તે યોગ છે તવરાજા યુધિષ્ટાર કહે અરે કૃપાનીધી હું માહારે અધીષ્ઠાને જવા ખુશીછું પણ એક વખત મને ભોમી ઉપર કળીયુગની લીલા દેખાડવા લેઈ જાઓ. આપણ બેઉ ભોમીના જીવોનિ સ્થીતિ રિતી જોઇ આવીએ તવ વીષ્ણુ ભગવાન રાજા યુધિષ્ટીરને લેઇ પ્રથવી ઉપર ગયાં. તો ત્યાં અનેક આશ્ચર્ય ચમત્કારો જોયા. જ્યાં શ્રીહરીને યુધીષ્ટર ઉભા છે તેની પુર્વ દિશા તરફ એક વગર વીઆએલી વાછડી ઉભી હતી તેનેજ તેનીજ જનેતા ગાય કળીની પ્રવેશેલી તથા એક નંદી કળીનો પ્રવેશેલો તે બેઉ જણા ધાવતા હતા. પછી ઉત્તર દીશા તરફ જોયુ તો એક ખેડુત પોતાના ખેતરમાં જુઆરના છોડ વાઢનો હતો તેને એક કળીનો પ્રવેશેલો પુરૂષ કંઠમાં માળા ઘાલેલી ભસ્મ ટીકલ કરેલાં તેવો પુરૂષ પેલા જુઆરના વાઢનાર ખેડુતને વઢતો હતો ને એમ ઠબકો દેતો હતો કે અરે મુરખ આ બીચારા અનેક વૃક્ષોનો તું કેમ નાશ કરે છે. તવ ખેડુત કહે અરે ભાઇ આ જુવાર મેં વાહાવી છે અને તે પાકી ચુકેલી છે તેથી તેને વાઢી લેઇ ઘેર લેઇ જઇશું. પછી આ જુઆરને ઘંટીમાં દળી તેના રોટલા કરીને ખાઇશું જો તેમ ન કરીએ તો મહારા ઘરમાં દશ માણસ ખાનાર છે, તે સરવે શું ખાઇને જીવે ત્યારે પેલો કળીનો પ્રવેશેલો વઢીને ઠપકો દેનાર બોલ્યો અરે મુરખ દસ માણસને દશસેર જુઆર જોઇએ તે દસસેર જુઆરના કેટલા કણ થતા હશે. તવ ખેડુત કહે ઓછામાં ઓછા પચીસ હજાર કણ થાય. તવ કળીનો પ્રવેશેલો વઢીને ઠબકો દેનાર કહે જો લ્યા એ દરેક કણ ઉગતો હશે કે નહી. ત્યારે ખેડુત કહે દરેક કણ ઉગે ત્યારે ઠબકો દેનાર કહે જો ત્યારે તે દરેક કણમાં જીવ ખરો કે નહી, તવ ખેડુત કહે હા દરેક કણમાં જીવ ખરો. ત્યારે વઢીને ઠબકો દેનાર બોલ્યો અરે મુરખ હત્યારા ખેડુત તું પચીસ હજાર જીવનો નાશ કરે છે ત્યારે તમારા દશ જણનું પોશણ થાય છે. પણ તે પચીસ હજાર જીવનો નાશ દરેક દીવસે કરે છે. તે કેટલું બધું પાપ તને લાગેછે ને તે પાપથી તું કીયે જન્મ છુટીશ ત્યારે ખેડુત બોલ્યો અરે ભાઇ તમે કોઇ ધરમીષ્ટને દયાળુ દેખાઓ છો. તેમ તમારી કોટમાં માળા ટીલક છાપાં વીગેરે જોઇને પણ એમ લાગે છે કે તમે ધરમીષ્ટને દયાળુ છો, માટે તમને પુછુ છું કે તમે અનાજ વીના શું ખાતા હશો કે જેથી તમને અમારા જેટલો દોશ નહી લાગતો હોય. અને તમે તમારૂ પોશણ શાનાથી કરતા હશો.

તવ વઢીને ઠબકો દેનાર દેખીતો ધરમીષ્ટ બોલ્યો જે ભાઇ, માહારા ઘરમાં પણ અમો દશ જણુ ખાનારાં છીએ તે દસ જણુનો એક દીવશના નીરવાહને સારૂ એક અજા કે એકજ હરણુ જંગલમાંથી લાવીએ છીએ તેથી અમારા દસેનો એક દીવસનો નીરવાહ થઈ રેહે છે. તેથી એકજ જીવની દરરોજ હાની કરીએ છીએ, તે એક જીવનિ હત્યામાં અમારા દસ જણુના ભાગ પડે છે. નેથી હું દસમાં ભાગનો હત્યારો થાઉછું ને તાહારા ઘરમાં દરેક જણુ અઢી અઢી હજાર જીવના હત્યારા થાઓ છો, એ પાપ તમો કીયે જન્મ છુટશો. એવાં ઠબકો દેનારનાં વચન સાંભળી ખેડુત બોલ્યો ! અરે ભાઈ અનાજ છે તે તો સર્વ જગત ખાય છે. અને અજા કે હર્ણુ વિગેરે ને તો કોઇ અસુરી જીવ ખાય છે. તવ કળીનો પ્રવેશેલો ઠબકો દેનાર બોલ્યો અરે મુ- રખ કાંઈક તો તોલ કર, અન છે તે પણ જીવ છે ને અજા છે તે પણ જીવ છે. તેમાં ઘણા જીવની હત્યા કરે તે અસુર કે થોડા જીવની હત્યા કરે તે અસુર. ત્યારે ખેડુત બોલ્યો અરે ભાઇ ન્યાય રીતે તો ઘણા જીવની હત્યા કરે તે અસુર. પણ અજાકે હરણ વીગેરેનું ભક્ષ કરવું તે તો માંઉિસ ભક્ષણ કર્યું કેહેવાય, તવ કળીનો પ્રવેશેલો ઠપકો દેનાર બોલ્યો જે ભાઈ જગતમાં જીવ માત્ર માંઉિશ વીના હોતા નથી. વળી આખુ જગત માંઉિશાઆર કરે છે. જે કે ગાય ભેંસ અજા વીગેરેનું દુધખાઓ છો તે દુધ માંઉિશમાંજ થાય છે. ને તે માંઉિશનુજ થાય છે. તો પછી માંઉિસ કોઇ નથી ખાતુ એમ કેમ કેહેવાય, વળી અજા જેવા જીવ બીચારા જન્મ પુરા થતા સુધી દુખી છે જે કે જેને તે એને હાડ છેડ કરે ને ઘણાં પ્રકારનાં દુખી કરે છે, તેથી તે જીવ અજા જન્મના દુખથી છુટે એ આપણને મોહોટું ફળ છે. એ રિતે કળીના પ્રવેશેલાનાં વચન સાંભળી ખેડુત ભરમાયો ને એને એમ લાગ્યું કે આ કેહેનારનું કેહેવું ન્યાય ભરેલું લાગે છે. માટે એનાજ કહયા પ્રમાણે વરતવું તેજ વ્યાજબી છે, એમ સમજી કળીના પ્રવેશેલાને પેલો ખેડુત બે હાથ જોડીને ચરણે લાગ્યો ને એમ કહ્યું કે હવે આ- જથી તમે માહારા ગુરૂ થાઓ, એ રીતે તેમનો જઘડો સાંભળી રહીને ધર્મ તથા શ્રી હરિએ પશ્ચીમ દિશા તરફ જોયું તો ત્યાં કળીનાં પ્રવેશેલાં મા બાપ પોતાનાં બેટા બેટી જે બે ભાઇ બેહેન તેમને પરણાવતાં હતાં. તેથી તે વર- કન્યા પોતાનાં મા બાપને કેહેવા લાગ્યાં કે અરે મુર્ખ મા બાપ તમે અમને ભાઇ બેહેનને પરણાવો છો એતે શું કરો છો. ત્યારે મા બાપ કેહેવા લાગ્યાં કે અરે અજ્ઞાની જે કામ ઇશ્વરે કર્યુ છે, તે કામ અમે કરીએ છીએ. શું કાંઈ તમને એને કુંઆરા રખાય ! તવ વર કન્યા કહેવા લાગ્યાં કે અમને બીજાઓની

સાથે પરણાવો આતો અમે એ ભાઈ બેહેન થયાં તેથી અમને બેને પરણાવાય નહી. કળીનાં પ્રવેશેલાં મા બાપો બોલ્યા અરે મુર્ખ છોકરાં શું તમે અમારા કરતાંને ઈશ્વર કરતાં ઘણાં ડાહ્યાં હશો. જુઓ કે જયારે ઇશ્વરે શ્રષ્ટી રચી હશે ત્યારે સ્ત્રીને પુરૂષ બેઉ સાથે ઉત્પન કરેલાં હશે, જુઓ હવે ઉત્પન કરનાર જે ઈશ્વર તે પોતા થયાને તેમના ઉત્પન કરવાથી થયેલાં જે સ્ત્રી પુરૂશ તે ઇશ્વરનાં પુત્ર થયાં અને તે સ્ત્રી પુરૂષ એક પીતાથી ઉત્પન થએલાં તે બંને સ્ત્રી પુરૂશ ભાઇ બેહેન થયાં, પછી તે સરવે સ્ત્રી પુરૂશ પરણ્યાં તેથી જો અનાદિથી ભાઇને બેહેન પરણે છે. ત્યારે વર કન્યા કહે અરે મુર્ખ માતા પીતા આજદીન સુધી આપણાં વડીલો આ પ્રમાણે કેમ નોહોતાં કરતાં. ત્યારે મા બાપ કહે વડીલોનો કેવળ મુર્ખ હતા, પણ પ્રથમ ઉત્પન થયેલા વડીલો શું નહી સમજતા હોય કે આપણે સર્વ ઇશ્વરનાં ઉત્પન કરેલાં સ્ત્રી પુરૂશો ભાઇ બેહેન થઇએ છૈયે. જુઓરે બાળકો પ્રથમનાં સમજુ હતાં ને તે પછીનાં મુર્ખ થયાં, અને હાલનાં અમે સમજુ થયાં છીએ જુઓ કે આ છોકરી બીજાને દેઇએ તેથી બીજો તેને મારે ઝુડે અને તમે તો સંપીનેજ રહો. વળી બીજાની છોકરી હે પુત્ર તાહારે માટે લાવીયે તે પારકી પુત્રી અમારી મીલકતની માલેક થાય. ત્યારે શું અમે પારકી છોકરીનાં છોકરાં માટે મીલકત મેળવી છે વળી પારકી આપણે લાવવીને આપણી પારકાને દેવી એવા અદલા બદલા કરીયે તે કરતાં આશું ખોટું છે. વળી આપણા મનુશમાંજ મુર્ખતા પેઠી છે, નહી તો જુઓ કે પશુ પક્ષી એક મા બાપનાં ફરજન તે સ્ત્રી પુરૂશ થાય છે. માટે તમારી છોકર બુદ્ધી મુકીને પરણાવીએ તેમ પરણો. વળી જુઓ મનુશમા પણ ઘણાક લોકો દુધનીજ સગાઇ ગણે છે. નીકર કાકા કાકાનાં ને મામા ફોઇનાં પરણે છે. ફકત આપણેજ મુર્ખજ વર્ગમાં છીએ આ રિતે વરકન્યાને મા બાપ તથા પરણાવનાર ગોર મહારાજ બોધ કરે છે, તે પછી ધર્મે તથા શ્રી હરિએ દક્ષીણ દીશા તરફ જોયું તો ત્યાં બ્રાહ્મણ ક્ષત્રી વૈસ્ય શુદ્રને અતી શુદ્ર સર્વને એક ભાણામાં જમતા દીઠાં. તે સમે એક જ્ઞાનવાન પુરૂષ રસ્તે જતો હતો તેણે પેલા લોકો ભેગા જમવા બેઠેલાઓને કેહેવા માંડયું કે અરે મુરખો આ તમે સર્વ કેમ ધર્મ ભ્રષ્ટ થવા લાગ્યા છો. તવ સરવે ભેગા જમેલા ભષ્ટો બોલી ઉઠયા કે અરે વટે મારગુ મુર્ખનો તુંજ છે, જો કે જ્યારે ઇશ્વરે શ્રષ્ટી રચેલી તેવારે સર્વ મનુશ એકજ જાતીનાં કરેલાં તે વારે કાંઇ વરણો કરેલી નોહોતી. પછી મનુશો પોતાના ગુણ કરમે કરીને બ્રાહ્મણ ક્ષત્રી વઇસ્ય થયા. પણ કાંઇ કોઇ જુદુ નથી, ત્યારે જ્ઞાનવાને કહ્યું અરે મુરખો ઇશ્વરે શ્રષ્ટી-

આ આરંભથીજ જુદી જુદિ વરણો કરેલી છે જુઓ કે સારી કહેતાં જે ડાંગેર તેમજ સુતર સાર જીરાસર તાંબાસાર કમોદ, ત્રણ પાંખડી વિગેરે જુદી જુદી જાત બનાવી છે તો મનુશમાં કેમ બનાવી નહી હોય. જુઓ કે તે ડાંગેરો કીયા ગુણ કર્મ કરીને જાતી ફેર થઇ હશે ! નાના એ તો ઇશ્વરે અનાદિથીજ જુદી જુદી જાતો બનાવેલી છે. તેમ છતાં તમો એક આરે કરવા બેઠા છો ને વર્ણાશ્રમ બોળવા લાગ્યા છો; એમ કહી તે જ્ઞાન-વાન ચાલતો થયો આ પ્રકારે ચારે દીશાના ચાર દાખલા જોઇ રાજા યુધિષ્ટીર ને શ્રીહરી વેમાન બેશી વૈકુન્ઠ વીશે ગયા, ત્યાં જઈ સરવ ચતુરભુજ હરીજ-નોની સભા કરી. તવ શ્રીહરી શીંહાસન ઉપર વીરાજમાન થયેલા તેમના શનમુખ યુધિષ્ટર બેશી બે ભુજ જોડી અભીવંદન કરી કહે છે હે કૃપાનીધિ આપણે ભોમીપર ચારે દિશાયે ચાર ચમત્કાર જોયા. પણ તેમાંથી એકે નો હું યથાર્થ સાર સમજ્યો નથી તે કૃપા કરી મને સમજાવો. તવ શ્રી હરીએ કહ્યું હે યુધીષ્ટર પ્રથમ પુરવ દીશામાં ગાય અને આખલો પોતાની નાહાની વાછડી ને ધાવતાં હતાં તેનો અર્થાત એ છે કે ભોમીમાં કળયુગ હળાહળ વ્યાપી ગયો તેથી કળીની કરણી ગાય આખલોને વાછડીથી જણાઇ આવી. કે ગાય અને આખલાની પુત્રીજે વાછડી તે વાછડીને મા બાપ ધાવતાં હતાં અટલે વગર વીઆએલી વાછડીને ચુસતાં હતાં. તેથી અટલુંજ સમજવાનું છે કે હવે મનુ-શમાં માને બાપ પોતાની દીકરીને ચુશે. એટલે પોતાની પુત્રીનું દ્રવ્ય લેશે ને ખાશે. બીજુ જે ઉતર દીશાયે ખેડુતને ટીલાં ટબકાં કરીને અને માળાઓ કોટ-ટમાં ઘાલીને જે માંઉશાઆર કરવાનો બોધ કરતો હતો તે પોતે કરતો ન્હોતો, એતો અનામાં કળીયુગ પ્રવેશીને કળી બોધ કરતો હતો એટલે કળયુગ જેના-માં પ્રવેશેલો હશે તે એના જીવોજ જગતના જીવોને બોધ કરી ન્યાય બતાવી અભક્ષા ભક્ષ કરાવશે. એ જે પુરૂશ બોધ કરતો હતો તે પન્ડે બોલતો નોહોતો એનામાં જે કળયુગ પેઠેલો તે એને બોલાવતો હતો. જેમ કોઇના શરીરમાં ભુત આવ્યું હોય છે ને તે ભુત જે જે બોલે છે તે ભુત બોલતું દેખાતું નથી, પણ જેના શરીરમાં આવેલું હોય છે તે શરીરવાળું માણસ બોલતું દેખાય છે. પણ તે માણસ બોલતું નથી એતો ભરાએલું ભુત બોલે છે એમ આપણ સમજીએ છીએ તેમજ ઉપર કહેલાં બોધ જેવા જે મનુશ બોધ કરતો હોય તેનો બોધ તે કરતો નથી એમ સમજવું અને કળયુગ કરે છે એમ નિશ્ચે જાણવું હવે જે પશ્ચીમ દીશામાં જે મા બાપ પોતાના દીકરા દિકરીને એટલે ભાઇ બેહેનને

પરણાવતાં હતાં તેમાં વરકન્યા પરણવાની ના કેહેતાં હતાં તેમ છતાં મા બાપ તેમને પરણવાનો બોધ કરતાં હતાં તે મા બાપ બોલતાં નોહોતાં. એ મા બાપમાં કળયુગ વ્યાપી ગયો હતો તે કળયુગ બોલતો હતો. જેમ કોઇને ભરમીત વાયુ થઈ ગયો હોય ને તે ભરમીત માણસ જેમ ફાવે તેમ બોલે છે. તેથી તે માણસ બોલે છે. એમ સમજવું નહી એતો તેનો ભરમીત વાયુ બોલે છે. તેમજ જે મા બાપ બોલતા હતાં તે મા બાપતો કદી બોલે નહી. પણ તે મા બાપમાં પેશીને કળીયુગ બોલતો હતો. પછી દક્ષીણ દીશામાં સરવ વરણના એક ભાણામાં બેશીને જમતા હતા તેને જે પેલા જ્ઞાની પુરૂશે ધીક્કારી તે જ્ઞાનીને પેલા જમનારાઓએ જે જે ઉત્તર આપ્યા તે તેમણે આપ્યા નોહોતા એતો કળીયુગ તેમનામાં પ્રવેશીને ઉત્તર આપતો હતો જેમ દારૂનો પીધેલો જે પોતે પોતાની સ્ત્રીને દારૂના નીશાથી માતા બેહેન વીગેરે કહી દે છે. તે કાંઈ સ્ત્રીનો પુરૂષ બોલતો નથી. એતો પેલો દારૂ બોલે છે. તેમજ એ સર્વ વરણના ભેગા જમનારા જે બોલતા હતા, તે પોતે બોલતા નોહોતા, એતો તેમનામાં કળીયુગ વ્યાપી રહેલો તે કળીયુગ બોલતો હતો. એમ તમારે નક્કી જાણવું. તવ રાજા યુધીષ્ટર કેહે છે હે મહારાજ ત્યારે તે બોલનારને એમ નહી લાગતું હોય કે આ હું બોલુ છું. તવ શ્રી હરી કહે અરે ભાઇ જો તેને તેમ લાગતું હોય તો દારૂડીયો સ્ત્રીને મા બેહેન કહીને પાછો સ્ત્રી માનેજ નહિ. અને તેને દારૂ ઉતર્યા પછી તે એમ પણ કહે છે કે હું શું બોલતો હતો તેની મને કાંઇજ માલુમ નથી. તેજ રીતે ભુત વળગેલો કે ભરમીત વાયુથી ભરમાયેલો જ્યારે ઠેકાણે આવે છે ત્યારે એમ કહે છે કે હું શું બોલતો હતો ને શું કરતો હતો તેની મને ખબર નથી. એ રિતે જેનામાં કળયુગ ભરાએલો છે તેનો હું કોણ છું ને આ શું બોલુ છુ કે આ શું કામ કરૂ છું તેનો તેને જરા પણ વીચાર આવતો નથી કારણ કે તેનામાં બીજો પેઠેલો છે તેથી તે તો એમ જાણે છે કે હું જે બોલુ છું તે વ્યાજબીને યોગ્યજ બોલું છું. હે રાજા યુધિષ્ટર હવે પ્રથવીમાં જે જે ધર્મરૂપ ન્યાયરૂપ નીતીરૂપ વીવેકરૂપ બોલશે તે કેવળ કળીયુગ બોલશે અને તે જુના જમાનાથી વિરૂદ્ધ રીતી હસે તેથી જાણવું કે એ કળયુગ મજા કરે છે અને કોઇ વીરલા પુરૂશો જે જુના વીચારના હશે તે તો ઉપર પ્રમાણે બોલનારને જાણી જશે કે આ કળયુગ બોલે છે. ને જે જે જુના રીવાજોથી ઉલટા રીવાજો કરે છે તે કેવળ કળયુગજ કરે છે. એમ સમજનાર પુરૂશોજ જ્ઞાની છે. અને તે કળીયુગના પુરણ પ્રવેશેલા પુરૂશોથી જેમ બનશે તેમ અળગાને અળગા રહેશે, અને તેવા

જ્ઞાનવાનને કળીયુગી ટોળીયો ઘણુંજ સતાવશે. એજ કળયુગનાં લક્ષણ જાણવા એ રીતે બોધ કર્યો. પછી રાજા યુધીષ્ટરે આગના માગી કે હે મહારાજ હવે મને મ્હારે અધીષ્ઠાને જવાની ઇચ્છા છે, માટે આગના આપો તવ શ્રીહરીએ કરૂણા કરી આજ્ઞા આપી કે જે જે આ કૃષ્ણ અવતારમાં ભોમીનો ભાર ઉતારવા અમારી મદદે પ્રથ્વીમાં આવ્યા હોય તે સરવને પોતાને અધીષ્ઠાને જવા અમારી આજ્ઞા છે. તવ રાજા યુધીષ્ટરે કહ્યું હે મહારાજ કોણ કોણ આપની મદદમાં અવની વીસે આવ્યા હતા તે કૃપા કરીને કહો તવ શ્રી કૃષ્ણ વિષ્ણુ કેહે છે હે યુધીષ્ટર બ્રેહેસ્પતીનો અંશ દ્રોણચાર્ય થયા હતા, અને શ્રી મહાદેવજીનો અંશ અશ્વસ્થામા, અને ગાધરવના સ્વામીનો અંશ ધત્રાષ્ટર વીશ્વપર, વિશ્વવશુ ભીસ્મજી હતા. કુબેર ભંડારીનો અંશ પાન્ડુરાજા હતા, યમરાજાનો અંશ તમો યુધીષ્ટર હતાં. વાયુનો અંશ તમારો વ્રકોદર હતો. ઇંદ્રનો અંશ અરજુનજી હતા, અશ્વની કુમારના અંશ શેહેદેવને નીકુળ હતા સુર્યનો અંશ રાજા કર્ણ હતો, ચંદ્રનો અંશ અભેમન્યુ હતો, વીધોનો અંશા અવતાર અકરૂડજી હતા કામદેવનો અંશા અવતાર પ્રદુમાન હતો ધ્રુપતનો પુત્ર જે દ્દષ્ટબુધ તે અગ્નીનો અંશ હતો સનકનો અંશા અવતાર વીદુરજી હતા, કારનો અંશ અવતાર ઉધવજી હતા, રૂચીત્રાના અંશા અવતાર ગોપીકાયો હતી. ભગ્તીનો અંશા અવતાર રાધકાજી હતા. બળીભદ્ર શેશનાગનો અંશા અવતાર હતા. કૃષ્ણા અવતાર હું સાક્ષાત વીષ્ણુ હતો હે યુધિષ્ટર આ સરવે અંશા તમને કહી સંભળાવ્યા, તવ યુધિષ્ટિર કહે અરે કૃપાનીધિ આપ ધરા ધરી કહો છો કે હું શ્રી કૃષ્ણ હતો [illegible] અંશા અવતાર હતો ત્યારે જગતનાં ઘણાંક જીવોતો એમ જાણે છે કે જે શ્રીકૃષ્ણ અને શ્રી રામ એ પોતેજ પરમાત્મા હતા. તવ શ્રી હરી કહે છે હે યુધીષ્ટર જે અજ્ઞાનથી વીંટાએલા અને જે સુસ્ત ભગત તેજ એમ સમજે છે. જુઓ કે પરમાત્મા તો અવિનાશી અચળ અખંડ છે અને રામાવતાર તથા કૃષ્ણાવતાર વીગેરે અવિનાશી પરમાત્મા હોય તો તે અત્યારે પ્રથ્વીમાં નથી. અને પૃથ્વીમાં નથી તેથી પૃથ્વીમાંથી નાશ થયા એમ સીધ થયું કદી કહેશો કે એ શ્રી કૃષ્ણનું શરીર નાશ થયું પણ એમનો ચૈતન્યાત્માનો નાશ પામતો નથી માટે તે અવિનાશી ગણાયા છે. પણ હે યુધીષ્ટિર અવિનાશી તો સર્વ આત્મા માત્ર છે, કોઇ આત્મા કોઇ કાંરે નાશ પામતો નથી તોપણ તે આત્માને અવિનાશી નામ અપાતું નથી. અવીનાશીતો કોને કેહેવાય કે જે પુદગળ એટલે જે શરીરે જે ચૈતન્ય સદા એકને એક સ્થિતિમાં

રહે તેને અવિનાશી કહેવાય બાકી તો આત્મા માત્ર અવિનાશી છે. પણ મ-
ન તો દેહીનો પણ આવવા પણું થાય છે.માટે તેને અવીનાશી કહેવાય નહી, હે
યુધિષ્ટિર એક દેહમાંથી બીજા દેહમાં પ્રવેશવું એજ ચળીતપણું છે, તેથી તેને
અચળ કહેવાય નહી અને જે અવીનાશી પરમાત્મા છે. તેતો અચળ છે, જેનો
કાંઇ અંશ પણ ચળીત થાય નહી તેનેજ અચળ કેહેવાય, અખંડ એટલે જેનો
સત્ય સ્વરૂપમાં કોઈ પ્રકારે ખંડીત થાય નહી નામ અખંડ કહેવાય, માટે પરમાત્મા
વીના કોઈ પણ અવીનાશી અચળ કે અખંડ છેજ નહી. જેનો કોઇ રીતે આવુ-
રભાવ તીરો ભાવ થતો નથી તેજ અવીનાસી પરમાત્મા છે. બાકી સરવ વીશ્વ
ક્ષર છે ને વીશ્વપતી જે માયા વશીષ્ટ બ્રહ્મ તે અક્ષર છે; તો પણ તેમનો આ-
વુરભાવ તીરો ભાવ થાય છે તેથી તે અક્ષર ખરા પણ અક્ષરા તીત નહી,
અક્ષરાં તીત તો પરમાત્માજછે.તેને જે જ્ઞાનવાન પુરૂશો ઓળખે છે એટલે જાણે
છે ને તેને જાણીને તેમાંજ વ્રતી મતી સ્થીત કરે છે તેજ તે પદને પામી અવીનાશી
થાય છે. અને તેનુ નામ મોક્ષ થયો કહેવાય છે. અજ્ઞાની જનો જે વીવેકને સમ-
જતા નથી તે ક્ષર અક્ષર અને અક્ષરા તીતનો વીવેક સમજતા નથી ને અડદ
મગ મઠ સરવ ભેગું ભરડે છે. તેથી કરીને જગતના જીવો અધોગતીને પામેછે,
હે રાજા યુધિષ્ટર આ સરવ મોક્ષ મારગની તમને વારતા કહી હવે તમે તમારા
અધિષ્ટાને પધારો. તવ યુધીષ્ટીર પોતાના અધીષ્ટાનમાં પુર્ણ ધ્યાન વ્રત્તીયે કરીને
મળી ગયાં. હે જનમેજય રાજા એ રીતે ભારથ કથા અરાઢે પર્વ તને પુરણ રીતે
સંભળાવી, તેથી તાહારી હરાઢે બ્રહ્મહત્યા નીવારણ થઇ અને જે જે શ્રોતા જન
શ્રવણ કરી અથવા વાંચી તેના પણ ભુલે ચુકે થયેલાં પાપ નીવારણ થઇ ગયાં,
એટલું કેહેતામાં કાળા તથા કાળી ગાય તથા કાળો પડદાએ સ્વેત થઇ ગયા.

# વિશ્રામ સમાપ્ત.

ભારથ ગદ્ય કથા કહી, શ્રોતા જનને માટ; વાણી વલ્લભ વ્યાસની, ખટ રસની પુરપાટ.
રાજનગર રાયપુરમાં છે વલ્લભ વિસરામ; સમાગમ કરશે સજ્જનો જય જય શ્રી ઘનશામ.



